॥ श्रीकृष्णाय नमः ॥
॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

श्रीमदखण्डभूमण्डलाचार्यवर्यश्रीमद्वल्लभाचार्यविरचितं

शुद्धाद्वैतप्रतिपादनपरं

# श्रीमद्ब्रह्मसूत्राणुभाष्यम्

(भा. २ जो. अ. ३–४)



गुर्जरगिरानुवादः—

શ્રીનાથદ્વારાધિપ તિલકાયિતશ્રી ગોવર્ધનલાલજીમહારાજશ્રી તથા
ચિ. આયુષ્યમાન શ્રીદામોદરલાલજીબાવા સાહેબના
ખાસ ઉત્તેજનથી

અનુવાદક તથા પ્રકાશક

જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ.

( મંત્રી, શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા અમદાવાદ. )

મૂલ્ય રૂ. ૩-૦-૦ પોસ્ટેજ જુદું

આવૃત્તિ ૧ લી. | પ્રત ૧૦૦૦.





શ્રીવલ્લભાબ્દ ૪૫૦. | શ્રીવિક્રમાબ્દ ૧૯૮૫.



આ પુસ્તકના 'શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત'વાળો લેખ અને છેલ્લા બે ફર્મા વસંત
મુદ્રણાલય અમદાવાદમાં છપાયા છે. બાકીના તમામ ભાગનું મુદ્રણ
" ઉત્કૃષ્ટ મુદ્રણાલય " ફર્નાન્ડીઝ બ્રિજ રીચીરોડ—**અમદાવાદ.**
માં પુરુષોત્તમ શંકરદાસ પટેલે કર્યું છે.

## ॥ श्रीमद्विठ्ठलनाथजी–श्रीगुसांईजी ॥



प्रा. सं. १५७२ (व्रज) पौष कृष्ण ९

सायंकुञ्जालयस्थासनमुपविलसत्स्वर्णपात्रं सुधौतं
राजद्यज्ञोपवीतंपरिहितसुवसनं गौरमम्भोज वक्त्रम् ।
प्राणानायम्य नासापुटनिहितकरं कर्णराजद्विमुक्तं
वन्देऽर्धोन्मीलिताक्षं मृगमदतिलकं विट्ठलेशं सुकेशम् ॥१॥

# આભાર દર્શન

**શ્રીઅણુભાષ્યના** ગુજરાતી અનુવાદના આ બીજા અને છેલ્લા ભાગના પુસ્તકમાં જે ભાઇઓ તરફથી તન, મન તથા ધનથી મને મદદ મળી છે તે સર્વેની નોંધ લેતાં મને અત્યન્ત હર્ષ થાય છે. પુષ્ટિ સંપ્રદાયના અનુયાયીઓ તરફ જન સમાજ તરફથી વારંવાર એવો આક્ષેપ કરવામાં આવે છે કે તેઓ સાહિત્ય તરફ અનભિરુચિવાળા છે, પણ તે આક્ષેપ અહિઆં પ્રકટ કરવામાં આવનાર ઉપકારની નોંધથી ખાસ આ ગ્રંથની બાબતમાં ખોટો પડે છે.

આ બીજા ભાગને પ્રકટ કરવામાં જો કોઇ તરફથી મહદુપકાર થયો હોય તો તે **શ્રીનાથદ્વારાધિપ શ્રીમદ્ગોસ્વામિકુલ કૌસ્તુભ તિલકાયિતશ્રી શ્રીગોવર્ધનલાલજી મહારાજશ્રી તથા પૂજ્યપાદ આયુષ્યમાન્ શ્રીદામોદરલાલ બાવાસાહેબ** તરફથી છે. ગયા વર્ષમાં જ્યારે **શ્રીદામોદરલાલજીનું** ગુજરાતમાં પધારવું થયું ત્યારે તેઓશ્રીએ **અમદાવાદમાં** કેટલાક દિવસ સ્થિતિ કરી હતી. આ સ્થિતિ દરમ્યાન અત્રેની શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા તરફથી રાખવામાં આવેલ તેઓશ્રીનાં વ્યાખ્યાનોનો પ્રભાવ શ્રોતૃવર્ગમાં એટલો બધો પડયો હતો, કે તે શ્રવણ કરવાને હઝારોની સંખ્યામાં વૈષ્ણવો તથા વૈષ્ણવેતરો આવતા. **શ્રીદામોદરલાલજીની** વ્યાખ્યાન સભાઓ એટલે માનવસાગરો. આ સાગરોમાં માનવ હૃદયો ઉર્મિ માળાની માફક અપૂર્વ ઉત્સાહથી હિલોળે ચડતાં. **શ્રીદામોદરલાલજીનાં** વ્યાખ્યાનો એટલે ભક્તિરસના ખજાના. તે રસના ઘુટડાનું વૈષ્ણવ હૃદયો ચાતકની માફક પાન કરે જાય તો પણ તે ધરાય નહિ. તેમ તેથી તેમને કોઇપણ વિક્રિયા ન થાય. ઉલટું તેના પાનની ઇચ્છા વિશેષ ઉત્કટ બને. **શ્રીદામોદરલાલજીની** વાણી એટલે રસિકતા, કોમળતા, અને સરળતાની માનસમૂર્તિ. સંગેમરમરની મૂર્તિની માફક તે સર્વાંગ સુન્દર અને સ્વચ્છ. જે હૃદયમાં તેનો સ્પર્શ થાય તે તેની આર્દ્રતાથી ભીંજાયા વગર રહેજ નહિ. કેવલ ભાવથી નીતરતીજ તે વાણી. આ વાણીએ આખા રાજનગરને એકદમ મુગ્ધ કરી દીધું હતું. તે વાણી વૈખરી નહોતી પણ અખિલ ભૂમણ્ડલાચાર્ય **શ્રીવલ્લભાચાર્યજીની** સુબોધિનીની હતી, એટલે તેની સરસતા, ભાવમયતા અને હૃદયંગમતા વિષે કહેવાનું જ શું હોય? આથી શિક્ષિત, અશિક્ષિત, સુધારક કે જુના વિચારના, પંડિત કે સામાન્યવર્ગ, બાળક તથા વૃદ્ધ સર્વ તેમનાં વ્યાખ્યાનો શ્રવણ કરવાને આકર્ષાતા હતા. વળી તેઓશ્રીનો વિનય તો અજબ. સભ્યજનને તો પોતે વિનયની મૂર્તિ જણાતી. હું જ્યારે આ વ્યાખ્યાનો શ્રવણ કરતો ત્યારે એક કવિએ રાજાના પ્રતિ કહેલા નીચેના શ્લોકનું મારા હૃદયમાં સ્મરણ કરતો.

कुलममलिनं भद्रा मूर्तिर्मतिः श्रुतिशालिनी
भुजबलमलं स्फीता लक्ष्मीः प्रभुत्वमखण्डितम् ।
प्रकृतिसुभगा ह्येते भावा अमीभिरयं जनो
व्रजति सुतरां दर्पं राजंस्त एव तवाङ्कुशाः ।

અમલિનકુલ, કલ્યાણકારી દેહમૂર્તિ, શ્રુતિશાલી મતિ, પૂર્ણભુજબલ, પુષ્કળ લક્ષ્મી, અખંડિત પ્રભુત્વ, પ્રકૃતિથી સુભગભાવોએ સર્વથી શ્લોકમાં કહ્યા પ્રમાણે સામાન્ય પુરુષ ગર્વિષ્ઠ થઇ જાય છે; પણ તેના સમુચ્ચયથી તે રાજા કદી પણ ફુલાતો નહિ. **શ્રીદામોદરલાલજીમાં** ઉપર જણાવેલા તમામ ગુણોનો સમુચ્ચય હોવા છતાં તેઓ વિનયથી શોભે છે એમ કોઇપણ વ્યક્તિના મન ઉપર તેઓશ્રીને માટે છાપ પડયા વગર રહે જ નહિ. તેઓશ્રીના એક વ્યાખ્યાનના પ્રસંગે મેં વૈષ્ણવોની સભામાં અણુભાષ્યના ભાગ ૨ જાના મુદ્રણ માટે અપીલ કરી હતી. તે અપીલને **શ્રીદામોદરલાલજીએ** સત્કારી અને પછી પોતે **સભાજનોને તે વિષે સહાય આપવાને આજ્ઞા કરી.** આપશ્રીની આજ્ઞાની અસર એ થઇ કે તે સમયે જાણે

શ્રીનાપાદપમાંથી ફૂલો નીચે ગરતાં ન હોય તેમ એક પછી એક સંભાવિત ગૃહસ્થોએ ગ્રંથની મુદ્રણ માટે આવશ્યક રકમ આપવાની ઇચ્છા દર્શાવી. શ્રીદામોદરલાલજીએ ખુદ પોતાના તરફથી રૂા. ૫૦૧) ની મદદ જાહેર કરી. ખરેખર જો શ્રીદામોદરલાલજીએ આ કાર્યમાં ઉત્સાહ ન દર્શાવ્યો હોત તો જેટલી ઝડપથી આ ગ્રંથ બહાર પડે છે તેટલી ઝડપથી કદીપણ બહાર ન પડત. આથી આ ગ્રંથ પ્રકટ થવામાં શ્રીદામોદરલાલજીનો ઉપકાર એટલો બધો છે કે તેને માટે હું શબ્દોથી તે વ્યક્ત કરી શકું તેમ નથી. અણુભાષ્ય જેવો ગ્રંથ વૈષ્ણવોની સંસ્થા તરફથી જ પ્રકટ થવો જોઇએ. ગવર્નમેન્ટ કે બીજી કોઇપણ સંસ્થા એ પુસ્તકને પ્રકટ કરવાનું પ્રથમ માન લે તો તે સંપ્રદાયના ગૌરવને હાનિ કરનાર છે એમ હું માનું છું. ખરેખર આ અણુભાષ્યનું ભાષાન્તર વૈષ્ણવ આચાર્યશ્રી તથા વૈષ્ણવ ધનાઢયોના સહકારથીજ પ્રથમ પ્રકટ થાય છે. તેથી ખરેખર સંપ્રદાયને ગર્વ લેવા જેવું છે આ માટે શ્રીમદ્ શ્રીગોકુલનાથજી મહારાજશ્રી તથા તિલકાયતશ્રી શ્રીગોવર્ધનલાલજી મહારાજશ્રી તેમજ શ્રીદામોદરલાલજીની વૈષ્ણવ સૃષ્ટિ ખરેખર ઉપકૃત છે.

આ ગ્રંથમાં નીચેના ગૃહસ્થોએ પણ પોતાના તરફથી સાહાય્ય આપી છે.

૧૦૧ **શેઠશ્રી બાલાભાઇ દામોદરદાસ** (અમદાવાદ). શેઠશ્રી બાલાભાઇ દામોદરદાસ તે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાના પ્રમુખ છે. તેઓ સંપ્રદાયના સાહિત્યના ખાસ રસિક છે. એટલુંજ નહિ પણ સંપ્રદાયની તમામ સેવાદિ પ્રણાલિકામાંજ પોતાના જીવનનો ઘણોખરો સમય વ્યતીત કરે છે. અમદાવાદમાં શ્રીનટવરલાલજીના મંદિર બંધાવવાના કામમાં આગળ પડતો ભાગ પણ તેમણે લીધેલો છે.

૧૦૧ **શેઠશ્રી અમૃતલાલ દામોદરદાસભાઇ**. આ શેઠશ્રી હમણાંજ ગોલોકવાસી થયા છે. તેઓપણ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાના આશ્રય દાતા છે દરવર્ષે તેઓ તરફથી આ સંસ્થાને સામાન્ય ખર્ચ પેટે સારી રકમ મળતી જાય છે. તેમના તરફથીજ પ્રથમ 'તત્વદીપ નિબંધ' નામના પુસ્તકનું મુદ્રણ વૈષ્ણવ મહાસભા તરફથી કરવામાં આવ્યું હતું. તેઓ ધર્માનુરાગી તથા પરોપકારી છે.

૧૦૧ **શેઠશ્રી હરિદાસ અચરતલાલ**. તેઓ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાના ઉપપ્રમુખ છે. તેમના તરફથી વૈષ્ણવ મહાસભાને વાર્ષિક રકમ સામાન્ય ખર્ચ માટે સારી મળે છે. તેમના પિતાશ્રી અચરતલાલભાઇ ચુસ્ત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા. હરિદાસભાઇ પણ પુષ્ટિમાર્ગમાં દૃઢ અનુરાગી છે, અને તેની ઉન્નતિ જોવાને માટે ઉત્સુક છે.

૧૦૧ **શેઠશ્રી ગોવિન્દદાસ માણેકલાલ** તેઓ શ્રીવૈષ્ણવ મહાસભાના આશ્રય દાતા છે અને દરવર્ષે તેના સામાન્ય ખર્ચ માટે સારી રકમ આપે છે. તેમનું નામ વૈષ્ણવોમાં સર્વત્ર જાણીતું છે. તિલકાયતશ્રી અમદાવાદમાં પધારે છે ત્યારે તેમના બંગલે બિરાજે છે.

૧૦૧ **શેઠશ્રી બાલાભાઈ ગીરધરલાલ** તેઓ પણ દૃઢપુષ્ટિમાર્ગીય અનુયાયી છે; તથા માર્ગીય સાહિત્યમાં સારો રસ લે છે. તેમના તથા તેમના બંધુ **ચીમનલાલ ઝવેરલક્ષ્મીચંદવાળા** તરફથી શ્રીમથુરેશજીના પ્રાકટયની વાર્તા છપાવવામાં આવી હતી. તેમ મારા તરફથી પ્રકટ થયેલ શ્રી સુબોધિની તામસફલ પ્રકરણ ભા. ૩ માં રૂ. ૧૨૫ તેમણે આપ્યા હતા.

૧૦૧ ભગવદ્ધર્મ પરાયણ **એમ. ટી. અડાલજા** મુ. જલગાંવ. તેઓશ્રીએ મારા તરફથી પ્રકટ થયેલ 'રસેશ શ્રીકૃષ્ણ' વાંચીને તે પુસ્તકના બીજા ભાગ માટે રૂા. ૧૦૧) નો ચેક મારા ઉપર મોકલવાને લખ્યું પણ અણુભાષ્યના આ ભાગ માટે મદદની જરૂર હોવાથી તેમણે ઘણીજ ખુશીથી તે રકમ આ કાર્યમાં લેવાની હા પાડી છે. તેઓ શ્રીકૃષ્ણ ભક્તિના ખાસ રસિયા છે, અને સાહિત્ય ઉપર ઘણોજ પ્રેમ ધરાવે છે.

+૧૦૧ **શેઠશ્રી ધનજીભાઇ મૂળજીભાઇ** ઠાકર-મુંબઇ. તેઓશ્રી તરફથી આ પુસ્તકના પ્રથમ ભાગ માટે રૂ. ૪૦૦



श्रीमदखण्डभूमण्डलाचार्य जगद्गुरु श्रीवल्लभार्यचरणप्रधानपीठाधीश्वर कृपापीयूषपारावार

विद्याविलासि-गोस्वामिकुलतिलकायित-

**गोस्वामी श्री १०८ श्रीगोवर्धनलालजी महाराज, श्रीनाथद्वारा.**

[illegible] અમદાવાદ.



विद्वद्रत्न श्रीमद् गोस्वामी श्री गोकुलनाथजी महाराजश्री (मुंबाई)

ફીનીક્ષ પ્રો. વર્કસ, અમદાવાદ.

ની મદદ કરવામાં આવી હતી. આ ભાગ માટે મેં એમને વિનતિ કરી કે તુર્તજ તેમણે મારી વિનતિનો સ્વીકાર કર્યો અને રૂા. ૧૦૧) નાં પુસ્તકો લેવાની ઇચ્છા દર્શાવી.

+૧૦૧ **સ્વ. હરજીવનદાસ પુરૂષોત્તમદાસના** ટ્રસ્ટફંડના ત્રસ્ટીઓ દિવાન બહાદુર **હરિભાઇ દેસાઇભાઇ** તથા શેઠ મોતીલાલ ગોવિંદલાલ શાહ. આ બન્ને ગૃહસ્થો તરફથી મારા તરફથી પ્રકટ થયેલ સુબોધિનીના દરેક ભાગમાં રૂ. ૧૦૧ ની મદદ કરવામાં આવી હતી. તેમજ અણુભાષ્યના ભા ૧ માં તેટલી મદદ તેમણે કરી હતી. આ ભાગ બીજા માટે મેં તેમને અરજી કરી છે, હું આશા રાખું છું કે તે મદદ (પુસ્તકો લેવાની શરતે) આ કાર્યમાં કરવામાં આવશે

૭૫ **દેસાઇ જસભાઇ જીજીભાઇ** મુ. સાવલી. મને અણુભાષ્ય ભાષાન્તરમાં પ્રથમ પ્રોત્સાહિત કરનાર તે આ વૈષ્ણવ ગૃહસ્થ છે. તેઓ સંપ્રદાયના તમામ પ્રકારના સાહિત્યનો સંગ્રહ કરે છે. એટલુંજ નહિ પણ તેનો અભ્યાસ પણ કરે છે. અને પોતાનાથી બની શકે તેટલા સાહિત્યની પ્રવૃત્તિમાં ઉત્તેજન આપે છે. આ પુસ્તકના પ્રથમ ભાગમાં તેમણે રૂ. ૭૫ આપ્યા હતા અને આ ભાગમાં પણ રૂ. ૭૫ તેમણે આપ્યા છે.

૫૧ શેઠશ્રી **ચીમનલાલ હરિલાલ નગરીવાળા.** આ શેઠશ્રી વૈષ્ણવ ધર્મની ઉન્નતિના તમામ કાર્યમાં કરે છે. મારા સુબોધિની અનુવાદના કાર્યમાં પણ તેમણે અમુક પુસ્તકો લેઇને ઉત્તેજન આપ્યું હતું.

૬૦૧ **પરમભગવદીય કારાભાઇ મુળજીભાઇએ** પ્રથમ ભાગમાં રૂ. ૭૫૧) ની રકમ શ્રીમદ્ગોસ્વામીશ્રી ગોકુલનાથજી મહારાજશ્રીની આજ્ઞાથી વૈષ્ણવ પરિષદ્‌ના મંત્રી રા. **ત્રિકમદાસ ચકુભાઇ** દ્વારા મોકલાવી હતી, અને તેથી પ્રથમ ભાગમાં તે રકમ ઘણીજ કિમતી થઇ પડી હતી. આ ભાગ માટે તેવીજ રીતે રૂ. ૬૦૧) ની રકમ પ્રથમ ભાગની માફક પુસ્તકો આપવાની શરતે આપવામાં આવશે એવું રા. ત્રિકમદાસ ચકુભાઇએ આ માટે પત્રથી મને જણાવ્યું છે. **શ્રીગોકુલનાથજી મહારાજશ્રી** તથા પરમભગવદીય **કારાભાઇ** તથા રા. **ત્રિકમદાસ** ચકુભાઇના અમે ખાસ ઉપકૃત છીએ.

૧૦૧) **સ્વ. બહુબાઇના ટ્રસ્ટીઓ** બહુબાઇના ટ્રસ્ટીઓ તરફથી પણ પુસ્તકો લેવાની શરતે ઉપરની રકમ આપવામાં આવશે એવું રા. ત્રિકમદાસ ચકુભાઇ તરફથી જણાવવામાં આવ્યું છે. આ માટે તે ટ્રસ્ટીઓને તથા રા. ત્રિકમદાસનો હુ આભાર માનું છું.

આ ઉપરાંત નીચેના ગૃહસ્થો તરફથી નીચે પ્રમાણે રકમ પણ મળી છે.

| | | | |
|---|---|---|---|
| | ૨૫ | ભાટીઆ. ત્રિકમલાલ ગોવિંદલાલ | અમદાવાદ |
| | ૨૫ | રા. મંગળદાસ જેઠાલાલ | અમદાવાદ |
| | ૨૫ | બાઇ સાકર દલપતરામ હિરાચંદની વિધવા | ,, |
| | ૨૫ | રા. કેશવલાલ અમૃતલાલ | ,, |
| | ૨૫ | રા. માણેકલાલ ગીરધરલાલ શ્રોફ | ,, |
| | ૨૫ | રા બાપાલાલ પુરુષોત્તમદાસ | ,, |
| + | ૨૫ | મહેતા. નરોત્તમદાસ ચુનીલાલ | ,, |
| + | ૨૫ | શેઠ. નાનશા મનસુખલાલ | ,, |
| + | ૨૫ | આત્મારામ અચરતલાલ દલાલ | ,, |
| | ૧૫ | રા. હરિલાલ વિઠ્ઠલદાસ શાહ | ,, |
| | ૧૫ | બાઇ અમૃત મોતી ગોવિંદની દીકરી | ,, |
| | ૧૫ | રા. ચંદુલાલ છોટલાલ મહેતા. | ,, |
| | ૧૫ | રા. હરિલાલ કરસનદાસ | ,, |
| | ૧૫ | શા. કેશવલાલ કાળીદાસ શાકરીઆ | ,, |
| | ૧૫ | રા. ચુનીલાલ બલાખીદાસ | ,, |

૧૧ શા. નાનાલાલ જેકિસનદાસ ,,
૧૧ રા. ભોગીલાલ બ્રધર્સ રીચીરોડ ,,
૧૧ રા. મણિલાલ દલપતરામ જાન્સન ,,
૧૦ બાઇ ઉજમ હિરાચંદ પીતાંબરની દીકરી ,,
\+ ૧૧ છગનલાલ નાનશા કોઠારીપાળ ,,
\+ ૧૦ મીસ્ત્રી માધવજી આંબાજી–રાજકોટ
\+ ૧૦ માસ્તર સાંકળચંદ મોતીલાલ પટવાશેરી–અમદાવાદ
\+ ૧૦ પ્રાણજીવન ચુનીલાલ ચોકસી વેરાઇપાડો ,,

ધનથી મદદ કરનારનો ઉપકાર માન્યા પછી, મનથી મને મદદ કરનાર ભાઇઓનો પણ ઉપકાર જો ન માનું તો હું ખરેખર કૃતઘ્ની ગણાઉં. પ્રથમ તો મારા મિત્ર પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ. એમ. એ નો મારે ખાસ ઉપકાર માનવો જોઇએ. ભાષ્યનું કામ એકલા હાથે ઉકેલવું એ ઘણું કઠિન અને મુશ્કેલ છે. છતાં મને એમ લાગ્યું કે સંપ્રદાયમાં અંતઃકરણ પૂર્વક મારા આ કાર્યમાં મદદ કરનાર કોઇજ નથી. ઉલટું કેટલાક આ કાર્યને તોડી નાખનાર પણ છે. આથી બધું કામ મારે એકલે હાથેજ કરવું પડયું છે. આમ છતાં જે કંઇ થોડી અગર ઘણી મારા મિત્રો તરફથી મદદ મળી છે, તેમને હું કેમ ભૂલી શકું ? ભાષ્યના ગુણોપસંહાર પાદમાં મને એક બે શંકાઓ પડતાં તેનું સમાધાન મારા મિત્ર પ્રો. ગોવિન્દલાલ તથા વે. શા. સં. મીમાંસક શાસ્ત્રી હરિશંકર દ્વારા મને મળ્યું હતું. ભાઇ ગોવિન્દલાલે મોકલાવેલો ઉત્તર મેં ફુટનોટમાં એમના નામથી છાપ્યો છે. તેજ પ્રમાણે મીમાંસાની પરિભાષાના ખુલાસા માગતાં સન્મિત્ર હરિશંકરે મોકલાવેલા તે પણ ત્યાંજ છાપ્યા છે. શાસ્ત્રી હરિશંકરે તો પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત વિષેનો એક વિસ્તૃત પ્રસ્તાવનાનો લેખ મોકલાવીને પણ મને ઉપકૃત કર્યો છે. તેમનો આ લેખ માંદગીના બિછાનામાંથી લખાએલો હોઇ ભગવત્પ્રેરણાથીજ લખાયલો હું માનું છું. આ ઉપરાંત પ્રો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ. રા. નાનુભાઇ નારણદાસ ગાંધી એમ. એ. એલ. એલ. બી ગોલોકવાસી ભાઇ મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાળા બી. એ. એલ. એલ. બી; અભયકુમાર ગુહા એમ. એ. પી. એચ. ડી; પ્રીન્સીપાલ આનંદશંકરભાઇ બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ એલ. બી; સ્વ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. તથા રા. છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી; શ્રીધરપાઠક વગેરે લેખકોના લેખો તથા કૃતિઓમાંથી જરૂર જણાતાં ઉલ્લેખો કર્યા છે અગર અવતરણો લીધાં છે. ટિપ્પણ વિભાગમાં શાંકરભાષ્ય અને રામાનુજ ભાષ્યનાં સૂત્રોના અર્થ શાસ્ત્રી છોટાલાલ ચંદ્રશંકર તથા પ્રી. આનંદશંકર બાપુભાઇ ધ્રુવના અનુવાદ પ્રમાણે આપ્યા છે. આથી તેમનો પણ હું ઉપકાર માની લેવું છું.

આ ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના આસીસ્ટન્ટ સેક્રેટરી અને બુદ્ધિપ્રકાશના તંત્રી રા. **હિરાલાલ ત્રિભોવનદાસ** પારેખ બી. એ. તરફથી પણ મને આ ગ્રંથના કાર્યમાં સારો ઉત્સાહ મળ્યો છે. રા. હિરાલાલભાઇએ પ્રથમ ભાગ પ્રકટ થતાં તેની ખાસ સમાલોચના તેમના બાહોશ તંત્રિત્વ નીચે પ્રકટ થતા "બુદ્ધિપ્રકાશ" માસિકમાં લેઇને તે ગ્રંથને ગુજરાતના સાક્ષરોની ધ્યાનમાં આણ્યો એટલુંજ નહિ પણ સોસાઇટી તરફથી તેની ૧૬ નકલો પણ લીધી હતી. વર્નાક્યૂલર સોસાઇટીના પ્રમુખ તથા કાર્યવાહક સભ્યો આ રીતે કોઇપણ જાતના ભેદ સિવાય તમામ પ્રકારની શુદ્ધ સાહિત્યની પ્રવૃત્તિને ઉત્તેજન આપીને લેખકોને તેમનાથી બની શકે તેટલું સાહાય્ય અને પ્રોત્સાહન આપે છે તે ખરેખર પ્રશંસનીય છે. ગુજરાતની બીજી સંસ્થાઓએ આ ઉદારતા શીખવાની ખાસ જરૂર છે. રા. **હિરાલાલ-ભાઇની** મારે માટે અંગત મમતા તથા માયાળુતા માટે તેમનો આભાર માનવાને મારી પાસે શબ્દો નથી.

---

ઉપર પ્રમાણે આ કાર્યમાં જે ગૃહસ્થોએ આર્થિક સાહાય્ય આપી છે તે તમામનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. આ રકમના બદલામાં તે તમામ ગૃહસ્થોને પુસ્તકો મોકલવામાં આવનાર છે.

\+ આ નિશાનીવાળા ગૃહસ્થ તરફથી રકમ હજુ વસુલ થઇ નથી. પણ આશા છે કે તે મળી જશે.

આ ઉપરાંત શાસ્ત્રીજી વસંતરામભાઇ તરફથી તિલકાયિત શ્રીગોવર્ધનલાલજી. શ્રીદામોદરલાલજી શ્રીપુરુષોત્તમજી, શ્રીગોકુલનાથજી મહારાજ તથા શ્રીઅનિરુદ્ધલાલજીના બ્લોકો મને મળ્યા છે. તથા સુરતીસ્થ શાસ્ત્રી ચીમનલાલ તરફથી શ્રીવ્રજરત્નલાલનો, ભાઇ દ્વારકાદાસ તથા ભાઇ તેલીવાળાના સન્મિત્રો તરફથી ભાઇ તેલીવાલાનો, તેમજ રા. ત્રિકમલાલ ચકુભાઇ તરફથી ઠા. કારાભાઇના બ્લોક મળવા બદલ, તથા ભાઇ કિસનદાસ પુરુષોત્તમદાસ સુગન્ધીનો પણ આભાર માનું છું. આ ગ્રંથમાં ખાસ આશ્રય આપનાર ગૃહસ્થોના ફોટા લેવાનો ઇરાદો હતો, પણ તમામના બ્લોકો નહિ મળવાના કારણથી તે વિચાર મુલતવી રાખ્યો છે.

ઉપર પ્રમાણે તમામ સહાયકોનો હું હૃદય પૂર્વક આભાર માનું છું. સ્નેહીઓ તથા મિત્રોનો આભાર હોયજ નહિ એ વાત ખરી છે. અને મિત્રનો આભાર માનવો એ એક પ્રકારની ભાટાઇ ગણાય છે છતાં શિષ્ટાચારને અવલંબીને પણ આભાર માનવો એ ઇષ્ટ છે. તોપણ સ્નેહીઓના સ્નેહનાં કેટલાં સંભારણાં અહિંઆં કરૂં ? અને તે સંભારણાંથી ઋણ કદી પણ અદા થાય છે ?

પરમ કૃપાળુ આનન્દઘન રસેશ પરમાત્માની કૃપાથી અને અખિલ ભૂમણ્ડલાચાર્ય શ્રીવલ્લભાધીશની પ્રેરણાથી આ મહાન્ પ્રયત્નનો આરંભ આજથી બે વર્ષ પૂર્વે જે મેં કરેલો તે આજે પૂર્ણ થાય છે આ પ્રયત્નમાં ત્રુટિઓ ઘણી રહી છે એમ હું જાણું છું. ભાષાંતર કેટલેક સ્થળે કિલષ્ટ છે પણ ભાષ્યકારની મૂળભાષામાં કોઇપણ ફેરફાર નહિ કરવાના હેતુથી મેં તેમાં બહુ છૂટ લીધી નથી. અલબત જો છૂટથી ભાષાંતર કર્યું હોય તો ભાષાંતરનો અર્થ વિશદ થાત પણ તેથી મૂળ ભાષાનું સ્વરૂપ પલટાઇ જાત—મૂળ ભાષાની પ્રકૃતિમાં વિકૃતિ પ્રવેશતાં તેનો જોસ નષ્ટ ન થાય તેટલા માટે ભાષાંતર મૂળને અનુસરતું જ રાખ્યું છે. છતાં મૂળભાષાની કઠિનતા દૂર કરવાને ફુટનોટ પુષ્કળ પ્રમાણમાં આપી છે તથા ખાસ વિવેચનની પદ્ધતિ મેં યોજી છે. આથી સામાન્ય રીતે તત્ત્વ જ્ઞાનના જીજ્ઞાસુ વર્ગને અસંતોષ થવાનું કારણ નથી. પ્રથમ ભાગમાં તુલનાત્મક નોંધ આપી શક્યો નહોતો પણ આ ભાગમાં તુલનાત્મક નોંધ આપવામાં આવી છે, તમામ ભાષ્યકારોના સૂત્રાર્થો સાથે તો નહિ પણ ખાસ શાંકર ભાષ્ય અને રામાનુજ ભાષ્યનાં સૂત્રાર્થો આ ભાગમાં સરખાવ્યા છે. આ ઉપરાંત દરેક સૂત્રના પદોના છૂટા છૂટા અર્થો આપવાની મેટર સાથે તૈયાર કરી હતી પણ પુસ્તકનું વૉલ્યૂમ વધી જવાથી તેને જૂદા પુસ્તકના આકારમાં સૂત્રો સહિત પ્રકટ કરવામાં આવશે. આ ગ્રંથની ખાસ વિશિષ્ટતા પ્રસ્તાવનાના બે લેખો છે. હું ખાત્રીથી માનું છું કે પ્રસ્તાવનાના બે લેખો "શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત" તથા "પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત" એ બે વાંચવાથી બ્રહ્મ સૂત્રનું હાર્દ વાચકને સ્પષ્ટ થશે. અને તેથી તેમને અન્ય અડચણો હોવા છતાં પણ નિરાશ થવું પડશે નહિ. પ્રસ્તાવનાના બે લેખોમાં કદાચ વિચારનું સામ્ય આવશે પણ તે બે લેખો બે જૂદા જૂદા લેખકોના લખેલા છે એટલે તેમાં ફેરફાર કર્યો નથી. 'શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત' પ્રકટ થયા પછી 'પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત' નામનો લેખ લેખકે અત્યન્ત પરિશ્રમપૂર્વક અને તે વળી તેમની માંદગીની પથારીમાંથી લખીને મોકલ્યો હતો અને, તેમાં જો કે પ્રથમના લેખના વિષયની પુનરુક્તિ થાય છે છતાં તે લેખ ખાસ મનનીય અને ઘણોજ સારો છે. આ ભાગનું શુદ્ધિપત્રક આપી શક્યો નથી. પણ ભા. ૧ લા નું થોડું ઘણું આપ્યું છે.

વહાલા વાચક ? આજે મારા બે વર્ષના પરિશ્રમની સમાપ્તિ થાય છે. અત્યારે તો આટલાથી મારી સેવા અટકે છે. ભગવદિચ્છા હશે તો ભવિષ્યમાં મારા આ પ્રયત્નમાં ઘણી કસરો હશે પણ તમારી ઉદારતાથી તે નભાવી લેશો. ભવિષ્યમાં આ ગ્રંથ કોઇને માર્ગદર્શક થઇ પડે તો હું મારા પ્રયત્નની સફળતા સમજીશ.

મહા વદ. ૭ ૧૯૮૫
( શ્રીનાથજી પ્રાકટ્યોત્સવ )
અમદાવાદ.

જેઠાલાલ ગો. શાહના
ભગવત્સ્મરણ



जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् ।
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा ।
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥१॥

नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ।
रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः ॥२॥

सर्गादौ स्वमतं समस्य विषये यं ब्रह्मवादं जगौ ।
कौन्तेयोद्धवयोः प्रकाश्य च पुनर्वेदान्तसारं हरिः ॥
तं व्यासाशयगोचरं प्रथयितुं यैर्भाष्यमाभाषितं ।
तानाचार्यवरान्नमामि करुणान् श्रीवल्लभाख्यान् प्रभून् ॥६॥



दशदिगन्तविजयी, पण्डितपुरन्दर, नवलक्षश्लोकमङ्गलात्मकसाहित्यप्रणेता, आचार्येन्द्र महानुभाव

गोस्वामी श्रीपुरुषोत्तमजीमहाराज.

प्राकट्यः—भाद्रपद शुक्ल ११ सं. १७२४

गिरीश पी. वकील, अमदावाद.

# શુદ્ધાદ્વૈત—સિદ્ધાન્ત.

**શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું સાહિત્ય.**

વેદના તત્ત્વજ્ઞાનનું દોહન અને તેમાંથી નીકળેલું સારભૂત નવનીત તે બાદરાયણ વ્યાસનાં બ્રહ્મસૂત્રો છે. આ સૂત્રોમાં સમાયલી તાત્ત્વિક દૃષ્ટિ, જોનારા ભાષ્યકારોના કાચના રંગ પ્રમાણે અદ્વૈત, દ્વૈત, અને દ્વૈતાદ્વૈત રૂપે દેખાઈ, અને તેથી તે તે ભાષ્યકારોએ તદનુસાર ભાષ્યો રચ્યાં છે. અદ્વૈત દૃષ્ટિએ પણ સમુચ્ચયવાદ, કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત અને અવિભાગાદ્વૈત એવાં રૂપો ધારણ કર્યાં છે. અને તે દરેક દૃષ્ટિ ઉપર પ્રકાશ નાખનારૂં પુષ્કળ સાહિત્ય ભારતવર્ષમાં છે. આપણે અહિંઆં 'શુદ્ધાદ્વૈત દૃષ્ટિ'નો વિચાર કરીએ છીએ તેથી, તેના ઉપર પ્રકાશ નાખનાર ઉપયુક્ત સાહિત્ય ઉપરજ નઝર નાખીશું. શુદ્ધાદ્વૈતની દૃષ્ટિનું નિરીક્ષણ કરાવનાર શ્રીવલ્લભાચાર્ય હતા. તેમને બ્રહ્મસૂત્રોના અર્થ વિચારતાં ઔપનિષદ શુદ્ધાદ્વૈતની ઝાંખી થઈ, અને તેને પ્રકટ કરવાને 'અણુભાષ્ય' નામનું ભાષ્ય રચ્યું. આ ભાષ્ય તેઓ સંપૂર્ણ કરી શકેલા નહોતા. તેથી અધૂરૂં રહેલું કાર્ય તેમના આત્મજ શ્રીમદ્ વિઠ્ઠલેશે સંપૂર્ણ કર્યું. શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તને યથાર્થ સ્વરૂપમાં સમજવાને શ્રીમદ્ વલ્લભાચાર્યના અણુભાષ્યને સંપૂર્ણ અવલોકવાં જોઈએ. આ ઉપરાંત તેમણે તત્ત્વદીપનિબંધ તથા શ્રીસુબોધિનીમાં છૂટક છૂટક સ્થળે આ વિષેના વિચારો દર્શાવ્યા છે. તેમના આત્મજ શ્રીમદ્વિઠ્ઠલેશે વિદ્વન્મંડલમાં ઘણીજ વિદ્વતાથી માયાવાદનું ખણ્ડન કરીને શુદ્ધાદ્વૈતને સમજાવ્યો છે. ત્યારપછી અણુભાષ્ય, તત્ત્વદીપ નિબંધ તથા વિદ્વન્મંડનમાંના શુદ્ધાદ્વૈત મત ઉપર વિસ્તૃત પ્રકાશ નાખનાર ટીકાઓ શ્રીપુરુષોત્તમજી, યોગિ ગોપેશ્વરજી, શ્રીગિરિધરજી, લાલુભટ્ટજી, ઇચ્છારામ ભટ્ટજી, રામકૃષ્ણ ભટ્ટજી વગેરેએ રચી છે; અને શ્રીગિરિધરજીએ "શુદ્ધાદ્વૈત માર્તણ્ડ" નામનો એક લઘુ ગ્રન્થ રચ્યો છે. તેમજ શ્રી પુરુષોત્તમજીની સ્વતંત્ર કૃતિઓમાં 'પ્રસ્થાન રત્નાકર,' તથા કેટલાક વાદ ગ્રન્થો, શ્રી હરિરાયજીનો 'બ્રહ્મવાદ', તથા ગટ્ટુલાલજીનું 'વેદાન્ત ચિન્તામણિ' તેમ 'પ્રાભંજન મારુત શક્તિ' વગેરે ગ્રન્થો શુદ્ધાદ્વૈતના જીજ્ઞાસુને સારો પ્રકાશ આપી શકે એમ છે. આપણે આ લેખમાં આ તમામ ગ્રન્થો તરફ દૃષ્ટિ નાખી શકીએ એમ નથી. પણ તે બધામાં શુદ્ધાદ્વૈતના કયા સિદ્ધાન્તો મુખ્યતાથી સમજાવ્યા છે તેનું સંક્ષિપ્ત વિહંગાવલોકન માત્ર જ માત્રજ અહિંઆં કરીશું. અહિંઆં શુદ્ધાદ્વૈતની સંપૂર્ણ સમીક્ષા નથી પણ માત્ર વિહંગાવલોકન છે. તે વાત જો વાચક લક્ષ્યમાં લેશે તો આમાં જે કંઈ ન્યૂનતા રહી ગઈ હશે તે તરફ ઉપેક્ષા દાખવશે. આટલા પ્રસ્તાવ પછી હું પ્રથમ 'શુદ્ધાદ્વૈત શબ્દ ઉપર આવીશ.

## 'શુદ્ધાદ્વૈત' શબ્દનો અર્થ.

શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત સમજતા પહેલાં 'શુદ્ધાદ્વૈત' શબ્દનો અર્થ આપણે સમજી લેવો જોઇએ. શુદ્ધાદ્વૈત શબ્દમાં 'શુદ્ધ' અને 'અદ્વૈત' એવા બે શબ્દો છે. જેમ શંકરાચાર્ય પોતાના અદ્વૈત પૂર્વે 'કેવલ' શબ્દ મૂકે છે અને રામાનુજ 'વિશિષ્ટ' મૂકે છે, તેમ અહિંઆં શુદ્ધપદ યોજવામાં આવ્યું છે. આ શુદ્ધ પદ યોજવાનું પ્રયોજન શું હશે? અને અદ્વૈત એટલે શું? આ પ્રશ્ન સ્વાભાવિક રીતે દરેકને થાયજ. આનો ઉત્તર સમજવાને આપણે શુદ્ધાદ્વૈત માર્તણ્ડમાં શ્રીગિરિધરજીએ શુદ્ધાદ્વૈતનું જે લક્ષણ આપ્યું છે તે તપાસીએ.

અદ્વૈતનું લક્ષણ તેઓ નીચે પ્રમાણે આપે છે.

**द्विधाज्ञानं तु यद्यत्स्यान्नामरूपात्मना मुहुः ।**
**ईशजीवात्मना वापि कार्यकारणतोऽथवा ।**
**द्वीतं तदेव द्वैतं स्यादद्वैतं तु ततोन्यथा ।**

**'અદ્વૈતપદનું' લક્ષણ.** અદ્વૈત એટલે દ્વૈતથી વિરુદ્ધ. દ્વૈત એટલે દ્વીત; અને દ્વીત એટલે બે પ્રકારનું જ્ઞાન, એક વસ્તુ બે રૂપે ઓળખાય તે દ્વિધા જ્ઞાન દ્વીત કહેવાય છે. નામ અને રૂપ, ઇશ અને જીવ, તેમ કાર્ય તથા કારણ એમ જે બે પ્રકારનું જ્ઞાન થાય છે તે દ્વીત અથવા દ્વૈત કહેવાય છે, આ દ્વૈતથી-બે પ્રકારના જ્ઞાનથી જે ઉલટું હોય, અર્થાત્ જેમાં બે પ્રકારનું જ્ઞાન નહિ પણ એક પ્રકારનું જ્ઞાન હોય-દ્વૈત જ્ઞાનનો અભાવ હોય તેનું નામ અદ્વૈત.

આ અદ્વૈત પહેલાં શુદ્ધ પદનું પ્રયોજન દર્શાવતાં કહે છે—

**एतन्मते सुनिष्पन्नं सुनिष्पन्नं साङ्कर्यं कार्यकारणे ।**
**तन्निवृत्यर्थमाचार्यैः पदं शुद्धं विशेषितम् ॥**

**'શુદ્ધ' પદનું પ્રયોજન.** કેટલાકો માયાવાદનો આશ્રય લઇને અદ્વૈતને સમજાવે છે. તે મત પ્રમાણે અવિદ્યામાં પડેલું પ્રતિબિંબ જીવ તે કાર્ય છે અને માયામાં પડેલું પ્રતિબિંબ ઇશ્વર તે કારણ છે એમ કહેવામાં આવે છે. આથી ત્યાં અવિદ્યાવચ્છિન્ન ચૈતન્ય તે કાર્ય અને માયાવચ્છિન્ન ચૈતન્ય તે કારણ એવી કલ્પના કરવામાં આવી છે. આ કલ્પનામાં સાંકર્ય છે. પરસ્પર જેનો ધર્મ અત્યન્તાભાવની સાથે રહેતો હોય તેવા બન્ને ધર્મો એક ઠેકાણે રહે તે સંકર કહેવાય. જેમ બ્રાહ્મણત્વનો અત્યન્તાભાવ શૂદ્રમાં હોય છે અને શૂદ્રત્વનો અત્યન્તાભાવ બ્રાહ્મણમાં હોય છે. આ બ્રાહ્મણત્વ અને શૂદ્રત્વ એ બન્ને ધર્મો જો એક સ્થળે રહેતા હોય તો બ્રાહ્મણ તથા શૂદ્ર એ બન્ને વર્ણનું સાંકર્ય કહેવાય. માયાવાદમાં આવા પ્રકારનું સાંકર્ય છે. માયાવચ્છિન્ન ચૈતન્યનો અત્યંતાભાવ અવિદ્યાવચ્છિન્ન ચૈતન્યમાં છે અને બન્ને ચૈતન્યરૂપધર્મોનો અદ્વૈત થતી વખતે એકત્ર સમાવેશ થાય તો તેથી ચૈતન્યનું સાંકર્ય આવે. આ સાંકર્ય દૂર કરવાને માટે અદ્વૈત પહેલાં 'શુદ્ધ' પદ યોજવામાં આવ્યું છે.

આ ‘ શુદ્ધાદ્વૈત ’ શબ્દનો સમાસ બે રીતે કહેવામાં આવે છે. કર્મધારય રીતે તથા ષષ્ઠીતત્પુરુષની રીતિએ.

**शुद्धाद्वैतपदे ज्ञेयः समासः कर्मधारयः**
**अद्वैतं शुद्धयोः प्राहुः षष्ठीतत्पुरुषं बुधाः ॥**

કર્મધારય સમાસ તરીકે शुद्धं च तत अद्वैतम्–શુદ્ધ એવું અદ્વૈત એમ સમાસનો આપણે વિગ્રહ કરવો પડશે. આ રીતે અદ્વૈત ને માટે ‘શુદ્ધ’ વિશેષણ યોજવાથી, અને અદ્વૈત પદમાં સાંકર્યનો અભાવ હોવાથી તે પદની ( શુદ્ધ પદની ) નિષ્પ્રયોજનતા ન થઈ જાય તેટલા માટે આ સમાસને ષષ્ઠી તત્પુરુષ તરીકે સમજાવવામાં આવે છે. અદ્વૈત અહિંઆં શુદ્ધ જ છે, પણ કોઈ તે સામો વાંધો લે કે તમારા અદ્વૈતમાં તમારા કહેવા પ્રમાણે માયાવાદના સાંકર્યનો અભાવજ હોય તો પછી તમારે એ દ્વૈતની પૂર્વે ‘શુદ્ધ ’ વિશેષણ શા માટે મૂકો છો ? આવી શંકાને સ્થાન ન મળે તેટલા માટે તે આખા સમાસને ષષ્ઠી તત્પુરુષથી સમજાવે છે. અર્થાત્ शुद्धयोः अद्वैतं બન્ને શુદ્ધનું અદ્વૈત, અર્થાત્ બ્રહ્મ એજ માયારહિત શુદ્ધ છે એટલુંજ નહિ પણ નામ તથા રૂપ, જીવ અને ઈશ તેમજ કારણ અને કાર્ય તે પ્રમાણે માયા રહિત શુદ્ધ છે. અહિંઆં शुद्धे अद्वैतम् એમ સપ્તમી તત્પુરુષનો સમાસ કેટલાક કરવા જાય છે. પણ તે બરાબર નથી કારણકે શુદ્ધ કહેતાં કારણ તેમાં કાર્યનું અદ્વૈત છે એમ જો આપણે કહીએ તો પછી કાર્યમાં અશુદ્ધપણાનો દોષ આવે, પણ શુદ્ધાદ્વૈતમાં તો કાર્ય પણ કારણની માફક શુદ્ધ છે. તેમ शुद्धेन अद्वैतम् અર્થાત્ શુદ્ધ એવું જે બ્રહ્મ તેની સાથે અદ્વૈત એ રીતે આખા સમાસને તૃતીયા તત્પુરુષમાં લઈએ તો ત્યાં અદ્વૈત કોનું ? એ જાણવાની આકાંક્ષા સહજ થઈ આવે છે. જો ત્યાં આપણે એમ કહીએ કે નામરૂપ જે શુદ્ધ છે તેમનું કારણ સાથે અદ્વૈત છે. તો અહિંઆં કારણ અશુદ્ધ છે એમ અર્થ કરવો પડે. એ શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તથી વિરુદ્ધ છે. જો ત્યાં શુદ્ધ પદ ‘ કાર્ય ’ માટે પ્રયોજીએ અને પછી તેનું અદ્વૈત એમ જો આપણે કહીએ તો ત્યાં પણ કારણમાં અશુદ્ધપણું આવે છે, તેમજ શુદ્ધ પદાર્થોનું અદ્વૈત એમ કહેવાથી પણ ઉપર પ્રમાણેના દોષો આવે છે માટે કર્મધારય અને ષષ્ઠીતત્પુરુષ તરીકેજ તે શબ્દ સમજવો× આ પ્રમાણે શુદ્ધાદ્વૈત શબ્દને સમજાવીને શ્રીગિરિધરજી કહે છે કે

मायासंबंधरहितं शुद्धमित्युच्यते बुधैः । શુદ્ધ શબ્દનો અર્થ માયાના સંબંધથી રહિત એવો થાય છે. અર્થાત્ જેને માયાનો સંબંધ નથી તે શુદ્ધ કહેવાય છે. બ્રહ્મ માયાના સંબંધથી રહિત હોવાથી તે બ્રહ્મનું અદ્વૈત શુદ્ધજ છે એવો આશય જણાવવાને શ્રીવલ્લભાચાર્ય પોતાના અદ્વૈતને શુદ્ધાદ્વૈત પદથી ઓળખાવે છે. શંકરાચાર્ય પોતાના અદ્વૈતને કેવલાદ્વૈત તરીકે ઓળખાવે છે, તે એમ જણાવે છે કે કેવલ બ્રહ્મનુંજ અદ્વૈત છે તે સિવાય જગત્ તથા જીવની પ્રતીતિ મિથ્યા છે. એ મતમાં ભાગ ત્યાગ લક્ષણાથી જીવ બ્રહ્મનું અદ્વૈત દર્શાવવામાં આવે છે. બ્રહ્મ એ વસ્તુ–સત્ય છે અને જીવ એ અવસ્તુ–અસત્ય છે તેથી એક સત્ય અને બીજા અસત્યનો અભેદ તે મત પ્રમાણે સંભવી શકતો નથી. આથી કેવલાદ્વૈત જેનું બીજું નામ માયાવાદ છે તે દ્વૈતવાદ બની જાય છે. સંપૂર્ણ દ્વૈતવાદ નહિ તો પણ ખંડાદ્વૈતવાદતો

× જુઓ વિશેષ અર્થના પ્રકાશ માટે રામકૃષ્ણ ભટ્ટ કૃત ‘ શુદ્ધાદ્વૈત પરિષ્કાર ’.

ખરો. શ્રીવલ્લભાચાર્યનું અદ્વૈત ખંડથી પણ શુદ્ધ છે એમ જણાવવાને પોતે કેવલ પદનો ત્યાગ કરીને શુદ્ધ પદને યોજે છે આ રીતે તેનું શાંકર મતથી વૈલક્ષણ્ય જણાવે છે. રામાનુજના વિશિષ્ઠાદ્વૈતથી પણ તેનું વૈલક્ષણ્ય કેવી રીતે દર્શાવ્યું છે તે આપણે જોઈએ. વિશિષ્ઠાદ્વૈતનો સમાસ **विशिष्टं च विशिष्टं च विशिष्टे विशिष्टयोः अद्वैतं विशिष्टाद्वैतम्** એ રીતે કરવામાં આવ્યો છે. અર્થાત્ સૂક્ષ્મ ચિદચિદ્ વિશિષ્ટ એવું બ્રહ્મ કારણ છે અને સ્થૂલ ચિદચિદ્ વિશિષ્ટ કાર્ય છે, તે બન્નેનું અદ્વૈત છે. અર્થાત્ કારણમાં બ્રહ્મની સાથે ચૈતન્ય અને અચૈતન્ય રહેલ છે, તેમાંથી ચૈતન્યમાંથી જીવ અને અચૈતન્યમાંથી જડ ઉત્પન્ન થાય છે. પાછા લય પણ તેમાંજ પામે છે. આ પ્રકારની તે મતમાં માન્યતા હોવાથી જડ, જીવ તથા તે યુક્ત બ્રહ્મ સદા રહેતા હોવાથી તે અદ્વૈતમાં દૂષણ આવે છે. તેઓ તત્ત્વત્રયને માને છે. ત્યાં અવિશિષ્ઠ અખંડ સત્ ચિત્‌નું અદ્વૈત નથી. ત્યાં જડનો અભેદ જડ સાથે અને ચિત્‌નો ચિત્ સાથેજ છે. પણ શુદ્ધાદ્વૈત મતમાં ને જડમાં પણ ચિદાનંદનો આવિષ્કાર થતાં તે પણ અખંડ બ્રહ્મ છે, અને ચિત્‌માં આનંદાંશનો આવિર્ભાવ થતાં તે પણ અખંડ બ્રહ્મ હોય છે. વિશિષ્ટાદ્વૈતમાં તો પ્રલય સ્થીતિમાં પણ જડનો અભેદ જડ સાથેજ હોય છે અને ચિત્‌નો ચિત્ સાથેજ, બ્રહ્મ સાથે નહિ. આથી ત્યાં શુદ્ધાદ્વૈતની માફક સંપૂર્ણ અભેદતા નથી. શુદ્ધાદ્વૈતમાં તો સર્વ અવસ્થામાં વસ્તુતઃ બ્રહ્મજ છે, બ્રહ્મ રૂપ છે અને બ્રહ્માભિન્ન છે. આથી વિશિષ્ટાદ્વૈતમાં મનાયલા અદ્વૈતનો શ્રી વલ્લભાચાર્ય સ્વીકાર નહિ કરતાં પોતાના 'અદ્વૈત'ને શુદ્ધ પદથી અંકિત કરે છે. વિજ્ઞાન ભિક્ષુ અદ્વૈતને વિભાગ વગરનું માને છે. તેના મતમાં બ્રહ્મ સમવાયી અને નિમિત્ત કારણ નહિ પણ અધિષ્ઠાન કારણ છે, અર્થાત્ જ્યાં ઉપાદાન કારણ જૂદુ ન હોય અને જેના આશ્રય વડે ઉપાદાન કારણ કાર્ય રૂપે પરિણામ પામે તેનું નામ અધિષ્ઠાન કારણ કહેવાય છે. જગત્‌નું માયા રૂપ તે ઉપાદાન કારણના બ્રહ્મથી વિભાગ રહિત છે તથા બ્રહ્મનો આશ્રય કરીને પણ રહે છે માટે તે બ્રહ્મ અધિષ્ઠાન કારણ છે; સમવાયી તથા નિમિત્ત નહિ. પણ શુદ્ધાદ્વૈતમાં તો બ્રહ્મ સમવાયી કારણ તથા નિમિત્ત બન્ને રૂપે છે, અધિષ્ઠાન રૂપે નહિ. આથી તે મતથી પોતાનું વૈલક્ષણ્ય જણાવવાને પણ શ્રીવલ્લભાચાર્ય 'શુદ્ધ' પદ અદ્વૈત પૂર્વે મૂકે છે. અદ્વૈત પદથી મધ્વના 'દ્વૈત' અને ભાસ્કર તથા નિંબાર્કના 'દ્વૈતાદ્વૈત'થી પોતાના મતનું વૈલક્ષણ્ય જણાવે છે. અર્થાત્ 'શુદ્ધાદ્વૈત' શબ્દથી શ્રીવલ્લભાચાર્ય વિદ્યમાન તમામ મતોથી પોતાનો મત જૂદો છે અને બીજાઓ દૂષણ યુક્ત છે એમ દેખાડે છે. જેમ 'અદ્વૈત' પદથી પોતે એમ સૂચવે છે કે તમને મધ્વનો દ્વૈત અને ભાસ્કર તથા નિંબાર્કનો દ્વૈતાદ્વૈત બિલકુલ સંમત નથી. તેમ 'શુદ્ધ' પદથી એમ સૂચવે છે કે શંકરનો કેવલા દ્વૈત તથા રામાનુજનો વિશિષ્ઠા દ્વૈત તથા વિજ્ઞાન ભિક્ષુનો અવિભાગાદ્વૈત પણ તેમને સંમત નથી.

આ તમામ મતોથી પોતાના મતનું વૈલક્ષણ્ય બતાવવા પોતે શુદ્ધાદ્વૈત પદ યોજે છે.

## 'શુદ્ધાદ્વૈત'માં પ્રમાણો.

તમામ દર્શનોનો પાયો પ્રમાણ હોય છે. પ્રમાણ વગર તેમાં નિરૂપેલા જ્ઞાનની કસોટી થઈ શકતી નથી. ન્યાયદર્શનમાં ૧૬ પદાર્થોમાં પ્રમાણ પણ નિરૂપેલું છે. તેનું લક્ષણ પ્રમાનું કરણ એવું કર્યું છે. તે દર્શન પ્રમાણે કુલ ચાર પ્રમાણો છે. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ. મીમાંસકો આમાં અર્થાપત્તિ અને અનુપલબ્ધિ પ્રમાણોનો ઉમેરો કરે છે અને શબ્દના અવિરોધી તરીકે એકંદરે

તેમની સંખ્યા છ ગણાવે છે. પૌરાણિકો સંભવ અને ઐતિહ્યને વધારાનાં માને છે. તાંત્રિકો ચેષ્ટાને પણ લે છે. ચાર્વાક ફક્ત પ્રત્યક્ષનેજ માને છે. જ્યારે બૌદ્ધો પ્રત્યક્ષ અને અનુમાનનેજ સ્વીકારે છે. આપણે પ્રથમ તાંત્રિકોની ગણનાનો વિચાર કરીએ. તેમના મતે પૌરાણિકોના આઠ પ્રમાણો ઉપરાંત વિશેષમાં ચેષ્ટાને પણ લેછે. કેટલાક 'લીપિ' ને પણ પ્રમાણ ગણે છે. પણ લીપિ શબ્દની સ્મારક હોવાથી તેનો અંતર્ભાવ શબ્દ પ્રમાણમાં કરવો અને ચેષ્ટા અમુક વસ્તુ તથા બનાવનું સૂચન કરાવે છે. અર્થાત્ સૂચન દ્વારા અમુક અનુમાન કરાવે છે માટે તે અનુમાન પ્રમાણનોજ પેટા વિભાગ બને. આથી તાંત્રિકો પૌરાણિક કરતાં જે વધારે સંખ્યા લે છે તે યુક્ત નથી. હવે પૌરાણિકોની સંખ્યામાં મીમાંસકોની સંખ્યા કરતાં ઐતિહ્ય અને સંભવ એ બે પ્રમાણો વધારે છે. આ બે પ્રમાણોને સ્વીકારવામાં કંઈ પણ વ્યાજબીપણું નથી. 'ઐતિહ્ય' પ્રમાણમાં અમુક પ્રકારના કર્તાના જ્ઞાન વગરના શબ્દોજ હોય છે. ખાસ કરીને ઇતિહાસોમાં નોંધેલ હકિકતો જેમકે બાપે ભારે કોઈ અમુક લખાણના આધારે 'આ વટવૃક્ષમાં યક્ષ છે' આવું કોઈ વાકય કહે તો તેથી વૃક્ષની નીચે યક્ષ છે એવું નિશ્ચયાત્મક જ્ઞાન જણાવનાર જ્યાં સુધી કોઈ આપ્ત પુરુષ જાણવામાં આવે નહિ ત્યાં સુધી તેમાં કોઈને વિશ્વાસ રહેતો નથી. જો કોઇ આપ્ત પુરુષનું તે વાકય હોય તો સાંભળનારને તેમાં કદાચ વિશ્વાસ બેશે. પણ આ પ્રમાણમાં વાકયનો બોલનાર કોણ તે જાણવામાં આવતું નથી, તેથી તે વાકય કોઈ નિશ્ચિતજ્ઞાન કરતું નથી. આથી તે પ્રમાણ કોટિમાંજ આવી શકે નહિ. જો તેનો વક્તા જાણવામાં આવ્યો હોય, અને તે એવો હોય કે જેના શબ્દમાં શ્રોતા વિશ્વાસ મૂકી શકે અને તેથી તેને તે બાબતનું નિશ્ચિત જ્ઞાન થઈ શકે તો તે શબ્દ પ્રમાણમાં આવી શકશે.

એક મોટી સંખ્યામાં તેના અવયવ રૂપ નાની સંખ્યા પણ આવી જાય છે અગર મોટામાં નાનું આવીજ જાય છે એવો તર્ક કરવો તે સંભવ કહેવાય છે. આ સંભવ તે એક અનુમાનનોજ પ્રકાર છે. કારણકે જ્યારે મોટી સંખ્યામાં નાની આવે છે, અગર મોટામાં નાનાનો સમાવેશ થાય છે એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે આપણે અનુમાનનો આશ્રય લેવોજ પડે છે. માટે તેની પૃથક્ પ્રમાણ તરીકે ગણના કરવી તે ઇષ્ટ નથી. હવે મીમાંસકોની સંખ્યાનો વિચાર કરીએ. તેઓ નૈયાયિકોનાં ચાર પ્રમાણો ઉપરાંત અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ એ બેને વધારાનાં લેછે. અર્થાપત્તિના દષ્ટાન્ત તરીકે 'જાડો દેવદત્ત દિવસે ખાતો નથી' આપવામાં આવે છે. અહિંઆં કહે છે કે દેવદત્ત દિવસે ખાતો નથી, છતાં તે 'જાડો' છે, આથી તે રાત્રે ખાતો હોવો જોઈએ. કારણકે 'જાડાઈનો આધાર અન્નના ઉપર છે. અન્ન નહિ ખાનાર 'જાડા' હોતા નથી. માટે તે અન્ન ખાતો હોવો જોઈએ. આ વાકયમાં તે દિવસે અન્ન ખાતો નથી. માટે તે રાત્રે અન્ન ખાતો હોવો જોઈએ. આવો અર્થ અર્થાપત્તિથી જણાય છે. પણ ખરી રીતે આ અર્થાપત્તિ તે એક પ્રકારનું અનુમાન છે. કારણકે જેમ અનુમાનમાં અમુક હેતુ હોય છે તેમ અહિંઆં પણ 'જાડા હોવા પણું' હેતુ છે. આને નીચે પ્રમાણે આપણે અનુમાનમાં ગોઠવી શકીએ—

"દેવદત્ત રાત્રે અન્ન ખાય છે (પ્રતિજ્ઞા) જાડો છે માટે (હેતુ)

જ્યાં જ્યાં જાડાપણું હોય છે ત્યાં ત્યાં અન્ન ખાવામાં આવે છે. જેમકે યજ્ઞદત્ત વગેરે.

આ રીતે અર્થાપત્તિ અનુમાનમાં ગોઠવી શકાય છે. માટે તેને જૂદા પ્રમાણ તરીકે નૈયાયિકો લેતા નથી. તેજ પ્રમાણે અનુપલબ્ધિની ગતિ છે. આ રીતે મીમાંસકોનાં છ પ્રમાણોને બદલે નૈયાયિકો ફક્ત ચારને સ્વીકારે છે. તે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને શબ્દ છે. આમાં ઉપમાન પણ સ્વતંત્ર પ્રમાણ થવાને યોગ્ય નથી. એક વસ્તુના સાદૃશ્યથી બીજી વસ્તુનું જ્ઞાન થવું તેનું નામ ઉપમાન. કોઇએ ગવય પ્રાણી જોયું ન હોય અને તેને તે પ્રાણીનું જ્ઞાન કરાવવું હોય તો આપણે તેને એમ કહીએ કે 'ગાયના જેવું ગવય' આથી તે જંગલમાં ગાય જેવાં પ્રાણીને જોઇને પછી તેને ગવય માનશે. પણ આ જ્ઞાન થવામાં પ્રથમ ગવય જોનારે ગાય જોયેલી હોવી જોઈએ, અને પછી ગવયને જોતાં તેની અને ગાયની વચ્ચે કયું સાદૃશ્ય છે તે સ્મૃતિમાં લાવવું જોઇએ. અર્થાત્ અહિંઆં પ્રત્યક્ષ અને અનુમાન એ બન્નેનો આશ્રય લેવો પડે છે. એક વસ્તુ બીજાના સરખી છે એમ કહેવાથી તે વસ્તુનું બરાબર જ્ઞાન ન થઈ શકે. અને કદાચ જ્ઞાન થાય તો તે પ્રત્યક્ષ તથા અનુમાન ઉભયને લીધેજ છે. હવે બાકી રહ્યાં પ્રત્યક્ષ અનુમાન તથા શબ્દ. આમાં અનુમાન પ્રત્યક્ષ ઉપરજ રચાયલું હોય છે. પ્રત્યક્ષ ઉપરથીજ અનુમાન ઉપર અવાય છે. જેમકે પર્વત અગ્નિવાળો છે. ધૂમને લીધે. અહિંઆં પર્વત ઉપર અગ્નિ છે એ સિદ્ધ કરવાને ધૂમ હેતુ આપણે લઇએ છીએ અને તે હેતુની મદદથી જ્યાં જ્યાં ધૂમાડા છે તે તે દરેક સ્થળે અગ્નિ આપણે જોયેલો છે અને જ્યાં જ્યાં અગ્નિ નથી ત્યાં ધૂમાડો આપણે જોયો નથી એવા જે જે દાખલા આપણે જોયા હોય છે તેની આપણે મદદ લેઇએ છીએ અને પછી આપણે 'પર્વત અગ્નિવાળો છે એવું અનુમાન નિશ્ચિત કરી શકીએ છીએ. અર્થાત્ અનુમાન પ્રત્યક્ષ ઉપરજ રચાયલું છે. તે સ્વતંત્ર પ્રમાણ નથી, માટે બ્રહ્મ વિદ્યામાં તે અનુમાન ઉપયુક્ત આપણને થતું નથી. પ્રત્યક્ષ એટલે ઇન્દ્રિયોના વ્યાપારથી થતું જ્ઞાન–તે બે પ્રકારનું છે અવિકલ્પક અને નિર્વિકલ્પક. જ્યારે ઇન્દ્રિયોનો પદાર્થ સાથે સંયોગ હોય ત્યારે તે સવિકલ્પક પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન કરે છે અને તેવા સંયોગના અભાવે નિર્વિકલ્પક દૃષ્ટિ થાય છે. પ્રત્યક્ષ જ્ઞાન તે ઇન્દ્રિયોથીજ થઈ શકે છે. પણ ઇન્દ્રિયોથી થતું જ્ઞાન તે સર્વથા શુદ્ધ હોતું નથી. જો ઇન્દ્રિયો શુદ્ધ હોયતોજ તેમનો વ્યાપાર શુદ્ધ અને વિશ્વસનીય જ્ઞાન આપણને ઉત્પન્ન કરે છે. પણ એવું જ્ઞાન કવચિતજ હોય છે. મનુષ્યનું પ્રત્યક્ષ જ્ઞાન એ ઘણુંજ મર્યાદિત છે. કેટલીક વખતે નઝરે જોયેલા બનાવો પણ ખોટા પડે છે. તો પછી બ્રહ્મ વિદ્યાની બાબતમાં પ્રત્યક્ષ આપણને કોઈ પણ રીતે ઉપયુક્ત થઈ શકે નહિ. વેદમાં બ્રહ્મને અનન્ત શક્તિવાળું, અદૃશ્ય, અગમ્ય વગેરે કહેલ છે. તેવા બ્રહ્મને પ્રત્યક્ષ પ્રમાણથી ગ્રહણ કરવું તે તદ્દન અશક્ય છે. આથી પ્રત્યક્ષ ત્યાં નકામુ થાય છે, માત્ર એકજ પ્રમાણ એવું છે કે જેના આધારેજ ફક્ત આપણે બ્રહ્મ વિષેનો વિચાર કરવાને સમર્થ થઇએ. તે શબ્દ પ્રમાણ છે. શબ્દ એટલે આપ્ત પુરુષનું વાક્ય. આપ્ત એટલે યથાર્થવાદી જે સત્યનુંજ ઉચ્ચારણ કરે, અને તેથી બીજાઓ તેનામાં વિશ્વાસ સર્વથા મૂકી શકે. તેવાં વાક્યો તે શબ્દ પ્રમાણ કહેવાય. આ પણ લૌકિક અને અલૌકિક આમ બે પ્રકારના છે. આપણા જેવા માણસો લૌકિક. અલૌકિક પુરુષો ઋષિથી ઈશ્વર સુધીના–આમાં પ્રથમ કરતાં પછીનાનું આપ્તત્વ વધારે છે–અર્થાત્ ઋષિઓ કરતાં દેવતાઓનું આપ્તત્વ વિશેષ, દેવતાઓ કરતાં ઈંદ્રનું, ઈંદ્ર કરતાં બ્રહ્માદિ ત્રણ દેવતાનું, તે ત્રણ કરતાં ઇશ્વરનું. ઇશ્વર એજ અન્તિમ તત્ત્વ હોવાથી તેજ પરમ આપ્ત છે. તે પરમ આપ્ત

ઇશ્વરના નિઃશ્વાસ રૂપ વેદ હોવાથી તેજ મુખ્યત્વે શબ્દ પ્રમાણ મનાય× છે. શંકરાચાર્ય વ્યવહારાવસ્થામાં પ્રત્યક્ષાદિ ષટ્ પ્રમાણને સ્વીકારે છે. પણ શ્રીવલ્લભાચાર્યતો શબ્દને જ સ્વતઃ પ્રમાણ માને છે. નિત્ય શબ્દને અનુકૂળ પ્રત્યક્ષાદિ હોય તો તેનો અસ્વીકાર કરતા નથી. પ્રત્યક્ષાદિ પ્રમાણનો આધાર વસ્તુતઃ જીવના સત્ત્વગુણોદ્રેક પરજ આધાર રાખે છે. આથી જ્યાં સુધી તે ગુણનો ઉદય ન થાય ત્યાં સુધી રાજસ અને તામસ સ્થિતિમાં પ્રમાણમાં ભ્રમબુદ્ધિ અને અપ્રમાણમાં પ્રમાણ બુદ્ધિ થવાનીજ. માટે શ્રી વલ્લભાચાર્ય તેવાં પ્રત્યક્ષાદિને પ્રમાણ માનવાનો આગ્રહ નહિ કરતાં ફક્ત શબ્દને જ પ્રમાણ માને છે. આ શબ્દને જો કે સામાન્ય રીતે શ્રુતિ તથા વેદ કહેવામાં આવી છે. પણ તે અન્ય પ્રસ્થાનનો ઉપલક્ષક છે. શંકરના શબ્દ પ્રમાણમાં વેદ, ગીતા અને બ્રહ્મસૂત્રો એ ત્રણ પ્રસ્થાન છે, જ્યારે શ્રી વલ્લભાચાર્ય જૈમિનિની મીમાંસાને પણ બ્રહ્મસૂત્રો સાથે પ્રમાણ ગણીને વ્યાસની સમાધિ ભાષા ( ભાગવતની ) પણ તેમાં લે છે. આ પ્રમાણને ગણાવતાં તત્ત્વદીપ નિબંધમાં નીચેનો શ્લોક તેઓ આપે છેઃ—

> वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैवहि
> समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ।
> उत्तरं पूर्वसंदेहवारकं परिकीर्तितम् ।

વેદ, શ્રીકૃષ્ણનાં વાકયો (ગીતા) વ્યાસસૂત્રો અને વ્યાસની સમાધિ ભાષા આ ચાર એક પ્રમાણ છે. અને તેમાં પછીનું પ્રમાણ એ પ્રથમના પ્રમાણમાં આવેલા સંદેહનું નિવારણ કરે છે. અહિંઆં 'ચ' શબ્દ જૈમિનિ મીમાંસાના અર્થનું સૂચન કરે છે. ભાગવતમાં ત્રણ પ્રકારની ભાષા છે.–લોકભાષા, પરમતભાષા અને સમાધિભાષા–તેમાં લોકરીતિથી જે વર્ણન કર્યું હોય તે લોક ભાષા. પારકાના મતનો ઉપન્યાસ કરીને કહેલું હોય તે પરમત ભાષા. આ બે ભાષા સિવાયની જે સમાધિ ભાષા છે તેનેજ પ્રમાણ તરીકે લીધી છે. આ બધાં પ્રમાણો જૂદાં જૂદાં લેવાનાં નથી, પણ તે એક રૂપ છે એમ જણાવવાને મૂળ શ્લોકમાં 'પ્રમાણ' શબ્દ એક વચનમાં મૂકયો છે. અહિંઆં વેદ, ગીતા, બ્રહ્મસૂત્રો અને ભાગવત એ પ્રમાણનો ક્રમ આપવામાં આવ્યો છે. તેમાં જો વેદમાં કોઇ પણ સંદેહ રહે તો તેનું નિવારણ ગીતાના વચનથી કરવું. જેમકે વેદમાં 'બ્રહ્મને પગ તથા હાથ નથી છતાં દોડે છે' એવી શ્રુતિ આવે છે, આ શ્રુતિમાં સંદેહ રહે તો તેનું નિવારણ કરવાને ગીતાનું 'સર્વત્ર હાથ પગવાળું બ્રહ્મ' એ વાકય જોવું.

વળી ગીતામાં જ્યાં 'જીવ એ મારો અંશ છે' એમ કહ્યું છે ત્યાં સંદેહ રહે તો તેને માટે બ્રહ્મસૂત્રો જોવાં. અને બ્રહ્મ સૂત્રમાં બ્રહ્મના સ્વરૂપ વિષે શંકા થાય તો ભાગવત અવલોકવું. આમ પછી પછીનાં પ્રમાણો આગળના પ્રમાણના સંદેહને દૂર કરે છે. મુખ્યત્વે આજ પ્રમાણ છે છતાં આનાથી જેટલું અવિરુદ્ધ હોય તે સર્વને પ્રમાણ તરીકે લેવામાં શ્રીવલ્લભાચાર્યને વાંધો નથી.

---

× જુઓ શ્રી પુરુષોત્તમજીનો પ્રસ્થાન રત્નાકર પૃ. ૧૩

## પ્રમેય.

પ્રમાણથી જે જાણવાનું છે તે પ્રમેય—શુદ્ધાદ્વૈતમાં પ્રમેય ત્રણ પ્રકારનું છે—સ્વરૂપ કોટિ, તત્ત્વ કોટિ અને કાર્ય કોટિ. વસ્તુતઃ પ્રમેય એકજ છે અને તે ભગવાન્ છે. પણ તે ભગવાન્ સ્વરૂપ, તત્ત્વ તથા કાર્ય રૂપે નિરૂપેલું છે. માટે પ્રમેયની ત્રિકોટિ કહી છે. આથી તત્ત્વદીપ નિબંધમાં શ્રીવલ્લભાચાર્ય કહે છે—यथाशब्द एव प्रमाणं तत्रापि वेदाधिभावापन्नं तथा हरिरेव प्रमेयं सर्वभावापन्नम् જેમ પ્રમાણમાં શબ્દજ પ્રમાણ છે, અને તેમાં વળી વેદાદિભાવ વાળોજ શબ્દ. તેમ હરિ પણ સર્વ ભાવવાળા પ્રમેય છે. પછી તેની ત્રણ કોટિ ગણાવતાં નીચેનો શ્લોક આવે છે.

**હરિ એજ પ્રમેય.**

**बुद्धिसौकर्यसिद्ध्यर्थं त्रिरूपेणोपवर्ण्यते ।**
**कारणेन च कार्येण स्वरूपेण विशेषतः ॥**

બુદ્ધિના સૌકર્યની સિદ્ધિ માટે તે પ્રમેયનું ત્રણ રૂપથી વર્ણન કરવામાં આવ્યું છે—કારણ, કાર્ય અને સ્વરૂપ. કારણરૂપ પ્રમેય કયું? તો તે વિષે કહે છે કે ૨૮ તત્ત્વો તે કારણ રૂપ પ્રમેય છે. अष्टाविंशतिभेदास्तु कारणे तत्त्वभेदतः । भगवत्त्वं यतस्तेषां तस्मात्तत्त्वानि तानि तु ॥ આ શ્લોકમાં ૨૮ તત્ત્વોનું ભગવદ્રૂપ જણાવે છે. તે 'તત્' કહેતાં ભગવાન્‌નું રૂપ હોવાથી તત્ત્વ કહેવાય છે, (तत् ભગવાન્ અને त्व એ ભાવવાચક પ્રત્યય છે. અર્થાત્ ભગવદ્રૂપે હોવું તે). અંડસૃષ્ટિ પહેલાં તે કારણ રૂપે છે, માટે તેમને કારણ કહ્યાં છે. अंडसृष्टेः पूर्वभावात्कारणत्वं न चान्यथा । આમાં સત્‌નાજ તે ભેદો ૨૮ તત્ત્વરૂપ છે, કારણ કે ચિદ્ અને આનંદમાં કારણતા નથી હોતી, (कारणत्वं न चैवास्ति चिदानंदांशयोः स्वतः ॥) આ કારણરૂપ તત્ત્વો ૨૮ છે. સત્ત્વ, રજસ, તમસ, પ્રકૃતિ, પુરૂષ, મન, બુદ્ધિ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રુપ, રસ, ગંધ, પાંચ મહાભૂતો (પૃથ્વી જલ તેજ વાયુ અને આકાશ,) પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો. કાર્યરૂપ પ્રમેયના અનન્ત ભેદો હોય છે જેમ ઘટપટ વગેરે. આથી તે તમામ ભેદોની સંખ્યા અહિંઆં ગણાવી શકાય નહિ. પણ તે તમામ કાર્ય ભેદોના સમષ્ટિ અને વ્યષ્ટિ એવા બે મુખ્ય પ્રકારો છે. સ્વરૂપ કોટિના ત્રણ ભેદ છે ક્રિયા રૂપ અને જ્ઞાન રૂપ તથા ક્રિયા અને જ્ઞાન રૂપ. ક્રિયા રૂપ એટલે યજ્ઞ. આથી યજ્ઞ એ પણ બ્રહ્મનું ક્રિયાત્મક સ્વરૂપ છે અને તેનું નિરૂપણ વેદના પૂર્વકાણ્ડમાં કરેલું છે. જ્ઞાન રૂપ બ્રહ્મનું નિરૂપણ વેદના ઉત્તરકાણ્ડમાં કરેલું છે. ક્રિયા અને જ્ઞાન રૂપ બ્રહ્મનું નિરૂપણ ગીતામાં તથા ભાગવતમાં શ્રીકૃષ્ણ તરીકે* કહેલું છે. (क्रियारूपे धर्मे प्रविष्टो धर्मी यज्ञएकः। तथा ज्ञानरूपे धर्मे प्रविष्टो धर्मी ब्रह्मद्वितीयः । ज्ञानक्रियोभययुतः कृष्णस्तृतीय इति त्रयो भेदाः । त० दी० निबंध प्रकाश). આ ઉપરાંત અક્ષર, કાલ, કર્મ અને સ્વભાવ એ પણ ભગવાન્‌નાં સ્વરૂપ છે. આ પ્રકારે કારણ કાર્ય અને સ્વરૂપ એમ ત્રણ કોટિમાં પ્રમેયનો વિસ્તાર થયો છે. પણ આ સર્વ ભગવદ્રૂપ હોવાથી ભગવાન્‌જ તેતે રૂપે પ્રમેય છે, એમ શુદ્ધાદ્વૈતનો સિદ્ધાન્ત છે.

હવે આપણે બ્રહ્મતત્ત્વ વિષે વિચાર કરીએ. બ્રહ્મ તત્ત્વનું નિરૂપણ ઉપનિષદની અનેક ઋચામાં કરવામાં આવેલું છે. આથી તેના સ્વરૂપનું જ્ઞાન થવાને વેદની શ્રુતિઓનોજ આધાર લેવો જોઇએ. બાદરાયણ વ્યાસે તે સ્વરૂપનું જ્ઞાન કરાવવાને બ્રહ્મસૂત્રો રચ્યાં છે, જેની ઉપર

---

* विशिष्टे वाचकं गीता श्रीभागवतमेव च ।
केवलं कांडद्वितयं वेदो धर्मप्रवेशतः ॥

અનેક ભાષ્યકારોએ ભાષ્ય રચ્યાં છે. બ્રહ્મ શબ્દ એ બૃહ્ ધાતુમાંથી વ્યુત્પન્ન થાય છે. 'બૃહ્' એટલે વૃદ્ધિ પામવું. જે તત્ત્વ એટલું બધું વૃદ્ધિ પામેલું છે કે તેનાથી મોટું બીજું કોઇ પણ તત્ત્વ નથી. આ અર્થનું સૂચન કરવાને શ્રુતિઓ તેને માટે બ્રહ્મ શબ્દનો પ્રયોગ કરે છે. વળી સર્વત્ર વ્યાપ્ત હોવાથી 'આત્મા' સંજ્ઞાથી ઓળખાય છે. 'આત્મન્' શબ્દ 'અત્' ધાતુમાંથી નીકળ્યો છે. તેનો અર્થ 'વ્યાપવું' એવો થાય છે. બ્રહ્મ સૂત્રકારે પોતાના સૂત્રોના આરંભમાં બ્રહ્મની જીજ્ઞાસાનું અધિકરણ મૂકયું છે, અને ત્યાં બ્રહ્મનો વિચાર અવશ્ય કરવો જોઈએ એમ જણાવે છે. તેનો વિચાર કરવાનું કારણ એજ છે કે બ્રહ્મ એજ ફલ રૂપ છે. તથા સર્વના ફલનું મૂલ પણ તેજ છે. (બ્ર. સૂ. ૩–૨–૩૮. તથા બૃ. ૪–૪–૨૨. ભ. ગી. ૧૦. ૪૩ તેમજ તે પુરૂષાર્થ રૂપ છે. બ્ર. સૂ. ૩–૪–૧૦; તૈ. ૨–૧. છાં. ૭–૨૪–૧, ભા. ૧૧–૧૨–૮, ૯.) આમ બ્રહ્મના વિચારની પ્રતિજ્ઞા કરીને તે બ્રહ્મ કયું એમ કોઇને જાણવાની આકાંક્ષા થાય તો પછીના અધિકરણમાં સૂત્રકાર કહે છે કે જેમાંથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે તેજ બ્રહ્મ છે. કારણકે બ્રહ્મને શાસ્ત્રમાં જગત્‌નું કર્તૃ કહેલું છે. આ રીતે બ્રહ્મ વિષે સ્વરૂપ લક્ષણ નહિ આપતાં કાર્ય લક્ષણ આપે છે. અને ત્યાં બ્રહ્મને જગત્‌નું સમવાયિ કારણ જણાવે છે. જે કારણ કાર્યમાં પણ અનુસ્યૂત હોય, અને જેના અભાવમાં કાર્યનો અભાવ બને તે સમવાયિ કારણ કહેવાય છે. જેમ મૃત્તિકા એ ઘટનું સમવાયિ કારણ છે. મૃત્તિકામાંથી ઘટ ઉત્પન્ન થાય છે. છતાં મૃત્તિકા છેજ. જો મૃત્તિકા નહોય તો ઘટજ હોય નહિ. ઉત્પત્તિ પહેલાં પણ ઘટ મૃત્તિકા રૂપે હતો, સ્થિતિ સમયે પણ તે મૃત્તિકા છે અને લય પછી પણ મૃત્તિકા રૂપે છે. આમ ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણે અવસ્થામાં મૃત્તિકાજ ઘટમાં હોવાથી ઘટનું સમવાયિ કારણ મૃત્તિકા છે. તેમ જગત્‌નું સમવાયિ કારણ પણ બ્રહ્મજ છે. કારણાવસ્થાપન્ન બ્રહ્મ તેજ ક્રીડા કરવાને કાર્યાવસ્થાપન્ન જગત્ બને છે. કારણ રૂપ બ્રહ્મ તે સામાન્ય રીતે બ્રહ્મ કહેવાય છે અને કાર્ય રૂપ બ્રહ્મને જગત્ કહેવાય છે. બ્રહ્મનું સમવાયિ કારણ (બૃ. ૨–૪–૫ ૪–૫–૭, બૃ ૨–૪–૬, છાં. ૬–૧–૪, ૬–૨–૧, ૮–૨૫–૧ માં સ્પષ્ટ કહેલ છે, અને તેનું કર્તૃત્વ તૈ. ૩–૧૦, ૨–૭માં જણાવેલ છે. જન્માદ્યધિકરણમાં સત્ રૂપ બ્રહ્મને કારણ તરીકે જણાવ્યું છે. પછીના ઇક્ષત્યધિકરણમાં ચિદ્રૂપ–ચેતન બ્રહ્મને કારણ ગણાવ્યું છે. છાં. ૬–૨–૧, ૨ ઐ. ૧–૧–૧, ૨. પ્ર. ૬–૩ માં બ્રહ્મની સૃષ્ટિ નિર્માણમાં ઇક્ષા જણાવેલી છે. આ ઇક્ષા તે ચેતન બ્રહ્મનીજ હોઇ શકે, અચેતનની નહિ, છતાં કોઇ એમ કહે કે ઇક્ષણ કર્તૃ બ્રહ્મ તે મુખ્ય બ્રહ્મ નહિ પણ ગૌણ બ્રહ્મજ છે. કારણકે મુખ્ય બ્રહ્મ નિર્વિશેષ, નિર્ગુણ હોવાથી તેનામાં ઇક્ષણ હોઇ શકે નહિ. આવી શંકાનો નિરાસ કરવાને સૂત્રકારે ૧–૧–૫ નું સૂત્ર યોજ્યું છે. ત્યાં ઐ. ૧–૧, ના આધારે જણાવે છે કે ઇક્ષણ કરનાર બ્રહ્મ માટે 'આત્મા' શબ્દનો પ્રયોગ કર્યો છે અને આત્મશબ્દ સર્વ વેદાન્તમાં નિર્ગુણપર બ્રહ્મના વાચક છે. આથી તે ગૌણ બ્રહ્મના અર્થમાં નથી. વળી તૈ. ૨–૭માં તે આત્મામાં–ઇક્ષણ કર્તૃ બ્રહ્મમાં નિષ્ઠ થનારને મોક્ષનો ઉપદેશ કરેલો છે. આથી પણ તે ગૌણ કહી શકાય નહિ. (૧–૧–૬) આ ઉપરાંત ત્રીજુ કારણ એ છે કે સર્વત્ર વેદાન્તમાં સાધનના ઉપદેશમાં પુત્રાદિની માફક જગતના કર્તા વિષે હેય તરીકે ઉપદેશ નથી. જો તે સગુણ ગૌણજ હોય તો પછી પ્રાકૃત ગુણોના પરિહાર માટે મુમુક્ષુ તે જગતના કર્તાની ઉપાસનાજ ન કરે, જેમ પુત્રાદિની કોઇ ઉપાસના કરતું નથી તેમ. આથી ઇક્ષણ વગેરે સગુણના

ધર્મો નથી માટે ઇક્ષણ કર્તૃ બ્રહ્મ તે મુખ્યજ બ્રહ્મ છે (૧-૧-૭) આ રીતે ઇક્ષણ કર્તૃ બ્રહ્મની ગૌણતાનો નિષેધ કરીને તે જીવ પણ નથી તે જણાવવાને સૂ. ૧-૧-૮ યોજે છે. તેમાં કહે છે કે છાં. ૬-૮-૧ માં જીવની સુષુપ્તિ બ્રહ્મ સંબંધથી બને છે. તે મોક્ષથી ભિન્ન છે છતાં પણ જાગ્રત્ વગેરેની માફક કર્મના સંબન્ધથી રહિત છે. આથી તે પ્રલય સમાન છે. અને તે પોતાના સંબન્ધથીજ થાય છે માટે તેના કરનાર ભગવાન્ છે. જીવ ઇક્ષણ કર્તૃ ન કહેવાય તેનું બીજું કારણ એ છે કે જીવ અને બ્રહ્મમાં ઘણો ગુણનો ફેર છે. સંસારદશામાં જીવની ભગવત્તુલ્યતા નથી, પણ મોક્ષ દશામાંજ તે હોય છે. આથી સંસારદશાનો જીવ તે ઇક્ષણ કર્તા કહી શકાયજ નહિ. (૧-૧-૯) વળી સર્વ પ્રલયમાં બ્રહ્મજ બાકી રહે છે. આથી તે પ્રલયના કરનાર જેમ બ્રહ્મ છે તેમ જગતના કરનાર પણ તે છે. આમાં ઇક્ષણ પૂર્વક જગત્નું કર્તૃત્વ તે મુખ્ય બ્રહ્મનુંજ છે. (૧-૧-૧૦) પછીના આનન્દમય અધિકરણમાં બ્રહ્મને આનન્દમય તરીકે પોતે જણાવે છે. તૈ. ૨-૭ના આધારે આનન્દમય એ નિર્ગુણ પર બ્રહ્મજ છે. તે ધર્મી રૂપે છે અને ધર્મ રૂપે છે પણ આનંદ એજ આનંદમય અને આનંદમય તેજ આનંદ. આનંદને 'મય' પ્રત્યય લાગ્યો છે તે વિકારવાચક નથી, પણ જેમ ઘૃત મય યજ્ઞમાં મય પ્રાચુર્ય અર્થમાં છે તેમ અહિંઆં પ્રાચુર્ય અર્થમાં છે. અર્થથી અને શબ્દથી આનંદમયનો અભ્યાસ-આવૃત્તિ કરેલી છે માટે આનંદમય એ બ્રહ્મ છે (૧-૧-૧૧, ૧૨, ૧૩) મંત્રમાં પણ અભિધાવૃત્તિથી આનંદમયનુંજ બ્રહ્મ તરીકે વર્ણન કર્યું છે. જેમકે તૈ. ૨-૧ની શ્રુતિમાં (૧-૧-૧૮). જીવ તે આનંદમય છે એમ જો કોઈ કહે તો તે બરાબર નથી, કારણકે તે આનંદમયનું સ્વતંત્ર રીતે જગત્ કર્તૃત્વ રૂપી અલૌકિક માહાત્મ્યનું વર્ણન કરેલું છે, જ્યારે જીવમાં તેવું કર્તૃત્વ નથી (૧-૧-૧૫). વળી આનંદમય અને જીવ તે બન્ને વચ્ચેનો ભેદ તૈ. ૨-૭ માં જણાવ્યો છે. ત્યાં આનંદમયને રસ તથા આનંદ કહેલો છે અને જીવને તેની પ્રાપ્તિ થાય ત્યારે આનન્દી-આનંદનો ભોગવનાર થાય છે એમ કહેલ છે. (૧-૧-૧૬) પ્રકૃતિ પણ આનંદમય કહી શકાશે નહિ. કારણકે સોકામયત વગેરે શ્રુતિઓમાં બ્રહ્મનો કામના રૂપી ધર્મ આપ્યો છે, આ ધર્મ ચેતનનોજ હોઈ શકે જડ પ્રકૃતિનો નહિ. તેથી પ્રકૃતિ તેજ આનંદમય કહી શકાય નહિ. (૧-૧-૧૭) આથી આનંદમય એ મુખ્ય બ્રહ્મ છે. તેનાં પાંચ રૂપો ત્યાં આપેલાં છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય. આમાંથી પહેલાં ચાર તે વિભૂતિ રૂપો છે, કાંઈ રૂપ નહિ, અને છેલ્લું આનંદમય તે ધર્મી પરમ રૂપ છે. અન્નમય એટલે જગત્, પ્રાણમય એટલે જીવ, મનોમય વેદાદિ નામાત્મક સૃષ્ટિ, વિજ્ઞાનમય એટલે અક્ષર-આ ચાર વિભૂતિ રૂપો છે. કારણકે તેમના અંતરાત્મા આનંદમય કહેલ છે. આનંદમયનો અંતરાત્મા આનંદમયજ હોવાથી તેનાથી પર બીજું તત્ત્વ નથી. આનંદમય બ્રહ્મ નિર્ગુણ પરબ્રહ્મ એજ અન્નમય, પ્રાણમય વગેરે રૂપે પ્રકટ થયેલું છે. આ રીતે સત્, ચિત્ અને આનંદ રૂપે બ્રહ્મનું કર્તૃત્વ પ્રકટ થાય છે. આમ કર્તૃત્વ સિદ્ધ કરીને બ્રહ્મની સચ્ચિદાનન્દતાને સૂત્રકાર દર્શાવે છે. ત્યાર પછીનાં અધિકરણમાં બ્રહ્મને સઘળા ધર્મોથી યુક્ત જણાવે છે. આથી પોતે કહે છે કે બ્રહ્મનું અનેક રૂપે વર્ણન કર્યું છે. જેમકે તૈ. ૨-૧ માં આનંદમય છાં. ૧-૯-૧ માં આકાશ તરીકે, છાં. ૧-૧૧-૪ માં પ્રાણ તરીકે, છાં. ૩-૧૩-૭ માં જ્યોતિ રૂપે, કૌ. બ્રા. ૩-૧ માં પ્રાણ રૂપે, છાં. ૩-૧૪-૧ માં તેને મનોમય પ્રાણ શરીર કહે છે, શ. બ્રા. ૧૦-૬-૩, ૨ માં હિરણ્મય પુરુષ તરીકે, કઠ ૧-૨-૨૫ માં અત્તા તરીકે, કઠ. ૧-૩-૧ માં

ગુહામાં પ્રવિષ્ટ તરીકે, છાં. ૪-૧૫-૧ માં અન્તર તરીકે, બૃ. ૩-૭-૧ માં અન્તર્યામી રૂપે, મું. ૧-૧-૩ માં અદ્રશ્ય, છાં. ૫-૧૮-૨ માં વૈશ્વાનર રૂપે, મું. ૨-૨-૫ માં દ્યુભ્વાદ્યાયતન, છાં. ૭-૨૩-૧ માં ભૂમા, બૃ. ૩-૮-૭, ૮ માં અક્ષર રૂપે, પ્ર. ૫-૨ માં ઇક્ષણકર્તૃ, છાં. ૮-૧-૧ માં દહર, કા. ૨-૪-૧૩ માં અંગુષ્ઠમાત્ર, કઠ-૨-૬-૨ માં પ્રાણ, છાં. ૮-૧૨-૩ માં જ્યોતિઃ છાં. ૮-૧૪-૧ માં આકાશ તરીકે, બૃ. ૪-૩-૨ માં વિજ્ઞાનમય તરીકે એમ જૂદી જૂદી રીતે જે વર્ણન આપે છે તે બ્રહ્મનુંજ છે એમ સૂત્રકાર પ્રથમ અધ્યાયના પહેલા ત્રણ પાદોમાં પ્રતિપાદન કરે છે. અર્થાત્ બ્રહ્મ સર્વ ધર્મથી યુક્ત છે એમ ત્યાં જણાવે છે.

શંકરના મતે ઉપાસ્ય બ્રહ્મ નિર્વિશેષ બ્રહ્મજ છે. પણ સૂત્રકારે જન્માદ્યધિકરણમાં જે લક્ષણ બ્રહ્મનું આપ્યું છે તે બ્રહ્મ નિર્વિશેષ નહિ પણ સવિશેષ છે. તે બે બ્રહ્મની કલ્પના કરે છે-નિર્વિશેષ અને સવિશેષ. આમાંથી પ્રથમનાં દશ સૂત્રોમાં આ સવિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, પણ ત્યાર પછીનાં સૂત્રોના આશય આ પ્રમાણે જણાવે છે- **द्विरूपं हि ब्रह्मावगम्यते नामरूपविकारभेदोपाधिविशिष्टं, तद्विपरीतं च सर्वोपाधिविवर्जितं......एवमेकमपि ब्रह्म अपेक्षितोपाधिसंबद्धं निरस्तोपाधिसंबद्धं चोपास्यत्वेन ज्ञेयत्वेन च वेदान्तेषूपदिश्यते इति प्रदर्शयितुं परोग्रन्थ आरभ्यते** ( બે રૂપોવાળું બ્રહ્મ સમજાય છે, નામ અને રૂપના વિકારના ભેદની ઉપાધિથી વિશિષ્ટ અને તેનાથી વિપરીત સર્વ ઉપાધિ રહિત......આમ એકજ પણ બ્રહ્મ અપેક્ષિત ઉપાધિની સાથે સંબન્ધવાળું અને ઉપાધિ વગરના સંબંધવાળું ઉપાસ્ય તથા જ્ઞેય તરીકે વેદાન્તોમાં ઉપદેશાય છે એમ દેખાડવાને પછીના ગ્રન્થનો આરંભ થાય છે. ત્યારપછી અન્તસ્તદ્ધર્મોપદેશેત્યધિકરણમાં લખે છે '**अपि च यत्र तु निरस्तसर्वविशेषं परमेश्वरं रूपमुपदिश्यते, भवति तत्र शास्त्रम्**' '**अशब्दमस्पर्शमरूपमव्ययमित्यादि सर्वकारणत्वात्तु विकारधर्मैरपि कैश्चिद्विशिष्टः परमेश्वर उपास्यत्वेन निर्दिश्यते**' **सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः इत्यादिना** (વળી જ્યાં વિશેષરહિત પરમેશ્વરના રૂપનો ઉપદેશ આપવામાં આવે છે ત્યાં અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અવ્યય' વગેરે શાસ્ત્ર છે. સર્વના કારણ રૂપ હોવાથી કેટલાક વિકાર ધર્મોથી પણ વિશિષ્ટ પરમેશ્વરનો ઉપાસ્ય તરીકે નિર્દેશ કરવામાં આવે છે જેમ 'સર્વકર્મા, સર્વ કામ, સર્વગન્ધ, સર્વ રસ ' વગેરે.

આ ઉપરથી જણાશે કે શંકર બ્રહ્મના નિર્વિશેષ અને સવિશેષ એવા બે ભેદો કરે છે. અને નિર્વિશેષ બ્રહ્મ એ પરબ્રહ્મ છે અને સવિશેષ એ ગૌણ છે 'આરંભણાધિકરણ'માં તે કહે છે કે **जन्माद्यस्य यतः** એ સૂત્રને સાંખ્ય તથા બીજાઓના મતનો નિરાસ કરવાને સૂત્રકારે લખ્યું છે જેને કે તે સવિશેષ બ્રહ્મ પરત્વેજ યોજેલું છે. ૨-૧-૧૪ માં તે જણાવે છે કે સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ વગેરે ધર્મોવાળું સવિશેષ બ્રહ્મ અથવા ઈશ્વર તે અવિદ્યા નામની ઉપાધિના પરિચ્છેદવાળું છે. શંકરાચાર્યના આ બે બ્રહ્મના વિભાગો વિષે Dr. Deussen પોતાના System of the Vedanta નામના પુસ્તકમાં પ્રથમ બ્રહ્મસૂત્રનો શંકરાચાર્યના મતે સંક્ષિપ્ત સાર આપીને નીચે પ્રમાણે કથન કરે છે ' But not without further conditions, according to the reasoning of our Sankara's system, for this Brahman is only the 'lower' Brahman, that is, as considered as possessing attributes 'guna'

it is the object of worship, and not of 'perfect knowledge.' આ રીતે તે બે બ્રહ્મના ભેદો સમજાવવામાં આવે છે. હવે આપણે તે બન્નેનો વિચાર કરીએ. શું શંકર કહે છે તે પ્રમાણે બ્રહ્મ બે રૂપવાળું છે? અને તે સૂત્રકારને સંમત છે કે કેમ?

ઉપનિષદ્‌ની શ્રુતિઓ જોતાં તેમાં બ્રહ્મનું બે પ્રકારનું વર્ણન કરેલું છે તે નિર્વિવાદ છે. કેટલીક શ્રુતિઓમાં બ્રહ્મને નિર્વિશેષ તરીકે વર્ણવેલ છે જેમ કે अपाणिपादो जवनो ग्रहीता બ્રહ્મને હાથ નથી, તેમ પગ નથી છતાં તે દોડે છે અને વસ્તુ ગ્રહણ કરે છે. (શ્વે. ૩) अथात आदेशो नेति नेति । 'હવે અહિંથી નેતિ નેતિ એવો આદેશ છે' બૃ. મુ. ૨. 'स होवाचैतद्वै तदक्षरं गार्गि । ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनहस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवाय्वनाकाशमनङ्गमस्पर्शमगन्धमरसमचक्षुष्कमश्रोत्रमवागमोऽतेजस्कमप्राणममुखमनामाऽगोत्रमजममरमभयममृतमरजोऽशब्दमविवृतमसंवृतमपूर्वमनपरमनन्तरमबाह्यम् । "તેણે કહ્યું ગાર્ગિ આ તે અક્ષર છે જેને બ્રાહ્મણો અસ્થૂલ, અનણુ અહ્રસ્વ, અદીર્ઘ, અલોહિત, અસ્નેહ, અચ્છાય, અતમા, અવાયુ, અનાકાશ, અસંગ, અસ્પર્શ, અગન્ધ, અરસ, અચક્ષુષ્ક, અશ્રોત્ર, અવાક્, અમના, અતેજસ્ક, અપ્રાણ, અમુખ, અનામ, અગોત્ર, અજર, અમર, અભય, અમૃત, અરજ, અશબ્દ, અવિવૃત્ત, અસંવૃત્ત, અપૂર્વ, અનપર અનન્તર, અબાહ્ય કહે છે." બૃ. ગા. ૪. 'न तदश्नाति कश्चन न तदश्नाति कञ्चन दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः' કોઈ તેનો ભોગ કરતું નથી, તે કોઇનો ભોગ કરતું નથી.' 'તે દિવ્ય અમૂર્ત પુરૂષ સબાહ્યાભ્યન્તર અજ છે." મું. ૫. આ શ્રુતિઓ તથા 'अव्यक्तमचिन्त्यम्' અવ્યક્ત અને અચિન્ત્ય વગેરે સ્મૃતિઓ બ્રહ્મની નિર્વિશેષતાને જણાવે છે. જ્યારે यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत्प्रयन्त्यभिसंविशन्ति' "અથવા જેમાંથી આ ભૂતો ઉત્પન્ન થાય છે. જેને લીધે ઉત્પન્ન થયેલાં જીવે છે, અને જે તરફ જાય છે અને જેમાં પ્રવેશ કરે છે" (તૈ. ૨) 'स ईक्षाञ्चक्रे' તેણે ઇક્ષણ કર્યું (પ્ર. ક) सर्वस्य वशी सर्वस्येशानः સર્વને વશ કરનાર તથા સર્વના ઇશ (બૃ.) यः सर्वज्ञः सर्वशक्तिः જે સર્વજ્ઞ અને સર્વશક્તિવાળા છે વગેરે શ્રુતિઓ બ્રહ્મને સવિશેષ કહે છે. તો આ બન્નેમાં ખરૂં શું માનવું?

**માયાવાદીઓએ કલ્પેલા બ્રહ્મના નિર્વિશેષ અને સવિશેષ ભેદો.**

વેદાન્તમાં બન્ને પ્રકારની શ્રુતિઓ આવે છે. તો ત્યાં બે પ્રકારના બ્રહ્મનો ઉપદેશ છે કે કેમ? અને તે બન્ને એક બીજાથી ભિન્ન હશે? જો બે બ્રહ્મ છે એમ આપણે કહીએ તો પછી एकमेवाद्वितीयम् એમ જે કહેવામાં આવ્યું છે તે ખોટું ઠરે. માટે બ્રહ્મ તો એકજ છે, બે નહિ. પણ શંકરાચાર્ય એમ માને છે કે મુખ્ય બ્રહ્મ તો એકજ છે અને તે નિર્વિશેષ છે. પણ જે સવિશેષ બ્રહ્મ કહેવામાં આવે છે તે માયાજન્ય હોવાથી ફક્ત ઉપાસના માટે છે. આથી તે તાત્વિક બ્રહ્મ નથી. નિર્વિશેષ અને સવિશેષ બ્રહ્મનો આવો ભેદ કલ્પનાર માયાવાદીઓના નામથી ઓળખાય છે. શ્રી વિઠ્ઠલેશજીએ તેમને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો છે.

(૧) બ્રહ્મના નિર્વિશેષ અને સવિશેષ એવા ભેદજ નથી.

(क) જો તે ભેદ હોય તો કાં તો તાત્વિક અથવા સત્ય હોવા જોઇએ. તાત્વિક ભેદ

છે એમ કહીએ તો પછી सर्वत्र प्रसिद्धोपदेशात् વેદાન્તમાં સર્વત્ર પ્રસિદ્ધ એકજ બ્રહ્મ છે અને તેજ ઉપાસ્ય છે એમ જે કહ્યું છે તે અધિકરણનો વિરોધ આવે.×

(ख) તેમજ જો તાત્ત્વિક ભેદ હોય તો નિર્વિશેષ બ્રહ્મ અને જીવાત્મા અત્યન્ત ભિન્ન હોવાં જોઇએ પણ માયાવાદીઓ તે પ્રમાણે માનતા નથી.

(૨) અતાત્ત્વિક અર્થાત્ ઉપાધિથી ભેદ થયેલો છે એમ પણ કહી શકાય નહિ, કારણ કે ઉપાધિ જ સંભવતી નથી. અવિદ્યા ને ઉપાધિ કહી શકાય નહિ. કારણકે જો તે પ્રમાણે આપણે માનીએ તો ઉપાધિવાળું બ્રહ્મ હમેશાં ઉપાધિયુક્ત રહે અને તે હમેશાં જગત્ કરેજ જાય, અને તેનો લયજ ન થાય. આથી અવિદ્યા ઉપાધિ નથી (ख) સાંખ્યમતવાળાઓ ગુણને ઉપાધિ કહે છે, તેઓ એમ માને છે કે સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણોમાંથી પ્રથમ સત્ત્વ, પછી રજ, અને પછી તમઃ ગુણનું આધિક્ય થાય ત્યારે સૃષ્ટિ બને છે. પણ આ રીતે ગુણોનું આધિક્ય થવું તે ઇશ્વિર ઇચ્છા ઉપરજ આધાર રાખે છે. ત્યાં ઇશ્વિરની ઇચ્છાની જરૂર પડે છે. તો પછી ઉપાધિવાળું બીજું કારણ રહેતું નથી. જો એમ કહેવામાં આવે કે ઇશ્વર જગત્કર્તા નથી પણ ગુણો છે તો પછી અનીશ્વરવાદ થઇ જાય. આ રીતે જો ઇશ્વિર ન હોય તો પછી ગુણોની ઉપાધિ પણ શી રીતે રહે? આથી નિર્વિશેષ. અને સવિશેષ બ્રહ્મમાં અતાત્ત્વિક ભેદ પણ નથી.*

માયાવાદીઓ આ ભેદને ત્રણ રીતે સમજાવે છે—અધ્યારોપવાદ, પ્રતિબિંબવાદ અને આભાસવાદ.

**અધ્યારોપવાદનું ખણ્ડન.** અધ્યારોપવાદ એમ કહે છે કે બ્રહ્મ વસ્તુતઃ નિર્વિશેષજ છે પણ તેવા બ્રહ્મનું જ્ઞાન ઘણુંજ કઠન છે તેથી પ્રથમ બ્રહ્મમાં જગત્કર્તૃત્વ વગેરે ધર્મોનો આરોપ કરવામાં આવે છે અને પછી જ્યારે આ બ્રહ્મની ઉપાસનાથી ચિત્તની શુદ્ધિ થાય ત્યારે શાખાઅરૂંધતી ન્યાયથી પ્રથમ કહેલા ગુણોનો અપવાદ અથવા નિરાસ કરવામાં આવે છે અને નિર્વિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવે છે. અરૂંધતીનો તારો આકાશમાં એમને એમ જો કોઈ ન જોઇ શકે તો પ્રથમ જોનારનું ધ્યાન વૃક્ષની શાખા તરફ દોરવામાં આવે છે અને ત્યાંથી સીધો આકાશમાં તે તારો જોઇ શકાશે એમ જોનારને કહેવામાં આવે છે. આથી તે એ રીતે જોતાં ત્યાં જોઇ શકે છે. આવીજ રીતે નિર્વિશેષ બ્રહ્મનું જ્ઞાન એમને એમ થઇ શકતું નથી માટેજ સવિશેષ બ્રહ્મનો ઉપદેશ કરવામાં આવે છે. પણ પાછળથી તે ખરૂં બ્રહ્મ નથી એમ તેનો અપવાદ કરવામાં આવે છે આનો ઉત્તર આપતાં શ્રીવિઠ્ઠલેશજી કહે છે કે જગતની પ્રતીતિ વેદથી નહિ પણ લોકથી થાય છે આથી લોકથી સિદ્ધ થતો પ્રપંચનો કર્તા ખરો નથી એમ શ્રુતિ કહે તો પછી પ્રપંચ સત્ય નહિ પણ પ્રાતીતિક બને છે. આમ હોવાથી તેનો કોઇ કર્તા નહિ હોવાથી જગતજ સંભવે નહિ. અર્થાત્ તેની પ્રતીતિ થાયજ નહિ. આ પ્રતીતિ વાસ-

× भेदपक्षेऽपि तात्त्विकमतात्त्विकं वा? न तावदाद्यः सर्वत्र प्रसिद्धोपदेशादित्यधिकरण विरोधात्......न द्वितीयः स तूपाधिकृत एव संभवति, घटादिकृत इवाकाशस्य। (વિ. મં. પૃ. ૨૬)

* स्मार्तमतमवलम्ब्य गुणापेक्षकथने तु गुणानां पौर्वापर्येणाविर्भावे हेतोरवश्यवाच्यत्वे तदिच्छैव तादृशी वाच्या। વિ. મં પૃ. ૩૦

નાથી થાય છે એમ કહી શકાશે નહિ. કારણ પ્રથમ અનુભવ અથવા પ્રતીતિ હોય છે અને વાસના પછી હોય છે.+

**પ્રતિબિંબવાદ ખણ્ડન.**

માયાવાદીઓ એમ કહે છે કે જગતની પ્રતીતિ અવિદ્યાથી અથવા જીવના અજ્ઞાનથી થાય છે. એમ કહેલું હોવાથી કર્તૃત્વ ધર્મવાળું બ્રહ્મ સત્ય નથી વિચિત્ર પરિણામ ઉત્પન્ન કરવાના સ્વભાવવાળી દોષ રૂપ અવિદ્યાજ આ વિચિત્ર જગતની પ્રતીતિ કરાવે છે. આ જીવ બ્રહ્મનો અવિદ્યા અથવા અજ્ઞાનમાં પડેલું પ્રતિબિમ્બ છે. જેમ દર્પણમાં કોઇ વસ્તુનું પ્રતિબિંબ પડે તે પ્રમાણે નિર્વિશેષ બ્રહ્મનું અવિદ્યામાં પડેલું પ્રતિબિંબ એ જીવ અને માયામાં પડેલું પ્રતિબિંબ એ સવિશેષ બ્રહ્મ. આ પ્રતિબિંબવાદ પણ યુક્ત નથી. તેનું ખંડન નીચે પ્રમાણે શ્રી વિઠ્ઠલનાથજી આપે છે.

૧. નિર્વિશેષ બ્રહ્મ એ રૂપ તથા ધર્મરહિત બ્રહ્મ છે. પ્રતિબિંબનો એવો નિયમ છે કે જેનું પ્રતિબિંબ પડવાનું હોય તે પદાર્થ રૂપવાળો હોવો જોઈએ. પણ માયાવાદીઓ બ્રહ્મને રૂપ રહિત માને છે, તેથી તેનું પ્રતિબિંબ પડી શકે નહિ.

૨ પ્રતિબિંબ હમેશાં શુદ્ધ દર્પણમાં પડે છે, ઝાંખામાં નહિ. અવિદ્યા જેમાં પ્રતિબિંબ પડે છે તે માયાવાદીઓના મતે શુદ્ધ નથી પણ અશુદ્ધ-મલીન છે. તો તેમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડી શકેજ નહિ.

૩ રૂપરહિતનું અસ્વચ્છ પદાર્થમાં પ્રતિબિંબ પડતું હોય તો વાયુનું પ્રતિબિંબ કાદવમાં પડવું જોઇએ પણ તે પ્રમાણે પડતું નથી.

૪ द्वासुपर्णा सयुजा सखाया એ શ્રુતિ પ્રમાણે જીવ અને બ્રહ્મની એક સ્થળે સ્થિતિ કહી છે. તેથી જો જીવ બ્રહ્મનું પ્રતિબિંબ હોય તો એ ખોટું ઠરે. કારણકે બિંબ (બ્રહ્મ) અને પ્રતિબિંબ (જીવ) એ બન્ને એક સ્થળે હોઈ શકે નહિ.

૫ જેમ દર્પણનો નાશ થતાં તેમાં પડેલા પ્રતિબિંબનો પણ નાશ થાય છે તે પ્રમાણે અવિદ્યાનો નાશ થતાં તેમાં પડેલા પ્રતિબિંબ-જીવનો પણ નાશ થાય. આનું પરિણામ જીવનો નાશજ બને. જીવનો જો નાશ થાય તો પછી જીવના નાશનેજ મોક્ષ માનવું પડે. તો પછી જીવના વિધિ નિષેધ વગેરે રહેશે નહિ.

૬ પ્રતિબિમ્બ વાદને માનીએ તો જીવન્મુક્તિ પણ સંભવે નહિ, કારણકે અંતઃકરણ અથવા અવિદ્યામાં પડેલું પ્રતિબિંબ એ જીવ એમ માનતાં જીવન્મુક્તને અંતઃકરણ હોવાથી, તે સંસારીજ રહે છે. જીવન્મુક્ત નહિ. જો તેને અંતઃકરણ વગરના માનીએ તો પછી મુક્તજ ગણાય જીવન્મુક્ત નહિ. વળી જીવન્મુક્તને બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થતાં તેનું અજ્ઞાન નાશ પામે છે, અને જો જીવને અજ્ઞાનમાં પડેલું પ્રતિબિંબ એમ કહીએ તો પછી તેના જીવનો એ નાશ થાય. અને જીવનો જો નાશ હોય તો પછી તે જીવન્મુક્તનો દેહ વગેરે ચાલી શકે નહિ. આમ હોવાથી જીવન્મુક્ત શી રીતે કહેવાય ?

---

+ नहि जगत्प्रतीतिः श्रुतिसिद्धा येनपूर्वं बाधयति पश्चान्निषेधतीत्युच्येत। किन्तु लोकसिद्धा। ×—×—× तथा सति कार्यस्य प्रतीतिसिद्धत्वेन कर्त्रन्तरस्याभावाच्चजगत एवासंभवेन अनुवादो बाधितविषयः स्यात्। ×—×—×। न तावद्वासनयेति वक्तुमशक्यम् तस्या अनुभवजन्यत्वेन जगत असत्त्वेन पूर्वमनुभवासंभवम्॥ વિ. મં. પૃ. ૪૦-૪૧

પ્રતિબિંબ વાદની કલ્પનામાં આવાં દૂષણો આવે છે તેથી તે કોઈ પણ રીતે સ્વીકાર્ય નથી. આભાસવાદીઓ કહે છે કે જેમ આંગળીના સંપર્કથી એક છતાં પણ બે ત્રણ એમ અનેક દેખાય છે તેમ અવિદ્યાથી આભાસ થાય છે અને બ્રહ્મ જીવ રૂપે અનેક દેખાય છે. તેજ પ્રમાણે બ્રહ્મનું જગત્કર્તૃત્વ આભાસથીજ દેખાય છે. આનું પણ નિરાકરણ શ્રી વિટ્ઠલજીએ નીચે પ્રમાણે કર્યું છે.

**આભાસવાદ ખણ્ડન.**

(૧) જગત્કર્તૃત્વ વગેરે આભાસજ છે એમ જો કહેવામાં આવે તો તે આભાસ કોને? બ્રહ્મને કે જીવને? બ્રહ્મને તો તે હોઈ શકે નહિ, કારણકે બ્રહ્મમાં ભ્રમ સંભવતોજ નથી. જીવને પણ તે થતો નથી કારણકે જીવ આભાસનો વિષય છે.

(૨) જીવ માત્ર આભાસ કહેવાય નહિ એમ હોય તો य आत्मानमन्तरो यमयति બ્રહ્મ આત્માનું અંદરથી નિયમન કરે છે એવી જે શ્રુતિ છે તેનો વિરોધ થાય.

(૩) અવિદ્યાથી આભાસ હોય તો, અવિદ્યા અને બ્રહ્મને અમુક પ્રકારનો સંબંધ હોવો જોઇએ; તે સંબંધ કાંતો સંયોગ, અધ્યાસ અથવા સ્વરૂપ ગમે તે પ્રકારનો હોય તો પણ તે ત્રણે અનાદિ છે. અને એમ હોવાથી જીવ વિભાગ પણ અનાદિ સિદ્ધ થશે. તેથી જીવ વિભાગ બ્રહ્મ અને અવિદ્યાના સંબન્ધનું કાર્ય છે એમ કદી પણ કહી શકાશે નહિ.

(૪) વળી જો શુદ્ધ અર્થાત્ અવયવ રહિત બ્રહ્મ અને અવિદ્યાના સંબંધથી જીવ થયો હોય તો પછી શુદ્ધ અવયવ રહિત હોવાથી તે સર્વ બ્રહ્મ જીવ થાય અને સર્વજ્ઞ વગેરે ગુણવાળા પરમાત્માનું જે શ્રુતિ વર્ણન કરે છે તે સ્હેજ નથી. આથી સર્વ શ્રુતિ વાક્યોનો વિસંવાદ થાય છે.

(૫) છીપમાં રજતની પેઠે બ્રહ્મમાં અવિદ્યાથી આરોપેલું જગત્ દેખાય છે એમ કહેવું પણ યુક્ત નથી, કારણકે અધિષ્ઠાનનું જ્ઞાન આરોપનું કારણ છે. પણ અધિષ્ઠાન બ્રહ્મનું જ્ઞાન થઈ શકે નહિ તેથી આરોપ સંભવતો નથી.

(૬) અવિદ્યાથી આભાસ છે, અને તે અવિદ્યાના જ્ઞાનથી નાશ થાય છે એમ જો કહેવામાં આવે છે તે પણ ઠીક નથી. કારણકે અવિદ્યા એટલે અસત્. અસત્નો નાશ શી રીતે હોઇ શકે? માટે બ્રહ્મ અને અવિદ્યાનો કોઈ પણ સંબંધ નથી. સંબંધ બે પદાર્થો વચ્ચે હોઈ શકે. અહિંઆં એકજ પદાર્થ છે. અને તે બ્રહ્મ અવિદ્યા અસત્ હોવાથી તે નથી. આથી એક પદાર્થ બ્રહ્મમાં અસત્ અવિદ્યાનો સંબંધ નથી. તેથી અવિદ્યાથી નિર્વિશેષ અને સવિશેષ બ્રહ્મમાં અતાત્ત્વિક ભેદ છે એમ કદી શકાય નહિ.

આ વિષેનો વિચાર સૂત્રકારે ત્રીજા અધ્યાયના બીજા પાદમાં કર્યો છે. સૂત્રકાર પણ શ્રુતિના આધારે કહે છે કે બ્રહ્મના સ્વરૂપનું બે પ્રકારે વર્ણન કરેલું છે તે બરાબર છે પણ તેથી આપણે એમ કહી શકીએ નહિ કે શ્રુતિમાં બે બ્રહ્મ નિરૂપેલાં છે. વસ્તુતઃ તો બ્રહ્મ એકજ છે. પણ તે એકજ બ્રહ્મ નિર્વિશેષ તથા સવિશેષ એમ બન્ને કહેવાય છે. નિર્વિશેષ કહેવાનો હેતુ એ છે કે તે પ્રાકૃત વિશેષોથી રહિત છે, અને સવિશેષનું પ્રયોજન એ છે કે બ્રહ્મમાં જે વિશેષો છે તે વિશેષો અલૌકિક છે. અર્થાત્ તેમાં પ્રાકૃતત્વનો નિષેધ કરે છે અને અપ્રાકૃતત્વનું પ્રતિપાદન કરે છે. આથી નિર્વિશેષ એટલે પ્રાકૃત વિશેષથી રહિત બ્રહ્મજ સવિશેષ

-અપ્રાકૃત વિશેષોવાળું છે. આમાં કોઇ પણ જાતનો વિરોધ નથી. બ્ર. સૂ. ૩-૨-૧૧ થી ૩-૨-૨૧ સુધીમાં આ વિષેનો પ્રશ્ન સૂત્રકારે ઉપસ્થિત કર્યો છે અને તેનો નિર્ણય ૩-૨-૨૩ થી ૩-૨-૩૦ સુધીમાં આપ્યો છે. તેમાં જણાવે છે કે શ્રુતિમાં બ્રહ્મના ધર્મોનો નિષેધ નથી એવું નથી. નિષેધ પણ છે. જો નિષેધને ન માનીએ તો શ્રુતિ પ્રતારક બને અને તેથી તેમના પ્રામાણ્યમાં ક્ષતિ આવે. આથી નિષેધનું પ્રતિપાદન કરનારી શ્રુતિ પણ સત્ય છે. પણ તે કેવી રીતે? અમે ઉપર જણાવ્યું તે પ્રમાણે અર્થાત્ બ્રહ્મમાં પ્રાકૃત ધર્મો નથી એમ જણાવવાનેજ શ્રુતિ તેના ધર્મોનો નિષેધ કરે છે. આથી બ્રહ્મના અલૌકિક ધર્મોનો પ્રતિષેધ કર્યો નથી. સર્વતઃપાણિપાદાન્તત્વ સર્વેશિતૃત્વ વગેરે ધર્મો તે બ્રહ્મના અલૌકિક ધર્મ છે. બ્રહ્મ આવા અલૌકિક ધર્મવાળું છે તેનું સૂચન કરવાને તેને સવિશેષ કહેલ છે. આથી **अरूपवदेव हितत्प्रधानत्वात्** ૩-૨-૧૪ એ સૂત્રમાં સૂત્રકાર કહે છે કે શ્રુતિઓમાં બ્રહ્મ નિર્વિશેષ છે એવો ઉદ્દેશ નથી પણ સવિશેષનું પણ કથન કરે છે. અહિંઆં 'રૂપવત્' નો અર્થ વિશ્વ કરવામાં આવ્યો છે. રૂપ એટલે નિરૂપણ અથવા વ્યવહાર જેનો વિષય છે તે, એવા રૂપવાળું તે વિશ્વ-રૂપવત્ તેનાથી વિલક્ષણ બ્રહ્મ એ અરૂપવત્ અર્થાત્ બ્રહ્મ પ્રપંચથી જૂદુ છે. અથવા રૂપવત્ એટલે વ્યવહાર જેનાથી થાય છે તે કરચરણ વગેરે. જેમકે લોકમાં હાથ, પગ તેમના અભિમાની ધર્મીથી ભિન્ન છે તેમ બ્રહ્મમાં નથી. પરંતુ ભેદ નહિ હોવાથી કરચરણ વગેરે પણ બ્રહ્મજ છે, તેથી લૌકિકની માફક બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવ્યું નથી. બ્રહ્મના અવયવો બ્રહ્મરૂપજ છે તેનાથી ભિન્ન નથી એમ જણાવવાને **तत्प्रधानत्वात्** એવું પદ સૂત્રમાં યોજ્યું છે. વળી ૩-૨-૨૨ માં **प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति** એ સૂત્રમાં જણાવે છે કે બ્રહ્મ નિર્વિશેષ છે એમ કહેવામાં આવતું નથી, પણ તે પ્રકૃત અથવા લૌકિક એતાવત્ત્વ અર્થાત્ આટલાપણાનો અગર ગુણોનોજ નિષેધ કરે છે. પોતે કહેલા અલૌકિક ગુણોનો નહિ. માટે સૂત્રકારના મતે નિર્વિશેષ અને સવિશેષ બ્રહ્મમાં કોઇ પણ વિરોધ નથી. કેટલાક એમ કહે છે કે જો એ પ્રમાણે બ્રહ્મ હોય તો બ્રહ્મ દશ્ય થવું જોઇએ. પણ **न तत्र सूर्यो भाति** એ શ્રુતિમાં તો એમ કહે છે કે બ્રહ્મ સામાન્યતઃ સર્વેને દશ્ય નથી. પણ જો અનુગ્રહને લીધે તે દશ્ય થઇ શકે છે. આ અર્થ જણાવવાને **अपि संराधनं प्रत्यक्षानुमानाभ्याम्** એ સૂત્ર ૩-૨-૨૪ માં આવે છે. આ રીતે સૂત્રકાર નિર્વિશેષ તથા સવિશેષ બ્રહ્મ તે બે જૂદાં નથી. પણ એકજ છે. એમ નિશ્ચય કરે છે. ૩-૨-૨૭ માં સર્પની કુણ્ડલીનું દૃષ્ટાન્ત આપીને એમ જણાવે છે કે જેમ સર્પ સીધો, લાંબો, તથા ગોળ એમ જૂદા જૂદા આકારનો થવા છતાં એકજ છે, તેમ બ્રહ્મમાં અનેક ધર્મો દેખાય તો પણ તે બ્રહ્મ એકજ છે. એમાં કોઇપણ વિરોધ નથી. ૩-૨-૫ માં (**नस्थानतोपि परस्य उभयलिंगत्वं सर्वत्र हि**) બ્રહ્મનું ઉભયલિંગત્વ ઉપાધિને લીધે નથી. કારણ કે સર્વત્ર તે ઉભયલિંગ યુક્ત છે એમ કહ્યું છે. આ ઉભયલિંગત્વ કેવી રીતે સંભવી શકે તે સમજાવવાને અહિં કુણ્ડલીનું દૃષ્ટાન્ત આપે છે. શ્રીવલ્લભાચાર્ય આ વિષે પોતાના ભાષ્યમાં લખે છે '**यथा सर्पः ऋजुरनेकाकारः कुण्डलश्च भवति, तथा ब्रह्मस्वरूपं सर्वप्रकारं भक्तेच्छया तथा स्फुरति × × तस्मात्सकलविरुद्धधर्मा भगवत्येव वर्तन्त इति न कापि श्रुतिरुपचरितार्थेपि सिद्धम्**' જેમ સર્પ ઋજુ, અનેકાકાર તથા કુણ્ડલ બને છે તેમ બ્રહ્મનું રૂપ ભક્તની ઇચ્છા પ્રમાણે સર્વ પ્રકારનું સ્ફુરે છે × × તેથી ભગવાનમાં સર્વ વિરુદ્ધ ધર્મો હોય છે. તેથી શ્રુતિના અર્થમાં ઉપચાર નથી, નિષેધ શ્રુતિનો બીજી રીતે ખૂલાસો આપતાં શ્રી

વલ્લભાચાર્ય લખે છે ' **प्रतीतं च निषेध्यम्. न अप्रतीतं, न श्रुतिप्रतीतं, सत्यत्वादयश्चालौकिकाः ततः सर्वनिषेधे तदज्ञानमेव भवेत्** । પ્રતીત નિષેધ્ય છે, અપ્રતીત નહિ. તેમાં શ્રુતિથી પ્રતીત નહિ. વળી સત્યત્વાદિ લૌકિક છે. તેથી જો સઘળાનો નિષેધ કરવામાં આવે તો અજ્ઞાન જ થાય. આથી બ્ર. સૂ. ૩–૨–૨૨ માં ઉપર કહ્યા પ્રમાણે સૂત્રકાર બ્રહ્મના રૂપનો નિષેધ કરતા નથી, પણ ' ઇયત્તાનો 'જ નિષેધ કરે છે. **सर्वधर्मोपपत्तेश्च** ૨–૧–૩૭ માં સૂત્રકાર બ્રહ્મને સર્વધર્મથી યુક્ત સ્વીકારે છે. **सर्वोपेता च तद्दर्शनात्** ૨–૧–૩૦ તથા **आत्मनि चैव विचित्राश्च हि** ૨–૧–૨૮ માં કહે છે કે બ્રહ્મમાં તમામ પ્રકારના ધર્મો છે એટલુંજ નહિ પણ તેની શક્તિ વિચિત્ર પણ છે.

આ પ્રકારે બ્રહ્મ વિષેનો નિર્ણય આપીને તેવા નિર્વિશેષ અને સવિશેષ બ્રહ્મ કરતાં પણ બીજું અધિક હશે કે નહિ તે વિષેની શંકાનું સમાધાન ૩–૨–૨૧ અને પછીનાં સૂત્રોમાં કરવામાં આવે છે. ત્યાં પોતે કહે છે કે બ્રહ્મથી અધિક બીજું કોઇ નથી એટલુંજ નહિ પણ તેની સમાન પણ બીજું નથી. અર્થાત્ જે ઉભયલિંગ બ્રહ્મ છે તેજ સર્વથી અધિક છે. ધર્મયુક્ત બ્રહ્મના ધર્મો પણ બ્રહ્મથી ભિન્ન નથી. જેમ પ્રકાશ સૂર્યને આશ્રયે રહે છે તેથી તે ધર્મ છે અને સૂર્ય ધર્મી છે; ત્યાં પ્રકાશ રૂપે જેમ ભેદ દેખાય છે પણ તે સૂર્યના આશ્રયે હોવાથી તે ધર્મી ભગવાન્ છે એમ ભગવાનના ધર્મો અને ધર્મી ભગવાન્ વચ્ચે અવિનાભાવ સંબન્ધથી તેમની વચ્ચે અભેદતા છે. આ પ્રકારે બ્રહ્મના નિર્વિશેષ અને સવિશેષ રૂપનો નિર્ણય સૂત્રકારે આપેલો છે. શંકરાચાર્યે તેને જૂદી રીતે સમજાવ્યો છે, પણ રામાનુજાચાર્ય, નિંબાર્ક, શ્રીવલ્લભાચાર્ય વગેરે તે અર્થને સંમત થતા નથી. ભગવાન્ સવિશેષ હોવાથી તે રૂપ તથા આકારવાળા પણ છે. પણ તે આકાર અલૌકિક આનંદ છે. એજ ભગવાનનો આકાર છે. દેહ તેમજ તેમના હસ્તાદિ અવયવો પણ તેજ. ( **आनंदमात्रकरपादमुखोदरादि** ). સાકરની પૂતળીમાં સર્વ સાકરજ હોય તેમ બ્રહ્મના આકારમાં આનંદ સિવાય બીજું કશું નથી.

**ભગવાનના શરીર વિષે નૈયાયિકોના વાંધો અને તેની સમીક્ષા.**

આ સામે નૈયાયિકો એવો વાંધો લે છે કે ભગવાનનો જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન વિના બીજો કોઈ પણ ધર્મ છે નહિ પણ કાર્ય કરવા જીવના અદૃષ્ટથી પ્રાપ્ત થયેલા શરીરમાં ભગવાન્ ભૂતાવેશ ન્યાયથી પ્રવેશ કરે છે અને પછી તે શરીરનો ત્યાગ કરે છે. આ મતમાં દૂષણ આ પ્રમાણે છે. તેઓ જગત્કર્તા ઇશ્વર છે તેથી તેને જગતના ઉપાદાનનું ગોચર અને અપરોક્ષ જ્ઞાન છે એમ તેઓ માને છે. જેમ લોકમાં કર્તાને કાર્યના ઉપાદાનનું ગોચર અને અપરોક્ષ જ્ઞાન હોવાથી ઇશ્વરમાં એવું જ્ઞાન તેઓ માને છે; તેજ પ્રમાણે લોકમાં શરીરીજ કર્તા હોવાથી ઇશ્વરને પણ શરીર છે એમ તેમણે સ્વીકારવુંજ જોઈએ. જ્ઞાનની પેઠે શરીર પણ અન્વય અને વ્યતિરેકથી સિદ્ધ થાય છે. કુંભાર વગેરે જેમાં કર્તા છે તેમને શરીર છે. શરીર વગર કર્તૃત્વ સંભવેજ નહિ. મુક્ત જીવો જેમને શરીર નથી તેઓ કર્તા નથી. આ રીતે અન્વય અને વ્યતિરેકથી સિદ્ધ થતું શરીર અવશ્ય માનવું જોઈએ. જો એમ ન હોય તો પછી ઇચ્છા, જ્ઞાન વગેરે પણ સિદ્ધ થાયજ નહિ. વળી એવો વાંધો જો લેવામાં આવે કે શરીર પરિચ્છિન્ન છે તેથી એકી સાથે સર્વ દેશમાં તે કાર્ય કરી શકતું નથી, તો ત્યાં કહેવાનું કે એ વાંધો બરાબર નથી. અન્યથાનુપપત્તિથી.

સિદ્ધ થતું શરીર એ દોષ દૂર થાય તેવુંજ હોય છે ; શરીર મહત્ અને ઉદ્ભૂત રૂપ યુક્ત હોવાથી તે ચાક્ષુષ થવું જોઇએ. એ વાંધો પણ બ્રહ્મની બાબતમાં વ્યાજબી નથી. કારણ કે ઇંદ્રિ વગેરે દેવોનાં શરીર પણ અચાક્ષુષ છે તો ભગવાન્‌નું તો શરીર તેવું હોય તેમાં શું આશ્ચર્ય?

આથી નિશ્ચિત થાય છે કે સૂત્રકાર જે બ્રહ્મનું વર્ણન કરે છે અને જેને પ્રમેય જણાવે છે તે બ્રહ્મ સર્વ ધર્મોપેત અને વિરુદ્ધ ધર્માશ્રયી છે. તે અણુથી અણુ અને મહાન્‌થી મહાન્, હાથ પગ નહિ છતાં દોડનાર તથા વસ્તુને ગ્રહણ કરનાર, અચિન્ત્ય અને વિચિત્ર શક્તિઓવાળું, જગત્કર્તૃત્વાદિક અલૌકિક ધર્મયુક્ત, બ્રહ્મ છે. આ બ્રહ્મ શંકર કહે છે તેવું નિર્ગુણ નહિ પણ 'પુરૂષોત્તમ' છે, ભાસ્કર એને 'ઇશ્વિર' તરીકે ઓળખાવે છે. નિંબાર્ક અને મધ્વ 'વિષ્ણુ' તરીકે, રામાનુજ ચતુર્વ્યૂહ યુક્ત વાસુદેવ તરીકે. શ્રીવલ્લભાચાર્ય તેને માટે 'શ્રીકૃષ્ણ' એવું નામ આપે છે. શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથમાં શ્રીકૃષ્ણનેજ પરબ્રહ્મ જણાવીને ગતિરૂપે ઓળખાવે છે. સિદ્ધાન્ત મુક્તાવલીમાં **परंब्रह्म तु कृष्णोहि** એ વાકયથી શ્રીકૃષ્ણ શબ્દ આપે છે તેથી પણ એજ નિશ્ચય થાય છે. ત્યાં બ્રહ્મવાદીએ પણ શ્રીકૃષ્ણમાં પરબ્રહ્મ તરીકે બુદ્ધિ પરોવવી એમ **अतस्तुतद् ब्रह्मवादेन कृष्णेबुद्धिर्विधीयताम्** । એ વાકય કહેવામાં આવે છે. ભક્તિવર્ધિની ગ્રંથમાં **अव्यावृत्तोभजेत्कृष्णं** એ વાકયથી શ્રીકૃષ્ણનીજ ભક્તિ કરવાનું કહે છે. આ ઉપરાંત તત્ત્વદીપ નિબંધમાં ઘણે સ્થળે શ્રીકૃષ્ણનેજ પરબ્રહ્મ તરીકે ઓળખાવે છે. આથી અણુભાષ્યના અન્તમાં શ્રીવિઠ્ઠલેશજી બ્રહ્મસૂત્રોનું તાત્પર્ય કયા બ્રહ્મમાં છે તે સૂચવવાને એક શ્લોક આપે છે.

**जानीत परमं तत्त्वं यशोदोत्सङ्गलालितम् ।**
**तदन्यदिति ये प्राहुरासुरांस्तानहो बुधाः**

શ્રીયશોદાના ઉત્સંગમાં ખેલનાર શ્રીકૃષ્ણ સિવાયનાને જે પરમતત્ત્વ કહે છે તે અસુર છે એમ હે ડાહ્યા પુરૂષો સમજો. શુદ્ધાદ્વૈતમાં આ રીતે આનંદસ્વરૂપ પરમતત્ત્વ તે શ્રીકૃષ્ણજ છે.

**તાર્કિકોના ઇશ્વિરવાદનું ખણ્ડન.**

તાર્કિકો ઇશ્વરને જીવથી ભિન્ન માને છે. ઇશ્વિર સઘળા જીવોના નિયામક છે. તેઓ બ્રહ્મને માનતા નથી પણ ઇશ્વરને સ્વીકારે છે. આ ઇશ્વર તે બ્રહ્મથી જૂદા પ્રકારનો છે. તેમના મતે આત્મદ્રવ્ય બે જાતનું છે–ક્ષેત્રજ્ઞ અને સર્વજ્ઞ. ક્ષેત્રજ્ઞ અને પિંડનો અભિમાની જીવાત્મા અને સર્વજ્ઞ એટલે સર્વ જગતના જ્ઞાનવાળા પરમેશ્વર. જીવાત્મા અનંત છે અને પરમાત્મા અથવા પરમેશ્વર એક છે. ઇશ્વરનું અસ્તિત્વ (૧) કાર્યલિંગક અનુમાન (૨) જ્ઞાનલિંગક અનુમાન (૩) કાલલિંગક અનુમાન–એમ ત્રણ રીતે કરી શકાય. પૃથ્વી વગેરે કાર્ય જોઇને તેનો કોઇક કર્તા હોવો જોઇએ તે રીતનું અનુમાન કાર્યલિંગક. અનંત પ્રકારના જીવોથી ભરપૂર જગતમાં જીવોની જૂદા જૂદા કર્મમાં પ્રવૃત્તિ થાય છે તથા તેમને તેમના કર્મનું ફળ મળે છે. માટે આ સર્વની વ્યવસ્થા કરનાર કોઇક સર્વજ્ઞ વ્યવસ્થાપક હોવો જોઇએ. અને તે ઇશ્વિર છે તેવું અનુમાન તે જ્ઞાનલિંગક છે. કર્તા આત્મા ઉપરાંત ફળ પ્રવર્તક આત્મા વધારે ચઢિઆતી બુદ્ધિશક્તિવાળો અને વધારે સ્વતંત્ર હોય તે આવી જ્ઞાન શક્તિ અને ક્રિયા શક્તિની પરાકાષ્ઠા જ્યાં જઇને અટકે છે તેવા આત્માને પરમાત્મા અથવા પરમેશ્વર સંજ્ઞા આપવામાં આવે છે. તાર્કિકો ઇશ્વિરનેજ માને છે બ્રહ્મને નહિ. તેથી તે મતનું ખણ્ડન સૂત્રકારે અ. ૨ ના પાદ. ૨ ના અધિ. ૭ માં કર્યું છે. તેમાં નીચેની દલીલ કરી છે

(૧) ઇશ્વરને જો જીવથી જૂદો અને નિયામક માનવામાં આવે તો ઇશ્વરને વૈષમ્ય તથા નૈર્ઘૃણ્યનો દોષ લાગે છે. (૨) જીવ અને બ્રહ્મ બન્ને વિભુ હોવાથી જીવ ઇશ્વરનો નિયામક બને નહિ [૩] ઇશ્વર તત્ત્વ માનવામાં તેના અધિષ્ઠાનની કલ્પના કરવી જોઇએ એવી કલ્પના કરવા જતાં અનવસ્થા પ્રસંગ તથા સ્વસિદ્ધાન્તની હાનિ થાય છે. (૪) ઇશ્વર જગતનો કર્તા છે એમ માનવા જતાં ઇશ્વરને શરીરવાળો માનવો પડે. પણ તાર્કિકો ઇશ્વરને શરીર-વાળો માનતા નથી. આમ છતાં જો તેને ઇશ્વરને કરણવાળો માને તો તેથી તે ઇશ્વર સુખદુઃખના અનુભવ કરનાર થશે. [૫] જડ અને જીવના નિયમન માટે ઇશ્વરને સ્વીકારતાં ઇશ્વરને પરિચ્છેદની જરૂર પડે. એમ માનતાં જીવ અને જડ અન્તવાળા થાય અને તેથી મોક્ષ શાસ્ત્ર વ્યર્થ ઠરે. તેમને જો વિભુ માનો તો ઇશ્વર સર્વજ્ઞ બને. માટે તાર્કિકોનો ઇશ્વર વિષેનો મત ખોટો છે. બ્રહ્મજ જીવોનો નિયંતા છે.

સાંખ્યો બ્રહ્મને માનતા નથી પણ પ્રકૃતિને માને છે. આ વિષેનું ખણ્ડન જગત્ તત્ત્વના વિચારમાં કરવામાં આવે છે.

## જગત્ તત્ત્વ

બ્રહ્મસૂત્રોના જન્માદ્યધિકરણમાં બ્રહ્મનું લક્ષણ આપતાં તે બ્રહ્મને જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કરનાર કહ્યા છે. આથી જગત્ એ બ્રહ્મની કૃતિ અને પરિણામ છે, એવો સૂત્રકારનો આશય સમજાય છે. આ બ્રહ્મને જગત્‌નું સમવાયિ કારણ અને નિમિત્ત કારણ ઉભય કહેલ છે. ઘટનું સમવાયિ કારણ મૃત્તિકા અને નિમિત્ત કારણ કુંભાર વગેરે. આ દૃષ્ટાંતમાં જેમ સમવાયિ કારણ અને નિમિત્ત કારણ જૂદાં છે તેમ જગતના કારણ બ્રહ્મની બાબતમાં નથી. બ્રહ્મ એ ઉત્તમ કારણ રૂપ છે. જગત્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે માટે તે બ્રહ્મ સમવાયી કારણ અને બ્રહ્મ તેનું બનાવનાર છે માટે તે નિમિત્ત કારણ. ઉભયકારણ રૂપ બ્રહ્મજ છે. આ સમવાયિ કારણત્વ સૂ. ૨-૪-૫, ૨-૪-૬. ૪-૫-૭, છાં. ૬-૧-૪, ૬-૨-૧ માં આપેલું છે. બ્રહ્મમાંથી જો જગતની ઉત્પત્તિ માનીએ અર્થાત્ બ્રહ્મને જગત્‌નું સમવાયિ કારણ માનીએ તો પછી બ્રહ્મમાં વિકાર થશે, આવી શંકા કેટલાકને થાય છે તેથી તેઓ બ્રહ્મને જગત્‌નું કારણ માનતા નથી. શંકરાચાર્ય અવિદ્યાથીજ બ્રહ્મનું જગતકર્તૃત્વ છે એમ કહે છે. સાંખ્ય લોકો પ્રકૃતિને કારણ માને છે. નૈયાયિકો આરંભવાદને માને છે. તે મત પ્રમાણે પરમાણુઓજ જગત્‌નું સમવાયિ કારણ છે અને ઇશ્વર નિમિત્ત છે. શંકરાચાર્યનો વિવર્તવાદ કહેવાય છે. સૂત્રકારે બીજા અધ્યાયમાં આ જૂદા જૂદા વાદોનું ખણ્ડન કર્યું છે અને પોતે બ્રહ્મને કેવી રીતે માને છે તે સ્પષ્ટ સમજાવ્યું છે.

**સાંખ્યનો પ્રકૃતિ-વાદ.**

સાંખ્યવાદીઓ સત્કાર્યવાદી છે. સત્‌માંથીજ સત્ થાય છે એમ તેઓ માને છે. કાર્ય કારણના વ્યાપાર પહેલાં પણ હતું. કારણના વ્યાપાર પહેલાં પણ કાર્ય હતું તો પણ કારણના વ્યાપારથી તેની **અભિવ્યક્તિ** છે. તેથી કારણ વ્યાપાર નિષ્ફળ નથી. કારણના વ્યાપારની પૂર્વે **અપ્રકટ અવસ્થામાં** રહેલું કાર્ય પ્રકટ અથવા અભિવ્યક્ત થાય છે. **અભિવ્યક્તિ અર્થાત્**

પ્રાકટ્ય તે કારણમાંથી કાર્યને ભિન્ન બતાવે છે. અર્થાત્ કાર્યને લૌકિક પ્રત્યક્ષનો વિષય બનાવે છે.

કણાદ મુનિનું કહેવું એવું છે કે બીજમાંથી અંકુર ઉત્પન્ન થાય છે ત્યારે બીજનો ધ્વંસ થાય છે. તેમાં બીજ વગેરે અવયવજ અંકુરનું કારણ છે. બીજનો વિનાશ માત્ર સહકારી છે, અને પહેલાં જે નહોતું તેવું અંકુર ઉત્પન્ન થાય છે. સાંખ્ય લોક નીચે પ્રમાણે જવાબ આપે છે. (૧) કાર્ય ઉત્પત્તિ પહેલાં પણ હતુંજ કારણકે અસત્ અર્થાત્ નહોતું એવું કંઈ પણ આ લોકમાં કોઈ કરતું નથી. રેતીમાં તેલ નથી તેથી રેતીમાંથી કોઈ તેલ કાઢતું નથી. અસત્ કોઈ ઉત્પત્તિ કરતું નથી. તેથી ઉત્પત્તિ પહેલાં પણ કાર્ય કારણમાં અવ્યકત રહેલું હતું. [૨] વળી કાર્ય ઉત્પન્ન કરવા ઇચ્છનાર માણસ યોગ્ય ઉપાદાનનું ગ્રહણ કરે છે, જેને દધિ જોઇએ તે ક્ષીર લે છે. જલ લેતું નથી. તેથી પણ ઉત્પત્તિ પહેલાં કાર્યકરણમાં અવ્યકત રહેલું હતું. [૩] સર્વ કાર્યનો સર્વત્ર સંભવ નથી. સુવર્ણ રજતમાંથી ઉત્પન્ન થતું નથી. તેથી પણ ઉત્પત્તિ પહેલાં કાર્યકારણમાં અવ્યકત રહેલું હતું. [૪] જે જે કાર્ય કરવા શકિતમાન્ હોય તે તેજ કાર્ય કરે છે. ઘટ રચવામાં કુલાલ શકિતમાન્ છે, અને માટી, દંડ, ચક્ર, રજ્જુ, જલ વગેરે શકિતમાન્ છે. તેથી કુંભાર માટીમાંથીજ એ ઉપકરણોથી ઘટ રચે છે. તેથી પણ ઉત્પત્તિ પહેલાં કાર્ય કારણમાં અવ્યકત રહેલું હતું. [૫] વળી જેવા લક્ષણનું કારણ હોય છે તેવાજ લક્ષણનું કાર્ય પણ હોય છે. યવમાંથી યવજ ઉત્પન્ન થાય છે. વ્રીહિમાંથી વ્રીહિ જ. જો કાર્ય કારણમાં રહેલું ન હોત તો યવમાંથી વ્રીહિ ઉત્પન્ન થાત. કોદરામાંથી શાલિ, પણ તેમ નથી. તેથી પણ ઉત્પત્તિ પહેલાં કાર્ય કારણમાં અવ્યકત રહેતું હતું. આથી પ્રથમ હતું એવુંજ કાર્ય ઉત્પન્ન થાય છે. માટે કાર્ય પ્રથમ ન હતું અને કારણ વ્યાપારથી ઉત્પન્ન થાય છે એમ નથી. કાર્ય પ્રથમ પણ હતું, પરંતુ અવ્યકત દશામાં હતું. કારણના વ્યાપારથી તે વ્યકત થયું.

વળી કાર્યની ઉત્પત્તિ માનીએ અર્થાત્ પ્રથમ ન હતું એવા કાર્યની કારણના વ્યાપારથી ઉત્પત્તિ થાય છે એમ માનીએ તો ઉત્પત્તિ સિદ્ધ કરવી પડે. ઉત્પત્તિ પૂર્વે હતી કે નહિ? જો પૂર્વે હોય તો કારણની જરૂર નથી. પહેલાં ન હોતી એમ હોય તો કારણના વ્યાપારથી ઉત્પન્ન થઈ એમ કહીએ તે ઉત્પત્તિની પણ ઉત્પત્તિ હોવી જોઇએ. ઉત્પત્તિની ઉત્પત્તિ સ્વીકારીએ તો તેની પણ ઉત્પત્તિ હોવી જોઇએ. અને તેમ થતાં અનવસ્થા દોષ થાય. કાર્યની ઉત્પત્તિ સદા વિદ્યમાન છે તેની ઉત્પત્તિની અપેક્ષા રહેતી નથી એમ માનીએ તો ઉત્પત્તિ સદા રહેતી હોવાથી કારણની આવશ્યકતા રહેતી નથી. અને કારણ વ્યર્થ થઇ જાય છે. વળી પટ વગેરે કાર્યજ ઉત્પત્તિ છે એમ માનીએ તો 'પટ ઉત્પન્ન થાય છે.' એવો વ્યવહાર સંભવે નહિ. કારણકે પટજ ઉત્પત્તિ હોવાથી એ વાકયમાં પુનરુકિત દોષ આવે છે. ઇત્યાદિ રીતિથી ઉત્પત્તિ પણ સિદ્ધ થઈ શકતી નથી.*

આ રીતે સાંખ્યવાદીઓ સત્કાર્યવાદી છે. એમનો સત્કાર્યવાદ નીચેની કારિકામાં જણાવેલ છે. જેનો ભાવાર્થ ઉપર આપણે આપ્યો છે.

* જૂઓ રા. નાનુભાઈ નારણલાલ ગાંધી, એમ. એ. એલ. એલ. બી. નું વિદ્વન્મંડનનું ભાષાંતર પૃ. ૫૮.

**असदकरणादुपादानग्रहणात्सर्वसम्भवाभावात् ।**
**शक्तस्य शक्यकरणभावाच्च सत्कार्यम् ॥**

આ રીતે સાંખ્યો સતમાંથીજ સતને માને છે. અને તે પણ ઉત્પત્તિ નહિ પણ અભિવ્યક્તિ. પણ તેઓ બ્રહ્મને જગતનું સમવાયિ કારણ નહિ માનતાં પ્રકૃતિનેજ માને છે. પણ સૂત્રકાર પ્રકૃતિના કર્તૃત્વનો નિરાસ અધ્યાય બીજાના પાદ ૧ માં કર્યો છે. અધ્યાય ૧ લાનો પાદ ચોથો, સાંખ્યમત શ્રુતિસંમત નથી એમ જણાવવાને રચ્યો છે. ૧–૪–૧ માં સૂત્રકાર કહે છે કે કઠ ૧–૩–૧૦ અને ૧૧ માં સાંખ્યોનાં ૨૫ તત્ત્વો ગણાવેલાં છે એમ જે કહ્યું તે ખોટું છે. કારણ કે ત્યાં સાંખ્યવાદ નથી પણ બ્રહ્મવાદ છે. ત્યાં અવ્યક્ત શબ્દનો અર્થ સૂક્ષ્મ એટલે બ્રહ્મ અથવા ભગવત્કૃપા છે, તેમ અક્ષર બ્રહ્મના અર્થમાં પણ છે. ૧–૪–૨ માં કહે છે કે શ્વે. ઉ. માં 'અજા' શબ્દ છે પણ તે પ્રકૃતિના અર્થમાં નહિ પણ જ્યોતિના અર્થમાં છે. અધિ ૩ માં કહે છે કે બૃ. ૪–૪–૨૩ માં 'પાંચ પંચજન' જે કહેલ છે તે '૨૫' તત્ત્વોના અર્થમાં નહિ પણ પાંચ ઇન્દ્રિયોની વૃત્તિઓના અર્થાત્ 'પ્રાણદિ'ના અર્થમાં છે.

**સૂત્રકારે બતાવેલી સાંખ્યમતની શ્રુતિ અસંમતતા તથા પ્રકૃતિકારણવાદનું કરેલું ખંડન.**

વળી તૈ. ૨–૧, છાં. ૬–૨–૩, મું. ૧–૧–૩ તથા બૃ. ૧–૨–૫ માં આપેલાં સૃષ્ટિવાક્યો પ્રકૃતિનું કર્તૃત્વ જણાવે છે એવું જે સાંખ્યો કહે છે તે ખોટું છે એમ અધિ. ૪ માં સૂત્રકાર જણાવે છે. પુરૂષથી વિશિષ્ટ પ્રકૃતિમાં પણ કર્તૃત્વ નથી એમ જણાવવાને અધિ. ૬ સૂત્રકાર યોજે છે, અને ત્યાં ભાષ્યકાર કૌ, ૪–૧૯ ની શ્રુતિ ટાંકીને બતલાવે છે કે તે સ્થળે પુરૂષથી વિશિષ્ટ પ્રકૃતિની કારણતા નહિ પણ બ્રહ્મનીજ કારણતા કહી છે. તેમ મૈત્રેયી બ્રાહ્મણમાં પણ એજ અર્થ છે. આશ્મરથ્ય, ઔડુલોમિ તથા કાશકૃત્સ્ન પણ બ્રહ્મનેજ કર્તૃ માને છે એવું જણાવવાને અધિકરણ ૭ મું યોજે છે. અધિ. ૮ માં કહે છે કે છાં. ૬–૧–૨ માં એક વિજ્ઞાનથી સઘળાનું જ્ઞાન થાય છે એવી જે પ્રતિજ્ઞા કરી છે તથા મૃત્તિકાનું દૃષ્ટાન્ત આપ્યું છે તેથી પ્રકૃતિ શબ્દ બ્રહ્મવાચક છે. તૈ. ૨–૬ માં તેની કામના આપી છે તે બ્રહ્મનીજ હોઈ શકે એવો અર્થ અધિ. ૮ માં જણાવે છે. આ રીતે સામાન્યતઃ સાંખ્યવાદ શ્રુતિથી સંમત નથી એમ સૂત્રકાર અ. ૧ ના પાદ ૪ માં જણાવે છે. પછીથી અધ્યાય ૨ ના પાદ ૧ ના અધિ. ૪ માં સાંખ્યવાદીએ જગતનું કારણ બ્રહ્મ હોઈ શકે નહિ એવી જે દલીલ કરી છે તેના વિષે વિચાર જણાવે છે. સાંખ્યવાદી કહે છે કે જગત્ જડ હોવાથી ચેતન બ્રહ્મ તેનું કારણ હોઈ શકે નહિ કારણ કે તે બન્ને એકબીજાથી વિલક્ષણ છે. કારણ અને કાર્યનાં રૂપ જુદાં હોવાં જોઇએ. સિદ્ધાન્તી સૂત્રકાર તેનો ઉત્તર આપે છે કે ચેતનમાંથી જડ અને જડમાંથી ચેતનની ઉત્પત્તિ લોકમાં જોવામાં આવે છે. દેહ (ચેતન) માંથી કેશ (જડ) અને છાણ (જડ)માંથી વીંછી ચેતન ઉત્પન્ન થતા કોણ જોતું નથી? અધિ. ૫ માં એવી શંકા કરવામાં આવે છે કે જો આપણે બ્રહ્મને જગતનું કારણ માનીએ તો પછી જગતના લય વખતે તે બ્રહ્મમાં પ્રવેશે તે સમયે જગતની અશુદ્ધિ વગેરે દોષો બ્રહ્મને સ્પર્શ કરશે. આનો ઉત્તર સિદ્ધાન્તી એવો આપે છે કે સાંખ્યપક્ષ સત્કાર્યવાદી હોવાથી જે દૂષણ બ્રહ્મની

કારણતામાં જણાવવામાં આવે છે તે દૂષણ તેનામાં આવશે, કારણ કે તેના મત પ્રમાણે પ્રકૃતિ જો જગત્‌નું સમવાયિકારણ હોય તો લય સમયે જગતના પરિચ્છિન્નત્વ વગેરે ધર્મો પ્રધાનનેજ સ્પર્શ કરશે. અધ્યાય બીજાના પાદ–૨ ના અધિકરણમાં કહે છે કે પ્રકૃતિ જડ હોવાથી બુદ્ધિપૂર્વક ક્રિયા રૂપ જગતની રચના તેનાથી સંભવતી નથી તેમ જીવોની પ્રવૃત્તિ બને નહિ. જડ પદાર્થોની ગતિ ચેતનની પ્રેરણાથીજ થાય છે. દુધમાં ફીણ આવે છે તે પણ ચેતનની ક્રિયાથી થાય છે. પ્રકૃતિ ચેતનની અપેક્ષા સિવાય પ્રવૃત્તિ કરે તો તેનો અન્ત આવેજ નહિ. તેથી પુરુષને મોક્ષનો પ્રસંગ ન આવે. અધિ. ૨ માં કહે છે કે પુરુષની પ્રેરણાથી પણ પ્રકૃતિનો વ્યાપાર નથી. કારણકે સાંખ્ય વાદમાં પુરુષ વ્યાપાર રહિત તથા કર્તૃત્વ રહિત છે. તેથી તેનામાં પ્રેરણા કરવાની શક્તિ નથી. તેમ પુરુષ તથા પ્રકૃતિ વચ્ચે અંગાંગી સંબંધ નહિ હોવાથી પુરુષની પ્રેરણાથી પ્રકૃતિ વ્યાપાર કરતી નથી.

આ રીતે સૂત્રકાર સાંખ્યવાદીએ સ્વીકારેલી પ્રવૃત્તિની કારણતા અગર પુરૂષ પ્રેરિત પ્રકૃતિ કારણતાનો નિરાસ કરે છે. અને બ્રહ્મ એજ જગત્ નું સમવાયિ કારણ જણાવે છે.

**વિકૃત પરિણામવાદ અને અવિકૃત પરિણામવાદ.**

શુદ્ધાદ્વૈતવાદી અને સાંખ્યવાદી ઉભય સત્કાર્યવાદી છે ખરા પણ તે બન્નેમાં એ ફેર છે કે સાંખ્યવાદીઓ પુરુષ અને પ્રકૃતિ એ બેનેજ છેવટનાં તત્ત્વો જણાવે છે, અને પ્રકૃતિ એજ જગત્‌નું સમવાયિ કારણ છે એમ કહે છે. શુદ્ધાદ્વૈતવાદી બ્રહ્મનેજ અંતિમ તત્ત્વ કહે છે અને જગત્‌નું કારણ તે બ્રહ્મજ છે એમ જણાવે છે. ઉભયના મતે જગતની અભિવ્યક્તિ છે, એકના મતે (શુદ્ધાદ્વૈતવાદીના મતે) બ્રહ્મમાંથી છે, અને સાંખ્યવાદીના મતે 'પ્રકૃતિ'માંથી છે. વળી શુદ્ધાદ્વૈતવાદીના મતે અભિવ્યક્તિ–બ્રહ્મમાંથી જગત્‌નું પરિણામ વિકારરહિત અવિકૃત છે, સાંખ્યવાદીના મતે તે વિકૃત–વિકારવાળું છે. દુધમાંથી દહી, ઘી વગેરે પરિણામો થાય છે, પણ તે પરિણામો મૂળકારણ દુધના રૂપમાં છેવટે પલટી શકાતાં નથી. માટે તે પરિણામ વિકારવાળું છે, પણ સોનામાંથી કોઇ પણ દાગીના બનાવીએ, તે બધાં જોકે સોનાનાંજ પરિણામો–ફેરફારો છે, તો પણ તે એવાં નથી કે તેઓ મૂળ કારણ રૂપમાં ફેરવી શકાય નહિ. તે ઘરેણાં પણ મૂળ કારણ રૂપ છે. ઘરેણાં રૂપે પણ તે મૂળ કારણ સુવર્ણજ છે. આ પ્રકારનું પરિણામ તે વિકારરહિત છે. માટે તેનું નામ અવિકૃત પરિણામ કહેવાય છે. સાંખ્યવાદીઓ વિકૃત પરિણામને માને છે અને શુદ્ધાદ્વૈતવાદીઓ અવિકૃત પરિણામને માને છે. બ્રહ્મમાંથી જગત્ થવા છતાં પણ બ્રહ્મમાં કોઇપણ જાતનો વિકાર થતો નથી. તેથી બ્રહ્મમાં વધઘટ થતી નથી.

**નૈયાયિકોનો અસત્કાર્યવાદ,**

નૈયાયિકો અસત્કાર્યવાદી છે, તેમનો મત એવો છે કે કાર્ય નવુંજ ઉત્પન્ન થાય છે. ઉત્પત્તિ પહેલાં કાર્ય હતુંજ નહિ. અસત્ અથવા અવિદ્યમાન એવા કાર્યની ઉત્પત્તિ થાય છે એમ તેઓ માને છે. આમના મતે ચાર પ્રકારના અભાવ છે–પ્રાગભાગ, પ્રધ્વંસાભાવ, અત્યંતાભાવ, અને અન્યોન્યાભાવ. ઘટની ઉત્પત્તિ પૂર્વે ઘટ નથી. તેનો અભાવ છે. આ અભાવ પ્રાગભાવ કહેવાય છે. ઉત્પત્તિ થયા પછી ઘટનો નાશ થાય ત્યાં સુધી ઘટની સત્તા છે. ઘટનો નાશ થાય ત્યારે ઘટનો અભાવ થાય છે, તેને પ્રધ્વંસાભાવ કહે છે. પ્રાગભાવને

આદિ નથી, પરંતુ અંત છે, કારણકે ઘટની ઉત્પત્તિ પહેલાં સર્વદા પ્રાગભાવ હતો. અમુક સમયે પ્રાગભાવનો આરંભ થયો એમ કહી શકાય નહિ, કારણકે તે સમય પહેલાં પણ ઘટની સત્તા ન હોવાથી અને ઘટ 'ભાવી'જ હોવાથી તેનો પ્રાગભાવજ હતો એમ કહેવું પડે. પ્રધ્વંસાભાવને આદિ છે, કારણકે ઘટનો નાશ થયા પછી સર્વદા તેનો અભાવજ રહેવાનો.

સૂત્રકાર અસત્કાર્ય વાદીઓના મતનું ખણ્ડન અધ્યાય-૨ જાના પાદ ૧ માં કરે છે. અસત્કાર્યવાદીઓ છાં. ૬-૧૧ની વાચારંભણ શ્રુતિ ટાંકીને એમ જણાવે છે કે ત્યાં કાર્યનું મિથ્યાત્વ કહેલ છે. પણ સૂત્રકાર ૨-૧-૧૪માં કહે છે કે ત્યાં શ્રુતિનો આશય કાર્ય (ઘટ) અને કારણ (મૃત્તિકા) એ બન્ને વચ્ચેની અનન્યતા જણાવવાનો છે. મિથ્યાત્વ નહિ. અણુભાષ્યકાર ત્યાં કહે છે.' જે વળી તામસ બુદ્ધિવાળા મિથ્યાત્વનું પ્રતિપાદન કરે છે તેઓ સૂત્ર તથા શ્રુતિના વિરોધથી બ્રહ્મવાદને તિલાંજલી આપે છે એમ જાણવું જોઇએ. અંદર

**સૂત્રકારે તેનો કરેલો નિરાસ.**

પેઠેલા ચોરના વધને માટે આ આરમ્ભ છે. અલૌકિક પ્રમેય બ્રહ્મમાં સૂત્રને અનુસરીનેજ નિર્ણય ઉચિત છે. કંઈ પણ વસ્તુ સ્વતંત્ર રીતે કલ્પવી નહિ, કારણકે તર્કની પ્રતિષ્ઠા નથી અને વળી આ સૂત્રમાં મિથ્યાત્વનો અર્થ સંભવતો નથી. એક વસ્તુના જ્ઞાનથી સર્વ જ્ઞાનના ઉપક્રમના બાધથી પ્રકરણનો વિરોધ થાય છે. ત્રણના અવિરોધના ભયના પરિત્યાગથી આ એક સૂત્ર અન્ય રીતે યોજનાર અતિધૃષ્ટ છે. આથી વધારે વિસ્તાર કરવાની જરૂર નથી. આ શબ્દોમાં અણુભાષ્યકાર અસત્કાર્ય વાદીઓના વિચારને અપ્રામાણિક ઠરાવે છે. સૂત્રકાર પણ ૨-૧-૧૫ માં ઘટનું દૃષ્ટાન્ત આપીને કહે છે કે ઘટાદિ વિદ્યમાન હોય તોજ તેમની ઉપલબ્ધિ હોઈ શકે છે. અવિદ્યમાનના અગર અભાવમાં નહિ. વળી વાણીમાત્રથી જો મિથ્યાત્વનો અર્થ ઉપલબ્ધ થતો હોય તો અહિઆં ઘડો છે, એમાં પણ તે જણાય. ૨-૧-૧૬ માં કહે છે કે જગત્ એ અસત્ નથી પણ સત્ છે. જગત્નું અસ્તિત્વ ત્રણે કાલમાં છે. છાં. ૬-૨-૧ માં કહે છે કે આ પહેલાં સત્ હતું. જે આ કંઈ છે તે સત્ય કહે છે. તૈ. ૨-૭ માં જોકે એવી શ્રુતિ છે. "અથવા આ અગ્રે અસત્ હતું" પણ તેથી ત્યાં અસત્ કહેતાં મિથ્યાત્વનો અર્થ નથી. એનો અર્થ એટલોજ છે કે કાર્યના આવિર્ભાવ પહેલાં તે વ્યક્ત-સ્પષ્ટ નહોતું; એટલુંજ તે જણાવે છે. આવિર્ભાવ પછી જેમ કાર્ય વ્યક્ત થયું છે તેમ તે પહેલાં નહોતું. આટલા માટેજ તેને અસત્ કહ્યું છે, જો એમ ના હોય તો તેણે પોતાની જાતે કર્યું (તૈ. ૨-૭) એવી શ્રુતિઓજ હોય નહિ એમ ૨-૧-૧૭માં જણાવે છે. ૨-૧-૧૮માં યુક્તિ અને અન્ય શબ્દનું પ્રમાણ આપે છે. યુક્તિ એ છે કે જગત્ બ્રહ્મમાં સમવેત હોવાથી અને તે બન્ને વચ્ચે સમવાય સંબન્ધ નિત્ય હોવાથી ઉત્પત્તિ પહેલાં પણ જગતની સત્તા છે. જો આ રીતે તે સંબન્ધ ન હોય તો પછી જગત્ અને બ્રહ્મ વચ્ચે સંબન્ધજ ન હોય, પણ શ્રુતિઓમાં અનેક સ્થળે બ્રહ્મને જગત્નું સમવાયિ કારણ કહેલું છે. એટલે બ્રહ્મ જગતમાં અનુસ્યૂત છે. આથી યુક્તિ પ્રમાણે પણ જગત્ અસત્ હોઇ શકે નહિ, વળી સતને બદલે આત્મા શબ્દનો પ્રયોગ તૈ. ૨-૭માં કર્યો છે અને તેમાંથી જગત્ થયેલું કહ્યું છે આથી પણ તે અસત્ નથી. ૨-૧-૧૯માં પટનું દૃષ્ટાન્ત આપીને કહે છે કે ગડી વાળેલું કપડું આપણે સ્પષ્ટ રીતે જાણી શકતા નથી પણ પહોળું કરેલું હોય તો તેની લંબાઈ, પહોળાઈ ઇત્યાદિ જાણી શકીએ છીએ, તેમ

જગતની અવ્યક્ત દશામાં આપણે તેને જાણી શકતા નથી, માટેજ તે દશાવાળા જગતનેજ 'અસત્' કહેલ છે, તેથી અસત્નો અર્થ મિથ્યા કરવો નહિ.

**નૈયાયિકોના આરંભવાદનું ખંડન.**

અસત્કાર્યવાદી નૈયાયિકો પરમાણુઓને જગત્નું સમવાયિ કારણ, અને ઇશ્વરને નિમિત્ત કારણ માને છે. પૃથ્વી જલ, તેજ, વાયુ આ ચાર તત્ત્વોનાં અપ્રત્યક્ષ પરમાણુ જ્યારે ઇશ્વિરકૃતિથી એક બીજાની સાથે ભેગાં મળે છે ત્યારે તેમાંથી દ્વયણુક, ત્રયણુક વગેરે આરંભાય છે, અને તે રીતે સૃષ્ટિનો પણ આરંભ થાય છે. માટે તેઓ આરંભવાદીઓ પણ કહેવાય છે, જ્યારે ઇશ્વિર તે પરમાણુઓમાં ઉલટી ક્રિયા કરે તે સમયે તમામ પરમાણુઓ એક બીજાથી નોખાં થઇને આકાશમાં રહે છે. આ રીતે નોખાં થતાં પ્રલય થાય છે. તેઓ ઇશ્વિર તથા જીવને દ્વૈત માને છે. આ પરમાણુવાદ તથા આરંભવાદનું ખંડન સૂત્રકારે અધ્યા. ૨ ના પાદ. ૨જાના અધિ. ૩માં કરેલું છે. તેનો નિષ્કર્ષ નીચે પ્રમાણે છે.

(૧) આરંભવાદને શ્રુતિ, સ્મૃતિ તથા સૂત્રનો ટેકો નથી, કારણકે શ્રુતિમાં અદ્વૈત છે. જ્યારે આમના મતે દ્વૈત છે.

(૨) પરમાણુઓના સંયોગથી સૃષ્ટિનો આરંભ થઈ શકે નહિ, કારણકે પરમાણુઓમાં પ્રદેશ નહિ હોવાથી તેનો સંયોગજ થઈ શકતો નથી.

(૩) આરંભવાદમાં પરમાણુ નિત્ય મનાય છે, પણ તેમ માનતાં સૃષ્ટિનો કદી પણ નાશજ થશે નહિ.

(૪) પરમાણુઓને આરંભવાદમાં રૂપવાળાં કહ્યાં છે, પણ જો આપણે તે રીતે માનીએ તો તે અનિત્ય થઈ જાય.

(૫) પરમાણુજ સૃષ્ટિના આરંભ માનવાથી કાલ, જીવ, આકાશ દિશા વગેરેનું ઉપાદાન કારણ કોઈ નહિ રહી શકે.

(૬) ઇશ્વિરને નિમિત્ત માનવાથી, વૈષમ્ય તથા નૈર્ઘૃણ્યના દોષોનો પરિહાર થઈ શકશે નહિ. આ પ્રમાણે આરંભવાદમાં દૂષણો હોવાથી સૂત્રકાર પરમાણુને જગત્નું કારણ માનતા નથી.

**માયાવાદ અગર વિવર્તવાદ.**

માયાવાદીઓ અનાદિ માયાના સંબન્ધથી નિર્ગુણ નિરાકાર બ્રહ્મ જગત્ રૂપે વિવર્તને પામે છે, અર્થાત્ માયાના સંબંધથી અધિષ્ઠાન રૂપ બ્રહ્મમાંજ જગતની ભ્રાંતિ થાય છે. દોરીમાં સર્પનો ભ્રમ અને છીપમાં ચાંદીનો ભ્રમ થાય છે તેમ ખરી રીતે જગતજ નથી. જીવ, ઇશ, વિષયજ્ઞાન ઇશ્વર અને જીવનો ભેદ, અવિદ્યા અને અવિદ્યાથી થતો જીવનો બંધ, આ છ પદાર્થો માયાવાદી અનિત્ય માને છે અનાદિ તથા શાન્ત માયા જ જગત્નું ઉપાદાન કારણ છે. આ વિવર્તવાદની દલીલનો શુદ્ધાદ્વૈતવાદીના મતે નીચે મુજબ ઉત્તર છે.

૧---જીવાદિ છ પદાર્થો અનાદિ માનવાથી વેદનો વિરોધ આવે છે. **सदेव सौम्येदमग्र आसीत्, एकमेवाद्वितीयं ब्रह्म** વગેરે શ્રુતિઓ બ્રહ્મનેજ અનાદિ કહે છે તે સિવાય બીજા કોઇને નહિ.

૨—બ્રહ્મ સિવાય માયાને અનાદિ કહીએ તો દ્વૈતાપત્તિ થાય. આથી અદ્વૈતવાદજ ઉડી જાય.

૩ માયાવાદમાં માયા એ ભાવ રૂપ પદાર્થ છે તેથી તેને જો અનાદિ માનીએ તો દ્વૈતાપત્તિ બને; અગર જો તેને અભાવ રૂપ કહીએ તો દૃષ્ટાન્ત તદ્દન અયુક્ત થાય.

૪ દોરડામાં સાપની ભ્રાન્તિ થાય છે એ દૃષ્ટાન્ત બંધ બેસતું નથી. કારણકે દોરડું અને સર્પ બન્ને આકાર છે જ્યારે બ્રહ્મમાં જગતની ભ્રાન્તિ થવામાં એક નિરાકાર અને બીજું સાકાર છે. સમાન આકારમાંજ ભ્રાન્તિ હોય. નહિતો આકાશમાં પણ હાથી, ઘોડા વગેરેની ભ્રાન્તિ થવી જોઈએ. કદાચ એમ કહેવામાં આવે કે આકાશમાં પણ મેઘ વખતે તેવી ભ્રાન્તિ થાય છે તો ત્યાં જણાવવાનું કે આકાશ નિરાકાર છે તેથી તે સંભવે છે, પણ દોરડા અને સર્પના દૃષ્ટાન્તમાં તો બન્ને આકારવાળા છે.

૫ ભ્રાંતિમાં એવો નિયમ છે કે જેની ભ્રાંતિ થઈ હોય તેને પ્રથમ જોયેલ હોવો જોઇએ. જેને કદી પણ જોયો ન હોય તેની ભ્રાન્તિ થાયજ નહિ. દોરડીમાં સાપની ભ્રાન્તિ થાય છે તેનું કારણકે સાપને પહેલાં જોયેલો છે તો બ્રહ્મમાં જગતની ભ્રાન્તિ થતી હોય તો પૂર્વે સત્ય જગત્ જોયેલું હોવું જોઈએ. જો ભ્રાન્તિ સિદ્ધ કરવાને સત્ય જગતને માનવામાં આવે તો વિવર્તવાદજ નાશ પામે છે.

આ રીતે વિવર્તવાદ પણ દોષથી યુક્ત છે. તેથી સૂત્રકાર તેને પોતાના અદ્વૈત મતમાં સ્થાન આપતા નથી.

બૌદ્ધો ક્ષણિકવાદીઓ કહેવાય છે, તેઓ સર્વ પદાર્થોને ક્ષણિક માને છે. જીવ પણ ક્ષણિક છે તેથી તેમના સમુદાયના સંબન્ધની પ્રાપ્તિ થતી નથી. સૂત્રકાર ક્ષણિકત્વવાદનો પણ નિરાસ કરે છે. તે કહે છે કે શ્રુતિ તથા સ્મૃતિને તેનો ટેકો નથી. તે શશશૃંગ તથા ખપુષ્પ જેવો છે. સતમાંથીજ સતની ઉત્પત્તિ હોઇ શકે. વસ્તુના અભાવથી વસ્તુની ઉત્પત્તિ હોયજ નહિ. બીજ ન હોય તો ઝાડ હોય કયાંથી? અભાવ અગર શૂન્યમાંથી ભાવની ઉત્પત્તિ હોય તો ખેડૂત ખેતરમાં બી વાવવા જાયજ નહિ. વગર મહેનત કરનારને ત્યાંથી પાક મળે.

**બૌદ્ધોના શૂન્યવાદ તથા વિજ્ઞાનવાદનું ખણ્ડન**

પાંચ સ્કન્ધ રૂપ સ્થૂલ શરીરાદિ, વેદના ઇન્દ્રિય જન્યજ્ઞાન, સંજ્ઞા–ભાવજ્ઞાન, સંસ્કાર મનોવૃત્તિ રૂપ વાસના વિજ્ઞાન, વિચાર, જ્ઞાન, બુદ્ધિ, આ પાંચ સ્કંધનું દરેક મનુષ્ય બનેલું છે અને પરમાણુ સમૂહ અને આ પાંચ સ્કન્ધના સમૂહથી જીવને સંસાર થાય છે, અને તેના નાશમાં સંસારનો અભાવ બને છે એટલે મોક્ષ મળે છે. પણ આ મત બરાબર નથી. કારણકે તે મતમાં સર્વ પદાર્થોને ક્ષણિક માનેલા છે, તથા જીવને પણ ક્ષણિક માન્યો છે. તેથી તે સમુદાયના સંબન્ધની પ્રાપ્તિ બનતી નથી. વળી તેઓ એમ કહે છે કે એક ક્ષણનું જ્ઞાન બીજી ક્ષણના જ્ઞાનને ઉત્પન્ન કરે છે. તે મત ઉત્પત્તિની બાબતમાં નિમિત્ત ગણી શકાય પણ સમુદાયમાં નહિ. સ્થૈર્યના અભાવને લીધે તથા અનુસંધાનના અભાવથી સમુદાયની ઉત્પત્તિ નથી, કારણકે પ્રથમ ક્ષણનું જ્ઞાન પછીની ક્ષણના પદાર્થોનું જ્ઞાન ઉત્પન્ન કરી શકે નહિ કારણકે જો અમુક પદાર્થ ઉત્પન્ન થયેલો હોય તોજ તે બીજાને ઉત્પન્ન કરે છે. પણ અહિંઆં તો ક્ષણિકત્વવાદ પ્રમાણે ઉત્પત્તિ ક્ષણે તે પદાર્થ નાશ પામેલો છે. તેથી તેનામાં પછીના પદાર્થનું જ્ઞાન ઉત્પન્ન કરવાનું સામર્થ્ય નથી. વળી આ મતમાં બે પ્રકારની પ્રતિજ્ઞા

છે. સઘળું ક્ષણિક છે તે એક અને આલમ્બન, સમન્તર, અધિપતિ તથા સહકારી એ ચાર પ્રત્યય રૂપી કારણોથી વિજ્ઞાન સ્કન્ધ અને વેદના સ્કન્ધ ઉત્પન્ન થાય છે તે બીજી. તેમાં જો પદાર્થોનો અન્ય ક્ષણમાં સંબન્ધ છે, એવું સ્વીકારીએ તો પ્રથમની પ્રતિજ્ઞાનો ભંગ છે. જો તે સંબન્ધ ન સ્વીકારીએ તો બીજી પ્રતિજ્ઞાનો ભંગ છે, એમ બન્ને રીતે તે મતમાં દૂષણો છે. તેમજ બુદ્ધિ પૂર્વક ભાવના વિનાશને પ્રતિસંખ્યા નિરોધ અને અબુદ્ધિ પૂર્વક ભાવના વિનાશને અપ્રતિસંખ્યા નિરોધ તેઓ કહે છે. પણ આ બન્ને સંભવતા નથી. ભાવો ક્ષણિક હોવાથી તેમના નાશકનો સંબન્ધ નથી તેથી પ્રતિસંખ્યા નિરોધ નથી. તેમ પ્રથમ ક્ષણે પદાર્થ ઉત્પન્ન થાય છે, અને બીજી ક્ષણે તે નાશ પામે છે, અને ત્રીજી ક્ષણે તેનો પુનર્જન્મ થાય છે એવું માનવાથી અપ્રતિ સંખ્યાનો નિરોધ પણ બનતો નથી. વળી નિરોધની બાબતમાં એમ કહેવામાં આવે કે તેમાં આવેલી અવિદ્યાનો નાશ થાય છે એમ પણ કહી શકાશે નહિ. જો એમ હોય તો પ્રશ્ન એ છે કે અવિદ્યા એકલી નાશ પામે છે કે સાથે સાથે તેના કારણો પણ નાશ પામે છે. જો એકલી નાશ પામે છે એમ કહેવામાં આવે તો શાસ્ત્ર ખોટાં ઠરે. શાસ્ત્રોમાં અવિદ્યાનાં સાધનોનો નાશ કહ્યો છે. તે સિવાય મોક્ષસિદ્ધિ નથી. કારણો પણ નાશ પામે છે. તેમ પણ કહી શકાશે નહિ; કારણકે જો તેમ કહો તો પછી અવિદ્યા અને તેના કાર્ય સિવાય કારણ રૂપી બીજા પદાર્થને સ્વીકારવો પડે. પણ આ અતિરિક્ત પદાર્થને બૌદ્ધો સ્વીકારતા નથી. તેઓ આકાશને અવસ્તુ માને છે. તે પણ ખોટું છે. કારણકે પૃથ્વીમાં જેમ ઘર, જલમાં નૌકા તેમ આકાશમાં બલાકા વગેરેનો વ્યવહાર હોય છે. જો તે અવસ્તુ હોય તો વસ્તુનો આ વ્યવહારજ થઈ શકે નહિ. અનુસ્મૃતિથી પણ ક્ષણિકત્વવાદ ટકતો નથી. દરેક પદાર્થ એક ક્ષણમાં નાશ પામે છે એવું હોય તો આજથી મહિના પહેલાં જોયેલો ઘડો તેનો તેજ ફરીથી આપણે જોઇએ છીએ અને તેના વિષે કહીએ છીએ કે આ તેજ ઘડો છે કે જે મેં એક માસ પહેલાં જોયો હતો. અહિંઆં ઘડા વિષેનો અનુભવ તથા અનુસ્મરણ થાય છે. તેનો આશ્રય ઘડો છે. તે ઘડો એકનો એક છે. તેમાં કોઇ પણ ફેરફાર થયેલો નથી. ભૂત કાળનો ઘડો અને વર્તમાનનો ઘડો-ઘડા તરીકે તેજ છે. જો વસ્તુઓ ક્ષણમાં નાશ પામતી હોય તો આ પ્રમાણે અનુભવ તથા અનુસ્મૃતિ બને નહિ. બૌદ્ધોની સૌત્રાન્તિક, વૈજ્ઞાનિક, યોગાચાર અને માધ્યમિક એવી ચાર શાખાઓ છે. તેમાં પહેલા બે સર્વાસ્તિવાદી કહેવાય છે. યોગાચાર મતવાળાઓ વિજ્ઞાનવાદી છે, અને માધ્યમિકો શૂન્યવાદી છે. વિજ્ઞાનવાદી પ્રપંચને અસત્ય માને છે, તેનું પણ નિરાકરણ સૂત્રકાર અધિ. ૫ માં આપે છે. ત્યાં કહે છે કે પ્રપંચ એ બાહ્ય પદાર્થ છે અને તેની ઉપલબ્ધિ સર્વત્ર છે. તમામનો અનુભવ છે કે પ્રપંચ છે. માટે તેનો અભાવ છે એમ કહી શકાય નહિ. તે સ્વપ્નના પદાર્થ જેવો છે એમ કહેવું ખોટું છે. સ્વપ્નમાં જોયેલા પદાર્થો સ્વપ્ન વખતે અગર સ્વપ્નના અન્તે ખોટા ઠરે છે. પણ બાહ્ય પદાર્થો જ્યારે જોઈએ ત્યારે તેવાને તેવા નઝરે પડે છે. વાસનાથી તે પદાર્થનો સંભવ છે એમ જો કોઈ કહે તો તે પણ બરાબર નથી. કારણકે તે મતવાળા વાસનાની સત્તા માનતા નથી. વાસનાનો સંભવ વિચિત્ર જ્ઞાનથી હોય તો વિચિત્ર જ્ઞાનથી વાસના અને વાસનાથી વિચિત્ર જ્ઞાન એમ માનવાથી અન્ધ પરમ્પરાની માફક જ્ઞાનની પ્રતિષ્ઠા રહેશે નહિ. અર્થ વગર વાસનાનો જન્મ નથી અને વાસના વગર અર્થની ઉપલબ્ધિ છે. આમ અન્વય અને વ્યતિરેકથી આ બાહ્ય અર્થની સિદ્ધિ થાય છે. વૃત્તિનું વિજ્ઞાન તે વાસનાનુ જનક છે, અને તે પૂર્વ ક્ષણમાં

તેની વૃત્તિ છે. તેનો આધાર આલયનું વિજ્ઞાન છે. તેની વૃત્તિ તેજ કાલે થાય છે. આમ હોવાથી વૃત્તિના વિજ્ઞાનથી જ્યારે વાસનાને ઉત્પન્ન કરવી હોય ત્યારે વૃત્તિ વિજ્ઞાનના આધાર રૂપ આલયવિજ્ઞાન નષ્ટ થવાથી આધારના અભાવમાં પણ વાસનાની ઉત્પત્તિ નથી. આ રીતે બૌદ્ધોના શૂન્યવાદ તથા વિજ્ઞાનવાદ એ બન્નેનુ ખણ્ડન સૂત્રકાર કરે છે, અને તેને અગ્રાહ્ય જણાવે છે.

**જૈનના સ્યાદ્વાદનો નિરાસ.**

જૈનમત સ્યાદ્વાદને માને છે. વસ્તુ છે પણ ખરી અને નથી પણ ખરી. તે મતમાં સાત પદ્ધતિથી પ્રત્યેક વસ્તુનું નિરાકરણ કરવામાં આવે છે. તે સપ્તભંગી ન્યાય કહેવાય છે. **स्यादस्ति, स्यान्नास्ति, स्यादस्ति च नास्ति च, स्यादवक्तव्यं, स्यादस्ति चावक्तव्यञ्च. स्यान्नास्ति चावक्तव्यं, स्यादस्ति च स्यान्नास्ति चावक्तव्यञ्च.** ૧ હોય, છે. ૨ હોય, નથી, ૩ હોય. છે અને નથી. ૪ હોય, તે વિષે કહેવું ન જોઇએ. ૫ હોય, છે અને તે વિષે ઉક્તિ ન કરવી જોઇએ. ૬ હોય, નથી અને તે વિષે ઉક્તિ કરવી જોઇએ. ૭ હોય છે, હોય, નથી. અને તેની ઉક્તિ કરવી જોઇએ નહિ. આ સ્યાદ્વાદનું ખણ્ડન સૂત્રકારે અધિ. ૬ માં કર્યું છે ત્યાં કહે છે કે એક વસ્તુ એકી સાથે લાગી 'છે' પણ ખરી અને 'નથી' પણ ખરી એમ કહી શકાય નહિ. ગમે તો તે 'છે' અગર 'નથી' એમ એમાંથી એક તરીકે વ્યવહરાય પ્રપંચ 'છે' અને નથી એમ કહી શકાય નહિ; એ મતમાં આત્માને દેહ જેવડો માને છે. કીડીમાં કીડીના દેહ જેવડો અને હાથીમાં હાથીના દેહ જેવડો આત્મા છે. આમ હોવાથી સર્વ શરીર તુલ્ય આત્મા બને નહિ. શ્રુતિમાં આત્માને મોટો, નાનો કહ્યો નથી. પણ સઘળા આત્મા સરખા છે એમ કહ્યું છે. વળી શરીર જેટલો આત્મા માનવાથી, શરીરની વધઘટ સાથે આત્માની પણ વધઘટ થાય. આથી આત્મામાં સંકોચ તથા વિકાસ થાય. આમ માનવાથી તે વિકારી બનશે. પણ શ્રુતિમાં તો તેને વિકાર રહિત કહેલ છે. માટે તે શરીર જેટલો નથી. જો એમ કહેવામાં આવે કે મોક્ષ સુધીજ આત્મામાં સંકોચ અને વિકાસ થાય છે. મોક્ષ દશામાં તેનું જે પરિમાણ હોય છે તે નિત્ય છે એમ માનવા જતાં પણ ઉપરનો દોષ—આત્મા વિકારને વશ છે અને તેથી તે અનિત્ય છે એ કાયમ રહે છેજ. માટે સ્યાદ્વાદ તથા શરીર જેટલો આત્મા છે એવો મતયુક્ત નથી.

સૂત્રકારના મતે જગત્ એ આત્માની કૃતિ તથા પરિણામ છે અર્થાત્ એ બ્રહ્મકૃતિ અને બ્રહ્મ પરિણામ છે. आत्मकृतेः परिणामात् ૧-૪-૨૬ ના સૂત્રમાં સૂત્રકારે પોતાનો આ આશય વ્યક્ત કર્યો છે. આ સૂત્ર 'तदात्मानं स्वयमकुरुत' એ તૈત્તિરીયની શ્રુતિને ઉદ્દેશીનેજ રચાયું છે. આ શ્રુતિમાં આત્માનું કર્તૃત્વ તથા કર્મત્વ બન્ને આપેલાં છે. શંકરે બ્રહ્મનું જગત્કર્તૃત્વ અવિદ્યાને લીધે સ્વીકાર્યું છે. રામાનુજ અને શ્રીકણ્ઠ ચિદચિદ્‌વિશિષ્ટ બ્રહ્મને ઉપાદાન માને છે. ભાસ્કર અને નિમ્બાર્ક બ્રહ્મની શક્તિને ઉપાદાન માને છે અને મધ્વ પ્રકૃતિને માને છે. વિજ્ઞાનભિક્ષુ પણ પ્રકૃતિનેજ ઉપાદાન લે છે પણ તેના મતે તે પ્રકૃતિ બ્રહ્મ સાથે અવિભક્ત છે. બ્રહ્મના ઉપષ્ટમ્ભથી તે ઉપાદાન થાય છે. બ્રહ્મ તો સાક્ષી તરીકે છે. શંકર સિવાયના આ બધા ભાષ્યકારોના મતે શુદ્ધ બ્રહ્મની ઉપાદાનતા છે પણ તેને તેઓએ કંઇક શિથીલ કરી નાખી છે, પૂરેપૂરી રીતે નહિ પણ થોડી ઘણી તો ઉપાદાનતા સ્વીકારી છે. પણ શંકર તો શુદ્ધ બ્રહ્મની ઉપાદાનતાનો આરોપ અવિદ્યા ઉપર કરે છે અને

એ રીતે બ્રહ્મની ઉપાદાનતાને પરિહરે છે. અને આમ કરવામાં શ્રુતિઓના અર્થને તે લક્ષણા શક્તિથી સમજે છે. શ્રીવલ્લભાચાર્ય બાદરાયણના આશયને શુદ્ધ બ્રહ્મ પરિણામમાં તથા બ્રહ્મના અવિકૃતત્વમાં સમજે છે. બાદરાયણ આ આશય માટે શ્રુતિ ઉપરજ આધાર રાખે છે, તર્ક ઉપર નહિ. શ્રીવલ્લભાચાર્ય પણ શ્રુતિને અક્ષરશઃ અનુસરે છે. જ્યારે શંકરાચાર્ય પોતાના મતની પુષ્ટિમાં શ્રુતિની અનુકૂળતા ન જણાય તો તેને અવગણીને તર્કનો આધાર લે છે. બ્રહ્મની ઉપાદાનતામાં જેમ શંકર સૂત્રકારને અનુસરતા નથી તેમ નિમિત્ત કારણતામાં પણ અનુસરતા નથી. આ પ્રશ્ન વિષે મધ્વ, શ્રીકણ્ઠ ને વલ્લભ એક મતે બાદરાયણને અનુસરે છે. શંકર આ સામે વાંધો લે છે કે જો બ્રહ્મને નિમિત્ત કારણ-કર્તા માનો તો પછી વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો દોષ તેમને લાગે છે. માટે બ્રહ્મનું કર્તૃત્વ અવિદ્યાને લીધે છે એમ કહેવું. પણ બાદરાયણ આ પ્રમાણે કહેતા નથી. સૂત્રકાર કહે છે કે બ્રહ્મ કર્મ સાપેક્ષ હોવાથી વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય તેને સ્પર્શ કરતા નથી. જગત્ પ્રવાહ અનાદિ અને બ્રહ્મ સર્વ ધર્મથી યુક્ત છે, જીવના કર્મની અપેક્ષાએ તેમને ફળ આપે છે. શંકર જગતને અસત્ય માને છે, પણ સૂત્રકાર જગતને તેવું માનતા નથી. આ માટે तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ૨-૧-૧૪ નું સૂત્ર ખાસ અગત્યનું છે. આ સૂત્રમાં 'અનન્યત્વ' શબ્દ છે, અને તેથી જગત્ એ બ્રહ્મ સાથે અનન્ય છે—અભિન્ન છે એમ તે જણાવે છે છતાં શંકર વિકારરૂપ કહે છે. તે આ સૂત્રની શબ્દ રચના જોતાં અર્થ નીકળી શકતો નથી. આ સૂત્ર वाचारम्भो विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् એ શ્રુતિના આધારે રચાયલું છે. અને તેમાં વિકાર શબ્દ આવે છે તેથી જગત્ પણ વિકાર છે એવો સૂત્રકારનો આશય હોવો જોઇએ એવી કલ્પના શંકર કરે છે. પણ આ કલ્પના વાસ્તવિક નથી. શંકરના આ અર્થને ભાસ્કર, રામાનુજ, વિજ્ઞાનભિક્ષુ, કેશવ ભટ્ટ કાશમીરી અને વલ્લભાચાર્ય ખોટો ઠરાવે છે. વલ્લભાચાર્ય તે સૂત્રના ભાષ્યમાં લખે છે. 'वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यमिति तत्र विकारो वाङ्मात्रेणवारभ्यते न वस्तुत इत्यर्थः प्रतिभाति. तथा च सति कस्य ब्रह्मकारणं भवेत् ? अतः श्रुति वाक्यस्यार्थमाह आरंभणशब्दादिभ्यः तदनन्यत्वं प्रतीयते कार्यस्य कारणेनानन्यत्वं न मिथ्यात्वम् ।'

અહિંઆં કહે છે કે મૂળ શબ્દો मृत्तिका इति एव सत्यम् એ પ્રમાણે છે मृत्तिकैवसत्या એમ નથી. જો મૃત્તિકાજ સત્ય હોય અને ઘટ અસત્ય તો પછી मृत्तिकैवसत्या એમજ શ્રુતિ કહેત, પણ અહિંઆં તે પ્રમાણે શ્રુતિ કહેતી નથી. એ તો मृत्तिका इति એમ કહે છે અને વળી સૂત્રકારે तदनन्यत्वं શબ્દો યોજ્યા છે तन्मिथ्यात्व નહિ. માટે જગત્ વિકાર કહી શકાય નહિ, વિકાર તો માત્ર વાણીથીજ છે વસ્તુતઃ નથી. વળી જે ઉપનિષદ્‌માં ઉપરની શ્રુતિ આવે છે ત્યાં આજુબાજુનો સંબન્ધ તપાસીશું તો જે દૃષ્ટાન્તો આપ્યાં છે તેમાં રજ્જુ-સર્પ, શુક્તિરજત જેવાં આપ્યાં નથી. ત્યાં મૃત્તિકા, સુવર્ણ અને લોહના દાખલા આપ્યા છે. જેમનાં કાર્યો મૂળ કારણની સાથે અનન્ય છે. ભ્રમ અગર મિથ્યાત્વની પ્રતીતિ કરાવનાર રજ્જુસર્પ અગર શુક્તિરજતનું દૃષ્ટાન્ત ત્યાં નથી. આથી સૂત્રકારનો આશય જગતને અસત્ય અગર મિથ્યા કહેવાનો છેજ નહિ. તેથી તેમણે કોઈ પણ મિથ્યાત્વ જણાવનાર માયા વગેરે શબ્દોનો કોઈ પણ સ્થળે પ્રયોગકર્યો નથી. હા આમાં એક અપવાદ છે. ફક્ત मायामात्रं तु कात्स्न्र्येनानभिव्यक्तस्वरूपत्वात् ૨-૨-૩ માં 'માયા' શબ્દ આપે છે. તેના આધારે શંકર 'માયાવાદ'ને સૂત્રોમાંથી ખેંચવાનો પ્રયાસ કરે છે. ભાસ્કર અહિંઆં 'માયા'

નો અર્થ 'અર્થપ્રત્યક્ષશૂન્યતા' કરે છે. નિંબાર્ક અને રામાનુજ 'આશ્ચર્યાત્મકતા' લે છે. શ્રીવલ્લભાચાર્ય 'સર્વભવન સામર્થ્ય' અને શંકર 'દૃષ્ટનષ્ટ સ્વરૂપતા અગર અનિર્વચનીયતા' રૂપે સમજે છે. અહિંઆં ગમે તે અર્થમાં માયા લઇએ પણ તે માયા જગતને અસત્ય કહેવાને માટે પ્રયોજાયલી નથી. કારણકે તે સૂત્રમાં સૂત્રકાર સ્વપ્ન સૃષ્ટિનો વિચાર કરે છે. આ સ્વપ્નસૃષ્ટિ જાગ્રતસૃષ્ટિથી જૂદા પ્રકારની છે તેમ જણાવવાને તેને 'માયામાત્ર' કહી છે, આથી જગત્ પણ તેવું છે એમ જણાવવાનો સૂત્રકારનો બિલ્કૂલ આશયજ નથી. આટલા માટે **वैधर्म्याच्च न स्वप्नादिवत्** સૂત્ર રચે છે અને ત્યાં કહે છે કે સ્વપ્નસૃષ્ટિ માયા માત્ર હોઈ શકે પણ જગત્ જે બ્રહ્મસૃષ્ટિ છે તે તેવી નથી, તેતો બ્રહ્મ રૂપ અને બ્રહ્મથી અનન્ય છે. આથીજ ભાસ્કર શંકરને જવાબ આપતાં લખે છે–**यत्तु बौद्धमतावलंबिनो मायावादिनस्तेप्यनेन न्यायेन सूत्रकारेणैव निरस्ता वेदितव्याः यदि बाह्यार्थो नाभिप्रेतः स्यात् किमर्थमिदं यतते सूत्रकारः** જો સૂત્રકાર જગતને અસત્ય માનતા હોય તો શા માટે આ બધો પ્રયાસ કરે? વળી ૨–૨–૨૮ માં તે કહે છે કે **नाभाव उपलब्धेः** જગતની ઉપલબ્ધિ છે માટે તેનો અભાવ કહી શકાશે નહિ. આથી સૂત્રકારના મતે જગત્ અસત્ય નથીજ. સૂત્રકારનો આશય જગત્ વિષે ટુંકમાં એવો છે કે બ્રહ્મ તેનું ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ છે. તે વિકાર વગરનું છે. કારણકે તે બ્રહ્મની કૃતિ અને પરિણામ છે. માટે શક્તિ, પ્રકૃતિ, પરમાણુ, અવિદ્યા કે માયાનો આશ્રય લેનારા જે વાદો છે તેમને સૂત્રકાર કોઇ પણ રીતે ટેકો આપતા નથી.

**જગત્ વિષે સૂત્રકારનું મન્તવ્ય.**

શુદ્ધાદ્વૈતવાદી સૂત્રકારના આ આશયને સંપૂર્ણ રીતે પ્રકટ કરે છે. શ્રીવલ્લભાચાર્ય અને સૂત્રકાર ઉભયને અવિકૃતપરિણામવાદજ સંમત છે. જગત્નું ઉપાદાન કારણ સાક્ષાત્ બ્રહ્મ હોવા છતાં પણ તેમાં વિકૃતિ થતી નથી. આ સિદ્ધાંતને ઉર્ણનાભિ, મૃત્સ્ના, સુવર્ણ વગેરે વૈદિક ઉદાહરણો, અહિકુંડલ, યોગી, દેવ, પાષાણ, પટ, ક્ષીર વગેરે વેદાન્ત સૂત્રોક્ત ઉદાહરણો અને કલ્પવૃક્ષ, કામધેનુ, ચિંતામણિ, મંત્ર, તૈજસ વગેરે પોતાના ઉદાહરણોથી શ્રીવલ્લભાચાર્ય સમજાવે છે. ઉર્ણનાભિ–કરોળીઓ પોતાની ઇચ્છા થાય ત્યારે મોઢામાંથી લાળ કાઢીને તેને બહાર ફેલાવે છે અને ઇચ્છામાં આવે ત્યારે પોતાના મુખમાં તેને પાછી સંકેલી લેછે, આથી ત્યાં કોઈ પણ વિકાર નથી. ત્રણે અવસ્થામાં તેની લાળ ઉર્ણનાભિ–કરોળીઆ રૂપેજ છે. ઉર્ણનાભિજ લાળ રૂપે પરિણામે છે. તેજ પ્રમાણે બ્રહ્મ પોતાની ઇચ્છાથી પોતામાંથી જગતનો આવિર્ભાવ કરે છે અને પાછું તેને પોતામાં લેઈ લેછે. તેથી વિકાર બનતો નથી. બ્રહ્મત્વને હાનિ નથી. ત્રણે અવસ્થામાં જગત્ બ્રહ્મ રૂપજ છે. બ્રહ્મરૂપ ધર્મી જગદ્રૂપ ધર્મ સ્વરૂપે પરિણામ પામે છે. તેજ પ્રમાણે માટી ઘટશરાવ વગેરે રૂપે પરિણામે છે, અને તે પાછા માટીમાં મળી જાય છે. ઘટશરાવાદિ તે મૃત્તિકાજ છે. તે પહેલાં પણ મૃત્તિકા હતી અને લયવખતે પણ મૃત્તિકાજ છે. સોનાના અલંકારો, પ્રથમ સોનુંજ હતા. અલંકાર વખતે પણ સોનુંજ છે અને અલંકારોને ગાળી નાખીએ તોપણ સોનું છે. તેમ બ્રહ્મમાં જગત્ સંભવે છે અને તેમાં લય પામે છે છતાં તેમાં વિકાર નથી. દેવ અને યોગી પોતાની ઇચ્છામાં આવે તેવા પદાર્થો સર્જવા છતાં તેમનામાં વિકાર હોતો નથી તેમ બ્રહ્મ સ્વસામર્થ્યથી જગદ્રૂપ થાય તો પણ બ્રહ્મત્વની હાનિ નથી. વર્તુલાકાર સાપ સીધા આકારવાળા સાપથી જુદો નથી. એકજ સર્પ ઉભય રૂપે થઇ શકે છે. તેમ કાર્ય જગદ્રૂપ કારણ બ્રહ્મ રૂપથી ભિન્ન નથી.

હીરા વગેરેમાં જેમ પાષાણત્વ સમાન છે, પાષાણત્વની હાનિ નથી, તેમ ઉચ્ચાવચ સર્વ જગતમાં બ્રહ્મ સમાન છે; બ્રહ્મત્વની હાનિ નથી. અમુક પટને પ્રથમ સંકુચિત કરેલો હોય અને પછી તેને વિસ્તૃત કરેલો હોય તો ત્યાં બે જૂદા પટ થતા નથી તેજ પ્રમાણે બ્રહ્મથી જગત્ ભિન્ન નથી. દુધ વગેરે દધિ થતી વગેરે અન્ય સાધનની અપેક્ષા રાખતા નથી. પણ પોતાની મેળેજ તેમ થાય છે. તેમ બ્રહ્મ સ્વતઃ જગદ્ રૂપ થાય છે. કુંભાર વગેરેને જેમ દંડ ચક્ર વગેરેની અપેક્ષા રહે છે. તેવા નિમિત્તની અપેક્ષા પણ સર્વભવન સમર્થ બ્રહ્મને રહેતી નથી. કલ્પવૃક્ષ, કામધેનુ, ચિંતામણિ, મંત્ર, તૈજસ માત્ર પ્રભૃતિ દિવ્ય પદાર્થમાંથી અનેકાનેક અભીપ્સિત પદાર્થ પરિણમે છે તથાપિ તેમનામાં અણુમાત્ર પણ વિકૃતિ નથી. તેજ પ્રમાણે બ્રહ્મ કોઇ પણ જાતના વિકાર વગર સ્વતઃ જગદ્ રૂપે પરિણમે છે. આનું નામ અવિકૃત પરિણામવાદ કહેવાય છે. શ્રીવલ્લભાચાર્યે આ વાદનું અણુભાષ્યમાં સ્થાપન કર્યું છે.

**શુદ્ધાદ્વૈતે સ્વીકારેલો અવિકૃત પરિણામવાદ**

શ્રીવલ્લભાચાર્ય જો કે જગતને સત્ય સ્વીકારે છે. છતાં સંસારને તે સત્ય સ્વીકારતા નથી. સામાન્ય રીતે અન્ય ભાષ્યકારો જગત્ અને સંસારનો ભેદ જોઇ શકતા નથી. તેઓ જગતને સંસાર માની લે છે અને સંસાર મિથ્યા હોવાથી તથા અવિદ્યાથી જન્ય હોવાથી જગતને પણ મિથ્યા માને છે. પણ શ્રીવલ્લભાચાર્ય એ બન્નેનો ભેદ તત્ત્વદીપ નિબંધના નીચેના શ્લોકમાં દર્શાવે છે.

**प्रपञ्चो भगवत्कार्यस्तद्रूपो माययाभवत् ।**
**तच्छक्त्याविद्यया त्वस्य जीवसंसार उच्यते ।**
**संसारस्य लयो मुक्तौ न प्रपञ्चस्य कर्हिचित् ।**
**कृष्णस्यात्मरतौ त्वस्य लयः सर्वसुखावहः ॥**

**अयं प्रपञ्चो न प्राकृतो नापि परमाणुजन्यो नापि विवर्ताख्यो नाप्यदृष्टादिद्वाराजातः, नाप्यसतः सत्तारूपः किन्तु भगवत्कार्यपरमकाष्ठापन्नवस्तु कृतिसाध्यः । तादृशो हि भगवद्रूपः । अन्यथा असतः सत्ता स्यात् ।...... माया हि भगवतः शक्तिः सर्वभवनसामार्थ्यरूपा तत्रैव स्थिता यथा पुरुषस्य कर्मकरणादौ सामर्थ्यं तेन स्वसामर्थ्येनान्यानुपजीवनेन स्वात्मरूपं प्रपञ्चो कृतवानिति फलितम् । तत्र संसारप्रपंचयोर्भेदाज्ञानात्केचन मुग्धा भवन्ति । तन्मात्रनिराकरणाय भेदं निरूपयति अविद्ययेति । अविद्यापि तच्छक्तिः । मुख्यासु द्वादशशक्तिषु गणनात् । — — — एवंसति 'स वै नैव रेमे तस्मादेकाकी न रमते सद्वितीयमैच्छत् स हैतावानासेति' श्रुतौ रमणार्थमेव प्रपञ्चरूपेणाविर्भावोक्तेर्वैचित्र्यं विना तदसंभवो यतः तत्तस्माद्धेतोरस्य भगवत शक्त्या अविद्यया जीवस्य संसार उच्यते न तु जायते । अभिमत्यात्मकत्वात् । अस्त्वेनास्य गणनात् । अज्ञानं भ्रमः । असदित्यादिशब्द अहंममेति रूपे संसार एव प्रवर्तन्ते न तु प्रपंच इत्यर्थः ॥**

ભાવાર્થ—આ જગત્ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલું નથી તેમ પરમાણુથી થયેલું નથી, તેમ

ભ્રમ રૂપ નથી, તેમજ અદૃષ્ટથી પણ ઉત્પન્ન થયેલું નથી, તેમ અસતમાંથી સત્ રૂપે થયેલું નથી પણ ભગવાનનું કાર્ય છે. તે પરમકાષ્ઠાપન્ન ( ભગવાન્ )ની કૃતિથી સાધ્ય છે તેથી તે રૂપે પણ તે ભગવદ્રૂપ છે નહિ તો અસતમાંથી સત્ ઉત્પન્ન થાય. માયા એ ખરેખર ભગવાનની સર્વ રૂપ થવાના સામર્થ્યવાળી શક્તિ છે. તેથી તે ત્યાંજ સ્થિત છે. જેમ પુરુષની કામ કરવાની શક્તિ પુરુષમાંજ હોય છે તેમ બ્રહ્મની શક્તિ બ્રહ્મમાંજ હોય છે. આથી માયા બ્રહ્મથી વ્યતિરિકત નથી. અને તેણે સ્વસામાર્થ્ય રૂપ શક્તિ (માયા)થી પોતે પોતાના આત્માના આત્મારૂપ જગતને સર્જ્યું. આથી કેટલાક મુગ્ધ બની જઇને તેને એક રૂપે માને છે. આથી તેના મોહનું નિવારણ કરવાને અવિદ્યાથી ભેદનું નિરૂપણ કરે છે. અવિદ્યા પણ તેની શક્તિ છે. મુખ્ય બાર શક્તિઓમાં તેને ગણાવેલી છે તેથી...આમ હોવાથી તેણે રમણ કર્યું નહિ. તેથી એકલા રમણ કરતા નથી. તમણે બીજાની ઇચ્છા કરી, કે આટલા હતા. એ શ્રુતિમાં રમણને માટેજ પ્રપંચ રૂપથી આવિર્ભાવની ઉક્તિથી વૈચિત્ર્ય વગર રમણ સંભવે નહિ માટે તેથી આ ભગવાનની અવિદ્યા નામની શક્તિથી જીવને સંસાર કહેવાય છે. અર્થાત્ જીવને સંસાર છે એમ શબ્દથી કહીએ છીએ. વસ્તુતઃ તે સંસાર ઉત્પન્ન થતો નથી. કારણકે તે અભિમાન રૂપ છે, વળી તેની ગણના અસત્વ તરીકે છે. અજ્ઞાન એ ભ્રમ છે. અસત્ વગેરે શબ્દ ‘ અહંમમ ’ વગેરે રૂપના સંસારમાં પ્રવર્તે છે, પ્રપંચમાં નહિ."

આ રીતે અહિંઆં પ્રપંચ ( જગત્ ) અને સંસારનો ભેદ દર્શાવ્યો છે. જગત્ એ બ્રહ્મનું કાર્ય છે, અને સંસાર અહંતા મતાત્મક હોવાથી જીવે તેને અવિદ્યાથી કલ્પ્યો છે.

" સંસારનો નાશ જ્ઞાનથી થાય છે. જગતનો નાશ કદી પણ થતો નથી. કરોડો જ્ઞાનીઓનો પરમમોક્ષ થાય તો પણ જગત્ તો છે તેનું તે રહે છે. જગતનો સર્વ સુખાવહ લય તો આત્માના રમણની ઇચ્છાથી ભગવાન્ કરે ત્યારેજ થઇ શકે."

" દ્વૈત અવિદ્યાનું કાર્ય નથી પણ દ્વૈતજ્ઞાન તે અવિદ્યાનું કાર્ય છે. દ્વૈત–જગત્ બ્રહ્મકાર્ય છે, બ્રહ્મરૂપ છે, પરંતુ દ્વૈતજ્ઞાન (આ પૃથક્ અને આ પૃથક્ એવી બુદ્ધિ ) અવિદ્યાનું કાર્ય છે. એ અવિદ્યા વડે બ્રહ્મ નહિ પણ જીવજ બદ્ધ થાય છે. અવિદ્યાથી જીવ બદ્ધ થતો નથી. પણ ભગવદિચ્છા વશાત્ તેનું વિસ્ફુલિંગની માફક વ્યુચ્ચરણ થતાં, આનંદાંશ તિરોધાન થયા પછી, અવિદ્યા વડે તેને બંધમાત્ર થાય છે, ત્યારે તે સંસારી કહેવાય છે. વસ્તુતઃ કાંઇ જીવ સંસારી નથી. પરંતુ અવિદ્યાના અધ્યાસ વડે જીવને તેવી અભિમતિ થાય છે. તે અભિમતિ અસત્ છે. જગત્ તો બ્રહ્મ રૂપ છે. જીવની એ અભિમતિ અવિદ્યાત્મક અહંતા મમતા રૂપ સંસાર કહેવાય છે. જગત્ સત્ છે ઐચ્છિક છે, ભગવત્કાર્ય છે, ભગવદ્રૂપ છે. સંસાર તો અસત્ છે, અહંતા મમતાત્માક છે, અવિદ્યાનું કાર્ય છે. જગત્ નું ઉપાદાન કારણ બ્રહ્મ છે અને નિમિત્ત કારણ અવિદ્યા છે એટલે એમ કારણભેદથી પણ જગત્ અને સંસારનો ભેદ સિદ્ધ થાય છે. તત્ત્વજ્ઞાનથી અવિદ્યાનો તિરોભાવ થઈ જતાં જગતની કાંઇ હાનિ નથી થતી. તે કાંઇ અન્યથા થતું નથી, પરંતુ સંસારજ ( અહંતાત્મક મમતાત્મક માટેજ ) નિવૃત્તિ પામે છે" જે અવિદ્યાથી જીવને સંસાર દેખાય છે તેનાં દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણાધ્યાસ, અને સ્વરૂપ વિસ્મૃતિ એવાં પાંચ પર્વો છે. તેની નિવૃત્તિ સાંખ્ય, યોગ, તપ, જ્ઞાન અને વૈરાગ્ય એ પાંચ પર્વવાળી વિદ્યાથી થાય છે.

---

* જુઓ પ્રો. મગનલાલ ગ. શાસ્ત્રી એમ. એ. નો ‘શુદ્ધાદ્વૈત માર્તણ્ડ’નો ઉપોદ્ઘાત. પૃ. ૩૦

પંચ પર્વાત્મક વિદ્યા વડે પંચ પર્વાત્મક અવિદ્યાનો નાશ થતાં સંસાર નિવૃત્તિ થઈને જીવન્મુક્તિ થાય છે. ત્યારેજ જીવને લાગેલા દેહાદિના અધ્યાસ દૂર થાય છે. દેહાદિથી દૂર થતા નથી. કારણકે તેતો જગન્મધ્ય પાતી છે. માત્ર તેના અધ્યાસ દૂર થાય છે. અધ્યાસ જાય એટલે દેહ પણ જાય એવું કાંઈ હોતું નથી. સંસાર એ સુખ દુઃખાત્મક અને અહંતા મમતાત્મક છે. જગત્ સુખ દુઃખાત્મક નથી. અહંતા મમતાત્મક સંસારાત્મક સંસાર દૂર થવા છતાં પણ જગત્તો રહે છેજ. તોય આથી જગત્ અને સંસાર વચ્ચે ભેદ છે. આ ભેદને શ્રીવલ્લભાચાર્યે બતાવ્યો છે. બીજા ભાષ્યકારો આ ભેદ જોઈ શકતા નથી.

## જીવતત્ત્વ.

જગત્નો વિચાર કર્યા પછી હવે આપણે જીવના તાત્ત્વિક સ્વરૂપનો વિચાર કરીએ. જીવતત્ત્વ વિષે જૂદા જૂદા મતો છે. લોકાયતિકો એમ માને છે કે ચૈતન્યયુક્ત શરીર તેનું નામ જીવ છે. બીજાઓ ચૈતન્યયુક્ત ઇન્દ્રિયોને આત્મા માને છે. કેટલાકો મનનેજ જીવ ગણે છે. જ્યારે કેટલાકોના મતે નશ્વર વિચારો પણ જીવ ગણાય છે. કેટલાકો જીવના સ્વરૂપને શૂન્ય કહે છે. કેટલાક બીજાઓ જીવને દેહથી જૂદો પાડે છે અને તેને કર્તા તથા ભોક્તા કહે છે. આમ જૂદા જૂદા મતો જીવ વિષે પ્રચલિત છે. બ્ર. સૂ. ના ચોથા અધ્યાયના ચોથા પાદમાં આશ્મરથ્ય, ઔડુલોમિ અને કાશકૃત્સ્નના, જીવ અને બ્રહ્મના સંબન્ધ વિષે અભિપ્રાયો આપ્યા છે. જીવનું તાત્ત્વિક સ્વરૂપ શું છે તે આપણે આગળ જોઈશું.

બ્રહ્મના સત્, ચિત્ અને આનન્દ ધર્મોમાંથી આપણે પાછળ કહ્યું તે પ્રમાણે કેવલ સદંશનો આવિર્ભાવ તે જગત્ છે. અને સત્ અને ચિત્નો આવિર્ભાવ તે જીવ છે. આ જીવમાં બ્રહ્મનો આનંદઅંશ નથી. આનંદઅંશ નથી એનો અર્થ એવો નથી કે તેનો અભાવ છે. ફક્ત તેને તેની વિસ્મૃતિ થઈ છે. આથી તેને સંસારદશાનો અનુભવ થાય છે. આથી જીવની દશામાં ચૈતન્ય એજ એનો મુખ્ય ધર્મ છે. આ ચૈતન્ય અનેક રૂપે પ્રકટ થાય છે. જ્યાં જ્યાં આ ચૈતન્ય છે ત્યાં ત્યાં જીવ છે. ચૈતન્યયુક્ત જીવોના અનેક ભેદો છે. પણ તેના મુખ્યત્વે ચાર ભેદો કરવામાં આવે છે. જરાયુજ, અણ્ડજ, સ્વેદજ અને ઉદ્ભિજ. છાં. ૬–૩–૧ માં અણ્ડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ એ ત્રણ બીજોને ભૂતોની ઉત્પત્તિમાં જણાવ્યો છે. સ્વેદજ તે જલમાંથી ઉત્પન્ન થાય છે, અને ઉદ્ભિજ્જ એ પૃથ્વી ઉપર વનસ્પતિ રૂપે દેખાય છે. મનુસ્મૃતિ ૧–૪૩થી ૪૬ તથા ભાગવત ૧૧–૩–૪૦માં પણ ચાર પ્રકારના જીવોનું વર્ગીકરણ આવે છે. આ ગણના પ્રમાણે વનસ્પતિને પણ જીવ તરીકે ગણેલ છે. જ્યાં જ્યાં ચૈતન્ય છે ત્યાં ત્યાં જીવ છે. વનસ્પતિમાં ચૈતન્ય હોવાથી તેમનું ચૈતન્ય અન્ય પ્રાણીઓનાં ચૈતન્ય જેટલું પ્રકટ નથી. છાં. ૬–૧૧–૨માં આ વિષે નીચે પ્રમાણે કહેલું છે. જ્યારે કોઈ જીવ અમુક વૃક્ષની અમુક એક શાખાનો ત્યાગ કરે છે ત્યારે તે શાખા સુકાઈ જાય છે, બીજી શાખાનો ત્યાગ કરે છે ત્યારે તે સુકાઈ જાય છે. તેજ પ્રમાણે બીજી શાખાઓનો ત્યાગ કરતાં તે શાખામાં સુકાઇ જાય છે. જો આમાં વૃક્ષનો તે ત્યાગ કરે તો આખું વૃક્ષ સુકાઈ જાય છે. (**अस्य यदेकां शाखां जीवो जहाति-जीवापेतं वाव किलेदं म्रियत इति**) આ ઉપરથી પણ વનસ્પતિમાં જીવ હોવાનું સિદ્ધ થાય છે. અત્યાર સુધી વિજ્ઞાનશાસ્ત્રીઓ વનસ્પતિમાં જીવ હોવાનું માનતા નહોતા પણ સર જગદીશચંદ્ર બોઝે આ વસ્તુ સિદ્ધ કરી આપી છે.

પ્રાચીનકાલના ભારતવર્ષના ઋષિમુનિઓ પહેલેથીજ વૃક્ષાદિમાં પણ જીવનું અસ્તિત્વ જોતા હતા. પણ આત્યારના જડવાદમાં એ વાતનું વિસ્મરણ થઈ ગયું હતું. પણ સર જગદીશચંદ્રે પ્રાચીન માન્યતાને પુનઃ સિદ્ધ કરી આપી છે.×

યૂરોપના તત્ત્વજ્ઞાનીઓના વિચારો તરફ દૃષ્ટિ નાખીશું તો જીવ પરત્વે ત્યાં પણ જૂદા જૂદા મતો છે. પ્લેટો જીવના ત્રણ પ્રકારો કહે છે–the nous (દિવ્ય), the epithumia (લૌકિક, પાર્થિવ) the thumos (ઉભયાત્મક) આ ત્રણ પ્રકારો પ્રમાણે મનુષ્ય, વનસ્પતિ અને પ્રાણીઓ એવા અનુક્રમે વિભાગો પડે છે. એરિસ્ટોટલ પણ ત્રણ વિભાગો સ્વીકારે છે, પણ ડેકાર્ટ્સ તમામ પ્રાણીઓને જીવશૂન્ય માને છે. તેના મતે ફક્ત મનુષ્યો જ જીવયુક્ત છે. લીબ્નીટઝ નામનો જર્મન તત્ત્વવેત્તા (૧) જીવનયુક્ત સત્ત્વો, (૨) પ્રાણીઓ અને (૩) મનુષ્યો એવા ત્રણ જીવના ભેદો લે છે. તેના મતે મનુષ્યો એકલા જ અમર છે. વુલ્ફના મતે ક્ષુદ્ર પ્રાણીઓમાં આત્મા નથી, કારણકે તેમનામાં આત્મજ્ઞાન અગર ભાન હોતું નથી, હેગલ નામનો જર્મન તત્ત્વવેત્તા પણ પ્રાણીઓમાં આત્મા નથી એમ કહે છે.* પણ હાલમાં યુરોપના તત્ત્વ ચિન્તકોમાં ઉપરના વિચારમાં પરિવર્તન થયું છે. તેમની પ્રતીતિ થતી જાય છે કે પ્રાણીઓમાં પણ મનુષ્યની માફક જીવ છે. તેમનામાં લાગણીઓ તથા ઇન્દ્રિયજન્ય જ્ઞાન છે. ડાર્વિન 'Descent of Man' નામના પુસ્તકમાં આ વિષે લખતાં કહે છે. '**Even language or, at any rate the linguistic impulse is not wholly absent among brutes.**' મનુષ્યના જેવી પ્રાણીઓમાં પણ ભાષા છે તે વાતની પણ તેમને ખાત્રી થતી જાય છે. તેમ તેઓમાંનાં નર પ્રાણીઓ માદા સાથે સંવનન પણ કરી શકે છે. ( **Vide Evolution of Sex by Geddes and Thomson.** ) અર્થાત્ પશ્ચિમનાં દેશોમાં જે એમ માનવામાં આવતું હતું કે મનુષ્ય સિવાયના પ્રાણીઓમાં જીવ નથી એ હવે બદલાતું જાય છે અને મનુષ્ય સિવાયનાં પ્રાણીઓમાં જીવ છે તે સ્વીકારાતું જાય છે. તે સિદ્ધાન્તને સર જગદીશચંદ્ર બોઝે જનતાની સમક્ષ મૂકયો છે તે હકિકત ઉપર જણાવી છે. અર્થાત્ ઉપનિષદોમાં જીવોનું જે પ્રકારે વર્ગીકરણ કરવામાં આવ્યું હતું તે બરાબર છે એમ પશ્ચિમના વિજ્ઞાનશાસ્ત્રીઓ તથા તત્ત્વ-ચિન્તકો પણ સ્વીકારે છે. આથી છાંદોગ્યોપનિષતમાં ચાર પ્રકારના જીવો જે કહ્યા છે–જરાયુજ, અણ્ડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ તેને જ આપણે સ્વીકારીશું. બ્રહ્મનો ચિદંશ આ ચાર મુખ્ય રીતે આવિર્ભાવ પામે છે. ને દરેકમાં વળી નાનાવિધ અનેક રૂપો હોય છે.

આ જીવ શું છે? અને તેનો બ્રહ્મ સાથેનો શો સંબન્ધ છે? તે કંઈક વિશેષ રીતે વિચાર કરીએ. ઉપર જણાવ્યા પ્રમાણે પરમાત્માના ચૈતન્ય ધર્મનો આવિર્ભાવ તે જીવ છે. પણ આ આવિર્ભાવ કેવી રીતનો છે તે વિષે વેદાન્તશાસ્ત્રીઓમાં જૂદા જૂદા મતે છે.

×"We may speak, indeed, of the plant as possessed of a **rudimentary nervous system, by the aid of which necessary adjustments are brought about.**

Vide the article 'Plants' in Encyclopedia Britanica તેમજ "The Response of the Living and the Non-Living."

* **Hagel's Logic, Wallace's translations.**

**" The animals never get further than sensation & perception of the senses, & in consequence they have no religion."**

શુદ્ધાદ્વૈત મતમાં જીવ એ બ્રહ્મનો અંશ છે તથા તેની સાથે અભેદતાવાળો છે. તેમજ તે અણુ છે તથા નિત્ય છે. તેનું સ્વરૂપ ચૈતન્ય છે છતાં તે જ્ઞાતા છે. હવે આ મતોને બીજાઓની દૃષ્ટિથી પણ અહિંઆં ટુંકમાં વિચારીશું. કારણકે જ્યાં સુધી આપણે જીવનું સ્વરૂપ સમજી શકીશું નહિ ત્યાં સુધી જીવનો બ્રહ્મ સાથેનો સંબન્ધ કેવા પ્રકારનો છે તથા જીવનું આ પૃથ્વીમાં કંઈ પણ કર્તવ્ય છે કે નહિ અને હોય તો શું તેનો પણ નિર્ણય થઇ શકશે નહિ. માટે જીવના તાત્ત્વિક સ્વરૂપનો બોધ આપણને થવો જ જોઇએ. ભગવાન્ બાદરાયણે જીવના સ્વરૂપનો વિચાર બીજા અધ્યાયના તૃતીય પાદના નવમા અધિકરણથી શરૂ કર્યો છે. તેની ઉપર વિદ્વન્મંડનકાર શ્રીવિઠ્ઠલેશજીએ પણ ઘણી સારી સમાલોચના કરી છે. તેને અનુસરીને અહિંઆં તે વિષેનો વિચાર આપણે આરંભીશું.

પ્રથમ વિવાદનો પ્રશ્ન જીવ અને બ્રહ્મની અભેદતાનો લેઇશું. જીવ બ્રહ્મનો અંશ છે અને છતાં બ્રહ્મની સાથે તેનો અભેદ છે. આવો શુદ્ધાદ્વૈતવાદીનો સિદ્ધાંત છે. પણ જે અભેદતાને માનતો નથી તે આ અભેદતા વિષે પ્રથમ શંકાઓ કરે છે. તે શંકાઓ કેવા પ્રકારની છે તેનો ઉલ્લેખ કરીને તેનું સમાધાન આપણે કરીએ.

### (૧) જીવનું બ્રહ્મના અંશ હોવાપણું તથા તેની સાથેની અભેદતા.

**જીવ અને બ્રહ્મનો અભેદ અને તે વિષે પૂર્વપક્ષની દલીલ.**

જો આપણે જીવ અને બ્રહ્મ વચ્ચે અભેદતા છે એવું કહીએ તો કુદરતી રીતે પૂર્વ પક્ષી આપણને પૂછી શકે કે તે અભેદ તમે કેવા પ્રકારનો માનો છો. કાંતો તે જીવનો બ્રહ્મ સાથે એકરૂપતા[1] હોવાથી, કાંતો તેમનામાં ભેદ નથી[2] અથવા આવિર્ભાવ રૂપથી,[3] અથવા જીવોનો બ્રહ્મ સાથે સંબંધ થાય ત્યારે તેમના અભેદની પ્રતીતિ થાય છે.[4] અથવા તો તેમની વચ્ચે તાદાત્મ્ય સંબન્ધ[5] અગર અવિનાભાવ સંબન્ધ, અગર ઉપચાર[7] સંબન્ધ અગર જીવ બ્રહ્મનો અંશ છે તે તરીકે [8]અભેદ હોવો જોઇએ. આમ જો અભેદ હોય તો આઠમાંથી એક રીતે હોવો જોઇએ. તો તે અભેદ કેવી રીતે છે તેનો પ્રથમ નિર્ણય કરવો જોઇએ. અભેદ નહિ માનનાર આ આઠમાંથી કોઈ પણ પ્રકારનો અભેદ સ્વીકારશે નહિ. તે નીચે પ્રમાણે દલીલ કરશે. (૧) જીવ અને બ્રહ્મના ધર્મો એક બીજાથી પરસ્પર વિરુદ્ધ છે તેથી તેઓનું એક રૂપ નહિ હોવાથી એક રૂપતાને લીધે જણાવેલો અભેદ સિદ્ધ થતો નથી. (૨) ભેદ ઉપાધિથી થયેલો હોવાથી તે ઉપાધિ દૂર થાય તોજ ભેદાભાવ બને. માટે મૂળથી ત્યાં અભેદ છેજ નહિ. (૩) જીવ અને બ્રહ્મ મહત્ તથા વિભુ તરીકે અવયવ રહિત હોવાથી તે કોઈ કાર્ય ઉત્પન્ન કરતાં નથી. અને આથી આવિર્ભાવ પણ બ્રહ્મનો જીવમાં હોતો નથી. માટે આવિર્ભાવથી અભેદ સિદ્ધ કરી શકાય નહિ. (૪) જીવ તથા બ્રહ્મનો સંબન્ધજ હોતો નથી જો સંબન્ધ હોય તો કાંતો સંયોગ સંબન્ધ, સમવાય સંબન્ધ, સ્વરૂપ સંબન્ધ, તથા જ્ઞાતૃજ્ઞેય ભાવસંબન્ધ હોય. પણ આમાંનો એક પણ સંબન્ધ જણાતો નથી. જીવ અને બ્રહ્મ ઉભય વિભુ–સર્વવ્યાપક હોવાથી સંયોગ સંબન્ધ બનતો નથી. સમવાય સંબન્ધ થવાને એકને બીજાનો આશ્રય હોવો જોઇએ. અયુતસિદ્ધ બે પદાર્થો વચ્ચેજ સમવાય સંભવે એવો નિયમ છે. અર્થાત્ નાશ પામતી ક્ષણ વિના જે બેમાંથી એક બીજાનો આશ્રય કરીનેજ કહેલું હોય તે અયુતસિદ્ધ કહેવાય. અહિંઆં જીવ તથા બ્રહ્મ એ ઉભય આશ્રય રહિત છે તેથી તે અયુતસિદ્ધ

નથી. અને તેમ હોવાથી તેમની વચ્ચે સમવાય સંબન્ધ પણ નથી. સ્વરૂપ સંબન્ધ પણ નથી કારણકે બન્ને વિભુ હોવાથી જ્યાં બ્રહ્મ છે ત્યાં જીવ છે. જો સ્વરૂપ સંબન્ધ હોય તો બ્રહ્મ અને જીવ એક હોવાથી બ્રહ્મની પેઠે જીવની કદાપિ પણ ઉપલબ્ધિ થાય નહિ. જીવને અણુ માનીએ તો પણ બ્રહ્મ વિભુ અર્થાત્ સર્વવ્યાપક છે. તેથી બ્રહ્મ અને સર્વ જીવોનો સંબન્ધ સર્વ દિશામાં રહેલો હોવાથી તે કદાપિ પણ પ્રતીયમાન થાય નહિ. આથી ત્યાં સ્વરૂપ સંબન્ધ નથી, ત્યારે જો એમ કહેવામાં આવે કે 'બ્રહ્મનો જાણનાર બ્રહ્મજ થાય છે' આમાં બ્રહ્મ એ જ્ઞેય છે અને જીવ જ્ઞાતા છે, અર્થાત્ જ્યારે જીવને જ્ઞાનપ્રાપ્તિ થાય છે ત્યારે જ્ઞાતાનો જ્ઞેય સાથે સંબન્ધ થાય છે, અને આનું નામજ અભેદ કહેવાય છે. આ પણ બરાબર નથી, કારણકે જીવ અને બ્રહ્મનો ભેદ પારમાર્થિક છે અને જ્ઞાતૃજ્ઞેય ભાવનો જે સંબન્ધ છે તે તો ભેદને દૂર કરી શકતોજ નથી. જો તે દૂર કરી શકતો હોય તો પછી આવા ભાવવાળા પુરુષોમાં પણ અભેદતા જણાવી જોઇએ, પણ તેમ બનતું નથી. વળી 'જ્યાંથી મન સહિત વાણી પાછી ફરે છે' વગેરે શ્રુતિથી એમ સમજાય છે કે બ્રહ્મ જ્ઞેય નથી, તો પછી તેનું જ્ઞાન જીવને શી રીતે થાય? જો જ્ઞાન ન થાય તો જ્ઞાતૃજ્ઞેય ભાવ સંબન્ધ ઉપર રચાયલી અભેદતા પણ શી રીતે સિદ્ધ થાય? (૫) તાદાત્મ્ય ભાવથી પણ અભેદતા સિદ્ધ થતી નથી. તાદાત્મ્ય સંબન્ધ ધર્મ અને ધર્મીમાં હોય છે. પણ જીવ એ બ્રહ્મનો ધર્મ નથી? આથી ત્યાં આ સંબન્ધ નથી. તાદાત્મ્ય પ્રકારનો અભેદ તે પારમાર્થિક અભેદ છે, પણ જીવો તો વસ્તુતઃ ભિન્ન છે તો પછી બ્રહ્મ અને જીવ વચ્ચે તાદાત્મ્ય સંબન્ધ શી રીતે બને. (૬) અવિનાભાવનો અભેદ પણ ત્યાં નથી. અવિનાભાવ એટલે છૂટા ન પડાય એવો સંબન્ધ. આવો જો સંબન્ધ હોય તો 'એકના વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન થાય, એ પ્રતિજ્ઞા ઉપપન્ન બને નહિ. (૭) ઔપચારિક–લાક્ષણિક અભેદ નહિ હોવાનું કારણકે જીવ અને બ્રહ્મ બન્નેમાં ચૈતન્ય વગેરે ધર્મો સમાન છે. આ રીતે ધર્મની સમાનતા હોવાથી તેમજ તે બન્ને વિકાર રહિત હોવાથી ઉપચાર–લક્ષણા સંભવતી નથી. શ્રુતિમાં બ્રહ્મને નિષ્કલ, નિષ્ક્રિય, નિરવદ્ય, નિરંજન વગેરે વિકાર રહિત જણાવે છે. તેજ પ્રમાણે જીવને વિષે કહે છે કે 'તે કદાપિ પણ જન્મતો નથી અથવા મૃત્યુ પામતો નથી' આ રીતે બન્ને વિકાર રહિત હોવાથી તેમની વચ્ચે ઔપચારિક અભેદ માની શકાયજ નહિ. જ્યારે મુખ્યાર્થની પ્રતીતિની અસંભાવના હોય ત્યારે લક્ષ્યાર્થ લેવામાં આવે છે. પણ અહિંઆં એવી અસંભાવનાજ નથી. (૮) જીવ બ્રહ્મનો અંશ છે માટે અંશી બ્રહ્મ અને જીવ વચ્ચે અભેદ છે એમ પણ કહી શકાય નહિ. કારણકે જો જીવને અંશ કહીએ તો તે બ્રહ્મનો અવયવ છે અર્થાત્ બ્રહ્મ અવયવી–અવયવોવાળું છે એમ કહેવું પડશે, પણ શ્રુતિમાં તો બ્રહ્મને અવયવ રહિત કહેલ છે. કદાચ એમ કહેવામાં આવે કે 'નાના વ્યપદેશને લીધે જીવ બ્રહ્મનો અંશ છે' (બ્ર. સૂ. ૨–૩–૪૩) માં જીવને બ્રહ્મનો અંશ કહેલ છે, પણ અહિંઆં જીવને અંશ જે કહ્યો છે તે લક્ષણાથી છે કારણકે જો વસ્તુતઃ જીવ બ્રહ્મનો અંશ માનીએ તો આપણે બ્રહ્મને અવયવીજ માનવું પડશે. પણ શ્રુતિમાં તેને અવયવ રહિત કહેલ છે. આથી અંશાંશિ સંબન્ધને જો સ્વીકારીએ તો પછી શ્રુતિનો વિરોધ આવશે.

ઉપર પ્રમાણે આઠમાંથી કોઈ પણ રીતે જીવ અને બ્રહ્મ સાથે અભેદ કહી શકતો નથી. છતાં જો અભેદ સિદ્ધ કરવો હોય તો જીવનો બ્રહ્મથી વિભાગ કરનાર ઉપાધિજ છે એમ સ્વીકારવું જોઇએ. આ ઉપાધિ માત્ર પ્રાતીતિકજ (સત્ય નહિ) છે. જો ઉપાધિ સત્ય હોય

તો ઉપહિત બ્રહ્મ અને જીવનો અભેદ બનેજ નહિ, તેથી અભેદની પ્રતીતિ માટે પ્રાતીતિક ઉપાધિજ સ્વીકારવી જોઈએ. સત્ય ઉપાધિનો જ્ઞાનથી નાશ થતો નથી, અસત્ય ઉપાધિનોજ જ્ઞાનથી નાશ થાય છે. જ્ઞાનથી આ ઉપાધિનો નાશ થાય છે તેથી તે ઉપાધિ સત્યજ છે.

**સિદ્ધાન્તીએ અભેદતાનું કરેલું સમર્થન.**

શુદ્ધાદ્વૈતવાદી સિદ્ધાન્તી પૂર્વપક્ષનો ઉત્તર આપતાં કહે છે કે જીવ આવિદ્યક નથી, પણ સત્ય છે, અને તે બ્રહ્મનો અંશ છે. આ સંબન્ધ સ્વીકારવાથી જીવ અને બ્રહ્મ વચ્ચે અભેદતા સિદ્ધ થાય છે. અલબત આ સિદ્ધાન્ત સ્વીકારતાં એક મોટામાં મોટી શંકા આવીને ઉભી રહે છે કે જો જીવને અંશ માનવામાં આવે તો બ્રહ્મ અવયવી બનશે. અને શ્રુતિમાં તો તે બ્રહ્મને અવયવ રહિત કહેલ છે. આનું સમાધાન કરવાને એટલું જ અમે જણાવીશું કે બ્રહ્મ સ્વરૂપ અને જીવ સ્વરૂપ તે શ્રુતિ ગમ્ય છે કે લૌકિક પ્રમાણથી ગમ્ય છે? લૌકિક પ્રમાણથી તે ગમ્ય હોઈ શકે જ નહિ. કારણકે ચક્ષુ વગેરે ઇન્દ્રિયોથી તે જ્ઞાન થતું નથી. બ્રહ્મને રૂપ નથી માટે તે ચક્ષુનો વિષય નથી, સ્પર્શ ગુણરહિત હોવાથી ત્વચાથી તેનું જ્ઞાન થતું નથી. ગુણ ન હોવાથી ગન્ધાદિની માફક ઘ્રાણેન્દ્રિયથી પ્રત્યક્ષ નથી. તે રસ અને શબ્દ નહિ હોવાથી જીહ્વા તથા કાનથી પણ તેનું જ્ઞાન થતું નથી. અર્થાત્ પ્રત્યક્ષ પ્રમાણથી આત્માનું સ્વરૂપ જણાતું નથી. તેમ અનુમાનનો પણ તે વિષય નથી. અનુમાનથી તો આત્માને બદલે પ્રાણની સિદ્ધિ થાય છે. અર્થાત્ આત્મા અને પ્રાણ એક રૂપ સમજાય છે. આત્મા તેનાથી જૂદો છે એ રીતે સિદ્ધિ થતી નથી. કદાચ તેનાથી આત્મા સિદ્ધ થતો હોય તો પણ ઉપનિષદ્‌માં જે રીતે તેના વિષેનો વિચાર કરેલો છે તે રીતે ત્યાં તે સમજાતો નથી. શબ્દગમ્ય પણ નથી. અર્થાત્ લૌકિક શબ્દ પ્રમાણથી પણ તેનું જ્ઞાન થતું નથી. શબ્દ એટલે આપ્તનું વચન-આપ્ત એટલે યથાર્થવાદી જેવું પોતે અનુભવે તેવું કહેનાર. આત્મા અદશ્ય હોવાથી તેનો અનુભવ આપ્તને થતો નથી; તેથી આત્માના વિષયમાં તેનું વચન પ્રમાણરૂપ હોતું નથી. આ રીતે લૌકિક પ્રમાણથી આત્માનું સ્વરૂપ સમજાતું જ નથી. ફક્ત અલૌકિક પ્રમાણથી જ તે સમજાય છે. અલૌકિક પ્રમાણ એટલે વેદ-'સર્વ વેદથી હું જ વેદ્ય છું" વગેરે વચનોથી આત્મા અલૌકિક પ્રમાણ શ્રુતિથીજ ગમ્ય છે. આથી જીવ અને બ્રહ્મના સંબન્ધ કેવો છે તે સમજવાને આપણે વેદનાં વચનોનો જ આધાર રાખવો પડશે. આ વેદનાં વચનો ઉપરથી બાદરાયણ વ્યાસે આ વિષેના પોતાના સિદ્ધાન્તને બ્રહ્મ

---

\+ **तत्रैवेदं विचार्यते, ब्रह्मस्वरूपं च श्रुतिगम्यं लौकिकप्रमाणगम्यं वेति? तत्र न द्वितीयः। तथाहि-न तावच्चाक्षुषम् अरूपिद्रव्यत्वात्। नापि स्पार्शनम्, तद्राहितत्वात्। नापिगन्धादिवद् घ्राणेन्द्रियादिप्रत्यक्षम्, अगुणत्वात्। नाप्यनुमानगम्यम्। परिशेषेण ज्ञानप्रयत्नाधारत्वेनात्मसाधने आवश्यकत्वाल्लाघवाच्च तावुक्प्राणसिद्ध्येवार्थान्तरत्वेन तदसिद्धेः। यथाकथंचित् सिद्धावपि नोपनिषद्विचारितरूपस्य सिद्धिः। तथा च स्वतःसिद्धप्रामाण्येतद्विरोधने बाधितत्वादनुमानस्य न तत्साधकत्वम्। नापि शाब्दगम्यम्। तस्यालौकिकरूपत्वेन तस्य च यथादृष्टार्थवादित्वेनात्मतस्त्वादृश्यत्वेन तदनुपपत्तेः। अत एव नोपमानगम्यमपि, किन्तु श्रुत्येकसमधिगम्यम्** वि. मं. पृ. १४३-१४४.

સૂત્રમાં સંગૃહીત કરેલ છે. તો આપણે તે તરફ દૃષ્ટિ નાખવી પડશે. બ્ર. સૂ. ૨-૩-૪૩ માં જીવને અંશ તરીકે જણાવેલ છે અને તેનું કારણ ત્યાં નાના વ્યપદેશને લીધે એમ કહેલ છે. અહિંઆં 'નાના વ્યપદેશ' પદનો બે રીતે અર્થ કરવામાં આવે છે. એક અર્થ એ છે કે જીવનું ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણન કેવી રીતે? એમ કોઇ પૂછે તો જણાવવાનું કે ઉપનિષદ્‌માં જીવનું એક રીતે વર્ણન કર્યું નથી; પણ અનેક રીતે કર્યું છે. કવચિત્ બ્રહ્મ તરીકે, કવચિત્ ઉત્પન્ન તરીકે, કવચિત્ અજ્ઞ તરીકે, કવચિત્ ચિદ્રૂપ તરીકે, કવચિત્ ઇશિતવ્ય તરીકે, અણુ તરીકે, અને વ્યાપક તરીકે આમ જૂદી જૂદી રીતે વર્ણન કર્યું છે. આ વર્ણનમાં જીવને વિરુદ્ધ ધર્મનું આશ્રય જણાવેલું છે. બ્રહ્મ સિવાય બીજું કોઇ પણ વિરુદ્ધ ધર્માશ્રયી નહિ હોવાથી જીવ બ્રહ્મનો અંશ છે. બીજી રીતે 'નાનાવ્યપદેશ'નો અર્થ 'ભેદનો વ્યપદેશ' થાય છે. અર્થાત્ જીવ બ્રહ્મનો અંશ છે, એવું વર્ણન શ્રુતિઓમાં આવે છે. ત્યાં કપૂયચરણ તથા રમણીયચરણ એવા સર્વ આત્માઓ વ્યુચ્ચરણ પામે છે એમ કહેલ છે. આ શ્રુતિમાં 'આત્માઓ' એમ બહુ વચનનો પ્રયોગ છે તેથી જીવાત્માઓ પરસ્પર ભિન્ન સમજાય છે અને તેમના વિષે ત્યાં એમ પણ કહેલું છે કે જેમ અગ્નિમાંથી વિસ્ફુલિંગો વ્યુચ્ચરણ પામે તેમ તે પરમાત્માઓથી વ્યુચ્ચરણ પામે છે. આથી જીવાત્માઓ પરમાત્મામાંથી વિભક્ત થયા છે માટે તે પરમાત્માના અંશ જ છે. આમ છતાં પરમાત્મા એ અવયવરહિત છે. કારણકે તેમ હોવું તે તેનો સ્વભાવ જ છે. શ્રુતિ 'નિષ્કલ, નિષ્ક્રિય' વગેરે શબ્દોથી તેના અંશિત્વનો નિરાસ કરે છે. આ અર્થ દૃઢ કરવાને વ્યાસજીએ 'મન્ત્ર વર્ણને લીધે'+ તથા 'અને સ્મૃતિ છે,' એવાં બે સૂત્રો યોજ્યાં છે. ઋ. સં. ૧૦-૯૦-૩ માં સર્વભૂતને બ્રહ્મના પાદ કહ્યા છે. અને ભ. ગી. ૧૬-૭ માં જીવને બ્રહ્મનો અંશ કહેલ છે.+++ આ રીતે શ્રુતિ તથા સ્મૃતિનાં વચનો તપાસતાં જીવ એ બ્રહ્મમાં અંશ છે એ જણાય છે અને સાથે સાથે જીવ અને બ્રહ્મ વચ્ચે તાદાત્મ્ય સંબંધની પ્રતીતિ થાય છે. તેથી તેમની વચ્ચે અભેદ છે. તાદાત્મ્ય* એટલે ભેદ સહિષ્ણુ અભેદ, અથવા ભેદ સહી શકે તેવો અભેદ તેથી જીવ અને બ્રહ્મનો અંશ છે અને તે બન્ને વચ્ચે અભેદપણ છે.

**મધ્વનો પૂર્વ પક્ષ.**

આ તાદાત્મ્ય સંબન્ધ મધ્વને સંમત નથી, તે બ્રહ્મ અને જીવ વચ્ચે વાસ્તવિક ભેદ જુએ છે. તેના મતે ભેદ તે વાસ્તવિક છે અને અભેદ અવાસ્તવિક અથવા ગૌણ છે. **ज्ञोऽतएव** એ સૂત્રમાં તે જણાવે છે કે **नित्यो नित्यानां** તથા '**सर्व एवात्मानो व्युच्चरन्ति**' એવી શ્રુતિઓના વિરોધથી ન કહેતાં જીવ પરમેશ્વરથીજ ઉત્પન્ન થાય છે એમ ત્યાં કહ્યું છે, અને **तद्‌गुणसार त्वात्** એ સૂત્રમાં જીવના બ્રહ્મ સાથેના અભેદની શંકા લાવીને તે બ્રહ્મના ગુણનો સાર હોવાથી બ્રહ્મનો વ્યપદેશ તેના વિષે કર્યો છે. જેમ **सर्वं खल्विदं ब्रह्म** તે વાક્યમાં પરમાત્મામાં જગતનો વ્યપદેશ ગૌણીથી છે, તે પ્રમાણે જીવમાં બ્રહ્મનો વ્યપદેશ પણ છે. આથી ગૌણીથી અભેદવાદીએ (અભેદની) અમુખ્યતા દર્શાવી છે અને સર્વજ્ઞત્વાદિ ગુણવાળા બ્રહ્મ સાથે અજ્ઞાનાદિવાળા જીવનો અભેદ કર્યો છે. આ અભેદ મુખ્ય રીતે સંભવી શકતો નથી. માટે ગૌણીનો આદર

+ બ્ર. સૂ. ૨-૩-૪૪ ++ ૨-૩-૪૫ +++ **ममैवांशो जीवलोके जीवभूतः सनातनः** * **भेदसहिष्णुरभेदस्तादात्म्यम्** (સુવર્ણસૂત્રમ્ પૃ. ૧૪૯.

કર્યો છે. અર્થાત્ જીવ અને બ્રહ્મ વચ્ચે જે અભેદ છે તે મુખ્ય નથી પણ ગૌણ છે. વાસ્તવિક તો ભેદજ છે. **તત્ત્વમસિ** એ વાક્યમાં પણ જે તાદાત્મ્ય જોવામાં આવે છે, તે ખરેખર તાદાત્મ્ય નથી, કારણકે ત્યાં પ્રથમ પદ **अतत्** છે. અર્થાત્ જે અબ્રહ્મ છે તેને બ્રહ્મ ગણે છે. આમ ગણવામાં જે અભેદ સમજાય છે તે અવાસ્તવિક છે. આ રીતે મધ્વના મત પ્રમાણે જો જીવ બ્રહ્મનો અંશ હોય તો બે રીતે હોય. જેમ હાથ પગ શરીરના અવયવો શરીરથી અભિન્ન છે તેવી રીતે જીવ બ્રહ્મથી અભિન્ન હોઇને અંશરૂપ હોય. અથવા જેમ પુત્ર પિતાનો ભિન્ન રૂપે અંશ છે, તેમ જીવ બ્રહ્મના અંશ છે. મત્સ્યાદિ અવતાર તે બ્રહ્મના અભિન્ન અંશ છે, અને જીવો તે ભિન્ન બ્રહ્મના અંશ છે. અર્થાત્ જીવ અને બ્રહ્મ વચ્ચે વાસ્તવિક અભેદજ છે. હવે સિદ્ધાન્તીની સામે મધ્વ પોતાનો પક્ષ મૂકતાં એમ કહે છે કે બ્રહ્મ અને જીવની વચ્ચે વસ્તુતઃ અભેદ હોઈ શકેજ નહિ. કારણકે જો તેમ હોય તો જીવ બ્રહ્મની માફક સર્વદા સર્વજ્ઞજ હોય. પણ જીવ સર્વદા સર્વજ્ઞ છે નહિ. ઉલટું અગ્નિ અને વિસ્ફુલિંગના દૃષ્ટાન્તમાં આપણે જોઇએ છીએ કે અગ્નિમાં જેમ પ્રકાશ છે તથા દાહક શક્તિ છે તેમ વિસ્ફુલિંગ તેનો અંશ હોવાથી તે શક્તિ તેનામાં પણ છે. તેવીજ રીતે જો જીવ ખરી રીતે બ્રહ્મનો અંશ હોય તો તેનામાં સર્વજ્ઞત્વ ધર્મ આવેજ. આમ નહિ હોવાથી તાદાત્મ્ય સંબન્ધ બંધ બેસતો નથી. વિસ્ફુલિંગના દૃષ્ટાન્તથી અમને જીવ અને બ્રહ્મનો સંબંધ શ્રુતિ નિરૂપણ કરતી હોય તેમ સમજાતું નથી. એથી તો અમને એવો અર્થ જણાય છે કે પ્રલય સમયે ભગવાનના ઉદરમાં રહેલા જીવો જ સર્ગ સમયે પુનઃ તેમાંથીજ કેવી રીતે નિર્ગમન થાય છે, તે પ્રકારનેજ અત્ર નિર્દેશેલો છે.

**સિદ્ધાન્તીએ મધ્વની શંકાનો કરેલો ખુલાસો.**

સિદ્ધાન્તી આનો ઉત્તર આપતાં કહે છે કે મધ્વનો મત વેદાર્થતામરસતરણિ ભગવાન્ બાદરાયણના સૂત્ર અને સપ્રમાણ નિદર્શનથીજ વિરુદ્ધ હોવાથી તે સ્વીકાર્ય નથી. વિસ્ફુલિંગના દૃષ્ટાન્તથી આત્માનીજ ઉત્પત્તિ કહેલી નથી. ત્યાં સર્વ પ્રાણ, લોક, દેવ અને ભૂતની સૃષ્ટિ પ્રથમ કહીને પછી સઘળા આત્માઓ તેમાંથી વ્યુચ્ચરણ પામે છે એમ કહ્યુ છે. મધ્વ પ્રાણાદિનું નિત્યત્વ અથવા એવા પ્રકારની સૃષ્ટિ માનતા નથી. મધ્વ પ્રાણાદિને નિત્ય માનતા નથી તેમ આત્માની માફક પ્રાણાદિની ઉત્પત્તિ માનતા નથી. અહિંઆં મધ્વ એમ પણ કહી શકે નહિ કે શ્રુતિએ પ્રાણાદિની ઉત્પત્તિ કહી છે, અને આત્માની ઉત્પત્તિ નહિ કહેતાં તેનું નિર્ગમન વિશેષ રીતે જણાવે છે. આવી રીતે શ્રુતિનો અર્થ કરવો તે તેના સ્વારસ્યને કચડી નાખવા જેવું છે. માટે વિસ્ફુલિંગની શ્રુતિ જીવની ઉત્પત્તિનો પ્રકાર જણાવતી નથી, પણ જીવ અને બ્રહ્મનો સંબન્ધજ જણાવે છે. કદાચ એમ કહેવામાં આવે કે જેમ ચિંતામણિ, કલ્પતરુ, કામધેનુ વગેરેમાંથી અનેક પદાર્થો ઉત્પન્ન થાય છે છતાં તે પદાર્થો તેમના અંશ કહેવાતા નથી, તેજ રીતે જીવો ભલે બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ પામતા હોય તો પણ તેથી તે અંશ કહી શકાય નહિ. આ શંકા વ્યાજબી હશે પણ આપણે તો બાદરાયણના આશયથી આનો નિર્ણય કરવાનો છે. અને તે તો આપણને એમ કહે છે કે જીવ એ બ્રહ્મનો અંશ છે. તો પછી મધ્વની દલીલ આપણે શી રીતે સ્વીકારી શકીએ ? આ તાદાત્મ્ય સંબન્ધ સામે જીવની અસર્વજ્ઞતાનો જે વાંધો દર્શાવ્યો તે વ્યાજબી નથી. કારણકે બ્ર. સૂ. ૩-૨-૫ માં અસર્વજ્ઞતાનું કારણ સૂત્રકારે આપ્યું છે. ત્યાં કહે છે કે પરના અભિધ્યાનથી આના ઐશ્વર્યાદિ

ધર્મો તિરોહિત થાય છે અને તેમ થવાથીજ તેને બન્ધ તથા વિપર્યય પ્રાપ્ત થાય છે. અભિધ્યાનથી એટલે ઇચ્છાથી અર્થાત્ ભગવાનની ઇચ્છા એજ જીવની અસર્વજ્ઞતાનું કારણ છે, આથી સર્વજ્ઞ બ્રહ્મનો જીવ અંશ હોવા છતાં પણ તેનામાં અસર્વજ્ઞતા સંભવી શકે છે. આજ પ્રમાણે ભગવાનની ઇચ્છાથી કારણ એક છતાં બ્રહ્મના અંશો જડ તથા ચેતન રૂપ થાય છે. બ્રહ્મના સ્વરૂપભૂત ત્રણ અંશ સત્ ચિત્ અને આનન્દમાંથી આવિર્ભાવ અને તિરોભાવથી પ્રપંચ, જીવ, અક્ષર વગેરે પ્રકટ થાય છે. આમ ભેદ થવામાં બ્રહ્મની ઇચ્છા એજ કારણ છે.

**પૂર્વપક્ષી**—જો આ પ્રમાણે ભગવાનની ઇચ્છાથી જ સર્વ બનતું હોય તો પછી બ્રહ્મને ઉપસ્થિત હાનિ અને અકૃતાભ્યાગમ દોષ જીવને પ્રાપ્ત થાય. ઐશ્વર્ય, વીર્ય વગેરે ભગવાનના છ ગુણ જીવમાં ઉપસ્થિત થયા હતા અથવા જીવને પ્રાપ્ત થયા હતા તેની કંઇ પણ કારણ વિના જીવમાં હાનિ થાય છે અને જીવે પહેલાં કોઈ પણ દોષ કરેલા નહિ છતાં પણ તે દોષના દંડ રૂપ મિથ્યા જ્ઞાન અને અનીશતા વગેરે પ્રાપ્ત થાય છે. અર્થાત્ વગર કારણે આ દોષનો ભોગ જીવ થઇ પડે છે તેથી ભગવાનની ઇચ્છાથી ભગવાન્ પોતાના ગુણોનો તિરોભાવ કરીને જીવમાં અસર્વજ્ઞતા વગેરે ઉત્પન્ન કરે એ સંભવતું નથી. અને જો સંભવે છે એમ કહેતા હો તો બ્રહ્મ આ દોષને પાત્ર બનશે.

**સિદ્ધાન્તી**—ના, તમારા સમજવામાં ભૂલ છે. ઉપસ્થિતહાનિ અગર અકૃતાભ્યાગમ જે દોષો દેખાડયા તે દોષો સંભવતા નથી. દોષ હોય તો જીવની કૃતિના જ દોષ ગણાય. જો તે દોષો જીવના છે છતાં બ્રહ્મને લાગૂ થાય છે એમ આપણે કહીએ તો પછી લૂટારા સજ્જનને લૂટે તેમાં સજ્જનનો દોષ કાઢવા જેવું છે. માટે જીવની કૃતિનો દોષ નથી તેમ ઇશ્વરની કૃતિનો પણ દોષ નથી. કારણકે લોકમાં પણ સ્વતંત્ર રાજાઓ કોઇની સત્તા લઇને, કોઇને સત્તા આપે વગેરે જે કૃત્ય કરે છે તેમાં તેને દોષ લાગતો નથી તો સકલ જગતના નિયામક પરમાત્મામાં તે દોષ કેમ હોઈ શકે? આથી કોઇના દોષથી તેની પ્રાપ્તિ થતી નથી પણ ઇશ્વરની ઇચ્છાથી પ્રાપ્ત થાય છે એ સિદ્ધાન્ત ફલિત થાય છે. તેથી શ્રુતિમાં કહે છે કે "આજ જેનો આ લોકમાંથી ઉંચે લઈ જવા ઇચ્છે છે તેની પાસે સાધુકર્મ કરાવે છે. અને જેને નીચે લઇ જવા ઇચ્છે છે તેની પાસે અસાધુ કર્મ કરાવે છે."×

**પૂર્વ મીમાંસાવાળાનો પૂર્વ પક્ષ.**

ભગવાનની ઇચ્છાથી જ જીવોના ધર્મોનું તિરોધાન થયું છે એવો સિદ્ધાન્તીએ સિદ્ધાન્ત કર્યો પણ પૂર્વ મીમાંસાવાળા કર્મનેજ મુખ્ય માને છે તેથી તેઓ શંકા કરે છે કે જીવના ધર્મ તથા અધર્મ અનુસાર ઇશ્વર જીવ પાસે સુકૃત અથવા દુષ્કૃત કરાવે છે. અર્થાત્ ઇશ્વર સ્વતંત્ર રીતે પોતાની ઇચ્છાથીજ તેમ કરાવતા નથી. જો આ રીતે કર્મ પ્રમાણે ઇશ્વર કર્મ કરાવતો ન હોય તો પછી 'સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો, બ્રાહ્મણને હણવો નહિ' એવા વિધિ નિષેધ હોયજ નહિ. પણ આ વિધિ અને નિષેધ શાસ્ત્રમાં આપેલા હોવાથી જીવ આ વિધિ અને નિષેધને લક્ષ્યમાં રાખીનેજ કર્મ કરે છે. 'કોઇ જીવ વિહિત કર્મમાં વ્યાપૃત થાય છે, કોઈ તેમાંથી નિવૃત્ત થાય છે તેનું કારણ ઇશ્વરની ઇચ્છા નહિ પણ પૂર્વનું કર્મ છે. પૂર્વે કરેલાં કર્મને અનુસાર પ્રવૃત્તિ તથા નિવૃત્તિ છે.'

× કૌ. બ્રા. ૩-૮.

**સિદ્ધાન્તીએ પૂર્વ મીમાંસાવાળાને આપેલો ઉત્તર.**

સિદ્ધાન્તી આનો ઉત્તર આપતાં કહે છે આમ ઇશ્વરને નિયામક નહિ કહેતાં કર્મનેજ નિયામક કહેવામાં અનીશ્વરવાદ ચોકખો સમજાય છે. જો કર્મને અધીન ઇશ્વિર વર્તીને પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરાવતા હોય તો તેવા ઇશ્વિરની કોઇ પણ આવશ્યકતા નથી. એવા ઇશ્વિર પોતે સ્વતંત્ર બનતા નથી. બાદરાયણે આનો ઉત્તર બ્ર. સૂ. ૩-૨-૪૧માં આપ્યો છે. કૌ. ૩-૯ પ્રમાણે પરમાત્મા એ કર્મના નિયામક છે એટલુંજ નહિ પણ ફલનું દાન કરવાની ઇચ્છાથી ફલના આપનાર પણ છે એમ ત્યાં કહ્યું છે.

આ સામે પૂર્વપક્ષી ફરીથી બ્ર. સૂ. ૨-૩-૪૨ને આગળ ધરીને આગ્રહપૂર્વક એમ કહે કે ભગવાન્ પૂર્વના કર્મની અપેક્ષાથી અથવા પૂર્વના કર્મને અનુસરીને કર્મ કરાવે છે તો તે આગ્રહ પણ ખોટો છે. આવો અર્થ આપેલા સૂત્રનો અર્થ નહિ સમજવાનું પરિણામ છે. બ્ર. સૂ. ૨-૩-૪૧થી ભગવાનજ જીવ પાસે કર્મ કરાવે છે એમ કહેલું હોવાથી વિધિ અને નિષેધ વ્યર્થ થાય છે. "જો વિધિ અને નિષેધજ જીવની પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરાવતાં હોય તો શામાટે તમામ જીવો સન્માર્ગે પ્રવર્તતા નથી? પણ આવો આપણો અનુભવ નથી. આથી પ્રવૃત્તિ અને નિવૃત્તિ વિધિ અને નિષેધથી નથી પણ પૂર્વે કરેલાં કર્મથી થાય છે" એમ કહી શકાય નહિ કારણકે (૧) કર્મનો પ્રવાહ અનાદિ હોવાથી કર્મથીજ પ્રવૃત્તિ તથા નિવૃત્તિ માનીએ તો વિધિ નિષેધ વ્યર્થ થશે. અર્થાત્ સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો 'અને' બ્રાહ્મણને હણવો નહિં એવા વિધિ અને નિષેધ વાક્યની આવશ્યકતા રહેશે નહિ. વળી જો વિધિ અને નિષેધ નિરર્થક થાય તો પછી સારા પુરુષો જે યજ્ઞાદિ કરે છે તે માત્ર અંધ પરંપરાજ કહેવાય. તેમજ વળી કોઈ ધર્માચરણ નહિ કરે. કારણકે વિહિત કર્મ તે ધર્મ ખરો પણ વિધિજ નકામો હોય તો પછી ધર્મની શી જરૂર? આજ રીતે અધર્મની પણ હાનિ થાય, માટે કર્મને પ્રવૃત્તિ તથા નિવૃત્તિનું કારણ નહિ માનતાં ભગવાન્‌ની ઇચ્છાનેજ કારણ માનવું એમ બ્રહ્મ સૂત્રકાર જણાવે છે. આથી બ્ર. સૂ. ૨-૩-૪૨ના ભાષ્યમાં શ્રીવલ્લભાચાર્ય પોતે કહે છે કે જેમ પુત્ર અથવા યત્ન કરતા બાલ પાસે પદાર્થના ગુણદોષનું વર્ણન કરતાં પણ જેવો પ્રયત્નાભિનિવેશ તેનો જૂએ છે તેમજ તેની પાસે કરાવે છે, તેમ ફલ દાનાર્થે શ્રુતિમાં કર્મની અપેક્ષાનું કથન હોવાથી ફલ દાનમાં કર્માપેક્ષ, કર્મ કરાવવામાં જીવકૃત પ્રયત્નાપેક્ષ, પ્રયત્નમાં જીવ કામાપેક્ષ, સ્વર્ગાદિ કામમાં લોક પ્રવાહાપેક્ષ, (ભગવાન્) કરાવે છે, તેથી બ્રહ્મને દોષની ગન્ધ પણ નથી. આમ માનવામાં અનીશ્વરતા પણ થતી નથી. માટે ભગવાન્‌ની ઇચ્છાથીજ સર્વ પ્રવૃત્તિ જીવોને થાય છે, અને તે ઇચ્છાથીજ તેમનામાં ધર્મોનો તિરોભાવ બને છે. એ સિદ્ધાન્તજ સત્ય છે.

મધ્વ અને પ્રભાકર એ ઉભયને સિદ્ધાન્તીએ ઉપર પ્રમાણે ઉત્તર આપ્યો છતાં આ બન્નેને જીવ એ બ્રહ્મનો વાસ્તવિક અંશ છે તે સિદ્ધાન્ત સ્વીકાર્ય થતો નથી. તેઓ જીવ અને બ્રહ્મ વચ્ચે વાસ્તવ ભેદને માને છે. અભેદને અવાસ્તવ તથા ગૌણ રીતે માને છે. તેમનું કહેવું એ છે કે જીવ પરમાત્માથી નિત્ય ભિન્નજ છે, પરંતુ તે ચેતન, અણુ અને એક સ્થળે માત્ર હૃદયમાંજ રહેનાર હોવાથી તેમને પરમાત્માના અંશ કહેલ છે, અર્થાત્ ઉપચારથી આ અંશત્વ છે મુખ્ય રીતે નહિ. સિદ્ધાન્તી આનો ઉત્તર આપતાં કહે છે કે જો જીવ પરમાત્માનો મુખ્ય રીતે અંશ ન હોય તો તે વિષેની કેટલીક શંકાઓનો ઉત્તર જ બ્ર. સૂ. ૨-૩-૪૬ અને ૨-૩-૪૮માં આપવામાં આવ્યો છે તે આપે નહિ. ત્યાં એમ કહે છે કે જીવ ભગવાન્‌નો

વસ્તુતઃ અંશ છે છતાં પ્રકાશાદિની માફક જીવમાં દુઃખ હોવાથી ભગવાન્ દુઃખી હોતા નથી. કારણકે ભગવાન્‌માં ભેદબુદ્ધિ નથી. ભેદ બુદ્ધિવાળાનેજ દુઃખ લાગે. વળી બ્ર. સૂ. ૨–૩–૪૮માં જે અનુજ્ઞા અને નિષેધ આપ્યા છે તે એમ જણાવે છે કે તે જીવને દેહ સંબન્ધ થયા પછીની દશામાં છે. તે પહેલાં નહિ. જેમ અગ્નિ તથા ઉદકનું આપણે ગ્રહણ કરીએ છીએ પરંતુ શવનો અગ્નિ અને ચાણ્ડાલના જલનું ગ્રહણ કરતા નથી. અહિંઆં અગ્નિ તથા ઉદક દોષ રહિત છે પણ અગ્નિ અને ચાણ્ડાલને લીધે તેમને દોષનો સ્પર્શ લાગે છે. તેજ પ્રમાણે દેહના સંબન્ધથી જીવમાં તેમ ભગવાન્‌માં તે દોષ નથી. આથી જીવ વસ્તુતઃ ઇશ્વરનો અંશ ન હોત તો એવો અંશ હોવાથી જે દૂષણ કલ્પાય તેનો નિષેધ સૂત્રમાં હોત નહિ. માટે જીવ એ બ્રહ્મનો અંશ છે એ નિર્વિવાદ રીતે સત્ય છે. અંશ છે તેમ તે બ્રહ્મની સાથે અભેદ છે.+

## જીવની નિત્યતા.

જીવ અને બ્રહ્મનો સંબન્ધ દેખાડવાનેજ અગ્નિ અને વિસ્ફુલિંગનું દૃષ્ટાન્ત આપ્યું તેથી કેટલાકો એમ શંકા કરે છે કે જો વિસ્ફુલિંગની માફક જીવનું વ્યુચ્ચરણ થતું હોય તો પછી તે વ્યુચ્ચરણ એક જાતની ઉત્પત્તિ નથી? અને જો તેને આપણે ઉત્પત્તિ માનીએ તો પછી જીવને નિત્ય કેમ કહી શકાય? અર્થાત્ જીવ એ નિત્ય છે એવો જે શુદ્ધાદ્વૈત વાદીઓનો મત છે તે યથાર્થ નથી. જો વ્યુચ્ચરણ તે ઉત્પત્તિ માનીએ તો જીવની ઉત્પત્તિ નથી એવું જે બ્ર. સૂ. ૨–૩–૧૭ (**नात्मश्रुतेर्नित्यत्वाच्च ताभ्याम्**) છે તેનો વિરોધ આવે કારણકે ત્યાં સ્પષ્ટ કહે છે કે આત્માની ઉત્પત્તિ નથી.

**જીવનું વ્યુચ્ચરણ શ્રુતિમાં કહેલું હોવાથી તેની ઉત્પત્તિ નથી.**

જીવની નિત્યતા સામેના આ પૂર્વ પક્ષીની દલીલનો ઉત્તર આપતાં સિદ્ધાન્ત નીચે પ્રમાણે જણાવે છે કે–જીવની નિત્યતા સામે જે વાંધો તમે દેખાડયો તે વ્યુચ્ચરણનો અર્થ ઉત્પત્તિ માનીનેજ, પણ ખરી રીતે વ્યુચ્ચરણનો અર્થ ઉત્પત્તિ થતાંજ નથી. જો વ્યુચ્ચરણ ઉત્પત્તિના અર્થમાં હોય તો પછી જીવોના વ્યુચ્ચરણ વખતે પરિચ્છિન્ન શરીર હોવાં જોઇએ. તેમ નહોતાં તેવા શરીરમાં વળી જીવનું આગમન હોતું નથી. આથી ત્યાં ઉત્પત્તિના સ્વરૂપનો પણ અભાવ છે. જો કે સામાન્ય ભાષામાં ઉત્પત્તિ સમાગમ

+ શંકરાચાર્ય જીવને બ્રહ્મનો અંશ માનતા નથી પણ અંશ જેવો માને છે. આથી સૂત્રમાં જ્યાં 'અંશ' શબ્દ છે તેને બદલે 'અંશ જેવો' (**अंश इव**) એમ વાંચે છે. ભાસ્કરના મતે અંશ એટલે ઉપાધ્યવચ્છિન્ન અનન્ય ભૂત છે. આ અંશ બ્રહ્મની સાથે ભિન્ન છે અને અભિન્ન છે. અભિન્નત્વ એ સ્વભાવિક છે અને ભિન્નત્વ એ ઔપાધિક છે એમ તે માને છે. રામાનુજ વિશિષ્ઠ વસ્ત્વેકદેશના અર્થમાં લે છે. શ્રીકણ્ઠ પણ તેમને અનુસરે છે. આથી તેમના મતે બ્રહ્મ અને જીવનો સંબન્ધ વિશેષ્ય અને વિશેષણનો છે. નિમ્બાર્ક 'અંશ' એટલે શક્તિ એવો કરે છે. આથી તેમના મતે બ્રહ્મ અને જીવનો સંબન્ધ શક્તિમત્ અને શક્તિનો છે. મધ્વના મતે પુત્રોની માફક અંશો બ્રહ્મથી ભિન્ન છે, 'અથવા હાથ પગની માફક અભિન્ન છે એમ કહે છે. જીવો પહેલા પ્રકારના અંશો છે અને મત્સ્યાદિ અવતારો બીજા પ્રકારના છે. રામાનુજ, શ્રીકણ્ઠ, નિમ્બાર્ક, મધ્વ અને વિજ્ઞાનભિક્ષુ જીવ અને બ્રહ્મ વચ્ચેનો ભેદ સ્વાભાવિક છે, તેમ કહે છે. શ્રીવલ્લભાચાર્ય તેને ઐચ્છિક કહે છે.

અને પ્રાકટ્ય એક સરખા સમજાય છે પણ વસ્તુતઃ તેમ નથી. પ્રાચીનોએ આ વિષેનો ભેદ આ પ્રમાણે દેખાડયો છે. જે અનિત્ય હોય તેમના વિષેજ ઉત્પત્તિ કહી શકાય, જેમકે પ્રાણ વગેરે જે નિત્ય અને પરિચ્છિન્ન હોય તેમના વિષે સમાગમ કહેવાય જેમકે જીવ વગેરે અને જે નિત્ય તથા અપરિચ્છિન્ન છે તેમાં પ્રાકટ્ય કહેવાય. જેમ બ્રહ્મ. આ ઉત્પત્તિ, સમાગમ અને પ્રાકટ્ય ભગવાનની ઇચ્છાથી થાય છે. જીવોનો બ્રહ્મમાંથી વ્યુચ્ચરણથી વિભાગ થાય છે ત્યારે પણ તેમના સ્વરૂપ અને ધર્મનો અન્યથાભાવ થએલો નહિ હોવાથી તેમની ઉત્પત્તિ થઇ એમ કહી શકાય નહિ. [**पदार्थो द्विविधः-नित्योऽनित्यश्च । नित्यो द्विविधः-परिच्छिन्नोऽपरिच्छिन्नश्च। तत्रानित्ये जननमुत्पत्तिपदवाच्यम्, नित्ये परिच्छिन्ने जीवे सम्यगागमः आविर्भावः नित्ये अपरिच्छिन्ने ब्रह्मणि इच्छया प्राकटयम् । हरितोषिणी** પૃ. ૨૭૧ ]

વ્યુચ્ચરણ શ્રુતિનો ભાવાર્થ માત્ર એટલું જ કહેવાનો છે કે જીવો બ્રહ્મમાંની વ્યુચ્ચરે છે અને બ્રહ્મના અંશ છે. આ બોધ ઘણો કઠિન છે એ પણ શ્રુતિ જાણે છે. આ શ્રુતિને બરાબર વિચારતાં તેમાંથી, વિસ્ફુલિંગોનું અંશત્વ, અંશી-અગ્નિમાંથી તેમનું વિભાગવત્ત્વ, અણુત્વ, અંશીનું અંશથી મહત્ત્વ, અંશની પુનઃ અંશીમાં પ્રવેશ યોગ્યતા, પ્રવેશ પછી અભેદ પ્રતીતિ વિષયતા, અને પુનઃ નિર્ગમન યોગ્યતા આટલી બાબતો આપણી દૃષ્ટિ આગળ તરી આવે છે. જેમ અગ્નિ અને વિસ્ફુલિંગનો સંબંધ વિચારતાં આટલા ધર્મો આપણને મનોગોચર થાય છે તેમ બ્રહ્મ અને જીવના સંબન્ધમાં પણ થાય છે. આથી દૃષ્ટાન્તનું સાદૃશ્ય યથાર્થ છે. જેમ અગ્નિ અંશી છે અને વિસ્ફુલિંગ અંશ છે તેમ બ્રહ્મ અંશી છે અને જીવ અંશ છે અર્થાત્ જીવ એ બ્રહ્મનો અંશ છે. અંશી બ્રહ્મમાંથી અંશ જીવનો વિભાગ વ્યુચ્ચરણથી થાય છે. જીવ અણુ છે, અંશી બ્રહ્મ અંશ જીવ કરતાં મહત્ છે. અંશી બ્રહ્મમાં અંશ જીવ પુનઃ પ્રવેશ કરવા યોગ્ય છે. જીવનો બ્રહ્મમાં પ્રવેશ થયા પછી જીવ અને બ્રહ્મના અભેદની પ્રતીતિ થાય છે, આ સર્વ અગ્નિ વિસ્ફુલિંગના દૃષ્ટાન્તવાળી વ્યુચ્ચરણ શ્રુતિથી સમજાય છે, અને એ અર્થ વ્યક્ત કરવાને જ શ્રુતિમાં અગ્નિ વિસ્ફુલિંગનું દૃષ્ટાન્ત છે. ( **जीवानां ब्रह्मणः सकाशाद्विभागे तदंशत्वे च वाच्ये सति तद्दुर्बोधत्वं जानन्ती श्रुतिरंशत्वमंशिनः सकाशाद्विभागवत्त्वमणुत्वमंशिनोंऽशान्महत्त्वं, पुनरंशस्यांशिनि प्रवेशयोग्यत्वं प्रवेशे सत्यभेदप्रतीतिविषयत्वं, पुनर्निर्गमनयोग्यत्वं चाग्निविस्फुलिङ्गे प्रसिद्धमिति सर्वधर्मबोधसौकर्यार्थमग्निविस्फुलिङ्गदृष्टान्तेनोक्तवती । प्रकृतेऽप्येवं दृश्यते । वि० मं. पृ. १७१** )

સ્મૃતિમાં અને સૂત્રમાં જીવને 'અંશ' કહેલો છે. આ શબ્દના પ્રયોગથી પણ જીવના વ્યુચ્ચરણને જ જણાવે છે. શ્રુતિમાં જીવને 'પાદ' કહેલો છે. (ઋ. સં. ૧૦-૯૯-૩) અંશ શબ્દનો અર્થ કોષમાં પુત્ર, પત્ની, ખંડ અથવા અવયવ, શિષ્ટવસ્તુનો એક દેશ, અને રાશિનો એક દેશ છે. પત્ની માટે પ્રસિદ્ધ રીતે 'અંશ' શબ્દ યોજાયો નથી, પણ '**अर्धोवाएष आत्मनो यत्पत्नी**' '**स आत्मानमेव द्वेधापातयत्ततः पतिश्च पत्नी चाभवतां तस्मादेतदर्धबृगलमिव** એ શ્રુતિઓમાં પત્ની માટે અંશ શબ્દ યોજાયલો છે. 'પાદ' શબ્દ પણ અવયવ એક દેશ માટે યોજાય છે. તેથી શ્રુતિમાં 'પાદ' અને સ્મૃતિ તથા

સૂત્રમાં જીવ માટે 'અંશ' શબ્દના અર્થમાં સંદેહ રહે તે સ્વાભાવિક છે. એકદેશ અને અવયવ એ બેમાંથી ગમે તે અર્થ લેવાથી લક્ષણાનો દોષ લાગતો નથી જ. પણ **ऊर्णनाभिस्तन्तुनाच्चरेत् 'यथाग्नेः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति'** એમ બે દૃષ્ટાન્તથી જીવ બ્રહ્મમાંથી વ્યુચ્ચરે છે એમ જણાવ્યું છે. ભાગવતના બીજા સ્કંધમાં સૃષ્ટિપ્રકરણ આવે છે. ત્યાં પણ ઊર્ણનાભિનું જ દૃષ્ટાન્ત છે. માટે અંશ શબ્દનો અર્થ વ્યુચ્ચરણને માટે યોગ્ય અને અવિકૃત સ્વરૂપવાળો અંશ (જીવ) ખંડ અથવા અવયવરૂપ જ છે. તે નિત્ય ભિન્ન હોઈ શકે નહિ. જેમ 'હું બહુ થાઉં' એવી ઇચ્છા થતાં ભગવાન્ બહુરૂપ થયા અને 'પ્રજનન કરૂં' એવી ઇચ્છાથી પ્રથમ જણાવ્યું. તેમ વૈચિત્ર્યનું સંપાદન કરવા ભગવાને જેમ જીવમાં જીવત્વ, અણુત્વ વગેરે ધર્મો મૂકયા છે તેજ પ્રમાણે 'અંશત્વ' એ પણ પૃથક્ ધર્મ ભગવાને મૂકયો છે એમ સમજવું જોઇએ. (**एवं सति 'बहुस्यामितीच्छया बहुत्ववत्' प्रजायेयेतीच्छया पूर्वोक्तं वैचित्र्याय जीवत्वाणुत्वादयो यथाजीवे संपादितास्तथांशत्वमप्येकः पृथगेव धर्मः संपादित इति त इव सोपि श्रुत्या निरूप्यते ॥ सुवर्णसूत्रम् पृ. १७९ ।** આથી જીવનું બ્રહ્મમાંથી જે વ્યુચ્ચરણ થાય છે તે સ્વાભાવિક છે. આમ હોવાથી ભાસ્કરાચાર્ય જે એમ કહે છે કે અભેદ વાસ્તવિક છે અને ભેદ ઔપાધિક છે તે ખોટું ઠરે છે. તેમ વાસ્તવિક ભેદ માનનાર મધ્વાચાર્યનો મત પણ ખોટો છે એ પણ આપણે ઉપરજ જણાવ્યું છે. જીવની વ્યુચ્ચરણ જ શ્રુતિમાં સર્વત્ર જણાવેલું છે, ઉત્પત્તિ નહિ. માટે જીવ નિત્ય છે એ સિદ્ધાન્તને પણ કોઇ બાધ આવતો નથી.

---

**જીવનું અણુત્વ.**

શુદ્ધાદ્વૈત મતમાં જીવને અણુ કહેલો છે. શંકરાચાર્ય તેને વિભુ માને છે આમાં ખરૂં શું છે તેનો પણ નિર્ણય અહિંઆં આવશ્યક છે. બ્ર. સૂ. ૨-૩-૧૦ થી ૨-૩-૨૦ સુધીમાં સૂત્રકારે જીવનું અણુત્વ સિદ્ધ કર્યું છે. તેમ શ્વે. ૫-૮ ની શ્રુતિમાં તેને વાલના અગ્ર ભાગ જેટલો જણાવ્યો છે. સૂત્રકારે કરેલી દલીલોનો નિષ્કર્ષ નીચે પ્રમાણે છે.

૧. કૌ. ૩-૩ માં જણાવ્યા પ્રમાણે જીવની ઉત્ક્રાન્તિ, ગતિ તથા આગતિ છે માટે તે અણુ છે. ૨-૩-૧૯

૨. જીવ રૂપથી તથા ઇન્દ્રિયોથી ગતિ અને આગતિનો સંબન્ધી જીવ છે માટે તે મધ્યમ પરિમાણવાળો નથી પણ અણુ છે. ૨-૩-૨૦

૩. બૃ. ૪-૪-૨૨ માં આત્માને મહાન્ કહ્યો છે તેથી કોઈ જીવને વિભુ કહે તો તે બરાબર નથી કારણકે અહિં આત્મા શબ્દ બ્રહ્મના અર્થમાં છે જીવના અર્થમાં નથી. ૨-૩-૨૧

૪. બૃ. ૪-૩-૯ 'સ્વ' શબ્દ છે તે પણ જીવના અણુત્વનો બોધ કરે છે. (**स्वयं विहत्य स्वयं निर्माय स्वेन भासा स्वेन ज्योतिषा प्रस्वपिति**). તેમ શ્વે. ૫-૮ માં તેને વાલના અગ્ર ભાગના સોમા ભાગ જેટલો કહેલો છે માટે પણ તે અણુ છે. ૨-૩-૨૨

૫. અણુ હોવા છતાં ચંદનની માફક સર્વશરીરમાં તેનું ચૈતન્ય વ્યાપે છે. ૨-૩-૨૩

૬. જેમ ચંદન શરીરના એક ભાગમાં સ્થિત છે તેમ જીવ પણ હૃદયમાં સ્થિત છે. ૨-૩-૨૪

૭. જેમ મણિની કાન્તિ સર્વ શરીરમાં વ્યાપે છે તેમ જીવ પણ પોતાના ચૈતન્ય ગુણથી સર્વ વ્યાપે છે. ૨-૩-૨૫

૮. ચંપક વગેરેની ગંધની માફક ચૈતન્યનો પણ સ્વભાવ છે કે પોતાના સ્થાનથી અધિક સ્થાનમાં વ્યાપવું, તેથી જીવનો ચૈતન્ય ધર્મ હૃદય સ્થાનમાં હોવા છતાં અખીલ શરીરમાં વ્યાપે છે. ૨-૩-૨૬

૯. કૌ. ૩-૬ માં **प्रज्ञया शरीरं समारुह्य** એવી શ્રુતિ છે. અહિંઆં **प्रज्ञया** એ તૃતીયા વિભક્તિમાં હોવાથી તથા તેનો પૃથક્ નિર્દેશ હોવાથી, પ્રજ્ઞા અર્થાત્ ચૈતન્ય એ જીવનો ધર્મ છે એમ સમન્વય છે. ૨-૩-૨૮

શંકરાચાર્ય ઉપરનાં બ્ર. સૂ. ૨-૩-૧૩ થી ૨-૩-૨૮ સુધીનાં ને પૂર્વપક્ષ તરીકે લે છે, સિદ્ધાન્તીનાં વચન તરીકે નહિ. અને તેના સિદ્ધાન્ત પક્ષ તરીકે બ્ર.સૂ. ૨-૩-૨૯ ને લે છે; અને બીજી રીતે આ સૂત્રોને યોજીને જીવના અણુત્વવાદનો પરિહાર કરે છે, અને વિભુત્વને સ્વીકારે છે. ભાસ્કર અને વિજ્ઞાનભિક્ષુ પણ કંઈક અંશે શંકર સાથે મળતા થાય છે જો કે તેઓ બ્ર. સૂ. ૨-૩-૨૮ થી જૂદુ અધિકરણ રચે છે. વિજ્ઞાનભિક્ષુ જીવનું અણુત્વ ઉપાધિને લીધે છે એમ જણાવે છે. બ્ર. સૂ. ૨-૩-૨૯ ( **तद्गुणसारत्वात् तु तद्व्यपदेशः प्राज्ञवत्** ) માં આવેલાં પ્રથમ ' **तत्** 'નો અર્થ ' બુદ્ધિ ઉપાધિ ' કરે છે અને બીજા '**तत्**' નો અર્થ અણુત્વ વગેરે કરે છે. આના ઉદાહરણમાં પ્રાજ્ઞનો દાખલો આપ્યો છે. જેમ પ્રાજ્ઞ જો કે સર્વ ધર્મથી શૂન્ય છે છતાં તેને સર્વજ્ઞ સર્વશક્તિમત્ વગેરે ધર્મોવાળો એમ કહેલ છે, તે જ પ્રમાણે જીવને અણુત્વયુક્ત જણાવેલ છે. શંકરાચાર્યે આ અર્થ કરવામાં સૂત્રકારના સૂત્રમાં જે વસ્તુ જણાતી નથી તેને પોતાની કલ્પનાથી ઉપજાવી કાઢી છે. અર્થાત્ પ્રથમ **तत्** નો અર્થ તેમણે બુદ્ધિ-ઉપાધિ કર્યો છે. પણ તે આ સૂત્રોનો સંબંધ જોતાં એવો અર્થ કરવો તે અનુચિત છે. જો કે બ્ર. સૂ. ૨-૩-૧૫ માં **विज्ञानमनसी** શબ્દો છે તેનો અર્થ ભાસ્કરે 'ઇન્દ્રિય'નો અર્થ નહિ લેતાં બુદ્ધિ અને ઉપાધિ કર્યો છે, પણ તે અર્થ અધિકરણના **तत** શબ્દ સાથે કોઈ પણ રીતે સમ્બન્ધ ધરાવતો નથી. તેથી શંકરે જે કલ્પનાથી જીવના અણુત્વવાદનો નિરાસ કરવાને પ્રયત્ન કર્યો છે તે યોગ્ય નથી. વળી શંકરે પોતાના ૨-૩-૨૯ ના સૂત્ર ઉપરના ભાષ્યમાં જીવનું વિભુત્વપ્રતિપાદન કરવાને જે દલીલો કરી છે તે પણ આપણે અહિંઆં વિચારીશું. તે કહે છે. "**नैतदस्ति अणुरात्मेति, उत्पत्त्यश्रवणात्, परस्यैव तु ब्रह्मणः प्रवेशश्रवणात् तादात्म्योपदेशाच्च परमेव ब्रह्म जीव इत्युक्तम्, परमेव चेद् ब्रह्म जीवस्तस्माद् यावत्परं ब्रह्म, तावानेव जीवो भवितुमर्हतिरस्य च ब्रह्मणः विभुत्वमाम्नातम् । तस्माद् विभुर्जीवः**

આ દલીલમાં શંકર ત્રણ કારણો જીવના વિભુત્વ માટે કલ્પે છે. (૧) ઉત્પત્તિનું અશ્રવણ (૨) પર જ બ્રહ્મનો પ્રવેશ (૩) તાદાત્મ્યનો ઉપદેશ. આ ત્રણે કારણો માટે બાદરાયણનાં સૂત્રોમાંથી શંકરને ટેકો મળતો નથી. શંકરે જે પ્રથમ કારણ આપ્યું છે તે કારણ પણ બાદરાયણ જીવને માટે આપે છે, પણ તે એમ કહે છે કે જીવની ઉત્પત્તિ કોઈપણ સ્થળે શ્રુતિમાં

જોવામાં આવતી નથી. અગ્નિ વિસ્ફુલિંગના દૃષ્ટાન્તથી જીવોનું બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ માત્ર છે. આથી ઉત્પત્તિના અશ્રવણને લીધે જીવો નિત્ય છે. આ અર્થજ બાદરાયણને એ દલીલથી સમજાય છે. આથી જીવના અણુત્વનો બાધ આવતો નથી. જો શંકરાચાર્યની દલીલને આપણે સ્વીકારીએ તો પછી અવિદ્યાને તે અનાદિ માને છે તેથી તે ઉત્પત્તિ વગરની છે. હવે જો, જેને ઉત્પત્તિ છે તે તમામ વિભુ છે એમ કહીએ તો પછી અવિદ્યા પણ વિભુ થાય અને તે રીતે તેને બ્રહ્મ જ આપણે કહેવી પડે, તો પછી બ્રહ્મ અને અવિદ્યા વચ્ચે શંકરના કથન પ્રમાણે કોઈ પણ ભેદજ નહિ રહે. આતો 'બકરૂ કાઢતાં ઉંટ પેશે' તે કહેવત પ્રમાણે જીવનું વિભુત્વ સિદ્ધ કરવા જતાં, અવિદ્યાની બ્રહ્મતા સિદ્ધ થઇ જાય છે. કદાચ શાંકર પક્ષ તરફથી એમ કહેવામાં આવે કે 'એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે' એ પ્રતિજ્ઞાને લીધે, ઉત્પત્તિના પરિહારથી જે નિત્યતા સમજાય છે તેથી છેવટે અભેદ–બ્રહ્મનો અર્થ નીકળે છે. અર્થાત્ જીવને ઉત્પત્તિ નથી માટે તે નિત્ય છે અને તેથી તે બ્રહ્મ છે; જ્યારે અવિદ્યાની બાબતમાં છેવટે અવિદ્યાનું અનાદિત્વ મિથ્યાત્વની પ્રતીતિ કરાવે છે. આથી જીવ નિત્ય હોવાથી તે બ્રહ્મ છે. માટેજ તે વિભુ છે. પણ બાદરાયણ તો જીવને નિત્ય તથા અણુજ માને છે. અને તે કહે છે કે તેમ માનવાથી 'એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે' એ પ્રતિજ્ઞાનો વિરોધ બિલકુલ દેખાતો નથી. કારણકે જીવાત્માને બ્ર. સૂ. ૨–૩–૪૩માં અંશ કહેલ છે. આ અંશને નિંબાર્કના મત પ્રમાણે 'શક્તિ'ના અર્થમાં લો, અગર રામાનુજ પ્રમાણે 'પ્રકાર કે વિશેષણ'ના અર્થમાં લો, અથવા શ્રીવલ્લભાચાર્ય પ્રમાણે 'અંશ'લો તો તેથી તથા ૨–૧–૪૧ માં જે અંશની બ્રહ્મ સાથે અનન્યતા જણાવી છે તેથી ઉપર જણાવેલી પ્રતિજ્ઞાનો બિલકુલ વિરોધ દેખાતોજ નથી, અર્થાત્ અંશ બાદરાયણ પ્રમાણે અંશી સાથે અનન્ય છે, શક્તિ શક્તિમત્ સાથે, અને વિશેષણ વિશેષ્ય સાથે. આથી અંશીના જ્ઞાનમાં અંશનું જ્ઞાન આવી જાય છે. અર્થાત્ બ્રહ્મ થતાં જીવનું પણ જ્ઞાન તેમાં આવી જાય છે એ વાક્યથી કહેલું તે બરાબર બંધ બેસે છે: આથી જીવને અંશ કહેલો છે અને તે અંશ અંશીની સાથે અનન્ય છે એમ કહેલું હોવાથી પ્રતિજ્ઞાનો ભંગ થતોજ નથી. તેથી જીવ નિત્ય તથા અણુ છે એમ બાદરાયણને અનુસરીને શ્રીવલ્લભાચાર્યે કહ્યું તે બરાબર છે. શંકરાચાર્યે ઉત્પત્તિના અશ્રવણથી જે દલીલ કરી તે વ્યાજબી નથી.

અણુત્વના પરિહાર માટે શંકરે બીજી દલીલ એ કરી છે કે મુખ્ય જ બ્રહ્મનો પ્રવેશ જીવમાં થાય છે તે કારણથી પણ જીવ વિભુ છે. અણુ નહિ. આ દલીલનો આધાર છાંદોગ્યની **अनेन जीवेन आत्मना अनुप्रविश्य नामरूपे व्याकरवाणि** એ શ્રુતિ છે. આમાં પર બ્રહ્મના જીવમાં થતા પ્રવેશ ઉપરથી શંકરાચાર્ય એવું અનુમાન બાંધે છે કે જીવ એ વિભુ હોવો જોઇએ. પણ શંકરની જ આ દલીલ જો આપણે તપાસીએ તો તેમના કથન પ્રમાણે પરબ્રહ્મ એ વ્યાપક હોવાથી તેનો જીવમાં પ્રવેશ શી રીતે સંભવી શકે? તેમ આ પ્રવેશ–સંયોગ પણ કહી શકાય નહિ. કારણ કે પરબ્રહ્મ એ સૃષ્ટિની અંદર તથા બહાર હોવાથી પ્રવેશનું કથન કર્યા વગર પણ બ્રહ્મમાંથી નામ તથા રૂપનું વ્યાકરણ થાત. આ શ્રુતિની સાથે જો આપણે **द्वासुपर्णा** શ્રુતિ વાંચીશું તો તેમાંથી અર્થ એટલો જ નીકળે કે પરબ્રહ્મ જીવાત્મા સાથે પ્રવેશ કરે છે અને નામ તથા રૂપને પ્રકટ કરે છે. અદ્વૈત શ્રુતિ અને વ્યાપકની શ્રુતિમાં જે મુશ્કેલીઓ જણાય છે તેનો ઉત્તર બાદરાયણે બ્ર. સૂ. ૨–૧–૨૭ માં

આપ્યો છે. આથી જીવના વિભુત્વ માટે શંકરાચાર્યે જે પ્રવેશ શ્રવણની દલીલ કરી તે પણ અયુક્ત છે.

હવે તાદાત્મ્યોપદેશની ત્રીજી દલીલ તપાસીએ—આ કારણનું બીજ છાંદોગ્યની '**स एष अणिमा, ऐतदात्म्यं इदं सर्वं, तत्सत्यं, स आत्मा, तत्त्वम् असि** એ શ્રુતિમાં રહેલું છે. આ વાક્ય ઉદ્દાલક મુનિએ શ્વેતકેતુને કહેલું છે. શંકરાચાર્ય લક્ષણાથી **तत्** એટલે સાકારત્વ સગુણત્વ વગેરેથી રહિત બ્રહ્મ અને **त्वम्** એ અલ્પજ્ઞત્વ, અણુ અંશત્વ, કર્તૃત્વ વગેરેથી રહિત આત્માના અર્થમાં લઇને, ભાગત્યાગ લક્ષણાથી તેમનું તાદાત્મ્ય સમજાવે છે. પણ ખરી રીતે તેવો અર્થ જ અહિંઆં નથી. રંગ રામાનુજ કહે છે કે **तत् त्वम् असि** એમાં **तत्** એટલે **ऐतदात्म्यं**ના અર્થમાં છે. અર્થાત્ સતનો પ્રકાર એ અર્થ છે. પણ શંકરની ભાગ ત્યાગ રીતિથી અર્થ સમજતાં શ્રુતિ અને સ્મૃતિમાં જે બ્રહ્મનું સગુણત્વ તથા માધ્યમિકોના સાકારત્વ અને શૂન્યવાદમાં કોઇપણ ફેર રહેશે નહિ. શ્રીવલ્લભાચાર્યના મતે તો જેમ રાજાના કુંવર રાજા થાય છે તેમ જીવ બ્રહ્મ પણ બને છે. તે કેવી રીતે? બ્રહ્મભાવ દશામાં અર્થાત્ જીવ અણુ છતાં પણ વિભુત્વનો અનુભવ કરે છે અને તેથી બ્રાહ્મી દશામાં તેનામાં બ્રહ્મના અર્થો આવે છે તેથી બ્રહ્મીભૂત તે કહેવાય છે. બ્રહ્મ નહિ. બ્ર. સૂ. ૨-૧-૧૪ માં જે બ્રહ્મ અને જીવની વચ્ચે અનન્યતા કહી છે તે જીવ અંશ હોય અને બ્રહ્મ અંશી હોય તોજ સંભવી શકે છે. કઠોપનિષદ્‌માં જળનું દૃષ્ટાંત આપ્યું છે અને કહે છે કે જેમ શુદ્ધ જળ બીજા જળને મળે તો તે જળ તેના જેવું થાય છે તેમ બ્રહ્મને જાણનાર મુનિનો આત્મા પણ તેના જેવો બને છે. અર્થાત્ બ્રહ્મીભાવમાં જીવમાં બ્રહ્મના ધર્મોની સ્ફૂર્તિ થાય છે. તે રીતે જ ફક્ત તે વિભુ છે. તે સિવાય જીવ અણુ છે. આટલું આમાંથી સમજાય છે. અર્થાત્ અણુત્વ એજ વસ્તુતઃ સત્ય છે અને વિભુત્વ એ ઔપચારિક છે. જેમ અમાત્યના વિષે 'રાજા' શબ્દનો પ્રયોગ થાય છે તેમ જીવ વિષે બ્રહ્મનો પ્રયોગ છે. જીવમાં કોઇપણ સ્વાભાવિક ગુણ નથી. જીવમાં પ્રજ્ઞા-દ્રષ્ટૃત્વાદિ-ચૈતન્ય વગેરે જે જોવામાં આવે છે તે ભગવાનના ધર્મો છે. તેથી આ ભગવાનના ધર્મોને લીધે જ તથા તે ભગવાનનો અંશ છે તેથી તે બ્રહ્મ કહેવાય છે. ૨-૩-૨૯ માં પણ સૂત્રકાર એજ હકિકત જણાવે છે. ત્યાં **तत्**નો અર્થ બ્રહ્મ લેવાનો છે, અર્થાત્ બ્રહ્મના ગુણોનો સાર જીવમાં હોવાથી અને તે જડમાં નથી માટે જ જીવ વિષે બ્રહ્મનો વ્યપદેશ છે. જોકે જેમ બાલકમાં રહેલું પુંસ્ત્વ તેની પુખ્ત વયમાં ખીલે છે તેમ જીવમાં રહેલું વિભુત્વ બ્રહ્મભાવ દશામાં પ્રકટ થાય છે. આથી બાદરાયણના મતે જીવ અણુ છે. વ્યાપક અગર વિભુ નહિ. જીવની સંસાર દશામાં આ બ્રહ્મત્વ ગૌણ છે પણ મુક્ત દશામાં તે મુખ્ય છે. આથી શંકરે જીવના અણુત્વવાદનો નિષેધ કરવામાં બ્ર. સૂ. ૨-૩-૨૯ નો જે અર્થ કર્યો છે તે બરાબર નથી.+

+ અહિંઆં ડૉ. થીબોએ શંકરના અર્થ ઉપર જે ટીકા કરી છે તે અહિંઆં ઉતારવા જેવી છે. તે કહે છે 'Now in the first place nothing in context warrants the explanation of the first '**Tat**' **Buddhi**. And which is more important in the second place, it is more than doubtful whether according to Sankar's own system the qualities of the Buddhi such as pleasure, pain ... etc, can with any propriety be said to constitute the essence of the soul even in

## જીવનું કર્તૃત્વ.

જીવ અણુ છે એમ નક્કી કર્યા પછી સૂત્રકાર જીવને કર્તા પણ કહે છે. આને માટે બ્ર સૂ. ૨-૩-૩૩ થી ૨-૩-૩૯ રચે છે. ત્યાં જીવનું કર્તૃત્વ જણાવવાને [૧]શાસ્ત્રાર્થવત્ત્વ, [૨]વિહારોપદેશ [૩]કરણોપદાન, ને [૪]ક્રિયાવ્યપદેશ એ ચાર કારણો આપે છે. ત્યાર પછીનાં ત્રણ સૂત્રોમાં જીવ કર્તા છતાં પણ કોઇક વખતે સારાં કર્મો કરે છે અને કોઇકિ વખતે ખરાબ કર્મો કરે છે. એમ શાથી? તે પ્રશ્નનો ખુલાસો આપે છે. બ્ર. સૂ. ૨-૩-૪૦ માં તક્ષાનું દૃષ્ટાન્ત આપ્યું છે. તે ઉપરથી શંકર એમ કહે છે કે જીવનું કર્તૃત્વ સ્વાભાવિક નથી પણ ઉપાધિ નિમિત્ત છે. આ સૂત્રમાં **च** ને શંકર **तु**ના અર્થમાં લઇને જીવના સ્વાભાવિક કર્તૃત્વના પક્ષનો નિરાસ કરે છે. જેમ સુથાર જ્યારે હથિઆર લઇને કામ કરે છે ત્યારે દુઃખ-કલેશનો અનુભવ કરે છે પણ જ્યારે તે ક્રિયામાંથી નિવૃત્ત થાય છે ત્યારે સુખને અનુભવે છે તેમ દ્વૈતાવસ્થામાં જીવ દુઃખને અનુભવે છે, અને જ્યારે તે અદ્વૈત્તનું ભાન કરે છે ત્યાર સુખ મેળવે છે. આ રીતે આ સૂત્રમાંથી અર્થ શંકર ઉપજાવી કાઢે છે. તે તદ્દન ખામી ભરેલો છે. મુખ્ય ખામી તો **च**ને **तु**ના અર્થમાં લેવામાં છે. સૂત્રકારે **च** નો પ્રયોગ કર્યો છે. છતાં શંકર કહે છે કે **च**ને **तु**ના અર્થમાં લેવો, અને આ **तु** પૂર્વપક્ષના નિરાસ માટે છે એમ સમજો. આ અર્થ કલ્પના તદ્દન અવાસ્તવિક છે. માટે Deussen તેના System of Vedanta ના પૃ. ૩૧૯માં આ અર્થ પરત્વે લખે છે a remark which possibly hints at fundamental differences between Badarayan and Sankara.'

ઉપરના કારણથી શંકરના અર્થ કરતાં રામાનુજનો અર્થ કંઇક વધારે ઠીક લાગે છે તે એવો અર્થ કરે છે કે જેમ સુતાર હથિઆર છતાં પોતાની મરજીમાં આવે ત્યારે કામ કરે છે અને નથી કરતો તેમ વાગાદિકરણથી સંપન્ન છતાં જીવ ઇચ્છામાં આવે ત્યારે કાર્ય કરે છે અગર નથી કરતો.

પણ શ્રી વલ્લભાચાર્યના મતે જીવ એ ફક્ત કર્તા નથી પણ સાથે સાથે ભોક્તા પણ છે. કર્તૃત્વ અને ભોક્તૃત્વ વલ્લભાચાર્યના મતે ભિન્ન નથી. જેમ સુતાર રથ બનાવીને પોતે તેમાં વિહાર કરે છે તેમ જીવ અમુક કૃતિ કરે છે અને તે ભોગવે છે. આમ કર્તૃત્વ અને ભોક્તૃત્વ જણાવવાને જ ત્યાં ઉભયથા પ્રયોગ કર્યો છે. આથી જીવનું કર્તૃત્વ સ્વાભાવિક છે. કર્તૃત્વ જાતે દુઃખરૂપ નથી. આમ છતાં શંકરાચાર્ય જીવના સ્વાભાવિક કર્તૃત્વ સામે નીચેની ચાર દલીલે કરે છે.

(૧) જો કર્તૃત્વ સ્વાભાવિક હોય તો જેમ અગ્નિ ઉષ્મા રહિત હોઇ શકે નહિ તેમ જીવ કર્તૃત્વ વગર હોઇશકે નહિ. આમ થાય તો પછી અનિર્મોક્ષનો પ્રસંગ આવે.

---

the Samsara State. The essence of the soul in whatever state, according to Sanker's system is knowledge or intelligence, whether it is due to its association with the Buddhi is non-essential, or, more strictly unreal false." (Vadanta Sutra 1, page 55.) આથી **સમજાય છે કે જીવાણુત્વ બોધક સૂત્રોને શંકર પૂર્વપક્ષમાં લઇ ગયા છે તે બરાબર નથી.**

(૨) કર્તૃત્વ એ દુઃખરૂપ છે.

(૩) મોક્ષની પ્રાપ્તિ નિત્ય, શુદ્ધ, બુદ્ધ જીવને જ હોય છે, કર્તૃત્વવાળાને નહિ.

(૪) કેટલીક શ્રુતિઓમાં જીવનું કર્તૃત્વ અવિદ્યાને લીધે છે એમ કહ્યું છે.

વિચાર કરતાં આ ચાર કારણો સબળ જણાતાં નથી. કર્તૃત્વને લીધે અનિર્મોક્ષ પ્રસંગ આવે માટે કર્તૃત્વ સ્વાભાવિક ધર્મ નથી. એમ જે શંકર કહે છે તે વજૂદ વગરની દલીલ છે. તેથી ઉલટું એમ થાય કે જેમનામાં કર્તૃત્વ નથી એવાનેજ મોક્ષ મળે. નિરિન્દ્રિય કે નપુંસકોજ મોક્ષ મેળવી શકે, પણ આવો આપણને અનુભવ થતો નથી. તેમ કર્તૃત્વ દુઃખ રૂપ પણ કહી શકાય નહિ. દુધનું પાન કરવાની ક્રિયામાં દુઃખ નથી. કર્તૃત્વ જાતે દુઃખરૂપ નથી. તે દુઃખ-રૂપ અગર સુખરૂપ છે તેનો આધાર આપણ કર્તૃત્વને કેવી રીતે લેઇએ છીએ તેના ઉપર આધાર રાખે છે. કર્તૃત્વમાંથી દુઃખની ઉત્પત્તિ હોય તો તે કર્તૃત્વને લીધે નહિ પણ અભિ-માનને લીધે છે. માટે જીવે પોતાના કર્તૃત્વમાં અભિમાન રહિત થવું જોઇએ. અવિદ્યાને લીધે કર્તૃત્વ છે એવું જ્યાં શ્રુતિમાં કહેવામાં આવે છે તેનો અર્થ જૂદી રીતે સમજવાનો છે.

જીવાત્મા કર્તા છે છતાં તેનું કર્તૃત્વ બ્ર. સૂ. ૨-૩-૪૧-૪૨ પ્રમાણે બ્રહ્મમાં આપેલું છે. સૂત્ર ૨-૩-૪૧ માં સ્પષ્ટ કહે છે કે જીવનું કર્તૃત્વ પર કહેતાં બ્રહ્મમાંથી છે. ત્યાં **તત્**નો અર્થ કર્તૃત્વ લેવાનો છે. શંકર આ કર્તૃત્વ ઉપાધિથી છે એમજ લે છે. જો જીવનું કર્તૃત્વ બ્રહ્મમાંથી છે એમ આપણે માનીએ તો પછી બ્રહ્મ ઉપર વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો દોષ આવે. માટે જ સૂત્રકારે ૨-૩-૪૨નું સૂત્ર રચ્યું છે. અને તેનું સમાધાન બે રીતે કરે છે. એક સમાધાનમાં એમ જણાવે છે કે બ્રહ્મ અચિન્ત્ય ઐશ્વર્યવાળું છે અને વેદમાં એમ કહે છે કે બ્રહ્મ સઘળાં કર્મોના ફળને આપનાર છે. આ ફળદાન કર્માનુસાર અથવા તે સિવાય સ્વતંત્ર ફળ પણ કરે છે. કર્મની અનુસાર ફળ આપવા છતાં પણ બ્રહ્મ સ્વતંત્ર છે. બીજું સમાધાન એ છે કે બ્રહ્મને જીવોક્ત પ્રયત્નની અપેક્ષા છે તેથી વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય નથી. આથી આખી સૃષ્ટિએ બ્રહ્મ પ્રયત્ન બને છે અને **आत्मसृष्टेः परिणामात्** ૧-૪-૨૬માં સૃષ્ટિ આત્મસૃષ્ટિ તથા આત્મકૃતિ કહી છે. બ્ર. સૂ. ૨-૧-૩૩ માં આ આત્મસૃષ્ટિ આત્મકૃતિને પણ કૈવલ્ય કહે છે. બ્ર. સૂ. ૨-૩-૪૩ માં જીવને બ્રહ્મનો અંશ કહ્યો છે અને ૨-૩-૫ માં ભગવાનની ઇચ્છાથી તે જીવમાં ભગવાનના ધર્મોનું તિરોધાન થયેલું જણાવ્યું છે. આથી સિદ્ધ છે કે બ્રહ્મ પોતાની ઇચ્છાથી ક્રીડા કરવાને માટે જ પોતે જડ તથા જીવરૂપ બને છે. અને તે ક્રીડા માટે જ અમુક જીવે અમુક કરવું એવો સંકલ્પ કરે છે. આથી જૂદા જૂદા જીવો જૂદી જૂદી ક્રિયાઓ કરે છે. આ સર્વ ક્રિયાઓ બ્રહ્મની છે. આથી જીવનું કર્તૃત્વ બ્રહ્મની ઇચ્છાને અધીન છે એમ સમજવું જોઇએ. જેમ બાળક નહિ કરવા જેવી વસ્તુ કરવાને તૈયાર થતો હોય તે વખતે તેનો પિતા તે વસ્તુ નહિ કરવાને તેના દોષનું નિરૂપણ કરીને સમજાવે છતાં તે બાળક પોતાની હઠથી તે કામ કરે તો તેમાં પિતાનો દોષ નથી પણ તે બાળકના સ્વભાવનો જ છે. તેજ પ્રમાણે જીવના સાધુ તથા અસાધુ કર્માનુસાર બ્રહ્મ ફલદાન કરે છે. આ પ્રમાણે બ્રહ્મને વૈષમ્ય તથા નૈર્ઘૃણ્યનો દોષ લાગુ પડતો નથી. લોકોની માફક લીલા કરવાને બ્રહ્મ સઘળું કરે છે પણ જીવકૃત પ્રયત્નને અનુસરતા હોવાથી બ્રહ્મમાં વૈષમ્ય દોષ નથી.

જીવના સ્વરૂપ નિર્ણયમાં એક શંકાનો ખૂલાસો થવાની જરૂર છે. તે એ છે કે બ્ર. સૂ. ૨-૩-૫૦ માં **आभास एव च** એવા શબ્દો આવે છે. આ સૂત્ર ઉપરથી શંકર એમ માને છે કે જીવનું જીવત્વ એ અલીક અથવા મિથ્યા છે. જ્યારે શ્રીવલ્લભાચાર્ય જીવત્વને મિથ્યા માનતા નથી તો આમાં ખરૂં શું? અહિંઆં આભાસ શબ્દ ઉપરથી 'અલીક' અર્થ ઉપજાવી કાઢવામાં જે મોટી કલ્પના દોડાવી છે તે વ્યર્થ છે. આ સમજવાને આપણે એક ઉદાહરણ લેઈએ અને પછી આભાસનો પ્રયોગ કેવી રીતે સમજાય છે તે જાણીએ. જેમ બ્રાહ્મણ શબ્દ અને બ્રાહ્મણાભાસ શબ્દોમાં અર્થનું તારતમ્ય છે તેવી રીતે બ્રહ્મ અને બ્રહ્માભાસમાં છે. આ સૂત્રમાં સૂત્રકાર જીવને બ્રહ્માભાસ તરીકે જણાવે છે તે કેવી રીતે? તેમ કોઈ અનાચારી બ્રાહ્મણમાં બ્રાહ્મણનો કોઇ ધર્મ ન હોય તો આપણે તેને બ્રાહ્મણાભાસ કહીએ છીએ તે પ્રમાણે જીવમાં આનંદ અંશનું તિરોધાન જ્યાં સુધી હોય ત્યાં સુધી તે બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્માભાસ કહેવાય છે. જેમ અનાચારી બ્રાહ્મણ બ્રાહ્મણના કુળમાં જન્મ પામવાથી બ્રાહ્મણ છે પણ તેનામાં બ્રાહ્મણના ધર્મો નહિ હોવાથી બ્રાહ્મણાભાસ કહેવાય છે તેમ આનંદ અંશના તિરોધાનથી જીવમાં સર્વ ભગવદ્‌ગુણો નથી છતાં તે બ્રહ્મનો અંશ હોવાથી તે રૂપે તે બ્રહ્માભાસ કહેવાય છે આ અર્થમાં જ સૂત્રકારે 'આભાસ' શબ્દ યોજ્યો છે તેને બદલે જીવ અલીક છે એવો અર્થ ઉપજાવી કાઢવો તે ખરેખર હસનીય છે. આથી શંકરે કરેલો અર્થ ખોટો છે. ભાસ્કર એ સૂત્રમાં **आभासाः** એમ બહુ વચનનો પ્રયોગ કરીને પોતાના ભાષ્યમાં શંકરના અર્થને ખોટો ઠરાવે છે.' તે કહે છે. **आभासस्यावस्तुत्वाभ्युपगमाद्वस्तुनः शशविषाणकल्पस्याचेतनस्य कुतो बन्धो मोक्षोवा कर्माधिकारोवा न च परमात्मना संसारित्वमस्तीत्युक्तं पुरस्तादतो नार्ष पाठ इति.** રામાનુજ ભાસ્કરનો પાઠ લે છે. પણ તે આભાસના અર્થ 'હેત્વાભાસ' કરે છે. સૂત્રમાં 'આભાસ' ને એક વચનમાં લો અગર બહુ વચનમાં લો તો પણ તેની સાથે આપણે વિવાદ નથી. અહિંઆં કહેવાનું એટલું જ છે કે 'આભાસ' શબ્દથી બાદરાયણ જીવની અલીકતા જણાવવા માગતા નથી છતાં શંકરાચાર્યે એવી કલ્પના કરી છે તે અસંગત છે.

આ જીવ વિચારણાના વિષયની સમાપ્તિમાં આપણે નીચે પ્રમાણે જીવ વિષે વિચાર કરી શકયા.

(૧) જીવ એ બ્રહ્મનો અંશ છે.

(૨) વિસ્ફુલિંગ જેમ અગ્નિનો અંશ છે તેમ જીવ પરમાત્માનો અંશ છે.

(૩) વિસ્ફુલિંગ જેમ અગ્નિથી વ્યુચ્ચરણ પામે છે તેમ જીવ પરમાત્મામાંથી વ્યુચ્ચરણ પામે છે.

(૪) જીવનું વ્યુચ્ચરણ હોવાથી તેની ઉત્પત્તિ નથી અને તેથી તે નિત્ય છે.

(૫) જીવ એક નહિ પણ અનેક છે. કારણ કે વ્યુચ્ચરણ શ્રુતિમાં આત્મા શબ્દને બહુ વચનમાં યોજ્યો છે.

(૬) જીવ બ્રહ્મનો અંશ છે તથા તે બ્રહ્મ સાથે અન્ય-અભેદતા વાળો છે.

(૭) બ્રહ્મ અને જીવ વચ્ચે અભેદતા છે છતાં બ્રહ્મજીવ કરતાં અધિક છે.

(૮) જીવ એ અણુ છે. બ્રહ્મભાવદશામાં તે વિભુ હોય છે.
(૯) ચૈતન્ય તેનો ધર્મ છે. તે જ્ઞાતા પણ છે.
(૧૦) જીવ કર્તા છે તથા ભોક્તા છે. તેનું કર્તવ્ય બ્રહ્મથી તેના કર્મની અપેક્ષાએ નિયમિત છે; અને તેથી તદનુસાર તેને ફલદાન હોવાથી બ્રહ્મને વૈષમ્ય કે નૈર્ઘૃણ્ય નથી.
(૧૧) બ્રહ્મ અને જીવ વચ્ચે અભેદ ખરો પણ ભેદસહિષ્ણુ અભેદ છે, શંકર માને છે તેવો ભેદઅસહિષ્ણુ અભેદ નહિ. ×

# બ્રહ્મપ્રાપ્તિનાં સાધનો

હવે જીવોના તાત્ત્વિક સ્વરૂપનો વિચાર કર્યા પછી આપણે અહિંઆં સાધનોનો વિચાર કરીએ. જીવોનું તાત્ત્વિક સ્વરૂપ ચિદ્રૂપ છે અને તે બ્રહ્મના અંશ છે એ આપણે ઉપર જણાવ્યું પણ સંસારદશામાં તે બ્રહ્મના અંશ છે તે સ્વરૂપની તેમને વિસ્મૃતિ થઈ જાય છે. જીવની સંસારદશા બ્રહ્મની અવિદ્યા નામની શક્તિને લીધે છે. તત્ત્વદીપ નિબંધમાં શ્રી વલ્લભાચાર્ય કહે છે કે **विद्याविद्ये हरेः शक्ती माययैव विनिर्मिते ते जीवस्यैव नान्यस्य दुःखित्वं चाप्यनीशता ।** વિદ્યા અને અવિદ્યા એ બન્ને બ્રહ્મની શક્તિ છે. અવિદ્યાથી જીવ સંસારમાં બંધાય છે. અર્થાત્ દેહલાભ અવિદ્યાનું પરિણામ છે. વિદ્યાથી તેને આત્માના સ્વરૂપનો લાભ થાય છે અને મોક્ષ મેળવે છે. તે ભગવાનની શક્તિઓ હોવાથી ભગવાનની ઇચ્છાથી જ કાર્ય કરે છે. આથી ભગવાનના ધર્મોનું જીવમાં તિરોધાન તથા આવિર્ભાવ પણ તે શક્તિઓ સ્વતંત્ર રીતે નહિ પણ ભગવદિચ્છાને અધીન રહીને જ કરે છે. આ બે શક્તિઓનું નિર્માણ ભગવાનની માયા કરે છે તેથી તે ભગવાનની માયાને અધીન છે. આથી ભ. ગી. જ્યાં કહે છે કે 'જેઓ મને શરણે આવે છે તે મારી માયાને તરી જાય છે. તેથી એટલું સિદ્ધ થાય છે કે ભક્તિનો ઉદય થતાં અવિદ્યા તથા વિદ્યાની પણ નિવૃત્તિ થાય છે. જો આમ ન હોય તો નિત્ય મુક્તતા બને નહિ. આ બે વિદ્યા અને અવિદ્યા જીવને જ હોય છે. જડ તથા અન્તર્યામીને નહિ. અને તેથી જીવમાં જ દુઃખિત્વ અને અનીશિતૃત્વ જણાય છે. આથી એટલું સિદ્ધ છે કે જીવને જે સંસારદશાનો અનુભવ છે તે ભગવાનની માયાએ નિર્માણ કરેલી અવિદ્યા નામની શક્તિને લીધે છે. તે અવિદ્યાથી જીવ બંધાય છે, અને અવિદ્યાથી મુક્ત થાય છે.

અવિદ્યાનાં પાંચ પર્વો કહ્યાં છે. એ દરેક પર્વ અધ્યાસની સંજ્ઞાથી ઓળખાય છે. દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણાધ્યાસ અને સ્વરૂપ વિસ્મૃતિ. **स्वरूपाज्ञानमेकं हि पर्व देहेंद्रियासवः । अंतःकरणमेषां हि चतुर्धाऽध्यास उच्यते** આ વિદ્યાનાં પણ પાંચ પર્વો છે—સાંખ્ય, યોગ, વૈરાગ્ય, તપ, અને ભક્તિ. જીવની સંસાર દશા અને તેમાંથી મુક્તિ આ બન્ને શક્તિના વ્યાપારથી થાય છે.

એટલું તો નક્કી છે કે જેટલા જીવો સંસારના પ્રવાહમાં પડેલા છે તેઓ મૂળ ચિદ્રૂપ તરીકે બ્રહ્મના અંશ છે, પણ તેઓ બ્રહ્મ સાથેનો એ સંબન્ધ ભૂલી ગયા છે. ભગવાનના

×શંકરના આવા અભેદને લીધે ડો. ભાણ્ડારકર શંકરની System ને Monism અથવા Advaitism નામ નહિ આપતાં Singularism નામ આપવાનું પસંદ કરે છે. જુઓ Vaishnavism પૃ. ૧૫૯.

ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય–આ છ ધર્મોનું તિરોધાન થયેલું હોવાથી સંસાર દશામાં તેઓ દીન, પરાધીન, સર્વ દુઃખને સહન કરનાર, સર્વથી હીન, સર્વ વિપત્તિઓના ભોક્તા, અહંકારી, વિષયમાં આસક્ત એમ અનેક દુર્ગુણોથી ભરાયલા થઇ ગયા છે. અવિદ્યાએ તેમનું મૂળ સ્વરૂપ ઢાંકી દીધું છે. અને તેથી તેમને પોતાના દરજ્જાનું વિસ્મરણ થઈ ગયેલું હોવાથી વિપરીત ગુણોવાળા તેઓ જણાય છે. જેની આંખમાં કમળો થયો હોય તે જેમ સર્વત્ર પીળુ જ જુએ છે તેમ અવિદ્યાથી ઉપહત દૃષ્ટિવાળા આ જીવોને પોતાના તાત્ત્વિક સ્વરૂપનું ભાન થતું નથી. તેથી તેમનામાં વિપરીતતા જોવામાં આવે છે માટે જ્યાં સુધી આ વિપરીતતાનું મૂળ દૂર ન થાય ત્યાં સુધી ખરો પ્રકાશ તે જોઇ શકશે નહિ. માટે તે મૂળરૂપ અવિદ્યાને પ્રથમ દૂર કરવી જોઈએ. અવિદ્યા દૂર થતાં જીવની આગળથી અહંતા મમતાત્મક સંસારજ જતો રહેશે. જ્યાં સુધી પડદો આડો હોયતો આપણે પડદા પાછળ કયી વસ્તુ છે તે જોઇ શકતા નથી, પણ તે પડદાને ખૂલ્લો કરતાં વિદ્યમાન પદાર્થો દગ્ગોચર થાય છે, તેમ અવિદ્યારૂપી પડદો દ્રષ્ટિ આગળેથી લેઇ લેવામાં આવે છે. તુર્તજ પદાર્થોના સત્યસ્વરૂપનું ભાન થશે. આ અવિદ્યા તે વિદ્યાથી જ દૂર થાય છે. અવિદ્યા દૂર થતાં, સંસાર ટળી જતાં, બ્રહ્મની સાથેના પોતાના સંબન્ધનું જીવને ભાન થાય છે, અને પછી તે સંબન્ધ જે છૂટો થઈ ગયો છે તે ફરીથી પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે છે. આ સંબન્ધ પ્રાપ્ત કરવાને જે જે ઉપાયો તે પોતે લે છે તેનું નામ સાધન છે.

બ્રહ્મની સાથે જીવનો સંબન્ધ પ્રાપ્ત કરવાનો એકજ ઉપાય–સાધન નથી; પણ અનેક છે. જેવા જેવા અધિકારવાળા જીવો તે તે પ્રમાણે તેમના માટેનાં સાધનો. સામાન્ય રીતે જીવોની સરળતાને માટે આપણે જો તેમના અધિકાર પ્રમાણે વિભાગ કલ્પીએ તો તે વિભાગ આ પ્રમાણે કરી શકીએ–ઉત્તમોત્તમ, ઉત્તમ, ઉત્તમ મધ્યમ, મધ્યમ, અને કનિષ્ઠ. આ પાંચ પ્રકારના જીવોને માટે નક્કી થયેલાં સાધનો પણ પાંચ જાતનાં છે. ઉત્તમોત્તમ જીવો નિર્ગુણ ભક્તિ અગર પુષ્ટિ ભક્તિ તરફ પ્રેરાય છે, ઉત્તમ જીવો મર્યાદા ભક્તિને ગ્રહણ કરે છે. ઉત્તમમધ્યમ જીવો જ્ઞાનને જ ફક્ત લે છે, મધ્યમ ફક્ત યજ્ઞ–કર્મને જ સાધન માને છે. કનિષ્ઠ જીવોનું કંઈપણ લક્ષ્ય જીવનમાં હોતું નથી. તેથી તેઓ સંસારમાં જન્મ મરણની લક્ષ ચોરાશીમાં રેંટમાળની માફક ભમ્યા જ કરે છે. કનિષ્ઠ જીવોની ગતિને ઉપનિષદ્‌માં યમગતિ કહેલી છે. તેઓ અનેક જન્મો લેવાવાળા ક્ષુદ્ર જંતુરૂપે ઉત્પન્ન થાય છે. આ જીવોનું સ્થાન ભરાઇ જતું નથી કારણ કે જેવા તે જન્મે છે તેવા જલ્દીથી મૃત્યુને પામે છે. છાં. ૫–૧૦–૯ માં કહે છે કે જેઓ બ્રાહ્મણના સુવર્ણના ચોર સુરા પીનાર, ગુરુ પત્ની સાથે સંગ કરનાર–એ જીવોની ગતિ આ લોકમાં હોય છે. તેઓ સંસારના પ્રવાહમાં જ હમેશાં તણાવાના. તેમાંથી તેમનો બચવાનો આરોજ આવતો નથી. તેઓ સર્વદા અસન્માર્ગે જ વળનારા હોય છે. તેમનાથી કંઈ પણ ભલું કાર્ય થતું નથી.. એટલુંજ નહિ પણ તેઓ ભલું જોઈ શકતા જ નથી. અન્યને દુઃખ આપવામાં જ તેઓ જીવનની મઝા માણે છે. તેઓ તેમના પોતાના સ્વાર્થમાં જ એટલા બધા ગળી ગયા હોય છે કે તેઓ બીજાનો વિચાર જ કરતા નથી. આવા નિન્દ્ય પુરુષોની પણ આ ગતિ છે.

જે મધ્યમ કનિષ્ઠ વર્ગના જીવો છે તેમની મરણ પછી જે માર્ગે ગતિ થાય છે તેને પિતૃયાણ તથા ધૂમમાર્ગ કહે છે. તેઓ પોતાના જીવનમાં કેવલ કર્મમાં જ

આસક્ત હોય છે. યજ્ઞ એજ એમના જીવનનું ધ્યેય. તેમને જ્ઞાન માટે તિરસ્કાર હોય છે. તો પણ યજ્ઞો કરે છે. લોકને માટે કુવા, તળાવ તથા જળાશયો ખોદાવે છે, તેમ ગરિબોને દાન આપે છે. અનાથાશ્રમો બંધાવે છે; અને દયાનો ઝરો વહેવરાવે છે. આમ છતાં આ જીવન જ્ઞાનથી રંગાયલું નહિ હોવાથી તેમની ધર્મની લાગણી એકદેશીય બની જાય છે અને કેટલીક વખત સારાસારનો નિર્ણય કરી શકતી નથી. આવા જીવો જ્ઞાનશૂન્ય હોવાથી મધ્યમ વર્ગમાં મૂકી શકાય. આ જીવોની ગતિ મરણ પછી ધૂમ-લોકને વિષે હોય છે. ત્યાંથી તેઓ રાત્રિલોકમાં જાય છે. પછી કૃષ્ણપક્ષ દક્ષિણાયન, વર્ષ પિતૃલોકમાં એમ ક્રમ પ્રમાણે જાય છે. ત્યાંથી તેઓ અંતરિક્ષ લોકમાં જાય છે. ત્યાંથી ચંદ્રલોકમાં જાય છે. આ ચંદ્ર લોકનો રાજા સોમ છે. ત્યાં તેઓ દેવોના અન્નરૂપે બને છે. તથા દેવો તેમનું ભક્ષણ કરે છે. પછીથી જ્યાં સુધી તેમના કર્મની અસર પહોંચે ત્યાં સુધી ચંદ્રમંડપમાં તેઓ રહીને નીચે ઉતરવામાં માંડે છે. નીચે ઉતરતી વખતે પ્રથમ આકા-શમાં આવે છે, ત્યારપછી વાયુરૂપમાં ભળે છે. તેમાંથી ધૂમરૂપ, અને પછી અભ્રરૂપ બનીને મેઘરૂપે થાય છે અને પછી વૃષ્ટિ વખતે જળરૂપે નીચે ઉતરે છે. તેમાંથી તે વ્રીહિ, યવ, ઓષધિ, વનસ્પતિ, તિલ તથા માષ આદિ રૂપે ઉત્પન્ન થાય છે. તે અન્નનું વીર્યરૂપ થાય છે. તે વીર્ય યોનિમાં જાય છે; અને ત્યાંથી તેનો ગર્ભ બને છે અને તેમાંથી તે જીવ મનુષ્યરૂપે પાછો બહાર આવે છે. આ રીતે પિતૃયાણના અધિકારી જીવની ઉર્ધ્વ તથા અધોગતિ છે. તે જીવો ચંદ્રલોકમાં જઈને ફરીથી પાછા જ્ઞાનને અનુકૂળ દેહ પ્રાપ્ત કરવાને પૃથ્વી ઉપર પાછા વળે છે. અન્ય જન્મમાં જ્ઞાનમય જીવન થતાં તે મુક્તિના પંથે વિચરે છે. જ્ઞાનરહિત–કેવલ કર્મમય જીવનથી તેઓ મુક્તિની દશાએ સંચરી શકતા નથી. તેમને ફરીથી જન્મ લેવો પડે છે. આ બીજા જન્મમાં સારા આચરણવાળા હોય છે. તે રમણીય યોનિને જેઓ પ્રાપ્ત થાય છે. જેમકે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય, દુરાચરણવાળાઓ અધમ યોનિને પ્રાપ્ત થાય છે. જેમકે, શ્વાન શુકર કે ચાંડાલ. બૃહદારણ્યકના છઠ્ઠા અધ્યાયના તૃતીય બ્રાહ્મણમાં પણ આ પ્રકાર સમજાવ્યો છે. છાં. ૫–૩–૩ માં આને પંચાગ્નિ વિદ્યા કહેલી છે. આ વિદ્યાનો ઉપદેશ પ્રવહણ નામના જૈવિલિ રાજાએ ઉદ્દાલકને તથા શ્વેતકેતુને આપ્યો હતો તેમાં ચંદ્રલોકમાંથી જીવ કેવી રીતે નીચે મનુષ્ય યોનિમાં પાછો આવે છે. તેનો ક્રમ ત્યાં દેખાડયો છે. નીચે ઉતરતાં પહેલાં તે સ્વર્ગલોકમાં ચંદ્રમંડળમાં હોય છે, માટે સ્વર્ગલોક રૂપી એક અગ્નિવિદ્યા છે. ત્યાંથી પર્જન્યલોકમાં આવે છે. માટે તે બીજી અગ્નિ-વિદ્યા છે. ત્યાં પૃથ્વી ઉપર આવે છે માટે એ ત્રીજી અગ્નિવિદ્યા કહી છે, પછીથી પુરુષરૂપમાં વીર્યરૂપે આવે છે માટે તે ચોથી અગ્નિવિદ્યા છે. છેવટે તે સ્ત્રીની યોનિમાં પ્રવેશ કરીને ગર્ભરૂપ ધારણ કરે છે માટે સ્ત્રી રૂપી પાંચમી અગ્નિવિદ્યા છે. આ માર્ગે પ્રયાણ કરનાર કેવા ક્રમથી ઉર્ધ્વગતિ કરે છે તથા મનુષ્યલોકમાં પાછો આવે છે તે નીચેની આકૃતિ ઉપરથી સમજી શકાશે.




## * પંચાગ્નિવિદ્યાનું કોષ્ટક.

| | આહવનીયાગ્નિ | સમિત્ | ધૂમ | અર્ચિઃ | અંગારા | તણખા | આહુતિ | ફલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સ્વર્ગલોક | આદિત્ય | રશ્મિ | દિવસ | ચંદ્રમા | નક્ષત્રો | શ્રદ્ધા | સોમ |
| ૨ | પર્જન્ય | પવન | અભ્ર | વિદ્યુત્ | મેઘ ધનુષ્ય | અભ્રગતિ | સોમ | વૃષ્ટિ |
| ૩ | પૃથ્વી | સંવત્સર | આકાશ | રાત્રિ | દિશાઓ | ખૂણાઓ | વૃષ્ટિ | અન્ન |
| ૪ | પુરુષ | વાક્ | પ્રાણ | જીહ્વા | ચક્ષુ | શ્રોત્ર | અન્ન | વીર્ય |
| ૫ | સ્ત્રી | ઉપસ્થ | સંકેત | યોનિ | અવાચ્ય કર્મ | આનંદ | વીર્ય | ગર્ભ |

* તત્ત્વદીપ નિબંધમાં શ્રીવલ્લભાચાર્ય આ કર્માધિકારીઓની ગણના સકામ રાજસ રાજસમાં કરે છે.

અણુભાષ્યના તૃતીય અધ્યાયના પ્રથમપાદમાં ધૂમ માર્ગે પ્રયાણ કરનાર જીવનું પંચાગ્નિવિદ્યા પ્રકારે વર્ણન કરેલું છે. તે વર્ણન સમજવાને ઉપરનો કોઠો જો યાદ રાખવામાં આવે તો ત્યાં નિરૂપેલો વિષય કઠિન થશે નહિ. પંચાગ્નિવિદ્યામાં નિરૂપાયેલી શૈલિથી જીવોનું અવતરણ વર્ણવ્યું છે. ચંદ્રલોકમાંથી પૃથ્વી ઉપર આવતાં જે જે સ્થળે તે સ્થિતિના પ્રકારને યજ્ઞની સાથે સરખાવ્યા છે. યજ્ઞમાં જેમ અગ્નિ હોય, તેમાં નાખવાનાં ઇન્ધિન હોય, તેમાંથી જેમાં ધૂમાડા નીકળે છે તથા જવાલાઓ નીકળે છે તથા અંગારા તથા તણખા પણ હોય છે. તેમજ તેમાં આહુતિઓ પણ હોમવામાં આવે છે. તેવીજ રીતે જીવ તે તે લોકમાં જ્યારે સ્થિતિ કરે છે ત્યારે યજ્ઞના જેવો સર્વ પ્રકાર ત્યાં બને છે. ઉપનિષત્કારે પંચાગ્નિવિદ્યાનું પ્રકરણ એવી સુંદર રીતે વર્ણવ્યું છે કે તે વાંચતાં આપણને ઉપનિષદનો તે ભાગ જાણે કાવ્ય નહોય એવો ખ્યાલ આપે છે. બ્રહ્મસૂત્રકારે ત્રીજા અધ્યાયના પ્રથમપાદમાં આ વિષય ચર્ચ્યો છે અને ત્યાં જણાવે છે કે જે જીવો જ્ઞાનશૂન્ય છતાં કર્મમાંજ આસક્ત છે તેવા જીવોને પુનર્જન્મ લેવો પડે છે. આ પુનર્જન્મની ક્રિયામાં રમણીય આચરણવાળા ઉત્તમ યોનિમાં જન્મ ધારણ કરે છે. અને ખરાબ આચરણવાળાને હલકી યોનિમાં જવું પડે છે. જેઓ ઉત્તમ યોનિમાં જન્મ લે છે તેઓ બ્રહ્મજ્ઞાનને અનુકૂળ પોતાના જીવનનું ધ્યેય બનાવે છે.

મધ્યમાધિકારીને માટે પુનર્જન્મ આવશ્યક છે એમ આપણે જાણ્યું. હવે તેનાથી ચઢતી કોટિના જીવો જેને આપણે ઉત્તમ–મધ્યમ કોટિના કહીએ છીએ તે જીવોને પુનર્જન્મ પ્રાપ્ત કરવો પડતો નથી, પણ તેઓ મરણ પછી મુક્તિના પંથે જાય છે. તેમની ગતિને દેવયાન અગર અર્ચિમાર્ગ કહે છે. છાંદોગ્યના પાંચમા પ્રપાઠકના દશમ ખંડમાં આ માર્ગમાં અધિકારીઓ વિષે કહે છે કે તેઓ જ્ઞાને કરીને બ્રહ્મના મૂળસ્વરૂપને જાણે છે તથા તેઓ અરણ્યવિષે શ્રદ્ધા પુરઃસર તપની ઉપાસના કરે છે. તેમને ફરીથી સંસારમાં આવવું પડતું નથી. પણ તેમને મુક્તિ મળતા પહેલાં જૂદા જૂદા લોકમાં થઈને પસાર થવું પડે છે. તેનો ક્રમ એવો છે કે પ્રથમ તે અર્ચિલોકમાં જાય છે. પછી દિવસ, શુકલપક્ષ, ઉત્તરાયણ અને વર્ષલોકમાં જાય છે. ત્યાંથી સૂર્ય, ચંદ્ર, અને વિદ્યુત્ લોકમાં જાય છે. ત્યાંથી કોઈક અમાનવ પુરુષ બ્રહ્મલોકને વિશે તેમને લેઈ જાય છે.

વિદ્યુતલોક પછી વરુણલોક, ત્યાંથી ઇંદ્રલોક, પછી પ્રજાપતિલોક ત્યાર પછી છેવટે બ્રહ્મલોક હોય છે.

બ્ર. સૂ. ના ચોથા અધ્યાયના ત્રીજા પાદમાં અર્ચિમાર્ગનું વર્ણન છે. ત્યાં અણુભાષ્યકાર જણાવે છે કે અર્ચિમાર્ગે જ્ઞાનમાર્ગીય જ પ્રયાણ કરે છે; મર્યાદામાર્ગીય નહિ. અહિંઆં અધિકરણ ત્રીજામાં એવી શંકાનું સમાધાન સૂત્રકાર કરે છે કે આ માર્ગનો અધિકારી ક્રમશઃ બ્રહ્મલોકમાં જાય છે એમ જે કહ્યું તે બ્રહ્મલોક કાર્ય હશે કે કેમ? અને જો કાર્ય હોય તો પછી તે નિત્ય સુખનું ધામ શી રીતે બને? જેઓ કાર્ય બ્રહ્મ કહે છે તેઓ પછી દલીલ કરે છે કે પરબ્રહ્મ વ્યાપક હોવાથી અને છાં. ૪–૧૫–૫ માં તે અમાનવ પુરુષ જીવોને બ્રહ્મલોક તરફ ગતિ કરાવે છે એમ કહેલું હોવાથી–ગતિ કરનાર જે સ્થળે ગતિ કરે છે તે સ્થળ દેશ પરિચ્છેદવાળું બને છે. આથી જ્યાં તે ગતિ કરે છે તે પરિચ્છેદવાળું હોવાથી તેને કાર્યરૂપ માનવું પડશે. પરબ્રહ્મ એ વ્યાપક હોવાથી કોઈપણ પ્રકારના પરિચ્છેદથી રહિત છે. વળી બ્રહ્મલોકને કાર્ય માનવાનું બીજું કારણ એ છે કે બૃ. ૬–૨–૧૫ ની

શ્રુતિમાં **ब्रह्मलोकान्गमयति** એવા શબ્દો છે. અહિંઆં ‘ બ્રહ્મલોક ’ શબ્દ બહુ વચનમાં વપરાયો છે. આથી તેને કાર્ય તરીકે માનીને જ બહુ વચનમાં પ્રયોજ્યો હશે. બાદરિઆચાર્ય આ પ્રકારે બ્રહ્મલોકને કાર્ય માને છે. જૈમિનિનો મત પણ સૂત્રકાર બ્ર. સૂ. ૪–૩–૧૪–૧૫ માં આપે છે તે બ્રહ્મને પરબ્રહ્મ તરીકે માને છે અનિત્ય કાર્ય તરીકે નહિ. શંકરાચાર્ય બાદરિના મતને સ્વીકારે છે અને જૈમિનિના મતનું ખણ્ડન કરે છે. બ્ર. સૂ. ૪–૩–૧૪ ના ભાષ્યમાં શંકર એમ જણાવે છે કે ગતિ શ્રુતિ તેના મુખ્યાર્થમાં લેવાતી નથી. પણ તે અવર બ્રહ્મને–સગુણ બ્રહ્મને ઉદ્દેશીને છે એમ લેવી જોઈએ. પણ શંકરના મતે નિર્વિશેષ બ્રહ્મ એજ મુખ્ય હોવાથી સગુણ બ્રહ્મને સંબન્ધ ધરાવતી ગતિશ્રુતિનો તે નિરાસ કરે છે. અલ્બત જો આપણે ગતિ શ્રુતિનો વિચાર કરીશું તો પ્રથમ દષ્ટિએ આપણને બ્રહ્મની વ્યાપકતાની શ્રુતિ સાથે આનો વિરોધ દેખાશે. પણ ભાસ્કર તેના ભાષ્યના પૃ. ૨૩૮ માં લખે છે. ‘ **उभयात्मकं तद् वस्तु + + न चास्माकमर्थवादत्वकल्पना यथाश्रुतार्थग्रहणे किं नामानुपपन्नम्** ભાસ્કરના મતે ગતિશ્રુતિ અને વ્યાપકત્વ શ્રુતિ વચ્ચે કોઈપિણ વિરોધ મુખ્યાર્થ રીતથી નથી. અણુભાષ્યકાર પણ એજ વસ્તુ આપણને જણાવે છે. કારણ કે વેદમાં ઉભય પ્રમાણો મળે છે. અને તે ઉભય સત્ય છે, એકજ બ્રહ્મ નિર્વિશેષ અને સવિશેષ છે. રામાનુજ, નિંબાર્ક, મધ્વ, શ્રીકણ્ઠ અને ભાસ્કર આ બધા અણુભાષ્યકાર સાથે ગતિશ્રુતિના અર્થ કરવામાં સંમત છે, ફક્ત શંકર જ તેથી જૂદા અર્થની કલ્પના કરે છે. આથી સૂત્રકારનો આશય શો હશે તે કળી શકાય એમ છે. શ્રીવલ્લભાચાર્યે બ્ર. સૂ. ૧–૧–૪ માં સૂત્રકારનો આશય શો છે તે સ્પષ્ટ જણાવ્યું છે. ત્યાં કહે છે કે ‘ **विरुद्ध सर्वधर्माश्रयत्वं तु भूषणं ब्रह्मण:** આથી સૂત્રકાર જે બ્રહ્મનું વર્ણન કરે છે તે વિરુદ્ધ સર્વ ધર્માશ્રય છે. તે પરબ્રહ્મ અને અવર બ્રહ્મ એવી પૃથક્ કલ્પના કરતા નથી. એકજ બ્રહ્મ ઉભય રૂપે છે એમ સૂત્રકાર માને છે તો પણ શંકર બ્રહ્મલોકને કાર્ય બ્રહ્મ ઠરાવવાને નીચેની દલીલો કરે છે. (૧) બ્રહ્મ વ્યાપક છે. અને બ્રહ્મલોક જ્યાં બ્રહ્મવેત્તા જાય છે. તે દેશના પરિચ્છેદવાળો છે. (૨) બ્રહ્મ નિર્વિશેષ છે અને બ્રહ્મવેત્તાનું બ્રહ્મ તેવું નથી, (૩) જીવ અવિદ્યાની ઉપાધિથી પરિચ્છિન્ન છે (૪) ગતિશ્રુતિ અપરબ્રહ્મની સાથે જ સંબન્ધ ધરાવે છે (૫) પરવિદ્યામાં ગતિ હોતી નથી પણ પરબ્રહ્મ અને અપરબ્રહ્મ વચ્ચેનો ભેદ શ્રુતિના આધારે છે. (૭) ગમન બુદ્ધિની ઉપાધિને લીધે છે. (૮) સૂત્રકારે જૈમિનિનો અભિપ્રાય માત્ર પ્રજ્ઞાના વિકાસ માટેજ આપ્યો છે. શંકરે આ રીતે બ્રહ્મવેત્તાના બ્રહ્મને કાર્ય બ્રહ્મ ઠરાવવાને આઠ વાંધા ઉઠાવ્યા છે: પ્રથમ વાંધા વિષે ભાસ્કર તથા શ્રીવલ્લભાચાર્ય એમ જણાવે છે કે બ્રહ્મવેત્તાની અર્ચિમાર્ગે જે ક્રમગતિ કહી છે તે પ્રારબ્ધજનક ભોગને લીધે છે. તેથી બ્રહ્મનું વ્યાપકત્વ ત્યાં બાધક નથી. જ્યાં સુધી પ્રારબ્ધનો ભોગ થાય નહિ ત્યાં સુધી બ્રહ્મની પ્રાપ્તિ સંભવતી નથી. જ્યારે જ્યાં તે ભોગની સમાપ્તિ થાય ત્યારે ત્યાંજ બ્રહ્મની પ્રાપ્તિ નિર્વિકારી થાય છે. બીજો વાંધો વજૂદ વગરનો છે કારણ કે શંકર માને છે તેમ બ્રહ્મ કેવળ નિર્વિકાર નથી. સવિશેષ પણ છે, અર્થાત્ નિર્વિશેષ છતાં સવિશેષ છે અને એ રીતે વિરુદ્ધધર્માશ્રયી છે.

ત્રીજા વાંધામાં તેમણે જીવને અવિદ્યાની ઉપાધિવાળો કહ્યો છે પણ તે ખોટું છે. સૂત્રકારે બીજા અધ્યાયમાં જીવના સ્વરૂપનો વિચાર કરતાં જણાવ્યું હતું કે તે બ્રહ્મનો ચિદંશજ છે. તેમાં ફક્ત બ્રહ્મનો આનંદાંશજ નથી, ચોથા અને છઠ્ઠા વાંધા પ્રમાણે શંકર

પરબ્રહ્મ અને અપરબ્રહ્મ એવા બ્રહ્મના બે ભેદો ખોટી રીતે કલ્પે છે. આ કલ્પનાને નથી શ્રુતિનો આધાર કે કોઇપણ સૂત્રનો; છતાં તેવી કલ્પનાના બળે ગતિશ્રુતિ અપરબ્રહ્મત્વને લગાડીને તે કાર્યબ્રહ્મ છે એમ શંકર કહે છે. પાંચમા વાંધામાં જે એમ કહ્યું કે પરવિદ્યામાં ગતિજ નહોતી પણ ભાસ્કર નીચેના વાક્યમાં તેમને ઉત્તર આપતાં કહે છે. **न चास्माभिरियं गतिः कल्पिता श्रुतयोऽत्र प्रमाणम्. परविद्यासु गतयो दृश्यन्ते.** (૪-૩-૧૩) આ પ્રમાણે કહીને પરવિદ્યામાં ગતિ હોય છે તેમ કહેવાને છાંદોગ્ય, પ્રશ્ન કઠ, ઐતરેય, ગીતા, પુરાણ અને વાજસનેયમાંથી શ્રુતિ આપે છે. સાતમો વાંધો એટલા માટે ભૂલ ભરેલો છે કે શંકર ગમન શબ્દને મુખ્યાર્થમાં નહિ લેતાં લક્ષ્યાર્થમાં લે છે અને એ અર્થ લેવા જતાં ઉપાધિની કલ્પના તેમને કરવી પડે છે. પણ વેદનો અર્થ મુખ્ય શક્તિથી કરવા જોઇએ. તે આમાં નષ્ટ થાય છે. સાતમો વાંધો તદ્દન નિર્બળ છે. આ રીતે જોતાં શંકરે બ્રહ્મને કાર્યબ્રહ્મ ઠરાવવામાં બાદરિના મતનો જે સ્વીકાર કર્યો તે અપ્રમાણિક ઠરે છે.

અર્ચિર્માર્ગવાળો જ્ઞાની ક્રમશઃ બ્રહ્મને પહોંચે છે. આ બ્રહ્મને બાદરિ ઉપર જણાવ્યા પ્રમાણે મુખ્ય બ્રહ્મ નહિ પણ કાર્યબ્રહ્મ ગણે છે કારણ કે તે દેશના પરિચ્છેદવાળુ છે-વ્યાપક નથી, તથા તેને માટે બ્રહ્મલોકને માટે-બૃ. ૬-૨-૧૫ માં બહુ વચનનો પ્રયોગ કર્યો છે. આ કાર્ય બ્રહ્મને બ્રહ્મ કહેવાનું પ્રયોજન એ છે કે આ બ્રહ્મની પ્રાપ્તિ થતાં વચ્ચે બીજા લોકમાં જીવને જવું પડતું નથી પણ તુર્તજ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે માટે સમીપતા દેખાડવાને તે કાર્યને બ્રહ્મ સંજ્ઞા લગાડી છે. વળી કલ્પના અન્તે કાર્ય-બ્રહ્મલોકનો નાશ થાય ત્યારે તેના અધ્યક્ષ બ્રહ્મા સાથે પર ઇશ્વરને તે જીવ પ્રાપ્ત થાય છે. આમ હોવાથી ત્યાં પ્રાપ્ત થઇને પાછો ફરતો નથી એવું શ્રુતિમાં જે કહે છે તેને કોઇપણ વિરોધ આવતો નથી. મું ૩-૨-૬ ની શ્રુતિપણ આ અર્થને અનુમોદન આપે છે. માટે બ્રહ્મવેત્તા જે બ્રહ્મને ક્રમશઃ પ્રાપ્ત કરે છે. તે કાર્યરૂપ છે; મુખ્ય નહિ.

બાદરિના મતની સામે પોતાનો સિદ્ધાન્ત જણાવવાને સૂત્રકાર જૈમિનિનો મત ૪-૩-૧૩ માં આપે છે. જૈમિનિ આ બ્રહ્મને કાર્યબ્રહ્મ નહિ પણ મુખ્ય બ્રહ્મ કહે છે તે બ્રહ્મ શબ્દનો અર્થ મુખ્યવૃત્તિથી લે છે. તે કહે છે કે બ્રહ્મ એટલે મુખ્યાવૃત્તિથી બૃહત્ત્વાદિ ધર્મથી વિશિષ્ટજ અન્ય નહિ. જ્યાં જ્યાં બ્રહ્મ શબ્દ હોય ત્યાં આ બૃહત્ત્વાદિક ધર્મથી વિશિષ્ટ મુખ્ય બ્રહ્મ જ સમજવું વળી આ બ્રહ્મ કાર્યરૂપ નથી એમ જણાવવાને તે કૌ, ૧-૩ નો આધાર આપે છે ત્યાં પ્રજાપતિ લોક પછી બ્રહ્મલોક ગણાવ્યો છે. પણ ત્યારપછી બીજો લોક ગણાવ્યો નથી. માટે તે બ્રહ્મલોક મુખ્ય બ્રહ્મનાજ અર્થમાં છે. વળી તૈ. ૨-૧ પ્રમાણે બ્રહ્મવેત્તા સર્વ કામ ભોગની પ્રાપ્તિ ભગવાન્ સાથે કરે છે તો જો આ બ્રહ્મકાર્ય બ્રહ્મ હોય તો આ પ્રાપ્તિ સંભવે જ નહિ. માટે બ્રહ્મવેત્તા જેને પ્રાપ્ત કરે છે તે કાર્ય બ્રહ્મ નથી.

આ માર્ગે પ્રયાણ કરનારને અમાનવ પુરુષ બ્રહ્મ તરફ લેઈ જાય છે એમ જે કહ્યું તે વિષે કોઈને શંકા થાય કે તમામને અમાનવ પુરુષ દોરી જતો હશે? આના ઉત્તરમાં સૂત્રકાર બ્ર. સૂ. ૪-૩-૧૬ માં કહે છે—ના, જેઓ પ્રતીકનો આશ્રય કર્યા વગર સઘળું બ્રહ્મ છે એમ સમજીને ઉપાસના કરે છે તેવાઓને જ તે તરફ દોરી જાય છે, તમામને નહિ પ્રતીકની ઉપાસના કરનારનો ત્યાં અધિકાર નથી તેથી તેમને અમાનવ પુરુષ દોરી જતો

નથી. ભગવાન્‌નો ભક્તિવાળો ભક્ત તો પોતાની મેળે જ ભગવાન્ પાસે જાય છે-તેને **અમાનવ પુરુષના સાહાય્યની અપેક્ષા નથી.**

ઉત્તમ મધ્યમાધિકારીની મરણોત્તર શું સ્થિતિ થાય છે તે આપણે જણાવ્યું. હવે ઉત્તમ અધિકારીઓની ગતિનો વિચાર કરીએ. આ અધિકારીઓના વર્ગમાં મર્યાદા માર્ગીયજ આવી શકે છે. તેઓ જ્ઞાન તથા ભક્તિરૂપી સાધનને પોતાનું લક્ષ્ય બનાવે છે. જીવનમાં તેમની પ્રવૃત્તિઓ ઉચ્ચ આશયવાળી તથા સન્માર્ગે વળેલી હોય છે. તેમનું દૃષ્ટિબિન્દુ વિશાળ હોય છે છતાં તેઓ સાધનોનો ત્યાગ કરી શકતા નથી. આ જીવો ઉત્તમ મધ્યમ-કેવળ જ્ઞાનમાર્ગીય કરતાં ઉંચી કોટિના છે. તેમનું લક્ષ્ય મુક્તિ છે. પણ તે ક્રમમાર્ગે મુક્તિ મેળવવા ઇચ્છતા નથી. તેમને મુક્તિ મળવામાં કોઈ અંતરાય નડતા નથી. આથી તેમની મુક્તિ સદ્યો મુક્તિ કહેવાય છે. આમને સદ્યોમુક્તિ કેવી રીતે મળે છે તે વિષે સૂત્રકારે ચોથા અધ્યાયના બીજા પાદમાં જણાવ્યું છે. ત્યાં બીજા અધિકરણમાં કહે છે કે જ્યારે મર્યાદા માર્ગીયના પ્રાણનું ઉત્ક્રમણ થાય છે ત્યારે તેની ઇન્દ્રિયો ભૂતોમાં લય પામે છે. બૃ. ૩-૫-૧૩ માં એ લય વિષે કહેવામાં આવ્યું છે. ત્યાં કહે છે કે તેની વાણી અગ્નિમાં લય પામે છે. પ્રાણ વાયુમાં, ચક્ષુ આદિત્યમાં, મન ચંદ્રમાં, કાન દિશાઓમાં, શરીર પૃથ્વીમાં, આત્મા આકાશમાં, વાળ ઔષધિમાં, કેશ વનસ્પતિમાં, લોહી તથા વીર્ય જળમાં. આ રીતે બ્રહ્મનું જીવરૂપ હોવાથી જીવ બ્રહ્મથી ભિન્ન નથી-પરંતુ તેથી જીવ જેટલું બ્રહ્મ છે એમ પણ નથી, કારણ કે જીવમાં આનંદ ગુપ્ત છે અને બ્રહ્મમાં આનંદ પ્રકટ અને પૂર્ણ છે. અર્થાત્ જીવ અને બ્રહ્મ વસ્તુતઃ જૂદા નથી તો પણ બ્રહ્મસ્વરૂપ જીવસ્વરૂપથી અધિક છે. માટે **अधिकं तु भेदनिर्देशात्** એ સૂત્રમાં સૂત્રકાર જીવ કરતાં બ્રહ્મને અધિક કહે છે. જેમ જેમ જીવનો ગુપ્ત આનંદ આવિર્ભાવ પામતો જશે તેમ તેમ ઐચ્છિક ભેદ પણ ન્યૂનતર થતો જશે. જીવનું ઉપર જેમ કર્તૃત્વ જણાવ્યું તેમ ભોક્તૃત્વ પણ છે. તેમ જીવમાં બ્રહ્મની માફક કેટલીક શક્તિઓ પણ છે. તે ત્રણ શક્તિઓ-જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ અને ભાવનાશક્તિ. જ્ઞાનશક્તિથી તે લૌકિક વૈદિક અને ભગવદીય જ્ઞાનનું ગ્રહણ કરે છે. ભાવનાશક્તિ વડે લૌકિક વૈદિક અને ભગવદીય આનંદનો સંસ્પર્શ અનુભવે છે, અને ઇચ્છાશક્તિથી ઇચ્છાપ્રધાન લૌકિક વૈદિક અને ભગવદીય કર્મમાં પ્રવૃત્ત થાય છે. હાલના માનસશાસ્ત્રીઓ પણ આ ત્રણ શક્તિઓ સ્વીકારે છે. તેમને ઓળખવાને તેઓ Intellectual, Emotional અને Volitional faculties એમ અનુક્રમે નામ આપે છે. આ ત્રણ શક્તિઓને અનુસાર જ્ઞાન ભક્તિ અને કર્મ માર્ગ ઉદ્‌ભવે છે. શ્રીવલ્લભાચાર્ય જીવની આ ત્રણે શક્તિઓને સ્વીકારે છે. તેથી તદનુસાર આ ત્રણે માર્ગનું અસ્તિત્વ તેમને સંમત છે. આ ત્રણે શક્તિઓના વિકાસ ઉપર તેઓ ભાર મૂકે છે. વળી જીવમાં જે ગુપ્ત આનંદ છે તેને પ્રકટ કરવાથી જ જીવ બ્રહ્મરૂપ બને છે. આથી જીવ રૂપમાંથી બ્રહ્મરૂપના પદે પહોંચતાં પહેલાં જીવને વિકાસની ભૂમિકાએ ચાલવું પડે છે. તે વિકાસક્રમમાં ધીમેધીમે આગળ વધીને પૂર્ણ આવિર્ભાવની સ્થિતિએ પહોંચાય છે. શુદ્ધાદ્વૈતીયના મતમાં આ પ્રમાણે વિકાસની શ્રેણી છે ( evolution ) જ્યારે માયાવાદીના મોક્ષમાં વિકાસ નહિ પણ જીવની હાનિ ( annihilation of the self ) છે.

મર્યાદા માર્ગીયનો જીવ દેહમાંથી નીકળ્યા પછી તેની સઘળી ઇન્દ્રિયો ભૂતમાં લય પામે છે તેથી તેને ઉર્ધ્વગતિ કરવી પડતી નથી, પણ તુર્તજ મોક્ષ પ્રાપ્ત કરે છે. જ્ઞાન અને મર્યાદા ભક્ત તે ઉભયની ગતિ આ રીતે બ્રહ્મમાં પ્રવેશ યાને લય છે. એ તેમનું છેવટ છે.

ઉત્તમોત્તમ કોટિના જીવો એટલે ભક્તો તેમને ભગવાન્ એજ સાધન અને ભગવાન્ જ સાધ્ય. ભગવાન્ સિવાય બીજું કંઈ પણ તેમનું સાધન નથી. તેમનું સર્વસ્વ ભગવાન્ જ છે. ભગવાન્ માટે અત્યંત નિરુપધિસ્નેહ જેનું બીજું નામ પ્રેમ ભક્તિ. એજ તેમનું સાધન છે. ખરી રીતે આ સાધન જ નથી. તેઓ પણ સદ્યોમુક્તિને મેળવે છે. પણ મર્યાદા માર્ગીય અક્ષર બ્રહ્મમાં લય પામે છે. ત્યારે આ પુષ્ટિ જીવો તેમાંથી ઉત્થાન પામીને અલૌકિક વિગ્રહ ધારણ કરે છે અને રસરૂપ ભગવાન સાથે પોતાના આનંદો ભોગવે છે. બ્ર. સૂ. ૪–૧–૭ માં કહેવા પ્રમાણે તેના ઉત્કટ સ્નેહને લીધે ભગવાન્ તેની પાસે બેસે છે. અર્થાત્ ભગવાન્ તેને વશ થાય છે. તેમ તેના હૃદયમાં પણ પ્રકટ થાય છે (૪–૯–૮) તે ભક્તોને જ્યાં સુધી પરમ પુરુષાર્થ રૂપફલ પ્રાપ્ત થતું નથી ત્યાં સુધી તેમનું બાહ્ય અને આન્તર અનુસંધાન હોતું નથી. તેમને જ્ઞાનની માફક પ્રારબ્ધનો ઉપયોગ કરવો પડતો નથી. તેમનાં પાપ પુણ્ય આપો આપ ટળી જાય છે. જ્યારે તેમને ભગવાનના આનન્દની પ્રાપ્તિ થાય છે ત્યારે પ્રથમ તેમની વાણી મનમાં લય પામે છે. અર્થાત્ ભગવાનનું પ્રાકટ્ય થતાં તેમની વાણી મૂક બની જાય છે. ફક્ત મનથી જ તે ભગવાન્ સાથે પ્રથમ સંબન્ધ હોય છે. વાણીનો લય થતાં તમામ ઇન્દ્રિયો આ રીતે મનમાં લય પામે છે. અર્થાત્ તમામ ઇન્દ્રિયો કામ કરતી બંધ થઈ જાય છે; પછી ઇન્દ્રિયોવાળું મન પ્રાણમાં લય પામે છે, અને મન યુક્ત પ્રાણ ભગવાનમાં સંપન્ન થાય છે. મર્યાદા ભક્તની માફક તેની વાગાદિનો લય ભૂતોમાં થતો નથી. (૪–૨–૧ થી ૪–૨–૪) મર્યાદા માર્ગમાં મોક્ષ પર્યન્ત સાધનથી જ મુક્તિ હોય છે. પુષ્ટિ માર્ગમાં તો સાધન સિવાય જ મુક્તિ મેળવવાની હોય છે. (૪–૨–૭) પુષ્ટિ ફલની સરખામણીએ મર્યાદામાર્ગનો મોક્ષ સંસારની માફક તુચ્છ છે. માટે યાજ્ઞવલ્કય તથા આર્તભાગે મોક્ષનું કર્મ તરીકે કથન કરેલું છે. (૪–૨–૮) પુષ્ટિમાર્ગીય તત્ત્વ ઘણું સૂક્ષ્મ છે. કારણ કે ત્યાં વાણી પણ પહોંચી શકતી નથી એમ આ શ્રુતિ કહે છે.

આ રીતે પાંચ પ્રકારના જીવોની પ્રાંચ પ્રકારની ગતિ આપણને નજરે પડે છે.

## કર્મજ્ઞાન તથા ભક્તિનો પરસ્પર સબંધ.

શ્રુતિઓ તપાસતાં આપણને ત્રણ મુખ્ય સાધનો જોવામાં આવે છે–કર્મ જ્ઞાન અને ભક્તિ. તેમનો પરસ્પર શો સંબન્ધ છે તે આપણે અહિંઆં જોઇએ. આ સાધનોનો વિચાર સૂત્રકાર ત્રીજા અધ્યાયના ચોથા પાદમાં કર્યો છે. પ્રથમ કર્મ અને જ્ઞાનનો સંબન્ધ કર્યો છે. પ્રથમ અધિકરણમાં સૂત્ર ૨જામાં જૈમિનિનો મત આપે છે. સૂત્રકાર ભગવાનને જ પુરુષાર્થ માને છે ત્યારે જૈમિનિ કર્મને પુરુષાર્થ ગણે છે અને ભગવાનને અર્થવાદરૂપ માને છે. પછીથી કર્મનો જ્ઞાનથી બાધ થતો નથી એમ સિદ્ધ કરવાને નીચેની દલીલો કરે છે.

**કર્મની આવશ્યકતા માટે જૈમિનિની ભાષ્યમાં આપેલી દલીલો.**

૧ વસિષ્ઠ વગેરે બ્રહ્મજ્ઞાનીઓએ પણ અગ્નિહોત્ર વગેરે કર્યાં હતા.
૨ વૈદેહ જનક જે બ્રહ્મવેત્તા હતા તેમણે પણ યજ્ઞ કર્યા હતા. (બૃ. ૩-૧-૧) ૩-૪-૪
૩ બૃ, ૪-૪-૨ માં વિદ્યાની સાથે કર્મને પણ ફલપ્રાપ્તિનું સાધન કહેલું છે. તેથી જ્ઞાનની સ્વતંત્રતા જણાતી નથી.
૪ આ. સૂ, ૩-૧૮-૧ માં બ્રહ્મિષ્ઠ બ્રહ્મા અર્થાત્ બ્રહ્મજ્ઞાની બ્રહ્માનું દર્શ પૂર્ણ માસમાં વરણ કરવામાં આવે છે અર્થાત્ કર્મ કોણ કરી શકે તે યોગ્યતામાં બ્રહ્મજ્ઞાનીની પસંદગી છે. એટલે ગમે તેનો કર્મ કરવામાં અધિકાર નથી. ૩-૪-૬
૫ તૈ. સં. ૨-૧-૧૦ તથા ૨-૧-૧૫ માં કર્મ કરવાનો જેવો નિયમ આપેલો છે તેવો તેના ત્યાગને માટેનો નથી.

આ દલીલોથી જૈમિનિ એમ કહે છે કે જ્ઞાનથી કર્મનો બાધ થતો નથી પણ ઉલટું જ્ઞાનીઓને પણ કર્મ કરવાની જરૂર જણાય છે. આથી જ્ઞાનાગ્નિ સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે એમ કહીને કર્મની નિરુપયોગિતા જેઓ દર્શાવે છે તે ખોટું છે.

સૂત્રકાર ઉપરની દલીલોનો ઉત્તર નીચે પ્રમાણે આપે છે.

(૧) વસિષ્ઠાદિ બ્રહ્મજ્ઞાનીએ જેમ કર્મત્યાગ કર્યો નથી એવું જોવામાં આવે છે તેમ શુક જેવાઓએ કર્મત્યાગ કરેલો છે એવું પણ જોવામાં આવે છે. માટે બ્રહ્મજ્ઞાનીઓએ પણ કર્મ કરવાં એવો નિયમ જણાતો નથી. કર્મનો ત્યાગ તથા અત્યાગ ઉભય શ્રુતિઓમાં જોવામાં આવે છે. ૩-૪-૯

(૨-૩) જનક વૈદેહનું દૃષ્ટાન્ત પણ બરાબર નથી કારણ કે સઘળા બ્રહ્મવેત્તાઓ વિષે જો શ્રુતિ એ પ્રમાણે કહેતી હોય તો કર્મનો પક્ષ સમર્થિત થાય. પણ તમામ બ્રહ્મવેત્તાઓની બાબતમાં આ શ્રુતિ જોવામાં આવતી નથી. ઉલટું બૃ. ૪-૫-૧૫ જેવી ઘણી શ્રુતિઓ જોવામાં આવે છે કે જેમાં કર્મનો ત્યાગ જણાવેલો છે. માટે કર્મ કરવા કરતાં કર્મના ત્યાગનો પક્ષ વધારે બલવાન્ છે. અધિકાર પ્રમાણે બ્રહ્મજ્ઞાનીઓને પણ કર્મ કરવાનાં અગર નહિ કરવાનાં હોય છે. ૩-૪-૧૦, ૧૧

(૪) દર્શપૂર્ણ માસમાં પણ બ્રહ્મિષ્ઠ બ્રહ્માનું જ વરણ કરવામાં આવે છે એમ જે કહ્યું ત્યાં બ્રહ્મિષ્ઠ શબ્દનો અર્થ બ્રહ્મવેત્તા જ્ઞાની નહિ પણ કહેલા વેદ તેનું અધ્યયન કરનાર એવો કરવો. કર્મ કરવામાં કર્મ વિધિનું જેણે અધ્યયન બરાબર કરેલું છે તેનું જ વરણ કરવામાં આવે તે યુક્ત છે. આથી તો કર્મની જ બળવત્તા બરાબર સમજાય છે કારણ કે જે કર્મ કરવાનાં છે તે વિધિપૂર્વક સમજીને કરવાનાં છે. માટે 'બ્રહ્મિષ્ઠ' બ્રહ્માનું વરણ કરવાનું કહ્યું છે. ૩-૪-૧૨

(૫) તમે તૈ. ૨-૧-૧૦ નું પ્રમાણ આપીને કહ્યું કે ત્યાં કર્મની આવશ્યકતા જણાવી છે. ત્યાગ નહિ. પણ અમે મ. ના. ૧૦-૫ નું પ્રમાણ આપીને કહીશું કે કર્મના ત્યાગની પણ શ્રુતિઓ છે એટલે કર્મ કરવાં જ જોઈએ એવો કોઈપણ નિયમ નથી. જેવી કર્મ કરવાની શ્રુતિ છે તેમ તેના ત્યાગની પણ છે. આથી કોઈ પણ ફેર નથી. ૩-૪-૧૩

વળી બૃ. ૪-૪-૨૩ ની શ્રુતિમાં બ્રાહ્મણનો-બ્રહ્મવેત્તાનો મહિમા વર્ણવ્યો છે ત્યાં

કહે છે કે બ્રહ્મવેત્તાનો મહિમા કર્મથી વધતો નથી. તેમ ઓછો પણ થતો નથી. આ શ્રુતિના આધારે કદાચ એમ કહેવામાં આવે કે તેને કર્મ કરવાથી તેના મહિમામાં વધારો થતો ન હોય અગર ઘટાડો ન થતો હોય તો શા માટે તે કર્મ નકામાં કરવાં ? અર્થાત્ કર્મના ત્યાગનો પક્ષજ અહિંઆં નજરે પડી આવે છે (૩–૪–૧૫) બ્રહ્મવેત્તાને જો કર્મ કરવાની જરૂર હોય તો તે દ્વૈત જ્ઞાનની અવસ્થામાં જ છે. પણ જેને અખણ્ડ બ્રહ્મનું અદ્વૈત જ્ઞાન થાય છે તેને કર્મની સંભાવના જ નથી. બૃ. ૪–૫–૧૫ માં કહે છે કે જ્યારે જીવાત્માને સર્વ આત્મરૂપ હોય છે ત્યારે કોણ કોને જુએ ? અર્થાત્ કોઇપણ ભેદ રહેતો નથી. આ અવસ્થામાં કર્મ કરવાની જરૂર જ નથી. તેથી જ્ઞાનીઓએ કર્મ કરવાં જ એવો પક્ષ સાબીત થતો નથી. વળી સંન્યાસીઓની બાબતમાં પણ જા. ૪ તથા ના ૧૦–૬ માં કહ્યા પ્રમાણે કર્મનો અભાવ છે. જ્યારે મનુષ્ય સંન્યસ્તાશ્રમમાં પ્રવેશ કરે છે ત્યારે તેને કોઇ પણ કર્મ કરવાનાં રહેતાં નથી. આ રીતે જ્ઞાનીઓએ કર્મ કરવાં જ જોઈએ તેવો નિયમ જણાતો નથી.

અહિંઆં જૈમિનિ બ્ર. સૂ. ૩–૪–૧૮ માં પૂર્વપક્ષ કરે છે અને કહે છે કે બૃ. ૪–૪–૨૨ ની શ્રુતિથી જો કે મોક્ષ અર્થાત્ કર્મના ત્યાગને પરમ ફલ કહ્યું છે તો પણ ત્યાં જ્ઞાન અવિધેય હોવાથી તે પરામર્શનો બાધ થાય છે. માટે વિધિના બલથી કર્મનું જ અનુષ્ઠાન કરવું જોઈએ. આ શંકાનું સમાધાન પછીના સૂત્રમાં સૂત્રકાર આપે છે. ત્યાં તે કર્મનું અનુષ્ઠાન કરવું જોઇએ એવા નિયમને અપવાદરૂપે જણાવે છે. કારણ કે શ્રુતિમાં કર્મની વિધિ કહી છે તેમ તેનો ત્યાગ કહ્યો છે. આ બન્નેમાંથી કયું ખરૂં અને કયું ખોટું એવો નિર્ણય થઈ શકે જ નહિ. માટે બન્ને વાક્યોને આપણે પ્રમાણ તરીકે રાખવાં પડશે. અને તે વિષે એટલુંજ કહી શકીએ કે કર્મ કરવાનો તથા તેના ત્યાગનો ઉપદેશ અધિકાર પરત્વે છે. આ સિદ્ધાન્તને વધારે દૃઢીભૂત બનાવવાને યોગનું દૃષ્ટાન્ત સૂત્રકારો આપે છે અને કહે છે કે જેમ યોગ શાસ્ત્રમાં સમાધિની સિદ્ધિ માટે માનસમૂર્તિના ધારણને સાધન તરીકે ઉપદેશે છે, એજ પ્રકારે કર્મ એ ભક્તિના સાધન તરીકે લેવાનું છે. સમાધિ સિદ્ધ થયા પછી ધારણાની આવશ્યકતા નથી, તેમ ભક્તિના ઉદય પછી કર્મની અપેક્ષા રહેતી નથી. પણ ભક્તિ પર્યન્ત રહે છે. માટે જ્ઞાનથી કર્મનો બાધ થાય છે એમ કહીને પૂર્વકાણ્ડની વ્યર્થતા જણાવવાને જે પ્રયત્ન કરવામાં આવે છે તે નકામો છે.

આમ પોતાનો સિદ્ધાન્ત દર્શાવીને અધિકરણ બીજામાં સૂત્રકાર કહે છે કે પુરુષોત્તમના જ્ઞાનમાં કર્મ, જ્ઞાન અને ભક્તિ એમ સર્વ સાધનોની અપેક્ષા છે. આ સિદ્ધાન્તને અશ્વના દૃષ્ટાન્તથી સમજાવ્યો છે. જેમ અશ્વ દૂર દેશમાં આવેલા ઇષ્ટફલના પ્રતિબન્ધક દેશનું અતિ ક્રમણ કરવામાં સાધનરૂપ છે તેજ પ્રમાણે જ્ઞાનના પ્રતિબન્ધક અન્તઃકરણના દોષની નિવૃત્તિમાં કર્મનો ઉપયોગ છે. આટલોજ તેનો ઉપયોગ છે. જ્ઞાનના ફલની સિદ્ધિ થયા પછી તેનો ઉપયોગ નથી. જ્ઞાનના ફલની સિદ્ધિ ભગવત્પ્રાપ્તિ અગર મોક્ષ છે અર્થાત્ મનુષ્યને માટેજ કર્માદિ સાધનો છે. આત્યન્તિક ભક્તોને માટે નહિ. તેઓ તો ભક્તિ તથા બીજા કશાની અપેક્ષા કરતા નથી.

શંકરાચાર્ય અશ્વના દૃષ્ટાન્તને એવી રીતે સમજાવે છે કે જેમ અશ્વ હળ ખેડવામાં જોડવામાં આવતો નથી, પણ રથની ધુંસરીમાં જોડવામાં આવે છે, તે પ્રમાણે કર્મની અપેક્ષા

વિદ્યાને ફળની સિદ્ધિ માટે નથી. પણ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સંબંધમાં જ છે. અર્થાત્ વિદ્યાની ઉત્પત્તિ થતાં સુધી ચિત્ત શુદ્ધિની જરૂર છે, અને તે શુદ્ધિ માટે કર્મ જરૂરનાં છે. ચિત્તશુદ્ધિથી જ્યારે વિદ્યાની ઉત્પત્તિ થઇ ગઇ કે પછી કર્મની અપેક્ષા નથી. અર્થાત્ કર્મની અપેક્ષા ગૌણ છે.

રામાનુજ આ અશ્વના દૃષ્ટાન્તને જૂદી રીતે સમજાવે છે. તે કહે છે કે જેમ અશ્વ માણસને જવાનું સાધન છે. પરંતુ તેમાં એના ઉપર સામાન માંડવો. તંગ બાંધવો વગેરેની જરૂર પડે છે, તેમ મોક્ષની સાધનભૂત વિદ્યાને પણ નિત્ય નૈમિત્તિક કર્મની સામગ્રીની જરૂર પડે છે. આ રીતે આમાંથી તે જ્ઞાન અને કર્મના સમુચ્ચયવાદને તારવી કાઢે છે. અર્થાત્ આ સૂત્રમાં સૂત્રકારનો આશય એવો નથી કે જ્ઞાન પ્રાપ્ત થયા પછી કર્મની આવશ્યકતા નથી પણ તે પછીની દશામાં એ તેની જરૂર છે. આમ રામાનુજ કહે છે.

અણુભાષ્યકાર આ સૂત્ર ઉપરના ભાષ્યમાં કર્મ વિષયમાં એવો નિર્ણય આપે છે કે પુરુષોત્તમ જ સ્વતંત્ર પુરુષાર્થરૂપ છે અને તેમની પ્રાપ્તિ એજ ફલ. ત્યાં પ્રેમ ભક્તિથી ઉત્પન્ન થયેલું તેમનું જ્ઞાન તેજ સાધન એ સત્ય તૈ. ૨-૧ તથા બૃ. ૪-૪-૧૪ વગેરે હજારો શ્રુતિના વચનોથી પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ જ્ઞાનથી રહિતને તો દુઃખની પ્રાપ્તિ થાય છે એમ બૃ. ૪-૪-૧૪ માં કહે છે. આમ છતાં યજ્ઞાદિક જે સ્વતઃ પુરુષાર્થ રૂપ નથી તેને સર્વ અર્થના તત્ત્વનું પ્રતિપાદન કરનાર શ્રુતિ જે નિરૂપણ કરે છે તે એવા હેતુથી કે યજ્ઞાદિ પુરૂષાર્થના સાધન તરીકે જ છે એમ માનવું અને તે નિષ્કામતાથી જ કરવામાં આવે તોજ તે સાધન ઉપયુક્ત છે. તેથી બ્ર. સૂ. ૪-૪-૫ માં કહે છે કે માણસ જેવું કર્મ કરે તે પ્રમાણે થાય છે. સારૂ કરનાર સારો બને છે અને ખોટું કરનાર ખોટો બને છે. આથી જ્ઞાનની ઉત્પત્તિમાં કર્મની અપેક્ષા છે તે સત્ય છે. પણ પુષ્ટિ માર્ગમાં અંગીકૃત થયા પછી ભક્તિ સિવાય સર્વની અનપેક્ષા છે. આમ હોવાથી **नायमात्मा प्रवचनेन लभ्यः** એ શ્રુતિનો પણ વિરોધ થતો નથી. આથી ભક્તને કર્મ કરવાની જરૂર રહેતી નથી તેમ છતાં પણ કવચિત્ પ્રભુની ઇચ્છાથી ભક્તોને કર્મ કરવાં પડે છે. જેમકે અંબરીષ, ઉદ્ધવ તથા પાણ્ડવોને કરવાં પડયાં હતાં તેમ આમાં પણ જેઓની પાસે પ્રભુને કર્મ કરાવવાં હોય છે તેમને પોતે પોતાની ઇચ્છિાનું જ્ઞાન કરાવે છે, અને જેમને તે ઇચ્છાનું જ્ઞાન થયું હોય છે તેજ તે કર્મ કરે છે જેમને તે ઇચ્છિાનું જ્ઞાન નથી તે કરતા નથી. જેમકે શુક તથા જડ ભરત વગેરેએ કર્મ કર્યા નહોતાં. અર્થાત્ કોણે કર્મ કરવાં અને કોણે નહિ તેનો નિર્ણય ભગવદિચ્છાને જ અધીન છે. ભક્તો જાતે પણ તે નિર્ણય કરવાને અસમર્થ છે. ભક્તોની દૃષ્ટિ ભગવાન્ પરત્વે હોય છે, તેથી તેમને કર્મ કરવાનું કોઇ પણ ખાસ પ્રયોજન નથી. સિવાય કે વેદ મર્યાદાનું રક્ષણ અને લોક સંગ્રહ માટે. ભ. ગી. ૩-૨-૫ માં ભગવાન્ કહે છે. હે ભારત ! જેમ અવિદ્વાનો કર્મમાં આસક્ત થઇને કર્મ કરે છે તેમ વિદ્વાનોએ તેમાં આસક્ત થયા વગર લોક સંગ્રહ કરવાની ઇચ્છિાથી જ તે કર્મ કરવાં, આ રીતે ભગવાન્માં દૃષ્ટિવાળા વિષે કહ્યું છે. પણ તે સિવાયના મધ્યમ અધિકારી જેમને ભગવાન્ની ઇચ્છાનું જ્ઞાન નથી તેમણે કર્મ શા માટે કરવાં? તેનો એવો નિર્ણય કર્યો છે કે તેઓ મધ્યમ અધિકારી હોવાથી તેમના ચિત્તમાં કાળસંગાદિ દૂષણોથી માલિન્ય ઉત્પન્ન થયેલું હોય છે, તેથી ભગવત્પ્રાપ્તિમાં તેમને પ્રતિબંધ નડે છે. આ પ્રતિબંધની નિવૃત્તિ તે કર્મનું ફલ

છે. આ રીતે તેમને કર્મ કરવાની જરૂર છે ( જુઓ બ્ર. ૨૧. ૩. ૩–૪૨ ). પણ આ કર્મ ભગવાનની ઇચ્છાનુસાર હોય છે. જેમને ભગવાનની ઇચ્છાનું જ્ઞાન હોય અથવા જેમને તે વિષે સંદેહ હોય તેમને માટેજ કર્મની જરૂર છેઃ આ રીતે કર્મ માટેનો નિર્ણય અણુભાષ્યકાર બ્રહ્મસૂત્રના આધારે આપે છે. આથી જેઓ વેદનું રહસ્ય કેવલ યજ્ઞકર્મ વિષે સમજાવે છે તેમ જેઓ તેને કેવલ જ્ઞાન પરત્વે સમજાવે છે, તે ઉભયની માન્યતાઓ ભૂલ ભરેલી છે. આ દેખીતી રીતે કર્મ અને જ્ઞાન વિષે જણાતા વેદાર્થ રહસ્યનું સમાધાન કરતાં શ્રીવલ્લભાચાર્ય તત્ત્વદીપ નિબંધના સર્વ નિર્ણયમાં કહે છેઃ—

**जैमिनिः कर्मतत्त्वज्ञो निर्णयं पूर्वं कृतवान् ।**
**व्यासः स्वयं हि सर्वज्ञः उत्तरे निर्णयं जगौ ॥**
**उभयोर्हि परिज्ञाते सर्ववेदार्थनिर्णयं ।**

અર્થાત્ જૈમિનિના મતે 'કર્મ'માં અને વ્યાસના મતે જ્ઞાનમાં–એમ ઉભયમાં વેદનું રહસ્ય છે. એકમાંજ ફક્ત નથી. એક જ પરમાત્મા તે કર્મ જ્ઞાન વગેરે રૂપે વેદમાં તથા અન્ય ધર્મશાસ્ત્રોમાં વ્યવહરાય છે. પૂર્વકાળમાં તેમનું યજ્ઞરૂપે વર્ણન છે. અને ઉત્તરકાંડમાં બ્રહ્મરૂપ છે, અને ભાગવતમાં તેમને હરિ તરીકે કહેલ છે. ( **यज्ञरूपो हरिः पूर्वकांडे ब्रह्मतनुः परे । अवतारी हरिः कृष्णः श्रीभागवत ईर्यते ।** ત. દી. નિ. ભા. ૨. ૨૨. ) અર્થાત્ વેદના પૂર્વકાંડમાં જે કર્મનું પ્રતિપાદન છે તે ભગવાનની ક્રિયાશક્તિનુંજ વર્ણન છે. કારણ કે **यज्ञो वै विष्णुः** એ શ્રુતિથી યજ્ઞનું વિષ્ણુત્વ સિદ્ધ થાય છે અને તે યજ્ઞરૂપ વિષ્ણુના માહાત્મ્યના વર્ણનદ્વારા ભગવાનની ક્રિયા શક્તિનુંજ મહાત્મ્ય વેદના પૂર્વકાંડમાં જણાવેલું છે. તેજ પ્રમાણે જ્ઞાનરૂપ બ્રહ્મ અર્થાત્ જ્ઞાનશક્તિ વિશિષ્ટ ભગવાન્‌નું માહાત્મ્ય ઉત્તરકાંડમાં–ઉપનિષદોમાં જણાવ્યું છે અને ઉભયશક્તિથી યુક્ત–ક્રિયા અને જ્ઞાન શક્તિવાળા ભગવાન્‌નું માહાત્મ્ય ભગવદ્‌ગીતામાં સંક્ષેપથી અને શ્રીભાગવતમાં વિસ્તારથી 'કૃષ્ણ'રૂપથી જણાવ્યું છે. આથી વેદના કોઈપણ કાંડોમાં પરસ્પર ભેદ નથી તેમ ગીતા તથા ભાગવતધર્મનો વેદધર્મ સાથે વિરોધ નથી. છતાં જેઓ તે વિરોધ જુએ છે તેઓ આ વિષયના સ્ફુટજ્ઞાનના અભાવેજ તે પ્રમાણે કરે છે.

વસ્તુતઃ કર્મનિષ્ઠા, જ્ઞાનનિષ્ઠા તથા ભક્તિનિષ્ઠા કેવી રીતે સમજવી એ વિષે શ્રીવલ્લભાચાર્યજી નીચેના શ્લોકમાં જણાવે છે.

**ज्ञाननिष्ठा तदा ज्ञेया सर्वज्ञो हि यदा भवेत् ।**
**कर्मनिष्ठा तदा ज्ञेया यदा चित्तं प्रसीदति ।**
**भक्तिनिष्ठा तदा ज्ञेया यदा कृष्णः प्रसीदति ॥**

જ્ઞાનનિષ્ઠા થઈ ક્યારે કહેવાય કે જ્યારે જ્ઞાની સર્વજ્ઞ બને ત્યારે, ત્યાં સુધી તેની જ્ઞાનપ્રાપ્તિ અધૂરી હોવાથી તે જ્ઞાની કહી શકાય નહિ. કર્મનિષ્ઠા ત્યારેજ કહેવાય કે જ્યારે તેનું ચિત્ત પ્રસન્ન થાય–ચિત્તમાં કાંઈપણ પ્રકારના મલિનતકો તથા વિકારો રહે નહિ પણ સ્વચ્છ સ્ફટિક જેવું શુદ્ધ બને, ત્યાં સુધી ગમે તેટલાં કર્મો કરવામાં આવે તો પણ તે કર્મોનું કંઈપણ ફળ વસ્તુતઃ નથી, તેમ ભક્તિનિષ્ઠા ત્યારેજ કહેવાય કે જ્યારે તે ભક્તિથી ભગવાન્ કૃષ્ણ પ્રસન્ન થાય. અહો ! કેવો સુંદર આ કર્મ, જ્ઞાન તથા ભક્તિ વિષેનો નિર્ણય અહિંઆં શ્રી

વલ્લભાચાર્ય આપણને આપે છે. આ દષ્ટિએ જો આ સંબંધ તપાસીએ તો કોઈપણ વિરોધ જેવું જણાશે નહિ.

હવે કર્મના પ્રકારો વિષે અહિંઆં સહજ જણાવી લેઇએ. વેદનો પૂર્વકાંડ વેદનું તાત્પર્ય યજ્ઞ–કર્મમાં જુએ છે. આ તાત્પર્યને વધારે સ્પષ્ટ કરવાને જૈમિનિએ પૂર્વ મીમાંસા રચી છે. અને તેના ઉપર કુમારિલ તથા પ્રભાકર વગેરેનાં ભાષ્યો થયાં છે. આ કર્મભાવના યજ્ઞરૂપમાં વેદના અનેક સૂક્તોમાં આલેખેલી છે. યજ્ઞરૂપ ભગવાનનાં પૂર્વકાંડમાં પાંચરૂપો જણાવેલાં છે. તેમજ બીજી રીતે બે રૂપો જણાવેલાં છે. માટે યજ્ઞરૂપ ભગવાન્ 'પંચાત્મક' તથા દ્વિરૂપ પણ કહેવાય છે. પંચાત્મક તરીકે અગ્નિહોત્ર દર્શપૂર્ણમાસ, પશુ, ચાતુર્માસ્ય, અને સોમ (અગ્નિષ્ટોમ) એ પાંચ રૂપ યજ્ઞરૂપ ભગવાનનાં છે. આ પાંચ રૂપોને બે પ્રકારમાં વહેંચી શકાય છે. પ્રાકૃત તથા વૈકૃત. પ્રાકૃત એટલે પ્રકૃતિરૂપ પોતાના નામથી પ્રસિદ્ધ પ્રકૃતિ રૂપત્વનું નિખિલ અંગમાત્રનું સર્વાંગનું જ્યાં નિરૂપણ થયું હોય તે તેની પ્રકૃતિ કહેવાય છે. અગ્નિહોત્રના પોતાના નામથી જ્યાં તેના અંગોનું સર્વત્ર નિરૂપણ કરવામાં આવ્યું હોય તે અગ્નિહોત્રની પ્રકૃતિ કહેવામાં આવે છે અર્થાત્ જે જેટલું કહ્યું તેટલું સંપૂર્ણ અંગો સહિત કરવું પડે, અને તેનાથી નિયત અમુક ફલ અવશ્ય થાય, તે પ્રાકૃત અથવા નિત્યકર્મ કહેવાય છે. વૈકૃત કર્મ એટલે સમ્ય કર્મ કામના હોય તોજ આ કર્મ ફલનું દાન કરે છે. પ્રાકૃત કર્મમાં ફલ અમુક નિયત થયેલું છે. અને જો તે ન કરવામાં આવે તો પ્રાયશ્ચિત્ત લાગે. અને કરવામાં આવે તો અમુક ફલ મળે જેમ રાજસેવા મનુષ્ય માત્રને કર્તવ્ય છે. જો તે ન કરવામાં આવે તો દંડ થાય છે. તેમ નિત્યકર્મ નહિ કરવાથી પ્રત્યવાય નડે છે. માટે જેમ રાજસેવામાં ફલ નથી એમ કહેવાય નહિ. આનાથી વિરૂદ્ધ કર્મ તે વૈકૃત છે. આ કર્મ પ્રાકૃત–નિત્ય કર્મની માફક નિજ સ્વભાવથી નિયત ફલનું દાન કરતું નથી. એ કામના પ્રમાણે ફલદાન કરે છે. તે નહિ કરવાથી પ્રત્યવાય નડતો નથી. આ ફલ પ્રમાણે અગ્નિહોત્રાદિ પાંચ કર્મો પ્રાકૃત છે તથા વૈકૃત છે. માટે શ્રીવલ્લભાચાર્ય યજ્ઞરૂપ ભગવાનનાં બે રૂપ પણ કહે છે.

**ત્રણ પ્રકારના કર્માધિકારીઓ**

અધિકારીના ભેદ પ્રમાણે યજ્ઞ કર્મના ત્રણ ભેદો છે. આધિદૈવિક,, આધ્યાત્મિક અને આધિભૌતિક. યજ્ઞનું ફલ મોક્ષ છે. આધ્યાત્મિકનું ×સ્વર્ગ કહેતાં આત્મ-સુખ અને આધિભૌતિકનું સ્વર્ગલોક. પ્રથમ પ્રકારના અધિકારી તે ઉત્તમ કર્માધિકારીઓ છે. બીજા પ્રકારના મધ્યમ છે અને ત્રીજા પ્રકારના મન્દ છે. અર્થાત્ સ્વર્ગલોકના સુખને માટે જે કર્મ કરે છે તે કર્મ કરનારા મન્દ કર્માધિકારીઓ છે. (જુઓ તત્ત્વદીપ નિબંધ ભા. ૨ શ્લોક ૮) મધ્યમ અધિકારી નિષ્કામ છે અને મન્દ સકામ હોય છે. આ ઉભય બ્રહ્મજ્ઞાનથી રહિત હોય છે. બ્રહ્મજ્ઞાનથી યુક્ત જ્યારે કર્મ હોય તો તે આધિદૈવિક કહેવાય છે અને તેનું ફળ મોક્ષ હોય

---

× સ્વર્ગ શબ્દનો અર્થ શ્રીવલ્લભાચાર્ય આત્મસુખ કરે છે. એજ સ્વર્ગશબ્દનો ખરો અર્થ છે. જુઓ। सुष्ठु अर्ज्यंत इति स्वर्गः सत्त्वाकारांतःकरणे सर्वेहानिवृत्तौ यदात्मसुखं प्रकटीभवति तदग्निहोत्रादि साध्यम् । सर्वदेवानामाधिकृतानां तुष्टावाप्यात्मिकत्वे यागस्य जाते आत्मानंदः प्रकटो भवति । एतदभावे भौतिकत्वे स्वर्गलोको भवतीत्यर्थः । આ ઉપરથી સમજાશે કે સ્વર્ગનો વાચ્યાર્થ 'આત્મસુખ' છે અને લક્ષ્યાર્થ તે સ્વર્ગલોક છે. સ્વર્ગલોક એ હીનાધિકારીઓનું ફલ છે; J.

છે. પણ બ્રહ્મજ્ઞાન રહિત અને નિષ્કામવૃત્તિથી જો કોઇ કર્મ કરે તો તેને મોક્ષફલ નહિ મળતાં આત્મસુખરૂપી સ્વર્ગ મળે છે. અર્થાત્ તેને એવું સુખ મળે છે કે જેમાં દુઃખનો લવલેશ પણ નહોય, અથવા જે સુખનો કાલથી પણ ગ્રાસ થતો નહોય, અને અભિલાષાથી તેની પ્રાપ્તિ થાય. આ આત્મસુખરૂપ સ્વર્ગ નિત્ય હોય છે. અન્તઃકરણ સાત્ત્વિક બનતાં સર્વ પ્રકારની ઇચ્છાઓ નિવૃત્ત પામે છે ત્યારે આ સુખનો ઉદય થાય છે. અગ્નિહોત્રાદિ પાંચ યજ્ઞથીજ આ સુખ સાધ્ય હોય છે. સકામવૃત્તિથી કર્મ કરનારનું અન્તઃકરણ સત્ત્વાકાર બનતું નથી. માટે તેને આત્મસુખરૂપી સ્વર્ગની પ્રાપ્તિ નથી. પણ સ્વર્ગલોકની પ્રાપ્તિ છે. આ સ્વર્ગલોકનું સુખ આત્મસુખની સરખામણીએ અનિત્ય છે તથા સ્પર્ધા ઇર્ષાદિથી મિશ્રિત હોય છે. અગ્નિહોત્રાદિ કર્મ કામના સહિત કરનાર તે મન્દાધિકારીઓ છે, અને તેમને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે.

મન્દાધિકારીઓમાં પણ સાત્ત્વિક રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારના કર્મ કરનાર છે. આ દરેકના પાછા સાત્ત્વિક, રાજસ તથા તામસ કર્મો પ્રમાણે ઉપભેદો પડે છે. અર્થાત્ સાત્ત્વિક સાત્ત્વિક, સાત્ત્વિક રાજસ, સાત્ત્વિક તામસ, રાજસ સાત્ત્વિક, રાજસ રાજસ, રાજસ તામસ, તામસ સાત્ત્વિક, તામસ રાજસ અને તામસ તામસ એ રીતે નવ જાતના આ મન્દ કર્માધિકારીઓ છે. તેમાં સાત્ત્વિકકર્મ કરનાર સાત્ત્વિક અધિકારી સ્વર્ગલોકને મેળવે છે. ત્યાં તેમને દેવલોકની સ્ત્રીઓનો ભેટો થાય છે. પછી તેનું પુણ્ય કર્મ ક્ષીણ પામતાં નીચે પાછો આવે છે અને થોડા ઘણા બાકી રહેલા પુણ્યથી સારા માણસોમાં જન્મ ધારણ કરે છે. રાજસ કર્મ કરનાર સાત્ત્વિક અધિકારી મેરુ વગેરેનું સુખ ભોગવે છે અને તામસ કર્મ કરનાર પાતાલમાં સુખ ભોગવે છે. રાજસ અધિકારી સાત્ત્વિક કર્મ કરે તો દૈત્યોના સ્વર્ગમાં જાય છે, અને રાજસકર્મ કરે તો ચંદ્રલોકમાં તે સુખી બને છે. અને પછી વૃષ્ટિદ્વારા અન્નરૂપ થઇને વીર્યરૂપે પાછો જન્મ ધારણ +કરે છે. તામસ કર્મ કરનાર રાજસ અધિકારી યક્ષલોકમાં સુખ ભોગવે છે. તામસ અધિકારી સાત્ત્વિકકર્મ કરીને પિતૃલોકમાં જાય છે અને રાજસકર્મ કરનાર ભૂતાદિનું સુખ ભોગવે છે. તામસકર્મ કરવાથી સર્પાદિનું સુખ ભોગવે છે. આ પ્રકારે હીનાધિકારીઓને ફરીથી જન્મ ધારણ કરવો પડે છે. કર્માધિકારીઓના આ વિભાગ નીચેના કોઠા ઉપરથી સમજાશે.

**કર્માધિકારીઓ.**




+ આ પ્રકાર પંચાગ્નિવિદ્યામાં કહેલો છે.

મન્દાધિકારીઓમાંથી સાત્ત્વિકો દેવોનું યજન કરે છે. રાજસ યક્ષ તથા રાક્ષસોનું અને તામસ પ્રેત તથા ભૂત ગણનું. કર્મ વિષે એ પણ એક નિયમ છે કે કર્મનું ફલ જે જણાવ્યું તે ક્યારે થાય કે જ્યારે તે કર્માનુષ્ઠાનમાં દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મ એ છ શુદ્ધ હોય અને તેમની શુદ્ધિથી કર્મની શુદ્ધિ હોય ત્યારેઃ આ છની શુદ્ધિના અભાવે કર્મ-ધર્મ અધર્મરૂપ બને છે. તે કર્મનું ફળ મલતું નથી એટલુંજ નહિ પણ ઉલટું તે દંડને પાત્ર થાય છે. માટે જ્યાં સુધી જે સ્થાનમાં યજ્ઞાદિ કરવાનાં હોય તે શુદ્ધ ન હોય-અર્થાત્ ત્યાં ગોવધ વગેરે હિંસાથી ભૂમિ રક્ત થયેલી નહોય, કાલ પણ એવો હોય કે જે સમયે કંઇપણ દૂષિત કર્મ કોઇનાથી કરવામાં ન આવે, જે દ્રવ્યથી કર્માનુષ્ઠાન કરવાનું હોય તે પણ પ્રામાણિકતાથી મેળવેલું શુદ્ધ હોય, યજ્ઞનો કરનાર તે પણ પવિત્ર નિષ્કપટભાવવાળો હોય મંત્રની પણ શુદ્ધિ એવી હોવી જોઇએ કે જે પ્રમાણે વર્ણોચ્ચાર હોય તેજ પ્રમાણે તે કરવામાં આવે, અને તે કર્મપણ શુદ્ધ હોય તોજ કરેલાં કર્મોજ તેનું ફળ આપે છે. આ પ્રમાણે કર્મ વિષેનો નિયમ છે. વળી કર્મમાર્ગ ક્લેશથી પૂર્ણ છે. આ પ્રકારે કર્મ માટેનો નિર્ણય શ્રીવલ્લભાચાર્યે તત્ત્વદીપ નિબંધ તથા અણુભાષ્યમાં આપેલો છે. આ નિર્ણયનો નિષ્કર્ષ નીચે પ્રમાણે આપી શકીએ.

| કર્મમાર્ગ | ભક્તિમાર્ગ |
|---|---|
| ૧ કર્મમાર્ગનું ફલ અનિત્ય છે. પુણ્યોપભોગ થાય ત્યાં સુધીજ તે ફળ. પછીથી તેમાંથી પાછા ફરવું પડે છે. | ૧ ભક્તિમાર્ગનું ફળ નિત્ય હોય છે ભક્તિવાળાને પાછા ફરવું પડતુંજ નથી. |
| ૨ કર્મમાર્ગ ક્લેશવાળો છે. | ૨ ભક્તિમાં ક્લેશજ નથી. |
| ૩ કર્મમાર્ગ ઘણોજ કઠિન છે. | ૩ ભક્તિમાર્ગ ઘણોજ સુલભ છે. |
| ૪ કર્મમાર્ગમાં કર્મનું ફલ મેળવવાને દેશ, કાલ, દ્રવ્ય, કર્મ, કર્તા, અને મંત્ર શુદ્ધ હોવાં જોઇએ. | ૪ ભક્તિમાર્ગમાં દેશકાલાદિની શુદ્ધિની અપેક્ષા નથી. |

## જ્ઞાન

**શુદ્ધાદ્વૈત જ્ઞાનની યથાર્થતા.**

કર્મ પછી વેદમાં બીજું સાધન જ્ઞાન જણાવેલું છે. આ જ્ઞાનના પણ સાત્વિક રાજસ અને તામસ એવા ત્રણ ભેદો પાડેલા છે. ભ. ગ. ૧૮-૨૦ થી ૨૨ માં આ ત્રણ પ્રકારના જ્ઞાનનું લક્ષણ આપવામાં આવ્યું છે. ત્યાં સાત્વિકનું લક્ષણ આપતાં કહે છે કે સર્વ ભૂતોમાં જે જ્ઞાનથી એકને અવ્યય તરીકે નિહાળે છે, અને અવિભક્ત ભાવને જૂએ છે તેનું નામ સાત્વિક જ્ઞાન છે. (**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते । अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम्**) અર્થાત્ જૂદા જૂદા ઘટપટાદિ પદાર્થોમાં તથા નામરૂપાદિમાં એકજ સર્વત્ર અનુસ્યૂત બ્રહ્મને જેનાથી જૂએ તે જ્ઞાન. આવું જ્ઞાન તે શુદ્ધાદ્વૈત છે. શુદ્ધાદ્વૈત જ્ઞાનવાળો તે સાત્વિક જ્ઞાની કહેલો છે. અદ્વૈતવાદોમાં કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈત એ મુખ્ય છે. શંકરાચાર્યનો કેવલાદ્વૈત તે સામાન્યતઃ માયાવાદના નામથી ઓળખાય છે. આ મત પ્રમાણે કારણાવસ્થાપન્ન બ્રહ્મ તેજ સત્ય. કાર્યાવસ્થાપન્ન બ્રહ્મ તે સત્ય નથી. આથી નામરૂપાદિ જે દગ્ગોચર થાય છે તે અવિદ્યાએ કરીને દેખાય છે. તેથી મિથ્યા છે, આવું તે કહે છે. પણ આવા પ્રકારની

અદ્વૈત પ્રતીતિ તે ઉપર આપેલા લક્ષણ પ્રમાણે સાત્ત્વિક કહી શકાયજ નહિ. ઘટપટાદિ દેખાતા ભેદો તે બ્રહ્મજ છે, બ્રહ્મ પોતાની ઇચ્છાથી અવિભક્ત છતાં વિભક્ત બનેલા છે, અગ્નિમાંથી વિસ્ફુલિંગો વ્યુચ્ચરણ પામે તેમ બ્રહ્મને ક્રીડા કરવાની ઇચ્છા થતાં અંશરૂપ જીવોનું પોતામાંથી વ્યુચ્ચરણ કર્યું તેથી નાનાત્વની પ્રતીતિ છે. તે નાનાત્વની પ્રતીતિ બ્રહ્મની ઇચ્છાથી છે. વળી તેને બ્રહ્મથી પૃથક્ માનવું નહિ કારણ કે કારણાવસ્થાપન્ન બ્રહ્મજ ઘટપટાદિરૂપે કાર્યાવસ્થ બન્યા છે, અને આ કાર્યાવસ્થામાં કારણાવસ્થાપન્નની અનુસ્ફૂર્તિ છે, આવા પ્રકારનું અદ્વૈત જ્ઞાન તેજ સાત્ત્વિક છે. આ લક્ષણ પ્રમાણે બીજા અદ્વૈત વાદોમાં સાત્ત્વિક જ્ઞાનની ખામીઓ જેવામાં આવે છે. દ્વૈતજ્ઞાનની પ્રતીતિને રાજસ કહેલ છે. તે ઘટાદિને બ્રહ્મથી પૃથક્ માને છે ( **पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान । वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥** ભ–ગી. ૧૮–૨૧ તામસ જ્ઞાનનું લક્ષણ એ છે કે જ્ઞાની એકજ કાર્ય (ભૂત) માં તેજ જાણે સર્વસ્વ હોય તેમ તેમાં આસક્ત થાય, અને તત્ત્વનું ખરૂં જ્ઞાન જ તેને ન હોય. આ ત્રણ પ્રકારના જ્ઞાનીમાં સાત્ત્વિક જ્ઞાની એ સર્વથી ઉત્તમ છે. તેને જ ભગવદ્ગીતામાં 'સ્થિત પ્રજ્ઞ' તથા સ્થિતધી કહેલ છે. તેણે સર્વ કામનાઓનો ત્યાગ કરેલો હોય છે, ફક્ત આત્માનો જ તે વિચાર કરે છે. દુઃખ કે સુખ તેને મન સરખાં હોય છે. દુઃખમાં તેનું મન ઉદ્વિગ્ન પામતું નથી, સુખમાં તે ફુલાઈ જતો નથી, તે રાગ ભય તથા ક્રોધથી મુક્ત હોય છે. તે કોઇના ઉપર પ્રસન્ન થતો નથી. તેમ કોઇનો તિરસ્કાર પણ કરતો નથી. જેમ કાચ્છબો પોતાના સર્વ અંગોને પોતામાં સંકેલી લે છે તેમ સર્વ પદાર્થોમાંથી તે પોતાની ઇન્દ્રિયોને પોતે પાછી ખેંચી લે છે. તે નિર્મળ તથા નિરહંકાર હોય છે. આ પ્રકારે તેનાં લક્ષણો ગણાવ્યાં છે. આ જ્ઞાનનું ફલ અક્ષર બ્રહ્મમાં લય અથવા પ્રવેશ છે. તેને મોક્ષ કહેવામાં આવે છે. શ્રીવિઠ્ઠલેશ્વર સિદ્ધજ્ઞાનને જ જ્ઞાન કહે છે. 'સાકર મધુર છે' એમ શબ્દોથી જ જ્ઞાન થાય તે નહિ પણ સાકરને મોઢામાં મુકીને તેના રસનો આસ્વાદન થતાં જે જ્ઞાન થાય છે તે, અર્થાત્ બ્રહ્મનો અનુભવ કરવો જ તેજ ખરૂં જ્ઞાન છે, શબ્દજ્ઞાન તે નહિ. જ્ઞાનીનું ધ્યેય અક્ષર બ્રહ્મ છે અને ભક્તનું પુરુષોત્તમ છે. અક્ષર એ ગણિતાનંદ છે. પુરુષોત્તમ અગણિતાનંદ છે. જેમ મીઠાનો કકડો જલના પાત્રમાં ઓગળી જાય તેમ તે જ્ઞાનીનો આત્મા બ્રહ્મમાં મળી જાય છે; ભક્તનો આત્મા પુનઃ અલૌકિક વિગ્રહ પ્રાપ્ત કરીને બ્રહ્મની સાથે રમણ કરે છે. જ્ઞાનીના મોક્ષમાં તે દુઃખનો અભાવજ છે. ભક્તનો મોક્ષ તે પરમાનંદની પ્રાપ્તિ. અદ્વૈત જ્ઞાનની સિદ્ધિ તે પણ ભક્તના મોક્ષમાં અન્તરાયરૂપ નીવડે છે. જ્ઞાનમાર્ગમાં અભેદજ્ઞાન એ સર્વસ્વ મનાય છે પણ ભક્તિ માર્ગમાં તે ન્યૂન છે.

**અદ્વૈતજ્ઞાન અને ભજનાનંદનું તારતમ્ય**

બ્ર. સૂ. ૩–૩–૨૫ માં વિઠ્ઠલેશ્વરજી કહે છે ' **पूर्वस्मिन्सूत्रे ब्रह्मानन्दाद्भजनानन्दस्याधिक्यं निरूपितम् । स तु भगवद्दत्तस्तद्व्यवधायकोऽर्थश्च प्रभुणा न संपाद्यते। स्वात्मत्वेन ज्ञानं च भजनानन्दान्तरायरूपम्** ( બ્રહ્માનંદથી ભજનાનંદનું આધિક્ય આની પહેલાંના સૂત્રમાં જણાવ્યું છે. તે ભજનાનન્દનું દાન ભગવાન કરે છે તેથી તેને અન્તરાયરૂપ થાય તેવું ભગવાન કરતા નથી. આત્મા તરીકે જ્ઞાન અભેદપ્રતીતિ તે ભજનાનંદમાં અન્તરાયરૂપ જણાવે છે. એટલું જ નહિ પણ અભેદ પ્રતીતિ

તે ભજનાનંદ કરતાં હીન છે. એમ જણાવવાને સૂત્રમાં 'ભૂતગ્રામ' દૃષ્ટાન્ત યોજે છે. જેમ લૌકિક ભૂતગ્રામ સ્ત્રી પુત્ર પશુ વગેરે બ્રહ્માનંદના અનુભવમાં બાધક છે તેમ ભજનાનંદના અનુભવમાં આત્માના અભેદજ્ઞાનની પ્રતીતિ પણ બાધક છે. અહિંઆં પૂર્વપક્ષી શંકા કરે છે કે જો અભેદજ્ઞાન ભજનાનંદમાં બાધક હોય તો પછી ઉદ્ધવાદિ ભક્તોને ભગવાને અભેદ જ્ઞાનનો ઉપદેશ શા માટે આપ્યો? આ પ્રશ્નનું સમાધાન બ્ર. સૂ. ૩–૩–૩૬ માં સૂત્રકાર કહે છે. અહિંઆં અણુભાષ્યકાર શ્રીવિઠ્ઠલેશજી નીચે પ્રમાણે ભાષ્ય યોજે છે.

**नह्यभेदज्ञानायोपदेशः किंतुयथाग्रिमस्वर्गापवर्गाख्य पारलौकिकानन्दफलका लौकिके कर्मण्यधिकाररूपसंस्कारार्थं गायत्र्युपदेशः क्रियते तत्संस्कारसंस्कृतं तच्छरीरादिकमपि भूतादिभिरपि नोपहतं भवति। यथा वा योगोपदेशसंस्कृतस्य वपुरग्न्यादिभिर्नोपहन्यते तथा प्रकृते भक्तिभावस्य रसात्मकत्वेन संयोगविप्रयोगभावात्मकत्वाद् द्वितीयस्य प्रलयानलादतिकरालत्वेन कदचित्तद्भावोदये तेन भक्तवपुरादेस्तिरोधानेग्रिमभजनानन्दानुभवप्रतिबन्धः स्यादिति तन्निवृत्यर्थं ज्ञानोपदेशसंस्कारसंस्कृतं तद्वपुरादिकं भगवता क्रियते। न त्वात्माभेदज्ञानं भगवतोभिप्रेतमित्यर्थः।** અહિંઆં કહે છે કે ઉદ્ધવાદિને જે આત્માના અભેદજ્ઞાનનો ઉપદેશ આપ્યો છે તે અભેદજ્ઞાનના હેતુથી નહિ; પણ જેમ સ્વર્ગ મોક્ષ નામના પારલૌકિક આનન્દ ફળવાળા અલૌકિક કર્મમાં અધિકારરૂપ સંસ્કાર આપવાને જેમ ગાયત્રીનો ઉપદેશ આપવામાં આવે છે કે જેથી તે સંસ્કારથી સંસ્કૃત થયેલાં શરીર વગેરે ભૂતોથી ઉપહત (બાધિત થતાં) નથી અથવા જેમ યોગના ઉપદેશથી સંસ્કૃત થયેલા દેહનો અગ્નિ વગેરેથી ઉપઘાત થતો નથી તેમ ભક્તિભાવ રસાત્મક હોવાથી અને તે સંયોગ તથા વિપ્રયોગ એમ બે રૂપ હોવાથી અને વિપ્રયોગ પ્રલયકાળના અગ્નિ કરતાં વધારે ઉગ્ર હોય છે તેથી કદાચ વિપ્રયોગ અવસ્થાનો ભક્તનો ભાવ એટલો તીવ્ર બને છે કે તે ભાવના ઉદયમાં તે ભક્તના દેહ વગેરેનું તિરોધાન થાય છે. આમ જો વિપ્રયોગમાં તેના દેહનું તિરોધાન થાય તો પછી આગળ ભજનાનંદનો અનુભવ જે ભકતને કરાવવાનો છે તેમાં પ્રતિબંધ નડે, માટે તે પ્રતિબંધની નિવૃત્તિ કરવાને જ ભગવાન્ પહેલેથી તેવા ભક્તને અભેદજ્ઞાનના ઉપદેશથી સંસ્કાર આપીને તેના દેહાદિને અનુપહત બનાવે છે. આ સંસ્કાર આપવાના પ્રયોજનથી જ અભેદજ્ઞાનનો ઉપદેશ ભક્તને કરવામાં આવ્યો છે, બીજા કોઈ કારણથી નહિ. અથવા તેનો બીજો પણ આશય છે. તે આ પ્રમાણે છે.

**अथवोपदेशान्तरवदित्यस्यायमर्थः। शरीराद्यध्यासवतस्तद्भिन्न आत्मा त्वं न तु शरीरादिरित्युपदेशो ज्ञानमार्गे यथा क्रियते तेन शरीराद्यात्मबुद्ध्या यः स्नेहादि सोपगच्छति। तथात्र सर्वेषामात्मनो ह्यात्मा। य आत्मनि तिष्ठन् इत्यादि श्रुतिसिद्धो जीवात्मनोऽप्यात्मा पुरुषोत्तम इति बोध्यते। तेन पुरुषोत्तमे निरुपधिः स्नेहस्तत्संबन्धित्वेनात्मनि स सिध्यति।** શરીરાદિ અધ્યાસવાળાનો આત્મા જેમ ખરી રીતે શરીરાદિથી ભિન્ન છે. તે શરીરાદિ નથી એમ જ્ઞાન માર્ગમાં ઉપદેશ કરવામાં આવે છે. તેમ અહિંઆં શરીરાદિમાં આત્મબુદ્ધિથી જે સ્નેહાદિ હોય તે દૂર થાય છે. તેમ ભક્તનો સ્નેહ વગેરે પોતાના આત્મામાંજ બંધાઈ ન રહે

પણ તેનાથીએ અધિક સર્વના આત્મારૂપ પુરુષોત્તમ છે કે જેના તરફ નિરુપધિ સ્નેહ દર્શાવવો જોઈએ આવું સૂચવવાને. ઉપદેશ, પદનું તાત્પર્ય એ સૂત્રમાં જણાવ્યું છે. આથી ઉભયથા અભેદપ્રતીતિ ભજનાનંદમાં અન્તરાયરૂપ સમજાય છે. આમ છતાં અ. સૂ. ૨–૧૨–૨ માં જણાવ્યા પ્રમાણે લીલાસ્થ ભક્તોનો ભગવાન્ સાથે લીલામાં અભેદ હોય છે, કારણ કે તે ભક્ત પોતાને લીલામાં ભગવાનરૂપ માને છે. આનું કેમ? આ પ્રશ્નનું પણ નિરાકરણ ૩–૩–૩૭ ના ભાષ્યમાં આપવામાં આવ્યું છે. **उद्देश्यविधेयभावस्फूर्तौ न ह्यद्वैतज्ञानमस्ति किंतु भावनामात्रं भक्तानां तु विरहभावे तदात्मकत्वमेवाखण्डं स्फुरति येन तल्लीलां स्वतः कुर्वन्त्येतत् एवं सति मुख्यं "यदद्वैतज्ञानं" तद्भक्तिभावैकदेशाव्यभिचारिभावेष्वेकतरदिति सर्षपस्वर्णाचलयोरिव ज्ञानभक्तयोस्तारतम्यं कथं वर्णनीयमिति भावः** ઉદ્દેશ્ય વિધેય ભાવની સ્ફૂર્તિ થાય ત્યારે ભક્તને અદ્વૈત જ્ઞાન હોતું નથી પણ ભાવના માત્ર વિરહાવસ્થામાં તે અખણ્ડ જ્ઞાન હોય છે. જેમ અશ્રુપ્રલાપાદિ અન્ય સંચારી ભાવો ભક્ત જેમ આ દશામાં અનુભવે છે, તેવી રીતે આ અદ્વૈતજ્ઞાન પણ સંચારી ભાવ તરીકે છે. આવા અનેક સંચારી ભાવોમાં અદ્વૈત સ્ફૂર્તિ પણ એક સંચારી ભાવ તરીકે તે અનુભવે છે. આથી તે ગૌણ રૂપે છે. મુખ્ય રીતે નહિ. અન્ય અશ્રુપ્રલાપાદિ ભાવો જેમ ભજનાનંદના પોષક બને છે તેમ લીલામાં અનુભવાતો આ અદ્વૈત ભાવ પણ ભજનાનંદનો પોષક છે. તેથી લીલામાં સ્ફુરતો અદ્વૈતભાવ અને જ્ઞાનમાર્ગમાં ઉપદેશાતો અદ્વૈતભાવ જૂદો છે. જ્ઞાનમાર્ગનો અદ્વૈતભાવ તે ભજનાનંદની વચ્ચે પર્વત સમાન અંતરાય રૂપ થાય છે જ્યારે આ ભજનાનંદમાં એક સંચારિભાવ તરીકે તે છે.

**અભેદજ્ઞાની અને સર્વાત્મભાવવાળા ભક્તના ફલનું તારતમ્ય**

ભક્તિમાર્ગમાં 'વરણ' ભગવદ્વરણ એજ ભજનાનંદનું મૂળ છે. આ વરણનું લિંગ સર્વાત્મભાવ છે. તે કાલ કર્માદિ સર્વથી અધિક છે, તેથી જ્ઞાનથી પણ તેનો પ્રતિબંધ થતો નથી. આ હકીકત સૂત્રકારે ત્રીજા અધ્યાયના ત્રીજા પાદના ૧૭ મા અધિકરણમાં જણાવી છે. સૂત્ર ૩–૩–૪૪ માં સર્વાત્મભાવનો સિદ્ધાન્ત મૂકીને તેની અધિકતા જણાવવાને છાંદોગ્યની સનત્કુમાર અને નારદના સંવાદની ઉપાખ્યાયિકા ભાષ્યકાર ત્યાં રજુ કરે છે. પણ સૂ. ૪૫ અને ૪૬ માં સૂત્રકાર પૂર્વપક્ષ સામો મૂકે છે તે કહે છે કે છાંદોગ્યની નારદ અને સનત્કુમારની ઉપાખ્યાયિકામાં તેની પહેલાંના પ્રકરણમાં આવેલા શ્વેતકેતૂપાખ્યાનનું જ જ્ઞાન અહિંઆં ઉપદેશાયું છે. અર્થાત્ એ બન્ને પ્રકરણોમાં સર્વાત્મભાવ નહિ પણ આત્મજ્ઞાનનો ઉપદેશ છે. સૂત્રાર્થમાં સિદ્ધાન્તી તેનો નિર્ણય આપે છે. તે કહે છે કે ત્યાં ભૂમા આનન્દાત્મક પુરુષોત્તમનું નિરૂપણ કરેલું હોવાથી આત્મવિદ્યાનું પ્રકરણ નથી પણ સર્વાત્મભાવનું છે. આ સર્વાત્મ ભાવનું ફલ સ્વરૂપાનુભવ છે. વ્રજભક્તોને આ ફલની સિદ્ધિ હતી. આ સર્વાત્મભાવવાળાને કશાનો ભય હોતો નથી. તેને મૃત્યુનો પણ ભય નથી, તેમ ભગવત્સ્વરૂપથી અતિરિક્ત લોકનો સંબન્ધ પણ નથી. માટે અદ્વૈત જ્ઞાન તથા આત્મજ્ઞાન કરતાં સર્વાત્મભાવજ અધિક છે એમ સૂત્રકાર ત્રીજા અધ્યાયના ત્રીજા પાદના ૨૭ મા અધિકરણમાં જણાવે છે. અદ્વૈત જ્ઞાનીને મોક્ષ એજ ફળ; પણ ભક્તના હૃદયમાં

સાક્ષાત્ પ્રભુનો આવિર્ભાવ થાય છે. આથી ત્યાં એવો નિર્ણય જણાવે છે કે આત્મામાં અભેદ જ્ઞાનવાળા કરતાં આત્મા સાથે રતિ કરનાર તથા ક્રીડા કરનાર ભકત ઉંચી કોટિનો છે.

## સંન્યાસ

**સંન્યાસના ત્રણ પ્રકાર**

જ્ઞાનની સિદ્ધિને માટે કેટલાંક ચતુર્થાશ્રમ (સંન્યાસ) ને આવશ્યક માને છે તો તે સંન્યાસ આવશ્યક છે કે નહિ તે વિષેનો વિચાર શ્રી વલ્લભાચાર્યજીએ પોતાના સંન્યાસ નિર્ણય નામના ગ્રન્થમાં કર્યો છે. એ ગ્રન્થ પોતાના નરહરિ નામના સેવકને સંન્યાસનું સ્વરૂપ યથાર્થ રીતે સમજાવવા પોતે રચેલો. તેમાં ત્રણ પ્રકારના સંન્યાસ પોતે જણાવે છે. કર્મમાર્ગીય, જ્ઞાન માર્ગીય, અને ભકિત માર્ગીય. પ્રથમ કર્મમાર્ગીય સંન્યાસ વિષે નિર્ણય આપતાં પોતે જણાવે છે કે **कर्ममार्गे न कर्तव्यः सुतरां कलिकालतः।** આ પંકિત ઉપર શ્રીગોપેશ્વરજી નીચેની ટીકા યોજે છે. **कर्ममार्गो हि सकामनिष्कामभेदेनानेकविधकर्मकरणरूपः, तथाविधश्रुतिनिरूपितः तस्मिन्परित्यागो निरवकाश इति न कर्तव्यः। न च यदहरेव विरजेदिति श्रुत्या बोधितत्वात्परित्यागः सति निर्वेदे दुर्वार इतिवाच्यम्। कर्ममार्गस्य कलत्रादिकलनाकन्दलितकामनाकलापस्य निर्वेदोदयनिदानभावायोगात्। न च निष्कामकर्मकरणं मनोमलिनिमानमपनीय विरक्तिमुत्पादयिष्यतीति वाच्यम्। तत्रापि सहधर्मिणीसाहित्यनैयत्येन तत्प्रत्यूहानपायात्। न च निष्कामकर्मकरणमेव संन्यास इति वाच्यम्। कर्मत्यागस्यैव तथात्वौचित्यात्। न च काम्यकर्मत्यागमादाय तथात्वं शक्यवचनम्। सङ्कोचे मानाभावात्। क्वचित्तस्मिन्नपि तत्प्रयोगस्यौपचारिकत्वात्। मुमुक्षूणां सर्वत्र त्यागादर्शनाच्च। न च मुमुक्षुषु जीवन्मुक्तेषु च तत्तत्कर्मकृतिव्यापृतिरुक्तैवेति वाच्यम्। भगवान्नियोगेनैव तेषु लोकसंग्रहाद्यर्थत्वात्तस्याः। किञ्चास्तामन्यद्बाधकम्। काल एव बलवद्बाधकस्तत्रेत्याहुः सुतरां कलिकालत इति। कलिकालस्तावद्भगवद्भजनस्यैव साधकस्तदतिरिक्तस्य बाधक एवेति तत्र तत्र सिद्धम्। तथा च तथा भूतात्तस्माद्निर्वाहं प्रत्यवायादिकं प्रतीत्य कर्ममार्गे सुतरां संन्यासो न कर्तव्य इत्यर्थः। एतेन काम्यकर्मत्यागलक्षणोगौणोपिऽत्यागः प्रत्युक्तः। मुख्याङ्गत्वात्कालो निर्दिष्टः परमयं देशादीनामप्युपलक्षकः। तेन कलौ देशकर्त्रादिशुद्ध्यापि न परित्यागः कर्ममार्गे सिध्यति। अत एवायुषस्तुर्यभागे संन्यास इति मतमपि वैराग्यं विना तदसम्भवेन भक्तिज्ञानपरिपाक एव तद्दार्ढ्येन तत्रैव सावकाशमिति कालादिदोषाच्च कर्ममार्गे निरवकाशमिति ध्येयम्।**

ભાવાર્થ—કર્મ માર્ગના સકામ અને નિષ્કામ એવા ભેદને લીધે તે અનેક પ્રકારે કર્મ કરવામાં આવે છે; અને તે પ્રમાણે શ્રુતિમાં તે નિરૂપાયો છે. તેથી તે માર્ગમાં પરિત્યાગને અવકાશ નથી. માટે તે પરિત્યાગ કરવો જોઇએ નહિ. **શંકા**—'જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસે સંન્યાસ લેવો' એવી શ્રુતિ છે. તો પછી જ્યારે નિર્વેદ થાય ત્યારે પરિત્યાગ કેમ ન લેવાય? **ઉત્તર**—ના, એમ કહેવું નહિ. કારણ કે કર્મ માર્ગમાં ત્યાગી સ્ત્રી વગેરેથી ઘેરાયલો હોવાથી તેની કામનાનો કલાપ એટલો બધો હોય છે કે નિર્વેદના ઉદયનું કારણ જ ત્યાં હોતું નથી. તો પછી નિર્વેદ

સંભવી શકે જ નહિ. અર્થાત્ કર્મમાર્ગમાં વૈરાગ્યની સંભાવના નથી. **શંકા**–વૈરાગ્યને માટે ચિત્તની શુદ્ધિ હોવી જોઈએ અને તે નિષ્કામ કર્મ કરવાથી થાય છે. આથી નિષ્કામ કર્મ કરીને ચિત્તમાંથી મલિનતા દૂર થવાથી વૈરાગ્ય ઉત્પન્ન થઈ શકે છે. **ઉત્તર**–ના, એમ પણ કહેવું નહિ. કારણ કે નિષ્કામ કર્મ કરવામાં પણ સહધર્મચારિણી તો સાથે હોય છે અને તે સાથે હોવાથી મનના વિકારો દૂર થઈ શકતા જ નથી તેથી પ્રત્યવાય દૂર થઈ શકતા નથી. **શંકા**–પણ સંન્યાસ એટલે નિષ્કામ કર્મ કરવું તે કે બીજું ? **ઉત્તર**–ના, તેમ નથી, નિષ્કામ કર્મ કરવું તેનું નામ સંન્યાસ નહિ પણ કર્મનો સદંતર ત્યાગ. જ્યાં સુધી કર્મનો ત્યાગ હોય નહિ ત્યાં સુધી સંન્યાસ બનતો નથી. જો કે કામ્યકર્મનો ત્યાગ તેનું નામ સંન્યાસ એમ કહેવામાં આવે છે, પણ ત્યાં સંન્યાસ શબ્દ તેના ઔપચારિક–લાક્ષણિક અર્થમાં પ્રયોજાયો છે. મુખ્યવૃત્તિથી તો તે કર્મના તદ્દન ત્યાગમાંજ છે. ફક્ત કામ્યકર્મનોજ ત્યાગ તે સંન્યાસ એમ આપણે કહીએ તો મુમુક્ષુના ત્યાગને શું કહેવું ? તેઓ તો સદંતર કર્મનો ત્યાગ કરે છે. **શંકા**–તમે મુમુક્ષુનો દાખલો આપ્યો અને તેથી જે એમ જણાવ્યું કે મુમુક્ષુઓ કર્મનો સદંતર ત્યાગ કરે છે એથી નિષ્કામકર્મ કરવાં એનું નામ સંન્યાસ નથી. આ બરાબર નથી. કારણ કે મુમુક્ષુઓ તથા જીવન્મુક્તોને પણ કર્મ કરવાનાં હોય છે. **ઉત્તર**–ના, એમ કહેવું એ ઠીક નથી. મુમુક્ષુ તથા જીવન્મુક્તો જે કર્મ કરે છે. તે પોતાની મેળે કર્મ કરવાની અપેક્ષાએ કરતા નથી પણ ભગવાનજ તેમને કર્મ કરવાને પ્રેરે છે. તેથી લોકસંગ્રહાદિ માટે તેમને તે કરવાં પડે છે. આથી અમે મુમુક્ષુનું દૃષ્ટાન્ત આપ્યું તેમાં કોઇપણ બાધક નથી. અર્થાત્ નિષ્કામકર્મ કરવાં તેનું નામ સંન્યાસ કહી શકાયજ નહિ. સંન્યાસાવસ્થામાં તો તદ્દન સર્વનો ત્યાગ થવો જોઇએ, ફક્ત કામ્યકર્મોનોજ નહિ. આ ઉપરાંત કર્મમાર્ગમાં પરિત્યાગ (સંન્યાસ) માટે બીજું બાધક એ છે કે આ કલિકાલ ભગવાનના ભજનનુંજ સાધક છે. તેનાથી જૂદુ જે કંઇ હોય તેનું તે બાધક છે. આ કલિકાલ દોષગ્રસ્ત હોવાથી ભગવદ્ભજન સિવાય બીજા કશાને તે અનુકુળ નથી. આથી સંન્યાસ કર્મમાર્ગમાં વર્જીત છે, એટલુંજ નહિ પણ નિષ્કામકર્મના ત્યાગરૂપ સંન્યાસ પણ બની શકે તેમ નથી. કલિકાળ શબ્દથી ફક્ત અત્યારે કાલ જ બાધક છે એવું સમજવાનું નથી. પણ દેશ, કર્તા વગેરે પણ બાધક છે. કાલ શબ્દ દેશ કર્તા વગેરેના ઉપલક્ષક તરીકે મૂકેલો છે. આથી કલિયુગમાં દેશ તથા કર્તા વગેરેની અશુદ્ધિને લીધે પણ પરિત્યાગ સિદ્ધ થતો નથી. આથી આયુષ્યના ચોથા ભાગમાં તે લેવો એવો મત છે. પણ તે સંન્યાસની સંભાવના વૈરાગ્ય વગર નહિ હોવાથી, અને તે વૈરાગ્ય ભક્તિ તથા જ્ઞાનના પરિપાકમાંજ દૃઢતા પામે છે તેથી ભક્તિ તથા જ્ઞાનમાર્ગમાંજ અવકાશ છે. આથી ઉપર જણાવેલા કાલાદિ દોષને લીધે કર્મમાર્ગમાં તે સર્વથા વર્જીત છે.

કર્મમાર્ગમાં સંન્યાસનો નિષેધ કરીને જ્ઞાનમાર્ગમાં તેનો નિષેધ શ્રીવલ્લભાચાર્યજી જણાવે છે. જ્ઞાનની બે અવસ્થાઓ છે. એકનું નામ વિવિદિષાસંન્યાસ અને બીજાનું નામ વિદ્વત્સંન્યાસ કહેવાય છે. આ ઉભયપ્રકારના સંન્યાસ વિષે જણાવે છે કે

**ज्ञानमार्गे तु संन्यासो द्विविधोपि विचारितः ।**
**ज्ञानार्थमुत्तराङ्गं च सिद्धिर्जन्मशतैः परम् ।**
**ज्ञानं च साधनापेक्षं यज्ञादि श्रवणान्मतम् ॥**
**अतः कलौ स संन्यासः पश्चात्तापाय नान्यथा ।**

**पाषण्डित्वं भवेच्चापि तस्माज्ज्ञाने न संन्यसेत् ।**
**सुतरां कलिदोषाणां प्रबलत्वादिति स्थितम् ॥**

ભાવાર્થ—જ્ઞાનમાર્ગમાં બે પ્રકારનો સંન્યાસ હોય છે. એક જ્ઞાનને માટે અર્થાત્ જ્ઞાન મેળવવાને માટે. આનું નામ વિવિદિષાસંન્યાસ કહેવાય છે. આનો ઉપયોગ જ્ઞાનની ઉત્પત્તિમાંજ હોય છે. બીજા પ્રકારનો સંન્યાસ તે મોક્ષના અંગરૂપ છે. તે જ્ઞાનની સિદ્ધિ પછી મોક્ષમાં પરિણામે છે. આનું નામ વિદ્વત્સંન્યાસ.

**જ્ઞાનમાર્ગીય સંન્યાસની અસિદ્ધિ.**

બ્ર. સૂ. ૩–૪–૧૭ માં આ ઉભય પ્રકારના સંન્યાસનો નિર્ણય કર્યો છે. પણ આ બન્ને પ્રકારના સંન્યાસ કલિયુગમાં કર્તવ્ય નથી તેમ અહિંઆં જણાવે છે. તેમાં વિવિદિષા સંન્યાસ તો બિલ્કુલ બની શકતોજ નથી, જો કે વિદ્વત્સંન્યાસ થોડો ઘણો સિદ્ધ થઇ શકે છે. આમ છતાં તેની સિદ્ધિને માટે સેંકડો જન્મોનો વિલંબ થાય છે. ભ. ગીતામાં તેથી કહે છે **बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते** 'જ્ઞાની બહુ જન્મને અંતે મને પ્રાપ્ત થાય છે, વળી વિવિદિષા સંન્યાસનું ધ્યેય જ્ઞાનાર્જન હોય છે. પણ તે શક્ય છે ? ના. શું જ્ઞાન કેવલ સંન્યાસ લીધાથી પ્રાપ્ત થાય છે ? ના. એમ કહી શકાયજ નહિ; તે પણ સાધનોની અપેક્ષા રાખે છે. યજ્ઞદાન વગેરે સધનોની પણ તેને અપેક્ષા હોય છે. **'तमेवं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन'** એ શ્રુતિમાં વિવિદિષા સંન્યાસ માટે યજ્ઞાદિ સાધનોની આવશ્યકતા દર્શાવી છે. યજ્ઞાદિ સાધનો દેશકાલાદિથી સાધ્ય છે. આ શુદ્ધ હોય તો જ યજ્ઞાદિ સાધન બની આવે છે. પણ આ કલિયુગમાં તે શુદ્ધિ અશક્ય છે. આથી કલિયુગમાં વિવિદિષા સંન્યાસ પશ્ચાત્તાપને માટેજ છે. તેથી પશ્ચાત્તાપ થાય છે એટલુંજ નહિ પણ પાખણ્ડિત્વ–સ્વધર્મથી વિરુદ્ધાચરણ પણ તેનાથી બને છે, અને તેથી ઉત્પન્ન થતાં પાપનો પણ દોષ લાગે છે. આમ હોવાથી જ્ઞાનમાર્ગીય રીતિ પ્રમાણે સંન્યાસ લેવો નહિ.

ભક્તિમાર્ગીય સંન્યાસ પણ બે પ્રકારનો હોય છે.–(૧) સાધનરૂપ, (૨) ફલરૂપ. પ્રથમ સાધનરૂપ સંન્યાસ પણ સુખાવહ નથી. તે જણાવતાં શ્રીવલ્લભાચાર્ય કહે છે—

**श्रवणादिप्रसिद्ध्यर्थं कर्तव्यश्चेत् स नेष्यते ।**
**सहायसङ्गसाध्यत्वात्साधनानां च रक्षणात् ॥**
**अभिमानान्नियोगाच्च तद्धर्मैश्च विरोधत. ।**
**गृहादेर्बाधकत्वेन साधनार्थं तथा यदि ॥**
**अग्रेपि तादृशैरेव संगो भवति नान्यथा ।**
**स्वयं च विषयाक्रांतः पाषण्डी स्यात्तु कालतः ॥**
**विषयाक्रांतदेहानां नावेशो सर्वदा हरेः ।**
**अतोत्र साधने भक्तौ नैव त्यागः सुखावहः ॥**

સંન્યાસનો અર્થ ત્યાં, એવો કરે છે કે તમામ વસ્તુનો ત્યાગ. તેવો સંન્યાસ કરીને ભગવાન્‌નેજ હૃદયમાં ધારણ કરીને સંન્યાસીએ પોતાનું જીવન ગાળવું. આટલા માટે તેણે તદ્દન એકલાજ રહેવું જોઇએ. સાધનરૂપ ભક્તિમાર્ગીય દશામાં સંન્યાસ લેવામાં આવે તો તે સંન્યાસ અનેક વિઘ્નોથી તેના ચિત્તમાં વિક્ષેપ કરે છે. શ્રવણ, કીર્તન, સ્મરણ વગેરે નવ સાધનો તે સાધન ભક્તિ છે.

આમાં શ્રવણ કરવાને માટે જ જો સંન્યાસ લેવામાં આવે તો તેમાં શ્રોતા અને વક્તાના સંગની જરૂર રહે છે. પણ સંન્યાસમાં તો કોઇનો સંગજ ન હોય. આથી તે નિયમનો અહિંઆં ભંગ થાય છે. તેમ કીર્તન તથા સ્મરણ વગેરે માટે પણ તેની આવશ્યકતા જણાતી નથી. કારણ કે કીર્તનાદિમાં વાક્ તથા મન વગેરે સાધનો છે; અને તેમનામાં જ્યાં સુધી પ્રેમ નહોય ત્યાં સુધી જાતે પ્રવર્તતાં નથી. સાધનભક્તિમાં પ્રેમ હોતો નથી. તેથી કીર્તન વગેરે પોતાની મેળે થતાં નથી. આથી સ્વતઃ પ્રવૃત્તિ વગરની ઇન્દ્રિયો ચિત્તમાં વિક્ષેપ કરે છે. વળી જો સાધન અવસ્થામાં ભક્ત સર્વ ત્યાગ કરીને ઘર બહાર ચાલ્યો જાય તો તેને અભિમાન થાય છે કે મેં કેવો ત્યાગ કર્યો છે. વળી આ શ્રવણાદિ નિરંતર કરવું જોઇએ. તેથી આ સંન્યાસ ધર્મથી વિરુદ્ધ છે. એકજ વખત કરેલું શ્રવણાદિ પ્રેમભક્તિ ઉત્પન્ન કરતું નથી, પણ વારંવાર થતું શ્રવણાદિ પ્રેમભક્તિ ઉત્પન્ન કરે છે. શ્રવણાદિની વારંવાર આવૃત્તિ એક સ્થલમાં સ્થિતિ હોય તોજ બને છે, અન્યથા નહિ. આ સંન્યાસના ધર્મથી વિરુદ્ધ છે. કોઇ એમ કહે કે ચિત્તની એકાગ્રતા થવામાં ગૃહાદિ બાધક હોય છે માટે તેનો અવશ્ય ત્યાગ થવો જોઇએ. આનો ઉત્તર આપવામાં આવે છે કે જ્યાં સુધી ચિત્ત સાધનદશાવાળું છે ત્યાં સુધી ભલે ગૃહાદિનો ત્યાગ કરવામાં આવે. તો પણ ત્યાગ કરનારને બીજાઓનો સંગ કરવો પડશે. આથી આ પ્રમાણે સંગ થાય તે સંન્યાસના નિયમથી વિરુદ્ધ છે. એટલુંજ નહિ પણ કેટલીક વખત સારા માણસોનો સંગ થવાને બદલે ખોટાઓનો સંગ થાય છે. આ સંગનું પરિણામ એ આવે છે કે તે સંન્યાસી વિષયાસક્ત બને છે તથા પાખણ્ડી થાય છે.

**ભક્તિની ફલદશામાંજ સંન્યાસની કર્તવ્યતા.**

આથી તે ભક્તિમાર્ગમાંથી ચ્યુત બને છે કારણ કે જ્યાં સુધી દેહ વિષયથી આક્રાન્ત હોય ત્યાં સુધી ભગવાનનો આવેશ તેમાં થતો નથી. માટેજ ભક્તિની સાધનદશામાં ત્યાગ સુખાવહ નથી. આમ કર્મમાર્ગીય, જ્ઞાનમાર્ગીય તથા ભક્તિમાર્ગની સાધનદશાની રીતિથી સંન્યાસ કર્તવ્ય નથી. એમ પોતાનો સિદ્ધાંત શ્રીવલ્લભાચાર્ય જણાવે છે. જો સંન્યાસ લેવો હોય તો પુષ્ટિમાર્ગીય રીતે (પ્રેમભક્તિના દશામાંજ) લેવો જોઈએ.

આચાર્યશ્રીગોપેશજી પોતાની વિવૃતિમાં લખે છે–**વસ્તુતસ્તુ વિરહાનુભવાતિરિક્ત પ્રયોજનકઃ પરિત્યાગઃપુષ્ટિમાર્गીયભક્તાનાં બુદ્ધિસ્થોऽપિ ન પ્રભવતિ, કુતોऽસ્યકર્તવ્યતેતિ ધ્યેયમ્** ભાવાર્થ. વસ્તુતઃ વિરહના અનુભવ સિવાયના પ્રયોજન માટેનો પરિત્યાગ પુષ્ટિમાર્ગીય ભક્તોની બુદ્ધિમાં આવતોજ નથી, તો પછી તેની કર્તવ્યતાનો વિચારજ શો કરવો ? આથી શ્રીવલ્લભાધીશ સંન્યાસની આવશ્યકતા વિરહના અનુભવ માટેજ જણાવે છે. પ્રેમદશામાં જ સંન્યાસ છે. આના ઉદાહરણમાં વ્રજસીમન્તિનીનું દૃષ્ટાન્ત આપે છે. પુષ્ટિની રીતે વ્રજસીમન્તિની એ સંન્યાસ માર્ગના ગુરુ છે અને મર્યાદા રીતિથી કૌણ્ડિન્યઋષિ. તેમણે કરેલાં સાધનજ સંન્યાસમાં સ્વીકારાય છે. અન્ય નહિ. તેમનું સાધન ભગવાન્ માટે ભાવ હતો, ભાવનાથી સિદ્ધ થયેલો ભાવજ તેમનું સાધન. સંન્યાસની ખરી અવસ્થા તે પ્રભુના પ્રેમ માટેની વિરહાવસ્થા છે. આમાં વિકલત્વ અને અસ્વાસ્થ્ય પણ સ્વાભાવિક છે. આ દશામાં ભગવાન્ સર્વત્ર વ્યાપેલા છે એવું જ્ઞાન અને ભગવાનના ગુણો બાધ કરનારા છે. સંન્યાસથી પ્રબલ થયેલા જ્ઞાનથી સત્યલોકમાં સ્થિતિ થાય છે, ભક્તિમાર્ગમાં તો જેમ કાષ્ઠમાં સર્વત્ર રહેલો અગ્નિ મંથનથી બહાર પ્રકટ થઇને પાછો કાષ્ઠમાં પ્રવેશ કરે ત્યારે

તે કાષ્ટ મટીને અગ્નિ રૂપ થાય છે. તેવી રીતે સર્વત્ર વ્યાપ્ત ભગવાન્ ભાવવડે બહાર પ્રકટ થઈને હૃદયમાં પ્રવેશ પામે ત્યારેજ સઘળાં બંધનો નાશ પામે છે, ભગવાનના ગુણગાન પણ જ્યાં સુધી પ્રભુનું પ્રાકટ્ય તેને થયું નથી ત્યાં સુધી તેનું જીવન ટકાવવા પૂરતાજ છે. ખરેખર સંન્યાસ આ જ છે. પણ તે બધાને દુર્લભ નથી. તે પ્રેમથીજ સિદ્ધ બને છે. માટે શ્રીવલ્લભાધીશ કહે છે **दुर्लभोयं परित्यागः प्रेम्णा सिद्धयति नान्यथा ।** આ પ્રેમભક્તિનો ઉદ્દય ભા. ૧૧-૧૪-૨૩ માં ભગવાન્ કહે છે તે પ્રમાણે હોય તોજ થાય છે---

**कथं विना रोमहर्षं द्रवता चेतसा विना ।**
**विनानन्दाश्रुकलया शुद्धयेद्भक्त्या विनाशयः ।**

જ્યાં સુધી દેહમાં રોમાઞ્ચ ખડાં થયાં નથી; ચિત્ત પણ દ્રવ્યું નથી, તથા નેત્ર આનંદનાં અશ્રુથી પ્લાવિત બન્યાં નથી તથા ભક્તિ નથી ત્યાં સુધી અંતઃકરણ શી રીતે શુદ્ધ થાય? નજ થાય. ભગવાનની ખરી ભક્તિવાળો પુરુષ જગતને પવિત્ર બનાવે છે એમ કહીને ભા. ૧૧-૧૪-૨૪ માં તેની સ્તુતિ કરી છે. પણ તે ભક્ત કેવો? તેનાં લક્ષણો આપતાં ત્યાં કહે છે કે જેની વાણી ગદ્‌ગદ થાય છે, ચિત્ત દ્રવે છે, વિરહથી હમેશાં રડે છે, કોઇકવાર હસે છે. લાજ રહિત થઇ ઉચ્ચ સ્વરે ગાન કરે છે, અને નાચે છે તેવો ભક્ત જગતને પવિત્ર બનાવે છે, જે ભક્તની આવી દશા થયેલી હોય તેને માટેજ સંન્યાસ કહેલો છે. ભાગવતના ૧૧ મા સ્કંધના બીજા અધ્યાયમાં કવિ યોગેશ્વરે ભગવદ્ધર્મ કહેલા છે. તે ભક્તની દશાનું વર્ણન નીચે પ્રમાણે કહે છે.

**शृण्वन् सुभद्राणि रथाङ्गपाणेर्जन्मानि कर्माणि च यानिलोके ।**
**गीतानि नामानि तदर्थकानि गायन्विलज्जो विचरेदसङ्गः ।**
**एवंव्रतः स्वप्रियनामकीर्त्या जातानुरागो द्रुतचित्त उच्चैः ।**
**हसत्यथो रोदीति रौति गायत्युन्मादवन्नृत्यति लोकबाह्यतः ॥**
**खं वायुमग्निं सलिलं महीं च ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन ।**
**सरित्समुद्रांश्च हरेः शरीरं यत् किञ्च भूतं प्रणमेदनन्यः ।**
**भक्तिः परेशानुभवो विरक्तिरन्यत्र चैष त्रिक एक कालः ।**
**प्रपद्यमानस्य यथाश्नतः स्युस्तुष्टिः पुष्टिः क्षुदपायोऽनुघासम् ॥**
**इत्यच्युताङ्घ्रिं भजतोऽनुवृत्त्या भक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ।**
**भवंति वै भागवतस्य राजन् ततः परां शांतिमुपैति साक्षात् ॥**

ભાવાર્થ---ભગવાનના કલ્યાણકારી જન્મ અને કર્મ જે લોકમાં ગવાય છે તેનું શ્રવણ કરે, ભગવાનના અભિપ્રાયવાળા નામનું લાજ છોડીને ગાન કરે, અસંગ થઇને ફરે, આ પ્રકારના વ્રતવાળો પુરુષ પોતાના પ્રિય ભગવાનના નામ તથા કીર્તનથી પ્રેમ ઉત્પન્ન થવાથી ચિત્તના દ્રવણથી ઉચા સ્વરે હસે છે, રડે છે, બૂમો પાડે છે, ગાન કરે છે, અને ઉન્મત્તની માફક નાચે છે. આ પ્રકારે લોકથી બહાર થાય છે. તે આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, તારાગણ, પ્રાણી, દિશા, વૃક્ષાદિ, નદી, તથા સમુદ્ર સર્વને, તથા જે કંઇ ઉત્પન્ન છે તેને ભગવાનનું શરીર સમજીને અનન્ય ભક્તિથી પ્રણામ કરે છે. આ પ્રમાણે શરણે આવનારને ભક્તિ ભગવાનનો અનુભવ, અન્યત્ર વૈરાગ્ય એ ત્રણ જેમ જમનારને સંતોષ, પોષણ, અને

ક્ષુધાની નિવૃત્તિ દરેક કોળીએ થાય છે તેમ એકી સાથે થાય છે. આ પ્રકારે ભગવાનના ચરણારવિંદને ભજનારને ભક્તિ, વૈરાગ્ય, અને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થાય છે. અને પછી પરમ શાંતિને પ્રાપ્ત થાય છે.

શ્રીવલ્લભાચાર્યના મતે આ પ્રકારે ભક્તિ માર્ગમાં અને તે વળી પ્રેમ દશામાં સંન્યાસ લેવાનો હોવાથી જ્ઞાન માર્ગમાં જણાવેલા ( શંકર મત પ્રમાણેના ) સંન્યાસનો પોતે સ્વીકાર કરેલો નથી. ભગવાન માટે વિરહ ભાવ અનુભવવાને માટે જ સંન્યાસ છે એમ તેઓ જણાવે છે.

# પ્રેમ ભકિતનાં ત્રણ સ્વરૂપો

**ભકિતની ત્રણ અવસ્થા**

પ્રેમભક્તિનું બીજું નામ ફલભક્તિ છે. આ ભક્તિની ત્રણ દશાઓ છે–સ્નેહ, આસક્તિ અને વ્યસન તે વિષે શ્રીવલ્લભાચાર્યે ભક્તિવર્ધિની ગ્રંથમાં નિરૂપણ કર્યું છે. ભક્તિની વૃદ્ધિ કેમ થાય તે વિષે ત્યાં કહે છે કે બીજ ભાવ જ્યારે દઢ થાય છે. ત્યારે તથા ત્યાગ તથા શ્રવણ કીર્તનથી તે વૃદ્ધિ પામે છે ત્યારે ભાવ એજ ભક્તિનું બીજ છે. તે બીજની દઢતા માટે ગૃહમાં સ્થિત રહીને સ્વધર્માનુસાર વ્યાવૃત્તિ રહિત થઇને કૃષ્ણનું ભજન કરવું. કદાચ અવ્યાવૃત્તિ ન બની આવે તો પણ હરિમાં ચિત્ત પરોવવું, અને શ્રવણાદિ માટે પ્રવૃત્તિ રાખવી. આમ થવાથી તે બીજમાં સ્નેહ, આસકિત અને વ્યસન વગેરે મૂળ, શાખા તથા પ્રશાખા ઉદ્ભવશે. સ્નેહ અવસ્થા થઈ કયારે કહેવાય કે જ્યારે રાગનો નાશ થઇ જાય. અહંતા મમતા ટળી જાય અને કામાદિ વિકારો દૂર થઇ જાય. આસક્તિ અવસ્થા જ્યારે થાય છે ત્યારે ગૃહ તરફ અરુચિ થાય છે. તેને ગૃહસ્થાશ્રમ ફીક્કો લાગે છે. ત્યારપછીથી વ્યસનાવસ્થા હોય છે. જ્યાં સુધી વ્યસનાવસ્થા સિદ્ધ થતી નથી ત્યાં સુધી તેની કૃતાર્થતા હોતી નથી. ભક્તિની કૃતાર્થતા તથા વિજય વ્યસનદશામાં છે. વ્યસન દશાવાળાને ગૃહસ્થિતિ ભાવ વિનાશ કરનારી છે. ત્યાગમાં જ સર્વોત્તમ ભકિતની પરાકાષ્ઠા છે છતાં ત્યાગમાં પણ ચિત્ત વ્યગ્ર ન પામે એ ખાસ જોવાનું છે. અત્યાગ કરતાં ત્યાગમાં ચિત્તને વ્યગ્ર પમાડનારાં અનેક કારણો મળી આવે છે. ખાસ કરીને દુઃસંસર્ગ તથા અન્ન એ ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરે છે માટે ચિત્ત વિક્ષિપ્ત ન થાય તે બાબત ઉપર લક્ષ્ય આપીને જ કાંતો દૂર કે નજીક હરિના સ્થાનમાં રહેવું. આ રીતે સાવચેતી રાખીને વર્તનારનો કદીપણ જીવનાં સુધી નાશ થતો નથી. સહેજ પણ બાધક જેવું જણાય તો એકાન્ત વાસનો ત્યાગ કરી દેવો. આ પ્રમાણે વર્તીને ભક્તિભાવનું રક્ષણ કરવું તથા પોષણ કરવું. આ ભકિતના ત્રણ પ્રકાર જે જણાવ્યા છે તે મિશ્ર પુષ્ટિની રીતે છે. ભકિત એટલે અમુક પ્રકારનો ભગવાન્ માટેનો સ્નેહ. આ સ્નેહનું કારણ અનુગ્રહ છે, આ અનુગ્રહથી થતી ભક્તિ કોઇકવાર પોતાની મેળે પ્રગટ થાય છે. આમ હોય ત્યારે તે શુદ્ધ પુષ્ટિવાળી ભક્તિ કહેવાય છે. પણ જેમનામાં ભક્તિનું પ્રાકટય સાધનદ્વારા છે તે મિશ્ર પુષ્ટિના પ્રકારવાળી કહેવાય છે. આ ભક્તિ પ્રકટ થતાં પહેલાં તે ભક્તિ મનમાં ભાવરૂપે હોય છે, પછી પૂજાદિ સાધનોથી સ્નેહરૂપે, પછી આસક્તિરૂપે અને છેલ્લે વ્યસનરૂપે પ્રકટ થાય છે. અન્યત્ર આ ભાવની ભાવ, પ્રેમ, પ્રણય, સ્નેહ, રાગ, અનુરાગ, અને વ્યસન એવી સાત

અવસ્થાઓ પણ આપેલી છે. આમાં વ્યસન એ અન્તિમ અવસ્થા છે. ત્યાં સુધીજ સાધનો કરવાનાં છે. ત્યારપછી સાધનો કરવાનાં રહેતાં જ નથી. આંથી ગદ્ય ટીકામાં લખવામાં આવ્યું છે કે **यथा वृक्षादिबीजे जलसेकादिना शाखाभावपर्यन्तं दृढे सति जलाद्यभावे स्वयमेव वर्धते वृक्षादिस्तथा भक्तिबीजे व्यसनपर्यन्तं वृद्धे स्वयमेव दशम्यव-स्थापर्यन्तं भक्तिवल्ली वर्धते सैव मानसी । फलं त्वेतद् देहावसाने कृष्णाख्यं फलिष्यति । युक्तमेतत् । रसात्मकं बीजं रसात्मिका वल्ली, रसात्मकं फलम् ।** જેમ બીજને પાણી રેડવાથી વૃક્ષની શાખા વગેરે તમામને તે પહોંચે છે અને તેથી તે દૃઢ થાય છે, અને પછી જો પાણી વગેરે ન મળે તો પણ તે પોતે જ વૃક્ષરૂપે વધે છે, તેમ ભક્તિનું બીજ વ્યસન પર્યન્ત દૃઢ થાય છે એટલે ભક્તિરૂપી વેલ પોતે જ દશમી અવસ્થા સુધી વધે છે. આનું નામ જ માનસી છે. છેવટે દેહ પડેથી કૃષ્ણરૂપી ફલ ફળે છે. આ યુક્ત છે. આ ભક્તિ માર્ગમાં તો બીજ રસાત્મક છે, વેલી રસાત્મક છે, અને ફલ પણ રસાત્મક છે. આથી વ્યસન સુધી સાધનો-પુષ્ટિમાર્ગીય સાધનો કરવાં-પણ આ સાધનોની પ્રવૃત્તિ ભગવાન સિદ્ધ હોય તોજ બને છે. ભગવાન પોતે ઇચ્છે કે મારે ભક્તના હૃદયમાં પધારવું છે, ત્યારે જ પુષ્ટિમાર્ગીય સાધનોનો પોતે બોધ કરે છે. અને ભગવાનની ઇચ્છાથી કરાતાં સાધનોથી ભગવાનની પ્રાપ્તિ થાય છે તથા ભગવાન્ વશ થાય છે. માટે જે સાધનો ભક્તિમાર્ગમાં થાય છે તે ભગવાનની ઇચ્છાથી જ થાય છે એમ સમજીને વ્યસન પર્યન્તનાં સાધનો કરવાં

# ભક્તિમાર્ગમાં ગૃહસ્થાશ્રમનો ત્યાગાત્યાગ

આ પ્રશ્નનો વિચાર કંઇક અંશે 'સંન્યાસ'ના વિચાર ભેગો કરવામાં આવ્યો છે છતાં અહિંઆં આપણે તેનો ખાસ વિચાર બ્રહ્મસૂત્રના આધારે કરીશું. બ્રહ્મસૂત્રમાં સૂત્રકાર ભક્તિ-માર્ગીયને ગૃહસ્થાશ્રમના ત્યાગ તથા અત્યાગ બન્નેનો ઉપદેશ કહે છે. જો કે ત્યાગ અને અત્યાગ એ બન્નેમાંથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ એજ મુખ્ય સિદ્ધાન્ત છે. શ્રીવલ્લભાચાર્ય પણ આ વિષે તત્ત્વદીપ નિબંધના સર્વનિર્ણય પ્રકરણના શ્લોક ૨૫૧ માં નીચે પ્રમાણે આજ્ઞા કરે છે.

**गृहं सर्वात्मना त्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते ।**
**कृष्णार्थं तत्प्रयुञ्जीत कृष्णः संसारमोचकः ॥**

ગૃહનો દરેક રીતે ત્યાગ કરવો, અને તેનો ત્યાગ જો શક્ય ન હોય તો શ્રીકૃષ્ણ માટે તેનો વિનિયોગ કરવો, કારણ કે શ્રીકૃષ્ણ સંસારમાંથી મુક્તિ કરાવનાર છે. આ એક શ્લોકમાં પોતે આ પ્રશ્નનો નિર્ણય આપી દે છે. હરકોઇ રીતે ગૃહસ્થાશ્રમનો ત્યાગ એજ મુખ્ય સિદ્ધાન્ત છે. પણ તે ક્યારે? ભા. ૧૧-૭-૬ માં બન્ધુજનોમાંથી સઘળો સ્નેહ ઓછો કરીને ભગવાનમાં સ્નેહ રાખવાનું કહ્યું છે પણ આ ત્યાગ સ્નેહનાં અત્યન્ત ઉત્કટ દશામાં કહેલ છે. ભગવાન માટેનો પ્રચુરભાવ ઉદય પામ્યો હોય તોજ; કારણકે તે દશામાં ગૃહસ્થિતિ પ્રભુના ભજનાનંદના આસ્વાદમાં પ્રતિબંધક કહેલ છે. વળી આ આનંદ વિપ્રયોગ દશામાંજ થઇ શકે તે માટે ગૃહત્યાગ જરૂરનો છે. આથી પ્રચુર ભગવદ્‌ભાવ

ફક્ત હોય ત્યારે તથા સ્વરૂપનો અનુભવ હોય ત્યારે ગૃહત્યાગ કરવો જોઈએ એમ સૂત્રકાર બ્ર. સૂ. ૩–૪–૪૨ માં કહે છે. આ વિષે સૂ. ૪૩ માં આ વિષેનો મત આપે છે. તે એમ કહે છે કે ગૃહત્યાગનો સાધન તરીકે અંગીકાર નથી; કારણ કે પુષ્ટિમાર્ગીય તો ભગવત્પ્રાપ્તિ ફલપ્રાપ્તિને જ ઇચ્છે છે. સૂ. ૪૪ માં ઔડુલોમિનો મત આપે છે. તે કહે છે કે ભગવાને લીલાને માટે જ જીવોને પ્રકટ કર્યા છે અને તેમનો લીલામાં ઉપયોગ ગૃહત્યાગ વગર બનતો નથી. માટે ત્યાગપૂર્વક ભગવાન્ પાસે ભક્તનું ગમન તે ઋત્વિક્ કર્મ જેવું છે. જેમ યજ્ઞ કર્મમાં પસંદ કરાયેલા ઋત્વિજો યજમાન માટે તે તે કર્મમાં પ્રયાસ કરે છે, તેમ ભક્તોનો ગૃહાદિત્યાગ ભગવાન માટે છે. વળી ગો. પૂ. તા. ૧ ની શ્રુતિ પણ ગૃહત્યાગ જ જણાવે છે. પણ આ ગૃહત્યાગ ભાવની ઉત્કટ દશા માટે જ છે. ભાવની સાધનતામાં તો ગૃહમાં રહીને ભગવાનની સેવામાં ચિત્તને રોકવું કારણ કે ઉત્કટભાવ એકદમ બની આવતો નથી. આવું જણાવવાને બ્ર. સૂ. ૩–૪–૪૭ થી ૩–૪–૫૦ સુધીના અધિકરણનાં સૂત્રો સૂત્રકાર યોજે છે. સૂ. ૪૭ માં કહે છે કે ગૃહસ્થાશ્રમમાં કુટુંબ સહિત સેવા કરવાથી સર્વ ઇન્દ્રિયોનો ભગવાનમાં વિનિયોગ થાય છે. ગૃહસ્થાશ્રમમાં રહીને જ્યારે તે સેવા કરતો હોય ત્યારે તેણે પોતાનો ભાવ ગુપ્ત રાખવો. તેને બહાર પ્રકટ કરવો નહિ. તેટલા માટે જરૂર પડે વૈદિકકર્મ તેણે કરવાં (સૂ. ૪૯ અને ૫૦) આથી જણાય છે કે ગૃહસ્થાશ્રમ એ ભગવદ્ભાવના ગોપન માટે છે અને ભક્તની સાધન દશામાંજ છે. પણ તે ભાવ જ્યારે ઉત્કટ હોય ત્યારે ગૃહસ્થાશ્રમનો ત્યાગ આપોઆપ જ થાય છે. ત્યાં સુધી તે ત્યાગ કરવો ઉચિત નથી. પ્રેમ ભક્તિનું બીજ માનસભાવ છે. આ ભાવની સિદ્ધિ માનસી સેવામાંથી છે. સેવાની વ્યાખ્યા શ્રીવલ્લભાચાર્ય એવી આપે છે કે **चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा। मानसी सा परा मता।** ચિત્તનું ભગવાન્માં સંપૂર્ણ પરોવાવું તેનુ નામ સેવા છે. જ્યારે માનસી સેવા સિદ્ધ થાય છે ત્યારે જ ચિત્ત ભગવાન્માં બરાબર લાગેલું રહે છે. તેથી માનસી સેવા મુખ્ય કહી છે પણ તેની સિદ્ધિને માટે તનુની તથા વિત્તની સેવા પણ કહેલી છે. તનુથી ભગવત્કાર્યમાં જે આલસ્ય પ્રમાદ વગેરે દોષો અંતરાયરૂપ હોય તે દૂર થાય છે. અને વિત્તથી રાગ તથા મમતા ખરી જાય છે. આ બે પ્રકારની સેવાથી ચિત્તના આલસ્યાદિ તથા અહંતા મમતાદિ દોષોથી મુક્ત તે બને છે. ભગવદભિમુખ થાય છે. આ માટે ગૃહસ્થાશ્રમ છે. આથી જ્યાં સુધી વિરહ દશાની અગર ઉત્કટ ભાવની સ્થિતિમાં ભક્ત મૂકાયો ન હોય ત્યાં સુધી તેણે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવો નહિ. પણ તે આશ્રમમાં રહીને ચિત્તવૃત્તિઓના નિરોધ માટે ભગવાનની સેવા કરવી. ભાર્યાદિ અનુકુળ હોય તો તેમનો પણ સેવામાં વિનિયોગ કરવો. અર્થાત્ તેમને પણ સેવાના કાર્યમાં યોજવાં. જો તેઓ અનુકુળ ન હોય તો તેમના સિવાય સેવા કરવી, અને જો તેઓ અન્તરાય રૂપ જ થતાં હોય તો પછી તેમનો ત્યાગ કરીને સેવા કરવી.

**સેવાનાં ફલ**

'સેવાફળ' નામના ગ્રન્થમાં શ્રી વલ્લભાચાર્ય સેવાનાં ત્રણ ફળ જણાવે છે–અલૌકિક સામર્થ્ય, સાયુજ્ય અને સેવોપયોગિ વૈકુણ્ઠાદિમાં દેહ. તેમાં પહેલું ફળ તે પુષ્ટિ પુષ્ટિનું છે, બીજું પુષ્ટિ મર્યાદાનું છે અને ત્રીજું પુષ્ટિ પ્રવાહનું છે. સેવામાં પ્રતિબન્ધક પણ ત્રણ કહ્યાં છે–ઉદ્વેગ, પ્રતિબંધ તથા ભોગ. આ ત્રણેના સાધનોનો ત્યાગ કરવો જોઈએ. ભોગ લૌકિક અને અલૌકિક એમ બે

પ્રકારનો છે. પ્રતિબંધ પણ સાધારણ તથા ભગવત્કૃત એમ બે પ્રકારનો છે. સાધારણ પ્રતિબન્ધ બુદ્ધિથી ત્યજવો જોઇએ. જો ભગવાનથી પ્રતિબંધ હોય તો તે સામે જીવનો કોઈ પણ ઉપાય ચાલી શકે નહિ. ત્યારે એમજ સમજવું કે ભગવાનને ફલ આપવાની ઇચ્છા નથી. માટે તેનો ત્યાગ કરવા પ્રયત્ન ન કરવો. પણ મનથી એમ વિચાર કરવો કે જીવમાં કંઇક અસુરત્વ પ્રવેશ પામ્યું છે નહિતો ભગવાન્ તરફથી પ્રતિબંધ થાયજ નહિ. તેવા સમયે જ્ઞાનમાર્ગ પ્રમાણે સ્થિતિ કરવી. આમ તત્ત્વનિર્ધાર-અસુરત્વના નિશ્ચયથી તથા વિવેક-જ્ઞાનમાર્ગની સ્થિતિ પ્રમાણે વર્તવાથી શોક દૂર થાય છે. લૌકિક ભોગ વિઘ્નોથી ભરપૂર છે. તથા અલ્પ છે તેમ આત્માનો ઘાત કરનાર છે માટે તેનો ત્યાગ કરવો. ઉદ્યોગ એટલે સેવા કરવામાં આવતી હોય ત્યારે અન્યત્ર ગમનની ઇચ્છા વગેરે. તે પણ પ્રતિબંધક છે.

**ભક્તિમાર્ગમાં પાપ-અને પુણ્ય.**

જ્યાં સુધી મનુષ્યકર્મમાં વ્યાપૃત હોય છે ત્યાં સુધી તે કાંતો સારાં કર્મો કરીને પુણ્યનું અર્જન કરી સુકીર્તિ પ્રાપ્ત કરે છે, અથવાતો ખરાબ કર્મો કરીને પાપનો સંચય કરે છે અને તેથી પોતાના જીવનને અધોગામી બનાવે છે. આ દુનીઆમાં મનુષ્યના જીવનનું મૂલ્ય તેનાં સુકર્મો અને દુષ્કર્મો પાપ અને પુણ્યથી અંકાય છે. આ પાપ અને પુણ્યનાં ફલ આ જીવનનો ત્યાગ કર્યા પછી પણ ભોગવવાં પડે છે. આ જીંદગીમાં આ કર્મોનાં બીજ રોપ્યાં હોય તો તેનાં ફળ બીજી જીંદગીમાં ભોગવવાં પડે છે. આ કર્મનો ખાસ નિયમ છે. આથી જ્યાં સુધી કર્મનું બંધન છૂટે નહિ ત્યાં સુધી તેનો પુનર્જન્મનો ફેરો ટળતો નથી; અને તેથી તે મોક્ષને પણ પહોંચી શકતો નથી. માટે પોતાના તમામ કર્મોનો ઉપભોગ મનુષ્ય માત્રને કરવો પડે છે. કર્મવાદીઓ કર્મના ત્રણ ભેદો પાડે છે-સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. કોઇપણ મનુષ્યે આજની ક્ષણ સુધી જે કર્મો કર્યાં હોય તે આ જન્મનાં કે પૂર્વજન્મનાં સંચિત એટલે એકઠાં થયેલાં કહેવાય છે. આ સંચિત કર્મનું નામ અદૃષ્ટ તથા અપૂર્વ છે. આ સંચિત કર્મોનું ફલ એકદમ ભોગવવું પડતું નથી કારણ કે તેમાંનાં કેટલાંક સારાં પણ હોય છે. અને કેટલાંક ખોટાં પણ હોય છે. સારાનું ફળ સ્વર્ગ હોય છે અને ખોટાનું નરક હોય છે આ બન્ને ફળ એકી સાથે હોઈ શકે નહિ. માટે એક પછી એકજ તે ફળ ભોગવવાં પડે છે. આથી સંચિતમાંથી જેટલાંના ભોગની શરૂઆત થઈ હોય તેટલાંનું નામજ પ્રારબ્ધ, અર્થાત્ શરૂ થયેલાં સંચિત એ નામથી ઓળખાય છે. સાધારણ રીતે 'પ્રારબ્ધ' સંચિત'ના અર્થમાં વપરાય છે. પણ તે બરાબર નથી. પ્રારબ્ધ તે સંચિતનો એક પેટાભાગ છે. ક્રિયમાણ કર્મો એટલે જે કર્મો અત્યારે કરવામાં આવે છે તે. પણ ખરી રીતે તો આપણે અત્યારે જે કંઇ કરીએ છીએ તે સંચિત કર્મમાં જેનો ભોગ શરૂ થયો છે તે કર્મ અર્થાત્ પ્રારબ્ધ કર્મનુંજ પરિણામ છે. આથી કેટલાક ત્રીજા ભેદને સ્વીકારતા નથી. કારણકે તેઓ પ્રારબ્ધને કારણ માને છે. અને ક્રિયમાણને તેનું ફળ કહે છે. તો પણ શાસ્ત્રમાં આ ત્રણ નામ આપવામાં આવ્યાં છે. બ્ર. સૂ. ૪-૧-૧૫ માં જે અનારબ્ધ એવા શબ્દનો પ્રયોગ છે તેનાથી પ્રારબ્ધ સિવાયનાં અર્થાત્ સંચિત અને ક્રિયમાણ એમ સમજવું. અર્થાત્ ત્રણ પ્રકારનાં કર્મોના બ્રહ્મસૂત્રમાં 'આરબ્ધ' અને 'અનારબ્ધ' એવા બે ભેદો પાડ્યા છે. આ પ્રમાણે બે વિભાગ પાડીને ત્યાં તે કર્મના વિપાકની પ્રક્રિયા વિષે એમ કહે છે કે જે પ્રારબ્ધ કર્મો છે તેમનો અવશ્ય ભોગ થવોજ જોઈએ. તેમનો ભોગ થયા વગર તે કર્મો ક્ષય પામતાં નથી.

**प्रारब्धकर्मणां भोगादेव क्षयः** । પ્રારબ્ધ કર્મો એક વખત શરૂ કરવામાં આવેલાં હોવાથી તેમનો ભોગ કર્યા વગર છૂટકોજ નથી. હાથમાંથી છૂટેલું બાણ તે જેમ પાછું બોલાવી શકાતું નથી, તેમ પ્રારબ્ધ કર્મોને પાછાં ખેંચી લેઈ શકાતાં નથી. આ પ્રકારે પ્રારબ્ધને માટેનો નિયમ છે. પણ જે અનારબ્ધ છે તેમને માટે એવો નિયમ છે કે જ્ઞાનનો સંસ્કાર તમામ અનારબ્ધ કર્મનો નાશ કરે છે. જ્ઞાનીને પ્રારબ્ધકર્મજ ભોગવવાં પડે છે અનારબ્ધ નહિ. માટે ભ. ગી. ૪–૩૬–૩૭ માં નીચે પ્રમાણે કહે છે.

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥**
**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥**

"સઘળા પાપીઓમાં પણ જો મોટો પાપી હોય તો પણ જ્ઞાન રૂપી હોડીથી તું તે તમામ પાપને તરી જઈશ. જેમ બરાબર સળગાવેલો અગ્નિ લાકડાંને ભસ્મ કરે છે, તેમ હે અર્જુન, જ્ઞાનરૂપી અગ્નિ સઘળાં કર્મોને બાળીને ભસ્મ કરી દે છે". જ્ઞાનીને માટે પાપ અને પુણ્યનો આ નિયમ બ્ર. સૂ. ૪–૧–૧૩ તથા ૪–૧–૧૪ માં આપ્યો છે, અને છાં. ૫–૨૪–૩[1], બૃ. ૪–૪–૨૨[2], મું. ૨–૨–૮[3], નાં પ્રમાણો પણ અનુમોદન આપે છે. જ્ઞાનીની બાબતમાં તેના પ્રારબ્ધ સિવાયનાં સંચિત અને ક્રિયમાણ કર્મો નાશ પામે છે. તેથી તેમનો ભોગ તેને કરવો પડતો નથી. પણ પ્રારબ્ધ કર્મોનો તો તેમને પણ ભોગ કરવો જ પડે છે. પ્રારબ્ધકર્મોનું જ્ઞાનથી પણ અદહન જે થાય છે તે ભગવાનની ઇચ્છાનુસાર છે. આથી અણુભાષ્યકાર સૂત્ર ૪–૧–૧૫ ના ભાષ્યમાં લખે છે **तज्ज्ञानेनारब्धकार्यादहनं यत् तदखिलकारणकारणत्वेनाखिलस्य पूर्वावधिरूपभगवदिच्छालक्षणाद्धेतोरित्यर्थः। यत्र तस्यापि दहनेच्छा तत्र तथैवेतिगूढाशयः** ભાવાર્થ–જ્ઞાનથી આરબ્ધ કાર્યનું દહન હોતું નથી એમ જે કહ્યું તે ભાગવાનની અખિલ કારણ તરીકે અખિલની પૂર્વ અવધિરૂપ ભગવાનની ઇચ્છાને લીધે છે. વળી અહિંઆં જ્ઞાનના આરબ્ધકર્મોના અદાહકત્વ વિષે પણ પોતે ત્યાં કહે છે **एवंसति मणिमन्त्रादिप्रतिबद्धशक्तेरग्नेरिव ज्ञानसत्तयाप्यदाहकत्वे न काचिद्धानिरिति सर्वमनवद्यम्** જેમ અગ્નિમાં સ્વાભાવિક રીતે તાપ હોય પણ કોઇ મંત્રથી તેના પ્રતાપને હોલવી નાખે તો તેથી તેની દાહક શક્તિને હાનિ આવતી નથી. અગ્નિ એ તાપવાળોજ અથવા દાહક તરીકે ઓળખાય છે તે પ્રમાણેજ તે ઓળખાશે. જ્ઞાન એ કર્મનું દાહક છે. આ દાહકત્વ નૈસર્ગિક છે. પણ જેમ મંત્રથી અગ્નિની દહનશક્તિ રૂંધાય છે તેમ ભગવાનની ઇચ્છાથી જ્ઞાનની પ્રારબ્ધકર્મને દહન કરવાની શક્તિ રૂંધાય છે. માટે જ્ઞાનીઓને પ્રરબ્ધ કર્મનો ઉપભોગ ભગવાનની ઇચ્છાથી કરવાનોજ હોય છે. તેથી જનક વગેરેએ અગ્નિહોત્રાદિ કર્મના અનુષ્ટાનથી પોતાનાં પ્રારબ્ધ કર્મનો ઉપભોગ કર્યો. પણ જેમને આ પ્રારબ્ધનો નશ કરવાનો હોતો નથી તમને તે ભોગ કરવો પડતો નથી. તેમ સનક વગેરેના જ્ઞાન માટે પ્રારબ્ધકર્મનો અવશ્ય ઉપભોગ જણાવ્યા પછી સૂત્રકાર બ્ર. સૂ. ૪–૧–૧૭ માં પુષ્ટિમાર્ગીય ભક્તોને માટે

१ तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते
२ उभे उ हैवैष एते तरति ३ क्षीयन्ते चास्य कर्माणि

એવો નિયમ ઠરાવે છે કે તેમને માટે પ્રારબ્ધકર્મનો પણ ઉપભોગ નથી. આથી ભક્તને માટે પાપ તથા પુણ્યનાં ફલ ભોગવવાનાં હોતાં નથી. તેમના પાપપુણ્ય સામે ભક્તિનું બળ એવું હોય છે કે જેમ રૂનો ગમે તેટલો મોટો ઢગલો હોય તો પણ તેમાં નાનકડી ચીનગારી પડે તો તેથી તે મોટા ઢગલાને બાળીને ભસ્મ કરી દે છે તેમ ભક્તિનું બળ એવું છે કે મોટામાંમોટા પાપ અને પુણ્યના ઢગલાને તે બાળી નાખે છે. વસ્તુતઃ ભક્તિમાર્ગમાં ભક્તને ભગવાન સિવાય બીજા કશાનો વિચાર નથી હોતો. તેને આ લોક તથા સ્વર્ગાદિલોકનો પણ વિચાર હોતો નથી. એને નથી લૌકિક સુખ કે કીર્તિની દરકાર. તે જો કંઈ કરતો હોય તો ભગવદિચ્છાથી પ્રેરાઇને વેદની મર્યાદાની રક્ષા માટે અગર લોક સંગ્રહ માટેજ કરે છે. આથી પાપ અને પુણ્ય ઉભય તેને બંધન રૂપ નથી માટે પાપાદિને તરવાનું વગેરે ભકિત પહેલાંની દશામાં છે, ભકિત પછી તો તે શુદ્ધ હોવાથી તેને કંઇ પણ તરવાનું હોતુંજ નથી. આથી. બ્ર. સૂ. ૩–૩–૨૭ (સંપરાયાધિકરણમાં) સૂત્રકાર જણાવે છે કે ભકિતમાર્ગમાં પ્રવેશ કર્યા પછી પાપાદિ જીવની ગતિને રૂંધી શકતાં નથી. જેમ કેરી કાચી હોય ત્યાં સુધી તે તૂરી અને ખાટી લાગે છે. પણ જ્યારે પાકે છે ત્યારે તેનામાં કુદરતી રીતે રસ ભરાય છે અને તે મીઠી થાય છે. આમ હોવાનું કારણ શું? કારણ એજ કે તેની પકવ દશામાં તેને જે તાપનો સંયોગ થયો છે તેને લીધે તેની અંદરની ખટાસ વગેરે દૂર થઈ જાય છે. ફુલની કળી પણ વખત આવે પોતે પુષ્પાકાર બને છે અને તેની સૌરભ બધે ફેલાવે છે. તે પ્રમાણે જ્યાં સુધી ભકિતનો સંસ્કાર લાગ્યો નથી ત્યાં સુધીજ તેનામાં બુરી આદતો, ખરાબ ટેવો, ક્ષુદ્ર કામનાઓ અને મલીન વાસનાઓ હોય છે પણ ભકિતનો સંસ્કાર લાગતાં તે બધી વૃત્તિઓ બદલાઇ જાય છે. આમ હોવાથી ભકિતમાર્ગમાં પાપને તરવાનું હોતું નથી. ભકિત માર્ગમાં પાપ અને પુણ્યની સત્તાજ નથી. જ્યાં સુધી પાપ તથા પુણ્યનો વિચાર થતો રહે ત્યાં સુધી ભકિત માર્ગમાં પ્રવેશ નથી એમ સમજવું. આથીજ શ્રીવિઠ્ઠલેશજી ભાષ્યમાં લખે છે **पूर्वमेव पापनाशो युक्त इति भावः...... पापनाशान्तरमेव भक्तिसंभवादभक्तस्य तर्तव्यादेरभावान्न ज्ञानमार्गीय तुल्यतेत्यर्थः** આમાં કહે છે કે ભક્તિની પહેલાંજ પાપનો નાશ હોઈ શકે. ત્યાર પછી નહિ. અને જ્યાં સુધી પાપનો નાશ ન થાય ત્યાં સુધી ભકિતની સંભાવનાજ નથી, માટે ભકતને પાપ તરવાનાં નથી તેમ જે કહ્યું તે યથાર્થ છે. આથી જ્ઞાનમાર્ગીય કરતાં ભકિત માર્ગીયનો દરજ્જો ચઢિઆતો છે, એમ સૂત્રકાર જણાવે છે. આમ છતાં કેટલીક વખત ભકિતમાર્ગીય પાસે પણ ભગવાન પ્રારબ્ધ કર્મનો ઉપભોગ કરાવે છે. તેને માટે ભા. ૧૦–૨૯–૧૦ માં અંતર્ગૃહગતા ગોપીઓનું દૃષ્ટાન્ત આપ્યું છે. તે ગોપીઓ કુટુમ્બમાં સાસુ, સસરા, તથા પતિ વગેરેની સત્તા નીચે હોવાથી બીજાં ગોપીજનની માફક ભગવાનનો વેણુનાદ શ્રવણ કરીને ભગવાન પાસે જઈ શકયાં નહિ. પણ તેમણે હૃદયથી ભગવાનનું ધ્યાન કર્યું. આ સમયે તેમના દુઃખદ વિરહના તીવ્ર તાપથી તેમનાં અશુભ કર્મો તેજ ક્ષણે બળીને ભસ્મ થઈ ગયાં અને પછી ધ્યાનમાં ભગવાન પ્રકટ થયા, તેમને આશ્લેષ કરીને પોતાના મંગલ કર્મોની નિવૃત્તિ કરીને ભગવાનના ચરણ કમળને પ્રાપ્ત થયા. આમ ત્યાં કહેવામાં આવ્યું છે. અહિંઆં ભકતને કર્મનો ઉપભોગ છે પણ ઉપભોગ ભગવાનની ઇચ્છાને અધીન છે. ભગવાનનીજ એવી ઇચ્છા થઈ કે અમુક ભકતોની પાસે મારે અમુક કર્મનો ઉપભોગ

કરાવવો છે, અને તેથીજ તેમને આ પ્રમાણે કર્મનો ઉપભોગ કરવો પડયો. આ સ્થળે શ્રીમદ્દગ્નિકુમાર નીચે પ્રમાણે ભાષ્ય યોજે છે:—**चिकीर्षितलीलामध्यपाति भक्ताः न सोपाधिस्नेहवत्यो न सगुणविग्रहा नवा सुकृतादियुक्ता इति ज्ञापयितुं कतिपयगोपीस्तद्विपरीतधर्मयुक्ताः कृत्वा तस्यां दशायां स्वप्राप्तौ प्रतिबन्धं कारयित्वा स्वयमेव तां दशां नाशयित्वा स्वलीलामध्यपातिनीः कृतवानिति नह्येतावता सार्वदिक एवायं भावो भवति।** ભાવાર્થ—ભગવાન્ જે લીલા કરવાની ઇચ્છા રાખે છે તે લીલાની મધ્યમાં આવેલા ભાવો ઉપાધિ સ્નેહવાળા હોતા નથી તેમ સગુણ વિગ્રહ વાળા તથા સુકૃતાદિથી યુક્ત નથી એમ જણાવવાને કેટલીક ગોપીઓને તેનાથી વિપરીત ધર્મોવાળી કરીને તે દશામાં સ્વપ્રાપ્તિમાં પ્રતિબંધ નાખીને પોતેજ તે દશાને દૂર કરીને લીલાની મધ્યમાં તેમનો પ્રવેશ કરાવ્યો આથી આ ભાવ સાર્વદિક જ છે એમ માનવું નહિ. અર્થાત્ ભક્તોને પણ પ્રારબ્ધ કર્મનો ઉપભોગ અવશ્ય હોય છે એવું અનુમાન અંતર્ગૃહગતાના દૃષ્ટાન્તથી કરવું નહિ. એ દૃષ્ટાન્ત અપવાદ તરીકે સમજવાનું છે, કારણ કે તેમનો કર્મનો ઉપભોગ ભગવદિચ્છાને લીધે હતો. જ્યાં ભગવાનની ઇચ્છા પ્રવર્તતી હોય ત્યાં કોઈ પણ નિયમોનું શાસન ચાલતું નથી. આથી સૂત્રકારનો આશય તો એજ છે કે ભક્તિમાર્ગમાં પાપાદિની સત્તા હોતી નથી.

**પ્રતીકોપાસના**

શુદ્ધાદ્વૈતની દૃષ્ટિએ પ્રતીકોપાસનાનો વિચાર પણ અહિંઆં કરવો જોઈએ. શુદ્ધાદ્વૈતની દૃષ્ટિ તે બ્રહ્મસૂત્રકારનીજ દૃષ્ટિ છે. બ્રહ્મસૂત્રકારે ચોથા અધ્યાયના પ્રથમપાદના આત્માધિકરણમાં પ્રતીકોપાસનાની નિન્દા કરી છે. બ્ર. સૂ. ૪-૧-૪ માં પ્રતીક એટલે શું તેનો અર્થ અણુભાષ્યકાર **अतद्रूपे तत्त्वेनोपासनं** શબ્દથી આપે છે. જે વસ્તુતઃ તદ્રૂપ-બ્રહ્મરૂપ ભગવદ્રૂપ નથી અર્થાત્ જે ભગવાનથી ભિન્ન વસ્તુ છે તેને ભગવદ્રૂપે ઉપાસવી તેનું નામ પ્રતીકોપાસના કહેવાય છે. આ રીતે કરેલી ઉપાસનાનું કંઈપણ ફળ નથી. તેથી કહે છે-**नहि प्रतिकोपासने स लोकवेदप्रसिद्धः पुरुषोत्तमोऽस्त्युपास्यत्वेन येन तत्प्राकट्यं स्यात् तदुपगमनं च** પ્રતીકની ઉપાસનામાં લોકવેદ પ્રસિદ્ધ પુરુષોત્તમ ઉપાસ્ય તરીકે નથી તેથી પુરુષોત્તમનું પ્રાકટય સંભવી શકતું નથી તેમ ત્યાં ઉપગમન પણ નથી. છાં. ૩-૧૪-૧. ૭-૨૫-૨ વગેરે શ્રુતિઓમાં બ્રહ્મદૃષ્ટિનેજ ઉત્તમ કહી છે. અને તેનેજ મુક્તિનું સાધન કહ્યું છે. બ્રહ્મદૃષ્ટિ એ પ્રતીકોપાસનાથી ભિન્ન છે. 'આત્મૈવેદં સર્વમ્' વાક્યમાં સર્વ જગતને આત્મરૂપે જે જોવામાં આવે છે તે બ્રહ્મદૃષ્ટિથી છે, કારણ કે જગત્ એ બ્રહ્માત્મક છે, બ્રહ્મથી ભિન્ન નથી. તેમ છાં. ૫-૧૩-૧ તથા ૫-૧૪-૧ માં પ્રાચીનયોગ્યે સત્યયજ્ઞ પૌલુષિને પૂછયું કે તમે કેવા આત્માની ઉપાસના કરો છો? ત્યારે તે અનુક્રમે આદિત્ય, વાયુ, આકાશ, જલ વગેરેને આત્મા કહે છે. અહિંઆં આદિત્યાદિ એ બ્રહ્મનાં અંગ હોવાથી તેમની ઉપાસના તે પ્રતીકોપાસના નહિ, પણ બ્રહ્મોપાસના છે ( **आदित्यादौ या ब्रह्मत्वमतयः उच्यन्ते तास्तु साकारस्यैव ब्रह्मणो व्यापकत्वात् तस्य प्रत्येकमप्यङ्गमुपासितं फलदमित्येकैकाङ्गविषयिण्यास्ततो विधीयन्ते । अ. भा.** તમામ પદાર્થો બ્રહ્મમાંથી પ્રકટ થયાં છે, અને બ્રહ્મજ તેમનું કર્તૃ છે એમ સમજીને તે તે પદાર્થોને બ્રહ્માત્મકરૂપે ઉપાસવામાં આવે તો તે પ્રતીકોપાસના નથી. પ્રતીકોપાસના ત્યારેજ કહેવાય કે જ્યારે તે

પદાર્થોને બ્રહ્મથી નિરાળા ગણવામાં આવ્યા. હાલમાં ઘણાઓ મૂર્તિપૂજાનો નિષેધ કરે છે પણ વેદાન્તની દૃષ્ટિએ એટલુંજ જોવાનું છે કે ઉપાસકની ભાવનામાં ઉપાસ્ય વિષે બ્રહ્મતા છે કે નહિ. જો તેનામાં એ ભાવ ન હોય અને તે ઉપાસ્યને બ્રહ્મથી ભિન્ન માનીને ઉપાસના કરતો હોય તો પ્રતીકોપાસના છે. પણ તેને બ્રહ્મરૂપે માનતો હોય તો પ્રતીકોપાસના નથી; પછી ભલે તે મૂર્તિ લાકડાની હોય કે પત્થરની કે કોઇપણ ધાતુની હોય· પુષ્ટિમાર્ગમાં મૂર્તિ પૂજા નથી પણ સ્વરૂપનીજ સેવા છે. ઉપાસ્ય એક મૂર્તિ છે એવી ભાવનાજ ત્યાં નથી. આથી પ્રતીકોપાસનાનો તાત્વિક વિચાર કરતાં એવો નિર્ણય થાય છે કે જે પદાર્થને બ્રહ્મથી પૃથક્ માનીને જો ઉપાસવામાં આવે તો ત્યાં પ્રતીકોપાસના થાય છે. અને તે દૂષણરૂપ છે. આવી પ્રતીકોપાસના નિન્દનીય છે. બ્રહ્મદૃષ્ટિ રાખીનેજ કરાતી ઉપાસના પ્રતીકોપાસના નથી.

## અનન્યતા

**एकोऽहं बहुस्याम्** એ શ્રુતિ પ્રમાણે ભગવાને ક્રીડા કરવાની ઇચ્છાથી આ જગત્ રચ્યું અને તેમાં સ્થાવર જંગમ પદાર્થો રચ્યાં. તે બધાં બ્રહ્મનાં અંશરૂપ છે. તૈત્તિરીય ઉપનિષદમાં બ્રહ્મનાં પાંચરૂપો આપ્યાં છે, અન્નમય. પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય, અન્નમય એટલે જગત્, પ્રાણમય જીવાત્મા, મનોમય નામાત્મકસૃષ્ટિ, વિજ્ઞાનમય એટલે અક્ષરબ્રહ્મ આ ચાર વિભૂતિરૂપો છે. કારણ કે તે સર્વના અન્તરાત્મા તરીકે આનન્દમય કહેલ છે. આનન્દમય એ પૂર્ણ પુરુષોત્તમ પરબ્રહ્મ છે. તેમનું રસરૂપે વર્ણન કર્યું છે. આ પૂર્ણ પુરુષોત્તમ અંશ, કલા, વિભૂતિ એમ અનેક રૂપે પોતાના સ્વરૂપને પ્રકટ કરે છે. ભ. ગીતાના નવમા અધ્યાયમાં ભગવાનનાં વિભૂતિરૂપોનું વર્ણન કર્યું છે, વળી ત્યાં એમ પણ કહ્યું છે કે આ બધાં મારા રૂપ છે પણ જેઓ દેવને ભજે છે તે દેવને પ્રાપ્ત થાય છે, અને પિતૃવ્રતવાળા પિતૃઓને મેળવે છે (૨–૫) આમ કહીને અર્જુનને પોતે કહે છે કે આમ છતાં સર્વ વિભૂતિરૂપોનો ગતિ ભર્તા પ્રભુ સાક્ષી નિવાસસ્થાન, શરણ કે સુહૃદ ભગવાનજ છે તેથી તે સર્વ દેખાતાં રૂપોથી અતીત છે એમ સમજીને તેને ભજવાં. જેઓ ભગવાનને જે ભાવે ભજે છે તે રીતે ભગવાન્ તેમને ભજે છે એવો પણ સિદ્ધાન્ત ત્યાં જણાવે છે. આથી બ્રહ્મસૂત્રના ગુણોપસંહાર પાદમાં ભગવાનની ઉપાસના કેવા પ્રકારે હોવી જોઇએ તે વિષેનો નિર્ણય આપ્યો છે. ૩–૩–૧ માં કહે છે કે વેદાન્તના જૂદાં જૂદાં વાકયોમાં બ્રહ્મનું અનેક રૂપે વર્ણન કર્યું છે, છતાં પણ ત્યાં સર્વત્ર બ્રહ્મનુંજ જ્ઞાન છે. જેમ પૂર્વકાણ્ડમાં શાખાભેદે કરીને જ્યોતિષ્ટોમ એક હોવા છતાં જૂદી જૂદી રીતે કરવામાં આવે છે તેમ એક બ્રહ્મનું અનેક રીતે વર્ણન કર્યું છે. ૩–૩–૨ માં અતિરાત્ર યજ્ઞનો દાખલો આપીને એ હકિકત સમજાવે છે. ૩–૩–૩ માં કહી છે કે જેમ વેદમાં જૂદી જૂદી શાખામાં તે તે શાખા પ્રમાણેજ કર્મ કરવાનું કહ્યું છે, તેથી તેમાં કહેલી રીતિથી અધિક કે ન્યૂન કરવું નહિ, તેવી રીતે રામકૃષ્ણ વગેરે ભગવાનના જે અવતારો છે તેમાંથી દરેક અધિકાર પ્રમાણે તે તે અવતારોની ઉપાસના કરવી. અને તે ઉપાસનામાં તે તે ઉપાસ્યના ધર્મોનોજ ઉપસંહાર કરવો જોઇએ. આથી રામના ઉપાસકે રામના ધર્મોનુંજ ધ્યાનાદિ કરવું. અન્ય અવતારનું નહિ. અને કૃષ્ણના ઉપાસકે કૃષ્ણના ધર્મનું જ કરવું. આમ કરવાથી બ્રહ્મનાં અનેક રૂપોમાં ભેદ આવતો નથી કારણ કે

વસ્તુતઃ તો એકજ બ્રહ્મનાં અનેક રૂપો છે પણ આત્માના કોઇપણ એકાદ રૂપમાંજ જો ચિત્તનો અભિનિવેશ થાય તોજ ભક્ત તે રૂપ સાથે તદીયત્વ પ્રાપ્ત કરી શકે. માટે દરેક પોતાના અધિકારાનુસાર ભગવાનના તે તે રૂપમાંથી એક રૂપને લેઇને તેમાંજ આસક્ત થવું અને અનન્ય ભાવથી તેને ભજવું. આવા અનન્ય ભાવથી ભજનાર ફલને શીઘ્ર પામે છે. જેઓ અનન્યભાવ રાખતા નથી અને સર્વત્ર એકજ બ્રહ્મનાં રૂપ છે માટે તમામને ઉપાસનાનો વિષય બનાવવો એમ જે કહે છે તેમની બુદ્ધિ સ્થિર થઇ શકતી નથી. આથી ભગવદ્ગીતામાં અનેક સ્થળે અનન્યભાવવાળી ભક્તિનો ઉપદેશ કર્યો છે. ચાણ્ડાળ જેવાઓ પણ જો અનન્યભાવથી ભક્તિ કરેતો તેઓ પણ ભગવાનને પ્રાપ્ત થાય છે, અને તેમને સાધુ કહેલ છે. (**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्। साधुरेव स मंतव्यः सम्यग् व्यवसितो हि सः ।** વળી ભ. ગી. ૭-૧૬ માં ચાર પ્રકારના ભકતો જણાવે છે, આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની. આમાં જ્ઞાની એ બધા ભકતોમાં ચઢી જાય છે એમ કહે છે પણ તે જ્ઞાની કેવો ? નિત્ય યુક્ત ભગવાન્‌માં જ જેના ચિત્તનો સર્વદા યોગ છે તેવો અને ' એક ભક્તિ 'વાળો—અનન્ય ભક્તિ જેનામાં સિદ્ધ થઇ છે તેવો (**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते । प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः)** ભ. ગી. ૭–૧૭ એવા જ્ઞાનીનેજ ભગવાન્ શ્લો૦ ૧૮ માં પોતાનો આત્મા જણાવે છે. અર્થાત્ પરમાત્માના વ્યાપક સ્વરૂપને ભજનાર જ્ઞાની નહિં પણ ભગવાનના અનેક સ્વરૂપોમાંથી એકજ સ્વરૂપમાં આસકત બનનાર તે ઉંચી કોટિનો છે. પછી શ્લોક ૨૧ માં કહે છે જે ભક્ત ભગવાનનાં જે જે સ્વરૂપનું સેવન કરવા માગતા હોય તેની તેમાં અવિચલ શ્રદ્ધા ઉત્પન્ન કરે છે. તે શ્રદ્ધાથી યુક્ત થઇને તે ભક્ત તે રૂપનું આરાધન કરે છે. પણ આ અનેક રૂપોમાંથી એકાદ રૂપમાં જે અનન્યભાવ દેખાડવાનો છે તેમાં પણ તે ભકતે વિવેક કરવો જોઇએ. શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે કે જેઓ અલ્પ મેધા-મંદબુદ્ધિના છે તેઓ ભગવાનના પુરુષોત્તમ સ્વરૂપને મૂકીને બીજાં રૂપોમાં અનન્યતા દેખાડે છે, આથી તેમનું ફલ નિત્ય હોતું નથી, તે ફલ અન્તવાળું હોય છે. દેવરૂપને ભજનાર દેવરૂપને મેળવે છે, અને ભગવાન્ પુરુષોત્તમને ભજનાર પુરુષોત્તમને પ્રાપ્ત થઈને તેમની સાથે રમણ કરે છે. આથી રામાદિ અવતારો એ ભગવાનના અવતાર ખરા પણ પૂર્ણરૂપ નહિ. તેઓ ગણિતાનન્દ છે. તો તેમનુ અનન્યભાવથી ભજન કરનાર અગણિતાનંદના ફલનો ભોક્તા થાય છે. આથી પુષ્ટિ ભક્તિના રસાસ્વાદની ઇચ્છા રાખનારે પુષ્ટિમાર્ગીય રસસ્વરૂપ શ્રીકૃષ્ણનું અનન્ય ભાવથી સેવન કરવું એમ શ્રીવિઠ્ઠલેશ્વરજી જણાવે છે.

**પુષ્ટિમાર્ગ અને વેદ.** તમામ અદ્વૈતમતો પોતાના મતની પુષ્ટિ માટે વેદનો આધાર લે છે. વેદ એ ભગવાનના નિઃશ્વાસ રૂપ છે. માટે જે કંઈ કથનને વેદનો ટેકો ન હોય તે આ ભારતવર્ષમાં પ્રામાણિક મનાતુ નથી. વેદનાં બે અંગો-પૂર્વ કાણ્ડ અને ઉત્તર કાણ્ડ તે બ્રાહ્મણ તથા ઉપનિષદ્ નામથી ઓળખાય છે. સામાન્ય રીતે વેદ એ શ્રુતિ તરીકે ઓળખાય છે. બાદરાયણ વ્યાસે બ્રહ્મસૂત્રોમાં બ્રહ્મ વિષે જે કંઇ કહ્યું છે તે વેદના આધારેજ છે-વેદ રૂપી સાગરનું મંથન કરીને બહાર ખેંચી આણેલાં રત્નો સમાન તે સૂત્રો છે. આથી સ્થળે સ્થળે પોતાના કથન વિષે કોઇને શંકા થશે એમ જ્યારે પોતાને લાગે છે ત્યારે 'શ્રુતેશ્ચ' એમ સૂત્ર યોજે છે. બ્રહ્મસૂત્રોના આરંભમાંજ બ્રહ્મજીજ્ઞાસાના

અધિકરણમાં બ્રહ્મમાં જીજ્ઞાસાનો વિચાર કરીને તુર્તજ તે બ્રહ્મ કેવું એવી કોઇને આકાંક્ષા થાય તો પોતે તે બ્રહ્મનું વર્ણન કરવાને તેનું લક્ષણ પછીના સૂત્રમાં બતાવે છે તે લક્ષણ પ્રમાણે બ્રહ્મ જગતનું કર્તૃ છે એમ પોતે કહે છે, અને તેના આધારમાં 'શાસ્ત્ર યોનિત્વ' નો હેતુ આપે છે. અહિંઆં શાસ્ત્ર એટલે વેદ જ સમજવાનું છે. આ રીતે બ્રહ્મનું જગત્કર્તૃત્વ પ્રતિપાદન કરવાને બાદરાયણ વેદનો આધાર લે છે. વળી તે એમજ માને છે કે વેદ એજ મુખ્ય પ્રમાણ છે. જૂદા જૂદા દર્શન શાસ્ત્રો જ્ઞાનની પ્રામાણિકતા તથા યાથાતથ્યતા સિદ્ધ કરવાને જૂદાં જૂદાં પ્રમાણોનો આશ્રય લે છે, નૈયાયિકો પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન તથા શબ્દ એમ ચાર પ્રમાણો આપે છે. મીમાંસકો આ ઉપરાંત અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ લે છે. શંકરાચાર્ય શબ્દ પ્રમાણને લે છે પણ તેને ક્વચિત્ અનુમાનથી બાધ્ય કરે છે. શબ્દ પ્રમાણ એટલે પ્રસ્થાનત્રયી–વેદ, ગીતા અને બ્રહ્મસૂત્ર. શ્રી વલ્લભાચાર્ય આ ઉપરાંત ભાગવતને પણ ઉમેરે છે. અને ચાર પ્રસ્થાન મળીને 'શબ્દ' પ્રમાણ થાય છે. આ શબ્દ પ્રમાણ એજ તેમના મતે મુખ્ય છે. આમાં વેદમાં જો વિરોધ જણાય તો ગીતાથી સમાધાન કરવું, ગીતાની શંકાનું સમાધાન બ્રહ્મસૂત્રથી, બ્રહ્મસૂત્રની શંકાનું સમાધાન વ્યાસના ભાગવતની સમાધિ ભાષાથી કરવું ( **वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैवहि समाधि भाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् उत्तरं पूर्वसंदेहवारकं परिकीर्तितम्** શંકરાચાર્ય તો બ્રહ્મસૂત્રોના અર્થ કરતી વખતે કેટલીક વખતે વેદની શ્રુતિઓને બાજૂ ઉપર મૂકી દેછે અને પોતાની કલ્પનાઓથી અર્થ કરે છે, પણ શ્રી વલ્લભાચાર્ય વેદના અક્ષરને સંપૂર્ણ વફાદારીથી અનુસરે છે. વેદનું પ્રામાણ્ય જણાવતાં અણુભાષ્ય ૧–૧–૪ માં તેઓ કહે છે **अतो निरपेक्षा एव भगवन्निःश्वासरूपवेदा एव प्रमाणम्** બ્ર. સૂ. ૨–૧–૧૧ માં જણાવે છે કે વેદની શ્રુતિઓના અર્થ કરવામાં તર્કની પ્રતિષ્ઠા નથી ( **वेदोक्तेर्थे शुष्कतर्केण प्रत्यवस्थानमयुक्तम् तर्कस्याप्रतिष्ठानात्**. વળી ૨–૧–૧૩ માં પણ કહે છે કે જેનું માહાત્મ્ય કળી શકાતું નથી એવા બ્રહ્મની બાબતમાં શ્રુતિજ કારણ છે, ( **अनवगाह्यमाहात्म्ये श्रुतिरेव शरणं नान्या वाचो युक्तिः**) વેદ એ ભગવાનનું યથાર્થ માહાત્મ્ય જણાવનાર હોવાથી તેનાં વાકયો માત્ર નહિં પણ એકએક શબ્દ, અરે એક એક અક્ષર અને માત્રા સુધાં પણ પ્રમાણ રૂપ છે. માટે વેદના અર્થ કરવાને કેટલાકો મુખ્ય વૃત્તિનો ત્યાગ કરીને લક્ષણાનો ઉપયોગ કરે છે તે બરાબર નથી. ( **वर्णाः पदानि सर्वाणि भगवद्वाचकत्वतः सर्वार्थो न्येव सर्वत्र.** તત્ત્વદીપ નિબંધમાં શ્રીવલ્લભાચાર્ય વેદને સંમત જેટલો અર્થ હોય તેટલોજ ગ્રહણ કરે છે. તે સિવાયનો અર્થ વર્જીત ગણે છે. માટે વેદનો અર્થ કરવામાં જેઓ સરળ મુખ્યાર્થનો ત્યાગ કરીને લક્ષણાનો આશ્રય કરે છે તેઓ ઘણાજ સાહસિક છે. ( **अतः स्वबुद्ध्या शास्त्रार्थं परिकल्प्य तत्रैवेदं योजयन्तो महासाहसिकाः सद्भिरुपेक्ष्याः** આ શબ્દોથી શ્રીવલ્લભાચાર્ય વેદ તરફ પોતાની સંપૂર્ણ ભક્તિભાવ દર્શાવે છે, તે વેદના અર્થ કરવામાં કદી પણ લક્ષણા કે યુક્તિનો આશ્રય કરતા નથી. જ્યારે શંકરાચાર્ય વેદને અનુસરવાનું કહે છે છતાં ઘણી વખતે વેદના અર્થ કરવામાં કાંતો લક્ષણાનો આશ્રય લે છે કે કાંતો તે અસંબદ્ધ છે એમ માનીને તર્કનો આશ્રય લે છે. જેમ સૂત્રકાર ૧–૩–૨૯ માં વેદની નિત્યતા (**अतएव च नित्यत्वम्**) જણાવે છે તેમ શ્રીવલ્લભાચાર્ય પણ વેદને નિત્યજ માને છે. શંકર બ્રહ્મસૂત્ર ઉપરના પોતાના ભાષ્યમાં

અવિદ્યા કલ્પિત ભેદની નિવૃત્તિ માટે વેદના પ્રામાણ્યને પણ બાજૂ ઉપર મૂકી દે છે. શ્રી વલ્લભાચાર્ય યત્કિંચિત્ પણ વેદના પ્રામાણ્યને શિથીલ કરતા નથી. પણ જેમ ભગવદ્‌ગીતા ૨–૪૨માં **वेदवादरताः पार्थ** ત્યાંથી આરંભીને **त्रैगुण्यविषया वेदाःनैस्त्रैगुण्यगुणोभवार्जुन** ત્યાં સુધી જેમ વેદમાંજ કેટલાકના મતે કર્મ એજ વેદનું રહસ્ય છે, એમ જે કહેવામાં આવે છે તે વિષે શ્રીવલ્લભાચાર્ય જણાવે છે કે જેઓ વેદના રહસ્યને કર્મ વિષે લે છે અથવા કેવલ જ્ઞાન વિષે લે છે તે બન્ને જણાઓ વેદના અર્થને યથાર્થ રીતે સમજી શકતા નથી. વેદરૂપી સાગરમાં અનેક રત્નો સમાયલાં છે. તેમાં કેટલાંક ઓછાં મૂલ્યનાં અને કેટલાંક ભારે મૂલ્યનાં હશે. સામાન્ય લોકની નજરે તો ઓછા મૂલ્યનાંજ રત્નો આવે છે અને તેટલાથીજ તેઓ પોતાની કૃતાર્થતા સમજે છે. માટે જેઓ કર્મવાદમાં રચ્યા પચ્યા રહે છે તેમને ઉદ્દેશીને ભગવાન્ અર્જુન પ્રતિ કહે છે કે તું એવા પ્રકારના વેદના અર્થમાં આસક્તિવાળો નથી. તારો અધિકાર એથી ઉંચો છે. તારા આત્માને કર્મનો સિદ્ધાન્ત રુચિકર થતો નથી. આમ વેદમાં જૂદા જૂદા અધિકારવાળાની દૃષ્ટિઓ મળે છે. શ્રીવલ્લભાચાર્યે તેમાં રહેલાં તત્ત્વો ઝીણવટથી તપાસ્યાં અને તે તપાસતાં એમને એમ જણાવ્યું કે વેદનો રહસ્યતમ અર્થ ભક્તિ છે. અને ભગવાનના સ્વરૂપાનંદમાં તે પરિણમે છે. સાધારણ રીતે તમામ તત્ત્વચિન્તકોએ આ વસ્તુને નિહાળવામાં ભૂલ ખાધી છે, પણ વેદનું ખરૂં રહસ્ય ઘણુંજ સૂક્ષ્મ છે. એનું વર્ણન સામાન્ય રીતે વેદ પણ કરી શકતા નથી. વેદની વાચા પણ ત્યાંથી પાછી ફરે છે. આથી તે તત્ત્વને તેઓ 'નેતિ નેતિ' કહીને જણાવે છે. આ તત્ત્વ સમજવાને ફક્ત વેદના અર્થને વળગી નહિ રહેતાં તેમાં ઉંડા ઉતરવું જોઇએ તે અર્થને બારીકાઇથી તપાસવાથીજ તે રહસ્યરૂપ અર્થ સમજાશે. માટે વેદનેજ ફક્ત વળગી નહિ રહેતાં વેદાતીત થવું જોઈએ. આ વસ્તુને સમજાવવાને ઉપમા આપતાં ભાગવત ૧–૧–૩ માં કહે છે કે ગાયત્રી એ બીજ, અને વેદ તેમાંથી ઉત્પન્ન થયેલું કલ્પવૃક્ષ, અને ભાગવત એ ફલ. તેમાંથી જે રસ નીકળે છે તે ભક્તિ. રસના ભોગવનારનું ફલ સાથે પ્રયોજન હોય છે બીજ કે ઝાડ સાથે નહિ. આસ્વાદ ફલનો જ થઈ શકે છે, બીજ કે ઝાડનું નહિ. તેજ પ્રમાણે પુષ્ટિમાર્ગીય ભક્તને તો ભગવાનના સ્વરૂપાનંદરૂપી ફલ સાથેજ પ્રયોજન હોવાથી તે વેદની શ્રુતિ વગેરેને વળગી રહેતો નથી. આ દૃષ્ટિએજ ભક્તિમાર્ગમાં જો વેદનું ગૌણત્વ હોય તો તે સમજવાનું છે, અન્યથા નહિ. અર્થાત્ ભજનાનંદ માટે વેદાસક્ત નહિ પણ વેદાતીત થાવ. વેદનું સૂક્ષ્મ રહસ્ય બારીકાઇથી અવલોકન કરતાં ભગવાનના સ્વરૂપના આનંદના ભોક્તા થવામાં છે. આ રીતે વેદની શ્રુતિઓ સમજવાથીજ જ્ઞાનનું પણ સાફલ્ય થશે.

**લીલાની નિત્યતા**
**પુષ્ટિમાર્ગીય મોક્ષ**

મુક્તજીવ મોક્ષ પ્રાપ્ત કરે છે, અર્થાત્ અક્ષરબ્રહ્મ–ગણિતાનંદમાં પ્રવેશ પામે છે. પણ ભક્તજીવ ભગવાનના સાક્ષાત્ સ્વરૂપાનંદનો અધિકારી હોવાથી ભગવાનના અત્યન્ત અનુગ્રહથી ફરીથી તેનો આવિર્ભાવ થાય છે અને **सोऽश्नुतेति सर्वान्कामान्सहब्रह्मणा विपश्चिता** એ તૈ. ૨–૧ શ્રુતિ પ્રમાણે બ્રહ્મની સાથે સર્વ પ્રકારના મનોરથો ભોગવે છે. આનું નામ પુષ્ટિમાર્ગીય મોક્ષ છે, આ વિષેનો વિચાર સૂત્રકારે અધ્યાય ૪ થાના ૪ થા પાદમાં કર્યો છે. ત્યાં પ્રથમ સંપદ્યાવિર્ભાવાધિકરણમાં જણાવ્યા પ્રમાણે ભગવાન્ સાથે કામાશન–કામનો ભોગ તેજ પુષ્ટિમાર્ગીય મોક્ષ છે એમ કહે છે. મૂળશ્રુતિમાં **सह ब्रह्मणा** એમ તૃતીયામાં 'બ્રહ્મ' શબ્દનો પ્રયોગ

કર્યો છે' આથી તે ભોગ બ્રહ્મની સાથે-માયાગુણ રહિત-વ્યાપક પૂર્ણબ્રહ્મની સાથેજ છે પણ ભગવાન્ તે જીવને મુખ્યતાથી ભોગ કરાવે છે અને પોતે તેમાં ગૌણ બની જાય છે. ત્યાર પછી બ્રાહ્માધિકરણમાં એવી શંકા ઉઠાવવામાં આવી છે કે બ્રહ્મની સાથે ભોગ ભોગવવાને જીવનો પુનરાવિર્ભાવ થાય છે તો તે જીવને શરીર હશે કે નહિ? અને શરીર હોય તો કેવું? આનો ઉત્તર પ્રથમ જૂદા જૂદાના મતે આપે છે. અને ૪-૪-૫ માં જૈમિનિનો મત આપ્યો છે. તે કહે છે કે બ્રહ્મ સંબન્ધથી સચ્ચિદાનન્દાત્મક શરીરવાળા બ્રહ્મસાથે સર્વ કામનાઓ ભોગવે છે. ૪-૪-૬ માં ઔડુલોમિનો મત આપ્યો છે. તેમના મતે ચિદ્રૂપ બ્રહ્મમાં ચિન્માત્રરૂપથી તે કામ ભોગવે છે. અલૌકિક દેહ તથા ઇન્દ્રિયોથી નહિ. પણ ૪-૪-૭ માં બાદરાયણ પોતાનો મત આપીને કહે છે કે જીવને કામ ભોગ છે એવું શ્રુતિ કહે છે તેથી તેને શરીર અવશ્ય છે કારણકે શરીરાદિ વગર ભોગ સંભવે નહિ, પણ તે શરીરાદિ અલૌકિક છે. બાદરિનો એવો મત છે કે મોક્ષદશામાં દેહ હોઇ શકે જ નહિ. ( ૪-૪-૧૦ ) આથી કામનો ભોગ કરવાનું જે શ્રુતિ કહે છે ત્યાં કામભોગ એ મોક્ષ નથી, પણ જૈમિનિ એમ માને છે કે મોક્ષમાં દેહ પણ હોય છે. ( ૪-૪-૧૧ ) બાદરાયણ આ બન્ને મતોનું સમાધાન ૪-૪-૧૨ માં કરે છે અને કહે છે કે તે બન્નેના મતો ખરા છે. અર્થાત્ એક રીતે ભગવાન્ સાથે કામભોગ દશામાં જીવને દેહ નથી પણ ખરો અને છે પણ ખરો. નથી તે એટલા માટે કે પ્રાકૃતજનોના દેહ તથા ઇન્દ્રિયોની માફક મુક્ત જીવને દેહાદિ હોતાં નહીં; પણ તે અલૌકિક છે, કારણ કે શ્રુતિ તે જીવનો ભોગ જણાવે છે અને ભોગને માટે દેહાદિ હોવાં જોઇએ. આ દેહાદિ લૌકિક હોઇ શકે નહિ, માટે અલૌકિકજ તે છે. માટે આ રીતે દેહાદિ નથી. જેમ દ્વાદશરાત્ર એ યાગ નથી તેમ સત્રરૂપ છે તેમ આ અલૌકિક દેહાદિ તે દેહાદિ નથી, તેમ છે એમ બન્ને અર્થ આપણે સમજી શકીએ. ( ૪-૪-૧૨ ) અધિ. ૩ માં કહે છે કે જેમ સ્વપ્નમાં નિદ્રાથી મોહ પામેલ પુરુષ અવિદ્યમાન પદાર્થોનેજ જુએ છે તેમ શ્રી કૃષ્ણાદિ અવતારમાં અવિદ્યમાનજ બાલ્યાદિ અવસ્થાદિને ભગવાનથી મોહ પામેલા અસુરો જુએ છે. પણ જેમ જાગ્રત્ અવસ્થાનું જ્ઞાન સત્યવિષયવાળું છે તેમ ખરી રીતે અપ્રાકૃત લીલાનું દર્શન તે પણ સત્ય વિષયવાળું છે. ભક્તોની સાથે ભગવાનની લીલા અપ્રાકૃતજ જણાય છે. માત્ર અસુરો તે લીલાને પ્રાકૃત માને છે. અધિ. ૪ માં કહે છે કે ભગવાન્ સાથે ભક્ત જે ભોગ કરે છે તે ભક્તના સામર્થ્યથી નહિ પણ પ્રદીપની માફક ભગવાનના આવેશથી. જેમ પ્રદીપ (દીવો) તેલમાં આવેલી દીવેટને પ્રકાશયુક્ત કરીને પોતાના સમાન બનાવે છે તેમ ભગવાન્ પણ ફલનું દાન કરવાને ભક્તથી સંબન્ધવાળા થઇને તેને પોતાની સમાન કરે છે. કેટલાક ભોગશ્રુતિને સુષુપ્તિ વિષયક કહે છે પણ સૂત્રકાર ૪-૪-૧૬ માં જણાવે છે કે તે સુષુપ્તિ વિષયક નથી. તે શ્રુતિ બ્રહ્મસંપત્તિરૂપ પુષ્ટિમાર્ગીય મોક્ષ વિષયક છે. અધિ. ૫ માં સૂ. ૯ માં કહે છે કે ભગવાન્ સાથેનો ભોગ તે લૌકિક વ્યાપારથી રહિત છે. ત્યાં લૌકિક વ્યાપારજ નથી. કારણ કે પ્રકરણ અલૌકિકનું છે, અને લૌકિક વ્યાપાર પ્રકૃતિ કાલદિથી અતીત હોવાથી ત્યાં લૌકિકનો અર્થજ નથી. ભગવાનની ભક્ત સાથેની લીલા નિત્ય છે. તેમાં શ્રુતિ તથા સ્મૃતિનાં અનેક પ્રમાણ મળી આવે છે" **ता वां वास्तून्युष्मसि** ( આ. સં. ૨-૨-૨૪) તેમ તૈત્તિરીયકમાં **તે તે धामान्युष्मसि** એ મંત્રમાં ભગવાનનું સ્થાન શ્રી ગોકુલ '**अवभाति**' પ્રકાશે છે એમ વેદ કહે છે. આ પ્રમાણે વર્તમાનકાલમાં પ્રયોગ

કરે છે, તેથી તે લીલાનું સ્થાન શ્રીગોકુલ પણ નિત્ય છે એમ સિદ્ધ થાય છે **तद्विष्णोः परमंपदं** અને **विष्णोः कर्माणि पश्यत** ( તૈ. સં. ૧-૩-૬ ) આ શ્રુતિ સૂરિ કહેતાં ભક્તો ભગવાનનાં લીલાનાં સ્થાનનું નિત્ય દર્શન કરે છે એમ જણાવે છે. **दिवीव चक्षुराततम** એ દૃષ્ટાન્તથી બીજાઓ કેમ તે જોઈ શકતા નથી એવી શંકાનો ઉત્તર આપે છે કે સ્વર્ગમાં માત્ર સુખજ છે. તે સ્વર્ગમાં રહેનાર જ જોઈ શકે છે. બીજા કોઇ જોઇ શકતા નથી. તે પ્રમાણે આ પણ માત્ર ભક્તોજ જોઇ શકે છે. **तद्विप्रासो विपण्यवः** અને **अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं** એ શ્રુતિઓ પણ બ્રહ્મના પુર-લીલાના સ્થાનને જરા અર્થાત્ નાશ રહિત જણાવે છે. બૃહદ્વામનપુરાણમાં ભૃગુ વગેરેને બ્રહ્મા વ્યાપિ વૈકુણ્ઠનામના બ્રહ્માનંદમય નિર્ગુણ લોકનું વર્ણન કરે છે. આ ઉપરાંત ક. ૧-૨-૯, શ્વે. ૬-૮, અ. ભા. બી. ૫-૧૨, ભા. ૬-૯ ૬૬, નાં પ્રમાણોથી ભગવાનની લીલા તથા લીલાનાં સ્થાનો સઘળાં નિત્ય છે. ભગવાનના સ્વરૂપાનંદનો ભોગ તેનું નામ લીલા છે. પુષ્ટિભક્તોજ અધિકારી છે.

ઉપર પ્રમાણે શ્રીવલ્લભાચાર્યના મતે શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતો છે. કેટલાંક એમ માને છે કે શંકરાચાર્ય જેટલા તત્ત્વજ્ઞાની હતા તેટલા રામાનુજ કે શ્રીવલ્લભાચાર્ય ન હોતા. આ કથન પક્ષપાત ભરેલું છે. શ્રી વલ્લભાચાર્યનું તત્ત્વજ્ઞાન ગહન, સરળ અને રસિક છે. તેમણે તત્ત્વજ્ઞાનને કેવલ ભાવનાનો વિષય ન રાખ્યો પણ જીવનમાં તેને કેમ ઉતારી શકાય તેવી રીતિ સમજાવ્યું. રામાનુજાચાર્યે તે વિષેનો પ્રયત્ન કર્યો હતો પણ તે સંપૂર્ણ ફલપ્રદ બન્યા ન હોતા. શંકરના મતે જીવનું ધ્યેય જ્ઞાન ખરું પણ તે જ્ઞાન કૃતિનો વિષય નહિ પણ જીવનજ કૃતિમય હોય તો પછી જ્ઞાન કૃતિનો વિષય કેમ ન બને ? શંકરનું જ્ઞાન એટલે દૂરથી વૃક્ષના ફળને જોઈને રાજી થવાનું એટલુંજ. તે ફળની નિકટ જઇને આસ્વાદ લેવાનું તેમના મતે અશક્ય કારણ કે તે જ્ઞાનને નથી રૂપ કે રંગ, તેમ તે નથી થતું દૃષ્ટિને ગોચર તો પછી તેનો અનુભવ અસંભવિત જ ને ? જીવનનાં બે પાસાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ. તે શંકરના મતે એક બીજાથી ઢાલની બે બાજુની માફક નિરાળાં રહી જાય છે. રામાનુજ અને પછીના આચાર્યોએ જીવનનાં આ પાસાં વસ્તુતઃ એકજ છે એમ જણાવવાને વેદાન્તને જૂદી રીતે વિચાર્યું. તેમને જીવનને જ્ઞાનમય કે કર્મમય એવા વિભાગોમાં વિભક્ત કરવાનું રુચ્યું નહિ. જીવનમાં જ્ઞાન અને કર્મની વચ્ચે જણાતા વિરોધને તેમણે દૂર કરીને જ્ઞાનની ઉપયુક્તતા જણાવી. શ્રીવલ્લભાચાર્યે આ જ્ઞાન અને કર્મનો સમન્વય કર્યો ખરો પણ તેટલાથી જ જીવનનું ઉચ્ચનિશાન સધાતું નથી એમ સમજીને તેમણે આ બે ખાનામાં રસિકતાને દાખલ કરી. શંકરાચાર્યનું તત્ત્વજ્ઞાન એટલે હવામાંના કિલ્લા. જેમ એ કિલ્લાનું કોઇ પણ અધિષ્ઠાન ન મળે તેમ તે જ્ઞાનનું પણ ન મળે. એ જ્ઞાનના જાણનાર જ્ઞાની એ નહિ તેમ તેને જાણવાનો જ્ઞેય પદાર્થ નથી. જ્ઞાતા અને જ્ઞેય સિવાયનું ફક્ત જ્ઞાનજ. તેમ તે નહિ કૃતિનો વિષય અર્થાત્ કૃતિથી ગ્રહણ કરવા જાય તો તે જ્ઞાન ગ્રહણજ ન થાય, તે મિથ્યા થઈ જાય, આ જ્ઞાન એક રીતે ખપુષ્પજ. ખપુષ્પનું જેમ અસ્તિત્વ નથી તેમ તેનું વર્ણન થઇ શકતું નથી. તેવીજ રીતે આ જ્ઞાનમાં જ્ઞાતા અને જ્ઞેય નહિ હોવાથી નિર્વિકલ્પક રૂપે અસ્તિત્વ શૂન્ય છે, અને તેથી તેનું વર્ણન પણ અશક્ય છે. ખપુષ્પ પ્રયત્ન કરીને કોઈ લેવા જાય તો પણ હાથમાં આવે નહિ તેમ આ જ્ઞાન પુરુષ કૃતિથી મેળવવા કોઇ જાય તો તે પ્રાપ્ત થતું નથી. આવું શંકરાચાર્યનું જ્ઞાન છે. સમગ્ર શંકરાચાર્યના વેદાન્તનો આ સાર છે. રામાનુજે શંકરા-

ચાર્યના જ્ઞાનને સમજવાનો પ્રયાસ કર્યો પણ તેમને તે જ્ઞાન ખપુષ્પ જણાવ્યું. એટલું જ નહિ પણ જીવનનાં જ્ઞાન અને કર્મના પાસામાં શંકરાચાર્યે દેખાડેલો વિરોધ તેમને પસંદ પડયો નહિ. માટે તેમને શંકરના મતની સમીક્ષા નવેસરથી કરવી પડી અને ઔપનિષદ જ્ઞાન કેવું હોવું જોઇએ તે વિષે પોતાના વિચારો ભાષ્યમાં પ્રકટ કર્યા. તેમના મતે ઔપનિષદ જ્ઞાન જો જીવનને ઉપયુક્ત ન થાય તો તે નિરર્થક છે. તેનું કંઈ પણ મૂલ્ય થતું નથી. જે જ્ઞાન કૃતિનું વિષય ન હોય, જે જીવનમાં આચરી શકાય નહિ તે જ્ઞાનનો ઉપયોગ શો ? પણ ઔપનિષદ જ્ઞાન તેવું નથી. વેદકાળના દ્રષ્ટા મુનિઓએ જે જે વિચારો દર્શાવ્યા છે તે જીવનમાં આચરી શકાય તેવા તથા ઉપયુક્ત જ છે, પણ વેદકાલની જ્ઞાનદૃષ્ટિ કર્મદૃષ્ટિના અતિરેકથી એટલી બધી ઢંકાઇ ગયી હતી કે તેથી તે કર્મદૃષ્ટિએ કેટલાક અનર્થો પણ ઉત્પન્ન કરેલા તેથી ગૌતમબુદ્ધે વેદને નિન્દવા માંડયું. શંકરાચાર્યે આ સમયે બ્રાહ્મણ ધર્મનું પુનઃરક્ષણ કરવાને માટે કટિબદ્ધ થઇને વેદનિન્દકોનો પરાજય કર્યો, પણ આ પરાજય કરવાના ઉત્સાહમાં તેમણે વેદની કર્મદૃષ્ટિને તદ્દન વિસારી મૂકી. આથી શાંકર વેદાન્ત તેટલા પૂરતું ખામીવાળુ છે. આ ખામી દૂર કરવાનું પ્રથમ માન રામાનુજાચાર્યને છે, રામાનુજે જ્ઞાન અને કર્મનો સમન્વય કર્યો—જ્ઞાનદૃષ્ટિ અને કર્મદૃષ્ટિ બન્નેનું પરસ્પર સાહચર્ય કરાવીને શંકરાચાર્યે ઔપનિષદ જ્ઞાનને 'ખપુષ્પ' સમાન જે જણાવેલું તેને બદલે તે ખરૂં પુષ્પ છે એમ કહ્યું. આથી રામાનુજનું વેદાન્ત નિષ્પક્ષપાતી તત્ત્વચિન્તકોમાં શાંકરવેદાન્ત કરતાં વધારે ઉંચુ છે. આમ છતાં તે પુષ્પ સૌરભશૂન્ય હોવાથી ઘણાઓને તે આકર્ષી શકયું નહિ. પુષ્પ ખરૂં પણ સૌરભશૂન્ય. શ્રીવલ્લભાચાર્યને વિચાર કરતાં જણાયું કે ઔપનિષદ જ્ઞાન તે સૌરભશૂન્ય પુષ્પ નથી, પણ સૌરભવાળું છે; અને તેમણે તે રીતે તેમના ભાષ્યમાં જાહેર કર્યું. જ્ઞાન અને કર્મનો મેળ કરવાથીજ ફકત જીવનની સિદ્ધિ નથી પણ તે સાથે સાથે તેમાં રસિકતા હોવી જોઈએ. ઔપનિષદ જ્ઞાન તે શુષ્ક જ્ઞાન નથી પણ રસિક છે, અને તે આચારમાં ઉતારી શકાય તેવું પણ છે. આ સિદ્ધાન્તનો ઉદ્ઘોષ તેમણે કર્યો અને તે પુષ્પની સૌરભ લેવાને બધાને જણાવ્યું. વેદાન્ત-તત્ત્વજ્ઞાનનો આ રીતે અર્થ વ્યકત કરવો તે સહેલું નથી. સાધારણ રીતે વેદાન્તની ઋચાઓને ઉપર ઉપર જોઈ જવાથી તે અર્થ તારવી શકાતો નથી. ફુલની અંદર સૌરભ છે તે હકિકત તો ફુલના સુંઘનારા કહી શકશે. પણ તેમાં રસ છે તે કોઈ પણ કહી શકશે નહિ. છતાં આપણે જોઇએ છીએ કે મધુમક્ષિકાઓ ફુલમાંથી રસ ખેંચીને મધપૂડો બનાવે છે. રસના મર્મજ્ઞ જ રસને જાણી શકે છે. તેજ પ્રમાણે ઔપનિષદ તત્ત્વજ્ઞાનમાં રસ ભરેલો છે તે ઉપર ઉપરથી તેને અવલોકનાર કદી પણ જાણી શકે નહિ. શ્રીવલ્લભાચાર્ય સૂક્ષ્મ અવલોકન પછીથીજ આ તત્ત્વજ્ઞાનમાં રહેલી રસદૃષ્ટિને બહાર ખેંચી શકયા છે અને તે તેમણે પ્રકટ કરી છે. આ રીતે શંકરાચાર્ય, રામાનુજ તથા શ્રીવલ્લભાચાર્યના તત્ત્વજ્ઞાનને સમજવાથી રામાનુજનું તત્ત્વજ્ઞાન શંકરાચાર્યના તત્ત્વજ્ઞાન કરતું ઉચ્ચ પ્રકારનું, અને વલ્લભાચાર્યનું તેથી પણ ઉચ્ચ પ્રકારનું જણાશે. શંકરનું તત્ત્વજ્ઞાન વિશેષ પ્રસિદ્ધિ પામવાનું કારણ કે જગતને અન્ય ભાષ્યોનું અધ્યયન કરવાની હજુ તક મળી નથી. વળી આપણા દેશમાં તથા પરદેશમાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવામાં આવે છે તે આ દેશમાં યૂરોપીય પંડિતોએ આવીને જે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરીને તેના પરિણામે જે પુસ્તકો રચ્યાં તેને અનુસરીને છે. આ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ જે અરસામાં થતો હતો તે સમયે શંકરતત્ત્વજ્ઞાનજ

મુખ્યત્વે જાણીતું હતું. રામાનુજભાષ્ય જેન કે થોડું ઘણું પ્રચાર પામેલું પણ શ્રીવાલ્લભભાષ્ય હસ્ત લીખિત પુસ્તકોના બંધનમાંથી છૂટીને યંત્રદ્વારા અજવાળામાં આવેલું નહિ. આથી શાંકરવેદાન્તના અભ્યાસથી રંગાયલી દષ્ટિવાળાઓને શ્રીવાલ્લભ તત્ત્વજ્ઞાનની ઉચ્ચતા ન જણાય તે સ્વાભાવિક છે. પુષ્પનાં સૌન્દર્ય તથા મધુરતા કોઇ દ્રષ્ટાને ન જણાય તો તેથી તે પુષ્પનો દોષ નથી પણ દ્રષ્ટાનો છે.

એક ભાઈ કેવલાદ્વૈતની ઉપયુક્તતા જણાવતાં તેનેજ સામાજીક, રાષ્ટ્રિય તથા બીજી કોઈ પણ જાતની ઉન્નતિનું કારણ કહે છે. આ કથનમાં માત્ર અતિશયોક્તિ સિવાય બીજું કશું નથી. હા. વેદાન્તનો અભ્યાસ જીવનને ઉપયુક્ત થાય છે, પણ તે કેવી રીતે ? તેના જ્ઞાનને અગોચર, અગમ્ય કહેવાથી નહિ, પણ જીવનમાં આચરી શકાય એવું જણાવવાથી. શાંકર વેદાન્તનું જ્ઞાન જીવનમાં આચરી શકાય તેમ નથી તેથી તે પ્રવૃત્તિમય જીવનમાં કોઇ પણ રીતે ઉપયુક્ત નથી. સમાજ, રાષ્ટ્ર, ધર્મ, કેળવણી વગેરે વિષયો ગૃહસ્થાશ્રમીઓના જ છે. શાંકર તત્ત્વજ્ઞાનનો લાભ સંન્યાસીઓને જ મળે છે, કે જેઓ પ્રવૃત્તિમય જીવનથી તદ્દન અલગ છે એટલું જ નહિ પણ તેના તે વિરોધી છે. તો પછી સંન્યાસીને માટેનું જે જ્ઞાન છે ( કેવલાદ્વૈત ) છે તે ગૃહસ્થાશ્રમીઓને શી રીતે ઉપયુક્ત થઈ શકે ? હા, ભૂપૃષ્ઠ ઉપર વસતી તમામ માનવ જાતિમાં પરસ્પર બન્ધુતા અને સમતાનો ભાવ જાગે તે માટે અદ્વૈત જ્ઞાનની જરૂર છે. પણ તે શંકરાચાર્યના કેવલાદ્વૈતથી નહિ, કારણ કે કેવલાદ્વૈત જગતને મિથ્યા કહે છે. જો જગત્ મિથ્યા હોય તો પછી તેમાં કરાતી સામાજીક, કે રાષ્ટ્રીય ઉન્નતિના તથા પરસ્પર બન્ધુતા માટેના પ્રયત્નો પણ મિથ્યા જ ને ! એવી મિથ્યા પ્રવૃત્તિથી કંઈ પણ શ્રેય સાધી શકાય નહિ. આ રીતે જો વેદાન્ત જ્ઞાનને ઉન્નતિના સાધનમાં ઉપયુક્ત કરવા માંગીએ તો તે કોઈ પણ રીતે ઉપયુક્ત થાય તેવું નથી. ફક્ત રામાનુજનું વિશિષ્ટાદ્વૈત કંઇક અંશે, અને શ્રીવલ્લભાચાર્ય શુદ્ધાદ્વૈત સંપૂર્ણ રીતે ઉપયુક્ત થાય છે. એટલે જો શુદ્ધાદ્વૈતની દષ્ટિથી વેદાન્તનો અભ્યાસ વધુ પ્રમાણમાં થાય અને તેમાં જણાવેલી જ્ઞાન તથા કર્મની સાથે રસિકતા (ભકિત) ના આદેશને જનતા ઝીલતી થાય તો જગતની ઉન્નતિ દુઃસાધ્ય નથી. શ્રીવલ્લભાચાર્ય શંકરની માફક કેવલ જ્ઞાનને નહિ તેમ રામાનુજની માફક જ્ઞાન તથા કર્મને નહિ પણ આ બે ઉપરાંત ભક્તિને સ્વીકારે છે. કર્મ એટલે જીવનનું આધિભૌતિક પાસુ જ્ઞાન એ આધ્યાત્મિક અને ભક્તિ આધિદૈવિક, અત્યારના જડવાદીઓ સમજે છે તે પ્રમાણે જીવન કેવલ આધિભૌતિક નથી, પણ તે આધ્યાત્મિક પણ છે. આ ઉપરાંત તે આધિદૈવિક છે. આથી ઔપનિષદ તત્ત્વ ત્રણ દષ્ટિનો ઉપદેશ આપે છે. એ ત્રણ તારથીજ જીવનરૂપી વસ્ત્ર વણાયલું છે. કર્મ અને જ્ઞાન પટને વણે છે, જ્યારે ભક્તિ તેમાં સુંદર રંગ અગર ચિત્ર પૂરે છે. સુંદર રંગ અગર ચિત્ર માટે પટનું અધિષ્ઠાન જોઇએજ. આ અધિષ્ઠાન કર્મ અને જ્ઞાનનું બનેલું છે. શુદ્ધાદ્વૈતમાં તમામ જીવોને બ્રહ્મના અંશ માનવામાં આવેલ છે તથા જગતને પણ બ્રહ્મનું અંશ કહેલ છે. આથી જગત્પરના વસતા તમામ જીવો એ બ્રહ્મના અંશ હોવાથી તેમનામાં ઉચ્ચનીચના કોઈ પણ ભેદો કલ્પવા એ ખોટું છે. જ્યાં સુધી આપણે આ ભેદો જોઇએ છીએ ત્યાં સુધી આપણે અજ્ઞાનમાંજ છીએ. આ પ્રકારનો શુદ્ધાદ્વૈતનો ઉપદેશ છે. અને તેજ દુનિઆભરમાં રાજા અને પ્રજા, શેઠ અને નોકરો, પુરુષ તથા સ્ત્રીઓ વગેરે સ્થળે જે ભેદો જોવામાં આવે છે તેને દૂર કરવામાં ઉપયુક્ત થાય છે. શુદ્ધાદ્વૈતના ખરા જ્ઞાનનો પ્રચારજ આપણા જીવનમાં સમતા લાવશે.

હવે અન્ય ભાષ્યકારોના મતે શંકરાચાર્યેવા બ્રહ્મસૂત્ર ઉપરના ભાષ્યમાં કયાં કયાં સ્ખલનો છે તેનો નિર્દેશ નીચે પ્રમાણે જણાવીને આ લેખ સમાપ્ત કરીશું.

(૧) બ્ર. સૂ. ૧–૧–૧ ના જીજ્ઞાસાધિકરણના સૂત્રમાં **अथ** નો શબ્દ આનંતર્યવાચક છે એમ કહીને સાધન ચતુષ્ટયી પછી જ બ્રહ્મ જીજ્ઞાસા ઉદય પામે છે એમ શંકરાચાર્ય કહે છે. આ અર્થ બરાબર નથી. શમદમાદિ સાધન સંપતનો ઉદય બ્રહ્મજીજ્ઞાસા થયા પછી હોય છે. જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારેજ તેનો ઉદય હોય છે તે પૂર્વે નહિ; અને શંકરાચાર્ય તેને બ્રહ્મજીજ્ઞાસાની પૂર્વે મૂકે છે. તેથી સાધનસંપત્ પછી એવો અર્થ સૂચવવાને 'અથ' શબ્દ પ્રયોજી શકાય નહિ.

(૨) ૧–૧–૨ ના સૂત્રને **जन्माद्यस्य यतः** તથા **शास्त्रयोनित्वात्** એવા બે વિભાગમાં શંકરે વહેંચી નાખ્યું છે. તે પણ બરાબર નથી. તેમ **शास्त्रयोनित्वात्** નો અર્થ શાસ્ત્રમાં પણ બ્રહ્મને કારણ કહ્યું છે એમ સ્પષ્ટ હોવા છતાં શંકર એવો અર્થ કરે છે કે શાસ્ત્રનું યોનિ બ્રહ્મ છે અર્થાત્ શાસ્ત્રનું પણ પ્રમાણ છે કે બ્રહ્મ સર્વજ્ઞરૂપે છે. જન્માદ્યધિકરણમાં સૂત્રકાર બ્રહ્મને જગત્ કર્તૃ જણાવે છે. જીજ્ઞાસાધિકરણમાં જે બ્રહ્મને જીજ્ઞાસ્ય કહેલ છે તેનું લક્ષણ આપવાને સૂત્રકારે પછીનું જન્માદ્યધિકરણ યોજ્યું છે, અને તેમાં બ્રહ્મને જગતની ઉત્પત્તિ વગેરેનું કારણ કહે છે, એટલું જ નહિ પણ વેદમાં તે કારણતા જણાવેલી છે એમ કહે છે. તેથી શંકરાચાર્યે એ સૂત્રમાં કરેલો અર્થ બરાબર નથી.

(૩) ૧–૧–૩ માં બ્રહ્મને સમવાયિ કારણ કહેલ છે. કારણ કે સમન્વય કરેલો છે તેથી અસ્તિ, ભાતિ, પ્રિયત્વ તથા સત્, ચિત્, અને આનંદના ધર્મથી તેની સમ્યક્ અનુવૃત્તિ છે તેથી. આથી બ્રહ્મ એ સમવાયિ કારણ છે. શંકરાચાર્ય આ અર્થને બદલે સર્વજ્ઞતા, સર્વ શકિતમત્તા, તથા જગતની ઉત્પત્તિ સ્થિતિ વગેરેના કારણરૂપ બ્રહ્મ વેદાંતશાસ્ત્રની સહાયથી જાણી શકાય છે આમ અર્થ કરે છે.

(૪) ૧–૧–૪ માં ઇક્ષણકર્તૃ બ્રહ્મનું પ્રતિપાદન કરવાને યોજાયેલું છે છતાં શંકર તેને સાંખ્યના પ્રધાનનો નિરાસ કરવાને લે છે.

(૫) આનંદમયાધિકરણમાં પ્રથમ બ્રહ્મને પોતે આનંદમય કહે છે, તેમ તે (બ્રહ્મ) આત્માથી ભિન્ન નથી એમ પણ જણાવે છે. પણ તેના ઉપસંહારમાં કહે છે કે 'અહિં સર્વ વિકારના સમૂહરૂપ આનંદમયના કારણરૂપે બ્રહ્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે...માટે બ્રહ્મ જે કારણરૂપ છે તેના વિકારરૂપી આનંદમયના અવયવો મુખ્ય અર્થરૂપે ગ્રહણ કરવા નહિ, આ અર્થ બરાબર નથી.

(૬) અન્તસ્તદ્ધર્માધિકરણથી તે પ્રથમ અધ્યાયના તૃતીયપાદના લગભગ અન્ત સુધી બ્રહ્મના ધર્મોનું પ્રતિપાદન કરનાર સૂત્રોને ગૌણ બ્રહ્મ પરત્વે યોજીને મુખ્યબ્રહ્મ તથા ગૌણ-બ્રહ્મ એવા બે વિભાગો જે શંકરાચાર્યે કલ્પ્યા છે તે સત્ય નથી.

(૭) ૧–૪-૧ માં સાંખ્યના પ્રધાનનો નિરાસ કરતી વખતે ૧–૪–૨ માં સૂક્ષ્મ શબ્દનો અર્થ અવ્યક્ત બ્રહ્મ ભગવત્કૃપા અગર અક્ષર બ્રહ્મને બદલે સૂક્ષ્મ શરીર કરે છે તે પણ બરાબર નથી.

(૮) ૧–૪–૨૬ માં બ્રહ્મને પ્રકૃતિરૂપે જણાવે છે તે બરાબર છે પણ ત્યાં 'પરિણામ'નો અર્થ વિકાર કરે છે તે ખોટો છે. આથી ભાષ્યમાં પોતે જે એમ લખે છે કે "જો કે

આત્મા પોતે પૂર્વે સિદ્ધ છે છતાં તે વિશેષ વિકાર વાચક થવાથી, જગતરૂપે પરિણામને અર્થાત્ વિકારને પ્રાપ્ત થયો છે. આ ખોટું છે.

(૯) બીજા અધ્યાયના પ્રથમપાદની ભૂમિકાના આરંભમાં નીચે પ્રમાણે કહે છે 'ઉત્પત્તિના કારણરૂપે સર્વજ્ઞ સર્વેશ્વર છે. જેમકે ઘટ તથા માળા આદિનાં મૃતિકા તથા સુવર્ણ આદિ કારણરૂપે છે. પરમેશ્વર જ ઉત્પન્ન થયેલા જગતની સ્થિતિ વા કારણરૂપે નિયામકપણાથી રહેલા છે. વળી તેજ પરમાત્મા વિસ્તૃત જગતનો પોતામાં ઉપસંહાર કરવાના કારણરૂપે છે. આ કથન યુક્ત હોવા છતાં તે પરમેશ્વરને ગૌણ બ્રહ્મ ગણીને મુખ્યબ્રહ્મ એથી જૂદું છે એમ જે જણાવે છે તે ખોટું છે.

(૧૦) ૨-૨-૧૪માં વિકાર કેવલ નામમાત્ર હોવાથી મિથ્યા છે એમ અર્થ કરીને જગતનું મિથ્યાત્વ જે જણાવે છે તે તથા તે સર્વજ્ઞ સ્વરૂપને પોતાનેજ અવિદ્યાવાચક નામ, રૂપ તથા બીજરૂપે વિસ્તાર પામવાની ઇચ્છા હોય છે × × આ નામ તથા રૂપ તત્વથી ભિન્ન હોવાને લીધે અનિર્વચનીય રૂપે છે. × વગેરે જે કહ્યું છે તે ખોટું છે.

(૧૧) ૨-૧-૨૭ માં બ્રહ્મનું જગતકર્તૃત્વ તથા અનિર્વચનીયત્વ સૂત્રકારે શ્રુત્યનુસાર જણાવેલું હોવા છતાં શંકર તે કર્તૃત્વ અવિદ્યાથી જણાવે છે તે ખોટું છે.

(૧૨) ૨-૧-૧૩ માં ભોક્તા અને ભોગ્ય અનન્ય હોવા છતાં અને બ્રહ્મ ઉભયનું કારણ છતાં ભોક્તા ભોગ્ય બનતો નથી અને ભોગ્ય ભોક્તા બનતો નથી એમ સૂત્રકાર જણાવે છે. તો પણ શંકર પ્રથમ આ અર્થ જણાવીને છેવટે એમ કહે છે કે જેમ આકાશનો ઘટાદિ ઉપાધિના નિમિત્તથી જેમ વિભાગ છે તેમ કાર્યમાં અનુપ્રવિષ્ટનો પણ ઉપાધિના નિમિત્તથી વિભાગ છે. આથી પરમ કારણબ્રહ્મની અનન્યતા હોવા છતાં પણ ભોક્તા અને ભોગ્યનો વિભાગ હોય છે. આ કથન અયુક્ત છે.

(૧૩) ૨-૧-૩૦/૩૧ માં બ્રહ્મ સર્વ શકિતથી યુક્ત છે તેમ તે જોકે કારણથી રહિત છે છતાં જગતને સર્જે છે એ અર્થ છે. છતાં શંકરાચાર્ય એમ કહે છે કે જેનામાં સર્વ વિશેષોનો પ્રતિષેધ કર્યો છે એવા બ્રહ્મમાં સર્વશકિતનો જે સંયોગ જોવામાં આવે છે તે પણ અવિદ્યાથી કલ્પાયલા ભેદના ઉપન્યાસથી છે. આ સૂત્રકારના આશયથી તદ્દન વિરુદ્ધ છે.

(૧૪) ૨-૧-૩૩ નું સૂત્ર ( **लोकवत्तु लीलाकैवल्यम्** ) જો કે સૂત્રકારના આશયને અનુસરીને શંકર સમજાવે છે તો પણ પાછળથી ગુલાંટ ખાઈને એમ કહે છે કે આ સૃષ્ટિ પરમાર્થરૂપ નથી, કારણ કે અવિદ્યાથી કલ્પિત નામરૂપના વ્યવહારને તે ગોચર છે તેથી."આ કથન બંધ બેસતું નથી.

(૧૫) બ્રહ્મના વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય, જીવાત્મા તથા પરમાત્માનું કર્તૃત્વ તે બધાં અવિદ્યાથી છે; અને અવિદ્યાની નિવૃત્તિ થતાં વૈષમ્યાદિની પણ નિવૃત્તિ થશે. આ અર્થ સૂત્રકારને સંમત નથી.

(૧૬) ૨-૩-૧૯ થી ૨-૩-૨૮ સુધીનાં સૂત્રોને જીવના સ્વરૂપ વિષેના પૂર્વપક્ષપરત્વે શંકર યોજે છે તે બરાબર નથી.

(૧૭) જીવ વિષેનાં સૂત્રો સમજાવતાં ૨-૩-૧૮ માં "જ્ઞ"નો અર્થ જ્ઞાતા હોવા છતાં શંકર તેને "જ્ઞાન-ચૈતન્ય"ના અર્થમાં લે છે અને જીવાત્માને ચૈતન્યસ્વરૂપજ જ્ઞાતા નહિ એમ જણાવવાનો પ્રયત્ન કરે છે તે બરાબર નથી.

(૧૮) ૨-૩-૨૯ માં જીવના વિભુત્વને જણાવવાને તેને સિદ્ધાન્ત સૂત્ર તરીકે લેઇને તેની પહેલાંના સૂત્રોમાં જે પૂર્વપક્ષ જણાવ્યો તેના અર્થ રૂપે તે છે એમ જે કહે છે તે અર્થ ખોટો છે.

(૧૯) ૨-૩-૩૩ થી ૩૯ સુધીનાં સૂત્રોમાં સૂત્રકાર જીવનું કર્તૃત્વ જણાવે છે પણ શંકરાચાર્ય તે અવિદ્યાથી છે એવો અર્થ કરે છે. આ અર્થ ખરો નથી. આથી ૨-૩-૪૦ માં જીવાત્માના કર્તૃત્વને ઉપાધિનિમિત્ત કહે છે તે પણ ખોટું છે.

(૨૦) ૨-૩-૪૧/૪૨ માં સૂત્રકાર જીવાત્માનું કર્તૃત્વ બ્રહ્મથી પ્રાપ્ત થાય છે એમ કહે છે, પણ શંકર તેને બદલે ઉપાધિ તે છે એમ જણાવે છે. આ અર્થ ખોટો છે.

(૨૧) ૨-૩-૪૩ થી ૨-૩-૫૩ સુધીનાં સૂત્રોમાં સૂત્રકાર જીવ અને બ્રહ્મનો સંબંધ બતાવે છે અને તે કહે છે કે જીવ એ બ્રહ્મનો અંશ છે. પણ શંકર 'અંશ' શબ્દનો અર્થ 'અંશ જેવો' કરે છે. તે બીજા ભાષ્યકારો તથા સૂત્રકારના મતથી વિરૂદ્ધ છે.

(૨૨) **आभास एव च** (૨-૩-૫૦) એમ કહે છે કે જીવમાં બ્રહ્મના આનંદાંશનું તિરોધાન થવાથી તે જીવ બ્રહ્માભાસ છે. છતાં શંકર તેને મિથ્યાના અર્થમાં લે છે. એ અર્થ ખોટો છે.

(૨૩) ૩-૨-૩ માં માયા શબ્દ છે પણ સૂત્રકારે સ્વપ્નસૃષ્ટિને માયા માત્ર જણાવવાને તેનો પ્રયોગ કર્યો છે, તેમ છતાં શંકર પ્રપંચ પરત્વે તેને લગાડીને તે મિથ્યા છે એમ કહે છે તે બરાબર નથી

(૨૪) ૩-૨-૧૧ થી ૩-૨-૨૧ સુધીનાં સૂત્રોમાં શંકરાચાર્ય બ્રહ્મની નિર્વિશેષતા સ્થાપિત કરે છે પણ તે બરાબર નથી. તેમ ૩-૨-૨૨ થી ૩-૨-૩૦ સુધીના સૂત્રોના અર્થ પણ અવિશ્વસનીય છે.

(૨૫) ૪-૧-૧૩ થી ૪-૧-૧૯ સુધીમાં કર્મ અને જ્ઞાનનો સંબંધ સૂત્રકાર બતાવે છે. પણ શંકરાચાર્ય એમ કહે છે કે કર્મ તથા શરીર અવિદ્યાને લીધે છે. આ અર્થ ત્યાં નથી.

(૨૬) ૪-૪-૫ થી ૪-૪-૨૨ સુધીમાં સૂત્રકારે બ્રહ્મલોકનું વર્ણન કર્યું છે. ત્યાં શંકર મોક્ષના સ્વરૂપને સમજાવવાનો પ્રયત્ન કરે છે પણ તે સૂત્રકારને નહિ અનુસરતાં સાંખ્યમતને અનુસરે છે. સાંખ્યમતમાં પ્રકૃતિથી છૂટવું તેનું નામ જેમ મોક્ષ છે તેમ શાંકર મતમાં અવિદ્યામાંથી મુક્ત થવું તેનું નામ મોક્ષ ગણાય છે.

(૨૭) બ્રહ્મસૂત્રોમાં સર્વત્ર પ્રત્યક્ષ અને અનુમાન અર્થાત્ શ્રુતિ અને સ્મૃતિને જ સૂત્રકાર પ્રમાણ તરીકે લે છે. તે સિવાય બીજાને નહિ. છતાં શંકરાચાર્ય આ શ્રુતિ તથા સ્મૃતિનો પણ કેટલીક વખત અનાદર કરે છે અને તર્ક તથા યુક્તિનો આશ્રય લે છે.

(૨૮) મીમાંસકોને જવાબ આપતાં (૧-૧-૪) પુરુષતંત્રત્વ અને વસ્તુતંત્રત્વનો ભેદ દેખાડે છે. ધર્મ પુરુષતંત્ર છે અને બ્રહ્મ વસ્તુતંત્ર છે. માટે તે બુદ્ધિગ્રાહ્ય આદ્ય છે એમ કહે છે. પણ જ્યારે સાંખ્યની સામે બાથ ભીડે છે ત્યારે બુદ્ધિ તથા તર્કને ઉડાવી દઇને ફક્ત શાસ્ત્રનેજ પ્રમાણ તરીકે લે છે.

અહિંઆં જણાવ્યા પ્રમાણે શાંકર ભાષ્યમાં ઘણાંજ સ્ખલનો અન્ય ભાષ્યકારને જણાયાં છે. પણ અહિંઆં તે તમામ ક્રમ બેદ્ધ દેખાડવામાં આવ્યા નથી. અહિંઆં એટલું જ સમજવાનું કે શંકરાચાર્યનું ભાષ્ય સૂત્રકારના અર્થને બિલ્કુલ અનુસરતું નથી. આથી અભયકુમાર ગુહા એમ્. એ, પી, એચ. ડી, નીચે પ્રમાણે 'બ્રહ્મસૂત્રોમાં જીવાત્મા' નામના પુસ્તકમાં શંકરાચાર્યના અર્થો વિષે ટીકા કરે છે.

We bring our statement of the principal sutras to a close here and pass on to their critical study. It appears from what we have stated above that the real contest with regard to the meaning of the sutras lies between Sankara and his school on the one hand, and the Vaishnavacharyas and Saivacharya Shreekanth on the other. The contesting parties stand on opposed positions and so far as we see it is not possible to bring about any reconciliation between them. We must take one side or the other. There is no other alternative open to us. We have given our best consideration to the matter and have come to the conclusion that the interpretation of the Vaishnava Schools generally speaking is more reasonable, and we therefore prefer the same.

આ નિબંધમાં શાંકર ભાષ્યનાં સ્ખલનો દેખાડવાનો જે પ્રયત્ન કરવામાં આવ્યો છે તે માયાવાદને ઉતારી પાડવાને માટે નહિ, પણ તેના હિમાયતીઓ તે માયાવાદને ફરીથી જોવા પ્રેરાય તેટલા માટે. આ નિબંધનો હેતુ શુદ્ધાદ્વૈતને સમજાવવાનો છે છતાં આજ કાલ કેટલાકોએ માયાવાદની હિમાયત કરતાં શુદ્ધાદ્વૈતની ઘણી જ અવગણના કરેલી છે. તેટલા માટે તેમને માયાવાદનું સ્વરૂપ દેખાડવું પડ્યું છે. તો આશા છે કે તત્ત્વજ્ઞાનના ચિન્તકો ઉપનિષદ્‌માં ઝળકતી અદ્વૈત ભાવના કયી છે તે વિષે જૂનાં ચશ્માંથી નહિ જોતાં, નિષ્પક્ષપાત રીતે જોશે, અને શુદ્ધાદ્વૈતને ન્યાય આપતા થશે.

## ઉપસંહાર.

શ્રી વલ્લભાચાર્યનું અણુભાષ્ય તટસ્થ રીતે વાંચનારને નીચેની બાબતો સમજાયા વગર રહેશે નહિ.

(૧) શ્રીવલ્લભાચાર્યે બાદરાયણના વક્તવ્યને યથાર્થ રીતે સમજાવે છે. તેથી તેમણે બાદરાયણનાં સૂત્રોમાં ખેંચતાણ કર્યા સિવાય વિવક્ષિત અર્થને પ્રકટ કર્યો છે. શંકરાચાર્યને લક્ષણાનો સ્વીકાર ઘણી વખત કરવો પડે છે.

(૨) શ્રીવલ્લભાચાર્યના ભાષ્યમાં શબ્દનુંજ પ્રામાણ્ય લીધું છે. શબ્દ કહેતાં શ્રુતિ તથા તેને અનુસરતી સ્મૃતિ. આ શબ્દ પ્રમાણનો તર્કથી બાધ કરવામાં આવતો નથી. આથી વેદની મહત્તા તેમણે જેટલી સાચવી છે તેટલી બીજા ભાષ્યકારોએ સાચવી નથી.

(૩) શ્રુતિ વાક્યોમાં સધર્મકત્વ અને નિર્ધર્મકત્વના જે ભેદો દેખાય છે તેનો સમન્વય કરીને યથાર્થ ન્યાય આપવામાં શંકરાચાર્ય નિષ્ફળ નીવડયા છે એટલું જ નહિ પણ ઔપનિષદ સિદ્ધાન્ત સમજાવવામાં મોટી ગુલાંટ ખાધી છે, જ્યારે શ્રીવલ્લભાચાર્યે તેનો ઉકેલ બ્રહ્મના વિરુદ્ધ ધર્માશ્રયત્વથી બહુ જ સારી રીતે કર્યો છે.

(૪) બ્રહ્મને જગત્ નું કારણ માનીએ તો જગત્ વિકાર થતાં બ્રહ્મની પરતાને બાધ આવે. આથી શંકરાચાર્યે માયાથી જગતને વિવર્ત રૂપે સમજાવ્યું છે. પણ શ્રીવલ્લભાચાર્યે જગતને બ્રહ્મનું વિકાર રહિત પરિણામ જણાવ્યું છે અને બ્રહ્મસૂત્રોના આધારે પોતાના અવિકૃતપરિણામ વાદને સ્થાપ્યો છે.

(૫) શ્રીવલ્લભાચાર્યે બ્રહ્મસૂત્રોમાં શ્રુતિ વગર કોઇ પણ યુક્તિનો આધાર લીધો નથી.

(૬) શ્રીવલ્લભાચાર્યે તત્ત્વજ્ઞાનને જીવનમાં આચરી શકાય તેવી રીતે પદ્ધતિ પૂર્વક સમજાવ્યું છે, અને તે ફક્ત બાહ્ય સાધનોમાં પરિણમતું નથી પણ હૃદય સાથે તેને જોડી દેવું જોઇએ એમ જણાવ્યું છે.

(૭) તેમના ભાષ્યમાં પ્રતિસ્પર્ધીની દલીલો તપાસતાં તેમના પક્ષ તરફથી જે રીતે અને જેટલી રીતે અમુક પ્રશ્નનું પરીક્ષણ થવું જોઇએ તે રીતે તેમણે કર્યું છે એટલું જ નહિ પણ તેમને માટે સંપૂર્ણ વિનય દર્શાવ્યો છે. અન્ય ભાષ્યકારો વિનયની ભાષા સાચવી શક્તા નથી. તેઓ પ્રતિસ્પર્ધીઓને ઉત્તર આપતી વખતે વાણીના સંયમને પણ ખોઇ બેસે છે.

(૮) શ્રીવલ્લભાચાર્યના ભાષ્યમાં પ્રમાણ ( proportion ) જે રીતે સચવાયું છે, તે પ્રમાણે બીજા ભાષ્યોમાં સચવાયું નથી. બીજા ભાષ્યોમાં અમુક સૂત્રોમાં ધાર્યા કરતાં પણ ઘણાંજ વધારે પાનાં રોકવામાં આવ્યાં છે. દાખલા તરીકે રામાનુજાચાર્યના પ્રથમ અધિકરણ ઉપરનું ભાષ્ય જો આપણે જોઇશું તો તેમણે ઘણાં પૃષ્ઠો તેમાં રોકલાં છે એમ આપણને માલમ પડશે. આ રીતે ત્યાં પ્રમાણ સચવાયું નથી.

(૯) શ્રીવલ્લભાચાર્યના ભાષ્યમાં સરળતા, રસિકતા, અર્થગંભીરતા, અને પ્રાસાદિકતાનો જેટલો સમુચ્ચય છે તેટલો શાંકર ભાષ્યમાં નથી. શાંકર ભાષ્યની શૈલી પ્રૌઢ ખરી પણ રસિક્તા અને અર્થ ગંભીરતાનો તેમાં અભાવ છે. રામાનુજ ભાષ્યમાં પ્રાસાદિકતા નથી. સર્વાંગ સુંદર ભાષ્ય તો અણુભાષ્ય જ છે.

(૧૦) શ્રીવલ્લભાચાર્યના તત્ત્વાવબોધની વિચાર સરણી જેટલી વ્યકિત તથા સમાજની સર્વ પ્રકારની ઉન્નતિ માટે અનુકુળ થઈ પડે તેટલી બીજા ભાષ્યકારોની થઈ શકતી નથી. અન્ય ભાષ્યકારોના વિચારને યુગની મર્યાદાઓ હોય છે. જ્યારે આ વિચારને તે મર્યાદા નથી. દેશ, કાલ તથા સમાજની મર્યાદાઓ તે વિચારને ગુંગળાવી શક્તા નથી.

**જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ.**



## શ્રીવાલ્લભભાષ્યાનુસાર બ્રહ્મસૂત્રમાં પ્રતિપાદ્ય વિષયની સૂચનિકા તથા અધિકરણાદિ સંખ્યા જણાવનાર કોષ્ટક.

| અધ્યાય-૧ પાદ ૪ અધિ. ૩૭ સૂ. ૧૩૩ **સમન્વયાધ્યાય.** | | અધ્યાય-૨ પાદ ૪ અધિ. ૪૬ સૂ. ૧૫૭ **અવિરોધાધ્યાય.** | | અધ્યાય-૩ પાદ ૪ અધિ. ૫૩ સૂ. ૧૮૫ **સાધનાધ્યાય.** | | અધ્યાય-૪ પાદ ૪ અધિ. ૨૪ સૂ. ૭૯ **ફલાધ્યાય.** | |
|---|---|---|---|---|---|---|---|
| પાદ. | વિષય. | પાદ. | વિષય. | પાદ | વિષય | પાદ | વિષય |
| ૧ અધિ. ૮ સૂત્રો ૩૦ | કાર્ય પ્રતિપાદક વાક્ય નિર્ણય | ૧ અધિ. ૧૨ સૂ. ૩૭ | શ્રુતિસ્મૃત્યવિરોધ | ૧ અધિ. ૮ ભૂ. ૨૭ | જીવના બ્રહ્મજ્ઞાનમાં ઉપયોગી જન્મનો વિચાર | ૧ અધિ. ૭ સૂ. ૧૯ | બ્રહ્મવેત્તાના જીવદ્દશામાં કર્તવ્ય શ્રવણાદિનો વિચાર |
| ૨ અધિ. ૮ સૂ. ૩૨ | અન્તર્યામિ પ્રતિપાદક વાક્ય નિર્ણય | ૨ અધિ. ૮ સૂ. ૪૫ | સાંખ્યયોગન્યાય માયા વાદ બાહ્યાદિવાદ નિરાકરણ | ૨ અધિ. ૧૧ સૂ. ૪૧ | જીવની મુક્તિયોગ્યતા તથા બ્રહ્મસ્વરૂપ નિરૂપણ | ૨ અધિ. ૭ સૂ. ૨૧ | સર્વેન્દ્રિયાદિ લય વિચાર |
| ૩ અધિ. ૧૩ સૂ. ૪૩ | ઉપાસ્યરૂપ પ્રતિપાદક વાક્ય નિર્ણય | ૩ અધિ. ૧૬ સૂ. ૫૩ | શ્રુતિ વાક્યોમાં પરસ્પર વિરોધ પરિહાર અને જીવ સ્વરૂપ વિચાર | ૩ અધિ. ૨૫ સૂ. ૬૬ | ગુણોપસંહાર | ૩ અધિ. ૫ સૂ. ૧૭ | ક્રમમુક્તિ માર્ગાદિ નિરૂપણ |
| ૪ અધિ. ૮ સૂ. ૨૮ | પ્રકીર્ણવિષય પ્રતિપાદક વાક્ય નિર્ણય | ૪ અધિ. ૧૦ સૂ. ૨૨ | જીવ શરીર મધ્યવર્તિ પ્રાણાદિ વિચાર | ૪ અધિ. ૯ સૂ. ૫૧ | કર્માદિ અંગવિચાર | ૪ અધિ. ૫ સૂ. ૨૨ | પુષ્ટિમાર્ગીય તથા મર્યાદા ફલનું નિરૂપણ તથા લીલાની નિત્યતા |

કુલે અધિકરણો ૧૬૦ સૂત્રો ૫૫૪

જે. ગો. શાહ.

## જે. ગો. શાહ વિરચિત પુસ્તકોની યાદી

| | | |
|---|---|---|
| +૧ | પુષ્ટિમાર્ગ એટલે શું? | ૦—૧—૦ |
| ૨ | શ્રીઅષ્ટાક્ષર મંત્રનિરૂપણ | ૦—૪—૦ |
| ૩ | બસોબાવન વૈષ્ણવની વાર્તાઓ (આવૃત્તિ બીજી) | |
| ૪ | સુરદાસની કવિતાના અર્થો | ૦—૧૨—૦ |
| ૫ | સુબોધિની તામસફલ પ્રકરણ ભા. ૧ ગુ. અનુવાદ | ૧—૪—૦ |
| ૬ | ” ” ” ભા. ૨ ” | ૧—૬—૦ |
| ૭ | ” ” ” ભા. ૩ ” | ૧—૮—૦ |
| ૮ | શ્રીપરિવૃઢાષ્ટક | |
| ૯ | સ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃત (ગુજરાતી અનુવાદ) | ૦—૧—૦ |
| ૧૦ | ઇશાવાસ્યોપનિષદ્ (ગુજરાતીમાં) | ૦—૧—૬ |
| ૧૨ | સિદ્ધાન્ત રહસ્ય (શ્રી ગોકુળનાથજીની ટીકા સહિત) અંગ્રેજીમાં | |
| ૧૨ | A Primer of Anu Bhashya | ૦—૧૦—૦ |
| ૧૩ | તત્ત્વદીપ નિબંધ (શાસ્ત્રાર્થ પ્રકરણ અંગ્રેજી નોંધ સહિત) | ૦—૮—૦ |
| ૧૪ | શુદ્ધાદ્વૈત માર્તણ્ડ (અંગ્રેજીમાં) | ૦—૪—૦ |
| ૧૫ | ભાષ્યસાહિત્યમાં અણુભાષ્યનું સ્થાન | ૦—૪—૦ |
| ૧૬ | રસેશ શ્રીકૃષ્ણ યાને શ્રીકૃષ્ણ ચરિત્ર | ૨—૦—૦ |
| ૧૭ | અણુભાષ્ય ભા. ૧. (ગુજરાતી અનુવાદ વિવેચન સહિત અ. ૧, ૨) | ૩—૦—૦ |
| ૧૮ | અણુભાષ્ય ભા. ૨. અ. ૩, ૪ | ૩—૦—૦ |
| ૧૯ | શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત (શુદ્ધાદ્વૈત ઉપર વિસ્તૃત નિબંધ) | ૦—૬—૦ |
| ૨૦ | બ્રહ્મસૂત્ર પદાર્થ (હવેથી) | |

+ આની બીજી આવૃત્તિ થોડા સમય પછી નીકળશે. નં. ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૧૦, ૧૬, ૧૭, લલ્લુભાઈ છગનલાલ દેસાઈ નં. ૧૧૦ રીચી-રોડ અમદાવાદના શરનામેથી મળશે. નં. ૫, ૮, ૯, ૧૨ ખલાસ થયાં છે. નં ૧૧ ૧૩, ૧૪, ૧૫, ૧૮, ૧૯, પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાના મંત્રી જેઠાલાલ ગોવર્ધનદાસ શાહની પાસેથી અગર લલ્લુભાઈ છગનલાલ દેસાઈની પાસેથી તેમજ રા. કિસનદાસ પુરૂષોત્તમદાસ સુગન્ધી, સુગન્ધી માલના વેપારી છીપીચાલ મુંબાઈ નં. ૨. ના શરનામે મળશે.

મુદ્રણસ્થાન :'વસંત મુદ્રણાલય' મુદ્રક : ચીમનલાલ ઇશ્વિરલાલ મ્હેતા, ઘીકાંટારોડ—અમદાવાદ.



विद्वद्रत्न शुद्धाद्वैतवेमर्ता,

श्रीमद्गोस्वामिश्री श्रीअनिरुद्धलालजी महाराजश्री.

( जामनगर ).



विद्वद्रत्न श्रीशुद्धाद्वैतबालकृष्ण महासभाना संस्थापक:—

श्रीमद्गोस्वामिश्री श्रीव्रजरत्नलालजी महाराजश्री

( सुरत ).

# પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તશેખર.

લેખકઃ—રા. રા. હરિશંકર ઓંકારજી શાસ્ત્રી મીમાંસક" વેદાન્તવિશારદ

શ્રીમદ્બ્રહ્મસૂત્રાણુભાષ્યનો ગુજરાતનુવાદ પ્રોફેસર જેઠાલાલભાઈએ પ્રકટ કર્યો છે. તેના પ્રથમ ભાગમાં સમન્વયાધ્યાય અને અવિરોધાધ્યાયનું મુદ્રણ થયું. પ્રસ્તુત દ્વિતીયભાગમાં સાધન અને ફલનો વિચાર છે. ભગવત્પ્રાપ્તિમાં સાધન શું છે, અને ફલાત્મક ભગવત્સ્વરૂપ કયું અથવા ફલ એટલે મોક્ષનું સ્વરૂપ શું છે તેનો આ ભાગમાં ભગવાન્ બાદરાયણે વિચાર કર્યો છે.

## પ્રમાણ વિચાર

શ્રીમદખણ્ડભૂમણ્ડલાચાર્ય ચક્રવર્તિ ભગવદ્વદનવૈશ્વાનરાવતાર જગદ્ગુરુ શ્રીમહાપ્રભુજીએ ભગવત્સ્વરૂપનો અને તત્સેવાનો નિર્ણય વેદને અનુસરીનેજ કર્યો છે. આપશ્રી વેદનેજ પ્રમાણત્વે અંગીકાર કરે છે. વેદ ભગવત્સ્વરૂપ હોવાથી પરમ પ્રમાણ છે.

ગૌતમ, કણાદ, કપિલ, પતંજલિ, જૈમિનિ અને બાદરાયણ આ બધાએ વેદને પ્રમાણત્વે સ્વીકારે છે. તથા પ્રત્યેકના મતમાં પ્રામાણ્ય પરીક્ષા સ્વતંત્ર રીતે થાય છે. ચાર્વાક, ચતુર્વિધ બૌદ્ધ અને જૈનો પ્રત્યક્ષાદિનું પ્રામાણ્ય સ્વીકારે છે, શબ્દનું નહિ. તેમાંએ ચાર્વાક તો એકમાત્ર પ્રત્યક્ષને જ પ્રમાણ માને છે, બૌદ્ધ અને જૈન પ્રત્યક્ષ અને અનુમાનને માને છે, કપિલ અને યોગીઓ પ્રત્યક્ષ, અનુમાન અને આગમને; નૈયાયિકો અને વૈશેષિકો પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ, તથા વેદાન્તમાં શાંકરો પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિને પ્રામાણત્વે સ્વીકારે છે. મીમાંસકો અને વૈયાકરણો શબ્દને પ્રામાણત્વે સ્વીકારીને પ્રત્યક્ષાદિને શબ્દના અવિરોધી હોય તો પ્રમાણ માને છે. અને શ્રીમદ્વલ્લભાચાર્યજી શબ્દનેજ પ્રમાણ કહે છે. પ્રત્યક્ષાદિ તો શબ્દની પાછળ અનુગમન કરનારા છે. શબ્દમાં ગમે તે વાક્યને પ્રમાણ નથી કહેતા પણ વેદનેજ કહે છે. કપિલથી આરંભીને વૈયાકરણાન્ત બધાંએ શબ્દને પ્રમાણ કહે છે. પણ શ્રીમહાપ્રભુજી સંપૂર્ણ વેદભાગને અર્થાત્ અર્થવાદાદિને પણ પ્રમાણ કહે છે. જ્યારે અન્યમતાનુયાયિઓ અર્થવાદનું પ્રશંસા કે નિંદામાં તાત્પર્ય માને છે. શ્રીમહાપ્રભુજીની વેદમાં જેવી શ્રદ્ધા છે તેવી અન્યની નથી. બીજાઓ પોતાને વૈદિક કહેવરાવે છે. પણ વાસ્તવિક રીતે જોવામાં આવે તો તેઓ અનેક સ્થળે વેદનું અપમાન કરે છે. આવા વૈદિકોની અપેક્ષાએ તો ચાર્વાકાદિ અવૈદિકોજ સારા કે તેઓ વેદને માનતાજ નથી. વેદને માનીને તેનું અપમાન કરવું એ સર્વથા ગર્હ્ય છે. શાઙ્કરો વેદને સત્ય અર્થાત્ ત્રિકાલાબાધિત કહે છે. જ્યારે તેઓ જગતને મિથ્યા અને નશ્વર માનીને જગદન્તઃપાતિત્વે વેદને પણ મિથ્યા અને નશ્વર કહેવાનું દુઃસાહસ કરે છે. મીમાંસકો વેદને નિત્ય માનીને સ્વતઃ પ્રમાણ માને છે, અને પછી કહે છે કે વેદનો અમુક ભાગ પ્રમાણ છે. અને અમુક પ્રામાણ નથી. શ્રીમહાપ્રભુજી સંપૂર્ણ મંત્ર, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ્‌ને પ્રમાણ માને છે. આપશ્રી આજ્ઞા કરે છે કે "વેદનો એક અક્ષર પણ અન્યથા નથી." "પરમ આપ્તવેદ અક્ષર માત્ર પણ અન્યથા કહેતો નથી." "વેદમાં અક્ષર માત્ર પણ અન્યથા કલ્પના કરવાથી દોષ લાગે છે." આપશ્રી વેદને નિત્ય, અપૌરુષેય, સ્વતઃ પ્રમાણ અને ભગવદ્રૂપ કહે છે. આપશ્રી કહે છે કે વેદ ભગવદ્રૂપ હોવાથી અર્થવાદાદિસમેત પ્રમાણ છે. આપશ્રી દિણ્ડિમનાદ કરીને કહે છે કે "વેદનો અર્થ વ્યાકરણાદિમાં જે ધાતુ અને શબ્દનો જેવો અર્થ કરેલો હોય, તેને અનુસરીને જ કરવો. અન્યથા નહિ. વેદ અલૌકિક હોવાથી તેમાં લક્ષણા થઇ શકે નહિ." આવી વેદશ્રદ્ધા અન્ય કોઇ પણ આચાર્યમાં જોવામાં આવી નથી. શ્રીમદ્ભગવદ્‌ગીતા, વ્યાસસૂત્ર અને શ્રીમદ્ભાગવતને પણ

વેદના સંદેહ દૂર કરનાર તરીકે પ્રમાણ માને છે. વાસ્તવિક રીતે તો આપશ્રીનો સિદ્ધાન્ત वेदः प्रमाणम्, अन्यदप्रमाणम् એજ છે.

## વેદ અલૌકિક છે.

ભારત વર્ષની પ્રાચીન સંસ્કૃતિ વેદને ઇશ્વરરૂપ માને છે. ઇશ્વરને જેમ અનિત્ય માનવામાં પાપ લાગે છે, અથવા ઇશ્વરનોએ કોઇ ઉત્પાદક હોવો જોઇએ એવી કલ્પના કરનાર નાસ્તિક કહેવાય છે; તેમજ વેદને અનિત્ય અને વેદના પ્રણેતા અમુક ઋષિઓ હતા એમ બોલવામાં પાપ લાગે છે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કહે છે કે વેદ અલૌકિક છે, માટે તેનો અર્થ લૌકિક પદ્ધતિએ કરી શકાય નહિ.

"अलौकिको हि वेदार्थो न युक्त्या प्रतिपद्यते।
तपसा वेदयुक्त्या वा प्रसादात्परमात्मनः॥"

વેદાર્થ અલૌકિક હોવાથી તે યુક્તિદ્વારા મેળવી શકાય નહિ. જો પદાર્થની પ્રાપ્તિ કરવી હોય તો તપથી વૈદિક યુક્તિથી ( પૂર્વાપરમીમાંસા પ્રતિપાદિત યુક્તિઓથી ) અથવા પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થઇ શકે; અન્યથા નહિ. આધુનિકો મેક્સમૂલરાદિનાં ભાષાન્તરો વાંચીને વેદાર્થને જાણવાનો દાવો કરે છે; અને વેદમાં અમુક વાત નથી અને અમુક વાત છે, એમ કહેવાનું સાહસ કરે છે. તેમજ વિધવાવિવાહાદિ વેદમાં છે અથવા એંજીન, ટેલીફોન વગેરે વૈદિક કાલની સામગ્રી છે એમ કહીને અદ્ભુત શોધ કરવાનું યશ મેળવવાની દુરભિલાષા દેખાડે છે; તેમણે શ્રીમહાપ્રભુજીના વાક્યનો વિચાર કરવો જોઇએ. વેદ કદાપિ લૌકિક પદાર્થનું વિવેચન કરતાજ નથી. તે અલૌકિક હોવાથી અલૌકિક પદાર્થોનોજ બોધ કરાવે છે. વેદમાં લૌકિક વસ્તુનો ગંધ પણ નથી. વેદ જડવાદનો પોષક ન હોવાથી તેમાં એંજીન કે ટેલીફોન હોયજ નહિ. શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્ત પ્રમાણે આવી લૌકિક કલ્પના કરનારને પાપ કર્મ કરનાર અથવા નાસ્તિક કહી શકાય.

## શું વેદનો કાલ નિર્ણય શક્ય છે ?

આધુનિકો પાશ્ચાત્ય પદ્ધતિને અનુસરીને વેદનો કાલ નિર્ણય કરવામાં વિશેષતા માને છે. શ્રીમહાપ્રભુજી ઉપનિષદ્નાં પ્રમાણો આપીને દિણ્ડિમઘોષ કરે છે કે વેદ અલૌકિક છે, ઇશ્વરરૂપ છે, અપૌરુષેય છે, નિત્ય છે. જે પદાર્થ અલૌકિક ઇશ્વરરૂપ છે અપૌરુષેય કે નિત્ય હોય તેનો કાલ નિર્ણય કરવો તે આકાશમાં કુસુમને બતાવવું કે શશશૃંગની કલ્પના કરવા જેવું છે. જો ઇશ્વરનો કાલનિર્ણય શક્ય હોય તો ઇશ્વરરૂપ વેદનોએ કાલનિર્ણય શક્ય હોઇ શકે. આધુનિકો પાસે દલીલો છે. તેઓ ઘણી સારી અને મનોરંજક દલીલો કરી શકે છે. વાસ્તવિક રીતે જો તેમની દલીલોનું નિરીક્ષણ કરવામાં આવે તો વેદવિષયક તેમના અજ્ઞાનની પ્રતીતિ થાય. તેમની દલીલો બાળકોના જેવી છે. જેમ કોઇ બાળક પોતાની માને પૂછે કે 'બા, બાપા પાઘડી પહેરે છે, તું કેમ નથી પહેરતી ? બાપાને મૂછો છે તને કેમ નથી ? બધાએ હાથપગવાળા માણસો છે પુરુષને મૂછો હોય અને સ્ત્રીઓને કેમ ન હોય ? આવી દલીલો પ્રાકૃતિક નિયમનું અજ્ઞાનજ દાખવે છે. પાશ્ચાત્ય પદ્ધતિને અનુસરીને જે વિદ્વાનો વેદનો કાલનિર્ણય કરવા પ્રયાસ કરે છે તેમણે અદ્યાવધિ એવી એક પણ દલીલ રજુ કરી નથી કે જેનો વિચાર પ્રાચીન દર્શનકારોએ કર્યો ન હોય. આપણા પ્રાચીન ઋષિઓ દીર્ઘદર્શી હતા તેથીજ તેમણે પોતાના ગ્રંથોમાં પૂર્વપક્ષ રૂપે તેવી દલીલો રજુ કરીને તેના રદીઆ આપ્યા છે. અમે જેટલું જૂનું તેટલું સાચું અને નવું તેટલું મિથ્યા એમ કહેતા નથી. છતાંયે અમે ખાત્રી સાથે કહી શકીએ છીએ કે પ્રાચીન દર્શનકારોએ જેવો સૂક્ષ્મ વિચાર કર્યો છે તેવો સૂક્ષ્મ વિચાર કરવા આધુનિકો અસમર્થ છે. તેમના જેટલું બુદ્ધિબળ આધુનિકોમાં નથી; ભલે આધુનિકો જડ પદાર્થોના શોધખોળ કરે, નવનવા અદ્ભુત આવિષ્કાર કરે, પણ આધ્યાત્મિક જગતમાં તો તેમની બુદ્ધિ કુણ્ઠિતજ રહેવાની.

પ્રાચીન ઋષિઓની સાથે હરીફાઇ કરે તેવું બુદ્ધિબલ નહિજ પ્રાપ્ત કરી શકે. આધ્યાત્મિક જગત્માં નવ-નવા આવિષ્કાર કરનારાઓ ઋષિઓ છે, તે ભગવદવતાર છે, સામાન્ય મનુષ્ય નથી. ઋષિઓ વલ્કલ વસ્ત્ર ધારણ કરનારને ઉઞ્છવૃત્તિથી જીવન નિર્વહન કરનારા હતા. એશઆરામમાં અને ભૌતિકસુખમાં મગ્ન ન હોવાથી તેમની બુદ્ધિ સૂક્ષ્મતમ વિચાર કરી શકે તેવી હતી. અત્યારે વિચાર શક્તિનો હ્રાસ થતો જાય છે વિકાસ થતો નથી. વેદના વિચારકો શાસ્ત્રીય પદ્ધતિને અનુસરીને જીવન ગાળતા હતા. તેમને પોતાનું જીવન શાસ્ત્રીય પદ્ધતિને અનુકુળ બનાવવું પડતું હતું, નહિ કે સ્વેચ્છાચારિતમાં અગવડ જણાવવાથી નવીન ધર્મશાસ્ત્રની રચના કરવાની આવશ્યકતા જણાતી હતી. અત્યારે તો જડવાદમાંજ બુદ્ધિની પરાકાષ્ઠા આવી જાય છે, આધ્યાત્મિક વિચારમાં નહિ. આધ્યાત્મિક જગત્ના પ્રાણીને જડવાદીઓ પાગલ સમજે છે. પ્રકૃત વિષયમા. એ પાશ્ચાત્યોની દલીલો સર્વથા અહિનાં છે તેનો વિચાર ત્યાજ્ય કરવામાં આવે છે.

અત્યારે ઘણા પાશ્ચાત્ય અને પૌર્વાત્ય વિદ્વાનો અને પ્રોફેસરો વેદકાળનો નિર્ણય કરવામાં પ્રયત્નશીલ જોવામાં આવે છે. વાસ્તવિક રીતે પ્રાશ્ચાત્યોનો ઉદ્દેશ એ હોય છે કે વેદકાલને જેમ બને તેમ ઇ. સ. પૂર્વે બે હજાર વર્ષથી અર્વાચીન સિદ્ધ કરવો, અને ભારતીય જનતાને કહેવું કે તમે પણ આ દેશમાં એક પ્રકારે વિદેશીજ છો. આ દેશ અનાર્યોનો છે. જંગલીઓનો છે. તમે પણ આ દેશમાં અમારી પેઠે આવીને અધિકાર જમાવ્યો હતો. આ દેશને પરાધીન બનાવ્યો હતો. સૌથી પ્રથમ આ દેશમાં આર્યોએ આવીને અનાર્યોપર હુમલો કર્યો. ત્યારબાદ તમે અલેકઝાન્ડર વગેરે પાશ્ચાત્ય મુસાફરો પાસેથી સભ્યતા શીખ્યા અને ક્રમશઃ મુસલમાનો આવ્યા અને અંતે અમારી સત્તા સ્થપાઇ. અર્થાત્ આ દેશ પ્રથમથીજ પરાધીન છે તે સ્વતંત્ર થઇ શકે નહિ. જ્યારે પ્રાચ્ય વિદ્વાનો એમ બતાવવાનો પ્રયાસ કરે છે કે અમારૂં જ્ઞાન બહોળું છે. અમારી સભ્યતા પ્રાચીન છે અને અમેજ જગત્ના આદિગુરુ છીએ. પરંતુ આવી રીતે વિભિન્ન ઉદ્દેશોની સિદ્ધિથી ભારતીય ઇતિહાસમાં બે મહાન્ દોષો ઉમેરાય છે. એક તો એકે વેદવાણી ભગવદ્રૂપ છે, નિત્ય છે, અપૌરુષેય છે, પરમ પ્રમાણ છે તેનો કાલ નિર્ણય કરવાથી તે અનિત્ય, પૌરુષેય અને અનીશ્વરરૂપ ઠરે છે. અને દ્વિતીય દોષ એકે અમે ભારતવર્ષના આદિથી નિવાસી નથી, વિદેશી છીએ, અને અંગ્રેજો કે મુસલમાનોની પેઠે અહીં આવીને સત્તા જમાવી હતી. તેથી આ દેશ પ્રથમથીજ પરાધીન હતો, અત્યારે પરાધીન છે અને ઇતિહાસના બલથી ભવિષ્યમાંએ પરાધીન રહેવો જોઇએ. એમ અનિચ્છાએ પણ સ્વીકારીએ છીએ, તેમજ વેદને પરમ આપ્ત અને પરમ પ્રમાણત્વે સ્વીકારતા છતાંએ હઠાત્ વેદશાસ્ત્રપ્રતિપાદિત સત્યયુગાદિ કાલનિયમનો ભંગ થાય છે. આપણે પરદેશી છીએ અને અહિં આવીને પોતાની સંસ્કૃતિનો પ્રચાર કર્યો; તેમાંયે કંઇ પ્રમાણ નથી. જ્યારે શાસ્ત્રીય ભૂગોળનું જ્ઞાન ન હોય ત્યારેજ આવા અપસિદ્ધાન્તો સ્વીકારી શકાય. અન્ય દેશોમાં આર્યોનાં સ્મરણ ચિન્હો મોજુદ છે. તે પ્રાચીન ભારતીય સભ્યતાના વ્યાપકતાનાં શુભસ્મરણો છે. તે ઉપરથી એમ પણ સિદ્ધ થઇ શકે છે કે અમે ભારતવાસીઓએ જાવા, સુમાત્રા વગેરે ટાપુઓમાં ઉપનિવેશો સ્થાપ્યા હતા. ઇરાનમાં જે ચિન્હો મળે છે તેથી એમ જાણી શકાય છે કે ઇરાનીઓને અમે સભ્યતા શીખવી હતી. નહિ કે અમે મધ્ય એશિઆમાંથી અહીં આવ્યા હતા. આ સ્મરણ ચિન્હોના આધારે એમ સિદ્ધ થતું નથી કે આર્યો ત્યાંથી અહીં આવ્યા હતા. પ્રત્યુત એમજ સિદ્ધ થાય છે કે તેમણે ત્યાં જઇને આર્યસંસ્કૃતિ સ્થાપી હતી.

વેદને અથવા શબ્દને અનિત્ય માનનાર નૈયાયિકોના મતનું ખણ્ડન શબરસ્વામીએ મીમાંસાદર્શનના ભાષ્યમાં, પતંજલિએ વ્યાકરણ મહાભાષ્યમાં, કુમારિલે શ્લોકવાર્તિકમાં, પ્રભાકરે બૃહતી અને ઋજુ વિમલામાં, અને તત્પશ્ચાત્ થયેલા અનેક મીમાંસકો, વેદાગ્નિઓ તથા વૈયાકરણોએ કર્યું છે. આ સ્થલે તે વિષયનો પ્રાચીન પદ્ધતિએ વિચાર અસ્થાને ગણાશે. કારણ કે તેમાં અમે નવી યુક્તિઓ દાખલ કરી શકીશું નહિ. જે કહેવાઇ ગયું છે તેનોજ અનુવાદ કરવાનો રહ્યો. તેવા અનુવાદો પણ અનેક સ્થલે થયા છે. શ્રીમદ્વલ્લભાચાર્યની માન્યતાનું સમર્થન કરવા માટે પણ તે વિષયની ચર્ચા કરવાનો પ્રયાસ અમે કરતા

નથી. કારણ કે જે વસ્તુ અનેકવાર મહત્પુરુષોદ્વારા સિદ્ધ કરાયેલી છે, તેને સિદ્ધ કરવાનું કાંઇપણ પ્રયોજન નથી. અને જો કદાચિત્ તેનો સમાવેશ પ્રસ્તુત લેખમાં થાય તો લેખનો આકાર વધી જાય અને તે ભાગને સર્વ સામાન્ય વૈષ્ણવો સમજી પણ નહિ શકે. સાધારણ શિક્ષિત વૈષ્ણવો પણ શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્તો સમજી શકે એવા સદુદ્દેશથી વિદ્વાન્ અનુવાદકે આ ગ્રંથ તૈયાર કર્યો છે. તેમાં અત્યંત કઠિન અને વિદ્વદ્ગમ્ય વિષયોનો સમાવેશ કરવો અયોગ્ય છે. અમે તે વિષયની ચર્ચા "**મીમાંસાન્યાયપ્રકાશ**"ની ટીકામાં દાખલ કર્યો છે. અને જો શ્રીમહાપ્રભુજીની કૃપાથી "**પ્રસ્થાનરત્નાકર**"ની ટીકા સિદ્ધ કરવાનો અમારો મનોરથપૂર્ણ થાય તો તેમાંએ તે વિષયની ચર્ચા સંસ્કૃત ભાષામાં દાર્શનિક પદ્ધતિએ કરીશું. આ સ્થલે માત્ર શ્રીમહાપ્રભુજી વેદના વિષયમાં શું માને છે તેનુંજ દિગ્દર્શન કરાવવાનો પ્રયાસ આદર્યો છે. આપશ્રીની માન્યતા પ્રાચીન ઋષિ મુનિઓને અનુસરે છે. જેને તે વિષયમાં શંકા હોય તેણે શાબરભાષ્ય, શ્લોકવાર્તિક, બૃહતી, ઋજુવિભાગ, પાતઞ્જલ મહાભાષ્ય, વેદાન્ત દર્શન, સાયણાચાર્યની ઋગ્વેદભાષ્યભૂમિકા વગેરે આપ્ત ગ્રંથો વાંચીને શંકાની નિવૃત્તિ કરવી. હવે અમે શ્રીમહાપ્રભુજીનું વેદ વિષયક મન્તવ્ય શું છે તે પ્રસિદ્ધ કરીએ છીએ. શ્વેતાશ્વતરીયશાખાના મન્ત્રોપનિષદ્માં એક શ્રુતિ નીચે પ્રમાણે છે.

**"यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै।**
**तꣳह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥" ६-१८**

જે આદિદેવે પૂર્વે સૃષ્ટિનાઆરંભમાં બ્રહ્માનો (વેદ પુરુષનો) આવિર્ભાવ કરીને તેને વેદો આપ્યા. અર્થાત્ બ્રહ્માના હૃદયમાં વેદ સ્વકીય જ્ઞાનનો પ્રકાશ કર્યો તે આત્મદેવને હું સંસારના તાપથી સંતપ્ત થયેલો જીવ શરણગમન કરૂં છું. આ શ્રુતિ વાક્યથી એમ સિદ્ધ થાય છે કે વેદ એટલે ભગવત્સંબંધી અલૌકિક જ્ઞાન રાશિનો પ્રભુએજ કૃપા કરીને બ્રહ્માના કે જેનો વેદપુરુષ તરીકે આવિર્ભાવ પોતેજ કર્યો છે તેના હૃદયમાં પ્રકાશ કર્યો.

अस्य निःश्वसितं वेदाः આ શ્રુતિ વાક્ય પણ અપૌરુષેય વેદનો આવિર્ભાવ બ્રહ્મમાંથી થયો એમ કહે છે. "तेने ब्रह्म हृदा य आदिकवये" આ શ્રીમદ્ભાગવતનું પ્રથમ વાક્ય પણ ભગવાનનેજ વેદરાશિના પ્રકાશક સ્વીકારે છે. શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ભાગવતના પ્રથમશ્લોકને વેદના બીજરૂપ ગાયત્રીનું સ્વરૂપ કહે છે. જેમ વેદમાં ગાયત્રી બીજ છે તેમજ શ્રીમદ્ભાગવત નિગમકલ્પતરુનું પરિપક્વ રસાળ ફલ હોવાથી પ્રથમ શ્લોક બીજરૂપ ગાયત્રીનુંજ સ્વરૂપ છે. આ ગાયત્રીરૂપ પ્રથમશ્લોક પણ એજ પ્રતિપાદન કરે છે કે વેદનો આવિર્ભાવ ભગવાન્માંથી થયો અને ભગવાનજ કૃપા કરીને તે અલૌકિક જ્ઞાનરાશિનો પ્રકાશ કરે છે, અન્ય નહિ. આ સ્થળે શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરી છે કેઃ— **"नामप्रपञ्चकारणमाह-तेने इत्यादिना। यद्यप्यविशेषेण कारणत्वं वक्तुमशक्यं, तथापि रूपप्रपञ्च आसक्तानां जीवानां निवारणार्थं भेदेनोक्तम्। बन्धमोक्षयोः प्रकारभेदेन निरूपणार्थं वेदजगतो भिन्नतया निरूपणम्। त्रिविधाप्युत्पत्तिर्वेदे नास्ति। किन्तु प्रलये सूक्ष्मतयाऽवस्थानम्। यथा वर्णानामनेकभाषाविततत्वं विस्तारस्तथा श्रुतेरपि वेदशाखाभेदेन विस्तारः। ब्रह्म वेदम्। अविकृतत्वाय तथावचः। हृदेति मनःपूर्वकम्। स्वार्थमेतदिति भावः। पुराणेन महेति वा। पुराणं हृदयं स्मृतमिति वचनात्। "यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै" इति ब्रह्मार्थं वेदविस्तारः। भगवत्तात्पर्यं वेद एव, न लोक इति वा हृदेत्युक्तम्। य इति गायत्रीतृतीयपादस्थस्य ग्रहणम्॥ तेन सर्वप्रेरकत्वमायाति। अन्यथा वैयर्थ्यापत्तेः। यत इत्यस्यैव सर्ववाक्येषु विभक्तिविपर्ययेण योजयितुं शक्यत्वात्। आदिकवये ब्रह्मणो वेदमार्गेण ब्रह्मत्वमुच्यत इत्यर्थः। अन्येषां वेदनिष्ठानामपि**

**तद्रूपेणैव मुक्तिरिति भावः। शब्दरसाभिज्ञत्वाय कविपदप्रयोगः। गोपनार्थमन्यथाकथन सामर्थ्याय वा। नह्यन्यस्तादृशोऽस्तीत्यादिपदम्। कविदोषाभावाय वा। नानाविधस्तोत्रेण वा सन्तुष्टो भगवान् तस्मै वेदं प्रकाशितवानित्यादिकविपदप्रयोगः।"**

ઋગ્વેદ સંહિતા ૮-૨-૨૩ માં નીચે પ્રમાણે શ્રુતિ સંભળાય છેઃ—

**"यज्ञेन वाचः पदवीयमायंस्तामन्वविदन्नृषिषु प्रविष्टाम्"**

આ વાકય પણ [1]યજ્ઞરૂપ પ્રભુની કૃપાથી વેદ વાણીની પ્રાપ્તિ બતાવે છે

હવે તે ઇશ્વર કોણ અને બ્રહ્મા કોણ તેનો વિચાર કરીશું કે જેની પાસેથી બીજા બધાને તે અલૌકિક જ્ઞાનરાશિની પ્રાપ્તિ થઇ. પાતંજલ દર્શનના પ્રથમ પાદનું ૨૪ મું સૂત્ર આ પ્રમાણે છેઃ-

**"क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः"**

જે ક્લેશ કર્મ વિપાકાશયથી અપરામર્શ હોય તે પુરુષવિશેષ ઇશ્વર છે. તેનેજ વૈદિકો "रसो वै सः" "તે રસજ છે. રસરૂપ છે." એમ કહીને બોલાવે છે. જેને વેદમાં [2]બ્રહ્મ, સ્મૃતિમાં પરમાત્મા અને ભાગવતમાં ભગવાન્ કહે છે તેજ આ ઇશ્વર છે. તે ઇશ્વર બ્રહ્મા આદિનો ગુરુ છે.

पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् (પાતંજલ દર્શન ૧-૨૬.) તે ઇશ્વર પૂર્વજોનો (બ્રહ્માદિનો) પણ ગુરુ છે, કેમકે તેનો કાલ વિભાગ થઇ શકતો નથી. ઇશ્વરનો કાલ વિભાગ થતો નથી અને ઇશ્વર પ્રતિપાદિત જ્ઞાન રાશિનો કાલ વિભાગ થાય છે આ પણ એક મૂર્ખ કલ્પનાજ છે. વેદ નિત્ય છે એમ મહર્ષિ જૈમિનિ પણ કહે છે. "कर्मैके तत्र दर्शनात्" (૧-૧-૬ મીમાંસા દર્શન) આ સૂત્રથી આરંભીને બાર સૂત્રો વડે વેદ અનિત્ય છે એમ પૂર્વપક્ષ કર્યો અને પછી नित्यस्तु स्याद् दर्शनस्य परार्थत्वात्" (૧-૧-૬ મીમાંસા દર્શન) ઇત્યાદિ છ સૂત્રો વડે વેદ નિત્ય છે એમ સિદ્ધાન્ત કર્યો. તેમજ ભગવાન્ વેદ વ્યાસે પણ ઉત્તર મીમાંસામાં अत एव च नित्यत्वम् (૧-૩-૨૯ વેદાન્ત દર્શન) આ સૂત્ર વડે વેદનું નિત્યત્વ પ્રતિપાદિત કર્યું છે.

હવે અહિં શંકા થાય છે કે જો વેદ નિત્ય હોય, અનાદિ હોય, ઇશ્વરરૂપ હોય તો તેમાં ઇતિહાસ કેમ આવે છે? વસિષ્ઠ, ઉર્વશી, વિશ્વામિત્ર આદિનાં નામો કયાંથી આવ્યાં? उतासि मैत्रावरुणो वसिष्ठोर्वश्या ब्रह्मन्मनसोऽधिजातः द्रप्सं स्कन्नं ब्रह्मणा दैव्येन विश्वेदेवाः पुष्को बारवन्तः" આ વાકયમાં તેમજ શતપથ બ્રાહ્મણમાં વસિષ્ઠ, વિશ્વામિત્ર, ઉર્વશી આદિ ઐતિહાસિક વ્યક્તિઓનાં નામ અને કથાઓ જોવામાં આવે છે, તે ઉપરથી જાણી શકાય છે કે તે વ્યક્તિઓ અને ઐતિહાસિક ઘટનાઓ પછી ઋચાઓ રચાઇ છે. જે મંત્રનો જે ઋષિ હોય તેજ તે મંત્રનો પ્રણેતા કહી શકાય. જેમ રામાયણ, મહાભારત અને રઘુવંશ વગેરેના પ્રણેતા ક્રમશઃ વાલ્મિકિ, બાદરાયણ અને કાલિદાસાદિ છે તેમજ વૈદિક ઋચાઓના પ્રણેતા પણ તત્તન્મંત્રોના ઋષિઓ હોઇ શકે. અને તેમના સમયનો નિર્ણય પૌરાણિક કથાઓના આધારે થઇ શકે તેમ હોવા છતાં વેદનો કાલ નિર્ણય અશકય છે એમ કહેવું અને માનવું સર્વથા અસંગત છે.

આ પ્રકારે આધુનિક વિદ્વાનો જે યુક્તિ આગળ ધરે છે, તે પણ વૈદિક જ્ઞાન શૂન્યતાનુંજ દ્યોતન કરે છે. કારણ કે સંહિતામાં કે બ્રાહ્મણોમાં જે સ્થળે વસિષ્ઠાદિ નામો દષ્ટિપથ થાય છે, તે કાંઇ ઐતિહાસિક વસિષ્ઠાદિનાં નામો નથી. જો હું મારા પુત્રનું નામ 'રામ" અને તેની પત્નીનું નામ "સીતા" રાખું તો પણ દાશરથિરામ અને જનકાત્મજા સીતાનાં પરિચાયક નામો છે એમ તો નજ માની શકાય.

---

૧ यज्ञो वै विष्णुः। २ वेदान्ते च स्मृतौ ब्रह्मलिङ्गं भागवते तथा। ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते॥

તેમજ વસિષ્ઠાદિના નામનું સામ્ય હોવાથી વેદનું અનિત્યત્વ કૃતકત્વ સિદ્ધ થતું નથી. વેદમાંજ વસિષ્ઠાદિ શબ્દોની નિરુક્તિ પણ બતાવી છે. છાંદોગ્યમાં યો ह वै वसिष्ठं वेद, वसिष्ठो ह स्वानां भवति, वाग्वाव वसिष्ठः" આ શ્રુતિ વડે વસિષ્ઠ પદાર્થનું નિર્વચન થાય છે. એજ પ્રમાણે તે તે પદાર્થોની વ્યુત્પત્તિ વેદમાંજ છે. નિરુક્તમાં "इन्द्रशत्रुः तत्को वृत्रो मेघ इति नैरुक्ताः, त्वाष्ट्रो ऽसुर इत्यैतिहासिकाः, अपांच ज्योतिषांच मिश्रीभावकर्मणो वर्षकर्म जायते तत्रोपमार्थेन युद्धवर्णा भवन्ति, अहिवत्तु खलु मन्त्रवर्णा ब्राह्मणवादाश्च—" ૨–૫–૨૨ વૃત્રની કથાનું તત્ત્વ દર્શાવ્યું છે. તેમજ પ્રજાપતિનું સુતાનુગમન, ઇન્દ્રનું અહલ્યાનુગમન ઇત્યાદિનું તાત્પર્ય સ્પષ્ટ કરવામાં આવ્યું છે. જે લોકો વેદ ઉપર આક્ષેપ કરે છે, તેઓ પ્રથમથીજ પોતાનું એક પ્રકારનું મન્તવ્ય બાંધી લે છે, અને પછી કલ્પતરુ સદૃશવેદમાંથી સ્વમન્તવ્યને સિદ્ધ કરવા માટે પ્રમાણો ઉદ્ધૃત કરે છે. પછી તે પ્રમાણ વાક્યોનો પૂર્વાપર સંબંધ ગમે તે હોય, તેની દરકાર રાખવામાં આવતી નથી. જે વ્યક્તિએ સંપૂર્ણવેદનું સૂક્ષ્મ દૃષ્ટિએ વૈધ રીતે ગુરૂપસત્તિ પૂર્વક અધ્યયન કર્યું છે, અને પક્ષપાતનાં ચશ્માં ઉતારી નાંખ્યા છે, તેજ વેદના તત્ત્વને જાણી શકે. આવા અભ્યાસીઓ તો ઋષિમુનિઓજ હતા. કે જેમને વિદ્વાન્ તરીકે પ્રસિદ્ધિનો અથવા અર્થ પ્રાપ્તિનો લોભ ન હતો. આધુનિકો પાશ્ચાત્યોનાં ભાષાન્તરો વાંચીને વેદને જાણવાનો દાવો કરે છે અને નવનવા અર્થ સિદ્ધાન્તોનો પ્રચાર કરીને વિદ્વાન્ તરીકે પ્રસિદ્ધિ મેળવે છે. તેમને વાસ્તવિક તત્ત્વ અગમ્યજ હોય છે. જેમને મૌલિકતાનો ચેપી રોગ લાગુ પડી ગયો છે, અને તેઓ જે વેદના વિષયમાં પોતાના સ્વતન્ત્ર (?) વિચાર દર્શાવવાનો પ્રયાસ કરે છે તેમણે લક્ષમાં રાખવું જોઇએ કે વૈદિક તત્ત્વ શોધકો સ્વતંત્ર વિચાર ધરાવનાર ન હતા, પણ ગુરૂપસત્તિદ્વારા અધીત વેદવેદાન્ત હોવા છતાં તપ અને બ્રહ્મચર્ય (સંયમ) દ્વારા પરમાત્માનો પ્રસાદ મેળવીને વલ્કલ વસ્ત્રો પરિધાન કરનારા અને ઉંછવૃત્તિથી જીવન નિર્વહન કરનારા પ્રાતઃસ્મરણીય પુણ્યશ્લોકો હતા. તેઓ વૈદિકતત્ત્વ શોધીને અનધિકારીના હાથમાં અર્પવાનું અવિચારશીલ પગલું ભરતા નહતા. પણ ઉત્તમ અધિકારીને એ तपसा ब्रह्म विजिज्ञासस्व કહેતા હતા. અને તેની પૂર્ણ પરીક્ષા કરીનેજ જ્ઞાન અર્પતા હતા. નહિ કે ઓક્ષફોર્ડમાં જઇને બે ચાર ભાષણો કરીને. અત્યારે પણ વાસ્તવિક વૈદિક જ્ઞાન આપણે પ્રાપ્ત કરવું હોય તો તે પૂજ્ય ઋષિ મુનિઓનુંજ અનુસરણ કર્તવ્ય છે. અને તદનુષ્ઠિત તપના પ્રભાવેજ જાણી શકાય છે.

કેટલાકો એમ પણ કહે છે કે અમુક ઋષિને દક્ષિણ દેશનું જ્ઞાન ન હતું. તે ઋષિના સમયમાં આર્યો દક્ષિણમાં આવ્યા નહતા, કારણ કે વેદમાં ગંગા, યમુનાનુંજ નામ આવે છે તેથી પંજાબમાંજ તેઓ હતા એમ સિદ્ધ થાય છે. આ પણ એક પ્રકારનો પ્રમત્તપ્રલાપજ કહી શકાય. પૂર્વાપર અનુસંધાન જોયા વિના કહેવું કે અમુકને અમુક પદાર્થનું જ્ઞાન નથી તે અયોગ્ય છે. આધુનિક શોધ ખોળનું વિચિત્ર પરિણામ અનેક સ્થળે પ્રસિદ્ધ થયું છે. જાવા ટાપુમાં થોડાક શિલાલેખ મલ્યા છે. તેમાંથી એકમાં દાનનું વર્ણન છે. પણ તે લેખનો અર્થ એક પાશ્ચાત્ય વિદ્વાને યજ્ઞ કર્યો છે. ત્યાં એક પ્રસ્તર સ્તૂપ છે. તેમાં તે શિલાલેખ મલ્યો છે. "इज्या" અને "यूप" આ બે શબ્દ છે, તે ઉપરથી પશ્ચિમના વિદ્વાને અનુમાન કર્યું છે કે આ યજ્ઞીય યૂપ છે, દાનનો સ્મરણ સ્તંભ નથી. જો તે વિદ્વાન્ (?) ને ધાતુપાઠજ અવગત હોત તો સમજી શકત કે યજ્ દાનાર્થક પણ છે. અને જો શ્રૌતસૂત્રનું અધ્યયન કર્યું હોત અને કોઇ સારા યાજ્ઞિક પાસેથી યજ્ઞીય યૂપનો આકાર સમજી લેવાનો પ્રયત્ન કર્યો હોત તો પ્રસ્તર સ્તૂપને યજ્ઞીય યૂપ કહેવાનું સાહસ ન થાત. એક પશ્ચિમના વિદ્વાને જે અર્થ કર્યો છે તેજ બરાબર છે એમ પૌર્વાત્ય પ્રોફેસરો પણ સ્વીકારે છે. આજ પ્રકારનું અજ્ઞાન વૈદિક કાલ નિર્ણયમાંએ દૃષ્ટિપથ થાય છે.

વૃત્રની કથાની પેઠેજ પ્રજાપતિએ કરેલું સુતાનુગમન પણ વેદમાં છે. તેનું તત્ત્વ વેદમાંજ નીચે પ્રમાણે સમજાવ્યું છે:—

"प्रजापतिर्वै स्वां दुहितरमभ्यध्यायद् दिवमित्यन्य आहुरुषसमित्यन्ये तामृश्यो भूत्वा रोहितं भूतामभ्यैत्—"

ઇત્યાદિ વાક્યો ઐતરેય બ્રાહ્મણમાં આવે છે. " પ્રજાપતિએ સ્વદુહિતામાં ગમન કર્યું " એનો અર્થ શું થાય? જૈમિનિ મહર્ષિ કહે છે કે તેમાં કાંઇ ચિંતા કરવાનું પ્રયોજન નથી. પ્રજાપતિ કોઇ વ્યભિચારી પુરુષ નથી પણ પવિત્ર સવિતા દેવ છે. કુમારિલભટ્ટ લખે છે કે:—

" प्रजाप्रतिस्तावत्प्रजापालनाधिकारादादित्य एवोच्यते । सच अरुणोदयवेलायामुषसमुद्यन्नभ्यैत् । सा तदागनम देवोपजायत इति तद्दुहितृत्वेज व्यपदिश्यते । तस्यां चारुणकिरणाख्यबीजनिक्षेपात् स्त्रीपुरुषयोगवदुपचारः" પ્રજાપતિ એટલે જેને પ્રજાપાલનનો અધિકાર છે એવો આદિત્ય પ્રજાપતિ શબ્દથી કહેવાય છે. અને તે અરુણોદયવેલાએ ઉષાની પાસે જાય છે. ઉષા પણ આદિત્યના આગમનથી ઉત્પન્ન થયેલી હોવાથી તે આદિત્યની દુહિતા અર્થાત્ કન્યા છે. અને તે ઉષામાં આદિત્ય અરુણાકિરણાખ્ય બીજવપન કરે છે તેથી ત્યાં સ્ત્રી પુરુષના યોગવત્ ઉપચાર કર્યો છે." આ વર્ણન ઔપચારિક (લાક્ષણિક) છે. જે લોકો પ્રજાપતિ એટલે ધાતા બ્રહ્મદેવ એવો અર્થ કરીને બ્રહ્મદેવપર અનુચિત વ્યવહારનો દોષારોપ કરે છે, તેમને આ કથાનું તત્ત્વ સમજાતું નથી.

આવીજ રીતે તૈત્તિરીય આરણ્યકમાં " अहल्यायै जारः " ઇત્યાદિ શબ્દ પ્રયોગ મલે છે. આ કથા વાલ્મિકીય રામાયણની કથા સાથે મળે છે. નિરુક્તકાર યાસ્કાચાર્ય કહે છે કે " आदित्योत्र जार उच्यते रात्रेर्जरयिता " ૩–૩–૪. આ સ્થલે રાત્રિને ગળી જનાર આદિત્ય "જાર" શબ્દથી ગૃહીત કરવામાં આવ્યો છે. નહિ કે વ્યભિચારી. હવે ક્યાં ગૌતમપત્ની અને ક્યાં રાત્રિ? કાંઇપણ મેળ નથી. છતાં વેદમાં દૂષણ જોનાર દોષ જુએ છે. જેને કમળો થાય તે પીળું દેખે. તેમાં વસ્તુનો દોષ નથી પણ તેની આંખનો જ દોષ છે. શ્રીમાન્ કુમારિલ સ્વામી આ વિષયને નીચે પ્રમાણે સમજાવે છે—

"एवं समस्ततेजाः परमैश्वर्यनिमित्तेन्द्रशब्दवाच्यः सवितैव, अहनि लीयमानतया रात्रेरहल्याशब्दवाच्यायाः क्षयात्मक जरया हेतुत्वाज्जीर्यत्यस्मादनेनैत्रोदितेनेत्यादित्य एवाहल्याजार इत्युच्यते; नतु परस्त्रीव्यभिचारात्"
આ પ્રકારે પરમૈશ્વર્ય વાચક જે ઇન્દ્ર શબ્દ છે તે સમસ્ત તેજવાળા આદિત્યનો વાચક હોવાથી ઇન્દ્ર એટલે સવિતા. દિવસમાં લીન થવાથી રાત્રિને અહલ્યા કહી. તેને આદિત્ય ક્ષીણ કરે છે જરાજીર્ણ કરે છે–ગળી જાય છે. માટે આદિત્ય જ "અહલ્યાજાર" શબ્દથી લેવો. નહિ કે તે પરસ્પર વ્યભિચારથી જાર છે.

આ રીતે વૈદિક કથાઓનું તાત્પર્ય ભિન્ન હોવાથી તે ઐતિહાસિક ઘટનાઓનું વર્ણન છે એમ કહી શકાય નહિ. માટેજ **વેદ નિત્યજ છે એમ સિદ્ધ થાય છે, તેથી તેનો કાલનિર્ણય પણ સર્વથા અશક્યજ** છે.

## વેદ અપૌરુષેય છે.

કેટલાક લોકો કહે છે કે " **तस्माद्यज्ञात्सर्वहुतऋचः सामानि जज्ञिरे। छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत** " ( ઋ. સં. ૧૦ મંડલ, યજુ. સં. ૩૧ અધ્યાય અથ. અં. ૧૯ કાં. ) આ ઋતુમાં ઋક્, સામ અને યજુષની ઉત્પત્તિ બતાવી છે. ભલે તે ઇશ્વરની પાસેથી જ ઉત્પન્ન થયા હોય તોપણ તેમની ઉત્પત્તિનો કાલ તો અમુક હોવોજ જોઇએ. અને પુરુષ એટલે ઇશ્વરની પાસેથી ઉત્પન્ન થવાથી તે પૌરુષેય પણ છેજ. આ એકજ મંત્રમાં વેદની ઉત્પત્તિ બતાવી છે એમ નથી પણ બીજા મંત્રો વિદ્યમાન છે. ઐતરેય બ્રાહ્મણમાં " **ऋग्वेदएवाग्नेरजायत यजुर्वेदो वायोः सामवेदः आदित्यात्** " ૫–૫–૭ તેમજ સ્મૃતિ પણ કહે છે કે "**अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम्। दुदोह यज्ञसिद्ध्यर्थमृग्यजुः सामलक्षणम्।** " ( મ. ૧ ) આ વાક્યો વેદોની ઉત્પત્તિનાં સૂચક છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે અગ્નિ, વાયુ અને આદિત્ય પાસેથી વેદ ઉત્પન્ન થયા તેથી તે પૌરુષેય છે.

આ આક્ષેપ પણ અસત્ય છે. આ જે ઉત્પત્તિ બતાવી છે તે ઉત્પત્તિ નથી પણ અધ્યયનાધ્યાપનનો ક્રમ છે. ભૂઃ ભુવઃ અને સ્વઃ જેમાં પ્રધાન છે એવા અગ્નિવાયુ અને સૂર્ય માટે યજ્ઞોનું દોહન છે. આ સ્થલે

**अग्निवायुरविभ्यः** આ ચતુર્થી વિભક્તિ છે, દોહન શબ્દનો અર્થ અધ્યાપન થાય છે. અર્થાત્ અગ્નિવાયુ અને સૂર્ય માટે વેદનું દોહન કર્યું—અગ્નિવાયુ અને સૂર્યને વેદ ભણાવ્યો આ અર્થ છે. તેથી કાંઇ પૌરુષેયત્વની સિદ્ધિ થતી નથી. મુણ્ડકોપનિષદ્‌માં પણ "**ब्रह्मा देवानां प्रथमः सम्बभूव, विश्वस्यकर्ता भुवनस्य गोप्ता । स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥ अथर्वणे यां प्रवदेत ब्रह्मा तां पुरोयाचाङ्गिरे ब्रह्मविद्याम्। स भरद्वाजाय सत्यवाहाय प्राह भारद्वाजोऽङ्गिरसे परावराम् ॥** આ શ્રુતિમાં પણ અધ્યાપનનોજ ક્રમ બતાવ્યો છે.

મંત્ર, બ્રાહ્મણ, અને ઉપનિષદ્ આ સર્વજ વેદ છે. જે લોકો કેવલ મંત્ર ભાગને વેદ માને છે તે પણ આપેય નિર્ણયને સમજી શકતા નથી. વાસ્તવિક રીતે તેમાં કોઇપણ પ્રકારનો ભેદજ નથી. બ્રાહ્મણ ભાગમાં વિધિ વાક્યો આવે છે, સંહિતામાં પ્રયોગ સમવેતાર્થ સ્મારકત્વ હોય છે અને ઉપનિષદમાં જ્ઞાન કાણ્ડનો સમાવેશ થાય છે. મંત્ર બ્રાહ્મણાદિ વ્યવહારથી પ્રકરણ જ્ઞાન થાય છે. નહિ કે મંત્ર વેદ છે અને બ્રાહ્મણ વેદ નથી. આપસ્તમ્બ સૂત્રમાં કહ્યું છે કે मन्त्रब्राह्मणयोर्वेदनामधेयम् મંત્ર અને બ્રાહ્મણને વેદ કહે છે. બ્રાહ્મણમાં આરણ્યક અને ઉપનિષદ્‌નો સમાવેશ થાય છે. શુક્લ યજુર્વેદના પ્રાતિશાખ્યમાં પણ કહ્યું છે કે तच्चोदकेषु मन्त्राख्या ૨–૧–૩૦ शेषे ब्राह्मणशब्दः ૨–૧–૩૧ મંત્ર બ્રાહ્મણનો વિભાગ કરતાં મહર્ષિ-જૈમિનિ પણ ઉભયને વેદ કહીનેજ બોલાવે છે અને आख्याप्रवचनात् ૧–૧–૩૦ परन्तु श्रुतिसामान्यात् ૧–૧–૩૧ कृते वा नियोगः स्यात् कर्मणः सम्बन्धात् ૧–૧–૩૨. આ સૂત્રો વડે વેદ અપૌરુષેય છે એમ સિદ્ધ કર્યું છે. જેમને શંકા હોય તેમણે આ સ્થળનું શ્લોક વાર્તિક વાંચવું વિસ્તારના ભયથી અમે અત્રજ વિરમીએ છીએ. **શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે વેદ ભગવાનના નિઃશ્વાસરૂપ હોવાથી અપૌરુષેય છે.**

## વ્યાસસૂત્ર અને તત્પ્રણેતા

શ્રીમહાપ્રભુજીએ અપૌરુષેય વેદનેજ પ્રમાણત્વે સ્વીકાર્યો છે. પણ આધુનિક જીવો મન્દ બુદ્ધિવાળા હોવાથી વેદના વાસ્તવિક અર્થને સમજી શકતા નથી તેમને અનેક સ્થળે ભ્રમ થાય છે. તેથી તેમણે વેદાર્થ સમજવાનો એક ક્રમ નિશ્ચિત કર્યો છે. તે એ કે જો પરસ્પર વિરોધી વેદ વાક્યોનો સમન્વય કરવો હોય તો તે ગીતાથી વિરુદ્ધ ન હોવો જોઇએ. કદાચિત્ ગીતામાં સંદેહ થાય તો તેનો અર્થ વ્યાસ સૂત્રને અનુસરીને કરવો તથા જો વ્યાસ સૂત્રમાં પણ સંદેહ રહી જાય તો તેનું સમાધાન શ્રીમદ્‌ભાગવતને અનુસરીને કરી લેવું. અર્થાત્ વેદનો અર્થ ગીતા, વ્યાસ સૂત્ર અને શ્રીમદ્‌ભાગવતને વિરુદ્ધ ન હોવો જોઇએ. શ્રીમહાપ્રભુજીને વેદ વ્યાસના મતથી વિરુદ્ધ વેદાર્થ અભીષ્ટ નથી, આપ શ્રી વેદવ્યાસનેજ व्यासोऽस्माकं गुरुः કહીને સંબોધે છે. આપશ્રીને વેદવ્યાસ માટે ઘણું માન છે. કેટલાક લોકો મહાભારતના પ્રણેતા વ્યાસ અને બ્રહ્મસૂત્રના પ્રણેતા વ્યાસ તેમજ ભાગવત પ્રણેતા વ્યાસમાં અન્તર માને છે. પણ શ્રીમહાપ્રભુજી આ ત્રણે ગ્રંથોના પ્રણેતાને વેદવ્યાસનાજ નામથી ઓળખે છે. જેણે વેદ વિભાગ કહીને શાખાઓ જુદી પાડી તેજ મહાભારત, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ ભાગવતના પ્રણેતા છે. પારાશર્ય વેદવ્યાસ ભગવાન્‌ની કલાનો અવતાર છે. ભગવન્નિઃશ્વાસરૂપ વેદના તાત્પર્યને તેજ યથાર્થરૂપે જાણે છે. તેથીજ તેમણે શાખાઓને જુદી પાડી છે. અને મહાભારત બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્‌ભાગવતમાં વેદાર્થનો વિચાર કર્યો છે. આ ત્રણે ગ્રંથોમાં વેદનોજ વિચાર હોવાથી શ્રીમહાપ્રભુજી તેમને વેદના અર્થ નિર્ણાયક તરીકે સ્વીકારે છે.

## તૃતીય ચતુર્થાધ્યાયનો પ્રતિપાદ્ય વિષય

"तं त्वौपनिषदं पुरुषं पृच्छामि" આ શ્રુતિ બ્રહ્મમાં ઉપનિષદ્‌જ પ્રમાણ છે એમ કહે છે. માટેજ બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયમાં સર્વ ઉપનિષદોનો સમન્વય બ્રહ્મમાં થાય છે એમ પ્રતીતાર્થ નિરાકરણ

પૂર્વક પ્રતિપાદન કર્યું. દ્વિતીયાધ્યાયમાં વિરૂદ્ધ સ્મૃતિઓનું નિરાકરણ કરી શ્રુતિ વાક્યોનો એ પરસ્પર વિરોધ પરિહાર કર્યો. આ પ્રકારે અવિરોધ સિદ્ધ થવાથી સર્વ ઉપનિષદો બ્રહ્મ પર છે એમ સિદ્ધ થયું, હવે તૃતીયાધ્યાયમાં તે ઉપનિષદોની બોધકતા નિર્વિચિકિત્સ શાબ્દજ્ઞાન વડે બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન કરવામાં કેવી રીતે થાય એમ આકાંક્ષા ઉત્પન્ન થાય છે, કારણ કે ઋષિઓએ પોતપોતાની બુદ્ધિથી અનેક પ્રકારે ઉપનિષદોની બોધકતાનો વિચાર કર્યો છે, તે સર્વની નિવૃત્તિ કરવા માટે આ તૃતીયાધ્યાયનો આરંભ છે. દ્વિતીયાધ્યાયમાં પ્રથમાધ્યાયમાં પ્રતિપાદિત સમન્વયમાં જ્યાં વિરોધના સમાન થતો તેની નિવૃત્તિ કરી છે. તેથી તે પ્રથમાર્થ બોધક અવિરોધાધ્યાય ઉપોદ્ઘાતરૂપે છે. તેજ રીતે તૃતીયાધ્યાય પણ પ્રથમાધ્યાયમાં વિષયીભૂત જે ઉપનિષદો છે, તેમાં રહેલી બોધકતા પ્રકારનું શોધન કરેલું છે. આથી દ્વિતીય અને તૃતીયાધ્યાયનો ઉપજીવ્યોપજીવક ભાવ સિદ્ધ થાય છે. અથવા શેષશેષીભાવ (અંગાંગીભાવ) સિદ્ધ થાય છે. સમન્વયાધ્યાય શેષી અને દ્વીતીય તૃતીયાધ્યાય શેષભાવમાં દાખલ થાય છે, કારણ કે તૃતીયાધ્યાયમાં વિદ્યા વિષયત્વે કરીને સમન્વય થયો છે. આ ત્રણે અધ્યાયોની સામાન્ય વિશેષભાવ સંગતિ છે. ઉપજીવ્ય ઉપજીવકભાવનો અર્થ કાર્યકારણ ભાવ થાય છે. તદનુસાર ઉપજીવક વિદ્યાકાર્ય છે તેજ તૃતીયાધ્યાયનો પ્રતિપાદ્ય વિષય છે.

શાસ્ત્રમાં તૃતીયાધ્યાયની સાધનાધ્યાયના નામથી પ્રસિદ્ધિ છે, તો પછી આ સાધનોનોજ વિચાર અધ્યાયાર્થ થવો જોઇએ, નહિ કે બોધકતા પ્રકારનો વિચાર અધ્યાયાર્થ છે એમ એક શંકા થઇ શકે છે. તેનું સમાધાન નીચે પ્રમાણે છે.

ગુરુ મુખથી ઉપનિષત્ પ્રતિપાદિત બ્રહ્મનું શ્રવણ કર્યા પછી સર્વ ઉપનિષદોનો સમન્વય બ્રહ્મ થાય છે અને શ્રુતિ સ્મૃતિઓનો પરસ્પર કોઈ પણ વિરોધ નથી એમ અધ્યાય દ્વય વડે માનીને અનંતર નિદિધ્યાસન અર્થાત્ સમાધિ માનસી સેવા છે. સમાધિરૂપ જે માનસી સેવા બતાવી તેનો ઉપાય ચિત્ત શુદ્ધિદ્વારા છે. યદ્યપિ માનસી સેવાનું સાધન તનુની અને વિત્તની સેવા છે તથાપિ જૈમિનિ મતનોએ ઉપન્યાસ કરેલો હોવાથી કર્મદ્વારા ચિત્ત શુદ્ધિ થાય ત્યારે ભક્તિ થાય, અને ઉપાસના વડે ચિત્તશુદ્ધિ થાય છે એમ ભાષ્યમાં કહ્યું છે તેથી ઉપાસનાને સાધનત્વે કહી છે. તે ઉપાસનાઓ સર્વ શાખાઓમાં ક્વચિત્ "आत्मेत्येवोपासीत" ઇત્યાદિ વાક્યો વડે અને ક્વચિત્ પ્રકરણ વડે જણાવી છે. અર્થાત્ એક વાક્ય અથવા પ્રકરણમાં પઠિત ઉપાસના તત્પ્રકારનો બોધ કરાવીને વિદ્યાને ઉત્પન્ન કરે છે. અને તે વિદ્યાને તે પ્રકારનાં વાક્યો જેમાં હોય તેવી સર્વ શાખાઓ એક સાથેજ બોધ કરાવે છે. અર્થાત્ ઉપાસનાના જે અર્ચિરાદિ વિદ્યાના પ્રકારો છે તે ઉપનિષદોમાં વર્ણિત છે અને તેવા વાક્યોની બોધકતા આ તૃતીયાધ્યાયમાં દર્શાવી છે. તેથી તે સાધનાધ્યાય કહેવાય છે. જો બોધકતાનો વિચાર ન હોય તો સર્વ શાખાઓ મળીને એક વિદ્યા કહે છે કે અનેક તે જાણી શકાય નહિ. અને તે જાણ્યા વિના સાધનોનો નિર્ણય પણ થાય નહિ. માટેજ બોધકતા પ્રકાર અર્થજ વિશેષ રમણીય છે. અને આજ અર્થ રશ્મિકારને પણ સંમત છે.

જો ઉપનિષદ્‌માં રહેલી બોધકતાનો પ્રકારજ આ અધ્યાયનો અર્થ હોય તો સંસાર ગતિ પ્રભેદ સન્ધ્ય સૃષ્ટિ આદિ અધિકરણોમાં તો કેવલ બોધકતાજ છે પ્રકાર નથી તેની સંગતિ શી રીતે થાય?

તેની પણ સંગતિ થાય છે. "ब्रह्मविदाप्नोति परम्" આ શ્રુતિમાં પરપ્રાપ્તિનું સાધન જે જ્ઞાન કહ્યું તે અપરોક્ષ જ્ઞાનજ વિપક્ષિત છે. "तस्मिनदृष्टे परावरे" "आत्मन्येवात्मानं पश्येत्" ઇત્યાદિ શ્રુતિઓમાં દર્શન–જોવું એજ કહ્યું છે. અને તે દર્શન કાંઇ શબ્દ શ્રવણ માત્રથી સંભવતું નથી; માટે શ્રવણ પછી મનનની આવશ્યકતા રહે છે, અને તે મનન "मन्तव्यः" ઇત્યાદિ વિધિ વાક્યો વડેજ પ્રાપ્ત થાય છે. અને તે મનન ચિત્ત શુદ્ધિ વિના સંભવતું નથી. જે સ્થળે શ્રવણ માત્રથી ફળ કહ્યું હોય ત્યાં પણ શુદ્ધિની જરૂર તો હોય છેજ. અને શ્રવણ માત્રથી જેને ફળ મળે છે ત્યાં અવશ્ય શુદ્ધિ છેજ એમ પણ ફલબલથીજ

સિદ્ધ થાય છે. માટે જન્મથી અને કર્મથી શુદ્ધિ હોય તોજ વિચારરૂપ સાધન સહિત પુરુષમાં વિદ્યા ઉત્પન્ન થાય છે. અથવા જો પ્રભુ વરણુ કરે તો જન્મ કર્મની શુદ્ધિની અપેક્ષા રહેતી નથી. જેમ યોગમાં મનઃ શુદ્ધિથીજ ફલ મળે છે. તેમ "अतो निर्विषयं नित्यं मनः कार्यं मुमुक्षुणा' આ શ્રુતિને અનુસરીને જન્માદિ શુદ્ધિ ન હોય અને પ્રભુ કૃપા કરીને વરણુ કરે—વરીલે તો મનઃ શુદ્ધિ થઇ જાય છે. ધ્યાનબિન્દુ ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—मयि शैलसमं पापं विस्तीर्णं योजनान् बहून्, भिद्यते ज्ञानयोगेन" જો ઘણા યોજનો સુધી વિસ્તૃત થયેલું પર્વત સમાન પાપ હોય તો પણ જ્ઞાન યોગ વડે તે ભેદાય છે. અર્થાત્ જ્યારે પ્રભુનું માહાત્મ્યજ્ઞાન થાય ત્યારે બધાંએ પાપો પોતાની મેળેજ દૂર થઇ જાય છે. પ્રભુ જ્યારે વરણુ કરે છે ત્યારે "अपूतः पूतो भवति" આ ગોપાળતાપિન્યુપનિષદ્‌ની શ્રુતિને અનુસરીને ભક્ત પૂતાત્મા થઇ જાય છે, તેને અન્ય સાધનોની અપેક્ષા રહેતી નથી.

અધિકારી હીન, મધ્યમ અને ઉત્તમ એમ ત્રણુ પ્રકારના હોય છે, તેમાંથી ઉત્તમ અને મધ્યમની શુદ્ધિ વરણુ અને યોગ વડે થઇ જાય છે. તેથી તેની શુદ્ધિનો વિચાર આ સ્થળે કર્યો નથી. કિન્તુ પ્રથમપાદમાંજ જઘન્ય અધિકારીનીજ શુદ્ધિનો વિચાર કરેલો છે. શ્રીમદ્‌વેદવ્યાસ બાદરાયણુનો જઘન્ય અધિકારીઓ માટેજ આ પ્રયાસ છે.

દ્વિતીયપાદમાં જીવની અવસ્થાદિના વિચાર પૂર્વક તેની બ્રહ્મભાવ પ્રાપ્તિમાં યોગ્યતાનો વિચાર આવે છે- જીવની યોગ્યતાનો વિચાર કરવાથી જીવનો મુક્તિમાં અધિકાર સિદ્ધ થવાથી બ્રહ્મ સ્વરૂપનો નિશ્ચય થાય.

તૃતીય પાદમાં અંતરંગ સાધન જે કર્મજ્ઞાન અને ભક્તિમાર્ગીય ઉપાસના તેનો વિચાર કરીને તે તે પ્રકારની ઉપાસનામાં કહેલા ગુણોનું ચિંતન છે અર્થાત્ અમુક પ્રકારની ઉપાસનામાં અમુક પ્રકારના ગુણ છે તેનો વિચાર આવે છે.

ચોથા પાદમાં બહિરંગ વિચાર વડે સ્થૂલ દેહવડે અને સાધારણ તથા જે બહિરંગ સાધનોનું આશ્રમ ધર્માદિનું આચરણુ કરવામાં આવે છે તેનો વિચારકરી પૂર્વોત્તર કાંડનો યજ્ઞ, તપ, શમદમાદ તથા શ્રવણાદિ ભગવદ્ધર્મોનો ઉપસંહાર આવે છે. અર્થાત્ પ્રથમપાદમાં બતાવ્યા પ્રમાણેજ જઘન્યાધિકારીઓની સ્વરુપ યોગ્યતા અને સહકારી યોગ્યતા પ્રથમ સિદ્ધ થાય ત્યારે દ્વિતીય પાદોક્ત રીતિથી બ્રહ્મ સ્વરૂપનો નિશ્ચય થવાથી યથાધિકાર તે તે પ્રકારની ઉપાસના કરવાથી બ્રહ્મ સ્વરૂપનું જ્ઞાન થાય. અને ઉત્તમ તથા મધ્યમ અધિકારીને દ્વિતીય પાદોક્ત બ્રહ્મભાવની પ્રાપ્તિ કરવામાં યોગ્યતા હોવાથી પ્રથમ પાદોક્ત યોગ્યતા ન હોય તો પણ યથાધિકારે વરણ થાય તો બ્રહ્મ સ્વરૂપનો નિશ્ચય થઇ જાય અને પછી તે નિશ્ચિત કરેલા બ્રહ્મ સ્વરુપની તદુચિત રીતે ઉપાસના કરે ત્યારે બહિરંગ સાધનો સહ પરપ્રાપ્તિ થાય.

ચતુર્થાધ્યાયમાં પૂર્વોક્ત સાધન કરનારા જીવને જે ફલની પ્રાપ્તિ થાય તેનું નિરૂપણુ આવે છે. જેમ સમન્વય અને અવિરોધાધ્યાયમાં શ્રુતિઓનો સમન્વય અને પરસ્પર વિરોધાભાવનું પ્રતિપાદન કરવામાં આવ્યું, અને તૃતીયાધ્યાયમાં શ્રુતિઓની બોધકતાનો પ્રકાર બતાવ્યો તેમજ આ અધ્યાયમાં બ્રહ્મવિદ્ અક્ષર બ્રહ્મને જાણુનારની અવસ્થાનુ નિરુપણુ કરવાથી ક્રમથી સાક્ષાત્ પ્રાપ્ત પરબ્રહ્મનું ફલ પ્રતિપાદન કર્યું છે.

## માયાવાદની સમીક્ષા

માયાવાદીઓ જીવને પ્રતિબિંબ માને છે અને સર્વ જગત્‌ને મિથ્યા કહે છે. તેમજ જગત્‌માં રહેલા વેદનું પણુ મિથ્યાત્વ સિદ્ધ થાય છે તેથી તેમનો મત વૈદિક નથી એમ કહી શકાય. જો વૈદિક મત હોય તો જીવને પ્રિતિબિંબ માની શકાય નહિ પણુ તેઓ માયામાં ફસાયલા હોવાથી તેમની બુદ્ધિ પણુ માયિક થઇ ગઇ છે. વસ્તુતઃ જીવ અંશ છે અને અંશીની સેવા કરવી એજ તેનો ધર્મ છે.

## જીવ પ્રતિબિમ્બ નથી.

માયામાં જે ચૈતન્યનું પ્રતિબિમ્બ છે, તે ઇશ્વર છે, અને તે સર્વજ્ઞ છે; કેમકે માયા શુદ્ધ સત્ત્વ પ્રધાના હોવાથી તે ઇશ્વરના જ્ઞાનનું આવરણ કરી શકતી નથી. અને અવિદ્યામાં જે ચૈતન્યનું પ્રતિબિમ્બ છે-જીવ છે, તે અજ્ઞ છે કેમકે અવિદ્યા મલીન સત્ત્વ પ્રધાના હોવાથી જ્ઞાનનું આવરણ કરી શકે છે, આ જીવ, ઇશ્વર અને શુદ્ધ, ચૈતન્ય, અવિદ્યા અને માયાવડે પરસ્પર ભિન્ન પ્રતીત થાય છે. અને વ્યવહાર દશામાંજ જીવની અવિદ્યાથી આ જગતની પ્રતીતિ થાય છે. પરંતુ અવિદ્યા, માયા ઉપાધિ આ સર્વ મિથ્યા હોવાથી વાસ્તવિક રીતે અભિન્ન જ છે એમ માયાવાદીઓ કહે છે.

પરંતુ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તની કસોટી ઉપર માયાવાદ વેદ વિરુદ્ધ ઠરે છે. કારણ કે રૂપ, રૂપવાન્ અને રૂપવાન્‌માં રહેલા સંયોગ, વિભાગ વગેરે ધર્મો આટલાજ પદાર્થોનું પ્રતિબિમ્બ પડે છે. તો (માયાવાદીઓ) જેને બ્રહ્મ કહે છે તે નીરુપ છે, અર્થાત્ કહેવાતા નીરુપ બ્રહ્મનું રૂપ, રૂપવત્ત્વ અને તન્નિષ્ઠ ધર્મ કોઇપણ ન હોવાથી તેનું પ્રતિબિમ્બ કેમ હોઇ શકે ? બીજી દલીલ તમે ( માયાવાદીઓ ) એમ કહો છો કે મલીન સત્ત્વપ્રધાના અવિદ્યામાં ચૈતન્ય પ્રતિબિમ્બ પડે છે તે જીવ કહેવાય છે. પ્રતિબિમ્બ દર્પણાદિ સ્વચ્છ પદાર્થમાંજ પડે છે, મલીનમાં નહિ. અવિદ્યાને તમે મલીન કહો છો અને તેમાં પ્રતિબિમ્બ પણ માનો છો, તે કેમ સંભવે ? વળી તમે જે પ્રતિબિમ્બનું પ્રતિપાદન કરો છો તે આ પ્રકારે યુક્તિથી ખણ્ડિત છે. તમારા મતના સમર્થનમાં તમે શ્રુતિ કે સૂત્રનું પ્રમાણ મૂકી શકતા નથી. ત્યારે તે સિદ્ધાન્ત કેમ માની શકાય ? તમે પ્રતિબિમ્બની કલ્પના માત્ર કરો છો. કલ્પના પણ જો લોકાનુકુલ હોય તોજ માની શકાય, લોક વિરુદ્ધ કલ્પનાના સ્વીકારમાં અનુપપત્તિ થાય. તેથી તમારી લોકવિરુદ્ધ કલ્પના સર્વથા માનવા લાયક નથી. જો નીરુપનું પ્રતિબિમ્બ મલીન પદાર્થમાંએ દૃષ્ટિગોચર થતું હોય તો વાયુ ( જે નીરૂપ છે, તેનું ) નું પ્રતિબિમ્બ કાષ્ઠમાં (મલીનમાં) દૃષ્ટિગોચર થતું જોઇએ, જો તેમ થાય તો તમારી કલ્પના માની શકાય. અન્યથા કદાપિ માનવા યોગ્ય નથી.

માયાવાદીઓ એમ પણ દલીલ કરે છે કે આકાશ નીરુપ છે, અને તેનું પ્રતિબિમ્બ દર્પણમાં પડે છે, તે ઉપરથી જાણી શકાય છે કે નીરુપ બ્રહ્મનુંએ પ્રતિબિમ્બ પડી શકે છે. અવિદ્યા મલીન છે તથાપિ એક બાજુએ તે સ્વચ્છ પણ છેજ. તેથી તેમાં પ્રતિબિમ્બની કલ્પના લોક વિરુદ્ધ ન કહી શકાય. જેમ રજતપાત્ર પૃષ્ઠ દેશસ્થિત ઘટાદિ પદાર્થનું આવરણ કરે છે અને બીજીબાજુએ સૂર્યનું પ્રતિબિમ્બ પણ ગ્રહણ કરે છે તેમ અવિદ્યા જ્ઞાનનું આવરણ અને ચૈતન્યનું પ્રતિબિમ્બ ગ્રહણ કરી શકે છે. તેમજ સૂર્યગ્રહણ સમયે કાજળથી મલીન થએલો કાચ સૂર્યનું પ્રતિબિંબ ગ્રહણ કરે છે. આ પણ પ્રત્યેકનો અનુભવ છે, તેથી પ્રતિબિમ્બવાદ સર્વથા અયુક્ત છે એમ કહી શકાય નહિ. પણ આ સ્થલે માયાવાદીઓ ભૂલ કરે છે. કારણ કે જો આકાશનું પ્રતિબિમ્બ કદાચ માની પણ લેઇએ તોપણ તે ઉપરથી બ્રહ્મનું પ્રતિબિમ્બ સિદ્ધ થતું નથી. કારણ કે પ્રભાસહિત આકાશ પ્રતિબિમ્બિત થાય છે, અને પ્રભાને રૂપ છે. પ્રભાને નીરૂપ કોઇપણ કહેતું નથી. તેથી આકાશનું પ્રતિબિમ્બિત થવું બ્રહ્મના પ્રતિબિમ્બમાં પ્રમાણત્વે કેમ સ્વીકારી લેવાય ? પ્રભા સ્વરૂપ સંબંધ વિશેષથી આકાશમાં સ્થિત છે. તેથી સ્વરૂપ સંબંધે આકાશને પણ રૂપવાન્ કહી શકાય. પણ તમારૂં બ્રહ્મ તો સર્વથા રૂપસંબંધથી શૂન્ય જ છે. વાસ્તવિક રીતે રૂપવાનનુંજ પ્રતિબિમ્બ થાય છે. આ સ્થલે "રૂપવાન્" શબ્દનો અર્થ દૃશ્ય પદાર્થ છે. આકાશ રૂપવાન્ નથી, તથાપિ વસ્તુ સ્વભાવ વડે કરીને તેનું પ્રતિબિમ્બ પડે છે, પરંતુ માયાવાદીઓનું બ્રહ્મ તો રૂપરહિત હોવાથી તથા દૃશ્ય પદાર્થ ન હોવાથી તેનું પ્રતિબિમ્બ માની શકાય તેમ નથી.

બીજી દલીલ માયાવાદીઓ એવી કરે છે કે પ્રતિબિમ્બમાં દૃશ્યત્વની અપેક્ષા રહે છે, અને દૃશ્ય-

ત્વમાં એ રૂપની અપેક્ષા હોય છેજ. જો આકાશ નીરૂપ હોવા છતાં પણ વસ્તુ સ્વભાવ વડે તે દૃશ્ય છે તો વસ્તુ સ્વભાવ વડે કરીનેજ બ્રહ્મનું પણ પ્રતિબિમ્બ કેમ ન હોય?

માયાવાદીઓની આ દલીલ પણ લૂલી છે. કારણ કે જો માયાવાદીની દલીલ કદાચ માની લેવાય તોપણ તેમનાજ મત પ્રમાણે બ્રહ્મ અને અવિદ્યા ઉભયે વ્યાપક છે. અને વ્યાપકનું વ્યાપકમાં પ્રતિબિમ્બ અસંભવિત છે. અને આકાશનું પ્રતિબિમ્બ પ્રત્યક્ષમાં દેખાય છે, માટે તે સ્થલે વસ્તુ સામર્થ્ય માની લેવું પડે છે. જો સાર્વત્રિક આ નિયમ લાગુ પડે તો અનવસ્થા થાય. જેમ આકાશનું પ્રતિબિમ્બ પ્રત્યક્ષ સિધ્ધ છે, તેમ બ્રહ્મનું પ્રતિબિમ્બ પ્રત્યક્ષ સિદ્ધ નથી તેથી તનું પ્રતિબિમ્બ માની શકાય નહિ. માયાવાદી એમ પણ કહે છે, કે જેમ આકાશનું પ્રતિબિમ્બ પ્રત્યક્ષથી સિદ્ધ છે તેમ બ્રહ્મનું પ્રતિબિમ્બ આથર્વણ શ્રુતિ વડે સિદ્ધ કરી શકાય છે. આથર્વણ શ્રુતિ નીચે પ્રમાણે છે—

> एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
> एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥

એકજ પરમાત્મા અવિદ્યાકલ્પિત અને વસ્તુઓમાં સ્થિત છે, ઉપાધિના સંબંધ વડે કરીને તે જલસ્થિત ચંદ્રની પેઠે અનેક રૂપે દેખાય છે. આ શ્રુતિ વાક્ય ચંદ્ર અને જલનું દૃષ્ટાન્ત આપે છે તેથી બ્રહ્મનું પ્રતિબિમ્બ પણ માની શકાય છે. તેમજ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના તૃતીય બ્રાહ્મણમાં "रूपं रूपं प्रतिरूपो बभूव" આ શ્રુતિ છે. તેથી જીવ બ્રહ્મનું અવિદ્યામાં પડેલું પ્રતિબિમ્બ છે એમ માની શકાય છે. વળી तत्त्वमसि ઇત્યાદિ અભેદ બોધક શ્રુતિઓ વડે તે પ્રતિબિમ્બ બ્રહ્મનુંજ છે એમ પણ સિદ્ધ થાય છે. માટેજ યદ્યપિ બ્રહ્મ સર્વથા રૂપરહિત છે તથાપિ તેનુ પ્રતિબિમ્બ અવિદ્યામાં પડે છે, એમાં કાંઈપણ સંદેહ નથી.

માયાવાદીની આ વાર્તા પણ વૈદિક સિદ્ધાન્તથી સર્વથા અનુપાદેય છે. કારણ કે "एष एव हि भूतात्मा" વગેરે વાક્યો વડે જલચંદ્રનું દૃષ્ટાન્ત દેખાડીને પ્રતિબિમ્બ સિદ્ધ થઇ શકતું નથી; આ તો માત્ર ભ્રમ છે. જલચંદ્રનો અર્થ "પ્રતિબિમ્બ" નથી, પણ મણ્ડલાકારથી પ્રતીત થતા જલપ્રવિષ્ટ ચંદ્રકિરણ જ વાસ્તવિક અર્થ છે. અને સમ્પૂર્ણ શ્રુતિનો આશય એમ છે કે જેમ ચંદ્ર પોતાના કિરણરૂપી અંશ વડે જલમાં સ્થિતિ કરીને કિરણ-મણ્ડલ-રુપે એક કંપાદિરૂપ થઇને નાનાત્વની પ્રતીતિ કરાવે છે, તેમજ બ્રહ્મ પ્રતિશરીર જીવરૂપે, એક હોવા છતાં પણ, ઇન્દ્રિયોના રૂપથી અનેકત્વની પ્રતીતિ કરાવે છે. વળી કોઇ શાખામાં "बहुधा" ના સ્થાને "दशधा" એવો પણ પાઠ છે. તે પણ અમારાજ અર્થનો પોષક છે. ત્યાં "दशधा" નો અર્થ દશ ઇન્દ્રિયો એમ થાય છે. વળી જીવને પ્રતિબિમ્બ સિદ્ધ કરવા માટે "रूपं रूपं प्रतिरूपो बभूव" આ શ્રુતિને પ્રમાણત્વે માયાવાદી સ્વીકારે છે. તે પણ અયોગ્ય છે. કારણ કે બૃહદારણ્યક તૃતીય બ્રાહ્મણના આરંભમાં "योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्" આ શ્રુતિથી ઉપક્રમ થાય છે અને ઉપસંહારમાં 'तदेतद्ब्रह्म' આ જડાત્મક જગત્ બ્રહ્મ છે. "अयमात्मा ब्रह्म" આ જગત્ બ્રહ્મ છે. એમ કહેવામાં આવ્યું છે. ઉપક્રમ અને ઉપસંહારમાં બ્રહ્મનું સર્વરૂપત્વે વર્ણન છે, તો મધ્યમાંજ જીવનું પ્રકરણ ક્યાંથી આવે? અને વાસ્તવિક રીતે અર્થ પહેલાં "पुरश्चक्रे द्विपदः" આ મંત્રવડે જે દ્વિપદ, ચતુષ્પદ, પુર (શરીર) બનાવીને બ્રહ્મે તેમાં પ્રવેશ કર્યો ઇત્યાદિ વર્ણન આવે છે. આથી બ્રહ્મની સર્વ રૂપતાનો વ્યાઘાત પ્રાપ્ત થાય છે. કેમકે જે વસ્તુને નિર્માણ કરે છે અને જે પ્રવેશ કરે છે તે વસ્તુતઃ પૃથક્ હોય છે; આ સાધારણ નિયમ છે, તે નિયમનો વ્યાઘાત પ્રાપ્ત થતાં "रूपं रूपं प्रतिरूपो बभूव" આ શ્રુતિ તેનું નિવારણ કરે છે. આ શ્રુતિનો અર્થ પ્રકરણને અનુસરીને એમ થાય છે કે—બ્રહ્મે સર્વનું નિર્માણ કરીને સર્વના મૂલરૂપ પોતેજ થઇ ગયું. આમાં પ્રતિબિમ્બની

કલ્પના કરવી વ્યર્થ છે. અને આજ શ્રુતિની વ્યાખ્યા " अयंवै हरयः" આ અનન્તરની શ્રુતિમાં આવે છે. આ શ્રુતિમાં બ્રહ્મની સર્વરૂપતાનું વર્ણન સ્પષ્ટ છે. તેથી "रूपं रूपं" આ શ્રુતિનો ઉપયોગ જીવને પ્રતિબિમ્બ પ્રમાણિત કરવામાં થઇ શકે તેમ નથી.

પ્રતિબિમ્બ વાદીઓની એક વિચિત્ર દલીલ એવી પણ છે કે અવિદ્યા અઘટિત ઘટના પટીયસી હોવાથી તે વ્યાપક હોવા છતાં, તેમાં પ્રતિબિમ્બ પડી શકે છે તેથી પ્રતિબિમ્બવાદ અસંગત નથી અને પૂર્વોક્ત શ્રુતિઓમાં યદ્યપિ પ્રતિબિમ્બ શબ્દ નથી તથાપિ તે સ્થલે અન્યથા અર્થ કરવો અયોગ્ય છે કારણ કે પ્રતિબિમ્બનું વર્ણન કઠોપનિષદ્‌માં નીચે પ્રમાણે છે.

ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे छायाऽऽतपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः આ શ્રુતિમાં પ્રતિબિમ્બ વાચક "છાયા" શબ્દ છે. તેથી જીવ પ્રતિબિમ્બ છે એમ કહેવામાં બાધ આવતો નથી.

પરંતુ આ દલીલ શાસ્ત્ર સંમત નથી. કારણ કે "છાયા" શબ્દનો અર્થ પ્રતિબિમ્બ થતો નથી. જો "છાયા" શબ્દનો અર્થ પ્રતિબિમ્બ થાય તો આ શ્રુતિમાં અને "द्वा सुपर्णा" શ્રુતિમાં જીવ અને બ્રહ્મની સહસ્થિતિ હૃદયાકાશમાં બતાવી છે તે અસંભવિત થાય કેમકે બિમ્બ તથા પ્રતિબિમ્બ ઉભયની એકત્ર સ્થિતિ જ અસંભવિત છે, ચંદ્ર આકાશમાં અને તેનું પ્રતિબિમ્બ જલમાં રહે છે. તેમજ વળી "છાયા" અને પ્રતિબિમ્બ પદાર્થ પણ એક નથી. કારણ કે "છાયા" સર્વદા પ્રકાશશૂન્ય દેશમાં જ હોય છે, પરંતુ પ્રતિબિમ્બ પ્રકાશશાલી પ્રદેશમાં જેવામાં આવે છે. તેથી "છાયા" શબ્દ જીવને પ્રતિબિમ્બ પ્રમાણિત કરવામાં અશક્ત છે. અને કદાચ "છાયા" શબ્દનો અર્થ પ્રતિબિમ્બ માની લેવાય તો પણ છાયાનો અર્થ પ્રતિબિમ્બ પર્વત કે વૃક્ષનું પ્રતિબિમ્બ સંભવે છે, નહિ કે આતપ સ્વરૂપ બ્રહ્મનું, કેમકે જે સ્થલે આતપ રહે છે તેજ સ્થલમાં છાયાની સ્થિતિ સર્વથા અસંભવિત છે. માટેજ કઠોપનિષદ્‌ની શ્રુતિનો "છાયા" શબ્દ જીવને પ્રતિબિમ્બ સિદ્ધ કરતો નથી. આ સ્થલે શ્રુતિનો આશય એમ છે કે આનંદના તિરોભાવથી જે જીવમાં વિલક્ષણતા છે તેનો બોધ "છાયા" શબ્દ કરાવે છે. જો માયાવાદી એવી દલીલ કરે છે કે "છાયા" શબ્દનો અર્થ પ્રતિબિમ્બ થાય નહિ, તો આનંદાંશનો તિરોભાવ એવો અર્થ પણ કેમ થાય ? તેનો ઉત્તર આ છેઃ બ્રહ્મને જીવ સહ હૃદયાકાશમાં પ્રવેશ માટે હૃદયાકાશ અને જીવના દર્શનની અપેક્ષા છે. અને તમારા મતાનુસાર સર્વજ્ઞ બ્રહ્મને એમનું દર્શન અશકય છે. કારણ કે આ પદાર્થો અજ્ઞાન કલ્પિત છે. જેને અજ્ઞાન સ્વરૂપા અવિદ્યાથી ભ્રમ થાય તેનેજ આ પદાર્થો દૃષ્ટિગોચર થઈ શકે. સર્વજ્ઞને નહિ. લોકમાં પણ જેની પાસે દર્પણ હોય તેનેજ પ્રતિબિમ્બજન્ય પ્રાતિભાસિક રજત વગેરે અજ્ઞાન કાર્યોનું દર્શન થાય છે અન્યને નહિ. માટે જીવને પ્રતિબિમ્બ માનવાથી પ્રથમ આ વિરોધનો પરિહાર કરવો જોઇએ. અને જો બ્રહ્મ જીવને જુએ તો क्षरात्मानावीशते देव एकः આ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ની શ્રુતિ, તથા "બ્રહ્મજીવનું નિયમન કરેછે" આ અર્થને કહેતી અન્તર્યામી બ્રાહ્મણની શ્રુતિઓ વ્યર્થ થાય કેમકે દેખ્યા વિના બ્રહ્મ જીવનું નિયમન કરી શકે જ નહિ. જો આ શ્રુતિઓને અનુસરીને બ્રહ્મ હૃદયાકાશ અને જીવને જુએ છે એમ માનવામાં આવે તો બ્રહ્મ પણ જીવના જેવું અજ્ઞ અને ભ્રાન્ત છે એમ સિદ્ધ થાય. પણ તેમ નથી. બ્રહ્મ સર્વદા છે અને જીવ અજ્ઞ છે કારણ કે જીવમાંથી આનંદાંશનો તિરોભાવ થઇ ગયો છે.

માયાવાદીઓ જીવનું નિયમન કરનાર શુદ્ધ નથી, પણ માયોપહિત બ્રહ્મ છે એમ કહીને વળી એક નવું માયોપહિત બ્રહ્મ કલ્પે છે અને કહે છે માયોપહિત બ્રહ્મ જેમ સૃષ્ટિની રચના કરે છે તેમજ તે જીવનું નિયમન અને હૃદયાકાશમાં પ્રવેશ પણ કરે છે. આ ઉપરથી તે બ્રહ્મ અજ્ઞ અથવા ભ્રાન્ત પણ થતું નથી. કેમકે વિદ્વાન પણ પોતાનું પ્રતિબિમ્બ દર્પણમાં જુએ છે. તેથી લોકમાં તેમને કોઇ

ભ્રાન્ત કહેતું નથી. તેથી અમે જીવને જે પ્રતિબિમ્બ કહીએ છીએ તે પણ અયોગ્ય નથી. આ મતનું ખંડન પૂર્વેજ થઇ ગયું છે. એક સાથે રહેતા નથી પણ એક બીજાની વિરુદ્ધ દિશામાં હોય છે. તેમજ नित्यो नित्यानाम् ઇત્યાદિ શ્રુતિઓમાં અને સ્મૃતિઓમાં જીવને નિત્ય કહેવામાં આવે છે. પ્રતિબિમ્બ અનિત્ય પદાર્થ છે તેથી તે જીવ પ્રતિબિમ્બ છે એમ માની શકાય નહિ. અને આ પ્રતિબિમ્બ પણ અવિદ્યાસ્થિત છે. તેથી દર્પણ, જલ વગેરે આધારો જ્યારે નષ્ટ થઇ જાય છે ત્યારે તેમાં સ્થિત સૂર્ય, ચંદ્ર આદિના પ્રતિબિમ્બો પણ નષ્ટ થઇ જાય છે. આજ રીતે મોક્ષ દશામાં અપરોક્ષ જ્ઞાનથી અવિદ્યાનો નાશ થતાં જીવનો એ નાશ થઇ જશે. ત્યારે જીવનું નિત્યત્વ નષ્ટ થતાં ઉપર જણાવેલી શ્રુતિમાં પ્રતિપાદિત નિત્યત્વનો બાધ આવશે અને જો કદાચ મોક્ષમાં જીવનો નાશ માનવામાં આવે તો મોક્ષાર્થ સ્વનાશાર્થ જીવની પ્રવૃત્તિ પણ ન થાય. કારણ કે કોઇ પણ પોતાનો નાશ ચાહતું નથી અને તમારા મત પ્રમાણે મોક્ષનાં સાધનો પણ અવિદ્યાકલ્પિત મિથ્યા છે તેથી તેમાં મુમુક્ષુની પ્રવૃત્તિ જ થશે નહિ. કેમકે સ્વાપ્નિક ભોજનથી કોઇને પણ તૃપ્તિ થયેલી જાણવામાં આવતી નથી. **માટેજ પ્રતિબિમ્બ વાદ સર્વથા અસંગત અને શ્રુતિ વિરુદ્ધ છે.**

વળી બ્રહ્મને માયોપાધિયુક્ત માયાવાદીઓ કલ્પે છે તે પણ મિથ્યા છે પ્રહસ્તવાદમાં તેનું વિસ્તૃત ખંડન દશ દિગ્વિજયી શ્રીપુરુષોત્તમજી મહારાજે કર્યું છે. પ્રહસ્તવાદના વેદાન્ત તાત્પર્ય નિરૂપણનું હિન્દી ભાષાન્તર વસંતરામ ભાઇની આજ્ઞાથી મેં કર્યું છે તેમાં આ વિષયનો ઉહાપોહ કરવામાં આવ્યો છે. આ લેખમાં વિસ્તારના ભયથી જ તેનો વિચાર કરવામાં આવ્યો નથી. શ્રીમદ્વલ્લભાધીશ્વરની અતુલ કૃપાથી તથા શ્રી પુરૂષોત્તમજીના ગ્રંથોનું પરિશીલન કરવાથી માયાવાદની અનેક યુક્તિનું ખંડન કરવા તૈયાર છું. પ્રો. જેઠાલાલભાઇની ઇચ્છા છે કે આ લેખ એક ન્હાના નિબંધ રૂપમાંજ છપાય ગ્રંથ ન બનાવાય. તેમનું કથન યથાર્થ છે. જો આ સ્થાને ઉપાધિનો વિચાર ભાષ્ય, વિદ્વન્મંડન, પ્રહસ્તાદિને અનુસરીને કરવામાં આવે તો લગભગ ઘણાં પાનાંનો વિસ્તાર થાય તેથી આ સ્થળે તેનો વિચાર કર્યો નથી. પ્રથમભાગની પ્રસ્તાવનામાં પ્રો. જેઠાલાલ ભાઇએ પણ તે વિષયનો વિચાર કર્યો છે જેમને પુરૂષોત્તમજીના મતને અનુસરીને ઉપાધિવાદનું ખંડન વાંચવાની ઇચ્છા હોય તેમણે પ્રહસ્તવાદના વેદાન્ત તાત્પર્ય નિરૂપણનું મારૂં હિન્દી ભાષાન્તર વાંચવાનો શ્રમ લેવો.

## જીવ આભાસ નથી.

"अग्निर्यथैकः" "एकधा बहुधा" ઇત્યાદિ શ્રુતિઓમાં એકજ બ્રહ્મ નાનારૂપે થાય છે, આ વર્ણન શુદ્ધાદ્વૈત વાદીઓને પણ સંમત છે. બ્રહ્મ નિરવયવ અને સાવયવ છે, તો તેનું નાનાત્વ બે પ્રકારે સંભવે છે. પ્રથમ એ કે એકજ ચંદ્ર જેમ જલ, દર્પણ વગેરે અનેક આધારોમાં પ્રતિબિંબિત થાય છે અને તે અનેકરૂપે દૃષ્ટિગોચર થાય છે તેમજ એકજ પરમેશ્વર અવિદ્યાના અનેક પ્રદેશોમાં કે અન્તઃકરણોમાં પ્રતિબિમ્બરૂપ થઇને નાના રૂપ થાય છે. અને બીજો પ્રકાર એ કે જેમ આંખ સામે આંગળી ધરવાથી એકજ ચંદ્ર બે દેખાય છે; તેમ અવિદ્યાના સંબંધથી એકજ બ્રહ્મ અનેક રૂપે ભાસમાન થાય છે. આ બે પ્રકારમાંથી પ્રથમ પ્રકારમાં શુદ્ધાદ્વૈત વાદીઓ દોષ બતાવે છે, તેથી તેમાં ( પ્રતિબિંબવાદમાં ) તે સંમત નથી. પણ બીજો પ્રકાર તો માનવોજ જોઇએ. કેમકે આ પ્રકાર પણ જો માનવામાં ન આવે તો બીજી કાંઇપણ ગતિજ નથી. અને આ દ્વિતીય પક્ષમાં "जीवेशावाभासेन करोति" વગેરે નૃસિંહ તાપિની ઉપનિષદ્‌ની શ્રુતિ પ્રમાણરૂપે છે. આ શ્રુતિમાં જીવને માટે સ્પષ્ટ શબ્દમાં આભાસનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને ભગવાન્ વેદવ્યાસજી પણ આ શ્રુતિના અર્થ નિર્ણયની દૃષ્ટિએજ બ્રહ્મસૂત્રમાં "आभास एवच' આ સૂત્રનો ઉપન્યાસ કરે છે. તેથી જીવ આભાસ છે. આભાસ શબ્દનો અન્યથા અર્થ પણ કરી શકાય તેમ નથી.. આ પ્રકારે માયાવાદીઓ આક્ષેપ કરે છે. માયાવાદીઓની આભાસ કલ્પના

પણ નિરાધાર છે. જીવ પ્રભુનો અંશ છે. પ્રતિબિમ્બ કે આભાસ નથી.

એકજ બ્રહ્મની અનેક રૂપોમાં પ્રતીતિ થાય છે, તેમાં ચંદ્રના દૃષ્ટાન્તથી આભાસ છે એમ કહી શકાય નહિ. બ્રહ્મ અને ઇશ્વર સર્વજ્ઞ છે. તેનો પોતાના અનેક રૂપમાં ભ્રમ થતો નથી. અથવા અન્ય કોઇ સ્વરૂપમાં તેની અનેકતાની પ્રતીતિ થતી નથી. જીવને આભાસ સિધ્ધ કરવા માટે માયાવાદીઓ નૃસિંહ તાપિની ઉપનિષદ્‌ને આગળ ધરે છે. નૃસિંહ તાપિની શ્રુતિ નીચે પ્રમાણે છે:—

"माया स्वाव्यतिरिक्तानि परिपूर्णानि क्षेत्राणि दर्शयित्वा जीवेशावाभासेन करोति" માયા પોતાનાથી અભિન્ન સંપૂર્ણ ક્ષેત્રો (શરીરો) ને બતાવીને આભાસ વડે અથવા આભાસરૂપ જીવ અને ઇશ્વરને કરે છે.

આ શ્રુતિનો ઉપન્યાસ આભાસવાદના સમર્થનમાં કરવામાં આવે છે. તે વ્યર્થ છે. કારણ કે તેમાં "दर्शयित्वा" પદનું વ્યાકરણને અનુસરીને એમ તાત્પર્ય છે કે ક્ષેત્ર દર્શનના સમયમાં જીવ અને ઇશ્વર ન હતા. અને માયાવાદનાજ સિદ્ધાન્ત પ્રમાણે ક્ષેત્ર દર્શનના સમયમાં જીવ અને ઈશ્વરનું ન રહેવું સિદ્ધ થતું નથી. માયાવાદીઓ જીવ અને ઇશ્વરને અનાદિ માને છે, તેથી તેમનું અસ્તિત્વ ક્ષેત્ર દર્શનથી પૂર્વે પણ સ્વીકારવું પડે છે તેથી આ શ્રુતિનો અભિપ્રાય માયાવાદથી વિરુદ્ધ છે અને માયાવાદીઓ તેનોજ ઉપન્યાસ આભાસવાદના સમર્થનમાં કરે છે.

વાસ્તવિક રીતે શ્રુતિનો અર્થ નીચે દર્શાવ્યો છે:—

**બ્રહ્મની માયાશક્તિથી અભિન્ન પરિપૂર્ણ શરીરોને બતાવીને "હું દેહ છું" આ અધ્યાસદ્વારા કાર્યેશ્વર-બ્રહ્મા અને કાર્યજીવ મનુષ્યાદિ જીવોને કરે છે.**

આજ પ્રકારે "आभास एवच" આ સૂત્રનો એ આશય માત્ર આટલોજ છે કે આનન્દનો તિરોભાવ થઇ જવાથી જીવ બ્રહ્મ નથી પરંતુ ચૈતન્ય આદિ સદૃશ ગુણોથી તે બ્રહ્મ સદૃશ છે, તેથી બ્રહ્માભાસ છે જેમ બ્રાહ્મણોમાં બ્રાહ્મણોપયોગી વિદ્યા તપ વગેરે ન હોવાથી તે બ્રાહ્મણ નથી પણ બ્રાહ્મણાભાસ છે એમ કહેવાય છે. તેમજ જીવ નથી પણ બ્રહ્માભાસ છે.

અને તેજ રીતે અવિદ્યા અને બ્રહ્મનો સંબધ પણ થઈ શકતો નથી કે જેથી બ્રહ્મની નાનાત્વે પ્રતીતિ થાય, અને તેને આભાસ કહી શકાય. સર્વજ્ઞ બ્રહ્મમાં જ્ઞાનને આચ્છાદિત કરનારી અવિદ્યાનો આભાસ ( અવિદ્યાના અજ્ઞત્વાદિ ધર્મને પોતાનામાં માનવા ) તો સંભવી શકતોજ નથી. સંયોગ બે પૃથક્ પદાર્થોનો થાય છે. એક બીજાને જઇને મળે છે. પણ આ સ્થળે બંને વ્યાપક હોવાથી એક બીજાને જઇને કેમ મળી શકે ? સ્વરૂપ સંબંધ પણ નિત્ય હોવાથી માની શકાય તેમ નથી. કેમકે નિત્યનો નાશ ન હોવાથી મોક્ષ થવોજ અસંભવ થઇ જશે.

## અવિદ્યાનો સંબન્ધ અને જીવની અનાદિતાનું ખણ્ડન

માયવાદીઓ સંબંધ, અવિદ્યા અને જીવ આ ત્રણેને અનાદિ માને છે. અને અવિદ્યા સંબંધજ જીવ ભાવમાં કારણ છે એમ પણ કહે છે. પરંતુ અનાદિ જીવના જીવ ભાવમાં અવિદ્યા સંબંધ કારણ થઇ શકે તેમ નથી. જે પદાર્થ અનાદિ છે તેને કારણનીજ અપેક્ષાજ રહેતી નથી. તેથી અવિદ્યાનો જીવ કે બ્રહ્મ કોઇની સાથે સંબંધ નથી અને જીવ આભાસ પણ સિદ્ધ થઇ શકતો નથી.

જો પૂર્વપક્ષી એમ કહે કે—"बन्धोस्याविद्ययानादिः" (આ જીવને અવિદ્યાકૃત બંધ અનાદિ છે) આ એકાદશ સ્કંધના વચનથી એમ સિધ્ધ થાય છે કે અવિદ્યા સંબંધ કે જેને બંધ કહેવામાં આવે છે તે અનાદિ છે. તે અનાદિ હોવા છતાં પણ અવિદ્યાકૃત છે. તેથી આ વિષયમાં તર્ક કરવાની જરૂર નથી. અને આ સંબંધ અનાદિ છે તેથી જીવને પણ અનાદિ માનવો જોઇએ. આ મત પણ સર્વથા ખંડિત

છે. જેમ કલ્પના અન્તમાં ઇન્દ્ર વગેરે દેવોના જીવનનો અન્ત કહેવામાં આવે છે. તેમજ આ અવિદ્યાકૃત બંધનનો આદિમાં જન્મ થાય છે. તેથી તે વાસ્તવિક રીતે અનાદિ નથી પણ **અતિપ્રાચીન હોવાથી અનાદિ કહેવાય** છે. જો વાસ્તવિક રીતે આ બંધ અનાદિ હોત તો શાસ્ત્રમાં તેને અવિદ્યાકૃત કહેત નહિ. કારણની અપેક્ષા હોવાથી તે અનાદિ નથી પણ સાદિજ છે. જીવ અનાદિ છે તેથી તેનું બંધન પણ અનાદિજ હોવું જોઇએ કારણ કે જો બંધનને સાદિ માની લેવાય તો થોડા સમય સુધી તેને બંધન રહ્યું નથી તેનું શું કારણ? એમ પણ શંકા કરવી નહિ. કારણ કે જીવને પ્રારંભમાં થોડા સમય સુધી બંધન ન રહ્યું. તેનું કારણ ભગવદિચ્છા છે; કારણ કે જે બંધ કરે છે તે પણ ભગવાનની શક્તિ અવિદ્યા છે, ભાવરૂપ અજ્ઞાન નથી. અને શક્તિ શક્તિમાનની ઇચ્છાએ અનુસરીનેજ કાર્ય કરે છે. અને તેથીજ શુક, સનક આદિ જીવો નિત્ય મુક્ત છે. કેમકે ભગવાનની ઇચ્છા તેમને બદ્ધાવસ્થામાં રાખવાની નથી. તેમજ વિદ્યા પણ ભગવાનની શક્તિજ છે. આ પણ ભગવાનની ઇચ્છાથી અનુસરીને મોક્ષ આપે છે. અને શમ દમાદિ અન્ય સાધનો પણ ભગવાનની ઇચ્છાને અનુસરીનેજ મોક્ષ સાધે છે, આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે બંધન મોક્ષ પણ ઐચ્છિકજ છે, સ્વાભાવિક નથી અને જીવ જ્યારે બદ્ધ કે મુક્ત દશામાં હોતો નથી ત્યારે તે બ્રહ્મ સદશજ હોય છે તેથી, બંધને અનાદિ માનવામાં સર્વથા અસંગતિજ થાય છે. માટેજ જીવ આભાસ પણ સિદ્ધ થતો નથી.

## "અવિદ્યાવચ્છિન્ન ચૈતન્ય જીવ છે" તેનું ખણ્ડન.

વળી એમ કહેવામાં આવે છે કે વૈદિક અર્થના સન્દિગ્ધ અર્થને સ્પષ્ટ કરવા માટે ભગવાન્ બાદરાયણે બ્રહ્મસૂત્રો રચ્યાં છે. જ્યારે વેદમાંજ જીવને અંશ કહ્યો નથી ત્યારે વ્યાસ સૂત્રમાં પણ જીવને અંશ કહી શકાય નહિ. અને આવા વિરુદ્ધ સિદ્ધાન્ત ( અદ્વૈત અને અંશત્વ ) નો સ્વીકાર કરવાની અપેક્ષા બ્રહ્મબિન્દુ ઉપનિષદ્‌ની શ્રુતિને અનુસરીને જીવને "ઉપાધ્યવચ્છિન્ન ચૈતન્ય" માનવુંજ યોગ્ય છે. ઉક્ત શ્રુતિ આ પ્રકારે છે:—

**"घटसंवृतमाकाशं लीयमाने घटे यथा ।**
**घटो लीयेत नाकाशं तद्वज्जीवो नभोपमः ॥"**

જેમ ઘટનો નાશ થવાથી ઘટપરિચ્છિન્ન આકાશનો નાશ થતો નથી, તેમજ ઉપાધિ (અન્તઃકરણ કે અવિદ્યા ) ના નાશથી જીવ નષ્ટ થતો નથી. આ શ્રુતિમાં ઘટાકાશનું દૃષ્ટાન્ત આપીને ઉપાધિપરિચ્છિન્ન ચૈતન્યજ જીવ છે, એમ સ્પષ્ટ રીતે સિદ્ધ કરવામાં આવ્યું છે,

## જીવનું અંશત્વ

આ પ્રકારે માયાવાદીઓ "घटसंवृतमाकाशम्" આ શ્રુતિનો અવિદ્યાવચ્છિન્ન કે અન્તઃકરણાવચ્છિન્ન ચૈતન્યજ જીવ છે એમ સિદ્ધ કરવામાં આશ્રય લે છે પરંતુ આ શ્રુતિનો અર્થ તે પ્રકારે થતો નથી. કારણકે અનેક શ્રુતિઓ અને સ્મૃતિઓ જીવને અંશ કહે છે, તેનો વિરોધ પ્રાપ્ત થાય છે અને શ્રુતિના અર્થ નિર્ણાયક વ્યાસસૂત્રમાં પણ જીવને અંશજ કહ્યો છે.

**यथाग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्ति, एवमेवास्मदात्मनः सर्वे प्राणाः, सर्वे लोकाः, सर्वजीवाः, सर्वएवात्मनो व्युच्चरन्ति रमणीयचरणा कपूयचरणाः"** ( છાન્દોગ્યોપનિષદ્ ) **ममैवांशोजीवलोके जीवभूतः सनातनः।** ( ગીતા ) અને **अंशोनानाव्यपदेशादन्यथा चापि दाशकितवादित्वमधीयत एके** ( વ્યાસસૂત્ર. )

આ શ્રુતિ, સ્મૃતિ અને વ્યાસ સૂત્રોમાં જીવને સ્પષ્ટજ બ્રહ્માંશ કહ્યો છે. આવા અનેક બીજા પ્રમાણો છે. વિસ્તાર ભયથી અત્રે તેમનો ઉપન્યાસ કર્યો નથી.

" घटसंवृतमाकाशम् " આ શ્રુતિમાં જે જીવને ઘટાકાશની ઉપમા આપી છે, તેનું તાત્પર્ય માત્ર એટલુંજ છે, કે ઘટના વિકારો ઘટાકાશને સ્પર્શ કરતા નથી તેમજ સ્થૂલ સૂક્ષ્મ શરીરોની સાથે સંબંધ ધરાવતો જીવ પણ શરીરના વિકારો જીવાત્માને સ્પર્શ કરતા નથી. આ ઉપરથી **ઉપાધ્યવચ્છિન્ન બ્રહ્મજ જીવ છે એવો અર્થ સર્વથા અસંગત થાય છે.**

"अंशो नानाव्यपदेशात्" ઇત્યાદિ સૂત્રથી પ્રથમના અધિકરણમાં ઇશ્વર જીવને ધર્મ તથા અધર્મને અનુસરીને સુખ કે દુઃખ દે છે. એમ વર્ણન કરવામાં આવ્યું છે, આ સુખ દુઃખ ત્યારેજ સંભવી શકે છે કે જ્યારે જીવની સાથે બ્રહ્મનો કોઇપણ જાતનો સંબંધ હોય કેમકે સર્વથા સંબંધશૂન્ય હોય તેની પાસેથી પણ સુખદુઃખાદિનો લાભ થાય એમ લૌકિક દૃષ્ટાન્ત મળતું નથી. માટે જ સંબંધની આવશ્યકતા થાય છે. અને તે આવશ્યકતાની પૂર્તિ માટે "अंशोनानाव्यपदेशात् સૂત્રની પ્રવૃત્તિ છે. આ સ્થલે અંશ શબ્દથી કેવલ સંબંધ માત્ર બોધ કરવાનુંજ તાત્પર્ય છે. જીવને અવયવ કહેવાનું તાત્પર્ય નથી. અને આ શબ્દ વેદાન્ત શાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. તેથી આ શબ્દનો અર્થ લૌકિક દૃષ્ટિએ થઇ શકતો નથી. આ સ્થલે અંશ કહેવાનું એટલુંજ તાત્પર્ય છે કે જેમ અંશ પોતાના અંશીથી ભિન્ન કહેવાય છે અને અભિન્ન પણ કહેવાય છે. તેમજ જીવને પણ શ્રુતિઓ બ્રહ્મથી ભિન્ન અને અભિન્ન કહે છે. તેથી **જીવ બ્રહ્માંશ નથી પણ બ્રહ્માંશ સદૃશ છે.** અને જીવને અંશ પ્રમાણિત કરવામાં જે यथाग्नेः क्षुद्राःविस्फुलिंगाः વગેરે શ્રુતિઓનો ઉપન્યાસ કરવામાં આવે છે તે પણ અનુપયુક્ત છે કારણ કે તેમાં અંશવાચક કોઇ શબ્દ આવતો નથી.

## જીવ અંશ અને અણુ છે.

આપણે માયવાદીને પૂછી શકીએ છીએ કે અંશ શબ્દનો અર્થ " अंशसदृश " જે તમારા મતમાં કરવામાં આવ્યો છે, તે અર્થ મુખ્ય છે કે ગૌણ છે ? જો મુખ્ય અર્થ માનવામાં આવે તો તેના ઉદાહરણમાં બીજું શાસ્ત્રીય પ્રમાણ બતાવો ? અને જો ગૌણ અર્થ કહેતા હોતો મુખ્યાર્થનો ત્યાગ કરીને ગૌણ અર્થ કરવાનું કારણ શું છે ? "अंशोनानाव्यपदेशात् " ઇત્યાદિ સૂત્ર પછી " " मन्त्रवर्णात् " " अपिच स्मर्यते આ બે સૂત્રોમાંએ જીવને અંશજ કહેવામાં આવ્યો છે. અને ઉક્ત દ્વિતીયસૂત્રના "ममैवांशो जीवलोके" આ વિષય વાકયમાં પણ " અંશ " શબ્દ સ્પષ્ટ દેખાય છે. કદાચિત્ એકાદ સ્થલમાં ગૌણ અર્થનો સ્વીકાર થાય. પણ સર્વત્ર ગૌણ અર્થનો સ્વીકાર કેમ કરી શકાય ? **તેથી જીવ અંશજ છે.**

યદ્યપિ " अथाग्ने : क्षुद्राःविस्फुलिङ्गाः व्युच्चरन्ति " આ શ્રુતિમાં અંશવાચક શબ્દ તમને કલિકાલરૂપી અંધકાર વડે દૃષ્ટિનું આચ્છાદન થવાથી દેખાતો ન હોય. તથાપિ અગ્નિકણોનું દૃષ્ટાન્ત એવું તો સુંદર છે કે તે ઉપરથી અંશત્વ તો શું પણ અંશત્વ સાથે સંબંધ ધરાવતા પ્રત્યેક વિષયનું પ્રતિપાદન ઘણીજ સરલતાથી થઇ શકે છે.

અગ્નિકણના દૃષ્ટાન્ત સાથે નીચે દર્શાવેલા સાત વિષયો સંબંધ ધરાવે છેઃ—

(૧) જેમ અગ્નિકણ અગ્નિનો અંશ છે, તેમ જીવ પણ બ્રહ્મનો અંશ છે.

(૨) અગ્નિકણની અપેક્ષાએ અગ્નિનું સ્વરૂપ મ્હોટું છે, તેમજ જીવની અપેક્ષાએ બ્રહ્મ બૃહત્ છે.

(૩) અગ્નિથી અગ્નિકણ બહુજ ન્હાના હોય છે, તેમ જીવ પણ બ્રહ્મથી ન્હાનો છે. અર્થાત્ જીવ અણુ છે.

(૪) અગ્નિકણો અગ્નિથી જુદા પડે છે, તે આવિર્ભાવ માત્ર છે, નહિ કે ઉત્પત્તિ તેમજ જીવ બ્રહ્મથી પ્રકટ થાય છે, તે પણ આવિર્ભાવ માત્ર છે, ઉત્પત્તિ નથી.

(૫) અગ્નિકણની અગ્નિમાં ફરીથી પ્રવેશ કરવાની યોગ્યતા હોય છે, તેમજ જીવની બ્રહ્મમાં પ્રવેશ કરવાની યોગ્યતા ધરાવે છે.

(૬) અગ્નિકણનું અગ્નિમાં પ્રવિષ્ટ થયા પછી ભિન્નત્વ હોતું નથી, તેમજ જીવનીએ બ્રહ્મમાં પ્રાપ્તિ થયા પછી ભિન્નત્વે પ્રતીતિ થતી નથી,

(૭) પ્રવેશ પછી પણ અગ્નિથી પ્રકટ થવાની યોગ્યતા અગ્નિકણમાં હોય છે, તેમજ પ્રવિષ્ટ થયેલો જીવ મુક્ત–લય–પછી પણ પુનઃ બ્રહ્મમાંથી આવિર્ભાવ પામી શકે છે.

આ દૃષ્ટાન્ત સાથે સંપૂર્ણ શ્રુતિ, સ્મૃતિ અને વ્યાસસૂત્રો એકમત છે. તેથી જીવને **અંશ અને અણુ** માનવામાં કાંઇપણ આપત્તિ નથી.

## એક વિચિત્ર દલીલ

માયાવાદીઓ એવી એક વિચિત્ર દલીલ કરે છે, કે અગ્નિના કણની સાથે અંશત્વ અણુત્વ વગેરે સાત ધર્મો જે સિદ્ધ કરવામાં આવે છે, તે અયોગ્ય છે, કેમકે **व्युच्चरण** શ્રુતિમાં કેવલ જીવાત્માના વ્યુચ્ચરણનું વર્ણન નથી, પણ તેની સાથેજ અન્તઃકરણ લોક, પ્રાણ વગેરેનું પણ વ્યુચ્ચરણ બતાવ્યું છે, જો **व्युच्चरण** શ્રુતિના બલે જીવને અણુ અને અંશ માનવામાં આવે તો અન્તઃકરણ, લોક અને પ્રાણ પણ અંશ અને અણુ સિદ્ધ થઇ જશે. અને વાસ્તવિક રીતે ઉક્ત શ્રુતિમાં જીવાત્માઓની ઉત્પત્તિ બતાવીજ નથી. કેમકે વ્યુચ્ચરિત પદાર્થોમાં અન્તઃકરણ લોક અને પ્રાણ અનિત્ય પદાર્થ છે, અને જીવ નિત્ય છે. તેથી **व्युच्चरन्ति** આ એકજ ક્રિયાપદ જોડે બધાનો સંબન્ધ કરવા માટે ઉત્પત્તિ અને આવિર્ભાવ એમ બે અર્થ માનવા પડશે. અને એકજ પદના બે અર્થ માનવાથી "सकृदुच्चरित:" આ ન્યાયથી દોષ આવે છે. જો "**व्युच्चरन्ति**" આ પદની આવૃત્તિ કરવામાં આવે તો પણ બહુજ કલેશ થાય. તેથી આ શ્રુતિમાં બુદ્ધિ પ્રાણ વગેરે માયિક પદાર્થોની ઉત્પત્તિ માનવીજ ઉત્તમ છે. માયિક અને અનિત્ય પદાર્થોની ઉત્પત્તિ માનવાથી "**व्युच्चरन्ति**" પદના બે અર્થ કરવાની જરૂર નથી.

## માયાવાદીને ઉત્તર

જો અંશત્વમાં કેવલ **विस्फुलिङ्गः** દૃષ્ટાન્તજ પ્રમાણ માનવામાં આવે તો કદાચ તમારી દલીલનો વિચાર કરીને જવાબ આપવાની જરૂર પડે. પણ અંશત્વ વિધાયક અનેક શ્રુતિઓ જ્યારે મોજુદ છે ત્યારે તમારી દલીલ ઉપેક્ષણીય છે. "पादोऽस्य विश्वाभूतानि" "ममैवांशो जीवलोके" एषोणुरात्मा चेतसा वेदितव्यः "नित्यः सर्वगतः स्थाणुः" આ શ્રુતિઓનો અર્થ ક્રમશઃ બધાએ જીવ બ્રહ્મના અંશ છે, આ અણુ જીવાત્મા ચિત્ત વડે જાણવા, આ જીવાત્મા નિત્ય અન્તર્યામીરૂપ પરમાત્માની સાથે રહેનાર અને અણુ છે; એમ થાય છે. આ શ્રુતિઓ અને એવાં બીજા અનેક પ્રમાણો શ્રુતિ સ્મૃતિ અને સૂત્રોમાં જીવનું અંશત્વ અને અણુત્વ સિદ્ધ કરે છે. અને તે ઉપરથી ઉપર જણાવેલા સર્વ ધર્મોનું એ પરિજ્ઞાન થઇ જાય છે. તેથી **व्युच्चरण** શ્રુતિમાં તમે દર્શાવેલા દોષ લાગુ પડતા નથી. અને જીવ તથા અન્તર્યામીને છોડીને બીજા કોઇ પણ પદાર્થને અંશ કહેવામાં પ્રમાણાંતરની ઉપલબ્ધિ નથી, તેથી તેના અંશ કહેવાતા નથી. સંપૂર્ણ જગત્ બ્રહ્માત્મક છે, તેથી તેને નિત્યતો સર્વજ માને છે, પરંતુ જીવ અને અન્તર્યામીને અનેક પ્રમાણો વિશેષે કરીને નિત્ય કહે છે, તથા અન્ય પદાર્થોની અપેક્ષાએ તેની નિત્યતામાં કાંઇ વિલક્ષણતા છે અને આજ વિલક્ષણતાના નિર્વહન માટે બ્રહ્મમાં લય થઇ ગયા પછી જીવ બ્રહ્મથી અભિન્ન જેવા દેખાય છે પરંતુ સર્વથા અભિન્ન નથી તે અગ્નિ અને વિસ્ફુલિંગના દૃષ્ટાન્ત ઉપરથી સિદ્ધ થાય છે.

અને "**व्युच्चरन्ति** આ ક્રિયાપદનો "પ્રકટ થાય છે" આ એકજ અર્થ છે એ અર્થ સ્વીકારવાની કાંઇ પણ આવશ્યકતા નથી કેમકે જડ અને ચેતનના નિત્યત્વ સંબંધી વિલક્ષણતાના નિર્વહન માટે પ્રાકટય સ્વરૂપમાં અંતર માની શકાય છે, પણ તેની પ્રતીતિ લોકમાં ઉત્પત્તિ, પ્રાકટય, આવિર્ભાવ વગેરે શબ્દો

વડે કરાવવામાં આવે છે. વાસ્તવિક રીતે ઉત્પત્તિ અને પ્રાકટ્ય ભિન્ન પદાર્થ નથી. એમ પ્રાચીન આચાર્યોની નીચે દર્શાવેલી ઉક્તિ ઉપરથી સમજી શકાય છે.

**"अनित्ये जननं नित्ये परिच्छिन्ने समागमः।**
**नित्यापरिच्छिन्नतनौ प्राकट्यं चेति सा त्रिधा॥"**

અનિત્ય વસ્તુઓની અભિવ્યક્તિને ઉત્પત્તિ, નિત્ય અણુ પદાર્થની અભિવ્યક્તિને સમાગમ, અને નિત્ય તથા વ્યાપક પદાર્થની અભિવ્યક્તિને પ્રાકટ્ય કહે છે, આમ અભિવ્યક્તિ ત્રણ પ્રકારની છે, આ પ્રમાણ ઉપરથી સિદ્ધ થાય છે કે ઉત્પત્તિ અને પ્રાકટ્ય બંનેનો અર્થ એકજ છે. તેથી **જીવ અંશ અને અણુ છે એમ સિદ્ધ થયું.**

## જીવ સર્વજ્ઞ કેમ નથી ?

હવે એક શંકા એમ પણ થઇ શકે છે કે જીવ અલ્પજ્ઞ, અજ્ઞ અને ભ્રાન્ત છે અને બ્રહ્મ સર્વજ્ઞ છે; તો સર્વજ્ઞ બ્રહ્મનો અંશ અલ્પજ્ઞ જીવ કેમ થાય ? જો એમ સમાધાન માની લેવાય કે જેમ અગ્નિનો પ્રકાશ વિપુલ છે અને તણખાનો અલ્પ પ્રકાશ છે, તેમ બ્રહ્મ સર્વજ્ઞ અને જીવ અલ્પજ્ઞ છે. આ સમાધાન અંશતઃ સત્ય માની શકાય. પણ જીવ અલ્પજ્ઞ હોવા ઉપરાંત અજ્ઞ અને ભ્રાન્ત પણ છે. તેનું સમાધાન અગ્નિ અને વિસ્ફુલિંગના દૃષ્ટાન્ત વડે થઇ શકે તેમ નથી. કારણ કે ભ્રમ અને અજ્ઞાન આ બંને જ્ઞાનના વિરોધી છે. જેમ વિસ્ફુલિંગમાં પ્રકાશના વિરોધી અન્ધકારનું અસ્તિત્વ સંભવતું નથી તેમ જીવમાંએ અજ્ઞતા અને ભ્રાન્તત્વનો સંભવ ન હોવો જોઇએ. તેમજ જો જીવને બ્રહ્માંશ માની લેવાય તો બ્રહ્મમાં રહેલો સર્વસમર્થત્વ ધર્મ તે પણ જીવમાં હોવો જોઇએ, અર્થાત્ જીવને પણ સમર્થ માનવો પડે. જેમ અગ્નિકણમાં અગ્નિની દાહકત્વશક્તિ મોજુદ છે, તેમ જીવમાં સર્વ સમર્થતા અને સર્વ નિયામિકા શક્તિ પણ હોવી આવશ્યક છે. તે ક્યાંયે દેખાતી નથી. જો એમ કહેવામાં આવે કે જીવનો શરીર સાથે સંબન્ધ થવાથી તે અસમર્થ બની ગયો; તો તે પણ અયોગ્ય છે. કારણ કે જીવ બ્રહ્માંશ હોવાથી અર્થાત્ બ્રહ્મ હોવાથી તેનો સંબન્ધ મલીન કુત્સિત શરીર સાથે થાય જ કેમ ? અને "अथाग्नेः क्षुद्राः विस्फुलिङ्गाः" આ શ્રુતિ જીવને અંશ કહેતી નથી, પણ બ્રહ્મના ઉદરમાં રહેલા જીવનું સૃષ્ટિના પ્રારંભ કાલમાં બહિર્ગમન કહે છે. માટેજ नान्योतोस्ति द्रष्टा આ શ્રુતિનોએ એવો અર્થ નથી કે બ્રહ્મથી અતિરિક્ત કોઇ અન્ય જોનારજ નથી. અર્થાત્ બ્રહ્મ અને જીવ ભિન્ન નથી. કિન્તુ ભ્રાન્તિ, સંશય વગેરે મિથ્યા જ્ઞાનથી રહિત જોનાર બ્રહ્મજ છે એવો અર્થ થાય છે. જેમ "पार्थः एव धनुर्धरः" એવો શબ્દ પ્રયોગ કાંઇ બીજા ધનુર્ધરોનો નિષેધ કરતો નથી. પણ એવો અર્થ થાય છે કે અર્જુનના જેવો ધનુર્ધર બીજો નથી. તેથી જીવને બ્રહ્મસ્વરૂપ અથવા બ્રહ્માંશ કહેવો અયોગ્ય છે. "पादोस्य विश्वाभूतानि" "ममैवांशो जीवलोके" ઇત્યાદિ શ્રુતિ અને સ્મૃતિ વચનો પણ અગ્નિનો અંશ તણખો છે તેમ જીવ બ્રહ્મનો અંશ છે એમ પ્રતિપાદન કરતી નથી પણ સામાન્ય અંશત્વ કહે છે. આ પ્રમાણોનું તાત્પર્ય આટલુંજ છે કે જીવપણ બ્રહ્મના સમાન ચેતન છે અને તે બ્રહ્મથી ન્હાનો છે. જેમ ચંદ્ર મંડલની અપેક્ષાએ ગુરુમંડલ લઘુ છે તેથી ચંદ્રમંડલનો શતાંશ ગુરુમંડલ છે એમ કહેવામાં આવે તો તેથી કાંઈ ગુરુમંડલ અને ચંદ્રમંડલનો અંશાંશિભાવ સ્થિર થઇ શકતો નથી, તેથી જીવને બ્રહ્માંશત્વે સ્વીકારી શકાય તેમ નથી.

## જીવમાં સંશયાદિની પ્રતીતિ થવાથી પ્રક્રિયા

જેમ તેજ સૂર્યનો ધર્મ અને સૂર્યનું સ્વરૂપ પણ છે, તેમજ જ્ઞાન બ્રહ્મનું સ્વરૂપ અને ધર્મ પણ છે. "सत्यं ज्ञानमनन्तं ब्रह्म" આ શ્રુતિ વાક્યમાં બ્રહ્મના સ્વરૂપાત્મક જ્ઞાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને "स्वाभाविकी ज्ञानबलक्रिया च" આ વાક્યમાં ધર્માત્મક જ્ઞાનનો ઉલ્લેખ છે. વળી "ભગવાન્" આ

નામ પણ ધર્માત્મક જ્ઞાનને પ્રમાણિત કરે છે. જો કેવલ બ્રહ્મ જ્ઞાન સ્વરૂપ હોઇ તેનો ધર્મ જ્ઞાન ન હોત તો "मतुप्" પ્રત્યયાંત ભગવાન્ નામની સાર્થકતા થાત નહિ. તેથી બ્રહ્મના સ્વરૂપાત્મક જ્ઞાનથી અતિરિક્ત ધર્માત્મક જ્ઞાન પણ માનવું પડે છે. યદ્યપિ બ્રહ્મના ધર્મ પણ બ્રહ્મ સ્વરૂપ જ હોય છે, અને અદ્વૈત શ્રુતિમાં પણ તેમજ પ્રતિપાદન કર્યું છે. જો પૃથક્ માનવામાં આવે તો શ્રુતિમાં વિરોધ થાય; તથાપિ તેજના દૃષ્ટાન્તને અનુસરીને જ્ઞાનની પ્રતીતિ ધર્મરૂપે અને ધર્મીરૂપે એમ બે પ્રકારે થાય છે, તેથી શ્રુતિઓ પણ જ્ઞાનનું પ્રતિપાદન બે પ્રકારે કરે છે. શ્રુતિઓને અનુસરીને જ્ઞાનને ધર્મરૂપ સ્વીકારવાની જરૂર છે. જીવમાં આજ ધર્મરૂપ જ્ઞાનનો તિરોભાવ ભગવદિચ્છાથી થયેલો છે; તેથી સંશય, સંદેહ બ્રહ્મ વગેરે મિથ્યા જ્ઞાનની પ્રતીતિ જીવમાં થાય છે.

## જ્ઞાનોત્પત્તિનુ સ્વરૂપ

હવે પ્રસંગવશાત્ જ્ઞાનક્રિયાનો વિચાર કરવામાં આવે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં પ્રભુ નિજ મુખારવિન્દથી આજ્ઞા કરે છે કેઃ—

"अधिष्ठानं तथा कर्त्ता करणं च पृथग्विधम्।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥
शरीरवाङ्मनोभिर्यत् कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥"

(૧) અધિષ્ઠાન-શરીર, (૨) કર્તા-જીવ, (૩) કરણ બાહ્ય અને આભ્યન્તર એમ અનેક પ્રકારનુ છે, (૪) ચેષ્ટા-પ્રાણાદિવાયુનું કર્મ અને શારીરિક કર્મ, દૈવ-કાલ, કર્મ, ભગવદિચ્છા-અન્તર્યામી-મુખ્ય પ્રાણના સહાયકો અને ઇન્દ્રિયોના અધિષ્ઠાતાઓ એમ પાંચ કારણ જ્ઞાનોત્પત્તિમાં છે. આ પ્રકારે માનવાથી જે લોકો આત્મા અને મનના સંયોગથી જ્ઞાનોત્પત્તિ માને છે, તેનો પણ આ કારણોમાંજ સમાવેશ થઇ જાય છે. તેમાં ક્રમ આ પ્રકારે છેઃ—સૌથી પ્રથમ ભગવાદિચ્છાવડે ઇશ્વરાંશ અન્તર્યામી કાલકર્મની સાથે અન્તઃકરણને પ્રેરે છે. આ અન્તઃકરણ ચાર પ્રકારનું છે. (૧) અહંકારનો દેવતા રુદ્ર છે. તેના હૃદય, ઇન્દ્રિય, પ્રાણ, આકાશ ઇત્યાદિ એકાદશ સ્થાન છે. તે રુદ્રનું અધિષ્ઠાનરૂપ અન્તઃકરણ દૈહિક હૃદય, ઇન્દ્રિય વગેરેમાં અભિમાન ઉત્પન્ન કરે છે. (૨) બુદ્ધિની દેવતા બ્રહ્મા છે. આ બ્રહ્માના અધિષ્ઠાનરૂપ બુદ્ધિ જ્ઞાનેન્દ્રિયોને પ્રેરે છે. (૩) ચિત્ત સુષુપ્તિમાં આત્માને અનુગૃહીત કરે છે. બીજી અવસ્થામાં લીન રહે છે. (૪) ચંદ્રનું અધિષ્ઠાન મન જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય ઉભયવિધ ઇન્દ્રિયોમાં નાયક-મુખ્ય છે. આ મન તે તે દેવતાના અધિષ્ઠાનરૂપ ઇન્દ્રિયોને પ્રેરે છે. ત્યારે તે તે ઇન્દ્રિયો પોતપોતાના કાર્ય કરે છે. આ સાધારણ રીતે જ્ઞાનની પ્રક્રિયા છે.

જ્ઞાનેન્દ્રિયો મનવડે પ્રેરાઇને પોતપોતાના વિષયો સાથે જોડાય છે, ને પછી મન સાથે જોડાઇને સૌથી પ્રથમ નિર્વિકલ્પ જ્ઞાન ઉત્પન્ન કરે છે, ત્યારે મનોવૃત્તિ ઇન્દ્રિય દેશમાં હોય છે. અને જ્યારે તે મનોવૃત્તિ બુદ્ધિની સાથે જોડાય છે, ત્યારે સવિકલ્પક જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ પ્રમેય અનેકવિધ છે. તેમાંયે કેટલાક જુદી જાતના કારણો ભેગા થઇ જવાથી સંશય, વિપર્યય વગેરે થાય છે. આ સંશયાદિ જાગ્રત્ અવસ્થામાં થાય છે, અને યથાસંભવ સ્વપ્નમાંએ થાય છે. [૧]શ્રીમદ્ભાગવતના ચતુર્થસ્કન્ધમાં કહ્યું છે કે "જ્યારે વિષયોથી આકૃષ્ટ ઇન્દ્રિયો વડે મન આક્ષિપ્ત થાય છે. ત્યારે ધ્યાતાની બુદ્ધિની ચેતનાને જળમાંથી નાળ ઉખાડી લે તે પ્રમાણે ચેતાને હરે છે." અર્થાત્ સંશય, વિપર્યય વગેરે ઉત્પન્ન થાય છે. આ વાક્યથી જ્યારે પ્રથમ વિષય ઇન્દ્રિયોનું આકર્ષણ કરે અને ઇન્દ્રિયો મનને આકર્ષે છે ત્યારે મન કામાદિથી હણાય છે. અર્થાત્—કામોત્પત્તિમાં તે ઉપાદાન કારણ છે. અને તે પ્રકારના મનમાં દ્વેષ ઉત્પન્ન થવાથી

હાનબુદ્ધિ થાય છે. "ધ્યાતાની બુદ્ધિ" એમ કહેવાથી જે વિષયોનું સ્મરણ કરવામાં આવે તે વિષયોજ ઇન્દ્રિયનું આકર્ષણ કરે છે, નહિ કે પ્રત્યક્ષ વિષયો એમ શંકા કરવી નહિ, કારણ કે કામિની કુચમર્દનાદિમાં ચક્ષુ, શીતકાલમાં ઉષ્ણાદિથી ત્વચા-સ્પર્શેન્દ્રિય, સુંદર રાગયુક્ત ગીત સાંભળવાથી શ્રોત્રેન્દ્રિય, ચન્દનાદિના ગંધથી ઘ્રાણેન્દ્રિય, એકવાર આસ્વાદિત પદાર્થને ફરીથી આસ્વાદન કરવાથી રસનેન્દ્રિય આકર્ષાય છે, અને આ સર્વથી મન આકર્ષાય છે એમ પ્રતિદિન અનુભવ થાય છે. અને જો આજ પ્રત્યક્ષ થયેલા વિષયો કાંઇક અન્તરાય આવી જાય ત્યારે સ્મરણ કરવાથી તે ઇન્દ્રિયો અને પછી ઇન્દ્રિયો મનને આકર્ષે છે.

મન બે પ્રકારનું છે (૧) બાહ્ય અને (૨) આભ્યન્તર. આ બંને પ્રકારના મનનું નિરૂપણ તૃતીયસ્કન્ધના "पराहृतान्तर्मनसः" આ શ્લોકના શ્રીસુબોધિકનીનું હાનોપાદાન બુદ્ધિ થાય છે, અને જે જે વિષય વડે ઇન્દ્રિયદ્વારા આકર્ષાતું નથી તદ્વિષયિણી ઉપેક્ષા બુદ્ધિ થાય છે. **એમ એક સાથે નાના-બુદ્ધિનું અસ્તિત્વ સ્વીકારેલું** છે. પણ તે વેગથી એક સાથે અભિમાન ઉત્પન્ન થાય છે એમ કહી શકાય નહિ. કારણ કે એકાગ્રદશામાં પુસ્તકમાં એક સાથે અનેક અક્ષરોને જોઇ શકાય છે, તથાપિ વેગ તો અપેક્ષિત સ્થળે જ હોય છે. એક સાથે અનેક સ્થળે સંભવે છે એમ બધાને અનુભવ છે જ. આ ઉપરથી મન બાહ્ય અને આન્તર એમ બે પ્રકારનું છે. જ્યારે મનનું આકર્ષણ થતું નથી ત્યારે ઉપેક્ષા બુદ્ધિ હોય છે તેથી જ ઉપેક્ષા બુદ્ધિ અસ્થિર કહેવાય છે. ઉપેક્ષા વિરહિત બુદ્ધિ સ્થિર હોય છે. પણ જ્યારે બુદ્ધિનો અનુગ્રહ થતો નથી ત્યારે સવિકલ્પ જ્ઞાન પણ હોતું નથી, માત્ર નિર્વિકલ્પ જ હોય છે. ઇન્દ્રિયો તો વિષયો સાથે જોડાઇને પ્રકાશ જ કરે છે. તેમાં ચક્ષુરિન્દ્રિય વિષય સાથે સાક્ષાત્ જોડાતી નથી પણ તેના કિરણો જ જોડાય છે, અથવા નિજગુણ-રૂપ-દ્વારા જોડાય છે એમ ગમે તે પ્રકારે માની શકાય છે. અને તેજ પ્રકારે તે ઇન્દ્રિયથી મન પણ આકર્ષાય છે. ત્યારે પૃથ્વીપર ઘટ છે, આકાશમાં તારા છે ઇત્યાદિ સવિકલ્પક જ્ઞાન ઉત્પન્ન થાય છે. જ્યારે નયનકિરણોનો વિષયની સાથે સંયોગ માનવામાં આવે ત્યારે નયન કિરણો વિષય સુધી પહોંચે છે એમ માનવું જોઇએ. અને ચક્ષુરિન્દ્રિય સિવાય અન્ય ઇન્દ્રિયોના સંબંધમાં તો ઇન્દ્રિયો જ વિષય સાથે જોડાય છે, અને પછી તે વિષયાકૃષ્ટ ઇન્દ્રિયોદ્વારા મન આકર્ષાય છે; એમ કહેવું યોગ્ય છે, અને તે સમયે સાથે જ નિર્વિકલ્પક અને સવિકલ્પક જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ઉભય પ્રકારના જ્ઞાનમાં વિષયેન્દ્રિય સ્પર્શ આદિ વ્યાપાર છે.

કોઇ એમ પણ કહે છે કે જો નયન કિરણનો સંયોગ સ્વીકારવામાં આવે તો પ્રથમ નયનનાં કિરણો સ્વીકારવાં પડે, અને તેમ કરવાથી નયન પણ વ્યાપક ઠરે, ત્યારે બાદરાયણના "अणवश्च" આ સૂત્રનો વિરોધ થાય. તેથી નયન કિરણનો સંયોગ માની શકાય નહિ. આ મત પણ બરાબર નથી. કારણ કે "आदित्यो वा एष" ઇત્યાદિ અનુવાકમાં અર્ચિરૂપ કિરણોનો સૂર્યમણ્ડલથી ભેદ શ્રુતિ કહે છે અને તે મેરૂ પર્વત ઉત્તર દેશમાં વ્યાપ્ત એવા આદિત્ય મણ્ડલનું દશસહસ્રયોજન પરિમાણ પણ કહેલું જ છે, તેથી જેમ વ્યાપકત્વ અને તાદૃશ પરિમાણનો બાધ નથી તેમ આધ્યાત્મિક સૂર્યનું સ્વરૂપ ચક્ષુ હોવાથી તેના કિરણો સ્વીકારાય તો તેમાંએ ઉક્ત સૂત્રનો વિરોધ થતો નથી. તેમજ "तथा प्राणः" આ સૂત્રમાં જીવના દેશનો સિદ્ધાન્તમાં સ્વીકાર છે જ. તેથી સર્વ શરીરમાં જીવના સામર્થ્યની પેઠે અથવા "गुणाद्वालोकवत्" આ આ લોક (તેજ) ને ગુણ માનવાથી તૈજસ ચક્ષુની આલોક ગુણનો અવિનાભાવ (વ્યાપ્તિ) હોવાથી ઉક્ત દોષ લાગુ પડતો નથી. માટેજ ત્વચાનું સકલશરીરવ્યાપિત્વ દેવતાના સામર્થ્યથી અને સ્પર્શ ગુણથી યુક્ત જ છે. અન્યથા ઉક્ત સૂત્રનો સાર્વત્રિક વિરોધ થાય. પણ તેમ કરવું અયોગ્ય છે. તેથી

---

इन्द्रियैर्विषयाकृष्टैराक्षिप्तं ध्यायतां मनः । चेतना हरते बुद्धेस्तम्बतोयमिव ह्रदात् ॥ ચતુર્થસ્કંધ, અધ્યાય અઠ્ઠાવીશમો.

નયન કિરણનો વિષયને સંયોગ થાય અને પછી મનઃસંયોગ થવાથી પ્રત્યક્ષ થાય છે. આ પ્રકારે જ પ્રક્રિયા માનવી ઉત્તમ છે.

કોઇ જ્ઞાનોત્પત્તિની પ્રક્રિયા નીચે પ્રમાણે બતાવે છે કેઃ—

આલોક વડે માયાનું કાર્ય જે તમસ્ તેને ઉત્પન્ન કરી પ્રતિબંધ થાય તે પ્રતિબંધ અટકાવાય છે. ત્યારે સન્મુખ અવ્યવહિત દેશમાં સ્થિત પૃથુબુધ્નોદારાકાર વિશેષરૂપ થાય છે. અને પછી સત્ત્વપ્રધાન બુદ્ધિ તેમાં તદાકાર થાય ત્યારે પ્રતિજ્ઞાનાશ્રિત આધ્યાત્મિક ઘટાદિની અભિવ્યક્તિ થાય છે. આ ચાક્ષુષ પ્રત્યક્ષ કહેવાય છે. દૂર દેશવર્તિ ગંધ અને શબ્દને વાયુ ઘ્રાણેન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય સુધી પહોંચાડે છે ત્યારે અન્તઃસ્વાત્મક બુદ્ધિ તદાકાર થાય અને પછી જ્ઞાનાશ્રિત આધ્યાત્મિક ગંધ અને શબ્દની અભિવ્યક્તિ થાય છે. તે ઘ્રાણજ અને શ્રાવણ પ્રત્યક્ષ છે. આ રીતે આધ્યાત્મિક અને આદિભૌતિકનોએ અભેદ હોવાથી જેમ આધ્યાત્મિક ઘટનું પ્રત્યક્ષ થાય તેમ આધભૌતિક ઘટનુંએ પ્રત્યક્ષ થાય. તેમાં કોઇપણ દોષ આવતો નથી.

આ પ્રકારની પ્રત્યક્ષ પ્રક્રિયા પણ નિર્દોષ નથી. કારણ કે તેમાં પ્રથમ એમ કહેવાય છે કે આલોક વડે તમોજનનરૂપ પ્રતિબંધ કરાય છે. તેમ યુક્ત છે. કારણ કે શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધમાં કહ્યું છે કે "यथा हि भानोरुदयो नृचक्षुषां तमो निहन्यात्" 'જ્યારે સૂર્યનો ઉદય મનુષ્યના ચક્ષુઓના અન્ધકારનો નાશ કરે'—આ વાકયમાં આદિત્યનો ઉદય તમોનાશક છે એમ કહેવામાં આવ્યું છે. તેમજ જ્યોતીરૂપ સૂર્ય દેવતા પુરુષચક્ષુમાં વિષયનિષ્ઠરૂપની પ્રાપિકા છે એમ પણ અર્થ થાય છે. આ લોકવડે પ્રત્યેકનો પ્રત્યક્ષ થાય છે. જ્યારે અનેક માણસો એકજ પદાર્થને જુએ છે ત્યારે પૂર્વોક્ત પ્રકારે જો પ્રત્યેકનો આલોક વડે તમોજનન પ્રતિબંધ થવાથી પ્રત્યક્ષ થાય છે એમ કહેવામાં આવે તો પ્રત્યેક માટે તે પદાર્થને સૂર્ય ભિન્ન ભિન્ન માનવું પડે. અર્થાત્ રૂપ આલોકજન્ય છે એમ માનવાથી વિષય નીરૂપ થાય, અને જો વિષય નીરૂપ થાય તો બીજાને દેખાય નહિ એવી મહાન્ આપત્તિ ઉક્ત સિદ્ધાન્તમાં દૃષ્ટિપથ થાય છે. તેમજ જો આલોકવડે તમોજનન પ્રતિબંધ જ માની લેવાય તો સાયંકાલે સૂર્યાસ્ત પછી રૂપ પ્રાપક દેવતાના ગમનથી કોઇપણ પદાર્થનું પ્રત્યક્ષ માની શકાય નહિ; અને તેથી ઘટાદિનું અદર્શન થાય. તેથી ઉક્ત સિદ્ધાન્ત માના શકાય તેવો નથી. વાસ્તવિક રીતે નયનાધિષ્ઠાતા દેવતા આદિત્ય છે. અને નયન કિરણ તેજ વિષયને સંયોગ થાય છે. એમજ માનવું જોઇએ. પણ જે લોકો તમોજનન પ્રતિબંધક આલોકને માને છે તેમનું કથન એમ છે કે સૂર્યાસ્ત થવાથી અદ્યાપિ તમોજનન પ્રતિબંધકત્વ નષ્ટ થાય છે અને તેથી ઘટાદિની પ્રતીતિ અશકય થઇ પડે છે. પણ રાત્રિમાં એ સૂર્ય કિરણોનુ અસ્તિત્વ સ્વીકાર્યું છે. બ્રહ્મસૂત્રના ચતુર્થાધ્યાયમાં "निशि नेति चेन्न सम्बन्धस्य यावद्देहभावित्वाद्दर्शयतिच" આ સૂત્રમાં "अथ एता हृदयस्य नाड्यः" આ વાકયથી નાડીઓનો ઉપક્રમ કરીને દહરવિદ્યામાં આ નાડીઓમાં સૂર્યની સાથે સંબન્ધ થઇને વિસ્તૃત થાય છે એમ કહ્યું છે તેથી નાડીઓ રાત્રિમાંએ સૂર્યની સાથે સંબન્ધ હોવાથી આલોક તમોજનન પ્રતિબંધક છે અને માટેજ રાત્રિમાં ઘટાદિની પ્રતીતિ અયોગ્ય નથી એમ સમાધાન કરે છે. આ સમાધાન પણ અયોગ્ય જ છે. કારણ કે ત્યાં દહરવિદ્યામાં નાડીઓની રશ્મિ સાથે સુષુપ્તિ–સંબંધ હૃદય સાથે બતાવે છે. આ નાડી સુપ્ત રશ્મિઓ હૃદયાગ્રપદ્યોતન અને જીવોત્ક્રમણ માત્ર કાર્ય કહ્યું છે, તેથી તે રશ્મિઓ રૂપપ્રાપિકા છે એમ માનવામાં કાંઇપણ પ્રમાણ નથી. વળી જ્યોતિર્બ્રાહ્મણમાં આદિત્યના અસ્ત થવા બાદ "किं ज्योतिरयं पुरुषः" ઇત્યાદિ વાકયોનો વિરોધ પણ સ્પષ્ટજ છે. આ વિરોધનો પરિહાર થઇ શકે તેમ નથી માટેજ આદિત્યાદિની રશ્મિઓ રૂપપ્રાપિકા છે એમાં શ્રુતિ પ્રમાણ નથી પણ આદિત્યરૂપ દેવતા રૂપપ્રાપિકા છે એમ કહેવું સર્વથા અયુક્ત જ છે. વળી ચક્ષુમાં રૂપની પ્રાપ્તિ પ્રતિબિમ્બભવનરૂપ છે. અને પ્રતિબિમ્બ ભવનરૂપ જે રૂપપ્રાપ્તિ થાય છે તે પણ માયા વડેજ થાય છે. જો એમ ન માનવામાં આવે તો ऋतेर्थं यत्प्रतीयेत

ઇત્યાદિ વાક્યો વ્યર્થ થાય. આ પ્રકારે બુદ્ધયાકાર સમર્થકત્વ પણ પ્રતિબિમ્બનું જ છે. ( અર્થાત્ બુદ્ધિ-વિષયાકાર થાય છે એમ જે પ્રથમ કહેવામાં આવ્યું છે તે તદાકારત્વ પણ પ્રતિબિમ્બ વિના થતું નથી ) અને આધ્યાત્મિકરૂપ પણ માયામયજ થાય. અને તે આધ્યાત્મિકરૂપ જ્યારે માયામય કહેવામાં આવે ત્યારે અસત્ય છે એમ પણ માનવું જોઇએ. આધ્યાત્મિકરૂપમાં પણ અર્થ ક્રિયાકારિત્વ માત્ર છે. આધિ-દૈવિક તો શબ્દૈકનિષ્ઠ હોવાથી ભગવદાત્મક છે અને તે સત્ય પણ છે. આધિભૌતિકરૂપ પ્રપંચાત્મક છે. અને તે પ્રપંચરૂપ કાર્યરૂપ હોવા છતાં કારણરૂપે સત્યજ છે; નહિ કે સ્વતઃ સત્ય છે, કારણ કે વિકારો તો વાણીથી કેવલ આરંભ કરાયલા જ છે. આ પ્રકારે ચાક્ષુષ પ્રત્યક્ષ થાય.

ત્વચાજ પોતાના ગુણ–સ્પર્શ વડે સર્વ શરીરમાં વ્યાપે છે. નહિ કે તેથી આગળ જઇ શકે છે. આ સ્પાર્શન પ્રત્યક્ષ છે ઘ્રાણ, રસન અને શ્રવણ પ્રત્યક્ષોનો પોતપોતાના ગોલકમાં સ્થિત રહીને સકલ શરીરમાં નિજ દેવતાના સામર્થ્યદ્વારા કે નિજ ગુણદ્વારા સકલ કાર્યોનું સંપાદન કરે છે.

કર્મેન્દ્રિયોમાં વાણીનો સ્પર્શ બહિર્ગમન કરે છે અને તેથી જ "नकिंचिन्मर्मणि स्पृशेत्" કોઇના મર્મને સ્પર્શ કરવો નહિ ઇત્યાદિ વાક્ સંયમના નિયમો છે. વિદ્યુતના શબ્દના હૃદયને સ્પર્શ થાય છે. ત્યારે હૃદય કમ્પિત થાય છે એમ સર્વનો અનુભવ છે. એટલું જ નહિ પણ કોઇક વાર વીજળીના કડાકાથી ભીંતો પણ પડી જાય છે. આ ઉપરથી શબ્દનો સ્પર્શ પદાર્થાન્તરને થાય છે એમ સિદ્ધ થયું. વાયુ, ઉપસ્થ, હસ્ત, પાદ પણ પ્રાણેન્દ્રિયાદિનો પેઠે પોત પોતાના ગોલકમાં સ્થિત રહીને સર્વ શરીરમાં યથોચિત કાર્ય કરે છે. અને તેથી જ હસ્ત વડે ચલન પગવડે તાલવાદન વગેરે કરી શકાય છે, તેથી બેગોલકોની ઉભયત્ર ( એકત્ર ) સ્થિતિનો પણ સંભવ થાય છે.

આ સર્વ જ્ઞાન અને કર્મ અન્તઃકરણાધ્યાસ વડે થાય છે. અને જીવ પોતાનું માની લે છે. અને માયાવાદીઓ અને નૈયાયિકોનો જ્ઞાનેચ્છાદિને વિષે આત્મધર્મત્વરૂપ પ્રવાદ છે.

## ઐશ્વર્યાદિ ધર્મનો તિરોભાવ

જેમ જ્ઞાનનો તિરોભાવ ભગવદિચ્છા વડે થયો છે. તેમજ બ્રહ્મના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય આ બ્રહ્મના અન્ય પાંચ ધર્મોનો એ તિરોભાવ ભગવાનની ઇચ્છા વડે જ થયો છે.

( ૧ ) **ઐશ્વર્યનો** તિરોભાવ થવાથી જીવ અસમર્થ થાયછે.

(૨) **વીર્ય** ( પરાક્રમ ) નો તિરોભાવ થવાથી જીવને સર્વ દુઃખ સહન કરવાં પડે છે.

( ૩ ) **યશનો** તિરોભાવ થવાથી જીવ નિતાન્તદીન થાય છે.

( ૪ ) શ્રીનો તિરોભાવ થવાથી જન્મ, મરણ આદિ અનેક આપત્તિઓનો અનુભવ કરે છે.

( ૫ ) **જ્ઞાન**ના તિરોભાવથી ભ્રાન્તિ, સંશય વગેરે મિથ્યા જ્ઞાનની પ્રતીતિ થાય છે.

( ૬ ) **વૈરાગ્ય** ના તિરોભાવથી સંસારાસક્તિ થાય છે.

આનું પ્રમાણ ભગવાન્ બાદરાયણે "पराभिध्यानात्तु तिरोहितं ततो बन्धविपर्ययौ આ સૂત્રમાં આપ્યું છે તેથી બ્રહ્મ અને જીવ વિલક્ષણ પ્રતીત થાય છે. વસ્તુતઃ જીવ અને બ્રહ્મનો અંશાંશિભાવ સંબંધ જ છે.

## જીવ બ્રહ્મનો નિજાંશ છે.

વળી "पादोस्य विश्वा भूतानि" "ममैवांशो जीवलोके" ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં "ચંદ્રમંડલનો શતાંશ ગુરુમંડલ છે" ઇત્યાદિ વાક્યોમાં જેમ અંશ શબ્દનો ગૌણ અર્થ ગ્રહણ કર્યો છે તેમ ગૌણ અર્થ ગ્રહણ કરવામાં આવ્યો નથી. અથવા પુરુષના કર, ચરણ જેમ નિજાંશ છે અને પુત્ર ભિન્નાંશ છે તેમ

મત્સ્યાદિ અવતાર ભગવાનના નિજાંશ છે અને જીવ ભિન્નાંશ છે એમ પણ અર્થ થતો નથી. અને તે અર્થ ભગવાન્ બાદરાયણને સંમત નથી.

"प्रकाशादिवन्नैवं परः" જેમ સૂર્ય અને અગ્નિના તેજથી લોકોને તાપ લાગે છે પણ સૂર્ય કે અગ્નિને કાંઇ થતું નથી, કારણ કે તેજ તેમનું સ્વરૂપ છે. તેમજ બ્રહ્મમાં જીવને સુખદુઃખનો સ્પર્શ થતો નથી. કારણ કે બ્રહ્મથી કોઇપણ પદાર્થ ભિન્ન નથી. જીવને જે સુખદુઃખાદિનો અનુભવ થાય છે તેનું કારણ ભગવાનની અવિદ્યાશક્તિનો પ્રભાવ છે. અને તેથીજ જીવને ભેદ બુદ્ધિ નથી. વળી "अनुज्ञा परिहारौ देहसम्बन्धाज्ज्योतिरादिवत् જેમ ચાણ્ડાલ, સ્મશાન વગેરેથી સંબન્ધ ધરાવતો અગ્નિનો અંશ અને જલાદિ અપવિત્ર માનવામાં આવે છે. પણ જગત્માં સર્વત્ર જ અગ્નિ કે જલાદિ અપવિત્ર નથી તેમજ શરીરની સાથે બ્રહ્માંશ જીવનો આધ્યાત્મિક સંબન્ધ છે. તેથી ઉચ્ચનીચ ભાવ હોવાથી શુદ્ધિ, અશુદ્ધિ, ગ્રાહ્યતા અને અગ્રાહ્યતાનો વિચાર થાય છે બ્રહ્મમાં થતો નથી. આ બંને સૂત્રોમાં કહેવામાં આવ્યું છે કે જીવને સુખદુઃખ અને ગુણ દોષનો સ્પર્શ થતો નથી. જો જીવને બ્રહ્માંશ માનવામાં આવે તોજ આ સિદ્ધાન્ત માની શકાય અન્યથા નહિ. તેથી આ બંને સૂત્રોના અનુરોધથી **જીવ બ્રહ્મનો નિજાંશ જ છે એમ સિદ્ધ થયું. અને તેના ધર્મોનો બ્રહ્મની ઇચ્છાથી જ તિરોભાવ થયો છે.**

## જીવાણુત્વવાદ

માયાવાદીઓ કહે છે કે જો જીવ બ્રહ્મથી અભિન્ન છે, તો તે વ્યાપક પણ હોવો જોઇએ. પણ જ્યારે તમે જીવને અણુ માનો છો ત્યારે તેનું વ્યાપકત્વ નષ્ટ થઇ જાય છે. અણુ પદાર્થ વ્યાપક હોઇ શકે નહિ. વળી "स वा एष महानज आत्मा" આત્મા જન્મરહિત અને વ્યાપક છે. आकाशवत् सर्वगतश्च नित्यः આત્મા આકાશની પેઠે વ્યાપક નિત્ય છે. नित्यः सर्वगतः स्थाणुः આત્મા, નિત્ય, વ્યાપક અને અચલ છે. ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ વાકયો પણ જીવને વ્યાપક કહે છે. અને જો યુક્તિદ્વારા વિચાર કરવામાં આવે તો જીવને અણુ માનવો અયોગ્ય છે. કેમકે સંપૂર્ણ શરીરમાં જે ચૈતન્ય વ્યાપે છે તે જીવનો ગુણ છે અને ગુણ પોતાના ગુણી (ધર્મી) થી વેગળો રહેતો નથી. જો જીવાત્માને અણુ કહેવામાં આવે તો તેની વ્યાપકતા નષ્ટ થાય. જેટલા પ્રદેશમાં અણુ જીવ રહી શકતો હોય તો તેટલાજ પ્રદેશમાં ચૈતન્ય પણ રહે તેથી અન્યત્ર જઇ શકે નહિ. આ યુક્તિ પણ અણુત્વવાદથી વિરુદ્ધ પ્રમાણ આપે છે. વળી લોકમાં એક પણ એવું દૃષ્ટાન્ત મળતું નથી કે જ્યાં ધર્મ ધર્મી કરતાં અધિક પ્રદેશમાં રહેતો હોય. પુષ્પ વગેરે સૌગન્ધિક પદાર્થનો ગંધ દૂરથી આવે છે તેનું કારણ વાયુ છે. વાયુ પુષ્પના પરાગને ઉરાડીને નાસિકા પ્રદેશ સાથે સંયુક્ત કરે છે. અર્થાત્ પરાગની સાથે જ તેનો ધર્મ સુગંધ પણ આવે છે. તેમજ ચંદનને શરીરના એક અંગ ઉપર ચોપડયાથી તેની શીતલતા સંપૂર્ણ શરીરે લાગે છે તેનું કારણ પણ ચંદનને સૂક્ષ્મ અવયવનું સંપૂર્ણ શરીરમાં પ્રસરણ જ છે. મણિપ્રભા યદ્યપિ મણિ પ્રદેશથી અતિરિક્ત સ્થાનમાં હોય છે. પણ તે પ્રભા ધર્મ નથી. મણિથી ઉત્પન્ન થયેલ વિરલાવયવ દ્રવ્યાન્તર જ છે. તેથી દૃષ્ટાન્ત ન હોવાથી આત્માથી અધિક દેશમાં તેનું ચૈતન્ય માની શકાશે નહિ. યદ્યપિ આત્માને શરીર પરિમાણ માનવાથી શરીરવ્યાપિ ચૈતન્યનું સમર્થન થઇ શકે છે, પરન્તુ શરીર પરિમાણ માનવાથી આત્માના નિત્યત્વનો વ્યાઘાત થાય છે. કારણ કે શાસ્ત્રીય મર્યાદા અણુ અને વ્યાપક પદાર્થને જ નિત્ય માને છે. મધ્યમ પરિમાણ પદાર્થ અનિત્ય હોય છે. તેથી અણુત્વ અને વ્યાપકતાનું સામાનાધિકરણ્ય જ હોવાથી વિરોધ આવે છે.

આ પૂર્વપક્ષનો ઉત્તર નીચે દર્શાવ્યા પ્રમાણે છે.

વ્યાપકતાનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓ બ્રહ્મના પ્રકરણમાં કહેલી છે. તેથી બ્રહ્મ જ વ્યાપક છે એમ પ્રમાણિત થાય છે, જીવનું વ્યાપકત્વ પ્રમાણિત થતું નથી. અને અણુત્વનું પ્રતિપાદન કરતી શ્રુતિઓનો

અભિપ્રાય પણ જીવને કાંઇ દુર્બોધ પ્રમાણિત કરવાનો નથી; કિન્તુ અણુ પ્રમાણિત કરવાનો જ છે. આ સિદ્ધાન્ત વ્યાસસૂત્રો વડે સ્પષ્ટ થાય છે. ભગવાન્ બાદરાયણ કહે છે કે " व्यतिरेको गन्धवत् " જેમ ગન્ધ ધર્મીની અપેક્ષાએ અધિક પ્રદેશમાં રહે છે તેમ હૃદયસ્થ જીવનું ચૈતન્ય શરીરમાં વ્યાપે છે. " अविरोधश्चन्दनवत्" જેમ એકદેશસ્થિત ચંદનબિન્દુ સંપૂર્ણ શરીરમાં શૈત્યનો પ્રસાર કરે છે તેમ એક દેશસ્થિત અણુ જીવ પણ સંપૂર્ણ શરીરમાં ચૈતન્યનો સંચાર કરે છે "गुणाद्वाऽऽलोकवत् " જેમ એક દેશસ્થિત દીપ પ્રકાશદ્વારા સંપૂર્ણ ગૃહમાં વ્યાપ્ત રહે છે. માયાવાદીઓ આ સૂત્રોને પૂર્વપક્ષમાં માનીને તેના ઉદાહરણોનું યુક્તિદ્વારા ખંડન કરે છે, તે અયોગ્ય છે. કારણ કે મોગરો, ગુલાબ, ચંપા વગેરેના પુષ્પોનો ગંધ દૂર સુધી જાય છે. અને તેમના અવયવ એવા શિથિલ હોતા નથી કે જે મંદ વાયુદ્વારા અન્યત્ર જઇ શકે છે. અને કદાચિત્ જાય તો ચારે બાજુએ પ્રસરતા અવયવોનું બાહુલ્ય માનવું કિલષ્ટ કલ્પના છે. જો અવયવો દૂર જતા રહેતા હોય તો પુષ્પનો નાશ થવો જોઇએ. જેમ કપૂરના અવયવો પ્રત્યેક ક્ષણે પૃથક્ થતા હોવાથી કપૂરનો નાશ થાય છે તેમ પુષ્પનો પણ નાશ થવો જોઇએ. અથવા પુષ્પમાં છિદ્ર દેખાવા જોઇએ. એમ પણ માની શકાતું નથી કે આઘ્રાણ કરનારા મનુષ્યોના પૂર્વેના પુણ્યના પ્રભાવથી પુષ્પના છિદ્રો પૂર્ણ થઇ જાય છે. કારણ કે અનુમાનથી અવયવ પૂરક પુણ્ય પ્રભાવની કલ્પના કરવી અને તદપેક્ષયા ધર્મીથી અધિક પ્રદેશમાં ધર્મ માનવો એ પ્રત્યક્ષથી પણ થાય છે અને સરલ માર્ગ છે. આવા સરલ માર્ગનો પરિત્યાગ કરીને કિલષ્ટ કલ્પના કરવી અયોગ્ય છે. અને સૌગન્ધિક પદાર્થના સૂક્ષ્મ અવયવોનું નિર્ગમન સર્વત્ર સંભવે તેમ નથી વ્યાપારીને ત્યાં કોઠામાં ચામડામાં વિંટીને કસતૂરી એક દાબડામાં બંધ કરવામાં આવે છે, છતાં તેનો ગંધ તો આવે જ. તેથી તેના અવયવનું નિર્ગમન માની શકાય તેમ નથી. વળી લશનના સ્પર્શવાળો હાથ હોય તો તેને બે ત્રણ વાર માટી લગાડીને ધોવાથી એ ગંધ જતી નથી. આ ઉપરથી એમ જ માનવું પડે છે કે પદાર્થની અપેક્ષાએ ગન્ધત્વાદિ ધર્મ અધિક પ્રદેશમાં હોઇ શકે છે. માટેજ व्यतिरेको गन्धवत्, गुणाद्वाऽऽलोकवत् વગેરે વ્યાસસૂત્રો પૂર્વપક્ષનાં સૂત્રો નથી પણ તે જીવનું અણુત્વ જ પ્રદર્શિત કરે છે. તેથી **અણુ સ્વરૂપ જીવાત્માના ચૈતન્યની વ્યાપ્તિ સંપૂર્ણ હોવી અનુચિત છે.**

## સિદ્ધાન્ત

જીવ અણુ અને ભગવદંશ હોવાથી તેનો મુખ્ય ધર્મ ભગવત્સેવાજ છે. માટેજ પુષ્ટિમાર્ગમાં મુખ્ય સાધન ભગવત્સેવાજ છે. અને તેથી નિત્યલીલામાં પ્રવેશ એજ મુખ્ય ફલ કહેવામાં આવ્યું છે. સેવાનો અધિકાર બ્રહ્મ સંબન્ધદ્વારા પ્રાપ્ત થાય છે. બ્રહ્મ સંબંધ વિના સેવાનો અધિકાર થતો નથી. અને સેવા વિના નિત્યલીલામાં પ્રવેશ પણ નથી. નિત્યલીલાનો અનુભવ જ્ઞાની કે યોગીને દુર્લભ છે; તે અનુગ્રહથી જ પ્રાપ્ય છે. સેવાજ ભગવદનુગ્રહ સાધિકા છે. કર્મ કે જ્ઞાન વડે અનુગ્રહ સાધ્ય નથી. જો અનુગ્રહ મેળવવો હોય તો ભગવત્સેવાની જ જરૂર છે.

### બ્રહ્મ સંબન્ધ

બ્રહ્મ સંબન્ધ એટલે આત્મનિવેદન અથવા પ્રત્યેક પદાર્થ ઉપરથી સ્વત્વ અને સ્વીયત્વ બુદ્ધિ ખસેડીને ભગવત્સંબન્ધની સ્થાપના કરવાને આ બ્રહ્મસંબંધ ગુરુદેવ દ્વારા થાય છે. બ્રહ્મ સંબંધદ્વારા જ શ્રીનાથજી જીવને ગ્રહે છે. અર્થાત્ વરણ કરી અનુગ્રહ પાત્રને સેવાનો અનુભવ કરાવે છે. શ્રીમદાચાર્યચરણે સિદ્ધાન્તરહસ્યમાં બ્રહ્મસંબંધનું સ્વરૂપ, પ્રયોજન અને તેનો પ્રકાર તથા બ્રહ્મસંબંધીનાં કર્તવ્યનું નિરૂપણ કર્યું છે. 'સિદ્ધાન્ત રહસ્ય ગ્રંથ' ઉપર અનેક ગોસ્વામી બાળકો અને વિદ્વાન્ વૈષ્ણવોની ટીકાઓ છે. ગોકુલવાસી ભાઇ મૂલચંદ્ર તેલીવાલાએ એકાદશવિવરણ સમેત સિદ્ધાન્ત રહસ્ય ગ્રન્થનું મુદ્રણ કરાવીને પ્રસિદ્ધ કર્યો છે. તેમાં બ્રહ્મ સંબન્ધનાં લક્ષણો જૂદા જૂદા ટીકાકારોએ આ પ્રકારે દર્શાવ્યાં છે:—

(૧) શ્રીગોકુલનાથજી આજ્ઞા કરે છે કે "ब्रह्मसम्बन्धकरणं नाम एतन्मार्गीयाचार्यद्वारा भगवन्निवेदनम्" બ્રહ્મસંબંધકરણ એટલે એતન્માર્ગીય આચાર્યદ્વારા ( ગોસ્વામી બાળકોદ્વારા ) પ્રભુને સ્વ અને સ્વીયત્વ બુદ્ધિ નિવૃત્તિ પૂર્વક સર્વ પદાર્થો નિવેદન કરવા.

(૨) શ્રીરઘુનાથજી આજ્ઞા કરે છે કે "बृहत्वाद्ब्रह्म पुरुषोत्तमः तत्संबन्धस्तस्मिन् देहात्मनोर्निवेदन लक्षणः" બૃહત્ હોવાથી બ્રહ્મ પુરુષોત્તમ છે. શ્રીયશોદોત્સંગલાલિત પ્રભુ શ્રીકૃષ્ણ છે. તેનો સંબંધ એટલે પ્રભુને દેહ આત્મા વગેરેનું નિવેદન કરવું તે.

(૩) શ્રીકલ્યાણરાયજી આજ્ઞા કરે છે કે "ब्रह्मसम्बन्धो नाम स्वमार्गाचार्यद्वारा भगवति निवेदनम्" બ્રહ્મ સંબન્ધ એટલે સ્વમાર્ગીય આચાર્યદ્વારા પ્રભુને સર્વ નિવેદન કરવું તે.

(૪) શ્રીવ્રજોત્સવજી આજ્ઞા કરે છે કે **ब्रह्मसम्बन्धकरणं नाम साक्षात्पुरुषोत्तम सम्बन्धकरणम् । तच्च श्रीमदाचार्यद्वारा शरणगमनपूर्वकम्** । બ્રહ્મસંબંધકરણનો અર્થ શ્રીપુરુષોત્તમસંબન્ધકરણ થાય છે. અને તે શ્રીપુરુષોત્તમસંબન્ધ શ્રીમદાચાર્યચરણદ્વારા પ્રભુને શરણ ગમન કર્યા પછી થાય છે. અર્થાત્ પ્રથમ શ્રીમદાચાર્યચરણદ્વારા શરણ ગમન અને પછી આત્મા નિવેદન થાય છે. આ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે શ્રીનાથજી જીવનો બ્રહ્મસંબંધ દ્વારા અંગીકાર કરે છે, તે શ્રીમદાચાર્યચરણની કાનીથી કરે છે. અર્થાત્ પુષ્ટિમાર્ગીય ગુરુ શ્રીમદાચાર્ય-જીથી અતિરિક્ત અન્ય કોઈ નથી.

(૫) શ્રીગોકુલોત્સવજી આજ્ઞા કરે છે કે "**ब्रह्मणः श्रीपुरुषोत्तमस्य सम्बन्धिकरणात् सर्व समर्पणेन तदीयत्वसम्पादनात्** ।" બ્રહ્મ જે શ્રીપુરુષોત્તમ તેનો સંબંધ સર્વ પદાર્થને કરાવવો. અર્થાત્ સર્વ પદાર્થો પુરુષોત્તમ સંબન્ધી છે. સર્વ સમર્પણદ્વારા સર્વપદાર્થો પુરુષોત્તમ સંબન્ધી છે. તેના ઉપર સ્વત્વ કે સ્વીયત્વ બુદ્ધિ રાખવી નહિ.

(૬) શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે "**आदौ सम्बन्धकरणं कन्ययेव स्वयंवरे । स्वस्य सर्वपदार्थानां मनसा तेन योजनम् । सम्बन्धवत्या दूत्येव गुरुणा तत्कृतिर्भवेत् । सम्बन्धश्चापि निर्दोषस्तथा सर्वसमः स्मृतः । बन्हेरिवेति बोधाय प्रोक्तं ब्रह्मपदं पुनः । 'निर्दोषं हि समं ब्रह्म' त्यप्रोक्तं तत्तथाविधम् । स्यात् प्रयुक्ते कृष्णपदे विषमत्वं गुणाहितिः । सम्बन्धे तादृशापेक्षा नास्ति दोषनिवारणात् । दोषमात्रनिवृत्त्यर्थं ब्रह्मसम्बन्धः उच्यते ।**

પ્રથમ જેમ કન્યા સ્વયંવરમાં વરે છે તેમ પ્રભુ સાથે સંબન્ધ થાય છે. આ સંબંધ કરાવનાર સ્વયંવરમાં જેમ દૂતી હોય છે, તેમ આ સ્થલે ગુરુદેવ હોય છે. સંબંધ થતાંજ મનથી પ્રભુને પોતાના સર્વ પદાર્થો નિવેદન કરવામાં આવે છે. અર્થાત્ પ્રત્યેક પદાર્થ ઉપરથી સ્વત્વ અને સ્વીયત્વ બુદ્ધિ ખસેડીને ત્યાં ભગવત્નું સ્થાપન થાય છે. આ સ્થલે બ્રહ્મસંબન્ધી શબ્દ યોજવામાં આવ્યો છે. તે ઉપરથી જણાય છે કે નિર્દોષ અને સર્વસમ બ્રહ્મ આગ્નની જેમ દોષોને દૂર કરનાર છે. જો બ્રહ્મ સંબન્ધ ન કહેતાં કૃષ્ણ સંબન્ધ કહેવામા આવે તો વૈષમ્યદોષ અને ગુણાહિતિ થાય. પણ આચાર્યચરણ બ્રહ્મને નિર્દોષ અને સર્વસમ કહે છે. તેથી આ સ્થલે કૃષ્ણ શબ્દના સ્થાનપર બ્રહ્મ શબ્દની યોજના કરી છે. ( તેનો અન્યથા અર્થ કરવો નહિ ) આ સ્થલે દોષ નિવારણ કરવાના છે. તેથીજ બ્રહ્મપદની અપેક્ષા છે. નહિ કે કૃષ્ણપદની દોષ માત્રના નિવૃત્તિ માટે બ્રહ્મ સંબન્ધનો ઉપદેશ કરાવ્યો છે.

(૭) શ્રી વીઠ્ઠલેશ્વર આજ્ઞા કરે છે કે 'સિદ્ધાન્ત રહસ્યમાં' પ્રભુએ શ્રીમુખે જે આજ્ઞા કરી તેજ

અક્ષરશઃ શ્રીમદાચાર્યચરણ કહે છે તે ઉપરથી એમ જાણી શકાય છે કે ब्रह्मसम्बन्ध એટલે બ્રહ્મ જે હું (પ્રભુ) તેનો તે જે સંબન્ધ કરાવે તેનું નામ બ્રહ્મ સંબન્ધ.

(૮) શ્રીગિરિધરજી આજ્ઞા કરે છે કે "**अस्मिन् मार्गे यशोदोत्संगलालितश्रीकृष्णस्यैवो-पास्यत्वात्तस्य चाज्ञलोके अवतारमात्रभ्रमत्वादत्र तद्व्यावृत्त्यर्थं ब्रह्मपदोपादानम् । तेन ब्रह्मणा सह देहजीवयोर्यः सम्बन्धः स्वमार्गीयनिवेदनेन तदीयत्वसम्पादनलक्षणः ।**"

આ પુષ્ટિમાર્ગમાં યશોદોત્સંગલાલિત પ્રભુ શ્રીકૃષ્ણ જ ઉપાસ્ય છે અને તે શ્રીકૃષ્ણને લોકો અજ્ઞાનતાથી–ભ્રમથી અવતાર માત્ર સમજે છે; અમારા પ્રભુ પૂર્ણ પુરુષોત્તમ છે, એમ બોધ કરાવવા માટે **બ્રહ્મ**પદ ગ્રહણ કર્યું છે. તે ઉપરથી એમ સમજવું જોઈએ કે બ્રહ્મની સાથે (યશોદોત્સંગલાલિત પ્રભુ શ્રીકૃષ્ણ સાથે) જે દેહ અને જીવનો સંબન્ધ થાય છે **તે બ્રહ્મ સંબન્ધ છે.** અને તેજ સ્વમાર્ગીય નિવેદન કે તદીયત્વ કહેવાય છે.

પણ્ડિતપુરંદર દશદિગ્વિજયી શ્રીપુરુષોત્તમજી આજ્ઞા કરે છે કે "**ब्रह्मसम्बन्धो नाम सर्वस्मिन् भगवत्स्वामिकत्वतरूपः सम्बन्धः, तस्य करणं नाम भगवता आचार्यान् प्रति गद्येनोक्तो य आत्मसमर्पणप्रकारः, तद्रीत्या भगवति स्वात्मसहितस्वीयसर्वपदार्थानां भगवति तथा-त्वविज्ञापनम् । "स नैव रेमे" इति श्रुते, "क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं ते स्वा-म्यं तु तत्र कुधियो परदशः कुर्युः ।" इत्यादि वाक्याच्च; वस्तुतः सर्वस्य भगवदीयत्वेऽपि "स वै नैव रेमे" इत्यादिश्रुत्या रमणार्थं द्वितीयनिर्माणादिश्रावणात्, तेनापादिता या तत्तत्पदार्थे जीवस्य स्वत्वस्वीयत्वाभिमतिः, तत्परित्यागे, तेषु भगवदीयत्वस्य विज्ञापन-मिति यावत् ।**"

બ્રહ્મસંબન્ધ એટલે સર્વ પદાર્થોમાં ભગવત્સ્વામિકત્વરૂપ સંબન્ધ. (અર્થાત્ પ્રત્યેક પદાર્થોના સ્વામી ભગવાન્ છે, એવો સંબન્ધ સ્થાપન કરવો તે) આચાર્યચરણ પ્રત્યે સાક્ષાત્ પુરુષોત્તમે પ્રકટ થઈને ગદ્ય મંત્રદ્વારા જે આત્મ સમર્પણ પ્રકાર કહ્યો છે, તે બ્રહ્મસંબન્ધ કરણ છે. (આચાર્ય ચરણે જે ભગવદાજ્ઞાથી ગદ્યમંત્રદ્વારા આત્મ સમર્પણની પ્રણાલિકા સ્થાપન કરી છે, તેનું નામ બ્રહ્મસંબન્ધ કરણ છે.) તે પ્રણાલિકાને અનુસરીને પોતાના આત્મા સહિત સ્વીય સર્વ પદાર્થો પ્રભુના છે એમ વિજ્ઞપ્તિ કરવી. स वै नैवरेमे અને क्रीडार्थम વગેરે પ્રમાણો પણ એમ કહે છે કે જગત્ના પ્રત્યેક પદાર્થ પ્રભુએ પોતાના રમણ માટે સર્જ્યા છે, તે ઉપર સ્વત્વ અને સ્વીયત્વ બુદ્ધિ કરવી નહિ. તે પદાર્થો ઉપર જીવને "પોતે અને પોતાનું" એવો જે અભિમાન છે, તેનો પરિત્યાગ થવાથી તે સર્વ પદાર્થો ભગવદીય છે એમ જે વિજ્ઞાપન કરવામાં આવે છે તે બ્રહ્મ સંબન્ધ છે—

(૧૦) લાલુભટ્ટજી કહે છે કે "**ब्रह्मणासह सम्बन्धः स्वस्वामिभावलक्षणो देहेन्द्रियप्राणा-न्तःकरणदारागारपुत्रादीनामात्मनश्च तदीयत्वमिति यावत् । तस्य करणात् गद्यसहितपञ्चा-क्षरनिवेदनमन्त्रस्यापदेशेन स्फुटीकरणादित्यर्थः ।**"

બ્રહ્મની સાથે સંબન્ધ થાય તે બ્રહ્મસંબન્ધ કહેવાય. પ્રભુ સાથે સ્વસ્વામિભાવ સ્થાપન કરવો, અને દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ, દારા, ઘર, પુત્રાદિ અને આત્મા પણ ભગવદીય છે. તે (ભગવદીયત્વ) ગદ્ય સહિત પંચાક્ષર નિવેદન મંત્રના ઉપદેશથી સ્ફુટ થાય છે.

(૧૧) શ્રીશાનુવર્તિટીકાકાર કહે છે કે "**निर्दोषं हि समं ब्रह्माहम्, तस्मिन् सम्बन्धस्य करणात्, साधकतमात् सगद्यपञ्चाक्षरकथनात् । अंशत्वेपि "पराभिध्यानात्तु तिरोहितं**

**ततोऽस्याऽबन्धविपर्ययो "** **इतिभक्तिमार्गीयात्मसमर्पणापरपर्यायनिवेदनद्वारा सेवकत्व करणादित्यर्थः ।"** પ્રભુ આજ્ઞા કરે છે કે, હું નિર્દોષ અને સર્વસમ બ્રહ્મ છું. મારા વિષે સંબંધ કરવાથી...ભક્તિમાર્ગીય આત્મ સમર્પણ અથવા આત્મ નિવેદન દ્વારા સેવકત્વ કરાય છે. અર્થાત્ આત્મનિવેદનથી પ્રભુ સાથે સેવ્ય સેવકભાવ સ્થાપન થાય છે.

બ્રહ્મ સંબન્ધ ફલાત્મક શ્રીકૃષ્ણ સાથે થતો હોવાથી ભક્તિમાર્ગીય રીતે તે સાધન છે અને તદ્દ્વારા સંપાદન થતું સર્વ પદાર્થોનું ભગવદીયત્વ અને સેવ્યસેવકત્વ ભાન તેવા છે એમ કહી શકાય.

## ઉપાસના કે ભક્તિ

"आत्मावारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः" ઇત્યાદિ શ્રુતિમાં ભગવદ્ધર્મ તરીકે દર્શનાદિનું વિધાન છે. તેમજ आत्मैवेत्युपासीत" આ શ્રુતિ વાક્ય આત્મોપાસનાનું વિધાન કરે છે. જ્ઞાનીઓ 'દ્રષ્ટવ્યઃ' ઇત્યાદિનો 'જ્ઞાતવ્યઃ' એમ અર્થ કરીને "आत्मैवेत्युपासीत" આ વાક્યમાં આત્મમાં જાણવો એમ અર્થ કરે છે, અને ભગવાન્ જાણી શકાય છે જ્ઞેય છે એમ પણ સિદ્ધ કરીને ભગવદુપાસના કરે છે. ત્યારે તેમને શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલું "बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते" અનેક જન્મો પછી જ્ઞાની મને પ્રાપ્ત કરે છે. આ ફલ પ્રાપ્ત થાય છે. અને જન્મો વડે તેમને આત્મસ્ફુર્તિ થાય છે ત્યારે ઘણા અભ્યાસ પછી જીવાનંદનો આવિર્ભાવ થાય તો સચ્ચિદાનંદ ત્રણે અંશનું પ્રાકટ્ય થવાથી ब्रह्मैव सन् 'ब्रह्माप्येति" ઇત્યાદિ શ્રુતિને અનુસરી બ્રહ્મભૂતતા થવાથી આત્મા તરીકે સાક્ષાત્કાર થાય છે. આજ જ્ઞાનમાર્ગીય મુખ્ય ફલ છે.

## ભક્તિજ મુખ્ય સાધન અને ફલ છે.

સર્વ સાધનોમાં ભક્તિ મુખ્ય સાધન છે. જ્ઞાનમાર્ગમાં જેમને મુક્ત કહ્યા છે, તે પણ આ ભક્તિની ઇચ્છા કરે છે. ભક્તિ ભગવત્કૃપા વડેજ પ્રાપ્ય છે. સાધનાન્તરથી અપ્રાપ્ય છે; અને જેમ પ્રભુ આનન્દમય છે તેમ ભક્તિપણ આનન્દમય અને રસરૂપ છે.

મુક્તાત્માઓ પણ ભક્તિની ઇચ્છા ધરાવે છે. તેમને પણ ભક્તિની ઇચ્છા થાય એજ હેતુ ભક્તિનો ઉત્કર્ષ બતાવવા માટે પર્યાપ્ત છે. કારણ કે જ્ઞાનમાર્ગમાં મુક્તાત્મા તેજ કહેવાય છે કે જ્યારે જીવની સર્વ કામનાઓ લય પામે અને બ્રહ્મભૂત થાય. કામનાઓનો લય થઇ જાય ત્યારે પણ ભક્તિની કામના શેષ રહે છે. ભક્તિની કામના રહેવાની મુક્તત્વમાં દૂષણ નથી પણ ભૂષણ જ છે.

જ્ઞાનમાર્ગીયો કહે છે કે મુક્તાત્માને કોઇપણ જાતની કામના હોતીજ નથી. કારણ કે શ્રુતિમાં કહે છે કે "यदा सर्वे प्रलीयन्ते कामा येऽस्य हृदि स्थिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ।" જ્યારે જીવના હૃદયમાં સ્થિત થયેલા સર્વ પ્રકારના કામનો લય થાય ત્યારેજ મનુષ્ય અમૃત અર્થાત્ મુક્ત થાય છે અને મુક્તાત્મજ બ્રહ્મદર્શન કરી શકે છે. આ વાક્યમાં મુક્તાત્માની કામનાનો લય સ્પષ્ટ જણાવ્યો છે. જો કામના–ભક્તિની કામના હોય તોપણ–સ્થિત રહે તો તેને આ શ્રુતિ વાક્ય મુક્ત રહેવાની ના પાડે છે. વળી તમે જેને ભક્તિ કહો છો, તે શું અનુગ્રહ છે કે દયા છે ? જો અનુગ્રહને ભક્તિ કહેવામાં આવતી હોય તો "तमक्रतुं पश्यति वीतशोको धातुः प्रसादान्महिमानमीशम्" જે વીતશોક હોય તે ધાતાના અનુગ્રહથી ભગવદ્દર્શન કરે છે. આ વાક્યથી અનુગ્રહથી કેવલ ભગવદ્દર્શન થાય છે અને "मोक्षमिच्छेज्जनार्दनात्" જનાર્દન ભગવાન્ પાસેથી મોક્ષની ઇચ્છા કરવી. આ સ્મૃતિ વાક્ય મુક્તિને અનુગ્રહસાધ્ય કહે છે. અર્થાત દર્શન અને મુક્તિ આ બેજ ફલ અનુગ્રહના છે. અને મુક્તાત્માને તે બંને અપ્રાપ્ય નથી. તેથી અનુગ્રહપક્ષમાં મુક્તાત્માને ભક્તિની કામના થવી અસંભવ છે. અને જો ભક્તિનો અર્થ દયા કરવામાં આવે તો દયા એટલે બીજાનું દુઃખ દૂર કરવું. તે પણ સંભવી શકે નહિ. કારણ કે મુક્તાત્માને દયાની

જરૂરજ નથી. જેનું દુઃખ દૂર થઈ ગયું હોય તેજ મુક્તાત્મા કહેવાય. અર્થાત્ દુઃખના અભાવમાં દયાની ઇચ્છા કોણ કરે? અને જો તમે ભક્તિનો અર્થ સ્નેહ કરતા હો, તો, તે સ્નેહ મનનો ધર્મ છે. તેથી સ્નેહ ભાવરૂપ થયો. તેને આનંદરૂપ કહી શકાય નહિ. વળી તમને આનન્દપદનો અર્થ સુખ વિવક્ષિત છે કે બ્રહ્મ? જો આ બંને અર્થ ગ્રહણ કરો તોપણ તેમાં સ્થાયીભાવ ન હોવાથી તે ભક્તિ રસરૂપા કહી શકાય નહિ. બ્રહ્મધર્મ કહો તો ભક્તિમાંએ નિત્યતા હોવી જોઇએ. તે નિત્યતા પણ ભક્તિમાં દેખાતી નથી. ભક્તિ સર્વમાં સર્વકાલે હોતી નથી પણ કોઇમાં કદાચિત્ હોય છે. તેથી તેને નિત્ય કેમ કહેવાય "पुनश्च भूयाद्भगवत्यनन्ते रतिः प्रसङ्गश्च तदाश्रयेषु" અનંત ભગવાન્માં અને ભક્તોમાં મારો ફરીથી પ્રેમ થાઓ ઇત્યાદિ પ્રાર્થના વાકયોમાં ભક્તિની પુનઃ સંભાવના કહેવામાં આવી છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે ભક્તિ અનિત્ય છે, માટેજ તે મુક્તાત્માઓને અભિલષિત નથી, અનુગ્રહથી પ્રાપ્ય નથી, આનંદ ધર્મ અને રસરૂપ પણ નથી જ્ઞાનથી ज्ञानादेव हि कैवल्यम् ઇત્યાદિ વાકયોને અનુસરીને કૈવલ્ય મોક્ષ પ્રાપ્ત થાય છે. હરિભક્તિની કદાચિત્ કવચિત્ સાધનાન્તરમાં ગણના થાય તેને મુખ્ય સાધન અને શ્રેષ્ઠ સાધન કહી શકાય નહિ. તમે જે ભક્તિને મુક્તાત્માઓને અભિલષિત, અનુગ્રહથી જ પ્રાપ્ય, આનંદધર્મ અને રસરુપ કહો છો તે સર્વ અસંગત છે.

શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તમાં ભક્તિનેજ મુખ્ય સાધન અને જ્ઞાનાદિને ગૌણ કહ્યાં છે તે શાસ્ત્ર સિદ્ધ છે. કારણ કે મૈત્રેયી બ્રાહ્મણમાં "येनाहं नामृतास्यां किमहं तेन कुर्याम्" જે વડે હું મુક્ત થઇ શકતો નથી. તેથી હું શું કરૂં? આ વાકયથી આરંભીને મુક્ત થવા માટે આત્મ દર્શનનો "आत्मावारे द्रष्टव्यः" ઇત્યાદિ વાકયમાં ઉપદેશ કર્યો છે. અને તે (આત્મદર્શન) નો ઉપદેશ કરવા માટે "न वा अरे पत्युः कामाय पतिः प्रियोभवति" પતિના માટે પતિપ્રિય નથી પણ આત્મા માટે પતિપ્રિય છે ઇત્યદિ વાકયોમાં નિરુપાધિક પ્રીતિનો અનેકવાર ઉપદેશ કરીને આત્મ દર્શનનો પરિચય કરાવ્યો છે. અને ઉપસંહારમાં "चैतावदरे खल्वमृतत्वम्" આ વાકયથી આત્મવિષયક જ્ઞાનનેજ અમૃતત્વે કહેવામાં આવ્યું છે. ત્યાં સ્વપ્રતીતિથી પુત્રાદિની અપેક્ષાએ વધુ પ્રિય આત્માજ છે એમ સયુક્તિક પ્રતિપાદન કર્યું છે એમ ઉપક્રમ, ઉપસંહાર અને અભ્યાસ વાકયો વડે આ વાકયો જીવ બોધક છે એમ કહેવામાં આવે છે; વળી આ સ્થળે આત્મજ્ઞાનાદિનું સર્વ વેદનરૂપ ફલ સિદ્ધિ માટે આત્માનું સર્વ રૂપત્વ સંભળાય છે, અને સમુદ્રાદિનું દષ્ટાન્ત કહીને આત્માને સર્વાધાર કહે છે; જો વળી બીજી શ્રુતિઓમાં આત્માને બ્રહ્મરૂપ કહે છે, તે સર્વ વાકયો આત્મા (જીવાત્મા) નો ઉત્કર્ષ દર્શાવે છે, કારણ કે જગતની ઉત્પત્તિમાં જેમ બ્રહ્મ કારણ છે તેમ જીવનું પણ સહકારી કારણ છેજ. માટે આ સ્થળે આત્મા શબ્દથી જીવજ ગ્રહણ થાય છે. માયાવાદીની આ યુક્તિનો પરિહાર બ્રહ્મસૂત્રના વાકયાન્વયાધિકરણ વડે થઇ જાય છે. આ વાકયાન્વયાધિકરણ બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયના ચતુર્થપાદનું સપ્તમ અધિકરણ છે. આ વાકયાન્વયાધિકરણનો અર્થ આ પ્રકારે છેઃ–પૂર્વોક્ત શ્રુત્યાદિના ઉપક્રમમાં અમૃતત્વ–મોક્ષ–માટે આત્મદર્શન અને તેના સાધનનો ઉપદેશ થાય છે. અમૃતત્વ બ્રહ્મજ્ઞાનથી થાય છે, એમ પણ નિર્ણય કર્યો. તેમાં પ્રમાણ तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय તેને જાણીનેજ અમૃતત્વની પ્રાપ્તિ થાય છે અન્ય માર્ગથી નહિ તેને જાણનારજ અમૃતત્વને પામે; બીજો માર્ગ નથી. એમ અન્યમાર્ગનો નિષેધ કરીને બ્રહ્મજ્ઞાન પ્રતિપાદિકા શ્રુતિઓ જ છે તેથી આ મૈત્રેયી બ્રાહ્મણમાં પણ તેજ બ્રહ્મનો આત્મ શબ્દથી પરામર્શ કરીને તેના દર્શનબોધક વાકયો સાથે અન્વય કરવામાં આવ્યો છે; નહિ કે જીવબોધક આત્મશબ્દ સાથે. અન્યથા પૂર્વોક્ત શ્રુતિઓનો વિરોધ થશે. એજ પ્રકારે ઉપસંહાર વાકયમાં પણ આત્મ શબ્દનો બ્રહ્મ સાથેજ અન્વય થાય છે. ઉપક્રમ પ્રબળ હોય છે. માટે ઉપક્રમનેજ અનુસરવું જોઈએ વળી એજ પ્રકારે तमेव विदित्वा ઇત્યાદિ વાકયોનો પણ અન્વય બ્રહ્મમાં જ થાય છે અને તેજ બ્રહ્મ સ્વરૂપ હોવાથી સાધાર છે. મૈત્રેયીબ્રાહ્મણસ્થ વાકયોનો અન્વય જો જીવ પરત્વે કરવામાં આવે તો નિષ્પ્રયોજક અને

અસદુત્કર્ષ બોધક હોવાથી તેનો અન્વય અઘટિત ગણાય. તેમજ આત્મ શબ્દનો અન્વય જીવ સાથે ન કરતાં પ્રિયત્વ બોધક શબ્દોનો અન્વયજ જીવ સાથે થાય એમ પણ શંકા કરવી નહિ. આનન્દમાં આનન્દજનકજ પ્રિયત્વે પ્રતીત થાય છે. તેથી આનન્દ સ્વરૂપ આનન્દજનકનો વિચાર કરતાં "आनन्दो ब्रह्मेति व्यजानात्" "आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते" "यो वै भूमा तत्सुखम् नाल्पे सुखमस्ति" ઇત્યાદિ વાક્યોમાં બ્રહ્મનું આનંદ સ્વરૂપનું પ્રતિપાદન તથા જીવને આનંદમય બ્રહ્મનું કાર્ય કહેવામાં આવે છે. તેમજ "सर्व एवात्मनो व्युच्चरन्ति" ઇત્યાદિ શ્રુતિમાં આત્મામાંથી જીવનું અંશત્વે વ્યુચ્ચરણ પ્રતિપાદન કર્યું છે. જીવ અંશ છે એમ સિદ્ધ થવાથી જીવને જે પરમપ્રિયત્વે કહેવામાં આવે છે તે બ્રહ્મગત પ્રિયત્વ છે એમ સમજવું અને તેમ થવાનું કારણ એજ કે બ્રહ્મ પોતે અવિષય હોવાથી અને તેનો અંશ જીવ તેની નિકટ હોવાથી જીવમાં તે સવિષય હોવાથી પ્રિયત્વ ભાસે છે તેમજ "एष ह्येवानन्दयाति" આજ આનંદ પમાડે છે. આ વાક્ય બ્રહ્મનેજ આનંદજનક છે એમ પ્રતિપાદન કરે છે. અન્યત્ર પ્રિયત્વનો અભ્યાસ છે, અને તે પણ બ્રહ્મનો સંબંધ થવાથીજ. માટે મૈત્રેયી બ્રાહ્મણના વાક્યોનો અન્વય પણ બ્રહ્મમાંજ થાય છે, જીવમાં નહિ. તેથી અભ્યાસ (વારંવાર ઉપદેશ) પણ બ્રહ્મનો જ છે, એ પ્રકારે સાક્ષાત્ તથા પરંપરા સંબંધે આત્મવાચક વાક્યોનો અન્વય બ્રહ્મમાંજ થાય છે એમ વાક્યાન્વયાધિકરણમાં સિદ્ધાન્ત કરવામાં આવે છે.

## પ્રિયત્વજ સ્નેહ છે.

આ મૈત્રેયી બ્રાહ્મણના વાક્યોમાં જે પ્રિયત્વ કહેવામાં આવ્યું છે તેજ સ્નેહ શબ્દ વાચ્ય છે. કોશમાં પણ પ્રેમનોજ પર્યાય વાચક શબ્દ સ્નેહ છે અને આ સ્નેહજ જ્યારે પ્રભુ સાથે થાય ત્યારે તે ભક્તિ કહેવાય છે. અર્થાત્ ભગવદ્વિષયક સ્નેહને જ ભક્તિ કહે છે. નારદપંચરાત્રમાં ભક્તિનું લક્ષણ નીચે પ્રમાણે છેઃ—

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढ सर्वतोऽधिकः ।**
**स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥**

માહાત્મ્યજ્ઞાન પૂર્વક, સુદૃઢ અને સર્વથી અધિક જે સ્નેહ છે તેજ ભક્તિ કહેવાય છે. તે વડેજ મુક્તિ થાય છે, અન્યથા નહિ. માહાત્મ્યજ્ઞાન શબ્દનો અર્થ પણ વિચારવા લાયક છે. મહાન્ (बृहत्वाद्ब्रह्म) બ્રહ્મ છે, તત્સંબંધી જ્ઞાન. અર્થાત્ બ્રહ્મ જ્ઞાનપૂર્વક કે સર્વાત્મ ભાવપૂર્વક સુદૃઢ કદીપણ તૂટે નહિ તેવો અને સર્વથી અધિક સર્વોત્કૃષ્ટ સ્નેહ હોય તોજ તેને ભક્તિ કહી શકાય. "સુદૃઢ" શબ્દ બ્રહ્મ ધર્મત્વનો બોધ કરાવે છે. અને "સર્વતઃ અધિક" શબ્દ ભક્તિનું નિરુપધિત્વનો બોધ કરાવે છે અર્થાત્ બ્રહ્મજ્ઞાન કે સર્વાત્મભાવ સાથે બ્રહ્મ ધર્મત્વ બોધક સુદૃઢ જે કદીપણ તૂટે નહિ (નિત્ય હોય) અને સોપાધિક ન હોય તેવો સ્નેહ ભક્તિ કહેવાય છે. તેમજ શાણ્ડિલ્ય ભક્તિસૂત્રમાં તેને ઇશ્વરમાં અનુરક્તિ કહે છે. જે ઇશ્વરમાં અનુરક્તિ થાય છે તે પરાભક્તિ કહેવાય છે. એજ તાત્પર્ય શાણ્ડિલ્ય મહર્ષિ પ્રણીત ભક્તિસૂત્રોમાં "सा परानुरक्तिरीश्वरे" આ સૂત્રમાં છે. આ સ્થલે પણ 'પર' પદ નિરુપધિત્વનોજ બોધ કરાવે છે. આટલા પ્રમાણોથી સિદ્ધ થાય છે કે ભક્તિ નિત્ય અને નિરુપાધિક છે.

"दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः । श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते" દાનવ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમ તથા બીજાં શ્રેયસ્‌વાળાં કર્મોવડે શ્રીકૃષ્ણમાં ભક્તિ સિદ્ધ થાય છે. ઇત્યાદિ સાધન વાક્યો તથા "पुनश्च भूया गवत्यनन्ते रतिः" ફરીથી ભગવાન્ અનન્ત શ્રીકૃષ્ણમાં પ્રેમ થાઓ ઇત્યાદિ પ્રાર્થના વાક્યો અને શ્રુતિમાં કહેલું "भक्तिरस्य भजनं तदिहामुत्रफलभोगनैराश्येनास्मिन्मनः कल्पनम्" ભગવાન્ શ્રીકૃષ્ણનું ભજન, ઐહિક ફલભોગથી વિરક્ત થઇને પ્રભુમાં મન લગાડવું એજ, ભક્તિ છે. ઇત્યાદિ લક્ષણ વાક્યો ઉપરથી સિદ્ધ થાય છે કે ભક્તિ સાધી શકાય છે, ફરીથી મેળવી શકાય છે અને મનઃ

કલ્પિત એજ ભક્તિ છે; તો તે અનિત્ય સિદ્ધ થવાથી પૂર્વોક્ત વાક્યોનો વિરોધ આવે છે—એમ શંકા કરવી નહિ. કારણ કે યદ્યપિ આ વાક્યો ભક્તિને અનિત્ય સાબીત કરે છે તથાપિ તે પૂર્વોક્ત વાક્યોનો વિરોધ કરી શકતાં નથી. કારણ કે " ज्ञानं परमगुह्यं मे यद्विज्ञानसमन्वितम् । सरहस्यं तदङ्गं च गृहाण गदितं मया " મારૂં પરમ ગુહ્ય વિજ્ઞાન સહિત જ્ઞાન, સાંગ અને રહસ્ય સાથે મેં કથન કરેલું તું ગ્રહણ કર. આ ગીતાના વાક્યમાં ભગવદ્દજ્ઞાનની પેઠે તેમજ " युक्तं भगैः स्वैरितरत्र चाध्रुवे " ઇત્યાદિ વાક્યોક્ત ભગવદ્દત્ત ઐશ્વર્યવત્ ભગવદ્વિચારિત આનુપૂર્વીવડે ભગવત્સમાગમન વગેરેનું પ્રતિપાદન છે તેથી કાંઇ ભક્તિની નિત્યતામાં બોધ આવતો નથી. પ્રાર્થના વાક્યમાં 'પુનઃ' પદ આવ્યું છે. તે વિદ્યમાન પદાર્થનો એકની સાથે રહેલો સંબન્ધ નિવૃત્ત થાય અને પછી જો કાલાન્તરે તેનીજ સાથે જોડાય તો 'પુનઃ' પદનો પ્રયોગ તે અર્થમાં કરવામાં આવે છે. જે ' પુનરાગમન ' આ સ્થલે ' પુનઃ ' પદનો પ્રયોગ છે. તેથી કાંઇ આવનારનો નાશ થઇ ગયો હતો એમ કલ્પી શકાતું નથી. માટેજ પ્રાર્થના વાક્ય વડે અનિત્યતા સિદ્ધ ન થવાથી કાંઇપણ વિરોધ નથી.

વળી જેમ " स मानसीन आत्मा " ઇત્યાદિ વાક્યોમાં ભગવાનનો મનમાં આવિર્ભાવ થવાથી **માનસીન** કહેવામાં આવે છે. તેમજ ભગવત્સંબન્ધ નિકટ હોવાથી ભક્તિનો પ્રાદુર્ભાવ મનમાં થાય એટલે તે મનોધર્મ કહેવાય. જેમ અતિપ્રજ્વલિત અગ્નિની થોડા અંતર ઉપર કોઇ પદાર્થ હોય અને તેપણ નૈકટ્યથી ઉષ્ણ થઇ જાય તેથી તે ઉષ્ણ સ્પર્શવાન્ કહેવાય છે અને ઉષ્ણ સ્પર્શનું તારતમ્ય સમજી શકાય છે તેમજ ભગવાનના નૈકટ્યનું તારતમ્ય સમજવાથી ભક્તિના અનુભવનું તારતમ્ય પણ સમજી શકાય છે. તેથી તે ' મનઃકલ્પન ' મનોધર્મ છે. એમ લક્ષણ શ્રુતિના વાક્યથી મનોધર્મત્વે અનિત્યતાપત્તિ થતી નથી. વળી " रसो वै सः" ઇત્યાદિ શ્રુતિમાં ભગવાનનું સ્વરૂપ રસરૂપ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પણ તે રસશાસ્ત્રોક્ત પ્રણાલીથી જ્યારે હૃદયમાં આવિર્ભૂત થાય ત્યારેજ રસત્વે અનુભવ થઇ શકે અન્યથા નહિ. તેમજ ભક્તિ પણ રસશાસ્ત્રોક્ત પ્રણાલીથી હૃદયમાં સ્થાયી ભાવત્વે આવિર્ભાવ પામે ત્યારેજ રસત્વે અનુભવ થાય તેથી તેની રસરૂપતામાંએ કાંઇ વિરોધ આવતો નથી. આ ભક્તિનો આવિર્ભાવ પણ અનુગ્રહવડેજ થાય છે. " भगवान् भजतां मुकुन्दो मुक्तिं ददाति कर्हिचित्स्म न भक्तियोगम् " ભગવાન્ મુકુન્દ ભક્તોને મુક્તિ આપે છે પણ કદી ભક્તિયોગ આપતા નથી. આ વાક્યથી ભક્તિ અતિ દુર્લભ છે એમ સિદ્ધ થાય છે. " ભગવાન્ કદી ભક્તિ આપતા નથી " એમ કહેવાથી તે કોઇને કદીપણ આપતાજ નથી એમ શંકા કરવી નહિ. " कृषिरुत्कृष्टवचनो णश्च सद्भक्तिवाचकः । अश्चापि दातृवचनस्तेन कृष्णं विदुर्बुधाः । " कृष એટલે ઉત્કૃષ્ટ, ण એટલે સદ્દભક્તિ અને अ એટલે તેના દાતા કહેવાય છે તેથી ઉત્કૃષ્ટ સદ્દભક્તિના દાતા શ્રીકૃષ્ણ છે એમ પંડિતો જાણે છે. આ વાક્યમાં ભક્તિનું દાન પ્રભુ કરે છે એમ પણ કહ્યું છે. માટેજ **ભક્તિ અનુગ્રહ વડેજ પ્રાપ્ય** છે એમ નિશ્ચય થાય છે.

અનુગ્રહ એટલે ફલદિત્સા અથવા બીજી કોઇ પ્રકારની ઇચ્છા. એમ પણ કહી શકાય નહિ. यस्यानुग्रहमिच्छामि " જેનો અનુગ્રહ ઇચ્છુ છું ઇત્યાદિ વાક્યમાં અનુગ્રહનો ઇચ્છા વિષયત્વે ઉલ્લેખ કર્યો છે અને ફલદિત્સા ઇચ્છા વિષયત્વે ગ્રહણ કરી શકાતી નથી. એમ 'ભક્તિ હંસ'માં શ્રીગુસાંઇજીએ પ્રતિપાદન કર્યું છે. **દયા** પણ આનોજ પર્યાય વાચક શબ્દ છે. માટેજ सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ।" સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય અને સારૂપ્ય વગેરે મુક્તિ આપવા છતાં પણ ભક્તો મારી સેવા વિના ઇચ્છા કરતા નથી. તેમજ "मत्कामनया प्रतीतंच सालोक्यादिचतुष्टयम् नेच्छन्ति सेवया पूर्णाः कुतोन्यत्कालविप्लुतम् । " ઇત્યાદિ વાક્યોમાં એ પ્રભુ ભક્તોને મુક્તિ આપે છે છતાં તે તો સેવા જ માગે છે એમ કહેવામાં આવ્યું છે. આ ઉપરથી જાણી શકાય છે કે મુક્તિની અપેક્ષાએ ભક્તિ શ્રેષ્ઠ છે; તેથી તે મુક્તાત્માઓને પણ અપેક્ષિત હોય તેમાં કાંઇ પણ સંદેહ જેવું નથી. શ્રીમદ્દભાગવતમાં કહ્યું છે

કે "आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे। कुर्वन्त्यहैतुकीं भक्तिम्" મુનિઓ કે જે આત્મારામ છે મુક્તાત્માઓ છે તે પણ ઉરુક્રમ ભગવાન્‌માં અહૈતુકી ભક્તિ કરે છે. આ વાકયથી પણ મુક્તાત્માઓને ભક્તિની અભિલાષા હોય છે, એમ સિદ્ધ થાય છે. તેથી પૂર્વે કહેલી "मया सर्वे प्रलीयन्ते" ઇત્યાદિ શ્રુતિનો વિરોધ પ્રાપ્ત થતો નથી. તે સ્થળે આત્મકામથી અતિરિકત સર્વ કામનો લય અપેક્ષિત છે. માટેજ શ્રુતિ વિરોધની શંકા નિર્મૂલ છે. કારણ કે ભક્તિ આત્મ ધર્મ હોવાથી અને આત્મ ધર્મ પ્રાપિકા હોવાથી તેની કામનાથી આત્મકામનો અતિરેક થતો નથી.

## ભગવલ્લીલાનું નિત્યત્વ

હવે [illegible]ના ધર્મો જેમ બ્રહ્મમાં હોવાથી નિત્ય છે, તેમજ પ્રભુની ક્રિયાત્મક લીલા ગોવર્ધનોદ્ધરણાદિ અને લીલાસામગ્રી પર્વત, પશુ, પક્ષી વગેરેની નિત્યતાનો વિચાર કરાય છે. કારણ કે કેટલાક આધુનિકો પ્રભુની લીલા સામગ્રીની નિત્યતા સ્વીકારતાં અચકાય છે. વૈદિક સિદ્ધાન્તોનો પૂર્ણ પરિચય ન હોવાથી તેમજ વિચાર સરણીમાં ભેદ હોવાથી તેઓ લીલા સામગ્રીની નિત્યતા અને ભગવત્સેવા તથા પ્રચલિત સેવા પ્રણાલિકાનો પરિહાર કરતા દેખવામાં આવે છે. પણ વેદમાં એ ભગવાન્‌ની લીલાની નિત્યતા દર્શાવી છે. સામ્પ્રદાયિક ગ્રંથોમાં લીલા નિત્યત્વના વિષયમાં અનેક સ્થળે વિચાર કરવામાં આવ્યો છે. શ્રીમદ્‌ભાગવતમાં જે સમયે શ્રીશુકદેવજી પરીક્ષિત્ રાજાને કથા સંભળાવવાનો ઉપક્રમ કરે છે તે સમયે "यदुवरपरिषत्स्वैर्दोर्भिरस्यन्नधर्मम्" "व्रजपुरवनितानां वर्द्धयन् कामदेवम्" ઇત્યાદિ વાકયોમાં ક્રિયાત્મક લીલાઓને લક્ષ્ય કરીને વર્તમાનકાલિક પ્રયોગ કરે છે.

યદ્યપિ વ્યાકરણના નિયમાનુસાર વર્તમાન વાચક શબ્દોનો ઉપયોગ ભૂત અને ભવિષ્યમાં પણ સ્થલ વિશેષમાં થાય છે. લોકમાં "આ હું જાણું છું." વગેરે વર્તમાન કાલિક પ્રયોગો જોવામાં આવે છે. તેમજ वर्द्धयन् વગેરે વર્તમાન કાલિક પ્રયોગોથી પરીક્ષિતના સમયમાં શ્રીકૃષ્ણની લીલાઓની સત્તા સ્થિર કરી શકાતી નથી. તથાપિ આ સ્થલે વર્તમાન કાલિક પ્રયોગો મુખ્યાર્થમાં માની શકતા નથી. ગૌણાર્થમાં છે. અને મુખ્યાર્થનો પરિત્યાગ કરી ગૌણ અર્થમાં વર્તમાન કાલિક શબ્દ પ્રયોગ અસમર્થ છે. વળી કદાચ એમ કહેવામાં આવે કે "વક્તાનું જે તરફ પ્રધાન લક્ષ્ય હોય તેના વાચક શબ્દોમાં ગૌણતાનો સ્વીકાર કરવો અવશ્ય અનુચિત છે, પરંતુ જે શબ્દ પ્રધાનના પ્રશંસક કે ઉપલક્ષક છે, તેમાં ગૌણતાનો સ્વીકાર કરવો અનુચિત નથી; તે પણ અયોગ્ય છે. કેમકે "लोहितोष्णीषाः प्रचरन्ति" આ શ્રુતિ વાકયમાં प्रचरन्ति ક્રિયાપદનો અર્થ પ્રચાર કરે છે. આજ મુખ્ય અને વિધેય અર્થ જણાય છે, પરંતુ તેનું પ્રથમ વિધાન થઇ જવાથી તે પદ અપૂર્વતાશૂન્ય હોવાથી પ્રધાન નથી; કિન્તુ વિશેષણો જે લોહીતોષ્ણીશતા છે. તેજ અપૂર્વ હોવાથી પ્રધાન માનવામાં આવે છે, તેજ રીતે "जयति जननिवासः" ઇત્યાદિ વાકયોક્ત શ્રીકૃષ્ણ સર્વદા વર્તમાન છે, એમજ શ્રીશુકાચાર્યનો આશય જણાય છે; પરંતુ આ પૂર્વ પ્રમાણોથી સિદ્ધજ થયેલું હોવાથી અપૂર્વતા શૂન્ય છે, અને તેથી તેને પ્રધાન માની શકાય તેમ નથી, કિન્તુ अस्यन्नधर्मम् वर्धयन् कामदेवम् ઇત્યાદિ વિશેષણાંશ—જેનો અર્થ પરીક્ષિતના સમયમાંયે જરાસન્ધયુદ્ધ, અને રાસોત્સવ વગેરે લીલાઓ પ્રભુ કરે છે એમ થાય છે—આજ અપૂર્વ હોવાથી મુખ્ય છે. તેથી તેમાં ગૌણ વતમાન કાલિક અર્થ માનવો બીલકુલ અયોગ્ય છે.

## ગુણ કર્મ અને નામ પણ નિત્ય છે.

વળી દશમસ્કંધના નામ કરણ સસ્કારના પ્રસંગમાં "बहूनि सन्ति नामानि रूपाणिच सुतस्य ते" આ શ્લોકમાં ગર્ગાચાર્યજી શ્રીનન્દરાયજીને કહે છે કે તમારા પુત્રનાં અનેક નામ અને રૂપો છે, તે સર્વ હું જાણું છું, લોકો જાણતા નથી. આ વાક્યમાં પણ લીલા સંબંધી રૂપ, નામ વગેરેની નિત્યતાનું વર્ણન છે. કેમકે ભગવાન્ જે ગુણ, કર્મનો પ્રકાશ કરવા માટે નામ પ્રકટ કરે છે, તેજ નામ રૂપોને

આ વાક્યમાં ગુણુ કર્માનુરૂપ કહ્યા છે. જેમ ગોવર્ધન ધારણુ કરવાથી પ્રભુ ગોવર્ધનોદ્ધરણુ કહેવાયા—તેમજ રામ, વામન વગેરે નામ પણુ ગુણુ કર્મને અનુસરીનેજ કહેવામાં આવ્યા છે. ક્રિયાત્મક અને લીલા સંબંધી પ્રત્યેક પદાર્થ નિત્ય હોય તોજ ગર્ગાચાર્ય सन्ति આ વર્તમાન કાલિક ક્રિયાપદનો ઉપયોગ કરી શકે. ગર્ગાચાર્ય ત્રિકાલજ્ઞ છે. તેથી તેમનાં વચનો મિથ્યા નથી. પ્રભુની ક્રિયાત્મક લીલા અને લીલા સંબન્ધી સર્વ પદાર્થો નિત્ય છે. લીલા અને તત્સંબન્ધી પદાર્થોનો સંબન્ધ જેમ સ્વરૂપ સાથે છે તેમજ નામની સાથે પણુ સંબન્ધ છે. ભગવાન્ નિત્ય હોવાથી ભગવાન્નાં સ્વરૂપો અને તે સ્વરૂપો વડે થતી લીલાઓ પણુ નિત્યજ છે. લોકમાં જે નામ છે, તે નામ નથી પણુ નામાભાસ છે. તે નામ કેવલ રૂઢીથી અર્થજ્ઞાન કરાવે છે, પ્રભુના નામ યોગરૂઢ છે.

## વેદમાં લીલાનું સ્વરૂપ

બ્રહ્મની નિત્યતાનું વર્ણુન અનેક શ્રુતિઓમાં આવે છે. પ્રભુની જે લીલા અન્ય નિરપેક્ષ છે, જેમાં પ્રવિષ્ટ ભક્તોની અપેક્ષા રહેતી નથી તેનું વર્ણુન " तदेजति तन्नैजति " ઇત્યાદિ શ્રુતિમાં કરવામાં આવ્યું છે. एजति અને नैजति આ બંને વર્તમાન કાલિક ક્રિયાપદો છે. તેમાં પ્રથમનો અર્થ કમ્પાયમાન થવું અને દ્વિતીયનો અર્થ કમ્પાયમાન ન થવું એમ થાય છે. આ વર્તમાનાર્થક ક્રિયાપદો ઉપરથી જાણી શકાય છે કે કમ્પનક્રિયા, તેનો અભાવ અને તેનું આધારભૂત બ્રહ્મ સ્વરૂપ નિત્ય છે. સર્વદા સ્થિત રહે છે.

અને પ્રભુની જે અન્ય સાપેક્ષ લીલા છે, જેમાં વ્રજભક્તોની અપેક્ષા રહે છે, તેનું વર્ણુન નીચેનાં મંત્રમાં આવે છે.

" विष्णोः कर्माणि पश्यत, यतो व्रतानि पस्पशे इन्द्रस्य युज्यः सखा "

વિષ્ણુનાં કર્મો-યશોદાસ્તનપાન, ગોપાંગનાવિહાર, ઇત્યાદિ જુઓ. શ્રુતિઓ આ સમયે પણુ પ્રભુની લીલા જોવાનો ઉપદેશ કરે છે તે ઉપરથી પ્રભુની અન્ય સાપેક્ષ લીલા પણુ નિત્ય છે એમ સિદ્ધ થાય છે.

" जज्ञान एव व्यबाधत स्पृधः प्रापश्यद्वीरो अभिपौंस्यं रणम् ।
अवृश्चदद्रिमवसः सृजदसृदस्तभ्नाकं स्वपया पृथुम् ॥ "

જેણે પ્રકટ થતાં પૂતના, તૃણાવર્ત વગેરે દૈત્યોનો નાશ કર્યો અને પછી મથુરા, દ્વારકા વગેરે સ્થાનોમાં જરાસંધ, શાલ્વ, સૌભ વગેરે દૈત્યોની સાથે યુદ્ધ કર્યું અને ઇંદ્ર કુપિત થઇને ગોકુલના વિનાશ માટે વૃષ્ટિ કરી ત્યારે ગોકુલનું રક્ષણુ કરવા નિજ ઇચ્છાથી ગોવર્ધનગિરિને ઉપાડીને વિશાલ આકાશ આચ્છાદિત કર્યું. આ શ્રુતિમાં યદ્યપિ કોઇ શબ્દ નિત્યતાનો વાચક નથી તથાપિ વેદ અને વેદાર્થ નિત્ય છે એમ વ્યાસસૂત્રીય સિદ્ધાન્ત હોવાથી વેદમાં વર્ણુન કરેલી ભગવલ્લીલા પણુ નિત્ય છે. તેમજ वक्रंच विष्णुः सखिवानपोर्णुते ઇત્યાદિ વેદ મંત્રોમાં વર્તમાન કાલિક ક્રિયાપદો આવે છે. તે ઉપરથી લીલાની નિત્યતા સિદ્ધ થાય છે.

## લીલા સ્થાનની નિત્યતા

લીલા પરિકરની નિત્યતાનું વર્ણુન અનેક શ્રુતિઓમાં મલે છે. આ સ્થળે ઉપર જણાવેલી શ્રુતિઓ સ્થાલીપુલાક ન્યાયથી ટાંકવામાં આવી છે. ઋગ્વેદસંહિતામાં ગોકુલનું વર્ણુન નીચે જણાયલી શ્રુતિમાં આવે છે.

" ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा: अयासः ।
अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि ॥ "

અમે ત્યાંની વસ્તુઓ મેળવવાની ઇચ્છા કરીએ છીએ કે જ્યાં લાંબાં શીંગડાવાળી સુંદર ગાયો રહે છે, અને ગોપીઓના મનોરથોને પૂર્ણુ કરવાવાળા ભગવાન્ વિષ્ણુના વ્યાપક પરમ પદ ( સ્થાન ) ની શોભા આ સમયે પૃથ્વી પર દેખાય છે.

આ શ્રુતિમાં શ્રીમદ્ગોકુલને વ્યાપક અને વિષ્ણુનું પરમ પદ કહ્યું છે. તેમજ " अवभाति " આ વર્તમાન કાલિક ક્રિયાપદ દ્વારા શોભા વર્ણુવી છે તે ઉપરથી શ્રીમદ્ગોકુલની નિત્યતા સિદ્ધ થાય છે.

આજ વાર્તાનું સમર્થન બીજો મંત્ર પણ કરે છે. કૃષ્ણ યજુર્વેદ સંહિતામાં આ મંત્ર આવે છે—

" तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः । "

ભક્તો વિષ્ણુના પરમપદને સર્વદા જુએ છે. આ વાક્યથી પણ શ્રીમદ્‌ગોકુલની નિત્યતાજ વર્ણવે છે.

## લીલા સ્થાન ક્યાં છે ?

ता वास्तूनि અને तद्विष्णोः વગેરે શ્રુતિઓમાં શ્રીમદ્‌ગોકુલની નિત્યતા સિદ્ધ થાય છે. ભક્તજનો શ્રીમદ્‌ગોકુલને કેવી રીતે જુએ છે ? આ પ્રશ્નના ઉત્તરમાં तद्विष्णोः આ મંત્રનો ઉત્તરાર્ધ અત્યંત ઉપયોગી છે. ઉત્તરાર્ધમાં જણાવ્યું છે કે दिवीव चक्षुराततम् આ વાકયમાંથી પ્રથમ દૃષ્ટાન્ત दिवीव છે. અર્થાત્ જેમ સ્વર્ગ સુખમય છે. તેથી શ્રીમદ્‌ગોકુલ પણ સુખમય છે. ત્યાં રહેતા નિત્ય લીલા પ્રવિષ્ટ ભક્તોનો દુઃખ સાથે કાંઇ પણ સંબન્ધ હોઇ શકતો નથી. દ્વિતીયદૃષ્ટાન્ત चक्षुरिव છે, તેનો અર્થ એમ થાય છે કે જેમ દિવ્ય-જ્ઞાન-સંપન્ન યોગીઓ વિના અન્ય કોઇને નેત્ર દૃષ્ટિગોચર થતું નથી અને જે ગોલકમાં રહે છે તેની પણ 'નેત્ર' સંજ્ઞા વડે પ્રસિદ્ધિ કરે છે તેમજ શ્રીમદ્‌ગોકુલ પણ જે ભક્તોપર પ્રભુનો પૂર્ણ અનુગ્રહ હોય તેજ તેના આધિદૈવિક સ્વરૂપને જોઇ શકે. અને જે ભૂસ્થાનમાં તે ( ગોકુલ ) સ્થિત છે તેની પણ ગોકુલત્વે પ્રસિદ્ધિ કરે છે. અને તૃતીય દૃષ્ટાન્ત आततं चक्षुरिव આ વાકયમાં બતાવ્યું છે કે જેમ નેત્રેન્દ્રિય તૈજસ છે પણ તેજના ગુણ રૂપ સ્પર્શ વગેરે તેમાં અપ્રકટ છે. તિરોહિત છે. તેથી નેત્રેન્દ્રિય અન્ધકારમાં પ્રકટ થઇને નિજ તૈજસત્વનું જ્ઞાન કરાવવામાં અસમર્થ છે તેમજ શ્રીમદ્‌ગોકુલપણ આનન્દમય, અલૌકિક છે; પરંતુ પ્રભુની ઇચ્છાથી પ્રચ્છન્ન પ્રભાવવાળું રહે છે. તેથી ત્યાં રહેતા લોકોમાંએ કામ, ક્રોધ, લોભ,, મોહ વગેરે દોષો જોવામાં આવે છે. વસ્તુતઃ દોષ નથી. આ પ્રકારે ત્રણે દૃષ્ટાન્તો બંધ બેસતા આવે છે. અને તે ઉપરથી સિદ્ધ થાય છે કે લીલા સ્થાન મૃત્યુલોક પાતાલલોક અને સ્વર્ગાદિ લોકોની પેઠે નીચે કે ઉપર નથી પણ અહિંઆં જ વિરાજમાન છે.

## લીલા સ્થાન અને લીલા પ્રવિષ્ટ ભક્તો બ્રહ્માત્મક છે.

લીલા સ્થાન જડ નથી. " एतत्सत्यं ब्रह्मपुरम् " આ શ્રુતિ બ્રહ્મપુરનું વર્ણન કરે છે. આ બ્રહ્મપુર સત્ય છે. ત્રિકાલાબાધિત છે. અને તેમાં સર્વે કામો સમાહિત છે એમ પણ अस्मिन् कामा समाहिताः આ શ્રુત્યંશ કહે છે. તેમજ एष आत्माऽपहतपाप्मा આ બ્રહ્મપુર નિષ્પાપ આત્મા છે. એમ પણ અગ્રિમ શ્રુતિમાં કહ્યું છે. આત્મપદના પ્રયોગથી જાણી શકાય છે કે લીલા સ્થાન જડ કે અનાત્મ નથી. दहरं पुंडरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराऽऽकाशः આ શ્રુતિનો અંશ લીલા સંબંધી જે પુંડરીકવેશ ( ભક્તનું હૃદય કમલ ) અને તદંતર્ગત આકાશને ( પરમવ્યોમ ) દહર કહે છે. તેનેજ ભગવાન્ વેદવ્યાસ " दहर उत्तरेभ्यः " આ સૂત્રવડે બ્રહ્મ કહે છે. અને બૃહદ્વામન પુરાણમાં બ્રહ્મ ભૃગુસંવાદમાં પણ કહે છે કે

" ब्रह्मेति पठ्यतेऽस्माभिर्यद्रूपं निर्गुणं परम् ।
वाङ्मनो-गोचरातीतं ततो न ज्ञायते तु तत् ॥
आनन्दमात्रमिति यद्वदन्तिह पुराविदः ।
तद्रूपं दर्शयास्माकं यदि देयो वरो हि नः ॥ "

શ્રુતિઓ પ્રભુ પ્રત્યે કહે છે કે " જો આપ અમને વર આપવાની ઇચ્છા કરો છો તો દયા કરીને આપના તે સ્વરૂપનું દર્શન કરાવો કે જેને અમે મન અને વાણીથી પર તથા નિર્ગુણ કહીએ છીએ. જેને પ્રાચીન વિદ્વાનો આનન્દમય કહે છે. " પ્રભુએ આ પ્રાર્થના સાંભળીને यत्र वृन्दावनं नाम ઇત્યાદિ અગ્રિમ શ્લોકોમાં વર્ણિત, વૃન્દાવન, ગોવર્ધન શ્રીયમુનાજી ઇત્યાદિ લીલા પરિકર સમેત નિજસ્વરૂપ બતાવ્યું છે. જો નિત્ય લીલા પરિકર બ્રહ્મ સ્વરૂપ ન હોય તો બ્રહ્મ દર્શનની ઇચ્છાએ પ્રાર્થના કરતી શ્રુતિઓ લીલા પરિકર સમેત દર્શન કરવાની ઇચ્છા પ્રકટ ન કરત. અને આ ઉપરથી સિદ્ધ થાય છે કે ભગવાનની લીલા, લીલા પરિકરો અને ભકતજનો સર્વેજ બ્રહ્માત્મક છે. ઇતિશમ્

# અધિકરણ તાત્પર્ય સંગ્રહ

## અધ્યાય ૩

### પાદ ૧

**અધિ૦ ૧.** છાંદોગ્યની પંચાગ્નિ વિદ્યામાં આવેલા પ્રશ્નો અને ઉત્તરોથી બ્રહ્મજ્ઞાનને ઉપયોગી જન્મ માટે જીવ સંસ્કૃત ભૂતો સહિત ગતિ કરે છે. પ્રશ્નઅને ઉત્તર જોતાં શ્રુતિમાં જો કે જલ શબ્દનો પ્રયોગ છે તોપણ તે તેજ, જલ અને અન્નનો ઉપલક્ષક હોવાથી તે ત્રણે સહિત જીવ ગતિ કરે છે. બૃ. ૪-૪-૨ માં પ્રાણની ગતિ કહેલી છે અને પ્રાણ જલમય હોવાથી કારણ કે જલ પ્રાણના પોષક છે તેથી જલનું પણ ગ્રહણ છે. પણ બૃ. ૩-૨-૧૩ માં તો પ્રાણાદિની ગતિ અગ્નિમાં છે એમ કહેલું છે. એવી જો શંકા થાય તો જણાવવાનું કે તે શ્રુતિ ગાણ છે. વળી ઋ. સં. ૧૦-૯૦-૧૩ માં જો કે જલ શબ્દનો પ્રયોગ નથી પણ શ્રદ્ધાનો છે તોપણ ત્યાં શ્રદ્ધાનો અર્થ જલ સમજવાનો છે. પંચાહુતિના પ્રકારથી ફક્ત ઇષ્ટાદિના કરનારનીજ ધૂમાદિના માર્ગથી ગતિ છે. અન્યની નહિ.

**અધિ૦ ૨.** લૌકિક દૃષ્ટાન્ત તથા સ્મૃતિથી સોમભાવનો નાશ થતાં પછી ફલના સાધક ક્લેશ-વાસના સહિતજ તે વૃત્તિ ભાવને પ્રાપ્ત થાય છે. કોઇને શંકા થાય કે આચરણ પ્રમાણે જન્મ શ્રુતો હોવાથી વાસના પ્રમાણે તે થાય છે એમ કહેવાનું શું પ્રયોજન? પણ કાર્ષ્ણાજિનિ કહે છે કે જ્ઞાનપ્રાપ્તિ માટે વાસના પ્રમાણે જન્મ થાય છે, વળી ધૂમાદિમાર્ગની અપેક્ષા હોવાથી આચરણની શ્રુતિ અર્થ નથી. તેથી અનુશયનો અભાવ શ્રુતિ જણાવતી નથી. બાદરિ સુકૃત તથા દુષ્કૃત અર્થાત્ વિહિત અને નિષિદ્ધ કર્મને અનુશય માને છે.

**અધિ૦ ૩.** શંકા—ઇષ્ટાદિ કરનારથી જૂદાઓને પણ સોમભાવ પછી જન્મ સંભળાય છે, કારણ કે વિહિતથી જૂદાં કર્મ કરનાર પાપીઓ યમની સન્નિધિમાં સુખ અગર દુઃખનો અનુભવ કરીને વિશેષ અનુભવ કરીને ઉંચે ચઢે છે. અગર નીચે પડે છે એમ શ્રવણ થાય છે. વળી વ્યાસ વગેરે યમગતિને જણાવે છે. આથી પાપનો ભોગ કરવાને માટે યમના સ્થાનમાં ગાત અવશ્ય સ્વીકારવી જોઇએ, કારણ કે ત્યાં સાત રૌરવ વગેરે નરકો પણ છે. તેમજ ચિત્રગુપ્ત વગેરે પણ યમને અધીન છે. એમ હોવાથી તૃતીય ગતિના વિરોધનો અભાવ છે.

**અધિ૦ ૪.** તૃતીયમાર્ગનો યમમાં અન્તર્ભાવ નથી. કારણ કે ત્યાં યમલોકની માફક સુખ તથા દુઃખનો અનુભવ નથી. લોકમાં પણ મૂર્ચ્છા વગેરેમાં યમલોકમાં ગમન વગેરે જોવામાં આવે છે. વળી અજામિલ જેવાને યમપુરુષનાં દર્શન થાય છે તેથી યમની ગતિ છે.

**અધિ૦ ૫.** તૃતીય આહુતિમાં શબ્દના સામ્યથી વૃષ્ટિ શબ્દનો અર્થ બીજથી નિરપેક્ષ કારણ શક્તિથી વિશિષ્ટ જલનું ગ્રહણ કરવું જોઇએ. વાયુ વગેરે રૂપની આપત્તિ પણ વાયુ વગેરેની માફક તે હોવાથી છે. આથી કાર્યરૂપ વૃષ્ટિનો ભાવ નથી. વૃષ્ટિમાંથી જ્યારે અન્નરૂપ થાય છે ત્યારે બહુકાલની અપેક્ષા હોતી નથી. અન્નભાવને પ્રાપ્ત થયેલનેજ બહુકાલની અપેક્ષા હોય છે.

**અધિ૦ ૬.** જ્યારે બીજ રોપવામાં આવે ત્યારે વૃષ્ટિ થાય છે ત્યારે જલભાવને પ્રાપ્ત થયેલા જીવો તેની સાથે અન્નબીજમાં પ્રવેશ પામે છે. આ પ્રમાણે વળી તે સમયે અન્ય જીવોથી અધિષ્ઠિત જે વ્રીહિ વગેરે છે તેમાં વાયુ વગેરેની માફક તેના ભાવની આપત્તિ નથી, પણ અતિથિની માફક કાર્યમાત્રની સ્થિતિ છે. શ્રુતિમાં જગતમાં સ્થિત વ્રીહિ વગેરેના ભાવનુંજ કથન છે.

**અધિ૦ ૭.** પુરુષ શબ્દથી રેતઃનું સિઞ્ચન કરવાને સમર્થ પુરુષ એમ સમજવું. કારણ કે શરીરને માટેજ દેવોએ હોમ કર્યો. આથી બાલ્યાદિ અવસ્થાનો પ્રતિબન્ધ નથી.

અધિ૦ ૮. યોનિમાંથી બહાર નીકળેલું શરીર ગર્ભશબ્દથી કહેવાય છે. ઉદરમાં આવેલો ગર્ભ તે ગર્ભ નહિ. એમ અહિંઆં સમજવું.

પાદ ૨

**અધિ૦ ૧. પૂર્વપક્ષ**—બૃ. ૪–૩–૯, ૧૦ થી સ્વપ્નાવસ્થામાં સૃષ્ટિ છે એમ કહેલ છે. કેટલાક શાખાવાળાઓ એમ કહે છે કે ભગવાન્ તેના બનાવનાર છે. **ઉત્તરપક્ષ**—સ્વપ્નની સૃષ્ટિ ખરી નથી. તે મિથ્યા છે કારણ કે ત્યાં વસ્તુઓ જોઇએ તે પ્રમાણે પૂર્ણ રીતે અભિવ્યકત થતી નથી. સ્વપ્ન શુભ તથા અશુભ ફલનું સૂચક છે એમ સ્વપ્નના જાણનાર કહે છે. જીવમાં ભગવદ્ધર્મોનું તિરોધાન ભગવાનની ઇચ્છાથી થાય છે. તે તિરોધાન થતાં બન્ધ અને વિપર્યય જીવનું બને છે. અથવા દેહના યોગથીજ સર્વ ભગવાનના ધર્મોનો તિરોભાવ અગર વિપર્યય છે. સૂ. ૧–૬

**અધિ૦ ૨.** બૃ. ૪–૩–૨૧ પ્રમાણે નાડીઓમાં અને આત્મામાં સ્વપ્નના અભાવ હોય છે. સુષુપ્તિમાં જ્ઞાનશકિતનો સર્વથા તિરોભાવ હોવાથી ત્યાં પ્રપઞ્ચ સૃષ્ટિ નથી.

**અધિ૦ ૩.** જાગ્રત્ દશામાં આવતાં નાડીદ્વારા આત્મા થકી જીવ પ્રબોધ પામે છે. તે જીવજ સુષુપ્તિમાં ગયેલોજ જાગે છે. તેમાં ચાર કારણુ છે. એકતો તે જાગે છે ત્યારે નિદ્રામાં પડતા પહેલાં અધૂરાં મૂકેલાં કામોને પૂર્ણ કરે છે. બીજું નિદ્રા પહેલાંનાં કર્મોનું તેને સ્મરણ થાય છે. ત્રીજું શ્રુતિ પણ (બૃ. ૪–૪–૫) એ વિષેની છે. ચોથું આ. સૂ૦ ૪–૪–૧ તૈ. સં. ૫–૫–૬–૭ તૈ. બ્રા. ૨–૨–૧ માં કહેલી વિધિઓ છે તેથી મૂર્ચ્છાની દશામાં માણસને અડધું ભાન હોય છે પૂરેપૂરૂં નહિ.

**અધિ૦ ૪.** સ્થાનના ભેદને લીધે અથવા અચિન્ત્ય સામર્થ્યને લીધે પરબ્રહ્મની ઉભયલિંગતા સંભવતી નથી. કારણ કે સર્વત્ર બ્રહ્મવાકયોમાંજ આ પ્રમાણે બ્રહ્મનું નિરૂપણ છે. પ્રપઞ્ચ સહિત અને તેનાથી રહિત એમ બે પ્રકારનું બ્રહ્મ છે એવા ભેદનો અંગીકાર કરવાથી વિરોધ આવતો નથી એમ જો હોય તો કહે છે. ના, કારણ કે અભેદનું વચન છે તેથી. કેટલાક શાખાવાળાઓ ભેદના નિષેધથી અભેદનેજ જણાવે છે. ૧૧–૧૩

**અધિ૦ ૫** તમામ પ્રકારનાં બ્રહ્મનાં સ્વરૂપનું વર્ણન કરનાર વાકયોમાં બ્રહ્મનેજ મુખ્ય કહેલ છે. તેનું નિરૂપણુજ ઉચિત છે જગતનું નિરૂપણ નહિ. બ્રહ્મ જગતથી જૂદું છે. જેમ સૂર્યના પ્રકાશનું સ્થાપન તથા સંપાદન સ્વતઃ થઈ શકતું નથી. તેનાથી તે અવ્યવહાર્ય છે. મેઘાદિ ઉપાધિના અભાવમાં તેમજ ઘટાદિના દર્શનમાં ઉપયુક્ત થાય છે. અને તેથી વ્યવહારનો વિષય બને છે. તેજ પ્રમાણે બ્રહ્મ પણ ભગવાનની કૃપાથી નિકટ હોય તો વ્યવહારનો વિષય થાય છે. તે સિવાય નહિ. આમ કલ્પના કરવામાં બ્રહ્મનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર વ્યર્થ થતું નથી. બૃ. ૪–૫–૧૩ માં તો બ્રહ્મને મીઠાના કકડાના દૃષ્ટાન્તથી પ્રજ્ઞાનઘન કહેલ છે. બૃ. ૨–૩–૩ ની શ્રુતિ બ્રહ્મમાં જડ તથા જીવના અભાવને જણાવે છે. ત્યાં પ્રપંચના ધર્મોનું કથન ઉપચારથી છે. ભ. ગી. ૧૩–૧૨ પણ આ ઉપચારવાળા (લક્ષણાવાળા) અર્થને જણાવે છે. આથીજ જળમાં પડેલા સૂર્યના પ્રતિબિમ્બની માફક બ્રહ્મની આકારતા ઔપચારિક છે ઉપરની એકદેશીની શંકાનો ઉત્તર સિદ્ધાન્તી આપે છે.

**અધિ૦ ૬.** જડ તથા જીવના સંબન્ધથી બ્રહ્મમાં સર્વકામત્વ વગેરે ઔપચારિક છે એમ સંભવતું નથી જેમ જલ પ્રતિબિમ્બનું ગ્રહણ કરે છે તેમ સર્વ કામત્વ વગેરે ધર્મોથી ધર્મી ભગવાનનું ગ્રહણ નથી. પૂર્વે કહેલાનો પરિહાર સૂ૦ ૨૦ માં આપે છે. જેમ એકજ આકાશ કરક વગેરેમાં આવવાથી વૃદ્ધિ અને સંકોચવાળું થાય છે તેજ પ્રમાણે બ્રહ્મ સર્વકામત્વ વગેરે ધર્મોવાળું બને છે. ભગવાન્ સઘળા વિરુદ્ધ ધર્મોનું આશ્રય છે. તેથી તે સધર્મક છે તથા નિર્ધર્મક છે. શ્રુતિ પ્રાકૃત ધર્મનોજ નિષેધ

કરે છે. સર્વ કામત્વાદિ અલૌકિક ધર્મોનો નહિ. કારણ કે જ્યાં આ ધર્મોનો પ્રતિષેધ કરે છે ત્યાં તેનામાં તે ધર્મો છે એવો અનુવાદ પણ કરે છે. ૧૯–૨૨

**અધિ૦ ૭. પૂર્વપક્ષ**—બ્રહ્મ અવ્યક્તજ છે કારણ કે શ્રુતિ તે પ્રમાણેજ કહે છે **ઉત્તરપક્ષ**—બરાબર બ્રહ્મની સેવા કરવાથી ભગવાન્ પ્રસન્ન થાય તો ભગવાન્‌ના દર્શન થઇ શકે છે માટે તે અવ્યક્ત નથી. શ્રુતિ તથા સ્મૃતિથી પણ બ્રહ્મ સાકાર ગુણથી પૂર્ણ છે તેથી અવ્યક્ત નથી.

**અધિ૦ ૮**—બે સૂત્રોથી પ્રથમ પૂર્વપક્ષ આપે છે. જેમ સૂર્ય, ચંદ્ર, મણિ વગેરેના પ્રકાશ ભિન્ન હોય તો પણ તે એક પ્રકારનોજ અંગીકાર કરાય છે, જુદો નહિ. તેજ પ્રમાણે બ્રહ્મમાં પણ કોઇ જુદાપણું નથી. બ્રહ્મ અનન્તરૂપે આવિર્ભાવ પામે છે. જે એક વસ્તુ છે તે સ્વતઃ અનેક વિધ થતી નથી તેમ હોય તો તેનું વિગ્રહ છે, એમ કહેવું જોઇએ સ્વરૂપ નહિ. આથી શ્રુતિથી તથા પ્રત્યક્ષથી તે નિર્ણાયક હોવાથી બ્રહ્મ સર્વને અગોચરજ છે. **ઉત્તર**—બ્રહ્મનું જ્ઞાન શબ્દથીજ થઇ શકે. તેથી તેના વિષેનો નિર્ણય પણ શબ્દથીજ કરી શકાય. જેમ એક સર્પ સીધો તથા ગોળ હોઇ શકે છે તેમ બ્રહ્મ પણ પોતાની અચિન્ત્ય શક્તિથી ભક્તની ઇચ્છાએ નિર્ગુણ તથા અનન્તરૂપ થાય છે. આથી શબ્દ પ્રમાણથીજ બ્રહ્મ વિરુદ્ધ ધર્માશ્રય છે એમ સિદ્ધ થતું હોવાથી ભગવાન્ વિષે કોઇ પણ શ્રુતિ લાક્ષણિક નથી.

**અધિ૦ ૯.**—જેમ પ્રકાશ તેમના આશ્રય સૂર્યથી ભિન્ન છે તેમ તેમના ધર્મ તરીકે અભિન્ન છે. તે પ્રમાણે બ્રહ્મ એ અનન્ત ગુણોથી પૂર્ણ છે, અને સચ્ચિદાનન્દરૂપથી તે અભિન્ન છે તેથી બ્રહ્મ નિર્ગુણ છે એમ ઉભય ઉપપન્ન છે.

"एकमेवाद्वितीयम्" એ શ્રુતિમાં બ્રહ્મની અભેદતા સ્પષ્ટ રીતે જણાવી છે. ત્યાં બ્રહ્મ સિવાય બીજું કોઇ છેજ નહિ. આથી બ્રહ્મના ધર્મો બ્રહ્મથી જૂદા હોઇ શકે નહિ.

**અધિ૦ ૧૦. પૂર્વપક્ષ**—બ્રહ્મને છાં. ૮–૪–૧ માં સેતુ તરીકે કહેલ છે, તથા તેનું પરિમાણ આપેલું છે તેમજ ત્યાં આધાર તથા આધેયનો સંબંધ આપેલો છે તેથી તથા ભેદનો વ્યપદેશ કરેલો છે તેથી તે બ્રહ્મ કરતાં પણ અન્ય ઉત્કૃષ્ટ હોવું જોઇએ. **ઉત્તરપક્ષ**—ગુણની સમાનતા દેખાડવા માટે સેતુ વગેરે રૂપે બ્રહ્મને કહેલ છે તેથી તેનાથી પર બીજો નથી. તેમ ભૂતાદિને જેમ બ્રહ્મની ઉપાસના માટે પાદ કહ્યા છે તેમ બ્રહ્મનું પણ સમાનતાથી કથન ઉપાસનાને માટે છે. જેમ સૂર્ય ચંદ્ર વગેરેના તેજના ઐક્યમાં પણ સ્થાનના ભેદથી સમાનતા નથી. તેમ અહિંઆં પણ સ્થાનના ભેદથી ધર્મભેદ બને. માટે ધર્મનો અતિદેશ છે બ્રહ્મથી ભિન્ન બીજું કોઇ છે નહિ તેથી બ્રહ્મજ પરમ ફલરૂપ છે એમ ઉપપાદન કર્યું છે. ૩૧–૩૭

**અધિ૦ ૧૧**—બ્રહ્મ એ પરમોત્કૃષ્ટ હોવાથી તેમનાથીજ ઐહિક તથા પારલૌકિક ફલની સિદ્ધિ છે. શ્રુતિમાં (બૃ. ૪–૪–૨૪) તથા સ્મૃતિમાં (ભ. ગી. ૧૦–૪, ૧૦–૫) માં બ્રહ્મનેજ ફલનું આપનાર જણાવેલ છે પણ જૈમિનિ કર્મને ફલનું આપનાર માને છે કારણ કે જો ઇશ્વરને ફલનું આપનાર કહીએ તો વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય વગેરે દોષો લાગે. પણ જૈમિનિનો આ મત વાસ્તવિક નથી એમ બાદરાયણ કહે છે. તેમના મતે બ્રહ્મથી ઉત્કૃષ્ટ બીજું કોઇ પણ છેજ નહિ.

## પાદ ૩

સઘળાં વેદાન્તનાં વાક્યોથી પણ જેનું જ્ઞાન થાય છે તે બ્રહ્મજ છે. જેમ શાખા ભેદથી જ્યોતિષ્ટોમકર્મ. ધર્મનો ભેદ હોય છે તો પણ જ્યોતિષ્ટોમની વિધિ એકજ છે. કોઇ ધર્મના ભેદથી ત્યાં ભેદ છે એમ કહેતા હોય તો જણાવવાનું કે જેમ એક અતિરાત્ર યાગમાં ષોડશીના ગ્રહણ અગ્રહણનો ભેદ હોવા છતાં વસ્તુતઃ યાગ તરીકે ભેદ નથી તેમ પરમાત્મા વિષે પણ નથી. વેદમાં જૂદી જૂદી શાખાઓમાં જૂદાં જૂદાં કર્મોનો ભેદ છે કારણ કે તે તે શાખાવાળાઓને તેમાં કહેલા પ્રકાર પ્રમાણેજ કર્મ કરવાનો

અધિકાર છે. જેમ સવ નામનો હોમ આથર્વણિકો એજ કરવો જોઇએ એવો નિયમ છે એજ પ્રમાણે રામકૃષ્ણ વગેરે રૂપોમાં તેતે રૂપના ઉપાસકની ઉપાસનામાં તેના તેના ધર્મોનુંજ ભાવન-ચિંતન કરવું જોઇએ અન્ય ધર્મોનું નહિ. વેદ્ય એક છે તેથી વિદ્યા પણ એક છે. તેથી ઉપાસનાના ભેદથી ઉપાસ્યોમાં ભેદ જોવો નહિ છતાં કૃષ્ણના ધર્મોમાં રામના ધર્મોનો ઉપસંહાર જે જોવામાં આવે છે તે શુદ્ધ બ્રહ્મની ઉપાસનાની દૃષ્ટિએ છે. જેમ શ્રુતિમાં બ્રહ્મનો એક રસ તરીકે નિર્ણય કરેલો છે તે પ્રમાણે વિરુદ્ધ ધર્મ તરીકે પણ તેનો નિર્ણય છે. વળી અન્ય પ્રકારે પણ તે કહી શકાય. જેમ પરોવરીયસ્ત્વ વ્રતને દીક્ષા પ્રકરણમાં જણાવેલું છે. તેમાં દીક્ષાવાળાનુંજ પરોવરીયસ્ત્વ છે તેનાથી રહિતનું નથી. પ્રકરણનો ભેદ છે તેથી. તેજ પ્રમાણે જ્ઞાની માટે એક રસ તરીકે તેનું નિરૂપણ છે. ભક્તિના પ્રકરણમાં ભક્તના અનુભવ માટે જૂદી જૂદી રીતે નિરૂપણ છે. ટુંકમાં જેવા ભક્તોને જેવો અનુભવ થાય તે પ્રમાણેના રૂપનું વર્ણન ઉપનિષદ્ વગેરેમાં છે. લીલાની અંદર આવેલા સર્વ પદાર્થો પણ બ્રહ્મરૂપ હોવાથી તેમનો બ્રહ્મ સાથે અભેદ છે. વળી લીલા એકરૂપ હોવાથી પૂર્વલીલા પછીની થતી લીલામાં પણ તે લીલાના પદાર્થોનું અનુસંધાન હોય છે તેથી ત્યાં લીલાની અનિત્યતા હોતી નથી. વળી પૂર્ણાનન્દ ઐશ્વર્ય વગેરે જે ધર્મો ત્યાં આપવામાં આવેલા છે તે મુખ્ય ધર્મો બ્રહ્મના છે. તેથી શુદ્ધ અભેદ જ્ઞાનીઓમાં પ્રિયશિરસ્ત્વ વગેરે ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ નહિ. પુરુષ સૂક્તમાં આપેલા ધર્મો તે પણ બ્રહ્મ રૂપથી સાધન હોવાથી તેની સાથે તેનો ઉપસંહાર કરવો જોઇએ. ટુંકમાં જેટલા ગુણોથી ધ્યાનની સિદ્ધિ થઇ શકે તેટલાનોજ ઉપસંહાર કરવો જોઇએ અન્યનો નહિ, કારણ કે ત્યાં પ્રયોજનનો અભાવ છે તેથી. વળી ત્યાં આત્મા શબ્દ હોવાના હેતુથી પરોક્ષવાદથી કહેલા પ્રિય પ્રાધાન્ય વગરેની ભાવના કરવી જોઇએ શિર તથા પક્ષ વગેરેની નહિ.

અધિ૦ ૨—તૈ. ઉ. માં અન્નમયાદિના જે શારીર આત્મા કહેલ છે તે જીવ નહિ પણ આનન્દમયના હેતુથી કહેલ છે. આનન્દમય એજ અન્નમય, પ્રાણમય મનોમય, અને વિજ્ઞાનમયના આત્મા છે. ૧૬-૧૭

અધિ૦ ૩—આનન્દમયમાં ચક્ષુ વગેરેનું વૈલક્ષણ્ય હોવા છતાં પણ તે એકરૂપ છે કારણ કે તે ચક્ષુ વગેરે પણ બ્રહ્મરૂપ છે. ભગવાનથી આવિષ્ટ જીવમાં પણ સકલ બ્રહ્મના ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ. જેમ લોઢાના ગોળામાં અગ્નિનો પ્રવેશ થાય તેમ તેમાં ભગવાનનો આવેશ છે તેથી. વળી જે ભગવાનથી આવિષ્ટ ભક્તને જાણીને આનાથીજ કૃતાર્થ થાય એમ માને છે તેનાથી ત્યાં ભગવદાવિષ્ટ ભક્તમાં ભગવદ્ધર્મનો ઉપસંહાર કરવો જોઇએ નહિ. કારણ કે વિશેષનો અભાવ છે તેથી. ભગવદાવિષ્ટ ભક્તમાં તો ભગવાન્ સર્વ ધર્મોને પ્રત્યક્ષથી દેખાડે છે. માટે ઉપસંહારની અપેક્ષા નથી. વિશેષનો અભાવ નહિ હોવાથીજ ભગવાનથી આવિષ્ટ ભક્તમાં તેના ભક્તોએ તમામ વીર્યની સંભૂતિ તથા દ્યુની વ્યાપ્તિ વગેરે ધર્મોનો પણ ઉપસંહાર કરવો જોઇએ નહિ. ૧૮-૨૩

અધિ૦ ૪—અન્નમયાદિમાં સહસ્રશીર્ષત્વ વગેરે પુરુષના ધર્મોને ઉપસંહાર કરવો જોઇએ નહિ કારણ કે જેમ પુરૂષવિદ્યામાં પુરૂષના સ્વરૂપનું નિરૂપણ થાય છે તેમ ઇતર અન્નમયાદિનું નથી. ૨૪

અધિ૦ ૫—વાક્ પ્રાણ વગેરેમાં જે પાપ્મનો વેધ છે તથા દુષ્ટનો સંબંધ કહેલો છે તે ભગવદ્રૂપના સંબંધના અભાવથી છે જીવ ભગવાનથી જૂદો પડતાં તેનામાં ભગવાનના આનન્દ વગેરે તિરોહિત થયા છે તે ભગવાનનો પાછો સંબંધ થતો ફરીથી પ્રકટ થાય છે. ૩૫-૨૬

અધિ૦ ૬—પાપની સત્તા ભક્તિ પહેલાં હોય છે તેથી ભક્તિના ઉદય પછી પાપ તરવાનાં નથી. જ્ઞાનાદિમાં પાપની સત્તા હોઇ શકે છે. અર્થાત્ જ્ઞાનાદિથી પાપની નિવૃત્તિ થાય છે, પણ ભક્તિમાં તેની સત્તા નહિ હોવાથી તેની નિવૃત્તિ થતી નથી. આમ છતાં પણ ક્વચિત્ ભગવાનની ઇચ્છાથી ભક્તિમાર્ગીયો

ના પણ પાપનો નાશ પ્રથમ હોય છે; આમાં ભગવાનની ઇચ્છા એજ મુખ્ય કારણ છે. માટે ભક્તિ માર્ગમાં પાપની સત્તા નથી એમ કહેવામાં કોઇ પણ વિરોધ નથી, ૨૭-૨૮

**અધિ૦ ૭**—જ્ઞાન પણ મર્યાદા અને પુષ્ટિ એવા ભેદોને લીધે ફલનું જનક હોય છે, મર્યાદાનું ફળ પુષ્ટિથી જૂદુ હોય છે. નહિ તો જો જ્ઞાનથીજ કૈવલ્ય પ્રાપ્ત થાય તો પછી વરણની શ્રુતિમાં વિરોધ આવે. ૨૯

**અધિ૦ ૮**—મુમુક્ષુની સરખામણીએ રહસ્ય ભજનનો કર્તાજ શ્રેષ્ઠ છે, કારણ કે ભગવાનરૂપી પુરુષાર્થ તે પોતાનેજ (ભક્તને) અધીન છે જેમ લોકમાં સ્વાધીન પતિકા સ્ત્રી પોતાના પતિને જ ફલરૂપે માને છે ગૃહાદિને નહિ તેમ ભક્ત પણ ભગવાનનેજ ઇચ્છે છે, મોક્ષને નહિ ૩૦

**અધિ૦ ૯**—ફલના શ્રવણમાં ભગવાનનું ધારણ, રસન, ભજન વગેરે સામટાંજ કારણોની અપેક્ષાએ કરવામાં આવે છે એવો નિયમ નથી, ધારણાદિના ફલ તરફ પ્રત્યેક હોય છે કારણ કે ત્યાં વિરોધ નથી. તેમ શ્રુતિ તથા સ્મૃતિનું પ્રામાણ્ય પણ છે.

**અધિ૦ ૧૦**—અમુક કાર્ય માટે અમુક અધિકારી પુરૂષમાં ભગવાને જે ધર્મોનું સ્થાપન કર્યું તે એ કાર્યની સમાપ્તિ સુધીજ ટકે છે. જ્યારે તે કાર્ય પૂર્ણ થાય છે, ત્યારે ભગવાન્ તેને પાછા ખેંચી લે છે. આથી મોક્ષ પર્યંત તે હોતા નથી ૩૨

**અધિ૦ ૧૧**—અક્ષરના વિષયની ઉપાસનાની ગણના મોક્ષના સાધનમાં જે કરવામાં આવે છે તે સામાન્ય કહેતાં ભગવાનના સંબંધી અક્ષરના સંબંધી તથા ભગવદ્ભાવને લીધે છે. અહિંઆં ભગવદ્ભાવરૂપ ભક્તિ મુખ્ય છે. અક્ષરનો સંબંધ પરંપરાએ મુક્તિનો સાધક છે. અને આ રીતે અક્ષરની ઉપાસનાથી કેટલાંક તો અક્ષરમાં લય હોય છે' કેટલાંકનો ભક્તિભાવ હોય છે. ઉપાસનાનું ઐક્ય હોવા છતાં ફલમાં ભેદ પડે છે. તે શાથી એમ જો કોઇ કહે તો ઔપસદનું દૃષ્ટાન્ત આપે છે. જેમ ઉપસદ નામના કર્મમાં યજમાનની ઇચ્છા નિયામિકા છે તેમ અહિંઆં ભગવાનની ઇચ્છા છે. ગીતામાં પણ અક્ષરના જ્ઞાનથી અક્ષરનીજ પ્રાપ્તિ થાય છે ભગવાનની નહિ એમ કહેલ છે. તૈતિરિયોપનિષદ્માં પણ અક્ષર બ્રહ્મ કરતાં પુરુષોત્તમને અધિક કહેલ છે કારણ કે અક્ષર બ્રહ્મ એ ગણિતાનન્દ છે અને પુરુષોત્તમ એ અગણિતાનન્દ છે. ૩૩-૩૪

**અધિ૦ ૧૨**—ભક્તિમાર્ગમાં ભગવાન્ જેનો અંગીકાર કરે છે તે પુરુષનું ભગવાન્ વિષે આત્મા તરીકેનું જ્ઞાન ભજનમાં વિઘ્ન કર્તા છે માટે ભગવાન્ તેને થવા દેતા નથી. જેમ તે ભક્તનો દેહ અલૌકિક હોવાથી ત્યાં ભૂતગ્રામ સંભવતા નથી. શંકા—જો ભક્તને અભેદ જ્ઞાનનો ઉપદેશવિઘ્નકર્તા હોય તો પછી ઉદ્ધવાદિ ભક્તને શા માટે અભેદ જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવે છે એવું જો કોઇ કહેતો જણાવે છે કે જેમ દેહને સંસ્કાર આપવાને યોગ અગર ગાયત્રીનો ઉપદેશ કરવામાં આવે છે તેમ ભક્તને વિપ્રયોગ દશામાં તેના દેહનું ઉપમર્દન ન થાય તેટલા માટે તેનો ઉપદેશ આપવામાં આવે છે. વળી જેમ જ્ઞાનમાર્ગમાં 'હું બ્રહ્મ છું' એવું અભેદ જ્ઞાન સ્ફુરે છે તેમ ભક્તિમાર્ગમાં 'હું કૃષ્ણ છું, કૃષ્ણ હું છું' એવું અભેદ જ્ઞાન વિપ્રયોગ દશામાં અશ્રુપ્રલાપ વગેરે સંચારી ભાવો હોય તેની માફક જોવામાં આવે છે. ૩૫-૩૭

**અધિ૦ ૧૩**.—ભક્તિમાર્ગમાં ભક્તિ એજ સત્યાદિ સાધનરૂપ છે. આથી સત્ય, શમ વગેરે સાધનો ભક્તને સ્વતઃ સંભવે છે. ભક્તિ બે પ્રકારની છે-વિહિત અને અવિહિત. વિહિત એટલે શ્રવણાદિ. અવિહિતભક્તિ એટલે કામક્રોધાદિથી ઉત્પન્ન થતી. કામાદિ જે જ્ઞાનમાર્ગમાં નિન્દનીય ગણાય છે તેનાથી પણ ભક્તિમાર્ગમાં મુક્તિ મળે છે. ગૃહાદિ પણ ભક્તિમાર્ગમાં બાધક નથી પણ મુક્તિના પ્રાપક છે. ૩૮-૩૯

**અધિ૦ ૧૪**—વર્ણાશ્રમ વર્ણો અને ભગવદ્ધર્મો એ બન્ને એકી સાથે કરવાનાં હોય ત્યારે ભગવદ્ધર્મો તરફ આદર દર્શાવવો જોઇએ. વર્ણાશ્રમ કર્મથી તેનો લોપ કરવો જોઇએ નહિ. ભગવદ્ધર્મ અને

વર્ણાશ્રમ ધર્મોમાંથી ભગવદ્ધર્મ વધારે બલવાન્ છે. આથી ભગવદ્ધર્મો તે કર્મના અંગરૂપ નથી પણ મુખ્ય છે. ૪૦-૪૧

**અધિ૦ ૧૫**—કર્મ કરવાં કે નહિ એવી ભગવાન્‌ની ઇચ્છા જેના જાણવામાં આવી ન હોય અથવા તેનો નિયમ પણ જાણવામાં ન હોય તો નિષ્કામતાથી કર્મ કરવાં જોઇએ. જીવકૃત કર્મના ફલથી ઇશ્વરકૃત કર્મફલ લોકસંગ્રહાદિક ભિન્ન હોય છે. સ્વર્ગાદિક તેમનું ફલ નથી. જેઓ નિષ્કામ વૃતિથી કર્મ કરે છે, તેમને કર્મથી ઉત્પન્ન થતા પ્રતિબન્ધના અભાવરૂપી ફલ મળે છે.

**અધિ૦ ૧૬**—ઉદ્ધવના તરફ ભગવાને સર્વાત્મભાવનો જે ઉપદેશ ભાગવતમાં કર્યો છે તે વરની માફક છે. ૪૩

**અધિ૦ ૧૭** સર્વાત્મભાવ એ સર્વથી અધિક છે. તે કાલ તથા કર્મથી વધારે બલવાન્ છે. જ્ઞાન પણ તેનો પ્રતિબન્ધ કરી શકતું નથી. છાંદોગ્યમાં સર્વાત્મભાવ વિષે કહેલ છે. શંકા—છાંદોગ્યમાં વરણ વિષે કહેવામાં આવ્યું નથી. પણ શ્વેતકેતુના ઉપાખ્યાનમાં જે જ્ઞાનનો પ્રકાર કહ્યો છે તેજ અહિંઆં જણાવે છે જેમ ક્રિયામાં પણ બાહ્ય અને આન્તર એવા બે ભેદો છે. બાહ્ય એટલે પૂજા અને આન્તર એટલે માનસ. ઉત્તર—ના, છાંદોગ્યમાં સર્વાત્મ જ નિરૂપણ છે. કારણ કે ત્યાં ભૂમા કહેતાં આનન્દાત્મક પુરૂષોત્તમની જ જીજ્ઞાસા કરેલી છે. સર્વાત્મભાવવાળા વ્રજભક્તોની પ્રથમ પ્રપંચની વિસ્મૃતિ અને પછી ભગવત્સામર્થ્યથી સર્વ સામર્થ્ય સિદ્ધ થયું છે. છાં. ૭-૧-૩નું ઉપક્રમ વાક્ય સર્વાત્મભાવનું લિંગ જણાવે છે. સર્વાત્મ ભાવથી પણ મુક્તિ મળે છે એ વાત ખરી પણ મુમુક્ષુના સર્વાત્મ ભાવ કરતાં ભક્તનો સર્વાત્મ ભાવ જૂદા પ્રકારનો છે. સર્વાત્મભાવવાળા ભક્તનો લીલામાં પ્રવેશ સંભવે છે. તથા જેમ શ્રુતિમાં સર્વાત્મભાવવાળાના મૃત્યુનો નિષેધ છે તેમ તેનો ભગવત્સ્વરૂપથી ભિન્ન લોકનો સંબંધ નથી. કેટલાક શાખાવાળાઓ તૈત્તિરીયકો એમ માને છે કે ભક્તશરીરમાં ભગવાન્‌નો આવિર્ભાવ કામના થાય ત્યારે ભક્ત ભગવાન સાથે કામનો ઉપભોગ કરે છે. ૪૪-૫૩

**અધિ૦ ૧૮.**—પરવ્યોમનો આવિર્ભાવ જ્ઞાનીઓના હૃદયમાં થતો નથી. કારણ કે તેમની બાબતમાં ભગવાન્‌નું વરણ નહિ હોવાથી ભગવદ્‌ભાવનો પણ ત્યાં અભાવ છે. જેમ જ્ઞાન સાધનથી સાધ્ય છે તેમ વરણ સાધનથી સાધ્ય કરવું અશક્ય છે. જેમ હોમમાં યજમાન જે ઋત્વિજનું વરણ કરે છે તેજ તે કર્મ કરવાને યોગ્ય બને છે જો કે કોઇપણ કર્મ કરવાને તે ઋત્વિજ પ્રથમથી યોગ્ય તો છે, છતાં તે યોગ્યતા વરણ કરાયલામાંજ આવે છે. તેમ ભગવાન્ જેનું વરણ કરે છે. તે ભક્તનેજ ભગવાન્‌નો આવિર્ભાવ હોય છે. વળી જેમ વેદના મંત્ર શાસ્ત્રની વિધિ પ્રમાણે એક અગર અનેક કર્મોમાં વિનિયોગ જાય છે તેમ કોઇ કર્મનિષ્ઠા કોઇ જ્ઞાનનિષ્ઠા તો કોઇ ભક્તિનિષ્ઠાને પ્રાપ્ત કરે છે. વળી કોઇનું પ્રથમથી ભક્તિમાં વરણ થાય છે. માટે કોઇ વિરોધ નથી.

**અધિ૦ ૧૯.**—સર્વાત્મભાવ જ સર્વોત્કૃષ્ટ છે એમ જાણવું જોઇએ. વળી જેમ દર્શ પૌર્ણમાસ વગેરેમાં દોહનાદિ કર્મ લૌકિક કર્મની તુલ્ય છતાં પણ તેમાં લૌકિકતા નથી. તેજ પ્રમાણે સર્વાત્મભાવ પણ લૌકિક નથી. ૫૭

**અધિ૦ ૨૦.** જૂદા જૂદા અવતારોની ઉપાસના જૂદી જૂદી કરવી જોઇએ. કારણ કે તે સ્વરૂપના વિષેના મંત્રો, આકારો તથા ચરિત્રોનો ભેદ છે તેથી. ૫૮

**અધિ૦ ૨૧.** જૂદી જૂદી જે ઉપાસના કરવાની છે તેનો વિકલ્પ છે. અર્થાત્ જૂદી જૂદી ઉપાસનામાંથી એકજ ઉપાસના કરવી, એકી સાથે જૂદી જૂદી કરવાનો સમુચ્ચય નથી. કારણ કે મોક્ષફલની સિદ્ધિમાં સર્વનું સામ્ય છે તેથી. ૫૯

**અધિ૦ ૨૨.** કામ્ય ઉપાસનામાં તો કામના પ્રમાણે સામટી કરવી. જ્યાં એકજ ઉપાસનાથી પોતાને ઇષ્ટ અનેક ફલની સિદ્ધિ છે ત્યાં હેતુના અભાવ હોવાથી સમુચ્ચય હોતો નથી. ૬૦

**અધિ૦ ૨૩.** જ્યાં જે અંગથી વિશિષ્ટ ઉપાસનાનું વિધાન હોય ત્યાં તે પ્રમાણેજ કરવું જોઇએ. નહિ કે અન્યત્ર કહેલાનો બીજી જગ્યાએ ઉપસંહાર કરવો. તેના અંગોનો ત્યાંજ ઉપદેશ હોવાથી અન્યત્ર ઉપસંહારમાં પ્રમાણનો અભાવ છે. ૬૧–૬૨

**અધિ૦ ૨૪** જ્ઞાનમાર્ગમાં સર્વ અવતાર ધર્મોનો બ્રહ્મમાં સમાહાર હોવાથી સર્વધર્મથી વિશિષ્ટ બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ. ઐશ્વર્યાદિ ગુણોતો સર્વ અવતારોમાં સરખા સંભળાય છે માટે એક અવતારમાં સર્વ અવતારના ધર્મોનો ઉપસંહાર જ્ઞાનમાર્ગમાં યુક્ત છે. ૬૩–૬૪

**અધિ૦ ૨૫.** એક અવતારમાં સર્વ અવતારથી યુક્ત ઉપાસના ઇચ્છા પ્રમાણે હોય છે, તે નિત્ય હોતી નથી. રૂપો નિયત હોવાથી તેમના સહભાવનું શ્રવણ નથી. ભક્તિમાર્ગીયની સ્વધર્મથી વિશિષ્ટ એક અવતારની ઉપાસના યુક્ત છે.

## પાદ ૪

**અધિ૦ ૧.** બાદરાયણના મત પ્રમાણે ના. ૧–૧ ની શ્રુતિમાં કહ્યા પ્રમાણે ભગવાનજ પુરુષાર્થ છે. પણ જૈમિનિ કર્મને મુખ્ય માને છે. તે કહે છે કે જેમ દ્રવ્ય, ગુણ તથા કર્મમાં અર્થવાદ હોય છે તેમ વેદાન્તમાં કરેલું આત્માનું નિરૂપણ તે યજ્ઞના અંગરૂપ પુરુષના સંબન્ધી અર્થવાદરૂપ છે એમ જાણવું. વળી તે કર્મ એજ સાધનરૂપ છે તે માટે નીચેની દલીલો કરે છે ૧ વસિષ્ઠાદિ બ્રહ્મજ્ઞાનીઓ પણ અગ્નિહોત્રાદિ કર્મ કરે છે તેથી જ્ઞાનથી કર્મનો બાધ થતો નથી ૨ બ્રહ્મવેત્તા જનકે યજ્ઞ કર્યા હતા. જુઓ બૃ. ૩–૧–૧૩, ૩ એકલું જ્ઞાન ફલ આપી શકતું નથી પણ કર્મનો સમન્વય હોય તોજ ( જુઓ બૃ. ૪–૪–૨ ) ૪. આ. સૂ૦ ૩–૧૮–૧ માં 'બ્રહ્મ' ઋત્વિજને માટે બ્રહ્મનું વિશેષણ પ્રયોજાયું છે તે એમ સૂચવે છે કે ત્યાં જ્ઞાન કર્મનો અધિકાર સંપાદન કરે છે. ૫. તૈ. સં. ૨–૧–૧૦ તથા ૨–૧–૧૫ માં કર્મને જીવન પર્યન્ત કરવાનાં કહ્યાં છે, તેમ કર્મ નહિ કરનારને માટે પ્રાયશ્ચિત કહેલું છે સ્મૃતિ પણ (ભ. ૧૮–૭) કર્મની આવશ્યકતા જણાવે છે. ઉપરના જૈમિનિના પૂર્વપક્ષનો ઉત્તર વ્યાસ વાળે છે કે બૃ. ૪–૪–૨૨ ની શ્રુતિ વાંચતાં ભગવાનજ સર્વથી અધિક છે. તેથી કર્મ મુખ્ય ગણાય નહિ. તેમજ વળી કર્મની તરફેણમાં જે કહેવામાં આવ્યું તેના ઉત્તરો નીચે પ્રમાણે છે. ૧ જેમ જનક વગેરેએ કર્મ કરેલાં તેમ શુકાદિકે કર્મનો ત્યાગ કરેલો આમ આચારની તુલ્યતા હોવા છતાં જ્ઞાન કર્મનું અંગ નથી. ૨ વળી સઘળા બ્રહ્મવેત્તાએ કર્મ કરવાં જોઇએ એવું શ્રુતિમાં કહેલું નથી. આથી જ્ઞાનનો પક્ષ અધિક છે. ૩ અધિકાર પ્રમાણે જ્ઞાનીઓએ પણ કર્મનો ત્યાગ અગર અત્યાગ કરવા. જનકનો અધિકાર ત્યાગ કરવામાં હતો. શુકનો નહોતો. ૪. વેદનું અધ્યયન કરનાર માત્રનોજ કર્મમાં અધિકાર છે. બ્રહ્મવેત્તાનો નહિ. ૫, મ. ના ૧૦–૫ માં મોક્ષ પ્રાપ્તિ માટે કર્મનો ત્યાગ થવો જોઇએ એવો નિયમ સંભળાય છે, માટે પણ કર્મપક્ષની સિદ્ધિ નથી. ૬, 'બ્રહ્મિષ્ઠ' શબ્દ એમ સૂચવતો નથી કે જ્ઞાનીએ અવશ્ય કર્મ કરવાંજ જોઇએ. ત્યાં બ્રહ્મિષ્ઠને કર્મ કરવાનું વર્ણન જે કર્યું છે તે કર્મની સ્તુતિ માટેજ છે. વળી અન્યને અનુગ્રહ કરવાની ઇચ્છાએ કર્મ કરવાં એમ જે કહેવામાં આવે છે તેતો કર્મના ગુણદોષના નિવારણ માટેજ. વળી બ્રહ્મજ્ઞાનમાં તો કર્મ તથા કર્મના અધિકારીઓનું ઉપમર્દન કરવામાં આવ્યું છે. વળી સંન્યાસીઓને કર્મ કરવાનાં છે નહિ એમ જા ૪ માં સંભળાય છે. પણ સૂ૦ ૧૮ માં જૈમિનિ કર્મની અનુષ્ઠેયતા જણાવે છે. સૂ૦ ૧૯ માં બાદરાયણ તેનો પ્રત્યુત્તર આપે છે અને કહે છે કે કર્મના અનુષ્ઠાનનો વિધિ અપવાદરૂપે માનવાનો છે કારણ કે શ્રુતિમાં તો કર્મના વિધિ તેમજ ત્યાગ બન્ને કહેલ છે.

જેમ યોગ શાસ્ત્રમાં સમાધિની સિદ્ધિ માટે માનસમૂર્તિને સાધન તરીકે ધારણ કરવામાં આવે છે. અર્થાત ધારણા બરાબર બની આવે તેટલા માટેજ મૂર્તિરૂપી સાધનની જરૂર છે. સાધન સિદ્ધ થયા પછી તેની જરૂર રહેતી નથી. એજ પ્રમાણે ભક્તિ સિદ્ધ થાય ત્યાં સુધીજ કર્મને સાધન તરીકે લેઇ શકાય. આથી પૂર્વકાણ્ડની પણ નિરર્થકતા થતી નથી. સૂ૦ ૨૨ માં જૈમિનિનો પૂર્વપક્ષ આપે છે. ત્યાં કહે છે કે બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કરનાર ઉપાખ્યાનો કર્મના અંગ શંસનના શેષરૂપ હોવાથી તેમનામાં પણ કર્મનું પ્રાધાન્યજ છે તો કહે છે કે ના, કર્મની સરખામણીએ જ્ઞાન અધિક કહેલું છે, જેમ કેવલ શ્રુતિઓ વિદ્યાનું પ્રતિપાદન કરે છે તે પ્રમાણે આખ્યાન શ્રુતિઓ પણ વિદ્યાનું પ્રતિપાદન કરે છે. વળી ના. ૮૦ માં કહ્યા પ્રમાણે જ્ઞાની જ્ઞાનથી પોતેજ યજ્ઞાત્મક થાય છે આથી જરામર્યાગ્નિહોત્રમાં જ્ઞાનીને અગ્નિ, ઇન્ધન વગેરેની અપેક્ષા નથી. ૧-૨૪

**અધિ૦ ૨**—પુરુષોત્તમના જ્ઞાનમાં કર્મ, જ્ઞાન તથા ભક્તિ એમ તમામ સાધનોની અપેક્ષા છે. કારણ કે યજ્ઞાદિ વિધાયક શ્રુતિ છે તેથી. જેમ દૂર દેશમાં આવેલા ઇષ્ટ ફલના પ્રતિબન્ધક સ્થાનના અતિક્રમણમાં અશ્વ સાધક છે. તે સ્થાનમાં આવેલા ફલની પ્રાપ્તિમાં નહિ તેજ પ્રમાણે કર્મનો જ્ઞાનના પ્રતિબન્ધક અન્તઃકરણના દોષના નિરાસમાં ઉપયોગ છે જ્ઞાન ફલની સિદ્ધિમાં પણ નહિ. ભક્તિમાર્ગમાં પણ શમ-દમાદિથી યુક્ત હોય તો પણ જ્ઞાનમાર્ગમાં જ્ઞાનના અંગ તરીકે જ શમાદિનું વિધાન છે તેથી તે અવશ્ય કરવાંજ જોઇએ એવો વિધિ છે. ભક્તિમાર્ગમાં તો તેમનો સ્વતઃસંભવ હોવાથી તેનો વિધિ નથી. પ્રાણ-ના અત્યયમાં ગમે તેનું અન્ન લેઇ શકાય છે. આથી આપત્તિમાં સર્વના અન્નનું ભક્ષણ કરવાથી ચિત્તના દોષનો સંભવ થતો નથી તેથી જ્ઞાનનો પણ બાધ થતો નથી.

**અધિ૦ ૩**—જેમ આપત્પ્રસંગ સિવાયના સમયે શિષ્ટના અન્નનું ભક્ષણ કરવું જોઇએ તેમ આ-શ્રમ કર્મપણ કરવાં જોઇએ. આશ્રમકર્મો જ્ઞાનનાં અન્તરંગ શમદમાદિનાં સહકારી છે માટે તે કરવાં જોઇએ. પણ જો વર્ણાશ્રમ ધર્મો અને ભગવદ્ધર્મો બન્ને એક સાથે અથડાતાં હોય ત્યારે ભગવદ્ધર્મોનો કદીપણ લોપ થવા દેવો નહિ. વર્ણાશ્રમધર્મો ભક્તને ફલમાં પ્રતિબન્ધક છે. અનન્ય ભક્તને તો વૈરાગ્યાદિ પણ ફલપ્રાપ્તિમાં અન્તરાયરૂપ છે, તો પછી વર્ણાશ્રમ ધર્મોનું તો શું કહેવું ? ગીતામાં જ્ઞાની કરતાં ભક્ત ઉપર ભગવાનનો વિશેષ અનુગ્રહ થાય છે એમ કહ્યું છે. આથી મુક્તિની સરખામણીએ ભક્તિમાર્ગીય તદીયત્વ અધિક છે.

**અધિ૦ ૪**—પુષ્ટિમાર્ગમાં જો જૈમિનિ પણ તદીયત્વને પ્રાપ્ત કરે તો તેમનો પણ તે ભાવ તિરો-હિત થતો નથી.

**અધિ૦ ૫**—ભગવાન્ સ્વભક્તોને બ્રહ્મલોકાદિક આધિકારિક ફલ પણ આપતા નથી. કારણ કે આધિકારિક ફલમાંથી તો પતન થવાનો સંભવ રહે છે. ભક્તિમાર્ગીય ફલમાંથી પતન નથી. કદાચ ભક્તિ માર્ગમાં ભક્તનું પતન થાય તો તે જ્ઞાનમાર્ગના પતનની સરખામણીએ ઉપપતન છે. કારણ કે તે પતન પછી પણ ભગવાનનો અનુગ્રહ તે ભક્તને થાય છે. પણ જ્ઞાની ઉપર અનુગ્રહ થતો નથી તેનું પતન તે મહાપતન છે.

**અધિ૦ ૬**—ભગવદ્ભાવની સ્થિતિમાં તથા સ્વરૂપાનુભવની દશામાં ભક્તે ગૃહત્યાગ અવશ્ય કરવો જોઇએ. આ ગૃહાદિ ત્યાગ તે સાધન તરીકે કરવાનાં નથી. કારણ કે પુષ્ટિમાર્ગીયને તો ભગવાન્થી જ ફલની પ્રાપ્તિ છે એમ આત્રેય કહે છે. ઔડુલોમિ એમ માને છે કે ગૃહાદિત્યાગ પૂર્વક ભગવાનની નિકટ ભક્તનું ગમન તે ઋત્વિક્ કર્મ છે.

**અધિ૦ ૭**—ભગવાન્ જીવનો અંગીકાર બે રીતે કરે છે. મર્યાદાની રીતે અને પુષ્ટિની રીતે.

મર્યાદામાં સાધનની જરૂર રહે છે. પુષ્ટિમાં તે સાધનોની જરૂર રહેતી નથી. ભગવાનનું વરણ એજ હેતુ છે.

અધિ૦ ૮—ભક્તના ગૃહસ્થાશ્રમમાં કુટુમ્બસહિત સેવા કરવાની હોવાથી સર્વનો ભગવાનમાં વિનિ-યોગ થાય છે. તેમ સંન્યાસીની માફક મૌન્યાદિગુણો પણ ભક્ત–ગૃહીમાં હોય છે. આથી ભગવાન્ સાથે સંબન્ધની દઢતાથી વેદાધ્યયન વગેરે ગૃહસ્થ ધર્મોથી ભગવદ્દભાવ પ્રકટ કર્યા વગર ભગવાનનું ભજન કરવું જોઇએ. તેમ ભગવદ્દભાવને ગુપ્ત રાખવો. આ ભાવ ગુપ્ત રાખવાને લૌકિક વૈદિક કર્મો કાપટયથી કરવાં.

અધિ૦ ૯—ઉપર પ્રમાણે જીવન ગાળનાર ભક્તના મુક્તિફલમાં કોઇ નિયમ નથી. અહિંઆં મુક્તિફલ એટલે ભક્તિરસનો અનુભવ તે ભગવાનની ઇચ્છાને અધીન હોયછે.

## અધ્યાય ૪.

### પાદ ૧

અધિ૦ ૧. શ્રવણાદિ સાધનો વારંવાર કરવાં જોઇએ. શ્રુતિમાં તથા સ્મૃતિમાં તે વિષે ખાસ કહ્યું છે. છાંદોગ્યોપનિષદ્માં શ્વેતકેતુના ઉપાખ્યાનમાં શ્વેતકેતુને જીવ તથા જડ એ બ્રહ્મરૂપ છે એમ નવ વખત ઉપદેશ કરેલો છે. અર્થાત્ ત્યાં બ્રહ્મ વિષેના જ્ઞાનનું શ્રવણ વારંવાર કરાયું છે. તેમજ ભા. ૧૧–૧૪–૨૬ માં શ્રવણાદિ વારંવાર કરવાં જોઇએ એમ કહે છે. શ્રવણાદિનું ફલ બ્રહ્મદર્શન છે.

અધિ૦ ૨. આત્મા તરીકે બ્રહ્મને જાણવાથી બ્રહ્મ પાસે જવાય છે. જ્ઞાનીની બ્રહ્મપ્રાપ્તિમાં અક્ષરબ્રહ્મમાં પ્રવેશ હોય છે. તે એનો મોક્ષ છે. ભક્તની બ્રહ્મપ્રાપ્તિમાં સાક્ષાત્ પુરુષોત્તમ સ્વરૂપ તેની આગળ પ્રકટ થાય છે અને તેને સ્વરૂપાનંદનો અનુભવ કરાવે છે. બ્રહ્મોપાસનાનુંજ આ ફળ છે. પણ પ્રતીકોપાસનાથી આ ફળ મળતું નથી. પ્રતીકોપાસનાવાળાનો કદીપણ મોક્ષ સંભવતો નથી. માટે મોક્ષની ઇચ્છાવાળાએ બ્રહ્મદૃષ્ટિ રાખવી. જ્ઞાનના આધિકયમાં તે ( બ્રહ્મદૃષ્ટિ ) આપોઆપ ઉદય પામે છે.

અધિ૦ ૩. આદિત્યાદિની ઉપાસના તે બ્રહ્મોપાસના છે. કારણ કે આદિત્ય વગેરે તે બ્રહ્મરૂપજ છે. અને તેથી તેની ઉપાસના પણ બ્રહ્મોપાસનાનું અંગ મનાય છે. તે પ્રતીકોપાસના નથી. અંગોપાસના છે. ઉત્કટ સ્નેહથી ભગવાન્ તેની આગળ પ્રકટ થઇને તેને અધીન થાય છે. તથા તેની પાસે બેસે છે. તેમ સ્મૃતિ–ધ્યાનથી પણ તેને વશ થઇ જાય છે. ભક્તની ઇચ્છા પ્રમાણે ભગવાન્ ભક્ત આગળ અચલ અગર ચલ બને છે. કેટલાક ભક્તો ભક્તનું સ્મરણ કરે છે તથા તેમના ગુણાદિનું શ્રવણ તથા કીર્તન કરે છે.

અધિ૦ ૪. ભક્તના ચિત્તની એકાગ્રતા થતાં તેને બાહ્ય કે અન્તરનું અનુસંધાન બિલકુલ રહેતું નથી:

અધિ૦ ૫. પારલૌકિકફળ પ્રાપ્ત થાય ત્યાંસુધીજ અનુસંધાન રહિત અવસ્થા રહે છે. તે સમયે તે ભગવાન્ સાથે આલાપાદિ પણ કરે છે. અર્થાત્ દષ્ટફલનો જ અનુભવ કરે છે. સાયુજ્યાદિ અદષ્ટ ફલ નહિ.

અધિ૦ ૬. બ્રહ્મજ્ઞાન થતાં પોતાનાં સંચિત તથા ક્રિયમાણ કર્મો સાથેનો સંબન્ધ છુટી જાય છે. પછીનાં કર્મોનો આશ્લેષ થાય છે અને પૂર્વનાં કર્મોનો વિનાશ થાય છે. પાપ અને પુણ્ય બન્નેને માટે એ કાનૂન લાગુ પડે છે. પણ જે પ્રારબ્ધ કર્મો છે તેનો તો ભોગ કરવો પડે છે. તેના ભોગને માટે અગ્નિ-હોત્રાદિનું અનુષ્ઠાન છે. જનકાદિને પોતાનાં પ્રારબ્ધનો નાશ કરવા માટે અગ્નિહોત્રાદિ કરવાં પડયાં હતાં. પણ જે પુષ્ટિભક્તો છે તેમને તે પ્રારબ્ધનો ભોગ કરવો પડતો નથી. વગર ભોગે તે પોતાની મેળે ભગવત્કૃપાથી નાશ પામે છે. જો વિદ્યાવાળાનાં પ્રારબ્ધ તેની વિદ્યાના બળથી નાશ પામે તો પછી

ભગવત્કૃપા ઉપર અવલંબનાર ભક્તનાં કર્મોનું બળ ઓછું થઈ જાય એમાં શું આશ્ચર્ય છે ? પુષ્ટિભક્તતો તેના સ્થૂલ અને લિંગ એ બન્ને શરીરનો ત્યાગ કરીને અલૌકિક દેહ ધારણ કરે છે. અને પછી એ દેહથી પરમબ્રહ્મની સાથે સ્વરૂપાનન્દનો ભોગ ભોગવે છે.

## પાદ ૨

૧ પુષ્ટિભક્તો જ્યારે ભગવાન્‌નો આનંદ પ્રાપ્ત કરે છે ત્યારે ભગવાન્‌માં લય થતી વખતે પ્રથમ તેની વાણી મનમાં લય પામે છે. આમ થવાથી પ્રથમ મનમાંજ ભગવાન્‌નું દર્શન ન થાય તો વેણુ વગેરે શબ્દના શ્રવણથી પણ સઘળી ઇન્દ્રિયોદ્વારા સ્વરૂપના અનુભવની ઇચ્છા થાય છે. વાણીના લય પછીથી તમામ ઇન્દ્રિયો મનમાં લય પામે છે. સઘળી ઇન્દ્રિયોથી યુક્ત મન પ્રાણમાં લય પામે છે. મનથી યુક્ત પ્રાણ ભગવાન્‌માં લય પામે છે. જુઓ. બૃ. ૪–૪–૬.

૨ મર્યાદા ભક્તોની ઇન્દ્રિયો ભૂતોમાં લય પામે છે. જુઓ બૃ. ૩–૨–૧૩ મર્યાદા ભક્ત અને જ્ઞાની બન્નેનો પણ મર્યાદામાં અંગીકાર છે કારણ કે યાજ્ઞવલ્કય અને આર્તભાગ તે પ્રમાણે દેખાડે છે. જુઓ બૃ. ૪–૬–૪

૩ મર્યાદા માર્ગમાં જીવના સંસારથી શરૂ કરીને મોક્ષ સુધી સાધનોથી જ મોક્ષ મળે છે એમ સમાન વ્યવસ્થા છે, વચમાં જુદો પ્રકાર નથી. પુષ્ટિમાર્ગમાં તો સાધન કર્યા વગર મોક્ષ નક્કી મળે છે. (સૂ૦ ૭) પુષ્ટિફલની દશામાં મર્યાદા માર્ગના મોક્ષનો સંસાર કહેલો હોવાથી સંસારની તે તુલ્ય છે. માટે યાજ્ઞવલ્કય અને આર્તભાગે મોક્ષને કર્મ તરીકે કહ્યાં છે. પુષ્ટિમાર્ગનું તત્ત્વ ઘણું સૂક્ષ્મ છે. કારણ કે (સૂ૦ ૮) જ્યાંથી વાણી મન સહિત પાછી ફરે છે એવી શ્રુતિથી તેની તે પ્રમાણે ઉપલબ્ધિ છે. (સૂ૦ ૯) પુષ્ટિમાર્ગીયોની બે અવસ્થા હોય છે–વિરહદશા અને ભગવાન્ સાથે સંગમની દશા. તેમાં વિરહ દશામાં ઐશ્વર્ય વગેરેના વિનાશથી તેને ઉપદેશ આપી શકાતો નથી. ભગવાન્ સાથેના સંગમની દશામાં તો ઐશ્વર્ય વગેરે છે છતાં પણ તે ભગવાન્‌ના આનન્દમાં એટલો મગ્ન થયેલો હોય છે કે તેના ચિત્તને તે સમયે ઉપદેશ કરવો અસંભવિત છે. (સૂ૦ ૧૦) જો કે ભગવાન્ રસાત્મક સ્વરૂપ છે છતાં પણ તેને વિરહરૂપી દુઃખ થાય છે કારણ કે તે વિરહ એજ આનન્દમય ભગવાન્‌નો ધર્મ જ છે. (સૂ૦ ૧૧) આ વિરહના દુઃખનો અનુભવ તે ભક્તને થાય છે. શ્રુતિમાં જો કે દુઃખનો નિષેધ કર્યો છે છતાં રસાત્મક પ્રભુના વિરહથી થતા દુઃખનો નિષેધ કરવામાં આવતો નથી. (સૂ૦ ૧૨) કેટલીક શાખાવાળાઓના મત પ્રમાણે પ્રભુના સ્વરૂપની પ્રાપ્તિ થયા પછી દુઃખની નિવૃત્તિ થાય છે એમ સ્પષ્ટ અર્થ છે. શ્રીભાગવતમાં ભગવદ્‌ભાવ એજ જીવન અને મરણનો હેતુ છે, અને તેની દુર્લભતા પણ જણાવી છે (સૂ૦ ૧૪) પણ તે પૂર્ણાનન્દાદિ વસ્તુઓ વૈકુણ્ઠથી પણ ઉત્કૃષ્ટ ગોકુલમાં અને શ્રીગોવર્ધનમાં હોય છે એમ શ્રુતિમાં કહેલ છે. (ઋ. સં ૨–૨–૨૪; તૈ. સં ૧–૩–૬)

૪ નિત્ય લીલામાં પ્રવિષ્ટ ભક્તનો સર્વદા વિભાગ હોતો નથી. જુઓ તૈ. સં ૧–૩–૬ (સૂ૦ ૩–૧૬

૫ ઇન્દ્રિયોના લય થયા પછી તેના હૃદયનો આગળનો ભાગ પ્રકાશિત થાય છે, તેથી પ્રકાશિત માર્ગથી ઉત્ક્રમણ કરે છે આ તમામ જીવોનો સાધારણ માર્ગ છે. વિદ્વાન્ તો બ્રહ્મ વિદ્યાના સામર્થ્યથી તેના અંગરૂપ પ્રલપન, ગતિ તથા ભગવાન્‌ના સ્મરણના સંબન્ધથી હૃદય સ્થિત ભગવાન્‌થી અનુગૃહિત થતાં એકસોએકમી નાડીથી તે બહાર નીકળે છે. (સૂ૦ ૧૭)

૬ વિદ્વાન્ રશ્મિદ્વારા ગતિ કરે છે, સૂ૦ ૧૮

૭ તેની બાબતમાં કાલનું પ્રયોજન નથી. આથી દક્ષિણાયનમાં ગતિ કરવાની અગર રાત્રિએ ગતિ કરવા વિષેની શ્રુતિ તેને લાગુ પડતી નથી. કાલનો નિયમ યોગીને માટે છે, જ્ઞાનીને માટે નથી.

## પાદ. ૩.

**અધિ૦ ૧** અર્ચિરાદિ માર્ગથી જ્ઞાનમાર્ગીયજ જાય છે. મર્યાદામાર્ગીય નહિ. છાં. ૫–૧૦–૧ માં જ્ઞાનમાર્ગીયનોજ ત્યાં ઉત્કર્ષ કહેલો છે. ( સૂ૦ ૧ ) છાં. ૫–૧૦–૨. કૌ. ૧–૩ તૈ. સં ૩–૪–૫ છાં. ૫–૧૦–૧, ૬–૧૦–૫. વગેરેથી સૂર્યલોક પહેલાં વાયુ લોકમાં પ્રવેશ કરવો જોઇએ. ( સૂ૦ ૨ ) છાં ૪–૧૫–૫ પ્રમાણે વિદ્યુત્ લોક પછીથી વરુણલોકમાં જવું જોઇએ. કારણ કે વિદ્યુતનો જલની સાથે સંબન્ધ છે અને વરુણ-જલના પતિ છે તેથી જલના સંબન્ધના લોકમાં જવાનું કહ્યું છે ( સૂ૦ ૩ ) વરુણલોક પછીથી ઇન્દ્રલોક અને પછીથી પ્રજાપતિના લોકમાં નિવેશ કરવો જોઇએ. (સૂ૦ ૪)

**અધિ૦ ૨** આ માર્ગમાંજ પ્રજાપતિ લોક પછી આતિવાહિક પુરુષોનો ઉપસંહાર કરવો જોઇએ, કારણ કે બ્રહ્મના સંબન્ધનું લિંગ છે તેથી ( સૂ૦ ૫ ) પોતે કરેલા માર્ગની સફલતા માટે ભગવાનજ કેટલાક જ્ઞાનીઓ તથા મર્યાદામાર્ગના ભક્તોનો વ્યામોહ કરે છે માટે કામના સિદ્ધિથી ફલભોગ છે. ( સૂ૦ ૬ ) બ્રહ્મ લોકની સાથે સંબન્ધ રાખનાર વૈદ્યુત પુરુષ સાથેજ બ્રહ્મ લોકની પ્રાપ્તિ છે. ( સૂ૦ ૭. )

**અધિ૦ ૩** છાં. ૪–૧૫–૫ માં કાર્યબ્રહ્મ કહેલ છે કારણ કે આનું ત્યાં ગમન થાય છે તેમાં ગમન થતું નથી. કારણ કે બ્રહ્મ તો વ્યાપક છે. ( સૂ૦ ૮ ) બૃ. ૬–૨–૧૫ માં "બ્રહ્મલોક" બહુ વચનમાં છે તેથી પણ તે કાર્યબ્રહ્મ છે; તે પર બ્રહ્મ નથી, કારણ કે પર બ્રહ્મ એકવચનમાં છે. બ્રહ્મ લોકની પ્રાપ્તિ થતાં વચમાં બીજા લોકમાં ગયા વગર બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, માટે સામીપ્યથી બ્રહ્મ શબ્દથી કથન કર્યું છે (સૂ૦ ૧૦) કલ્પના અન્ત વખતે અધ્યક્ષ બ્રહ્મા સાથે કાર્ય બ્રહ્મ લોકનો નાશ થાય છે. પછીથી પર બ્રહ્મની પ્રાપ્તિ હોય છે. માટે અપુનરાવૃત્તિની શ્રુતિથી વિરોધ નથી. ( સૂ૦ ૧૧ ) છાં. ૪–૧૫–૫ માં બ્રહ્મ શબ્દથી પર બ્રહ્મનું જ ગ્રહણ છે એમ જૈમિનિ કહે છે. કારણ કે બ્રહ્મ શબ્દની મુખ્ય વૃત્તિ પર બ્રહ્મમાં છે. ( સૂ૦ ૧૩ ) કૌ. ૧–૩ ની શ્રુતિમાં પ્રજાપતિના લોકથી જૂદી રીતે બ્રહ્મ લોકનું કથન કરેલું છે. (સૂ૦ ૧૪) તૈ. ૨–૧ માં જે સર્વકામના ભોગની વાત કહી છે. તે ભોગ પ્રાપ્તિ કાર્યરૂપ બ્રહ્મની સાથે સંભવતી નથી. માટે પર બ્રહ્મનુંજ ગ્રહણ કરવું જોઇએ. (સૂ૦ ૧૫)

જેઓ પ્રતીકનો આશ્રય કર્યા વગર સઘળું બ્રહ્મ છે એમ માનીને ઉપાસના કરે છે. તેમનેજ અંમાનવ પુરુષ બ્રહ્મ તરફ લેઇ જાય છે એવો બાદરાયણનો મત છે; કારણ કે બન્ને રીતે દોષ છે. તો પણ વસ્તુતઃ બ્રહ્મરૂપમાં અબ્રહ્મત્વનો નિશ્ચય તથા ઉપાસના માટે બ્રહ્મરૂપનું જ્ઞાન એમ બન્ને રીતે દોષથી તેમની બ્રહ્મ પ્રાપ્તિમાં અધિકાર નહિ હોવાથી તેમને બ્રહ્મની પ્રાપ્તિ કરાવતો નથી. ભગવાનના ભજનવાળો ભક્ત તો જાતેજ ભક્તિના બલથી પર બ્રહ્મને પહોંચે છે. ( સૂ૦ ૧૬ )

**અધિ૦ ૫** જ્ઞાનમાર્ગીય અને ભક્તિમાર્ગીય ઉપાસકોમાં ભેદ છે એમ "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે એ શ્રુતિ જણાવે છે જેને બ્રહ્મના વરણથી વિશિષ્ઠ જ્ઞાન હોય તેનેજ પર બ્રહ્મની પ્રાપ્તિ હોય છે જેને કેવલ બ્રહ્મનું જ્ઞાન છે તેને તો અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ છે.

## પાદ ૪

**અધિ૦ ૧**—બ્રહ્મને પ્રાપ્ત થયા પછી તે જીવને સ્વરૂપાનંદનું દાન કરવાને ભગવાનની ઇચ્છા થતાં તેનો ફરીથી આવિર્ભાવ થાય છે. અને તેથી તૈ. ૨–૧ માં કહ્યા પ્રમાણે તે જીવ ભગવાન્ સાથે પોતાના નૂતન દેહથી કામભોગ કરે છે. મુક્તજીવના કામના ભોગનું વર્ણન કર્યું છે. માટે મુક્ત જીવનો ફરીથી

આવિર્ભાવ થાય છે એ નિર્વિવાદ છે. આ દશામાં જીવ જે બ્રહ્મની સાથે ભોગ કરે છે તે માયાગુણ સંબન્ધથી રહિત, વ્યાપક બ્રહ્મની સાથે જ છે એમ સમજવું.

અધિ૦ ૨—જૈમિનિ એમ કહે છે કે જીવ સચ્ચિદાનન્દાત્મક શરીરવાળા બ્રહ્મ સાથે સર્વ કામ ભોગવે છે. ઔડુલોમિ ચિન્માત્ર બ્રહ્મ સાથે કહે છે. પણ બાદરાયણ તો એમ કહે છે કે અલૌકિક વિગ્રહથીજ તે ભોગ છે. અને તેમાં કોઇ વિરોધ નથી. કારણ કે ભગવાનના ભજનાનંદનું દાન કરવાના સંકલ્પથીજ જીવ આનંદનો અનુભવ કરે છે. આ સંકલ્પ પ્રમાણે જેમના હૃદયમાં સાધનરૂપે કે ફલરૂપે ભગવાનનું સ્ફુરણ થાય છે તેમનુંજ આધિપત્ય ભગવાન્ જાતે કરે છે અન્ય કોઇ નહિ. અન્યત્ર તે વિભૂતિરૂપથી આધિપત્ય છે. બાદરિના મતે મુક્તને દેહ હોતો નથી. જ્યારે જૈમિનિ દેહાદિની સત્તા મુક્તને છે એમ કહે છે. પણ બાદરાયણ એમ કહે છે કે દ્વાદશરાત્રની માફક લૌકિક રીતિએ દેહ નથી અને અલૌકિક રીતિએ તે છે.

અધિ૦ ૩—જેમ સ્વપ્નમાં નિદ્રાથી મોહિત પુરુષ અવિદ્યમાન પદાર્થોનેજ જૂએ છે તે પ્રમાણે શ્રીકૃષ્ણાદિ અવતારોમાં બાલ્યાદિ અવસ્થાઓ નહિ હોવા છતાં જુએ છે. કારણ કે તેઓ ભગવાનથી વિમોહિત થયેલા છે. જેમ જાગ્રત્ દશાનું જ્ઞાન સત્ય વિષયવાળું છે તેમ તત્ત્વથી અપ્રાકૃત લીલાદર્શન સત્ય વિષયવાળું છે.

અધિ૦ ૪—તૈ. ૨-૧ માં ભગવાન્ સાથે ભક્તનો જે ભોગ કહ્યો છે તે ભક્તના સામર્થ્યથી નહિ પણ પ્રદીપની માફક ભગવાનના આવેશથી, જેમ તૈલથી ભીંજાયલી દીવેટને દીવો પોતાની માફક પ્રકાશ યુક્ત કરે છે તેમ ભગવાન્ પણ ફલના દાન માટે ભક્તને પોતાની સમાન કરે છે. આ ભોગની શ્રુતિ તે સુષુપ્તિ વિષયની નથી.

અધિ૦ ૫—ભગવાનની સાથેના ભક્તના ભોગમાં લૌકિક વ્યાપાર નથી. કારણ કે તે અલૌકિક હોવાથી તે પ્રકૃતિ તથા કાલથી પણ અતીત છે. આ ભગવાનની લીલા નિત્ય છે. તેમાં કોઇપણ વિકાર નથી. ભગવાન્ પોતાની ઇચ્છાથી તે લીલા અનેકરૂપે પ્રકટ કરે છે. તેમાં દેશ તથા કાલના ભેદ દેખાડે છે. છતાં આ ભેદો તે વિકારરૂપ સમજવા નહિ. ભગવાનની લીલા યુક્તિ સમજવી નહિ. ભોગ શ્રુતિમાં જે ભગવાન્ સાથેનું સામ્ય દેખાડયું છે તે ફક્ત ભોગની બાબતમાંજ અન્ય બાબતમાં નહિ. ભગવાન્ પુરુષોત્તમ એજ જીવનું ફલ છે. આ ભગવાનજ ભક્તના આત્મનિવેદનનો અંગીકાર કરે છે અને તેને ફલનો અનુભવ કરાવે છે. આ રીતે જ્ઞાની તથા ભક્ત બન્નેની ફરીથી આવૃત્તિ નથી. જ્ઞાની મોક્ષ મેળવે છે અને ત્યાંથી ફરી પાછો ફરતો નથી. ભક્ત ભગવાન્ સાથે રસાનંદનો અનુભવ કર્યા પછી પાછો ફરતો નથી.



# વિષયાનુક્રમણિકા.

शुद्धाद्वैत

पुष्टिसम्प्रदायप्रधानपीठश्रीनाथद्वारगोस्वामिकुमारविद्वन्मौलिमणिमहोदारचरित्र

गोस्वामी श्री ६ श्रीदामोदरलालजी प्रभुचरण.

**प्राकट्यः स. १९५३ पौष सुद ५**

# અણુભાષ્ય ભાગ ૨ જો.

## અધ્યાય ૩.

### પાદ ૧.

૧ તદન્તરપ્રતિપત્તાવિત્યાધિકરણ.

(કારિકા)

**સર્વ ઉપનિષદોનો સમન્વય બ્રહ્મમાં ¹સિદ્ધ કરાયો. તે ²અવિરોધમાં પણ સિદ્ધ કરાયો. હવે તે બ્રહ્મજ્ઞાનનો બોધક કેવી રીતે છે તેનો વિચાર ³ત્રીજામાં કરવામાં આવે છે. (૧)**

**⁴એકવાક્ય, અથવા પ્રકરણ એક વિદ્યા ઉત્પન્ન કરે છે અથવા તે વાક્ય તથા પ્રકરણથી યુક્ત સર્વ શાખાઓ સાથે મળીને એક વિદ્યા ઉત્પન્ન કરે છે, અગર તે છૂટાં છૂટાં અનેક વિદ્યા ઉત્પન્ન કરે છે તેનો વિચાર કરવામાં આવે છે. (૨)**

**⁵સાધન સહિત પુરુષમાં જન્મથી તથા કર્મથી પવિત્રતા આવે ત્યારે તે શાખા વિદ્યા ઉત્પન્ન કરે છે અગર જેમ યોગમાં કેવલ યોગવિદ્યા ઉત્પન્ન કરે છે તેમ સાધન રહિત હોય તો પણ તે વિદ્યા ઉત્પન્ન થાય છે ⁶તેનો પ્રથમ વિચાર કરવામાં આવે છે. (૩)**

---

**સૂત્ર ૧**—(૧) ઉપનિષદની તમામ શ્રુતિઓનું તાત્પર્ય તથા પ્રામાણ્ય બ્રહ્મમાં છે, તે વિષેનું પ્રતિપાદન પ્રથમ અધ્યાયમાં કર્યું. ત્યાં જણાવ્યું હતું કે ઉપનિષદમાં જૂદી જૂદી રીતે કરેલું બ્રહ્મનું વર્ણન તે યુક્ત છે. બ્રહ્મના સત્ય, જ્ઞાન, અને અનન્ત ધર્મો, તેનું જગત્કર્તૃત્વ, જગતનું સમવાયિ કારણ તથા નિમિત્ત કારણરૂપ, તેમજ આનંદમયતા ધર્મો બ્રહ્મમાં છે એટલુંજ નહિ, પણ સઘળી નામરૂપાત્મક સૃષ્ટિ પણ બ્રહ્મનીજ છે તેથી પ્રાણ, અન્તર્યામી, જ્યોતિ, આકાશ, ભૂમન્, અક્ષર, હિરણ્યગર્ભ વગેરે જૂદા જૂદા શબ્દોથી શ્રુતિઓમાં આવતું વર્ણન તે બ્રહ્મનુંજ છે. આ રીતે શ્રુતિઓનો સમન્વય બ્રહ્મની વિષે પ્રથમ અધ્યાયમાં ઘટાવ્યો હતો. (૨) પ્રથમ અધ્યાયમાં સમન્વય સિદ્ધ કર્યો હતો, પણ તે વિષે કેટલાક તત્ત્વચિન્તકોએ કંઈક જૂદી રીતે પોતાના મતો તેમના ગ્રંથોમાં લીધા છે તેમને ઉત્તર આપવાની જરૂર જણાતાં સૂત્રકારે બીજા અધ્યાયમાં તમામ વિરુદ્ધ મતવાળાઓના મતની સમીક્ષા કરી છે. આમાં મુખ્ય ત્વે કરીને પ્રકૃતિવાદ, ઇશ્વરવાદ, માયાવાદ, અણુવાદ, સ્યાદ્વાદ વગેરેનું ખણ્ડન કર્યું છે. ખાસ કરીને જગતનું સમવાયિકારણ બ્રહ્મ છે એ વિષયમાં અન્ય દર્શન શાસ્ત્રો સાથે સૂત્રકારનો મોટો વિરોધ છે. તે વિરોધનો પરિહાર અધ્યાય બીજામાં કર્યો છે. (૩) ત્રીજા અધ્યાયનું પ્રયોજન જણાવે છે. ઉપનિષદમાં જે જ્ઞાન જણાવ્યું છે તે જીવને કેવી રીતે ઉપયુક્ત થાય છે તે અહિંઆં જણાવવાને આ અધ્યાય છે. આ અધ્યાયનું બીજું નામ સાધનાધ્યાય છે. આમાં જીવનાં સાધનોનો વિચાર કર્યો છે. (૪) બ્રહ્મના નિદિધ્યાસનમાં સાધનરૂપ ઉપાસના સઘળી શાખાઓમાં ક્વચિત્ વાક્યથી અથવા પ્રકરણથી સમજાય છે. તો તે બાબતમાં એક વાક્ય તથા એક પ્રકરણ તે વિદ્યાનું જ્ઞાન કરાવે છે કે અનેક વાક્યો અને અનેક પ્રકરણો સર્વ શાખાઓની સાથે એકઠાં કરીને વિચારવાથી વિદ્યા ઉત્પન્ન કરે છે એ વિષયનું ચિન્તન અહિંઆં કરવામાં આવે છે. (૫) અધ્યાય ત્રીજાના ચાર પાદ છે. તેમાં પ્રથમ પાદમાં કયો અર્થ નિર્ણય કરવામાં આવશે તે અહિંઆં કહે છે. કોઇ પણ શાખા કેવલ સાધન વગર વિદ્યા ઉત્પન્ન કરે છે કે સાધન સહિત તેનો નિશ્ચય પ્રથમ કરવામાં આવે છે. (૬) પ્રથમ પાદમાં

વિચાર[7]પૂર્વક [8]તેની બ્રહ્મભાવની પ્રાપ્તિમાં [9]યોગ્યતા [10]બીજામાં વિચારાય છે. [11]પછીથી અધિકાર સિદ્ધ થતાં વિષયનો (બ્રહ્મસ્વરૂપનો) નિશ્ચય થાય છે. (૪)

તૃતીયપાદમાં [12]અન્તરંગના વિચારથી ગુણોનો ઉપસંહાર કરેલો છે અને ચોથા પાદમાં [13]બહિરંગના વિચારથી [14]કર્મનો નિર્ણય કર્યો છે. આ રીતે ઉપસંહાર બે પ્રકારે જણાવ્યો છે. (૫)

તેટલા માટે અધિકારીના [15]જન્મનો નિર્ણય, પછીથી તેની બ્રહ્મભાવમાં [16]યોગ્યતા, પછી [17]ગુણોપસંહાર, અને ત્યાર પછી [18]અંગોનો વિચાર છે.

તેમાં પ્રથમ પાદમાં જીવના બ્રહ્મજ્ઞાનમાં ઉપયોગી [19]જન્મનો વિચાર છે. તેમાં પૂર્વજન્મમાં નિષ્કામ યજ્ઞકરનાર, જ્ઞાન રહિત દેહીના મરણમાં જ્ઞાન નહિ હોવાથી યજ્ઞની અભિવ્યક્તિ થતી નથી, આથી ભૂતોના સંસ્કારવાળો જ [20]યજ્ઞ થયો છે. વળી તે નિષ્કામ હોવાથી તેના અધિકારી દેવોનેજ અધીન ભૂતો[21] છે. તે

(૭) જીવની અવસ્થાના વિચાર પૂર્વક (૮) અધિકારી જીવની (૯) સ્વરૂપથી યોગ્યતા (૧૦) બીજા પાદમાં (૧૧) તેના વિચાર પછીથી (૧૨) મુક્તિ સુધી સૂક્ષ્મ દેહમાં નિષ્ઠ થઇને અવશ્ય ફલનાં સાધન કર્મ-જ્ઞાન તથા ભક્તિ માર્ગની ઉપાસના અન્તરઙ્ગ સાધન કહેવાય છે. (૧૨) ભગવાનના ગુણોનો ઉપસંહાર અંતરંગ સાધનના વિચાર પછીથી થાય છે. ઉપસંહાર એટલે નિત્ય કર્મોજ બ્રહ્મ માંહેજ કરવાં એવું નિયમન (૧૩) આશ્રમ ધર્મો કરવાને બહિરંગ સાધન છે. તેનો સંબંધ સ્થૂલ દેહ સાથે છે. તે ધર્મોનો વિચાર કરવાથી યજ્ઞ, તપ, શમ વગેરે તથા શ્રવણ વગેરે ભગવદ્ધર્મોનો પણ વિચાર કરાય છે (૧૪) કર્મ-ભગવદ્ધર્મો. યજ્ઞ, તપ વગેરે. (૧૫) પ્રથમ પાદમાં (૧૬) બીજા પાદમાં (૧૭) ત્રીજા પાદમાં (૧૮) ચોથા પાદમાં. (૧૯) પ્રથમ પાદમાં સાધન સંપત્તિ હોય તો ઉપનિષદો વિદ્યા ઉત્પન્ન કરે છે, માટે અધિકારીના જન્મનો નિશ્ચય કરે છે. આ જન્મ વિષે છાંદોગ્યના પાંચમા પ્રપાઠકમાં પંચાગ્નિ વિદ્યામાં કહેલ છે, તેનું તાત્પર્ય અહિંઆં જણાય છે. (૨૦) આનું તાત્પર્ય આ છે. ગીતામાં સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારના યજ્ઞો કહ્યા છે. તેમાં કોઇ પણ ફલની આકાંક્ષા વગર યજ્ઞ કરવામાં આવે તે નિષ્કામ યજ્ઞ કહેવામાં આવે છે. આ નિષ્કામ યજ્ઞ કરનાર જો જ્ઞાન રહિત દશામાં કરે તો જ્ઞાનનું ફલ જે મોક્ષ તે તેને પ્રાપ્ત થતું નથી. તેમની કામના વગર કરવાથી સ્વર્ગનું ફલ પણ મુખ્ય રીતે મળતું નથી. કારણ કે શ્રુતિમાં તો સ્વર્ગની કામના વાળાએ યજ્ઞ કરવો એમ જણાવ્યું છે તો પછી જ્ઞાન રહિત દશામાં અને કોઇ પણ કામના વગરનો માણસ યજ્ઞ કરે તો તેનું શું ફળ મળે એવી આકાંક્ષા થાય તો અહિંઆં કહે છે કે ગીતામાં જે એમ જણાવ્યું છે કે યજ્ઞ-દાન અને તપ તે પવિત્ર કરનાર છે તે પ્રમાણે આવા પ્રકારના જ્ઞાનરહિત અને કામના વગરના યજ્ઞનું ફલ પવિત્રતા છે તે યજ્ઞ કરનારને પવિત્ર બનાવે છે અર્થાત્ બ્રહ્મ લોકની પ્રાપ્તિ પૂર્વે જે પવિત્રતાની જરૂર છે તે પવિત્રતા નિષ્કામ યજ્ઞ કરનારને મળે છે. એવાઓને માટે ભૂતોના સંસ્કારવાળો યજ્ઞ અર્થાત્ જીવનો સૂક્ષ્મ ભૂતને પવિત્ર કરનાર યજ્ઞ હોય છે. નિષ્કામ અને જ્ઞાન રહિત યજ્ઞ કરનારને મોક્ષ તથા સ્વર્ગનું ફળ મળતું નથી પણ પવિત્રતા અગર શુદ્ધિનું ફળ મળે છે આ રીતે અહિંઆં એક હેતુ આપે છે (૨૧) પ્રથમ જ્ઞાનરહિત યજ્ઞ કરનારને મોક્ષફળ નથી એમ જણાવ્યું, અહિંઆં નિષ્કામ યજ્ઞવાળાને સ્વર્ગફળ [illegible]ી એમ કહે છે. વ્યાસના મતે દેવતાઓને દેહ હોય છે. માટે પુરુષના પ્રયત્નથી અભિવ્યક્ત થયેલા યજ્ઞો પોતાના કરણરૂપ હોવાથી દેવતાને પ્રસન્ન કરે છે. આથી દ્રવ્યથી પ્રસન્ન થયેલા દેવતાઓનો વ્યાપાર છે, અદૃષ્ટાદિક નહિ. જો દૃષ્ટની સંભાવના હોય તો તેની કલ્પના કરવી નકામી છે. યાજ્ઞિકો પણ દેવતાઓને ઉદ્દેશીને દ્રવ્યનો ત્યાગ કરે છે, અને સ્વર્ગ વગેરે

[22]દેવો તે તે અગ્નિમાં આહુતિઓ આપીને તેના શરીરને ઉત્પન્ન કરે છે. "પાંચમા આહુતિમાં જલ પુરુષરૂપ કહેવાય છે." (છાં. ૫-૯-૧) એવી શ્રુતિ છે.

અધિકરણ પ્રયોજન.

[23]તેમાં જીવ અને ઇન્દ્રિયોને હોમ નહિ હોવાથી તે અપવિત્ર થઈ જશે એમ કોઈને શંકા થાય તો તેમને પણ હોમ હોય છે એમ જણાવવાને અધિકરણનો આરંભ કરે છે.

[24]ધૂમમાર્ગમાં જ [25]તે પાંચઆહુતિઓ નથી; કારણ કે તેમાં [26]ગમન અને અગમનનું બહુ તારતમ્ય સંભળાય છે. [27]"આ ઉત્પન્ન થયેલા માણસોમાંથી જે મૂળ સ્વરૂપને જાણે છે તથા જેઓ અરણ્ય વિષે શ્રદ્ધા પુરઃસર તપની ઉપાસના કરે છે, તેઓ મરણ પછી અર્ચિરાદિ લોકને પ્રાપ્ત થાય છે." (છાં ૫-૧૦-૧ ) એ શ્રુતિમાં જ્ઞાનવાળાની પણ જ્યાં અર્ચિમાર્ગમાં પ્રાપ્તિ છે ત્યાં તે પ્રમાણે દેવહુતોની કેમ પ્રાપ્તિ ન થાય? જ્ઞાનને માટેજ તે [28]પ્રમાણે ઉત્પત્તિ છે. [29]પુનરાવૃત્તિ તો સરખી છે.

અથવા, [30]નિષ્કામ યજ્ઞ કરે તોજ ધૂમમાર્ગમાં જાય છે. "યોગી પ્રાપ્ત થઈને પાછો વળે છે" (ભ-૮-૨૫) એ સ્મૃતિથી [31]ભોગને માટેજ ધૂમાદિ લોક છે. નિષ્પત્તિ

---

મેળવે છે. તે દેવતાઓને દેહ હોય છે, હવિઃ સ્વીકાર કરે છે. હવિનું ભોજન કરે છે તેનાથી સંતોષ પામીને પોતાની કૃપા યજ્ઞ કરનાર તરફ દેખાડે છે. આથી જેમ કોઇ રાજાની સેવા કરી હોય તો તે જેમ પ્રસન્ન થતાં અભીષ્ટ ફળ આપે છે તેમ દેવતાઓ પણ આપે છે અને યજમાન ઉપર ઉપકાર કરે છે. ગીતામાં તેટલા માટેજ કહ્યું છે કે "દેવોને તમે પ્રસન્ન કરો અને દેવો તમારૂં ભલું કરશે." દેવતાઓને માટે દ્રવ્યનો ત્યાગ કરવો તેનું નામ યાગ છે માટે તે દેવતાજ હવિઃનું ગ્રહણ કરીને પ્રસન્ન થઈને વ્યાપાર કરે છે. તે દેવતા ચેતન અને નિત્ય હોય છે અને યોગ્ય ફલનું નિયમન કરવાને સમર્થ છે. આથી યાગ કરનાર નિષ્કામ હોય તો તે દેવતાએ કંઈક પણ ઉપકાર કરવો જોઇએ એવી અપેક્ષા થતાં, કર્મ સચિવ તરીકે યજ્ઞના અધિકારી દેવો જ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા હોવાથી તથા લોકપાલ પણ પોતે હોવાથી ભૂતો તેમને અધીન હોય છે. આ બીજો હેતુ આપે છે (૨૨) ઉપર કહેલા હેતુથી દેવતાઓજ જ્ઞાન રહિત અને નિષ્કામ યજ્ઞ કરનારના દેહને બ્રહ્મ પ્રાપ્તિને યોગ્ય બનાવે છે. અહિંઆં જણાવેલા બે હેતુઓ-જ્ઞાન રહિત યજ્ઞ કરવો તે અને કામના વગર કરવો તે-આ બે રીતે યજ્ઞો કરવાનું ફળ મોક્ષ અગર સ્વર્ગ નથી, પણ શુદ્ધિ છે, અર્થાત્ બ્રહ્મ પ્રાપ્તિને માટે યોગ્ય શરીરનું સંપાદન છે. (૨૩) શ્રુતિનું તાત્પર્ય કહીને અધિકરણનું તાત્પર્ય જણાવે છે. ઉપર પ્રમાણે યજ્ઞ કરનારમાં જીવાદિને પાવન કરનાર આત્મ વિદ્યા અગર આસન્યોપાસના વગેરે નથી. તેથી તે વ્યર્થ છે. વળી હોમ જે શુદ્ધિ કરનાર છે તે પણ નથી તો પછી તે શુદ્ધિ શી રીતે સંભવે એમ શંકા થાય તો જણાવે છે કે તમને પણ હોમ છે તેમ જીવ જ્યારે અન્ય લોકમાં ગમન કરે છે ત્યારે તે સંસ્કૃત (શુદ્ધ) ભૂતો તથા સૂક્ષ્મ ઇન્દ્રિયોને સાથે લઇનેજ જાય છે. આ અધિકરણમાં આ હકિકતજ મુખ્યત્વે આવશે. (૨૪) શંકાકાર કહે છે કે તમે ઉપર જણાવ્યું તે અધિકરણનું તાત્પર્ય હોતું જોઈએ નહિ પણ અધિકરણનું તાત્પર્ય વૈરાગ્ય માટે છે (૨૫) ધૂમમાર્ગમાં જ તે આહુતિઓ હોય છે એવું નથી પણ અન્ય માર્ગમાં અર્ચિમાર્ગમાં પણ છે. (૨૬) અર્ચિમાર્ગ અને ધૂમમાર્ગમાં. (૨૭) અહિંઆં શંકા આ છે કે બ્રહ્મના જ્ઞાનવાળોજ અર્ચિરાદિ માર્ગમાં ગમન કરે છે? હોમદ્વારા તેનું ગમન કહ્યું નથી? આના ઉત્તરમાં કહે છે (૨૮) પંચાગ્નિ પ્રમાણે દેહની ઉત્પત્તિ છે (૨૯) અર્ચિરાદિ માર્ગમાં પણ પુરુષ ભાવ પર્યન્ત આવૃત્તિ સમાન છે, અન્ય પ્રકારથી પણ હોમ જ્ઞાનીના દેહનું સંપાદન કરનાર છે (૩૦) અથવા જો કોઇ યજ્ઞનો કરનાર નિષ્કામ હોય તો તેની

(ફલપ્રાપ્તિ) તો [32]પંચાગ્નિમાંજ છે. અન્નમાં પ્રવિષ્ટ થયેલા અન્નોની પણ રેત: થકી યોનિમાંથી ઉત્પત્તિ છે એમ +કપૂય ચરણનું વર્ણન છે.

[33]ગીતામાં કહ્યું છે કે "આ પ્રમાણે ત્રયી ધર્મને પાળનાર કામની કામનાવાળાઓ ગમન અને આગમન મેળવે છે!" (ભ. ૯–૩૨) આ રીતે કામનાઓમાં પ્રકાર જૂદો છે. જૂદો ઉપદેશ આપ્યો છે તેથી.

સંશયોત્થાન

માટે યોગ્ય શરીરની ઉત્પત્તિ માટે જાતેજ ભૂત સહિત જાય છે. અહિંઆં સંશય આ છે કે શ્રદ્ધા તથા હોમ પછી અગર સોમનું પાન હોય તોજ [34]સંબન્ધ થાય છે? અગર બીજા [35]પક્ષ પ્રમાણે યોનિ હોય તોજ સંબન્ધ થાય છે?

પૂર્વપક્ષ

[36]ત્યાં શ્રૌત અર્થમાં શ્રૌત [37]ન્યાય પ્રમાણેજ નિર્ણય ઉચિત હોવાથી, આહુતિમાં જલનું [38]ગૌણત્વ સંભવે છે. સંસ્કૃત ભૂતો [39]ઉપસ્થાપક નહિ હોવાથી શરીરના વિયોગમાં તથા [40]દેવોનો ત્યાં સુધી [41]વિલમ્બ હોવાથી કારણનો અભાવ છે. આથી શ્રદ્ધારૂપ જલની પણ[42](જ) આહુતિ અપાય છે. [43]આથી તેમનાથી યુક્ત જીવ જતો નથી.

ઉત્તર

શંકાનો ઉત્તર કહેવાય છે.

## तदन्तरप्रतिपत्तौ रंहति सम्परिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ॥ ३ १ १

***તેની મધ્યમાં (બ્રહ્મજ્ઞાનરૂપી ફલની વચમાં અર્થાત્ બ્રહ્મજ્ઞાનરૂપી ફલ પ્રાપ્ત થતા પહેલાં) બ્રહ્મજ્ઞાનમાં ઉપયોગી જન્મની પ્રાપ્તિ માટે સંસ્કૃત ભૂતો સાથે ગતિ કરે છે. કારણ કે તે વિષેના પ્રશ્ન અને ઉત્તર છે તેથી.**

---

ગતિ ધૂમમાર્ગમાં થશે (૩૧) બ્રહ્મ ગતિમાં પ્રતિબન્ધ રૂપ પ્રારબ્ધ કર્મોના ભોગને માટે (૩૨) પંચાગ્નિ વિદ્યામાં (૩૩) શંકા–બૃહદારણ્યકમાં યજ્ઞોને લોકના જેતા કહ્યા છે અને ત્યાં ધૂમ માર્ગને સકામ કહેલ છે તેનું કેમ? એ શંકાના ઉત્તરમાં કહે છે (૩૪) ભૂતો સાથેનો સંબન્ધ (૩૫) ધૂમ માર્ગ પંચાહુતિના માર્ગ કરતાં જૂદો છે. મનજ કામનાવાળાઓને કર્મ સહિત લઇ જાય છે એવા પક્ષમાં (૩૬) પૂર્વપક્ષ કહે છે. (૩૭) શ્રુતિમાં કહેલા કર્મની સાથે જાય છે એ પ્રમાણે (૩૮) પાંચમી આહુતિમાં જલને પુરુષ રૂપ કહેલ છે ત્યાં જલ એ ગૌણ રૂપ છે કારણ કે જીવ સર્વ ભૂતોની સાથેજ ગમન કરે છે એકલા જલ સાથે નહિ. (૩૯) જીવની સાથે ગમન કરનાર સંસ્કૃત ભૂતનાં બોધક વાકયોનું અહિંઆં પ્રકરણ નથી. (૪૦) યજ્ઞના અધિષ્ઠાતા દેવતા (૪૧) પૂર્વ દેહનો વિયોગ થતાં અવશિષ્ટ ફલનું દાન આપવાને માટે યોગ્ય અન્ય દેહની પ્રાપ્તિ થતાં સુધી વિલમ્બ થાય છે. (૪૨) મૂળમાં "एव શબ્દ હોવાથી તેનો અર્થ "જ" થાય છે પણ અહિંઆં "પણ"નો અર્થ સમજવાનો છે. (૪૩) પૂર્વપક્ષીનું કહેવું એવું

યજ્ઞાદિ કરનાર જીવની મોક્ષરૂપ [૪૪]મુખ્ય પ્રતિપત્તિ પહેલાં યોગ્ય શરીરની નિષ્પત્તિ માટે મધ્યમ પ્રતિપત્તિ છે. ખરી રીતે યજ્ઞોનું [૪૫]આ ફલ નથી. આથી મુખ્યના વિલક્ષણમાં આ [૪૬]પ્રતિપત્તિ છે અથવા તે મુખ્ય ફલની વચમાં જે પ્રતિપત્તિ છે તેને માટે તેના [૪૭]કારણરૂપ ભૂતોથી સારી રીતે યુક્ત થઇનેજ ગતિ કરે છે કારણકે [૪૮]મરણ પછીજ કર્મની સમાપ્તિ થાય છે. ભૂતો પણ બરાબર રીતે ત્યારેજ સંસ્કૃત બને છે. વળી પ્રતિદિન સંસ્કારને માટે [૪૯]નિકટતાથી બરાબર રીતેજ તે જોડાયલાં હોય છે. કારણ કે પ્રથમ [૫૦]શરીરનું વ્યવધાન અથવા શરીરના દાહમાં, તેમાં રહેલા ભૂત સૂક્ષ્મો બરાબર તેમાંજ [૫૧]આસક્ત હોય છે "તે (જીવની) પાછળ વિદ્યા અને કર્મો તથા પહેલાંની પ્રજ્ઞા પણ બરાબર રીતે જાય છે." (બૃ ૬-૪-૨) જીવની બાબતમાં જ્ઞાન અને કર્મ જાય છે. જલ એ કર્મનું સ્વરૂપ છે. તેમાં હેતુ તરીકે પ્રશ્ન અને નિરૂપણ છે. "પાંચમી આહુતિમાં જલ પુરુષ રૂપ થાય છે તે તું જાણે છે?" (છાં ૭-૩-૩) માં પ્રશ્ન છે. અને "હે ગૌતમ! ખરેખર સ્વર્ગલોક અગ્નિ રૂપે છે. આ અગ્નિના આદિત્ય જ સમિત્ રૂપ છે." (છાં ૭-૪-૧) ઉત્તર છે. પ્રશ્નમાં પુરુષત્વને કહે છે, દેહમાત્ર નહિ. તે જીવથી અધિષ્ઠિતોનો જ હોય છે. અને સિદ્ધાન્ત તરીકે વચન છે તેથી નિરૂપણમાં પણ ચંદ્ર છે એમ" તેમાં પણ "સોમ રાજા" અને ચેતન છે. અન્યના અધિષ્ઠાનમાં [૫૨]અન્યનું શરીર હોઇ શકે નહિ, તે પ્રમાણે (વર્ષા) અન્ન રેત અને ગર્ભોનું પણ છે કારણ કે બીજી [૫૩]રીતે હોય તો પણ વિનિયોગનો સંભવ છે તેથી જીવોની સાથે હોય તો પણ જલજ મુખ્ય છે. [૫૪]શરીરની માફક [૫૫]આ હોમ જીવને [૫૬]ત્યાં તે પ્રમાણે ઉત્પન્ન કરે છે એમાં દુઃખ [૫૭]કારણ નથી.

માટે પ્રશ્ન અને નિરૂપણથી બીજી કોઈ પણ સંભાવના નહિ હોવાથી સંસ્કૃત ભૂતોથી બરાબર યુક્ત થઇનેજ જીવની ગતિ છે એમ સિદ્ધ થયું. ૧

## त्र्यात्मकत्वात्तु भूयस्त्वात् ॥ ३–१–२

**તે ત્રણરૂપ છે તેથી (જલ શબ્દ તેજ, જલ અને અન્ન-પૃથ્વીનો ઉપલક્ષક છે). કારણ કે તેનું (જલનું) બાહુલ્ય છે તેથી.**

---

છે કે પૂર્વ દેહને અગ્નિમાં બાળવાની વખતે સઘળાં ભૂતોનો હોમ થાય છે, અર્થાત્ જે ભૂત તત્ત્વોનો દેહ બનેલો હતો તે અગ્નિમાં હોમાઇ જાય છે. આથી કોઇ પણ ભૂત તત્ત્વ જીવની ઉર્ધ્વ ગતિમાં બાકી રહેતું નથી. તેથી તેની સાથે તે જતું નથી. (૪૪) અન્તરનો અર્થ "વચમાં" એવો થાય છે. મોક્ષની સ્થિતિએ પહોચતાં પહેલાં વચમાં સંસ્કૃત ભૂતો સહિત તે ગતિ કરે છે (૪૫) યજ્ઞોનું મુખ્ય ફલ ભગવાનનો પ્રાદુર્ભાવ છે (૪૬) યોગ્ય દેહની નિષ્પત્તિરૂપ સાધન સંપત્તિ (૪૭) જ્ઞાનને ઉપયોગિ દેહના કારણ રૂપથી અર્થાત્ સંસ્કૃત અને સૂક્ષ્મ ભૂતથી (૪૮) મૃતના અગ્નિહોત્ર વખતે (૪૯) સંસ્કૃત ભૂતોનું દેહ સામીપ્ય (૫૦) યોગ્ય દેહની પ્રાપ્તિ પહેલાં (૫૧) આસક્ત થાય છે-જોડાય છે-જાય છે. (૫૨) જ્યાં જે શરીર યોગ્ય છે ત્યાં તેજ તેવું થાય છે, બીજી રીતે નહિ. (૫૩) જો અસંસ્કૃત હોય તો સ્રાવપાત વગેરેથી ગર્ભનો નાશ પણ થાય. (૫૪) જેમ વાજસનેયી શાખામાં પુરુષ હોમ્ય છતાં શરીરનેજ મુખ્ય કહ્યું છે તેમ અહિંઆં પણ જણાવ્યું છે એવો અર્થ છે. (૫૫) દેવથી કરાયલો હોમ (૫૬) બ્રહ્મલોકમાં (૫૭) કારણ કે તે સંસારી નથી. માટે દુઃખનું કારણ નથી. આથી આ ઉપાખ્યાનનો હેતુ વૈરાગ્ય માટે નથી એમ જણાવ્યું.

શા માટે ભૂતોના સંસ્કાર વિષેજ ફક્ત અહિંઆં કહો છો? પ્રશ્ન અને નિરૂપણથી તો જલજ [1]સમજાય છે? [2]વળી તેટલાનોજ સંસ્કારમાત્ર નથી. કારણ કે નિયામકનો અભાવ છે. "અસ્થિ અને માંસને તેની સાથે યજમાન સંસ્કૃત કરે છે." તેમાં વિરોધ આવે છે એવી શંકાને [3]'तु' શબ્દ દૂર કરે છે.

જલનાજ ગ્રહણથી તેજ, જલ અને અન્ન (પૃથ્વી) નું ગ્રહણ પણ જાણવું જોઇએ. શાથી? તે [4]ત્રણ રૂપ છે તેથી. લોક વગેરેના નિર્માણ પછીથી તે હોય છે તેથી. તે જલનાં ત્રણ રૂપ કરેલાં છે. આથી ત્રણેનું પણ ગ્રહણ જલના ગ્રહણથી છે. ઉપલક્ષણ હોવામાં પણ જલનુંજ ગ્રહણ છે અને તેમાં અન્ય હેતુઓ છે. [5]"અધિકપણું હોવાથી" તે હેતુ છે. એટલે [6]શુદ્ધ હોવાથી, વિશેષનો અભાવ હોવાથી તથા [7]મધ્યમ હોવાથી, દિક્ષિતના [8]તુલ્યપણાને લીધે ભારૂપથી આગળ કહેવામાં આવે છે. આ શરીર શુદ્ધ જલનુંજ છે. તેનું બહુહેતુરૂપ તેજ તેનું આધિક્ય છે. વળી તે બહુ રીતે પરિણમે છે. વળી દ્રવ્યનું બહુ કરવાપણું પણ તેમાં છે. તેથી નિયામકો વિશેષ હોવાથી જલનુંજ ગ્રહણ કર્યું છે. (૨)

## प्राणगतेश्च ॥ ३–१–३

## અને પ્રાણની ગતિ છે તેથી.

વૈદિકી યુક્તિ કહીને લૌકિકી કહે છે. પ્રાણની ગતિ તે પ્રાણગતિ. "તે ઉત્ક્રમણ કરનારની પછવાડે પ્રાણ ઉત્ક્રમણ કરે છે." (બૃ. ૪–૪–૨) એ પ્રમાણે [1]પ્રાણનું વર્ધન કરવાનો ગુણ જલમાં છે. ગતિ કરતો પ્રાણ પોતાના વર્ધક (જલ) ને લઇનેજ જાય છે. [2]જળોની માફક [3]અન્યત્ર દેહ સંબન્ધ છે. મુક્તિમાં પ્રાણ જતા નથી. ક્રમમુક્તિમાં પણ દેહસંબન્ધ છે એમ પૌરાણિકો (શુકદેવ) કહે છે. ઔપનિષદો કહે છે કે [4]દેવભાવ થાય છે [5]તો પ્રાણની ગતિમાં શંકાજ નથી [6]માટે જલનો સંસર્ગ કહેવો જોઇએ. 'અને' થી "વિદ્યા અને કર્મ સાથે જાય છે તેમ પહેલાંની પ્રજ્ઞા પણ" (બૃ. ૪–૪–૨) પ્રમાણે પોતાનાં કર્મો સાથે જાય છે એમ જણાવે છે. માટે જલની સાથેજ જાય છે. (૩)

---

**સૂત્ર ૨**—(૧) સંસ્કાર્ય તરીકે સમજાય છે. (૨) દેવો સર્વ ભૂતોને સંસ્કાર કરનાર છે એટલુંજ નથી (૩) જલનોજ હોમ્ય તરીકે દેવો સંસ્કાર કરે છે, સઘળાં ભૂતોનો નહિ એ શંકાનું નિરાકરણ કરવાને "તુ" શબ્દ છે (૪) જલ શબ્દથી તમામ ભૂતો સમજવાં, કારણકે જલનાં ત્રણ રૂપ છે (૫) રેત, લોહી વગેરે રૂપે તેનાં ઘણાં રૂપો છે. (૬) જલ સ્વભાવેજ મેધ્ય છે એમ સ્મૃતિમાં કહ્યું છે (૭) પૃથ્વી અને તેજની વચ્ચેનું ભૂત તત્ત્વ "જલ" ગણવામાં આવે છે. અર્થાત્ તેની ગણત્રી મધ્યમાં છે (૮) આગળ બૃહદારણ્યકમાં કહ્યું છે કે ભારવરવર્ણ જ્યારે પુરુષમાં થાય છે ત્યારે દીક્ષિત તુલ્ય બને છે,

**સૂત્ર ૩**—(૧) પ્રાણ જલમય કહ્યા છે કારણ કે જલ પ્રાણના વર્ધક છે. (૨) જેમ જળો અન્ય તૃણમાં પ્રવેશ કરીને પોતાનાં તમામ અંગોને સંકોચી લે છે તેમ જીવ પણ અન્ય દેહને પ્રાપ્ત કરીને પૂર્વે પ્રાપ્ત કરેલું સઘળું પોતામાં સંકોચે છે (૩) મુક્તિથી બીજા સ્થળે (૪) દેવની ઉપાસનાથી પ્રાણ દેવ રૂપ બને છે (૫) ક્રમ મુક્તિ વગેરે સ્થલમાંજ એમ અર્થ છે. (૬) સદ્યોમુક્તિ સિવાય સર્વત્ર દેહ સંબન્ધ છે માટે અહિઆં પણ આવશ્યક છે. અને તેથી જલનો સંશ્લેષ કહેવો જોઇએ.

## अग्न्यादिश्रुतेरिति चेन्न भाक्तत्वात् ॥ ३–१–४

**અગ્નિ વગેરેની શ્રુતિ છે એમ કહેતાહો તો કહે છે ના, તે ગૌણ છે.**

**શ્રુતિના વિરોધને દૂર કરે છે અથવા પરસ્પર વિરોધમાં વ્યવસ્થા સમજાય છે.**

**શંકા**—"જ્યાં આ મૃત પુરુષના અગ્નિમાં વાણી, અને વાતમાં પ્રાણ જાય છે." (બૃ–૩–૨–૧૩) વગેરેમાં અગ્નિ વગેરે સાથેજ પ્રાણની ગતિ સંભળાય છે. અહિંઆં એમ કહેવું નહિ કે "શરીરનાં રુવાં, ઓષધિ તથા કેશ વનસ્પતિ તરફ જાય છે" માં પ્રત્યક્ષના વિરોધથી આ શ્રુતિનો વિષય બાધિત થાય છે, આધ્યાત્મિક ઈન્દ્રિયોમાં તેનો અન્તર્ભાવ હોવાથી વાળ તથા કેશ પણ આધ્યાત્મિકજ સમજવા જેનાથી જ કણ્ડૂલાવણ્યપ્રતીતિ છે. ગોલક સ્થાનો તો જોવામાં આવે છે. માટે પ્રાણના ઉત્ક્રમની શ્રુતિ અગ્નિ વગેરેની સાથે ગતિ જણાવનારી શ્રુતિથી બાધિત થાય છે.

**ઉત્તર**—ના, તે શ્રુતિ ગૌણ છે. [2]પ્રકરણ સિવાય, અમુક્તના પ્રસંગમાં કહેલી તે શ્રુતિ ગૌણ બને છે. "જારત્કારવ આર્તભાગે તેને પૂછયું" (બૃ–૩–૨–૧)માં તેના ગ્રહણનું નિરૂપણ કરીને મૃત્યુને જોઇને મરનાર વિષેના પ્રશ્નમાં નામનોજ ત્યાગ કરતો નથી બીજું તમામ ત્યજે છે એવી પ્રાણોત્ક્રમણના પ્રશ્નની પ્રતિજ્ઞા કરવામાં આવતાં પ્રતિ વચનમાં વાગાદિની અગ્નિ વગેરે સાથેની ગતિનો અનુવાદ નથી. આથી મંત્રથી જીવનો બ્રહ્મભાવ સમજાય છે. કારણ કે [3]સામગ્રી ત્યાં નથી. "તે બન્ને બોલ્યા" એમાં કર્મની પ્રશંસા છે, અને ત્યાં પ્રશ્ન તથા [4]ઉત્તર જૂદા છે. [5]બન્નેના વચનોમાં વિરોધ છે તેથી પણ. વળી બ્રહ્મવિદ્યા [6]ગુપ્ત રાખવી જોઈએ, ઉત્ક્રમણ શ્રુતિ તો "જ્યાં તે આ શારીર આત્મા છે એમ" બ્રાહ્મણમાં જીવના પરલોકના વિહારને માટે; ચક્ષુ:માંથી અથવા શિરમાંથી નિષ્ક્રમણ કરે છે. (બૃ. ૪–૩–૩૫) વગેરેથી પ્રાણોના વિહારના સાધકનું નિર્ગમન કહે છે.

માટે [7]મુક્ત અને અમુક્તના વિષયભેદનો વ્યવસ્થાપક હોવાથી અગ્નિ વગેરેના ભાવની શ્રુતિ ઉત્ક્રમણ શ્રુતિનો બાધ કરતી નથી.

---

**સૂત્ર ૪**—(૧) લોમ અને કેશ અવયવ હોવાથી શરીરનો નાશ થતાં તેમનો નાશ સંભવે છે અને તેથી વનસ્પતિ વગેરેની પ્રાપ્તિ લયનેજ જણાવે છે, આથી શ્રુત અર્થનો સંભવ નથી, માટે વિષયનો બાધ છે (૨) અમુક્તના પ્રકરણ સિવાય. કારણ કે તમે આપેલી શ્રુતિ તો મુક્ત જીવ વિષેની છે અને ઉત્ક્રમણ શ્રુતિ અમુક્ત જીવના વિષેની છે. માટે અવિરોધ જણાવ્યો છે (૩) લૌકિક ભોગની સામગ્રી (૪) જે પ્રશ્ન પૂછ્યો છે તેનો ઉત્તર નથી, પણબીજોજ ઉત્તર છે (૪) "તે બન્ને બોલ્યા" તેમાં બન્નેનાં વચનો છે (૬) તે- તેનું વિવરણ કેમ કરવામાં આવ્યું નથી એમ કોઇ કહે તો તેનું કારણ આપે છે. (૬) માટે બૃ. ૩–૨–૧૩ માં જે એમ કહ્યું કે માણસના મરણ વખતે એની વાણી અગ્નિમાં જાય છે, અને તેનો પ્રાણ વાતમાં જાય છે એ શ્રુતિ મુક્ત જીવના સંબંધીની છે, અને પંચાગ્નિ વિદ્યામાં જે એમ કહ્યું કે તે સંસ્કૃત ભૂત સાથે–જલ સાથે જાય છે તે ઉત્ક્રમણ શ્રુતિ અમુક્ત વિષેની છે આમ બે પ્રકારનાં પ્રકરણો હોવાથી અમારા કહેવામાં બાધ આવતો નથી. મુક્ત જીવ વિષેની વ્યવસ્થા જૂદી છે અને અમુક્ત વિષેની વ્યવસ્થા જૂદી છે. અમુક્ત જીવના ઉત્ક્રમની વાત અહિંઆં કરવામાં આવે છે. તે જલની સાથે જાય છે એમ અમે કહ્યું છે, તે જલ એકલા સાથે નહિ પણ અન્ય સંસ્કૃત ભૂતોની સાથે પણ જાય છે. જલના આધિક્યને લીધે જલ શબ્દ મૂકયો છે. બાકી જલ તે અન્ય ભૂતોનો ઉપલક્ષક છે.

માટે અન્યત્ર સિદ્ધ થયેલો ધર્મ અન્યત્ર અવસ્થાના સામ્યથી યોજાતાં ગૌણ થાય છે. માટે પ્રાણનું ઉત્ક્રમણ છે. તેથી ભૂતોથી જોડાઇને જાય છે એમ સિદ્ધ થયું. (૪)

## प्रथमे श्रवणादिति चेन्न ता एव ह्युपपत्तेः ॥३-१-५॥

**ઉપક્રમમાં શ્રદ્ધાનું શ્રવણ છે એમ કહેતા હો તો કહે છે ના, તે જલ જ છે. કારણ કે ઉપપત્તિ છે તેથી.**

**પૂર્વપક્ષ**—કંઇક આશંકા કરીને પરિહરે છે "હે ગૌતમ આ લોક અગ્નિ છે" અને "દેવો શ્રદ્ધાનો હોમ કરે છે" એમાં [1]જલને કહેલ નથી. [2]પાંચમી આહુતિમાંજ જલને પુરુષરૂપ કહેલ છે. શ્રદ્ધા તે મનનો ધર્મ છે. તેનો હોમ શી રીતે થઇ શકે? એમ જો કહેતા હો તો જણાવવાનું કે મનની [3]સાથેજ તે રહે છે, તોપણ [4]અરુણાન્યાયથી ધર્મનું મુખ્યત્વ છે. [5]તો પછી પ્રશ્ન અને તેનો ઉપસંહાર શા માટે? [6]પરોક્ષવાદથી થશે. ચમસની માફક. "અથવા શ્રદ્ધાજલ છે" એમ શ્રુતિ છે. શુદ્ધિના હેતુનું સામ્ય છે. ચંદ્રમા મનમાંથી ઉત્પન્ન થયો (ઋ. સં. ૧૦-૯૦-૧૩) એ શ્રુતિનો અર્થ પણ આમ લેવાશે. માટે પ્રથમ આહુતિમાં જલનું શ્રવણ નહિ હોવાથી તેમનાથી સંપરિષ્વક્ત જતો નથી.

**સિદ્ધાન્ત**—ના, શ્રદ્ધા શબ્દથી જલજ સમજાય છે, हि શબ્દ આ અર્થ બરાબર છે એમ સમજાવે છે. જેમ કર્મકાણ્ડમાં જલ શ્રદ્ધાશબ્દથી કહેવાય છે તેમ અહિંઆં પણ છે. પણ [7]ઉપચાર નથી. ઉપપત્તિ છે તેથી [8]ઉપક્રમ અને ઉપસંહાર વધારે બળવાન

સૂત્ર ૫-(૧) ઉપક્રમમાં જલ જણાવેલું નથી. (૨) ઉપસંહારમાં જલનું નિરૂપણ છે. ઉપક્રમની સરખામણીએ ઉપસંહાર દુર્બલ છે. આથી જે વસ્તુ ઉપક્રમમાં જણાવેલી હોય તેનોજ આપણે સ્વીકાર કરી શકીએ પણ ઉપક્રમમાં જણાવેલી ન હોય અને ઉપસંહારમાં જણાવેલી હોય તો આપણે ન સ્વીકાર કરી શકીએ (૩) શ્રદ્ધા મનનો ધર્મ હોવાથી મન મુખ્ય (ધર્મી) અને શ્રદ્ધા ગૌણ (ધર્મ) બને છે આથી શંકા થાય તો કહે છે. (૪) જૈમિનિ મીમાંસાના ત્રીજા અધ્યાયના પ્રથમ પાદમાં આ ન્યાયનો વિચાર કરવામાં આવ્યો છે. જ્યોતિષ્ટોમના પ્રકરણમાં એવું વાકય છે કે "એક અરુણ (લાલ રંગની) પીળી આંખોવાળી અને એક દિવસની ગાય આપીને સોમ લેવો." અહિંઆં શંકા એ છે કે સોમને ખરીદવામાં અરુણ ગુણ તે ક્રયનું વિશેષણ છે કે કેમ? સિદ્ધાન્તમાં એમ જણાવ્યું છે કે અરુણ શબ્દ અહિંઆં સ્ત્રી લિંગથી ગાયની સાથે વપરાયલું છે અને તેથી ગુણી (ગાય)નો નિર્દેશ કરે છે તેમ હોવાથી અરુણ ગુણ સ્વયોગથી દ્રવ્યનો (ગાય)નો વ્યવચ્છેદ (વિશેષિત) કરે છે (અરુણ ગુણથી ગાયનું ઓળખાણ આપે છે. ગમે તેવી ગાયથી સોમ ખરીદવો નહિ પણ અરુણ ગુણવાળીજ) આ રીતે દ્રવ્યના (ગાયના) ગુણ તરીકે સોમ ખરીદવામાં તે (અરુણ ગુણ) કારણ બને છે. આ રીતે જેમ આ દૃષ્ટાંતમાં અરુણ ધર્મ મુખ્ય છે, ધર્મી ગણાતી ગાય નહિ; તેજ પ્રમાણે અહિંઆં હોમમાં મન હોમ્ય છતાં પણ શ્રદ્ધાજ મુખ્ય છે. મન નહિ કારણ કે મનથી હોમવાનું નથી પણ શ્રદ્ધાવાળા મનથી હોમવાનું છે. આથી શ્રદ્ધા વગરનું ગમે તેવા મનથી હોમ્યું હોય તો તેનું કંઈ પણ ફલ નથી. માટે શ્રદ્ધા તે અમુખ્ય-ગૌણ નહિ પણ મુખ્ય છે. (૫) શ્રદ્ધા શબ્દથી જલ અર્થ ન હોય તો પછી જલની ઉક્તિ વિષેના પ્રશ્ન અને ઉપસંહાર શી રીતે બંધ બેસે? આ શંકાના ઉત્તરમાં કહે છે (૬) ઉપરની શંકાનો ઉત્તર આપે છે. જેમ યજ્ઞમાં ચમસ વગેરે શબ્દો ગૌણી વૃત્તિથી શિર વગેરે અર્થ જણાવે છે તેમ શ્રદ્ધા શબ્દ જલની માફક શુદ્ધિની તે સંપાદક હોવાથી તથા જલની સાથે તેનું સામ્ય હોવાથી જલનો અર્થ તે જણાવે છે (૭) શ્રદ્ધા શબ્દ લક્ષણાનો અર્થ જણાવતો નથી પણ મુખ્યજ અર્થ જણાવે છે. નિઘણ્ટુમાં "શ્રત્"

છે તેથી. [8]શ્રદ્ધા શબ્દ મધ્યમાં હોવાથી ઉપક્રમ અને ઉપસંહારને અન્યથા લેવાં તે વ્યાજબી છે. શ્રદ્ધાનો સહભાવ સંસ્કારથી સંસ્કૃત ભૂતોમાં સિદ્ધ છે. તેથી મનના સ્થાનમાં જલ જ વાચ્ય છે. ચંદ્રમા મનમાંથી ઉત્પન્ન થયો તેમાં તો જૂદીજ સૃષ્ટિ છે. શ્રદ્ધાનો પ્રયોગ કામનાકૃતની વ્યાવૃત્તિ માટે છે. [9]ત્યાં ફલમાંજ શ્રદ્ધા છે કર્મમાં નહિ. "જેની જેવી શ્રદ્ધા તેવો તે થાય છે." (ભ. ૧૭-૩) માં શ્રદ્ધાના આશ્રયનો જનક હોવાથી [10]કર્તામાંથી કર્મભાવ માટે [11]શ્રદ્ધા શબ્દનો પ્રયોગ છે. આથી સંસ્કૃત જલ યજમાનરૂપે હોમાય છે એમ સિદ્ધ થયું. માટે પ્રથમમાં પણ જલનું શ્રવણ છે. (૫)

## अश्रुतत्वादिति चेन्नेष्टादिकारिणां प्रतीतेः ॥३–१–६

### વિશેષ શ્રવણ નહિ હોવાથી (સઘળા જીવોની પઞ્ચ આહુતિ પ્રમાણે જન્મ) નથી એમ કહેતા હો તો કહે છે ના, ઇષ્ટ વગેરે કરનારની પ્રતીતિ છે.

જીવ ભૂતો સાથે જોડાઇને જાય છે તે નિશ્ચય થયો. તેમાં વિચાર કરાય છે. સઘળા જીવો ભૂતો સહિત જાય છે કે જ્ઞાનના ઉપયોગી? એ વિચાર અહિંઆં છે. તેમાં પંચ આહુતિ બ્રાહ્મણમાં અધિકારીઓ સંભળાય છે. વેદમાં ખરેખર શ્રુતને અનુસરનારી કલ્પના છે. માટે અમુકનું શ્રવણ નહિ હોવાથી સઘળાઓનીજ પંચ આહુતિનો પ્રકાર છે એમ જો કહેવામાં આવે તો કહે છે, ના યજ્ઞ કરનારાનીજ પ્રતીતિ થાય છે તેથી. સાધારણ પક્ષને દૂષિત કરે છે. શાથી? યજ્ઞ વગેરે કરનારાઓની પ્રતીતિ થાય છે તેથી. શ્રદ્ધા [1]શબ્દથી તથા દેવના [2]કર્તા તરીકે, તેમ [3]સોમભાવના સામ્યથી, ઇષ્ટ વગેરે કરનારાઓનો ધૂમમાર્ગના વ્યુત્પાદનમાં સોમભાવ કહેલો છે. [4]અહિંઆં પણ પ્રથમ આહુતિ ફલ સોમભાવ કહેવાય છે. માટે શ્રુતિના સામ્યથી પણ ઇષ્ટ વગેરે કરનારા જાય છે એમ સિદ્ધ થયું. ૬

## भाक्तं वानात्मवित्त्वात्तथाहि दर्शयति॥३–१–७॥

### અથવા (દેવોમાં) આત્મજ્ઞાન નહિ હોવાથી (તેમણે કરેલું ભક્ષણ) ગૌણ છે. શ્રુતિ પણ (અન્નનું) ગૌણત્વ દેખાડે છે.

કંઈક દૂષણનો પરિહાર કરે છે. શંકા—શ્રુતિના સામ્યથી સોમભાવ વગેરે ઇષ્ટ વગેરેના કરનારા ગતિ કરે છે એમ જો કહેતા હોય તો સોમભાવમાં તેમનુ પણ અનિષ્ટ

---

એટલે સત્ય એવો અર્થ આપ્યો છે, અને યોગથી "જલ"ના અર્થમાં તેથી પ્રવૃત્તિ થાય છે. (૮) પંચાગ્નિ વિદ્યાના ઉપક્રમમાં (છાં. ૫–૪–૨) શ્રદ્ધાને હોમ્ય જણાવેલ છે અને ઉપસંહારમાં (છાં–૫–૮–૨) જલને હોમ્ય જણાવેલ છે આથી એમ સમજવાનું નથી કે અહિંઆં વિરોધ છે. શ્રદ્ધા અને જલ એકજ અર્થમાં છે. માટે ઉપક્રમમાં જે હોમ્ય છે તેજ ઉપસંહારમાં છે. ફક્ત શરૂઆતમાં શ્રદ્ધા શબ્દ છે અને ઉપસંહારમાં જલ છે. પણ તે બન્ને શબ્દો એકજ અર્થના વાચક છે. (૯) સકામ કર્તામાં–કામના સહિત કરનારને ફલમાં આદર હોય છે. નિષ્કામ કરનારને કર્મમાં આદર હોય છે, ફલમાં નહિ. ત્યાં એટલે નિષ્કામ કર્મના કરનાર (૧૦) શ્રદ્ધાનો સ્વભાવજ એવો છે કે જે પોતાનો આશ્રય હોય છે તેને પોતાનો વિષય બતાવે છે (૧૧) જલમાં શ્રદ્ધાનો પ્રયોગ.

**સૂત્ર ૬**—(૧) કર્મમાં શ્રદ્ધાનું પ્રતિપાદન કરનાર શબ્દથી (૨) તેમના તરફ દેવનો પ્રત્યુપકાર આવશ્યક છે માટે હોમ તરફ દેવોનું કર્તવ્ય છે (૩) તે બધાઓને સોમભાવ પણ છે (૪) જ્યોતિરાદિ માર્ગમાં

સંભળાય છે. (યજ્ઞાદિ તેમને કરવાની જરૂર નથી એમ પણ સંભળાય છે,) "દેવોના [1]તે અન્નનું દેવો ભક્ષણ કરે છે" (છાં-૫-૧૦-૪) ની સમાન શ્રુતિમાં તેમ "જેવી રીતે ઋત્વિજો તું વૃદ્ધિને પામ, તું ક્ષયને પામ, એમ કહેતા જતા સોમરાજાનું ભક્ષણ કરે છે તેજ પ્રમાણે દેવો તેનું ભક્ષણ કરે છે." (બૃ. ૬-૨-૧૬) ચંદ્રના દૃષ્ટાન્તથી તેમનું ભક્ષણ કરાય છે. તો પછીથી દેવોએ સ્વ અન્નને પર્જન્ય અગ્નિમાં કેવી રીતે હોમ્યું? માટે પંચઆહુતિનો અભાવ છે એવી શંકા કરીને "વા" શબ્દ પરિત્યાગ કરે છે. તેમનો સોમભાવ ગૌણ છે. તેમ ભક્ષણ પણ ગૌણ છે. [2]પ્રકૃત બાબતમાં ચંદ્રમા અંગારો હોવાથી કેવી રીતે આહુતિનું ફલ થાય? સોમભાવની ગૌણતા આગળ જણાવીશું. હમણાં ભક્ષણ ગૌણ છે એમ જણાવે છે. અન્ન ભાવમાં ખરેખર મુખ્ય ભક્ષણ હોય. તેનાથી [3]અન્યનો અન્નભાવ [4]સંભવિત નથી. બ્રહ્મજ્ઞાનમાં તો હોય છે. તે સઘળું બને છે." "તે આ જોતાં ઋષિ વામદેવે કબૂલ કર્યું. હું મનુ થયો, સૂર્ય થયો વગેરે" (બૃ. ૧-૪-૧૦) [5]પ્રકૃત દૃષ્ટાન્તમાં તે નથી. કારણ કે આત્માનું જ્ઞાન નથી. જો [6]તેમ હોય તો મોક્ષ થાય. માટે ભક્ષણ પણ ગૌણ છે. વળી શ્રુતિજ શબ્દના ગૌણ ભાવનું બોધન કરે છે. "યોનિમાં દેવતાનું ઉપાસન કરે છે." (બૃ. ૧-૪-૧૦) માં જેમ પશુ શબ્દ છે, તેમ અહિંઆં પણ ભક્ષણ એટલે સાથે ક્રીડા કરવી, સેવકભાવ છે. ચંદ્રની સમાન થાય છે એવો ઉપદેશ કરવાને માટે તે પ્રમાણે વચન છે. તેમ હોવાથી [7]તેઓની અમર તરીકે તે પ્રમાણે સ્તુતિ કરે છે. ચંદ્રનું [8]ભક્ષણ તો (તેનો) ક્ષય થાય છે તેથી "વહ્નિ પ્રથમનું પાન કરે છે" જેવી શ્રુતિથી અનુમાન થાય છે. [9]દેવોનું અભક્ષણ તો ભગવાનના [10]અવયવ રૂપનુંજ છે. ભગવાનના અશન અને અનશનમાં વિરોધ [11]આવતો નથી. આધિભૌતિક દેવોનું ભક્ષણજ હોય છે. માટે ભક્ષણ ગૌણ હોવાથી સોમભાવમાં કોઇ પણ ચિન્તા કરવી નહિ. (૭)

૨ કૃતાત્યયાધિકરણ.

## कृतात्ययेनुशयवान् दृष्टस्मृतिभ्यां यथेतमनेवं च ॥३-१-८॥

**સોમભાવનો નાશ થતાં અવાન્તર ફલનાં સાધક સુકૃતના લેશ (વાસના) સહિત (વૃષ્ટિભાવને પ્રાપ્ત થાય છે) લોકમાં તે પ્રમાણે જોવામાં આવેલું છે તથા સ્મૃતિ પણ છે. વળી જે પ્રમાણે જાય છે તે પ્રમાણે આવતો નથી.**

સૂત્ર ૭—(૧) સોમાત્મક અન્ન (૨) જો ચંદ્રનો સોમભાવ ગૌણ હોય તો પછી દેવોનો તો હોયજ (૩) બ્રહ્મને નહિ જાણનાર (૪) ચંદ્રનું અન્નરૂપ સંભવિત નથી (૫) ચંદ્ર ભાવમાં (૬) આત્માનું જ્ઞાન હોય તો (૭) યજ્ઞ કરનાર (૮) ચંદ્ર તરીકે મુખ્ય ભક્ષણ (૯) અહિંયાં શંકા થાય કે દેવો તો ખાતા નથી તેમ પીતા પણ નથી, તો એ શ્રુતિના વિરોધથી દેવો ચંદ્રની કળાનું ભક્ષણ કરે તો તે ભક્ષણ ગૌણ ન ગણાય? આનાં ઉત્તરમાં કહે છે (૧૦) યજ્ઞાદિ ભાગના જેમ દેવો ભોક્તા છે તેમ ભૌતિક ભોગ પણ તેઓ કરે છે, ભગવાનના અવયવ રૂપ દેવો ભોક્તા નથી. (૧૧) ભગવાન વિરુદ્ધ ધર્માશ્રયી છે તેથી તેમનામાં અશન અને અનશનનાં વિરોધ નથી. ભગવાન ભોગ કરે છે ખરા અને નથી પણ કરતા. જીવ તરીકે ભોગ કરે છે. અને તેના સાક્ષી તરીકે નથી પણ કરતા. જેમ ભગવાનની બાબતમાં છે તેમ (ભગવદવયવરૂપ) દેવોની બાબતમાં છે માટે ત્યાં કોઇ વિરુદ્ધ નથી.

પ્રથમ આહુતિ ફલસહિત વિચારાઇ. બીજી આહુતિનો વિચાર કરવાને અધિકરણનો આરમ્ભ છે. સોમને પર્જન્યમાં હોમવાથી વૃષ્ટિરૂપ થાય છે. સોમથી વૃષ્ટિરૂપ થવાથી રૂપ તથા રસ વગેરે હીન સમજાતા હોવાથી યાગનું પછીનું ફલ ત્યાં ભોગવે છે એમ નિશ્ચય થાય છે. ત્યાં સંશય છે કે સઘળું પછીનું ફળ ત્યાં ભોગવે છે? અથવા [1]અનુશયવાળો વૃષ્ટિ થાય છે? તેની વાસનાથી આગળના જન્મમાં સદાચારથી યુક્ત જ થાય. "આચારહીનને દેવો પવિત્ર કરતા નથી" (વ. સ્મૃ.) માં બાધની [2]ઉપલબ્ધિ છે માટે વિચાર ઉચિત છે. તેમાં પછીના ફલના અવશેષમાં પછીના ફલરૂપથી બાધ હોવાથી જ્ઞાનને ઉપયોગી શરીરભાવથી જ સદાચારની સિદ્ધિ થવાથી તથા પ્રયોજનનો અભાવ નહિ હોવાથી, અનુશય (વાસના) રહિત જ વૃષ્ટિભાવને પ્રાપ્ત થાય છે આમ જો કહેવામાં આવે તો કહે છે.

કૃત સોમભાવનો નાશ થતાં પછીના ફલના સાધકલેશ (વાસના) સહિત જ વૃષ્ટિભાવને પ્રાપ્ત થાય છે. શાથી? તે પ્રમાણે જોવાય છે તથા સ્મૃતિ પણ છે. [3]ભોગના સાધક મૂલદ્રવ્યના નાશમાં પણ ભોગના સાધક તાદૃશ દેહવસ્ત્ર વગેરે સહિત જ તે સ્થાનમાંથી જાય છે. એમ જોવામાં આવેલ છે. નહિતો તુર્તજ દેહનો પાત થાય. આથી જેમ લોકમાં અનુશયવાળો છે તેમ અહિંઆં પણ છે. વળી સ્મૃતિ પણ છે. " જો, અમારા યજ્ઞ, દાન, કે કર્મનું સ્વર્ગ્યસુખ બાકી રહેતું હોય તો તે ભરતખંડમાં, આ પ્રકારના સ્મરણવાળો અમારો જન્મ થાવ કેમકે આ ખંડમાં ભજવાવાળા લોકોને ભગવાન્ પરમ સુખ આપે છે" (ભા. ૫. ૧૯-૨૮) એવી દેવગાથા છે. આથી જ્ઞાનના ઉપયોગી જન્મના અનુશયવાળાને જ થાય છે. નહિતો પૂર્વજન્મની સ્મૃતિના અભાવે વિષયાસક્તિ લાગે.

[4]અનુશયની સાથે કરાયલો જ જીવ જલથી જોડાયલો બનતો નથી એમ શંકા થાય તો "જે રીતે તે ગયો હોય છે [5]તેથી ઉલટી રીતે ઉતરે છે" એમ સૂત્રમાં કહે છે. નહિ તો પ્રશ્ન અને નિરૂપણનો બાધ થાય. તો પછીના ફલના સાધક સહિત હોય. માટે કહે છે કે તે પ્રમાણે ઉતરતો [8]નથી. કારણ કે ભોગ ઉત્પન્ન થયેલો છે તેથી. "च" થી વૈરાગ્ય [10]સહિત પણ હોય છે એમ જણાવે છે. માટે અનુરાગવાળો જૂદી રીતના જલથી જોડાઇને દેવની કૃપા સાથે વૃષ્ટિ બને છે. ૮

## चरणादिति चेन्नोपलक्षणार्थेति कार्ष्णाजिनिः ॥३-१-९॥

સૂ૦ ૮-(૧) કર્મફલના ભોગ પછી પાછળ રહેનાર સંસ્કાર, વાસના તે અનુશય. વૃષ્ટિરૂપ થતો જીવ તે અનુશય યુક્ત છે કે કેમ એ સંશય. (૨) આચારશૂન્યને દેવો પવિત્ર કરતા નથી આથી આચારાનુસાર જન્મ છે. આથી આચાર એ મુખ્ય છે અનુશય નહિ એમ પૂર્વપક્ષ છે. (૩) દૃષ્ટ હેતુ જણાવે છે. (૪) સ્મારકના અભાવથી (૫) પૂર્વકર્મથી ઉત્પન્ન થયેલી સામગ્રીના અંગરૂપ અનુશયના બલથીજ તેની સદાચાર સ્મૃતિ વગેરેની ઉપપત્તિ હોવાથી સંસ્કૃત જલની સાથે પરિષ્વંગ સ્વીકારવો જોઇએ નહિ એમ હોય તો શંકામાં કહેવાય છે. (૬) જલથી પરિષ્વક્ત થઇને જે પ્રમાણે ગમન છે તે પ્રમાણે આગમન પણ માનવું જોઇએ. (૭) તે પછી પ્રશ્ન અને ઉત્તરથી જલથી પરિષ્વક્તનું જ ગમન અને આગમન સમન્વય છે તેથી તેનો બાધ બને એમ અર્થ છે. (૮) જે પ્રમાણે ગમન છે તે પ્રમાણે આગમન નથી. (૯) શા માટે તે પ્રમાણે આગમન નથી તેનો હેતુ આપે છે. (૧૦) સૂત્રમાં च શબ્દ એમ સૂચવે છે કે તે જીવ ફક્ત અનુશયવાળો હોતો નથી પણ વૈરાગ્યવાળો એ છે.

**આચરણથી (ઉત્તમ જન્મ થાય છે, અનુશયથી નહિ) એમ જો કહેતા હો તો કહે છે ના, જ્યાં આચરણ અર્થની શ્રુતિ છે તે ઉપલક્ષણના અર્થમાં છે એમ કાર્ષ્ણાજિનિ કહે છે**

કંઈક શંકા લાવીને પરિહાર કરે છે. શંકા—અહિંઆં ઉત્તમના જન્મ માટે અનુશયની જરૂર નથી આચરણથીજ તે થશે. "આમાંથી જેનું વર્તન સારૂં હોય છે તે જલદી કોઈ રમણીય યોનિને પ્રાપ્ત થાય છે. (છાં ૫-૧૦-૭) વગેરેથી એમજ જણાવ્યા પ્રમાણે જે પૂર્વ જન્મમાં વિધિ પ્રમાણે આચરણ કરે છે તે ઉત્તમ જન્મ પ્રાપ્ત કરે છે." "જે નિષિદ્ધ આચરણ કરે છે તે કૂતરા વગેરેની યોનિને પ્રાપ્ત થાય છે." "સાધુકર્મ કરનાર સાધુ થાય છે" વગેરે શ્રુતિથી [1]તેનું પ્રતિપાદન છે. અહિંઆં તો તે રમણીય ચરણવાળાં (જીવના) આચરણથીજ તેનો જન્મ સારી રીતે થશે તો પછી અનુશયના સહભાવની શી જરૂર છે એમ કહે તો કહે છે, [2]ના, આચરણની શ્રુતિમાં જે યોનિ [3]જણાવી છે તે +ઉપલક્ષણ અર્થવાળી છે આથી પૂર્વજન્મમાં સારૂં કર્મ કરાયેલું એમ તે જણાવે છે. પણ તે તે [4]જન્મમાં સારાં કર્મ કરવામાં નિયામક નથી (સારાં કર્મ કેમ કરવાં તેનું નિયમન શ્રુતિ કરતી નથી). નહિ તો બ્રાહ્મણોને નિષિદ્ધ કર્મોનો ઉપદેશ ન અપાત. માટે જ્ઞાનના ઉપયોગ માટે અનુશયની અપેક્ષા રાખવામાં આવે છે. એમ કાર્ષ્ણાજિનિ આચાર્ય માને છે.

કાર્ષ્ણાજિનિનું ગ્રહણ પંચાગ્નિવિદ્યામાં ભિન્ન પ્રકાર જણાવવાને માટે છે. તેથી એમનો મત વ્યાસના મતથી જૂદો [5]હોવાથી તે વિષે શંકા કરી નથી તેમ ઉત્તર પણ આપ્યો નથી. પંચાગ્નિ વિદ્યામાં પુરુષથી [6]અન્યભાવ સંભવતો નથી. [7]પ્રકરણથી સમજાતી શ્રુતિ [8]અન્યત્ર ન્યાયપૂર્વક સંપાદિકા નથી.

---

સૂ૦ ૯—(૧) ઉપરનીશ્રુતિમાં આચરણનું પ્રતિપાદન છે, અનુશયનું નહિ એમ પૂર્વપક્ષ છે. (૨) આચરણનો પક્ષ કરનારને ઉત્તર આપે છે. (૩) આચરણ પ્રમાણે જન્મ થાય છે એમ જે કહે છે ત્યાં મુખ્ય અર્થ નથી પણ ગૌણ અર્થ છે. તે એટલું જણાવે છે કે જે પુરુષને આ જન્મમાં સારી યોનિ પ્રાપ્ત થઈ છે તેણે પૂર્વ જન્મમાં સારાં કૃત્યો કર્યાં હશે. (૪) આથી એમ ઠરતું નથી કે શ્રુતિ આચરણ ઉપર જ ભાર મૂકે છે અને અનુશયનો પ્રતિકાર કરે છે. (૫) વ્યાસજીએ કાર્ષ્ણાજિનિના મતનો ઉલ્લેખ કર્યો છે પણ તે ઉપર પોતાનો નિર્ણય આપ્યો નથી કારણ કે પોતે કાર્ષ્ણાજિનિના મતની ભિન્નતા જણાવવા માગે છે તેથી. (૬) અદૃષ્ટ પ્રકારથી જ્ઞાનને ઉપયોગી દેહની સિદ્ધિરૂપ. (૭) દૃષ્ટ પ્રકારથી પુરુષ દેહના બોધક પ્રકરણમાં પંચાગ્નિ શ્રુતિ છે. (૮) અદૃષ્ટ પ્રકારથી દેહ સંપાદક ન્યાયનું સંપાદન શ્રુતિ કરતી નથી. સૂ૦—કાર્ષ્ણાજિનિ એમ કહે છે કે આચરણ પ્રમાણે જન્મ પ્રાપ્ત થાય છે, અનુશય પ્રમાણે નહિ. આથી જે શ્રુતિ છે તે ઉપલક્ષણના અર્થમાં છે માટે તે ઉપરથી ત્યાં અનુશયનો પ્રતિષેધ કર્યો છે એમ કહેવાય નહિ.

---

+ઉપલક્ષણ-કોઈ વસ્તુનું ઓળખાણ કરાવનાર ચિન્હ. જેમ કોઇને દેવદત્તના ઘરનું આપણે ઓળખાણ કરાવવું હોય તો આપણે તેને એમ કહીએ કે દેવદત્તનુ ઘર કાક યુક્ત છે. આથી તે માણસ ફરતાં ફરતાં જે ઘર આગળ કાગડાઓ હોય તે ઘર દેવદત્તનું છે એમ અનુમાન કરે છે તેજ પ્રમાણે આચરણની શ્રુતિ આ જન્મમાં ઉત્તમ યોનિ કોઇને પ્રાપ્ત થયેલી હોય તો તે એટલુંજ જણાવે છે કે પૂર્વજન્મમાં તેણે શુભ કર્મો કરેલાં હશે. આ રીતે તે શ્રુતિ ઉપલક્ષણના અર્થવાળી છે.

# आनर्थक्यमिति चेन्न तदपेक्षत्वात् ॥३–१–१०॥

## તો પછી આચરણની શ્રુતિ વ્યર્થ થશે? ઉત્તર–ના, તે શ્રુતિ ધૂમાદિ માર્ગની અપેક્ષાથી કહેલી છે તેથી

શંકા—એમ હોય તો આચરણની શ્રુતિ અર્થ વગરની થશે. કારણ કે તેનું જ્ઞાપન થવામાં પ્રયોજનનો અભાવ છે. માટે ઇષ્ટ અને અનિષ્ટ ફલની બોધક શ્રુતિની માફક [1]શ્રુતિનું વિધાયકત્વ છે. માટે કર્મના તારતમ્ય પ્રમાણે ફલના વિધાનથી નિષ્કામ કર્મના કરનારને જ્ઞાનમાં ઉપયોગિ દેહનું વિધાન થશે તેથી [2]અનુશયનો સહભાવ વ્યર્થ છે એમ જો કહેવામાં આવે તો કહે છે [3]ના, તેની [4]અપેક્ષા છે તેથી ધૂમાદિ માર્ગની તે શ્રુતિને અપેક્ષા છે તેથી કામ્ય ઇષ્ટાદિ કર્મના કરનારની ફલભોગ પછીની ઉત્પત્તિમાં [5]સુખ પછી દુ:ખ હોય છે એ ન્યાયે પાપનીજ ઉપસ્થિતિ હોવાથી અસાધુ શરીરની પ્રપ્તિ ન થાવ. આથી રમણીય આચરણ કરનારને રમણીય શરીરની પ્રાપ્તિજ સમજાય છે. ન્યાયથી અસાધુ શરીર નથી માટે [6]અન્યના નિષેધ માટે શ્રુતિ સાર્થક હોવાથી અનુશયનો પ્રતિષેધ કરતી નથી.

વળી રમણીય યોનિ અકસ્માત્થી હશે કે [7]કારણવાળી હશે? [8]વેદને માનનાર પ્રથમ માનતા નથી. બીજો પક્ષ માનતા હોતો પછી સ્વકર્મથી પિતૃલોક હોય છે એમ જે કહ્યું છે તેમાં વસુ તથા આદિત્યરૂપતા કહેવી જોઇએ. સ્મશાનની અન્ત ક્રિયા કરનારા પ્રજા પછીથી જન્મ લે છે." "[9]ત્રણ વિદ્યા જાણનારા અને સોમનું પાન કરનાર" (ભ. ગી. ૯–૨૦) વગેરેથી ઇન્દ્રલોકના ભોગ પછી તેજ પ્રમાણે પુનર્જન્મ પણ કહેવો જોઇએ. વળી સઘળાંનું [10]ઐક્ય નથી. કારણ કે રૂપ [11]જૂદાં છે. માટે કર્મ અને કર્તાના [12]વૈચિત્ર્યથી શ્રુતિ અને સ્મૃતિના ભેદોનું સમર્થન કરવું જોઇએ. પણ એકનો બીજામાં નિવેશ નહિ. કારણ કે ઉપરોધનો [13]પ્રસંગ આવે છે. તેથી વળી [14]પ્રકૃતમાં પણ અનુશયના અભાવમાં હોવાથી ભક્ષણ અને ભવનનો નિયમ ન બને. [15]બ્રાહ્મણ વગેરેના પણ અન્નનું બલિહરણ વખતે કુતરા અને ચાણ્ડાલ ભક્ષણ કરે છે. બ્રાહ્મણના ભક્ષણમાં પણ મલ થાય છે અને તેનું શૂકર

---

સૂત્ર ૧૦—(૧) જ્ઞાનને ઉપયોગી દેહની પ્રાપ્તિની કામનાવાળાએ રમણીય આચરણ કરવાં એવી શ્રુતિની વિધાયકતા સ્વીકારવી જોઇએ. (૨) અનુશયની જરૂર નથી એ જો કહેવામાં આવે (૩) પૂર્વ-પક્ષનું સમાધાન કરે છે (૪) ધૂમાદિ માર્ગની અપેક્ષાએ આચરણની શ્રુતિ કહેલી છે. (૫) કામ્યઇષ્ટાદિ કર્મ કરનાર પોતાનાં ફળ ભોગવી રહ્યા પછી પાછો જન્મે છે. એટલે સુખ પછી દુ:ખને પ્રાપ્ત થાય છે તેની માફક (૬) ધૂમમાર્ગમાં નિષિદ્ધ યોનિનો નિરાસ કરેલો છે અનુશયનો નહિ. (૭) રમણીય યોનિનું કંઇ પણ કારણ હશે કે નહિ? જે પુરુષો રમણીય યોનિમાં જન્મે છે તેમને તે યોનિમાં જન્મ-વાનું કારણ હશે કે કેમ? (૮) જે લોકો વેદને માને છે તેઓ તો એમ કહે છે કે રમણીય યોનિ અકસ્માત્થી નથી અર્થાત્ મનુષ્યના જન્મ અમુક યોનિમાં શાથી છે એ બધું પહેલેથી નક્કી થાય છે. (૯) કર્તા, કર્મ અને ફળ (૧૦) એકજાતીયતા. (૧૧) વિજાતીયરૂપતા. કર્તા, કર્મ અને તેનું ફળ એક જાતનાં નથી પણ જૂદા જૂદા રૂપનાં છે. (૧૨) કર્મ અને કર્તા જૂદાં હોવાથી. (૧૩) નહિ તો કારણ અમૂક અને ફલ બીજું એવા ઉપરોધના વિરોધનો પ્રસંગ આવે (૧૪) આચરણ શ્રુતિમાં કહેલા ધૂમમાર્ગમાં ઉત્તમ ચરણજ ઉત્તમ યોનિ તથા લક્ષણનું નિયામક છે. તેથી કોઇ દોષ નથી એમ કોઇ કહે તો તેનો ઉત્તર આપ્યો છે (૧૫) બ્રાહ્મણ જે કંઇ ખાય છે તે આખરે મલ થતો હોવાથી તે મલનું શૂકર ભક્ષણ

[1]ભક્ષણ કરે છે. અનુશયનો નિયામક હોય તો તુષ વગેરેમાં અન્નભાવજ છે તેથી રેતો ફળ બરાબર છે. માટે ચરણશ્રુતિ ઉપલક્ષક છે એમ કહેવું વ્યાજબી છે. માટે અનુશય સહિત જ વૃષ્ટિભાવને પ્રાપ્ત થાય છે એમ સિદ્ધ થયું.

## सुकृतदुष्कृते एवेति तु बादरिः ॥३-१-११॥

### બાદરિ કહે છે કે વિહિત અને નિષિદ્ધ કર્મોજ અનુશય છે.

[1]સ્વમત તો એ છે કે ફલાંશમાંજ અનુશય છે. કર્મ અને ફલ બન્ને જ ઈશ્વરની ઈચ્છાથી નિયત થાય છે. બ્રહ્મવાદમાં કર્મ તો ભગવાનનું સ્વરૂપ જ છે. તે [2]અભિવ્યક્ત હોય છે. [3]ફલપર્યંત તેના આદિ સાથે સંયોગ હોય છે એમ સ્વમત છે. એકદેશિત્વના જ્ઞાપન માટે અન્તના સંયોગપક્ષને કહે છે. [4]બાદરિ આચાર્ય એમ માને છે કે સુકૃત [5]દુષ્કૃત જ વિહિત અને નિષિદ્ધ કર્મરૂપે અનુશય છે. આથી મોક્ષ પર્યન્ત [6]અનુશય હોય છે એમ સૂત્રનું ફલ છે. "तु" શબ્દથી અનુશય વગરના પક્ષની શંકાજ નથી એમ કહ્યું છે. આ પ્રકારે બીજી આહુતિનો નિર્ણય કર્યો છે,

૩ અનિષ્ટાદિકારિણામિત્યધિકરણ

## अनिष्टादिकारिणामपि च श्रुतम् ॥३-१-१२॥

### યજ્ઞાદિ રહિતનો પણ (ચંદ્રલોક પછી) જન્મ સંભળાય છે.

તુલ્ય તરીકેના વિચારમાં અગર ઐકયમાં પંચાહુતિ અને ધૂમ [1]માર્ગમાંથી સોમભાવને પ્રાપ્ત થયેલની પુનરાવૃત્તિ અને ઉપસંહાર છે. વળી [2]ઉપલક્ષણથી પાપી આચરણવાળાંઓનો પણ ઉપસંહાર છે. તેથી તેમની પણ આહુતિનો સંબન્ધ છે અને ધૂમમાર્ગ પણ પ્રાપ્ત થાય છે તેથી તેના નિરાકરણમાટે અધિકરણનો આરંભ છે.

ઇષ્ટાદિ કર્મ નહિ કરનારનો પણ સોમભાવ હોય છે. "જે કોઈ આ લોકમાંથી પસાર થાય છે તે ચંદ્રલોકમાં જાય છે. (કૌ ૧-૨) માં [3]ઇષ્ટાદિ કરનારથી જૂદાં

---

કરે છે. **ભાવાર્થ**-ચરણ શ્રુતિને જો કોઇ નિરર્થક કહે તો જણાવે છે કે ના, ધૂમાદિ માર્ગની અપેક્ષાએ તે શ્રુતિ છે.

**સૂત્ર ૧૧**—(૧) બાદરાયણનો મત (૨) તે ફલ રૂપે આવિર્ભાવ પામે છે (૩) શરૂઆતથી તે ઠેઠ સુધી ફલ સુધી તે જોડાયલુંજ હોય છે, સાધન જૂદુ અને ફલ જૂદુ એમ નહિ. (૪) ઉપર પ્રમાણે પોતાના મતને જણાવીને એક દેશીનો મત આપવા બાદરિનો મત આપે છે. (૫) સુકૃત એટલે વિહિત કર્મો દુષ્કૃત એટલે નિષિદ્ધ કર્મો. (૬) આ વિહિત કર્મો અને નિષિદ્ધ કર્મોરૂપી અનુશયથી મોક્ષ પર્યન્તના ફલનું નિયમન છે. **ભાવાર્થ**-વિહિત કર્મ અને નિષિદ્ધ કર્મો એજ અનુશય છે એમ બાદરિ માને છે.

**અધિકરણ ૩ સૂ૦ ૧૨**—(૧) ધૂમમાર્ગદ્વારા પ્રયાણ કરનારની પુનરાવૃત્તિ હોય છે. તેનાં કર્મોનુ પરિણામ ક્ષય પામતાં તે પૃથ્વી ઉપર ફરીથી જન્મ પામે છે. (૨) પાપીઓની પણ પુનરાવૃત્તિ હોય છે. તો પછી પંચાગ્નિ વિદ્યામાં કહેલા પ્રકાર પ્રમાણે ધૂમ માર્ગવાળા તથા પાપીની ગતિમાં કંઇ તારતમ્ય છે કે કેમ તેનો વિચાર કરવામાં આવે છે. (૩) ઈષ્ટાદિ કર્મ વિષેની શ્રુતિ નથી. પણ **ઇષ્ટાદિ કર્મથી જૂદાંની ગતિ છે, અર્થાત્ ઇષ્ટાદિ કર્મ નહિ કરનારજ સોમભાવને પ્રાપ્ત થઇને પુનર્જન્મ**

વિષે કૌષીતકિ કહે છે. અહિંઆં તો કપૂય (હીન) યોનિને [4]પ્રાપ્ત થાય છે એમ છેવટ છે. આથી બધા ચંદ્રલોકમાં જાય છે. આશય આ છે. વેદમાં કર્મ, અકર્મ અને વિકર્મ એમ ત્રણ પ્રકારનાં કર્મોનું વિધાન વેદ કરે છે. અગ્નિહોત્રનો હોમ કરવો "[5]જેના વેદ અને વેદીનો ઉચ્છેદ થાય છે" "[6]ભૂત માત્રની હિંસા કરવી નહિ." બ્રાહ્મણો વગેરેનાં પણ ત્રણ પ્રકારનાં કર્મો સંભવે છે. પણ બધા [7]એકલા વિહિત અગર નિષિદ્ધ કર્મો કરતા નથી. આથી [8]વિહિત કર્મ કરનારને પણ ત્રણ પ્રકારનાં કર્મો સંભવે છે કારણ કે તેમનામાં [9]જ્ઞાનનો અભાવ હોવાથી તેમના ફલનો ભોગ નિયત થયેલો છે. આથી સોમભાવ [10]પછીજ અકર્મ અને વિકર્મ એમ કર્મોના વિભાગો કહેવા. આથીજ [11]અવિશેષ અને ઉપસંહાર છે. માટે સોમભાવ પછીજ [12]સઘળાંને જન્મ છે એમ પ્રાપ્ત થાય છે. ૧૨

## संयमने त्वनुभूयेतरेषामारोहावरोहौ तद्गतिदर्शनात् ॥३–१–१३॥

### યમની સન્નિધિમાં તો સુખ દુઃખને અનુભવીને યજ્ઞાદિ રહિતની ચઢતી પડતી છે. તેમની ગતિ જોવામાં આવે છે તેથી.

तु શબ્દ પક્ષની વ્યાવૃત્તિ કરે છે. [1]વિહિતકર્મથી જૂદાં કર્મના કરનારને સંયમનમાં–યમની નજીક સુખ અગર દુઃખનો અનુભવ થાય છે અને તેમની ચઢતી અગર [2]પડતી હોય છે. અનુભવને માટે [3]આરોહનો અનુભવ કરીને પછી અવરોહ (નીચે ઉતરવું તે) હોય છે. શાથી ? કારણ કે તેમની [4]ગતિ [5]જૂદી દેખાય છે. વેદમાં ખરેખર પ્રથમ બે પ્રકાર ગતિ જણાવેલી છે–સકામ અને [6]નિષ્કામ. સકામ ગતિ તે કામ પ્રમાણે

---

પામે છે એમ પૂર્વપક્ષ આ સૂત્રમાં કહ્યો છે. (૪) ઇષ્ટાદિ કર્મો નહિ કરનાર તે પણ સોમભાવને પ્રાપ્ત થાય છે–ચંદ્રલોકમાં જાય છે. (૫) વેદમાં કર્મ, અકર્મ અને વિકર્મ એમ ત્રણ પ્રકારનાં કર્મો કહેલાં છે ફક્ત વિહિત નિષિદ્ધ નહિ (૬) અકર્મનું દૃષ્ટાંત (૭) વિકર્મનું દૃષ્ટાંત (૮) યજ્ઞાદિ વિહિત કર્મ કરનારનાં ઉપર જણાવેલાં ત્રણ પ્રકારનાં કર્મો હોયછે. (૯) ફક્ત વિહિત કર્મ કરનારમાં જ્ઞાન હોતું નથી તેથી તેમને મોક્ષ ફલ મળતું નથી પણ અમૂક લોકમાંનું ગતિરૂપી ફલ મળે છે. આ ફલમાં વળી અમૂક મર્યાદા હોય છે. અમૂક સમય સુધીજ એ ફલ હોય છે. તેનું પરિણામ ભોગવી રહેતાં તેને ફરીથી જન્મવું પડે છે. આ રીતે યજ્ઞાદિ કરનારનું ફળ નિયત હોય છે. (૧૦) આથી યજ્ઞાદિ કર્મ કરનારાઓ ચંદ્રલોકમાં પ્રથમ જાય છે. એટલુંજ યજ્ઞાદિનું વૈલક્ષણ્ય છે પછી તો યજ્ઞાદિ નહિ કરનારની માફક તેમનામાં પણ અકર્મ તથા વિકર્મ હોય છે. (૧૧) ચંદ્રલોક પછીથી યજ્ઞાદિ કરનાર અને યજ્ઞાદિ નહિ કરનારની વચ્ચે કોઇ પણ વિશેષ નથી. (૧૨) માટેજ ચંદ્રલોકમાં ગયા પછી યજ્ઞાદિ કરનારની શી જરૂર છે ? **ભાવાર્થ**–ચંદ્રલોકમાં ગયા પછી તો યજ્ઞાદિ નહિ કરનારને પણ યજ્ઞાદિ કરનારની માફક જન્મ પ્રાપ્ત થાય છે તો પછી યજ્ઞાદિ કરવાની શી જરૂર છે ? પુનરાવર્ત્તિને યજ્ઞાદિ કરનારની તેમ નહિ કરનારની એમ બન્નેની બાબતમાં સંભવે છે. ફક્ત ફેર માત્ર એટલોજ છે કે યજ્ઞાદિ કરનાર ચંદ્રલોકમાં ગતિ કરે છે. બાકી તે લોકમાં ગયા પછી તેનો ફરીથી જન્મ થાય છે તેમ યજ્ઞાદિ નહિ કરનારનો પણ થાય છે. એમ પૂર્વપક્ષીની શંકા છે.

**સૂત્ર ૧૩**–(૧) વિહિત કર્મ યજ્ઞાદિ કર્મ નહિ કરનાર યમલોકમાં જાય છે અને ત્યાં સુખ અગર દુઃખનો અનુભવ કરે છે, સંયમન–યમની હાજરીમાં. (૨) પુણ્ય ફલના અનુભવ માટે. (૩) ચઢતી, ઉંચે ચઢવું તે. (૪) ફલ પ્રાપ્તિ (૫) સોમભાવથી જૂદી ચંદ્રલોકમાં તેમની ગતિ નથી (૬) અમુક ફળ મેળવવાની ઇચ્છાથી કરાયલાં કર્મ માટે અમૂક ગતિ છે અને ઇચ્છા વગર કરાયલાં કર્મોનું અમૂક ગતિ છે

[7]અનન્ત પ્રકારની છે. [8]નિષ્કામ જ્ઞાન રહિત છે તે પણ વૈદિક, અને ગૃહ્ય સ્માર્ત એવા બે ભેદવાળી છે. તેમાં ગૃહ્ય સ્માર્તમાં યમ અને શ્રૌતમાં સોમભાવ છે. તેમાં ત્રેતાગ્નિના વિધાનથી [9]નિષ્કામ, અને દમ્ભરહિત પુરુષોને પુણ્ય મળશે એમ અધિકારીનું વિશેષણ છે. વળી ખાસ કરીને તથા સામાન્ય રીતે પ્રાયશ્ચિતનું વિધાન છે. "જે ભ્રૂણહત્યા પછીનું પાપ હોય છે તેમાંથી તે મુક્ત થાય છે" (તૈ. આ. ૨-૮) "બ્રહ્મહત્યાને તરે છે" (તૈ સં--૫--૩-૧૨) એમાં સઘળાં પ્રાયશ્ચિત્તનું વિધાન છે. [10]તેથી બ્રહ્મના અનુભવના અભાવમાં સોમગતિજ છે.

પૂર્વજન્મના [11]ધર્મનો ઉપયોગ ચિત્તની શુદ્ધિમાં છે. તે સમયનાં [12]ગંગાસ્નાન વગેરે શ્રૌત ધર્મના અંગરૂપ છે. માટે પાપ નહિ હોવાથી, અને પુણ્ય ઉપક્ષીણ થવાથી તેનો [13]પંચાગ્નિ પ્રકારજ છે. જ્ઞાનના ઉપયોગિ જન્મમાં પાપના સંશ્લેષના અભાવનો [14]ઉપાય [15]આગળ કહેશે. પિતૃમેધની પ્રથમાહુતિનો મંત્ર તો મંત્ર હોવાથી [16]ચમસની માફક ગતિનો નિયામક નથી. [17]ત્રેતાગ્નિવિદ્યાથી રહિતોનો પુણ્ય અને પાપનો ઉપભોગ યમજ છે. વૈવસ્વતમાં તેનું વિવેચન આપ્યું છે. यमेराजनो तेजना : । ये चहे सत्येनेच्छन्ते नृतवादिनः । (તૈ. આ. ૬-૫)

યમગતિ અને [18]પંચાગ્નિવિદ્યાની આ વ્યવસ્થા છે. અથવા ચિત્તશુદ્ધિના ભાવ અને અભાવથી અવશ્ય બેકાણ્ડની વ્યવસ્થા એકની છે એ આ કહેવું જોઈએ. અથવા સકામ અને નિષ્કામભેદ [20]વેદાન્તિઓના પણ પાપને માટે યમની અપેક્ષા છે તે ગતિ કહેવીજ જોઇએ. માટે બધાંઓની સોમગતિ નથી. ૧૩

(૭) સકામ ગતિના અનન્ત ભેદો છે. જૂદા જૂદા માણસોની કામનાઓ જૂદી જૂદી હોય છે, તેથી તેમને પ્રાપ્ત થતું ફળ પણ જૂદું જૂદું હોય છે. (૮) નિષ્કામ કરનાર પણ જ્ઞાન વગરના જે છે તેઓ જે કર્મ કરે છે તે વેદમાં કહ્યા પ્રમાણે અગર ગૃહ્ય સૂત્ર તેમજ સ્મૃતિમાં કહેલા પ્રકારે કરે છે. વેદ પ્રમાણે કરનારની ચંદ્રલોકમાં ગતિ હોય છે અને સૂત્ર તથા સ્મૃતિ પ્રમાણે કરનારની યમ લોકમાં ગતિ હોય છે સ્મૃતિ કરતાં શ્રુતિનું આધિક્ય હોવાથી સ્મૃતિમાં કહેલા પ્રકારે કરાતાં કર્મો કરતાં શ્રુતિમાં કહ્યા પ્રમાણે કરતાં કર્મોનું ફલ અધિક છે. આથી ચંદ્રલોકની ગતિ તે યમલોકની ગતિ કરતાં અધિક છે. (૯) "નિષ્કામ અને દંભ રહિત" એ વિશેષણો. (૧૦) વેદ વિહિત કર્મ કરનારની ચંદ્રલોકમાં ગતિ કહી છે. (૧૧) પૂર્વજન્મના સ્માર્ત ધર્મનો (૧૨) ચંદ્રભાવરૂપ ફલના અંગરૂપ. (૧૩) ચંદ્રભાવમાં પુણ્યનો ઉપક્ષય થાય ત્યારે તેની પુનરાવૃત્તિ પંચાગ્નિ પ્રકારમાં કહેલી રીતે હોય છે અર્થાત્ યજ્ઞાદિ કરનારની ધૂમાદિ માર્ગથી ગતિ છે. (૧૪) સ્પર્શ-પાપનો સ્પર્શ કેવી રીતે ન થાય તે વિષેનો ઉપાય. (૧૫) બ્ર. સૂ ૪-૧-૧૩ માં (૧૬) ચમસ વિષેનો મંત્ર બ્ર. સૂ. ૧-૪-૮ના ભાષ્યમાં લીધેલો છે. તે મંત્ર બૃ. ૨-૨-૧૩ માં આવે છે તે નીચે પ્રમાણે છે. अर्वाग्बिलश्चमस उर्ध्वबुध्नस्तस्मिन्यशो निहितं विश्वरूपम् । तस्यासत ऋषयः सप्ततीरे वागष्टमी ब्रह्मणा संविदाना । (૧૭) જેઓ ત્રેતાગ્નિ વિદ્યાથી રહિત છે તેમના પાપ અને પુણ્યનો ઉપભોગ યમલોકમાં થાય છે અર્થાત્ યજ્ઞાદિ વિહિત કર્મ નહિ કરનાર જે પાપીઓ છે તેમની ગતિ જૂદી તરેહની છે તે યમલોકમાં જાય છે. (૧૮) પંચાગ્નિ વિદ્યાવાળો યજ્ઞાદિ કરનાર ચંદ્રલોકમાં જાય છે, યજ્ઞાદિ નહિ કરનાર યમલોકમાં જાય છે. (૧૯) ચિત્તની શુદ્ધિ હોય તો પંચાગ્નિના સંબન્ધમાં જે ઉત્તરકાણ્ડનું ફળ મળે છે, તેના અભાવમાં પૂર્વકાણ્ડનું ફળ યમલોકાદિ હોય છે. (૨૦) नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् એમ ગીતામાં કહેલ છે તેથી જ્ઞાનીઓને પણ કર્મની આવશ્યકતા છે તેથી તેમના કર્મની ઉત્પત્તિમાં

## स्मरन्ति च ॥३–१–१४॥

## અને સ્મૃતિ છે તેથી

[1]વ્યાસ વગેરે સ્મરણ કરે છે. "હે દેવ દેવ, જગત્નાપતિ! યમે મને પૂછયું કે પ્રથમ તમે અશુભ કર્મનો ભોગ કરો છો કે શુભ કર્મનો? વગેરે" [2]च થી [3]લોકમાં આ બાબત પ્રસિદ્ધ છે એમ જણાવે છે. ૧૪

## अपि सप्त ॥३–१–१५॥

## (યમલોકમાં) સાત નરક છે (તેથી પણ યમલોક છે.)

[1]चની અનુવૃત્તિ છે. [2]પાપના ઉપભોગને માટે યમના સ્થાનમાં ગતિ સ્વીકારવી જોઇએ કારણ કે ત્યાં રૈરવ [3]વગેરે સાત નરકો છે. [4]સાતની સંખ્યા સંખ્યાના પ્રકારમાં ઉતરતો ક્રમ દેખાડે છે. આના [5]નિષેધનો અભાવ જણાવવાને 'સાત' એમ કહ્યું છે માટે યમની ગતિ છે. ૧૫

## तत्रापि च तद्व्यापारादविरोधः ॥३–१–१६ ॥

ઉપરની વ્યવસ્થા કહી છે. આથી વેદાન્તીઓમાં પણ પાપ હોય તો પછી તેમને યમલોકમાં જવું પડે, કારણ કે તેઓ યજ્ઞાદિ સાધનથી રહિત છે. આથી યજ્ઞાદિ સાધનથી રહિત વેદાન્તીઓમાં પાપ હોય તો તેની ગતિ કયાં છે તે અહિંઆં જણાવી છે (૨૧) આથી સિદ્ધ થાય છે કે બધા ચંદ્રલોકમાં જતા નથી. ફક્ત યજ્ઞાદિ કર્મ કરનારનીજ ચંદ્રલોકમાં ગતિ છે ત્યાર પછીથી તેઓની પુનરાવૃત્તિ હોય છે. **સૂત્રાર્થ** વિહિત કર્મથી જૂદાં કર્મ કરનાર પાપીઓ યમની સંનિધિમાં દુઃખનો અનુભવ કરીને વિશેષ અનુભવ માટે ઉંચે ચઢે છે અને પછીથી નીચે ઉતરે છે. આથી પાપીઓની ગતિ ચંદ્રલોકદ્વારા નથી, પણ તેનાથી જૂદી રીતે છે.

**સૂત્ર ૧૪**–(૧) યમ ગતિ વિષે વ્યાસનું પ્રમાણ ભાગવતમાંથી (સ્મૃતિમાંથી) આપે છે (૨) સૂત્રમાં च "અને" શબ્દ કયા અર્થનું સૂચન કરે છે. તે જણાવે છે તે એમ જણાવે છે કે યમ ગતિ માત્ર સ્મૃતિમાં કહેલ છે એટલુંજ નહિ પણ લોકમાં એ તે પ્રસિદ્ધ છે. આ યમલોકની ગતિ ધૂમમાર્ગથી જૂદી છે યજ્ઞાદિ નહિ કરનારને માટે લોકો કહે છે કે તેને યમના માણસો લેઇ જાય છે. પાપી માણસોને જમના દૂતો તેડવા આવે છે. એમ લોકમાં વાયકા છે.

**સૂત્ર ૧૫**—(૧) સૂત્ર ૧૪માં પ્રયોજાયલા च શબ્દથી સૂચિત થતા અર્થની પુષ્ટિમાં આ સૂત્ર છે. (૨) પાપીઓએ પોતાનાં પાપ અમુક સ્થાનમાં ભોગવવાં જોઇએ. તે કયાં ભોગવે છે? એમ કોઇ પૂછે તો કહે છે યમલોકમાં (૩) પાપીના પાપના બદલામાં નરકમાં તેણે જવું જોઇએ. આ નરકો સાત છે અને તે યમલોકમાં આવેલાં છે. માટે યમલોકની ગતિ અવશ્ય કહેવી જોઇએ. (૪) રૈરવ વગેરે સાત નરકો પાપીઓના પાપના પ્રમાણમાં હોય છે. વધારે પાપવાળાને અમૂક નરક અને ઓછાવાળાને અમૂક નરક. બધા પાપીઓને એકજ સરખું નરક હોતું નથી. (૫) કરેલાં પાપના વત્તા ઓછા પ્રમાણ પ્રમાણેજ નરક હોય છે અને તેવાં સાત નરકો છે એ દેખાડવાને "સાત" શબ્દ છે. **સૂત્રાર્થ**–યમની ગતિવિષે લોકમાં પ્રસિદ્ધિ કેવી છે તે વિષે આ સૂત્રમાં કહ્યું છે અને જણાવે છે કે રૈરવ વગેરે સાત નરકો પણ યમલોકમાં આવેલ છે માટે પોતાનાં પાપનો બદલો ભોગવવાને પાપીઓએ યમલોકમાં જવું જ જોઇએ.

**અને ત્યાં પણ (નરકમાં ચિત્રગુપ્તાદિ અધિકારીઓમાં પણ) યમનો વ્યાપાર હોવાથી વિરોધ નથી.**

કંઈક [1]શંકા લાવીને પરિત્યાગ કરે છે. શંકા—નરકોમાં ચિત્રગુપ્ત [2]વગેરે જૂદાજ અધિકારીઓ છે, તેમ હોયતો ત્રીજો પક્ષ થાય. માટે કહે છે. ત્યાં [3]નરક વગેરેમાં જે અધિકારિઓ છે તે યમને અધીન છે, તે યમના સેવકો છે, માટે ત્યાં યમનોજ વ્યાપાર છે તેથી ત્રીજા [4]પક્ષની પ્રાપ્તિ નથી, ચથી સુખ અને દુ:ખના ભોગમાં પણ. [5]ત્રીજા પક્ષમાંજ વિરોધ છે.

અથવા યમની ગતિ [6]મંત્ર અને લિંગથી સિદ્ધ છે અને પાપ પૌરાણિક હોવામાં ચંદ્રગતિ એકલીજ બને એમ વિરોધ છે. તે યમના સેવકો હોવામાં તો મંત્ર તથા લિંગના પોષક થવાથી બે માર્ગની સિદ્ધિમાં અવિરોધ છે. માટે યમની ગતિ છેજ એમ સિદ્ધ થયું. ૧૬

૪ વિદ્યાકર્મણોરિત્યધિકરણ

## विद्याकर्मणोरिति तु प्रकृतत्वात् ॥३–१–१७॥

**વિદ્યા અને કર્મથી દેવયાન અને પિતૃયાણ એજ પ્રકૃત હોવાથી ત્યાં યમલોકની ગતિ નથી.**

[1]સાધારણ તે નથી એમ જણાવવાને પૂર્વે કહેલા અર્થનું સમર્થન કરનાર અધિકરણનો આરંભ કરે છે.

જે કોઇ આ લોકમાંથી પસાર થાય છે તે ચંદ્રલોકમાં ગતિ કરે છે. (કૌ. ૧–૨) આ પ્રમાણે જે શ્રુતિ છે તેની ગતિ શી? (તેનો અર્થ શો?) અથવા પંચાગ્નિવિદ્યાના [2]પ્રસ્તાવમાં યમગતિ શા માટે ન કહી? માટે વેદનો વિરોધ હોવાથી ત્રીજો

---

**સૂત્ર ૧૬**—(૧) પાપીઓની ગતિ યમલોકમાં છે એવા મતનું ખણ્ડન કરવાને કહે છે (૨) નરકમાં ચિત્રગુપ્ત વગેરે જે અધિકારીઓ છે તે યમલોકથી જૂદા લોકના અધિકારી છે તેથી નરક યમલોકમાં હોઈ શકે નહિ. માટે પાપીઓની ગતિ યમલોકમાં માની શકાતી નથી. (૩) ચિત્રગુપ્ત વગેરે ભલે યમલોકના અધિકારી નહોતા પણ તેઓ યમને આધીન છે. યમની આજ્ઞા પ્રમાણે પાપીઓને નરકમાં નાખે છે. ગુન્હેગારોને સજા કરવાને સારા માણસોને રાજા નીમે તેમ યમ ચિત્રગુપ્ત વગેરેને નરકના અધિકારીઓ નીમ્યા છે. આથી યમલોકની ગતિમાં કોઇ બાધ આવતો નથી. (૪) પાપીઓની ગતિ યમલોકથી જૂદા સ્થાનમાં નથી. (૫) ચંદ્રલોક તથા યમલોકથી જૂદુંજ નરકનું સ્થાન છે જ્યાં ચિત્રગુપ્ત વગેરે અધિકારીઓ છે એ પક્ષ (૬) શ્રુતિ અને સ્મૃતિથી યમગતિ સિદ્ધ જણાય છે. **સૂત્રાર્થ** નરકમાં ચિત્રગુપ્ત વગેરે યમથી ભિન્ન અધિકારીઓ છે તેથી નરકમાં ગમન કરવારૂપી ગતિ ત્રીજી—જૂદીજ છે, અર્થાત્ તે ચંદ્રલોક તથા યમલોકથી જૂદી છે આમ કોઇ કહે તો જણાવવાનું કે ચિત્રગુપ્ત વગેરે અધિકારીઓ યમની આજ્ઞાનુસાર પોતાનો અધિકાર બજાવે છે. તેથી નરકની ગતિને જૂદી કહેવી નહિ પણ તે યમલોકમાં જ છે.

**સૂ૦–૧૭** (૧) યમ ગતિ સાધારણ નથી. તમામને માટે તે નથી એમ કહે છે. (૨) શંકા–પંચાગ્નિ વિદ્યાના પ્રસ્તાવમાં અર્ચિર્માર્ગ તથા ધૂમમાર્ગ એટલે દેવયાન તથા પિતૃયાણ એમ બે માર્ગો કહ્યા છે ત્યાં

પક્ષ સિદ્ધ થતો નથી[3]. એવી આશંકાનો પરિહાર તુ શબ્દથી કરે છે. અહિંઆં [4]વેદાન્તમાં ગૌણ અને મુખ્યફલ આપવાને માટે વિદ્યા અને કર્મનેજ હેતુ તરીકે જણાવ્યા છે. વિદ્યાથી દેવયાન અને કર્મથી [5]સોમભાવ છે. તે બન્નેજ [6]પ્રકૃત હોવાથી કારણ તરીકે છે. આથી કૌષીતકિબ્રાહ્મણમાં પણ તે પ્રકૃત હોવાથી [7]"સર્વ" શબ્દથી કર્મ કરનારા જ કહ્યા છે. અહિંઆં પણ [8]યમમાર્ગ કહ્યો નથી. માટે વિદ્યા અને કર્મ મુખ્ય હોવાથી બે [9]માર્ગજ કહ્યા છે; આનાથી [10]ત્રીજાનો બાધ નથી. (૧૭)

## न तृतीये तथोपलब्धेः ॥३–१–१८॥

### ક્ષુદ્ર જંતુઓ તરીકે જન્મ મરણરૂપ ત્રીજી ગતિમાં પુણ્ય પાપના ભોગની ઉપલબ્ધિ નથી (તેથી યમલોકથી તે ભિન્ન છે.)

"જેઓ આ બે માર્ગમાંના કોઈ પણ માર્ગને પ્રાપ્ત થતા નથી, તેઓ અનેક જન્મ લેવાવાળા ક્ષુદ્ર જંતુરૂપે ઉત્પન્ન થાય છે. તેઓ ઉત્પન્ન થાય છે તથા જલ્દી મૃત્યુને પામે છે. આ તૃતીય સ્થાન કહેવાય છે. માટેજ સંસારી જીવની નિન્દા કરવામાં આવી છે." (છાં–૫–૧૦–૮) વગેરેમાં 'નિન્દા કરવામાં આવી છે' એમ અન્તમાં આવે છે તેથી ત્રીજા [1]માર્ગની નિન્દાર્થો, બીજા બે માર્ગોની સ્તુતિ કરી છે. તેજ તૃતીય છે તો પછી યમ માર્ગની શી જરૂર છે? એમ હોય તો કહે છે. ત્રીજા [2]માર્ગમાં પુણ્ય અને પાપનો ઉપભોગ જોવામાં આવતો નથી. કારણ કે "જેઓ આ માર્ગને જાણતા નથી તેઓ કીટ, પતંગ તથા મચ્છર વગેરે અનેક યોનિને પ્રાપ્ત થાય છે." (છાં. ૬–૨–૧૬)

---

યમલોક કહ્યો નથી તો પછી તમે શા માટે યમલોકની ગતિ વિષે કહો છો? જો યમલોકની ગતિ શ્રુતિથી પ્રતિપાદિત હોય તો શા માટે ત્યાં તેનું કથન ન હોય? (૩) શ્રુતિ માટે યમગતિ જોવામાં આવતી નથી માટે જો યમલોકની ગતિનો સ્વીકાર કરવામાં આવે તો પછી વેદની સાથે વિરોધ આવે. આમ થતાં દેવયાન અને પિતૃયાણથી જૂદો માર્ગ જે યમલોકનો છે તે પણ સિદ્ધ થતું નથી. (૪) જ્ઞાનનું ફલ મુખ્ય છે અને કર્મનું ગૌણ છે એવું તાત્પર્ય ઉપનિષદ્ જણાવવા માગે છે. અને તેથીજ પ્રસ્તુત પ્રકરણમાં વિદ્યાથી દેવયાન અને કર્મથી પિતૃયાણ કહેલ છે. (૫) સોમભાવ–ચંદ્રલોક પિતૃયાણવાળાની ચંદ્રલોકમાં ગતિ છે. (૬) દેવયાન અને પિતૃયાણ વિષેનું પ્રકરણ હોવાથી. તે બન્નેનુંજ કથન છે, યમલોકનું કથન નથી. (૭) કૌષીતકી બ્રાહ્મણમાં પણ યમલોકનું કથન નથી કારણ કે ત્યાં પિતૃયાણ વિષે વર્ણન કરવાનું પ્રયોજન છે, યમલોકનું નહિ. (૮) તેજ પ્રમાણે પંચાગ્નિ વિદ્યામાં યમલોકના વર્ણનનું પ્રયોજન નથી તેથી તે ત્યાં જણાવ્યું નથી. (૯) દેવયાન અને પિતૃયાણ. (૧૦) દેવયાન અને પિતૃયાણનુંજ વર્ણન છે તેથી એમ ઠરતું નથી કે ત્રીજો યમમાર્ગ નથી. યમમાર્ગને બાધ આવતો નથી. **ભાવાર્થ**–પંચાગ્નિ વિદ્યામાં દેવયાન અને પિતૃયાણનું વર્ણન છે. અને યમમાર્ગનું નથી કારણ કે તે બે યાનનું વર્ણન કરવાનુંજ ત્યાં પ્રયોજન છે, આથી યમમાર્ગના સ્વીકારમાં કોઇ પણ બાધ નડતો નથી.

**સૂ૦—૧૮** (૧) જેઓની દેવયાન કે પિતૃયાણથી ગતિ નથી તેઓ ક્ષુદ્ર જંતુઓ રૂપે વારંવાર જન્મે છે અને મરે છે. આનેજ તૃતીય ગતિ કહેલી છે, યમલોકને ત્રીજી ગતિ કહેલી નથી. આ ત્રીજી ગતિની નિંન્દા કરી છે, માટે જો ત્રીજી ગતિ હોય તો વારંવાર ક્ષુદ્ર જંતુઓ તરીકે જન્મવું અને મરવું તેજ ત્રીજી ગતિ હોઇ શકે, યમ ગતિ નહિ. (૨) શંકાકારની શંકાનું સમાધાન કરે છે. ક્ષુદ્ર જંતુઓરૂપે જન્મ મરણ એ ત્રીજી ગતિ કહેવામાં આવે તો તેમાં પુણ્ય અને પાપનો ઉપભોગ નથી, માટે તે

માં કહ્યા પ્રમાણે યોનિમાં નિર્વૃત્તિ હોવાથી મહાપાપનો ભોગ નથી. તેમ કીટ વગેરેમાં પણ મહાસુખનો ઉપભોગ નથી. વળી [3]બન્નેની એકવાકયતા યુક્ત છે. જો કે મહારાજ વગેરેના રાજદણ્ડ વગેરેમાં તે પ્રમાણે ઉપભોગ સંભવે છે. તોપણ રંભાદિની સાથેના સંયોગમાં તથા નરકમાં જે પ્રમાણે હોય છે તે પ્રમાણે સંભવતો નથી. [4]જડમાં તો પાંચમી આહુતિ છે. મરતાંજ ખરેખર ઈશ્વરની ઇચ્છાથી [5]એ વધારાના જન્મ છે. કારણ કે "ત્રણુથી" એમ વચન છે. વળી હું ભરત છું એમ પ્રતીતિ [6]પણ છે. તેથી પૂર્વની માફક [7]સ્મરણના અભાવે બાલ્યાદિની માફક જ ત્રણ જન્મો છે. માટે "જન્મ પામો" વગેરેથી [8]વૈલક્ષણ્ય હોવાથી યમમાર્ગ જૂદો છે. પંચાહુતિના [9]નિયમના અભાવનો જ્ઞાનના ઉપયોગિ દેહમાં પણ અંશના અવતરણમાં પુષ્ટિમાર્ગ હોવાથી ત્યાં દોષ નથી. (૧૮)

## स्मर्यते च लोके ॥ ३-१-१९ ॥

### ( લોકમાં પણ મૂર્ચ્છાદિમાં (યમલોકનું) સ્મરણ થાય છે.)

અન્ય સાધકને કહે છે. વળી [1]લોકમાં પણ મૂર્ચ્છા વગેરેમાં યમલોકમાં ગમન, સંભાષણ, પુનરાગમન સ્મરાય છે. ૧૯

## दर्शनाच्च ॥३-१-२०॥

### અને (યમપુરૂષોનું) દર્શન (અજામિલાદિને) થાય છે તેથી.

[1]કેટલાક અજામિલ વગેરેથી યમપુરુષો દેખાય છે. [2]ચથી તેમનાં વાકયો વગેરે સાંભળવામાં આવે છે. એવો અર્થ સૂચિત થાય છે. [3]માટે યમમાર્ગમાં કંઈ પણ બાધક નથી એમ સિદ્ધ થયું. ૨૦

ત્રીજી ગતિ કહી શકાય નહિ. પુણ્ય અને પાપનો ઉપભોગ જેમાં હોય તેજ ત્રીજી ગતિ કહેવાય છે. (૩) દેવયાન અને પિતૃયાણ (૪) દેવયાન અને પિતૃયાણ એક પ્રકરણમાં હોવાથી તેમની એક વાક્યતા યુક્ત છે. (૫) ભરતમુનિ. (૬) હરિણયોનિ અને બ્રાહ્મણયોનિ. (૭) શ્રીમદ્‌ભાગવતના પાંચમા સ્કંધમાં આ કહેલું છે. (૮) ભરતને પછીના જન્મમાં પૂર્વજન્મનું સ્મરણ નહોતું. (૯) જન્મ મરણરૂપી ત્રીજો માર્ગ કહ્યો તે યમ માર્ગથી જૂદો છે. (૧૦) વિદુર વગેરેની ચંદ્રલોકમાં ગતિ નહોતી આથી પંચાહુતિના નિયમનો ભંગ ત્યાં જોવામાં આવે છે. એમ શંકા થતાં કહે છે. (૧૧) પુષ્ટિમાર્ગમાં પંચાહુતિનો પ્રકાર નથી. તેમજ વળી પુષ્ટિમાર્ગીય અંશરૂપ જ્ઞાનીઓમાં પણ પંચાહુતિના નિયમનો ભંગ જોવામાં આવે છે **ભાવાર્થ**–જન્મમરણરૂપ ત્રીજી ગતિ તે યમલોકથી જૂદા પ્રકારની છે. માટે તેમાં યમલોકનો સમાવેશ કરવો નહિ. યમલોકમાં પાપ તથા પુણ્યનો ઉપભોગ છે જ્યારે જેને ત્રીજી ગતિ કહેવામાં આવે છે તેમાં તો ક્ષુદ્રકોટિના જન્તુઓ તરીકે ફક્ત જન્મ અને મરણ છે.

સૂ૦—૧૯ (૧) જ્યારે કોઇ મૂર્ચ્છામાં હોય છે ત્યારે તે યમલોકમાં જાય છે તથા યમના દૂતો સાથે વાતો કરે છે વગેરે અનુભવ થતો જણાય છે. આથી યમગતિ વિષેનો નિશ્ચય બરાબર છે,

સૂ૦ ૨૦—(૧) અજામિલ વગેરેએ યમના સેવકોને જોયેલા પણ છે. (૨) સૂત્રમાં च અને શબ્દથી યમપુરુષોના શબ્દના શ્રવણનું સૂચન કરાય છે, અર્થાત્ અજામિલવગેરેએ યમના સેવકોને જોયેલા છે તથા તેમનાં વાક્યોને પણ સાંભળ્યાં છે. (૩) આથી યમમાર્ગ છે એ વિષે કોઈ પણ ના કહી શકશે નહિ.

૫ શબ્દાવરોધાધિકરણ.

## तृतीये शब्दावरोधःसंशोकजस्य ॥३-१-२१॥

### ત્રીજી આહુતિમાં શબ્દના સામ્યથી કારણભૂત જલ (સ્વદેજ)નું ગ્રહણ થાય છે.

તૃતીય આહુતિનો વિચાર કરે છે. ત્યાં વૃષ્ટિમાંથી અન્ન છે એ પ્રમાણે તૃતીય આહુતિ [1]સફલ છે. પહેલાંની [2]બે શબ્દથીજ સમજવા જેવી છે. "વૃષ્ટિમાંથી અન્ન" એમાં [3]સાધન તથા ફલ બન્ને પ્રત્યક્ષ હોવાથી ફકત વૃષ્ટિ માત્રથી બીજ સિવાય અન્ન થતું નથી. [4]બીજનુંજ ખરેખર ફલ છે. [5]નિમિત્ત માત્રથી તેનું અસ્તિત્વ કહેવાનું શકય નથી. માટે "વૃષ્ટિમાંથી અન્ન થાય છે" એ વાકય અસંગત છે એવી શંકા કરીને કહે છે. ત્રીજામાં [6]શબ્દનો અવરોધ છે. ત્રીજી આહુતિમાં [7]શબ્દના સામ્યથી કારણભૂત જલનો [8]અવરોધ-ગ્રહણ છે. "હે સોમ્ય, આ પહેલાં સત્‌જ હતું" (છાં. ૬-૨-૧) એવી શ્રુતિ છે. વળી તે તેજે ઇક્ષણ કર્યું "હું બહુ થાઉં" તેણે જલ સર્જ્યું. તેથી જયારે કોઇ પુરુષ શોક કરે છે અથવા સ્વેદ અનુભવે છે તે તેજમાંથીજ હોય છે. તેમાંથી જલ ઉત્પન્ન થાય છે" (છાં. ૬-૨-૩) માટે અહિંઆં કારણ રૂપનું નિરૂપણ કરવામાં જલને શોકમાંથી -સ્વેદમાંથી ઉત્પન્ન થયેલ જણાવ્યું છે. વળી આગળ તેથી "જયાં કોઇ જગ્યાએ તે વર્ષે છે તેજ મુખ્ય અન્ન થાય છે" (છાં. ૬-૧-૪) એવી શ્રુતિ છે. માટે પંચાગ્નિ વિદ્યામાં પણ દેવોના હોમથી [9]કારણભૂત વૃષ્ટિજ થઇ છે. માટે અહિંઆં અન્ય [10]બીજની અપેક્ષા નથી. શોક શબ્દથી "જે અશ્રુ પડયું તેમાંથી રત્ન અને હિરણ્ય બન્યું" એ (તૈ. સં. ૧-૫-૧) શ્રુતિમાં સાહાયકારી દ્રષ્ટાન્ત સૂચવાયું છે. જો કે ત્યાં અન્ન શબ્દથી પૃથિવી છે તો પણ અહિંઆં પૃથિવી એ અગ્નિ તથા સમિદ્રૂપ હોવાથી અન્નજ છે માટે કારણ શકિતથી યુકત વૃષ્ટિમાંથી અન્ન થાય છે. આથી તેમાં કોઇ પણ પ્રકારની અસંભાવના નથી. (૨૧)

## साभाव्यापत्तिरुपपत्तेः ॥३-१-२२॥

### કારણ કે આકાશાદિ રૂપના જેવી આપત્તિ (પ્રાપ્તિ) છે તેથી.

સૂ૦ ૨૧—(૧) આ આહુતિમાં વૃષ્ટિ એ હોમ્ય છે અને અન્ન તેનું ફલ છે. એ રીતે ત્યાં પણ ફલ કહેલું છે. (૨) પ્રથમ બે આહુતિઓ શબ્દથી સમજાય એવી છે પણ આ ત્રીજી આહુતિમાં જણાવવા પ્રમાણે અર્થનો વિરોધ આવે છે. (૩) વૃષ્ટિ એ સાધન અને અન્ન ફલ. (૪) બીજ સિવાય અન્ન હોતું નથી માટે વૃષ્ટિને અન્નનું કારણ કહી શકાય નહિ. (૫) વૃષ્ટિને અન્નનું નિમિત્ત કારણ કહેતા હો તો જગમાં દણ્ડચક્રાદિ નિમિત્ત કારણ માત્રથી ઘટ બનતો નથી. તેમ અહિંઆં અન્ન સંભવે નહિ. ઘટ થવામાં મૃત્તિકા સમવાયી કારણની જેમ જરૂર છે તેમ અહિંઆં પણ બીજરૂપી સમવાયી કારણની જરૂર છે. (૬) ત્રીજી આહુતિમાં. (૭) વૃષ્ટિ શબ્દના સામ્યથી. (૮) વૃષ્ટિનો અર્થ વૃષ્ટિ નહિ પણ કારણભૂત જલ છે. (૯) ત્રીજી આહુતિમાં વૃષ્ટિ શબ્દ તે કારણ રૂપ જલ છે. (૧૦) મૂળ કારણરૂપ વૃષ્ટિ હોવાથી બીજની અન્નોત્પત્તિમાં જરૂર નથી. **ભાવાર્થ**-ત્રીજી આહુતિમાં વૃષ્ટિ શબ્દનો પ્રયોગ છે. તેનાથી મૂલ કારણરૂપ જલ સમજવાનું છે. આથી જો કે અન્નોત્પત્તિમાં તેના સમવાયી કારણ બીજની અપેક્ષા છે છતાં અહિંઆં તેની અપેક્ષા નથી.

કંઇક આશંકા કરીને પરિહાર કરે છે. ([1]શંકા)–અહિંઆં કારણભૂત જલરૂપ વૃષ્ટિ જણાવવું શક્ય નથી. કારણ કે સમાન ધૂમમાર્ગની શ્રુતિમાં વૃષ્ટિનો અન્નભાવ અથવા ઐકય છે. "ત્યાર પછી તેમના કર્મોની અસર હોય ત્યાં સુધી તેટલો સમય ત્યાં ચંદ્ર મંડળમાં રહ્યા પછી, તેઓ નીચે કહેવાયેલ માર્ગે થઇ પાછા આવે છે. ત્યાંથી તેઓ આકાશને પામે છે. વાયુને પામ્યા પછી તેઓ ધૂમરૂપ થયા પછી તેઓ અભ્રરૂપને પ્રાપ્ત થાય છે" અભ્રને પ્રાપ્ત થયા પછી તે મેઘરૂપ બને છે. પછી વર્ષે છે. પછી તે વ્રીહિ, યવ, ઔષધિ, વનસ્પતિ, તિલ તથા માષ આદિ રૂપે ઉત્પન્ન થાય છે" (છાં. ૫–૧૦–૫–૬) આ શ્રુતિ પ્રમાણે [2]આકાશમાં જાય છેજ "વળી આકાશથી ચંદ્રમાં જાય છે" એમ પહેલાં કહેલું [3]હોવાથી આકાશની માર્ગતા છેજ. "વાયુ થઇને પછી ધૂમ થાય છે" વગેરે શ્રુતિઓમાં તે તે [4]રૂપ સંભળાય છે. વળી તેની વિકૃતિઓ છે. ત્યાર પછીથી થતી હોવાથી વૃષ્ટિ પણ વિકૃતિ[5]વાળીજ છે. માટે [6]કારણરૂપ નથી એવી આશંકા કરીને પરિહાર કરે છે. (ઉત્તર) તે વાયુ વગેરે [7]રૂપની પ્રાપ્તિ તે પોતાના જેવા રૂપનીજ પ્રાપ્તિ છે. મધ્યમાં વાયુ મંડળમાં આવતી આહુતિ તે વાયુ ભવન શબ્દથી ઓળખાય છે. આકૃતિજ પદના અર્થરૂપ છે તેથી વળી વ્યાપત્તિ શબ્દથી [8]તેજરૂપ બનેલો જલરૂપ થાય તો તેની કાન્તિનો નાશ જેવુંજ પરિણામ આવે એમ સૂચવે છે. શાથી? ઉપપત્તિ છે તેથી. તે પ્રમાણે ચિત્રમાં દોરેલા ઘોડાઓમાં [9]તેની સંભાવના છે. એક વિકાર અન્ય વિકારના[10]રૂપને પામે ત્યારે તેમાં આજ વ્યવસ્થા છે. ઉપાસનામાં તે પણ નથી. વળી "ઉત્પન્ન થઇને" એ શ્રુતિનો બાધ પણ નથી. કારણ તે પદના દરેક અર્થો નિશ્ચિત થયેલા છે. વળી ત્યાં "ભવન (ઉત્પત્તિ) અને અવરોહણ (ઉંચે જવું)" એવાં વચન છે. એક વસ્તુને બીજા રૂપની જણાવનાર શ્રુતિજ [11]ગૌણત્વ જણાવે છે. કારણના અંશ ભાવથી જૂદા સ્થળે તેજ પ્રમાણે પ્રતીતિ છે તેથી તેના આકૃતિ [12]માત્રથી સ્વરૂપનો અન્યથા ભાવ નથી. (૨૩)

સૂ૦ ૨૨—(૧) વૃષ્ટિનો અર્થ મૂળ કારણરૂપ જલ એમ કહી શકાય નહિ એવી શંકા કરે છે. (૨) એ આરોહ છે. (૩) આ અવરોહ છે–વાયુરૂપ, ધૂમરૂપ વગેરે. (૪) વાયુ, અભ્ર, ધૂમ વગેરે રૂપો તે વિકૃતિઓ (૫) વૃષ્ટિ પણ જળનું એક રૂપ હોવાથી તેને પણ વિકૃતિ સમજવી. (૬) માટે વાયુ વગેરે રૂપોમાં મૂળ કારણરૂપ જલ નથી એવી શંકા. (૭) વાયુ વગેરે રૂપો તે વાયુ વગેરે રૂપ નથી પણ ફક્ત તેનો દેખાવ છે. વાયુની સાથે સામ્યથી વાયુ રૂપ કહ્યું છે. ચિત્રમાંના ઘોડાની માફક. ચિત્રમાંનો ઘોડો આકારના સામ્યથી ઘોડો કહેવાય છે, તેમ વાયુ વગેરે રૂપો સમજવાં. ચિત્રામાં જેમ ઘોડાનો દેખાવ તેમ વાયુ વગેરેમાં તે રૂપનો દેખાવ (૮) જો ઉપરનો અર્થ ન હોય તો પછી તે પ્રથમ તેજ રૂપ બને છે અને ત્યાર પછીથી જલરૂપ બને તો તે સમયે તેજ રૂપનો નાશ થયો એમ કહેવાય, પણ આવી રીતે ત્યાં નથી. તેથી વાયુ વગેરે રૂપે તે આભાસ માત્ર છે–દેખાવ રૂપ છે (૯) ચિત્રના ઘોડાનું દૃષ્ટાન્ત આપીને આ હકિકત સમજાવે છે. (૧૦) એક રૂપ બીજું રૂપ બને તો તે રૂપમાં અન્યરૂપનો દેખાવજ હોય છે તેથી મૂળ કારણમાં ફેર પડતો નથી. (૧૧) વાયુ, વગેરે રૂપની આપત્તિ તે ગૌણ છે મુખ્ય નથી. (૧૨) અમુક આકાર ઉપરથી તે વસ્તુનું સ્વરૂપ ખરી રીતે બદલાઇ જતું નથી. તેથી વૃષ્ટિ રૂપ થવામાં મૂળ કારણ જલનો નાશ થતો નથી. ભાવાર્થ–"વૃષ્ટિ" એ ખરી રીત વૃષ્ટિ નથી પણ વૃષ્ટિનો આભાસ છે. ખરી રીતે તો મૂળ કારણ જલ રૂપ છે. પણ આપણને કાર્યરૂપે વૃષ્ટિરૂપે દેખાય છે આથી કારણરૂપ

# नातिचिरेण विशेषात् ३-१-२३

## [1]તે રૂપે જીવ બહુ વખત સ્થિત રહેતો નથી [2]કારણ ખાસ શ્રુતિ છે તેથી.

અન્ય ઉપપત્તિ કહે છે. અને તે [1]રૂપની પ્રાપ્તિ બહુ લાંબા વખત હોતી નથી. શાથી? અન્નરૂપ બનેલોજ બહુ કાલ હોય છે [2]એમ શ્રવણ થાય છે. "આ યોનિમાંથી તે નીચે ઉતરતો નથી" (છાં. ૫-૧૦-૬)માં કહ્યું છે. ત્યાં મૂળમાં "दुर्निष्प्रपतरम्" શબ્દમાં प्रापतर અથવા प्रपतर છે. [3]વ્યાકરણના નિયમ પ્રમાણે વર્ણલોપ છે. માટે [4]તૃતીય આહુતિમાં બહુ વખત સુધી રહેતો નથી એમ જણાય છે. કારણ કે બહુ કાલ ત્યાં રહે તો તે [5]રૂપ થઈ જાય. કારણને લીધે દેવો મનુષ્યના ભાવવાળા હોય છે. અન્ય પક્ષમાં કોઇ દોષ નથી. ઐક્ય પક્ષમાં પણ જ્ઞાનવાળો ગૃહસ્થ દુર્લભ હોવાથી આ પ્રકારે વચન છે. માટે વૃષ્ટિથી અન્ન થાય છે એ સિદ્ધ થયું. ૨૩

૬ અન્યાધિષ્ઠિતઇત્યધિકરણ.

# अन्याधिष्ठिते पूर्वाभिलापात् ॥३-१-२४॥

## અન્ય જીવથી અધિષ્ઠિતમાં પહેલાંની માફક કહેવામાં આવે છે તેથી.

ચોથી આહુતિનો વિચાર કરે છે. "સંસર્ગથી ઉત્પન્ન થતા કર્મના દોષોથી પુરુષ સ્થાવર રૂપ બને છે" એમ જે કહ્યું છે તેમાં આ [1]અન્ન રૂપ શી રીતે હોઇ શકે? અપૂર્વ અન્ન હોય તોપણ [2]કણ્ડન પાક વગેરેમાં કલેશથી જીવનું અપગમન હોવાથી શી રીતે રેતઃરૂપ છે? ચર્વણાથી જઠરનો પાક આવશ્યકજ છે. [3]મર્યાદાના ભંગના પ્રસંગને લીધે જીવ જડ રૂપ બનતો નથી. માટે અન્ન એ રેતઃરૂપ શી રીતે બને? એવી શંકા કરીને તેનો પરિહાર કરે છે. [4]અન્યથી અધિષ્ઠિત થવામાં વૃષ્ટિ જ્યારે અન્ન

---

જલમાંથીજ-વૃષ્ટિમાંથી અન્નની સંભાવના બને છે તે યથાર્થ છે.

સૂ. ૨૩—(૧) વૃષ્ટિમાંથી અન્ન રૂપ થવામાં બહુ વખત લાગતો નથી. (૨) અન્ન રૂપ પ્રાપ્ત થયેલાનેજ અન્યરૂપ ગ્રહણ કરવામાં સમયની જરૂર છે એમ શ્રુતિ છે. (૩) મૂળમાં "પ્રાપતર"ને બદલે પ્રપતર છે તો પણ વ્યાકરણના નિયમ પ્રમાણે "પ્રા"નો "પ્ર" છે. (૪) વૃષ્ટિમાંથી અન્નરૂપે બનવામાં. (૫) કારણ કે બહુ સમય સુધી ત્યાં રહે તો પછી તે અધિષ્ઠાનનેજ તે પોતાનું બનાવી દે તો પછી આગળ રેતોરૂપ અને ગર્ભરૂપમાં તેની સંક્રાન્તિ થવાની છે તે સંભવે નહિ. **ભાવાર્થ**-વૃષ્ટિમાંથી અન્નરૂપ બનવામાં જીવને બહુ સમયનો વિલમ્બ નડતો નથી.

**અધિ. ૬-સૂ. ૨૪**—(૧) કહેલા સ્મૃતિના પ્રમાણથી દોષવાળોજ અન્નરૂપ થાય છે અને અહિંઆ તો દોષ રહિત, યજ્ઞાદિ કર્મ કરનાર શુદ્ધ જીવને અન્નરૂપ કહેલ છે તે શી રીતે સંભવે? (૨) બીજો વાંધો દેખાડે છે. અન્નને ખાંડતી વખતે તથા રાંધતી વખતે તેમાં રહેલા જીવને કલેશ નડે તેથી ખાંડવાની તથા રાંધવાની ક્રિયામાં તે જીવ અન્નમાંથી જતો રહેવો જોઇએ તો પછી તે અન્ન ખાનારના ઉદરમાં રેતઃ ઉત્પન્ન થાય છે એમ જે કહેવામાં આવે છે તે શી રીતે સંભવે? (૩) વળી ઉપર જણાવેલા દોષના બચાવમાં એમ કહેવામાં આવે કે જેમ અન્ન જડ છે તેમ તેમાં સ્થિત રહેલો જીવ પણ જડ છે. આથી તેને કોઇ પણ કલેશ નડતો નથી તો પછી જડ અને જીવ એવી જે વ્યવસ્થા કરવામાં આવી છે

રૂપ થાય છે તે સમયેજ અન્ય જીવોથી અધિષ્ઠિત વ્રીહિ વગેરે હોય છે. તેમાં અપૂર્વની માફક તે ભાવની આપત્તિ થાય છે. [1]અતિથિની માફક અથવા [2]પૂર્વના વૈલક્ષણ્યથી શાથી? તેનો અભિલાપ છે તેથી "વ્રીહિ, યવ, ઔષધિ વનસ્પતિ, તલ તથા માષ" વગેરે શ્રુતિ પૂર્વની માફક તે રૂપને જ કહેતી નથી. પણ જગત્માં સ્થિત વ્રીહિ વગેરે રૂપનોજ અભિલાપ છે. તેમ હોય તો જેમ અન્ય વ્રીહિ વગેરેમાં તેના અધિષ્ઠિતા દેવતાથી નિયુક્ત જીવો તેમને આત્મા તરીકે માને છે તેજ પ્રમાણે અહિંઆં પણ છે. તેમાં કોઇ પણ દોષ નથી. [3]ખરેખર અધિષ્ઠાનમાં વેદના તથા મરણ પછી કૃમિ રૂપ જોવાય છે. માટે અન્ન રેતોરૂપ થાય છે તે યોગ્ય છે. ૨૪

## अशुद्धमिति चेन्न शब्दात् ॥३–१–२५॥

### તે અશુદ્ધ છે એમ કહેતા હો તો કહે છે ના, શ્રુતિ છે તેથી.

કંઇક શંકા લાવીને પરિહાર કરે છે. શંકા—જો અન્યના અધિષ્ઠાનનો અંગીકાર કરવામાં આવે તો કલેશવાળા જીવો અશુદ્ધ હોવાથી અન્ન [1]અશુદ્ધ થાય. તેમ હોય તો પછી યોગ્ય દેહ શી રીતે [2]બને? ઉત્તર–ના, "દેવો અન્નનો હોમ કરે છે. તે આહુતિમાંથી રેતનો સંભવ છે" (છાં. ૫–૭–૨૨) આ શ્રુતિ છે. આમાં દેવોની આહુતિરૂપ હોમનું વચન હોવાથી તે શુદ્ધ છે. બીજાની સંસ્કારથીજ શુદ્ધિ હોય છે. નહિ તો જીવ પર્યન્ત તેની શી ગતિ થાય? માટે સંસ્કાર શબ્દથી શુદ્ધ અન્નજ છે.

રેતઃસિગધિકરણ.

## रेतःसिग्योगोथ ॥३–१–२६॥

### પછીથી રેતઃનું સિંચન કરનાર સાથે યોગ છે.

---

તેનો ભંગ થાય. (૪) અન્ય જીવ અન્નમાં વ્રીહિયવાદિમાં અધિષ્ઠાન કર્યું હોય તો. (૫) જેમ અતિથિ પારકાના ઘરમાં જાય છે ત્યારે ત્યાં અભિમાન સિવાય રહે છે તે એ ઘરને પોતાનું માનતા નથી. તેમ આ જીવો પણ વ્રીહિયવાદિમાં રહેવા છતાં તેને પોતાનું અધિષ્ઠાન માનતા નથી. આથી તેમને કલેશાદિ નથી. (૬) સૂત્રમાં "અપૂર્વવત્" અને "પૂર્વવત્" એમ બે પાઠ કલ્પે છે પ્રથમ પાઠ પ્રમાણે અપૂર્વનો અર્થ અતિથિ લીધો છે, બીજા પાઠથી પ્રથમની આહુતિથી આ આહુતિના પ્રકારનું વૈલક્ષણ્ય જણાવ્યું છે. (૭) અન્નમાંથી ખાંડવાની તથા પાકાદિ ક્રિયાઓથી જીવ જતો રહેતો નથી તે જણાવવાને કહે છે કે ખાંડેલું તથા રાંધેલું અન્ન ઘણો વખત જો રહેવા દેવામાં આવે તો તેમાંથી કૃમિ જીવડાં પડે છે. આથી જીવનો અપગમ નથી.

સૂ. ૨૫—(૧) જો આ આહુતિ પ્રમાણે અન્ન અશુદ્ધ હોય તો તેમાંથી રેતોદ્વારા જે ગર્ભ–શરીર બને છે તે શુદ્ધ–જ્ઞાનને ઉપયોગી શી રીતે હોઇ શકે? (૨) અહિંઆં શબ્દ સાધારણ અન્નરૂપ નથી. તે અહિંઆં આહુતિ તરીકે છે તથા દેવોથી તેનો હોમ કરાય છે. માટે આ અન્ન શુદ્ધ છે. દૂષિત અન્ન હોય તો પણ જો તે આહુતિ બને તો સંસ્કાર માત્રથી શુદ્ધ થાય છે તો પછી આ અન્ન આહુતિરૂપ હોવાથી શુદ્ધ હોય તેમાં શું આશ્ચર્ય છે? **ભાવાર્થ**–અન્નરૂપમાંથી રેતોરૂપ થાય છે એમ જે ચોથી આહુતિમાં કહ્યું છે ત્યાં અન્ન એ શુદ્ધજ છે.

પાંચમી આહુતિનો વિચાર કરે છે. ([1]શંકા) પુરુષમાં અન્નનો હોમ થાય (અન્ન ખાય) તો તેથી રેતઃ શી રીતે બને? [2]બાલ્યાવસ્થા, કૌમાર તથા વૃદ્ધાવસ્થામાં તેવું જોવામાં આવતું નથી. [3]તરુણ અવસ્થામાં પણ તમામ ખાધેલું અન્ન રેતઃ (વીર્ય) રૂપ બનતું નથી. વળી રેતઃરૂપ થયેલું નિયમ પ્રમાણે યોનિમાં રેડાતું નથી. [4]વળી દૈવની અપેક્ષા ત્યાં નથી. કારણ કે ત્યાં પુરુષનોજ પ્રયત્ન હોય છે. એવી શંકા કરીને તેનો પરિહાર કરે છે. રેતઃનું [5]સિંચન કરનારનો યોગ છે. પુરુષ શબ્દથી પૌરુષ ધર્મવાળો કહેવાય છે. વળી પૌરુષ દેશ તથા કાલના સંનિધાનથી મંત્રની માફક રેતઃના સેકના [6]સામર્થ્યવાળું છે. આ ખરેખર બધાં માણસોમાં અથવા તમામ વખતે જોવામાં આવતું નથી. તેને માટે [7]દૈવની અપેક્ષા છે. તેમ હોય તો કોઇપણ નિયમનો ભંગ નથી. શી રીતે ફક્ત પુરુષ શબ્દથી જાણવામાં આવે છે? ત્યાં કહે છે. પાછળથી તે છે. શરીરને [8]માટેજ દેવોએ ત્યાં હોમ કરેલો છે. તે શી રીતે પાંચમી [9]આહુતિમાંજ અન્યથા થાય? માટે પાછળથી પુરુષની આહુતિ છે. અહિંઆં રેતઃ રેડનારનો યોગ છે. યોગ શબ્દથી પણ અહિંઆં એમ કહે છે કે અન્યના (એ પુંજીવ સિવાય બીજાના) [10]અધિષ્ઠાનથી રેતઃનું સિંચન કરનારથી યોગનો અભાવ છે. ૨૬

૮ યોનેઃશરીરમિત્યધિકરણ.

## योनेः शरीरम् ॥३–१–२७॥

### યોનિમાંથી શરીર ઉત્પન્ન થાય છે.

જેનો હોમ [1]કરવામાં આવેલો છે તેનું નિરુપણ કરીને ફલનું નિરૂપણ કરે છે. તે આહુતિમાંથી ગર્ભ સંભવે છે, એમ કહેવાય છે. ત્યાં [2]સંદેહ છે કે યોનિની અંદર અથવા બહાર તે ફલ સ્થિત છે? [3]ત્યાં ગર્ભસ્થિત શબ્દ છે તેથી તે અંદર સ્થિત છે. શરીર [4]સબન્ધમાં લો (બાહ્યસ્થિત ગણો) તો શ્રુતિનો બાધ થાય. ઉપસંહાર પણ આગળ

અધિ. ૭-સૂ. ૨૬—(૧) અન્નમાંથી રેતઃજ ફલ આવે એવા નિયમનો ભંગ જણાવે છે. (૨) નાનાં છોકરાં, બાળકો તથા ઘરડાઓ અન્ન ખાય છે છતાં તેમના અન્નમાંથી રેતઃ ઉત્પન્ન થતું નથી. (૩) તેમ જુવાનીમાં ખાધેલા અન્નનું રેતઃ થાય છે એમ જો કોઇ કહે તો તે નિયમમાં પણ ભંગ જોવામાં આવે છે. તમામ જુવાનીઆઓને તે રેતઃ પ્રાપ્ત થતું નથી. (૪) પુરુષનો પ્રયત્ન ગમે તેટલો હોય પણ જો ત્યાં ઇન્દ્રિયોના દેવની કૃપા ન હોય-ઇન્દ્રિયો તેને અનુકૂળ ન હોય તો રેતોરૂપ થતું નથી. (૫) અર્થાત્ પુરુષની સાથે, બાળક કે ઘરડાની સાથેનો યોગ નહિ. (૬) પુરુષ કોણ કહેવાય તેની વ્યાખ્યા આપે છે. જેનામાં પૌરુષ ધર્મ છે તે પુરુષ અર્થાત્ રેતઃનું સિઞ્ચન કરવાનું જેનામાં સામર્થ્ય છે તે. આવું સામર્થ્ય યુવાવસ્થામાંજ હોઇ શકે અન્યમાં નહિ. તેઓ જો અન્ન ખાય તોજ તે અન્ન રેતો રૂપ બને છે. (૭) ઇન્દ્રિયના દેવતાઓની (૮) શરીરના નિર્માણ માટેજ દેવોજ હોમ કરે છે. (૯) તો પછી આ પાંચમી આહુતિમાં અન્નનું રેતોરૂપ થાય છે તે જણાવવું જોઇએ કારણ કે રેતઃ માંથીજ ગર્ભની–શરીરની સિદ્ધિ છે. (૧૦) અન્નમાં એકજ જીવ છે, અનેક નહિ. ભાવાર્થ–રેતઃનું સિઞ્ચન કરનાર પુરુષનો સંબન્ધ થતાંજ અન્નનું રેતોરૂપ થાય છે અને તેમાંથી ગર્ભની સિદ્ધિ બને છે.

સૂત્ર. ૨૭—(૧) પાંચમી આહુતિમાં રેત હોમ્ય છે અને તેનું ફલ ગર્ભ છે એમ જણાવવામાં આવે છે. (૨) ગર્ભ એટલે યોનિની અંદર સ્થિત તે કે યોનિની બહાર નીકળેલું શરીર એવો સંદેહ છે (૩) પૂર્વપક્ષ આપે છે. ગર્ભ એટલે યોનિની અંદર સ્થિત. (૪) યોનિની બહાર નીકળેલું શરીર તેનું

કર્તવ્યના અભાવથી ઉપપન્ન [5]છે. ત્યાર પછી વળી છ મહિના પછી ગર્ભમાં જ્ઞાનનો સંભવ હોવાથી જન્મ પછીથી ગુરુની પાસે જવું વગેરેની જરૂર નથી એમ કોઈ શંકા કરે તો તેનો પરિહાર [6]કરે છે. યોનિમાંથી જે શરીર બહાર નીકળ્યું તેજ [7]ગર્ભ શબ્દથી કહેવાય છે, અગ્નિમાંથી ઉત્થિતજ ફલ રૂપ છે તેથી મધ્યભાવનું પ્રયોજક નથી તેથી પણ. માતાથી રક્ષણ કરવા લાયક થવા માટે [8]ગર્ભ વચન છે વળી કપિલ વગેરેના અસ્તિત્વમાં પુરુષ શબ્દનો અભાવ હોવાથી ઉપસંહારની [9]અનુપપત્તિ છે. [10]શરીર શબ્દથી વૈરાગ્ય વગેરેથી યુકત છે એમ સૂચન કરાયું છે. જાતે તેના અભિમાનથી (તે રૂપની ભાવનાથી) જન્મેલા નથી. માટે સાધનસહિત યોગ્ય દેહ બ્રહ્મજ્ઞાન માટે નિરૂપાયો છે. ૨૭

શ્રીવેદવ્યાસમતવર્તિ શ્રીવલ્લભાચાર્ય વિરચિત બ્રહ્મસૂત્રના અણુભાષ્યમાં
ત્રીજા અધ્યાયનો પ્રથમપાદ સંપૂર્ણ

## અધ્યાય ૩ જો.

## પ્રથમ પાદ.

### ( વિવેચન. )

૧ લું અધિકરણ

સૂત્ર. ૧—પ્રથમ અધ્યાયમાં વેદાન્ત વાક્યોનો બ્રહ્મમાં સમન્વય દેખાડયો. બીજામાં તેમનો પરસ્પર વિરોધ દૂર કરીને, વિરુદ્ધ સ્મૃતિ વગેરેના અપ્રમાણ્યનું પ્રતિપાદન કરીને ઉપનિષદોજ મુખ્ય રીતે બ્રહ્મનું બોધન કરે છે એમ જણાયું હતું. હવે આ ત્રીજા અધ્યાયમાં ઉપનિષદો બ્રહ્મનો બોધ કેવી રીતે કરે છે તે જણાવે છે. અહિઆં શંકા એ થાય કે સઘળાં ઉપનિષદો સાથે લાગાં એકજ વિદ્યાનું જ્ઞાન કરે છે કે તેતી જૂદી જૂદી શાખાના ભેદ પ્રમાણે જૂદી જૂદી વિદ્યાઓનું જૂદુ જૂદુ જ્ઞાન ઉત્પન્ન કરે છે ? વળી તે સર્વત્ર જ્ઞાન ઉત્પન્ન કરતાં નથી, પણ જન્મથી કર્મથી મર્યાદામાં શુદ્ધ પુરુષ હોય તો જ્ઞાન ઉત્પન્ન કરે છે. પુષ્ટિમાર્ગમાં તો કેવલ શુદ્ધ અંતઃકરણમાં પણ ઉત્પન્ન થાય છે. માટે પહેલા પાદમાં પ્રકારની શેષ-

---

નામ ગર્ભ એવો અર્થ ન લેવાય એ અર્થ લેતાં શ્રુતિનો બાધ થાય છે. (૫) ગર્ભ ઉત્પન્ન થતાં સુધીજ આહુતિઓ કહેલી છે તેથી આગળ કંઇ પણ કહ્યું નથી. માટે યોનિમાં સ્થિતજ ગર્ભ છે (૬) સિદ્ધાન્ત જણાવે છે. (૭) યોનિથી બહાર નીકળેલું શરીર તેનું નામ ગર્ભ. (૮) જો બાહ્ય પ્રકટ થતું શરીર એજ ગર્ભનો અર્થ હોય તો રેતઃમાંથી શરીર થાય છે એમ નહિ કહેતાં "ગર્ભ ઉત્પન્ન થાય છે" એમ શાથી કહ્યું ? તેનો ઉત્તર આપે છે. શરીર રૂપ થતા પહેલાં તેનું ગુપ્તરીતે ગર્ભ ધારણ કરનાર માતાએ તેનું રક્ષણ કરવાનું હોવાથી તેને ગર્ભ" કહેલ છે. (૯) "જલ પુરુપ સંજ્ઞા મેળવે છે" એમ ઉપસંહાર કરેલો છે ત્યાં રેતઃની આહુતિમાંથી પુરુષની ઉત્પત્તિ કહેલી છે તેથી અનુપપત્તિ છે. (૧૦) શરીર શબ્દની વ્યુત્પત્તિ શૃ ધાતુમાંથીછે. શૃ "એટલે નાશ પામવું જે વિનાશી છે, નાશ પામે છે તે શરીર (૧૧) પંચાગ્નિ વિદ્યાથી ઉત્પન્ન થયેલા જીવ (૧૨) શરીરના અભિમાનથી (૧૩) પંચાગ્નિ વિદ્યાના સાધનથી જ્ઞાનને ઉપયોગી દેહને જીવ ધારણ કરે છે એમ અર્થ નક્કી કરાયો. **ભાવાર્થ** રેતમાંથી ગર્ભફલ હોય છે. ગર્ભ એટલે યોનિમાં સ્થિત નહિ પણ યોનિની બહાર નીકળેલું શરીર. પાંચમી આહુતિનું ફલ તેજ છે તે દેહ જ્ઞાનને ઉપયોગી બને છે.

તાથી તેના અધિકારીના જન્મનો પ્રકાર પ્રસંગ આવતાં નિરૂપાય છે. બીજા પાદમાં તેની બ્રહ્મભાવની પ્રાપ્તિમાં યોગ્યતાના વિચારપૂર્વક વિષયના અવધારણના પ્રકારનો વિચાર કરાય છે. ત્રીજા પાદમાં જ્ઞાનીની સુગમતા માટે ગુણોનો ઉપસંહાર કર્યો છે. અને ચોથા પાદમાં તેના અંગરૂપ કર્મનો ઉપસંહાર કર્યો છે. આ પ્રકારે સઘળું જ્ઞાનની ઉત્પત્તિમાં ઉપયોગી હોવાથી તેનું નિરૂપણ કરવામાં આવે છે: તેમાં પ્રથમ પાદમાં અધિકારીના જન્મનો વિચાર કરાય છે. આ વિષે બૃહદારણ્યકમાં તથા છાંદોગ્યની પંચાગ્નિ વિદ્યાની શ્રુતિઓ છે. પંચાગ્નિ વિદ્યામાં પાંચ આહુતિઓનું વર્ણન છે. ત્યાં પ્રથમ આહુતિમાં નીચે પ્રમાણે કહે છે "હે ગોતમ ! આ લોક અગ્નિ છે. આદિત્ય તેનું ઇન્ધન છે. કિરણો ધૂમાડો છે. દિવસ અર્ચિ (જ્વાલા) છે ચંદ્રમા અંગારા છે. નક્ષત્રો તણખાઓ છે. તે આ અગ્નિના દેવો શ્રદ્ધાનો હોમ કરે છે અને તે આહુતિનો રાજા સોમ સંભવે છે." અહિંઆં પાંચ વાક્યોથી પહેલી આહુતિ જણાવી છે. બીજા વાક્યોમાં બીજી આહુતિ જણાવી છે. ત્યાં પર્જન્યને અગ્નિ કહેલું છે અને વાયુ, અભ્ર, વિદ્યુત્, વજ્ર, અને નદીઓને અનુક્રમે ઇન્ધન, ધુમાડો, જ્વાલા, અંગારા, અને વિસ્ફુલિંગો કહ્યા છે. ત્યાં સોમ રાજા હોમ્ય છે અને વર્ષ એ ફલ છે. ત્રીજી આહુતિમાં વર્ષ હોમ્ય છે અને અન્ન ફલ છે અને પૃથ્વી, સંવત્સર, આકાશ, રાત્રિ, દિશાઓ અને આવાન્તર દિશાઓ અનુક્રમે અગ્નિ, ઇન્ધન, ધૂમ, અર્ચિ, અંગારા, અને વિસ્ફુલિંગો છે. ચોથી આહુતિમાં વર્ષ એ હોમ્ય અને અન્ન એ ફળને પુરૂષ વાક્ પ્રાણ જીહ્વા ચક્ષુ અને શ્રોત્રને અગ્નિ, ઇન્ધન ધૂમ અર્ચિ અંગારા અને તણખાઓ કહેલા છે. પાંચમી આહુતિમાં રેત એ હોમ્ય છે અને ગર્ભ એ ફળ છે અને સ્ત્રી ઉપસ્થ ઉપમંત્રણ યોનિ અંતઃકૃતિ તેના અભિનન્દો અનુક્રમે અગ્નિ ઇન્ધન ધૂમ અર્ચિ અંગારા અને વિસ્ફુલિંગ છે. આ પ્રમાણે પાંચ આહુતિઓનું વર્ણન કરીને આગળ કહે છે કે "પાંચમી આહુતિમાં જલ પુરૂષસંજ્ઞાને પામે છે. તે ઉલ્બથી ઘેરાએલો ગર્ભ દશ અથવા નવ માસ સુધી અંદર શયન કરીને પછીથી જન્મ પામે છે અને જન્મ પામેલો તે જ્યાં સુધી આયુષ્ય હોય. ત્યાં સુધી જીવે છે વગેરે ઉપરની પાંચ આહુતિઓમાં પાંચ જુદી જુદી રીતે અગ્નિનું વર્ણન કર્યું છે. પ્રથમ લોક રૂપી અગ્નિ, બીજામાં પર્જન્ય રૂપી અગ્નિ, ત્રીજામાં પૃથ્વીરૂપી અગ્નિ, ચોથામાં પુરૂષરૂપી અગ્નિ, ને પાંચમામાં સ્ત્રી રૂપી અગ્નિ જણાવેલ છે. એ અગ્નિઓમાં દેવો કહેતાં લોકપાલ કર્મ સચિવો શ્રદ્ધા સોમ વર્ષ અન્ન અને રેતનો હોમ કરે છે. પ્રથમ આહુતિમાં જે શ્રદ્ધા શબ્દ છે તેનો અર્થ જલ કરવો. શ્રદ્ધાનો અર્થ જલ એ અહિંયાં ગૌણ અર્થ નથી પણ મુખ્ય છે. કારણ અન્યશ્રુતિમાં શ્રદ્ધા અને જલ એ પર્યાયવાચક શબ્દો છે. વેદની અંદર અને નિઘણ્ટુમાં 'શ્રત્' શબ્દનો અર્થ સત્ય કહેલો છે. તેથી શ્રદ્ધા એટલે સત્ય આપનાર એવો યોગથી તેનો અર્થ થાય છે. આ પ્રમાણે લોકરૂપી અગ્નિમાં દેવોએ આહુતિ આપેલા શ્રદ્ધા નામના જલના પરિણામરૂપી સોમ રાજા સંભવે છે. આ પ્રમાણે હોમાએલાં જલ દ્યુલોકમાં આવેલા અને અંગારા તરીકે જણાવેલા ચંદ્રમાં પ્રકાશ પામે છે અને પછી તેમના પક્ષ પૂર્ણ ભરાઇ જતાં પંદર કલાથી તેનું પોષણ થાય છે અને પછી તેનો આરંભ કરે છે. એજ પ્રમાણે આગળ પર્જન્યરૂપી અગ્નિમાં સોમ (ચંદ્ર)ની આહુતી અપાય છે અને તે વર્ષ (વૃષ્ટિ)ના રૂપમાં પરિણામે છે અને વૃષ્ટિનો હોમ પૃથ્વીરૂપી અગ્નિમાં કરાય છે અને તેનું ફળ અન્ન બને છે. તે અન્ન તે પુરૂષ ખાય છે અને તેમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે. માટે પુરૂષ રૂપી અગ્નિમાં અન્નનો હોમ કરવામાં આવે છે અને તેમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે. પણ પુરૂષ તે વીર્યને સ્ત્રીમાં દાખલ કરે છે અને તેમાંથી ગર્ભ ઉત્પન્ન થાય છે માટે સ્ત્રીને પણ અગ્નિ કહેલ છે અને પુરૂષના વીર્યને તે અગ્નિમાં હોમવાનો પદાર્થ જણાવેલ છે. અર્થાત પ્રથમ આહુતિમાં દ્યુલોકરૂપી અગ્નિમાં જલનો હોમ થતાં તેમાંથી ચંદ્ર ઉત્પન્ન થાય છે. બીજી આહુતિમાં પર્જન્યથી અગ્નિમાં ચંદ્રનો હોમ થતાં વૃષ્ટિ ઉત્પન્ન થાય છે: ત્રીજી આહુતિમાં પૃથ્વીરૂપી અગ્નિમાં વૃષ્ટિનો હોમ થાય છે અને તેમાંથી અન્ન ઉત્પન્ન થાય છે અને ચોથી આહુતિમાં પુરૂષરૂપી અગ્નિમાં અન્ન હોમાય છે. તેમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે. અને પાંચમી આહુતિમાંથી સ્ત્રીરૂપી અગ્નિમાં વીર્ય હોમાય છે અને

તેમાંથી ગર્ભ ઉત્પન્ન થાય છે. આ રીતે પાંચ પ્રકારની આહુતિઓનું વર્ણન પંચાગ્નિ વિદ્યામાં કરવામાં આવ્યું છે. તેમાં છેવટે એમ કહે છે કે પાંચમી આહુતિની અંદર પુરૂષ જલરૂપે બને છે. ત્યાં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે પુરૂષ જ્યારે જન્મ પામે છે ત્યારે જીવ એકલોજ જન્મ લે છે કે તેની સાથે અન્ય ભૂતો પણ સંયુક્ત હોય છે? તેનો વિચાર આ અધિકરણમાં કરવામાં આવે છે. અહિંઆં પ્રથમ જણાવવું જોઇએ કે પંચાગ્નિવિદ્યાનું પ્રકરણ જ્ઞાન રહિત યજ્ઞાદિક કર્મો કરનારને માટેજ છે. પ્રથમ પૂર્વપક્ષમાં એમ કહેવામાં આવે છે કે પંચાગ્નિ વિદ્યા પ્રમાણે જે જીવ જન્મ ધારણ કરે છે તે અન્યભૂતો સહિત જન્મ ધારણ કરતો નથી. કારણ કે પ્રથમ આહુતિમાં જલનો હોમ કરવામાં આવે છે એમ જે કહ્યું છે તે ઉપરથી એમ સમજાય છે કે તે હોમાયેલું જલ ફરીથી હોતું નથી. એટલે જ્યારે જીવ જન્મ લેવાને માટે જાય છે ત્યારે તે ભૂતો હોતાં નથી. આના ઉત્તરમાં સિદ્ધાન્તી કહે છે કે ના, જીવ જ્યારે જન્મ લેવાને જાય છે ત્યારે એકલો જતો નથી પણ ભૂતસહિત જાય છે; કારણ કે છાંદોગ્ય ઉપનિષદમાં પંચાગ્નિ વિદ્યામાં જે પ્રશ્ન કરવામાં આવ્યો છે અને તેનો જે ઉત્તર આપવામાં આવ્યો છે તે બન્ને જોતાં ભૂતો સહિતજ જીવ જાય છે તે અર્થ નિશ્ચિત બને છે; કારણ કે પ્રશ્ન એવો પૂછવામાં આવ્યો છે કે પાંચમી આહુતિમાં જલ પુરૂષ સંજ્ઞાને પામે છે તે તું જાણે છે? આ પ્રશ્ન ઉપરથી એટલુંજ સ્પષ્ટ થાય છે કે પાંચમી આહુતિમાં પુરૂષ શબ્દ હોવાથી જીવ જ્યારે જન્મ ધારણ કરે છે તે પ્રસંગનો પ્રશ્ન છે અને ત્યાં જલ પુરૂષ સંજ્ઞાને પામે છે એમ કહેલું છે આથી જન્મ ધારણ કરતો જીવ તે જલ અર્થાત્ ભૂત સહિત હોય છે એમ જણાય છે. પ્રશ્નની અંદર પુરૂષ શબ્દનો પ્રયોગ કર્યો છે. અર્થાત્ જલ પુરૂષ થાય છે એમ કહે છે ત્યાં પુરૂષથી દેહ સમજવાનો નથી પણ દેહની અંદર રહેતો 'જીવવાળો' એમ અર્થ લેવાનો છે; આથી જલ પુરૂષરૂપ બને છે એટલે દેહયુક્તજ જીવ થાય છે. આ દેહયુક્ત જીવ થવામાં તે જીવ ભૂતોથી જોડાયેલો જ હોય છે એમ માનવુંજ જોઇએ. વળી ત્યાં પાંચ આહુતિઓનું જે વર્ણન કરવામાં આવ્યું છે તે વર્ણન વાંચતાંજ અને છેવટની પાંચમી આહુતિમાં જે ઉત્તર આપ્યો છે તે જોતાંજ એમજ અનુમાન થાય છે કે જીવ એકલો જન્મ ધારણ કરતો નથી પણ ભૂત સહિત જન્મ ધારણ કરે છે. જો કે જીવની સાથે બીજાં ભૂત હોય છે પણ એ તમામ ભૂતોમાં જલ મુખ્ય છે જેમ વાજસનેયિશાખામાં પુરૂષ હોમ્ય હોવા છતાં પણ શરીરને મુખ્ય કહેલ છે તે પ્રમાણે અહિંઆં જલને મુખ્ય કહેલ છે. ૧

**સૂત્ર ૨-શંકા**—પંચાગ્નિ વિદ્યામાં તો માત્ર એટલુંજ જણાવ્યું છે કે જલ પુરૂષસંજ્ઞા ધારણ કરે છે આથી તો એટલું માનવું ઈષ્ટ છે કે જીવ ફક્ત જલભૂત સહિત જન્મ લે છે. આમ 'એક જલ ભૂતની' સાથે એવું કહેવાને બદલે 'તમામ ભૂતોની' સાથે તે જન્મ લે છે એ કહેવું ગેરવ્યાજબી નથી?

**ઉત્તર**—અલબત્ત, તમારી શંકા ખરી છે પણ તેનો ખુલાસો આ પ્રમાણે છે. પંચાગ્નિ વિદ્યામાં જલ પુરૂષસંજ્ઞા પામે છે એમ જે કહ્યું છે ત્યાં જલથી ફક્ત જલ ભૂત એમ સમજવાનું નથી પણ તેનાથી અન્ય ભૂતો જેમ કે તેજ અને અન્ન તેનું પણ ગ્રહણ થાય છે. પણ એ તમામમાં જલનું પ્રાધાન્ય હોવાથી જલ શબ્દ શ્રુતિમાં યોજેલો છે અલબત તે જલ શબ્દ તેજ અને અન્નનો ઉપલક્ષક છે.

**શંકા**—જો આ રીતે તમે એકલા જલનો નહિ પણ તેજ, જલ અને અન્નનો સ્વીકાર કરતા હો તો તેજનું પ્રાધાન્ય હોવાથી તેને અન્ય ભૂતોનું ઉપલક્ષક બનાવવું જોઇએ અને 'તેજ પુરૂષસંજ્ઞા પ્રાપ્ત કરે છે' એમ કહેવું જોઇએ.

**ઉત્તર**—ના, તેજનું પ્રાધાન્ય નથી પણ જલનું પ્રાધાન્ય છે. જલ ઘણાનું નિયામક હોય છે. જલનો સંબંધ તમામ ભૂતોની સાથે છે. જલ વીર્ય લોહી એમ ઘણારૂપે હોય છે. વળી તે સ્વભાવે મેધ્ય હોય છે. કારણ જલ પવિત્ર છે. તેનામાં તમામને પવિત્ર કરવાની શક્તિ છે. તથા તેમાં કોઇ પણ વિશેષ નથી. અર્થાત તેજના જેટલું તેનામાં સામ્ય છે. તેમજ તેજ અને અન્ન તેમની વચમાંજ તેને ગણાવ્યું છે તથા બૃહ-

દારણ્યકમાં આગળ જલથી ઉત્પન્ન થનાર તેજને દીક્ષિતની સમાન કહેલ છે. આથી શુદ્ધ જલજ મુખ્ય છે અને તે અનેક રીતે પરિણમે છે. માટેજ જલનું ગ્રહણ કર્યું છે. ૨

**સૂત્ર ૩**—બૃ. ૪-૩-૨માં પ્રાણની ગતિ વિષેની શ્રુતિ છે. તેમાં કહે છે કે ઉત્ક્રમણ કરતા જીવની પછવાડે પ્રાણ ઉત્ક્રમણ કરે છે. અહિંઆં જીવની પછવાડે પ્રાણ જાય છે એમ કહ્યું છે. પણ જો વિચાર કરીશું તો આપણને સમજાશે કે પ્રાણનો વિકાસ કરનાર જલજ મુખ્ય છે. જલથીજ પ્રાણનું પોષણ છે માટે જ્યારે પ્રાણગતિ કરે છે ત્યારે તેનું પોષણ કરનાર જલની સાથેજ ગતિ કરતો હોવો જોઇએ. જેમ જળો અન્ય તૃણમાં પ્રવેશીને પોતાનાં સર્વ અંગોને સંકેલી લે છે તેમ જીવ પણ અન્ય દેહને પ્રાપ્ત કરીને પ્રથમ અર્જીત કર્મોનો પોતામાં ઉપસંહાર કરે છે. માટે પ્રાણની ગતિ કહેલી હોવાથી પ્રાણની સાથે જલ ભૂત પણ જાય છે. આથી જન્મ માટે ગતિ કરનાર જીવની સાથે જલ ભૂતનો સંબંધ છે તે શ્રુતિથી સ્પષ્ટ જણાય છે. મુક્તિમાં તો પ્રાણ જતા નથી. ત્યાં તો જીવ બ્રહ્મમાં લય પામે છે. આથી પ્રાણની ગતિ જીવની સાથે નથી અને પ્રાણની ગતિ નથી તો જલની હોયજ ક્યાંથી? આ જલનો સંબંધ અર્થાત્ ભૂતનો સંબંધ પંચાગ્નિવિદ્યામાં કહેલા પ્રકારે જેનો જન્મ થાય છે તેવા જીવને માટે કહેલા છે. ક્રમ મુક્તિમાં પણ છેવટે પ્રાણની ગતિ નથી તેથી ક્રમ મુક્તિ વગેરે સ્થળમાં જીવનો ભૂતની સાથે સંબન્ધ નથી, ફક્ત પંચાગ્નિ વિદ્યાના પ્રકારમાં છે; આથી સિદ્ધ થાય છે કે જ્યારે જીવ નવો જન્મ લેવાને જાય છે ત્યારે તેની સાથે જલ ભૂત જાય છે તે ઉપરાંત તેનાં કર્મ તથા જ્ઞાન પણ સાથે હોય છે. ૩

**સૂત્ર ૪**—શંકા બૃ-૩-૨-૧૩માં પ્રાણની ગતિ અગ્નિ વગેરેમાં કહી છે, અર્થાત્ જ્યારે માણસ મરી જાય છે ત્યારે તેની વાણી અગ્નિમાં જાય છે અને પ્રાણ વાયુમાં જાય છે આ પ્રકારે શ્રુતિ છે. શ્રુતિ ઉપરથી એવું અનુમાન થાય છે કે માણસ મરી જાય છે ત્યારે તેના પ્રાણાદિનો લય થાય છે તેથી તમે પ્રાણની ગતિ વિષેની જે શ્રુતિ કહી તેનો વિરોધ આવે છે. વાણી તથા પ્રાણ વગેરેનો માણસના મરણ વખતે અગ્નિ તથા વાયુ વગેરેમાં લય થતો હોય તો પછી તેનું ઉત્ક્રમણ સંભવી શકેજ નહિ. જો પ્રાણાદિનું ઉત્ક્રમણ ન હોય તો જલાદિ ભૂત પણ ત્યાં હોઇ શકેજ નહિ

**ઉત્તર**—તમે જે શ્રુતિનો આધાર આપ્યો તે ગૌણ શ્રુતિ છે, મુખ્ય નથી. તે સામાન્ય રીતે મરણાવસ્થાનું વર્ણન કરે છે. એ અવસ્થા તો મુક્તને તેમજ અમુક્તને સરખીજ છે પણ ફેર માત્ર એટલોજ છે કે જે મુક્ત છે તેની સઘળી ઇંદ્રિયોનો બ્રહ્મમાંજ લય થાય છે એવો એક પક્ષ છે. બીજો પક્ષ એવો છે કે તે ઇંદ્રિયો દેવભૂત બને છે. આ બે પક્ષોમાંથી દેવભાવના પક્ષને લક્ષમાં રાખીને આ શ્રુતિ કહેલી છે. તે શ્રુતિ અમુક્તના વિષેની છે તેથી તે ગૌણ છે. માટે વિરોધ નથી. તેથી પ્રાણની ગતિ એ બરાબર છે. તે ગતિમાં ભૂતોનો સંબંધ હોય છે. ૪

**સૂત્ર ૫**—શંકા-પંચાગ્નિ વિદ્યામાં પ્રથમ આહુતિમાં તો શ્રદ્ધા શબ્દ છે ત્યાં જલ નથી. પાંચમી આહુતિમાં જલ પુરુષ સંજ્ઞા પામે છે એમ ફલનું કથન કરે છે ત્યાંજ જલભૂત છે. પ્રથમ આહુતિમાં નથી. અર્થાત્ પંચાગ્નિ વિદ્યાના આરંભમાં ઉપક્રમમાં જલનું શ્રવણ નથી તેથી જલ ભૂત સહિત જીવ જાય છે એમ કેમ કહી શકાય? કદાચ તમે એમ કહેશો કે શ્રદ્ધા તે હોમ્ય કહેલ છે તેથી તે સાધારણ "શ્રદ્ધા" નથી. તો તેનો ઉત્તર એકે શ્રદ્ધા જો કે મનનો ધર્મ છે છતાં તે પણ હોમ્ય બને છે, કારણ કે જે હોમ કરવાનો છે તે મન સહિત કરવાનો છે. તેમ આ ગૌણ અર્થમાં નથી. જેમ "અરુણ વર્ણની પીળી આંખવાળી એક વર્ષની ગાયથી સોમને ખરીદે છે" એ વાક્ય પ્રમાણે સોમને ખરીદવામાં અરુણ ગુણ મુખ્ય છે, કારણ કે કયી ગાયથી? એમ કોઇ સવાલ કરે તો તે ગાયને ઓળખાવવાને કહે છે કે અરુણ વર્ણવાળી. આથી 'અરુણ' ગુણ ગાયનું ઓળખાણ કરાવનાર તરીકે જેમ મુખ્ય છે તેમ શ્રદ્ધા એ મનને ઓળખાવનાર હોવાથી તે પણ મુખ્ય છે. આથી પ્રથમ આહુતિમાં જે શ્રદ્ધા શબ્દ છે

તે મુખ્ય "શ્રદ્ધા" મનનો અમુક ધર્મના અર્થમાં છે, અન્ય અર્થમાં નહિ, માટે અહિંઆં જલ ભૂતનો અર્થજ સંભવતો નથી. અને તમે તો એમ કહો છો કે પંચાગ્નિ વિદ્યામાં જલ ભૂત જણાવેલ છે, તો તે અર્થ અહિંઆં જોવામાં આવતો નથી.

**ઉત્તર**—શ્રદ્ધા શબ્દનો અર્થ સમજવામાં તમે ભૂલ કરો છો. ત્યાં શ્રદ્ધા શબ્દ છે ખરો પણ શ્રદ્ધાનો અર્થ જલજ ત્યાં છે. વૈદિક નિઘણ્ટુમાં "શ્રત્" શબ્દનો અર્થ સત્ય છે. શ્રદ્ધા એટલે સત્યને ધારણ કરે છે તે આમ અર્થ લેઈ તે પછી તેની પ્રવૃત્તિ યોગથી જલમાં કહેલી છે. શ્રુતિમાં શ્રદ્ધા અને જલને પર્યાયવાચક જણાવ્યા છે. આથી ઉપક્રમમાં–પ્રથમ આહુતિમાં શ્રદ્ધા એટલે જળ ભૂતનેજ હોમ્ય તરીકે જણાવેલ છે, અને ઉપસંહારમાં એટલે પાંચમી આહુતિમાં પણ તેજ છે. આથી તમે જણાવેલી શંકા ટકતી નથી. માટે જલ ભૂત સહિત જીવ જાય છે એમ જે કહ્યું તે બરાબર છે. શ્રદ્ધા શબ્દનો પ્રયોગ કરવાનું પ્રયોજન એટલું છે કે કામનાથી જો આહુતિ આપવામાં આવે તો પંચાગ્નિ વિદ્યામાં જણાવેલા પ્રકારે ફલ નથી. માટે નિષ્કામ રીતે શ્રદ્ધાથી તે યજ્ઞાદિ કરવાં જોઈએ.

**સૂત્ર ૬**—જીવ ભૂત સહિત જાય છે તેનો નિર્ણય કર્યો, ત્યાં આનો વિચાર કરવામાં આવે છે કે સઘળા જીવો આ પ્રમાણે ભૂત સહિત જાય છે કે જ્ઞાનમાં ઉપયોગીજ જાય છે? આ પ્રમાણે અહિંઆં સંશય છે. શ્રુતિમાં અમૂકને માટેજ પંચાગ્નિ વિદ્યાનો પ્રકાર છે. એમ જણાવેલું નથી તેથી એમ કરતું નથી કે યજ્ઞાદિ કરનારનાજ જીવની ગતિ ભૂત સહિત હોય છે. માટે યજ્ઞાદિ કરનાર તથા નહિ કરનાર એમ તમામને માટે પંચાગ્નિ વિદ્યાનો પ્રકાર છે. સઘળાઓનો તે પ્રકારનો હોમ છે અને તમામની ગતિ ભૂતો સહિત તે પ્રમાણે છે. આ પૂર્વપક્ષની શંકાનો ઉત્તર આપે છે.

**યજ્ઞાદિ વિહિત કરનાર માટેજ પંચાગ્નિવિદ્યાનો પ્રકાર છે:**—પંચાગ્નિ વિદ્યામાં જે હોમાદિ જણાવ્યા છે, તે તમામને માટે નથી પણ અમૂકને માટેજ છે અર્થાત્ યજ્ઞાદિ વિહિત કર્મ કરનારને માટેજ તે વિદ્યાનો પ્રકાર છે અને તેથી તેમના જીવોનો સંબન્ધ ભૂત સાથે હોય છે. ત્યાં અશ્રદ્ધાલુની નિન્દા કરી છે અને શ્રદ્ધાવાળાની સ્તુતિ કરી છે. આથી શ્રદ્ધાવાળાનેજ યજ્ઞ ફલ આપનાર છે એમ પૂર્વકાણ્ડમાંથી સમજાય છે, શ્રદ્ધાપૂર્વક યજ્ઞ કરનારને નિષ્કામ યજ્ઞ કરનાર કહ્યા છે. તેવા નિષ્કામ યજ્ઞ કરનારને દેવોએ ઉપકાર અવશ્ય કરવોજ જોઈએ, તેમ તેઓ પણ દેવોના હોતા તે બને છે, આ યજ્ઞાદિ કરનારની ગતિ ધૂમમાર્ગ અગર પિતૃયાણથી છે. તેઓ ચંદ્ર લોકમાં જાય છે અને ત્યાં સોમ-ચંદ્ર લોકના ભાવને પ્રાપ્ત થાય છે. પ્રથમ આહુતિમાં પણ તેના ફલ તરીકે સોમ ભાવ જણાવેલ છે, તેથી તે યજ્ઞાદિના કરનારજ છે, એમ પ્રતીતિ થાય છે. આથી યજ્ઞાદિ કરનારજ ભૂત સહિત ગતિ કરે છે અન્ન નહિ એમ સિદ્ધ થાય છે. ૬

**ઉત્તર**—તમારી શંકાનું સમાધાન આ પ્રમાણે છે. શ્રુતિમાં ચંદ્રને દેવનું અન્ન કહેલ છે અને દેવો તેનું ભક્ષણ કરે છે એમ જે કહેવામાં આવ્યું છે તે બરાબર છે, પણ આ ભક્ષણ આપણે સામાન્ય રીતે જે અર્થમાં વાપરીએ છીએ તે અર્થમાં નથી, અર્થાત્ તે ભક્ષણ મુખ્ય અર્થમાં નથી. પણ ગૌણ અર્થમાં છે. અહિંઆં જો મુખ્ય સોમભાવ હોય તો મુખ્ય ભક્ષણ સંભવે, તેનો જો બ્રહ્મભાવ હોય તો ન બની શકે. બ્રહ્મ ભાવમાં સઘળું હોય છે. બૃ. ૧-૪-૧૦ પ્રમાણે વામદેવ ઋષિને સર્વ રૂપનો અનુભવ થયો હતો. પણ સોમભાવને પ્રાપ્ત થયેલા યજ્ઞાદિ કર્મ કરનારમાં બ્રહ્મભાવ નથી. જો બ્રહ્મભાવ હોય તો પછી તેમનો મોક્ષજ થઇ જાય. પણ તેમનો મોક્ષ નહિ હોવાથી, તેઓ અનાત્મજ્ઞ છે તેથી તેમનો સોમભાવ ગૌણ છે અને તેમ હોવાથી દેવોનું તે અન્ન બને છે તે પણ ગૌણ છે, માટે ભક્ષણ પણ ગૌણ છે. આથી તમે જણાવેલું અનિષ્ટ નથી. બૃ. ૧-૪-૧૦ ની શ્રુતિ પણ આ અર્થને અનુકુલ છે. શ્રુતિ પણ એમજ અર્થ જણાવે છે કે તે ભક્ષણ ગૌણ છે. તે શ્રુતિમાં "પશુ" શબ્દ છે તેમ અહિંઆં ભક્ષણ

શબ્દ છે. ભક્ષણનો અર્થ 'સાથે ક્રીડા કરવી, સેવકભાવ મેળવવો' એવો થાય છે. જેમ "તે સ્ત્રીને ભોગવે છે" એવા વાક્યમાં "ભોગવે છે" તે અર્થ છે તેમ 'અન્નને ભોગવે છે' તેમાં તે અર્થ નથી, પણ ભક્ષણ કરવું-ચર્વણ કરવું એવો અર્થ છે અર્થાત્ "ભોગવે છે" તેના મુખ્ય અર્થમાં નથી, પણ ગૌણ અર્થમાં છે. તેજ પ્રમાણે અહિંઆં "ભક્ષણ" ગૌણ અર્થમાં છે. આથી દેવો ચંદ્રનું ભક્ષણ કરે છે તે વાક્યનો અર્થ એવો થાય છે કે દેવો ચંદ્ર સાથે ક્રીડા કરે છે, ચંદ્રને પોતાનો સેવક બનાવીને ક્રીડા કરે છે. ચંદ્ર દેવો સમાન નથી તેથી તેનો સેવકભાવ જણાવવાને આ પ્રમાણે "ભક્ષણ" શબ્દથી કથન કર્યું છે. ચંદ્રનું ભક્ષણ તે કૃષ્ણપક્ષમાં ચંદ્રની કલાનો ક્ષય થાય છે તે ઉપરથી પણ સમજાય છે. માટે ભક્ષણ શબ્દ મુખ્ય અર્થમાં નહિ પણ ગૌણ અર્થમાં લેવો તે પ્રમાણે લેતાં અનિષ્ટની સંભાવના નથી. ૭

**(સાર)**—આ અધિકરણમાં છાં. ૫-૩-૩ માં જે પંચાગ્નિ વિદ્યાનું વર્ણન કર્યું છે, તેનો ઉલ્લેખ કરીને ત્યાં જીવની ગતિ વિષે જણાવ્યું છે તેનો વિચાર કરે છે. અહિંઆં પ્રશ્ન આ છે કે જ્ઞાનને ઉપયોગી નવો જન્મ ધારણ કરવા જ્યારે જીવ જાય છે ત્યારે તે એકલો જાય છે કે ભૂતો સહિત? સૂ. ૧ માં કહે છે કે ત્યાં પ્રશ્ન અને ઉત્તર જે રીતે આપેલા છે તે રીતે જોતાં તે ભૂતો સહિતજ જાય છે એ અર્થ બરાબર છે. સૂ. ૨ માં જણાવે છે કે જો કે પાંચમી આહુતિમાં જલ પુરુષ સંજ્ઞા પામે છે એમ કહીને એકલા "જલભૂત" સાથે તે ગતિ કરે છે એમ કહ્યું છે તો પણ ત્યાં "જલભૂત" શબ્દથી ફક્ત "જલભૂત" અર્થ સમજવો નહિ. પણ આ "જલ" "તેજ, જલ તથા અન્ન" એ ત્રણનું ગ્રહણ કરે છે. છતાં જલ શબ્દનો પ્રયોગ કરવાનું કારણ એ છે કે જલનું તેમાં વધારે પ્રમાણ છે. તેની મુખ્યતા છે. સૂત્ર ૩ માં કહે છે બૃ. ૪-૪-૨ ની શ્રુતિમાં જીવની સાથે પ્રાણ જાય છે એમ કહ્યું છે. પણ પ્રાણ એ જલના આધારે ટકે છે કારણ કે પ્રાણનું પોષણ કરનાર જલ છે તેથી પોતાના પોષણ કરનાર સાથેજ પ્રાણની ગતિ જીવ સાથે છે તેથી પણ જલભૂત સહિત જીવની ગતિ છે. સૂ. ૪ માં એવી શંકા કરવામાં આવી છે કે બૃ. ૩-૨-૧૩ માં કહ્યા પ્રમાણે પ્રાણાદિ ઇન્દ્રિયોનો લય માણસના મૃત્યુ વખતે ભૂતોમાં થાય છે તો પછી તે પ્રાણ જીવની સાથે ગતિ કરે છે એમ કેમ કહેવાય? આનો ઉત્તર એ આપવામાં આવે છે કે તે શ્રુતિ ગૌણ અર્થમાં છે, તેથી તેમાં જણાવેલા અર્થનો પ્રાણાદિની ગતિની શ્રુતિમાં બાધ નથી. સૂ. ૫ માં પ્રથમ આહુતિનો વિચાર કરે છે અને કહે છે કે જો કે ત્યાં શ્રદ્ધાને હોમ્ય કહેલ છે, જલને નહિ, છતાં શ્રદ્ધા શબ્દથી આપણે "જલ" અર્થજ સમજવાનો છે. વૈદિક નિઘણ્ટુમાં "શ્રદ્ધા એટલે જલ" એમ જણાવ્યું છે. સૂ. ૬ માં કહે છે કે પંચાગ્નિ વિદ્યામાં કહેલો પ્રકાર તે નિષ્કામ વિહિત યજ્ઞાદિ કરનારને માટે છે, અન્યને માટે નહિ. સૂત્ર ૭ માં છાં. ૫-૧૦-૪ માં ચંદ્રને દેવોનું અન્ન કહેલું હોવાથી ચંદ્રભાવને પ્રાપ્ત થયેલાઓનું પણ દેવોથી ભક્ષણ થઇ જશે એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આપવામાં આવે છે કે તે શ્રુતિમાં જણાવેલું ભક્ષણ તે મુખ્ય અર્થમાં નથી પણ ગૌણ અર્થમાં છે. આથી યજ્ઞાદિ વિહિત કર્મ કરનારના ચંદ્રભાવમાં અનિષ્ટ નથી. ત્યાં ભક્ષણનો અર્થ ક્રીડા કરવી એવો છે.

## ૨ જુ અધિકરણ.

**સૂત્ર ૮**—પ્રથમ આહુતિના ફલનો વિચાર કર્યા પછી બીજી આહુતિનો વિચાર કરે છે. આ આહુતિમાં પર્જન્યને અગ્નિ, વાયુ ને ઇન્ધન, અભ્રને ધુમાડો, વિદ્યુતને જ્વાલા, વજ્રને અંગારા અને નદીઓને તણખા કહેલા છે. આમાં સોમ (ચંદ્ર) હોમાય છે અને વર્ષણ તે તેનું ફલ છે. અર્થાત્ પર્જન્યમાં ચંદ્ર હોમાતાં વર્ષાદ થાય છે. ત્યાં રૂપ તથા રસ વગેરે હીન તરીકે પ્રતીત થતા હોવાથી યાગનું અવાન્તર ફલ ચંદ્ર લોકમાં ભોગવે છે. ત્યાં ભોગની બાબતમાં સંશય રહે છે કે તમામ અવાન્તર ફલને ભોગવે છે કે અનુશયવાળો વૃષ્ટિ થાય છે? અનુશય એટલે પછીથી રહેનાર અર્થાત્ વાસના એમ વ્યુત્પત્તિથી અર્થ છે.

આ વિચારનું પ્રયોજન એ છે કે સદ્દવાસનાથી આગળના જન્મમાં સદાચાર યુક્તનો જન્મ છે. નહિ તો સર્વ સ્વભાવને અધીન હોવાથી બન્ને પ્રકારનાં કર્મ સંભવે છે. આથી નિરનુશય હોવામાં પ્રથમ કરેલાં દુષ્કૃતના ભોગને કહ્યા વગર તેનાથી કપૂય (હીન) યોનિને પ્રાપ્ત થાય છે. વેદનું અધ્યયન કરવાથી તે યોનિનો (હીન યોનિમાં) જન્મનો આભાવ થાય છે તેમ કહી શકાય નહિ કારણ કે વેદ પણ કહે છે કે આચાર વગરનાને તો વેદ પણ પવિત્ર કરતા નથી. માટે અહિંઆં ખરૂં શું છે તે વિષેનો વિચાર આવશ્યક છે.

અહિંઆં પ્રથમ પૂર્વપક્ષ આપે છે—આહુતિથી દ્યુલોકમાં ગયેલાઓ, તેના અગ્નિમાં દેવો જ્યારે હોમ આપે ત્યાર પછી સોમભાવને પ્રાપ્ત થાય છે, અને ત્યાં બહુ વખત સુધી રહે છે પછી કર્મનો ભોગ પૂરો થાય છે. આ ભોગ પૂરો થતાં તે જેમ સકામ ધૂમ માર્ગીઓની પછી આવૃતિ બને છે તેમ આ પણ પ્રારબ્ધના ભોગ પછીજ વૃષ્ટિ ભાવને પ્રાપ્ત થાય છે. તે ભોગ કામનાવાળાઓનું મુખ્ય ફલ છે. નિષ્કામ યજ્ઞ કરનારને બીજું ફલ હોય છે. બન્ને રીતે પણ ફલ પ્રાચીન નહિ હોવાથી સર્વને ભોગ હોય છે. અનુશયના અભાવને લીધે સદ્દાસના નહિ હોવાથી આગલા જન્મમાં સદાચારનો અભાવ બનશે એવી શંકા કરવી નહિ. કહેલા દેવોના ઉદ્યમથી જ્ઞાનમાં ઉપયોગી શરીર પ્રાપ્ત થતું હોવાથી તેમનામાં સદાચારની સિદ્ધિ હોય છે માટે અનુશય વગરજ વૃષ્ટિ ભાવને પ્રાપ્ત થાય છે.

**સિદ્ધાન્ત**—ઉપરના પૂર્વ પક્ષના ઉત્તરમાં **સિદ્ધાન્તી** આ પ્રમાણે કહે છે. કૃત કહેતાં સોમભાવનો નાશ થતાં અનુશયવાળો (સંસ્કાર સહિત) અવાન્તર ફલના સાધકલેશ સહિતજ વૃષ્ટિ ભાવને પ્રાપ્ત થાય છે. કારણ કે તે પ્રમાણે લોકમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. તથા સ્મૃતિ પણ છે. લોકમાં જોવામાં આવે છે કે ભોગના સાધનરૂપ દ્રવ્યનો નાશ થાય તોપણ ભોગના સાધક તાદૃશ દેહ વસ્ત્રાદિ સહિતજ તે સ્થાનમાંથી ગમન કરે છે. જો ફલશેષનો અંગીકાર કરવામાં ન આવે તો દેહાદિ પણ કર્મથી જન્ય હોવાથી કર્મનો નાશજ થાય. અને તેથી તેના નાશથી તુર્તજ દેહનું પતન થાય. માટે જેમ લોકમાં અનુશય સહિત જાય છે તેમ અહિંઆં પણ સમજવું જોઇએ. વળી સ્મૃતિ પણ છે. ભા. પા. ૨૦–૨૮ ની સ્મૃતિમાં કર્મજન્ય ફલના શેષ રૂપ અનુશયને જણાવેલ છે. આથી અનુશયવાળાનોજ જ્ઞાનમાં ઉપયોગી જન્મ થાય છે. જો આ પ્રમાણે ના હોય તો પછી પૂર્વ જન્મની સ્મૃતિના અભાવથી જન્મ ધારણ કરનાર જ્ઞાનમાં આસક્ત નહિ રહે પણ વિષયમાંજ આસક્ત રહે. માટે જ્યારે નવીન જન્મ ધારણ કરનારને જે જ્ઞાનમાં ઉપયોગી દેહનું સંપાદન થાય તો એમ માનવું કે તે પૂર્વજન્મના અનુશય–સદ્દવાસનાને લીધે છે. સદ્દવાસનાનું પરિણામ જ્ઞાનમાં ઉપયોગિ જન્મ છે, તેના અભાવમાં તે વિષયમાં આસક્ત બને છે.

**સૂત્ર ૯—શંકા**—આ પ્રકારે અનુશયના અંગીકારમાં પૂર્વ જન્મના સ્મારક સંસ્કૃત ઇન્દ્રિય વગેરે છે એમ કહેવું જોઇએ. અને તે ઇન્દ્રિયો દેહ વગર સ્વકાર્ય કરવાને અશક્ત છે, માટે જો ઇન્દ્રિયોનો પૂર્વ જન્મના સ્મારક તરીકે સ્વીકાર કરો તો તેની સાથે દેહનો પણ સ્વીકાર કરવો પડશે. આથી તેનાથીજ યોગ્ય દેહની સિદ્ધિ બનશે તો પછી 'જલભૂત" સહિત જીવ જન્મ ધારણ કરે છે એમ કહેવું વ્યર્થ થઇ જશે.

**ઉત્તર**—તમારી શંકાનો નિરાસ કરવાને માટેજ સૂત્રમાં "યથેતમ્ જે પ્રમાણે ગયેલો" એવા શબ્દો કહ્યા છે. અહિંઆં પણ આગળ વૃષ્ટિ ભાવ વગેરે કહેવાય છે. કારણ કે જલની સાથેના પરિષ્વંગનો લાભ થતાં તેનો વિરોધ આવે માટે તે વ્યર્થ નથી. કારણ કે અહિંઆં શાસ્ત્રમાં નિષ્પ્રમાણ કલ્પના હોતીજ નથી.

**શંકા**—તો પછી જો પહેલાંની માફક જલનો પરિષ્વંગ હોય તો પછી પ્રથમની માફક ભોગ પણ તેને હોય?

ઉત્તર—ના તેમ નથી, તે જણાવવાને સૂત્રમાં अनेवम् શબ્દ છે. તે એમ જણાવે છે કે પ્રથમના પ્રકારથી આગમન નથી, કારણ કે તેને ભોગ ઉત્પન્ન થયો છે તેથી સૂત્રમાં च શબ્દ વૈરાગ્ય સહિત એવો અર્થ સૂચવે છે. માટે અનુશયવાળો દેવની કૃપાથી યુક્ત વૈરાગ્ય સહિત વૃષ્ટિ બને છે. ૮

શંકા—ઉત્તમ જન્મ માટે સદ્‌વાસના (અનુશય)ની અપેક્ષા નથી. કારણ કે છાં. ૫-૧૦-૭ માં કહ્યા પ્રમાણે ચરણ કહેતાં આચરણ પ્રમાણેજ પુરુષને નવીન જન્મ પ્રાપ્ત થાય છે. સારાં આચરણ કરનારને ઉત્તમ યોનિમાં જન્મ મળે છે, અને ખરાબ આચરણવાળાને હીનયોનિમાં જન્મ મળે છે. આથી પૂર્વ જન્મમાં સદાચરણ કરવાથીજ જ્ઞાનમાં ઉપયોગી નવીન જન્મ મળશે, તમે કહોછો તેમ અનુશયથી તે જન્મ પ્રાપ્ત થતો નથી.

ઉત્તમ—આનો ઉત્તર કાર્ષ્ણાજીનિના મત મુજબ આપવામાં આવે છે તે કહે છે કે આચારવાળી જે શ્રુતિ છે ત્યાં જે યોનિ કહી છે તે પૂર્વ જન્મમાં કરેલાં કર્મનો અર્થ જણાવે છે. આથી તે જન્મમાં ઉત્તમ કર્મનું નિયમન કરનારી નથી, અર્થાત્ તે શ્રુતિ માત્ર એટલુંજ જણાવે છે કે ઉત્તમ જન્મ ધારણ કરનારનાં પૂર્વ જન્મનાં કર્મો ઘણાં સારાં હશે. આથી એમ સમજવાનું નથી કે તે શ્રુતિનું તાત્પર્ય ઉત્તમ જન્મ તે સદાચારને લીધેજ છે એમ જણાવવામાં છે. જો એમ હોય નહિ તો શા માટે બ્રાહ્મણ નવો જન્મ ધારણ કરીને પણ નિષિદ્ધ કર્મ કરવાને પ્રેરાતો હશે? માટે એ રીતે અનુમાન કરતાં પણ અનુશયનો સ્વીકાર કરવાની જરૂર છે; અને તેથી "સારાં કર્મ કરનાર ઉત્તમ જન્મ ધારણ કરે છે" એ શ્રુતિને અનુસાર આ જન્મમાં પણ કર્મનો અનુશયજ જન્મનો નિયામક છે તેથી આચરણ શ્રુતિ સાથે વિરોધ નથી. છાં. ૫-૧૦-૭ માં योनिमापद्येरन् એવા શબ્દો છે ત્યાં પણ ગતિનો અર્થ જ્ઞાનના અર્થમાં લેતાં પૂર્વજન્મના જ્ઞાપનનો અર્થ હોવાથી ત્યાં વિરોધ નથી. તેથી આ શ્રુતિ ઉપલક્ષણના અર્થમાં છે. તેથી જ્ઞાનના ઉપયોગમાં અનુશયની અપેક્ષા છે. આ પ્રકારે કાર્ષ્ણાજીનિનો મત જણાવ્યો છે. અહિંઆં તેમના નામનો ઉલ્લેખ કર્યો છે, પણ પોતાનો સિદ્ધાન્ત શો છે તે જણાવવાને બાદરાયણે પોતાનું નામ જણાવ્યું નથી તેથી પોતાના મતની તેમનાથી ભિન્નતા છે એટલુંજ પોતે સૂચવવા માગે છે. ૮

સૂત્ર ૧૦—શંકા—આચરણની શ્રુતિને ઉપલક્ષણના અર્થમાં લેવામાં આવે તો પછી તે નિષ્પ્રયોજન થઇ જશે કારણ કે પૂર્વ જન્મના સત્કર્મના જ્ઞાનથી તમારા મતે આ જન્મમાં કોઇ પણ ફલની સિદ્ધિ નથી. માટે આચરણની શ્રુતિથીજ જન્મનું વિધાયકત્વ છે. એમ માનવું જોઇએ. તેમ હોવાથી નિષ્કામ યજ્ઞના કરનારની પણ આચરણથી દેહની ઉત્પત્તિ થશે તેથી અનુશયનો સહભાવ વ્યર્થ થશે.

ઉત્તર—ના, શાથી? ધૂમ માર્ગમાં આચરણની પણ અપેક્ષા છે. ધૂમ માર્ગથી ઉપક્રમ કરીને આચરણ શ્રુતિ કહેલી છે તેથી ધૂમ માર્ગ બે પ્રકારનો છે. નિષ્કામ ધૂમ માર્ગવાળાનો પંચાગ્નિ વિદ્યામાં પ્રવેશ હોવાથી તેને આચરણની અપેક્ષા નથી. અર્થાત નિષ્કામ યજ્ઞ કરનારના નવીન જ્ઞાનોપયોગિ જન્મમાં આચરણનું નિયમન નથી. પણ સકામ યજ્ઞ કરનારમાં ગીતામાં જણાવ્યા પ્રમાણે કર્મ અને કર્તાનું વૈચિત્ર્ય હોય છે અને તેથી કેટલાકનો આચરણ પ્રમાણે નવીન જન્મ હોય છે. તેથી આચરણની શ્રુતિ નિષ્પ્રયોજન નથી. તેમાં પણ રમણીય અને હીન એમ જૂદી જૂદી યોનિઓ કહેલી હોવાથી તેમના નિયામક તરીકે કર્મનો અનુશય આવશ્યકજ છે તેથી તે શ્રુતિ યોનિદ્વારા કર્મના અનુશયની ઉપલક્ષક છે. માટે અનુશય સહિતજ વૃષ્ટિ ભાવને તે પ્રાપ્ત થાય છે. ૧૦

સૂત્ર ૧૧—હવે આ વિષે બાદરિનો મત આપે છે તે સુકૃત તથા દુષ્કૃતનેજ અનુશય તરીકે જણાવે છે. સુકૃત એટલે વિહિત કર્મ અને દુષ્કૃત એટલે નિષિદ્ધ કર્મ. જ્યાં સુધી વિહિત કર્મ અને દુષ્કૃત કર્મોનાં ફલ ભોગવ્યાં ન હોય ત્યાં સુધી તેઓ તેની અસર ઉપજાવે છે. અર્થાત્ નિષ્કામ કર્મો પવિત્ર કરનાર હોવાથી તેનો પ્રકાર જણાવવાને પંચાગ્નિ વિદ્યાની પ્રવૃત્તિ છે તેથી તે દ્યુલોકમાં યજમાનને

આણીને તિરોધાન પામે છે. તેની પછીનું કાર્ય તો તેના વ્યાપાર રૂપ બનેલા દેવોજ કરે છે તેથી ત્યાં કર્મનો અનુશય નથી, પણ ફલનો અનુશયજ છે. પણ જે ફરીથી સકામકર્માત્મક ધૂમ માર્ગ છે ત્યાં તો કર્માનુશય છેજ. માટે તે માર્ગના અનુશયનું ગ્રહણ કરવાને અન્ય મતોનો ઉપન્યાસ કર્યો છે. તેથી સોમની આહુતિ તે ફલના અનુશયવાળાનીજ છે અને તે વૃષ્ટિ ભાવને ઉત્પન્ન કરનાર છે એમ વિચાર કર્યો.

**સાર**—અહિંઆં બીજી આહુતિનો વિચાર કર્યો છે આમાં સોમ, ચંદ્ર, ને પર્જન્યરૂપી અગ્નિમાં હોમવામાં આવે છે અને તેનું ફલ વૃષ્ટિ થાય છે એમ કહેલું છે. આ વિષે વિચાર કરતાં સૂ. ૮ માં કહે છે કે સોમભાવનો નાશ થતાં (ચંદ્ર લોકનો ત્યાગ કરતાં) તે જીવ પોતાની સદ્વાસના પ્રમાણે નવીન જન્મ ધારણ કરે છે. અને તે પ્રમાણે જલભૂત સહિત તેની ગતિ હતી તેના કરતાં જૂદી રીતે આ વખતે ગતિ થાય છે. વળી તે દેવની કૃપાથી યુકત થઇને વૈરાગ્ય સહિત વૃષ્ટિ થાય છે. સૂ. ૯ માં એમ શંકા કરવામાં આવે છે કે કેટલીક શ્રુતિમાં આચરણ પ્રમાણે જન્મ થાય છે એમ કહેલું હોવાથી સદ્વાસના (અનુશય)થી જન્મનું નિયમન કરવું તે વ્યાજબી નથી. તેનો ઉત્તર કાર્ષ્ણાજીનિના મત પ્રમાણે આપે છે. તે એમ કહે છે કે આચરણની શ્રુતિ તે ઉપલક્ષણના અર્થમાં છે અર્થાત્ અમૂક જન્મ ઉપરથી તે મનુષ્યના પૂર્વ જન્મનાં આચરણનું અનુમાન તો કરાવે છે. સૂ. ૧૦ માં શંકા કરે છે કે જો આચરણની શ્રુતિ ઉપલક્ષણના અર્થમાં હોય તો પછી તે વ્યર્થ થઇ તેનો ઉત્તર ત્યાં આપવામાં આવે છે કે નિષ્કામ યજ્ઞ કરનારને માટે આચરણ શ્રુતિ નથી પણ સકામ યજ્ઞ કરનાર માટે છે. તેથી સકામ ધૂમમાર્ગવાળાઓને તેની જરૂર છે તેથી તે શ્રુતિ વ્યર્થ નથી બાદરિ વિહિત અને નિષિદ્ધ કર્મોને અનુશય માને છે અને તદનુસાર જન્મનું નિયમન કરે છે.

---

### ૩ જું અધિકરણ.

**સૂત્ર૧૨—શંકા**-કૌ. ૧-૨ માં અથવા કેટલાક આ લોકમાંથી જે પ્રયાણ કરે છે, તે ચંદ્ર લોકમાંજ જાય છે, એવી શ્રુતિ છે. અહિંઆં "કેટલાક" એમ સામાન્ય શબ્દ છે તેથી તથા સર્વ શબ્દ છે (મૂળ શ્રુતિમાં) તેથી પણ સર્વ સોમભાવને પ્રાપ્ત થાય છે, એમ સમજાય છે, અર્થાત્ ફક્ત વિહિત યજ્ઞાદિ કરનારજ સોમભાવને પ્રાપ્ત થાય છે એમ કહી શકાય નહિ. યજ્ઞાદિ નહિ કરનાર પણ સોમભાવને પ્રાપ્ત થાય છે. વળી અહિંઆં ધૂમ માર્ગવાળાની પુનરાવૃત્તિના ઉપસંહારમાં હીન આચરણ વાળા હીન યોનિને પ્રાપ્ત થાય છે, એવું કહેલું છે તેથી પણ આ અર્થ છે. આથી યજ્ઞ કરનાર તથા નહિ કરનાર તમામ ચંદ્ર લોકમાં જાય છે. માટે બીજી આહુતિ તથા ધૂમમાર્ગ સર્વને સાધારણ છે, વળી કર્મ અકર્મ અને વિકર્મ એ તમામને સર્વ સાધારણ છે. આથી વિહિત કર્મ કરનારને પણ તે કાલ કર્મ અને સ્વભાવને લીધે ત્રણનો સંભવ છે. ત્યાં જ્ઞાનના અભાવમાં ફલનો ભોગ નક્કી થયેલો હોવાથી સોમભાવ પછી, વૃષ્ટિ અન્ન અને રેતઃના ક્રમથી જ્યારે જન્મ થાય ત્યારે ભોગ કહેવો જોઈએ. આથી સોમભાવ પછીથીજ સઘળાના જન્મની પ્રાપ્તિ છે તેથી આની પહેલાંના અધિકરણમાં યજ્ઞાદિ કરનારજ સોમભાવના અધિકારી છે. અને તેમનો તે અધિકાર પંચાગ્નિથી સિદ્ધ દેહના ફલના અનુશયમાંજ હોય છે, એમ જે પ્રતિપાદન કર્યું તે યુક્ત નથી. આવો પૂર્વપક્ષ આ સૂત્રમાં કરવામાં આવ્યો છે. અર્થાત્ પૂર્વપક્ષી અહિંઆં એમ જણાવે છે કે યજ્ઞાદિ કરનારનેજ સોમભાવ છે તેમ નહિ પણ યજ્ઞાદિ નહિ કરનારનો પણ છે. ૧૨

**સૂત્ર ૧૩—આનો ઉત્તર**-સૂ. ૧૩ માં આપવામાં આવે છે. જેઓ વિહિત કર્મ સિવાયનાં કર્મ કરનાર છે તેઓ તો યમની સન્નિધિમાં સુખ અથવા દુઃખનો અનુભવ કરીને ઉંચે ચઢે છે તથા નીચે ઉતરે છે. અર્થાત્ વિહિત કર્મ કરનારનીજ ધૂમ માર્ગથી ગતિ છે. અને જેઓ કર્મથી રહિત છે, તેમને માટે યમ

માર્ગે જનારની ગતિ ધૂમ માર્ગે જનાર કરતાં જલદી છે. વેદમાં સકામ અને નિષ્કામના ભેદથી બે પ્રકારની ગતિ છે. તેમાં સકામ વાળાઓની કામનાઓ અનેક તરેહની હોવાથી તેના અનન્ત ભેદો છે. જે જ્ઞાન રહિત નિષ્કામ છે તેમનાં પણ કર્મો વેદાનુસાર તથા ગૃહ્યસૂત્ર તથા સ્મૃતિ અનુસાર એમ બે પ્રકારનાં છે; અગર ચિત્તની શુદ્ધિ કરનારાં અને શુદ્ધિ નહિ કરનાર એવા બે પ્રકારનાં હોય છે. આમાં જે ગૃહ્ય અને સ્માર્ત કર્મોમાં ગતિ યમને અધીન છે. તૈ. આ. ૬-૫ ની શ્રુતિમાં આનું પ્રમાણ પણ છે. અર્થાત્ ગૃહ્યસત્ર અને સ્મૃતિ પણ કર્મ કરનારની ચંદ્ર લોકમાં છે. આ પ્રકારે બન્ને જાતની ગતિઓમાં વૈલક્ષણ્ય જોવામાં આવે છે. તેથી તમામની ચંદ્ર લોકમાં ગતિ નથી. તમામનો સોમભાવ નથી. એમ પ્રથમનાં બે અધિકરણોમાં જે અર્થ નિશ્ચિત કરવામાં આવ્યો છે તેમાં કોઇપણ દોષ નથી એમ અર્થ છે. ૧૩

**સૂત્ર ૧૪**—વળી વ્યાસે પણ આ અર્થને સ્મૃતિમાં પ્રમાણ રૂપ જણાવ્યો છે. ૧૪

**સૂત્ર ૧૫**—આ ઉપરાંત યમ લોકની ગતિ વિષે બીજું પણ પ્રમાણ છે. મનુષ્યનાં કરેલાં પાપનો ઉપભોગ કરવાને તેને યમના સ્થાનમાં જવાની જરૂર છે, કારણ કે ગૌરવ વગેરે સાત નરકસ્થાનો જે પાપીઓના પાપ પ્રમાણે નક્કી થયેલાં છે તે યમ લોકમાંજ આવેલાં છે. આથી યમ લોકની ગતિને કોઇ ના પાડી શકશે નહિ. ૧૫

**સૂત્ર ૧૬-શંકા**—નરક પ્રદેશમાં ચિત્રગુપ્ત વગેરે રહે છે. તેઓ યમથી ભિન્ન છે. જો નરકો યમ લોકમાં હોય તો શા માટે તે અધિકારીઓ ભિન્ન હોય આથી સમજાય છે કે નરકાદિ યમલોક તથા ચંદ્ર લોકથી જૂદાંજ છે.

**ઉત્તર**—ના, તેમ નથી, નરક તે યમલોકમાંજ આવેલાં છે. જો કે ચિત્રગુપ્ત તે પ્રદેશમાં રહે છે તો પણ તેઓ યમની આજ્ઞાથી તેમના સેવક તરીકે નરકનાં સ્થાનો ઉપર શાસન ચલાવવાને રોકાયા છે. માટે કહેલા અર્થમાં કોઇ બાધ આવતો નથી. યમનીજ આજ્ઞાથી તેઓ નરક ઉપર સત્તા ચલાવે છે. તેથી નરક એ જૂદાં નથી પણ યમ લોકમાંજ તેમનો અંતર્ભાવ થાય છે.

મંત્રના લિંગથી યમની ગતિ સિદ્ધજ છે. જો તે ગતિનો અંગીકાર કરવામાં ન આવે તો ધૂમાદિ બે માર્ગનો પણ અનંગીકાર બનશે. અર્ચિરાદિમાં પણ" આદિત્યમાંથી ચંદ્ર લોકમાં" ધૂમાદિમાં 'આકાશમાંથી ચંદ્રલોકમાં' 'પંચાગ્નિમાં સોમ રાજા થાય છે." એમાં ચંદ્ર પ્રાપ્તિ સંભળાય છે, અને કૌ. ૧-૨ ની શ્રુતિ પ્રમાણે એકલી ચંદ્રની ગતિજ સઘળામાં છે, તેથી તેજ શ્રૌતી બને અને તેમ થતાં શ્રુતિ અને સ્મૃતિનો વિરોધ, આવે. જો તેનો અંગીકાર કરવામાં આવે તો યમના વ્યાપારમાં મંત્રના લિંગના પોષણથી ચંદ્ર અને યમની એમ બે ગતિ પણ બને, તેમજ કૌશીતકિના વાક્યનો અર્ચિરાદિના વાકયથી ઉપસંહાર થવામાં અર્ચિરાદિ તથા ધૂમાદિ એમ બે માર્ગ સિદ્ધ થાય તેથી સર્વની સાથે અવિરોધથી યમગતિ છે એમ સિદ્ધ થયું. ૧૬

**સાર**—આ અધિકરણમાં નીચે પ્રમાણે કહે છે.—

(૧) ફક્ત યજ્ઞાદિ કરનારનીજ ચંદ્ર લોકમાં પ્રાપ્તિ નથી પણ તે સિવાયનાઓને માટે પણ એમજ કહેવામાં આવ્યું છે કે સોમભાવ પછી તેમનો જન્મ છે. અર્થાત્ ચંદ્ર લોક પછી તેમનો જન્મ છે. માટે યજ્ઞાદિ કરનાર માટેજ ધૂમ માર્ગ છે એમ કહી શકાય નહિ. આમ પૂર્વ પક્ષ છે. સૂ. ૧૨

(૨) ઉપરના સૂત્રના પૂર્વપક્ષનો ઉત્તર સૂ. ૧૩ થી આપે છે. જેઓ વિહિત સિવાયનાં કર્મ કરનાર પાપીઓ છે તેઓ યમલોકમાં જાય છે અને ત્યાં સુખ દુઃખનો અનુભવ કરે છે, અને પછી તેમની ચઢતી તથા પડતી હોય છે. આથી તેમની ગતિ યમલોકમાં છે; ચંદ્રલોકમાં નહિ. સૂ. ૧૩

(૩) આ વિષે વ્યાસજી સ્મૃતિમાં પણ કહે છે. સૂ. ૧૪

(૪) વળી પાપીઓને માટે નક્કી થયેલાં રૌરવ વગેરે સાત નરકો પણ યમ લોકમાંજ આપેલાં છે, તેથી યમલોકની ગતિ સ્પષ્ટ છે. સૂ. ૧૫

(૫) જો કે રૌરવ વગેરેમાં ચિત્ર ગુપ્ત વગેરે યમલોકથી ભિન્ન લોકના અધિકારીઓ છે તો પણ તેઓ યમની આજ્ઞાથી ત્યાં રોકાયલા છે તેથી રૌરવાદિ નરકો યમલોકમાં આવેલા છે તે ખોટું ઠરતું નથી. આથી ચંદ્રલોકથી યમલોક જુદો છે અને તે વિહિત કર્મથી જૂદાં કર્મ કરનાર માટે છે.

---

૪ થું અધિકરણ.

**સૂત્ર ૧૭-શંકા**—જો તમે કહો છો તે પ્રમાણે યમગતિ વિષે શ્રુતિનો અભિપ્રાય હોય તો શા માટે પંચાગ્નિ વિદ્યાના પ્રસ્તાવમાં તેને જણાવી નથી? આથી તેનો અંગીકાર કરી શકાય નહિ.

**ઉત્તર**—પંચાગ્નિ વિદ્યાના પ્રસ્તાવમાં વિદ્યા અને કર્મનું વર્ણન છે તે યમ માર્ગનો અભાવ જણાવવાને માટે નહિ; પણ ત્યાં દેવયાન તથા પિતૃયાણ એજ વર્ણનનો વિષય હોવાથી તે બેનુંજ ત્યાં કથન કર્યું છે અને યમ માર્ગનું કર્યું નથી. આથી તેનો નિષેધ ત્યાં કરવામાં આવ્યો છે એમ કહી શકાય નહિ. આથી પણ યમગતિનો બાધ નથી. ૧૭

**સૂત્ર ૧૮-શંકા**—જો યમ માર્ગનો જૂદો સ્વીકાર કરવામાં આવે તો પંચાગ્નિ વિદ્યાના પ્રસ્તાવમાં છાં. ૫-૧૦-૮ માં જેને ત્રીજા માર્ગ-સ્થાન તરીકે જણાવેલ છે તેનેજ દેવયાન તથા પિતૃયાણથી જૂદો ત્રીજો માર્ગ તરીકે સ્વીકારો. શા માટે યમમાર્ગનો તમે તેમાં સમાવેશ કરો છો? એ ત્રીજા સ્થાનની નિન્દા કરી છે તે દેવયાન અને પિતૃયાણની પ્રશંસા માટે છે. આ બેની સરખામણી એ તે ત્રીજી હીન ગતિ ઘણીજ હીન છે. તેમાં ક્ષુદ્ર જંતુઓ વારંવાર જન્મ લે છે અને મરે છે તો યમમાર્ગનો અન્તર્ભાવ તે ત્રીજા માર્ગમાં કરવો જોઇએ.

**ઉત્તર**—ના, યમ માર્ગ તેનાથી જૂદો છે. યમમાર્ગમાં તો સુખ અને દુઃખના અનુભવ છે. મહાપાપનો તથા મહાસુખનો ઉપભોગ છે જ્યારે જેને ત્રીજુ સ્થાન જણાવવામાં આવે છે તેમાં તે પ્રકારે ભોગ નથી. તેમાં રૌરવાદિ નરકો પણ નથી, તેથી યમલોકનો અન્તર્ભાવ તેમાં થઇ શકે નહિ. ૧૮

**સૂત્ર ૧૯**—વળી યમની ગતિ જણાવનાર અન્ય પણ કારણ છે. દુનિઆમાં જ્યારે કોઇને મૂર્ચ્છા આવી હોય તો તે યમ લોકમાં ગયો છે એમ લોક કહે છે. તે અવસ્થામાં તો સંભાષણ વગેરે પણ કરે છે આથી યમ માર્ગની સિદ્ધિ છે. ૧૯

**સૂત્ર ૨૦**—વળી અજામિલ વગેરેને યમના માણસોનાં દર્શન થયેલાં સાંભળવામાં આવે છે, એટલુંજ નહિ પણ તેમનાં વાક્યો પણ તેમણે સાંભળ્યાં છે. માટે યમગતિ છે એ નિર્વિવાદ છે. આથી તેનો તૃતીય સ્થાનમાં અન્તર્ભાવ કરવો તે ઠીક નથી, પણ દેવયાન તથા પિતૃયાણની માફક યમમાર્ગ પણ જૂદો, સ્વતંત્ર માર્ગ છે એમ સ્વીકારવું જોઇએ.

**(સાર)**—યમ માર્ગની સ્વતંત્રતા વિષે પ્રથમ સૂ. ૧૭ માં પૂર્વપક્ષ કરીને શંકા કરવામાં આવી છે, અને કહે છે કે પંચાગ્નિ વિદ્યામાં વિદ્યા અને કર્મથી દેવયાન અને પિતૃયાણ એ બેનુંજ વર્ણન કર્યું છે. તો શા માટે યમમાર્ગનું વર્ણન ના કરે? એ શંકાનો ત્યાં ખૂલાસો કરે છે કે દેવયાન અને પિતૃયાણ એ બે ત્યાં પ્રકૃત હોવાથી તેનું વર્ણન કર્યું છે. સૂ. ૧૮ માં કહે છે કે ક્ષુદ્ર જંતુઓ તરીકે વારંવાર જન્મવું અને મરવું તેને તૃતીય સ્થાન કહ્યું છે; પણ તે યમલોકથી નિરાળું બને છે; કારણ કે તેમાં પાપના અનુભવ નથી. જ્યારે યમલોકમાં તો તેનો અનુભવ કહેલો છે. લોકમાં પણ મૂર્ચ્છાની દશામાં યમલોકનો અનુભવ થાય છે તથા અજામિલ વગેરેને યમના માણસોનાં દર્શન થયાં છે. માટે યમલોક તે સ્વતંત્ર સિદ્ધ થાય છે.

---

૫ મું અધિકરણ.

**સૂત્ર ૨૧**—આ પ્રમાણે બે અધિકરણોથી પ્રાસંગિક અર્થનો વિચાર કરીને હવે તૃતીય આહુતિનો વિચાર કરે છે. આ ત્રીજી આહુતિમાં પૃથ્વી અગ્નિ છે અને સંવત્સર, આકાશ, રાત્રિ, દિશાઓ, અને અવાન્તર દિશાઓ તે ઇન્ધન, ધુમાડો, જ્વાલા, અંગારા, અને તણખા અનુક્રમે છે. તેમાં વૃષ્ટિ હોમ્ય છે અને અન્ન તેનું ફલ છે. શ્રુતિમાં 'વૃષ્ટિમાંથી અન્ન' એમ કહ્યું છે તે ખરેખર પ્રત્યક્ષથી વિરૂદ્ધ છે, કારણ કે અન્નની ઉત્પત્તિ તે બીજમાંથી હોઇ શકે વૃષ્ટિમાંથી નહિ. માટે અહિંઆં સંદેહ છે કે વૃષ્ટિને અન્નનું કારણ જણાવ્યું તે નિમિત્ત કારણ હશે કે સમવાયિ કારણ? નિમિત્તકારણ અને સમવાયિ કારણોનો ભેદ પ્રથમ અધ્યાયમાં જણાવ્યો હતો. નિમિત્ત કારણ તે બાહ્ય કારણ છે તે કારણને કાર્યરૂપમાં લેઇ જવામાં બહારથી સહાય કરે છે પણ જે સમવાયિ કારણ છે તે તો કાર્યમાં અનુસ્યૂત હોય છે. જે કારણ છે તેજ પોતે કાર્ય બને છે તે એવી રીતે કે જો તે કાર્યમાંથી કારણને લેઈ લેવામાં આવે તો તે કાર્ય રહી શકેજ નહિ. મૃત્તિકા અને ઘટના દૃષ્ટાન્તથી આ ભેદ સમજાશે. ઘટ એ મૃત્તિકામનો બને છે, ઘટ પૂર્વની દશામાં જે મૃત્તિકા છે તેજ ઘટાવસ્થામાં છે; પણ તે મૃત્તિકા અમૂક આકારમાં રહે છે. ઘટનાશ પછી પણ મૃત્તિકાજ રહે છે. આમ ત્રણ અવસ્થામાં જે કારણ ટકે છે તેજ સમવાયિ કારણ કહેવાય. કુંભકાર, ચક્ર વગેરે સમવાયી કારણ નહિ પણ નિમિત્ત કારણ છે. કારણ કે તે બહારથી સમવાયી કારણને કાર્યરૂપમાં મૂકવામાં સહાય આપે છે તો અહિંઆં સંદેહ એ છે કે વૃષ્ટિ અન્નનું નિમિત્ત કારણ છે કે સમવાયી? તે સમવાયી હોઇ શકેજ નહિ કારણ કે બીજને રોપ્યા સિવાય અન્ન થાય નહિ તેથી અન્નનું સમવાયિ કારણ બીજ હોઇ શકે, અન્ય કંઇ નહિ. તેથી વૃષ્ટિ નિમિત્તજ હોઇ શકે તેથી "વૃષ્ટિમાંથી અન્ન" એમ જે કહેવામાં આવ્યું છે તે બરાબર નથી.

ઉપરની શંકાનો ખૂલાસો નીચે પ્રમાણે કરવામાં આવે છે. ત્રીજી આહુતિમાં વૃષ્ટિનો હોમ કરવામાં આવે છે ત્યાં અન્ન ફલના ઉત્પન્ન કરનાર તરીકે જે હોમ્ય દ્રવ્ય છે તેને માટે વર્ષ (વૃષ્ટિ) શબ્દ છે. આ તે જલ માત્ર છે તેનું સંગ્રાહક હોવાથી કારણરૂપ અને નિમિત્તરૂપ જલમાં તે સાધારણ હોવાથી સમાન વર્ષ શબ્દથી કારણ તત્ત્વનુંજ ગ્રહણ થાય છે. તમે પૂછશો કે શાથી? તો તેનો ઉત્તર એ છે કે "હે ભાઇ! આ સત્‌જ પ્રથમ હતું" વગેરે સન્દર્ભમાં 'તે તેજે ઇક્ષણ કર્યું, તે જલે ઇક્ષણ કર્યું." આમાં કારણરૂપ જલનો ઉલ્લેખ કરીને "તેથી જ્યાં કંઇક પુરૂષ શોક કરે છે અથવા પ્રસ્વેદ પામે છે તે તેજજ તેમાંથી જલ થાય છે" એમ ભૌતિક ત્રિવૃત્કૃત દશામાં કારણ અને કાર્યનું વૈજાત્ય જણાવીને આગળ "તેથી જ્યાં કંઈ વર્ષે છે તેજ પુરુષ અન્ન થાય છે" એવી છાં. ૬–૨–૨૪ ની શ્રુતિ પ્રમાણે વૃષ્ટિને કારણરૂપ જણાવેલ છે. આથી પંચાગ્નિ વિદ્યામાં દેવોના હોમમાંથી કારણરૂપ જલનીજ વૃષ્ટિ છે. તેથી ત્યાં અન્ય બીજની અપેક્ષા નથી. તેથી "વૃષ્ટિમાંથી અન્ન" એમ જે કહ્યું છે તે બરાબર છે. તેથી સંસ્કૃત અન્નજ યોગ્ય દેહનું ઉત્પાદક છે. સૂત્રમાં જે સંશોકજ શબ્દ છે તેને માટે તે ૧–૫–૧ ની સંમતિ છે. ત્યાં ભૌતિક જલ પણ રજતાદિનું કારણ છે એમ આ શ્રુતિથી જણાય છે. તો પછી આધ્યાત્મિક જલ કારણ હોય એમાં સંદેહજ શો છે? જો કે ત્યાં અન્ન શબ્દથી પૃથિવીનો અર્થ સમજાય છે તેમ અહિંઆં પણ (ત્રીજી આહુતિમાં) પૃથિવી અગ્નિના ઇન્ધનરૂપ હોવાથી તે અન્નજ છે. માટે કારણ શક્તિથી યુક્ત વૃષ્ટિમાંથી અન્ન થાય છે. તેથી અહિઆં કોઇ પણ અનુપપન્ન નથી. અર્થાત્ "વૃષ્ટિમાંથી અન્ન" એવા શબ્દોથી "વૃષ્ટિ" પણ જલજ છે. તે જલ બીજની અપેક્ષા રાખતું નથી. વળી તે આધ્યાત્મિક જલજ વૃષ્ટિરૂપ બન્યું છે અને તેથી તેનામાં મૂળ કારણની શકિત છે તેથી તે કારણની શકિત તેનામાં છે. તે અન્નનું સમવાયિ કારણ છે એમ જે જણાવ્યું તે બરાબર છે. અહિંઆં વૃષ્ટિને આધ્યાત્મિક જલ તરીકે સમજીને કારણ જણાવ્યું છે. ૨૧

**સૂત્ર ૨૨**—શંકા—અહિંઆં (ત્રીજી આહુતિમાં) "વૃષ્ટિ" શબ્દ છે તે કારણ જલરૂપના અર્થમાં

નથી. કારણ કે સમાન ધૂમ માર્ગમાં અથવા આની તેના ઐક્યમાં વૃષ્ટિમાંથી અન્નભાવના કથનમાં પતન થાય ત્યાં સુધી રહીને પછી આજ માર્ગમાં ફરીથી પાછા વળે છે. પછીથી આ આકાશમાં આવે છે. આકાશમાંથી વાયુમાં જાય છે, વાયુ બનીને ધૂમ થાય છે. ધૂમ બનીને અભ્રરૂપ બને છે, અભ્ર બનીને મેઘ થાય છે, મેઘ બનીને વર્ષણ કરે છે, અને તેજ અહિંઆં ડાંગેર યવ, ઔષધિ, વનસ્પતિ, તલ, કઠોળ એમ ઉત્પન્ન થાય છે 'આવી શ્રુતિ છે' આ શ્રુતિમાં ("આ આકાશમાં") તે શબ્દોથી તેનો અવરોહ જણાવ્યો છે. આમાં વાયુ, ધૂમ, અભ્ર એમ જૂદા જૂદા રૂપે થાય છે એમ કહે છે. આ બધાં જે રૂપો અહિંઆં જણાવ્યાં છે તે બધાં વિકાર રૂપ હોવાથી જો મૂળ કારણ આ જૂદા જૂદા રૂપે થાય છે એમ કહેતા હો તો પછી તે કારણ પણ વિકારવાળું થશે. આથી વૃષ્ટિ તે કાર્ય જલરૂપ છે, કારણ જલરૂપ નહિ અને તેથી અન્નની ઉત્પત્તિમાં બીજની આવશ્યકતા હોવાથી તે જ્ઞાનને યોગ્ય દેહનું કારણ નથી.

**ઉત્તર**—અહિંઆં જલ વાયુ વગેરે રૂપે પરિણમે છે તે વાયુરૂપ નથી પણ વાયુરૂપનો આભાસ છે ખરી રીતે તે વાયુ વગેરે નથી પણ પોતે તે રૂપે દેખાય છે. આથી મૂળ કારણ અહિંઆં વૃષ્ટિ થાય છે. એમ જે કહ્યું ત્યાં વૃષ્ટિ નહિ પણ વૃષ્ટિનો આભાસ સમજવો. આથી તેની કારણરૂપતામાં બાધ આવતો નથી. જે વૃષ્ટિ છે તે ખરી રીતે મૂળ કારણ જલ છે. પણ તેમાં વૃષ્ટિનું ભાન થાય છે. વૃષ્ટિનું ભાન તે કાર્ય છે. આ રીતે કારણમાં કાર્યનું ભાન છે, પણ આ રીતે જે કારણ રૂપ છે તે કાર્યરૂપે પ્રતીત થાય છે તે ગૌણ પ્રતીતિ છે. જેમ ચિત્રમાં ઘોડા દેખાય તેની માફક કારણરૂપ જલનાં વાયુ, અભ્ર, વગેરે રૂપો છે. ચિત્રામણના ઘોડાની ગમન ક્રિયા નથી તેથી તે કશા ઉપયોગનો નથી માટે તે ગૌણ છે. તેમ વાયુ, અભ્ર વગેરે રૂપોની પ્રતીતિ છે. જેમ ચિત્રામણના ઘોડામાં અને ખરા ઘોડામાં આકારનું સામ્ય છે અને તેટલા ઉપરથી આપણે તેને ઘોડો કહીએ છીએ અન્યથા નહિ. કારણ કે આકાર સિવાય બીજી કોઇ પણ ઘોડાની ક્રિયાઓ તેમાં નથી. તેવીજ રીતે અહિંઆં પણ સામ્યથી વાયુ, અભ્ર વગેરેને જલરૂપ કહેલ છે અન્યથા નહિ. માટે ચિત્રના ઘોડાની માફક વાયુ વગેરેના રૂપમાં વાયુ વગેરેનો દેખાવજ છે, વાયુ વગેરે રૂપ પદાર્થો નથી. તેથી ઉક્ત શ્રુતિમાં 'વૃષ્ટિ' શબ્દને વૃષ્ટિ રૂપજ સમજીએ તો તે કાર્યરૂપ ગણાય, પણ વૃષ્ટિ તે વૃષ્ટિ રૂપ નહિ પણ વૃષ્ટિનો દેખાવ, ખરી રીતે તો મૂળ કારણ જળજ છે. આથી વૃષ્ટિ એ મૂળ કારણ જલજ છે, કાર્ય નહિ. ૨૨

**સૂત્ર ૨૩**–વળી જલ જે વાયુ વગેરે જૂદાં જૂદાં રૂપ ગ્રહણ કરે છે તેમાં બહુ વખત લાગતો નથી. માત્ર અન્ન ભાવને પ્રાપ્ત કરેલાજ રેતોરૂપ થવામાં વાર લાગે છે. એમ કહેલું છે આથી તે પહેલાંનાં રૂપોમાં બહુ સમય લાગતો નથી. આથી ત્રીજી આહુતિમાં તો તે એકદમ આવે છે. અહિંઆં એવી શંકા કરવી નહિ કે અવરોહનો ક્લેશ તો અહિંઆં પણ છે તો ધૂમમાર્ગથી આમાં કયો વિશેષ છે? અવ-રોહના ક્લેશનું કથન ધૂમમાર્ગમાંજ છે. પંચાગ્નિનો માર્ગ તેનાથી જૂદો હોવાથી વૈરાગ્યાદિવાળા અને અભિમાન રહિતજ તે રૂપને પ્રાપ્ત થાય છે. માટે અહિંઆં બિલ્કુલ ક્લેશ નથી.

**સાર**—આ અધિકરણમાં ત્રીજી આકૃતિનો વિચાર કર્યો છે. તે આહુતિમાં "વૃષ્ટિમાંથી" અન્ન ઉત્પન્ન થાય છે એમ કહેલું છે તેથી વૃષ્ટિને નિમિત્ત કારણ કહેવું કે સમવાયિ કારણ? પૂર્વપક્ષી નિમિત્ત કારણ કલ્પે છે, કારણ કે અન્નનું સમવાયિ કારણ બીજ હોઇ શકે. સિદ્ધાન્તી–વૃષ્ટિએ મૂળ કારણરૂપ–આધ્યાત્મિક કારણરૂપ જલ છે, આ જલ સર્વરૂપ થઇ શકે છે, તેમાંથી અન્નની ઉત્પત્તિ માટે બીજની અપેક્ષા નથી, કારણ કે તે આધ્યાત્મિક સર્વરૂપ ભવનના સામર્થ્યવાળું કારણ છે. માટે વૃષ્ટિમાંથી અન્ન થાય છે તે બરાબર છે. આમ સૂ. ૨૧ માં જણાવીને સૂત્ર ૨૨ માં કહે છે કે વૃષ્ટિ રૂપ તે ખરેખર વૃષ્ટિ નથી પણ ચિત્રના ઘોડામાં જેમ આકારના સામ્યથી ઘોડાનો દેખાવ જોવામાં આવે છે તેમ વૃષ્ટિમાં વૃષ્ટિરૂપ ખરેખર મૂળ કારણથી જૂદુ નથી, પણ વૃષ્ટિનો દેખાવ છે. આથી "વૃષ્ટિમાંથી અન્નની ઉત્પત્તિ જે કહીને મૂળ કારણ શક્તિયુક્ત જલમાંથી છે એમ સમજવું. સૂ. ૨૩ માં કહે છે કે વૃષ્ટિમાંથી જ્યારે

અન્નની ઉત્પત્તિ થાય છે ત્યારે બહુ વિલંબ થતો નથી. અન્નરૂપ થયા પછી પુરુષમાં રેતોરૂપ થવામાં તથા સ્ત્રીના ઉદરમાં ગર્ભરૂપ બનવામાં કંઇક સમય લે છે તે પહેલાંની દશામાં નહિ.

---

### ૬ ઠું અધિકરણ.

**સૂત્ર ૨૪**—આ અધિકરણમાં ચોથી આહુતિનો વિચાર કરવામાં આવ્યો છે. તેમાં પુરુષને અગ્નિ કહેલ છે. વાક, પ્રાણ, જીહ્વા, ચક્ષુ અને શ્રોત્ર તે ઇન્ધન, ધુમાડો, જ્વાલા, અંગારા અને તણખા કહેલ છે. તેમાં અન્ન હોમ્ય પદાર્થ છે અને રેતઃતેનું ફળ છે. અર્થાત્ પુરુષ જે અન્ન ખાય છે તેમાંથી રેત ઉત્પન્ન થાય છે એવો અર્થ ત્યાં છે.

અહિંઆં **પૂર્વપક્ષી** નીચે પ્રમાણે શંકા કરે છે—

**શંકા**—એવું કહેવામાં આવે છે કે સંસર્ગથી ઉત્પન્ન થતા કર્મના દોષથી પુરુષ સ્થાવર યોનિને પ્રાપ્ત થાય છે. આ પ્રકારનું સ્મૃતિનું વચન છે. તેથી એમ સમજાય છે કે અન્ન એ સ્થાવર હોવાથી પૂર્વ જન્મનાં પાપને લીધે જીવ તે રૂપે ઉત્પન્ન થાય છે. આથી તે અન્ન અશુદ્ધ હોવું જોઇએ. પણ ત્રીજી આહુતિ જોતાં એમ સમજાય છે કે વિહિત યજ્ઞાદિ કર્મ કરનાર પુણ્યશાલીનો આત્મા વૃષ્ટિદ્વારા જીવ રૂપ બન્યો છે. તો પછી તે શું? જીવનો પ્રવેશ અશુદ્ધ અન્નમાં શી રીતે હોઇ શકે? અને છતાં જો પ્રવેશ થઇ શકતો હોય એમ કદાચ તમે કહેતા હો કારણ કે શુદ્ધ આહુતિથી તે અન્ન ઉત્પન્ન થયું છે માટે તે અન્ન અહિંઆં શુદ્ધ છે તો પણ તે અન્ન જ્યારે ખાંડવામાં આવે તથા રાંધવામાં આવે ત્યારે તેમાં રહેલા જીવનો નાશ થાય છે. તો પછી તે અન્ન રેતોરૂપ શી રીતે બને અને તે રેત (વીર્ય)માંથી જીવની ઉત્પત્તિ શી રીતે થાય?

**ઉત્તર**—ઉપરની શંકાનું સમાધાન તમે સાંભળો. પ્રથમ બીજી શંકા-અન્ન વીર્યરૂપ બને કે નહિ તેનો ખૂલાસો અમે આપીએ છીએ. વૃષ્ટિ જ્યારે અન્નરૂપ થાય છે ત્યારેજ વ્રીહિ વગેરે જૂદા જૂદા જીવોનું અધિષ્ઠાન બને છે. તે જીવો આ અન્નમાં હોય છે, પણ તેમને તે વિષે એવું અભિમાન હોતું નથી કે આ અન્ન-વ્રીહિ વગેરે અમારૂં રહેવાનું સ્થાન છે. તેઓ અતિથિની માફક ત્યાં સ્થિતિ કરે છે. જેમ કોઇ અતિથિ બીજાને ઘેર ગયો હોય તો તે એ ઘરને પોતાનું માનતો નથી પણ બીજાનું છે એમ માનીને અભિમાન રહિત ત્યાં રહે છે. તેજ પ્રમાણે આ જીવ આ વ્રીહિ વગેરે અન્નમાં રહે છે. આમ હોવાથી જ્યારે તે અન્નને ખાંડવામાં આવે તથા તેને રાંધવામાં આવે તો તેને કલેશ હોતો નથી, કારણ કે અન્નને જે ક્રિયાઓ થાય છે તેની સાથે તેને કંઇ પણ લાગતુંવળગતું નથી. તેમ ખાંડવા વગેરેની ક્રિયાથી તે જીવ જતો રહેતો નથી. કારણ કે જો ખાંડેલું તથા રાંધેલું અન્ન ઘણા સમય સુધી જો રાખી મૂકવામાં આવે તો પછી તેમાં કીડા વગેરે પડેલા દેખાય છે, આથી તે અન્નને ખાંડવામાં અગર રાંધવામાં આવે તો પણ જીવ જતો રહેતો નથી તે સત્ય છે. તેનું કારણ અહિંઆં ઉપર જણાવ્યું તે પ્રમાણે તે જીવોની આ અન્નરૂપી અધિષ્ઠાનમાં નિરભિમાનતા છે. આથી જ્યારે બીજ રોપવામાં આવે તે સમયે જ્યારે વૃષ્ટિ ઉત્પન્ન થાય છે ત્યારે જલભાવને પ્રાપ્ત થયેલ જીવો તેની સાથે અન્નાદિ બીજમાં પ્રવેશ કરે છે. અને તે સમયે અન્ય જીવથી અધિષ્ઠિત જે વ્રીહિ વગેરે છે તેમાં વાયુ વગેરે રૂપમાં વાયુ વગેરેનું જે ભાન થાય છે તેવું અત્યારે ભાન નથી પણ અતિથિની માફક કાર્ય પરત્વે સ્થિતિ છે. તેથી તે અન્ન વીર્યરૂપ બને તેમાં શંકા લેવા જેવું નથી. ૨૨

**સૂત્ર ૨૫**—**શંકા**-જો અન્યના અધિષ્ઠાનનો અંગીકાર કરવામાં આવે તો કલેશ પામતા જીવો અશુદ્ધ હોવાથી તેમના અધિષ્ઠાન રૂપ અન્ન પણ અશુદ્ધ બને તો પછી તે અન્નમાંથી કેવી રીતે યોગ્ય દેહના જ્ઞાનમાં ઉપયોગી દેહની ઉત્પત્તિ બને?

**ઉત્તર**—છાં. ૫-૭-૨ પ્રમાણે આ આહુતિમાં હોમ્ય અન્નના હોમનાર દેવો છે તેથી તેઓ કદી અશુદ્ધ અન્નનો હોમ કરેજ નહિ. અન્ય પણ હોમ્ય અન્ન હોય તો તેની પણ સંસ્કારથી શુદ્ધિ હોય છે. તો અહિંઆં પણ હોમ નામના સંસ્કારના શબ્દથી શુદ્ધજ અન્ન છે. તેથી શુદ્ધ અન્નમાં શુધ્ધ જીવનો પ્રવેશ બરાબર છે માટે તમારી શંકા વ્યાજબી નથી.

**(સાર)**—અહિંઆં ચોથી આહુતિમાં અન્નમાંથી વીર્યની ઉત્પત્તિ વિષે જે કહેવામાં આવ્યું છે તેનો વિચાર કરે છે. અન્નનું અધિષ્ઠાન કરીને રહેલા જીવો અભિમાન વગર અતિથિની માફક તેમાં રહે છે તેથી અન્નની ઉપર જે કોઇ ક્રિયાઓ થાય તેની અસર તેમને થતી નથી. આથી અન્નને ખાંડવામાં આવે અગર રાંધવામાં આવે તોપણ તેમાંથી જીવનો નાશ થતો જણાતો નથી. ઉલટું તેવા પ્રકારના અન્નને જો વધુ વખત રાખવામાં આવે તો તેમાંથી કીડાઓ વગેરે જીવો જોવામાં આવે છે. વળી આ આહુતિમાં હોમાતું અન્ન તે આહુતિ તરીકે હોવાથી તથા તેના હોમનારા દેવો હોવાથી શુદ્ધ છે માટે અહિંઆં શુધ્ધ અન્નમાંજ પવિત્ર જીવનો પ્રવેશ થયો છે અને તે વીર્યરૂપ બને છે.

---

### ૭ મું અધિકરણ.

આ અધિકરણમાં પાંચમાં આહુતિનો વિચાર કરે છે. તેમાં સ્ત્રી એ અગ્નિ છે, ઉપસ્થ ઉપમન્ત્રણ, યોનિ તેની અંદરની (યોનિની અંદરની) ક્રિયા અને આનન્દ તે ઇન્ધન, ધૂમ, જ્વાલા અંગારા અને તણખા રૂપ છે. આમાં રેતઃ (વીર્ય) એ હોમાય છે અને ગર્ભ તે તેનું ફલ છે. અહિંઆં પ્રથમ નીચેની શંકા છેઃ—

**શંકા**—અન્નમાંથી વીર્ય થાય છે એ તો બરાબર પણ વીર્યમાંથી ગર્ભ બંધાય તે વિષે શંકા છે. કારણ કે પુરુષમાં અન્નનો હોમ હોય (અન્ન ખાતો હોય) તોપણ બાલ્યાવસ્થા કૌમાર અને વૃદ્ધાવસ્થામાં તે અન્નમાંથી વીર્ય ઉત્પન્ન થતું નથી. જો અન્નમાંથી વીર્ય ઉત્પન્ન થતું હોય તો શા માટે બાલ્યાવસ્થા તથા કૌમાર તેમજ વૃધ્ધાવસ્થામાં તે ઉત્પન્ન થતું નથી અને ફક્ત જુવાનીમાંજ થાય છે? માટે અન્નથી સર્વદા વીર્ય ઉત્પન્ન થાય એ સિદ્ધાન્તજ સ્વીકાર્ય નથી. જો તે સ્વીકારો તો તેમાં અત્રે જણાવેલો વ્યભિચાર નિયમ ભંગનો દોષ તમને જણાયા વગર રહેગે નહિ. વળી તારુણ્યમાં પણ–યુવાવસ્થામાં પણ તમામ અન્ન ખાનારમાં વીર્યની ઉત્પત્તિ નથી; અને તેમાં વળી જો વીર્યની ઉત્પત્તિ હોય તો પણ જ્યાં સુધી નિયમપૂર્વક યોનિમાં તે વીર્યનું સિઞ્ચન કરવામાં ન આવે ત્યાં સુધી તેનો ગર્ભ બનતો નથી. તેમજ વળી પુરુષનો પ્રયત્ન હોય છતાં દેવની અપેક્ષાના અભાવથી તે વીર્યનો ગર્ભ બનતો નથી. માટે પાંચમી આહુતિમાં વીર્યને હોમ્ય કહેલ છે તે બરાબર નથી.

**ઉત્તર**—વીર્યનો જો પુરુષની સાથે સંબન્ધ થાય તોજ તે સ્ત્રીની યોનિમાં પ્રવેશ પામતાં ગર્ભરૂપ બને છે. પૌરુષ એટલે રેતઃનું સિઞ્ચન કરવાનું સામર્થ્ય–એ સામર્થ્ય જેનામાં હોય તેજ પુરુષ અન્ય કોઇ નહિ. માટે પૌરુષ ધર્મવાળા સાથે તેનો સંબન્ધ થતાં તે વીર્ય સ્ત્રીની યોનિમાં પ્રવેશ પામીને ગર્ભરૂપ બને છે. ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવની કૃપા વગર તે રેતઃનો સેક બની શકતો નથી. ઇન્દ્રિયો સ્વસ્થ અને અનુકૂલ હોય તોજ રેતઃનું સિઞ્ચન બને છે. ઇશ્વરની ઇચ્છાથી તે રેતઃ પુરુષમાં તૈયાર થયો હોય તો પણ ઇન્દ્રિયોદ્વારાજ તેનું બહિર્નિર્ગમન થાય છે તેથી રેતઃની આહુતિ અપાતાં ગર્ભ ઉત્પન્ન થાય છે તે બરાબર છે તેટલા માટે તો આ પાંચમી આહુતિ કહેલી છે. આ આહુતિ પુરુષને ફક્ત અન્ન ખાવાનુંજ જણાવતી નથી, પણ અન્નદ્વારા રેતઃઉત્પન્ન કરીને તેના ફલને જણાવવાનું છે એમ "શરીરને માટેજ દેવોનો ઉદ્યમ છે" એવા પછીના શબ્દોથી સમજાય છે એ અર્થ જણાવવાને સૂત્રમાં **અથ** શબ્દ પ્રયોજ્યો છે. વળી યોગ "શબ્દનું તાત્પર્ય એ છે કે જે રેતઃનો સેક કરી શકે છે તેવા પૌરુષ ધર્મવાળાની સાથે જો રેતઃનો યોગ–સંબન્ધ થાય તોજ તે રેતઃનું ફલ ગર્ભ હોય છે. આ પૌરુષ ધર્મ યુવા-

વસ્થામાંજ હોય છે, બાલ્ય, કૈશોર તથા વૃદ્ધાવસ્થામાં તે હોતો નથી, માટે તેમનામાં રેતઃની ઉત્પત્તિ નથી. વળી તેમાં બીજું પણ તાત્પર્ય છે અને તે એક અન્નમાં એકજ શુધ્ધ જીવ હોય છે બીજો નહિ. જો તેમ ના હોય તો પછી બહુ જીવોની ઉત્પત્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય.

---

## ૮ મું અધિકરણ.

આ અધિકરણમાં પંચાહુતિનો ઉપસંહાર કરે છે. પાછલા અધિકરણમાં હોમમાં રેતઃનો વિચાર કર્યો હતો, હવે તેમાંથી ઉત્પન્ન થતા ફલ ગર્ભનો વિચાર કરીને પ્રસ્તુત વિષયનો ઉપસંહાર કરે છે. પાંચમી આહુતિમાં એવું કહેવામાં આવ્યું છે કે "તે આહુતિમાંથી ગર્ભ સંભવે છે" તો અહિંઆં સંદેહ આ છે કે જે ફલ-ગર્ભ બંધાય છે તે યોનિમાંજ હોય છે કે તેની બહાર નીકળે છે? આમાં પૂર્વપક્ષ નીચે પ્રમાણે છે—

ગર્ભ શબ્દથી તે અન્તઃ સ્થિતજ છે, કારણ કે શરીર પરત્વે લેવામાં ગર્ભની શ્રુતિના બાધનો પ્રસંગ આવે છે. વળી પાંચમી આહુતિમાં જલ પુરુષ સંજ્ઞાને પ્રાપ્ત થાય છે એવા ઉપસંહારનો વિરોધ નથી. આગળ કર્તવ્યના અભાવથી તે પ્રમાણેની ઉક્તિ છે તેથી ત્યાં વિરોધ નથી. વળી છ માસ પછી ગર્ભમાં જ્ઞાન સંભવ છે, અને તેટલાથીજ પુરુષાર્થની સિદ્ધિ હોવાથી ગુરુની પાસે જ્ઞાન માટે જવાની પણ જરૂર નથી.

**ઉત્તર**—ગર્ભ શબ્દનો અર્થ યોનિમાંથી બહાર નીકળેલું શરીર એમ સમજવાનું છે. વીર્યનું ફલ ગર્ભ કહેલ છે ત્યાં ગર્ભ એટલે શરીરજ લેવું. તે શરીર રૂપ થઇને યોનિની બહાર જ્યાં સુધી નીકળે નહિ ત્યાં સુધી તે ફલ કહી શકાય નહિ. તે શરીરની સિધ્ધિને માટે તે ગર્ભને ધારણ કરનાર માતા તેનું રક્ષણ કરે છે. માટેજ યોગ્ય દેહના સાધન સહિત બ્રહ્મજ્ઞાન માટે તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

---

**ટાંચણ**—

આ પાદમાં છાંદોગ્યોપનિષદમાં જે પંચાગ્નિ વિદ્યાનું નિરૂપણ છે તે વિષેનો વિચાર કરવામાં આવ્યો છે પંચાગ્નિ વિદ્યાની પાંચ આહુતિઓ છે. તેના અર્થના નિરૂપણનું ટાંચણ બ. સૂ. પ્રમાણે છે.

**અધિ. ૧ સૂ. ૧ પ્રથમાહુતિ પરામર્શ.**

**બ્રહ્મજ્ઞાન માટે ઉપયોગિ દેહની પ્રાપ્તિ માટે ભૂતોસહિત જીવનું ગમન.**

૨ તેજ, જલ અને અન્નમાં જલની મુખ્યતા.

૩ જીવ સાથે પ્રાણની ગતિ કહેલી હોવાથી અને જલ પ્રાણનું પોષક હોવાથી જલ ભૂત સાથે જીવની ગતિમાં સંબન્ધની અપેક્ષા.

૪ પ્રાણાદિના અગ્નિ વગેરેમાં લયની શ્રુતિની ગૌણતા.

૫ પ્રથમ આહુતિમાં 'શ્રાદ્ધ' શબ્દથી જલના અર્થની થતી પ્રતીતિ.

૬ યજ્ઞાદિ કરનાર માટેજ પંચાગ્નિ વિદ્યાનુસાર ગતિની આવશ્યક્તા.

૭ **શંકા**—પંચાગ્નિ વિદ્યાનુસાર સોમભાવને પ્રાપ્ત થયેલાનું દેવના અન્નરૂપ સોમના ભક્ષણથી તેનું ભક્ષણ થતાં, અનિષ્ટાપત્તિ.

**ઉત્તર**—ઉપર જણાવેલા ભક્ષણની ગૌણતાથી અનિષ્ટાપત્તિનો અભાવ.

**અધિ. ૨ દ્વિતીય આહુતિ પરામર્શ.**

૮ સોમભાવનો નાશ થતાં અનુશયવાળાની વૃષ્ટિ રૂપતા.

૯ આચરણ શ્રુતિ ઉપલક્ષણ અર્થમાં હોવાથી કાર્ષ્ણાજિનિના

## પાદ–૨ જો.

૧ સંધ્યાધિકરણ

## संध्ये सृष्टिराह हि ॥३–२–१॥

### સ્વપ્નમાં સૃષ્ટિ ખરેખર છે એમ શ્રુતિ કહે છે.

પૂર્વ પાદમાં [1]અધિકારીના યોગ્ય દેહનું નિરૂપણ કરવામાં આવ્યું હતું. બીજા પાદ[2]માં જીવની મુક્તિની યોગ્યતાનું નિરૂપણ કરવામાં આવે છે. તેમાં પ્રથમ [3]સ્વપ્નનું નિરૂપણ કરે છે. સ્વપ્ન જો સત્ય હોય તો તેના કરેલા ગુણ તથા દોષનો સંબન્ધ જીવને થાય તેથી નિરૂપેલ શુદ્ધિ વ્યર્થ થઇ જાય. માટે સ્વપ્નની મિથ્યતા દર્શાવવાને અધિકરણનો આરમ્ભ [4]છે. ત્યાં પૂર્વ પક્ષ કહે છે. સંધ્ય[5]માં કહેતાં સ્વપ્નમાં સૃષ્ટિ ખરેખર કહે છે. અથવા, તે આ પુરુષના બે સ્થાનો હોય છે, આ અને પરલોકનું સ્થાન. સંધ્ય કહેતાં સ્વપ્ન સ્થાન એ ત્રીજું છે. (બૃ ૪–૩–૯) એ પ્રમાણે ઉપક્રમ કરીને "ત્યાં નથી રથ કે રથના ઘોડા, અગર રસ્તાઓ. રથ, ઘોડા અને રસ્તાઓ તે સર્જે છે" (બૃ. ૪–૩–૧૦) વગેરેથી સૃષ્ટિ [6]કહી છે. સંધ્ય સ્થાન (સ્વપ્ન સ્થાન)માં સૃષ્ટિ છે. કારણ કે શ્રુતિ જાતેજ તે કહે છે. વળી આ અર્થ યોગ્ય છે. જે પ્રમાણે શ્રુતિ કહે છે તે પ્રમાણેજ સ્વપ્નમાં દેખાય છે. દેવ [7]વગેરેનાં વાકયોના પ્રબોધમાં પણ બાધનો અભાવ છે તેથી. ત્યાં [8]આ સૃષ્ટિ જોવામાં આવતી નથી. "ત્યાં રથ વગેરે નથી" એમ કહીને તેમનો નિષેધ કર્યો છે માટે શ્રુતિ વાદીઓનું પ્રમાણ શ્રુતિજ છે. તો પછી અનુભવનો સંવાદ કરનારી હોય તેમાં શું ? માટે સ્વપ્નમાં સૃષ્ટિ છે. ૧

## निर्मातारं चैके पुत्रादयश्च ॥३–२–२॥

### કેટલાક શાખાવાળાઓ ભગવાનને સ્વપ્નના નિર્માતા તથા પુત્રાદિને જણાવે છે.

કાઠકમાં ચોથી વલ્લીમાં સંભળાય છે. 'જે આ સુતેલામાં જાગે છે, પુરુષ કે જે પ્રત્યેક કામને રચે છે તેજ શુક્ર, તેજ બ્રહ્મ તેજ અમૃત કહેવાય છે, (ક. ૪–૮) એમ

સૂ. ૧—(૧) પંચાગ્નિ વિદ્યાના પ્રકારથી જ્ઞાનને ઉપયોગી દેહનું નિરૂપણ કરવામાં આવ્યું હતું. (૨) આ પાદમાં જ્ઞાનને ઉપયોગી દેહ પ્રાપ્ત કર્યા પછી તે જીવ મુક્તિનો અધિકારી બને છે તે માટે તેની યોગ્યતાનું નિરૂપણ કરવામાં આવે છે. (૩) સ્વપ્નની સૃષ્ટિ એ સત્ય હશે કે મિથ્યા તેનું નિરૂપણ કરે છે. (૪) અધિકરણનું પ્રયોજન કહે છે. (૫) સંધ્ય એટલે સ્વપ્ન–જાગ્રતને સુષુપ્તિ વચ્ચેનો સાંધણનો ભાગ તેનું નામ સંધ્ય અથવા સ્વપ્ન. (૬) બૃ. ૪–૩–૧૦ ની જણાવેલી શ્રુતિ પ્રમાણે સ્વપ્ન સૃષ્ટિનું અસ્તિત્વ છે. (૭) સ્વપ્નમાં દેવતાઓનાં સાંભળેલાં વચનો તથા તેમની આજ્ઞાઓ પ્રમાણે જાગ્યા પછી અનુભવ થાય છે માટે સ્વપ્ન સૃષ્ટિ ખરી છે. (૮) સ્વાપ્નિક પદાર્થોમાં આ જગતનું ભાન નથી કારણ કે ત્યાં આ જગતના સ્થળ વગેરે પદાર્થોનો નિષેધ કર્યો છે. **ભાવાર્થ**–આ સૂત્રમાં અને પછીના સૂત્રમાં પૂર્વપક્ષકાર એમ કહેવા માગે છે કે સ્વપ્નની અંદર જણાતી સૃષ્ટિ એ ખરી સૃષ્ટિ છે: કારણ કે શ્રુતિ તે પ્રમાણે જણાવે છે અને પ્રત્યેકનો અનુભવ પણ તેજ પ્રમાણે છે.

કેટલાકો નિર્માતા [1]જીવને (સ્વપ્ન સૃષ્ટિના સર્જનાર તરીકે) જણાવે છે. જો કે સુષુપ્તિ તથા ઉત્ક્રાન્તિનો ભેદ અહિંઆં હોવાથી "અને ત્યાં રથ નથી" એ પણ બ્રહ્મનું પ્રકરણ છે. તથાપિ [2]નિયત ધર્મની બાબતમાં જીવજ કર્તા છે એમ જણાય છે. [3]તે માટે સંશય રહિત વચનનું ઉદાહરણ આપે છે. [4]ભગવાને તેનું નિર્માણ કરેલું હોવાથી સ્વપ્નમાં જે સ્થિત છે તે પણ સત્ય છે. કારણ કે તેના કર્તાને સ્વાપ [5]નથી કે જેથી તેને ભ્રમ થાય કારણ કે "તે જાગે છે" એવું [6]વચન છે. વળી ઇચ્છા પૂર્વક સઘળું તે સર્જે છે. "સેંકડો વર્ષનું આયુષ્યવાળા પુત્ર અને પૌત્રોને માગ" એમાં કામના વિષય પુત્ર વગેરે કહ્યા છે. વળી તે [7] પરલોકના સાધકનું નિર્માણ કરેલું છે માટે ત્રણ લોકની કલ્પના છે [8]"च" અને થી (સૂત્રમાં) કાર્યની અંદરના તથા કારણમાં આવેલા ધર્મો કહ્યા છે. માટે શ્રુતિ અને ઉપપત્તિથી સ્વપ્ન સૃષ્ટિ સિદ્ધ થાય છે. તેથી તેના કરેલા ગુણ અને દોષના સંબન્ધમાં પહેલાં જણાવેલ દેહનું નિર્માણ વ્યર્થ છે એમ સમજાય છે. ૨

## मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात् ॥३–२–३॥

**સ્વપ્નસૃષ્ટિકૃત માયા છે (મિથ્યા છે) કારણ કે તેમાં પદાર્થોનું સ્વરૂપ સંપૂર્ણ પ્રકટ થતું નથી.**

સૂ. ૨—(૧) જીવ એજ સ્વપ્ન સૃષ્ટિનો સર્જનાર છે એમ હવે પક્ષની સામે શંકા કલ્પી છે. (૨) જીવ પોતે સ્વપ્નમાં વિહાર કરે છે અને પોતેજ બધું સર્જે છે એમ કહેલું હોવાથી સ્વપ્નનું સર્જન એજ જીવનો ધર્મ છે. (૩) પૂર્વપક્ષી પોતાનો સિદ્ધાંત આપે છે. (૪) સ્વપ્ન સૃષ્ટિના કર્તા જીવ નહિ પણ ભગવાન છે માટે સ્વપ્નના તમામ પદાર્થો એ બધા સત્ય છે. (૫) સ્વપ્નના રચનાર ભગવાનને નિદ્રા હોતી નથી કારણ કે શ્રુતિ એમ કહે છે કે જ્યારે તમામ જીવો સૂએ છે ત્યારે ભગવાન એકલાજ જાગે છે. આથી ભગવાનની બાબતમાં સુષુપ્તિ નથી તેથી તેમને અજ્ઞાન દશા નથી. તે અજ્ઞાન દશા નથી તો પછી તેમની રચેલી સ્વપ્ન સૃષ્ટિ તે સત્યજ છે ભ્રમરહિત છે. (૬) વળી આ સ્વપ્ન સૃષ્ટિ પણ જગતની માફક ઇચ્છાપૂર્વક રચાઇ છે. જ્યારે ભગવાન આ જગત રચે છે ત્યારે તે પ્રથમ રચવાનો સંકલ્પ કરે છે અને પછીથીજ જગતનું નિર્માણ થાય છે તેમ આ સ્વપ્ન સૃષ્ટિ તે પણ ભગવાનની ઇચ્છાથીજ છે. (૭) ભગવાને સ્વપ્ન સૃષ્ટિનું નિર્માણ કરેલું હોવાથી તેમાં જોવાતા પદાર્થો પણ પરલોકના સાધક બને છે. (૮) સૂત્રમાં બે च "અને" આવેલો છે. એક નિર્માતા શબ્દની પછી અને બીજો છેલ્લા પુત્રાદિ શબ્દ પછી. તેમાં નિર્માતા એ ભગવાનને માટે છે અર્થાત્ તેનાથી કારણ ધર્મનું સૂચન થાય છે. સ્વપ્નના કર્તા એ ભગવાન છે તેથી ભગવાનનું સ્વપ્નકર્તૃત્વ રૂપી ધર્મ તે જણાયો છે અને પુત્રાદિ એ સ્વપ્ન સૃષ્ટિજ અંદરના પદાર્થ હોવાથી કાર્યના ધર્મો છે તેથી અહિંઆં એમ સૂચવે છે કે કારણ કહેતાં ભગવાન એ સત્ય હોવાથી તેમનાથી ઉત્પન્ન થએલું સ્વપ્ન સૃષ્ટિકૃત કાર્ય તે પણ સત્ય છે એવો અર્થ બે च શબ્દોથી સમજાય છે. (૯) જો સ્વપ્ન સૃષ્ટિ સત્ય હોય અને જ્ઞાનને ઉપયોગી દેહીને પ્રાપ્ત કરેલા જીવને તેનો અનુભવ થતો હોય તો સ્વપ્નના ગુણ દોષનો સંબંધ તે જીવને જરૂરથી થાય અને તેમ થવાથી તેને બ્રહ્મ જ્ઞાનની અથવા તો મુક્તિની પ્રાપ્તિમાં તે અંતરાયરૂપ બને; કારણ કે સ્વપ્નમાં કેટલીક વખત તે નહિ કરવા જેવાં પણ કાર્ય કરે છે. તે કાર્યો જો જાગ્રત્ દશાની માફક સત્ય હોય તો તે અંતરાય રૂપ થયા વગર રહેશે નહિ. **ભાવાર્થ**—આ સૂત્રમાં એમ જણાવે છે કે સ્વપ્નના બનાવનાર ભગવાનજ છે અને તેમણે ઇચ્છાપૂર્વક સ્વપ્ન સૃષ્ટિનું નિર્માણ કરેલું છે: માટે સ્વપ્ન સૃષ્ટિ એ અન્યજ છે એમ પૂર્વપક્ષી જણાવે છે. ૨

'[1]તો' શબ્દ પૂર્વપક્ષને દૂર કરે છે. સ્વપ્ન [2]સૃષ્ટિ માયા માત્ર છે. તેમાં [3]હેતુ પૂરે પૂરી રીતે તેની અભિવ્યક્તિ નથી તે છે. પૂરે પૂરી રીતે જેનુ જેવું સ્વરૂપ દેશ, કાલ થતાં વસ્તુની અપેક્ષા વાળું જોઇએ તે રીતની અભિવ્યક્તિનો તેમાં અભાવ છે તેથી. આશય આ છે. શ્રુતિ સૃષ્ટિનેજ જણાવે છે. તેની સત્યતા પણ જણાવતી નથી. જેમ "આ આત્મા રૂપ જે છે તે બધું સત્ય છે." (છાં. ૬–૮–૫) "આત્માને જાતેજ સર્જ્યો તે સત્ય છે એમ કહે છે. અસત્‌માંથી સત્ શી રીતે થાય?" (છાં. ૬–૨–૨) વગેરે હજારો શ્રુતિઓથી આ સત્ય છે. એમ [5]પ્રતીતિ થાય છે. પણ તે પ્રમાણે શ્રુતિ સ્વપ્નસૃષ્ટિને (સત્ય) કહેતી નથી. કારણ કે તે સત્ય છે એમ જણાવનાર [6]પ્રયોજનનો અભાવ છે. ફક્ત સ્વપ્નમાં વિહરતો તે મહામાયાના જાણનાર હોવાથી માયાથી પણ તે સિદ્ધ છે. તે [7]ભિન્ન પ્રપંચ પણ નથી. કારણ કે [8]ત્યાં એકનો એક જીવ છે. "અવિદ્યાથી માને છે," એ વચનથી તેના સુખ અને [9]દુઃખના ભોગને માટે પણ તે સત્ય છે, એમ અંગીકાર કરવું જોઈએ નહિ. [10] એ સ્થાન વિષેનાં વચનમાં વિરોધ આવે. [11]વળી જીવતાં અને મરેલાંઓને જુએ છે તેથી જીવદ્રવ્યનું દર્શન છે. [12]માટે એ લોકની પ્રતિચ્છાયા રૂપ હોવાથી માયાથી ક્રીડામાં

સૂ. ૩—(૧) 'तु' શબ્દનો પ્રયોગ સૂત્રમાં પૂર્વ પક્ષની નિવૃત્તિ કરવાને માટે છે અર્થાત્ પૂર્વ પક્ષમાં સ્વપ્ન સૃષ્ટિને જે સત્ય કહેવામાં આવ્યું છે તે ખોટું છે. (૨) સ્વપ્ન સૃષ્ટિ એ સાચી નથી પણ માયાજ અસત્ય મિથ્યા છે. (૩) સ્વપ્ન સૃષ્ટિ મિથ્યા છે. (૩) સ્વપ્ન સૃષ્ટિ મિથ્યા શાથી તેનું કારણ આપે છે તેમાં જો કે જાગ્રત્ દશાના પદાર્થો જોવામાં આવે છે તો પણ તે પદાર્થો તેના યથાર્થ સંપૂર્ણ સ્વરૂપમાં જોવામાં આવતા નથી પણ છૂટા છવાયા જોવામાં આવે છે; અર્થાત્ જુદા જુદા બનાવોમાં પરસ્પર સંગતિ હોતી નથી. વર્તમાનના બનાવોને ભૂતકાળની સાથે જોડાયલા આપણે જોઇએ છીએ તથા અમુક સ્થાનની મર્યાદાવાળા બનાવોને બીજા સ્થાનની સાથે જોડાએલા જોઇએ છીએ. આમ પરસ્પર મેળ વગર ગમે તેમ તે બનાવો સ્વપ્નમાં સંકડાયેલા ભાસે છે માટેજ તે સત્ય નથી પણ મિથ્યા છે. (૪) વળી તમે જણાવેલી સ્વપ્નના અસ્તિત્વવાળી શ્રુતિ (બૃ. ૪–૩–૯) એ સ્વપ્નની સૃષ્ટિનું અસ્તિત્વ જણાવે છે પણ તે સૃષ્ટિ સાચી છે એવું ત્યાં કશું પણ કહેલું નથી. માટેજ તે શ્રુતિનો આધાર આપીને એમ કહી શકાય નહિ, સ્વપ્ન સૃષ્ટિ સાચી છે (૫) શ્રુતિઓમાં જે સૃષ્ટિને સત્ય કહેલી છે તે આ જગત્ સૃષ્ટિ વિષે કહેલું છે. સ્વપ્નની સૃષ્ટિ વિષે નહિ; જગત્ એ બ્રહ્મમાંથી ઉત્પન્ન થએલું છે અને બ્રહ્મજ તેના કર્તા છે માટે તે સત્ય છે એમ હજારો શ્રુતિનાં વાક્યો છે પણ તેમાં સ્વપ્ન સૃષ્ટિ સત્ય હોવા વિષે કંઇ પણ કહેલું નથી. (૬) વળી સ્વપ્ન સૃષ્ટિ સત્ય હોવા માટે પ્રયોજન પણ નથી. જો તેની સત્યતા માટે પ્રયોજન હોય અને તે માટે એને સત્ય કહેતા હો તો વ્યાજબી છે પણ તેના વિષે કંઇ પણ પ્રયોજન નથી. (૭) એમ પણ કહી શકાશે નહિ કે જાગ્રત્ દશામાં દેખાતું પ્રપંચ જેમ સત્ય છે તેમ તેનાથી જુદું સ્વપ્ન દશાનું આ પ્રપંચ છે એટલે જગત્ જેવું સત્ય છે તેવીજ સ્વપ્ન સૃષ્ટિજ સત્ય છે એમ કહી શકાશે નહિ. (૮) સુષુપ્તિ, સ્વપ્ન, જાગ્રત્ એ ત્રણે અવસ્થામાં જીવ એકજ છે. (૯) એમ પણ કહી શકાશે નહિ કે જીવને સુખ દુઃખનો અનુભવ કરાવવાને માટેજ સ્વપ્ન સૃષ્ટિનું નિર્માણ છે અને તેથી તે સત્યજ છે. (૧૦) એમ હોય તો જીવને માટે આ લોક ને પરલોક એ બે દુઃખને સુખના અનુભવ માટે નિમિત થયેલા છે. એ વચનનો વિરોધ આવે. અર્થાત્ આ લોકમાં તેને બંધ હોવાથી દુઃખ પ્રાપ્ત થાય છે અને પરલોકમાં બંધથી મુક્ત હોવાથી સુખ મળે છે એ વચનને સ્વપ્ન સૃષ્ટિનો સ્વીકાર કરવાથી વિરોધ આવશે. (૧૧) જો સ્વપ્ન સૃષ્ટિ સાચી હોય તો એકજ પ્રકારના જીવોનો તેને અનુભવ થાય પણ આ તો જીવતા તથા મરેલા બંને પ્રકારના જીવોને સ્વપ્નમાં જુએ છે માટે તે સત્ય નથી. (૧૨) સ્વપ્નની

[13]અન્યના અનુરોધના અભાવથી અતિ સુખ રૂપ હોવાથી અને ભગવત્કૃત ફક્ત તે છે, એમ જણાવનાર હોવાથી શ્રુતિથી [14]જૂદી કલ્પનામાં પ્રમાણનો અભાવ છે તેથી. તેમજ જ્યોતિઃ [15]શાસ્ત્રના નિયમના અભાવથી પણ સ્વપ્નમાં ફક્ત માયાજ છે તેથી તેણે કરેલા ગુણ અને દોષને સંબન્ધ નથી. [16]દીક્ષિતના અન્ન ભોજનનું પ્રાયશ્ચિત તો ભગવાનની ક્રીડામાં પણ [17]પ્રતિચ્છાય રૂપ હોવાથી કરવામાં આવે છે. કારણ કે [18]ત્યાં કર્તૃત્વનો આરોપ છે. બીજે [19]દિવસે કર્તૃત્વ શાસ્ત્રથી સિદ્ધ નહિ હોવાથી તે ધર્મ અને અધર્મનું જનક નથી. [20]દેવતાની આજ્ઞા વગેરે તો [21]જીવ અને બ્રહ્મ હોય તોજ યુક્ત છે. [22]અલૌકિકના જ્ઞાનમાં પ્રતિચ્છાયારૂપ હોવાથી સંવાદ છે. [23]કદાચિત્ ભગવાનના આવેશમાં અલ્પ-સંવાદ પણ હોય છે. માટે તેની સત્યતા [24]પોતાને અધીન હોવામાં પ્રમાણનો અભાવ છે તેથી સ્વપ્નસૃષ્ટિ એ ફક્ત માયાજ છે એમ સિદ્ધ થયું. ૩

## सूचकश्च हि श्रुतेराचक्षते च तद्विदः*॥३–२–४॥

સૃષ્ટિમાં જે પદાર્થો જોવામાં આવે છે તે આ લોકને પરલોકના પ્રતિબિંબ રૂપ હોય છે. (૧૩) કોઇને શંકા થાય કે આવી મિથ્યા સૃષ્ટિ સાથે ક્રીડા કરવાથી શો લાભ થાય? તો તેનો ઉત્તર આપે છે. (૧૪) શ્રુતિ પ્રમાણે સ્વપ્ન સૃષ્ટિ મિથ્યા છે. તેથી તેનાથી જુદા પ્રકારની કલ્પના કરી શકાય નહિ. (૧૫) જ્યોતિષ શાસ્ત્રમાં જેથી કાલનું નિયમન છે અને તેજ પ્રમાણે સર્વ બને છે તેમ સ્વપ્ન સૃષ્ટિમાં નિયમન નથી. દાખલા તરીકે ઉત્તરાયન વખતે મેષરાશિમાં સૂર્ય ગએલો હોય ત્યારે અમુક સ્થાનમાં રાત્રિ લાંબી થશે કે ટૂંકી તે જેમ પહેલેથીજ નકકી કરવામાં આવે છે તેજ પ્રમાણે સ્વપ્નમાં કરાયેલા ગુણદોષોનો સંબંધ મુક્તિના અધિકારી જીવોમાં નથી. (૧૬) જો સ્વપ્ન અસત્ય હોય તો દીક્ષિત સ્વપ્નમાં અન્નનું ભોજન કરે છે અને પ્રાયશ્ચિત પણ કરે છે તો તે પ્રાયશ્ચિત વ્યર્થ નહિ થાય એવી શંકાનો ઉત્તર કહેછે. (૧૭) તે અન્ન ભોજન અને પ્રાયશ્ચિત પ્રતિબિંબ રૂપ છે. (૧૮) ભોજનના નિમિત્તથી તે પ્રાયશ્ચિત નથી પણ કર્તૃત્વના આરોપને લીધેજ છે તેથી સ્વપ્નના પદાર્થો સત્ય નથી. (૧૯) ભોજન સિવાયના સ્વપ્નના સમયમાં. (૨૦) સ્વપ્ન મિથ્યા હોય તો સ્વપ્નમાં થતી દેવતાની આજ્ઞાઓ જાગ્રત્ દશામાં ફલીભૂત થાય નહિ એ શંકાનો ઉત્તર આપે છે. (૨૧) જેમ સમાધિમાં ઇંદ્રાદિ જીવો તથા બ્રહ્મ હૃદયમાં વિદ્યમાન હોય છે તેમ સ્વપ્નમાં પણ દેવતાઓની આજ્ઞાઓ યથાર્થ હોય છે. (૨૨) સ્વપ્નમાં દેવતાઓની કૃપા થતાં જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે ઇંદ્રિયોથી અજન્ય હોવાથી અને આત્મજ્યોતિથી જન્ય હોવાથી અલૌકિક છે. (૨૩) જેમ ઇંદ્ર અને પ્રતર્દનની આખ્યાયિકામાં ઇંદ્રમાં ભગવાનનો આવેશ થતાં તે પોતાને બ્રહ્મરૂપ સમજીને પોતાનીજ ઉપાસના કરે છે તેમ કદાચ ભગવાનનો આવેશ થાય તો કંઇક જ્ઞાન અને ક્રિયાની સંગતિ સ્વપ્નમાં હોય છે તે પણ ભગવાનના આવેશનોજ ધર્મ છે સ્વપ્નનો નહિ. ભગવાનના આવેશથીજ સ્વપ્ન અવસ્થામાં કવચિત્ જ્ઞાન અને ક્રિયાનું પ્રાકટ્ય જીવ કરી બતાવે છે. (૨૪) સ્વપ્ન સ્વતંત્ર રીતે સાચું હોતું નથી પણ ભગવાનની ઇચ્છા થાય ત્યારેજ સાચું સ્વપ્ન હોય છેજ. આથી તે પરતંત્ર હોવાથી સ્વપ્ન જાતે સત્ય નથી.

**સૂત્રાર્થ**—આ સૂત્રમાં સિદ્ધાંતી પૂર્વપક્ષીને ઉત્તર આપે છે. પૂર્વપક્ષી સ્વપ્ન સૃષ્ટિને સાચી માને છે જ્યારે સિદ્ધાંતી એમ કહે છે કે, તે સાચી નથી પણ ફક્ત માયાજ છે કારણ કે તેમાં સત્ય પદાર્થોની યથાર્થ પ્રતીતિ નથી. ૩

---

*રામાનુજ આ સૂત્રને સૂત્ર "૬" ની જગ્યાએ વાંચે છે.

**સ્વપ્ન તે શુભ અને અશુભ ફલનું સૂચક છે, કારણ કે તેવી શ્રુતિ છે તેથી, અને સ્વપ્નના જાણનાર તે પ્રમાણે કહે છે.**

શંકા—[1]તો જીવને સાક્ષી રાખીને શા માટે સર્જે છે? ત્યાં કહે છે. [2] સ્વપ્ન શુભ તથા અશુભ ફળનું સૂચક હોય છે. "च" શબ્દથી કદાચ વિશેષ આજ્ઞાનું જ્ઞાન જણાવે છે કલિકાલ વગેરે પ્રત્યક્ષમાં બાધક છે તેથી. વળી આ અર્થ યુક્ત છે. [3]સ્હવારમાં સૂચક ફલજ જોવામાં આવે છે, સ્વપ્નનો પદાર્થ નહિ. [4]સૂચક હોવામાં પ્રમાણ કહે છે. જ્યારે સ્વપ્નમાં કામ્ય કર્મ આરંભ્યું હોય ત્યારે સ્ત્રીને તે જુએ છે. ત્યારે તે સ્વપ્નના દર્શનને લીધે સમૃદ્ધિનું સૂચક છે એમ જાણવું," (છાં. ૫-૨-૨) વગેરે શ્રુતિ છે. વળી સ્વપ્નના જાણનારા પણ કહે છે-સ્વપ્નના અધ્યાયના જાણનાર "ગાયો બળદ અને હાથીનું આરોહણ" વગેરેથી તેજ પ્રમાણે કહે છે. [5]માટે સૂચન કરવાને જીવનું દર્શન છે. ૪

## पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ ॥३-२-५॥

**બ્રહ્મના અભિધ્યાનથી જીવમાં ભગવાનના ધર્મોનું તિરોધાન છે. તેનાથીજ ખરેખર આ જીવને સંસારાસક્તિ તથા અન્યથા જ્ઞાન હોય છે.**

કંઇક આશંકા કરીને પરિહાર કરે છે. શંકા[1] જીવને માટે ભગવાન સૃષ્ટિ કરે છે અને સર્વ લીલા દેખાડે છે. અને આ જીવ અંશ છે. તો આ દુઃખી શી રીતે બને? તે [2]શંકાનો પરિહાર "તુ" શબ્દથી કરે છે. આ જીવનાં [3]ઐશ્વર્યાદિ તિરોહિત છે. તેમાં હેતુ [4]પર ભગવાન તેમનું સંપૂર્ણ ધ્યાન એ છે. પોતાની [5]અને આની સર્વત્ર ભોગની ઇચ્છા છે. તેથી ઈશ્વરની ઇચ્છાથી જીવના ભગવદ્ધર્મનો તિરોભાવ છે. ઐશ્વર્યના તિરોભાવથી દીનતા તથા પરાધીનતા, વીર્યના તિરોભાવથી સર્વ દુઃખની સહનતા, યશના તિરોભાવથી સર્વથી હીનતા, શ્રીના તિરોભાવથી જન્માદિ સર્વ આપદ્ના વિષય રૂપ, જ્ઞાનના તિરોભાવથી દેહાદિમાં અહંબુદ્ધિ સર્વનું વિપરીત જ્ઞાન અને અપસ્મૃતિ, વૈરાગ્યના તિરોભાવથી વિષયની આસક્તિ થાય છે. બન્ધ ચારનું કાર્ય છે. બેનું કાર્ય

---

**સૂત્રાર્થ** ૪—(૧) જો સ્વપ્ન મિથ્યા હોય તો શા માટે જીવને જુદા જુદા બનાવો ત્યાં પ્રત્યક્ષ દેખાય છે. (૨) સ્વપ્ન સૃષ્ટિ જો કે મિથ્યા છે છતાં જીવને તેના પદાર્થોનું દર્શન એટલા માટે થાય છે કે તેથી તેને શુભ તથા અશુભ ફલનું સૂચન થાય. (૩) સવારના પહોરમાં જ્યારે સ્વપ્ન જોવામાં આવે ત્યારે તે જરૂરથી શુભ અથવા અશુભ ફલનું સૂચક બને છે. સ્વપ્નમાં જોયેલા પદાર્થો જાગ્રત્ દશામાં જોવામાં આવતા નથી પણ જે પદાર્થો જોયેલા તેનું ફલ જોવામાં આવે છે. (૪) શુભાશુભ ફલની સૂચકતામાં શ્રુતિનું પ્રમાણ આપે છે. (૫) માટે શુભ કે અશુભ ફલ જણાવવાને માટે અમુક પદાર્થોનું દર્શન જીવને સ્વપ્નમાં થાય છે. **ભાવાર્થ**—સૃષ્ટિ મિથ્યા છતાં તેનું શુભ અથવા અશુભ ફલ જોવામાં આવે છે અને તે ફલનું સૂચન કરવાને માટે જીવને સ્વાપ્નિક પદાર્થોનું દર્શન છે. ૪

**સૂત્ર ૫**—(૧) જીવ બ્રહ્મનો અંશ છે અને બ્રહ્મ આનંદમય છે તો બ્રહ્મનો અંશ પણ આનન્દવાળોજ હોવો જોઇએ છતાં તે દુઃખી શાથી હશે? (૨) શંકાનું સમાધાન સિદ્ધાન્તી કરે છે. (૩) આદિ એટલે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય (૪) પરકહેતાં ભગવાનના અભિધ્યાન-સંપૂર્ણ ચિન્તન-સંકલ્પને લીધેજ જીવમાં તેમના ધર્મોનું તિરોધાન થયું છે. (૫) બ્રહ્મ અને જીવની ભોગની ઇચ્છા હોવાથી, બ્રહ્મની ક્રીડા કરવાની ઇચ્છા હોવાથી આ પ્રમાણે જીવમાં પોતાના ધર્મોનું તિરોધાન કરે છે.

વિપર્યય છે. આમ [6]આ તિરોભાવથીજ છે; બીજી રીતે નહી. વળી આ અર્થ યુક્ત છે. એકના એક અંશનું પ્રાકટય થવામાં પણ તેનો અભાવ છે, તેથી આનંદ અંશતો પહેલાંજ તિરોહિત થયેલો છે, જેથી જીવભાવ બને છે. માટેજ આ [7]કામમય છે, કારણ કે આનન્દને કામરૂપ નથી (આનંદ સ્વરૂપ બ્રહ્મને કામના હોતી નથી) વળી નિદ્રા સરળતાથી તિરોભાવ [8]કરનારી ભગવાનની શક્તિ છે, માટે આ પ્રસ્તાવમાં જીવના ધર્મનો તિરોભાવ કહ્યો છે. [9]નહિતો ભગવાન ઐશ્વર્ય વગેરેની લીલાના વિષય રહિત થાય. તેથી જીવના સ્વરૂપની [10]પર્યાલોચનાથી કોઈ પણ શંકા કરવી નહિ. ૫

## देहयोगाद्वा सोपि ॥३–२–६॥

### અથવા દેહના સંબન્ધથી પણ તે ભગવદ્ધર્મનું નિરોધાન છે.

[1]ઇશ્વરની ઈચ્છાથી ઐશ્વર્ય વગેરેના તિરોભાવને પોતાના મતમાં નિરૂપીને અન્ય મતથી પણ [2]નિયત ધર્મવાદથી નિરૂપણ કરે છે અથવા [3]દેહના સંબન્ધથી. દેહના સંબન્ધથીજ [4]આને સઘળો (સગળા ધર્મોનો) તિરોભાવ છે. અથવા [5]વિપર્યય છે. "અપિ" શબ્દથી [6]અન્ય પણ છે, [7]આ પક્ષમાં દેહનો [8]વિયોગજ ફરીથી ઐશ્વર્યાદિની પ્રાપ્તિ રૂપ છે. પૂર્વ કલ્પનામાં "દેહ હોય તો પણ પણ" એટલો ફેર છે. ઇશ્વરની [9]ઇચ્છાથી વિકલ્પ

(૬)ભગવાનની ઇચ્છાથી પોતાના ધર્મોનું તિરોધાન હોવાથીજ જીવ દુઃખી થાય છે. (૭) સુખની કામનાવાળો અર્થાત્ જીવ દુઃખી છે તેથી સુખની ઇચ્છા કરે છે. (૮) સકલ ભગવદ્ધર્મનો તિરોભાવ કરનારી અવિદ્યા એને નિદ્રા કહી છે અને તે ભગવાનની શક્તિ છે અર્થાત્ ભગવાનની શક્તિ અવિદ્યા એ જીવમાં ભગવદ્ ધર્મનું તિરોધાન કરે છે. (૯) ભગવદ્ ધર્મનું તિરોધાન ન હોય તો (૧૦) સદ્ધર્મના તિરોભાવ રૂપી પર્યાલોચનાથી. **ભાવાર્થ**—જીવ, આનંદમય બ્રહ્મનો અંશ હોવા છતાં તે દુઃખી શાથી બને છે એ શંકાનું સમાધાન સૂત્રકાર અહિંઆં આપે છે. તે કહે છે કે ભગવાનની ઇચ્છાથી ક્રીડા કરવાને માટે જીવમાં પોતાના ઐશ્વર્ય આદિ ૭ ધર્મોનું તિરોધાન થાય છે અને તેથી જીવ દુઃખાદિને અનુભવે છે. તેનેજ લીધે જીવમાં સંસારાસક્તિ રૂપી બંધ અને અન્યથા જ્ઞાન રૂપી વિપર્યય હોય છે. ૫

**સૂત્ર ૬**—(૧) સૂત્રકાર બીજાના મતનો ઉલ્લેખ કરીને સૂત્ર પાંચમાં ઉપસ્થિત કરેલા પ્રશ્નનો ઉત્તર આપે છે. (૨) ભગવાનના ધર્મોનો તિરોભાવ સૂક્ષ્મ દેહમાં નિયત છે એવા મતથી. (૩) સૂક્ષ્મ દેહના સંબંધથીજ સૂત્રમાંનો 'વા' શબ્દ નિશ્ચિતતાનો અર્થ જણાવે છે. (૪) જ્યાં સુધી જીવને દેહ સાથેનો સંબંધ હોય છે ત્યાં સુધી ભગવદ્ ધર્મનું તિરોધાન હોય છે અને તે જીવ બંધને પ્રાપ્ત થાય છે; પણ તે સંબંધ અર્થાત્ દેહીનો સંબંધ છૂટી જતાં ભગવદ્ ધર્મનું પ્રાગટય જીવમાં થાય છે અને તેથી તેને પોતે બ્રહ્મનો અંશ છે એવું જ્ઞાન થાય છે. અહિંઆં દેહનો અર્થ સૂક્ષ્મ દેહ સમજવો સ્થૂલ નહિ. તેથી સૂક્ષ્મ દેહનો સંબંધ છોડવાનો છે. સ્થૂલ દેહનો નહિ. (૫) વિપરીત જ્ઞાન. (૬) બંધ દુઃખ વગેરે. (૭) આ પક્ષહીન છે તેથી ઉત્તમ પુરૂષોના આદરને પાત્ર નથી એમ જણાવવાને માટે પોતે જણાવેલા મત અને આ મતનું તારતમ્ય દેખાડે છે. (૮) સૂત્રકારના મત પ્રમાણે દેહ હોવા છતાં ભગવત્કૃપાથી જીવમાં ભગવદ્ ધર્મનો આવિર્ભાવ થાય છે અને અન્યના મત પ્રમાણે તે માટે દેહનો અસંબંધ આવશ્યક છે. (૯) ઇશ્વરની ઇચ્છાથી અમુકમાં દેહ વિદ્યમાન છતાં ભગવદ્ ધર્મનો આવિર્ભાવ બને છે અને અમુકમાં દેહની અવિદ્યમાનતામાં તે સંભવે છે એમ વિકલ્પે કરીને આ બંને મતો કલ્પવામાં આવ્યા છે અને તે બંને ખરા છે એમ જો કોઇ કહે તો તે બરાબર નથી એમ જણાવે છે. (૧૦) અહિંઆં 'કોઇ' તરીકે જે

નથી. [૧૦]કોઇ "પર" [૧૧]શબ્દથી દેહાદિ કહે છે. ત્યારે [૧૨]અભિધ્યાન અને યોગ આકસ્મિક બને. [૧૩]"સઘળાને વશ કરનાર અને સર્વ ઉપર સત્તા કરનાર" (બૃ. ૪-૪-૨૨) ની શ્રુતિનો વિરોધ પણ બને. વળી [૧૪]કોઇ (શંકર અને ભાસ્કર) [૧૫]શ્રુતિના અનુરાગથી [૧૬]અભિધ્યાન જીવનું છે એમ માનીને તેનું તિરોધાન હોતું નથી [૧૭]એમ કલ્પના કરે છે. વળી વિપર્યય શબ્દથી મોક્ષ છે, "બહુ" ના અધ્યાહારથી બે સૂત્રની યોજના કરે છે. તે [૧૮]બ્રહ્મવાદના પૂરેપૂરા જ્ઞાનના અભાવથી તથા [૧૯]અસંગતિથી છે. વળી [૨૦]સાધનનો ઉપદેશ ભ્રાન્તે કહેલો તેથી તેની ઉપેક્ષા કરવી જોઇએ. [૨૧]નિદ્રામાં વિવેક [૨૨]તથા જ્ઞાનના અભાવનો અવસર હોવાથી અહિંઆં વ્યાખ્યાન કરેલોજ અર્થ છે. ૬

૨ તદભાવોનાડીષ્વિત્યધિકરણ.

## तद्भावो नाडीषु तच्छ्रुतेरात्मनि च ॥३-२-७॥

## તેનો (સ્વપ્નનો) અભાવ નાડીમાં તથા આત્મામાં છે. તેથી શ્રુતિ છે તેથી.

(પૂર્વ પક્ષ)

[૧]પ્રસંગ આવતાં જીવના અજ્ઞાનનું નિરૂપણ કરીને સુષુપ્તિમાં કેવળ અજ્ઞાનનું [૨]નિરૂપણ

ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે શંકરાચાર્ય રામાનુજ કે મધ્વ વગેરેનાં ભાષ્યમાં જોવામાં આવતો નથી આથી અણુભાષ્યકારનાં સંબંધમાં નષ્ટ પ્રાય થએલા કોઇ ભાષ્યકારનો મત હશે. (૧૧) સૂત્ર પાંચમાં 'પર' શબ્દનો અર્થ દેહના આરંભક અદ્રષ્ટાદિ કર્મ કરે છે. (૧૨) આ અર્થ લેવામાં આવે તો પછી પરાભિધ્યાન એટલે દેહના અદ્રષ્ટનું ધ્યાન એમ થાય; પણ ધ્યાન એ ચેતનનુંજ હોઇ શકે અચેતનનું નહિ. દેહના અદ્રષ્ટ અચેતન છે તેથી તેનું ધ્યાન હોઈ શકે નહિ. માટે એ શબ્દ હેતુ વગરનો થઇ જશે. તેથી પરનો અર્થ દેહના અદ્રષ્ટ નહિ. (૧૩) વળી શ્રુતિ પ્રમાણે. બ્રહ્મ સઘળાનું શાસન કરનાર છે તેથી અદ્રષ્ટનું પણ નિયમન કરનાર તેજ છે માટે તેજ પર કહી શકાય. જો અદ્રષ્ટને પર કહેવામાં આવે તો તે શ્રુતિનો વિરોધ આવે. (૧૪) શંકર અને ભાસ્કર બંનેનો એકજ મત હોવાથી બંનેને માટે 'કોઇ' એવું એક વચન વાપર્યું છે. (૧૫) આ શ્રુતિ શ્વેતાશ્વતર ઉપનિષદમાં છે. જૂઓ વિવેચન. (૧૬) શંકર અને ભાસ્કર પરાભિધ્યાન એટલે પર એટલે ઇશ્વરે કરેલું ધ્યાન નહિ, પણ જીવ કરેલું ઇશ્વર વિષેનું ધ્યાન એમ કહે છે. (૧૭) તે એમ કહે છે કે પૂર્વે જીવને ઇશ્વરનું ધ્યાન નહિ હોવાથી તેનામાં ભગવદ્ધર્મનું તિરોધાન છે અને પાછળથી ધ્યાન કરવાથી તે અતિરોહિત બને છે. (૧૮). શંકર અને ભાસ્કરને બ્રહ્મવાદનું જ્ઞાન નહિ હોય જો હોત તો સૂત્ર ૬ ને પોતાના સિદ્ધાંત તરીકે સ્વીકારત નહિ. (૧૯) વળી તેમના મતે ઇશ્વર એ સગુણ બ્રહ્મ તરીકે, ગૌણ હોવાથી ઇશ્વરનું ધ્યાન રૂપી સાધન પણ સંગત છે. (૨૦) જેને જ્ઞાન નથી પણ સાધન દશામાં છે તેજ ઇશ્વરની ઉપાસના કરે છે જ્ઞાન છતાં તે ઉપાસના છૂટી જાય છે. અર્થાત્ સગુણ બ્રહ્મની ઉપાસના કરતો નથી. માટે ઇશ્વરનું ધ્યાન એ જ્ઞાન રહિત ભ્રાન્તની સગુણ ઉપાસના હોવાથી શંકરના મતે ઉપેક્ષા કરવા જેવી છે, આથી તેમના અર્થને બાધ આવે છે. (૨૧) પોતે કહેલા અર્થનું કિંચિત્પણું દેખાડે છે. (૨૨) આ સૂત્રનો વિષય શ્વેતાશ્વતર ઉપનિષદમાં નિદ્રાના પ્રકરણમાં આવે છે. નિદ્રાની અંદર વિવેક ને જ્ઞાનનો અભાવ હોય છે માટે જ્ઞાનનો તિરોભાવજ અહિંઆં કહેવાનો હોવાથી કહેલી રીતિ પ્રમાણે અર્થ છે. **ભાવાર્થ**–સૂત્ર ૫ માં સૂત્રકારે પોતાના મત પ્રમાણે જીવ દુઃખી શાથી છે તેનો ઉત્તર આપ્યો હતો. અહિંઆં અન્યના મતે તેનો ઉત્તર આપે છે. કેટલાક એમ માને છે કે દેહના યોગને લીધેજ આ જીવને ભગવાનના ધર્મનો તિરોભાવ હોય છે તથા વિપર્યય હોય છે.

**અધિ. ૨ સૂત્ર ૭**-(૧) સુષુપ્તિ દશાનું વર્ણન કરે છે. (૨) સુષુપ્તિ દશામાં જીવને કંઇ પણ

કરવાને સ્થાન અને સ્વપ્નના અભાવનું નિરૂપણ કરે છે. નાડીનો અનુક્રમ કરીને "તેમાં ત્યારે હોય છે કે જ્યારે સૂતેલો કોઇપણ સ્વપ્નને જોતો નથી. પ્રાણમાંજ એકરૂપ થાય છે." (કૌ. ૪–૧૯) વળી "પ્રાજ્ઞ આત્માથી જોડાઇને બાહ્ય કે આન્તર કંઇ પણ જાણતો નથી." (બૃ. ૪–૩–૨૧) ત્યાં સંશય છે, સ્વપ્નની માફક માયિક પ્રપંચ સૃષ્ટિને પણ ભગવાન [3]કરે છે કે નહિ? એવો સંશય છે. "ત્યાં જે આ સૂતેલામાં જાગે છે "(ક. ૨–૫–૮) એમાં જીવના [4]ફક્ત સ્વાપમાં ભગવાનની સૃષ્ટિ કહેલી હોવાથી, કંઇપણ બાહ્ય અગર આન્તર તે જાણતો નથી" (બૃ. ૪–૩–૨૧) પ્રમાણે. વળી જાગ્રત્સૃષ્ટિ અને સ્વપ્નની સૃષ્ટિ વચ્ચે ભેદ નહિ હોવાથી તેના અદર્શનનું કથન કરેલું છે, તેથી [5]સુષુપ્તિમાં પણ પ્રપંચનું નિર્માણ છે એમ જાણવું જોઇએ તેથી. વળી કોઈક અવસ્થામાં પણ પ્રપંચના વ્યતિરેકના [6]અભાવથી મુક્તિમાં પણ હોઇ શકે. સુષુપ્તિ અને મોક્ષમાં અજ્ઞાનનોજ ફક્ત [7]વિશેષ છે (છાં. ૬–૯–૨) એવી શ્રુતિ છે. માટે [8]બાહ્ય સત્ અને સંપદ્ હોવા છતાં પણ તેમનું જ્ઞાન નહિ હોવાથી તેમનું ગ્રહણ થતું નથી તેમ પ્રપંચનું પણ એમજ છે.

આમ હોય તો કહેવામાં આવે છે.

[ ઉત્તર પક્ષ ]

[9]નાડીઓમાં તેનો અભાવ છે, તે સ્વપ્નનો અભાવ [10]નાડીઓમાં છે. તેમ આત્મામાં પણ છે. શાથી? તેજ શ્રુતિ છે તેથી. [11]પ્રપંચના અભાવની શ્રુતિ છે માટે. પ્રપંચ [12]ખરેખર કામનાથી છે. સુષુપ્તિની અવસ્થામાં કામ હોતો નથી એમ શ્રુતિ કહે છે. બૃ. ૩–૪–૨૧ માં કહે છે. આ તેનું ખરૂં સ્વરૂપ છે. આ રસરૂપ કામનાથી રહિત છે, જેમ એક મનુષ્ય પોતાની સ્ત્રી સાથે આલિંગન કરવામાં ઉત્સુક હોય છે, તેમ આ પણ અંદર તથા બહાર કંઇ પણ જોતો નથી. તેજ રીતે પ્રાપ્ત સ્વરૂપ એવા આત્મા વડે જે આશ્લિષ્ટ અંદર તથા બહાર કોઇ પણ વસ્તુને જોતો નથી. આ સ્વરૂપને સત્ય સ્વરૂપ કહેવામાં આવે છે. જેને વિષે સર્વ પ્રકારની કામનાઓ સંતુષ્ટ થયેથી હોય છે. તે કેવળ આત્માનીજ કામના હોય છે, તે કોઇ પણ કામનાથી રહિત તથા ભયથી રહિત હોય છે" આ ઉપરથી જણાય છે કે નાડીઓમાં તથા [13]આત્મામાં પણ ગ્રહણ હોવાથી સુષુપ્તિ બે પ્રકારની છે એમ સૂચન થાય છે. વળી હિતાથી પુરીતત્* સુધીની નાડીઓ હૃદય દેશની બહાર આવેલી છે. પરમાત્મા

જ્ઞાન હોતું નથી તથા સ્વપ્ન હોતાં નથી તે જણાવે છે. (૩) અર્થાત્ સ્વપ્નની માફક સૃષ્ટિ મિથ્યા છે કે કેમ? એ એક પ્રશ્ન (૪) તમામ જીવો જ્યારે સૂએ છે ત્યારે ભગવાન જાગે છે એમ કહેલું હોવાથી. (૫) સુષુપ્તિ ભિન્ન પણ સૃષ્ટિ છે એમ પૂર્વ પક્ષ છે. (૬) પ્રપઞ્ચ સિવાય બીજું કંઇ ન હોય ત્યારે. (૭) સુષુપ્તિ દશા અને મોક્ષનો ભેદ એટલો કે સુષુપ્તિમાં જીવને અજ્ઞાન હોય છે અને મોક્ષમાં જ્ઞાન હોય છે. (૮) સુષુપ્તિમાં બાહ્ય સત્ પદાર્થ અને સંપદ્ છે છતાં તેનું ભાન નથી માટે તેનું ગ્રહણ નથી. બાકી સુષુપ્તિ તે જાગ્રત્ દશા જેવીજ છે તે જૂદી નથી. ફક્ત તેમાં પદાર્થોનું જ્ઞાન નથી. (૯) સિદ્ધાન્ત જણાવે છે. (૧૦) સુષુપ્તિમાં જીવ નાડીઓમાં પ્રવેશેલો હોવાથી તેને અજ્ઞાન સંભવે છે. (૧૧) સુષુપ્તિ એ જાગ્રત્ પ્રપઞ્ચથી જૂદી અવસ્થા છે. (૧૨) પ્રપઞ્ચનું નિર્માણ સંકલ્પ–કામના પૂર્વક છે, સુષુપ્તિમાં કામના નથી. માટે સુષુપ્તિમાં પ્રપંચ નથી. (૧૩) સુષુપ્તિ બે અવસ્થાઓ જણાવે છે. નાડી-

* pericardium.

અન્દર છે. હૃદય પ્રદેશ તો જીવ અને ઇન્દ્રિયોનોજ દેશ (સ્થાન) છે. ત્યાં નિદ્રા [14]નામની ભગવાનની શક્તિ બાહ્ય દૃષ્ટિથી તેનું [15]આચ્છાદન કરે છે અને ભગવાનની લીલામાં તેને જુએ છે. ત્યાં પણ આચ્છાદન કરવામાં ગાઢ નિદ્રાવાળો, અથવા જ્ઞાન રહિત થઇને ક્રિયા શક્તિથી ભગવાનની અંદર પ્રવેશ પામે છે. અથવા નાડીઓની બહાર આવે છે. માટેજ બૃહદારણ્યકમાં "જ્યાં સૂતેલો કોઇ કામની કામના કરતો નથી" (બૃ. ૪-૩-૧૯) એવી શ્રુતિમાં બે વાર કહ્યું છે. અથવા તે આ હિતા નામની નાડીઓ છે. "અથવા આ આત્મકામ" (બૃ. ૪-૩-૨૧) એમ ભેદ દર્શાવ્યો છે. સુષુપ્તિ તો [16]બન્ને સ્થળે છે. કારણ કે જ્ઞાનશક્તિનું સર્વથા તિરોધાન છે. માટે સુષુપ્તિમાં પ્રપંચસૃષ્ટિ નથી. ૭

૩ અંતઃપ્રબોધોઽસ્માદિત્યધિકરણ.

## अतःप्रबोधोऽस्मात् ॥३-२-८॥

### માટે પ્રબોધ (તે જીવની જાગૃતિ) પણ નાડીઓમાંથીજ છે.

પ્રબોધમાં [1]સંદેહ કહે છે. "જે અવસ્થામાં પૂર્ણ આનંદ હોય છે અર્થાત્ સુષુપ્તિ અવસ્થાનો આનંદ ભોગવ્યા પછી, આમ તેમ ફર્યા પછી તેમજ પુણ્ય અને પાપના ફળને જોતા છતાં તે આત્મા પોતાના જન્મ સ્થાનને-સ્વપ્ન વિષે ફરિ ઉલટા ક્રમથી પ્રવેશ કરે છે." (બૃ. ૪-૩૧૫) શ્રુતિમાં જીવના સમાન ધર્મના પ્રકરણમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. તો પછીથી નાડીમાંથી ફરી હૃદય દેશમાં જઇને અથવા ભગવાનમાંથી આવીને તે જાગે છે? અથવા જ્યાં તે સ્થિત હોય છે ત્યાંથીજ જાગે છે? ત્યાં શ્રુતિના અનુરોધથીજ હૃદય પ્રદેશમાં આવીને જાગે છે.

આમ શંકા થતાં કહેવાય છે.

માટે [2]નાડીઓમાંથીજ પ્રબોધ છે. [3]ખાડામાં પડેલાનું ત્યાર પછીજ ત્યાંથી ગમન હોય છે. પ્રતિયોનિ-ઉલટા સ્થાનથી દોડવાનું [4]ભગવાનથી છે. વળી પ્રબોધ આ આત્મા-

---

ઓમાં હોય ત્યારે તથા આત્મામાં જીવ પ્રવેશેલો હોય ત્યારે. (૧૪) નિદ્રા એટલે અવિદ્યા, કારણ કે તેમાં વિવેક કે જ્ઞાન હોતું નથી. એ અવિદ્યા, ભગવાનની એક શક્તિ છે. (૧૫) નિદ્રા જીવને જ્યારે ઢાંકી દે છે ત્યારે તે સુષુપ્તિ દશાનો અનુભવ કરે છે. (૧૬) નાડીઓમાં અને આત્મામાં. **ભાવાર્થ**-સુષુપ્તિમાં જીવ નાડીઓમાં તથા આત્મામાં પ્રવેશેલો હોવાથી તેમાં પ્રપંચ નથી. જેમ સ્વપ્નમાં સૃષ્ટિ રચાય છે તેવી રીતે સુષુપ્તિમાં સૃષ્ટિ રચાતી નથી તે અવસ્થામાં જીવને કંઇ પણ જ્ઞાન હોતું નથી.

**અધિ. ૩ સૂત્ર ૮**—(૧) અહિંઆં પ્રશ્ન એ છે કે સુષુપ્તિમાં પડેલો જીવ જ્યારે જાગે છે ત્યારે એનો એજ જીવ જાગે છે કે કેમ? અને તે નાડીમાં જ્યાં પ્રવેશેલો છે ત્યાંથીજ જાગે છે કે ત્યાંથી હૃદયમાં પાછા ફરીને જાગે છે? (૨) સિદ્ધાન્ત કહે છે તે હૃદયમાં પાછો ફરીને પછી જાગતો નથી, પણ નાડીઓમાંથીજ જાગે છે. (૩) આ અર્થ સમજવાને દૃષ્ટાન્ત આપે છે. ખાડામાં માણસ પડ્યો હોય તો તે ઉઠીને બેઠો થાય તો ખાડામાંથીજ તે તેમ કરે અને પછી અન્યત્ર જાય, તેમ નાડીમાં પ્રવેશેલે। ત્યાંથી ઉભો થઇને જાગ્રત્ થાય તો અવશ્ય ત્યાંજ જાગ્રત્ બને. (૪) જ્યારે તે સુષુપ્તિમાં પ્રવેશ કરવાનો હોય છે ત્યારે હૃદયમાં પ્રવેશ કર્યા પછી નાડીઓમાં પ્રવેશ પામે છે. અને જ્યારે જાગે છે ત્યારે તેને હૃદયમાં પાછા ફરવાની જરૂર નથી, આથી જાગ્રત્ પામતી વખતે ઉલટા ક્રમેજ તે પાછો જાગે છે. આ ઉલટો

માંથીજ છે. [5]પ્રિયાની સાથે સંયુક્ત થયેલાના જેવા બોધના અભાવમાં આગમન શી રીતે હોઇ શકે? માટેજ ગાઢ નિદ્રામાં સંપરિષ્વક્ત જ છે. માટે જ્યાં [6]સ્થિત હોય છે ત્યાંથીજ પ્રબોધ છે એમ સિદ્ધ થયું. ૮

## स एव तु कर्मानुस्मृतिशब्दविधिभ्यः ॥३–२–९॥

## તે સૂતેલોજ (ઉઠે છે), કારણ કે કર્મ અનુસ્મૃતિ, શબ્દ અને વિધિને લીધે.

શંકા—પ્રિયાની [1]સાથેજ પ્રાજ્ઞઆત્માથી સંપરિષ્વક્ત અને બ્રહ્મલોકમાં ગયેલાના પ્રબોધથી જ્ઞાનમાં તે મુક્તિજ પામે, ફરીથી પાછો આવે નહિ. માટે ભગવાનની ઈચ્છાથી દેહના નિર્વાહનને માટે તેના સ્થાનમાં નિયુક્ત થયેલો અન્યજ જીવ ભલે આવો. અન્ય સ્થાનમાંથી તેના પ્રબોધમાં [2]તો તે જ છે. [3]વ્યવહાર તો તેટલાથી સિદ્ધ થશે મુક્તિને માટે તો પ્રયત્ન કરવો જોઇએ નહિ એમ આશંકા કરીને "તુ" [4]શબ્દ તેનો પરિહાર કરે છે. [5]આમાંથી પણ પ્રબોધ થવામાં [6]તેજ (આત્માજ) છે. શાથી? [7]કર્મ, અનુસ્મૃતિ, શબ્દ અને વિધિને લીધે. આ ચાર હેતુઓ છે. લૌકિક અને વૈદિક એમ જ્ઞાન અને કર્મનો ભેદ છે ત્યાં લૌકિક કર્મમાં અર્ધ કરેલા કર્મના બાકીના ભાગની સમાપના [7]છે તેથી. કોઈપણ સૂઇને જાગેલો અર્ધું કરેલું કામ પૂર્ણ કરતો નથી એમ કદી પણ સિદ્ધ નથી. વળી અનુસ્મૃતિ છે. વળી પ્રથમ જોયેલાને કોઈ સંભારતું નથી એવું કોઈપણ વખત સિદ્ધ નથી. શબ્દો [8]પણ છે–જેમ પુણ્યકર્મથી પવિત્ર થાય છે અને પાપથી પાપી બને છે. (બૃ. ૪–૪–૫) "આ તે સમયે ક્યાં હતો અને ક્યાંથી આ આવેલો." (બૃ. ૨–૧–૧૬) ત્યારે સત્‌ને પ્રાપ્ત કરીને વગેરે શ્રુતિઓ છે, વિધિઓ પણ છે. "આવતી કાલે બ્રહ્મનું વરણ કરે છે." (આ. સૂ ૪–૫–૧) આવતી કાલે બાકીનું સમાપ્ત કરવું જોઈએ. એકેજ યજ્ઞ કરવો જોઈએ. બાર રાત્રિઓ સુધી દીક્ષિત થવું જોઈએ. (તૈ. સં. ૫–૫–૬૭) વગેરે "મને વીર ઉત્પન્ન થાવ એવી જે કામના રાખે છે." (તૈ. બ્રા. ૨–૨–૧) વગેરે

---

ક્રમ ભગવાનની ઇચ્છાથીજ હોય છે. (૫) સુષુપ્તિમાં આત્મામાં જીવનો પ્રવેશ એવી રીતે હોય છે કે જાણે કોઇ પુરુષ પોતાની પ્રિયાની સાથે ગા. નિદ્રામાં પડયો ન હોય એવી તેની સુષુપ્તિ છે. આ સુષુપ્તિમાંથી–ગાઢ નિદ્રામાંથી જાગ્રત્ થનાર ત્યાંથીજ જાગૃતિ પામે અન્યત્ર તેનું શી રીતે સંભવે? (૬) માટે નિદ્રામાંથીજ–આત્મામાંથીજ તેનું ઉત્થાન છે. **ભાવાર્થ**–નિદ્રામાં પડેલો જીવ તે નાડીઓમાં તથા આત્મામાં ઉતરેલો હોય છે તેથી તે જ્યારે જાગે છે ત્યારે તે ત્યાંથીજ જાગે છે. તેને હૃદયમાં પાછા આવવું પડતું નથી.

**સૂત્ર ૯**—(૧) જો સુષુપ્તિમાં આત્માની સાથે જીવ સંપરિષ્વક્ત હોય તો પછી તેને મોક્ષજ તે દશામાં પ્રાપ્ત થાય. માટે જે જીવ પાછો ફરે છે તે નહિ પણ બીજો ભગવાનજ જે બીજા જીવને પ્રથમ જીવના દેહનું નિર્વહણ કરવાને મોકલે છે. (૨) સુષુપ્તિથી જૂદો જીવ. (૩) દેહમાં અન્ય જીવના આવવાથી દેહનો વ્યવહાર ચાલશે. (૪) પૂર્વપક્ષનો મત અયોગ્ય છે એમ જણાવવાને તે શબ્દ છે. (૫) સિદ્ધાન્તને જણાવે છે. (૬) જે જીવ સુષુપ્તિમાં પડયો હતો તેજ જાગે છે, બીજો નહિ. (૭) શાથી તેનો તે જીવ જાગે છે એ બાબતમાં હેતુઓ જણાવે છે. (૭) સૂતા પહેલાં અધૂરાં મૂકેલાં કામ જાગ્યા પછીથી તેજ જીવ પૂરાં કરે છે. (૮) શ્રુતિ પણ છે. **ભાવાર્થ**–કર્મ, અનુસ્મૃતિ, શ્રુતિ અને વિધિના હેતુઓથી જે જીવ સુષુપ્તિમાં હતો તેજ જાગે છે એમ સિદ્ધ થાય છે.

વિધિનાં પ્રમાણો છે. ભગવાનથી જ મર્યાદાના રક્ષણુ માટે તે પ્રમાણે કૃતિ છે. પૂર્વપક્ષનાં વચનો દુર્બલ છે માટે તેજ જાગે છે. ૯.

## मुग्धेर्धसंपत्तिः परिशेषात् ॥३–२–१०॥

### મૂર્છાવસ્થામાં અર્ધસંપત્તિ છે બાકીના ભાગને લીધે.

કંઇક આશંકા કરીને પરિત્યાગ કરે છે. શંકા–જ્યાં કર્મ અને અનુસ્મૃતિ ન હોય ત્યાં [1]અન્ય હેતુ થશે. કારણુ કે કદાચ મૂર્ચ્છા વગેરે અમુકમાં સઘળી સ્મૃતિનો નાશ થવાને લીધે મુગ્ધભાવ જોવામાં આવે છે. ત્યાં જેમ લૈકિક વૈદિક વ્યવહાર હોય છે તે પ્રમાણે બીજે પણુ તે હશે. અનુસ્મરણુ વગેરે પણુ બુદ્ધિની વૃત્તિઓ છે. ગંગાના પ્રવાહનું [2]જલ ગંગાની માફક છે તેમ જે ચિદંશ ત્યાં આવે છે તેજ તે પ્રમાણે હોય, તો શા માટે [3]તેનેજ તમે કહો છો ? એમ નિર્બન્ધ સહિત આશંકા કરીને પરિહાર કરે છે. મુગ્ધભાવમાં (મૂર્છામાં) [4]અર્ધસંપત્તિજ છે તમામ નહિ. મૂર્છાવાળાને [5]યજ્ઞાદિમાં અધિકાર નથી. પહેલાંનાં પ્રવૃત્ત કાર્યો તો [6]જીવનના અધિકારથી કરાય છે. લૌકિક વ્યવહાર પણુ અપૂર્વ સિદ્ધ થતો નથી. પહેલાં જણુાવેલો હેતુ હોય તોપણુ કોઇ દોષ નથી. માટે મૂર્ચ્છાવસ્થામાં અર્ધસંપત્તિ પ્રથમજ છે પછી નહિ. શા માટે આ છે? બાકીના ભાગમાં તે છે તેથી. તેજ આ કે નહિ એવા નિશ્ચયના પ્રમાણોના અભાવના લીધે. અર્થથી સંદેહ બાકી રહે છે. માટે સંદેહથી મૂચ્છિતમાં અર્ધ સંપત્તિ છે. ત્યાં [7]પ્રાણુના અયનના વિઘાતથી કરેલી મૂર્ચ્છા વિચારવામાં આવતી નથી. [8]તેનો ધર્મ પ્રાણુ છે, જેમ બાલ્ય ધર્મ એ શરીરનો છે તેમ વળી વિચાર પણુ વ્યર્થ છે. જીવની અવસ્થાજ વિચારાય છે. કેવલ સાક્ષીવાદ તો બ્રહ્મવાદ નથી. માટે એકજ જીવ સ્વપ્નાદિ દોષના સંબન્ધથી રહિત, તેવા જન્મથી યુક્ત, ભગવાનના જ્ઞાનથી રહિત જ્ઞાનાધિકારી છે એમ [9]સિદ્ધ થયું.[10]

૪ ઉભયલિંગાધિકરણ.

## न स्थानतोपि परस्योभयलिङ्गं सर्वत्र हि ३–२–११॥

---

**સૂત્ર ૧૦**—(૧) સુષુપ્તિ માટે કર્મ અને અનુસ્મૃતિના હેતુઓ આપ્યા પણુ જે દશામાં-મૂર્છા દશામાં તે હેતુઓ હોતા નથી તેનું કેમ ? તો ત્યાં અન્ય જીવ હોવો જોઇએ. મૂર્ચ્છા પછી ઉત્થાન પામનારો જીવ જૂદો હોવો જોઇએ. (૨) જેમ ગંગાજલનો પ્રવાહ એક કહેવાય છે પણ ખરી રીતે તે એક નથી કારણુ કે તેમાં અન્ય જલ ભેગું થયેલું છે, તેમ મૂર્ચ્છામાં પણુ એકનો એક જીવ નથી પણુ બીજો છે. (૩) તો શા માટે એકનો એકજ જીવ મૂર્છામાંથી ઉત્થાન પામે છે એમ તમે કહો છો? (૪) અર્ધ-જ્ઞાન, પૂરેપૂરૂ નહિ. તેમાં જીવ વિષેનો ચોક્કસ નિર્ણુય હશે કે નહિ. (૫) તે અવસ્થામાં કોઇ યજ્ઞાદિ–વૈદિક વ્યવહાર કરતો નથી. (૬) જીવવાને માટે તે ત્યાં પ્રવૃત્તિ કરે છે. (૭) કેટલાક અહિંઆં મૂર્ચ્છા એટલે કોઇએ માથામાં પ્રહાર કર્યો હોય અને તેથી પ્રાણુ જતા રહે તે સ્થિતિને મૂર્ચ્છા કહે છે. તેમના મતનો ઉલ્લેખ કરે છે. (૮) અહિંઆં જે મૂર્ચ્છા કહેવામાં આવે છે ત્યાં પ્રાણુ છે. (૯) છેવટનો સિદ્ધાન્ત સૂત્રકારના મતે આપે છે. **ભાવાર્થ**–મૂર્ચ્છાવસ્થામાં પણુ તેનો તેજ જીવ છે જો કે ત્યાં સંપૂર્ણુ જ્ઞાન નહિ હોવાથી તે જીવ વિષેનો કોઇ પણુ નિશ્ચય કરી શકાતો નથી.

## સ્થાનથી પણ બ્રહ્મમાં ઉભય લિંગત્વ સર્વ વેદાન્ત વાકયોમાં ખરેખર નથી.

હવે વિષયના નિર્ણય માટે બ્રહ્મના સ્વરૂપનો વિચાર કરવામાં આવ્યો છે. તેમાં પ્રથમ અન્યોન્ય વિરુદ્ધ વાકયોનો નિર્ણય કરાય છે. તેને માટે આટલું સિદ્ધ થયું છે કે [1]સમન્વય અને [2]અવિરોધથી એકજ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં જેમ કાર્યના વિરોધનો પરિહાર કર્યો છે એજ પ્રમાણે બ્રહ્મના ધર્મોના વિરોધનો પણ પરિહાર કરવો જોઇએ. નહિ તો તેની બોધકતા રહેશે નહિ. ત્યાં સ્વગત અવિરુદ્ધ ધર્મોનો વિચાર [3]આગલા પાદમાં છે. અહિંઆં [4]જડ અને જીવના ધર્મો તરીકે પ્રતીત થતા ધર્મોનો કરાય છે. તેમાં કદાચિત્ જડ અને જીવના ધર્મો ભગવાનમાં સમજાય છે, કવચિત્ તેમનો નિષેધ છે. જેમ "સર્વ કર્મા અને સર્વ કામવાળા ભગવાન્" ( છાં. ૩–૧૪–૨ ) આ જીવના ધર્મો હોતા નથી એમ કદી પણ કહેવું જોઇએ નહિ. કારણ કે ઉચ્ચ અને નીચ કર્મો તથા કામ જીવમાં પ્રતીત હોય છે. **नेतरोनुपपत्तेः** ( બ્ર્ સૂ ૧–૧–૧૬) એમાં સર્વત્ર વૈલક્ષણ્ય કહેલું છે તેથી પણ. [5]કાર્યના વિશેષ ધર્મો કારણમાં કહેવાને અશકય છે. [6]કારણનાજ સઘળા ધર્મો કાર્યમાં અથવા અંશમાં પ્રતીત થાય છે એમ કહેવું જોઇએ નહિ. "અસ્થૂલ, અનણુ" ( બૃ ૩–૮–૮ ) વગેરે [7]વાકયોથી પ્રાપંચિક સર્વ ધર્મોથી વૈલક્ષણ્યજ કહેલું છે તેથી.

અહિંઆં કેટલાક અવિરોધનેજ કહેલ છે. સર્વત્ર કારણ રૂપ હોવાથી ભગવાન્ છે. અને તેથી અસ્થૂલ પદાર્થોમાં તે અસ્થૂલ છે. મહાન્માં મહાન્ છે, ઉચ્ચ અને નીચ કર્મોના કર્તામાં તે ઉચ્ચ અને નીચ કર્મોના કર્તા છે. ઉચ્ચ અને અવર કામવાળાઓમાં ઉચ્ચ અને અવર કામવાળા છે. પૃથ્વીમાં સર્વ [8]ગન્ધરૂપ છે. જલાદિમાં ગન્ધ રહિત છે. આ પ્રમાણે રસાદિમાં છે. એજ રીતે [9]સ્થાનથી પરબ્રહ્મનું ઉભયલિંગ હોવાનુ ઉપપાદન કરવામાં આવે છે. અથવા [10]કારણમાંજ રૂપ અને અરૂપ છે, અવચ્છેદમાં અભેદથી અથવા બ્રહ્મનું સામર્થ્ય અચિન્ત્ય છે તેથી. નહિ તો અસત્માંથી સત્ની ઉત્પત્તિનો પ્રસંગ આવે એમ "અપિ" (પણ) શબ્દથી સમજાય છે. [11]આ બન્ને પણ નથી. શાથી ? તે સર્વત્ર છે. સર્વત્રજ ભગવાનના આવા પ્રકારના રૂપનો ઉપદેશ આપવામાં આવ્યો છે. **हि** પદ, આ અર્થ યોગ્ય છે એમ જણાવે છે. આ વાકયો ભગવાનના સ્વરૂપનું પ્રતિપાદન કરનાર છે તે અનુવાદક નથી. નહિ તો વ્યર્થ થઈ જાય. તેમના [12]અચિન્ત્યપણામાં

---

અધિ. ૪ સૂત્ર ૧૧—(૧) અધ્યાય પહેલામાં બ્રહ્મનું સમન્વયત્વ–તમામ શ્રુતિઓનો પરસ્પર અવિરોધ જણાવ્યો હતો. (૩) હવે પછીના ત્રીજા પાદમાં. (૪) બ્રહ્મમાં કેટલીક શ્રુતિઓમાં અમુક ધર્મો આપેલા છે. તે ધર્મો જડ અને જીવના ધર્મો તરીકે પ્રસિદ્ધ છે તો તે બ્રહ્મના હશે કે કેમ? (૫) કાર્યના અમુક ધર્મો કારણમાં છે એમ કહી શકાય નહિ. (૬) કારણના ધર્મો કાર્યમાં હોય પણ કાર્યના કારણમાં ન હોય. (૭) 'અસ્થૂલ' વાકયમાં બ્રહ્મમાં પ્રાપઞ્ચિક ધર્મોનો નિષેધ કર્યો છે. (૮) અન્ય રીતે પૂર્વ પક્ષ આપે છે. (૯) જેવું સ્થાન તે પ્રમાણે બ્રહ્મ છે. (૧૦) ત્રીજી રીતે પૂર્વપક્ષ કરે છે. (૧૧) એક દેશી પૂર્વપક્ષનો જવાબ આપે છે. (૧૨) ભગવાનનું સામર્થ્ય અચિન્ત્ય છે એમ જો કહેવામાં આવે

જ્ઞાનનો ઉદય થાય નહિ "તેને જાણીને મૃત્યુની પેલી પાર જાય છે." (શ્વે ૩–૮) "હું જેટલો છું, જેવો છું અને જે છું તેને ભક્તિથી જાણે છે. માટે મને તત્ત્વથી જાણીને ત્યાર પછી પ્રવેશ કરે છે. (ભ. ગી ૧૮–૫૫) એ પ્રમાણે જ્ઞાન પછીથી સાયુજ્યની પ્રાપ્તિ કહી છે કે "જે તેનું મનન કરતો નથી તેને તેનું મનન થાય છે. જે તેનું મનન કરે છે તે તેને જાણતો નથી. જેમને તેનું વિજ્ઞાન છે તેમનાથી તે જ્ઞાન નથી, અને જેમને તેનું વિજ્ઞાન નથી તેમનાથી તે જ્ઞાન છે. "(કે. ૨–૧૧) માં જે કહ્યું છે તે કહેવું જાઇએ નહિ. નહિ તો શાસ્ત્રના આરંભનો પ્રસંગજ આવશે નહિ. વળી આ વિરોધનો પરિહાર કરવો જોઇએ. અહિંઆં સઘળા વિરોધોનું ચિન્તન કરવામાં આવે છે. તે તેના [13]ઉપાદાન રૂપ પ્રદેશના અવિશેષથી અવિરોધ નથી. અનુવાદક તરીકે વૈયર્થ્ય થાય તેથી. વળી ભગવાનમાં ભેદ નથી. "પ્રતિ [13]આરંભમાં એકજ અદ્વિતીય છે" એવું વચન છે તેથી. અલ્પની [14]કલ્પના કરવામાં આવે તો પણ શ્રુતિનો વિરોધ સિદ્ધ થયો શ્રુતિના અવિરોધને માટેજ પ્રવૃત્તિ છે [15]તેથી. માટે અન્યમતો પ્રમાણે જડ અને જીવના ધર્મોની સત્તા અને અસત્તાનો પરિહાર કરવો શકય છે.

## न भेदादिति चेन्न प्रत्येकमतद्वचनात् ॥३–२–१२॥

### ભેદ છે તેથી ઉભય લિંગત્વ નથી એમ કહેતા હો તો કહે છે ના પ્રત્યેકમાં અભેદનુંજ વચન છે માટે તે પ્રમાણેનું વચન નથી.

અન્યપ્રકારથી સમાધાનની આશંકા કરીને તેનો ત્યાગ કરે છે. આપે [1]જણાવેલો વિરોધ સંભવતો નથી. કારણ કે ભેદ છે તેથી. કારણ [2]અને કાર્યમાં સર્વત્ર ભેદનો અંગીકાર છે તેથી. પ્રપંચથી [3]જૂદું બ્રહ્મ ભિન્ન છે. પ્રપંચના ધર્મવાળું બ્રહ્મ ભિન્ન છે. તેમ તે [4]અજ્ઞાન અને જ્ઞાન છે. એક ભેદના અંગીકારમાં સઘળું ઉપપન્ન છે એમ કહેતા હો તો કહે છે [5]ના, પ્રત્યેક તેવું કથન કરતું નથી. [6]અભેદનું વચન છે તેથી. "આ પૃથ્વી

---

તો પછી જીવને જ્ઞાનજ થઇ શકશે નહિ, અને તેથી મુક્તિની પણ શ્રુતિ વ્યર્થ બનશે. (૧૩) સર્વત્ર બ્રહ્મનું નિરૂપણ કરનાર સ્થલોમાં. (૧૪) સ્વલ્પ વિરોધ કલ્પનામાં. (૧૫) 'સૂત્રના કરનાર વ્યાસની' એમ અહિંઆં અધ્યાહાર છે. **ભાવાર્થ**–વેદાન્તોમાં પરસ્પર વિરુદ્ધ તરીકે દેખાતાં વચનો જેમાં જીવ અને જડના ધર્મો બ્રહ્મમાં વર્ણવેલા જોવામાં આવે છે ત્યાં ખરેખર વિરોધનો અભાવ દેખાડવો જોઇએ એમ જો કોઇ કહેતો જણાવે છે કે ના, કારણ કે સ્થાનના ભેદથી તથા 'અપિ' શબ્દ છે તેથી તથા બ્રહ્મના અચિન્ત્ય સામર્થ્યને લીધે, બ્રહ્મનું ઉભયલિંગત્વ સંભવી શકતું નથી. કારણ કે સર્વત્ર બ્રહ્મવાક્યોમાં આજ પ્રમાણે બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવે છે. ૧૧

**સૂત્ર ૧૨**—(૧) ઉભયલિંગ તરીકે કહેલો. (૨) કારણ અને કાર્ય વચ્ચે ભેદ છે તેથી કાર્યના ધર્મો બ્રહ્મ વિષે ઘટાવી શકાય નહિ. આથી બ્રહ્મનું ઉભય લિંગત્વ સંભવતું નથી એવી આ સૂત્રની શંકા છે. (૩) બે પ્રકારનું બ્રહ્મ અહિંઆં જણાવ્યું છે–પ્રપંચના ધર્મ વગરનું બ્રહ્મ અને પ્રપંચના ધર્મવાળું બ્રહ્મ. (૪) અજ્ઞાત અને જ્ઞાત એ રીતે પણ બ્રહ્મના ભેદ છે. (૫) શંકાનો ઉત્તર આપે છે. (૬) 'ભેદપરત્વે શ્રુતિઓના અર્થ કલ્પવા તે વ્યાજબી નથી' એ અધ્યાહાર સમજવું. **ભાવાર્થ**–પ્રપંચ ધર્મવાળું બ્રહ્મ અને પ્રપંચના ધર્મ વગરનું બ્રહ્મ એમ બે જૂદાં બ્રહ્મ હોવાથી. ભેદના સ્વીકારને લીધે ઉપર કહેલો વિરોધ નથી એમ કહેતા હોતો કહે છે કે શ્રુતિમાં દરેક સ્થળે અભેદનુંજ વચન છે. ૧૨

સઘળાં ભૂતોનું મધુ છે" (બૃ ૨–૫–૧) એમ બ્રાહ્મણમાં કહ્યું છે. "જે આ છે તે એજ છે" (બૃ. ૨–૫–૧) માં સર્વત્ર અભેદનું વચન હોવાથી કાર્ય અને કારણ રૂપના પ્રકારોના ભેદનો નિષેધ છે તેથી. માટે ભેદના અંગીકારથી શ્રુતિઓને યોજવી શકય નથી. ૧૨

## अपि चैवमेके ॥३–२–१३॥

### વળી કેટલાક શાખાવાળા ભેદના નિષેધ પૂર્વક અભેદને જણાવે છે.

ભેદના અંગીકારમાં બાધકને જણાવે છે. વળી એજ પ્રમાણે [1]ભેદના નિષેધથી અભેદજ છે એમ કેટલાક [2]શાખાવાળાઓ કહે છે. [3]'મનથીજ આને પ્રાપ્ત કરવું જોઇએ' 'અહિંઆં કંઈ પણ ભેદ નથી.' "જે અહિંઆં ભેદ જેવું જુએ છે તે મૃત્યુના પણ મૃત્યુને પ્રાપ્ત કરે છે" (ક. ૪–૧૧) એમ ભેદના દર્શનમાં [4]નિન્દાનું વચન છે તેથી. માટે ભેદનો અંગીકાર કરવો [5]શકય નથી. "इव [6]જેવું" શબ્દ "હું બહુ થાઉ"ની વ્યાવૃત્તિ માટે છે માટે [7]ઉપનિષતમાં સઘળા પ્રકારનો અવિરોધ સિદ્ધ થયો. ૧૩

૫ અરૂપવદેવહીત્યધિકરણ

## अरूपवदेव हि तत्प्रधानत्वात् ॥३–२–१४॥

### બ્રહ્મ જગત્થી જૂદુંજ છે કારણે બ્રહ્મની મુખ્યતા છે તેથી.

[1]એકદેશિના મત પ્રમાણે સમાધાન કહે છે. શાથી અહિંઆં સંદેહ અથવા વિરોધ છે? જડ અને જીવના ધર્મોના વિધિ અને નિષેધમાંજ જડ અને જીવના ધર્મો થાય છે. [2]અન્યત્રનો ઉપદેશ કરવામાં આવતા ઉપાસના માટે હોય છે. (શંકા) ભેદનો અભાવ કહ્યો છે. સાચું. તો પણ કર્મ અને કારણના અંશ ભાવથી કરાયલા. ભગવાનના વિહાર [3]માટે થયેલા ભેદનો નિષેધ કરવો અશકય છે તેથી. [4]માટે બ્રહ્મમાં જડ અને જીવના ધર્મોનો નિષેધ યોગ્ય છે. ઉપચારથી તો સર્વ કર્મ વગેરે છે. વિપરીત શું ન હોય. માટે

---

**સૂત્ર ૧૩**—(૧) ભેદનો નિષેધ કરેલો છે અને અભેદતાનું પ્રતિપાદન કરેલું છે. (૨) કણ્વ અને મધ્યંદિનની શાખાવાળાઓ. (૩) ભેદના નિષેધની શ્રુતિઓ આપે છે. (૪) બ્રહ્મમાં ભેદ જોનારની નિન્દા કરી છે-"તે પરમ મૃત્યુને મેળવે છે તે" એ નિન્દા. (૫) માટે શ્રુતિઓમાં બ્રહ્મમાં ભેદજ જોવામાં આવતો નથી. (૬) મૂળ શ્રુતિમાં ક ૦–૪–૧૧ માં य इह नानेव पश्यति એવા શબ્દો છે અને ત્યાં इव શબ્દ છે. नानेव એટલે નાનાત્વ જેવું, ભેદ જેવું એમ અર્થ છે. આથી "હું એક છું, અને બહુ થાવું" એ શ્રુતિમાં બ્રહ્મ પોતાની ઇચ્છાથી અનેકરૂપ થવા રૂપી ભેદને પોતાની ઇચ્છાથી કલ્પ્યા હતા તેવી રીતનો नानेवમાં નથી. (૭) શ્રુતિમાં કોઇ પ્રકારનો વિરોધ નથી અર્થાત્ બ્રહ્મમાં કોઈ ભેદ નહિ હોવાથી તેની ઉભયલિંગતામાં વાંધો નથી.

**અધિ. ૫ સૂત્ર ૧૪**—(૧) અહિંઆં એક દેશીનો મત આપે છે. તે બ્રહ્મને જ્ઞાનાકાર માને છે અને પ્રપંચને તેનું પ્રતિબિમ્બ કહે છે. પ્રપઞ્ચ તેનું પ્રતિબિમ્બ હોવાથી બ્રહ્મ એ લૌકિક ધર્મવાળુ છે એમ તે જણાવે છે. (૨) બ્રહ્મમાં, (૩) "હું એક છું અને અને બહુ થાઉં. તેણે રમણ કર્યું નહિ" વગેરે શ્રુતિઓથી બ્રહ્મે પોતાની ક્રીડા માટે ભેદ સર્જેલા સમજાય છે, માટે ભેદનો નિષેધ થઇ શકશે નહિ. (૪) ખરી રીતે બ્રહ્મમાં જડ અને જીવના ધર્મ નથી. (૫) જડ અને જીવના ધર્મો બ્રહ્મમાં જે જોવામાં

કહે છે. [6]અરૂપવત્જ છે. રૂપ એટલે જે નિરૂપણ કરાય છે. વ્યવહાર કરાય છે તે, અને સઘળા વ્યવહારના વિષયરૂપ, તેનાથી યુક્ત તે રૂપવત્ અર્થાત્ વિશ્વ. બ્રહ્મ તો તેનાથી વિલક્ષણ છે. કાર્ય અને કારણમાં અંશ અને અંશીનું વૈલક્ષણ્ય યોગ્ય છે તેથી પણ. તેમ હોય તો તે કારણ હોવાથી અવૈલક્ષણ્ય પણ યોગ્ય છે એમ શંકા થાય તો કહે છે. તે બ્રહ્મનુંજ પ્રાધાન્ય છે. તેજ મુખ્ય છે તેથી. જ્યાં તેનું પ્રતિપાદન કરવામાં આવે છે ત્યાં તેનીજ મુખ્યતા છે. બ્રહ્મના પ્રતિપાદનમાં બ્રહ્મના ધર્મોજ મુખ્ય છે; [7]અન્ય ધર્મોની મુખ્યતા નથી. [8]જેમ પ્રશાસન મુખ્ય છે તેમ 'સઘળાં કર્મો પણ' મુખ્ય એમ લૌકિક ધર્મોના અનુવાદથી ભગવાનના સંબન્ધમાં સ્પષ્ટજ [9]અમુખ્યતા છે. વિશિષ્ટના બોધનમાં પણ [10]સર્વ શબ્દ પ્રસિદ્ધનો અનુવાદક હોવાથી ભિન્ન [11]કલ્પનામાં ગૌરવ આવે છે તેથી તથા પ્રમાણના [12]અભાવથી ગમે તે રીતે તેના ધર્મો તરીકે જ્ઞાનનોજ ઉપયોગ હોવાથી લોક ધર્મોનાજ અનુવાદ કરીને વિશિષ્ટતાનું બોધન [13]ઉચિત છે. "અરૂપ" એમ કહેવાને બદલે "અરૂપવત્" એમ જે કહ્યું છે તે (એમ સૂચવે છે કે) ભિન્ન [14]ધર્મોનોજ આવો [15]નિર્ણય છે. પ્રશાસનની માફક ભગવાનના ધર્મોનો નહિ. માટે [16]કાર્યની માફક તેના ધર્મો પણ કાર્યરૂપ હોવાથી તે ભગવાન રૂપ છે; ભગવદ્ધર્મ [17]રૂપ નહિ એમ સિદ્ધ થયું. ૧૪

## प्रकाशवच्चावैयर्थ्यात् ॥३-२-१५॥

### સૂર્યનો પ્રકાશ વ્યવહાર્ય છે તેમ અવ્યવહાર્ય છે. તેની માફક બ્રહ્મ છે, માટે શાસ્ત્ર વ્યર્થ નથી.

શંકા—[1]સઘળા વ્યવહારથી અતીત હોવામાં શાસ્ત્રની વિફલતા બનશે "મનથીજ આને પ્રાપ્ત કરવું જોઇએ" (ક. ૪–૧૧) એમ જે કહ્યું છે તે [2]વિરોધનો પરિહાર પણ થશે નહિ. "તે ઔપનિષદ પુરુષને પૂછું છું" (બૃ–૩–૯–૨૬) "જેમાંથી વાણી નિવૃત્ત

આવે છે તે લક્ષણાથી છે. (૬) અરૂપવત્નો અર્થ વિશ્વથી વિલક્ષણ બ્રહ્મ એવો કર્યો છે. રૂપવત્ એટલે જગત્. (૭) વિશ્વના ધર્મો. (૮) અક્ષર બ્રહ્મની શ્રુતિમાં પ્રશાસનને બ્રહ્મનો ધર્મ કહેલ છે તેમ સર્વ કર્મત્વ પણ બ્રહ્મનો ધર્મ છે. (૯) ભગવાનમાં આરોપ કરેલા ધર્મો અમુખ્ય છે. (૧૦) સર્વ એટલે લોક પ્રસિદ્ધ. (૧૧) માટે જૂદી કલ્પના કરવાથી ગૌરવ દોષ આવે છે. (૧૨) "નિષ્કલ નિષ્ક્રિય વગેરે શ્રુતિથી ધર્મોનો બાધ દેખાડ્યો છે તેથી સધર્મકત્વની જ્ઞાપક શ્રુતિઓથી ત્યાં જૂદી ધર્મની કલ્પના કરવી અશક્ય છે. (૧૩) ઉપાસના માટે ઉચિત છે. (૧૪) સર્વ કર્મત્વ વગેરે વિશ્વ ધર્મોના (૧૫) ઔપચારિકત્વનો નિર્ણય. (૧૬) પ્રપંચની માફક. (૧૭) પ્રપંચરૂપ ભગવદ્ધર્મત્વ જો કે છે તો પણ પ્રધાનરૂપ નિત્ય ભગવદ્ધર્મત્વ નથી એમ અર્થ છે. **ભાવાર્થ**–બ્રહ્મ સર્વ વ્યવહારના વિષયથી અતીત છે, કારણ કે કાર્ય અને કારણનું વૈલક્ષણ્ય કહ્યું છે. શંકા–કાર્ય અને કારણનું અવૈલક્ષણ્ય ભલે હો. ઉત્તર–ના, કારણ કે બ્રહ્મના સ્વરૂપનાં વાક્યોમાં બ્રહ્મને મુખ્ય રીતે કહેલું છે તેનુંજ નિરૂપણ ઉચિત છે. જગત્નું પણ નહિ. માટે બ્રહ્મ જગત્થી જૂદું હોવાથી તેના ધર્મોનો નિષેધજ ઉચિત છે. ૧૪

**સૂત્ર ૧૫**—જો બ્રહ્મ સર્વ વ્યવહારથી અતીત હોય તો પછી શાસ્ત્રો નકામાં થઇ પડશે, શાસ્ત્રમાં તેનું નિરૂપણ કરવામાં આવે છે તે પણ નિષ્ફળ બનશે (૨) સર્વ વ્યવહારને અતીત હોવાથી મનનો પણ

પામે છે.” (તૈ. ૨-૯) એમ પણ છે. માટે કહે છે. પ્રકાશની માફક. સૂર્યનો પ્રકાશ વ્યવહાર્ય તથા અવ્યવહાર્ય છે. તે જાતે સંપાદન કરવાને તથા સ્થાપન કરવાને શકય નથી. સૂર્ય જ્યારે આવેલો (ઉગેલો) હોય અગર મેઘાદિના અભાવમાં તેની ફક્ત સન્નિધિથી તેનો વ્યવહાર કરવો શકય છે. તે પ્રમાણે લૌકિક વાણી, અને મનથી વ્યવહાર કરવો શકય નથી. ઈશ્વરના સંનિધાનમાં તો તે શકય છે એમ [3]બન્ને શ્રુતિ કહે છે. આ શી રીતે સમજાય છે? ત્યાં કહે છે. અવૈયર્થ્યને લીધે. નહિ તો [4]શાસ્ત્ર વ્યર્થ થઈ જાય. च અને ’થી ધર્મોનો તે રીતના વિરોધનો પરિહાર કર્યો છે. “[5]બેઠેલો દૂર ગતિ કરે છે” (ક. ૧-૨-૨૦) “હાથ પગ નહિ છતાં દોડે છે, ગ્રહણ કરે છે, ચક્ષુ નથી છતાં જુએ છે, કાન નહિ છતાં સાંભળે છે” (શ્વે. ૩-૧૯) વગેરેમાં ભગવાનના અલૌકિક ધર્મો કહેવાય છે. કારણ વગરના કાર્યના વચનથી બ્રહ્મના ધર્મોના [5]અકાર્યત્વનો બોધ કરે છે. માટે અવ્યવહાર્ય હોય તો પણ શાસ્ત્રનું વૈફલ્ય નથી. ૧૫

## आह च तन्मात्रम् ॥३-२-१६॥

### અને પ્રજ્ઞાનઘન એટલુંજ બ્રહ્મનું રૂપ છે એમ શ્રુતિ કહે છે; માટે તેમાં ઈન્દ્રિયોની કલ્પના કરવી નહિ.

કંઈક આશંકા કરીને પરિહાર કરે છે. શંકા—[1]અલૌકિક ઇન્દ્રિયો, વિરોધના અભાવ માટે શા માટે કલ્પવામાં આવતી નથી? અન્યથા કારણમાંથી કાર્ય હોવું, અને તેની નિત્યતા તથા અલૌકિકતા અને વળી “ચક્ષુ નહિ છતાં જુએ છે” એ શ્રુતિ પ્રમાણે [2]વિરોધ આવશે એવી શંકા કરીને પરિહાર કરે છે. વળી શ્રુતિ જાતેજ કહે છે. તે [3]પ્રજ્ઞાઘન માત્ર છે. “જેમ મીઠાના કકડામાં બહાર તથા અંદર મીઠા સિવાય બીજું કંઈ પણ નથી. તે આખો રસ ઘનજ છે તેમ આ આત્મા અંદર તથા બાહ્ય સમસ્ત પ્રજ્ઞાનથી પ્રચુરજ છે.” (બૃ ૪-૫-૧૩) માં [4]સ્વરૂપથી અતિરિક્ત ઇન્દ્રિયોનો અભાવ છે તેથી. અને [5]ક્રિયાનો અભાવ પણ છે. વેદના વિરોધથી તે પ્રમાણે કલ્પના કરવી અશકય છે તેથી પણ વળી વેદના નિઃશ્વાસ સ્થાન રૂપના સમુત્થાનાદિનું કથન છે તેથી

---

વિષય બ્રહ્મ રહેશે નહિ. તો પછી મનથીજ બ્રહ્મને પ્રાપ્ત કરવા એ શ્રુતિનો પણ વિરોધ આવશે. (૩) મન અને વાણીના વિષય બ્રહ્મ છે તેમ વિષય નથી એમ બે પ્રકારની શ્રુતિઓ છે. (૪) બ્રહ્મની વ્યવહાર્યતા તથા અવ્યવહાર્યતા જણાવનાર શ્રુતિ. (૫) નિત્સતાનો. (૬) બ્રહ્મ અવ્યવહાર્ય છે એમ શ્રુતિ જણાવતી હોય તો પણ તેની નિરુપયોગિતા નથી. **ભાવાર્થ**—જેમ સૂર્યનો પ્રકાશ વ્યવહાર્ય અને અવ્યવહાર્ય છે તેમ બ્રહ્મ પણ છે. આ રીતે સમજવાથી બ્રહ્મનું પ્રતિપાદક શાસ્ત્ર વ્યર્થ બનશે નહિ. વળી તેથી ભગવાનના અલૌકિક ધર્મોનો વિરોધ નડશે નહિ. ૧૫

**સૂત્ર ૧૬**—(૧) તો પછી બ્રહ્મમાં અલૌકિક ઇન્દ્રિયો છે એમ શા માટે કહેતા નથી, એમ કહેવાથી સર્વ વિરોધ દૂર થશે. (૨) લોક વિરોધ. (૩) બ્રહ્મમાં ઇન્દ્રિયો નથી. બ્રહ્મનો આકાર “પ્રજ્ઞાન”જ છે. આને માટે મીઠાના કકડાનું દૃષ્ટાંત આપ્યું છે. (૪) પ્રજ્ઞાન એજ બ્રહ્મનું સ્વરૂપ, તેનાથી ભિન્ન કોઇ ઇન્દ્રિયો નથી. (૫) બ્રહ્મને ઇન્દ્રિયો નથી માટે ક્રિયાઓ—કર્મ પણ નથી એમ જો કહેવામાં આવે તો તે ખોટું છે; કારણ કે શ્રુતિનો વિરોધ આવે છે તેથી. (૬) ઋગ્વેદ એ બ્રહ્મના નિઃશ્વાસરૂપ કહેલ છે, અર્થાત્

પણ. માટે ઇન્દ્રિયોની [૭]પરિકલ્પના નથી. પણ સર્વાકાર સ્વરૂપ [૮]વસ્તુજ તે પ્રકારની છે એમ માનવું જોઇએ. કૃષ્ણનું વચન છે તેથી. [૯]"च" અને શબ્દથી "સઘળી ઇન્દ્રિયોથી વિવર્જિત" (ભ. ગી. ૧૩-૧૪) સ્મૃતિ પણ છે એમ સૂચવે છે. માટે ઇન્દ્રિયોની કલ્પનાનો વિરોધ નથી. ૧૬

## दर्शयति चाथो अपि स्मर्यते ॥३-२-१७॥

### "अथातो आदेश नेति नेति" એમાં બ્રહ્મના ધર્માનું ઔપચારિકત્વ શ્રુતિ જણાવે છે. વળી સ્મૃતિમાં પણ તે કહેલ છે.

ફરીથી અન્ય પ્રકારે વિરોધની આશંકા કરી તેનો પરિહાર કરે છે. શંકા—બ્રહ્મ જગત્‌નું કારણ છે એમ સિદ્ધ કર્યું છે. વળી તે કારણ સમવાયિ અને નિમિત્ત એમ બન્ને છે. પણ કારણના ધર્મોજ કાર્યમાં હોય છે. [૧]અસંભાવના હોય તો અન્યથા [૨]કલ્પના [૩]થાય. કામ વગેરે [૪]પણ ધર્મો છે. અને તેમનું વિધાન શ્રુતિમાં કરેલું છે. તે બ્રહ્મમાંજ હોવાને યોગ્ય છે. નિષેધ કરનાર શ્રુતિ પણ તેમ છે. વેદને માનનાર તો લેશ માત્ર પણ શ્રુતિની બીજી રીતે કલ્પના કરશે નહિ, આમ શંકા કરીને પરિહાર કરે છે. શ્રુતિજ ભગવાન્‌માં જડ અને જીવોના ધર્મોના અભાવને જણાવે છે. "બ્રહ્મનાં બે રૂપ છે" (બૃ ૨-૩-૧) થી ઉપક્રમ કરીને બે રીતે પાંચ ભૂતો જણાવીને "માટે નેતિ નેતિ એવો આદેશ છે." (બૃ-૨-૩-૬) એમ કહે છે. "ઇતિ" [૫]શબ્દ પ્રકારને કહે છે. બ્રહ્મ પાંચ મહાભૂતો બને છે, આ પ્રકારનું નહિ. તેને સિદ્ધ કરે છે. બ્રહ્મ તેવું હોતુંજ નથી. हि શબ્દ આ અર્થ યોગ્ય છે એમ જણાવે છે. "આમાંથી ઉત્પન્ન થયેલું" એમ કહ્યું છે. કાર્ય અને કારણનો એક પ્રકાર ખરેખર નથી. માટે "નેતિ નેતિ" વાકય પ્રકારના નિષેધનો ઉપસંહાર કરે છે. ફક્ત સમવાયિ રૂપ નથી, પણ અન્ય પર છે, માટે રૂપનું નિરૂપણ કરવાને નામનું નિરૂપણ કરે છે. "સત્યનું તે સત્ય છે." [૬]આથી પ્રપં-

---

ઋગ્વેદરૂપી કાર્ય બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે. આથી બ્રહ્મનું કર્મ જોવામાં આવે છે. (૭) બ્રહ્મમાં ઇન્દ્રિયોની કલ્પના કરવી નહિ. (૮) બ્રહ્મનો આકાર સર્વરૂપ હોવાથી સર્વ કરી શકે છે, જો કે પોતાનામાં ઇન્દ્રિયો નથી તો પણ (૯) च સ્મૃતિનું સૂચન કરે છે. સ્મૃતિ પણ જણાવે છે કે બ્રહ્મમાં ઇન્દ્રિયો નથી. **ભાવાર્થ**-શ્રુતિમાં બ્રહ્મને પ્રજ્ઞાન ઘન કહેલ છે, તેજ તેનો આકાર છે. તે સિવાય તેને બીજું કશું રૂપ નથી. આથી બ્રહ્મમાં ઇન્દ્રિયોજ કહેલી નથી. માટે તે કલ્પના કરવી નહિ. ૧૬

**સૂત્ર ૧૭**—(૧) કારણ બ્રહ્મના ધર્મોનો કાર્યમાં અંગીકાર કરવામાં ન આવે તો. (૨) વિવર્તવાદની કલ્પના, અથવા અસત્‌માંથી સત્‌ના આશ્રયથી શ્રુતિ વિરુદ્ધની કલ્પના. (૩) "હું એક છું બહુ થાવું" વગેરે શ્રુતિ વિરુદ્ધની કલ્પના. (૪) કામત્વાદિ એ બ્રહ્મના ધર્મો છે. (૫) બ્રહ્મ આ પ્રકારનું નથી એમ "ઇતિ" શબ્દ જણાવે છે. (૬) પ્રપંચ બ્રહ્મથી જૂદું છે તેથી પ્રપંચના ધર્મો બ્રહ્મ વિષે લેઇ શકાય નહિ છતાં તેને જો આપણે લેવા હોય તો આરોપથીજ-લક્ષણાથી લઇ શકાય. શ્રુતિ પ્રમાણે અમે જણાવેલો અર્થ છે. એટલુંજ નહિ પણ સ્મૃતિ પ્રમાણે પણ તેજ અર્થ છે. અર્થાત્ એવો ઉલ્લેખ કરે છે. (૭) સત્ એટલે પ્રત્યક્ષ ગોચર અને અસત્ એટલે પ્રત્યક્ષને અગોચર. **ભાવાર્થ**-બૃ. ૨-૩-૬ ની अथात आदेशो नेति नेति એ શ્રુતિ પ્રમાણે તથા સ્મૃતિ અનુસાર એજ અર્થ સમજાય છે કે બ્રહ્મમાં દેખાતા ધર્મો તે ઉપચારથી છે વસ્તુતઃ નહિ.

ચર્થી જૂદું બ્રહ્મ વિદ્યમાન હોવાથી પ્રપંચના ધર્મોનું વાકય બ્રહ્મમાં લાક્ષણિકજ યોગ્ય છે. શ્રુતિથીજ તે પ્રમાણે પ્રતિપાદન કરેલું છે. "स्व" પદ પૂર્વે કહેલી યુક્તિના અનુસંધાન માટે છે. अथा શબ્દથી પ્રક્રમ ભેદ પણ છે. अथात आदेशः એમ ભિન્ન પ્રક્રમથી કહે છે. [1]શ્રુતિથી અન્ય અર્થ હોય તો તેના નિરાકરણ માટે કહે છે. સ્મૃતિમાં પણ કહ્યું છે. ભ. ગી ૧૩–૧૨માં કહે છે "બ્રહ્મ આદિ વગરનું પર છે. તે સત્ કહેવાતું નથી તેમ અસત્ કહેવાતું નથી." તે સત્ અને અસત્ ક્ષેત્ર રૂપ છે. જ્ઞેયના નિરૂપણમાં તેમનો નિષેધ છે, વેદાદિમાં પ્રપંચના ધર્મો ભગવાનમાં કહેવાય છે નહિ કે તે ધર્મો ત્યાં છે એમ જણાવે છે. માટે શ્રુતિ અને સ્મૃતિથીજ તે પ્રકારે નિર્ણય છે. ૧૭

## अत एव चोपमा सूर्यकादिवत् ॥३–२–१८॥

### માટેજ જલ સહિત સૂર્ય તથા ચંદ્રની માફક શ્રુતિમાં (બ્રહ્મને મચ્છર તથા નાગ વગેરે સાથે સરખાવ્યાં છે તે) ઉપમા છે.

પ્રપંચના ધર્મો ભગવાનમાં ઉપચારથી કહેવાય છે. એમ અહિંઆં દૃષ્ટાન્ત કહે છે. માટે આજ નિર્ણયનો આશ્રય કરીને "પ્લુષિ, હાથી, અને મચ્છરના સરખા તે છે. તેમ "આ ત્રણ લોકોના સરખા અને સર્વના સરખા તે છે" એમ જેની ઉપમા આપી શકાય નહિ એવા ભગવાનનું [1]જે ઉપમાન છે તે છે. તેના (પ્રપંચના) ધર્મોના [2]સંબન્ધથી છે. [3]સ્વતન્ત્ર ધર્મ હોવાપણું બ્રહ્મ વિષે કહેવું યુકત નથી. આ પણ વિરુદ્ધ છે એવી શંકા કરીને દૃષ્ટાન્ત કહે છે. [4]સૂર્યકાદિની માફક. સૂર્ય સહિત જે જલ તે સૂર્યક છે. જેમ આ જ્યોતિ. **यथा ह्ययं ज्योतिरात्मा विवस्वानपो भिन्ना बहुधैकोनुगच्छन् एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत** (બ્ર. બિં. ૧૨). જેમ [5]ઇતરથી સંશ્લિષ્ટનું ઉપમા નત્વ આ પ્રમાણે પણ છે "પ્લુષિના" સરખા (બૃ. ૧–૪–૩૨) "च અને" શબ્દ એમ સૂચવેછે કે વિરોધનો અભાવ કહેવો જોઇએ [6]તથા એકદેશિનું અધિકરણ સંપૂર્ણ થયું છે માટે [7]જડ અને જીવના ધર્મોનો ભગવાન્માં ઉપચાર છે, નિષેધ તો મુખ્ય છે.

---

**સૂત્ર ૧૮**—(૧) એક વસ્તુને અન્ય સાથે સરખાવવામાં આવે ત્યારે અલંકાર શાસ્ત્રમાં ઉપમાન, ઉપમેય, સાધારણ ધર્મ અને ઉપમાપ્રતિપાદક શબ્દો હોય છે. આ બધાં હોય તો પૂર્ણોપમા બને છે અને તેમાંથી કોઇ અંગ અધૂરાં હોય ત્યારે લુપ્તોપમા કહેવાય છે. ઉપમેય એટલે જે વસ્તુ બીજા સાથે સરખાવવાની છે તે અને ઉપમાન એટલે જેની સાથે તે સરખાવવાની છે તે. જેમ મુખને ચંદ્ર સાથે સરખાવવાનું હોય ત્યારે મુખ એ ઉપમેય કહેવાય છે અને ચંદ્ર એ ઉપમાન છે. બ્રહ્મને મચ્છર, હાથી વગેરેની સમાન કહેવાથી મચ્છર, હાથી વગેરે બ્રહ્મનાં ઉપમાન થાય છે. (૨) ખરી રીતે બ્રહ્મનું કોઇ ઉપમાન નથી. પણ ઉપમાન બનેલાં પ્રપંચની સાથે સંબન્ધવાળા હોવાથી તે રીતે બને છે. (૩) પ્રપંચના સંબન્ધથી તે ધર્મ બ્રહ્મમાં હોઇ શકે છે સ્વતંત્ર રીતે નહિ. (૪) "સૂર્યકાદિ"–સૂર્યક+આદિ. સૂર્યક એટલે સૂર્ય+ક "ક" એટલે "જલ" અર્થાત્ જલ સહિત–સૂર્ય, જલમાં પ્રતિબિમ્બિત સૂર્ય. આદિ–વગેરે. એટલે ચંદ્રક અર્થાત્ જલમાં પ્રતિબિમ્બિત ચંદ્રનું ગ્રહણ કર્યું છે. (૫) જલાદિથી સંશ્લિષ્ટ ચંદ્રનું પ્રતિબિમ્બ હોઇ શકે. (૬) સૂત્રમાં च નું પ્રયોજન વિરોધના અભાવ તથા એકદેશીના અધિકરણની સમાપ્તિ જણાવી છે. (૭) જડ અને જીવના ધર્મો ઉપચારથી બ્રહ્મમાં છે. ખરી રીતે તો તે ધર્મો બ્રહ્મમાં નથીજ.

૬ અમ્બુવદ્ગ્રહણાદિત્યધિકરણ,

## अम्बुवदग्रहणात्तु न तथात्वम् ॥३–२–१९॥

### જલની માફક (જલમાં સૂર્યનું પ્રતિબિમ્બ જણાય છે અને તેમાં સૂર્યના ધર્મો જોવામાં આવે છે તેની માફક બ્રહ્મમાં ઔપચારિક ધર્મોનું ગ્રહણ નથી

મુખ્ય સિદ્ધાન્ત કહેવાને એકદેશીને દૂષણ આપે છે. 'तु તો' [1]શબ્દ તે પ્રમાણેના સિદ્ધાન્તની વ્યાવૃત્તિ કરે છે. સમવાયથી [2]જૂદું તે પ્રમાણે હોય છે, કારણ કે તેના ધર્મોનો યોગ છે તેથી. જડ અને જીવના ધર્મોના યોગથી સર્વકામ વગેરે હોતા નથી. શાથી ? [3]જલની માફક અગ્રહણ છે તેથી. સર્વથી પરબ્રહ્મના પ્રતિબિમ્બમાં અધિકરણના ધર્મો [4]હોવાપણું બને છે ત્યાં [5]રૂપ રહિત તેમજ વિદ્યમાનનું પ્રતિબિમ્બ પડતું નથી એમ કહેવું જોઇએ તો પણ સ્વ મતના વિરોધથી જલની માફક અગ્રહણ છે. સ્વચ્છ જલ પ્રતિબિમ્બનું ગ્રહણ કરે છે. તે પ્રમાણે ધર્મોને [6]ગ્રહણ કરવાનું શકય નથી કારણ કે વળી ત્યાં ધર્મો છે તેથી. સર્વના આધાર તરીકે તે પ્રમાણે કહેવામાં તે વ્યર્થ છે એમ પ્રથમ અમે કહ્યું છે.

ભ્રમથી વેદથી [7]કલ્પના કરવામાં આવે છે એમ કહેવામાં આવતું નથી. કારણ કે [8]તે અપ્રતારક તથા સર્વજ્ઞ રૂપ છે તેથી વિપ્લવવાદીનુંજ આ [9]પ્રકારનું વચન છે [10] વૈદિકનું નહિ. "પૃથ્વીમાં સ્થિત થતાં" (બૃ. ૩–૭–૩) વગેરેની સાથે વિરોધ પણ છે. **માટે બ્રહ્મના ધર્મોજ સર્વકામ વગેરે છે. ઉપાધિના સંબન્ધથી ઔપચારિક (લાક્ષણિક) નથી. ૧૯**

---

**ભાવાર્થ**–જલના સૂર્યમાં જેમ ધર્મોનો આરોપ કરવામાં આવે છે તેમ બ્રહ્મમાં પણ જડ તથા જીવના ધર્મોનો આરોપ છે. ૧૦.

**સૂત્ર ૧૯**—(૧) એકદેશી બ્રહ્મમાં ધર્મોનું ઔપચારિકત્વ જે જણાવે છે તે ખોટું છે એમ "तु" શબ્દથી જણાવે છે. (૨) ઔપચારિકત્વની કલ્પના જ્યાં સમવાય કારણ નથી ત્યાંજ હોય છે. જલ અને સૂર્યના દૃષ્ટાન્તમાં જલ તે સમવાયિક પણ નથી. પણ બ્રહ્મ તો જડ તથા જીવનું સમવાયી કારણ છે તેથી તેમાં જડ તથા જીવના ધર્મોનું ઔપચારિકત્વની કલ્પના કરવી વ્યાજબી નથી. (૩) માટે જલના સૂર્યનું દૃષ્ટાન્ત વ્યાજબી નથી. (૪) સર્વની સરખામણીએ પરબ્રહ્મના. (૫) સૂત્ર. ૧૪ માં એક દેશી બ્રહ્મને જગત્થી વિલક્ષણ સ્વીકારે છે તેથી બ્રહ્મ રૂપ રહિતને માને છે. આથી જેમ રૂપવાળા સૂર્યનું પ્રતિબિમ્બ જલમાં હોય છે તેમ બ્રહ્મનું હોઇ શકે નહિ કારણ કે એક દેશીના મતે બ્રહ્મમાં રૂપ નથી. (૬) ઔપચારિક ધર્મો બ્રહ્મમાં છેજ નહિ. (૭) વેદ બ્રહ્મમાં લક્ષણાથી ધર્મો છે એમ કહેજ નહિ. લાક્ષણિક ધર્મો એટલે ખરા ધર્મો નથી. માટે તેવા ધર્મોની કલ્પના બ્રહ્મને વિષે કરવી તે બ્રહ્મથી કરેલી કલ્પના ગણાય. વેદ એ ભગવાનના નિઃશ્વાસ રૂપ હોવાથી તેમાં એવી કલ્પના હોઇ શકેજ નહિ. (૮) જો લાક્ષણિક ધર્મોનેજ વેદ જણાવે તો તેની વિશ્વસનીયતા રહે નહિ. (૯) ઉપચારથી બ્રહ્મમાં ધર્મ છે એવું વચન. (૧૦) વેદ તો બ્રહ્મના ધર્મો સત્યજ કહે છે માટે વેદનું વચન એવા પ્રકારનું નથી. **ભાવાર્થ**–જલમાં જણાતા સૂર્યના પ્રતિબિમ્બની માફક બ્રહ્મમાં જીવ તથા જગતના ધર્મોનો ઉપચાર નથી, પણ બ્રહ્મમાં સત્ય ધર્મજ છે. ૧૯

## वृद्धिह्रासभाक्त्वमन्तर्भावादुभयसामञ्जस्यादेवम् ॥३–२–२०॥

### ઘટાદિમાં આકાશના અન્તર્ભાવથી તે જેમ "મોટું આકાશ ન્હાનું આકાશ" એવી સંજ્ઞા મેળવે છે તે પ્રમાણે મન, પ્રાણ વગેરે છે.

ઉપાધિને લીધે બ્રહ્મ સધર્મક તથા નિર્ધર્મકજ છે. સિદ્ધાન્તથી વિરોધના પરિહારને કરે છે. લોક વેદથી તેની અનુસાર વિરોધનો ખરેખર ત્યાગ કરવો જોઇએ. મહાન અવકાશ, અલ્પઅવકાશ; "અવકાશ પ્રમાણે દશ ચમસને" એ પ્રમાણે લૌકિક વૈદિક વ્યવહાર વસ્તુ ધર્મથી વિરુદ્ધ દેખાય છે. [1]વ્યાપકત્વ, વૃદ્ધિ તથા સંકોચ આકાશનેજ હોય છે. ત્યાં જેમ [2]ઘડામાં પ્રવેશ પામેલું આકાશ હોય તે પ્રમાણે તેનો વ્યપદેશ થાય છે. તેમ [3]હોવાથી ઉભયની યથાર્થતા બને છે. નહિ તો [4]એકનો બાધ થાય છે. આ પ્રમાણે તે તેના અનુપ્રવેશથી બ્રહ્મ પણ એવુંજ છે. ઔપાધિક રૂપ [5]નહિ. [6]જપાના ફુલની રતાશની માફક અન્ય ધર્મ રૂપનો અભાવ છે તેથી; નહિ તો [7]અન્યના અનુવિધાયિ હોય તોપણ [8]તે સ્વધર્મોજ છે. કારણત્વ [9]વગેરેની માફક. વળી [10]આગન્તુક રૂપને લીધે તે ધર્મોજ નથી એમ કહેવું જોઇએ નહિ. અન્યના ધર્મ હોવામાં પ્રમાણનો અભાવ છે તેથી. વળી તેમાં જણાતા રૂપની પ્રતીતિ તથા દર્શનથી અવિરોધ છે. આ અવિરોધનો પ્રકાર છે. જેમ બન્નેની યથાર્થતા થાય. તેજ પ્રમાણે તેના પ્રકારને કહેવો જોઇએ. માટે જેમ આકાશ કરક વગેરેમાં અન્તર્ભાવ થવાથી વૃદ્ધિ તથા સંકોચવાળું છે તે પ્રમાણે બન્નેની યથાર્થતાને લીધે બ્રહ્મ પણ શરીરમાં વૃદ્ધિ તથા સંકોચ શબ્દથી ઓળખાય છે. અને તેથી આકાશ અને જીવનું એક ઉદાહરણ જણાવે છે. ૨૦

---

સૂત્ર ૨૦—(૧) આકાશ વ્યાપક છે, તેમ તેમાં વૃદ્ધિ અને સંકોચ પણ છે. વૃદ્ધિ અને સંકોચથી તેની વ્યાપકતામાં વાંધો આવતો નથી. (૨) જેમ ઘટનું આકાશ ઘટાકાશ કહેવાય છે અને તે પાત્ર પ્રમાણે મોટું નાનું થાય છે. મોટા પાત્રમાં આવેલું આકાશ મોટું આકાશ કહેવાય છે અને નાનામાં નાનું કહેવાય છે. આમ આકાશને મોટાપણું તથા નાનાપણું તેની ઉપાધિને લીધે છે. ઘટાદિ પાત્રો ઉપાધિ છે. તેજ પ્રમાણે મન તથા પ્રાણ વગેરે ઉપાધિને લીધે બ્રહ્મમાં જુદા જુદા ધર્મો જોવામાં આવે છે જેમ વૃદ્ધિ અને સંકોચને લીધે આકાશની વ્યાપકતામાં બાધ આવતો નથી તેમ બ્રહ્મની સધર્મકતાને લીધે તેની નિર્ધર્મકતામાં બાધ આવતો નથી. (૩) માટે બ્રહ્મ સધર્મક અને નિર્ધમક બન્ને છે. અને તે બન્ને રૂપે ખરૂં છે. (૪) જો બ્રહ્મ આ બન્ને પ્રકારનું ન હોય તો એકજ પ્રકારનું બ્રહ્મ ખરૂં છે અને બીજા પ્રકારનું ખોટું છે એમ ઠરે. (૫) બ્રહ્મની સધર્મકતા તે ઉપાધિમાં અમુક પ્રવેશને લીધે છે માટે તે પણ સત્ય છે. તે ઉપાધિ જન્ય નથી. (૬) આરસપહાણના થાંભલાની પાસે જપાનું ફુલ હોય તો તે લાલ દેખાય છે. ત્યાં જે લાલાશ દેખાય છે, તે ઉપાધિ જન્ય છે. અહિંયાં તેવી રીતે બ્રહ્મની સર્ધમકતા ઉપાધિ જન્ય નથી. (૭) અન્યમાં તેની પ્રતીતિ થાય તો પણ (૮) સર્વકર્મો વગેરે તે બ્રહ્મનાજ પોતાના ધર્મ છે, ઔપચારિક નહિ. (૯) પ્રજાપતિ વગેરેમાં આવેલાં કારણ વગેરેની માફક. (૧૦) ઉપાધિમાં અનુપ્રવેશને લીધે બ્રહ્મમાં ધર્મો જણાય છે, તેથી એમ સમજવાનું નથી કે તે ઉપાધિઓ આગંતુક હોવાથી એ બ્રહ્મના ધર્મો નૈસર્ગિક નથી. **ભાવાર્થ**—જેમ ઘટ વગેરે ઉપાધિને લીધે ઘટાકાશ વગેરે તેમાં આકાશના અનુપ્રવેશથી વૃદ્ધિ અને સંકોચવાળું બને છે તેમ મન અને પ્રાણ વગેરેમાં બ્રહ્મના અનુપ્રવેશથી તે ધર્મથી યુક્ત બને છે. ૨૦

## दर्शनाच्च॥३–२–२१॥

### અને તેનું (બ્રહ્મના સર્વ વિરૂદ્ધ ધર્માશ્રયત્વનું) દર્શન છે તેથી.

અન્ય હેતુ કહે છે. ભગવાનમાં સઘળા વિરુદ્ધ ધર્મો દેખાય છે. દૃષ્ટ ધર્મોમાં [1]તે અનુપપન્ન છે એમ નથી. કારણ તેમાં વ્યાઘાત આવે. 'તે ભલે તેવું હો' એવો તો નિશ્ચય પ્રામાણિક છે. 'ચ-અને 'થી ઉલૂખલ (ખાયણીઓ) અને બન્ધન વગેરેથી પ્રત્યક્ષ ઉભયના [2]સાધક દેખાયેલ છે. જેમ કે ભા. ૧૦-૮-૪૦ માં "આ મારા બાળકને" એમ કહ્યું છે. માટે શ્રુતિ પ્રત્યક્ષથી સર્વ વિરુદ્ધ ધર્મોના આશ્રય તરીકે બ્રહ્મની પ્રતીતિ હોવાથી વિરોધ નથી. ૨૧

## प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥३–२–२२॥

### બ્રહ્મમાં અમુકજ ધર્મ છે તેનોજ અર્થાત્ બ્રહ્મમાં પ્રકૃત ધર્મોનોજ ખરેખર નિષેધ કરે છે. (એટલુંજ નહિ પણ નિષેધના વાક્યમાંજ બ્રહ્મના અપ્રાકૃત ધર્મોને) તે કહે છે.

ખરી રીતે વિરોધનો પરિહાર કરીને યુક્તિથી પણ પ્રતિષેધ કરે છે. શંકા–[1]સઘળા વિશેષ ધર્મોનો અસ્થૂલાદિ વાક્યોથી નિષેધ હોવાથી કેવી રીતે અવિરોધમાં વિશ્વાસ મૂકવો જોઇએ એમ જો હોય તો ત્યાં કહે છે. પ્રકૃતમાં જે આટલું એટલે આજુબાજુએ દેખાતા જેટલા પદાર્થો લૌકિક છે તેમનાજ ધર્મોનો નિષેધ કરે છે. કારણ કે પ્રતીતનોજ નિષેધ કરેલો છે તેથી. માટે [2]જગત્‌થી તેની વિલક્ષણતાજ અસ્થૂલ વગેરે વાક્યોથી પ્રતિપાદિત કરાય છે, વેદમાં કહેલા બ્રહ્મધર્મોનો [3]નિષેધ કરવો શકય નથી. શાથી આ સમજાય છે? ત્યાં કહે છે. તેથી [4]વારંવાર કહે છે. જે વાકયમાં પ્રથમ નિષેધ કર્યો છે તેજ વાકયમાં ફરીથી તેનુંજ વિધાન કરે છે. "[5]જ્યાંથી વાણી મન સહિત પ્રાપ્ત થયા વગર પાછી ફરે છે." "બ્રહ્મના આનન્દને જે જાણે છે." (તૈ. ૨-૯) તે પ્રમાણે [6]અસ્થૂલ વાકયમાં પણ "આના પ્રશાસનમાંજ" (બૃ. ૫-૮-૯) "આને જાણીને" (બૃ. ૩-૮-૧૦) "આકાશ ઓત

---

**સૂત્ર ૨૧**—(૧) જે ધર્મો પ્રત્યક્ષ જોવામાં આવે તે ખરા છે એમ સ્વીકારવું જોઇએ જો ખરા ન હોય તો તે દેખાયજ નહિ.(૨) સ્વરૂપ અને મહત્વના સાધક. **ભાવાર્થ** બ્રહ્મમાં સર્વ પ્રકારના વિરુદ્ધ ધર્મો છે. તે શ્રુતિ અને સ્મૃતિમાં જોવામાં આવે તેમજ પ્રત્યક્ષથી અનુભવ પણ ભક્તોને થએલા જોવામાં આવે છે. માટે બ્રહ્મ ઉભય પ્રકારનું છે એમ માનવું જોઇએ. ૨૧

**સૂત્ર ૨૨**—(૧) નિષેધ શ્રુતિમાં સ્પષ્ટ રીતે ધર્મોનો નિષેધ કરવામાં આવ્યો છે તો પછી તમે બ્રહ્મને સધર્મક કેમ કહી શકો? (૨) નિર્ધર્મક બ્રહ્મ એટલે પ્રાકૃત ધર્મથી રહિત આથી જ્યાં બ્રહ્મને નિર્ગુણ નિરાકાર વગેરે કહ્યું છે ત્યાં પાકૃત વૈદિક ધર્મોથી રહિત તે છે એમ માનવું (૩) બ્રહ્મમાં બિલકુલ ધર્મજ નથી એમ કહી શકાશે નહિ. શ્રુતિઓમાં બ્રહ્મના ધર્મો વર્ણવેલા છે તે ધર્મો અપ્રાકૃત અને અલૌકિક છે. આથી બ્રહ્મ ધર્મ રહિત નથી. પણ વેદમાં કહેલા દિવ્ય ધર્મ યુક્ત છે. તે અર્થમાંજ બ્રહ્મને સગુણ કહેલ છે. (૪) જે વાકયમાં બ્રહ્મમાં ધર્મોનો નિષેધ કરે છે. તેજ વાકયમાં બ્રહ્મના બીજા ધર્મોનું પ્રતિપાદન કરે છે. (૫) આ શ્રુતિમાં બ્રહ્મના વેદના ધર્મનો નિષેધ છે એમ તેનું પ્રતિપાદન છે. (૬) અહિંઆં બ્રહ્મના પ્રશાસનત્વ ધર્મનો નિષેધ છે તેમ તેનું પ્રતિપાદન પણ છે. (૭) શ્રુતિમાં સર્વત્ર

અને પ્રોત" (બૃ. ૩-૮-૧૧) च શબ્દથી એક વાકય અને ઉપાખ્યાનના ભેદો સંગૃહીત કરવામાં આવ્યા છે. [3]સર્વત્ર લૌકિકનો પ્રતિષેધ કરે છે અને અલૌકિકનું વિધાન કરે છે એમ યુક્તિથી નિર્ણય છે. માટે યુક્તિથી પણ અવિરોધ છે. ૨૨

૭ તદવ્યક્તમાહહીત્યધિકરણ.

## तदव्यक्तमाह हि ॥३-२-२३॥

### શ્રુતિ કહે છે કે ખરેખર બ્રહ્મ અવ્યકત છે-નિર્વિશેષ છે.

શબ્દબળના વિચારથી વિરોધનો પરિહાર કરીને અર્થબલના વિચારના [1]અવિરોધનું પ્રતિપાદન કરવાને અધિકરણનો આરંભ કરે છે. [2]સઘળાં વિરુદ્ધ વાકયોનાં ઉદાહરણો આપીને વિચાર કરાય છે. "તે ચક્ષુથી ગ્રહણ કરાતા નથી" (મું. ૩-૧-૮) કોઇક ધીરે પ્રત્યગ આત્માનું ઇક્ષણ કર્યું. (ક. ૨-૪-૧) "વાણીથી પણ નહિ" (મું. ૩-૧-૮) "સઘળા વેદો જેના પદનું આમનન કરે છે." (ક. ૧-૨-૧૫) "મનની સહિત પ્રાપ્ત કર્યા વગર" (તૈ. ૨-૯) "મનથીજ આને પ્રાપ્ત કરવું જોઇએ." (ક. ૪-૧૧) "સ્પર્શ રહિત, ગન્ધરહિત અને રસ રહિત" (ક. ૩-૧૫) "સર્વ રૂપ, સર્વ ગન્ધ અને સર્વ રસ" (છાં. ૩-૧૪-૨) "હાથ અને પગથી રહિત" (શ્વે. ૩-૧૯) વગેરે "સઘળે ચક્ષુવાળા" (ઋ. સં. ૧૦-૮૧-૩) વગેરે. નિર્ગુણ પણ છે. "જે સર્વજ્ઞ અને સર્વ શક્તિવાળા છે" (છાં. ૩-૧૪-૨) વગેરે વિરૂદ્ધ વાકયો છે. ખરી રીતે વસ્તુ બે રૂપે સંભવતી નથી. બન્ને વાકયો પણ પ્રમાણ છે. તેમ હોય તો અન્ય પ્રમાણને અનુસરીને નિર્ણયનો વિચાર કરાય છે. ત્યાં પૂર્વ પક્ષ કહે છે. તે [3]અવ્યક્ત છે તે બ્રહ્મ અવ્યક્ત હોવાને યોગ્ય છે. શાથી ? તે ખરેખર કહે છે. શ્રુતિ અને પ્રત્યક્ષથી "નેતિ નેતિ આત્મા તે અગૃહ્ય છે, તેથી તેનું ગ્રહણ થતું નથી." (બૃ. ૩-૯-૨૬) તેનું ગ્રહણ થતું નથી એમ અનુભવના સાક્ષીવાળું પ્રમાણ શ્રુતિ કહે છે. [4]કોઇપણ ચક્ષુ તથા મનથી બ્રહ્મનું દર્શન થતું નથી. [5]સર્વરૂપથી સઘળાંથીજ જોવાને શકય છે. માટે સર્વ ધર્મોથી યુક્ત બ્રહ્મ છે એવું પ્રતિપાદન કરનારી શ્રુતિઓ

---

એજ જણાવવામાં આવ્યું છે તેજ બ્રહ્મમાં લૌકિક ધર્મો નથી. અલૌકિક ધર્મો તો છે **ભાવાર્થ**-આ સૂત્રમાં એમ કહે છે કે બ્રહ્મમાં અમુક પ્રકારના ધર્મો જે જોવામાં આવે છે. તે ધર્મો ત્યાં નથી- અર્થાત પ્રાકૃત ધર્મોનો નિષેધ કર્યો અને ત્યાં અપ્રાકૃત ધર્મનું પ્રતિપાદન કર્યું છે. માટે બ્રહ્મ સધર્મક અને નિર્ધર્મક બન્ને રૂપે છે. ૨૨

**અધિ. ૭ સૂત્ર ૨૩**—(૧) શ્રુતિથી બ્રહ્મના સ્વરૂપમાં વિરોધ નથી તેમ અર્થથી પણ નથી તે જણાવવાને આ અધિકરણનો આરંભ છે. અર્થથી અવિરોધ એટલે ભગવાનને સાક્ષાત્ જોવા તે. પણ ભગવાનને કોઇએ જોયા નથી એથી બ્રહ્મ સવિશેષ નથી. આવા પ્રકારના વિરોધનો પરિહાર કરવાને આ અધિકરણનો આરમ્ભ છે- (૨) શ્રુતિઓ બે પ્રકારની છે. સવિશેષનુ પ્રતિપાદન કરનાર અને નિર્વિશેષનું પ્રતિપાદન કરનારી, આ પ્રકારે શ્રુતિમાં બે રીતના બ્રહ્મનું વર્ણન છે. તો તેમાંથી કયું ખરૂં સમજવું ? એમાંથી એક ખરૂં માનવાથી બીજા વર્ણન સાથે વિરોધ આવે છે. (૩) વળી નિર્વિશેષ. (૪) બ્રહ્મનો સવિશેષ આકાર હોય તો કોઇએ તેમને જોયેલા હોવા જોઇએ, પણ એવો કોઇનો અનુભવ નથી (૫) બ્રહ્મનો

[६]લાક્ષણિક અર્થમાંજ છે. અનુભવના વિરોધથીજ. એમ હોય તો કહે છે. ૨૩

**अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥३–२–२४॥**

**ભગવાનની સેવા બરાબર કરવામાં આવે તો ભગવાન ભકતને પ્રસન્ન થઇને પ્રત્યક્ષ થાય છે અને તેથી ભગવાનનાં રૂપોનું અનુમાન થઇ શકે છે તેથી અગર શ્રુતિ અને સ્મૃતિથી ભગવાનનું સવિશેષત્વ છે.**

"अपि" [१]પૂર્વપક્ષની નિન્દામાં છે. સર્વથા પૂર્વપક્ષવાદી મૂર્ખ છે. કારણ કે બ્રહ્મનું [२]સંરાધન કરવામાં આવે અગર પૂરેપૂરી રીતે સેવાથી સંતોષવામાં આવે તો તેમનું દર્શન થાય છે. "શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને યોગથી તેને જાણો." (કૈ. ૧–૨) "જેને આ પસંદ કરે છે તેનાથી તે લભ્ય છે." (મું. ૩–૨–૩) "હે અર્જુન! હું આ પ્રમાણે અનન્ય ભક્તિથી જાણવાને તથા દર્શન માટે તથા હે પરંતપ! તત્ત્વથી પ્રવેશ કરવાને શકય છું!" (ભ. ગી. ૧૧–૫૪) એવાં વચનો છે. બન્ને પ્રકારનું પણ રૂપ દેખાય છે. પછીથી તો [३]તે નિષ્કલનું ધ્યાન કરતાં જુએ છે. (મું. ૩–૧–૮) "અનેક બાહુ, ઉદર, મુખ અને નેત્રવાળા તથા અનન્ત રૂપવાળા તમને જોઉં છું." (ભ. ગી. ૧૧–૧૬) સંરાધના [४]કરનારને (પ્રત્યક્ષ) સ્વઅનુભવ, અને ધ્રુવ વગેરેનું અનુમાન [५]કરાવનાર પણ. માટે પ્રત્યક્ષ અને અનુમાનથી અગર [६]શ્રુતિ અને સ્મૃતિથી બ્રહ્મ સાકાર અગર અનન્ત ગુણથી પરિપૂર્ણ છે, અને તે અવ્યક્તજ નથી એમ નિશ્ચય છે. માટે લૌકિક તથા અલૌકિક એ પ્રત્યક્ષના વિષય હોવાથી ઉભય પ્રકારના વાકયના અર્થરૂપ પણ બ્રહ્મ છે. ૨૪

---

સર્વરૂપ હોવાથી, તમામ તેમને જોઇ શકે પણ એવી રીતે કોઇ જોઇ શકતું નથી. (૬) માટે સવિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરનાર શ્રુતિઓ ઉપચારથી–લક્ષણાથી છે એમ માનવું જોઇએ. **ભાવાર્થ**–અહિંઆં પૂર્વપક્ષી કહે છે કે બ્રહ્મ જો સવિશેષ હોય તો તે રીતે બ્રહ્મનું પ્રત્યક્ષ દર્શન થવું જોઇએ, પણ કોઇને તેવું દર્શન થતું નથી. આથી શ્રુતિમાં બ્રહ્મની જે સવિશેષતા જણાવી છે તે લક્ષણાથી છે એમ સમજવું નહિ તો શ્રુતિનો પરસ્પર વિરોધ આવશે. માટે બ્રહ્મનું ખરૂ સ્વરૂપ નિર્વિશેષ છે, અને સવિશેષ લક્ષણાથી છે. ૨૩

**સૂત્ર ૨૪**—(૧) 'અપિ' શબ્દ નિન્દા સૂચવે છે. અર્થાત્ પૂર્વપક્ષ કરનાર ખરેખર મૂર્ખો છે કે ખોટી દલીલો કરે છે. (૨) સંરાધન–સમ્ એટલે સમ્યક્ બરાબર, પૂરી રીતે અને રાધના આરાધના, અર્થાત્ ભક્ત બરાબર સેવા પરાયણ થાય તો ભગવાન તેથી પ્રસન્ન થઇને તેને દર્શન આપે છે અને ભક્ત તે રીતે ભગવાનને જોઇ શકે છે. આથી કોઇ ભગવાનને જોઇ શકતા નથી એવી દલીલ કરીને જે અર્થનો વિરોધ દેખાડયો તે બરાબર નથી. (૩) ભગવાનની સવિશેષતા તથા નિર્વિશેષતા એકજ વાકયમાં જણાવેલ હોય તેમાં પ્રમાણ આપવાને શ્રુતિ તથા સ્મૃતિનો ઉલ્લેખ કહે છે. (૪) સૂત્રના "પ્રત્યક્ષ" શબ્દનો અર્થ આપે છે. પ્રત્યક્ષ એટલે ભક્તનો સ્વ અનુભવ. ભગવાનની સેવા કરવાથી ભગવાન્ પ્રસન્ન થતાં ભક્તને જે પ્રત્યક્ષ દર્શન આપે છે તેનું નામ પ્રત્યક્ષ (૫) ભક્તને થતા દર્શન ઉપરથી એવું અનુમાન થાય છે કે બ્રહ્મ સવિશેષ છે, આમાં સૂત્રનો 'અનુમાન' શબ્દ સમજાવ્યો છે. (૬) અથવા પ્રત્યક્ષ અને અનુમાનના અર્થો શ્રુતિ તથા સ્મૃતિ એમ કર્યા છે. **ભાવાર્થ**–ભગવાનની સેવા કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે ત્યારે ભક્તને પોતે પોતાનું પ્રકટ દર્શન કરાવે છે. આથી એમ અનુમાન થાય છે કે ભગવાન્ સવિશેષ છે, અથવા શ્રુતિ અને સ્મૃતિથી પણ ભગવાનની સવિશેષતા છે. કારણ કે શ્રુતિના તથા સ્મૃતિના એકજ વાકયમાં બન્ને રૂપો જણાવેલાં છે. માટે શબ્દનો કે અર્થનો કોઇ પણ રીતે વિરોધ નથી. ૨૪

૮ પ્રકાશાદિવચ્ચેત્યધિકરણ.

## प्रकाशादिवच्चावैशेष्यं प्रकाशश्च कर्मण्यभ्यासात् ॥३–२–२५॥

### પ્રકાશ, જલ અને સુવર્ણની માફક બ્રહ્મ નિર્વિશેષ છે. ભગવાનનું પ્રાકટ્ય, અપ્રાકટ્ય તથા અ પ્રાકટ્ય તપ પ્રણિધાનાદિ કર્મોના અભ્યાસને લીધે છે.

ફરીથી અન્ય પ્રકારથી પૂર્વે કહેલાનેજ સ્થિર જેવું કરવાને અન્ય અધિકરણનો આરંભ કરે છે. બે સૂત્રથી બે પૂર્વપક્ષ કહે છે. શંકા—પ્રત્યક્ષ અનુસાર બન્ને પ્રકારનાં વાક્યોનું સમાધાન યુક્ત નથી. વસ્તુની શક્તિથીજ નિર્ણય કહેલા છે, શ્રુતિ અને પ્રત્યક્ષ નહિ. જેમ પ્રકાશ, જલ, સુવર્ણ વગેરેની અનેક પ્રકારતાનો સ્વીકાર કરવામાં આવતો નથી. [1]સૂર્ય, ચંદ્ર, મણિના પ્રકાશ વગેરેમાં ઉષ્ણતા, શૈત્ય વગેરેના અનુભવના, તથા રૂપ તથા સ્પર્શોની પ્રતીતિ થાય છે. ખરેખર તેજમાં તેટલા સ્પર્શોનો અંગીકાર કરાતો નથી. અને પાણીમાં તો હિમ, તથા તપ્ત કુણ્ડ વગેરેમાં ભેદો છે, તે પ્રમાણે સોનામાં ભેદો છે. તે સઘળા ખરેખર સ્વાભાવિક નથી. તે તેજમાં તેમ નથી કારણ કે આદિ સ્વભાવની હાનિના પ્રસંગ આવે છે. તેજ પ્રમાણે બ્રહ્મની પણ અવિશેષતા સ્વીકારવી જોઇએ બ્રહ્મ નિર્વિશેષ છે એમ સઘળે પ્રસિદ્ધિ છે. 'च અને' થી આ પ્રમાણે વચનો તેનાં સાધક છે. "અગૃહ્ય નું ગ્રહણ થતું નથી." ( બૃ. ૩–૯–૨૬ ) વગેરે. શંકા–ભક્તને તે પ્રમાણે સાક્ષાત્કાર થાય છે તથી તથા તે પ્રમાણેની શ્રુતિ છે તેથી બ્રહ્મના એકવિધના સ્વીકારવી શક્ય નથી એમ કહેલું છે તેનું શું? આ દોષ નથી. અને કર્મમાં [2]પ્રકાશ છે. કર્મ કહેતાં [3]તપઃ પ્રણિધાન વગેરે કર્મમાં ભગવાનનો પ્રકાશ છે. ત્યાં તેમનાં કામ તે પ્રમાણે પ્રકટ થાય છે. च "[4]અને' પદથી અપ્રકાશ તથા અન્યથાપ્રકાશ સૂચવાયા છે. તથા હેતુ કહે છે. અભ્યાસની આવૃત્તિ છે તેથી. જો એકવાર પ્રકટ થાય ત્યારે તેની રૂપતાનો અંગીકાર પણ કરવામાં આવે. જૂદા જૂદા ભક્તો તરફ જૂદાં જૂદાં કર્મો પ્રમાણે આવિર્ભાવ છે માટે. પ્રકાશ પણ [5]કૃત્રિમજ છે. દીપકના પ્રકાશની માફક. નહિ તો તે

---

અધિ ૮. સૂત્ર ૨૫—(૧) પ્રકાશ એક છે છતાં સૂર્યમાં તે પ્રકાશ ઉષ્ણ છે; ચંદ્રમાં શીતળ છે અને મણિમાં અનુષ્ણ અને અશીતલ છે. આથી પ્રકાશની અનેક સ્પર્શરૂપતા હસતી નથી અર્થાત્ તેજ તો ઉષ્ણજ છે. એક રૂપેજ છે. તે શીતલ અનુષ્ણ એમ અનેક સ્પર્શવાળું નથી. જલ પણ શીતળ છે છતાં ઠંડા કુંડમાં ઠંડુ અને ગરમમાં ગરમ કહેવાય છે. સોનું પણ જૂદાં જૂદાં બીબામાં તેનો રસ ઢારવાથી અનેક આકારવાળું થાય છે. આ બધા ભેદો ઉપાધિને લીધે છે સ્વાભાવિક નથી. તેજ પ્રમાણે બ્રહ્મની અંદર જણાતાં રૂપો તથા ધર્મો ઉપાધિને લીધે છે સ્વાભાવિક નથી (૨) પ્રકાશ–પ્રાકટ્ય. (૩) કર્મ એટલે તપ પ્રણિધાન વગેરે, તપઃપ્રણિધાન વગેરે કર્મોનું આચરણ કરવામાં આવે તો ભગવાનનું પ્રાકટ્ય છે. (૪) प्रकाशश्च એમ સૂત્રમાં "ચ"–અને–શબ્દ છે. તેનો અર્થ અપ્રાકટ્ય તથા અન્યથા પ્રાકટ્ય સૂચવાય છે' અર્થાત્ ભગવાનનું પ્રાકટ્ય, અપ્રાકટ્ય તથા અન્યથા પ્રાકટ્ય કર્મ અનુસાર છે. નિમિત્તથી છે, સ્વાભાવિક રીતે નહિ (૫) ભગવાનની સવિશેષતા સાકારતા તે દીવાના પ્રકાશની માફક કૃત્રિમ છે. સ્વાભાવિક નથી. સૂર્યનો પ્રકાશ તે સ્વાભાવિક છે, દીપકનો કૃત્રિમ છે. સ્વાભાવિક પ્રકાશ પોતાની

[૬]સર્વદા બને. માટે ભક્તના પ્રત્યક્ષથી તેનો નિર્ણય નથી. ૨૫

## अतोनन्तेन तथाहि लिङ्गम् ॥३–२–२६॥

**બ્રહ્મનો અનન્તરૂપે આવિર્ભાવ (ભક્તની ઇચ્છારૂપી નિમિત્તથીજ) ખરેખર છે, જો એક વસ્તુ અનેકરૂપે હોય તો તે રૂપ તેનું વિગ્રહ હોઇ શકે. સ્વરૂપ નહિ.**

ફલિત કહે છે–"अत:" એટલે અભ્યાસથી અનન્તરૂપથી આવિર્ભાવ ખરેખર [૧]એક વસ્તુ દરેક ક્ષણે ક્ષણે અન્યના જેવી કારણના ભેદ સિવાય બનતી નથી. કદાચ ભક્તની કામના પણ [૨]નિમિત્ત તરીકે જણાય છે. ખરેખર નિમિત્તના ભેદથી વસ્તુ ઉત્પન્ન થતી નથી. પણ તેમ હોય તો લિંગ [૩]વિગ્રહમાંજ હોય છે. વળી આ અર્થ યુક્ત છે. હે 'ઉરુગાય!' (જેની કીર્તિ વિશેષ રીતે ગવાઇ છે એવા વિષ્ણુ!) જે જે તમારા વપુનું બુદ્ધિથી વિશેષ રીતે વિભાવન કરે છે તેના ઉપર સદનુગ્રહ માટે પ્રણય કરો છો. (ભા. ૩–૯–૧૨) માટે શ્રુતિથી અગર પ્રત્યક્ષથી તે પ્રમાણે નિર્ણય કરવો શકય છે. તેથી બ્રહ્મ સર્વને અગોચરજ છે એમ પ્રાપ્ત થયું. ૨૬

## उभयव्यपदेशात्त्वहिकुण्डलवत् ॥३–२–२७॥

**સવિશેષ અને નિર્વિશેષ એમ બન્નેરૂપે તેનું વર્ણન હોવાથી સર્પ ઇચ્છા પ્રમાણે જેમ સીધો, લાંબો, ગોળ કે કોઇ પણ આકારનો બને છે તેમ બ્રહ્મ પણ નિર્વિશેષ છતાં સવિશેષ છે.**

"तु" શબ્દ પૂર્વ પક્ષને દૂર કરે છે. કેવલ [૧]યુક્તિથી લોક દૃષ્ટાન્તથી નિર્ણય કરવો

---

મેળે હોય છે. દીપકના પ્રકાશ માટે તેમાં તેલ તથા દીવેટની જરૂર હોય છે. (૬) સ્વાભાવિક પ્રકાશ હમેશાંજ હોય છે તે હોલવાઈ જતો નથી. દીવાનો પ્રકાશ કૃત્રિમ છે કારણ કે તે નિત્ય નથી, તે થોડો સમયજ ટકે છે. **ભાવાર્થ** પ્રકાશ, જલ અને સુવર્ણની માફક ઉપાધિને લીધે બ્રહ્મમાં અનેક રૂપો દેખાય છે તથા તપઃઆદિ કર્મને લીધેજ ભગવાનનું પ્રાકટ્ય, અપ્રાકટ્ય તથા અન્યથા પ્રાકટ્ય હોય છે તેથી બ્રહ્મનાં તે રૂપો સ્વાભાવિક નથી. માટે નિર્વિશેષ બ્રહ્મ એજ સ્વાભાવિક બ્રહ્મનું સ્વરૂપ છે. ૨૫

**સૂત્ર ૨૬**—(૧) જે વસ્તુ એક છે તેનુ રૂપ એકજ હોઇ શકે તેમાં અનન્ત રૂપો હોઇ શકે નહિ. અમૂક ક્ષણે અમૂક રૂપ, અને અમૂક ક્ષણે અમૂક એમ અનેક રૂપો હોઈ શકે નહિ. (૨) ભગવાન્ ભક્તને પોતાનાં સ્વરૂપ પ્રકટ કરે છે, તે ભક્તની ઇચ્છા પ્રમાણે કરે છે. ભક્તના જે રીતે તે સ્વરૂપો જોવાની ઇચ્છા થાય તે રીતે તે રૂપો પ્રકટ કરે છે. માટે ભક્તની ઇચ્છા એ નિમિત્ત કારણ છે. નિમિત્તથી પ્રકટ થતાં રૂપો ન સ્વાભાવિક કહી શકાય નહિ (૩) આમ જો રૂપ પ્રકટ થાય તો તે બ્રહ્મનું સ્વરૂપ નહિ પણ વિગ્રહ કહેવાવું જોઇએ.

**ભાવાર્થ**—ભગવાન્ ભક્તની ઇચ્છા પ્રમાણે અનેક રૂપો દેખાડે છે તેમાં ભક્તની ઇચ્છા નિમિત્ત છે, આથી બ્રહ્મની અનેકરૂપતા તે નિમિત્તને લીધે છે તેથી તથા એકજ વસ્તુનું એકજ રૂપ હોવું જોઇએ અનેક નહિ, તે નિયમાનુસાર બ્રહ્મ એક હોવાથી તેમાં અનેક રૂપ હોઇ શકે નહિ માટે બ્રહ્મ નિર્વિશેષ છે. ૨૬

**સૂત્ર ૨૭**—(૧) બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય કરવામાં વેદનોજ આધાર આપવો જોઇએ છતાં પૂર્વ-

શક્ય છે. નહિ તો આ શાસ્ત્ર વ્યર્થજ બને. અહિંઆં ખરેખર [2]વેદથીજ બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન છે. તો પછી શી રીતે [3]સ્વરૂપની શક્તિથી નિર્ણય થાય? બ્રહ્મ તો ઉભય રૂપે છે. કારણ કે ઉભયનો વ્યપદેશ છે. ઉભય રૂપથી એટલે નિર્ગુણ અને અનન્ત ગુણરૂપ તરીકે સઘળા વિરુદ્ધ ધર્મ રૂપથી વ્યપદેશ છે તેથી. તો પછી શી રીતે એક [4]વસ્તુ અનેકરૂપે ભાસે છે? ત્યાં કહે છે. સર્પની કુણ્ડળીની માફક. જેમ સાપ સીધો અને અનેક આકારવાળો તથા ગોળાકાર હોય છે તે પ્રમાણે બ્રહ્મનું સ્વરૂપ ભક્તની ઇચ્છાથી સઘળા પ્રકારવાળું સ્ફુરે છે. [5]કલ્પના શાસ્ત્રમાં ખરેખર [6]આ બોધક છે, અનેક કલ્પનાનું ગૌરવ પણ છે. કેવલ, શ્રુતિથીજ [7]સમજવા જેવામાં તે નથી. તેમ શાસ્ત્રની [8]વિફલતા નથી. આ પ્રકારે સાધનોના અર્થ તરીકે હોવાથી અહિંઆંજ દેવોને વ્યામોહને લીધે અન્ય શાસ્ત્રની ઉત્પત્તિ છે. માટે સઘળા વિરુદ્ધ ધર્મોના આશ્રયે ભગવાન્ છે. પ્રમાણથી જેનું શ્રવણ છે તથા દર્શન છે તેમાં કોઈ પણ અનુપપત્તિ નથી કે જેને માટે [9]યુક્તિની અપેક્ષા હોય. લોકમાં પણ શરીર અન્તઃકરણ વગેરે વિષયના ભેદથી એક ક્ષણમાં પણ જણાય છે. માટે તમામ વિરુદ્ધ ધર્મો ભગવાનમાંજ છે. આથી કોઇ પણ શ્રુતિ લાક્ષણિક અર્થમાં નથી એમ સિદ્ધ થયું. ૨૭

૯ પ્રકાશાશ્રયવદ્વેત્યધિકરણ.

## प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् ॥३—२—२८॥

**અથવા પ્રકાશના આશ્રયની માફક (સૂર્યની માફક બ્રહ્મ ધર્મોનું આશ્રય છે તેથી તે ધર્મો તેનાથી અભિન્ન છે, કારણ કે તે પ્રકાશરૂપ છે તેથી.**

ધર્મ અને [1]રૂપના વિચારથી પૂર્વે કહેલા [2]બન્ને પક્ષોનું સ્થાપન કરવાને અધિકરણનો આરમ્ભ છે. શંકા–ધર્મો તે તે બ્રહ્મના કાર્યરૂપ બ્રહ્મથી ભિન્ન છે કે બ્રહ્મજ છે? ત્યાં લોકમાં પટરૂપ વગેરે કાર્ય [3]તેના ધર્મરૂપ હોવાથી, તથા સમવાય સંબન્ધવાળું

પક્ષીનું સમાધાન કરવાને શાસ્ત્રને અવિરુદ્ધ એવું લૌકિક દૃષ્ટાન્ત આપે છે. (૨) "જ" અન્ય ઉપાયોનો નિષેધ કરે છે. વેદથીજ બ્રહ્મનું સ્વરૂપ યથાર્થ રીતે સમજાય છે, અન્ય ઉપાયથી નહિ. (૩) લૌકિક યુક્તિના વિષયના સ્વરૂપથી તથા તેવા સામર્થ્યથી (૪) એક બ્રહ્મ અનેક રૂપોવાળું શી રીતે દેખાય? (૫) માયાવાદમાં (૬) આ એક બ્રહ્મનું અનેક રૂપે દેખાવું (૭) બ્રહ્મ એ શ્રુતિથી સમજાય છે માટે બ્રહ્મમાં કેવલ નિર્વિશેષ રૂપ નથી (૮) માટે શાસ્ત્રો ખોટાં નથી. બ્રહ્મ પોતાની ઇચ્છાથી અનેક રૂપે પ્રકટ થાય છે. (૯) શ્રુતિમાં જે કહ્યું છે તે બરાબર છે. તેમાં કોઇ અસંભાવના નથી, માટે ત્યાં યુક્તિની કલ્પના અસ્થાને છે. **ભાવાર્થ** આ સૂત્રમાં સૂત્રકાર પૂર્વપક્ષને ઉત્તર આપતાં એમ કહે છે કે બ્રહ્મ સર્પની માફક ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરી શકે છે. સર્પ સીધો પણ હોય છે, લાંબો પણ થાય છે તથા ગોળ પણ હોય છે. એમ અનેક રૂપવાળો તેમ વિરુદ્ધ સર્વ ધર્મોનું આશ્રય છે. માટે શ્રુતિમાં જણાવેલી નિર્વિશેષતા તથા સવિશેષતા તે બ્રહ્મમાં બરાબર ઘટી શકે છે. ૨૭

**અધિ ૯ સૂત્ર ૨૮**—(૧) ભિન્નાભિન્નત્વના સ્વરૂપના વિચારથી ધર્મોનો બ્રહ્મ સાથે ભેદ છે કે અભેદ તે વિચારથી (૨) શબ્દ બલનો પક્ષ અને અર્થ બલનો પક્ષ. શબ્દબલનો પક્ષ એટલે બ્રહ્મ પ્રપંચથી વિલક્ષણ વિરુદ્ધ સર્વ ધર્મોના આધારવાળું છે તે. અર્થ બલથી લભ્ય એટલે ફલનું દાન કરવાની ઇચ્છાથી તે તે ભક્ત પ્રતિ બ્રહ્મ તે તે રૂપથી આવિર્ભાવ પામે છે તે (૩) પટાદિના ધર્મરૂપ હોવાથી

હોવાથી [4]તેની નિત્યતામાં પ્રમાણના અભાવથી સ્વાભાવિક્તા માત્રથી તેની નિત્યતાની [5]કલ્પનામાં ગૌરવની આપત્તિ બને છે તેથી તથા "એકજ અદ્વિતીય" (છાં. ૬-૨-૧)ની શ્રુતિનો વિરોધ છે તેથી ધર્મો પ્રપંચની માફક કાર્ય છે. તેમ હોવાથી બ્રહ્મ સઘળી [6]કલ્પનાથી રહિતજ સિદ્ધ થશે એમ પ્રાપ્ત થતાં આ કહેવાય છે.

અથવા પ્રકાશના આશ્રયની માફક "અથવા" શબ્દ પૂર્વ પક્ષની વ્યાવૃત્તિ કરે છે. જેમ પ્રકાશના આશ્રય સૂર્ય વગેરે પ્રકાશથી ભિન્ન નથી, કારણ કે પૃથક્ સ્થિતિનો અભાવ છે તેથી. વળી તે [6]સમવેત છે તેથી (સમવાય સંબન્ધથી યુક્ત છે તેથી) તેમજ [7]મૂલના અવિચ્છેદ રૂપથી તેના આધારથી સ્થિત હોવાને લીધે તેમ [8]સૂર્યજ તે નથી. તેની ભિન્ન પ્રતીતિ પણ વિદ્યમાન છે તેથી તે પ્રકારેજ તે વસ્તુની ઉત્પત્તિથી સિદ્ધ માનવું જોઇએ. કલ્પનામાં પણ જેમ સૂર્ય અને પ્રકાશની [9]કલ્પના છે તેમ બ્રહ્મ અને તેના ધનની પણ છે. [10]નહિ તો વેદમાં પ્રવૃત્તિ, નિષેધ [11]શેષતા તથા સત્ય જ્ઞાન અને [12]અનન્ત શબ્દોનું સમાનાધિકરણ્ય પણ સંભવતું નથી. [13]લક્ષણામાં તો ધર્મની અપેક્ષા સરળ છે. આથી [14]વિશિષ્ટ પદાર્થમાંજ [15]તે પ્રકારે વેદ સિદ્ધ છે એમ માનવું જોઇએ. ત્યાં હેતુ કહે છે. [16]તેજ રૂપને લીધે તેજ શબ્દથી વાચ્ય છે તેથી બહુ દૂર [17]વ્યાપ્તિને માટેજ હેતુ કહેલો છે. આ તપ [18]વગેરે ધર્મરૂપથી તથા ધર્મિ [19]તરીકે પ્રતીત થાય છે તેથી અપૂર્વની [20] માફકજ તે દષ્ટ છે તથા [21]શ્રુત છે તેથી ધર્મોમાં પણ યુક્તિની અપેક્ષા [22]નથી. માટે યથાશ્રુતજ (શ્રુતિમાં કહ્યા પ્રમાણે) બ્રહ્મ છે એ સિદ્ધ થયું. ૨૮

---

પટરૂપ એ પટનો ધર્મ છે, તે પટરૂપી કાર્યમાં સમવાય સંબંધથી રહે છે. અર્થાત્ કાર્યનો નાશ થતાં પટનો નાશ થતાં તેનું રૂપ પણ નષ્ટ થાય છે. આથી કાર્યમાં રહેલું પટરૂપ નિત્ય નથી, તેમ બ્રહ્મના ધર્મો તે કાર્યમાં સમવાય સમ્બન્ધથી રહે છે. અને તે કાર્ય (પ્રપંચ) નો નાશ થતાં નષ્ટ થાય, માટે તે નિત્ય નથી (૪) ધર્મની નિત્યતામાં (૫) નિત્યત્વના અનુમાનથી (૬) પ્રકાશ ગુણ તેજો દ્રવ્યમાં સમવેત છે તેથી (૭) આ પ્રકારે સઘળા ભગવદ્ધર્મો ભગવાન્ સાથે અવિભક્ત છે અને તેના વગર રહેતા નથી એમ અર્થ છે (૮) અભેદમાં પ્રમાણ આપીને ભેદમાં પ્રમાણ કહે છે. પ્રકાશ શબ્દ અધ્યાહાર છે. અર્થાત્ પ્રકાશ સૂર્યથી અભિન્ન પણ નથી (૯) અભેદકલ્પના-સૂર્ય અને પ્રકાશના દષ્ટાન્તમાં સૂર્ય અને પ્રકાશનો અભેદ છે તેમ (૧૦) જો સ્વાભાવિક ધર્મ સત્તાને લીધા વગર સર્વ વિશેષથી રહિત બ્રહ્મનો સ્વીકાર કરવામાં આવે તો કેવલ ચિન્માત્ર બ્રહ્મની શ્રુતિ પ્રતિપાદન ચેતન ધર્મરૂપ પ્રવૃત્તિ બને નહિ. (૧૧) अर्थात् आदेशो नेति नेति શ્રુતિમાં નિષેધની અંગતા છે. (૧૨) સત્ય, જ્ઞાન, વગેરે શબ્દો એકજ વસ્તુમાં વાચક છે તેથી તેમની વચ્ચે સામાનાધિકરણ્ય છે. એ સામાનાધિકરણ્ય પૂર્વપક્ષીના મતે સંભવતું નથી. (૧૩) સત્ય, જ્ઞાન, અનન્ત એ શબ્દોને લક્ષણાથી સમજતાં અસત્ય ભિન્ન, જડભિન્ન અને અસુખથી ભિન્ન એવો અર્થ છે. અનન્ત એટલે આનન્દ, સુખ. (૧૪) સત્ય, જ્ઞાન અને આનન્દથી વિશિષ્ટ પદાર્થ. (૧૫) વિરુદ્ધ ધર્માશ્રય. (૧૬) तद्देवा ज्योतिषां ज्योतिः વગેરેમાં બ્રહ્મ અને તેના ધર્મો તેજના વાચક શબ્દોથી વાચ્ય છે. (૧૭) વ્યાપકત્વના દ્યોતન માટે. (૧૮) આતપ અને પ્રકાશના ધર્મી સૂર્ય "વગેરે" એટલે પ્રકાશના ધર્મી સૂર્ય એમ સમજવું. (૧૯) આતપ-પ્રકાશ એ ધર્મ, 'વગેરે' કહેતાં સૂર્ય વગેરે એ ધર્મી એમ પ્રતીતિ છે. (૨૦) ભક્તથી દષ્ટ હોવાથી. (૨૧) શ્રુતિનાં વાક્યોથી. (૨૨) ધર્મો અપૂર્વ હોવાથી પ્રત્યક્ષ દષ્ટ છે તથા શ્રુતિથી સિદ્ધ છે માટે યુક્તિની અપેક્ષા તેમાં નથી. **ભાવાર્થ**-જેમ સૂર્ય વગેરે પ્રકાશના આશ્રય છે અને તેથી તે પ્રકાશથી ભિન્ન

## पूर्ववद्वा ॥३-२-२९॥

### અથવા એક દેશીના મત પ્રમાણે બ્રહ્મ પ્રથમ નિર્ધર્મક છે (પણ પાછળથી સૃષ્ટિનો તેમાંથી આવિર્ભાવ છે માટે તે સધર્મક છે.)

એક દેશીના મત પ્રમાણે પણ સઘળું સમાધાન કહે છે. અથવા **अरूपवदेव हि** (બ્ર. સૂ. ૩–૨–૧૪) વગેરેજ પાંચ સૂત્રથી જે [1]સિદ્ધાન્ત કહેવાયો છે અથવા તે [2]પ્રકારનું બ્રહ્મ પ્રતિપાદન કરવું જોઇએ.

આશય આ છે. પ્રવૃત્તિ વેદના સ્થાપન માટે છે. ત્યાં જેમ એક [3]અક્ષર માત્રનો પણ બાધ ન થાય તેમ કહેવું જોઇએ. જે માટે [4]બન્ને રૂપનો અંગીકાર કરાયો છે. ત્યાં ધર્મોના સ્વરૂપના [5]નિર્વહણ માટે અવશ્ય બ્રહ્મના વૈલક્ષણ્યનો અંગીકાર કરવો જોઇએ. તેમ હોય તો "એકજ અદ્વિતીય" (છા. ૨–૨–૧) વગેરેના બાધની [6]પ્રસક્તિ થાય. અને વળી [7]ઉપપત્તિથી વિચાર કરવામાં પૂર્વ બ્રહ્મ નિર્ધર્મક છે એમ પ્રતિપાદન થવું જોઇએ. ઉપપત્તિથી પણ વિચાર પૂર્વને [8]અનુસરીનેજ કરવો [9]જોઇએ. ત્યાં [10]ધર્મો પણ બ્રહ્મરૂપ હોવામાં એકના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની ઉપપત્તિ છે, બીજી રીતે નહિ. અને તેથી પ્રથમ બ્રહ્મ સર્વ ધર્મ રૂપ હોય છે. તેને મળતી ક્રિયાદિ રૂપથી તથા પ્રપંચ રૂપથી પણ થાય છે. તેટલાથીજ સઘળા [11]વેદના અર્થની સિદ્ધિ છે. ત્યાં લૌકિક [12]યુક્તિની અપેક્ષા કરવામાં આવતી નથી. કે જેથી કરીને તેવા પ્રકારના બ્રહ્મનો શી રીતે સર્વભાવ [13]હોય એવો પ્રતિ પ્રશ્ન થાય. [14]ધર્મની કલ્પનામાં પણ–"આ મતિ તર્કથી દોરવી નહિ" (ક. ૧–૨–૯) શ્રુતિ [15]સરખી છે. [16]ઉત્પત્તિથી અને ઉપપત્તિથી

---

નથી, કારણ કે તે પોતાના આશ્રય વગેરે બીજે કોઇ સ્થળે સ્થિત રહી શકતા નથી. તેમ પ્રકાશ એ સૂર્યાદિનું રૂપ પણ નથી કારણ કે પ્રકાશની જૂદી રીતે પ્રતીતિ છે. માટે બ્રહ્મ વસ્તુ આવીજ છે એમ માનવું જોઇએ. अथ यदतः परोदिवः એ શ્રુતિથી બ્રહ્મ તેજોરૂપ છે. તેથી બ્રહ્મ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સધર્મક અને નિર્ધર્મક છે. ૨૮

**સૂત્ર ૨૯**—(૧) બ્રહ્મ વસ્તુતઃ નિર્ધર્મક છે પણ ઉપચારથી–લક્ષણથી તે સધર્મક છે એવો જણાવેલો સિદ્ધાન્ત. (૨) કારણરૂપ (૩) વેદની શ્રુતિઓનો અર્થ એવી રીતે ન કરવો કે જેથી તેના એક અક્ષર માત્રથી વિપરીત અર્થ નીકળે. (૪) સધર્મક તથા નિધર્મક એ બન્ને રૂપે બ્રહ્મ છે તે. (૫) બ્રહ્મના ધર્મોની બ્રહ્મ સાથે અભેદતા જણાવવાને માટે બ્રહ્મની સધર્મકતા તે પણ વાસ્તવિક છે એમ જણાવવાને માટે (૬) "એકજ અદ્વિતીય" આ શ્રુતિ પ્રમાણે બ્રહ્મ એકલુંજ છે તે સિવાય દ્વિતીય નથી. આમાં ભેદનો નિષેધ કરેલો હોવાથી ધર્મોનો પણ નિષેધ છે. (૭) બ્રહ્મ અહિકુણ્ડળીની માફક ઉભય રૂપ છે અને તેના ધર્મો અને જેમ પ્રકાશ તેના આશ્રય સૂર્ય સાથે ભિન્ન તથા અભિન્ન છે તેમ તે ભિન્ન તથા અભિન્ન છે એવી ઉપપત્તિ. (૮) કારણ સ્વરૂપના અનુરોધથી. (૯) કારણ સ્વરૂપને લક્ષ્યમાં રાખીનેજ ઉપપત્તિનો વિચાર કરવો જોઇએ. (૧૦) ધર્મોનો તેના આશ્રય બ્રહ્મ સાથે અભેદ છે તેથી. (૧૧) સર્વાત્મક અદ્વૈત એ સઘળા વેદોનો અર્થ છે. (૧૨) શ્રુતિથી સમજાતો સીધો અર્થ રહેવા દઇને કલ્પના–યુક્તિથી અર્થ કરવો નહિ. (૧૩) યુક્તિથી અર્થ વિચારવા જતાંજ બ્રહ્મની સધર્મકતા માટે શંકા ઉપસ્થિત થાય છે, પણ યુક્તિને બાજુ ઉપર રહેવા દઇને વેદની શ્રુતિનેજ બરાબર વિચારો તો પછી બ્રહ્મના સ્વરૂપ વિષે શંકા રહેશે નહિ. (૧૪) બન્ને પ્રકારની શ્રુતિ હોવાથી વિરુદ્ધ ધર્માશ્રયત્વ રૂપના ધર્મની કલ્પના સધર્મ બ્રહ્મની કલ્પનાને સમાન છે. (૧૬) આ સૂત્રમાં કરેલા વ્યાખ્યાન પ્રમાણે. (૧૭)

પૂર્વ [૧૭]કહેલો [૧૮]સ્વસિદ્ધાન્ત છે. એક દેશીનો [૧૯]તેનાથી વિપરીત છે. [૨૦]બન્ને પણ સૂત્રકારને [૨૧]સંમત છે. ૨૯

## प्रतिषेधाच्च ॥ ३-२-३० ॥

**વળી બ્રહ્મમાં (એકદેશીના મતે) ધર્મોનો નિષેધ કર્યો છે તેથી તે નિર્ધર્મક છે પણ પાછળથી સૃષ્ટિનો આવિર્ભાવ છે તેથી તે સધર્મક છે.**

એક દેશીના મતમાં અન્ય ઉપપત્તિ કહે છે. "એકજ એમ કહીને [૧]ફરીથી અદ્વિતીય" કહીને [૨]બીજાનો પ્રતિષેધ કરે છે. તે "एकज"થીજ સિદ્ધ થયેલો વ્યર્થ થતાં ધર્મના નિષેધનું પણ સૂચન કરે છે. "તેણે ઈક્ષણ કર્યું" તે વચનથી તેની [૩]ઉત્પત્તિ છે "च" અને શબ્દથી એકના વિજ્ઞાનથી સઘળા વિજ્ઞાનનો ઉપક્રમ ગ્રહણ કરાયો છે. માટે બ્રહ્મમાં કોઇ પણ વિરોધ નથી એમ સિદ્ધ થયું.

૧૦ પરમતઃસેતૂન્માનેત્યધિકરણ.

## परमतः सेतून्मानसंबन्धभेदव्यपदेशेभ्यः ॥३-२-३१॥

**બ્રહ્મમાં સેતુનો વ્યપદેશ હોવાથી, તેનું પરિમાણ આપેલું હોવાથી, તેમાં (આકાશ, પૃથ્વીની સાથે) આધારાધેય સંબન્ધ આપેલો હોવાથી તથા (આદિત્ય પુરુષ, અક્ષિપુરુષ એમ) ભેદ હોવાથી આના કરતાં બીજુ પરમ ધર્મી છે.**

ધર્મી અને ધર્મના વિરોધને દૂર કર્યો. [૧]અન્ય ધર્મીના વિરોધ દૂર કરવાને અધિકરણનો આરંભ કરે છે. ત્યાં પૂર્વપક્ષ કહે છે. આથી પણ [૨]બ્રહ્મથી ઉત્કૃષ્ટ ફલ છે. [૩]ત્યાં

---

પૂર્વ સૂત્રમાં કરેલા વ્યાખ્યાન પ્રમાણે. (૧૮) ધર્મો ઔપચારિક નથી પણ અહિ કુણ્ડળીની માફક વિરુદ્ધ સર્વ ધર્માશ્રયત્વ પ્રમાણે છે તેથી નિર્ધર્મક બ્રહ્મ અને સધર્મક બ્રહ્મ બન્ને વચ્ચે અભેદતા છે. એવો સિદ્ધાન્ત. (૧૯) એક દેશી સધર્મકતાને ઉપચારથી સ્વીકારે છે. (૨૦) એકદેશીનો, બ્રહ્મની સધર્મકતા ઉપચારથી છે તે મત અને સિદ્ધાન્તીનો વિરુદ્ધસર્વધર્મોનો આશ્રય છે તે મત. (૨૧) એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે એવી પ્રતિજ્ઞા હોવાથી બન્નેરૂપે બ્રહ્મ છે. **ભાવાર્થ**—અથવા તો એક દેશીએ એમ કહ્યું કે બ્રહ્મ વસ્તુતઃ નિર્ધર્મક છે, પણ લક્ષણાથી તે સધર્મક છે. તે રીતે પણ બ્રહ્મને સમજી શકાય આથી બ્રહ્મને ઉભયરૂપે માનો અગર નિર્ધર્મક રૂપે માનો. ૨૯

**સૂત્ર ૩૦**—(૧) પ્રથમ 'એક' શબ્દ છે તેટલાથી શ્રુતિને સંતોષ ન થયો માટે બ્રહ્મના સ્વરૂપમાં કોઇને શંકાને સ્થાન ન રહે તેથી ફરીથી "અદ્વિતીય" તેને કહે છે. (૨) ધર્મોનો. (૩) બ્રહ્મના ધર્મોની ઉત્પત્તિ. **ભાવાર્થ**—"એકજ અદ્વિતીય" એવા પ્રકારનું બ્રહ્મનું વર્ણન કરનારી શ્રુતિમાં બ્રહ્મ સિવાય બીજાનો સદન્તર નિષેધ કરેલો હોવાથી ધર્મનો પણ પ્રતિષેધ છે.

**અધિ. ૧૦–સૂ. ૩૧**—(૧) બ્રહ્મ કરતાં પણ બીજું પરધર્મી છે એમ જો કોઇ કહે તો તેનો નિરાસ કરવાને આ અધિકરણનો આરંભ કર્યો છે. અર્થાત્ બ્રહ્મ એજ સર્વોત્કૃષ્ટ ધર્મી છે. (૨) બ્રહ્મ એ સર્વોત્કૃષ્ટ નથી. તેના કરતાં પણ અધિક ધર્મી તત્ત્વ છે એવો પૂર્વપક્ષ. (૩) આ વિષયમાં વેદની શ્રુતિ-

વૈદિક હેતુઓ છે. સેતુ, ઉન્માન, સંબન્ધ, અને ભેદનો વ્યપદેશ છે તેથી. જોકે સમન્વયમાંજ આ [4]દોષોને દૂર કર્યા છે તો પણ સ્વરૂપના વિરોધને દૂર કરવાના પ્રસ્તાવથી ફરીથી કહેવાય [5]છે. [6]સઘળાં વાકયોથી પ્રતિપાદ્ય એકજ છે તે પણ સિદ્ધ ન થયું. આ હેતુઓથી પરિચ્છેદથી ધર્મિનો ભેદ સિદ્ધ થતાં પૂર્વ અધિકરણના સિદ્ધાન્તનો વિરોધ આવતો નથી. શંકા—[7]સમન્વયથી [8]બ્રહ્મત્વના પછીના [9]પાદથી [10]ઐકય અને પૂર્વ અધિકરણથી [11]વિરોધ એમ હોવાથી આ અધિકરણ [12]વ્યર્થ છે.

ઉત્તર—ના. [13]અહિંઆં અર્થ બળનો વિચાર છે. સમન્વય તથા પછીના પાદમાં શબ્દ બલનો વિચાર હતો. ધર્મીના વિચારથી પૂર્વમાં તેના અર્થનો સમાવેશ નથી.

[14] ફલથી, સાધનોથી, પ્રમેયથી અને પ્રમાણથી તથા વિચારથી જો તે બ્રહ્મ સિદ્ધ ન થાય તો બીજું કોણ તેને સિદ્ધ કરવાને સમર્થ છે. ૩૮

આથી [15]બાધક હેતુઓ કહે છે. એકદેશના બાધક હોવાથી ત્યાં ફલથી બાધ હેતુ કહે છે. [16]સેતુનો વ્યપદેશ છે તેથી. 'જે આત્મા સેતુ તથા વિધૃતિ છે.' (છાં. ૮–૪–૧) "તે દહર છે, પછીનાં હેતુથી" (બ્ર. સૂ. ૧–૩–૧૪) અહિંઆં તેની બ્રહ્મતા સિદ્ધ થઈ છે. "જે આત્માને જાણીને ગતિ કરે છે." (છાં. ૮–૧–૬) થી ઉપક્રમ કરીને "સઘળા

---

ઓમાં જે હેતુઓ જોવામાં આવે છે તે અહિંઆં આપે છે. (૪) બ્રહ્મ. સૂત્રના પ્રથમ અધ્યાયમાં દહર વિદ્યાના પ્રસંગે. (૫) અહિંઆં સધર્મક કે નિર્ધર્મક એ પ્રશ્નદ્વારા બ્રહ્મના સ્વરૂપનો વિશેષ વિચાર કરવામાં આવે છે તેથી આ પ્રસંગે બ્રહ્મથી અધિક કોઇ નથી એમ નિષેધાત્મક રીતે સ્વપક્ષનું સ્થાપન કરવાને પુનર્વિચાર કર્યો છે. (૬) બ્રહ્મ વિષે શ્રુતિમાં જૂદાં જૂદાં વાકયો છે તે તમામ વાકયોમાં જૂદી જૂદી રીતે સ્વરૂપોનું વર્ણન આવે છે, તેથી પ્રતિપાદ્ય તત્ત્વ એક જણાતું નથી. (૭) પ્રથમ અધ્યાયના પ્રથમ પાદથી. (૮) જગત્કર્તૃનું બ્રહ્મત્વ, બીજાનું નહિ. (૯) પ્રથમ અધ્યાયના બીજા પાદમાં (૧૦) જગત્કર્તૃ બ્રહ્મ સાથે ઐકય. (૧૧) વિરોધનો અભાવ.(૧૨) બ્ર સૂના પ્રથમ અધ્યાયના પ્રથમ પાદમાં બ્રહ્મ એ જગતનું કર્તૃ છે. અને તે જગત્ કર્તૃ બ્રહ્મ સાથે તમામ શ્રુતિઓના અર્થની એકતા પછીના બીજા પાદમાં જણાવી છે. આથી પાછલા અધિકરણમાં અમે બ્રહ્મને ઉભયરૂપે કહ્યા તે યથાર્થ છે. આથી તેજ બ્રહ્મ ધર્મી છે, જગત્કર્તૃત્વાદિ ધર્મો તે બ્રહ્મના આશ્રયેજ રહે છે, અને તેની સાથેજ તેમનો અભેદ છે. આથી આ બ્રહ્મથી ભિન્ન બીજું કોઇ ધર્મી નથી. માટે આ અધિકરણની જરૂર નથી. પ્રથમ અધ્યાયમાંજ આ વિષેની શંકા દૂર કરવામાં આવી છે તો ફરીથી અન્ય ધર્મીની શંકા કરીને તેનો વિચાર કરવાની જરૂર નથી. એમ પૂર્વ પક્ષીની સામે શંકા કરી છે. (૧૩) અહિંઆં આ અધિકરણના વિચારમાં પુનરાવૃત્તિ દોષ નથી. કારણ કે ત્યાં શ્રુતિઓનો અવિરોધ બ્રહ્મ સાથે દેખાડીને શબ્દ બલનો વિચાર કર્યો હતો. અહિંઆં અર્થ બલથી વિચાર કરે છે. કેવલ શબ્દ બલથી સંશય ટળતો નથી. શ્રુતિ બ્રહ્મ વિષે ગમે તે કહે પણ તે વિષેની શંકાની નિવૃત્તિ તો બ્રહ્મને નઝરે જોવાથીજ દૂર થાય છે. પણ કોઇએ તેને નઝરે જોયેલ નથી. માટે અર્થથી બ્રહ્મના સ્વરૂપ વિષે વિરોધ આવે છે. (૧૪) પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એ ચારથી બ્રહ્મની સિદ્ધિ થાય તોજ બ્રહ્મ વિષેનો સિદ્ધાન્ત દૃઢ બને છે. માટે આ સાધન પ્રકરણમાં ત્રીજા અધ્યાયમાં તે વિષેનો વિચાર ફરીથી કર્યો છે. કારણ કે બ્રહ્મ એજ પરાત્પર સર્વોત્કૃષ્ટ છે અને તમામ સાધનોથી તેજ પ્રાપ્ત કરવાનો છે એ જ્યાં સુધી સમજાવવામાં ન આવે ત્યાં સુધી તમામ પ્રયત્નો નિષ્ફળ થવા સંભવ છે. ફલ–ભગવાન્, સાધન–ભક્તિ, પ્રમેય–"બ્રહ્મવેત્તાપરને પ્રાપ્ત કરે છે." એમાં જણાવેલું તે, પ્રમાણવેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવતની સમાધિ ભાષા. (૧૫) પરત્વના બાધક (૧૬) બ્રહ્મને પૂલ કહેલ છે

લોકમાં કામચાર થાય છે" (છાં. ૮-૧-૬) એ પ્રમાણે કહીને કામોનું ઉપપાદન કરીને જ્ઞાનની પ્રશંસા માટે અજ્ઞાનનું વ્યવધાન કરીને જ્ઞાન પછી સંસારના સંબન્ધના અભાવ માટે તે સેતુ છે એમ કહે છે. પાપરૂપી સમુદ્ર તરવાને માટે જે તરે છે તથા તેના દોષો [૧૭]જતા રહે છે. આથી સંસાર અને ફલમાં વચમાં હોવાથી તીર્ણનાજ ફલના શ્રવણને લીધે ફલરૂપ વસ્તુ કંઇક બીજી છે [૧૮]એમ જણાય છે. નિધિ તરીકે ફલનું વચન અન્ય ફલ પરાયણ થશે. "એ આનન્દમય આત્માનું ઉપસંક્રમણ કરીને" (તૈ. ૩-૫) આમાં પણ અહિંઆં ઉદાહરણ છે. તેમ [૧૯]ઉન્માનનો વ્યપદેશ છે "જેટલું આ આકાશ છે તેટલું આ હૃદયની અંદરનું આકાશ છે" (છાં. ૮-૧-૩) આમાં [૨૦]સાધન યુક્તિનો પ્રશ્ન ઉન્માનથી પરિચ્છેદકનું નિરૂપણ કરે છે. દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિક તરીકે જ્ઞાન સાધન છે. [૨૧]ત્યાં બાહ્ય આકાશનું જ્ઞાન પણ સાધન થાય છે. વળી બ્રહ્મના ચાર પાદ છે, અને ભૂત વગેરે પાદો છે એમ જાણવું જોઇએ. તેમ સંબન્ધનો વ્યપદેશ છે તેથી. ત્યાંજ પ્રમેયના નિરૂપણના પ્રસ્તાવમાં "આમાં બન્ને છે" (છાં. ૮-૧-૩) વગેરેથી આધાર અને આધેયના સંબન્ધનું નિરૂપણ કર્યું છે. અને અહિંઆં [૨૨]વસ્તુના પરિચ્છેદનું નિરૂપણ કર્યું છે. "[૨૩]પ્રાજ્ઞ આત્માથી બરાબર જોડાયલો" (બૃ. ૪-૩-૨૧) એમ પણ છે. તેમ ભેદનો વ્યપદેશ છે તેથી "જે આ આદિત્યની અંદર હિરણ્મય પુરુષ દેખાય છે, જે આ આંખની અંદર પુરુષ દેખાય છે." (છાં. ૧-૭-૫) આમાં બે [૨૪]સ્થાનમાં સ્થિત રહેલા પુરુષોના પરસ્પર ધર્મના અતિદેશને કહે છે. આંખમાં સ્થિતના નિરૂપક અતિદેશ પ્રમાણ છે. ધર્મીના અભેદમાં [૨૫]તો તેજ આ કહેત માટે દેશ, અને કાલથી વસ્તુના સ્વરૂપના પરિચ્છેદથી ચાર પ્રકારના પરિચ્છેદથી રહિત બીજું કાંઈ છે એમ પ્રતિપાદન કરવું જોઈએ [૨૬]એમ પ્રાપ્ત થાય છે. ૩૧

પૂલ એ નદી તરવાનું એક સાધન છે, અને તેની ઉપર થઇને પસાર થવાથી નદીને તરવા રૂપી ફલ મળે છે. ફલ હમેશાં સાધન કરતાં જૂદું હોય છે. બ્રહ્મને ફલ સાધન તરીકે કહેલું હોવાથી ફલ રૂપ ધર્મી તેનાથી જુદુ હોવું જોઇએ. (૧૭) एतं सेतुं तीर्त्वान्धः सन्नन्धी भवति એ શ્રુતિથી. (૧૮) સેતુ પુલ, નદી તરવામાં જે પ્રતિબન્ધ છે તેને દૂર કરે છે માટે તે સાધન છે અને તેનું ફલ તેનાથી જૂદું છે. સેતુ-સાધન, નદીનું તરવું તે-ફલ. (૧૯) માપ, પરિમાણ. બ્રહ્મનું માપ આપેલું છે જેમ હૃદયમાં આકાશ જેવડું. આવી રીતે તેમાં અવચ્છેદ હોય છે. માટે તે પરમ તત્ત્વ નથી. (૨૦) સાધન એટલે આકાશમાં અન્તઃસ્થિત જ્ઞાન માટે યત્ન કરવો તે. અન્વેષણ તેની યુક્તિ અર્થાત્ વિષયના બાધને અનુકૂલ તે પ્રશ્ન (૨૧) દહર વિદ્યામાં. (૨૨) વસ્તુ તરીકે અભિમત પ્રમેયનું ઉભય અધિકરણથી નિરૂપણ કર્યું છે, પરબ્રહ્મ તરીકે નહિ. આથી પરિચ્છેદ ફલિત થાય છે. (૨૩) વસ્તુના પરિચ્છેદમાં અન્ય ઉદાહરણ આપે છે. (૨૪) આદિત્યમાં આદિત્યપુરૂષ અને અક્ષિમાં અક્ષિ પુરૂષ એવા ભેદો (૨૫) આદિત્ય પુરૂષ અને અક્ષિ પુરુષ એવા બે ભેદો દેખાડયા છે; જો ધર્મી એક હોય તો તેમાં બે જૂદા પુરુષોના ભેદ બતાવે નહિ, પણ આ બે ભેદો દેખાડયા છે તેથી તથા શ્રુતિમાં એકજ ધર્મીના આ બે ભેદો છે એમ ત્યાં કહ્યું નથી માટે બ્રહ્મ સિવાય અન્ય ધર્મી પણ છે. (૨૬) તમે જણાવેલા ધર્મી બ્રહ્મ તે સાધનરૂપે કહેલ છે તેમાં, તથા તેનું પરિમાણ આપેલું છે. આધારાધેયના સંબન્ધથી દ્વૈત જણાવેલું છે તથા આદિત્યમાં આદિત્ય પુરુષ અને અક્ષિમાં અક્ષિપુરુષ એવા ભેદો આપેલા છે તેથી આ બ્રહ્મ, દેશ, કાલ, વસ્તુ અને સ્વરૂપના પરિચ્છેદથી રહિતજ અન્ય "પર" ધર્મી હોવું જોઇએ. **ભાવાર્થ**-બ્રહ્મને સેતુ કહેલ છે, તેનું

## सामान्यात्तु ॥३–२–३२॥

### સામ્યથી ગુણ દર્શાવવાને માટેજ બ્રહ્મમાં સેતુત્વાદિનો વ્યપદેશ છે.

[1]'તુ' શબ્દ પક્ષની [2]વ્યાવૃત્તિ કરે છે. સામાન્ય એટલે સમાનનો ભાવ. સેતુ, આકાશ વગેરે શબ્દો તેના ધર્મના અતિદેશ માટે કહેવાય છે. [3]તેની અંદરના દોષની પણ કલ્પના કરતા નથી. સંસારરૂપી સાગર તરવાના ઉપાય તરીકે તે સેતુ છે અને નિર્લેપને માટે આકાશરૂપ છે. કામ વગેરેથી દોહને માટે તેના ચાર પાદ છે. અમૃતરૂપ માટે સોળ કલાઓ રૂપ છે. તે દુર્લભ નથી એમ જણાવવાને સંબન્ધ છે. તેની [4]દિવ્યતા માટે ધર્મનો [5]અતિદેશ છે. કુણ્ડપાયિના અયનમાં [6]માસાગ્નિ હોત્રની માફક ગુણને માટેજ વચન છે. દોષને માટે નહિ. આથી [7]બીજી શંકા ઉત્પન્ન કરવી જોઇએ નહિ. માટે પૂર્વે કહેલા દોષો નથી. ૩૨

## बुद्ध्यर्थः पादवत् ॥३–२–३३॥

### ભૂતાદિને બ્રહ્મની ઉપાસના માટે જેમ પાદ કહ્યા છે તેમ ઉપાસના માટે સેતુવગેરે રૂપે બ્રહ્મ છે.

[1]બીજાની સમાન ધર્મ હોવાપણું કયાં ઉપયોગમાં આવે છે એમ હોય તો તેથી કહે છે. તે પ્રમાણે વ્યપદેશ [2]બુદ્ધિને માટે છે. જેનું પ્રયોજન બુદ્ધિજ છે. વળી ઉપાસના માટે તે અયુક્ત છે એવી શંકા લાવીને દૃષ્ટાન્ત કહે છે. જેમ [3]ભૂત વગેરેને પાદ તરીકેનું જ્ઞાન ઉપાસના માટે છે તે પ્રમાણે તેના તેના ગુણો તરીકેના જ્ઞાન માટે સ્વધર્મની પ્રશંસા માટેજ કહેવાય છે.

---

પરિણામ આપ્યું છે. તેમાં આધારાધેયનો સંબન્ધ છે તથા ભેદ જોવામાં આવે છે માટે તે બ્રહ્મ દેશ, કાલ, વસ્તુ અને સ્વરૂપના પરિચ્છેદ યુક્ત હોવાથી તે પરિચ્છેદથી રહિત અન્ય ધર્મી જે આના કરતાં પર છે તે હોવું જોઇએ. ૩૧

સૂત્ર ૩૨—(૧) આ સૂત્રમાં પૂર્વપક્ષે ઉપસ્થિત કરેલી શંકાનું સમાધાન કરવામાં આવે છે. (૨) પૂર્વપક્ષ ખોટો છે એમ જણાવવાને શબ્દ સૂત્રમાં યોજ્યો છે. (૩) એક વસ્તુ જ્યારે બીજાની સાથે સરખાવવામાં આવે છે ત્યારે ઉપમાનમાં જેટલા ઉત્તમ તત્ત્વો છે તેનું ગ્રહણ કરવાને માટેજ તેમ કરવામાં આવે છે, તેના દોષ તરફ દૃષ્ટિ હોતી નથી. મુખને ચંદ્રની સાથે સરખાવતાં મુખમાં ચન્દ્રની સુન્દરતાજ પ્રકટ કરવાનો હેતુ છે તેમાં રહેલા ક્ષીણતા વગેરે દોષો નહિ. તેજ પ્રમાણે બ્રહ્મને સેતુ કહેવાથી સેતુથી જે ગુણો જણાવવાના છે તેટલાજ અહિંઆં જણાવ્યા છે અર્થાત્ બ્રહ્મને સેતુ કહીને તે દ્વારા બ્રહ્મના અમુક ગુણોની પ્રશંસા કરી છે. ત્યાં બ્રહ્મની ન્યૂનતા દેખાડવામાં આવી નથી. (૪) અલૌકિકતા જણાવવાને (૫) અક્ષિ પુરુષના ધર્મનો અતિદેશ. (૬) જેમ માસાગ્નિહોત્ર નામના અન્ય કર્મમાં અગ્નિ હોત્રપદના પ્રયોગથી તેના ગુણોનોજ અતિદેશ કરવામાં આવ્યો છે તે પ્રમાણે. (૭) નામ માત્રથી અન્ય દોષની શંકા. ભાવાર્થ-બ્રહ્મમાં ગુણોનું સામ્ય દેખાડવાને માટેજ તે પ્રમાણે સેતુ વગેરે રૂપે નિર્દેશ કરેલો છે આથી બ્રહ્મથી પર બીજું નથી.

સૂ. ૩૩—સેતુઆદિ રૂપે બ્રહ્મને વર્ણવાથી શું પ્રયોજન સિદ્ધ થવાનું છે એમ શંકા થાય તો કહે છે. (૨) બ્રહ્મની ઉપાસના કરવાને માટેજ તે પ્રમાણે બ્રહ્મનું વર્ણન છે. (૩) છાં. ૩–૧૨–૧ માં ગાયત્રી

## स्थानविशेषात्प्रकाशादिवत् ॥३-२-३४॥

### પ્રકાશ તથા કાલની માફક સ્થાનના વિશેષો છે તેવા ભેદો બ્રહ્મમાં ના બને તેટલા માટે ધર્મનો અતિદેશ છે

(શંકા) [1]તેજ આ છે એવા અતિદેશમાં પણ તેવી બુદ્ધિ ઉત્પન્ન થાયજ. આથી ધર્મનો અતિદેશ વ્યર્થ છે એવી આશંકા કરીને તે પ્રમાણે કહેલાની બાબતમાં પણ સમાન ધર્મરૂપના જ્ઞાનના [2]અભાવમાં હેતુ કહે છે—સ્થાનના વિશેષ છે [3]તેથી. ધર્મના ઐક્યમાં પણ વિશેષ સ્થાનની પ્રાપ્તિથી સમાન ધર્મત્વ દેખાડતું નથી. [4]અન્યત્ર પણ તે પ્રમાણે નહિ બને. તેથી ધર્મોનો પણ અતિદેશ કરાયો એવો અર્થ છે. આ અર્થમાં દૃષ્ટાન્ત કહે છે. પ્રકાશાદિની માફક "જે આદિત્યમાં તેજ છે" (ભ. ગી, ૧૫-૧૨) એ વાક્યથી જેમ આદિત્ય, ચન્દ્ર, અગ્નિ વગેરેમાં આવેલા તેજના ઐક્યમાં પણ સરખો પ્રકાશ નથી. તેમ અહિંઆં પણ જ્ઞાનના સંભવથી છે એવો અર્થ છે. આદિ [5]શબ્દથી એકજ કાળ જેમ અમુક ઉપાધિના સંબન્ધથી ઉત્તરાયણ વગેરે ઉત્તમ ધર્મોવાળો બને છે તેમ તેનાથી વિપરીત [6]ધર્મોવાળો હોય છે તેજ પ્રમાણે તે સમજાય છે. ૩૪

## उपपत्तेश्च ॥३-२-३५॥

### વળી ઉપપત્તિ હોવાથી આના કરતાં બીજો ધર્મી નથી.

વળી સત્ય, જ્ઞાન વગેરે ઉક્ત ધર્મથી વિશિષ્ટ બ્રહ્મથી બીજો ઉત્તમ છે એમ કહેનારે આનાથી [1]ઉત્કૃષ્ટ ધર્મ કહેવો જોઈએ. પણ તે અશક્ય છે કારણ કે [2]પ્રમાણનો અભાવ છે તેથી. [3]સામ્ય હોય તો પણ તે પ્રમાણે વિશેષનો અભાવ છે તથા [4]અદ્વિતીય

---

રૂપી બ્રહ્મ વિદ્યામાં ભૂતાદિનું બ્રહ્મના પાદ તરીકેનું જ્ઞાન તેની ઉપાસના માટે છે તેમ બ્રહ્મનું પણ અન્યના સામ્યથી કથન કરવામાં આવે છે એથી આ બ્રહ્મજ પરમ ધર્મી તત્ત્વ છે. ૨૩

**સૂત્ર ૩૪**—આ સૂત્રથી ભાષ્યનો તમામ ભાગ શ્રી વિઠ્ઠલેશજીનો છે. આની પહેલાંનો ભાગજ શ્રીવલ્લભાધીશનો છે જુઓ આ વિષે આ પુસ્તકના ભા. ૧ નો ઉપોદ્‌ઘાત. (૨) સામ્ય સંભવતું ન હોય તો શું? આ માટે હેતુ કહે છે. (૩) ધર્મ સર્વત્ર એક હોય છતાં જૂદાં જૂદાં સ્થાન પરત્વે તે જૂદો દેખાય છે જેમ પ્રકાશ તે સૂર્ય તથા ચંદ્ર વગેરેમાં ધર્મરૂપે એક છે છતાં સૂર્યના પ્રકાશમાં અને ચંદ્રના પ્રકાશમાં ભેદ છે (૪) સ્ફટિક વગેરેમાં. (૫) સૂત્રમાં આદિ શબ્દથી "કાલ" સમજવાનો છે. કાળના ઉપાધિને લીધે ઉત્તરાયણ તથા દક્ષિણાયન ભેદો બને છે અને તે ભેદોના ગુણ દોષથી તે ઓળખાય છે. ૬) પણ બ્રહ્મ, પ્રકાશ તેમ કાળના જેવું નથી. અર્થાત્ બ્રહ્મમાં જે નાનારૂપતા તથા અનેકધર્મતા જોવામાં આવે છે તે બ્રહ્મમાં સ્વાભાવિક છે અને બ્રહ્મની સાથેજ તેમનો અભેદ છે, અન્ય સાથે નહિ. **ભાવાર્થ**—જેમ સૂર્ય તથા ચંદ્રમાં પ્રકાશ એક હોવા છતાં તેમાં સ્થાન પરત્વે ભેદો જોવામાં આવે છે તે પ્રમાણે બ્રહ્મમાં પણ ધર્મના ભેદ ન જણાય માટે ધર્મોનો અતિદેશ કર્યો છે. ૩૪

**સૂત્ર ૩૫**—(૧) બ્રહ્મના સત્ય, જ્ઞાન વગેરે ધર્મો કરતાં બીજા ઉત્કૃષ્ટ ધર્મો છે, જે ધર્મો બ્રહ્મમાં નથી અને તે બીજામાં છે, માટે જેનામાં તે ધર્મો છે તે આના કરતાં અધિક છે એમ કહેનારે બ્રહ્મમાં નહિ આવેલા તે ધર્મો કયા છે તે જણાવવા જોઈએ. (૨) બ્રહ્મમાં શ્રુતિમાં કહેલા ધર્મો કરતાં બીજા અધિક ધર્મો છે એ કથનમાં કોઈ પ્રમાણ ઉપલબ્ધ નથી. (૩) આથી ધારો કે બ્રહ્મની સાથે બીજા

શ્રુતિનો વિરોધ પણ છે, માટે [5]આનાથી પર સંભવિત નથી. તેથી ઉપર જણાવેલા રૂપવાળુંજ બ્રહ્મ પરમકાષ્ઠાપન્ન વસ્તુ છે એમ સંભવિત બને છે એવો અર્થ છે. ૩૫

## तथान्यप्रतिषेधात् ॥३–२–३६॥

### તેમ અદ્વૈત શ્રુતિમાં અન્યનો નિષેધ હોવાથી બ્રહ્મજ પરમ ધર્મી છે.

જેમ સેતુ વગેરે શ્રુતિમાં કહેલા છે તેજ પ્રમાણે તેની સમાન કોઇ નથી, તેમ તેનાથી અધિક કોઇ દેખાતું નથી. (શ્વે. ૬–૮) એ શ્રુતિથીજ તેનાથી અધિકનો પ્રતિષેધ કર્યો છે તેથી તમારે પણ અમે [1]જણાવેલા માર્ગનું અનુસ્મરણ કરવું જોઇએ એવો અર્થ છે. અવતાર વખતે પ્રથમ સ્વશક્તિઓના આવિર્ભાવને કર્યા વગર પછીથી તેના આવિર્ભાવમાં લોકની વ્યવસ્થા શી રીતે બને? માટે ભગવાનમાંજ આધિકય [2]જેવું પ્રતીત થાય છે એ અભિપ્રાયથી "[3]અન્ય" શબ્દનું ઉપાદાન છે. ૩૬

## अनेन सर्वगतत्वमायामशब्दादिभ्यः ॥३–२–३७॥

### આનાથીજ તેની સર્વ વ્યાપકતા છે, કારણ કે શ્રુતિઓમાં બ્રહ્મની વ્યાપકતા વાચક શબ્દો છે તેથી

[1]પ્રકરણનો ઉપસંહાર કરતાં ફલિત અર્થ કહે છે. આથી સેતુ વગેરેના વ્યપદેશોના મુખ્યાર્થના નિરાકરણથી બ્રહ્મ વ્યાપક છે એમ સિદ્ધ થયું એવો અર્થ છે એમ [2]કેટલાકો કહે છે તેમ નથી. "જેમાંથી જગત્નો જન્મ વગેરે છે" વગેરેથી તમામ સ્થાનમાં આવેલા કાર્યનું કર્તૃ બ્રહ્મ છે [3]એમ કહ્યું છે તેથી તેનાથીજ તેની [4]વ્યાપકતા સિદ્ધ થાય છે. અવિરોધના સાધનનું પ્રકરણ હોવાથી પ્રથમ સિદ્ધ થયેલ સર્વગતત્વ આ ઉક્ત ગ્રન્થથી કરીને સેતુ વગેરે વાક્યોથી સઘળું અવિરુદ્ધ છે તેવો અર્થ પણ કહેવો જોઇએ નહિ; કારણ કે આગળનું પદ વ્યર્થ થઇ જાય તેથી. એમ કહેતા હો તો અહિંઆં આ પ્રમાણે

કોઇ ધર્મીનું તમે સામ્ય દેખાડતા હો તો પણ તે અન્યધર્મી અને બ્રહ્મ વચ્ચે કોઇ પણ ધર્મનો વિશેષ નહિ હોવાથી, અન્ય ધર્મીની કલ્પના ખોટી છે. (૪) અદ્વૈત શ્રુતિ બ્રહ્મ સિવાય બીજું કોઇ નથી એમ જણાવે છે તેથી બ્રહ્મથી બીજા ધર્મીનો સ્વીકાર કરવામાં આવે તો પછી અદ્વૈત શ્રુતિ ખોટી ઠરે. (૫) આ બ્રહ્મથી (૬) સર્વ વિરૂદ્ધ ધર્મના આશ્રયવાળું–સધર્મક તથા નિર્ધર્મક બ્રહ્મ (૭) પરમતત્ત્વ છે, તેનાથી પર બીજું કોઇ તત્ત્વ નથી. **ભાવાર્થ**-વળી ઉપપત્તિથી વિચાર કરતાં પણ એમજ સમજાય છે કે આ બ્રહ્મથી અધિક બીજો કોઇ ધર્મીજ નથી. ૩૫

**સૂત્ર** ૩૬—(૧) બ્રહ્મજ પરમકાષ્ઠાપન્ન વસ્તુ છે એવો જે અમારો સિદ્ધાન્ત છે તેનું તમારે અનુસરણ કરવું જોઇએ. (૨) "જેવું" શબ્દ એમ જણાવે છે કે પ્રથમ સઘળું જે ભગવાનમાં સ્થિત હતું તેજ અત્યારે પ્રકટ થયું છે. (૩) 'ન તત્સમઃ' શ્રુતિમાં ભગવાન્ સિવાય અન્ય નથી. એમ અન્ય ધર્મીનો નિષેધ કર્યો છે. **ભાવાર્થ**-नतत्समश्च એ શ્રુતિમાં બ્રહ્મ સિવાય અન્યનો નિષેધ કર્યો છે. માટે બ્રહ્મથી પર બીજા ધર્મીની કલ્પના આધાર વગરની છે. ૩૬

**સૂત્ર** ૩૭—(૧) ધર્મ અને ધર્મીના વિરોધના નિરાકરણનું પ્રકરણ. (૨) માયાવાદીઓ નિર્ધર્મક બ્રહ્મને મુખ્ય માને છે અને સધર્મક બ્રહ્મને ગૌણ માને છે. (૩) સિદ્ધાન્તી તેનો ઉત્તર આપે છે. (૪) જગતનું કર્તૃ સધર્મક બ્રહ્મજ મુખ્ય કહેલ છે. સધર્મક બ્રહ્મને વળી વ્યાપક કહેલ છે આથી તે

જાણવું જોઇએ. કહેલા કર્તૃત્વથી બ્રહ્મમાં એકલામાં વ્યાપકત્વને રોધવાને સૂત્રકાર શક્ત નથી. કારણ કે યોગ સિદ્ધ દૂર [૫]શ્રવણાદિની માફક પરિચ્છેદથી યુક્ત હોય તો પણ અનેક સ્થાનમાં આવેલ કાર્ય અને કારણના અમુક સામર્થ્યને જણાવવું શકય છે. નહિ તો પ્રથમ સિદ્ધ થયેલ વ્યાપકત્વના વિરોધથી સેતુ વગેરેના વ્યપદેશોથી પરિચ્છિન્ન તરીકે બ્રહ્મથી અન્ય પર છે એમ શંકા કરે નહિ. વળી વિરોધના ત્યાગ માટે સામાન્ય રીતે અવિરોધ છે એમ કહત. માટે આ પ્રમાણે સૂત્રના અર્થને જાણવો જોઇએ. આથી બ્રહ્મથી બીજા પર નથી. એમ નિરાસ કરીને [૬]આયામ વગેરે શબ્દો વગેરેથી વ્યાપકત્વનું કથન કરનાર શ્રુતિનાં વાકયો વગેરેથી સાક્ષાત્ [૭]સર્વગતત્વના પ્રતિપાદકોથીજ સર્વગતત્વ સિદ્ધ થાય છે, પણ ગૌતમીયોની માફક કર્તૃત્વ વગેરે અનુપપત્તિથી છે એવો અર્થ નથી. વળી "આકાશની માફક સર્વગત અને નિત્ય તે છે. સ્વર્ગથી તે મ્હોટો છે અને આકાશથી પણ મ્હોટો છે." (છાં-૩-૧૪-૩) "વૃક્ષની માફક સ્તબ્ધ સ્વર્ગમાં એકલો સ્થિત થાય છે. તે પુરુષનાથી આ સઘળું પૂર્ણ છે" (શ્વે. ૩-૯) વગેરેમાં તે શબ્દો છે. આદિ શબ્દથી સર્વત્ર તેને હાથ અને પગ છે. સર્વ આંખો, અને મુખ છે, સર્વત્ર તેને કાન છે. લોકમાં સઘળે તે ઘેરીને સ્થિત થાય છે. " (ભ. ગી. ૧૩-૧૩) વગેરે સ્મૃતિઓનો સંગ્રહ કરાય છે. આથી બ્રહ્મમાં શ્રુતિજ મુખ્ય પ્રમાણ છે. [૮]અનુમાન તો વિલમ્બની ઉપસ્થિતિ કરનાર તરીકે. સાધ્યની સિદ્ધિથી દૂર થયેલા જ્ઞાનને પણ ખાસ ઇચ્છાથી ઉત્પન્ન કરવું હોય તો વૃથા સ્વીકાર [૯]માત્રમાં તેનું પર્યવસાન થાય છે એવો ભાવ છે. ૩૭

૧૧ ફલમતઃઇત્યધિકરણ.

## फलमत उपपत्तेः ॥३—२—३८॥

### ફલ ભગવાનૂથીજ છે કારણ કે ઉપપત્તિ છે તેથી.

આ પ્રમાણે સર્વથી બ્રહ્મ ઉત્તમ છે એમ નિરૂપણથી ઉત્તમ અધિકારીઓને ભજનીયત્વનું પ્રયોજક રૂપ કહીને તેનાથી ઇતર અધિકારીઓ માટેના રૂપને કહે છે. તેઓ ખરેખર ફળને મેળવવાની ઇચ્છાવાળાજ છે અને ભજે છે. અને તે ફલનું દાન કરવા-

---

નિર્ધર્મક તેમ સધર્મક બન્ને રૂપે છે. (૫) યોગીઓ વગેરેમાં પણ ઉક્ત ધર્મ જોવામાં આવે છે આથી ત્યાં વિરોધ ન આવે તેવી રીતે સૂત્રનો અર્થ કરવો જોઇએ. (૬) દૈર્ઘ્ય, વ્યાપકતા. આયામનો શબ્દ જેમાં છે તે, અર્થાત્ વ્યાપકત્વ વાચક પદ યુક્ત શ્રુતિઓ (૭) બ્રહ્મની વ્યાપકતા જણાવનારી શ્રુતિઓથી તેની સર્વમાં વ્યાપકતા સિદ્ધ થાય છે. (૮) અનુમાન વ્યાપ્તિ જ્ઞાનના પરામર્શ વગેરેથી કરાયલા વિલમ્બની ઉપસ્થિતિ કરનાર છે. (૯) બ્રહ્મનું સ્વરૂપ સમજવા માટે શ્રુતિનોજ આધાર લેવો, અનુમાનથી તેનો વિચાર કરવો તે વ્યાજબી નથી. કારણ કે તે વ્યાપ્તિ જ્ઞાનના પરામર્શ વગેરે વિલમ્બની ઉપસ્થિતિ કરે છે અને તેથી સાધ્યની સિદ્ધિથી પરાહત જ્ઞાનને જો ઉત્પન્ન કરવું હોય તો તે જ્ઞાન ઉત્પન્ન થઇ શકતું નથી, અર્થાત્ અનુમાનથી ખરૂં જ્ઞાન મળતું નથી. પણ ઉલટું બ્રહ્મના સ્વરૂપ વિષે શંકાઓ ઉત્પન્ન કરે છે. માટે બ્રહ્મનું સ્વરૂપ સમજવાને શ્રુતિ ઉપરજ આધાર રાખવો યુક્ત છે. **ભાવાર્થ**—શ્રુતિમાં તથા સ્મૃતિમાં બ્રહ્મની વ્યાપકતાના શબ્દો સર્વગતત્વ, અન્તર્યામિત્વ, નિત્યતા વગેરે હોવાથી તેજ સર્વમાં વ્યાપે છે. આથી તેનાથી પર બીજું કોઇ નથી.

માંજ સંભવે છે. શાથી ? ઉપપત્તિ છે તેથી કહે છે. માટે જે કંઇ ઐહિક અથવા પાર લૌકિક ફળ છે તે ઇશ્વરથીજ સંભવે છે. શાથી ? ઉપપત્તિ છે તેથી. સર્વ વશ કરનાર, સર્વના ઈશ (બૃ. ૪-૪-૨૨) એ શ્રુતિ વસ્તુ માત્ર ઉપર બ્રહ્મનું [1]અસંકુચિત ઇશિત્વ જણાવે છે. ખરેખર અન્યની વસ્તુ અન્ય [2]આપવાને સમર્થ નથી. આથી ભગવાનજ તે પ્રમાણે છે એવો અર્થ છે. કેટલાંકો તો અહિંઆંજ કર્મ તથા [3]તે કાર્યનું અપૂર્વ, ફલનું આપનાર છે એમ શંકા કરીને ત્યાં અનુપપત્તિ અને અહિંઆં ઉપપત્તિને સ્પષ્ટ કરે છે. તેને [4]તો આગળ જૈમિનિમત અને સ્વમતના ઉપન્યાસથી વ્યાસજ સ્પષ્ટ કરશે. આથી હાલમાંજ તેનું નિરાકરણ અપ્રાપ્ત થશે તથા આગળનાં બે સૂત્રો વ્યર્થ થશે એમ વિચારવું જોઇએ. ૩૮

## श्रुतत्वाच्च ॥३-२-३९॥

### વળી તે વિષેની શ્રુતિ (તથા સ્મૃતિ પણ) છે તેથી.

[1]પૂર્વસૂત્રથી સાંભળેલા ઈશિતૃત્વનું ફલદોષમાં ઉપપત્તિ તરીકે નિરૂપેલું છે. અહિંઆં તો સાક્ષાત્ શ્રુતિનેજ ફલનું દાન કરનારનું કથન કરનારને પ્રમાણ રૂપે આવે છે. અને તે શ્રુતિ આ છે -"તે આ મહાન આત્મા અજ છે, અન્ન આપનાર છે. વસુ આપનાર છે." (બૃ. ૪-૪-૨૪) વગેરે રૂપે એ શ્રુતિ છે "च" અને શબ્દથી સુખ, દુઃખ, ભવ, ભાવ" (ભ. ગી, ૧૦-૪) થી ઉપક્રમ કરીને "ભૂતોના ભાવો મારાથી જુદા થાય છે" (ભ. ગી. ૧૦-૫) વગેરે રૂપે [2]સ્મૃતિનો સંગ્રહ કરાય છે. ૩૯

## धर्मं जैमिनिरत एव ॥३-२-४०॥

### જૈમિનિ ધર્મને (કર્મને) ફલનું આપનાર જણાવે છે. ઉપરની માફક ઉપપત્તિ તથા શ્રુતિના કારણથી

[1]અહિંઆં કર્મવાદી [2]પ્રત્યવસ્થાન કરે છે. કર્મથીજ ફલ હોય છે એ પક્ષમાં પણ [3]ઉપપત્તિ અને શ્રવણ તુલ્ય છે તો પણ ઈશ્વરવાદી પણ "કર્મથી [4]નિરપેક્ષ ઇશ્વરથી

---

**અધિ. ૧૧-સૂત્ર ૩૮**—(૧) સર્વથી શ્રેષ્ઠ છે. તમામ વસ્તુઓ ઉપર બ્રહ્મનું શાસન છે, તેને કોઈ મર્યાદિત કરી શકે તેમ નથી (૨) ભગવાન્ ફલના આપનાર હોવાથી તેમના સિવાય બીજું કોઇ ફલ આપી શકે તેમ નથી (૩) જેઓ કર્મને તથા અદષ્ટને ફલ આપનાર માને છે તેમના મતમાં અનુપપત્તિ છે એમ કહે છે. (૪) સૂત્ર ૪૦ માં જૈમિનિનો મત આપે છે અને તે મતનો નિરાસ સૂત્ર ૪૧ માં કરે છે. **ભાવાર્થ**—ભગવાન્ એ ફલના આપનાર છે માટે સર્વેએ ભગવાનનુંજ ભજન કરવું જોઇએ ઉપપત્તિથી ભગવાનજ ફલ આપનાર સમજાય છે. ૩૮

**સૂત્ર ૩૯**—(૧) શ્રુતિમાં ભગવાનને ફલના આપનાર કહ્યા છે તે બાબતમાં ઉપપત્તિ આપી હતી. અહિઆં શ્રુતિનું પ્રમાણ આપે છે. (૨) શ્રુતિની માફક સ્મૃતિ પણ ભગવાનનેજ ફલના આપનાર જણાવે છે. તેથી એ બાબતમાં સ્મૃતિનું પણ પ્રમાણ છે. સૂત્રમાં च અને શબ્દથી સ્મૃતિનું સૂચન કર્યું છે

**ભાવાર્થ**—શ્રુતિ તથા સ્મૃતિ પણ ભગવાનને ફલના આપનાર તરીકે જણાવે છે. ૩૯

**સૂત્ર ૪૦**—(૧) જૈમિનિ (૨) વિવાદ કરે છે. (૩) જેમ ભગવાન એ ફલના આપનાર છે, તે બાબતમાં ઉપપત્તિ તથા શ્રુતિ છે તેમ કર્મ ફલનું આપનાર છે તેમાં પણ ઉપપત્તિ તથા શ્રુતિ છે. (૪)

ફલ છે" એમ કહી શકશે નહિ. કારણ [5]કે વિધિ નિષ્ફળ થશે તથા પ્રવૃત્તિની અનુપપત્તિનો પ્રસંગ આવશે. [6]તેની અપેક્ષા હોવામાં તેજ [7]ભલે હો. તેની અપેક્ષા સહિત તેનાથી કરાયલું હોય છે વળી [8]અચેતન ચેતનથી અધિષ્ઠિતજ કાર્ય માટે સમર્થ છે. માટે ફક્ત તેનાથી ફલ સંભવતું નથી એમ કહેવું જોઇએ નહિ. કર્મનું સ્વરૂપ અને સ્વર્ગ વગેરે લોક સિદ્ધ નથી, પણ [9]શ્રુતિ સિદ્ધ છે. અને ત્યાં "અગ્નિષ્ટોમથી સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો જોઇએ." (આ. સૂ. ૧૦-૨-૧) પ્રજાની કામનાવાળો અગ્નિહોત્રનો હોમ કરે છે." વગેરે ઉત્પત્તિ વાકયોમાં અને અર્થવાદમાં સ્વર્ગાદિ ફલ સાધક તરીકે છે " દર્શ અને પૌર્ણમાસથી સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો જોઇએ અથવા તો પરમેષ્ઠીનો આ યજ્ઞ આગળ હતો. તેનાથી તે પરમ દશાને પહોંચ્યો" (તૈ. સં. ૧-૬-૯) વગેરેનાં કર્મ સંભળાય છે અને તે (સ્વર્ગ) [10]તેના સાધ્ય તરીકેજ છે. આમ હોય તો [11]લોકમાં અન્યથા દેખાય તો પણ [12]ધર્મીના ગ્રાહક પ્રમાણથી તેજ પ્રમાણે સિદ્ધ હોવાથી [13]અહિંઆં કોઈ પણ શંકા નથી. ઇશ્વરવાદીના નિત્ય જ્ઞાન વગેરે જેમ હોય છે તેમ પરલોકના ફલ તરીકે તેના [14]પ્રતિબન્ધકની નિવૃત્તિમાં થાય છે તેથી આ પણ બન્નેનું સરખું છે. [15]તેના બહુ જલદી નાશ થવામાં પણ શ્રુતિથી સિદ્ધ કારણતાના નિર્વહણ માટે તેનો વ્યાપાર અપૂર્વ કલ્પાય છે. [16]અવિષમ ઇશ્વરથી વિષમ ફલની ઉત્પત્તિની અનુપપત્તિઅને વૈષમ્ય તથા નૈર્ઘૃણ્ય થશે. માટે કર્મનુંજ ફલ છે એમ જૈમિનિ માને છે. ૪૦

## पूर्वं तु बादरायणो हेतुव्यपदेशात् ॥३--२--४१

ઇશ્વર ફલનું દાન કરતી વખતે કર્મની અપેક્ષા રાખે છે, માટે ઇશ્વર તેમાં સ્વતન્ત્ર નથી (૫) જો કર્મ એ ફલનું જનક ન હોય તો જેટલા જીવાદિ છે તેમની કર્મ વિધિઓ વ્યર્થ બનશે તેમ કર્મ નિષ્ફલ થતાં ત્યાં કર્મમાં પ્રયોજન નહિ હોવાથી મન્દ પણ પ્રવૃત્તિ કરતો નથી એ ન્યાયથી પ્રવૃત્તિ પણ સંભવશે નહિ આમ વિધિ વ્યર્થ થશે તથા પ્રવૃત્તિની અસંભાવના એમ બે દૂષણો બનશે. (૬) કર્મની અપેક્ષા હોય તો (૭) ઇશ્વરને પણ જો ફલ આપવામાં કર્મની અપેક્ષા હોય તો પછી શા માટે ઈશ્વરને ફલનું આપનાર માનવા? કર્મનેજ ફલ આપનાર માનોને. (૮) જૈમિનિ સામે શંકા કરવામાં આવે કે અચેતનની પ્રવૃત્તિ હોતી નથી. ચેતનના અધિષ્ઠાનથીજ ચેતન કાર્ય માટે સમર્થ છે. કર્મ એ અચેતન છે. તે એકલું ફલ દાનમાં સમર્થ નથી પણ ચેતન ઈશ્વરને લીધે તેનું ફલ જોવામાં આવે છે. માટે ઇશ્વર ફલનું આપનાર છે એમ માનવું. આ શંકા જૈમિનિ કહે છે કે વ્યાજબી નથી (૯) શ્રુતિમાં કર્મનું નિરૂપણ કર્યું છે તથા તેનાથી સ્વર્ગાદિ ફળ મળે છે એમ જણાવ્યું છે; માટે શ્રુતિ પ્રમાણે કર્મજ ફળ આપનાર છે. (૧૦) કર્મનુ સાધ્ય (ફળ) સ્વર્ગ છે. માટે કર્મથી ફલ છે, ઈશ્વરથી નહિ (૧૧) શ્રુતિઓ ઉપરથી કર્મથી ફલની સિદ્ધિ જણાતી હોય અને લોકમાં તેથી અન્યથા જોવામાં આવતું હોય તો પણ શ્રુતિનાં વચનોને પ્રમાણરૂપ માનવાં અને કર્મથીજ ફલ સિદ્ધિને સ્વીકારવી (૧૨) કર્મ અને ફલના કાર્ય કારણ ભાવની બોધક શ્રુતિના પ્રમાણથી (૧૩) વેદથી બોધિત કર્મમાં તથા તેના ફલમાં (૧૪) સ્વર્ગ વગેરેમાં લૌકિક દેહાદિનો અપગમ હોય છે. (૧૫) કર્મના (૧૬) ઇશ્વરને જો ફલના આપનાર માનશો તો પછી ત્યાં અનુપપત્તિ દોષ તેમજ વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો દોષ ઇશ્વરને લાગશે. **ભાવાર્થ**-જૈમિનિ એમ માને છે કે કર્મજ ફલનું આપનાર છે એમ ઉપપત્તિ છે તથા શ્રુતિ છે, માટે ઇશ્વરથી ફલ સિદ્ધિ માનવાની જરૂર નથી. ૪૦

**બાદરાયણતો ભગવાનનેજ ફલના આપનાર કહે છે, કારણ કે હેતુનો વ્યપદેશ છે તેથી.**

"તુ" [1]શબ્દ પૂર્વપક્ષને દૂર કરવા માટે છે. બાદરાયણ આચાર્ય તો આનાથી પ્રથમ કહેલા ઈશ્વરનેજ ફલના આપનાર તરીકે માને છે. શાથી? [2]હેતુનો વ્યપદેશ છે તેથી. હેતુ તરીકે શ્રુતિમાં વ્યપદેશ છે તેથી એવો અર્થ છે "જેને આ લોકમાંથી ઉંચે લઇ જવાને ઇચ્છે છે તેની પાસે સાધુ કર્મ કરાવે છે, અને જેને નીચે લઇ જવા ઇચ્છે છે તેની પાસે અસાધુ કર્મ કરાવે છે." (કૌ. ૩-૯) એ શ્રુતિમાં ફક્ત કર્મના તે (ઈશ્વર) કર્તા છે એટલુંજ કહ્યું નથ પણ ફલ આપવાની ઇચ્છાથી થાય ત્યારે કર્મના કારણોમાં હેતુ શો છે તે પણ જણાવ્યું છે. વળી કાર્યનું વૈચિત્ર્ય શાથી છે તે પણ કહેવું જોઇએ એથી. બ્ર. સૂ. ૨-૩-૪૨માં તેનો નિરાસ કર્યો છે. વળી [3]વિદ્વન્મણ્ડનમાં શ્રીવિઠ્ઠલનાથજીએ પણ તેનો નિરાસ કર્યો છે માટે **કામનાવાળાઓએ પણ ઇશ્વરનુંજ ભજન કરવું જોઈએ અન્યનું નહિ તે સિદ્ધ થયું.**

**શ્રીવેદવ્યાસમતવર્તિ શ્રીવલ્લભાચાર્યવિરચિત બ્રહ્મસૂત્રના અણુભાષ્યમાં ત્રીજા અધ્યાયનો બીજો પાદ સંપૂર્ણ.**

## અધ્યાય ૩ જો.

## દ્વિતીય પાદ.

### [ વિવેચન. ]

આની પહેલાંના પાદમાં અધિકારી જીવની જ્ઞાનના ઉપદેશને યોગ્ય દેહની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું હતું તે દેહની પ્રાપ્તિની સાર્થકતા ત્યારેજ થાય કે જો તેથી જીવ મુક્તિમાં સ્વરૂપની યોગ્યતા મેળવે માટે તેનું નિરૂપણ કરવાને આ પાદનો આરંભ કરવામાં આવે છે. આ યોગ્યતા બે પ્રકારની છે-બહારની અને અંદરની. બાહ્ય યોગ્યતા એ દેહ સંબન્ધની છે અને અંદરની જીવ સંબન્ધમાં છે. અહિંઆં જીવની યોગ્યતાનું નિરૂપણ કરવામાં આવે છે. તેમાં પ્રથમ અધિકરણમાં સ્વપ્ન સૃષ્ટિનો વિચાર કરવામાં આવે છે. સ્વપ્નમાં મનુષ્ય જે જૂદી જૂદી વસ્તુઓ જુએ છે તે ખરી હશે કે ખોટી? સ્વપ્ન સૃષ્ટિ તેને ખરી સૃષ્ટિ કહી શકાય કે કેમ? જો સ્વપ્ન સત્ય હોય તો તેનાથી કરાયલો ગુણ અને દોષનો સંબન્ધ યોગ્ય દેહ પ્રાપ્ત કરેલા જીવને પણ લાગે, અને તેમ થવાથી પ્રથમ પાદમાં પંચાગ્નિ વિદ્યાના પ્રકારે જીવની શુદ્ધિ કરીને પછી તે શુદ્ધિથી ઉત્પન્ન થયેલા જીવ વિષે જે કહ્યું તે વ્યર્થ થઈ જાય માટે સ્વપ્ન એ મિથ્યા છે

**સૂત્ર ૪૧**—(૧) જૈમિનિનો મત ખોટો છે એમ જણાવવાને સૂત્રમાં "તુ" શબ્દ મૂક્યો છે (૨) કૌ. ૩-૯ ની ભાષ્યમાં આપેલી શ્રુતિમાં હેતુ જણાવ્યો છે. માટે ઇશ્વરજ ફલના આપનાર છે (૩) વિદ્વન્મણ્ડનએ શ્રીવિઠ્ઠલેશનો સ્વતંત્ર ગ્રંથ છે. શ્રીવિઠ્ઠલેશના નામનો તથા તેમના ગ્રન્થ વિદ્વન્મણ્ડનો ઉલ્લેખ અહિંઆં છે. તેથી ભાષ્યનો આ ભાગ શ્રીવિઠ્ઠલેશજીએ રચેલો હશે. (જુઓ આ ગ્રન્થના ભા. ૧ લાનો ઉપોદ્ઘાત). આ પહેલાં શ્રીવિઠ્ઠલેશનું નામ આવતું નથી. આથી બ્ર. સૂ. ૩-૨-૩૪ પછીનો ભાગ શ્રીવિઠ્ઠલેશનો છે એમ માનવામાં આવે છે. **ભાવાર્થ**—ઉપરના જૈમિનિના પૂર્વપક્ષનો નિરાસ કરવાને બાદરાયણે આ સૂત્ર યોજ્યું છે, તે કહે છે કે ભગવાનજ ફળનું આપનાર છે, કારણ કે કૌ. ૩-૯માં તે વિષેનો હેતુ આપેલા છે.

એવું જણાવવાને માટે આ અધિકરણનો પ્રારંભ કર્યો છે. અહિંઆં પ્રથમ પૂર્વપક્ષ જણાવવાને બે સૂત્રો આપે છે.

સ્વપ્ન સૃષ્ટિ સત્ય કે મિથ્યા ?

**સૂ૦ ૧. પૂર્વપક્ષ**—સ્વપ્ન સૃષ્ટિ સત્ય છે મિથ્યા નહિ. સ્વપ્ન સૃષ્ટિને સત્ય સૃષ્ટિ કહેવામાં આવે છે. કારણ કે તે સૃષ્ટિનું નિર્માણ જાગ્રત્ અને સુષુપ્તિની સંધિમાં થયેલું હોય છે. સ્વપ્ન સૃષ્ટિના અસ્તિત્વ વિષે શ્રુતિનું પણ પ્રમાણ છે. બૃ. ૪–૩–૯ માં ત્રણ પ્રકારની સૃષ્ટિ જણાવી છે–આ લોક પરલોક અને સ્વપ્ન લોક. "આ પુરુષની આ લોક તથા પરલોક એ બે અવસ્થાઓ છે. આ ઉપરાંત સંધ્ય-સ્વપ્ન એ તૃતીય સ્થાન છે" આ પ્રમાણે કહીને પછી કહે છે કે આ સ્વપ્નમાં રથ, રથને જોડવાના ઘોડા, રસ્તાઓ નથી છતાં રથ, ઘોડા તથા રસ્તાઓને તે સર્જે છે. આ પ્રમાણે શ્રુતિ સ્પષ્ટ કહે છે કે સ્વપ્નની સૃષ્ટિ છે. આ અર્થ બરાબર છે એમ જણાવવાને સૂત્રમાં 'હિ' નિશ્ચયાત્મક શબ્દનો પ્રયોગ કર્યો છે. વળી સ્વપ્નમાં દેવ વગેરે આવીને જે કંઇ બોલે છે તે શબ્દોનો બાધ જાગ્યા પછી પણ નથી. માટે સ્વપ્નમાં સૃષ્ટિ છેજ. ૧

**સૂ૦ ૨**—કદાચ અહિંઆં સંદેહ થાય કે આ સ્વપ્ન સૃષ્ટિના કર્તા જીવ હશે કે પરમેશ્વર ? કા. ૪–૮–૮ નું પ્રમાણ જોતાં બ્રહ્મ તેનો કર્તા છે એમ સમજાય છે, કારણ કે બ્રહ્મનેજ તેનું વારંવાર નિર્માણ કરનાર કહેલ છે. ત્યાં સુષુપ્તિ તથા ઉત્ક્રાન્તિનો ભેદ છે. તથા "ત્યાં રથ નથી" એમ જે કહ્યું છે તેથી તે પ્રકરણ બ્રહ્મ વિષેનું હોવાથી તેનું કર્તૃ બ્રહ્મ હોવું જોઇએ જીવ નહિ. ભગવાને સ્વપ્ન સૃષ્ટિનું નિર્માણ કરેલું હોવાથી તે સત્યજ છે. કર્તાને સ્વપ્ન નથી કે જેથી તેને ભ્રમ થયેલો કહેવાય. કારણ કે ત્યાં તે જાગે છે એવા શબ્દો સ્પષ્ટ છે, આથી કર્તા-ભગવાનને નિદ્રા નથી, તેથી તેમણે નિદ્રાવસ્થામાં સ્વપ્નસૃષ્ટિનું નિર્માણ કરેલું નહિ હોવાથી તે સત્ય છે. વળી જેમ આ જગતનું સર્જન કરતી વખતે ઈક્ષણ પૂર્વક પોતે ઇચ્છા કરેલી તેજ પ્રમાણે સ્વપ્ન સૃષ્ટિનું નિર્માણ ઇચ્છાપૂર્વક છે તેથી પણ તે સત્ય છે. "સેંકડો વર્ષનાં આયુષ્યવાળાં પુત્ર અને પૌત્રનું વરણ કરો" એમ કહીને શ્રુતિમાં આ સૃષ્ટિના નિર્માણમાં ભગવાનની ઇચ્છા દર્શાવી છે. સૂત્રમાં **પુત્રાદય** શબ્દ ભગવાનની કામના (ઇચ્છા) જણાવનાર શ્રુતિનો ઉલ્લેખ કરે છે. વળી અહિંઆં બે વખત **ચ** "અને" શબ્દો છે તેથી કારણ અને કાર્યના તમામ ધર્મો જણાયા છે. અર્થાત્ ભગવાન્ એ સ્વપ્ન સૃષ્ટિનું કારણ હોવાથી તે સૃષ્ટિનું કર્તૃત્વ તેમનામાં છે એ ધર્મ તેમજ સ્વપ્ન સૃષ્ટિમાં પુત્રાદિનું સર્જન એ કાર્ય–આમ કારણ અને કાર્ય ઉભયના ધર્મો અહિંઆં જણાવ્યા છે આથી શ્રુતિ તથા ઉપપત્તિથી સ્વપ્ન પ્રપંચ સિદ્ધ હોવાથી તેનાથી કરાવલા ગુણ અને દોષના સંબન્ધમાં પ્રથમ જણાવેલ દેહનું નિર્માણ વ્યર્થ છે. ૨

**સૂ૦ ૩. સિદ્ધાન્ત**—સ્વપ્ન સૃષ્ટિ મિથ્યા છે.

સ્વપ્ન સૃષ્ટિ સત્ય નથી. પણ મિથ્યા છે તે જણાવવાને સૂત્રમાં તેને માયામાત્ર કહે છે. સ્વપ્ન સૃષ્ટિ તે ફક્ત માયાજ છે, તેમાં લેશ પણ સત્ય નથી. તેની સત્યતાનો તદ્દન નિષેધ કરવામાં આવ્યો છે. માટે પૂર્વપક્ષી તેને સત્ય કહે છે તે પક્ષ બિલકુલ ટકતો નથી તે સૂચવવાને સૂત્રમાં "તુ" શબ્દનો પ્રયોગ કર્યો છે. શાથી સ્વપ્ન સૃષ્ટિને મિથ્યા કહેવામાં આવે છે ? તેનું કારણ એ છે કે તેમાં સંપૂર્ણ વસ્તુ અભિવ્યક્ત થતી નથી. તેમાં જાગ્રત્ દશાના પદાર્થો જોવામાં આવે છે પણ જે રૂપમાં તે અવસ્થામાં આપણને તેમનો અનુભવ થાય છે તે રૂપે તે જણાતા નથી. તે અધુરા દેખાય છે, જૂદા જૂદા બનાવોનો પરસ્પર સંબન્ધ તે સ્વપ્ન દશામાં પલટાઈ જાય છે. એક બનાવની સાંકળ બીજા બનાવ સાથે જોડાયલી હોતી નથી, આથી જોકે જાગ્રત્ દશાના બનાવો તેમાં હોવા છતાં તેમાં અસંબદ્ધતા તથા અસંગતિ જ હોય છે તેની સંપૂર્ણ સત્યતા ત્યાં જળવાઇ રહેતી નથી માટે તે અસત્ય છે. જાગ્રત્ દશાના પદાર્થોની જો તેમાં

સંપૂર્ણ અભિવ્યક્તિ હોય તો આપણે તેમને સત્ય કહેત પણ તે પ્રમાણે અભિવ્યક્તિ નથી. તેથીજ તેમને આપણે અસત્ય કહીએ છીએ. જ્યાં સ્વપ્ન સૃષ્ટિનું કથન શ્રુતિમાં આવે છે ત્યાં શ્રુતિ ફક્ત તેને સૃષ્ટિજ જણાવે છે. ને શ્રુતિ એમ નથી કહેતી કે તે સૃષ્ટિ સત્ય છે. છાં. ૬-૯-૫; ૬-૨-૩ વગેરેમાં સૃષ્ટિને સત્ય કહેલી છે પણ તે જગત્ વિષેનું કથન છે કારણ કે તેના સર્જનાર ભગવાન્ છે. આ જગત્ વિષે જેમ સત્યતાની ઉક્તિ અર્થથી સમન્વય છે તેમ સ્વપ્ન સૃષ્ટિ વિષે સમજાતું નથી. સ્વપ્ન સૃષ્ટિ સત્ય હોવામાં પ્રયોજનનો અભાવ છે. તો પછી જીવ સ્વપ્નમાં વિહાર વગેરે કરે છે તે શું બધું ખોટું ? હા, કારણ કે તે માયાથીજ જીવનો વિહાર છે. કદાચ તમે એમ કહેશો કે જીવના સુખ દુઃખના અનુભવને માટે અવિદ્યાથી આ સ્વપ્ન બન્યું છે માટે તે સત્ય છે. પણ આ દલીલ માની શકાય નહિ; એ જો સત્ય હોય તો આ જગતની માફક એકજ પ્રકારનો તેમાં અનુભવ હોવો જોઇએ, પણ તેમાં તો જીવતા તથા મરેલા બન્ને પ્રકારના જીવોને પુરુષ જુએ છે તેથી તે અનુભવ સત્ય નથી અર્થાત્ તેમાં આ લોક તથા પરલોક ઉભયનું પ્રતિબિમ્બ હોય છે. આ પ્રતિબિમ્બ માયા માત્રજ છે સત્ય નથી. માયા એટલે અમુક પ્રકારની શક્તિ જેનાથી ભગવાન્ બીજાઓનો વ્યામોહ કરે છે. તેથી જે માયામાત્ર છે તે સત્ય હોઇ શકે નહિ. વળી તેમાં જ્યોતિઃશાસ્ત્રનો કોઇ પણ નિયમ નથી. ઉત્તરાયણમાં મેષાદિ રાશિમાં સૂર્ય ગયેલો હોય ત્યારે આ દેશમાં આટલી રાત્રિ એવો જે નિયમ નક્કી હોય છે અને તે પ્રમાણેજ રાત્રિ હોય છે તેવી રીતે નિયમના અભાવથી સ્વપ્ન કૃત ગુણ અને દોષનો મુક્તિના અધિકારી જીવમાં સંબન્ધ હોતો નથી. સ્વપ્ન સૃષ્ટિમાં જ્યોતિઃશાસ્ત્રનો કોઈ નિયમ નથી, તે મિથ્યા છે. સત્ય સૃષ્ટિ હોય તો તે નિયમાનુસાર હોય. વળી સ્વપ્નમાં દીક્ષિત ગમે તેના અન્નનું ભોજન કરે છે અને તેનું પ્રાયશ્ચિત કરે છે તે પણ પ્રતિબિમ્બ રૂપે છે. તે પ્રાયશ્ચિત્ત કર્તૃત્વના આરોપથી છે ભોજનના નિમિત્તથી નહિ. આથી પણ સ્વાપ્નિક પદાર્થો સત્ય નથી. જો સ્વપ્ન અસત્ય હોય તો તેમાં સાંભળેલાં દેવતાઓનાં વચનો તથા તેમની આજ્ઞા મિથ્યા બને. દેવતાઓની આજ્ઞા તો ઇન્દ્રાદિ જીવ અને **બ્રહ્મની વિદ્યમાનતાને લીધેજ યુક્ત** છે. સમાધિમાં જેમ ઈન્દ્રાદિ જીવ તથા બ્રહ્મ હૃદયમાં વિદ્યમાન હોય તેમ સ્વપ્નમાં પણ દેવતાદિની આજ્ઞા હોય છે. સ્વપ્નમાં દર્શન આપનાર દેવતાની કૃપાથી થતું જ્ઞાન તે ઇન્દ્રિયથી અજન્ય હોવાથી અને આત્માની જ્યોતિઃથી જન્ય છે તેથી તે અલૌકિક છે અને તે અલૌકિક જ્ઞાનમાં દેવદર્શન તથા તેમની કૃપાનું પ્રતિબિમ્બ હોવાથી અર્થ ક્રિયાકારિત્વરૂપે ત્યાં સંવાદ છે. જેમ ઈન્દ્ર પ્રતર્દનની આખ્યાયિકામાં ઇન્દ્રમાં ભગવદાવેશ થતાં તેમણે પોતાનીજ ઉપાસનાને કહી તેમ અહિંઆં પણ કદાચ ભગવાન્ નો આવેશ થાય ત્યારે કંઇક જ્ઞાન તથા ક્રિયાનો સંવાદ પણ સ્વપ્નમાં થાય છે. આ પ્રમાણે જે જ્ઞાન તથા ક્રિયા સ્ફુરે છે તે ભગવદાવેશનો ધર્મ છે સ્વપ્નનો નહિ આથી સ્વતન્ત્ર સ્વપ્ન તે અસત્ય ૩

**સૂ૦ ૪ શંકા**—જો સ્વક્રીડાને માટે સ્વપ્નને જીવ સર્જતો હોય તો તેને જીવના સાક્ષી તરીકે શાથી સર્જે છે ?

**ઉત્તર**—દરેક સ્વપ્ન શુભ તથા અશુભ ફલનું સૂચક છે. આથી નક્કી કરેલા શુભ અગર અશુભનું સૂચન કરવાને માટે તેનું સર્જન કરે છે અને આ પણ યોગ્ય દેહ પ્રાપ્ત કરેલા માટે આવશ્યક છે. આ અર્થ બરાબર છે એમ જણાવવાને સૂત્રમાં "હિ" શબ્દ છે. કારણ કે જ્યારે માણસ જાગે છે ત્યારે સૂચિત અર્થને જુએ પણ છે. વળી સ્વપ્નની સૂચકતામાં છાં. ૫-૨-૨ નું પ્રમાણ છે ત્યાં કહે છે કે જો સ્વપ્નમાં કામ્ય કર્મોમાં કોઇ સ્ત્રીને જૂએ તો તેની સમૃદ્ધિનું તે સૂચન કરે છે એમ જાણવું "આ પ્રકારે સ્વપ્નના અધ્યાયને જાણનાર સ્વપ્નનું ફલ કહે છે. આથી જાગ્રત્ દશામાં જીવને શુભ અગર અશુભ આવી પડશે તેનો અનુભવ સ્વપ્નમાં કરાવવામાં આવે છે. ૪

**સૂત્ર ૫. શંકા**—ભલે જીવને માટે ભગવાન્ તેવી સૃષ્ટિ સર્જે, તથા તેને દેખાડો પણ જીવ બ્રહ્મનો અંશ હોવાથી તેને જીવ રૂપે સર્જીને દુઃખી શાથી કરે છે ? જીવ એ બ્રહ્મનો અંશ છે, અને બ્રહ્મનું

સ્વરૂપ-આનન્દ રૂપનોજ અંશ હોવો જોઇએ આમ હોય તો તેને કોઈ પણ પ્રકારનું દુઃખ હોયજ નહિ. છતાં અહિઆં આપણે તેને દુઃખી થતો જોઇએ છીએ?

**ઉત્તર**—જીવ એ બ્રહ્મનો અંશ છે એ ખરૂં પણ તેનામાં ભગવાનના ધર્મોનું તિરોધાન થયું છે. આ તિરોધાન ભગવાનની ઇચ્છાથી થયું છે. ભગવાન્ એટલે "ભગ"વાળા અને "ભગ" એટલે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય. આ છ ધર્મો જેમનામાં છે તે ભગવાન. જીવને ભગવાનની ઇચ્છાથી આ ધર્મોનું તિરોધાન થયેલું હોવાથી તે પોતે બ્રહ્મનો અંશ છે એ ભૂલી જાય છે. અને તેથી તે દુઃખી થાય છે તથા અન્યથા જ્ઞાનમાં ફસાય છે. ઐશ્વર્યના તિરોધાનથી તે દીન તથા પરાધીન બની જાય છે. વીર્યના તિરોધાનથી સર્વ પ્રકારનું દુઃખ સહન કરનાર તે બને છે. યશના તિરોધાનથી હીનતા તેનામાં આવે છે. શ્રીના તિરોધાનથી જન્મથી મૃત્યુ સુધીમાં તમામ પ્રકારની આપત્તિનો તે ભોગ થઈ પડે છે. જ્ઞાનના તિરોભાવથી તેના દેહમાં અહં બુદ્ધિ ઉત્પન્ન થાય છે; પોતાના દેહનેજ આત્મા માને છે અને આ રીતે તેને વિપરીત જ્ઞાન થાય છે. વૈરાગ્યના તિરોધાનથી તે સંસારના વિષયમાં આસક્ત બને છે. આ પ્રકારે ભગવાનના ધર્મોનું તેનામાં તિરોધાન થતાં તે સંસારમાં આસક્તિ રૂપ બન્ધ તથા અન્યથા જ્ઞાન રૂપી વિપર્યયનો અનુભવ કરે છે. જો કે તે બ્રહ્મના અંશ હોવા છતાં પણ તેનામાં બ્રહ્મના ધર્મો નથી. અને તેથીજ તે દુઃખી થાય છે. આ બધું ભગવાનની ઇચ્છાથી થાય છે એમ બાદરાયણ પોતાનો મત જણાવે છે. ૫

**સુત્ર ૬**—છતાં બીજાનાં મતે ઉપરની શંકાનો ઉત્તર આપે છે. અથવા તો એમ માનવું કે જીવને દેહનો યોગ થતાં શરીરનો સંબન્ધ થતાં ભગવાનના ધર્મનો તિરોભાવ તથા અન્યથા જ્ઞાનનો અનુભવ થાય છે. સૂત્રમાં 'સ' શબ્દનો અર્થ સર્વ તિરોભાવ અગર વિપર્યય એવો છે અને अपि પણ શબ્દથી અહન્તા મમતા રૂપ બંધનું ગ્રહણ કરવામાં આવ્યું છે. 'વા' શબ્દનો અર્થ "અથવા" છે પણ તે એમ સૂચવે છે કે સૂ. ૫ માં કહેલો અર્થ સર્વને સ્વીકાર્ય નથી તેથીજ આ નવીન સૂત્ર યોજવાની જરૂર છે; જો કે બાદરાયણ પોતે તો સૂ. ૫ માં કહ્યા પ્રમાણે ભગવદ્ ઇચ્છાથીજ તિરોધાન માને છે. દેહથી સૂક્ષ્મ દેહ સમજવું. આથી દેહના સંબંધથી તે દુઃખી થાય છે. તે દેહનો જો સંબન્ધ તૂટી જાય તો ફરીથી ઐશ્વર્યાદિની પ્રાપ્તિ થાય. પ્રથમના મતનું આના કરતાં એટલું વૈલક્ષણ્ય છે કે ત્યાં દેહ સાથેનો સંબંધ હોય તો પણ ભગવાનની કૃપાથી તે જીવને પોતે બ્રહ્મનો અંશ છે એવું ભાન થાય છે અને તિરોભૂત થયેલા ઐશ્વર્યાદિ ધર્મોનું તેમાં સ્ફુરણ પણ થાય છે. બીજા મત પ્રમાણે જ્યાં સુધી દેહ હોય ત્યાં સુધી તેનું સ્ફુરણ નથી. આથી પ્રથમ મત બીજા કરતાં વધારે આદરને પાત્ર થાય એવો છે. આ બે સૂત્રોનો અર્થ એવો નહિ કરવો કે ઇશ્વરની ઇચ્છાથીજ અમૂકના દેહનો સંબન્ધ હોય તો પણ તેના બન્ધ છૂટી જાય છે અને અમૂકના દેહના વિયોગમાં છૂટી જાય છે. આ પ્રમાણેના વિકલ્પો કલ્પવાને યોગ્ય નથી. કોઇક ભાષ્યકાર એમ માને છે કે સૂ. ૫ માં જે પર શબ્દ છે તેનો અર્થ પરમાત્મા નહિ પણ દેહના આરમ્ભક અદષ્ટાદિ કર્મ લેવો. પણ તે અર્થ બરાબર નથી, કારણ કે તે સૂત્રમાં પરના અભિધ્યાનથી જીવના ભગવદ્ ધર્મોનું તિરોધાન થયું છે અને તેને લીધે બન્ધ અને વિપર્યય તેને પ્રાપ્ત થાય છે, આથી અભિધ્યાનના કર્તા ચેતન હોવા જોઇએ. પણ જો પરનો અર્થ અદષ્ટાદિ કરીએ તો તે અચેતન હોવાથી તેનું અભિધ્યાન સંભવતું નથી. તેથી પરનો અર્થ અદષ્ટ લેવાથી અભિધ્યાન શબ્દ હેતુ વગરનો થાય છે. આ દૂષણને લીધે તે અર્થ સ્વીકારી શકાયજ નહિ. વળી બૃ. ૪-૪-૨૩ માં ભગવાનને સર્વના વશ કરનાર અને સર્વ ઉપર શાસન કરનાર કહેલ છે. તેથી અદષ્ટાદિ કર્મનું પણ નિયમન કરનાર ભગવાનજ છે એવી શ્રુતિનો વિરોધ ન આવે માટે સૂ. ૫ માં "પર"નો અર્થ ભગવાનજ લેવો. શંકર અને ભાસ્કર આચાર્યો પરનો અર્થ પરમાત્મા લે છે પણ "પરાભિધ્યાન" એટલે પરમાત્માએ કરેલું ધ્યાન નહિ, પણ જીવે કરેલું પરમાત્મા વિષયનું ધ્યાન એવો અર્થ લે છે. અર્થાત્ આ સૂત્રમાંથી તે એવો અર્થ કાઢે છે કે જીવ

જ્યાં સુધી પરમાત્માનું ધ્યાન કરેલો નથી ત્યાં સુધી તેનામાં પરમાત્માના ધર્મોનું અનુસન્ધાન નહિ હોવાથી તે તિરોભૂત રહે છે અને તેથી તેને બન્ધ અને વિપર્યય હોય છે. પણ જ્યારે તે ધર્મોનું અનુસન્ધાન ધ્યાનદ્વારા થાય છે, ત્યારે બન્ધ અને વિપર્યય ટળી જાય છે. આ અર્થકલ્પના બરાબર નથી. કારણ કે તે સૂ. ૫ નુંજ અનુસંધાન છે, અને તે બન્નેને એક કરીને ઉપર પ્રમાણેનો અર્થ ખેંચે છે. પણ ખરી રીતે બાદરાયણનો મત તો સૂ. ૫ માંજ આપેલો છે અને સૂ. ૬ તે અન્યના મતે છે. તે મત પોતાને સ્વીકાર્ય નથી. તેથી તેના તરફ અનાદર સૂચવવાને સૂત્રમાં પોતે "વા" શબ્દને યોજે છે. તેથી તે પોતાનો મત નથી, પણ શંકર અને ભાસ્કર તેને બાદરાયણના મત તરીકે ઠોકી બેસાડે છે. આથી યથાર્થ બ્રહ્મ જ્ઞાનના મતથી તેઓ અજ્ઞાત હોવા જોઇએ. વળી તેમના મતમાં ઇશ્વરના અભિધ્યાનની સાધન તરીકે સંગતિ નથી. ઇશ્વરને તેઓ સગુણ શબલ બ્રહ્મ તરીકે ફક્ત ગૌણજ માને છે. તેથી ગૌણની ઉપાસનાને સાધનરૂપ બનતી નથી. આ રીતે તેમના મતમાં દૂષણો છે. વળીજે શ્રુતિ ઉપર તેઓ પોતાના અર્થ માટે આધાર રાખે છે તે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં નિદ્રાના પ્રકરણમાં છે કારણ કે તેની આગળ સુષુપ્તિનું નિરૂપણ છે નિદ્રામાં વિવેક અને જ્ઞાનનો અભાવ હોય છે. આથી જ્ઞાનનો તિરોભાવ અહિંઆં જણાવવાને ઉપરની શ્રુતિ કહેલી હોવાથી અમે કહેલો અર્થ બરાબર છે.

(સાર)—આ અધિકરણમાં સ્વપ્ન સૃષ્ટિનો વિચાર કર્યો છે. સ્વપ્ન સૃષ્ટિ તે સત્ય હશે કે મિથ્યા. પૂર્વપક્ષી સૂત્ર ૧ માં તેને સત્ય જણાવે છે કારણ કે બૃ. ૪-૩-૯ માં સ્વપ્ન સૃષ્ટિનું વર્ણન છે એમ તે કહે છે. વળી સૂત્ર ૨ માં કહે છે કે કેટલાક શાખાવાળાઓ સ્વપ્ન સૃષ્ટિના સર્જનાર ભગવાન્ છે એમ કહે છે કારણ કે તેજ જીવો સૂતા હોય ત્યારે જાગે છે એવું વાક્ય છે. ભગવાને ઇચ્છાપૂર્વકજ આ સૃષ્ટિ બનાવી છે. આ પૂર્વ પક્ષનો ઉત્તર સૂ. ૩ થી આપે છે. ત્યાં કહે છે કે જે બૃ. ૪-૩-૯ ની શ્રુતિનો આધાર આપ્યો તેમાં તો ફક્ત સ્વપ્નની સૃષ્ટિ હોવા વિષે કહેલ છે. તે શ્રુતિ એમ કહેતી નથી કે સૃષ્ટિ સત્ય છે. ખરી રીતે તો સ્વપ્નની સૃષ્ટિ મિથ્યા છે, કારણ કે તેમાં જે પદાર્થો જોવામાં આવે છે અગર બનાવો અનુભવાય છે તે બધા પરસ્પર સંબન્ધ વગરના અને અસંગત છે, તથા જાગ્રત્ દશામાં આપણે તેમને જોઇએ છીએ તે પ્રમાણે સંપૂર્ણ હોતા નથી, માટે તે સત્ય નથી. શ્રુતિઓમાં ફક્ત જગત્ તેજ સત્ય કહેલ છે, સ્વપ્ન સૃષ્ટિ નહિ. આથીજ સ્વપ્નમાં પદાર્થો છૂટા છૂટા દેખાય છે, સૂ. ૪ માં કહે છે કે સ્વપ્ન એ મિથ્યા છતાં શુભ તથા અશુભ ફલનું સૂચક છે. સૂ. ૫-૬ માં જીવ બ્રહ્મનો અંશ છતાં દુ:ખી શાથી થાય છે તે વિષેનો વિચાર છે. સૂ. ૫માં બાદરાયણનો પોતાનો મત છે તે કહે છે કે ભગવાનની ઇચ્છાથીજ જીવમાં ભગવાનના ઐશ્વર્યાદિ છ ધર્મો તિરોભૂત થયા છે, અને તેથી તેને સંસારાસક્તિરૂપી બન્ધન તથા અન્યથાજ્ઞાનરૂપી વિપર્યય થતાં તે દુ:ખી બને છે. સૂ. ૬ માં અન્યનો આ વિષેનો મત આપે છે. કેટલાક એમ માને છે કે જ્યાં સુધી દેહ હોય ત્યાં સુધી જીવને વિયોગ થતાં—સૂક્ષ્મ દેહ સાથેનો સંબન્ધ છૂટી જતાં તેનો બન્ધ પણ જતો રહે છે, અને પોતે બ્રહ્મનો અંશ છે એમ સમજે છે અને તેથી દુ:ખરહિત બને છે.

---

**૨ જું અધિકરણ.**

ઉપર પ્રમાણે સ્વપ્ન સૃષ્ટિને મિથ્યા જણાવીને તથા જીવના વિપરીત જ્ઞાનથી તેના અજ્ઞાનનું નિરૂપણ કરીને કેવલ અજ્ઞાનનું નિરૂપણ કરવાને માટે અજ્ઞાનના સ્થાન અને સ્વપ્નના અભાવનું નિરૂપણ કરે છે. કૌ. ૪-૧૯માં સુષુપ્તિ દશાનું વર્ણન છે. ત્યાં કહે છે કે "જ્યારે જીવ સૂતેલો કોઇ સ્વપ્નને જોતો નથી ત્યારે તે નાડીઓમાં હોય છે." પછી આ જીવમાં પ્રાણજ એક રૂપ બને છે. "બૃ. ૪-૩-૨૧માં પણ કહે છે કે "પ્રાજ્ઞ આત્માથી યુક્ત થયેલા જીવને કોઈ પણ બાહ્ય પદાર્થનું જ્ઞાન હોતું નથી." આ બે શ્રુતિઓ વાંચતાં અહિંઆં સંદેહ થાય છે કે સ્વપ્નની માફક પ્રપંચ સૃષ્ટિને માયિક ભગવાન્ કરે છે કે નહિ આમાં પૂર્વપક્ષ નીચે પ્રમાણે છે.

ક. ૨-૫-૮માં કહે છે કે જ્યારે જીવો સૂતા હોય ત્યારે ભગવાનજ જાગે છે આમાં જીવની ફક્ત સુષુપ્તિમાં ભગવાનની સૃષ્ટિ કહેલી છે. તેમજ કૌ. ૪-૧-૯ માં કોઇ પણ દર્શનનો નિષેધ કરે છે અને બૃ. ૪-૩-૨૧ માં જાગરણ તથા સ્વપ્નના પ્રપંચનો ભેદ નહિ કહેલો હોવાથી અર્થાત્ સ્વપ્ન સૃષ્ટિની માફકજ પ્રપંચ સૃષ્ટિ છે એમ કહેલું છે તેથી અને ત્યાં સ્વપ્નના અદર્શનનુંજ કરીને સૃષ્ટિનો નિષેધ કર્યો નથી. માટે સુષુપ્તિમાં પણ પ્રપંચ સૃષ્ટિ છે.

**સિદ્ધાન્ત**—જ્યારે જીવ નાડીમાં તથા આત્મામાં હોય છે ત્યારેજ તેને સ્વપ્ન હોતું નથી. તે વખતે તેનામાં સ્વપ્નનો અભાવ હોય છે તેમ તે વખતે એને કશું પણ જ્ઞાન હોતું નથી. તેનો કોઇ પણ પ્રપંચજ તે વખતે નથી. કારણ કે કામના હોય તોજ પ્રપંચ હોઇ શકે એમ બૃ. ૪-૩-૨૧ માં જણાવ્યું છે પણ જ્યારે તે જીવ નાડીઓમાં તથા આત્મામાં પ્રવેશ પામેલો હોય ત્યારે તેને કોઇ પણ કામના હોતી નથી તેથી તેને માટે સ્વપ્નના પ્રપંચનું નિર્માણ પણ નથી. આથી જ્યારે નાડીઓમાં તથા આત્મામાં જીવ હોય ત્યારેજ આ સ્વપ્નનો પ્રપંચ તેમનામાં નથી. અહિંઆં પ્રપંચના અભાવના બે પ્રકાર જણાવ્યા છે-નાડીઓમાં જીવ હોય ત્યારે અને આત્મામાં હોય ત્યારે. હિતા નામની પુરીતન્ તે હૃદયને ઘેરીને રહેલી છે. હૃદયમાં તો જીવ અને ઇન્દ્રિયોની સ્થિતિ છે. તેની અંદર પરમાત્મા છે. ત્યાં જ્યારે નિદ્રાને લીધે જીવ હિતા નાડીઓમાં હોય છે ત્યારે તે સ્વપ્નને જૂએ છે. જ્યારે ત્યાંથી બહાર નીકલીને પુરીતન્‌ની પાસે નાડીના પ્રાન્ત ભાગમાં હોય ત્યારે ગાઢ સુષુપ્તિ હોય છે. આ બન્ને સ્થાનોમાં જ્યારે જીવ હોય છે ત્યારે ત્યાં કામનાનો અભાવ હોય છે. જ્યોતિર્બ્રાહ્મણમાં કહે છે કે જ્યાં જીવ સૂતેલા હોય છે ત્યારે કોઇ પણ કામનાની તે ઇચ્છા કરતો નથી તેમ કોઇને પણ તે જોતો નથી. ત્યાં આ હિતા નામની નાડીઓ હોય છે. આ હિતા નામની નાડીમાં સ્વપ્ન સૃષ્ટિનો અભાવ કહ્યો છે. તેજ પ્રમાણે જ્યારે સૂતેલો કોઇની પણ કામના કરતો નથી તેમ કોઇ પણ સ્વપ્નને જોતો નથી ત્યારે આનું તે રૂપ આત્મકામ, આપ્તકામ, અને અકામ હોય છે" આમાં પરમાત્મામાં જીવનો પ્રવેશ હોય ત્યારે સ્વપ્નના પ્રપંચનો અભાવ છે. આ રીતે બે પ્રકારની સુષુપ્તિમાં જીવને સ્વપ્ન હોતું નથી. ૭

**( સાર )** સુષુપ્તિ બે પ્રકારની છે. જ્યારે જીવ હિતા નામની નાડીઓમાં પ્રવેશેલો હોય ત્યારે તથા પરમાત્મામાં પ્રવેશેલો હોય ત્યારે. આ બન્ને સ્થિતિમાં જીવને સ્વપ્ન પ્રપંચનો અભાવ છે. તેમ તે અવસ્થામાં તેને કોઇ બીજા પદાર્થનું જ્ઞાન નથી.

## ૩ જું અધિકરણ.

**સૂત્ર** ૮—આ અધિકરણમાં જાગ્રદવસ્થાના હેતુનો વિચાર કરે છે. અહિંઆં બૃ. ૪-૩-૧૫ ની શ્રુતિનો આધાર લેઇને એમ શંકા કરે છે કે નાડીઓમાંથી અગર ભગવાનમાંથી (આત્મામાં) પ્રવેશ કર્યા પછીથી હૃદયદેશમાં આવીને પછીથી તે જાગે છે કે કેમ? અથવા તો જ્યાં તે સ્થિત હતો ત્યાંથીજ જાગે છે? અર્થાત્ સુષુપ્તિમાં નાડીમાં તથા આત્મામાં જીવ હોય છે ત્યાંથી હૃદયદેશમાં આવીને પાછો જાગે છે કે નહિ? બૃ. ૪-૩-૧૫ ની શ્રુતિનો અર્થ એવો છે કે "આ સ્વયં જ્યોતિઃજીવાત્મા આ સુષુપ્તિ સ્થાનમાં પ્રાજ્ઞની સાથે પરિષ્વંગ કરીને તથા તેના આનન્દનો અનુભવ કરીને સ્વપ્નમાં પુણ્ય અને પાપ, તથા તેમનાં ફલ જોઇનેજ ગમનને પ્રતિકૂલ રીતે સ્વસ્થિતિના સ્થાન રૂપ યોનિને લક્ષ્યમાં લેઇને જાગ્રત્ થવાને માટે ફરીથી આવે છે.

પૂર્વપક્ષી ઉપરની શ્રુતિ ઉપરથી એવું અનુમાન કાઢે છે કે શ્રુતિમાં चरित्वा 'ફરીને' એવો શબ્દ છે અને તેમાંના चर् ધાતુનો અર્થ "જવું, ફરવું" એવો છે, અને તેને "त्वा" પ્રત્યય લગાડયો છે એટલે "જઇને-ફરીને" એમ અર્થ થાય છે. આ શબ્દને "आद्रवति" ક્રિયાપદની સાથે જોડતાં, જાગ્રત્ દશામાં ફરીથી આવતાં હૃદયના સ્થાનમાં પાછા ફરીને તે જાગ્રત્ દશામાં પાછો આવે છે એમ અર્થ છે. માટે

સ્વસ્થાન હૃદયમાં જઇનેજ તે જીવ પાછો જાગ્રત્ થાય છે એ પક્ષ બરાબર છે.

**સિદ્ધાન્તી**—આ પક્ષને સ્વીકારતા નથી. તે એમ કહે છે કે હૃદયમાં પાછા ફર્યા સિવાય નાડીઓમાંથીજ બારોબાર તે જાગ્રત્ થાય છે. કારણ કે જે માણુસ ખાડામાં પડેલો હોય તો તે ત્યાંથી ઉઠીને ઉભો ન થાય ત્યાં સુધી બીજે તે જઇ શકે નહિ. તેજ પ્રમાણે સુષુપ્તિ સમયે નાડીઓમાં પ્રવેશ પામેલો જીવ ત્યાંથી ઉત્થાન પામ્યા સિવાય હૃદયસ્થાનમાં જઈ શકેજ નહિ. આ અર્થ સાથે "चरित्वा"ની સાથે વિરોધ આવતો નથી. ત્યાં ચરનો અર્થ 'ફરવું, જવું" એમ કરવાનો નથી પણ ભક્ષણ કરવું, ભોગ કરવો એવો થાય છે. "આનન્દ ભોક્તા" આ શ્રુતિ પ્રમાણે ત્યાં આનન્દનો ભોગ કહેલો છે તેથી નાડીમાંથી આત્મા પાસેથી તે જાગ્રત્ થાય છે. જ્યાં—નાડીમાં આત્મા પાસેથી તે પ્રવેશ પામે છે (સુષુપ્તિ સમયે) ત્યાંથીજ તે જાગે છે. હૃદય દેશમાં આવીને જાગે છે એમ કહેવું તે ખોટું છે. ૮

**સૂત્ર ૯**—"સુષુપ્તિમાં નાડીમાં પ્રવેશ પામેલો જીવ, જાગ્રત્ થાય છે તેમાં ચાર હેતુઓ આપવામાં આવે છે. (૧) સુષુપ્તિની પહેલાં કરેલું અધૂરૂં કર્મ જાગ્યા પછીથી તે પૂરૂં કરે છે. (૨) જાગ્યા પછી સુષુપ્તિ પહેલાં કરેલાં કર્મનુ તેને સ્મરણ થાય છે. (૩) સ્મૃતિ પણ તેમાં છે તથા (૪) વિધિ પણ છે આ ચાર કારણોથી સુષુપ્તિનો જીવજ જાગે છે ને સિદ્ધ થાય છે.

સૂત્રના "શબ્દ"નો અર્થ શ્રુતિ થાય છે. અહિંઆં બૃ. ૪–૪–૫ ની પુણ્ય કર્મથી પુણ્યશાળી થાય છે અને પાપ કર્મથી પાપી થાય છે" તથા બૃ. ૨–૧–૧૬ ની "ત્યારે આ કયાં હતો અને કયાંથી આવ્યો? એ બે શ્રુતિનો આધાર અહિંઆં આપ્યો છે. વિધિને પ્રબોધમાં કારણ જણાવવાને આ. સૂ. ૪–૪–૧, તૈ. સં. ૫–૫–૬–૭ અને તૈ. બ્રા. ૨–૨–૧ નો આધાર આપ્યો છે. આ રીતે કર્મ, અનુસ્મૃતિ, શ્રુતિ અને વિધિના હેતુઓથી સુષુપ્તિનો જીવજ ફરીથી જાગે છે. ૯

**સૂત્ર ૧૦—શંકા**–ઉપર તમે ચાર હેતુઓ આપ્યા તેમાં કર્મ અને અનુસ્મૃતિ પણ જણાવ્યાં હતાં. અને તે ઉપરથી એમ જણાવ્યું કે જાગ્યા પછી જીવ ઉંઘતા પહેલાં અધૂરાં મૂકેલાં કર્મને તે પૂરાં કરે છે તથા તેને પૂર્વકાલનું સ્મરણ છે માટે સુષુપ્તિનો જીવજ જાગે છે એમ કહ્યું તે બરાબર છે પણ મૂર્ચ્છાવસ્થામાં કર્મ અને અનુસ્મૃતિ એ બે હેતુઓ હોતા નથી. તો પછી એક વખત જીવ મૂર્ચ્છામાં પડયા પછીથી તે પાછો જાગતો નથી પણ બીજો કોઇ જાગતો હોવો જોઇએ. મૂર્ચ્છામાં સ્મૃતિનો તદ્દન નાશ હોય છે. જેમ અમરુ રાજાને મૂર્ચ્છા દશાપછી શંકરાચાર્યના જીવનો તેમાં પ્રવેશ થયો ત્યારે તેને પૂર્વાપરનું સ્મરણ છૂટી ગયું હતું. તેવે વખતે તેમ અન્યથીજ લૌકિક વ્યવહાર તેમ તે અન્યત્ર પણ બનશે. વળી અનુસ્મરણ એ શું છે? તેતો બુદ્ધિની વૃત્તિઓ છે. અને બુદ્ધિ એટલે ઉપાધિ. ત્યાં જે જીવ પ્રવેશે છે તેજ જીવ, ગંગાના પ્રવાહમાં અન્ય જલ ભળે તે અન્ય જલ વાળું હોય છે તેમ તે જીવ પણ અન્યની સંજ્ઞા પ્રાપ્ત કરીને તે કાર્ય કરશે તો પછી મૂર્ચ્છામાં તેનો તે જીવ નથી. પણ અન્યજ છે.

**ઉત્તર**—મૂર્ચ્છા અવસ્થા એટલે શું? તેનો તમને બરાબર ખ્યાલ નથી. મૂર્ચ્છા એ અર્ધ સંપત્તિ છે. તે તેનાથી ઈતરનો નિશ્ચય નહિ કરાવનાર જે સાધારણ બુદ્ધિ છે તે મૂર્ચ્છાવસ્થામાં પૂરેપૂરી હોતી નથી. તે અધૂરીજ ત્યાં પોતાનો વ્યાપાર કરે છે. મૂર્ચ્છિતના યજ્ઞના અધિકારના અભાવને લીધે ત્યાં વિધિની અપ્રવૃત્તિથી કર્મ અને અનુસ્મૃતિનો પણ પ્રત્યક્ષથીજ બાધ છે. ત્યાં અપૂર્વ લૌકિક વ્યવહાર સાધનરૂપ નથી તેથી અને પોતે જે કંઇ કરે છે તે પોતાના જીવન માટે કરે છે આથી ત્યાં અર્ધ સંપત્તિ છે "તે જીવ આ છે" એવો નિશ્ચય થાય છે. તેમ વિલક્ષણ વ્યવહારના અભાવથી "તે અન્ય હશે" એવો નિશ્ચય થાય છે. આથી તેમાં જણાતા વ્યવહારનો ચોકકસ નિર્ણય થઇ શકતો નથી. તેમાં વ્યવહારનો છે પણ તેનો ચોકકસ નિર્ણય કરી શકાતો નથી. વળી અમરુ રાજાનું દૃષ્ટાન્ત આપવું તે યુક્ત નથી કારણ કે બ્રહ્મ વૈવર્તના બ્રહ્મખણ્ડમાં મૂર્ચ્છિત ઉપબર્હણ ગંધર્વની મૂર્ચ્છા પછી પાછું ભાન આવતાં તેને પ્રથમના જીવનું સ્મરણ

થયું હતું. આથી ત્યાં એકનો એકજ જીવ હશે કે અન્ય એમ બરાબર નિશ્ચય કરી શકાતો નથી તેથીજ આપણને તે વિષે શંકા રહે છે એ વાત ખરી છે. તેથીજ અમે એમ કહીએ છીએ કે મૂર્ચ્છામાં અર્ધ સંપત્તિ છે પણ તેથી એમ ઠરતું નથી કે ત્યાં અન્ય જીવ હશે? જીવ તો મૂર્ચ્છા પૂર્વ અને પછી એકજ છે પણ અર્ધ મૂર્ચ્છા કાલે અર્ધ સંપત્તિને લીધે તેનું નિશ્ચયપૂર્વક જ્ઞાન થતું નથી. આથી મુગ્ધના દૃષ્ટાન્તથી સુષુપ્તિના સિદ્ધાન્તનો ભંગ થતો નથી. માટે સુષુપ્તિમાં જે જીવ સૂતો હતો તેજ જાગે છે. માટે સુષુપ્તિ, સ્વપ્ન કે જાગ્રત્ તમામ અવસ્થામાં એકનો એકજ જીવ છે. અને તે જીવને સ્વપ્નાદિ દોષ જો સંબન્ધ બિલકુલ છેજ નહિ. વળી તે ઉત્તમ દેહથી યુક્ત છે અને ભગવાનના જ્ઞાનથી રહિત હોવા છતાં તે જ્ઞાનનો અધિકારી છે.

**(સાર)**—સ્વપ્નાવસ્થાની માફક સુષુપ્તિમાં પણ એકનો એક જીવજ છે. તે અવસ્થામાં જીવ હિતા નામની નાડીઓમાં તથા આત્મામાં પ્રવેશેલો હોય છે તેથી તેને સ્વપ્નનો અનુભવ હોતો નથી, પણ જ્યારે તે જાગે છે તે ત્યાંથીજ પાછો જાગે છે. તેને હૃદય પ્રદેશમાં પાછું આવવું પડતું નથી આને માટે કર્મ, અનુસ્મૃતિ, શ્રુતિ અને વિધિનાં કારણો હેતુઓ છે. સુષુપ્તિ પહેલાં અધૂરાં મૂકેલાં કામને જાગ્યા પછીથી પાછાં પૂરાં કરે છે, તથા સુષુપ્તિ પૂર્વેનાં કામનું સ્મરણ જાગ્યા પછી પાછળથી થાય છે, તથા શ્રુતિ તેમજ વિધિ વચનો હોવાથી સુષુપ્તિનો જે જીવ તેજ જાગે છે. વળી મૂર્ચ્છા દશામાં પણ જો કે જીવને ચોકસ જ્ઞાન હોતું નથી. તેથી ત્યાં અર્ધ સંપત્તિ હોય છે. તેથી અત્રે નિશ્ચય થઈ શકતો નથી કે ત્યાં મૂર્ચ્છામાં પડેલો જીવ અમુક છે અને ત્યાર પછીથી જાગનાર જીવ જૂદો છે. ત્યાં જીવ તો એકનો એકજ છે પણ તેના વિષેનું જ્ઞાન બરાબર નથી.

---

## ૪ થું અધિકરણ.

**સૂત્ર ૧૧**—આ અધિકરણમાં વિષયના નિશ્ચય માટે બ્રહ્મના સ્વરૂપનો વિચાર કરવામાં આવે છે. આ વિષયમાં અન્યોન્ય જે વિરુદ્ધ વાક્યો છે તેના નિર્ણય કરવામાં આવે છે. પ્રથમ અધ્યાય અને દ્વિતીય અધ્યાયોમાં સમન્વય અને અવિરોધથી બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તે બે અધ્યાયના બ્રહ્મના કર્તૃત્વ વિષેના તમામ સંશયોનું નિવારણ કર્યું હતું અને બ્રહ્મમાંજ જડ અને જીવનો આવિર્ભાવ છે એમ જણાવ્યું હતું. હવે બ્રહ્મના ધર્મોમાં જણાતા વિરોધનો વિચાર કરવાનો બાકી રહે છે તે વિષે આ અધ્યાયના તૃતીય પાદમાં ખાસ કરીને કહેવામાં આવશે. અહિંઆં તો બ્રહ્મમાં જે જડ અને જીવના ધર્મો જોવામાં આવે છે તે વિષે વિચાર કરવામાં આવે છે.

કેટલીક શ્રુતિઓ વાંચતાં આપણને એમ સમજાય છે કે કવચિત્ બ્રહ્મમાં જડ અને જીવના ધર્મો કહેવામાં આવ્યા છે અને કેટલીકમાં તેમનો નિષેધ કર્યો છે જેમ કે છાં. ૩–૧૪–૨માં બ્રહ્મને મનોમય, પ્રાણ, શરીર, ભારૂપ, સત્યસંકલ્પ, આકાશાત્મા, સર્વકર્મો, સર્વકામ, સર્વગન્ધ, સર્વરસ કહેલ છે.

બીજે સ્થળે તો "અપ્રાણ. અમના, શુભ્ર" 'નિષ્કામ નિષ્ક્રિય' "શાન્ત" તથા "અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અરસ, નિત્ય, અગન્ધ, અસ્થૂલ, અને અનણુ" વગેરે રૂપે કહેલ છે. તો અહિંઆં સંદેહ થાય છે કે બ્રહ્મ સધર્મક અને નિર્ધર્મક હશે? કે બેમાંથી એકજ રૂપે હશે? અહિંઆં મનોમય" વગેરે જે ધર્મો છાં. ૩–૧૪–૨માં જણાવેલા છે તે જીવનાજ છે એમ કહેવું વ્યાજબી નથી, કારણ કે તે ધર્મો બ્રહ્મના પ્રકરણમાં જણાવેલા છે. વળી લોક પ્રતીતિ શ્રુતિની સરખામણીએ દુર્બલ હોવાથી અસ્થૂલાદિ વાકયમાં તેમનો નિષેધ છે. તેથી બન્ને પ્રકારનાં વાકયોમાં આ વિષેનો સંદેહ છે. બ્રહ્મની અંદર જે ધર્મો જોવામાં આવે છે તે ઉપાસનાને માટે લક્ષણાથી લીધેલા હોવાથી બ્રહ્મ તે રીતે સધર્મક છે, પણ ખરી રીતે બ્રહ્મમાં આરોપ કરવામાં આવેલ ધર્મો છેજ નહિ, તે ધર્મો જીવના છે પણ જીવ

તે બ્રહ્મની ઉપાસના કરી શકે માટેજ તેનો આરોપ અહિંઆં કર્યો છે વસ્તુતઃ બ્રહ્મમાં ધર્મો નથી. માટે બ્રહ્મને સધર્મક તરીકે સ્વીકારી શકાય નહિ. શ્રુતિમાં તો બ્રહ્મ નિર્ધર્મકજ કહેલ છે. નિષેધ શ્રુતિનું અન્ય પ્રયોજન નહિ હોવાથી, ફક્ત બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન થયું એજ તેનું ફલ છે. તેથી બ્રહ્મ નિર્ધર્મકજ છે. આમ પૂર્વપક્ષ છે.

અથવા બીજી રીતે પણ પૂર્વપક્ષ હોઇ શકે. આ પ્રમાણે સધર્મક અને નિર્ધર્મક બ્રહ્મ ઉભય પ્રકાર નિષેધ્ય છે.

આ પૂર્વપક્ષના વિરોધનો પરિહાર આગળ ઉપર જૂદી જૂદી રીતે કરવામાં આવશે. અહિઆં પ્રથમ અન્ય મતના નિષેધ પૂર્વક પ્રથમના વિરોધનું સ્થાપન કરે છે. અહિંઆં કેટલાક બ્રહ્મવાદના એકદેશી ઋષિઓ આ પ્રકારે શ્રુતિનો અવિરોધ કહે છે. "જેમાંથી આ ભૂતો ઉત્પન્ન થાય છે!" "હે સૌમ્ય આગળ સત્જ હતું" વગેરે શ્રુતિઓમાં ભગવાનને ઉપાદાન કારણ જણાવ્યું છે. અને તે ઉપાદાન કારણરૂપ બ્રહ્મમાંથી જગત્ જીવ વગેરે કાર્યો ઉત્પન્ન થાય છે. આથી બ્રહ્મ કાર્યમાં સઘળે ઓત પ્રોત છે. કોઇપણ કાર્ય આ કારણ સિવાય–બ્રહ્મ સિવાય નથી. તેથી જેમ કારણ રૂપ પૃથ્વી ઘટ, પટ, સ્તમ્ભ વગેરેમાં હોવા છતાં તેને રૂપને ધારણ કરે છે તે પ્રમાણે ભગવાન્ પણ અદ્રશ્ય આદિ દ્રવ્યોમાં, રસાદિ ગુણોમાં, તે તે રૂપને ધારણ કરે છે અને તે તે વ્યવહાર વાળા બને છે. તેથી બન્ને પ્રકારના લિંગવાળું બ્રહ્મ છે એવો એક મત છે.

અથવા બીજી રીતે પૂર્વ પક્ષનું સમાધાન કરવામાં આવે છે. કારણમાંજ તે તે પ્રદેશના અવચ્છેદથી રૂપ તથા તેના અભાવ છે કારણકે કારણનું સામર્થ્ય અચિન્ત્ય છે. સ્વતઃ તેનો અભાવ હોવાથી સ્થાનથી તેનો અંગીકાર પણ યુક્ત નથી. સ્થાનમાં તેનું ઉભય લિંગત્વ શી રીતે હોઈ શકે એવા પ્રશ્નના વિચારમાં અસત્માંથી સત્તાનો પ્રસંગ આવે. માટે બ્રહ્મ ઉભય લિંગ છે એમ અમારો મત છે. આથી બ્રહ્મસ્થાનથી પણ ઉભય છે એમ એ પદથી તેનો અનુવાદ કરીને નિષેધ કરે છે કે સ્થાનથી તે પ્રમાણે નથી. સ્થાન એટલે ઉપાધિ, તેનાથી પણ અર્થાત્ પ્રદેશના ભેદથી પણ બ્રહ્મ ઉભય લિંગવાળું સંભવતું નથી–તે શાથી? સર્વ વાક્યોમાં ઉભય લિંગવાળા રૂપનોજ ઉપદેશ કરવામાં આવ્યો છે. આ પ્રકારે અહિંઆં એ રીતનો પ્રયોગ સિદ્ધ થાય છે. પર બ્રહ્મની લિંગતા તે ઉપાધિના ભેદથી તથા પ્રદેશના ભેદથી નથી. કારણ? સર્વત્ર એટલે સર્વ વાક્યોમાં તેનો–ઉભયલિંગ વાળા બ્રહ્મનોજ ઉપદેશ કરવામાં આવ્યો છે આથી જે આ પ્રકારનું છે, તે તેવુંજ છે. જે આ રીતનું નથી તે તેવું નથી, લોકની માફક અહિંઆં શંકા થાય કે સર્વત્ર બ્રહ્મ ઉભય લિંગ છે એમ કહેવામાં પ્રમાણ શું? સર્વત્ર એવા પ્રકારના રૂપનો ઉપદેશ બરાબર છે, કારણકે સર્વ કામાદિ વાક્ય (છાં. ૩–૧૪–૨) જેમ બ્રહ્મનું સધર્મકત્વ પ્રતિપાદન મુખ્યતઃ કરે છે તેમ "અશબ્દ, અસ્થૂલ" વગેરે નિષેધ શ્રુતિ પણ નિર્ધર્મક બ્રહ્મનું પ્રતિ પાદન કરે છે. આ ઉભય પ્રકારનું બ્રહ્મનું સ્વરૂપ એકજ છે એમાં કોઇ ભિન્નતા નથી. જેમ "દીર્ઘદાંત વાળો હાથી" એકલુંજ વાક્ય કોઇ કહે તો તેથી તેમાં હાથીની શુંઢનું કથન કર્યું નથી છતાં પણ તે હાથીની શુંઢનું પણ કથન છે એમ સમજી શકાય છે. તેજ પ્રમાણે બ્રહ્મને વિષે જે ધર્મો કહેલા ના હોય તે ધર્મો પણ બ્રહ્મને વિષે સિદ્ધ છે. વળી બ્રહ્મનું સામર્થ્ય અચિન્ત્ય છે એમ કહેવાથી એમ ઠરતું નથી કે સ્થાન પરત્વે બ્રહ્મનું સ્વરૂપ છે. કારણ કે સામર્થ્ય અચિન્ત્ય હોવામાં બ્રહ્મ અચિન્ત્ય સામર્થ્ય વાળા હોવાથી તેમની અચિન્ત્યતાને લીધે જીવને જ્ઞાનનો ઉદયજ થશે નહિ તો પછી "બ્રહ્મને જાણીને મૃત્યુને પણ તરી જાય છે" એ વાક્યમાં જે મુક્તિનું કથન કર્યું છે તેનો પણ બાધ આવે. માટે અન્ય મતો પ્રમાણે બ્રહ્મમાં જડ અને જીવના ધર્મો છે પણ ખરા અને નથી પણ ખરા એમ કહેવું અશક્ય હોવાથી શ્રુતિમાં જણાવેલો વિરોધ સિદ્ધ છે. ૧૧

**સૂત્ર ૧૨**—અન્ય પ્રકારથી ઉભયલિંગત્વના વિરોધના સમાધાનની આશંકા કરીને તેનો ત્યાગ કરે છે.

**શંકા**—બ્રહ્મ ઉભયપ્રકારનું છે એવી ઉક્તિથી વિરોધ સંભવતો નથી. શાથી? ભેદ છે તેથી. લોકમાં

તે તે કાર્ય અને કારણ વચ્ચે ભેદ જોવામાં આવે છે તેથી પ્રપંચથી વિલક્ષણ બ્રહ્મ જૂદું છે અને પ્રપંચના લક્ષણવાળું બ્રહ્મ જૂદું છે. તેમ જેનું જ્ઞાન થાય છે તે બ્રહ્મ ભિન્ન છે અને જેનું જ્ઞાન નથી તે પણ ભિન્ન છે. આમ એક ભેદના અંગીકારમાં તે સર્વ ઉપપન્ન છે.

**ઉત્તર**—મધુ બ્રાહ્મણમાં 'આ પૃથ્વી સર્વનું મધુ છે' (બૃ. ૨-૫-૧) વગેરે વાકયોમાં બ્રહ્મની અભેદતા જણાવી છે. ત્યાં કાર્ય અને કારણના રૂપના ભેદનો નિષેધ કરવામાં આવ્યો છે. વળી ત્યાં તે તે વાકયોમાં તેના તેના ધર્મોનું શ્રવણ છે. તો પણ ત્યાં પ્રતિપાદ્ય બ્રહ્મ સર્વત્ર એક રૂપ હોવાથી સર્વત્ર સર્વ કાર્ય, સર્વ કારણ, સર્વ રૂપો, અને સર્વ પ્રકારો છે. તેથી ત્યાં ભેદ છે એમ કહીને શ્રુતિઓના અર્થ કલ્પવા તે યોગ્ય નથી. ૧૨

**સૂત્ર ૧૩**—આ પ્રકારે પ્રત્યક્ષ શ્રુતિથી ભેદનું નિરાકરણ કરીને કદાચિત્ કોઇ સ્મૃતિનો આધાર દેખાડીને એમ કહે કે સધર્મક અને નિર્ધર્મક બ્રહ્મ વચ્ચે ભેદ છે તો તેનો ઉત્તર આપવાને આ સૂત્ર પ્રયોજે છે. આ સૂત્રમાં अपि "પણ" શબ્દ એમ સૂચવે છે ભેદના અભાવમાં અન્ય પ્રમાણ છે તેથી સ્મૃતિના આધારથી જો ભેદ દેખાડવામાં આવે તો તે ટકી શકશેજ નહિ. કેટલાક કહેતાં કણ્વ, મધ્યંદિનીની શાખા વાલાઓ ભેદના નિષેધ પૂર્વક અભેદ જણાવે છે. તેઓ કહે છે કે સધર્મક બ્રહ્મ અને નિર્ધર્મક બ્રહ્મમાં ભેદ નથી પણ અભેદજ છે. કારણ કે બ્રહ્મના વિષે એવી શ્રુતિઓ છે કે "તે મનથીજ પ્રાપ્ત કરવા જોઇએ" "બ્રહ્મમાં કંઇ પણ નાનાત્વ નથી" "જે અહિંઆં નાનાત્વ જૂએ છે તે મૃત્યુ કરતાં પણ વિશેષ મૃત્યુને મેળવે છે" આ શ્રુતિઓમાં ભેદનો નિષેધ કર્યો છે. અહિંઆં પહેલાં "પ્રાણના પ્રાણ" વગેરેથી તેના નિયામક પ્રાણાદિના આધિદૈવિકને જે જાણે છે તે બ્રહ્મને જાણે છે એમ કહીને તેનેજ તે પ્રાપ્ત છે એમ કહેતાં તેના સ્વરૂપને કહે છે "અહિંઆં નાનાત્વ નથી" અર્થાત્ બ્રહ્મ મનથીજ પામ્ર કરી શકાય તેવા છે, તેમાં નાનાત્વ (ભેદ) નથી. છતાં જે કંઇ વેદન (જ્ઞાન) નો વિષય બને છે તે સઘળું બ્રહ્મજ છે. તેનાથી જૂદું કંઇ પણ નથી. આ અર્થને વિશેષ દઢીભૂત કરવાને માટે આગળ કહે છે કે જે કોઇ બ્રહ્મમાં ભેદ જોશે તે મહામૃત્યુને પ્રાપ્ત થશે. મૂળ શ્રુતિમાં य इह नानेव पश्यति" જે નાનાત્વ (ભેદ) જેવું જુએ છે" એવા શબ્દો છે ફક્ત "ભેદ જુએ છે" એમ નહિ, આથી "હું એક છું બહુ થાઉં" એ શ્રુતિમાં જેમ બ્રહ્મની ઇચ્છાથી નૈમિત્તિક નાનાત્વની પ્રતીતિ થાય છે, તેની અહિંઆં વ્યાવૃત્તિ કરી છે. આથી બ્રહ્મની પોતાનીજ ઇચ્છાથી વિલક્ષણ સ્વરૂપે તે દેખાય છે. આથી બ્રહ્મની સધર્મકતા તથા નિર્ધર્મકતામાં કંઇ પણ જૂદાપણું નથી. આથી વાસ્તવિક સજાતીય, વિજાતીય, અને સ્વગત ભેદનેજ જૂએ છે તેનેજ દોષ લાગે છે એમ સમજાય છે. અર્થાત્ બ્રહ્મમાં વાસ્તવિક રીતે સજાતીય, વિજાતીય અગર સ્વગત ભેદોજ નથી. આથી જો સ્મૃતિમાં ભેદ દેખાડવા હોય તો તે પ્રમાણ વગરનો છે માટે સ્વીકાર્ય નથી. તેમજ વળી શ્રુતિમાં બ્રહ્મની ઉભયલિંગતા સિદ્ધ હોવાથી, તેની સાથે વિરોધ જણાવનારી શ્રુતિઓ અર્થની બોધક હોતી નથી.

**(સાર)** આ અધિકરણમાં બ્રહ્મ સધર્મક કે નિર્ધર્મક છે? તથા કેટલીક શ્રુતિઓમાં જડ અને જીવના ધર્મો બ્રહ્મમાં જોવામાં આવે છે તો તે ધર્મો બ્રહ્મમાં છે કે નહિ? એ પ્રશ્નનો વિચાર કરે છે. પ્રથમ એકદેશીના મત પ્રમાણે તેનો ખૂલાસો સૂ. ૧૧ માં આપે છે. એક દેશી ઋષિઓ એમ કહે છે કે સ્થાન પરત્વે બ્રહ્મના સ્વરૂપમાં ભેદ હોવાથી, તેમ કેટલીક જગ્યાએ "अपि પણ" શબ્દથી એ ભેદ જણાવેલો હોવાથી તથા બ્રહ્મનું સામર્થ્ય અચિન્ત્ય હોવાથી, પરબ્રહ્મમાં ઉભયલિંગતા સંભવતી નથી. કારણ કે સર્વત્ર બ્રહ્મ વાકયોમાંજ આ પ્રકારે બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે.

સૂત્ર. ૧૨ માં એવી શંકા કલ્પી છે કે પ્રપંચ ધર્મવાળું બ્રહ્મ અને તેનાથી રહિત બ્રહ્મ એમ બે જૂદા બ્રહ્મો છે. એમ ભેદના અંગીકાર હોવાથી પ્રથમ જણાવેલો વિરોધ નથી. આ સામે કહે છે કે

ૃતિના પ્રત્યેક વચનમાં અભેદ છે. તેમજ કેટલાક શાખાવાળાઓ એમ કહે છે કે બ્રહ્મમાં ભેદનો નિષેધ કરેલો છે અને અભેદતાનુંજ પ્રતિપાદન કરેલું છે.

---

૫મું અધિકરણ.

**સૂત્ર ૧૪**—આ પ્રકારે ઉભયલિંગની શ્રુતિઓનો વિરોધ સિદ્ધ થતાં, છાં. ૩–૧૪–૨માં બ્રહ્મને "સર્વકર્મા, સર્વકામ" એ રીતે જે વર્ણવ્યું છે ત્યાં સર્વ કર્મત્વ તથા સર્વકામત્વ ધર્મો બ્રહ્મમાં છે કે નહિ? અહિંઆં પ્રથમ એક દેશીના મત પ્રમાણે સમાધાન કરવામાં આવે છે કે તેના મતમાં કંઇક દૂષણ છે તે આગળ ઉપર કહેવામાં આવશે. ઉપર જણાવેલી રીતે જો શ્રુતિઓમાં વિરોધ આવી પડે તો સમજવું કે બ્રહ્મ એ જગતથી જૂદું છે. આથી સૂત્રમાં 'અરૂપવદ્" શબ્દ યોજ્યો છે. "રૂપ" એટલે જે વ્યવહારનો વિષય છે તે. તેનાથી યુક્ત તે "રૂપવત્" અર્થાત્ વિશ્વ. બ્રહ્મ "રૂપવત્" નથી એટલે વિશ્વથી જૂદા પ્રકારનું છે. શાથી બ્રહ્મ વિશ્વથી જૂદુ છે એમ કોઇ પ્રશ્ન પૂછે તો કહે છે કે તે બ્રહ્મજ પ્રધાન કહેતાં મુખ્ય છે. જ્યાં જેનું પ્રતિપાદન કરવામાં આવ્યું હોય ત્યાં તેજ મુખ્ય છે. બ્રહ્મના પ્રતિપાદનમાં તેના ધર્મો મુખ્ય છે અન્યના ધર્મો નહિ, સર્વત્ર બ્રહ્મનુંજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વળી જેમ અસ્થૂલાદિ વાક્યમાં "एतद्वैतदक्षरम्" માં કેવલ બ્રહ્મને પ્રકૃત વિષય બનાવીને અન્ય પ્રમાણથી અનધિગત પ્રશાસન વગેરે ધર્મો ત્યાં કહેવામાં આવે છે તે પ્રમાણે જો કહેવામાં આવે તો સર્વ કર્મત્વાદિ મુખ્યજ થાય. વળી બ્રહ્મના ધર્મો લૌકિક ધર્મને તુલ્ય, અને લોક પ્રસિદ્ધ હોય છે. "મનોમય પ્રાણશરીર" માં બ્રહ્મને શરીરવાળું જણાવ્યું છે, અને તે પ્રકારના તેના ધર્મો પ્રસિદ્ધ છે એમ અનુવાદ કર્યો છે. આથી બ્રહ્મને "સર્વ કર્મ" કહ્યા છે. તેનો અર્થ એવો છે કે સર્વનું કર્મજ જેનું કર્મ છે, અથવા જેનું સઘળું કર્મ છે તેવું બ્રહ્મ છે. અહિંઆં "સઘળું" એટલે શું? એમ કોઇને શંકા થાય તો કહે છે, તે લોક પ્રસિદ્ધનોજ અનુવાદ છે, અર્થાત્ જે કર્મ લોકમાં પ્રસિદ્ધ છે તે કર્મ બ્રહ્મનું છે. આથી શરીરના ધર્મોજ સર્વ કર્મત્વ વગેરે છે, કારણ કે તે મુખ્ય નથી તેથી. તે ધર્મોનો ભગવાનમાં ઉપચાર કરવામાં આવે છે. માટે તે યુક્ત છે એમ અર્થ છે. તેથી કાર્યના ધર્મો પણ કાર્યની માફક બ્રહ્મરૂપ છે. જેમ જડ તથા જગત્ એ બ્રહ્મરૂપ છે તેમ કાર્યના ધર્મો પણ બ્રહ્મરૂપ છે, બ્રહ્મના ધર્મરૂપ નહિ. એમ આથી સિદ્ધ થાય છે. ૧૪

**સૂત્ર. ૧૫–શંકા**—જો સર્વ કર્મત્વાદિ ધર્મોને ઔપચારિક (લાક્ષણિક) તમે લેતા હો તો પછી કેવલ બ્રહ્મ સર્વ વ્યવહારથી અતીતજ થશે. તમે કહેશો કે કેમ બ્રહ્મને "પ્રશાસ્તા" વગેરે ધર્મથી ઓળખાવેલ છે ને? પણ તેનાથી બ્રહ્મ વિષેનો વ્યવહાર બની શકશે નહિ. તે "પ્રશાસિતૃત્વ" વગેરે બ્રહ્મના ધર્મો અલૌકિક હોવાથી એકદમ બુદ્ધિમાં તે ઉતરી શકતા નથી. આથી શાસ્ત્ર પણ નિરર્થક બનશે. કોઇ વ્યવહારથી અતીત બ્રહ્મ સમજવાને માથા કૂટજ નહિ કરે. વળી તેવું બ્રહ્મ મનથી પણ અગોચર હોવાથી "મનથીજ તેને પ્રાપ્ત કરવું જોઇએ" એમ જે શ્રુતિ છે તેમાં પણ વિરોધ આવશે. એટલુંજ નહિ પણ "તે ઔપનિષદ પુરુષ વિષે પૂછું છું" (બૃ. ૩–૯–૨૬) "જ્યાંથી વાણી પાછી ફરે છે" (તૈ. ૨–૯) ની શ્રુતિઓનો પણ વિરોધ જણાશે.

**ઉત્તર**—ના. તમે જણાવો છો તેવા પ્રકારનો વિરોધ નથી. તેને માટે અમે એક દૃષ્ટાંત તમને આપીશું કે તેથી તમારી શંકાનો ખૂલાસો થશે. જેમ સૂર્યનો પ્રકાશ તે વ્યવહાર્ય છે તેમ અવ્યવહાર્ય છે, તેમ બ્રહ્મ છે. સૂર્યના પ્રકાશનો વ્યવહાર એમને એમ કરી શકાતો નથી. જો સૂર્ય ઉગેલો હોય ત્યારે મેઘાદિના અભાવમાં સાન્નિધ્ય માત્રથી વ્યવહાર કરવો શક્ય છે. અર્થાત્ સૂર્ય ઉગેલો હોય અને આકાશમાં વાદળાં ન હોય તો સૂર્યને આપણે જોઇ શકીએ છીએ. તેજ પ્રમાણે

લૌકિક વાણી તથા મનથી બ્રહ્મ વિષેનો વ્યવહાર આપણે કરી શકતા નથી, પણ તેમની પોતાની સંનિધિથી આપણે તે પ્રમાણે કરી શકીએ છીએ. માટે બન્ને પ્રકારની શ્રુતિઓ વચ્ચે વિરોધજ નથી.

**શંકા**—શાથી તમે આ પ્રમાણે સમજો છો.

**ઉત્તર**—સૂર્યના દૃષ્ટાન્તથીજ બ્રહ્મની વ્યવહાર્યતા તથા અવ્યવહાર્યતા સમજવી જોઇએ, નહિ તો એમાંથી એક શ્રુતિ નિરર્થક બનશે. સૂત્રમાં ' च અને ' મૂક્યો છે. તેનું તાત્પર્ય એ છે કે "બેસવા છતાં પણ તે દૂર જાય છે "(ક. ૧-૨-૨૦) એવી શ્રુતિના બલથી પણ ભગવદ્ ધર્મો વિષે લોકનો વિરોધ દૂર કરાય છે વળી તે ધર્મો કારણ અને કાર્ય રૂપ નથી. તે નિત્ય અને અને અલૌકિક છે તેથી તેમાં કોઇ પણ દોષ નથી. ૧૫

**સૂત્ર ૧૬—શંકા**-તો પછી વિરોધ દૂર કરવાને માટે અલૌકિક ઇન્દ્રિયોને કેમ સ્વીકારતા નથી? શ્રુતિમાં કહેલા દર્શન શ્રવણ વગેરે ધર્મો અકાર્ય છે એમ કલ્પના કરવી તેના કરતાં તે ઇન્દ્રિયો અલૌકિક છે એમ કલ્પવું વધારે સારૂં છે. તેથી "બ્રહ્મને ચક્ષુ નથી છતાં પણ જૂએ છે" એવી શ્રુતિમાં જણાતો વિરોધ પણ દૂર થશે.

**ઉત્તર**—શ્રુતિ બ્રહ્મના સ્વરૂપને ઇન્દ્રિયો રહિત કહે છે. 'તે પ્રજ્ઞા ઘનજ છે' એમ બૃ. ૪-૫-૧૩માં કહે છે. ત્યાં મીઠાના કકડાનો દાખલો આપીને કહે છે કે જેમ મીઠાના કકડાનું બાહ્ય તેમજ આન્તર સ્વરૂપ મીઠુંજ છે. તે મીઠારૂપેજ રસરૂપ છે, તેજ પ્રમાણે બ્રહ્મ પ્રજ્ઞાન રૂપે છે. આથી બ્રહ્મના સ્વરૂપના વર્ણનમાં ઇન્દ્રિયોનું કથન કરેલું નહિ હોવાથી તેની (બ્રહ્મની ઇન્દ્રિયોની) કલ્પના કરવી તે યુક્ત નથી.

**શંકા**—તો પછી બ્રહ્મનું કર્મ સંભવે નહિ. બ્રહ્મમાં કર્તૃત્વ પણ હોઈ શકે નહિ. ઇન્દ્રિયોનો વ્યાપાર હોય તોજ કર્મની ઉત્પત્તિ છે તો પછી બ્રહ્મને જગતનું કર્તૃ તથા "સર્વકર્મા" જે કહો છો તે ખોટું ઠરશે?

**ઉત્તર**—ના, શ્રુતિ કહે છે કે બ્રહ્મમાં ઇન્દ્રિયો નથી છતાં પણ કર્મ છે "આજ મહત્ ભૂત (બ્રહ્મ) નો નિઃશ્વાસ તે ઋગ્વેદ છે" "જેમ સઘળાં જલ સમુદ્રમાં એક થાય છે તેમ આ ભૂતોમાંથી ત્યાંજ ઉત્થાન પામીને તેમાંજ તે એક રૂપ થાય છે" આ શ્રુતિઓમાં બ્રહ્મની ક્રિયાઓ જણાવી છે. આથી બ્રહ્મમાં ઇન્દ્રિયોની કલ્પના કરવી નહિ. બ્રહ્મનું સ્વરૂપજ એવું છે કે તે સર્વાકારરૂપ છે અને તેથી તે સઘળું કરી શકે છે. સૂત્રમાં "च અને" શબ્દ ઉપરના અર્થને વધારે દૃઢીભૂત કરે છે કારણ કે તે બ્રહ્મને ઇન્દ્રિય રહિત જણાવનાર સ્મૃતિનો ઉલ્લેખ કરે છે. ભ. ગી. ૧૩-૧૪માં બ્રહ્મને "સઘળી ઇન્દ્રિયોથી વિવર્જીત કહેલ છે. માટે ઇન્દ્રિયોની કલ્પનાથી અવિરોધ નથી, અર્થાત્ બ્રહ્મમાં જો ઇન્દ્રિયોની કલ્પના કરવામાં આવે તો તેથી શ્રુતિઓમાં વિરોધ આવશે ૧૬.

**સૂત્ર ૧૭ શંકા**—બ્રહ્મ જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે એમ પ્રથમ સિદ્ધ થયું છે. વળી લોકમાં એ પણ જાણીતું છે કે કારણના ધર્મો કાર્યમાં હોય છે. આથી લૌકિક કાર્યમાં આવેલા કામાદિ ધર્મો પણ બ્રહ્મમાં છે તેનું અનુમાન કરાય છે. પણ "અકામ, આપ્તકામ" વગેરે શ્રુતિથી તે ધર્મોનો નિષેધ કરવામાં આવે છે. માટે જેઓ વેદને પ્રમાણ માને છે. તેઓએ તો અણુમાત્ર પણ અન્યથા કલ્પના કરવી વ્યાજબી નથી. માટે બ્રહ્મના ધર્મોની બાબતમાં વિરોધ આવે છે.

**ઉત્તર**—અમે અહિંઆં કંઇ પણ કલ્પના કરતા નથી, અમે તો શ્રુતિમાં જે જોઇએ છીએ તેજ કહીએ છીએ. શ્રુતિજ જડ અને જીવના ધર્મો બ્રહ્મમાં નથી એમ બૃ. ૨-૩-૧માં જણાવે છે. ત્યાં બ્રહ્મનાં બે રૂપો જણાવ્યાં છે મૂર્ત, અને અમૂર્ત, અધિદૈવત અને આધ્યાત્મિક બે પ્રકારનાં રૂપોના ભેદથી પાંચ ભૂતો કહ્યાં છે. પછીથી ત્યાં કહે છે કે "તેટલા માટે આદેશ છે કે ના, ના એમ" (अथात आदेशो नेति नेति એમ નિષેધ કરવામાં આવ્યો છે. અહિંઆં ના, ના એમ બે વખત નકારવાચક શબ્દ છે. તો તે

વિષે પૂછવાનું કે આ બે નકારનો અર્થ હકારમાં લેવો? અથવા પ્રથમ જણાવેલો અર્થ વીપ્સાથી અહિંઆં નિષેધ છે? અગર બે રૂપોનો નિષેધ કરે છે! અગર બ્રહ્મનો પરિશેષ કરે છે અથવા પ્રથમનો "ના" ભૂત રાશિનો નિષેધ કરે છે અને બીજો વાસના રાશિનો નિષેધ કરે છે? આ રીતે શ્રુતિ જાતેજ નિષેધના વાક્યનું વિવરણ કરે છે. અહિંઆં પ્રથમ अथ શબ્દ છે તે પ્રક્રમનો ભેદ દેખાડે છે. अतः તે હેતુના અર્થમાં છે. અર્થાત્ ઉપર કહેલાં રૂપો કાર્યના હેતુઓથી જ્ઞાપ્ય બ્રહ્મનો આદેશ–ઉપદેશ "नेति नेति" એમ છે. આમાં પ્રથમના नेतिमां न+इति શબ્દો છે અને બીજામાં પણ તે પ્રમાણે છે. પ્રથમનો इति પ્રકારને જણાવે છે. "એમ એવા અર્થમાં છે" અને બીજો इति "આટલું" એ અર્થ જણાવે છે. તેમાં પ્રથમના नेति શબ્દનું વિવરણ શ્રુતિમાં "न ह्येतस्मान्" કરે છે. અર્થાત્ કારણથી પંચભૂતો આ ઉપાદાનરૂપ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયાં છે માટે કાર્ય અને કારણના પ્રકારના ઐક્યના અભાવથી કાર્યના પ્રકારવાળું બ્રહ્મ નથી. હવે બીજા नेति नेति નું વિવરણ કરે છે. "અન્યત્પરમસ્તીતિ" કારણ કે અહિંઆં સર્વનો નિષેધ કર્યો નથી, તેમ બે રૂપનો પણ નિષેધ નથી. તેમ તેનું સ્થાપન માત્ર નથી એવો અર્થ છે. આથી માહારજનાવગેરેની તુલ્ય તે છે એમ જે જણાવ્યું છે તે તેના અરૂપનું નિવારણ કરવાને તેમ તેના અનામત્વના નિવારણ માટે નામનું નિરૂપણ કરે છે. નામનું નિરૂપણ કરીને પ્રથમ કરેલા વ્યાખ્યાનને વાક્યનો અન્ય અર્થ નથી એમ જણાવવાને શ્રુતિ કહે છે. "प्राणा वै सत्यं तेषामेष सत्यम्" પ્રાણ એટલે જે પ્રાણન કરે છે તે. તે પણ બ્રહ્મ કાર્ય છે. वै નિશ્ચય દેખાડે છે. અર્થાત્ પછીના સત્ય શબ્દ સાથે લેતાં તે એમ સૂચવે છે કે બ્રહ્મનાં કાર્યરૂપો તે ખરેખર સત્યજ છે. તેમાં અવિદ્યાથી વિવર્તરૂપો નથી. ત્યાં હેતુ જણાવે છે. કારણ કે તે પ્રાણાદિ કાર્યરૂપોનો 'આ' એટલે પરમાત્મા એ સત્યજ છે અથવા સદ્રૂપ તથા પોતાના સ્વરૂપ હોવાથી સત્ય પ્રાણ છે. તેમનું આ સ્વરૂપ બનેલું છે. અને તેથી નહિ. अस्मान् એવું વ્યાખ્યાન વાક્ય પણ નિષેધનું પ્રપંચમાં પર્યવસાન જણાવતું નથી. તેમ બ્રહ્મ સર્વ ધર્મથી રહિતપણાનો અર્થ જણાવતું નથી. આથી પ્રપંચથી જૂદું બ્રહ્મ હોવાથી તેમાં પ્રપંચના ધર્મનું વચન ઉપચારથી છે એમ યુક્ત છે. કારણ કે શ્રુતિથી તે રીતેજ પ્રતિપાદન કર્યું છે. સૂત્રમાં च શબ્દ સર્વ યુક્તિઓનું અનુસંધાન જણાવે છે. અર્થાત્ ફક્ત શ્રુતિથીજ કહેલો અર્થ સમજાતો નથી પણ તમામ યુક્તિઓનો એજ અર્થ છે. સૂત્રમાં अथ શબ્દ પ્રક્રમનો ભેદ છે એમ જણાવે છે અર્થાત્ બ્રહ્મની ભિન્ન પ્રકારતા જણાવે છે. તેનાથી પણ તે ગૌણજ છે એમ યુક્ત છે. શ્રુતિનો કહેલો તેજ અર્થ કરવો અન્ય નહિ, માટે અન્ય અર્થનું નિવારણ કરવાને સ્મૃતિના પ્રામાણ્યનો ઉલ્લેખ "अपि स्मर्यते" એ શબ્દોથી કરે છે. ગીતામાં "બ્રહ્મ અનાદિવાળું છે. તે નથી સત્, તેમ નથી અસત્" વળી ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि" આમાં જ્ઞેય બ્રહ્મનું કથન કરે છે અને તેના નિરૂપણમાં ક્ષેત્રરૂપ સદ્ અને અસત્નો નિષેધ કરે છે. તેથી આ નિષેધ પણ પ્રપંચના ધર્મો બ્રહ્મમાં ઉપચારથી છે એમ જણાવે છે. માટે શ્રુતિ તથા સ્મૃતિથીજ તે પ્રકારે નિર્ણય છે એવો અર્થ છે. ૧૭

**સૂત્ર ૧૮**—પ્રપંચના ધર્મો ભગવાનમાં ઉપચારથી છે એમ જે કહ્યું તેમાં અન્ય ગમક અહિંઆં જણાવે છે. अतः એ લ્યબ્લોપમાં પાંચમી વિભક્તિ છે. માટેજ પ્રપંચ ધર્મોને ઉપચારથી ભગવાનમાં યોજીને ઉપમાનું વાક્ય બૃ. ૧–૩–૨૨ માં કહેલ છે. તેમાં બ્રહ્મને મચ્છર, નાગ, ત્રણલોક, તથા તમામની સમાન જણાવેલ છે. નહિ તો "તેની સમાન કોઇ નથી તેમ અધિક પણ નથી" આવું વાક્યજ બ્રહ્મને માટે શ્રુતિમાં કહેવાય નહિ. બ્રહ્મ પરાત્પર તત્ત્વ છે. તેથી તેની અધિક કોઈ નથી તેમ સમાન પણ નથી એમ જણાવીને તેની સાથે સર્વની સમાનતાનો નિષેધ કર્યો છે. છતાં બૃ. ૧–૩–૨૨ માં મચ્છર, નાગ વગેરે સાથે તેની સમાનતા જણાવી છે. તો પછી આ અર્થનો વિરોધ નહિ આવે? તે વિરોધ દૂર કરવાને માટેજ ઉપચારથી તે ધર્મોનું બ્રહ્મ વિષે કથન કરવામાં આવે છે. બ્રહ્મની સાથે ખરી રીતે અન્યની સમાનતા નથીજ છતાં લક્ષણાથી બ્રહ્મની ઉપાસ્યતા છે. માટે તે ધર્મોનો તેમાં આરોપ કરવામાં

આવ્યો છે. આને માટે આ સૂત્રમાં "સૂર્યકાદિ"નું દૃષ્ટાન્ત આપે છે. સૂર્યક એટલે સૂર્ય સહિત જલ. આદિ શબ્દથી ચંદ્રક, ચંદ્ર સહિતનું જલ "જેમ આ જ્યોતિઃઆત્મા વિવસ્વાન્ બહુ રીતે ભિન્ન જલમાં પાછળ જતાં એક રીતે તથા બહુ રીતે જલ ચંદ્રની માફક દેખાય છે" (બ્ર. બિ. ૧૨) આ વાક્યમાં જલથી યુક્ત સૂર્યાદિ જેમ બ્રહ્મનું ઉપમાન છે તેમ મચ્છર, નામાદિથી યુક્ત પણ બ્રહ્મનું ઉપમાન બને છે તથા તેની સમાન થાય છે. માટે લક્ષણાથીજ આ ઉપમા સમજાય છે. સૂત્રમાં च શબ્દ આગળ કહેવામાં આવનાર વિરોધના અભાવનો સમુચ્ચય કરે છે, તેમ એક દેશીના મત પ્રમાણેનું આ અધિકરણ પૂરૂં થયું એમ તે જણાવે છે. માટે જડ અને જીવના ધર્મોનો ભગવાનમાં ઉપચાર (લક્ષણા) છે નિષેધ તો મુખ્ય છે. આ લક્ષણા સ્થાન પ્રમાણે છે. અને તેથી તે રીતે સર્વકામાદિ જડ જીવના ધર્મો તેમાં છે. વસ્તુતઃ તો તે ધર્મો તેમાં નથી એમ એક દેશીનો મત સિદ્ધ થાય છે. ૧૮

સાર—બ્રહ્મમાં જડ તથા જીવના ધર્મો સંભવે છે કે નહિ તે વિષે આ અધિકરણમાં એકદેશીના મતનું પ્રતિપાદન કરવામાં આવે છે. સૂ. ૧૯ માં તે જણાવે છે કે બ્રહ્મ વ્યવહારથી અતીત છે, કારણ અને કાર્યનું વૈલક્ષણ્ય કહ્યું છે તેથી બ્રહ્મનાં સ્વરૂપનાં પ્રતિપાદક વાક્યમાં બ્રહ્મ મુખ્ય જણાવેલ હોવાથી તેનુંજ નિરૂપણ છે, જગત્નું નહિ. આથી બ્રહ્મ જગતથી વિલક્ષણ હોવાથી જગત્ના ધર્મોનો બ્રહ્મમાં નિષેધ કર્યો છે. સૂ. ૧૫ માં સૂર્ય પ્રકાશનું દૃષ્ટાન્ત આપે છે અને કહે છે કે જેમ સૂર્યનો પ્રકાશ વ્યવહાર્ય છે તેમ અવ્યવહાર્ય છે તેમ બ્રહ્મપણ છે. આકાશમાં સૂર્ય ઉગેલો હોય અને મેઘ વગેરે ન હોય ત્યારે 'સૂર્ય છે" એમ આપણે કહી શકીએ છીએ બાકી સૂર્યના વિષયનો વ્યવહાર આપણાથી થઈ શકતો નથી. તેમ બ્રહ્મ પણ વ્યવહાર્ય અને અવ્યવહાર્ય છે. આમ હોવાથી બ્રહ્મનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર વ્યર્થ નથી તેમ બ્રહ્મમાં અલૌકિક ધર્મોનો વિરોધજ નથી. સૂ. ૧૬ માં એમ કહે છે કે બ્રહ્મનું સ્વરૂપ પ્રજ્ઞાન ઘન છે. તેનું વર્ણન મીઠાના કકડાના દૃષ્ટાન્તથી કરેલું છે. મીઠુ બહારથી તથા અંદરથી મીઠા સિવાય બીજારૂપે નથી તેમ બ્રહ્મનું પ્રજ્ઞાન સિવાય બીજું રૂપ નથી. આથી બ્રહ્મમાં ઇન્દ્રિયો નહિ છતાં સર્વકર્મત્વ વગેરે ધર્મો હોય છે. સૂ. ૧૭ માં **अथात आदेशो नेति नेति** વગેરે શ્રુતિનો વિચાર કર્યો છે, અને કહે છે કે તે શ્રુતિ જડ તથા જીવના ધર્મો બ્રહ્મમાં છે એમ જણાવે છે. વળી આગળ **અન્યત્પરમસ્તિ** વાક્ય છે. તેમાં બ્રહ્મને પ્રપંચથી જૂદુ વર્ણ્યું છે. આથી ત્યાં પ્રપંચના ધર્મોનું કથન ઔપચારિક છે એમ જણાવે છે. વળી સ્મૃતિ પણ આ ઔપચારિકત્વને જણાવે છે. અર્થાત્ બ્રહ્મની અંદર વસ્તુતઃ જડ તથા જીવના ધર્મો નથી પણ ઉપચારથી છે એમ એકદેશી માને છે. સૂ. ૧૮ માં તે જલ સહિત સૂર્ય તથા ચંદ્રનું દૃષ્ટાન્ત આપીને કહે છે કે બ્રહ્મ એક હોવા છતાં અનેક રૂપે થાય છે. અને તેની સૂર્ય તથા ચંદ્ર સાથે સમાનતા દર્શાવી છે તેમ બૃ. ૩-૧-૨૨ માં મચ્છર, નામ વગેરે બ્રહ્મની સમાન જે જણાવ્યાં છે તેમાં દર્શાવેલું બ્રહ્મ સાથેનું સામ્ય તે ઉપચારથી લક્ષણાથી છે એમ સમજવું જોઇએ. આથી વસ્તુતઃ બ્રહ્મમાં જડ તથા જીવના ધર્મો નથી પણ લક્ષણાથી તેનો આરોપ કરવામાં આવ્યો છે.

---

## ૬ઠું અધિકરણ.

**સૂત્ર ૧૯**—આ અધિકરણમાં સૂત્રકાર મુખ્ય સિદ્ધાન્તને જણાવતાં એક દેશીના મતનો વ્યવચ્છેદ કરે છે અર્થાત્ એકદેશીએ જડ તથા જીવના ધર્મોના ઉપચારથી બ્રહ્મમાં જે આરોપ કર્યા તે ખોટું છે એમ જણાવે છે. તો પછી ખરૂં શું? તો કહે છે કે **अम्बुवदग्रहणात्** જેમ જલ પ્રતિબિમ્બનું ગ્રહણ કરે છે તે પ્રમાણે સર્વ કામાત્વાદિ જે ધર્મો જણાવ્યા તે બ્રહ્મમાં નથી. અર્થાત્ તે ધર્મોનો પ્રતિબિમ્બની માફક બ્રહ્મમાં ઉપચારથી આરોપ નથી. સ્વચ્છ જલમાં દૂર સ્થિત કિરણોથી યુક્ત સૂર્યનું પ્રતિબિમ્બ પડે છે તેમ ત્રિવૃત્કરણમાં સમવાયી તરીકે પ્રવિષ્ટ જ્યોતિનું ગ્રહણ નથી. અહિંઆં તો ઉપાધિરૂપ મન,

પ્રાણાદિક પણ અસ્વચ્છ છે. અને બ્રહ્મ તો સમવાયીથી વ્યતિરિક્ત છે અને વ્યાપકતાથી સંબદ્ધ છે માટે તેને, ગ્રહણ કરવું શક્ય નથી જલ અને સૂર્યના દૃષ્ટાન્તમાં તો તે એક બીજાથી નિરાળાં છે અને તેથી સૂર્યનું પ્રતિબિમ્બ જળમાં પડતાં પ્રતિબિમ્બમાં સૂર્યના ધર્મનો આરોપ કરવામાં આવે છે. પણ બ્રહ્મમાં જડ અને જીવના ધર્મોનો આરોપ કરવાની કલ્પના જે કરવામાં આવે છે તે વ્યાજબી નથી કારણ કે જડ તથા જીવ તે બ્રહ્મથી ભિન્ન નથી, તે બ્રહ્મનાંજ રૂપ છે, તેથી તેના ધર્મોનો યોગ આમાં છેજ. જળ અને સૂર્યના દ્રષ્ટાંતમાં તો સૂર્યનું તેજ તે જળનું સમવાયી કારણ જ મૂળથી નથી. તો પછી જળના કંપનાદિ ધર્મોનો ત્યાં વાસ્તવયોગ જ નથી જડ અને જીવ બ્રહ્મનાં કાર્યો છે, બ્રહ્મ તેમનું સમવાયી કારણ છે. અને તેથી તે જડ તથા જીવનું સ્વાતન્ત્ર્ય જ નથી. બ્રહ્મમાં તે સર્વના આધાર હોવાથી તે કાર્યના ધર્મો તેનામાં છે. પણ તેથી એમ કરતું નથી કે એટલા જ ધર્મો તેનામાં છે. વેદમાં બ્રહ્મનાં "સર્વકર્મત્વ" વગેરે ધર્મો જણાવેલા છે. તે ધર્મો વસ્તુતઃ નથી પણ ઉપચારથી લેવાના છે. તે મિથ્યા છે એમ વેદમાં કહેલું નથી, જો વેદમાં એમ કહેલું હોય તો તેમાં કોઇને વિશ્વાસજ ન રહે. તેની અપ્રતારકતા તથા અસર્વજ્ઞતા પણ નષ્ટ થાય. માટે "સર્વકામાદિ" બ્રહ્મના ધર્મો તે સ્વાભાવિક જ છે, ઉપાધિના સંબન્ધથી ઔપચારિક નથી.

**સૂત્ર ૨૦**—હવે પોતાના સિદ્ધાન્તથી વિરોધ દૂર કરે છે. જેમ આકાશ વ્યાપક છે છતાં પણ કરક વગેરેની સાથે સંબન્ધ થતાં તે મોટું તથા નાનું ઉપાધિને લીધે જણાય છે. ઘટમાં ઘટાકાશ હોય છે, તેનાથી મોટા વાસણમાં મોટું આકાશ હોય છે, અને નાની કુલડીમાં તથા કરવામાં નાનું આકાશ છે. જેવું પાત્ર તે પ્રમાણે આકાશ મોટું તથા નાનું બને છે. અર્થાત્ અહિંઆં પાત્રરૂપી ઉપાધિથી આકાશમાં વધઘટ થાય છે તેજ પ્રમાણે બ્રહ્મ વ્યાપક છે છતાં પણ મન, પ્રાણ વગેરે ઉપાધિમાં અન્તર્ભાવને લીધે સર્વ કામાદિ ધર્મવાળું બને છે. મન, પ્રાણાદિ તે ઉપાધિ ખરી પણ તે બ્રહ્મનાં કાર્યરૂપો છે. આથી તે તે રૂપે બ્રહ્મના ધર્મો વ્યવહાર દશામાં દેખાય છે તે ખરા છે. જેમ ઘટમાં જણાતા આકાશ વિષે ઘટાકાશનો વ્યવહાર થાય છે, અને તે ખરો છે તથા તેનાથી મૂળ આકાશની વ્યાપકતામાં બાધ નથી. તેમ જડ તથા જીવના સંબન્ધથી બ્રહ્મમાં જે ધર્મો દેખાય છે તે ખરા છે અને તેથી બ્રહ્મની નિર્ધર્મકતામાં બાધ આવતો નથી. આથી બ્રહ્મ સધર્મક છે તથા નિર્ધર્મક છે એ બાબત સાર્થક બને છે. ૨૦

**સૂત્ર ૨૧-શંકા**—જો ઉપાધિ પ્રમાણે બ્રહ્મમાં તે ધર્મો જણાતા હોય તો પછી તે ધર્મો નૈસર્ગિક નહિ પણ નૈમિત્તિક ગણાવા જોઈએ. આથી સૃષ્ટિની પૂર્વે તે ધર્મો નહોતા એમ સિદ્ધ થાય છે.

**ઉત્તર**—ના, તેમ નથી, કારણ કે ભગવાન્ એ વિરુદ્ધ ધર્મોના આશ્રય છે. તેથી તમારૂં અનુમાન વ્યાજબી નથી. બ્રહ્મનું સ્વરૂપ સમજવામાં તર્કનો આશ્રય લેવો તે વ્યાજબી નથી. તેમાં ફક્ત એકજ પ્રમાણ છે અને તે શબ્દ-વેદાદિ. તેમાં જે રીતે બ્રહ્મનું સ્વરૂપ આલેખેલું છે તે પ્રમાણે સમજવું, તેનાથી જૂદાં અનુમાનો કરવાં નહિ. વેદમાં બ્રહ્મને સર્વ ધર્મથી યુક્ત કહેલ છે, એટલે તે તમામ વિરુદ્ધ ધર્મોનું આશ્રય જણાવેલ છે. બ્રહ્મ મોટામાં મોટું છે તેમ ન્હાનામાં ન્હાનું પણ છે. બ્રહ્મને હસ્ત પગ નથી છતાં વસ્તુ ગ્રહણ કરે છે તથા દોડે છે. તે બેસતા નથી છતાં દૂર જાય છે. વૈશ્વાનર વિદ્યામાં તથા કાઠકમાં હકિકત જણાવી છે. વળી અવતાર દશામાં ઉલૂખલબન્ધનાદિ લીલામાં પોતાનુ વિરુદ્ધધર્માશ્રયત્વ પ્રત્યક્ષ પ્રકટ કર્યું છે. માટે શ્રુતિ, સ્મૃતિ તથા પ્રત્યક્ષથી બ્રહ્મમાં સર્વ વિરુદ્ધધર્મોનું આશ્રયત્વ હોવાથી બ્રહ્મ પ્રતીતિમાં કોઇ પણ વિરોધ નથી. ૨૧

**સૂત્ર ૨૨**—આ પ્રકારે વસ્તુના સ્વરૂપના વિચારથી ખરી રીતે વિરોધ દૂર કરીને હવે યુક્તિથી વિરોધ દૂર કરે છે. શ્રુતિમાં જે 'અસ્થૂલાદિ' નિષધશ્રુતિ છે. તે વ્યર્થ નથી. તે સત્ય છે. તેમાં જે ધર્મોનો

નિષેધ કર્યો છે તે ખરો નિષેધ છે પણ તે શાનો ? તે બરાબર સમજવું જોઇએ. માટે અમે તમને સ્પષ્ટ કરીએ છીએ કે અસ્થૂલાદિ શ્રુતિ પ્રાકૃત ધર્મોનો નિષેધ કરે છે. તે એમ કહે છે કે બ્રહ્મમાં પ્રાકૃત ધર્મો નથી; અપ્રાકૃત-અલૌકિક ધર્મો તો છે. અસ્થૂલાદિ વાક્યથી બ્રહ્મ જગતથી જૂદુ છે એમ સમજાવ્યું છે, તેથી બ્રહ્મ પ્રાકૃત ધર્મવાળું નથી એમ કહે છે. પણ તેથી એમ ઠરતું નથી કે વેદમાં જે બ્રહ્મના અલૌકિક-અપ્રાકૃત ધર્મો જણાવ્યા છે તે નથી-પ્રાકૃત ધર્મથી રહિત હોવા છતાં પણ બ્રહ્મમાં અપ્રાકૃત ધર્મો છે, કારણ કે જે વાક્યમાં તે ધર્મોનો નિષેધ કર્યો છે ત્યાંજ તેનું પુનઃસ્થાપન કર્યું છે.

દાખલા તરીકે અસ્થૂલાદિ વાક્યમાં પ્રશાસનત્વ કારણનો નિષેધ કરીને પછીથી બ્રહ્મનું પ્રશાસનત્વ જણાવ્યું છે તેમ સર્વ ધર્મોનો બ્રહ્મમાં નિષેધ કરીને તેના વેદનનો નિષેધ કર્યો છે ત્યાં તેનું વેદન પણ જણાવે છે. न तदश्नोति किञ्चन એ શ્રુતિમાં બ્રહ્મની વ્યાપ્તિનો નિષેધ કર્યો છે છતાં आकाशमोतश्च प्रोतश्च એ શ્રુતિથી તેની વ્યાપ્તિ કહી છે તેજ પ્રમાણે તૈત્તિરીયમાં यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसासह " ( મન સહિત વાણી જેને પ્રાપ્ત કર્યા વગર પાછી ફરે છે" એ વાક્યદ્વારા બ્રહ્મ જ્ઞાનનો વિષય નથી એમ કહે છે છતાં તુર્તજ "જે બ્રહ્મના આનન્દને જાણે છે" એ વાક્યથી તે જ્ઞાનનો વિષય પણ છે એમ અનેકશઃ બ્રહ્મનું વિરુદ્ધ સર્વધર્માશ્રયત્વ શ્રુતિઓમાં જણાવેલું છે, માટે શ્રુત્યનુસાર બ્રહ્મનું સ્વરૂપ સમજવું. આથી લૌકિક ધર્મોનોજ બ્રહ્મમાં નિષેધ કર્યો છે અલૌકિકનો નહિ તે અર્થ ગ્રહણ કરવો. અને તે અર્થ ગ્રહણ કરતાં બ્રહ્મની સધર્મકતા તથા નિર્ધર્મકતા સમજવામાં મુશ્કેલી નડશે નહિ. આથી બ્રહ્મ નિર્ધર્મક એટલે પ્રાકૃત ધર્મથી રહિત, વેદોદિત અલૌકિક અપ્રાકૃત ધર્મથી રહિત નહિ એમ અર્થ થયો અને સધર્મક એટલે અપ્રાકૃત અલૌકિક ધર્મોથી સહિત, પ્રાકૃત ધર્મ સહિત નહિ. માટે શ્રુતિઓમાં જે બ્રહ્મને ઉભય રૂપે કહેલું છે તે સધર્મક અને નિર્ધર્મકરૂપે કહેલું છે તે બરાબર છે.

**(સાર)** આ અધિકરણમાં સિદ્ધાન્તી પોતાના મતનું સ્થાપન કરે છે. બ્રહ્મ સધર્મક કે નિર્ધર્મક એ વિવાદનો પ્રશ્ન હતો. એકદેશીએ તેનો એવો ખૂલાસો આપ્યો હતો કે બ્રહ્મમાં વસ્તુતઃ ધર્મો છેજ નહિ, છતાં ઉપચારથી-લક્ષણાથી તેનો આરોપ તેમાં કરવામાં આવે છે. આનો ઉત્તર સિદ્ધાન્તી આ અધિકરણમાં આપે છે. સૂત્ર ૧૯ માં એકદેશીના મતમાં દૂષણ દેખાડતાં કહે છે કે જલમાં જેમ પ્રતિબિમ્બ છે તેમ બ્રહ્મમાં ધર્મોનો આરોપ છે એમ કહી શકાય નહિ, કારણ કે બ્રહ્મ તે જડ તથા જગતનું સમવાયિ કારણ હોવાથી જલ જેમ સૂર્યથી ભિન્ન છે તેમ ભિન્ન નથી. માટે તે રીતે જડ તથા જીવના ધર્મોનો બ્રહ્મમાં આરોપ કરવો ઘટતો નથી. સૂ૦ ૨૦ માં સ્વ સિદ્ધાન્તને જણાવતાં કહે છે કે જેમ ઘટાદિ ઉપાધિને લીધે ઘટાકાશ વગેરે મોટું તથા નાનું આકાશ બને છે તેમ મન તથા પ્રાણાદિ ઉપાધિને લીધે બ્રહ્મમાં સર્વ કામત્વાદિ ધર્મો જોવામાં આવે છે. સૂ૦ ૨૧ માં કહે છે કે આમ છતાં તે ધર્મો નૈમિત્તિક નથી પણ નૈસર્ગિક છે કારણકે બ્રહ્મ તમામ વિરુદ્ધ ધર્મોનું આશ્રય છે એમ પ્રત્યક્ષથી જણાય છે. જે પ્રત્યક્ષ જોવામાં આવતું હોય તે ખોટું કહી શકાય નહિ બ્રહ્મનું વિરુદ્ધ સર્વ ધર્માશ્રયત્વ અવતાર કાલની દશામાં પોતાના ભક્તોની સમક્ષ પ્રકટ કરવામાં આવ્યું હતું "તો અસ્થૂલાદિ" બ્રહ્મનું નિર્ધર્મકત્વ જણાવનારી શ્રુતિ વ્યર્થ બનશે નહિ એવી કોઇને શંકા થાય તો સૂ૦ ૨૨ માં કહે છે કે ના, તે શ્રુતિનો અર્થ એટલોજ છે કે બ્રહ્મમાં પ્રાકૃત ધર્મો નથી બાકી બ્રહ્મમાં અપ્રાકૃત-વેદોદિત અલૌકિક ધર્મો તો છેજ. નિર્ધર્મક એટલે પ્રાકૃત ધર્મથી રહિત અને સધર્મક એટલે પ્રાકૃત ધર્મ સહિત એવા આ બે શબ્દોના અર્થો છે. માટે શ્રુતિમાં જણાવેલું બ્રહ્મ સધર્મક તથા નિર્ધર્મક છે તેમાં કોઇ પણ વિરોધ નથી.

---

## ૭ મું અધિકરણ.

**સૂત્ર ૨૩**—ઉપરના અધિકરણોમાં શબ્દના બલથી બ્રહ્મ વિષેનો વિરોધ દૂર કર્યો. તોપણ શબ્દ અર્થને અધીન હોવાથી અર્થ બલનો વિચાર અધિક છે. અર્થ પ્રમાણે જો વિચાર કરીએ તો બ્રહ્મ

કોઇએ જોયું નથી, તો બ્રહ્મનું સ્વરૂપ શી રીતે સમજી શકાય? શબ્દ ઉપર વિશ્વાસ રાખીએ તો તેમાં તો બન્ને પ્રકારે બ્રહ્મનું વર્ણન કરેલું છે. જેમકે "ચક્ષુથી ગ્રહણ થતું નથી." "કોઇક ધીરે પ્રત્યગાત્માનું દર્શન કર્યું" એમાં બ્રહ્મ ચક્ષુનો વિષય છે અને નથી એમ કહે છે. કેટલીક જગ્યાએ કહે છે કે બ્રહ્મને વાણી પહોંચી શકતી નથી. છતાં સર્વવેદો તેનું જ આમનન કરે છે એમ કહે છે. એક શ્રુતિમાં જણાવે છે કે "મન બ્રહ્મને પ્રાપ્ત કર્યા સિવાય પાછું ફરે છે. બીજી શ્રુતિ એમ જણાવે છે કે મનથીજ તેને પ્રાપ્ત કરવા જોઇએ. એ શ્રુતિમાં તેના રૂપનો નિષેધ કર્યો છે. બીજીમાં તેનું રૂપ જણાવે છે. એક બ્રહ્મને કામના રહિત કહે છે. બીજી તેને સર્વ કામનાવાળો જણાવે છે. એકમાં બ્રહ્મને 'અગન્ધ અરસ" કહી છે. બીજામાં તેને "સર્વગન્ધ સર્વરસ" જણાવેલ છે. એકમાં તેને હાથ પગ નથી એમ કહ્યું છે. બીજામાં સર્વત્ર તેનાં ચક્ષુ છે એમ કહે છે. એક બ્રહ્મને નિર્ગુણ કહે છે. બીજી તેને સર્વગુણથી યુક્ત કહે છે આમ શબ્દ બલથી વિચાર કરતાં કોઇ પણ પ્રકારનો ચોક્કસ નિશ્ચય થઇ શકતો નથી. આમ શંકા કરીને પૂર્વપક્ષી આ સૂત્રમાં એમ જણાવે છે કે તે બ્રહ્મ અવ્યક્ત જ હોવાને લાયક છે. કારણ કે स एव "नेति नेत्यात्मा अगृह्यो नहि गृह्यते' "नहि गृह्यते' વગેરે શ્રુતિ અનુભવના સાક્ષી પ્રમાણને કહે છે કોઇ પણ માણસે ચક્ષુથી કે મનથી બ્રહ્મને જોયું નથી. જો તે સર્વરૂપ હોય તો સર્વથી બ્રહ્મ જોવાવું જ જોઇએ. આથી તે બ્રહ્મ અવ્યક્ત છે. અને બ્રહ્મમાં ધર્મનું પ્રતિપાદન કરનાર વાકય ઉપચારવાળાં-લક્ષણાવાળાં છે.

**સૂત્ર ૨૪**—આ સૂત્રમાં ઉપરના પૂર્વપક્ષનો ઉત્તર સિદ્ધાન્તી સૂત્રકાર આપે છે. પૂર્વપક્ષીએ એવી શંકા ઉઠાવી હતી કે બ્રહ્મ જો ધર્મયુક્ત હોય તો શા માટે બ્રહ્મને કોઈ જોઇ શકતું નથી. આનો ઉત્તર એ છે કે બ્રહ્મ જોઇ શકાય છે. જ્યારે ભગવાનની બરાબર રીતે સેવા ભાવપૂર્વક કરી હોય તો ભગવાન્ પ્રસન્ન થાય છે અને દર્શન થઇ શકે છે. કે. ૧-૨માં કહે છે કે શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને યોગથી બ્રહ્મને જાણ. મું. ૩-૨-૩માં કહે છે કે જેનું ભગવાન્ વરણ કરે છે તે આત્માને પોતાના તનુનું દાન કરે છે. ભ. ગી. ૧૧-૫૪માં સ્પષ્ટ કહે છે કે ભગવાન્ અનન્ય ભક્તિથી જ જાણી શકાય છે અગર જોઇ શકાય છે. આ પ્રકારે શ્રુતિ તથા સ્મૃતિથી સમજાય છે કે અનન્ય ભક્તિ વગેરેથી ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે ભક્ત દર્શન કરી શકે છે. આથી ભગવાનને કોઈ જોઇ શકતું નથી એ કહેવું બ્યાજબી નથી. વળી તેમને શ્રુતિમાં બે પ્રકારનાં વર્ણન વાંચીને જે વિરોધ જણાય છે તે પણ ઠીક નથી કારણ કે બ્રહ્મનાં બન્ને પ્રકારનાં રૂપો સંભવે છે. મું. ૩-૧-૮. તેમાં કહે છે 'તે નિષ્કલનું ધ્યાન કરતો જુએ છે.' ભ.ગી. ૧૧-૧૬માં અર્જુનને દિવ્ય દૃષ્ટિ મળતાં ભગવાનનાં દર્શન કરે છે અને તે ભગવાનનાં અનન્ત રૂપોને જુએ છે. ધ્રુવાદિ ભકતોને ભગવાનનાં દર્શન થયેલાં છે માટે પ્રત્યક્ષ અને અનુમાનથી તે છે. અથવા અનન્ત ગુણથી પરિપૂર્ણ છે. માટે તે અવ્યકત નથી એમ નિશ્ચય છે. માટે લૌકિક અને અલૌકિક પ્રત્યક્ષ વિષયરૂપ હોવાથી ઉભય રૂપે છે.

**(સાર)** આ અધિકરણમાં પૂર્વપક્ષી એવી શંકા કરે છે કે બ્રહ્મના સ્વરૂપ સંબન્ધી બે પ્રકારનો વિરોધ આવે છે. અર્થનો વિરોધ તથા શબ્દનો વિરોધ છે. અર્થનો વિરોધ તો આ રીતે છે કે બ્રહ્મને કોઇએ જોયા નથી તો પછી તેમને સાકાર વગેરે શી રીતે કહી શકાય? તેમ શબ્દનો પણ વિરોધ છે કારણ કે શ્રુતિમાં તો બ્રહ્મના સ્વરૂપનું બન્ને રીતે પ્રતિપાદન કર્યું છે. તેમાં ખરૂં શું અને ખોટું શું તેનો નિશ્ચય શી રીતે કરી શકાય? માટે અમે બ્રહ્મને અવ્યકત કહીએ છીએ અને તેમાં જે ધર્મો દેખાય છે તે ઉપચારથી છે. આનો ઉત્તર સૂ૦ ૨૪માં સૂત્રકાર આપે છે કે જો ભગવાનની બરાબર સેવા કરવામાં આવે અને તેથી ભગવાન્ પ્રસન્ન થાય તો તે તે સમયે ભકતો ભગવાનનાં દર્શન કરી શકે છે. ધ્રુવાદિને દર્શન થયેલાં છે. આ વિષયમાં શ્રુતિ તથા સ્મૃતિનું પ્રમાણ છે. માટે બ્રહ્મ ઉભય રૂપે સત્ય છે.

૮ મું અધિકરણ.

**સૂત્ર ૨૫** અહિંઆં વળી બીજો પૂર્વપક્ષ બ્રહ્મની ઉભય સ્વરૂપતા સામે કરવામાં આવ્યો છે. પ્રશ્ન એ છે કે સંરાધક ભક્તને ભગવાન્ પ્રત્યક્ષ થાય છે. માટે તે ઉપરથી બ્રહ્મના સ્વભાવનો નિર્ણય કરવો શક્ય છે કે નહિ?

**પૂર્વપક્ષી** તેનો ઉત્તર આ પ્રમાણે આપે છે. શ્રુતિથી તથા ભક્તને ભગવાન્‌નાં પ્રત્યક્ષ દર્શન થતાં હોય તો પણ બ્રહ્મનું સ્વરૂપ તેવુંજ છે એમ નિર્ણય શક્ય નથી. કારણ કે ઉભયપણું નાનાવિધત્વને જણાવે છે. અર્થાત્ તે બન્નેમાં બ્રહ્મનાં અનેક રૂપો જણાય છે. શ્રુતિ બ્રહ્મનાં અનેક રૂપોનું વર્ણન કરે છે, અને ભક્તોને દર્શન અનેક રૂપે થાય છે. હવે જો બ્રહ્મ એકજ છે તો પછી તેનાં અનેક રૂપો શી રીતે હોઇ શકે? શ્રુતિઓમાં તેના એકજ રૂપનું વર્ણન હોવું જોઇએ તેમ ભક્તને એક જ રૂપથી દર્શન થવું જોઇએ. અનેક રૂપથી નહિ. માટે તે ઉપરથી બ્રહ્મ રૂપવાળુ સકાર એમ કહી સકાય નહિ. આને માટે પ્રકાશ, જલ અને સુવર્ણનું દ્રષ્ટાંત છે. પ્રકાશ સૂર્ય, ચન્દ્ર, અને મણિઓમાં ઉષ્ણ, શીત અનુષ્ણ તથા અશીત છે. પ્રકાશ એકનો એક છે પણ સૂર્યના સંબન્ધથી તે ઉષ્ણ છે, ચંદ્રના સંબન્ધથી શીત છે અને મણિના સંબન્ધથી તે અનુષ્ણ છે તેમ અશીત છે. જલ પણ શીત કુણ્ડમાં શીતળ હોય છે અને તપ્ત કુણ્ડમાં તપ્ત હોય છે જો કે જલ એકનું એક એક છે. સોનું પણ એક હોવા છતાં જૂદા જૂદા આકારોમાં દેખાય છે. આમ છતાં પ્રકાશ, જલ અને સુવર્ણમાં નાનાવિધ સ્પર્શો તથા નાનાવિધ રૂપનો અંગીકાર કરવામાં આવતો નથી. આમાં અનેક સ્પર્શોથી પ્રકાશના ગુણમાં ફેર પડે છે તેમ તેમાં જૂદાં જૂદાં રૂપો જોવામાં આવે છે તો પણ તે પ્રકાશ, જલ, તથા સુવર્ણ અનેક રૂપવાળું તથા સ્પર્શ વાળું છે એમ કહી શકાય નહિ કારણ કે તેથી તેજ વગેરેના સ્વભાવને હાનિનો પ્રસંગ આવે. માટે બ્રહ્મ વસ્તુતઃ એક જ પ્રકારનું છે અર્થાત્ નિર્ગુણ અને નિરાકાર, જે સગુણ રૂપ છે તે ઉપાધિ જન્ય છે. માટે બ્રહ્મને નિર્ગુણ જ સ્વીકારવું જ જોઇએ અર્થાત્ જેમ તેજને લોકો એક જ રૂપ-ઉષ્ણ રૂપથી વ્યવહાર કરે છે, જલનો શીતલ એમ વ્યવહાર કરે છે તેજ પ્રમાણે બ્રહ્મનાં પણ એક જ રૂપથી અર્થાત્ નિર્વિશેષ રૂપથી વ્યવહાર કરવો જોઇએ. સૂત્રમાં એ શબ્દથી અગૃહ્યો નહિ ગૃહ્યતે એ શ્રુતિનું ગ્રહણ કર્યું છે. તો પછી એમ પ્રશ્ન કરવામાં આવે કે શ્રુતિમાં બ્રહ્મના જે સગુણ રૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેથી ભક્તને જે સગુણ સાકાર બ્રહ્મનાં દર્શન થાય છે તેનું શું? શું તે ખોટાં છે? આનો ઉત્તર એ આપવામાં આવે છે કે તપ, પ્રણિધાન વગેરે કર્મમાં પ્રકાશ પ્રત્યક્ષ છે. અપ્રત્યક્ષ અને અન્યથા પ્રત્યક્ષ છે. જો એકવાર એકરીતે પ્રકટ થાય તો તે રૂપ તે પ્રમાણે છે એમ અંગીકાર કરવું. દરેક ભક્ત દીઠ દરેક કર્મ પ્રમાણે અન્યરીતે પ્રકટ થવામાં નહિ. પ્રકાશ પણ દીપના પ્રકાશની માફક કૃત્રિમ છે. જેમ દીપનો પ્રકાશ કહેવાય છે પણ તે પ્રકાશ સ્વાભાવિક નથી, કૃત્રિમ છે તેવી રીતે બ્રહ્મની સગુણતા તથા સાકારતા જે જણાય છે તે પણ કૃત્રિમ છે. જો દીપ પ્રકાશ કૃત્રિમ ન હોય તો તે હમેશાં જોવામાં આવે પણ આપણે જાણીએ છીએ કે દીપમાં જો તેલ પૂરવામાં અને દીવાસળીનો ઉપયોગ તેની બત્તી સાથે કરવામાં આવે તોજ તેમાંથી પ્રકાશ પ્રકટે છે અને જ્યાં સુધી દીવેટ અને તેલ હોય ત્યાં સુધી જ ચાલે છે, અને પછીથી હોલવાઇ જાય છે. આથી દીપના પ્રકાશની કૃત્રિમતા સ્પષ્ટ થાય છે. તેજ પ્રમાણે બ્રહ્મના સાકારરૂપ વિષે જાણવું.

**સૂત્ર ૨૬**—પૂર્વપક્ષી અહિંઆં વિશેષ રીતે દલીલ કરે છે કે બ્રહ્મ જે અનેક રૂપે થાય છે તેમાં બ્રહ્મનાં તે રૂપો નિમિત્ત વગર હોતાં નથી. ભા. ૩-૯-૧૨માં કહે છે કે ભક્ત ભગવાનનાં જે જે રૂપનું ધ્યાન કરવાને ઇચ્છે છે તે તે રૂપે તેની પાસે પોતે પ્રકટ થાય છે. આથી ભગવાનનાં રૂપના પ્રાકટ્યમાં ભક્તની ઇચ્છા એ નિમિત્ત છે. જેવી ભક્તની ઇચ્છા તે રૂપે ભગવાન્ પ્રકટ થાય છે. આથી બ્રહ્મના રૂપના પ્રાકટ્યમાં નિમિત્તની અપેક્ષા હોવાથી તે તે રૂપવાળું બ્રહ્મ તે ખરૂં બ્રહ્મ નથી પણ વિગ્રહ રૂપજ છે. માટે

ભક્તના પ્રત્યક્ષથી નિર્ણય કરવો ઉચિત નથી સવિશેષની શ્રુતિ તેની અનુવાદક હોવાથી તેનાથી બ્રહ્મની સાકારતાનો નિર્ણય કરવો તે યોગ્ય નથી. માટે સર્વને અગોચર નિર્ગુણ બ્રહ્મ એજ ખરૂં છે ૨૬

**સૂત્ર ૨૭—પૂર્વપક્ષીની** ઉપરની શંકાનો પ્રત્યુત્તર આપવાને **સૂત્રકાર** આ સૂત્રની યોજના કરે છે. તે કહે છે કે બ્રહ્મને અમે ઉભયરૂપ, નાનાકાર તથા અનાકાર, સવિશેષ તેમજ નિર્વિશેષ એમ અમે કહ્યું છે તે બરાબર છે. કારણ કે શ્રુતિમાં બ્રહ્મને નિર્ગુણ તથા અનન્ત ગુણવાળું કહ્યું છે. આથી ઉભય રૂપથી તેનો વ્યપદેશ કરવામાં આવ્યો છે. વળી "જન્માદિ" અધિકરણમાં બ્રહ્મનું સ્વરૂપ શાસ્ત્રથીજ ગમ્ય છે એમ નિર્ણય કરેલો છે. આથી અવિરોધ ન આવે તેવી રીતે શાસ્ત્રથી અવિરુદ્ધ યુક્તિઓનો બ્રહ્મના સ્વરૂપના નિર્ણય માટે કરી શકાય. ગમે તેવી યુકિતઓથી બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય કરવો શક્ય નથી. શાસ્ત્ર સિવાય બીજી કોઇ પણ યુક્તિનો નિષેધ કરવામાં આવે છે, છતાં જો યુકિતની જરૂર પડે તો શાસ્ત્રથી અવિરુદ્ધ હોય તેનોનોજ આશ્રય કરવો. આથી જેમ "અગૃહ્યાદિ" શ્રુતિથી બ્રહ્મનું સ્વરૂપ નિર્વિશેષ છે તેમ "सर्वकमव्यक्तमनन्तरूपं विश्वपुराणं तमसः परस्तात" વગેરેમાં તેની અનન્ત રૂપતા—સવિશેષપના જણાવી છે. વળી અમે પાછળ સૂ૦ ૨૨ માં જણાવ્યું હતું કે જે વાકયમાં બ્રહ્મના ધર્મોનો નિષેધ કર્યો છે ત્યાંજ તેના ધર્મોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. માટે તે ઉભય રૂપે છે; પણ આ ઉભયરૂપે બધાને પ્રકટ થતા નથી, તે જણાવવાને અહિકુણ્ડલનું દૃષ્ટાંત આપે છે. સર્પ પોતાની ઇચ્છા પ્રમાણે જેમ સરળ, અનેકાકાર તથા વર્તુળાકાર બને છે. તે પ્રમાણે બ્રહ્મપણ જૂદા જૂદા ભકતોને ફલનું દાન કરવાની ઇચ્છાથી જૂદી જૂદી રીતે આવિર્ભાવ પામે છે માટે તેમાં દોષ નથી. આથી શ્રુતિથી બ્રહ્મ ઉભયરૂપે તથા વિરુદ્ધ ધર્માશ્રય રૂપે જણાય છે માટે કોઇ પણ શ્રુતિ ઉપચારથી (લક્ષણાથી) બ્રહ્મમાં ધર્મોની પ્રતીતિ થાય છે એમ અર્થ જણાવતી નથી.

**(સાર)**—આ અધિકરણના **સૂ.** ૨૫ માં પૂર્વપક્ષી એવી શંકા કરે છે કે પ્રકાશ જલ તથા સુવર્ણની માફક બ્રહ્મ એકજ છે. છતાં તેનાં જૂદાં જૂદાંરૂપો જોવામાં આવે છે તે ખરાં નથી. બ્રહ્મ એક છે તેથી તેનું રૂપ પણ એકજ હોવું જોઇએ. આથી ભકતોને અનુભવથી જણાતાં તથા શ્રુતિમાં વર્ણવેલાં અનેક રૂપોની કલ્પના બ્રહ્મમાં અસ્થાને છે. સૂ. ૨૬ માં કહે છે કે ભકતને ભગવાનનાં રૂપો પ્રકટ થાય છે એમ જે સૂ. ૨૪ માં કહેવામાં આવ્યું તેમાં ભકતની ઇચ્છા એ નિમિત્ત છે, અને તે નિમિત્તને લીધે ભગવાન્ જૂદા જૂદા રૂપે દેખાય છે. અર્થાત્ ઇચ્છાએ ઉપાધિ છે, અને તે ઉપાધિથી અનેકરૂપો દેખાય છે. માટે તે નૈસર્ગિક રૂપો નથી, તેથી બ્રહ્મ નિર્વિશેષજ છે. આનો ઉત્તર સૂ. ૨૭માં સિદ્ધાન્તી આપે છે. તે અહિકુણ્ડલનું દૃષ્ટાન્ત આપીને કહે છે કે જેમ સર્પ ઇચ્છાથી સીધો, વર્તુળાકાર કે બીજા કોઇ પણ આકારવાળો થાય છે તેમ બ્રહ્મ પોતાની ઇચ્છા પ્રમાણે રૂપને પ્રકટ કરે છે. તેથી શ્રુતિમાં જે જે રૂપો વર્ણવ્યાં હોય તથા ભકતને જેજેરૂપે પોતે પ્રત્યક્ષ થયા હોય તે તમામ સત્ય છે આથી બ્રહ્મને ફકત નિર્વિશેષરૂપે ઓળખાવવું તે ખરૂં નથી.

---

અધિ. ૯ સૂ. ૨૮

આ પ્રકારે ધર્મીના સ્વરૂપના વિચારથી બ્રહ્મની નિર્ધર્મકના તથા સધર્મકતાનું સ્થાપન કર્યું. અને ધર્મના સ્વરૂપના વિચારથી તેનુજ (ધર્મોનું) સ્થાપન કરવાને આ અધિકરણની રચના કરીછે. અહિંઆં વિવાદનો પ્રશ્ન આ છે કે બ્રહ્મના જે ધર્મો કહ્યા તે બ્રહ્મથી ભિન્ન કાર્યરૂપજ છે કે બ્રહ્મ છે?

**પૂર્વપક્ષી** એમ કહે છે કે લોકમાં કાર્ય સાથેજ ધર્મનો સંબન્ધ જોવામાં આવે છે. દાખલા તરીકે પટનું રૂપ તે પટકાર્ય સાથે સમવેત છે. જ્યાં સુધી તે પટ હોય ત્યાં સુધી તે રૂપ દેખાય છે. પટનાશ પામે એટલે પટનું રૂપ પણ નાશ પામે છે. આ રીતે રૂપધર્મ પટ કાર્ય સાથે સમવેત હોવાથી તે અનિત્ય છે, તેજ પ્રમાણે બ્રહ્મના ધર્મો તે બ્રહ્મ નથી પણ "એકજ અદ્વિતીય" એ શ્રુતિથી તે ધર્મો પ્રપં-

ચની માફક બ્રહ્મનાં કાર્ય છે. આમ જો હોય તો બ્રહ્મ-કારણરૂપ બ્રહ્મ તે ધર્મથી શૂન્ય છે. "એકજ અદ્વિતીય" એમ બ્રહ્મનું જે વર્ણન કર્યું છે તેમાં ધર્મો પણ બ્રહ્મમાં સંભવી શકતા નથી માટે બ્રહ્મ ધર્મશૂન્યજ છે.

**સિદ્ધાન્તી**—આ પૂર્વપક્ષનું સમાધાન નીચે પ્રમાણે કરે છે. બ્રહ્મ અને તેના ધર્મોનો સંબન્ધ સમજવાને સૂર્ય અને પ્રકાશનું દૃષ્ટાન્ત બરાબર સમજવું જોઇએ. સૂર્યાદિ તેજસ્વી પદાર્થો તે પ્રકાશના આશ્રય હોવાથી પ્રકાશથી ભિન્ન નથી, કારણ કે પ્રકાશની સ્થિતિ તેમના વગર બિલકુલ છેજ નહિ. તેજ પ્રમાણે બ્રહ્મ ધર્મોનું આશ્રય છે અને તેથી તે ધર્મો બ્રહ્મ સિવાય રહી શકતા નથી. પ્રકાશ એ જેમ સૂર્ય નથી તેમ ધર્મો બ્રહ્મ નથી. પણ 'સૂર્યનો પ્રકાશ' એમ આપણે કહીએ છીએ કારણ કે સૂર્ય પ્રકાશનો આશ્રય છે તેમ "બ્રહ્મના ધર્મો" એમ આપણે કહેવું જોઇએ. બ્રહ્મના ધર્મો તે ચિદ્રૂપ હોવાથી બ્રહ્મના સ્વરૂપથી અતિરિક્ત નથી તેથી તેને કાર્ય સાથે સમવેત કરીને અનિત્ય માનવું યુક્ત નથી.÷ માટે બ્રહ્મ સધર્મક અને નિર્ધર્મક બન્ને છે. ૨૮

**સૂત્ર ૨૯**—આ સૂત્રમાં એકદેશીના મત પ્રમાણે સિદ્ધાન્તી સમાધાન કરે છે. એક દેશીના મતની કલ્પના જણાવવાને સૂત્રમાં "વા" અથવા શબ્દ યોજયો છે. સૂ. ૧૪ થી ૧૯ સુધીમાં એકદેશીના મતે બ્રહ્મમાં સવિશેષતાને ઉપચારથી જણાવી હતી તે વિષે અહિંઆં સૂત્રકાર વિશેષ વિચાર જણાવે છે. તે કહે છે એકદેશીના મતે બ્રહ્મ પ્રપંચથી જૂદા પ્રકારનું છે કારણ કે પ્રપંચમાં રૂપ છે તથા તે વ્યવહાર્ય છે. બ્રહ્મમાં રૂપ નથી તેમ તે અવ્યવહાર્ય છે છતાં બ્રહ્મ પ્રપંચનું સમવાયિ કારણ હોવાથી તે અરૂપ, નિર્ધર્મક નથી પણ તેનાથી અતિરિક્ત સર્વ ચિન્માત્રનો જ્યારે આવિર્ભાવ કરે છે ત્યારે તે વ્યવહારનો વિષય બને છે. તેથી તે સવિશેષ થાય છે અર્થાત્ એકદેશી પ્રથમ બ્રહ્મને નિર્ધર્મક કહે છે પણ વિશેષ કહે છે કે "હું બહુ થાઉં" એવી સૃષ્ટિની ઇચ્છા થતાં બ્રહ્મ પોતે ધર્મયુક્ત થાય છે. આ ઇચ્છા સ્વધર્મથી થાય છે. પછી ક્રિયાદિ રૂપ પ્રપંચરૂપથી યુક્ત થાય છે. આ રીતે પણ બ્રહ્મનું સ્વરૂપ ઉભયાત્મક સિદ્ધ થાય છે. નહિ તો તેમાંની એક શ્રુતિનો બાધ થાય. ધર્મોની નિત્યતા તો બ્રહ્મ રૂપથીજ છે. ભાવાર્થ આ છે. બ્રહ્મ નિર્ગુણ છે એમ ઇનકાર કરો એમાં અમે કોઇપણ વાંધો લેતા નથી પણ કેવલ નિર્ગુણ બ્રહ્મમાં સૃષ્ટિની પ્રક્રિયા, બન્ધ, મોક્ષની વ્યવસ્થા વગેરેની ઉપપત્તિ નથી. આ સામે જો એવી શંકા કરવામાં આવે કે એમ માનવું કે સૃષ્ટિ વગેરે બ્રહ્મની માયામાં પ્રતિબિમ્બરૂપ છે. આનો ઉત્તર એ છે કે તે કલ્પના સંભવતી નથી કારણકે નિર્ધર્મક બ્રહ્મનુ પ્રતિબિમ્બ હોઇ શકે નહિ. લોકમાં કદીપણ ધર્મવગરના—આકાર—રૂપ વગરના પદાર્થનું પ્રતિબિમ્બ પડેલુ જોયું નથી. માટે અચિન્ત્ય બ્રહ્મથી અભિન્ન શકિતથી સગુણસ્વરૂપ વાસ્તવિક છે એમ માનવુ જોઇએ તેજ સૃષ્ટિસમયે ગુણોનો આવિષ્કાર કરીને સૃષ્ટિ કરે છે. **શંકા**—જો બ્રહ્મ સધર્મક હોય તો પછી એકના વિજ્ઞાનથી સર્વ પ્રકારના વિજ્ઞાનની સિદ્ધિ થાય છે એવા પ્રકારની જે પ્રતિજ્ઞા જોવામાં આવે છે તેનો ભંગ થાય છે તેનું કેમ ? **ઉત્તર**—બ્રહ્મના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞામાં કોઈપણ ભંગ નથી. માટે કોઇ પણ છેવટની શંકા કરવી નહિ. આ બન્ને મતો સૂત્રકારને સંમત છે એમ જણાવે છે.

**સૂ૦ ૩૦**—એક દેશીના મતમાં અન્ય ઉપપત્તિને કહી છે "બ્રહ્મ એકજ અદ્વિતીય" એ શ્રુતિમાં "એકજ" એમાં જે "જ" છે તેનાથી અન્યનો નિષેધ કર્યો છે. બ્રહ્મ સિવાય બીજુ કંઇ પણ તેમાં

÷ ભાવપ્રકાશિકામાં બ્રહ્મ અને તેના ધર્મોની ભેદતા અને અભેદતા ઉભય જણાવી છે. ત્યાં કહે છે જેમ પ્રકાશ વસ્તુ પોતાના આશ્રય સૂર્યથી ભિન્ન તથા અભિન્ન નિસર્ગ રીતે છે તેમ બ્રહ્મના ધર્મો બ્રહ્મમાં ભિન્ન તથા અભિન્ન છે. જેમ અભિન્ન એટલે મિત્ર નહિ, તેમ શત્રુ નહિ પણ મિત્રથી વિરુદ્ધ વર્તનાર એવો અર્થ થાય છે તેમ અહિંઆં પણ બ્રહ્મ અને ધર્મો વચ્ચે અભેદ તે ભેદ નથી તેમ ભેદનો અભાવ પણ નથી પણ ભેદની વિરુદ્ધ સંપત્તિવાળો છે તેથી ધર્મો તે કાર્યરૂપ નથી તેમ બ્રહ્મરૂપ નથી પણ બ્રહ્મથી અભિન્ન છે,

નથી, આથી તેમાં ધર્મોનો પણ નિષેધ સમજાય છે. પણ 'હું' એક છું બહુ થાઉં એમ ઇચ્છા કરીને સૃષ્ટિ ઉત્પન્ન કરતા વખતે બ્રહ્મે ઇક્ષણ પણ કર્યું એમ શ્રુતિ કહે છે, આથી તે ધર્મોની તે સમયે અભિવ્યક્તિ છે. સૂત્રમાં "ચ" અને શબ્દથી એવું જણાવે છે કે આમાં એક બ્રહ્મના વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા સાર્થક છે. માટે બ્રહ્મમાં કોઇ પણ વિરોધ નથી. ૩૦

**(સાર)**—આ અધિકરણમાં એવો પ્રશ્ન કરવામાં આવ્યો છે બ્રહ્મના ધર્મોમાંજ રહે છે કે તેના કાર્યમાં ? પૂર્વ પક્ષી ઘટનું દૃષ્ટાન્ત આપીને કહે છે કે જેમ ઘટકાર્યમાં ઘટનું રૂપ (ધર્મ) સમવાય સંબન્ધથી રહે છે, તેમ બ્રહ્મના ધર્મ તે કાર્યમાંજ હોય. આનો ઉત્તર સૂત્રકાર એ આપે છે કે નો, બ્રહ્મ એ ધર્મોનું આશ્રય હોવાથી તે ધર્મો બ્રહ્મમાં (કારણરૂપમાં) જ રહે છે અન્યત્ર નહિ. જેમ પ્રકાશ એ સૂર્યનો ધર્મ છે. છતાં તે સૂર્યથી જૂદા સ્થળે હોતો નથી. આથી સૂર્ય અને તેના પ્રકાશ વચ્ચે ભેદ છતાં અભેદ છે. પ્રકાશ એ સૂર્યનો ધર્મ, તે રીતે ભેદ પણ તે સૂર્ય સિવાય બીજા કોઇ સ્થાનમાં નથી માટે આ રીતે બ્રહ્મ અને તેના ધર્મોના સંબન્ધમાં અભેદતા સમજવી. સૂત્ર. ૨૯ માં એકદેશીના મતે ખુલાસો કરે છે કે એકદેશીના મતે ભલે બ્રહ્મ નિર્ધર્મક હોય પણ જ્યારે બ્રહ્મ સૃષ્ટિ કરવાની ઇચ્છા કરે છે ત્યારે જગતરૂપ તેમાંથી આવિર્ભાવ પામે છે. માટે તે સધર્મક છે. જો બ્રહ્મ સધર્મક ન હોય તો પછી સૃષ્ટિની પ્રક્રિયા, બન્ધ મોક્ષની વ્યવસ્થા વગેરે કદી પણ બનશે નહિ. સૂ. ૩૦ માં એકદેશીના મતમાં અન્ય ઉપપત્તિ આપતાં જણાવે છે કે બ્રહ્મને શ્રુતિમાં "એકજ અદ્વિતીય" કહેલ છે તેથી તેના ધર્મોનો પ્રતિષેધ કર્યો છે એ વાત ખરી પણ જ્યારે સૃષ્ટિ બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે માટે બ્રહ્મ સધર્મક તથા નિર્ધર્મક છે.

---

## ૧૦ મું અધિકરણ.

**સૂત્ર ૩૧**—આ પ્રમાણે ધર્મ અને ધર્મીના વિરોધને દૂર કરીને અન્ય ધર્મીનો પરિહાર કરવાને આ અધિકરણનો આરંભ કરે છે. બ્રહ્મના ધર્મો બ્રહ્મમાંજ રહે છે, જેમ પ્રકાશ એ સૂર્યનો ધર્મ છે. અને સૂર્યના આશ્રયે રહે છે તેમ બ્રહ્મના ધર્મો બ્રહ્મના આશ્રયે રહે છે તેથી તેમાં ભેદ છતાં અભેદતા છે એમ પાછળના અધિકરણમાં જણાવ્યું. હવે અહિંઆં એવો પ્રશ્ન કરે છે કે બ્રહ્મના કહેવાતા ધર્મો તે બ્રહ્મમાં હોય છે કે અન્ય ધર્મીમાં ? કારણ બ્રહ્મ કરતાં બીજું પર છે. બ્રહ્મજ પરાત્પર તત્ત્વ નથી એમ **પૂર્વપક્ષી** જણાવે છે. તેથી તે નીચેની દલીલો આપે છે.

(૧) બ્રહ્મને છાં. ૯-૪-૧માં સેતુ કહેલ છે. अथ य आत्मा स सेतुर्विधृतिः બ્ર. સૂ. ૧-૩-૧૪માં દહરાધિકરણમાં બ્રહ્મને સેતુ તરીકે કહેલ છે. ત્યાં પાપરૂપ તરવાને માટે સેતુ-ફલનો વ્યપદેશ છે, આથી પાપને તરી ગયા પછીજ પ્રાપ્યફલ મળે છે. આ ફળ બ્રહ્મ કરતાં કંઇક જૂદું છે. જેમ કોઈ માણસને નદી તરવી હોય તો તે પૂલ ઉપર થઇને તરી જાય છે. અને પછી પોતાના પ્રાપ્તવ્ય સ્થાને જાય છે, તેમ બ્રહ્મરૂપી પૂલદ્વારા તે પાપ સમુદ્રને તરીને પોતાના પ્રાપ્તવ્ય સ્થાને જાય છે. આમાં બ્રહ્મને સેતુ કહેલો હોવાથી તે સાધનરૂપ છે, ફલ નહિ. ફલ હમેશાં સાધન કરતાં પર હોય છે. માટે સાધનરૂપ સેતુ-રૂપ બ્રહ્મ કરતાં પ્રાપ્તવ્ય ફલ જૂદું છે. માટે બ્રહ્મ કરતાં પણ "પર" તત્ત્વ છે.

(૨) વળી છાં. ૮-૧-૩માં બ્રહ્મનું પરિમાણ (માપ આપેલું છે) ત્યાં કહે છે કે જેટલું આ આકાશ છે તેટલું આ હૃદયની અંદરનું આકાશ છે. અહિંઆં બ્રહ્મનો પરિચ્છેદ કર્યો છે. તેનું માપ દર્શાવ્યું છે. જેનો પરિચ્છેદ કરવામાં આવે તે પરમ તત્ત્વ હોઈ શકે નહિ. આથી બ્રહ્મનું પરિમાણ આપેલું હોવાથી તે પરમતત્ત્વ નથી.

(૩) છાં ૮-૧-૩ માં કહે છે કે "આકાશ અને પૃથ્વી બન્ને આની અંદર બ્રહ્મમાં સ્થિત છે" આ રીતે અહિંઆં બ્રહ્મને આધાર કહ્યા છે અને આકાશ તથા પૃથ્વીને આધેય કહ્યા છે. આ આધારા-

ધેયના સંબન્ધને લીધે આધાર અને આધેય સંબન્ધથી એક વસ્તુમાં દ્વૈતાપત્તિ બને છે. પૃથ્વીઆદિ બ્રહ્મનાં કાર્યને બ્રહ્મના આધેય તરીકે લેતાં તે આધેય જૂદાં છે તેમ તેમના આધારરૂપ બ્રહ્મ પણ જૂદું છે. એ રીતે આધારાધેય સંબન્ધમાં દ્વૈતાપત્તિ આવે છે.

(૪) છાં. ૧-૨-૫માં य एष "જે આ આદિત્યમાં હિરણ્મય પુરુષ દેખાય છે, જે આ અક્ષિમાં પુરુષ દેખાય છે" એ વાક્યમાં આદિત્યમાં સ્થિત પુરુષ અને અક્ષિમાં સ્થિત પુરુષ વચ્ચે પરસ્પર ભેદ હોવાથી અહિંઆં ધર્મીનો ભેદ સંભવે છે. જો ધર્મોનું ઐક્ય હોય તો બ્રહ્મ એકલુંજ ધર્મી હશે પણ ધર્મોના ઐક્યના અભાવમાં ધર્મીની એકતા સંભવી શકતી નથી. નહિ તો એકજ ધર્મી એકજ રૂપે દેખાય. અહિંઆં તેને આદિત્ય પુરુષ તરીકે તેમ અક્ષી પુરુષ તરીકે એમ જૂદી રીતે આપણે જોઇએ છીએ માટે ધર્મી એક નથી.

ઉપર આપેલાં ચાર કારણો સેતુનો વ્યપદેશ, પરિમાણ, આધારાધેય સંબન્ધ અને ભેદ વ્યપદેશથી બ્રહ્મમાં દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ, વસ્તુપરિચ્છેદ, તથા સ્વરૂપપરિચ્છેદની સિદ્ધિથી બ્રહ્મની અપરિચ્છિન્નતાને બાધ આવે છે. માટે આ બ્રહ્મ એજ પરમ ધર્મો નથી. પણ તેના કરતાં પણ બીજું જે ફલરૂપ છે, જે પરિમાણથી રહિત છે. જેમાં આધાર અને આધેયનો સંબન્ધ નથી. અને જેની અંદર ભેદનો વ્યપદેશ નથી તેજ ઉત્કૃષ્ટ ધર્મી તત્ત્વ છે. અર્થાત્ દેશ, કાલ, વસ્તુ, અને સ્વરૂપના પરિચ્છેદથી રહિત કંઇક જૂદું ફલરૂપ અન્ય તત્ત્વ હોવું જોઇએ. ૩૧

**સૂત્ર ૩૨**—ઉપરના પૂર્વપક્ષનું સમાધાન આ સૂત્રમાં કરે છે. સૂત્રમાં तु શબ્દથી પૂર્વપક્ષની શંકા ખોટી છે એમ જણાવીને તેની નિવૃત્તિ કરે છે. અહિંઆં બ્રહ્મને "સેતુ" તરીકે કહેલ છે તે સામાન્ય રીતે કહેલું છે. સંસારસાગર તરવાના ઉપાયની સમાનતાથી બ્રહ્મમાં સેતુનો વ્યપદેશ છે. તેમ તેને આકાશ "જેટલું" એમ જણાવીને તે તે આકાશરૂપ કહ્યો છે તે બ્રહ્મની નિર્લેપતા જણાવવાને તેને "ચતુષ્પાત્" કહેવાનું કારણ એ કે બ્રહ્મ તે કામાદિનું દોહન કરે છે. અમૃતતાને માટે ષોડશકલાવાળા એમ બ્રહ્મને જણાવ્યા છે. આધારાધેયનો સંબન્ધ તેની અદુર્લભતા જણાવવાને છે. બ્રહ્મ આટલું બધું મહાન્ અને અગોચર છે છતાં જેમ આધેય આધારમાં રહે છે, તેમ સર્વ બ્રહ્મમાં સ્થિત છે. માટે બ્રહ્મ દુર્લભ નથી એમ સામાન્ય રીતે જણાવ્યું છે. દિવ્યતા જણાવવાને અક્ષિસ્થિત પુરુષમાં આદિત્યના ધર્મોનો અતિદેશ છે. આથી સેતુત્વ વગેરેનું વચન તે ગુણને માટેજ છે, તેની અંદર આવેલા દોષને માટે નહિ. અર્થાત્ દેશ, કાલ, સંબન્ધ અને ભેદરૂપી દોષો બ્રહ્મમાં નથી. માટે આ બ્રહ્મથી બીજું કોઇ પણ પર નથી. ૩૨

**સૂત્ર ૩૩—શંકા**—જો બ્રહ્મ પરમ તત્ત્વ હોય તો તેને બીજાની સમાન કેમ કહી શકાય? અર્થાત્ સંસાર સાગર તરવાને તમે તેને સેતુરૂપે વર્ણો છો. તેથી બ્રહ્મની પરમોત્કૃષ્ટતાને બાધ આવે છે. જે પર વસ્તુ છે તેને તો અન્યની સાથે વર્ણવાય નહિ. તે નિરુપમ હોવાથી તેના સિવાય અન્ય કંઇ પણ તેનું ઉપમાન હોઇ શકે નહિ. બ્રહ્મનું ઉપમાન બ્રહ્મજ હોય, તેના સિવાય બીજું ઉપમાન લેતાં તેની પરમોત્કૃષ્ટતાને બાધ આવ્યા વગર રહેશેજ નહિ.

**ઉત્તર**—બ્રહ્મ નિરુપમ છે એ વાત ખરી છતાં તે પરમ મહાન્ તત્વનું જ્ઞાન થઇ શકે, તે બુદ્ધિનો વિષય બની શકે અને તેથી તેની ઉપાસના વગેરે પણ થઇ શકે. તેટલા માટે બ્રહ્મનું વર્ણન અન્ય ઉપમાનની સમાન કલ્પનાથી કર્યું છે. જેમ ભૂતાદિને બ્રહ્મના પાદ કહ્યા છે. તેમ કરવાનું કારણ ઉપાસનાને માટે છે. તેવી રીતેજ તે તે ગુણનું જ્ઞાન થવા માટેજ આ રીતે કથન કર્યું છે. ૩૩

**સૂત્ર ૩૪—શંકા**—જો સ્વરૂપનો ભેદ ન હોય, અર્થાત્ બ્રહ્મ સિવાય બીજો કોઇ ધર્મી નથી એમ કહેતા હો તો "તે આજ છે" એવા અતિદેશમાં પણ હિરણ્મયત્વાદિ બુદ્ધિ ઉત્પન્ન થશે. તેથી ધર્મના અતિદેશનું શું પ્રયોજન છે? માટે સ્વરૂપના ભેદને માટેજ ધર્મનો અતિદેશ છે.

ઉત્તર—"તેજ આ છે" એમાંજ સમાન ધર્મ રૂપ હોવાપણાનું જ્ઞાન હોતું નથી એ જણાવવાને હેતુથી દૃષ્ટાન્તને આપે છે. ધર્મનું ઐક્ય હોય તો પણ અમુક સ્થાનની પ્રાપ્તિને લીધે સમાન ધર્મ હોવાપણું ત્યાં જોવામાં આવતું નથી. "જે સૂર્યમાં તેજ છે" એ વાક્યમાં આદિત્ય, ચંદ્ર, અગ્નિ વગેરેનું તેજ એક હોવામાં સ્થાનના ભેદને લીધે સમાન ધર્મત્વ નથી. તેજ પ્રમાણે અહિંઆં અક્ષિપુરુષ વગેરેમાં ધર્મ ભેદ છે તેથી ધર્મનો અતિદેશ છે. સૂત્રમાં 'આદિ' શબ્દનું પ્રયોજન જણાવે છે, જેમ કાલ એકજ હોય છતાં અમુક ઉપાધિના સંબન્ધથી તે ઉત્તરાયણ દક્ષિણાયન વગેરે સંજ્ઞા પ્રાપ્ત કરીને તે તે કાલના ઉત્કૃષ્ટ કે અપકૃષ્ટ ધર્મો તેમાં આવે છે તે પ્રમાણે પણ અહિંઆં સમજવું. ૩૪

સૂત્ર ૩૫—આ સૂત્રમાં આગળ જણાવે છે કે બ્રહ્મથી પર બીજું છેજ નહિ તેમ હોવામાં કોઇ પણ પ્રમાણ નથી તેમાં તમામ પ્રમાણનો વિરોધ છે. આથી અનુપપત્તિને લીધે બ્રહ્મજ પરમ કાષ્ઠાપન્ન અને ફલરૂપ છે. ૩૫

સૂત્ર ૩૬—વળી "તેની સમાન કોઇ નથી. તેમ તેનાથી અધિક કોઇ નથી" (શ્વે. -૬-૮) એ શ્રુતિના પ્રમાણથી બ્રહ્મથી અધિક કોઇ પણ નથી એટલુંજ નહિ પણ તેની સમાન બીજું નથી. આમ શ્રુતિ અન્યનો પ્રતિષેધ કરે છે, માટે બ્રહ્મ સિવાયના બીજા પરમ તત્ત્વની કલ્પના કરવી તે આધાર વગરની છે. ૩૬

સૂત્ર ૩૭—હવે આ પ્રકરણના ઉપસંહાર કરતાં શું ફલિત થયું તે આ સૂત્રમાં જણાવે છે. બ્રહ્મથી અન્ય છેજ નહિ. કારણ કે બ્રહ્મજ સર્વત્ર વ્યાપક છે. બ્રહ્મની આયામતા—દૈર્ઘ્ય વ્યાપકતા તથા તેવાં બીજાં કારણોથી બ્રહ્મજ સર્વોત્કૃષ્ટ છે. "आकाशवत् सर्वगतश्च नित्यः" "ज्यायान् दिवो ज्यायान् आकाशात्" "सर्वतः पाणिपादान्तं सर्वतोक्षिशिरोमुखम्" "सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति" વગેરે શ્રુતિ અને સ્મૃતિઓનાં વચનોથી બ્રહ્મનીજ સર્વત્ર વ્યાપકતા હોવાથી, તમામ વસ્તુઓ અને ધર્મો બ્રહ્મમાં છે.

(સાર)—આ અધિકરણમાં સૂ૦ ૩૧માં પૂર્વપક્ષી એવી શંકા કરે છે કે બ્રહ્મના વિષે સેતુત્વ તરીકેનો વ્યપદેશ કર્યો છે તથા તેનું પરિમાણ આપવામાં આવ્યું છે, તેમ તેની અંદર આકાશ પૃથિવીનો આધાર આધેય સંબન્ધ આપ્યો છે. તેમ આદિત્ય પુરુષ અને અક્ષિ પુરુષ એવા ભેદો આપેલા છે તેથી બ્રહ્મ એ પરમતત્ત્વ નથી, પણ દેશ, કાલ, વસ્તુ અને સ્વરૂપના પરિચ્છેદથી રહિત બીજું તેનાથી ઉત્કૃષ્ટ તત્ત્વ હશે. આનો ઉત્તર નીચે પ્રમાણે સિદ્ધાન્તી આપીને બ્રહ્મનેજ પરમોત્કૃષ્ટ તત્ત્વ જાહેર કરે છે.

(૧) બ્રહ્મમાં સેતુત્વના વ્યપદેશઆદિ જે જોવામાં આવે છે તે સામાન્ય રીતે કહેલ છે. તે બ્રહ્મથી બીજું કોઇ તત્ત્વ છે એમ જણાવવાને માટે નહિ. બ્રહ્મના અમૂક ગુણો પ્રકટ કરવાને માટેજ બ્રહ્મને સેતુ વગેર કહેલ છે. (સૂત્ર ૩૨)

(૨) વળી સેતુ વગેરે કહેવાનું કારણ બ્રહ્મને બુદ્ધિનો ઉપાસનાનો વિષય બનાવવાને માટે જ્યાં સુધી બ્રહ્મના તે પ્રકારે ધર્મો જણાવવામાં ન આવે ત્યાં સુધી બ્રહ્મની ઉપાસના થઈ શકતીજ નથી (સૂત્ર. ૩૩)

(૩) જેમ તેજ એકનું એકજ છે છતાં સૂર્ય, ચન્દ્ર વગેરે સ્થાનોને લીધે, સૂર્યનું તેજ, ચંદ્રનું તેજ અગ્નિનું તેજ એમ તેજમાં જૂદાપણું જોવામાં આવે છે અથવાતો કાલ એક છે પણ તે દિવસ, રાત્રિ, શુક્લપક્ષ, કૃષ્ણપક્ષ, ઉત્તરાયણ, દક્ષિણાયન, વગેરે જૂદી જૂદી સંજ્ઞા પામીને, જૂદા જૂદા ગુણો દેખાડે છે. તે પ્રમાણે બ્રહ્મની બાબતમાં ઉપાધિથી આ જૂદાપણું છે એમ સમજવું નહિ એમ જણાવવાને માટે ધર્મનો અતિદેશ કર્યો છે. (સૂ૦ ૩૪)

(૪) ઉપપત્તિથી પણ સમજાય છે કે બ્રહ્મ સિવાય બીજું કોઈ પરમ તત્ત્વ નથી. સત્ય જ્ઞાનાદિ ધર્મોની વિશિષ્ટતાથી તથા અદ્વૈત શ્રુતિથી આજ સર્વોત્કૃષ્ટ તત્ત્વ સમજાય છે. (સૂ૦ ૩૫)

(૫) વળી "नतत्समश्चाभ्यधिकश्च दृश्यते" એ વાકયમાં બ્રહ્મથી અધિક કોઇ નથી તેમ તેની સમાન કોઇ નથી, એમ બ્રહ્મ સિવાય બીજાનો નિષેધ કર્યો છે માટે બ્રહ્મજ સર્વોત્કૃષ્ટ તત્ત્વ છે. (સૂ૦ ૩૬)

(૬) વળી અનેક શ્રુતિ તથા સ્મૃતિનાં પ્રમાણોમાં બ્રહ્મની વ્યાપકતા જોવામાં આવે છે, આથી બ્રહ્મમાંજ સર્વ ધર્મો હોઇ શકે બ્રહ્મ સિવાય બીજો ધર્મી આથી સિદ્ધ થતો નથી.

માટે બ્રહ્મજ ધર્મી છે અને તેનાથી પર બીજું કોઇ પણ નથી.

---

## ૧૧મું અધિકરણ.

**સૂત્ર ૩૮**—આ પ્રમાણે અવિરોધથી બ્રહ્મજ સર્વોત્તમ છે એમ નિરૂપણ કર્યું અને ઉત્તમ અધિકારીઓથી તેજ ભજનીય છે, એમ તેની તેની ભજનીયતાનું પ્રયોજક રૂપ કહીને હમણાં ફલને મેળવવાની ઇચ્છાવાળાઓને ફલનો આપનાર કોણ છે તે જણાવે છે.

વિચારનો પ્રશ્ન આ છે-"ઐહિક તથા આમુષ્મિક ફલના આપનાર કર્મસચિવ દેવો હશે કે ભગવાન્?"

પૂર્વપક્ષી કહે છે કે કર્મો દેવોને ઉદ્દેશીને કરવામાં આવતાં હોવાથી તેઓજ ફલ આપે છે.

**સિદ્ધાન્તી** કહે છે કે, ના. ભલે કર્મો દેવોને ઉદ્દેશીને કરવામાં આવતાં હોય પણ ફલ તો ભગવાનજ આપે છે. કારણ કે બૃ. ૪-૪-૨૨ માં સર્વના નિયામક બ્રહ્મ છે એમ કહેલ છે. આથી બ્રહ્મમાં કર્મનું પણ નિયામકત્વ સિદ્ધ થાય છે માટે તમામ પ્રકારના ફલના આપનાર ભગવાનજ છે અન્યની વસ્તુને અન્ય આપવાને સમર્થ નથી. પોતે ફલરૂપ હોવાથી ફલ આપવાનું સામર્થ્ય પોતામાંજ હોઇ શકે ૩૮

**સૂત્ર ૩૯**—આ વિષયમાં શ્રુતિનું પ્રમાણ પણ છે. બૃ. ૪-૪-૨૪ ની શ્રુતિ સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે ભગવાનજ ફલનું દાન કરનાર છે ત્યાં अन्नादो वसुदानः શબ્દો છે. એટલે અન્ન આપનાર તથા વસુ-દ્રવ્ય આપનાર એ તે "મહાન્ આત્મા" છે. તેમજ ભા ગી ૧૦-૪માં સુખ તથા દુઃખ ભગવાનથી છે એમ જણાવ્યું છે, આથી સ્મૃતિનું પણ તેમાં પ્રામાણ્ય છે. ૩૯

**સૂત્ર ૪૦**—પણ ભગવાનના ફલદાતૃત્વના સિદ્ધાન્તને જૈમિનિ સ્વીકારતા નથી. જૈમિનિમતમાં કર્મનુંજ નિયામકત્વ છે. ત્યાં ઇશ્વરની સત્તાજ નથી. માટે જૈમિનિનો પૂર્વપક્ષ જણાવવાને આ સૂત્રની યોજના કરી છે. તે કહે છે કે ફલનું આપનાર ધર્મ કહેતાં કર્મજ છે. શ્રુતિમાં કહે છે કે स्वर्गकामः यजेत 'સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો જોઇએ" અર્થાત્ જો તમારે સ્વર્ગરૂપી ફલ મેળવવું હોય તો કર્મ કરવાં આથી કર્મજ ફલ આપનાર છે એમ શ્રુતિથી સમજાય છે. વળી ફલનું દાન કરવામાં ઇશ્વર સ્વતંત્ર નથી. જો ઇશ્વર સ્વતંત્ર રીતે ફલનું દાન કરવામાં સમર્થ હોય તો પછી શ્રુતિમાં જણાવેલા વિધિ અને નિષેધો નકામા થઇ જશે. માટે શ્રુતિ અને ઉપપત્તિના હેતુઓથી ધર્મ-કર્મજ ફલનું કારણ છે એમ જૈમિનિ પોતાના મતને જણાવે છે. ૪૦

**સૂત્ર ૪૧**—પણ આ મત ખોટો છે, એમ જણાવવાને ઉપસંહારમાં બાદરાયણ પોતે સૂ. ૪૧મું યોજે છે. તે કહે છે કે ઇશ્વરજ ફલના આપનાર છે. આ મત પ્રમાણે ઇશ્વરની અસ્વતન્ત્રતા તથા વૈષમ્ય નૈર્ઘૃણ્ય દોષનું આરોપણ વગેરે કરવું નહિ. એ શંકા વ્યર્થ છે. આનું નિરાકરણ અધ્યાય બીજાના પાદના ૩ ના સૂ. ૩૦થી૩૭ સુધીના અધિકરણમાં કરવામાં આવ્યું છે. તેથી અહિંઆં અમે તે બાબતનું પિષ્ટપેષણ કરવા માગતા નથી. માટે પૂર્વપક્ષની નિવૃત્તિ કરવાને સૂત્રમાં "તુ તો" શબ્દ યોજ્યો છે.

ઇશ્વરના ફલદાનમાં કૌ. ૩-૯ નું વિશેષ પ્રમાણ અહિંઆં આપે છે. ત્યાં કહે છે કે જેને આ લોકમાંથી ઉન્નત કરવા ઇશ્વર ઇચ્છે છે તેની પાસે સાધુ કર્મો કરાવે છે અને જેની અધોગતિ કરવા

ઇચ્છે છે તેની પાસે અસાધુ કર્મો કરાવે છે. આથી જૂદાં જૂદાં ફલનું દાન કરવાની ઇચ્છાથી જૂદાં જૂદાં કર્મો કરાવે છે એમ શ્રુતિમાં કહેલું હોવાથી કર્મપ્રતિ પણ ઇશ્વરની જ હેતુતાનું કથન કરેલું છે. આથી કર્મના વિધિ નિષેધ તથા કામનાનુસાર કર્મ કરવાનાં વાક્યો જે જોવામાં આવે છે તેમાં ફક્ત ઇશ્વરની ઇચ્છાથી તેને ફલ મેળવવાને માટે તેના અધિકારીઓને કર્મમાં યોજવાને માટે છે. આથી તે વાક્યોની નિરર્થકતા થતી નથી. તેમ કર્મનું ફલદાતૃત્વ સિદ્ધ થતું નથી. સર્વ સૃષ્ટિ બ્રહ્મમાં હોવાથી, બ્રહ્મની ઇચ્છાનુસાર સર્વ બને છે, તથા બ્રહ્મ પોતે પ્રાણીઓના કર્મની અપેક્ષાએ તેમને સુખ દુઃખ આપીને પોતેજ અનેક રૂપે ક્રીડા કરે છે. આથી સુખી થનાર કે દુઃખી થનાર તે તમામ બ્રહ્મજ છે, બ્રહ્મથી જૂદું કોઇ છે નહિ. માટે બ્રહ્મમાં કોઇ વૈષમ્ય નથી.

**(સાર)** આ અધિકરણમાં પાદનો ઉપસંહાર કર્યો છે. અહિંઆં પ્રથમ એવો પ્રશ્ન સૂ. ૩૮માં વિચાર્યો છે કે કર્મોનું ફલ આપનાર કોણ દેવતાઓ કે ભગવાન્? પૂર્વપક્ષી એમ કહે છે કે દેવતાઓને ઉદ્દેશીને કર્મ કરાતાં હોવાથી તેજ ફલના આપનાર છે. સૂત્રકાર કહે છે કે ના. ફલના આપનાર ભગવાન્ છે. ભગવાન્ જ ફલરૂપે છે. માટે તેજ ફલના આપનાર છે. બૃ. ૪-૪-૨૨ માં બ્રહ્મનું કર્મ નિયામકત્વ જોવામાં આવે છે. વળી બૃ. ૪-૪-૨૪ તથા ભ. ગી. ૧૦-૪ તથા ૧૦-૫માં ભગવાનજ ફલના આપનાર છે એમ સ્પષ્ટ કહેલું છે.

સૂ૦ ૪૦ માં જૈમિનિનો મત આ વિષયમાં આપ્યો છે. તે ઇશ્વરની સત્તાને સ્વીકારતા નથી તથા કર્મમાંજ ફલનું નિયામકત્વ માને છે. તેથી એમ કહે છે કે ધર્મ કર્મજ ફલના આપનાર છે. પણ સૂ૦ ૪૧માં સિદ્ધાન્તી સૂત્રકાર કૌ. ૩-૯ના પ્રમાણથી કહે છે કે જૈમિનિનો મત ખોટો છે. ફલના આપનાર ભગવાનજ છે. ભગવાન્ ફલ આપવાની ઇચ્છાએ જીવો પાસે કર્મ કરાવીને તે કર્મો પ્રમાણે ફલ આપે છે.

**પાદોપસંહાર**—જ્ઞાનને ઉપયોગી દેહ પ્રાપ્ત કર્યા પછી જીવને સ્વપ્ન, સુષુપ્તિ અને જાગ્રત્ દશાનો અનુભવ થાય છે તો તે તે દશાના દોષો તેને સ્પર્શ કરે છે કે નહિ? જો તે કરતા હોય તો પછી તેને જ્ઞાન પ્રાપ્તિમાં અન્તરાય રૂપ નીવડે છે, એનો નિર્ણય કરવાને માટે આ પાદમાં સ્વપ્નાદિનો વિચાર કર્યો છે. અધિકરણ ૧ લામાં સ્વપ્ન સૃષ્ટિનો વિચાર કરે છે તે સાચી છે કે મિથ્યા? સૂ. ૧ અને ૨માં પૂર્વપક્ષી તેને સાચી જણાવે છે, પણ સિદ્ધાન્તી સૂ. ૨ માં તેને મિથ્યા માયામાત્ર કહે છે, કારણ કે તેમાં દેખાતા પદાર્થો તેના યથાર્થ સ્વરૂપમાં સંપૂર્ણ રીતે અભિવ્યક્ત થતા નથી. છતાં સ્વપ્નના અનુભવ શુભ કે અશુભ ફલના સૂચક છે એવું સૂ૦ ૪ માં જણાવીને જીવજો ઇશ્વરનો અંશ હોય તો ઈશ્વર આનંદરૂપ હોવાથી જીવ સર્વદા સુખીજ હોય. તો શા માટે તેને દુઃખનો અનુભવ થાય છે એવી શંકાનું સમાધાન સૂત્ર ૫ તથા ૬ માં કરે છે અને ત્યાં જણાવે છે કે પરમાત્માની ઇચ્છાથીજ જીવમાં પરમાત્માના ઐશ્વર્યાદિ ધર્મોનું તિરોધાન થયું છે અને તેથી તે દુઃખીત્વ, દીનતા અનુભવે છે. અધિકરણ બીજામાં સુષુપ્તિ દશાનો વિચાર કરાય છે. તે સમય જીવ નાડીમાં તથા આત્મામાં પ્રવેશેલો હોવાથી તેને સ્વપ્નનો અનુભવ હોતો નથી તેમ તેને કંઇ પણ જ્ઞાન રહેતું નથી અધિ. ૩માં જાગ્રત્ દશાનો વિચાર કરે છે. સુષુપ્તિમાં પડેલો જીવ જ્યારે જાગે છે ત્યારે તે આત્મામાં થઇને નાડીમાંથી સીધો જાગે છે. તેને હૃદય પ્રદેશમાં પાછા ફરવું પડતું નથી (સૂ. ૮-૯) મૂર્ચ્છાની સ્થિતિમાં પણ તેને પૂરેપૂરું જ્ઞાન નથી (સૂ. ૧૦). અધિ. ૪થી બ્રહ્મના સ્વરૂપનો વિચાર કરવામાં આવ્યો છે. પ્રથમ પૂર્વપક્ષ આપવામાં આવે છે. બ્રહ્મમાં જડ તથા જીવના ધર્મો શ્રુતિમાં આપેલા હોવાથી બ્રહ્મ સવિશેષ અને નિર્વિશેષ નથી. અર્થાત્ તે ધર્મો ઉપરથી બ્રહ્મ સવિશેષ જણાય છે (સૂ. ૧૧-૧૩) આ પૂર્વપક્ષનું નિરાકરણ અધિ. ૫માં એકદેશીના મતે પ્રથમ કરે છે. એકદેશી એમ માને છે કે બ્રહ્મ વસ્તુતઃ નિર્વિશેષ છે, તેમાં કોઈ પણ વિશેષ નથી છતાં તેમાં જે વિશેષો જોવામાં આવે છે તે ઉપાધિને લીધે છે, સ્વાભાવિક નથી. આથી લક્ષણાથી (ઉપચારથી) બ્રહ્મને સવિશેષ કહેવું જોઇએ, બીજી રીતે નહિ. (સૂ. ૧૪) જેમ મેઘના અભાવમાં સૂર્યનો પ્રકાશ આપણે જોઈ

શકીએ છીએ અને મેઘ હોય ત્યારે જોઇ શકતા નથી. આ રીતે ઉપાધિને લીધેજ બ્રહ્મમાં વિશેષો જોવામાં આવે છે. (સૂ. ૧૫) બૃ. ૪-૫-૧૩માં બ્રહ્મને પ્રજ્ઞાન રૂપેજ કહેલ છે. તેમાં બીજા કોઇ પણ વિશેષોનું પ્રતિપાદન કરવામાં આવ્યું નથી. (૧૬) બ્રહ્મની નિર્વિશેષતામાં તથા ઔપચારિક સવિશેષતામાં શ્રુતિ તથા સ્મૃતિનાં પ્રમાણ છે. (૧૭) જેમ જલના પ્રતિબિમ્બમાં સૂર્યનો આરોપ લક્ષણાથી આપણે કરીએ છીએ તેમ બ્રહ્મમાં પણ ધર્મોનો આરોપ લક્ષણાથીજ છે. (૧૮) અધિ. ૬માં સિદ્ધાન્તી પોતાનો સિદ્ધાન્ત જણાવે છે. તે કહે છે કે બ્રહ્મ સવિશેષ નથી તેમ નિર્વિશેષ નથી પણ ઉભય રૂપે છે. બ્રહ્મની સવિશેષતા ઉપચારથી નથી, જલમાં પડેલા પ્રતિબિમ્બની માફક નથી (સૂ. ૧૯) ઘટાદિમાં વ્યાપક આકાશના અન્તર્ભાવથી તે જેમ વૃદ્ધિ અને સંકોચવાળું દેખાય છે તેમ નિર્વિશેષ બ્રહ્મ પણ મન તથા પ્રાણાદિમાં અન્તર્ભાવને લીધે વિશેષ યુક્ત થાય છે. વળી (સૂ. ૨૦) બ્રહ્મની વિશેષતાની સિદ્ધિ એટલાથી છે કે બ્રહ્મના રૂપોનાં પ્રત્યક્ષ દર્શન ભક્તોને થયેલ છે તથા તે વિષે શ્રુતિમાં કહેલ છે. (સૂ. ૨૧) માટે બ્રહ્મ નિર્વિશેષ છતાં સવિશેષ છે. માત્ર શબ્દોના અર્થ બરાબર સમજવા જોઇએ. સવિશેષ એટલે અપ્રાકૃત અલૌકિક દિવ્ય વિશેષ (ધર્મ)વાળું અને નિર્વિશેષ એટલે પ્રાકૃત લૌકિક ધર્મથી રહિત. (સૂ. ૨૨) અધિ. ૭ના સૂ. ૨૩માં પૂર્વપક્ષી એમ કહે છે કે બ્રહ્મને કોઇએ જોયું નથી માટે તે નિર્વિશેષ છે, તેનો ઉત્તર સિદ્ધાન્તી સૂ. ૨૪માં આપે છે કે ભગવાનની સેવા કરવાથી પોતે સંતુષ્ટ થતાં ભક્તને પોતાનું રૂપ પ્રકટ કરે છે માટે તે ફક્ત નિર્વિશેષ નથી, સવિશેષ પણ છે. અધિ. ૮ના સૂ. ૨૫ તથા ૨૬ માં પ્રકાશ, જલ અને સુવર્ણનાં દૃષ્ટાન્ત આપીને પૂર્વપક્ષી એવી દલીલ કરે છે કે પ્રકાશ, જલ તથા સુવર્ણ ઉપાધિને લીધે અનેક રૂપોવાળાં દેખાય છે. ખરી રીતે તો તેમનાં રૂપ તથા સ્વભાવ એકજ પ્રકારનાં છે, તેમ બ્રહ્મનું એકજ રૂપ હોઇ શકે અનેક નહિ. બ્રહ્મ એક હોવાથી તેનાં અનેક રૂપો સંભવે નહિ. તે એક રૂપ નિર્વિશેષજ છે. બ્રહ્મનાં અનેક રૂપોનું પ્રાકટ્ય ભક્તની ઇચ્છારૂપી નિમિત્ત ઉપાધિને લીધે છે તેથી તે નૈસર્ગિક રૂપ નથી. માટે સવિશેષ બ્રહ્મની કલ્પના ઔપચારિકજ છે.

આનો ઉત્તર સૂ. ૨૭ માં 'અહિ કુણ્ડળ'ના લૌકિક દૃષ્ટાન્તથી આપે છે. સર્પ ઇચ્છાનુસાર સીધો, લાંબો ગમે તે આકારનો થાય છે તેમ બ્રહ્મ ઇચ્છાનુસાર અનેક રૂપે બને છે. વળી સર્પની માફક બ્રહ્મ સર્વ વિરુદ્ધ ધર્મોનું આશ્રય છે માટે તેની સવિશેષતા યથાર્થ છે. અધિ. ૯માં બ્રહ્મના ધર્મોને કારણરૂપ બ્રહ્મમાં રહેતા હશે કે કાર્યમાં? એવો પ્રશ્ન કર્યો છે પૂર્વપક્ષી તેને પટના દૃષ્ટાન્તથી કાર્યમાં હોવાનું જણાવે છે. પણ સિદ્ધાન્તી પ્રકાશ અને સૂર્યનું દૃષ્ટાન્ત આપીને કહે છે કે જેમ પ્રકાશ (ધર્મ) સૂર્યના (ધર્મીના) આશ્રયે રહે છે તેમ ભગવાનના ધર્મો પણ ભગવાનના આશ્રયેજ રહે છે. આથી ધર્મો અને ધર્મી વચ્ચે અભેદતા છે. સૂ. ૨૯ અને ૩૦ માં એકદેશીના મત પ્રમાણે આ પ્રશ્નનું સમાધાન કરે છે. અધિ. ૧૦ માં ભગવાન્ કરતાં પણ અન્ય ધર્મી હશે કે નહિ તેનો પ્રશ્ન કર્યો છે. અને પ્રથમ પૂર્વપક્ષી સૂ. ૩૧ માં જણાવે છે કે ભગવાનને સેતુ કહેલ છે (છાં. ૮-૪-૧) તેથી, તેમનું પરિમાણ આપેલું છે તેથી (છાં. ૮-૧-૩) તેમનામાં આકાશ અને પૃથ્વી સાથે આધારાધેયનો સંબન્ધ જણાવ્યો તે તેથી (છાં. ૮-૧-૩) અને આદિત્ય પુરુષ, અને અક્ષી પુરુષ એવા ભેદ કલ્પ્યા છે તેથી (છાં. ૧-૭-૫) બ્રહ્મએ દેશ કાલ વસ્તુ અને સ્વરૂપના પરિચ્છેદવાળું છે માટે તે પરમતત્ત્વ નથી. પરમતત્ત્વ તે આ દેશકાલ, વસ્તુ અને સ્વરૂપના પરિચ્છેદથી રહિત હોવું જોઇએ. માટે ભગવાનથી અન્ય ઉત્કૃષ્ટ ધર્મી છે. આના ઉત્તરમાં સૂ. ૩૨ થી ૩૭ સુધીમાં સિદ્ધાન્તી જણાવે છે કે બ્રહ્મજ પરમોત્કૃષ્ટ તત્ત્વ છે, કારણ કે બ્રહ્મમાં સેતુત્વનો વ્યપદેશ વગેરે તેના ગુણની પ્રશંસા માટે છે. (સૂ. ૩૨) તથા તે પર તત્ત્વ બુદ્ધિનો-ઉપાસનાનો વિષય બને તેટલા માટે (સૂ. ૩૩) તથા સ્થાન પરત્વે જેમ પ્રકાશમાં તથા કાલમાં ભેદ જોવામાં આવે છે અને તેમાં ગુણ દોષ દેખાય છે તેમ બ્રહ્મ નથી એમ જણાવવાને માટે (સૂ. ૩૪) ઉપપત્તિ છે તેથી (સૂ. ૩૫) શ્વે. ૬-૮ માં બ્રહ્મથી અધિક તથા તેના સમાનનો નિષેધ કર્યો છે (સૂ. ૩૬) તથા તેને

માટે શ્રુતિમાં વ્યાપકતા વગેરે શબ્દો છે તેથી (સૂ. ૩૭) બ્રહ્મજ પરમ ઉત્કૃષ્ટ તત્ત્વ છે અને તેનાથી કોઇ બીજું અધિક ધર્મી નથી. સૂ. ૪૧ માં ઉપસંહાર કરતાં જણાવે છે. સર્વ કર્મોનું ફલ આપનાર આ ભગવાનજ છે, કારણ કે બૃ. ૪-૪-૨૨ તેમજ ભ. ગી ૧૦-૪ની સ્તુતિનાં પ્રમાણો આ વિષયમાં છે (સૂ. ૩૯) છતાં જૈમિનિ કર્મને ફલનું આપનાર કહે છે. તેના મતે ઇશ્વર સ્વતન્ત્ર નથી. તેમજ જો કર્મને ફલનું આપનાર માનવામાં ન આવે તો વિધિ અને નિષેધ વાક્યો વ્યર્થ થઇ જાય. માટે કર્મજ ફલ આપે છે એમ જૈમિનિના મતે પૂર્વ પક્ષ મૂકીને તેનો નિરાસ સૂ. ૪૦ માં સ્વસિદ્ધાન્તના પ્રતિપાદનથી જણાવે છે. ત્યાં કૌ ૩-૮ ની શ્રુતિનો ઉલ્લેખ કરીને કર્મની અસ્વતન્ત્રતા અને બ્રહ્મનીજ ફલદાતૃતા જણાવે છે.

---

ટાંચણ—

અધિ ૧ **સ્વપ્ન સૃષ્ટિ વિચાર.**

૧-૨ સ્વપ્ન સૃષ્ટિ વિષે પૂર્વપક્ષ બૃ ૪-૩-૯ તથા ૪-૩-૧૦માં તેનું પ્રતિપાદન. ભગવાનનુ સ્વપ્ન નિર્માતૃત્વ. આથી સ્વપ્ન સૃષ્ટિની સત્યતા.

૩ સિદ્ધાન્તીનો ઉત્તર. સ્વપ્ન સૃષ્ટિનું મિથ્યાત્વ. સ્વાપ્નિક પદાર્થોમાં યથાર્થતાનો અભાવ

૪ સ્વપ્નનું શુભાશુભ ફલનું સૂચકત્વ

૫ પરમાત્માની ઇચ્છાનુસાર જીવમાં ભગવદ્ધર્મોનો તિરોભાવ અને જીવનું દુઃખીત્વ

૬ આ વિષયમાં પરમતનો ઉપન્યાય

૨ **સુષુપ્તિનો વિચાર**

૭ સુષુપ્તિમાં જીવનો નાડીમાં તથા આત્મામાં પ્રવેશ તથા સ્વપ્નનો અભાવ તેમજ અજ્ઞાનતા

૩ **જાગ્રત્ દશા વિચાર**

૮-૯ જાગ્રત કાલે આત્મા તથા નાડીમાંથીજ જીવનો પ્રબોધ

૧૦ મૂર્ચ્છા દશામાં અર્ધસંપત્તિ

૪ **બ્રહ્મની સવિશેષતા જણાવનારને પ્રત્યુત્તર**

૧૧-૧૨ સ્થાનાદિ પ્રમાણે બ્રહ્મમાં ભેદને લીધે તેની સવિશેષતાનો પૂર્વપક્ષ.

૧૨ બ્રહ્મમાં ભેદના અભાવને લીધે તેની સવિશેષતા જણાવનાર પક્ષની નિર્બળતા

૧૩ ક. ૪-૧૧ પ્રમાણે બ્રહ્મના વિશેષનો સ્પષ્ટ થતો નિષેધ.

૫ **બ્રહ્મની નિર્વિશેષતા તથા ઔપચારિક સવિશેષતા જણાવનાર એકદેશીનો પૂર્વપક્ષ**

૧૪ રૂપવત્ જગતથી બ્રહ્મની વિલક્ષણતા અને બ્રહ્મની મુખ્યતા

૧૫ ઉપાધિને લીધે સૂર્યના પ્રકાશની વ્યવહાર્યતાની માફક ઉપચારથીજ બ્રહ્મની સવિશેષતા.

૧૬ બ્રહ્મની પ્રજ્ઞાનમયતાનીજ નૈસર્ગિકતા તથા સવિશેષતાની ઔપચારિકતા.

૧૭ શ્રુતિ તથા સ્મૃતિનું ઔપચારિક સવિશેષતામાં પ્રમાણ

૧૮ જલમાં પડેલા સૂર્યના પ્રતિબિમ્બની માફક ઉપચારથી બ્રહ્મની સવિશેષતા

૬ **સિદ્ધાન્તીએ કરેલું એકદેશીના મતનું ખણ્ડન અને બ્રહ્મની ઉભય લિંગતાનું પોતે કરેલું સ્થાપન.**

૧૯ જલ પ્રતિબિમ્બ માફક બ્રહ્મમાં સવિશેષતાની અસિદ્ધિ.

૨૦ ઘટમાં અન્તર્ભાવને લીધે વૃદ્ધિ તથા સંકોચવાળા આકાશની માફક બ્રહ્મમાં સવિશેષતા.

## અધ્યાય. ૩

## પાદ. ૩

૧ સર્વવેદાન્તપ્રત્યયાધિકરણ.

## सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात् ॥३--३--१॥

**સર્વ વેદાન્તનાં વાકયમાંથી જેનું જ્ઞાન થાય છે તે બ્રહ્મજ છે કારણુ કે વિધિ વાકયનો ભેદ નથી તેથી.**

ગયા પાદમાં જડ અને જીવના ધર્મોના નિરાકરણથી શુદ્ધજ બ્રહ્મનુ સચ્ચિદાનંદ વિગ્રહ રૂપનું નિરૂપણ કર્યું. [1]અહિંઆં તો બ્રહ્મમાં આવેલાજ ધર્મોનો વિચાર [2]કરવામાં આવે છે. [3]તે જો [4]એક વાકયમાંજ સઘળા કહેલા હોત તો વિચારવા યોગ્ય ન થાત કારણુ કે વિરોધનો અભાવ છે તેથી પણ તે તેની ઉપાસનાના પ્રકરણોમાં કયાંક કયાંક તેજ કવચિદ્ ભિન્ન કહેલા છે. જેમ વાજસનેયિઓ પંચાગ્નિ વિદ્યાનુ પ્રસ્તવન કરીને [5]છઠ્ઠા અગ્નિને કહે છે. "તેનો અગ્નિજ અગ્નિ છે એમ" છાન્દોગો તો પાંચ સંખ્યાનો ઉપસંહાર કરે છે. "જે આ પ્રકારે આ પાંચ અગ્નિને જાણે છે" (છાં. ૫–૧૦–૧૦) તેમ પ્રાણના સંવાદમાં મુખ્ય પ્રાણથી અન્ય ચાર પ્રાણો–વાક્, ચક્ષુ: કાન અને મનને કહે છે. વાજસનેયિઓ તો તે આ પાંચમાને કહે છે. અને વળી અથર્વોપનિષદમાં કોઇક વખત મોટા કલ્પવૃક્ષના ફુલોથી સુશોભિત વિચિત્ર સ્થલીવાળાં કાલિન્દનાં જલનાં મોજાંના સંસર્ગવાળા ઘણા કોમળ પવનથી હાલતા વાળથી શોભાયમાન બે ગંડની દ્યુતિથી વિભૂષિત કુંડલની પ્રભાથી શોભતા ડાબા ખભામાં મળતી માથાના મોટા મણિવાળી મુરલિકાનાં છિદ્રો ઉપર મળતા અતિ તરલ કમળ જેવા બે હાથની આંગળીઓને વશ થઇને પ્રકટ થતા વિવિધ સ્વર અને મૂર્ચ્છનાથી મોહિત થયેલી વ્રજસુન્દરીઓના સમૂહના કમળજેવા કટાક્ષથી અર્ચિત થયલા એવા ગોકુલ વૃન્દાવનમાં ફરતા ગોપરૂપને, કોઈક વખત કોદણ્ડથી ભૂષિત થયેલા ભુજદણ્ડથી પ્રચણ્ડ દશ મુખવાળા રાવણને ખણ્ડિત કરનાર, અતિવિચિત્ર ચરિત્રથી સુંદર લાગતા રામના સ્વરૂપને, કોઇક વખત અતિભયાનક વદનથી બ્રહ્મા તથા શિવ વગેરેને ત્રાસ આપનાર નૃસિંહરૂપને અને કોઇક વખત વામન વગેરેને નિરૂપે છે. તેમજ વળી [6]દ્રવ્ય અને દેવતાના ભેદથી યાગ ભેદની [7]માફક ધર્મો પણ [8]અવાપ અને [9]ઉદ્વાપથી તથા [10]દૃષ્ટ અને [11]અદૃષ્ટ ફલના ભેદથી [12]વેધના

સૂત્ર. ૧—(૧) ત્રીજા પાદમાં (૨) બ્રહ્મના ધર્મો ઉપાસના વગેરેના અન્ત રંગ સાધનો છે તેથી તેના અંગ તરીકે ઉપસંહાર વગેરેને માટે તેમનો વિચાર કરવામાં આવે છે (૩) બ્રહ્મમાં આવેલા વિરુદ્ધ ધર્મો (૪) એક વાક્યમાં જેમ अजन्तमासीनं शयानं वा गुहाशयम् જણાવેલા છે તેમ અહિંઆં ઉભા છે, જાય છે, બેશે છે, સૂવે છે; વગેરે જૂદા જૂદા ધર્મો એક વાકયમાં આવેલા છે. પણ કાલ ભેદ તથા પર્યાય ભેદથી તેમના વિભાવનમાં વિરોધનો અભાવ હોય છે. (૫) પાંચથી એક વધારે અગ્નિને (૬) રેત (૭) દ્રવ્ય, દેવતાત્મક રૂપના ભેદથી યાગમાં ભેદ હોય છે તેમ ઉપાસનાના ભેદથી કહેલા ધર્મ ભેદમાં બ્રહ્મના ભેદનો સ્વીકાર કરવો જોઇએ એવો એક પ્રકારનો સંશય (૮) ગ્રહણ ને (૯) ત્યાગ (૧૦) સાકારીદિ દર્શન (૧૧) તે તે પદની પ્રાપ્તિ (૧૨) જૂદી જૂદી ઉપાસનાનાં પ્રકરણમાંથી કહેલા ધર્મોથી તેમના ભેદમાં

જેવો પ્રાપ્ત થવામાં બ્રહ્મની [13]અનેકતાની આપત્તિ થતાં [14]શ્રુતિના વિરોધને લીધે વિનિગમકના અભાવથી સઘળા ઉપાસનાના વિષયોમાં અબ્રહ્મત્વ આવે છે. [15]શંકા—ઉપાસનાના વિષયો ઉપાધિવાળા હોવાથી તથા તેમની કલ્પના અવિદ્યાથી થયેલી હોવાથી, તેનાથી [16]વિશિષ્ટ [17]તે પ્રમાણે હોય તે યુકત છે. તેમજ તેનું આ પ્રમાણે નિરૂપણ કરનાર વેદાન્તોનો [18]અબ્રહ્મપરત્વમાં પ્રસંગ નથી. શુદ્ધ બ્રહ્મ દુર્જ્ઞેય હોવાને લીધે ઉપાધિથી વિશિષ્ટ ઉપાસનાથી ચિત્તની શુદ્ધિ થતાં જાતેજ તેનું જ્ઞાન થશે કારણકે આમાંજ તેનું તાત્પર્ય છે.

ઉત્તર—[19]એમ નથી. [20]સમન્વયના વિરોધની આપત્તિને લીધે, અને તેમની બ્રહ્મ[21]વિદ્યાત્વની હાનિ છે તેથી. વળી શ્રુતિ [22]પ્રતારક બને તેથી. અને વળી "જે અન્યથા આત્મા હોય તેનું અન્યથા પ્રતિપાદન કરે છે, તે આત્માનું અપહરણ કરનાર ચોરથી શું પાપ કરાયું નથી એમ અન્યથા જ્ઞાનને નિન્દતી શ્રુતિ કેવી રીતે ફલના સાધક તરીકે ઉપાસનાને જણાવે ? [23]સ્પષ્ટ અર્થવાળાં શ્રુતિનાં વાકયોનો નિર્ણય કર્યા વગર સંદિગ્ધ અર્થવાળા જ્યોતિઃ આકાશ વગેરે શબ્દો તેના વાચક છે એવો નિર્ણય [24]વ્યાસ આપે છે. [25]અને આમ હોવાથી કહેલી રીતિથી યાગની માફક [26]તેમનો પરસ્પર ભેદ આવ-

(૧૩) સર્વત્ર ઉપાસનાના વાકયોમાં બ્રહ્મનુજ ઉપપત્તિત્વ પ્રતિપાદન કરેલું હોવાથી અનેકત્વની આપત્તિ છે. (૧૪) एकमेवाद्वितीयम् એ શ્રુતિના વિરોધથી. (૧૫) બ્રહ્મ સધર્મક કે નિર્ધર્મક, અથવા ઉપાસનાથી તેનાથી ભિન્ન છે એ સંશયમાં પૂર્વપક્ષ કહે છે. (૧૬) ઉપાસનાના વાકયમાં કહેલા ધર્મોથી વિશિષ્ટ (૧૭) અબ્રહ્મત્વ (૧૮) ઉપાસનાના વિષયો ઉપાધિવાળા હોવા છતાં, તથા તેમની કલ્પના અવિદ્યાથી હોવા છતાં વેદાન્તમાં જે બ્રહ્મનું નિરૂપણ કર્યું છે તેમાં અબ્રહ્મત્વનો પ્રસંગ નથી. કારણ કે શુદ્ધ બ્રહ્મ ઉપાધિ રહિત દુર્જ્ઞેય હોવાથી તેનું જ્ઞાન સુલભ નથી માટે ઉપાસના દ્વારા ચિત્ત શુદ્ધિ થતાં તેનું જ્ઞાન ઉદય પામે તેટલા માટે તેની ઉપાસના જણાવી છે, અન્યથા નહિ એ રીતેજ સધર્મક બ્રહ્મની વિધિ સંભવે છે. (૧૯) કહેલા પૂર્વપક્ષને દૂષિત કરે છે. (૨૦) સર્વ શ્રુતિઓનો સમન્વય વિરુદ્ધ ધર્માશ્રય બ્રહ્મમાં હોય છે, અને તે તો તમારા કહેલા બ્રહ્મના–કેવલ નિર્ધર્મક, ઉપાસના વિષય રહિતનો સ્વીકાર કરવા જતાં તેમાં વિરોધ આવશે. (૨૧) જો ઉપાસનાના વિષયો અબ્રહ્મ રૂપ હોય તો પછી તેનો ઉપદેશ કરનાર ઉપનિષદો બ્રહ્મના અનિરૂપક થશે. આથી બ્રહ્મ વિદ્યાની પણ હાનિનો પ્રસંગ આવશે. (૨૨) અવિશ્વસનીય અને શ્રુતિના શબ્દોમાં કોઇને વિશ્વાસ બેસશે નહિ. તે છેતરે છે એવી પ્રતીતિ સહજ થશે. (૨૩) શ્રુતિ પોતે કહે છે કે જે પ્રમાણે આત્માનું સ્વરૂપ જણાવ્યું હોય તેજ રીતે આપણે સમજવું, તેનાથી જૂદી રીતે સમજતાં પાપ લાગે છે. શ્રુતિમાં આત્માના સ્વરૂપને અન્યથા સમજનારની નિન્દા કરી છે. તેથી જો શ્રુતિ બ્રહ્મને સધર્મક અને નિર્ધર્મક વિરુદ્ધધર્મોના આશ્રયવાળું જણાવતી હોય તો પછી નિર્ધર્મક સ્વરૂપ એજ બ્રહ્મનું ખરૂં સ્વરૂપ છે અને સધર્મક ઉપાસનાના વિષયવાળું ગૌણ છે એમ જે કહ્યું તે અયુકત છે.( ૨૪) રામ, કૃષ્ણ, વગેરે શબ્દો જેમાં આવેલા છે એવી શ્રુતિઓનાં વાકયોના અર્થ સ્પષ્ટ છે, તેથી તેનો નિર્ણય વ્યાસજીએ પ્રથમ કર્યો હોત. પણ પ્રથમ અધ્યાયમાં તેને બદલે શ્રુતિ વાકયોમાં આકાશ, પ્રાણ, જ્યોતિઃ વગેરે જે શબ્દો આવેલા છે, તે બ્રહ્મના વાચક હશે કે કેમ તેવા સંશયનુ નિરાકરણ કરવાને તે સંદિગ્ધ અર્થના નિર્ણયનો પ્રયાસ કર્યો છે. પ્રથમ સદિગ્ધ પદોનો નિર્ણય આપ્યો છે અને પાછળથી સ્પષ્ટાર્થના નિર્ણય માટે અહિંઆં પ્રયાસ કર્યો છે. તમારા કહેવા પ્રમાણે હોય તો સંદિગ્ધ વાકયોનો નિર્ણય પાછળથીજ વ્યાસ કરત. આ રીતે વ્યાસની પણ આ બાબતમાં સંમતિ નથી એમ જણાવે છે. (૨૫) આ પ્રમાણે પૂર્વ પક્ષનું ખણ્ડન કરીને સ્વમતને કહે છે. (૨૬) તેમના ઉપાસના વાકયમાં કહેલા ધર્મથી વિશિષ્ટ

શ્યક છે. [27]તેથી બન્ને બાજુએ રજ્જુ છે એમ પ્રાપ્ત થાય તો કહેવાય છે.

તે બ્રહ્મનું જ્ઞાન અનેકરૂપનું નિરૂપણ કરનાર સર્વ વેદાન્તોથી થાય છે. બ્રહ્મના અનન્ત રૂપોમાંથી જે જે રૂપોનું નિરૂપણ તેતે વેદાન્તોથી કરવામાં આવે છે તેથી તેટલા રૂપવાળું એકજ બ્રહ્મ છે એમ અર્થ છે. તેમાં હેતુ [28]નોદનાદિનો [29]અવિશેષ છે. નોદના એટલે કર્તવ્ય તરીકે જેનાથી બોધ કરાય છે તે. અર્થાત્ વિધિવાક્ય. તેનો અવિશેષ છે. તેથી એમ અર્થ છે. જેમ એક અગ્નિષ્ટોમમાં શાખાભેદમાં પણ નોદના છે તેજ પ્રમાણે હોય છે " અગ્નિષ્ટોમથી યજન કરવું " (આ. સૂ. ૧૦-૨૦૧ ) તેજ પ્રમાણે અહિંઆં પણ સઘળા વેદાન્તોમાં બ્રહ્મ તરીકેજ ઉપાસનાનું વિધાન છે તેથી તેમ છે. 'આદિ' શબ્દથી સાક્ષાત અને પરંપરાના ભેદથી ઉપાસના મોક્ષફલ આપે છે એવું કથન પણ અવિશિષ્ટ છે એમ [30]પ્રયોજનના સંયોગનું સંગ્રહણ છે. ૧

બ્રહ્મના સ્વરૂપનો જૂદી જૂદી ઉપાસનામાં જૂદી જૂદી રીતે બ્રહ્મના સ્વરૂપનું વર્ણન આપ્યું છે. ત્યાં બ્રહ્મના ધર્મો જૂદા જૂદા જોવામાં આવે છે. રામોપાસનામાં અમુક ધર્મો હોય છે. નૃસિંહોપાસનામાં તેનાથી જૂદા હોય છે. કૃષ્ણોપાસનામાં વળી જૂદા હોય છે તો આમ ધર્મોના વૈલક્ષણ્યને લીધે તેમાં ભેદ આવશ્યક છે. (૨૭) જો ભેદનો અંગીકાર કરો તો 'એકમેવાદ્વિતીયમ્' એ અભેદ શ્રુતિનો વિરોધ આવે. અને જો ભેદ નથી એમ કહો તો પછી દ્રવ્ય તથા દેવતાના ભેદથી યાગનો ભેદ હોય છે એમ જે કહ્યું તેથી અહિંઆં વિરોધ આવે. આથી બન્ને બાજુએ રજ્જુ છે. બન્ને બાજુએ રજ્જુને માટે મૂળમાં उभयतः पाशा रज्जु એવો શબ્દ છે. આ એક પ્રકારનો ન્યાય છે. આનો અક્ષરાર્થ દોરડાની બન્ને બાજુથી ફાંસો એમ થાય છે. અર્થાત્ કોઇ પણ દલીલને જે દૃષ્ટિ બિન્દુથી જોઇએ તે દૃષ્ટિ બિન્દુથી તેમાં વિરોધજ આવે એવો ન્યાય. અંગ્રેજીમાં આને Horns of a dilemma કહે છે. (૨૮) વિધિવાક્ય. આદિશબ્દથી * एकं वा संयोगरूपचोदनाख्याविशेषात् એ સૂત્રમાં કહેલા અનેક રૂપોના ઐક્યના બોધક ચાર હેતુઓનો અર્થ જણાવાય છે. સૂત્રમાં चोदनादि એ શબ્દને સમાહાર તરીકે સમજવો. તેનો વિગ્રહ चोदना च आद्यश्चैतेषां समाहारः એ રીતે કરવો (૨૯) સામ્યથી (૩૦) એકજ બ્રહ્મમાં જૂદા જૂદા પ્રકારથી ઉત્પન્ન થયેલ ફલનો સંયોગ સમુચ્ચય. **ભાવાર્થ**-સઘળાં અનેક પ્રકારના વેદાન્ત વાક્યોથી જેનું જ્ઞાન થાય છે તે બ્રહ્મજ છે. જેમ શાખા ભેદથી જ્યોતિષ્ટોમમાં ધર્મનો ભેદ છે, પણ જ્યોતિષ્ટોમની વિધિ એક છે તેમ વેદાન્તમાં જૂદે જૂદે સ્થળે બ્રહ્મનું નિરૂપણ જૂદી રીતે કરેલું હોય તો પણ તે એકજ છે.

एकं वा संयोगरूपचोदनाख्याविशेषात्।

આ સ્થલે પ્રશ્ન થાય છે કે જુદી જુદી શાખાઓમાં કહેલા કર્મ શાખા ભેદથી ભિન્ન ભિન્ન છે કે એકજ છે?

પૂર્વપક્ષથી સૂત્ર-

नामरूपधर्मविशेषपुनरुक्तिनिन्दाशक्तिसमाप्तिवचनप्रायश्चित्तान्यार्थदर्शनाच्छाखान्तरेषु कर्मभेदः स्यात्।

આ સૂત્રમાં નીચેના હેતુ દર્શાવ્યા છે.

(૧) नाम—કાઠકમ્, કાલાપકમ્, પૈપ્પલાદકમ્ ઇત્યાદિ ભિન્ન ભિન્ન સંજ્ઞાઓથી કર્મ ભેદ થવો જોઇએ.

(૨) रूप—એક શાખામાં " अग्नीषोमीय एकादशकपाल पुरोडाश " છે તો બીજી શાખામાં 'અગ્નીષોમીય દ્વાદશ કપાલ પુરોડાશ' થાય છે. અતએવ કર્મભેદ માનવો જોઇએ.

(૩) धर्मविशेषात्—તૈત્તિરીય શાખામાં ભૂમિભોજન કહેલું છે. અન્ય શાખામાં નથી, અતએવ કર્મભેદ માનવો જોઇએ.

# ભેદાન્નેતિ ચેદેકસ્યામપિ ॥૩–૩–૨ ॥

## ધર્મના ભેદથી ભેદ છે એમ કહેતા હોતો કહેછે કે જેમ એક પણ અતિરાત્ર વ્યકિતમાં ષોડશીના ગ્રહણ અગ્રહણના ધર્મભેદથી ભેદ નથી તેમ.

(શંકા) દ્રવ્ય અને દેવતાના [1]ભેદથી પરસ્પર ભેદથી કહેલા હેતુની [2]અસિદ્ધિની "ભેદાન્નેતિ" થી શંકા કરીને તેના પરિહાર માટે સૂત્રકાર "એકમાં પણ" (एकस्यामपि)

---

સૂત્ર ૨—(૧) એક ઉપાસનામાં કહેલા ધર્મનો અન્ય ઉપાસનામાં કહેલા રૂપોમાં અભાવ છે તેથી; એક ઉપાસનાનો બીજી ઉપાસનાથી ભેદ છે, તેથી વિધિ વાક્યના હેતુથી જે એકતા જણાવવામાં આવે છે તે સિદ્ધ થતું નથી. (૨) એકતાની અસિદ્ધિ વિષેના પૂર્વપક્ષના ઉત્તરમાં સૂત્રમાં एकस्यामपि એમ કહે

---

(૪) पुनरुक्ति—જો સર્વ શાખાઓમાં એકજ કર્મ હોય તો પુનરુક્તિ દોષ પ્રાપ્ત થાય. सोमेन यजेत अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः ઈત્યાદિ વાક્યો અનેક શાખાઓમાં પઠિત છે. અવિરોધ કર્મભેદ માનવો જોઇએ.

(૫) निन्दा—એક શાખામાં ઉદિત હોત્રની નિંદા છે તો બીજી શાખામાં અનુદિતની નિન્દા જોવામાં આવે છે તેથી માનવું પડે છે કે શાખા ભેદથી કર્મભેદ છે.

(૬) अशक्ति—જુદી જુદી શાખામાં કહેલા સર્વ કર્મ કરવા માટે એકજ પુરુષ અશક્ત હોય છે. તેથી પણ કર્મભેદ માનવો.

(૭) प्रायश्चित्तवचन—કેટલાક અનુદિત હોમનું પ્રાયશ્ચિત્ત કહે છે અને કેટલાક ઉદિત હોમનું પ્રાયશ્ચિત્ત કહે છે અતએવ કર્મભેદ છે.

(૮) अन्यार्थदर्शन—એક શાખામાં द्वे संस्तानां विराजमानमतिरिच्यते। અન્ય શાખામાં "तिस्र संस्तानां" આ પ્રમાણે અન્યાર્થ જોવામાં આવે છે તેથી કર્મભેદ મન્તવ્ય છે.

સિદ્ધાન્ત સૂત્ર

एकं वा संयोगरूपचोदनाख्याविशेषात्।

સર્વ શાખામાં કહેલું કર્મ એકજ છે. કારણ કે

(૧) અર્થ સંયોગમાં અવિશેષ સમાનતા છે. એકજ પ્રયોજન નથી તે કર્મ કહેલું છે, (૨) યાગનું રૂપ દ્રવ અને દેવતા હોય છે તે પણ અવિશેષ સમાન છે. (૩) નોદના પણ સમાન છે. અને (૪) કર્મનું નામ પણ સમાન છે માટે તે કર્મભેદ નથી.

* * * * *

ષોડશિન્ અથવા ષોડશિકા.

સોમરસ કાઢીને દ્રોણ કલશમાં પ્રથમ કાઢીને મૂકે છે પછી જુદા જુદા પ્યાલાના આકારના ગ્રહ-સંજ્ઞક પાત્રોમાં મૂકે છે અને તે ગ્રહો વડે હોમ થાય છે તેમાંના એક ગ્રહનું નામ ષોડશી છે. અતિરાત્ર સંસ્થામાં ષોડશી ગ્રહણ અને અગ્રહનો વિકલ્પ છે.

अतिरात्रे षोडशिनं गृह्णाति, नातिरात्रे षोडशिनं गृह्णाति આ વાક્યો વડે વિકલ્પ કહેવાય છે. નાતિરાત્રે વાક્યમાં નિષેધ છે અને અન્ય વાક્યમાં વિધિ છે. આ સ્થલમાં નઞ્નો અર્થ પ્રસકત પ્રતિષેધ કે પર્યુ-દાસ નથી પણ વિકલ્પ છે.

( આ ટાંચણનો ભાગ વે. શા. સં. શાસ્ત્રી હરિશંકર ઓંકારજી તરફથી મળ્યો છે તે માટે તેમનો હું આભાર માનું છું. J.)

એવા સૂત્રના [3]અવયવથી કહે છે. જેમ એક પણ ગૃહીત ષોડશિક [4]અતિરાત્ર વ્યકિતમાં અગૃહીત ષોડશિકાની સરખામણી એ ગુણના આધિકયમાં પણ અતિરાત્રથી ભિન્ન યાગ હોતો નથી. કારણ કે અતિરાત્રના લક્ષણવાળા કર્મને ઉદ્દેશીને તેના ગ્રહણ તથા [5]અગ્રહણનું વિધાન છે તેથી. તેજ પ્રમાણે અહિંઆં પણ બ્રહ્મનેજ ઉદ્દેશીને તે તે ધર્મના વૈશિષ્ટય તથા અવૈશિષ્ટય કહેલાં હોવાથી ઉપાસનામાં બ્રહ્મથી જૂદી ઉપાસના નથી. તેમજ વળી બ્રહ્મધર્મ તરીકે, અભેદ કહેલો હોવાથી તમે કહેલા હેતુની અસિદ્ધિ છે. આમ [7]હોય તો જ્યાં એક ઉપાસ્ય રૂપમાં અન્ય રૂપ કરતાં અધિક ગુણો કહેવાય છે ત્યાં તેમનો [8]ઉપસંહાર ઉચિત છે એવો ભાવ છે. [9]અહિંઆં આ વિશેષ જાણવો જોઇએ. [10]અખીલ ઉપાસનાના વિષયમાં અવિશિષ્ટ બ્રહ્મત્વને જાણીને તેમાં અનેકરૂપને જે ઉપાસે છે તેના ત્યાં સર્વ [11]ગુણોનો ઉપસંહાર કરવો ઉચિત છે. જે અનન્ત વિભૂતિ રૂપોમાં ૐ[12]એમ અક્ષર બ્રહ્મને જાણીને ઉપાસના કરે છે તેની અન્યશાખાના પણ આ અક્ષરની ઉપાસનાના પ્રકરણમાં કહેલાનોજ ઉપસંહાર કરવો જોઇએ, અન્યનો [13]નહિ તે રૂપને [14]ઉદ્દેશીનેજ તે ગુણોનું કથન છે તેથી. નહિ તો [15]અતિપ્રસંગ થાય. આતો [16]ઉપાસના માર્ગની વ્યવસ્થા કહી. ભક્તિમાર્ગીયતો આનાથી જૂદી છે. તે આગળ કહેવી જોઇએ.

(શંકા) અગ્નિષ્ટોમને ઉદ્દેશીને જેટલા ધર્મો તૈત્તિરીયકમાં કહેવાય છે તેટલા વાજસનેયમાં છે. તેમજ વળી તમારી કહેલી રીતિથી વાજસનેયિઓનો તેના ધર્મોનો ઉપસંહાર પણ ન્યાય યુકત થશે પણ તે તેમ નથી. શિષ્ટાચાર વગેરેથી વિરોધને લીધે. તેમજ પંચાગ્નિ વિદ્યાને ઉદ્દેશીને કહેલો છઠ્ઠો અગ્નિ છાન્દોગથી ઉપસંહાર કરવાને શકય નથી. તેજ પ્રમાણે આથર્વણિકથી એક રૂપમાં અન્ય રૂપના ધર્મો નથી એમ કહેવામાં આવે તો ઉત્તર કહે છે.

છે. (૩) સૂત્રના અવયવમાં-ભાગમાં (૪) અતિરાત્ર યજ્ઞમાં (૫) અતિરાત્ર યજ્ઞમાં કેટલીક વખત ગ્રહણ કરવામાં આવે છે અને કેટલીક વખત તેનું ગ્રહણ કરવામાં આવતું નથી. આ રીતે તેમાં ભેદ હોય છે. ષોડશીનું જેમાં ગ્રહણ હોય છે તે જેમાં તેનું ગ્રહણ નથી તેના કરતાં અધિક છે. આમ જો કે એક યાગમાં ભેદ હોય છે છતાં તેમાં વસ્તુતઃ ભેદ નથી કારણ કે ઉભય પ્રકારે અતિરાત્ર યજ્ઞજ છે; તેજ પ્રમાણે બ્રહ્મની એકતામાં બાધ આવતો નથી. (૫) અતિરાત્ર વિષે નીચે પ્રમાણે વાકય છે. अतिरात्रे षोडशिनं गृह्णाति नातिरात्रे षोडशिनं गृह्णाति આમાં ષોડશીનું ગ્રહણ તથા અગ્રહણ ઉભય દર્શાવેલ છે. (૬) બ્રહ્મના ધર્મો બ્રહ્મથી ભિન્ન હોવાથી ધર્મીના ભેદને લીધે ધર્મોમાં પણ ભેદ છે એમ તમે કહેલા હેતુથી બ્રહ્મમાં સિદ્ધિ નથી. અર્થાત્ બ્રહ્મમાં ભેદ નથી. (૭) પ્રથમ કહેલા પ્રકારથી વેદ્યના ઐકયમાં પણ (૮) સામાન્ય રીતે જે ધર્મોનું શ્રવણ છે તેનું વિશેષમાં નિયમન તેનું નામ ઉપસંહાર (૯) ગુણોપસંહારમાં (૧૦) "અખિલ અને ઉપાસનાના વિષય" પછી "અવતારરૂપ" અધ્યાહાર છે. (૧૧) બ્રહ્મના ધર્મો (૧૨) બ્રહ્મત્વને ગૌણ બનાવીને ઓમ્ વર્ણની ઉપા સના સમજવી (૧૩) પ્રકરણનું ઉલ્લંઘન કરીને ઉપસંહાર કરવામાં (૧૪) દરેક પ્રકરણમાં અમુક રૂપને ઉદ્દેશીને ધર્મો કહેલા છે (૧૫) પ્રકરણના નિયામકત્વના ભંગનો પ્રસંગ (૧૬) અહિંઆં ઉપાસના માર્ગની રીતિથી ગુણોપસંહાર શી રીતે કરવો તે જણાવે છે. ભક્તિમાર્ગની રીતિ જૂદી છે તે આગળ ઉપર કહેવામાં આવશે. **ભાવાર્થ**-એક ઉપાસનામાં કહેલા ધર્મનો ભેદ અન્ય ઉપાસનામાં નથી, માટે ધર્મીના ભેદથી ધર્મનો પણ ભેદ હોવો જોઇએ

## स्वाध्यायस्य तथात्वेन समाचारेधिकाराच्च सववच्च तन्नियमः ॥३–३–३॥

### વેદના સોમયાગાદિ આચરણ અધિકાર પ્રમાણે કરવાનો જેમ નિયમ છે તથા (આથર્વણિકોએજ) સવ કરવો જોઈએ એમ નિયમ છે તેમ (રામકૃષ્ણાદિ રૂપમાં પણ ઉપાસકોએ અધિકાર પ્રમાણે અવતાર પ્રમાણે ધર્મોનું ચિન્તન કરવું)

[1]સ્વાધ્યાય કહેતાં વેદ તે એકજ કર્મને શાખાના ભેદથી ભિન્ન ભિન્ન પ્રકારનું જણાવે છે માટે તેમાં [2]પ્રયુક્ત [3]સમ્યગ્ભૂત અગ્નિષ્ટોમાદિ લક્ષણ [4]આચારમાં તે તે અંગના આચારનો [5]નિયમ અન્યૂન અને અનધિક કરવારૂપી છે એમ અર્થ છે. તેટલા [6]અંગથીજ યાગની સંપત્તિ હોવાથી અધિક કરવું તે અપ્રયોજનક છે. તેથી તેટલાંજ અંગો કરવાનાં છે. તે ધર્મોનો પણ ઉપસંહાર તમારી કહેલી રીતે સંભવે છે. એમ હોય તો કહે છે અધિકારથી. સર્વ શાખાવાળાઓનો પોતપોતાની શાખામાં કહેલા કર્મમાંજ અધિકાર છે. પરશાખાથી કહેલામાં નહિ. તેથી પણ તે પ્રમાણે નિયમ છે. **च** [7]શબ્દથી પોતાની શાખામાં કહેલા કર્મથી વધારે રીતે કરવામાં અને ઓછું કરવામાં **यदस्य कर्मणः** થી પ્રાયશ્ચિત્તનું શ્રવણ પણ છે. તેના [8]નિયમમાં હેતુનો સમુચ્ચય કરવામાં આવે છે. માટેજ કદાચ પરશાખામાં કહેલાને પણ [9]વ્યવસ્થિત વિકલ્પના વિષય તરીકે કલ્પ સૂત્રમાં કહેવામાં આવે છે. વિકલ્પમાં તો [10]ઉભયની [11]અશાસ્ત્રાર્થતા અને ઉપસંહારમાં તો

---

આમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહેવામાં આવે છે કે ના, જેમ અતિરાત્ર યજ્ઞમાં ષોડશીનું ગ્રહણ કરવારૂપી અગર અગ્રહણ કરવારૂપી ભેદ છતાં પણ અતિરાત્ર યજ્ઞ તરીકે તે એકજ છે, તેમ બ્રહ્મમાં ઉપાસનાના ભેદને લીધે ભેદ નથી, પણ તે એકજ છે. ૨

સૂત્ર ૩--(૧) વેદની જૂદી જૂદી શાખાઓ પ્રમાણે કર્મનું નિરૂપણ જૂદી જૂદી રીતે કર્યું છે પણ તે કર્મ એકજ છે એમ સ્વાધ્યાય કહેતાં વેદમાં કહેલું છે. (૨) પ્રયોજાયલું, જેનો પ્રયોગ કર્યો છે તે. (૩) સંપૂર્ણ કરાયલું (૪) સૂત્રના "સમાચાર" શબ્દને સમજાવે છે. સમ્ એટલે સમ્યક્, સંપૂર્ણ રીતે, અને આચાર એટલે અગ્નિહોમ વગેરે. (૫) અગ્નિહોમાદિ માટે એવો નિયમ છે કે જૂદી જૂદી શાખાવાળાઓએ તેમની શાખામાં કહ્યા પ્રમાણે જ તેનું અનુષ્ઠાન કરવું, તેથી વધારે નહિ તેમ ઓછું પણ નહિ. (૬) પોતાની શાખામાં જે રીતે યાગને કરવાનો કહ્યો હોય તે રીતે કરવાથી જ તેનું ફળ મળે છે. વિશેષ રીતે અગર ઓછી રીતે કરવાથી નહિ. (૭) સૂત્રમાં च અને શબ્દ એમ સૂચવે છે કે જેમ કર્મ, પોતાની શાખામાં અમુક પ્રકારેજ કરવાં તેથી અધિક યા ઓછી રીતે કરવાથી પ્રાયશ્ચિત કરવું પડે છે. તેમ ઉપાસનામાં પણ અધિકાર પ્રમાણેજ કરવી. અધિકાર સિવાયની ઉપાસનાથી દોષ લાગે છે (૮) સ્વશાખામાં કહેલા ધર્મોનું જ અનુષ્ઠાન એવા નિયમમાં (૯) એમાંથી એક પ્રકારનો નિર્ણય કરનાર વિકલ્પને વ્યવસ્થિત વિકલ્પ જેમ उदिते जुहोति, अनुदिते जुहोति આ વાક્યમાં બે પક્ષો છે. તેમાં એક પક્ષનો સ્વીકાર કરીને જીંદગી સુધી અનુષ્ઠાન કરવું, નહિ કે બન્નેનું મરજીમાં આવે ત્યારે અનુષ્ઠાન કરવું, વિકલ્પ એટલે ઐચ્છિક વિકલ્પ (૧૦) વિકલ્પથી બોધ્ય બન્ને પક્ષની (૧૧) કારણ કે ઉભય પ્રકારનું અનુષ્ઠાન કરવાથી આઠ પ્રકારના દોષો લાગે છે એમ મીમાંસામાં જણાવેલ છે તેથી અશા-

ઉભયની [૧૨]શાસ્ત્રાર્થતા છે. માટે પણ અહિંઆં ઉપસંહારથી શંકા પણ નથી. અહિંઆં દૃષ્ટાન્ત [૧૩]કહે છે. સવની માફક. જેમ સવ કહેતાં સપ્તસૂર્ય વગેરે શતૌદન સુધીના હોમો, [૧૪]અન્ય વેદમાં કહેલા ત્રેતાઅગ્નિ સાથે સંબન્ધ [૧૫]નહિ હોવાથી અથર્વણમાં કહેલા એકાગ્નિના સંબન્ધથી આથર્વણિકોમાં કરવા જોઇએ એવો નિયમ કરાય છે. તેમજ તે તે શાખા તેવી [૧૬]હોવાથી તે તે કહેલા કર્મમાંજ તે તે શાખાવાળાનો અધિકાર હોવાથી સ્વ સ્વ શાખામાં કહેલાથી ન્યૂન કે અધિક કર્મ નહિ કરવાનો નિયમ છે એવો અર્થ છે. અહિંઆં પણ જે રૂપની ઉપાસનામાં જેટલા ધર્મો કહ્યા છે, તે રૂપમાં તેટલા ધર્મ હોવાથી ઉપાસના કરવી જોઇએ કારણ કે તેના બોધક પ્રમાણને અનુસાર તે છે. અન્ય-રૂપની ઉપાસનાના પ્રકરણમાં કહેલી ઉપાસના સાધારણ ધર્મવાળી હોય તો પણ કરવી જોઇએ નહિ. તેમ હોય તો મત્સ્યના ઉપાસકે ધનુષ્ય તથા બાણ વગેરેની ઉપાસના કરવી જોઇએ. [૧૭]તેમ પુરુષરૂપની ઉપાસના કરનારે લાખ યોજન લાંબાં શીંગડાંની પણ ઉપાસના કરવી. શંકા—અથર્વ ઉપનિષત્‌માં શ્રીરામની ઉપાસનામાં જે મત્સ્ય કૂર્માદિ અવતારો ભૂ: ભુવ: અને સ્વરૂને બનાવનાર છે. ‘તેને નમસ્કાર, નમસ્કાર,’ (રા. તા. ૫) એ વાકયથી તેનાથી જૂદા અવતારરૂપ કહેવાય છે. તેથી તેના ધર્મોનું પણ સૂચન થાય છે? સાચું, તેના ધર્મ હોવાનું પણ સૂચિત થાય છે. ત્યાં આ અભિસંધિએ [૧૯]પરમ કાષ્ઠાપન્ન બ્રહ્મ રસરૂપ આ છે એમ જાણીને ખરેખર ઉપાસના કરવી જોઇએ. તેથી આનાજ અન્ય અવતારો છે. તે રૂપથીજ તે તે કર્મોને આણે કર્યાં એમ પરને જાણવું જોઇએ. તેજ રૂપમાં અન્ય અવતારના ધર્મો છે એમ સમજવું નહિ. તેમજ વળી તે તે અવતારમાં તે તે અવતારનાજ ધર્મો છે એમ [૨૦]શ્રુતિથી સમજાય છે. પણ તે સર્વત્ર

સ્ત્રાર્થતા છે (૧૨) શાસ્ત્રથી ઉભયની પ્રાપ્તિ થાય. પરન્તુ સુન્દ અને ઉપસુન્દના ન્યાયથી પરસ્પર વિરોધથી એકની પણ પ્રવૃત્તિ નથી એમ ભાવ છે. (૧૩) અહિંઆં શંકા થાય કે વેદના વિભાગ પૂર્વે શાખાના ભેદની જ્યારે અસિદ્ધિ હોય તો પછી શાખાના અધિકારીઓનો સંભવ નહિ હોવાથી સર્વ કર્મના અંગોનો સર્વ કર્મોમાં ઉપસંહાર બને. આથી સવનું દ્રષ્ટાન્ત આપે છે (૧૪) આ પ્રમાણે શાખાના ભેદની પહેલાં પણ તે તે વેદમાં તે તે શાખાના નિયામકો હોવાથી તેમની સાથે જ નિયમના સંભવથી સર્વ કર્મોમાં સર્વ અંગનો ઉપસંહાર નથી એમ અર્થ છે (૧૫) સર્વ હોમમાં ત્રણ વહ્નિનો સંબન્ધ નથી તેથી (૧૬) તે તે શાખામાં કહેલા કર્મોમાં તે તે શાખામાં કહેલાં અંગોનું જ અનુષ્ઠાન છે, અન્ય વિરૂદ્ધનું નહિ, એમ તેનું નિયામકત્વ છે. (૧૭) જો એક ઉપાસનામાં જણાવેલા ધર્મોનું અનુસંધાન અન્ય ઉપાસનામાં કરવાનું હોય તો પછી મત્સ્યાવતારમાં પણ રામાદિ અવતારના ચાપ (ધનુ) વગેરે ધર્મો તેની સાથે જોડવા પડે. (૧૮) રા. તા-૫નું અવતરણ આપીને શંકા ઉઠાવી છે કે જો એક અવતારમાં અન્ય અવતારના ધર્મોનું ધ્યાન હોવું જોઇએ નહિ એમ કહેવામાં આવે તો શા માટે રામને મત્સ્ય કૂર્માદિ તમામ અવતારના બનાવનાર કહ્યા છે? મત્સ્યકૂર્માદિ અવતારના સ્રષ્ટા રામને કહ્યા છે તેથી તે અવતારના ધર્મો પણ તેમનામાં હોવા જોઇએ (૧૯) રામને અન્ય અવતારોના બનાવનાર કહેવાનું પ્રયોજન એ છે કે તેની ઉપાસના તે પરમકાષ્ઠાપન્ન બ્રહ્મરૂપે છે એમ જાણીને કરવી. બ્રહ્મના અનેક અવતારોમાંથી જે અવતારમાં ઉપાસકની આસક્તિ હોય તેની બ્રહ્મ રૂપે ઉપાસના કરવી આ અર્થ અહિંઆં સૂચવાય છે. એનો અર્થ એવો નથી કે અન્ય અવતારના ધર્મોનુંજ ધ્યાન બીજા અવતારમાં-જેમાં ઉપાસકની આસક્તિ હોય તેમાં કરવું જોઇએ. (૨૦) બ્રહ્મના જૂદા જૂદા અવતારો છે અને

નથી. ત્યાં બાધક [૨૧]કહેલું છેજ. [૨૨]પ્રાણાદિ ઉપાસનામાં આટલો વિશેષ છે કે કર્મના [૨૩]અતિરેકમાં પ્રાયશ્ચિત્તનું શ્રવણ બાધક છે. તેમ શ્રીરામ સ્વરૂપની ઉપાસના વગેરેમાં વળી તે અવતારમાં નહિ કરાયલા કર્મની ત્યાં ભાવના કરવામાં અપરાધ બાધક હોય છે. જે [૨૪]અન્યરૂપ આત્માનું અન્યરૂપે નિરૂપણ કરે છે વગેરે વાક્ય પણ છે. તે પ્રમાણે [૨૫]પ્રાણાદિ ઉપાસનામાં અધિક ગુણના બીજે ઉપસંહારમાં કંઇ પણ બાધક જોવામાં આવતું નથી. તેથી તેમ કરવું [૨૬]તે શક્ય છે.

શંકા—[૨૭]પુરુષાદિ રૂપ વિગ્રહજ શુદ્ધ બ્રહ્મરૂપ હોવાથી આજ અવતાર અન્ય અવતારમાં પણ લીલાના કરનાર છે એવું જ્ઞાન યુક્ત નથી. ઉત્તર-ના એમ નહિ. ધર્મીના [૨૮]ગ્રાહક પ્રમાણથીજ એક શુદ્ધનાંજ અનન્તરૂપો સિદ્ધ થાય છે તેથી. વસ્તુજ તે [૨૯]પ્રમાણે હોવાથી કોઇ પણ શંકા નથી. જેમ એકજ [૩૦]અન્યોન્યાભાવની અનન્ત ભાવના પ્રતિયોગિકની તદ્રૂપતા છે, તથા તેટલા [૩૧]પ્રતિયોગિક અત્યન્તાભાવરૂપતા અભાવના[૩૨] પ્રતિયોગિક અન્યોન્યાભાવ[૩૩] તથા અત્યન્તાભાવ રૂપતા, અભાવાભાવ

દરેક અવતારમાં અમુક ધર્મો નિયત કરેલા છે એમ શ્રુતિમાં કહે છે. આથી એક અવતારના ધર્મોને બીજામાં લગાવવા નહિ (૨૧) પ્રકરણની નિયામકતાના ભંગનો પ્રસંગ છે એવો બાધક (૨૨) અહિંઆં શંકા થાય કે પ્રાણાદિની ઉપાસનામાં અન્ય શાખામાં કહેલા ગુણોનો ઉપસંહાર બને નહિ માટે કહી છે (૨૩) કર્મવિધિમાં કહેલી રીતિ પ્રમાણેજ કર્મ કરવાં તેથી જૂદી રીતે નહિ. તેમ કરનારને પ્રાયશ્ચિત કરવું પડે છે. એવીજ રીતે રામાદિ અવતારમાં તે તે અવતારના જે ધર્મો શાસ્ત્ર તથા પુરાણમાં જણાવેલા હોય તેનું જ અનુસંધાન કરવાથી અપરાધ થાય છે. (૨૪) અહિંઆં શ્રુતિનો ઉલ્લેખ કરીને જણાવે છે કે જે આત્માના સ્વરૂપને અન્યરૂપે માને છે તેને ચોર અને પાપી કહીને શ્રુતિએ તેની નિન્દા કરી છે. માટે જે અવતારમાં જેટલા ધર્મો નિયત હોય તેટલાનું જ અનુસંધાન કરવું, વિશેષ નહિ. (૨૫) પ્રાણાદિની ઉપાસનામાં વિશેષ દેખાડે છે. જેમ રામાદિ અવતારની ઉપાસનામાં એક અવતારમાં અન્ય અન્ય અવતારના ધર્મોનું ધ્યાન કરવાથી અપરાધ નડે છે. તેમ પ્રાણાદિની ઉપાસનામાં નથી એટલો તેમાં વિશેષ છે (૨૬) પ્રાણાદિની ઉપાસનામાં ઉપસંહાર (૨૭) પરવિદ્યામાં અન્યરૂપમાં અન્યરૂપના ગુણના ઉપસંહારની અનુપપત્તિની શંકા કરે છે. (૨૮) ધર્મીનું ગ્રહણ કરાવનાર પ્રમાણને લીધે જેમકે "એક અવ્યક્ત અનન્તરૂપ" એવી શ્રુતિ રૂપથી. (૨૯) વિરુદ્ધધર્માશ્રય તરીકે બ્રહ્મનું શ્રવણ શ્રુતિમાં છે તેથી (૩૦) ઘટ એ પટ નથી, તથા પટ ઘટ નથી એ અન્યોન્યાભાવનું દ્રષ્ટાંત છે. અહિંઆં અભાવ એક બીજાને આશ્રયે રહેલ છે. ઘટમાં પટનો અભાવ છે અને પટમાં ઘટનો અભાવ છે તે અન્યોન્યાભાવ (૩૧) અભાવ તરીકે અત્યન્તાભાવની એકતા છે. અત્યન્તાભાવ વિષે નવ્ય મત એવો છે કે તે ધ્વંસાદિ કાલના અવચ્છેદ વાળો છે. પ્રાચીન મત પ્રમાણે ધ્વંસ અને પ્રાગભાવના અધિકરણથી તે છે. શ્યામ ઘટમાં રક્તતા નથી, રક્ત ઘટમાં શ્યામતા નથી. આમાં પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ છે, અત્યન્તાભાવ નહિ. અર્થાત્ શ્યામ ઘટમાં રક્ત નથી. તે એવું સૂચવે છે કે ઘટમાં રક્તતા પહેલાં નહોતી. પણ તેને ભઠ્ઠીમાં પકવવામાં આવ્યો ત્યારે રક્તતા આવી. આથી ત્યાં રક્તતાનો અત્યન્તાભાવ નથી. માત્ર તેનો પ્રાગભાવ જ કહ્યો છે. તેમ રક્ત ઘટમાં શ્યામતા નથી. એ પણ એજ સૂચવે છે છે કે જ્યારે ઘટને પકવવા માટે ભઠ્ઠીમાં નાખ્યો તે પહેલાં તેમાં શ્યામતા હતી. પણ ભઠ્ઠીમાં પાકતી વખતે તેની શ્યામતાનો ધ્વંસ થયો છે. આથી એમ નથી કે તેમાં બિલકૂલ શ્યામતાનો અભાવ હતો. રક્ત ઘટમાં શ્યામતાનો અત્યન્તાભાવ નહિ પણ પ્રધ્વંસાભાવ છે. અત્યન્ત એટલે કોઇ પણ કાલમાં જેની સત્તા નથી તેવો. (૩૨) અભાવના પ્રતિયોગિક જેમ કે ઘટ. (૩૩) એ અભાવવાળો અભાવ. (૩૪) અહિંઆં જૂદા જૂદા

રૂપ હોવામાં પણ અભાવ રૂપતાજ અંગીકાર કરાય છે.[34] તેજ [35]પ્રમાણે અહિઆં ભલે હો. અભાવનું પ્રયોજક નથી. ધર્મી જણાવનારનું પ્રમાણ [36]એવુંજ છે તેથી. અને તે તૈત્તિરીયોપનિષતમાં કહે છે. "આનાથી બીજું ન્હાનું નથી, તે પરથી પર છે અને મોટામાં મોટું છે. એક, અવ્યક્ત અને અનન્ત રૂપવાળું વિશ્વ, તમઃથી પુરાણ છે" (જૈમિનિ ૧–૫) વગેરે શ્રુતિરૂપ પ્રસિદ્ધજ છે. અને વળી સર્વ ઉપાસનાનું બ્રહ્મના વિજ્ઞાનના [37]સાધન તરીકે શ્રુતિમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. જે પ્રકારની ઉપાસના [38]વિજ્ઞાનનો હેતુ છે તે પ્રકાર પણ નિરૂપાય છે. આમ હોવાથી એક શાખામાં અમુક ગુણનુ નિરૂપણ છે અને તે તેનાથી બીજી શાખામાં તેનાથી જૂદા ગુણોનું પણ નિરૂપણ છે તેથી. અહિઆં કયો હેતુ છે એમ પૂછીએ છીએ. [39]અનિરૂપણમાં ઉપસંહારથી પ્રાપ્તિને હેતુ જો કહેતા હો તો ત્યાં અમે કહીએ છીએ. આમ હોવાથી ન્યૂન ગુણનું નિરૂપણ કરનારી શ્રુતિ પોતાથી કહેવાયલા ગુણોને પણ કહે નહિ. તેમજ વળી ઉપાસનાનું ફલ બ્રહ્મ વિજ્ઞાન નિર્ણીત થયેલુ હોવાથી અને તે [40]એક જાતીય હોવાથી ઘટની [41]માફક કલૃસ અશેષ સાધનથી સાધ્ય હોવાથી અશેષ અને તેનું નિરૂપણ કરનારીજ શ્રુતિ નિરૂપણ કરે. [42]બીજી તો ઉપાસનાનું નામ કહીને ઉપાસના કરવી જોઇએ એટલુંજ કહે. ગુણો [43]અલ્પથી લભ્ય હોવાથી કહેત નહિ અથવા [44]ઉપસંહાર્યને પણ કહે અને ઉપસંહાર્ય ગુણોનું પણ નિરૂપણ કરે છે. પોત પોતાની ફક્ત શાખાના અભ્યાસીઓની ઉપાસનાની સિદ્ધિ માટે સર્વશાખાઓમાં ઉપાસનાના પ્રકારની ઉક્તિ છે એમ કહેવું જોઇએ નહિ. પર [45]શાખાના

---

અભાવો જે કહ્યા છે તેને ટુંકમાં નીચે પ્રમાણે સમજવા.

અભાવ એટલે નહોવાપણું. કોઇ વસ્તુનું ન હોવાપણું તે બે રીતે બને છે. કોઇ સ્થલે તે પદાર્થ ન હોય, કે કોઇ સ્થલ રૂપ તે પદાર્થ ન હોય. આ બન્ને સંબંધનું નામ સંસર્ગ અને તાદાત્મ્ય છે. સંસર્ગાભાવ જેમકે આ ઓરડામાં પુષ્પ નથી એ અભાવ. તેના પણ વિભાગ છે. જે જે અનિત્ય વસ્તુ છે તે થયેલી છે, ત્યારે તેના થતાં પહેલાં તે નહતી, તેમ તેનો નાશ થશે ત્યારે પણ પાછી તે રૂપે નહિ હોય આનું નામ પ્રાગભાવ, અને પ્રધ્વંસાભાવ, જે વસ્તુ ત્રણે કાલમાં નથીજ જેમકે શશવિષાણ વંધ્યાપુત્ર તેના અભાવનું નામ અત્યંતાભાવ. આ ત્રણ સંસર્ગાભાવ થયા. બીજો તાદાત્મ્યાભાવ જેમકે પટ તે ઘટ નથી, ઘટ તે પટ નથી. પટમાં ઘટનો અભાવ, ઘટમાં પટનો અભાવ તે અન્યોન્યાભાવ. જે પદાર્થનો અભાવ કહેવો હોય તે પદાર્થ, તે અભાવનું પ્રતિયોગી કહેવાય જેમ કે પુષ્પાભાવમાં પુષ્પ, પટાભાવમાં પટ, ઘટાભાવમાં ઘટ (૩૫) ઐક્યના બાધક પ્રબલ પ્રમાણના અભાવથી અપ્રયોજક રૂપે છે તેથી. (૩૬) ઐક્યના બાધક પ્રબલ પ્રમાણને લીધે (૩૭) ઉપાસના એ બ્રહ્મના વિજ્ઞાનનું સાધન હોવાથી તેનું નિરૂપણ કરેલું છે. (૩૮) કયા પ્રકારની ઉપાસનાથી વિજ્ઞાનની સિદ્ધિ થશે એમ કોઇ પ્રશ્ન કરે તો તેના ઉત્તરમાં તે ઉપાસનાનો પ્રકાર જણાવે છે. (૩૯) એકત્વના અનિરૂપણમાં (૪૦) બ્રહ્મજ્ઞાનનું (૪૧) જેમ ઘટ દણ્ડ વગેરે તમામ સાધનોના સમુદાયથી સાધ્ય છે તેમ ઉપાસના પણ તમામ ગુણોના અનુસંધાનના સાધનથી સાધ્ય છે. માટે તમામ ગુણોનું નિરૂપણ કરનારી શ્રુતિ ઉપાસનાનું નિરૂપણ કરે (૪૨) બીજી શાખામાં કહેલી (૪૩) સૂચનથી ગુણોની પ્રતીતિ હોવાથી તેનું વર્ણન કરત નહિ (૪૪) અન્ય શાખામાં કહેલા. અહિંઆં અર્થ આ છે. આ પ્રમાણે ઉપાસનાની શ્રુતિમાં કેટલાક ગુણોનું કથન જે નહિ તો અનુપપત્તિથી એક રૂપમાં અન્ય રૂપના ગુણોનો ઉપસંહાર દોષાવહ છે એમ કલ્પના કરે. માટે શ્રુતિના તાત્પર્યના વિરોધરૂપ દોષ છે. (૪૫) પરશાખાનું અધ્યયન નહિ હોવાથી તેનું અજ્ઞાન છે,

અજ્ઞાનથી તેનાથી કહેલા ગુણોના ઉપસંહારની પણ અસંભવનાથી ઉપાસનાનીજ અ સંભાવના બને. [46]માટે પોતાની શાખામાં કહેલા પ્રકારવાળી ઉપાસનામાંજ સર્વનો અધિકાર હોવાથી તેનાથીજ બ્રહ્મ વિજ્ઞાન [47]બને છે. વાજસનેયિ વગેરે તૈત્તિરીયોને અગ્નિસ્તોમની સંપત્તિથી. સ્વર્ગની માફક પ્રકૃતમાં બ્રહ્મના ઐકયથી તેનું તેનું વિજ્ઞાન બ્રહ્મ વિજ્ઞાનજ છે. રૂપ રસગન્ધ વગેરે વાળી પૃથ્વીમાં પુરુષના ભેદથી [48]એકનુંજ એક પ્રકારનું જે ભૂજ્ઞાન છે તે તેનું ભૂજ્ઞાન નથી એમ નથી. [49]આથી બ્રહ્મ અનન્ત ધર્મવાળું છે એમ જણાવ્યું. "આનીજ શક્તિ વિવિધ સ્વાભાવિકી અને જ્ઞાન બલ ક્રિયા સંભળાય છે." (શ્વે. ૬–૮) અહિંઆં સ્વાભાવિકી એ વિશેષણથી શક્તિઓ અવિદ્યાથી [50]કલ્પિત છે એનો નિરાસ થયો. [51]કેટલાકો તો આર્થવણિકોની વિદ્યા તરફ શિરોવ્રતની અપેક્ષાથી અન્યોને તેની અનપેક્ષાથી વિદ્યાનો ભેદ છે એમ કહે છે એવું પ્રાપ્ત થાય તો કહેવાય છે. [52]સ્વાધ્યાયનો આ ધર્મ છે વિદ્યાનો નહિ. શાથી આમ સમજાય છે કે જેથી તે પ્રમાણે સ્વાધ્યાયના ધર્મ તરીકે આચરણ કરવામાં વેદ વ્રતનો ઉપદેશ કરનાર ગ્રન્થમાં આથર્વણિકો આનું પણ વેદના વ્રત તરીકે સમાનન કરે છે? [53]**નૈતદચીર્ણવ્રતોઽધીતે** (મું. ૩–૨–૧૧) એમ વિષય અધિકૃત હોવાથી અને આના શબ્દ હોવાથી સ્વ ઉપનિષદના અધ્યયનોજ [54]આ ધર્મ છે એમ નિર્ણય કરાય છે. તેટલા માટે વિદ્યાની એકતા દોષ રહિત છે એવા સૂત્રના અર્થને તેઓ કહે છે. તેનું ચિન્તન કરાય છે. આ વિદ્યાનો ધર્મ [55]વિદ્યાનો ભેદક નથી. કહેલા [56]ન્યાયથી બીજે સ્થળે પણ તેના [57]ઉપસંહારને કહેવું શકય હોવાથી [58]અનુપસંહારને માટેજ તેનો [59]ધર્મ હોવાપણુ નથી એમ સમજાય છે એવું કહેવું જોઇએ નહિ. ઉપક્રમ અને ઉપસંહારથી વિદ્યાનો એકતાનો નિર્ણયજ દેખાતો હોવાથી તે [60]ઉપેક્ષ્ય જેવોજ જણાય છે. [61]શંકા–તેની ઉક્તિ તો ગમે તેમ હો. તેના ધર્મ નહિ હોવાપણાનું બોધન ઉપસંહારના અર્થમાં નહિ હોવામાં અનુપપત્તિ કયી છે એમ જો હોય તો કહેવાય છે. સૂત્ર તેના કહેલા અર્થમાં હોવામાં ખરેખર તેના તાત્પર્યની કલ્પના છે. અને તેજ વધારે ઠીક નથી. "તો પણ સ્વાધ્યાયનું અધ્યયન કરવું જોઇએ" (તૈ. આ. ૨–૧૫) વગેરેમાં સ્વાધ્યાય શબ્દ

(૪૬) અન્ય તાત્પર્યની અનુપપત્તિથી (૪૭) તેટલા ધર્મોથી વિશિષ્ટ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, (૪૮) કેવલ રૂપના પ્રકારવાળું, ગન્ધના અગર રસના પ્રકારવાળું (૪૯) અનન્ત શાખામાં અનન્ત ગુણના કથનથી, (૫૦) બ્રહ્મની સ્વાભાવિક શક્તિઓ કહી છે. આથી તે શક્તિઓ અવિદ્યાથી જન્ય નથી એ અર્થ સમજાય છે (૫૧) પોતે કરેલા સૂત્રના વ્યાખ્યાનની દઢતા માટે અન્ય વ્યાખ્યાનમાં દૂષણ દેખાડે છે (૫૨) અથર્વ વેદમાં આવેલા ઉપનિષદનું અધ્યયન (૫૩) અચીર્ણ વ્રત એટલે અસમાપ્ત વ્રત (૫૪) શિરોવ્રત ધર્મ (૫૫) આ *શિરોવ્રત જે વિદ્યાનો ધર્મ છે તે વિદ્યાનો ભેદક નથી (૫૬) પ્રથમ સૂત્રમાં 'ચોદનાદિના અવિશેષથી' એ શબ્દોમાં કહેલા ન્યાયથી (૫૭) શિરોવ્રતનો ઉપસંહાર (૫૮) વિદ્યાના ભેદનો સ્વીકાર કરીને એક વિદ્યાના ધર્મોના અન્ય વિદ્યામાં અનુપસંહાર માટે (૫૯) શિરોવ્રત એ અધ્યયનનો ધર્મ નથી (૬૦) શંકર વગેરેએ કરેલો સૂત્રનો અર્થ 'હય' જેવો સમજાય તે. (૬૧) શબર ભાષ્યને અનુ.

*આ શિરોવ્રત શબ્દનું તાત્પર્ય શ્રીમદ્ અનિરુદ્ધ લાલજીએ સ્વ વિરચિત શ્રી ગોપાલ તાપિન્યુપનિષદ્ ઉપરની 'પીયૂષલહરી' ટીકામાં બહુજ વિસ્તારથી સમજાવ્યું છે. સ્થળ સંકોચને લીધે અમે તેમાંથી અવતરણ આપી શકયા નથી. જીજ્ઞાસુએ એ ટીકા અવશ્ય વાંચવી. J.

વિહિત ક્રિયાના વાચક રૂપ છે. ત્યાં બન્નેના પણ મુખ્ય અર્થનો બાધ થાય છે. [62]તેની સંભાવનામાં તેનો [63]બાધ તો અયુક્ત છે. [64]વળી (શંકા) [65]"આ રીતે અગ્નિષ્ટોમનેજ ઉદ્દેશીને" વગેરેથી જે કહ્યું તેની નિવૃત્તિ નથી.

અથર્વણોપનિષત્‌માં કહેવાય છે "તે બ્રહ્મા જે અવતારમાં શ્રેષ્ઠ અવતાર થવાનો છે. જેને લીધે લોક તથા દેવો સંતુષ્ટ થયા છે, જેનું સ્મરણ કરીને આ સંસારમાંથી મુક્ત થાય છે તે બોલ્યા. આ અવતારની બ્રહ્મતા શી રીતે સંભવે ? તે નારાયણ દેવ તેને બોલ્યા." (ગો. ઉ. ભા. ૧) ત્યાંથી ઉપક્રમ કરીને મથુરાનું સ્વરૂપ જણાવીને નિરૂપણ કરે છે. જ્યાં આ કૃષ્ણ સ્ત્રીઓ સહિત શક્તિથી સમાહિત થઈને સ્થિત થયેલ છે" (ગો. ઉ. તા. ૨) એમ તેનાથી આ અવતાર તમામ અવતારોમાં શ્રેષ્ટ નિરૂપાય છે. શ્રીભાગવતમાં પણ "આ બધી ભગવાનની અંશ અને કલાઓ છે. કૃષ્ણ તો જાણે ભગવાન છે" (ભા. ૧–૩–૨૮) એમ ગવાય છે. પ્રથમ કહેલી રીતિથી તો સર્વ સાથેની તુલ્યતા પ્રતીત થાય છે. તેથી એકનો પણ નિર્ણય સંભવતો નથી. વળી બ્રહ્મ નિરવયવ તરીકે હોવાથી એક અંશી છે અને બીજા તેના અંશ છે એમ પણ કહેવું અશકય છે. એમ પ્રાપ્ત થતાં કહેવાય છે. "સત્ત્વ જેની પ્રિય મૂર્તિ" છે "તારૂં વિશુદ્ધ સત્ત્વ ધામ શાન્ત છે" વગેરે વાકયોથી અપ્રાકૃત ભગવાનના સ્થાન રૂપ સત્ત્વ નામના કોઇ ભગવદ્ધર્મ રૂપજ છે. જેટલા રૂપથી ભગવાન્ કાર્ય કરવાને ઇચ્છે છે તેટલું રૂપ પ્રકટ કરીને તેમાં પોતેજ આવિર્ભાવ પામીને લોઢાના ગોળામાં અગ્નિની [66]માફક જે જે અવતારમાં તે તે કાર્યો કરે છે તે [67] અંશ કહેવાય છે. ત્યાં ખરેખર વિગ્રહ તથા આવિર્ભાવ પામેલું બ્રહ્મનું [68]સ્વરૂપ પ્રતીત થાય છે. વિગ્રહ સત્ત્વ રૂપથી ધર્મ રૂપ હોવાથી ત્યાં આવિર્ભાવ પામેલજ બ્રહ્મ રૂપ છે તેથી સમુદિતની અવતારમાં ગણના હોવાથી ત્યાં એકજ અંશનું જે તદ્રૂપત્વ છે તે [69]તેના અંશ રૂપ છે. [70]જેમાં [71]અધિષ્ઠાનની અપેક્ષા કર્યા સિવાય જાતેજ ભક્તને માટે શુદ્ધ સત્કાર બ્રહ્મનો આવિર્ભાવ કરે છે તે જાતે પૂર્ણ ભગવાન્ કહેવાય છે, અને આજ શ્રેષ્ઠતા છે. માટેજ સર્વ ત્ર હાથ પગવાળું રૂપ પોતામાં સ્ફુટજણાવવાને [72]બાલ વગેરેના ભાવથી તે આવિર્ભાવ પામ્યા છે. [73]તેથી જેટલું જેટલું લીલાથી વિશિષ્ઠ બાલ્ય, પૌગણ્ડાદિ અવસ્થાથી વિશિષ્ઠ છે તે તે રૂપ નિત્યજ છે એમ અમે જાણીએ છીએ. આથી સચ્ચિદાનંદના

---

સરનાર મતના ખણ્ડનને નહિ સહન કરનાર શંકા કરે છે (૬૨) મુખ્યાર્થની (૬૩) મુખ્યાર્થનો બાધ (૬૪) તાત્પર્યના નિર્વહણ માટે સ્વીકારેલો મુખ્ય અર્થનો બાધ દોષરૂપ નથી એવી અરુચિથી અન્ય દૂષણને કહે છે (૬૫) વિદ્યાની એકતાનો સ્વીકાર કરીને અહિંઆં કહેલા ઉપાસનાના ધર્મોનો બ્રહ્મના ઉપસંહારમાં અંગીકાર નહિ કરવામાં (૬૬) લોઢાના ગોળામાં અગ્નિના પ્રવેશથી તે દહન કાર્ય કરી શકે છે, તેમ જૂદા જૂદા અવતારોમાં ભગવાનનો આવેશ હોવાથી તે તે કાર્યો કરવામાં આવ્યાં છે. આથી તે તે અવતાર ભગવાનના અંશ છે. (૬૭) તે તે અવતાર (૬૮) તે અવતારમાં બ્રહ્મના આવિષ્ટ અંશની બ્રહ્મરૂપતા છે (૬૯) ત્યાં બ્રહ્મનું રૂપજ અંશ તરીકે વ્યવહારાય છે. (૭૦) મૂલ સ્વરૂપનો બોધ કરે છે (૭૧) સત્ત્વાદિમય શરીર વગેરે (૭૨) "વગેરે" એટલે પ્રૌઢભાવ, રાજભાવ વગેરે. ભગવાને બાલભાવથી ગોકુલમાં પ્રૌઢભાવથી મથુરામાં અને રાજભાવથી દ્વારકામાં જૂદી જૂદી લીલાઓ કરેલી છે. તે તમામ ભાવથી ભગવાનનો આવિર્ભાવ છે. (૭૩) બાલાદિ ભાવમાં પણ મૃત્તિકાભક્ષણ, ઉલૂખલ બન્ધન વગેરે

વિગ્રહની ઉક્તિ વિરુદ્ધ થશે એમ કહેવું જોઇએ નહિ. સત્ત્વ પણ ભગવદ્ધર્મ રૂપ તરીકે સચ્ચિદાનંદ રૂપ હોવાથી અવિરોધ છે, તેથી ૭૫મન્ત્રાદિ અધિષ્ઠાનનાં રૂપો તો વિભૂતિનાં રૂપો છે. આ જેમ તેમ "ભક્તિ રસ"માં ૭૬અમે વિસ્તારથી કહેલું છે. અને ૭૭તત્ત્વ બ્ર. સૂ. ૩–૨–૨૮ ના ન્યાયથી ભગવાનના ધર્મો પણ સચ્ચિદાનંદ રૂપ હોવાથી હીન અધિકારી ફલના પ્રેપ્સુ ઉપાસકોને તે તે ફલનું દાન કરવાને માટેજ ઐશ્વર્યાદિ રૂપથી ત્યાં ૭૮ત્યાં સ્થિતજ છે.

૭૯(શંકા)–એક શુદ્ધનાં અનન્ત રૂપો આપેજ કહ્યાં છે. આથી મત્સ્ય વગેરે રૂપોમાં પણ અધિષ્ઠાન તરીકે સત્ત્વને કહેવું શક્ય નથી. વળી આ રીતે બ્રહ્મની નિરાકારતા સિદ્ધ થાય છે તેથી સત્ત્વથી અવ્યવહિતના ૮૦પ્રાકટ્યની ઉક્તિ પણ ૮૧ઉપપન્ન નથી એમ હોય તો (ઉત્તર) કહે છે. ૮૨"એમ નહિ." સત્ત્વનું અધિષ્ઠાન પ્રમાણથી સિદ્ધ તરીકે ૮૩અબાધ્ય છે તેથી અન્તે "જે એક અવ્યક્ત અને અનન્ત રૂપ કહેવાય છે" (મ. ના. ૧–૫) એમ કહ્યું છે. પ્રાકટ્યનું ૮૪નિમિત્ત ભક્તિ છે. તેતો ૮૫બહુએ પ્રકારની છે તેથી તેને ૮૬અનુરૂપ પ્રાકટ્ય પણ તે રીતનું છે. સર્ગાદિ કાર્યોમાં અધિકૃત ૮૭ભક્તોની ૮૮અન્યમાં આસક્તિ પણ હોય છે એ હેતુથી ૮૯ઉપાધિથી અન્તરિત સ્નેહ હોવાને લીધે, અનન્ત રૂપથી મત્સ્યાદિ રૂપ પણ તેને માટે તેના વ્યવધાનમાંજ પ્રકટ થાય છે. જેઓ ભગવાનના ફક્ત સ્વરૂપમાં આસક્ત છે તેમને માટે જાતેજ તેના ૯૦વ્યવધાન વગર પ્રાદુર્ભાવ પામે છે.

---

લીલાઓમાં પોતે પોતાની સર્વાત્મકતા, વ્યાપકતા તથા વિરુદ્ધધર્મતા જણાવેલી છે (૭૪) જે જે લીલામાં જેટલું જેટલું ભગવાનનું સ્વરૂપ પ્રતીત થાય છે તેટલુંજ તે બ્રહ્મના સ્વરૂપમાં નિષ્ઠજ છે. (૭૫) મન્ત્રોના જપનારને જે દર્શન થાય છે તે સાક્ષાત્ ભગવાનનાં નહિ પણ ભગવાનની વિભૂતિનાં. સાક્ષાત્ ભગવાન્ મંત્રને અધીન નથી (૭૬) "ભક્તિહંસ" ગ્રંથ શ્રીવિઠ્ઠલેશજીનો રચેલો છે. માટે ભાષ્યનો આ ભાગ શ્રીવિઠ્ઠલેશજીએ રચેલો સમજાય છે. જૂઓ અણુભાષ્ય ભા. ૧ ઉપોદ્ઘાત (૭૭) વિભૂતિ રૂપત્વ (૭૮) વિભૂતિરૂપોમાં પણ ભગવાનનું રૂપ છે. હીન અધિકારીઓ માટે તે રૂપો પ્રકટ કર્યા છે (૭૯) એક વખત શુદ્ધ ધર્મી, એક વખત કલા, અને એક વખત અંશને અવતાર-રૂપ કહો છો, આમાંથી ખરૂં શું? આ ત્રણે પક્ષને સહન નહિ કરતાં શંકાકાર આ પ્રમાણે શંકા કરે છે. (૮૦) અંશ અને કલાના અવતારની પ્રકટતાની ઉક્તિ. (૮૧) જે નિરાકાર છે તેનો વળી આકાર કેવો? શુદ્ધ ધર્મી ભગવાનજ અવતાર ધારણ કરે છે એમ કહેતા હો તો ભગવાનની નિરાકારતાને વાંધો આવે. કારણ કે શુદ્ધ ધર્મી તો નિરાકાર છે. અને અવતાર ધારણ કરવો એટલે અમુક આકારરૂપે પ્રકટ થવું. નિરાકારમાંથી આકારની કલ્પના કરવી તે એક પ્રકારનો આકાશ કુસુમના જેવો વ્યાઘાત છે (૮૨) શંકાનો જવાબ આપે છે. (૮૩) ધર્મીમાં સત્ત્વ ધર્મની અધિષ્ઠાનતા અને આનન્દ આકાર સમર્પક છે. અન્ય અવતારોમાં સત્ત્વજ અધિષ્ઠાનરૂપ આકારનું સમર્પક છે. આ રીતે અનન્ત રૂપોમાં સાકારતાની પ્રમાણથી સિદ્ધિ છે, તેનો બાધ કોઈ કરી શકે એમ નથી (૮૪) બ્રહ્મનાં સ્વરૂપોના પ્રાકટ્યમાં ભક્તિ એજ નિમિત્ત કારણ છે. (૮૫) ભક્તિ બહુ પ્રકારની છે તે સકામ તેમ નિષ્કામ હોય છે. સકામમાં પણ ભક્તની કામનાના અનેક ભેદો હોય છે (૮૬) તેથી જેવી ભક્તિ તે પ્રમાણે ભગવાનના રૂપનું પ્રાકટ્ય (૮૭) ભક્તોની (૮૮) સર્ગાદિમાં આસક્તિ (૮૯) સર્ગાદિ ઉપાધિના નિમિત્તથીજ ભગવાનમાં તેમનો સ્નેહ છે માટે કામનાથી વ્યવહિત સ્નેહ હોવાને લીધે નિષ્કામ સ્નેહના અભાવથી તેમના તરફ ભગવાનનો પ્રાદુર્ભાવ પણ સત્ત્વની ઉપાધિના વ્યવધાનથીજ છે એમ જાણવું જોઇએ. (૯૦) મલિન સત્ત્વના અવ્યવ-

**આથીજ નિશાકારતાની આ શંકાનો પણ નિરાસ થયો છે. [91]આથી ઉપાધિ યુક્ત સ્નેહ વાળાને માટેજ [92]મત્સ્યાદિ રૂપનું પ્રાકટ્ય પ્રમાણુથી સિદ્ધ હોવાથી નિરુપધિસ્નેહવાળાને માટે શ્રીવ્રજનાથનું પ્રાકટય પણ તે પ્રમાણે હોવાથી [93]સોપાધિ સ્નેહવાળાઓમાં પણ પુરુષાર્થનું દાન આનુષંગિક છે તેથી [94]"પુરુષવિદ" એવી શ્રુતિથી આજ રૂપ છે. "રસ તે છે" (તૈ. ૨–૭) વગેરે શ્રુતિથી પ્રતિપાદ્ય નિરુપધિ સ્નેહવાળાઓનો વિષય છે. અને [95]આજ શ્રેષ્ઠતા છે. મત્સ્યાદિ રૂપ તો સોપાધિ સ્નેહ વાળાને માટેજ તેનું પ્રાકટય છે એમ નિશ્ચય કરાય છે. આમ હોવાથી [96]ગુણ ભેદનું પ્રયોજક નથી. તેથી બ્રહ્મ તમામ વેદોથી જાણવામાં આવે છે એમ નિર્વિઘ્ન છે. ૩**

## दर्शयति च ॥२--६--४॥

## શ્રુતિ વિદ્યાની એકતા તથા ભેદ કરનારની નિન્દા દેખાડે છે.

ધ્યાનથી (૯૧) અધિકારીના ભેદથી પ્રાકટ્યનો પ્રકાર ભેદ છે એવા નિરૂપણથી (૯૨) મત્સ્યાદિ અવતારનું પ્રાકટ્ય ઉપાધિવાળા સ્નેહને લીધે છે અને પૂર્ણ સ્વરૂપ શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય નિરુપધિ સ્નેહને લીધે છે. ઉભયથા સ્નેહથી-ભક્તિથી પ્રાકટ્ય છે. (૯૩) પ્રદ્યુમ્ન વ્યૂહથી ઉપાધિવાળાને પુરુષાર્થનું દાન સંબન્ધને લીધે કહે છે, જેમ કે મથુરા તથા દ્વારકાવાસીઓ તેમજ જ્ઞાતિબન્ધુઓને પદ્યુમ્ન વ્યૂહથી પુરુષાર્થનું દાન કર્યું હતું (૯૪) આનન્દમય અધિકરણમાં આનન્દમય બ્રહ્મનું જે નિરૂપણ કર્યું છે, તેજ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણ છે. તેને રસરૂપે તથા પુરુષવિધ કહેલ છે. એ નિરુપધિ સ્નેહવાળા ભક્તોને પ્રકટ થાય છે (૯૫) આ પૂર્ણ સ્વરૂપ નિરુપધિ સ્નેહથી પ્રકટ થતું રુપ સર્વથી શ્રેષ્ઠ છે (૯૬) ભગવાનના જૂદા જૂદા અવતારો ભક્તોની ભકિત-સ્નેહ પ્રમાણે છે. તે સ્નેહ સકામ તેમ નિષ્કામ છે. સકામ સ્નેહના પણ અનેક પ્રકારો છે, આથી કામનાના ભેદો પ્રમાણે ભગવાનના અનેક અવતારો છે. આમાંના પ્રત્યેક અવતારમાં અમૂક ધર્મો નિયત થયેલા છે. આમ ધર્મો પરત્વે દરેક અવતારમાં તારતમ્ય છે છતાં ધર્મી-બ્રહ્મમાં તારતમ્ય નથી. કારણ કે ધર્મના ભેદથી અનેક ધર્મીઓ સિદ્ધ થતા નથી. આથી તમામ સ્થળે વેદમાં બ્રહ્મનુંજ નિરુપણ કરેલું છે. **ભાવાર્થ**—જેમ વેદમાં નિરૂપેલાં કર્મો દરેક શાખામાં જણાવેલા પ્રકાર પ્રમાણે કરવાં જોઇએ, તેનાથી અધિક તથા ન્યૂન કરવાથી દોષ લાગે છે, તેમ વેદાન્તની અનેક શ્રુતિઓમાં બ્રહ્મનું વર્ણન જે પ્રમાણે કરેલું હોય તે પ્રમાણે સમજવું જોઇએ. અમૂક શાખાવાળાએ પોતાની શાખામાં કહેલી રીતિ પ્રમાણે કર્મનું અનુષ્ઠાન કરવું એવો નિયમ છે. અન્યશાખા પ્રમાણે કરવાથી તે તેના કર્મ ફ્લનું સંપાદક બનતું નથી. તેજ પ્રમાણે વેદાન્તમાં પણ પોતપોતાના અધિકાર પ્રમાણે બ્રહ્મની ઉપાસના કરવાની છે. ભગવાનના અવતારો અંશ કલા અને ધર્મી રૂપે છે. ભગવાનના પ્રાકટયનું નિમિત્ત ભક્તિ છે. તે ભકિત એટલે સ્નેહ. એ સ્નેહના અનેક પ્રકાર છે. ઉપાધિવાળો સ્નેહ તે સકામ છે અને ઉપાધિ વગરનો નિષ્કામ છે. ભકતના ઉપાધિવાળા સ્નેહના નિમિત્તથી મત્સ્યાદિ અંશાવતારનું પ્રાકટ્ય છે, અને ઉપાધિ વગરના શુદ્ધ, નિર્ગુણ સ્નેહથી પૂર્ણ પુરુષોત્તમ રસાત્મક આનંદઘન શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય છે. ઉપાધિવાળા સ્નેહના ભક્તની કામનાઓ પ્રમાણે અનેક ભેદ છે, તેથી ભગવાનના અંશાવતાર પણ અનેક છે. આમ અનેક અવતારો પ્રમાણે ઉપાસનાઓ પણ અનેકજ હોય. આથી એક ઉપાસનાના ભેદથી જોકે ધર્મોનો ભેદ છે છતાં બ્રહ્મ-ધર્મી તેની તો અભેદતાજ છે. માટે ભગવાનના અવતારોમાં દરેકમાં જે જે ધર્મો નિયત થયેલા હોય તેનુંજ ધ્યાન તે તે અવતાર પરત્વે કરવું જોઇએ. અન્યમાં તેનો સંભ્રમ કરવો નહિ. ૩

[1]વેદ્ય એક હોવાથી વિદ્યાઓની એકતાને શ્રુતિ દેખાડે છે. "સઘળા વેદો જેના પદનું આમનન કરે છે." (ક. ૨–૧૫) વગેરેથી [2]ઉપાસનાના પ્રકાર ભેદથી ઉપાસ્યના ભેદના દર્શનમાં દોષને પણ દર્શાવે છે "જ્યારે ખરેખર આ આમાં અલ્પ પણ ભેદ કરે છે, ત્યારે તેને ભય થાય છે" (તૈ. ૨–૭–૧) "[3]ઉત્" એમ અવ્યય "અપિ" 'પણ' ના અર્થમાં છે. તેમજ વળી અલ્પ પણ [4]અન્તર કરે છે એવો અર્થ છે. ૪

## उपसंहारोर्थाभेदाद्विधिशेषवत् समाने च ॥३--३--५॥

**રઘુવર્ય વગેરેમાં શ્રીકૃષ્ણધર્મનો ઉપસંહાર શુદ્ધ બ્રહ્મના ઉપાસકોથી ભગવાન સાથે અભેદથી કરાવો જોઇએ. એકાન્ત ભક્તોએ તો તે તે અવતારની ઉપાસના વિધિમાં કહેલ પ્રકારની માફક અવિરૂદ્ધ ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ, વિરૂદ્ધ ધર્મોમાં રામાવતારનો અભાવ હોવાથી તેમનો 'નહિ.'**

પૂર્વ [1]સૂત્રમાં કહેલી રીતિથી ગુણના [2]ઉપસંહારનો અવસર કોઇ પણ સમયે પ્રાપ્ત થતો નથી [3]એમ સિદ્ધ થયું. અને ઉપસંહાર જોવામાં આવે છે. શ્રીરામ ઉપનિષત્‌માં 'જે મત્સ્ય [4]કૂર્મ વગેરે અવતારો છે' વગેરેથી કહેલા અવતારના રૂપવાળા શ્રીરામમાં "રઘુવર્ય અને રાવણનો અન્ત કરનાર તમને નમસ્કાર છે." (ભા. ૧૦–૪૦–૨૦) વગેરે 'તમને' એટલે તમે [5]શબ્દના વિષય શ્રીવ્રજનાથમાં રઘુત્વ વગેરે છે. એવી આશંકા કરીને તેના પ્રયોજક રૂપને ઉપસંહાર વગેરેથી કહે છે. કહેલા સ્થળવગેરેમાં જે ઉપસંહાર છે તે [6]ભગવલ્લક્ષણ પદાર્થનો [7]ઉભયત્ર પણ અભેદ છે તેથી એમ અર્થ છે. શંકા—એમ [8]હોયતો મત્સ્યમાં શર અને ચાપ વગેરે તથા પુરુષમાં શૃંગવગેરેની ભા-

---

**સૂત્ર. ૪**—(૧) જાણવાનું બ્રહ્મ એક છે તેથી (૨) જૂદી જૂદી ઉપાસના ભલે હોય તેથી ઉપાસ્ય બ્રહ્મમાં ભેદ નથી. છતાં જે ઉપાસ્ય બ્રહ્મમાં ભેદ જુએ છે તે અપરાધી બને છે. માટે ઉપાસનાના ભેદથી ઉપાસ્યમાં ભેદ કોઇએ જોવો નહિ. (૩) મૂળ શ્રુતિમાં આ પ્રમાણે છે यदा ह्येवैष एतस्मिन्नुदरं कुरुते અહિંઆં उदरम् શબ્દમાં उत् अरम् એવા બે પદો છે. "ઉત્" એ અવ્યય છે તેનો અર્થ "પણ" થાય છે. अरम् એટલે અલ્પ અર્થાત્ "ઉદર" એટલે "અલ્પ પણ" (૪) ભેદ. બ્રહ્મના સ્વરૂપમાં અલ્પ પણ ભેદ જોવો નહિ. **ભાવાર્થ**–ક. ૨–૧૫ ની શ્રુતિ એમ કહે છે કે વેદમાં સર્વત્ર એકજ બ્રહ્મનું વર્ણન કર્યું છે, તેથી તે બ્રહ્મના સ્વરૂપમાં ભેદ જોવો નહિ. કારણ કે જે ભેદ જૂએ છે તે અપરાધી બને છે તેને ભય પ્રાપ્ત થાય છે. એમ તૈ. ૨–૭–૧ માં જણાવ્યું છે.

**સૂત્ર. ૫**—(૧) સૂત્ર ૩ માં કહેલી રીતિથી (૨) એક અવતારના ધર્મોનો અન્ય અવતારમાં ઉપસંહાર (૩) સૂ. ૩ માં જણાવ્યું હતું કે ભગવાનના એક અવતારના જે ધર્મો છે તેનો ઉપસંહાર અન્ય અવતારમાં ન કરવો. તે તમામ ધર્મોનું તે તે અવતારોમાંજ ચિન્તન કરવું (૪) શ્રીરામાવતારમાં મત્સ્ય કૂર્માદિ અવતારના ધર્મોનો ઉપસંહાર જોવામાં આવે છે (૫) શ્રીમદ્ભાગવતના દશમ સ્કન્ધમાં અક્રૂરની સ્તુતિમાં શ્રીકૃષ્ણમાં રામના ગુણોનો ઉપસંહાર છે. (૬) ઉપસંહારના પ્રયોજક (૭) કૃષ્ણાવતારમાં રામાવતારના ધર્મોનો અન્તર્ભાવ કર્યો છે તે એવું સૂચવવાને કે બન્ને અવતારો ભગવાનના છે અને તે બન્ને અવતારોમાં અભેદતા છે. (૮) એક અવતારમાં અન્ય અવતારના ધર્મોનું અનુસંધાન હોય

વના કરવી જોઇએ એમ હોય તો [9]ત્યાં કહે છે "વિધિના શેષની માફક." જેમ વિધિના અંગરૂપ અગ્નિહોત્રાદિ લક્ષણવાળો ધર્મ સમાન છે તોપણ સ્વશાખામાં કહેલા પ્રકારના કર્મને [10]કરવામાં આવે છે. અન્યશાખામાં કહેલા ધર્મનો ઉપસંહારજ અહિંઆં તેતે અવતારના ઉપાસક તેના અસાધારણ ધર્મ [11]તરીકેનીજ ઉપાસના કરે છે. અન્ય અવતારના ધર્મ તરીકે [12]પણ નહિ એમ અર્થ છે. [13]અથવા 'મત્'ના અર્થમાં 'વત્' પ્રત્યય અહિંઆં છે. તેમજ વળી વિધિના [14]શેષ અર્થવાદની માફક [15]જે સમાન હોય છે ત્યાં ઉપસંહાર છે એમ અર્થ છે. અહિંઆં આ પ્રમાણે જાણવું જોઇએ. એક શ્રુતિમાં જે કર્મનું જે ફલ કહેવાય છે તેનાથી ઇતરમાં તેજ કર્મનું તેનાથી જૂદું ફલ કહેવાય છે. આમ હોય તો બીજી શ્રુતિમાં કહેલ ફલની કામનાથી પણ તેજ કર્મ કરવું જોઇએ તેથી તેના ફલના સાધકરૂપનો ઉપસંહાર છે. જેમ "જે વૈશ્વદેવથી પ્રજાનું યજન કરે છે તેમેજ યજમાન સૃજે છે." (તૈ. બ્રા. ૧–૪–૧૧) એવી એક શ્રુતિ આ યાગના પ્રજા ફલને કહે છે. "જે વૈશ્વદેવથી અગ્નિનુંજ યજન કરે છે તે સંવત્સરને પ્રાપ્ત કરે છે. તેથી વૈશ્વદેવથી યજમાન સંવત્સરવાળાઓની સ્વસ્તિની આશા રાખે છે એમ આશા કરી" (તૈ. બ્રા. ૧–૪–૧૧) એમ બીજી શ્રુતિ કહે છે ત્યાં કહેલી [16]રીતિ છે. જે વિધિના અંગરૂપ અગ્નિહોત્રાદિ ધર્મોનું તે એકજ અગ્નિહોત્રાદિ કર્મ સર્વત્ર છે એમ અર્થના અભેદથી ઉપસંહાર છે એમ જે કહ્યું તે બરાબર નથી. અગ્નિહોત્રાદિ તે તે શાખાવાળાઓને પોતપોતાની શાખામાં કહેલા પ્રકારાનુસાર કરવાનાં હોવાથી તેનાથી જૂદી રીતે કરવામાં પ્રાયશ્ચિત્તનું શ્રવણ થાય છે, તેથી અન્ય શાખામાં કહેલા ધર્મોના ઉપસંહારનું વચન [17]શકય નથી. પ્રાણાદિ ઉપાસનામાં અધિક ગુણના અન્ય ઉપસંહારમાં કંઇ પણ બાધક જોવામાં આવતું નથી તેથી ત્યાં તે કરવું શકય છે, એમ 'च અને' શબ્દમાં તે [18]વગેરેનો સંગ્રહ છે. ખરી રીતે તો પૂર્વના સમુચ્ચયના

તો (૯) શંકાનો ઉત્તર આપે છે, (૧૦) જૂદી જૂદી શાખામાં અગ્નિહોત્ર જૂદી જૂદી રીતે કરવાનાં હોય છે, તો પણ દરેકે પોતપોતાની શાખા પ્રમાણે કરવા. તે પ્રમાણે પોતાના અધિકાર પ્રમાણે અવતારની ઉપાસના કરવી. (૧૧) છતાં એક અવતારમાં અન્ય અવતારના ધર્મોનું અનુસંધાન એટલા પૂરતુંજ હોઇ શકે કે જો તે અવતારોના અમુક ધર્મો સમાન હોય તોજ અક્રૂરની સ્તુતિમાં રામ અને કૃષ્ણ વચ્ચેના અમુક ધર્મોની અસાધારણતા જણાવી છે. (૧૨) રામાઅવતાર કૃષ્ણથી ભિન્ન છે એમ સમજીને ત્યાં રામના અમુક ધર્મો કૃષ્ણની અક્રૂરે કરેલી સ્તુતિમાં નથી. ત્યાં સ્તુતિ કૃષ્ણનીજ છે છતાં કૃષ્ણ અને રામના જે અસાધારણ ધર્મો છે તે ત્યાં લીધા છે. (૧૩) પ્રથમ સૂત્રના વિધિશેષવત્ શબ્દમાં "વત્" પ્રત્યય નો અર્થ "ની માફક" એવો કર્યો હતો, હવે બીજી રીતે અર્થ આપે છે. वत् એટલે "વાળો" એ અર્થમાં છે. જૂઓ પા–સૂ. ૮–૨–૯ (૧૪) અંગરૂપ (૧૫) વિધિશેષ એટલે અર્થવાદ, તેનો વત્ પ્રત્યય मत् "વાળા"નો અર્થમાં છે એટલે અર્થવાદવાળો; અર્થવાદ યુક્ત. અર્થાત્ અર્થવાદથી યુક્ત અને તેનું સમાન જે હોય ત્યાં તેનો ઉપસંહાર હોય છે (૧૬) એક કર્મમાં બે વાકયથી બે ફલના બોધ નથી. જેમ જેમ બે ફલની સાધકતા ઉપસંહારાય છે તેમ જ્યાં ગોપાલતાપનીયાદિમાં કહેલ ઉપસનામાં બે ફલનું શ્રવણ છે ત્યાં તં यथा यथोपासते એવી શ્રુતિથી તે તે ફલના આપનારનો ઉપસંહાર કરવો જોઇએ. (૧૭) આ પ્રમાણે શિષ્ટના આચારના વિરોધ વગેરેના દોષથી તેના વ્યાખ્યાનની ઉપેક્ષા કરવી જોઇએ (૧૮) પ્રાણ વિદ્યા વગેરે અર્થાત્ સૂત્રના च શબ્દથી "પ્રાણાદિ"નો અર્થ સમજવાનો છે. સૂત્રાર્થ नमस्ते रघुवर्याय વગેરેમાં જે શ્રીકૃષ્ણના ધર્મોનો ઉપસંહાર કર્યો છે તે શુદ્ધ બ્રહ્મના ઉપસકોથી કરાવો જોઇએ.

અર્થમાં ચ શબ્દ છે. અન્ય શાખામાં કહેલા ધર્મોના ઉપસંહારમાં પ્રયોજનનો અભાવ તે કૃપે છે એમ અહિંઆં નિરૂપણ કર્યું. ઉપસંહારનું બીજ આ સૂત્રથી કહ્યું. ૫

## अन्यथात्वं शब्दादिति चेन्नाविशेषात् ॥३-३-६॥

## (ધર્મોની ઉપસંહારશ્રુતિમાં પ્રતિપાદિત એક રસ બ્રહ્મ) અન્યથા બને એમ હોય તો કહે છે કે ના ત્યાં કોઈ પણ વિશેષ ભેદ શ્રુતિમાં જણાવેલો નથી.

શંકા—ઉપાસનામાં કહેલા ન્યાયથી ગુણનો ઉપસંહાર ખરેખર ઉપાસ્યોનું બ્રહ્મ તરીકે ઐક્ય હોય તો હોય છે. શાન્તત્વ, અને ક્રૂરત્વ, તપ અને ભોગ વગેરે પરસ્પર વિરુદ્ધ ગુણોનો ઉપસંહાર કરવામાં આવતાં સ્વરૂપોનું અન્યથાત્વ તથા અબ્રહ્મત્વ થશે એમ [1]અર્થ છે. ત્યાં [2]હેતુ "શબ્દથી" છે. એકત્વ એકરસત્વ વગેરે ધર્મોનું નિરૂપણ કરનારી શ્રુતિથી એવો અર્થ છે. [3]સમાધાન કરેછે, [4]ના, અવિશેષ [5]છે તેથી. એક રસત્વ જેમ શ્રુતિના બલથી નિર્ણીત થાય છે તેમ વિરુદ્ધધર્મહોવાપણું પણ તેનાથીજ તે પ્રમાણે છે એવો અર્થ છે. તેથી [6]વસ્તુજ તે તે પ્રકારની માનવી જોઈએ એવો ભાવ છે. ૬

## न वा प्रकरणभेदात्परोवरीयस्त्वादिवत् ॥३-३-७॥

## અથવા પ્રકરણના ભેદથી પરોવરીયસ્ત્વની* માફક નિરૂપણ હોવાથી ઉપરની શંકા નથી.

---

ભગવદ્રૂપના બે અવતારોમાં પણ તે ધર્મો સમાન છે તેથી અનન્ય ભક્તોએ તો તે તે અવતારની ઉપાસનવિધિમાં કહેલા પ્રકાર પ્રમાણે અવિરુદ્ધ ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ. વિરુદ્ધ ધર્મોમાં સમાનતાનો અભાવ હોવાથી તેમનો ઉપસંહાર કરવો નહિ. ૫

સૂત્ર ૬—(૧) વિરુદ્ધ ગુણના ઉપસંહારમાં એકરસતાની નિવૃત્તિથી બ્રહ્મત્વજ દૂર થશે અને તેથી અર્થના અભેદનો હેતુ દૂર થવાથી ઉપસંહાર થાય નહિ એવો ભાવ છે (૨) બ્રહ્મમાં વિરુદ્ધધર્મો છે એમ કહેવામાં આવે તો બ્રહ્મની એકરસતા જણાવનાર શ્રુતિમાં અર્થનો વિરોધ આવે (૩) ઉપરની શંકાનું સમાધાન કરે છે (૪) શંકાકાર કહે છે તે પ્રમાણે નથી. વિરુદ્ધ ગુણોના ઉપસંહારમાં બ્રહ્મની એકરસતા તથા બ્રહ્મતાને કોઇ પણ બાધ આવશે નહિ. (૫) એકરસતાનો હેતુ તમે જણાવીને બ્રહ્મની વિરુદ્ધ ધર્મતાનો બાધ કરો છે, પણ શ્રુતિમાં તો એકરસતાની માફક વિરુદ્ધધર્મતા છે. ઉભય પ્રકારની શ્રુતિઓ જોવામાં આવે છે. તે શ્રુતિઓમાં કોઈ વિશેષ ભેદ નથી. જેમ શ્રુતિના બલથી એકરસતા છે તેમ શ્રુતિના બલથી વિરુદ્ધ ધર્મતાનો પણ અર્થ છે તેથી વિરુદ્ધ ગુણોના ઉપસંહારમાં બ્રહ્મની બ્રહ્મતામાં બાધ આવતો નથી. (૫) આ પ્રમાણે શ્રુતિના બલનો નિર્ણય ઉભયત્ર સમાન હોવાથી બ્રહ્મ તરીકે સિદ્ધ થાય છે. તેથી બ્રહ્મતત્ત્વના પ્રાધાન્યથી ઉપાસનામાં ઉપસંહારનો બાધ નથી એવો અર્થ છે. **સૂત્રાર્થ**—બ્રહ્મના વિરુદ્ધ ધર્મોનો ઉપસંહાર કરવામાં આવે તો પછી બ્રહ્મની એકરસતા જણવનાર શ્રુતિ અન્યથા થઇ જાય. અર્થાત્ શ્રુતિથી પ્રતિપાદિત એકરસ બ્રહ્મ સત્ય નથી, પણ વિરુદ્ધ ધર્મવાળું જ બ્રહ્મ સત્ય છે. આમ શંકા થાય તો કહે છે કે ના, જેમ શ્રુતિમાં બ્રહ્મની એકરસતા જણાવી છે તેમ તેનું

---

* પરોવરીયસ્ત્વ એટલે એક પ્રકારનું વ્રત અથવા ઉદ્ગીથ આમ બે અર્થ છે. આ બન્ને અર્થો ભાષ્યમાં સમજાવ્યા છે. જુઓ વિવેચન.

[1]અથવા પૂર્વસૂત્રમાં કહેલી શંકાનુ નિરાકરણ વિકલ્પથી, પ્રથમ કહેલા [2]પ્રકારથી અન્ય પ્રકારે કરવું જોઇએ તેથી કહે છે. "[3]અથવા નહિ" તેનેજ પ્રકરણના ભેદથી કહે છે એમ છે. અહિંઆં આ ભાવ છે. શ્રુતિના પ્રામાણ્યથી જેટલું તેમાં કહેલા ધર્મવાળું બ્રહ્મ માનવું જોઇએ. આમ [4]હોય તો જેવા અધિકારીનું જેટલું વેદ્ય રૂપ છે તેવા તેનું તેટલું તે પ્રકરણના ભેદથી નિરૂપે છે. તેમજ વળી જ્ઞાન પ્રકરણમાં જ્ઞાનના અધિકારીનું જેટલું રૂપ જાણવું જોઇએ, તેટલું તેના તરફ "અદૃશ્ય, અગ્રાહ્ય" (મું ૧-૧-૬) વગેરે રૂપની શ્રુતિ નિરૂપે છે. ભક્તિ પ્રકરણમાં તો ભક્તિ બહુ પ્રકારની હોવાથી [5]જેવા જેવા ભક્તોનો જેવો જેવો અનુભવનો વિષય છે તે તે પ્રમાણે આથર્વણોપનિષદમાં નિરૂપણ કરે છે. [6]અહિંઆં દૃષ્ટાન્ત કહે છે. "પરોવરીયસ્ત્વની માફક" "अस्मिन्मे लोकेर्द्धुकं स्यात्" (તૈ. સં. ૬-૨-૩) એમ કામના વાળાની આરાગ્ર અવતાર દીક્ષા પ્રથમ કહી. ત્યાર પછી આગળ "परोवरीयसीमवान्तरदीक्षामुपेयाद्यः कामयेतामुष्मिन्मे लोकेर्द्धुकंस्यादिति चतुरोग्रेथ त्रीनथ द्वावथैकमेषा वै परोवरीयस्यवान्तरदीक्षा" ( તૈ. સં. ૬-૨-૩ ) એમ કહ્યું છે. [8]આ દીક્ષાના પ્રકરણમાં કહેલું હોવાથી દીક્ષા વગર કહેલી [9]રીતિથી વ્રતમાં તો પર અને અપર નથી. એજ પ્રમાણે [10]ભક્તિના પ્રકરણ વાળા અથર્વણોપનિષદ વગેરેમાં કહેલાં રૂપ ભક્તિ રહિતથી ઉપાસ્ય નથી. જ્ઞાનના [11]સાધન રૂપથી વિષ્ણુનું સ્મરણ વગેરે પણ

---

વિરુદ્ધ ધર્માશ્રયત્વ પણ જણાવેલું છે, તેથી ઉભય રીતે નિર્ણય યથાર્થ છે. ૬

સૂત્ર ૭—(૧) સૂ૦ ૬માં કહેલી अन्यथात्वं शब्दात् એ શંકાનું સમાધાન न, अविशेषात् એ શબ્દોમાં તેજ સૂત્રમાં કર્યું હતું, અહિંઆં બીજી રીતે સમાધાન કરે છે (૨) સૂ. ૬માં આપેલા ઉત્તરથી બીજી રીતે ઉત્તર અહિંઆં આપે છે (૩) વિકલ્પ જણાવવાને સૂત્રમાં वा 'અથવા' શબ્દ છે. (૪) જેવો અધિકારી તે પ્રમાણે તેને માટે બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ છે. જ્ઞાનીને માટે જ્ઞાનનું પ્રકરણ છે ત્યાં બ્રહ્મની એક રસતા જણાવી છે. ભક્તિ પ્રકરણમાં ભક્તના અનુભવ પ્રમાણે ભિન્ન ભિન્ન રીતે નિરૂપણ છે. (૫) અર્થ આ છે. બ્રહ્મ સર્વ ગુણયુક્ત હોવા છતાં પણ જેવા ઉપાસક તરફ જેટલા ગુણો પ્રકટ કરવામાં આવે છે તેટલાજ શ્રુતિથી ત્યાં નિર્દેશ કરાય છે. આથી પ્રકરણના ભેદથી તે તે ગુણના કથનથી જણાય છે. આથી અધિકારીએ પોતપોતાના અધિકારાનુસાર સ્વરૂપના ગુણોનું ચિન્તન કરવું જોઇએ. (૬) આ શ્રુતિનો અર્થ આ પ્રમાણે છે. અહીન નામના સોમયાગમાં તથા અહીન સત્રમાં ઉપસદ્દિન સંખ્યાનું પ્રથમ વિધાન કરીને તે દિવસોમાં પછીની દીક્ષાના અંગ વ્રતરૂપ પાનમાં સ્તન સંખ્યાનું વિધાન કરે છે ત્યાં અવાન્તર દીક્ષા બે પ્રકારની છે. જે આ લોકમાં સમૃદ્ધિ શીલ ફલની કામના કરે છે તેની આરાગ્ર અવાન્તર દીક્ષા છે, સોમક્રયના દિવસે સાંઝે એક સ્તન છે, બીજે દિવસે સ્હવારમાં બે સ્તન છે; સાયંકાળે ત્રણ સ્તન, પછીના દિવસે સ્હવારે ચાર સ્તન છે, આ પ્રમાણે પાનમાં આરાગ્ર અવાન્તર દીક્ષા સિદ્ધ થાય છે તે પ્રથમ કહી છે. "આરાગ્ર" એટલે બળદને ચીરીનાખે એવું લોઢું તેનું નામ આર. તેના જેવો જેનો અગ્રભાગ, મોટું છે તે આરાગ્ર. આ આરાગ્રની આગળ પરોવરીયસી વાકયમાં અન્ય દીક્ષા છે, તેમાં વિપરીત વ્રત છે, સોમના ક્રયણ દિવસે ચાર સ્તનોનું દોહન કરવું. બીજે દિવસે સ્હવારે ત્રણ સાંજે બે, તે પછીના દિવસે સ્હવારે એક. એ પ્રમાણે ત્રણ દિવસનો ક્રમ છે (૮) આ પરોવરીયઃ વ્રતનો દીક્ષાની અંદર સમાવેશ છે. (૯) સ્તન પાનની કહેલી રીતિથી (૧૦) ભક્તિના પ્રકરણમાં કરેલા બ્રહ્મના રૂપનું વર્ણન ભક્તિવાળાને માટે છે, ભક્તિથી રહિત માટે નહિ (૧૧) જે સાધન ભક્તિના સાધન તરીકે કરવામાં આવે તેમાંજ ભક્તિત્વ હોય, જ્ઞાનના સાધન તરીકે કરવામાં ભક્તિત્વ

**કરવામાં ભક્તિત્વ નથી [12]અથવા [13]પૂર્વસૂત્રથી સર્વ રૂપોમાં [14]પરસ્પર સર્વ ધર્મોનો ઉપસંહાર પ્રાપ્ત થાય છે; અને તે [15]એકાન્તિક ભક્તના અનુભવથી વિરુદ્ધ છે એમ અહિંઆં [16]વ્યવસ્થિત વિકલ્પને "અથવા નહિ" વગેરેથી કહે છે. સર્વ અવતારોમાં ભગવદવતાર તરીકે સાધારણી ભક્તિ જેને છે તે સર્વત્ર ઉપસંહાર ભલે કરો. પણ જે એકાન્તી [17]છે તેના સ્નેહના ઉત્કર્ષથી અન્તઃકરણ એકજ રૂપમાં પર્યવસાન પામ્યું છે એમ અન્ય રૂપ અન્તઃકરણમાં આરૂઢ બનતું નથીજ. અથવા ઉપસંહારની સંભાવના પણ નથી. તે આ અથવા નહિ "એનાથી" કહેવાય છે. ત્યાં હેતુ છે, "પ્રકરણના ભેદથી" છે. શ્રુતિ વગેરેમાં તે તે અધિકારીને ઉદ્દેશીને તે તે પ્રકરણ કહેલું છે. તેથી અહિંઆં પ્રકરણના ભેદથી અધિકાર કહેવાય છે. આમ [18]હોવામાં ઉપાસક વગેરે કરતાં કહેલી રીતિએ ઉત્કૃષ્ટ અધિકાર છે તેથી એમ અર્થ જણાય છે. પરોવરીયસ્ત્વ વગેરેની માફક. [19]પરના કરતાં પણ પર અને ઉત્તમ કરતાં પણ ઉત્તમ તેનું નામ પરોવરીય એટલે ઉદ્‌ગીથથી. તેમજવળી [20]અક્ષિ, આદિત્ય વગેરેમાં આવેલ હિરણ્યશ્મશ્રુત્વ વગેરે ગુણોથી વિશિષ્ટ ઉપાસના પણ ઉદ્‌ગીથની ઉપાસના છે, તેથી સામ્ય છતાં સર્વોત્કૃષ્ટ તરીકેજ ઉદ્‌ગીથ દેખાય છે. એથી હિરણ્યશ્મશ્રુત્વ વગેરે ગુણોનો ઉપસંહાર પરોવરીયસ્ત્વાદિ ગુણોથી વિશિષ્ટ ઉદ્‌ગીથની ઉપાસનામાં આ પ્રમાણે નથી. એજ પ્રમાણે અહિંઆં પણ છે. ૭**

---

ન હોય. સ્મરણ તે ભક્તિનું સાધન તરીકે તે કરવામાં આવે, અર્થાત્ વિષ્ણુનું સ્મરણ કરવાથી વિષ્ણુનું જ્ઞાન થાય છે, એમ સમજીને જો સ્મરણ કરવામાં આવે તો તેમાં ભક્તિત્વ નથી. (૧૨) અન્ય રીતે વ્યાખ્યાન કરવામાં આવે છે (૧૩) સૂત્ર. ૫ થી (૧૪) જેમકે શ્રી કૃષ્ણમાં રામચંદ્રના ધર્મોનો (૧૫) જે અનન્ય ભક્ત છે તેને તો જેમાં તેની આસક્તિ હોય તે સ્વરૂપના ધર્મોનોજ અનુભવ થાય. કૃષ્ણના ભક્તને કૃષ્ણ ના ધર્મો, અને રામચંદ્રના ભક્તને રામચંદ્રના ધર્મો અનુભવાય. કૃષ્ણ ભક્તને રામચંદ્રના ધર્મોનો અનુભવ હોતો નથી. (૧૬) જ્ઞાનીઓનેજ ઉપસંહાર છે, ભક્તોનો નહિ. એવા પ્રકારનો વ્યવસ્થિત વિકલ્પ (૧૭) જે તમામ રૂપોમાં એકજ ભગવાનને જુએ છે તેની બાબતમાં એક અવતારના ધર્મોનો ઉપસંહાર ભલે અન્યત્ર યોજાય, પણ જે અનન્ય ભક્ત છે અને જેનું હૃદય ભગવાનના એકજ રૂપમાં આસક્ત થયું છે તેની બાબતમાં આ પ્રમાણે ઉપસંહાર કરવો તે યુક્ત નથી (૧૮) ઉપાસના કરતાં ભક્તિ અધિક હોવાથી ઉપાસકની સરખામણીએ ભક્તનો અધિકાર ચઢી જાય છે (૧૯) પરોવરીયસ્ત્વની વ્યાખ્યા આપે છે. તેમાં પર+વરીયસ્+ત્વ આ ત્રણ પદો છે. "ત્વ" એ પ્રત્યય છે. પર એટલે સર્વથી પર–અધિક, વરીયાન્–વર એટલે ઉત્તમ, તેના કરતાં વધારે ઉત્તમ સર્વથી અધિક અને વધારે ઉત્તમ એવું. એવું શું? તો કહે છે "ઉદ્‌ગીથ" અર્થાત્ "પરોવરીયઃ" શબ્દથી આપણે "ઉદ્‌ગીથ" સમજવાનું છે. (૨૦) જો તે અક્ષિ આદિત્યમાં હિરણ્યશ્મશ્રુત્વ વગેરે ધર્મો ઉદ્‌ગીથના છે, અને તેથી જોકે ત્યાં પણ ઉદ્‌ગીથની ઉપાસના છે તો પણ ઉદ્‌ગીથની સર્વોત્કૃષ્ટતાને લીધે ઉદ્‌ગીથની તે તે રૂપે થતી ઉપાસનાનાં ધર્મોનો ઉપસંહાર સર્વોત્કૃષ્ટ ઉદ્‌ગીથમાં થઇ શકે નહિ. તેજ પ્રમાણે ભગવાનનાં રૂપો વિષે છે. **ભાવાર્થ૦** જેમ પરોવરીયસ્ત્વ વ્રત દીક્ષાના પ્રકરણમાં કહેલું હોવાથી તે દીક્ષાવાળાનુંજ તે વ્રત હોય છે, દીક્ષા રહિતનું નહિ, કારણ કે પ્રકરણનો ભેદ છે તેથી. તેજ પ્રમાણે જ્ઞાનના પ્રકરણમાં જ્ઞાની માટે બ્રહ્મનું "એકરસ" તરીકે નિરૂપણ છે તથા ભક્તિના પ્રકરણમાં ભક્તના અનુભવ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારે તેનું નિરૂપણ છે. અથવા આ સૂત્રનો બીજો અર્થ આ પ્રમાણે છે. સૂ. ૫માં જે સર્વરૂપોમાં પરસ્પર સર્વ ધર્મોના ઉપસંહાર કર્યા તે અન્ય ભક્તના અનુભવથી વિરુદ્ધ છે. તેની બાબતમાં પરોવરીયઃ કહેતાં ઉદ્‌ગીથ નથી. તેની ઉપાસના જોકે અક્ષિ આદિત્ય વગેરેમાં છે છતાં પરોવરીય ઉદ્‌ગીથ

# संज्ञातश्चेत्तदुक्तमस्ति तु तदपि ॥३-३-८॥

## જ્ઞાની તથા ભક્તની, પ્રકરણના બ્રહ્મના ઉપાસક તરીકેની સંજ્ઞા એક હોવાથી પ્રકરણના ભેદથી સર્વ ધર્મોનો ઉપસંહાર થાય એમ હોય તો તેની વ્યવસ્થા કહેલી છે. તેથી અહિંઆં પણ સંજ્ઞાના ઐક્યમાં પણ ધર્મનો ભેદ છે.

એકાન્તી અને અનેકાન્તીની પણ શ્રીરામના ઉપાસકરૂપ વગેરેની સંજ્ઞા તો [1]અવિશિષ્ટ છે. તેથી એકાન્તીનો પણ ઉપસંહાર યુક્ત છે એવી આશંકાનો ઉત્તર 'તો' બ્ર. સૂ. ૩-૩-૭ થી કહ્યો છે. સંજ્ઞા તો અલૌકિક છે. અધિકાર તો આન્તર છે. તેજ વધારે બલવાન છે. સંજ્ઞાની એકતાના [2]હેતુથી [3]અન્વયના વ્યભિચારને કહે છે. "તે પણ છે." [4]પ્રમિત ભેદવાળી ઉપાસનાઓમાં [5]પરોવરીયસ્ત્વાદિમાં સંજ્ઞાની એકતા ઉદ્‌ગીથની [6]ઉપાસનામાં પણ છે એવો અર્થ છે. ૮

# व्याप्तेश्च समञ्जसम् ॥३-३-९॥

## બ્રહ્મ વ્યાપક છે તથા (સર્વરસ છે) તેથી ભક્તના અનુભવના અનુકૂળ રૂપને પ્રકટ કરીને તે વિહાર કરે છે એમ સૂચવ્યું છે.

હવે [1]આ વિચારાય છે. ઉપાસ્ય રૂપોમાં બાલ્ય, પૌગણ્ડ વગેરે પણ કહેવાય છે. તેમ હોય તો વિગ્રહમાં ન્યૂન અને અધિક ભાવ પ્રાપ્ત થાય છે. તેથી ત્યાં કહેલું સચ્ચિદાનન્દત્વ ઉપપન્ન થાય. કારણકે તે તો સદા એક રૂપ છે તેથી. [2]પ્રાકૃતતામાં વળી સર્વ અસંપૂર્ણ થાય. એમ પ્રાપ્ત થાય તો કહે છે. "વ્યાપ્તિને લીધે" "સર્વત્ર હાથ અને પગવાળું" (ભ. ગી.

---

એ સર્વોત્કૃષ્ટ છે. તેમ અનન્ય ભક્તનું હૃદય સર્વોત્તમ ભગવાનમાંજ આરુઢ હોવાથી પરસ્પર ધર્મોનો ઉપસંહાર ત્યાં નથી. ૭

સૂત્ર ૮—(૧) એકાન્તી ઉપાસક તથા અનેકાન્તી ઉપાસક એ બન્ને ઉપાસક તરીકે સરખા છે. તેમાં કાંઇ પણ ભેદ નથી. (૨) ઉપસંહારના હેતુથી (૩) જ્યાં સંજ્ઞાની એકતા ત્યાં ત્યાં સંજ્ઞીના ધર્મોનો ઉપસંહાર છે એવા અન્વયનો વ્યભિચાર એમ અર્થ છે. (૪) પ્રમિત-નિર્ણીત. નિર્ણીત ભેદોમાં (૫) 'આદિ' શબ્દથી અક્ષિ પુરુષમાં પ્રતીકની ઉદ્‌ગીથ તરીકેની ઉપાસનાનું ગ્રહણ કરવું જોઇએ. (૬) ત્યાં સંજ્ઞાના ઐક્યમાં પણ ધર્મનો ઉપસંહાર નથી એવો અન્વયનો વ્યભિચાર છે એમ અર્થ છે. ભાવાર્થ જ્ઞાની અને ભક્ત બ્રહ્મના ઉપાસક તરીકે એકજ સત્તાવાળા હોવાથી પ્રકરણનો ભેદ નથી. તેથી સર્વ ધર્મોનો ઉપસંહાર બનશે એવી શંકાના ઉત્તરમાં કહે છે કે તે વિષયમાં એકાન્તી અને અનેકાન્તી તરીકે વ્યવસ્થા કહેલી છે. સંજ્ઞાની એકતાનું અપ્રયોજન જણાવતાં કહે છે. જેમ ઉદ્‌ગીથની ઉપાસનામાં ઉપાસના તરીકે સંજ્ઞાની એકતા છતાં પરોવરીયસ્ત્વાદિ ઉપાસનામાં ધર્મનો ભેદ છે તેમ અહિંઆં પણ સંજ્ઞાની એકતા છતાં ધર્મનો ભેદ છે. ૮

સૂત્ર ૯—(૧) અહિંઆં શંકા આપી છે. ભગવાનની અવતાર દશાનાં રૂપોમાં બાલ્યાદિ અવસ્થાના ભેદ છે, તેથી ન્યૂનતા તથા અધિકતા પણ છે, આમ હોય તો પછી તે અવતારોમાં ભગવાનના ધર્મોનો ઉપસંહાર શી રીતે બને? ભગવાન તો સચ્ચિદાનન્દાત્મક છે. તેમાં બાલ્યાદિ અવસ્થાના ભેદ જ હોય નહિ. જો અવસ્થાના ભેદ ગણવામાં આવે તો પછી ભગવાનની સચ્ચિદાનન્દતા બને નહિ. (૨)

૧૩-૧૬) વગેરે સ્તુતિથી સાકારજ વ્યાપક છે. [4]'રસ અને થી' રસો વૈ સ: (છાં ૩-૧૪-૨) એ શ્રુતિથી રસાત્મક તરીકે ભક્તોને જે રૂપથી લીલા રસનો અનુભવ હોય [5]તેવુ રૂપ ક્રમથી યોગમાયા દૂર કરીને પ્રકટ કરે છે. [6]તેથી બાલ્યાદિ ભાવની ઉપપત્તિથી સઘળું યુક્ત છે, એમ અર્થ છે તેથી કહેલા ધર્મવાળું બ્રહ્મ છે એમ સિદ્ધ થયું. ૯

શંકા—[1]બ્રહ્મ [2]ધર્મ તરીકે તે સઘળા નિત્ય કહેવા જોઇએ, અને તે જૂદા જૂદા ભક્તોથી વિશિષ્ઠ છે. ત્યાં વળી એક ભક્તની પૂર્વ અને અપર અનેક લીલામાં સંબન્ધ સંભળાય છે. તેમજ વળી પૂર્વની લીલા નિત્ય હોવાથી તેના સંબન્ધી ભક્તનું પણ તેમ [3]કહેવુ જોઇએ એમ હોય તો [4]તેનોજ આગળની લીલાનો સંબન્ધ અશક્ય [5]વચનવાળો છે. તેવા વચનમાંતો પૂર્વ લીલાની નિત્યતાનો ભંગ થાય. નિત્યતામાં[6] તો અગ્રિમ [7]લીલા સંબન્ધી અભિન્નતા થાય અને [8]તે અનુભવ તથા [9]તેના જણાવનાર પ્રમાણથી વિરુદ્ધ છે. માટે ઉત્તર કહે છે.

## सर्वाभेदादन्यत्रेमे ॥३-३-१०॥

### લીલા સંબન્ધી તમામ પદાર્થોનો ભગવાન્ સાથે અભેદ હોવાથી અગ્રિમ લીલામાં પણ એ ભક્તો હોય છે.

લીલાની મધ્યમાં આવેલા સઘળા પદાર્થોના બ્રહ્મની સાથે [10]અભેદને લીધે અને

---

અવતાર દશામાં પ્રાકૃત-વિગ્રહવાળું બ્રહ્મનું રૂપ માનવાથી તેની પૂર્ણતામાં બાધ આવે (૩) શ્રુતિમાં સાકાર બ્રહ્મને જ વ્યાપક કહ્યા છે તેથી અવતાર દશામાં પણ સાકાર બ્રહ્મની વ્યાપ્તિ છે. શ્રુતિમાં બ્રહ્મને કરારના કિહેલ નથી, પણ સાકાર કહેલ છે. અને તેજ સર્વત્ર વ્યાપક છે તેથી કહેલો બાધ અહિંઆં નથી. (૪) સૂત્રમાં च શબ્દ કયા અર્થને સૂચવે છે તે જણાવે છે. चनो અર્થ "સર્વરસત્વ" સૂચવે છે. અર્થાત્ બ્રહ્મ સર્વરસ રૂપે છે. તેથી બાલ્યાદિ અવસ્થાના ભેદો બ્રહ્મના ધર્મથી વિરુદ્ધ નથી. (૫) બ્રહ્મ સર્વરસરૂપ હોવાથી ભક્તોની ભાવના પ્રમાણે તેને માટે તે રસનો અનુભવ કરાવવાને સ્વરૂપને પ્રકટ કરે છે (૬) આથી ભગવાનની બાલ્યાદિ અવસ્થાનો વિરોધ નથી, **ભાવાર્થ** શંકા-ઉપાસ્ય રૂપોમાં બાલ્યાદિ અવસ્થા કહેલી હોવાથી વિગ્રહના ન્યૂન તથા અધિક ભાવને લીધે બ્રહ્મની સચ્ચિદાનન્દતા યુક્ત બનશે નહિ. ઉત્તર-ના सर्वतःपाणिपादान्तम् વગેરે શ્રુતિથી સાકાર બ્રહ્મને જ વ્યાપક કહેલ છે. તેથી અવસ્થાનો ભેદ વિરોધ જનક નથી.

**સૂત્ર ૧૦**—(૧) બાલ્યાદિ તે બ્રહ્મના ધર્મો હોવાથી જેમ બ્રહ્મ નિત્ય છે-ઉચ્છેદ રહિત છે તેમ તે ધર્મો બાલ્યાદિ પણ છે એમ કહેવું જોઇએ (૨) यो नंदः परमानन्दः વગેરેથી કૃષ્ણોપનિષદમાં શ્રવણ કરાય છે, (૩) નિત્યતા કહેવી જોઇએ, અર્થાત્ લીલાના સંબન્ધવાળો ભક્ત પણ નિત્ય છે (૪) પૂર્વની લીલાના અનુભવ માટે આવિર્ભાવ પામેલ ભક્તનો જ (૫) એક કાલે એક ભક્તથી વિરુદ્ધ જૂદી જૂદી લીલાનો અનુભવ હોતો નથી. માટે તેમ કહેવું એ શક્ય નથી એવો અર્થ છે, (૬) પૂર્વ લીલાની નિત્યતામાં (૭) 'ભક્તની' એમ અધ્યાહાર સમજવું, અર્થાત્ ભક્તની અગ્રિમ લીલા (૮) સંબન્ધીની ભિન્નતા (૯) લીલાનો અનુભવ કરનાર ભક્તનો અનુભવ તેને જણાવનાર પ્રમાણ એટલે કૃષ્ણોપનિષત્‌ની શ્રુતિ તે વિરુદ્ધ થાય. અર્થાત્ આ રીતે ભક્તોનું ઐક્ય હોય તો કૃષ્ણોપનિષત્‌ની શ્રુતિનો વિરોધ આવે. તેનો ભેદ હોય તો બ્રહ્મના ધર્મોની બાલ્યાદિની નિત્યતા જણાવનાર શ્રુતિનો વિરોધ આવે. આ રીતે બન્ને પક્ષમાં વિરોધ છે. એવી શંકાથી ઉપસંહાર દુષ્કર છે. આમ પ્રાપ્ત થતાં તેની નિવૃત્તિ માટે આ સાથેનું સૂત્ર સૂત્રકાર રચે છે. (૧૦) જૂઓ "तस्मान्न भिन्ना एतास्तु आभिर्भिन्नो न वै प्रभुः એવી કૃષ્ણોપનિષત્‌ની

બ્રહ્મ એક હોવાથી પ્રથમની લીલાથી અન્યત્ર પછીની લીલામાં પણ આ પૂર્વની લીલાના સંબન્ધવાળા જે [11]તે છે એવો અર્થ છે. અહિંઆં આ અભિપ્રાય છે. "તે રસ છે" (તૈ. ૨–૭) એ શ્રુતિથી અને "સર્વરસ" (છાં. ૩–૧૪–૨) એ શ્રુતિથી બ્રહ્મનાં સર્વ રસાત્મકતાનો નિર્ણય કર્યો છે, તેમજ વળી જે રસના [12]જે વિભાવ, અનુભાવ વગેરે રૂપો છે તેમનાથી તે રસ ઉત્પન્ન થાય છે. આતાન, અને [13]વિતાનાત્મક તંતુઓથી પટની માફક. માટે તાદાત્મ્ય રસનું છે એમ સર્વનો અભેદ નિર્વિઘ્ન છે.

(શંકા)—વિરુદ્ધદિશાવાળા એક જાતીયભાવવાળાની અતિશય ભક્તિને લીધે એકાએક એક જાતીય લીલા સહિત ભગવાનનો પ્રાદુર્ભાવ હોય ત્યારે ભગવાનની વ્યાપકતાથીજ પ્રાદુર્ભાવ ઉપપન્ન હોય તો પણ લીલાના પદાર્થો અવ્યાપક હોવાથી એકી સાથે આવિર્ભાવ અનુપપન્ન છે. તેમજ ભક્તો સમાન હોવાથી તથા ભક્તિ માર્ગના વિરોધ ને લીધે તથા વિનિગમકનો અભાવ હોવાથી એક સ્થળે માયાથી દર્શાવે છે. એમ કહેવું યુક્ત નથી એવી [14]શંકા પણ આ બે સૂત્રોથી દૂર કરેલી જાણવી જોઇએ. બ્રહ્મ વ્યાપક હોવાથી અને લીલાનો તેની સાથે અભેદ છે તેથી તે [15]રૂપ હોવાથી એક ભક્તને બ્રહ્મની સાથે લીલાના પદાર્થો જે પ્રમાણે આવિર્ભાવ થાય તેજ પ્રમાણે ત્યારે અન્યત્ર પણ ભક્તિના સમાન સ્થળમાં આવિર્ભાવ પામે છે. તેથી સઘળું યુકત છે. ૧૦

[1](શંકા)—વ્યાપકતાની માફક પૂર્ણાનન્દ, ઐશ્વર્ય, વગેરે ધર્મો પણ તેમાં પ્રતીત થતા હશે. પણ તેમ નથી, કારણ કે દુઃખની સંભાવનામાં પ્રભુનીજ પ્રાર્થના કરે છે. આમ હોય તો વ્યાપકતા પણ કહેવી શકય નથી. તુલ્ય હોવાથી. માટે ઉત્તર આપે છે.

## आनन्दादयः प्रधानस्य ॥३–३–११॥

### પૂર્ણાનન્દ વગેરે શુદ્ધ બ્રહ્મનાજ ધર્મો છે, જીવના નહિ.

[2]પૂર્ણાનન્દ ઐશ્વર્ય વગેરે [3]પ્રધાન, ધર્મી બ્રહ્મનાજ ધર્મો છે. લીલાના પદાર્થો તો

શ્રુતિ. (૧૧) પછીની લીલાના સંબન્ધી (૧૨) રસશાસ્ત્રમાં રસની અભિવ્યક્તિ વિભાવ અનુભાવ તથા સંચારી ભાવથી થાય છે. વિભાવ બે પ્રકારના છે. આલંબન અને ઉદ્દીપન. જેના આધારે રસ ટકે છે તે આલંબન; અને જે રસને ઉદ્દીપ્ત કરે છે–ઉત્તેજીત કરે છે તે ઉદ્દીપન. અહિંઆં ભક્તો તે આલંબન વિભાવ છે અને ઋતુઓ વગેરે ઉદ્દીપન વિભાવો છે. અનુભાવ એટલે કટાક્ષ, વેણુ વાદન વગેરે. આ પ્રમાણે આ સઘળાંઓનો રસ સાથે અભેદ સિદ્ધ થતાં લીલાસ્થ ભક્તોનો પૂર્વ તથા ઉત્તર લીલાનો સંબન્ધ નિર્બાધ હોય છે. (૧૩) તાણો તથા વાણો–વસ્ત્રમાં ઉભા અને આડા તાંતણા હોય છે. જેમ વસ્ત્રની અભિવ્યક્તિ ઉભા અને આડા તાંતણાથી બને છે તેમ કોઈ પણ રસની અભિવ્યક્તિ આલંબન અને અનુભાવથી થાય છે. જેમ પટની સાથે તન્તુ રૂપના કારણોનો અભેદ છે તેમ રસ તરીકે સઘળા ભક્તોનો અભેદ છે (૧૪) લીલા સંબન્ધી પદાર્થોની અવ્યાપકતાએ કરાતી શંકા (૧૫) વ્યાપકત્વથી. ભાવાર્થ–લીલા સંબન્ધી સઘળા પદાર્થોને ભગવાન્ સાથે અભેદને લીધે આગળની લીલામાં પણ આજ ભક્તો છે, બીજા નહિ આથી લીલામાં નિત્ય ભક્તો પણ તેજ છે. ૧૦

સૂત્ર ૧૧––(૧) જો લીલાના સંબન્ધથી ભક્તોનો ભગવાન્ સાથે અભેદ હોય તો પછી ભગવાનના પૂર્ણાનન્દત્વ વગેરે ધર્મો ભક્તોમાં હોવા જોઇએ. પણ તેવું જણાતું નથી કારણ કે તેમને દુઃખાદિનો અનુભવ થાય છે એમ શંકા કરી છે (૨) શંકાનો ઉત્તર આપે છે. પૂર્ણાનન્દ વગેરે ધર્મો મુખ્ય બ્રહ્મનાજ છે. તેથી બ્રહ્મ સિવાય બીજે સ્થળે હોઈ શકે નહિ. (૩) બ્રહ્મ એજ મુખ્ય–પ્રધાન ધર્મી

બ્રહ્મના ધર્મ તરીકે વ્યાપક કહેવાય [4]છે. વ્યાપક ધર્મી [5]અનાગન્તુક ધર્મ વાળાના વ્યાપકત્વનો નિયમ છે તેથી ખરેખર [6]ધર્મોમાં પૂર્ણાનન્દત્વ વગેરે સંભવતા નથી. ધર્મિત્વનો વ્યાઘાત છે. માટેજ અહિંઆં ધર્મ ગુણભાવથી લીલાના પદાર્થોનો આવિર્ભાવ જણાવવાને [7]પ્રધાન શબ્દનું ગ્રહણ કર્યું છે. ૧૧

## प्रियशिरस्त्वाद्यप्राप्तिरुपचयापचयौ हि भेदे ॥३–३॥१२॥

### શુદ્ધ અભેદના જ્ઞાનીઓમાં પ્રિય શિરસ્ત્વ વગેરે ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ નહિ. પ્રિય મોદાદિનો ઉપચય અને અપચય ભેદમાં ખરેખર હોય છે.

[1](શંકા)—ઉપાસકના પિયત્વ વગેરે પ્રકારના જ્ઞાનના ક્રમથી શરૂ કરીને પ્રિયત્વાદિ ધર્મોનો [2]શિરસ્ત્વ વગેરે રૂપનું આનન્દમય અધિકરણમાં નિરૂપણ કર્યું છે. તેથી લીલામાં આવેલાનું પણ પ્રિયત્વ વગેરે જ્ઞાન હોવાથી અહિંઆં પણ સ્વરૂપના ઉપાસક પ્રિય, શિરસ્ત્વ વગેરે ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ એવી [3]આશંકા કરીને દૂર કરે છે. ચિત્ત [4]શુદ્ધિના તારતમ્યના હેતુ રૂપ પ્રિયત્વ વગેરેનું જ્ઞાન લીલામાં આવેલાના ચિત્તની શુદ્ધિની અપેક્ષાના અભાવને લીધે સંભવતું નથી તેથી તેમનો અહિંઆં ઉપસંહાર કરવો જોઇએ નહિ એવો અર્થ છે. [5]અથવા શંકા—આનન્દમયની ઉપાસનાને અથર્વણોપનિષદમાં કહેલા

છે (૪) લીલાના પદાર્થોમાં જે વ્યાપકતા જણાય છે તે બ્રહ્મના ધર્મને લીધે છે. વ્યાપકતા એ બ્રહ્મના ધર્મોનો સ્વભાવ છે. તેને લીધેજ લીલાના પદાર્થો પણ નિત્ય છે. સ્વતંત્ર રીતે નહિ. (૫) લીલાના સંબન્ધી ધર્મો અનાગન્તુક-સહજ છે એવા અનાગન્તુક ધર્મો–સહજ ધર્મો બ્રહ્મમાંજ છે. આથી વ્યાપકત્વ એ બ્રહ્મનો સહજ ધર્મ હોવાથી લીલાના પદાર્થોમાં તેની વ્યાપકતા છે. (૬) બ્રહ્મ ધર્મી છે ધર્મ નહિ તેથી ધર્મીમાં ધર્મ હોય પણ ધર્મમાં ધર્મી નહિ. ધર્મી વ્યાપક હોવાથી તે તમામ ધર્મોમાં છે. (૭) સૂત્રમાં "પ્રધાન" શબ્દ યોજવાનું પ્રયોજન કહે છે. આનન્દ ધર્મો તે પ્રધાન–ભગવાનના જ છે. અન્યના નહિ; તેથી ભક્તોમાં પરમાનન્દત્વ વગેરે ધર્મો નથી. તેથી બ્રહ્મ એ ધર્મી છે. તેથી તે પ્રધાન–મુખ્ય છે, અને ધર્મો તે અમુખ્ય–ગૌણ છે. બ્રહ્મના ધર્મોમાં વ્યાપકતા તથા નિત્યતા તે ધર્મી તરીકેની વ્યાપકતા–નિત્યતાને લીધે છે. **ભાવાર્થ**–પૂર્ણાનન્દ વગેરે ધર્મો પ્રધાન–મુખ્ય ભગવાનના જ છે, જીવના નહિ. તો પણ ભગવાન્ સાથે જ્યારે તેમનો અભેદ હોય છે ત્યારે સિદ્ધ જીવોમાં તેમનો આવિર્ભાવ થાય છે.

**સૂત્ર ૧૨**—(૧) પાછલા ત્રણ સૂત્રોમાંથી એવું જણાવ્યું કે સાકાર વ્યાપકત્વાદિ ભગવદ્ધર્મો ભક્તોમાં પણ હોય છે પણ પૂર્ણાનન્દત્વ વગેરે ધર્મો તો ફક્ત ભગવાન્‌માં જ હોય છે. હવે આ સૂત્રનું પ્રયોજન જણાવે છે. (૨) આનન્દમય અધિકરણમાં ભગવાનનું વર્ણન છે. ત્યા પ્રીતિને ભગવાનનું શિર કહેલ છે. મોદને ઉત્તર પક્ષ (ડાબુઅંગ) અને પ્રમોદને દક્ષિણ પક્ષ (જમણું અંગ) કહેલ છે. (૩) લીલા નિવિષ્ટ ભક્તમાં પણ–આનન્દમયના ઉપાસક તરીકે પ્રિયઆદિ ધર્મો હોવા જ જોઇએ એમ શંકા છે (૪) અહિંઆં ભાવ આ છે. ભક્તો બે પ્રકારના છે–ઉપાસકો તથા લીલસ્થો. ત્યાં ઉપાસકોની ચિત્તશુદ્ધિના તારતમ્યથી પ્રિયત્વાદિ જ્ઞાન હોય છે. લીલાસ્થને તો બ્રહ્મ સાથેના તાદાત્મ્યને લીધે ભગવાન્‌માં તેમના અવયવો પ્રિયત્વાદિનું જ્ઞાન નિરુપધિ સ્નેહનો હેતુ છે ને ચિત્ત શુદ્ધિના તારતમ્ય રૂપ નથી. માટે ઉપાસકના જ્ઞાનના ક્રમથી શ્રુતિમાં કહેલા જે પ્રિય શિરસ્ત્વ વગેરે ધર્મો છે. તેમની લીલાસ્થ ભક્તોમાં પ્રાપ્તિ જ સંભવતી નથી. માટે સ્વરૂપના ઉપાસકે પ્રિય શિરસ્ત્વાદિનો ઉપસંહાર કરવો જોઇએ નહિ. (૫) આ પ્રકારે લીલાસ્થ ભક્તોના નિર્ણયના સંભવમાં ઉભય ઉપાસકોના નિર્ણયના અસંભવથી તેના

પંચરાત્રાદિ આગમમાં કહેલા પ્રકારથી [6]કરનારના [7]પુરૂષ રૂપમાં યજ્ઞાદિનો ઉપસંહાર અયુક્ત હોવાથી આનન્દમય અધિકરણમાં તેનું રૂપજ કહેલું છે તેથી પુરૂષરૂપ શી રીતે આનન્દમય હોઈ શકે? [8]અથવા તેમ હોવામાં પણ શા માટે કહેલો ઉપસંહાર નથી? તેમજ વળી મોદ અને પ્રમોદ એટલે ઉપચિત આનંદ અને અનુપચિત આનંદ એકી સાથે હોવાથી [9]દેશભેદથી પણ ભિન્ન હોવાને લીધે નિત્ય આનંદના એકરસ બ્રહ્મમાં તેવા [10]પ્રકારના રૂપનું કથન [11]અનુપપન્ન છે એવી આશંકા કરીને પરિહાર કરે છે. [12]જો અથર્વણથી [13]ઉપાસ્ય પ્રિય શિરસ્ત્વાદિથી વિશિષ્ટનો ભેદ હોય તો તેની અપ્રાપ્તિ થાય, પણ તે પ્રમાણે નથી. તેથી ઉપાસનામાર્ગીયે પણ આથર્વણિકાદિના [14]પ્રિય શિરસ્ત્વાદિકનો ઉપસંહાર કરવો જોઇએ એમ અર્થ છે. પ્રિયત્વાદિનું જ્ઞાન ચિત્તની શુદ્ધિના તારતમ્યના હેતુવાળું છે એવા પક્ષમાં [15]પરોક્ષવાદમાં પણ [16]ત્યાં ભેદના અભાવને લીધે મોદ અને પ્રમોદ તમારી કહેલી રીતિ પ્રમાણે નથી એમ અર્થ છે. બ્રહ્મના [17]ધર્મોજ ભિન્ન છે એમ ઉપાસનાને [18]માટે તેમને લેઇને શિર, હાથ વગેરે નિરૂપાય છે. તેથી ત્યાંજ અમે નિરૂપણ કર્યું છે. જો કે આનન્દમય અધિકરણમાંજ આ અર્થ કહેલો છે તેથી આ [19]શંકા સંભવતી નથી. તો પણ ગુણોપસંહારના પ્રસંગમાં મિથ્યાવાદીની આ પણ શંકા સંભવે છે. તેથી આચાર્યે કહીને નિરાસ કર્યો. ૧૨

શંકા—ઉપાસ્યરૂપના [1]અવિરુદ્ધ ગુણોનોજ ઉપસંહાર કરવો જોઇએ, [2]વિરુદ્ધનો નહિ. [3]તેમજ વળી પુરુષ રૂપમાં પક્ષાદિ વિરુદ્ધ છે તેથી તે ઉપસંહાર કરવા યોગ્ય નથી એવી આશંકા કરીને કહે છે.

## इतरे त्वर्थसामान्यात् ॥३-३-१३॥

નિર્ણયને માટે આ સૂત્રનું અન્ય રીતે વ્યાખ્યાન કરે છે. (૬) પક્ષીરૂપના ધર્મોના ઉપસંહાર કરીને પુરુષ રૂપની ઉપાસના કરનારના (૭) વસ્તુતઃ પક્ષીરૂપ પુરુષાકાર હોવામાં (૮) આ મિથ્યાવાદીએ કરેલી બીજી શંકા છે (૯) ઉત્તર પક્ષ અને દક્ષિણ પક્ષ (૧૦) પક્ષિ રૂપનું કથન. આનંદમય અધિકરણમાં આનન્દમય બ્રહ્મનું પક્ષી રૂપે વર્ણન છે. (૧૧) એકરસ નિત્ય બ્રહ્મનું વર્ણન પક્ષી રૂપે સાકાર રૂપે કરવું તે સંભવતું નથી (૧૨) તર્કની રીતિથી સૂત્રના અર્થને દર્શાવે છે. શંકા-નિત્યાનન્દ એકરસ બ્રહ્મના કરતાં અર્થાત્ નિત્યાનંદ એકરસ બ્રહ્મમાં પ્રિયશિરસ્ત્વાદિ યુક્ત બ્રહ્મથી ભેદ હોય-આ બન્ને બ્રહ્મ એક નહિ પણ જૂદા હોય તો. પ્રિયશિરસ્ત્વાદિ ધર્મોની પ્રાપ્તિ યુક્ત નથી પણ બ્રહ્મની બાબતમાં એવી રીતનો ભેદ નથી, અર્થાત્ એકરસ નિત્યાનંદ બ્રહ્મ અને પ્રિય શિરસ્ત્વાદિ ધર્મોથી યુક્ત બ્રહ્મ એકજ છે. (૧૪) આ પ્રકારે પ્રક્ષી સ્વરૂપ અને નિત્યાનંદ સ્વરૂપ એ બન્ને અભિન્નજ છે એવો ભાવ છે (૧૫) ભક્તોના અલૌકિક દેહની રક્ષાને માટે પક્ષીરૂપ બનીને જાતે અન્નમયાદિ રૂપે ત્યાં ત્યાં કોશમાં પ્રવેશ કરે છે. જીવમાં તો આનન્દમય છે એમ પરોક્ષવાદનો પક્ષ છે. (૧૬) બે પક્ષમાં પણ (૧૭) જેથી ધર્મીનો વ્યવચ્છેદ કર્યો છે. અર્થાત્ બ્રહ્મના ધર્મોમાં ભેદ છે પણ ધર્મીમાં નહિ (૧૮) બ્રહ્મની ઉપાસના માટે તેમાં તેના હાથ, પગ, માથું વગેરે અવયવોનું નિરૂપણ કર્યું છે (૧૯) બ્રહ્મની અંદર મોદ અને પ્રમોદ ધર્મો જે જણાવ્યા છે તે વિષેની. **ભાવાર્થ**-શુદ્ધ અભેદના જ્ઞાનીઓમાં પ્રિયશિરસ્ત્વ વગેરે ધર્મોનો ઉપસંહાર કરવો જોઈએ નહિ. કારણ કે પ્રિય, મોદ વગેરેના ઉપચય તથા અપચયનો ભેદજ સંભવે છે તેથી

**સૂત્ર ૧૩**—(૧) પુરુષ ધર્મો (૨) પક્ષી ધર્મો (૩) બ્રહ્મના પુરુષ રૂપમાં પક્ષી રૂપનું વર્ણન યુક્ત

**વિરુદ્ધ તરીકે દેખાતા ઈતરના ધર્મોનો પણ ઉપસંહાર કરવો જોઇએ કારણ કે આનન્દમયના લક્ષણવાળા અર્થની એકતા છે તેથી.**

ઇતર કહેતાં [4]પુરુષ રૂપમાં વિરુદ્ધ તરીકે જે ધર્મો ભાસે છે તેનો પણ [5]ઉપસંહાર કરવો જોઇએ. [6]ત્યાં વિરોધના વ્યવચ્છેદના [7]જ્ઞાપન માટે "તુ" શબ્દ છે. "અર્થના સામાન્યથી" [8]એવો [9]ત્યાં હેતુ છે. અર્થ કહેતાં પદાર્થ [10]આનન્દમયના લક્ષણવાળો છે. તેની સમાન કહેતાં એક હોવાથી એવો અર્થ છે. ૧૩

હવે આનન્દમય અધિકરણમાં કહેલા પ્રકારથી જે [1]પ્રિયત્વ વગેરે ધર્મો છે તેમનોજ ઉપસંહાર કરવો જોઇએ. પુરુષ રૂપમાં પક્ષાદિનો પણ નહિ એમ આગળ [2]કહે છે.

## आध्यानाय प्रयोजनाभावात् ॥३-३-१४॥

**ધ્યાનની સિદ્ધિને માટે ગુણોનો ઉપસંહાર છે. પ્રયોજનનો જ્યાં અભાવ હોય તેનો ઉપસંહાર કરવો નહિ.**

આનન્દ સ્વરૂપના જેટલા ધર્મો ભક્તિમાર્ગીય પરોક્ષવાદથી પ્રિયત્વના પ્રાધાન્ય વગેરે કહેવાય છે તે સઘળા, સંપૂર્ણ ધ્યાનને માટે જે ધર્મોનો ઉપયોગ છે તેનોજ ઉપસંહાર કરવો જોઇએ અન્યનો નહિ. ત્યાં "પ્રયોજનના અભાવથી" એમ હેતુ કહે છે. ધ્યાન [3]પદાર્થની તેટલાથીજ સિદ્ધિ હોવાથી અધિક ઉપસંહારમાં [4]તે પ્રમાણે છે તેથી એમ અર્થ થયો. ૧૪

અન્યોના અનુપસંહારમાં અન્ય હેતુને પણ કહે છે.

## आत्मशद्वाच्च ॥३-३-१५॥

**વળી આનન્દમયને આત્મા કહેલો છે તેથી પ્રિયત્વાદિ ધર્મો પણ આત્માના જ છે,**

"પ્રિયજ" વગેરેથી પરોક્ષવાદથી કહેલા પ્રિય પ્રધાન્ય વગેરેનીજ ભાવના કરવી

---

નથી. (૪) પુરુષ રૂપમાં પક્ષી રૂપના ધર્મો (૫) પુરુષ રૂપમાં પક્ષીરૂપના ધર્મોનો ઉપસંહાર કરવામાં કોઇ પણ બાધક નથી. (૬) પરસ્વરૂપમાં (૭) પુરુષરૂપમાં પક્ષીરૂપનો ઉપસંહાર કરવાથી કોઇ પણ વિરોધ નથી એમ જણાવવાને સૂત્રમાં "તુ–તો" શબ્દ યોજ્યો છે. (૮) શા માટે વિરોધ નથી તેનો હેતુ સૂત્રમાં अर्थसामान्यात् એ પદથી આપ્યો છે. (૯) ઉપસંહારમાં (૧૦) પક્ષીરૂપના ધર્મોના અર્થ પુરુષ રૂપના ધર્મોની સમાન છે. તેથી પુરુષ રૂપમાં પક્ષીરૂપનો ઉપસંહાર અસ્થાને નથી. **ભાવાર્થ** વિરુદ્ધ તરીકે દેખાતા પણ ઇતરના ધર્મોનો–પુરુષ રૂપમાં પક્ષી રૂપ અને પુરુષરૂપ બન્નેમાં વિદ્યમાન આનન્દમય લક્ષણવાળા અર્થની એકતા છે તેથી.

**સૂત્ર ૧૪**— (૧) પક્ષી રૂપમાં વિદ્યમાન પ્રિયત્વાદિ ધર્મો (૨) સૂત્ર ૧૪માં (૩) ભક્તિ માર્ગીય ધ્યાન પદાર્થની (૪) પ્રયોજનના અભાવને લીધે અધિક ઉપસંહારમાં પ્રયોજન નથી. **ભાવાર્થ**–ધ્યાનની સિદ્ધિ માટે ગુણોનો ઉપસંહાર છે. માટે જેટલા ગુણોથી ધ્યાનની સિદ્ધિ છે તેટલાનો જ ઉપસંહાર કરવો જોઇએ, અન્યનો નહિ, પ્રયોજનનો અભાવ છે. તેથી ૧૪

જોઇએ. શ્રુતિમાં કહેલ શિર પક્ષ વગેરેની નહિ. કારણ કે [1]તેમના વિષેની [2]વિવક્ષા નથી. ત્યાં હેતુ" આત્માના શબ્દનો છે. "આનન્દ આત્મા" એમ આનાથી પ્રથમ કહેલા પ્રિય પ્રાધાન્ય વગેરે રસાત્મકનો આત્મા સ્વરૂપ આનન્દ છે એમ કહ્યુ છે. આગળ "તે રસ છે" (તૈ. ૨-૭) એમ કહેવાની ઇચ્છા હોવાથી અને તે સ્થાયિ ભાવાત્મક છે તેથી. તેમજ તેજ આનન્દમય છે તેથી. પ્રિયના વિષયવાળી લીલામાં આવેલા ભક્તના [3]જ્ઞાનના પ્રકાર પણ રસાત્મક તરીકે આનન્દરૂપ હોવાથી [4]તેમની ઉપાસના તો ઉત્તમ અધિકારના અભાવમાં શિર, પક્ષ વગેરે રૂપથી કરવી જોઇએ એવા [5]ભાવવાળી [6]શ્રુતિનું તે [7]પ્રમાણે નિરૂપણ કર્યું. આથી જો [8]પરમ્પરાના સંબન્ધમાં પણ ઉપાસ્યત્વ છે તો આની મહત્તા કયાં સુધી કહેવી? એમ જણાવાય છે. આમ હોવાથી ઉપાસનામાર્ગીયથી ઉપાસ્ય વિભૂતિ રૂપ છે. મૂલ રૂપ નહિ. "જેને યોગથી પ્રાપ્ત કરાતા નથી" (ભા. ૧૧-૧૨-૯) એ વાકયથી એમ જાણવું જોઇએ. ૧૫

૨ આત્મગૃહીતીત્યધિકરણ.

## आत्मगृहीतिरितरवदुत्तरात् ॥३-३-१६॥

### ઈતર અન્નમયાદિમાં આનન્દમયનો આત્મા જે કહ્યો છે તેનું કારણ એ છે કે તે સર્વથી ઉત્તર આનન્દમયના અભિપ્રાયથી છે.

[1]તૈત્તિરીયકમાં અન્નમયાદિના નિરૂપણમાં તેમની પુરુષવિધતાનું નિરૂપણ કરીને "તેનોજ આ શારીર આત્મા" (તૈ. ૨-૩) એમ સર્વત્ર કહેવાય છે. ત્યાં આનન્દમય પર્યન્ત શારીર [2]આત્મત્વનું કથન હોવાથી સંશય થાય છે. શરીરનો [3]અભિમાની જીવજ કોઇક છે કે બ્રહ્મજ? ત્યાં શારીર [4]પદથી જીવજ હોવાને લાયક છે. તેમ હોયતો આનન્દમયની

---

**સૂત્ર ૧૫—** (૧) પક્ષાદિના (૨) આનન્દમય આત્માની ઉપાસનામાં પક્ષ વગેરે ઉપયોગી નથી તેથી (૩) એકાન્ત લીલાસ્થ ભક્તના ધ્યાનના વિષય ભગવદ્ધર્મોના (૪) ઉપાસકોના વિષયરૂપ અનેક વિભૂતિનું રૂપજ છે, મૂલ રૂપ નહિ (૫) ભગવાનનું સ્વરૂપ અગાધ છે એવા અભિપ્રાયવાળી (૬) यतो वाचो निवर्तन्ते વગેરે (૭) ઉપાસનાની અવિષયતા (૮) પક્ષાદિથી યુક્ત વિભૂતિ રૂપમાં પણ. **ભાવાર્થ**— આનન્દમય અધિકરણમાં જે બ્રહ્મનું વર્ણન કર્યું છે ત્યાં પ્રિય પ્રધાન્યાદિ ગુણોનો જ ઉપસંહાર કરવો જોઇએ શિરપક્ષ વગેરેનો નહિ. આનન્દ આત્મા વગેરેથી તેમનું જ આત્મા તરીકે કથન છે. શિરપક્ષ વગેરેનું નહિ,

**અધિ૦ ૨. સૂત્ર ૧૬**—પાછલા અધિકરણમાં એકાન્ત ભક્તોથી પુરુષોત્તમમાં પક્ષાદિ ધર્મોના અનુપસંહારમાં आनन्दः आत्मा વગેરે શ્રુતિમાં આવેલા આત્મા શબ્દને હેતુ તરીકે કહ્યો હતો. તેના સંગથી આનન્દમય પ્રકરણમાં આવેલા આત્મા શબ્દથી યુક્ત અન્ય વાકયનો વિચાર કરવાને આ અધિકરણનો પ્રારંભ કર્યો છે. (૨) અન્નમયથી શરૂ કરીને આનન્દમય પર્યન્ત શરીરનું વર્ણન કર્યું છે અને તે પ્રત્યેકનો આત્મા પણ જણાવ્યો છે. જેમકે અન્નમયના વર્ણનમાં તેના શરીરના શિર, ઉત્તર પક્ષ, દક્ષિણ પક્ષ તથા પુચ્છનું વર્ણન કરીને પ્રાણમયને તેનો આત્મા જણાવ્યો છે. તેમ પ્રાણમયનો આત્મા મનોમય કહ્યો છે. મનોમયનો વિજ્ઞાનમય કહેલ છે. અને વિજ્ઞાનમયનો આનન્દમય કહ્યો છે. આનન્દમયનો આન્તર આત્મા બીજો જણાવ્યો નથી. (૩) શંકા એ છે કે અન્નમયાદિનો શારીર આત્મા કહ્યો છે અર્થાત્ શરીરના અભિમાની આત્માનું કથન છે તેથી તે આત્મા જીવ હશે કે બ્રહ્મ? પૂર્વપક્ષી કહે છે કે

પણ બ્રહ્મતા સંભવતી [૫]નથી. વળી ભાર્ગવ વિદ્યામાં કહેવાય છે. "અન્ન બ્રહ્મ એમ જાણવું" (તૈ. ૩-૨) ત્યાંથી આરંભીને આનન્દમય સુધી "આનન્દ બ્રહ્મ એમ જાણ." (તૈ. ૩-૬) એમ છેલ્લી શ્રુતિથી બ્રહ્મત્વ છે. આમ બન્ને બાજુએ [૬]પાશવાળી રજ્જુ છે. આમ પ્રાપ્ત થાય તો કહેવાય છે.

ઇતર કહેતાં જીવની માફક આત્માનું ગ્રહણ છે. કારણકે તેનોજ શારીક આત્મા છે "(તૈ. ૨-૩) એમ જે છે તે તેના ઉત્તરને લીધે છે. [૭]"**यः पूर्वस्य**" એમ સર્વત્ર કહેલું હોવાથી સર્વની પછી આનન્દમય છે, માટે તે હેતુથી એમ અર્થ છે. વળી તે તે શરીરના [૮]અભિમાની છે તેથી. આ [૯]આનન્દમય અધિકરણમાં અમે વિસ્તારથી સમજાવ્યું છે. [૧૦]અથવા અન્ય આન્તર આત્મા એમ અન્નમયથી અન્યત્ર સર્વત્ર કહેલા હોવાથી પ્રથમ જેનું નિરૂપણ કરેલું છે તે ઇતર એમ કહેવાય છે. તેમજ વળી "**यः पूर्वस्य**" એ શ્રુતિથી ઇતરની માફક [૧૧]પૂર્વનિરૂપિત માફક [૧૨]પ્રકૃતમાં પણ [૧૩]આત્માના ગ્રહણનું કથન જે તેના [૧૪]પછીનાને લીધે છે તે [૧૫]પ્રથમની માફક છે. ૧૬

# अन्वयादिति चेत्स्यादवधारणात् ॥३-३-१७॥

## આનન્દમયમાં તો આત્માનો સંબન્ધ છે એમ કહેતા હો તો કહે છે કે અન્નમયાદિમાં પણ આનન્દમય આત્માનોજ નિર્ધાર છે.

શંકા—સર્વત્ર "**योन्यः आन्तरः आत्मा**" એ શ્રુતિથી પ્રત્યેક અન્નમયાદિના ભેદોનું

---

તે શારીર આત્મા એ જીવજ હોવો જોઇએ (૫) જો અન્નમયથી વિજ્ઞાનમય પર્યન્તનો શારીર આત્મા જીવ હોય તો પછી વિજ્ઞાનમયનો આત્મા આનન્દમય જે કહ્યો છે તે પણ જીવજ હોવો જોઇએ. બ્રહ્મ નહિ. (૬) એક બાજુએ આનન્દમય પણ જીવ સમજાય છે ત્યારે "આનંદ બ્રહ્મ એમ જાણવું" (તૈ-૩-૬) એવી શ્રુતિથી આનન્દમય બ્રહ્મ સમજાય છે, તો આમાં શું ખરૂં સમજવું 'ઉભયતઃ પાશારજ્જુઃ' ના ન્યાયથી અહિંઆં દોષ આવે છે. (૭) સર્વથી પૂર્વે જે અન્નમય છે તેની પહેલાં આકાશાદિ સૃષ્ટિના જનક પરબ્રહ્મનું કથન કરેલું છે તેથી તેના સ્વરૂપના બોધન માટે જ આનન્દમયની ઉક્તિ કરેલી છે તેથી શારીરપદના બરાબર અભિવ્યવહાર માત્રથી જીવ વિષેની શંકા કરવી જોઇએ નહિ, પણ ઉપક્રમ વગેરેનો વિચાર કરીને બ્રહ્મનું જ ત્યાં આત્મા તરીકે જ્ઞાન કરવું જોઇએ. એટલા માટે "ઉત્તરાત્" એમ સૂત્રમાં કહ્યું છે. (૮) આ પ્રમાણે અન્નમયાદિ આધ્યાત્મિક છે અને તેના શરીરના અભિમાની આનન્દમય જ છે. આ અભિમાન અધ્યાસ રૂપ નથી, પણ "**तदात्मानमेवावेदहं ब्रह्मास्मि**" એવી શ્રુતિથી યથાર્થ જ્ઞાન રૂપજ છે. (૯) આ ઉપરથી સમજાય છે કે આનન્દમય અધિકરણમાં (પ્રથમ અધ્યાય પ્રથમ પાદમાં) પણ શ્રીવિઠ્ઠલેશજીએ કેટલાક ભાગ રચેલા છે. (૧૦) ત્યાંજ પ્રકરણમાં **शारीर आत्मा**ની માફક "**अन्योन्तर आत्मा**" એમાં આત્માનું ગ્રહણ છે. તેથી અહિંઆં કયા આત્માના અર્થમાં તે શબ્દનું ગ્રહણ સૂત્રકારે કર્યું હશે એવા જ્ઞાનના અભાવમાં અન્ય વ્યાખ્યાનને કરે છે. (૧૧) વિજ્ઞાનમય સુધી નિરૂપિત આત્માની માફક (૧૨) આનન્દમયનું પણ (૧૩) આત્મ શબ્દથી કથન (૧૪) આનન્દમયના અભિપ્રાયથી (૧૫) સૂત્રમાં **इतरवत्** શબ્દનું આ વ્યાખ્યાન છે. **ભાવાર્થ**—આનન્દમય સિવાયના ઇતર અન્નમયાદિમાં **तस्यैष आत्मा** એ પ્રમાણે જે આત્માનું કથન કર્યું છે, તે સર્વથી ઉત્તર આનન્દમયના અભિપ્રાયથી છે. આ પ્રમાણે આનન્દમય પરમકાષ્ઠાપન્ન હોવાથી તેનાથી જૂદું બ્રહ્મ નહિ હોવાથી, જીવત્વ ત્યાં નથી. ૧૬

[1]નિરૂપણ હોવાથી તથા શારીર [2]પદમાં છે. તેથી ભિન્ન ભિન્ન જીવજ આત્મા શરીરાભિમાની સર્વત્ર કહેવાય છે. આનન્દમયમાં પણ તે [3]પ્રમાણેની જે ઉક્તિ છે તે તો આનન્દમય બ્રહ્મ તરીકે વ્યાપક હોવાથી સર્વત્ર તેનો અન્વય છે તેથી–સર્વ શરીરો સાથે તેનો સંબન્ધ છે તેથી. આવી શંકા કરીને તેના નિરાસને માટે કહેલા અર્થમાં ઉપપત્તિ "સ્યાત્" વગેરેથી (સૂત્રમાં) કહે છે. આનન્દમયજ કહેલા સર્વ શરીરનો અભિમાની છે એમ અર્થ છે. ત્યાં હેતુ અવધારણનો છે. "આજ" એમાં [4]જ શબ્દ છે તેથી અન્યના નિષેધ પૂર્વક આનન્દમયના આત્મા તરીકે [5]નિર્ધાર છે એમ અર્થ છે. ૧૭

૩ કાર્યાખ્યાનાધિકરણ.

## कार्याख्यानादपूर्वम् ॥३–३–१८॥

**અન્નમય પુરુષના કથનથી જૂદું આધ્યાત્મિક રૂપ કહ્યું છે તેથી. અથવા આત્માની સાથે સર્વ ઇન્દ્રિયોના કથનથી જૂદું ઇશ્વરનું રૂપ છે.**

તૈત્તિરીયકમાં કહેવાય છે, 'અથવા તે આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું' (તૈ. ૨–૧) ત્યાંથી ઉપક્રમ કરીને મહાભૂતની સૃષ્ટિ જણાવીને કહે છે. "પૃથિવીમાંથી ઓષધિ, ઓષધિમાંથી અન્ન, અન્નમાંથી પુરુષ અથવા તે આ પુરુષ અન્ન રસમય છે." (તૈ. ૨–૧) આની [1]આગળ અન્નને ઉત્પત્તિ, સ્થિતિ અને લયના હેતુ જણાવીને આગળ "જે અન્ન બ્રહ્મની ઉપાસના કરે છે" (તૈ. ૨–૧) એમ કહેવાય છે. ભૃગુ અને વરુણના સંવાદમાં પણ અન્ન બ્રહ્મ એમ જાણ્યું. (તૈ. ૨–૧) એમ કહેવાય છે. [2]ત્યાં "તે આ ખરેખર અન્ન રસમય

---

**સૂત્ર ૧૭**—(૧) અન્નમય, પ્રાણમય, મનોમય વગેરે પાંચે કોશના જૂદા જૂદા આત્મા કહ્યા છે તેથી તેમનો આત્મા બ્રહ્મ નહિ પણ જીવ હશે, કારણકે ત્યાં આત્માના ભેદો છે: આમ પૂર્વપક્ષીની ફરીથી શંકા છે. (૨) તે આત્મા બ્રહ્મ નહિ હોવાનું કારણ કે ત્યાં 'तस्यैव एव शारीर आत्मा' 'એમ શારીર' શબ્દને આત્માના વિશેષણ તરીકે યોજ્યું છે તેથી પણ બ્રહ્મ નથી પણ જીવ છે, કારણ કે જીવનું જ અધિષ્ઠાન શરીર છે. (૩) આનન્દમયના વર્ણનમાં પણ तस्यैष एव शारीर आत्मा એમ શબ્દો છે. તેનું પ્રયોજન જણાવે છે. આનન્દમયનો આત્મા કહેલો છે તેનું કારણ કે તે સર્વત્ર વ્યાપક છે તેથી. અહિંઆં જોકે "શારીર" પદ એ આત્માનું વિશેષણ છે તો પણ તેથી જીવ નહિ પણ બ્રહ્મ સમજવાના છે. બ્રહ્મ વ્યાપક હોવાથી તે તરીકે જ એ આનન્દમયમાં તેના આત્મા તરીકે અન્વય કરેલો છે. (૪) "तस्यैष एव शारीर आत्मा" એમાં एव પદનો અર્થ "જ" થાય છે અને તે નિશ્ચિતતાનો અન્યનો નિષેધ પૂર્વક અર્થ જણાવે છે. અર્થાત્ જે શારીર આત્મા કહ્યો છે તે જીવ નહિ પણ બ્રહ્મજ છે. (૫) નિશ્ચય. **ભાવાર્થ**–શંકા–અન્નમયાદિમાં જૂદા જૂદા આત્માને તેના શરીરના અભિમાની તરીકે કહેલા હોવાથી તે જીવો જ છે. આનન્દમયના પણ શારીર આત્માને કહ્યો છે. ત્યાં તે આત્મા બ્રહ્મ છે, કારણકે બ્રહ્મ વ્યાપક હોવાથી, તે રીતે તેનો અન્વય આનન્દમયના શારીર આત્મા તરીકે કહ્યો છે. આથી અન્નમયથી વિજ્ઞાનમય પર્યન્તના જે શારીર આત્મા છે તે જીવો અને આનન્દમયનો શારીર આત્મા બ્રહ્મ છે. આ શંકાના ઉત્તરમાં કહે છે કે તે પ્રમાણે નથી કારણ કે સર્વત્ર અન્નમયાદિમાં પણ આનન્દમયજ સર્વથા શરીરનો અભિમાની છે. કારણ કે શ્રુતિમાં તેને જ અન્યના નિષેધપૂર્વક "एव જ" પદથી જણાવ્યું છે. માટે સર્વત્ર આનન્દમય એજ આત્મા છે. ૧૭

**અધિ૦ ૩ જું. સૂત્ર ૧૮**—(૧) अन्नाद्वै प्रजाः प्रजायन्ते એ અનુવાકમાં (૨) સંશય કહે છે (૩) અન્નમય

પુરુષ" (તૈ. ૨-૧) એનાથી પ્રથમ કહેલોજ પુરુષ કહેવાય છે અથવા તો તેનાથી જૂદો છે એમ સંશય થાય છે. અહિંઆં શું યુક્ત છે? "[3]પ્રથમ કહેલજ" કારણકે પ્રથમ કહેલાનુંજ "[4]તે આ"નાથી પ્રત્યભિજ્ઞાન પ્રતીત થાય છે. ત્યાં બ્રહ્મ તરીકેની ઉપાસના કરવી જોઇએ એવા [5]અભિપ્રાયથી બ્રહ્મ તરીકે તેની સ્તુતિ કરે છે. અને પ્રાપ્ત થાયતો કહે છે.

[6]પ્રથમ અન્ન કાર્યનું-[7]પુરુષનું આખ્યાન છે તેથી. "તે [8]આ" એમ આગળની શ્રુતિઓથી બ્રહ્મ તરીકે પ્રતિપાદન કરવાની ઇચ્છા જેના વિષે કરવામાં આવી છે તે અન્ન રૂપજ કહેવાય છે. [9]પ્રથમનું નહિં એમ અર્થ છે. "તે આ" [10]એમ જે પ્રત્યભિજ્ઞાન એમ કહ્યું તેમ નથી. "અન્નથી [11]પુરુષ" થી આધિભૌતિકનું નિરૂપણ છે તેથી "તે આ" તેનાથી આધ્યાત્મિક અને તેના નિરૂપણથી ઉભયનો [12]ભેદ છે તેથી. માટેજ સંશયના અભાવ માટે કહે છે. [13]નિશ્ચય પૂર્વક [14]"આ" કહેવાતો પુરુષ "તે" આધ્યાત્મિક તરીકે પ્રસિદ્ધ અન્નરસમય છે. એમ નહિ તો બ્રહ્માત્મક [15]તપોલક્ષણ સાધનથી અધિકાર સંપન્ન થતાં-[16]"અન્ન બ્રહ્મ એમ જાણ્યું" (તૈ-૩-૨) એમ ન કહેત. વળી [17] તે રૂપે જે નથી તેની પણ તે રીતે સ્તુતિ કરવામાં આવી છે એમ પણ કહેવું જોઇએ નહિ. શ્રુતિ પ્રતારક [18]બને તેથી. તેમજ [19]આનન્દમય સુધીજ આ પ્રમાણે નિરૂપણ છે તેથી. માટેજ આના પણ આત્માનું यः पूर्वस्यથી આગળ નિરૂપણ કર્યું છે.

---

કાર્યરૂપ પુરુષ અર્થાત્ અન્નમય તે કોશ રૂપ છે કે તેનાથી જૂદા પ્રકારનો બ્રહ્મરૂપે કહેલો હોવાથી વિભૂતિરૂપ એમ સંશય છે? (૩) અન્ન કાર્યરૂપ કોશ રૂપ પુરુષ જ છે (૪) અહિંઆં શ્રુતિ આપે છે. स वा एष पुरुषः अन्नरसमयः આ શ્રુતિમાં તેનું પ્રત્યક્ષ જ્ઞાન છે તેથી (૫) વસ્તુતઃ તો અન્નમય પુરુષ એ કોશ રૂપ છે છતાં તેની બ્રહ્મ તરીકે સ્તુતિ કરવી એવા અભિપ્રાયથી બ્રહ્મ તરીકે તેની સ્તુતિ કરી છે. (૬) સિદ્ધાન્ત જણાવે છે. (૭) પ્રથમ "अन्नाद्वै प्रजा जायन्ते" એમાં અન્ન કાર્ય રૂપ, ભૌતિક પુરુષનું વર્ણન છે. (૮) स वा एषः पुरुषः अन्नरसमयમાં ભૌતિક પુરુષનું કથન નથી. પણ આધ્યાત્મિક પુરુષનું તેનાથી ભિન્ન પુરુષનું કથન છે. અર્થાત્ કોશ રૂપ નહિ પણ વિભૂતિ રૂપનું કથન છે. કારણ કે ત્યાં અન્નને બ્રહ્મ કહેલ છે (૯) અન્નના કાર્યરૂપ, ભૌતિક પુરુષનું નહિ. (૧૦) "स वा एषः पुरुषः अन्नरसमयः" એ શ્રુતિમાં ભૌતિક પુરુષનું કથન નથી. (૧૧) અર્થાત્ अन्नाद्वै प्रजा जायन्ते માં આધિભૌતિક પુરુષનું કથન છે અને स वा एषः पुरुषः अन्नरसमयः"માં અધ્યાત્મિક છે (૧૨) આ રીતે આધિભૌતિક અને આધ્યાત્મિક ઉભયનો ભેદ દેખાડયો છે તેમાં તમામ સ્થળ આધિભૌતિક અન્નમય પુરુષ નથી. અર્થાત્ કોશરૂપ નથી પણ આધ્યાત્મિક રૂપે. વિભૂતિ રૂપે પણ છે. (૧૩) "स वा एष पुरुषः" નો અર્થ સમજાવે છે. (૧૪) एषः पुरुषः એમાં वा એટલે वै નિશ્ચય પૂર્વક एषः 'આ' એટલે જેના વિષે કથન કરવાનું છે તે પુરુષ सः તે પ્રસિદ્ધ પુરુષ છે. અર્થાત્ તે પુરુષ ભૌતિક અન્નનું કાર્ય નહિ પણ આધ્યાત્મિક પુરુષ છે (૧૫) तपो ब्रह्મમાં તપને બ્રહ્મ કહેલ છે. (૧૬) બ્રહ્મરૂપી તપના સાધનથી અન્નને બ્રહ્મ તરીકે જ્ઞાન થયેલું જે કહ્યું છે તે ઉપરથી અન્નમય પુરુષ તે આધ્યાત્મિક બ્રહ્મરૂપ પુરુષ છે, વિભૂતિ રૂપે છે. ભૌતિક કોશ રૂપે નહિ. (૧૭) અર્થાત્ જે આધ્યાત્મિક રૂપે-વિભૂતિ રૂપે નથી, પણ ભૌતિકરૂપે-કોશરૂપે છે. તેનીજ બ્રહ્મ તરીકેની સ્તુતિ કરી છે એમ કહેવું નહિ (૧૮) એમ હોય તો શ્રુતિ છેતરનારી થશે, શ્રુતિના શબ્દોમાં કોઇને વિશ્વાસ બેસશે નહિ. (૧૯) અન્નમયથી આનન્દમય સુધી આધ્યાત્મિક રૂપ પુરુષનું વર્ણન છે તેની આગળ નહિ અર્થાત્ અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય તેટલાંજ વિભૂતિનાં રૂપો છે. આધ્યાત્મિક રૂપો છે. આનન્દમય એ વિભૂતિ રૂપ નહિ પણ સાક્ષાત્ રૂપ છે.

[20]અથવા વાજસનેયિ શાખામાં "આત્મા" એમ તેની ઉપાસના કરવી" (બૃ. ૧–૪–૭) ત્યાંથી આરંભીને "જે આ આત્મા અન્તર છે તે આ પુત્ર કરતાં વધારે પ્રિય છે. વિત્ત કરતાં વધારે પ્રિય છે, અન્ય સર્વ કરતાં તે વધારે પ્રિય છે" (બૃ. ૧–૪–૮) એમ આનાથી આગળ અન્યના પ્રિયત્વનો નિરાસ કરીને ઇશ્વરજ તે પ્રમાણે હોય. "પ્રિય આત્માનીજ ઉપાસના કર" એમ કહેવાય છે. અહિંઆં આત્માની ઉપાધિ હોવાથી સર્વત્ર પ્રિયત્વથી આમ શબ્દને લીધે જીવાત્માનીજ પ્રિય તરીકે ઉપાસના કરાય છે એમ સંશય થાય છે. અહિંઆં શું યુક્ત છે? જીવાત્માનીજ. શાથી? જેમ અન્ય શ્રુતિમાં પુત્રાદિમાં આત્માની ઉપાધિ હોવાથી પ્રિયત્વની ઉક્તિથી [21]જીવાત્માનું પ્રિયત્વ કહેવાય છે તેમ અહિંઆં પણ "પુત્રથી વધારે પ્રિય" વગેરે કથનથી જીવાત્માજ તે હોવાને યોગ્ય છે એમ પ્રાપ્ત થતાં કહે છે.

કાર્યના આખ્યાનથી અપૂર્વ. આની પહેલાં કહેવાય છે કે "શ્વાસ લેતોજ પ્રાણ થાય છે, બોલતો વાણી થાય છે, રૂપ જોતો ચક્ષુ બને છે; સાંભળતો કાન; વિચારતો મન, તે બધાં આનાંજ કર્મો છે" (બૃ. ૧–૪–૭) તેમજ વળી પ્રાણન, અને બોલવું વગેરે ક્રિયાઓથી તમામ પ્રાણ, વાક્ વગેરે તરીકે એકજ આત્માના કથનથી અપૂર્વ તે છે. પ્રથમ તો પુત્રવિત્તાદિના અભિમાનની દશામાં "અરે પતિના કામને માટે પતિ પ્રિય થતો નથી" (બૃ. ૨–૪–૫) વગેરેથી જે પ્રિય તરીકે કહેવાય છે, [22]તેનાથી ભિન્ન આત્મ શબ્દથી વાચ્ય છે એમ અહિંઆં અર્થ છે. લોકમાં ખરેખર [23]પ્રાણ, વાયુ, વાક્ ઇન્દ્રિય વગેરેજ તે તે [24]શબ્દથી વાચ્ય છે જીવથી નહિ. માટેજ આગળ શ્રુતિ કહે છે. ઇશ્વિર તે પ્રમાણે હશે; માટેજ "જે આ અન્તરતર આત્મા છે તે અન્ય સઘળા કરતાં વધારે પ્રિય છે." (બૃ. ૧–૪–૮) એમ કહે છે. [25]અન્તર કહેતાં જીવાત્મા તેનાથી પણ અતિશય અન્તર તે અન્તરતર પુરુષોત્તમ સ્વરૂપજ હોવાને યોગ્ય છે. આથી વિગ્રહજ આત્મસ્વરૂપે સિદ્ધ થાય છે. તેથી અવિકૃતત્વ તથા પરમાનન્દત્વ વગેરે ધર્મોનો પણ ઉપસંહાર કરવો જોઇએ. ૧૮.

શંકા—વિગ્રહમાં ચક્ષુ શ્રોત્ર વગેરેના વૈલક્ષણ્યની પ્રતીતિથી અને આત્મા એક રસ હોવાથી બ્રહ્મમાં ઉપર કહેલાં કર્મનું નામ હોવાનું સંભવતું નથી એવી શંકા કરીને ઉત્તર કહે છે.

## समान एवं चाभेदात् ॥३–३–१९॥

### ચક્ષુ વગેરે જૂદાં ભગવાનૂમાં દેખાય તો પણ તેમનો બ્રહ્મમાં પરસ્પર અભેદ હોવાથી એક રૂપ ભગવાનૂજ તે છે

(૨૦) બીજી રીતે સૂત્રનો અર્થ કરે છે (૨૧) 'પ્રિય' એમ આત્માનું વિશેષણ તે તેની ઉપાધિ હોવાથી ઉપાધિવાળો આત્મા તે ઇશ્વર નહિ પણ જીવ છે એવી શંકા કરી છે. (૨૨) પતિ વગેરેમાં આત્મા શબ્દનો પ્રયોગ ઇશ્વરથી ભિન્ન જીવના અર્થમાં છે (૨૩) પ્રાણ વાયુ વગેરે રૂપ વાળો આત્મા તે જીવ નહિ પણ ઇશ્વર છે (૨૪) તે તે ઇશ્વિર અર્થવાળા આત્મા શબ્દથી (૨૫) "અન્તર" અને "અન્તરતર" એ બે શબ્દો વચ્ચેનો વિરોધ ભેદ દેખાડે છે. **ભાવાર્થ**. તૈત્તિરીયમાં અન્નમયાદિનું જે વર્ણન કર્યું છે તેમાં ભૌતિક અન્નના કાર્યરૂપ પુરુષનું કથન નથી. આ એક અર્થ છે. આ સિવાય આ સૂત્રનો બીજો પણ અર્થ છે. બૃ ૧–૪–૭માં જે આત્માનો પ્રયોગ છે તે તે જીવના અર્થમાં નહિ પણ ઇશ્વરના અર્થમાં છે.

[1]च "પણ"ના અર્થમાં છે. વળી એમ [2]હોય તો પણ શ્રોત્ર ચક્ષુ [3]વગેરેના વૈલક્ષણ્યની પ્રતીતિ હોય તો પણ સમાન એટલે એક રૂપજ છે, વિષમ નથી. ત્યાં હેતુ 'અભેદને લીધે' એમ કહે છે. ચક્ષુ વગેરેનો બ્રહ્મ તરીકે પરસ્પર અભેદ છે એવો અર્થ છે. અહિંઆં આ અભિપ્રાય છે. "તે ઔપનિષદ પુરુષને વિષે પૂછું છું" (બૃ. ૩-૯-૨૬) એ શ્રુતિથી બ્રહ્મનું સ્વરૂપ ઉપનિષદ્‌થીજ વેદ્ય છે, અને તે "શ્વાસ લેતો પ્રાણ થાય છે, બોલતો વાક્' (બૃ. ૧-૪-૭) વગેરે રૂપે છે. પ્રતિનિયત ઇન્દ્રિયથી ગ્રાહ્ય અર્થોના સ્વરૂપથીજ ગ્રહણ કરાતું બ્રહ્મ તે તે શબ્દથી વાચ્ય બને છે, એમ કહે છે. અને તેની વાચ્યતા વ્યવહાર્ય રૂપમાં છે. અને તે "પુત્રથી તે વધારે પ્રિય છે" (બૃ. ૧-૪-૮) વગેરે વાક્યોથી એક વાક્યતાથી નિરુપધિ સ્નેહવાળાનેજ તે વ્યવહાર્ય છે એમ સમજાય છે. અને તે આવિર્ભાવ પામેલ અવતાર રૂપમાંજ સંભવે છે એમ હોય તો ભક્તોથી ભગવાનના વિગ્રહમાં તે તે અવયવમાં ભેદથી જેમ જેમ વ્યવહાર થાય છે તેમ તેમજ તે એકજ અખણ્ડ સચ્ચિદાનન્દ રૂપ બ્રહ્મ છે એવો અર્થ જણાય છે. આવો પ્રકાર લોકમાં પ્રસિદ્ધ નથી એવી અસંભાવના બને, તેના અભાવ માટે આગળ શ્રુતિ કહે છે. ઇશ્વર ખરેખર [4]તે પ્રમાણે બને. આથી આવિર્ભૂત રૂપમાં વ્યાપકત્વ, એકરસત્વ, સચ્ચિદાનન્દત્વ વગેરે ધર્મોનો ઉપસંહાર તેમ અનાવિર્ભૂતમાં પણ કરવો જોઇએ એમ સ્થિત થયું. [5]આમ હોવાથી આવિર્ભાવ નથી. અનાવિર્ભાવમાં પણ એકજ ઇશ્વર છે. આવિર્ભાવમાં કોઇ આગન્તુક ધર્મોને લેઇને આવિર્ભાવ પામે છે એમ કહેવું શક્ય નથી, અનાવિર્ભૂતના પણ ધર્મો છે. આ પ્રકારે આવિર્ભૂતના પ્રકારથીજ અભેદ છે એમ પણ સૂત્રનો અર્થ સૂત્રકારને અભિમત છે એમ જાણવું જોઇએ. च [6]શબ્દથી વિરુદ્ધ સર્વ ધર્મોના આશ્રય રૂપનો સમુચ્ચય કરે છે. આ રીતે [7]સાક્ષાત્ આવિર્ભાવ પામતા ભગવાનના રૂપમાં પૂર્ણ અનન્ત ધર્મોનો તેના ઉપાસક તરીકે ઉપસંહાર કરવો જોઇએ એમ સિદ્ધ થયું. ૧૯

જ્યાં કાર્યની [1]ચિકીર્ષાથી જીવમાં જાતે આવેશ કરે છે, તેના આવેશથી તેના કેટલાક ધર્મો પણ તેમાં આવિર્ભાવ પામે છે ત્યાં ઉપાસકથી તમામ બ્રહ્મના ધર્મોનો ઉપસંહાર કરાવો જોઇએ કે નહિ? એ શંકાનું સમાધાન વિકલ્પથી બે સૂત્રોએ કર્યું છે. ત્યાં

---

સૂત્ર ૧૯—(૧) સૂત્રમાં च શબ્દ છે તે 'પણ' ના અર્થમાં છે (૨) एवंच એટલે એમ હોય તો પણ (૩) બ્રહ્મમાં શ્રોત્ર, ચક્ષુ વગેરે અવયવો જૂદા જૂદા જણાતા હોય તો પણ બ્રહ્મ એકરૂપ છે, અવયવોનું પૃથક્ વૈલક્ષણ્ય નથી (૪) પ્રાણ, વાક્ વગેરે બ્રહ્મનાં રૂપ છે બ્રહ્મજ તે તે રૂપે થયેલ છે. (૫) અન્ય પ્રકારથી સૂત્રનો અર્થ દેખાડે છે, (૬) પ્રથમ અર્થ પ્રમાણે चને 'પણ'ના અર્થમાં આપણે લીધો હતો. ત્રીજા વ્યાખ્યાન પ્રમાણે चને "સમુચ્ચય" ના અર્થમાં આપણે લેવો (૭) સત્ત્વાદિના અનધિષ્ઠાન સ્વરૂપથી આવિર્ભૂતમાં અર્થાત્ પૂર્ણ સ્વરૂપના પ્રાકટ્યમાં, અંશરૂપ અવતારમાં નહિ. **ભાવાર્થ**—ભગવાનનાં ચક્ષુઆદિ જૂદાં દેખાતાં છતાં પણ ભગવાન્ એક રૂપજ છે, કારણ કે તે ચક્ષુ વગેરેનો બ્રહ્મ તરીકે પરસ્પર અભેદ છે.

સૂત્ર ૨૦—(૧) કેટલીક વખત અમૂક જીવમાં ભગવાનનો આવેશ થાય છે, અને તે આવેશને લીધે તે ભક્ત જીવ અમૂક કાર્ય કરવાને સમર્થ થાય છે. આ સમયે તે જીવમાં જણાતા ધર્મોમાં

પ્રથમ [2]વિધિપક્ષને કહે છે.

## संवन्धादेवमन्यत्रापि ।[1]३–३–२०॥

**અન્યત્ર કહેતાં ભગવાનના આવેશવાળા જીવમાં પણ સંબન્ધથી બ્રહ્મના સકલ ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ.**

અન્યત્ર એટલે જીવમાં પણ–આ પ્રમાણે બ્રહ્મની માફક ઉપાસના કરવી જોઇએ. ત્યાં હેતુ આ છે–"સંબન્ધથી." [3]લોઢાના ગોળામાં અગ્નિની માફક તેમાં આવેલ લક્ષણનો સંબન્ધ છે. [4]તેના રૂપથી વ્યપદેશ છે તેથી એમ અર્થ છે. અહિંઆં આ પ્રમાણે જાણવું જોઇએ. આ જીવ તો અહિંઆં આવિષ્ટ ભગવાનને હું ઉપાસું છું એમ જો જાણે ત્યારે તે ઉપાસના જીવ [5]વિષેની નથી પણ બ્રહ્મનીજ છે. ત્યાં [6]તમામ ધર્મોના ઉપસંહારમાં કોઇ પણ બાધક નથી. જ્યાં બ્રહ્મ તરીકેજ જાણીને ઉપાસે છે ત્યાં પણ '[7]તેની જેમ જેમ ઉપાસના કરે છે તેજ પ્રમાણે બને છે' એવી શ્રુતિથી ગુરુ [8]વગેરેમાં જીવરૂપ બુદ્ધિનો નિષેધ પણ કર્યો છે તેથી. તેમ જેવો ઉપાસક તેની ઉપાસનાની સિદ્ધિ માટે તથા તેના ફલના દાન માટે હોય છે ત્યાં તે રૂપે ભગવાનનો આવેશ હોય છે, તેમ પણ અહિંઆં છે તેથી.

જે વળી અન્તરંગ ભગવદ્ભકતને હૃદયમાં જેમાં આવિર્ભૂત ભગવાન્ આવિર્ભાવ પામેલા છે એ રીતે જાણીને તેના ભજનથી 'હું ભગવાનને પ્રાપ્ત કરીશ' એમ જાણીને તેનેજ ભજે છે તે ભકિતમાર્ગીય છે. તેથી ભકતના હૃદયમાં આવિર્ભૂત રૂપમાં ધર્મીનો ઉપસંહાર તેનાથી કરવો જોઇએ એમ આગળ કહે [1]છે.

## न वाविशेषात् ॥३–३–२१

**(ભગવાનના આવેશવાળા ભક્તમાં) વિશેષ નહિ હોવાથી (ત્યાં ભગવદ્ધર્મનો ઉપસંહાર કરવો જોઇએ નહિ).**

---

ભગવાનના ધર્મોનો ઉપસંહાર કરવો કે નહિ ? ૨) વિધિપક્ષમાં અર્થાત્ હકારના પક્ષમાં એટલે ભગવદાવિષ્ઠ જીવમાં બ્રહ્મના ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ એવો પક્ષ જણાવવાને આ સૂત્ર યોજે છે (૩) દૃષ્ટાન્ત આપે છે. અગ્નિના સંબન્ધથી લોઢામાં તાપનો પ્રવેશ હોય છે તેમ ભગવાનના સંબન્ધથી જીવમાં પણ ભગવાનના ધર્મો પ્રવેશે છે. અહિંઆં હેતુ "સંબન્ધનો" છે. (૪) સ્કન્દપુરાણમાં પાણ્ડુરંગ મહાત્મ્યમાં शिला बुद्धिर्नकार्यो च तत्र नारः कर्हिचित् ज्ञानानन्दात्मको विष्णु यत्र तिष्ठत्यचिन्त्यकृत् આ શ્લોકમાં આવેશવાળો જીવ બ્રહ્મરૂપ છે એમ વ્યપદેશ કર્યો છે (૫) ભગવાનના આવેશવાળો જીવ તે જીવ નથી પણ ભગવાન્ છે એવી જો ખરેખરી પ્રતીતિ થાય તો પછી ત્યાં જીવ બુદ્ધિ હોતી નથી (૬) જ્યારે ભગવદાવેશ વાળા જીવમાં ભગવાનનીજ બુદ્ધિ હોય તો પછી ત્યાં ભગવાનના ધર્મોનો ઉપસંહાર કરવામાં કોઇ પણ બાધક નથી. (૭) ગુરુને પણ સામાન્ય જીવ તરીકે નહિ માનવા એમ જણાવેલું છે. અર્થાત્ ગુરુમાં પણ ભગવાન્ તરીકેની બુદ્ધિ રાખવી. आचार्यं मां विजानीयान्नावमन्येत् कर्हिचित्. **ભાવાર્થ**–ભગવાનનો આવેશ જેમાં છે એવા જીવમાં પણ સઘળા બ્રહ્મના ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ. જેમ લોઢાના ગોળામાં અગ્નિનો પ્રવેશ થાય છે તેમ જીવમાં ભગવાનનો આવેશ છે તેથી.

સૂત્ર ૨૧—(૧) નિષેધપક્ષ. ભક્તિમાર્ગમાં એમ જણાવવાને આ સૂત્ર રચે છે. અર્થાત્ ભગવાનના

અનુપ[2]સંહારમાં અવિશેષથી એ હેતુ છે. [3]આ ભક્તભક્ત હોવાથી તેના ભજનના રસાસ્વાદથી તેમાં આવિષ્ટ ભગવાનનું નિરૂપણ થવાથી અથવા તેની [4]નિરપેક્ષાથી તેનામાં–આવિષ્ટ ભગવાનમાં, ગુણના ઉપસંહારમાં અથવા અનુપ[5]સંહારમાં ભક્તની ઉપાસનામાં વિશેષનો અભાવ છે તેથી એવો અર્થ છે. અનુપ[6]સંહાર અહિંઆં બાધક નથી તે જણાવવાને 'વા' અથવા શબ્દ (સૂત્રમાં) છે. "અથવા અવિશેષથી છે." [7]પ્રથમ વિહિત તરીકે ભગવદાકારાદિમાં ભજન કરતાં પણ ઉક્ત રૂપ ભકતના સંગથી તથા [8]તેના ભજનથી પ્રથમ કરતાં વિશેષને લીધે ગુણોપસંહાર તે કરતો નથી. પ્રથમ કરતાં વિશિષ્ટ રસનો અનુભવ કર્યો એથી રસાસ્વાદમાં વિશેષને લીધે ગુણોપસંહાર તે કરતો નથી એમ અનુવાદ છે. વિહિત તરીકે ગુણોપસંહાર પૂર્વક ઉપાસનામાં નીરસ રૂપથી [9]અનાદર જણાવવાને "વા" અથવા શબ્દ છે. [10]ભગવાનના અવતાર રૂપ પણ બાદરાયણે પ્રાસંગિકમાં પણ ભક્તિ માર્ગના સ્મરણમાં તેના [11]રસના આવેશમાં પરવશ થઇને તેના ભાવના [12]સ્વભાવનો અનુવાદ કર્યો છે. ૨૧

[1]તેમજ વળી ત્યાં નહિ કહેલા પણ અન્યત્ર કહેલા ગુણોની ત્યાં સત્તાથી જ્ઞાનમાત્રનું નામ ઉપસંહાર છે. કહેલા રૂપવાળા ભક્તને તો તેના ભજનીય ભક્તમાંજ અલૌકિક અનુભાવોને [2]ભગવાન્ પ્રત્યક્ષ દેખાડે છે. તેથી ત્યાં ઉપસંહારની અપેક્ષાની ગન્ધ પણ નથી. તેથી ઉત્તર આવે છે.

---

આવેશવાળા ભક્તના ભજનથી જ મારી કૃતાર્થતા થશે એમ જે માને છે તેની બાબતમાં ભગવદ્ધર્મોના ઉપસંહારનો નિષેધ કર્યો છે. (૨) ભગવદ્ધર્મોનો ઉપસંહાર ન કરવો જોઇએ એવા પક્ષમાં અવિશેષથી એ હેતુ છે (૩) શ્રીભાગવતના નવમસ્કન્ધમાં तत्प्रसंगानुभावेन रन्तिदेवानुवर्तिनः । अभवन्योगिनः सर्वे नारायण परायणाः । એ શ્લોકમાં કહ્યા પ્રમાણે ભક્તના ભક્તને તે પ્રસંગના અનુભાવથી જ ગુણોપસંહારમાં અથવા તેના અનુપસંહારમાં ભગવાનની પ્રાપ્તિ સમાન છે. અથવા અનુપસંહારમાં તેમાં આવેશ પામેલા ભગવાન્‌નું વિસ્મરણ થવાને લીધે અથવા તેની નિરપેક્ષાથી એમ એ હેતુઓ છે. (૪) ભગવાન્‌ના આવેશવાળા ભક્તને ભક્ત તરીકે જાણીને તેનું ભજન કરવાથી ભગવાન્‌નું તેને વિસ્મરણ થાય છે. ભગવાનને ભૂલી જઇને તે ભક્તનું ભજન કરે છે. (૫) અથવા તો ભક્તનું જ ભજન હોવાથી ભગવાન્ તરફ નિરપેક્ષાને લીધે, ત્યાં ભગવાન્‌ના ગુણનો ઉપસંહાર કરો કે ન કરો તો પણ ભક્તની જ ઉપાસના છે ભગવાનની નહિ. આથી ત્યાં ઉપસંહાર કરવો તે ઠીક નથી (૬) આથી અહિંઆં અનુપસંહાર કરવાથી કંઇ પણ બાધક અડચણ કર્તા નથી એમ જણાવવાને સૂત્રમાં 'વા' શબ્દ યોજીને નિષેધપક્ષનો વિકલ્પ આપ્યો છે. (૭) આની પહેલાંના સૂત્રમાં એમ કહ્યું હતું કે ભગવદાવિષ્ટમાં પણ ભગવાનના ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ. માટે વિહિત તરીકે (૮) ભગવદાવિષ્ટ ભક્તના (૯) ભક્ત રસસ્વરૂપનુંજ ભજન કરે છે અન્યનું નહિ. અન્યરૂપપ્રતિ તેનો અનાદર હોય છે. (૧૦) અનુવાદનું પ્રયોજન કહે છે. (૧૧) ભક્તિમાર્ગીય રસાવેશ (૧૨) ભગવદ્ભક્તિ ભાવના સ્વભાવનો. 'ભાવાર્થ' જે ભગવદાવિષ્ટ ભક્તને જાણીને આના ભજનથી જ હું કૃતાર્થ થાઉં એમ માને છે તેનાથી ત્યાં ભગવદાવિષ્ટ ભક્તમાં ભગવદ્ધર્મોનો ઉપસંહાર કરાવો જોઇએ નહિ. કારણ કે ત્યાં વિશેષનો અભાવ છે તેથી. ૨૧.

**સૂત્ર ૨૨**—(૧) અવિદ્યમાન ધર્મોનું અમુક સ્થળે ભાવન તેનું નામ ઉપસંહાર એમ લક્ષણ કરે છે. (૨) ભગવાનના આવેશવાળા ભક્તમાં તો સર્વધર્મો ભગવાન્ પ્રત્યક્ષ દેખાડે છે. ૨૨

## दर्शयति च ॥३–३–२२॥

**(અને ભગવાનૂના આવેશવાળા ભક્તામાં ભગવાન્ સર્વ ધર્મોને પ્રત્યક્ષ) દેખાડે છે (માટે ઉપસંહારની અપેક્ષા નથી) ૨૨**

શંકા—ભકતભકત સ્વસેવ્યમાં અતિ અલૌકિક વીર્યને જોઇને તેનાથી આવિષ્ટ ભગવાનૂમાં તેના [1]સંભારક તરીકે [2]ઇન્દ્રાદિમાં પણ તેની આજ્ઞાની અપેક્ષાને જોઇને દ્યુલોકના વ્યાપક રૂપનો ઉપસંહાર કરશે એવી આશંકા કરીને કહે છે.

## संभृतिद्युव्याप्त्यपि चातः ॥३–३–२३॥

**પ્રથમ કહેલા વિશેષના અભાવના હેતુથી ભગવાનૂના આવેશ વાળા ભક્તામાં તેના ભકતોએ સકલ વીર્યની સંભૃતિ તથા દ્યુતિની વ્યાપ્તિ વગેરે ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ નહિ.**

[3]રાણાયનીયોના [4]ખિલોમાં કહેવાય છે **ब्रह्मज्येष्ठा वीर्या संभृतानि ब्रह्माग्रे ज्येष्ठं दिव माततान। ब्रह्मभूतानां प्रथमं तु जज्ञे तेनार्हति ब्रह्मणा स्पर्धितुं कः॥** (તૈ. બ્રા. ૨–૪–૬) [5]આનો અર્થ તો આ રીતે છે. ખરેખર અન્ય [6]પુરુષોથી સહાયની અપેક્ષાએ વિક્રમનો [7]સંભાર કરાય છે. તેથી તેનાં પરાક્રમોનાં તેજ નિયત [8]પૂર્વભાવિત્વ રૂપના કારણ તરીકે [9]જ્યેષ્ઠ છે. બ્રહ્મના [10]ધર્મોના બ્રહ્મજ જ્યેષ્ઠ પરાક્રમો સૃષ્ટિ વગેરે અન્યની [11]અપેક્ષા વગર કરે છે એવો અર્થ છે. એમ હોય તો બ્રહ્મ જેમનું [12]જ્યેષ્ટ છે તે બ્રહ્મ જ્યેષ્ઠ વીર્ય છે. અહિંઆં છન્દમાં [13]બહુવચનનો આદેશ છે. વળી અન્ય વીર્યોનો [14]બલવાળાઓથી મધ્યમાં ભંગ પણ હોય છે. તેથી તે સ્વ વીર્યોને ધારણ કરતા [15]નથી. બ્રહ્મનાં વીર્યો બ્રહ્મથી નિષ્પ્રત્યૂહ ધારણ કરાય છે એમ અર્થ છે. અને તે જ્યેષ્ઠ બ્રહ્મ આગળ ઇન્દ્રાદિના જન્મ પહેલાંજ સ્વર્ગને વ્યાપ્ત કર્યું (**आततान** વ્યાપ્ત કર્યું) આથી તે નિત્ય વિશ્વ વ્યાપક

---

**સૂત્ર ૨૩—૧** વીર્યાદિ સમૂહમાં (૨) " આદિ " એટલે મહર્લોકાદિસ્થજનો ( રશ્મિ ) (૩) વેદની એક શાખાનું નામ છે (૪) પરિશિષ્ટોમાં (૫) વેદનો અર્થ (૬) જેમ કૌરવ અને પાંડવોથી (૭) કરવામાં આવે છે અર્થાત્ બીજાની સહાયની અપેક્ષાથી પરાક્રમ કરાય છે. (૮) આથી જે પુરુષો અન્યની સહાયથી અમુક પ્રરાક્રમ કરે છે, તેમની બાબતમાં તે સહાય મુખ્ય વસ્તુ છે. તેમનાં પરાક્રમની પૂર્વનું નિયામક સહાય છે. (૯) મુખ્ય (૧૦) જગત્કર્તૃત્વાદિ ધર્મો (૧૧ બ્રહ્મના ધર્મોને પ્રકટ થવાને અન્યની સહાયની અપેક્ષા નથી, કારણ કે તે સ્વતંત્ર વીર્યશાલી છે માટે તે જ્યેષ્ઠ છે. (મુખ્ય છે.) (૧૨) બ્રહ્મનાં જગત્કર્તૃત્વાદિ વીર્યનું નિયામક બ્રહ્મ જ છે (૧૩) મૂળમાં **ब्रह्म ज्येष्ठा वीर्या** છે તેને બદલે શિષ્ટ સંસ્કૃતના નિયમ પ્રમાણે **ब्रह्म ज्येष्ठानि वीर्याणि** જોઇએ કારણ કે વીર્ય શબ્દ એ નપુંસક લિંગમાં બહુ વચનમાં છે, તો પછી શ્રુતિમાં **वीर्या** પદ શા માટે? એવી શંકા થાય તો તેનો ઉત્તર આપે છે કે **वीर्याणि** ને બદલે **वीर्या** એ છંદ કહેતાં વેદમાં વપરાય છે. વેદમાં તેવી રીતે નપુંસક લિંગના પ્રથમના બહુવચનનો પ્રયોગ થઇ શકે છે. (૧૪) જેમ યાદવોએ જરાસન્ધના પ્રરાક્રમનો ભંગ કર્યો હતો તેમ (૧૫) અન્યના વીર્યોની બ્રહ્મના વીર્ય સાથે સરખામણી કરે છે. અન્યનાં પરાક્રમોનો બીજાથી તેમના કરતાં વધારે બળવાન્ હોય તેનાથી ભંગ થાય છે, પણ બ્રહ્મનાં પરાક્રમોનો ભંગ બીજો કોઇ કરી

છે એમ અર્થ [૧૬]છે. [૧૭]દેશથી [૧૮]અપરિચ્છેદને કહીને [૧૯]કાલથી પણ તેને કહે છે. [૨૦]ભૂત આકાશાદિના પહેલાંજ તે ઉત્પન્ન થયું–આવિર્ભાવ પામ્યું એમ અર્થ છે. આથી વીર્ય [૨૧]સંભૂતિ અને દ્યુનીવ્યાપ્તિ વગેરે [૨૨]માહાત્મ્ય કહ્યું છે. તેમજ વળી સંભૂતિ અને વ્યાપ્તિનો સમાહાર પણ તે પ્રમાણે છે. આટલું હોવા છતાં પણ ત્યાં ઉપસંહાર નથી. ત્યાં [૨૩]હેતુ અથવા અવિશેષને લીધે એ સૂત્રમાં કહેલોજ અતિદેશ કરે છે. માટે તેજ છે. આ ગમે તેમ [૨૪]ત્યાંજ કહેલો છે.

વિષય વાકયના બાકીના અર્ધમાં કહેલા [૨૫] ધર્મોના અનુદેશથી આ પ્રમાણે જણાય છે કે ભક્તના ઐહિક અને પાર લૌકિકમાં ઉપયોગી ધર્મના ઉપલક્ષણને માટે એનોજ ઉદ્દેશ કરેલો છે એમ 'च અનેથી' [૨૬]દર્શન પણ કહેલું છે એવો સમુચ્ચય છે અને વળી [૨૭]સ્પર્ધાની કૃતિની સંભાવનામાં ખરેખર તેની યોગ્યતાનો નિષેધ સંભવે છે અને તે આવિર્ભૂત ભગવાન્‌માંજ સંભવે છે તેથી તમામ શક્તિથી આવિર્ભાવ પૂર્વ આવિર્ભૂત તેનું આ શ્રુતિથી માહાત્મ્ય કહેવાય છે એમ સમજાય છે. આમ હોવાથી આ વાકયથી કહેલા ધર્મોનું અનુપસંહાર્ય તરીકે જે કથન છે તે તો ભક્તહૃદયમાં આવિર્ભૂત બ્રહ્મપણ આજ પ્રમાણેનું છે તેવું જણાવવાને છે. માટે [૨૮]અનુપસંહાર યુક્ત છે. ૨૩

૪ પુરુષવિદ્યાયામિત્યધિકરણ.

## पुरुषविद्यायामिव चेतरेषामनाम्नानात् ॥३–३–२४॥

**પુરુષ વિદ્યામાં જેમ (સહસ્ર શીરથી બ્રહ્મની સાકારતા વ્યાપકતા તથા આધિદૈવિકતા વગેરે અનેક ધર્મોનું નિરૂપણ છે) તેમ ઇતર અન્નમયા દિલૌતિકમાં તથા પુરુષવિધ આધ્યાત્મિકમાં તેનું નિરૂપણ નથી તેથી.**

તૈત્તિરીયકમાં હઝાર માથાવાળો, હઝાર આંખોવાળો, હઝાર પગવાળો તે પુરુષ

શકતો નથી (૧૬) વિશ્વમાં વ્યાપક (૧૭) વીર્યના દેશથી જુદો દેશ (૧૮) અન્યનું વીર્ય અમુકમાં વ્યાપે છે તેમાં દેશની મર્યાદા હોય છે, બ્રહ્મના વીર્યમાં દેશની-સ્થળની મર્યાદા નથી. (૧૯) પ્રથમ કાલ (૨૦) બ્રહ્મના વીર્યને કાલની મર્યાદા નથી કારણ કે ભૂત–આકાશાદિનું અસ્તિત્વ થયું તે પૂર્વે પણ તે હતું અર્થાત્ સૃષ્ટિની પૂર્વે પણ તે હતું (૨૧) સૂત્રમાં संभृति द्युव्याप्ति એવો શબ્દ છે તે સમાહાર દ્વન્દ્વ છે અર્થાત્ સંભૂતિ અને દ્યુનીવ્યાપ્તિ (૨૨) બ્રહ્મનું માહાત્મ્ય તેના વીર્યની સંભૂતિથી તથા દ્યુવ્યાપ્તિથી જણાવેલ છે. અન્યના વીર્ય માટે જેમ બીજાના સહાયની અપેક્ષા હોય છે તેમ બ્રહ્મને પોતાના વીર્ય માટે અન્યના સહાયની અપેક્ષા નથી. અન્યના વીર્યનો તેમનાથી વધારે બલવાન્ વ્યક્તિઓથી ભંગ થાય છે, તેમ બ્રહ્મમાં નથી. અન્યોનું વીર્ય અમુકજ સ્થાનમાં હોય છે પણ બ્રહ્મનું તો સર્વત્ર વ્યાપે છે. આથી બ્રહ્મના વીર્યદ્વારા તથા દ્યુવ્યાપ્તિથી તેમનું મહાત્મ્ય જણાવ્યું છે (૨૩) સૂ. ૨૧માં આપેલા હેતુથી ઉપંહાર યુક્ત નથી (૨૪) સૂ. ૨૧માં (૨૫) ધર્મના અકથનથી (૨૬) ભક્ત ભક્ત પ્રતિ ભકતે કરાવેલું ભગવાન્‌નું દર્શન (૨૭) ભગવાન્ સાથે સ્પર્ધા કરવાને યોગ્ય અન્ય કોઇની સંભાવનામાં (૨૮) ભગવદાવિષ્ટ ભક્તમાં ભગવદ્ધર્મોનો ઉપસંહાર અયુક્ત છે. **ભાવાર્થ**–પૂર્વે કહેલા વિશેષના અભાવના હેતુથી ભગવાન્‌માં આવિષ્ટ ભક્તમાં તેના ભક્તોથી સકલ વીર્યની સંભૂતિ તથા દ્યુનીવ્યાપ્તિ વગેરે ધર્મોનો પણ ઉપસંહાર કરવો જોઇએ નહિ.

વાળો તે પુરૂષ સર્વત્ર ઘેરીને દશ આંગળ જેટલો સ્થિત થયો. આજે કંઇ ભૂત તથા ભાવી છે તે તમામ પુરુષજ છે, (તૈ. સં. ૩-૧૨-૧) વગેરેથી પુરુષ વિદ્યાનું નિરૂપણ કરવામાં આવે છે. "ત્યાંજ બ્રહ્મને જાણનાર બ્રહ્મને પ્રાપ્ત કરે છે" (તૈ. ૩-૧) એ પ્રશ્નમાં "અથવા તે આજ પુરુષ અન્ન રૂપમય છે" (તૈ. ૩-૨) ત્યાંથી આરંભીને પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનન્દમય બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરે છે. અને ત્યાં સર્વત્ર તે [1]પુરુષવિધજ પણ એમ કહેવાય છે. [2]અહિંઆં સંશય એ છે કે અન્નમયાદિમાં તથા પુરુષ સૂકતમાં પુરુષ પદનું શ્રવણ હોવાથી અન્નમયાદિમાં હઝાર માથાં વાળા રૂપનો ઉપસંહાર કરવો કે નહિ. ?

અહિંઆં શું યુક્ત છે ?

ઉપસંહારજ[3] કરવો જોઇએ. શાથી ? [4]સર્વત્ર બ્રહ્મજ ઉપાસ્ય હોવાથી અહિંઆં પણ ઉપાસનાની ઉક્તિથી બ્રહ્મત્વ અને પુરુષત્વના વિશેષના અભાવે વિદ્યાના ઐકયથી. એમ પ્રાપ્ત થાય તો કહેવાય છે.

[5]પુરુષ વિદ્યાની માફકજ અન્નમયાદિમાં હઝાર માથાવાળા રૂપનો ઉપસંહાર કરવો જોઇએ[6] નહિ. શાથી ? પુરુષવિદ્યામાં જેમ પુરુષના સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવે છે તે પ્રમાણે અન્ય, અન્નમય વગેરે વિજ્ઞાનમય પર્યન્તના સ્વરૂપનું તેના પ્રકરણમાં નિરૂપણ કરવામાં આવે છે. અહિંઆં ખરેખર પુરુષતા કહેવાય છે. "હઝાર" [7]શબ્દ અનેકતાનો ઉપલક્ષક છે. નહિ તો આંખોનું [8]માથાથી દ્વૈગુણ્ય કહેત, તેનાથી સાકારની વ્યાપકતા કહેત. ત્યાં પુરુષવિધતા છે, અને તે આ પ્રમાણે છે. આધ્યાત્મિક સ્વરૂપ છે, અને તેના શરીરના અભિમાની આત્મા બીજો આધિદૈવિક કહેવાય છે, અહિંઆં તે પ્રમાણે નથી. અને વળી "પુરુષજ આ [9]સર્વ છે" વગેરેથી પ્રપંચાત્મકતા [10]તથા મુક્તિનું દાતૃત્વ કહીને આટલુંજ આનું માહત્મય નથી. આનાથી પણ અધિક માહાત્મ્ય

**અધિ૦ ૫. સૂત્ર ૨.**—(૧) આનન્દમય બ્રહ્મના વર્ણનમાં અન્નમયાદિમાં પુરુષવિધ કહેલ છે. જેમકે स वा एष पुरुषविध एव (૨) સંશય આ પ્રમાણે છે. પુરુષવિદ્યામાં પુરુષને હઝારો (અસંખ્ય) માથાવાળો કહ્યો છે. અન્નમયાદિ બ્રહ્મના નિરૂપણમાં તેને પુરુષ વિધ કહેલ છે. તો ત્યાં પણ બ્રહ્મને અનન્ત માથાવાળા તરીકે નીરૂપેલું છે કે કેમ ? (૩) પૂર્વપક્ષીની દૃષ્ટિએ ઉત્તર આપે છે. અન્નમયાદિ બ્રહ્મના નિરૂપણમાં પુરુષ વિદ્યાના ધર્મોનો ઉપસંહાર કરે છે. (૪) પૂર્વપક્ષી હેતુ આપે છે. બ્રહ્મ અને પુરુષ એ પર્યાય હોવાથી તેમના ધર્મો વચ્ચે કોઇ વિશેષ નથી (૫) સિદ્ધાન્તી શંકાનું નિરાકરણ કરે છે (૬) અન્નમયાદિથી આનન્દમય સુધી જે બ્રહ્મનું વર્ણન કર્યું છે ત્યાં પુરુષવિદ્યામાં નિરૂપાયેલાં "હઝારો માથાવાળા" વગેરે ધર્મો નથી. માટે તે ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ નહિ. (૭) 'હઝાર' શબ્દથી હઝારની સંખ્યા નહિ પણ અનન્તની સંખ્યા સમજવી (૮) જો હઝારનો અર્થ હઝાર સંખ્યા હોય તો પછી, માથા કરતાં આંખોની સંખ્યા બમણી હોવાથી, હઝાર આંખોને બદલે બે હઝાર આંખો કહેત પણ આંખોની અહિંઆં માથા જેટલી સંખ્યા કહી છે. તેથી હજાર શબ્દથી અસંખ્ય અર્થ સમજવો. આથી પુરુષનાં માથાં અસંખ્ય છે. આંખો અસંખ્ય છે એમ અર્થ નીકળે છે. (૯) 'આ સર્વ" એટલે પ્રપંચ (૧૦) પ્રપંચ અને પુરુષ (બ્રહ્મ)ની એકરૂપતા જણાવી છે. તથા તે મુક્તિના આપનાર છે. આ રીતે કહીને પુરુષનું માહાત્મ્ય જણાવ્યું છે, પણ પુરૂષ–બ્રહ્મનું માહાત્મ્ય આટલું નથી પણ આથી એ

છે એમ કહેવાને માટે " આટલોજ આનો મહિમા " એનાથી તેના વિભૂતિ રૂપ પ્રપંચના રૂપથી તેનું આધિક્ય કહે છે " આથી પુરુષ વધારે મોટો છે." એમ અતિ વૈલક્ષણ્યથી તથા ફક્ત પુરુષપદની સાધારણતાથી તેની એકવિધતા કહેવી શક્ય નથી, તેમ તેનો ઉપસંહાર નથી. च શબ્દથી " અપાર જલમાં ભુવનની મધ્યમાં સ્વર્ગના પૃષ્ઠ ઉપર મોટાથી પણ વધારે મોટા "( તૈ ના ૧-૧-૧ ) વગેરે શ્રુતિઓ છે. " સર્વત્ર હાથ અને પગવાળું " ( ભા. ગી. ૧૩. ૧૩ ) વગેરે સ્મૃતિઓનો સંગ્રહ પણ છે. આથી [૧૨]કંઇક ધર્મના સાધર્મ્યમાં પણ મૂલભૂત બ્રહ્મનું [૧૩]રૂપ નથી માટે જ ત્યાં તે રૂપથી ઉપાસ્યતા [૧૪]નથી એમ જણાવ્યું છે. માટે જ ભૃગુના ઉપાખ્યાનમાં અન્નમયાદિ બ્રહ્મજ્ઞાનમાં પણ જીજ્ઞાસાજ કહેલી છે. ભૃગુના આનન્દરૂપ પરબ્રહ્મના જ્ઞાનમાં તો તે કહેલ નથી. આથી બ્રહ્મ અશેષ ગુણથી પૂર્ણ છે એમ કહેવાયુ. આથી ઉત્તમ [૧૫]અધિકારીમાંથી તેનીજ ઉપાસના કરાવી જોઇએ, વિભૂતિ રૂપને નહિ એમ જણાવ્યું. ૨૪.

૫ વેધાધિકરણ.

નિર્દોષ છે એમ જાણીને તે ભજનીય છે એમ જણાવવા અન્ય અધિકરણનો આરમ્ભ કરે છે.

## वेधाद्यर्थभेदात् ३-३-२५॥

### ( બૃહદારણ્ક તથા છાંદોગ્યમાં વાક્ પ્રાણાદિમાં જે ) પાપવેધ તથા દુષ્ટનો સંબન્ધ કહ્યો છે, તે ભગવદ્રૂપના સંબન્ધના અભાવથી અથવા વિષયના ભેદથી છે.

વાજસનેયિ [૧]શાખામાં-द्वया हावै प्राजापत्या ( બૃ. ૧-૩-૧)થી ઉપક્રમ કરીને તેમની પરસ્પર સ્પર્ધા કહીને કહેવાય છે કે તે દેવો બોલ્યા, અરેરે, યજ્ઞમાં અમે અસુરોનું [૨]અતિક્રમણ કરીએ. તે વાચાને બોલ્યા " તું અમારી આગળ ઉદ્ગાન કરે તો સારૂં " તે પ્રમાણે વાચાએ તેમની આગળ ઉદ્ગાન કર્યું કે જે વાચામાં ભોગ છે તેનું આગળ ગાન કર્યું. જે કલ્યાણને વાચા બોલે છે તે આત્માને માટે છે.

(બૃ. ૧-૩-૧) આ પ્રકારે પ્રાણ, અક્ષુ [૩]શ્રોત્ર વગેરેમાં પાપવેધને કહીને કહેવાય

---

વિશેષ છે. (૧૧) અન્નમયાદિની સરખામણીએ ઉપાસ્ય પુરુષ રૂપની અતિવિલક્ષણતા છે (૧૨) વિભૂતિઓથી અતિ વૈલક્ષણ્યને લીધે (૧૩) વિભૂતિઓમાં મૂળ બ્રહ્મના અમૂક ધર્મોનું સાદશ્ય હોય તો પણ તેટલાથી બ્રહ્મના ધર્મોનો વિભૂતિમાં ઉપસંહાર કરવો જોઇએ નહિ. (૧૪) આથી વિભૂતિ રૂપની વિભૂતિ તરીકે ઉપાસના કરવી, મૂલ રૂપે નહિ, (૧૫) મૂળ આનન્દ રૂપ નિર્ગુણ પૂર્ણ પુરુષોત્તમની ઉપાસના ઉત્તમ પુરુષોએ કરવી. **ભાવાર્થ**-જેમ પુરુષ વિદ્યામાં પુરુપનું વર્ણન કરતાં "અસંખ્ય" વાચક સહસ્ર પદથી તેના અવયવોનું વર્ણન કરીને બ્રહ્મના સાકાર, વ્યાપક તથા આધિદૈવિક સ્વરૂપનું નિરૂપણ કર્યું છે છે પ્રમાણે અન્નમયાદિ ભૌતિક રૂપોમાં પુરુષવિધતાનું નિરૂપણ નથી. માટે અન્નમયાદિ ભૌતિક રૂપોમાં સહસ્રશીર્ષ વગેરે હોવા રૂપી જે ધર્મો છે તેનો ઉપસંહાર કરવો નહિ. ૨૪.

**અધિ૦ ૫ સૂત્ર ૨૫**—(૧) બૃહદારણ્યકમાં ઉદ્ગીથ બ્રાહ્મણમાં (૨) અસુરોને અમે જીતીએ. (૩) બૃહદારણ્યક પ્રથમ અધ્યાયના તૃતીયબ્રાહ્મણમાં છેવટે સુરો અને અસુરોના યુદ્ધનુ વર્ણનમાં કર્યું છે. ત્યાં અસુરો

છે. પછીથી આ આસન્ય [4]પ્રાણુને કહ્યું. "પછી આ આસન્ય પ્રાણુને તેમણે કહ્યું, તમે અમારે માટે ઉદ્દગાન કરો." તેણે કહ્યું "સારૂં" તેઓને માટે મુખ્ય પ્રાણે ગાન કર્યું અસુરોએ જાણ્યું કે ઉદ્દગીથથી તે દેવો અમારો પરાજય કરશે તેથી તેમની તરફ તે દોડયા અને પાપથી મારવા લાગ્યા–દૂષિત કરવા લાગ્યા. પણ જેમ માટીનું ઢેફુ પત્થર સાથે અથડાઇને ભાગી જાય છે તેમ તે અસુરોનો પુરેપુરો ચૂરો થઇ ગયો અને તેઓ નાશ પામ્યા. (બૃ. ૧–૩–૩) છાંદોગ્યમાં [5]પણ પ્રાણાદિમાં પણ આ પ્રમાણે પાપ્મ વેધને કહીને આસન્યથી તે પ્રમાણે નથી એમ કહેવાય છે. પણ આટલો વિશેષ છે કે [6]વાજસનેયિઓનું ગાન કર્તવ્ય છે અને [7]સામગોના વાક્ પ્રાણાદિની ઉદ્દગીથ રૂપથી ઉપાસ્યતા કહેવાય છે. અહિંઆં દેહના સંબન્ધિત્વ તથા ગાનકર્તૃત્વના ઉપાસ્ય રૂપના અવિશેષમાં પણ વાગાદિમાં પાપ્મવેધ આસન્ય પ્રાણમાં [8]શાથી નથી એવી જીજ્ઞાસા થાય છે. [9]આસન્યની ઉપાસના વિધેય હોવાથી [10]તેની સ્તુતિ માટે [11]અન્યમાં પાપવેધ કહેવાય છે. [12]આમાં નથી એમ કહેવું જોઇએ નહિ. ખરેખર પ્રયોજનને માટે અસત્ અર્થને [13]શ્રુતિ જણાવે છે એમ કહેવું શકય નથી. પ્રમાણત્વની [14]વ્યાહતિના પ્રસંગથી એ એક સ્થળે પ્રતારક હોવામાં સર્વત્ર પણ તેની શંકાથી તેની ઉક્તિમાં [15]કોઇપણ પ્રવૃત્તિ પણ કરશે નહિ. સાક્ષાત્ ક્રિયાના અર્થના અભાવમાં પણ અર્થવાદ અસત્નું નિરૂપણ કરતા નથી. વસ્તુત તો જે વિદ્યાથી કરે

---

ઉપર વિજય કરવાને દેવો ઉદ્દગીથનો આશ્રય લે છે. ઉદ્દગીથનું ગાન કરવાને તેઓ વાચાને, પ્રાણદેવતાને, ચક્ષુ, શ્રોત્ર અને મનને અનુક્રમે ઉદ્દગાન કરવાને કહે છે. આ સઘળાં ઉદ્દગાન કરે છે. પણ અસુરોએ જાણ્યું કે દેવો ઉદ્દગીથથી તેમનો પરાજય કરશે તેથી તેઓ તેમની સમીપ દોડી ગયા અને પોતાના પાપવડે વાક્ વગેરેને મારવા લાગ્યા. (૪) વાક્થી શ્રોત્ર પર્યન્ત ઉપર પ્રમાણે અસુરોએ પાપથી તેમને મારવા લાગ્યા–દૂષિત કરવા લાગ્યા એમ કહ્યું છે. પણ પછીથી દેવો મુખ્યપ્રાણ–આસન્યપ્રાણને ઉદ્દગીથનું ગાન કરવાને કહે છે. જ્યારે તેમણે ગાન કરવા માંડયું ત્યારે અસુરો પ્રથમની માફક દેવો તરફ દોડયા, અને પાપથી મુખ્યપ્રાણને મારવા લાગ્યા, પણ જેમ પત્થર સાથે માટીનું ઢેફું અફળાય તેમ તે અસુરોનો સંહાર થઇ ગયો. આ રીતે મુખ્ય પ્રાણની બાબતમાં પાપવેધત્વ નથી. જ્યારે વાક્ વગેરેમાં છે. (૫) છાંદોગ્યમાં આ પ્રમાણે વાક્થી મન સુધી પાપનો સંબન્ધ છે, પણ આસન્ય પ્રાણમાં નથી. (૬) બૃહદારણ્યકમાં વાક વગેરે ઉદ્દગીથનું ગાન કરે છે. (૭) છાંદોગ્યમાં વાક્ વગેરે ઉદ્દગીથનું ગાન કરતા નથી પણ ઉદ્દગીથ રૂપે ઉપાસ્ય છે, એટલોજ ફેર બૃહદારણ્યક અને છાંદોગ્યની પ્રણાલિકામાં છે. (૮) ઉપર પ્રમાણે વાગાદિના નિરૂપણમાં બન્ને ઉપનિષદોમાં ભેદ છતાં એક બાબતમાં ત્યાં સામ્ય છે અને તે એ કે વાગાદિથી મન પર્યન્તને પાપનો સંબન્ધ છે જ્યારે આસન્ય પ્રાણમાં તે સંબન્ધ નથી. આમ હોવાનું શું કારણ હશે એ સંશય છે? (૯) શંકાનો ઉત્તર આપતાં જણાવે છે કે કોઇ એમ કહે કે આસન્યની ઉપાસના કરવી જોઇએ એવું ત્યાં પ્રયોજન હોવાથી તેની સ્તુતિ માટે ત્યાં પાપના સંબન્ધનો અભાવ કહ્યો છે, અન્યત્ર તેવું પ્રયોજન નથી. માટે ત્યાં પાપનો સંબન્ધ કહ્યો છે: આ પક્ષ વ્યાજબી નથી એમ કહે છે. (૧૦) આસન્યપ્રાણની (૧૧) વાક્થી મન સુધીમાં (૧૨) આસન્યપ્રાણમાં પાપવેધત્વ નથી. (૧૩) અમુક પ્રયોજન છે માટે સ્તુતિ અસત્ અર્થ જણાવે છે એ કહેવું યુક્ત નથી. (૧૪) તેથી શ્રુતિના પ્રામાણ્યનો વ્યાઘાત બને–શ્રુતિને કોઇ પ્રમાણ તરીકે સ્વીકારશે નહિ. (૧૫) એક જગ્યાએ આ પ્રમાણે શ્રુતિ અસત્ અર્થ જણાવે તો તેથી શ્રુતિના તેટલા ભાગનું પ્રામાણ્ય ઘટી જાય છે એટલુંજ નહિ પણ સંપૂર્ણ શ્રુતિનું. જૈમિનીના મત પ્રમાણે પરંપરાએ અર્થવાદોની ક્રિયાર્થતા જણાવીને ઉત્તરતન્ત્રના વિચારથી

[17]છે, શ્રદ્ધાથી અથવા ઉપનિષદથી તે વધારે વીર્યવાળુ બને છે" (છાં ૧-૧-૧૦) એ શ્રુતિથી "કર્મો જાણી જાણીને, આ પુરુષ અનુષ્ઠાન કરે છે. વિદ્વાન્‌ની કર્મ સિદ્ધિ બને. તે પ્રમાણે અવિદ્વાન્‌ની બનતી નથી વગેરે વાકયોથી જે આ પ્રમાણે જાણે છે એ વાકયોથી અર્થવાદમાં કહેલા સ્વરૂપને જાણીને કર્મ કરવામાં પૂર્ણ ફલ હોય છે. બીજી રીતે નહિ. તેથી અર્થવાદ ફલમાં [18]ઉપકારી અંગના નિરૂપક હોવાથી તે નકામા નથી માટે કહેલા અર્થમાં હેતુ અમે જોતા નથી એમ પ્રાપ્ત થાય તો કહે છે.

તેનેજ કહે છે. વાક્ પ્રાણાદિમાં જે પાપ્મ વેધ છે અને 'આદિ' [19]શબ્દથી દુષ્ટ વિષયનો સંબન્ધ છે [19]ત્યાં હેતુ [20]અર્થભેદ છે. [21]અર્થ ભગવાન્ છે તે ભેદને લીધે એમ અર્થ છે. આસન્ય તો "જે આ મુખ્ય પ્રાણ છે તેની ઉપાસના [22]કરો એમ છાંદોગ્યમાં ઉપાસ્ય તરીકે કહેલ છે." બ્ર. સૂ. ૩-૩-૧ ના ન્યાયથી વેદાન્તોમાં ઉપાસ્ય બ્રહ્મ છે. તેનાથી બીજું કોઈપણ કહેતા નથી. માટે આસન્ય [23]રૂપથી બ્રહ્મથી અભિન્ન છે. તેટલા માટેજ આ [24]અપહત પાપ્મા છે એમ સામના ગાનારા કહે છે. માટે ત્યાં પાપ્મવેધ નથી એવો ભાવ છે. બ્રહ્મ [25]સ્વતન્ત્ર પુરુષના અર્થ રૂપ જણાવવાને અર્થ પદથી ઉક્તિ છે. આથી વિભૂતિ રૂપમાં પણ જયાં આ પ્રમાણે છે ત્યાં મૂલ ભૂત બ્રહ્મમાં નિર્દોષતા વિષે તો શું કહેવું [26]એમ જણાવ્યું છે. [27]અથવા અર્થ એટલે પ્રયોજન, વિષય છે. તેના ભેદથી એમ અર્થ છે. અહિંઆં આ અભિપ્રાય છે. [28]દેવોએ પોતાના અસુરના જય માટે ગાવાને માટે વાગાદિને કહ્યું. "તું અમારી આગળ ગાન કર." ગાન પછી વાચામાં જે ભાગ હતો તેનું દેવો આગળ ગાન કર્યું એમ કહેવાય છે. આજ પ્રમાણે પ્રાણાદિએ પણ પોત પોતાના ભોગને દેવોને ગાઇ બતલાવ્યાં એમ કહેલું તે આસન્યમાં નથી. આથી ઉક્ત પ્રમાણોથી બ્રહ્માત્મક તરીકે અસુરોના જયના હેતુ ભગવત્સંબન્ધજ છે એમ જાણીને તેજ પ્રમાણે આસન્યે ગાન કર્યું એમ જણાય છે. માટેજ અત્ર વેધ કહેલો છે. અહિંઆં તેના કરણની

---

સાક્ષાત્‌જ તેમની ક્રિયાનો અર્થ કહે છે. (૧૭) ફલના ઉપકારી સાધનના પ્રતિપાદક હોવાથી (૧૮) મૂળ સૂત્રમાં "વેધાદિ" શબ્દ છે તેમાં વેધ એટલે પાપવેધ" અને આદિ એટલે દુષ્ટ વિષયના સંબન્ધી એમ સમજવું. (૧૯) શામાટે વાક્‌થી મન પર્યન્ત પાપવેધ છે અને આસન્ય પ્રાણમાં તે નથી તેનો હેતુ આપે છે. (૨૦) વાક્‌થી મન સુધીમાં જે અર્થ છે તે આસન્યપ્રાણમાં નિરૂપાયેલા અર્થથી જૂદો છે. આ બન્ને સ્થળે એક અર્થ નથી પણ જૂદા છે. તેથી વાગાદિમાં પાપનો વેધ કહ્યો છે અને આસન્યમાં તે કહ્યો નથી. (૨૧) સૂત્રમાં "અર્થ" શબ્દ ભગવાનના અર્થમાં છે. (૨૨) છાંદોગ્યમાં આસન્યને ભગવાન્ તરીકે કહીને તેની ઉપાસના કરવાની કહી છે. (૨૩) આસન્ય અને બ્રહ્મમાં ભેદ નથી તે એક છે (૨૪) તે આસન્ય બ્રહ્મ હોવાથી છાંદોગ્યમાં તેને પાપ રહિત કહેલ છે. (૨૫) બ્રહ્મ એજ સ્વતંત્ર રીતે પુરુષાર્થ છે એવો અર્થ લાવવાને માટે ભગવાનને અર્થ કહેલ છે. સૂત્રમાં અર્થ શબ્દથી ભગવાન્ સમજવા. તે કોઇ પણ સાધનથી પ્રાપ્ય નથી, પણ સ્વ ઇચ્છાથીજ ભક્તને પોતે પ્રાપ્ત થાય છે માટે તેમને અહિંઆં "અર્થ" કહ્યા છે. (૨૬) આસન્ય પ્રાણ તો ભગવાનની વિભૂતિ છે. તેમાં જો પાપનો સંપર્ક નથી, અને દોષ રહિત છે તો પૂર્ણ બ્રહ્મ નિર્દોષ હોય એમાં શંકાને સ્થાન નથી. (૨૭) 'અર્થ'નો બીજે અર્થ આપે છે. (૨૮) વાગાદિને ઉદ્‌ગીથનું ગાન કરવાને દેવોએ કહ્યું ત્યારે તેમણે જે પ્રકારે ગાન કર્યું તે પ્રકાર આસન્યમાં નથી, આથી વાગાદિમાં જે ગાનનું પ્રયોજન છે તેનો અભાવ આસન્યના ઉદ્‌ગાનમાં છે. (૨૯) ઉપરના મન્ત્રામાં

ઇચ્છામાં પણ અસુરોનો નાશ કહેલો છે. અને આગળ **भवायात्मना परास्य द्विषन भ्रातृव्यो भवति य एवं वेद** (બૃ. ૧-૩-૭) એમ સંભળાય છે. આથી પરબ્રહ્મ નિર્દોષ હોય એમાં શું કહેવાનું હોય?[૨૯] જ્યાં તેની વિભૂતિરૂપ આસન્યના કહેલા રૂપને જે જાણે છે તે પણ ગુણયુક્ત અને દોષરહિત બને છે એમ [૩૦]કૈમુતિકન્યાયનું સૂચન થાય છે. આથી લોકમાં દોષ તરીકે જે ધર્મો પ્રતીત થાય છે તેજ ધર્મો ભગવાન્‌માં નિરૂપણ કરાતા દોષ તરીકે જાણવા જોઇએ નહિ, પણ ગુણ તરીકેજ વસ્તુજ તે પ્રમાણે છે. તેથી આવો ભાવ જણાવાય છે. ૨૫

આ પ્રમાણે [૧]ભગવાન્ સાથેના સંબન્ધના અભાવમાં દોષના સંબન્ધને કહીને, તેમ હોવાથી ગુણની હાનિ તે પણ જણાવતાં ત્યાં વિશેષને કહે છે.

## हानौ तूपायनशब्दशेषत्वात्कुशाच्छन्दः स्तुत्युपगानवत्तदुक्तम् ॥३-३-२६॥

"ત્યારે વિદ્વાન્ પાપ તથા પુણ્યનું [૨]વિધૂનન કરીને [૩]નિરંજન થઇને પરમ સામ્યને પ્રાપ્ત થાય છે." (મું. ૩-૧-૩) એમ આથર્વણિકોથી કહેવાય છે. "[૪]પરમ" શબ્દથી બ્રહ્મ કહેવાય છે. અને તેથી કાર્ય સહિત અવિદ્યાથી રહિત પરમની નિકટ [૫]જાય છે. ત્યાર પછીથી સામ્યને પ્રાપ્ત કરે છે એવી યોજના છે.

ત્યાં આ વિચારાય છે, [૬]સામ્ય એટલે સમાન જાતીય ધર્મરૂપ. અને તે કેટલાક ધર્મો તથા [૭]અશેષ [૮]તેમાં નિષ્ઠ ધર્મોથી [૯]હોય છે. ત્યાં [૧૦]અન્ત્યપક્ષ બ્રહ્મની સાથે સમાનનો સંભવતો નથી. [૧૧]તેની સમાન નથી તથા તેનાથી અધિક જોવામાં આવતો નથી.

---

અસુરોના જયનો હેતુ ભગવાન્‌નો સંબન્ધજ જણાવ્યો છે, આથી આસન્યે તે હેતુને બરાબર જાણીને ગાન કર્યું હતું. વાગાદિને તે હેતુ જણાયો નહોતો. આથી બન્નેના અર્થમાં ભેદ છે. (૩૦) 'આ ઉંદરો દણ્ડને પણ ખાય છે તો પછી તે દણ્ડ સાથે બાંધેલા રોટલાને ખાય એમાં શું આશ્ચર્ય?' આવા પ્રકારની દલીલ તે કૈમુતિકન્યાય. આ ન્યાયમાં એક અર્થની સંભાવનામાં અન્ય અર્થની સંભાવના પણ સૌકર્યથી થાય છે. **ભાવાર્થ**—બૃહદારણ્યક અને છાંદોગ્યમાં વાક્ પ્રાણાદિમાં જે પાપવેધ તથા દુષ્ટસંબન્ધ કહ્યો છે તે ભગવદ્ધર્મના સંબન્ધના અભાવને લીધે અથવા વિષયના ભેદને લીધે છે. ૨૫

**સૂત્ર ૨૬**—(૧) જ્યાં ભગવાન્ સાથે સબન્ધ નથી હોતો ત્યાં પાપનો સંપર્ક હોય છે (૨) ત્યાગ (૩) નિર્લેપ (૪) શ્રુતિના "પરમ" શબ્દને સમજાવે છે. પરમને પ્રાપ્ત થાય છે એટલે બ્રહ્મને પ્રાપ્ત થાય છે (૫) પરમ સામ્યને પ્રાપ્ત થાય છે એટલે પરમને પ્રાપ્ત થાય છે અને સામ્યને પ્રાપ્ત થાય છે. અવિદ્યાથી રહિત થતાં પરમની નિકટ જાય છે અને પછી ભગવાનનું સામ્ય મેળવે છે (૬) સંદેહ સામ્ય શબ્દ પરત્વે છે. બ્રહ્મની સાથે સામ્ય એટલે બ્રહ્મના ધર્મોની પ્રાપ્તિ. બ્રહ્મ સાથે થોડા ધર્મોથી પ્રાપ્તિ છે કે તમામ ધર્મોથી એવી શંકા કરવામાં આવી છે (૭) બધા (૮) બ્રહ્મમાં આવેલા (૯) "સામ્ય" એ 'હોય છે' નો કર્તા છે (૧૦) છેલ્લો પક્ષ એટલે બ્રહ્મના તમામ ધર્મો જીવમાં આવે છે તે પક્ષ (૧૧) જીવ બ્રહ્મની સાથે તેના સમાન ગુણોથી સામ્ય પ્રાપ્ત કરતો નથી, કારણ કે શ્રુતિમાં કહે છે કે બ્રહ્મથી અધિક કોઇ નથી તેમ સમાન નથી. જો જીવ બ્રહ્મના તમામ ધર્મોથી સામ્ય મેળવે તો પછી

(શ્વે. ૬-૮)એમ શ્રુતિનો વિરોધ છે. તેથી [૧૨]આદ્યપક્ષનુંજ અનુસરણ કરવું જોઇએ. ત્યાં કયા ધર્મોથી અહિંઆં સામ્ય કહેવાય છે એવી અપેક્ષામાં કહે છે. "હાનિ"માં. [૧૩]બ્રહ્મ માંથી જીવનો વિભાગ તે હાનિ શબ્દથી કહેવાય છે. તેમજ [૧૪]તે હોય તો જે [૧૫]જીવમાં આવેલા આનંદના અંશ ઐશ્વર્ય વગેરે ધર્મો છે તે ભગવાનની ઇચ્છાથી તિરોધાન પામેલા છે તે ધર્મો બ્રહ્મનો સંબંધ થતાં ફરીથી આવિર્ભાવ પામે છે તેથી તે ધર્મોથીજ તે પ્રમાણે છે એમ અર્થ છે. ભગવાનના આનંદ વગેરે પૂર્ણ હોવાથી અને જીવના આનંદ વગેરે અલ્પ હોવાથી નામથીજ સમાન ધર્મો દ્વારા બ્રહ્મના સામ્યનો જીવમાંજ [૧૬]ઉપચાર કરવામાં આવે છે અને તેથી સામ્યની પાસે જ જાય છે એમ છે. ખરી રીતે તો આ ધર્મોથી પણ સામ્ય નથી એવો ભાવ છે. માટેજ "તેનીજ સમાન કોઇ નથી" (શ્વે. ૬-૮) એ શ્રુતિનો વિરોધ નથી. માટેજ સૂત્રકારે [૧૭]સામ્યની નિકટ જાય છે એમાં સામ્ય માટે ઉપાયન શબ્દ ફક્ત છે. સામ્ય પદાર્થ રહસ્ય રૂપ અહિંઆં નહિ એવો ભાવ પ્રગટ કરવાને માટે શબ્દનો શબ્દ કહ્યો છે. તે ધર્મો સાથે સામ્ય નથી, બીજાઓથી છે. એમાં કયો હેતુ છે એવી આકાંક્ષા થાય તો કહે છે. ઉપાયન શબ્દના શેષથી परमुपैति એમાં જે ઉપાયન શબ્દ છે તેના શેષ રૂપથી સામ્યના 'ઉપાયન' શબ્દની શેષતા છે એવો અર્થ છે. આનંદના અંશાદિનો આવિર્ભાવ બ્રહ્મના સંબંધનો હેતુરૂપ હોવાથી ત્યારેજ સામ્યના ઉપાયનનું કથન હોવાથી તેજ ધર્મોથી સામ્યનો અભિપ્રાય છે એમ ભાવ છે. આનંદ વગેરે બ્રહ્મના ધર્મ રૂપ હોવાથી તેમનીજ સાથે તેનું સામ્ય કહેવું તે અભેદને જણાવે છે એવી શંકા લાવીને તેના ફક્ત ધર્મોવાળા રૂપની તેની સાથેજ અભેદની સાધકતા નથી. તેથી અહિંઆં દૃષ્ટાન્ત કહે છે.[૧૮] કુશ એટલે સમિધ્. તેને તેનું પ્રસ્તોતા અગ્નિષ્ટોમાદિ યજ્ઞોમાં સ્થાપન કરાવે છે. ત્યારેજ તેના સંબંધિનો જે છંદ સ્તુતિના ઉપગાન રૂપ છે તેની માફક એવોજ અર્થ છે. ત્યાં "[૧૯] હે શૂર!" દુગ્ધ ગાયોની માફક અમે તને [૨૦]નમન કરીએ છીએ." (ઋ. સં. ૫-૩-૨૧)[૨૧]એ ઋચામાં જે વર્ણો છે તેમનાજ સ્વરનોજ ઉપસં-હાર [૨૨]કરીને ભકતથી જ [૨૩]ગાન કરાય છે. ત્યારે આર્ચિક(ઋચા) વર્ણોના ધર્મોવાળા

---

ઉપરની શ્રુતિમાં વિરોધ આવે. (૧૨) પ્રથમ પક્ષ સ્વીકારવા જેવો છે. તમામ નહિ પણ થોડાજ ધર્મોથી સામ્ય પ્રાપ્ત કરે છે તે પક્ષ (૧૩) બ્રહ્મથી જીવનું છૂટા પડવું તે અહિંઆં "હાનિ" તરીકે કહેલ છે (૧૪) હાનિમાં બ્રહ્મથી જીવના છૂટા પડતી વખતે (૧૫) બ્રહ્મથી જીવ છૂટો પડે છે ત્યારે તેનામાં બ્રહ્મના ઐશ્વર્યાદિ ધર્મો તિરોભૂત હોય છે (૧૬) જીવમાં બ્રહ્મના ધર્મોનું કથન લક્ષણાથી છે. વસ્તુતઃ ક્યાં બ્રહ્મ અને ક્યાં જીવ? બ્રહ્મના ધર્મો પૂર્ણ છે. જ્યારે જીવના અલ્પ છે, આથી તે બન્ને વચ્ચે સામ્ય સંભવતુંજ નથી પણ જેમ સૂર્યનો પ્રકાશ અને દીપકનો પ્રકાશ એ બન્ને વચ્ચે પ્રકાશ શબ્દથી સામ્ય સંભવે છે તેમ અહિંઆં સમજવું. (૧૭) ખરી રીતે જીવ બ્રહ્મ સાથે સામ્ય મેળવતો નથી પણ સામ્યની નિકટ જાય છે એટલોજ અર્થ અહિંઆં સંભવે છે. આ અર્થ જણાવવાને સૂત્રમાં સૂત્રકારે उपैति શબ્દ યોજ્યો છે. उपायन શબ્દ 'ઉપ' ઉપસર્ગવાળા "ઇ" ધાતુમાંથી વ્યુત્પન્ન થાય છે (૧૮) હિરણ્યાક્ષનું વરાહપ્રતિ વચન છે (૧૯) યમના અભિભવ કરનાર (૨૦) નમન કરીએ છીએ, સામથી સ્તવન કરતા નથી (૨૧) દુધ વગરની ગાય જેમ સ્તુતિને લાયક નથી તેમ અમે તમારૂં સ્તવન કરતા નથી (૨૨) त्वामपि हवामहे એમાં ઉપસંહાર કરીને (૨૩) કોશમાં "ભ" શબ્દનો અર્થ એકાદશ બલયુક્ત શુક્ર

સ્વરોનો ઉપસંહાર છે તે ભકાર ઋચા રૂપે છે તેમ સંભવતું નથી. એજ પ્રમાણે અહિંઆં પણ બ્રહ્મના ધર્મોના [24]પ્રાગટયથી જીવ તે રૂપે છે એમ સંભવતું નથી.

**तत्त्वमसि** વગેરે [25]વાકયોથી અભેદનું જ્ઞાન થાય છે તેથીજ ભલે તે પ્રમાણે હો એમ જો કહે તો જણાવે છે કે જીવ અને બ્રહ્મના અભેદના ઉપદેશનું તાત્પર્ય (બ્ર. સૂ. ૨-૩-૨૯) એ સૂત્રથી કહેવાયું છે એમ અર્થ છે અને વળી શ્રુતિમાં [26]બ્રહ્મના ઉપાયનને સામ્યના [27]ઉપાયનના હેતુ તેના અનુપાયનને-સામ્યના અનુપાયનના હેતુ તરીકે જણાવાય છે, તેમજ વળી (બ્ર. સૂ. ૩-૨-૨૫) એ સૂત્રમાં જીવ બ્રહ્મના અંશ રૂપથી આનંદ ઐશ્વર્ય વગેરે બ્રહ્મના ધર્મવાળો છે પણ બ્રહ્મની પાસેથી તેનો વિભાગ થતાં તેની ઇચ્છાથી તેના ધર્મના તિરોધાનને સંસાર રૂપમાં હેતુ તરીકે જે કહ્યું તેપણ તેનેજ કહ્યું છે એમ આનાથી સ્મરણ કરાવાય છે. એમ ભૂલવું જોઇએ નહિ. જેમ અન્ય શાખામાં કહેલા ધર્મોનો પણ એકવિદ્યામાં ઉપસંહાર કરાય છે તે પ્રમાણે બ્રહ્મમાં નિષ્ઠ ધર્મો જીવોમાં પણ આ શ્રુતિથી જણાય છે. તેથી આટલું સામ્ય છે માટે ઉપસંહારના પ્રકરણમાં આનું નિરૂપણ કરેલું છે.

૬ સંપરાયાધિકરણ

## संपराये तर्त्तव्याभावात्तथा ह्यन्ये ॥३-३-२७॥

### ભક્તિમાર્ગમાં પાપનો અભાવ છે તેથી ત્યાં પાપ નથી. જ્ઞાન પછી જે પાપીઓ છે તે જુદા છે.

વાજસનેયિ શાખામાં—"તે આ નહિજ નહિજ એવો આત્મા" (બૃ. ૩-૯-૨૬) ત્યાંથી શરૂ કરીને "તે વ્યથા પામતો નથી" (બૃ. ૩-૯-૧૬) ત્યાં સુધી બ્રહ્મના સ્વરૂપને કહી તે જે કારણથી બ્રહ્મ આવું છે તે કારણથી તેનો જાણનાર પણ કહેવામાં આવનાર રૂપ વાળો છે એવો અભિપ્રાય આગળ કહેવાય છે. "આથી મેં પાપ કર્યું. આથી મેં

---

અગર નક્ષત્ર થાય છે (૨૪) જેમ ભકારથી ગાન કરવા છતાં ભકાર એ ઋચારૂપ નથી તેમ બ્રહ્મના ધર્મો જીવમાં આવિર્ભાવ પામે તો પણ ખરી રીતે જીવનું બ્રહ્મ સાથે સામ્ય નથી. (૨૫) આ સાથે तत्त्वमसि વાકયનો આધાર લેઇને જીવ અને બ્રહ્મના અભેદને જણાવે તો કહે છે કે તે અભેદતા કેવા પ્રકારની છે તે વિષેનું તાત્પર્ય બ્ર. સ. ૨-૩-૨૯માં જણાવ્યું છે. તેથી જાણી શકાશે કે જીવ અને બ્રહ્મ વચ્ચે તાદાત્મ્ય સંબન્ધ નથી પણ અંશાંશીનો સંબન્ધ છે. (૨૬) બ્રહ્મપ્રાપ્તિને બ્રહ્મપ્રાપ્તિ એજ બ્રહ્મ સાથે સામ્યનો હેતુ છે (૨૭) સામ્યની પ્રાપ્તિ. **ભાવાર્થ**-જીવનો ભગવાનથી વિભાગ થતાં તેનામાં આનન્દાદિ ધર્મો તિરોધાન પામે છે, પણ ફરીથી ભગવાનસાથે સંબન્ધ થતાં તે આવિર્ભાવ પામે છે. **અર્થાત્** ભગવાન્ સાથે સંબન્ધ થતાં સામ્યની નિકટ તે જાય છે, આ સામ્ય અમુક ધર્મોથી હોય છે, તમામ ધર્મોથી નહિ. વસ્તુતઃ તો જીવ અને બ્રહ્મ વચ્ચે સામ્ય હોતુંજ નથી. શ્રુતિમાં બ્રહ્મની સમાન તથા અધિક કોઇ નથી એમ કહેલું છે તેથી. અહિંઆં જે સામ્ય કહેવાય છે તે ઉપચારથી-લક્ષણાથી કહેવાય છે. જેમ કુશ સમિત્ સંબન્ધના છન્દની સ્તુતિના ઉપગાનમાં **अभित्वा शूर नोनुम** એમાં સ્વરથીજ ઉપસંહાર કરીને "ભ" કારથી ગાન કરાય છે. આથી "ભકાર"ની યાગાત્મકતા હોતી નથી. તેજ પ્રમાણે જીવ અને બ્રહ્મની બાબતમાં સમજવું.

કલ્યાણ કર્યું: એમ બંન્નેને આ તરી જાય છે. તેમજ "આ બ્રાહ્મણનો નિત્ય મહિમા છે" (બૃ. ૪-૪-૨૩) એવી આગળની ઋચાથી બ્રહ્મના જાણનારનું મહાત્મ્ય કહીને કહેવાય છે. તેટલાજ માટે આ પ્રમાણે જાણનાર શાન્ત, દાન્ત, ઉપરતિવાળો, તિતિક્ષાવાળો, અને શ્રદ્ધારૂપી દ્રવવાળો થઇને આત્મામાં આત્માને જુએ, આ સર્વેને તે જુએ છે. સર્વ આનો આત્મા છે. સર્વનો તે આત્મા છે. સર્વ પાપને તરે છે. આને પાપ તરતું નથી (નડતું નથી) (બૃ. ૪-૪-૨૩) વગેરેથી કહીને છેવટે કહેવાય છે. "જે આ પ્રમાણે જાણે છે" (બૃ. ૪-૪-૨૫) અહિંઆં પાપ તે તરવા રૂપી બ્રહ્મના જ્ઞાનનું માહાત્મ્ય કહેવાય છે. કારણ કે જ્ઞાન [1]સંસારમાંથી મુક્તિનો હેતુ છે. આથર્વણ ઉપનિષદ વગેરેમાં તો ભગવાનની ભક્તિને મુક્તિના હેતુ રૂપે કહેલ છે. પણ " આ બ્રહ્મનું જે ધારણ કરે છે" ત્યાંથી [2]ઉપક્રમણ કરીને "ભજે છે તે અમૃત બને છે" એમ કહ્યું છે. આગળ પણ સંસારમાંથી મુક્ત થાય છે એમ છે. આ વિષયની વ્યવસ્થા તો પહેલાં જ કહેલી જ છે તેથી જ અહિંઆં કહેવામાં આવતી નથી. પણ આટલો સંદેહ છે. " જે આ પ્રમાણે કહે છે તે પાપને તરે છે " (નૃ. તા. પૂ. ૨-૧) એ વચનથી જ્ઞાન [3]દશામાં પણ પાપનું અસ્તિત્વ કહેવું જોઇએ, નહિ તો તેને તરવાનું સંભવતું નથી. આ પ્રમાણે હોવામાં ભક્તિની દશામાં પણ આ પ્રમાણે હશે કે નહિ એમ સંશય થાય છે. ત્યાં શ્રુતિમાં [4]અવિશેષથી પાપના નાશનું શ્રવણ હોવાથી મુક્તિના પહેલા કાળમાં પાપનો નાશ અવશ્ય હોવાથી એક જગ્યાએ નિર્ણય કરેલો શાસ્ત્રનો અર્થ બીજે પણ તે પ્રમાણે હશે એવા ન્યાયથી ભક્તિથી પાપનો નાશ હોવાથી અહિંઆં પણ તે પ્રમાણે પ્રાપ્ત થતાં કહે છે,

[5]સંપરાય-એટલે [6]પરલોક તે પ્રાપ્તવ્ય હોય ત્યારે. એવો "સંપરાયનો" અર્થ છે અથવા [7]પર કહેતાં પુરૂષોત્તમ તેનું અય કહેતાં જ્ઞાન એનું નામ પરાય. જેનાથી પુરૂષોતમનું જ્ઞાન સંપૂર્ણ બનેલું છે તે સંપરાય અથવા ભક્તિ માર્ગ છે. અથવા [8]પર કહેતાં પુરૂષોતમ અને અય કહેતાં ગમન પ્રવેશ એનું નામ પરાય. સંપૂર્ણ જેનાથી પુરૂષોતમમાં પ્રવેશ થાય છે તે ભક્તિમાર્ગ એવો અર્થ છે. જ્ઞાનમાર્ગમાં અક્ષરની પ્રાપ્તિ હોવાથી અને ભક્તિમાર્ગમાં પુરુષોત્તમની પ્રાપ્તિ હોવાથી તેના કરતાં જ અહિંઆં

---

અધિ૦ ૬ સૂત્ર ૨૭—(૧) કારણ કે જ્ઞાનથી સંસારનો ઉચ્છેદ થાય છે. (૨) શરૂઆત કરીને (૩) પાપને તરવાનું કહ્યું છે. તે જ્ઞાનની અવસ્થામાં, ભક્તિની અવસ્થામાં નહિ એમ કહેવાનું તાત્પર્ય છે. (૪) ભક્તિમાર્ગમાં પાપનું અસ્તિત્વ ખરૂં કે નહિ એ શંકામાં પૂર્વપક્ષીનો મત કલ્પે છે. પૂર્વપક્ષીના મત પ્રમાણે ભક્તિમાર્ગમાં પણ પાપનું અસ્તિત્વ છે. તેનું કારણ આ પ્રમાણે છે. ભક્તિથી મુક્તિ મળે છે એવું જે કહેવામાં આવે છે તેથી એ સિદ્ધ થાય છે કે મુક્તિ પહેલાં પાપ હોય છે. (૫) સિદ્ધાન્ત જણાવે છે. (૬) સૂત્રમાં કહે છે કે સંપરાયમાં તર્તવ્ય-તરવાજેવું અર્થાત્ પાપ હોતું નથી. સંપરાયના અર્થો ભાષ્યમાં જૂદી જૂદી રીતે વ્યુત્પત્તિથી કરી બતાવ્યા છે, પ્રથમ અર્થ "પરલોક" કર્યો છે, એટલે પરલોક પ્રાપ્તવ્ય હોય ત્યારે પાપનો અભાવ છે એવો સૂત્રનો અર્થ થાય છે. (૭) અથવા "પર" પુરુષોત્તમ તેનો "અય" જ્ઞાન અર્થાત્ 'પરાય' એટલે "પુરુષોત્તમનું જ્ઞાન." આ "પરાય"ની પૂર્વે "સમ્" ઉપસર્ગ તે સંપૂર્ણતાનો અર્થ સૂચવે છે. અર્થાત્ જેનાથી પુરુષોત્તમનું જ્ઞાન સંપૂર્ણ બને છે તેનું નામ સંપરાય-ભક્તિમાર્ગ (૮) અથવા "પર" એટલે "પુરુષોત્તમ" અને 'અય' એટલે 'ગતિ.' આમ

ફેર છે એમ જણાવવાને આ [9]પ્રકારે કથન છે. આથી ભક્તિની પહેલાં જ પાપનો નાશ યુક્ત છે એવો ભાવ છે. બ્રહ્મરૂપ બનેલાને ભક્તિ મળ્યા પછી "ભક્તિથી મને જાણે છે" (ભ. ગી. ૧૮-૫૫) એ ભગવદ્‌વાક્યથી પુરૂષોત્તમના સ્વરૂપનું જ્ઞાન ભક્તિ એકલાથી જ સાધ્ય હોવાથી તે પ્રમાણે છે. આમ હોવાથી "મુક્તપણ સિદ્ધ પુરૂષોની કરોડોની સંખ્યામાં પણ નારાયણની ભક્તિવાળો શાન્ત આત્માવાળો પુરૂષ એ મહામુનિ! ઘણો જ દુર્લભ છે)" (ભા. ૬. ૧૪-૫) તથા (બ્ર. સૂ. ૧-૩-૨)માં તેમજ "હજારો જન્મો પછી તપ, ધ્યાન અને સમાધિથી જેનાં પાપક્ષય પામ્યાં છે એવા પુરૂષોની કૃષ્ણમાં [10]"ભક્તિ ઉત્પન્ન થાય છે, હજારો જન્મો પછી શિવની આરાધના કર્યા પછી સર્વ પાપનો ક્ષય થતાં અહિંઆં કોઈક જ વૈષ્ણવત્વ મેળવે છે" વગેરે વાક્યોથી પાપના નાશ પછી જ ભક્તિનો સંભવ છે તેથી ભક્તને તરવાનાં પાપ નહિ હોવાથી જ્ઞાનમાર્ગની સાથે તેની [11]તુલ્યતા નથી એવો અર્થ છે. [12]"જો જે આ પ્રમાણે જાણે છે" (નૃ. પૂ. તા. ૨-૧) [13]સામાન્ય વચનથી પુરૂષોત્તમને જાણનારનું પણ એમ જ છે એવી શંકા થાય તો કહે છે. "અન્ય પણ તે પ્રમાણે છે" એટલે જ્ઞાનની પછી જ પાપવાળાઓ ભક્તિમાર્ગીય કરતાં અન્ય છે કહેલા વચનરૂપની ઉપપત્તિ "હિ" શબ્દથી જણાવાય છે. ૨૭

[1]ભા. ૧૦-૨૯-૧૦ માં ભક્તિમાર્ગીય પણ ગોપસ્ત્રીઓ વિષે કહ્યું છે "દુઃસહ પ્રિયતમના વિરહના તીવ્ર તાપથી જેમનાં પાપ દૂર થયાં છે તેવાં તથા ધ્યાનથી અચ્યુતની સાથે આલિંગન પ્રાપ્ત કરીને તેના સુખથી જેમના પુણ્યકર્મોનો ક્ષય થયો છે. એવાં" આ વચનથી ગોપસ્ત્રીઓના દુષ્કૃત્ય સુકૃતની હાનિનું શ્રવણ છે તેથી જ પહેલાં કહેલાં વચનો સથે વિરોધ આવશે એવી શંકા થતાં ઉત્તર કહે છે.

## छन्दत उभयाविरोधात् ॥३--३—२८॥

## (ભક્તિમાર્ગમાં પરમાત્માની) ઈચ્છાથી ઉભયનો અવિરોધથી છે તેથી.

છન્દ કહેતાં ઇચ્છા. ભક્તિ માર્ગીયોનો પણ પહેલાં પાપનો નાશ જે છે તે

---

અર્થ લેતાં 'પરાય' એટલે પુરુષોત્તમ ભગવાન્‌માં ગતિ, અને તેની પૂર્વે "સમ્" ઉપસર્ગ જોડવાથી સંપરાયનો અર્થ જેનાથી ભગવાન્‌માં સંપૂર્ણ ગતિ થાય છે તે. અર્થાત્ ભક્તિમાર્ગ (૯) જ્ઞાનમાર્ગમાં પાપનો સંભવ છે અને ભક્તિમાર્ગમાં નહિ એમ જણાવવાને અહિંઆં તે બન્ને માર્ગોના ધ્યેયોનું તારતમ્ય દર્શાવે છે (૧૦) ભક્તિમાર્ગીય સ્નેહત્વ (૧૧) અર્થાત્ જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ અધિક છે (૧૨) તથા अन्ये શબ્દોનું શું પ્રયોજન છે તે જણાવવા પૂર્વપક્ષ મૂકે છે. (૧૩) નૃ. પૂ. તા. ૨-૧ ની શ્રુતિમાં "જે જાણે છે" એ શબ્દો જ્ઞાની તથા ભક્ત બન્નેનો ઉલ્લેખ કરે છે. આથી જેમ જ્ઞાની બ્રહ્મને જાણીને પાપને તરે છે તેમ પુરુષોત્તમને જાણનાર પણ પાપને તરે છે એમ કહેલ છે. આથી જ્ઞાની અને ભક્તમાં ત્યાં ફેર નથી. **ભાવાર્થ**-પ્રથમ જ્ઞાનથીજ પાપનો નાશ થતો હોવાથી ભક્તિમાર્ગમાં પાપ હોતું નથી, જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગનો આ વિશેષ છે કે જ્ઞાનમાર્ગમાં પાપની સત્તા હોય છે તથા તેનો નાશ કરવો પડે છે અને ભક્તિમાર્ગમાં તો પહેલેથી તેનો (પાપનો) અભાવ હોય છે. ૨૭

**સૂત્ર** ૨૮—(૧) ગોપસ્ત્રીઓએ ધ્યાનથી ભગવાન્‌ને પ્રાપ્ત કરીને પોતાનાં દુષ્કૃત તથા સુકૃતનો નાશ કર્યો હતો એમ જે ભાગવત ૧૦-૨૯-૧૦ માં કહ્યું છે તે ઉપરથી એવો નિર્ણય થાય છે કે ભક્તિમાર્ગીય

ભગવાનની ઈચ્છાના વિશેષથી જ છે. આથી ભક્તિની પહેલાંજ પાપના નાશનું નિરૂપણ કરનાર અને તેના નાશનું નિરૂપણ નહિ કરનાર વચનોમાં વિરોધ નહિ હોવાથી ભક્તિની પહેલાં જ પાપનો નાશ આવશ્યક છે એમ અર્થ થયો. આમ હોવાથીજ ભક્તાની ભક્તિની પહેલાં જ તેનો નાશ [2]ઔત્સર્ગિક છે. તે કદાચ વિશેષ ઈચ્છાથી દૂર કરાય છે એવો ભાવ જણાવેલો છે. અહિંઆં વિશેષમાં ઘણું કહેવાનું છે "તોપણ" કંઇક [3]કહેવાય છે. ઇચ્છા કરાયેલી લીલાની મધ્યમાં આવેલા ભક્તો [4]તે ઉપાધિવાળા સ્નેહથી યુક્ત નથી, તેમજ સગુણ [5]દેહવાળા નથી, અથવા [6]સુકૃત વગેરેથી યુક્ત નથી એમ [7]જણાવવાને કેટલીક ગોપીઓને તેના વિપરીત [8]ધર્મથી યુક્ત કરીને તે દશામાં જ પોતાની પ્રાપ્તિમાં પ્રતિબંધ કરાવીને પોતે જ તે દશાનો નાશ કરીને પોતાની લીલામાં તેમનો પ્રવેશ કરાવ્યો તે છે. આથી જ અભાવ સર્વદા છે એવું નથી. મંત્રથી [9]જેની શકિત રોકાઇ છે એવો અગ્નિ બાળતો નથી તેથી જ તેનું સર્વદા હોવું તે સ્વભાવ છે. એમ કહેવું શકય નથી. અને આ શ્રીભાગવતના દશમસ્કંધની વિવૃતિમાં અમે વિસ્તારથી કહ્યું છે.

૭ ગતેરર્થવત્વમિત્યધિકરણ.

## गतेरर्थवत्त्वमुभयथान्यथाहि विरोधः ॥३-२-२९

### મર્યાદા અને પુષ્ટિના ભેદથી બન્ને રીતે જ્ઞાન ફલનું ઉત્પન્ન કરનાર છે. નહિ તો વિરોધ હોય.

"[1]સત્ય, જ્ઞાન, અનન્ત બ્રહ્મને પરમ હૃદય આકાશમાં નિહિત જે જાણે છે" (તૈ.૨-૧) 'તેને જ જાણતો અહિંઆં વિદ્વાન્ થાય છે, તેના [2]અયન માટે બીજો માર્ગ નથી" (તૈ. આ. ૩-૧૩) વગેરે શ્રુતિઓથી કહેલા રૂપનું બ્રહ્મજ્ઞાન થતાં જ મોક્ષ જ કહેવાય છે

તે પણ પાપ હોય છે આવી શંકા કરી છે (૨) સ્વાભાવિક (૩) આ વિષયમાં સુબોધિની ઉપરનાં ટિપ્પણીમાં વિસ્તાર કર્યો છે માટે જીજ્ઞાસુએ ત્યાં જોવું (૪) ભગવાન્ જે લીલા કરવાની પોતે ઇચ્છા કરે છે અને તે લીલાની મધ્યમાં જેનો પ્રવેશ છે તેવા ભક્તોનો સ્નેહ ઉપાધિવાળો નથી, પણ સ્વાભાવિક છે. (૫) નિર્ગુણ દેહવાળા છે. પ્રકૃતિના ગુણોથી યુક્ત નહિ પણ અલૌકિક ગુણયુક્ત વિગ્રહવાળા છે (૬) તેવા ભકતોમાં પુણ્ય કે પાપ જેવું પણ કંઇ હોતું નથી. (૭) લીલાના ભકતોનો સ્નેહ નૈસર્ગિક છે, તેમના દેહ નિર્ગુણ છે, અને તેમને સુકૃત વગેરે હોતાં નથી એવું જણાવવાને (૮) ઉપાધિવાળા સ્નેહથી. સગુણ દેહથી અને સુકૃત વગેરેથી યુક્ત કહીને (૯) કદાચ કોઈ મંત્રની પ્રબળ શક્તિથી અગ્નિના દાહક ધર્મને કુણ્ઠિત કરે તેથી એમ સમજવાનું નથી કે અગ્નિમાં દહન કરવાનો, નહિ કરવાનો સ્વભાવ સહજ છે. તેજ પ્રમાણે કવચિત્ અમુક ભક્તનો લીલામાં પ્રવેશ કરાવવાને તેને સુકૃતાદિથી યુક્ત કરીને તે સુકૃતાદિનો નાશ કરે તેથી એવો સામાન્ય નિયમ થઇ શકે નહિ કે ભક્તિમાર્ગમાં સુકૃતાદિનું અસ્તિત્વ છે. **ભાવાર્થ**– અથવા ભક્તિમાર્ગમાં પરમેશ્વરની ઇચ્છાથી ભક્તિ પછી પણ પાપનો નાશ હોય છે, પણ તે અપવાદ તરીકેજ છે સામાન્યતઃ ભક્તિમાર્ગમાં પાપનો અભાવ છે એ સિદ્ધાન્તને આથી કોઇ પણ બાધ આવતો નથી. ૨૮

**અધિ૦ ૭. સૂત્ર ૨૯**—(૧) ગયા અધિકરણમાં જ્ઞાનીની સરખામણીએ ભક્ત અને જ્ઞાનની સરખામણીએ ભક્તિ અધિક છે એમ કહેલું હતું. તે માટે હેતુ જણાવવાને આ અધિકરણનું પ્રયોજન

"જેનું જ આ વરણુ કરે છે તેનાથી તે લભ્ય છે." (મું. ૩-૨-૩) એ શ્રુતિથી આત્મીય તરીકે અંગીકારરૂપ વરણુ તે ભક્તિમાર્ગીય હોવાથી, તેના હોવામાં ભક્તિમાર્ગમાં પ્રવેશથી તેજ હોય છે એમ કહેવાય છે. વળી "ભક્તિથી જ મને જાણે છે" (ભ. ગી. ૧૮-૫૫) એમ કહીને "પછીથી મને તત્ત્વથી જાણીને ત્યાર પછી પ્રવેશ કરે છે" (ભ. ગી. ૧૮-૫૫) એમ ભગવાનથી કહેવાયું છે તેથી ભકિતમાર્ગમાં પુરુષોત્તમના જ્ઞાનથી જ મોક્ષ કહેવાય છે. જ્ઞાનમાર્ગમાં તો અક્ષર જ્ઞાનથી મોક્ષ છે એમ ફેર છે. માટે મારી ભકિતથી યુકત, મારા આત્મા બનેલા યોગીને જ્ઞાન તેમ વૈરાગ્ય પણ અહિંઆં ઘણું ઘણું કરીને કલ્યાણ કરતું નથી. (ભા. ૬-૧૪-૬) એ વચનથી [3]ભકિતમાર્ગવાળાને જ્ઞાનની નિરપેક્ષા પણ કહેલી છે. [4]તેમ જ વળી પરસ્પર શ્રુતિ તથા સ્મૃતિનો વિરોધ છે. તેથી તેમાંથી એકનો નિર્ણય સંભવતો નથી. [5]"બન્નેમાં જ્ઞાનથી જ મોક્ષ છે, કારણુ કે તે પ્રમાણે ઉકિત છે. જ્ઞાનની નિરપેક્ષતાની ઉકિતનો ભકતની ભકિતની સ્તુતિના અભિપ્રાયથી છે" એમ કહેવું જોઈએ નહિ. [6]વિષય ભેદને લીધે જ્ઞાનનો ભેદ હોવાથી મુકિતનું સાધન જ્ઞાન કયું? એમ અનિશ્ચય છે તેથી. [7]તેમ શ્રૌતત્વના અવિશેષથી સમુચ્ચય છે એમ કહેવું નહિ. જ્ઞાનીનો અક્ષરબ્રહ્મમાં લય હોય છે અને ભકતનો પુરુષોત્તમમાં હોવાથી [8]સમુચ્ચયનો અસંભવ છે. તો આ રીતે વિરોધના અભાવથી સઘળું બરાબર છે એમ કહેતા હો તો જણાવાય છે કે ના પ્રથમ જ્ઞાનમાર્ગીય જ્ઞાનવાળાના અને પછી ભકિતમાર્ગીય જ્ઞાનવાળાના લયસ્થાનના નિશ્ચયનો સંભવ નથી. વળી "પછીથી મને તત્ત્વથી જાણીને" (ભ. ગી. ૧૮-૫૫) એ વચનથી ભકિત માર્ગમાં તત્ત્વથી ભગવાનનું જ્ઞાન જ પ્રવેશનું સાધન છે એમ માનવું જોઈએ. અને વળી "મારીકામનાવાળા મારા સ્વરૂપને નહિ જાણનાર, અબલાઓ રમણુ અને જાર તરીકે પરમબ્રહ્મ એવા મને સંગથી સેંકડો અને હજારોની સંખ્યામાં પ્રાપ્ત થયાં" (ભા. ૧૧-૧૨ ૧૩) એ વાકયથી જ્ઞાનમાર્ગીય અને ભકિતમાર્ગીય જ્ઞાનરહિતોની પણ ભગવત્પ્રાપ્તિ

છે. (૨) મોક્ષ (૩) ભક્તિમાં જ્ઞાનની જરૂર નથી. (૪) શ્રુતિનો વિરોધ દેખાડીને સ્મૃતિનો વિરોધ દેખાડે છે. (૫) ભક્તિ જ્ઞાનથી ચઢીઆતી નથી પણ સરખી છે કારણુ કે જેમ જ્ઞાનથી મોક્ષ સધાય છે તેમ ભક્તિથી પણ સધાય છે. છતાં ભક્તિને 'જ્ઞાનની અપેક્ષાથી' એમ જે કહેવામાં આવ્યું છે તેનું પ્રયોજન માત્ર ભક્તિની પ્રશંસા કરવા ખાતર જ છે એમ કોઇ કહેતો તે બરાબર નથી એમ જણાવે છે' (૬) જ્ઞાનનો વિષય અક્ષર બ્રહ્મ છે અને ભક્તિનો પુરુષોત્તમ છે. એ રીતે એ બન્નેમાં વિષયના ભેદો છે. તેથી અક્ષર બ્રહ્મના જ્ઞાનથી મોક્ષ છે કે પુરુષોત્તમના જ્ઞાનથી મોક્ષ છે એનો નિશ્ચય હોતો નથી, માટે જ્ઞાન અને ભક્તિમાં કંઈ પણ તારતમ્ય નથી એમ કહી શકાશે નહિ. બન્નેના વિષયોમાં ભેદ હોવાથી તે બે સાધનોમાં તારતમ્ય અવશ્ય હોવું જોઇએ. (૭) 'બ્રહ્મવેત્તા પરને પામે કરે છે' એવી શ્રુતિથી અક્ષર જ્ઞાનને અને "તેનેજ જાણીને" એ શ્રુતિથી પુરુષોત્તમના જ્ઞાનને મુક્તિનું સાધન કહ્યું છે. અર્થાત્ જ્ઞાન અને ભક્તિના વિષયો જૂદા હોવા છતાં પણ તે બન્નેના વિષયના જ્ઞાનને મુક્તિનું સાધન કહેલું હોવાથી ત્યાં કોઈ પણ વિશેષ નથી-તારતમ્ય નથી, અર્થાત્ જ્ઞાન અને ભક્તિ ઉભયને-તેમના સમુચ્ચયને મોક્ષનાં સાધન કહ્યાં છે. આવું કોઇ કહે તો કહે છે કે એમ કહેવું તે ઠીક નથી. (૮) શ્રુતિમાં અક્ષર બ્રહ્મ અને પુરુષોત્તમ એ બન્નેના જ્ઞાનના પ્રાપ્ય ફલનો ભેદ કહેલો છે. તેથી એકના ફલમાં સમુચ્ચયનો સંભવ નથી. અર્થાત્ જ્ઞાનથી પ્રાપ્ય ફલ અને ભક્તિથી પ્રાપ્ય ફલ એ બન્નેમાં ભેદ શ્રુતિમાંજ સ્પષ્ટ છે.

છે તેથી તેના [9]સાધનત્વનું નિરૂપણ કરનારી શ્રુતિમાં વિરોધ છે. તેમજવળી કદાચ જ્ઞાન મુક્તિના સાધન તરીકે કહેવાય છે, કદાચ ભક્તિ, કદાચ બન્ને પણ નહિ. એમ એમાંથી એક સાધનના અનિશ્ચયથી [10]મુક્તિના સાધનમાં મુમુક્ષુની પ્રવૃત્તિનો અસંભવ છે એમ પ્રાપ્ત થાય તો કહે છે.

[11]ગતિ કહેતાં [12]જ્ઞાન [13]ઉભયથા કહેતાં મર્યાદા અને પુષ્ટિના ભેદથી [14]ફલનું જનક છે. અહિંઆં આ આશય છે "જેને આ લોકમાં ઉન્નત કરવા ઇચ્છે છે તેની પાસે સાધુકર્મ કરાવે છે" (કૌ. ૩-૯) વગેરે શ્રુતિઓથી ભગવાને સૃષ્ટિના પૂર્વકાલમાં જ તે જીવને માટે તે કર્મ કરાવીને આ ફલને આપીશ એમ વિચાર્યું છે તેથી તે પ્રમાણે જ હોય છે. ત્યાં કહેલી રીતિથી મુક્તિના સાધનના અનુગમમાં અવશ્ય કહેવો જોઈએ. [15]આમ હોવામાં [16] કૃતિસાધ્ય જ્ઞાન અને ભક્તિરૂપ સાધન શાસ્ત્રથી સમજાય છે. તે બન્ને કરવાથી મુક્તિ-મર્યાદા છે. [17]તેનાથી રહિતની પણ [18]સ્વરૂપ બલથી [19]પોતાની પ્રાપ્તિ તેનું નામ [20]પુષ્ટિ કહેવાય છે. તેમજ વળી [21]જે જીવનો જે માર્ગમાં અંગીકાર કર્યો તે જીવની ત્યાં પ્રવૃત્તિ કરાવીને તેના ફલને આપે છે તેથી સઘળું સારૂં છે. માટેજ પુષ્ટિમાર્ગમાં અંગીકૃતને જ્ઞાનાદિની નિરપેક્ષા છે અને મર્યાદામાં અંગીકૃતને [22]તેની અપેક્ષા છે એ યુક્ત જ છે, એવો ભાવ છે. અહિંઆં સાધક [23]તરીકે વિપક્ષમાં બાધકને કહે છે. "નહિતો ખરેખર વિરોધ છે." નહિતો મર્યાદા અને પુષ્ટિના [24]ભેદથી વ્યવસ્થાના અકથનમાં વિરોધના હેતુને લીધે તે પ્રમાણે છે એમ અર્થ છે. વિરોધનું પૂર્વપક્ષ ગ્રન્થમાં ઉપાદાન કર્યું છે. [25]આનાથી જ [26]શ્રવણાદિરૂપા અને પ્રેમરૂપા [27]ભક્તિના

(૯) બ્રહ્મ તરીકે જ્ઞાનનું મુક્તિના સાધન તરીકે નિરૂપણ કરનારી શ્રુતિનો વિરોધ હોવાથી અધિકરણની આવશ્યક્તા છે. (૧૦) કવચિત્ જ્ઞાનને મુક્તિનું સાધન કહેલ છે. કવચિત્ ભક્તિને અને કવચિત્ એમાંથી એકને નહિ. આમ હોવાથી મોક્ષની ઇચ્છાવાળો મોક્ષ માટે પ્રવૃત્તિ કરી શકશે નહિ. કારણ કે કયા સાધનથી મોક્ષ મળે છે એ નિશ્ચિત નહિ હોવાથી કયા સાધનનો આશ્રય તેણે કરવો તે પણ તેના જાણવામાં નથી. તો પછી તેનાથી મોક્ષ માટે તે સાધન આચરવાને પ્રવૃત્ત શી રીતે થઇ શકે? આમ શંકા કરી છે (૧૧) સિદ્ધાન્તી ઉત્તર આપે છે. (૧૨) સૂત્રમાં 'ગતિ' શબ્દ છે, તેનો અર્થ "જ્ઞાન" કરવામાં આવે છે. (૧૩) "ઉભયથી"-શબ્દ જે સૂત્રમાં છે તેનો અર્થ "બન્ને રીતે" અર્થાત્ મર્યાદા અને પુષ્ટિની રીતિથી એમ લેવો. (૧૪) સૂત્રમાં "અર્થ" શબ્દ એટલે 'ફલ' અને તેને "વત્" પ્રત્યય લગાડવાથી "ફલવાળો" લેવો. આથી સૂત્રનો અર્થ એવો થાય છે કે મર્યાદા માર્ગની રીતિએ અને પુષ્ટિ માર્ગની રીતિએ-ઉભયથી જ્ઞાન એ ફલનું જનક છે-જ્ઞાનથી જ અમુક ફલ પ્રાપ્ત થાય છે. (૧૫) અહિંઆં મર્યાદા માર્ગ અને પુષ્ટિ માર્ગના ભેદો સમજાવે છે. (૧૬) મર્યાદા માર્ગમાં કૃતિ-સાધનથી ફલ (મોક્ષ) મળે છે. (૧૭) સાધનથી રહિત (૧૮) ભગવાનનું વરણ-અનુગ્રહ તેના બલથી જીવના બલથી નહિ (૧૯) ભગવાનની પ્રાપ્તિ (૨૦) જે માર્ગમાં જીવના સાધનોથી નહિ પણ ભગવાન્ પોતાના અનુગ્રહથી જ પોતાની પ્રાપ્તિ કરાવે છે તેનું નામ પુષ્ટિ માર્ગ છે. (૨૧) મર્યાદા માર્ગમાં જેનો અંગીકાર હોય તેની પાસે મર્યાદાની રીતિ પ્રમાણે સાધન કરાવીને ફલનું દાન ભગવાન્ કરે છે અને પુષ્ટિ માર્ગમાં જેનો અંગીકાર કરે છે તેને પોતે સ્વ વરણથી-અનુગ્રહથી ભજનાનંદનું દાન કરે છે. (૨૨) જ્ઞાનાદિની (૨૩) વિપક્ષમાં બાધક જણાવવાને સૂત્રમાં "અન્યથા હિ વિરોધઃ" શબ્દો છે. (૨૪) અન્યથા-નહિતો. એટલે "મર્યાદા અને પુષ્ટિના ભેદથી વ્યવસ્થાના અકથનમાં" (૨૫) પુષ્ટિ અને મર્યાદાના

વિશેષવગર પાપના ક્ષયમાં જ ઉદય પામે છે અથવા તેમાં કોઇ વિશેષ છે ?

ત્યાં [28]આધુનિક પણ ભકતોને દુ:ખનું દર્શન છે તેથી તથા શ્રવણાદિનું પાપના નાશક તરીકે શ્રવણ છે તેથી અવિશેષનો પક્ષ અસંગત છે. [29]શ્રવણાદિરૂપા તો પાપ હોય ત્યારે પણ હોય છે. પ્રેમરૂપા તો તેનો નાશ હોય ત્યારે જ એમ વિશેષ કહેવો જોઇએ તે પણ પ્રેમવાળા પણ અક્રૂરઆદિના મણિપ્રસંગમાં ભગવાનની સાથે [30]કાપટયના શ્રવણથી તે વધારે ઠીક નથી એ પણ શંકાનો નિરાસ કરેલો જાણવો જોઇએ. તોપણ મર્યાદા અને પુષ્ટિના ભેદથી [31]અંગીકારમાં વૈલક્ષણ્યથી મર્યાદામાં [32]અંગીકૃતની મોક્ષ મેળવવાની ઇચ્છાથી જ શ્રવણાદિમાં તેની પ્રવૃત્તિ છે. તેના આપનાર તરીકે જ ભગવાન્‌માં પ્રેમપણ છે,તો તે નિરુપધિ નથી. કદાચિત્ વસ્તુના [33]સ્વભાવથી મુક્તિની ઇચ્છાની નિવૃત્તિમાં પણ તે ભકિત સાધન માર્ગીય હોવાથી "નહિ ઇચ્છતા મારી [34]અણુગતિને ચોજે છે" એ વાકયથી અન્તમાં મુકિત જ થશે. [35]આ માર્ગમાં શ્રવણાદિથી પાપના ક્ષયમાં પ્રેમની ઉત્પત્તિ છે, પછીથી મુકિત છે. પુષ્ટિમાર્ગમાં [36]અંગીકાર તે અનુગ્રહથી સાધ્ય હોવાથી અને ત્યાં પાપાદિ [37]અપ્રતિબન્ધ રૂપ હોવાથી શ્રવણાદિરૂપ અને પ્રેમરૂપ બન્ને એકી સાથે અથવા પ્રથમ અને પછી અથવા વીપરીત રીતે થાય છે. અહિંઆં [38]શ્રવણાદિક પણ ફલરૂપજ છે. [39]સ્નેહથી જ તે ક્રિયમાણ હોવાથી વિધિનો તે વિષય નથી. અવિદ્યાથી શરૂ કરી મુકિત સુધીમાં ભજનાનન્દના અન્તરાય રૂપ [40]અભ્રંકષ, અને અવિરલ વિવિધ [41]મહાવૃક્ષોના જંગલોના દહનમાં લોલુપ અનુગ્રહા-

---

ભેદથી સાધનોના વ્યવસ્થાપનથી (૨૬) શંકા કરે છે. (૨૭) ભક્તિમાં પણ શ્રવણાદિ જે નવધા કહેવામાં આવે છે તે તથા પ્રેમલક્ષણા એ બન્ને પાપનો ક્ષય થતાં ઉદય પામે છે કે કેમ ? અર્થાત્ પાપની નિવૃત્તિના સાધન તરીકે છે કે નહિ (૨૮) અત્યારના ભકતોમાં દુ:ખ જોવામાં આવે છે, તથા શ્રવણાદિથી તેમનાં પાપ નાશ પામે છે. એમ શ્રવણ થાય છે તેથી પાપ ક્ષીણ થયા પછી શ્રવણાદિ ભક્તિ છે એમ કહી શકાય નહિ. પણ પાપાદિની નિવૃત્તિ માટે શ્રવણાદિ સાધન તરીકે છે એમ કહેવું જોઇએ (૨૯) શ્રવણાદિ અને પ્રેમરૂપાનું તારતમ્ય દેખાડવામાં આવે તો કહે છે. (૩૦) પાપ વગર કાપટયનો સંભવ હોતો નથી. તેથી પ્રેમી ભક્તોમાં પણ પાપ હોય છે. આમ હોવાથી શ્રવણાદિ જ પાપ નાશક હોવાથી પાપનું અસ્તિત્વ હોય ત્યારેજ હોય છે અને પ્રેમરૂપતા તેના નાશમાંજ છે એવો વિશેષ (ભેદ) કરવો તે ઠીક નથી. (૩૧) પુષ્ટિમાર્ગમાં જે રીતે જીવનો અંગીકાર થાય છે તેનાથી જૂદી રીતે મર્યાદામાં તેનો અંગીકાર હોય છે. (૩૨) મર્યાદામાર્ગીય ધ્યેય મોક્ષ છે. તેનામાં ભગવાન્ માટે સ્નેહ હોય પણ તે નિરુપધિ નહિ. તે સ્નેહ ઉપાધિવાળોજ હોય છે, (૩૩) વસ્તુના માહાત્મ્યથી ઉત્પન્ન થયેલા પ્રેમના સ્વભાવથી (૩૪) 'મુક્તિને' અણુ અલ્પ ગતિ કહી છે. પરબ્રહ્મની પ્રાપ્તિ તે પરમ ગતિ અને મોક્ષ તે અલ્પ ગતિ. (૩૫) મર્યાદામાર્ગમાં (૩૬) પુષ્ટિમાર્ગમાં ભગવાનનો અંગીકાર તેમના અનુગ્રહથીજ મળે છે, જીવના કોઇ પણ સાધનથી નહિ. (૩૭) પુષ્ટિમાર્ગમાં પાપ વગેરે પ્રતિબન્ધક નથી. (૩૮) પુષ્ટિમાર્ગમાં શ્રવણાદિ ભક્તિ પણ ફલરૂપ છે, સાધનરૂપ નહિ. મર્યાદામાર્ગમાં તે સાધનરૂપ છે (૩૯) શ્રવણાદિની પ્રવૃત્તિ સ્નેહમાંથી છે. તેને માટે स्वर्गकामो यजेत એવાં વિધિવાકય નથી. વિધિનો વિષય હોવામાં મર્યાદા પક્ષ આવી જાય છે. પુષ્ટિમાર્ગમાં સ્નેહને વશ થઇને ભક્ત પ્રભુના ગુણ ગાનના શ્રવણાદિમાં પ્રવૃત્ત થાય છે (૪૦) આકાશને અડકે એવડા અર્થાત્ ઘણાજ ઉંચા "વૃક્ષ"નું વિશેષણ છે. (૪૧) ભજનાનંદના અન્તરાય પાપની મોટાં વૃક્ષો સાથે સરખામણી કરી છે તે અન્તરાયો અનેક પ્રકારનાં છે માટે "વિવિધ" શબ્દનો

નલનો[૪૨] વચ્ચે [૪૩]આવેલો પાપરૂપી તૂલ [૪૪]પ્રતિબન્ધક છે એમ કહેવું શક્ય નથી. શ્રીભાગવતમાં તે કહેલું છે. "હૃદયમાં સંનિવિષ્ટ હરિ પરેશ પોતાના ચરણ મૂલને ભજનાર અને અન્યભાવનો ત્યાગ કરનાર પ્રિય (ભક્ત)નાં વિકર્મ તથા જે કંઇ ગમે તેમ ઉત્પન્ન થયેલ છે તે સર્વને દૂર કરે છે" (ભા. ૧૧-૯-૪૨) વિકર્મ [૪૫]પ્રાચીન છે "તે [૪૬]દુઃખદ છે" પોતે [૪૭]હરિ હોવાથી દુઃખના હર્તા છે તેથી '[૪૮]ધુનોતિ' પદ છે. કહેલા વિશેષણથી વિશિષ્ટની (અનુગ્રહ રૂપની) સ્વતઃ વિકર્મ કૃતિનો અસંભવ છે તેથી "સાંસર્ગિક [૪૯]મારામાંથી થયેલું છે, મારાથી કરાયું નથી" તેની માફક અથવા જે વિકર્મ કરાયું છે તેનું [૫૦]ગમે તે રીતે ઉત્પતન થયું છે એમ કહેવાય છે. જેમાં [૫૧]અન્યભાવનો ત્યાગ થયેલો છે એવા ભગવત્સેવાના વ્યાસંગથી ઇન્દ્રદ્યુમ્ન નામના પાણ્ડય રાજાની માફક મહદાગમનાદિ અજ્ઞાનને અથવા ઉકતરૂપ ભગવાનમાં વિકર્મની ઉકિતમાં [૫૨]અરુચિનું જ્ઞાપન કરાવવાને વકતા [૫૩]"ગમે તેમ"એમ બોલ્યા છે આથી તર્કિત વિકર્મનો અહિંઆં પણ અભિપ્રાય છે એમ જણાય છે. આવાનું જો વિકર્મ [૫૪]હોય તો તેની નિવૃત્તિને માટે તેણે અન્ય કરવું જોઇએ નહિ. કારણ કે ભગવાન્ જ હૃદયમાં નિવિષ્ટ થયેલા તેનું ધૂનન કરે છે. કદાચિત્ સ્વભક્તિના બલની સ્ફૂર્તિથી સદોષ પણ [૫૫]જનને કૃતાર્થ કરીશ એમ અંગીકાર કરે તો ભક્ત હૃદયમાં સ્થિતિ જ તેના સંસર્ગથી ઉત્પન્ન થયેલા દોષને પણ [૫૬]આનાં અંગીકારથી [૫૭]દૂર કરે છે એમ 'સર્વ'પદથી કહેવાય છે. ચિરકાલના ભોગ્યનો[૫૮]

પ્રયોગ છે. (૪૨) અન્તરાયોની અસંખ્યતા તથા દુર્ભેદ્યતા જણાવવાને તેમની જંગલ સાથે સરખામણી કરી છે (૪૩) અન્તરાયરૂપી મહાવૃક્ષોના જંગલને બાળવામાં ભગવાનના અનુગ્રહરૂપી અગ્નિજ સમર્થ છે. ભગવાનના અનુગ્રહ આગળ તમામ પ્રકારના અન્તરાયો દૂર થાય છે એમ કહેવાનું તાત્પર્ય છે. અહિંઆં અનુગ્રહને અગ્નિ સાથે સરખાવેલ છે (૪૪) જ્યાં મોટા મોટા પ્રચંડ અન્તરાયોને બાળીને ભસ્મ કરવાની તાકાત અનુગ્રહરૂપી અગ્નિ ધરાવે છે, તો પાપરૂપી કપાસ બળીને ભસ્મ થઇ જાય એમાં તો કહેવાનું શું હોય? માટે જ્યાં પ્રભુનો અનુગ્રહ છે ત્યાં પાપનો સંભવ બિલકૂલ નથી. (૪૫) સંચિત કર્મ (૪૬) પ્રાચીન કર્મો દુઃખનાં આપનારાં છે તેથી ભગવાન્ ભક્તના દુઃખને દૂર કરે છે એમ જણાવવાને "વિકર્મ" શબ્દને ઉપરના શ્લોકમાં મૂકયો છે (૪૭) ભક્તનાં દુઃખને ભગવાન્ જાતેજ દૂર કરે છે, કારણ કે પોતે હરિ છે દુઃખના હર્તા છે, એ સૂચવવાને શ્લોકમાં "હરિ" શબ્દ છે. (૪૮) ભગવાન્ દુઃખના હર્તા છે, તેથી તે દુઃખને દૂર કરે છે. મૂળ શ્લોકમાં ધુનોતિ પદ છે. તેનું ભાષાન્તર અહિંઆં "દૂર કરે છે" એમ કર્યું છે (૪૯) કામના વગર, બુદ્ધિ સિવાય કર્યું છે એવો અર્થ છે. આથી તે અન્તરાયરૂપ નથી (૫૦) શ્લોકના 'ગમે તે' શબ્દનો અર્થ સમજાવે છે (૫૧) 'લોકના' "અન્ય ભાવનો ત્યાગ કરનાર" એ પદનુ તાત્પર્ય આપે છે. (૫૨) અન્યભાવનો ત્યાગ કરનાર ભક્ત અનુગૃહીત હોવાથી તેમાં પાપની ઉત્પત્તિ હોતી નથી એવું જણાવવાને (૫૩) શ્લોકના "ગમેતેમ" શબ્દનો બીજી રીતે અર્થ જણાવે છે. અનુગ્રહવાળા ભક્તમાં પાપજ નથી પણ સન્માર્ગનું સ્થાપન કરવાને ભગવાનની ઇચ્છા તેવા પ્રકારની છે એવા આશયથી કરભાજન યોગીશ્વર ભાગવતના એકાદશ સ્કન્ધમાં નિમિની પ્રતિ કહે છે (૫૪) અનુગ્રહવાળા ભક્તમાં જો વિકર્મની ઉત્પત્તિ હોય તો તેને દૂર કરવું જોઇએ, તેથી તેને દૂર કરવાને તેણે બીજું કંઇ પણ કરવું જોઇએ નહિ કારણ કે તેના હૃદયમાં ભગવાનનો નિવેશ છે તેથી બાહ્ય સાધન ઉપયોગી ત્યાં નથી ભગવાનજ તે વિકર્મને દૂર કરે છે (૫૫) દોષ હોય તો પણ અંગીકાર કરવાને ભગવાન્ ઇચ્છા કરે ત્યારે (૫૬) ભગવાનથી (૫૭) ભક્ત પણ તે દોષને દૂર કરે છે. (૫૮) લાંબા વખતનાં ભોગ્ય

પણ તે ક્ષણે જ નાશ કરે છે. તેના નાશ કરવામાં કાલાદિપણ [59]અપ્રતિબન્ધક છે એમ પણ જણાવવાને [60]પરકાલાદિને ઇશરૂપે કહેલ છે. અહિંઆં ભજનથી શરૂ કરીને હૃદયના નિવેશ સુધી સ્પષ્ટ જ વિકર્મ હોવામાં પણ સંભવ છે. ૨૯

૮ ઉપપન્નાધિકરણ

## उपपन्नस्तल्लक्षणार्थोपलब्धेर्लोकवत् ॥२–३–३०॥

**મુમુક્ષુની સરખામણીએ રહસ્ય ભજન કરનાર શ્રેષ્ઠ છે. કારણકે ભગવાનૂરૂપી પુરુષાર્થની સ્વાધીન તરીકે ઉપલબ્ધિ છે તેથી જેમ લોકમાં (સ્વાધીન ભર્તૃકા સ્ત્રી પતિને જ ફલ તરીકે માને છે.)**

શંકા—મુક્તિ જ સર્વત્ર ફલ તરીકે કહેવાય છે. અને આ બરાબર છે. [1]સંસૃતિ દુઃખરૂપ હોવાથી તેની નિવૃત્તિથી સર્વને ઇષ્ટ છે તેથી. પુષ્ટિમાર્ગીય ભક્તોને તો [2]તેની અપેક્ષાનો અભાવ કહેવાય છે. તેમાં કહેલું અથર્વણોપનિષત્‌માં અષ્ટાદશાર્ણ મન્ત્રના સ્વરૂપને કહીને કહેવાય છે. "આ પરબ્રહ્મનું જે ધ્યાન કરે છે" ત્યાંથી શરૂ કરીને અન્તમાં "તે અમૃત થાય છે" વગેરે. આની આગળ તેનું રૂપ શું? રસન એટલે શું? તેનું ભજન કેવી રીતે થઇ શકે? વગેરે પ્રશ્નોના ઉત્તરો આપ્યા છે. "ભક્તિ રહસ્ય [3]ભજન. [4]તે એટલે આલોક તથા પરલોકની ઉપાધિના [5]નૈરાશ્યથી આ [6]આત્માનું [7]કલ્પન [8]આજ [9]નૈષ્કર્મ્ય છે એમ.

[10]આ અહિંઆં વિચારાય છે. મન્ત્રાવૃત્તિ અને તેના અધિષ્ઠાનના ધ્યાન વગેરેથી મોક્ષ ફલ કહેવાય છે. ભજનનું સ્વરૂપ એટલે ફલની આશા રાખ્યા વગર ભગવાન્‌માં આત્માનું ચિન્તન કરવું એમ તે કહેવાય છે. ફલની આશા વગર ભજન કરવામાં પણ અન્તે મુક્તિ જ થવાની છે એમ કહેવું જોઇએ નહિ. જેમ જેમ તેનું ઉપાસન કરે છે તે પ્રમાણે તે થાય છે [11]**तद्वैतान्भूत्वावति** મુક્તિના સાધન તરીકે જાણીને ભજનારનું તેજ ફલ છે. સ્વરૂપની જ સ્વતન્ત્ર પુરુષાર્થતાનો અનુભવ કરતો જે ભજે છે તેનું તેજ ફલ છે એવો નિર્ણય બને છે. "જેઓ જે રીતે મારે શરણે આવે છે તે રીતે જ તેમને હું ભજુ છુ" (ભા. ગી. ૪–૧૧) એ ભગવાનના વાકયથી. [12]માટેજ વિશષ નહિ હોવાથી

---

વિકર્મતો ભગવાનનો અંગીકાર થતાં તુર્તજ થાય છે (૫૯) પુષ્ટિમાર્ગમાં પાપના નાશમાં કાલાદિનો પ્રતિબન્ધ નથી. જે વિકર્મ લાખો વર્ષસુધી ભોગવવાનાં હોય તે પણ એક ક્ષણમાં ભોગવાઇ જાય છે તેથી અહિંઆં કાલ કૃત પ્રતિબન્ધ નથી. (૬૦) મૂલ શ્લોકમાં "પરેશ" શબ્દ શા માટે છે તેનો અર્થ સ્ફુટ કરે છે "પર" એટલે 'કાલ' તેના 'ઇશ" ભગવાન્. કાલના પણ ઇશ નિયામક છે. **ભાવાર્થ**—મર્યાદા અને પુષ્ટિના ભેદથી જ્ઞાન ફલનું ઉત્પન્ન કરનાર છે. નહિ તો જ્ઞાનથી કૈવલ્ય મળે છે અને તેથી यमेवैष वृणुते तेन लभ्यः એ શ્રુતિના વાકય સાથે વિરોધ આવે.

**અધિ૦ ૮ સૂત્ર ૩૦**—(૧) સંસાર (૨) મોક્ષની (૩) અહિંઆં ભક્તિ અને રહસ્ય ભજન એવા બે શબ્દો છે (૪) રહસ્ય ભજનનું વિવરણ આપે છે. (૫) ઐહિક તથા પારલૌકિક ફલની ઇચ્છાથી રહિત (૬) ભગવદીય જીવનું (૭) અનન્યતાથી ભગવદીયત્વનું સંપાદન (૮) સંન્યાસ (૯) ગોપાલતાપનીયનાં બે વાકયો (૧૦) ઉપાસકોને (૧૧) અવતાર ધારણ કરીને (૧૨) સ્વરૂપ ફલરૂપ હોવાથીજ

મોટું કોણ એવા [13]સંશયમાં ગૂઢ [14]અભિસંધિ કહે છે. મુમુક્ષુ કરતાં રહસ્ય ભજન કરનાર મોટો છે એમ ઉપપત્તિથી યુક્ત છે. તેના લક્ષણવાળા અર્થની ઉપલબ્ધિથી તેનું તેનું જ ઉદ્‌ગાન કરે છે. તેના લક્ષણવાળા એટલે જે ભગવાનના સ્વરૂપાત્મક છે તે સ્વતન્ત્ર પુરુષાર્થ છે. તેની ઉપલબ્ધિ છે તેથી. અર્થાત્ સ્વાધીન તરીકે તેની પ્રાપ્તિ છે તેથી એવો અર્થ છે. જો કે પુરુષોત્તમમાં પ્રવેશ થતાં તેના આનન્દવાળો તે બને છે. તોપણ પ્રભુ [15]તેને આધીન નથી. કારણકે ભકિતનું તિરોધાન છે તેથી ઉલટું વિપરીતતા છે. ભજનાનન્દ તો તેનાથી અધિક છે. "ભગવાન્ કદાચિત્ મુકિત આપે છે પણ ભકિત તો નહિ" (ભા. ૫-૬-૧૮) "જનો મારી સેવા વગર દાન આપવા છતાં પણ ગ્રહણ કરતા નથી" (ભા. ૩-૨૯-૧૩) "નારાયણ પરાયણ" (ભા. ૬-૧૭-૨૮) ત્યાંથી ઉપક્રમ કરીને "સ્વર્ગ અપવર્ગ અને નરકમાં પણ તુલ્ય અર્થ જોનારં વગેરે વાકયોથી નિશ્ચય થાય છે. માટે જ સામીપ્યના અર્થમાં ઉપસર્ગ કહેલો છે. તેથી દાસી તરીકે, દાસ તરીકે તથા મિત્ર તરીકે લીલામાં પ્રભુની નિકટ સ્થિતિ કહેલી છે. [16]મહત્ શબ્દના અર્થના સ્વરૂપના અજ્ઞાનથી [17]અલ્પજ આનન્દમાં જેમ સર્વથી અધિકતાને [18]માનતો પ્રથમ [19]પ્રથમ કહેલાની વાંછા કરતો નથી તેમ અહિંઆં પણ એમ કહેવું નહિ. કારણ કે [20]દાન કરાતા અર્થોના સ્વરૂપના અજ્ઞાનનો અસંભવ છે તેથી અનુભવનો વિષય [21]કરાયલો જ અહિંઆં દીપ્યમાન પદાર્થ રૂપ છે તેથી અને તેના અજ્ઞાનમાં [22]સ્વર્ગાદિ ત્રણમાં તુલ્ય દૃષ્ટિનો અસંભવ છે. કદાચ મુકિત આપે છે, ભકિતયોગ નહિ. (ભા. ૫-૬-૧૮) એ વાકયમાં ભકિતની અધિકતા સ્પષ્ટ જ કહેવાય છે. માટે ન્યૂન અર્થનું ગ્રહણ [23]કરનાર કરતાં [24]પૂર્ણ અર્થવાળો મહાન્ છે એમ આની ઉપપન્નતા યુકત છે. આજ અર્થના દૃષ્ટાન્તથી કહે છે. લોકની માફક. જેમ [25]સ્વાધીન ભર્તૃકા નાયિકા તેની અવસ્થાને પ્રતિકૂલ ગૃહ, વિત્ત વગેરેનું દાન કરવા છતાં પણ સ્વીકાર કરતી નથી તેજ પ્રમાણે એમ અર્થ છે.[26]

અથવા ભગવાન જેનો સાધારણ ધર્મ છે તેવો ઉત્કટ ભકિતભાવ તેજ તે અર્થ એટલે સ્વતન્ત્ર પુરુષાર્થરૂપ છે એમ આગળ પ્રથમની માફક છે. ભગવવાનના પ્રાકટય વાળો જ ભકત [27]ભકત તરીકે જણાય છે એમ પણ છે. આથી [28]જ્ઞાપ્ય [29]જ્ઞાપકથી

(૧૩) ઉપરના બે હેતુઓથી બન્ને પ્રકારના ભક્તોમાં સામ્યજ યોગ્ય છે એવા પૂર્વપક્ષરૂપ સંશયમાં (૧૪) ગૂઢ કહેતાં શ્રુતિસ્થ ગૂઢ અભિપ્રાયમાં અભિસંધિ એટલે પ્રકટન ઇચ્છા જેની છે તે (૧૫) મર્યાદા ભક્તને (૧૬) બ્રહ્માદિનું સુખ તથા મોક્ષ વગેરે (૧૭) જેમકે રાજ્યસુખ (૧૮) અર્થાત્ મહાન્ સુખની અજ્ઞાનતાને લીધે જેમ અલ્પ સુખમાં માણસ રાચે છે તેમ (૧૯) મોક્ષ. રાજ્યસુખની (અલ્પ સુખની) ઇચ્છા હોવાથી મહાન્ સુખ (મોક્ષ) ની ઇચ્છા કરતો નથી (૨૦) ભગવાન્ જીવને જે વસ્તુનું દાન કરે છે તેનું જીવને અજ્ઞાન છે એમ કહી શકાયજ નહિ (૨૧) અનુભવનો વિષય તેજ જ્ઞાનનો પદાર્થ (૨૨) સ્વર્ગ અપવર્ગ નરક (૨૩) મુક્તિરૂપ અલ્પ અર્થનું ગ્રહણ કરવાની ઇચ્છાવાળા કરતાં (૨૪) ભગવાન્‌રૂપી અર્થ જેણે પ્રાપ્ત કર્યો છે તે (૨૫) જે સ્ત્રીને તેનો પતિ સ્વાધીન છે તેવી (૨૬) સ્વાધીનપતિકા સ્ત્રી ભગવાન્ સિવાય અન્ય કંઇ પણ વસ્તુની ઇચ્છા કરતી નથી તેમ ભગવદ્‌ભક્ત, ભગવાન્ સિવાય બીજા કશાની ઇચ્છા કરતાજ નથી (૨૭) ભક્ત તેજ કહેવાય કે જેને ભગવાનનું પ્રાકટ્ય થયું છે એમ અહિંઆં જણાવે છે (૨૮) ભક્ત માહાત્મ્ય (૨૯) ભગવાનથી. ભાવાર્થ-મુમુક્ષુની સરખામણીએ રહસ્ય ભજન

અધિક છે. આમ હોય તો જેના જ્ઞાપક પરમકાષ્ઠાપન્ન વસ્તુ સર્વફલરૂપ પુરુષોત્તમ સ્વરૂપ છે તેની મહત્તા શી રીતે વર્ણવી શકાય એમ સૂચવાય છે. ૩૦

૯ અનિયમાધિકરણ.

## अनियमः सर्वासामविरोधः शब्दानुमानाभ्याम् ॥३–३–३१

**ધારણ ભજન વગેરે સર્વેની અપેક્ષા ફલના સાધનમાં હોય છે. એવો નિયમ નથી તેથી શ્રુતિ તથા સ્મૃતિથી ધારણાદિ પ્રતિ તેનો વિરોધ નથી.**

અથર્વણોપનિષત્‌માં કહેવાય છે. "જે આ પરબ્રહ્મની ધારણા કરે છે, રસન કરે છે, ભજે છે, ધ્યાન કરે છે, પ્રેમ કરે છે. શ્રવણ કરે છે, શ્રવણ કરાવે છે, ઉપદેશ આપે છે. આચરણ કરે છે તે અમૃત થાય છે" (ગો. પૂ. તા. ૧) ત્યાં [1]ધારણાદિનો સમુદાયજ અમૃતના સાધક છે કે દરેક પણ એવો સંશય થાય છે.

અહિંઆં ધારણાદિના સાધન કલાપને કહીને ફલ કહેવાય છે તેથી સમુદાય જ મુકિતના સાધક છે. આ શ્રવણાદિ નવવિધ ભકિતનું પણ ઉપલક્ષક છે. આ પ્રમાણે જ તે રૂપે છે. એવો નિયમ નથી એમ અર્થ છે. અહિંઆં ઉપપત્તિને કહે છે. સર્વનો અવિરોધ છે "ચિત્તથી કૃષ્ણનું ચિન્તન કરતાં સંસારમાંથી મુકત થાય છે" (ગો. પૂ. તા. ૨) એવી શ્રુતિથી ફકત [2]ચિન્તન જ તે પ્રમાણે કહેવાય. વળી "પંચપદી જપતાં" વગેરે કહીને "બ્રહ્મમાં સંપન્ન થાય છે, બ્રહ્મમાં સંપન્ન થાય છે" (ગો. પૂ. તા. ૨) એ શ્રુતિથી ફકત [3]કીર્તન તે રૂપે કહેવાય છે. વળી દરેક અમૃતનું સાધક છે એવા પક્ષમાં જ સઘળી એ શ્રુતિઓનો અવિરોધ બને. આમ હોય તો "જે પરબ્રહ્મનું ધારણ કરે છે" વગેરેમાં "તે અમૃત બને છે" એમ પદ [4]દરેકની સાથે સંબન્ધ રાખે છે એમ જાણવું જોઇએ.

(શંકા) જેમ દરેક [5]દણ્ડાદિ દરેક ઘટના હેતુ છે એવી ઉકિતમાં પણ એક જ તેનું જનક નથી, તેમ અહિંઆં પણ "એક એક ચિન્તન વગેરે તે પ્રમાણે છે" એ ઉકિતમાં પણ ફલના સાધક તો તેનો સમુદાય છે એમ જો હોય તો કહે છે.

(ઉત્તર) એમ નથી. જે અર્થ જે પ્રમાણથી સમજાતો હોય તે તે પ્રમાણથી જેમ સિદ્ધ

---

કર્તાજ શ્રેષ્ઠ છે. ભગવાનરૂપી પુરુષાર્થ સ્વાધીન તરીકે ઉપલબ્ધ થાય છે. જેમ લોકમાં સ્વાધીન ભર્તૃકા સ્ત્રી પોતાના પતિનેજ ફલ તરીકે માને છે, તેનાથી અપાતી વસ્તુઓને નહિ, તેમ ભકત પણ ભગવાન્‌નેજ ફલરૂપ માને છે. ૩૦

અધિ૦ ૯. સૂત્ર ૩૧—(૧) ધારણાદિ સામટાં મોક્ષનાં સાધન છે કે તે દરેક છૂટાં છૂટાં? અહિંઆં એકલા ચિન્તનને સાધન કહ્યું છે (૩) અહિંઆં એકલા કીર્તનને સાધન કહ્યું છે (૪) "જે પરબ્રહ્મને ધારણ કરે છે" એ શ્રુતિથી જે ધારણ કરનાર છે, જે કીર્તન કરનાર છે એમ તમામને ઉદ્દેશીને કહ્યું નથી. પણ ગમે તે એકને ઉદ્દેશીને કહ્યું છે અર્થાત્ દરેક જણ મોક્ષને મેળવે છે એમ જણાવે છે. માટે ધારણાદિના સમુદાયને સાધનરૂપ કહેલ નથી. (૫) જેમ ઘડો બનાવવામાં દણ્ડ, ચક્ર એમ તમામની જરૂર છે, એકલા દણ્ડ કે ચક્રથી ઘડો બનતો નથી તેમ ધારણાદિના સમુદાયથીજ મોક્ષ સધાય છે એમ

થાય તેમ તે માનવો જોઇએ. [6]દણ્ડાદિ તે રૂપે છે તેવું પ્રત્યક્ષથી ગ્રહણ થાય છે તેથી ત્યાં તે ભલે હો. પ્રકૃતમાં તો તેમનું તે રૂપ તો [7]અલૌકિક શબ્દથી બરાબર સમજાય તેવું છે. શ્રુતિ તો કહેલી જ છે. કહેલો [8]ન્યાય શ્રુતિઓમાં પણ [9]તાત્પર્યનો નિર્ણાયક છે એમ કહેવું જોઇએ નહિ.

અલૌકિક [10]અર્થમાં લૌકિકનું સામર્થ્ય નથી તેથી, નહિતો બ્રહ્મથી મનદ્વારા પ્રજાની ઉત્પત્તિમાં [11]નિષેકાદિની કલ્પના કરાય. સ્મૃતિ તો "કેવલ ભાવથી, ગોપીઓ, ગાયો, પક્ષીઓ મૃગો અને મૂઢબુદ્ધિવાળા નાગ, સિદ્ધો સત્વર મને પ્રાપ્ત થયા છે" (ભા. ૧૧–૧૨ ૮) "આટલું સાંખ્ય અને યોગથી" ઉપક્રમ કરીને અન્તે નારાયણ સ્મૃતિ વગેરે રૂપવાળી આમ જ કહે છે. આ અર્થને હૃદયમાં રાખીને સૂત્રકાર શબ્દ અને અનુમાનથી અર્થાત્ શ્રુતિ અને સ્મૃતિથી કહે છે એમ અર્થ છે, અને તેમની ઉક્તિ છે. આથી સૂત્રકારનો અન્યપણ [12]આશય છે એમ જણાય છે. જ્યાં કહેલાં સાધનના [13]સ્તોમની સંપત્તિ એક ભકતમાં હોય છે, ત્યાં એકથી જ મુક્તિમાં બીજાને સાધન જણાવનાર શ્રુતિના વિરોધથી શ્રવણ, કીર્તન અને સ્મરણ મુક્તિથી અવ્યવહિત પૂર્વ ક્ષણમાં સાથે લાગાં પણ સંભવતાં હોવાથી બીજી રીતે તેમની સિદ્ધિ સંભવતી હોય. તો પણ વિનિગમકના અભાવથી એકથી જ મુક્તિ છે એવો નિયમ નથી. માટે પ્રત્યેકને સાધક તરીકે જણાવનાર સઘળી શ્રુતિઓનો પરસ્પર વિરોધ છે. તો એક સ્થળે તે પ્રમાણે હોય તો તમામ સ્થળે તે હોય એવી આશંકા કરીને બાધકને કહે છે. શબ્દ અને અનુમાનથી પહેલાંની માફક ત્યાં પ્રત્યેક પણ મુકતના હેતુ તરીકે કહેવાય છે તેથી તેમ નથી એવો અર્થ છે. જ્યાં પ્રત્યેક પણ તે પ્રમાણે હોય તો ત્યાં તેમનો સમુદાય સાધક હોય તેમાં તો શું કહેવું? એવો ભાવ છે. આથી આ પ્રયોગ [14]શ્લિષ્ટ છે એમ જાણવું જોઇએ.

૧૦ આધિકારિકાધિકરણ.

## यावदधिकारमवस्थितिराधिकारिकाणाम् ॥३–३–३२॥

### અધિકારીઓની આ સ્થિતિ અધિકાર સુધી જ છે.

[1]પ્રથમ મુમુક્ષુથી મુક્તિના સાધન તરીકે કરાતા ભગવદ્ધર્મોના મુક્તિના સાધનનો પ્રકાર વિચારાયો છે. હવે તો ભગવાન્ પોતે વિચારેલા કાર્યને લૌકિક ઐશ્વર્ય વગેરેને

---

શંકા કરી છે. (૬) દણ્ડાદિનું દૃષ્ટાન્ત ધારણાદિના સમુદાય માટે આપી શકાય નહિ, કારણ કે દણ્ડાદિમાં તો તમામની જરૂર છે તે વગર ઘટ બનતો નથી એમ આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ (૭) શ્રુતિથી (૮) દણ્ડાદિનો ન્યાય (૯) ધારણાદિના સમુદાયને. (૧૦) અલૌકિક અર્થમાં લૌકિક દૃષ્ટાન્ત ચાલી શકે નહિ (૧૧) ગર્ભાધાનાદિક. (૧૨) અભિપ્રાય (૧૩) સાધનનો સમૂહ (૧૪) સૂત્રના अनियमः શબ્દમાં શ્લિષ્ટ પ્રયોગ છે. તેથી કદાચ બે કારણથી, કદાચ ત્રણ કારણથી કાર્યની ઉત્પત્તિ હોય તો પણ સર્વત્ર નિયમ નથી એમ શ્લેષથી જણાતો અર્થ છે. **ભાવાર્થ**–ફલ પ્રાપ્તિમાં ભગવાનનું ધારણ, રસન, ભજન વગેરે તમામ સાથે લાગાં સાધન તરીકે અપેક્ષિત હોય છે એવો નિયમ નથી. આમાંનું પ્રત્યેક ફલને પ્રાપ્ત કરાવે છે તેમાં શ્રુતિ તથા સ્મૃતિનું પ્રમાણ છે. ૩૧

**અધિ૦ ૧૦. સૂત્ર ૩૨**—(૧) પ્રથમ અધિકરણ સાથે સંગતિ કહેવાને આ અધિકરણનું પ્રયોજન

અશક્ય જાણીને સ્વ ઐશ્વર્યાદિકનું દાન કરીને જે જીવથી તે કરાવે છે તે ધર્મોથી [2]મુક્ત થાય છે કે નહિ એ વિચારાય છે. [3]ત્યાં જીવકૃત ભગવાનના વિષયના ધર્મો જ્યાં [4]તેના સાધક છે ત્યાં ભગવદીય ધર્મો તેના સાધક સરળતાથી છે જ તે સ્વકૃતિથી અસાધ્ય તરીકે અવિધેય [5]હોવાથી [6]તેના સાધનોમાં અપ્રવેશ પણ છે એવા [7]સંદેહમાં નિર્ણય કહે છે. જે જીવમાં જે કાર્યના સાધન માટે ભગવાને અધિકારનું દાન કર્યું છે તે કાર્યના સાધનમાં સમર્થ એવા જે સ્વધર્મોનું સ્થાપન ભગવાને તેટલા પૂરતુંજ કર્યું છે. તે (ધર્મો) [8]આધિકારિકો કહેવાય છે. તેના કાર્યની સંપત્તિજ તેના અધિકારનું પ્રયોજન છે. તેથી [9]ત્યાં સુધી જ તેમની તેમાં સ્થિતિ છે એવો અર્થ છે. આમ હોવાથી તેની [10]તેની સંપત્તિમાં [11]તે પણ નિવૃત્ત થાય છે. તેના સંબન્ધના [12]ધર્મો પણ નિવૃત્ત પામે છે તેથી મુક્તિ પર્યન્ત તેમના [13]વ્યાપારનો સંભવ નથી. [14]ભગવાને તે પ્રમાણેજ તેમનો વિચાર કરેલો [15]હોવાથી [16]મુક્તિ તો [17]ભક્તિથી જ છે એવો ભાવ છે. [18]બ્રહ્મની સાથે પ્રતિસંચર સંપ્રાપ્ત થતાં, પરાન્તે કૃતાર્થ આત્માવાળા પરમાત્માના પરપદમાં (વ્યાપિવૈકુણ્ઠમાં) પ્રવેશ કરે છે. એ વાક્યથી તો કલ્પ સુધી જે સપ્તર્ષિ [19]વગેરેનો અધિકાર છે તેના વિષયનું તે છે એમ જાણવું [20]જોઇએ.

નહિતો ભગવાને જેનું દાન કર્યું છે તે અધિકારમાં જેનું સામર્થ્ય છે તેવા [21]ભર-

---

કહે છે. (૨) સાયુજ્ય પ્રાપ્ત કરે છે કે નહિ એમ અર્થ છે. જો સાયુજ્ય મેળવે તો ભક્તિ મુક્તિનું જનક ન થાય કારણ કે તેમનામાં ભક્તિનો અભાવ છે તેથી. જો ન મળે તો તેના અધિકારીની ભગવદ્ધર્મતા મુક્તિની પ્રતિબન્ધ બને. આ પ્રમાણે તે ભગવદ્ધર્મો વિષય છે. તે મુક્તિના હેતુ છે કે નહિ ? એવો સંશય છે. (૩) પૂર્વપક્ષને કહે છે (૪) "રસતિ" વગેરેમાં કહેલા (૫) મુક્તિના સાધન તરીકે તેમનું વિધાન કરવું અશક્ય છે તેથી (૬) આધિકારિકોના (૭) અહિંઆં બે પૂર્વપક્ષથી સંદેહ ઉત્પન્ન થાય છે. પ્રથમ પૂર્વપક્ષમાં કહે છે ભગવાન્ જ્યારે પોતાના કાર્યના કર્તા તરીકે આધિકારિકોનો અંગીકાર કરે છે ત્યારે તે ધર્મોનું દાન કરે છે તેથી તેમાં વરણ એજ હેતુ છે. આથી તેનાથી પણ મુક્તિ મળે છે. બીજા પક્ષમાં કહે છે. સ્વ કાર્યને માટે વિધાનનો અભાવ હોવાથી તે નથી. (૮) તે ધર્મો જેને જેવો અધિકાર તે પ્રમાણે ધર્મો તેમને આપેલા છે (૯) કાર્ય પૂર્ણ થાય ત્યાં સુધી તે ધર્મો તેમનામાં હોય છે (૧૦) તે કાર્ય સિદ્ધ થતાં, તે ધર્મો નિવૃત્ત થાય છે. (૧૧) અધિકાર (૧૨) અધિકાર નિવૃત્ત થતાં તેના ધર્મો પણ નિવૃત્ત થાય છે. (૧૩) અધિકારની સાથે ધર્મો નિવૃત્ત થતા હોવાથી મોક્ષ પર્યન્ત તેમના ધર્મોના વ્યાપારનો સંભવ નથી (૧૪) આમાં लोकवत् तु लीलाकैवल्यम् એ ન્યાયનું પ્રમાણ પ્રથમ આપ્યું હતું. અહિંઆં ભગવાનનાં વાક્યો પણ પ્રમાણરૂપ છે એમ કહે છે (૧૫) ભગવદ્વાક્ય જેવાં કે "स्थानं पुरन्दराद्धृत्वा बलये दास्यतीश्वरः" વગેરે (૧૬) ભગવાને કાર્યની સિદ્ધિ માટેજ તે ધર્મોનો વિચાર કરેલો હોવાથી વરણના તે હેતુ હોય તો પણ મુક્તિના હેતુ નથી (૧૭) મુક્તિ તો ભક્તિથીજ છે, ભક્તિના અભાવમાં તે ધર્મોનો પ્રકૃતિમાં લય હોય છે. જો તે અધિકારીઓ ભક્તો હોય તો અધિકારની સમાપ્તિ પછી ભક્તિ ફલોન્મુખ બને છે. તેથી ભક્તિથી મુક્તિ થવામાં હાનિ નથી માટે "મુક્તિ તો ભક્તિથીજ" એમ કહ્યું છે. (૧૮) જો અધિકારવાળા ધર્મોનો મુક્તિ પર્યન્ત વ્યાપાર ન હોય તો "બ્રહ્માની સાથે તે સઘળા" એ વાક્યમાં અધિકારના અન્તમાં મુક્તિનું જે કથન કર્યું છે તે વિરુદ્ધ બને માટે કહે છે (૧૯) ચતુર્દશ મન્વન્તરો તથા સ્વર્ગના અભિમાની દેવતાઓ (૨૦) અધિકારની સમાપ્તિના સમયમાં પણ તે ભક્તિની ફલોન્મુખતા ભગવાને વિચારેલી હોવાથી તે સમયે પણ તેનાથીજ તેમની મુક્તિ છે, અધિકારવાળા ગુણોથી નહિ. (૨૧) અહિંઆં ભરતનું દૃષ્ટાન્ત આપે છે. ભરતના અધિકારની સમાપ્તિ થવા છતાં

અધિકારની સમાપ્તિમાં મુક્તિને કહેલ નહિ. "કૃતાર્થ થયેલા આત્માવાળા" એવા પદથી ભગવાનમાં અંતઃકરણવાળાઓનો જ પર ભગવાનના વ્યાપિ વૈકુણ્ઠમાં પ્રવેશ કહેવાય છે, આધિકારિક ગુણોથી નહિ. ૩૨

૧૧ અક્ષરધિયામિત્યધિકરણ.

## अक्षरधियां त्ववरोधः सामान्यतद्भावाभ्यामौपसद् वत्तदुक्तम् ॥३–३–३३॥

### અક્ષરની ઉપાસનાની તો ગણના *સામાન્ય ભાવ તથા ભગવદ્ભાવથી છે. ઔપસદની માફક. તે (ગીતામાં) કહેલ છે.

[1]શંકા—કહેલાં અથર્વણોપનિષદ્ના વાક્યોથી ભગવાનના ધર્મો [2]એ મુક્તિનું સાધન કહેવાય છે. અન્ય શ્રુતિઓમાં "તેને જ જાણીને મૃત્યુને તરી જાય છે. અયનને માટે બીજો માર્ગ નથી", (શ્વે. ૩-૮) "જ્ઞાનથી જ તો કૈવલ્ય છે. આત્માને જાણનાર શોકને તરે છે" (છાં. ૭-૧-૩) "બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ થાય છે" વગેરેમાં જ્ઞાનને જ મુક્તિનું સાધન કહ્યું છે. [3]શ્રુતિત્વના [4]અવિશેષથી બન્ને તે પ્રમાણે હોય તો કારણની [5]વિજાતીયતામાં કાર્યની [6]વિજાતીયતા આવશ્યક હોવાથી મુક્તિમાં તેનો [7]અસંભવ છે [8]તેથી. "ભક્તિથી મને જાણે છે" (ભ. ગી. ૧૮-૫૫) એ વાક્યથી ભક્તિમાં જ્ઞાનનો પણ સંભવ છે તેથી જ્ઞાનથી જ મુક્તિ છે એવા [9]પૂર્વપક્ષમાં જ્ઞાનના સાધનત્વની

તેને મુક્તિ મળી છે તેથી આધિકારિક ગુણો એ મુક્તિના હેતુ નથી. (૨૨) ઉપર ટાંકેલા અવતરણમાં "કૃતાર્થ આત્માવાળા" એવા જે શબ્દો છે તેનો અર્થ આપે છે (૨૩) આ સૂત્રનો સિદ્ધાન્ત જણાવતાં શ્રીપુરુષોત્તમજી નીચેની કારિકા યોજે છે भक्ताधिकारिणां मुक्तिरन्यथा प्रकृतौ लयः। पुनः सृष्टौ तथैश्वर्यं कार्मिणां पुनरागतिः અર્થાત્ ભક્તિથીજ મુક્તિ છે. ભક્તિના અભાવમાં જ્ઞાની બ્રહ્મમાં, બ્રહ્મના સ્વરૂપમાં પ્રવેશ પામે છે, અને બીજાઓ પ્રકૃતિમાં પ્રવેશ પામે છે. ભાવાર્થ–અમુક કાર્યની સિદ્ધિ માટે ભગવાન્ અમુક અધિકારી પુરુષમાં અમુક ધર્મોનું સ્થાપન કરે છે, તે ધર્મો તે કાર્યની સમાપ્તિ પર્યન્ત ટકે છે. પછીથી ભગવાન્ તે ધર્મો તે પાછા ખેંચી લે છે. આથી જે અધિકારીઓ છે તેમની પણ મુક્તિ ભક્તિથીજ સંભવે છે; બીજી રીતે નહિ.

**અધિ૦ ૧૧. સૂત્ર ૩૩**—(૧) અન્ય શ્રુતિમાં અક્ષર જ્ઞાનને પણ મુક્તિનું કારણ કહ્યું તે તેથી ત્યાં જણાવેલા પ્રકાર વિષે આ અધિકરણમાં વિચાર કરવામાં આવે છે (૨) પ્રથમ શ્રુતિમાં કહેલા ધારણ ભજન વગેરે ધર્મો (૩) પૂર્વપક્ષ કહે છે (૪) ભક્તિ તથા જ્ઞાન બન્નેને શ્રુતિમાં મુક્તિનું કારણ જણાવ્યું છે. ત્યાં મુક્તિના કારણ તરીકે જ્ઞાન તથા ભક્તિનો વિશેષ નથી (૫) અસમાનતામાં (૬) કાર્ય સમાન હોય તો પછી તેને ઉત્પન્ન કરનાર કારણો જ્ઞાન તથા ભક્તિ એક જાતનાં હોવાં જોઇએ. જો જ્ઞાન અને ભક્તિ ઉભય એક જાતનાં ન હોય તો પછી તેમનું કાર્ય મુક્તિ તે એકરૂપ ન બનતાં વિજાતીય બને. (૭) જ્ઞાનથી ઉત્પન્ન થતી મુક્તિ અને ભક્તિથી ઉત્પન્ન થતી મુક્તિ તે બન્ને એક જાતની છે, તે જૂદી જૂદી જાતની નથી. તેથી ત્યાં વૈજાત્યનો અસંભવ છે (૮) વળી ભ. ગી. ૧૮-૫૫માં ભક્તિથીજ જાણવાનું કહેલું હોવાથી, ભક્તિમાં પણ જ્ઞાન હોવાથી જ્ઞાનથીજ મુક્તિ છે એમ કહેવું વધારે ઠીક છે એવો પૂર્વપક્ષ છે (૯) સિદ્ધાન્ત

* આ શબ્દના અર્થ માટે જૂઓ સૂત્રના પદાર્થ. ત્યાં બે રીતે તે સમજાવેલ છે.

[10]નિરૂપણ શ્રુતિના તાત્પર્યનું નિરૂપણ કરતાં [11]પુરુષોત્તમની પ્રાપ્તિ મુક્તિ શબ્દથી વાચ્ય હોવાથી તેનું ભજન જ તેને પ્રાપ્ત કરાવનાર છે એમ હૃદયમાં ધારણ કરીને કહે છે. 'તુ' [12]શબ્દ પૂર્વપક્ષના નિરાસમાં છે. વાજસનેયમાં સંભળાય છે કે "હે ગાર્ગિ આ અક્ષરને અસ્થૂલ તથા અણુ બ્રાહ્મણો કહે છે" (બૃ. ૩–૮–૮) વગેરે. તેમ આથર્વણમાં પણ છે "તે પરા જેનાથી અક્ષરબ્રહ્મ સમજાય છે" (મું. ૧–૧–૫) આનાથી જ્ઞાન માર્ગમાં અક્ષરના વિષયના જ જ્ઞાનનું નિરૂપણ કરવામાં આવે છે, પુરુષોત્તમના વિષયનું [13]નહિ એમ અનિશ્ચય કરાય છે. "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨–૧) એ શ્રુતિમાં [14]અક્ષર બ્રહ્મના જાણનાર અક્ષરથી પરની પ્રાપ્તિ કહેવાય છે. "અક્ષરથી પણ ઉત્તમ" (ભ. ગી. ૧૫–૧૮) એ ભગવાનના વાક્યથી અક્ષરાતીત પુરુષોત્તમ છે. "ભક્તિથી મને જાણે છે" (ભા. ગી. ૧૮–૫૫) એ વાક્યમાં "મને" [15]એ શબ્દથી પુરુષોત્તમના વિષયનું જ્ઞાન કહેવાય છે. અક્ષરના વિષયનું નહિ. વળી [16]બ્રહ્મભૂતના ભક્તિના લાભની ઉક્તિથી અને [17]તે આનન્દાંશના આવિર્ભાવ રૂપ હોવાથી અને [18]તે અવિદ્યાના નાશથી જન્ય હોવાથી, અને તે [19]અક્ષર જ્ઞાનથી જન્ય હોવાથી [20]પૂર્વકક્ષામાં વિશ્રાન્તજ અક્ષર જ્ઞાન છે. એમ હોવાથી અક્ષરના વિષયવાળી ધીની મુક્તિના સાધનોમાં શ્રુતિમાં ગણના છે. તે સામાન્ય અને તેના ભાવના હેતુઓથી છે પુરુષોત્તમના [21]સંબંધી સંબન્ધમાં મુક્તિ એનું નામ સામાન્ય. "બ્રહ્મભૂત, પ્રસન્નાત્મા શોક કરતો નથી તથા ઇચ્છા કરતો નથી. સઘળા ભૂતોમાં સમાન મારી પરા ભક્તિને મેળવે છે" (ભા. ગી. ૧૮–૧૪) એ વાક્યથી બ્રહ્મભાવ પછીથી જ ભગવદ્‌ભાવનો સંભવ છે તેથી અને તેનાથી પુરુષોત્તમમાં પવેશ છે તેથી બ્રહ્મભાવનો પરમ્પરાથી ઉપયોગ છે. માટે બન્ને હેતુઓથી તે પ્રમાણે અર્થ છે. ખરી રીતે તો પુરુષોત્તમની ભક્તિ જ મુક્તિ છે એમ ભાવ છે. શંકા—અક્ષર આવિષ્ટ

---

આપે છે. (૧૦) પૂર્વપક્ષી જ્ઞાનને મુકિતનું સાધન શ્રુતિના આધારે માને છે (૧૧) મુકિત એટલે શું તેનો અર્થ સમજાવે છે. પુરુષોત્તમની પ્રાપ્તિ એજ ખરી મુકિત છે. અને તે મુકિત પ્રાપ્ત કરાવનાર ભજનજ છે એમ જણાવે છે (૧૨) સૂત્રમાં તુ શબ્દ જે મુકયો છે તેનું તાત્પર્ય આપે છે, અર્થાત્ જ્ઞાનથી મોક્ષ નથી પણ ભકિતથી છે. એજ ખરો સિદ્ધાન્ત છે અન્ય નહિ એમ તે સૂચવે છે (૧૩) જ્ઞાનમાર્ગમાં અક્ષર બ્રહ્મ એજ વિષય છે, પુરુષોત્તમ નહિ. તેથી જ્ઞાની અક્ષર બ્રહ્મ સુધી પહોંચે છે, પુરુષોત્તમની પ્રાપ્તિ તેનાથી નથી. (૧૪) અક્ષર બ્રહ્મથી પુરુષોત્તમ પર છે એમ જણાવે છે (૧૫) "મને" એટલે અક્ષર બ્રહ્મ નહિ પણ પૂર્ણપુરુષોત્તમ. તે જ્ઞાનથી જાણવામાં આવતા નથી પણ ભકિતથી એમ કહે છે. અર્થાત્ પૂર્ણ પુરુષોત્તમની બાબતમાં જ્ઞાનનું સાધન સામર્થ્ય નથી. ત્યાં સુધી જ્ઞાન પહોંચી શકતું નથી (૧૬) બ્રહ્મરૂપ થયેલ મુક્ત જીવને પણ ભકિત મેળવવાની હોય છે તેથી. ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति। समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम्। (૧૭) ભકિતની પ્રાપ્તિ (૧૮) અવિદ્યાના નાશ પછી ભક્તિ સ્ફુરે છે (૧૯) અવિદ્યાનો નાશ અર્થાત્ અવિદ્યાની નિવૃત્તિ માટે અક્ષરના જ્ઞાનની આવશ્યકતા છે (૨૦) પ્રથમ કોટિમાં અર્થાત્ અક્ષરનું જ્ઞાન તે પ્રથમ કક્ષાનું છે. ઉચ્ચ કક્ષાનું નહિ. અક્ષર જ્ઞાનની જરૂર એટલા માટે કે તેથી અવિદ્યાનો નાશ થાય. અવિદ્યાનો નાશ થતાં ભક્તિ ઉત્પન્ન થાય છે. ભક્તિ પ્રાપ્ત થવી એટલે ભગવાનના આનંદાંશનો આવિર્ભાવ થવો. આ સ્થિતિ બ્રાહ્મી દશા પછીની છે. (૨૧) પુરુષોત્તમના સંબન્ધીનો સંબન્ધ તેમના ધામરૂપ અક્ષરના જ્ઞાનમાં પણ હોય છે. આનું નામ સામાન્ય. અક્ષરના જાણનારાઓનો મુક્તિના સાધનમાં પ્રવેશ છે. મર્યાદામાર્ગીયોનો પુરુષોત્તમની પ્રાપ્તિમાં સ્વરૂપની

તરીકે તેવા ઉપાસકો પણ તેવા છે તેથી કેટલાંકનો ત્યાં જ લય છે. કેટલાકને [૨૨]ભક્તિનો લાભ છે તેથી. આ શી રીતે સંભવે? એવી આશંકા કરીને દૃષ્ટાન્તથી ત્યાં [૨૩]હેતુને કહે છે. ઉપસદ નામના કર્મમાં તાનૂનાપ્ત્ર સ્પર્શ નામનું ઔપસદ કર્મ છે. ત્યાં "ચોથી ઘીની થાળીમાં આવેલા ઘીમાં, સુચામાં, અથવા ચમસમાં જે ઘી ચાર અગર પાંચ વખત ગૃહીત હોય તેનું બરાબર ખણ્ડન કરે છે, તે તાનૂનપ્ત્ર કહેવાય" **अनाधृष्टमसि** (તૈ. સં ૧–૨ ૧૦) એ મન્ત્રથી સોળ પણ ઋત્વિજો યજમાનની સાથે તનુનપાનો [૨૪]અવમર્શ કરે છે. "**अनु मे दीक्षाम्**" (તૈ. સં. ૧–૨–૧૦) એ મંત્રથી યજમાન "તે તાનૂનાપ્ત્રનો સ્પર્શ કરતો જે ઋત્વિજની કામના કરે છે, તે 'આ યજ્ઞની કીર્તિને પ્રાપ્ત કરે' એમ પ્રથમ તેનો સ્પર્શ કરે" (આ. સૂ. ૧૧–૧૪) એમ શ્રુતિમાં તથા કલ્પમાં [૨૫]સંભળાય છે.

---

યોગ્યતાના સંપાદક તરીકે પ્રવેશ છે (૨૨) "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨–૧) એ શ્રુતિમાં કહેલ પરપ્રાપ્તિના સાધન રૂપ ભક્તિનો (૨૩) ભગવદિચ્છારૂપ હેતુ (૨૪) સ્પર્શ (૨૫) અક્ષર બ્રહ્મનું સ્વરૂપ અવિશિષ્ટ હોવાથી તેના ઉપાસકોનું સ્વરૂપ પણ અવિશિષ્ટ હોવું જોઇએ અને તેથી કેટલાક અક્ષરોપાસકોનો અક્ષરમાં લય અને કેટલાકોને ભક્તિલાભ થાય એ પ્રસંગ કેમ સંભવે? આવી શંકા વાદીને થાય છે. તેના ઉત્તરમાં સૂત્રકાર અને તેની સાથે ભાષ્યકાર કહે છે કે ઉપસદ્ કર્મના સંબંધિ (તાનૂનપ્ત્ર) ની માફક.

હવે આપણે ઉપસદ્ દૃષ્ટાન્ત તપાસીએ. અગ્નિષ્ટોમ એ સોમયાગનો પ્રકૃતિ યાગ છે અને બીજા બધા વિકૃતિ (ગૌણ) યાગ છે. અગ્નિષ્ટોમમાં પ્રથમ ક્યાં યજ્ઞ કરવો એ નિશ્ચય કરી યજ્ઞીય પ્રદેશનો નિર્ણય કરે છે અને પછી યજમાન દીક્ષણીયેષ્ટિ કરી યજ્ઞની દીક્ષા લે છે. ત્યાર પછી એક અરુણા ગાય આપી સોમ (અથવા સોમ રાજા) ને ખરીદે છે અને તેને (સોમ રાજાને) શકટમાં બેસાડી પ્રાચીનશાલા (મુખ્ય યજ્ઞ કરવાની જગ્યા) માં લાવે છે અને આહવનીયાગ્નિની દક્ષિણે લાકડાના આસન ઉપર મૃગચર્મ પાથરી સોમરાજાને પધરાવે છે. સોમરાજા યજમાનના અતિથિ થયા એટલે યજમાનને સોમરાજારૂપી અતિથિની પૂજા કરવા માટે આતિથ્ય–ઇષ્ટિ કરવાની ફરજ પડે છે. (જેમ અતિથિ ઘેર આવ્યો હોય અને તેની મધુ-પર્કાદિથી પૂજા કરીએ તેમ) આતિથ્ય ઇષ્ટિમાં પ્રથમ મધુપર્કથી સોમની પૂજા કરી, નિર્મન્થનથી અગ્નિ ઉત્પન્ન કરી તેમાં આહુતિ આપે છે. આ ઇષ્ટિમાં પાંચ પ્રયાજોનો (પ્રયાજ=પ્રધાન યાગની પૂર્વે જે મન્ત્રો વડે આહુતિ અપાય તે અને અનુયાજ એટલે યાગની પછી જે મન્ત્રો વડે આહુતિ અપાય તે.) ઉપયોગ કરવામાં આવે છે અને છેલ્લા પ્રયાજ વડે ધ્રુવા અને પુરોડાશનું આજ્ય વડે લેપન (અભિ ધારણ) કરે છે અને પછી 'પ્રણીતા' નામના પાત્રને નમાવી મન્ત્રોચ્ચાર કર્યા વિના 'ધ્રુવા' પાત્રને આજ્યથી ભરવામાં આવે છે. (આ કામ અધ્વર્યુ કરે છે) અહિં આતિથ્યેષ્ટિ



પ્રાચીનશાળા (અથવા પ્રાચીનવંશ)

**અહિંઆં સઘળા ઋત્વિજોની બાબતમાં તાનૂનપ્ત્રત્વ એક હોવા છતાં પણ જેના તરફ**

પૂર્ણ થાય છે. ભાષ્યમાં જે आतिथ्यायाः ध्रौवात् ( x. आज्यात् ) વગેરેનો ઉપન્યાસ છે તે ઉપરિનિર્દિષ્ટ આતિથ્યેષ્ટિના છેલ્લા ભાગમાં 'ધ્રુવા' પાત્રમાં જે આજ્ય ભરવામાં આવ્યું તેનો છે.

આતિથ્યેષ્ટિ પૂરી થયા પછી યજ્ઞ નિર્વિઘ્ન સમાપ્ત થાય તેટલા સારુ ત્રણ ઉપસદ્-ઇષ્ટિ કરવામાં આવે છે. આથી એટલું તો સ્પષ્ટ જ છે કે આતિથ્યેષ્ટિ પછી ઉપસદિષ્ટિનો પ્રારંભ છે. હવે ઉપસદિષ્ટિમાં યજ્ઞ સારામાં સારો થાય એટલા સારુ યજમાન અને ૧૬ ઋત્વિજોનો સંબંધ ઘણો સારો હોવો જોઇએ અને તે સખ્ય સિદ્ધ કરવાને માટે તાનૂનપ્ત્ર સ્પર્શના રૂપમાં એક પ્રકારની પ્રતિજ્ઞા લેવામાં આવે છે કે અમે બધા પરસ્પર હળીમળીને યજમાન રાજાનું કામ સારુ કરીશું. અર્થાત્ તાનૂનપ્ત્ર કર્મ એ એક જાતનું કરારનામું (સલાહ સંપથી કામ કરવાનો કરાર)જ કહેવાય. હવે તાનૂનપ્ત્ર કર્મનો વિધિ નીચે પ્રમાણે છે.

આતિથ્યેષ્ટિ સમાપ્ત થયા પછી વેદી ઉપર 'કંસ' પાત્ર (ભાષ્યકાર 'સ્રુક્' નો ઉપન્યાસ કરે છે) અથવા 'ચમસ' પાત્ર મૂકવામાં આવે છે અને તેમાં ઉપર જણાવેલા આતિથ્યેષ્ટિના ધ્રુવાપાત્રમાં જે આજ્ય ભરવામાં આવ્યું હતું તે આજ્યમાંથી (ભાષ્યકારના અભિપ્રાયે સ્રુક્ અથવા ચમસ એ પાત્રોનો ઉપયોગ કરવામાં આવે છે અને સ્રુક્માં ચાર વખત આજ્યનો ભાગ નાખવાનો અને ચમસમાં ધ્રુવામાં રાખેલા આજ્યમાંથી પાંચ વખત ભાગ નાખવાનો) અને તે મૂકેલા ('કંસ' અથવા 'સ્રુક્' પાત્રમાં અથવા 'ચમસ' પાત્રમાં) આજ્યને જ તાનૂનપ્ત્ર કહેવામાં આવે છે. ધ્રુવાસ્થ આજ્યમાંથી જ્યારે પાંચ વખત ભાગ લઇ ચમસમાં મૂકવામાં આવે ત્યારે દરેક ભાગ વખતે નીચેના પાંચ મંત્રોમાંથી અનુક્રમે એક એક મન્ત્ર બોલવાનો હોય છે.

૧ आपतये त्वा गृह्णामि। (આ મંત્ર બોલીને એક ભાગ ધ્રુવાસ્થ આજ્યમાં સ્રુક્ અથવા ચમસમાં નાખવાનો છે ) ૨ परिपतये त्वा गृह्णामि। ३तनूनप्त्रे त्वा गृह्णामि। ४ शाक्वराय त्वा गृह्णामि। ૫ शक्मन्नो जिष्ठाय गृह्णामि।

આ ઉપરથી એટલું સ્પષ્ટ છે કે સ્રુક્માં ચાર વખત લેવાએલા આજ્ય ભાગને અથવા ચમસમાં પાંચ વખત લેવાએલા આજ્ય ભાગને તાનૂનપ્ત્ર સંજ્ઞા આપવામાં આવે છે. હવે યજમાન અને ૧૬ ઋત્વિજો આ તાનૂનપ્ત્રનો સ્પર્શ કરે છે (સાક્ષાત્ સ્પર્શ કરે અથવા દર્ભના ટુકડા વતી કરે) અને તે વખતે अनाधृष्टमसि ઇત્યાદિનો ( कृष्ण यजुर्वेद T. 2-10-2 ) ઉચ્ચાર કરે છે, આ કર્મને તાનૂનપ્ત્રાવમર્શન કહેવામાં આવે છે. પછી અધ્વર્યુ યજમાન પાસે કહેવડાવે છે કે अनु मे दीक्षां दीक्षापतिर्मन्यतामनुतपस्तपस्पतिरञ्जसा ઇત્યાદિ અને પછી બધા ઋત્વિજોને ક્રમવાર બોલાવી તાનૂનપ્ત્રને સુંઘે છે. આ કર્મને તાનૂનપ્ત્રાવઘ્રાણ કહેવામાં આવે છે. હવે સોળે ઋત્વિજોએ યજમાનની સાથે તાનૂનપ્ત્રનો સ્પર્શ કરેલો છે અને તેથી સર્વેનો અધિકાર સરખો છે, છતાં પણ યજમાનને જે ઋત્વિજને યજ્ઞનો યશ અપાવવો હોય તેને જ (ફરીથી) પ્રથમ તાનૂનપ્ત્રનો સ્પર્શ કરાવે છે અને જો બધાનેજ યશ અપાવવો હોય તો બધાને જ સ્પર્શ કરાવે છે અને આમાં માત્ર યજમાનની જ ઇચ્છા નિયામક છે અને તેથી પ્રશ્ન અથવા શંકાને અવકાશ નથી.

તેજ પ્રમાણે દાર્ષ્ટાન્તિકમાં અક્ષર બ્રહ્મની ઉપાસનાથી સર્વે ઉપાસકોનો અધિકાર સરખો છે છતાં પણ કેટલાકનો અક્ષરમાં લય અને કેટલાકને ભક્તિલાભ એ વ્યવસ્થામાં ભગવદિચ્છા જ નિયામક છે.

તાનૂનપ્ત્ર સંજ્ઞા વિષે, આપસ્તંબ શ્રૌત સૂત્રના ટીકાકાર રુદ્રદત્ત નીચે પ્રમાણે કહે છે—तनूनपत्सम्बन्धात् तानूनप्त्रमिति आज्यसमाख्या येन ऋत्विजः सख्यमुपगच्छन्ति। અર્થાત્ અગ્નિની એક વિભૂતિ અથવા સ્વરૂપ જેનું નામ तनूनपात् છે તેની સાથે સંબંધ હોવાથી આજ્યને तानूनप्त्र तानूनप्त्र કહેવામાં

સ્નેહના અતિશયથી તે પ્રમાણેની ઈચ્છા થાય છે ત્યાંજ તે પ્રમાણે કૃતિ છે; અન્ય તરફ નહિ. આથી ત્યાં એવો પ્રશ્ન સંભવતો નથી કે શા માટે અવિશિષ્ટમાં આ પ્રમાણે કૃતિ હોય? તેજ પ્રમાણે અહિંઆં પણ અર્થ છે.

(શંકા)—શ્રવણાદિ જેમ પુરુષોત્તમના સંબન્ધી તરીકે તેની [૨૬]પ્રાપ્તિનો હેતુરૂપ છે તે પ્રમાણે અક્ષરની પણ ભલે હો. એવી શંકાનો નિરાસ અસુર જીવોના અંધકારના પુંજને દૂર કરનાર, યદુવંશના ઉદયાચલના ચૂડામણિથી કરાયો છે. [૨૭]જાતે તેને જણાવવાનું ઉચિત નથી એ આશયથી કહે છે. તે ભગવદ્ગીતામાં કહ્યું છે એમ અધ્યાહાર છે. [૨૮] ત્યાં "વેદના જાણનાર જે અક્ષરને કહે છે" (ભ. ગી. ૮–૧૧) થી ઉપક્રમ

---

આવે છે અને આપણે ઉપર જોયું છે કે જે પાંચ મંત્રો પાંચ વખત બોલવાના છે તેમાં ત્રીજો મધ્યસ્થ મંત્ર તનૂનપાત્ વિષેનો છે અને આ રીતે તનૂનપાત્ સાથે આજ્યનો સંબંધ સ્થાપી શકાય છે. આ આપણા પ્રાચ્ય વિદ્વાનોનો અભિપ્રાય.

હૅાગ જેવા પાશ્ચાત્ય વિદ્વાનોનો અભિપ્રાય જૂદો છે. તેઓના મતે तानूनप्त्र શબ્દનો तनूनपात् એ અગ્નિના નામ સાથે સંબંધ નથી. तानूनप्त्र કર્મમાં ઋત્વિજો સારું કામ કરવાની પ્રતિજ્ઞા લે છે અને યજમાનની સાથેને સંબંધ કુટુમ્બના માણસની માફક ગાઢ કરે છે. આ ભ્રાતૃભાવ ઘણા નિકટ સંબંધથીજ એકના શરીરની નજીક બીજાનું શરીર લઇ જઇએ અને જે નિકટ સંબંધ થાય તેનાથીજ શકય છે. તેથી तानूनप्त्र શબ્દમાં શરીરનો વિચાર પ્રધાન છે અને તેથી तनु ઉપરથી કોઇ પણ રીતે આવેલો હોવો જોઇએ. હવે પાઠ ભેદનો વિચાર કરીએ.

ભાષ્યકારે શ્રુતિ અને કલ્પમાંથી (श्रूयते श्रुतौ कल्पे च) વાકયો આપ્યાં છે. अनाधृष्टमसि અને अनु मे दीक्षाम् એ શ્રુતિ છે અને બાકીનો અલ્પ ભાગ છે. ભાષ્યકાર આપસ્તમ્બીય હોવાથી આપસ્તમ્બ શ્રૌત સૂત્રના ૧૧મા કલ્પની પ્રથમ કંડિકામાં કેટલાક ભાગ આપે છે અને તે નીચે પ્રમાણે છે.

आतिथ्यायां ध्रौवात् स्रुचि चमसे वा तानूनप्त्रं समवद्यति। चतुरवत्तं पञ्चावत्तं वा। आपतये त्वा गृह्णामीत्येतैः प्रतिमन्त्रम् ।१। अनाधृष्टमसीति यजमान सप्तदश ऋत्विजः तानूनप्त्रं समवमृशन्ति ।२। अनु मे दीक्षा मिति यजमानः ।३।

यं कामयेत यज्ञयशसमृच्छेदिति तं प्रथमम्। यदि कामयेत सर्वानिति सर्वान् सह अवमर्शयेत् ।४।

આપણે જોઇ શકીએ છીએ કે ભાષ્યકારે આપ૦ શ્રૌ૦ સૂ૦ નો ભાગજ લઇ આમ તેમ સમજણ પડે તેટલા સારુ મૂકયો છે.

૨. તેલીવાળા રશ્મિવાળા ભાષ્યમાં आतिथ्यायां ध्रौव्यात् પાઠ સ્વીકારે છે અને નીચે अतिथ्यायाः અને ध्रौवात्, ध्रौवाज्यात् પાઠો આપે છે. આપ૦ શ્રૌ૦ સૂ૦ નો વિચાર કરતાં ખરો પાઠ आतिथ्यायाः ध्रौवात् હોવો જોઇએ. आतिथ्यायां ध्रौवात् ચાલી શકે પણ आतिथ्यायां ध्रौव्यात्માં જરા હરકત પડે. રશ્મિકારનો ध्रौव्या પાઠ સ્વીકારીએ તો પણ તેમણે અર્થ આપ્યો છે તે પ્રમાણે દ્રાવિડી પ્રાણાયામ થાય છે. બીજું રશ્મિકાર अतिथ्यायां ને चतुर्थ्याम् રૂપે સમજાવે છે પણ તે કોઇ રીતે બંધ બેસતું નથી. आतिथ्य–इष्टिना પર્યાય તરીકે चतुर्थी એ અસ્થાને છે એમ મારો નમ્ર અભિપ્રાય છે. (चतुर्थी) નામનો એક સ્માર્ત સંસ્કાર અથવા ગૃહ્ય સંસ્કાર છે અને તે વિવાહ સંસ્કાર પછી વરને ઘેર નૂતન દંપતીએ કરવાનો હોય છે, પણ તેનો આ શ્રૌત સંસ્કાર સાથે કશો સંબંધ હોઈ શકે જ નહિ)+ (૨૬) પુરુષોત્તમની (૨૭) ભગવાને ઉપરની શંકાનો નિરાસ કર્યો છે તેથી બાદરાયણ તેનો નિરાસ કરવા માગતા નથી એમ જણાવવાને સૂત્રમાં तदुक्तम् "તે ગીતામાં કહ્યું છે" એમ કહે છે (૨૮) ગીતાનાં અવતરણ

---

+ આ આંક ૨૫ ઉપરની તમામ નોંધ મારા મિત્ર પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટ એમ. એ. તરફથી મળી છે અને તે માટે હું તેમનો ઉપકાર માનું છું. ]

કરીને "તે પર ગતિને મેળવે છે" (ભા. ગી. ૮–૧૩) ત્યાં સુધી અક્ષરની પ્રાપ્તિના ઉપાયને કહીને "અનન્યચિત્તવાળો સતત" (ભ. ગી. ૮–૧૪) વગેરેથી સ્વપ્રાપ્તિના ઉપાય તથા [29]વૈલક્ષણ્ય કહીને [30]પોતે ફકત ભક્તિથી જ લભ્ય છે એમ જણાવવાને [31]પ્રથમ ક્ષર અને અક્ષરના સ્વરૂપને કહે છે. "હજારો યુગ સુધી" (ભ. ગી. ૮–૧૭)થી ઉપક્રમ કરીને "(બ્રહ્માના) દિવસના આરંભમાં ઉત્પન્ન થાય છે" (ભ. ગી. ૮–૧૮) સુધી ક્ષરના સ્વરૂપને કહીને "અન્યભાવ તો તેનાથી પર છે" (ભ ગી. ૮–૨૦) ત્યાંથી ઉપક્રમ કરીને "તે મારૂં ધામ પરમ છે" ( ભ. ગી. ૮–૨૧) ત્યાં સુધી અક્ષરના સ્વરૂપને કહ્યું છે. અહિંઆં પ્રથમ ક્ષરના સ્વરૂપને કહ્યું છે. "પર તો તેનાથી" (ભ. ગી. ૮–૨૦) એમ અહિંઆં ક્ષર કરતાં જ પર કહેવાય છે. તે શબ્દનો પ્રથમ પરામર્શ હોવાથી તેને જ પ્રથમ કહેલ છે તેથી. માટે જ [32]અક્ષરની વ્યાવૃત્તિ કરનાર શબ્દ કહેલો છે. આથી નિત્ય હોવાથી ક્ષરણના અભાવથી. અક્ષર શબ્દથી જીવજ કહેવાય છે, પુરુષોત્તમના અધિષ્ઠાન રૂપ જીવાતીત નહિ એમ નિરાસ કર્યો. "જેને પ્રાપ્ત કરીને તે નિવૃત્ત થતા નથી" (ભ. ગી. ૮–૨૧) એ વાકયથી જીવમાં [33]તે પ્રમાણે સંભવ નથી. વળી [34]નિત્ય મુકિતની આપત્તિથી તથા શાસ્ત્રના વૈફલ્યની આપત્તિથી, જ્ઞાનમાર્ગીયોને તેની પ્રાપ્તિ જ મુકિત છે. એમ જાણવું જોઈએ. ત્યાંથી અનાવૃત્તિને લીધે. "હે પાર્થ! તે પુરુષ પર છે" (ભ. ગી. ૮–૨૨) એનાથી–અક્ષરથી પર તે એકલી ભકિતથી જ લભ્ય કહેલ છે.[35] આથી જ્ઞાનમાર્ગીયોને પુરુષોત્તમની પ્રાપ્તિ નથી એમ સિદ્ધ થયું. "**यस्यान्तःस्थानि**" એનાથી પરનું લક્ષણ કહ્યું છે, અને તે મૃત્તિકાભક્ષણમાં [36]શ્રીગોકુલેશ્વરમાં સ્પષ્ટ કહેવાય છે. તેથી અક્ષરના ઉપાસકો પુરુષોત્તમના ઉપાસક નથી. તેના વિષયના શ્રવણાદિના અભાવથી એવો ભાવ છે. "અવ્યક્ત અક્ષર" એમ કહ્યું છે. "તેને પરમ ગતિ કહે છે" (ભ. ગી. ૮–૨૧) એ વાકયથી "તે પરમ ગતિને પ્રાપ્ત કરે છે" (ભ. ગી. ૮–૧૨) એમ અહિંઆં અક્ષરનેજ પ્રાપ્ત કરે છે એવો અર્થ જાણવો જોઈએ અને વળી તૈત્તિરીયોપનિષત્‌માં કહેવાય છે.
**यस्मिन्निदं सं च विचैति सर्वं यस्मिन्देवा अधिविश्वे निषेदुः । तदेव भूतं तदु भव्यमा इदं तदक्षरे परमे व्योमन् । येनावृतं खं च दिवं महीं च येनादित्यस्तपति तेजसा भ्राजसा च । यमन्तःसमुद्रे कवयो वयन्ति यदक्षरे परमे प्रजाः ।**

(તૈ. સં. ૧૦–૧–૧) અહિંઆં અક્ષરાત્મક તરીકે ક્ષરાત્મક આકાશ કરતાં પર વ્યોમમાં

---

ટાંકે છે (૨૯) ભગવાનનું અક્ષરથી વૈલક્ષણ્ય જૂદાપણું (૩૦) ભગવાન્ પુરુષોત્તમ (૩૧) ગીતામાં એમ અધ્યાહાર સમજવું (૩૨) "પર" શબ્દ અક્ષરના અર્થમાં નહિ પણ પુરુષોત્તમના અર્થમાં છે. (૩૩) અક્ષરનો અર્થ જીવ નહિ એ જણાવે છે (૩૪) અક્ષરને જો જીવ કહેવામાં આવે તો "તેને પ્રાપ્ત કરીને પછી તેની નિવૃત્તિ હોતી નથી" આથી તેની નિત્યતા હોવાથી મુક્તિનાં સાધનો પણ વિફલ બનશે તે અર્થ વગરનાં થશે. (૩૫) અહિંઆં ચાર અર્થો જણાવ્યા છે. જ્ઞાનમાર્ગીયને અક્ષરની પ્રાપ્તિ, અક્ષરથી પર–પુરુષોત્તમની ફક્ત ભક્તિથી પ્રાપ્તિ, "समान एवं चामेवात्" એ સૂત્રમાં જણાવેલ અવતાર શ્રીગોકુલેશ્વરમાં પણ અક્ષરના ઉપાસકો પુરુષોત્તમના ઉપાસકો નથી કારણ કે ત્યાં પુરુષોત્તમના વિષયના શ્રવણાદિનો અભાવ છે તે, અને ચોથો અર્થ स याति परमां गतिम् એમાં અક્ષર તરફ જાય છે એ અર્થ. (૩૬) શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ છતાં યશોદાએ તે રીતે તેમને ઓળખ્યા નહિ. કારણ કે યશોદા પૂર્ણ

એટલે ભક્તોના હૃદય આકાશમાં એવો અર્થ છે. ત્યાં 'પ્રકાશતા' એવો અર્થ છે તેથી. માટેજ "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨-૧) થી ઉપક્રમ કરીને 'સત્ય, જ્ઞાન, અનન્ત બ્રહ્મને જે ગુહામાં પરમ આકાશમાં બીરાજેલા જાણે છે " (તૈ. ૨-૧) એમ આ ઉપનિષદોમાંજ કહેવાય છે" **यदक्षरे परमे प्रजा इति पदमवयन्ति** ની સાથે સંબન્ધ છે અહિંઆં પ્રજા શબ્દથી વ્યાપિ વૈકુણ્ઠ રૂપ લોક અક્ષર પદથી કહેવાય છે. એમ જણાય છે. માટેજ "**न यत्र माया**" (ભા. ૨-૯-૧૦) વગેરેથી શ્રીભાગવતમાં તેનું સ્વરૂપ કહેવાય છે. આથી અક્ષર પુરુષોત્તમનું અધિષ્ઠાન છે એવો નિશ્ચય થાય છે. [૩૭]આનાથી પણ અક્ષરાતીત પુરુષોત્તમજ જણાય છે. આમ [૩૮]હોવાથી, સામાન્ય એટલે ભગવાનની વિભૂતિનું રૂપ, અને તેનો ભાવ એટલે પુરુષોત્તમનો ભાવ-સત્તા. કહેલી રીતિથી ત્યાં સ્થિતિ છે એટલે તે બે હેતુઓથી તેમ છે એવો પણ અર્થ જાણવો જોઈએ. ૩૩

## इयदामननात् ॥३-३-३४॥

### અક્ષર બ્રહ્મના આનન્દની ઇયત્તા-મર્યાદા કહેલી છે (તે ગણિતાનન્દ કહેલ છે) તેથી પુરુષોત્તમ તેના કરતાં અધિક છે.

(શંકા) [૧]સંસારથી નિવૃત્તિ તથા આનન્દના આવિર્ભાવમાં વિશેષ નહિ હોવાથી અક્ષર બ્રહ્મના લયમાં પુરુષોત્તમમાં પ્રવેશ કરતાં ન્યૂનતાની ઉક્તિમાં શો હેતુ છે? એવી આકાંક્ષામાં [૨]કહે છે. **इयत्** એ [૩]પરિમાણનું વચન છે. શ્રુતિમાં તેનું કથન છે એમ અર્થ છે. અહિંઆં આ પ્રમાણે જાણવું જોઈએ. તૈત્તિરીયોપનિષત્‌માં "તે આ આનન્દની મીમાંસા બને છે" (તૈ. ૨-૮) થી શરૂ કરીને એક માનુષ આનન્દને ગણીને ત્યાર પછી ઉત્તરોત્તર સો ગણા આનન્દ ગન્ધર્વથી શરૂ કરીને પ્રજાપતિ સુધી કહીને જણાવે છે. "જે પ્રજાપતિના તે સો આનન્દો છે તે એક બ્રહ્મનો છે" (તૈ. ૨-૮) આમ હોવામાં જેનાથી આટલા [૪]અક્ષરાનન્દને અવધિવાળો શ્રુતિમાં કહેલ છે તેથી આનન્દમય તરીકે નિરવધિ આનન્દરૂપનું કથન પુરુષોત્તમમાં તે પ્રમાણે કહેલ છે. ૩૪

---

પુરુષોત્તમના ઉપાસક નથી. (૩૭) શુકના વાક્યથી પણ (૩૮) પ્રથમ કહેલા પ્રકારથી અક્ષરમાં પુરુષોત્તમના અધિષ્ઠાનત્વની શ્રુતિથી સિદ્ધિ હોવા છતાં પણ સૂત્રના સામાન્ય **तद्भावाभ्याम्**નું અન્ય રીતે વ્યાખ્યાન કરે છે. આ અર્થ લેતાં સામાન્ય એટલે ભગવદ્વિભૂતિ રૂપત્વ અને તદ્‌ભાવ એટલે 'તત્' કહેતાં પુરુષોત્તમનો ભાવ-સત્તા, અર્થાત્ કહેલી રીતિએ પુરુષોત્તમની સ્થિતિ ત્યાં અક્ષરમાં છે એમ ટુંકમાં 'અક્ષર બ્રહ્મથી તથા તેમાં ભગવાનની સ્થિતિ હોવાના કારણથી અક્ષરના જાણનારાઓની ત્યાં ગણના કરી છે એમ અર્થ કરે છે. ૩૩

**સૂત્ર ૩૪**—(૧) પૂર્વપક્ષીની શંકા છે કે (૨) સંસારમાંથી નિવૃત્તિ જેનું નામ મોક્ષ છે તે અને આનન્દધર્મનો જીવમાં આવિર્ભાવ એ બન્નેમાં કોઈ ફરક નથી. તો પછી પુરુષોત્તમમાં પ્રવેશ પામવા કરતાં અક્ષર બ્રહ્મનો લય ન્યૂન છે એમ શા ઉપરથી કહી શકાય? (૨) સિદ્ધાન્તી કહે છે (૩) આવડું એમ પરિમાણ જણાવે છે. અર્થાત્ અક્ષર બ્રહ્મમાં જે આનંદ છે તે પરિમાણવાળો-માપવાળો છે તે આનન્દની ગણના થઇ શકે તેવો છે. પણ પુરુષોત્તમનો આનંદ અગણિત છે. માટે પુરુષોત્તમ કરતાં અક્ષર બ્રહ્મ ન્યૂન છે એમ કહેવાનું તાત્પર્ય છે. (૪) અક્ષર બ્રહ્મને ગણિતાનંદ કહેલ છે ને પુરુષોત્તમના આનન્દની ગણના તૈત્તિરીયોપનિષદ્‌માં આપેલી નથી, તેથી તે અગણિત છે. તૈત્તિરીયોપનિષદ્‌માં માનુષ

૧૨ અન્તરાભૂતગ્રામવદિત્યધિકરણ.

## अन्तरा भूतग्रामवत्स्वात्मनः ॥३–३–३५॥

### સ્વ આત્મા તરીકે ભગવાને અંગીકાર કરેલાનું જેમ શરીર અલૌકિક હોવાથી ત્યાં ભૂત સમૂહ સંભવતો નથી તેમ તેનામાં ભગવાનનું જ્ઞાન વિઘ્નકર્તા છે.*

[1]જેમ જ્ઞાનમાર્ગમાં સ્વ આત્મા તરીકે બ્રહ્મનું જ્ઞાન છે તે પ્રમાણે ભક્તિમાર્ગમાં પણ છે. ભક્તિથી પુરુષોત્તમના જ્ઞાનમાં પોતાના આત્મા તરીકે પુરુષોત્તમનું જ્ઞાન હોય છે કે નહિ તેનો વિચાર કરાય છે. [2]શ્રુતિમાં સર્વાન્તર તરીકે કથન હોવાથી તે [3]બને છે એમ પૂર્વપક્ષ છે. [4]તો પણ સર્વના વશી અને સર્વ ઉપર શાસન કરનાર (બૃ. ૪–૪–૨૨) વગેરે શ્રુતિઓથી [5]એ પ્રમાણે જ્ઞાન છે. તે [6]પ્રમાણે તો નથી એમ સિદ્ધાન્ત છે. અહિંઆં તે પ્રમાણે જ્ઞાનના અભાવની આવશ્યકતાને માટે [7]વિપરીતમાં બાધક કહે છે. પ્રથમ સૂત્રમાં, બ્રહ્માનન્દ કરતાં ભજનાનન્દનું આધિકય નિરૂપ્યું. [8]તે તો ભગવદ્દત્ત છે, [9]તેના વ્યવધાયક અર્થનું તો પ્રભુ સંપાદન કરતા નથી. [10]સ્વઆત્મા તરીકેનું જ્ઞાન

---

આનન્દથી તે અક્ષર બ્રહ્મ સુધીના આનન્દની ગણના આપી છે, પણ તેની પછી પુરુષોત્તમના આનન્દની ગણના કરી નથી. માટે તે આનંદ અગણિત છે. **ભાવાર્થ**–અક્ષર બ્રહ્મના આનન્દની ગણના તૈત્તિરીયોપનિષદમાં આપેલી હોવાથી અને પુરુષોત્તમના આનંદની નહિ આપેલી હોવાથી, અક્ષર બ્રહ્મ ગણિતાનંદ છે અને પુરુષોત્તમ અગણિતાનંદ છે. આથી પુરુષોત્તમના પ્રવેશ કરતાં અક્ષર બ્રહ્મમાં લય ન્યૂનતાવાળો છે. ૩૪

**અધિ૦ ૧૨ સૂત્ર ૩૫**—(૧) જેમ જ્ઞાનમાર્ગમાં અક્ષરના જાણનારાઓની સ્તુતિ કરવામાં આવે છે તેમ અભેદની ઉપાસનાની પણ સ્તુતિ કરવામાં આવે છે. આથી ભક્તિમાર્ગમાં અક્ષરજ્ઞાના વિનિયોગના વિચાર પછી અભેદધીના સ્મરણથી જ્ઞાનમાર્ગમાં પૂર્ણ જ્ઞાનની સંપત્તિમાં જેમ પોતાના આત્મા અને બ્રહ્મ વચ્ચેના અભેદના અનુભવરૂપ વૃત્તિ થાય છે તેમાં ભક્તિ સિદ્ધ થતાં ભક્તિથી થતા જ્ઞાનમાં પોતાના આત્મા અને પરમાત્માની વચ્ચે અભેદના અનુભવરૂપ વૃત્તિ થાય છે કે નહિ એવા સંશયમાં વિચારાય છે. (૨) यः पृथिव्यां तिष्ठन् पृथिव्यां आन्तरः (૩) ભક્તિથી થતા જ્ઞાનમાં પણ આત્મા અને પરમાત્મા અભેદના અનુભવવાળી વૃત્તિ થાય છે એવો પૂર્વપક્ષ છે. (૪) વસ્તુતઃ જીવોના બ્રહ્મજ્ઞાનમાં પણ (૫) જીવ અને પરમાત્માની વચ્ચે અભેદતાનો અનુભવ હોય છતાં શ્રુતિઓમાં પરમાત્માને સર્વના વશી અને શાસન કરનાર કહેલા હોવાથી ત્યાં જીવ તથા પરમાત્માનો ભેદ દર્શાવ્યો છે. સર્વના વશ કરનાર તથા શાસન કરનાર એટલે સઘળા જીવોને વશ કરનાર તથા શાસન કરનાર. આથી પરમાત્મા વશી તથા શાસ્તા છે, અને જીવ વશ્ય તથા શાસ્ય છે. આ રીતે તે બન્નેમાં ભેદ જણાવેલો છે. (૬) આથી સિદ્ધાન્તી કહે છે કે ભક્તિથી થતા જ્ઞાનમાં જીવ અને પરમાત્માના અભેદના અનુભવની વૃત્તિ નથી. (૭) પરમાત્મા વિષે પોતાના આત્મા તરીકેના જ્ઞાનમાં. અર્થાત્ અભેદતાનું જ્ઞાનજ ન હોવું જોઇએ એમ જણાવવાને બાધક કહે છે. (૮) ભજનાનન્દ (૯) स वै नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत् વગેરે શ્રુતિઓથી મુખ્ય ભક્તિમાર્ગ રમણને માટે સમજાય છે. તે રમણ અભેદમાં સંભવતું નથી. આથી અભેદનું જ્ઞાન ભક્તિમાર્ગનું વ્યવધાયક છે. માટે અર્થ કહેતાં ભગવદ્ ભક્તોને ભજનાનંદનું દાન કરવાનું હોવાથી ભગવાન્ તેમને અભેદ જ્ઞાન આપતા નથી. (૧૦) અભેદ જ્ઞાન પરમાત્માને પોતાના આત્મા તરીકે ભજવા તે.

---

* **भूतग्रामवत्**નું બે રીતે વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. જૂઓ ફૂટનોટ અગર સૂત્રાર્થ.

તો ભજનાનન્દના અન્તરાયરૂપ છે. જો આનું તે [11]સંપાદન કરે તો તેનું દાન ન કરે, આગળ અન્યથા ભાવને લીધે. માટે પોતાના [12]આત્મા તરીકેનું જ્ઞાન ભકિતમાર્ગીયને સંભવતું નથી એ આશયથી કહે છે "अन्तरा स्वात्मनः" ભગવાને ભકિતમાર્ગમાં પોતાના તરીકે જે આત્માનો અંગીકાર કર્યો છે તેનુ જે આત્મા તરીકેનું જ્ઞાન છે તે ભજનાનંદના અનુભવમાં વ્યવધાનરૂપ છે તેથી. તેવા જીવમાં ભગવાન્થી તેનું સંપાદન કરાતું નથી. એમ અર્થ છે. તેનું સંપાદન સર્વથા અસંભવિત છે તથા હીન છે એમ જણાવવાને [13]દષ્ટાન્તને કહે છે. भूतग्रामवत् કહેલા ભકતનો વિગ્રહ પણ અલૌકિક ભૂતગ્રામ સંભવતો નથી. હીતને લીધે તે પ્રમાણે અર્થ છે. અથવા [14]લૌકિક ભૂતગ્રામ સ્ત્રી, પુત્ર, પશુ વગેરે બ્રહ્માનન્દના અનુભવમાં બાધક છે તેમ ભજનાનન્દના અનુભવમાં પોતાના આત્મા તરીકે ભગવાનનું જ્ઞાન છે એવો અર્થ છે. ૩૫

## अन्यथाभेदानुपपत्तिरिति चेन्नोपदेशान्तरवत् ॥३-३-३६॥

**તેવા જ્ઞાનના અભાવમાં અભેદ જ્ઞાનના ઉપદેશની ઉપપત્તિ હોતી નથી એમ જો હોય તો કહે છે, ના, અન્ય ઉપદેશની માફક ગાયત્રીના અગર યોગના ઉપદેશની માફક અથવા દેહાધ્યાસવાળાને દેહથી આત્મા જૂદો છે એવો જેમ ઉપદેશ આપવામાં આવે છે તેમ આત્માથી પરમાત્મા જૂદા છે એવા જ્ઞાનની સાર્થકતા છે.**

[1]ઉદ્ધવાદિ ભકતોમાં પણ જ્ઞાનનો ઉપદેશ સંભળાય છે.[2] અને તે તો જીવ અને બ્રહ્મના [3]અભેદના ફલવાળો છે તેથી આત્મા તરીકે [4]જ્ઞાનના અભાવમાં તેના અભેદના ઉપદેશની અનુપપત્તિ બને એમ તેને માનવું જોઇએજ આમ હોવામાં ભકિતમાર્ગ [5]કરતાં

---

આ ભક્તિમાર્ગમાં અન્તરાય રૂપ છે (૧૧) જો ભગવાન અભેદ જ્ઞાન જીવને ભક્તિમાર્ગમાં આપે તો પછી તે જીવને પોતે ભજનાનંદનું દાન ન કરે. (૧૨) यत्र त्वस्य सर्वमात्मैवायम् વગેરે રૂપ જ્ઞાન (૧૩) લૌકિક શરીરને ભજનાનંદમાં પ્રતિબંધક તરીકે કોઇ પણ સ્થળે કહેલું નથી, એમ શંકા થાય તો અન્ય પ્રકારથી દૃષ્ટાન્તનું વ્યાખ્યાન આપે છે. (૧૪) ભૂત ગ્રામનો બીજો અર્થ સ્ત્રી, પુત્ર, પશુ વગેરે લીધા છે. તે જેમ બ્રહ્માનન્દના અનુભવમાં બાધક છે તેમ અભેદનું જ્ઞાન પણ ભજનાનંદના અનુભવમાં બાધક છે. **ભાવાર્થ**—ભક્તિમાર્ગમાં પરમાત્માનું આત્મા તરીકેનું અભેદનું જ્ઞાન તે ભજનાનંદમાં બાધક છે જેમ ભજનાનંદમાં લૌકિક વિગ્રહ બાધક છે તેમ અગર જેમ સ્ત્રી, પુત્ર પશુ વગેરે ભૂત ગ્રામ બ્રહ્માનંદમાં બાધક છે તેમ અભેદ જ્ઞાન પણ ભજનાનંદમાં બાધક છે. ૩૫

**સૂત્ર ૩૬**—(૧) જો બ્રહ્મના અભેદનો અનુભવ ભજનાનંદના અનુભવમાં પ્રતિબન્ધક હોય તો પછી ભગવાન્ ઉદ્ધવાદિ ભક્તોને કેવી રીતે તેનો ઉપદેશ આપે છે એવી શંકાનું સમાધાન સૂત્ર કરે છે એવા આશયથી કહે છે (૨) શ્રીમદ્ભાગવતના ૧૧મા સ્કન્ધમાં (૩) તે ઉપદેશનું સ્વારસ્ય જીવ અને બ્રહ્મના અભેદનું જ્ઞાન છે (૪) જો અભેદ જ્ઞાનનું સ્વારસ્ય ન હોય તો પછી અભેદનો ઉપદેશજ શા માટે આપે ? એવા ઉપદેશનો સંભવજ ત્યાં નથી. (૫) જો અભેદ જ્ઞાન એજ સ્વારસ્ય હોય તો પછી ભક્તિ કરતાં જ્ઞાન ચઢીઆતું હોવાથી ભક્તિમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગની અધિકતા સિદ્ધ થશે, નહિ કે તમે

---

+उपदेशान्तरवत् ના જૂદા અર્થો માટે જૂઓ સૂત્રાર્થ અગર પદાર્થ.

જ્ઞાનમાર્ગનો ઉત્કર્ષ સિદ્ધ થશે એવી આશંકા [6]લાવીને દૂર કરે છે. [7]અન્ય ઉપદેશની માફક અભેદના જ્ઞાન માટે ઉપદેશ નથી. પણ જેમ આગળના સ્વર્ગ, [8]અપવર્ગ નામના પારલૌકિક આનન્દના ફલવાળા અલૌકિક કર્મમાં [9]અધિકારરૂપ સંસ્કારને માટે [10]ગાયત્રીનો ઉપદેશ કરવામાં આવે છે. તેના સંસ્કારથી સંસ્કૃત તેના શરીર [11]વગેરે પણ ભૂતાદિથી ઉપહત થતા નથી. અથવા જેમ [12]યોગના ઉપદેશથી સંસ્કૃત પુરુષનું શરીર અગ્નિ વગેરેથી ઉપહત થતું નથી તે પ્રમાણે અહિંઆં [13]ભક્તિભાવ રસાત્મક તરીકે સંયોગ અને વિપ્રયોગ ભાવાત્મક હોવાથી, [14]બીજું (વિપ્રયોગ) પ્રલયાનલ કરતાં વધારે ઉગ્ર હોવાથી કદાચ તેના [15]ભાવના ઉદયમાં તેનાથી ભક્તના દેહ વગેરેના તિરોધાનમાં આગળના ભજનાનન્દના અનુભવનો પ્રતિબન્ધ બને નહિ માટે તેની નિવૃત્તિ માટે જ્ઞાનના ઉપદેશના સંસ્કારથી સંસ્કૃત તેનો દેહ વગેરે ભગવાનથી કરાય છે. આત્માના અભેદનું જ્ઞાન ભગવાનને અભિપ્રેત નથી એવો અર્થ છે. [16]નહિતો ઉપદેશ પછી બદ્રીનગરમાં વિદુરની તરફ "વિરહથી આતુર આત્માવાળો હું અહિંઆં આવેલો છું." (ભા. ૩-૪-૨૦) એવું કહેત નહિ. આજ પ્રમાણે [17]બીજા ભક્તોની બાબતમાં પણ જાણવું જોઈએ. અહિંઆં 'ઉપદેશાંતર' શબ્દ પ્રસ્તુત ઉપદેશથી જુદા અન્ય ઉપદેશને કહે છે. એમ અન્ય તે પ્રસ્તુતના અભાવથી અભેદ શબ્દથી અભેદનો ઉપદેશજ કહેવાય છે. આથી ભગવાન પોતાના જનોના ભક્તિ ભાવમાં વિઘ્ન દૂર કરવાને માટે સઘળું કરે છે એમ જણાવ્યું છે. [18]અથવા

---

જણાવ્યું તેમ જ્ઞાનમાર્ગની ભક્તિમાર્ગ કરતાં ન્યૂનતા (૬) સિદ્ધાન્તી પૂર્વપક્ષીની શંકા દૂર કરે છે (૭) ઉદ્ધવને ભગવાને જે ઉપદેશ આપ્યો છે તે અભેદના જ્ઞાન માટે નહિ પણ અન્ય હેતુથી છે. ત્યાં અન્ય ઉપદેશની માફક એવું દૃષ્ટાન્ત આપે છે. (૮) મોક્ષ (૯) અધિકારની સિદ્ધિ થાટે (૧૦) ગાયત્રીનો ઉપદેશ જેમ અલૌકિક કર્મ માટે અધિકાર સિદ્ધ કરવાને છે તેમ (૧૧) ગાયત્રીના ઉપદેશના સંસ્કારથી શરીર, શુદ્ધ પવિત્ર બને છે. આવી રીતે સંસ્કારથી સંસ્કૃત થયેલ શરીર વગેરે અગ્નિ વગેરે ભૂતોથી હણાતાં નથી. (૧૨) જુઓ શ્રીમદ્‌ભાગવતના ૧૧ મા સ્કન્ધમાં आग्न्यादिभिर्न हन्येत मुनेर्योगमयं वपुः। "ઉપદેશાન્તરવત્" એવા જે શબ્દો સૂત્રમાં છે તે ઉપદેશનો અર્થ ગાયત્ર્યુપદેશ એમ પ્રથમ કર્યો, હવે તે અર્થ નહિ લેતાં "યોગોપદેશ" એવો અર્થ લે છે, અર્થાત્ યોગના ઉપદેશની માફક (૧૩) ભક્તિભાવની બે અવસ્થા છે સંયોગની અને વિપ્રયોગની (૧૪) બીજી અવસ્થા વિપ્રયોગમાં પ્રલયના અગ્નિ કરતાં પણ વધારે તાપનો અનુભવ ભક્તને થાય છે. (૧૫) આથી વિપ્રયોગ દશાના ઉગ્ર તાપનો જો તેને અનુભવ થાય તો તેથી તેના દેહ વગેરે તિરોભૂત-જો થાય વિરહાગ્નિની જ્વાલામાં તેના દેહનો પણ જો નાશ થઈ જાય તો પછી ભજનાનંદનો જે અનુભવ તેને કરવાનો છે તેમાં પ્રતિબન્ધ નડે. આથી આ પ્રતિબન્ધ દૂર કરવાને પ્રથમ જ્ઞાનનો ઉપદેશ ભગવાને ઉદ્ધવને આપ્યો છે, કે જેથી તે જ્ઞાનના સંસ્કારથી સંસ્કૃત થયેલ તે ભક્તના દેહના તિરોધાનનો સંભવ રહે નહિ. અહિંઆં આ પ્રયોજનથી ઉદ્ધવને જ્ઞાનનો ઉપદેશ આપેલો છે. ત્યાં તેમને અભેદનું જ્ઞાન કરાવવાનું પ્રયોજન બિલકૂલ નથી. (૧૬) જો ઉપર પ્રમાણે અર્થ ન હોય તો અભેદતાથી મુક્તિ મળત; પણ ઉદ્ધવને મુક્તિ મળી નથી. ઉલટું તેમને તે ઉપદેશના શ્રવણ પછી વિપ્રયોગ સિદ્ધ થયેલો છે. તેથી તે વિદુરને કહે છે કે "વિરહથી આતુર આત્માવાળો એવો હું અહિંઆં આવ્યો છું" (૧૭) જેમ ઉદ્ધવને ભગવાને ભજનાનંદ માટે અભેદ જ્ઞાનનો ઉપદેશ કર્યો નથી તેમ અન્ય ભક્તોની બાબતમાં પણ અભેદ જ્ઞાન નથી. (૧૮) વિરહાવસ્થામાં ભક્તના દેહનું તિરોધાન થઇ જાય એ ભયને લીધે તમે એમ કહ્યું કે ઉદ્ધવને ભગવાને ભક્તના શરીરને

અન્ય ઉપદેશની માફક એનો આ [૧૯]અર્થ છે. શરીર વગેરે [૨૦]અધ્યાસવાળાનો આત્મા તેનાથી જુદો છે. શરીર વગેરે નહિ. એવો ઉપદેશ જેમ જ્ઞાન માર્ગમાં કરાય છે. તેનાથી શરીર વગેરેમાં આત્મ બુદ્ધિદ્વારા જે સ્નેહ વગેરે છે તે દૂર થાય છે તે પ્રમાણે સઘળા આત્માનો ખરેખર [૨૧]આત્મા તે છે. 'જે આત્મામાં સ્થિત છતાં વગેરે' શ્રુતિથી સિદ્ધ જીવાત્માનો પણ આત્મા પુરૂષોત્તમ છે એમ જણાય છે. તેથી પુરૂષોત્તમમાં ઉપાધિ [૨૨]વગરનો સ્નેહ તેના સંબંધવાળા આત્મામાંજ તે સિદ્ધ થાય છે. [૨૩]જો કે આ પ્રમાણેનો ભાવ પહેલાં પણ હતોજ તો પણ સહજ શાસ્ત્રાર્થ હોવાથી જ્ઞાનમાં અતિ પ્રમોદ તથા [૨૪]દ્રઢતા બને છે તેમ [૨૫]આટલાથી જીવનો અભેદ થતો નથી. આગળ [૨૬]જીવન સંપત્તિજ ઉપદેશનું કાર્ય છે તેનાથી પૂર્વ ભાવનો નાશ સંભવતો નથી એ સાર નથી. તેથી જ્ઞાનમાં સર્વનું આધિકય માનનાર તરફ ભક્તિનું [૨૭]બળ સિદ્ધ થાય છે. ૩૬

---

જ્ઞાનના સંસ્કારથી સંસ્કૃત કરવાને ઉપદેશ આપ્યો, પણ તે વિષે એમ કહી શકાય કે વિરહાવસ્થામાં યોગથી દેહની સ્થિતિ ટકાવી શકાય છે, અને આ યોગ સિદ્ધિને માટે અભેદ જ્ઞાનની આવશ્યકતા છે, તો પછી તેટલા માટે અભેદ જ્ઞાનનો ઉપદેશ કેમ નહિ હોય એવી શંકા થાય તો બીજી રીતે "ઉપદેશાન્તરવત્" નો અર્થ કરે છે. (૧૯) શંકાકાર કહે છે તે પ્રમાણે પણ દેહની સ્થિતિ ટકાવવાને માટેજ આવશ્યક યોગમાં ઉપદેશ પરિણમે છે, આથી પણ ત્યાં અભેદ જ્ઞાનની આવશ્યકતા જણાતી નથી. માટે અભેદ જ્ઞાન ભજનાનંદ કરતાં ન્યૂન છે એમ રહસ્ય છે (૨૦) જેમ અજ્ઞ માણસ જેને દેહાધ્યાસનો ભ્રમ થયેલો છે તે દેહને આત્મા તરીકે જાણે છે. આથી તેને દેહ કરતાં આત્મા જૂદો છે એવો ઉપદેશ જ્ઞાનમાર્ગમાં આપવામાં આવે છે કે જેથી શરીરમાં જે તેની આસકિત છે અગર શરીરનેજ આત્મા માનવાનો તેની બુદ્ધિમાં જે ભ્રમ થયો છે તે દૂર થાય. તેની માફક અહિંઆં ભક્તિમાર્ગમાં પણ ભગવાન્ એજ પોતાના આત્મા નથી પણ તે સઘળાંના આત્મા છે એવા જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવે છે. કે જેથી પોતાના આત્મામાં આસક્તિવાળો તે જીવ બને નહિ અર્થાત્ તેની પ્રીતિનો વિષય પોતે નહિ પણ ભગવાનજ બને તેટલા માટે જીવ અને પરમાત્મા વચ્ચેનો ભેદ જણાય છે. અર્થાત્ ભકિતમાર્ગમાં આ રીતે આત્મા અને પરમાત્માના ભેદનું જ્ઞાન છે, અભેદનું નહિ, (૨૧) ભગવાન્ સર્વ આત્માના પણ આત્મા છે એવી રીતનો ભગવાન્ અને આત્મા વચ્ચેનો ભેદ (૨૨) ભગવાન્ જીવોના પણ આત્મા હોવાથી. તેજ નિરુપધિ પ્રેમના વિષય છે (૨૩) અહિંઆં શંકા થાય કે એમ હોય તો જ્ઞાનના ઉપદેશની વ્યર્થતા દૂર થતી નથી અર્થાત્ જ્ઞાનની ઉપયોગિતા છેજ તો તેના ઉત્તરમાં કહે છે (૨૪) પરમાત્મા જીવાત્માના આત્મા છે એ રીતનું જ્ઞાન જો કે જીવને સહજ છે છતાં પણ તેની દૃઢતા અને પ્રમોદને માટે આનંદ આપે વિશેષ રીતે જણાવવાને જીવાત્મા અને પરમાત્માનો ભેદ દર્શાવ્યો છે. (૨૫) ઉપર આપેલા કારણથી (૨૬) જ્યાં અમુક કાર્ય માટે વિપ્રયોગના અગ્નિનું સહન આવશ્યક છે ત્યાં ભગવાન્ આ પ્રમાણે ઉપદેશદ્વારા તેના (ભક્તના) જીવનને ટકાવે છે, સર્વત્ર નહિ, જેમ કે દેવકી, વસુદેવ, નંદ, ગોપીઓ વગેરેનાં (૨૭) આથી ભકિતભાવના પ્રતિબન્ધકનું નિરાકરણ કરવાને માટેજ જ્ઞાન છે; નહિ કે પુરુષોત્તમ સાથે જીવની અભેદતા જણાવવાને. **ભાવાર્થ**–જો અભેદ જ્ઞાનમાં સ્વારસ્ય ન હોય તો પછી ઉદ્ધવાદિ ભક્તોમાં અભેદ જ્ઞાનનો ઉપદેશ સંભવેજ નહિ એમ શંકા થાય તો કહે છે કે તેમ ગાયત્રીના ઉપદેશનું જેમ અલૌકિક કર્મ કરવામાં અધિકાર ઉત્પન્ન કરવામાં તથા શરીરાદિને સંસ્કાર આપવાનું પ્રયોજન છે, અગર યોગના ઉપદેશનું પણ સંસ્કાર આપવાનું કે જેથી ભૂતાદિથી તે ઉપહત ન થાય એવું પ્રયોજન છે, અથવા જેમ દેહાધ્યાસવાળાને, દેહથી આત્મા જૂદો છે એવો ઉપદેશ આપવામાં આવે છે કે જેથી કરીને તેની પોતાના દેહ તરફની મમતા ઓછી થઇ જાય તેમ આત્મા કરતાં પણ

## व्यतिहारो विशिंषन्ति हीतरवत् ॥३-३-३७

**ભક્તો 'હું કૃષ્ણ છું. કૃષ્ણ હું છું" એવું જે નિરૂપણ કરે છે તે વ્યતિહાર પણ ઈતરની (અશ્રુપ્રલાપની) માફક જાણવો જોઇએ.**

"જે હું તે આ જે આ તે હું" (ઐ. આ. ૨-૧૨-૨) એમ [1]ઐતરેયકમાં અને "હું છું બ્રહ્મ હું છું" (મ. ના. ૫-૧૦) [2]એમ તૈતિરીયકમાં સંભળાય છે. અહિંઆં [3]મધ્યમાં આવેલો 'બ્રહ્મ' શબ્દ બંનેની સાથે જોડાય છે. તેથી બે વખત આવૃત્તિને લીધે બ્રહ્મનો અભેદ સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે લીલામાં આવેલા ભક્તોનું પણ "[4]હું કૃષ્ણ છું હું કૃષ્ણ છું' એવો ભાવ ઉલ્લેખ સંભળાય છે. માટે તેના અભેદનું જ્ઞાન ભક્તિનું ફલ છે. તેથી પ્રતિવાદીને તેના સ્વરૂપનો બોધ કરે [5]છે. ભક્તિ રસાત્મક હોવાથી સંયોગ અને વિપ્રયોગ રૂપ છે. અને તેથી બીજા ભાવની અતિશયતામાં જેમ [6]બીજા અશ્રુ અને પ્રલાપ વગરે [7]સંચારી ભાવો હોય છે તે પ્રમાણે અતિગાઢ ભાવથી તેના [8]અભેદની સ્ફુર્તિ પણ એક છે. તે સર્વદા હોતી નથી ત્યારે પોતાના આત્માને [9]તેના રૂપ તરીકે અને તેને પોતાના આત્મા તરીકે ગણે છે તે અહિંઆં વ્યતિહાર શબ્દનો અર્થ છે એવો અર્થ થયો અને વળી ઉદ્દેશ્ય અને [10]વિધેયના ભાવની સ્ફુર્તિમાં ખરેખર અદ્વૈતનું જ્ઞાન નથી. પણ ભાવના માત્ર છે. પણ ભક્તોના વિરહ ભાવમાં તેના આત્મા રૂપેજ અખંડ સ્ફુરે છે જેથી [11]તેની લીલાને જાતે [12]કરે છે. આ જેમ તેમ શ્રીભાગવતના દશમ સ્કંધની વિવૃતિમાં અમે વિસ્તારથી કહ્યું છે. [13]આમ હોવાથી જે મુખ્ય અદ્વૈત જ્ઞાન છે તે ભક્તિ ભાવના એક સંચારિ ભાવોમાંનો એક ભાવ છે તેથી રાઇ અને સોનાના પર્વતની માફક જ્ઞાન અને ભક્તિનો તફાવત શી રીતે વર્ણવી શકાય એવો ભાવ છે. ૩૭

---

પરમાત્મા જૂદા છે એવો ઉપદેશ આપવામાં આવે છે. માટે અભેદ જ્ઞાનની ભક્તિમાર્ગમાં સિદ્ધિ નથી. ૩૭

**સૂત્ર ૩૮**—(૧) ઐતરેયક આરણ્યકમાં (૨) અર્થાત્ જીવાત્મા અને પરમાત્મા વચ્ચેનું અભેદ જ્ઞાન શ્રુતિમાં જોવામાં આવે છે. (૩) મૂળ શ્રુતિ अहमस्मि ब्रह्माहमस्मि આમાં બ્રહ્મ શબ્દ મધ્યમાં આવેલ છે અને તેને આપણે દેહલીદીપકન્યાયે બન્ને સાથે લેઇ શકીયે અર્થાત્ "હું બ્રહ્મ છું બ્રહ્મ હું છું" આમ એનો અર્થ છે (૪) જેમ જ્ઞાનમાર્ગમાં જ્ઞાની અને બ્રહ્મના અભેદનું જ્ઞાન હોય છે તેમ ભક્તિમાર્ગમાં લીલાસ્થ ભક્તો અને ભગવાન્ વચ્ચે અભેદતા હોય છે. માટે ભક્તિમાર્ગમાં પણ ફલ પ્રાપ્ત કરવાને અભેદ જ્ઞાનની જરૂર છે એમ શંકાકારનું અહિંઆં કહેવું છે. (૫) સિદ્ધાન્તી પ્રતિવાદીની શંકાનું સમાધાન કરવા બોધ કરે છે (૬) સૂત્રમાં "ઇતર–બીજા" એવો શબ્દ છે, તેનાથી અશ્રુપ્રલાપાદિ સમજવાના છે. આથી "ઈતરવત્" એટલે બીજાઓની માફક અર્થાત્ અશ્રુપ્રલાપાદિની માફક 'એમ કહીને' ભક્તિમાર્ગમાં લીલાકામે અભેદ જ્ઞાન કેવી રીતે સંભવે છે તે જણાવવાને દૃષ્ટાન્ત આપ્યું છે. (૭) આનું બીજું નામ વ્યભિચારી ભાવ એમ પણ છે, તે અલ્પ સમય માટે ટકનાર છે. શૃંગાર રસના સ્થાયિભાવ રતિ હોય છે, આ રતિની જ્યારે અભિવ્યક્તિ થાય છે ત્યારે અશ્રુસ્રાવ, પ્રલાપ, રોમાંચ વગેરે અનુભાવો અનુભવાય છે તથા ગ્લાનિ, વિષાદ વગેરે સંચારી ભાવો પણ અનુભવાય છે. (૮) જેમ સંચારી ભાવો સ્નેહની અતિશયતામાં હોય છે તેજ અભેદ જ્ઞાન હોય છે (૯) શ્રી કૃષ્ણ તરીકે (૧૦) "अहंब्रह्मास्मि, ब्रह्माहमस्मि" એ વાક્યના અર્થમાં જે ઉદ્દેશ્ય અને વિધેય ભાવની સ્ફુર્તિ છે ત્યાં (૧૧) ભગવાનની લીલાને (૧૨) જુઓ લીલા भगवतस्तास्ताह्यनुचक्रुस्तदात्मिकाः ભગવલ્લીલાને જાતે કરવામાં (૧૩)

૧૩ સૈવહીત્યધિકરણ.

## सैव हि सत्यादयः ॥३–३–३८॥

### તે ભક્તિજ ખરેખર સત્યાદિ સાધન રૂપે છે.

હવે [1]આ વિચારાય છે. જેને ભક્તિ પ્રાપ્ત થયેલ છે એવા પુરુષના સત્ય, શમ, દમ, વગેરેનું વિધાન થાય છે કે [2]નહિ. ફલના ઉપકારક અંતરંગ [3]સાધનરૂપ હોવાથી શુદ્ધિ હોય ત્યારે ચિત્તમાં ભગવાનના પ્રાદુર્ભાવના સંભવથી તેનું વિધાન છે એમ પૂર્વપક્ષ છે. તેવા તેનું વિધાન નથી [4]એમ સિદ્ધાન્ત છે. ત્યાં હેતુ કહે છે. [5]જે હેતુથી [6]તેજ સત્યાદિ સર્વ સાધન રૂપ છે. તે હોય તો [7]સત્ય વગેરે જે જ્ઞાન માર્ગમાં વિહિત છે તેને મુમુક્ષુ કષ્ટથી કરે છે. તે ભક્તના હૃદયમાં ભગવાનના પ્રાદુર્ભાવથી જાતેજ હોય છે તેથી વિધિની અપેક્ષા નથી એમ અર્થ છે. ૩૮

## कामादितरत्र तत्र चायतनादिभ्यः ॥३–३–३९॥

### વિહિત ભક્તિથી અન્યત્ર ઔપાધિક ભગવદ્ભાવમાં કામાદિ મોક્ષનું સાધન છે. ભક્તિ માર્ગમાં ગૃહાદિથી મુક્તિ છે.

---

ભક્તિમાર્ગમાં અભેદ જ્ઞાનની મુખ્યતા નથી પણ બહુજ અલ્પતા છે. કારણ કે ભક્તિભાવમાં એક અંગ વિરહ ભાવ છે. આના અનેક સંચારિ ભાવો છે. આ અનેક સંચારિ ભાવોમાંથી અભેદાનુભવ એ એક અલ્પ અંગ છે. આથી તે મુખ્ય અંગ કહી શકાય નહિ. **ભાવાર્થ**–ભક્તિમાર્ગમાં પણ "હું કૃષ્ણ છું. કૃષ્ણ હું છું" એવું અભેદ જ્ઞાન ભક્તને લીલા સમયે થાય છે. તો પછી ભક્તિભાવમાં અભેદ જ્ઞાનને સ્થાન નથી એમ કેમ કહી શકાય? એવું જો કોઇ કહે તો ઉત્તર આપે છે કે ભક્તિમાર્ગમાં પણ અભેદ જ્ઞાન ક્વચિત્ હોય છે, પણ તે મુખ્ય નથી. કારણ કે ભક્તિનું એક અંગ વિરહ તેના અનેક સંચારી ભાવો હોય છે તેમાંનુ આ એક ગૌણ અંગ છે. તેથી અભેદ જ્ઞાનની અહિંઆં મુખ્યતા નથી. ૩૭

**અધિ૦ ૧૩. સૂ૦ ૩૮**—(૧) પાછલા અધિકરણમાં ફલથી ભક્તિનો ઉત્કર્ષ દેખાડયો હવે આ અધિકરણમાં સાધનથી તેને સાધવાને આનો આરંભ કરે છે. (૨) ભક્તિ પ્રાપ્ત કરેલા પુરુષને માટે "સત્ય બોલવું, શાન્તિ રાખવી, ઇન્દ્રિયોનું દમન કરવું" વગેરે વિધિવચનના ઉપદેશની જરૂર છે કે નહિ? જેમ જ્ઞાનમાર્ગમાં સત્ય, શમ, દમ વગેરે જ્ઞાનનાં અન્તરંગ સાધન ગણાય છે તેમ ભક્તિમાં તે ખરાં કે નહિ–અર્થાત્ ભક્તિમાર્ગમાં ભક્તિ પછી તેની જરૂર જણાવી છે કે નહિ? એવી શંકા છે. (૩) શમદમાદિ એ અંતરંગ સાધનો છે, અને અન્તરંગ સાધન ફલને ઉત્પન્ન કરે છે. અહિંઆં ફલ એટલે ભગવત્પ્રાપ્તિ. તેમાં ઉપકારી એટલે મુખ્ય સાધન ભગવદાવિર્ભાવ છે. તેનું અન્તરંગ ચિત્તશુદ્ધિ છે અને તેનાં સાધનો શમદમાદિ છે. માટે ભક્તિમાર્ગના ફલની પ્રાપ્તિમાં તે સાધનોની જરૂર છે એવું પૂર્વપક્ષમાં કહે છે. (૪) સિદ્ધાન્તી કહે છે કે ભક્તિ પછીથી તેની જરૂર નથી. (૫) સૂત્રમાં "હિ" શબ્દ હેતુને જણાવે છે. શા માટે ભક્તિમાર્ગમાં સત્ય, શમાદિની જરૂર જણાવી નથી? એમ કોઇ પૂછે તો સૂત્રમાં તેનો હેતુ જણાવવાને "હિ" શબ્દ યોજ્યો છે. (૬) તે ભક્તિ. આ ભક્તિ જાતેજ સત્યાદિ રૂપ છે. કેવી રીતે તે પછીના વાક્યમાં સ્પષ્ટ કરે છે. (૭) જ્ઞાનમાર્ગમાં જ્ઞાનીને સત્યાદિ પ્રાપ્ત કરવાને ઘણું કષ્ટ સહન કરવું પડે છે. જ્ઞાન પ્રાપ્ત થવા છતાં પણ તેમને સત્યાદિ પ્રાપ્ત થયેલા હોતા નથી. જ્યારે ભક્તિમાર્ગમાં તો પહેલેથીજ તે સિદ્ધ થયેલ છે એટલે ભક્તને તે પ્રાપ્ત કરવાને પ્રયાસ કરવાની બીલકુલ જરૂર નથી. **ભાવાર્થ**—જેમ જ્ઞાનમાર્ગમાં સત્ય, શમદમાદિ પ્રાપ્ત કરવાની જ્ઞાનીને માટે આવશ્યકતા છે તેમ ભક્તિ-

પાછલા સૂત્રમાં ભક્તિ શાસ્ત્રમાં કહેલાં તમામ સાધન રૂપ છે એમ કહ્યું. તેની દૃઢતા માટે હાલમાં મુક્તિના [1]પ્રતિબન્ધક તરીકે હેય તરીકે કહેલા કામાદિ પણ ભગવાનના સંબન્ધથી મુક્તિના સાધક કહેવાય છે. ભક્તિતો [2]વિહિત, તથા અવિહિત એમ બે [3]પ્રકારની છે. [4]અન્યથી અપ્રામ હોવાથી કામાદિ ઉપાધિથી ઉત્પન્ન થયેલી [5]તે તો [6]અવિહિત છે. આમ [7]બન્ને પ્રકારની પણ તે મુક્તિની સાધક છે એમ કહે છે. [8]વિહિત ભક્તિથી બીજે એમ અધ્યાહાર છે. કામાદિ ઉપાધિથી ઉત્પન્ન થયેલા સ્નેહ રૂપમાં કામાદિજ [9]મુક્તિનું સાધન છે એમ અર્થ છે કારણ કે ભગવાન્‌માં ચિત્તના પ્રવેશનો હેતુ છે તેથી "[10]આદિ" શબ્દથી પુત્રત્વના સંબન્ધિત્વ વગેરે છે. [11]સ્નેહના અભાવમાં પણ અવિહિતત્વ અને ભગવદ્વિષયકત્વ વચ્ચે વિશેષ નહિ હોવાથી દ્વેષ વગેરેનો પણ [12]સંગ્રહ કરવામાં આવે છે તેથી ભગવાન્‌નો [13]ફક્ત સંબન્ધ મોક્ષનો સાધક કહેલ છે. [14]'ત્યાં' એટલે વિહિત ભક્તિમાં એવો અર્થ છે. શાસ્ત્રમાં સર્વથા હેય તરીકે ગૃહ કહેલા છે. સર્વ નિવેદન પૂર્વક ગૃહમાં ભગવત્સેવા કરનારને તે ઉપયોગી તરીકે હોવાથી તેમનાથીજ મુક્તિ થાય છે એવો અર્થ છે. આવાંઓનાં ઘરો ભગવદ્‌ગૃહોજ છે એમ જ્ઞાપન કરાવવાને "[15]આયતન" શબ્દ છે. [16]તેમનામાં તે પ્રમાણે પ્રયોગનું પ્રાચુર્ય છે તેથી [17]'આદિ'

---

માર્ગમાં નથી, કારણ ભક્તિપૂર્વ તે સ્વયં સિદ્ધ હોવાથી ભક્તિભાવ પછી તેને સ્વતંત્ર મેળવવાની જરૂર નથી. ૩૮

**સૂત્ર ૩૯**—(૧) પ્રથમ એમ જણાવ્યું કે જ્ઞાનમાર્ગમાં સત્ય, શમદમાદિની જરૂર છે, અને ભક્તિમાર્ગમાં તેની જરૂર નથી. એ રીતે આ બે માર્ગોનું વૈલક્ષણ્ય સૂચવ્યું. હવે બીજી રીતે વૈલક્ષણ્ય સૂચવે છે કે જ્ઞાનમાર્ગમાં કામાદિ મુક્તિના પ્રતિબન્ધક છે; જ્યારે તે કામાદિ ભક્તિમાર્ગમાં મુક્તિના સાધક છે. (૨) શાસ્ત્રમાં કહેલા પ્રકારે (૩) શાસ્ત્રમાં કહેલા પ્રકારથી જૂદી રીતે (૪) શાસ્ત્રમાં નહિ કહેલા પ્રકારથી. "કામક્રોધ' વગેરેને શાસ્ત્રમાં હેય ગણ્યા છે છતાં ભાગવતના દશમસ્કંધના વાક્ય પ્રમાણે ગોપીઓને કામભાવથી પણ મુક્તિ મળી તે વિષે નીચે પ્રમાણે કહે છે. कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेववा । नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते ॥ (૫) ભક્તિ (૬) કામાદિને શાસ્ત્રમાં ત્યાજ્ય કહેલ છે છતાં આ ભક્તિ કામાદિ ઉપાધિથી ઉત્પન્ન થઇ છે માટે તે અવિહિતા ગણાય (૭) વિહિતા (શાસ્ત્રોક્ત) તથા અવિહિતા–આ બન્ને પ્રકારની ભક્તિથી મુક્તિ પ્રાપ્ત થાય છે. (૮) સૂત્રમાં 'ઇતરત્ર' બીજે એવો શબ્દ છે, તેનો અર્થ આપે છે. વિહિત ભક્તિથી "બીજે" (૯) કામાદિથી મુક્તિ શી રીતે મળે ? એ શંકાનો ખૂલાસો આ વાક્યમાં આપ્યો છે. કામદ્વારા ભક્તનું ચિત્ત ભગવાન્‌માં પરોવાયલુ હોવાથી, ભગવાન્ સિવાય બીજા કશાનો વિચાર હોતો નથી. માટે તેનાથી મુક્તિ મળે છે. (૧૦) સૂત્રનો 'આદિ' પદ સમજાવે છે. "પુત્ર વગેરેનો સંબન્ધ તે આદિ. (૧૧) કેટલાકોને શત્રુભાવથી–કંસાદિકને શત્રુતાથી મોક્ષ જેમ મળ્યો તે રીતે મોક્ષ કેમ મળે છે તે વિષે ખૂલાસો કરે છે. (૧૨) "આદિ'પદમાં દ્વેષનો પણ અર્થ આવી જાય છે. (૧૩) અવિહિત ભક્તિમાં કોઇ પણ રીતે ભગવાન્ સાથે ભક્તનો સંબન્ધ જોઇએ પછીથી તે કામથી હોય કે દ્વેષથી હોય. (૧૪) સૂત્રમાં तत्र ત્યાં શબ્દ છે તેનો અર્થ વિહિત ભક્તિ કરે છે પ્રથમ અવિહિત ભક્તિ વિષે કહ્યું હવે વિહિત ભક્તિ વિષે કહે છે (૧૫) સૂત્રમાં "આયતન" શબ્દનો પ્રયોગ કરવાનું પ્રયોજન જણાવે છે. શબ્દ સાથે (૧૬) આયતન શબ્દનો પ્રયોગ ભગવદ્‌ગૃહના અર્થમાંજ છે. अणुमुत्पादयामासुर्ममायतनमुत्तमम्" (૧૭) "આયતન" શબ્દ સાથે યોજાયલા "આદિ" પદનું પ્રયોજન જણાવે છે. આદિ એટલે સ્ત્રી પુત્ર વગેરે અર્થાત્ "આયતન વગેરેથી" એટલે ગૃહો તથા સ્ત્રી

શબ્દથી સ્ત્રી, પુત્ર, પશુ વગેરે સમજાય છે. આથી [૧૮]જ્ઞાનાદિ માર્ગથી ઉત્કર્ષ કહેલો છે. બાધકો [૧૯]પણ સાધક છે તેથી. માહાત્મ્યના જ્ઞાન પૂર્વક સ્નેહ હોવામાંજ ભગવાન્ વિષે ભર્તા તરીકેના જ્ઞાનમાં કામ પણ સંભવે છે એમ જણાવવાને च[૨૦] અને શબ્દ છે. ૩૯

૧૪ આદરોદિત્યધિકરણ.

## आदरादलोपः ॥३-३-४०॥

### (ભગવદ્ધર્મોના) આદરને લીધે વર્ણાશ્રમ ધર્મથી તેનો લોપ કરવો નહિ.

શંકા—[૧]નિત્ય વર્ણાશ્રમ ધર્મો અને ભગવાન્‌ના ધર્મો બન્ને એકકાલે પ્રાપ્ત થાય ત્યારે બન્ને કરવાં અસંભવિત હોવાથી એમાંથી એકનો બાધ થતાં કોને કરવું અને કોને નહિ એમ સંશય થાય. [૨]ત્યાં સ્વ સ્વ કાલમાં વિહિત કર્મો નહિ કરવામાં [૩]પ્રત્યવાયનું શ્રવણ છે તેથી તથા [૪]અન્યત્ર તેનું તે પ્રમાણે [૫]શ્રવણ નથી તેથી બીજે સમયે પણ [૬]તેજ શ્રુતિના સંભવથી અવકાશ હોવામાં તેમનો [૭]બાધ યુક્ત છે. અવકાશ [૮]વગરનાનો નહિ એમ પૂર્વપક્ષ છે. ત્યાં સિદ્ધાન્તને કહે છે. આદર વગેરેમાં બ્રહ્મ યજ્ઞના પ્રકરણમાં તૈત્તિરીયથી કહેવાય છે. "[૯]**ओमिति** [૧૦]**प्रतिपद्यत** [૧૧]**एतद्वै यजुस्त्रयी**[૧૨]**विद्यां प्रत्येषा** [૧૩]**वागेतत्परममक्षरं**[૧૪] [૧૫]**तदेतदृचाभ्युक्तं, ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवो**[૧૬] **अधि-**

---

પુત્ર વગેરે બાધક છે. પણ ભક્તિ માર્ગમાં તે બાધક નથી. (૧૯) જે ગૃહસ્ત્રી વગેરે જ્ઞાન માર્ગની મુક્તિમાં અન્તરાય રૂપ છે તેજ ભગવત્સેવામાં ઉપકારક હોવાથી તે અન્તરાય રૂપ નથી, પણ ઉલટું ફલના સહાયક છે. (૨૦) સૂત્રમાં च શબ્દ છે તેનું શું પ્રયોજન તે જણાવે છે. **ભાવાર્થ**—ભક્તિ બે પ્રકારની છે—વિહિતભક્તિ અને અવિહિત. વિહિત એટલે શાસ્ત્રોક્ત. તે ભક્તિમાં ક્ષમાદિ બાધક હોય છે પણ અવિહિતમાં—કામાદિ પણ ભગવત્સંબન્ધ કરાવનાર હોવાથી તે બાધક નથી. આથી તે મુક્તિનાં સાધન છે. વળી જ્ઞાનમાર્ગમાં ગૃહાદિ હેય તરીકે જણાવેલ છે પણ તે ભક્તિમાર્ગમાં ભગવત્સેવામાં ઉપયુક્ત છે. આથી તે ફલસાધક છે. ૩૯

**અધિ૦ ૧૪. સૂ૦ ૪૦**—(૧) વર્ણાશ્રમ ધર્મો અને ભગવદ્ધર્મો વચ્ચે અથડામણનો પ્રસંગ આવે તો કોનો આદર કરવો અને કોનો નહિ એ સંશયનું નિરાકરણ કરવા આ અધિકરણનો આરંભ છે (૨) પૂર્વપક્ષી વર્ણાશ્રમ ધર્મોનોજ આદર અને ભગવદ્ધર્મોનો અનાદર કરવા માટેની દલીલ આપે છે. (૩) વિધિ (૪) ભગવદ્ધર્મોમાં (૫) ભગવદ્ધર્મો ન કરવામાં આવે તો તેથી કાંઇ પ્રત્યવાય નડતો નથી એમ પૂર્વપક્ષી દલીલ રજુ કરે છે. (૬) કારણ કે ભગવદ્ધર્મોનું પાલન બીજા સમયે પણ થઈ શકે છે. વર્ણાશ્રમ ધર્મોની માફક તે દરેક વખતે કરવાંજ જોઇએ એવું નથી. વર્ણાશ્રમ ધર્મો તો અવશ્ય કરવાંજ જોઇએ અને ન કરે તો તેનો દોષ લાગે છે એમ શાસ્ત્રમાં કહે છે. ભગવદ્ધર્મોની બાબતમાં તે પ્રમાણે જણાવેલું નથી. (૭) ઉપર જણાવેલા કારણથી ભગવદ્ધર્મો ન થાય તો અડચણ નહિ એમ કહીને તેમનો બાધ પૂર્વપક્ષી જણાવે છે. (૮) પણ વર્ણાશ્રમ કર્મો તો જે કાલે જે પ્રમાણે કરવાનાં હોય તે પ્રમાણે કરવાંજ જોઇએ તેમને માટે બીજા સમયે કરવા વિષેનો અવકાશ નથી, આથી તેમનો બાધ કર્યો નથી (૯) આરણ્યકના સ્વાધ્યાય બ્રાહ્મણમાં આ મંત્ર છે (૧૦) પ્રણવાક્ષરનું પ્રથમ ઉચ્ચારણ કરે (૧૧) શા માટે પ્રથમ પ્રણવનો ઉચ્ચાર કરવો તેમાં હેતુ આપે છે. (૧૨) પ્રણવમંત્ર ત્રયી વિદ્યાને લક્ષ્યમાં રાખીને પ્રતિનિધિ રૂપ છે તેથી (૧૩) સર્વ વેદનું બીજ હોવાથી સર્વ વેદમયી પ્રાણવરૂપ વાણી (૧૪) બ્રહ્મ સ્વરૂપ (૧૫) આ પછીના શબ્દોવાળી ઋચાથી કહેલું છે. (૧૬) પ્રણવરૂપી અક્ષરાત્મક લોકમાં

विश्वे[૧૭] [૧૮]निषेदुस्तन्न[૧૯] वेद [૨૦]किमृचा करिष्यति [૨૧]यइत तद्विदुस्तइमे [૨૨]समासत इति (શ્વે. ૪-૮-) અહિંઆં [૨૩]ઋચા, સંબન્ધિ તરીકે વર્ણાત્મકમાં છે. વસ્તુત. તે "પરમ વ્યોમરૂપ" અક્ષર બ્રહ્મમાં-ઓંકારમાં આવેલા "તેને"-લોક વેદમાં પસિદ્ધ પર બ્રહ્મને જે જાણુતા નથી, "તેને ઋચાથી શું કરશે." એમ તેના અજ્ઞાનમાં વેદના અધ્યયનની નિષ્ફલતા કહેવાય છે એમ હોવામાં તેનાથી કહેલું કર્મ પણુ તેવું બને છે. આથી ભક્તિથી મને જાણે છે, (ભ. ગી. ૧૮-૫૫) એ વાકયથી [૨૪]પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન ભક્તિ-થીજ છે એમ "જે" પુરુષોત્તમને જાણુનાર ભક્તો છે [૨૫]તેમનેજ વેદાધ્યયનાદિ ફલનું આપનાર છે, અન્યનું નહિ એમ કહેલું છે. માટેજ શ્રીભાગવતમાં પણુ કહ્યું છે. હે દેવ, ઋષિઓ પણુ તમારા પ્રસંગથી વિમુખ અહિંઆં ફરે છે. "(ભા. ૩-૯-૧) એમ અન્વયમાં "નિદર્શન કહે છે" જે [૨૬]ઇશ્વર તરીકે "તે" પહેલાં કહેલ પરબ્રહ્મને જાણે છે તે "[૨૭]આ" ભક્તો સર્વની સરખામણીયે સમ્યક્ પ્રકારે ભગવાનની [૨૮]નિકટમાં શ્રીગોકુલવૈકુણ્ઠ વગેરેમાં રહે છે. તેથી [૨૯]અન્ય પૂરેપૂરાં અસત્ છે એમ અર્થથી આક્ષિપ્ત થાય છે. અને પોતાની આગળ ઉભેલાનો અર્થ જણુાવનાર "આ" શબ્દના પ્રયોગથી અન્ય અસત્ની તુલ્ય છે એમ શ્રુતિથી અભિમત છે એવું જણાય છે. ઋક્શાખામાં પણુ [૩૦]तमु [૩૧]स्तोतारः [૩૨]पूर्व्यं यथाविद [૩૩]ऋतस्य [૩૪]गर्भ [૩૫]जनुषा [૩૬]पिपर्तन [૩૭]आस्य[૩૮] [૩૯]जानन्तो [૪૦]नाम चिद् [૪૧]विविक्तन [૪૨]महस्ते[૪૩] विष्णो [૪૪]सुमतिं भजामहे" (ઋ. ૨-૨-૨૬) વગેરે ઋચાઓથી અન્ય ધર્મો કરતાં ભગવાન્ના ધર્મોમાં [૪૫]આદર સંભળાય છે તેથી [૪૬]તેમના [૪૭]અલોપજ એવો અર્થ છે. આથી તે નહિ કરવામાં

(૧૭) વિશ્વાત્મક અક્ષર લોકને અધિકૃત કરીને (૧૮) સ્થિત થાય છે, (૧૯) જે પુરુષ ત્યાં આવેલા પુરુષોત્તમને જાણુતો નથી (૨૦) ઋક્ શબ્દ અહિંઆં વેદનો ઉપલક્ષક છે. અર્થાત્ ઉપર જણાવેલ પુરુષ વેદ જાણીને પણુ શું કરશે, વેદના જ્ઞાનથી તેને પુરુષોત્તમનું જ્ઞાન ન થયું તો પછી તે વેદ જાણીને પણુ શું? (૨૧) નિર્ધારણાનો અર્થ જણાવનાર અવ્યય છે. (૨૨) બ્રહ્મલોકમાં સમ્યક્ બેશે છે (૨૩) ભાષ્ય-કાર ઉપરના મંત્રનો અર્થ ભાષ્યમાં સ્પષ્ટ કરે છે. (૨૪) વેદના અધ્યયનનું ફલ પુરુષોત્તમના જ્ઞાનમાં છે તેથી આમ કહ્યું છે. (૨૫) ભક્તોનેજ વેદના અધ્યયનનું ફલ મળે છે, અન્યને નહિ. (૨૬) અર્થાત્ ઉપરના મંત્રમાં य इतथी જે કહેલું છે, તેનો શ્રીમદ્ભાગવતના વાકય સાથે અન્વય સંબન્ધ દેખાડે છે. ત્યાં વેદાધ્યયન છતાં સંસારિત્વ હોવાથી ફલાભાવ છે તેથી (૨૭) મૂળમાં इमे શબ્દ છે. "इमे" 'આ' અહિંઆં "ભક્તો" (૧૭) જે ભક્તો ભગવાન્ને બરાબર જાણે છે તેજ ભગવાન્ની સમીપ સ્થિત રહી શકે છે (૨૯) ઉપર જણાવેલ સિવાય બીજાં સાધનો, વેદનું જ્ઞાન વગેરે ભલે હોય, પણુ તે નિરુપયોગી છે એમ અર્થનું સૂચન થાય છે (૩૦) તે લોક વેદ પ્રસિદ્ધ (૩૧) સંબોધનના અર્થમાં અવ્યય છે, અર્થાત્ શ્રુતિઓ કહે છે 'હે ભગવાન્નું વર્ણન કરનાર સ્તોતાઓ!' (૩૨) સર્વ કારણુના કારણુ (૩૩) સૂનૃત વાણીસ્વરૂપ વેદના (૩૪) અન્તર્નિહિત (૩૫) જીંદગી સુધી જન્મથી (૩૬) સંતુષ્ટ કરો. દેહેન્દ્રિ-યાદિ સકલ સ્વીય પદાર્થોનો ભગવાન્માંજ વિનિયોગ કરીને સંતોષ આપો (૩૭) आ+अस्य (૩૮) પુરુષો-ત્તમના (૩૯) અખણ્ડ બ્રહ્માત્મક તરીકે નામ સ્વરૂપને જાણુતા (૪૦) સચ્ચિદાનન્દ સ્વરૂપ બને છે (૪૧) વિશેષ રીતે કહો અર્થાત્ નામ સ્વરૂપને જાણીને તેનુંજ કીર્તન કરો. અર્થાત્ નામ સચ્ચિદાનન્દરૂપ હોવાથી તેનાથી ભગવત્સ્વરૂપનો બોધ હોય છે તેથી સંતોષ પણુ ભગવાન્થી થાય છે એવો અર્થ છે. મહ-તેજ (૪૨) નામસ્વરૂપના અજ્ઞાનમાં તેનો ઉપાય કહે છે (૪૩) તમારૂં (૪૪) સમ્યક્ ભગવત્સ્વરૂપ જાણુનાર ભગવદ્ભક્ત (૪૫) ભગવદ્ધર્મોનોજ આદર કહ્યો છે વર્ણાશ્રમ ધર્મોનો નહિ (૪૬) ભગવદ્ધર્મોનો (૪૭)

પ્રત્યવાયનું શ્રવણ છે[૪૮] વગેરેથી જે કહેવામાં આવ્યું છે તે પણ સામું કહેલું જાણવું જોઈએ [૪૯]કરવામાં પણ વૈયર્થ્યથી તેનો [૫૦]અપરિહાર છે તેથી. [૫૧]આમ હોવામાં જેના અકરણમાં પ્રત્યવાયનું કથન છે [૫૨]તેનાથી તે થકી [૫૩]અવકાશને પ્રાપ્ત કરીને ગૌણ કાલમાં પણ [૫૪]અકરણમાં તે [૫૫]પ્રમાણે છે એમ તેનો [૫૬]આશય છે એવું જાણવામાં આવે છે. ૪૦

(શંકા) જો આ [૧]પ્રમાણે શ્રુતિનું તાત્પર્ય હોય તો ઉપનયન વગેરેની માફક ભક્તિ અને તેનું જ્ઞાન કર્મમાં [૨]ઉપયોગિ થાય. આથી કર્મનુંજ પ્રાધાન્ય સિદ્ધ છે, ભક્તિનું નહિ. એમ આશંકા લાવીને ભક્તિ અને તેના જ્ઞાનની આવશ્યકતાનો બોધ કરનાર શ્રુતિના તાત્પર્યને કહે છે.

## उपस्थितेतस्तद्वचनात् ॥३–३–४१॥

### (ભગવદ્ધર્મના અલોપનું) વચન હોવાથી ભગવદ્ધર્મો અને કર્મો બન્નેની ઉપસ્થિતિ હોય તો, ભગવદ્ધર્મોજ કરવા.

[૩]તેમને એકી સાથે કરવાનું પ્રાપ્ત ન થાય તો પણ જો પ્રથમ ભગવદ્ધર્મોને કરવાનું કહેવાય તો તમારૂં કહેલું થાય પણ તે પ્રમાણે નથી, પણ બન્નેને સાથે લાગા કરવાનું ઉપસ્થિત થતાં બલ અને અબલનો વિચાર [૪]કરવામાં તે છે. માટે આદરના હેતુથી ભગવદ્ધર્મો બલિષ્ઠ તરીકે હોવાથી તથા અલોપનું વચન છે તેથી કર્મના [૫]અંગરૂપ આ સિદ્ધ થતું નથી એમ અર્થ છે. ૪૧

---

અબાધ ભગવદ્ધર્મોનો લોપ કરવાનો નથી (૪૮) પૂર્વપક્ષીએ એવી દલીલ કરી હતી કે વર્ણાશ્રમ ધર્મો નહિ કરવાથી પ્રત્યવાય થાય છે. તેની સામે અહિંઆં ઉત્તર આપ્યો છે. (૪૯) અનુષ્ઠેય ભગવદ્ધર્મોનો પરિત્યાગ કરે છે. વર્ણાશ્રમ કરવાથી તેનું કંઇ પણ ફળ નથી તેથી તે વ્યર્થ છે–નકામાં છે; (૫૦) કર્મો વ્યર્થ હોવાથી પ્રત્યવાયનો પણ અપરિહાર છે અર્થાત્ પ્રત્યવાય દૂર થતો નથી. 'તેનો' પ્રત્યવાયનો 'અપરિહાર' અપરિત્યાગ (૫૧) ભગવદ્ધર્મો અવશ્ય અનુષ્ઠેય હોવાથી (૫૨) પ્રત્યવાયના કથનથી (૫૩) ભક્તિમાં ઉપયોગિ પદાર્થોનું અનુષ્ઠાન કરીને ઉત્તરકાલમાં અવકાશ પ્રાપ્ત કરીને (૫૪) નિત્ય વર્ણાશ્રમ કર્મના અકરણમાં (૫૫) પ્રત્યવાયનો સંભવ (૫૬) પ્રત્યવાય જણાવનાર વાક્યોનો આશય. **ભાવાર્થ**–વર્ણાશ્રમ ધર્મો અને ભગવદ્ધર્મો વચ્ચે અથડામણ થાય ત્યારે કયાં કર્મ કરવાં અને કયાં નહિ એવી શંકાના ઉત્તરમાં કહેવાય છે કે ભગવદ્ધર્મોનોજ આદર કરવો અન્યનો નહિ, અર્થાત્ વર્ણાશ્રમ કર્મોનો સ્વીકાર કરીને ભગવદ્ધર્મોનો લોપ કરવો નહિ. ૪૦

**સૂત્ર ૪૧**—(૧) ભગવદ્ધર્મોનું અનુષ્ઠાન કરવું જોઇએ એમ કહેવામાં શ્રૌત કર્મોની અસફલતા થાય છે એમ હોય તો (૨) પૂર્વ અંગની માફક કર્મોના સાફલ્ય માટે કર્મમાં તેનું ઉપયોગિત્વ છે. (૩) શ્રૌત કર્મ અને ભગવદ્ધર્મને (૪) અહિંઆં શંકા એકી સાથે આવી પડેલા વર્ણાશ્રમ ધર્મો તથા ભગવદ્ધર્મોમાંથી કોનો આદર કરવો એ છે. આથી તેમના બલાબલના વિચારપૂર્વક નિર્ણય કરવો જોઇએ. અર્થાત્ જેનું વધારે પ્રાધાન્ય છે તેનોજ આદર કરવો અન્યનો નહિ. આ રીતે વિચારતાં ભગવદ્ધર્મોનું પ્રાધાન્ય જણાય છે. માટે તેમનો આદર કરવો. (૫) ભગવદ્ધર્મો કર્મના અંગરૂપે કરવાનાં નથી. **ભાવાર્થ** ભગવદ્ધર્મ અને વર્ણાશ્રમ ધર્મો સાથે લાગાં કરવાનાં હોય તો તેમાંથી કયાં કરવાં? એ પ્રશ્ન વિચારતી વખતે કોનું બલ વધારે છે અને કોનું ઓછું છે તે નક્કી કરવું. જેનું બલ અગત્ય વધારે હોય તેનો સ્વીકાર કરવો, અને જેનું બલ વધારે ન હોય–જેની અગત્ય ઓછી હોય તેનો અનાદર કરવો. અર્થાત્

૧૫ તન્નિર્ધારણાધિકરણ.

## तन्निर्धारणानियमस्तद्दृष्टेः पृथग्घ्यप्रतिबन्धः फलम् ॥३-३-४२॥

### કર્મ કરવામાં ભગવાનૂની ઈચ્છાના નિર્ધારનો નિયમ નથી તેથી. ભગવાનૂની ઇચ્છાના જ્ઞાનવાળાના ફલ કરતાં તેનું ફલ જુદું છે. અપ્રતિબન્ધ કર્મજન્ય પ્રતિબન્ધના અભાવનું ફલ છે.

[1]હવે આ વિચારાય છે–પુરુષોત્તમના જાણનારને કર્મ કરવાનું છે કે નહિ ?

ત્રણ [2]માર્ગોના ફલ રૂપ [3]તે સંપન્ન હોવાથી [4]તે જાતે અપુરુષાર્થ હોવાથી તેનું કરણ [5]અપ્રયોજક છે માટે તે કરવું જોઇએ નહિ એવો પૂર્વપક્ષ છે. ત્યાં સિદ્ધાન્તને કહે છે. "તેના નિર્ધાર વગેરેથી." અહિંઆં આ અભિપ્રાય છે. ભક્તિમાર્ગમાં ખરેખર મર્યાદા અને પુષ્ટિના ભેદથી બે પ્રકાર છે. ત્યાં મર્યાદામાં અને પુષ્ટિમાં [6]આવાને કર્મ કરવાનું સંભવતું નથી. માટેજ તૈત્તિરીયક ઉપનિષદ્‌માં કહેવાય છે. "બ્રહ્મના આનન્દને જાણનાર કશાથી પણ ડરતો નથી." (તૈ. ૨-૪) "તે સંતાપ કરતો નથી કે શું સારૂં કર્મ કર્યું નથી, અને શું પાપ કર્યું છે?" (તૈ. ૨-૯). વળી બન્ને [7]પ્રકારના, ઉદ્ધવ પાણ્ડવ વગેરેની કર્મ કૃતિ સંભળાય છે. આમ હોય તો બન્ને [8]પ્રકારવાળાની મધ્યમાં મારાં કર્મ કરવામાં પ્રભુની ઇચ્છા છે એવો નિશ્ચય જેને છે તે કરે છે, જે આથી વિપરીત [9]કરે છે, તે કરતો નથી, જેમ [10]શુક, જડ વગેરે. વળી આ નિશ્ચય ભગવાનને અધીન છે [11]માટે ભક્તોમાં પણ તે નિશ્ચયનો નિયમ નથી. આથી આધુનિકો જેમનામાં તે નિશ્ચય નથી તેમણે કર્મ કરવું જોઇએ. આમ હોય તો ઇચ્છા અને જ્ઞાનવાળા તથા તેના સંદેહવાળાથી કર્મ કરવાં જોઇએ [12]એમ સિદ્ધ થયું. ત્યાં બન્નેના ફલને કહેતાં પ્રથમ પહેલાને

---

શ્રૌત કર્મો અને ભગવદ્ધર્મની પસંદગીમાં જે વધારે બલવાન્ અગત્યવાળું હોય તેનોજ સ્વીકાર કરવો. આ પ્રમાણે વિચાર કરતાં ભગવદ્ધર્મોની વધારે બલવત્તા જોવામાં આવે છે. તે કર્મના અંગ તરીકે નથી પણ મુખ્ય છે. ૪૧

**અધિ૦ ૧૫ સૂ૦ ૪૨**—(૧) પ્રથમ કહેલી રીતિથી કર્મ ગૌણ હોવામાં જેમ પરમ હંસોમાં કર્મની પ્રાપ્તિ નથી તેમ ભક્તોમાં પણ તેની અપ્રાપ્તિ છે, તેમજ વળી પ્રથમ કહેલ કર્મનો વિચાર વ્યર્થ થઈ જાય એવી આશંકાથી પાક્ષિક પ્રાપ્તિથી તેના પ્રયોજનનું બોધન કરવાને આ અધિકરણ છે. (૨) કર્મ, જ્ઞાન અને ભક્તિ (૩) પુરુષોત્તમનું જ્ઞાન (૪) કર્મ (૫) કર્મ જાતે પુરુષાર્થરૂપ નથી. તેથી પુરુષોત્તમને જાણનારને કર્મની જરૂર નથી. પુરુષોત્તમના જાણનારનો પુરુષાર્થ ભગવાનજ છે. (૬) સર્વદા ભગવાનનો આનન્દ અનુભવનારને (૭) મર્યાદા અને પુષ્ટિમાં સ્વીકૃત જીવોને પણ કર્મ કરવાનાં હોતાં નથી? આના ઉત્તરમાં સિદ્ધાન્તી અહિંઆં જણાવે છે. (૮) મર્યાદા અને પુષ્ટિમાં સ્વીકૃત જીવોને કર્મકૃતિની અપેક્ષા નથી છતાં પણ ભગવાનની ઇચ્છાથી તેઓને પણ તે કર્મ કરવાનાં હોય છે આ કર્મકૃતિ નિયમથી નહિ પણ ભગવદિચ્છાથીજ (૯) જ્યાં ભગવાનની ઇચ્છા નથી ત્યાં કર્મકૃતિ નથી (૧૦) શુક, જડ (ભરત) વગેરેનાં દૃષ્ટાન્ત આપે છે (૧૧) મર્યાદા તથા પુષ્ટિના જીવો પોતાની ઇચ્છાથી કર્મ કરતા નથી, પણ ભગવાનની ઇચ્છાથીજ કરે છે. જેની પાસે કર્મ કરાવવાનાં હોય છે તેમને પ્રથમ ભગવાનની તે ઇચ્છાનું જ્ઞાન થાય છે (૧૨) આમ હોવાથી જેનાથી કર્મ કરાવાં જોઇએ એવું હોય તેને

કહે છે. જેને [૧૩]તેની દૃષ્ટિ છે–ભગવાન્‌ની ઇચ્છાની દૃષ્ટિ (જ્ઞાન) જેને છે તે તેવો છે. તેનું જીવ કૃત કર્મના ફલથી જૂદા ઈશ્વરકૃતકર્મથી જે વેદમર્યાદાની રક્ષા તથા [૧૪]લોકસંગ્રહ ફલ હોય છે તે ફલ છે એવો અર્થ છે. "હિ" શબ્દથી "જેમ અવિદ્વાન્ કર્મમાં આસકત થઇને કર્મ કરે છે તેમ લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાળા વિદ્વાને આસકત થયા વગર તે કર્મ કરવાં" (ભ. ગી. ૩–૨૫) એ ભગવદ્‌વાક્ય રૂપ ઉપપત્તિનું સૂચન કર્યું. [૧૫]બીજાનો મધ્યમ અધિકાર હોવાથી કામ સંગાદિથી જનિત ચિત્તના માલિન્યથી ભગવાન્‌ના સાન્નિધ્યમાં પ્રતિબન્ધ હોય તેની નિવૃત્તિ તેના કરેલા કર્મનું ફલ છે એવો [૧૬]અર્થ છે.

[૧૭]અથવા પ્રથમ સૂત્રોથી ભગવદ્ધર્મની આવશ્યકતા કહી છે. સર્વાત્મભાવવાળાને "જ્ઞાન, કે વૈરાગ્ય ઘણું કરીને અહિંઆં હિત રૂપ નથી" (ભા. ૧૧–૨૦–૩૧) એવા ભગવદ્વચનથી [૧૮]વિધેયના અભાવ તથા [૧૯]અસંભવને લીધે કર્મ જ્ઞાન તથા વિહિત ભક્તિનું અનુષ્ઠાન કરવું સંભવતું નથી તો તેનું શું ફલ છે એવી આકાંક્ષા પૂરવાને માટે તેનો અનુવાદ કરે છે. તે [૨૦]ધર્મીમાંજ [૨૧]જેની દૃષ્ટિ છે અને ધર્મોમાં પણ નહિ તે તે પ્રમાણે છે. 'દૃષ્ટિ' પદથી ફક્ત જ્ઞાન કહેવાય છે. તેથી અન્ય વિષયના દર્શનના શ્રવણ વગેરેનો [૨૨]જ્ઞાનાભાવ કહેલો છે. [૨૩]આવાની ફક્ત પ્રભુ [૨૪]સંગમમાં અપેક્ષા કરવામાં આવેલી છે. ત્યાં ભગવાને કહેલ ( ભા. ૧૧–૧૨–૧૫ ) પોતાના સંગમ સુધી ભકતના સંગમના સમયનો નિર્ધાર થાય છે. અતાદૃશનો તે નથી એમ તેના નિર્ધારણમાં અનિયમ છે. [૨૫]આથી ફલ પ્રાપ્તિની પહેલાંની અવસ્થા કહી છે. ફલના સ્વરૂપને કહે છે "પૃથક્ ફલ" એમ આ [૨૬]અનિર્વચનીય હોવાથી ફકત અનુભવથીજ વેદ્ય હોવાથી મોક્ષ સુધી જે ફલ શાસ્ત્રમાં કહેલું છે તેનાથી જૂદું એમ કહ્યું છે. [૨૭]બીજે તો ધર્મોની સાધનતા છે. જ્યાં [૨૮]ફલજ સાધન છે તેના [૨૯]ફલની અનિર્વાચ્યતા યુકતજ છે એમ "હિ" શબ્દથી કહે છે

માટે કર્મના વિચારની સફલતા છે એવો ભાવ છે. (૧૩) પ્રથમ ઉત્તમ અધિકારીનું ફલ જણાવે છે. (૧૪) સરખાવો ભ૦ ગીતામાં लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि આ પંક્તિમાં લોક સંગ્રહ માટે કર્મ કરવાનાં કહ્યાં છે. વેદ મર્યાદાની રક્ષા માટે પણ કર્મની જરૂર છે. તેથી ગીતામાં "यद्यदाचरति श्रेष्ठस्तत्तदितरोजनः ત્યાંથી આરંભીને उपहन्यामिमाः प्रजाः સુધીમાં ભગવાને તે જણાવેલ છે (૧૫) મધ્યમ અધિકારીનું (૧૬) ઉત્તમાધિકારી કર્મમાં આસક્ત થયા વગર કર્મ કરે છે તેથી તેને કોઈ પ્રતિબન્ધ નથી. તેનાં કર્મ લોકસંગ્રહ માટે અગર વેદ મર્યાદાની રક્ષા માટે હોય છે. મધ્યમ અધિકારીને પ્રતિબન્ધ હોય છે, તે પ્રતિબન્ધની નિવૃત્તિ તેનાં કરેલાં કર્મથી છે. આસક્તિ વગર કર્મ કરવાથી તેનું ફલ તેના પ્રતિબન્ધની નિવૃત્તિ છે. આ રીતે ઉત્તમાધિકારી અને મધ્યમાધિકારી એ બન્નેના ફલનું વૈલક્ષણ્ય જણાવે છે. (૧૭) સાધારણ રીતે સૂત્રનો અર્થ જણાવવાને વ્યાખ્યાન કરીને અસાધારણ રીતથી હવે તેનું વ્યાખ્યાન કરે છે. (૧૮) જ્ઞાન અને કર્મના વિધેયનો અભાવ છે તેથી (૧૯) ભક્ત સર્વદા પુરુષોત્તમમાં નિષ્ઠ છે તેથી તેનાથી અતિરિક્ત કર્મની અસ્ફૂર્તિથી તેના કરણનો અસંભવ છે તેથી (૨૦) ભગવાન્‌માંજ (૨૧) સૂત્રના तद्दृष्टेः પદનો અર્થ આપે છે. (૨૨) તેમાંજ દૃષ્ટિ જ્ઞાન અર્થાત્ ભગવાન્‌નુંજ જ્ઞાન. ભગવાન્ સિવાય બીજા કોઇનું પણ જ્ઞાન ન હોય તે. (૨૩) પુરુષોત્તમના–ધર્મીથી અતિરિક્ત જ્ઞાનાદિની દૃષ્ટિથી રહિતની (૨૪) કારણ કે તે ભક્ત રાસલીલામાં કેવલ ભગવાન્‌ના સંગનીજ અપેક્ષા કરે છે (૨૫) "નિર્ધારણ" શબ્દથી (૨૬) यतोवाचो निवर्तन्ते એ શ્રુતિ પ્રમાણે તે ફલ વાણીનો વિષય નથી. (૨૭) અન્ય

અને જ્ઞાન મોહ વગેરેથી તેના ભાવનો [30]અપ્રતિબન્ધ [31]ફલ છે એવો અર્થ છે. આ સૂત્ર પ્રાસંગિક છે. ૪૨

૧૬ પ્રદાનવદિત્યધિકરણ.

## प्रदानवदेव तदुक्तम् ॥३–३–४३॥

### વરદાનની માફકજ (શરણ પ્રાપ્તિ સ્વકૃતિથી અસાધ્ય છે) તે શ્રુતિમાં કહેલ છે.

[1]હવે આ વિચારાય છે. સર્વાત્મભાવ વિહિત કર્મ, જ્ઞાન અને ભકિતથી સાધ્ય છે કે નહિ? ત્યાં પુરાણમાં "તેટલા માટે હે ઉદ્ધવ તું ત્યજી દઇને" (ભા. ૧૧–૧૨–૧૪)થી શરૂ કરીને "સર્વ દેહીઓના આત્મા એવા મને એકલાનેજ શરણે સર્વાત્મ ભાવથી આવ. તેથી કોઇપણ સ્થળે ભય રહેશે નહિ," (ભા. ૧૧–૧૨–૧૫) એ વાક્યમાં મુકિત રૂપ નિર્ભયતા રૂપી સાધન રૂપ શરણ ગમનમાં પ્રકાર તરીકે સર્વાત્મ ભાવના કથનથી સ્વ [2]પ્રયત્નથી સાધ્યતા જણાય છે. આથી સાધનથી સાધ્ય છે એવો પૂર્વ પક્ષ છે. ત્યાં સિદ્ધાન્ત કહેવાને તેના ઉપદેશ રૂપને કહે છે–પ્રદાનની માફક. [3]જો આ સાધનનો ઉપદેશ હોય તો સાધન તરીકે સર્વાત્મભાવથી શરણપ્રાપ્તિ સ્વકૃતિથી સાધ્ય હોય પણ એ પ્રમાણે નથી "તેમણે કહેલું" એટલે ભગવાને કહેલું છે. પ્રદાનની માફક એટલે પ્રકૃત વરદાનની માફક. તેની માફકજ એવો અર્થ છે. [4]વરથી ખરેખર સ્વ કૃતિથી અસાધ્ય પણ સિદ્ધ થાય છે તેમજ [5]શત્રુના સંહાર તથા ભય વગેરેથી પણ શરણની પ્રાપ્તિ થાય છે. [6]ત્યાં

---

ફલમાં મોક્ષ સુધી (૨૮) પરમાનન્દની સ્ફૂર્તિરૂપ ફલજ (૨૯) સંગમરૂપ ફલની (૩૦) સર્વાત્મભાવના અપ્રતિબન્ધ (૩૧) પ્રાસંગિક ફલ. **ભાવાર્થ**–જે આધુનિકોને મારે કર્મ કરવું જોઇએ કે નહિ એવી ભગવાનની ઇચ્છાના જ્ઞાનના અભાવમાં જ્ઞાન નથી તેમણે નિષ્કામ રીતે કર્મ કરવાં જોઇએ. જે અમ્બરીષ વગેરે ભગવદિચ્છાને જાણે છે તેમના જીવ કૃત કર્મના ફલથી ભિન્ન લોકસંગ્રહ તથા વેદમર્યાદારક્ષણ એ ઈશ્વરકૃત કર્મનું ફલ છે. વળી નિષ્કામ રીતે કર્મ કરનારને કર્મથી ઉત્પન્ન થયેલા પ્રતિબન્ધના અભાવ રૂપ ફલ પ્રાપ્ત થાય છે.

**અધિ૦ ૧૬ સૂ૦ ૪૩**—(૧) ઉપર પ્રમાણે રાજસ કર્મ કરણના પ્રકારનું નિરૂપણ કરીને રાજસોની કર્માસકિત દૂર કરીને મુખ્ય ભક્તિ કયા સાધનથી થાય છે એવી જીજ્ઞાસા થાય તો આ અધિકરણ આરંભે છે. (૨) ભગવાનને શરણે જવાનું કહેલું હોવાથી સર્વાત્મભાવની સ્વપ્રયત્નથી સાધ્યતા જણાય છે. અર્થાત્ સર્વાત્મભાવ એ કૃતિ સાધ્ય હોવાથી પુષ્ટિમાર્ગમાં પણ કર્મની આવશ્યકતા રહી એમ પૂર્વપક્ષમાં કહે છે. (૩) સર્વાત્મભાવને સાધન કહેલું હોય તો પૂર્વપક્ષીની શંકા ખરી ઠરે એમ સિદ્ધાન્તી કહે છે. પણ એને સાધન કહેલ નથી (૪) જે વસ્તુ આપણી કૃતિથી આપણે પ્રાપ્ત કરી ન શકીએ તે વરણથી પ્રાપ્ત કરી શકીએ છીએ (૫) ભગવાનનું શરણ કંઇ સર્વાત્મભાવથી હોતું નથી. કેટલીક વખત શત્રુઓનો સંહાર કરવો હોય અને પોતાનામાં શક્તિ ન હોય ત્યારે તથા શત્રુઓ તરફથી અગર બીજાઓથી જ્યારે કંઇ ભય આવી પડે ત્યારે પણ પોતાની જાતનું રક્ષણ કરવાને પણ ભગવાનનું શરણ લેવાય છે. આથી સર્વાત્મભાવ એજ શરણનું સાધન નથી. (૬) જ્યાં ભયથી અગર એવા બીજા કારણથી ભગવાનનું શરણ લેવામાં આવે છે ત્યાં શરણ પ્રાપ્તિ એ પુરુષાર્થ (ફલ) રૂપ નથી. પણ ભયની નિવૃત્તિ છે. અર્થાત્ ભગવાનને માટે તેમને શરણે મનુષ્ય જતો નથી. પણ પોતાની ઉપર

તે પુરુષાર્થ રૂપ નથી પણ તેની નિવૃત્તિજ તેમ છે. [7]પ્રકૃતમાં [8]પણ [9]સર્વાત્મભાવમાં સ્વરૂપ પ્રાપ્તિના વિલમ્બના અસહિષ્ણુ તરીકે અતિ આર્તિને લીધે સ્વરૂપથી અતિરિક્ત અસ્ફૂર્તિથી તેના ભાવના સ્વભાવથી, ગુણ ગાનાદિ સાધનો કરવામાં આવે ત્યારે પણ અ પ્રાપ્તિમાં પોતાની અશક્યતા જાણીને પ્રભુનેજ શરણે જાય છે, અને તે સ્વ કૃતિથી સાધ્ય નથી, તેથી [10]બરાબર કહ્યું છે કે પ્રદાનની માફક (ભક્તનો ઇપ્સિત અર્થ ખરેખર વર રૂપ છે.) સર્વાત્મભાવ ફકત અનુભવથીજ વેદ્ય હોવાથી પ્રથમ અજ્ઞાનથી, ઇપ્સિત હોવાથી અસંભવ છતાં પણ સ્વતઃજ કૃપાથી દાન કરે છે એમ અર્થ છે. [11]અથવા સર્વાત્મભાવથી મારી પાસે આવો એવો [12]સંબન્ધ છે, અથવા "પ્રદાનની માફક" પ્રથમની માફકજ [13]વ્યાકૃતિ છે. ત્યાં [14]સાધનથી અસાધ્ય હોવામાં પ્રમાણને કહે છે. તેને કહેલું છે. "આ આત્મા પ્રવચનથી, મેધાથી, બહુવિદ્યાથી પ્રાપ્ત થાય છે." (મું. ૩-૨-૩) એ શ્રુતિથી [15]વરણથી જૂદા સાધનથી તે પ્રાપ્ત કરાય તેમ નથી એમ કહ્યું છે. આથી તે પણ તે પ્રમાણે છે એવો અર્થ છે.

ભગવાને કહેલ "[16]અકુતોભય" શબ્દનો "મુકિત" અર્થ નથી, પણ 'જ્યાંથી વાણી મન સહિત પ્રાપ્ત થયા વગર પાછી ફરે છે' વગેરેથી આનન્દના સ્વરૂપને કહીને "બ્રહ્મના આનન્દને જાણનાર કોઇથી ડરતો નથી" (તૈ. ૨-૪) એમ શ્રુતિથી કહેલું જે પૂર્વોક્ત રસાત્મક પુરુષોત્તમના ભજનના આનંદના અનુભવ પછીના સમયનું તેજ "અકુતોભય" છે એમ તેનો અર્થ છે. ૪૩

૧૭ લિંગભૂયસ્ત્વાધિકરણ.

## लिङ्गभूयस्त्वात्तद्धि बलीयस्तदपि ॥३-३-४४॥

આવી પડનાર દુઃખને દૂર કરવાને માટે (૭) ભજનાનન્દને માટે સર્વાત્મ ભાવથી શરણ ગમનમાં પણ (૮) સર્વાત્મભાવમાં કૃતિથી સાધ્ય કેમ નથી તે જણાવે છે (૯) સર્વાત્મભાવ સિદ્ધ થાય ત્યારે સ્વરૂપની પ્રાપ્તિમાં જો વિલમ્બ થાય તો તે વિલમ્બ નહિ સહન કરી શકાવાથી ભક્ત હૃદયમાં અતિશય આર્તિ થાય છે. આ સમયે તેને ભગવાનના સ્વરૂપ સિવાય બીજા કશાનું ભાન હોતું નથી. આ દશામાં સ્વાભાવિક રીતે તે ભક્ત ભગવાનના ગુણ ગાન વગેરે કરે છે, છતાં પણ જ્યારે પ્રભુ પ્રાપ્ત ન થાય ત્યારે પોતે સમજે છે કે ગુણ ગાનાદિ સાધનોથી ભગવાન્ પ્રાપ્ત થશે નહિ. એમ જાણીને તે દૈન્યભાવ સ્ફુરે છે અને તે દૈન્યથી પ્રભુનું શરણ લે છે, આ રીતે જે પ્રભુનું શરણ લે છે તે કૃતિથી સાધ્ય નથી. (૧૦) આ સર્વાત્મ ભાવમાં પ્રભુનું શરણ જે છે તે ભગવાનની કૃપાથી સાધ્ય હોવાથી તેને પ્રદાન વરદાન સાથે સરખાવે છે (૧૧) આમ હોય તો પણ શરણ ગતિ સ્વકૃતિથી અસાધ્યા છે. એટલુંજ સિદ્ધ થાય છે, તેથી સર્વાત્મ ભાવની કૃતિથી અસાધ્યતા સિદ્ધ થતી નથી એમ શંકા થાય તો "સર્વાત્મ ભાવને તું જા" એવું જે વાક્ય છે તેની યોજના અન્ય રીતે કરવાને "અથવા" શબ્દનો પ્રયોગ છે. (૧૨) शरणं मां याहि એવો સંબન્ધ (૧૩) ખૂલાસો (૧૪) સર્વાત્મભાવ શા માટે સાધનથી સાધ્ય નથી એમ હોય તો પ્રમાણ આપે છે. (૧૫) ભગવાનની કૃપા અનુગ્રહથીજ સર્વાત્મભાવની સિદ્ધિ છે (૧૬) આ વાક્યમાં કહેલો અર્થ "અકુતોભય"નો છે, "મુક્તિનો" અર્થ નથી **ભાવાર્થ**-શરણ પ્રાપ્તિ વરદાનની માફક સ્વકૃતિથી અસાધ્ય છે. મુ. ૩-૨-૩માં તે હકિકત જણાવેલી છે. આથી સર્વાત્મભાવની સિદ્ધિ પણ ભગવાનની કૃપાથી હોય છે. ૪૩

## વરણના લિંગ સર્વાત્મ ભાવના આધિકયથી તે ખરેખર વધારે બલવાન્ છે, તે પણ કહેલ છે.

[1]પ્રતિબન્ધક કાલ, અદૃષ્ટ વગેરે હોય તો પણ વરણનું કાર્ય હશે કે તે ન હોય ત્યારે? એવા સંશયમાં પ્રતિબન્ધકનો અભાવ સર્વત્ર હોવાથી તે ન હોય ત્યારેજ તે પ્રમાણે છે એવા [2]પૂર્વપક્ષમાં સિદ્ધાન્ત કહે છે.

[3]સામોપનિષત્‌માં નવમા પ્રપાઠકમાં સનત્કુમાર અને નારદના સંવાદમાં પહેલેથીજ (નારદ)મુખ્ય બ્રહ્મવિદ્યાના ઉપદેશને યોગ્ય નથી એમ જાણીને સનત્કુમાર નારદના અધિકારને જાણીને જ "તમે જાણો છો તેથી મારી પાસે બેસો" (છાં. ૭–૧–૨)થી કહેલ નારદે જાતે જાણેલી ઋગ્વેદ, વગેરે સર્વ દેવ, જન, વિદ્યાને કહીને કહે છે. "હું આત્માને જાણતો નથી. મેં આપ જેવા પાસેથી સાંભળ્યું છે કે આત્માને જાણનાર શોક તરી જાય છે તેથી હે ભગવન્ મને શોક થાય છે. તો મને આપ ભગવાન શોકની પાર લેઇ જાવ" (છાં. ૭–૧–૩) આમ નારદથી બોલાયલા [4]સનત્કુમારે "પ્રથમ પ્રથમ કરતાં અધિકને કહો" એમ પૂછવામાં આવતાં [5]તેમણે વારંવાર [6]નામ, [7]વાક્, [8]મન, [9]સંકલ્પ, [10]ચિત્ત, [11]દયા, [12]વિજ્ઞાન, બલ, અન્ન, જલ, તેજ, આકાશ, સ્મર, આશા, અને પ્રાણને બ્રહ્મ તરીકે ઉપાસનાના વિષય તરીકે કહીને, પ્રાણની ઉપાસના કરનારના અતિવાદિત્વને સત્યવાદિ તરીકે કહીને, જીજ્ઞાસાના વિષય તરીકે સત્ય, વિજ્ઞાન, અતિશ્રદ્ધા, નિષ્ઠા, વૃત્તિ, સુખને પ્રથમ પ્રથમનાં કારણ તરીકે પાછળ, પાછળથી જણાવીને, સુખના સ્વરૂપની જીજ્ઞાસામાં કહે છે. "જે ભૂમા છે તે સુખ છે" (છાં. ૭–૨૪–૧) આથી સર્વાત્મભાવના સ્વરૂપનીજ ઉકિત કરી છે. ત્યાં વિરહ ભાવમાં અતિ વિગાઢભાવથી સર્વત્ર તેજ સ્ફુરિત થાય છે તેથી 'તેજ નીચે છે' વગેરેથી કહીને કદાચિત્ પોતામાંજ ભગવાન્ તરીકેની સ્ફૂર્તિ પણ થાય છે તેથી "**अथ अहंकारादेशः**" વગેરેથી તેને કહીને તેમના સંચારિભાવ તરીકે અનિયતતા જણાવવાને ફરીથી ભગવાનની સ્ફૂર્તિને "**अथात आत्मादेशः**" વગેરેથી કહે છે. પછીથી સંયોગભાવ છતાં સર્વનું ઉપમર્દન કરનાર [13]પૂર્વભાવથી સ્વ પ્રાણાદિથી સર્વનું તિરોધાન થતાં અગ્રિમ લીલામાં અનુપયોગિતાની શંકા કરવી જોઇએ નહિ કારણ કે ભગવાનથી સર્વસંપત્તિ છે એવા આશયથી "તેઓને આ પ્રમાણે જોતા" (છાં. ૭–૨૬–૧) ત્યાંથી શરૂ કરીને "આત્માથીજ આ સર્વ છે" (છાં. ૭–૨૬–૧) એમ

---

અધિ૦ ૧૭ સૂ૦ ૪૪—(૧) ભગવદ્દ્વરણ કયારે હોય છે? પ્રતિબન્ધક કાલ તથા અદૃષ્ટ હોય ત્યારે કે ન હોય ત્યારે (૨) પ્રતિબન્ધક ન હોય ત્યારે ભગવદ્દ્વરણ હોય. જ્યાં સુધી પ્રતિબન્ધક દૂર થયાં ન હોય ત્યાં સુધી ભગવદ્દ્વરણ હોય નહિ એવો પૂર્વપક્ષ છે (૩) સિદ્ધાન્ત કહે છે (૪) પ્રથમ નારદે સનત્કુમારને પૂછ્યું તેનો સનત્કુમારને ઉત્તર આપ્યો. પણ તેથી નારદને સંતોષ ના થયો. માટે તેથી કંઇક વધારે કહેવાને સનત્કુમારને વિનતિ કરી. આમ વારંવાર નારદે પૂછ્યું. (૫) સનત્કુમારે (૬) ભગવન્નામઃ (૭) ભગવાનના ચરિત્રનું નિરૂપણ કરનાર વાક્ (૮) ભગવાન્ વિષેના પ્રશ્નને અનુકૂલ અન્તઃકરણનો અમુક વ્યાપાર (૯) કર્તવ્યનો નિર્ણય કરાવનાર અંતઃકરણની વિશેષ વૃત્તિ (૧૦) ત્રણે કાલમાં સ્વકૃતિનો નિર્ણય કરાવનાર અન્તઃકરણની વૃત્તિ (૧૧) નિદિધ્યાસન (૧૨) શાસ્ત્રોક્ત વિશિષ્ટ જ્ઞાન

કહ્યું. પછીથી [૧૪]શ્લોકોથી તેના ભાવ સ્વરૂપને કહીને આના મૂલ કારણને કહે છે. "[૧૫]આહારની શુદ્ધિમાં" વગેરેથી પ્રાણનો પોષક આહાર છે તે દોષવાળો હોય તો કોઇપણ સિદ્ધિ થતી નથી. આમ હોવામાં ભગવાનથી જૂદું સ્વત: [૧૬]નિર્દોષ નહિ હોવાથી જો ભગવાનજ પ્રાણના પોષક થાય તો સર્વ સિદ્ધ થાય છે. અને [૧૭]તે સર્વાત્મભાવની સિદ્ધિ હોય તોજ થાય છે અને [૧૮]તે તે પ્રમાણે તેના વરણ વગર બનતું નથી અને [૧૯]તે કહેલા કાર્યથી [૨૦]અનુમેય છે એમ વરણનું લિંગ [૨૧]સર્વાત્મભાવ રૂપ છે, અને [૨૨]તેજ વિશેષ હોવાથી સર્વથી અધિક છે તેથી તેનું વરણજ સર્વત: કાલાદિથી વધારે બલવાન્ છે એવો અર્થ છે. [૨૩]જેનું લિંગ સર્વથી અધિક છે તો તે તેવું હોય તેમાં શું કહેવું ?" એમ કૈમુતિક ન્યાયથી પણ સૂચિત કર્યો છે. જ્ઞાન માર્ગીયના જ્ઞાનથી પ્રતિબન્ધની [૨૪]શંકામાં કહે છે. [૨૫]"तदपि" નમ "કહ્યું છે" એમ અધ્યાહાર છે. બ્ર. સૂ. ૩-૩-૩૫ એ સૂત્રથી તેનું [૨૬]ઉપપાદન પણ અમે કર્યું છે. ૪૪

## पूर्वविकल्पः प्रकरणात्स्यात् क्रियामानसवत् ॥३-३-४५॥

### આત્માનું પ્રકરણ હોવાથી પ્રથમના (શ્વેતકેતુના) ઉપાખ્યાનના જ્ઞાનનોજ પ્રકારભેદ છે. બાહ્ય પૂજા તથા આન્તર પૂજાની માફક.

[૧]ત્યાં કહે છે. અહિંઆં [૨]વરણના લિંગની અધિકતાનું નિરૂપણ કરવામાં આવતું. પણ આમ જ્ઞાનના પ્રકારનો વિશેષજ છે તો પણ પૂર્વત્ર પાઠકમાં આત્મા સાથે સર્વનો અભેદ [૪]વેતકેતુના ઉપાખ્યાનથી નિરૂપાયો છે અને આગળ 'હે ભગવન્! તે હું મન્ત્ર જાણનાર છું. આત્માનો જાણનાર નથી' (છાં. ૭-૧-૩) વગેરેથી નારદની આત્મ [૩]જીજ્ઞાસાજ કહેલી છે. એમ હોવામાં ઉત્તર પણ તેના વિષયનોજ હોવાને યોગ્ય છે માટે ઉભય

(૧૩) વિરહભાવથી (૧૪) अपश्यो मृत्युं पश्यति વગેરે શ્લોકોથી (૧૫) આખું વાક્ય આ પ્રમાણે છે. आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवास्मृतिः। स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षः। (૧૬) ભગવાનજ જાતે નિર્દોષ છે, તે સિવાય બીજું કોઇ પણ નિર્દોષ નથી. (૧૭) પ્રાણના પોષક ભગવાન્ (૧૮) સર્વાત્મભાવ (૧૯) વરણ (૨૦) ભગવત્કૃત પ્રાણ પોષણથી અનુચિત સર્વાત્મકભાવરૂપ કાર્યથી અનુમેય છે (૨૧) જેમ ન્યાયશાસ્ત્રમાં, ધૂમ લિંગ ઉપરથી પર્વત ઉપર વહ્નિ છે એમ સિદ્ધ કરાય છે, તેમ અહિંઆં સર્વાત્મ-ભાવરૂપી લિંગ ઉપરથી ભગવાનના વરણની સિદ્ધિ થાય છે (૨૨) સર્વાત્મભાવનું આધિક્ય હોવાથી (૨૩) જે વરણનું સર્વાત્મભાવરૂપી લિંગ કાલાદિથી પણ બલિષ્ઠ અર્થાત્ સર્વથી અધિક હોય તો પછી તેનું વરણ કાલાદિની સરખામણીએ વધારે બલિષ્ઠ હોય તેમાં તો શું કહેવું? (૨૪) પોતાના આત્મા વિષે બ્રહ્મનું અભેદ જ્ઞાન હોય તો વિરહભાવની અસંભાવના હોય છે તેથી જ્ઞાનમાર્ગીય જ્ઞાનરૂપના પ્રતિ-બન્ધની શંકા થાય તો કહે છે (૨૫) સૂત્રમાં तदपि શબ્દ પછીથી उक्तं (કહ્યું છે) એ શબ્દ અધ્યાહાર છે. (૨૬) ભગવાનજ પ્રતિબન્ધ કરશે નહિ એવો ભાવ. **ભાવાર્થ**—વરણનું લિંગ કહેતાં સર્વાત્મભાવ સર્વથી અધિક હોવાથી તે વરણજ કાલ કર્મ વગેરેથી વધારે બલવાન્ છે; જ્ઞાનથી પણ તેનો પ્રતિબન્ધ થતો નથી. ૪૪

**સૂત્ર ૪૫**—(૧) પ્રથમ જણાવેલ સિદ્ધાન્તને દૃઢ બનાવવાને બે સૂત્રોથી સૂત્રકાર આશંકા કરે છે એવા આશયથી આ સૂત્રો યોજે છે (૨) પૂર્વપક્ષી પૂછે છે કે વરણનું લિંગ કહેતાં સર્વાત્મભાવની અધિકતા જોવામાં આવતી નથી પણ આત્મજ્ઞાનનીજ છે (૩) પ્રકરણમાં નારદની આત્મા વિષેની જીજ્ઞાસા

પ્રપાઠકમાં આત્માનું પ્રકરણ હોવાથી પ્રથમ જે અભેદ કહેલો છે તેનુંજ સ્વરૂપ "આત્માથી આ સઘળું છે" (છાં. ૭–૨૬–૧) સુધી કહેલું છે. તેથી પ્રથમ કહેલા પ્રકારથી અન્ય પ્રકારના આત્મા સાથે સર્વનો અભેદ જે કહેલો છે [૪]તેનેજ [૫]કહે છે. પૂર્વ કહેતાં પૂર્વ પ્રપાઠકમાં કહેલા અભેદ જ્ઞાનનો વિકલ્પ–પ્રકારભેદજ [૬]આગળ પણ નિરૂપાયો છે. ત્યાં ઉપપત્તિને કહે છે. પ્રકરણને લીધે આનું તો ઉપપાદન કર્યું છે. અહિંઆં સિદ્ધાન્તીને સંમત દૃષ્ટાન્તને કહે છે. તેના [૭]હૃદયના [૮]સંવાદ માટે છે. "ક્રિયા માનસની માફક" જેમ પૂજનના પ્રકરણમાં બાહ્ય પૂજા ક્રિયારૂપ કહેવાય છે. આન્તર તો મનોવ્યાપારરૂપ કહેવાય છે. આથી એમાંથી [૯]એકની તેનાથી [૧૦]ભિન્નતા કહેવી શકય નથી. પ્રકરણના અભેદથી. તે પ્રમાણે અહિંઆં પણ છે એમ અર્થ છે. ૪૫

## अतिदेशाच्च ॥३–३–४६॥

### નામ બ્રહ્મનો અતિદેશ છે તેથી પણ

જગત્ ખરેખર નામ અને રૂપમય છે. તેનો [૧]પ્રથમ [૨]સર્વ શબ્દથી અનુવાદ કરીને તેમાં બ્રહ્મનો અભેદ નિરૂપાયો છે. [૩]આગળતો ઋગાદિ વિદ્યાનો અનુવાદ કરીને નામાત્મક બ્રહ્મ રૂપનો ત્યાં અતિદેશ થાય છે. આ નામજ નિરૂપાય છે. 'એ નામની ઉપાસના કર' એમ. [૪]આ હેતુથી પણ [૫]જ્ઞાનનો પ્રકાર ભેદજ આગળ નિરૂપાય છે એમ અર્થ છે. ૪૬

## विद्यैव तु निर्धारणात् ॥३–३–४७॥

### સર્વાત્મભાવનું જ્ઞાન જ તો છે. તેના વિષેનો નિશ્ચય છે તેથી.

'तु' તો' શબ્દ પૂર્વપક્ષને દૂર કરે છે. સનત્કુમાર અને નારદના સંવાદમાં જે એમ

---

હોવાથી સનત્કુમારે આપેલો ઉત્તર પણ આત્મા વિષેનોજ છે. આથી ત્યાં સર્વાત્મભાવ નથી. (૪) આત્માના અભેદ જ્ઞાનનેજ (૫) "સૂત્રકાર કહે છે" આમ પૂર્વપક્ષી માને છે. (૬) નવમા પ્રપાઠકમાં પણ (૭) અવતરણ ગ્રન્થમાં ઉપપાદન કર્યું છે (૮) વાદીના મતને દૃઢ કરવાને માટે (૯) બાહ્ય અને આભ્યન્તર એમાંથી એકની (૧૦) પૂજનથી ભિન્નતા. **ભાવાર્થ**–છાંદોગ્યમાં પાછલા સૂત્રમાં જણાવ્યા પ્રમાણે સર્વાત્મભાવને કહેલ નથી પણ શ્વેતકેતુના ઉપાખ્યાનમાં જે જ્ઞાનને જણાવ્યું છે તેનાજ પ્રકારનો ભેદ નિરૂપ્યો છે. બન્ને પ્રપાઠક આત્મા વિષેનાં છે તેથી. આમાં ક્રિયામાનસનું દૃષ્ટાન્ત છે, જેમ બાહ્ય પૂજાને ક્રિયા કહેવામાં આવે છે અને આન્તરનું નામ માનસ (પૂજન) છે, છતાં બન્ને "પૂજા" શબ્દથી વ્યવહરાય છે તેમ છાંદોગ્યમાં આપેલું જ્ઞાન શ્વેતકેતુ ઉપાખ્યાનથી કંઇક જૂદુ છતાં તે એકજ છે. ૪૫

સૂત્ર ૪૬—(૧) પૂર્વ પ્રપાઠકમાં (૨) ऐतदात्म्यमिदं सर्वम् એમ સર્વ શબ્દથી (૩) આ પ્રપાઠકમાં (૪) नाम उपास्स्व વગેરે વાક્યોથી નામાદિ જગત્ રૂપોનો અનુવાદ કરીને નામાદિ શબ્દોથી તે તે આત્મરૂપ તેમાં અતિદેશ કરાય છે આથી અતિદેશના હેતુથી એવો અર્થ છે. (૫) જ્ઞાનના પ્રકારનો ભેદ છે, તમે માનો છો તેમ ભક્તિના પ્રકારનો ભેદ નહિ એમ પૂર્વપક્ષી કહે છે. **ભાવાર્થ** "નામની ઉપાસના કર" એમ ઋગાદિ વિદ્યાનો અનુવાદ કરીને નામ બ્રહ્મનો અતિદેશ હોવામાં પણ જ્ઞાનના પ્રકારનો ભેદજ આ છે, ભક્તિનો પ્રકાર નહિ. ૪૬

કહેવાયું કે આત્માના જ્ઞાનના પ્રકારનો વિશેષ જ નિરૂપાય છે [2]તે નથી. પણ [3]વિદ્યાજ નિરૂપાય છે. અહિંઆં આ અભિપ્રાય છે "આ આત્મા પ્રવચનથી પ્રાપ્ત થતો નથી" એ શ્રુતિ અન્ય સાધનના નિષેધપૂર્વક [4]વરણને સાધન કહીને [5]વૃતથી પ્રાપ્ત થવામાં [5]હેતુને કહેતાં વરણના વિષયને પણ કહે છે. તેનો આ આત્મા સ્વતનુનું વરણ કરે છે. (મું. ૩-૨-૩) તે વૃતના આત્માના આ ભગવાન્ આત્મા છે માટે જ તેના તનુરૂપ તે જીવાત્મા છે. તે વરણની આવશ્યકતા જણાવવાને "પોતાના તનુનું વરણ કરે છે" એમ કહ્યું છે. તમામ ખરેખર સ્વકીય તનુનું આત્મીય તરીકે અને આત્મા તરીકે વરણ કરે છે. તેનાથી વિશિષ્ટજ ભોગને ભોગવે છે. માટે જ તૈત્તિરીયકોપનિષત્માં પણ-બ્રહ્મને પરને પ્રાપ્ત કરે છે" (તૈ ૨-૧) એમ સામાન્ય રીતે બ્રહ્મને જાણનાર પરબ્રહ્મની પ્રાપ્તિ કરે છે એમ કહીને આગળની ઋચાથી વિશેષ રીતે કહેતાં "સત્ય, જ્ઞાન, અનન્ત બ્રહ્મ" (તૈ. ૨-૧) એમ બ્રહ્મનું સ્વરૂપ કહીને "જે હૃદય ગુહામાં પરમ આકાશમાં બીરાજેલા જાણે છે તે વિપશ્ચિન્ બ્રહ્મની સાથે સઘળા કામો ભોગવે છે":(તૈ. ૨-૧) એમ કહ્યું છે. આ જેમ તેમ આનન્દમય અધિકરણમાં અમે વિસ્તારથી જણાવ્યું છે.

તેમજ વળી પુરુષોત્તમની પ્રાપ્તિમાં ભક્તિમાર્ગમાં જે સ્વીય તરીકે પોતાના અંગીકાર રૂપ વરણ છે તેજ અન્યના જેવું પણ નહિ એમ જણાવવાને આગળ કહે છે. "આ આત્મા બલહીનથી લભ્ય નથી" (મું. ૩-૨-૩) [6]બલકાર્ય એટલે ખરેખર પ્રભુને વશ કરવું તે. અને તે "હું ભક્તને પરાધીન છું" (ભા. ૯-૪-૬૩) "મને ભક્તિથી વશ કરે છે" (ભા. ૯-૪-૬૬) વગેરે વાક્યોમાં કહેલું છે તેથી ભક્તિથી જ "એમ" બલ શબ્દથી ભક્તિ કહેવાય છે. [7]નહિ તો પ્રથમના [8]વાક્યમાં જ બીજાનો નિષેધ કરેલો હોવાથી ફરીથી બલના અભાવનો નિષેધ કરે નહિ. ફક્ત વરણને હેતુરૂપની ઉક્તિથી બલ તે [9]પ્રમાણે છે એમ કહે નહિ. આવાના હૃદયમાં ભગવાનનું પ્રાકટ્ય થાય છે એમ કહે છે. "આ ઉપાયોથી જે વિદ્વાન્ પ્રયત્ન કરે છે. તેનો આ આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે" (મું ૩-૨-૪) આનો અર્થ તો આ છે કે આ આત્મા, આત્માના પણ આત્મા અર્થાત્,

**સૂત્ર ૪૭**—(૧) સૂત્ર ૪૫ અને ૪૬માં રજુ કરેલો પૂર્વપક્ષ. (૨) પૂર્વપક્ષીએ એમ કહ્યું હતું કે સનત્કુમારે નારદને અમુક પ્રકારના જ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો, વરણભાવનો નહિ, સિદ્ધાન્તી અહિંઆં તેનો ઉત્તર આપતાં કહે છે કે તે પ્રમાણે નથી. (૩) પૂર્વપક્ષીએ કહેલું જ્ઞાન નહિ પણ સર્વાત્મભાવના સ્વરૂપનું જ્ઞાન (૪) વરણ એજ ભગવત્પ્રાપ્તિનું સાધન છે, અન્ય કોઇ સાધન નહિ. (૫) ભક્ત-જેનું વરણ કરવામાં આવ્યું છે તે. તેનાથી જ્યારે ભગવાન્ પ્રાપ્ય થાય છે ત્યારે તેમાં વરણ એજ હેતુ છે અન્ય નહિ. (૬) नायमात्मा बलहीनेन लभ्यः એ શ્રુતિમાં બલ શબ્દ છે, ભક્તિ શબ્દ નથી. આથી બલ શબ્દથી ભક્તિનો અર્થ છે એમ કહે છે. બલ શબ્દનો પ્રયોગ કેવલ શરીર સામર્થ્યના અર્થમાં નથી પણ કોઇ પણ જાતના સામર્થ્યના અર્થમાં છે. (૭) અહિંઆં ભક્તિરૂપીજ બલની વિવક્ષા છે એમ અહિંઆં વિનિગમકને કહે છે (૮) नायमात्मा प्रवचनेन એ શ્રુતિથી (૯) હેતુત્વને અર્થાત્ "બલહીનથી લભ્ય નથી" એ વાક્યથી બલહીનતા, ભગવાનના અલાભમાં હેતુ છે. તેમજ વળી બલ પણ ભગવાનને મેળવવામાં હેતુ છે. આ બલ તે લૌકિકાદિ બલથી જૂદું છે. તે ભગવાનના અનુગ્રહથી જન્ય છે. અર્થાત્ પુષ્ટિમાર્ગીય ભક્તિ રૂપજ તે છે. આથી બલ શબ્દથી અહિંઆં ભક્તિજ સમજવી એટલે

પુરુષોત્તમ છે અને તે બ્રહ્મ કહેતાં અક્ષર બ્રહ્મરૂપ ધામમાં પ્રવેશ કરે છે. ધામપદ અક્ષર બ્રહ્મ એ પુરુષોત્તમનું સહજ સ્થાન છે એવું જણાવવાને કહેલ છે. નહિતો કહે નહિ. તેથી તેના હૃદયમાં સ્વ સ્થાનનો આવિર્ભાવ કરીને પોતે ત્યાં પ્રકટ થાય છે એમ જણાવાય છે. પ્રકૃત [9]શ્વેતકેતુના ઉપાખ્યાનમાં [10]પરોક્ષવાદથી [11]બ્રહ્મના અભેદના બોધનથી પુરુષોત્તમની અધિષ્ઠાનતાની યોગ્યતા જણાવાય છે. [12]આગળ તે [13]આટલાથી જ અધિષ્ઠાન રૂપ અક્ષરનો આવિર્ભાવ બનતો નથી. અથવા પુરુષોત્તમનો જો [14]તેમ હોય તો તમામ જ્ઞાનીઓને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય, પણ "હું એકલી ભક્તિથી ગ્રાહ્ય છું" (ભા. ૧૧-૧૪-૨૧) વગેરે વાકયોથી તે પ્રમાણે નથી. પણ ભગવાનના અનુગ્રહથી તથા ભકતના સંગથી ભકિત હોય ત્યારે એવું જણાવવાને ભકત જ તેના બોધમાં [15]અધિકારી છે એમ પણ જણાવવાને ભકત નારદ અને ભગવાનના આવેશથી યુકત સનત્કુમારનો [16]સંવાદ કહ્યો છે. [17]ત્યાં આત્મા શબ્દથી પુરુષોત્તમ કહેવાય છે. કારણ કે ભકિતમાર્ગમાં તો નિરુપધિ સ્નેહનો [18]તે વિષય છે. તે તો ફક્ત [19]સર્વાત્મભાવ એજ 'વિદ્યા' શબ્દથી કહેવાય છે. પરમ કાષ્ઠાપન્ન જે વસ્તુ છે તેજ ખરેખર વેદાન્તોમાં મુખ્ય તરીકે પ્રતિપાદ્ય છે. અક્ષર બ્રહ્મ વગેરેનો તેના વિભૂતિ રૂપથી તેના ઉપયોગી તરીકે તથા મધ્યમ અધિકારીના ફલ તરીકે પ્રતિપાદન કરાય છે. તેથી ત્યાં 'વિદ્યા' શબ્દનો પ્રયોગ [20]ઉપચારથી છે સર્વાત્મભાવજ મુખ્ય છે અને આ યુકત છે. અક્ષરના વિષયવાળી વિદ્યા કરતાં તે ઉત્તમ વિષયવાળી ઉત્તમજ છે.

આમ હોવાથી પૂર્વ પ્રપાઠકમાં અક્ષરનું પ્રકરણ હોવાથી; અને પછીનું પુરુષોત્તમનું પ્રકરણ હોવાથી તારા [21]હેતુની અસિદ્ધિ છે માટે કહેલા ન્યાયથી વિદ્યાજ, આગળના પ્રપાઠકમાં નિરૂપાય છે. પ્રથમ કહેલ આત્મજ્ઞાનના પ્રકારનો વિશેષ નહિ. અહિંઆં હેતુ કહે છે. 'નિર્ધારણને લીધે' "સુખનીજ તો વિશેષ જીજ્ઞાસા કરવી જોઇએ" (છાં. ૭-૨૨-૧) એમ કહીને સુખના સ્વરૂપને કહે છે "જે [22]ભૂમા છે તે સુખ છે-[23]અલ્પમાં સુખ નથી. ભૂમાજ સુખ છે. ભૂમાનીજ વિશેષ જીજ્ઞાસા કરવી જોઇએ" (છાં. ૭-૨૩-૧) અક્ષર પર્યન્ત ગણિતાનન્દ હોવાથી પુરુષોત્તમજ આનન્દમય તરીકે નિરવધિ સુખરૂપ હોવાથી તેજ ભૂમા છે, અને તેનીજ જીજ્ઞાસા કરવી જોઇએ એમ નિર્ધારણ છે તેથી એમ અર્થ છે. ભૂમાનું લક્ષણ આગળ કહેવાય છે "જ્યાં બીજું કશું જોતો નથી" (છાં. ૭-૨૪-૧)

---

ભક્તિથી રહિત ભગવાનને પ્રાપ્ત કરી શકતા નથી. (૧૦) એક અ[illegible] બીજા રૂપમાં કહેવો તેનું નામ પરોક્ષવાદ (૧૧) જીવના અક્ષર બ્રહ્મ સાથેના અભેદના બોધનથી. (૧૨) આગળના પ્રપાઠકમાં (૧૩) અક્ષરની સાથે અભેદના ગ્રહણ માત્રથી (૧૪) અક્ષરના અભેદ ગ્રહણ માત્રથી આવિર્ભાવ હોય તો (૧૫) સનત્કુમારના ઉપદેશના અધિકારી (૧૬) નારદ ભક્ત છે, અને સનત્કુમાર ભગવાનના આવેશથી યુક્ત છે. તેથી તેમના સંવાદનું તાત્પર્ય જ્ઞાનનો ઉપદેશ નથી પણ વરણનું લિંગ "સર્વાત્મભાવ" છે (૧૭) સનત્કુમાર અને નારદના સંવાદમાં (૧૮) પુરુષોત્તમજ (૧૯) સૂત્રમાં 'વિદ્યા' શબ્દ જ્ઞાનના અર્થમાં નહિ પણ સર્વાત્મભાવના અર્થમાં છે એમ કહે છે. (૨૦) પરંપરાએ વિદ્યાના સાધનરૂપ હોવાથી તે લાક્ષણિક છે (૨૧) બન્ને પ્રપાઠકો પણ ભિન્ન પ્રકરણોમાં આવેલાં છે તેથી પૂર્વપક્ષીએ જેમ એમ કહ્યું કે ત્યાં એકજ પ્રકરણ છે, તે ખોટું છે. (૨૨) જે અગણિત સંખ્યા શૂન્ય છે તે (૨૩) ગણિતાનન્દમાં

વગેરેથી જેનું જ્ઞાન થતાં અન્યને જોતો નથી એમ અર્થ છે [૨૪]તેમ હોવામાં સર્વાત્મ ભાવવાળાને પ્રભુનાં દર્શન થાય તો પણ લીલામાં ઉપયોગી વસ્તુનું દર્શન વગેરે અનુપપન્ન છે એવી શંકાતો "તે આને આ પ્રમાણે જોનાર, આ પ્રમાણે માનનાર, અને આ પ્રમાણે જાણનાર આત્માના પ્રાણ" (છાં. ૭–૨૬–૧) વગેરેથી તેમનો નિરાસ થયેલો જાણવો જોઇએ [૨૫]તેમની સાથે લીલાની ઈચ્છા કરનાર પ્રભુથીજ સર્વ બને છે. ભક્તના સામર્થ્યથી નહિ એવા ભાવથી તેની [૨૬]ભકિત છે. તેથી ૪૭

## दर्शनाच्च ॥३–३–४८॥

### સર્વાત્મ ભાવવાળાને પ્રપંચની વિસ્મૃતિ તથા સર્વ સામર્થ્ય પ્રાપ્ત થાય છે એમ જોવામાં આવે છે તેથી પણ

અને સર્વાત્મભાવવાળા ભક્તો [૧]વ્રજસીમન્તિની વગેરેની બાબતમાં પ્રથમ અન્યની વિસ્મૃતિ તથા આગળ ભગવાનૂના સ્પર્શ વગેરેથી સર્વસામર્થ્ય જોવામાં આવે છે એમ [૨]વ્યાસ સ્વ અનુભવને પ્રમાણ તરીકે કહે છે. શ્રીભાગવતમાં તેમનાથીજ કહેવાયું છે કે "આપનાથી હરાયલું ચિત્ત સુખથી ગૃહમાં પ્રવેશ પામતું નથી. હાથ પણ ગૃહ કૃત્યમાં લાગતું નથી, પગ ડગલું ચાલતા નથી" (ભા. ૧૦–૨૯–૩૪) વગેરેથી તેથી જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિનું તિરોધાન કહેલું છે. આગળ તેના આવિર્ભાવ વગેરે સ્ફુટજ છે. ૪૮

(શંકા)—સનત્કુમાર અને નારદના સંવાદ રૂપ એક વાકય છે. ત્યાં ઉપક્રમમાં 'હું મન્ત્રનો જાણનાર છું આત્માનો જાણનાર નહિ. આપજેવા પાસેથીજ મેં શ્રવણ કર્યું છે કે આત્માને જાણનાર શોકને તરે છે' (છાં. ૭–૧–૩) "હે ભગવન્, હું તે શોક કરૂં છું." (છાં. ૭–૧–૩) વગેરેથી પોતાના 'આત્મ' જ્ઞાનનાજ ઉપક્રમથી ઉપસંહાર પણ તેને ઉદ્દેશીનેજ ઉચિત છે અને આગળનો આત્મા શબ્દ ઈશ્વરના અર્થમાં હોય તો [૧]વાકયભેદ તથા ઉપક્રમનો ભેદ બને. માટે [૨]વાકયના અનુરોધથી પૂર્વ [૩]જ્ઞાનના પ્રકારના વિશેષમાંજ આ છે એમ માનવું જોઇએ એમ હોય તો ઉત્તર કહે છે. ૪૮

## श्रुत्यादिबलीयस्त्वाच्च न बाधः ॥३–३–४९॥

### શ્રુતિ તથા લિંગ (કાલ તથા કર્મ વગેરે કરતાં વધારે બલવાન્ છે તેથી) સર્વાત્મ ભાવમાં બાધક કંઈ નથી.

---

(૨૪) સર્વત્ર ભૂમાનું દર્શન હોવામાં (૨૫) પ્રાણાદિ ધર્મોથી (૨૬) અને આ પ્રમાણે તાદૃશ લીલામાં ઉપયોગી દર્શનનું સંપાદન ભગવાનજ કરે છે એવો અર્થ છે. ભાવાર્થ–ઉપરના પ્રપાઠકમાં સર્વાત્મભાવનુંજ નિરૂપણ છે, કારણ કે ભૂમાનીજ વિશેષ રીતે જીજ્ઞાસા કરવી જોઇએ એમ આનન્દાત્મક પુરુષોત્તમજનું જીજ્ઞાસ્ય તરીકે તે નિર્ધારણ છે તેથી. ૪૭

સૂત્ર ૪૮—(૧) ગોપીઓ (૨) કારણ કે વ્યાસે સમાધિમાં સબળો પ્રત્યક્ષ અનુભવ કર્યો હતો અને તેનુંજ વર્ણન શ્રીમદ્દભાગવતમાં કર્યું હતું. ભાવાર્થ–સર્વાત્મભાવવાળા વ્રજ ભક્તોને પ્રથમ સર્વ વિસ્મૃતિ (પ્રપંચની વિસ્મૃતિ થાય છે) અને પાછળથી સર્વ સામર્થ્ય હોય છે એમ શ્રીમદ્દભાગવતમાં વ્યાસે જણાવ્યું છે. ૪૮

આ પ્રમાણે [4]વાકયના અનુરોધથી સર્વાત્મભાવના લિંગની અધિકતાનો બાધ કરવો નહિ. વાકયની અપેક્ષાએ શ્રુતિ અને લિંગ વધારે બલવાન્ છે. આની બલવત્તા તો "શ્રુતિ, લિંગ વાકય, પ્રકરણ સ્થાન, અને સમાખ્યાનના સમવાયમાં ઘણું દૌર્બલ્ય છે" (જૈ. સૂ. ૩–૩–૧૩) [5]એવા જૈમિનિના સૂત્રમાં સિદ્ધ છે. [6]પ્રકૃતમાં અન્ય સાધનના નિષેધ-પૂર્વક 'જેનુંજ આ વરણ કરે છે તેનાથી લભ્ય છે તેનો આ આત્મા પોતાના તનુનું વરણ કરેછે' (મું. ૩–૨–૩) એ શ્રુતિ ફક્ત વરણથી લભ્ય છે એમ કહે છે. અને આની આગળ "આ આત્મા બ્રહ્મ ધામમાં પ્રવેશ કરે છે" (મું. ૩–૨–૪) એવી શ્રુતિ કહેવાય છે અને આ બ્ર. સૂ. ૩–૩–૪૭ માં નિરૂપાયું છે. અને વળી "આત્માને જાણનાર શોક ને તરે છે" (છાં. ૭–૧–૩) એ નારદના વાકય અને અનુવાદમાં "આત્મા" શબ્દ ઉત્તમ વિષેના પ્રશ્નવાળા લિંગમાં પુરુષોત્તમના અર્થમાં છે એમ જાણવામાં આવે છે [7]તે સર્વ કરતાં ઉત્તમ છે. માટે બ્રહ્મ એ ઉપાસ્ય તરીકે સનત્કુમારે કહ્યું તે પ્રમાણે છે. તેથી તેના કરતાં પણ આધક છે એમ પૂછયું. અન્તમાં સર્વમાં અધિક તરીકે તથા સુખના રૂપે ભૂમાનું શ્રવણ કરીને તે પ્રમાણે પૂછયું નથી. પણ તેની પ્રાપ્તિને માટે [8]અતિ આર્તિથી શેમાં તેની પ્રતિષ્ઠા છે ? એમ પૂછયું ત્યારે સર્વાત્મભાવવાળામાંજ તેની પ્રતિષ્ઠા છે એવા આશયથી સર્વાત્મ ભાવના લિંગ રૂપ ભૂમાજ તેજ નીચે છે, ઉપર છે વગેરેથી [9]કહ્યું. ૪૯

(શંકા)—આ [1]શ્રુતિથી સર્વાત્મભાવના લિંગરૂપ ભાવને કહ્યો નથી; પણ વ્યાપક તરીકે સર્વ રૂપથી પોતાનાથી ભિન્ન અધિકરણના અભાવથી અન્યત્ર અપ્રતિષ્ઠિત રૂપજ કહેવાય છે. આથી ઉત્તર કહે છે.

## अनुबन्धादिभ्यः प्रज्ञान्तरपृथक्त्ववाद् दृष्टश्च तदुक्तम् ॥३–३–५०॥

### સર્વાત્મ ભાવવાળા ભક્તની પ્રજ્ઞાથી જૂદી મુમુક્ષુની પ્રજ્ઞા જેમ કર્મ તથા જ્ઞાન વગેરેના ફલથી જૂદી રીતે મોક્ષની સાધક છે તેમ

**સૂત્ર ૪૯**—(૧) એ કાર્યત્વના અભાવથી (૨) ઉપક્રમમાં આવેલા આત્મા વિષેના વાકયના અનુરોધથી (૩) પૂર્વપક્ષી જણાવે છે કે સનત્કુમાર અને નારદના સંવાદમાં જ્ઞાનના પ્રકારનેજ જણાવેલ છે, સર્વાત્મભાવ નહિ (૪) વાકયરૂપ પ્રમાણના અનુરોધનથી (૫) શ્રુતિથી સમાખ્યા સુધીનાં પ્રમાણોનો જો સમન્વય એકત્ર પ્રાપ્ત થાય તો પાછળનું પ્રમાણ આગળના પ્રમાણની સરખામણી એ દુર્બલ છે અર્થાત્ શ્રુતિની સરખામણીમાં લિંગ દુર્બલ છે, લિંગની સરખામણીએ વાકય એ પ્રમાણે (૬) અહિંઆં જો ઉપક્રમની બલીયસ્તા હોય તો પણ તેની નિઃસંદેહતામાંજ તે છે. પણ અહિંઆં તો ઉપક્રમ સંદેહવાળો છે. આત્મા શબ્દ જીવ, અક્ષર અને પુરુષોત્તમ એમ તમામમાં સાધારણ છે. આથી આત્માનો શો અર્થ હશે એવા વિમર્શમાં નારદના શોકને તરાવનાર આત્મજ્ઞાનને માટે પૂછવાને તે પ્રવૃત્ત હોવાથી નિરવધિ સુખરૂપ પુરુષોત્તમ સ્વરૂપજ આત્માનું ગ્રહણ કરવું જોઈએ એવો નિશ્ચય કરવામાં આવે છે (૭) પુરુષોત્તમ (૮) અતિ આકાંક્ષાથી (૯) આ પ્રમાણે બીજા પ્રશ્નના ઉત્તરમાં સર્વાત્મભાવનું લિંગ જોવામાં આવે છે તેથી તેનો બાધ નથી એમ અર્થ છે. **ભાવાર્થ**–"આત્માને જાણનાર શોકને તરે છે" એવા ઉપક્રમ વાકયના અનુરોધથી સર્વાત્મભાવના લિંગની અધિકતાનો બાધ નથી. વાકયની સરખામણીએ શ્રુતિ અને લિંગ વધારે બલવાન્ છે. ૪૯

**સૂત્ર ૫૦**—(૧) स एवाधस्तात् વગેરે શ્રુતિથી (૨) ઉપર જણાવેલી શ્રુતિમાં સર્વાત્મભાવનું નિરૂપણ

## સર્વાત્મક ભાવવાળા ભક્તની પ્રજ્ઞા ભગવલ્લીલાની સાધક છે. અનુબન્ધ વગેરેને લીધે વળી વ્રજભકતોમાં સ્વરૂપનો અનુભવ એજ ફલ જોવામાં આવે છે. તે કહેલું છે.

ભૂમાના સ્વરૂપનું શ્રવણ કરીને. "હે ભગવન્ તેની પ્રતિષ્ઠા શામાં છે?" (છાં. ૭ ૨૪–૧) એવા પ્રશ્નમાં "પોતાના મહિમામાં" (છાં. ૭–૨૪–૧) એનો ઉત્તર છે, [૩]તેનો અર્થ તો સ્વીય તરીકે વરણ કરાયલા ભકતમાં જે મહિમા રૂપ સર્વાત્મભાવ છે તેમાં અથવા સ્વરૂપાત્મક મહિમામાં એમ સર્વાત્મભાવ ભગવદાત્મક હોવાથી, તેનાથી [૪]ઈતર સાક્ષાત્ પુરુષોત્તમને પ્રાપ્ત કરાવનાર નહિ હોવાથી, અને [૫]આજ તેના પ્રાપક હોવાથી, પરમકાષ્ઠાપન્ન મહિમારૂપ [૬]આજ ભાવ છે એમ મહિમા શબ્દથી કહેવાય છે તે તો [૭]વિપ્રયોગ ભાવનો ઉદય થાય ત્યારે સંચારિ ભાવથી [૮]બરાબર જણાય છે. [૯]તેમનો સ્વભાવ તો અનિયત છે એમ જણાવવાને [૧૦]ત્રિવિધ છે. "તેજ નીચે છે" ત્યાંથી શરૂ કરીને 'આત્માજ આ સર્વ છે.' (છાં. ૭–૨૬–૧) ત્યાં સુધી [૧૧]નિરૂપણ કરીને ભૂમાની પ્રતિષ્ઠાના અધિકરણ વિષેના પ્રશ્નમાં જે ઉત્તર આપવામાં આવ્યો છે "સ્વમહિમામાં" (છાં. ૭–૨૪–૧) એમ [૧૨]તેનુંજ [૧૩]અનુબન્ધ "તેજ આ" (છાં. ૭–૨૫–૨)થી કરે છે. 'તે' શબ્દનો પરામર્શ પ્રથમ કરેલો છે. [૧૪]આમ હોય તો તેં કહેલું અન્યત્ર અપ્રતિષ્ઠિત જો હોય તો અહિંઆં તે પ્રતિપાદ્ય છે. તેની કહેલી રીતિથી અનુબન્ધ કરે નહિ. તેમ અહંકારના આદેશને પણ કરે નહિ. કહેલા પ્રશ્નનો ઉત્તર સ્વથી અન્ય વસ્તુમાં હોવાના અભાવથી કોઇ પણ સ્થળે નથી એમ જ કહેત [૧૫]માટે અમારા કહેલા જ માર્ગનું અનુસરણ કરવું જોઇએ. "[૧૬]આદિ" "શબ્દથી ત્રણ પ્રકારના જે ભાવો કહેલા છે તેમનું પણ સ્વરૂપ "આ પ્રમાણે જોતો, આ પ્રમાણે માનતો, આ પ્રમાણે જાણતો" (છાં ૭–૨૫–૨) એ ક્રમથી જે નીરૂપાયું તે કહેવાય છે. [૧૭]પ્રથમ ખરેખર અતિ વિગાઢ ભાવથી તેનાથી [૧૮]ઇતરની અસ્ફૂર્તિને લીધે "તેનેજ

---

નથી, પણ આત્મા વ્યાપક હોવાથી સર્વરૂપે છે, તેથી તે સર્વ વ્યાપેલા છે. તેના સિવાય બીજું કંઇ પણ અધિકરણજ નથી. માટે બ્રહ્મથી વ્યતિરિક્ત પદાર્થમાં તેની પ્રતિષ્ઠા નથી. એ જણાવવાને તેના વ્યાપકરૂપને કહ્યું છે તમે જણાવો છો તેમ સર્વાત્મભાવનું લિંગ ત્યાં નથી એમ પૂર્વપક્ષી શંકા કરે છે. (૩) स्वेमहिम्नि प्रतिष्ठितः એવો શ્રુતિનો અર્થ તો (૪) ત્યાં 'સ્વ' પદનો અર્થ આત્મીય હોવાથી, સ્વીય તરીકે જેનું વરણ થયું છે એવો જે ભક્ત તેનામાં નિષ્ઠ જે સર્વાત્મભાવરૂપ ઉત્કર્ષ છે તેમાં તેનો અર્થ છે. જો સ્વપદ આત્માનો વાચક હોય તો સ્વરૂપાત્મકે મહિમામાં એવો અર્થ થાય છે; અને તે મહિમા સર્વાત્મભાવજ છે. સર્વાત્મભાવથી જૂદા અક્ષરાભેદ જ્ઞાનનું (૫) આ સર્વાત્મકભાવ સર્વાત્મકભાવ પુરુષોત્તમને પ્રાપ્ત કરાવનાર છે. (૬) સર્વાત્મકભાવ એજ પરમ કાષ્ઠાપન્ન મહિમારૂપ છે. (૭) વિરહભાવ (૮) પરમ રૂપથી (૯) સંચારી ભાવોનો (૧૦) તદાદેશ, અહંકારાદેશ, અને આત્માદેશ એમ ત્રણ પ્રકારના (૧૧) "ઉપર કહેલા ત્રણ પ્રકારનું,' એ અધ્યાહાર છે (૧૨) મહિમાનેજ (૧૩) સર્વાત્મભાવવાળા ભક્તમાં નિયમન કરે છે. (૧૪) કહેલી રીતિથી શ્રુતિનું સામંજસ્ય હોય તો (૧૫) ઉપરની શ્રુતિઓના વ્યાખ્યાનનો અસંભવ તમારી રીત પ્રમાણે હોવાથી. (૧૬) સૂત્રમાં આવેલો "આદિ" શબ્દ (૧૭) અહંકારાદેશ અને આત્માદેશની પહેલાં (૧૮) ભગવાનથી બીજા કશાની પણ સ્ફૂર્તિ અત્યંત ગાઢ

સર્વ જૂએ છે" [19]આજ "આ પ્રમાણે જો તો" એનાથી કહેલું છે. [20]તેથી કંઇક બાહ્ય અનુસંધાનમાં અહિંઆં અહંકારનો આદેશ હોય છે. તે તો હું જ સર્વત્ર સ્વ-કૃતિના સામર્થ્યથી તેને પ્રકટ કરીશ એમ માને છે; તથા કરે પણ છે. આથી જ અન્વેષણનાં ગુણગાન કરવામાં તેમનાથી "આ પ્રમાણે આ પ્રમાણે માનતા" એમ કહેવાયું. તેથી 'આત્મા' શબ્દથી નિરવધિ સ્નેહના વિષય પુરુષોત્તમ કહેવાય છે એમ તેનો આદેશ થાય છે. તેથી પ્રથમ કરેલા સ્વસાધનની વિફલતાના જ્ઞાનથી અતિ દૈન્યયુક્ત સહજ સ્નેહથી ઉત્પન્ન થતા વિવિધ ભાવોવાળો તે થાય છે. આથી "આ પ્રમાણે જાણતો" એમ કહેલું છે. માટે જ "[21]ઉપસર્ગ" કહેલો છે. તેથી અતિ દૈન્યથી આવિર્ભાવ થતાં જે અવસ્થાઓ હોય છે તેનું નિરૂપણ 'આત્મરતિ' વગેરેથી કરેલું છે. અહિંઆં આત્મના શબ્દો પુરુષોત્તમના અર્થના વાચક જાણવા જોઇએ. નહિ તો ઔપચારિકતા થાય. મુખ્યનો સંભવ હોય તો [22]તે અયુક્ત છે તેથી.

[23]સર્વાત્મભાવ મુક્તિમાં પર્યવસાન પામે છે કે નહિ એવા સંશયના નિરાસ માટે દૃષ્ટાન્તને કહે છે. મુમુક્ષુ [24] ભક્તની પોતાના ઇષ્ટના દાતા તરીકે ભગવાન્‌ના વિષેની જે પ્રજ્ઞા છે તે સર્વાત્મક ભાવવાળા ભક્તની પ્રજ્ઞાથી અન્ય પ્રજ્ઞા કહેવાય છે. અને તે કર્મ અને જ્ઞાન તેનાથી બીજા ભક્તની પ્રજ્ઞાથી જૂદી રીતે તે [25]ઇષ્ટનેજ સાધે છે. તેથી સર્વાત્મકભાવવાળા ભક્તની જે પ્રકારની ભગવાન્‌ના વિષેની પ્રજ્ઞા છે તે [26]પ્રકારનેજ તે ભાવ સાધે છે અન્યને નહિ. તેથી મુક્તિમાં [27]તેનું પર્યવસાન નથી એવો અર્થ છે. આવા અનેકને [28]જોવા એમ જણાવવાને એકનું નામ લીધું નથી. [29]અહિંઆં શબ્દ પણ પ્રમાણને કહે છે. "તે કહેલું છે એમ". ભગવાન્‌થી એ અધ્યાહાર છે. શ્રીભાગવતમાં દુર્વાસાના તરફ "હું ભક્તને પરાધીન છું" (ભા. ૯-૪-૬૩) ત્યાંથી ઉપક્રમ કરીને "સત્સ્ત્રીઓ સત્પતિની માફક મને ભક્તિથીજ વશ કરે છે" (ભા. ૯-૪-૬૬). જે જેનાથી વશ કરાયો છે તે તેની ઇચ્છાને અનુરૂપજ કરે છે, આથી [30]સાયુજ્યાદિનું દાન નથી પણ ભજનાનંદનું દાનજ છે. તેમની મુક્તિની અનિચ્છા તો મારી સેવાથી સાલોકય વગેરે ચતુષ્ટયથી પ્રતીત થાય છે. સેવાથી પૂર્ણ થયેલા તે કશાની ઇચ્છા કરતા નથી, તો પછી અન્ય[31]

ભાવને લીધે થતી નથી. (૧૯) આ દર્શનજ (૨૦) આત્માના અતિદેશનું ફલ કહે છે. (૨૧) શ્રુતિમાં विजानन् શબ્દ છે. આમાં वि ઉપસર્ગ છે, તે શા માટે યોજ્યો છે તેનું પ્રયોજન કહે છે. (૨૨) ઔપચારિકતા અર્થાત્ જ્યાં સુધી મુખ્ય અર્થનું ગ્રહણ થતું હોય ત્યાં સુધી ગૌણ (ઉપચાર યુક્ત) અર્થ લેવો ઠીક નથી. (૨૩) સૂત્રના બાકીના ભાગનું હવે વ્યાખ્યાન કરે છે. (૨૪) મુમુક્ષુની ભગવાન્ વિષે પ્રજ્ઞા છે, પણ તે મોક્ષ મેળવવાની ઇચ્છાવાળી, સર્વાત્મભાવવાળાને મોક્ષની દરકાર નથી, તેથી તેની પ્રજ્ઞા તેનાથી જૂદી રીતની છે, આ રીતે આ બન્ને પ્રજ્ઞામાં ફેર છે. (૨૫) મોક્ષને (૨૬) सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चिता એ શ્રુતિમાં કહેલાને (૨૭) સર્વાત્મભાવ (૨૮) સૂત્રનો दृष्टः શબ્દ સમજાવે છે. दृष्टःનો કર્તા અમુક જોઇએ. શું જોયું? તો અમુક. પણ તેનો ઉલ્લેખ સૂત્રમાં કર્યો નથી. ફક્ત ભાવેભારે તે પદનો પ્રયોગ કર્યો છે, આથી એમ સૂચવાય છે કે એવા એક બે નહિ પણ અસંખ્ય જોયેલા છે (૨૯) સર્વાત્મભાવની પહેલાં કહેલા ફલની સાધનતામાં (૩૦) સર્વાત્મભાવવાળાને સાયુજ્યાદિ ફલ નથી, પણ ભજનાનંદનું ફલ છે. (૩૧) વિનાશી. ભાવાર્થ-ભૂમાધિકરણ વગેરેના હેતુઓથી સ્વ

કાલથી વિપ્લુત વિષે તો કહેવુંજ શું?" સ્વર્ગ, અપવર્ગ અને નરકમાં પણ તુલ્ય અર્થ જોનાર સાલોકય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય, એકરૂપતા પણ આપવામાં આવતાં છતાં મારી સેવા વગર જન ગ્રહણ કરતા નથી" (ભા. ૯-૪-૬૭, ૬૮, ૬૯) વગેરે હજારો વાકયોથી નિર્ણય થાય છે. ૫૦

## न सामान्यादप्युपलब्धेर्मृत्युवन्नहि लोकापत्तिः ॥३-३-५१॥

### ના ભગવાનૂના જેવા સમાન ધર્મોના સબન્ધથી શ્રુતિમાં ઉપલબ્ધિ છે તો પણ મૃત્યુની માફક મૃત્યુનો જેમ નિષેધ કર્યો છે તેમ (ભગવાનૂના સ્વરૂપથી અતિરિકત અન્ય લોકનો સંબન્ધ પણ સંભવતો નથી.

(શંકા) "અન્યને જોતા નથી" ત્યાંથી આરંભીને સર્વના સર્વાત્મભાવના નિરૂપક તરીકેની ઉક્તિ ઉપપન્ન નથી [1]માટેજ. વળી 'આત્મા' શબ્દની ઉક્તિ પુરુષોત્તમના અર્થમાં [2]છે. આથી [3]તેની મુક્તિમાં પણ કામના અભાવનું પ્રતિપાદન કરવામાં [4]આવે છે. [5]અહિંઆં તો "તેનો સર્વ લોકમાં કામચાર થાય છે" (છાં. ૭-૨૫-૨) એમ શ્રુતિ કહેવાય છે આમ [6]હોવાથી તેનું નિરૂપણ અહિંઆં છે એમ કહેવું જોઇએ નહિ. અથવા તેના ભાવવાળો પણ અન્ય કામવાળો છે. [7]બીજાનું તો કહેલા [8]પ્રમાણથી પરાહત તરીકે આદ્ય [9]પક્ષનોજ આશ્રય કરવો જોઇએ એમ પૂર્વપક્ષનો નિરાસ કરે છે. "ના" એમ કહે છે. ત્યાં હેતુ આપે છે. સામાન્યથી પણ ઉપલબ્ધિ છે તેથી. કારણ કે તેના સમાન ધર્મના યોગથી પણ તેનો પ્રયોગ શ્રુતિમાં જણાય છે. [10]અહિંઆં પણ વિવિધ લોકના વિવિધ સુખ પ્રધાન હોવાથી સઘળા ભગવાન્ વિષેના સુખોમાં કામચાર થાય છે એવો શ્રુતિનો અર્થ જાણવો જોઇએ.

(શંકા) શ્રુતિમાં કહેલો છે તેજ અર્થ ભલે હો એમ હોય તો ત્યાં (ઉત્તર) કહે છે. "લોકની આપત્તિ નથી" સર્વાત્મભાવવાળાનું પ્રકરણ હોવાથી "અન્યને જોતો નથી" (છાં. ૭-૨૪-૧) વગેરે ધર્મથી વિશિષ્ઠ [11]પ્રાણાદિ સર્વથી યુક્ત આત્માનો લોકસંબન્ધ યુક્તિને સહન કરનાર પણ નથી એમ જણાવવાને [12]"હિ" શબ્દ છે. અને વળી આની [13]આગળ "તેને

---

મહિમામાં એ વગેરેથી જે સર્વાત્મભાવનું પ્રતિપાદન કર્યું તે બ્રહ્મનું પોતાનું અધિષ્ઠાન નથી. શંકા સર્વાત્મભાવથી પણ મુક્તિ સાધ્ય છે? ઉત્તર-ના, કારણ કે જેમ સર્વાત્મભાવવાળા ભક્તની પ્રજ્ઞાથી વિલક્ષણ મુમુક્ષુની પ્રજ્ઞા છે, તે અન્ય પ્રજ્ઞા કહેવાય છે તે જેમ કર્મ તથા જ્ઞાન વગેરેના ફલથી જૂદી રીતે મોક્ષની સાધક છે તેમ સર્વાત્મભાવવાળા ભક્તની પ્રજ્ઞા ભગવલ્લીલાની સાધક છે. માટે સર્વાત્મભાવનો મોક્ષમાં અન્તર્ભાવ નથી. વળી વ્રજ ભક્તોમાં સ્વરૂપને અનુભવા એજ ફલ એમ જોવામાં આવેલ છે. તેમજ વળી "મને ભક્તિથી વશ કરે છે" વગેરેથી ભગવાને તે કહેલું છે. ૫૦

સૂત્ર ૫૧.—(૧) તે અનુપપન્ન છે તેથીજ (૨) 'છે' પહેલાં "અનુપપન્ન" અધ્યાહાર વાંચવું. અર્થાત્ આત્મા પુરુષોત્તમ અર્થમાં છે એવી ઉક્તિ પણ અનુપપન્ન છે (૩) અભેદ જોનારની (૪) શ્રીમદ્ભાગવતમાં કપિલ વગેરેનાં વાકયોથી (૫) સનત્કુમારના વાકયમાં (૬) અકામત્વ જણાવનાર કપિલની સ્મૃતિથી કામચારની બોધક શ્રુતિ સાથે વિરોધ આવે તો (૭) સકામત્વ બોધક શ્રુતિ વાકયનું (૮) પ્રથમ કહેલા સ્મૃતિ વાકયથી તેનો નિરાસ કરેલો હોવાથી (૯) અકામત્વનો પક્ષ (૧૦) કામચાર વાકયમાં પણ (૧૧) સર્વાત્મભાવવાળા ભકતનો (૧૨) સૂત્રમાં 'હિ' શબ્દનું પ્રયોજન જણાવે છે (૧૩)

જોનાર મૃત્યુને જોતો નથી" (છાં. ૭-૨૬-૨) એ શ્રુતિથી મૃત્યુનો નિષેધ કરવામાં આવે છે. તેમજ "આ સઘળું આત્માથી" (છાં. ૭-૨૬-૧) એવી શ્રુતિથી "જ" શબ્દથી આત્માથી જૂદાનો [14]વ્યવચ્છેદ કરાય છે તેથી મૃત્યુની માફક [15]લોકનો પણ સંબન્ધ નથી એમ કહે છે. મૃત્યુની માફક એમ ત્યાં રોગ વગેરેનો પણ નિષેધ કર્યો છે છતાં મૃત્યુનું દર્શન જે કહ્યું છે તેથી ભક્તોનો અન્ય લોક સાથેનો સંબન્ધ તેની તુલ્ય છે એમ જણાવાય છે માટેજ આથી દુઃખ નથી એમ આગળ દુઃખનો સામાન્ય નિષેધ કરેલો છે. ૫૧

## परेण च शब्दस्य ताद्विध्यं भूयस्त्वात्त्वनुबंधः ॥३-३-५२॥

### શ્રુતિ વાકયની પરબ્રહ્મ સાથેની એક રૂપતા છે. હેતુના બાહુલ્યને લીધે પુનઃ અનુબંધ કરેલો છે.

[1]અહિંઆં આજ [2]લોકમાં અન્ય હેતુને કહે છે. "સર્વશ સર્વને પ્રાપ્ત કરે છે" (છાં. ૭-૨૬-૨) એમ "પર" શબ્દથી શબ્દ કહેતાં "આત્મા જ આ સર્વ છે, (છાં. ૭-૨૬-૧) એમ જે પ્રથમ શ્રુતિનું વાકય કહ્યુ છે. તેની તદ્ [2]વિધતાની પ્રતીતિ થાય છે આમ લોક સંબન્ધ કહેવો શકય નથી એવો અર્થ છે.

"આત્મા જ આ સઘળું છે." (છાં. ૭-૨૬-૧) એમ જે પ્રથમ શ્રુતિ વાકય છે તેનાથી જ આના અર્થ લાભમાં ફરીથી તેની ઉક્તિ ઉચિત નથી એવી આશંકામાં ત્યાં હેતુ કહે છે. 'તું' શબ્દ શંકાના નિરાસમાં છે. "વારંવાર" એવા હેતુથી. કહેલા અર્થમાં હેતુઓ બહુ હોય તો તેની દઢતા બને છે એવા આશયથી કહેલા અર્થનોજ [2]લોકથી [3]અનુબંધ કરાયો છે એવો અર્થ છે. [4]અથવા ૫ભૂ: શબ્દ આધિકયના અર્થમાં છે. તેમજ [6]વળી સ્વકૃત સાધનથી સાધિત ફલની અપેક્ષાથી [7]જાતે ઉદ્યમ કરીને ભગવાનથી ફલની સિદ્ધિમાં નિરવધિ ઉત્કર્ષ છે એમ જણાવવાને ફરીથી [8]લોકથી તે 'પ્રમાણે છે. એમ અર્થ છે. ૫૨

---

"નાન્યત્પશ્યતિ" એ શ્રુતિની પછીથી (૧૪) પ્રાપંચિક સર્વ વસ્તુનો વ્યવચ્છેદ (૧૫) મૃત્યુનો સંબન્ધ નથી તેમ લોકનો પણ સંબન્ધ નથી (૧૬) સર્વાત્મભાવવાળાને મૃત્યુજ નથી તો પછી રોગ વગેરે કયાંથીજ હોય? **ભાવાર્થ**-શંકા "સર્વ લોકમાં કામચાર હોય છે" વગેરેથી ભકતની અન્ય કામના જોવામાં આવે છે. ઉત્તર-ના, તેના સમાન ધર્મના સંબન્ધથી પણ શ્રુતિમાં તેનો પ્રયોગ અનેકશઃ જોવામાં આવે છે. જેમ अपश्यो मृत्युं पश्यति એ શ્રુતિમાં સર્વાત્મભાવવાળાના મૃત્યુનો નિષેધ કર્યો છે તેમ ભગવત્સ્વરૂપથી અતિરિકત અન્ય લોકનો સંબન્ધ પણ તેને વિષે સંભવતો નથી. ૫૧

**સૂત્ર ૫૨**—(૧) ભક્તોનો ભાવ અલૌકિક હોવામાં (૨) તેની સમાન અર્થ હોવો તે (૩) પુનઃ સંબન્ધ (૪) અન્યરીતે વ્યાખ્યાન કરે છે. (૫) સૂત્રમાં "ભૂય:" શબ્દ છે તેનો અર્થ અધિકતા જણાવે છે (૬) જીવે કરેલા સાધનથી સાધિત ફલની સરખામણીએ ભગવાને આપેલા ફલમાં ઉત્કર્ષનું આધિકય છે. (૭) ભગવાને પોતે (૮) અનુબન્ધ, પુનઃ સંબન્ધ. **ભાવાર્થ** "આત્માથી જ આ છે" એવા વાકયનું "સર્વને પ્રાપ્ત કરે છે" એ પર વાકય સાથે આનું એક રૂપ છે તેથી અન્ય લોક સાથેનો સંબન્ધ કહેવો શકય નથી. શંકા—આત્મામાંથી જ આ સઘળું છે એમ કહીને ફરીથી શામાટે સઘળું પ્રાપ્ત થાય છે એમ કહે? તેનો ઉત્તર એ છે કે હેતુઓ બહુ હોય તો તે અર્થને દઢ કરવાને તેનો પુનઃ સંબન્ધ કરે છે. ૫૨

## एक आत्मनः शरीरे भावात् ॥३-३-५३॥

**કેટલાક શાખાવાળાઓ ભગવાનનો ભક્તના શરીરમાં આવિર્ભાવ હોવાથી, કામના ઉપભોગની શ્રુતિ કહે છે.**

કહેલા [1]અર્થમાં અન્ય શ્રુતિની સંમતિને પણ કહે છે. કેટલીક શાખાવાળા એટલે તૈત્તિરીયો, શરીરમાં અર્થાત્ ભક્ત શરીરમાં-હૃદયાકાશમાં ત્યાં આત્મા એટલે ભગવાનના ભાવ કહેતાં આવિર્ભાવને લીધે તેની સાથે સર્વ કામના ભોગનો ઉપભોગ કહેતી શ્રુતિને કહે છે. "સત્ય, જ્ઞાન, અનન્ત બ્રહ્મ જે હૃદય ગુહામાં પરમ વ્યોમમાં બીરાજેલા જાણે છે તે [2]વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા કામોને ભોગવે છે." (તૈ. ૨-૧) અહિંઆં ઉપક્રમમાં "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨-૧) ની શ્રુતિ [3]અક્ષર બ્રહ્મના જાણનારને પરબ્રહ્મની પ્રાપ્તિ સામાન્ય રીતે કહીને વિશેષ રીતે કથન કરવાને "તેની આ કહે છે" (તૈ. ૨-૧) એ વાકય તે બ્રહ્મને પ્રતિપાદ્ય તરીકે લક્ષ્યમાં રાખીને આ કહેવાતી ઋચા એ "પરબ્રહ્મને જાણનારાથી કહેવાઇ છે" એમ કહીને "સત્ય, જ્ઞાન" એમ કહ્યું છે. પરબ્રહ્મનું સ્વરૂપ ફક્ત અનુભવથીજ જાણવા જેવું છે, શબ્દ વગેરેથી નહિ એમ જણાવવાને પોતે તે તેનું પ્રતિપાદન કરનાર છતાં પણ અન્ય મુખથી [4]તેણે કહ્યું છે. અહિંઆં બ્રહ્મની સાથે સઘળા કામોનો ઉપભોગ કહ્યો છે. એમ આની એકવાકયતા માટે સર્વ લોકમાં કામચાર હોય છે એમ શ્રુતિથી પણ કહેલો અર્થ માનવો જોઇએ.

૧૮ વ્યતિરેકાધિકરણ

## व्यतिरेकास्तद्भावाभावित्वान्न तूपलब्धिवत् ॥३-३-५४॥

**જ્ઞાનીના હૃદયમાં પરમવ્યોમના આવિર્ભાવનો વ્યતિરેક હોય છે કારણ કે ભગવદ્ભાવ-વરણનો અભાવ છે તેથી ઉપલબ્ધિ જ્ઞાનની માફક નથી.**

(શંકા)-[1]"બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨-૧) એ શ્રુતિથી અક્ષરબ્રહ્મને જાણનારની પરબ્રહ્મની પ્રાપ્તિ કહેવાય છે ત્યાં સંશય એ છે કે અન્ય [2]સાધનની અપેક્ષાવાળું બ્રહ્મનું જ્ઞાન પરની પ્રાપ્તિ કરાવે છે કે તેની અપેક્ષા વગરનું ?

અહિંઆં શ્રુતિમાં ફક્ત તેનેજ જણાવેલું છે તેથી અન્ય સાધનની અપેક્ષા રહિત

---

સૂત્ર ૫૩—(૧) સર્વ લોકમાં કામચાર થાય છે એવા અર્થની અલૌકિકતા રૂપ અર્થમાં (૨) વિવિધ ક્રીડામાં ચતુર (૩) અર્થાત્ અક્ષર બ્રહ્મના જ્ઞાન પછી પરબ્રહ્મની પ્રાપ્તિ છે. (૪) શ્રુતિએ કહ્યું છે. ત્યાં तदेषाभ्युक्ता એવા શબ્દો છે તેથી પોતાના વિચારિત અર્થમાં અન્યનું સમર્થન આપે છે. ભાવાર્થ માટે જ કેટલાક શાખાવાળાઓ ભક્ત શરીરમાં ભગવાનના આવિર્ભાવને લીધે, તેની સાથે કામના ઉપભોગ રૂપ "તે સર્વ કામોને ભોગવે છે" એવી શ્રુતિનું પઠન કરે છે. ૫૩

સૂત્ર ૫૪—(૧) પૂર્વ અધિકરણના અન્ત્યસૂત્રમાં તૈત્તિરીય શ્રુતિની સંમતિ કહી હતી. તે પ્રસંગથી તેના અર્થનો વિચાર કરવાને આ અધિકરણ છે (૨) પરપ્રાપ્તિમાં જે બ્રહ્મનું જ્ઞાન સાધન રૂપ જણાવ્યું

[3]તે તે [4]પ્રમાણે છે એવો પૂર્વપક્ષ છે.

સિદ્ધાન્ત તો [5]એમ હોય તો જ્ઞાનમાર્ગીયોને પણ પરબ્રહ્મની પ્રાપ્તિ થાય. તે તો અનેક [6]પ્રમાણોથી બાધિત છે એમ પ્રથમ અમે કહેલું છે. વળી [7]જ્ઞાનના અંગરૂપ બ્રહ્મની સરખામણીએ ફલાત્મક પરબ્રહ્મ મુખ્ય હોવાથી "તેના વિષે આ કહેલું છે" એવી શ્રુતિ [8]તેનેજ પ્રતિપાદ્ય તરીકે લક્ષ્યમાં રાખીને "ઋચાએ કહ્યું" એમ કહે છે. તેથી [9]ત્યાં [10]બ્રહ્મ શબ્દ પુરુષોત્તમના અર્થમાં જાણવામાં આવે છે, [11]તેમજ વળી જો ગુહામાં આવિર્ભાવ પામેલ પરમ વ્યોમ પુરુષોત્તમના ગૃહરૂપ અક્ષરાત્મક વ્યાપિ વૈકુણ્ઠ હોય તો ત્યાં ભગવાન્ આવિર્ભાવ પામે છે એમ તેની પ્રાપ્તિ થાય છે એમ "જે એને હૃદય ગુહામાં પરમ આકાશમાં બીરાજેલા જાણે છે" (તૈ. ૨–૧) થી કહે છે, તેમજ વળી જ્ઞાનીઓની ગુહામાં પરમ આકાશનો [12]વ્યતિરેકજ છે. ત્યાં હેતુ તેના ભાવવાળા ભાવનો [13]અભાવ છે તેથી. "જેનુંજ આ વરણ કરે છે" (મું. ૩–૨–૩) એવી શ્રુતિથી વરણના અભાવમાં ભગવદ્ભાવની અસંભાવનાને લીધે જ્ઞાનીઓનું તે પ્રમાણે વરણ નથી તેથી ભગવાન્ વિષેનો ભાવ ત્યાં થશે નહિ. તેથી તે પ્રમાણે અર્થ છે.

શંકા–જ્ઞાનના [14]વિષયરૂપવાળાનો આવિર્ભાવ ભલે હો. વળી તેનાથી [15]જૂદાના આવિર્ભાવને પણ અમે જોતા નથી એવી આકાંક્ષામાં કહે છે. "ઉપલબ્ધિની માફક નહિ" ઉપલબ્ધિ એટલે જ્ઞાન તેની માફક [16]ગુહામાં આવિર્ભાવ થતો નથી એમ અર્થ છે. જે ભક્તને [17]જે લીલાથી વિશિષ્ઠ સ્વરૂપનો અનુભવ કરાવવાનો પ્રભુને હોય છે, તે હૃદય ગુહામાં તેની લીલાના આશ્રયરૂપ અક્ષર સ્વરૂપને [18]વૈકુણ્ઠલોકની માફક આવિર્ભાવ કરે છે તેથી કહેલી શંકાનો લેશ પણ નથી. [19]જ્યાં પુરુષોત્તમ ચક્ષુના વિષય બને છે ત્યાં તેમનાથી નીચલી કક્ષાનું સ્વરૂપ તે [20]પ્રમાણે હોય તેમાં શંકા શી? આનું પ્રથમ વિદ્વન્મણ્ડનમાં ઉપપાદન કર્યું છે.

---

તેમાં અન્ય સાધનોની જરૂર છે કે નહિ. (૩) બ્રહ્મજ્ઞાન (૪) પરબ્રહ્મનું પ્રાપક (૫) કેવલ બ્રહ્મજ્ઞાનથી પરની પ્રાપ્તિ થાય તો શામાટે તમામ જ્ઞાનીઓને તે પ્રાપ્તિ થતી નથી એમ સિદ્ધાન્તી પૂર્વપક્ષીને પ્રશ્ન કરે છે, 'यमेवैष वृणुते' 'नयमात्माबलहीनेन लभ्यः' 'भक्त्या मामभिजानाति,' 'भक्त्याहमेकया ग्राह्यः' વગેરે અનેક પ્રમાણોથી બાધિત થાય છે. (૭) અક્ષર બ્રહ્મની સરખામણીએ પરબ્રહ્મ મુખ્ય છે. (૮) પરબ્રહ્મને (૯) તે ઋચામાં (૧૦) ब्रह्मविद् ब्रह्मैव भवति આમાં બીજો બ્રહ્મ શબ્દ તેમજ अनन्तं ब्रह्म, सहब्रह्मणा વગેરેમાં બ્રહ્મ શબ્દ પુરુષોત્તમના અર્થમાં છે. (૧૧) ઋચામાં परमंव्योम એવા બે શબ્દો છે તે જ્ઞાનના અંગરૂપ બ્રહ્મના અર્થમાં છે. એવા આશયથી ઋચાનો અર્થ કહે છે. (૧૨) અભાવ (૧૩) તેનો ભાવ એટલે પુરુષોત્તમના અધિષ્ઠાનથી વિશિષ્ઠ સર્વાત્મભાવ, તેનો અભાવ છે તેથી (૧૪) જ્ઞાનીઓના ચિત્તમાં જેમ અક્ષરના વિષયનું જ્ઞાન આવિર્ભાવ પામે છે તેમ આવિર્ભાવ પણ ભલે હો એવો અર્થ છે. (૧૫) જ્ઞાન વિષયથી જૂદાના (૧૬) જ્ઞાનના આવિર્ભાવથી યુક્ત જ્ઞાનીની ગુહામાં તેના જેવા પરમવ્યોમનો આવિર્ભાવ હોતો નથી. (૧૭) આ પ્રમાણે જેની જેટલી વરણરૂપ સર્વાત્મભાવ વગેરે સામગ્રી છે તેમાં તેટલી લીલાથી વિશિષ્ઠ સ્વરૂપનો પ્રભુ પ્રાદુર્ભાવ કરે છે. અનિયમથી પ્રાદુર્ભાવ કરતા નથી માટે કોઇ અનુપપત્તિ નથી. (૧૮) વૈકુણ્ઠ લોકથી યુક્ત (૧૯) શ્રુતિમાં અક્ષરને અદશ્ય વગેરે કહેલું છે. માટે તમે કહો છો તે ખરૂં નથી માટે કહે છે (૨૦) ચક્ષુનો વિષય બને. અર્થાત્ ભગવાન્ જાતે ભક્ત ઉપર કૃપા કરીને તેને પોતાનું દર્શન આપે તો તેથી તે ભક્તને એ દર્શન પ્રાપ્ત થાય એમાં શું આશ્ચર્ય છે?

[21]શંકા–જ્ઞાનીના જ્ઞાનના વિષયરૂપ અને ભક્તની હ્રદય ગુહામાં જેમનો આવિર્ભાવ થયેલો છે તેવા અક્ષરરૂપોમાં ભેદ છે કે નહિ? પ્રથમ [22]નહિ. પ્રમાણના [23]અભાવથી. એક તરીકેજ સર્વત્ર ઉક્તિ છે તેથી. બીજું [24]પણ નહિ. [25]નિરવયવ કવચિત્ લોકરૂપથી તથા અતદ્રૂપથી એકતાની ઉપપત્તિ નથી. એમ જો કહેતા હો તો કહે છે–નાજ. લોકરૂપ [26]પાછળથી હોવામાં ખરેખર [27]આ,–અનુપપત્તિ આ [28]પ્રમાણે નથી. પણ અક્ષર સ્વરૂપજ તે પ્રમાણે છે એમ શ્રુતિ કહે છે. "અપાર જલમાં જગતની મધ્યમાં" (ના. ૧–૧) એથી ઉપક્રમ કરીને "તેજ ભૂત છે, તેજ ભાવી છે" (ના. ૧–૧) એથી ઉપક્રમ કરીને "તેજ ભૂત છે, તેજ ભાવી છે" (ના. ૧–૧) એની આગળ પણ ના. ૧–૧ વગેરે શ્રુતિ છે, સ્મૃતિ પણ છે. "તે વ્યક્ત કરતાં અવ્યક્ત પર અને સનાતનભાવ જૂદો છે. જે સઘળાં ભૂતો નાશ પામે છે છતાં નાશ પામતો નથી. અવ્યક્ત એટલે અક્ષર તેનેજ પરમ ગતિ કહે છે. જેને પ્રાપ્ત થઇને જીવો નિવૃત્ત થતા નથી તે મારૂં ધામ પરમ છે, (ભ. ગી. ૮–૨૦–૨૧) વગેરે ગીતામાં કહ્યું છે શ્રી ભાગવતમાં પણ 'ભગવાને ગોપોને પ્રકૃતિથી પરલોક (વૈકુણ્ઠ) દેખાડયો' એમ દશમ સ્કન્ધમાં (ભા. ૧૦–૨૮–૧૪,૧૫) કહેલ છે. અને બીજા સ્કન્ધમાં પણ તેને ભગવાને સ્વલોક દેખાડયો" (ભા. ૨–૯–૯) ઉપક્રમ કરીને કાલ અને ત્રિગુણ માયાના સંબન્ધથી તે રહિત છે એમ કહીને ભગવાન્‌ના પાર્ષદો વિષે કહીને વિમાનની સ્ત્રીઓ વિષે કથન કરીને લક્ષ્મી કહેલી છે. તેમજ વળી શ્રુતિ અને સ્મૃતિથી એક વાકયતા હોવામાં તેવું સ્વરૂપ તેજ અક્ષર છે એવો નિર્ણય થાય છે. આમ હોય તો સચ્ચિદાનન્દરૂપ હોવામાં દેશકાલના અપરિચ્છેદથી સ્વયંપ્રકાશત્વ તથા ગુણાતીતત્વ વગેરે ધર્મોથી યુક્ત હોવાથીજ જ્ઞાનીઓને અક્ષરનું વિજ્ઞાન છે. ભક્તોનેજ પુરુષોત્તમ તે છે એમ અધિષ્ઠાન તરીકે તે પ્રમાણે જાણવું જોઇએ "મલ્લોને વજ્રરૂપ" (ભા. ૧૦–૪૩–૧૭) એ [29]શ્લોકમાં કહેલી રીતિથી પુરુષોત્તમનુંજ સ્વરૂપ છે. પ્રભુએ જેમનો જે રીતે વિચાર કરેલો હોય છે તેઓ તે રીતે હોય છે તેથી [30]તેમના વિચારમાંજ સઘળાના અધિકાર રૂપ છે એમ બ્ર. સૂ. ૨–૩–૪૨ માં નિર્ણય કરવામાં આવ્યો છે.

આ અર્થમાં કૈમુતિક ન્યાયના કથન માટે નિદર્શન તરીકે ઉત્તર કહે છે. ૫૪

(૨૧)અક્ષર સ્વરૂપનો વિચાર કરવાને શંકા કરે છે (૨૨) ભેદ નથી એમ પક્ષ છે. (૨૩) પરબ્રહ્મ અને અક્ષર બ્રહ્મમાં ભેદ નથી. કારણકે તે જૂદા છે એમ જણાવનાર શ્રુતિનાં પ્રમાણો નથી (૨૪) બીજો પક્ષ–ભેદ છે એવો (૨૫) જો અક્ષર બ્રહ્મ અને પુરુષોત્તમના ભેદ છે એમ કહેતા હોતો પછી બ્રહ્મની નિરવયવતા રહે નહિ. બ્રહ્મની નિરવયવતા કહી એટલે તેમાં ભેદ સંભવી શકે જ નહિ (૨૬) કૃત્રિમ છે તેથી (૨૭) કહેલ વિકલ્પરૂપ (૨૮) નાના રૂપવાળું બ્રહ્મ નથી. ભગવાનનું સ્વરૂપ ઉપર કહ્યું તે પ્રમાણે છે. તે ભગવાનની ઇચ્છાથી અધિકારીઓના ભેદ પ્રમાણે વિવિધોને વિવિધરૂપે જણાતું હોવાથી કોઇ પણ અનુપપત્તિ નથી (૨૯) એ શ્લોક પ્રમાણે ભગવાન્ એક છતાં રંગમંડપમાં બેઠેલા તમામના ભાવ પ્રમાણે જૂદા જૂદા સ્વરૂપે દેખાયા હતા. (૩૦) ભગવાનના વિચારમાં. ભાવાર્થ–જ્ઞાનીઓના હ્રદયમાં વરણના અભાવને લીધે ભગવદ્‌ભાવનો અભાવ છે તેથી ત્યાં પરમવ્યોમનો આવિર્ભાવ નથી. કોઇ પૂછે કે જ્ઞાનની માફક તે આવિર્ભાવ કેમ ન માનવો? તો કહે છે કે ના, કારણ કે જેમ જ્ઞાન સાધનથી પ્રાપ્તિ કરાય છે તેમ વરણ, સાધનથી પ્રાપ્ત કરવું તે અશકય છે. ૫૪.

## अङ्गावबद्धास्तु न शाखास्तु हि प्रतिवेदम् ॥३-३-५५॥

### જેમ દરેક વેદમાં જૂદાં જૂદાં કર્મોમાં નિયત થયેલા ઋત્વિજો તમામ શાખાનાં કામ કરવાને સમર્થ છતાં તમામમાં તેમનો અધિકાર નથી તેમ (ભગવાનૂના તેવા વરણના અભાવથી જ્ઞાનીઓના હૃદયમાં પરમાત્માનો આવિર્ભાવ થતો નથી.)

[1]યાગમાં તે તે ઋત્વિજોથી નક્કી થયેલાં કરવાનાં અન્વાધાન વગેરે અંગો છે. તેમાં તમામ ઋત્વિજો યજમાનથી બંધાયા છે. બંધાવું એટલે વરણ. [2]જેમ કે 'અધ્વર્યુ તારૂં વરણ કરૂં છું. હોતા એવા તારૂં વરણ કરૂં છું. ઉદ્‌ગાતા તારૂં વરણ કરૂં છું." નહિ તો સર્વ કર્મોના જાણનાર, હોતાના કર્મમાં પ્રવીણનો એકજ જગ્યાએ અધિકાર હોય અને બીજે નહિજ એવો નિયમ રહે નહિ. જૂદા જૂદાના તે રીતના વરણમાં તો યજમાનની ઇચ્છાજ હેતુ છે અને તેઓ ત્યારે તમામ શાખાઓમાં વિહિત કર્મો કરવાને સઘળા પણ સમર્થ નથી. પણ યજમાનના વરણથી નિયમિત થએલાજ તે પ્રમાણે સમર્થ છે. ત્યાં હેતુને કહે છે. કારણ કે ઋગ્વેદથી હોતાનું કર્મ યજુર્વેદથી અધ્વર્યુનું, સામવેદથી ઉદ્‌ગાતાનું એમ દરેક વેદ પ્રમાણે અંગોનું નિયમન થએલું છે. અને વળી જેમ અલૌકિક વૈદિક કર્મોમાં જીવની ઇચ્છા પણ નિયામિકા હોય છે ત્યાં દરેક રોમરૂપ સાવકાશ અમીત બ્રહ્માણ્ડની સ્થિતિ વિષે તો શુંજ કહેવું ? તેના શાસન કરનારની ઇચ્છાજ તે તે સાધન અને ફલની સંપત્તિમાં નિયામિકા છે. ૫૫

## मन्त्रादिवद्वाविरोधः ॥३-३-५६॥

### અથવા મન્ત્ર વગેરેની માફક વિરોધ નથી.

પ્રથમ કર્મ અને જ્ઞાન નિષ્ઠાવાળા પણ પુરુષો હોય તે પણ. પછીથી ભક્તિમાર્ગીય બને છે. ત્યાં તેજ [1]પ્રમાણે ભગવાનનું વર્ણન છે એવો સિદ્ધાંત છે. ઋત્વિજો તો એક યાગમાં એક સ્થળે પસંદ કરાયા હોય તો તેની બીજે પસંદગી હોતી નથી એવું વિરુદ્ધ [2]દૃષ્ટાન્ત હોવાથી અરુચિને લીધે અન્ય દૃષ્ટાન્ત કહે છે. જેમ એકજ કોઈ મંત્ર

---

સૂત્ર ૫૫—(૧) ભગવાનની ઇચ્છા શામાટે ભક્ત માટે હોય છે અને જ્ઞાની માટે નહિ. તે આ સૂત્રમાં યાગનું દૃષ્ટાન્ત આપીને કહે છે (૨) યાગમાં હોત્ર માટે પસંદ કરાયલાજ હોતા, ઉદ્‌ગાતા, બ્રહ્મા, અધ્વર્યુ એ તમામ ઋત્વિજો, તમામ શાખામાં પ્રવીણ હોય છે છતાં યજમાન તેમાંના દરેકને જૂદા જૂદા કર્મ માટે પસંદ કરે છે. હોતાને અમુક કર્મ માટે અને ઉદ્‌ગાતાને અમુક કર્મ માટે આમાં યજમાનની ઇચ્છા એજ નિયામકા છે. તેમ ભક્તને પોતાનો આવિર્ભાવ થવામાં ભગવાનની ઇચ્છા એજ નિયામિકા છે. ભાવાર્થ-જેમ યજમાન હોત્ર માટે તમામ પ્રકારની શાખાઓમાં પ્રવીણ ઋત્વિજોનું જૂદા જૂદા કર્મ માટે, હોતા, ઉદ્‌ગાતા રૂપે વરણ કરે તે, તેમાં યજમાનની ઇચ્છા પ્રમાણે જે શાખા માટે તેમનું વરણ થયું હોય તે શાખાનું જ કર્મ તેમણે કરવું જોઇએ. તેવી રીતે ભગવાનની ઇચ્છાથી જ ભક્તમાં તે આવિર્ભાવ પામે છે. જ્ઞાનીઓના હૃદયમાં તે આવિર્ભાવ નથી તેમાં પણ ભગવાનની ઇચ્છાથીજ છે. ૫૫

સૂત્ર ૫૬—(૧) ભગવાનની ઇચ્છા પ્રમાણે જ્ઞાનમાર્ગાદિના સંપાદન પછી (૨) આવૃત્તિરૂપ

બહુ કર્મોમાં સંબંધ પામે છે. કોઇ [3]બેમાં અને કોઇ એકજ [4]સ્થળે. તેજ પ્રમાણે વિધાન હોવાથી [5]અહિંઆં પણ [6]તેવું છે એવો અર્થ છે. "[7]આદિ" શબ્દથી કર્મ કહેવાય છે. જ્યાં [8]કામ્યથીજ નિત્ય કર્મનો નિર્વાહ છે ત્યાં કામનાવાળા અર્થના સાધક હોવામાં વિઘ્નના ત્યાગમાં પણ તે એકલોજ ઉપયોગ છે. તેમજ વળી સર્વ રીતે એક શ્રેષ્ઠ હોતા અગર અધ્વર્યુનું ગ્રહણ કરવામાં આવતાં "દેવો અને પિતૃઓ" વગેરેથી યજમાને કહેલો અનુમંત્ર એકજ સર્વત્ર સંબંધ પામે છે, વિધિના કારણથી; તે પ્રમાણે, અહિંઆં પણ તેજ પ્રકારનું જે એકજ વરણ છે; તેનાથી તેની નિષ્ઠા, પછી ભક્તિનિષ્ઠા હોય છે તેથી દૃષ્ટાન્તનો વિરોધ નથી એમ અર્થ છે. [9]અથવા "ઓમ્" એમ ઉદાહરણ આપીનેજ મંત્રોના ઉચ્ચારથી મંત્રનો આદિ ઓમકાર છે. [10]તેજ જેમ બ્રહ્મરૂપે એકજ સર્વ મંત્રોમાં સંબંધ પામે છે તેજ પ્રમાણે વરણ પણ તેમજ છે તેવો અર્થ છે, જો [11]કે [12]અન્ય નિષ્ઠા પછીથી થવી ભક્તિનિષ્ઠાવાળાનું પણ વરણ, તે પ્રમાણે એકજ છે તેથી કહેલો [13]દોષ નથી. તેમ પણ ઉત્કૃષ્ટ માર્ગમાં પસંદ કરાયેલાને નીચી કક્ષામાં મુકવો તે અનુચિત છે એમ માનીને અન્ય [14]પક્ષ કહ્યો. ખરી રીતે તો સાધનોની મર્યાદાથી જ્યાં ભક્તિનું દાન કરવાની ઇચ્છા હોય છે ત્યાં તે પ્રમાણે કોઈ પણ અનુપપત્તિ [15]નથી.

૧૯ ભૂમ્નઃક્રત્વધિકરણ.

## भूम्नः क्रतुवज्ज्यायस्त्वं तथाहि दर्शयति ॥३–३–५७॥

### ભૂમાની ક્રતુની માફક સર્વોત્કૃષ્ટતા છે તોપણ દેખાડે છે.

[1](શંકા)–સુખના સ્વરૂપની જીજ્ઞાસામાં "જે ભૂમા છે તે સુખ છે" (છાં. ૭–૨૩–૧) એમ કહેલું છે. ભૂમાના સ્વરૂપની જીજ્ઞાસામાં "ત્યાં અન્યને જોતો નથી" (છાં. ૭–૨૪)

(૩) જેમ शन्नो देवीः એવો મંત્ર માર્જન તથા શનીનું પ્રસાદન એ બે કાર્યમાં ઉપયુક્ત થાય છે તેમ. (૪) "सूर्यो ज्योतिः એવો મન્ત્ર પ્રાતરગ્નિહોત્ર હોમમાં ઉપયુક્ત હોય છે. (૫) ભગવાનના વરણની અંદર (૬) એકજ વરણ ક્વચિત્ કર્મ–જ્ઞાનદ્વારા ભક્તિનું દાન કરીને એનો ઉદ્ધાર કરે છે. (અર્થાત્ ક્વચિત્ કર્મ અને જ્ઞાનની જરૂર હોય છે,) ક્વચિત્ એકલા કર્મ અગર જ્ઞાનદ્વારા ભક્તિનું દાન હોય છે. તેથી ત્યાં કોઈ પણ અનુપપત્તિ નથી. (૭) સૂત્રનો 'આદિ' શબ્દ કર્મનું સૂચન કરે છે, અર્થાત્ "મન્ત્ર તથા કર્મ" એવો 'મન્ત્રાદિ'નો અર્થ છે. (૮) કામ્ય કર્મ (૯) અન્ય રીતે વ્યાખ્યાન કરે છે (૧૦) ओम् (૧૧) અન્ય રીતે વ્યાખ્યાન કરવાનું પ્રયોજન શું એ જણાવવાને પ્રથમના વ્યાખ્યાનમાં સંભવિત દોષ જણાવે છે. (૧૨) કર્મજ્ઞાનાદિ નિષ્ઠા (૧૩) દૃષ્ટાન્તની વિષમતા નથી, (૧૪) અન્યપક્ષ એટલે ૐકારના નિદર્શનનો પક્ષ. આ પ્રમાણે સાક્ષાત્ મોક્ષના આપનાર પ્રણવનો ક્ષુદ્રકામના સાધક કર્મના અંગરૂપ મન્ત્ર વગેરેમાં ઉપયોગ હોય છે તેમ વૃત ભક્તનો પણ જ્ઞાનાદિ અન્ય નિષ્ઠનો સંબન્ધ મર્યાદા માર્ગના રક્ષણરૂપ હોવાથી તે દોષાવહ નથી. (૧૫) દૃષ્ટાન્ત તો વાદીનો નિગ્રહ કરવાનેજ છે એમ સૂત્રકારનો આશય છે એવો અર્થ છે. ભાવાર્થ–જેમ એક મંત્રનો શાસ્ત્રના વિધાન પ્રમાણે અનેક કર્મોમાં વિનિયોગ થાય છે, કોઇ બેમાં, કોઇ એકમાં, તેમ ભગવાનની ઇચ્છાથી જીવ પણ કોઇક કર્મ-નિષ્ઠાની પ્રાપ્તિ પછી વરણથી ભક્તિ નિષ્ઠાને પ્રાપ્ત કરે છે, કોઇક તો જ્ઞાન નિષ્ઠાનેજ પ્રાપ્ત કરીને, તથા કોઇકનું તો પ્રથમથીજ વરણ થાય છે એથી કોઇ વિરોધ નથી. ૫૬

અધિ૦ ૧૯. સૂત્ર ૫૭—(૧) પ્રાસંગિકનો વિચાર કરીને ફરીથી બાકી રહેલો પ્રકૃત વિચાર કરવાને,

-૧) વગેરેથી તેનું જે નિરૂપણ કર્યું તે સર્વાત્મભાવ સ્વરૂપ છે તે [2]જે જણાયું તે યોગ્ય નથી. ભૂમાનું સ્વરૂપ સુખ કહેવાય છે, સર્વાત્મભાવમાં તો વિરહભાવ વખતે દુઃસહ દુખનો અનુભવ સંભળાય છે, તેથી મોક્ષનું સુખ 'એજ જે ભૂમા છે' વગેરેથી કહ્યું છે. છાં. ૭-૨૪-૧ માં "જે ભૂમા છે તે અમૃત છે" તે વાક્યથી પણ. અને "આગળ પણ અથવા તે આ પ્રમાણે જોતો" (છાં. ૭-૨૫-૨) વગેરે કહીને પછીથી અસંભવિત છે તેથી તે ભાવ [3]અથવા મોક્ષ અહિંઆં કહેવાય છે એમ સંશય છે. કામચારની ઉક્તિથી મુક્તિની પૂર્વદશામાં તેના માહાત્મ્યનું નિરૂપણ કરેલું હોવાથી અને અમૃત શબ્દ હોવાથી મુક્તિજ ભૂમા શબ્દથી કહેવાય છે એમ પૂર્વપક્ષ છે. ત્યાં ભૂમા શબ્દથી તે ભાવજ કહેવાય છે [4]એવો જ સિદ્ધાન્ત છે. [5]ત્યાં દુઃખના દર્શનની અનુપપત્તિથી સર્વથી અધિક ભૂમા અસંભવિત છે એવી શંકાને દૂર કરે છે. સર્વાત્મભાવ એવા ભૂમા તમામ કરતાં અધિક છે એમ માનવું જોઇએ. ત્યાં કહેલી અનુપપત્તિ દૂર કરવાને માટે દૃષ્ટાન્ત કહે છે ક્રતુની માફક. દર્શ પૂર્ણમાસના પ્રકરણમાં તૈત્તિરીયકમાં કહેવાય છે. "પરમેષ્ઠીનો આ યજ્ઞ પ્રથમ હતો તેનાથી તે પરમ દશાને પ્રાપ્ત થયા" (તૈ. સં, ૧-૬-૯) ત્યાંથી શરૂ કરીને "જે આ પ્રમાણે જાણતો દર્શ અને પૂર્ણમાસ યજ્ઞ કરે છે તે પરમ દશાને જ પ્રાપ્ત થાય છે" (તૈ. સં. ૧-૬-૯) જેમ વ્રત વગેરેમાં તેમ દુઃખરૂપ પણ પરમ દશાના લક્ષણવાળા ફળને પ્રાપ્ત કરાવનાર તરીકે દર્શ અને પૂર્ણમાસ સર્વ [6]ક્રતુઓમાં અધિક છે એમ જણાવવાને "આગળ હતા[7]" એવું સંભળાય છે. તે પ્રમાણે દુઃખના [8]હેતુરૂપ હોવા છતાં પણ અન્યથી અપ્રાપ્ય એવા સાક્ષાત્ પુરૂષોત્તમના આનંદની પ્રાપ્તિના હેતુ તરીકે સુખરૂપે કહેવાય છે. તેથી અન્ય સર્વ કરતાં તે અધિક છે એમ માનવું જોઇએ એવો અર્થ છે. અહિંઆં ઉપપત્તિ કહે છે. "તેમજ વળી શ્રુતિ કહે છે" શ્રુતિ [9]તો "તેજ નીચે છે" (છાં. ૭-૨૫-૧) વગેરેથી કહીને "હવે આત્માનો આદેશ" (છાં. ૭-૨૫-૧) વગેરે કહે છે અને આગળ આજ આત્મા પ્રાણ આશા સ્મર વગેરે રૂપે સર્વ છે એમ દેખાડે છે. આ સઘળું સર્વાત્મભાવ વાળામાંજ યુક્ત છે, મુક્તમાંજ નહિ. કારણ કે વૃત્તિના ભેદના અભાવથીજ તથા પ્રાણ વગેરેના અભાવથીજ તેમ છે, જીવન્મુક્તિ દશામાં પ્રથમનાજ હોવાથી આત્માના પ્રાણ વગેરે એમ ન [10]કહેત, [11]અથવા લોકમાં પણ શૃંગાર રસના ભાવવાળા પુરૂષમાં અને સ્ત્રીમાં તમે કહેલા ભાવનીજ સાથે સંબંધ ધરાવનાર

---

આ અધિકરણ યોજે છે (૨) ભૂમાનું સ્વરૂપ (૩) સર્વાત્મભાવ (૪) પૂર્વપક્ષી ભૂમાનો અર્થ 'મોક્ષ' કરે છે. સિદ્ધાન્તી તેનો અર્થ 'સર્વાત્મભાવ' કરે છે. (૫) ભૂમામાં-સર્વાત્મભાવમાં દુઃખ હોતું નથી. (૬) જેમ દર્શ અને પૂર્ણમાસ સર્વ ઋતુઓમાં શ્રેષ્ઠ છે એમ જણાવવાને ક્રતુનું દૃષ્ટાન્ત આપ્યું છે (૭) "ભૂમા" એ અધ્યાહાર લેવો. (૮) ભૂમા-સર્વાત્મભાવ (૯) यो वै भूमा तत्सुखम् આની પછી આવતી શ્રુતિ (૧૦) અહિંઆં અર્થ આ છે. જો "ભૂમા" શબ્દથી મોક્ષાવસ્થા અભિપ્રેત હોત તો ત્રણ પ્રકારની વૃત્તિઓ શ્રુતિ કહેત નહિ, તેમ ત્યાં પ્રાણથી શરૂ કરીને નામ પર્યન્તનો સંબન્ધ કહેત નહિ કારણ કે મોક્ષાવસ્થામાં આ બન્ને વૃત્તિઓ તથા પ્રાણાદિ વગેરેનો અભાવ છે. તેજ પ્રમાણે ભૂમા શબ્દથી જીવન્મુક્તિનો પણ અર્થ નથી; કારણ કે શ્રુતિમાં "આત્મામાંથી પ્રાણ" એમ જે કહ્યું છે તે અસંગત થાય, જીવન્મુક્તિમાં તો પ્રારબ્ધને લીધે પૂર્વ પ્રાણ હોય છે (૧૧) ઉપર જણાવેલો અર્થ તો આની

સંચારી ભાવો સાંભળવામાં [૧૨]આવે છે. "તેજ સર્વત્ર છે એમ" આ પ્રકારે હોવામાં લૌકિક ધર્મયુક્ત હોવાથી તમે કહેલો ભાવ અલૌકિક જ્ઞાન વગેરે કરતાં અધિક કહેવો શક્ય નથી. અલૌકિક વિષયને લીધેજ લૌકિકતા પણ તેમ નથી એવો સંશય છે. ત્યાં મનુષ્યત્વ તથા શત્રુત્વ વગેરે જ્ઞાનની માફક કામાદિ ભાવથી સ્નેહભાવનો પણ સંભવ છે. તેથી તે અલૌકિક નથી એમ પૂર્વપક્ષ થયો.

સિદ્ધાંત તો એ છે કે આને લૌકિક પદાર્થ કરતાં અધિક માનવો જોઈએ. કહેલી લોક સાથેની સાધારણતા બાધક છે એવી શંકા દૂર કરવાને માટે દૃષ્ટાન્ત કહે છે. ક્રતુની માફક. જેમ દર્શ વગેરેમાં દોહનના અધિશ્રયણ, [૧૩]આતઙ્ચન, વ્રીહિના [૧૪]અવઘાત વગેરે તથા પુરોડાશના ભક્ષણ વગેરે લૌકિક ક્રિયાની સાથેજ તુલ્ય જોવામાં આવે તો પણ તે લૌકિકથી-લૌકિક પ્રમાણથી તેની પ્રાપ્તિ નહિ હોવાને લીધેજ, અલૌકિકથીજ તે પ્રાપ્ત થાય છે તેથી. તથા કહેલા પ્રમાણરૂપના વરણથી લભ્ય છે એમ શ્રુતિએ કહેલું હોવાથી આ ભાવ [૧૫]લૌકિક નથી. ખરી રીતે તો ગ્રામસિંહમાં સિંહનું સ્વરૂપ હોય તો પણ, તે [૧૬]એક છે એમ કહી શકાય નહિ. તેમ લૌકિક પુરુષમાં અથવા સ્ત્રીમાં તેના આભાસનું નિરૂપણ રસશાસ્ત્રમાં કરેલું છે. તે દૃષ્ટાન્તથી ભગવદ્ભાવવાળા ભક્તની રીતિનું ધ્યાન થાય તે માટે ઋષિઓનું લૌકિકમાં તાત્પર્ય એમ હોવું યુક્ત નથી, [૧૭]એવી અહિંઆં ઉપપત્તિ કહે છે. પૂર્વે કહેલા [૧૮]ભાવવાળા આત્માના પ્રાણાદિક સર્વને શ્રુતિ દર્શાવે છે "અથવા તે આનું એ પ્રમાણે જોનારના" (છાં. ૭-૨૬-૧) વગેરેથી આની પહેલાં પણ "અથવા તે આ પ્રમાણે જોતો" (છાં. ૭-૨૫-૨) ત્યાંથી શરૂ કરીને "આત્માની સાથે રતિવાળો, આત્માની સાથે ક્રીડાવાળો, આત્માની સાથે મિથુન કરનારો, આત્માના આનંદવાળો તે સ્વયંપ્રકાશ બને છે. સર્વ લોકમાં તેનો કામચાર છે." (છાં. ૭-૨૫-૨) એમ શ્રુતિ છે. [૧૯]આત્મ શબ્દ ભગવાનના અર્થમાં છે. તેથી લોકમાં આમ સંભવતું નથી. તેથી સર્વોત્તમ વિષયવાળાનો ભાવજ તે પ્રમાણે યુક્ત છે એમ ઉપપત્તિ હિ શબ્દથી સૂચવાય છે. ૫૭

---

પહેલાંના અધિકરણમાં પણ આવી જાય છે, તેથી અરુચિથી બીજી રીતે વ્યાખ્યાન કરે છે. (૧૨) સાહિત્યના ગ્રન્થોમાં તથા ભરતનાસૂત્ર વગેરેમાં શૃંગારરસ તથા તેના ભાવોનું નિરૂપણ કરવામાં આવેલું છે. (૧૩) દુધનું દહિ કરવાને માટે તેમાં ખટાશ ભેળવવી તે (૧૪) ડાંગેરને ખાંડવી તે (૧૫) દર્શયાગમાં જે ક્રિયાઓ થાય છે તે લૌકિક જેવી છે, જેમકે દહિંને આધરકવું. ડાંગેરને ખાંડવી, પુરોડાશનું ભક્ષણ કરવું વગેરે; છતાં તે ક્રિયાઓ લૌકિક સમજવાની નથી, કારણ કે તે અલૌકિક યજ્ઞના અંગરૂપે કરવામાં આવેલી છે, તેજ પ્રમાણે ભગવત્પ્રાપ્તિને અંગે જે સ્નેહ વગેરે ભાવો છે તે લૌકિક ભાવોનું સાદૃશ્ય છતાં અલૌકિક છે (૧૬) ગ્રામ સિંહનો દેખાવ વન્યસિંહ જેવો ભલે હોય તેથી ગ્રામ સિંહ તે વન્યસિંહ બનતો નથી, ગ્રામસિંહ તે ગ્રામસિંહજ છે. બહુ બહુ તો તે ગ્રામસિંહને વન્યસિંહનો આભાસ આપણે કહી શકીએ, તેમ લૌકિક પુરુષ તથા સ્ત્રીમાં જે સ્નેહ જોવામાં આવે છે તે અલૌકિક સ્નેહ નથી, પણ તેનો આભાસ છે. (૧૭) વાત્સ્યાયનાદિ સર્વઋષિઓએ લૌકિક કામનું જે નિરૂપણ કર્યું છે, તે લૌકિક કામમાં વધારે ગરક કરવા નહિ, પણ ભગવાન્‌માં તેમની આસક્તિ દૃઢ કરવાને. માટેજ લૌકિક વિષયમાં તેમના શાસ્ત્રનું તાત્પર્ય નથી (૧૮) સર્વાત્મભાવવાળા ભક્તને પ્રાણાદિ છે. તે ઇન્દ્રિયોથી યુક્ત છે, મુક્તની માફક ઇન્દ્રિયોથી રહિત નથી, (૧૯) આ શ્રુતિમાં "આત્મા" શબ્દનો અર્થ

૨૦ નાનાશબ્દાદિ ભેદાદિત્યધિકરણ.

## नानाशब्दादिभेदात् ॥३–३–५८॥

### જૂદી જૂદી રીતે ઉપાસના કરવી જોઈએ, શબ્દ વગેરેના ભેદથી.

[1]પાછલાં અધિકરણોથી સર્વાત્મભાવના સ્વરૂપ વગેરેનો નિર્ણય કર્યો. હવે [2]મત્સ્ય વગેરે રૂપો એ ભગવાન્‌ના અવિશિષ્ઠ અવતારો છે તેથી બધાંની એકઠી ઉપાસના કરવી જોઇએ કે જૂદી જૂદી એવો વિચાર કરે છે. અહિંઆં [3]ઉપાસ્યના અભેદમાં પણ, રૂપના ભેદથી, એક સ્થળે જે ઉપાસક છે તેની અન્યત્ર અનુપાસનનાં રૂપની અવજ્ઞાનો સંભવ છે તેથી. [4]આની પણ અસિદ્ધિની સંભવના છે તેથી પણ એકઠી [5]તેજ કરવી જોઇએ એમ પ્રાપ્ત થતાં સિદ્ધાન્તને કહે છે. [6]સઘળા અવતારોમાં જૂદી જૂદી ઉપાસના કરવી જોઇએ. [7]ત્યાં શબ્દ વગેરેના ભેદથી એવો હેતુ છે. તેને [8]સ્વરૂપના વાચક શબ્દોવાળા મંત્રોના આદિપદથી તથા અંગીકારનાં કર્મોથી ભેદને લીધે એમ અર્થ છે. આથી જ [9]પરસ્પર વિરુદ્ધ આકાર અને કર્મોનું એક સ્થળે અસ્તિત્વ અશકય છે તથા અયુક્ત છે એવા ભાવનું સૂચન કર્યું. ૫૮

૨૧ વિકલ્પઈત્યધિકરણ.

## विकल्पो विशिष्टफलत्वात् ॥३–३–५९॥

### ઉપાસનાનો જૂદી જૂદી રીતે કરવાનો વિકલ્પ છે, કારણ કે દરેકનું ફલ અમુક છે.

---

ભગવાન્ છે. **ભાવાર્થ**–સર્વાત્મભાવ એ સર્વથી ઉત્કૃષ્ટ છે. તેમજ વળી જેમ દર્શ અને પૂર્ણમાસ વગેરેમાં દોહન વગેરે કર્મો લૌકિક કર્મની તુલ્ય છે તો પણ ત્યાં લૌકિકતા નથી, તેમ સર્વાત્મભાવ એ લૌકિક નથી. "આત્મામાંથી પ્રાણ" એવી શ્રુતિનો અર્થ "સર્વાત્મભાવવાળા ભગવાન્‌માંથીજ સર્વ છે" એમ જણાવે છે. ૫૭

**અધિ૦ ૨૦. સૂત્ર ૫૮**—(૧) અધિકરણનું પ્રયોજન દર્શાવે છે (૨) મત્સ્યાદિ ભગવાનના અવતારો છે તો તે તમામની જૂદી જૂદી ઉપાસના કરનારને તે તે અવતારની ઉપાસનાનું ફળ મળે છે કે તમામ અવતારથી વિશિષ્ઠ બ્રહ્મની ઉપાસનાથી તેનું ફળ મળે છે? એ પ્રશ્નનું નિરાકરણ અહિંઆં કરે છે. (૩) ઉપાસ્ય, મત્સ્યાદિ અવતારનો વસ્તુતઃ અભેદ છતાં મત્સ્યરૂપ, વરાહરૂપ એમ ભેદ હોવાથી, જે ઉપાસક દરેકની જૂદી જૂદી ઉપાસના કરે તો એક રૂપની ઉપાસના કરવાથી, અન્યરૂપની અવજ્ઞા કરશે, આમ હોવાથી ત્યાં અન્યરૂપના અવજ્ઞાના દોષથી, એકની ઉપાસનાનું પણ તેને ફળ મળશે નહિ એમ પૂર્વપક્ષી કહે છે (૪) એક પણ ઉપાસનાની (૫) અર્થાત્ જુદી જુદી ઉપાસના નહિ કરવી એમ પૂર્વપક્ષ છે. (૬) અર્થાત્ જૂદી જૂદી ઉપાસના કરવી એવો સિદ્ધાન્ત છે (૭) સિદ્ધાન્તીએ જણાવેલા સિદ્ધાન્તની બાબતમાં (૮) જૂદા જૂદા અવતારોના આકાર, તથા તેમનાં કર્મો જૂદાં જૂદાં છે એમ મંત્રોમાં વર્ણવેલું છે (૯) જૂદાં જૂદાં વર્ણન વાંચતાં, એક અવતારના આકાર તથા કર્મ અન્ય સાથે મળતા આવતા નથી, અર્થાત્ તેમનામાં જૂદાપણું જણાઇ આવે છે, આથી એકરૂપે તે તમામની ઉપાસના કરવી નહિ, પણ જૂદી જૂદી રીતે કરવી જોઇએ. **ભાવાર્થ**–તમામ અવતારોની ઉપાસના જૂદી જૂદી રીતે કરવી, અર્થાત્ મત્સ્યની ઉપાસના વરાહ અવતારની ઉપાસનાથી જૂદી રીતે કરવી. તમામની એક રીતે ઉપાસના કરવી નહિ. કારણકે જો કે તમામ અવતારો બ્રહ્મના છે છતાં પણ તેમનો આકાર તથા કર્મોમાં

જુદી જુદી રીતે ઉપાસનાઓ કરવી જોઇએ એમ સ્થિત થતાં વિચારાય છે. અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણ માસ વગેરેની માફક આમનો સમુચ્ચય હશે કે ફલમાં વિકલ્પ છે? ત્યાં વિધિ અને ફલ સમાન હોવાથી સમુચ્ચય [1]છે એમ પ્રાપ્ત થતાં [2]નિર્ણયને કહે છે. ઉપાસનાનો [3]વિકલ્પ જ છે. ત્યાં હેતુ એ છે કે ફલ વિશિષ્ઠ નથી તેથી.

સર્વ ઉપાસનાનું મુક્તિરૂપી ફલ તે ખરેખર [4]અવિશિષ્ઠ જ છે. આમ હોવાથી એકથી જ તેની સિદ્ધિમાં અપર [5]પ્રયોજક નહિ હોવાથી, અગ્નિહોત્ર વગેરેની માફક નિત્યતાની બોધક શ્રુતિના અભાવને લીધે તેના અર્થવાળાનો વિકલ્પ જ છે. ૫૯.

૨૨ કામ્યાસ્ત્વિત્યધિકરણ.

## काम्यास्तु यथाकामं समुच्चीयेरन्नवा पूर्वहेत्वभावात् ॥३–३–६०॥

**કામનાવાળાઓએ કામના પ્રમાણે સમુચ્ચય કરવો જોઇએ. (જ્યાં એકજ ઉપાસનાથી પોતાના ઇષ્ટ અનેક ફલની સિદ્ધિ હોય ત્યાં) હેતુના અભાવને લીધે (સમુચ્ચય નથી).**

જે જે ઉપાસનામાં જૂદાં જૂદાં ફલો કહેવાય છે ત્યાં તો અનેક ફલને ઇચ્છનારાએ તે તે ફલ વાળી ઉપાસનાનો સમુચ્ચય કરવો કારણ કે અવિશિષ્ટ [1]ફલનો અભાવ છે તેથી. જ્યાં એક જ ઉપાસનાથી પોતાની ઇચ્છાવાળાં અનેક ફલો [2]સંભળાય છે ત્યાં જો તે [3]પ્રમાણે ઉપાસના કરવામાં આવે તો [4]સમુચ્ચય પણ કરવો નહિ. પોતાની ઇચ્છાઓ માંથી એક તેનાથી અન્ય ફલના વૈશિષ્ઠયવાળું હોવાથી, અવિશિષ્ઠ ફલના અભાવથી એમ પૂર્વ હેતુના અભાવથી એવા [5]શ્લિષ્ટ પ્રયોગના અભિપ્રાયે કહેલુ છે એમ જાણવું જોઇએ.

અથવા કામની એકતામાં નિત્ય ફલવાળાં તેમનો સમુચ્ચય કરવો નહિ. અહિંઆં હેતુ સ્પષ્ટ છે. ૬૦.

---

ફેર છે માટે દરેકની ઉપાસના જૂદી જૂદી રીતે હોવી જોઇએ. ૫૮

**અધિ૦ ૨૧ સૂત્ર ૫૯**—(૧) પૂર્વપક્ષ કહે છે (૨) સિદ્ધાન્તી નિર્ણય કહે છે (૩) ઐચ્છિક કરવી એમ વિકલ્પ છે (૪) ફલ જૂદું નથી, પણ એકજ છે. તમામ અવતારોની ઉપાસનાનું ફલ એકજ છે, જૂદા જૂદા અવતારોની ઉપાસનાના ફલમાં ભેદ પડતો નથી. તમામનું એકજ ફલ મુક્તિ ફલ છે (૫) ફલની પ્રાપ્તિમાં અપ્રયોજક હોવાથી (૬) સમુચ્ચયમાં પ્રયોજકત્વના દોષની પ્રપત્તિથી વિકલ્પજ શ્રેષ્ઠ છે એવો અર્થ છે. **ભાવાર્થ**—જૂદી જૂદી રીતે કરાતી ઉપાસનાનો વિકલ્પ હોય છે, સમુચ્ચય નથી, અર્થાત્ તમામ અવતારોની ઉપાસના કરવી એવું નથી. પણ તેમાંથી જે રૂપમાં પોતાનો પ્રેમ હોય તેની ઉપાસના કરવી. આથી તે ઉપાસનાના ફલમાં કોઇ પણ ભેદ પડતો નથી. તમામ ઉપાસનાઓથી છેવટે મોક્ષફલ મળે છે. કારણ કે તે ઉપાસના તરીકે સમાન હોય છે.

**અધિ૦ ૨૨ સૂત્ર ૬૦**—(૧) સમાન ફલનો અભાવ છે તેથી (૨) જેમ કે ભાર્ગવી વિદ્યામાં य एवं वेद प्रतितिष्ठति, अन्नवानन्नादो भवति महान्भवति વગેરે સંભળાય છે. (૩) સકલ ફલની કામના હોવાથી (૪) આ પ્રમાણે સમાનફલવાળી અન્ય ઉપાસનાનું અનુષ્ઠાન કરવું જોઇએ નહિ એવો અર્થ છે (૫) સૂત્રમાં न वा એ શબ્દ છે. તેનો પ્રયોગ શ્લેષવાળો છે, અર્થાત્ તેમાંથી બે અર્થો નીકળે છે. **ભાવાર્થ**—કામ્ય ઉપાસનામાં તો કામના પ્રમાણે સમુચ્ચય હોય છે, પણ જ્યાં એકજ ઉપાસનાથી પોતાને

૨૩ અંગેષ્વિથાશ્રયાધિકરણ.

## अङ्गेषु यथाश्रयभावः ॥३–३–६१॥

**અંગોમાં જે પ્રમાણે આશ્રય છે તે પ્રમાણે જ (જે અંગથી વિશિષ્ટ ઉપાસના કરી છે તે પ્રમાણે તે કરવી જોઈએ.)**

મુખ્યમાં નિર્ણય કરીને, અંગમાં (ગૌણમાં) નિર્ણય કહે છે. એક અર્થની સાધક ઉપાસનાના ભેદથી અંગમાં ભેદ છતાં એકની ઉપાસનામાં ફલની એકતાથી અંગોનો ત્યાં સમુચ્ચય કરવો કે નહિ એવા સંશયમાં [1]નિર્ણય કહે છે. ઉપાસનાનાં અંગોનો તે આશ્રય છે. તેમ જ વળી જેનું અંગ જેની ઉપાસનાનું આશ્રિત છે ત્યાંજ તેનો ભાવ છે. એવો અર્થ છે. ૬૧

[1]અહિંઆં હેતુ કહે છે.

## शिष्टेश्च ॥३–३–६२॥

**(તેના અંગોનો ત્યાં) ઉપદેશ છે તેથી પણ (અન્યત્ર ઉપાસનામાં પ્રમાણનો અભાવ છે.)**

તેની તેની ઉપાસના તેના તેના અંગથી વિશિષ્ઠ જ વેદમાં શિષ્ટ કહે છે એમ તે રીતનો અર્થ છે. च [2]અનેથી જૂદું કરવામાં પ્રાયશ્ચિત્તની ઉક્તિ પણ બાધક છે એમ પણ સૂચવાય છે. ૬૨.

૨૪ સમાહારાધિકરણ.

## समाहारात् ॥३–३–६३॥

**જ્ઞાનમાર્ગમાં સર્વ અવતારના ધર્મોના સમાહારથી સર્વ ધર્મથી વિશિષ્ઠ ઉપાસના કરવી જોઇએ.**

[1]કર્મમાર્ગીય [2]ઉપાસનામાં નિર્ણયને કહીને જ્ઞાનમાર્ગીય ઉપાસનામાં તેને કહે છે. અથર્વોપનિષત્‌માં નૃસિંહ ઉપાસના વગેરેમાં મત્સ્ય, કૂર્મ વગેરે રૂપથી પણ સ્તુતિ શ્રવણ થાય છે. અને શ્રીભાગવતમાં "તને રઘુવીર્યને નમસ્કાર" (ભા. ૧૦–૪૦–૨૦) વગેરે સ્તુતિ વ્રજનાથમાં હોય છે. આમ હોવામાં રૂપભેદ છતાં પણ ભગવાનનો અવતાર

---

ઇષ્ટ અનેક ફલની સિદ્ધિ હોય છે ત્યાં હેતુના અભાવથી સમુચ્ચય હોતો નથી.

અધિ૦ ૨૩ સૂત્ર ૬૧—(૧) સિદ્ધાન્તી નિર્ણય કહે છે.

સૂત્ર ૬૨—(૧)અન્ય ઉપાસનાના અંગોના અન્યત્ર સમુચ્ચયના અભાવમાં (૨) સૂત્રમાં આવેલા "च" શબ્દનું પ્રયોજન સમજાવે છે. ભાવાર્થ–તેના અંગોનો ત્યાંજ ઉપદેશ હોવાથી અન્યત્ર ઉપાસના કરવામાં પ્રમાણનો અભાવ છે. ૬૨

અધિ૦ ૨૪ સૂત્ર ૬૩—(૧) સૂત્રનું પ્રયોજન કહે છે (૨) કર્મમાર્ગીય સામાદિ ઉપાસનામાં ભાવાર્થ–જ્ઞાનમાર્ગમાં સર્વાવતારના ધર્મોના સમાહારથી સર્વધર્મથી વિશિષ્ઠની ઉપાસના કરવી જોઇએ ૬૩

અવિશિષ્ટ હોવાથી, એક રૂપમાં અન્ય રૂપનો સમાહાર જોવાય છે તેથી સર્વરૂપ તરીકે એક સ્થળે ઉપાસના પણ સારી છે એમ અર્થ છે. ૬૩.

## गुणसाधारण्यश्रुतेश्च ॥३–३–६४॥

**ઐશ્વર્યાદિ ગુણો તો (સર્વ અવતારોમાં) સાધારણ સંભળાય છે તેથી પણ (એક અવતારમાં સર્વ અવતારના ધર્મોનો ઉપસંહાર યુક્ત છે.)**

ઐશ્વર્ય, વીર્ય વગેરે ગુણોની સઘળા અવતારોમાં સાધારણતા સંભળાય છે. તેથી ધર્મી અને ધર્મોના ઐક્યથી પ્રથમ કહેલું તે સારૂં છે એવો અર્થ છે. ૬૪.

૨૫ નવા તત્સહભાવાશ્રુતેરિત્યધિકરણ.

## न वा तत्सहभावाश्रुतेः ॥३–३–६५॥

**અથવા તે રૂપો તેની સાથે જ હોવા જ જોઇએ એવું શ્રવણ થતું નહિ હોવાથી (એક અવતારમાં સર્વ અવતારથી યુક્ત ઉપાસના કરવી જોઇએ નહિ.)**

આ રીતની [1]ઉપાસના નિત્ય છે કે [2]વૈકલ્પિક છે એવા સંશયમાં કહેલી રીતિથી [3]નિત્યત્વની પ્રાપ્તિ થતાં તેના નિષેધને [4]કહે છે. "ના" એમ પણ અથવા વિકલ્પમાં જ આ પ્રકારે ઉપાસના ઐચ્છિક છે- ત્યાં હેતુને કહે છે. "સહભાવની અશ્રુતિને લીધે" નિયમથી, તે રૂપોના [5]સહભાવનું શ્રવણ જો હોય તો તે પ્રકારની ઉપાસના નિયત બને. પણ તે પ્રમાણે નથી માટે વિકલ્પજ છે એવો અર્થ છે. ૬૫.

## दर्शनाच्च ॥३–३–६६॥

**ઉપાસનાનું ફલ જોવામાં આવે છે તેથી પણ.**

વળી જે અન્યરૂપના સમાહાર પૂર્વક ઉપાસના કરે છે તે પણ એક રૂપને ઉપાસ્ય તરીકે [1]માનીને તેની તે પ્રમાણે ઉપાસના કરે છે એવું ફલ-તેના એકલાના જ રૂપનું દર્શન થાય છે, તમામનું નહિ. આ હેતુથી પણ વિકલ્પ જ છે. એવો અર્થ છે. આ

---

સૂત્ર ૬૪—ભાવાર્થ-ઐશ્વર્યાદિ ગુણો તો સર્વ અવતારોમાં સંભળાય છે. તેથી એક અવતારમાં સર્વ અવતારના ધર્મોનો ઉપસંહાર યુક્ત છે. ૬૪

અધિ૦ ૨૫ સૂત્ર ૬૫—(૧) સર્વરૂપથી અનેકાવતારની ઉપાસના (૨) હમેશાં કરવીજ જોઇએ કે મરજીમાં આવે ત્યારે કરવી (૩) પૂર્વપક્ષી એમ માને છે કે તે હમેશાં કરવી (૪) પૂર્વપક્ષીના મતનું નિરાકરણ સિદ્ધાન્તી કરે છે. ઉપાસના નિત્ય કરવી નહિ પણ વિકલ્પથી કરવી (૫) દર્શ પૂર્ણમાસથી યજન કરીને સોમથી યજ્ઞ કરે છે તેમાં જેમ સહભાવ સંભળાય છે તેમ જો અહિંઆં સહભાવ હોય તો પૂર્વપક્ષીનું માનવું ખરૂં ઠરે, અર્થાત્ તે ઉપાસનાની નિત્યતા સિદ્ધ થાય. ભાવાર્થ-એક અવતારમાં સર્વ અવતારથી યુક્ત ઉપાસના ઐચ્છિકી છે, નિત્યા નહિ. કારણ કે રૂપો નિયત હોવાથી તેના સહભાવનું શ્રવણ નથી તેથી. ૬૫

સૂત્ર ૬૬—(૧) નિશ્ચય કરીને (૨) દર્શનના દૃષ્ટાન્તથી (૩) વ્યાસનો અભિપ્રાય (૪) જો એકજ

[2]દૃષ્ટાન્તથી જે રૂપનું જેટલું ધર્મ હોવાપણું સંભળાય છે તેટલાજ ધર્મથી વિશિષ્ઠ જ એક રૂપ ઉપાસ્ય છે એમ વ્યાસનું [3]હૃદય જણાય છે. ઉપાસનાના નિર્ણયને અન્તે દર્શન રૂપ હેતુની ઉક્તિથી સર્વ ઉપાસનાનું ફલ ભગવાનૂનો સાક્ષાત્કાર છે એમ [4]માહાત્મ્યના જ્ઞાપન માટે સૂચવાય છે. સર્વ અવતાર રૂપ 'પર' યથાર્થજ [5]કેટલાકોથી જણાવાય છે. યથાર્થ હોવાથી તે [6]પણ અવિરોધી છે એમ જાણવું જોઈએ. ૬૬.

**શ્રીવેદવ્યાસમતવર્તિ શ્રીવલ્લભાચાર્યવિરચિત બ્રહ્મસૂત્રના અણુભાષ્યમાં**
**ત્રીજા અધ્યાયનો ત્રીજો પાદ સંપૂર્ણ.**

## અધ્યાય ૩ જો.

## પાદ ૩ જો.

## [ વિવેચન. ]

### ૧ લું અધિકરણ.

પૂર્વ પાદમાં જડ અને જીવના ધર્મ સમાન બ્રહ્મમાં જણાતા સર્વ કામત્વ વગેરે ધર્મો તે બ્રહ્મનાજ છે, જીવના નહિ, એવો નિશ્ચય કરીને, બ્રહ્મના વિરુદ્ધ ધર્માશ્રયત્વનું સ્થાપન કર્યું હતું, અને પછી બ્રહ્મ અને પ્રપંચથી જૂદું શુદ્ધ સચ્ચિદાનન્દ વિગ્રહ વાળું એમ નિરૂપણ કર્યું હતું. આ પાદમાં હવે ઉપાસનાનાં પ્રકરણમાં કહેલા પરસ્પર વિરુદ્ધ બ્રહ્મનાજ ધર્મોના ઉપસંહાર માટે વિચાર કરવામાં આવે છે. આને માટે વિદ્યાના ઐક્યનો પણ વિચાર કરવો જોઇએ પણ તે વેદ્ય આ ઐક્ય ઉપર આધાર રાખે છે. આથી પ્રથમ વેદ્યના ઐક્યનો વિચાર કરાય છે. આ માટે અથર્વણોપનિષત્નો ઉલ્લેખ કરે છે. આ ઉપનિષદ્માં બ્રહ્મના સ્વરૂપને જૂદીજૂદી રીતે વર્ણવામાં આવેલ છે. એક સ્થળે બ્રહ્મના ગોપાલ રૂપનું વર્ણન છે, વળી બીજે સ્થળે રામના સ્વરૂપનું. ત્રીજી વખત નૃસિંહના સ્વરૂપનું વર્ણન કરે છે. અહિંઆં નિરૂપણ બ્રહ્મનુંજ કર્યું છે, પણ તે જૂદી જૂદી રીતે કરેલું છે. તો અહિંઆં શંકાને કારણ મળે છે કે જેમ યાગમાં દ્રવ્ય અને દેવતાના ભેદથી જ્યોતિષ્ટોમ યાગનો ભેદ છે તેમ અહિંઆં ભેદ છે કે નહિ? આમિક્ષા અધિકરણમાં વિશ્વદેવને માટે આમિક્ષા (દહિંથી કઠણ બનેલું તથા તપાવેલું દુધ) આપવામાં આવે છે. અને વાજી દેવતાને વાજીન કહેતાં વાજ એટલે અન્ન અને તેનાથી યુક્ત આમીક્ષા. આ રીતે દ્રવ્ય અને દેવતાના ભેદથી જ્યોતિષ્ટોમ યાગમાં ભેદ હોય છે. તેજ પ્રમાણે ગોપાલ, રામ, નૃસિંહ વગેરેના વર્ણનોમાં રૂપ તથા ધર્મોનો ભેદ છે. અમુકમાં અમુક ધર્મો છે અને અમુકમાં જૂદાં છે, જેમકે કૃષ્ણ મુરલી ધારણ કરે છે અને રામ કોદણ્ડને વગેરે. આમ એક બાજુએ પ્રાપંચિક ધર્મોનું ગ્રહણ છે, જ્યારે બીજી બાજુએ બ્રહ્મ એકરસ, અસ્થૂલ હોવાથી તેમના ધર્મોનું ગ્રહણ હોતું નથી. આથી તે તે ધર્મોના ગ્રહણ તથા અગ્રહણથી તેમાં ભેદ જોવામાં આવે છે. વળી આ જૂદાં જૂદાં રૂપોની બ્રહ્મ તરીકે ઉપાસના કરવાની કહેલી છે, તેથી બ્રહ્મની અનેકતાની આપત્તિ બને છે. આમ જો બ્રહ્મમાં ભેદો છે એમ માનીએ તો પછી શ્રુતિમાં જે એમ કહ્યું કે "બ્રહ્મ એક અને અદ્વિતીય છે" તેનો વિરોધ આવે. તો અહિંઆં શું સમજવું? ઉપાસ્ય રૂપો ગોપાલ, રામ, નૃસિંહ વગેરેમાં બ્રહ્મ છે કે નહિ? એનો નિર્ણય કરાવનાર કોઇપણ નહિ હોવાથી સર્વ ઉપાસનાના વિષયો અબ્રહ્મરૂપ બનશે. માટે તે તમામ અબ્રહ્મ રૂપ છે.

રૂપનું દર્શન હોય તો સર્વ રૂપનો ઉપસંહાર શા માટે જણાવ્યો છે, એમ શંકા થાય તો કહે છે (૫) સ્મૃતિ અને પુરાણના વાક્યોથી (૬) સર્વ રૂપનો ઉપસંહાર પણ. **ભાવાર્થ-ભક્તિમાર્ગીય સ્વધર્મથી વિશિષ્ઠ અવતારની ઉપાસના યુક્ત છે. તેટલાથીજ ફલની પ્રાપ્તિ છે.**

અથવા યાગની માફક ત્યાં બ્રહ્મના ભેદ છે? અથવા સર્વત્ર એકજ બ્રહ્મ છે? આ પ્રમાણે સંશય ઉપસ્થિત થાય છે.

અહિંઆં પૂર્વપક્ષ જણાવતાં એકદેશીની દલીલ મૂકે છે. કહે છે કે ગોપાલ, રામ વગેરેની જે ઉપાસના કરવાની કહી છે ત્યાં ઉપાસનાના વિષયો ઉપાધિથી છે એમ સમજવું. કારણ કે ઉપાસના એટલે ચિન્તન અથવા ધ્યાન ભાવન. તે શાસ્ત્રથી પ્રાપ્ત થાય છે. તે એક પ્રકારના વિષયવાળી જ્ઞાનરૂપ મનોવૃત્તિ છે પણ બ્રહ્મ તો નિર્વિષય છે. બ્રહ્મ એ જ્ઞાનરૂપ હોવાથી તે કશાનો વિષય થતો નથી. છતાં ગોપાલ, રામ વગેરે રૂપથી બ્રહ્મની ઉપાસના કરવાની જે કહેવામાં આવે છે ત્યાં ઉપાસનાના ધર્મો ઉપાધિને લીધે છે અને આ ધર્મોની કલ્પના અવિદ્યાને લીધે થયેલી છે. માટે તે તે ધર્મોથી યુક્ત જે રૂપો છે તે તમામમાં અબ્રહ્મત્વ આવે છે. અર્થાત્ ગોપાલાદિ રૂપો અને બ્રહ્મમાં ભેદ છે. આથી તેનું નિરૂપણ કરનાર વેદાન્ત પણ બ્રહ્મનું કથન કરતા નથી એવો પ્રસંગ બનતો નથી; કારણ કે શુદ્ધ બ્રહ્મ દુર્જ્ઞેય હોવાથી, ઉપાધિ વિશિષ્ઠ બ્રહ્મની ઉપાસના કરવામાં આવે તો ચિત્તની શુદ્ધિ થાય છે અને પછી તે વિષેનું જ્ઞાન પોતાની મેળે ઉદય પામે છે આવું તાત્પર્ય વેદાન્ત સૂચવે છે. તેટલા માટે ઉપાધિજન્ય રૂપોનું જ વર્ણન કર્યું છે. આથી વેદાન્તની બ્રહ્મ પરતામાં બાધ આવતો નથી. આવો એક દેશીની દલીલનો ઉત્તર પૂર્વપક્ષી નીચે પ્રમાણે આપે છે.

ઉપર પ્રમાણે જો તમે કહેતા હો, અર્થાત્ ગોપાલ વગેરે રૂપો ઉપાધિને લીધે કલ્પાયલાં છે, તો પછી વેદાન્ત તે તમામનું નિરૂપણ કરે છે એમ હોવાથી વેદાન્તની બ્રહ્મપરતા બનશે નહિ. અર્થાત્ વેદાન્ત બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે એમ કહી શકાશે નહિ કારણ કે તેમ કરવામાં વેદાન્તનાં જૂદાં જૂદાં વાક્યોનો સમન્વય બ્રહ્મ પરત્વે થઇ શકશે નહિ. શ્રુતિઓમાં કહ્યું છે કે સઘળા વેદો તે બ્રહ્મનુંજ આમનન કરે છે. અને આ બ્રહ્મ "અણુથી અણુ અને મહાન્‌થી પણ મહાન્ છે" એમ કહીને તેને વિરુદ્ધ ધર્માશ્રયી, અશરીર, અપ્રાકૃતતનુ વગેરે રૂપે જણાવે છે. જો તમારો પક્ષ સ્વીકારવામાં આવે તો પછી બ્રહ્મના વિરુદ્ધ ધર્માશ્રયત્વનો સિદ્ધાન્ત જે શ્રુતિઓમાં જણાવેલો છે તેને બાધ આવશે. આથી બ્રહ્મ વિદ્યાને પણ હાનિ આવશે; એટલુંજ નહિ પણ સ્મૃતિનો એ વિરોધ આવશે. તેમજ શ્રુતિમાં કોઇને વિશ્વાસ નહિ રહે. વળી શ્રુતિ એમ કહે છે કે જે આત્મા છે તેના કરતાં જુદી રીતે તેનું પ્રતિપાદન કરે તો તે આત્માનું અપહરણ કરનાર ચોરથી શું પાપ કરાયું નથી? એમ કહીને બ્રહ્મના સ્વરૂપને અન્યથા સમજનારની નિન્દા કરવામાં આવી છે. આથી ઉપાસનાથી ચિત્ત શુદ્ધિ થાય છે અને તેથી બ્રહ્મનું જ્ઞાન થાય છે એ કહેવું બરાબર નથી. કારણ કે બ્રહ્મના સ્વરૂપને અન્યથા સમજવાથી ગોપાલાદિ રૂપો અવિદ્યાને લીધે કલ્પાયાં છે એમ માનવાથી, આત્માપહરણરૂપી મોટો દોષ તેને લાગે છે આથી ચિત્તની શુદ્ધિ પણ સંભવતી નથી. પણ વ્યાસજી આ વિચારને સંમત થતા નથી. તેમના મતે સર્વત્ર બ્રહ્મનુંજ નિરૂપણ છે. જો તેમ ન હોય તો, કૃષ્ણ, રામ વગેરે શબ્દો દેવતા વાચક છે કે બ્રહ્મ એ વિષેના સંદેહનું નિવારણ શા માટે પોતે પ્રથમ અધ્યાયમાં ન કરે? આ રીતે પ્રથમના પૂર્વપક્ષમાં દૂષણ દેખાડીને પોતાનો મત જણાવે છે કે કહેલા હેતુઓથી સઘળી શ્રુતિઓ બ્રહ્મની નિરૂપક છતાં પણ કહેલી રીતિથી યાગની માફક ધર્મના ભેદથી ધર્મીનો ભેદ છે. અર્થાત્ જેમ યાગમાં દ્રવ્ય તથા દેવતાના ભેદ છે, તેમ ગોપાલાદિરૂપોમાં પરસ્પર ભેદ આવશ્યક છે.

ઉપર પ્રમાણે જો ભેદનો અંગીકાર કરવામાં આવે તો અભેદવાચક શ્રુતિનો વિરોધ આવે છે. જો તેનો સ્વીકાર ન કરીએ અને એક દેશીના મતે રૂપોને અવિદ્યાથી કલ્પવામાં આવે તો બ્રહ્મમાં સમન્વય થઈ શકશે નહિ, અને શ્રુતિમાં કોઇને વિશ્વાસ રહેશે નહિ.

ભેદ માનીએ તોપણ દોષ છે. તે નથી માનતા અને અભેદને માનીએ તોપણ દોષ છે. આમ બન્ને બાજુએ દોષ હોવાથી તેનું નામ "ઉભયતઃ પાશા રજ્જુઃ" કહેવાય છે. દોરડાના બે છેડામાંથી ગમે તે છેડે ફાંસો આવી પડે એવા પ્રકારનો આ પ્રશ્ન છે. તો આ વિષે શું સમજવું?

આનો ઉત્તર આપતાં સિદ્ધાન્તી કહે છે. બ્રહ્મ અને તેનાં રૂપો સમજવામાં જે ઉપરથી પાછા રજ્જુનો દોષ દેખાડયો તે એ સ્વરૂપ યથાર્થ નહિ સમજવાને લીધે છે. વેદાન્તમાં બ્રહ્મનું અનેક રીતે નિરૂપણ કર્યું છે. અને તેથી તે સર્વ એનેક રૂપના નિરૂપક વેદાન્તથી જેનું જ્ઞાન મળે છે તે બ્રહ્મ એકજ છે. જૂદાં જૂદાં વાકયોમાં જૂદી જૂદી રીતે—તેનું નિરૂપણ કર્યું હોય તેથી તે જૂદું બનતું નથી. તેનું કારણ આપવાને સાદશ્યથી મીમાંસાની પરિભાષાનું દૃષ્ટાન્ત આપે છે. ત્યાં એવો પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવ્યો છે કે જૂદી જૂદી શાખાઓમાં કહેલા કર્મ શાખાભેદથી ભિન્ન ભિન્ન છે કે એકજ છે? આ પ્રશ્નના ઉત્તરમાં પૂર્વપક્ષ એમ જણાવે છે કે શાખા ભેદથી કર્મમાં પણ ભેદજ છે, અને તેને માટે જૂદા જૂદા હેતુઓ આપે છે. પ્રથમ હેતુમાં "નામ" આપે છે. અર્થાત્ શાખાઓનાં નામ જૂદાં જૂદાં છે. જેમ કે કાઠક, કાલાપક, પૈપ્પલાદક વગેરે આથી સંજ્ઞાના ભેદથી કર્મમાં પણ ભેદ હોવો જોઇએ. બીજો હેતુ "રૂપ"નો આપે છે. એક શાખામાં અગ્નીષોમીય એકાદશ કપાલ પુરોડાશ હોય છે તો બીજી શાખામાં અગ્નિ સોમીય દ્વાદશ કપાલ પુરોડાશ હોય છે. આ રીતે રૂપનો ભેદ હોવાથી કર્મ ભેદ માનવો જોઇએ ત્રીજો હેતુ "ધર્મ વિશેષ' આપવામાં આવેલ છે. અર્થાત્ તૈત્તિરીય શાખામાં ભૂમી ભોજન કહેલ છે, અને અન્ય શાખામાં તે નથી. માટે જ કર્મભેદ માનવો જોઇએ. ચોથો હેતુ પુનરુક્તિનો છે. જો સર્વ શાખાઓમાં એકજ કર્મ હોય તો પુનરુક્તિ દોષ થાય. આથી તે પુનરુક્તિ દોષના અભાવ માટે કર્મભેદ માનવો. પાંચમો હેતુ નિન્દાનો છે. એક શાખામાં ઉદિત હોમની નિન્દા છે તો બીજીમાં અનુદિતની છે. આ રીતે એક શાખાના કર્મની બીજામાં નિન્દા કરેલી છે. માટે કર્મભેદ માનવો જોઇએ. છઠ્ઠો હેતુ આસક્તિનો છે. જૂદી જૂદી શાખાઓમાં જે કર્મો કહ્યાં છે તે એકનો એક પુરુષ કરી શકતો નથી, આથી જૂદી શાખાઓ પરત્વે જૂદાં કર્મો આવશ્યક માન્યાં છે. સાતમો હેતુ પ્રાયશ્ચિત વચનનો છે. કેટલાકો અનુદિત હોમનું પ્રાયશ્ચિત કહે છે ત્યારે કેટલાક ઉદિત હોમનું કહે છે. આથી પણ કર્મભેદ છે. આઠમો હેતુ અન્યાર્થ દર્શન છે. અર્થાત્ એકમાં જે વસ્તુ કહી છે તેનું અન્ય રીતે બીજી શાખામાં કથન છે. ઉપર પ્રમાણે પૂર્વપક્ષી કર્મનો ભેદ માને છે. પણ ત્યાં સિદ્ધાન્તી મીમાંસાકાર કર્મની અભેદતા માનતા હોવાથી તે કહે છે કે ભલે શાખાના ભેદો હોય પણ કર્મની અભેદતા છે. તેમાં તે નીચેના હેતુઓ આપે છે. (૧) અર્થ સંયોગમાં સમાનતા છે તેથી, અર્થાત્ એકજ પ્રયોજનથી તે કહેલું છે, તેથી, (૨) યાગનું રૂપ દ્રવ અને દેવતા હોય છે તે પણ સમાન છે તેથી. (૩) દરેકમાં નોદના પણ સમાન છે તેથી અને (૪) કર્મનું નામ પણ સમાન છે તેથી, માટે કર્મના ભેદથી.

જેમ કર્મમાં શાખા ભેદથી ભેદ નથી તેમ વ્યાસ અહિંઆં કહે છે કે વેદાન્તનાં જૂદાં જૂદાં વાકયોમાં એકજ બ્રહ્મનું નિરૂપણ કર્યું છે, તેથી ત્યાં તમામ રૂપોની બ્રહ્મ તરીકેજ ઉપાસના કહી છે. સાક્ષાત્, અને પરમ્પરા એ પણ તે તમામનું ફલ મોક્ષ જ છે. બ્રહ્મનાં અનન્ત રૂપો હોવા છતાં વિવિધ જીવોથી જે જે રૂપોની ઉપાસના કરવી શકય હોય તે તે રૂપોનુંજ તે તે વેદાન્તોથી નિરૂપણ કરાય છે, આથી તે તમામ રૂપોવાળું એકજ બ્રહ્મ છે. ૧

સૂત્ર ૨—શંકા-દ્રવ્ય દેવતાત્મક યાગમાં પણ ભેદ છે. જેમકે દ્રવ્યાત્મક યાગમાં પણ જૂદા જૂદા દેવતાઓના આકારો જૂદા હોવાથી ત્યાં પણ ભેદ છે. આથી જેમ યાગમાં ભેદ છે તેમ ઉપાસ્યોમાં પણ, જૂદા જૂદા ધર્મોને લીધે તેમનામાં પરસ્પર ભેદ છે. આથી વિદ્યાની એકતા તથા વેદની અભેદતા સિદ્ધ થતી નથી. અર્થાત્ ઉપાસનાના વિષયોમાં ભેદ છે.

ઉત્તર—ના, આ વાત દૃષ્ટાન્તથી અમે તમને સમજાવીશું. અતિરાત્ર યાગમાં એક એવા પ્રકારનો વિધિ છે કે તેમાં ષોડશીનું ગ્રહણ કરવું કે નહિ તેનો વિકલ્પ આપવામાં આવેલો છે. આ યાગમાં એક વિધિ છે કે સોમરસ કાઢીને દ્રોણ કલશમાં પ્રથમ મૂકવો અને પછી જૂદા જૂદા પ્યાલાના આકારના ગ્રહ નામનાં પાત્રોમાં તેમને ભરવાં અને પછી તે ગ્રહો વડે હોમ કરવો આ ગ્રહોમાંના એક ગ્રહનું

ત્રણ પોડશી છે તો તે પોડશીનું ગ્રહણુ કરવું કે નહિ તેને માટે વિકલ્પ આપ્યો છે જેમકે અતિરાત્રે ષોડશિનં ગૃહ્ણાતિ, નાતિરાત્રે ષોડશિનં ગૃહ્ણાતિ આમાં એકમાં ષોડશીનો વિધિ છે, અને પછીના વાક્યમાં તેનો નિષેધ છે. અહિંઆં ષોડશીના ગ્રહણુ અગર અગ્રહણુનો' વિકલ્પ છે છતાં અતિરાત્ર યાગમાં ભેદ નથી, કારણુ કે ષોડશીનું જેમાં ગ્રહણુ છે તે પણુ અતિરાત્ર છે, અને જેમાં તેનું ગ્રહણુ નથી તે પણુ અતિરાત્ર છે, ભેદ માત્ર જો હોય તો ગ્રહણુ તથા અગ્રહણુનો છે, પણુ એ ભેદથી અતિરાત્રમાં ભેદ થતો નથી, કારણુ કે ષોડશીનું ગ્રહણુ કરનાર તે જેમ અતિરાત્રને ઉદ્દેશીને તે કર્મ કરે છે તેમ ષોડશીનું ગ્રહણુ નહિ કરનાર તે પણુ અતિરાત્રને ઉદ્દેશીનેજ કરે છે. તેજ પ્રમાણે અહિંઆં પણુ બ્રહ્મનેજ લક્ષ્યમાં રાખીને વેદાન્તનાં જૂદાં જૂદાં વાક્યોમાં જૂદા જૂદા ધર્મોવાળાં રૂપો કહ્યાં છે; આથી બ્રહ્મમાં ભેદ નથી. ધર્મોના ભેદથી ધર્મીનો ભેદ બનતો નથી. આથી તમામ ઉપાસનામાં બ્રહ્મની ઉપાસનાની અભેદતા છે. આથી જો એક ઉપાસ્ય રૂપમાં અન્ય રૂપ કરતાં અધિક ગુણો કહેલા હોય તો ત્યાં તે રૂપમાંજ કરવો અન્યરૂપમાં નહિ. અહિંઆં આ વિશેષ જાણવાનો છે. ઉપાસનાના વિષયો ઉપાસ્ય રૂપો ઘણાં છે. તે તમામમાં બ્રહ્મત્વ છે એમ જાણીને જે આમાંથી એક રૂપની ઉપાસના કરે તો તે ઉપાસકે તે ઉપાસ્યમાં બ્રહ્મના તમામ ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ. અનન્ત વિભૂતિ રૂપોમાં, અક્ષર છે એમ જાણીને જે ઉપાસના કરે તેણે અન્ય શાખામાં આવેલા પણુ આ અક્ષરની ઉપાસનાના પ્રકરણમાં કહેલાજ ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ; અન્યનો નહિ. કારણુ કે તે રૂપને લક્ષ્યમાં રાખીનેજ તેમના ગુણોનું કથન કર્યું છે. આ પ્રકારે ઉપાસનામાર્ગની વ્યવસ્થા કહી છે. ભક્તિમાર્ગમાં આથી જૂદા પ્રકારની છે તે આગળ ઉપર કહેવામાં આવશે. આ સૂત્રમાં તો માત્ર એટલુંજ જણાવ્યું છે કે એક ભગવાન્ અનેક નામથી વ્યવહરાય છે. કારણુ કે ભગવાન્ સર્વ રૂપે છે. તેથી ભગવાન્નાં અનન્ત રૂપોમાંથી જે ઉપાસક જે રૂપમાં આસક્ત હોય તેની ઉપાસના કરે તો તેથી તેને તે રૂપ ફલ આપે છે.

સૂત્ર ૩–૪—શંકા—યાગના દૃષ્ટાન્તથી રૂપના અભેદથી વિદ્યાની એકતામાં અન્ય વિદ્યામાં કહેલા ગુણોનો ઉપસંહાર યુક્ત છે એમ જે કહ્યું તે યુક્ત નથી. સર્વ શાખાઓમાં જ્યોતિષ્ટોમ એક છે તો પણુ વાજસનેય શાખામાં જે પ્રમાણે તેનું કથન કર્યું છે તે પ્રમાણે તૈત્તિરીય શાખામાં કરવામાં આવતું નથી. ત્યાં તે શાખામાં કહ્યા પ્રમાણે કરવાનાં હોય છે. એજ પ્રમાણે અથર્વણોપનિષત્માં કહેલી ઉપાસનાઓમાં સર્વ એક છે તો પણુ એક રૂપમાં અન્ય રૂપના ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ નહિ. આમ હોવાથી સર્વત્ર એકતા છે એમ કહેવું તે યુક્ત નથી એટલુંજ નહિ પણુ તેને માટેનો પ્રયાસ પણુ વ્યર્થ બને છે.

ઉત્તર—ઉપરની શંકા વ્યાજબી નથી. જેમ સ્વાધ્યાય કહેતાં વેદ એકજ કર્મમાં શાખાના ભેદથી ભિન્ન ભિન્ન પ્રકારતાનો બોધક છે તેથી જ્યોતિષ્ટોમાદિરૂપ આચરણુ વિષે એવો નિયમ છે કે તેતે અંગમાં કહ્યા પ્રમાણેજ કરવાં. કારણુ કે તેટલાં અંગોથીજ યાગની સંપત્તિમાં અધિકરણુ નિષ્પ્રયોજન બને છે તેથી જે અંગમાં જે પ્રમાણે તેનું વર્ણન છે તે પ્રમાણેજ કરવું કારણુ કે સર્વ શાખાઓવાળાને માટે એવો નિયમ છે કે તેમની શાખામાં જે પ્રમાણે કર્મ કરવાનાં કહ્યાં હોય તેજ પ્રમાણે તે તેમણે કરવાં એવો અધિકાર છે. તેથી વિશેષ કરવાથી, તથા ન્યૂન રીતે અન્ય શાખામાં કહ્યા પ્રમાણે કરવાથી તે કર્મના અનુષ્ઠાનનું ફળ તેઓ મેળવી શકશે નહિ. આથી અધિકારનો ભેદ છે તેથી તથા જૂદી રીતે કરનારને માટે પ્રાયશ્ચિત્ત કહેલું છે તેથી, પોતપોતાની શાખા પ્રમાણેજ કર્મ કરવા માટેનો નિયમ જણાય છે. અથવા શાખાભેદ પ્રસિદ્ધ ન હોય તો પણુ નિયામક છે એમ જણાવવાને 'સવ' કહેતાં સપ્તસૂર્યાદિથી શરૂ કરીને શતૌદન સુધીના તમામ હોમોનું દૃષ્ટાન્ત આપે છે, જેમ આ સવનો અન્ય વેદમાં કહેલા ત્રેતાગ્નિ સાથે સંબન્ધ નહિ હોવાથી અને આથર્વણમાં કહેલા અગ્નિ સાથે સંબન્ધ છે તેથી આથર્વણિકોએજ તે કરવો જોઇએ એવો નિયમ જોવામાં આવે છે. આ પ્રમાણે વિભાગ ન હોય તો પણુ જૂદા

જૂદા વેદમાં જૂદી જૂદી શાખાઓજ કયું કર્મ કરવું અને કયું નહિ તે વિષે નિયામક છે. આથી તેતે શાખાથી જૂદી રીતે કરવાનો નિયમ નથી. તેમ કરવાથી ઉપર કહ્યું તે પ્રમાણે નિષ્પ્રયોજકતા તથા પ્રાયશ્ચિત્તનું શ્રવણ થાય છે, વિદ્યામાં પણ તેજ પ્રમાણે છે. વેદ્ય એક હોવાથી વિદ્યા પણ એકજ છે એમ શ્રુતિ દર્શાવે છે. સઘળા વેદો તેનાજ પદનું આમનન કરે છે" (ક. ૨-૧૫) એ શ્રુતિથી સર્વ વેદોનું તાત્પર્ય બ્રહ્મ વિષેજ છે. જેઓ ઉપાસના જૂદી જૂદી હોય તો ઉપાસ્ય પણ જૂદા હોવા જોઇએ એમ માનીને ઉપાસ્યમાં ભેદ જૂએ છે તેમને દોષ લાગે છે. એકજ તત્ત્વની જૂદી જૂદી રીતે ઉપાસના હોઇ શકે છે, પણ તેથી તે તત્ત્વની અનેકતા બનતી નથી. માટે તેમાં ભેદ જોવો નહિ. તૈ. ૨-૭-૧માં કહે છે કે જે એમાં અલ્પ પણ ભેદ જુએ છે તેને ખરેખર ભય પ્રાપ્ત થાય છે" આ શ્રુતિથી બ્રહ્મમાં અલ્પ પણ ભેદ જોવાનો નથી. બ્રહ્મના જૂદા જૂદા ગુણો જોતાં ઉપર ઉપરથી જોનારને બ્રહ્મના સ્વરૂપમાં ભેદ દેખાય પણ બ્રહ્મનું સ્વરૂપ પાછલા પાદમાં કહ્યા પ્રમાણે વિરુદ્ધ ધર્માશ્રયી છે તેથી તે એક અને અવ્યક્ત છતાં અનન્તરૂપ બને છે. વળી તેને જન્મ નથી છતાં અનેક રૂપે પ્રકટ થાય છે. બ્રહ્મ આ રીતે વિરુદ્ધ ધર્માશ્રયી છે અને તે જૂદે જૂદે રૂપે ભક્ત માટે આવિર્ભાવ પામે છે. વસ્તુતઃ તો ભગવાન્ પૂર્ણ છે. પણ તે જ્યાં જેવી જરૂર હોય ત્યાં તેવી રીતે અંશથી, કલાથી. વિભૂતિથી અથવા પૂર્ણ સ્વરૂપથી પ્રકટ થાય છે. પણ તે તમામ રૂપો બ્રહ્મનાંજ છે. જો કે જૂદાં જૂદાં રૂપો પરત્વે ઉપાસનાના પ્રકારના ભેદ છે એ વાત ખરી પણ એ ઉપાસનાના ભેદથી બ્રહ્મના સ્વરૂપમાં ભેદ છે એમ કહી શકાય નહિ. ઉપાસનાના પ્રકારમાં તો જેમ મીમાંસામાં અમુક શાખામાં કહ્યા પ્રમાણેજ અમુક કર્મ કરવાનું કહ્યું છે તેજ પ્રમાણે ઉપાસના માટેનો નિયમ છે આ ઉપાસનાના ભેદ અધિકાર પરત્વે છે.

**સૂત્ર ૫**—શંકા-વેદ્યના ઐક્યથી સર્વત્ર ગુણોપસંહાર પ્રાપ્ત થતાં, સમાચાર સૂત્રમાં (સૂ-૩) કહેલા પ્રકારના ભેદ વગેરેથી તેનું નિવારણ કર્યું છે તેથી તેના વિચારમાં જેમ તેમ કોઇ બાધકની સત્તા ગમે ત્યાં છે. આથી ગુણોપસંહાર કદાપિ પ્રાપ્ત થતો નથી. વળી તે અયુક્ત છે. શ્રીરામોપનિષત્‌માં "જે રામચંદ્ર છે તે ભગવાન્ છે તેનાજ મત્સ્ય, કૂર્મ વગેરે અવતારો છે માટે તેમને નમસ્કાર, નમસ્કાર" વગેરેમાં મત્સ્યાદિ અવતાર રામચંદ્રના કહ્યો છે. વળી અક્રૂરની સ્તુતિમાં શ્રીવ્રજનાથમાં રઘુવર્યના ધર્મોનો ઉપસંહાર કર્યો છે. અર્થાત્ એક અવતારમાં અન્ય અવતારના ધર્મોનો ઉપસંહાર કર્યો છે. તેનું કેમ? તમે એમ કહ્યું કે જો કે ગોપાલ, રામ, નૃસિંહ વગેરે ભગવાન્‌નાં રૂપો છે, છતાં તે દરેક રૂપમાં તે રૂપના ધર્મોનોજ ઉપસંહાર કરવો, અન્યનો નહિ જેમકે યજ્ઞમાં અનેક શાખાવાળાએ પોતાની શાખામાં કહેલા પ્રમાણેજ કર્મ કરવાં, અન્ય શાખા પ્રમાણે કરવાથી તેને તે કર્મનું ફળ મળતું નથી. તેજ પ્રમાણે ભગવાન્‌નાં રૂપોમાં જે જે રૂપોની ઉપાસના કરવાની હોય તેમાં તેના ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ પણ અક્રૂરની સ્તુતિમાં શ્રીવ્રજનાથમાં રામના ધર્મોનો ઉપસંહાર કર્યો છે તેનું કેમ?

**ઉત્તર**—રામના અન્ય અવતારોના ધર્મો જણાવ્યા છે ત્યાં તથા અક્રૂર સ્તુતિમાં જ્યાં શ્રીવ્રજનાથમાં રામના ધર્મો જણાવ્યા છે, ત્યાં જે ઉપસંહાર કર્યો છે તે ભગવાન્ રૂપી અર્થનો અભેદ જણાવવાને માટે છે. એક અવતારની અન્ય અવતાર સાથે અભેદતા જણાવવાને માટેજ એક અવતારમાં અન્ય અવતારના ધર્મોનો ઉપસંહાર છે. જો એમ ન હોય તો પછી રામની સ્તુતિ વખતે તે પરબ્રહ્મ છે, અને ગોપાલની સ્તુતિ વખતે પણ તે પરબ્રહ્મ છે એમ કદી પણ કહેત નહિ.

શંકા—જો એમ હોય તો પછી મત્સ્યાવતારમાં રામાવતારના ધર્મોનો જે ઉપસંહાર પણ કરી શકાય ખરોને? અર્થાત્ મત્સ્યાવતારનું વર્ણન કરતી વખતે રામની માફક તેમના પણ શર તથા ચાપનું વર્ણન કરી શકાય? તો પછી ભગવાન્‌ના પુરુષાવતારમાં વરાહવતારના શૃંગ વગેરેનું પણ ભાવન થઈ, શકે કેમ નહિ?

ઉત્તર—ના, એક ભગવાનની અભેદતા જણાવવાને એક અવતારમાં અન્ય અવતારનો ઉપસંહાર થાય, પણ તેથી તમે કહ્યું તેવી રીતે તમામ ધર્મોનો ઉપસંહાર ન થાય. જેમ અગ્નિહોત્ર કર્મ તે એકજ છે, પણ જૂદી જૂદી શાખાઓ પ્રમાણે તે તે શાખામાં કહેલી રીતિથી તે કરવું જોઇએ. કોઇ શાખાવાળો અગ્નિહોત્ર કર્મ કરવા માગતો હોય તો તેણે પોતાની શાખામાં કહેલા પ્રકારેજ તે કરવું જોઇએ અન્ય પ્રકારે નહિ. તેજ પ્રમાણે રામ એ પરબ્રહ્મ છે, કૃષ્ણ એ પરબ્રહ્મ છે એવી રીતે જે માને છે અને તે રીતે ઉપાસના કરે છે, તેજ એક અવતારમાં અન્ય અવતારના ધર્મોનો ઉપસંહાર કરી શકે. કારણ કે તે તો રામ, કૃષ્ણ, નૃસિંહ વગેરે અવતારોમાં તારતમ્ય જોતો નથી. તેમનામાં તેની પરબ્રહ્મની બુદ્ધિ છે. પણ જો રામ તે એક અવતાર છે, પરબ્રહ્મ નહિ, કૃષ્ણ એ પણ અવતારજ છે, પરબ્રહ્મ નહિ, એવું જો કોઇ માનીને ઉપાસના કરતો હોય તો તેનાથી રામની સ્તુતિમાં કૃષ્ણના ધર્મોનો ઉપસંહાર અને કૃષ્ણની સ્તુતિમાં રામના ધર્મોનો ઉપસંહાર કરાવો જોઇએ નહિ. તેણે તો જે અવતારનો પોતે ભક્ત હોય તે અવતારના ધર્મોને વળગી રહેવું જોઇએ. આથી મત્સ્યાવતારના વર્ણનમાં શરચ્યાપાદિકનું અને પુરુષમાં શૃંગાદિકનું અનુસંધાન કરવું અનુચિત છે. કારણ કે મત્સ્યાદિમાં અવતારની બુદ્ધિ છે, પરબ્રહ્મની નહિ. વ્રજનાથ વિષે રઘુવીર્યના જે ધર્મો અક્રૂરની સ્તુતિમાં જોવામાં આવે છે તેનું પ્રયોજન ઉપર જણાવ્યા પ્રમાણે વ્રજનાથ તથા રઘુવીર્ય એ પરબ્રહ્મ છે એવી બુદ્ધિથી સ્તુતિ કરવામાં આવી છે. (સૂત્રમાં "ચ', શબ્દનો અર્થ "પણ" લીધો છે. આથી "સમાને ચ" એટલે સમાન હોવાછતાં અર્થાત્ અગ્નિહોત્રાદિના લક્ષણવાળો ધર્મ તુલ્ય છતાં પણ" પોતાની શાખા પ્રમાણે કર્મ કરવામાં આવે છે તેમ જે અવતારનો ઉપાસક હોય તેણે તેના જે અસાધારણ ધર્મો છે તેનીજ ત્યાં ઉપાસના કરવી, અન્ય અવતારના ધર્મોનો ઉપસંહાર કરીને નહિ એમ અર્થ સૂત્રનો છે.)

આ વ્યાખ્યાન પ્રમાણે "વિધિશેષવત્" શબ્દમાં 'વત્' પ્રત્યયનો અર્થ "સમાન, તુલ્ય" એવો કરવામાં આવ્યો હતો. પણ તેનાથી ગુણોપસંહારનું પ્રયોજન સ્પષ્ટ થતું નહિ હોવાથી, અન્ય રીતે વ્યાખ્યાન કરે છે. આ વ્યાખ્યાનાનુસાર 'વત્' પ્રત્યયનો અર્થ "યુક્ત" કરવામાં આવે છે, અને સમાન એટલે એક અર્થાત્ "વિધિશેષવત્સમાને" એ બે શબ્દો નથી પણ એક શબ્દ સમજવાનો છે એટલે વિધિશેષવત્ કહેતાં અર્થવાદથી યુક્ત અને સમાન એટલે એક જે છે તે. "વિધિશેષવત્સમાન" આખો શબ્દ સાતમી વિભક્તિમાં છે તેથી "અર્થવાદથી યુક્ત અને એક જે છે ત્યાં આ અર્થ લઇને એમ સમજાવવા માગે છે કે જેમ वर्म वा एतद् यज्ञस्य क्रियते यत्प्रयाजानुयाजौ. એમાં અર્થવાદોનો જેમ જૂદી જૂદી શાખાના દર્શ પૌર્ણમાસ વગેરેમાં સ્તાવક તરીકે ઉપસંહાર થાય છે, તેની માફક અહિંઆં પણ ઉપસંહાર થાય છે.

ટુંકમાં એ કહેવા માગે છે કે જેમ તૈત્તિરીય બ્રાહ્મણના પ્રથમ કાણ્ડમાં ચાતુર્માસ્યના પ્રથમ પર્વ વૈશ્વદેવ યાગનું यद्वैश्वदेवेन यजते प्रजा एव तद्यजमान सृजते" એ વાક્યથી વૈશ્વ દેવયજ્ઞનું ફળ પ્રજા કહ્યું છે. પણ ફરીથી " यद्वैश्वदेवेन यजते अग्निमेव तत्संवत्सरमाप्नोति, तस्माद्वैश्वदेवेन यजमानः संवत्सरीणां स्वस्तिमाशास्ते." આમાં વૈશ્વદેવયજ્ઞનું ફલ સંવત્સર અગ્નિ કહેલ છે. અહિંઆં કર્મ એકજ છે, છતાં ફળમાં ભેદ જોવામાં આવે છે. કર્મના અર્થવાદ એક છે અર્થાત્ વૈશ્વદેવ કરવાનું બન્ને સ્થળે કહ્યું છે, છતાં ફળમાં ભેદ છે. તે પ્રમાણે ઉપાસના એક હોય તો પણ તેના ફળમાં ભેદ પડે છે. (ભા. પ્ર.)

મરીચિકાર અહિંઆં કહે છે. આ સૂત્ર સામાન્ય ઉપાસક અને વિશેષ ઉપાસક એમ બન્નેના પરત્વે છે. શ્રીવ્રજનાથમાં રઘુવર્યના ધર્મોનો જે ઉપસંહાર કરવામાં આવે છે તે, અર્થ કહેતાં ભગવાનના બન્ને અવતારોમાં ધર્મોનો અભેદ દેખાડવાને માટે, અર્થાત્ વ્રજનાથ અને રામ બન્ને શુદ્ધ બ્રહ્મજ છે, એમ જાણીને ઉપાસક એક અવતારમાં અન્ય અવતારના ધર્મોને યોજે છે. બન્ને અવતારો પરબ્રહ્મ હોવાથી, તેઓ વચ્ચે ભેદ નથી, આથી તેમના ધર્મોમાં પણ ભેદ નથી. આ રીતે અભેદતા જણાવવાને

એકના ધર્મનો બીજામાં ઉપસંહાર કર્યો છે. પણ જે એકાન્તી ભક્તો છે, જે અમુક અવતારમાં આસક્ત છે તેને સમાન ધર્મો વિષે શંકાના પ્રસંગમાં અગ્નિહોત્રાદિની માફક તે તે અવતારની ઉપાસનાનો જે વિધિ કહ્યો છે તેના પ્રકારે ઉપાસના કરવી જોઇએ, અર્થાત્ તે અવતારમાં જેટલા અવિરુદ્ધ ધર્મો છે તેનોજ ઉપસંહાર કરવો જોઇએ. આથી મત્સ્યાવતારમાં ચાપ, તથા શર વગેરે વિરુદ્ધ હોવાથી, તેનો ત્યાં ઉપસંહાર કરી શકાય નહિ. ૫

સૂત્ર ૬—ગુણોપસંહારમાં જ અન્ય બાધકની આશંકા આ સૂત્રમાં કરવામાં આવે છે.

શંકા—ગુણોનો ઉપસંહાર ત્યારે જ થાય કે જ્યારે ઉપાસ્યોનું બ્રહ્મ સાથે ઐક્ય હોય. પણ શ્રુતિઓમાં તો બ્રહ્મને કૃત્સ્ન પ્રજ્ઞાનઘન વગેરે રૂપે જણાવેલ છે. અર્થાત્ બ્રહ્મ પ્રજ્ઞાન માત્ર અને એકરસ છે. અને તેના અવતારો જૂદા જૂદા લે છે. તેથી તેમાં પરસ્પર શાન્તત્વ, ક્રૂરત્વ, તપ, ભોગ વગેરે વિરુદ્ધ ધર્મોનો ઉપસંહાર બને છે. આ રીતે ઉપસંહાર કરવાથી બ્રહ્મની એકરસતામાં હાનિ આવે છે તેથી તે ઉપાસ્ય રૂપો અન્યથા—અબ્રહ્મ રૂપ બનશે. બ્રહ્મ એકરસ રૂપ હોવાથી અને અવતારોમાં વિરુદ્ધ ધર્મો હોવાથી ત્યાં બ્રહ્મની એક રસરૂપતા નથી, માટે બ્રહ્મરૂપતાને પણ બાધ આવે છે.

ઉત્તર—તમારી શંકાનું નિરાકરણ આ પ્રમાણે છે. જેમ તમે એમ કહો છો કે શ્રુતિમાં બ્રહ્મને એકરસ રૂપે જણાવેલ છે. તેમ આ પણ સત્ય છે કે કેટલીક શ્રુતિઓમાં બ્રહ્મને વિરુદ્ધધર્માશ્રયી કહેલ છે. આથી બન્ને પ્રકારની શ્રુતિઓ સત્ય હોવાથી, તમારી શંકાને સ્થાન નથી માટે વિરુદ્ધ ગુણોના ઉપસંહારથી બ્રહ્મત્વમાં હાનિ નથી એવો અર્થ છે. ૧–૬

ઉપરની શંકાનું સમાધાન બીજી રીતે આ સૂત્રમાં આપે છે. તેમ જણાવવાને સૂત્રમાં "વા" 'અથવા' શબ્દથી કહે છે. તેનો સંબંધ ઉપલા સૂત્રમાં અન્યથાત્વ શબ્દ સાથે અહિંઆં લેવાનો છે. પાછલા સૂત્રમાં શંકાકારે શંકા ઉઠાવી હતી કે બ્રહ્મ સ્તુતિઓમાં એકરસ રૂપે વર્ણવેલું છે, અને જો તેના અવતારોના ગુણોનો ઉપસંહાર કરવામાં આવે તો વિરુદ્ધ ગુણોનો ઉપસંહાર થઇ જાય. રામમાં કૃષ્ણના ગુણો અને કૃષ્ણમાં રામના ગુણોનો ઉપસંહાર કરતાં પરસ્પર ભેદ ભળવાથી બ્રહ્મની એકરસતાને બાધ આવે. આથી ઉપાસ્ય રૂપો અન્યથા બનશે. તે શંકાનું નિવારણ એક રીતે તેજ સૂત્રમાં કર્યું હતું. અહિંઆં બીજી રીતે કરે છે-

આ નિવારણ કરવાને "પરોવરીયસ્ત્વનું" દૃષ્ટાન્ત આપે છે. પરોવરીયસ્ત્વ નામનું એક વ્રત છે. તે દીક્ષાના પ્રકરણમાં આપેલું છે. તે વ્રત દીક્ષાવાળાઓ જ કરી શકે, દીક્ષા વગરનો જે કોઈ વ્રત કરે તો તે "પરોવરીયસ્ત્વ" બનતું નથી, એમ કહ્યું છે. એ દૃષ્ટાન્તથી સૂત્રકાર એમ જણાવે છે કે જેમ દીક્ષાવાળાનું જ પરોપરીયસ્ત્વ છે, તેનાથી રહિતનું નહિ, કારણ કે દીક્ષાના પ્રકરણમાં જ તે જણાવેલું છે. તેજ પ્રમાણે જ્ઞાનના પ્રકરણમાં બ્રહ્મને પ્રજ્ઞાનમાત્ર અને એકરસ કહેલ છે, અન્યત્ર નહિ. જૂદાં જૂદાં પ્રકરણો પ્રમાણે બ્રહ્મના નિરૂપણમાં પણ ભેદ છે. આથી ભક્તિના પ્રકરણમાં બ્રહ્મને જ્ઞાન પ્રકરણ કરતાં જૂદી રીતે નિરૂપ્યું છે. ભક્તિ બહુ પ્રકારની હોવાથી તેનાથી કહેલા ફલની સિદ્ધિને માટે જૂદા જૂદા ભક્તોના અધિકારાનુસાર અનુભવને માટે બ્રહ્મનું તે તે રૂપે વર્ણન છે. આટલા માટે અથર્વણોપનિષદમાં ગોપાલ, રામ, નૃસિંહ, વામન વગેરે જૂદી જૂદી રીતે તેનું નિરૂપણ કર્યું છે. આથી પ્રકરણનો ભેદ એજ તે નિરૂપણમાં નિમિત્ત છે. માટે ત્યાં અન્યથાત્વ નથી. ગોપાલ, રામ, વગેરેમાં પણ બ્રહ્મ રૂપતા જ છે.

અથવા આ સૂત્રનું વ્યાખ્યાન બીજી રીતે કરે છે. આ વ્યાખ્યાન પ્રમાણે "પ્રકરણભેદ"નો અર્થ "અધિકાર ભેદ" કરવામાં આવે છે અને "પરોવરીયસ્ત્વ" એટલે એ નામના દીક્ષાના પ્રકરણમાં કહેલું વ્રત નહિ પણ ઉદ્ગીથ એમ લે છે. છાંદોગ્યના પ્રથમ પ્રપાઠકમાં ઉદ્ગીથ વિદ્યાની સમાપ્તિમાં

પરોવરીય" એટલે ઉદ્‌ગીથ એમ કહેલ છે જેમકે "आकाशोह्येवेभ्यो लोकेभ्यो ज्यायानाकाशः परायणं स एष परोवरीयानुद्‌गीथः स एषोऽनन्तः "તેજ વિદ્યામાં અક્ષ્યાદિત્યની પ્રતીકોપાસનામાં હિરણ્યશ્મશ્રુત્વ વગેરે ગુણોને પણ કહ્યા છે તોપણ સામગતિને પરંપરાની વિશ્રાન્તિના સ્થાનરૂપ પુરુષથી પણ પર અને વર કહેતાં ઉત્તમ કરતાં પણ ઉત્તમ એવા ગુણોથી વિશિષ્ટ જે ઉદ્‌ગીથ છે, તેના ઉપાસકને તેજ ઉદ્‌ગીથ ઉત્કૃષ્ટ છે. ત્યાં જેમ હિરણ્યશ્મશ્રુત્વ વગેરેનો ગુણોનો ઉપસંહાર નથી, તેમ અહિંઆં પણ સાધારણ અધિકારથી એકાન્તી (અનન્યાસક્તિવાળા)નો અધિકાર ઉત્તમ છે. અર્થાત્ તમામ અવતારો એ ભગવાન્‌નાજ અવતારો છે એમ જાણીને ભજે છે, તેણે સર્વત્ર ગુણોનો ઉપસંહાર જ કરવો જોઇએ. પણ જે એ તમામ અવતારોમાંથી એક જ અવતારમાં આસક્ત હોય, તેણે તો અન્ય અવતારના ગુણનો ઉપસંહાર જેમાં તે આસક્ત છે તેમાં ન કરવો જોઇએ. કૃષ્ણના ભકતે આ દૃષ્ટિએ રામાદિ અવતારના ધર્મોનું અનુસંધાન ન કરવું પણ કૃષ્ણાવતારના જ ધર્મોનું કરવું. કારણ કે એક અવતારમાં જે આસક્ત છે તેનું અંતઃકરણ અન્ય અવતારમાં હોતું નથી. જેમાં તે આસકત છે ત્યાં જ તેનો સર્વસ્નેહ કેન્દ્રિત થયો છે. જેમ ઉદ્‌ગીથનો ઉપાસક તેમાંજ અનન્યભાવ વાળો થાય છે તેમ. ૭.

**સૂત્ર— ૮—શંકા**–પણ જ્ઞાની તથા ભકતો એ બન્ને જણાઓ બ્રહ્મના ઉપાસક તરીકે એકજ છે. કારણ કે જેમ જ્ઞાની જ્ઞાન પ્રકરણમાં કહેલી રીતે બ્રહ્મની ઉપાસના કરે છે. તેમ ભક્ત ભકિત પ્રકરણમાં કહી તે રીતિએ કરે છે. તો પણ ઉપાસક તરીકેની સંજ્ઞા સમાન હોવાથી પૂર્વ સૂત્રમાં કહેલી વ્યવસ્થા યેગ્યા નથી.

**ઉત્તર**—આ શંકાનો ઉત્તર સૂ૦ ૭માં આપેલો છે. એમ જણાવવાને સૂત્રકાર સૂત્રમાં तदुक्तमस्ति તે કહેલું છે. એમ સૂત્રમાં કહે છે. "તે" એટલે શંકાકારની શંકાનું સમાધાન કહેલું છે" અર્થાત્ પાછલા સૂત્રમાં જે અનન્ય ભાવવાળો ભકત છે તે તો ભગવાન્‌નાં અનેક રૂપોથી એકજ રૂપમાં આસક્ત હોય છે. ત્યાંજ તેની અત્યન્ત ભકિત હોય છે તેથી અન્ય ધર્મોનો ઉપસંહાર કરતો નથી. અર્થાત્ ભગવાન્‌ના અન્યરૂપોના જે જે ધર્મો છે. તેમનું અનુસંધાન પોતે જેમાં આસકત છે તેમાં કરતો નથી. પણ જે અનન્ય ભાવવાળો નથી. અર્થાત્ એક સ્વરૂપમાં તેની આસક્તિ નથી, પણ તમામ અવતારો ભગવાન્‌નાં જ છે એમ માનીને તમામ રૂપોમાં સાધારણ ભાવ રાખે છે તે સર્વ ધર્મોનો ઉપસંહાર કરે તો તેને બાધક નથી. તે તો કૃષ્ણ, રામ વગેરે તમામ અવતારો ભગવાન્‌ના છે એમ જ માને છે, તેમાં કોઇ પણ રીતનું ભાવથી પણ તારતમ્ય જોતા નથી, તેમ તેમાંના અમુક સ્વરૂપમાં તેમની આસક્તિ નથી. પણ તમામમાં સાધારણી ભકિત છે. આવાઓ કૃષ્ણની રામ તરીકે સ્તુતિ કરે. અગર રામની કૃષ્ણ તરીકે સ્તુતિ કરે તો તેમને તેમ કરવાની છૂટ છે પણ એક જ સ્વરૂપમાં નિષ્ઠાવાળાઓ તે પ્રમાણે કરી ન શકે. જો તેઓ તેમ કરવા જાય તો તેમની ભકિત અવ્યભિચારિણી બને છે. આ રીતે જો કે ઉપાસક તરીકેની સંજ્ઞા એક હોવા છતાં પણ તેમના ભાવ પ્રમાણે આન્તર નિષ્ઠાના ભેદ છે તેથી એક રૂપે ઉપાસના નથી. પરોવરીયસ્ત્વાદિ ભિન્ન ઉપાસનામાં ઉદ્‌ગીથની ઉપાસના એક છતાં પણ ધર્મનો ભેદ છે તેમ અહિંઆં પણ સમજવું. ૮

**શંકા**—ઉપાસ્ય રૂપોમાં બાલ્ય, પૌગણ્ડ વગેરે અવસ્થાના ભેદ હોય છે. અને અવસ્થાથી કરીને દેહ ન્યૂન તથા અધિક પરિમાણવાળું હોય છે. આમ જો હોય તો બ્રહ્મને જે સચ્ચિદાનન્દ કહ્યું છે તેમાં વાંધો આવે કારણ કે સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ તે સર્વદા એક રૂપ છે તેથી જો તેમાં અવસ્થાનો ભેદ કલ્પીએ તો પછી તે પ્રાકૃત બને. આમ હોવાથી અવસ્થાનો ભેદ, વિરુદ્ધ ધર્માશ્રયત્વ તથા ગુણોપસંહાર તે બધું અનુચિત છે.

**ઉત્તર**—તમારી શંકા યુક્ત નથી, કારણ કે શ્રુતિમાં તેને વ્યાપક સ્વરૂપે વર્ણવેલુ છે. તેના હાથ, પગ તે બધા સર્વ દિશામાં છે. તેની આંખો, શિર તથા મુખ તે પણ સર્વ દિશામાં છે. તેમના કાન

પણ સર્વ દિશામાં છે. વળી તે સર્વને વ્યાપીને તે સ્થિત હોય છે." આ શ્રુતિથી તેવું બ્રહ્મ સર્વત્ર વ્યાપ્ત છે. તમામ રૂપોમાં તેની વ્યાપકતા છે. પણ જે રૂપથી ભક્તોને તે લીલાના રસનો અનુભવ કરાવવા ઇચ્છે છે તે રૂપથી યોગમાયાને દૂર કરીને પોતે પ્રકટ થાય છે. અને તેથી તેમનામાં અવસ્થાદિના વિશેષો હોય છે. તેથી બ્રહ્મની સચ્ચિદાનંદતામાં બાધ આવતો નથી. ૯

**સૂત્ર ૧૦—શંકા**–શ્રુતિમાં બ્રહ્મના ધર્મોનો ઉચ્છેદ જોવામાં આવતો નથી. ત્યાં બ્રહ્મને "અનુચ્છિત્તિ ધર્મ" વાળું કહેલ છે અર્થાત્ તેના ધર્મનો ઉચ્છેદ હોતો નથી. વળી બાલ્યાદિને બ્રહ્મના ધર્મો કહીએ તો બ્રહ્મના ધર્મો નિત્ય હોવાથી તે પણ નિત્ય છે એમ માનવું જોઇએ અને તે તે ભક્તોને સ્વ લીલાના અનુભવ માટે પ્રકટ કરવામાં આવેલ છે તેથી તેતે ભક્તોથી વિશિષ્ટ તે પણ ભક્તોની નિત્યતાને પ્રાપ્ત કરાવે છે. કૃષ્ણોપનિષદમાં તો એકજ ભક્તની પૌર્વાપર્યથી અનેક લીલા સાથેનો સંબન્ધ હોવામાં વિરુદ્ધ કાલની લીલાના એક સાથેના અનુભવનો અસંભવ છે તેથી ક્રમનો અંગીકાર કરવામાં આવે તો પછી લીલાઓ અનિત્ય થઇ જશે. અને જો તે નિત્ય હોય તો તેતે લીલાના સંબન્ધી ભક્તની ભિન્નતા, અનુભવ વિરોધ અને કહેલી શ્રુતિનો વિરોધ પ્રાપ્ત થાય છે આમ "ઉભયતઃપાશારજ્જુઃ"નો વિરોધ છે.

**ઉત્તર**—આનો ઉત્તર એ છે કે બ્રહ્મની જે જે લીલાઓ છે તે તમામ લીલાના પદાર્થોનો બ્રહ્મની સાથે અભેદ છે. કૃષ્ણોપનિષત્માં " તેથી આ ભિન્ન નથી, તેમ ભગવાન્ પણ તેમનાથી ભિન્ન નથી" એવા મંત્રમાં તે લીલાઓનો બ્રહ્મ સાથેનો અભેદ દેખાડ્યો છે. કારણ કે બ્રહ્મની લીલા અને બ્રહ્મ સાથે અવિનાભાવનો સંબન્ધ છે. તે બ્રહ્મ વગર રહી શકેજ નહિ. વળી ઉત્તરોત્તર લીલામાં પણ આ પૂર્વ લીલાના સંબન્ધી તે ભક્તોજ છે. આમ હોય તો લીલાનો અનુભવ ક્રમિક હોવાથી લીલાઓ અનિત્ય છે એવી પણ શંકા કરવી નહિ. અનુભવની સરખામણીએ શ્રુતિ વધારે બલવાન્ છે. શ્રુતિઓમાં ભાવિ અનુભવને પણ જણાવેલો હોય છે, તો પણ "यतो वाचः" એ શ્રુતિથી બ્રહ્મ વાણી તથા મનથી અગોચર કહેલ છે તેથી તેની ઇચ્છા, તથા તેના સામર્થ્યના મહિમાથી અઘટિત ઘટનામાં પટુતા, અને યુક્તિની અગોચરતાનું અનુસંધાન કરીને સર્વ શંકાઓ દૂર કરવી જોઇએ એવો ભાવ છે. આ સૂત્રમાં અન્યત્ર એ શબ્દથી અન્ય લીલાની માફક અન્ય દેશનો પણ સંગ્રહ હોવાથી વિરુદ્ધ દિશાઓવાળા ભક્તોની અતિશય ભક્તિથી જ્યાં એકીસાથે બે સ્થાનમાં ભગવાન્નું દર્શન હોય, જેમ શ્રુત દેવ અને જનકના ઘરમાં, ત્યાં પણ ભક્તો હોવાથી તેમની પણ ત્યાં વ્યાપકતા છે એમ અહિંઆં જણાવે છે. ૧૦

**સૂત્ર ૧૧—શંકા**–જો ભક્તોમાં લીલા કાળે બ્રહ્મના ધર્મોની વ્યાપકતા હોય તો તેમનામાં પણ બ્રહ્મનું પૂર્ણાનન્દત્વ, ઐશ્વર્ય, વીર્ય વગેરે ધર્મો પ્રતીત થવા જોઇએ. પણ આ રીતે જોવામાં આવતું નથી, ઉલટું તેમને દુઃખની સંભાવના હોય છે, અને તેઓ પણ પ્રભુની પ્રાર્થના કરે છે. આથી તેમનામાં વ્યાપકત્વ કહેવું શક્ય નથી.

**ઉત્તર**—પૂર્ણાનન્દત્વ, ઐશ્વર્ય વગેરે ધર્મો તે મુખ્ય બ્રહ્મમાંજ હોય છે. લીલાના પદાર્થો જે અંગરૂપ છે તેમાં નહિ કારણ કે મુખ્ય બ્રહ્મ એજ ધર્મી છે. ભક્તોને પણ બ્રહ્મની તુલ્ય કહેવામાં આવે તો પછી બ્રહ્મની પ્રધાનતા–મુખ્યતામાં વિરોધ આવે. માટે પૂર્ણાનન્દ વગેરે જે ધર્મો છે તે મુખ્ય ભગવાન્નાજ છે, જીવના નહિ. ભગવાન્ના અભેદથીજ તે ધર્મો જીવમાં આવિર્ભાવ પામે છે. સાધક જીવોને તો ભગવાન્ સાથે અભેદની અસ્ફૂર્તિથી પૂર્ણાનન્દાદિ ભગવદ્ધર્મોના આવિર્ભાવના અભાવથી દુઃખ સ્ફૂર્તિ હોય છે. માટે તે દુઃખના નાશને માટે ભગવાન્ની પ્રાર્થના તેમને કરવી પડે છે. સૂત્રમાં પ્રધાન શબ્દ છે અને તેનો અર્થ પરબ્રહ્મ થાય છે; સાંખ્યમાં ત્રિગુણાત્મક પ્રકૃતિને પણ પ્રધાન કહે છે. પણ અહિંઆં તે અર્થમાં નથી. ૧૧

**સૂત્ર ૧૨—શંકા–પૂર્વ** સૂત્રમાં પૂર્ણાનન્દત્વ વગેરે બ્રહ્મના અસાધારણ ધર્મો જે છે તેનો વિભૂતિ રૂપોમાં ઉપસંહાર નહિ કરવો એમ વિચાર કરતાં પ્રિય શિરસ્ત્વાદિના સ્મરણથી, વિચારવામાં આવે છે.

તેમનો ઉપસંહાર પુરુષ રૂપની ઉપાસનામાં પ્રાપ્ત થાય છે પણ તે વિરુદ્ધ હોવાથી કેવી રીતે કરવા? વળી મોદ અને પ્રમોદ તે પ્રદેશના ભેદથી કહેલ છે, અને બ્રહ્મનો નિત્ય આનન્દ રસજ છે. માટે ત્યાં તેનું કથન ઉપપન્ન નથી.

**ઉત્તર**—પ્રિય, મોદાદિનો ઉપચય તથા અપચય ભેદ હોય તોજ સંભવે છે. અંતઃકરણની શુદ્ધિના તારતમ્યથી ખરેખર આનન્દમાં પ્રિયત્વ, મોહત્વ વગેરે ધર્મો ઉપચય અને અપચયના ભેદથી ભાસે છે. પણ જેને અંતઃકરણની શુદ્ધિ થયેલી હોય છે તેને તો નિર્ભેદ એકરસ, અખણ્ડ આનન્દાત્મકજ બ્રહ્મ ભાસે છે. માટે શુદ્ધ અભેદ જ્ઞાનવાળા પ્રિય શિરસ્ત્વ વગેરે ધર્મોનો ઉપસંહાર કરતા નથી. ૧૨

**સૂત્ર ૧૩—શંકા**–નિર્ગુણ બ્રહ્મમાં સગુણના ધર્મોનો ઉપસંહાર જો ન કરવામાં આવે તો પછી, સગુણના ધર્મોનો ત્યાગજ બને.

**ઉત્તર**–વ્રજનાથ, મત્સ્ય, રઘુવર્ય વગેરે અવતારોના જે વિરુદ્ધ ધર્મો છે તેમનો અર્થ કહેતાં બ્રહ્મની સમાનતાથી ધર્મીરૂપથી ઉપસંહાર કરવો જોઇએ. ધર્મરૂપથી જેમ રઘુવર્ય વગેરેના ધર્મોનો ધર્મીના રૂપથી અર્થની સમાનતાથી મત્સ્યાદિમાં ઉપસંહાર હોય છે. તેમ નિરાકાર બ્રહ્મમાં સાકાર બ્રહ્મના ધર્મોનો પુરુષમાં શૃંગ તુચ્છ વગેરેનો ઉપસંહાર કરવો જોઇએ નહિ. પણ ધર્મી રૂપોજ તે છે એમ જાણવું જોઇએ. ૧૩

**સૂત્ર ૧૪**—ગુણોનો ઉપસંહાર ધ્યાન માટે છે. જેટલાથી બ્રહ્મના ધ્યાનની સિદ્ધિ હોય છે તેટલાજ ગુણોનો ઉપસંહાર હોવો જોઇએ. અન્યનું તો પ્રયોજન નહિ હોવાથી ઉપસંહાર નથી, તેજ પ્રમાણે ભક્તિમાર્ગીય શુદ્ધ અન્તઃકરણવાળાની અન્તઃકરણની શુદ્ધિરૂપ પ્રયોજનનો અભાવ છે તેથી પક્ષ તથા પુચ્છાદિનો ઉપસંહાર નથી. તેથી પરોક્ષવાદથી કહેલા પ્રિયત્વ વગેરેથીજ ધ્યાનની સિદ્ધિ છે. જે રામનો અનન્ય ભક્ત હોય તેની પણ રામની ઉપાસનાના જે ધર્મો કહ્યા છે તેનાથી કૃતાર્થતા હોવાથી મત્સ્ય ઉપાસનામાં કહેલા ધર્મોનો ઉપસંહાર તે કરતો નથી. કારણ કે ત્યાં પ્રયોજનનો અભાવ છે. જેમ નિર્ગુણની ઉપાસના કરનારની સ્વરૂપથીજ ચરિતાર્થતા હોવાથી સઘળા ગુણોનો ઉપસંહાર ત્યાં નથી. ૧૪

અહિંઆં અન્ય હેતુને કહે છે. આનન્દમય બ્રહ્મના નિરૂપણમાં આનન્દનેજ આત્મા કહેલ છે. ત્યાં પ્રીતિને શિર, મોદને ઉત્તરપક્ષ, પ્રમોદને દક્ષિણપક્ષ, અને અક્ષરબ્રહ્મને પુચ્છ કહેલ છે. પણ તે મોદ, પ્રમોદ પુચ્છ તમામ આનન્દરૂપ હોવાથી, અને આનન્દ એ આત્માનો પર્યાય હોવાથી આત્માના રૂપથીજ મોદ, પ્રમોદ વગરેનો ઉપસંહાર કરવો જોઇએ, તેમને પક્ષ, શિર તથા પુચ્છ રીતે નહિ. તેમ તેમાં ઉપચય અને અપચય, અગર ભેદ પણ જોવો નહિ. કારણ કે બ્રહ્મની આનંદમયતા એવી છે કે તેમાં વધઘટ નથી. આથી બ્રહ્મના આનન્દમાં વૃદ્ધિ થાય છે અથવા તો ન્યૂનતા બને છે એમ કહેવું નહિ. તેમ મોદ પ્રમોદ વગેરે ભેદથી બનેલા છે એમ પણ નથી. જેમ આત્મામાં ભેદ નથી તેમ આનંદમાં પણ ભેદ નથી. તે આનન્દ આત્માજ છે, તેથી મોદ, પ્રમોદ પણ આત્માજ છે. આથી નિર્ગુણના ઉપાસકોથી આનન્દાદિનો ધર્મ તરીકે ઉપસંહાર કરે તો તેમાં અનુપપત્તિ બને છે એ શંકાને પણ દૂર કરીછે. કારણ કે બ્રહ્મ નિર્ગુણ છતાં આનન્દમય છે. અર્થાત્ તે પ્રાકૃત આનંદથી રહિત છે માટે તેને નિર્ગુણ કહેલ છે. અને અલૌકિક આનન્દથી યુક્ત હોવાથી તેને સગુણ કહેલ છે. આનન્દ એ ધર્મરૂપ નથી પણ ધર્મીરૂપ આત્મા છે.

**(સાર)**—આ પ્રથમ અધિકરણમાં નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે.

(૧) વેદાન્તમાં બ્રહ્મનાં અનેક રૂપો વર્ણવેલાં છે. તે તમામ રૂપોથી એકજ બ્રહ્મનું જ્ઞાન થાય છે. જેમ શાખાભેદથી જ્યોતિષ્ટોમમાં ધર્મનો ભેદ છતાં પણ જ્યોતિષ્ટોમની વિધિની એકતા છે તેમ. સૂત્ર ૧

(૨) જેમ અતિરાત્ર યજ્ઞમાં કેટલીક વખત 'ષોડશી'નું ગ્રહણ કરવામાં આવે છે અને કેટલીક વખત

નથી કરવામાં આવતું તોપણ અતિરાત્ર યજ્ઞ એક જ છે. તેમ બ્રહ્મમાં ધર્મના ભેદ હોવા છતાં ધર્મી સ્વરૂપે એક જ છે. સૂ. ૨

(૩) વેદનાં કર્મ કરવાનો એવો વિધિ છે કે દરેક કર્મ જૂદી જૂદી શાખાઓ પ્રમાણે કરવું જેમ રામ નામનો હોમ કરવાનો અધિકાર આર્થવણિકોને જ છે. તેમ રામ કૃષ્ણ વગેરેના ઉપાસકોએ તે તે રૂપના ધર્મોનુંજ ચિન્ત કરવું, અન્ય રૂપનું નહિ. સૂ. ૩

(૪) વેદ્ય એક હોવાથી વિદ્યાઓની એકતા છે એવું શ્રુતિ જણાવે છે, તેમજ ઉપાસના પ્રકારના ભેદથી ઉપાસ્યમાં ભેદ જોનારને દોષ લાગે છે એમ પણ શ્રુતિ કહે છે. સૂ. ૪

(૫) કૃષ્ણમાં રામના ધર્મોનો ઉપસંહાર કવચિત્ જોવામાં આવે છે, ત્યાં રામ અને કૃષ્ણને અવતારો છે તે તરીકે નહિ પણ શુદ્ધ બ્રહ્મ છે તે રીતે, સૂ. ૫

(૬) જૂદાં જૂદાં ઉપાસ્ય રૂપોમાં જૂદી જૂદી રીતે ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ એમ હોય તો બ્રહ્મની એકરસતા, તથા અખણ્ડતાને બાધ આવે. આવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર એ છે કે શ્રુતિમાં બ્રહ્મને એકરસ રૂપે કહેલ છે. તેમ વિરુદ્ધ ધર્મોવાળું કહેલ છે તેથી ઉપાસ્ય રૂપોમાં જૂદી જૂદી રીતે ધર્મોનો ઉપસંહાર કરવાથી કોઇપણ શ્રુતિનો વિરોધ આવતો નથી. સૂ. ૬.

(૭) અથવા જેમ પરોવરીયસ્ત્વ નામનું વ્રત દીક્ષાના પ્રકરણમાં જ કહેલું હોવાથી દીક્ષા સહિત જે જે કરે તેને માટે તે પરોવરીયસ્ત્વ છે, તે વગરના કરનારને માટે તે નથી. કારણ કે તેથી પ્રકરણનો ભેદ થઇ જાય છે. તેમ જ્ઞાન પ્રકરણમાં જ્ઞાનીને માટે બ્રહ્મ એકરસ અને અખણ્ડ છે, અને ભક્તિ પ્રકરણમાં તે ભક્તોના અનુભવ માટે અનેક ધર્મોવાળું બને છે. સૂ. ૭

(૮) જેમ ઉદ્ગીથની ઉપાસનામાં ઉપાસનાની સંજ્ઞાથી એકતા છતાં પણ પરોવરીયસ્ત્વ વગેરે ઉપાસનામાં ધર્મનો ભેદ છે તેમ અહિંઆં જ્ઞાની તથા ભક્ત બ્રહ્મના ઉપાસક તરીકે એક હોવા છતાં પણ તેમનામાં ધર્મોનો ભેદ છે. સૂ. ૮

(૯) ભક્તોને જે રૂપથી લીલારસનો અનુભવ કરાવવાની ભગવાનની ઇચ્છા હોય છે તે રૂપને ક્રમથી યોગમાયાને દૂર કરીને પોતે પ્રકટ કરે છે. તેથી બાલ્યાદિભાવની ઉપપત્તિથી સર્વ યુક્ત છે. સૂ. ૯

(૧૦) લીલાની મધ્યમાં આવેલા સઘળા પદાર્થોનો બ્રહ્મની સાથે અભેદ હોવાથી, અને બ્રહ્મ એક હોવાથી પૂર્વલીલા પછીથી બીજી ઉત્તર લીલામાં પણ પૂર્વલીલાના જ સર્વ પદાર્થો છે. સૂ. ૧૦

(૧૧) પૂર્ણાનન્દત્વ, ઐશ્વર્ય વગેરે મુખ્ય ધર્મી બ્રહ્મનાજ ધર્મો છે. સૂ. ૧૧

(૧૨) શુદ્ધ અભેદ જ્ઞાનવાળાઓ તો બ્રહ્મનું શિર પ્રીતિ છે, મોદ ઉત્તર પક્ષ છે, પ્રમોદ દક્ષિણપક્ષ છે એવી રીતે ધર્મોનો ઉપસંહાર કરતો નથી કારણ કે તે ભેદથી સંભવે છે. સૂ. ૧૨

(૧૩) બ્રહ્મરૂપ (આનંદમય) અર્થની સમાનતાથી પુરુષરૂપમાં વિરુદ્ધ તરીકે જે ધર્મો દેખાય છે તેમનો પણ ઉપસંહાર કરવો જોઇએ. આમ ઉપસંહાર ધર્મી તરીકે કરવાનો છે ધર્મ તરીકે નહિ. સૂ. ૧૩

(૧૪) જેટલા ગુણોથી બ્રહ્મનું ધ્યાન કરી શકાય તેટલા જ ગુણોનો ઉપસંહાર કરવો જોઇએ. બીજા ગુણોનો નહિ. સૂ. ૧૪

(૧૫) આનન્દ એ આત્મા હોવાથી મોદ, પ્રમોદ એ પણ આત્મા રૂપ છે. માટે તે રીતે જ તેમની ભાવના કરવી.

૨જું અધિકરણ.

**સૂત્ર ૧૬**—પાછલા અધિકરણમાં ભક્તિમાર્ગીયોએ પ્રિય શિરસ્ત્વ વગેરેનો ઉપસંહાર નહિ કરવો એમ કહ્યું હતું તેમાં આનન્દ એ આત્મા છે એવો આત્મા શબ્દ હેતુ તરીકે જણાવ્યો હતો તેથી તે પ્રસંગ આવતાં આનન્દમય પ્રકરણમાં જે આત્મા શબ્દથી યુક્ત અન્ય વાક્ય છે તેનો વિચાર કરે છે. એવા આશયથી આ અધિકરણના વિષય વગેરેને કહે છે. શંકા–તૈત્તિરીયકમાં અન્નમયાદિનુ નિરૂપણ કરતી વખતે તેમને પુરુષવિધ કહેલ છે; અને પછી ત્યાં "તે પ્રથમનો આ શારીર આત્મા છે" એમ સર્વત્ર કહે છે. અર્થાત્ અન્નમયનો શારીર આત્મા કહ્યો છે તેમ પ્રાણમયનો વિજ્ઞાનમયનો, અને આનન્દમયનો કહ્યો છે. આમાં એક પછી એકને પૂર્વના શારીર આત્મા કહેલ છે. શારીર આત્મા કહ્યો. એટલે શરીરનો અભિમાની જીવ હોવો જોઇએ. આથી આનન્દમય પણ જીવ હોવો જોઇએ પણ આગળ "આનન્દ બ્રહ્મને જાણ્યું" એ વાક્યમાં આનન્દને બ્રહ્મ કહેલ છે તેથી આનન્દમયને જીવ કહેવો શક્ય નથી. અર્થાત્ આનન્દમય જીવ પણ તેથી તેમ બ્રહ્મ પણ નથી. પણ ધર્મી છે તેથી પૂર્વ સૂત્રમાં આનન્દનું ધર્મીરૂપે જે નિરૂપણ કર્યું તે યુક્ત નથી.

**ઉત્તર**—ઉપરની શંકાનો ઉત્તર આપતાં સૂત્રકાર કહે છે કે ત્યાં પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમયને જે "શારીર આત્મા" તરીકે જણાવીને ત્યાં "આત્મા" શબ્દનું ગ્રહણ ઇતર કહેતાં જીવની માફક કર્યું છે તે, એ સઘળાંઓની પછી આવનાર આનન્દમયના હેતુથી કરેલું છે. અર્થાત્ અહિંઆં આનન્દમયનેજ અન્નમયાદિનો આત્મા કહેલ છે, અન્યને નહિ. જેમ અન્નમયમાં આનન્દમય જ આત્મા છે તેમ આનન્દમયનો શારીર આત્મા પણ તે આનન્દમયજ છે અન્ય નહિ. માટે આનન્દમય એજ પરમકાષ્ઠાપન્ન છે. તેનાથી અતિરિક્ત કોઈ બ્રહ્મ નથી, તેથી અહિંઆં શારીર આત્માથી જીવ સમજવાનો નથી.

અથવા અહિંઆં બીજી રીતે વ્યાખ્યાન કરવામાં આવે છે. પ્રાણમયથી વિજ્ઞાનમય સુધી જે અન્ય અન્તરાત્મા એમ કહ્યું છે તે અન્તરાત્મા કોણ? એમ શંકા થાય તો કહે છે કે અહિંઆં પણ ઉત્તર કહેલાં આનન્દમયને ઉદ્દેશીને અન્તરાત્મા કહેલ છે. ૧૬

**સૂત્ર ૧૭—શંકા**–અન્નમયાદિમાં અન્નમયનો આન્તર આત્મા પ્રાણમય, પ્રાણમયનો આન્તરઆત્મા મનોમય, મનોમયનો વિજ્ઞાનમય, અને વિજ્ઞાનમયનો આનન્દમય એમ જે કહેલું છે તેમાં દરેકનો અન્તરાત્મ જૂદો જૂદો જણાવેલો છે, એક નહિ. આ આન્તરાત્મા એટલે શારીરાત્મા અર્થાત્ શરીરાભિમાની જીવ છે. કારણ કે અન્નમયાદિના શરીરાભિમાનીને પણ જૂદા જૂદા કહ્યા છે. આનન્દમયનો શારીરાત્મા જે કહ્યો છે, તે તો તે વ્યાપક હોવાથી તેનો સર્વત્ર અન્વય છે, તેથી ત્યાં પણ છે એમ જાણીને તેનો શારીર આત્મા જણાવ્યો છે.

ઉત્તર—તમારા કહેવા પ્રમાણે પણ આનન્દમય એ અન્નમયાદિનો શરીરાભિમાની બને, જીવ નહિ. કારણ કે "એજ બધાંને આનન્દિત કરે છે" (તૈ. ૨–૭) એ વાક્યમાં "જ" શબ્દથી આનન્દમયનેજ આત્મા કહેલ છે. આત્મા તરીકે જ તેનું અવધારણ–નિર્ણય છે. ૧૭

**(સાર)** (૧) તૈત્તિરીયોપનિષદમાં આનન્દમયનેજ અન્નમયાદિનો આત્મા કહ્યો છે. આ આનન્દમય એ આત્માજછે. જેમ અન્નમયાદિનો આત્મા આનન્દમય છે તેમ આનન્દમયનો આત્મા આનન્દમયજ છે. આથી આનન્દમય એ આત્મા છે. ધર્મીરૂપે છે, તે ધર્મરૂપે નહિ. સૂ૦ ૧૬

(૨) આનન્દમય એજ સર્વ શરીરોના અભિમાની છે. કારણ કે તૈ. ૨–૭માં તેનેજ આત્મા કહ્યો છે. તેના સિવાય અન્ય કોઇને નહિ. સૂ૦ ૧૭

૩૭મું અધિકરણ.

અન્નમયાદિ તે કોશ નથી. પણ વિભૂતિરૂપો છે એમ જણાવવાને આ અધિકરણ રચે છે.

**શંકા**—તૈત્તિરીયોપનિષત્‌માં "તે અથવા તે આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું. આકાશમાંથી વાયુ વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જલ, જલમાંથી પૃથ્વી, પૃથ્વીમાંથી ઔષધિ, ઔષધિમાંથી અન્ન, અન્નમાંથી પુરુષ "(તૈ. ૨-૧) અથવા "તે આ પુરુષ અન્ન રસમય છે." આમાં પુરુષને અન્નરૂપે કહેલ છે. ભૃગુવલ્લીમાં "અન્ન બ્રહ્મને જાણ્યું. અન્નથીજ ખરેખર આ ભૂતો ઉત્પન્ન થાય છે. અન્નથી જન્મેલાં જીવે છે અન્ન પ્રતિ પ્રયાણ કરે છે અને તેમાં પ્રવેશે છે." (તૈ. ૩-૨) આ વાક્યમાં અન્ન અને બ્રહ્મને એક ગણેલ છે.

અહિંઆં પ્રથમના એટલે બ્રહ્માનન્દવલ્લીના (તૈ. ૨-૧) વાક્યમાં પુરુષને અન્નનું કાર્ય કહેલ છે. પણ ભૃગુવલ્લીમાં એટલે તૈ. ૩-૨માં અન્નને બ્રહ્મરૂપે કહેલ છે. આમ અન્નનું બે રીતે નિરૂપણ કરેલું છે. પણ અમે તો એમજ માનીએ છીએ કે અન્ન એ ભૌતિક અન્નરૂપે બ્રહ્મરૂપ નહિ એજ અર્થ ઉપનિષદ્ જણાવે છે. ભૃગુવલ્લીમાં અન્નને બ્રહ્મરૂપ જે કહ્યું છે તે તેની ઉપાસનાને માટે છે.

**ઉત્તર**—અહિંઆં જે અન્નનું વર્ણન છે તે ભૌતિક અન્ન નથી, તેમ તેનો બ્રહ્મ સાથેનો અભેદ તે ફક્ત ઉપાસનાના પ્રયોજન માટે નથી. પણ તે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ આનન્દમયની વિભૂતિરૂપે છે. કારણ કે ત્યાં પ્રથમ "અન્નમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે" એમ જણાવીને "જે અન્ન બ્રહ્મની ઉપાસના કરે તે સર્વ તેને પ્રાપ્ત થાય છે, કારણ કે અન્નજ ભૂતોમાં શ્રેષ્ઠ છે" એમ કહ્યું છે. જો ફક્ત અન્ન ભૌતિક કાર્યરૂપ હોત તો આમાં "જે અન્ન બ્રહ્મની ઉપાસના કરે છે" એવું વાક્ય ન હોત. તેમ ફક્ત ઉપાસનાને માટેજ અન્નને બ્રહ્મ કહેલ છે એવું જો કહેવામાં આવે તો જણાવવું કે આ રીતે અન્નનું આ બ્રહ્માનન્દવલ્લીમાં વર્ણન કરવા છતાં ભૃગુવલ્લીમાં શા માટે ફરીથી અન્નને બ્રહ્મ તરીકે જણાવ્યું છે ? આથી સિદ્ધ થાય છે કે ફક્ત ઉપાસનાની ખાતરજ તેમ કર્યું નથી. પણ વસ્તુતઃ અન્ન તે આનન્દમયની વિભૂતિ છે (કારણ કે અહિંઆં બ્રહ્મ એટલે આનન્દમય છે) એમ જણાવવાને માટેજ. આથી "અન્નમાંથી પુરુષ" એમ પ્રથમ જે ત્યાં કહ્યું ત્યાં અન્નની ભૌતિકતા જણાવી છે. પછી "અથવા તે આ પુરુષ અન્ન રસમય છે" આમાં અન્નની આધ્યાત્મિકતા જણાવી છે, અને "ખરેખર અન્નમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે તેમાં" આ બાબતનો વિશેષ નિશ્ચય કર્યો છે. વળી આનન્દમયને તેના આત્મા રૂપે કહે છે. આથી તે ભૌતિક અન્નરૂપે કોશરૂપે નથી. અહિંઆં આધ્યાત્મિકરૂપ અગર આધિદૈવિક રૂપે છે. સાધારણ રીતે વસ્તુ માત્રનાં આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એવાં ત્રણ રૂપો છે; એટલે આધ્યાત્મિક અને આધિદૈવિક. રૂપોનું પરસ્પર વલક્ષણ્ય છે. છતાં અહિંઆં "आध्यात्मिकस्तु प्रोक्तः सो सात्रेवाधिदैविकः" એમ દ્વિતીય સ્કન્ધમાં આધ્યાત્મિક અને આધિદૈવિકનાં સ્વરૂપોના ભેદનું નિવારણ કરવામાં આવ્યું છે તેથી અહિંઆં આધ્યાત્મિક અને આધિદૈવિક રૂપોમાં ભેદ નથી. એટલે અન્નમય એ અહિંઆં આધ્યાત્મિકરૂપ અને આનન્દમય એ આધિદૈવિક રૂપ એ બન્નેના કાર્યોમાં જે ભેદ છે તે વિભૂતિ અને વિભૂતિવાળા તરીકેનો ભેદ છે, સ્વરૂપથી નહિ. કારણ કે ધર્મ અને ધર્મી એ બન્નેનું તાદાત્મ્ય પ્રથમજ જણાવેલું છે જેમ અન્નમય તે વિભૂતિ છે તેજ પ્રમાણે પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય પણ છે. આથી આનન્દમય વિદ્યામાં જે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય એમ પાંચ છે તે કોશ નથી પણ તેથી જૂદા છે; અર્થાત્ તેમાંના પ્રથમ ચાર રૂપો તે વિભૂતિરૂપો છે અને આનન્દમય એ પુરુષોત્તમ અર્થાત્ વિભૂતિવાળા છે.

**શંકા**—પણ આ અર્થ જે તમે આનન્દમય અને અન્નમયના સંબન્ધનો આ સૂત્રમાંથી કાઢો છો. તે તો પાછલા અધિકરણમાં પણ આવી જાય છે, કારણ કે ત્યાં તેનો ખાસ વિચાર કર્યો હતો. માટે આનું વ્યાખ્યાન અન્ય પ્રકારે થવું જોઇએ.

**ઉત્તર**--જો કે ઉપરનો અર્થ પાછલા અધિકરણમાં આવી જાય તોપણ અન્નમયાદિ તે કોશ નહિ પણ વિભૂતિ છે, અને આનન્દમય પુરુષોત્તમ, વિભૂતિવાળા છે એ અર્થને વધારે દૃઢ કરવાને જ સૂત્રકારે આ સૂત્ર યોજેલું છે આમ છતાં તમે એમ માનતા હો કે ઉપરનો અર્થ પાછલા અધિકરણમાં આવે છે તો અમે પુનરુક્તિનો દોષ દૂર કરવા અન્ય રીતે તેનું વ્યાખ્યાન કરીશું: તે સાંભળો.

આ વ્યાખ્યાન આ પ્રમાણે છે. બૃહદારણ્યકના પુરુષવિધ બ્રાહ્મણમાં आत्मेत्योपासीत ત્યાંથી શરૂ કરીને "तदेतत्प्रेयं पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्पात्सर्वस्मादन्तरतरं यदयमात्मा" એમ કહીને, તેની આગળ અન્યની પ્રિયતાનું નિરાકરણ કરીને "इश्वरो हि तथा स्यादात्मानमेव प्रियमुपासीत એમ કહ્યું છે. અહિંઆં તમામ વસ્તુમાં પ્રિયત્વ અને આત્માની ઉપાધિ તરીકે છે. આથી આત્મા પદથી જીવ સમજવો એટલે જીવની પ્રિય તરીકે ઉપાસના કરવી કંઇ ઇશ્વર શબ્દ ત્યાં હોવાથી પરમાત્મા તરીકે ઉપાસના કરવી એવો સંશય થાય છે? અહિંઆં પૂર્વપક્ષી એમ કહે છે કે જેમ મૈત્રેયી બ્રાહ્મણમાં એમ કહ્યું છે કે આત્માના કામ માટે પતિ, પત્ની, પુત્ર સર્વ પ્રિય બને છે; ત્યાં 'પ્રિયત્વ' એ આત્માની ઉપાધિ છે. તેમ અહિંઆં પણ પ્રિયત્વ એ આત્માની ઉપાધિ હોવાથી તે જીવના અર્થમાં છે. અર્થાત્ જીવ તરીકે ઉપાસના કરવાની કહી છે.

આના ઉત્તરમાં સિદ્ધાન્તીએ આ સૂત્ર યોજ્યું છે તે કહે છે કે ઉપરની શંકાનો નિર્ણય કરતા પહેલાં જે શ્રુતિમાંથી શંકા ઉપજાવી કાઢવામાં આવે છે તેનું પ્રકરણ આપણે તપાસવું જોઇએ. પ્રકરણ તપાસતાં તેની પહેલાં "प्राणन्नेव प्राणो नाम भवति वदन् वाग् पश्यंश्चक्षुः शृण्वञ्छ्रोत्रं मन्वानो मनस्तान्यस्यैतानि कर्मनामान्येव" અહિંઆં આત્મા એ પ્રાણ છે, વાણી છે, ચક્ષુ છે, મન છે એમ કહ્યું છે. આથી અહિંઆં જે આત્મા શબ્દનો પ્રયોગ છે તે આત્મા જીવ નથી. તે પ્રાણ વાક્, શ્રોત્ર, મન વગેરે રૂપે કદી શંકાય નહિ. આ આત્મા તે જીવથી પૃથક્ છે અને તે આત્માની જ પ્રિયતાનું કથન પછીની શ્રુતિમાં ઉપર જણાવ્યા પ્રમાણે છે. અહિંઆં જે આત્મા છે તે ઇશ્વર છે, જીવ નથી તે ઇશ્વર જ પ્રીતિનો વિષય હોવાથી, પતિ, પુત્ર, વગેરે કરતાં તેને વિષે વિશેષ રીતે પ્રીતિ કરવી જોઇએ એમ કહે છે. ઇશ્વર એ સર્વ રૂપ હોવાથી તે સર્વ કરવાને સમર્થ છે. આથી તે પ્રાણ વાક્ વગેરે રૂપે થાય છે, જીવ નહિ. અને તેથી તેજ સર્વ કરતાં વધારે પ્રિય અને અન્તરતર આત્મા છે. આથી અન્ય અન્તર જીવથી પણ અધિક હોવાથી તેને અન્તરતર કહેલ છે. આથી જે આત્મા પ્રીતિનો વિષય છે તે પરમાત્મા જ છે, તેથી અહિંઆં સૂત્રમાં કહે છે કે કાર્ય-જીવના આખ્યાન (કથન)થી અપૂર્વ જૂદા ઇશ્વરજ પ્રીતિના વિષય છે. ૧૮

**શંકા**—ભગવાન્ જો અવતાર ધારણ કરે છે તો પછી અવતાર દશામાં વિગ્રહ-દેહ હોય છે, અને દેહમાં ચક્ષુ શ્રોત્ર વગેરે જૂદા જૂદા આકારના અવયવો હોય છે. આ અવયવોને લીધે આત્મામાં વિલક્ષણતા ભેદ જોવામાં આવે છે. આત્મા તો એકરસ છે, તો પછી કહેલું કર્મ બ્રહ્મમાં અનુપપન્ન છે.

**ઉત્તર**—ભલે ચક્ષુ શ્રોત્ર વગેરેનું કર્મથી વૈલક્ષણ્ય હોય તોપણ બ્રહ્મ એક રૂપજ છે.

**શંકા**—શાથી?

**ઉત્તર**—કારણકે બ્રહ્મ સાથે તે સર્વનો અભેદ છે. તે સર્વનો અભેદ છે તેથી. આને માટે અમે તમને એક દૃષ્ટાન્ત આપીશું. જેમ કડા, કુંડળ વગેરે આકારોમાં ભેદ છે છતાં પણ સુવર્ણ રૂપે તે એકજ છે, તે તમામનું સુવર્ણ એકજ છે. સુવર્ણ સિવાય બીજું કશું ત્યાં નથી. આથી જોનારાઓ તો કડાં વગેરે ઘાટને જોવા છતાં સોનું જ તેમાં જુએ છે. અને સોનાથી તેનો વ્યવહાર કરે છે. તેજ પ્રમાણે બ્રહ્મના અવયવો પણ બ્રહ્મ રૂપ છે. અવયવોથી બ્રહ્મની એકતામાં બાધ આવતો નથી. સાકરની પુત્તળીમાં જ્યાં જોઇએ ત્યાં સાકરજ છે; તેમ અવયવોમાં બ્રહ્મજ છે. બ્રહ્મનું સ્વરૂપ ઉપનિષદથી જણાય છે. ત્યાં બ્રહ્મ સર્વરૂપ, પ્રાણ, વાક્, મન વગેરે રૂપે બને છે. એમ બૃ, ૧-૪-૭માં કહે છે. અર્થાત્ પ્રાણ, વાક્

વગેરે વસ્તુતઃ બ્રહ્મજ છે. તેમના વિષે પ્રાણ, વાક્ વગેરેની સંજ્ઞાનો નિર્દેશ જે કરવામાં આવ્યો છે તે વ્યવહારની દૃષ્ટિએ. આથી બ્રહ્મની અખણ્ડતા તથા સચ્ચિદાનંદતામાં બાધ આવતો નથી. આથી અનાવિર્ભૂત રૂપની માફક આવિર્ભૂત રૂપવાળા બ્રહ્મમાં પણ વ્યાપકત્વ, એકરસત્વ, અખણ્ડ સચ્ચિદાનંદત્વ વગેરે સ્વરૂપ ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ. બ્રહ્મનું વિરુદ્ધ ધર્માશ્રયત્વ તો આગળ જણાવ્યું છે. ૧૯,

**સૂત્ર ૨૦**—સાક્ષાત્ આ વિભૂતિ સ્વરૂપમાં પૂર્ણ ધર્મોનો ઉપસંહાર કરીને, કંઇક કાર્ય કરવાની ઇચ્છાથી જેમ ઇન્દ્રમાં ભગવાનનો આવેશ થયેલો તે રીતે કદાચ કોઇક જીવમાં પોતે આવેશ પામે તો ત્યાં બ્રહ્મના કેટલાક ધર્મો જોવામાં આવે છે. અહિંઆં **શંકા** એ થાય છે કે ભગવદાવિષ્ટ જીવમાં તો કે ભગવાનના થોડાજ ધર્મો જોવામાં આવે છે. અમુક કાર્ય કરવા માટે ભગવાન્ તેમાં આવેશ પામે છે અને તેને લીધે તે અમુક ધર્મ દેખાડે છે. તો અહિંઆં ભગવાનના તમામ ધર્મોનો ઉપસંહાર કરવો કે નહિ? આનું સમાધાન આ સૂત્રમાં તથા પછીના સૂત્રમાં કર્યું છે. આ સૂત્રમાં વિધિપક્ષે સમાધાન છે. પછીના સૂત્રમાં નિષેધપક્ષથી છે.

વિધિપક્ષનું સમાધાન એ છે કે ત્યાં પણ ભગવાનના ધર્મોનો ઉપસંહાર કરવો જોઇએ. જે જીવમાં ભગવાનનો આવેશ હોય તે જીવના સેવકોએ તેમને ભગવાન્ તરીકે જાણવા અને તેની ઉપાસના–સેવા કરવી. જેમ લોઢાના ગોળામાં અગ્નિનો સંબન્ધ થતાં આખા ગોળામાં તાપ દેખાય છે, તેમ જીવમાં ભગવાનનો આવેશ થતાં ભગવાનના ધર્મો તેમાં વ્યાપે છે. વળી જેમાં ભગવાનનો આવેશ હોય છે એવા આ જીવને તેના સેવકો તેને જીવ તરીકે માનતા નથી. પણ ભગવાન્ તરીકે માને છે. આથી તેમની ઉપાસના જીવગામિની બનતી નથી. આજ રીતે तं यथा यथोपासते तथैव भवति तद्वैतान्भूत्वावति વગેરે વાક્યથી ગુરુમાં જીવ બુદ્ધિનો નિષેધ કરવામાં આવે છે. કારણ કે ગુરુમાં પણ જીવોને ભક્તિના માર્ગમાં ચઢાવવાને ભગવાનનો તે રૂપથી આવેશ છે. આજ ન્યાયથી પ્રતિમામાં પણ ભગવાનનો આવેશ છે. એમ માનીને ભગવાનના ધર્મોનો ત્યાં ઉપસંહાર કરવો. ૨૦

**સૂત્ર ૨૧**—હવે નિષેધપક્ષથી સૂ. ૨૦ની શંકાનું સમાધાન કરે છે. જે ભગવાનના આવેશવાળા ભક્તને જાણીને એમ માને છે કે આના ભજનથી મારી કૃતાર્થતા થશે, અને તેથી હું પરમ ફલ મેળવીશ, તેણે ભગવદાવિષ્ટ જીવમાં ભગવાનના ધર્મોનો ઉપસંહાર કરવો નહિ. અર્થાત્ અમુક જીવમાં ભગવાનનો આવેશ જાણવા છતાં, એ જીવ પ્રતિ તે 'ભક્ત' છે એવી જેની બુદ્ધિ છે–તેને ભક્ત તરીકે જ જાણે છે, ભગવાન્ તરીકે નહિ. તેને માટે એમ કહેવામાં આવે છે કે તેણે ભક્ત તરીકે જ તેને ભજવા, ભગવાન્ તરીકે નહિ. આથી ભગવાનના ધર્મોનો ઉપસંહાર ત્યાં નહિ કરવો. ઉપરના સૂત્રમાં આવિષ્ઠ જીવ માં 'ભગવાન' તરીકે તેના ભક્તની બુદ્ધિ હતી; અને અહિંઆં 'ભક્ત' તરીકેની જ બુદ્ધિ છે. માટે ઉપર ઉપસંહાર કરવાનું કહ્યું છે અને અહિંઆં તે ઉપસંહાર નહિ કરવાનું કહે છે. ૨૧.

**સૂત્ર ૨૨**—શા માટે ઉપસંહાર નહિ કરવો તે માટે અન્ય હેતુ આ સૂત્રમાં આપે છે તેવા ભક્તો માં તો ભગવાન્ સઘળા ધર્મો પ્રત્યક્ષ દર્શાવે છે. આથી ત્યાં સન્નિધાનનો નિશ્ચય થતાં તેના સાધનભૂત ઉપસંહારની અપેક્ષા જ નથી એવો અર્થ છે. ૨૨.

**સૂત્ર ૨૩-શંકા**—તેવા ભક્તમાં (જેમાં ભગવાનનો આવેશ છે તેવા ભક્તમાં અલૌકિક ભગવાનના) ધર્મો ઐશ્વર્ય વગેરેને જોઇને તેના સેવકો તે ભગવદાવિષ્ટ ભક્તમાં ભગવાનના વ્યાપકત્વ વગેરે ધર્મોનો પણ ઉપસંહાર કરશે. તો પછી વ્યાપકત્વ વગેરે ધર્મોનો તેવા ભક્તમાં ઉપસંહાર કરવો કે નહિ?

**ઉત્તર**—ના, વ્યાપકત્વ વગેરે ધર્મોનો ઉપસંહાર તો તે ભગવદાવિષ્ટ ભક્તમાં ન કરવો, કારણ કે તે પણ જીવજ છે, અને તેના સેવકો તેને જીવ તરીકે જાણે છે. આથી જીવમાં તે ધર્મો હોઇ શકે નહિ. તે ધર્મો ભગવાનમાં જ હોય છે. તે જીવમાં કચિત્વ તે ધર્મો દેખાય છે. તે તો ભગવાનના આવેશને લીધે જ.

આથી જેમ અગ્નિ જ્યાં સુધી હોય ત્યાં સુધી લોઢાના ગોળામાં તાપ હોય છે, તેમ ભગવાનનો આવેશ હોય ત્યાં સુધી અમુક ધર્મો ત્યાં દેખાય છે, સર્વદા નહિ. માટે ભગવાનના આ ધર્મોનો ઉપસંહાર જીવમાં કરવો નહિ. વ્યાપકત્વાદિ ધર્મો બ્રહ્મનાજ છે. અન્યના નહિ. વ્યાપકત્વાદિ ધર્મો બ્રહ્મના જ છે, અન્યના નહિ તે વિષે રાણાયનીયોના ખીલોમાં (તૈ. બ્રા. ૨-૪-૬માં) કહેવામાં આવે છે" "ब्रह्मज्येष्ठा वीर्या संभृतानि ब्रह्माग्रे ज्येष्ठं दिवमाततान, ब्रह्मभूतानां प्रथमं तु जज्ञे तेनार्हति ब्रह्मणा स्पर्धितुं कः" આમાં બ્રહ્મના વીર્યનું વર્ણન છે. ભગવાન્ સિવાયનાઓને જો કોઇ વીર્ય પરાક્રમ કરવું હોય તો તેમને અન્યના સાહાય્યની અપેક્ષા રહે છે, તેઓ એકલા કંઇપણ કરી શકતા નથી, પણ ભગવાન્ જ એવા છે કે જેમને કોઇ કાર્ય કરવાને અન્યની અપેક્ષા નથી. સૃષ્ટિ વગેરે કાર્ય પોતે એકલા જ કરે છે, માટે ઉપરની શ્રુતિમાં વીર્યને "બ્રહ્મ જ્યેષ્ઠ" કહેલ છે. અર્થાત્ તે વીર્ય બ્રહ્મ જ મુખ્ય છે. બ્રહ્મને અન્યની અપેક્ષા નથી. બીજાઓનાં વીર્ય તો વચમાં અટકી જાય છે, કંઇક અડચણુ નડતાં તેમનાં પરાક્રમોમાં ભંગ પડે છે. પણ બ્રહ્મ જ એવું છે કે જે ઠેઠ સુધી પોતાના પરાક્રમો ધારણ કરે છે. ઇન્દ્રાદિના જન્મ પહેલાં પણ બ્રહ્મનીજ સ્વર્ગ વગેરેમાં વ્યાપ્તિ છે. અર્થાત્ તે મૂળથી વિશ્વવ્યાપક છે એમ જણાવવાને શ્રુતિમાં 'ब्रह्माग्रे दिवमाततान' કહ્યું છે, અર્થાત્ સર્વત્ર બ્રહ્મ છે, તે બ્રહ્મમાં સ્થળનો પરિચ્છેદ નથી. કાળનો પણ પરિચ્છેદ નથી એમ જણાવવાને કહે છે કે તે બ્રહ્મજ ભૂતોની પૂર્વે હતી. (ब्रह्म भूतानां प्रथमं तु जज्ञे) આ રીતે દેશ તથા કાલના પરિચ્છેદ રહિત, વીર્યથી પૂર્ણ, અને વ્યાપક બ્રહ્મ છે. આથી તેવા બ્રહ્મની તુલ્ય નહિ હોવાથી તેના ધર્મનો ઉપસંહાર કરવો નહિ. વળી આવા માહાત્મ્યવાળું બ્રહ્મ પોતાના ભક્ત ભક્તને અનુભવો દર્શાવે છે તથા ભજન રસનો અનુભવ કરાવે છે. આવા ભક્ત ભક્તને ઐહિક તથા પારલૌકિક કોઇ પણ ફલની અપેક્ષા નથી. આથી તેનો ઉપસંહાર પણ આવશ્યક નથી.

(સાર) આ અધિકરણમાં નીચે પ્રમાણે કહે છે.

(૧) તૈ. ૨-૧માં અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય એ પાંચનું જે વર્ણન આવે છે, તે બીજાઓ જેમ તેમને કોશરૂપે સમજે છે તે નથી, પણ તેમાંનાં પ્રથમ ચાર વિભૂતિરૂપો છે, અને આનન્દમય એ વિભૂતિમાન્ છે. તે તમામનો આત્મા આનન્દમય હોવાથી તેજ વિભૂતિવાળું તથા પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપ છે.

અથવા આ સૂત્રનું પ્રયોજન બૃ. ૧-૪-૮ની શ્રુતિમાંથી ઉદ્ભવના સંશયને ટાળવાનું છે. ત્યાં આત્માને પ્રીતિનો વિષય કહેલ છે. આથી પ્રીતિ ઉપાધિ આત્માને હોવાથી તે જીવ હોવો જોઇએ એમ કોઇને શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે કે ત્યાં આત્મા જીવ નથી પણ બ્રહ્મ છે. તેના સમર્થનમાં બૃ. ૧-૪-૭ની શ્રુતિનો આધાર દેખાડવામાં આવે છે. ત્યાં આત્માને પ્રાણ, વાક્, મન વગેરે રૂપે કહ્યું છે. આ રૂપો જીવનાં નથી પણ સર્વરૂપ બનવાને સમર્થ એવા આત્મા બ્રહ્મનાં છે. સૂ૦ ૧૮

(૨) બ્રહ્મના આવિર્ભાવ પામેલાં રૂપોમાં ચક્ષુ, શ્રોત્ર વગેરે અવયવો હોય છે, પણ તે બ્રહ્મરૂપ છે. બ્રહ્મની સાથેજ તેમનો અભેદ છે, કડાં તથા કુણ્ડળી વગેરે જેમ સોનું છે તે રીતે. સૂ૦ ૧૯

(૩) કોઇ ભગવદ્ભક્તમાં અમુક કાર્ય કરાવવાની ઇચ્છાથી ભગવાન્ તેમાં પોતાનો આવેશ કરાવે તો તેમાં ભગવાનના ધર્મોનો ઉપસંહાર કરવો કે નહિ, આનો ઉત્તર બે રીતે આપેલો છે, એક હકારથી અને બીજો નકારથી. હકાર ઉત્તર એ છે કે જો ભગવદાવિષ્ટ ભક્તમાં ભગવાનની બુદ્ધિ હોય તો તેમાં તેમના ધર્મોનો ઉપસંહાર કરવો, જો તે પ્રમાણેની બુદ્ધિ ન હોય, અર્થાત્ તેને ભક્ત તરીકેજ માનતા હોય તો ન કરવો. (સૂ૦ ૨૦, ૨૧, ૨૨)

(૪) વ્યાપકત્વ, ઐશ્વર્ય વગેરે ધર્મો ભગવાનનાજ છે. તેથી આવિષ્ટ જીવમાં તેનો ઉપસંહાર કરવો નહિ. સૂ૦ ૨૩

---

૪૫ું અધિકરણ.

**સૂત્ર ૨૪**—તૈત્તિરીયારણ્યકમાં પુરુષ સૂક્તમાં પુરુષનું વર્ણન આવે છે. ત્યાં પુરુષને હઝાર માથાવાળો, હઝાર મોઢાવાળો એવી રીતે વર્ણવ્યો છે. ત્યાંજ બ્રહ્મવિત્પ્રપાઠકમાં 'અથવા તે આ પુરુષ અન્નમય છે' ત્યાંથી આરંભીને પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમયાત્મક બ્રહ્મના સ્વરૂપને નિરૂપીને "તે આ પુરુષવિધ છે" એમ ત્યાં કહે છે. અર્થાત્ આનન્દમયાધિકરણમાં બ્રહ્મને પુરુષવિધ જણાવેલ છે. અહિંઆં શંકા થાય છે કે અન્નમયાદિમાં પણ તેમને પુરુષવિધ કહ્યા છે, તો પછી પુરુષ સૂક્તમાં પુરુષને હઝારો માથાવાળો વગેરે એ પ્રમાણે જે કહ્યું છે તેવી રીતનું જ અન્નમયાદિમાં વર્ણન સમજવું કે કેમ? અર્થાત્ પુરુષસૂક્તમાં જે પુરુષના ધર્મો છે તેનો ઉપસંહાર અન્નમયાદિમાં કરવો કે નહિ?

આ વિષે **પૂર્વપક્ષી**ની માન્યતા એવી છે કે સર્વત્ર બ્રહ્મજ ઉપાસ્ય હોવાથી અહિંઆં પણ ઉપાસનાની ઉક્તિ છે તેથી, તેમજ બ્રહ્મત્વ અને પુરુષત્વ વચ્ચે કોઇ ફેર નથી તેથી, વેદ્યના ઐક્યમાં વિદ્યાના ઐક્યથી ઉપસંહાર કરવો જોઇએ.

**સિધ્ધાન્તી** આનો ઉત્તર આ પ્રમાણે આપે છે. અન્નમયાદિ ચારમાં હઝારો માથાં હોવાં વગેરેનો ઉપસંહાર કરવો જોઇએ નહિ. શાથી? પુરુષવિદ્યામાં પુરુષનું નિરૂપણ છે તેમ અન્નમયાદિ ચારના સ્વરૂપનું અન્નમયાદિ પ્રકરણમાં કથન નથી તેથી પુરુષ વિદ્યામાં પુરુષનું વર્ણન છે. ત્યાં તેનો મોટો મહિમા તથા સર્વમાં શ્રેષ્ઠતા જણાવી છે. અન્નમયાદિમાં તે પુરુષનું વર્ણન કરવાનું પ્રયોજન નથી. તેથી ત્યાં અન્નમયાદિનું સ્વરૂપ પુરુષ છે એમ નહિ કહેતાં તે પુરુષ વિધ છે એમ કહે છે. આથી જે ધર્મો પુરુષના પુરુષ સૂક્તમાં વર્ણવેલા છે તે અહિંઆં અન્નમયાદિ વિષે લેવાના નથી અન્નમયાદિ ચાર તો વિભૂતિરૂપો છે, તેથી "હઝારો માથાં હોવાં" વગેરે જે ધર્મો પુરુષના-મૂળ બ્રહ્મના છે તે અહિંઆં અન્નમયાદિમાં નથી. માટે તેમનો ઉપસંહાર અન્નમયાદિમાં કરવો નહિ.

**(સાર)** પુરુષ સૂક્તમાં જેમ પુરુષનું વર્ણન કર્યું છે તેમ અન્નમયાદિનું વર્ણન કરતાં તેમના સ્વરૂપને પુરુષવિધ કહેલ છે, તો અહિંઆં શંકા થાય કે અન્નમયની પુરુષવિધતામાં પુરુષસૂક્તમાં જણાવેલા પુરુષના ધર્મો હશે કે નહિ? ત્યાં પુરુષને હઝારો માથાવાળો વગેરે કહેલ છે તો તે અન્નમયાદિ ચારમાં ખરા કે નહિ? પૂર્વપક્ષી કહે છે કે બ્રહ્મનાંજ તે તમામ સ્વરૂપો હોવાથી, વેદ્ય એક છે તેથી વિદ્યાની પણ એકતા છે અને તેને લીધે પુરુષ સૂક્તમાં જણાવેલા ધર્મો અન્નમયાદિમાં ઘટી શકે. સિદ્ધાન્તી આનો ઉત્તર આપે છે કે પુરુષ સૂક્તના પુરુષના ધર્મોનો ઉપસંહાર અન્નમયાદિમાં લઇ શકાય નહિ. કારણ કે અન્નમયાદિ એ ચાર વિભૂતિઓ છે, જ્યારે પુરુષ બ્રહ્મ છે. વળી પુરુષ સૂક્તમાં પુરુષનું વર્ણન છે જ્યારે અન્નમયાદિમાં તેમના સ્વરૂપની પુરુષવિધતા છે. આથી પુરુષના ધર્મોનો ઉપસંહાર અન્નમયાદિમાં લેઈ શકાય નહિ.

---

૫૫ું અધિકરણ.

**સૂત્ર ૨૫**—ભગવાન્‌નું ભજન તે નિર્દોષ છે એવા જ્ઞાન પૂર્વક કરવું જોઇએ એમ જણાવવાને અન્ય અધિકરણને કહે છે. બૃહદારણ્યકમાં ઉદ્‌ગીથ બ્રાહ્મણમાં દેવો તથા અસુરોના યુદ્ધનું વર્ણન છે તે નીચે પ્રમાણે છે.

પ્રજાપતિની દેવો તથા અસુરો એમ બે પ્રજાઓ હતી. દેવોની સંખ્યા નાની હતી, અને અસુરોની મોટી. આ બન્ને એક બીજા સાથે સ્પર્ધા કરવા લાગ્યા. દેવો કહેવા લાગ્યા કે આપણે યજ્ઞમાં ઉદ્‌ગીથથી આ અસુરોનો પરાજય કરીએ.

આથી દેવોએ વાક્‌ને કહ્યું "અમારે માટે ઉદ્‌ગીથનું ગાન કરો" વાણીએ કહ્યું "ભલે." પછી તેમને માટે ઉદ્‌ગીથનું ગાન કર્યું. અસુરોને આની ખબર પડી કે દેવો ઉદ્‌ગીથ વડે આપણો પરાજય કરશે. તેથી તેઓ તેની પાસે દોડી ગયા. અને પોતાના પાપવડે વાગ્દેવતાને મારવા લાગ્યા (અર્થાત્ પાપથી દૂષિત કર્યા)

પછી પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મનથી ઉદ્‌ગીથનું ગાન અનુક્રમે કરાવ્યું. પણ અસુરોએ પ્રથમની માફક પોતાનાં પાપવડે તેમને મારવા માંડયું. આથી આસન્ય પ્રાણ પાસે ઉદ્‌ગીથનું ગાન કરાવ્યું. અસુરો આસન્ય પ્રાણને પોતાના પાપથી મારવાને દોડયા પણ જેમ માટીનું ઢેફું પત્થરની સાથે અથડાતાં ચૂરે ચૂરા થઈ જાય છે તેમ તે અસુરોનો નાશ થઇ ગયો.

ઉપર પ્રમાણેની આખ્યાયિકા બૃહદારણ્યકમાં આવે છે. તેવીજ છાંદોગ્યમાં પણ છે. પણ ત્યાં આસન્યની ઉદ્‌ગીથ તરીકેની ઉપાસના કરી છે.

અહિંઆ સંદેહ એ રહે છે કે વાક્, પ્રાણ, શ્રોત્ર, ચક્ષુ, અને મન એ બધાંઓનો જેમ દેહ સાથે સંબન્ધ છે તેમ આસન્યનો છે, છતાં વાક્ પ્રાણ વગેરેને અસુરોના પાપનો પ્રહાર થયો હતો. (અસુરોના પાપથી તેઓ હણાયા). જ્યારે આસન્યને પાપનો વેધ કહ્યો નથી તેનું કારણ શું?

**પૂર્વપક્ષી** એમ કહે છે કે ત્યાં આસન્યની ઉપાસના વિધેય હોવાથી તેનો ઉત્કર્ષ જણાવવાને વાક્ વગેરેમાં પાપનો વેધ કહ્યો છે. અને આસન્યમાં કહ્યો નથી. વસ્તુતઃ તો વાક્ વગેરે તેમજ આસન્ય તુલ્ય છે. જેમ ગાયો અશ્વો વગેરે પશુઓ છે અને અન્ય અપશુઓ છે તેની માફક. જો આ પ્રમાણે વેદ અસદ્ અર્થનો બોધ કરે કરે તો તેમાં અવિશ્વાસનો પ્રસંગ આવે.

**સિધ્ધાન્તી** આનો ઉત્તર આપતાં કહે છે—વાક્ પ્રાણાદિમાં જે પાપનો વેધ તથા દુષ્ટ વિષયનો સંબન્ધ કહ્યો છે તે અર્થના ભેદથી છે. **અર્થ** એટલે **બ્રહ્મ** તેનાથી. તેમનો અભેદ દેખાડવાને માટે. સર્વ વેદાન્તથી બ્રહ્મનું જ્ઞાન થાય છે એ ન્યાયે સર્વત્ર બ્રહ્મજ ઉપાસ્ય હોવાથી, અહિંઆં આસન્ય તેનાથી અભિન્ન તરીકેજ છાંદોગ્યમાં ઉપાસ્ય તરીકે કહેવાય છે—માટેજ છાંદોગ્યમાં તેનાં પાપ દૂર થયાં છે એમ કહેલું છે. "પાપ દૂર હોવાં" તે બ્રહ્મનો અસાધારણ ધર્મ છે, બ્રહ્મ સિવાય બીજું કંઈ પણ પાપથી દૂર ખરી રીતે નથી. બ્રહ્મમાંજ પાપ હોતાં નથી, આ અસાધારણ ધર્મ ભગવદ્દત્ત છે. અને પોતાની મુખ્ય વિભૂતિરૂપ તે આસન્યમાં હોવાથી, તેને પાપનો વેધ નથીઃ તેમ દુષ્ટ વિષયનો સંબન્ધ નથી. આથી એમ જણાવવા માગે છે કે ભગવાનની વિભૂતિનું રૂપ દોષ રહિત છે એમ જાણીને જે તેની ઉપાસના કરે છે તે જાતે નિર્દોષ બને છે તો પછી સાક્ષાત્ ભગવાનને નિર્દોષ જાણીને જે ઉપાસના કરે છે તે નિર્દોષ બને એમાં શું આશ્ચર્ય? માટે ભગવાનને નિર્દોષ જાણવા. તેમનામાં મોહ, વ્રણ, પલાયન વગેરે જણાય તો પણ તેને ગુણો સમજવા કારણ કે અસુરોને મોહ પમાડવાને માટે જ ભગવાન્ તે ગુણો દેખાડે છે. (''अज्ञत्वं पारवश्यं च विधिभेदादिकं तथा प्राकृतदेहत्वं देहत्यागादिकं तथा असुराणां विमोहार्थं दोषा विष्णोर्नहि कश्चित्'') માટે ભગવાનને નિર્દોષ જાણીને ભજન કરવું.

**(સાર)** બૃહદારણ્યકની ઉદ્‌ગીથ વિદ્યામાં તથા છાંદોગ્યમાં વાક્, પ્રાણ, શ્રોત્ર, મન વગેરેને પાપનો વેધ કહ્યો છે પણ આસન્યને કહ્યો નથી, તો અહિંઆં શંકા થાય કે આસન્યનો પણ વાક્ વગેરેની માફક દેહ સાથે સંબન્ધ છે- તો તેને પાપનો વેધ કેમ કહ્યો નથી? આનો ઉત્તર સિદ્ધાન્તી સૂત્રકાર એવો આપે છે કે વાક્ પ્રાણ વગેરે અને આસન્ય તે બન્નેનો ત્યાં ભેદ છે. આસન્યને ત્યાં બ્રહ્મથી અભિન્ન કહીને તેને ઉપાસ્ય જણાવેલ છે. વાક્ પ્રાણને ત્યાં ઉપાસ્ય જણાવેલ નથી. આથી આસન્ય બ્રહ્મની વિભૂતિ હોવાથી તેને પાપવેધ નથી અર્થાત્ નિર્દોષ છે. આથી એમ જણાવવાને માગે છે કે આ વિભૂતિને નિર્દોષ જાણીને ઉપાસના કરનાર નિર્દોષ બને છે. તો પછી ભગવાનને નિર્દોષ જાણીને ભજનારની નિર્દોષતા માટે તો કહેવું જ શું? માટે ભગવાનને નિર્દોષ જાણીને ભજવા. ૨૫

**સૂત્ર ૨**:—આ પ્રમાણે ભગવાનના સંબન્ધના અભાવમાં દોષને સંબન્ધ જણાવીને, ગુણહાનિ પણ કહેતાં ભગવાનના સંબન્ધમાં ગુણ પ્રાપ્તિરૂપ વિશેષને કહે છે. મું. ૩–૧–૩માં નીચેની શ્રુતિ આવે છે यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम्, तदा विद्वान्पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्य मुपैति" આનો અર્થ એ છે કે દ્રષ્ટા જીવ જ્યારે રુકમવર્ણ, કર્તા, ઇશ અને (અક્ષર) બ્રહ્મની યોનિ એવા પુરુષને જુએ છે ત્યારે તે બ્રહ્મજ્ઞાનવાળો થઇને અવિદ્યાનાં કાર્ય પાપ અને પુણ્યનું વિધૂનન કરે છે, અર્થાત્ જ્ઞાનથી તેની નિવૃત્તિ કરે છે અને અવિદ્યા રહિત બને છે. પછી તે પરમ કહેતાં બ્રહ્મની પાસે જાય છે. બ્રહ્મને પ્રાપ્ત કરે છે. ત્યાર પછીથી બ્રહ્મની સાથે સમાનતાને તે પ્રાપ્ત કરે છે" આ શ્રુતિમાં જીવ બ્રહ્મની સાથે સમાનતા પ્રાપ્ત કરે છે એમ કહે છે. પણ અન્ય શ્રુતિમાં એમ કહ્યું છે કે બ્રહ્મની સમાન તથા તેનાથી અધિક કંઇ પણ નથી. તો પછી આ શી રીતે સંભવે? વળી બીજી શ્રુતિમાં "બ્રહ્મ મચ્છર સમાન તથા હાથીની સમાન છે" એમ કહેલું છે. આનો જો આપણે વિચાર કરીશું તો ત્યાં સામ્ય પ્રતીત થાય છે. આથી બ્રહ્મની સાથે જીવનું સામ્ય નથી એમ નથી. સામ્ય તો છે. તો તે કેવી રીતનું? ધર્મોથી સામ્ય જો હોય તો તમામ ધર્મોથી અર્થાત્ બ્રહ્મના તમામ ધર્મો તે પ્રાપ્ત કરે છે, અગર થોડા ધર્મોથી? આ શંકા સહજ ઉપસ્થિત થાય એમ છે. માટે તે શંકાનું નિવારણ કરવાને આ સૂત્રની યોજના કરી છે. આમાં કહે છે કે બ્રહ્મથી જીવ જ્યારે છૂટો પડે છે ત્યારે છૂટા પડતા પહેલાં ભગવાનના ઐશ્વર્યાદિ જે ધર્મો હતા તે છૂટા પડયા પછીથી તેમાં તિરોધાન પામે છે. પણ જ્યારે બ્રહ્મનું જ્ઞાન મેળવીને તે પરમ બ્રહ્મને પ્રાપ્ત થાય છે ત્યારે તે તિરોહિત થયેલા ધર્મોજ ફરીથી આવિર્ભાવ પામે છે. અને એ રીતે સામ્ય પ્રાપ્ત કરે છે. આમાં હેતુ સૂત્રમાં "ઉપાયન શબ્દ" આપેલો છે. મૂળ શ્રુતિમાં उपैति શબ્દ છે. તેની ઉપરથી "ઉપાયન" શબ્દ બન્યો છે. અર્થાત્ શ્રુતિમાં ઉપાયન શબ્દ હોવાથી તે ધર્મોથી તે સામ્ય પ્રાપ્ત કરે છે એમ અર્થ છે.

અહિંઆં શંકા થાય કે જો આનન્દાદિ ધર્મોથી જીવ બ્રહ્મ સાથે સામ્ય પ્રાપ્ત કરતો હોય તો પછી બ્રહ્મની સાથે તેનો અભેદજ થાય? આ શંકાનું સમાધાન કરવાને 'કુશાચ્છન્દઃ સ્તુત્યુપગાન'ની માફક એમ કહીને દૃષ્ટાંત આપ્યું છે–કુશ કહેતાં ઉમરડાની સમિધ સ્તોત્રની સંખ્યા ગણવા માટેની ઉદ્‌ગાતાની કોઇ એક લાકડાની બનેલી સળી. તેમના સંબન્ધી જે છન્દઃ સ્તુતિનું ઉપગાન છે તેની માફક અર્થાત્ અહિંઆં તૈ. સં. ૫–૩–૨૨ની अभित्वा शूर नोनुम નામની ઋચાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ ઋચાનું જ્યારે ગાન કરવાનું હોય ત્યારે સ્વરનો ઉપસંહાર કરીને "ભ"કારથી ગાન કરવામાં આવે છે. આથી "ભ"કારથી જે ગાન કરવામાં આવે છે તેથી, તે ઋગાત્મક બનતું નથી. તેજ પ્રમાણે અહિંઆં આનન્દાદિ ધર્મોથી સામ્ય પ્રાપ્ત કરવા છતાં જીવની બ્રહ્મ સાથે અભેદતા બનતી નથી. અર્થાત્ જીવ તે બ્રહ્મ બનતો નથી. જીવ બ્રહ્મની સાથે અમુક ધર્મોનું સામ્ય મેળવે છે. અમુક ધર્મો તેને પ્રાપ્ત થતાં તે બ્રહ્મના જેવો બને છે બ્રહ્મ બનતો નથી.

**શંકા**—પણ तत्त्वमसि એ વાક્યમાં તો જીવાત્મા અને પરમાત્મા વચ્ચેનો અભેદ જણાવ્યો છે તો પછી તમે તે અભેદતાનો કેમ નિષેધ કરો છો?

**ઉત્તર**—ઉપરના વાક્યદ્વારા તમે જે અભેદતા જણાવવા માગો છો, તેમાં કેવા પ્રકારની અભેદતા છે અને તેનું તાત્પર્ય શું છે તે અમે બ્ર. સૂ. ૩–૩–૨૯માં જણાવ્યું છે. એટલે અહિંઆં તેનું પિષ્ટ પેષણ કરવા માગતા નથી. ત્યાં અમે જણાવ્યું હતું કે तत्त्वमसि એટલુંજ વાક્ય નથી, પણ તે આખો મંત્ર જેમાં આ શબ્દો આવે છે તે વાક્ય બને છે. આથી તે આખા વાક્યનું અવધારણ કર્યા સિવાય તેમાંથી तत्त्वमसि એવા શબ્દોને જૂદા કાઢવાથી તેનું તાત્પર્ય બરાબર સમજાતું નથી. વળી અહિંઆં તત્+ત્વમ્+અસિ આમ જે ત્રણ શબ્દો આમાં છે, અને તેમાં तत કહેતાં બ્રહ્મ, त्वम् એટલે જીવ અને

असि એટલે "છે" એમ જે જણાવવામાં આવે છે તે બરાબર નથી; કારણ કે વસ્તુતઃ तत्त्वम् બે શબ્દો નહિ પણ એકજ છે. "तत्" શબ્દને "त्व" ભાવવાચક પ્રત્યય લગાડયો છે, "तत्" એટલે બ્રહ્મ, અને 'त्व' લગાડતાં બ્રહ્મત્વ, બ્રહ્મરૂપ એમ અર્થ થાય છે. અર્થાત્ तत्त्वमसिનો અર્થ તું બ્રહ્મરૂપ છું. બ્રહ્મની સમાન છું એમ અર્થ છે' તું બ્રહ્મ છું, એવો નથી. અર્થાત્ જીવ એ બ્રહ્મ નથી છતાં તેનામાં બ્રહ્મના અમુક ધર્મોનો આવિર્ભાવ જ્યારે થાય છે, ત્યારે તે બ્રહ્મ સાથે તુલ્યતા પ્રાપ્ત કરે છે, અને આથીજ તે બ્રહ્મરૂપ કહેવાય છે. જ્યાં સુધી આ તુલ્યતા પણ નથી, આથી ત્યાં અભેદતા તાદાત્મ્યના અર્થમાં જણાવી છે એમ કહેવું તે યુક્ત નથી. બ્ર. સૂ. ૩-૨-૫માં જીવ એ બ્રહ્મનો અંશ છે અને આનન્દ ઐશ્વર્યાદિ બ્રહ્મના ધર્મવાળો પણ તે છે. પણ જ્યારે બ્રહ્મથી તે છૂટો પડે છે ત્યારે બ્રહ્મની ઇચ્છાથી તેના ધર્મોનું તિરોધાન થતાં તે સંસારી બને છે, આથી તેની સંસાર દશાનો હેતુ બ્રહ્મના ધર્મોનું તિરોધાન છે એ જે કહ્યું હતું, તેનું સ્મરણ આનાથી કરાય છે. આથી તેનું વિસ્મરણ કરવું જોઇએ નહિ. જેમ અન્ય શાખામાં કહેલા ધર્મોનો પણ એક વિદ્યામાં ઉપસંહાર થાય છે તેમ બ્રહ્મનિષ્ઠ ધર્મોનો ઉપસંહાર પણ જીવમાં આ શ્રુતિથી બોધાય છે તેથી આટલું સામ્ય છે આથી ઉપસંહાર પ્રકરણમાં આનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ૨૬

**(સાર)** જ્યાં સુધી ભગવાન્ સાથે સંબન્ધ હોય ત્યાં સુધી જીવમાં દોષનો સંબન્ધ હોતો નથી. જ્યારે જીવ ભગવાન્‌થી છૂટો પડે છે ત્યારેજ તેનામાં ભગવાન્‌ના ધર્મોનું તિરોધાન હોય છે, પણ જ્યારે બ્રહ્મજ્ઞાનથી તેની અવિદ્યાનાં કાર્ય પાપ પુણ્યથી નિવૃત્ત થાય છે ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે અને તે બ્રહ્મની સાથે સમાનતા મેળવે છે અર્થાત તિરોભૂત પામેલા ધર્મોનો ફરીથી આવિર્ભાવ થાય છે. ૨૬

---

## ૬ ઠું અધિકરણ.

**સૂત્ર ૨૭**—પાછલા અધિકરણમાં જીવના ભગવાન્ સાથેના સંબન્ધમાં વિશેષ કહીને ભગવત્સંબન્ધના સાધન જ્ઞાન અને ભક્તિમાં કયું વધારે ચડીઆતું છે તેના વિચાર કરવાને આ અધિકરણ રચે છે.

ભગવત્સંબન્ધના સાધનો જૂદાં જૂદાં કહ્યો છે. બૃહદારણ્યકમાં ૩-૯-૨૬માં બ્રહ્મના સ્વરૂપને જણાવીને બૃ. ૪-૪-૨૩માં બ્રહ્મવેત્તાના માહાત્મ્યનું વર્ણન કરે છે, ત્યાં તેના મહિમાને નિત્ય કહ્યો છે. બૃ. ૪-૪-૨૩માં શાન્ત, દાન્ત, ઉપરતિવાળો તથા તિતિક્ષાવાળો, શ્રદ્ધાવાળો ધનવાળો આત્માને આત્મામાં જાણે છે. એમ કહીને તેના સર્વાત્મભાવને જણાવે છે તથા તે સઘળાં પાપને તરી જાય છે એમ કહે છે. અર્થાત્ ત્યાં બ્રહ્મના જ્ઞાનનું માહાત્મ્ય પાપ તરવામાં છે એમ જણાવાય છે, કારણ કે જ્ઞાન તે સંસારમાંથી મુક્તિનું હેતુ છે, અથર્વણોપનિષદમાં ભગવાન્‌ની ભક્તિને મુક્તિના હેતુ કહેલ છે. તો અહિંઆં એ સંદેહ રહે છે કે નૃ. તા. પૂ. ૨-૧માં "જે આ પ્રમાણે કહે છે તે પાપને તરે છે, એમ જે કહે છે તેથી જ્ઞાનદશામાં પણ પાપની સત્તા છે કે નહિ? જો જ્ઞાનદશામાં પાપ ન હોય તો પછી જ્ઞાની પાપને તરી જાય છે એમ જે કહ્યું છે. તે પણ સંભવે નહિ. માટે જ્ઞાનદશામાં પાપની સત્તા છે કે નહિ? જો જ્ઞાનદશામાં હોય તો પછી ભક્તિદશામાં તે ખરૂં કે નહિ?

આ વિષે પૂર્વપક્ષી એમ કહે છે કે જ્ઞાનથી પૂર્વનાં પ્રારબ્ધ નાશ થાય તો મુક્તિ મળે છે. એમ શાસ્ત્રમાં કહ્યું છે. આથી ભક્તિથી પણ પ્રારબ્ધનો નાશ થાય તો મુક્તિ મળે છે. આમ હોવાથી જ્ઞાનદશામાં તેમજ ભક્તિની દશામાં મુક્તિ મેળવવાને માટે પ્રારબ્ધનો નાશ થવો જોઇએ. પ્રારબ્ધનો નાશ ન થાય ત્યાં સુધી મુક્તિ મળતી નથી. આથી જેમ જ્ઞાની પ્રારબ્ધનો નાશ કરીને મુક્તિ મેળવે છે તેમ ભક્ત પણ મેળવે છે. એટલે તે બન્નેની મુક્તિની સ્થિતિ તુલ્ય હોવાથી જ્ઞાન અને ભક્તિ તુલ્ય છે, અર્થાત્ જ્ઞાનમાં જેમ પાપની સત્તા હોય છે તેમ ભક્તિમાં પણ છે.

ઉપર પ્રમાણે પૂર્વપક્ષીએ કરેલી દલીલનો ઉત્તર **સિદ્ધાન્તી** આપતાં કહે છે કે સંપરાયમાં એટલે ભક્તિમાર્ગમાં પાપ તરવાનું હોતું જ નથી. 'સંપરાય'નો અર્થ જૂદી જૂદી રીતે કરવામાં આવેલ છે. એક અર્થ "પરલોક પ્રાપ્ત કરવાનો હોવાથી હજારો જન્મો સુધી તપ, ધ્યાન તથા સમાધિ કરવાથી મનુષ્યોનાં પાપ જ્યારે ક્ષીણ થઇ જાય ત્યારે કૃષ્ણમાં ભક્તિ ઉત્પન્ન થાય છે એમ કહેલું હોવાથી, તથા ભક્તિમાર્ગનું ફળ મુક્તથી જ મેળવાતું હોવાથી, પાપના નાશ પછીથી જ ભક્તિ સંભવે છે. અર્થાત્ ભક્તિ પૂર્વે પાપની સત્તા હોય છે. પણ ભક્તિમાર્ગમાં પ્રવેશ કર્યા પછી પાપ તરવાનું હોતું જ નથી. ભક્તિ પૂર્વે તે પાપ નાશ થયેલાં હોય છે. અને તેથી તે પાપના નાશ પછીથી જ ભક્તિ થાય છે. માટે તે ભક્તિથી પુરુષોત્તમના જ્ઞાનદ્વારા સાક્ષાત્ જ મુક્તિ હોય છે એમ જાણવું જોઇએ.

**શંકા**—પણ બ્ર. ૪-૪-૨૫માં તો "જે આ પ્રમાણે જાણે છે" એટલું જ બાધા ભારે કહ્યું છે. ત્યાં ફક્ત જ્ઞાનીને જ પાપ તરવાના છે, ભક્તને નહિ એવું કંઇ પણ કહ્યુ નથી, માટે ત્યાં જે કહેવામાં આવ્યું છે તે જ્ઞાન તથા ભક્તિ બન્નેને લાગુ પડે છે.

**ઉત્તર**—ત્યાં જે સાધારણ રીતે પાપને તરવાનું કહ્યું છે, તેથી એમ નિશ્ચય છે થતો નથી કે ભક્તિમાર્ગમાં પણ પાપની સત્તા છે. જ્ઞાન પછીથી પણ જેઓને પાપ તરવાનાં હોય છે, તે ભક્તિ માર્ગીયથી જૂદા હોય છે. પાપનો નાશ થાય ત્યારે જ ભક્તિનો ઉદય હોય છે આથી ભક્તિ માર્ગીયને પાપ નથી.

**શંકા**—આમાં હેતુ શો ?

**ઉત્તર**—હેતુ ઉપર "પાપના નાશ પછીથી જ ભક્તિ ઉત્પન્ન થાય છે." એવું જે વાક્ય કહ્યું છે તેજ છે. તે વાક્યથી આ બાબતમાં સંશય રહેવો જોઇએ નહિ. ૨૭

**સૂત્ર ૨૮ શંકા**—તમે એમ કહ્યું કે ભક્તિ માર્ગીયને પાપ તરવાનાં નથી, પણ ભક્તિમાર્ગીય ગોપસ્ત્રીઓના વિષે એમ કહેવામાં આવ્યું છે કે જ્યારે કૃષ્ણે રાસ કરવા માટે બંશી બજાવી ત્યારે કેટલાંક ગોપીઓ, ઘર વગેરેનો ત્યાગ કરીને કૃષ્ણ પાસે ગયાં પણ કેટલાંક ગોપીજન જે તેમના પતિ, સસરાઓની સત્તા નીચે હતાં, તે જઇ શકે એમ નહોતું તેથી તેમણે હૃદયથી ભગવાનનું ધ્યાન કર્યું અને તે ધ્યાનમાં ભગવાન્ સાથે તેમણે આશ્લેષ પ્રાપ્ત કર્યો અને તેનાથી તેમનાં સુકૃત તથા દુષ્કૃત દૂર થઇ ગયાં. આમ જે ભા. ૧૦-૨૯-૧૦માં કહ્યું છે તેમાં અને તમારા કથનમાં વિરોધ આવે છે.

**ઉત્તર**—ના, વિરોધ બિલકુલ નથી. તમારી સમજમાં ફેર છે. સામાન્ય રીતે ભક્તિમાર્ગમાં પાપની સંભાવના હોતીજ નથી. પણ કવચિત્ ભગવાનની **ઇચ્છાથી** ભક્તને પાપનો સંબન્ધ થાય છે, અર્થાત્ ભક્તોમાં પાપનો સંબન્ધ જો જોવામાં આવતો હોય તો ભગવાનની ઇચ્છાથીજ છે એમ સમજવું. આથી ગોપસ્ત્રીઓ ભગવાન્ પાસે અન્ય ગોપીઓની માફક જઇ ન શક્યાં તેમાં પણ ભગવાનની ઇચ્છા કારણ હતી. આ ઉપરથી એટલુંજ સમજવાનું કે, ભક્તિની પૂર્વેજ પાપ હોય છે, ભક્તિનો ઉદય થયા પછી નહિ, એમ જે કહ્યું તે અને ભક્તિ પછીથી પણ કદાચ ભગવાનની ઇચ્છાથી તે પાપનો સંભવ હોય છે એ કથન આમ એ બે કથનમાં કોઇ પણ વિરોધ નથી. બન્ને કથનો સાચાં છે. અર્થાત્ ભક્તિની પૂર્વે પાપનો નાશ એ નૈસર્ગિક છે. પણ તે પાપ કદાચિત્ ભગવાનની વિશેષ ઇચ્છાથી ભક્તમાં જોવામાં આવે છે. ૨૮

**(સાર)** આ અધિકરણમાં એમ કહે છે કે ભક્તિમાર્ગમાં પાપનો સંભવ નથી: ફક્ત જ્ઞાનમાર્ગમાં પાપનો સંભવ હોય છે. માટે જ્ઞાનીઓનેજ પાપ તરવાનાં હોય. ભક્તિનો એક વખત ઉદય થયો કે પછી તેમાં પાપની ગંધ સરખી હોતી નથી. (સૂ. ૨૮) તો પણ કવચિત્ ભગવાનની **ઇચ્છાથી** ભક્તમાં પાપ જોવામાં આવે છે. અને ભક્તિથી ભક્ત તે પાપનું નિવારણ કરે છે. આમ હોવામાં ભગવાનની ઇચ્છા એજ કારણરૂપ છે.

૭ મું અધિકરણ.

**સૂત્ર ૨૯—શંકા**-"બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" "તેનેજ જાણનાર અહિંઆં અમૃત બને છે" "અયન માટે બીજો માર્ગ નથી" વગેરે શ્રુતિનાં વાકયોમાં બ્રહ્મજ્ઞાન જ્યારે હોય ત્યારેજ મોક્ષ મળે છે એમ કહેવામાં આવે છે. વળી બીજી બાજુએ જેનું એ વરણ કરે છે તેનાથી તે પ્રાપ્ત થાય છે એમ કહેવામાં આવ્યું છે તેનાથી એમ સમજાય છે કે જો ભગવાન્ જાતેજ જીવનું વરણ કરે તો ભગવાનની પ્રાપ્તિરૂપ મોક્ષ બને છે અને વરણ એટલે સ્વીય તરીકે જીવનું અંગીકરણ. અર્થાત્ ભગવાન્ જીવને પોતાના તરીકે સ્વીકારે ત્યારેજ વરણ થયું કહેવાય. આવું વરણ ભકિતમાર્ગમાં જ હોય છે. તેથી ભકિત હોય ત્યારે ભગવાનની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે. તો શંકા એ થાય છે કે જ્ઞાન અને ભકિત બન્નેથી ભગવાન્ મળે છે કે એકલી ભકિતથી?

**પૂર્વપક્ષી** અહિંઆં એમ કહે છે કે ભ ગી. ૧૮-૫૫માં જણાવ્યા પ્રમાણે ભકિતમાર્ગમાં પણ **પુરુષોત્તમના જ્ઞાનથીજ** મોક્ષ કહેવાય છે. તેથી ત્યાં કહે છે "મને તત્ત્વથી જાણીને ત્યાર પછી પ્રવેશ કરે છે" જ્ઞાનમાર્ગમાં તો અક્ષર જ્ઞાનથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે. વળી ભા. ૬-૧૪-૬ માં ભક્તિ યુક્ત યોગીને માટે જ્ઞાન તથા વૈરાગ્યની જરૂર નથી એમ જણાવીને જ્ઞાનનો નિષેધ કર્યો છે. આમ જૂદાં જૂદાં વાકયો જોતાં એમ સમજાય છે કે તે વિષેનો કોઇ પણ ચોક્કસ નિયમ આપ્યો નથી. ભક્તિથીજ ભગવાન્ મળે છે એવું કંઇ પણ નિશ્ચયપૂર્વક કહેલું નથી.

આનું સમાધાન **સિદ્ધાન્તી** કરે છે. આ વાત સમજતાં એક વસ્તુ સમજવા જેવી છે, તે એકે મર્યાદા અને પુષ્ટિનો ભેદ મર્યાદામાં શાસ્ત્રમાં કહેલા પ્રમાણે જ્ઞાનવાળી ભક્તિ છે, અને તે ભક્તિથી મોક્ષ મળે છે, પુષ્ટિમાર્ગમાં તે સાધન વગરનાને ફક્ત ભગવાનની કૃપાથી મળે છે. ભગવાન્ જીવનો જે માર્ગમાં અંગીકાર કરે છે તે એ માર્ગદ્વારા મુકિત અગર ભગવત્પ્રાપ્તિ કરે છે. કૌ. ૩-૯માં કહે છે કે જે જીવોને ઉન્નત કરવા માગે છે તેની પાસે ભગવાન્ સારાં કર્મ કરાવે છે, અને જેને નીચે લેઇ જવા ઇચ્છે છે તેમની પાસે હીન કર્મ કરાવે છે. આ તમામમાં ભગવાનની લીલા છે. આથી ભક્તિના સાધનદ્વારા ફળ આપવાને તે જીવોને મર્યાદામાર્ગમાં મૂકે છે અને જેમને સાધનોનો આશ્રય નહિ કરાવતાં પોતાની કૃપાથી ફલદાન આપવાનું હોય છે તેમને પુષ્ટિમાર્ગમાં યોજે છે. આ પ્રમાણે જીવોની વ્યવસ્થા ભગવાન્ કરે છે. જીવોના અધિકાર પ્રમાણે આ વ્યવસ્થા છે. જો આ પ્રમાણે મર્યાદા અને પુષ્ટિમાર્ગના ભેદથી વ્યવસ્થાનું કથન ન કરે તો ઉપર જણાવેલી શ્રુતિઓ તથા સ્મૃતિઓનો વિરોધ આવી પડે અર્થાત્ અમુક શ્રુતિમાં જ્ઞાનને સાધન જણાવ્યું છે, બીજામાં અન્યને અને ત્રીજામાં સાધનનોજ નિષેધ કર્યો છે. આમ જે જૂદી જૂદી રીતે કહેવામાં આવ્યું છે તેમાં વિરોધ ન દેખાય માટે તે શ્રુતિઓનું તાત્પર્ય અમે કહેલી રીતે મર્યાદા અને પુષ્ટિમાર્ગની વ્યવસ્થાના ભેદ પ્રમાણે છે એમ લેવું. ૨૯

**(સાર)** ભગવાનની ઇચ્છા પ્રમાણે કેટલાક જીવોને સાધનદ્વારા ભગવાન્ ફળ આપે છે, અને કેટલાકને સાધન વગર કૃપાદ્વારાજ ફળ આપે છે.

---

૮મું અધિકરણ,

**સૂત્ર ૩૦**—આ અધિકરણના આરંભમાં સંશયને ઉપસ્થિત કરતાં નીચે પ્રમાણે કહેવામાં આવે છે.

સર્વત્ર મુક્તિને ફલ કહ્યું છે તે બરાબર છે કારણ કે સંસાર દુઃખરૂપ હોવાથી તેની નિવૃત્તિ સર્વને ઇષ્ટ છે. પુષ્ટિમાર્ગીય ભક્તોને તેની અપેક્ષા હોતી નથી એમ તમે કહો છો. આ અથર્વોપનિષત્‌માં કહેવામાં આવેલ છે. ત્યાં પ્રથમ "પરબ્રહ્મને જે ધારણ કરે છે. એમ કહીને છેવટે કહે છે કે "તે અમૃત થાય છે" વળી તાપનીયમાં શ્રુતિ છે કે . भक्तिरस्य भजनं तदिहामुत्रोपाधिनैरास्येनामुष्मिन्मनः कल्पनमेतदेव

च नैष्कर्म्यम् અહિંઆં ભક્તિ રહસ્ય ભજન વિષે કહેવામાં આવ્યું છે તે વિષે કહે છે કે તે ભજન જીવને ઐહિક આમુષ્મિક જેટલાં ફલો છે તે સર્વની ઇચ્છાથી રહિત થઇને ચિન્તન કરવું તે. આથી ભગવાનના તદીયત્વનું સમર્થન થાય છે, અર્થાત્ સેવાથી તદીયત્વનું દ્રઢીકરણ જ બને છે. આ નૈષ્કર્મ્યનું નામ સંન્યાસ છે. આ શ્રુતિ પ્રમાણે રહસ્ય ભજન એટલે નૈષ્કર્મ્ય સંન્યાસ એવો અર્થ નીકળે છે. બીજાઓ ઉપરની શ્રુતિમાં भक्तिरहस्यभजनं એ પાઠને સ્થાને भक्तिरस्य भजनं એવો પાઠ લે છે, અને अमुष्यामनः कल्पनम् એ શબ્દો ને બદલે अमुष्मिन्मनः कल्पनम्" એવા શબ્દો છે. એટલે અમુષ્મિન્નો અર્થ કૃષ્ણમાં–બ્રહ્મમાં એવો થાય છે. અને मनःकल्पनम् એટલે પ્રેરણા. અર્થાત્ બ્રહ્મમાં તન્મયત્વનું નામ. ભક્તિ એટલે, ઉપરના બન્ને પાઠોમાં જેટલાં ફલ છે તેના તરફ નૈરાસ્ય હોવું જોઇએ. અર્થાત્ ભક્તિવાળાએ કોઇ પણ ફળની અપેક્ષા કરવી નહિ આમ અર્થ છે. આથી ભજનનું ફલ એ પણ મુક્તિ આમુત્રિક ફલ હોવાથી તેની તરફ પણ અનપેક્ષા રાખવી જોઇએ એવો અર્થ અહિંઆં નીકળે છે. જ્યારે "તેને આ પ્રમાણે જાણીને અહિંઆં અમૃત થાય છે" "જે ભજે છે તે અમૃત થાય છે" એવા પ્રકારનાં વાક્યો જોવામાં આવે છે. ત્યાં તમામ સ્થળે મુક્તિને ભજનનું ફલ કહ્યું છે. આથી અહિંઆં શંકાને સ્થાન રહે છે કે ભજનમાત્રનું જ્ઞાનની માફક મુક્તિ ફલ છે કે કેમ? અથવા નિરપેક્ષ ભજનમાં ભજનીય તરીકે ભગવત્સ્વરૂપના લાભ તે ફલ છે, અને મુક્તિ ભજનનું ફલ છે અર્થાત્ ફલની અપેક્ષા સિવાય ભજન કરવામાં આવે તે ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ તે ફલ હોય છે અને જો મુક્તિની અપેક્ષાથી તે કરવામાં આવે તો મુક્તિ એ તેનું ફલ છે' આમ ભક્તિના બે વિભાગ કરીને તે પ્રમાણે ફલનો પણ વિભાગ કરવામાં આવે તો પછી મોક્ષની ઇચ્છાવાળો ભક્ત જ ચઢીઆતો કે તેની અપેક્ષારહિત? અથવા તો બન્ને પણ સરખા છે?

આના ઉત્તરમાં **પૂર્વપક્ષી** એમ કહે છે. મુક્તિ એ સર્વથી ઉત્કૃષ્ટ તરીકે પસિદ્ધ હોવાથી અહિંઆં ભજનથી મોક્ષ જ ફલ મળે છે એમ કહ્યું છે. તેથી નિરપેક્ષ ભજનમાં પણ તેજ ફલ છે એમ યુક્ત છે. વળી જો ભગવત્સ્વરૂપને સ્વતન્ત્ર પુરુષાર્થ તરીકે અનુભવીને જે ભજે છે તેને તે સ્વરૂપ જ ભજનીય હોવાથી તે ફલરૂપ બને છે. આમ હોય તો પણ આ બન્ને પ્રકારની ભક્તિ શ્રુતિમાં કહેલી હોવાથી ભગવાન્ સંબન્ધીની ભક્તિ મુક્તિના ફલવાળી ભક્તિ સમાન હોવાથી બન્ને સરખી છે. આથી મોક્ષની ઇચ્છાવાળા કરતાં મોક્ષની અપેક્ષા વગરનો ભક્ત ચઢીઆતો છે એમ કહી શકાય નહિ. કદાચ એમ કહેવામાં આવે કે ના, આ બન્ને પ્રકારની ભક્તિ સરખી ગણી શકાય નહિ. કારણ કે એકમાં મુક્તિની અપેક્ષા છે અને બીજામાં નથી. આથી તે બન્ને વચ્ચે ભેદ છે. આમ કહેવામાં આવે તો પણ તે બન્નેમાંથી કયી ભક્તિ ચઢીઆતી છે એ વિષેનો નિર્ણય નહિ હોવાથી, એ બન્નેમાં અપેક્ષા વગરની ભક્તિ ચઢીઆતી અને બીજી ઉતરતી એમ કહી શકાય નહિ.

આનો ઉત્તર આપતાં **સિદ્ધાન્તી** નીચે પ્રમાણે કહે છે.

મુમુક્ષુ ભક્ત કરતાં અનપેક્ષ રહસ્ય ભજન કર્તા તે શ્રેષ્ઠ છે કારણ કે તેને ભગવાન્ રૂપી અર્થની સ્વતંત્ર પુરુષાર્થ તરીકે પ્રાપ્તિ થાય છે. ભગવાન્ તેને વશ થઇને અધીન થાય છે. જો કે પુરુષોત્તમમાં પ્રવેશરૂપ મુક્તિમાં તેના આનન્દનો અનુભવ હોય છે તોપણ ભક્તિમાં જેવો આનન્દનો અનુભવ થાય છે તેવો મુક્તિમાં હોતો નથી: ભા. ૫–૬–૧૮માં કહે છે કે ભગવાન્ મુક્તિનું દાન કદાચ આપે છે પણ ભક્તિયોગનું નહિ." આ રીતે અહિંઆં ભક્તિ યોગની વિરલતા જણાવે છે. ખાસ વિરલ ભક્તોને જ ભગવાનની કૃપાથી આ ભક્તિની પ્રાપ્તિ થાય છે. જેમને આ ભક્તિનું દાન થયું છે તેઓ ભગવાન્ સિવાય. અર્થાત્ ભગવાનની સેવા સિવામ અન્ય કશાની પણ આકાંક્ષા કરતા નથી. માટે ભા. ૩–૨૯–૧૩માં કહે છે કે કે "ભક્તો મારી સેવા સિવાય અન્યનું દાન કરવામાં આવે છે છતાં ગ્રહણ કરતા નથી. તેમને મુક્તિની પણ દરકાર નથી કારણ કે ભગવાન્ સિવાયનાં ફલો ચહાય તો તે સ્વર્ગ

હોય કે મોક્ષ હોય કે નરક હોય પણ તેમને મન તો સરખાં છે. આ સિદ્ધાન્ત જણાવવાને સૂત્રકાર "લોકનું" દૃષ્ટાન્ત આપ છે. અર્થાત્ જેમ લોકમાં જેને પોતાનો પતિ આધીન છે એવી નાયિકા હોય, તેને ગૃહ, વિત્ત વગેરે બીજી કોઇ પણ વસ્તુ આપવામાં આવે તો પણ પોતાના પતિને ત્યજીને તે વસ્તુઓ લેતી નથી તેમ ભક્ત પણ પ્રભુ સિવાય મોક્ષાદિ કોઇ પણ વસ્તુની અપેક્ષા કરતો નથી. માટે મુમુક્ષુ ભક્તની સરખામણીમાં નિરુપાધિ ભક્ત જ ચઢિઆતો છે એમ આથી સિદ્ધ થાય છે. માટે ઉત્તમ પ્રકારની ભક્તિમાં મોક્ષની પણ અપેક્ષા હોવી જોઇએ નહિ.

**(સાર)**—શ્રુતિમાં બે પ્રકારની ભક્તિ જણાવી છે. એક પ્રકારની ભક્તિમાં "મોક્ષ" ફળની અપેક્ષા હોય છે. બીજામાં મોક્ષની બિલ્કુલ અપેક્ષા રાખવાની નથી. આ બન્ને પ્રકારની ભક્તિમાં અપેક્ષા વગરની નિરુપધિ ભક્તિ ચઢિઆતી છે, ૩૦.

---

## ૯ મું અધિકરણ.

**સૂત્ર ૩૧**—આ પ્રમાણે પુષ્ટિ ભક્તિનું સ્વરૂપ તથા તેવા પ્રકારના ભક્તના સ્વરૂપનું નિરૂપણ કરીને મર્યાદાભક્તિથી સાધ્ય મુક્તિમાં સર્વ પ્રકારની ભક્તિનો સમાવેશ થાય છે, કે દરેક જૂદી જૂદી અન્યની અપેક્ષા વગરની મુક્તિને સાધે છે એ વિચાર કરવાને આ અધિકરણની યોજના છે. અહિંઆં પ્રથમ આ પરબ્રહ્મનું જે ધારણ કરે છે, રસન કરે છે, ભજન કરે છે, ધ્યાન કરે છે, પ્રેમ કરે છે, શ્રવણ કરે છે અથવા શ્રવણ કરાવે છે, ઉપદેશ કરે છે, આચરણ કરે છે તે અમૃત થાય છે, તે અમૃત બને છે." આવી રીતે ગો. પૂ. તા. ૧માં કહ્યું છે તો અહિંઆં ધારણ, રસન, ભજન, ધ્યાન, પ્રેમ શ્રવણ વગેરેને જે સાધનો કહ્યાં છે તે તમામ સાધનો સામટાં કરવાથી મોક્ષ મળે છે કે છૂટાં છૂટાં? એવો સંશય અહિંઆં થાય છે.

આ સંશય વિષે **પૂર્વપક્ષી** એમ જણાવે છે કે તમામ સાધનોના સમૂહને એક વાક્યમાં કહેલાં હોવાથી અને તે તમામ સાધનોથી મુક્તિ ફળે છે એમ જણાવ્યું છે તેથી, તમામને સામટાં કરવાં જોઇએ, છૂટાં છૂટાં નહિ. એજ પ્રમાણે પુરાણમાં કહેલી નવ પ્રકારની ભક્તિને વિષે પણ સમજવું. અર્થાત્ નવ પ્રકારની ભક્તિ પણ સામટી કરવી, તેના પ્રત્યેક અંગને છૂટી છૂટી નહિ.

આ પૂર્વપક્ષને ઉત્તર આપવા **સિદ્ધાન્તી** આ સૂત્રદ્વારા નીચે પ્રમાણે ઉત્તર આપે છે.

તમે જે એમ કહો છો કે ધારણ, રસન, ભજન, વગેરે જે સાધનો કહ્યાં છે તે તમામ કરવાથી મુક્તિ મળે છે તે બરાબર નથી. કારણ કે તે બધાં કરવામાં આવે તો જ મોક્ષ મળે એવો નિયમ કોઇ પણ સ્થળે જોવામાં આવતો નથી. ઉલટું શ્રુતિઓમાં તો ઉપરનાં સાધનોમાંથી ગમે તે કોઇ એક સાધન આચરવામાં આવે તો પણ ફળ મળે છે એમ કહેલ છે. આથી ત્યાં શ્રુતિમાં વિરોધ આવતો નથી. માટે ઉપરના ગોપાલ પૂર્વતાપનીયના વાક્યમાં ધારણ, રસન, ભજન વગેરે જે સાધનો કહ્યાં છે તે તમામ મોક્ષ માટે આવશ્યક છે એમ કહેલું નથી. તેમાંથી કોઇ પણ સાધનનું આચરણ કરનાર અમૃત થાય છે. તે સાધનની પસંદગી કરનારે પોતાના અધિકાર પ્રમાણે કરવી.

**શંકા**—જેમ ઘટ બનાવવામાં દણ્ડ ચક્ર વગેરે તમામ કારણરૂપ થાય છે, તેમ અહિંઆં પણ ફલમાં તે તમામ કારણરૂપ છે. એમ માનીએ તો કેમ?

**ઉત્તર**—ના, શબ્દ કહેતાં શ્રુતિ અને અનુમાન કહે તો સ્મૃતિ તે પણ અમારા કથનને પુષ્ટિ આપે છે. શ્રુતિનું પ્રમાણ તો ઉપર આપ્યું. સ્મૃતિના પ્રમાણ તરીકે ભા. ૧૧-૧૨-૮નું પ્રમાણ આપીશું. ત્યાં કહે છે કે "ગોપીઓ, ગાયો, પક્ષીઓ, મૃગો તથા અન્ય મૂઢવાળા નાગ તથા સિદ્ધો કેવલ ભાવથી

મનેજ શિઘ્ર પ્રાપ્ત થાય છે" આથી ભગવાન્માં કોઇ પણ સાધન ન હોય અને ફક્ત ભાવજ હોય તો તેથી ફળ મળે છે. આથી ઉપર કહેલાં તમામ સાધનોજ હોવાં જોઇએ એવો નિયમ કોઇ પણ સ્થળે નથી. એમાંનું એક પણ સાધન ભાવપૂર્વક કરવામાં આવે તો તેથી ફલ સિદ્ધિ છે. આ અર્થ શ્રુતિ તથા સ્મૃતિથી સિદ્ધ થાય છે. અર્થાત્ અલૌકિક પ્રમાણ સ્વીકારી શકાય નહિ, માટે શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલો અર્થજ બરાબર છે.

**(સાર)** ગો. પૂ. તા. ૧માં મુક્તિનાં સાધનો તરીકે ધારણ, રસન, ભજન, શ્રવણ, પ્રેમ વગેરે કહ્યાં છે. આથી એવું ત્યાં સમજવાનું નથી કે મુક્તિ માટે તે તમામને સાથે લાગાં કરવાં. ઉલટું તેનું તાત્પર્ય એવું સમજાય છે કે તેમાંનું કોઇ એક પણ સાધન કરવામાં આવે તો તેનું ફળ મળે છે. ૩૧

---

## ૧૦મું અધિકરણ.

**સૂત્ર ૩૨**—પાછલા અધિકરણમાં મુમુક્ષુથી કરાતા ભગવદ્ધર્મોને મુક્તિના સાધન કેવી રીતે બને છે તે પ્રકારનો વિચાર કર્યો હતો. હવે જે ઐશ્વર્ય વગેરે ધર્મોને ભગવાને અમુક કાર્ય કરાવવાને અમુક જીવને આપ્યા હોય તો તે ધર્મોથી તે જીવને મુક્તિ મળી શકે કે નહિ તે વિષે અહિંઆં વિચારે છે. આ વિષે **પૂર્વપક્ષી** એમ કહે છે કે અમુક કાર્ય કરવાને ભગવાને પોતાના અમુક ધર્મોનું દાન જીવને કરેલું હોવાથી, તે ધર્મથી તે મુક્તિ મેળવી શકે એ કૈમુતિક ન્યાયથી પ્રાપ્ત થાય છે. લાકડીને છેડે લુગડામાં રોટલો બાંધેલો હોય, અને પછી કોઇ આવીને કહે કે જે લાકડીને છેડે રોટલો બાંધ્યો હતો તે લાકડીને તો ઉંદરે કાતરી ખાધી છે, આથી આપણે એવું પણ સમજી લેઇએ છીએ કે તે ઉંદરે રોટલો પણ ખાધો છે. આજ રીતે અમુક કાર્ય કરવાને ભગવાને પોતાના ધર્મનું સ્થાપન કરેલું હોવાથી તે ધર્મનું તમામ કાર્ય તેનાથી સિદ્ધ થાય. આથી મોક્ષ ફલ પણ સિદ્ધ થાય.

આનો ઉત્તર **સિદ્ધાન્તી** આપે છે, તે કહે છે કે, ના, તે ધર્મોથી તે જીવ મોક્ષને મેળવી શકતો નથી. કારણ કે તે ધર્મો જે કાર્ય કરાવવા તેનામાં સ્થાપન કરેલા છે, તે એ કાર્ય સિદ્ધ થતાં સુધી ત્યાં રહે છે. તે કાર્ય પૂર્ણ થતાં તે ધર્મોને ભગવાન્ પાછા ખેંચી લે છે. અર્થાત્ જે કાર્ય કરવા માટે જેને જેટલો અધિકાર આપ્યો હોય તે કાર્ય પૂરતોજ તે ધર્મ તેમનામાં હોય છે. જેમ પ્રતર્દનની આખ્યાયિકામાં ઇન્દ્રમાં ત્વષ્ટાને હણવા પૂરતા ધર્મો છે, કારણ કે તેનામાં તે કાર્ય કરવાને ભગવાને ઐશ્વર્ય મૂકેલું છે. આ દરેક ધર્મ અધિકારીના સંબન્ધવાળા હોય છે, આથી તે અધિકાર પૂરતોજ હોય છે. આથી તેમનું પ્રયોજન તે કાર્યની સંપત્તિ છે. તે અધિકાર પૂરો થતાં તે કાર્યની પણ નિવૃત્તિ થાય છે. આથી મોક્ષ પર્યન્ત તે ધર્મની ત્યાં સ્થિતિ હોતી નથી. કોઇને અહિંઆં શંકા થાય કે તો પછી સપ્તર્ષિઓ વગેરેને મોક્ષ શા રીતે મળે ? તેનો ઉત્તર એટલોજ કે તેમનું ચિત્ત ભગવાન્માં પરોવાએલુ હોવાથી તેમને મોક્ષ મળ્યો છે, તેમણે ફક્ત અમુક કાર્ય કરવાનું પ્રયોજન રાખ્યું નથી. આથી તેમનામાં આધિકારિક ગુણોનો સંબન્ધ નથી.

**(સાર)** કદાચિત્ ભગવાન્ અમુક જીવ પાસે અમુક કાર્ય કરાવવાને તેનામાં પોતાના ઐશ્વર્ય વગેરે ધર્મોનું સ્થાપન કરે છે. પણ તે ધર્મો તે કાર્ય સિદ્ધ થતાં સુધીજ રહે છે. તે કાર્ય પૂર્ણ થતાં ભગવાન્ તેમને પાછા ખેંચી લે છે. આથી તે ધર્મોથી તેઓ મોક્ષને મેળવી શકતા નથી. ૩૨

---

## ૧૧મું અધિકરણ.

**સૂત્ર ૩૩**—અથર્વોપનિષત્માં "भजति सोमृतो भवति" તે વાક્યમાં ભક્તિને મુક્તિનું સાધન કહ્યું છે પણ શ્વે. ૩-૮માં "*तमेव विदित्वा अति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय*" આ શ્રુતિ વાક્યમાં

જ્ઞાનને મુક્તિનું સાધન કહ્યું છે. તો આ બે વાક્યોમાંથી કયું વાક્ય મુખ્ય માનવું અને કયું ગૌણ?

આમ શંકા થાય તો પૂર્વપક્ષમાં કહે છે કે જો કે શ્રુતિમાં તો એ ભક્તિ તથા જ્ઞાન એ બન્નેને મુક્તિનાં સાધન કહ્યાં છે, છતાં भक्त्या मामभिजानाति (ભ. ગી. ૧૮–૫૫) પ્રમાણે ભક્તિને જ્ઞાનનું સાધન કહ્યું છે, અર્થાત્ ભક્તિ જ્ઞાન ઉત્પન્ન કરીને પછી ઉપક્ષીણ પામે છે. એટલે મુક્તિ સુધી તે પહોંચતી નથી. તે મોક્ષના સાધન જ્ઞાનનું પણ સાધન હોવાથી, પરંપરાએ તેને મોક્ષનું સાધન કહેવાય. આથી તે મુખ્ય સાધન નહિ. મુખ્ય સાધન તો જ્ઞાન જ છે. માટે જ્યાં જ્યાં શ્રુતિ અગર સ્મૃતિમાં ભક્તિને મુક્તિનું સાધન કહ્યું હોય ત્યાં ત્યાં આપણે તેને ગૌણ સાધન તરીકે માનવું.

પૂર્વપક્ષના નિરાસ માટે **સિદ્ધાન્તી** આ સૂત્રમાં કહે છે કે જે જ્ઞાનથી મુક્તિ મળે છે તે જ્ઞાન અક્ષરબ્રહ્મના વિષયનું છે, પૂર્ણ પુરુષોત્તમનું નહિ. ભ. ગી. ૧૫–૧૮માં ભગવાન્ પૂર્ણ પુરુષોત્તમ અક્ષરબ્રહ્મ કરતાં પણ અધિક છે એમ કહેલ છે. તેમજ તૈ. ૨–૧માં 'બ્રહ્મને જાણનાર પરને મેળવે છે' એમ જે કહેલ છે ત્યાં બ્રહ્મને જાણનાર એટલે અક્ષર બ્રહ્મને સમજવાનું છે. અર્થાત્ અક્ષરબ્રહ્મને જાણવા છતાં પણ પરની પ્રાપ્તિ થતી નથી. તે પરની પ્રાપ્તિ ત્યાર પછીજ થાય છે. આ પરનું નામ પૂર્ણ પુરુષોત્તમ છે. આથી બૃ. ૩-૮-૮, અથવા મું. ૧-૧-૫માં જે અસ્થૂલ, અનણુ, અદૃશ્ય, અગ્રાહ્ય વગેરે બ્રહ્મના જ્ઞાન વિષે કહેવામાં આવ્યું છે તે અક્ષરબ્રહ્મ વિષે કહેલ છે. આ અક્ષરબ્રહ્મના જ્ઞાનનેજ મુક્તિનું સાધન કહ્યું છે. આ અક્ષરબ્રહ્મ પૂર્ણ બ્રહ્મની સરખામણીએ ગૌણ હોવાથી, તે મુક્તિ પણ પૂર્ણ પુરુષોત્તમની પ્રાપ્તિથી ગૌણ છે. આ રીતે મુક્તિ પણ બે પ્રકારની છે એક ગૌણ અને બીજી પરમ મુક્તિ. ગૌણ મુક્તિ અક્ષરબ્રહ્મના જ્ઞાનથી મળે છે, પરમ મુક્તિ પૂર્ણ પુરુષોત્તમની પ્રાપ્તિથી થાય છે. અર્થાત્ બ્રહ્મભાવ પછીથી ભગવદ્‌ભાવની સંભાવના હોવાથી તેનાથી પુરુષોત્તમમાં પ્રવેશ હોય છે. આથી બ્રહ્મભાવ એ ભગવદ્‌ભાવમાં ઉપયોગી હોવાથી પરમ્પરાએજ તે સાધનરૂપ છે. મુખ્યત્વે નહિ. કારણ કે મુખ્ય મુક્તિ ભગવત્પ્રાપ્તિમાં ભક્તિજ છે જ્યારે બ્રહ્મભાવ એ ભગવદ્‌ભાવમાં ઉપયોગી હોવાથી તેને સાધન તરીકે લીધું છે, ખરી રીતે તો પુરુષોત્તમની ભક્તિ તેજ મુક્તિ છે. આને માટે ભ. ગી. ૧૮–૧૪માં એમ કહે છે કે ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति, समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् આ વાક્ય પ્રમાણે બ્રહ્મભાવવાળોજ પરા ભક્તિને મેળવે છે. આ બ્રહ્મભાવ અક્ષરબ્રહ્મના જ્ઞાનથી અવિદ્યાનો નાશ થાય ત્યારેજ સંભવે છે. આથી ભગવદ્‌ભાવનું સાધન બ્રહ્મભાવ અને તેનું સાધન જ્ઞાન એમ પરંપરાએ જ્ઞાન સાધન હોવાથી તે ગૌણ છે. માટે જ્ઞાનને મુખ્ય સાધન ગણાવનાર પૂર્વપક્ષ અસંગત છે.

**શંકા**—ગીતામાં અક્ષરબ્રહ્મના કેટલાક ઉપાસકોને તેમાં લયરૂપી ફળ પ્રાપ્ત થાય છે, કેટલાકને તેથી ભક્તિ મળે છે એમ કહે છે, તો આમાંથી શું સમજવું? અક્ષરબ્રહ્મ તો એક હોવાથી તેમાં કોઈ પણ વિશેષ નથી, છતાં તેની ઉપાસનાના ફળમાં ભેદ પડે છે તેનું કારણ શું?

**ઉત્તર**—આના ઉત્તરમાં ઔપસદ કર્મનું દૃષ્ટાન્ત આપવામાં આવે છે. ઔપસદ નામના કર્મમાં જૂદા જૂદા ઋત્વિજો હોય છે અને તે બધાએ તમામ કર્મ કરવાને સમર્થ છે છતાં યજમાન જેને માટે ઇચ્છા કરે છે તેને પ્રથમ તાનૂનપ્ત્ર નામના આજ્યનો સ્પર્શ કરાવે છે. આમાં યજમાનની ઇચ્છા એ નિયામિકા છે. તેજ પ્રમાણે અહિંઆં ભગવાન્‌ની ઇચ્છા તે પ્રમાણે છે. અર્થાત્ ભગવાન્‌ની ઇચ્છા પ્રમાણે અક્ષરબ્રહ્મના ઉપાસકને કાંતો ભક્તિ પ્રાપ્ત થાય છે કે કાંતો અક્ષરબ્રહ્મમાં લય થાય છે.

**શંકા**—ભગવાનના સંબન્ધી શ્રવણ વગેરે જેમ ભગવાનને પ્રાપ્ત કરાવે છે તેમ અક્ષર બ્રહ્મનું જ્ઞાન શામાટે ભગવાનને પ્રાપ્ત કરાવતા નથી?

**ઉત્તર**—તેનું કારણ ભ. ગી. ૮–૧૧ થી ૮–૧૪ સુધીમાં કહેલ છે. ત્યાં અક્ષર બ્રહ્મના જ્ઞાનથી મુક્તિ એ ફળ છે અને અનન્યચિત્તથી ભગવાનનું શ્રવણ કરનારને ભગવત્પ્રાપ્તિ હોય છે. આ રીતે ત્યાં

અક્ષરબ્રહ્મનાં જ્ઞાન અને ભક્તિનું તારતમ્ય દેખાડેલું છે તેથી જ અમે એમ કહીએ છીએ કે જ્ઞાનથી ભગવત્પ્રાપ્તિ થતી નથી. અર્થાત્ ભગવાનની પ્રાપ્તિ કેવલ ભક્તિથી જ હોય છે. આ વિશેષ રીતે જણાવવાને પ્રથમ ભ. ગી. ૮–૧૭, ૮–૧૮માં ક્ષરનું સ્વરૂપ કહીને, ભ. ગી. ૮–૨૦થી શરૂ કરીને ભ. ગી. ૮–૨૧ સુધીમાં અક્ષરનું સ્વરૂપ વર્ણન કર્યું છે. પછીથી ભ. ગી. ૮–૨૦માં પુરુષોત્તમ જ્ઞાનથી પણ પર છે એમ કહે છે. તેમ ત્યાં મૂળમાં "તુ" શબ્દ છે તેથી અક્ષર કરતાં પણ તે પર છે એમ જણાવે છે. કેટલાકો અહિંઆં અક્ષરને જીવ કહે છે, પણ ભ. ગી. ૮–૨૧નું વાક્ય જો બરાબર આપણે વાંચીએ તો ત્યાં અક્ષરને પુરુષોત્તમનું ધામ કહેલ છે. આ જીવની બાબતમાં સંભવતું નથી. માટે અક્ષર એટલે જીવ નહિ પણ અક્ષરબ્રહ્મ. આ અક્ષરબ્રહ્મથી પણ પર જે પુરુષોત્તમ છે તેમની પ્રાપ્તિ અનન્ય ભક્તિથી જ છે, એવું ભ. ગી. ૮–૨૨માં કહે છે. આથી પુરુષોત્તમના સંબન્ધી ફક્ત હોવું તેથી તેની પ્રાપ્તિમાં હેતુરૂપનું અવચ્છેદક નથી. પણ તેના સંબન્ધી ભક્તિ રૂપ છે, અને તે અક્ષરમાં નથી. આથી અક્ષરબ્રહ્મ અને પુરુષોત્તમ વચ્ચે તારતમ્ય હોવાથી તેમના સાધન રૂપ જ્ઞાન અને ભક્તિમાં પણ તારતમ્ય છે. જ્ઞાન એ ગૌણ છે અને ભકિત તેનાથી પર છે. ૩૩

**સૂત્ર ૩૪**—તૈત્તિરીયોપનિષત્માં આનન્દની ગણના કરવામાં આવી છે. ત્યાં પૂર્ણ બ્રહ્મને આનન્દમય કહેલછે. આ આનન્દમયનું વર્ણન કરતી વખતે પૂર્ણ બ્રહ્મમાં આનન્દ અને અક્ષરબ્રહ્મના આનન્દની સરખામણી કરી છે. અક્ષર બ્રહ્મનો આનન્દ ગણી શકાય તેવો હોવાથી તે અલ્પ છે, અને પૂર્ણ પુરુષોત્તમના આનન્દની ગણના જ થઇ શકતી નથી માટે અગણિત છે. અક્ષરબ્રહ્મના આનન્દની ગણના કરવાને માનુષ આનન્દથી તે ગણીને શરૂ કરે છે, અને પછી કહે છે કે ૧૦૦ માનુષ આનંદ બરાબર એક માનુષ ગન્ધર્વનો આનન્દ, ૧૦૦ માનુષ ગન્ધર્વના આનન્દ બરાબર ૧ દેવગન્ધર્વનો આનન્દ, ૧૦૦ દેવ ગન્ધર્વોના આનન્દ બરાબર ૧ પિતૃઓનો આનન્દ, ૧૦૦ પિતૃઓના આનંદ બરાબર ૧ આજાનજ દેવોનો આનન્દ, ૧૦૦ આજાનજ દેવોના આનન્દ બરાબર ૧ કર્મદેવનો આનન્દ, ૧૦૦ કર્મદેવોના આનન્દ બરાબર ૧ દેવોનો આનન્દ, ૧૦૦ દેવોના આનન્દ બરાબર ૧ ઇન્દ્રનો આનન્દ, ૧૦૦ ઇન્દ્રના આનન્દ બરાબર ૧ બૃહસ્પતિનો આનન્દ, ૧૦૦ બૃહસ્પતિના આનન્દ બરાબર એક પ્રજાપતિનો આનન્દ, ૧૦૦ પ્રજાપતિના આનન્દ બરાબર ૧ અક્ષરબ્રહ્મનો આનન્દ–આ પ્રમાણે અક્ષર બ્રહ્મના આનન્દની ગણના કરેલી છે. પુરુષોત્તમના આનંદની ગણના શ્રુતિઓ કરી શકતાં નથી. આથી પણ અક્ષરબ્રહ્મ કરતાં પુરુષોત્તમની પરતા સમજાય છે. ૩૪

**(સાર)** આ અધિકરણમાં અક્ષરબ્રહ્મ અને પૂર્ણ પુરુષોત્તમનું તારતમ્ય દર્શાવે છે. અક્ષરબ્રહ્મમાં પ્રવેશ તેનું નામ મુકિત. અને પુરુષોત્તમની પ્રાપ્તિ તેનું નામ પરમમુકિત પ્રથમમાં જ્ઞાન સાધન છે, બીજામાં ભકિત છે. જ્ઞાનથી અક્ષરબ્રહ્મ સુધી પહોચાય છે. તેથી આગળ નહિ. ભકિતજ પુરુષોત્તમની પ્રાપ્તિ કરાવે છે. આથી અક્ષરબ્રહ્મના ઉપાસકો સમાન્ય મુકિત સુધી જ પહોંચે છે, તેથી આગળ જઇ શકતા નથી. અક્ષરબ્રહ્મની સેવનામાં પણ કેટલાકને તેમાં પ્રવેશ ફળ મળે છે. અને કેટલાંકને ભકિત પ્રાપ્ત થાય છે. એ ગીતામાં કહેવામાં આવ્યું છે. ત્યાં ભગવાનની ઇચ્છા એ નિયામિકા છે. જેમ ઔપનિષદ કર્મમાં તમામ ઋત્વિજો સમર્થ છતાં ફક્ત જેની યજમાન કામના કરે છે તેની પાસે જ તાનૂનપ્ત્ય નામના આજ્યનો સ્પર્શ કરાવે છે. તેજ પ્રમાણે ભગવાનની ઇચ્છાથી ફલ અહિંઆં બને છે. બાકી અક્ષરબ્રહ્મ કરતાં પુરુષોત્તમ અધિક છે એ ભ. ગીતામાં કહ્યું છે.

(૨) વળી તૈત્તિરીય ઉપનિષદ્માં તે બન્ને વચ્ચે તારતમ્ય દેખાડયું છે. અક્ષરબ્રહ્મ ગણિતાનંદ હોવાથી તેમને અલ્પ કહેલ છે, અને પુરુષોત્તમ અગણિત હોવાથી તેમને પરમોત્કૃષ્ટ જણાવેલ છે.

---

## ૧૨ મું અધિકરણ

**સૂત્ર ૩૫**–જ્ઞાનમાર્ગમાં જેમ બ્રહ્મનું પોતાના આત્મા તરીકે જ્ઞાન છે, તેમ ભક્તિ માર્ગમાં પણ ભક્તિથી પુરુષોત્તમના જ્ઞાનમાં પુરુષોત્તમનું જ્ઞાન પોતાના આત્મા તરીકે હોય છે કે નહિ ? આ અક્ષરના સ્મરણથી અભેદના જ્ઞાનની સ્મૃતિથી છે કે કેમ એવો સંશય થતાં **પૂર્વપક્ષમાં** કહે છે. બૃહદારણ્યકમાં કહોડ તથા ઉષસ્તિના પ્રશ્નમાં સાક્ષાત્ અપરોક્ષથી જે બ્રહ્મ સર્વાન્તર આત્મા છે એમ કહ્યું છે. આની પછીના વાક્યમાં યાજ્ઞવલ્ક્યથી "આ તારો સર્વાન્તર આત્મા છે" એવા કથનથી અન્તર્યામિ બ્રાહ્મણમાં સર્વાન્તરને પણ બીજા અન્તર શબ્દથી અન્તઃ સ્થાપકત્વના બોધનથી જીવાત્મા અન્તઃસ્થના પણ જીવને વ્યાપે છે. તેથી ગમે તે કોઇ શ્રૌત સાધનથી પુરુષોત્તમનું જ્ઞાન થવામાં સ્વઆત્મા તેનાથી વ્યાપ્ત હોવાથી ભેદનું સ્ફુરણ થાય છે. આથી સ્વઆત્મા તરીકે જ્ઞાન ત્યાં હોય છે.

આ પૂર્વપક્ષના ઉત્તરમાં સિદ્ધાન્તી કહે છે, ભગવાને ભક્તિમાર્ગમાં સ્વીય તરીકે જેનો અંગીકાર કર્યો છે તે સ્વ આત્મા છે. તે જો પુરુષોત્તમને પોતાના આત્મા તરીકે જાણીને ભજે તો તે જ્ઞાન ભજનમાં અન્તરાયરૂપ થાય છે તેથી ભગવાન્ તેનું સંપાદન કરતા નથી. આ વાત દૃષ્ટાન્તથી જણાવે છે. તેવા ભક્તનો દેહ અલૌકિક હોવાથી જેમ તેમાં લૌકિક ભૂત ગ્રામ બાધક હોય છે તેમ આ જ્ઞાન પણ છે. આથી ત્યાં પુરુષોત્તમમાં પોતાના આત્મા તરીકેનું જ્ઞાન બાધક છે. ૩૫

**સૂત્ર ૩૬—શંકા**–જો પુરુષોત્તમમાં આત્મા તરીકેનું જ્ઞાન બાધક હોય તો પછી ભાગવતના ૧૧મા સ્કન્ધમાં ઉદ્ધવ વગેરે ભક્તોને અભેદ જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવ્યો છે તે અન્યસાથે થશે તેનું કેમ ?

**ઉત્તર**—તમારી શંકાનું સમાધાન આ પ્રમાણે છે. જેમ ગાયત્રીના ઉપદેશથી બ્રાહ્મણનું શરીર સંસ્કૃત થાય છે અને વૈદિક કર્મનું ઉપયોગી બને છે. તેજ પ્રમાણે અભેદજ્ઞાનના ઉપદેશથી ભક્ત સંસ્કૃત થાય છે. અર્થાત્ ભક્તિરસના અનુભવને યોગ્ય તે બને છે. અને તેટલા માટે આ અભેદજ્ઞાનનો ઉપદેશ છે. અર્થાત્ અભેદજ્ઞાનના ઉપદેશનું પ્રયોજન ભક્ત ભક્તિરસને માટે યોગ્ય બને માટે તેને સંસ્કાર આપવા માટે છે. અભેદજ્ઞાન માટે તે ઉપદેશ નથી. ભગવાન્ એ ભક્તના આત્મા છે. એવું ઠરાવવાને તે ઉપદેશ નથી. જ્ઞાન અને ભક્તો તેમનામાંથી જ્યાં સુધી લૌકિક ભાવની સર્વથા નિવૃત્ત થઇ નથી ત્યાં સુધી ફલ પ્રાપ્તિનો સંભવ હોતો નથી. તે નિવૃત્તિ તો જ્ઞાનથી જ બને છે. ભક્તિભાવ એ રસાત્મક હોવાથી, તેની સંયોગ અને વિપ્રયોગ એવી બે દશાઓ હોય છે. તેમાં વિપ્રયોગ પ્રલયાનલ કરતાં પણ વિશેષ કરાલ હોવાથી કદાચિત્ તે ભાવના ઉદયમાં ભક્તના વપુનું પણ તિરોધાન થઇ જાય. આવી સ્થિતિ ભક્તની ન બને તેટલા માટે તેને સંસ્કાર આપવાને માટે અભેદજ્ઞાનનો ઉપદેશ છે અર્થાત્ વિરહ સમયે પણ તે ભક્તો પોતાના દેહની સ્થિતિ ટકાવી શકે તેટલા માટે, ભગવાન્ અને ભક્તનો અભેદ છે એવા જ્ઞાનનો ઉપદેશ આપવામાં આવે છે. વસ્તુતઃ ભગવાન્તો સર્વના આત્મા છે. એટલે જીવના પણ આત્મા છે. જેમ શરીરમાં અધ્યાસવાળો પોતાના શરીરથી બીજો કોઇ આત્મા છે. એમ માનતો નથી, તેને શરીરથી આત્મા જૂદો છે. એમ જ્ઞાનમાર્ગમાં કહેવામાં આવે છે, આથી શરીર વગેરેમાં જે તેમની મમતા હતી તે ટળી જાય છે. તેજ પ્રમાણે જો પોતાના આત્માને આત્મા જ માનીને તેમાં જ જો મમતા રાખે તો તેને માટે શ્રુતિ કહે છે કે જીવાત્મા એ આત્મા નથી પણ તેનાથી બીજો આત્મા છે, તે સઘળાનો આત્મા છે. આ આત્મા એટલે પરમાત્મા. માટે પોતાના આત્મામાં સ્નેહ નહિ રાખતાં પુરુષોત્તમમાં નિરુપધિ સ્નેહ રાખવો જોઇએ. આથી જીવાત્મા અને પરમાત્મા વચ્ચે અભેદ જણાતો નથી પણ ભેદ સહિષ્ણુ અભેદ છે. ૩૬

**સૂત્ર ૩૭—શંકા** ઐ. આ ૨-૧૨-૨માં तद्योहं सोसौयोसौ सोहम्, અને તૈત્તિરીય મ. ના ૫-૧૦ अहमस्मि ब्रह्माहमस्मि એવું કહ્યું છે. આ છેલ્લી શ્રુતિમાં ब्रह्म શબ્દ મધ્યમાં આવે છે, તેથી તેને પ્રથમ

"અહમ્" અને પછીના "અહમ્" એ બન્નેની સાથે લેવાનો છે. આથી જીવ અને પરમાત્મા વચ્ચેનો અભેદ સંબન્ધ ત્યાં દેખાડયો છે જેમ જ્ઞાનમાર્ગમાં આ સંબન્ધ છે એવો ભક્તિભાવમાં પણ છે. કારણ કે લીલામાં આવેલા ભક્તો "હું કૃષ્ણ છું, કૃષ્ણ હું છું" એવા પ્રકારનો ભાવ અનુભવે છે. આ ભાવમાં અભેદતા છે; આનું કેમ ? અર્થાત્ ભક્તિરસમાં પણ અભેદતા છે.

**ઉત્તર**—ના, ભક્તિભાવમાં જે "હું કૃષ્ણ છું, કૃષ્ણ હું છું" એવા પ્રકારનો વ્યતિહાર થાય છે, તે વિપ્રયોગના ઉદ્રેકમાં જેમ અશ્રુ તથા પ્રલાપ વગેરે વ્યભિચારિ ભાવો થાય છે તેમ આ વ્યતિહાર પણ અહિંઆં છે. આથી આ અભેદ જ્ઞાન તે ભક્તિનું ફલ છે એમ માનવું નહિ. વળી ઉદ્દેશ્ય વિધેય ભાવની સ્ફૂર્તિમાં અદ્વૈત જ્ઞાન હોતું નથી પણ ભાવના માત્ર છે. ભક્તોના તો વિરહમાં અખણ્ડ તદાત્મકતા સ્ફુરે છે જેથી તે લીલા સ્વતઃ સ્ફુરે છે. ૩૭

**(સાર)** (૧) ભક્તિમાર્ગમાં જીવાત્માનું પુરુષોત્તમ પ્રતિ પોતાના આત્મા તરીકેનું જ્ઞાન બાધક છે. જેમ ભક્તને અલૌકિક શરીર હોવાથી ભૂત ગ્રામ ત્યાં નથી, તેમ ભક્તિમાર્ગમાં પુરુષોત્તમ પ્રતિ પોતાના આત્મા તરીકેનું પણ જ્ઞાન હોતું નથી સૂ૦ ૩૫

(૨) જેમ ગાયત્રીના ઉપદેશથી બ્રાહ્મણનું શરીર સંસ્કાર મેળવે છે અને તેથી વૈદિક કર્મ કરવામાં તે ઉપયોગી થાય છે તેમ જ્ઞાનના ઉપદેશથી સંસ્કૃત બનેલો ભક્ત ભક્તિ રસના અનુભવને યોગ્ય બને તેટલા માટેજ, ઉદ્ધવાદિ ભક્તોને અભેદ જ્ઞાનનો ઉપદેશ છે. સૂ૦ ૩૬

(૩) જેમ જ્ઞાનમાર્ગમાં 'હું બ્રહ્મ છું, બ્રહ્મ હું છું' એમ અભેદતા છે તેમ ભક્તિભાવની વિપ્રયોગ દશામાં ભક્તને "હું કૃષ્ણ છું, કૃષ્ણ હું છું" એમ અભેદતા સ્ફુરે છે. તે વિપ્રયોગના ઉદ્રેકમાં જેમ અશ્રુપાત, પ્રલાપ વગેરે વ્યભિચારિ ભાવો છે તેના જેવો જ છે. તેથી તે મુખ્ય નથી આથી અભેદ જ્ઞાનનું ભક્તિફલ નથી. સૂ૦ ૩૭

---

અધિકરણ. ૧૩

**સૂત્ર ૩૮**—પાછલા અધિકરણમાં જ્ઞાનની સરખામણીએ ફલથી ભક્તિનો ઉત્કર્ષ જણાવ્યો. અહિંઆં સાધનથી તે જણાવે છે. ત્યાં પ્રથમ પ્રશ્ન થાય છે કે જે પુરુષે ભક્તિ પ્રાપ્ત કરેલી હોય તેની બાબતમાં સત્ય, શમ, દમ વગેરે ગુણોનો વિધિ છે કે નહિ. અર્થાત્ જે ભક્ત છે તેણે સત્ય બોલવું, તેણે શમ દમ વગેરે ગુણો મેળવવા વગેરે તેના વિષે કહેવું જોઇએ કે નહિ ?

આ વિષે પૂર્વપક્ષમાં એમ કહે છે કે સત્યાદિ એ ફલમાં ઉપકારી છે કારણ કે તે અન્તરંગ સાધન છે તેથી જ્યારે શુદ્ધિ હોય ત્યારે જ ચિત્તમાં ભગવાનનો પ્રાદુર્ભાવ સંભવે છે. આથી સત્યાદિની ભક્તને પણ આવશ્યકતા છે. સત્યાદિથી ચિત્તની શુદ્ધિ હોય છે, અને ઉપર જણાવ્યું તે પ્રમાણે ચિત્ત શુદ્ધ હોય તોજ ભગવાનનો પ્રાદુર્ભાવ બને. માટે તે ચિત્તની શુદ્ધિ માટે ભક્તને પણ સત્યાદિ આચરવાં જોઇએ.

ઉપરના પૂર્વપક્ષનો ઉત્તર **સિધ્ધાન્તી** આપે છે. જે ભક્ત છે તેને માટે સત્યાદિનો વિધિ નથી. કારણ કે ભક્તિનો ઉદય થતાં સત્યાદિની સિદ્ધિ થાય છે. ભક્તિજ સર્વ સાધનરૂપ છે. તે જો હોય તો ભક્તના હૃદયમાં ભગવાનનો આવિર્ભાવ થાય છે, અને તેથી સત્યાદિ જાતેજ બની આવે છે. તે માટે જૂદો પ્રયત્ન કરવો પડતો નથી. આથી સત્યાદિનો વિધિ ભક્તને માટે નથી ૩૮

**સૂત્ર ૩૯**—પૂર્વ સૂત્રમાં શાસ્ત્રમાં કહેલ બધા સાધન ભક્તિરૂપ છે એમ કહે છે, આ સિદ્ધાન્તને વધારે દૃઢ બનાવવાને કહે છે કે મુક્તિમાં જે પ્રતિબન્ધક તરીકે તથા હેય કામાદિ કહેવાય છે તેજ ભક્તિમાર્ગમાં મુક્તિના સાધક છે.

ભકિત બે પ્રકારની છે. વિહિતા અને અવિહિતા. વિહિતામાં ભગવાનના માહાત્મયનું જ્ઞાન હોય છે તથા નિરુપધિ સ્નેહાત્મક છે. તે સિવાયની જે કામાદિ ઉપાધિથી પ્રાપ્ત થાય છે તે અવિહિતા છે. આ બન્ને પ્રકારની ભકિત મુકિતની સાધક છે. અર્થાત્ નિરુપધિ સ્નેહવાળી તથા ઉપાધિજન્ય ભકિત તે બન્નેથી મુકિત મળે છે. કામાદિ એ જ્ઞાનમાર્ગમાં મુકિતના પ્રતિબન્ધક છે પણ ભકિતમાર્ગમાં તો ઉલટુ તેથી મુકિતનાં તે સાધન બને છે, કારણ કે તેમનો વિષય અહિંઆં ભગવાન્ હોવાથી જ્યાં કામાદિ છે ત્યાં ભગવાન્‌માં ચિત્તનો પ્રવેશ થાય છે. આ રીતે પણ ભગવાન્ સાથેનો સંબન્ધ તેનાથી થાય છે. અને આ રીતે તે મુકિતના સાધક છે. એટલું જ નહિ પણ ભકિતમાર્ગમાં ગૃહાદિ પણ અડચણ કર્તા નથી. જ્ઞાનમાર્ગમાં ગૃહત્યાગ આવશ્યક છે. જ્યારે ભકિતમાર્ગમાં ઘરમાં રહિને ભગવાનની સેવા કરવાનું કહેલું હોવાથી ઘર એ ભગવત્પ્રાપ્તિમાં અનુકૂળ છે. તેથી તેનો ત્યાગ ન હોય તો પણ મુકિતમાં પ્રતિબન્ધ હોતો નથી. કારણ કે ભગવાનના ભકતનું ગૃહ તે ખરી રીતે ગૃહ જ નથી, પણ ભગવદ્‌ગૃહજ છે. આથી ભકિતમાર્ગમાં કામાદિ ઉપાધિ હોય તોપણ મુકિતમાં પ્રતિબન્ધ નથી. આ રીતે સાધનોની દૃષ્ટિએ આપણે વિચાર કરીએ તો પણ જ્ઞાન કરતાં ભકિત ચઢીઆતી છે.

**(સાર)** (૧) ભકિત સર્વ સાધનરૂપ હોવાથી, ભકિતનો ઉદય થતાં સત્યાદિ આપોઆપ ભકતમાં સિદ્ધ થાય છે, અને તેથી તેના ચિત્તની શુદ્ધિ થાય છે તથા ભગવત્પ્રાદુર્ભાવ બને છે. આથી જ્ઞાનમાર્ગમાં સત્યાદિનો જે વિધિ છે તે ભકિતમાર્ગમાં નથી. ૩૮

(૨) જ્ઞાન કરતાં ભકિતનું શ્રેષ્ઠત્વ બીજી રીતે પણ છે. જ્ઞાનમાર્ગમાં કામાદિ મુકિતના પ્રતિબન્ધક છે તથા ગૃહ ત્યાગ આવશ્યક છે. ભકિતમાર્ગમાં તો તેથી ઉલટું છે. અર્થાત્ કામાદિ તથા ગૃહનો અત્યાગ એ મુકિતના સાધક બને છે. ૩૯

---

## ૧૪મું અધિકરણ.

**સૂત્ર ૪૦**—ગયા અધિકરણમાં સાત્વિકોને માટે જ્ઞાનની સરખામણીએ ભકિતનો ઉત્કર્ષ દેખાડયો. હવે રાજસોને માટે કર્મની સરખામણીએ ભકિતનો ઉત્કર્ષ દેખાડે છે. ત્યાં નિત્ય વર્ણાશ્રમ ધર્મો તથા પરિચર્યાદિ ભગવદ્ધર્મોની એકકાલે પ્રાપ્તિ હોય તો ઉભયનું અનુષ્ઠાન અસંભવિત હોવાથી તેમાંથી એકનો બાધ થવો જોઇએ અર્થાત્ કાંતો વર્ણાશ્રમ ધર્મો છોડી દેવા અગર ભગવદ્ધર્મો છોડી દેવા. અહિંઆં સંશય એ છે કે આ બેમાંથી કોનો ત્યાગ કરવો?

અહિંઆં **પૂર્વપક્ષી** કહે છે કે વર્ણાશ્રમ કર્મો માટે એવા પ્રકારનો નિયમ છે કે જે કાળે તેમને કરવાં જોઇએ તે કાળે તે અવશ્ય કરવાંજ જોઇએ અને જો તે પ્રમાણે ન કરવામાં આવે તો તેથી પ્રત્યવાય-વિઘ્ન આવી પડવાનો સંભવ છે. ભગવદ્ધર્મો માટે એવો નિયમ નથી. તે અમુક સમયે ન કરવામાં આવે તો તેથી બાધ નડતો નથી. બીજા સમયે પણ તે કરી શકાય છે, આથી તે અવશ્ય નથી. માટે વર્ણાશ્રમ ધર્મોનીજ પ્રાપ્તિ આવા પ્રસંગે હોય છે. કારણ કે તે મુખ્ય છે.

આનો ઉત્તર **સિદ્ધાન્તી** આપતાં કહે છે કે ભગવદ્ધર્મોનો આદર સર્વત્ર કહેલો હોવાથી તેનો લોપ કરવો જોઇએ નહિ. શ્વે. ૪-૮માં આ પ્રમાણે શ્રુતિ છે ओमिति प्रतिपद्यत एतद्वै यजुस्त्रयीं विद्यां इति एषा वागेतत्परममक्षरम्, तदेतदृचाभ्युक्तम्, ऋचोऽक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधिविश्वे निषेदुः यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासत. અહિંઆં કહે છે કે જે વસ્તુતઃ પરમ વ્યોમાત્મક અક્ષર-બ્રહ્મ ઓંકારમાં આવેલ લોક વેદ પ્રસિદ્ધ પરબ્રહ્મને જાણતો નથી તેને ઋચા શું કરશે? અર્થાત્ જ્યાં સુધી બ્રહ્મનું જ્ઞાન ન થાય ત્યાં સુધી વેદનું ગમે તેટલું અધ્યયન કર્યું હોય તો તે નિષ્ફળ જાય છે. પરબ્રહ્મનું જ્ઞાન ભ. ગી. ૧૮-૫૫ પ્રમાણે ભકિતથીજ થાય છે. માટે પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન

ભક્તિથીજ છે માટે જે પુરુષોત્તમના જાણનાર ભક્તો છે તેમનુંજ વેદનું અધ્યયન વગેરે ફલનું આપનાર હોય છે અન્યનું નહિ. માટે ભા. ૩-૯-૧૦માં પણ કહે છે કે મોટા મોટા ઋષિઓ પણ જો ભગવાનથી વિમુખ હોય તો તેમને આ સંસારમાં ફરવું પડે છે. આથી જેઓ પરબ્રહ્મને જાણે છે તે ભક્તો સર્વની સરખામણીએ ભગવાનની નિકટ શ્રીગોકુલવૈકુણ્ઠાદિમાં જાય છે, વળી ઋ. ૨-૨ ૨૬માં પણ तमु स्तोतारः पूर्व्यं यथाविद ऋतस्य गर्भं जनुषा पिपर्तन। आस्य जानन्तो नाम चिद्विविक्तन महस्ते विष्णो सुमतिं भजामहे. આ ઋચાથી પણ અન્ય ધર્મોની સરખામણીએ ભગવદ્ધર્મોનોજ ભક્તોએ આદર કરવો જોઇએ. તેથી કોઇ પણ રીતે તેમના અલોપ કરવો નહિ. અર્થાત્ જ્યારે વર્ણાશ્રમ ધર્મો તથા ભગવદ્ધર્મો બન્ને એકી સાથે અથડાય, અને તે સમયે એમાંથી એકનીજ પસંદગી કરવાની હોય તો વર્ણાશ્રમ ધર્મોને જતા કરવા. તેમને વળગી રહેવાની જરૂર નથી; પણ ભગવદ્ધર્મોનુંજ પાલન કરવું આથી ભગવદ્ધર્મોનીજ મુખ્યતા છે, વર્ણાશ્રમ ધર્મોની નહિ. ૪૦

**સૂત્ર ૪૧. શંકા**—જો એ પ્રમાણે શ્રુતિનું તાત્પર્ય હોયતો ઉપનયનાદિની માફક ભક્તિ તથા તેનાથી જન્યજ્ઞાનની આવશ્યકતા હોવાથી, તે કર્મમાં ઉપયોગિ બનશે. પણ તે પ્રમાણે છે તેથી કર્મનું જ પ્રાધાન્ય યુક્ત નથી, તેમ ભક્તિ તથા તેનાથી જન્ય જ્ઞાનનું પણ પ્રાધાન્ય નથી. આવી શંકામાં તેના આદરના બોધક શ્રુતિનું તાત્પર્ય કહે છે.

ભક્તિ તથા કર્મ એ બન્ને એક સાથે કરવાનાં પ્રાપ્ત થાય તો તેમાંથી કોનો સ્વીકાર કરવો અને કોનો નહિ તેનો આધાર તેમના બલ તથા અબલ ઉપર આધાર રાખે છે. અર્થાત્ તેમાંથી જે વધારે બલવાન્ હોય તેમનો સ્વીકાર કરવો અને જે બલવાન્ ન હોય તેમનો નહિ. આ વિચાર પ્રમાણે, કર્મ તો ફક્ત જ્ઞાનની જીજ્ઞાસા પૂરતાંજ ઉપયોગી બને છે, અને પછી તેમનું બલ, ઉપક્ષીણ પામે છે એમ કહેવામાં આવે છે. કેટલાંક એમ કહે છે કે જ્ઞાનમાં પણ પરોક્ષ રીતે કર્મ ઉપયોગી છે. આ બન્ને મતો પ્રમાણે કાંતો જીજ્ઞાસા સુધી અગર જ્ઞાન સુધી કર્મનું બળ પહોંચે છે. તેની આગળ નહિ. અર્થાત્ ભક્તિ આગળ કર્મ નબળું છે. માટે કર્મની સરખામણીએ ભક્તિ ચઢીઆતી હોવાથી, તેનો (ભક્તિનો) જ સ્વીકાર કરવો અન્યનો નહિ. ૪૧

**(સાર)** વર્ણાશ્રમ ધર્મ અને ભગવદ્ધર્મો એ બન્નેને એકી સાથે લાગાં કરવાનો સમય આવે અને તે સમયે એમાંથી કોને સ્વીકારવાં એમ જ્યારે બને ત્યારે ભગવદ્ધર્મો મુખ્ય હોવાથી તેમનોજ સ્વીકાર કરવો વર્ણાશ્રમનો નહિ. તેમજ કર્મની સરખામણીએ ભક્તિ ચઢીઆતી હોવાથી ભગવદ્ધર્મો જ કરવા જોઇએ.

---

## ૧૫મું અધિકરણ.

**સૂત્ર ૪૨**—અહિંઆં પ્રશ્ન એ વિચારાય છે કે ભગવાનને જે જાણે છે તેને કર્મ કરવાનાં કે નહિ? **પૂર્વપક્ષી** આ વિષે કહે છે કે કર્મ તે સ્વતઃ પુરુષાર્થ રૂપ નહિ હોવાથી, મુખ્ય નથી. તેથી જેમ પરમહંસને કર્મ કરવાનાં હોતાં નથી તેમ ભક્તોને પણ નજ હોય. તે કર્મોનું કરવાનું તેમને કાંઇ પણ પ્રયોજન નથી. માટે કર્મની આવશ્યકતા નથી.

આના ઉત્તરમાં **સિદ્ધાંતી** આ પ્રમાણે નિર્ણય આપે છે. પ્રશ્ન એ છે કે ભક્તને માટે કર્મ કરવાની જરૂર છે કે નહિ? પણ ભક્ત બે પ્રકારના હોય છે,–પુષ્ટિભક્ત અને (૨) મર્યાદાભક્ત ભક્તિમાર્ગમાં વરણ એજ મૂલકારણ છે. અર્થાત્ કર્મ કરવામાં ભગવાનની ઇચ્છા એજ કારણ છે. વસ્તુતઃ તો આ બન્ને પ્રકારના ભક્તોને કર્મ કરવાનાં હોતાં જ નથી તેથી તૈ. ૨-૪માં કહે છે કે "જે બ્રહ્મના આનન્દને જાણે તે કશાથી ડરતો નથી" તૈ. ૨-૯માં કહે છે કે ભક્ત કદી પણ એમ

વિચારતો નથી કે "મે શું સારૂં કર્મ કર્યું અને શું પાપ કર્યું." આ પ્રકારે તેમના કર્મનો નિષેધ છે. છતાં અમ્બરીષ ઉદ્ધવ પાણ્ડવ વગેરેને કર્મ કરવાં પડેલાં તો આ વિષેનો નિર્ણય એટલો જ છે કે જે કંઇ કર્મ તેઓ કરે છે. તે ભગવાનની ઇચ્છાથી જ કરે છે ભગવાનની ઇચ્છા જો કર્મ કરાવવાની હોય તો ભક્તને પોતે તેવી પ્રેરણા કરે છે, અને તે પ્રેરણા થતાં તેઓ કર્મ કરે છે. ભગવાનની તેવી ઇચ્છા છે કે નહિ તેની સ્ફૂર્તિ તેમને આપોઆપ થાય છે. તો જેમને તે ઇચ્છાનું જ્ઞાન થાય તેમણે તે કર્મ કરવાં અને જેને ન થાય તેમણે તે કર્મ નહિ કરવાં. અર્થાત્ એક તો જેમને ભગવાનની ઇચ્છાનું જ્ઞાન હોય તેવા ભક્તોએજ કર્મ કરવાં, તેમજ જેમને કર્મ કરવાં કે નહિ તે વિષેનો સંશય હોય તો તેમણે પણ તે કરવાં. તો અહિંઆં શંકા થાય કે ભક્તને કર્મ કરવાની જરૂર તો છે નહિ. છતાં તેમને કરવાનું પ્રયોજન શું ? તેથી તેમને શું ફલ મળવાનું ? આનો ઉત્તર એ છે કે જેઓ ભગવાનની ઇચ્છાના જ્ઞાન પૂર્વક કર્મ કરે છે, તેઓ કાંઇ ફળ મેળવવાને કર્મ કરતા નથી પણ વેદની મર્યાદાનું રક્ષણ કરવા તથા લોક સંગ્રહને માટે કરે છે, અર્થાત્ તે કર્મ ઇશ્વરની ઇચ્છાથી થતું હોવાથી ઇશ્વરકૃત કર્મનું જે ફલ હોય છે તેજ ફલ છે. ભ. ગી. માં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે પોતાને જો કે કર્મ કરવાનું નથી છતાં પણ તે કરે છે. તેનું કારણ લોકસંગ્રહને માટે છે. વળી બીજું કારણ એ છે કે લોકમાં મોટાઓ જે કર્મ કરે છે તેનું અનુકરણ બીજાઓ કરે છે. આથી જો ભગવાન્ કર્મ ન કરે તો લોકપણ કરે નહિ આ દૃષ્ટિએ લોકસંગ્રહની ખાતર ભક્તને પણ કર્મ હોય છે. ભ. ગી, ૩–૨૫ માં અવિદ્વાન્ અને વિદ્વાન્ એ બેનાં કર્મોની વાત કહી છે. અવિદ્વાન કર્મમાં આસક્તિ પૂર્વક કરે છે. વિદ્વાન્ આસક્તિ રહિત તે કર્મ કરે છે. તેમાં અવિદ્વાન્ જે કર્મ કરે છે, તે કાળસંગાદિથી જનિત ચિત્તના માલિન્યથી ભગવત્સંનિધિમાં જે પ્રતિબન્ધ નડે તે દૂર કરવાને માટે કરે છે. અને વિદ્વાન લોક-સંગ્રહને માટે કરે છે.

આ સૂત્રમાં તદ્દૃષ્ટેઃ શબ્દ છે તેનો એક અર્થ તત્ એટલે ભગવાનની ઇચ્છા અને દૃષ્ટિ એટલે જ્ઞાન જેનામાં છે- અર્થાત્ ભગવાનની ઇચ્છાના જ્ઞાનવાળાએ કર્મ કેવી રીતે કરવું, તે વિષે ઉપર પ્રમાણે કહ્યું છે. ત્યાં એમ જણાવ્યું છે કે ભગવદિચ્છાના જ્ઞાનવાળા ભક્તે લોકસંગ્રહ માટે કર્મ કરવાં અને તે સિવાયનાએ પોતાના પ્રતિબન્ધ દૂર કરવાને કરવાં. હવે બીજી રીતે તેનો અર્થ કરવામાં આવે છે. આ અર્થ પ્રમાણે "તત્" એટલે ધર્મી અને દૃષ્ટિ એટલે દૃષ્ટિ એટલે ધર્મી ભગવાનમાં જ (ધર્મમાં પણ નહિ) જેની દૃષ્ટિ છે એવા ભક્તે કર્મ કરવાં કે નહિ. તેના ઉત્તરમાં કહે છે કે એવા ભક્તનું ધ્યેય પ્રભુનો સંગમ હોય છે. આથી તે સંગમ માટે તેનો નિર્ધાર છે. જેનું ધ્યેય આ પ્રમાણે નથી તેને માટે તેવા નિર્ધારનો નિયમ નથી. આથી ફલ પ્રાપ્તિ પહેલાંની અવસ્થા અહિંઆં કહેવામાં આવી છે. અર્થાત્ પ્રભુનો સંગમ જેને થયો છે તેને કર્મ કરવાનાં નથી. પણ જેને તે સંગમ નથી થયો તેમાંના જેમનું ધ્યેય સંગમ છે તેમને માટે તે કર્મનો નિર્ધાર છે. વસ્તુતઃ ભક્તનું જે ફલ છે તે અનિર્વચનીય છે. ફક્ત અનુભવથી જ તે વેદ્ય છે. અને મોક્ષસુધીનું જે ફલ શાસ્ત્રમાં કહ્યું છે તેનાથી પણ તે ભિન્ન છે. અત્યંત ધર્મો સાધન રૂપ છે. જ્યાં ફલ જ સાધન ત્યાં તે ફલની અનિર્વાચ્યતા યુક્ત જ એમ કહેવાને 'હિ' શબ્દ સૂત્રમાં યોજયો છે. આ સૂત્ર પ્રાસંગિક છે એમ અણુભાષ્યકાર કહે છે.

**(સાર)** ભગવદ્ ભક્તોને કર્મ કરવાની જરૂર છે કે નહિ ? કેટલાક અમ્બરીષ, ઉદ્ધવ, પાણ્ડવાદિએ કર્મ કર્યાં હતાં, જ્યારે શુક તથા ભરત મુનિએ કર્યાં નહોતાં તો આ વિષેનો નિર્ણય શો ? આ માટે એમ કહેવામાં આવે છે કે બે પ્રકારના પુષ્ટિ અને મર્યાદા ભક્તોને વસ્તુતઃ કરવાનાં નથી. પણ ભગવાનની ઇચ્છાથી તેમને કર્મ કરવાં પડે છે. આ કર્મ લોક સંગ્રહને માટે છે. આથી જેમને ભગવાનની ઇચ્છાનું જ્ઞાન છે તેમણે, તથા કર્મ કરવાં કે નહિ એવો સંશય હોય તેમણે કર્મ કરવાં, પણ તે લોક

સંગ્રહ માટેજ, વેદ મર્યાદાનું રક્ષણ કરવાને માટેજ. તે સિવાયના બીજાઓને કામાદિજનિત ચિત્તના માલિન્યથી ભગવાનની સંનિધિમાં જે પ્રતિબન્ધ હોય તે દૂર કરવાને કરવાનાં છે. ૪૨

## ૧૬મું અધિકરણ.

**સૂત્ર ૪૩**—આ પ્રમાણે રાજસ ભક્તોની કર્મમાં આસક્તિ દૂર કરવાને બે અધિકરણો યોજ્યાં. હવે મુખ્ય ભક્તિનો ઉત્કર્ષ જણાવવાને તેને માટે અભિલાષાની ઉત્પત્તિ માટે ભક્તિનું ફલ દેખાડે છે. મુખ્ય ભક્તિ એ સર્વાત્મક ભાવરૂપ છે તો તે વિહિત કર્મ, જ્ઞાન તથા ભક્તિથી થાય છે કે નહિ તેનો વિચાર કરવામાં આવે છે. ભા. ૧૧–૧૨–૧૫માં કહે છે કે જે સર્વાત્મ ભાવથી ભગવાનને શરણે જાય છે તેને કોઇથી ભય હોતો નથી. આથી ઉદ્ધવને પ્રવૃત્તિ, નિવૃત્તિ નોદના, પ્રતિનોદના, શ્રોતવ્ય શ્રુત તે બધું ત્યજી દઇને ભગવાનનેજ શરણ જવાનું કહેવામાં આવે છે. આ સર્વાત્મભાવનું ફળ "અકુતોભય" (કોઇથી પણ ભયનો અભાવ) છે. આ મોક્ષરૂપ છે. આથી સર્વાત્મભાવ એ સાધનરૂપ હોવાથી પ્રયત્નથી સાધ્ય છે, એમ કોઇ કહે તો તેનું નિવારણ કરવાને **સિદ્ધાન્તી** આ સૂત્ર યોજે છે. અહિં કહે છે કે ઉદ્ધવને ભગવાન્ સર્વાત્મભાવરૂપ શરણ ગતિનો જે બોધ કરે છે તે તેમના ઉપર અત્યન્ત પ્રસન્ન થઇને કરે છે. જેમ કોઇ માણસ ઉપર અત્યન્ત પ્રસન્ન થઇને તેને વરદાન આપવામાં આવે તેવી રીતે પ્રસન્નતાથી આ સર્વાત્મભાવનો તેમને બોધ કર્યો છે. આ ઉપદેશને ત્યાં 'પરમ ગુહ્ય' 'સુગોપ્ય' જણાવ્યો છે. છતાં ઉદ્ધવને શા માટે કહ્યો? તેનું કારણ પણ ત્યાં આપે છે કે તે ભગવાનના 'ભૃત્ય' 'સખા' 'સુહૃદ' હતા તેથી આથી તે પરમ ગુહ્ય શ્રવણ કરવાનો તેમને અધિકાર હતો. સખા અથવા સુહૃદને વગર પૂછે પણ કેટલીક વખત ગુપ્ત વાત કહેવામાં આવે છે. તેજ પ્રમાણે ઉદ્ધવને આ ઉપદેશ અહિંઆં કર્યો છે આ ઉપદેશનું તારતમ્ય ઉપર જણાવ્યા પ્રમાણે સર્વનો ત્યાગ કરીને સર્વાત્મક ભાવથી ભગવાનને શરણે જવું એમજ ત્યાં જણાવે છે. આવી રીતે જે ઉપદેશ આપ્યો છે તે ઉત્તમ પ્રકારનો હોવાથી સર્વાત્મભાવરૂપી ભક્તિ એ ઉત્તમ પ્રકારની છે તેથી તે વિહિત સાધનોથી સાધ્ય નથી. ૪૩

**(સાર)** જેમ પ્રસન્ન થઇને કોઇને ઉત્તમ પ્રકારના વરનું દાન આપે છે તેવી રીતે ભગવાને ઉદ્ધવ ઉપર પ્રસન્ન થઇને ભા. ૧૧–૧૨–૧૪–૧૫માં કહ્યા પ્રમાણે પરમ ગુહ્ય અને સુગોપ્ય એવા સર્વાત્મભાવનો ઉપદેશ આપ્યો છે, આથી તે કોઇ પણ સાધનથી સાધ્ય નથી.

## ૧૭ મું અધિકરણ.

**સૂત્ર ૪૪**—પાછલા અધિકરણમાં સર્વાત્મભાવરૂપ પરમકાષ્ઠાપન્ન મુખ્ય ભક્તિ ફક્ત વરણથીજ લભ્ય છે એમ સ્થાપન કર્યું. વરણ શ્રુતિમાં તો પરમાત્માની વરણથી પ્રાપ્યતા કહેવાય છે, પણ સર્વાત્મભાવ તથા તે પરમકાષ્ઠાપન્ન ભક્તિ વરણથી લભ્ય છે એમ શા માટે કહો છો? આ શંકાનું સમાધાન કરવાને સર્વાત્મભાવની પ્રાપ્તિ પણ વરણથીજ મળે છે, તે દૃઢ કરવાને તથા તેના સ્વરૂપનું પણ શ્રુતિથી વિવેચન કરવું જોઇએ. તે માટે આનો વિચાર અહિંઆં કરવામાં આવે છે.

આ સંબન્ધમાં એક શંકા અહિંઆં છે. કાલ, અદૃષ્ટ વગેરે રૂપે જે પ્રતિબન્ધકો છે તે હોય તો પણ વરણનું કાર્ય બને છે કે તેમની નિવૃત્તિ થાય ત્યારે? અર્થાત્ ભગવાનનું વરણ જે થાય છે તે કાલાદિ પ્રતિબન્ધો હોવા છતાં પણ બને કે તે દૂર થાય ત્યારે? બીજી રીતે કહીએ તો પ્રશ્ન એ છે કે વરણ કાર્યમાં કાલાદિનો પ્રતિબન્ધ હોય છે કે નહિ.

અહિંઆં **પૂર્વપક્ષી** એમ જણાવે છે કે પ્રતિબન્ધકતાના અભાવની હેતુતા સર્વત્ર જોવામાં આવે છે તેથી પૂર્વ અધિકરણમાં વરદાનનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું હતું તો પણ તપ વગેરેથી તાપ હોય

તોજ વરદાન પ્રાપ્ત થાય છે અર્થાત્ વરદાનનું દૃષ્ટાન્ત પ્રથમ આપ્યું, પણ વરદાન ક્યારે મળે છે ? તે દરેકને એમને એમ મળતું નથી. વરદાન પ્રાપ્ત કરનારને પણ તેનો અધિકાર હોવો જોઇએ ? આથી તપઃ વગેરે આચરણથી જે દેવ પાસેથી પોતે વર મેળવવાની ઇચ્છા રાખતો હોય તેણે તે દેવને પ્રસન્ન કરવા જોઇએ. જ્યારે તે દેવ તેના તપથી પ્રસન્ન થાય છે. ત્યારે જ તેને વરદાન આપે છે, એમને એમ નહિ. આથી તપ આદિથી દેવને પ્રસન્ન કરવામાં જે કારણો પ્રતિબન્ધરૂપ હોય તે પ્રથમ દૂર થવાં જોઇએ. જ્યાં સુધી તે દૂર થાય નહિ ત્યાં સુધી વરદાન માટેની યોગ્યતા મળતી નથી. માટે કાલાદિ પ્રતિબન્ધોની નિવૃત્તિ ભગવદ્વરણ માટે આવશ્યક છે. અર્થાત્ પહેલાં પ્રતિબન્ધો દૂર થાય ત્યાર પછીજ ભગવદ્વરણની યોગ્યતા થાય છે. આનો ઉત્તર **સિદ્ધાન્તી** આ પ્રમાણે આપે છે. વરણ હમેશાં સર્વ કરતાં બલવત્તર છે. આથી પ્રતિબન્ધકો હોય તો પણ તે પ્રતિબન્ધકોનું ઉપમર્દન થઇ જાય છે અને વરણ કાર્ય બને છે. માટે પ્રતિબન્ધકો ભલે હોય. તેવા ભક્તને બિલ્કૂલ બાધા કરી શકતા નથી. ભગવાનનું વરણ થતાં તે બળીને ભસ્મીભૂત થઇ જાય છે. આમ થવાનું કારણ શું ? કારણ એ કે વરણનું લિંગ કહેતાં સર્વાત્મ ભાવ તે સર્વથી અધિક છે તેથી. તેમજ વળી છાંદોગ્યના નવમા પ્રપાઠકમાં સનત્કુમાર અને નારદના સંવાદમાં જણાવ્યા પ્રમાણે નારદ સનત્કુમાર પાસે જાય છે અને વિનંતિ કરે છે કે "હે ભગવન્! મને ઉપદેશ આપો" એમ કહીને પછી તે સનત્કુમાર પાસે બેશે છે. પણ સનત્કુમારે વિચાર કર્યો કે જ્યાં સુધી નારદના ઉપદેશનો અધિકાર જાણવામાં ન આવે ત્યાં સુધી તેમને ઉપદેશ આપી ન શકાય, માટે તે અધિકાર જાણવાને માટે નારદને સનત્કુમાર પૂછે છે "હે નારદ, તમે મારી પાસે ઉપદેશ શ્રવણ માટે આવ્યા છો, પણ તમે જે જાણતા હો તે તમે મને કહો, પછીથી મારે જે ઉપદેશ તમને આપવાનો છે તે હું આપીશ. આમ સનત્કુમારે નારદને કહ્યું ત્યારે નારદજીએ ઋગ્વેદાદિ અપરા વિદ્યા જે જાણતા હતા તે બધી કહી બતલાવી. અને પછી કહે છે " હે ભગવન્, હું તો માત્ર મંત્ર જાણું છું, પણ આત્માને જાણતો નથી અને મેં સાંભળ્યું છે કે આપના જેવાની પાસેથી આત્માનો જાણનાર શોકને તરી જાય છે. માટે શોકને તરી જવાને આપની પાસે હું આવ્યો છું ? આ પ્રમાણે પોતાના અભિપ્રાયનું નિવેદન કર્યું તથા સનત્કુમારે ઉપદેશ આપવાને માટે નામનો ઉપદેશ કર્યો, અને જણાવ્યું કે નામનું બ્રહ્મ તરીકે ઉપાસન કરવામાં આવે તો તેને ફલ મળે છે. પણ નારદને તેથી સંતોષ ન થયો એટલે ફરીથી પ્રશ્ન કર્યો. ત્યારે વાણી વિષેનો ઉપદેશ આપ્યો. પછી આ રીતે એક પછી એક મન, સંકલ્પ, ચિત્ત, ધ્યાન વિજ્ઞાન, બલ, અન્ન, જલ, તેજ, આકાશ, સ્મર તથા આશા વિષેનો ઉપદેશ કરીને તેમની બ્રહ્મ તરીકે ઉપાસના કરવાનું ફલ જણાવ્યું. પછી પ્રાણનું આધિક્ય છે એમ જણાવીને તેનો ઉપદેશ કર્યો. પછીથી આનાથી વિશેષ અધિકાર નારદનો છે કે નહિ એ જાણવાને તે પ્રમાણે ઉપદેશ આપે છે અર્થાત્ જો નારદને આનાથી વિશેષ જાણવાની ઇચ્છા ઉત્પન્ન થશે તો તે વિષેનો પ્રશ્ન કરશે, અને જો પ્રશ્ન ન કરે તો એમ સમજવું કે તેને વધારે જાણવાની ઇચ્છા નથી. એમ સમજીને પ્રાણનું આધિક્ય દેખાડે છે. પ્રાણજ સર્વરૂપ છે એમ જણાવે છે. પણ નારદજી આટલાથી અટક્યા નહિ. તેમને વિશેષ જીજ્ઞાસા થયેલી હોવાથી, સનત્કુમાર બ્રહ્મને સત્ય તરીકે જણાવે છે, પછી તેને વિજ્ઞાનરૂપ, મતિરૂપ, શ્રદ્ધારૂપ, નિષ્ઠારૂપ, કૃતિરૂપ અને સુખરૂપ (આનંદ) રૂપે કહે છે. એ આનન્દરૂપને ત્યાં ભૂમા કહે છે. પછીથી તે ભૂમાનું લક્ષણ આપીને તેની સર્વત્ર પૂર્ણતા તથા તેને જાણનારને પ્રાપ્ત થતું ફલ જણાવે છે. આ ભૂમાના વર્ણનમાં તેને સર્વથી અધિક કહે છે. તે માટે પ્રથમ કહે છે કે, જે ભૂમા છે તે સુખ છે. અલ્પમાં સુખ નથી. ભૂમાજ સુખ છે. માટે ભૂમાનુંજ વિશેષ જ્ઞાન મેળવવું જોઇએ ? પછી તે ભૂમાના સ્વરૂપ માટે કહે છે. ભૂમા તે જ છે કે જ્યાં બીજું કંઇ પણ તે જોતો નથી અન્ય કંઇ શ્રવણ કરતો નથી, અન્ય કંઇ જાણતો નથી. પછી નારદ પ્રશ્ન કરે છે કે આવું ભૂમા શામાં પ્રતિષ્ઠિત છે ? ત્યારે તેના ઉત્તરમાં સનત્કુમાર કહે છે કે તેના મહિમામાં તે પ્રતિષ્ઠિત થાય છે. પછી ભૂમાનો મહિમા જણા-

વતાં કહે છે કે તે મહિમા દુનિઆના તમામ પદાર્થોથી પર છે. તે મહિમા, નીચે, ઉપર, ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ એમ તમામ સ્થળે છે અને કહે છે કે જેને તમામ દિશાઓમાં ભૂમા છે એવું ભાન થાય અને તે ભાન પછી અહંકારના આદેશથી ભૂમાથી અભિન્ન સ્વનું ભાન અને પછી ભૂમાની સાથે આત્માની અભિન્નતાનું ભાન થાય છે તે પુરુષજ મહિમા છે, અને તેમાં ભૂમા પ્રતિષ્ઠિત બને છે. પછી કહે છે કે આ પ્રમાણે ભૂમાના મહિમાને જોનાર, તથા માનનાર, તેમજ જાણનાર આત્માની સાથે રતિ કરે છે, આત્માની સાથે ક્રીડા કરે છે, આત્માની સાથે મિથુન કરે છે, આત્માનો આનન્દ તે અનુભવે છે તે સ્વરાટ્ થાય છે. અને તમામ લોકોમાં તેનો કામચાર પણ તે અનુભવે છે. આથી ઉપર કહેલા પ્રકારથી ભૂમાનું દર્શન કરનાર કહેલી રતિ વગેરે વાળો બને છે. આથી આ ધર્મો ત્યાં ભૂમાની પ્રતિષ્ઠાને જણાવે છે. માટે આ લક્ષણોથી ભૂમાના મહિમારૂપ પુરુષને જાણવો જોઇએ આ ભૂમાના મહિમાનું સ્વરૂપ આગળ સૂ૦ ૫૦માં કહેવામાં આવશે. અહિંઆં એ સમજવાનું છે કે ભૂમાના મહિમારૂપ જે પુરુષને કહ્યો, તેની જે સ્ફૂર્તિ થાય છે તે અખણ્ડ બ્રહ્મજ્ઞાન રૂપ નથી, પણ અખણ્ડ તદ્રૂપતા છે અહિંઆં વામદેવને જેમ અખણ્ડ બ્રહ્મજ્ઞાનની સ્ફૂર્તિ થાય છે તેવા પ્રકરણની નથી. આથી જ્ઞાની કરતાં પણ આ પુરુષ (ભક્ત) અધિક છે. તેમ દહરવિદ્યામાં જેમ કામાદિનું કથન કર્યું છે તે અહિંઆં નથી. માટે દહરાદિના ઉપાસકોથી પણ આ વિલક્ષણ છે, તેમ મારા સુખની પણ તેને ઇચ્છા નથી તેથી લોકથી પણ આ વિલક્ષણ છે અર્થાત્ સત્ય જ્ઞાન વગેરેનાં કારણરૂપ કૃતિ વગેરેના જનક ભૂમાત્મક સુખના લાભ વાળો તેને કહ્યો તેથી પ્રથમ તે ભૂમાના લાભવાળો છે. આથી જેણે ભગવાનનું દર્શન કર્યું છે, તેમનું શ્રવણ કર્યું છે અને તે વિષે વિજ્ઞાન પ્રાપ્ત કર્યું છે એવો પરમ ભક્ત છે. આથી તેને અન્યનું દર્શન નથી. આના વિરહભાવમાં પ્રપંચનું વિસ્મરણ કરાવનાર પરમ આસક્તિરૂપ અતિ વિગાઢભાવથી સર્વત્ર સ્વ આસક્તિના વિષય ભગવત્સ્વરૂપની સ્ફૂર્તિવાળો તે હોય છે. આથી તે માટેની તેની રતિ પણ છે. તેથી તેમના સ્વરૂપનું તેને ફલ મળે છે. માટે ભૂમાના મહિમારૂપ તેની જે સ્ફૂર્તિ છે તે તો રસરૂપ ભગવાનને ભજનારની કહેલી રીતિવાળા વિગાઢ ભાવરૂપ સર્વાત્મભાવના વ્યભિચારી ભાવરૂપજ છે, અન્ય પ્રકારની નહિ. આથી વરણથીજ ભૂમા પ્રતિષ્ઠિત છે. આથી વળી સ્ફૂર્તિથી અનુગ્રહ–વરણના લિંગરૂપ સર્વાત્મભાવજ સર્વથી અધિક છે. અહિંઆં શંકા થાય કે આ પ્રકરણમાં અહંકારાદેશને જણાવેલ છે પણ તે તો જ્ઞાનમાર્ગીયની સ્ફૂર્તિની તુલ્ય હોવાથી તેનાથી આના પ્રતિબન્ધનો સંભવ રહે. તો આનો ઉત્તર આપવાને માટે સૂત્રમાં तद्वपि શબ્દથી જણાવે છે અર્થાત્ જણાવે છે કે સૂ૦ ૩૫માં આ શંકાનું નિવારણ કરવામાં આવ્યું છે, આથી તેવા પ્રકારનો પ્રતિબન્ધ સર્વાત્મભાવમાં હોતો નથી. કારણ કે મુખ્ય ભક્તમાં જ્ઞાનમાર્ગીય સ્ફૂર્તિ ભક્તિના અંગ તરીકે હોય છે, મુખ્ય રીતે નહિ, આથી તેવી સ્ફૂર્તિથી આને પ્રતિબન્ધ હોતો નથી. ૪૪

**સૂત્ર ૪૫** —હવે સૂ. ૪૫ તથા સૂ. ૪૬માં શંકા કરે છે, **પ્રથમ** સૂ. ૪૫માં કહે છે કે તમે છાંદોગ્યના નવમા પ્રપાઠકમાં આવેલા નારદ અને સનત્કુમારના સંવાદમાંથી એમ કહ્યું કે વરણનું લિંગ કહેતાં સર્વાત્મભાવ અધિક છે તે બરાબર નથી. કારણ કે અહિંઆં તો આની પહેલાંના પ્રપાઠકમાં શ્વેતકેતુનું ઉપાખ્યાન આવે છે. ત્યાં આત્માની સાથે સર્વનો અભેદ કહેવામાં આવેલ છે. આ અભેદ નવ વખત જણાવ્યો છે. ત્યાંનો જ વિકલ્પ અન્ય પ્રકારથી નારદ અને સનત્કુમારના સંવાદમાં જણાવેલ છે. તમે પૂછશો કે શાથી ? તો તેનું કારણ અમે આપીશું જો તમે પ્રકરણ બરાબર જોશો તો આ બાબતનો નિર્ણય તમને એકદમ થશે. આ પ્રકરણનો ઉદ્દેશ આત્મવિદ્યા છે તેથી જ નારદ સનત્કુમારને કહે છે કે હું મંત્રને જાણું છું. પણ "આત્માને જાણતો નથી." આથી સ્પષ્ટ છે કે આત્મા વિષે જાણવાને માટેજ નારદ ત્યાં આવેલ છે. માટે સનત્કુમાર જે કંઇ નારદને કહી બતલાવે છે, તે આત્મા વિષે જ છે. જેમ તેની પહેલાંનું પ્રપાઠક 'આત્મવિદ્યા' માટે હતું તેમ આ પ્રકરણ પણ આત્મવિદ્યાનું જ છે.

આ પ્રકરણની પહેલાં એટલે શ્વેતકેતુ ઉપાખ્યાનમાં અભેદતા જણાવી છે, અને તેની તેજ અહિંઆં ચાલુ રાખી છે. જેમ પૂજાના પ્રકરણમાં બાહ્યપૂજા અને આન્તર પૂજા એવા બે પ્રકારો હોય છે. તેમાં જે બાહ્ય છે તે ક્રિયા રૂપ છે, અને આન્તર તે ધ્યાન રૂપ છે. આ બન્ને પૂજાના પ્રકારો હોવાથી તે એક બીજાથી જૂદી નથી. તેજ પ્રમાણે શ્વેતકેતુ-ઉપાખ્યાન અને સનત્કુમાર નારદ સંવાદ આ બન્નેમાં પ્રકરણની સંગતિ આત્મા પરત્વે હોવાથી ત્યાં કોઇભેદ નથી. અર્થાત્ બન્નેમાં આત્માની અભેદતાનું જ કથન છે, સર્વાત્મભાવનું જ નહિ ૪૫.

વળી આ સિવાય બીજો પણ હેતુ છે. આની પહેલાંના પ્રપાઠકમાં નામરૂપાત્મક જગતને સર્વ કહેલ છે. બ્રહ્મનો અભેદ પણ 'एतदात्म्यम्'માં કહેલ છે. આ રીતે આ પ્રપાઠકમાં નારદે કહેલી ઋગ્વેદ વગેરે વિદ્યાનો અનુવાદ કરીને નામાત્મકની બ્રહ્મતાનો ત્યાં અતિદેશ કરે છે. તેજ પ્રમાણે વાક્ મન, વગેરે રૂપાત્મક જગતનો પણ તે તે શબ્દથી અનુવાદ કરીને ત્યાં તે તે રૂપે બ્રહ્મત્વનો અતિદેશ કરે છે. આથી જેમ કૌણ્ડયાયિઓના અયનમાં "मासमग्निहोत्रं जुहोति એમ અગ્નિહોત્રના નામથી પ્રાકૃત અગ્નિહોત્રના ધર્મોનો ત્યાં અતિદેશ કરેલ છે, તે પ્રમાણે અહિંઆં નામાદિમાં નામાદિરૂપ બ્રહ્મત્વનો અતિદેશ થાય છે. આ હેતુથી પણ જ્ઞાનના પ્રકારનો ભેદ જ અહિંઆં કહેવાય છે. ૪૬,

**સૂત્ર ૪૭**—ઉપરની શંકાનું સમાધાન આ સૂત્રમાં કરે છે. "તુ" શંકાનો નિરાસ કરે છે. સનત્કુમાર અને નારદના સંવાદમાં આત્મજ્ઞાનનો પ્રકાર જ કહેવાય છે એવી જે આશંકા કરી તે ખરી નથી. ત્યાં આત્મજ્ઞાન નહિ પણ વિદ્યા કહેતાં સર્વાત્મભાવરૂપ વિદ્યા જ છે. શાથી? એમ પૂછવામાં આવે તો જણાવવાનું કે ત્યાં તેનું નિર્ધારણ છે તેથી. 'સુખની જીજ્ઞાસા કરવી જોઇએ' એમ કહીને 'જે ભૂમા છે તે સુખ છે અલ્પમાં સુખ નથી. ભૂમા જ સુખ છે. ભૂમાની જ વિશેષ જીજ્ઞાસા કરવી જોઇએ, એમ સુખના સ્વરૂપના કથનમાં અક્ષર પર્યન્ત ગણિતાનન્દ હોવાથી તેને અલ્પ કહેલ છે અને પુરુષોત્તમમાંથી વાણી નિવૃત્ત થતી હોવાથી એ નિરવધિ આનન્દમય છે. આથી તેનીજ વિશેષ જીજ્ઞાસા કહી છે. અર્થ આ પ્રમાણે છે. મુણ્ડકમાં વરણની શ્રુતિમાં કહ્યું છે કે આ આત્મા પ્રવચન વગેરેથી લભ્ય નથી' આથી તેની પ્રાપ્તિ જીવના સાધનથી નથી. નારદના સંવાદમાં તો યોગ્યતા માત્રથી પુરુષોત્તમના અધિષ્ઠાનરૂપ ફલ નથી. તેમ હોય તો પછી ફક્ત જ્ઞાનીનેજ તે ફલ મળે પણ ભગવદનુગ્રહથી તથા ભક્તના સંગથી ભક્તિ થતાં તે ફલ હોય છે એમ જણાવવાને ભક્ત નારદ તથા ભગવાનના અવેશથી યુક્ત સનત્કુમારના સંવાદને કહીને 'ભૂમા' શબ્દથી નિરવધિ સુખરૂપ પુરુષોત્તમનો પરામર્શ કરીને તેજ સર્વશોકને તરાવનાર છે અને તેમનાથી અધિષ્ઠિત આત્મા પુરુષોત્તમના મહિમા રૂપ છે એમ સમજાય છે. આથી પ્રકરણનો વિચાર કરતાં પણ સર્વાત્મભાવની વિદ્યાજ મુખ્ય છે. ૪૭.

**સૂત્ર ૪૮**—સર્વાત્મભાવવાળાને ભગવાનની પ્રાપ્તિ થઇ છે કે નહિ તે વિષેનો અનુભવ આપવાને વ્યાસજી આ સૂત્રને યોજે છે. તે કહે છે કે સર્વાત્મભાવવાળાંને ભગવાનની પ્રાપ્તિ થાય છે. તેનું દૃષ્ટાન્ત વ્રજસીમન્તિનીઓ છે. તેમને સર્વાત્મભાવ સિદ્ધ થયો હતો. આ ભાવને લીધે પ્રથમ તેમના સંસારનું વિસ્મરણ થયું, અને પછી ભગવાનનાં દર્શન થતાં તેમની સાથે સ્પર્શાદિથી તમામ પ્રકારનું સામર્થ્ય તેમનામાં સ્ફુર્યું હતું. તેમના સર્વાત્મભાવ વિષે ભા. ૧૦-૨૯-૩૪માં કહેલું છે' આ સર્વાત્મભાવ સ્ફુરતાં ગોપીજનની જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિનું ઉભયનું તિરોધાન થઇ ગયું હતું. ૪૮.

**શંકા**—સનત્કુમાર અને નારદનો જે આખો સંવાદ છે તે એક વાક્ય તરીકે લેવો જોઇએ. એટલે પ્રારંભમાં જે કહ્યું છે તેજ છેવટે હોવું જોઇએ. પ્રારંભમાં સનત્કુમાર નારદને પૂછે છે કે તમે શું જાણો છો, ત્યારે નારદ એ બધું કહી બતલાવે છે અને પછી કહે છે કે "હું તો મંત્રને જાણું છું. પણ આત્માને જાણતો જ નથી" આ ઉપક્રમના વાક્ય પ્રમાણે જ છેવટના વાક્યનો અર્થ થવો જોઇએ.

અહિંઆં પ્રથમ 'આત્મા' શબ્દ છે તે પરમાત્માના અર્થમાં નથી. તેમ છતાં જો તે પ્રમાણે લેવામાં આવતો પછી વાક્યભેદ તથા ઉપક્રમનો વિરોધ થાય. માટે વાક્યના અનુરોધથી પ્રથમ કહેલ જ્ઞાનના પ્રકારનો વિશેષ જ કહેવાય છે એમ માનવું જોઇએ.

**ઉત્તર**—આમ હોય તો પણ ઉપક્રમમાં આવેલા આત્માના વાક્યના અનુરોધથી વરણથી ઉત્પન્ન થયેલ સર્વાત્મભાવના લિંગની અધિકતાનો બાધ નથી. કારણ કે વાક્યની સરખામણીએ શ્રુતિ અને લિંગ પ્રબલ છે તે જૈ. સૂ. ૩–૩માં કહેલું છે. અહિંઆં અન્ય સાધનના નિષેધ પૂર્વક મુ. ૩–૨–૩ની શ્રુતિમાં વરણથી ભગવાન્‌ની પ્રાપ્તિ જણાવી છે. વળી છાં. ૭–૧–૨માં આવેલા વાક્યના અનુવાદથી આત્મપદ પુરુષોત્તમ પરજ છે, કારણ કે ત્યાં પ્રશ્ન સર્વથી અધિક કોણ તે વિષે પૂછવામાં આવ્યો છે અને ઉત્તર પણ તે વિષેનો જ આપ્યો છે. નારદે આત્મા વિષે પ્રશ્ન પૂછેલો, પણ પ્રથમ નામને, બ્રહ્મ તરીકે સનત્કુમારે જણાવ્યું પછી વાક્, મન વગેરેને એકપછી એક જણાવતા ગયા. પણ તેથી નારદને સંતોષ થયો નહિ. એટલે વિશેષ રૂપે જણાવતાં ઉપસંહારમાં ભૂમાને સર્વોત્તમ રૂપ જણાવે છે, અને તેને આત્મા કહે છે. આ ભૂમાને આત્મા તરીકે જ્યારે જણાવ્યા ત્યારે નારદને સંતોષ થયો તેથી તે વિષે પ્રશ્ન ન પૂછ્યો, પણ તે આત્માની પ્રાપ્તિ કેવી રીતે થાય? તેની પ્રતિષ્ટા શામાં છે? એ વિષે ઘણી આર્તિ થવાથી કર્યો છે. આથી આત્મા એટલે જીવ નહિ પણ પુરુષોત્તમ છે. ૪૯.

**સૂત્ર ૫૦ શંકા**—અહિંઆં આત્માપદ પુરુષોત્તમના અર્થમાં હોય તો પણ બીજા પ્રશ્ન અને તેના ઉત્તરથી સર્વાત્મભાવનું સમર્થન કહેલું છે. તેના ઉત્તરમાં કહે છે કે પુરુષોત્તમની પ્રતિષ્ટા સ્વમાં છે. એવી સિદ્ધ હોવાથી સર્વાત્મભાવવાળા ભક્તમાં તે છે. એમ અસિદ્ધ થાય છે. તેથી વિવક્ષિત સર્વાત્મભાવની તેનાથી પ્રતિપત્તિ કરવી અશક્ય છે.

**ઉત્તર**—આ વિષે પ્રથમ અમે તમને જણાવ્યું છે છતાં ફરીથી તમારા પ્રશ્નનો ઉત્તર આપવા ટુંકમાં નીચે પ્રાણે છે. ભૂમાના સ્વરૂપનું શ્રવણ કરાવ્યા પછી છાં ૭–૨૪–૧માં તે વિષેનો પ્રશ્ન કર્યો છે અને ત્યાં જ તેનો ઉત્તર આપ્યો છે. અર્થાત્ પ્રશ્નમાં એમ પૂછે છે કે તે ભૂમા શામાં પ્રતિષ્ઠિત છે. તેનો ઉત્તર એવો મળે છે કે તે પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત છે' (**स्वेमहिम्नि**) અહિંઆં મહિમા એટલે સર્વાત્મભાવ છે અને તે સ્વરૂપાત્મક હોવાથી પોતાના સ્વરૂપમાં જ તે મહિમા પ્રતિષ્ઠિત છે એમ કહે છે. અથવા સર્વાત્મભાવ ભગવદાત્મક હોવાથી, તેનાથી જૂદું સાક્ષાત્ પુરુષોત્તમને પ્રાપ્ત કરાવતા નથી. આથી તેજ–સર્વાત્મભાવ જ પુરુષોત્તમને પ્રાપ્ત કરાવનાર છે. આથી પણ પરમકાષ્ઠાપન્ન મહિમારૂપ આ ભાવજ અહિંઆં મહિમા કહેવાય છે. આ મહિમા વિપ્રયોગના ભાવનો ઉદય હોય તોજ સંપૂર્ણ રીતે સંચારી ભાવોથી જાણવામાં આવે છે. આ ભાવો અનિયત હોય છે એમ જણાવવાને તે ત્રણ પ્રકારના છે એમ "તેજ નીચે છે" ત્યાંથી શરૂ કરી 'તે, આત્મા જ આ સર્વ છે' (છાં. ૭–૨૭–૧) ત્યાં સુધી નિરૂપણ કર્યું છે. પછી ભૂમાની પ્રતિષ્ઠાના અધિકરણના પ્રશ્નમાં "સ્વમહિમામાં" (છાં. ૭–૨૪–૧) એવો જે ઉત્તર આપ્યો છે તેનોજ અનુબન્ધ તેને જ લક્ષમાં રાખીને પાછળથી છાં. ૭–૨૫–૨માં કથન કર્યું છે.

જો 'સ્વ મહિમામાં' એ વાક્યમાં પુરુષોત્તમના અન્યત્ર અપ્રતિષ્ઠિતત્વ વિષે અભિપ્રાયજ હોય તો 'તે આ' એ વાક્યથી ભૂમાના દ્રષ્ટાનો અનુબન્ધ ન કરે, અહંકારાદેશ વગેરે પણ ન કરે. પણ શામાં પ્રતિષ્ઠિત છે? એ પ્રશ્નના ઉત્તરમાં કોઇ પણ સ્થળે નહિ એવોજ ઉત્તર કહેત. પણ એમ કહ્યું નથી. ઉલટું ઉપર જણાવ્યા પ્રમાણે કહ્યું છે. તેથી સર્વાત્મભાવના લિંગવાળો ભાવજ અહિંઆં કહેવાય છે. આથી તેનો બાધ નથી. એવા પૂર્વ સૂત્રના શબ્દ પણ અહિંઆં લેવાના છે.

**શંકા**—ભલે તમે કહો છો તે પ્રમાણે અનુબંધથી બાધ થતો નથી તો પણ બીજા જે 'તેજ નીચે છે' વગેરેમાં જે ભાવો કહ્યા છે તેનાથી અબાધ શી રીતે બને.?

**ઉત્તર**—તેનો પણ ઉત્તર અમે આપીએ છીએ. પૂર્વે જે ભાવો કહ્યા તેમનું સ્વરૂપ "આ પ્રમાણે જોતા, આ પ્રમાણે માનતા" (છાં. ૭–૨૫–૨) માં ક્રમશઃ કહ્યા છે, ત્યાં ખરેખર પ્રથમ અતિ વિગાઢ ભાવથી તેનાથી ઈતરની અસ્ફૂર્તિ હોવાથી તેનેજ સર્વત્ર જુએ છે તેથી આનો દર્શનભાવ "આ પ્રમાણે જોતાં એમાં કહે છે. પછીથી કંઇક બાહ્ય અનુસંધાનમાં અહંકારનો આદેશ બને છે. કારણ કે પહેલાંની માફક સર્વત્ર સર્વરૂપતાથી સ્વનુંજ ભાન હોય છે તેથી. ત્યારે સ્વ બલની સ્ફુર્તિ થતાં હુંજ સર્વ પ્રકારથી સ્વ સામર્થ્યથી ભગવાનને પ્રકટ કરીશ એમ યુક્તિઓથી અનુચિન્તન કરે છે. તેથી આ પ્રમાણે માનતો એમ આનાથી જણાવાય છે. તેથી રાસસ્થોની માફક ભગવાન્નું અન્વેષણ તથા ગુણગાન વગેરે કરવાની અવસ્થા જણાવવામાં આવેલી છે. તેથી નિરુપધિ સ્નેહના વિષય પરમાત્મા પુરુષોત્તમજ છે એમ તેનો નિર્દેશ હોય છે. ત્યાર પછી પહેલાંની માફક તેનીજ સર્વાત્મકતાનું ભાન થતાં પોતે કરેલાં સાધનો નકામાં છે, તેનું કંઇ પણ ફલ થતું નથી એવું જ્ઞાન થાય છે. આનાથી અતિદૈન્યને વશ થઇને સ્વાભાવિક સ્નેહના વિવિધ ભાવવાળો તે બને છે. આ હકિકત "આનેજ વિશેષ રીતે જાણતા" એ શબ્દથી જણાય છે. તેથી અતિદૈન્યથી ભગવદાવિર્ભાવ ઉત્પન્ન થતાં, જે અવસ્થા થઇ "તે" 'આત્માની સાથે રતિવાળો, આત્મા સાથે ક્રીડાવાળો'' એવા શબ્દોથી કહેવામાં આવે છે માટે તેને જાણો.

**શંકા**—ભલે, આ પ્રમાણે અહિંઆં સર્વાત્મભાવની પ્રાપ્તિ હો, તો પણ તેનું ફળ મુક્તિ જ છે. માટે સર્વાત્મ ભાવને અભેદ જ્ઞાનથી અધિક જણાવવાનો આ બધો વિચાર કરો છો તે વૃથા છે; કારણ કે અભેદ જ્ઞાનથી પણ મોક્ષ જ મળે છે એમ અમે કહીએ છીએ.

**ઉત્તર**—તમારી શંકાનું પણ સમાધાન છે. તમે સર્વાત્મભાવની પ્રજ્ઞા અને અભેદ જ્ઞાનની પ્રજ્ઞા એ બંનેને એકરૂપે ગણો છો, પણ તે પ્રમાણે નથી. મુમુક્ષુની પ્રજ્ઞા એ સર્વાત્મભાવવાળાની પ્રજ્ઞાથી ભિન્ન છે. જેમ મુમુક્ષુ ભક્તની પ્રજ્ઞા કર્મ તથા જ્ઞાન વગેરે ફલથી જૂદુજ મોક્ષનું સાધક હોય છે તે પ્રમાણે સર્વાત્મભાવવાળા ભક્તની પ્રજ્ઞા ભગવલ્લીલાની સાધક છે, સ્વ કામનાની સાધક નથી. માટે સર્વાત્મભાવ ભગવલ્લીલાનો સાધક છે, મોક્ષના સાધક નથી. અહિંઆં વ્યાસ પોતાના અનુભવનેજ પ્રમાણ આપે છે. તેથી કહે છે. આવા ભકતના સ્વરૂપાનુભવથી ભિન્ન ફલનો અભાવ વ્રજભક્ત વગેરેમાં જોવામાં આવ્યો છે. વ્યાસ કહે છે કે અમે તેવો અનુભવ કર્યો છે. એમ સૂચવવાને સૂત્રમાં दृष्टः શબ્દ યોજ્યો છે. અહિંઆં શબ્દ પણ પ્રમાણરૂપ છે એમ કહેવાને સૂત્રમાં 'તે કહ્યું છે' એવા શબ્દો છે. અર્થાત્ ભા. ૯–૪–૬૩માં દુર્વાસાના પ્રતિ કહે છે હું ભક્તને પરાધીન છું, ત્યાંથી ઉપક્રમ કરીને "જેમ સત્સ્ત્રીઓ સત્પતિને વશ કરે છે તેમ મને ભક્તિથી વશ કરે છે' (ભા. ૯–૪–૬૬) આમાં કહેવા મુજબ જે જેનાથી વશ કરાયલો છે તે તેની ઇચ્છાને અનુરૂપ જ કરે છે, માટે સાયુજ્યાદિનું દાન કરતા નથી પણ તેવાઓને ભજનાનંદનું દાન જ કરે છે. કારણ કે તેમને મુક્તિની ઇચ્છા નથી. ભા. ૯–૪–૬૮થી ૬૯ સુધીમાં સ્પષ્ટ કહેલું છે કે ભકતોને ભગવાન્ સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, તથા સારૂપ્ય એ ચાર મુક્તિ આપે છે છતાં તેવી મુક્તિને તે લેતા નથી. ૫૦

**સૂત્ર ૫૧—શંકા**—પણ "यत्रनान्यत्पश्यति એ વાક્યથી પ્રપાઠકનો જે આરંભ થાય છે ત્યાંથી આત્મ શબ્દ પરમાત્માના અર્થમાં નથી. કારણ કે પુરાણ વાક્યોમાં 'मत्सेवया प्रतीतं च' વગેરેથી એમ જણાવે છે કે સર્વાત્મભાવવાળા ભક્તની મુક્તિમાં પણ કામના અભાવનું પ્રતિપાદન કર્યું છે. પણ આ સનત્કુમાર અને નારદના સંવાદમાં સર્વ લોકમાં તેનો કામચાર થાય છે એમ તે તે લોકની કામનાનુંજ સૂચન ત્યાં કરવામાં આવે છે. માટે સાધકના સ્વભાવની વિલક્ષણતાથી અહિંઆં સર્વાત્મભાવનું નિરૂપણ છે એ કહેવું શકય નથી.

**ઉત્તર**—અહિંઆં "કામના" કહે છે તે સામાન્ય ભાવથી કહી છે. જેમ પ્રકૃતિને અજા કહી છે, તે સમાન ધર્મોના સંબન્ધથીજ કહી છે, તે પ્રમાણે સર્વ લોકમાં કામચાર થાય છે' એમ જે કહ્યું છે તે

લોક સુખપ્રધાન હોવાથી તેની સાથે સાધર્મ્યથી ભગવત્સંબન્ધી રતિ ક્રીડા વગેરેમાં તેનો પ્રયોગ છે.

**શંકા**—આ પ્રમાણે સમાન ધર્મના સંબન્ધથી જો તમે અર્થ લેતા હો તો પછી તેનાં લક્ષણ આપશો? તેમ કરવાથી જે પ્રમાણે મુખ્ય અર્થનું શ્રવણ થાય છે તેનો ત્યાગ થશે.

**ઉત્તર**—જેમ न पश्यो मृत्युं पश्यति એ શ્રુતિ વચનમાં પરમાત્માનું દર્શન કરનાર મૃત્યુને જોતો નથી. અર્થાત્ તેમાં જેમ મૃત્યુનો નિષેધ કર્યો છે તેમ ભગવત્સ્વરૂપથી જૂદા લોકની ત્યાં સંભાવના નથી. આથી અન્ય લોકનો નિષેધ છે. આમ હોવાથી 'સર્વ લોકમાં તેનો કામચાર' થાય છે તેમ લોકથી ભગવત્સ્વરૂપના સંબન્ધવાળો લોકજ લેવાનો છે. અર્થાત્ અહિંઆં યથાશ્રુતજ અર્થ છે. તેજ અર્થ ત્યાં બંધ બેશે છે. ૫૧

અહિંઆં બીજા હેતુને પણ કહે છે,

**સૂત્ર ૫૨**—છાં. ૭-૨૧-૧માં 'આત્મામાંથી જ આ સર્વ છે' એ વાક્ય જે કહ્યું છે ત્યાં છાં. ૭-૨૬-૨માં જે 'પર' શબ્દ છે તેની સાથે અનુસંધાન છે અને તેથી બન્ને વાક્યમાં અર્થની એકરૂપતા છે. બન્નેમાં આત્મા જ સર્વત્ર વ્યાપે છે એવો અર્થ છે. આથી આત્માના સંબન્ધ વગરનો કોઇ પણ લોક ત્યાં નથી.

**શંકા**—છાં ૭-૨૬-૧માં આત્મામાંથી જ આ સર્વ છે. એમ કહ્યું એ તો ઠીક પણ, તેની તે. હકિકત છાં ૭-૨૬-૨માં 'તે સર્વને વ્યાપે છે' એમ કહેવાનું પ્રયોજન શુ?

**ઉત્તર**—એકની એક વસ્તુ વરંવાર જણાવવામા આવે તો તેથી તે હૃદયમાં બરાબર ઠસી જાય છે ખાસ કરીને કોઇ અગત્યની બાબત હોય તો તેને બરાબર ઠસાવવાને વારંવાર કહેવામાં આવે છે, તેજ રીતે અહિંઆં પણ તે દૃઢ ઠસાવવાને આ રીતે ફરી કહેવાય છે. ૫૨.

**સૂત્ર ૫૩**—ઉપરના સૂત્રમાં સર્વાત્મભાવવાળાનો અલૌકિક કામચાર હોય છે તે સ્પષ્ટ કર્યું હવે તે વિષે અન્ય શ્રુતિથી સંમતિ જણાવવા આ સૂત્ર યોજે છે. કેટલાક તૈત્તિરીય શાખાવાળાઓ પણ પરમ ભક્તના કામચારને નિરૂપે છે. ભગવાનનો ભક્ત શરીરમાં આવિર્ભાવ થતાં તે ભક્ત ભગવાન્ સાથે કામનાઓ ભોગવે છે એ વિષે તૈ. ૨-૧માં કહ્યું છે. આ રીતે તમામ શ્રુતિઓનાં વાક્યોની એકતા કરવાથી સર્વલોકમાં ભક્તના કામચાર હોય છે એ અર્થ બરાબર છે. ૧૭.

**સંર)** આ અધિકરણમાં નીચે પ્રમાણે મુખ્ય ઉપદેશ સમાગેલો છે.

(૧) વરણનું લિંગ સર્વાત્મભાવ તેજ સર્વથી (અભેદજ્ઞાન કરતાં) અધિક છે. ૪૪

(૨) સર્વાત્મભાવની અધિકતા હોઇ શકે નહિ નહિ કારણ કે પ્રકરણ તપાસતાં તે આત્માનું પ્રકરણ છે. આથી અભેદ જ્ઞાન વિષેનું જ કથન છે. તથા ત્યાં અતિદેશ છે. એવી પૂર્વપક્ષીની શંકા અહિંઆં છે. ૪૫-૪૬

(૩) સિદ્ધાન્તી પૂર્વપક્ષની શંકાનું નિરાકરણ કરે છે પ્રકરણ તપાસતાં સર્વાત્મભાવરૂપી વિદ્યાજ ત્યાં કહેલી છે. આ વિષે પોતાનો અનુભવ પણ આપે છે. ૪૭-૪૮

(૪) શ્રુતિ અને લિંગથી પણ સર્વાત્મભાવની જ અધિકતા છે. ૪૯.

(૫) પછીનો સંબન્ધ જોતાં પણ સર્વાત્મભાવ વિષે જ કહેલું છે. તથા વાક્યોની એકતા તેમ જ અન્ય શાખાની શ્રુતિના વાક્યો તપાસતાં પણ સર્વાત્મભાવનું જ તાત્પર્ય નીકળે છે, અને તે સર્વાત્મભાવ વાળાનો કામચાર સર્વલોકમાં ભગવત્સ્વરૂપના સંબંધવાળા લોકમાં હોય છે. ૫૦-૫૩

૧૮મું અધિકરણ.

'બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે' એ શ્રુતિમાં અક્ષરબ્રહ્મના જાણનારને પરની પ્રાપ્તિ કહી છે. તે પ્રાપ્તિ **અન્યસાધનની** નિરપેક્ષાથી હોય છે એવો સંશય થાય તો શ્રુતિમાં અન્ય સાધન કહેલું નહિ હોવાથી અન્યની નિરપેક્ષાથી જ તેની પ્રાપ્તિ છે એવું **પૂર્વપક્ષી** જણાવે તો તે વિષે **સિદ્ધાન્તી** પોતાનો મત આપે છે.

**સિદ્ધાન્તી કહે** છે કે જ્ઞાનીઓના હૃદયમાં પરમવ્યોમનો આવિર્ભાવ થતો નથી. કારણ કે તેમના-વરણનો અભાવ છે. ભગવાનનું વરણ નહિ હોવાથી ભગવદ્ભાવ પણ તેમનામાં નથી. **શંકા**—તો પછી જેમ પરમવ્યોમ અક્ષર જ્ઞાનીઓના જ્ઞાનના વિષયરૂપ બને છે તેમ આવિર્ભાવ પણ ત્યાં ભલે હો.

**ઉત્તર**—ના, જેમ ઉપલબ્ધિ કહેતાં જ્ઞાન સાધનથી સાધ્ય છે તે પ્રમાણે ભગવદ્વરણ સિવાય હૃદયમાં પરમવ્યોમનો આવિર્ભાવ નહિ હોવાથી, ભગવાનનો આવિર્ભાવ પણ થતો નથી, એમ અન્ય સાધનથી તે સાધ્ય નથી. જેને જે ફલનું દાન આપવાને પ્રભુ ઇચ્છે છે તેને સ્વધામ રૂપ તેનો તે પ્રમાણે પ્રાદુર્ભાવ કરાવે છે, બીજી રીતે નહિ. જ્ઞાનીઓ તો અવ્યક્તમાં આસક્ત હોવાથી તેમના તરફ તો અવ્યક્ત તરીકે જ પ્રાદુર્ભાવ થાય છે. ભક્તો તો ભગવાનની તે તે લીલાથી વિશિષ્ટ રૂપોમાં આસક્તિ હોવાથી તેમના પ્રતિ વ્યાપિ વૈકુણ્ઠાત્મક સ્વલોકથી વિશિષ્ટનો પ્રાદુર્ભાવ કરાવે છે. આમ સાક્ષાત્કારનો વિષય હોય તો પણ તે રૂપથી તે તે પ્રમાણે નથી. આથી કેવલ અક્ષર જ્ઞાનથી પ્રભુની પ્રાપ્તિ નથી. ૫૪.

ઉપર કહેલા અર્થમાં કૈમુતિક ન્યાયના કથન માટે નિદર્શન તરીકે કહે છે. જેમ યજમાન યાગમાં હોતા ઉદ્ગાતા વગેરે માટેનાં કર્મ કરવાને માટે અમુક જ ઋત્વિજોનું વરણ કરે છે, અને તે વરણ કરાયલા જ તે કર્મ સંભાળે છે. જો કે તેમાંના દરેક તમામ કરવાને માટે સમર્થ છે, છતાં યજમાન પોતે જ તેમાંના દરેકનું દરેક જૂદાં જૂદાં કર્મ માટે પસંદગી કરે છે. આથી પસંદ કરાયલાઓનાં કર્મનો અધિકાર જે કામ માટે તેમની પસંદગી થઇ હોય તે પરત્વે હોય છે તેથી અન્યશાખાનું કામ તેઓ કરી શકતા નથી. તેજ પ્રમાણે ભગવાન્ જેમનું વરણ કરે છે તેમના હૃદયમાં જ ભગવાનનો આવિર્ભાવ હોય છે. જ્ઞાનીઓનું વરણ કરતા નથી, તેથી તેમના હૃદયમાં પરમવ્યોમનો આવિર્ભાવ નથી. ૫૫

**શંકા**—તમે જે ઉપર પ્રમાણે ઋત્વિજોનું દૃષ્ટાન્ત આપ્યુ તે બારાબર નથી કારણ કે કેટલાક કર્મનિષ્ઠાવાળા તથા જ્ઞાનનિષ્ઠાવાળાઓના ઉપર પણ ભગવાન્ કૃપા કરે છે તથા તેમનું ભક્તિમાર્ગમાં વરણ કરે છે એવા દાખલા જોવામાં આવે છે.

**ઉત્તર**—તમારી શંકાનો ઉત્તર મંત્રના દૃષ્ટાન્તથી આપી શકાશે. જેમ કોઇ મંત્રનો વિનિયોગ અનેક કર્મોમાં થાય છે. કોઇક બેમાં, કોઇક એકજ સ્થળે. કારણ કે આ પ્રમાણે શાસ્ત્રનું વિધાન છે. તેજ રીતે ભગવાનની ઇચ્છાથી કોઇક જીવપણ કર્મનિષ્ઠાને પ્રાપ્ત કરીને વરણથી ભક્તિનિષ્ઠા પ્રાપ્ત કરે છે, કોઇક તો જ્ઞાનનિષ્ઠાને જ મેળવીને વરણથી ભક્તિનિષ્ઠા મેળવે છે. જ્યારે કેટલાકના ઉપર પહેલેથી જ ભગવાનની કૃપા હોય છે, જેથી તેમનું ભક્તિમાં વરણ હોય છે. આથી ત્યાં કોઇપણ પ્રકારનો વિરોધ નથી. ૫૪

**(સાર) (૧)** જ્ઞાનીનાં હૃદયમાં પરમવ્યોમનો આવિર્ભાવ હોતો નથી, કારણ કે તેનામાં ભગવાનનું વરણ નથી. ભગવાન્ સાધનથી સાધ્ય નથી. તેથી ત્યાં આવિર્ભાવ નથી. ૫૪

**(૨)** જેમ યાગમાં યજમાન જે ઋત્વિકનું જે કર્મ માટે વરણ કરે છે. તેમાં જ તેમનો અધિકાર છે અન્યમાં નહિ (જો કે તેઓ તમામ કર્મ કરવાને સમર્થ છે છતાં) તેજ પ્રમાણે ભગવાને જેમનું વરણ કર્યું હોય તેમનામાં જ પોતાનો આવિર્ભાવ થાય છે. જ્ઞાનીઓમાં તે વરણના અભાવે આવિર્ભાવ નથી.

**(૩)** જેમ એક મંત્ર અનેક કર્મોમાં યોજાય છે. કોઈક વખત એક કર્મમાં, કોઇ વખત બેમાં તેજ ભગવાનની ઇચ્છાથી કેટલાકો કર્મનિષ્ઠા દ્વારા અને કેટલાકો જ્ઞાનનિષ્ઠા દ્વારા ભક્તિ માર્ગમાં પ્રવેશ કરે છે. તેમ કેટલાકોને પહેલેથી જ ભગવાન્ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરાવે છે.

૧૯ મું અધિકરણ.

**સૂત્ર ૫૭**—છાં. ૭–૨૩–૧માં પ્રથમ સુખના સ્વરૂપનું વર્ણન કર્યું છે અને ત્યાં ભૂમા એજ સુખ એમ જણાવ્યું છે. નારદને સુખનું સ્વરૂપ શું હશે એવી જીજ્ઞાસા થતાં સનત્કુમારે તેમને આ રીતે જણાવ્યું છે. આમાં સુખ એટલે ભૂમા એમ કહ્યું. પછી પણ ભૂમાનું સ્વરૂપ શું ? એવી નારદને જીજ્ઞાસા થતાં ૭–૨૪–૧માં તે ભૂમાના સ્વરૂપનું વર્ણન સનત્કુમાર કરે છે. તો અહિંઆં ભૂમાના સ્વરૂપનું વર્ણન છે, પણ તેને બદલે તમે તો એમ કહેવા માગો છો કે ત્યાં સર્વાત્મભાવનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે શી રીતે? ભૂમા એટલે સુખ એમ અહિંઆં સ્પષ્ટ કહ્યું છે. છતાં તમારા કહેવા પ્રમાણે સર્વાત્મભાવને અહિંઆં વિષય તરીકે જણાવેલ છે એમ કહેતા હો તો ત્યાં મોટો વિરોધ આવશે, કારણ કે સર્વાત્મભાવમાં વિરહભાવમાં દુઃસહ દુઃખનો અનુભવ શ્રવણ થાય છે; અને ભૂમાને તો અમૃત મોક્ષ સુખ કહેલ છે. તો જ્યાં સુખનો વિચાર હોય ત્યાં દુઃખનો વિચાર અસ્થાને છે. વળી આ ભૂમાના જાણનારનો સર્વત્ર સર્વ લોકમાં કામચાર કહ્યો છે, તે કામચાર મોક્ષ પછી સંભવી શકે નહિ. પણ અહિંઆં કામચારનું નિરૂપણ કરેલું છે તેથી, તે મોક્ષ પૂર્વની દશાનું સૂચન કરે છે. આથી અહિંઆં શંકા એ છે કે ભૂમાના પ્રકરણમાં સર્વાત્મભાવ કહ્યો છે કે મોક્ષ?

આ વિષે **પૂર્વપક્ષી** એમ જણાવે છે કે જે સર્વ લોકમાં કામચાર વિષે કહેવામાં આવ્યું છે તે મુક્તિ પૂર્વેના દશામાં તેના માહાત્મ્યનો બોધ કરવાને માટે છે. વળી ત્યાં અમૃત શબ્દ છે તેથી પણ સ્પષ્ટ છે કે વર્ણન કરવાનો વિષય મોક્ષજ છે.

**સિદ્ધાન્તી** આનો ઉત્તર આપતાં કહે છે–ભૂમા શબ્દનો અર્થજ સર્વાત્મભાવ સમજવો. શાથી? દર્શ પૂર્ણ માસની માફક ભૂમાનુંજ સર્વથી આધિક્ય છે તેથી તૈત્તિરીય સંહિતામાં પ્રથમ અષ્ટકના છઠ્ઠા પ્રપાઠકના નવમા અનુવાકમાં "અથવા પરમેષ્ઠીનો આ યજ્ઞ આગળ હતો, તેથી તે પરમ કાષ્ટાને જ પ્રાપ્ત થાય છે' એમ સંભળાય છે. ત્યાં જેમ વ્રતાદિ દુઃખ વગેરે તેમાં હોવા છતાં પણ પરમ કાષ્ટારૂપ ફલના જણાવનાર તરીકે દર્શ અને પૂર્ણમાસ સર્વ ક્રતુઓમાં શ્રેષ્ટ છે, તે પ્રમાણે દુઃખાત્મક વિરહભાવથી સંમિશ્રિત હોવા છતાં પણ અન્યથી લભ્ય નહિ એવા સાક્ષાત્પુરુષોત્તમના આનન્દની પ્રાપ્તિના હેતુરૂપ આ સર્વાત્મભાવ હોવાથી તે સુખરૂપ કહેવાય છે. માટેજ અન્ય કરતાં તે અધિક છે. તેથી તેનુંજ અહિંઆં કથન કર્યું છે, મોક્ષનું નહિ. આમાં ઉપપત્તિ જણાવવાને સૂત્રમાં કહે છે તે तथा हि दर्शयति અર્થાત્ શ્રુતિ પણ આ હકિકતને જણાવે છે. શ્રુતિમાં પ્રથમ 'તે નીચે છે; ઉપર છે' વગેરેથી કહીને, અહંકારાદેશ તથા આત્માદેશનું ક્રમથી કથન કરીને. આત્માથી પ્રાણ વગેરેથી પ્રાણ, આશા, સ્મર વગેરે સર્વ આત્મામાંથીજ છે એમ દર્શાવે છે અને આ સર્વાત્મભાવવાળાની બાબતમાંજ સંભવે છે, મુક્તની બાબતમાં નહિ, કારણ કે વૃત્તિના ભેદનો અભાવ તથા પ્રાણાદિનો અભાવ મોક્ષ દશામાં છે. તેમ જીવન્મુક્તની બાબતમાં આ નથી, કારણ કે તેનામાં પ્રથમના પ્રાણો વગેરે ચાલુ હોય છે, સર્વાત્મભાવમાં તો પ્રથમના પ્રાણ વગેરે નહિ પણ અલૌકિક નવા હોય છે. આથી જીવન્મુક્તિમાં સર્વાત્મભાવના પ્રકારનો બાધ છે. માટે આ ભૂમાના પ્રકરણમાં સર્વાત્મભાવનેજ જણાવેલ છે એ નિશ્ચયપૂર્વક આપણે કહી શકીએ. ૧૯

**(સાર)** છાંદોગ્યમાં ભૂમાના પ્રકરણમાં સર્વાત્મ ભાવનીજ અધિકતા જણાવી છે, ત્યાં જીવન્મુક્તિ અગર મુક્તિને જણાવે છે. જો કે ત્યાં ભૂમાનું સ્વરૂપ સુખરૂપ કહેલ છે. અને સર્વાત્મભાવની વિરહ દશામાં દુઃખ હોય છે, તેથી સુખના વર્ણનમાં દુઃખ યુક્ત સર્વાત્મભાવ હોઇ ન શકે એ શંકા થાય એ સ્વાભાવિક છે અને તેથી મોક્ષ જે સુખરૂપ છે તેનુંજ ત્યાં વર્ણન છે એમ કોઈ અનુમાન દોરે. પણ આ અનુમાન ખરૂં નથી કારણ કે વસ્તુતઃ સર્વાત્મભાવમાં જે દુઃખ છે તે દુઃખરૂપ નથી, પણ તે દુઃખ તો અગણિતાનન્દ પરમકાષ્ઠાપન્ન રસરૂપ ભગવાનના પ્રાકટ્યને માટે જ છે, તેથી તેવી શંકા કરવી નહિ.

---

૨૦ અધિકરણ.

**સૂત્ર ૫૮**—પાછલાં ત્રણ અધિકરણોમાં સર્વાત્મભાવના સ્વરૂપનું, તેના ઉત્કર્ષનું, તેના ફલનું તથા તેના અધિકારીઓનું નિરૂપણ કર્યું. હવે મુખ્ય અધિકારીઓને માટે અહિંઆં કહે છે. રામાદિક જે ભગવાનના અવતારો છે તે અવતારોમાં દરેકની ઉપાસના એક સરખી સામટી કરવી કે જૂદી જૂદી રીતે તે અહિંઆં શંકા છે. **પૂર્વપક્ષી** એમ કહે છે કે તે તમામમાં ઉપાસ્ય બ્રહ્મનો અભેદ છે તો પણ રૂપનો ભેદ છે તેથી એક રૂપનો ઉપાસક અન્ય રૂપની ઉપાસના ન કરે તો બીજા રૂપની તેણે અનુપાસના કરી એમ ઠરે. આ અનુપાસના એ સૂચવે છે કે તેનામાં અન્ય રૂપો માટે અવજ્ઞા છે, તિરસ્કાર છે અર્થાત્ તે બ્રહ્મના એકજ રૂપની ઉપાસના કરે છે અને બીજા તરફ તિરસ્કાર દર્શાવે છે. આ રીતે તેનામાં મોટો દોષ આવવાનો સંભવ છે. અને જ્યાં સુધી આ દોષ રહે ત્યાં સુધી ઉપાસના કરવામાં આવે તો પણ તે નકામી છે. તે ઉપાસનાની સિદ્ધિ થતી નથી માટે બધાંની સામટી ઉપાસના કરવી જૂદી જૂદી નહિ.

**સિદ્ધાંતી**—આનો નિર્ણય કરે છે. ભગવાનના જે અવતારો છે તેમની ઉપાસના કરવાની હોય તો બધાં રૂપોની ઉપાસના થાય. તેવી રીતે કરવાની નથી, પણ તેમાંથી જે રૂપની ઉપાસના જે ઉપાસક કરવા માગતો હોય જ તેને કરવી કારણ કે તે જૂદાં જૂદાં સ્વરૂપ વિષેના શબ્દો કહેતાં મન્ત્રો જૂદા હોય છે, તેમના આકાર તથા ચરિત્રો પણ જૂદાં હોય છે.

**(સાર)**—ભગવાનના અનેક અવતારો છે. અને તે તમામમાં ઉપાસ્ય ભગવાન્ એક જ છે. છતાં તે તે રૂપોની ઉપાસના કરવાની હોય તો જૂદી જૂદી રીતે કરવી તમામની ઉપાસના એક પ્રકારે કરવી નહિ.

---

૨૧ મું અધિકરણ.

**સૂત્ર ૫૯**—જો એમ કહેવામાં આવે કે તમામ ઉપાસનાઓ જૂદી જૂદી કરવી જોઇએ તો તે વિષે અહિંઆં વિચાર કરવામાં આવે છે કે અગ્નિ હોત્ર અને દર્શપૂર્ણ માસની માફક તેમનો સમુચ્ચય છે કે ફલમાં વિકલ્પ છે.

અહિંઆં **પૂર્વપક્ષી** કહે છે કે વિધિ અને ફલ તે સમાન હોવાથી સમુચ્ચય કહેવામાં આવે છે.

**સિદ્ધાંતી** કહે છે કે ના, અહિંઆં વિકલ્પ કહેલો છે. કારણ કે એકની ઉપાસનાની જ મોક્ષાત્મક ફલની સિદ્ધિમાં અન્યના ઉપાસની ફલમાં વિશેષ નથી અર્થાત્ અન્ય ઉપાસનાની જરૂર નથી તેનાથી પણ મોક્ષની સિદ્ધિ હોય છે. માટે છૂટક છૂટક કરવાની ઉપાસનામાં વિકલ્પ અગ્નિ હોત્ર, દર્શપૂર્ણ માસ વગેરેની માફક સમુચ્ચય નથી.

---

૨૨ મું અધિકરણ,

**સૂત્ર ૬૦**—પણ જે કામ્યા ઉપાસનાઓ છે તે ભિન્ન ભિન્ન ફલ વાળી હોય છે. તેમનો તો કામના પ્રમાણે સમુચ્ચય કરવો જેથી ઉપાસકની કામના પ્રમાણે તેણે ઉપાસના કરવી જોઇએ. કામના વાળાઓ માટે જ કામનાની પૂર્તિ માટે જૂદા જૂદા અવતારોની ઉપાસનાનો સમુચ્ચય છે, પણ જેમને કોઇ કામનાઓ નથી, તેમને માટે નહિ. અહિંઆં ઉપાસનાનું પ્રયોજન કામનાની પૂર્તિ છે. વળી જો એક ઉપાસનાથી જ પોતાની કામનાનાં અનેક ફલ મળે, પોતાની તમામ કામનાઓ પૂર્ણ થાય તો ત્યાં એકની ઉપાસનાથી જે કાર્ય સિદ્ધ છે ત્યાં ઉપાસનાનો સમુચ્ચય નથી તેમ નથી. અર્થાત્ ત્યાં સમુચ્ચય છે, કારણ કે એકની ઉપાસનાથી અનેકની ઉપાસનાનું ફળ મળી જાય છે. આથી એકની ઉપાસનામાં અનેકની ઉપાસનાનો સમુચ્ચય બને છે. ૬૦.

---

૨૩ મું અધિકરણ.

સૂત્ર ૬૧—મુખ્ય બાબતમાં નિર્ણય કરીને હવે અમુખ્ય વિષયમાં નિર્ણય કહે છે. એક ફલની સાધક ઉપાસનાના ભિન્ન ભિન્ન સ્થળે કહેલાં ભિન્ન અંગથી યુક્તના અંગોમાં જેમ આશ્રમ ભાવ છે. આમ્નાન જ્યાં કહેલું છે. ત્યાં તે અંગથી વિશિષ્ટ તે ઉપાસના કરવી જોઇએ, અન્યત્ર જણાવેલી ઉપાસનાનો અન્યત્ર ઉપસંહાર કરવો જોઇએ નહિ. ૬૧

સૂત્ર ૬૨—તેનું કારણ સૂત્ર ૬૨માં જણાવે છે. ત્યાં કહે છે કે તે અંગોનું શાસન ત્યાંજ કહેલું છે, અર્થાત્ જે ઉપાસનાના વિચારમાં તેનાં અંગો જણાવ્યાં છે તે ઉપાસનામાં જ તેમનો ઉપસંહાર થવો જોઇએ. અન્યત્ર નહિ. અન્યત્ર ઉપસંહાર કરવામાં આવે તો કોઈ પ્રમાણ નથી. વળી ત્યાં જે અંગો આપ્યાં નથી, તે ઉપાસના વિષે કરવામાં આવે તો અમુક પ્રકારનું પ્રાયશ્ચિત કરવું પડે છે. એમ જણાવ્યું છે. આ રીતે પણ એક ઉપાસનાની અંદર કહેલાં અંગોનો ઉપસંહાર અન્યત્ર કરવો નહિ એમ કહે છે.

---

૨૪મું અધિકરણ.

સૂત્ર ૬૩—ઉપર કર્મમાર્ગીય ઉપાસના વિષે નિર્ણય આપ્યો. હવે જ્ઞાનમાર્ગીય ઉપાસના વિષે નિર્ણય કરે છે. ત્યાં કહે છે કે અથર્વોપનિષત્માં નૃસિંહઉપાસનાદિમાં મત્સ્યકૂર્માદિ રૂપથી પણ સ્તુતિ કરેલી સંભળાય છે. તેમજ શ્રીભાગવતના ૧૦-૪૦-૨૦માં વ્રજનાથ શ્રીકૃષ્ણને 'હે રઘુવર્ય તમને નમસ્કાર છે' એમ સ્તુતિ કરી છે. આમાં રૂપોના ભેદ છતાં પણ ભગવાનના તે અવતાર હોવાથી કોઇ પણ વિશેષ નથી તેથી એક રૂપમાં અન્ય રૂપનો સમાહાર જોવામાં આવે છે. આથી એકમાં સર્વ રૂપ તરીકે ઉપાસના પણ અયુક્ત નથી. જ્ઞાનમાર્ગમાં સર્વ અવતારના ધર્મોનો સમાહાર બ્રહ્મમાં હોય છે તેથી સર્વ ધર્મથી વિશિષ્ટ બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ. તે બ્રહ્મેજ અનેક અવતાર ધારણ કરેલા હોવાથી બ્રહ્મના કોઇ પણ એક અવતારમાં અન્ય અવતારના ધર્મોનો ઉપસંહાર કરવામાં આવે તો તેથી તે બાધક નથી. ૬૩

સૂત્ર ૬૪—તેજ પ્રમાણે ભગવાનના ઐશ્વર્ય, વીર્ય વગેરે ધર્મો તમામ અવતારોમાં સાધારણ છે. તેથી એક અવતારમાં સઘળા અવતારોના ધર્મોનો ઉપસંહાર યુક્ત છે. ૬૪

---

૨૫ મું અધિકરણ.

સૂત્ર ૬૫—આ પ્રમાણે ઉપાસનાનો અગ્નિહોત્ર દર્શ પૂર્ણમાસની માફક સમુચ્ચય નિત્ય કરવો જોઇએ, કે જીંદગી પર્યન્ત એકજ કરવી એમ વિકલ્પ છે?

આ શંકા પરત્વે પૂર્વપક્ષમાં એમ કહે છે કે સર્વે ઉપાસનાઓ સર્વ રૂપત્વ વગેરેથી તુલ્ય છે માટે નિત્ય તેમનો સમુચ્ચય થવો જોઇએ.

આના ઉત્તરમાં **સિદ્ધાન્તી** કહે છે કે એક અવતારમાં સર્વ અવતારથી યુક્ત ઉપાસના હોવી જોઇએ એવું નથી. જો રુચિ હોય તોજ તે ઉપાસના કરવી, નહિ તો નહિ એને માટે ખાસ નિયમ નથી. તે રૂપો નિયત હોવાથી તેની સાથે તેમના શ્રવણનો અભાવ છે. ૬૫

સૂત્ર ૬૬—સૂ૦ ૬૬માં કહે છે કે ઉપાસનાનું ફલ દર્શન છે. વળી તે સ્વધર્મથી વિશિષ્ટ અમુકજ અવતારનું દર્શન હોય છે, સર્વ અવતારના ધર્મોથી વિશિષ્ટનું દર્શન નહિ. ઉપાસનાથી જે દર્શન થાય છે તે એક ધર્મથી વિશિષ્ટ અવતારનું દર્શન છે, અનેક ધર્મથી વિશિષ્ટનું નહિ. માટે દર્શનના હેતુથી ભક્તિમાર્ગીએ તો પોતે જે સ્વરૂપનું ઉપાસન કરવા માગે છે તેનુંજ ઉપાસન કરવું. સર્વ ઉપાસનાનું ફલ દર્શન છે. તેથી જે ઉપાસનાથી તે દર્શનરૂપી ફલ તેમને મળે તેવી રીતે ઉપાસના કરવી. દર્શન સિવાય ઉપાસનાનું પ્રયોજન નથી. ૬૬

(સાર) આ અધિકરણમાં આ પાદનો ઉપસંહાર કરવામાં આવ્યો છે. અહિઆં પ્રથમ કહે છે, કે

જેની જે સ્વરૂપમાં રુચિ હોય તેની તેણે ઉપાસના કરવી; પણ તે ઉપાસના એક રૂપની હોવી જોઇએ અનેકની નહિ. સ્વ ધર્મથી વિશિષ્ટ રૂપની ઉપાસનાનું જ ફલ મળે છે. દરેક ઉપાસનાનું પ્રયોજન ઉપાસ્યના દર્શન માટે છે. દર્શન એજ ઉપાસનાનું ફળ છે.

---

ટાંચણ.—

અધિ. ૧ સૂ. ૧ અનેક રૂપ નિરૂપક વેદાન્ત વાક્યોથી શાખા ભેદ છતાં જ્યોતિષ્ટોમની માફક બ્રહ્મની એકતા.

૨–૪ પૂર્વપક્ષી–ધર્મભેદથી ધર્મીભેદ. સિદ્ધાન્તી અતિરાત્ર યજ્ઞના દૃષ્ટાન્તથી ધર્મીની અભેદતા.

૫ અગ્નિહોત્રની માફક શુદ્ધ પરબ્રહ્મની બુદ્ધિથી એક અવતારમાં અન્ય અવતારના ધર્મોનો ઉપસંહાર, અવતાર બુદ્ધિથી નહિ.

૬ શ્રુતિમાં બ્રહ્મની એક રસતાની માફક વિરુદ્ધ ધર્માશ્રયત્વનું પ્રતિપાદન.

૭ પ્રકરણના ભેદે કરીને બ્રહ્મની એકરસતા અથવા ભિન્ન ભિન્ન પ્રકારતા.

૮ જ્ઞાની તથા ભક્તની બ્રહ્મના ઉપાસક તરીકે એકતા છતાં પણ ધર્મભેદની આવશ્યકતા.

૯ સર્વ રૂપમાં બ્રહ્મની વ્યાપકતા.

૧૦ લીલાના પદાર્થોનો બ્રહ્મ સાથે અભેદ.

૧૧ આનન્દાદિની મુખ્ય બ્રહ્મમાંજ સત્તા.

૧૨ પ્રિય શિરસ્ત્વાદિ ધર્મોની અપ્રાપ્તિ.

૧૩ બ્રહ્મની સમાનતાથી વિરુદ્ધ ધર્મોનો ઉપસંહાર.

૧૪ ધ્યાન માટે ગુણોના ઉપસંહારની આવશ્યકતા.

૧૫ આનન્દાદિ ધર્મો નહિ, પણ ધર્મી.

અધિ. ૨ ૧૬–૧૭ આનન્દમયની અન્નમયાદિ રૂપોની આત્મતા.

અધિ. ૩ ૧૮–૧૯ અન્નમયાદિથી વિજ્ઞાનમય સુધીનાં રૂપોનું વિભૂતિપણું, અને આનન્દમયની પૂર્ણ પુરુષોત્તમતા.

૨૦ ભગવદાવિષ્ટ જીવમાં ભગવદ્ધર્મની ઉપસંહાર્યતા વિષેનો વિધિપક્ષ.

૨૧–૨૩ નિષેધપક્ષ.

૨૪ અન્નમયાદિ ચાર વિભૂતિઓમાં નિરૂપેલા પુરુષવિધ રૂપમાં પુરુષ સૂક્તના પુરુષ ધર્મોની અનુપસંહાર્યતા.

૨૫ બૃહદારણ્યકમાં ઉદ્‌ગીથ બ્રાહ્મણમાં વાક્ વગેરે બ્રહ્મથી જૂદાં હોવાથી, તેમાં પાપના વેધનો સંભવ અને આસન્ય ઉપાસ્ય તરીકે બ્રહ્મની વિભૂતિ હોવાથી અસંભવ.

૨૬ ભગવાનના અસંબન્ધમાં દોષ સંબન્ધ અને ગુણહાનિ.

અધિ. ૬ ૨૭ ભક્તિમાર્ગમાં પાપનો અભાવ.

૨૮ કવચિત ભગવદિચ્છાથી ભક્તોને પાપતરણની શકયતા.

અધિ. ૭ ૨૯ પુષ્ટિ અને મર્યાદા માર્ગના ફલમાં ભેદ.

અધિ. ૮ ૩૦ મુમુક્ષુ કરતાં ભક્તની અધિકતા.

## અધ્યાય ૩

### પાદ ૪

૧ પુરુષાર્થોત ઇત્યધિકરણ.

## पुरुषार्थोतः शब्दादिति बादरायणः ॥३—४—१॥

**ભગવાન્ પુરુષાર્થ છે તેથી શબ્દને લીધે (શ્રુતિ તથા સ્મૃતિને લીધે) અથવા અતઃ શબ્દવાળી શ્રુતિથી પુરુષાર્થ છે એમ બાદરાયણ કહે છે.**

[1]ઉપાસનાના ભેદમાં પણ [2]ઉપાસ્યનો અભેદ હોવાથી શાખામાં કહેલા ધર્મોનો પણ [3]ઉપસંહાર કરવો યોગ્ય છે એમ પૂર્વપાદમાં નિરૂપણ કર્યું. તેથી [4]તેના ન્યાયથી ઉત્તર કાણ્ડમાં પ્રતિપાદ્ય બ્રહ્મ ફલવાળા સર્વાત્મભાવમાં પૂર્વકાણ્ડમાં પ્રતિપાદિત કર્મોનો ઉપસંહાર પ્રાપ્ત થાય છે કે નહિ તે હમણાં વિચારાય છે. [5]હકારપક્ષમાં [6]તેની સાથે કરાયલા [7]આ ફલનું સાધક છે એમ સિદ્ધ થાય છે. [8]નકારપક્ષમાં [9]તો કેવલ [10] તેજ ફલનું સાધક છે એમ આ પક્ષને જ સિદ્ધાંત તરીકે કહેલ છે. સિદ્ધાન્ત જ્ઞાન થવામાં ત્યાં પૂર્વપક્ષનો સંભવ છે તેથી પ્રથમ તેને જ કહે છે. કારણ કે કેવલ સર્વાત્મભાવ થી જ પુરુષાર્થ સિદ્ધ થાય છે તેથી. શાથી ? શબ્દથી અર્થાત્ શ્રુતિ છે તેથી એવો અર્થ છે. "આ આત્મા પ્રવચનથી લબ્ધ થતો નથી" (મું. ૩-૨-૩) ત્યાંથી ઉપક્રમ કરીને "જેનું જ એ વરણ કરે છે" (મું ૩-૨-૩) વગેરે શ્રુતિથી છે. "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨-૧૦) વગેરે "તેનેજ જાણતો અહિંઆં અમૃત થાય છે' ગો. પૂ. ૧-૬) સનત્કુમાર અને નારદના સંવાદમાં "જ્યાં તે બીજું કશું જોતો નથી" (છાં.૭-૨૪-૧) વગેરે રૂપની છાંદોગ્ય શ્રુતિ પણ છે. આ વગેરે શ્રુતિઓમાં પ્રથમ કહેલી રીતિએ કેવલ ભગવદ્ભાવજ ફલનું સાધક સંભળાય છે. અહિંઆં બ્ર. સૂ. ૩-૨-૩૮ની માફક ઉપપત્તિને હેતુ તરીકે કહીને તેમ [11]શ્રુતિના પદને પણ નહિ કહીને શબ્દના પદને જે કહ્યા છે તેથી શ્રુતિ તથા સ્મૃતિરૂપ સઘળો પ્રમાણ શબ્દ હેતુ તરીકે વ્યાસને સંમત છે એમ સમજાય છે. આથી જેને યોગ સાંખ્ય દાન, વ્રત, તપ, યજ્ઞ, વ્યાખ્યાન, સ્વાધ્યાય તથા સંન્યાસથી પ્રયત્નશીલ પ્રાપ્ત કરતો નથી તેવા મને કેવલ ભાવથી જ ગોપીઓ, ગાયો પક્ષીઓ, મૃગ, અન્ય મૂઢબુદ્ધિવાળા નાગ, તથા સિદ્ધ સહેલાઈથી પ્રાપ્ત થયા છે" (ભા. ૧૧-૧૨-૮-૯)માં જણાવેલાં સ્મૃતિનાં પ્રમાણનું ગ્રહણ કરવામાં આવે છે. [12]આથી શ્રુતિ

(૧) ચોથા પાદની સંગતિ જણાવવાને ત્રીજા પાદના અર્થનો અનુવાદ કરે છે. (૨) ઉપાસ્ય બ્રહ્મ હોવાથી (૩) સમુચ્ચયથી અનુષ્ઠાન (૪) અર્થાત્ જ્ઞાનમાર્ગમાં કર્મની આવશ્યકતા છે કે નહિ (૫) કર્મની આવશ્યકતા છે એમ જો કહેતા હોતો (૬) પૂર્વકાણ્ડમાં કહેલાં કર્મો સાથે (૭) સર્વાત્મભાવ (૮) જ્ઞાનમાં કર્મની જરૂર છે એમ કહેતા હોતો એટલું સિદ્ધ થાય છે કે કર્મયુક્ત જ્ઞાનજ ફલપ્રદ છે. કર્મ સહિત કેવલ જ્ઞાન નહિ. (૯) કર્મની જરૂર નથી એમ જો કહેતા હોતો (૧૦) તો પછી કેવલ જ્ઞાનથી જ ફલ પ્રાપ્ત થશે (૧૧) સૂત્રમાં શ્રુતેઃ નથી પણ શબ્દાત્ છે એમ કહેવાનું પ્રયોજન શું તે જણાવે છે. જો શ્રુતેઃ હોત તો ભગવાન્ પુરુષાર્થ છે એમાં ફક્ત શ્રુતિનું જ પ્રમાણ છે અને સ્મૃતિનું નહિ એવો અર્થ નીકળત માટે સ્મૃતિ પણ તે વિષયમાં પ્રમાણ રૂપ છે એમ જણાવવાને શબ્દાત્ એવો શબ્દ સૂત્રમાં યોજ્યો છે. (૧૨) જેઓ શ્રુતિ અને સ્મૃતિને પ્રમાણ માને છે તેજ ભગવાન્‌ને પુરુષાર્થ

વગેરેના પ્રમાણુને સ્વીકારનાર તેજ સંમતછે, જેનાથી વિરુદ્ધ કથનવાળાને આનાથી જૂદુ તેમની અપ્રમાણિકતા જણાવાય છે. આથી જ પોતાનું નામ અહિંઆં લીધું છે. પોતે [૧૩]વેદવ્યાસ કર્તા તરીકે હોવાથી ત્યાં જ આસક્ત છે. વળી વૈદિક સિદ્ધાન્તમાં ભગવાનનું સ્વરૂપજ સ્વતંત્ર પુરુષાર્થ તરીકે કહેલ છે. તેથી જેમને તે સ્વરૂપ પ્રાપ્ત થયેલ છે તેમની મુક્તિની ઇચ્છા કહી નથી તેથી અને મુકતથી તે ઉપસૃપ્ય છે. (મુક્ત જીવોજ તેની પાસે જઇ શકે છે) એમ વ્યપદેશ હોવાથી મુકિત તે પરમ પુરુષાર્થ નથી. આથી તે ભલે અન્ય સાધનોથી હો. ખરી રીતે ઉપર કહેલા રૂપવાળો જે પુરુષાર્થ છે તે તો સર્વાત્મભાવ થીજ છે એમ જણાવવાને [૧૪]ફ્લપદની ઉકિત કર્યા વગર પુરુષાર્થપદની ઉકિત ત્યાં કરી છે. આમ હોવાથી આ સૂત્રનો અન્ય અર્થ પણ વ્યાસને સંમત છે એમ જણાય છે [૧૫]તેમ હોવાથી આ પ્રયોગ [૧]શ્લીષ્ટ છે. તોપણ ભગવાન્જ પુરુષાર્થ છે. શાથી ? શબ્દ છે તેથી. अतः પદવાળું શ્રુતિનું વાકય છે તેથી એવો અર્થ છે. તૈત્તિરીયોપનિષત્માં તે કહેલું છે. [૧૬]"अतः परंनान्यदणीयसंहि परात्परंयन्महतो महान्तम् । यदेकमव्यक्तमनन्तरुपं विश्वं पुराणं तमसः परस्तात्" (ના ૧–૧)

હવે અહિંઆં સામે [૧]વાદ કરે છે.

## शेषत्वात्पुरुषार्थवादो यथान्येष्विति जैमिनिः ॥३–४–२॥

### અંગરૂપથી પુરુષાર્થવાદ છે જેમ અન્યમાં (દ્રવ્ય, સંસ્કાર અને કર્મમાં છે) તેમ એવું જૈમિનિ કહે છે.

ઇજય તરીકે [૨]વિષ્ણુકર્મના અંગરૂપ હોવાથી તેમના સ્વરૂપના [૩]જ્ઞાનપૂર્વક યાગ તે અતિશય ફ્લનો હેતુ છે તેથી તેનું માહાત્મ્ય કહેવાય છે એમ તે અર્થવાદ રૂપ છે. અહિંઆં દ્દષ્ટાન્ત કહે છે. જેમ અન્ય દ્રવ્ય, સંસ્કાર, અને કર્મમાં છે તેમાં જેમકે ("જેની પર્ણમયી જૂહૂ (દ્રવ્ય) છે તે કદી પાપયુક્ત મંત્ર શ્રવણ કરતો નથી" (તૈ. સં.

---

માને છે. જેઓ તેમ માનતા નથી તે ભગવાનને પુરુષાર્થ કહેતા નથી. પણ તેમનો મત અવિશ્વસનીય છે. કારણ કે તેઓ વેદાદિનું તાત્પર્ય સમજતા નથી. (૧૩) એવું કહેવામાં આવે છે કે પોતાનું નામ, ગુરુનું નામ, અતિ કૃપણનું નામ, મોટા પુત્ર તથા સ્ત્રીનું નામ કલ્યાણની ઇચ્છાવાળાએ ન લેવું. आत्मनाम गुरोर्नाम नामातिकृपणस्यच श्रेयस्कामो न गृह्णीयाज्ज्येष्ठापत्यकलत्रयोः॥ આથી અહિંઆં વેદ વ્યાસે પોતાનું રૂઢ નામ નહિ લેતાં યોગિક નામ "બાદરાયણ" એવું સૂત્રમાં આપ્યું છે. (૧૪) સૂત્રમાં "પુરુષાર્થ" એવો શબ્દ પ્રયોગ છે, ફ્લ નહિ. એમ શાથી ? એવી કોઇને શંકા થાય તો તેના ઉત્તરમાં આ કહે છે (૧૫) पुरुषार्थतः ના अतःનો અર્થ પ્રથમ પ્રમાણે "કારણ કે" એવો હતો. હવે બીજા અર્થ પ્રમાણે "अतः" શબ્દથી શરૂ થતી શ્રુતિ છે માટે એવો અર્થ સમજાય છે. (૧૬) આ શ્રુતિનાં પ્રારંભમાં अतः શબ્દ છે. **ભાવાર્થ**–ના. ૧–૧માં अतः શબ્દથી શરૂ થતી શ્રુતિ હોવાને લીધે ભગવાન્ જ પુરુષાર્થ છે એમ બાદરાયણનો મત છે.

**સૂત્ર ૨**—(૧) ઉપર જણાવેલો અર્થ જૈમિનિને પ્રતિકૂલ હોવાથી તે પૂર્વપક્ષ કરે છે. (૨) यज्ञो वै विष्णुः એ શ્રુતિમાં વિષ્ણુને યજ્ઞ કહ્યા છે અને યજ્ઞ કર્મના અંગરૂપ છે તેથી વિષ્ણુપણ ઇશ્વર કર્મના અંગરૂપ મનાય છે. (૩) વિષ્ણુના સ્વરૂપના અતિશય જ્ઞાન યુક્ત જ ફ્લ આપનાર છે. (૪) દ્રવ્ય પ્રશંસા

૩-૫-૭) "જ્યારે અંજન કરે છે ત્યારે શત્રુના નેત્રનો નાશ કરે છે".(તૈ. સં ૬-૧-૧) જ્યારે તે [૪]પ્રયાજ તથા અનુયાજ કરે છે ત્યારે તે યજ્ઞને વર્મ અર્થાત્ કવચરૂપ કરે છે. તેમજ શત્રુના પરાભવ માટે યજમાનને કવચરૂપ કરે છે." (તૈ. સં. ૨-૬-૧) આ પ્રકારની ફલ શ્રુતિમાં અર્થવાદ છે તેની માફક એવો અર્થ છે. ૨

શંકા—"તેનેજ જાણીને મુનિ થાય છે. આજ લોકોની સંન્યાસીઓ ઇચ્છા કરતા સંન્યાસ લે છે" (બૃ. ૪-૪-૨૨) અને આની આગળ "તેઓ પુત્રની ઇચ્છા, દ્રવ્યની ઇચ્છા તથા લોકની ઇચ્છાનો ત્યાગ કરીને ભિક્ષા માગે છે. (બૃ. ૪-૪-૨૨)એવી શ્રુતિ ભગવાનના જ્ઞાનવાળાનો સર્વ ત્યાગ કહે છે. તેથી તમારૂં કહેવું વધારે ઠીક નથી. માટે ઉત્તર આપે છે.

## आचारदर्शनात् ॥३-४-३॥

## આચાર દેખાય છે તેથી.

વસિષ્ઠાદિ બ્રહ્મવેત્તાઓના અગ્નિહોત્રાદિ કર્મને જૈમિનિ જુએ છે, તેથી તેમનો આચાર પ્રામાણિક [૧]માને છે. તેથી તેમના મતનો અનુવાદ કરતાં આનો પણ [૨]અનુવાદ વ્યાસ કરે છે. બ્રહ્મવેત્તાઓનો ત્યાગ આવશ્યક હોય તો તેમને ગાર્હસ્થ્ય રહે નહિ એવો ભાવ છે. [૩]કહેલી શ્રુતિનો કર્મમાં [૪]અવ્યકત તેમના ત્યાગનો અનુવાદ કરે છે. "લોકની ઇચ્છાનો ત્યાગ કરીને" (બૃ. ૪-૪-૨૨) એ શ્રુતિથી લોકસંગ્રહ માટે તે કરે છે એમ કહેવું શકય નથી. ૩

## तच्छ्रुतेः ॥३-४-४॥

## તેની શ્રુતિ છે તેથી.

[૧]બ્રહ્મવેત્તાના કર્મના આચારનું નિરૂપણ કરનારની શ્રુતિ છે તેથી એવો અર્થ છે, અને તે શ્રુતિ "વૈદેહ જનકે બહુ દક્ષિણાવાળા યજ્ઞથી યજન કર્યું" (બૃ. ૩-૧-૧) વગેરે રૂપની છે. તેથી જો જ્ઞાનથીજ અર્થસિદ્ધિ કહેતા હો તો જ્ઞાનવાળાની કષ્ટસાધ્ય કર્મમાં પ્રવૃત્તિજ ન થાય એવો ભાવ છે. ૪

---

કરે છે. **ભાવાર્થ**-જેમ દ્રવ્ય, ગુણ અને કર્મમાં અર્થવાદ છે તેમ વેદાન્તમાં જ્યાં આત્મનું નિરૂપણ છે ત્યાં પુરુષના સંબન્ધી અર્થવાદ રૂપ તે છે એમ જૈમિનિનો મત છે.

**સૂત્ર ૩**—(૧) જૈમિનિનો ઉત્તર આપવાને પૂર્વપક્ષ કલ્પ્યો છે. (૨) यदेव विद्यया करोति એ શ્રુતિથી (૩) तमेव विदित्वा એ શ્રુતિ. (૪) આંધળા તથા લૂલાઓ જે કર્મ કરવામાં અશક્ત છે તેમ ત્યાગ છે. અર્થાત્ તે માણસોને કર્મ કરવાનાં નથી. **ભાવાર્થ**-વસિષ્ઠાદિ બ્રહ્મજ્ઞાનીઓનો અગ્નિહોત્રાદિ આચાર જોવામાં આવે છે તેથી જ્ઞાનથી કર્મનો બાધ નથી.

**સૂત્ર ૪**—(૧) કોઇને શંકા થાય કે તો પછી કર્મ કરવાની શ્રુતિ પણ લોક સંગ્રહ માટે જ માની શકાય પરમાર્થ ફલ માટે નહિ, તો તેના ઉત્તરમાં કહે છે. **ભાવાર્થ** जनको ह वैदेहः એ શ્રુતિથી બ્રહ્મવેત્તા જનકે યજ્ઞ કર્યા હતા તેથી જ્ઞાનથી કર્મનો બાધ નથી.

## समन्वारम्भणात् ॥३–४–५॥

### ફલનો બરાબર આરમ્ભ તેમનાથી (વિદ્યા અને કર્મથી) છે તેથી.

"વિદ્યા અને કર્મ તેને આલંબે છે" (બૃ. ૪-૪-૨) એ શ્રુતિ ફલારમ્ભમાં [1]વિદ્યા અને કર્મનું સાથે હોવાપણું દેખાડે છે તેથી વિદ્યામાં સ્વાતંત્ર્ય નથી. ૫

## तद्वतो विधानात् ॥३–४–६॥

### જ્ઞાન યુક્તનું વિધાન છે તેથી.

"બ્રહ્મિષ્ઠ બ્રહ્મા દર્શ પૂર્ણમાસમાંથી તેનું વરણ કરે છે. (આ. સૂ. ૩-૧૮-૧) આ [1]કલ્પશ્રુતિથી બ્રહ્મવેત્તાના બ્રહ્મ તરીકે વરણનો વિધિ કરાય છે એવું બ્રહ્મજ્ઞાન તે ઋત્વિજના અધિકારનું સંપાદક હોવાથી કર્મનું અંગરૂપ જ છે એવો અર્થ થયો. ૬

શંકા—"જે દિવસે જ વૈરાગ્ય થાય તેજ દિવસે સંન્યાસ લેવો. ઘરમાં અથવા વનમાંથી ચાલી નીકળવું" (ના. ૪) વગેરે શ્રુતિઓથી તેનું વિધાન સંભળાતું નથી તેથી કર્મ અને તેનો ત્યાગ [2]ઐચ્છિક વિકલ્પ હશે એવો અંગીકાર કરવોજોઇએ, માટે પ્રધાન [3]ગૌણભાવ નથી. આમ હોય તો ઉત્તર આપે છે.

## नियमाच्च ॥३–४–७॥

### અને તે નિયમ નથી.

"જો દુર્બ્રાહ્મણ સોમનું પાન કરવાની ઇચ્છા કરે તે આશ્વિનના ધુમાડાને મેળવશે" (તૈ. સં. ૨-૧-૧૦) "જે ત્રીજા પુરુષ સુધી સોમનું પાન કરે તેના ઐન્દ્રાગ્ન ઉત્સૃષ્ટ થશે. અથવા જે બ્રાહ્મણ છતાં ત્રીજા પુરુષ સુધી સોમ ના પીવે તેનું સોમ પાન વિચ્છિન્ન થાય છે" (તૈ. સં. ૨-૧-૧૫) "જીવન સુધી અગ્નિહોત્ર કરવો" વગેરે શ્રુતિઓથી જેમ કર્મ કરવામાં [4]નિયમ સંભળાય છે તેમ તેના ત્યાગમાં નથી તેથી કહેલો [5]પક્ષ બરાબર નથી "[6]च અને"થી "નિયત કર્મનો સંન્યાસ યુક્ત નથી. મોહથી તેનો પરિત્યાગ તામસ કહેવાય છે." (ભ. ૧૮-૭) વગેરે રૂપે સ્મૃતિનો સમુચ્ચય છે.

---

**સૂત્ર ૫**—(૧) ફળ મેળવનારાઓએ જ્ઞાન સાથે કર્મ કરવાં (૨) એકલા જ્ઞાનનું ફળ નથી. **ભાવાર્થ**-ફલના આરમ્ભમાં જ્ઞાન અને કર્મ સાથે હોય છે તેથી જ્ઞાનથી કર્મનો બાધ નથી.

**સૂત્ર ૬**—(૧)યાજ્ઞિક શ્રુતિથી (૨) **ભાવાર્થ**-આ. સૂ. ૩-૧૮-૧ પ્રમાણે જ્ઞાનવાળાનું બ્રહ્મ તરીકે વરણ કહેલું હોવાથી જ્ઞાન તે કર્મનું અંગ છે.

**સૂત્ર ૭**—(૧) આ શ્રુતિઓમાં કર્મનું વિધાન નથી. (૨) તેથી કર્મ કરવાં કે ન કરવાં તે ઐચ્છિક હોવાં જોઇએ, ફરજીઆત નહિ. શ્રુતિ તેમની આવશ્યકતા જણાવતી નથી. (૩) માટે એક મુખ્ય છે અને બીજી ગૌણ છે એમ જ્ઞાન અને કર્મના સંબન્ધમાં નથી. જ્યાં કર્મની આવશ્યકતા જણાતી નથી. ત્યાં તેને અંગરૂપ શી રીતે મનાય એમ શંકા છે. (૪) કર્મ કરવાને માટેનો વિધિ છે. જો કે તેના ત્યાગ માટેનો નથી. માટે તે અવશ્ય કરવાં જોઇએ. તેથી જ તેને અમે અંગરૂપ કહીએ છીએ (૫) તમે કહેલો અર્થાત્ કર્મની જરૂર નથી તે અંગરૂપ નથી એવો પક્ષ બરાબર નથી. (૬) **સૂત્રમાં च શબ્દથી**

"ત્યાગનો વિધિ અશક્તને ઉદ્દેશીને છે એમ કહ્યું છે" એમ હોય તો સામો જવાબ આપે છે.

## अधिकोपदेशात्तु बादरायणस्यैवं तद्दर्शनात् ॥३-४-८॥

### ભગવાન્ સર્વથી અધિક છે એવા ઉપદેશથી, એવો બાદરાયણનો મત છે. એ પ્રકારે તેનું દર્શન (અનુભવ) છે તેથી.

तु શબ્દ પૂર્વપક્ષનો વ્યવચ્છેદક કરે છે. જે એમ કહ્યું કે તે ગૌણ હોવાથી (અંગરૂપ હોવાથી) પુરુષાર્થવાદ છે તે યુક્ત નથી. શાથી? અધિક ઉપદેશ છે તેથી. જ્યાં [1]કર્મનું સામ્ય પણ કહેવું શકય નથી ત્યાં તેના અંગરૂપ હોવાપણું તો દૂર રહ્યુ. કારણ કે ઇશ્વર [2]કર્મ કરતાં અધિક ઉપદેશાય છે. તો પણ "અથવા તે આત્મા સઘળાનો વશ કરનાર, સર્વ ઉપર શાસન કરનાર સર્વના અધિપતિ અને આ જે કંઇ સઘળું છે તેના પ્રશાસન કરનાર છે" (બૃ. ૪-૪-૨૨) એવો ઉપક્રમ કરીને આગળ કહે છે "વેદ વચન પ્રમાણે બ્રહ્મચર્ય, તપ, શ્રદ્ધા, અને અનાશક યજ્ઞવત્ જાણવાની ઇચ્છા કરે છે." તેનેજ જાણીને મુનિ થાય છે. તે લોકનેજ ઇચ્છા કરતા સંન્યાસીઓ પ્રવ્રજ્યા લે છે. (બૃ. ૪-૪-૨૨) વગેરે.

આમ હોવાથી જ્યાં યજ્ઞમાં જ્ઞાનનું સાધન હોય તો તે જ્ઞાનનું યજ્ઞ અંગ શી રીતે હોઇ શકે? પણ [4]તેના જ્ઞાનનું અંગ યજ્ઞ છે. [5]આથી [6]ઇજ્ય તરીકે તેનું અંગ છે એમ "સામો ઉત્તર કહેવામાં આવ્યો છે" એમ જાણવું જોઇએ. તે જ્ઞાન યાગના [7]પૂર્વ અંગરૂપ હોવાથી તેનાથી વિશિષ્ટનું [8]બ્રહ્મજ્ઞાન સાધન છે તેથી. પ્રથમ સામાન્ય રીતે ઇજ્યનું જ્ઞાન હતું. યજ્ઞથી ખાસ કરીને જ્ઞાન થતાં ફરીથી યજ્ઞ કરવામાં આવે તો પૂર્ણ કર્મનું ફલ થાય છે તેથી તે તેનું અંગ નથી એમ નથી એવું કહેવું જોઇએ નહિ, "તેનેજ જાણીને મુનિ થાય છે. તે લોકનીજ ઇચ્છા કરતા સંન્યાસીઓ પ્રવ્રજ્યા લે છે" (બૃ. ૪ ૪-૨૨) ની શ્રુતિથી તેનું જ્ઞાન ગાર્હસ્થ્યનું વિરોધી હોવાથી તેનો અસંભવ છે તેથી. વળી જે સાધુ તથા અસાધુ કર્મના ફલના સંબન્ધથી રહિત છે [9]તેને કર્તા [10]તરીકે તે [11] પ્રમાણે કહેવું ઉપપન્ન નથી માટે જીવાત્માજ તેવા છે. પરમાત્મા નહિ. આ [12]બન્નેના વાસ્તવ અભેદથી તે [13]તેમ નથી એમ કહેવું જોઇએ નહિ. [14]વાસ્તવ અભેદથી જીવમાં

---

શ્રુતિના પ્રમાણનો ઉલ્લેખ કરાય છે. **ભાવાર્થ**-જીવન સુધી અગ્નિહોત્ર કરવાનો નિયમ છે, તે ન કરવામાં આવે તો પ્રાયશ્ચિત કરવું પડે તેથી જ્ઞાન તે કર્મનું અંગરૂપ છે.

**સૂત્ર ૮**—(૧) જ્યાં કર્મને જ્ઞાનની સમાન કહ્યું નથી તો પછી તેને અંગરૂપ શી રીતે કહેવાય? (૨) કર્મ કરતાં ઇશ્વરની અધિકતા છે. (૩) જ્ઞાનને યજ્ઞ (કર્મ)નું અંગ કહ્યું છે તેને બદલે તમે કર્મને જ્ઞાનનું અંગ કહો છો. (૪) બ્રહ્મનું જ્ઞાન (૫) યજ્ઞાદિથી સાધનોની બ્રહ્મજ્ઞાનમાં અંગતા સ્વીકારવાથી (૬) ઇત્યાદિ યાગની અંગતા (૭) યાગની પૂર્વે બ્રહ્મનું જ્ઞાન જોઇએ. માટે તે પૂર્વઅંગ (૮) જ્ઞાન પૂર્વક કરાયલા યજ્ઞનું સાધન જ્ઞાન છે, બીજાનું નહિ (૯) ઇશ્વરને (૧૦) યાજ્ઞાદિકર્મોના કર્તા. (૧૧) ઇશ્વર યજ્ઞાદિ કર્મોનો કર્તા છે એમ કહેવું વ્યાજબી નથી કારણ કે મોક્ષની કામનાથી યજ્ઞ કરાયતો મોક્ષની કામનાવાળું બ્રહ્મજ્ઞાન યજ્ઞનું અંગ થાય. યજ્ઞમાં જીવના બ્રહ્મજ્ઞાનનેજ અંગ કહી શકાય (૧૨) જીવ અને ઇશ્વર એ બે (૧૩) જીવનું બ્રહ્મજ્ઞાન કર્મનું અંગ નથી એવો અર્થ છે. (૧૪) વાદિપક્ષના

પણ કહેલી શ્રુતિઓથી તે પ્રમાણે સુવચન છે તેથી. વાસ્તવ અભેદનો પહેલેથી જ[15] નિરાસ કરેલો હોવાથી તેને લેઇને જે પૂર્વપક્ષો હતા તેજ પૂર્વપક્ષો છે. માટે આટલેથી બસ. **नकर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः परेण नाकं निहितं गुहायां विभ्राजते यद्यतयो विशन्ति** (મ.ના. ૧૦-૫)ની શ્રુતિથી કર્મ પ્રજા અને ધનથી મોક્ષની અપ્રાપ્તિ કહીને ત્યાગથી તેની પ્રાપ્તિ કહેવાય છે. [16]ત્યાગ વિષયની અનુક્તિથી સાંનિધ્યથી કર્માદિનો જ ત્યાગ અભિપ્રેત છે. [17] અને વળી ભગવાન્ સુકતથી પ્રાપ્ય છે. તેથી કહેલા સાધનથી મુક્ત હોય. તે મોક્ષ સુખ ભગવાનની વિદ્યમાન છતાં ભક્તિથી હૃદય ગુહામાં જે પુરુષોત્તમ બિરાજે છે "જેનાથી કોઇ પર કે અપર નથી" (મં. ના. ૧૦-૫) વગેરેથી ઉપક્રમણ કરેલા પુરુષોત્તમ સ્વરૂપને [18]યતિઓ કહેતાં વિરહભાવથી તેના વગર સ્થિત થવાને અશકતો તેની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરતા પ્રવેશ કરે છે. આ પ્રમાણે ભક્તિમાર્ગીયોનું ફલ કહેવાયું. આગળ "વેદાન્ત વિજ્ઞાન" (મ. ના. ૧૦-૬)ની ઋચાથી જ્ઞાનમાર્ગીયોનું ફલ કહ્યું છે. [19]નહિ તો પુનરુક્તિ થાય. આ પ્રકારે કર્મ અને જ્ઞાનથી અધિક ભક્તિમાર્ગ છે અને તેનાથી પ્રાપ્ય પુરુષોત્તમનો ઉપદેશ શ્રુતિમાં છે તેથી તેનેજ પ્રમાણ માનનાર બાદરાયણનો મત પણ જૈમિનિ મતથી અધિક છે એવો અર્થ છે. આમ સાંભળીને પર મતનો નિરાસ કરીને [20]વિશ્વાસને માટે પોતાના અનુભવનું પણ પ્રમાણ આપે છે. શિષ્યમાં કહેલા આધિક્યથીજ ભગવાન્ અને ભક્તિમાર્ગનો અનુભવ હોય છે એવો અર્થ છે. આત્માને અધિક [21]દેખાડે છે એવી [22]શ્રુતિઓ છે તેથી તેનું વ્યાખ્યાન [23]કર્યું નથી. [24]ઉપદેશ શબ્દથી પુનરુક્તિની આપત્તિ છે તેથી. તેના મતનો નિરાસ નહિ કરીને તેના કરતાં પોતાનો મત અધિક છે એટલીજ ફકત ઉક્તિથી નિષ્કામ કર્મ ચિત્તની શુદ્ધિના હેતુ તરીકે [25]પરમ્પરા જ્ઞાનમાર્ગમાં તેના [26]ઉપયોગનો અંગીકાર અહિંઆં સૂચવાય છે. [27]પુષ્ટિ ભક્તિમાર્ગમાં તો તે પણ નથી. ભા. ૧૧-૧૨-૯નું **यन्न योगिने** એવા વાકયથી આમ હોવાથી બ્રહ્મમાં કર્મની અંગતાનો ગન્ધ પણ કયાં છે એવો ભાવ છે. ૮

---

હેતુરૂપ વસ્તવ અભેદનું નિરૂપણ કરે છે. (૧૫) ઘટાકાશ મહાકાશની માફક જ ઔપાધિક ભેદનો અભાવ. તેનો બીજા અધ્યાયના ત્રીજા પાદમાં सो अंशो नानाव्यपदेशात् એ સૂત્રથી નિરાસ કર્યો છે. (૧૬) બીજા કશાનો ત્યાગ કહ્યો નથી. ફકત કર્મનોજ કહ્યો છે તેથી (૧૭) ટાંકેલી શ્રુતિનો અર્થ કરે છે. (૧૮) યતિ કોણ તેનું વર્ણન આપે છે. ભગવાનનો વિરહ સહન કરવાને અશક્ત તેજ યતિ. (૧૯) ફરીથી પણ ફળ જણાવ્યું છે. તે જો ભક્તિમાર્ગીયને ઉદ્દેશીને હોય તો પુનરુક્તિનો દોષ ત્યાં આવે (૨૦) પોતે જણાવેલો મત બધા વિશ્વાસથી સ્વીકારે માટે પોતાનો અનુભવ કહે છે (૨૧) नकर्मणा ॥ (મ. ના. ૧૦-૫) ब्रह्मविदाप्नोति परम् (તૈ ૨-૧) વગેરે શ્રુતિઓ (૨૨) અક્ષરની સરખામણીએ આત્મા પુરુષોત્તમ અધિક છે એમ શ્રુતિઓ જણાવે છે (૨૩) શારીર જીવની સરખામણી આત્માનું આધિક્ય દેખાડે છે, न कर्मणा ॥ એ શ્રુતિથી યુકિતથી મુક્તિનુંજ પ્રતિપાદન છે એમ વ્યાખ્યાન કરવું નહિ. એવું કહેવું નહિ. (૨૪) ત્યાં હેતુ આપે છે. કારણ કે શ્રુતિઓમાં મોક્ષનો ઉપદેશ પણ આપેલો છે. (૨૫) ચિત્તની શુદ્ધિથી જ્ઞાનનો ઉપયોગ કરવાથી મોક્ષમાં કર્મનો ઉપયોગ-અંગીકાર છે (૨૬) ચિત્ત શુદ્ધિદ્વારા કર્મનો ઉપયોગ પણ (૨૭) જ્ઞાનમાર્ગમાં કર્મની જરૂર છે, કારણ કે કર્મથી ચિત્તની શુદ્ધિ થાય છે,

# तुल्यं दर्शनम् ॥३–४–९॥

## સમાન દર્શન છે.

જે એમ કહ્યું કે આચાર દેખાય છે માટે [1]બ્રહ્મની કર્મમાં અંગતા છે (બ્ર. સૂ. ૩-૪-૨) તે પણ વધારે ઠીક નથી. તુલ્ય છે કારણ કે જોવાય છે. શુક, ત્રીજા જન્મવાળા (ભરત) અને ઋષભ વગેરેમાં [2]ત્યાગ જોવામાં આવે છે. આથી જે [3]બ્રહ્મવેત્તાઓનો કર્મત્યાગ છે તેમની [4]કર્મમાં અંગતાની શંકા શી રીતે કરી શકાય? એવો ભાવ સૂચવાય છે. આથી કર્મમાં [5]અસક્ત પ્રતિ ત્યાગ વિધિ છે એમ જે કહ્યું તેનો નિરાસ કર્યો છે. શુકાદિની [6]બાબતમાં તે પ્રમાણે નથી. ૯

[1]શંકા—**जनको ह वैदेहः** (બૃ. ૩-૧-૧) એ શ્રુતિની સાહાય્યથી આચાર દર્શન તે ત્યાગના દર્શન કરતાં અધિક બલવાળું છે માટે [1]ઉત્તર આપે છે.

# असार्वत्रिकी ॥३–४–१०॥

## સર્વત્ર શ્રુતિ નથી.

જો શ્રુતિ [2]સઘળા બ્રહ્મવેત્તાના આ આચારનું નિરૂપણ કરે તો [3]તારૂં કહેલું થાય, પણ તે પ્રમાણે નથી. માટે આવા પ્રકારની શ્રુતિ સઘળા બ્રહ્મવેત્તાઓમાં સંભળાતી નથી

---

અને તે શુદ્ધિથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તેનાથી મોક્ષ સધાય છે. પણ પુષ્ટિમાર્ગમાં તેની આવશ્યકતા નથી. **ભાવાર્થ**-જૈમિનિનો મત બરાબર નથી, કારણ કે શ્રુતિઓમાં ભગવાન્ એજ સર્વથી અધિક છે એમ કહેલ છે. આ પ્રકારે બાદરાયણે કર્મ વગેરેથી આધિક્યને લીધેજ ભગવાનના ભક્તિમાર્ગ તથા તેના સંબન્ધી સર્વાત્મભાવના અનુભવનું ગ્રહણ કર્યું છે.

**સૂત્ર ૯**—(૧) બ્રહ્મ તથા બ્રહ્મવિદ્યાનો ઉપલક્ષક બ્રહ્મ શબ્દ છે. (૨) કર્મનો ત્યાગ જોવામાં આવે છે (૩) બ્રહ્મવેત્તા શુકાદિએ કર્મનો ત્યાગ કરેલો છે. (૪) બ્રહ્મવેત્તાઓએ જ્યાં કર્મનો ત્યાગજ કર્યો છે અર્થાત્ જ્ઞાનમાં કર્મની આવશ્યકતા સ્વીકારી નથી તો પછી તે જ્ઞાનને કર્મનું અંગ શી રીતે કહી શકાય? (૫) આંધળા લૂલાઓ જે કર્મ કરી શકતા નથી તેમને માટેજ કર્મનો ત્યાગ છે એમ કહેતા હો તો તેનો ઉત્તર જ્ઞાનીઓ પણ કર્મનો ત્યાગ કરે છે એનાથી અપાયો છે. (૬) શુકાદિ આંધળા કે લૂલા કર્મ કરવામાં અશક્ત ન હોતા. તેમણે કર્મ કરવાની શક્તિના અભાવે કર્મ કર્યાં ન હોતાં એમ નથી પણ જ્ઞાનમાં તેની જરૂર તેમને જણાઇ નહિ માટે. **ભાવાર્થ**—જેમ જૈમિનિ વગેરેએ કર્મ કરેલાં અર્થાત્ કર્મનો અંગીકાર કરેલો તેમ શુકાદિએ તેનો ત્યાગ કરેલો છે. આથી બન્ને રીતે જ્ઞાનીઓનું વર્તન જોવામાં આવે છે. જનકાદિ બ્રહ્મવેત્તાઓએ કર્મ કર્યાં હતાં. શુકાદિએ નહોતાં કર્યાં. આમ બન્ને પ્રકારનાં આચરણ જોવામાં આવે છે. આ રીતે બન્ને પ્રકારના આચારો તુલ્ય સરખા હોવાથી જ્ઞાન એ કર્મનું અંગ નથી.

**સૂત્ર ૧૦**—(૧) જ્ઞાનીઓએ કર્મ કર્યાં એ શ્રુતિનું પ્રામાણ્ય કર્મનો ત્યાગ જણાવનાર શ્રુતિ કરતાં વિશેષ છે એવી શંકા થાય તો કહે છે. (૨) શ્રુતિમાં તમામ પ્રકારના બ્રહ્મવેત્તાઓ કર્મજ કરે છે એમ જે , હોય તો જૈમિનિનું કહેવું બરાબર મનાય. અર્થાત્ કર્મ સ્વીકારની શ્રુતિનું પ્રામાણ્ય ગણાય. . પ્રમાણે નથી. (૩) તારૂં-જૈમિનિનું. **ભાવાર્થ**-સઘળા બ્રહ્મવેત્તાઓ કર્મ કરે છે એવું શ્રુતિમાં ; કરવામાં આવતું નથી. માટે તે શ્રુતિ સર્વત્ર નથી.

તેને જાણવાની ઇચ્છાવાળા કાવષેય ઋષિઓએ આ પ્રમાણે કહ્યું. શા માટે આપણે અધ્યયન કરીએ? શા માટે આપણે યજન કરીએ? આની પૂર્વે વિદ્વાનોએ અગ્નિહોત્ર કર્યાં નહિ. આ તે આત્માને જાણીને પુત્રની ઇષણા તથા લોકની ઇષણાનો ત્યાગ કરીને બ્રાહ્મણો ભિક્ષા કરે છે. (બૃ. ૪-૫-૧૫) વગેરે બહુ શ્રુતિમાં તેને જાણનારના ત્યાગનો અનુવાદ કરે છે. આથી ત્યાગ પક્ષ જ બલવાન્ છે.

શંકા-બ્રહ્મને જાણવાપણાનો વિશેષ ન હોય તો પણ [1]કેટલાકની કર્મકૃતિ હોય છે અને [2]કેટલાકને કર્મનો ત્યાગ હોય છે માટે વિભાગ શાથી નથી? એવી આશંકા કરીને ત્યાં હેતુ કહે છે.

## विभागः शतवत् ॥३–४–११॥

### સો સો આનંદની ગણના કરનાર શ્રુતિની માફક (કર્મ કરવાં કે નહિ તે વિષે અધિકાર પરત્વે) વિભાગ છે-શતની માફક છે.

"આજ આનન્દની માત્રાથી અન્ય ભૂતો જીવે છે" (બૃ. ૪-૩-૩૨) એ શ્રુતિથી માનુષ આનંદથી આરંભ કરીને બ્રહ્માનંદ પર્યન્ત જે આનન્દો [3]ગણાવવામાં આવેલા છે તે સઘળા પુરુષોત્તમના આનન્દરૂપ જ છે. આમ હોવાથી જેમાં જેટલા આનન્દનું દાન હોય છે તેટલા તેનું નિરૂપણ કરે છે. અધિક તારતમ્યથી. 'દાન' એમ જણાવવાને સો કરતાં વધારે આનંદનું શ્રુતિએ નિરૂપણ કર્યું. માટે જ પુરુષના આયુની સંખ્યા સમાન સંખ્યાથી ઉત્કર્ષ કહેલો છે તેથી પુરુષધર્મના અધિકારનો જ ઉત્કર્ષ સૂચવાય છે. આ પ્રકારે [4]પ્રકૃતમાં પણ અન્યભાવથી રહિતપણાના [5]તારતમ્યથી ભગવદ્ભાવનું તારતમ્ય [6]અહિંઆં તો અનુગ્રહમાં જ અધિકાર રૂપ છે. તેથી [7]તેના ઉત્કર્ષમાં ત્યાગ અને [8]તેના અનુત્કર્ષમાં નહિ એવો અર્થ છે. ૧૧

જે એમ કહ્યું કે જ્ઞાનવાળાનું વિધાન છે તેથી. (બ્ર. સૂ. ૩-૪-૬) તો તેના ઉત્તરમાં કહે છે.

## अध्ययनमात्रवतः ॥३–४–१२॥

### ફક્ત અધ્યયનવાળાને (કર્મમાં અધિકાર છે.)

[1]જે એમ કહ્યું કે બ્રહ્મિષ્ઠ બ્રહ્મ વગેરે ત્યાં બ્રહ્મ [2]શબ્દથી વેદ જ કહેવાય છે.

---

**સૂત્ર ૧૧**—(૧) જનકાદિની (૨) શુક ઋષભ વગેરેનો (૩)આનન્દવલ્લીમાં ગણાવ્યા છે. (૪) કર્મ ત્યાગના વિભાગમાં પણ અપકૃષ્ટ અધિકારનો ત્યાગ છે (૫) અધિકાર વિભાગથી જ્ઞાનમાર્ગમાં સમજવું (૬) અહિંઆં ભગવન્માર્ગમાં (૭) અનુગ્રહના ઉત્કર્ષમાં (૮) અનુગ્રહનો ઉત્કર્ષ ન હોય ત્યારે. **ભાવાર્થ** જેમ અધિકારીના તારતમ્યથી તૈત્તિરીય શ્રુતિમાં શત ગુણિત આનન્દ કહ્યા છે તે પ્રમાણે જનક, શુક વગેરેના કર્મના અત્યાગ અને ત્યાગમાં ભગવાનનો અનુગ્રહ એ હેતુ છે. અને તે અધિકરણના [illegible]ય-રૂપ છે.

**સૂત્ર ૧૨**—(૧) સૂ. ૬માં આ. સૂ. ૩-૧૮-૧ની શ્રુતિનો ઉલ્લેખ કરે છે. (૨) આ. સૂ.

[3]પર નહિ, વળી [4]તેને બ્રહ્મ તરીકે [5]અવિકૃત શબ્દ રૂપ જાણીને સતત જે તેના અધ્યયન માત્રને કરે છે, તેનાથી [6] કોઈ પણ કામના કરતો નથી, તેનો અધિકાર [7]બ્રહ્મત્વમાં, ઋત્વિજપણામાં છે એમ કહેવાય છે તેથી બ્રહ્મજ્ઞાન તે કર્મનું અંગ નથી. પ્રત્યય [8]અતિશયના અર્થમાં હોવાથી અતિશયથી બ્રહ્મરૂપ ત્યારેજ થાય છે તેથી. ત્યારે તેનું ઋત્વિજપણું યુકત છે. આમ હોવાથી બ્રહ્મ શબ્દની સંગતિ [9]બ્રાહ્મણ્યમાં છે.

[10]અથવા ફકત વેદના અધ્યયનવાળાનો કર્મમાં અધિકાર છે, બ્રહ્મવેત્તાનો પણ નથી એમ અર્થ છે. વેદાન્તોમાં તેનો સમાવેશ હોવાથી વેદાન્તોના અભ્યાસની પણ આવશ્યકતા છે, કારણ કે તેમાં પ્રતિપાદ્ય બ્રહ્મજ્ઞાનનો પણ ત્યાગ કરવા જેવો નથી તેથી તે [11]જ્ઞાનવાળાનોજ ત્યાં અધિકાર છે એમ કહેવું જોઈએ નહિ. [12]શાબ્દ પરોક્ષ જ્ઞાનમાં બ્રહ્મજ્ઞાનનો અભાવ હોવાથી "[13]સાકર મધુર છે" એમ શબ્દજ્ઞાન વાળોજ તેના માધુર્યને જાણતો નથી. એમ હોય તો [14]પછી કમળા વગેરેને તે દૂર કરવાનું કાર્ય પણ તે કરે. પણ એમ નથી. માટેજ છાંદોગ્યમાં સનત્કુમાર [15]અપરોક્ષ બ્રહ્મ જ્ઞાનનેજ બ્રહ્મજ્ઞાન કહે છે—"જેમકે એક વખત નારદમુનિ ખરેખર સનત્કુમાર પાસે ગયા. ત્યાં જઇ તેમણે

---

૧૨માં બ્રહ્મિષ્ઠનોજ ઋત્વિક્ કર્મમાં બ્રહ્મા તરીકે અધિકાર કહ્યો છે ત્યાં બ્રહ્મિષ્ઠ એટલે બ્રહ્મ કહેતાં વેદમાં સ્થિત રહેનાર અર્થાત્ વેદનું અધ્યયન કરનાર એવો અર્થ લેવાનો છે. (૩) બ્રહ્મિષ્ઠમાં બ્રહ્મ શબ્દથી પરબ્રહ્મ અર્થ સમજવો નહિ. (૪) વેદને (૫) જેમ પરબ્રહ્મ એ અવિકૃત વિકાર રહિત છે તેમ વેદ પણ શબ્દાત્મક વિકાર રહિત બ્રહ્મનું સ્વરૂપ છે એમ સમજીનેજ વેદનું અધ્યયન કરવું જોઇએ (૬) વેદનું અધ્યયન અવિકૃત બ્રહ્મનું સ્વરૂપ સમજવાને માટેજ જે કરે છે બીજી કોઇ પણ કામનાઓ ઇચ્છાઓ પાર પાડવાને માટે નહિ, (૭) વેદનું અધ્યયન કરનારજ ઋત્વિક્‌કર્મમાં બ્રહ્મા થવાને અધિકારી છે. (૮) બ્રહ્મિષ્ઠમાં બ્રહ્મ શબ્દને લાગેલો પ્રત્યય તે અતિશયતાનો અર્થ સૂચવે છે. (૯) બ્રહ્મા ઋત્વિક્‌ના પ્રતિપાદ્ય જ્ઞાનવાળાની. (૧૦) અર્થાત્ જો એમ કહેવામાં આવે કે વેદનું અધ્યયન કરેલું હોય તેજ બ્રહ્મા થવાને લાયક છે, તો પછી વેદ કહેતાં પૂર્વકાણ્ડ તથા ઉત્તરકાણ્ડ એમ બન્નેનું અધ્યયન કરનારનોજ બ્રહ્મા થવાનો અધિકાર છે. પૂર્વકાણ્ડમાં કર્મ સંબન્ધી ચર્ચા છે, ઉત્તર કાણ્ડમાં વેદાન્ત તથા જ્ઞાન સંબન્ધી છે. (૧૧) આથી જ્યાં વેદનું અધ્યયન કરનારનો અધિકાર કહેતા હો તો તેમાં બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરનારનો પણ સમાવેશ થયો. આ જો કબૂલો તો પછી અમે જણાવ્યું તે પ્રમાણે જ્ઞાન એ કર્મનું અંગરૂપ બનશે અર્થાત્ બ્રહ્મા તરીકેની લાયકાત મેળવવાને વેદાન્તના જ્ઞાનનું અધ્યયન જરૂર હોવાથી ત્યાં એ રીતે વિદ્યા તેના અંગરૂપ બનશે. આમ શંકા કરવામાં આવે તો ભાષ્યકાર કહે છે કે એવી શંકા કરવી નહિ (૧૨) અધ્યયન એટલે શબ્દનું જ્ઞાન, અર્થનું જ્ઞાન નહિ. અને જેમને બ્રહ્મવિદ્યા અગર જ્ઞાન કહીએ છીએ તે અર્થનું જ્ઞાન—અર્થનું જ્ઞાન તે પ્રત્યક્ષ જ્ઞાન છે. તેનાથી બ્રહ્મના સ્વરૂપનો અનુભવ થાય છે માટે તે વિદ્યાનું બીજું નામ પરા વિદ્યા છે. શબ્દથી મેળવેલું જ્ઞાન તે અપરા વિદ્યા છે. આથી વેદાન્તનું અધ્યયન કરનારનો બ્રહ્મ તરીકે અધિકાર થયો તેથી તે જ્ઞાન કર્મનું અંગ નથી. શબ્દનું જ્ઞાન ભલે અંગરૂપ હોય. આપણી તકરાર અર્થના જ્ઞાન સંબન્ધી છે. (૧૩) શબ્દ જ્ઞાન અને અર્થ જ્ઞાનનો ફરક સમજવાને દૃષ્ટાન્ત આપે છે. (૧૪) શબ્દ જ્ઞાનથી જો અર્થ જ્ઞાનની માફક અનુભવ થતો હોય તો પછી જેની આંખમાં કમળો થયો હોય તે એટલું જાણે કે "સાકર મધુર છે" તેથી તે કમળો દૂર થાય. પણ એવી રીતે કમળો દૂર થતો નથી. કમળો દૂર કરવાને માટે સાકર ખાવી જોઇએ. તેજ પ્રમાણે અનુભવેલું જ્ઞાન તેજ અવિદ્યાને દૂર કરે છે, શબ્દ જ્ઞાન નહિ. (૧૫) પ્રત્યક્ષ અથવા અનુ-

સનત્કુમારને કહ્યું "હે ભગવન્; મને ઉપદેશ કરો. ત્યારે સનત્કુમારે કહ્યું. તમે જે જાણો છો તે મને કહી જાઓ. તે ઉપરાંતની બાબત વિષે હું કહીશ" આ પ્રમાણે નારદને કહ્યું એટલે ઋગ્વેદથી આરંભીને સર્પ દેવ જનવિદ્યા સુધી પોતે જે અધ્યયન કર્યું હતું તે કહ્યું અને પછી કહે છે "અરેરે હું [16]મન્ત્રનેજ જાણું છું આત્માને [17]જાણતો નથી." (છાં. ૭-૧-૩) માટેજ તૈત્તિરીયોપનિષત્‌માં "વેદાન્તના વિજ્ઞાનથી સુનિશ્ચિત અર્થોવાળાં" (મ. ના. ૧૦-૬) એમ કહેવાય છે. વિજ્ઞાન એટલે અનુભવજ ફક્ત જ્ઞાન નહિ, આથી જ્ઞાન તે કર્મનું અંગ છે તે દૂર [17]કરાયું. [18]"**विद्याकर्मणी**" વગેરે શ્રુતિનો સંસારી આત્માના પૂર્વ દેહના ત્યાગ સમયના વૃત્તાન્તને નિરૂપે છે તે બ્રહ્મવેત્તા [19]છે તેથી. બ્ર. સૂ. ૩-૪-૫ના સૂત્રની ઉપેક્ષા આચાર્યે કરી છે એમ નથી. ૧૨

એમ જે કહ્યું કે "અને નિયમ છે તેથી" (બ્ર. સૂ. ૩-૪-૭) તે વિષે કહે છે.

## नाविशेषात् ॥३-४-१३॥

### ના, વિશેષ નથી તેથી.

"**आश्विनम्**" વગેરે શ્રુતિઓથી કર્મકૃત જેવો નિયમ છે [1]તેવો ત્યાગ ત્યાં નથી એમ જે કહ્યું તેમ નથી. શાથી? ફેર [2]નથી તેથી. કેટલાકોએ "કર્મથી, પ્રજાથી ધનથી નહિ પણ ત્યાગથી મોક્ષ મેળવ્યો" (મ. ના. ૧૦-૫) એવી શ્રુતિ કર્માદિથી [3]અમૃતત્વની અપ્રાપ્તિ જણાવીને તેના ત્યાગથી [4]તેને [5]કહેલ કર્મ ત્યાગ આવશ્યક છે એમ કહે છે તેથી [6]ત્યાં ફેર નથી તેથી એવો અર્થ છે. અને વળી "મોક્ષને મેળવ્યો" એવા શબ્દથી મુમુક્ષુના કર્મના ત્યાગનો નિયમ નથી. અમુમુક્ષુની તેવી કૃતિનો નિયમ છે એવી વ્યવસ્થા છે, એવો ભાવ છે.

અથવા [7]ક્રમથી પ્રાપ્ત થતા [8]તુરીયામાં ખરેખર કર્મનો [9]ત્યાગ છે તેનાથી

---

ભરવાળું. જેનાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકે તે (૧૬) અધ્યયનથી જાણેલી વિદ્યા તે શાબ્દ પરોક્ષ જ્ઞાન છે. તે અપરા વિદ્યા કહેવાય છે. જેનાથી આત્મા ઓળખાય તે પરાવિદ્યા છે (૧૭) જ્ઞાન એ કર્મનું અંગ છે એ માન્યતા દૂર કરી (૧૮) સૂત્ર પાંચમાં બૃ. ૪-૪-૨માં આપેલી શ્રુતિનો ઉલ્લેખ કરીને તે સૂત્રની દલીલોનો જવાબ આપે છે (૧૯) જેમ જૈમિનિના પૂર્વપક્ષની તમામ દલીલોનો જૂદો ઉત્તર આપ્યો છે તેમ સૂત્ર પાંચનો જૂદો આપ્યો નથી. તેથી સૂત્રકારે તે દલીલની ઉપેક્ષા કરી હશે એમ કોઈ આરોપ મૂકે તો તેનો જવાબ આપે છે. **ભાવાર્થ**—આ. સૂ. ૩-૧૮-૧માં બ્રહ્મિષ્ઠ એજ ઋત્વિક્ કર્મમાં બ્રહ્મા થવાને લાયક છે એમ જે કહ્યું છે ત્યાં બ્રહ્મિષ્ઠ એટલે બ્રહ્મજ્ઞાનવાળો નહિ પણ બ્રહ્મ કહેતાં વેદ તેમાં સ્થિત રહેનાર એટલે તેનું અધ્યયન કરનાર એ અર્થ સમજવો. અર્થાત્ વેદનું અધ્યયન કરનારનોજ ઋત્વિક્ કર્મમાં અધિકાર છે.

**સૂત્ર ૧૩**—(૧) કર્મ અવશ્ય કરવાં જોઇએ એવો નિયમ છે તેમ કર્મ નહિ કરવા વિષેનો નિયમ નથી એમ નથી, અર્થાત્ નિયમ છે. (૨) કર્મ કરવાનું કહેનાર શ્રુતિ અને કર્મના ત્યાગને જણાવનાર શ્રુતિ એ બન્ને સરખી છે એમાં કોઇ પણ ફેર નથી (૩) અમૃતત્વ મોક્ષ. કર્માદિથી મોક્ષ મળતો નથી પણ ત્યાગથી મળે છે એમ જણાવીને (૪) કર્મ ત્યાગના નિયમને (૫) કહેતાનો કર્તા "શ્રુતિ" છે. (૬) કર્મ ત્યાગની બાબતમાં (૭) બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એમ ક્રમ પ્રમાણે સંન્યાસ લેવો એવો ક્રમ સંન્યાસ એટલે ત્યાગ અર્થાત્ ત્યાગ ક્રમ પ્રમાણે લેવામાં આવે છે. (૮) સંન્યસ્તાશ્રમમાં (૯)

[10]બીજામાં કર્મ કરવાનો નિયમ છે અને [11]તે વેદાન્તોથીજ છે તો પછી શા માટે કર્મની અંગતા નથી એમ ઉત્સૂત્રની આશંકા કરીને નિષેધ કરે છે. ના "જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસ પ્રવ્રજ્યા લેવી" એવી શ્રુતિથી "જ્યાં સુધી નિર્વેદ ન થાય ત્યાં સુધી કર્મો કરવાં" (ભા. ૧૧-૨૦-૯) એવા ભગવદ્વાકયથી પણ ત્યાગમાં વૈરાગ્ય [12]પ્રયોજક હોવાથી અમુક આશ્રમમાં [13]વિશેષના અભાવથી અપ્રયોજકરૂપ છે તેવો અર્થ છે. વળી જ્યાં કદાચ [14]ક્રમ પ્રાપ્તિ છે ત્યાં પણ તેનું જ્ઞાન બ્રહ્મજ્ઞાન નથી એમ પૂર્વ સૂત્રમાંજ કહ્યું છે એવો ભાવ છે. [15]આથી વેદાધ્યયનાદિક પણ અપ્રયોજક છે એમ જણાવ્યું. માટેજ શુકના વૈરાગ્યના નિશ્ચયથી ઉપનયન વગેરેથી પણ અનપેક્ષા [16]કહેવાય છે. આ પ્રકારે બે સૂત્રથી કર્મના અધિકારના સંપાદક તરીકેનું, બ્રહ્મજ્ઞાનનું તે [17]અંગરૂપ છે એવો નિરાસ કર્યો. ૧૩

અહિલતાથી "બ્રહ્મિષ્ઠ" [1]એમાં બ્રહ્મ પદથી [2]પરજ કહેવાય છે એવું જે કહો છો ત્યાં પણ અમે કહીએ છીએ.

## स्तुतयेनुमतिर्वा ॥३–४–१४॥

### અથવા સ્તુતિ માટે અનુમતિ છે.

દર્શ પૂર્ણમાસ એવા બે પ્રકારના છે. જ્યાં બ્રહ્મવેત્તા ઋત્વિજપણાનો અધિકારી છે તેથી [3]તેની સ્તુતિ માટે બ્રહ્મિષ્ટ બ્રહ્મ એમ બ્રહ્મવેત્તાની પણ આ ઋત્વિજપણામાં [4]અનુમતિ કરાય છે તેના [5]અધિકારિત્વનો અભિપ્રાય નથી. કહેલી અનુપપત્તિથી એવો અર્થ છે. ૧૪

---

સંન્યસ્તાશ્રમમાં કર્મ ત્યજવાં બીજામાં નહિ (૧૦) ગૃહસ્થાશ્રમમાં કર્મ કરવાનો નિયમ છે (૧૧) કર્મના સ્વરૂપનું (૧૨) વૈરાગ્ય એજ સંન્યાસનું કારણ છે. જ્યારે વૈરાગ્ય થાય ત્યારે સંન્યાસ લેવો તે સિવાય નહિ (૧૩) અમુક આશ્રમમાંજ સંન્યાસ લેવો કર્મ ત્યાગ કરવો એવું નથી. (૧૪) બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય એવા ક્રમ પછી છેવટે સંન્યાસ લેવામાં આવે તો (૧૫) વેદાધ્યયનાદિની ત્યાં જરૂર નથી એમ (૧૬) માટેજ જેને જ્ઞાન સિદ્ધ થયું છે એવા શુકદેવ વગેરેએ ઉપનયન સંસ્કાર કરેલા ન હોતા. (૧૭) બ્રહ્મજ્ઞાન તે કર્મનું અંગ છે એ મતનો નિરાસ કર્યો. **ભાવાર્થ**–જેમ કર્મ અવશ્ય કરવાં જોઇએ તેવો નિયમ છે તેમ કર્મનો ત્યાગ કરવો જોઇએ એવો પણ નિયમ છે. બન્ને પ્રકારના સરખા નિયમ હોવાથી કર્મ ત્યાગરૂપ જ્ઞાન તે કર્મનું અંગ ગણાય નહિ.

**સૂત્ર ૧૪**—(૧) આ. સૂ. ૩–૧૮–૧માં બ્રહ્મિષ્ઠ બ્રહ્મા થાય એમ જે કહ્યું છે તેનો ઉલ્લેખ કરે છે. (૨) ત્યાં બ્રહ્મિષ્ઠ એટલે બ્રહ્મમાં સ્થિત રહેનાર એવો અર્થ છે. ગૌણ બ્રહ્મ એટલે પરબ્રહ્મ નહિ, આથી જ્ઞાનવાળો એવો અર્થ થતો નથી. એવો વાકયનો ભાવાર્થ છે. (૩) દર્શ પૂર્ણમાસ યજ્ઞની મહત્તા દર્શાવવાને બ્રહ્મિષ્ઠ તરીકે બ્રહ્માનું વિશેષણ યોજ્યું છે તેથી બ્રહ્મનો અર્થ જ્ઞાન લો તો પણ તે શ્રુતિ સ્તુતિરૂપ હોવાથી વિધિ વાકય નથી પણ અર્થવાદ છે. (૪) માટેજ બ્રહ્મિષ્ઠ એટલે બ્રહ્મવેત્તા એ ઋત્વિક્ બ્રહ્મા બને છે એમ કહે છે (૫) ફક્ત દર્શપૂર્ણમાસની મહત્તા જણાવવાનેજ એ પ્રમાણે કહે છે, ત્યાં અધિકારના વિચારથી નહિ. અર્થાત્ બ્રહ્મિષ્ઠ એટલે તમારા કહેવા પ્રમાણે બ્રહ્મ જ્ઞાનીનોજ ઋત્વિક્ બ્રહ્મા તરીકે અધિકાર છે એમ કહેવા માટે તે શ્રુતિમાં બ્રહ્મિષ્ઠ પદ નથી. **ભાવાર્થ**—આ. સૂ. ૩–૧૮–૧ની

## कामकारेण चैके ॥३–४–१५॥

**અને પારકા ઉપર અનુગ્રહની ઇચ્છાવાળાથી કર્મના ગુણ દોષનો સંબંધ નથી એમ કેટલાક શાખાવાળા કહે છે.**

શંકા—"બ્રાહ્મણનો આ નિત્ય મહિમા કર્મથી વધતો નથી" (બૃ. ૪–૪–૨૩) એ શ્રુતિથી બ્રહ્મવેત્તાના કર્મથી [1]કરાયલા ગુણ અને દોષનો નિષેધ કરવામાં આવે છે. અને તે પ્રાપ્તિપૂર્વક છે એમ [2]બ્રહ્મવેત્તાનું કર્માનુષ્ઠાન આવશ્યક છે એમ પ્રાપ્ત થાય તો કહેવાય છે. ઇચ્છાથી અનુષ્ઠાનને લીધે. બીજાના [3]અનુગ્રહ માટે ઇચ્છા માત્રથી (વિધિને લીધે નહિ) જે કર્મ કરવામાં આવે છે તે ઇચ્છાથી કરેલું કહેવાય છે. આ પ્રકારે કર્મ કરવાથી તેનાથી કરાયલા ગુણ તથા દોષની પ્રસક્તિમાં તેના નિષેધને [4]કેટલાક શાખાવાળા "અનિત્ય છે વગેરે" કહે છે. આટલાથી ખરેખર કર્મકૃતિમાં [5]અધિકારની પ્રાપ્તિ નથી એવો ભાવ છે. અથવા તેવા પ્રકારના કર્મથી વૃદ્ધિ અને હ્રાસ જેમને પ્રાપ્ત થયેલ છે તેમના સંબન્ધના અભાવને કેટલાકો [6]બ્રહ્મવિદ્યા કહે છે. 'ચ અને'થી ઇશ્વરની આજ્ઞાથી લોકના [7]સંગ્રહ માટે કરેલા કર્મનો સમુચ્ચય કરવામાં આવે છે "સર્વને વશ કરનાર. સર્વનું શાસન કરનાર" (બૃ. ૪–૪–૨૨)ની શ્રુતિથી તે પ્રમાણે છે. ૧૫

## उपमर्दंच ॥३–४–१६॥

**(અખણ્ડાદ્વૈતના ભાનમાં) (કર્મ અને તેના અધિકારીઓનો) ઉપમર્દ પણ કેટલીક શાખાવાળા કહે છે.**

આથી કર્મના [1]અધિકારના અભાવમાં અન્ય હેતુને કહે છે. [2]દ્વૈતભાનમાં ખરેખર

---

શ્રુતિમાં બ્રહ્મા શબ્દના વિશેષણ તરીકે "બ્રહ્મિષ્ઠ" પદ મૂકીને, તેનો અર્થ "બ્રહ્મવેત્તા" એમ જો કોઇ કરે તો, ત્યાં કહેવાનું કે તેમ અર્થ થતો હોય તો પણ તે વાક્ય દર્શ પૂર્ણમાસની સ્તુતિરૂપ હોવાથી વિધિ વાક્ય નથી પણ અર્થવાદરૂપ છે. તેથી જ્ઞાન કર્મનું અંગ છે એમ કહેવાય નહિ. ૧૫

**સૂત્ર ૧૫**—(૧) આપેલી શ્રુતિનું તાત્પર્ય એ છે કે વિદ્વાન્ ગમે તેટલાં કર્મ કરે તેથી તેનો મહિમા વધતો નથી તેમ કર્મ નહિ કરવાથી તે મહિમા ઘટતો નથી. (૨) બ્રહ્મવેત્તાએ કર્મ તો કરવાં એમ ઉપરની શ્રુતિનો અર્થ નીકળે છે એવું જો કોઇ કહે તો. (૩) બીજાના ઉપર અનુગ્રહ કરવાને માટે કરેલાં કર્મોના ગુણ દોષ લાગતા નથી, કારણ કે તેમાં કર્મ કરનારનો કોઇ પણ સ્વાર્થ નથી. (૪) જો સ્વાર્થથી કર્મ કરવામાં અનુગ્રહ કરવાની ઇચ્છાથી કર્મ કરનારનેજ તેના ગુણદોષ લાગતાં નથી તે, સિવાયનાને લાગે છે એમ કેટલાક શાખાવાળા માને છે. (૫) આથી જ્ઞાનીએ કર્મ કરવાંજ જોઇએ એવો અર્થ નીકળતો નથી. (૬) બ્રહ્મવિદ્યા એટલે શું તેનું લક્ષણ આપે છે. ખરી વિદ્યા એજ કે જેમાં કર્મના ગુણદોષ લાગે નહિ તો અર્થાત્ જેમાં કર્મની બિલકુલ આવશ્યકતા નથી. (૭) સૂત્રમાં ચ અને શબ્દથી શું સૂચન થાય છે તે જણાવે છે. 'અનેથી' "લોક સંગ્રહ"નો અર્થ નીકળે છે, અર્થાત્ લોક સંગ્રહની ખાતર પણ જો કર્મ કરવામાં આવે તો તેના ગુણદોષ લાગતા નથી. **ભાવાર્થ**—કેટલાક શાખાવાળા એવું કહે છે કે પારકાના ઉપર અનુગ્રહ કરવાને જે કર્મો કરવામાં આવે છે તેના ગુણદોષનો સ્પર્શ જ્ઞાનીને થતો નથી.

**સૂત્ર ૧૬**—(૧) ક્યારે કર્મ નહિ કરવાં જોઇએ. એમાં બીજું કારણ આપે છે, (૨) જ્યાં સુધી

જેમ તેમ કર્મકૃતિની સંભાવના પણ છે. "બ્રહ્મજ" એવું જેને અખણ્ડ અદ્વૈતનું ભાન છે; [3]નહિ કે "આ બ્રહ્મ" એવું સખણ્ડ. અહિંઆં ઉદ્દેશ્ય [4]તરીકે પ્રપંચનું પણ ભાન હોવાથી સખણ્ડત્વ છે. અને વળી અખણ્ડ અને તેના ભાનમાં કર્મ તથા તેના અધિકાર વગેરેના [5]ઉપમર્દને કેટલાક શાખાવાળાઓ [6]કહે છે. આથી બ્રહ્મજ્ઞાનની [7]કર્મ અંગતામાં સંભાવના પણ નથી એવો અર્થ છે. શ્રુતિ તો 'જ્યાં આનું સઘળું આત્માજ બનેલું છે તેથી કોનાથી કોણ જૂએ' બૃ. ૪-૫-૧૫ વગેરે રૂપ છે. ૧૬

## ऊर्ध्वरेतःसु च शब्दे हि ॥३-४-१७॥

**અને ઉર્ધ્વ રેતમાં (સંન્યાસીમાં) કર્મનો અભાવ છે. શ્રુતિમાં ખરેખર છે.**

અહિંઆં આ વિચારાય છે. બ્રહ્મચર્ય પછી ગાર્હસ્થ્યનું પણ શ્રવણ શ્રુતિથી સમજાય છે. " બ્રહ્મચર્યથી જ પ્રવ્રજન કરવું" (જા.૪) વગેરે શ્રુતિઓથી [1]બ્રહ્મચારીનુંજ પ્રવ્રજન સમજાય છે. આમ હોય તો અવિરોધ માટે "જે દિવસેજ વૈરાગ્ય થાય ત્યારે પ્રવ્રજ્યા લેવી" (જા. ૪)ની શ્રુતિથી પણ [2]રાગી તથા તેના રહિતના ભેદથી વિષયભેદ કહેવો જોઇએ. ત્યાં બ્રહ્મચર્યના અવિશેષમાં પણ ભગવાનના અનુગ્રહના વિશેષથી ઉત્પન્ન થયેલ ચિત્ત શુદ્ધિના વિશેષથી ઉત્પન્ન થયેલ વેદાન્તના અર્થનું પરિજ્ઞાનજ હેતુ કહેવાવો જોઇએ. "વેદાન્તના વિજ્ઞાનથી જેમના અર્થો સુનિશ્ચિત થયા છે એવા સંન્યાસ યોગથી શુદ્ધ સત્ત્વવાળા યતિઓ" (મ. ના. ૧૦-૬) એ શ્રુતિ આમ અર્થને કહે છે. અને વળી આવા પ્રકારનાજ ઉર્ધ્વરેતસ કહેવાય છે. આમ હોવાથી ઉર્ધ્વ રેતઃમાં [3]કર્મના અભાવને કહેલી રીતે તારે પણ સ્વીકારવો જોઇએ. આથી જ્ઞાન રહિતોનો કર્મમાં અધિકાર છે અને જ્ઞાનવાળાનો સંન્યાસમાં છે એમ તમે કહેલા અર્થથી વિપરીત અર્થ સિદ્ધ થાય છે. તો પછી જ્ઞાનમાં કર્મના અંગત્વની સંભાવના કયાં છે. ૧૭

---

દ્વૈતભાન ટળ્યું નથી ત્યાં સુધીજ જ્ઞાનીએ કર્મ કરવાનાં છે (૩) જ્ઞાન બે પ્રકારનું છે દ્વૈતભાવવાળું અને અદ્વૈતભાવવાળું. દ્વૈત જ્ઞાન એટલે સખણ્ડ અને અદ્વૈત એટલે અખણ્ડ. જ્ઞાની જે જે પદાર્થને જૂએ તે સમયે જે બ્રહ્મજ છે એવું જો તેને ભાન થાય તો તે અદ્વૈત અખણ્ડ જ્ઞાન છે અને "આ બ્રહ્મ છે" એવી પ્રતીતિ થાય તો તે દ્વૈત સખણ્ડ છે. દ્વૈતજ્ઞાનમાં કર્મની જરૂર છે અદ્વૈતમાં નહિ (૪) "આ બ્રહ્મ છે" એવા પ્રકારના જ્ઞાનમાં 'આ' કહેતાં પ્રપંચ એમ તેને ઉદ્દેશીને ત્યાં કહેલું હોવાથી પ્રપંચનું જ્ઞાન પણ ત્યાં હોય છે, આથી તેટલે અંશે તે જ્ઞાન સંપૂર્ણ બ્રહ્મનું હોતું નથી. (૫) તિરોધાન (૬) અખણ્ડ જ્ઞાનમાં કર્મ તથા તેનો અધિકાર નથી. ત્યાં કર્માદિનો લોપ છે. (૭) શ્રુતિ એમ કહે છે કે જ્ઞાનીએ સર્વ આત્મા રૂપેજ જોવું, તેની નજરે આત્મા વગર બીજું કંઇ પણ દેખાવું ન જોઇએ, આવા આત્મ જ્ઞાનીને માટે કર્મ છે જ નહિ. આથી કર્મમાં તેનો અધિકાર પણ નથી. **ભાવાર્થ**—અદ્વૈત જ્ઞાનની દશામાં કર્મ કરવાનાં જ્ઞાનીને હોતાં નથી એમ શ્રુતિ કહે છે. ફક્ત દ્વૈત દશામાંજ તે કરવાનાં છે આમ કેટલીક શાખાવાળા માને છે.

**સૂત્ર ૧૭**—(૧) જેમ બ્રહ્મચર્ય પછી ગાર્હસ્થ્ય વિષેની શ્રુતિ છે તેમ બ્રહ્મચર્ય પછી સંન્યસ્તાશ્રમની પણ છે. (૨) ઉપર બે પ્રકારની શ્રુતિઓ આવી. એક શ્રુતિએ ગૃહસ્થાશ્રમનો અંગીકાર કરવાને જણાવ્યું. બીજીએ સંન્યાસનો અંગીકાર કરવાનું જણાવ્યું. આ બન્ને વચ્ચે વિરોધ ન આવે માટે એમ કહે છે કે રાગીઓને માટે પ્રથમની શ્રુતિ છે અને અરાગીઓ માટે બીજી છે. (૩) ઉર્ધ્વ રેતસને

સંન્યાસમાં પણ તે [4]આશ્રમનાં કર્મ હોય છે. આથી વૈરાગ્ય સહિત જ્ઞાન આનું [5]અંગરૂપ છે. તે [6]વગરનું તેના અગ્નિહોત્રાદિના વિશેષરૂપ છે. આથી ત્યાં [7]વિપરીતતા નથી એમ કહેતા હો તો કહેવાય છે. જ્ઞાન સ્વરૂપ અને તેનું ફલ તે યુક્તિથી સિદ્ધ નથી; પણ વેદ [8]માત્રથી સિદ્ધ છે. ત્યાં તો "તેને આ પ્રમાણે જાણનાર અહિંઆં અમૃત થાય છે" (નૃ. પૂ. ૧-૬) "બ્રહ્મવેત્તા પરને મેળવે છે" (તૈ. ૨-૧) "જે આ પ્રમાણે જાણે છે તેઓ અમૃત થાય છે. (બૃ. ૪-૪-૧૪) વગેરે વાકયોથી બ્રહ્મજ્ઞાનનું મોક્ષજ ફલ સંભળાય છે. સર્વ સાધનોનો સાક્ષાત્ અને પરમ્પરાના ભેદથી ત્યાં તેનું [9]પર્યવસાન થાય છે માટે [10]ધર્મીના ગ્રાહકના પ્રમાણના વિરોધથી સંન્યાસ આશ્રમના કર્મની અંગતા પણ કહેવી શકય નથી એવો અર્થ છે. જો તેમ હોય તો સંન્યાસ વ્યર્થ થાય એમ કોઇ કહે તો જણાવવાનું કે ના. બ્રહ્મવિત્‌થી જૂદાનો સંગ ભગવાનનું વિસ્મરણ કરાવે છે, તેથી તેનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ એમ શ્રુતિથી કહેલું છે તેથી. માટેજ "વેદાન્તના વિજ્ઞાનથી સુનિશ્ચિત અર્થવાળા" (મ. ના. ૧૦-૬) એમ કહીને "સંન્યાસના યોગથી યતિઓ શુદ્ધ સત્ત્વવાળા હોય છે" (મ. ના. ૧૦-૬) એમ કહેલું છે. અહિંઆં [11]પાંચમી વિભક્તિથી સંન્યાસ અંતઃકરણમાં અમુક સંસ્કારનો [12]વિધાયક છે એમ જણાય છે અને તે સંસ્કાર ફલમાં ઉપયોગી-અંગરૂપ છે તેથી મર્યાદામાર્ગમાં સંન્યાસ આવશ્યક છે. "જ્ઞાન કે વૈરાગ્ય અહિંઆં ઘણું કરીને શ્રેયઃ નથી" (ભા. ૧૧-૨૦-૩૧) ના વાકયથી પુષ્ટિમાર્ગમાં તો બીજીજ વ્યવસ્થા છે. ૧૭

## परामर्शं जैमिनिरचोदना चापवदति हि सः॥३-४-१८॥

### (કર્મના ત્યાગનો) પરામર્શ અને તેની અવિધિનો ખરેખર તે અપવાદ રૂપ છે એમ જૈમિનિ માને છે.

ઉર્ધ્વ રેતઃમાં [1]જ્ઞાનની ઉક્તિથી, તે [2]જ્ઞાન મુક્તિ ફલનું આપનાર છે એવી ઉક્તિથી તથા "જે પ્રજાથી આ આત્મા તથા આ લોક નથી તેનાથી અમે શું કરીશું?" (બૃ. ૪ ૪-૨૨) વગેરે શ્રુતિથી બ્રહ્મ પ્રાપ્તિમાંજ આખી શ્રુતિનું તાત્પર્ય સિદ્ધ થાય છે. અને તે

---

કર્મ કરવાનાં હોતાં નથી. (૪) સંન્યાસીઓને પણ તમના આશ્રમનાં કર્મો કરવાનાં હશે, (૫) સંન્યસ્તાશ્રમના કર્મના અંગરૂપ (૬) વૈરાગ્ય વગરનું (૭) બ્રહ્મવિદ્યા કર્મના અંગરૂપ હોય તે વિપરીતતા (૮) અનુમાનથી નહિ પણ શબ્દ પ્રમાણથી જ બ્રહ્મનું સ્વરૂપ સમજી શકાય છે. શબ્દ પ્રમાણ એટલે વેદ. બ્રહ્મની માફક તેમ જ્ઞાનનું સ્વરૂપ પણ વેદથી સમજાય છે. (૯) સાધનો બે પ્રકારનાં છે સાક્ષાત્ ફળ આપનારાં અને પરમ્પરાથી ફળ ઉત્પન્ન કરનાર. ફળ એટલે મોક્ષ. કેટલાંક સાધનો સ્વતઃ મોક્ષ-ફળ આપે છે કેટલાંક સ્વતઃ નહિ પણ બીજા દ્વારા પણ ઉભય પ્રકારનાં સાધનો મોક્ષ ફળની દશા તરફ લેઇ જાય છે (૧૦) ધર્મી જ્ઞાન એ સંન્યાસ આશ્રમના કર્મના અંગરૂપ છે એમ પણ કહી શકાય નહિ. (૧૧) "संन्यासयोगात्" એ શબ્દમાં પંચમી વિભક્તિનો પ્રયોગ છે તેથી. (૧૨) સંસ્કારને નાખનાર તે છે. **ભાવાર્થ**-સંન્યાસીઓમાં પણ કર્મનો અભાવ છે તેથી. જ્ઞાન એ કર્મનું અંગ નથી એટલું જ નહિ પણ આશ્રમનાં કર્મોનું પણ તે અંગ નથી.

**સૂત્ર ૧૮**—(૧) સંન્યાસીઓને કર્મ હોતો નથી પણ જ્ઞાન જ હોય છે એવી ઉક્તિથી (૨)

[3](બ્રહ્મપ્રાપ્તિ) સર્વ ક્લેશાપાય પૂર્વક પરમાનન્દરૂપ હોવાથી કર્મમાં દુઃખાત્મક [4]સંસારના હેતુરૂપી નહિ હોવાથી તે જીવના શ્રેયના નિમિત્તિજ છે, તેથી શ્રુતિએ તેને પ્રકટ કર્યું છે. નહિ તો [5]નિષેધ વિધિ હોય નહિ. અને વળી કર્મવિધિથી પણ [6]પરંપરા મોક્ષનોજ ફલ તરીકે પરામર્શ છે એમ સિદ્ધ થયું. તે પરામર્શનો કર્મની સ્વતન્ત્રતા જણાવનાર જૈમિનિ [7]બાધ કરે છે એમ અર્થ છે. મોહક શાસ્ત્રના [8]પ્રવર્તક તે છે કારણ કે તે ઇશ્વરનેજ માનતા નથી. માટે તેની પ્રાપ્તિ [9]તેને મતે દૂર કરાય છે. કર્મના અનધિકારી અન્ધ વગેરેજ સંન્યાસ [10]વિધિના વિષય છે, નહિ તો "અથવા જે દેવોના અગ્નિનું ઉદ્વાસન કરે છે તે વીરહા છે" (તૈ. સં. ૧-૧-૫-૨) એવી શ્રુતિ હોય [11]નહિ. માટે બ્રહ્મચર્ય પૂરૂં કરીને ગૃહી થવું ગૃહમાંથી વની થવું અને પ્રવ્રજ્યા લેવી. જો જૂદી રીતે હોત તો બ્રહ્મચર્યમાંથીજ પ્રવ્રજ્યા લેવી, ઘરમાંથી અથવા વનમાંથી (જા. ૪) એવી શ્રુતિથી પણ અંગ વગરનોજ તે [12]તે વિષય છે, કારણ કે આયુષ્યના વિભાગથી [13] આશ્રયોનું વિધાન છે. તે [14]ચોથા આશ્રમમાં દેહ, ઇન્દ્રિયાદિનું વૈકલ્ય નિયત છે માટે કર્મમાંજ શ્રુતિનું તાત્પર્ય છે. અને વળી જ્ઞાન અને [15]કર્મની વિહિતતાજ અલૌકિક ફલના સાધક તરીકે પ્રયોજક છે. વળી અપરોક્ષ બ્રહ્મજ્ઞાનનું વિધાન કરવું નહિ. જ્ઞાન સાક્ષાત્ સ્વકૃતિથી અસાધ્ય હોવાથી તથા [16]નોદનાનો બોધ કરનાર લિંગાદિના અભાવથી તે તે મુક્તિનાં સાધક છે એમ કહેવું શક્ય નથી. **यमनं विदुः** વગેરે શ્રુતિ તો [17]યાગમાં ઇજ્ય વિષ્ણુની સ્તુતિ કરનારી છે એવા આશયથી કહે છે. અચોદના પણ છે. જૈમિનિની માફક તેની સહાયવાળી આ ચોદના [18]પરામર્શનો બાધ કરે છે એવો સંબન્ધ છે. તેમજ વળી વિધિના સંબન્ધથી કર્મનુંજ અનુષ્ઠાન કરવું જોઇએ. મુક્તિનું સાધન નહિ. કારણ કે તે તેવું નથી એમ સ્થિત છે. ૧૮

---

જ્ઞાન મોક્ષ આપનાર છે એવી ઉક્તિથી (૩) તે બ્રહ્મ પ્રાપ્તિ એટલે પરમાનન્દની પ્રાપ્તિ એ ખરૂં પણ તે પ્રાપ્તિ કર્મથી થતી હોવાથી જો કે કર્મ આયાસવાળામાં હોય છે છતાં તે પરમાનન્દરૂપ છે કર્મનો છેવટનો હેતુ પરમ્પરાએ પરમાનન્દ પ્રાપ્ત કરાવવાનો છે માટે તે પરમાનંદ રૂપ છે. (૪) કર્મનું પરિણામ છેવટે મોક્ષ છે, દુઃખરૂપ સંસાર નહિ (૫) નહિતો પછી અમુક કર્મ કરવાં અને અમુક ન કરવાં એવા વિધિ અને નિષેધ હોત જ નહિ. (૬) કર્મ સાક્ષાત્ નહિ પણ પરમ્પરાએ જ્ઞાનદ્વારા મોક્ષ ફળ આપનાર છે. (૭) કર્મનો ત્યાગ કરવાનું જે શ્રુતિમાં કહેવામાં આવ્યું તે સામાન્ય નિયમરૂપે નહિ પણ અપવાદ રૂપે છે એમ સમજવું એવું જૈમિનિ કહે છે. (૮) જૈમિનિએ લોકોને કર્મમાર્ગમાં નાખવાને કર્મ પરત્વે વેદનું રહસ્ય સમજાવ્યું છે માટે તે મોહક શાસ્ત્રના પ્રવર્તક છે. (૯) જૈમિનિના મતે ઇશ્વર પ્રાપ્તિ જ નથી તો પછી જ્ઞાનનો સ્વીકાર ક્યાંથી હોય? (૧૦) કર્મનો ત્યાગ કરનારી શ્રુતિમાં આંધળા વગેરે જેઓ કર્મ કરવાને સમર્થ નથી તેમના માટે જ તે છે (૧૧) જો કર્મ ત્યાગમાંજ શ્રુતિનું તાત્પર્ય હોય તો કર્મના ત્યાગ કરનારની નિન્દા કરનારી શ્રુતિ ક્યાંથી હોય, તૈ સં. ૧-૧-૫-૨૩માં કર્મનો ત્યાગ કરનારની "વીરહા' કહીને નિન્દા કરી છે (૧૨) આંધળા લૂલાઓ માટે જ કર્મત્યાગની શ્રુતિ છે (૧૩) બ્રહ્મચર્ય ગાર્હસ્થ્ય વગેરે ચાર આશ્રમો જીવનના ચાર વિભાગો પરત્વે છે. (૧૪) સંન્યસ્ત અવસ્થામાં (૧૫) જ્ઞાન અને કર્મ અલૌકિક ફળ આપનાર છે માટેજ તે કરવાં જોઇએ એમ વિધિ છે. (૧૬) વિધિ વાક્ય. (૧૭) વિષ્ણુની ઇજ્ય તરીકે સ્તુતિ કરેલી હોવાથી તે અર્થવાદ રૂપ છે, વિધિ નહિ. (૧૮) કર્મત્યાગ કરવો જોઇએ એવા પ્રકારની નોદના-વિધિ વાક્ય પણ અપવાદ

# अनुष्ठेयं बादरायणः साम्यश्रुतेः ॥३–४–१९॥

## બાદરાયણ અનુષ્ઠાન કર્મનો અપવાદ કરે છે. સામ્ય શ્રુતિને લીધે.

બાદરાયણ આચાર્ય જૈમિનિના પણ ગુરુ છે "તેજ કરવું જોઇએ" એમ શિષ્યને સંમત અનુષ્ઠેય કર્મનો અપવાદ [1]કરે છે. એમ પૂર્વની સાથે સંબન્ધ છે. ત્યાં હેતુ. 'સામ્ય [2]શ્રુતિથી' છે. જેમ "**विरहा वा एष देवानाम्**" (તૈ. સં. ૧–૫–૨) એ શ્રુતિથી કર્મનો ત્યાગ કરનારની નિન્દા સંભળાય છે. આ પ્રમાણે જ ભગવાનના જ્ઞાનથી રહિતની [3]પણ તે સંભળાય છે તેથી પણ. તેમજ વળી અસૂર્ય નામના તે લોક અન્ધ (ગાઢ) તમથી ઘેરાયલા છે. ત્યાં તે અવિદ્વાનો અને અબુધ (અજ્ઞાની) પુરુષો અહિંથી પ્રયાણ કરીને જાય છે. (ઇ. ૩) અને આગળ વળી "તેને જે જાણે છે તે અમૃત થાય છે. જેમ બીજાઓ દુઃખને જ પામે છે" (બૃ. ૪–૪–૧૪) વગેરે રૂપની (સ્તુતિ છે). આ આકસ્મિક રીતે નિન્દા દ્વારા સામ્ય જણાવ્યું છે. ખરી રીતે તો "તેતે વેદાનુસાર, બ્રહ્મચર્ય, તપ શ્રદ્ધા અને અનાશક યજ્ઞથી જાણવાની ઇચ્છા કરે છે. આને જ જાણીને મુનિ થાય છે. આજ લોકને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા સંન્યાસીઓ પ્રવ્રજન કરે છે. (બૃ. ૪–૪–૨૨) એ શ્રુતિથી જ્ઞાનના [4]સાધન તરીકે જ અને આશ્રમ કર્મ કરવાની ઉક્તિથી કર્મનું સ્વાતન્ત્ર્ય કહેવું શકય નથી. [5]શુકનું બ્રહ્મચર્યાદિક નથી. ફલ ઉત્પન્ન થયેલું હોવાથી તેના સાધનની અપેક્ષા નથી. તેથી 'સ્વર્ગકામ'નો શબ્દ છે તેથી આમ નહિ" એમ કહેવું જોઇએ નહિ. તમને અભિમત લોકરૂપ સ્વર્ગમાં જે દુઃખથી સંભિન્ન નથી એવા બાકીના વાકયથી કહેલા સ્વર્ગ પદની પ્રવૃત્તિનિમિત્ત ધર્મના અભાવથી આત્માનું [6]સુખજ તેવું હોવાથી તેનીજ ત્યાં ઉક્તિ કરેલી છે તેથી. આમ હોવાથી. "તેને વેદ વચનાનુસાર" (બૃ. ૪–૪–૨૨)ની શ્રુતિથી એક વાકયતા પણ થાય છે. નહિ તો વિરોધ જ આવે. કારીરી ચિત્ર વગેરે યાગોનું ફલ જોયેલું સંભળાય છે. તેથી આવો નિર્ણય નથી. એમ જો શંકા થાયતો કહે છે. [7]નિત્યકર્મજ જ્ઞાનનું સાધન કહેવાય

રૂપે છે. ભાવાર્થ–કર્મનો ત્યાગ કહેવાથી શ્રુતિ તથા તે વિષેની અભેદતા–તેનું અવિધિત્વ અપવાદ રૂપે છે એમ જૈમિનિ માને છે.

સૂત્ર ૧૯—(૧) કર્મ કરવું જોઇએ એમ જે જૈમિનિ કહે છે તેજ વાકય અપવાદરૂપ છે. (૨) જેમ કર્મના આચરણને વિધિ વાકય તરીકે જણાવનારી શ્રુતિ છે એમ જૈમિનિ કહે છે તેમ બાદરાયણ કર્મના ત્યાગ જણાવનારી પણ શ્રુતિ છે એમ કહે છે (૩) ભગવાનના જ્ઞાન વગરનાની નિન્દા કરવામાં આવે છે એવું શ્રુતિ જણાવે છે, (કર્મ એ સ્વતંત્ર છે એમ કહી શકાય નહિ કારણ કે જ્ઞાનનું તે સાધન છે, અને તે વળી ગમે તે કર્મ નહિ. પણ આશ્રમ કર્મ જ્ઞાનનું સાધન છે, એમ કહેલું હોવાથી (૫) શુકદેવને જ્ઞાન પ્રાપ્ત થયેલું હોવાથી તેના સાધનરૂપ કર્મની જરૂર નથી. અને તેટલા માટે જ શુકદેવજીએ બ્રહ્મચર્ય ગાર્હસ્થ્ય વગેરેમાં પ્રવેશ નહિ કરતાં એકદમ સંન્યાસ લીધો હતો. (૬) જ્યોતિષ્ટોમના વિધાયક વાકયમાં દર્શપૂર્ણ માસમાં સ્વર્ગ શબ્દ છે, સ્વર્ગના બે અર્થ છે. સ્વર્ગ લોક તે સામાન્ય અર્થ છે. પણ ખરૂં સ્વર્ગ એટલે સ્વર્ગ લોક નહિ પણ આત્માનું સુખ છે. (૭) જે નિત્ય કર્મ કહ્યાં છે તેજ જ્ઞાનનાં સાધન કહેવાય, અન્ય કર્મો નહિ. અને વ્રીહિ પશુ વગેરે તો યજ્ઞમાં સાધન હોવાથી

છે. વ્રીહિ પશુ વગેરે તેના નિર્વાહક હોવાથી તેના અંગરૂપે તેનું વિધાન છે. એમ હોય તો 'વીરહા" એવી શ્રુતિ અગ્નિવાળા ગૃહીના [૮]આલસ્યાદિ દોષથી તેના ઉદ્વાસનમાં દોષને કહે છે, અન્ય આશ્રમનો સ્વીકાર નહિ એમ માનવું જોઇએ નહિ. તો તેનો ઉચ્છેદ [૯]તથા તેની વિધિનું વૈયર્થ્ય થઈ જાય. [૧૦]અનધિકૃતને ઉદ્દેશીને તેનું સમાધાન છે. એમ કહેવું જોઇએ નહિ. અહિંઆં પૂછીએ [૧૧]છીએ કે આંધળા લૂલાઓથી પ્રવ્રજ્યા કરવી જોઇએ એવો વિધિ છે કે [૧૨]જ્યાં સુધી જીંદગી હોય ત્યાં સુધી? અગ્નિહોત્રના વિધાયક વાકયના વિરોધના અભાવ માટે ભિન્ન વિષય કલ્પાય છે. [૧૩]પ્રથમ નથી. તેવી શ્રુતિ નથી તેથી. બીજા નથી. "જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસે પ્રવ્રજ્યા લેવી" (જા ૪) એ શ્રુતિથી વૈરાગ્યવાળાની પ્રવ્રજ્યાનું વિધાન હોવાથી તેનાથી વિષય ભેદની સિદ્ધિમાં તેની કલ્પનાને અવકાશ નથી. આથી "અપુત્રવાળાને લોક નથી" (ઐ. બ્રા. ૭-૧૩-૧૨) એ શ્રુતિપણ અવિદ્વાનના વિષયવાળી છે તેથી વિરોધ નથી (બૃ.૪-૪-૨૨) એવી શ્રુતિથી. આથી ત્રણ ત્રણનાં અપાકરણને પણ પાછો ઉત્તર આપેલો જાણવો જોઇએ. અવિદ્વાનના વિષય તરીકે હોવાથી. "અચોદના" એમ સૂત્રના અવયવથી ચોદના [૧૬]બાધક લિંગાદિનો અભાવ બાધક છે એમ જે કહ્યું તેપણ વધારે ઠીક નથી. કારણ કે [૧૭]શ્રુતિનું સામ્ય છે તેથી. શ્રુતિ પણ છે "તેથી આ પ્રમાણે જાણનાર શાન્ત, દાન્ત, ઉપરતિવાળો, શ્રદ્ધા યુક્ત થઇને આત્મામાં જ આત્માને જૂએ" (બૃ. ૪-૪-૨૩) જ્ઞાન પ્રમાણ [૧૭]વસ્તુ પર અવલંબતું હોવાથી તેની વિધેયતા નથી એમ કહેવું જોઇએ નહિ. [૧૮] બીજું જ્ઞાન તે પ્રમાણે હોય તોપણ જીવાત્માના લક્ષણવાળા અધિષ્ઠાનમાં પરમાત્મા-ભગવાનના દર્શનની અન્યને પ્રાપ્તિ નહિ થતી હોવાથી શ્રદ્ધા સુધીનાં સાધનોથી તેના દર્શનમાં સ્વરૂપની યોગ્યતાની પ્રાપ્તિમાં અધિષ્ઠાન આત્મામાં પરમાત્માના દર્શનને અનુકૂલ પ્રયત્નના વિધાનના સંભવથી શ્રવણ વિધિથી શ્રુતિના વાકયથી ઉત્પન્ન થયેલ શબ્દ જ્ઞાન અનુકૂલ પ્રયત્નના વિધાનવાળું થાય છે. આજ પ્રમાણે ખરેખર યાગની વિધિથી પણ

---

તે કર્મના અંગરૂપ છે. (૮) અગ્નિહોત્રી આળસને લીધેજ તેનું પાલન ન કરે તો તેવાઓને દોષ લાગે છે. માટે એવાઓની નિન્દા શ્રુતિમાં કરે છે. (૯) જો ગૃહસ્થાશ્રમીએ કર્મ કરવાં આવશ્યક હોય તો જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસે સંન્યાસ લેવો એવું જણાવનારી શ્રુતિનો ઉચ્છેદ થાય. (૧૦) કર્મ કરવાને અશક્તને માટે કર્મ ત્યાગની શ્રુતિ છે એવું સમાધાન વ્યાજબી નથી (૧૧) અનધિકારીઓને માટે કર્મ ત્યાગ છે એમ જે કહ્યું તે બાબતમાં (૧૨) બીજો પક્ષ આપે છે. એ કે જીંદગી સુધી અગ્નિહોત્રીએ કર્મ કરવાં અને વૈરાગ્ય ભાવનાવાળાએ કર્મત્યાગ કરવો એમ વિષય પ્રમાણે કર્મ કરવા વિષેની અને કર્મત્યાગની શ્રુતિઓ છે કે કેમ ? (૧૩) આંધળાંએજ કર્મ નહિ કરવાં, એમ કર્મ કરવામાં અશક્ત માટે તેનો ત્યાગ કહેલો છે એવો પક્ષ (૧૪) અગ્નિહોત્રવાળાએ કર્મ કરવાં અને વૈરાગ્ય ભાવનાવાળાએ નહિ કરવાં એવો બીજો પક્ષ (૧૫) ત્રણ જાતનાં ઋણને પુરુષ ચૂકવે નહિ ત્યાં સુધી તેનાથી સંન્યાસ લેવાય નહિ એવો ઉત્તર (૧૬) "અચોદના" પદ એ સૂત્રમાં હોવાથી સૂત્રકાર એમ જણાવે છે કે કર્મ ત્યાગ સંબંધી નોદના-વિધિ વાક્યના લિંગનો અભાવ હોવાથી તે અપવાદ રૂપ છે એમ ગયા સૂત્રમાં જૈમિનિએ કહેલું તેનો જવાબ અહિંઆં સૂત્રકાર આપે છે. (૧૭) પ્રમાનું લક્ષણ જ એવું છે કે તે પ્રમાણથી જન્ય છે. અર્થાત્ જ્ઞાન સ્વતંત્ર પ્રાપ્ત થતું નથી પણ તે પ્રમાણને પરતન્ત્ર છે. આમ કર્મના સ્વાતન્ત્ર્યને કહેનાર જૈમિનિનો પક્ષ છે (૧૮) બ્રહ્મ સિવાયનું જ્ઞાન પુરુષના પ્રયત્નથી સાધ્ય

क्रियारूप याग [१९]पोताने अनुकूल प्रयत्नने अधीन होवाथी तेज प्रयत्ननुं विधान कराय छे; अन्यथी तेनी प्राप्ति नथी तेथी. ते क्रिया तो नहि. ते प्रयत्न होवामां तेनो पोतानी मेळे संभव छे तेथी.

अथवा जेम "वीरहा" ए श्रुतिथी कर्मना त्यागनी निन्दा होय छे तेज प्रमाणे "असूर्य" नामना गाढ अंधकारथी घेरायला ते लोको छे, ज्यां ते अविद्वान् अने अबुध पुरुषो जाय छे "(इ. ३) जे तेने जाणे छे ते अमृत थाय छे अने बीजाओ दुःखने ज प्राप्त थाय छे" (बृ. ४-४-१४) वगेरे श्रुतिथी भगवानना ज्ञानना अभावनी [२०]निन्दा करवामां आवे छे. आम होवाथी कर्म तथा ज्ञानने अनुकूल प्रयत्नो विधेय होवामां परस्पर विरोधने लीधे अधिकारीना भेदथी विधेयता कहेवी जोइए "जेटलाथी निर्वेद न थाय तेटला सुधी कर्मो करवां" एवा भगवानना वाक्यथी रागीओना कर्मनुं अने ते रहितना ज्ञाननुं विधान कराय छे [२१]एम कहेवुं जोइए नहि. "वैदेहिए बहु दक्षिणाथी यज्ञ कर्यो" (बृ. ३-१-१) ए श्रुतिथी राग रहित तरीके प्रसिद्ध थयेला तेनी (जनकनी) पण कर्ममां प्रवृत्ति जे छे ते अधिकारना अभावथी होत नहि. माटे जनकना [२२]दृष्टान्तथी कर्म अंगी छे अने ज्ञान तेनुं अंग छे एम कहेवुं जोइए. अने वळी ज्ञानवाळाए कर्मनुं अनुष्ठान करवुं जोइए एम जो प्राप्त थाय तो तेनो उत्तर आपे छे. ज्ञान अंग छे अने कर्मनुं अनुष्ठान तेना अंगी करीके करवुं जोइए एवा मतनो बादरायण [२३]बाध करे छे एम पूर्वनी साथे संबन्ध छे. त्यां हेतु कहे छे साम्यनी श्रुति छे तेथी. जाते कर्म [२४]अपुरुषार्थ छे फलना अर्थीथीज तेनुं अनुष्ठान करावुं जोइए. तेमज वळी "आ महिमा नित्य छे" (बृ. ४-४-२३) ए श्रुतिथी ज्ञानवाळामां विहित अने निषिद्ध कर्मो फलना [२५]उत्पन्न करनार नहि होवाथी, साम्य [२६]संभळाय छे तेथी, फलना अर्थीनी [२७]प्रवृत्तिना असंभवथी, ज्ञानीना तेवा प्रकारना अभावथी कर्मना उच्छेदनी प्रसक्तिथी, ते ज्ञानने [२८]अंग तरीके कहेवुं शकय नथी. ढांगेरने शेकीने खेडुत [२९]रोपे

होय तो (१९) जेम याग करवामां यागने अनुकूल प्रयत्न करवो पडे छे तेम ज्ञानने माटे तेने अनुकूल प्रयत्न करवो पडे छे. आ प्रयत्न शब्दजन्य ज्ञानमां होय छे. अर्थज्ञान अगर ब्रह्मज्ञानमां नहि. एटले प्रयत्न तो ज्ञान तथा याग उभयमां सरखा छे. (२०) बीजुं ज्ञान गमे तेटलुं होय पण जो भगवाननुं ज्ञान न होय तो ते नकामुं छे माटे भगवानना ज्ञान वगरनानी ज निन्दा करी छे. (२१) रागवाळाओए कर्म करवां, राग रहितोए ज्ञान मेळववुं-कर्मनो त्याग करवो (२२) जनक जेवा ब्रह्म ज्ञानीए कर्म कर्या माटे कर्मए मुख्य छे एम समजाय छे. (२३) ज्ञान अंग छे. अने कर्म अंगी छे. ए मत अपवाद रूप छे. तेथी ते सामान्य नियम तरीके स्वीकार्य नथी एम बादरायण माने छे (२४) कर्म ए पुरुषार्थ नथी. पुरुषार्थ तो भगवानज छे. माटे जेमने कर्मथी कोइक वस्तु मेळववी होय तो तेज कर्मनुं आचरण करे. बीजाओ नहि. जेमने कोइपण साधनोथी अमुक फळ मेळववानुं नथी तेओ शा माटे कर्मनुं आचरण करे जेमने फळनी इच्छा होय ते भले कर्मो करे, कारण कर्म ते साधनरूप छे. भक्ति ए साधनरूप नथी पण फळरूप छे. (२५) भगवानना ज्ञानवाळाओ विहित अगर निषेध कर्मो करे तोपण ते फळना गुण दोषनो संबन्ध तेमने थतो नथी. (२६) कर्माचरणनी श्रुतिनी माफक कर्मत्यागनी श्रुति होवाथी (२७) भगवानना ज्ञानवाळाने कर्ममां आसक्तनी माफक कोइ फळ प्राप्त करवानी इच्छा नहि होवाथी (२८) ज्ञान ए कर्मनुं अंग कही शकाय नहि. (२९) जेम खेडुत

તેની માફક.

તેમજ વળી જ્ઞાનીની પ્રવૃત્તિમાં અસંભવથી બીજાઓની પણ "બીજાઓ દુઃખને પામે છે" એવા નિન્દાના શ્રવણથી તે રૂપ હોવાથી સર્વ અર્થના તત્ત્વને જાણનાર શ્રુતિ જ્ઞાનની બહાર આવેલા કર્મનું શી રીતે વિધાન ન [૩૦]કરે? તેથી જ્ઞાન પુરુષાર્થનું સાધક નથી એવી ઉક્તિનું અસહન કરનાર આચાર્યે પ્રૌઢિથી નિરૂપણ કર્યું. ૧૯

એમ હોય તો પૂર્વકાણ્ડનું વૈયર્થ્ય થશે એવા તાત્પર્યને કહે છે.

## विधिर्वा धारणवत् ॥३-४-२०॥

### અથવા ધારણાની માફક કર્મ વિધિ (જ્ઞાનના સાધનરૂપ) છે.

જેમ યોગ શાસ્ત્રમાં મનની સમાધિ જ [૧]સાધ્ય હોવાથી તેના સાધન તરીકે જ [૨]માનસી મૂર્તિના ધારણનું વિધાન કરાય છે, મનની સમાધિમાં તેના [૩]ત્યાગથી ફલના સાધક તરીકે, સ્વતંત્ર રીતે નહિ. [૪]તેથી કોઈનું પણ સ્મરણ ન કરે. અને તે પણ "चित्तबद्धिशं शनकैर्वियुञ्ज्के" (ભ. ૩-૨૮-૩૪) વગેરે વાક્યોથી તે પ્રમાણે છે. સ્વતન્ત્રતાથી ફલ સાધક તરીકે નહિ. (શંકા) ત્યાં સમાધિને [૫]ઉદ્દેશીને યમ વગેરે કહેલાં છે તો ધારણા તેની મધ્યમાં આવેલું હોવાથી તે પ્રમાણે કહેવાય છે.

ઉત્તર—ના, કહેલી [૬]અનુપપત્તિથી પોતાથી અનિન્દ્યજ કર્મનું વિધાન શ્રુતિ કરે

શેકેલી ડાંગરને રોપે તો તેથી ધાન્ય પાકતું નથી, કારણકે તે ધાન્યનાં બીજ નષ્ટ થયેલાં હોય છે તેજ પ્રમાણે જ્ઞાની ગમે તેટલાં કર્મો કરે તોપણ તે કર્મોનાં બીજ નષ્ટ થયેલાં હોવાથી તેના ગુણ દોષ તેમને લાગતા નથી. (૩૦) કર્મનો સમાવેશ જ્ઞાનમાં બિલકુલ છે જ નહિ અર્થાત્ જ્ઞાનીને કર્મ કરવાનાં છેજ નહિ તો પછી જ્ઞાનીએ અવશ્ય કર્મ કરવાં જ જોઈએ એવું વિધિ વાક્ય શ્રુતિમાં હોય જ નહિ. **ભાવાર્થ**-કર્મના ત્યાગની શ્રુતિ જ જૈમિનિ કહે છે તે પ્રમાણે અપવાદ રૂપ નથી પણ કર્મ કરવા વિષેની છે એમ બાદરાયણ માને છે.

**સૂત્ર ૨૦**—(૧) યોગ શાસ્ત્રમાં સમાધિ એ સાધ્ય છે–ફલ છે. સાધનથી જે સિદ્ધ કરવાનું હોય તે સાધ્ય (૨) સમાધિને સિદ્ધ કરવાને માટે મનમાં કોઈ માનસિક મૂર્તિને કલ્પીને પછી તેનું ધારણ કરવામાં આવે છે. એટલે ધારણાને સાધન તરીકે કહેલ છે. આથી ધારણા એ સાધન અને સમાધિ એ સાધ્ય અર્થાત્ સાધ્યની સિદ્ધિને માટે સાધનની આવશ્યકતા જણાવી છે. પણ તે સાધ્ય સમાધિ સિદ્ધ થતાં સુધી પછી નહિ. તેમ જ્ઞાન સિદ્ધ થતાં સુધી કર્મની જરૂર છે એમ પૂર્વપક્ષ છે (૩) મનની સમાધિ સિદ્ધ થતાં ધારણા સાધનનો ત્યાગ કરવામાં આવે છે આથી ધારણા–સાધન સ્વતંત્ર નથી. તેમ જ્ઞાન સિદ્ધ થતાં કર્મનો ત્યાગ કરવામાં આવે છે માટે તે સ્વતંત્ર નથી (૪) સાધ્ય–સમાધિની દશામાં કોઈ મૂર્તિ કલ્પીને ધારણ–સ્મરણ કરવાનું હોતું નથી, તેથી તે સ્વતંત્ર નથી. (૫) યોગશાસ્ત્રનું દૃષ્ટાન્ત આપીને જ્ઞાન માટે કર્મની ઉપયોગિતાને ગૌણ જણાવો છો તે યથાર્થ નથી. કારણ કે યોગ શાસ્ત્રમાં તો સમાધિનાં સાધનો યમનિયમાદિમાં કહેલ છે અને તે યમનિયમાદિમાં ધારણાને પણ જણાવેલ છે, આથી ત્યાં તો ધારણાને સાધન કહેલું નથી એવી શંકા છે. (૬) एष नित्य महिमा ब्राह्मणस्य" એ શ્રુતિમાં જ્ઞાનીઓનો મહિમા કર્મ કરવાથી વૃદ્ધિ પામતો નથી તેમ ક્ષય પામતો નથી એમ કહીને જ્ઞાનીની બાબતમાં કર્મ કોઈ પણ ફલ ઉત્પન્ન કરતું નથી. તે રીતે કર્મની નિન્દા

છે એમ અવશ્ય કરવું જોઈએ; વળી નિન્દામાં [7]ઇતર પદને લીધે, જ્ઞાનની અંદર આવેલા તે વિષયની પ્રાપ્તિ આવશ્યક હોવાથી. તેમજ વળી ભગવાનનું જ્ઞાન બીજાથી નિરપેક્ષ હોવાથી આ કર્મના સ્વરૂપમાં ઉપકારિત્વ કહેવું [8]જોઈએ, તેમજ વળી કહેવાયું છે કે "દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમ અને વિવિધ બીજા શ્રેયથી કૃષ્ણમાં ખરેખર ભક્તિ સાધ્ય થાય છે," (ભા. ૧૦-૪૭-૨૪) "આ નિત્ય મહિમા" (બૃ. ૪-૪-૨૩) એ શ્રુતિ પણ છે. જેનું જ્ઞાન થતાં વિહિત અને નિષિદ્ધ કર્મના ફલના સંબન્ધ વગરનો 'તેનો જાણનાર થાય' એમ કહ્યા વગર 'તેનાજ પદને [9]જાણનાર થાય એમ જે કહ્યું તેથી પદ ભક્તિ માર્ગરૂપ હોવાથી અને ત્યાં પદ સેવ્ય તરીકે મુખ્ય હોવાથી તેના જ્ઞાનને અનુકૂલ પ્રયત્નનુંજ પ્રથમ વિધાન કરે છે. તેથી "જનો દરેક ક્ષણે તમારૂં શ્રવણ કરે છે ગાન કરે છે. પ્રશંસા કરે છે. અને ઇચ્છાને અભિનન્દે છે. તેજ થોડા સમયમાં તમારા ભવના પ્રવાહને શાન્ત કરનાર પદ કમળને જુએ છે." (ભા. ૧-૯-૩૬) એ વાક્યથી પણ વર્ણાશ્રમ ધર્મો તથા આત્મ ધર્મો પદ જ્ઞાનના સાધન તરીકે કરવાં જોઇએ એમ સિદ્ધ થયું. "તત્" [11]શબ્દ તેનાજ અર્થમાં પ્રસિદ્ધ હોવાથી લોક વેદમાં પ્રસિદ્ધ પુરુષોત્તમનાજ તેમાં પણ પદ વેત્તાજ છે. દીન ભાવથી ભક્તિમાર્ગીય જ્ઞાનવાળોજ હોય આથી "જ"ની સર્વત્ર અનુષક્તિ છે. તેમ હોવાથી ભક્તિ ઉત્પન્ન થતાં પોતાની મેળેજ ભગવાનનું જ્ઞાન હોય છે એમ જણાવવાને 'તેને જાણીને' (બૃ. ૪-૪-૨૩) એમ પાછળથી કહ્યું છે, એમ તેનો આશય જણાય છે. માટેજ પ્રથમ કર્મ નિરૂપાયુ. કારણ કે સાધન રૂપ હોવાથી.

શંકા—કર્મ ભક્તિનું [12]સાધનજ છે એમ શ્રુતિનો અભિપ્રાય હોય તો આ બને. ત્યારે ભગવાનને જાણનારમાં તેના ફલનો અસંબન્ધ છે એમ અનુપપન્ન છે.

ઉત્તર—એમ નથી. ભક્તિની ઉત્પત્તિમાં સ્વરૂપની યોગ્યતાના સંપાદકજ કર્મ છે. "આ આત્મા પ્રવચનથી લભ્ય નથી" (મું. ૩-૨-૩) એ શ્રુતિથી કર્મ અને જ્ઞાનથી ભગવાન્ અલભ્ય હોવાથી સ્વરૂપની યોગ્યતાની અપેક્ષા પણ મર્યાદિકની છે. પુષ્ટિ ભગવાનની નહિ [13]માટેજ वा "અથવા" શબ્દ નિયમનો વાચક કહેલ છે. તેમ હોય તો જો ભગવાનનો અનુગ્રહ થાય તો ભક્તિ હોય તેનાથી પુરુષોત્તમનું જ્ઞાન થાય ત્યારે કર્મ અને તેના ફલના સંબન્ધનો ગન્ધ પણ નથી. તો પછી ત્યાં શું અયોગ્ય છે? આથી

---

કરી છે, તેથી એમ સમજવાનું નથી કે શ્રુતિએ નિન્દિત કર્મોનો ત્યાગ કહ્યો છે. પણ જે અનિન્દ્ય કર્મોનો ત્યાગ કહ્યો નથી. અર્થાત્ અનિન્દ્ય કર્મો કરવાને શ્રુતિ કહે છે. (૭) अथेतरे दुःखमुपयन्ति એ શ્રુતિમાં "ઇતર" પદ છે તે ઇતર–બીજાઓ એટલે કર્મમાં આસક્ત માટે છે (૮) અર્થાત્ નિન્દાની શ્રુતિમાં "ઇતર"નો પણ સમાવેશ છે તેથી તે કર્મની શ્રુતિ જ્ઞાનની જ કર્મના ત્યાગની આવશ્યકતા જણાવે છે. (૮) જ્ઞાનના સ્વરૂપમાં કર્મ ઉપયોગી છે (૯) एषनित्यो महिमा ब्राह्मणस्य એ શ્રુતિમાં "पदवित्" શબ્દ છે. (૧૦) ભગવાનના ચરણ કમળની ભકિતના સાધન તરીકે વર્ણાશ્રમધર્મો તથા આત્મ ધર્મો–શમનાદિ કરવા એવો અર્થ છે. ભગવાનના અર્થમાં (૧૨) મર્યાદાભકિતમાં કર્મ સાધન છે, પુષ્ટિ ભકિતમાં નહિ (૧૩) સૂત્રમાં 'वा અથવા' શબ્દ યોજ્યો છે. શામાટે? તેનું પ્રયોજન કહે છે. અહિંઆં વિકલ્પથી મર્યાદામાર્ગીયને ઉદ્દેશીને કર્મને સાધનરૂપ કહેલ છે. પુષ્ટિમાર્ગીયને ઉદ્દેશીને નહિ એવો અર્થ સૂચિત

"તેનેજ જાણીને મુનિ થાય છે" (બૃ. ૪-૪-૨૩) "અગ્રાહ્યનું ગ્રહણ થતું નથી" (બૃ. ૩ ૯-૩૬) વગેરે શ્રુતિઓના પરસ્પર વિરોધને દૂર કર્યો. કારણ કે તે ભક્તિથી ગ્રાહ્ય છે; અને તેનાથી-બીજા સાધનથી અગ્રાહ્ય છે. માટેજ જાણવાની ઇચ્છા કરે છે, જાણે પણ છે એમ નહિ એવી આશયવાળી શ્રુતિ "તેને વેદ વચન પ્રમાણે" (બૃ. ૪-૪-૨૨)કહે છે.

"તેને જાણીને મુનિ થાય છે"(બૃ. ૪-૪-૨૨)એમ પછીના શબ્દોમાં [14]ઉક્તિના સાંનિધ્યથી કહેલાં સાધનોથીજ [14] વેદન વિષે અભિપ્રાય છે એમ કહેવું જોઇએ નહિ. વેદ પ્રમાણે વચન વગેરે સર્વ વેદનના સાધન હોવામાં સઘળા કર્તાના [15]વેદનના સંભવથી મુનિ થાય છે એમ એકપણું તેના વક્તામાં કહેત [16]નહિ. માટે જ્ઞાન અમુક એકાદને [17]હોય છે તેથી જ્ઞાનની દુર્લભતા જણાવે છે. "હજારો માણસોમાંથી કોઇ સિદ્ધિ માટે યત્ન કરે છે. પ્રયત્ન કરતા સિદ્ધોમાંથી કોઈક તત્ત્વપૂર્વક મને જાણે છે" (ભ. ગી.૭-૩) એ ભગવાનનાં વાકયથી [18]પણ તો વેદાનુસાર વચનમાં શંકારહિત પ્રવૃત્તિ કેવી રીતે? આ પ્રમાણે "અથવા તેઓ" (બૃ, ૪-૪-૨૨) વગેરે શ્રુતિથી ભગવન્માહાત્મ્ય શ્રવણ કરીને ગમે તે રીતે તેના વેદનનું ઔત્સુકય હોવામાં સત્સંગના અભાવમાં ભક્તિમાર્ગના અપરિચયથી [19]નથી. ફકત કર્મમાર્ગ આશ્રમ ધર્મ તરીકે અલૌકિક અર્થના સાધક તરીકે પણ પ્રથમ જાણેલો છે તેથી તેજ ભગવાનના વેદનમાં પણ સાધન છે એમ માનતા [20]તેનેજ કરે છે. વૈદિક સાધનો વ્યર્થ [21]કેમ? [22]ના [23]ભ્રમથી કરાયલાં હોવામાં પણ અન્ય જન્મના અક્ષર જ્ઞાનમાં ઉપયોગિ સંસ્કારના આધાયક તરીકે વ્યર્થ નથી તેથી. ૨૦

---

થાય છે (૧૪) જ્ઞાનમાં સાધનની જરૂરજ છે એમ કહેવું નહિ (૧૫) બૃ. ૬-૪-૨૨ની શ્રુતિમાં વેદાનુસાર વચન વગેરે જૂદાં જૂદાં સાધનો કહ્યાં છે. તે સાધનોના કર્તા જૂદા હોવાથી તેનાથી ઉત્પન્ન થનાર જ્ઞાનવાળા જ્ઞાનીઓ જૂદા હોય છે છતાં ત્યાં મુનિર્ભવતિ એમ કહીને મુનિ શબ્દને એક વચનમાં યોજ્યો છે તે શામાટે એ જણાવે છે (૧૬) એક વચનનું તાત્પર્ય એ છે કે વેદાનુસાર વચન વગેરે એ શ્રુતિમાં જણાવેલાં સાધનો કરનાર ભલે ઘણા હોય તોપણ તે તમામ સાધનોવાળાને જ્ઞાન પ્રાપ્ત થતું નથી, પણ કોક એકાદનેજ ભગવાનના અનુગ્રહથી તે જ્ઞાન મળે છે. આવી રીતે જ્ઞાનની દુર્લભતા જણાવવાને તથા જ્ઞાનમાં કર્મની સાધનતાને ખણ્ડિત કરવાને એક વચનનો પ્રયોગ ત્યાં છે. (૧૭) જ્ઞાનની દુર્લભતા તથા સાધનની નિષ્પ્રયોજનતામાં ભ. ગી. નું પ્રમાણ આપે છે. (૧૮) શંકા-જો જ્ઞાનમાં સાધનની આવશ્યકતા નથી એમ તમારા કહેવા મુજબ હોય તોપછી શામાટે વેદવચનાનુસાર પ્રવૃત્તિ વગેરે નિઃશંક રીતે થાય? (૧૯) ઉપરની શંકાનો ખૂલાસો આપે છે. ઉપર મુજબનાં સાધન શ્રુતિમાં જણાવ્યાં છે તે ભગવાનના જ્ઞાન માટે જે ઉત્સુક છે તેને માટે ભગવાનનું મહાત્મ્ય સાંભળીને ભગવાનને જાણવાની જેને ઇચ્છા થઇ છે તેને જો સત્સંગ મળી આવતો ન હોય તથા ભક્તિ માર્ગનો પરિચય ન હોય તો પછી કોઇ પણ રીતે જ્ઞાન માટેની જીજ્ઞાસા પૂર્ણ કરવાને સાધનો કરવાને પ્રેરાય છે. પણ જો તેને સત્સંગ મળી આવે તથા ભક્તિ માર્ગનો પરિચય હોય તો પછી કર્મની જરૂર જણાતી નથી. (૨૦) આશ્રમ ધર્મરૂપી કર્મને (૨૧) તોપછી વૈદિક સાધનો કરવાની જરૂર નહિ હોવાથી તેનું નિરૂપણ પણ નકામું છે એમ શંકા કરી છે. (૨૨) વૈદિક કર્મોની અવ્યર્થતા જણાવે છે. (૨૩) શંકાકાર કહે છે કે સાધારણ રીતે વૈદિક કર્મો જ્ઞાનીઓએ કરવાનાં નથી, પણ જેમને સત્સંગ નહોય તથા ભક્તિમાર્ગનો પરિચય નહોય તેનેજ તે કરવાનાં છે એમ જે કહ્યું તેનો અર્થ આટલોજ થાય છે કે જે જ્ઞાન પ્રાપ્ત કરવામાં કોઇ પણ પ્રકારના નિશ્ચિત સાધનને શોધી શકયો નથી તેવા ભ્રમ ચિત્તવાળાને જ તે કર્મ

# स्तुतिमात्रमुपादानादिति चेन्नापूर्वत्वात्॥ ३–४–२१॥

**કર્મની ન્યૂનતા અને જ્ઞાનની મહત્તા દર્શાવનાર શ્રુતિ જ્ઞાનના અર્થવાદ માત્ર છે. ઉપાદાનથી એમ હોય તો કહે છે–ના. કારણકે અપૂર્વ છે તેથી.**

સામ્ય શ્રુતિના હેતુથી જ્ઞાનની કર્મ અંગતાનુ જે નિવારણ કર્યું તે યોગ્ય નથી. સામ્ય ઉક્તિ [1]જ્ઞાનની સ્તુતિરૂપ છે. તેથી અને વળી જ્ઞાનીના પણ કર્મના ઉપાદાનથી કર્મકૃતિના સ્વીકારથી જ્યાં સુધી થાય ત્યાં સુધી. નહિતો [2]જ્ઞાનીઓની કર્મકૃતિના અભાવથી તેનાથી કરાયલા ગુણ અને દોષની અપ્રસકિતથી તેના નિષેધની અનુપપત્તિ થાય. તેમનો પણ તેનાથી કરાયલા ગુણ દોષનો સંબન્ધ છે એમ જણાવવાને '[3]માત્ર' એ પદ છે. [4]નિષેધથી બીજાની [5]સાધારણતાનો પરિહાર કરાય છે. તેમજ વળી જ્ઞાનીઓના કર્મ કરવાથી જ્ઞાન નિર્વિઘ્ન કર્મનું [6] અંગ છે. એમ જો હોય તો તેમ કહેવું યુક્ત નથી. કર્મ ફલના અસંબન્ધના ફલવાળું [7]પદ જ્ઞાન અપૂર્વ હોવાથી તે [8]વિધેયજ છે.

જે કર્મ અથવા જ્ઞાનનું જે ફલ છે તેની ઉકિત પણ સ્તુતિજ છે એમ યુકત નથી. તેથી [9]બન્નેના ઉચ્છેદથી આપત્તિ હોવાથી ખરેખર વિધિ પ્રવર્તક છે. તે પુરુષની પ્રવૃત્તિમાં ઉપયોગીને માટે કહેવાથીજ તેની ચરિતાર્થતા હોવાથી અન્ય અર્થનું કથન સ્તુતિરૂપ ભલે હો પણ એ [10]પ્રમાણે પ્રકૃતમાં નથી. કર્મના [11]બન્ધના અભાવની પ્રાપ્તિ ઇચ્છનાર મુમુક્ષુના સાધનરૂપ જ્ઞાનમાંજ પ્રવૃત્તિનો સંભવ છે. અને જે એમ કહ્યું કે કર્મ ફલના સંબન્ધના નિષેધની અનુપપત્તિથી કર્મસંબન્ધ છે તે વધારે ઠીક નથી. સૂર્યમાં અંધકારના

---

કરવાં એમ ઠરે છે, તો પછી ભ્રાન્તિમાં–અસ્વસ્થ સ્થિતિમાં જે કંઇ કરવામાં આવે તેના સંસ્કાર સ્થિર હોય જ નહિ. તેના ઉત્તરમાં સિદ્ધાન્તી કહે છે કે ભલે અજ્ઞાન દશામાં કર્મો કરવામાં આવે તોપણ જેમ અન્ય જન્મના સંસ્કાર અક્ષરજ્ઞાનના ઉપયોગિ સંસ્કારમાં ઉપયુક્ત છે તેજ રીતે આ સ્થિતિમાં કરેલું કર્મ ઉપયુક્ત થાય છે માટે વૈદિક કર્મો વ્યર્થ નથી. ફકત ત્યાં સુધી જ તે ઉપયોગી છે પછી નહિ. જ્ઞાન સિદ્ધ થતાં કર્મ નિષ્પ્રયોજન છે. **ભાવાર્થ**–જેમ યોગમાં સમાધિ માટે ધારણાને સાધન તરીકે લેવામાં આવે છે પણ તે સમાધિ સિદ્ધ થતાં તેની જરૂર નથી, તેમ જ્ઞાન સુધી જ કર્મ ઉપયોગી છે, જ્ઞાનની સિદ્ધિમાં તે ઉપયુકત નથી. આથી કર્મ એ સ્વતંત્ર રીતે ફલનું જનક નથી.

**સૂત્ર ૨૧**—(૧) આ પ્રકારે કર્મની સાથે જ્ઞાનનું સામ્ય જણાવવું કંઇક અંશે તેનો અર્થ એટલોજ છે કે તેથી જ્ઞાનની પ્રસંસા માટે છે. તેથી એમ ઠરતું નથી કે ખરી રીતે જ્ઞાન અને કર્મ સરખાં છે. (૨) જ્ઞાનીઓ કર્મ ન કરે તો જ્ઞાનીઓને કર્મના ગુણ તથા દોષો લાગતા નથી. આમ હોવાથી જ્ઞાનીઓને માટે તેનો નિષેધ પણ કરવાનો ન રહે. પણ જ્ઞાનીઓને કર્મ હોવાથી તેના ગુણ દોષનું નિવારણ કરવાની જરૂર છે. (૩) સૂત્રમાં 'માત્ર' શબ્દ શા માટે છે તેનું પ્રયોજન દર્શાવે છે (૪) જ્ઞાનીઓને કર્મથી કરાયલા ગુણ કે દોષ નથી એવો નિષેધ (૫) જેમ અજ્ઞાનીઓને કર્મ જન્ય ગુણ તથા દોષ છે તે પ્રમાણે જ્ઞાનીઓને નથી એવો અર્થ છે. (૬) જ્ઞાનીઓ જો કર્મ કરે તો તેમનું જ્ઞાન કર્મનું અંગ બને એમ હોય તો, (૭) 'પદવિત્' એવી શ્રુતિમાં કહેલા પદનું જ્ઞાન (૮) प्रतितिष्ठन्ति ह वै यएता रात्रीरुपयन्ति એ વાકયમાં જેમ રાત્રિના સત્રની પ્રતિષ્ઠાનું ફલ અપૂર્વ હોવાથી વિધેયરૂપ છે અર્થવાદરૂપ નહિ. તે પ્રમાણે કર્મના ફલના સંબન્ધ વગરનું ફલ અપૂર્વ હોવાથી વિષય છે, અર્થવાદરૂપ નહિ. (૯) જ્ઞાન અને કર્મની (૧૦) અન્ય અર્થનું કથન (૧૧) 'यतो वाचो निवर्तन्ते એ શ્રુતિમાં

કાર્યનો અભાવ છે એમ કહેવામાં તેની પ્રાપ્તિ પણ સંભવતી નથી. [11] અથવા પુરુષોત્તમ ના જ્ઞાનનું મુખ્ય ફલ ઘણુંજ મોટું હોવાથી સાક્ષાત્ કહેવાને [12]અશકયતા જણાવતી કૈમુતિક ન્યાય પ્રમાણે પરમ્પરાથી આ ઋચાથી તે [13]કહે છે'તેને જાણીને બ્રાહ્મણ થાય છે.' એ શ્રુતિથી 'બ્રાહ્મણ' શબ્દથી બ્રહ્મવેત્તા કહેવાય છે. તેમજ વળી [14]આદ્ય શબ્દથી બુદ્ધિ બ્રાહ્મણના માહાત્મ્યનો ઉદ્દેશ કરવામાં તે કોણ છે એવી આકાંક્ષામાં કહે છે "તે બ્રાહ્મણને જાણીને વિહિત અને નિષિદ્ધ ફલના સંબન્ધ વગરનો થાય છે" તેલક્ષણ વાળો અર્થ છે. સાક્ષાત્ ભગવાન્‌ને જાણનાર વિષે [15]શું કહેવું ? એવો ભાવ છે. માટે तत શબ્દનો અર્થ "તેનો જ" એવો પ્રથમ વિચારેલા હોવાથી [16] તેને ભજે ત્યાં સુધી ભગવાન્‌ને જાણનાર ભકતનાજ બ્રહ્મણનાજ પદને જાણનાર થાય તેના જ્ઞાનના અનુકૂલ પ્રયત્નવાળો થાય અને વળી [17]જયાં ભક્તને જાણનારના વિષયનું કહેલી રીતિથી કર્મનું અંગ કહેવું શકય નથી તો પછી ત્યાં ભગવાનનું જ્ઞાન તેવું હોય છે તેથી તેતો ઘણેજ દૂર છે. માટે સઘળું ઠીક છે.

## पारिप्लवार्था इति चेन्न विशेषितत्वात् ॥३-४-२२

### ઉપાખ્યાનો કર્મના અંગશંસનના અંગરૂપ હોવાથી કર્મનું પ્રાધાન્ય છે એમ કહેતા હોતો ના કર્મની સરખામણીએ જ્ઞાનની વિશિષ્ટતાનું કથન છે.

હવે અન્ય પ્રકારથી શંકા કરે છે. "વરુણનો પુત્ર ભૃગુ વરુણ પાસે આવ્યો" (તૈ. ૨-૧)' હે ભગવન્ મને ભણાવો " એમ નારદ સનત્કુમાર પાસે બેઠા. (છાં. ૭-૧-૧) વગેરે ઉપાખ્યાનોથી ખરેખર બ્રહ્મવિદ્યાનું નિરૂપણ થાય છે. સઘળાં આખ્યાનો પારિપ્લ-

---

બ્રહ્મના જ્ઞાનવાળાને કોઈ પણ ભય હોતો નથી એમ કહ્યું છે અર્થાત્ બ્રહ્મના જ્ઞાનનું ફલ 'અકુતોભય' જણાવેલ છે આથી કર્મ ફલના સંબન્ધના અભાવરૂપ ફલ તેનું પ્રયોજન છે એમ કહેવું તે ન્યૂન છે એમ કહેવુ અસંગત છે એવી અરુચિથી કહે છે (૧૨) પુરુષોત્તમના જ્ઞાનનું ફળ વર્ણવું અશકય છે, છતાં પણ તે કેવું તે જણાવવાને અહિંઆં કૈમુતિક ન્યાયને સ્વીકાર્યો છે. કૈમુતિક ન્યાયમાં એક વસ્તુને સ્વીકારવામાં તેની સાથે સંગત ધરાવનારી અન્ય વસ્તુનો પણ સ્વીકાર સ્વાભાવિક રીતે કરવામાં આવે છે. ત્યાં તેના સ્વીકાર માટે જૂદો પ્રયાસ કરવાની જરૂર નથી. (૧૩) પુરુષોત્તમના જ્ઞાનની મહત્તાને. (૧૪) एष नित्यो महिमा એ વાકયમાં અંવેલો एषः (આ) શબ્દથી (૧૫) જો એવા બ્રાહ્મણ-બ્રહ્મના જાણનારના જ્ઞાનથી વિહિત અને નિષિદ્ધ કર્મોથી તે દૂર બને તો પછી સાક્ષાત્ ભગવાનના જ્ઞાનથી તો તે ટળી જાય એમાં શું નવાઇ? આ રીતે અહિંઆં કૈમુતિક ન્યાય જણાવ્યો છે (૧૬) પદને ભજે (૧૭) બ્રહ્મના જાણનાર ભક્તનું જ્ઞાન હોય તો ઉપર કહ્યા પ્રમાણે કર્મથી દૂર થવાય છે, તો પછી સાક્ષાત્ ભગવાનના જ્ઞાનથી દૂર થવાય એમાં શું આશ્ચર્ય છે? **ભાવાર્થ**-જો એમ કહેવામાં આવે કે જ્ઞાનીઓ કર્મનો સ્વીકાર કરે છે તેથી તો ફક્ત જ્ઞાનના અર્થવાદ (સ્તુતિ) માટે તેમ કરે છે! આના ઉત્તરમાં કહેવાનું કે ના, જ્ઞાનીના કર્મના ફલનો સંબન્ધ અપૂર્વ હોવાથી વિધિરૂપ છે. આથી ત્યાં તે વિધેયજ છે અર્થવાદરૂપ નહિ. ૨૧

**સૂત્ર ૨૨**—(૧) હવે પછીનાં ત્રણ સૂત્રોથી શંકાનું નિવારણ સૂત્રકાર કરે છે (૨) અંગભાવમાં

વમાં શંસન કરે છે તેથી શ્રુતિથી [3]તેઓ [4]શંસનના અંગરૂપ સમજાય છે. શંસનમાં માત્રનું પ્રાધાન્ય હોવાથી અર્થજ્ઞાન તે પ્રમાણે [5]નહિ હોવાથી ઉપદેશ સુધી આખ્યાનનું પતિપાદ્ય જ્ઞાન મન્ત્રાર્થવાળું અપ્રયોજક છે. તેથી કર્મમાં [6] અંગતા પણ કહેવી શકય નથી તો [7]પ્રાધાન્યતો દૂર રહ્યુ. [8]ધર્મિનીજ અસિદ્ધિ છે એમ કહે છે. કહેલી [9]રીતિથી સઘળી ઉપાખ્યાનની શ્રુતિઓ કર્મની અંગરૂપ છે. એવો અર્થ છે. [10]અહિંઆં આ પ્રમાણે પણ જ્ઞાન કર્મનું અંગ સંભવતું નથી એમ આચાર્ય કહે છે. ના. શાથી ? કર્મ કરતાં જ્ઞાન વિશેષ છે. અધિક ધર્મ યુકત તરીકે કહેલું છે તેથી [13]જ્ઞાન કર્મના અંગરૂપ નથી એવો અર્થ છે. [14]વિશેષપણું તો આખ્યાનોમાંજ છે તેથી હેતુ અપ્રયોજક છે એમ હોય તો કહે છે એમ નથી. આચાર્યનો આશય નહિ સમજવાથી. તોપણ પ્રથમ દુર્જન [15] પ્રસન્ન થાય એ ન્યાયથી આખ્યાનો શંસનતામાં અંગની ઉપેક્ષા કરીને કહેવાય છે. ખરેખર આખ્યાનોમાં જ્ઞાનનું નિરૂપણ કરવામાં આવતું નથી. પણ અન્યત્ર કરવામાં આવે છે. તોપણ તૈત્તિરીયકમાં તે કહેવાય છે. બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત છે. તેને આ કહે છે. સત્ય, જ્ઞાન અનન્ત, બ્રહ્મ "(તૈ. ૨–૧) ત્યાંથી ઉપક્રમ કરીને [16]માહાત્મ્ય વિશેષના જ્ઞાન માટે આકાશાદિનું કર્તૃત્વ [17]આનન્દમયત્વ તથા રસમયત્વ પણ કહીને " આના [18]ડરથી એમ કહીને સર્વનું તે નિયામક છે એમ કહીને ભગવાનજ પૂર્ણાનન્દ છે એમ જણાવવાને માટે [19]આનન્દની ગણના કરીને આનન્દમય પુરુષોત્તમને પ્રાપ્ત થનારથી અનુભવ કરાતા આનન્દમય સ્વરૂપને "જ્યાંથી વાણી મન સહિત પ્રાપ્ત થયા વગર પાછી ફરે છે" (તૈ. ૨–૧) વગેરેથી કહીને [20]તેને જાણનારનું માહાત્મ્ય કહેવાય છે "તેને આ સંતાપ થતો નથી કે મેં શું સારૂં કર્યું નથી અને શું પાપ કર્યું" (તૈ. ૨–૯) અહિંઆં જ્ઞાનવાળો સચ્ચિદ્રૂપ દેશ કાલથી અપરિચ્છિન્ન, સર્વના કર્તા નિરવધિ આનંદરૂપ, સર્વના નિયામક, મન અને વાણીથી અગોચર પુરુષોત્તમને પ્રાપ્ત થાય છે. [21]કર્મ તો જાતે કલેશાત્મક છે અને કર્મવાળો પણ. "આજ આનન્દની માત્રાથી

(૩) ઉપાખ્યાનો (૪) ઉપાખ્યાનના અંગ શંસનમાં (૫) ઉપાખ્યાનોનું અર્થ જ્ઞાન અપ્રયોજક હોવાથી (૬) ઉપાખ્યાનો કર્મના અંગરૂપ છે એ કહેવું વ્યાજબી નથી (૭) ઉપાખ્યાનોના અર્થ જ્ઞાનનું પ્રાધાન્ય (૮) જ્ઞાનરૂપ ધર્મીની (૯) ઇજ્યની સ્તુતિ તરીકે ઇજ્યામાં તેનો ઉપયોગ છે તેથી (૧૦) આ સૂત્રમાં (૧૧) કહેલા પ્રકારથી (૧૨) જ્ઞાન એટલે ઉપાખ્યાનના તાત્પર્યના વિષય બનેલ બ્રહ્મજ્ઞાન (૧૩) ઉપાખ્યાનનું અર્થ જ્ઞાન (૧૪) આખ્યાનોના અર્થજ્ઞાનમાંજ (૧૫) આખ્યાનો શંસનના અંગરૂપ નથી એમ દુર્જનની પ્રશંસા માટે કહેલ છે, (૧૬) બ્રહ્મનું ખાસ માહાત્મ્ય જણાવવાને બ્રહ્મને આકાશ વગેરેનું કર્તૃ તૈ. ઉ. માં કહેલ છે. (૧૭) વળી ત્યાં બ્રહ્મને આનન્દમય તથા રસરૂપ જણાવેલ છે. (૧૮) બ્રહ્મથી સર્વ કોઇ ભય પામે છે એવું તૈ. ઉ. માં આગળ કહેલ છે તેથી તેજ સર્વનું નિયામક છે એમ જણાવે છે. (૧૯) પછી ભગવાનની પૂર્ણાનન્દતા જણાવવાને તેમના આનન્દની ત્યાં ગણના કરી છે ત્યાં માનુષાનંદથી શરૂ કરીને અક્ષર બ્રહ્મના આનન્દ સુધીના આનન્દની ગણત્રી કરે છે. ત્યાંથી આગળ પુરુષોત્તમના આનન્દની ગણત્રી શ્રુતિ કરી શકતી નથી. (૨૦) પુરુષોત્તમના આનન્દનું વર્ણન વાણી કરી શકતી નથી તો પણ જે એ પુરુષોત્તમ સાથે પોતાના સર્વ મનોરથો ભોગવે છે એવા ભકતનું મહદ્ ભાગ્ય છે એમ ત્યાં જણાય છે, (૨૧) અહિંઆં બ્રહ્મસાથે. આનન્દના ભોગવનારનું જે વર્ણન કર્યું છે

અન્ય ભૂતો જીવે છે" (બૃ. ૪-૩-૩૨) એવી શ્રુતિ છે તેથી. ક્ષુદ્રતર આનન્દનાં જનક સ્વર્ગ અને પશુ વગેરે ફલને મેળવે છે" તેથી વિહિત અને નિષિદ્ધ કર્મોનું અપ્રયોજકત્વ તેમાં કહેવાય છે. તેથી કર્મની સરખામણીએ જ્ઞાનનો નિરવધિ જ વિશેષ [૨૨]કહેવાય છે તેથી ધર્મની સિદ્ધિ નથી અથવા જ્ઞાનની કર્મમાં અંગતા સિદ્ધ થતી નથી. ૨૨

[૧]તો પણ આખ્યાનથી પ્રતિપાદિત વિદ્યાની [૨]અસિદ્ધિજ છે એમ હોય તો ત્યાં કહે છે.

## तथा चैकवाक्यतोपबन्धात् ॥३-४-२३॥

### વળી ઉપબન્ધથી એકવાક્યતા પણ છે.

જેમ [૩]કેવલ શ્રુતિથી વિદ્યાનું પ્રાધાન્ય છે તેમ ઉપાખ્યાન શ્રુતિનું છે એવો અર્થ છે. च [૪]શબ્દથી પ્રશ્ન અને ઉત્તરથી નિર્ણીત અર્થનું પ્રતિપાદન છે. [૫]અહિંઆં [૬]મોટાઓનીજ પ્રવૃત્તિ છે. તે [૭]બહુ આયાસ પૂર્વક છે તેથી ઉપાખ્યાન વગર જ વિદ્યાનું નિરૂપણ કરનારી શ્રુતિના કરતાં ઉપાખ્યાનોની વિદ્યાના માહાત્મ્યનું જ્ઞાપન તથા પ્રરોચન [૯]અધિક છે. ત્યાં હેતુ એક વાકયતાના ઉપબન્ધથી છે. "આચાર્યવાળો પુરુષ જાણે છે" (છાં. ૬-૧૪-૨) એ શ્રુતિથી [૧૦]એક વાકયતાનું જ્ઞાન [૧૧]આખ્યાન વિના હોતું નથી તેથી તેને માટે [૧૨]ગુરુ અને શિષ્યની કથાનો ઉપબન્ધ છે એવો અર્થ છે. [૧૩]અથવા ઉપાખ્યાન રહિત શ્રુતિમાં જેમ જ્ઞાનનું નિરૂપણ કરવામાં આવે છે તેજ પ્રમાણે-"હે ભગવન્! મને ઉપદેશ આપો એમ કહીને નારદ સનત્કુમાર પાસે બેઠા "(છાં. ૭-૧-૧) વગેરે આખ્યાનોમાં પણ નિરૂપણ કરવામાં આવે છે એમ અનાખ્યાનની [૧૪]શ્રુતિથી એક

---

તે કર્મવાળો નથી. તેનામાં ત્યાં કર્મનો સંપર્ક નથી. કારણ કે કર્મ કલશાત્મક હોવાથી દુઃખથી પૂર્ણ છે જ્યારે ભક્તનું ભગવાન્ સાથેનું ક્રીડન આનન્દ પૂર્ણ છે (૨૨) કર્મની સરખામણીએ જ્ઞાન અધિક છે, (૨૩) જ્ઞાનની સિદ્ધિથી શ્રુતિમાં કહેલું હોવાથી ધર્મની સિદ્ધિ નથી. **ભાવાર્થ**-શંકા બ્રહ્મ વિદ્યાનું નિરૂપણ કરનાર ઉપાખ્યાનો કર્મના અંગરૂપ શંસનના અંગરૂપ છે તેથી કર્મનું પ્રાધાન્ય છે? **ઉત્તર** ના, અહિંઆં ઉપાખ્યાનોમાં કર્મની સરખામણીએ જ્ઞાનનીજ વિશેષતા કહેલી છે. ૨૨

**સૂત્ર ૨૩**—(૧) સૂત્રનું પ્રયોજન કહે છે. (૨) આખ્યાનોની કર્મની શેષતામાં અસિદ્ધિ (૩) अधीहि भगवः વગેરે શ્રુતિ આ નારદ સનત્કુમારને એમ કહે છે કે હે ભગવન્ મને વિદ્યાનું અધ્યયન કરાવો આમાં વિદ્યાજ મુખ્ય છે. વિદ્યાનું શ્રવણ કરવાને નારદ સનત્કુમાર પાસે જાય છે (૪) સૂત્રમાં च શબ્દ છે તેનાથી નારદે કરેલા પ્રશ્નો અને સનત્કુમારે આપેલા ઉત્તરોથી જે અર્થનું પ્રતિપાદન કરવામાં આવ્યું હતું તે જણાવ્યું છે (૫) ઉપનિષત્માં મોટાઓ નારદ સનત્કુમાર વગેરેની પ્રવૃત્તિ છે (૭) મોટાઓની પ્રવૃત્તિ (૮) અવાન્તર ફલ (૯) કેવલ વિદ્યાનો બોધ કરનાર શ્રુતિની સરખામણીએ અધિક છે. (૧૦) કેવલ વિદ્યાની બોધક શ્રુતિઓની એક વાકયતાનું જ્ઞાન. (૧૧) ઉપાખ્યાન વગરજ વિદ્યાનું નિરૂપણ કરનાર શ્રુતિની સરખામણીએ તે પણ બહુજ આયાસ પૂર્ણ છે તેથી વિદ્યાના માહાત્મ્યનું જ્ઞાપન તે ઉપાખ્યાનોનું અધિક અવાન્તર ફલ છે (૧૨) सौम्य पुरुषं गन्धारेभ्योभिनद्धाक्षम એમાં ગુરુ શિષ્યની કથા કહેલી છે (૧૩) અહિંઆં શંકા થાય કે ગુરુ શિષ્યના આખ્યાનથી રહિત કેવલ જ્ઞાનનું પ્રતિપાદન કરનાર 'બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત થાય છે' વગેરે શ્રુતિઓની આખ્યાનોમાં આકાંક્ષા હોય છે, આખ્યાન સહિત શ્રુતિઓને બીજાની આકાંક્ષા હોય છે એમ નહિ તેથી કેવલ જ્ઞાન પ્રતિપાદક શ્રુતિઓનું આખ્યાન સહિત શ્રુતિનું શેષત્વ બને માટે અન્ય પક્ષને કહે છે. (૧૪) આખ્યાન વગરની શ્રુતિમાં

વાકયતાથીજ આખ્યાનમાં જ્ઞાન સ્વરૂપના બન્ધથી પ્રતિપાદન છે તેથી એમ અર્થ છે. નૈકટય [15]વાચક "ઉપ" શબ્દથી જે તે તે ગુરુ અને તે તે શિષ્યની કથાની વસ્તુ છે તેનું સામીપ્ય અહિંઆં કહેવાય છે. [16] નહિ તો સામીપ્યના અસંભવથી કલ્પિત તત્ત્વમાં શંકાનો નિરાસ છે. એમ હોય તો પણ પારિપ્લવના અર્થમાં અમે [17]બાધક જોતા નથી એમ હોય તો કહેવાય છે. અશ્વમેધ પ્રકરણમાં "મનુ વૈવસ્વત રાજા" વગેરે આખ્યાનો જ્યાં કહેવામાં આવ્યાં છે ત્યાં સામાન્ય રીતે તેમનો વિનિયોગ છે અને સર્વ આખ્યાનો પારિપ્લવનું શંસન કરે છે એમ આનાથી કહેવાયું. આમાં 'સર્વ' શબ્દ તે આખ્યાનના અર્થમાં નહિ. કારણ કે પ્રકરણનું નિયામક છે તેથી એમ [18]હોય તો જ્યારે પારિપ્લવ નામના કર્મનો પ્રસ્તાવ હોય ત્યારે વિશેષ [19]વિનિયોગ "પારિપ્લવને કહો એમ" કહેલો છે. પ્રથમ દિવસે ,'મનુ વૈવસ્વત રાજા" બીજે દિવસે "ઇન્દ્ર વૈવસ્વત" અને ત્રીજે રિવસે યમ વૈવસ્વત રાજા" વગેરે અમુક આખ્યાનોનો બાકીના વાકયમાં વિનિયોગ કરાય છે. આખ્યાનનું સામાન્ય રૂપ અમુક દિવસ હોવામાં અમુક ઉપાખ્યાનનું વિધાન હોય નહિ. [20]માટેજ પારિપ્લવ તે એક વચન છે તેથી અન્ય આખ્યાનના ગન્ધનો સંબન્ધ પણ નથી. પ્રાપકના અભાવથી. ૨૩

## अत एव चाग्न्यिन्धनाद्यनपेक्षा ॥३–४–२४॥

### જ્ઞાની યજ્ઞાત્મક હોવાથી જ તેમને અગ્નિ ઇન્ધનાદિની અનપેક્ષા છે.

આ પ્રમાણે પ્ર. સૂ. ૩–૪–૧ થી [1]ઉપક્રમણ કરીને જ્ઞાનના ફલ સાધનમાં કર્મની [2]અનપેક્ષાનું ઉપપાદન કરીને ત્યાંજ અન્ય ઉપપત્તિને કહે છે. જે કારણથી જ્ઞાની જ્ઞાનથી પોતેજ [3]યજ્ઞાત્મક થયો છે તેજ કારણથી [4]જરામર્ય અગ્નિહોત્રમાં તેનાં સમિદ્ વગેરેથી શરૂ કરીને [5]આજ્ય સુધીનાં જે છે [6]તેમની અનપેક્ષા કહી છે. તૈત્તિરીયકની શ્રુતિમાં તે કહેવાય છે. [7]"આ પ્રમાણે જાણનારના યજ્ઞનો આત્મા યજમાન છે, શ્રદ્ધા પત્ની શરીર

જેમ જ્ઞાન છે તેમ આખ્યાનવાળી શ્રુતિમાં છે. આથી તે બન્ને પ્રકારની શ્રુતિઓમાં એકવાકયતા છે. (૧૫) શ્રુતિ વાકય આ પ્રમાણે છે, अधीहिभगवइति होपससाद सन्तकुमारं नारदः આમાં उपससाद શબ્દ છે. ત્યાં 'ઉપ' ઉપસર્ગ નિકટતાનો અર્થ સૂચવે છે. અર્થાત્ નારદ સનત્કુમારની નિકટ બેઠા (૧૬) તે તે ગુરૂ અને શિષ્યો વાસ્તવિક ન હોય તો (૧૭) સર્વ આખ્યાનો પારિપ્લવનું અંગ હોવાથી તેનો ઉપયોગ બ્રહ્મ વિદ્યામાં નથી. તેવો બાધક. (૧૮) પ્રકરણ અને સંનિધિથી સર્વ શબ્દના અર્થનો સંકોચ હોય તો પણ (૧૯) જૂદા જૂદા દિવસે જૂદાં જૂદાં આખ્યાનોનું કથન એવો વિશેષ વિનિયોગ (૨૦) એક એક પારિપ્લવમાં એક એક આખ્યાન નિયત ગયેલું છે તેથી. **ભાવાર્થ**–જેમ કેવલ શ્રુતિઓમાં વિદ્યાનું પ્રતિપાદકત્વ છે તે પ્રમાણે आचार्यवान् पुरुषोवेद વગેરે શ્રુતિથી એક વાકયતાના જ્ઞાન માટે ઉપાખ્યાનની રીતિથી ગુરુ અને શિષ્યની કથાનું ઉપબન્ધક હોવાથી આખ્યાન શ્રુતિઓ પણ વિદ્યાની પ્રતિપાદક છે. ૨૩

**સૂત્ર ૨૪**—(૧) શરૂ કરીને (૨) જ્ઞાનના ફલ માટે કર્મની જરૂર નથી એમ જણાવીને (૩) જ્ઞાનીએ ક્રિયાત્મક યજ્ઞ નહિ, પણ જ્ઞાનાત્મક આધ્યાત્મિક યજ્ઞ કરવાનો છે (૪) આ નામનો એક પ્રકારનો અગ્નિહોત્ર યાગ છે. (૫) યજ્ઞમાં હોમવા માટેનું ઘી (૬) સમિતથી તે ઘી પર્યન્ત જણાવેલાં યાગનાં ઉપસ્કર (સાધનો) તેમની જ્ઞાનરૂપી યજ્ઞમાં આધ્યાત્મિક યજ્ઞમાં જરૂર નથી (૭) તો અજ્ઞાનરૂપી આખ્યા-

ઈંધન, વેદિ ઉર, બર્હિ લોમ, વેદ શિખા, યૂપ હૃદય, આજ્ય કામ, પશુ મન્યુ. અગ્નિ તપ છે” (ના. ૮૦) વગેરે આથી જે અન્યની યજ્ઞતાનું સંપાદન કરે છે તેની સ્વ કાર્યના સાધનમાં કેવી રીતે યજ્ઞાપેક્ષા હોય એવા ભાવનું સૂચન થાય છે. ૨૪

૨ સર્વાપેક્ષેત્યધિકરણ.

## सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् ॥३–४॥२५॥

### વળી સર્વની અપેક્ષા છે; યજ્ઞાદિની શ્રુતિથી, અશ્વની માફક.

કહેલા [1]ન્યાયથી જ્ઞાન પ્રતિ કર્મનો ફલના [2]ઉપકારી હોવામાં અભાવ છે તોપણ સ્વરૂપમાં [3]ઉપકારી છે કે નહિ તેનો વિચાર થાય છે. ત્યાં પૂર્વપક્ષ [4]છે કે નહિ. ગુરુની પાસે જવાથી અને તેના [5]ઉપદેશથી જ તેનો સંભવ છે તેથી. “[6]આચાર્યવાળો પુરુષ જાણે છે” (છાં. ૬–૧૪–૨) એ શ્રુતિથી. અહિંઆં સિદ્ધાંત કહે છે. સઘળા કર્મ, જ્ઞાન [7]અને ભક્તિની પુરુષોત્તમના જ્ઞાનની ઉત્પત્તિમાં અપેક્ષા છે [8]અહિંઆં પ્રમાણ કહે છે. કારણ કે યજ્ઞાદિની શ્રુતિ છે તેથી. યજ્ઞાદિનું [9]નિરૂપણ કરનારી શ્રુતિજ પ્રમાણ છે તેથી એવો અર્થ છે. અહિંઆં આ અભિપ્રાય છે–પુરુષોત્તમ સ્વતંત્ર પુરુષાર્થ રૂપ છે. તેની પ્રાપ્તિ ફલ છે. ત્યાં પ્રેમ ભક્તિથી ઉત્પન્ન થયેલું તેનું જ્ઞાનજ સાધન છે તેથી “બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે” (તૈ. ૨–૭) વગેરેથી “આને જાણનાર તે અમૃત થાય છે” (બૃ. ૪–૪–૧૪) વગેરે હજારો શ્રુતિઓથી પ્રતિપાદન થાય છે. “વળી બીજા દુઃખને મેળવે છે” (બૃ. ૪–૪–૧૪) એવી શ્રુતિથી જ્ઞાન રહિતોને ફક્ત દુઃખથી પ્રાપ્તિ કહેવાય છે. આમ હોય તો સર્વ અર્થના તત્ત્વનું પ્રતિપાદન કરનાર શ્રુતિ [10]યજ્ઞાદિકને સ્વતઃ અપુરુષાર્થના સાધન તરીકે જે નિરૂપણ કરે છે તે સર્વથા પુરુષાર્થના સાધન

---

ત્મિક જરામર્ય અગ્નિહોત્ર કેવી રીતે કરવાનો છે તે વિષે શ્રુતિનું પ્રમાણ આપે છે. (૮) અહિંઆં આપેલી શ્રુતિમાં ક્રિયાત્મક યજ્ઞ નહિ પણ જ્ઞાનાત્મક યજ્ઞનું પ્રતિપાદન છે તો પછી જ્ઞાનીને ક્રિયાત્મક યજ્ઞની અપેક્ષા નથી. એવા ભાવનું સૂચન છે. **ભાવાર્થ**–જ્ઞાની પોતેજ જ્ઞાનથી યજ્ઞાત્મક બનેલો હોય છે તેથીજ જરામર્ય અગ્નિહોત્રમાં અગ્નિ તથા ઇન્ધન વગેરેની ત્યાં અપેક્ષા નથી એમ કહ્યું છે.

**અધિ૦ ૨ સૂત્ર ૨૫**—(૧) જ્ઞાન પ્રતિપાદક શ્રુતિથી ભગવાન્ અથવા તેમના જ્ઞાનની અધિકતાના પ્રતિપાદનથી. (૨) જ્ઞાનના ફલમાં કર્મની જરૂર નથી. (૩) ભલે જ્ઞાનના ફલમાં કર્મ ઉપયુક્ત ન હોય પણ જ્ઞાની માટે છે કે નહિ, અર્થાત્ જ્ઞાનની ઉત્પત્તિ કરવામાં કર્મ જરૂરનું છે કે નહિ? તેનો વિચાર અહિંઆં કરે છે, જ્ઞાન સિદ્ધ થયા પછી તેના ફલ માટે ભલે કર્મની ઉપયોગિતા ના હોય પણ જ્ઞાનની ઉત્પત્તિમાં તો તમે સ્વીકારશો કે નહિ? (૪) પૂર્વપક્ષી એમ કહે છે કે, જ્ઞાનની ઉત્પત્તિમાં પણ કર્મની જરૂર નથી. (૫) ગુરુની પાસે જવાથી તે જ્ઞાન ઉત્પન્ન થાય છે; તેમાં કર્મની જરૂર નથી. (૬) આ શ્રુતિમાં જ્ઞાન માટે પુરુષે આચાર્ય પાસે જવું એમ કહ્યું છે (૭) ભગવાનના જ્ઞાનમાં કર્મ, જ્ઞાન તથા ભક્તિની જરૂર છે એવો સિદ્ધાન્ત છે (૮) પોતે કહેલા સિદ્ધાન્તના સમર્થનમાં સૂત્રકાર યજ્ઞાદિની શ્રુતિનું પ્રમાણ આપે છે. (૯) જો ભગવાનના જ્ઞાનમાં કર્મ, જ્ઞાન તથા ભક્તિની જરૂર ન હોય તો શા માટે વેદમાં તે વિષેની શ્રુતિઓ આવે? ત્યાં ધર્મ, જ્ઞાન તથા ભક્તિ વિષેની શ્રુતિઓ છે માટેજ તેમની ભગવાનના જ્ઞાનમાં અપેક્ષા છે એ સિદ્ધ થાય છે (૧૦) સ્વતઃ પુરુષાર્થ તો ભગવાન્ જ છે,

તરીકે જ છે એમ માનવું જોઇએ- અને તે [11]નિષ્કામતાથી તે પ્રમાણે કરેલું છે માટેજ વાજસનેયિશાખામાં જેવા કર્મ કરનાર જે આચારવાળો હોય તેવો તે થાય છે. સારાં કર્મ કરનાર સાધુ થાય છે, પાપ કરનાર પાપી થાય છે. (બૃ. ૪–૪–૫) [12]એમ ઉપક્રમણ કરીને કહેલું કે તે લોકમાંથી ફરીથી આ લોક તરફ આવે છે–કામના કરતો, કામના નહિ કરતો, જે અકામ, નિષ્કામ આત્મકામ, આપ્તકામ થાય છે, તેમાંથી પ્રાણોનું ઉત્ક્રમણ નથી. અહિંઆંજ તેનો સમન્વય છે. બ્રહ્મજ થતાં બ્રહ્મને પ્રાપ્ત થાય છે" (બૃ ૪–૪–૬) [13] અહિંઆં કામના નહિ કરનાર કર્તાનું નિરૂપણ કરાય છે. એટલું અધ્યાહાર છે. પુરુષ કર્મ કરવા પ્રથમ અકામ હોય તે પછીથી નિષ્કામ થઇને આત્મકામ નિરુપધિ સ્નેહવાળો પ્રભુમાં થાય છે અને પછી ભગવાન્‌ની પ્રાપ્તિથી આપ્તકામ બને છે એવો અર્થ છે. અહિંઆં બૃ. ૪–૪–૫ થી કર્મના કર્તાના જ ઉપક્રમથી બૃ. ૪–૪–૬નાથી પણ તેવા પ્રકારનો તે કહેવાય છે આમ હોવાથી સત્કર્મમાં પ્રવૃત્તિ માટે વિધિ ફ્લોને જાતે જ કહીને માણસોને ભ્રમમાં નાંખ્યાછે. આથી પોતાનાં કહેલા કર્મ કરવાથી લાંબા સમયમાં દયાથી નિષ્કામ કરે છે. કામના સહિત પણ કરાતાં વૈદિક કર્મથી અનેક જન્મો સુધી અમુક સંસ્કારના પ્રચયથી પણ તે પ્રમાણે છે. કર્મથી [13]કષાય પકવ થાય છે ત્યારે જ્ઞાન પ્રવૃત્ત થાય છે એવી સ્મૃતિઓથી પણ જ્ઞાનની ઉત્પત્તિમાં કર્મની [14]અપેક્ષા છે. च [15]શબ્દથી પુષ્ટિમાં અંગીકૃતને સર્વની અપેક્ષા છે એમ તેનો સમુચ્ચય કરાય છે. માટેજ " આ આત્મા પ્રવચનથી લબ્ધ થતો નથી " વગેરે શ્રુતિનો વિરોધ નથી. જ્ઞાનદ્વારા કર્માદિજ ફલના સાધક હો, એવી શંકાના નિરાસ માટે દૃષ્ટાન્ત કહે છે. અશ્વની માફક. જેમ [16]ઇષ્ટફલના સાધક દેશના વ્યવધાનાત્મક દેશના અતિક્રમમાં અશ્વની સાધનતા છે તેના ફલની સિદ્ધિમાં નહિ. તેમ આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક પ્રતિબન્ધની નિવૃત્તિઓમાંજ તેમની સાધનતા છે. નહિ કે ભગવત્પ્રાપ્તિમાં એ એ અર્થ છે. અને આ [17]મુમુક્ષુ તથા ભક્તના વિષયની છે એમ જાણવું જોઇએ. [18]આત્યન્તિક ભક્તિવાળાને ભક્તિથી બીજાની અપેક્ષા નથી. ૨૫.

---

કર્મ, જ્ઞાન અને ભક્તિ તે પુરુષાર્થો નથી. તેઓ તે પુરુષાર્થની સિદ્ધિમાં સાધન રૂપ છે. (૧૧) આ સાધનો નિષ્કામ પૂર્વક કરવાં (૧૨) આમાં સકામ કર્મ કરનાર ફરીથી જન્મ ધારણ કરે છે એમ કહે છે નિષ્કામ કર્મ કરનારનું ફળ જણાવે છે (૧૩) કર્મ કરીને જો ચિત્તના મળ દૂર ન થાય ત્યાં સુધી જ્ઞાનનો ઉદય હોતો નથી, માટે કર્મથી ચિત્તના મળોને દૂર કરવા જોઇએ (૧૪) આ રીતે ચિત્તના મળો દૂર કરવાને, કષાયને પકવ કરવાને કર્મની અપેક્ષા છે. (૧૫) સૂત્રમાં च શબ્દથી પુષ્ટિમાર્ગીયને યજ્ઞાદિની જરૂર છે કે નહિ તે વિષેના વિચારનો નિર્ણય આપ્યો છે, અર્થાત્ યજ્ઞાદિની અપેક્ષા જે જણાવી છે તે મર્યાદાવાળાને પુષ્ટિમાર્ગીયને માટે નહિ (૧૬) જેમ ઘોડા ઉપર બેસનાર માણસ ધારેલ સ્થાનમાં જઇ શકે છે, કારણ કે તે સ્થાને પહોંચતાં વચ્ચે જે અન્તર આવે તે દૂર કરવાને–ઉલ્લંઘન કરવાને તે અશ્વ સહાય રૂપ બને છે, તેમ યજ્ઞાદિ ઇષ્ટ ફલની પ્રાપ્તિમાં અન્તરાયને દૂર કરવામાં સાધન રૂપ છે. અર્થાત્ અન્તરાયની નિવૃત્તિ એજ ઐશ્વર્યનું પ્રયોજન તેમ ભગવત્પ્રાપ્તિમાં પ્રતિબન્ધોની નિવૃત્તિ એજ યજ્ઞાદિનું પ્રયોજન છે તે ભગવત્પ્રાપ્તિમાં સાધન રૂપ નથી. (૧૭) અર્થાત્ જ્ઞાની તથા મર્યાદા ભક્ત (૧૮) પુષ્ટિ ભક્તને યજ્ઞાદિની નથી. તેને તો ભક્તિની પ્રેમલક્ષણા ભક્તિ (નવધા નહિ) ની જ

# शमदमाद्युपेतः स्यात्तथापि तु तद्विधेस्तदङ्गतया तेषामवश्यानुष्ठेयत्वात् ॥३–४–२६॥

**શમદમાદિથી ઉપેત (ભક્તિ માર્ગમાં) હોય તો પણ તેની વિધિ તેના (જ્ઞાનના) અંગરૂપ હોવાથી તે અવશ્ય કરવાં જોઇએ તેથી.**

તો "આ પ્રમાણે જાણનાર શાન્ત દાન્ત" (બૃ. ૪–મુ–૨૪) વગેરેથી શમદમાદિનેજ જ્ઞાનનાં સાધન કહેલ છે, નહિ કે યજ્ઞાદિને ત્યાં કહે છે. જો કે ભક્તિમાર્ગમાં પણ શમદમાદિવાળો હોય છે તો પણ તેના [2]અંગ તરીકે આત્મામાંજ આત્માને જૂએ એમ જ્ઞાનમાર્ગીય જ્ઞાનના [3]અંગ તરીકે જ. શમદમાદિની વિધિના હેતુથી જ્ઞાનમાર્ગમાં તેમનું અવશ્ય અનુષ્ઠાન હોવાથી તે પ્રમાણેની વિધિ છે એવો અર્થ છે. ભક્તિમાર્ગમાં શમદમાદિનો સ્વતઃ સંભવ હોય તો પણ તેમની આવશ્યકતા નથી એવો ભાવ છે. ૨૬

# सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात् ॥३–४–२७॥

**અને સર્વ અન્નની અનુમતિ છે. પ્રાણના નાશમાં તે જોવામાં આવે છે તેથી.**

[1]સત્ત્વના શોધક તરીકે યજ્ઞ શમદમાદિનું વિધાન છે એવો મત યુક્ત નથી. "આહારની શુદ્ધિમાં સત્ત્વની શુદ્ધિ હોય છે." (છાં. ૮–૨૬–૨) એ [2]શ્રુતિથી તેની વિરુદ્ધ છાન્દોગોની સર્વ અન્નના ભક્ષણની અનુમતિ પણ સંભળાય છે તેથી. "આમ જાણનારમાં કંઇ પણ અન્ન નથી તેમ નથી." (છાં. ૫–૨–૧) તેમ વાજસનેયિઓ પણ કહે છે. "આને કોઇ પણ અન્ન ખાધેલું હોતું નથી એમ નથી. (બૃ. ૬–૧–૧૪) વગેરે. માટે સત્ત્વની શુદ્ધિ માટે યજ્ઞાદિનું વિધાન નથી એમ પ્રાપ્ત થાય તો વિષયની [3]વ્યવસ્થા કહે છે. આહારની દુર્લભતાથી પ્રાણના નાશનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે પ્રાણનું ધારણ તે જ્ઞાનનું અંતરંગતમ સાધન હોવાને લીધે અને આહાર દેહના પોષક તરીકે બહિરંગ હોવાથી તેની

---

જરૂર છે. **ભાવાર્થ**–પુરુષોત્તમના જ્ઞાનમાં કર્મ, જ્ઞાન તથા ભક્તિ વગેરે સર્વ સાધનોની જરૂર છે. છે. કારણ કે વેદની શ્રુતિઓમાં તે સાધનો જણાવેલાં છે. જેમ દૂર દેશમાં આવેલા કોઇ સ્થાનમાં જવામાં વચ્ચે જે અન્તર પ્રતિબન્ધરૂપ હોય છે તેને દૂર કરવામાં અશ્વની જરૂર રહે છે તેમ ભગવત્ જ્ઞાનમાં જે અન્તરાયો છે તે દૂર કરવામાં જ યજ્ઞાદિની જરૂર છે. આ યજ્ઞાદિની અપેક્ષા જ્ઞાની તથા મર્યાદા ભક્તને માટે છે. પુષ્ટિભક્તને માટે નહિ પુષ્ટિ ભક્તને તો પ્રેમભક્તિ સિવાય બીજા કશાની જરૂર નથી. જ્ઞાની તથા મર્યાદા ભક્તને તો ચિત્તની શુદ્ધિને માટે તેની જરૂર છે. ૨૫

**સૂત્ર ૨૬**—(૧) 'આદિ' શબ્દથી 'યજ્ઞ વગેરે' સમજવા (૨) જ્ઞાનના અંગ તરીકે (૩) જ્ઞાન માર્ગવાળાને જ્ઞાન માટે શમદમાદિ જરૂરનાં છે. તેથી તે જ્ઞાનનાં અંગ છે (૪) ભક્તિ માર્ગીયવાળાને માટે શમદમાદિ સાધનની અપેક્ષા નથી. **ભાવાર્થ**–શમદમાદિ સાધનોની અપેક્ષા જ્ઞાનમાર્ગમાં જ છે ભક્તિમાર્ગમાં નહિ. ૨૬

**સૂત્ર ૨૭**—(૧) ચિત્તની શુદ્ધિ માટે યજ્ઞાદિ તથા શમાદિની જરૂર છે એવો મત (૨) ચિત્ત શુદ્ધિ માટે અન્ન શુદ્ધ લેવું જોઇએ. એવું શ્રુતિમાં જણાવે છે તેથી યજ્ઞાદિ સાધનરૂપ નથી. ચિત્ત શુદ્ધિમાં સાધનરૂપ અન્નાદિની શુદ્ધિ છે. (૩) સિદ્ધાન્તી કહે છે. (૪) ચિત્તની શુદ્ધિ અન્નની શુદ્ધિ

અનુમતિ કરાય છે. એમ [4]અર્થ છે. અહિંઆં પ્રમાણ કહે છે. તેના દર્શનથી ખરેખર આપદ્‌માં આવેલા ચાક્રાયણ ઋષિએ હાથીથી અર્ધા ખાધેલા કુલ્માષો ખાદયા :" (છાં. ૧-૧૦-૫) વગેરે શ્રુતિ જોવામાં [5]આવે છે એમ અર્થ છે. જોકે જ્ઞાનના સાધન તરીકે સત્ત્વ શુદ્ધિની અપેક્ષા છે તેથી જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે [6]તેના સાધનોની અપેક્ષા નથી તેથી" છાં. ૫-૨-૧ પ્રમાણે [7]તેવાની બાબતમાં સાર્વદિકી પણ તેની અનુમતિ અનુચિત [8]નથી. વળી બ્ર. સૂ. ૩-૪-૨૯થી [9]અવિદ્વાનની અનુમતિ પણ કહેવામાં આવશે તો પણ આચાર્યે અમુક અવસ્થાના વિષયમાં આને જે કહ્યું તેથી જ્ઞાનીઓને પણ આપત્‌માં વિહિત કર્મનો ત્યાગ અને અવિહિતનું અનુષ્ઠાન હોય છે તથા ચિત્તની મલિનતાની [10]ઉત્પત્તિથી જ્ઞાનનું તે તિરોધાયક છે એમ શ્રુતિને અભિમત જણાવાય છે. માટે જ શ્રીભાગવતમાં બીજા સ્કંધમાં બ્રહ્માએ કહ્યું છે. "હે ઋષિ જેમના આત્મા, ઇન્દ્રિયો અને આશયો પ્રશાન્ત થયેલા છે એવા મુનિઓ જ્યારે વિશુદ્ધ કેવલ, પ્રત્યક્‌માં બરાબર અવસ્થિત, સત્ય પૂર્ણ, અનાદિ, અનંત, નિર્ગુણ, નિત્ય, અને અદ્વૈત જ્ઞાનને જાણે છે ત્યારે (ભા. ૨-૬-૩૯-૪૦) જ્ઞાનીઓના પણ ચિત્તોને તે દેવી મહામાયા ભગવતી જોરથી ખેંચીને મોહને સોંપે છે" (મા. પુ. દે. મા. ૧-૫૪) એમ માર્કણ્ડેયથી પણ કહેવાયું છે. આ જ્ઞાનમાર્ગીય જ્ઞાનવાળાની વ્યવસ્થા છે એમ જાણવું જોઈએ. ભક્તિમાર્ગીયને આ પ્રકારે આપદ્‌નો સંભવ નથી. "અનન્ય રીતે મારૂં ચિન્તન કરનારા જે પુરુષો મારી ઉપાસના કરે છે તે નિત્ય અભિયુક્તોના યોગ ક્ષેમનું હું વહન કરૂં છું" (ભ. ગી. ૯-૨૨) એમ ભગવાનનું વાકય છે "જે આ માયાને તરે છે તે મારૂંજ શરણ લે છે" (ભ. ગી. ૭-૧૪) એમ અહિંઆં "જ" શબ્દથી પુરુષોત્તમના જ્ઞાનવાળા માટે માયા તરવાની ઉક્તિથી અક્ષર માત્ર જ્ઞાનવાળાનું તેમ યુક્ત છે. ૨૭

---

ઉપર છે માટે સર્વદા શુદ્ધ અન્ન લેવું એમ કહેવામાં આવે છે તેના ઉત્તરમાં સિદ્ધાન્તી જણાવે છે કે આવા સર્વત્ર નિયમ નથી, કારણ કે જ્ઞાનાદિ માટે દેહમાં પ્રાણની જરૂર છે. આ પ્રાણનો આધાર અન્ન ઉપર છે, તો દુષ્કાળ જેવા વખતમાં અન્ન મળવું દુર્લભ હોય તો તે વખતે ગમે તેનું અન્ન લેવામાં બાધ નથી, એટલું જ નહિ પણ ઉલટું તે વિષેની સંમતિ પણ શ્રુતિઓ આપે છે. (૫) આ શ્રુતિમાં ચાક્રાયણ ઋષિનું દૃષ્ટાન્ત આપે છે અને તેણે આપત્કાળમાં જેની પાસેથી અનાજ ન ખાવું જોઇએ. તેની પાસેથી અનાજ ખાધું હતુ તે કહે છે (૬) જ્ઞાનની ઉત્પત્તિ પહેલાં સાધનની જરૂર, પછીથી નહિ (૭) જેમને જ્ઞાન ઉત્પન્ન થયું છે તેમની બાબતમાં (૮) જ્ઞાન જેમને ઉત્પન્ન થયું છે તેવાઓ ગમે તેનું અનાજ ખાય તોપણ તેમને બાધ નડતો નથી (૯) સૂત્ર ૧૯માં તો એવું જણાવે છે કે જે અવિદ્વાન્ હોય અર્થાત્ જેને જ્ઞાન ઉત્પન્ન થયું નથી તે પણ જો આપત્કાળમાં હોય તો ગમે તેનું તે અન્ન ખાય તેથી તેને કોઇ પણ બાધ નડતો નથી. તો પછી વિદ્વાનને જેને જ્ઞાન ઉત્પન્ન થયું છે તેને તો હોયજ કયાંથી ? (૧૦) ઉપર જણાવેલો ગમે તેવા અન્નનો સ્વીકાર આપત્કાળ માટે છે, સાધારણ પ્રસંગે નહિ, તેમ કરવાથી ચિત્તમાં મલિનતા રહે છે, અને જ્ઞાનનો ઉદય થતો નથી. **ભાવાર્થ**—જ્યારે આહાર દુર્લભ હોય ત્યારે પ્રાણનો અત્યય થતાં સર્વ અન્નની અનુમતિ શ્રવણ થાય છે ચાક્રાયણની બાબતમાં એવું દૃષ્ટાન્ત મળી આવે છે આથી જ્યારે અન્ન ન મળતું હોય, અર્થાત્ આપત્કાળ સમયેજ જ્ઞાનીને માટે ગમે તેના અન્નનું ભક્ષણ કહ્યું છે સાધારણ પ્રસંગમાં નહિ. સાધારણ પ્રસંગમાં જો એ

## अबाधाच्च ॥३-४-२८॥

### અને બાધ નથી તેથી.

આપદ્‌માં તે પ્રમાણે અન્ન ભક્ષણથી ચિત્તની અશુદ્ધિના [1]અસંભવથી તથા તેનાથી ઉત્પન્ન કરાયેલ પ્રતિબન્ધના અભાવથી દોષ નથી એમ અર્થ છે. ૨૮

## अपिस्मर्यते ॥३-४-२९॥

### સ્મૃતિ પણ છે.

[1]આપદમાં અવિદ્વાન્ પણ દુષ્ટ અન્નનું ભક્ષણ કરેતો તેમાં પાપનો અભાવ જ્યાં સ્મરાય છે ત્યાં વિદ્વાનની બાબતમાં શ્રુતિની અનુમતિમાં શી શંકા છે? એવો અર્થ છે સ્મૃતિ તો જે જીવિતના નાશના સંકટમાં આવેલો અન્ન ખાય છે. તે જલથી જેમ પદ્મપત્ર લેપાતું નથી તેમ પાપથી તે લેપાતો નથી." (સ્મ. મૃ. ૧૦-૧૦૪) અથવા "જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરે છે" (ભ. ગી. ૪-૩૭) તેનાથી વિદ્વાનનો દુષ્ટ કર્મ સાથેનો અસંબન્ધ પણ સ્મરાય છે એવો અર્થ છે. ૨૯

## शब्दश्चातो कामकारे ॥३-४-३०॥

### અને (સાધન દશામાં) યથેષ્ટ આચરણમાં (દોષ છે) તેમાં શ્રુતિ છે તેથી.

કારણ કે [1]જ્ઞાનાગ્નિજ સર્વ કર્મના દહનમાં સમર્થ છે તેથી ફલ દશામાં કામકારમાં [2]પણ દોષ નથી. માટે જ સાધન દશામાં તેના [3]અભાવથી. તેથી આ પ્રમાણે જાણનાર શાન્ત, દાન્ત, ઉપરતિવાળો અને તિતિક્ષાવાળો" (બૃ. ૪-૪-૨૩) વગેરે રૂપ શબ્દ કામકારનો [4]નિવર્તક સંભળાય છે એવા અર્થ છે. ૩૦

અન્નની મર્યાદા ન સાચવે તો ચિત્તની મલિનતા દૂર થાય નહિ અને તેને લીધે જ્ઞાન પણ ઉદય પામે નહિ. માટે જ્ઞાનીઓએ ચિત્ત શુદ્ધિદ્વારા શમાદિનું સંપાદન કરવું જોઇએ. ભક્તિમાર્ગીયને આપત્ હોતી નથી કારણ કે તેમના યોગ ક્ષેમનું નિર્વહન ભગવાનજ કરે છે. માટે તેમને માટે ચિત્ત શુદ્ધિદ્વારા શમદમાદિનું સંપાદન કરવું એમ અવશ્ય સાધનરૂપતા નથી. ૨૭

**સૂત્ર ૨૮**—(૧) આપત્કાળમાં ગમે તેનું અન્ન ખાધું હોય તો તેથી અશુદ્ધિ થતી નથી, તેમજ અશુદ્ધિને લીધે ચિત્તના માલિન્યરૂપી પ્રતિબન્ધ પણ હોતો નથી **ભાવાર્થ**—આપત્કાળમાં ગમે તેનું અન્ન ખાવાથી ચિત્તમાં દોષનો અસંભવ હોવાથી જ્ઞાનમાં બાધ હોતો નથી. ૨૮

**સૂત્ર ૨૯**—(૧) આપત્કાળમાં અવિદ્વાન્ દુષ્ટનું અન્ન ખાય તો તેને પાપ લાગતું નથી તો પછી વિદ્વાનને તો લાગેજ નહિ. એ કહેવાનું અહિંઆં તાત્પર્ય છે.*

**સૂત્ર ૩૦**—(૧) જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મો બાળીને ભસ્મ કરવામાં સમર્થ છે. (૧) જ્ઞાની આપત્કાલમાં અશુદ્ધ અન્નનું-અશુદ્ધ આચરણનું સેવન કરે તો તેમાં પણ તેને દોષ સ્પર્શ કરતો નથી. (૩) નિષિદ્ધ આચારના અસંભવથી (૪) નિષિદ્ધાચારનો નિવર્તક અને વૈધ આચારનો પ્રવર્તક. **ભાવાર્થ**—

* પ્રદીપ ટીકામાં વિદ્વાનને દુષ્ટ કર્મનો અસંબન્ધ છે એ શબ્દને બદલે વિદ્વાનને અષ્ટકર્મનો અસંબન્ધ હોય છે એમ જણાવે છે. અને અહિંઆં કહે છે કે અષ્ટકર્મ એટલે સંન્યાસનાં અષ્ટઅંગો-શ્રાદ્ધાદિ કર્મ નહિ કરવાથી તેમને દોષ લાગતો નથી.

३ विहितत्वाच्चाश्रमकर्मेत्यधिकरण.

આ પ્રમાણુ [1]જ્ઞાન કર્મનું નાશક સિદ્ધ થતાં, જ્ઞાન જેને ઉત્પન્ન થયું છે તેણે આશ્રમ કર્મ કરવાં જોઇએ કે નહિ એનો વિચાર થાય છે. ત્યાં [2]ફલ થયેલું હોવાથી કરેલાં કર્મ નાશ્ય હોવાથી અપ્રયોજક છે તેથી તે કરવાં જોઇએ નહિ એવો પૂર્વપક્ષ છે. ત્યાં સિદ્ધાન્ત કહે છે.

## विहितत्वाच्चाश्रमकर्मापि ॥३-४-३१॥

### વિહિત હોવાથી આશ્રમ કર્મો પણ કરવાં જોઇએ.

જેમ આપત્કાલ ના હોય ત્યારે જ્ઞાનીઓએ પણ [3]શિષ્ટનું જ અન્ન ખાવું જોઇએ, કારણ કે તેનું વિધાન છે તેથી. તે પ્રમાણે આશ્રમ કર્મ પણ નિત્ય કરવું જોઇએ જ કારણ કે તેવું વિધાન છે તેથી એમ અર્થ છે. જેમ આપદ્ ન હોય ત્યારે અશિષ્ટના [4]અન્નનું ભક્ષણ દોષને માટે હોવાથી તેનો નિષેધ કરેલો છે તેથી. આજ વસ્તુનું ઉપપાદન (બ્ર. સૂ. ૩-૪-૨૭માં) "સર્વ અન્નની અનુમતિ"થી કર્યું છે. તેમજ નિત્ય ત્યાગ એ [5]પ્રત્યવાયનો જનક છે તેથી. તેને [6]કરવું જોઇએ જ એવો ભાવ છે. ૩૧

વળી જે એમ કહ્યું કે કરેલાં કર્મ નાશ્ય છે તેથી તેનું પ્રયોજક નહિ હોવાથી તે ન કરવાં જોઇએ તો ત્યાં કહે છે.

## सहकारित्वेन च ॥३-४-३२॥

### અને (આશ્રમ કર્મો) જ્ઞાનનાં અન્તરંગ શમદમાદિને સહાય કરનારાં છે તેથી.

[1]શમદમાદિ અન્તરંગ સાધનોનાં સહકારી આશ્રમ કર્મો છે તેથી આનાથી રહિત શમદમાદિથી પણ જ્ઞાનને સ્થિર કરવું શકય નથી. તેથી તે કરવાંજ જોઇએ એવો અર્થ છે. જે સંસારની વાસના ઉત્પન્ન કરવાનો સ્વભાવ કર્મોનો છે તે જ્ઞાનથી નાશ પામે છે. તેથી સહકારિ હોવામાં કોઇ પણ અનુપપત્તિ નથી એમ ભાવ છે. ૩૨

---

જ્ઞાનરૂપી અગ્નિથી સર્વ પાપનું દહન થાય છે તેથી યથેષ્ટ આચરણમાં પણ જ્ઞાનીને દોષ નથી પણ સાધન દશામાં તો યથેષ્ટ આચરણમાં દોષ છે. કારણ કે બ્ર. સૂ. ૬-૪-૨૩માં તે જણાવેલ છે. ૩૦

**અધિ૦ ૩ સૂત્ર ૩૧**—(૧) જ્ઞાન કર્મનો નાશ કરનાર છે એમ સિદ્ધ થયું (૨) જ્ઞાન ઉત્પન્ન થયેલું હોવાથી (૩) જેમ આપત્કાળ ન હોય ત્યારે જ્ઞાનીએ શુદ્ધ અન્ન લેવું જોઇએ એવી મર્યાદા છે તેમ આપત્કાળ ન હોય ત્યારે તેમણે આશ્રમ કર્મો કરવાંજ જોઇએ એવો સિદ્ધાન્ત કહે છે (૪) સાધારણ પ્રસંગે ગમે તેનું અન્ન ખાવાથી ચિત્તમાં મલિનતા રહે છે, તેથી શમદમાદિ બની આવતાં નથી. (૫) આશ્રમ કર્મોનો સર્વથા ત્યાગ તે વિઘ્ન ઉત્પન્ન કરનાર છે (૬) આશ્રમ કર્મો કરવાંજ જોઇએ. **ભાવાર્થ**—સાધારણ પ્રસંગમાં જ્ઞાનીઓએ આશ્રમ કર્મ કરવાં, આપત્કાળમાં અન્નની માફક તેમનો ત્યાગ કહ્યો છે, સાધારણ પ્રસંગમાં નહિ. ૩૧

**સૂત્ર ૩૨**—(૧) જેમ શમદમાદિ એ જ્ઞાન માટે આવશ્યક છે તેમ આશ્રમ કર્મો પણ શમદમાદિ માટે આવશ્યક છે. આશ્રમ કર્મ વગર શમદમાદિ બનતાં નથી. આશ્રમ કર્મો શમદમાદિની સાથેજ હોય છે. (૨) જેમ અગ્નિ કાષ્ઠને બાળે [8]છે ત્યારે તેમાંથી ધૂમાડો નીકળવાનો જે તેમનો સ્વભાવ છે તેનો

આ પ્રકારે જ્ઞાનમાર્ગીય [1]જ્ઞાનની સ્થિરતાના સાધનને કહીને ભગવાનના શ્રવણ વગેરે ભક્તિમાર્ગીય સાધનોનું [2]આનાથી આધિક્ય તથા [3]આવશ્યકતા કહે છે.

## सर्वथापि त एवोभयलिङ्गात् ॥३–४–३३॥

### સર્વથા પણ તે (ભગવાનના ધર્મો શ્રવણાદિ) જ કરવાં જોઇએ; શ્રુતિ તથા સ્મૃતિનું લિંગ હોવાથી.

ભગવાનનું શ્રવણ કીર્તન વગેરે અન્ય સાધનોની માફક વિહિત તરીકે જોકે કરવાં જોઈએ જ તો પણ સર્વથા પણ અન્યોની એકાએક ઉપસ્થિતિમાં તેના અનુરોધને કર્યા વગર પણ તેજ એટલે ભગવદ્ધર્મોજ કરવાં જોઇએ એમ [4]અર્થ છે. શાથી? શ્રુતિનું તથા સ્મૃતિનું લિંગ છે તેથી. "તેનેજ વિશેષ રીતે જાણીને ધીર બ્રાહ્મણે પ્રજ્ઞા કરવી જોઈએ, બહુ શબ્દોનું અનુધ્યાન કરવું નહિ કારણ કે ત્યાં વાણી પાછી પડે છે" (બૃ. ૪-૪-૨૧) "તે આત્માને એકલાનેજ જાણો અન્ય વાચાને ત્યાગો, આ અમૃતનો સેતુ છે (મું. ૨-૨-૫) એમ પણ છે. અહિંઆં "જ" શબ્દથી ભગવાનથી અતિરિક્તનો પ્રતિષેધ કરીને [5]તેના વિષયના જ્ઞાનને અનુકૂલ શ્રવણાત્મક પ્રયત્નને જાણીને એમ વિધાન કરીને સ્મરણ પણ તેનાજ ફક્ત વિષયનું છે. "પ્રજ્ઞા કરો" એ વચનથી વિધાન કરીને [6]તેના એકલામાં નિષ્ઠતાના હેતુરૂપ શબ્દોનું [7]આવર્તન તથા અર્થોનું અનુસંધાન પણ કરવું જોઈએ, બીજાનું નહિ એમ "બહુનું અનુધ્યાન ના કરવું" એનાથી કહ્યું. અહિંઆં "અનુ" ઉપસર્ગથી ધ્યાન પાછળથી થાય છે એમ કહ્યું છે. આથી યોગ્યતાથી શ્રવણ અને કીર્તનજ તેની પૂર્વે આવેલાં પ્રાપ્ત થાય છે. [8]સ્મૃતિ પણ છે "ક્ષણે ક્ષણે પુરુષો

---

નાશ કરે છે તેમ સ્વસ્થિતિ તેમના સ્વરૂપનું સ્થાપન કરે છે. તેજ પ્રમાણે જ્ઞાન પણ કર્મની વાસના ઉત્પન્ન કરવાના સ્વભાવનો નાશ કરીને પોતાને અન્તર્ગત તેના સ્વરૂપને કરીને સ્થાપન કરે છે. **ભાવાર્થ** આશ્રમ કર્મો શમદમાદિનાં સાધનરૂપ હોવાથી, તેમની સાથે તેમનો સહભાવ હોવાથી જ્ઞાનીએ તે કરવાંજ જોઇએ. ૩૨

**સૂત્ર ૩૩**—(૧) જ્ઞાનમાર્ગમાં જ્ઞાનને સ્થિર કરવાના ઉપાયને જણાવીને (૨) શમદમાદિ તથા આશ્રમ કર્મોથી (૩) ભક્તિમાર્ગીય સાધનોની આવશ્યકતા (૪) વર્ણાશ્રમ તથા શમદમાદિ સાથે ભગવદ્ધર્મો બન્નેની ઉપસ્થિતિ એકજ કાલે હોય અને તેમાંથી કોની પસંદગી કરવી એવો પ્રશ્ન હોય ત્યારે ભગવદ્ધર્મોનુંજ સર્વથા પાલન કરવું એમ સિદ્ધાન્તી કહે છે (૫) ભગવાનના (૬) ભગવાનમાંજ (૭) જે શ્રવણ કર્યું છે તેનું વારંવાર આવર્તન કરવું, તેનો વિચાર કરવો (૮) શ્રીમદ્‌ભાગવતની સ્મૃતિ (૯) આશ્રમ કર્મો એ બહિરંગ સાધન છે કારણ કે તેમનો દેહ સાથે સંબન્ધ છે. શ્રવણાદિ ભગવદ્ધર્મો અન્તરંગ સાધન છે, તેમનો આત્મા સાથે સંબન્ધ છે. આથી જ્યાં સુધી બહિરંગ સાધનોનો અન્તરંગ સાધનો સાથે વિરોધ ન હોય ત્યાં સુધી તે કરવાં. જો તે બન્ને વચ્ચે વિરોધનો પ્રસંગ આવે તો બહિરંગ સાધનોનો ત્યાગ કરવો કારણ કે બહિરંગ સાધનો તે ગૌણ છે, અને અન્તરંગ મુખ્ય છે. **ભાવાર્થ**—સાધારણ રીતે આશ્રમ ધર્મોનું પાલન ભગવદ્‌ભક્તે કરવું. પણ તેણે જાણવું જોઇએ કે આશ્રમ ધર્મો તે ગૌણ ધર્મો છે કારણ કે તે દેહની સાથે સંબન્ધ ધરાવનાર છે. જ્યારે ભગવદ્ધર્મો તે મુખ્ય છે કારણ કે તે આત્માની સાથે સંબન્ધ ધરાવનાર છે. માટે જ્યાં સુધી તે બન્ને વચ્ચે વિરોધ ન આવે ત્યાં સુધી તે કરવાં. પણ જો ત્યાં વિરોધ આવે તો તે ન કરવાં અર્થાત્ તેવા પ્રસંગે ભગવદ્ધર્મોજ કરવા જોઇએ. ૩૩

તમારૂં શ્રવણ કરે છે ગાય છે, સ્તુતિ કરે છે, સ્મરણ કરે છે અને તમારી ઈચ્છાને અભિનન્દે છે. તેજ થોડા સમયમાં તમારા સંસારના પ્રવાહને શાન્ત કરનાર ચરણ કમળને થોડા સમયમાં પ્રાપ્ત થાય છે". (ભા. ૧-૯-૩૬) "હે પાર્થ! મારી દેવી પ્રકૃતિને પ્રાપ્ત થયેલા મહાત્માઓનો, મને ભૂતોના આદિ અને અવ્યય જાણીને; અનન્ય મનવાળા ભજે છે મારૂં સતત કીર્તન કરતા તથા મારે માટે પ્રયત્ન કરતા મને નમસ્કાર કરતા દૃઢ વ્રતવાળા તે ભક્તિથી નિત્ય યુક્ત મને ઉપાસે છે" (ભ. ગી. ૯-૧૩ ૧૪) આથી ભગવાનના ધર્મો આત્માના ધર્મરૂપ તરીકે અન્તરંગ હોવાથી આશ્રમ કર્મ દેહ ધર્મ તરીકે બહિરંગ હોવાથી તેના અવિરોધથીજ તે કરવું જોઇએ એમ સ્થિત છે. માટેજ ભગવદ્ધર્મથી અન્ય ધર્મનો પ્રતિબંધ કરીને તેમનું સર્વથી આધિક્ય જણાવવાને "અથવા તે આ આત્મા સર્વને વશ કરનાર" (બૃ. ૪-૪-૨૨) વગેરેથી ભગવાનનું માહાત્મ્ય કહ્યું છે. ૩૩

## अनभिभवं च दर्शयति ॥३-४-३४॥

### વળી શ્રુતિ ભક્તોને અનભિભવ દર્શાવે છે.

"મુખ્ય રીતે ભગવાનના ધર્મો જ કરવા જોઇએ" એમ અહિંઆં [1]ઉપોદ્બલક પછીથી આથી કહેવાય છે. 'સઘળા પાપને તરે છે. પાપી આને તરતો નથી. સઘળા પાપને તરે છે. આને પાપી તરતો નથી. "( બૃ. ૪-૪-૨૩) વગેરેથી ભગવદ્ધર્માનુસાર આશ્રમ કર્મ નહિ કરવાથી ઉત્પન્ન થતા દોષોથી તેના [2]અનભિભવને શ્રુતિ દર્શાવે છે. માટે ભગવાનના ધર્મોજ બાધ કરતા ઉત્તમ સાધનો છે એવો અર્થ છે. ૩૪.

## अन्तरा चापि तु तद्दृष्टेः ॥३-४-३५॥

### ભગવદ્દષ્ટિ વાળાને તો વર્ણાશ્રમધર્મો અન્તરાય રૂપ છે તેથી પણ.

ભગવદ્ધર્મો કરતાં આશ્રમ ધર્મો [1]હીન છે તેથી પણ અલ્પ કહેવાય છે. તોપણ પુરુષોત્તમ ધર્મીમાંજ જેની દૃષ્ટિ-તાત્પર્ય છે તેવા પુરુષને આશ્રમ ધર્મો ફલની સિદ્ધિમાં અન્તરાય છે. [2]અને વ્યવધાન રૂપ છે તેથી શ્રુતિ દેખાડે છે એવો પૂર્વ સાથે સંબન્ધ છે. અન્તરા શબ્દ અહિંઆં અવ્યયાત્મક [3]વ્યવધાનનું બાધક છે તેમજ વળી શ્રુતિ છે.

"આનોજ અનુવાદ કરતા વિદ્વાન બ્રાહ્મણો પ્રજાની કામના કરતા નથી કારણ કે અમારે આત્મા તથા આથી લોક પણ નથી તો પ્રજાથી શું કરીશું ?'

---

સૂત્ર ૩૪—(૧) ગ્રાહક પ્રમાણ, કહેલા સિદ્ધાન્તનું સમર્થન કરનાર પ્રમાણ (૨) અર્થાત્ ભગવદ્ધર્મોના અનુસરણ માટે આશ્રમ ધર્મોનો ત્યાગ કરવાથી ભક્તનો અભિભવ થાય છે એવું શ્રુતિમાં કહ્યું નથી. ભાવાર્થ-આશ્રમ ધર્મો નહિ કરવાથી ભગવદ્ભક્તને અભિભવ નડે છે એવું શ્રુતિમાં કહ્યું નથી, માટે પણ આશ્રમ કર્મો કરતાં ભગવદ્ધર્મો અધિક છે. ૩૪

સૂત્ર ૩૫—(૧) ઉતરતાં (૨) ભગવાન્માંજ જેમની દૃષ્ટિ છે તેમની બાબતમાં તો આશ્રમ ધર્મો અન્તરાયરૂપ છે-વિઘ્ન કરતા છે (૩) અવધાન રહિત હોવાપણું, ચિત્તની અસ્થિરતા વ્યગ્રતા (૪) દેવું દૂર કરવામાં અર્થાત્ પિતૃઋણ દૂર કરવામાં પ્રજા ઇષ્ટ છે છતાં તે ભગવાનના આનન્દમાં અન્તરાયરૂપ

(બૃ. ૪-૪-૪૨)થી [4]ઋણના અપાકરણના હેતુ તરીકે લૈકિક ઉત્કર્ષના હેતુ તરીકે પણ પ્રજાને અભીષ્ટ હોવામાં પણ તેના ઉત્પાદનના વ્યાસંગથી ભગવદાનન્દના અનુભવમાં અન્તરાય થશે એમ તેની દૃષ્ટિથી ત્યાં ઉપેક્ષા દેખાડે છે. ૩૫

# अपि स्मर्यते ॥३-४-३६॥

## સ્મૃતિ પણ છે.

જો જ્ઞાન અને તેનાં સાધનો વૈરાગ્યાદિ પણ અન્તરાય રૂપ સ્મરાય છે તો આશ્રમ ધર્મો તેવાં હોય એમાં તો શું કહેવું ? એમ '[1]અપિ' શબ્દથી (સમજાય) છે. " આથી મારી ભકિતથી યુક્ત મારા આત્મારૂપ યોગીને જ્ઞાન, કે જ્ઞાન વૈરાગ ઘણું કરીને અહિઆં શ્રેય નથી" (ભા. ૧૧-૨૭-૩૯-૧૪-૧૯) એ ભાવનું વાકય છે. ૩૬.

# विशेषानुग्रहाच्च ॥३-४-३७॥

## અને (જ્ઞાનીની સરખામણીએ ભકત ઉપર) વિશેષ અનુગ્રહ કહેલો છે.

"[1]સ્મરાય છે' એમ પૂર્વ સાથે સંબન્ધ છે જ્ઞાનાદિ કરતાં ભકિત માર્ગમાં ફ્લથી [2]પણ ઉત્કર્ષને કહે છે. જ્ઞાનાદિ સાધન વસ્તુનો [3]અનુગ્રહ મુક્તિ પર્યન્ત જ છે. ભક્તિ-તો " હે દ્વિજ, હું ભક્તને પરાધીન અસ્વતંત્ર જેવો છું" (ભા. ૯-૫-૬૩) વગેરે વિશેષરૂપવાળો મુકતાદિથી પણ ભકતોનો વ્યાવર્તક ભગવદનુગ્રહ સ્મરાય છે એવો અર્થ છે. ૩૭

[1]ગૂઢ અભિસંધિનું ઉદ્ઘાટન કરતાં ફ્લિત અર્થને કહે છે.

# अतस्त्वितरज्ज्यायो लिङ्गाच्च ॥३-४-३८॥

## માટેજ વળી મુકિત કરતાં ભક્તિમાર્ગીયનું તદીયત્વ અધિક છે લિંગને લીધે છે.

---

થશે એમ માનીને તે પ્રજાની ઇચ્છા કરતા નથી. તેની ઉપેક્ષા કરી છે. **ભાવાર્થ**-ભગવાન્માં દૃષ્ટિ-વાળાની બાબતમાં તો આશ્રમ ધર્મો અન્તરાયરૂપ છે, તે ચિત્તની સ્થિરતા થવા દેતા નથી. ૩૫

**સૂત્ર ૩૬**—(૧) જ્ઞાન તથા તેનાં સાધનો જો ભગવદ્દૃષ્ટિવાળાને અન્તરાયરૂપ છે તો પછી આ આશ્રમ ધર્મો અન્તરાયરૂપ હોય એમાં તો શું કહેવું એવું જણાવવાને સૂત્રમાં 'અપિ' શબ્દ છે. **ભાવાર્થ**-સ્મૃતિમાં (ભા. ૧૧-૨-૩૯ માં) આ આશ્રમ ધર્મો ભગવદ્દૃષ્ટિવાળાને અન્તરાયરૂપ છે એમ કહેલ છે.

**સૂત્ર ૩૭**—(૧) ઉપર જેમ સ્મૃતિનું પ્રમાણ આપ્યું તેમ ભગવદ્દૃષ્ટિવાળા ઉપર વિશેષ અનુગ્રહ હોય છે તેમાં પણ સ્મૃતિનું દૃષ્ટાન્ત આપે છે. (૨) જ્ઞાન કરતાં ભક્તિ તેના સ્વરૂપથીજ અધિક છે એમ નહિ, પણ ફળની બાબતમાં એ જ્ઞાન કરતાં ભક્તિ અધિક છે. જ્ઞાનના ફળ કરતાં ભક્તિનું ફળ અધિક છે. (૩) જ્ઞાનનું ફળ ફક્ત મુક્તિ જ છે અને ભક્તિનું ફળ ભગવાનનો અનુગ્રહ છે. **ભાવાર્થ**-ભગવદ્દૃષ્ટિવાળા ઉપર જ્ઞાનવાળા કરતાં ભગવાનનો વિશેષ અનુગ્રહ છે. અર્થાત્ જ્ઞાની ઉપર ભગવાનનો અનુગ્રહ હોય છે પણ તેને મોક્ષ આપે છે, જ્યારે ભક્તને ભગવાન્ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે. આ રીતે જ્ઞાની કરતાં ભક્તને અધિક ફળનું પ્રદાન ભગવાન્ કરાવે છે. ૩૭

"अतः" થી પૂર્વે કહેલી શ્રુતિ અને સ્મૃતિનો પરામર્શ છે. અને વળી બીજી મુક્તિથી પણ ભક્તિ માર્ગમાં તદીયત્વ વધારે અધિક છે એવો અર્થ છે. અહિંઆં અન્ય હેતુને કહે છે. "અને લિંગને લીધે" [2]મુક્તોને તો માયાથી વિનિર્મુક્ત આત્મ આત્મ સ્વરૂપજ છે, એમ નહિ કે ત્યાં દેહ ઈન્દ્રિય વગેરે છે કે જેથી [3]ભજનાનંદનો અનુભવ થાય. ભક્તોને [4]પણ દેહ ઈન્દ્રિય વગેરે માયા અને તેના કર્મથી રહિત તથા આનન્દરૂપથી છે ભગવાનમાં ઉપયોગી છે તેથી પણ તે તેમ છે એવો અર્થ તે મુક્ત [5]આત્માઓનો ભગવાન્‌માં કોઇ પણ ખરેખર ઉપયોગ નથી એવો ભાવ છે. શ્રીભાગવતમાં તે કહેલું છે—જ્યાં માયા નથી તો (રાગાદિ) બીજા તો હોયજ કયાંથી ? જ્યાં સુર અને અસુરથી પૂજાતા ભગવાન્‌ના પાર્ષદ નિવાસ કરે છે." (ભા. ૨–૯–૧૦) વગેરે તથા [6]મુક્તથી ઉપસૃપ્યતા કહેવાય છે. માટેજ સાતમા સ્કંધમાં "દેહ, ઇન્દ્રિય, પ્રાણ વગેરેથી વૈકુણ્ઠ પુરના વાસીઓના" (ભા. ૭–૧–૩૪) એમ કહેલું છે. પુરમાં રહેવામાં દેહાદિની આવશ્યકતા હોવાથી જડાત્મકતાનો નિષેધજ એમ સમજાય છે. इतरज्ज्यायः એવા પાઠમાં પૂર્વે કહેલા આશ્રમના કર્મોનો પરામર્શ અથવા "अतः" એમ કહેલાની માફક છે. આથી "તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા કામો ભોગવે છે." (તૈ ૨–૧) એમ તેનું કહેલું ફલ સૂચવાય છે ૩૮

૪ તદ્‌ભૂતસ્યેત્યધિકરણ.

## तद्भूतस्य तु नातद्भावो जैमिनिरपि नियमातद्रूपाभावेभ्यः ॥३–४–३९॥

**પુષ્ટિમાર્ગીય ભાવવાળા જૈમિનિ હોય તોપણ ભગવદ્‌ભાવથી રહિત બનતા નથી કારણકે નિયમ તથા સાધનરૂપનો અભાવ છે તેથી.**

હવે આ વિચારાય છે. તદીયોને કોઇ વખતે સાયુજ્ય હોય છે કે નહિ ? ત્યાં ભક્તિ માર્ગપણ સાધન રૂપ હોવાથી અને તેનું મુક્તિમાં પર્યવસાન છે તેથી અને તદીયત્વ સાધના-

સૂત્ર ૩૮—(૧) મુક્તિની અપેક્ષાએ (૨) મુક્તો તો માયાથી મુક્ત થઇને આત્માના સ્વરૂપમાં પ્રવેશ પામે છે. (૩) મુક્તોને દેહાદિ હોતા નથી તેથી તેઓ ભજનાનન્દનો અનુભવ કરતા નથી. (૪) ભક્તો તે દેહ તથા ઇન્દ્રિયો છે, પણ તે માયા તથા તેના કાર્યથી રહિત છે તથા તે આનન્દરૂપ અલૌકિક છે. આથી તેઓ ભગવાન્‌ની સાથે ભજનાનન્દનો અનુભવ કરે છે. (૫) મુક્ત આત્માનો અક્ષરબ્રહ્મમાં પ્રવેશ થતો હોવાથી ભગવાન્ સાથે ફળભોગ કરતા નથી તેથી ભગવાન્‌ના ઉપયોગમાં તે નથી. (૬) જે મુક્ત આત્માઓ છે તેજ પુરુષોત્તમ પાસે જાય છે, અર્થાત્ મુક્ત થયેલા આત્માઓનું ભગવાન્ પુનરુત્થાન કરીને તેમને અલૌકિક દેહાદિથી યુક્ત બનાવે છે, અને પછી તેમની પાસે ફલોપભોગ કરાવે છે. **ભાવાર્થ** પ્રથમ કહેલી શ્રુતિ વગેરેથી મુક્તિની સરખામણીએ ભક્તિમાર્ગીય તદીયત્વજ અધિક તર છે, વળી બીજું પણ કારણ છે. અને તે એકે મુક્તોને દેહ તથા ઇન્દ્રિયો હોતાં નથી તેથી તેઓ કેવલ આત્મસ્વરૂપથીજ બ્રહ્મના આનન્દનો અનુભવ કરે છે. ભક્તોને તો અલૌકિક દેહ, ઈન્દ્રિય વગેરે હોવાથી સર્વોત્કૃષ્ટ ભજનાનન્દનો અનુભવ થાય છે. ૩૮

વસ્થા રૂપ હોવાથી તેમની પણ મુક્તિ આવશ્યક છે. તેમજ વળી ફલથી કાંઈપણ વિશેષ નથી એમ પ્રાપ્ત થાય [1]તો કહેવાય છે.

તુ શબ્દથી મર્યાદામાર્ગનો વ્યવચ્છેદ છે. અહિંઆં વિશ્વાસની દ્રઢતા માટે કહે છે ફક્ત કર્મના નિરૂપક જૈમિનિને પણ જો કોઈ [2]વખત ભગવાનની કૃપાથી આ ભાવ થાય તો પુષ્ટિમાર્ગીય ભગવદ્ભાવને પ્રાપ્ત થયેલ તેને પણ ઉક્ત ભાવનું તિરોધાન કોઇ વખત નથી એમ અર્થ છે. અહિંઆં હેતુઓ કહે છે. નિયમ વગેરે તૈત્તિરીયકમાં "તે તે ધામની કામના કરીએ છીએ" (તૈ. સં. ૧-૩-૬) એ મન્ત્રમાં "જ્યાં શુભ ઘણી શીંગડીઓવાળી રુરુ વગેરે ગાયો છે, ત્યાં બહુ રીતે ગવાયલા ભક્તો ઉપર કામનું વર્ષણ કરનાર ભગવાનનું પરમપદ છે. (તૈ. સં. ૧-૩-૬) થી કહીને તેની પછી ત્યાં કરેલાં કર્મો પણ "વિષ્ણુનાં કર્મો જુઓ' (તૈ. સં. ૧-૩-૬) એ મંત્રથી નિરૂપણ કરીને ફરીથી પ્રથમ કહેલું લીલાનું સ્થાન "તે પરમ પદ" (તૈ. સં. ૧-૩-૭) એ પદથી અનુવાદ કરીને [3]તેના નિત્યત્વના નિરૂપણ માટે કહેવાય છે. 'સદા સૂરિઓ જૂએ છે" (તૈ. સં. ૧-૩-૬) સૂરિઓ એટલે વિદ્વાનો, પુરુષોત્તમના જ્ઞાનવાળા અને તે ભક્તિથીજ" એમ છે તેથી 'સૂરિ" શબ્દથી "ભકતો" કહેવાય છે તેમજ વળી સદા શબ્દથી ભકતોને સાર્વદિક નિયમન છે એમ હોય તો પુષ્ટિ માર્ગીય ભગવદ્ભાવને પ્રાપ્ત થયેલાની કહેવાતી મુકિતમાં [4]તેના નિયમનો ભંગ થાય એવો અર્થ છે. અને જે એમ કહેવામાં આવ્યું કે સાધના વસ્થામાં ઉત્તમાવસ્થારૂપ પર તદીયત્વનું ફલ મુક્તિજ છે. ત્યાં કહે છે કે "તદ્રૂપતા નથી" કહેલું ભગવદીયત્વ સાધન રૂપ નથી પણ મુકિતનું ફલરૂપ છે. "સિદ્ધ મુકતોના પણ નારાયણ પરાયણ સુદુર્લભ પ્રશાન્ત આત્મા" (ભા. ૬-૧૪-૫) વાકયથી "જે કામો આના હૃદયમાં શ્રિત છે તે સઘળા જ્યારે છૂટી જાય છે, ત્યારે મર્ત્ય અમૃત થાય છે. અહિંઆં બ્રહ્મને ભોગવે છે" (બૃ. ૪-૪-૭) [5]એ શ્રુતિથી મુકતનો બ્રહ્મસ્વરૂપ ભોગ કહેવાય છે. અને તે "જે આનુ વરણ કરે છે" (મું. ૩-૨-૩) એ શ્રુતિથી ભગવદીયત્વથી જ છે તેથી આ સ્પષ્ટ ફલ રૂપ છે માટે તે રૂપ નથી. અને વળી [6]ફલ સાધનથી ઉત્તમ હોય છે. તે ભગવદીયરૂપ હોવાથી, ઉત્તમ અર્થના અભાવથી પણ [7]મુકિત કહેવી ઉચિત નથી. શ્રીભાગવતમાં પંચમ સ્કન્ધમાં પ્રથમ ભકિતનું સ્વરૂપ નિરૂપીને તે કહેવાયું છે.—તેજ પર નિવૃત્તિથી જાતે મેળવેલ આત્યન્તિક પરમ પુરુષાર્થ અપવર્ગનો પણ તે આદર કરતા નથી, કારણ કે

---

અધિ૦ ૪ સૂત્ર ૩૯—(૨) ભક્તિમાર્ગીય સાધન રૂપ છે અને સાધનનું ફલ મોક્ષ છે માટે જ્ઞાની તેમ તદીય બન્ને સરખા છે એમ પૂર્વપક્ષમાં કહે છે (૨) અનેક જન્મ પર્યન્ત સુકૃત કર્મ કરવાથી ભગવાન્ પ્રસન્ન થાય છે ત્યારે (૩) લીલા સ્થાનના (૪) સાર્વદિક દર્શનનો નિયમ (૫) મુક્તિનું ફલ પુષ્ટિમાર્ગીય ભગવદીયત્વ છે, તેમાં શ્રુતિનું પ્રમાણ આપે છે, આ શ્રુતિ શારીર બ્રાહ્મણમાં આવી છે. (૬) સાધન કરતાં ફળ ચઢીઆતું છે. (૭) ભગવદીયત્વનું ફલ મુક્તિ છે એમ કહેવું ઉચિત નથી. ભાવાર્થ-પુષ્ટિમાર્ગમાં જો કર્મઠોના અગ્રણી જૈમિનિ પણ તદીયત્વને પ્રાપ્ત કરે તો પછી તેનો પણ ભાવ કોઇ પણ વખતે તિરોહિત થાય નહિ. ત્યાં હેતુ એ છે કે ભક્તોનું ભગવદ્દર્શન નિત્ય છે એવો નિયમ છે 'તે કામ ભોગવે છે' એ શ્રુતિથી મુક્તાવસ્થા પછી સ્વરૂપભેદના ભાવનો અનુભવ કહેવાય છે. અને તે ફક્ત વરણથી જ સાધ્ય હોવાથી તદીયત્વ ફલરૂપ હોવાથી સાધન રૂપનો અભાવ કહેલો છે. ૩૯

મારા ભગવદીયત્વથી જ તેમના તમામ મનોરથો સમાપ્ત થયા છે. (ભા. ૫-૬-૧૭.)

૫ નચાધિકારિકમિત્યધિકરણ.

## न चाधिकारिकमपि पतनानुमानात्तदयोगात् ॥३-४-४०॥

**વળી પુષ્ટિ ભક્તને અધિકારવાળા લોકનું પણ ફળ આપતા નથી કારણ કે અધિકારવાળાના પતનનું અનુમાન કરાય છે તથા પુષ્ટિભક્તને (પતન સાથે) સંબન્ધ નથી તેથી.**

[૧]હવે આ વિચારાય છે. ધ્રુવને જેમ આપ્યું તેમ બ્રહ્માદિ લોકનો અધિકાર આપીને તેના સંબન્ધી ફલને (પુષ્ટિભક્તોને) આપે છે કે નહિ? ત્યાં "નહિ" એમ [૨]કહે છે. ત્યાં હેતુ "પતનના [૩]અનુમાનથી" છે. "હે અર્જુન! બ્રહ્મના લોક સુધીના તમામ લોકની પુનરાવૃત્તિ છે" (ભ. ગી. ૮-૧૬) એ સ્મૃતિથી એમ અર્થ છે. ફલ [૪]હદવાળું છે તેથી એમ ભાવ છે તેમજ વળી તેવા ભગવદીયમાં [૫]યજનના અયોગથી પણ તે પ્રમાણે [૬]નથી. અથવા તેવાના સદા ભક્તિરસના અનુભવથી તેનાથી જૂદાની અપેક્ષાના અભાવથી અન્ય ફલોના સંબન્ધનો અભાવ છે તેથી એમ અર્થ છે. ૪૦

## उपपूर्वमपि त्वेके भावमशनवत्तदुक्तम् ॥३-४-४१॥

**કેટલાક ભક્તોને ભક્તિમાં ઉપપતન હોય છે. પણ તેમાં ભગવાનના અનુગ્રહની આશા હોવાથી સાક્ષાત્ સ્વરૂપના ભોગની માફક ભગવાનના સંગના અભાવમાં પણ આનંદ મેળવે છે.**

કેટલાક ભક્તો આધિકારિક ફલમાં ફક્ત પતન હેયત્વનું પ્રયોજક નથી એમ કહે છે તો પણ તે પતનજ છે એમ કહે છે, કારણ કે ભક્તિભાવથી ચ્યુતિ હોવાથી અધિકારની સમાપ્તિમાં ભગવાનના અનુગ્રહની આશા પણ કદાચિત્ સંભવે છે તેથી તે [૧]ઉપપતન છે. મુક્તિમાં તો અપુનરાવૃત્તિ હોવાથી [૨]મહાપતનજ છે એ ભાવ છે. તેથી નિષિદ્ધ કર્મના ફલની તુલ્યતા જણાવવામાં આવી છે. માટેજ શ્રીભાગવતમાં "નારાયણ પરાયણ લોકમાં કોઈથી ભય પામતા નથી, સ્વર્ગ, અપવર્ગ અને નરકમાં પણ તુલ્ય

---

અધિ૦ ૫ સૂત્ર ૪૦—(૧) પુષ્ટિ મર્યાદામાર્ગીય ફલનો વિચાર કરીને મર્યાદા પુષ્ટિમાર્ગીય ફલનો વિચાર કરવામાં આવે છે. (૨) 'કહે છે' નો કર્તા 'સિદ્ધાન્તી સૂત્રકાર' છે અર્થાત્ પૂછેલા પ્રશ્નનો ઉત્તર સિદ્ધાન્તી નકારમાં આપે છે. (૩) અનુમાન એટલે સ્મૃતિ છે તેથી (૪) કર્મનું ફળ અનિત્ય છે. (૫) આવા ભગવદીયનો કર્મ સાથે સંબન્ધ હોતો નથી. (૬) તો ધ્રુવને શા માટે આધિકારિક ફળ આપ્યું? તે કહે છે ધ્રુવમર્યાદા માર્ગીય હતા તેથી તેમને તે રીતે આપ્યું છે. ભાવાર્થ–ભગવાન્ પોતાના ભક્તોને આધિકારિક બ્રહ્માદિ લોકનું ફલ પણ આપતા નથી. કારણ કે આ લોકનું ફલ નિત્ય નથી. વળી ભક્તોને આવા અનિત્ય ફળની ઇચ્છા પણ નથી. મર્યાદામાર્ગીયનેજ એવું ફળ આપે છે. ૪૦

સૂત્ર ૪૧—(૧) ભક્તિમાર્ગમાંથી કદાચ ચ્યુત થવાય તો પણ પુનઃ ભગવાનનો અનુગ્રહ થાય છે માટે તે પતન નહિ ઉપપતન કહેલ છે (૨) મુક્તિમાં તો ફરીથી જન્મ હોતો નથી એટલે ભક્તિરસની આશા નથી માટે તે મહાપતન છે. જ્યારે ભક્તિમાંથી જે પતન થયું હોય તો પણ તેમાંથી ભક્તિરસની

અર્થને જોનારા છે" (ભા. ૬-૧૯-૨૮) એમ ગણાય છે. ભક્તિમાર્ગમાં તો સાક્ષાત અંગના અભાવમાં પણ ફક્ત તદીયભાવ પણ અશનની માફક સાક્ષાત ભગવત્સ્વરૂપના ભોગવાળોજ મનાય છે. શ્રીભાગવતમાં તે કહેલું છે. અથહ વાવ તવ (ભા. ૬-૯-૩૯) વગેરેથી સાક્ષાત ભગવાનનો ભોગ જીવને અસંભાવિત છે એવી શંકાના નિરાસ માટે [૩]"તે કહેલું છે" એમ કહે છે "તે વિપશ્ચિત બ્રહ્મ સાથે સર્વ કામો ભોગવે છે" (તૈ. ૨-૧) અહિંઆં "બ્રહ્મને ભોગવે છે" (બૃ. ૪-૪-૭) વગેરે શ્રુતિઓમાં સાક્ષાત બ્રહ્મ સ્વરૂપ રસ ભોગવાળું કહેલું છે એ અર્થ છે. ૪૧

૬ બહિસ્તૂભયથેત્યધિકરણ.

## बहिस्तूभयथापि स्मृतेराचाराच्च ॥३-४-४२॥

### (અત્યન્ત ભગવદ્ભાવવાળા તથા સાક્ષાત્સ્વરૂપના ભોગવાળા) બન્ને પ્રકારના પણ ભક્ત માટેતો બહિર્ગમન (ગૃહત્યાગ) છે; કારણ કે સ્તુતિ તથા આચાર છે તેથી.

હવે આ વિચારાય છે. ફક્ત અતિશય ભગવદ્ભાવવાળાએ અથવા સાક્ષાત્ સ્વરૂપના ભોગવાળાએ ગૃહત્યાગ કરવો જોઇએ કે નહિ? એમ ફલ સિદ્ધ હોવાથી, ના એમ પક્ષના વ્યવચ્છેદ માટે-"મારી વાર્તાથી જેમની રાત્રિઓ પસાર થયેલી છે તેમને ઘર બન્ધન મનાતાં નથી" (ભા. ૪-૩૦-૧૯) એ વાક્યથી બન્ધક તરીકે ત્યજવા જેવો છે એમ પક્ષના વ્યવચ્છેદ માટે પણ "તુ-તો" શબ્દ છે. અથવા ફક્ત ભાવમાં સાક્ષાત પ્રભુના સંબન્ધમાં બન્ને રીતે પણ ઘરની બહાર જવું તે ગૃહત્યાગ છે. તે આવશ્યક છે. ત્યાં પ્રમાણ કહે છે. સ્મૃતિથી વગેરે "તું તો સઘળો સ્વ બન્ધુઓ તરફનો સ્નેહ ત્યજી દઇને મારામાં મનને મૂકીને સરખી દૃષ્ટિવાળો પૃથિવી ઉપર વિચર" (ભા. ૧૧-૭-૬) વગેરે સ્મૃતિ ભગવદ્ભાવવાળા, તેના [૧]સંગથી વિશિષ્ટના, પણ બહિર્ગમનને કહે છે. તો આચાર પણ તેજ પ્રમાણે સંભળાય છે. માટે તે પ્રમાણે અહિંઆં આ આશય છે. આશ્રમના ધર્મ તરીકે ગૃહત્યાગ "જે દિવસે વૈરાગ્ય થાય ત્યારે" વગેરે શ્રુતિઓથી [૨]પ્રથમ જણાવ્યો તો પણ જે ફરીથી અહિંઆં કહેવાય છે તેથી તેનાથી આ જૂદો છે એમ જણાય છે, તેમજ વળી કહેલા [૩]વાક્યથી મુમુક્ષુની મુક્તિના પ્રતિબન્ધકત્વના અભાવમાં પણ

---

આશા ભગવાનના અનુગ્રહથી સંભવે છે માટે તે ઉપપતન છે. (૩) સૂત્રમાં તદુક્તમ્ શબ્દો શા માટે છે તે અહિંઆં જણાવે છે. **ભાવાર્થ**-ભક્તિમાર્ગમાંથી કદાચ કોઇનું પતન થાય તો પણ તેના ઉપર બીજા જન્મમાં ભગવાનનો અનુગ્રહ થાય છે, અને ફરીથી ભક્તિરસ ભોગવી શકે છે, પણ મોક્ષ દશામાં તો જીવ અક્ષર બ્રહ્મમાં પ્રવેશ પામ્યો એટલે તેને ફરીથી જન્મજ નથી. અને તેમ નહિ હોવાથી તેને માટે ભજનાનન્દની આશાજ નથી. માટે ભક્તિમાર્ગમાં જે પતન હોય તો તે ઉપપતન કહેવાય છે અને તે ઉપપતન મોક્ષ કરતાં પણ ચઢીઆતું છે કારણ કે મોક્ષ તે મહાપતન છે. ૪૧

અધિ૦ ૬ સૂત્ર ૪૨—(૧) જે ભગવદ્ભાવવાળો છે અને જેમનો ભગવાન સાથે સંગ થયેલો છે તેમણે ગૃહત્યાગ અવશ્ય કરવો જોઇએ. (૨) ઉર્ધ્વરેતઃ સૂત્રમાં (૩) ભા. ૪-૩૦-૧૯ના વાક્યથી (૪)

[4]વ્યાસંગ ત્યાં [5]આવશ્યક હોવાથી કહેલાં [6]બન્ને પણ સતત પ્રભુરસના આસ્વાદમાં પ્રતિબન્ધક રૂપ હોવાથી અને તે તેનો [7]ત્યાગ વિપ્રયોગ રસનો અનુભાવક હોવાને લીધે [8]તેને કરવો જોઇએ, જો કે પોતાના ઇષ્ટમાં અન્તરાયરૂપ હોવાથી જાતેજ તેનો ત્યાગ [9]બનશે તો પણ "આશ્રમમાંથી આશ્રમમાં જવુ" (ભા. ૧૧-૧૭-૩૮) એ વાકયથી અહિંઆં અન્ય આશ્રમના અભાવથી ત્યાગ અવિહિત હોવાની શંકાના અભાવ માટે આ ઉક્તિ છે.

## स्वामिनः फलश्रुतेरित्यात्रेयः ॥३-४-४३॥

### આત્રેય કહે છે કે ભગવાનૂથીજ ફલ પણ છે તેથી ગૃહત્યાગ સાધન તરીકે હોવું જોઇએ નહિ.

પુષ્ટિમાર્ગીય ભક્તનું વિધાન કરેલું છે તેથી "એમ અપ્રયોજક છે. ત્યાં હેતુ-તે ભક્તિમાર્ગના સ્વામી શ્રીગોકુલેશથી જ ફ્લની શ્રુતિને લીધે. માટે બહિર્ગમન અહિંઆં સાધન તરીકે ન કરવું જોઇએ [1]એવો ભાવ છે. અહિંઆં-"જેનું આવરણ કરે છે" (મું. ૩-૨-૩) ની શ્રુતિનું અનુસંધાન કરવું જોઈએ. આ પછીના શબ્દમાં કહેવાય છે. " આ આત્મા બલહીનથી લભ્ય નથી (મું. ૩-૩-૪) અહિંઆં ભગવાનના વરણ પછી પણ કહ્યું છે કે જેની અપેક્ષાવાળો ભગવાનનો લાભ હોય છે. એની જીજ્ઞાસામાં સર્વાત્મભાવ એજ બસ છે એમ નિર્ણય કરાય છે. તેજ મર્યાદાબલનું ઉપમર્દક હોવાથી અને ભગવાનને વશ કરવાનો હેતુ હોવાથી; કારણ કે [2]વ્રજસીમન્તિનીઓને પ્રભુના વચનનો [3]અતિક્રમ પણ કરીને સ્વરૂપનો પરિગ્રહ તેના [4]બલથી હતો. એમ આત્રેય આચાર્ય માને છે અહિંઆં આ અભિપ્રેત છે. સર્વાત્મભાવનું જે બલ છે તે તેજ પ્રભુનું જ છે. અને તેનો આ સ્વભાવ છે કે જે અન્યત્ર રુચિ કરે છે. માટેજ [5]વ્રજના પરિવૃઢવદનેન્દુના વચનરૂપી કિરણોના પ્રચારથી [6]પ્રોચ્છલિત થતા કેવલ ભાવરૂપી સમુદ્રના વચનરૂપી મોજાંઓ વાળાથી ગવાય છે. "હે કમળનયન! જ્યારથી તમારા પાદતલને અમે સ્પર્શ કર્યો છે તે ત્યારથી અન્યની સમક્ષ ઉભા રહેવાને પણ અમે શક્તિવાળા નથી" (ભા. ૧૦-૨૯-૩૩) વગેરે. માટે ત્યાગ તો પીઠ સાથે જોડાયલો હોય તેમજ આવે છે. માટે તેને માટે પ્રયત્ન કરવો

---

લૌકિક વ્યાસંગ (૫) ગૃહ સ્થિતિમાં (૬) ભગવદ્‌ભાવ અને ભગવત્સાક્ષાત્કારવાળા બન્ને (૭) ગૃહ ત્યાગ (૮) ગૃહ ત્યાગ (૯) અત્યન્ત ભગવદ્‌ભાવવાળાને ગૃહત્યાગ માટે ખાસ પ્રયત્ન કરવો પડતો નથી, પણ અત્યાગ અન્તરાયરૂપ હોવાથી ત્યાગ પોતાની મેળે બની આવે છે. **ભાવાર્થ**-ભગવાનમાં ભાવવાળા તથા ભગવાનના સ્વરૂપ સાથે સંબન્ધવાળાએ ગૃહત્યાગ કરવો જોઇએ. ૪૨

સૂત્ર ૪૩—(૧) આત્રેયનો આ મત છે. (૨) વ્રજભક્તો, ગોપીઓ (૩) ભગવાને રાસને માટે તેમને પ્રથમ બોલાવ્યાં પણ પછીથી તેમને લોક તથા વેદનો ભય દેખાડીને પાછા જવાનું કહ્યું છતાં તેઓ પાછાં ન ફર્યાં. આ રીતે ભગવાનના શબ્દોનું અતિક્રમણ તેમણે કર્યું હતું. આ રીતે વ્રજભક્તો પાછાં ન ફર્યાં અને ત્યાં સ્થિત રહ્યાં, એનું કારણ સર્વાત્મભાવરૂપી બલ હતું. જે ભગવદ્દનુગ્રહથી તેમને પ્રાપ્ત થયું હતું. (૫) ભગવાન્ કૃષ્ણરૂપી ચન્દ્ર (૬) જેમ ચંદ્રનાં કિરણોથી મોજાં ઉછળે છે તેમ ભગવાનના વચનોથી વ્રજાંગનાના ભાવ સમુદ્રનાં વચનરૂપી મોજાં ઉછળ્યાં હતાં એમ કહે છે. (૭) **અર્થાત્ ગૃહત્યાગ એ સાધન નહિ. પણ તે ફલનું એક વિશેષરૂપ છે. ભાવાર્થ-આત્રેય કહે છે કે ભગ-**

જોઇએ નહિ. તેથી વિષ્ણુના અવતાર તરીકે પુરુષોત્તમના ભાવસ્વરૂપને આ જાણનાર છે તે પ્રમાણે છે. ૪૩

## आर्त्विज्यमित्यौडुलोमिस्तस्मै हि परिक्रीयते ॥३-४-४४॥

### ઔડુલોમિ ગૃહત્યાગને ઋત્વિક્ કર્મ માને છે; કારણ કે યજમાને પોતાના તરીકે પસંદ કરેલ ઋત્વિક્ જેમ યાગાદિમાં પ્રયાસ કરે છે તેમ ભગવાનૂથી વરણુ કરાયલો જીવ ભગવાનની લીલા માટે ગૃહ ત્યાગ કરે છે.

સર્વત્યાગપૂર્વક જે બાહ્ય ભક્તનું પ્રભુની સમીપ ગમન કહ્યું તે ઋત્વિક્ [1]કર્મ છે એમ ઔડુલોમિ આચાર્ય માને છે. તેની આ અભિસંધિ છે. ખરેખર યજમાન પોતાના ઇષ્ટની સિદ્ધિને માટે પ્રથમ ઋત્વિક્‌નું વરણુ કરે છે. અહિંઆં પણ "જેનું તે વરણુ કરે છે" (મું. ૩-૨-૩) એ શ્રુતિથી. "તેથી એકલા રમણુ કરતા નથી" (બૃ. ૧ ૪-૩) એ શ્રુતિથી સ્વક્રીડા માટે ભગવાન્ પોતાથી ઇચ્છા કરાયલા તેતે લીલારૂપ જીવોનું વરણુ કરે છે. [2]જુવાન અથવા વૃદ્ધ એમ વિકલ્પથી જેમ એક રૂપનું સોમાદિમાં વરણુ હોય છે તે પ્રમાણે [3]સર્વાત્મભાવવાળાથીજ એક રૂપવાળાનુંજ અહિંઆં વરણુ છે. ત્યાં જેમ તેમનાં દરેકનાં પોતપોતાનાં અંગ માત્ર કરાય છે તેમ તે બીજાના સંબન્ધને દૂર કરીને તેના ભોગ્યને સમર્પણુ કરે છે. ભગવાને તે કહેલું છે. જયારે સમસ્ત કર્મોનો ત્યાગ કરનાર, જેને આત્માનું નિવેદન કર્યું છે તેવા પુરુષની વિશેષ રીતે હું ઇચ્છા કરૂં છું" (ભા. ૧૧-૨૯-૩૪) [4]અહિંઆં 'પૂર્વ' પદથી બીજાના સંબન્ધના નિવર્તનની ઉક્તિથી [5]સર્વાત્મભાવ કહેલો છે. ત્યાર પછીથી આત્મનિવેદન થાય ત્યારે તેના માટેની લીલા કરવાની ઇચ્છાનો વિષય સંભવે છે. અંતરંગ લીલામાં પ્રવેશ તે ઇચ્છાનો વિષય છે. માટે 'ઋત્વિક્‌કર્મ' એમ બરાબર કહ્યું છે. આથી "આપતો નથી, રાંધતો નથી" (આ. સૂ. ૧૦-૧૪-૬-૭) વગેરે શ્રુતિથી જેમ જે કારણુથી સોમાદિમાં દીક્ષિતની તે યાગથી ઇતર ધર્મની નિવૃત્તિ છે તેજ પરમ ધર્મ છે તે પ્રમાણે પુરુષોત્તમનુ કહેલા ભકતો સાથે રમણુજ સાર્વદિક છે અને આજ [6]મોટામાં મોટું મહત્ત્વ છે એમ સૂચવ્યું છે. [7]પ્રકૃતમાં ભકતોના ઋત્વિક્ તરીકે નિરૂપણુ કરવામાં હેતુ તરીકે અન્ય તાત્પર્યને પણ

---

વાનના સ્વરૂપ સાથે સંબન્ધ થતાં ગૃહત્યાગ પોતાની મેળે બની આવે છે. માટે તેને સાધન માનીને તેને માટે પૃથક્ પ્રયત્ન કરવાની જરૂર નથી. ભગવત્સ્વરૂપની સાથે સંબન્ધ થતાંજ ગૃહત્યાગ આપોઆપ બને છે. ૪૩

સૂત્ર ૪૪—(૧) ઔડુલોમિના મતે સર્વાત્મભાવ અને ઋત્વિક્ કર્મ વચ્ચે સામ્ય છે (૨) જેમ યજમાન અમુક કર્મ કરવાને માટે ઋત્વિજનું વરણુ કરે છે અને તે વરણુ કરાયલો ઋત્વિજ કર્મ કરી શકે છે તેમ ભગવાન્ જેને પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરાવવા ઇચ્છે છે તેનું પોતે વરણુ કરે છે. આ રીતે ઋત્વિક્ કર્મ સાથે સામ્ય અહિંઆં જણાવ્યું છે. (૩) જેમ યાગમાં જુવાન હોય કે વૃદ્ધ હોય, ગમે તે હોય પણુ તેમાંથી એક રૂપનુંજ વરણુ યજમાન કરે છે તેમ ભગવાન્ પણુ સર્વાત્મભાવવાળાનું વરણુ કરે છે તેમ ભગવાન્ પણુ સર્વાત્મભાવવાળાનુ વરણુ કરે છે (૪) ભા. ૧૧-૨૯-૩૪માં કહેલા વાકયમાં પ્રથમ **'त्यक्तसमस्तकर्मा' જેણે સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે તેમનામાંજ** સર્વાત્મભાવ હોય છે (૬) રમણુની

[8]કહે છે, યજમાનથી આરબ્ધ કર્મની અંગતા માટે ઋત્વિકનો પરિક્રય છે. વરણથી ફક્ત સ્વ કાર્યમાં ઉપયોગી હોવા માટે પોતાનો કરાય છે તે પ્રમાણે પ્રકૃતમાં પણ.

કદાચિત્ **कल्याण्यः दक्षिणाः** એવા [9]પ્રશ્નના વચનથી તેને માટેજ તેની પ્રવૃત્તિ છે [10]અહિંઆં તો પોતેજ પુરુષાર્થ રૂપથી ભગવાન્ માટેની પ્રવૃત્તિ છે. માટે [11]વૈષમ્ય છે. એમ કહેવું જોઇએ નહિ, રાગ વગરનાના પણ વરણ સમયે તે પ્રશ્નની આવશ્યકતા હોવાથી તેજ [12]પ્રમાણે દક્ષિણાનું દાન પણ અન્યથા છે, નિરંગત્વની [13]આપત્તિને લીધે. [14]પ્રકૃતમાં પણ ભક્તોના સ્નેહથીજ પ્રવૃત્તિ છે, ભગવાન્ પોતાના અનુભવ માટેજ તેમનો અનુભવ કરાવે છે તેથી વૈષમ્ય નથી. ૪૪

## श्रुतेश्च ॥३–४–४५॥

## અને શ્રુતિ છે તેથી.

અથર્વણોપનિષત્‌માં કહે છે "ભક્તિ એટલે આના ભજનમાં આ લોક તથા પરલોકની ઉપાધિ તરફ આશા વગરના થઇનેજ આમાં મનથી કલ્પના અને તેજ નૈષ્કર્મ્ય (ગો. પૂ. તા. ૧)

**બાદરાયણ ભક્તિમાર્ગના ફક્ત પ્રચારમાંજ અંતઃકરણવાળા છે ત્યાં પ્રમાણ ભાગવત છે. તેથી ઉત્તમોએ એ પ્રમાણે જાણવું જોઇએ. ૪૫**

૭ સહકાર્યન્તરાધિકરણ.

## सहकार्यन्तरविधिः पक्षेण तृतीयं तद्वतो विध्यादिवत् ॥३–४–४६॥

**શમદમાદિના સાધનોની વિધિ મર્યાદાપક્ષથી છે. માનસિક સાધન ભગવાન માટે સ્નેહવાળાનો વિધિ, અર્થવાદ વગેરેની માફક ( નિષ્પ્રયોજક ) છે.**

શંકા—"જેનું તે વરણ કરે છે" તે શ્રુતિ અન્યના નિષેધપૂર્વક વરણનેજ સાધન કહે છે તેથી "આ પ્રમાણે જાણનાર, શાન્ત, દાન્ત. ઉપરતિવાળો શ્રદ્ધારૂપી દ્રવ્યવાળો થઇને આત્મામાં આત્માને જૂએ" (બૃ. ૪–૪–૨૩) એ શ્રુતિ અન્ય સાધનને પણ કહે

---

નિત્યતા એજ ભક્તિમાર્ગનો વિશેષ જણાવે છે (૭) સ્વકીય લીલામાં પણ ભગવાન્ ભક્તોનું વરણ કરે છે એવા કથનમાં (૮) યજ્ઞમાં દક્ષિણા માટે પ્રવૃત્તિ છે, ભજનમાં તો કેવલ ભગવાન્ માટેજ તે પ્રવૃત્તિ છે, માટે દૃષ્ટાન્તની વિષમતા થશે એવી શંકા લાવીને કહે છે. (૯) કોઇક ઋત્વિજનો આ પ્રશ્ન છે. તેનો આશય આ યજ્ઞમાં તમને સારી દક્ષિણા મળી હશે એવી હું આશા રાખું છું એવું કહેવાનો છે (૧૦) સર્વાત્મભાવમાં દક્ષિણાની આશા નથી, ભગવાનજ પુરુષાર્થ છે (૧૧) દૃષ્ટાન્ત બરાબર બેસતું નથી એમ કહેવું નહિ (૧૨) વિધિમાં કહેવા પ્રમાણે (૧૩) 'દક્ષિણા સહિત મને ધન્ય છે' એવા વાક્યથી દક્ષિણા રહિતથી યજ્ઞની નિરંગતાની આપત્તિ હોય છે (૧૪) ભગવદ્‌ભજનમાં. **ભાવાર્થ**-ઔડુલોમિ એમ કહે છે કે ભગવદ્‌ભજન અને ઋત્વિક્ કર્મ સરખું છે જેમ યજમાન જેનું વરણ કરે છે તેજ ભગવદ્‌ભજનનો આનન્દ લેઈ શકે છે. ૪૪

**સૂત્ર ૪૫—ભાવાર્થ**—ગો. પૂ. તા. ૧ની શ્રુતિથી પણ ગૃહત્યાગ આવશ્યક જણાય છે. ૪૫

**અધિ૦ ૭ સૂત્ર ૪૬**—(૧) શ્રુતિઓમાં વિશેષ ન હોય અર્થાત્ સરખી હોય તો (૨) વરણમાં

છે. આમ વિરોધ હોવામાં શ્રુતિત્વના [1]અવિશેષથી શેનો આદર કરવો જોઇએ અને શેનો નહિ એવા સંશયમાં અન્ય સાધન વિધિનોજ આદર કરવો જોઇએ નહિ તો શાસ્ત્ર વ્યર્થ થાય એમ [2]પ્રાપ્ત થાય તો કહેવાય છે.

મર્યાદા પુષ્ટિના ભેદથી વસ્તુ બે પ્રકારે કહેવાય છે ત્યાં "સહ કાર્યન્તર વિધિ" તો મર્યાદા પક્ષથી કહેવાય છે. પુષ્ટિમાં તો અન્ય [3]અપેક્ષા નથી તેથી વિરોધનો ગન્ધ પણ નથી. તેમજ વળી સાધન તો કાયિક, વાચિક અને માનસિકનું વિધાન છે. ત્યાં મનથીજ પ્રાપ્ત કરવું જોઇએ" (ક. ૩-૩) એ શ્રુતિથી [4]તૃતીય મુખ્ય છે. તે પણ ત્યાં સુધીજ મર્યાદિકના વિધેય તરીકે કરવું જોઇએ કે જ્યાં સુધી [5]સ્નેહ ન થાય. કારણ કે સ્નેહ-વાળાનું તો કહેલું ત્રીજું સાધન પણ વિધિ વગેરેની [6]માફક છે. જેમ સ્નેહવાળાને વિધિ અથવા અર્થવાદ પ્રવૃત્તિઓ અપ્રયોજક છે કારણ કે તેનો [7]સ્વતઃ સંભવ છે તેથી, તે પ્રમાણે ભગવાનની પ્રાપ્તિમાં આ છે એમ અર્થ છે. કૈમુતિક ન્યાયથી પૂર્વનું [8]અપ્રયો-જકત્વ આના અંગ રૂપથીજ પ્રાપ્ત થશે તેથી [9]ત્રીજાનેજ કહેલું છે. ૪૬

૮ ગૃહિણ્યુપસંહાર ઇત્યધિકરણમ્.

## कृत्स्नभावात्तु गृहिणोपसंहारः ॥३-४-४७॥

### વ્યસન દશા રહિત પુષ્ટિભક્તતા ગૃહસ્થાશ્રમમાં ભગવત્સેવાથી સર્વ કૃતાર્થતા હોવાથી ગૃહસ્થાશ્રમનો ઉપસંહાર છે.

[1](શંકા)—બ્ર. સૂ. ૩-૪-૪૨ વગેરેથી ભગવદીયને ગૃહત્યાગ આવશ્યક છે એમ નિરૂપાયું. છાંદોગ્યમાં તો "આચાર્ય કુલથી" (છાં. ૮-૧૫-૧) ત્યાંથી ઉપક્રમ કરીને છાંદો-ગ્યોપનિષદના અન્તમાં "આચાર્ય કુલથી વેદનું અધ્યયન કરીને તથા ગુરુને દક્ષિણા આપ્યા પછી દરેકે ગૃહસ્થાશ્રમી બની પવિત્ર દેશમાં રહેવું, ત્યાં વેદોનું અધ્યયન કરવું. ધાર્મિકને સારી રીતે નિયમમાં રાખવા, સઘળી ઇન્દ્રિયોને આત્મામાં સ્થાપીને તીર્થોથી અન્યત્ર કોઇ પણ પ્રાણીને ઇજા નહિ કરતો જીંદગી સુધી આ પ્રમાણે વર્તે છે તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે, તેની પુનરાવૃત્તિ થતી નથી." (છાં. ૮-૧૫-૧) આ વિષય વાક્ય છે. 'બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે' એમ ઉપસંહાર કરાયો અને

---

સ્વીકાર કરવો કે સાધનોનો? આ બન્નેમાંથી પૂર્વપક્ષી સાધનોનો સ્વીકાર કરે છે (૩) સાધનોની અપેક્ષા નથી (૪) કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણે પ્રકારનાં સાધનોમાં માનસિક ઉત્તમ છે (૫) સ્નેહ ન હોય ત્યાં સુધીજ માનસિક સાધન મર્યાદામાં સ્વીકારેલું છે (૬) સ્નેહવાળાને તો માનસિક સાધન પણ વિધિની માફક નકામું છે (૭) સ્નેહનો સંભવ વિધિને લીધે નથી, પણ આપોઆપ સંભવે છે. (૮) સ્નેહની સરખામણીએ માનસિક ગૌણ હોવાથી તેનું પ્રયોજન નથી તો પછી કાયિક અને વાચનિકનું તો નજ હોય. (૯) માટે મર્યાદામાં માનસિક સાધનજ કહ્યું છે, (પુષ્ટિમાં નહિ.) ભાવાર્થ—વરણના પણ મર્યાદા અને પુષ્ટિ એવા બે ભેદો છે. તેમાં પુષ્ટિમાં સાધનોની જરૂર નથી, મર્યાદામાં છે. સાધનો ત્રણ પ્રકારનાં છે—કાયિક, વાચિક, અને માનસિક. આમાં માનસિક સાધનનીજ સ્વીકાર્યતા મર્યાદામાં છે.

સૂત્ર ૪૭—(૧) ભગવદીયે ગૃહત્યાગ કરવો કે નહિ તે વિષેનો વિચાર કરવાનું પ્રયોજન આ

વાજસનેયિશાખામાં "તેની પૂર્વે ગૃહીથી અનુકથન કરાતા વિદ્વાન બ્રાહ્મણો પ્રજાની કામના કરતા નથી. (બૃ. ૪-૪-૨૨) ત્યાંથી ઉપક્રમ કરીને "પછી ભિક્ષાને માટે ફરે છે" (બૃ. ૪-૪-૨૨) એમ કહેવાય છે. આમ હોવાથી વિકલ્પ સંભવતાં ઉપસંહાર તાત્પર્યનો આહક હોવાથી કહેલી રીત પ્રમાણે કરનાર ગૃહીનીજ બ્રહ્મ સંપત્તિ છે એમ શ્રુતિનું [2]તાત્પર્ય છે. ત્યાગની ઉક્તિ તો બ્રહ્મ આવા પ્રકારનું છે કે જેને માટે સર્વનો ત્યાગ કરાય છે એમ સ્તુતિ [3]પરત્વે તે છે એમ પ્રાપ્ત થાય તો ગૃહીથી ઉપસંહારમાં હેતુ તરીકે તાત્પર્ય કહે છે. [4]ત્યાગમાં વાણી તથા મનનો જ ભગવાનમાં વિનિયોગ છે, સર્વ ઇન્દ્રિયોનો નહિ. ગૃહીને તો સર્વ પ્રકારથી ભજન થાય છે તેથી [5]તેમજ પરિજન પણ કૃતાર્થ થાય છે તેથી [6]ભજનમાં કૃત્સ્નતા થાય છે તેથી તેનાથી ઉપસંહાર કરાયો એવો અર્થ છે. માટેજ [7]આત્મામાં સઘળી ઇન્દ્રિયોની બરાબર પ્રતિષ્ઠા કરીને એમ પણ કહ્યું છે. અહિંઆં "આત્મા" શબ્દ ભગવાનના અર્થમાં છે એમ જાણવું જોઇએ. કર્મમાર્ગના [8]ગૃહીના વ્યવચ્છેદ માટે તુ શબ્દ છે. અહિંઆં આ અભિપ્રાય છે. ભક્તિમાર્ગ બહુ પ્રકારનો છે એમ *કપિલ દેવના વાકયથી છે. [9]કેટલાક ભક્તો સ્વ ગૃહોમાંજ સ્નેહથી ભગવદાકારમાં વિવિધ ઉપચારોથી સેવાને કરતાં તેજ નિવૃત્તિથી મુક્તિને પણ તુચ્છ માને છે.

---

સૂત્રનું છે (૨) શંકામાં એમ કહે છે કે બ્ર. સૂ. ૩-૪-૪૩માં એવો નિર્ણય આપ્યો કે જે ભગવદીય છે તેને માટે ગૃહત્યાગ આવશ્યક છે. પણ છાં. ૮-૧૫-૧ને વિચારતાં ગૃહત્યાગ આવશ્યક નથી. કારણ કે ત્યાં ક્રમશઃ આશ્રયનો વિભાગ કર્યો છે તો એમાંથી શું સમજવું ગૃહત્યાગ કરવો કે નહિ ? (૩) ગૃહત્યાગ વિષે જે કહેવામાં આવ્યું છે તે ફક્ત બ્રહ્મની મહત્તા દર્શાવવાને અર્થાત્ બ્રહ્મ એવું મોટું છે કે તેને પ્રાપ્ત કરવાને ગૃહ ત્યાગની ખાસ જરૂર છે. આ રીતે બ્રહ્મની સ્તુતિ કરવા માટેજ ગૃહ ત્યાગનો ઉપદેશ છે. બાકી તે ગૃહત્યાગની જરૂર નથી. (૪) ગૃહત્યાગ કરનારની તો ફક્ત વાણી તથા મનનો જ ભગવાનમાં વિનિયોગ થઇ શકે છે. તમામ ઇન્દ્રિયોમાં ફક્ત વાણી અને મનજ ભગવદ્ધર્મમાં ઉપયોગી થાય છે બાકીની ઇન્દ્રિયો ઉપયુક્ત થતી નથી. પણ જો ભગવદીય ગૃહસ્થ ધર્મમાં હોય તો તેથી ભગવાનની સેવાદ્વારા તમામ ઇન્દ્રિયોનો વિનિયોગ ભગવદર્થેજ તે કરે. (૫) વળી ભગવદીયના ગૃહસ્થાશ્રમમાં તો પરિજન વગેરે પણ કૃતાર્થ થાય છે કારણ કે તેમનો પણ સેવામાં વિનિયોગ હોય છે. ગૃહત્યાગ દશામાં તો તે બધાથી અલગ પડીજતો હોવાથી પરિજન વગેરે હોય નહિ તેથી સેવાના કાર્યમાં તેઓ ઉપયુક્ત થતા નથી. (૬) ગૃહસ્થાશ્રમદ્વારા ભજનમાં સર્વ પ્રકારની કૃત્સ્નતા હોય છે, અર્થાત્ તે દ્વારા સઘળી ઇન્દ્રિયો તથા તમામ કુટુમ્બનાં માણસો તથા પરિજન વગેરે ભગવદ્ધર્મમાં જોડાય છે (૭) છાં. ૮-૧૫-૧માં આ પ્રમાણે કહ્યું છે. આત્મા એટલે પરમાત્મા આ શ્રુતિમાં સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ પરમાત્મામાં કરવો એમ કહ્યું છે પણ તમામ ઇન્દ્રિયોનો વિનિયોગ તો ગૃહસ્થાશ્રમમાંજ હોઇ શકે, માટે ભગવદીયને માટે ગૃહસ્થ ધર્મ ઉપદેશ્ય છે. (૮) અહિંઆં ભક્તને ગૃહસ્થાશ્રમનો ઉપદેશ કર્યો છે તે કર્મમાર્ગમાં તો દેવયજ્ઞ, ઇત્યાદિ પંચયજ્ઞો ગૃહસ્થને કરવાનાં હોય છે. ભક્તને કર્મમાર્ગાનુસાર જીવન નથી, પણ ભક્તિ અનુસાર છે. આથી ભક્તિને માટેજ ભગવદ્ભક્તનો ગૃહસ્થાશ્રમ છે. આવું જણાવવાને સૂત્રમાં 'તુ' શબ્દ યોજ્યો છે. (૯) ગૃહસ્થાશ્રમમાં રહીને ભગવત્સેવા પરાયણ બનીને તેઓ મુક્તિ-મોક્ષને પણ તુચ્છ માને છે. સંપૂર્ણ શ્લોક આ પ્રમાણે ભાગવતમાં છે. यो दुस्त्यजान्क्षितिसुत स्वजनार्थदारान् । प्रार्थ्यां श्रियं सुरवरैः सदयावलोकाम् । नैच्छन्नृपस्तदुचितं महतां मधुद्विट्सेवानुरक्तमनसामभवो

---

*भक्तियोगो बहुविधो मार्गैर्भामिनि भाव्यते, स्वभाव गुण भेदेन पुंसां भावो विभिद्यते ।

"ભગવાનની સેવામાં અનુરક્ત મનવાળાઓને [10]અભવ પણ તુચ્છ છે (ભા. ૫-૧૪-૪૪) એમ કહ્યું છે. તેથી ભગવદ્ભજનમાંજ, તેમાં પણ પુષ્ટિમાર્ગમાંજ શ્રુતિનો ભાર છે એમ જણાય છે. પ્રથમ ઉત્કટ ભગવદ્ [11]ભાવવાળાનો તેને માટે ત્યાગ નિરૂપીને ગૃહીથી ઉપસંહારનું તાત્પર્ય પાછળથી જે નિરૂપણ કરવામાં આવ્યું તેથી તેવા ભાવવાળાથી જ ત્યાગ કરાવો જોઇએ. તે વગરનાથી તો ઘરમાં જ ઉક્ત રીતિથી પ્રભુભજન કરાવું જોઇએ તેનાથી જ તેનો લાભ છે એમ વ્યાસનું હૃદય એમ જણાય છે. કહેલા [12]ભાવના અભાવમાં ત્યાગ ધર્મનો નિર્વાહ નથી તેથી કેટલાક ભકતો ભાષણ વગેરે લીલાના દર્શન વગર ઉભા રહેવાને અશક્ત અત્યન્ત ભાવથી વિવશ આશયવાળા ગૃહને ત્યજીને વનમાં જાય છે. આત્રેય [13]અને ઔડુલોમિથી તો ભગવાનના અવતાર સમયની ભક્તની દશા કહેવાયલી છે. આ સઘળા ફલ માર્ગના છે. વાજસનેયીમાં કહેલા તો સાધન માર્ગના છે તેથી કોઇ પણ અનુપપત્તિ નથી. ૪૭

## मौनवदितरेषामप्युपदेशात् ॥३-४-४८॥

### સંન્યાસમાં માનની માફક અન્ય ધર્મોનો ઉપદેશ છે તેમ ગૃહી પુષ્ટિ ભક્તમાં પણ છે.

વળી સંન્યાસીના જે આવશ્યક ધર્મો છે તેનાથી અધિક [1]ત ગૃહીના સિદ્ધ થાય છે. આ હેતુથી પણ તેનાથી ઉપસંહાર કરાયલો છે એ આશયથી કહે છે. "મૌનની માફક" વગેરે મૌન શબ્દ [2]અનીહા અનિલાચાર (પ્રાણાયામ) વગેરે [3]ત્રિદણ્ડીના ધર્મોનો ઉપલક્ષક છે. જેમ જેમ સંન્યાસીના વાક્ ઇન્દ્રિય માત્ર, દેહમાત્ર, અને ચિત્ત માત્રના નિયામક તે ધર્મો કહેવાયલા છે તે પ્રમાણે ઇતર ઇન્દ્રિય નિયામક ધર્મો "આત્મામાં સર્વ ઇન્દ્રિયોની બરાબર પ્રતિષ્ઠા કરીને" એ શ્રુતિથી [4]ગૃહીને ઉપદેશાય છે. તેથી ગૃહીથી ઉપસંહાર યુક્ત છે એવો અર્થ છે. ત્યાં ફક્ત [5]નિયમન છે. અહિંઆં તો ભગવાનમાં

---

પિ ફલ્ગુઃ । (૧૦) સંસારના અભાવ, મોક્ષ (૧૧) પ્રથમ એમ કહ્યું કે ભગવદ્ભક્તે ગૃહનો ત્યાગ અવશ્યે કરવો જોઇએ, પણ આ સૂત્રમાં ગૃહનો ત્યાગ ઉપદેશે છે, એમ જણાવવાનું પ્રયોજન છે કે જેઓ ઉત્કટ ભાવવાળા હોય છે. તેમણેજ ગૃહત્યાગ કરવો જોઇએ, અને જેમનામાં ઉત્કટભાવ નથી તેમણે ઘરમાં રહીને પ્રભુભજન કરવું જોઇએ. ઉત્કટભાવ વગરનાની કૃતાર્થતા ગૃહમાં રહીને સેવા કરવી એમ વ્યાસ કહે છે (૧૨) ઉત્કટભાવના હોય તો ત્યાગ કરવો નહિ (૧૩) સૂ. ૪૩માં આત્રેયનો મત આપ્યો હતો અને સૂ. ૪૪ માં ઔડુલોમિનો મત આપ્યો હતો. તે બન્નેમાં તો ભગવાનની અવતાર દશાના સમયનું સૂચન છે. **ભાવાર્થ**-ગૃહસ્થાશ્રમમાં કુટુમ્બ સહિત સેવા કરવાથી સર્વ ઇન્દ્રિયોનો ભગવાનમાં વિનિયોગ હોય છે. તેમ પરિજનની કૃતાર્થતા પણ થાય છે. આથીજ ભક્તને ગૃહનો ત્યાગ પણ થાય છે. આથીજ ભક્તને ગૃહનો અત્યાગ પણ હોય છે. ઉત્કટભાવ હોય તોજ ગૃહત્યાગ તે ન હોય તો અત્યાગ. ભક્તનો ગૃહસ્થાશ્રમ ભક્તિ માટેજ છે તેથી તે મર્યાદા કર્મ માટે નથી.

**સૂત્ર ૪૮**—(૧) ભગવત્સેવા કરતા ગૃહીમાં સંન્યાસી કરતાં અધિક ધર્મોનું પાલન છે. (૨) ઇચ્છાનો અભાવ (૩) વાગ્દંડ, દેહદંડ અને મનોદંડ એ ત્રણ દણ્ડવાળો ત્રિદણ્ડી કહેવાય છે (૪) જેમ સંન્યાસીને અમુક ઇન્દ્રિયોનું નિયમન વગેરે ધર્મોનો ઉપદેશ કરાય છે તેમ ગૃહસ્થાશ્રમીને પણ ઉપદેશ કરાય છે. (૫) સંન્યાસીના ધર્મો અને ગૃહસ્થાશ્રમીના ધર્મોમાં આટલો વિશેષ છે. સંન્યાસી તો ઇન્દ્રિયોનું

વિનિયોગથી આધિક્ય છે એવો ભાવ છે. ખરી રીતે તો કેવલ નિયમન [૬]અપ્રયોજક હોવાથી ત્યાં પણ ભગવાનમાં વિનિયોગ એજ તાત્પર્ય સમજવું જોઇએ. ૪૮

## अनाविष्कुर्वन्नन्वयात् ॥३-४-४९॥

### પુષ્ટિભક્તનો પ્રભુ સાથે સંબન્ધ હોવાથી ભગવદ્ભાવને પ્રકટ નહિ કરતાં (ગુપ્ત રીતે ભજન કરવું જોઇએ.)

(શંકા)—ભગવાનમાં સઘળી ઇન્દ્રિયોના વિનિયોગથી ગૃહીથી ઉપસંહાર છે એ યુક્ત નથી. કારણ કે "પવિત્ર સ્થાનમાં સ્વાધ્યાયનું અધ્યયન કરતો" (છા. ૮-૧૫-૧) વગેરે કર્મ માર્ગીયના સાધનની શ્રુતિ છે એવી આશંકા કરીને તેનું તાત્પર્ય કહે છે.

રસાત્મક તરીકે [૧]ગુપ્તજ ભગવદ્ભાવ અભિવૃદ્ધિના સ્વભાવવાળો હોવાથી આશ્રમ ધર્મોથીજ લોકમાં પોતાના ભગવદ્ભાવનો આવિષ્કાર કર્યા વગર "ભજન કરવું" એ આશયથી તે ધર્મો કહ્યા છે. [૨]ગોપનમાં મુખ્ય હેતુ કહે છે, અન્વયથી. કારણ કે ભગવાન સાથે [૩]સમન્વય સંબન્ધ પ્રાપ્ત કરીને હોય છે. તે હેતુથી તે પ્રમાણે છે. અહિંઆં લ્યબ્‌ના લોપમાં પંચમી છે આથી. જ્યાં સુધી અન્તઃકરણમાં સાક્ષાત્ પ્રભુનું પ્રાકટય નથી ત્યાં સુધીજ [૪]બાહ્ય પ્રાકટ્ય થાય છે, પ્રાકટ્યમાં તો તે પ્રમાણે સંભવતું નથી એમ જણાવ્યું ૪૯

વૈદિક કર્મ કરવામાં તાત્પર્ય કહીને લૌકિકની આવશ્યકતા નથી તો પણ સમય આવતાં કહે છે.

## ऐहिकमप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ॥३-४-५०॥

### પ્રસ્તુત કહેતાં પ્રભુભજન તેના પ્રતિબન્ધના અસંભવમાં ઐહિક કર્મ કરવાં જોઇએ.

શંકા—ઐહિક કર્મો ભલે હોય કે નહિ. માટે તે [૧]સમયની ઉક્તિ વ્યર્થ છે એવી

---

નિયમન કરે છે. પણ ગૃહસ્થાશ્રમી સેવાદ્વારા ભગવાનમાં તેનો ઉપયોગ કરે છે. (૬) ખરી રીતે તો સંન્યાસીઓની બાબતમાં પણ તેમને ઇન્દ્રિયોનું નિયમન કરવાનું કહ્યું પણ તેમને તે ઇન્દ્રિયોનો વિનિયોગ કરવાનું જ કહ્યું છે. **ભાવાર્થ**-મૌન, અનિચ્છા વગેરે ધર્મો જેમ સંન્યાસીમાં હોય છે તેમ ભગવત્સેવા પરાયણ ગૃહીમાં પણ હોય છે. આ રીતે સંન્યાસીની છે સરખામણીએ ગૃહસ્થાશ્રમીમાં ગુણોનું આધિક્ય છે. ૪૮

**સૂત્ર ૪૯**—(૧) જો ભગવદ્ભાવ ગુપ્ત હોય તોજ તે વૃદ્ધ પામે છે (૨) શા માટે ભગવદ્ભાવ ગુપ્ત રાખવો તેમાં હેતુ કહે છે? ભગવાન્ સાથે તેનો બરાબર સંબન્ધ થયેલો હોય છે માટે તે ગુપ્ત રાખવો જોઇએ. (૪) આશ્રમ ધર્મોનું પ્રાકટ્ય. **ભાવાર્થ**—ભગવાન્ સાથે સંબન્ધની દઢતા માટે વેદાધ્યયનાદિ ગૃહસ્થ ધર્મોથી ભગવદ્ભાવને પ્રગટ નહિ કરીને ગૃહસ્થે ભગવદ્ભજન કરવું. જ્યાં સુધી ભગવાનનું પ્રાકટ્ય અંતઃકરણમાં નથી ત્યાં સુધીજ તે આશ્રમ ધર્મો હોય છે, પ્રાકટ્ય થતાં તેનું પ્રયોજન નથી. ૪૯.

**સૂત્ર ૫૦**—(૧) લૌકિક કર્મ કરવાના સમયની ઉક્તિ. **ભાવાર્થ**—ભગવદ્ભાવના ગોપન માટે વૈદિક કર્મની માફક લૌકિક સૂત સંસ્કાર વગેરે કર્મ પ્રસ્તુત ભગવદ્ભજનમાં પ્રતિબન્ધ ન થાય તેવી રીતે કરવાં જોઇએ. ૫

આ શંકા કરી તે કહે છે. પ્રસ્તુત પ્રભુભજન તેના દર્શનથી છે. "આચાર્ય કુલથી" એમ ઉપક્રમ કરીને "ધાર્મિકનું વિધાન કરતાં" એમ આગળ કહેવાય છે. માટે ધાર્મિક પુત્રનું વિધાન ઐહિક કર્મ શ્રુતિમાં જોવાય છે. માટે તે સમયની ઉક્તિ આવશ્યક છે. નહિ તો કહેલું છે તેથી પ્રસ્તુતના બાધમાં પણ તે કરવામાં ફલનો પ્રતિબન્ધ બને એમ ભાવ છે.

૯ એવંમુક્તિફલાનિયમ ઇત્યધિકરણ.

## एवं मुक्तिफलानियमस्तदवस्थावधृतेस्तदवस्थावधृतेः ॥३–४–५१॥

### આવા ભક્તાની મુક્તિનું ફલ-ભક્તિરસનો અનુભવ નિયમથી હોય છે તેવું નથી (કારણકે તે ભગવદિચ્છાને અધીન છે તેથી).

તે આચાર્યવાળો પુરુષ પણ્ડિત જેનો અવિદ્યારૂપી બન્ધ મુક્ત થયો છે. તેને સત્‌ની સંપત્તિમાં ત્યાં સુધીજ વિલમ્બ છે કે જ્યાં સુધી હું (ભૂમા) સર્વાત્મભાવ કરીશ નહિ. તથા ત્યાર પછી (દેહપાત પછી) હું (વિભૂતિ સહિત આનંદમય) ભક્ત દેહને પ્રાપ્ત કરૂં ત્યાં સુધી (છાં. ૬-૧૪-૨) એ શ્રુતિમાં [1]મુક્તિ પછી બ્રહ્મ સંપત્તિ સંભળાય છે. [2]તે તો પુરુષોત્તમના સંગમાં લીલા રસના અનુભવથી [3]અતિરિક્ત કહેવાને અશક્ય છે. કારણ કે [4]મુક્તિથી તે ઉપસૃપ્ય છે એવો વ્યપદેશ છે તેથી. "હે મહામુનિ કરોડોમાં પણ મુક્ત સિદ્ધોમાં નારાયણમાં આસક્ત પ્રસન્ન આત્માવાળો સુદુર્લભ છે" (ભા. ૬-૧૪-૫) એવી શ્રુતિ છે તેથી પણ મુક્તિનું ફલ ભક્તિરસનો અનુભવજ છે. એ પ્રમાણે હોવાથી કહેલા ગૃહીનુંજ તે ફલ હોય છે કે [5]નહિ એ શંકામાં [6]નિર્ણય કહે છે. આ [6]પ્રકારના [7]મુક્તની મુક્તિનું જે ફલ ભક્તિરસનો અનુભવ છે તેનો નિયમ નથી, કારણ કે તે ભગવાનની [8]ઇચ્છાને અધીન છે, સાધનથી તે પ્રાપ્ય નથી માટેજ "કદાચ મુક્તિને આપે છે પણ ભક્તિયોગ તો નહિજ" (ભા. ૫-૬-૧૯) એમ શુકનું વાક્ય છે. અહિંઆં ઔત્સર્ગિક હેતુને કહે છે. "તેની ફરીથી આવૃત્તિ થતી નથી" (છાં. ૮-૧૫-૧) એમ આની આવૃત્તિથી મુક્તિની અવસ્થાનોજ સાર્વદિક તરીકે નિર્ણય કરાય છે જો કે આ પ્રમાણે મુક્તિફલના અભાવનો નિયમજ આવે છે; તેનો અનિયમ નહિ તો પણ "तस्य तावदेव चिरं (છાં. ૧-૪-૨) ઈત્યાદિ પ્રમાણોથી તે "તેની ફરીથી આવૃત્તિ નથી એ શ્રુતિની સાથે વિરોધના અભાવ માટે [9]ઉત્સર્ગવાળી તેની અવસ્થા છે. તેનું ફળ તો કોઇકનેજ હોય છે તેથી અનુગ્રહથી પુષ્ટિમાં પ્રવેશથી થાય છે એમ સ્વ અભિપ્રાયને પ્રકટ કરતા બાદરાયણથી બ્ર. સૂ. ૩-૩-૧ કહેવાયું છે. આમ હોવાથી

સૂત્ર ૫૧—(૧) આ શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે બ્રહ્મની પ્રાપ્તિ મુક્તિ પછી હોય છે (૨) બ્રહ્મસંપત્તિબ્ર=બ્રહ્મની પ્રાપ્તિ (૩) જુદી (૪) ભગવાન્ પાસે મુક્તોજ જાય છે, અર્થાત્ મુક્તદશા પછીથી ભગવાનના અનુગ્રહવાળાઓનું અક્ષર બ્રહ્મમાંથી ઉત્થાન થઇને ભગવાન્ પાસે ગમન હોય છે. (૫) મુક્તાવસ્થા પછી જે ભજનાનન્દના રસનું ફળ મળે છે તે ગૃહીને મળે છે કે નહિ? (૬) સિદ્ધાન્તી નિર્ણય આપે છે. (૭) ભગવાનના અનુગ્રહવાળો મુક્ત જેનું અક્ષર બ્રહ્મમાંથી પુનઃ ઉત્થાન થાય છે તે (૮) બધાએ મુક્તોનું ભજનાનન્દ માટે ઉત્થાન નથી. તેથી જેટલાને ભજનાનન્દનો અનુભવ કરાવવા ભગવાન્ ઇચ્છે છે તેજ ઉત્થાન પામે છે (૯) અધિકારથી સામાન્ય રીતે પ્રાપ્ત થયેલું (૧૦) અક્ષરાતીત

"તેની ફરીથી આવૃત્તિ નથી (છાં. ૮-૭-૧૫-૧) ની શ્રુતિ પ્રમાણે પુનરાવૃત્તિનો નિષેધ કરે છે, પણ તેના [10]અતીતમાં નહિ એમ જાણવું જોઇએ. [11]સમાપ્તિ જણાવવાને માટે આવૃત્તિ છે. [12]અથવા શ્રુતિમાં તેની અવસ્થાની ધૃતિના હેતુથી અમારી પણ તે અવસ્થાની ધૃતિ જે કારણથી છે તે કારણથી ફલના અનિયમનો નિશ્ચય પણ છે એવો અર્થ છે. આમ [13]હોવાથી મુક્તિ પર્યન્ત સાધન ભગવદ્‌ભાવમાં છે એમ નિર્ણય થયો. ૫૧

શ્રીવેદવ્યાસમતાનુવર્તિ શ્રીમદ્‌વલ્લભાચાર્ય વિરચિત બ્રહ્મસૂત્રાણુ ભાષ્યમાં ત્રીજા અધ્યાયનો ચોથો પાદ સમાપ્ત.

## વિવેચન.

### પાદ. ૪

અધિકરણ. ૧લું

**સૂત્ર ૧**—પાછલા પાદમાં પર પ્રાપ્તિનાં અન્તરંગ સાધનરૂપ વિદ્યાના મર્યાદા પુષ્ટિના ભેદથી વરણ વૈવિધ્યને લીધે અનેક પ્રકારના અધિકારીઓમાં ઉપયુક્ત થાય છે એમ જણાવ્યું હતું તે વિદ્યાના વિચારથી ત્યાં ત્યાં તેને ઉચિત ગુણનો ઉપસંહાર પણ વિચારાયો હતો. આ પાદમાં પુષ્ટિમાર્ગીયના બહિરંગ સાધનની અપેક્ષા નથી તો પણ પુષ્ટિ મર્યાદામાર્ગીય તથા કેવલ મર્યાદામાર્ગીયને બાહ્ય અંગના સાધનરૂપ આશ્રમાદિની અપેક્ષા હોવાથી તેના વિચારથી, હીન, અને મધ્યમ અધિકારીને માટે કર્મનો ઉપસંહાર વિચારાય છે. કારણ કે આ માનુષ લોકમાંથી કર્મથી ઉત્પન્ન થતી સિદ્ધિ જલદી થાય છે એ વાક્યથી મન્દ અને મધ્યની ઘણું કરીને તેમાં આસક્તિ હોય છે. કયા કારણથી આમ હશે એવા પ્રશ્નના ઉત્તરમાં ત્યાં **અર્થમિતાન** એવો હેતુ આપવામાં આવ્યો હતો. ત્યાં 'અર્થ' શબ્દ વસ્તુનો વાચક તથા પ્રયોજનનો વાચક હતો. જેમ વસ્તુના વાચક અર્થ લેઇને ઉપાસ્યના અભેદથી ઉપાસનામાં અન્ય શાખામાં કહેલો ગુણનો ઉપસંહાર થાય છે એમ કહેવું તેજ પ્રમાણે અહિંઆં પ્રયોજનના વાચક અર્થને લેઇને કર્મોનો ઉપસંહાર થાય છે એમ પૂર્વપક્ષમાં જણાવે છે, પણ સિદ્ધાન્તી કહે છે કે ભગવાનજ પુરુષાર્થ છે. પુરુષાર્થ કહેતાં ભગવત્પ્રાપ્તિરૂપ ફલ તે સર્વાત્મભાવરૂપ વિદ્યાથીજ થાય છે. ભગવાન્ એજ પુરુષાર્થ છે તેમનાથી બીજું કંઇ પણ તેજ નથી. આ ફલ પ્રાપ્ત કરવાને માટે સર્વાત્મભાવરૂપ વિદ્યા મેળવેલી હોવી જોઇએ. જે વિદ્યાથી સર્વાત્મભાવ સ્ફુરે તેજ વિદ્યાથી ભગવાનની પ્રાપ્તિ થાય છે. આ વિષે શ્રુતિઓમાં પ્રમાણો ઉપલબ્ધ થાય છે. મું. ૩-૨-૩ માં કહે છે કે આ આત્માની પ્રાપ્તિ પ્રવચનથી, મેધા, બહુશ્રુતથી કે બીજા સાધનથી થતી નતી, પણ ભગવાન્ જેનું વરણ કરવા માગે છે તેને જ પોતે પોતાના

---

પુરુષોત્તમમાં (૧૧) અધ્યાયની સમાપ્તિ જણાવવાને (૧૨) સૂત્રમાં **तदवस्थावधृतेः** એ શબ્દો બે વખત આવેલા છે. અધ્યાયની સમાપ્તિ થઇ એમ સૂચવે છે એવું જો સ્વીકારવામાં આવે તો જે પદો ફરીથી આવ્યાં છે તે અર્થહીન થઈ જાય એમ અરુચિ થતાં બીજી રીતે તેનો ખુલાસો કરે છે. (૧૩) કહેલો બે શ્રુતિઓમાં અવિરોધ હોય તો સર્વાત્મભાવમાં. **ભાવાર્થ**—ભક્તને પ્રથમ મોક્ષ અને ભક્તિરસનો અનુભવ થાય છે એવો નિયમ કરવો યુક્ત નથી. કારણકે કયા મુક્તોને ભગવદ્‌રસનો અનુભવ કરાવવો તે ભગવાનની ઇચ્છાને અધીન છે. શ્રુતિમાં મુક્તિ વિષે નિયમ કર્યો છે. પણ મુક્તિનું ફલ ભગવદ્રસ તેને માટે પણ નિયમ કર્યો નથી.

સ્વરૂપનું દાન કરે છે. અર્થાત્ તેનાથીજ ભગવાન્ પ્રાપ્ત થાય છે. તૈ. ૨–૧ માં પણ બ્રહ્મવેત્તા પરને મેળવે છે એમ કહીને 'પર' કહેતાં ભગવાનને જ પુરુષાર્થ જણાવે છે. વળી નૃ. પૂ. ૧–૬ માં કહે છે કે તેને આ પ્રમાણે જાણનાર અહિંઆં અમૃત થાય છે. છાંદોગ્યમાં સનત્કુમારના સંવાદમાં પણ એજ અર્થ પ્રકટ કરવામાં આવ્યો છે. આથી આ તમામ શ્રુતિઓમાં કેવલ ભગવદ્ભાવ તેજ ફલનું સાધન છે. ફક્ત શ્રુતિજ ભગવાનની પુરુષાર્થતા તથા ભગવદ્ભાવની ફલ સાધનતા જણાવતી નથી, પણ સ્મૃતિ પણ આજ અર્થ જણાવે છે; એ ઉભય અર્થથી સ્વ સિદ્ધાન્ત સાધિત કરવાને સૂત્રકારે સૂત્રમાં शब्दात् એમ શબ્દ પ્રયોજ્યો છે. શબ્દથી શ્રુતિ અને સ્મૃતિ એમ ઉભય સમજવાનું છે. તે બન્ને ભગવાનને પુરુષાર્થ જણાવે છે. સ્મૃતિમાં ભાગવતનું પ્રમાણ આપી શકાય. ભા. ૧૧–૧૨–૮–૯માં કહે છે કે યોગ, સાંખ્ય, દાન, તપ, વ્રત, યજ્ઞ, વ્યાખ્યાન, સ્વાધ્યાય અને સંન્યાસથી ભગવાનને પ્રાપ્ત કરી શકાતા નથી, તો પણ ફક્ત ભગવાન્ માટેના કેવલ ભાવથીજ ગોપીઓ, ગાયો, પક્ષીઓ, મૃગો અને અન્ય મૂઢ નાગ વગેરે એ પ્રાપ્ત કર્યા છે. આ મત સૂત્રકારનો પોતાનો છે એમ જણાવવાને પોતાનું નામ અહિંઆં યોજ્યું છે. બીજાઓ ગમે તે માનતા હોય પણ બાદરાયણ પોતે એમ કહે છે કે પોતે તો આજ સિદ્ધાન્તને માને છે કે ભગવાન્ એજ પુરુષાર્થ છે અને તેમની પ્રાપ્તિ કેવલ ભાવથી હોય છે, આથી જો ફલ મેળવવું હોય તો તેમાં કોઇ પણ ખરૂં સાધન હોય તો તે ભાવજ છે. આ સિદ્ધાન્ત તેઓ શ્રુતિ તથા સ્મૃતિ અનુસાર છે એમ જણાવે છે. જેઓ શ્રુતિ તથા સ્મૃતિનું પ્રામાણ્ય સ્વીકારે છે તેને તો જરૂરથી આ સિદ્ધાન્ત આદરને પાત્ર બનશે, પણ જેઓ આ પ્રામાણ્ય નથી સ્વીકારતા તેઓ ગમે તેવા તર્ક વિતર્કો ચલાવીને આ સિદ્ધાન્તથી અન્યથા પ્રતિપાદન કરશે, અર્થાત્ ભગવાન્ સિવાય અન્ય મોક્ષ, વગેરેને પુરુષાર્થ જણાવશે. પણ આ તેમનો મત પ્રામાણિકોથી કદી પણ સ્વીકાર્ય બનશે નહિ. બાદરાયણ પોતે વેદવ્યાસ છે. સામાન્ય નિયમ એવો છે કે માણસે પોતાનું નામ, ગુરુનું નામ, અતિ કૃપણનું નામ, તથા મોટા પુત્રનું તેમજ પોતાની સ્ત્રીનું નામ ન લેવું આમ સ્મૃતિમાં કહેવામાં આવ્યું છે. ત્યારે કોઇ અહિંઆં પૂછે કે શા માટે સૂત્રકારે આ સૂત્રમાં પોતાનું નામ યોજ્યું છે? તો તેના ઉત્તરમાં કહેવાનું કે જે નામનો નિષેધ કર્યો છે તે નાક્ષત્રિક જન્મથી પડેલા નામનો. પોતાનું નાક્ષત્રિક નામ અહિંઆં નહિ લેતાં વેદવ્યાસે યૌગિક નામ યોજ્યું છે. બાદરાયણ એ યૌગિક નામ છે. આથી સ્મૃતિના નિષેધને પોતે પાળ્યો છે. આથી એમ સૂચવાય છે કે પોતે સ્મૃતિની આજ્ઞાનું પાલન કરે છે, અને તેમાં કહેલી વસ્તુને પ્રમાણ તરીકે સ્વીકારે છે અને તે સ્મૃતિનું, શ્રુતિની માફક ભગવાનજ પરમ પુરુષાર્થ છે એમ જણાવવામાં પ્રામાણ્ય છે.

જો ભગવાન્ પરમ પુરુષાર્થ હોય તો તેમની પ્રાપ્તિમાં સાધનોની અપેક્ષા નથી, મુક્તિ વગેરે પરમ પુરુષાર્થ નથી તેથી તેમાં સાધનોની અપેક્ષા રહે છે, વસ્તુતઃ તો ભગવાનરૂપી પુરુષાર્થની સિદ્ધિ સર્વાત્મભાવથી જ હોય છે. આ અર્થ સૂચવવાને માટે સૂત્રમાં "ફલ" શબ્દ નહિ યોજતાં "પુરુષાર્થ" પદ યોજ્યું છે. અર્થાત્ જે કંઇ ફલ છે તે સાધનની અપેક્ષા રાખે છે. કોઇ પણ કાર્યના ફલમાં તેને માટે પ્રયત્ન તથા સાધન હોવાં જોઇએ એવો સામાન્ય નિયમ છે. આથી જો અહિંઆં ભગવાનને એ સામાન્ય ભાષા પ્રમાણે 'ફલ' શબ્દ કહેવામાં આવે તો તેથી એજ સમજાય છે કે ઇતર ફલની માફક ભગવાનને મેળવવાને સાધનો કરવાં જોઇએ. આમ થવાથી અન્ય ફલોથી ભગવાનનું વૈલક્ષણ્ય સિદ્ધ થશે નહિ. પણ સૂત્રકાર તો એમ કહે છે કે ભગવાન્ કોઇ પણ સાધનોથી મેળવાતા નથી. આ અર્થની સાર્થકતા લાવવાને સૂત્રમાં "પુરુષાર્થ" શબ્દ યોજ્યો છે. પુરુષાર્થની સિદ્ધિમાં સાધનની અપેક્ષા નથી. અહિંઆં સાધનો નહિ પણ ભગવાનને સર્વત્ર જોવારૂપી ભાવથી તે પુરુષાર્થની સિદ્ધિ છે. આથી 'અતઃ' શબ્દનો સૂત્રમાં "સર્વાત્મભાવ વિદ્યાથી" એ અર્થ કર્યો છે.

અથવા अतः શબ્દનો બીજો પણ અર્થ લેઇ શકાય, એ શબ્દમાં શ્લેષ છે, તેથી તેનું વ્યાખ્યાન

બીજી રીતે પણ સંભવે છે. આથી अतः એટલે સર્વાત્મભાવથી વિદ્યાને લીધે એમ નહિ. પણ अतः શબ્દ વાળી શ્રુતિ છે તેથી. અર્થાત્ આ બીજી રીતનું વ્યાખ્યાન લેતાં अतः અને शब्दात् એ બે જૂદાં પદ નહિ લેવાં પણ अतःशब्दात् એક પદ લેવું. આથી જે શ્રુતિમાં अतः શબ્દ છે તે શ્રુતિના પ્રમાણુથી સૂત્રકાર ભગવાનની પુરુષાર્થતા જણાવે છે તે શ્રુતિ ના. ૧-૧ છે જેના પ્રારંભમાં अतः परं नान्य दणीयसो हि परात्परम् એવું વાક્ય છે. પ્રથમ અર્થ પ્રમાણે शब्दात् નો અર્થ શ્રુતિ તથા સ્મૃતિના પ્રમાણો જેવાં કે મું. ૩-૨-૩ તૈ.૨-૧, છાં. ૭-૨૪-૧, નૃ. પૂ. ૧-૬ તથા ભા. ૧૧-૧૨-૮-૯ વગેરે છે. કરવામાં આવતા બીજા અર્થ પ્રમાણે ફક્ત ના. ૧૮-૧ની શ્રુતિજ જેમાં अतः શબ્દ આવે છે તેનુંજ પ્રામાણ્ય આપવામાં આવ્યું છે. અહિઆં સૂત્રકાર એમ જણાવે છે કે બેમાંથી ગમે તે શૈલિએ અર્થ સમજો પણ તેથી એકજ વસ્તુ પ્રતિપાદન કરવામાં આવે છે અને તે એ છે કે ભગવાન્ એજ પરમ પુરુષાર્થ છે. અને તેમની પ્રાપ્તિમાં સાધનોની અપેક્ષા નથી. આથી કર્મની ખાસ જરૂર નથી.

સૂત્ર ૨—ઉપર પ્રમાણે બાદરાયણે પોતાનો સિદ્ધાન્ત સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યો પણ જૈમિનિ જે કર્મનેજ મુખ્ય માને છે તે કર્મની તરફેણમાં કેટલીક દલીલો કરે છે. હવે તેમની દૃષ્ટિએ દલિલોનો વિચાર કરવામાં આવે છે.

"यज्ञो वै विष्णुः" જેવી શ્રુતિ કર્મકાણ્ડમાં આવે છે અને ત્યાં વિષ્ણુ કહેતાં ભગવાનને ઇજ્ય કહેલા છે. તેથી તે પણ કર્મના અંગરૂપ હોવાથી તેમના સ્વરૂપના જ્ઞાનપૂર્વક આમ કરવામાં આવે તો અતિશય ફલ મળશે. અર્થાત્ પુર્વકાણ્ડનું તારતમ્ય યજ્ઞમાં છે અને તેથી યજમાને યજ્ઞ કરવો એ વાત બરાબર છે પણ જેનો યજ્ઞ કરવાનો છે તે ઇજ્યના સ્વરૂપનું જ્યાં સુધી જ્ઞાન ન થાય ત્યાં સુધી યજ્ઞનું અધિક ફળ મળતું નથી. આ રીતે યજ્ઞ ક્રિયામાં જોકે કર્મનું પ્રાધાન્ય છે તો પણ જ્ઞાન અંગરૂપ છે. મુખ્ય તો યજ્ઞ કરવાનો ઉપદેશ છે. આથી કર્મની મુખ્યતા વિષે બે મત નથી. પણ છતાં તે જ્ઞાનપૂર્વક કરવાનો હોવાથી આ કર્મમાં જ્ઞાન પણ આવશ્યક છે તેથી જ્ઞાન એ કર્મનું અંગભૂત છે. આજ વેદનો અર્થ છે. છતાં જે એમ કહેવામાં આવ્યું કે ભગવાનની પ્રાપ્તિમાં તો સર્વાત્મભાવ એજ મુખ્ય છે, અન્ય કોઇ પણ સાધનોની જરૂર નથી, તે તો માત્ર ભગવાનનું માહાત્મ્ય જણાવવાને હોવાથી અર્થવાદરૂપ છે. તેથી કોઇ વિશેષ અર્થ ફલિત થતો નથી. જેમ દ્રવ્ય સંસ્કાર અને કર્મમાં ફલની શ્રુતિ તથા અર્થવાદ છે તેની માફક અહિંઆ સમજવું. તૈ. સં. ૩-૫-૭માં દ્રવ્ય (જૂહુ) માટે એમ કહે છે કે જેની પર્ણમયી જૂહુ છે તે કદી પાપ યુક્ત મંત્ર સાંભળતો નથી. અર્થાત્ દ્રવ્યવાળાને પાપનો લેપ હોતો નથી. આમાં દ્રવ્યનું ફલ પાપયુક્ત મંત્રનું અશ્રવણ કહ્યું છે તે માત્ર અર્થવાદરૂપ છે. તેજ પ્રમાણે તૈ સં. ૬-૧-૧માં અંજન કરનાર શત્રુના નેત્રનો નાશ કરે છે, એમ કહીને ગુણની ફલ શ્રુતિ જણાવી છે. તે પણ અર્થ-વાદરૂપ છે. એજ રીતે તૈ. સં. ૨-૬-૧માં પ્રયાજ તથા અનુયાજ કરનારના શત્રુઓનો પરાજય થાય છે એમ જણાવીને કર્મનું ફલ કહ્યું છે. આ તમામ જેમ અર્થવાદરૂપે આપણે સમજવાના છે, તેમ ભગવાનને પુરુષાર્થ કહેનાર શ્રુતિઓ અર્થવાદરૂપે છે. માટે તે બહુ મહત્ત્વની નથી. માટે અમે તે વિષેનાં આપેલાં પ્રમાણોને સ્વીકારીશું નહિ. તેમજ ભગવાનના સર્વાત્મભાવની વિદ્યાની પ્રશંસા કરવી તે ઉચિત નથી, હમણાંજ જણાવ્યા મુજબ જ્ઞાન તો કર્મના અંગરૂપ છે, કારણ કે કર્મ કરવામાં કોના વિષે કર્મ કરવું તેનું જ્ઞાન હોવું જોઇએ. તેટલા માટે જ્ઞાનની આવશ્યકતા સ્વીકારી છે એટલે એ જ્ઞાન તો માત્ર અંગરૂપ હોવાથી તે ફલનું સાધન નથી. સાધન તો કર્મજ છે. ૨

સૂત્ર ૩ શંકા—પણ બૃ. ૪-૪-૨૨માં શ્રુતિ છે કે "તેનેજ જાણીને મુનિ થાય છે તેજ પ્રવ્રજ્યા લેનારા લોકને મેળવવાને ઇચ્છા કરતા પ્રવ્રજ્યા લે છે. આની આગળ પુત્રની ઇચ્છા તેમજ દ્રવ્યની ઇચ્છા તથા લોકની ઇચ્છાનો ત્યાગ કરી ભિક્ષા મેળવીને પોતાનો નિર્વાહ ચલાવવો જોઇએ. આમ આ

શ્રુતિ ઉપરથી એમ સમજાય છે કે ભગવાનના જ્ઞાનવાળાએ સર્વ વસ્તુનો ત્યાગ કરવો આથી તેમને કર્મ કરવાની જરૂર નથી.

**ઉત્તર**—તમે કહો છો તે પ્રમાણે નથી. જેમ તમે કર્માદિની શ્રુતિ જણાવો છો તેમ અમે એવી પણ દેખાડીશું કે જેમાં જ્ઞાનીઓને અગ્નિહોત્રાદિ કર્મ કરવાનું જ કહેવામાં આવે છે. વસિષ્ઠાદિ બ્રહ્મવેત્તાઓ હતા. તે સર્વ જાણતા હતા છતાં તેમણે અગ્નિહોત્રાદિ કર્મ કર્યા હતાં. જો બ્રહ્મવેત્તાએ સર્વથા કર્મનો ત્યાગ કરવો જોઇએ એમ કહેવામાં આવતું હોય તો પછી શા માટે વસિષ્ઠ વગેરેએ અગ્નિહોત્રાદિ કર્મ કરવાં? જો બ્રહ્મવેત્તાને ત્યાગ આવશ્યક હોય તો પછી તે ગૃહસ્થાશ્રમમાં પણ પ્રવેશ ન હોય. આથી બ્રહ્મવેત્તાને પણ કર્મ કરવાની જરૂર છે; ત્યાગની નહિ. એમજ શ્રુતિનો સાર છે. છતાં એમ પૂછવામાં આવે કે ઉપર જણાવેલી શ્રુતિમાં કર્મનો ત્યાગ શા માટે કરવાનો કહ્યો છે? તેના ઉત્તરમાં એટલુંજ જણાવવાનું કે એ શ્રુતિ બ્રહ્મવેત્તાઓને ઉદ્દેશીને કહેવામાં આવી નથી. પણ જે લૂલાં, લંગડાં કે જેઓ કામ કરવામાં અશક્ત છે તેમને માટે જ કહેવામાં આવી છે તે લોકો કર્મ કરવામાં અશક્ત હોવાથી તેમને માટે ત્યાગ કહેવામાં આવ્યો છે. ૩

બૃ. ૩-૧-૧ માં "વૈદેહ જનકે બહુ દક્ષિણાવાળો યજ્ઞ કર્યો" એમ શ્રુતિ છે. આ શ્રુતિથી સમજાશે કે જનક જેવા જ્ઞાનીએ પણ યજ્ઞો કર્યા હતા. જો જ્ઞાનથી ફલ મળતું હોય તો પછી જે કર્મ કરવામાં પરિશ્રમ પડે છે તેવાં કરવાને શા માટે જનકાદિની પ્રવૃત્તિ હોવી જોઇએ. પણ તેમને એમ જણાયેલું હોવું જોઇએ કે કેવલ જ્ઞાનથી કંઇ પણ ફળ મળતું નથી. માટે પરિશ્રમ સહન કરીને પણ યજ્ઞ કર્મ કરવાં. માટેજ તેમણે તે પ્રમાણે કર્મ કર્યા. આથી જનકના દૃષ્ટાન્તવાળી શ્રુતિથી કર્મ કરવાની આવશ્યકતા સમજાય છે. ૪

**સૂત્ર ૫**—વળી બૃ. ૪-૪-૨ પ્રમાણે વિદ્યા અને કર્મ બન્નેની સાથે ફલોત્પત્તિમાં જરૂર છે. એકલી વિદ્યાથી ફલ નથી. આથી પણ કર્મની આવશ્યકતા જણાય છે. જ્ઞાન સ્વતંત્ર રીતે ફલ આપી શકતું નથી. ૫

**સૂત્ર ૬**—તેમજ આ. સૂ. ૩-૧૮-૧માં બ્રહ્મવેત્તાનું બ્રહ્મ તરીકે વરણુ કરવામાં આવ્યું છે. આથી સમજાય છે કે બ્રહ્મજ્ઞાન ઋત્વિક્પણાનો અધિકાર આપે છે અર્થાત્ બ્રહ્મવેત્તા યજ્ઞાદિ કેમ કરવાં તેનું જ્ઞાન ધરાવતો હોવાથી તે ઋત્વિક્નું કામ સારી પેઠે કરી શકે છે. આ રીતે તે જ્ઞાન કર્મમાં ઉપયોગી થતું હોવાથી તે કર્મનું અંગ છે. ૬

**સૂત્ર ૭ શંકા**—બ્રહ્મવેત્તા ત્યાગીના ત્યાગ વિષે જણાવતાં શ્રુતિ એવો નિયમ કરતી નથી કે તેમણે કર્મ કરવાંજ જોઇએ. જા. ૪ માં સંન્યાસ ક્યારે લેવો (ત્યાગ ક્યારે કરવો) તે વિષે કહે છે કે જે દિવસે વૈરાગ્યની ભાવના ઉત્પન્ન થાય તે દિવસે સંન્યાસ લેઇ લેવો. અહિંઆં આ પ્રમાણે કહ્યું છે. પણ ત્યાં આગળ કહે છે કે ગમે તો ગૃહસ્થાશ્રમ અગર વાનપ્રસ્થમાંથી (ઘરમાંથી અગર વનમાંથી) ત્યાગ લેઇ લેવો અહિંઆં "વિકલ્પથી" કથન કરેલું હોવાથી કર્મ કરવાં અગર તેનો ત્યાગ કરવો તે માણસની ઇચ્છા ઉપર આધાર રાખે છે. માટે જ્ઞાનીએ કર્મ કરવાં જ જોઇએ એમ જણાવીને જ્ઞાનને કર્મના અંગરૂપ કહ્યું તે બરાબર નથી.

**સૂત્ર ૮ ઉત્તર**—આ શંકા વ્યાજબી છે, પણ તેનું સમાધાન આ પ્રમાણે છે. પણ અમે તમને કેટલીક શ્રુતિઓ એવી જણાવીશું કે જે ઉપરથી તમારી ખાત્રી થશે કે કર્મ કરવા માટે કર્મ કરવાં એવો શ્રુતિ નિયમ દેખાડે છે તેમ તેના ત્યાગ માટેનો નથી, તૈ. સં. ૨-૧-૧૦ તથા ૨-૧-૧૫ માં કર્મ કરવાંજ જોઇએ એવો નિયમ છે. તેના ત્યાગનો નિયમ નથી અર્થાત્ તમે જે વિકલ્પ જણાવો છો તે

તેના ત્યાગ માટે છે. અર્થાત્ કર્મ તો અવસ્ય કરવાંજ જોઇએ તે નિયમ છે, પણ તેનો ત્યાગ કરવો કે નહિ તેમાંજ વિકલ્પ છે, નિયમનો અભાવ છે. વળી આ વિષયમાં ભ. ૧૮–૭ની સ્મૃતિનું પણ પ્રમાણ છે. તેમાં કહે છે કે જે કર્મ નિયત થયેલું છે તેનો ત્યાગ યુક્ત નથી તેમ છતાં જો કોઇ મોહથી તેનો ત્યાગ કરે તો તે ત્યાગ સાત્વિક નથી પણ તામસ છે. આ પ્રકારે નિયત કર્મનો પરિત્યાગ કરનારની સ્મૃતિમાં નિન્દા છે. આથી તે સ્મૃતિ પણ અમારા અર્થને ટેકો આપે છે એવું જણાવવાને સૂત્રમાં "ચ" શબ્દ યોજ્યો છે. અર્થાત્ શ્રુતિમાં નિયમ છે તેથી તેમજ સ્મૃતિનું વચન છે તેથી એમ સૂત્રનો અર્થ થાય છે: માટે જ્ઞાન તે કર્મનું અંગ છે એમ જે કહ્યું તે બરાબર છે. ૭

**ઉત્તર**—હવે બાદરાયણ જૈમિનિની, સૂ. ૨માં આપેલી પ્રથમ દલીલનો જવાબ આપે છે. ત્યાં એમ કહેવામાં આવ્યું હતું કે દ્રવ્ય, ગુણ અને કર્મની માફક ભગવાનની પુરુષાર્થતા તે અર્થવાદરૂપ છે. વળી યાગમાં વિપણ પ્રેજ્ય હોવાથી તેના જ્ઞાનની અપેક્ષા છે. તેથી જ્ઞાન તે કર્મનું અંગ છે. આનો ઉત્તર એવો આપવામાં આવે છે કે કર્મ કરતાં ઇશ્વર અધિક છે એવો ઉપદેશ સર્વત્ર છે. બૃ. ૪–૪–૨૨ માં આત્માને–પરમાત્માને સર્વને વશ કરનાર, તથા સર્વ ઉપર શાસન ચલાવનાર, સર્વના અધિપતિ તથા જે કંઇ છે તે તમામ ઉપર સત્તા ચલાવનાર કહેલ છે તથા તેને સાધુ કર્મ તેમજ અસાધુ કર્મ સાથે લાગતું વળગતું નથી એમ જણાવીને આગળ કહે છે. એવા પરમાત્માને વેદના વચન પ્રમાણે, બ્રહ્મચર્ય, તપ શ્રદ્ધા તથા અનાશક યજ્ઞથી જાણવાની ઇચ્છા તેઓ કરે છે. તે પરમાત્માને જાણવાથી જ તે મુનિ થાય છે. આ વચનોથી પરમાત્મા કર્મ કરતાં અધિક છે એમ એક બાબત સિદ્ધ થાય છે. અર્થાત્ જ્યાં કર્મને–પરમાત્માને સમાન પણ કહ્યું નથી તો પછી તે કર્મમાં પરમાત્માના સર્વાત્મભાવની વિદ્યા અંગરૂપ શી રીતે હોઇ શકે? વળી આ શ્રુતિથી બીજી પણ એક બાબત સમજાય છે કે જ્ઞાન તે યજ્ઞ (કર્મ)નું અંગ નથી પણ યજ્ઞ (કર્મ) જ્ઞાનનું સાધન છે. તેટલા માટે બ્રહ્મચર્ય, તપ વગેરેની માફક 'યજ્ઞ' શબ્દનો તૃતીયામાં પ્રયોગ કરીને "જાણવાની ઇચ્છા કરે છે" તેની સાથે સંબન્ધ કર્યો છે. આથી વેદનમાં યજ્ઞ એ સાધનરૂપ હોવાથી, યજ્ઞ (કર્મ) જ જ્ઞાનનું અંગ છે માટે જૈમિનિએ કર્મને મુખ્ય જણાવીને જ્ઞાનને તેના સાધન તરીકે અંગ તરીકે જણાવ્યું તે સિદ્ધ થતું નથી. આ શ્રુતિના તાત્પર્ય સંબન્ધી અહિંઆં એમ પણ કહી શકાશે નહિ કે પ્રથમ સામાન્ય રીતે ઇજ્યનું જ્ઞાન તો હોવુંજ જોઇએ, પછી યજ્ઞથી તે જ્ઞાન વિશેષરૂપે થતું હોવાથી ફરીથી યજ્ઞ કરવામાં કર્મનું ફલ પૂર્ણ થાય છે તેથી યજ્ઞ જ્ઞાનનું અંગ નથી. ઉપર આપેલી શ્રુતિના શબ્દો બરાબર વાંચવાથી અમારો અર્થજ બરાબર સમજાશે. ત્યાં સ્પષ્ટ શબ્દો છે કે "તેને જાણીનેજ મુનિ થાય છે" આજ લોકને મેળવવાની ઇચ્છા કરતા સંન્યાસીઓ પ્રવ્રજ્યા (સંન્યાસ) લે છે. અહિંઆં વેદન (જ્ઞાન) તે ગૃહસ્થાશ્રમનો વિરોધી છે તેથી જ્ઞાનીઓમાં કર્મ હોતાં નથી, તેથી "યજ્ઞથી જાણવાની ઇચ્છા કરે છે" એ શબ્દોનો તમે કરો છો તેવો અર્થ નથી. અર્થાત્ યજ્ઞમાં જ્ઞાનનેજ સાધન કહ્યું છે પણ કર્મના ફલની પૂર્ણતા માટે "યજ્ઞથી કરે છે" એમ કહે છે, અર્થાત્ કર્મ ગમે તેવા જ્ઞાનથી નહિ પણ યજ્ઞના જ્ઞાનથીજ કરવું જોઇએ એ સંબન્ધમાં ઉપરની શ્રુતિ કહેલી હોવાથી, સંન્યાસી મુનિ વિષે આ અર્થ બિલ્કૂલ સંભવતોજ નથી. પરમાત્મા તો કર્મથી અધિક છે તેથી તેમને કર્મની અપેક્ષા નથી. જો કે તે સૃષ્ટિ વગેરે સર્જે છે પણ તે કર્મો એવાં નથી કે જેનાં ફળ સાથે તેમને સંબન્ધ હોય. જીવનાં કર્મોમાં સારાં યા માઠાં ફળ હોય છે, અને તે ફળ તે કર્મોના કરનાર જીવોને ભોગવવાં પડે છે. પરમાત્માનાં કર્મો એવાં નથી. તેથી કર્મની કોઇ પણ અસર અગર નિયમન પરમાત્મા ઉપર નથી. આથી તે કર્મનું નિયમન કરે છે. માટે કર્મ કરતાં તેમનું આધિક્ય છે.

**શંકા—તમે કહ્યું કે પરમાત્માને કર્મ કરવાં પડતાં નથી, પણ જીવ તે કરે છે, તેથી જીવને તેનાં ફળ ભોગવવાં પડે છે. પણ જીવ અને પરમાત્મામાં ભેદજ કયાં છે કે જેથી તમે આવો નિયમ આપો છો.**

જીવ અને પરમાત્મા એકજ છે. તો પછી જો જીવ કર્મ કરતા હોય તો પરમાત્માને પણ તે કરવાં જ પડે. ?

**સિદ્ધાન્તી**—તમે જીવ અને પરમાત્માની અભેદતા સમજવામાં જ ભૂલ ખાવ છો તમે એમ માનો છો કે પરમાત્મા અને જીવ વચ્ચે જે ભેદ છે તે ઉપાધિને લીધે છે, વસ્તુતઃ તો અભેદ છે. પણ આનું નિરાકરણ અમે બ્ર. સૂ. ૨-૩-૪૩માં કર્યું છે. અર્થાત્ જીવ અને પરમાત્મામાં ભેદ છે. જીવ એ પરમાત્માનો અંશ છે, તેથી પરમાત્માના જેવા ધર્મો તથા ગુણો તેમાં નથી. માટે જ અમે કહીએ છીએ કે કર્મ ભલે જીવને માટે હોય પણ પરમાત્માને માટે નથી.

વળી, મ. ના. ૧૦-૫માં કહે છે કે કર્મ, પ્રજા, તથા ધનથી મોક્ષ મળતો નથી પણ તે તો ત્યાગ કરવાથી મળે છે. અહિંઆં ત્યાગથી મોક્ષ મળે છે એમ કહ્યું તેથી કોઇને પ્રશ્ન થાય કે કોનો ત્યાગ કરવો? તો ત્યાં શ્રુતિના શબ્દમાં કર્મનુ સાન્નિધ્ય હોવાથી કર્મનોજ ત્યાગ કરવાનું કહેલું છે એમ સમજવું. અર્થાત્ મોક્ષની ઇચ્છાવાળાઓએ તો કર્મનો ત્યાગ કરવો જોઇએ. આ પ્રમાણે કર્મના ત્યાગનો વિધિ ત્યાં પ્રથમ કહીને તે શ્રુતિના પાછળના ભાગમાં ભક્તિમાર્ગીયનું ફલ કહે છે, ભક્તિમાર્ગમાં પુરુષોત્તમજ ઉત્તમ ફલ છે. તે પુરુષોત્તમ પાસે મુક્ત પુરુષોજ જઇ શકે છે. જેમને પરમાત્માની ખરી લગની લાગેલી છે તથા તેમના વિરહ ભાવથી અલ્પ ક્ષણ સુધી સ્થિત રહેવાને અશક્ત તેવા યતિઓજ તેમની પાસે જાય છે એમ ત્યાં કહે છે. મ. ના. ૧-૬માં જ્ઞાનમાર્ગીયનું ફલ કહે છે.

જો આ પ્રમાણે અધિકાર પરત્વે ફલનો ભેદ એ શ્રુતિમાં ન જણાવ્યો હોય તો પછી ત્યાં પુનરુક્તિનો દોષ થાય. આથી ત્યાં એવો નિષ્કર્ષ નીકળે છે કે કર્મ તથા જ્ઞાન કરતાં ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે, અને તેનાથી પ્રાપ્ય પુરુષોત્તમનોજ ઉપદેશ શ્રુતિમાં છે. આજ શ્રુતિનું પ્રમાણ તે બાદરાયણ પોતે સ્વીકારે છે, જ્યારે જૈમિનિ તે સ્વીકારતા નથી. જો જૈમિનિ શ્રુતિ પ્રમાણે તે સ્વીકારતા હોય તો પછી કર્મની અધિકતા કહેતજ નહિ, પોતાનો કહેલો અર્થ તે યુક્ત છે એવી બીજાની દૃઢ પ્રતીતિ કરાવવાને માટે પોતે પોતાનું નામ આપીને પછી કારણ આપે છે. બાદરાયણ કહે છે કે અમે ભગવાનને પરમ પુરુષાર્થ કહીએ છીએ તેનું કારણ એ છે કે તેવો અમને અનુભવ થયો છે. માટે સૂત્રમાં દર્શનાત્ એવો હેતુ આપ્યો છે. અહિંઆં પોતે જૈમિનિના મતનો નિરાસ નહિ કરતાં તેના કરતાં પોતાનો મત અધિક છે એમ જે જણાવ્યું તેથી એમ સૂચવવા સૂત્રકાર માગે છે કે નિષ્કામ કર્મજ ચિત્તની શુદ્ધિમાં હેતુ હોવાથી પરમ્પરાથી જ્ઞાનમાર્ગમાં તેનો (કર્મનો) ઉપયોગ થાય છે. આથી જ્ઞાનમાં ઉપયોગી તરીકે કર્મની જરૂર ભલે હો પણ ખરી રીતે પુષ્ટિમાર્ગમાં તો તેનો તેટલો પણ ઉપયોગ નથી. ભા. ૧૧-૧૨-૯માં તેની આવશ્યકતાનો નિષેધ કર્યો છે. આમ હોવાથી બ્રહ્મને પણ તમે (જૈમિનિ) 'ઇજ્ય' તરીકે કર્મના અંગરૂપ બનાવો છો તેની ગન્ધ સરખી પણ અહિંઆં જોવામાં આવતી નથી. ૮

**સૂત્ર ૯**—સૂ૦ ૩માં એવી દલીલ કરવામાં આવી હતી કે વસિષ્ઠાદિ બ્રહ્મવેત્તાઓએ પણ અગ્નિહોત્રાદિ કર્મ કરેલાં જોવામાં આવે છે. આનો ઉત્તર એ છે કે જેમ કેટલાક બ્રહ્મવેત્તાઓના કર્મનું અનુષ્ઠાન જોવામાં આવે છે તેમ કેટલાક શુક, ભરત, ઋષભ વગેરેનો કર્મત્યાગ પણ જોવામાં આવે છે. આથી એક પ્રકારનાં શ્રુતિનાં વચન ઉપરથી કર્માનુષ્ઠાનનું અનુમાન તારવવું વ્યાજબી નથી. કોઇ પણ અનુમાન ઉપર આવતા પહેલાં તમામ પ્રકારનાં વચનો જોવાં જોઇએ. પ્રસ્તુત બાબતમાં એવાં બન્ને પ્રકારનાં વચન જોવામાં આવે છે. વળી શુકાદિએ કર્મનો ત્યાગ કરેલો તે બધા કર્મ કરવામાં અશક્ત નહોતા. તેઓ કર્મ કરી શકે એવા સુસ્વસ્થ બાંધાના હતા છતાં તેમણે કર્મ કર્યાં નહોતાં કારણ કે જ્ઞાનમાં તેમને તેની જરૂર જણાયલી નહિ. આથી અશક્ત પુરુષોને માટેજ કર્મત્યાગ છે એમ કદી પણ કહી શકાશે નહિ. ૯

સૂત્ર ૧૦—વળી સૂ. ૪ માં જે જનક વૈદેહીનો દાખલો આપીને તમે એમ જણાવ્યું કે જનક વૈદેહી જ્ઞાની હતા છતાં પણ તેમણે યજ્ઞો કર્યા, માટે કર્મની આવશ્યકતા છે. અર્થાત્ જ્ઞાન તે કર્મના અંગરૂપ છે. આ વિષે તમે બૃ. ૩–૧–૧ ની શ્રુતિ પણ આપી હતી. આના ઉત્તરમાં એટલુંજ કહેવાનું કે તમામ બ્રહ્મવેત્તાઓએ યજ્ઞ કરવા એવી શ્રુતિ સર્વત્ર જો જોવામાં આવતી હોય તો જ તમારું કહેવું બરાબર મનાય પણ તમામ બ્રહ્મવેત્તા માટે એવી શ્રુતિ સાંભળવામાં આવતી નથી. બૃ. ૪–૫–૧૫ ની શ્રુતિમાં બ્રહ્મવેત્તાઓને કર્મ કરવાની જરૂર નથી. તેમને માટે નથી જરૂર અધ્યયનની કે યજ્ઞની. તેઓ તો તમામ પ્રકારની એષણાઓનો ત્યાગ કરીને સંન્યાસ ગ્રહણ કરે છે, અને ભિક્ષાવૃત્તિથી પોતાનો નિર્વાહ ચલાવે છે. આ પ્રમાણે કાવેષયઋષિ વિષે બોલતાં શ્રુતિ બ્રહ્મવેત્તાએ કર્મત્યાગ કરવો જોઇએ એમ જણાવે છે. આવી એક નહિ પણ અનેક શ્રુતિઓ છે તેથી બ્રહ્મવેત્તાએ કર્મ કરવાં એવું જે તમે કહો છો તેને સમર્થન મળતું નથી. ૧૦

સૂત્ર ૧૧—ઉપરનાં સૂત્રોમાં આપણે જોયું કે શ્રુતિમાં બે પ્રકાર છે. કેટલીકમાં બ્રહ્મવેત્તાઓનાં કર્મને જણાવવામાં આવ્યું છે: જ્યારે કેટલીકમાં કર્મનો ત્યાગ કહ્યો છે. તો પછી આમ વિભાગ કરવાનું કારણ શું એવો પ્રશ્ન સહજ ઉદ્ભવે. તો તે પ્રશ્નનો ઉત્તર અહિંઆં આપવામાં આવેલો છે. જેમ બૃ. ૪–૩–૩૨ માં "આ આનન્દની માત્રાથી અન્યભૂતો જીવે છે" એમ કહેનારી શ્રુતિમાં ભગવાનનો આનન્દ સર્વત્ર છે છતાં પણ માનુષાદિના અધિકાર ભેદથી તે તે આનન્દના દાનથી જેમ માનુષ આનન્દથી આરંભીને અક્ષરાનન્દ પર્યન્ત આનન્દના ઉત્કર્ષરૂપી વિભાગ કહેલો છે તે પ્રમાણે અહિંઆં પણ જેઓ ભગવાનના અનુગ્રહના ઉત્કર્ષથી સર્વથા અન્ય ભાવથી રહિત છે, અર્થાત્ લૌકિક ભાવથી રહિત થઇને વ્યસનાવસ્થાનો અનુભવ કરે છે તેઓને માટે શ્રુતિ સર્વથા કર્મનો ત્યાગ કહે છે. પણ જેમનામાં ભગવાનનો અનુગ્રહ ન્યૂન છે તેમનામાં લૌકિક ભાવ પણ હોય છે તો જ્યાં સુધી લૌકિકભાવ હોય ત્યાં સુધી વ્યસનાવસ્થાનો સંભવ નથી. આમ હોવાથી કર્મત્યાગ પણ તેમને માટે સંભવતો નથી. માટે લૌકિકભાવ વાળાઓને કર્મ કરવાં અને તે ભાવથી રહિત હોય તેમને નહિ કરવાં એમ શ્રુતિના બે વિભાગો સમજવા. અર્થાત્ વ્યસનાવસ્થામાંજ કર્મનો ત્યાગ કરવો. અહિંઆં નિર્ગુણ બ્રહ્મને જે ગણિતાનન્દ કહેલ છે તે લયની પૂર્વેના અનુભવને લેઇને. કારણ કે પુરુષના અધિકારના તારતમ્યથી આનન્દના ભોગમાં તારતમ્ય પણ છે તે તેની સંખ્યાથી સૂચવ્યું છે. બ્રહ્મમાં લય થવામાં તો ભોક્તાના અભાવને લીધે જ આનંદનું તારતમ્ય નથી. તેની આગળ પુરુષોત્તમના આનંદમાં ફક્ત આનન્દજ હોવાથી અને તે અગણિત હોવાથી ત્યાં સંખ્યા કરી નથી અર્થાત્ પૂર્ણબ્રહ્મ છે. બ્રહ્મનું પૂર્ણત્વ એ ધર્મ હોવાથી નિર્ધર્મક બ્રહ્મમાં તેનો સંભવ નથી. પૂર્ણત્વ તો સધર્મક પુરુષોત્તમમાં જ હોય છે. તેનું બ્રહ્માનન્દની સરખામણીએ આધિક્ય તો અચિન્ત્ય શક્તિથી નિશ્ચિત કરવું જોઇએ. ૧૧

સૂત્ર ૧૨—સૂત્ર ૬ માં કરેલી દલીલનો ઉત્તર આપે છે, "ब्रह्मिष्ठो ब्रह्मा दर्शपूर्णमासयोर्वृतं वृणीते" (આ. સૂ. ૩–૧૮–૧) આમાં વિદ્યા તે ઋત્વિક્ કર્મનું અંગ છે, એમ જે કહેવામાં આવે છે તે વિષે અમારો આ નિર્ણય છે કે "બ્રહ્મિષ્ઠ એટલે બ્રહ્મમાં સ્થિર રહેનાર" અને બ્રહ્મ એટલે વેદ, પરબ્રહ્મ નહિ. જો અહિંઆં 'પરબ્રહ્મ' અર્થ હોય તો તમે કહો છો તેવો અર્થ નીકળત પણ તે અર્થમાં બ્રહ્મ શબ્દ નથી. છતાં અહિંઆં વેદ શબ્દને બદલે બ્રહ્મનો કેમ પ્રયોગ કર્યો એમ શંકા થાય તો કહે છે કે જેમ બ્રહ્મ અવિકૃત છે, તેમ શબ્દરૂપ વેદ તે પણ બ્રહ્મનું અવિકૃતરૂપ છે. વેદ તે બ્રહ્મ શબ્દરૂપ છે. આ રૂપ વિક્રિયાથી રહિત છે. આથી વેદનું અધ્યયન કરનાર જો એમ સમજે કે પોતે જેનું અધ્યયન કરે છે તે તો શબ્દરૂપ અવિકૃત બ્રહ્મજ છે તો તે અધ્યયનનું ફળ તે મેળવી શકે છે. ફક્ત વેદનું આ દૃષ્ટિએ અધ્યયનજ કરવાનું છે. તેનાથી કશાની પણ કામના કરવાની નથી, આ રીતે અધ્યયનને કરનારનો અધિકાર ઋત્વિક્ કર્મમાં હોય છે. આથી એમ સિદ્ધ થતું નથી કે બ્રહ્મજ્ઞાનને કર્મના અંગ

તરીકે કહ્યું છે. અહિંઆં બ્રહ્મજ્ઞાનની વાતજ નથી. માત્ર વેદનું અધ્યયન કેમ કરવું અને તે અધ્યયન કરનારનો શામાં અધિકાર પ્રાપ્ત થાય છે તેજ બાબત જણાવી છે. "બ્રહ્મિષ્ઠ" શબ્દમાં "બ્રહ્મ"ને જે પ્રત્યય લગાડ્યો છે તે પ્રત્યય અતિશાયનનો અર્થ જણાવે છે અર્થાત્ જે ઉપર કહેલી રીતે અર્થાત્ વેદને પરમાત્માનું અવિકૃત શબ્દરૂપને સમજીને તેના અધ્યયનમાં આસક્ત રહે છે તેને અધ્યયનનું અતિશય ફલ મળે છે. આ અધ્યયનનું ફલ શું? ઋત્વિક્કર્મમાં અધિકાર મળે છે તે, અર્થાત્ બ્રહ્માને એક જાતના યજ્ઞમાં ઋત્વિક્ તરીકેનું પદ મળે છે.

અથવા તો આ સૂત્રનો એવો પણ અર્થ થાય છે કે જેણે ફક્ત વેદનું જ અધ્યયન કર્યું છે તેનોજ કર્મમાં અધિકાર છે, બ્રહ્મવેત્તાનો નહિ. અર્થાત્ બ્રહ્મવેત્તાને અને કર્મને કંઇ પણ લેવા દેવા નથી. વેદનું અધ્યયન કરનારને ભલે તે કર્મ કરવાનાં હોય. વેદનું અધ્યયન કરવું અને બ્રહ્મને જાણવું એ બે જૂદી બાબતો છે. વેદનું ફક્ત અધ્યયન કરનાર તે બ્રહ્મજ્ઞાની કહેવાય નહિ. બ્રહ્મજ્ઞાની તો વેદનું રહસ્ય પચાવીને જીવનમાં આચરે છે, અને બ્રહ્મ એજ મુખ્ય ધ્યેય વેદ ઉપદેશે છે તેથી અહર્નિશ તેની શોધ માટે તેના જ્ઞાનમાં તત્પર બને છે. વેદાધ્યયન કરનાર હજુ તેટલી સ્થિતિએ પહોંચ્યો નથી. માટે તેને ભલે કર્મ કરવાનાં હોય. પણ બ્રહ્મવેત્તાને માટે તેની આવશ્યકતા નિશ્ચિત થતી નથી કે અહિંઆં કદાચ શંકા કરવામાં આવે કે બ્રહ્મવેત્તાને જે જ્ઞાન થાય છે તે વેદાન્તથી થાય છે અને વેદાન્ત તે વેદનો એક ભાગ ઉત્તરકાણ્ડ હોવાથી તે વેદથી જૂદો નથી. આથી જ્યારે વેદનું અધ્યયન કરવાનું હોય ત્યારે વેદાન્તનું પણ અધ્યયન હોયજ. અધ્યયન વગર જ્ઞાન સંભવતું નથી. આથી તે દૃષ્ટિએ પણ વેદાન્તથી પ્રતિપાદ્ય બ્રહ્મનું જ્ઞાન અધ્યયન અંગરૂપ બને છે. અને જો ઉક્ત રીતિએ વેદનું અધ્યયન કર્મનું અંગ બને તો પછી બ્રહ્મજ્ઞાન જે વેદના એક ભાગ વેદાન્તના અધ્યયનનું અંગ છે તે કર્મનું પણ અંગ બને. માટે બ્રહ્મજ્ઞાનીનો પણ કર્મમાંજ અધિકાર છે આ શંકાના ઉત્તરમાં જણાવવાનું કે અક્ષરજ્ઞાન-જેને "બ્રહ્મજ્ઞાન" કહીએ છીએ તેનું ખરૂં સ્વરૂપ તમે સમજી શકતા નથી. બ્રહ્મજ્ઞાન એટલે માત્ર અધ્યયન કરવાથી પ્રાપ્ત થતું જ્ઞાન નહિ, અધ્યયનથી મળતું જ્ઞાન તે ભિન્ન છે, અને બ્રહ્મનું જ્ઞાન જે અમે કહીએ છીએ તે પણ ભિન્ન છે. તે બન્નેને એક ગણી શકાય જ નહિ. અધ્યયનથી થતું જ્ઞાન તે શબ્દનું પરોક્ષ જ્ઞાન છે, જ્યારે બ્રહ્મજ્ઞાન તે પ્રત્યક્ષ જ્ઞાન છે. શબ્દથી મળતા જ્ઞાનમાં બ્રહ્મજ્ઞાન છે જ નહિ. દાખલા તરીકે કોઇ સાકર આપણી આગળ મૂકે. તે સાકરને જોઇને આપણે એમ કહીએ કે "અહો આ સાકર કેવી મધુર છે', શું આમ કહેવાથી તે સાકરની મધુરતાનું આપણને યથાર્થ જ્ઞાન થઇ શકશે? ફક્ત શબ્દથી સાકરની મધુરતા વિષે ગમે તેટલું વર્ણવીએ તો પણ તે મધુરતાનું આપણને જ્ઞાન નથીજ. તેનું ખરૂં જ્ઞાન તો જ્યારે સાકરને મોઢામાં મૂકીને તેનો આ સ્વાદ લેઇએ તોજ થઇ શકે છે. અર્થાત્ તેના રસનો અનુભવ થતાં સાકરની મધુરતાની પ્રતીતિ આપણને થાય છે. આ અનુભવથી તેને સાકરની મધુરતાનું એટલું બધું ભાન થાય છે કે તેનું વર્ણન કરવા બેસે તો પણ તે વર્ણન કરી શકતો નથી, તો કેવળ શબ્દથી (અધ્યયનથી) ભલે વેદાન્તોનું જ્ઞાન મળે, તેથી કંઇ બ્રહ્મનું ખરેખરૂં જ્ઞાન મળતું નથીજ એ નિઃસંશય વાત છે. જો શબ્દથીજ ખરૂં જ્ઞાન થતું હોય તો શા માટે "સાકર મધુર છે" એમ જાણવાથી કોઇને કમળો થયો હોય તો તેનું નિવારણ આપણે કરી શકતા નથી. પણ આપણે જાણીએ છીએ કે કમળો દૂર કરવાને તો સાકર ખાવીજ જોઇએ. ત્યાર વગર તે દૂર થઇ શકશે જ નહિ. તેજ પ્રમાણે જ્યાં સુધી બ્રહ્મના જ્ઞાનને અનુભવમાં મૂક્યું નથી ત્યાં સુધી અવિદ્યાદિ દોષો દૂર થશેજ નહિ. ફક્ત વેદાધ્યયન આ દોષોને દૂર કરવામાં અસમર્થ છે. માટેજ અનુભવ સિદ્ધ જ્ઞાન તેનેજ અમે ખરૂં જ્ઞાન કહીએ છીએ. તે જ્ઞાન અધ્યયન દશામાં નથી, માટે અધ્યયન જેમ કર્મના અંગરૂપ છે તેમ આ જ્ઞાન નથી તેથીજ અમે કહીએ છીએ કે બ્રહ્મજ્ઞાનીનો કર્મમાં અધિકાર નથી. છાં. ૭-૧-૩ માં બે પ્રકારની વિદ્યા કહી છે-પરા વિદ્યા અને અપરાવિદ્યા. પરાવિદ્યા એટલે

બ્રહ્મના સ્વરૂપનેજ જાણવાની અનુભવની વિદ્યા. અપરા કહેતાં શબ્દરૂપ વેદાદિના અધ્યયનથી પ્રાપ્ત થયેલી વિદ્યા. નારદ અપરા વિદ્યામાં પારંગત હતા. તેમણે વેદ તથા તમામ પ્રકારની વિદ્યાઓનું જ્ઞાન મેળવ્યું હતું. છતાં તે પરાવિદ્યા-બ્રહ્મજ્ઞાન માટે સનત્કુમાર પાસે ગયા અને તેમની પાસેથી તે જ્ઞાન મેળવ્યું. આથી વેદાભ્યાસ એ જ્ઞાન નથી. મ. ના. ૧૦-૬માં વેદાન્તના વિજ્ઞાનથી અર્થનો બરાબર નિશ્ચય કરવાનું કહેલું છે. ત્યાં વિજ્ઞાન શબ્દ છે. તેનો અર્થ અનુભવ સિદ્ધ જ્ઞાન, નહિ કે કેવલ જ્ઞાન, માટે બ્રહ્મજ્ઞાન તે કર્મનું અંગ નથી એમજ નિશ્ચય થાય છે, વેદાધ્યયન ભલે હો. તમે આપેલી આ. સૂ. ૩-૧૮-૧ની દલીલથી વેદાધ્યયનવાળાનુંજ કર્મમાં વિધાન કરેલું છે એવા અર્થનું અનુમાન નીકળે છે. વળી સૂત્ર ૫ માં જે એમ કહ્યું કે ફલમાં વિદ્યા અને કર્મ બન્ને સાથે હોય છે, કેવલ વિદ્યા ફલ આપતી નથી. આની પુષ્ટિમાં બૃ. ૪-૪-૨ની શ્રુતિ તમે આપી હતી.પણ આ શ્રુતિ સંસારી આત્માના પૂર્વ દેહ ત્યાગના સમયના વૃત્તાન્તનું નિરૂપણ કરે છે ફલનું નહિ, આથી તે સમયમાં વિદ્યા અને કર્મ સાથે હોય છે. તેથી અહિંઆં વિદ્યાને કર્મની સાથે કહી છે. માટે વિદ્યા સ્વતંત્ર ફલ આપી શકતી નથી એમ કહીને તેને કર્મના અંગ રૂપે જણાવવી તે અનુમાન વ્યાજબી ઠરતું નથી. ૧૨

**સૂત્ર ૧૩**—હવે સૂત્ર ૭ની દલિલનો ઉત્તર આપે છે. ત્યાં તૈ. સં. ૨-૧-૧૦ તથા તૈ. સં. ૨-૧ ૧૫ની શ્રુતિઓના આધારે એમ કહેવામાં આવ્યું હતું કે કર્મ કરવાનો જેમ નિયમ છે તેવો તેના ત્યાગનો નથી, અર્થાત્ કર્મ તો કરવાંજ જોઇએ અને તેનો ત્યાગ કરવાનો વિકલ્પ છે આવું શ્રુતિનું તાત્પર્ય હોવાથી કર્મની મુખ્યતા સમજાય છે અને તેનો ત્યાગ તે અમુખ્ય છે. આનો ઉત્તર એટલોજ છે કે અમારી પાસે મ. ના. ૧૦-૫ની શ્રુતિ એવી છે કે જે સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે કર્મથી મુક્તિ કદી પણ મળતી જ નથી માટે મુક્તિ મેળવવાને માટે તેનો ત્યાગજ કરવો જોઇએ "ત્યાગથીજ" મોક્ષને કેટલાકોએ મેળવ્યો છે. માટે જેમને મોક્ષની આકાંક્ષા હોય તો તેમણે તો કર્મનો ત્યાગ કરવો જોઇએ. આથી કર્મની મુખ્યતા ઠરતી જ નથી. શ્રુતિ તો તેના ત્યાગનેજ મુખ્ય જણાવે છે. માટે કર્મ માટેની આ દલીલ વ્યાજબી નથી.

અથવા અહિંઆં જો એવી શંકા થાય કે જ્ઞાનીએ સંન્યસ્ત દશામાં અર્થાત્ ચતુર્થાશ્રમમાં પ્રવેશ કરતી વખતે કર્મનો ત્યાગ કરવો પણ બીજા આશ્રમમાં અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં તો તેણે અવશ્ય કર્મ કરવાં જોઇએ. આ બાબતમાં શ્રુતિનો નિયમ છે. આથી બીજા આશ્રમમાં કર્તાને કર્મ કરવા માટે તેના સ્વરૂપનું (કર્મના સ્વરૂપનું) જ્ઞાન અવશ્ય હોવું જ જોઇએ, જ્ઞાન વગર તે આશ્રમનાં કર્મો તે બરાબર કરી શકે નહિ. માટે તે જ્ઞાન કર્મનું અંગ છે એમ સ્વીકારવુંજ જોઇએ, આ જ્ઞાન વેદાન્તથીજ હોય છે તો પછી શા માટે વેદાન્ત તે કર્મના અંગરૂપ નથી. આ શંકાનો નિષેધ કરતાં ઉત્તર આપે છે કે ઉપરની દલીલથી એવો ધ્વનિ નીકળે છે કે સંન્યાસ લેવાને માટે ચતુર્થ આશ્રમજ નિયત થયો છે પણ તે માન્યતા ખોટી છે. ફક્ત ચતુર્થ આશ્રમમાં જ સંન્યાસ લેવાય એવું નથી. તેને માટે એવી મર્યાદા છે કે જ્યારે વૈરાગ્યની ખરી ભાવના ઉત્પન્ન થાય અને તેથી સંસાર ખારો લાગે, સંસારના કોઇ પણ સુખ તરફ આસક્તિ ન રહે ત્યારે જ સંન્યાસ લેઇ શકાય છે. આ સંન્યાસ ગમે તે આશ્રમમાં લેઇ શકાય છે. જો બ્રહ્મચર્ય દશામાં આવી ભાવના ઉદ્‌ભવે તો તે સમયે. જેને આવી વૈરાગ્યની ભાવના ઉત્પન્ન થાય છે તેને માટે તે તે આશ્રમનાં કર્મો કરવાની જરૂર નથી. જો આ આશ્રમનાં કર્મ કરવાની જરૂર નથી, તો પછી તે કર્મો માટેના જ્ઞાનની પણ કયાં જરૂર છે? જ્ઞાનની જરૂર ન હોય તો પછી વેદાન્તની આવશ્યકતા પણ ત્યાં કયાં છે? આથી વેદાન્ત કર્મમાં અંગરૂપ નથી જ, વૈરાગ્યની ભાવનાજ સંન્યાસ (ત્યાગ) માટે આવશ્યક છે તે માટે જા. ૪નું પ્રમાણ છે. ભા. ૧૧-૨૦-૯માં પણ નિર્વેદ ન થાય ત્યાં સુધીજ કર્મ કરવાનાં કહ્યાં છે. આથી અમુક આશ્રમમાંજ કર્મનો ત્યાગ કરવો એવો વિશેષ ક્રમ નથી માટેજ સૂત્રમાં **અવિશેષાત્** શબ્દ પણ યોજ્યો છે.

**શંકા**—પણ ધારો કે કોઇ સંન્યાસી ક્રમ પ્રમાણે અર્થાત્, બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય અને વાનપ્રસ્થના સ્વીકાર પછી સંન્યસ્તાશ્રમમાં પ્રવેશે છે. તો તેણે છેલ્લા આશ્રમમાં પ્રવેશ કરતા પહેલાંના ગાર્હસ્થ્ય આશ્રમમાં કર્મ કરવાં જોઇએ કે નહિ? જો ત્યાં તેને કર્મ કરવાનાં હોય તો પછી તે કર્મનું જ્ઞાન તેને હોવું જોઇએ. આ જ્ઞાન માટે વેદાન્તનો અભ્યાસ આવશ્યક હોવાથી આ રીતે તે કર્મનું અંગ બનશે.

**ઉત્તર**—ના, આનો ખૂલાસો અમે તમને ઉપર સૂ. ૧૨માં આપ્યો છે. જે ખરો બ્રહ્મજ્ઞાની સંન્યાસી છે તેને તો વેદાધ્યયનની પણ જરૂર નથી. બાકી જેનામાં લૌકિક ભાવ ટળી ગયો નથી તે ભલે કર્મમાં આસક્તિ રાખે. પણ ખરા જ્ઞાનીને તો પરાવિદ્યા એજ મોક્ષ આપનારી છે વેદાદિના અધ્યયનરૂપ અપરા વિદ્યા નહિ. આથીજ તમે જાણો છો કે શુકદેવજીને અતિશય વૈરાગ્યની ભાવના થતાં તેમણે સંસારનો ત્યાગ કર્યો હતો. આથી ઉપનયનાદિની પણ તેમને અપેક્ષા નહોતી. આથી બ્રહ્મજ્ઞાનથી કર્મમાં અધિકાર પ્રાપ્ત થાય છે તે મતને અમે ખોટો ઠરાવીએ છીએ. ૧૩

**સૂત્ર ૧૪**—આ પ્રકારે ૭ સૂત્રોથી જૈમિનિએ કહેલા હેતુઓનો નિરાસ કરીને આ. સૂ. ૩-૧૮-૧ માં જે બ્રહ્મિષ્ઠ શબ્દ આવે છે તેનો કોઇ બ્રહ્મજ્ઞ અર્થ કરે તો તેનો ઉત્તર આપે છે કે બ્રહ્મિષ્ઠનો અર્થ તો અમે સૂ. ૧૨માં કર્યો છે તેજ પ્રમાણે કરવો જોઇએ છતાં તમે "બ્રહ્મજ્ઞ" કરવાનો આગ્રહ કરતા હો તો ભલે તેમ કરો, પણ તે ખરો અર્થ નથી. બ્રહ્મિષ્ઠ શબ્દનો અર્થ 'બ્રહ્મ' કહેતાં વેદ અને તેમાં સ્થિત રહેનાર એટલે વેદાધ્યયન કરનાર એમજ લેવો બ્રહ્મજ્ઞાની નહિ. છતાં તમારોજ અર્થ લેવો હોય તો તેનો ઉત્તર એટલોજ છે કે અહિંઆં તમે કહો છો તે પ્રમાણે બ્રહ્મજ્ઞાન કહેલ હોય તો તે કર્મની સરખામણીએ ઉત્કૃષ્ટ છે. દર્શ પૂર્ણમાસ એવા પ્રકારના છે કે જ્યાં બ્રહ્મવેત્તા પણ બ્રહ્મત્વરૂપ આ ઋત્વિજના કર્મનો અધિકારી બને છે એ રીતે દર્શ પૂર્ણમાસની સ્તુતિ કરવાને માટેજ તમારા કહેવા પ્રમાણે બ્રહ્મિષ્ઠનો અર્થ બ્રહ્મજ્ઞ લેઇએ તો તેનો કર્મમાં અધિકાર કહ્યો છે, અર્થાત્ અહિંઆં દર્શ પૂર્ણ-માસની સ્તુતિ શ્રુતિ કરે છે બીજા બધા યજ્ઞો કરતાં આનું આધિક્ય એટલું છે કે બીજામાં બ્રહ્મવેત્તા હોતો નથી, જ્યારે આમાં બ્રહ્મવેત્તા પોતે ઋત્વિક્‌નાં કર્મ કરે છે. આમ કહીને દર્શ પૂર્ણમાસની સ્તુ-તિજ કરી છે, સ્તુતિ કરવાના હેતુથીજ "બ્રહ્મિષ્ઠ" શબ્દ છે. આમ કહીને વિશેષ એ જણાવે છે કે કર્મની સરખામણીએ બ્રહ્મજ્ઞાન અધિક છે. બ્રહ્મિષ્ઠ એટલે અતિશય બ્રહ્મવાળો, બ્રહ્મમાં નિષ્ઠાવાળો એવો છે. ૧૪

**સૂત્ર ૧૫. શંકા**—બૃ. ૪-૪-૨૩માં બ્રાહ્મણના નિત્ય મહિમાનું વર્ણન કરતી વખતે કહે છે કે તે કર્મથી વૃદ્ધિ પામતો નથી તેમ ન્યૂન પણ થતો નથી. અર્થાત્ બ્રહ્મવેત્તાના કર્મકૃત ગુણ અને દોષનો નિષેધ કરવામાં આવ્યો છે. આ નિષેધ પ્રાપ્તનોજ હોય. જેની પ્રાપ્તિ હોય તેનોજ નિષેધ હોય માટે બ્રહ્મવેત્તાએ કર્મ કરવાંજ જોઇએ.

**ઉત્તર**—ઉપરના વાક્યનો સંબન્ધ જોતાં કેટલાક શાખાવાળાઓના મતે એવો છે કે બીજાના ઉપર અનુગ્રહ કરવાની ફક્ત ઇચ્છાવાળો જો કર્મ કરે તો તેને તે કર્મના ગુણ કે દોષ લાગતા નથી એમ શ્રુતિ જણાવે છે. અર્થાત્ પારકાના ઉપર અનુગ્રહ કરવાને માટે, જે કર્મમાં પોતાનો અંગત સ્વાર્થ ન હોય તે કર્મ કરવાથી તેના ગુણ કે દોષ તેને લાગતા નથી. કારણ કે તે કર્મના ફલની અપેક્ષાથી રહિત થઇનેજ તે એવાં કર્મ કરે છે. આથી એમ ઠરતું નથી કે તેમણે કર્મ કરવાંજ જોઇએ. અહિંઆં તો માત્ર કેવી રીતનાં કર્મ કરવાથી તેના ગુણ દોષ લાગતા નથી એટલુંજ કહેવામાં આવે છે. પારકાના માટે જે કર્મ કરવામાં આવે છે તે કર્મજ નથી.

સૂત્રમાં ચ શબ્દ "અને" નો એવો અર્થ છે કે ઇશ્વર ઇચ્છાથી પણ કેટલાંક કર્મ કરવામાં આવે છે. આ ઉભય પ્રકારના કર્મથી ગુણ કે દોષનો સ્પર્શ નથી. કર્મ વિષેનો સાધારણ નિયમ એવો છે કે

તેનાં ફળ કરનારને ભોગવવાં પડે છે, પણ પરના અનુગ્રહ માટેના કર્મમાં તે નિયમ નથી. આથી તે કર્મ ખરી રીતે કર્મ સંજ્ઞામાં આવી શકતુંજ નથી, જો તે કર્મનું અંગરૂપ ન હોય તો પછી તે કર્મ માટેનું આવશ્યક જ્ઞાન પણ અંગરૂપ કહેવાયજ નહિ. ૧૫

**સૂત્ર ૧૬**—હવે કર્મની આવશ્યકતા વિષે વિશેષ રીતે જણાવતાં સૂત્ર ૧૬માં કહે છે કે જ્ઞાનીને કર્મની આવશ્યકતા ક્યારે છે અને ક્યારે નથી તે બરાબર સમજવું જોઇએ. જ્યાં સુધી દ્વૈતપણું ટળ્યું નથી ત્યાં સુધી કર્મની જરૂર રહે છે, પણ દ્વૈતપણું ટળી જતાં સર્વત્ર અખણ્ડ બ્રહ્મના અદ્વૈતનું ભાન થાય ત્યારે તેની જરૂર નથી. ખરૂં અદ્વૈત ભાન તો બ્રહ્મ તરીકેનું જ્ઞાન થાય ત્યારે, અર્થાત્ વસ્તુ માત્ર બ્રહ્મ છે એમ સમજાય એટલે તમામ વસ્તુઓ સ્થાવર કે જંગમ, બ્રહ્મ રૂપ છે, બ્રહ્મના અંશ છે. માટે સર્વત્ર તે બ્રહ્મનું ભાન કરવું. આવું જ્ઞાન તેજ ખરૂં અદ્વૈત જ્ઞાન છે. બાકી "આ બ્રહ્મ છે" એવા પ્રકારનું જ્ઞાન તે સખણ્ડ છે, જો "આ સર્વ બ્રહ્મ છે" એવા પ્રકારના જ્ઞાનને અખણ્ડાદ્વૈતની પ્રતીતિ માનતા હો તો પછી "આ" કહેતાં પ્રપંચને ઉદ્દેશીને તે જ્ઞાન થતું હોવાથી તે જ્ઞાનની પ્રતીતિ વખતે પણ પ્રપંચનું ભાન રહે છે, એટલે તે ભાન અખણ્ડ કહી શકાય નહિ. માટે જ્યાં સુધી અખણ્ડાદ્વૈતનું ભાન થયું નથી ત્યાં સુધી કર્મ હોય છે. પણ જ્યાં તે ભાન થતાં દ્વૈત ટળી જાય છે, અને ત્યાં પછી કર્મ કરવાનાં હોતાં નથી તે અવસ્થામાં કર્મનો ઉપમર્દ છે એમ કેટલાક શાખાવાળા કહે છે. બૃ. ૪-૪-૧૫ની શ્રુતિ પણ કહે છે જેને સર્વાત્મભાવ સિદ્ધ થયો છે ત્યાં પછી કોણ કોને જૂએ. અર્થાત્ ત્યાં દ્વૈતતા ટળી ગયેલી હોય છે. આથી તે અવસ્થામાં કર્મ નથી. માટે બ્રહ્મજ્ઞાનમાં કર્મની સંભાવના નથી. ૧૬

**સૂત્ર ૧૭**—હવે સંન્યાસીના કર્મ ત્યાગ વિષેનો વિચાર કરે છે.

**શંકા**—શ્રુતિમાં બ્રહ્મચર્ય અને ગાર્હસ્થ્યનું જ પ્રતિપાદન કર્યું છે, સંન્યાસાશ્રમનું નહિ. ફક્ત સ્મૃતિમાં જ સંન્યાસાશ્રમનું નિરૂપણ છે, ત્યાં જીવનના ચાર ભાગ કરીને છેલ્લી અવસ્થામાં સંન્યાસ લેવાનું કહ્યું છે પણ સ્મૃતિ કરતાં શ્રુતિનું પ્રામાણ્ય વિશેષ હોવાથી, ચતુર્થાશ્રમના સંન્યાસનો પક્ષ નિર્બળ બને છે, માટે શ્રુતિનું તાત્પર્ય કર્મત્યાગમાં નથી, પણ કર્માનુષ્ઠાનમાં છે.

**ઉત્તર**—શ્રુતિનું તાત્પર્ય ચતુર્થ આશ્રમના સંન્યાસમાં નથી એમ જે તમે દલીલ કરી તે વ્યાજબી નથી. જા. ૪માં કહે છે કે બ્રહ્મચર્યની સમાપ્તિ કરીને ગૃહસ્થ થવું. ગૃહસ્થાશ્રમ પછીથી વની થવું, અને ત્યાર પછી સંન્યાસ લેવો. આમાં ક્રમશઃ ચતુર્થાશ્રમ સંન્યાસ વિષે પણ કહ્યું છે તેથી "સંન્યાસ" એ શ્રુત્યુક્ત નથી એમ કહેવું વ્યાજબી નથી. વળી શ્રુતિનું કહેવું એટલુંજ નથી કે ક્રમશઃ સંન્યાસ સ્વીકારવો, તે તો એમ કહે છે કે જ્યારે વૈરાગ્ય ભાવના ઉત્પન્ન થાય ત્યારે સંન્યાસ લેવો તે વખતે અમુક આશ્રમનો વિચાર ન કરવો. બ્રહ્મચર્ય કે ગૃહસ્થાશ્રમમાં પણ જો ખરી વૈરાગ્ય ભાવના ઉત્પન્ન થાય તો તે સંન્યાસ લેવો (જા. ૪) આથી ગમે તો ક્રમપૂર્વક અગર ક્રમ રહિત જે રીતે યોગ્ય લાગે તે રીતે સંન્યાસ સ્વીકારવામાં શ્રુતિનું તાત્પર્ય છે. સંન્યાસ અથવા ત્યાગનો હેતુ તમને ઉપર જણાવ્યો તે મુજબ વૈરાગ્યજ છે, કર્મના અધિકારનો અભાવ નહિ. આ ત્યાગ ઘણો દુર્લભ છે. કારણ કે વૈરાગ્યની સિદ્ધિ કોઇ સાધનોથી થતી નથી. પણ ભગવાનના અનુગ્રહથી જ સાધ્ય છે.

**શંકા**—ભલે સંન્યાસને તમે શ્રુત્યુક્ત કહો તો પછી સંન્યાસાશ્રમમાં પણ યોગાભ્યાસાદિ કર્મ સંન્યાસીને કરવું તો પડેજને જો તે કર્મ કરવાં પડતાં હોય તો પછી કર્મનો ત્યાગ તો ત્યાં પણ નથીજ અર્થાત્ વૈરાગ્ય સહિત જ્ઞાન તેનું અંગ કર્યું અને વૈરાગ્ય રહિત જ્ઞાન અગ્નિહોત્રાદિકનું અંગરૂપ કર્યું.

**ઉત્તર**—જ્ઞાનનું સ્વરૂપ તથા તેના ફલ વિષેનો આવો વિચાર તમે જે યુક્તિથી તર્કના ઘોડા દોડાવીને કરો છો તે યુક્ત નથી. તેનું સ્વરૂપ તો તમને શબ્દમાંથી અર્થાત્ વેદમાંથી જ સમજાય છે.

માટે સૂત્રમાં હિ નિશ્ચયાત્મક પદની સાથે શબ્દે એવા પદનો પ્રયોગ કર્યો છે. વેદમાં "જ્ઞાનના ફળને મોક્ષ જણાવે છે" "તેને આ પ્રકારે જાણનાર અહિંઆં અમૃત થાય છે" (નૃ. પૂ. ૧-૬) "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨-૧) "આને જાણનારા તે અમૃત થાય છે" (બૃ. ૪-૪-૧૪) વગેરે વાક્યોથી બ્રહ્મ-જ્ઞાનનું ફલ મોક્ષ છે. આ જ્ઞાનમાં સર્વ યાગાદિનો સાધનો તરીકે ઉપયોગ થાય છે અર્થાત્ તે સાધનો જ્ઞાનનું અંગ બને, પણ જ્ઞાન કર્મનું અંગ બનતું નથી. મ. ના. ૧૦-૬ની શ્રુતિમાં વેદાન્તના વિજ્ઞાનથી જેમના અર્થો સારી પેઠે નિશ્ચિત થયા છે એવા યતિઓ સંન્યાસના યોગથી શુદ્ધ સત્વવાળા બને છે એમ જે કહ્યું છે ત્યાં પણ સમન્વય છે કે સંન્યાસ એ સત્વને શુદ્ધ કરીને જ્ઞાનમાં ઉપયોગી થાય છે, અને વેદાન્તનું વિજ્ઞાન અર્થનો નિશ્ચય કરાવે છે. આથી એવી રીતે સિદ્ધ થયેલું જ્ઞાન બ્રહ્મ પ્રાપ્તિરૂપી ફલનું સાધક બને છે. આથી કર્મ વિધિથી પણ પરમ્પરાએ મોક્ષજ ફલ છે એવો પરામર્શ નક્કી થાય છે. અર્થાત્ બ્રહ્મપ્રાપ્તિ એટલે દુઃખના અભાવવાળા પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ એ ફલ હોવાથી તેના સાધક તરીકે કષ્ટ સાધ્ય કર્મ હોઇ શકે નહિ. ૧૭

**સૂત્ર ૧૮**—ઉપરના પરામર્શનો અર્થાત્ કર્મ જ્ઞાનમાં ઉપયુક્ત થઇને મોક્ષ ફળ મળે છે તેનો જૈમિનિ અસ્વીકાર કરે છે; જૈમિનિ કર્મને જ્ઞાનનું ઉપયોગી માનતા નથી. કારણ કે તેમ માને તો પછી કર્મનું સ્વાતન્ત્ર્ય જતું રહે. તે જો કર્મને સ્વતંત્ર માને તો પછી ભલે જ્ઞાન કર્મનું અંગ હોવ; પણ કર્મ જ્ઞાનનું અંગરૂપ થાય તે તેમના સિદ્ધાન્તથી તદ્દન વિરુદ્ધ છે માટે તે મતનો પોતે બાધ કરે છે જૈમિનિ મોહક શાસ્ત્રના પ્રવર્તક હોવાથી ઇશ્વરની સત્તાનેજ સ્વીકારતા નથી. એ તો તમામ ઉપર કર્મ-નુંજ નિયમન સ્વીકારે છે, માટે બ્રહ્મ પ્રાપ્તિ તેમના મતમાં છે જ નહિ, તે એવો નિયમ રજૂ કરે છે કે શ્રુતિનું તાત્પર્ય કર્મ કરવામાં જ છે. છતાં જેમ તમામ નિયમોને અપવાદ હોય છે તેમ આને પણ એક અપવાદ છે અને તે એ છે કે તમામ મનુષ્યો કર્મ કરી શકે નહિ માટે તેઓને માટે કર્મનો ત્યાગ આવશ્યક છે અર્થાત્ આંધળાં, લુલાંઓને માટેજ સંન્યાસ છે. નહિ તો પછી તૈ. સં ૧-૧-૫-૨માં અગ્નિનું ઉદ્‌વાસન કરનારને 'વીરહા' કહેતજ નહિ. આથી જા. ૪માં જે સંન્યાસી વિષે કહેવામાં આવ્યું છે તે અંગ હીન કર્મ કરવામાં અશક્તને ઉદ્દેશીનેજ કહેવામાં આવ્યું છે. આયુષ્યના ચાર ભાગ કરીને ચોથા આશ્રમમાં સંન્યાસ લેવા એમ કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારે મનુષ્ય જીંદગીના છેલ્લા ભાગમાં હોય છે ત્યારે વૃદ્ધત્વને લીધે તેના ગાત્રો તથા શરીરના તમામ અવયવો શિથીલ થઇ ગયા હોય છે. તેની ઇન્દ્રિયો પણ કામ કરી શકતી નથી. આ સ્થિતિમાં મનુષ્ય હોય ત્યારે તેનાથી કર્મ કરી શકાતાં નથી. તેટલા માટેજ શ્રુતિઓ તેમને કર્મ કરવામાંથી મુક્ત રાખે છે. માટે શ્રુતિનું તાત્પર્ય કર્મ કરવામાંજ છે. છતાં તમારા કહેવા મુજબ સંન્યાસમાં હોય તો તે અપવાદ તરીકે છે. સામાન્ય નિયમ તરીકે નહિ. આથી બ્રહ્મજ્ઞાન અવિધેય હોવાથી તેની નોદના પણ જે મોક્ષ ફલને જણાવે છે તે અપવાદ તરીકેજ છે એમ અવસ્ય માનવું જોઇએ. માટે જૈમિનિની સંમતિથી અને વિધિના સંબન્ધથી કર્મનુંજ અનુષ્ઠાન કરવું જોઇએ, મોક્ષના સાધન તરીકે તેના ત્યાગાદિકનું નહિ. ૧૮

**સૂત્ર ૧૯**—ઉપરની જૈમિનિની દલીલનો ઉત્તર **બાદરાયણ** આ સૂત્રમાં આપે છે.

જૈમિનિનાં કર્મના ત્યાગનાં વાક્યોને અપવાદ તરીકે માને છે તે યથાર્થ નથી. ખરી રીતે તો કર્મ કરવાં જોઇએ એવા પ્રકારનાં જે વાક્ય છે તેજ અપવાદરૂપ છે. વાત ખરી છે કે જૈમિનિના કહેવા પ્રમાણે તૈ. સં. ૧-૫-૨માં કર્મના ત્યાગ કરનારની "વીરહા" કહીને નિન્દા કરવામાં આવી છે. પણ ફક્ત કર્મના ત્યાગ કરનારનીજ નિન્દા શ્રુતિમાં નથી, સાથે સાથે ભગવાનના જ્ઞાનથી રહિત પુરુષની પણ નિન્દા જોવામાં આવે છે. આથી જેમ કર્મના ત્યાગની શ્રુતિને જૈમિનિ અપવાદરૂપે લેખે તો ભગવાનના જ્ઞાન રહિતની નિન્દા કરેલી હોવાથી કર્મકરનારની શ્રુતિ પણ અપવાદરૂપ લેખાય; કારણ કે બન્ને શ્રુતિ

એમાં આ પ્રમાણેનું સામ્ય છે જ. ઈ. ૩ માં અવિદ્વાનને માટે અસૂર્યા નામના લોકો નિર્માણ થયેલા છે; જે અંધકારથી પૂર્ણ છે. મૂઢ અને અવિદ્વાનો ત્યાંજ જાય છે. એમ કહ્યું છે તેમજ "જે બ્રહ્મને જાણે છે તે અમૃત થાય છે. તે સિવાયના દુઃખને મેળવે છે" આમ બૃ. ૪-૪-૧૯માં પણ કહ્યું છે. વળી બૃ. ૪-૪-૨૨માં વેદના વચન પ્રમાણે બ્રહ્મચર્ય, તપ, શ્રદ્ધા અને અનાશક યજ્ઞથી બ્રહ્મને જાણવાની જીજ્ઞાસા કરે છે એમ કહીને ત્યાં જ્ઞાનના સાધન તરીકે કર્મની ઉપયોગિતા છે, અને આશ્રમનાં કર્મ પણ તેટલા માટેજ કરવાનાં હોવાથી કર્મની સ્વતંત્રતા જોવામાં આવતી નથી માટેજ શુકદેવજી જેવાને ઉપનયન સંસ્કાર કરવા પડયા નહોતા. કારણ કે તેમને જ્ઞાનરૂપી ફલ મળેલું હોવાથી તેના સાધન કર્મ વિધિની જરૂર રહી નહોતી. કદાચ એમ કહેવામાં આવે કે બૃ. ૪-૪-૨૨માં સંન્યાસીમાં એમ કહેવામાં આવ્યું છે કે "તે આ લોકને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતા સંન્યાસ ગ્રહણ કરે છે. આમાં આ લોકની એટલે સ્વર્ગલોકની. તો સ્વર્ગની કામનાવાળાએ તો યજ્ઞ અવશ્ય કરવાજ જોઇએ? આનો ઉત્તર એ છે કે સ્વર્ગ શબ્દનો અર્થ સ્વર્ગ લોક નહિ પણ આત્માનું સુખ સમજવું. જે સુખ, દુઃખથી મિશ્રિત ન હોય તેજ સ્વર્ગ સુખ કહેવાય છે. તેવું સુખ સ્વર્ગ લોકમાં નથી. કારણ કે તે સુખ નિત્ય નથી. આત્માનું સુખજ નિત્ય હોય છે. માટે તેજ સ્વર્ગ છે. આ સુખની ઇચ્છાવાળાને માટે તો કર્મનો ત્યાગજ આવશ્યક છે. આમ હોવાથી બૃ. ૪-૪-૨૨ માં જણાવેલી અર્થની એક વાકયતાથી કર્મ એ જ્ઞાનના સાધનમાંજ ઉપયુક્ત છે. જો આ રીતે કર્મની જ્ઞાનમાં ઉપયોગિતા હોવામાં જો આ શ્રુતિની એક વાકયતા કરવામાં ન આવે તો પછી ખરેખર ત્યાં વિરોધ રહે. માટે કર્મ અને જ્ઞાનનો વિરોધ આવી રીતે દૂર કરાય છે. અર્થાત્ કર્મની સ્વતંત્રતાનો પક્ષ ટકી શકતો નથી કારણ કે કર્મ જાતે ફળ ઉત્પન્ન કરતું નથી. "સ્વર્ગની કામનાવાળાએ કર્મ કરવાં" એવું જો કે વાકય છે અને તે વાકયથી કર્મનું ફળ સ્વર્ગ છે એમ તમે કહ્યું પણ અમે તે ફળને ખરૂં ફળ કહેતા નથી. ખરૂં સ્વર્ગ તો તે આત્મ સુખ છે.

**શંકા**—કર્મનું ફળ સ્વતંત્ર રીતે ના હોય તો પછી શા માટે કારીરી ચિત્ર વગેરે યાગોનાં ફળ શ્રુતિમાં કહેલાં જોવામાં આવે?

**ઉત્તર**—અમે નિત્ય કર્મને જ્ઞાનનાં સાધન તરીકે કહીએ છીએ. વ્રીહિ પશુ વગેરે જ્ઞાનના નિર્વાહક હોવાથી તે જ્ઞાનના અંગરૂપ છે માટેજ તેમનું વિધાન કરવામાં આવ્યું છે, આમ હોય તો "તૈ. સં. ૧-૫-૨ની શ્રુતિમાં કર્મનો ત્યાગ કરનારની જે નિન્દા કરવામાં આવી છે તે અગ્નિનો ઉપાસક ગૃહસ્થાશ્રમી જો આલસ્યને લીધે અગ્નિની ઉપાસનાને છાડીદે તો તેને દોષ લાગે છે તેથી તેણે અગ્નિનું ઉદ્વાસન કરવું ન જોઇએ એમ એ શ્રુતિ જણાવે છે. અર્થાત્ કર્મનો ત્યાગ કરનારની ગૃહસ્થાશ્રમ ત્યજી દઇને સંન્યાસ લેનારની નિન્દા ત્યાં કરી નથી. નહિતો પછી તેનો ઉચ્છેદ થઇને તેની વિધિ (સંન્યાસાશ્રમની વિધિ) પણ વ્યર્થ બનશે.

**શંકા**—તે શ્રુતિ (બૃ ૪-૪-૨૨) કર્મના: અનધિકારીઓ વિષેજ કેમ કહેવામાં આવી ન હોય? જે લોકો કર્મ કરી શકતા નથી તેમને માટે કેમ ત્યાં કહેવામાં આવ્યું નથી?

**ઉત્તર**—અહિંઆં અમે પૂછીશું કે આંધળાં તથા લૂલાંઓથીજ સંન્યાસ લેવાવો જોઇએ એવો વિધિ કોઇપણ જગ્યાએ તમે જોયો છે કે જેથી તમે કર્મના અનધિકારીઓની બાબતમાંજ સંન્યાસ વિષેની શ્રુતિમાં ઘટાવો છો? અથવા તો તમે, જીંદગી સુધી અગ્નિહોત્રજ કરવા જોઇએ તે વાકય અને સંન્યાસ લેવો જોઇએ એ વાકય એમ બન્ને વાકયોનો વિરોધ ન આવે માટે અહિંઆં કોઇ જૂદોજ વિષય કલ્પો છો? આમાં પ્રથમ પક્ષ તમે લઇ શકશો નહિ કારણ કે એવી કોઇ પણ શ્રુતિ નથી કે જેમાં સ્પષ્ટ રીતે એમ કહ્યું હોય કે આંધળાં તથા લૂલાંઓએ જ સંન્યાસ લેવો જોઇએ. તેમ

બીજો પક્ષ પણ ટકી શકતો નથી કારણ કે સંન્યાસને માટે એવો નિયમ જોવામાં આવે છે કે જ્યારે વૈરાગ્યની ભાવના હૃદયમાં જાગ્રત્ થાય ત્યારે જ તે સંન્યાસ લેવો. આથી વૈરાગ્યવાળો જ સંન્યાસ લેવાને અધિકારી છે, અને તેવા વૈરાગ્યવાળા વિષે જ સંન્યાસનું પ્રતિપાદન શ્રુતિ કરે છે. આથી એ. બ્રા. ૭-૧૩-૧૨માં જે એમ કહ્યું છે કે પુત્ર રહિતને માટે પરલોક નથી. તેથી કર્મનો ત્યાગ કરનાર સંન્યાસીઓને પરલોક પ્રાપ્તિ નહિ થાય, તે શ્રુતિ અવિદ્વાનો માટે હોવાથી અમારા કથનને કોઇ પણ બાધ આવતો નથી. કારણ કે વિદ્વાનોને માટે જુદી શ્રુતિ છે અવિદ્વાનો માટેની શ્રુતિમાં તેમણે ગૃહસ્થાશ્રમનાં સત્કર્મો કરવાનું કહ્યું છે. પણ વિદ્વાનોને તો તે કર્મ કરવાનાં નથી એટલું જ નહિ પણ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો છે. બૃ. ૪-૪-૨૨ માં કહે છે કે વિદ્વાનોએ પ્રજાની કામના કરવી નહિ. આથી "ऋणत्रयमपाकृत्य मनो मोक्षे निवेशयेत् ત્રણ પ્રકારનાં ઋણને દૂર કરીને મનનો મોક્ષમાં નિવેશ કરવો જોઇએ" આમ જે કહ્યું છે તે વિદ્વાનને માટે નહિ પણ અવિદ્વાન્ માટે સમજી લેવું.

સૂત્ર ૧૯માં કર્મના ત્યાગને જૈમિનિએ અપવાદ તરીકે જણાવ્યા હતો અને તેના કારણમાં તેવું વિધિ વાક્ય નથી અર્થાત્ કર્મ ત્યાગ કરવો જોઇએ એવી વિધિ નથી. આના ઉત્તરમાં પણ અહિંઆં બાદરાયણ કહે છે કે આ વિષયમાં પણ શ્રુતિનું સામ્ય છે. જેમ કર્મના ત્યાગની નિન્દા કરનારી શ્રુતિ છે તેમ જ્ઞાન રહિતની પણ નિન્દાની શ્રુતિ છે. આ રીતે બન્ને પ્રકારની શ્રુતિ મળી આવે છે. તેથી જો કર્મના ત્યાગને અપવાદ તરીકે માનીએ તો પછી કર્મના અનુષ્ઠાનની શ્રુતિને પણ અપવાદ તરીકે સ્વીકારવી પડશે. જેમ આ અપવાદની બાબતમાં સામ્ય છે તેમ અચોદના વિધિ નહિ હોવામાં પણ શ્રુતિનું સામ્ય છે. બૃ. ૪-૪-૨૩માં શાન્ત દાન્ત ઉપરતિવાળા તથા તિતિક્ષાવાળા તથા શ્રદ્ધારૂપી ધન મેળવીને આત્મામાંજ આત્માને જોવો એમ ત્યાગનો વિધિ જોવામાં આવે છે.

**શંકા**—જ્ઞાન પ્રમાણ વસ્તુ ઉપર પરતન્ત્ર હોવાથી ત્યાગનું વચન વિધિ તરીકે લેઇ શકાય નહિ. જે વિધિ વાક્ય છે તે સ્વતન્ત્ર છે. તે અન્ય ઉપર અવલંબતુ નથી.

**ઉત્તર**—ના, એમ કહેવું નહિ. બ્રહ્મ સિવાયનું જ્ઞાન પુરુષના પ્રયત્નથી અસાધ્ય હોય તો પણ જીવાત્મા લક્ષણવાળા અધિષ્ઠાનમાં પરમાત્માનું દર્શન શ્રુતિથી અતિરિક્ત પ્રમાણથી અપ્રાપ્ત હોવાથી શ્રદ્ધા સુધીનાં સાધનોથી તે દર્શન કરવામાં સ્વરૂપની યોગ્યતાની પ્રાપ્તિ થતાં અધિષ્ઠાનરૂપ આત્મામાં પરમાત્માના દર્શનને અનુકૂલ પ્રયત્નના વિધાનનો સંભવ છે તેથી શ્રવણ વિધિથી શ્રુતિના વાક્યથી ઉત્પન્ન થતા શાબ્દ જ્ઞાનને અનુકૂલ પ્રયત્નનું વિધાનવાળું તે છે. અર્થાત્ જ્ઞાન સ્વતંત્ર રીતે પ્રયત્નથી થઈ શકતું નથી પણ પ્રત્યક્ષાદિ પ્રમાણથીજ તે થઇ શકે છે માટે તેની વિધિ માની શકાય નહિ એમ જે કહેવામાં આવે છે તે ખોટું છે. જ્ઞાનનો પણ વિધિ હોય છે અને તે જો કે શ્રુતિ પ્રમાણાનુસાર હોય છે. પણ કેવલ શાબ્દજ્ઞાનથી તે થતું નથી, પણ શાબ્દજ્ઞાન થતાં પોતે સ્વતંત્ર પ્રયત્ન કરે છે અને તેમ થતાં તેનું ફલ પરમાત્માનું દર્શન મળે છે માટે જ્ઞાન પણ વિધિ છે જ. કર્મની વિધિ પણ આનેજ મળતી છે તેમાં પણ ક્રિયારૂપ યાગ પોતાના અનુકૂલ પ્રયત્નને અધીન છે. જેમ જ્ઞાન પ્રમાણ ઉપર આધાર રાખે છે. પ્રમાણ તે પરતંત્ર છે તેમ કર્મ પણ પ્રયત્નને પરતંત્ર છે. આથી ઉભયમાં પણ પ્રયત્ન છે. માટે સામ્ય શ્રુતિ જોતાં અમે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે જ્ઞાનના અંગ તરીકે જ કર્મ કરવું જોઇએ.

અથવા બીજી રીતે સૂત્ર ૧૯નું વ્યાખ્યાન નીચે પ્રમાણે સિદ્ધાન્તી ભાષ્યકાર કરે છે. પ્રથમ પૂર્વપક્ષ નીચે પ્રમાણે કરે છે.

**શંકા**—જેમ તૈ. સં. ૧-૫-૨ માં કર્મત્યાગની નિન્દા છે તેજ પ્રમાણે છાં. ૩ તથા બૃ. ૪-૪-૧૪માં પણ ભગવાનના જ્ઞાનના અભાવની નિન્દા કરવામાં આવે છે. આમ હોવાથી કર્મ અને જ્ઞાન તે બન્નેના અનુકૂળ પ્રયત્નો વિધેય છે. અર્થાત્ કર્મની તથા જ્ઞાન બન્નેની વિધિ હોવાથી તે બન્ને માટેના

પ્રયત્નો કરવા જોઇએ એમ જણાય છે. આમાં કર્મ માટે પ્રયત્ન કરવો કે જ્ઞાન માટે આ વિષે પરસ્પર વિરોધ દૂર કરવા માટે એવો નિર્ણય કરવામાં આવે છે કે અધિકારીના ભેદ પ્રમાણે તે કરવાં અર્થાત્ શ્રુતિમાં બન્ને પ્રકારનો વિધિ છે, પણ જે જ્ઞાનનો અધિકારી હોય તેણે જ્ઞાનને માટે અનુકૂલ પ્રયત્ન કરવો અને જે કર્મનો અધિકારી હોય તેણે કર્મને અનુકૂળ પ્રયત્ન કરવો. તો પછી કોઇ એમ કહે કે ભા. ૧૧-૨૦-૯માં જ્યાં સુધી નિર્વેદ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી કર્મો કરવાં એમ કહીને રાગીઓએ કર્મ કરવાં જોઇએ અને રાગ રહિતોએ જ્ઞાન મેળવવું જોઇએ. એમ જે કહ્યું છે ત્યાં જણાવવાનું કે આવો નિયમ યુક્ત નથી. કારણ કે બૃ. ૩-૧-૧ની શ્રુતિ પ્રમાણે જનક રાજાએ બહુ દક્ષિણાવાળો યજ્ઞ કર્યો હતો. તેથી રાગ વગરનાઓએ પણ કર્મ કર્યાનો દાખલો છે. આથી જો કર્મના અધિકારીએ કર્મ માટે પ્રયત્ન કરવો અને જ્ઞાનના અધિકારીએ જ્ઞાન માટે પ્રયત્ન કરવો એમ જો અધિકારી પરત્વે શ્રુતિઓને તમે યોજતા હો તો પછી જનક રાજાએ જે યજ્ઞ કર્યાનું વચન જોવામાં આવે છે તે કદી પણ હોત નહિ. માટે અધિકાર પ્રમાણે જ્ઞાન તથા કર્મનો વિધિ છે એમ અમે માનતા નથી. પણ ઉલટું જનકના દૃષ્ટાન્તથી અમે તો એમજ કહીએ છીએ કે કર્મ મુખ્ય છે અને જ્ઞાન તેનું અંગ છે. અર્થાત્ જ્ઞાનવાળાએ કર્મ કરવાં જોઇએ.

**ઉત્તર**—કર્મ અંગી છે અને જ્ઞાન તેના અંગરૂપ છે માટે કર્મનુંજ અનુષ્ઠાન કરવું એવા પ્રકારનો જૈમિનિનો મત તે અપવાદ તરીકે છે એમ બાદરાયણ કહે છે કારણ કે સામ્યની શ્રુતિ છે તેથી. બૃ. ૪-૪-૨૩ની શ્રુતિમાં જ્ઞાની કર્મથી વૃદ્ધિ પામતો નથી તેમ ઓછો થતો નથી એમ જણાવવામાં આવ્યું છે અર્થાત્ તેનામાં વિહિત કે નિષિદ્ધ કર્મો ફળને ઉત્પન્ન કરતાં નથી. જેમ ખેડુત ડાંગેરને શેકીને પછી ખેતરમાં વાવે તો તેથી ડાંગેર ઉગતી નથી, તેજ પ્રમાણે જ્ઞાનીનો વિહિત તથા નિષિદ્ધ કર્મો સાથે સંગ થાય તો પણ તેનાં ફળ તેમને હોતાં નથી. તેથી કદાચ જ્ઞાનીઓ કર્મ કરે તો પણ તે કર્મ સાથે તેમનો બિલકુલ સંબન્ધ થતો નથી. આથી જ્ઞાનીઓમાં કોઇપણ પ્રવૃત્તિની સંભાવના નથી, તથા કેટલીક શ્રુતિમાં જ્ઞાનરહિતોની-કેવળ કર્મ કરનારાઓની નિન્દા કરી છે માટે એટલુંજ અનુમાન દોરવામાં આવે છે કે જેટલું કર્મ જ્ઞાનના અંગરૂપ છે તેટલુંજ પ્રશંસનીય છે. જ્ઞાનથી બાહ્ય કર્મની સ્વતંત્રતા શ્રુતિ સ્વીકારતી નથી. માટેજ બાદરાયણ આ શ્રુતિથી એમ જણાવે છે કે કર્મ અંગી છે અને જ્ઞાન તેનું અંગ છે માટે કર્મ કરવું જોઇએ એવા પ્રકારનું જૈમિનિનું કથન અપવાદરૂપ છે. ખરી વસ્તુ તો એ છે કે જ્ઞાનજ મુખ્ય છે અને કર્મ તેના અંગરૂપ છે. આથી કર્મની સ્વતન્ત્રતાની દલીલ બિલકુલ ટકતી નથી.

**સૂત્ર ૨૦. શંકા**—જો તમે કર્મની સ્વતંત્રતાને ઉડાડી મૂકતા હો તો પછી વેદના પૂર્વકાણ્ડમાં કર્મનું નિરૂપણ કરેલું હોવાથી તે આખો ભાગ વ્યર્થ થઇ જશે.

**ઉત્તર**—તમારી શંકાનું સમાધાન કરવાને માટેજ સૂત્રકારે સૂ. ૨૦ મું યોજ્યું છે. વેદના પૂર્વ-કાણ્ડમાં વિધિ મુખ્ય છે અને તેમાં કર્મનું નિરૂપણ કર્યું છે. શા માટે? એમ જો તમે પૂછતા હો તો તેનો ખુલાસો અમે અહિંઆં કરીએ છીએ. આને માટે યોગશાસ્ત્રનો દાખલો આપીશું. તમે જાણો છો કે યોગશાસ્ત્રમાં મનની સમાધિજ સાધ્ય છે, અને તે સિદ્ધ થાય તેટલા માટે કોઇ પણ માનસ મૂર્તિને ધારણ કરવી જોઇએ એમ વિધિ આપેલો છે. અર્થાત્ શા માટે માનસ મૂર્તિને ધારણ કરવી એમ કોઇ પૂછે તો તેનો ખુલાસો એવો છે કે તેનાથી સમાધિ સાધ્ય બને છે તે સમાધિનું સાધન છે. સમાધિ સિદ્ધ કરવા માટેજ ધારણ આવશ્યક છે. આ રીતે યોગશાસ્ત્રમાં તેની ઉપયોગિતા દર્શાવી છે, સ્વતંત્ર રીતે નહિ. જો સ્વતંત્ર રીતે તેનું વિધાન હોય તો પછી સમાધિ સિદ્ધ થયા પછી પણ તેને ચાલુ રાખવામાં આવે. પણ સમાધિ સિદ્ધ થયા પછી ધારણની જરૂર નહિ હોવાથી તેને ચાલુ રાખવામાં આવતું નથી. આથી જેમ યોગશાસ્ત્રમાં સમાધિના સાધન તરીકે ધારણ છે તેમ ભક્તિ અને જ્ઞાનના સાધન તરીકે કર્મ છે. જેમ સમાધિ સિદ્ધ થતાં ધારણનો ત્યાગ કરવામાં આવે છે તેમ ભક્તિ અગર જ્ઞાન

સિદ્ધ થતાં કર્મવિધિનો ત્યાગ કરવામાં આવે છે. આથી સ્વતંત્ર રીતે કર્મવિધિની મહત્તા નથી, આજ દષ્ટિએ પૂર્વકાણ્ડના રહસ્યને ઉકેલવું જોઇએ. તે રીતે અવલોકતાં તે કાણ્ડનું વૈયર્થ્ય થશે નહિ.

**શંકા**—કર્મવિધિનો જ્ઞાન અગર ભક્તિ સાથે સંબન્ધ દર્શાવવામાં યોગશાસ્ત્રમાંથી ધારણાનું દષ્ટાન્ત આપ્યું તે બરાબર નથી. કારણ કે ત્યાં તો ચોકખું કહેલું છે કે સમાધિ માટે યમનિયમાદિ સેવવા. ધારણા તે યમનિયમાદિમાં અંગ છે. માટે તેને સમાધિના સાધન તરીકે ગણાવ્યું છે. પણ અહિંઆં કર્મવિધિ જ્ઞાન તથા પ્રકૃતિનું સાધન છે એમ કોઇ કહી શકશે નહિ. માટે તમે આપેલું દષ્ટાંત બંધ બેસતું નથી.

**ઉત્તર**—નહિ. સૂ. ૧૯ માં આ વિષય ઉપર અમે સંપૂર્ણ સમાલોચના કરી છે, અને તે ફરીથી વાંચી જતાં તમને જણાશે કે કર્મ તે જ્ઞાનનું સાધન છે. સ્વતંત્ર રીતે કર્મની નિન્દા કરવામાં આવી છે તે ઉપરથી જ તમે કહી શકશો કે જ્ઞાન અગર ભક્તિના અંગરૂપે. સાધનરૂપે કર્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેથી જ ધારણાની માફક આ કર્મરૂપી સાધન ફલની ઉત્પત્તિ સુધીજ ઉપયોગી છે, ત્યાર પછી તેની ઉપયોગિતા નથી એમ જણાવવાને યોગશાસ્ત્રમાંથી જે દષ્ટાન્ત અમે આપ્યું તે બરાબર છે. ભા. ૧૦-૪૭-૩૪માં પણ કહે છે કે દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય અને સંયમ વગેરેથી તથા અન્ય સાધનોથી કૃષ્ણમાં ભક્તિ સાધ્ય બને છે. બૃ. ૪-૪-૨૩માં પણ જ્ઞાનીને વિહિત કે નિષિદ્ધ કર્મના ફલનો સંબન્ધ નથી એમ કહે છે અને તેવા જ્ઞાનવાળો "પદવેત્તા" બને છે એમ કહે છે. આમ કહેવાનું પ્રયોજન એ છે કે પદ એ ભક્તિ માર્ગરૂપ છે, કારણ કે ભક્તિમાર્ગમાં ભગવાનના ચરણની સેવા થાય છે. આથી તે મુખ્ય હોવાથી જ્ઞાનને અનુકૂલ પ્રયત્નજ પ્રથમ કરે છે. આથી ભા. ૧-૯-૩૬માં પરમાત્માના ગુણનું શ્રવણ, તથા કીર્તન વગેરે કરનારનો સંસ્કાર ટળી જાય છે એમ જે કહ્યું છે તે વાકયથી પણ વર્ણાશ્રમ ધર્મો તથા આત્માના ધર્મો પદના જ્ઞાનમાં સાધન હોવાથીજ અનુસરવા જોઇએ એમ સિદ્ધ થાય છે. આથી કર્મ એ સાધન તરીકે હોવાથી પ્રથમ તેનું નિરૂપણ કરવામાં આવે છે.

**શંકા**—જો શ્રુતિના અભિપ્રાય પ્રમાણે કર્મ ભક્તિનું સાધન છે એમ જોવામાં આવતું હોય તો તમે કહો છો તે બરાબર હોય. ત્યારે ભગવાનના જ્ઞાનવાળામાં તેના ફલનો અસંબન્ધ છે એમ અનુપપન્ન છે.

**ઉત્તર**—ના, એમ નથી. કર્મ ભક્તિની ઉત્પત્તિમાં સ્વરૂપ માટેની યોગ્યતા ઉત્પન્ન કરે છે. મું. ૩ ૨-૩ની શ્રુતિમાં ભગવાન્ કોઇ પણ સાધનથી પ્રાપ્ય નથી એમ કહેવામાં આવ્યું છે; અર્થાત્ કર્મ તથા જ્ઞાનથી ભગવાન્ પ્રાપ્ય નથી. આથી ભગવાનના સ્વરૂપ માટેની યોગ્યતા કર્મથી ઉત્પન્ન થાય છે એમ જે કહ્યું તે મર્યાદા ભક્ત માટે છે. અર્થાત્ મર્યાદા ભક્તિમાંજ કર્મની સાધનતા છે, પુષ્ટિ ભક્તિ પ્રેમરૂપ હોવાથી ભગવાનના વરણથી જ તે સાધ્ય હોવાથી તેમાં કર્મની અપેક્ષા નથી. આથી અહિંઆં કર્મને જે સાધન કહ્યું તે સર્વત્ર નહિ પણ જ્ઞાન તથા મર્યાદા ભક્તિમાં છે આ અર્થ સૂચવવાને માટે સૂત્રમાં "વા" શબ્દ છે. તેથી એમ સમજાય છે કે ભગવાનનો અનુગ્રહ હોય તો પુરુષોત્તમનું જ્ઞાન હોય છે, તો પછી કર્મ તથા તેના ફલના સંબન્ધની ગન્ધ સરખી પણ અહિંઆં નથી. અર્થાત્ ખરી રીતે તો ભગવાન્ ભક્તિથીજ ગ્રાહ્ય છે તે સિવાય બીજા કોઇ પણ સાધનોથી ગ્રાહ્ય નથી. માટેજ બૃ. ૪-૪-૨૨ ની શ્રુતિમાં "જાણવાની ઇચ્છા કરે છે" એવા શબ્દો છે, "જાણે છે" એમ નહિ અર્થાત્ જ્ઞાનની ઇચ્છામાં ત્યાં જણાવ્યા પ્રમાણે કર્મ સાધનરૂપ છે, પણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી તેની જરૂર નથી.

**શંકા**— તમે બૃ. ૪-૪-૨૨ની શ્રુતિનો ઉલ્લેખ કરો છો પણ ત્યાં તુર્તજ "તેનેજ જાણી મુનિ થાય છે" એવું વાકય છે તેથી તેની સન્નિધિથી કહેલાં યજ્ઞાદિ સાધનોથીજ જ્ઞાન સિદ્ધ થાય છે માટે જ્ઞાનની ઇચ્છામાં તે સાધનો ઉપયોગિ છે એવું નહિ પણ જ્ઞાનમાં તે ઉપયોગિ છે.

**ઉત્તર**—ના, એમ નહિ. ત્યાં વેદાનુસાર વચન, તપ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા, યજ્ઞ વગેરે તમામ સાધનો ગણાવ્યાં છે. આ બધાં સાધનો જોકે માણસમાં હોતાં નથી. પણ જૂદા જૂદા સાધનોવાળાં જૂદાં જૂદાં માણસો હોય છે. આ તમામ માણસો પોતપોતાનાં સાધનોથી જ્ઞાન મેળવે છે તેથી તે તમામને વિષે મુનિ હોય છે એમ કહે છે. આથી અહિંઆં એક વચનનો પ્રયોગ કરીને એમ સૂચવે છે કે જૂદાં જૂદાં સાધનો કરનાર ભલે હોય તો પણ તે તમામ સાધનોથી કોકને જ જ્ઞાન ફળે છે. આથી કર્મો તે જ્ઞાનમાં સાધન નથી પણ તે જીજ્ઞાસામાં–તેને માટેની ઇચ્છામાં છે. ભ. ગી. ૭-૩માં કહે છે કે હઝારો મનુષ્યોમાંથી કોઇકજ સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે, અને હઝાર સિદ્ધોમાંથી કોકને જ બ્રહ્મનું જ્ઞાન હોય છે. આથી જ્ઞાનની બાબતમાં તે સાધન છે એવું ખાસ નથી.

**શંકા**—તો પછી વેદને અનુસાર વચનો વગેરેમાં નિઃશંક પ્રવૃત્તિ શી રીતે બને?

**ઉત્તર**—તે આ પ્રમાણે. બૃ. ૪-૪-૨૨ વગેરે પૂર્વ શ્રુતિથી ભગવાનનું માહાત્મ્ય શ્રવણ કરીને ગમે તેના વેદનમાં ઉત્સુકતા હોય પણ સત્સંગનો અભાવ હોય તથા ભક્તિ માર્ગનો અપરિચય હોય તો પછી તે પ્રવૃત્તિ સંભવે છે. અર્થાત્ ઔત્સુક્યથી આકસ્મિક રીતે કરે છે.

**શંકા**—તો પછી જેમ પાપ ન કર્યું હોય છતાં પોતે પાપ કર્યું છે એવી ભ્રાન્તિથી કોઇએ પ્રાયશ્ચિત કર્યું હોય તો તે જેમ વ્યર્થ થાય છે તેમ અહિંઆં પણ સહજ રીતે નહિ પણ આકસ્મિક રીતે ભ્રમથી કરવામાં આવે છે તેથી જ્ઞાન પણ વ્યર્થ થશે.

**ઉત્તર**—ભલે અહિંઆં ભ્રમથી કરવામાં આવે તો પણ અન્ય જન્મના અક્ષર જ્ઞાનના ઉપયોગી સંસ્કાર વૈદિક સાધનો આપે છે માટે તે તે રીતે નથી જ. આ રીતે જ કર્મની સાધનતા છે

આ રીતે કર્મની સ્વતંત્રતાનો પક્ષ નિર્મૂળ થાય છે. ૨૦

**સૂત્ર ૨૧. શંકા**—સામ્યની શ્રુતિથી તમે એમ કહ્યું કે જ્ઞાન એ કર્મનું અંગ નથી તે યુક્ત નથી. કારણ કે તમે જ્ઞાન રહિતની નિન્દા કરનારી શ્રુતિનું જે પ્રમાણ આપ્યું છે તે તો ફક્ત જ્ઞાનની સ્તુતિ કરવાને માટે. અમુક્ની સ્તુતિ કરતી વખતે ગમે તેમ કહેવામાં આવે. તેથી સ્તુતિ દ્વારા જે તેની મહત્તા જણાવવી હોય તે ખરી રીતે હોતી નથી. આથી એમ ઠરતું નથી કે જ્ઞાન એ કર્મનું અંગ નથી. એટલુંજ નહિ પણ જ્ઞાનીઓને કર્મ કરવાં પડે છે એમ તો તમે પણ સ્વીકારો છો. નહિતો પછી તેમને કર્મ કૃતિ ન હોય તો તે કર્મના ગુણ કે દોષ તેમને લાગે નહિ અને તેથી તેનો નિષેધ જ ન હોય. તમે જ્ઞાનીઓ માટે કર્મનો નિષેધ કરો છો. પણ નિષેધ કોનો હોય? જે વસ્તુ બીજાને પ્રાપ્ત થયેલી હોય તેનોજ નિષેધ હોય. અમુકને આપણે કહીએ કે "તારે દોષ રહિત થવું" આમ કહેતી વખતે એવું માની લેવામાં આવે છે કે જેને દોષથી રહિત થવાને આપણે કહીએ છીએ તેનામાં તે સમયે દોષ હોવા જોઇએ. અર્થાત્ દોષની પ્રાપ્તિ તેને ન હોય તો દોષથી રહિત થવાને તેને ઉદ્દેશીને કહેલી ઉક્તિ બંધ બેશે નહિ. માટે જે વસ્તુની પ્રાપ્તિ છે તેનોજ નિષેધ હોઇ શકે. આથી તમે જ્ઞાનીના વિષે બોલતાં કર્મનો નિષેધ કરો છો, પણ નિષેધ કરતી વખતે તેને કર્મની પ્રાપ્તિ હોવી જોઇએ. નહિ તો નિષેધજ સંભવતો નથી. અહિંઆં "માત્ર" શબ્દ (સૂત્રમાં) એવું સૂચવે છે કે જ્ઞાનીઓને કર્મના ગુણ દોષનો સંબન્ધ છે જ. અહિંઆં જે કર્મનો નિષેધ કરવામાં આવે છે તે અજ્ઞાનીઓની સાથે જ્ઞાનીઓના સામ્યને દૂર કરવા માટે; અર્થાત્ અજ્ઞાનીઓને જેમ કર્મના ગુણ તથા દોષ હોય છે તેવી રીતે જ્ઞાનીઓને તે હોતા નથી. આ વૈલક્ષણ્ય જણાવવાનેજ કર્મનો નિષેધ છે બીજી રીતે નહિ. આથી એમ ઠરતું નથી કે જ્ઞાનીઓએ કર્મ નહિ કરવાં. ઉલટું તેમને કર્મ કરવાનાં જ છે. જો તેમને કર્મ કરવાનાં છે તે સ્વીકારવામાં આવે તો પછી જ્ઞાન એ કર્મનું અંગ સિદ્ધ થશે.

**ઉત્તર**—તમારી દલીલ બરાબર નથી. ગયા સૂત્રમાં અમે જ્ઞાની વિષે એમ કહ્યું હતું કે તે "પદ-

વેત્તા" બને છે ત્યાં જેમ प्रतितिष्ठन्ति ह वै य एता रात्रीरुपयन्ति એ વાકયમાં રાત્રિસત્ર તે પ્રતિષ્ઠાનું ફલ આપનાર તરીકે અપૂર્વ હોવાથી તેની વિધેયતા જોવામાં આવે છે, અર્થવાદતા નહિ. તેજ પ્રમાણે અહિઆં પણ કર્મના ફલ સાથેના અસંબન્ધ રૂપી ફલ પદજ્ઞાનનું હોય છે. અને તેથી તે અપૂર્વ હોવાથી તેની પણ વિધેયતા સમજવી જોઇએ અર્થવાદતા નહિ. અર્થાત્ તમે એમ જણાવ્યું કે જ્ઞાન વિષેની શ્રુતિ તે સ્તુતિ રૂપે છે તેનો ઉત્તર આ પ્રમાણે અમે આપીએ છીએ કે જો સ્તુતિરૂપ હોય તો તેની વિધેયતા નહિ બનતાં અર્થવાદતા મનાય પણ જ્ઞાનની શ્રુતિ તે સ્તુતિરૂપજ નથી તેથી ત્યાં અર્થવાદ નથી. માટે તેની વિધેયતા હોવાથી તે પ્રમાણરૂપ છે.

વળી એમ પણ કહી શકાય નહિ કે કર્મ તથા જ્ઞાન જેના ફળની ઉક્તિ કરવામાં આવી છે તે કેવલ સ્તુતિરૂપ છે. કર્મનું 'ફળ જણાવનાર' શ્રુતિ તે કેવલ કર્મની સ્તુતિ માટે નથી. "સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો" એવું વાકય કહીને યજ્ઞનું ફળ તે "સ્વર્ગ" જણાવ્યું છે, તેથી એમ સમજવાનું નથી કે વસ્તુતઃ યજ્ઞનું ફળ સ્વર્ગ મળતું નથી. અને તેથી આ શ્રુતિ ફક્ત કર્મની મહત્તા જણાવવાને છે. જેમ કર્મના ફળને જણાવનારી શ્રુતિ તે સ્તુતિરૂપ નથી તેમ જ્ઞાનનું ફળ જણાવનારી શ્રુતિ સ્તુતિરૂપે નથી. જો તમે એમ કહેતા હો કે જે શ્રુતિઓ ફળને જણાવતી હોય તે સ્તુતિરૂપ હોવાથી તેમની વિધેયતા સ્વીકારી શકાય નહિ. તો પછી અમારે જણાવવું પડશે કે તમારા મત પ્રમાણે કર્મ અને જ્ઞાન એ બન્નેનો ઉચ્છેદ થશે કર્મ અને જ્ઞાન એ ઉભય શ્રુતિ પ્રતિપાદિત સાધન નહિ બને. કારણ કે તે બન્નેનાં ફળ શ્રુતિમાં જણાવ્યાં છે. માટે ઉભય પ્રકારની ફળવાચક શ્રુતિઓની પ્રામાણિકતા માટે એ મત હોઇ શકે જ નહિ. જ્યાં અમુકને વિધિ કહ્યો ત્યાં એમ જાણવું જોઇએ કે ત્યાં તેની પ્રવૃત્તિ કરાવનાર છે. વિધિ એજ પ્રવર્તક છે. જ્ઞાન કે કર્મ વિધિ હોવાથી તે પ્રવૃત્તિ કરાવનાર છે તેથી જો શ્રુતિઓમાં પ્રવૃત્તિ કરાવનાર કંઇ પણ તત્ત્વ ન હોય તો જ તેમને તમારે સ્તુતિરૂપ કહેવી. પણ અહિંઆં એ પ્રમાણે નથી. કારણ કે અહિંઆં જે મોક્ષની ઇચ્છા કરે છે તે કર્મના બન્ધનના અભાવને મેળવવાની ઇચ્છાવાળો તે બંધન કેવી રીતે દૂર કરવાં તે માટેનાં સાધન જાણવામાં પ્રવૃત્તિ કરે છે. અર્થાત્ પ્રવૃત્તિ કરાવનાર તત્ત્વ છે, તેથી તે વિધિરૂપ જ છે. વળી જે એમ કહ્યું કે કર્મફલના સંબન્ધના નિષેધની અનુપપત્તિથી કર્મ સંબન્ધ છે, તે વધારે ઠીક નથી. કારણ કે જો એમ કહ્યું હોય કે સૂર્યમાં અંધકારના કાર્યનો અભાવ છે તો પછી એમ કેવી રીતે કહી શકો કે તેમાં અંધકાર પણ હશે? અર્થાત્ અમુકમાં અમુક વસ્તુનો નિષેધ કરેલો હોય તે ઉપરથી એવું અનુમાન જો કાઢવામાં આવે કે તે વસ્તુ પ્રથમ તેનામાં હશે નહિ તો તેનો નિષેધ જ ન બને, એ દલીલ અમારા આ દૃષ્ટાન્તથી ખોટી પડે છે. સૂર્યમાં અંધકારના કાર્યનો સદંતર અભાવ છે. અંધકારના કાર્યનો સૂર્યમાં નિષેધ કર્યો છે તે ઉપરથી કોઇ એમ નહિ કહે કે અહિઆં તેનો નિષેધ કર્યો છે. માટે સૂર્યનો તેની સાથે સંબન્ધ હોવો જોઇએ. જો અંધકારનું કાર્ય સૂર્યમાં ન હોય તો પછી તેનો નિષેધ શી રીતે કરાય.? આવી દલીલ જેમ ખોટી છે તેમ જ્ઞાનમાં કર્મફલનો નિષેધ કર્યો છે તેથી તેમાં તેને કર્મફલ પ્રાપ્ત હોવું જોઇએ. એ દલીલ પણ ખોટી છે.

અથવા ઉપરની બૃ. ૪-૪-૨૨ની શ્રુતિ જેના વિષે આ બધું વિવેચન ચાલે છે તેમાં પુરુષોત્તમનું જ્ઞાન તેજ મુખ્ય ફલ કહેલું છે. તે એટલું બધું મોટું છે કે તેનું વર્ણન કરવું અશકય છે. માટે કૈમુતિક ન્યાયથી પરમ્પરાએ આ ઋચાથી શ્રુતિ તે જણાવે છે. આથી "બ્રાહ્મણ"નો "બ્રહ્મવેત્તા" અર્થ કર્યો છે. વળી ત્યાં "આદ્ય" શબ્દથી બુદ્ધિસ્થ બ્રાહ્મણના માહાત્મ્યનો ઉદ્દેશ કરીને તે કોણ? એવી આકાંક્ષામાં "તે બ્રાહ્મણને જાણીને વિહિત તથા નિષિદ્ધ ફલનો અસંબન્ધી થાય છે" એવા પ્રકારનો અર્થ છે. આ પ્રમાણે જો બ્રહ્મવેત્તાનું માહાત્મ્ય કહ્યું છે તો પછી સાક્ષાત્ ભગવાનના જાણનારના મહાત્મ્યનું તો શું વર્ણન કરવું? એમ આ શ્રુતિનું તાત્પર્ય છે. આથી જો ત્યાં જણાવેલું ભક્તને જાણનારના વિષયનું જ્ઞાન કહેલી રીતિથી કર્મના અંગરૂપ નથી તો પછી ભગવાનનું જ્ઞાન તો શી રીતે હોયજ? ૨૧

**સૂત્ર ૨૨. શંકા**—"વરુણનો પુત્ર ભૃગુ પિતા વરુણ પાસે આવ્યો" (તૈ. ૩-૧) "ભગવાન્ મને અધ્યયન કરાવો એમ કહીને નારદ સનત્કુમાર પાસે બેઠા" (છાં. ૭-૧-૧) "દિવોદાસનો પુત્ર પ્રતર્દન ઇન્દ્રના પ્રિય ધામ તરફ ગયો" (કૌ. ૩-૧) વગેરે ઉપાખ્યાનોથી બ્રહ્મવિદ્યાનું નિરૂપણ ઉપનિષદોમાં કરવામાં આવ્યું છે. અર્થાત્ બ્રહ્મવિદ્યાને સમજાવવાને માટે આ ઉપાખ્યાનોની શૈલી પસંદ કરવામાં આવી છે અને શ્રુતિમાં કહે છે કે જે આખ્યાનો છે તે બધાં અંગરૂપનું શંસન કરે છે. માટે આ શ્રુતિથી આ આખ્યાનો શંસનના અંગરૂપ સમજાય છે. અર્થાત્ ઉપાખ્યાનો તે શંસન માટેજ છે. હવે શંસન એટલે ફક્ત શબ્દનું પ્રાધાન્ય, તેમાં અર્થજ્ઞાન હોતું નથી, ઉપાખ્યાનોની શૈલી વર્ણનાત્મક છે, તેથી તેમાં અર્થજ્ઞાન જેવું કાંઈ નથી, માટે તે દ્વારા જે કંઇ જ્ઞાન આપવામાં આવે તે મંત્રના અર્થની માફક અપ્રયોજક છે. તેમને (ઉપાખ્યાનના અર્થ જ્ઞાનને) કર્મના અંગ તરીકે કહેવું શક્ય નથી તો પછી તેનું પ્રાધાન્ય તો દૂર રહ્યું. ઉપાખ્યાનોમાં બ્રહ્મવિદ્યાનો અર્થ રહેલો છે એમ જે કહેવામાં આવે છે અને તેથી ઉપનિષદનાં ઉપાખ્યાનોથી પણ જ્ઞાનની જ મુખ્યતા સમજાય છે એવો અર્થ કોઇ લે તો તે વિષે કહેવાનું કે અમે જણાવ્યું તે પ્રમાણે તે ઉપાખ્યાનોમાં ફક્ત શબ્દનું જ પ્રાધાન્ય છે. અર્થજ્ઞાનનું નહિ. આથી તે કહેવાતું અર્થજ્ઞાન કર્મના અંગરૂપ પણ નથી. જે જ્ઞાન કર્મમાં ઉપયોગી થાય તેજ કર્મનું અંગ મનાય પણ ઉપાખ્યાનોનું અર્થજ્ઞાન એવું નથી, આથી તે કર્મનું અંગ બનતું નથી. તો પછી તેની પ્રધાનતાને શી રીતે સ્વીકારાય? અહિંઆં તો ધર્મી કહેતાં જ્ઞાન તે અપ્રયોજક હોવાથી તેની સિદ્ધિ જ નથી. એટલે જ્ઞાનનું પ્રાધાન્ય નથી તો પણ અમે એટલું તો કહીશું કે સઘળી ઉપાખ્યાનની શ્રુતિઓ તે ઇજ્યના અંગ તરીકે યાગમાં ઉપયોગી હોવાથી અમે તેમને કર્મના અંગરૂપ કબૂલીશું.

**ઉત્તર**—તમારી જણાવેલી રીતે પણ ઉપાખ્યાનો કર્મના અંગરૂપ નથી. કારણ કે કર્મ કરતાં જ્ઞાન અધિકતર છે. કર્મ કરતાં જ્ઞાનમાં કંઇક વિશેષ ધર્મો છે. બ્રહ્મજ્ઞાનમાં આનન્દાદિ ધર્મો છે જ્યારે કર્મમાં આયાસ (કલેશ) હોય છે, આથી કર્મ કરતાં જ્ઞાનની અધિકતા છે. માટે જ્ઞાનને કર્મના અંગરૂપ કહી શકાય નહિ. જે બીજાના કરતાં ચઢીઆતું છે તેને તેના કરતાં ઉતરતું કહી શકાયજ નહિ. જ્ઞાન આનન્દાદિ ધર્મોથી વિશિષ્ટ હોવાથી કર્મ કરતાં તે ચઢિઆતું છે તો પછી તેને કર્મના અંગરૂપ કહીને તેને હલકું ગણીએ-તેને ઉતારી નાખીએ એ કેવી રીતે સંભવે? જો તેનામાં કર્મ કરતાં ગુણની ન્યૂનતા હોય તોજ તે કર્મનું અંગ માની શકાય.

**શંકા**—તમે જ્ઞાનમાં વિશેષ ધર્મો જણાવો છો તે ઉપાખ્યાનના અર્થજ્ઞાનમાંજ, મંત્ર તથા બ્રાહ્મણના જ્ઞાનમાં નહિ. હા, ઉપાખ્યાનની શૈલી એવા પ્રકારની છે કે તેમાં જે જ્ઞાનનો બોધ કરવામાં આવે છે તે ગ્રહણ કરવામાં કોઇપણ પ્રકારનો પરિશ્રમ તથા આયાસ શ્રોતાને નડતો નથી, ઉલટું આનંદથી તે ગ્રહણ કરે છે, જ્યારે અન્યત્ર આનંદનો અભાવ છે, એ રીતે કર્મ કરતાં જ્ઞાનને ચઢીઆતું કહ્યું. પણ આ કથન ફક્ત ઉપાખ્યાનોના જ્ઞાનપરત્વે જ લાગુ કરી શકાય, મંત્ર તથા બ્રાહ્મણના જ્ઞાન પરત્વે નહિ. આ હેતુથી જ્ઞાનનું કર્મ કરતાં ચઢીઆતાપણું જે તમે જણાવો છો તે બરાબર નથી. તે હેતુજ અપ્રયોજક છે-તે પુણ્ય કે પાપને ઉત્પન્ન કરતો નથી.

**ઉત્તર**—ઠીક. તમારા સંતોષ માટે તમારી દલીલને અમે ઘડીભર કબૂલ રાખીએ તો પણ એટલું તો અમે જરૂરથી જણાવીશું કે આખ્યાનોમાં જ જ્ઞાનનું નિરૂપણ કરવામાં આવતું નથી, અન્યત્ર પણ તે નિરૂપણ છે. તૈત્તિરીયકમાં "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત થાય છે. તેને આ કહ્યું, સત્ય, જ્ઞાન, અનન્ત બ્રહ્મ" (તૈ. ૨-૧) થી ઉપક્રમ કરીને બ્રહ્મના માહાત્મ્યના જ્ઞાન માટે આકાશાદિના પણ કર્તા બ્રહ્મ છે એમ જણાવીને તે બ્રહ્મ આનન્દમય રસરૂપ છે એમ કહે છે અને પછી કહે છે કે તેના ભયથી સર્વ કંઇ થરથરે છે એમ કહીને તે સર્વનું નિયામક છે એમ જણાવે છે. આથી ભગવાન્ જ પૂર્ણાનન્દ છે એમ જણાવવાને આનન્દની ગણના આપી છે. જેમાં મનુષ્યના આનંદથી શરૂઆત કરીને અક્ષર બ્રહ્મ

સુધીનો આનન્દ લીધો છે. અને તે ગણિતાનંદ છે, અને બ્રહ્મ એજ અગણિતાનન્દ, પૂર્ણ પુરુષોત્તમ છે એમ કહે છે. આ રીતે બ્રહ્મનું સ્વરૂપ સમજનારનું માહાત્મ્ય તૈ. ૨–૯માં જણાવે છે. જે બ્રહ્મના પૂર્ણાનન્દસ્વરૂપને જાણે છે તેને પોતે સાધુ કર્મ કર્યાં તેનો કંઇ પણ વિચાર થતો નથી. આવો જ્ઞાની તે પૂર્ણાનન્દસ્વરૂપ ભગવાનને મેળવે છે. કર્મ તો ક્લેશાત્મક છે જ્યારે બ્રહ્મના જ્ઞાનવાળો આનન્દને પ્રાપ્ત થાય છે એમ બ્રહ્મના જ્ઞાનનું ફળ આનંદ છે એવું તૈત્તિરીયોપનિષદ્‌માં જણાવ્યું છે. કર્મનું ફળ પણ આનન્દ છે એમ જો તમે જણાવતા હો તો તે આનન્દ સ્વર્ગ તથા પશુ આદિની પ્રાપ્તિરૂપ છે, પણ આ અનિત્ય હોવાથી, તે જ્ઞાનના નિત્ય આનંદની સાથે બિલ્કૂલ સરખાવી શકાય જ નહિ. આથી જે રીતે તમે લો તે રીતે કર્મ કરતાં જ્ઞાનની વિશેષતા છે. ઉપાખ્યાનોનું અર્થજ્ઞાન કર્મ કરતાં વિશેષ ધર્મવાળું છે એ બાબત તમારા આગ્રહને લીધે અમે બાજૂ ઉપર રાખીને તમારા સંતોષ માટે અન્યત્ર જ્ઞાનનું આધિક્ય જણાવનાર પ્રમાણો અમે તમને આપીને આ અર્થ સમજાવ્યો છે. આથી નિશ્ચિત થાય છે કે જ્ઞાનની કર્મ કરતાં અધિકતા છે, કર્મ કરતાં જ્ઞાનમાં વિશેષતા છે, આથી જ્ઞાન કોઇ પણ રીતે કર્મનું અંગ બની શકે જ નહિ, છતાં દુરાગ્રહથી તમારે એમ માનવું હોય તો ભલે કહો. પણ જેઓ શ્રુતિને જ અવલંબનાર છે તે તો કદી પણ જ્ઞાન કરતાં કર્મની અધિકતા જણાવી શકશે નહિ. ૨૨

**સૂત્ર ૨૩ શંકા**—તો પછી આખ્યાનોમાં જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ છે તેની સિદ્ધિ રહેશે નહિ, અર્થાત્ તેમાં ઉપદેશેલું અર્થજ્ઞાન તો કર્મ કરતાં અધિક નથી એમ ઠરશે.

**ઉત્તર**—ના, જેમ શ્રુતિમાં વિદ્યાનું પ્રતિપાદન છે તેમજ ઉપાખ્યાનોમાં વિદ્યાનું પ્રતિપાદન છે. એમાં કોઇ ફેર નથી. ઉપાખ્યાનોમાં મોટાઓની જ જ્ઞાનમાં પ્રવૃત્તિ જણાવી છે. જ્ઞાનને માટેની પ્રવૃત્તિમાં આયાસ ન થાય તેટલા માટે તથા તેમાં રુચિ થાય તેથી ઉપાખ્યાનોની શૈલી છે. વળી "આચાર્યવાળો પુરુષ જાણે છે" (છાં. ૬–૧૪–૨)માં શ્રુતિની જે એકવાક્યતાનું જ્ઞાન કહ્યું છે તે આખ્યાન વગર હોતું નથી, તેથી તેને માટે ગુરુ અને શિષ્યની કથાના રૂપમાં આ આખ્યાનોની યોજના કરવામાં આવી છે. અથવા તો જેમ ઉપાખ્યાન વગરની શ્રુતિમાં જ્ઞાનનું નિરૂપણ કર્યું છે તેમ આખ્યાનોમાં પણ જ્ઞાનનું નિરૂપણ છે, તેથી તે બન્ને પ્રકારની શ્રુતિઓમાં એકવાક્યતા હોવાથી તેમાંની વિદ્યાના બોધ પરત્વે ભેદ નથી. આખ્યાનોમાં ગુરુ શિષ્યને પોતાની પાસે બેસાડીને તેના વિશ્વાસ માટે તેને જ્ઞાનનો બોધ કરે છે, આખ્યાન સિવાયની શ્રુતિમાં તે રીતે બોધ નથી. તેમાં સાધારણ રીતે બોધ છે. આ સિવાય તેમાં કોઇ ફેર નથી. આખ્યાનો કલ્પિત નથી પણ ખરાં છે. તેમાં ગુરુએ શિષ્યને બોધ કરવાનો ખરો ઉપદેશ છે.

**શંકા**—તો પછી આખ્યાનોમાં કંઇ પણ બાધક જ નહિ હોય? તેમાંનું તમામ સાચું છે એમજ સ્વીકારવું એમજ. ને?

**ઉત્તર**—તેનો ઉત્તર અમે આપીએ છીએ તે સાંભળો. શ્રુતિમાં સર્વ આખ્યાનો પારિપ્લવમાં શંસન કરે છે, અર્થાત્ શંસનના અંગરૂપ છે એમ જે કહ્યું તેમાં 'સર્વ' શબ્દથી તે અમુક જેનું વર્ણન ચાલે છે તે આખ્યાન એમ સમજવાનું છે, અન્ય નહિ. કારણ કે ત્યાં પ્રકરણ એનું નિયમન કરે છે. આમ હોય તો જ્યારે પારિપ્લવ નામના કર્મનો પ્રસ્તાવ હોય ત્યારે વિશેષ વિનિયોગ કહેલો છે. આથી અશ્વમેધ પ્રકરણમાં પ્રથમ દિવસે મનુર્વૈવસ્વાન્ રાજા હોય છે; બીજે દિવસે ઇન્દ્ર વિવસ્વાન્ છે, ત્રીજે દિવસે યમ છે. એમ અમુક આખ્યાનો વાક્યના શેષમાં વિનિયોજાય છે. અમુક દિવસો સામાન્ય આખ્યાન પરત્વે ન હોય તો પછી અમુક ઉપાખ્યાનનું વિધાન ન થાય. માટે જ એક એક પારિપ્લવમાં એક એક આખ્યાન નિયત થયેલું છે. માટે એક આખ્યાનમાં બીજા આખ્યાનનો સંબન્ધ નથી તેથી અમુક આખ્યાનમાં જે પ્રતિપાદન કર્યું છે તે તેને વિષે સત્ય છે તે બીજા આખ્યાનની વસ્તુને બાધક નથી. જૂદાં જૂદાં આખ્યાનોમાં પ્રકરણવશાત્ જૂદી જૂદી રીતે બોધ હોય આ આખ્યાનો એક બીજાનાં બાધક નથી. ૨૩

**સૂત્ર ૨૪**—આથીજ અમે કહીએ છીએ કે જ્ઞાનના ફલના સાધનમાં કર્મની જરૂર નથી. તેથી જ જરામર્યાગ્નિહોત્ર પ્રમાણે જ્ઞાની પોતેજ યજ્ઞરૂપ બનતો હોવા છતાં તે યજ્ઞ માટે તેને અગ્નિ તથા ઇન્ધનની જરૂર પડતી નથી. ના. ૮માં આ જરામર્ય અગ્નિહોત્રનું વર્ણન આપ્યું છે. યજ્ઞને આધ્યાત્મિક કલ્પો છે તેમાં કહે છે કે યજમાન જાતેજ તે યજ્ઞ છે, શ્રદ્ધા શરીર ઇન્ધન છે, ઉર એ વેદિ છે, વાળ એ બર્હિ છે, શિખા એ વેદ છે હૃદય યૂપ, કામ ઘી, પશુ ક્રોધ, અને અગ્નિ તપ છે. આ વર્ણનથી એ યજ્ઞની આધ્યાત્મિકતા જણાવી છે. જ્ઞાની તેવાજ યજ્ઞ કરે છે. આ યજ્ઞમાં તેને અગ્નિ ઇન્ધન વગેરેની જરૂર નથી. આમ જ્ઞાની પોતે યજ્ઞરૂપ હોવાથી તેને યજ્ઞ-કર્મની અપેક્ષા નથી. ૨૪

**(સાર)**—આ અધિકરણમાં કર્મ તથા જ્ઞાનનો સંબન્ધ દર્શાવવામાં આવ્યો છે. સૂ. ૧માં બાદરાયણ પોતાનો મત આપતાં કહે છે. ખરામાં ખરો પુરુષાર્થ તે ભગવાનજ છે અને તે જેનું પોતે વરણ કરે છે એવા ભક્તથી પ્રાપ્ય થાય છે. સૂ. ૨થી ૭ સુધી જૈમિનિ કર્મના પ્રધાનતાનો પક્ષ મૂકે છે. તેને માટે નીચેની દલીલો કરે છે (૧) જેમ દ્રવ્ય, ગુણ અને કર્મમાં અર્થવાદ છે તેમ વેદાન્તમાં ભગવાનને પુરુષાર્થ તરીકે જણાવ્યા છે તે અર્થવાદરૂપે છે. (૨) વસિષ્ઠાદિ બ્રહ્મજ્ઞાનીઓએ પણ અગ્નિહોત્રાદિ કરેલાં જોવામાં આવેલ છે (૪) બ્રહ્મવેત્તા જનક યજ્ઞ કરેલો હતો તેથી જ્ઞાન કર્મનું બાધક નથી (૪) તેમ શ્રુતિમાં વિદ્યા અને કર્મનો સંબન્ધ થાય તો જ ફલ પ્રાપ્ત થાય છે એમ કહેલ છે. (૪) આ સૂ. ૩-૧૮-૧ પ્રમાણે જ્ઞાનીનોજ ઋત્વિક્ કર્મમાં બ્રહ્મા તરીકે બેસવાનો અધિકાર જણાવ્યો છે (૬) જીવન પર્યન્ત બ્રહ્મજ્ઞાનીએ અગ્નિહોત્ર કરવો એવો નિયમ જોવામાં આવે છે. અગ્નિહોત્ર નહિ કરનારને માટે પ્રાયશ્ચિત્ત કરવું એવું નિધાન છે.

આ દલીલોથી જ્ઞાન એ કર્મનું અંગ સમન્વય છે. આનો ઉત્તર બાદરાયણ સૂ. ૮થી આપે છે. ત્યાં પ્રથમ કહે છે કે બૃ. ૪-૪-૨૨થી ભગવાનનું જ આધિક્ય જોવામાં આવે છે, તેથી કર્મ કરતાં ભગવાનજ મોટા છે. માટે કર્મ કરતાં ભગવાનનું જ્ઞાન તથા ભક્તિ મોટી છે. સૂ. ૯માં જણાવે છે કે જનક વગેરે બ્રહ્મજ્ઞાનીઓએ તો કર્મ કર્યા હતાં તે વાત ખરી પણ તેની સાથે શુકદેવજી વગેરે તે પણ બ્રહ્મજ્ઞાની હતા. છતાં તેમણે કર્મના ત્યાગ કર્યો હતો આથી શ્રુતિ બન્ને પ્રકારની છે તેમજ તમામ બ્રહ્મવેત્તાઓએ કર્મ કરવાંજ જોઇએ એવી કંઇ શ્રુતિ સર્વત્ર જોવામાં આવતી નથી. શ્રુતિઓના કર્મનો ત્યાગ કરવો કે અત્યાગ કરવો તેમાં ભગવાનના અનુગ્રહરૂપ અધિકારનો તારતમ્ય એ હેતુ છે. વળી જ્ઞાનીનેજ ઋત્વિક્ કર્મમાં બ્રહ્મા થવાનો અધિકાર છે એમ જે કહેવામાં આવે છે તે ખોટું છે કારણ કે ત્યાં જ્ઞાની શબ્દ નથી પણ "બ્રહ્મિષ્ઠ" શબ્દ છે, તેના અર્થ બ્રહ્મ કહેતાં વેદમાં સ્થિત થનાર એવો અર્થ છે. અર્થાત્ વેદનું અધ્યયન કરેલું હોય તેજ બ્રહ્મા થવાને લાયક છે એમ કહ્યું છે. વળી મ. ના. ૧૦-૫માં મોક્ષપ્રાપ્તિ માટે કર્મનો ત્યાગ કહેલો છે આથી કર્મનું નિયમન કરનારજ શ્રુતિ નથી પણ તેના ત્યાગની પણ શ્રુતિ છે. આ બન્ને પ્રકારની શ્રુતિઓમાં કંઇ ફેર નથી. માટે કર્મજ મુખ્ય છે અને જ્ઞાન ગૌણ છે એમ કહી શકાય નહિ. વળી દર્શ પૂર્ણમાસમાં બ્રહ્મિષ્ઠ બ્રહ્મા હોય છે એવી જે શ્રુતિ કહી છે તે તો માત્ર દર્શ પૂર્ણમાસની સ્તુતિ માટેજ છે. ત્યાં કોઇ અધિકારની વાત કહેવામાં આવી નથી. વળી બૃ. ૪-૪-૨૩ માં જ્ઞાનીએ પણ કર્મ કરવાં એમ કહેલું છે એમ જો કહેવામાં આવે તો તેનો ઉત્તર એ છે કે પારકાના ઉપર અનુગ્રહ કરવાને જો કર્મ કરવામાં આવે તો તેના ગુણ દોષ તેને લાગતા નથી. એમ કેટલીક શાખાવાળા કહે છે (સૂ. ૧૫) વળી કેટલીક શાખાવાળા તો એમ કહે છે કે જો અખણ્ડ બ્રહ્મનું અદ્વૈત જ્ઞાન થાય તો કર્મની જરૂર નથી. તે અવસ્થામાં કર્મના અભાવ હોય છે. અર્થાત્ દ્વૈત સ્થિતિમાંજ કર્મની જરૂર છે. (સૂ. ૧૬) જા. ૪માં સંન્યાસીઓને તો કર્મ કરવાનાંજ નથી એમ કહ્યું છે. આથી પણ જ્ઞાન કર્મનું અંગરૂપ નથી એટલુંજ નહિ પણ સંન્યાસ આશ્રમના કર્મનું પણ તે અંગરૂપ નથી.

સૂ. ૧૮માં પાછી જૈમિનિ દલીલ કરે છે કે કર્મનો ત્યાગ અને કર્મ કરવા વિષેની બે પ્રકારની શ્રુતિઓ જોવામાં આવે છે તેમાં કર્મના ત્યાગની જે શ્રુતિ છે તેને અપવાદ તરીકે ગણવી; આથી તેના માટેનું વિધિવાક્ય હોય તે પણ અપવાદરૂપ ગણવું. આના ઉત્તરમાં બાદરાયણ સૂ. ૧૯માં કહે છે કે જે કારણથી કર્મના ત્યાગની શ્રુતિને અપવાદરૂપ ગણવામાં આવે છે તેજ કારણથી કર્માનુષ્ઠાનની શ્રુતિ પણ અપવાદ તરીકે માનવી જોઇએ. કારણ જેમ કર્મના ત્યાગની વિરુદ્ધની શ્રુતિ છે તેમ કર્માનુષ્ઠાનની વિરુદ્ધની પણ શ્રુતિ છે. આથી ઉભય પ્રકારની શ્રુતિમાં સામ્ય છે. પછી સૂ. ૨૦માં કહે છે કે યોગશાસ્ત્રમાં જેમ સમાધિના સાધન તરીકે ધારણાને ગણવામાં આવે છે તેમ ભક્તિના સાધન તરીકેજ કર્મને કરવાનાં છે અર્થાત્ સમાધિ સિદ્ધ થતાં ધારણાની જરૂર નથી તેમ ભક્તિ અથવા બ્રહ્મ માટેનું જ્ઞાન સિદ્ધ થતાં કર્મની જરૂર નથી. આથી જ્ઞાન અગર ભક્તિ એ કર્મના અંગરૂપ નથી. પણ કર્મજ તેમના અંગરૂપ છે. સૂ. ૨૧માં કર્મના ત્યાગની શ્રુતિને સ્તુતિરૂપ અર્થવાદરૂપ ગણવાનો પ્રતિવાદી પક્ષ કરે છે પણ સૂત્રકાર તેને વિધેય તરીકે જણાવે છે. સૂ. ૨૨ માં બ્રહ્મવેત્તાનું નિરૂપણ કરનાર ઉપાખ્યાનો કર્મના અંગ શંસનના અંગરૂપ હોવાથી કર્મનું પ્રાધાન્ય છે એમ પૂર્વપક્ષ કર્યો છે, પણ ત્યાં જણાવ્યું છે કે કર્મ કરતાં જ્ઞાનમાં વિશેષ ધર્મો હોવાથી જ્ઞાનનુંજ પ્રાધાન્ય છે. સૂ. ૨૩માં ઉપાખ્યાનો જૂદાં જૂદાં હોય છતાં તેતે ઉપાખ્યાન પરત્વે તેમાં જણાવેલો અર્થ ખરો છે, તથા પ્રકરણથી તેનું ત્યાં નિયમન થયેલું હોવાથી અન્ય ઉપાખ્યાનો વિષે તે અર્થ ઘટાવાય નહિ. માટે એક ઉપાખ્યાન બીજામાં બાધક નથી. સૂ. ૨૪માં કહે છે કે જ્ઞાનીને કર્મ તથા તેનાં સાધનોની કંઇ પણ જરૂર નથી. જ્ઞાની પોતેજ યજ્ઞરૂપ છે. તેથી જરામર્ય યજ્ઞમાં તેને અગ્નિ કે ઇન્ધનની જરૂર નથી.

**શંકા**—તમારા કહેવા પ્રમાણે જ્ઞાનના ફલમાં કર્મનો ઉપયોગ નથી પણ જ્ઞાનના સ્વરૂપમાં તેનો ઉપયોગ છે કેમ નહિ? અમારૂં એવું માનવું છે કે કર્મ જ્ઞાનના સ્વરૂપમાં ઉપયોગી નથી. કારણ કે જ્ઞાનની પ્રાપ્તિ ગુરુ પાસે જવાથી તથા તેની પાસેથી ઉપદેશના શ્રવણથી થાય છે અર્થાત્ ગુરુદ્વારાજ જ્ઞાન મળે છે. છાં. ૬–૧૪–૨માં કહે છે કે આચાર્યવાળો પુરુષ જાણે છે. આથી જ્ઞાનની પ્રાપ્તિમાં કર્મની જરૂર નહિ હોવાથી, કર્મ તેનું સાધન ઉપયોગી બનતું નથી.

**ઉત્તર**—ના, પુરુષોત્તમના જ્ઞાનની ઉત્પત્તિમાં કર્મ, જ્ઞાન તથા ભક્તિની અપેક્ષા છે. તે જ્ઞાનમાં તમામ ઉપયોગી છે. કારણ કે આ બાબતમાં યજ્ઞાદિનું નિરૂપણ કરનારી શ્રુતિ પ્રમાણરૂપ છે. પુરુષોત્તમ જ સ્વતંત્ર પુરુષાર્થ છે, અને તેની પ્રાપ્તિ એજ ફલ છે તેમાં પ્રેમભક્તિથી ઉત્પન્ન થયેલ તેનું જ્ઞાન તેજ સાધન છે. આ બાબત તૈ. ૨–૧ તથા બૃ. ૪–૪–૧૪માં પ્રતિપાદિત કરી છે ત્યાં કહે છે કે બ્રહ્મના જ્ઞાનવાળાને પુરુષોત્તમજ પ્રાપ્ત કરવાના છે, આ જ્ઞાન વગરના બીજાઓ બૃ. ૪–૪–૧૫માં કહ્યા પ્રમાણે દુઃખનેજ પ્રાપ્ત કરે છે. દુઃખી થાય છે. આમ હોવાથી યજ્ઞાદિ પોતે પુરુષાર્થરૂપ નથી, છતાં પણ શ્રુતિ તેનું નિરૂપણ કરે છે તે એટલા માટે કે તે સાધનરૂપ છે. અર્થાત્ ભગવાન્ એ પુરુષાર્થ છે અને તેનાં સાધનો તરીકે યજ્ઞાદિ છે. પણ તે યજ્ઞાદિજ નિષ્કામ રીતે કરવામાં આવે તોજ સાધન તરીકે મનાય. માટેજ વાજસનેયિ બૃ. ૪–૪–૫ માં કહે છે કે માણસ જેવાં કર્મ કરે છે તે પ્રમાણે તે થાય છે. સારાં કર્મો કરનાર સારો બને છે અને પાપ કર્મ કરનાર પાપી બને છે. અર્થાત્ કામનાથી કર્મ કરનારને તેનું ફળ ભોગવવું પડે છે. તેમના પુનર્જન્મનો અભાવ બનતો નથી. પણ જે અકામ, નિષ્કામ અને આપ્તકામ છે તેને પુનર્જન્મ નથી. કારણ કે તેના પ્રાણોનું ઉત્ક્રમણ થતું નથી, પણ તે બ્રહ્મમાં મળી જાય છે એમ બૃ. ૪–૪–૬ માં કહ્યું છે. આ શ્રુતિમાં મનુષ્યે પ્રથમ અકામ, પછી નિષ્કામ અને પછીથી આપ્તકામ થવાનું કહ્યું છે. તેનો અર્થ એવો છે કે જે માણસ કર્મ કરવામાં અકામ હોય છે તે નિષ્કામ થાય છે અને પછી આત્મની કામનાવાળો અર્થાત્ નિરુપધિ સ્નેહવાળો ભગવાનમાં બને છે અને ત્યાર પછી ભગવાનની પ્રાપ્તિથી આપ્તકામ થાય છે એવો અર્થ છે. આમ હોવાથી સત્કર્મમાં

પ્રવૃત્તિને માટે વિવિધ ફ્લોને જાતે કહીને મનુષ્યોને ભ્રમિત કરે છે એવો આક્ષેપ ન આવે માટે પોતાના કહેવા પ્રમાણે કરનારને લાંબા સમય સુધી દયાથી નિષ્કામ બનાવે છે. તેમજ કામના સહિત વૈદિકકર્મ કરનારને પણ અનેક જન્મોના સંસ્કારથી નિષ્કામ બનાવે છે. સ્મૃતિઓમાં પણ કહ્યું છે કે જો કર્મોથી કષાય પકવ બને તો જ્ઞાન ઉત્પન્ન થાય છે. આથી સ્પષ્ટ સમજાય છે કે જ્ઞાનની ઉત્પત્તિમાંજ–જ્ઞાનના સ્વરૂપમાં કર્મની ઉપયોગિતા જણાવવામાં આવી છે. આ ફક્ત મર્યાદા ભક્તનેજ લાગુ પડે છે. પુષ્ટિભક્તને નહિ. પુષ્ટિભક્તિનો માર્ગ સાધન રહિત છે, તેથી યજ્ઞાદિની ત્યાં બિલ્કુલ અપેક્ષા નથી. એ અર્થ જણાવવાને માટે સૂત્રમાં "च" અને પદનો પ્રયોગ છે. અર્થાત્ જ્ઞાની તથા મર્યાદા ભક્તને માટે યજ્ઞાદિની અપેક્ષા છે, અને પુષ્ટિભક્તને તેની અપેક્ષા નથી" એવો અર્થ સૂત્રમાંથી સૂચિત થાય છે. આ યજ્ઞાદિની સાધનતા જણાવવાને સૂત્રકાર અશ્વનું દષ્ટાન્ત આપે છે. જેમ ઘોડાનો ઉપયોગ દૂર દેશના કોઇ સ્થાનમાં વચમાં જે પ્રતિબન્ધક અન્ત હોય તો તેનું અતિક્રમણ કરવામાંજ થાય છે અને તે રીતે એની જરૂર છે. જે સ્થાનમાં ઘોડો છે ત્યાં જવામાં તેની જરૂર નથી. કોઇ માણસને દૂરના કોઇ ગામમાં જવું હોય તો તે ગામમાં જતાં વચ્ચેનું જ રસ્તાનું અન્તર તેને પ્રતિબન્ધરૂપ હોય છે. કારણ કે માર્ગના અન્તરને લીધે તે તેનાથી દૂર રહે છે. માટે આ વચ્ચેનું અન્તર કાપીને તે ગામ પાસે જવાને માટે તે પોતાના ઘોડાની મદદ લઇને પછી ત્યાં જાય છે. પણ જ્યાં પોતે ઉભો છે તે જગ્યા પોતાની પાસેજ હોવાથી તેને ઘોડાની જરૂર નથી. આ રીતે ઘોડો દૂર જવાના કામમાંજ સાધનરૂપ છે. તેજ પ્રમાણે જેઓનાથી ભગવાન્ ઘણે દૂર છે તેઓને ભગવાન પાસે જતાં વચ્ચે જે પ્રતિબન્ધો હોય તે દૂર કરવાને માટે યજ્ઞાદિની જરૂર પડે છે. પુષ્ટિભક્ત તો ભગવાનની સમીપ જ હોવાથી તેને સાધનોની જરૂર નથી. ૨૫

**સૂત્ર ૨૬ શંકા**—જો તમે યજ્ઞાદિને જ્ઞાનની પ્રાપ્તિમાં સાધનરૂપ કહેતા હો તો પછી બૃ. ૪–૪–૨૩માં શમદમાદિને સાધન તરીકે જણાવ્યાં છે તેનું કેમ? ત્યાં યજ્ઞાદિને સાધન કહ્યાં નથી.

**ઉત્તર**—તેનો ઉત્તર આ પ્રમાણે છે. જો કે ભક્તિમાર્ગમાં પણ શમદમાદિ હોય છે. તોપણ "આત્માથી આત્માને જૂએ" એવી શ્રુતિથી જ્ઞાન માર્ગીયના જ્ઞાનના અંગ તરીકેજ શમદમાદિની વિધિને હેતુ તરીકે કહેલ છે. તેથી તે જ્ઞાનમાર્ગીયને માટે અવશ્ય આચરવાં જોઇએ. અર્થાત્ શમદમાદિ એ જ્ઞાનનાં અન્તરંગ સાધન તરીકે અવશ્ય સ્વીકારવાં જોઇએ. તેટલા માટે બૃ. ૪–૪–૨૩ માં તેમને સાધન તરીકે કહેલ છે. ભક્તિમાર્ગમાં ભલે શમદમાદિ હોય તો તોપણ તેની આવશ્યકતા નથી. કારણ કે તે સ્વયં સિદ્ધજ હોય છે. તેથી તે આચરવાને પ્રયત્ન કરવો પડતો નથી. ભક્તમાં શમદમાદિ પોતાની મેળેજ સંભવે છે. તેથી જ્ઞાનીની માફક તેને તે ગુણો કેળવવાને પ્રયત્નશીલ થવું પડતું નથી. આથી યજ્ઞાદિ જેમ બાહ્ય સાધન છે તેમ શમદમાદિ એ આન્તર સાધન છે. ૨૬

**સૂ. ૨૭ શંકા**—તમે જ્ઞાનીનાં સાધનો તરીકે યજ્ઞ તથા શમદમાદીને જણાવ્યાં. આ સાધનોથી તેના સત્ત્વની શુદ્ધિ થાય છે, એમ તમે જણાવો છો. પણ તે બરાબર નથી. અલબત છાં. ૭–૨૩–૨ માં એવુ જણાવ્યું છે કે સત્ત્વની શુદ્ધિનો આધાર આહારની શુદ્ધિ ઉપર છે. આહાર સારો હોય તો મનુષ્યની પ્રકૃતિ તે શુદ્ધ અને પવિત્ર બને છે. આથી જ્ઞાનીએ પોતાનાં ખાનપાન જેમ બને તેમ શુદ્ધ રાખવાં.

**ઉત્તર**—એ વાત ખરી છે છતાં પણ છાં. ૫–૨–૧ તથા બૃ. ૬–૧–૧૪ માં આહારને માટે કોઇ પણ નિયમ જોવામાં આવતો નથી. જ્ઞાનીને માટે ગમે તે અન્ન લેવાની છૂટ છે. તેથી જ્ઞાન માટે સત્ત્વના શોધક તરીકે યજ્ઞાદિ તથા શમદમાદિને સાધન જણાવો છો તે ન્યાયયુક્ત નથી.

**ઉત્તર**—જે શ્રુતિઓમાં જ્ઞાનીએ ગમે તેવો આહાર લેવો એમ કહ્યું છે તે શ્રુતિઓ આપદ્ ધર્મનું વર્ણન કરે છે. સાધારણ અવસ્થામાં તો શુદ્ધ અને સાત્ત્વિક આહારજ માણસે લેવો જોઇએ. પણ જ્યારે દુષ્કાળનો સમય હોય, અન્ન બિલ્કુલ મળતું ન હોય, અને પ્રાણ અનાજના અભાવે જવાની

તૈયારીમાં હોય તેવા સમયે ગમે તે આહાર લેવાની છૂટ શ્રુતિ આપે છે. આથી આ છૂટ સાધારણ પ્રસંગોમાં લેવાની નથી, પણ ઉપર જણાવ્યા પ્રમાણે ખાસ આપત્તિના સમયમાં જ લેવી જોઇએ. કારણ કે જ્યાં સુધી પ્રાણ હોય ત્યાં સુધીજ શમદમાદિ થઇ શકે. શમદમાદિ માટે પ્રાણ ધારણ આવશ્યક છે; અને પ્રાણનો આધાર અન્ન ઉપર છે. માટે જ્યારે અન્નના અભાવે પ્રાણ જતા રહેવાનો સમય આવે ત્યારે ગમે તેવું અન્ન હોય તોપણ તે લેવાની છૂટ છે. તેવા સમયે કોઇપણ રીતે પ્રાણ ટકાવવો જોઇએ. જેમ શમદમાદિ એ જ્ઞાનનું અન્તરંગ સાધન છે તેમ આહાર તે દેહના પોષક તરીકે બાહ્ય સાધન છે.

**શંકા**—એવી જાતની છૂટ કોઇએ લીધી હોય તેવાં દૃષ્ટાન્ત હોય તો આપશો, એટલે અમારી ખાત્રી થાય?

**ઉત્તર**—હા, જૂઓ છાં. ૧-૧૦-૫માં ચાક્રાયણ ઋષિનું દૃષ્ટાંત આપ્યું છે. ત્યાં કહે છે કે તે ઋષિનો પ્રાણ જ્યારે અન્નના અભાવે જતો રહેવાની તૈયારીમાં આવી પડયો ત્યારે તેમને અશુદ્ધ ખોરાક લેવો પડયો.

**શંકા**—આ પ્રસંગને કંઇક સવિસ્તર સમજાવો.

**ઉત્તર**—ચાક્રાયણ ઋષિ એ ચક્રના પુત્ર હતા. તેનું નામ ઉપસ્તિ હતું. તે કુરુદેશમાં રહેતા હતા. ત્યાં એક વખતે કરાની વૃષ્ટિ થઇ તેથી હીમને લીધે અનાજ બળી ગયું. આથી તેમને પણ અનાજ ન મળ્યું તેથી પોતાની એક નવોઢા સ્ત્રી સાથે ઇભ્ય (હાથીનો મહાવત અથવા રાજા)ના ગામમાં બહુ મુશિબતમાં આવી પડયા પછી તેમને ખબર પડી કે ઇભ્યની પાસે કેટલુંક અડદનું અનાજ છે. તેથી તે અડદના દાણા ખાતા ઇભ્યની પાસે પોતે આવ્યો અને તેને કહ્યું "હે ઇભ્ય, મારો પ્રાણ અન્નના અભાવે દેહનો ત્યાગ કરવાની અણી ઉપર છે. માટે તું જે અડદના દાણા ખાય છે તેમાંના થોડા ઘણા પણ સડી ગયેલા દાણા આપ" ત્યારે ઇભ્યે કહ્યું 'મારી પાસે વાસણમાંજે અનાજ છે તે સિવાય બીજું નથી. માટે તું કહેતો હોય તો હું તને તેમાંથી આપું' 'ત્યારે ઉપસ્તિએ કહ્યું' 'ભલે તેમાંથી આપ. આથી ઇભ્યે તેને જે વાસણમાંથી પોતે અન્ન ખાતો હતો તેમાંથી થોડુંક આપ્યું, અને પછી પોતાના પાત્રમાંથી જળ આપવા માંડયુ. પણ ઉપસ્તિએ ફક્ત અન્ન જ લીધું અને જળ ના લીધું. ત્યારે ઇભ્યે તેને પૂછ્યું 'તું જળ કેમ લેતો નથી?' તેણે 'ઉત્તર આપ્યો કે જો હું તમારા વાસણમાંથી જળ લેઉં તો તે ઉચ્છિષ્ટ-એઠું કહેવાય, માટે હું તે લેઇશ નહિ' ઇભ્યે તેને કહ્યું 'તોપછી તું અન્ન પણ મારાજ પાત્રમાંથી લે છે તો તે એઠું ન ગણાય?' ત્યારે તેણે જણાવ્યું અન્ન એઠું નથી ગણાતું કારણ કે અત્યારે જો હું અન્ન ન લેઉં તો જરૂરથી મરી જવું માટે કોઇ પણ રીતે તે પ્રાણને ટકાવવાની ફરજ હોવાથી આ પ્રસંગે ગમે તે પાત્રમાંથી પણ અન્ન લેઇ શકાય છે. કારણ કે અન્યત્ર વધારે શુદ્ધ અન્ન મળી શકે તેમ નથી. પણ જળ તો કૂવા, વાવ તળાવ સરોવર વગેરેમાંથી મને જોઇએ તેટલું મળી શકે છે માટે તે લેઇ શકાય નહિ.' આમ કહીને ઉપસ્તિએ થોડુંક અન્ન પોતાની સ્ત્રીને આપ્યું.

આ પ્રસંગથી ફક્ત પ્રાણના અત્યયમાંજ ગમે તે પ્રકારનું અન્ન લેવાની છૂટ છે સામાન્ય પ્રસંગમાં નહિ એટલો જ અર્થ નિર્ણય થઇ શકે છે. સાધારણ પ્રસંગે જો શુદ્ધિનો વિચાર કર્યા વગર આહાર લેવામાં આવે તો તેનાથી મલિનતા ઉત્પન્ન થાય છે, ચિત્તમાં અપવિત્ર વિકારો જાગે છે, અને તેથી જ્ઞાનનો ઉદય થઇ શકતો નથી. માટે જ્ઞાનીઓએ આહારની શુદ્ધિ અવશ્ય જાળવવી જ જોઇએ, તે વગર શમદમાદિની સિદ્ધિ થઇ શકે નહિ. માટે જ ભા. ૨-૬-૩૯-૪માં બ્રહ્મા વિશુદ્ધ જ્ઞાનની આવશ્યકતા જણાવે છે. મા. પુ. દે મા. ૧-૫૯માં માર્કણ્ડેય પણ એજ હકિકત જણાવે છે. આ જે વ્યવસ્થા અમે જણાવી તે જ્ઞાન માર્ગીય જ્ઞાનવાળાની છે. ભક્તિમાર્ગવાળાને તો આ પ્રમાણે આપત્તિની

સંભવજ નથી, કારણ કે ભ. ગી. ૯-૨૨માં કહે છે કે જેઓ . અનન્ય ચિત્તથી ભગવાન્‌નું ભજન કરે છે તેમના યોગ ક્ષેમનું નિર્વહન ભગવાન્ કરે છે ' અર્થાત્ જે ભગવાન્‌નું જ અનન્ય ભાવથી સેવન કરે છે તેમની આજીવિકા પ્રાપ્તિ વગેરેની સર્વ ચિન્તાઓ ભગવાન્ જ લેઇ લે છે. અને આ રીતે તેને ચિન્તામાંથી મુક્ત કરે છે તેમજ ભ. ગી. ૭-૧૪માં પણ એમ કહે છે કે જેમને ભગવાનનું શરણ છે તેઓ માયાને તરે છે. આથી ભકતને કોઇ પણ જાતની એવી ચિન્તા હોતી નથી. તેથી ભકતને આપદ્ જેવું કંઇ પણ છેજ નહિ. ૨૭

**સૂત્ર ૨૮**—આપત્કાળમાં અન્નનું ભક્ષણ કરવામાં આવેતો તેથી ચિત્તની અશુદ્ધિનો સંભવ નથી તેટલા માટેજ તેનાથી કોઇ પણ પ્રકારના પ્રતિબન્ધો નડતા નહિ હોવાથી દોષ પણ લાગતો નથી. ૨૮

**સૂત્ર ૨૯**—જેમ વિદ્વાનને માટે આ નિયમ છે, તેવો જ અવિદ્વાન્ માટે છે. તે પણ આપત્તિમાં ગમે તેવું અનાજ લેતો પણ તેને પાપ લાગતું નથી. આમ મ. સ્મૃ. ૧૦-૧૦૪માં કહ્યું છે. જો અવિદ્વાન્ માટે આ પ્રમાણે પ્રમાણ હોય તો પછી વિદ્વાનની આપત્તિમાં પાપાભાવ વિષે બે મત હોઇ શકે જ નહિ. વળી ભ. ગી. ૪-૩૭માં કહે છે કે જ્ઞાનરૂપી અગ્નિ એવો છે કે તમામ પ્રકારના કર્મોને બાળી દે છે. આથી વિદ્વાનને અન્નનો દોષ નથી. ૨૯

**સૂત્ર ૩૦**—જ્ઞાનીનો જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મને દહન કરવાને સમર્થ છે તેથી પૂર્ણ દશામાં તે ગમે તે રીતે વર્તી શકે તો પણ દોષ નથી. પણ સાધન દશામાં તે પ્રમાણે વર્તે તો તે દોષરૂપ છે. એવું બૃ. ૪-૪-૨૩માં આપેલી શમદમાદિનું પ્રતિપાદન કરનારી શ્રુતિનું તાત્પર્ય છે.

**(સાર)** આ અધિકરણનું તાત્પર્ય નીચે પ્રમાણે છે.

(૧) જેમ દૂર દેશ આવેલા સ્થાનમાં પહોંચવાને વચમાં પ્રતિબન્ધ રૂપ અંતરને દૂર કરવાને ઘોડાની જરૂર છે. તેમ યજ્ઞ જ્ઞાન તથા ભક્તિની પ્રભુના જ્ઞાનમાં જરૂર છે, જ્ઞાનની પ્રાપ્તિ સુધી તે સાધનો આવશ્યક છે. પછીથી નહિ.

(૨) શમદમાદિ પણ જ્ઞાનના અન્તરંગ તરીકે સાધન અવસ્થામાં જરૂરનાં છે. પુષ્ટિમાર્ગમાં જો કે તે સ્વતઃ સંભવે છે છતાં પણ તે જરૂરનાં નથી.

(૩) છાં. ૭-૨૬-૨ની શ્રુતિ પ્રમાણે સત્ત્વશુદ્ધિ ઉપર આહાર શુદ્ધિ આધાર રાખે છે છતાં છાં. ૫-૨ ૧ તથા બૃ. ૬-૧-૧૪માં ગમે તેવા અન્નનું ભક્ષણ જ્ઞાની કરી શકે એમ જે કહ્યું છે તેથી પ્રાણના અત્યય વખતે, આપદ્ કાળમાં એવી છૂટ લેવી એમ શ્રુતિ કહે છે. સામાન્ય પ્રસંગમાં નહિ. સામાન્ય પ્રસંગમાં તો તેથી દોષ લાગે છે.

(૪) આપત્કાલમાં ગમે તે અન્નનું ભક્ષણ કરવાથી કોઇ પણ બાધ નડતો નથી.

(૫) મ. સ્મૃ. ૧૦-૧૦૪માં પણ કહે છે કે જો અવિદ્વાન્ ગમે તે અન્નનું ભક્ષણ આપત્કાલમાં કરે તો તેથી તેને દોષ લાગતો નથી; તો પછી વિદ્વાનને નજ લાગે.

(૬) સાધન દશામાંતો શમદમાદિની જરૂર છે તો જ્ઞાનીએ તે સાધનો પ્રાપ્ત કરવાં જોઇએ. આથી યજ્ઞ તથા શમદમાદિ સાધનની અપેક્ષા જ્ઞાનમાં છે.

---

અધિકરણ ૩જું.

**સૂત્ર ૩૧** પાછલા અધિકરણમાં જણાવ્યું કે જ્ઞાનથી કર્મનો નાશ થાય છે. અહિંઆં શંકા એ થાય છે કે જે માણસને જ્ઞાન ઉત્પન્ન થયું હોય તેણે આશ્રમનાં કર્મો કરવાં જોઇએ કે નહિ ? ત્યાં કહેવામાં આવે છે કે ત્યાં ફલ થયેલું હોવાથી અને કરેલાં કર્મ નાશ પામતાં હોવાથી તેનું પ્રયોજન

નથી માટે તે કરવાં જોઇએ નહિ એવો પૂર્વપક્ષ છે. આ સામે સિદ્ધાન્તમાં કહેવામાં આવે છે કે જેમ આપત્તિનો સમય ન હોય તો જ્ઞાનીઓએ શુદ્ધ અન્ન જ લેવું જોઇએ એ તેમની ફરજ છે તેમ આશ્રમ કર્મ પણ કરવાં જ જોઇએ. કારણ કે તે વિહિત છે. જેમ આપત્કાલ ના હોય ત્યારે અશુદ્ધ અન્ન લેવાથી દોષ લાગે છે. કારણ કે તેનો નિષેધ કરેલો છે તેજ પ્રમાણે જો આશ્રમ કર્મનો ત્યાગ કરવામાં આવે તો દોષ લાગે છે. આથી આશ્રમ કર્મોનો સદંતર ત્યાગ નહિ જ કરવો જોઇએ. જ્ઞાની, વિના પ્રસંગે તેનો ત્યાગ કરે તો તેથી તેમના માર્ગમાં પ્રત્યવાય ઉત્પન્ન થશે માટે તે કર્મો કરવાં જ જોઇએ. ૩૧

**સૂત્ર ૩૨**—વળી શમદમાદિ અને આશ્રમ કર્મોનો એકબીજાની સાથે સંબન્ધ છે. આશ્રમ કર્મો શમદમાદિને સહાય આપનાર છે કારણ કે તેનાં અંતરંગ સાધનો છે. માટે આશ્રમ કર્મો વગરનાં શમ-દમાદિથી જ્ઞાનને સ્થિર કરવું તે શક્ય નથી માટે તે અવશ્ય કરવાં જોઇએ. કર્મોનો સ્વભાવજ એવો છે કે તે સંસારવાસનાને ઉત્પન્ન કરનાર છે-જ્ઞાન તેનો નાશ કરે છે. માટે આશ્રમ કર્મો અને જ્ઞાન એ બન્નેનો સહકાર સંભવિત નથી એમ કહેવું અનુચિત છે. ૩૨

**સૂત્ર ૩૩**—જો કે જ્ઞાનમાર્ગીય જ્ઞાનના સ્થૈર્ય માટે આશ્રમ કર્મો વગેરે અપે સાધનો જણાવ્યાં પણ તેમના કરતાં ભક્તિમાર્ગીય સાધનો જેમકે ભગવાનનું શ્રવણ વગેરે પણ અધિક છે, માટેજ અન્ય સાધનોની માફક ભગવાનના ધર્મોનું શ્રવણ તથા કીર્તન વગેરે કરવું. જેમ અન્ય સાધનો વિધિવાક્ય તરીકે છે તેમ આ સાધનો પણ વિધિવાક્ય તરીકે કરવાં. સાધારણ રીતે જ્ઞાનમાર્ગીયે આશ્રમકર્મ કરવાંજ જોઇએ તે નિયમ ભક્તિમાર્ગીયને માટે છે. અર્થાત્ ભક્તિમાર્ગીયે અવશ્ય આશ્રમ કર્મ કરવાં જોઇએ. પણ કવચિત્ એવા સંજોગો આવી જાય કે જ્યાં એકીસાથે ભગવદ્ધર્મોનું પાલન અને આશ્રમ-કર્મનું પાલન બનવું અશક્ય હોય તો તે સમયે આશ્રમ કર્મને બાજૂ ઉપર મૂકવાં અને ભગવદ્ધર્મનું પાલન કરવું કારણ કે શ્રુતિ તથા સ્મૃતિ બન્નેમાં ભગવદ્ધર્મની બલવત્તા જણાવી છે. બૃ. ૪-૪-૨૧માં "તેનેજ જાણીને ધીર બ્રાહ્મણે પ્રજ્ઞા કરવી. બહુ શબ્દોનું અનુધ્યાન ન કરવું, કારણ કે તે વાણીનું વિગ્લા-પન છે." આ પ્રમાણેની શ્રુતિ છે. તેમજ મું. ૨-૨-૫માં પણ કહે છે કે "તે આત્માને એક લાને જ જાણો, અન્ય વાણીનો ત્યાગ કરો, આ અમૃતનો સેતુ છે, બૃ. ૪-૪-૨૧માં જણાવે છે કે ભગવાનથી જૂદાનો પ્રતિષેધ કરીને તેના વિષયના જ્ઞાનને અનુકૂલ પ્રયત્ન શ્રવણાત્મકને જાણીને અર્થાત્ કરીને, સ્મરણ પણ ફક્ત તેમનુંજ કરીને પ્રજ્ઞા કરવી. અર્થાત્ તેમાંજ નિષ્ઠ થવામાં હેતુરૂપ શબ્દોની આવૃત્તિ વારંવાર શ્રવણ કરવું અને કીર્તન કરવું, બીજા કોઇનું નહિ. તે જણાવવાને માટે બહુ શબ્દોનું અનુધ્યાન નહિ કરવાનું કહે છે. અહિંઆં અનુધ્યાન શબ્દમાં 'અનુ' ઉપસર્ગ છે. અનુનો અર્થ "પછી" એવો થાય છે અર્થાત્ ધ્યાનની પછી અર્થાત્ યોગ્યતાથી શ્રવણ કીર્તનજ તેની પૂર્વે છે એમ પ્રાપ્ત થાય છે. ભા. ૧૦-૯-૩૬માં પણ કહે છે કે જેઓ અહર્નિશ ભગવાનના ગુણોનું સ્મરણ તથા કીર્તન કરે છે તે સંસારને છોડાવનાર ભગવાનના ચરણ કમળને પ્રાપ્ત થાય છે. ભ. ગી. ૯-૧૩-૧૪માં પણ એજ મતલબનું વાક્ય છે ત્યાં કહે છે કે મહાત્મા પુરુષો અનન્ય ચિત્તવાળા થઇને મને ભૂતોના આદિ તથા નાશરહિત જાણીને અને દૈવી પ્રકૃતિને પ્રાપ્ત થઇને સતત મારૂં કીર્તન કરતા અને દૃઢ વ્રતવાળા પ્રયત્ન કરતા અને નમસ્કાર કરતા નિત્ય યુક્ત થઇને મારૂં ભક્તિથી ઉપાસન કરે છે" આથી ભગવદ્ધર્મજ આત્મધર્મ છે અને તેથી તે અંતરંગ છે. આશ્રમ કર્મ એ દેહ ધર્મ હોવાથી બાહ્ય સાધન છે. આથી એ બન્ને વચ્ચે કોઇ વિરોધ ન આવે તે રીતે તે ધર્મોનું પાલન કરવું જોઇએ. દેહ ધર્મ કરતાં આત્મધર્મ અધિક છે તેથી જો આત્મધર્મ કહેતાં ભગવાનના શ્રવણ કીર્તનાદિમાં દેહ ધર્મ કહેતાં આશ્રમધર્મ અન્તરાયરૂપ હોય તો તેનો ત્યાગ કરવો અને આત્મધર્મજ કરવો. આથી ભગવ-દ્ધર્મ એજ સર્વથી શ્રેષ્ઠ છે એમ જણાવવાને અન્ય ધર્મોનો નિષેધ કર્યો છે. આથી જ બૃ. ૪-૪-૨૨માં ભગવાનને સર્વથી અધિક કહેલ છે તો ભગવાનનાજ ધર્મો બજાવવા જોઇએ. ૩૩

સૂત્ર ૩૪—ઉપરના સૂત્રમાં જે કહ્યું તેજ વિશેષ રીતે અહિંઆં પ્રતિપાદન કરવામાં આવે છે. બૃ. ૪–૪–૨૩માં કહે છે કે ભગવદ્ધર્મનું પાલન કરનાર તમામ પાપને તરી જાય છે. આથી ભગવદ્ધર્મનું અનુષ્ઠાન કરનાર જો આશ્રમ ધર્મ કરે તો ઠીક છે. પણ ખાસ પ્રસંગ સિવાય આ વિષેની છૂટ લેવી નહિ. સામાન્ય રીતે તો આશ્રમધર્મો કરવાંજ. ૩૪

સૂત્ર ૩૫—આશ્રમધર્મો ભગવદ્ધર્મો કરતાં હીન જ. પણ કોની દષ્ટિએ? જેમની દષ્ટિ ભગવન્મય છે તેની. જે ભગવાન્ સિવાય બીજા કશાનો વિચારજ કરતો નથી તેને આશ્રમ ધર્મો બંધન કરતા નથી એજ પ્રમાણે બૃ. ૪–૪–૨૨ની શ્રુતિમાં કહ્યા પ્રમાણે ભગવદ્ભક્તને કોઇ પણ ઋણનું નિવારણ કરવાનું નથી. તેથી તેમને અમુક કર્મ કરવાની આવશ્યકતા નથી. ઉલટું જે પરમાનંદ સ્વરૂપમાં આસક્ત છે તેની બાબતમાં તો આશ્રમધર્મો ખરેખર અન્તરાયરૂપ થાય છે. માટે પરમાનંદ સ્વરૂપના અનુભવમાં આશ્રમધર્મો અન્તરાયરૂપ ન થાય તે રીતે આશ્રમ ધર્મો કરવાં. પણ યાદ એટલું રાખવું કે આશ્રમધર્મો તે દેહ ધર્મ છે બાહ્ય સાધનરૂપ છે. અને આત્માનો ધર્મ તે નથી. તેથી જૂદો છે. જોકે સાધારણ રીતે સત્ત્વ શુદ્ધિમાં ઉપયોગી થઇને શમદમાદિને તે સહાય કરે છે તેવી રીતે તે સહાયક છે ખરા પણ તેમની આવશ્યકતા તેટલા પુરતીજ છે. વિશેષ નહિ. ૩૫

સૂત્ર ૩૬—અરે ફક્ત આશ્રમ ધર્મોની અનાવશ્યકતા શા માટે ભક્તિમાર્ગીય માટે કહેવી? તેને તો જ્ઞાન તથા તેના સાધન વૈરાગ્ય પણ અન્તરાયરૂપ છે. ભા. ૧૧–૨૦–૩૯; ૬–૧૪–૬ માં કહે છે. તેટલા માટે મારી ભક્તિથી યુક્ત યોગી, જે મારા આત્મારૂપ છે તેને અહિંઆં સાધારણ રીતે જ્ઞાન કે વૈરાગ્ય કોઇ પણ રીતે શ્રેયસ્કર નથી. ૩૬

સૂત્ર ૩૭—આથી જ્ઞાનાદિ કરતાં ભક્તિમાર્ગમાં ફલથી ઉત્કર્ષ છે. જ્ઞાનાદિ સાધનમાં અનુગ્રહ મુક્તિ પર્યન્ત હોય છે. ભક્તિમાર્ગમાં તો ભા. ૯–૪–૬૩માં ભગવાન્ કહે છે કે હું ભક્તને પરાધીન છું તથા અસ્વતંત્ર જેવો છું. આથી મુક્ત વગેરે કરતાં પણ ભક્તો ઉપર વિશેષ ભગવાનનો અનુગ્રહ છે

સૂત્ર ૩૮—મુક્તિ કરતાં પણ ભક્તિમાર્ગીય તદીયતા અધિકતર છે કારણ કે મુક્ત થયેલા આત્મસ્વરૂપને મેળવે છે. અર્થાત્ તેમાં ભળી જાય છે. તેથા તેમને દેહ, ઇન્દ્રિયો વગેરે નથી પણ ભક્ત જીવનો તો ફરીથી આવિર્ભાવ થાય છે અને દિવ્ય આનંદરૂપ વિગ્રહને પ્રાપ્ત કરીને બ્રહ્મની સાથે સર્વ મનોરથો ભોગવે છે. વળી મુક્ત આત્માનો ભગવાનમાં કોઇ ઉપયોગ નથી. જ્યારે ભગવદ્ભક્ત તો ફરીથી માયા રહિત અલૌકિક દેહ ઇન્દ્રિયો પ્રાપ્ત કરીને ભગવાનમાં ઉપયોગી થાય છે.

આ સૂત્રમાં इतरज्ज्यायः એવો પણ પાઠ છે. એ પાઠ લેઈએ તો ઈતરત્ એટલે બીજાં અર્થાત્ આશ્રમ કર્મો તેનાથી ભગવદ્ધર્મ અધિક છે એમ અર્થ લેવો.

(સાર) અહિંઆં આશ્રમધર્મોના પાલન વિષે નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે.

(૧) જ્ઞાનીઓએ આશ્રમધર્મનું પાલન કરવું જોઇએ, પણ જેમ આપત્કાલમાં ગમે તેનું અન્ન લેવામાં આવે છે. તેમ એવા વખતમાં આશ્રમધર્મની આવશ્યકતા નથી. પણ આપત્કાલ સિવાય ગમે તેવું અન્ન લે તો દોષ લાગે છે. તેમ એવા સમય વગર આશ્રમ ધર્મોનો ત્યાગ કરવાથી દોષ લાગે છે.

(૨) આશ્રમધર્મો તે શમદમાદિનાં સહાયક છે માટે તે કરવાં જોઇએ.

(૩) પણ ભગવદ્ધર્મો તેના કરતાં અધિક હોવાથી અવિરોધથી તેમનું પાલન કરવું એમ શ્રુતિ તથા સ્મૃતિ કહે છે.

(૪) આશ્રમ ધર્મોનું ઉલ્લંઘન થાય તોપણ ભગવદ્ભક્તોનો અભિભવ થતો નથી.

(૫) ભગવન્મય દૃષ્ટિવાળાને તો આશ્રમધર્મો અન્તરાય રૂપ છે ' એવું શ્રુતિમાં તથા સ્મૃતિમાં કહેલું છે. સૂ. ૩૫–૩૩

(૬) ભગવદ્ભકત ઉપર ભગવાનનો ખાસ અનુગ્રહ છે એમ સ્મૃતિમાં કહેલું છે.

(૭) માટેજ મુક્તિ કરતાં ભક્તિમાર્ગીય તદીયતા અધિક છે.

---

## ૪ અધિકરણ.

**સૂત્ર ૩૯—શંકા**–પાછલા અધિકરણમાં ભક્તિમાર્ગની જ્ઞાન વગેરે કરતાં અધિકતા જણાવી ત્યાં તદીયત્વ મોક્ષથી જુદુ નહિ પણ મોક્ષના અંતરંગ સાધન રૂપે છે તો પછી તે તદીયત્વને મોક્ષ કરતાં અધિક શી રીતે કહી શકો ? અમે તો એમ માનીએ છીએ કે તદીયોને પણ મોક્ષ ફળ હોવાથી જ્ઞાનીના કરતાં તે કોઈપણ રીતે ચઢીયાતા નથી.

**ઉત્તર**—તમારી શંકાનું નિવારણ અમે આ પ્રમાણે કરીએ છીએ. પુષ્ટિમાર્ગમાં જેણે તદીયત્વ પ્રાપ્ત કરેલું છે એવા જૈમિનિ પણ તે ભાવથી (તદીયતાથી) રહિત કોઇ પણ વખતે હોઇ શકે નહિ. જો ભગવાનની કૃપાથી જૈમિનિ જેવા કર્મ માર્ગમાં રચ્યા પચ્યા રહેલાને ભગવાનનું તદીયત્વ પ્રાપ્ત થાય તો પછી સાક્ષાત્ ભક્તિદ્વારા જેઓ ભગવાનના તદીય બનેલા છે તેમને મોક્ષના સાધનની અંદર શંકાને સ્થાન નથી. અર્થાત્ ભગવાનની કૃપા એ મુખ્ય છે. જો તે કૃપા હોય તો ભાવનું તિરોધાન કદી પણ થતું નથી. ત્યાં હેતુઓ તરીકે નિયમ વિગેરે આપી શકાય છે. તૈ. સં. ૧–૩–૬ માં એમ જણાવે છે કે સૂરીજનો હંમેશાં ભગવાનનાં દર્શન પ્રાપ્ત કરે છે. ત્યાં 'હમેશાં' શબ્દ છે તેથી ભકતોને ભગવાનનું દર્શન નિત્યજ થાય છે. એવો નિયમ જોવામાં આવે છે. સૂરિ શબ્દનો અર્થ વિદ્વાન્ એટલે પુરૂષોત્તમના જ્ઞાનવાળા કેવળ જ્ઞાનીઓને સૂરિ કહ્યા નથી. પુરૂષોત્તમનું એટલે ભગવાનનું જ્ઞાન તેજ ખરૂં જ્ઞાન છે. અર્થાત્ જે જ્ઞાનથી ભગવાનનું શ્રુતિ પ્રતિપાદ્ય સ્વરૂપ સમજાય અને જીવ ભગવાન પ્રાપ્ત કરી શકે તેજ જ્ઞાનવાળાને વિદ્વાનો કહ્યા છે. એવા વિદ્વાનોને માટે શ્રુતિમાં 'સૂરિ' શબ્દ યોજ્યો છે. પણ ત્યાં પુરૂષોત્તમના જ્ઞાનમાં ભક્તિ એજ મુખ્ય છે અર્થાત્ ભક્તિ-દ્વારા સાક્ષાત્ ભગવાનનું જ્ઞાન થઇ શકે છે. આથી સૂરિ એટલે સામાન્ય રીતે ભક્તો એટલું સમજવું જોઇએ. આ રીતે અર્થ સમજવાથી શ્રુતિનું તાત્પર્ય જણાશે કે ભકતો હમેશાં ભગવાનનું દર્શન કરી શકે છે. આમ હોવાથી પુષ્ટિમાર્ગીય ભગવદ્ભાવ પ્રાપ્ત થએલાને માટે મોક્ષ એજ ફળ છે. એમ કહેલું યોગ્ય નથી. જ્ઞાની અને મર્યાદા માર્ગીયને માટે જ મોક્ષ છે. પુષ્ટિમાર્ગીય સાયુજ્યને પ્રાપ્ત થઇ ફરીથી આવિર્ભાવને પામે છે અને તે પુરૂષોત્તમ સ્વરૂપની સાથે પોતાના સર્વ પ્રકારના મનોરથો ભોગવે છે. એમ તૈ. ૨–૧માં કહ્યું છે. અર્થાત્ જ્ઞાની અને મર્યાદામાર્ગીય અક્ષર બ્રહ્મ સુધી પહોંચે છે અને તેમનો લય અથવા સાયુજ્યને તેઓ મોક્ષ માને છે પણ પુષ્ટિમાર્ગીય જીવનો સંબંધ અક્ષરાતીત પુરૂષોત્તમ સ્વરૂપ સાથે છે તેથી તે અક્ષર બ્રહ્મમાં લય પામતો નથી. આ ઉત્તમ પ્રકારના ભગવદીયત્વને અમે અહિંયાં જણાવીએ છીએ તે સાધન રૂપ નથી, અર્થાત્ તેનું ફળ મુક્તિ નથી પણ મુક્તિનું તે ફળ છે. અર્થાત્ જ્ઞાની અને મર્યાદામાર્ગીય મોક્ષ આગળ અટકી જાય છે ત્યારે ભગવદીય ભકતો મોક્ષથી અધિક પરમાનંદ સ્વરૂપના સાક્ષાત્ અનુભવ માટે માયારહિત અલૌકિક વિગ્રહ યુકત બનીને આગળ વધે છે અને ભગવાનના સાક્ષાત્ સંબંધમાં આવે છે. તે વિષે વિસ્તારથી ચોથા અધ્યાયમાં કહેવામાં આવશે. અહિંઆં તો માત્ર એટલુંજ જણાવીએ છીએ કે ભગવદીયો મોક્ષ આગળ નહિ અટકતાં મોક્ષ કરતાં અધિક ફળ મેળવે છે. માટે અમે સૂત્ર ૩૮માં બધા કરતાં તેમને અધિક જણાવ્યા હતા. ભા. ૬–૧૪–૫માં કહે છે કે મુક્ત થઇ ગયેલા એવા સિદ્ધ પુરૂષોમાંથી કોઇક જ એવો શાંત આત્માવાળો મળી આવે છે

કે જે નારાયણુ કહેતાં ભગવાન્‌માં આસકત હોય. મોક્ષ કરતાં ભગવદીયનું ફળ અધિક છે એમ કહ્યું તેમાં એટલું જણાવવાનું કે તે ફળ કોઇ પણુ સાધનોથી નિયમિત નથી. મોક્ષ માટે જ્ઞાનાદિ સાધનોનું જેમ નિયમન છે તેમ પુષ્ટિમાર્ગીય પરમ ફળમાં કોઈ પણુ સાધનોની અપેક્ષા નથી. મું. ૩-૨-૩માં એ પ્રકારની શ્રુતિ સ્પષ્ટ જોવામાં આવે છે. ત્યાં કહે છે કે પરમાત્માની પ્રાપ્તિ કોઇ પ્રવચનથી મેધા, બહુ શ્રુત વગેરે સાધનોથી નથી પણુ જેનું તે વરણુ કરવા માગે છે તેનેજ ભગવાન્ પોતાના સ્વરૂપનું દાન કરે છે માટે આ ફળ સાધનથી સાધ્ય નથી તેથી પણુ અમે તદીયત્વ એટલે ભગવદ્‌ભાવને મોક્ષ કરતાં અધિક કહ્યું છે.

**(સાર)** ગયા અધિકરણુમાં જ્ઞાનીને તથા ભકતને આશ્રમના ધર્મો પાળવાની આવશ્યકતા છે કે નહિ તે સંબંધી સૂત્રકારે વિચાર કર્યો હતો. ત્યાં ભકતના વિષે બોલતાં એમ જણાવ્યું હતું કે ભગવાનના ધર્મો અર્થાત્ શ્રવણુ કીર્તનાદિ તે સર્વથા અધિક છે તેથી આશ્રમ ધર્મનો તેની સાથે વિરોધ ન આવે તે રીતે કરવા એમ જણાવ્યું હતું અર્થાત્ જો કવચિત્ સંયોગવશાત્ આશ્રમ ધર્મો ભગવદ્‌ધર્મોના બાધક નીવડે તો ભકતે ભગવદ્‌ભાવને અધિક માનીને તેને ત્યજવાં. આ છુટ અપવાદ તરીકે છે અને તે સંજોગ ઉપર આધાર રાખે છે. સામાન્યતઃ આશ્રમ ધર્મોનું પાલણુજ કરવું જોઇએ. આમ કહી પછી તે અધિકરણુના અંતિમ ભાગમાં એમ કહ્યું હતું કે તદીયત્વ અર્થાત્ ભગવદ્‌ભાવ મોક્ષ કરતાં પણુ અધિક છે. આ અધિકરણુમાં પ્રતિવાદી તે સામે શંકા કરે છે કે તદીય ભકતોને પ્રાપ્ત કરવાનું ફળ મોક્ષ છે. તો પછી મોક્ષ કરતાં તદીયત્વને અધિક કેમ કહેવાય? આ શંકાનો ખુલાસો સૂત્રકાર આપે છે. તે કહે છે કે ભક્તિમાર્ગ એવા પ્રકારનો છે કે તેમાં મોક્ષની પણુ પરવા નથી. જે અનન્ય ભાવવાળા તદીય ભકતો છે તે પરમાનંદ સ્વરૂપ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ સિવાય મોક્ષની પણુ દરકાર કરતા નથી. આથી તદીયત્વ ભાવવાળાને ફળસિદ્ધિમાં સાધનોની અપેક્ષા નથી. કેવળ ભગવદ્‌વરણુ એજ સાધન છે. જ્યારે મોક્ષમાં જ્ઞાનાદિ સાધન બને છે. માટે તદીયત્વ મોક્ષ કરતાં અધિક છે એમ જણાવે છે.

---

## અધિકરણુ. ૫મું

**સૂત્ર ૪૦ શંકા**—ભક્તોને મોક્ષ કરતાં અધિક ફળ પ્રાપ્ત થાય છે એમ તમે કહ્યું તે વિષે એક શંકા એ રહે છે કે ભકતોને અધિકાર પ્રમાણે ફળ આપે છે કે નહિ? જો અધિકાર પ્રમાણે ફળ આપતા હોય તો પછી ફળ પ્રાપ્તિમાં ભગવદ્‌વરણુ એ સાધન નહિ પણુ જીવકૃત અધિકાર એજ સાધન છે. આમ તમારા ભક્તિમાર્ગમાં પણુ સાધનની અપેક્ષા રહે છે જ તો પછી તેની અધિકતા શા રીતે સંભવી શકે? ધ્રુવ વગેરે જે ભક્તો હતા તેમને જેમ અમુક લોક સંબંધનું ફળ આપ્યું તેમાં અધિકારથી જો નિયમન હોય તો પછી તે સાધનના અભાવવાળું ફળ થતું નથી.

**ઉત્તર**—અમે ઉત્તમ ભકતો વિષે જે કંઇ કહીએ છીએ તેમની ફળ સિદ્ધિમાં સાધન કોઇ પણુ રીતે નથી. તેમને ભગવાન અધિકાર પ્રમાણે ફળ આપતા નથી પણુ પોતાના અનુગ્રહથીજ આપે છે. ભ. ગી. ૮-૧૬માં અર્જુનને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે કે બ્રહ્મલોક પર્યંતના તમામ લોકોમાંથી જીવોને ફરીથી પાછા ફરવું પડે છે અર્થાત્ જેઓને અધિકાર પરત્વે જૂદા જૂદા લોકની પ્રાપ્તિ થઇ છે તેમને નિત્ય સુખ હોતું નથી પણુ અમુક સમય પછીથી આ જગત્‌માં પાછા ફરવું પડે છે; ફક્ત ક્રમ મુક્તિના અધિકારીઓ જૂદા જૂદા લોકમાં જાય છે ભગવદ્‌ભક્તો એ ક્રમ મુક્તિના અધિકારી નથી. તેઓને જ્ઞાની તથા મર્યાદા માર્ગીયની માફક સદ્યોમુક્ત હોય છે પણુ તે મુક્તિ કરતાં પણુ અધિક સુખ મેળવવાને ભગવત્‌કૃપાથી તેમને નૂતન અલૌકિક વિગ્રહ પ્રાપ્ત થાય છે. આથી તેમની ફળ સિદ્ધિમાં અધિકારનું નિયમન નથી. તેથી તેમને પાછા ફરવું પડતું નથી. સામાન્યતઃ અધિકારનું નિયમન ક્રમમુક્તિવાળા

યાજ્ઞિક ક્રિયાઓમાં આસક્ત જનોને માટે છે. વળી જે તદીય ભક્તો છે અર્થાત્ સાક્ષાત્ ભગવાનના સંબંધવાળા છે તેમને તો ભક્તિરસનોજ અનુભવ થતો હોવાથી ભક્તિરસમાં રચ્યા પચ્યા રહેલા હોવાથી તેનાથી જુદા એટલે ભક્તિરસ સિવાયના બીજા કોઇની તેમને અપેક્ષા નથી. ૪૦

**સૂત્ર ૪૧ શંકા**—ભક્તોને ભક્તિના ફળમાં અધિકારનું નિયમન હોય તો તેથી તેમને અમુક લોકમાં પ્રાપ્ત થયા પછી નીચે પડવું પડે એવા ભયથી તમે એમ કહો છો કે ભક્તિમાર્ગીયને અધિકાર પરત્વે ફળ આપવામાં આવતું નથી. એમ કહેવું બરાબર નથી. ભક્તો ભગવદ્ભાવમાંથી અથવા ભક્તિમાંથી ચ્યુત થયેલા અમે સાંભળીએ છીએ.

**ઉત્તર**—તમારૂં કહેવું વ્યાજબી છે. અમે એમ કહેવા માગતા નથી કે ભક્તોને નીચે પડવાનો પ્રસંગજ ન આવે. પણ મુક્તિ પામેલાઓની સાથે ભગવદ્ભાવને પ્રાપ્ત થયેલાઓને સરખાવતાં અમો એમજ કહી શકીએ કે મુક્તોનું પતન તે મહાપતન છે જ્યારે ભક્તોનું પતન તે ઉપપતન છે અર્થાત્ ભક્તોનું પતન એવું હોતું નથી કે તે પાછા ઉંચે ચઢી ન શકે કેટલીક વખત એવું બને છે કે અમુક શાપને લીધે ભક્તોને ભગવદ્ભાવમાંથી નીચે પડવું પડે છે પણ આ શાપની નિવૃત્તિ થોડા સમય પછીથી જલદી થાય છે. શાપને લીધે આ રીતે ભક્તને જે પતનનો અનુભવ થાય છે તે ખરેખર તેની કસોટીનો પ્રસંગ છે. એ કસોટીમાંથી તે જલદી તરીને ઉતરે છે એટલે પાછો અસલની માફક ભગવદ્ભાવમાં ઉંચે ચઢે છે. આ બધુ ભગવાનની ઇચ્છાથી જ તેનાથી અનુભવાય છે. અહિંઆં એક વખત નીચે પડેલા ભક્ત ફરીથી ઉંચે ચઢે છે પણ જ્ઞાની નીચે પડતાં ફરીથી ઉંચે ચઢવાની તક મેળવતો નથી. માટે જ મુક્તિ એ મહાપતન જ છે. જ્યારે ભક્તિભાવનું પતન એ ઉપપતન છે. તેમાં ભગવાનના અનુગ્રહની આશા હોય છે. મુક્તિમાર્ગમાં તે આશા નથી. માટે ભા. ૬-૧૮-૨૮માં કહે છે કે જેઓ નારાયણનું શરણ લીધુ છે તેઓ લોકમાં કોઇનાથી ડરતા નથી તેઓ તો સ્વર્ગ અપવર્ગમાંથી કે નરક એ તમામ તરફ સરખી દૃષ્ટિવાળા છે અર્થાત્ મોક્ષ પણ તેમને માટે કંઈ કિમતી ચીજ નથી. ભક્તિમાર્ગમાં સાક્ષાત્ ભગવાનનો સંગ ન હોય તો પણ ભગવદ્ભાવ એવો હોય છે કે તે ભક્તને સાક્ષાત્ ભગવાનના સ્વરૂપની સાથે મનોરથ સિદ્ધિથી જે આનંદ પ્રાપ્ત થાય તેવોજ આનંદ ભગવદ્ભાવમાં પણ રહે છે. આથી ભગવાનની સાથે સાક્ષાત્ સંબંધ થયો હોય તો પણ ભક્તના મનનું અનુસંધાન અને તેનો સઘળો ભાવ પ્રભુમાંજ હોય છે. જ્યારે જ્ઞાનીનું પતન થાય તો તેનું ચિત્ત વગેરે જ્ઞાનમાં રહી શકતું નથી.

**(સાર)**—ભગવદ્ભક્તને અધિકાર પરત્વે ફળસિદ્ધિ નહિ હોવાથી ભગવદ્ભાવમાં અધિકાર એ સાધનરૂપ નથી. તેમજ ભક્તને ભગવદ્ભાવમાંથી નીચે પડવાનો પ્રસંગ આવતો નથી. તેમ છતાં જો કંઇક શાપાદિ નિમિત્તથી તેનું પતન થાય તો પણ તેને એ સ્થિતિમાં ભગવાનનો અનુગ્રહ પ્રાપ્ત થાય છે અને તેના શાપની નિવૃત્તિ કરાય છે કારણ કે આ પતન તે ભગવાનની ઇચ્છાથી તેની કસોટીને માટે હોય છે. આવા સમયે ભક્તને સાક્ષાત્ પ્રભુનો સંબંધ ન હોય તો પણ જેમ સાક્ષાત્ સ્વપરના સંબંધથી તેને આનંદ થાય તેવોજ આનંદ પોતે મેળવે છે માટે ભક્તિમાર્ગીય પતન એ મોક્ષની સરખામણીએ ઉપપતન છે ને તેથીજ ભગવદ્ભાવ એ મોક્ષ કરતાં અધિક ફળ છે. માટેજ જ્ઞાનાદિ કરતાં ભક્તિમાર્ગને અમે અધિક માનીએ છીએ. ૪૧

---

**અધિકરણ. ૬ઠું**

**સૂત્ર ૪૨**—આ અધિકરણમાં એવો વિચાર કરવામાં આવે છે કે ફક્ત અત્યંત ભગવદ્ભાવવાળા અથવા સાક્ષાત્ સ્વરૂપ ભોગવાળા ભક્તે ગૃહત્યાગ કરવો જોઇએ કે નહિ? તેના વિષે સૂત્રકાર એવું જણાવે છે

કે આ બન્ને પ્રકારના ભક્તોએ ગૃહત્યાગ કરવો જોઇએ. તેમાં સ્મૃતિનું પ્રમાણ છે તેમ આચાર એ હેતુ છે. ભા. ૧૧-૭-૬માં કહે છે કે પોતાનાં સગાંવ્હાલાંઓ તરફ સઘળો સ્નેહ ત્યજી દઇને મારામાંજ મન જોડીને સમદૃષ્ટિવાળા થઇને પૃથ્વીપર ફરવું એમ ભગવાન કહે છે. આથી ભગવાનને માટે જેને ભાવ થયો છે તેવા અગર સાક્ષાત્ સ્વરૂપનો ભોગ કરે છે તેવાઓએ તો ગૃહત્યાગ કરવો જોઇએ. જેમ જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસે સંન્યાસ લેવો એ વિધિ જા. ૪ની શ્રુતિ પ્રમાણે ગૃહત્યાગ કરવાનું જણાવે છે તેમ ભક્તને માટે પણ ગૃહત્યાગ આવશ્યક છે. આશ્રમધર્મના ત્યાગમાં જો કે આ વિષેનો સમાવેશ થાય છે છતાં અહિંઆં જુદુ અધિકરણ રચ્યું છે તે એટલા માટે કે ભક્તિમાર્ગીય સંન્યાસ તે જ્ઞાનમાર્ગીય સંન્યાસ કરતાં અધિક છે. સતત પ્રભુના રસાસ્વાદમાં પ્રતિબંધન હોવાથી તેનો ત્યાગ કરવાની જરૂર છે. તે ત્યાગજ વિપ્રયોગના રસનો અનુભવ કરાવનાર છે. જો કે પોતાના ઇષ્ટમાં ત્યાગ અંતરાયરૂપ હોવાથી પોતાની મેળેજ તે સિદ્ધ થાય છે તો પણ ભા. ૧૧-૧૭-૩૮માં એક આશ્રમ પછીથી બીજા આશ્રમમાં જવું એવું જે વાક્ય જોવામાં આવે છે તે ઉપરથી જણાવવાનું કે અહિંઆં ભક્તિમાર્ગમાં એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં પ્રવેશ નથી. તેથી ત્યાં જણાવેલી રીત પ્રમાણે ગૃહત્યાગનું વિધાન પણ નથી. એવી શંકા દૂર કરવાને માટે આ સૂત્ર યોજ્યું છે. સૂત્રમાં 'તુ' શબ્દ છે એ 'તુ' શબ્દથી સૂત્રકાર એમ જણાવવા માગે છે કે કોઈ માણસ એવી શંકા કરે કે પ્રચુર ભાવવાળાને તથા સાક્ષાત્ સ્વરૂપના ભોગવાળાને ફળ સિદ્ધ થયેલું હોવાથી ગૃહત્યાગની જરૂર નથી અગર ભા. ૪-૩૦-૧૯માં એમ કહેવામાં આવે છે કે ભગવાનની કથાઓથી જેઓના દિવસો પસાર થાય છે તેઓને ગૃહ બંધનરૂપ નથી. તેથી ગૃહ જ્યારે બંધનકર્તા હોય તોજ ત્યાગ કરવો જોઇએ આવા પ્રકારના પક્ષો ઉભા કરીને શંકા કરવામાં આવે તો તેના નિવારણમાં 'તુ' શબ્દ યોજ્યો છે. અર્થાત્ ગૃહ બંધન કર્તા હોય ત્યારેજ ત્યજવું જોઇએ. એમ નહિ પણ અવશ્ય ત્યજવું જોઇએ. ૪૨

**સૂત્ર ૪૩**—હવે આ વિષયમાં સૂત્રકાર આત્રેયનો અભિપ્રાય આપે છે. અહિંઆં કોઇને શંકા થાય કે પુષ્ટિમાર્ગીય ભક્તે ગૃહનો ત્યાગ કરવો જોઇએ એમ જે જણાવવામાં આવ્યું તે ઉપરથી એટલું અનુમાન થઇ શકે કે ગૃહત્યાગ એક સાધન રૂપ છે અને જ્યાં સુધી તે ત્યાગ ન થાય ત્યાં સુધી તે ભક્ત પોતાનું ફળ મેળવી શકતો નથી. આ રીતે જોતાં જેમ મર્યાદામાર્ગમાં સાધન છે તેમ પુષ્ટિમાર્ગમાં સાધનની અપેક્ષા રહે છે એટલે પુષ્ટિમાર્ગ એ સાધનાતીત છે એમ કહી શકાય નહિ. આ શંકાનું સમાધાન આ સૂત્રમાં આત્રેય ઋષિના મત પ્રમાણે આપવામાં આવે છે. આત્રેય કહે છે કે પુષ્ટિ ભક્તને જે ફળ મળે છે તે ભગવાન્ તરફથીજ મળે છે. તે અમુક સાધન કરે તેથી તેને ફળ મળતું નથી. અર્થાત્ તેના ફળનું નિયમન સાધનથી નથી પણ ભગવાનની ઇચ્છાથી છે. સાધનને ફળનો સંબંધ કારણ અને કાર્યના જેવો છે. જેમ અમુક કારણમાંથી અમુક કાર્ય ઉત્પન્ન થાય તેમ અમુક સાધનનું અમુક ફળ થાય. પણ પુષ્ટિ ભક્તની બાબતમાં કારણ નહિ છતાં કાર્યોદ્‌ગમ એટલે ફળપ્રાપ્તિનું નિયામકત્વ જીવના સ્વામી ભગવાનમાંજ છે. આથી જે ગૃહત્યાગ કરવાનો છે તે ફળપ્રાપ્ત કરવાની ઇચ્છાએ સાધન તરીકે નહિ. કારણ ફલ આપવું ન આપવું એ ભગવત્કૃપા ઉપર અવલંબે છે. આથી સાધન તરીકે ગૃહત્યાગ નથી. મું. ૩-૨-૩ ભગવાનના વરણથીજ જીવને ભગવત્સ્વરૂપનું દાન થાય છે એવી શ્રુતિ છે અને મું. ૩-૩-૪ એમ કહે છે કે જેઓ બળ વગરના છે તેનાથી આત્મા લભ્ય થતો નથી એમ ત્યાં જણાવ્યું છે. ઉપલક દૃષ્ટિથી આ બે શ્રુતિઓ વાંચનારને તેમાં કદાચ વિરોધ લાગે. કારણ કે પ્રથમની શ્રુતિમાં ભગવાનના અનુગ્રહથીજ જીવને ભગવત્પ્રાપ્તિ જણાવી છે જ્યારે બીજી શ્રુતિમાં ભગવત્ સ્વરૂપની પ્રાપ્તિ જણાવી છે. એક શ્રુતિનો આશય જીવમાં સાધનનો નિષેધ કરેછે. બીજી શ્રુતિનો આશય જીવમાં બળરૂપી સાધનની અપેક્ષા રાખે છે. આમ દેખાતો વિરોધ તેમાં જણાય છે છતાં ત્યાં ખરી રીતે વિરોધ નથી. ત્યાં બળ સાધન તરીકે જણાવ્યું છે; તે બળ સર્વાત્મભાવ છે અર્થાત્ તમામ સ્થાવર

જંગમ કોઈ પણ પદાર્થ જોતાં પરમાત્માનુજ ભાન ભક્તને થાય. ભક્તની દૃષ્ટિ કોઇ પણ પ્રાપંચિક પદાર્થોને નહિ જોતાં ભગવન્મયજ અખિલ સૃષ્ટિને અવલોકે ત્યારે તેને સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. આ સર્વાત્મભાવ ભગવાનને પ્રાપ્ત કરવાનું બળ છે. આ જે ફળ કહ્યું તે ભગવાનના અનુગ્રહથી જુદુ નથી. બળ તેનું અંગ છે. આથી પણ બળ તેનું સાધન નથી. વ્રજ સીમંતીનીઓને આ સર્વાત્મભાવ સિદ્ધ થયો હતો અને તેથી ભગવાન તેમને વશ થયેલા હતા. આ સર્વાત્મભાવ જે ભક્તને સિદ્ધ થાય છે તે પોતાનું ફળ પ્રાપ્ત કરી શકે છે. પણ આ બળ જીવના સાધનોથી મેળવાતું નથી તે પણ ભગવાનની કૃપા હોય તોજ બની આવે છે. આ સર્વાત્મભાવવાળાને ભગવાન સિવાય બીજા કશામાં આસક્તિ હોતી નથી માટે ભા, ૧૦-૨૯-૩૬ વગેરેમાં ગોપીજન કહે છે " હે કમળનયન પ્રભો! જ્યારથી તમારા ચરણકમળનો સ્પર્શ કર્યો છે ત્યારથી અન્યની સમક્ષ ઉભા રહેવાને અમે સમર્થ નથી" આથી સિદ્ધ થાય છે કે સર્વાત્મભાવ સ્ફૂરતાં ગૃહત્યાગ આપોઆપજ બની આવે છે. એને માટે ખાસ પ્રયત્ન કરવો પડતો નથી. સર્વાત્મભાવની નિશાની જ એ છે કે તે ભક્તની ગૃહમાંથી આસક્તિ એકદમ ઓછી થઇ જાય અને તેની ઇંદ્રિયોના સર્વ વ્યાપારો ભગવન્મય બને. એ ગૃહની અંદર આસક્તિ જણાય અથવા સાંસારિક બાબતોમાં ગુંચાયલો જણાય તો એમ જાણવું જોઇએ કે તે ભક્તમાં સર્વાત્મભાવ પૂર્ણ વિકસ્યો નથી, જેમ કળી ફુલ બને છે ત્યારે તેની સઘળી પાંદડીઓ ખીલે છે તેમ સર્વાત્મભાવનો વિકાસ થતાં ગૃહ માટેનાં આકર્ષણો દૂર થઇ જાય છે અને ભગવાન્ વિષેજ તેનું મન તલ્લીન રહે છે. આ પ્રમાણે આત્રેય ઋષિનો અભિપ્રાય છે. ૪૩

**સૂત્ર ૪૪**—હવે ઔડુલોમિ ઋષિનો અભિપ્રાય સૂત્રકાર આપે છે. તેમનું માનવું એવું છે કે જીવોને ભગવાને લીલાને માટે પ્રગટ કરેલા છે તો તે જીવોને પોતાની લીલામાં જોડવાને માટે ગૃહત્યાગ વગર તે અસંભવિત બને છે. જ્યાં સુધી જીવો ગૃહનો ત્યાગ ન કરે ત્યાં સુધી તેઓ ભગવાનની લીલામાં ઉપયોગી થાય નહિ. માટેજ ગૃહત્યાગ તે આવશ્યક છે. આ રીતે સર્વનો ત્યાગ કરીને જીવો ભગવાનની પાસે જાય છે તે ઋત્વિક્ કર્મ છે. જેમ ઋત્વિજો યજમાનના કાર્ય માટે યજ્ઞ કર્મની વિધિમાં પ્રયાસ કરે છે તેજ પ્રમાણે અહિંઆં પણ ભગવાનની લીલાનું સંપાદન કરવાને માટે સ્વકાર્ય કરાવાને ઋત્વિક વરણથી કર્મ કરવાનું સ્વીકારે છે. તે પ્રમાણે પોતાની લીલાનું સંપાદન કરવાને માટે વરણ કરાયલા ભક્તો છે તે લીલાના અનુભવમાં વિરોધી ગૃહ વગેરેનો ત્યાગ કરીને ભગવાનની સમીપ જાય છે. મું. ૩ ૨-૩ તથા ભા. ૧-૪-૩માં ભગવાને લીલા માટે જગત્ તથા જીવોને સર્જ્યા છે અને લીલાના કાર્યમાં ઉપયોગી થાય તેટલા માટે જીવોનું વરણ કરે છે એમ સમજાય છે. ભા. ૧૧-૨૯-૩૪માં કહે છે કે જે મનુષ્ય સર્વ કર્મનો ત્યાગ કરીને પોતાના આત્માનું નિવેદન ભગવાનને કરે છે તેજ ભગવાનને પ્રિય થાય છે અર્થાત્ તેજ લીલામાં ઉપયોગી બને છે. જેમ સોમયાગ વગેરેમાં દીક્ષિત યાગથી જુદા ધર્મોને દૂર કરે છે અને તેનેજ પોતાનો પરમ ધર્મ માને છે તેજ પ્રમાણે ભક્તોની સાથે પુરુષોત્તમનું રમણુજ એજ પરમ ધર્મ જોવામાં આવે છે. આ રીતે ઋત્વિક્‌ની સમાન ભગવદ્‌ભક્તો હોય છે. ભક્તોના સ્નેહથી પોતાનો અનુભવ કરવાને માટે ભગવાન્ તેમની પાસે ત્યાગ કરાવડાવે છે. આ રીતે ઔડુલોમિ આચાર્ય પણ ત્યાગની બાબતમાં સંમત છે. ૪૪

**સૂત્ર ૪૫**—આ ઉપરાંત ભક્તે ગૃહત્યાગ કરવો જોઇએ. એ વિષે વિશેષ કારણુ એ આપવામાં આવે છે કે તે માટેની શ્રુતિનું પ્રમાણ છે. ગો. પૂ. તા. (અથર્વોપનિષદ્‌માં) ભક્તિના સંબંધમાં નીચે પ્રમાણે કહેવામાં આવે છે. ભક્તિ એટલે ભગવાનનું ભજન. પણ તે ભજન એવી રીતે હોવું જોઇએ કે ભક્તને ઇહ એટલે આલોક તથા પરલોકની ઉપાધિ તરફ નિરાશા હોય અર્થાત્ આલોક તથા પરલોકની ઉપેક્ષા કરીને જ નૈષ્કર્મ્યથી મનનું ચિંતન કરતો રહે તે ભક્તોનો સ્વભાવ છે. આ શ્રુતિપરથી એ તાત્પર્ય ગ્રહણ કરાય છે કે ભક્તે આ પ્રમાણે વર્તવું આ અર્થ બાદરાયણે જણાવ્યો છે, તેથીજ અમે

કહીએ છીએ કે તે બાદરાયણ ભકિતમાર્ગના પ્રચારમાં જ મનવાળા છે. તેમાં ભાગવતનું પ્રમાણ છે. તેથી ઉત્તમ પુરુષોએ આ પ્રમાણેનું તાત્પર્ય સમજવું. (૩૯) ૪૫

(સાર)—આ અધિકરણમાં ભકિતમાર્ગમાં ગૃહત્યાગ આવશ્યક છે કે નહિ તે વિષે વિચાર કરવામાં આવ્યો છે. ત્યાં કહે છે કે ભગવાન્‌માટે અત્યંત ભગવદ્‌ભાવ થાય ત્યારે અથવા સાક્ષાત્ સ્વરૂપનો અનુભવ ભક્ત કરતો હોય ત્યારે તેણે ગૃહત્યાગ કરવો જોઇએ. કારણ કે ગૃહનો અત્યાગ તેના ભાવની અંદર પ્રતિબંધક છે. પણ આ ગૃહત્યાગને માટે તેને પ્રયત્ન કરવો પડતો નથી. તેનો સર્વાત્મ ભાવ સિદ્ધ થતાં પોતાની મેળેજ બની આવે છે. એટલે ગૃહત્યાગ એ સાધન રૂપ નથી પણ ફળ દશાનું અંગ છે. આત્રેય ઋષિ પણ આ વિષયમાં કહે છે કે પુષ્ટિમાર્ગીય ભકતને ફળનું દાન ભગવાન્ જ કરે છે. તેના સાધન અનુસાર ફળની મર્યાદા નથી. તેથી સાધન તરીકે ગૃહત્યાગ કરવો જોઇએ નહિ. ઔડુલોમિ પણ કહે છે કે જેમ ઋત્વિક્ કર્મમાં યજમાનને માટે ઋત્વિક્ યજ્ઞાદિક ક્રિયાઓ કરવામાં પ્રવૃત્ત થાય છે તેમ ભગવાનની લીલામાં ઉપયોગી થવાને માટે ભકતે ગૃહત્યાગ કરવો જોઇએ. આ ઉપરાંત ગો. પૂ. તા. ૧ની શ્રુતિનું પણ પ્રમાણ આપે છે આથી સિદ્ધ થાય છે કે ભકિતની પરમ દશામાં–ફળદશામાં (સાધન દશામાં નહિ) ગૃહત્યાગ કરવો જોઇએ. આ પ્રકારનો ત્યાગ તેજ ખરેખર ભકિતમાર્ગીય સંન્યાસ છે.

---

## ૭ મું અધિકરણ

**સૂત્ર ૪૬—શંકા—**મું. ૩–૨–૩ પ્રમાણે ભગવત્પ્રાપ્તિમાં ભગવાનના વરણ સિવાય બીજુ સાધન નથી એમ તમે જણાવ્યું પણ બૃ. ૪–૪–૨૩માં શમદમાદિને સાધનો તરીકે જણાવ્યાં છે અર્થાત્ એક શ્રુતિ પ્રમાણે સાધનનો નિષેધ છે. અને બીજી પ્રમાણે સાધનની અપેક્ષા છે તો એમાં શું સમજવું ?

**ઉત્તર**—તમને શંકા થવાનું કારણ એ છે કે આ બે શ્રુતિઓ કોને ઉદ્દેશીને યોજવામાં આવી છે તેનો આશય તમે સમજ્યા નથી. માટે પ્રથમ જણાવવાનું કે ભગવાન્ જીવોને અંગીકાર કરે છે એમ અમે જે કહ્યું તે એક પ્રકારે નહિ પણ બે રીતે છે. કારણ કે ભક્તોના પણ બે પ્રકાર છે–મર્યાદાભક્તો અને પુષ્ટિ ભકતો. મર્યાદાભક્તિમાં સાધનની અપેક્ષા છે. પુષ્ટિ ભક્તિમાં સાધનની અપેક્ષા નથી; એટલું એ બન્ને વચ્ચે મુખ્ય વૈલક્ષણ્ય છે, આથી મર્યાદાભકતને માટે શ્રુતિએ શમદમાદિ જણાવ્યાં છે. અને પુષ્ટિભક્તને ભગવાનના વરણ સિવાય બીજુ સાધન નથી તેથી ભગવાનને માટે જેને પરમ સ્નેહ છે તેવા ભકતને માટે જો કદાચ કોઇ સાધન કહેવામાં આવે તો તે માનસિક સાધન છે. કાયિક, વાચિક, અને માનસિક એ ત્રણ પ્રકારનાં સાધનોમાં માનસિક પણ એક સાધન તરીકે લેવામાં આવ્યું છે. આ માનસિક સાધન તે પણ ભકતની બાબતમાં વિધિ વગેરેના જેવું છે, જેમ સ્નેહવાળા ભકતનો ભગવાનના કાર્યવાળી પ્રવૃત્તિમાં વિધિ અથવા અર્થવાદનું પ્રયોજન નથી કારણ કે તેની પ્રવૃત્તિ આપોઆપજ સંભવે છે. જેમ કર્મકાંડમાં સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો જોઇએ એવા પ્રકારની વિધિ જોવામાં આવે છે એવી વિધિ ભકતને માટે નથી કારણ કે ત્યાં ફળની અપેક્ષાએ પ્રવૃત્તિ કરાય છે. જ્યારે ભક્તની પ્રવૃત્તિ પોતાની મેળેજ થાય છે એથી "મનથીજ બ્રહ્મને પ્રાપ્ત કરવા જોઇએ એવી ક. ૩–૩માં જે શ્રુતિ છે અને તે શ્રુતિથી ભક્તને માટે માનસિક સાધન જણાવામાં આવ્યું છે તે સાધન પણ વિધિ વાકયની માફક નિષ્પ્રયોજન છે. પ્રભુ ભકિતનો માર્ગ તે સ્નેહનો માર્ગ છે

+ભકિતમાર્ગીય સંન્યાસનું યથાર્થ સ્વરૂપ સમજવાને માટે જુઓ શ્રીમદ્‌વલ્લભાધીશનો 'સંન્યાસ નિર્ણય' નામનો સ્વતંત્ર ગ્રંથ. ત્યાં પોતે જણાવે છે કે કર્મમાર્ગમાં તેમ જ્ઞાનની વિવિદિષા તથા વિદ્વદ્દશા, તેમજ ભકિતની સાધન દશામાં ત્યાગ વર્જીત કરવામાં આવ્યો છે. ફકત પરમ દશામાં તે ત્યાગની આવશ્યકતા સ્વીકારી છે.

અને તે માર્ગમાં કોઇ વિધિ કે નિષેધ હોયજ નહિ. આથી જો કે ભક્તને માટે માનસિક સાધન એ ઉત્તમ કોટિનું સાધન મનાય છે છતાં તે સાધનરૂપ હોવાથી વિધિ વાકયોની માફક અહિંઆં તેને પણ સ્વીકારવામાં આવતું નથી. એટલે સાધન તરીકે કે વિધિ તરીકે ભક્તની ભગવાનના પ્રેમમાર્ગમાં પ્રવૃત્તિ નથી કર્મ તથા જ્ઞાનમાં જેમ વિધિ વાકયોથી પ્રેરાઇને કર્મ તથા જ્ઞાનને માટે તેના અધિકારીઓ પ્રવૃત્તિ કરે છે તેમ કોઇ પ્રેરણાથી ભક્તનો પ્રભુ માટેનો પ્રેમ ઉદ્ભવતો નહિ હોવાથી અને તે પોતે આપો આપજ કુદરતી રીતે ઉદ્ભવે છે માટે તેને સાધન તરીકે ગણવામાં આવતો નથી. ફકત ભગવાનના અંગીકારના બળને લીધે ભગવાનની ભક્તને પ્રાપ્તિ થાય છે. જો કે ભગવાનમાં તેનું મન તથા ઇંદ્રિયો લાગ્યાં રહે છે છતાં તે પ્રકારનો માનસિક વ્યાપાર સાધનરૂપ નથી પણ ભાવના સ્વભાવને લીધે છે. ઉપર જણાવ્યા પ્રમાણે વિધિના બળથી નથી. જો આ પ્રમાણે માનસિક સાધન પુષ્ટિમાર્ગમાં નિરૂપયોગી હોય તો પછી કાયિક અને વાચનિકની નિરૂપયોગિતામાં શું કહેવું? અર્થાત્ કાયિક વાચનિક કે માનસિક કોઇ પણ સાધનોની અપેક્ષા પુષ્ટિમાર્ગમાં નથી, હા, મર્યાદામાર્ગમાં તેની અપેક્ષા હોય છે. માટે મર્યાદા માર્ગ કરતાં પુષ્ટિમાર્ગનું આધિક્ય છે.

**(સાર)** પુષ્ટિમાર્ગમાં અને મર્યાદામાર્ગમાં એટલો ફરક છે કે મર્યાદામાર્ગમાં સાધનની અપેક્ષા છે. જ્યારે પુષ્ટિમાર્ગમાં તે અપેક્ષા નથી. એટલુંજ નહિ પણ કાયિક, વાચનિક કે માનસિક એમાંના કોઇ પણ સાધનો પુષ્ટિમાર્ગમાં નથી. ફક્ત ભગવાન પોતાના વરણથી સ્વતઃ ભકતને પ્રાપ્ત થાય છે. ભકતને ભગવાન માટેનો સ્નેહ જે ઉત્પન્ન થાય છે તે આપોઆપ જ કુદરતી રીતે થાય છે તે સાધનરૂપ નથી. ૪૭

## અધિકરણ ૮મું.

**સૂત્ર ૪૭ શંકા**—સૂ. ૪૨માં કહ્યું કે ભગવદ્ભાવનો અતિશય જેને પ્રાપ્ત થયો હોય તેવા તથા ભગવત્સ્વરૂપના ભોગવાળા ભકતે ગૃહનો ત્યાગ કરવો પણ છાં. ૮-૧૫-૧માં તે કુટુમ્બમાં રહીને વેદાધ્યયન વગેરે ગુરુ પાસેથી કરવાનું જણાવ્યું છે, અર્થાત્ ત્યાં ગૃહસ્થાશ્રમનો ત્યાગ કહ્યો નથી આ રીતે તમારા કહેવામાં વિરોધ જોવામાં આવે છે.

**ઉત્તર**—ના તેમાં વિરોધ જેવું નથી, સૂ. ૪૨માં જે ગૃહત્યાગ વિષે કહેવામાં આવ્યું છે તે વ્યસનાવસ્થા માટે છે. ભક્તિની ત્રણ દશાઓ છે, સ્નેહ, આસક્તિ અને વ્યસન. વ્યસન એ અન્તિમ દશા છે. તે દશામાં ગૃહત્યાગ આવશ્યક છે. પણ તે અધિકાર બધાંને મળતો નથી, તે ઘણો દુર્લભ છે તેટલા માટે ગૃહમાં સ્થિત રહીને ભજન કરવું એમ શ્રુતિ કહે છે. જ્યાં સુધી વ્યસન દશારૂપી પૂર્ણ અધિકાર મળે નહિ ત્યાં સુધી ત્યાગ ધર્મોનું નિર્વહણ કરીને કર્મનો ત્યાગ કરવાથી વિકર્મજન્ય દોષની પ્રસકિત થાય છે કારણ કે ભકિતમાર્ગીય વ્યસન દશાના ત્યાગ સિવાયના ત્યાગ કરતાં ગૃહસ્થાશ્રમ સારો છે ત્યાગમાં તો વાણી અને મન એ બન્નેનોજ ભગવાનમાં વિનિયોગ હોય છે જ્યારે ગૃહસ્થાશ્રમમાં કુટુંબ સહિત સેવા કરવાથી સઘળી ઇન્દ્રિયોનો ભગવાનમાં વિનિયોગ થાય છે, વળી કુટુંબીજન તથા પરિજનની પણ સેવામાં વિનિયોગદ્વારા કૃતાર્થતા થાય છે માટેજ વ્યસન દશા પ્રાપ્ત ન થઇ હોય તો ભકતે ગૃહત્યાગ કરવો નહિ. સૂત્રમાં તુ પદનું તાત્પર્ય મર્યાદામાર્ગીયનો વ્યવચ્છેદ કરવાને માટે છે. મર્યાદામાર્ગીય ગૃહી અને પુષ્ટિમાર્ગીય ગૃહી સર્વ રીતે કૃતાર્થ થાય છે, જ્યારે મર્યાદામાર્ગીયનો સેવામાં વિનિયોગ નથી ૪૭

**સૂત્ર ૪૮**—ઉપરના સૂત્રમાં સંન્યાસ એ ગૃહસ્થાશ્રમ કરતાં અધિક નથી એમ જણાવ્યું. અહિંઆં એમ કહે છે કે વ્યસન દશાનો ત્યાગ ન હોય તો અન્યત્યાગની કંઇ પણ જરૂર નથી, કારણ કે ભક્તનો ગૃહસ્થાશ્રમ તે સાધારણ સંન્યાસ જેવો જ છે, સંન્યાસીના જે ધર્મો હોય છે તેનું અહિંઆં પાલન

થાય છે. જેમ સંન્યાસીએ મૌન ધારણ કરવું, અન્ય વસ્તુની ઇચ્છા ન રાખવી વગેરે નિયમ છે તેમ ભક્ત માટે ગૃહસ્થાશ્રમ છે, તે પોતાની સર્વ ઇન્દ્રિયોને પ્રભુમય જ બનાવે છે., પ્રભુની સેવાના કાર્યમાં તેને યોજે છે, તથા અન્ય કશાની પણ તે ઇચ્છા કરતો નથી. આથી ગૃહીના ગૃહસ્થાશ્રમમાં તમામ સંન્યાસના જ ધર્મો છે તો તેણે શા માટે સંન્યાસ ત્યાગને સ્વીકારવો. ૪૮

**સૂત્ર ૪૯ શંકા**—કુટુમ્બમાં રહેવાથી-ગૃહ મધ્યમાં રહીને કેવી રીતે સઘળી ઇન્દ્રિયો ભગવાનની સેવા પરાયણ બને ?

**ઉત્તર**—ભક્તનો ગૃહસ્થાશ્રમ ભગવત્સેવા માટે જ છે. અન્ય માટે નથી. આ બાબત ભક્તના ચિત્તમાં એટલી બધી દૃઢ થયેલી હોય છે કે તે વિષે તેનું ધ્યાન ખેંચવાની કંઇ પણ જરૂર નથી. તે ભગવત્સેવાની ખાતર જ તે ગૃહસ્થાશ્રમનું નિર્વહણ કરે છે. આથી ત્યાં ભગવાન્ સાથે તેનો સંબન્ધ હોવાથી વેદાધ્યયનાદિ ગૃહસ્થાશ્રમના ધર્મોથી ભગવદ્ભાવનો આવિષ્કાર નહિ કરતાં ભગવાનનું ભજનજ કરવું જોઇએ. તે આશયથી ગૃહસ્થાશ્રમના ધર્મો જણાવ્યા છે.

**સૂ–૫૦**—વળી જેમ ભગવદ્ભાવનું ગોપન કરવાને માટે વૈદિક કર્મો કરવામાં આવે છે. તેમ લૌકિક કર્મો પણ અનાવશ્યક હોવાથી તે પ્રમાણે કરવાં જોઇએ. ભગવત્કાર્યમાં પ્રતિબન્ધ ન રહે તે રીતે ઐહિક કાર્ય કરવું તથા પુત્રાદિને ઉત્પન્ન કરવાં. પુત્રાદિ પણ સેવામાં ઉપયોગી થાય તે માટેજ ઉત્પન્ન કરવાના છે. આ રીતે ભક્તના સઘળા વ્યાપારો પ્રભુને માટેજ હોવાથી ગૃહસ્થાશ્રમ તેને બાધક નથી. આથી તેટલું યાદ રાખવાનું છે કે જો તે ગૃહસ્થાશ્રમ તેને બાધક હોય તો તુર્તજ તેનો ત્યાગ કરવો અથવા તો તેને અનુકૂળ બનાવવો. ગૃહસ્થાશ્રમ ભગવત્સેવામાં પ્રતિબન્ધકરૂપ ન થઇ પડે અને ઉલટું સાનુકૂળ થાય તે પ્રમાણે તેને સેવવો જોઇએ. ૫૦

**(સાર)**—ગયા અધિકરણમાં ભગવદ્ભક્તને માટે ગૃહત્યાગ આવશ્યક કહ્યો હતો. હવે અહિંઆ એમ કહે છે કે તે ગૃહત્યાગ ફક્ત વ્યસન દશામાંજ છે. માટે તે સર્વથા ઉપદેશેલો નથી. વ્યસનદશા રહિત ભગવદ્ભક્તને માટે ગૃહસ્થાશ્રમ છે. આ આશ્રમમાં તે ભગવાનની સેવા બરાબર કરી શકે છે. અહિંઆં તેની તમામ ઇન્દ્રિયો તથા પરિજન વગેરેનો સેવામાં વિનિયોગ હોય છે. વળી સંન્યાસીઓની માફક તે મૌનાદિ ધર્મો પણ તેમનામાં હોય છે, ભગવાનની સાથે સંબન્ધ હોવાથી તે ભગવાનનું ભજનજ કરે છે. આથી તેને માટે ગૃહસ્થાશ્રમ છે પણ આ ગૃહસ્થાશ્રમનું નિર્વહણ તેણે એવી રીતે કરવું જોઇએ કે જેથી કરીને ભગવત્સેવામાં તે પ્રતિબન્ધક ન હોય.

---

**અધિકરણ. ૯મું**

**સૂત્ર ૫૧. શંકા**—આ પ્રકારે ગૃહસ્થાશ્રમમાં રહીને ભજન કરનાર ભક્તિમાર્ગીયને ભગવદ્રસનો અનુભવ થાય છે કે નહિ ?

**ઉત્તર**—ઉપર જણાવેલો ગૃહી તે જીવન્મુક્ત છે તેથી મુક્તિના ફલ ભગવદ્રસના અનુભવમાં તેનો નિયમજ નથી અહિંઆં હેતુ એ છે કે "તેની પુનરાવૃત્તિ નથી" વગેરે શ્રુતિમાં જે નિયમ સંભળાય છે તે મોક્ષાવસ્થાનોજ છે. પુષ્ટિમાર્ગીય ફળને માટે એવો નિયમ નથી. તેની જીવન્મુક્તિની દશા ઔત્સર્ગિકી છે, ભકતના ફળ માટે નિયમ નથી. એમ જે કહ્યું તે ભક્તિમાર્ગના સર્વ અભિપ્રાયને લક્ષ્યમાં રાખીને જ કહેલ છે. શુદ્ધ પુષ્ટિભક્ત પરમ અનુગ્રહનો પાત્ર હોવાથી મુક્તિનું જે ફલ ભગવદ્રસનો અનુભવ છે તેજ તેવી સાધનની સંપત્તિમાં નિયમથી થાય છે અર્થાત્ મર્યાદા ભકતના ફલની ઉત્પત્તિમાં નિયમ હોય છે કારણ કે તેમનું ફલ સાધન અનુસાર હોય છે જેવું સાધન તે પ્રમાણે ફલ એવો ત્યાં નિયમ છે. પુષ્ટિભક્તમાં તેવો નિયમ નથી. કારણ કે તેનામાં સાધનજ હોતાં નથી, આથી તેનું ફલ સાધનથી

નિયમિત નથી. અથવા તો આ સૂત્રનો ભાવાર્થ આવો છે. જીવન્મુકત ગૃહસ્થાશ્રમીને મુક્તિનું ફલ ભગવદ્રસાનુભવ હોય છે કે નહિ? તેનો ઉત્તર એ કે તે ફળમાં નિયમ નથી કારણ કે આ જન્મ પછી અન્ય જન્મનું વ્યવધાન છે તેથી અન્ય જન્મનું વ્યવધાન તો તેમની ઇચ્છાનુસાર ભગવાનની ઇચ્છાથી થાય છે. તેવા ભકતોનીજ એવી ઇચ્છા થાય છે કે અમારો અન્ય જન્મ થાવ અમને આ જન્મમાં ભગવદ્ રસનો અનુભવ ન થયો તો અન્ય જન્મમાં થાવ આવી તેમની ઇચ્છા થતી હોવાથી તે ઇચ્છાનુસાર ભગવાનની ઇચ્છાથી તેમનો અન્ય જન્મ થાય છે પણ તે જન્મ મુક્તિરૂપ છે અને દુઃખથી અસ્પૃષ્ટ છે, તે બન્ધરૂપ નથી. વૈષ્ણવોને કર્મનું બંધન તથા પુનર્જન્મ હોતાં નથી. બુદ્ધિશાળી પુરુષો એમ માને છે કે વિષ્ણુ-ભગવાનના સેવક થવું તેજ જીવન મોક્ષરૂપ છે. જે આર્તભક્તો છે તેમને આવી ઇચ્છા હોતી નથી; કારણ કે તેમનાથી તો એક ક્ષણવારનો પણ ભગવાનથી વિયોગ સહન કરી શકાતો નથી. આથી પુનરાવૃત્તિના અભાવનો જે નિયમ છે તે મોક્ષાવસ્થાને લાગુ પડે છે; પુષ્ટિમાર્ગીયના ફલને નહિ. આથી ગૃહી પુષ્ટિભક્તના ફલમાં નિયમ નથી.

**(સાર)** આ છેલ્લા અધિકરણમાં એવો પ્રશ્ન ચર્ચવામાં આવેલો છે કે ગૃહી પુષ્ટિ ભકતને રસાનુભવ થાય છે કે નહિ? તેના ફલમાં કોઇ નિયમન છે કે નહિ? તેનો ઉત્તર એવો આપવામાં આવે છે કે જેમ મોક્ષદશાવળાના ફળમાં નિયમ છે કે તેની પુનરાવૃત્તિ થતી નથી, તેવો નિયમ આને માટે નથી. એતો ભગવાનના રસનો અનુભવ કરવાને અન્ય જન્મની પણ આકાંક્ષા કરે છે. પણ જે આર્તભકતો છે તેમનાથી તો એક ક્ષણવાર પણ ભગવાનનો વિયોગ સહન થતો નહિ હોવાથી તેમની તેવી ઇચ્છા થતી નથી. આથી અહિઆં ફલમાં કોઇ પણ નિયમ નથી.

**(પાદોપસંહાર)**—આ પાદમાં ભગવાનને પ્રાપ્ત કરવાનાં સાધનોનો વિચાર કર્યો છે. સૂ. ૧માં બાદરાયણ ભગવાનને પુરુષાર્થ જણાવે છે, અને તેમની પ્રાપ્તિ ભકિત દ્વારા ભગવાનના વરણથી છે એમ કહે છે. સૂ. ૨થી ૭સુધી જૈમિનિ કર્મ વિષેનો પૂર્વપક્ષ કહે છે અને જણાવે છે કર્મજ મુખ્ય સાધન હોઇ શકે જ્ઞાનાદિ તેનું અંગ છે. સૂ. ૮માં બાદરાયણ પોતાના અનુભવથી એમ કહે છે કે ભગવાનનો જ સર્વથી અધિક તરીકે ઉપદેશ આપેલો છે. ૧છાંથી સૂ. ૯થી ૧૬ સુધી કર્મને અંગી કહેનાર જૈમિનિનું ખંડન કરે છે. સૂત્ર ૧૬મા કર્મ ત્યાગ વિષેની શ્રુતિઓને આગળ ધરીને કર્મ વિષેના પક્ષને નબળો કરે છે. સૂ. ૧૮માં જૈમિનિ પક્ષ કરે છે કે કર્મ ત્યાગની શ્રુતિ તે અપવાદરૂપ છે. જ્યારે સૂ. ૧૯માં બાદરાયણ તેનો ઉત્તર આપે છે કે કર્મ કરવાની શ્રુતિ એજ અપવાદરૂપ છે. સૂ. ૨૦માં કહે છે કે જેમ યોગમાં સમાધિના સાધન તરીકે ધારણા કહેલી છે તેમ જ્ઞાનના સાધન તરીકે કર્મ છે. અર્થાત્ સમાધિ સિદ્ધ થયા પછી ધારણાની જેમ જરૂર નથી તેમ જ્ઞાનોદય પછી કર્મની જરૂર નથી. સૂ. ૨૧માં કર્મના ત્યાગની શ્રુતિને સ્તુતિરૂપ, અર્થવાદ રૂપ કહેનાર જૈમિનિના પક્ષનું સમાધાન કરે છે અને સૂ. ૨૨માં જણાવે છે કે ઉપાખ્યાનો પણ શંસનના અંગરૂપ નથી. કારણ કે તમામની એક વાકયતા છે. સૂ. ૨૪માં કહે છે કે જરામર્ય અગ્નિ હોત્રમાં અગ્નિ તથા ઇન્ધનની પણ જરૂર પડતી નથી કારણ કે ત્યાં જ્ઞાની પોતેજ યજ્ઞ રૂપ છે. આ રીતે કર્મ એ અંગી છે અને જ્ઞાન તેનું અંગ છે તેનું ખણ્ડન કર્યું. સૂ. ૨૫માં અશ્વનું દૃષ્ટાન્ત આપીને જણાવે છે કે ભગવાનના જ્ઞાનમાં કર્મ જ્ઞાન તથા ભકિતનો ઉપયોગ છે. સૂ. ૨૬માં કહે છે કે ભકતમાં શમદમાદિ એ સ્વતઃ હોવાથી ભકિતના સાધન તરીકે તે નથી. તેમજ જેમ જ્ઞાનીને માટે તેમની જરૂર છે તેમ પુષ્ટિ ભકતની તેને ખાસ જરૂર છે એમ કહી શકાશે નહિ. સૂ. ૨૭-૩૦માં કહે છે કે પ્રાણના અત્યય સમયે ગમે તેનું અન્ન લેવાથી દોષ નથી કારણ કે તે અબાધક છે, પણ તે સિવાયના પ્રસંગે લેવાથી દોષ નડે છે. આ દૃષ્ટાન્તથી સૂ. ૩૨થી ૩૨ સુધી વર્ણાશ્રમની અગત્યને સમજાવે છે વર્ણાશ્રમનું પાલન દરેકે કરવું જ જોઇએ પણ તે સાધન દશામાં અવશ્ય પાલન કરવું જોઇએ તેથી એમ ઠરતું નથી કે તેનો ત્યાગ કરનારને દોષ લાગે

છે સાધારણ રીતે આ નિયમ બરાબર છે, પણ જો ભકિતમાર્ગમાં તે અન્તરાય રૂપ થતો હોય તો તેનો ત્યાગ કરવો જોઇએ અને તે રીતે ત્યાગ કરવામાં કોઇ પણ દોષ નથી આમ સૂ. ૩૩થી૩૬માં જણાવે છે. અને સૂ. ૩૭થી૩૮માં એમ કહે છે કે ભક્ત ઉપર ભગવાનનો ખાસ અનુગ્રહ થતો હોવાથી મુકિત કરતાં પણ ભગવદીયત્વ-તદીયત્વ અધિક છે. આથી જ્ઞાન કરતાં ભકિતનું આધિક્ય છે. સૂ. ૩૯માં એમ કહે છે કે જૈમિનિ જેવાને જો પુષ્ટિ માર્ગનો ભાવ પ્રાપ્ત થયો હોય તો પણ ભગવત્કૃપાથી તેના તે ભાવનું તિરોધાન થતું નથી તો પછી શુદ્ધ પુષ્ટિ ભક્તનું તો શું કહેવું? સૂ. ૪૦-૪૧માં કહે છે કે આવા ભક્તનું પતન થતું જ નથી કારણકે તેમને અધિકાર પરત્વે ફલનું દાન નથી છતાં ધારો કે શાપ વગેરેને લીધે તેનું પતન થાય તો પણ તે લાંબો વખત રહેતું નથી, તથા ભગવાનનો અનુગ્રહ ફરીથી સત્વર થાય છે તેથી જ્ઞાનીના પતનની સરખામણીએ તે ઉપપતનજ છે. જ્ઞાનીનું જો એકવખત પતન થયું તો ફરીથી તેનો ઉદ્ધાર નથી, ભક્તની બાબતમાં પતન થવા છતાં પણ તેનો ઉદ્ધાર છે. સૂ. ૪૨માં પ્રચુર ભગવદ્‌ભાવવાળા તથા સ્વરૂપનો ભોગ કરનારને માટે ગૃહત્યાગ આવશ્યક કહે છે. પણ અહિંઆં ગૃહત્યાગ તે સાધન તરીકે નથી. આ વિષયમાં સૂ. ૪૩ તથા ૪૪માં આત્રેય તથા ઔડુલોમિના અભિપ્રાય આપે છે. ઔડુલોમિતો ગૃહત્યાગને ઋત્વિક્ કર્મની સાથે સરખાવે છે. અને કહે છે કે ભગવાનની લીલામાં ઉપયોગી થવા માટે ગૃહત્યાગ કરવાનો છે. સૂ. ૪૬નો ભાવાર્થ એવો છે કે શમદમાદિ વિધિ મર્યાદા માર્ગ માટે છે. કાયિક, વાચનિક અને માનસિક સાધનમાંથી માનસિક સાધન પણ ભકિતભાવવાળાને માટે વિધિવત્ હોવાથી નિષ્પ્રયોજન છે. સૂ. ૪૭-૫૦ કહે છે કે વ્યસન દશાવાળાને માટેજ ગૃહત્યાગ છે બાકીના પુષ્ટિમાર્ગીય માટે ગૃહસ્થાશ્રમ છે તેથી તેણે ગૃહસ્થાશ્રમનું નિર્વહણ ભગવત્સેવામાં કરવું. પુષ્ટિભક્તનો ગૃહસ્થાશ્રમ તે સંન્યાસ તુલ્યજ છે. આથી ભગવત્સેવામાં પ્રતિબન્ધ ન રહે તેવી રીતે ગૃહસ્થાશ્રમ ભક્તે ચલાવવો. સૂ. ૫૧માં કહે છે કે આ પ્રમાણે ગૃહસ્થાશ્રમ ચલાવનારને મુકિતના ફલમાં કોઇ પણ નિયમ નથી. આ રીતે કર્મ કરતાં જ્ઞાનનું આધિક્ય જણાવીને જ્ઞાન કરતાં ભકિતનું આધિક્ય આ પાદમાં જણાવ્યું છે.

---

## અધ્યાય ૪.

### પાદ ૧.

#### સાર.

આ અધ્યાયમાં ફલનું કથન કરવામાં આવ્યું છે. શ્રવણાદિ એ ફલનું અન્તરંગ હોવાથી, તે સાધન છતાં આ પ્રકરણમાં તેનો વિચાર કર્યો છે. શ્રવણ, મનન, નિદિધ્યાસન વગેરેથી બ્રહ્મનું દર્શન રૂપી ફળ મેળવવાનું છે તો જ્યાં સુધી તે ફળ મળે ત્યાં સુધી તે વારંવાર કરવાં જોઇએ. (૧) કારણ કે છાંદોગ્ય ઉપનિષદમાં શ્વેતકેતૂપાખ્યાનમાં તેનો નવ વખત ઉપદેશ આવ્યો છે. ભા. ૧૧-૧૪-૨૬ માં અર્થાત્ સ્મૃતિમાં પણ શ્રવણાદિને વારંવાર કરવાનું કહ્યું છે. (૨) આત્મા તરીકે ઉપાસના કરવાથી જ ફલ મળે છે. જ્ઞાનીને અક્ષરબ્રહ્મમાં પ્રવેશરૂપી ફળ મળે છે જ્યારે ભક્તને સાક્ષાત્પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે. માટે આત્મા તરીકે જ ઉપાસના કરવી; (સૂ. ૩) પ્રતિકોપાસનાથી ફળ મળતું નથી. શ્રુતિમાં બ્રહ્મદૃષ્ટિ રાખવાનું જ કહેલું છે. જ્યારે જ્ઞાનનું આધિકય થાય છે ત્યારે તે આપોઆપ ઉદય પામે છે. આદિત્યાદિની ઉપાસના તે પ્રતિકોપાસના નથી પણ બ્રહ્મોપાસનાનું અંગ છે, તેથી તેનું પણ ફળ મળે છે. અંગોપાસકની આગળ ભગવાન્ પ્રકટ થઇને તેને અધીન થાય છે, તેની પાસે બેસે છે અને તેની ઇચ્છા પ્રમાણે તેની પાસે રહે છે. કેટલાક ભક્તો અન્ય ફળની ઇચ્છા નહિ કરતાં ભગવાન્‌નું સ્મરણજ કરે છે તથા તેમના ગુણનું શ્રવણ તથા કીર્તન કરે છે. (૬-૧૧) બ્રહ્મની સાથે ચિત્તની એકાગ્રતા થતાં ભક્તને બાહ્ય તથા આન્તરનું અનુસંધાન રહેતું નથી. (૧૨) પારલૌકિક ફળ મળતાં સુધી આ પ્રમાણે તેની સ્થિતિ રહે છે. (૧૩) બ્રહ્મજ્ઞાન થતાં ઉત્તર કર્મો-પાપ તથા પુણ્યનો અશ્લેષજ અને પૂર્વનો વિનાશ થઇ જાય છે. સંચિત અને ક્રિયમાણ કર્મોનો આ પ્રમાણે નાશ થાય છે. પણ જ્ઞાનીમાટે પ્રારબ્ધનો તો ભોગ કરે તોજ તે નાશ પામે છે. આને માટે અગ્નિહોત્રાદિનું અનુષ્ઠાન જનકાદિએ કરેલું, પણ જે પુષ્ટિભક્તો છે તેમને પ્રારબ્ધનો નાશ કરવાને માટે તેનો ભોગ કરવો પડતો નથી. તેતો સ્થૂલ અને લિંગ દેહનો ત્યાગ કરીને અલૌકિક દેહ ધારણ કરે છે અને પછી બ્રહ્મ સાથે પોતાના ભોગ ભોગવે છે.

---

# અધ્યાય ૪

## પાદ ૧

### કારિકા.

[૧]સમન્વય, [૨]અવિરોધ અને [૩]સાધનથી જો બ્રહ્મને જાણનાર હોય તો તે જીવતો, મરેલો હોય, ગતિ કરતો, અગર ફલયુક્ત હોય તો તેની આગળ વ્યવસ્થા શું હોય છે તેનું વિવેચન ચોથા અધ્યાયમાં કરવામાં આવે છે. માટે [૪]બ્રહ્મના જાણનારાથી આ [૫]પ્રમાણેજ કરાવું જોઇએ, [૬]બીજી રીતે નહિ. ૪૦-૪૧

[૭]જે મૂઢો [૮]તામસી બુદ્ધિનો આશ્રય કરીને સર્વનો [૯]વિપ્લવ [૧૦]શાસ્ત્રના નાશ માટે કરે છે તેઓ સત્પુરુષથી શોચ્ય છે-( તેમના વચનો તરફ લક્ષ આપવું જોઇએ નહિ. ) તેમજ જે તેમને અનુસરનારા છે તે પણ. બ્રહ્મવિદ્‌ની અર્ચિ વગેરે માર્ગથી અલ્પાંશથી પણ ગતિ ન હોય તો આ [૧૧]શાસ્ત્ર [૧૨]તમામ સૂત્રોના વિનાશપૂર્વક વૃથા થાય.-૪૨-૪૩

બ્રહ્મની [૧૩]ગતિની શ્રુતિ સુષુપ્તિ અને મુક્તિ વિષેની [૧૪]અહિંઆં છે. નહિતો શ્રુતિનો અર્થ થાય નહિ. અને જો હોય તો શા માટે વ્યાસ તે પ્રમાણે અર્થ કહે નહિ. ૪૪

કેટલાકો તામસી બુદ્ધિનો આશ્રય કરીને જે [૧૫]મુક્તિ વિષે કહે છે તે સુષુપ્તિ શ્રુતિનો અર્થ છે, પણ તે મોહથીજ અન્યથા મતિ છે. ૪૫

માટે [૧૬]જીવતા બ્રહ્મવેત્તાનું [૧૭]કાર્ય [૧૮]પ્રથમ કહેવામાં આવે છે. તેને નવ વખત ઉપદેશથી શ્રવણાદિની [૧૯]આવૃત્તિ કહી છે. દર્શનના [૨૦]અર્થત્વના લિંગથી પણ વ્રીહિના

---

(૧) અધ્યાય પહેલામાં કહેલો અર્થ (૨) અધ્યાય બીજાનો અર્થ (૩) અધ્યાય ત્રીજાનો અર્થ. (૪) અહિંઆં આવી શંકા થાય કે પુરુષે ઉપાસનાદિરૂપ જ્ઞાન સાધનનું અનુષ્ઠાન કરવું જોઇએ એમ પૂર્વાધ્યાયમાં કહેલું છે તો તેને ફરીથી અહિંઆં શા માટે કથન કરવામાં આવે છે તો તેના ઉત્તરમાં કહે છે. અહિંઆં બ્રહ્મવેત્તા એટલે ઉપાસનાદિ સાધનવાળો સમજવો. મુક્તિફલ જેણે પ્રાપ્ત કર્યું છે તેવો નહિ. (૫) ઉપાસનાદિ સાધનોનું અનુષ્ઠાન તેણે કરવું જોઇએ. (૬) અર્થાત્ સાધન કરવાને તત્પર રહેવું જોઇએ, શાન્ત રહેવું નહિ. (૭) અહિંઆં શંકા થાય કે બ્રહ્મવેત્તાને તો કોઇપણ કાર્ય કરવાનાં નથી એવું શ્રુતિમાં કહેલું છે. किं प्रजयया करिष्यामो येषां नायमात्मायं लोकः તેમ સ્મૃતિમાં પણ કાર્યનો નિષેધ કર્યો છે. यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः। आत्मन्येवच संतुष्टस्तस्य कार्यं न विद्यते। તો પછી શા માટે બ્રહ્મવેત્તાએ કાર્ય કરવું જોઇએ એમ કહેવામાં આવે છે આ શંકાના ઉત્તરમાં અહિંઆં આ પ્રમાણે કહે છે. (૮) સર્વ અર્થના વિપરીત અર્થનો અવભાસ કરનારી બુદ્ધિ તે તામસી ભ. ગી. માં તામસી બુદ્ધિ વિષે નીચે પ્રમાણે કહે છે. अधर्मं धर्ममिति या मन्यते तमसावृता: सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी (૯) માયિકત્વ, અર્થાત્ સગુણ બ્રહ્મની ઉપાસના તથા ગુરુનો ઉપદેશ વગેરે માયિક છે એમ કહેવું (૧૦) પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા શાસ્ત્ર (૧૧) આ અધ્યાયનો ત્રીજો પાદ (૧૨) તમામ સૂત્રો એટલે સૂ. ૧ થી સૂ. ૧૭ સુધી અર્થાત્ પરની પ્રાપ્તિ સાધન વગર પણ થાય (૧૩) અહિંઆં શંકા થાય કે તમે પણ સૂત્રોને બ્રહ્મ પરત્વે શી રીતે લો છો તો તેના ઉત્તરમાં કહે છે (૧૪) દહર વિદ્યામાં બ્રહ્મવેત્તાની ગતિના પ્રકરણમાં (૧૫) સાંખ્ય મતની માફક સંબોધ રહિતા મુક્તિ એવો અર્થ છે. (૧૬) જીવદ્દશામાં (૧૭) જ્ઞાન ફલને અનુકૂલ આવશ્યક કાર્ય (૧૮) પ્રથમ પાદમાં (૧૯) પ્રથમ અધિકરણનો અર્થ ત્યાં ત્રણ હેતુઓ આપ્યા

[21]અવઘાતની માફક શ્રવણાદિની આવૃત્તિમાં '[22]આત્મા' એવીજ દૃઢમતિ બને છે. ૪૬-૪૭

વળી [23]આપાતતઃ દર્શન તેની સાથે અભેદતાથી [24]પણ બોધાય છે. પ્રતીકની [25]ઉપાસના [26]વગેરેનો [27]ભાવ આ પ્રમાણે ઉત્પન્ન થતો નથી. ૪૮

ત્યાં પણ [28]આલમ્બન માટે બ્રહ્મદૃષ્ટિનો વિશેષ છે. આદિત્ય વગેરેની ઉપાસના બ્રહ્મદૃષ્ટિનાં [29]અંગ છે, તેમની સ્વતંત્રતા નથી. ૪૯

હવે [30]મનન તથા નિદિધ્યાસનમાં [31]વિશેષ કહેવાય છે. આસન વગેરે છ [32]અંગોથી તો ચિત્તને [33]શ્રૌતાર્થમાં જ [34]મતિથી ધારણ કરવું, આ પ્રમાણે કરવાથી પછી સિદ્ધિ પ્રાપ્ત કરશે. [35]તેને ધર્મ તથા અધર્મનો ભય નથી એવો વિશેષ નિશ્ચય છે. ૫૦-૫૧

[36]અગ્નિહોત્રાદિક કરવાં જોઇએ. સંન્યાસ ફલમાં જ છે. જો પુરુષ છ[37] રીતે વ્યક્ત થાય તો પ્રારબ્ધના અન્તે [38]ફલ [39]થાય ૫૨

આટલો સૂત્રકર્તાએ પ્રથમ પાદમાં નિર્ણય કર્યો છે. બીજા પાદમાં મરનારની સઘળી ઇન્દ્રિયોનો પ્રથમ [40]લય જણાવ્યો છે. તેમ લિંગ શરીરની પણ નાડીની ઉત્ક્રાન્તિ અહિંઆં કહી છે. તેમજ દિવસ અને અયનથી કરેલા ભેદ અહિંઆં નથી એમ કહે છે.

ત્રીજામાં ક્રમમુક્તિમાં જે માર્ગ જેને શ્રુતિ પ્રમાણે મનાયલો છે તેનો નિર્ણય તથા [42]અન્ય માર્ગોની અપ્રાપ્યતા વર્ણાય છે. ૫૫

તેમ ગન્તવ્ય પરબ્રહ્મ તે કાર્ય નથી તેમ લોક નથી એમ કહે છે. ચોથામાં પુષ્ટિ અને મર્યાદાના ભેદથી ફલ કહેવાય છે. પ્રભુજ ફલરૂપ છે, અને તેમની નિર્દોષતા વર્ણાય છે. અને તેમની લીલાની નિત્યતાથી અખિલ પૂર્ણ ગુણત્વ પણ કહે છે. ૫૬-૫૭

---

છે નવ વખત કહ્યું છે તેથી, દર્શનનો અર્થ છે તેથી, તેમ લિંગ છે તેથી (૨૦) બ્રહ્મના દર્શન માટે શ્રવણાદિ કરવાં જોઇએ તેથી (૨૧) જેમ व्रीहिनवहन्ति એ વાક્યમાં ડાંગેરનાં ફોતરાં ઉખડી જાય ત્યાં સુધી તેને ખાંડવામાં આવે છે તેમ દર્શન ફલની પ્રાપ્તિ થતાં સુધી શ્રવણાદિ કરવાં જોઇએ (૨૨) ભગવાન્ (૨૩) ભગવાન્ સર્વાત્મક હોવાથી, તેમ સર્વ સ્વરૂપ હોવાથી જીવ અને આત્માના અભેદથી જે દર્શન હોય છે તે આપાતતઃ દર્શન સમજાય છે (૨૪) 'પણ'થી એવું સૂચવાય છે કે અધિકાર પ્રમાણે આત્માનો ઉપદેશ કરવો જોઇએ એમ બ્રહ્મવેત્તાનું બીજું કાર્ય છે (૨૫) પ્રતીકોપાસનાનું વૈલક્ષણ્ય જણાવે છે (૨૬) વગેરેથી કર્મમાર્ગીયનું ગ્રહણ કરવામાં આવે છે. (૨૭) જ્ઞાનીત્વ અથવા ભક્તિ (૨૮) ધ્યાનના વિષય તરીકે સ્વીકાર માટે (૨૯) ઉપકારક છે (૩૦) ભક્તિદ્વારા મનનમાં (૩૧) ભગવાનના બાહ્ય અને આન્તર પ્રાકટ્યનો વિશેષ (૩૨) શ્રવણાદિની આવૃત્તિ, આત્મા માં અભેદ દૃષ્ટિ, તેનું ગ્રહણ અપ્રતીકોપાસન, સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ, અને આદિત્યાદિમાં અંગબુદ્ધિ-આ છથી ચિત્ત શ્રૌત અર્થમાં ભગવાનમાં ધારણ કરવું જોઇએ (૩૩) ભગવાનમાં (૩૪) મનનથી આરંભીને (૩૫) નિરુપધિ પ્રેમવાળાનો (૩૬) સૂ. ૧૬ વગેરેનો અર્થ આપે છે. (૩૭) અગ્નિહોત્રથી મોક્ષ સુધીનાં પાંચ કર્મ અને જ્ઞાન એમ છ પ્રકારથી (૩૮) મોક્ષ (૩૯) વ્યક્ત થાય (૪૦) પુષ્ટિમાર્ગીયનો સર્વ ઇન્દ્રિયનો લય ભગવાનમાં હોય છે. મર્યાદમાર્ગીયનો ભૂતોમાં (૪૧) અધમાધિકારીમાં ઉત્ક્રાન્તિ (૪૨) ભક્તિ અને જ્ઞાન સિવાયના માર્ગો.

આ ફલ [1]પ્રકરણ છે તો પણ સાધનરૂપ શ્રવણની અન્તરંગતા જણાવવાને તેના નિશ્ચયને પણ કહે છે.

## आवृत्तिरसकृदुपदेशात् ॥४–१–१॥

### * (શ્રવણાદિની) આવૃત્તિ હોવી જોઇએ, કારણ કે વારંવાર કરવાનો ઉપદેશ છે.

'અરે આત્માનું દર્શન કરવું જોઇએ, શ્રવણ કરવું જોઇએ, મનન કરવું જોઇએ નિદિધ્યાસન કરવું જોઇએ.' (બૃ. ૪–૫–૬) વગેરે વાકયોથી વિહિત [2]શ્રવણાદિ એક વખત કરવું જોઇએ કે ઘણી વખત એમ સંશય [3]થાય છે. ચોખા [4]થાય ત્યાં સુધી ડાંગરને ખાંડવી તેની માફક દર્શન જેનું ફળ છે તેવા શ્રવણ વગેરેની તેની સિદ્ધિ થાય ત્યાં સુધી આવૃત્તિ કરવી ન્યાય્ય છે એમ કહેવું જોઈએ નહિ. ખાંડવાનું છોડાં ઉખેડવા રૂપી દષ્ટનું સાધન હોવાથી તે પ્રમાણે ભલે ખરેખર હો, પણ અહિંઆં તો અદૃષ્ટનું સાધન હોવાથી એક વખત કરેલાથી જ અદૃષ્ટદ્વારા ફલ સંપાદનની સંભાવના હોવાથી આવૃત્તિ પ્રયોજક વગરની છે. એમ હોય તો [5]કહેવાય છે.

શ્રવણાદિની આવૃત્તિજ શ્રુતિને અભિમત છે. શાથી ? વારંવાર તેનો ઉપદેશ કર્યો છે તેથી. છાન્દોગ્યમાં શ્વેતકેતુના ઉપાખ્યાનમાં "આ સઘળું તેના મય છે. તે સત્ય છે. હે શ્વેતકેતુ તે આત્મા બ્રહ્મરૂપ છે." (છાં. ૬–૮–૭) એ વાકયથી જડ અને જીવ બ્રહ્મ રૂપ છે એમ નવ વખત ઉપદેશ આપ્યો [6]છે. અને વળી એક વખત ઉપદેશ આપવાથી

---

સૂત્ર ૧—(૧) ચોથો અધ્યાય ફલ પ્રકરણ કહેવાય છે. કારણ કે તેમાં ફલનો વિચાર કહેવાય છે (૨) શ્રવણ એ નવધા ભક્તિનો પ્રકાર હોવાથી અને સાધનરૂપા હોવાથી શ્રવણ પણ સાધન છે. છતાં સાધનાધ્યાયમાં તેનો વિચાર નહિ કરતાં આ ફલ પ્રકરણમાં કર્યો છે તેનું કારણ કે તે ફલનું અન્તરંગ છે. (૩) શ્રુતિમાં આત્માનું શ્રવણ વગેરે કરવાનું કહ્યું છે તો તે એક વખત કરવું કે ઘણી વખત ? એ શંકા છે (૪) જેમ ડાંગરને ચોખા નીકળે ત્યાં સુધી ખાંડવામાં આવે છે તેમ શ્રવણાદિથી બ્રહ્મદર્શન થાય ત્યાં સુધી તે કરવાં, અર્થાત્ બ્રહ્મદર્શન થતા સુધી વારંવાર તે કરવાં એમ કહે છે. દર્શનરૂપી ફલ પ્રાપ્ત થયા પછી તેની આવસ્યકતા નથી એમ જો કોઇ કહે તો પૂર્વપક્ષી દલીલ કરે છે કે ડાંગર અને ચોખાનું દૃષ્ટાન્ત આપી શકાય નહિ. કારણ કે તે દૃષ્ટાન્તમાં દૃષ્ટ ફલ છે જ્યારે શ્રવણાદિનું ફલ અદૃષ્ટ છે, અર્થાત્ ડાંગર ખાંડતાં ચોખા કયારે નીકળશે તે ખાંડનારને ખબર પડે છે, જ્યારે શ્રવણાદિનું ફલ અદૃષ્ટ છે તેની ખબર પડતી નથી. આથી અદૃષ્ટના સાધનરૂપ શ્રવણાદિમાં દૃષ્ટના સાધનરૂપ ડાંગર ખાંડવાનું દૃષ્ટાન્ત ઘટી શકતું નથી. આથી શ્રવણાદિની અનેક વખત આવૃત્તિ કરવી જોઇએ તે પણ સંભવતું નથી (૫) ઉપરની શંકાના ખુલાસામાં સિદ્ધાન્તી જણાવે છે કે શ્રુતિમાં સ્પષ્ટ રીતે કહ્યું છે કે શ્રવણાદિની આવૃત્તિ વારંવાર કરવી. (૬) શ્રુતિનું પ્રમાણ છાંદોગ્યના શ્વેતકેતૂપાખ્યાનમાંથી આપે છે ત્યાં જડ અને જીવ એ બન્ને બ્રહ્મરૂપ છે એમ નવ વખત ઉપદેશ શ્વેતકેતુને આપ્યો છે, અર્થાત્ નવ વખત શ્વેતકેતુએ બ્રહ્મ વિષેનો ઉપદેશ શ્રવણ કર્યો છે. આથી સિદ્ધ થાય છે કે શ્રુતિ પણ શ્રવણાદિની

---

* આ અને પછીના સૂત્રના બે રીતે અર્થો કરવામાં આવે છે. જુવો વિવેચન તથા ફુટનોટ અગર પદાર્થ વિભાગ.

જો અર્થની સિદ્ધિ હોત તો એકજ અર્થનો વારંવાર ઉપદેશ ન આપત કારણ કે પ્રયોજનનો અભાવ છે તેથી. [7]આથી ખાંડવાની માફક અન્તઃકરણના દોષની નિવૃત્તિ તે દૃષ્ટનું સાધન છે, અન્ય ઉપદેશો અન્તિમ તેના તેના જ્ઞાનનું સાધક છે એમ માનવું જોઇએ. ૧

અહિંઆંજ અન્ય હેતુ કહે છે.

## લિઙ્ગાચ્ચ ॥૪–૧–૨॥

## અને લિંગ (સ્મૃતિ) છે તેથી.

[1]શ્રુતિના અનુમાપક તરીકે સ્મૃતિ લિંગ કહેવાય છે "જેમ જેમ મારી પવિત્ર કથાઓના શ્રવણ તથા ધ્યાનથી આ [2]આત્મા પવિત્ર થાય છે તેમ તેમ જેમ [3]અંજનથી સંપ્રયુક્ત ચક્ષુ જુએ તેમ સૂક્ષ્મ તત્ત્વને તે જુએ છે" (ભા. ૧૧–૧૪–૨૬) વગેરે રૂપની સ્મૃતિ તેની આવૃત્તિને જ [4]ફલના સાધક તરીકે કહે છે. [5]અહિંઆં [6]દૃષ્ટાન્તથી પણ શ્રવણાદિ દૃષ્ટનું સાધન સૂચવાય છે, અરે આત્માનું દર્શન કરવું જોઇએ" (બૃ. ૪–૫–૬) એ પદથી [7]શ્રવણાદિના ફલરૂપ દર્શન પ્રથમ કહીને તેમનું શ્રવણ કરવું જોઇએ વગેરેથી તેના સાધનોને પાછળથી જે કહે છે તેનાથી આત્માનું [8]પરોક્ષ પણ જ્ઞાન પછીનું ફલ રૂપ છે. અને ભક્તિમાર્ગમાં તેના [9]સજાતીય તરીકે ફલના મધ્યમાં તે આવે છે તેથી શ્રુતિને તે અભિમત છે એમ જણાય છે. [10]તેથી સૂત્રકારે પણ ફલ પ્રકરણમાં પણ સાધનનો વિચાર કર્યો એમ નિગૂઢ આશય છે. તો પણ શબ્દના [11]ક્રમ કરતાં અર્થનો ક્રમ વધારે મજબૂત છે એ ન્યાયથી "દર્શન કરવું જોઇએ" એ પદના પાછળના [12]સંબ-

---

આવૃત્તિ થવી જોઇએ એમ જણાવે છે (૭) જેમ ખાંડવાથી ચોખા મળે છે તેમ શ્રવણથી અન્તઃકરણના દોષ નિવૃત્ત થાય છે માટે તે દૃષ્ટનું દ્વાર સાધન છે. **ભાવાર્થ**—ફલ માર્ગમાં શ્રવણાદિ સાધનો આવશ્યક હોવાથી તેમની વારંવાર આવૃત્તિ કરવી જોઇએ. તે વિષેનો ઉપદેશ શ્રુતિમાં જોવામાં આવે છે. આ સૂત્રનો બીજી રીતનો અર્થ એ છે કે કર્મમાં ફલરૂપ પુનર્જન્મ હોય છે. શ્રુતિમાં તેનો વારંવાર ઉપદેશ છે તેથી.

સૂત્ર ૨—(૧) લિંગનો અર્થ સમજાવે છે. શ્રુતિના અર્થનું અનુમાન કરાવનાર સ્મૃતિ તે લિંગ કહેવાય છે. ન્યાયશાસ્ત્રમાં અનુમાનનું અનુમાપક તે લિંગ છે તેમ શ્રુતિના અર્થનું અનુમાન કરાવનાર સ્મૃતિ લિંગ કહેવાય છે (૨) અન્તઃકરણ (૩) કાજલ આંજેલું ચક્ષુ (૪) શ્રવણાદિની આવૃત્તિથી ફલ મળે છે એમ જણાવે છે (૫) અહિંઆં સ્મૃતિમાં (૬) ચક્ષુના દૃષ્ટાન્તથી શ્રવણાદિનું ફલ દર્શન છે તે પ્રથમ કહેવાયું છે. (૮) શ્રવણાદિના અવાન્તર ફલમાં કારણ કહે છે (૯) ભગવાનનો માનસ સાક્ષાત્કાર એ પરમ ફલ છે આથી સાક્ષાત્કાર રૂપથી તે એકજાતીય હોવાથી તેનાથી ભગવાનનું ચાક્ષુષ સાક્ષાત્ [illegible](૧૦) અવાન્તર ફલનો મુખ્ય ફલમાં આન્તરભાવ હોય તો પણ (૧૧) જો કે આ તન્ત્રમાં શાબ્દ ક્રમજ મુખ્ય છે તો પણ પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા એક શાસ્ત્ર હોવાથી એકજ શાસ્ત્રનાં બે અંગ હોવાથી પૂર્વ મીમાંસાનો પણ આદર કરવો જોઇએ. આથી ત્યાં "अग्निहोत्रं जुहोति" "यवागूं पचति એ વાક્યના વિચારમાં શાબ્દ ક્રમ કરતાં અર્થક્રમ વધારે બલવાન્ છે એવા ન્યાયનોજ આદર કર્યો છે ને અહિંઆં પણ લીધો છે (૧૨) આત્માનું અરે શ્રવણ કરવું જોઇએ, મનન કરવું જોઇએ, નિદિધ્યાસન

ન્ધમાં તો કહેલી રીતિ અવસરને પ્રાપ્ત કરતી નથી તેથી [૧૩]પ્રકૃત વિચારની ફલ પ્રકરણ સાથે સંગતિ નથી. માટે અન્ય પ્રકારથી પણ સૂત્રનો અર્થ કહેવાય છે. આવૃત્તિ છે. કારણ કે વારંવાર ઉપદેશ કરે છે [૧૪]શ્રુતિ તો સાક્ષાત્ અને પરમ્પરાના ભેદથી પુરુષાર્થના સાધન તરીકે [૧૫]હીન, મધ્યમ અને ઉત્તમ અધિકારીઓ તરફ કર્મ, જ્ઞાન અને ભક્તિ કરવી જોઇએ એમ પ્રતિપાદન કરે છે. [૧૬]ત્યાં [૧૭]તેમના [૧૮]સ્વરૂપને ત્રીજા અધ્યાયમાં બાદરાયણે કરેલું છે. પછી તો અધ્યાયમાં તેમના ફલનો વિચાર કરાય છે. ત્યાં પ્રથમ કર્મમાર્ગના ફલને કહે છે. જ્ઞાન અને ભક્તિનું ક્રમ પ્રમાણે ઉત્તમ અને અત્યુત્તમ ફલ છે. માટે તેના સાધન તરીકે જ [૧૯]તે કરવું જોઇએ; સ્વતંત્ર રીતે નહિ એવું જણાવવાને આવૃત્તિ છે. કર્મમાર્ગની આવૃત્તિ પુનર્જન્મનું ફલ છે. તે પણ વારંવાર હોવું જોઇએ. આ પરમ ફલ આવૃત્તિથી [૨૦] બન્ને સ્થળે પણ જોડાય છે. અને વળી [૨૧]અહિંઆં પ્રમાણની સરખામણી વારંવાર ઉપદેશથી તેને હેતુ તરીકે કહે છે. કારણકે શ્રુતિમાં કર્મમાર્ગમાં પુનર્જન્મનો વારંવાર ઉપદેશ કરવામાં આવે છે. નહિ તો એક વખતના ઉપદેશથીજ તે સમજાય તો પણ વારંવાર ઉપદેશ નકામો જાય. આથી તે પ્રમાણે અર્થ છે. [૨૨]વાજસનેયિ શાખામાં કહેવાય છે કે "એજ પ્રમાણે આ શારીર આત્મા આ અંગોમાંથી સંપૂર્ણ મુક્ત થઇને ફરીથી પ્રત્યેક ન્યાય તરફ વિપરીત યોનિથી પ્રાણ માટે જ દોડે છે." (બૃ. ૪–૩–૩૬) ત્યાંજ વળી તે પ્રદ્યોતથી, આ આત્મા નિષ્ક્રમણ કરે છે એમ કરીને કહેવાય છે. તેનો વિદ્યા તથા કર્મ તથા પહેલાંની પ્રજ્ઞા બરાબર આરંભ કરે છે" (બૃ. ૪–૪–૨) ત્યાંજ આ પછી આ પ્રમાણે છે "તે જેમ તૃણની જલો" (બૃ. ૪–૪–૩) થી ઉપક્રમ કરીને કહે છે "આ પ્રમાણેજ આ પુરુષ આ શરીરનો ત્યાગ કરીને તે અવિદ્યાને દૂર કરીને બીજા નવીન વધારે હિતકારક રૂપને ધારણ કરે છે અથવા પિતૃ, ગન્ધર્વો, બ્રાહ્મ પ્રજાપતિ દેવ કે મનુષ્યોના રૂપને ધારણ કરે છે" (બૃ. ૪–૪–૪) ત્યાંજ આગળ કહેવાય છે, કર્મના અન્તને પ્રાપ્ત કરીને અહિંઆં જે કંઇ એ કરે છે તે લોકમાંથી ફરી આ લોકમાં કર્મ માટે આવે છે." (બૃ. ૪–૪–૬) અહિંઆં અન્ય હેતુ કહે છે. લિંગ છે તેથી. પણ. વેદના અનુમાપક તરીકે સ્મૃતિ લિંગ કહેવાય છે. અને તે ભગવદ્ગીતામાં "ત્રણ વેદને જાણનાર " (ભ. ગી. ૯–૨૦) થી શરૂ કરીને "આ પ્રમાણે ત્રયી ધર્મને પ્રાપ્ત થયેલા સંસારમાં આવે છે અને જાય છે અને પોતાની કામનાઓ મેળવે છે" (ભ. ગી ૯–૨૧) સુધીમાં કહેલ છે. વળી "બ્રહ્મના લોક સુધી, હે અર્જુન, તમામ પાછાં ફરે છે" (ભ. ગી. ૮–૧૬) એમ પણ છે.

---

કરવું જોઇએ, તેનું દર્શન કરવું જોઇએ એવો સંબન્ધ કરવામાં આવે તો (૧૩) સાધનોની આવૃત્તિ કરવી તે અહિંઆં પ્રકૃત છે તેનો વિચાર તે પ્રકૃત વિચાર કહેવાય છે. (૧૪) આ રીતે અન્ય પ્રકારની પ્રતિજ્ઞા કરીને પૂર્વાધ્યાય સાથે આની સંગતિ દેખાડે છે. (૧૫) હીનાધિકારી માટે કર્મ, મધ્યમાધિકારી માટે જ્ઞાન અને ઉત્તમાધિકારી માટે ભક્તિ એમ પ્રતિપાદન કરે છે. (૧૬) ત્યાં સાધનના નિરૂપણમાં (૧૭) તેમની કર્મ, જ્ઞાન અને ભક્તિની, (૧૮) સ્વરૂપ ફલને ઉપયોગિરૂપ (૧૯) તે કર્મ આ રીતે ભક્તિ માટે અથવા જ્ઞાન માટે કરેલું કર્મ ઉત્તમ ફલનું આપનાર છે (૨૦) ઉભયત્ર બન્ને સ્થળે સાધ્યમાં અને હેતુમાં (૨૧) અહિંઆં કર્મમાર્ગમાં વારંવાર જન્મની આવૃત્તિરૂપ ફલ છે (૨૨) બૃહદારણ્યકના શારીર બ્રાહ્મણમાં

[23]અથવા—"જેવાં કર્મ કરનાર, અને જેવા આચારવાળો હોય છે તે પ્રમાણે તે થાય છે. સારાં કર્મો કરનાર સાધુ થાય છે પાપ કર્મ કરનાર પાપી થાય છે પુણ્યકર્મથી પુણ્યશાળી થાય છે" (બૃ. ૪-૪-૫) એવી શ્રુતિ વર્તમાન જન્મ અને કર્મને પૂર્વજન્મની સાથે સંબન્ધ ધરાવનાર કર્મોના અનુમાપક [24]કહે છે તેથી કર્મવાળાને પુનર્જન્મ અવશ્ય હોય છે એમ જણાય છે. આમ હોવાથી લિંગ તરીકે નિરૂપણ હોવાથી "એવો [25] અર્થ થાય છે. નિવૃત્તિ માર્ગવાળા તેને પણ જ્ઞાનમાં [26]ઉપકાર કરનાર જ ફક્ત છે, તેના જન્મને મીટાવતા નથી. કારણ કે તેમાં પ્રમાણનો અભાવ છે.

૨ આત્માધિકરણ

આ રીતે કર્મનાં ફલનો વિચાર કરીને જ્ઞાનના ફલને વિચારે છે.

## आत्मेति +तूपगच्छन्ति ग्राहयन्तिच ॥४-२-३ ॥

### "આત્મા" એમ જાણીને ઉપાસના કરનાર બ્રહ્મની પાસે જાય છે, અને તેને ઉપદેશ કરે છે.

પૂર્વ કહેલા અર્થના [1]વ્યવચ્છેદ માટે "तु" શબ્દ છે. [2]જ્ઞાનીઓ તો ભગવાનને આત્મા તરીકે ખરેખર ઉપાસે છે. [3]તે જો અનેક જન્મો સુધી તેવી ને તેવી નિરન્તર હોય તો ભગવાન્ તેમના હૃદયમાં સ્ફુરે છે. ત્યારે સ્વ આનન્દના અંશના પણ આવિર્ભાવ થી બ્રહ્મરૂપ થતાં આત્મા તરીકે જ બ્રહ્મની સ્ફુર્તિ થાય છે. તેથી તેના [4]આનન્દરૂપ બનીને [5]તેનો અનુભવ કરે છે. આ પ્રમાણે [6]સ્થિત થયેલો તે પ્રારબ્ધની સમાપ્તિમાં દેહ જ્યારે ચાલ્યો જાય છે ત્યારે ત્યાં પ્રવેશ પામે છે. સર્વને ઉપકાર કરનાર એવા પદાર્થ

(૨૩) લિંગ શબ્દનો સ્મૃતિ અર્થ બધાને જાણીતો નથી, માટે અન્ય અર્થ કરે છે. (૨૪) જો અત્યારનાં જન્મ તથા કર્મ શુભ હોય તો પૂર્વ જન્મનાં કર્મ તથા આચરણ શુભ હોવાં જોઇએ તેવું અનુમાન કરાવનાર તે છે. (૨૫) જન્મની આવૃત્તિરૂપ અર્થ. તેનું-કર્મનું (૨૬) કર્મ જ્ઞાનમાં ઉપકારક છે. ચિત્તની શુદ્ધિ કરવામાં જ્ઞાનનું કર્મ ઉપકારક થાય છે. તે સિવાય બીજી રીતે નહિ. ભાવાર્થ ભા. ૧૧-૧૪ ૨૬ માં કહે છે કે જેમ જેમ ભગવાનની પુણ્ય કથાના શ્રવણથી અંતઃકરણ પવિત્ર થાય છે તેમ તેમ તે પરમાત્માનું દર્શન કરી શકે છે. આ સ્મૃતિનું વાક્ય પણ એજ જણાવે છે કે શ્રવણાદિની વારંવાર આવૃત્તિ થવી જોઇએ. ૨

**અધિ ૨ સૂત્ર ૩**—(૧) અહિઆં કર્મના ફલનો વિચાર કરવાનો નથી પણ જ્ઞાનના ફલનો વિચાર કરવાનો છે. એમ જણાવવાને "तु" પદનો પ્રયોગ કર્યો છે. (૨) ઉપાસના. જ્ઞાનીઓ તો બ્રહ્મ એટલે આત્મા એમ સમજે છે. અર્થાત્ ફક્ત જ્ઞાતા કે જ્ઞેય નહિપણ કેવલ જ્ઞાન એ રૂપે બ્રહ્મને જાણે છે. બ્રહ્મને સચ્ચિદાનંદ તરીકે નહિ ઉપાસતાં કેવલ "ચિત્" જ્ઞાન તરીકેજ ઉપાસે છે. (૩) તે ઉપાસના જ્ઞાનનું ફલ ક્યારે થાય તે જણાવે છે. અનેક જન્મો સુધી જ્ઞાનીઓની ઉપાસના થાય તો તેમને બ્રહ્મની પ્રાપ્તિ છે. (૪)આત્માના આનંદ રૂપથીજ આત્માનો અનુભવ કરે છે. (૫) આત્માના આનંદમાં સ્થિત રહે છે. ત્યારે તેનાં પ્રારબ્ધ નાશ પામે છે અને પછી દેહનું બંધન છૂટી જાય છે, ત્યારેજ તે બ્રહ્મમાં પ્રવેશ કરે છે પ્રારબ્ધ કર્મોનો નાશ થયા વગર તથા દેહનાં બન્ધન છૂટયા વગર બ્રહ્મમાં પ્રવેશ થઇ શકતો નથી (૬)

+उपगच्छति ના બે અર્થો છે. જુઓ ફુટનોટ અગર સૂત્ર પદાર્થ વિભાગ.

જ્ઞાન પણ ભગવાને તેને આપ્યું એવું પ્રવચન પણ તેના ફલની મધ્યમાં પણ હોય છે. તેથી અધિકારી ઉપસ્થિત હોય તો તેજ પ્રમાણે ઉપદેશ આપે છે. આ જ "આત્મા" વગેરેથી કહે છે. સમીપમાં જવું એટલે પ્રવેશ. [7]અથવા (શંકા)-જ્ઞાન [8]અને ભક્તિનું ફલ અનાવૃત્તિ છે માટે તે ઉત્તમ છે. કર્મ નહિ એવા આશયથી કર્મના ફલની આવૃત્તિ છે એમ જે કહેવાયું ત્યાં આ વિચારાય છે. તેની ફરીથી આવૃત્તિ નથી" (કા. ૩) એ શ્રુતિ [9]સર્વથા અનાવૃત્તિને કહે છે કે "[10]અમર" શબ્દથી તેની નિવૃત્તિ માફક અવધિ-વાળી આવૃત્તિ કહે છે? અહિંઆં શું યુક્ત છે? "મર્યાદાવાળી જ આવૃત્તિ તે" કહે છે. [11]તોપણ પૂર્વ કર્મની નિયતિને [12]'તે' પણ સ્વીકારી છે તેથી [13]તેનો વધવાનો સ્વભાવ હોવાથી અને તેનું [14]અતિક્રમણ [15]મુશ્કેલ છે તેથી તથા તેના ફલનો [16]અનુભવ આવશ્યક છે તેથી.

[17] વળી "એને જાણે છે" (બૃ. ૪-૪-૨૨) એ શ્રુતિથી જ્ઞાન થાય તોજ [18]તે હોય છે. જેમાંથી વાણી "(તૈ. ૨-૯) "અગૃહ્ય તેનું ગ્રહણ થતું નથી. (બૃ. ૪-૪-૨૨) વગેરે શ્રુતિઓથી બ્રહ્મના જ્ઞાનનો અસંભવ છે તેથી આનાથી જ ભક્તિનો પણ જવાબ આપ્યો છે એમ જાણવું જોઇએ કારણ કે જ્ઞાનના [19]આ વિષયમાં સ્નેહનો સંભવ નથી.

વળી "સર્વનો વશ કરનાર સર્વનો શાસક" (બૃ. ૪-૪-૨૨) વગેરે શ્રુતિઓથી આપણા જેવા જેના અવતારનાં કર્મોનું ગાન કરે છે, અને તત્ત્વથી જેને જાણતા નથી" (ભા. ૨-૬-૩૭) વગેરે સ્મૃતિઓથી તેની [20] પ્રાપ્તિમાં અતિ હીન, જીવિતની પ્રત્યાશા શી હોય? માટેજ ઉપદેશનો [21]અસંભવ પણ છે. આમ પ્રાપ્ત થાય તો કહે છે.

તુ [22]શબ્દ પૂર્વપક્ષનો નિરાસ કરે છે. અહિંઆં આ આશય છે. આપે સત્ય

---

બ્રહ્મમાં (૭) પ્રથમ સૂત્રાર્થજ કહ્યો છે અધિકરણ વિષે કંઇ પણ કહ્યું નથી. આથી અધિકરણની રચના વિષે કહે છે. (૮) જ્ઞાન અને ભક્તિનું ફલ અનાવૃત્તિ જણાવવામાં આવ્યું છે. જ્ઞાન અને ભક્તિથી મોક્ષ મળે છે. અને તેથી અહિંઆં પાછા ફરવું પડતું નથી. કર્મવાળાને પાછા ફરવું પડે છે માટે કર્મ કરતાં જ્ઞાન અને ભક્તિ ઉત્તમ છે (૯) બિલકૂલ આવૃત્તિ નથી એમ કહે છે કે અમુક વખતે આવૃત્તિ થાય છે એમ કહે છે? (૧૦) અમુક માણસના માટે જ્યારે એમ કહીએ કે તે "અમર છે" તો તેનો અર્થ એટલો જ કે સાધારણ રીતે મનુષ્યનું મરણ સો વર્ષનું હોય છે, તેથી તેટલી ઉમરે તેનું મરણ થયું નથી, એ રીતે તે અમર છે પણ તેથી એમ સમજવાનું નથી કે તેનું બિલકૂલ મરણજ થતું નથી. તેને પણ મરણ તો હોય છે, પણ બીજાઓ કરતાં ઘણાં વર્ષો જીવે છે અને તેથી લાંબી મુદત પછીથી તે મરણ પામે છે. આ રીતે "અમર" શબ્દ આપણે સમજીએ છીએ. તેજ રીતે જ્ઞાની તથા ભક્તોની પણ સર્વથા અનાવૃત્તિ હોતી નથી, પણ અમુક મર્યાદાવાળી તે છે, એમ શંકાકાર અહિંઆં જણાવે છે. (૧૧) સિદ્ધાન્તી તેને જવાબ આપે છે (૧૨) 'તે' એટલે જે એમ કહે છે કે જ્ઞાનથી મુક્તિ મળે છે તે (૧૩) તેનો=કર્મનો. કર્મનો સ્વભાવજ વધવાનો છે (૧૪) કર્મનું વધવું તે (૧૫) તેને કોઇ અટકાવી શકતું નથી (૧૬) આથી કર્મના ફલની આવૃત્તિનો અનુભવ દરેકે કરવોજ જોઇએ. અર્થાત્ કર્મમાર્ગવાળાની આવૃત્તિ હોય છે. (૧૭) અનાવૃત્તિમાં બાધક કહે છે (૧૮) અનાવૃત્તિ. જ્ઞાન હોય તોજ તેનું ફલ અનાવૃત્તિ પ્રાપ્ત થાય છે (૧૯) ભક્તિ સ્નેહરૂપ હોવાથી જ્ઞાન પછીથીજ સ્નેહનો સંભવ છે એવો અર્થ છે. (૨૦) બ્રહ્મતત્ત્વ અપ્રાપ્ય છે. તો આપણા જેવા હીન જીવિતવાળા તેને શી રીતે પ્રાપ્ય થઇ શકે? (૨૨) પૂર્વપક્ષમાં

કહ્યું છે. ત્યાં કહે છે જેમ ભગવાન્‌માં અગૃહ્યત્વ, અતિ મહત્ત્વ વગેરે ધર્મો છે તેમ સર્વાત્મત્વ પણ છે. 'જે આત્મામાં સ્થિતિ છતાં વગેરે' શ્રુતિઓમાં આત્મા તરીકેની ઉક્તિ કરેલી છે તેથી સર્વ ધર્મના આશ્રય હોવા છતાં પણ જ્યારે જે ધર્મને આગળ કરીને લીલા કરે છે તેનુંજ કાર્ય ત્યારે થાય છે. તેનો [23]સ્વભાવ હિતકારક છે તેથી આમ હોવાથી જે પુરુષમાં આત્મા તરીકે જ્યારે લીલા કરે છે ત્યારે તેને સ્વપ્રાપ્તિના અનુકૂલ પ્રયત્નવાળો બનાવીને પોતાની પ્રાપ્તિ કરાવે છે. (શંકા) કર્મના [24]સ્વભાવનું અતિક્રમણ મુશ્કેલ છે એમ ખરેખર કહ્યું આ દોષ નથી. [25]અન્નરસના પાકવાળાને ખાધેલું ઔષધ પણ ગૌરવ માટે હોતું નથી અથવા તેનાથી તેની નિવૃત્તિ નથી. અથવા [26]મારી નાખવાનોજ જેનો સ્વભાવ છે એવા દુઃસહ સર્પને દૂર કરવામાં અતિકુશલ મંત્રનો સંગમ તેને દૂર કરે છે જ. તેજ પ્રમાણે ભગવાનને અર્પણ કરેલું અથવા તેમને માટે કરેલું અથવા તેમને માટે કરેલું કર્મ કર્મના નાશને માટે હોતુ નથી તેથી તેમ કહેવું શકય નથી. [27]"અગદની માફક કર્મના મોક્ષને માટે કર્મો કરે છે" (ભા. ૧૧-૩-૪૪) એમ વાકય છે તેથી. અગ્રાહ્યત્વ અને ગ્રાહ્યત્વના વિરોધનો અપાહાર તો જીવના સામર્થ્ય ઇશ્વરની ઇચ્છાથીજ પ્રથમજ કરેલ છે તેથી અહિંઆં અધિક નિરૂપણ કરવું જોઇએ. '[28]ઇતિ' શબ્દ હેતુના અર્થમાં છે. તેમજ વળી ભગવાન સઘળા જીવોના આત્મા છે. તે હેતુથી કહેલી રીતથી તેના અનુગ્રહથી તેની નિકટ જાય છે. જ્ઞાન માર્ગમાં જેમનો અંગીકાર કરેલો છે તેઓ તો આત્મા તરીકે જ જ્ઞાનથી જ [29]નજીક જાય છે. કહેલા રીતથી અક્ષરાત્મકમાં પ્રવેશવાળા બને છે એવો અર્થ છે. ભકિતમાર્ગમાં [30]અંગીકાર કરાયલાઓ તો સાક્ષાત્ પ્રકટ પુરુષોત્તમ હોય તોજ તેમના ભજન માટે નજીક જાય છે એવો અર્થ છે.

[31]આ પ્રકારે આ શ્લેષોક્તિ છે એમ જણાય છે. સંપ્રદાયની અનિવૃત્તિ પણ ભગવાનથી લક્ષિત છે. તેથી એવા ભકતો જાતેજ જે માર્ગથી ફરીને પ્રાપ્ત થયેલા હોય તે

---

જે પ્રમાણે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે નથી એમ જણાવવાને તુ શબ્દની યોજના સૂત્રમાં કરી છે. (૨૩) બ્રહ્મતત્ત્વ ઘણું જ અગ્રાહ્ય ન સમજી શકાય એવું છે છતાં બીજા ઉપર ઉપકાર કરવાનો પણ તેનો સ્વભાવ છે. આથી જેના ઉપર પોતે કૃપા કરે છે તેનાથી તે સમજી શકાય છે (૨૪) કર્મનું ફલ અવસ્ય ભોગવવુંજ જોઇએ (૨૫) અજીર્ણ અન્નવાળો પુરુષ અન્નની જીર્ણતા માટે ઔષધ લે તો તેથી તે ઔષધ તેને કોઇ પણ લાભ કરતું નથી ઉલટું તેને વધારે અજીર્ણતા કરે છે. આ રીતે જો કે અન્ન તથા ઔષધ બન્ને ભક્ષ્ય છે તો પણ તેમના સ્વભાવમાં ભેદ છે તેમ અહિંઆં પણ સમજી લેવું (૨૬) જે સર્પનો સ્વભાવ બીજાને મારવાનો છે તેનો નાશ કરવાને ગમે તેવા પ્રબલ મંત્ર ભણવામાં આવે તો પણ તેનો નાશ કરી શકતો નથી (૨૭) આ આખું વાકય શ્રીમદ્‌ભાગવતના ૧૧મા સ્કન્ધમાં યોગીશ્વરના વાકયમાં છે. परोक्षवादो वेदोयं बालानामनुशासनम् । कर्ममोक्षात् कर्माणि विधत्ते ह्यगदं यथा ॥ (૨૮) સૂત્રમાં इति શબ્દ છે તે હેતુનો વાચક છે. તેનો અર્થ "કારણ કે" થાય છે (૨૯) અર્થાત્ ભગવાન્ સર્વ આ જીવોના આત્મા છે તે કારણથી કહેલી રીતે તેના અનુગ્રહથી તેની પાસે ગતિ કરે છે. (૩૦) જ્ઞાનમાર્ગ પ્રમાણે આત્મા પાસે ઉપગમન કરવું એટલે અક્ષરાત્મક બ્રહ્મમાં પ્રવેશ કરવો એ થાય છે. (૩૦) ભકિતમાર્ગમાં આત્માનું ઉપગમન કેવી રીતે થાય છે તે જણાવે છે. (૩૧) उपगच्छन्ति એ સૂત્રના શબ્દમાં શ્લેષોક્તિ છે અર્થાત્ બે અર્થ છે, એક અર્થ જ્ઞાનીના ઉપગમનમાં ઘટાવાય છે અને બીજો ભક્તના ઉપગમનમાં. જ્ઞાનીનું ઉપગમન એટલે અક્ષરબ્રહ્મમાં પ્રવેશ અને ભક્તનું ઉપગમન એટલે સાક્ષાત્

માર્ગનું ગ્રહણ અન્ય પાસે પણ ઉપદેશોથી કરાવે છે. અહિંઆં બન્ને સ્થળે પણ આત્મત્વજ હેતુ છે. નહિ તો આત્મામાં રમણ કરનાર અને સર્વને નિરપેક્ષ ભગવાનના આ પ્રમાણેના વર્તનના અસંભવથી મોક્ષની અપ્રસિદ્ધિજ થાય. માટે સર્વથા [૩૨]અનાવૃત્તિજ શ્રુતિથી અભિમત છે એમ જાણવું જોઇએ. ૩

(શંકા) આત્મત્વની ઉક્તિ ઉપાસના માટે છે એમ જે કહ્યું તે વધારે ઠીક નથી. આથી ઉત્તર કહે છે.

## + न प्रतीकेन हि सः ॥४–१–४॥

## પ્રતીકોપાસનાથી તે (મોક્ષ) ખરેખર નથી.

બ્રહ્મનું રૂપ જ્યાં ન હોય ત્યાં બ્રહ્મ તરીકેની ઉપાસના [૧]પ્રતીક કહેવાય છે. વળી તેવી ઉપાસનાથી [૨]મોક્ષ થતો નથી એમ અર્થ છે. શ્રુતિથી સિદ્ધ [૩]હોવાથી એમ કહેવું શકય નથી એવો [૪]ભાવ છે. [૫]અથવા આત્મત્વની ઉક્તિ ઉપાસના માટે છે એમ બોલતા વાદીને કહેવું જોઇએ કે [૬]ફલને માટેજ તે છે. અને ફલ શ્રુતિમાં કહેલો બ્રહ્મમાં પ્રવેશ જ છે તેમ તારે પણ કહેવું જોઇએ. આમ હોવાથી પ્રથમ જ્ઞાનમાર્ગમાં અનુપપત્તિ કહે છે. અનાત્મરૂપ પ્રતીકમાં જ્ઞાનીનો પ્રથમ કહેલો અભિગમ કહેતાં પ્રવેશ સંભવતો નથી [૭]એમ શેષ છે. [૮]ભક્તિમાર્ગમાં પણ તેને કહે છે. "તે ખરેખર નથી" પ્રતીકની ઉપાસનામાં લોક અને વેદમાં પ્રસિદ્ધ પુરુષોત્તમ નથી. જે ઉપાસ્યથી તેનું પ્રાકટ્ય થાય તથા

પ્રકટ પુરૂષોત્તમની નિકટ સ્થિતિ. (૩૨) તેથી જ્ઞાન અને ભક્તનું ફલ સંપૂર્ણ રીતે અનાવૃત્તિજ છે એમ સિદ્ધ થાય છે. **સૂત્રાર્થ**—જેઓ બ્રહ્મની આત્મા તરીકે ઉપાસના કરે છે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે અને ઉપસ્થિત ઉત્તમાધિકારીને તેના વિષેનો ઉપદેશ શ્રુતિઓ કરે છે.

**સૂત્ર ૪**—(૧) પ્રતીકનું લક્ષણ આપે છે. બ્રહ્મ સિવાયના તમામ પદાર્થો પ્રતીક છે. જે વસ્તુતઃ બ્રહ્મ નથી છતાં તે બ્રહ્મ છે એમ કલ્પના કરીને તેની ઉપાસના કરવી તેનું નામ પ્રતીકોપાસના છે. (૨) પ્રીતકોપાસના કરનાર મોક્ષ મેળવી શકતો નથી. અર્થાત્ બ્રહ્મની ઉપાસનાવાળોજ મોક્ષ મેળવી શકે છે. તમામ પદાર્થો બ્રહ્મનીજ વિભૂતિ છે એમ સમજીને ઉપાસના કરનાર મોક્ષને મેળવે છે. (૩) શંકાકારની શંકા છે. પ્રતિકોપાસના શ્રુતિમાં કહી છે. તો પછી તેનાથી મોક્ષ નથી એમ શાથી કહો છો य एवं विदुरमृतास्ते भवन्ति। तमेव विद्वानमृत इह भवति એ શ્રુતિમાં પ્રતીકોપાસના છે. (૪) આ શંકાનો ઉત્તર આપે છે કે આત્માની પરમાત્મા તરીકે જે ઉપાસના કહી છે તે પ્રતીકોપાસના છે એમ માનવુંજ ખોટું છે (૫) ઉપર પ્રમાણે જે વ્યાખ્યાન કર્યું તેમાં આત્મા તરીકેની ઉપાસના અપ્રતીકોપાસના છે. અને એ બે શબ્દો વ્યર્થ થઇ જશે એની અરુચિ થતાં અન્યપ્રકારથી વ્યાખ્યાન કરે છે, (૬) આત્મા તરીકે ઉપાસના કરવાથી ફલ મળે છે અને તે ફલ બ્રહ્મમાં પ્રવેશ છે એમ તો શંકાકાર પણ માને છે એવું કહે છે. (૭) સૂત્રના બે વિભાગ કરે છે. न प्रतीके સુધીનો ભાગ જ્ઞાની માટે છે. અને न हि स વાળો ભાગ ભક્તિમાર્ગીય માટે છે. न प्रतीके એમ જણાવે છે કે પ્રતીક એ અનાત્મરૂપ હોવાથી પ્રતીકોપાસનાથી જ્ઞાનીનો ઉપગમ કહેતાં આત્મામાં પ્રવેશ હોતો નથી. न हिसः એ ભાગથી એમ જણાવે છે કે પ્રતીકોપાસનામાં લોકવેદપ્રસિધ્ધ પુરુષોત્તમની ઉપાસના નહિ હોવાથી ભક્તનું ત્યાં ઉપગમન નથી. **સૂત્રાર્થ**–પ્રતીકની ઉપાસનાથી

+આ સૂત્રના બે અર્થો માટે જુઓ ફૂટનોટ અગર "સૂત્રપાદાર્થ" વિભાગ.

તેની નિકટ ગમન પણ બને એવો અર્થ છે. આ પ્રકારે જ્ઞાન અને ભક્તિના ફલથી સત્તા સાધિત કરી છે. ૪

[1]"આ સઘળું ખરેખર બ્રહ્મ છે" (છાં. ૭-૨૫-૨) વગેરે શ્રુતિઓ સર્વત્ર [2]બ્રહ્મની દૃષ્ટિને મોક્ષના સાધન તરીકે ઉપદેશે છે અને તે પ્રતીક રૂપજ છે તો શા માટે પ્રતીકની ઉપાસના મોક્ષની સાધક નથી એમ પ્રાપ્ત થાય તો કહે છે.

## ब्रह्मदृष्टिरुत्कर्षात् ॥४-१-५॥

**બ્રહ્મ દૃષ્ટિ (રાખવી) (જ્ઞાનના) આધિક્યથી (તેનો જાતેજ ઉદય થાય છે.)**

સર્વત્ર બ્રહ્મ દૃષ્ટિ પ્રતીકરૂપ [3]નથી. કારણ કે વસ્તુતઃ તમામ બ્રહ્મરૂપ છે તેથી. અને તે [4]ઉપદેશથી સાધ્ય નથી. માટે તેનો ઉપદેશ આપવામાં આવતો નથી; પણ અનુવાદ [5]કરાય છે. તે તો અધિકારના ઉત્કર્ષથી જાતેજ હોય છે તેથી પ્રતીકની ઉપાસના મોક્ષનું સાધન નથી એમ બરાબર કહ્યું છે. એજ આ સૂત્રથી કહેવાયું છે. ૫

૩ આદિત્યાધિકરણ.

## आदित्यादिमतयश्चाङ्ग उपपत्तेः ॥४-१-६॥

**આદિત્ય વગેરેમાં બ્રહ્મત્વની ઉપાસના તે (સાકાર બ્રહ્મના) અંગરૂપ છે. ઉપપત્તિને લીધે.**

---

મોક્ષ મળતો નથી. કારણ કે પ્રતીકમાં એકની ઉપાસના બીજી રીતે કરવામાં આવે છે. અર્થાત્ જે પદાર્થ બ્રહ્મ રૂપ નથી તેને બ્રહ્મ કલ્પીને ઉપાસના કરવામાં આવે છે. તેમાં આ રીતે ભેદ છે તેથી તે મોક્ષફલ આપતી નથી.

**સૂત્ર ૫**—(૧)આ વાક્ય છાન્દોગ્યમાં શાણ્ડિલ્યવિદ્યામાં છે. 'આ (જગત્) આત્માજ છે" એ ત્યાંજ સનત્કુમાર અને નારદના સંવાદમાં આવે છે. (૨) શ્રુતિઓ વાંચતાં જણાય છે કે સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ રાખવી જોઇએ અને તેનાથી મુક્તિ મળે છે. બ્રહ્મદૃષ્ટિ એટલે અમુક પદાર્થ બ્રહ્મ છે એમ જોવું. અર્થાત્ પદાર્થ ખરી રીતે બ્રહ્મ નથી છતાં તે બ્રહ્મ છે એમ જોવું તેનું નામ બ્રહ્મ દૃષ્ટિ છે. આ પ્રકારની બ્રહ્મદૃષ્ટિ અને પ્રતીકોપાસનામાં કોઇ પણ ફેર નથી. તો પછી પ્રતીકોપાસનાથી શા માટે મોક્ષ ફળ ન મળે? એમ શંકા કરવામાં આવે છે. (૩) બ્રહ્મદૃષ્ટિ અને પ્રતીકોપાસનામાં ઘણો જ ફેર છે. બ્રહ્મદૃષ્ટિ એટલે પદાર્થ માત્ર બ્રહ્મ છે એમ જાણવું તેનું નામ બ્રહ્મદૃષ્ટિ છે. નામરૂપ તમામ બ્રહ્મ જ છે, બ્રહ્મથી તે અન્ય પદાર્થ નથી એવી દૃષ્ટિ અર્થાત્ વસ્તુમાત્ર વસ્તુતઃ બ્રહ્મજ છે તો તેમને તે રીતે જ જોવી જોઇએ અન્યથા નહિ. આવા પ્રકારની દૃષ્ટિથી મોક્ષ મળે છે. પ્રતીકોપાસના એવી નથી કારણકે તે વસ્તુતઃ પદાર્થને બ્રહ્મરૂપ માનતી નથી. પણ ઉપાસનાની ખાતર તેને બ્રહ્મરૂપ માને છે. આથી બ્રહ્મદૃષ્ટિ અને પ્રતીકોપાસનામાં ઘણો ફેર છે. બ્રહ્મદૃષ્ટિ એ પ્રતીકોપાસના કરતાં અધિક છે. તેનું ફળ મોક્ષ કહ્યું છે. (૪) બ્રહ્મદૃષ્ટિ તે ઉપદેશથી પ્રાપ્ત થતી નથી, આથી તેનો ઉપદેશ કોઈ સ્થળે જોવામાં આવતો નથી. ફક્ત તેનો અનુવાદ કરવામાં આવે છે. શ્રુતિમાં બ્રહ્મદૃષ્ટિ રાખવાનું કહ્યું છે માટે તેવી દૃષ્ટિ રાખવી જોઇએ એવા શ્રુતિના શબ્દોનો અનુવાદ કરવામાં આવે છે. (૫) બ્રહ્મદૃષ્ટિના અધિકારીમાં તે પોતાની મેળે આવિર્ભાવ પામે છે. **સૂત્રાર્થ**—સઘળું બ્રહ્મરૂપ હોવાથી તમામ પદાર્થોમાં બ્રહ્મદૃષ્ટિ રાખવી તે પ્રતીકોપાસના નથી. જ્ઞાનનું આધિક્ય થતાં તે બ્રહ્મદૃષ્ટિ પોતાની મેળેજ ઉદય પામે છે.

છાંદોગ્યમાં પ્રાચીનયોગ્યે સત્યયજ્ઞ પૌલુષિને પૂછયુ "કયા આત્માને તું ઉપાસે છે ?" તેણે કહ્યું "હે રાજા આદિત્યનેજ" (છાં. ૫-૧૩-૧) "પછી ઇન્દ્રદ્યુમ્નને કહ્યું" (છાં. ૫-૧૪-૧) ત્યાંથી શરૂ કરીને "તું કયા આત્માને ઉપાસે છે ? હે રાજા, વાયુને જ એમ તેણે કહ્યું" (છાં. ૫-૧૪-૧) ત્યાં સુધી. આમ આગળ પ્રશ્નના ભેદથી વકતાના ભેદ છે અને તેથી આકાશ, જલ વગેરે આત્મા તરીકે ઉપાસનાના વિષયો કહેલા છે. ત્યાંજ "આ આદિત્ય દેવમધુ છે" (છાં. ૩-૧-૧) એમ ઉપક્રમ કરીને અન્તે કહેવાય છે. "જે વિદ્વાન આ આદિત્ય બ્રહ્મની ઉપાસના કરે છે" (છાં. ૩-૧૯-૪) અહિંઆં આ વિચારાય છે. અહિંઆં પ્રતીકની ઉપાસના છે કે નથી ? "છે" એમ [1]પૂર્વપક્ષ છે. તો પણ "આ સઘળું ખરેખર બ્રહ્મ છે" (છાં. ૩-૧૪-૧) એ શ્રુતિમાં સઘળાનો અનુવાદ કરીને બ્રહ્મતાનો ત્યાં બોધ કરે છે તેથી કોઇ પણ સ્થળે પ્રતીકની [2]ઉપાસના નથી એમ પ્રથમ નિરૂપાયું. અને તે કહેલી શ્રુતિઓથી પ્રત્યેક તે [3]ઉપાસ્ય તરીકે કહેલું હોવાથી [4]સંભવતું નથી. બ્રહ્મ એક છે, એક [5]પ્રકારે ઉપાસનથીજ સઘળાંના ફલની સિદ્ધિ હોવાથી જૂદી જૂદી રીતે કહેવામાં [6]ગૌરવ હોવાથી તથા અમુક પ્રયોજનનો અભાવ છે તેથી તેવાના અધિકારના [7]અભાવથી જૂદી રીતે તેની ઉક્તિ છે એમ કહેતા હો તો કહે છે ના [8]સર્વત્ર હમેશાં તેની [9]ભાવનામાં તે પ્રકારે અનુભવની પણ સંભાવના છે. આમ હોવાથી ખરી રીતે સઘળું બ્રહ્મ છે એમ સંમત નથી પણ જેમ આદિત્ય વગેરે તે રૂપે છે તે પ્રમાણે તમામ પણ છે. તો પણ પ્રતીક તરીકે તેની ઉપાસનાજ સર્વત્ર છે. તેનાથી ફલ છે. એમ હોય તો સામો જવાબ આપે છે.

આદિત્ય વગેરેમાં જે બ્રહ્મત્વની મતિ કહેવાય છે તે તો સાકાર [10]બ્રહ્મજ વ્યાપક

---

અધિ૦૩—સૂત્ર ૬—(૧) છાંદોગ્યમાં આદિત્યની બ્રહ્મ તરીકે ઉપાસના કરવાની કહી છે ત્યાં પ્રતીકનીજ ઉપાસના છે એવો પૂર્વપક્ષ કર્યો છે (૨) પૂર્વપક્ષનો ઉત્તર આપે છે કે આદિત્યની બ્રહ્મ તરીકે ઉપાસના કરવામાં પ્રતિકોપાસના નથી કારણ કે "આ સઘળુ ખરેખર બ્રહ્મ છે" એ શ્રુતિ પ્રમાણે આદિત્ય પણ વસ્તુતઃ બ્રહ્મરૂપ છે માટેજ તેની ઉપાસના કરવાની કહી છે, તે બ્રહ્મરૂપ નથી છતાં તેની બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ" એમ કહ્યું નથી (૩)બ્રહ્મ તરીકે (૪) પ્રતીકોપાસનાની સંભાવના નથી. (૫) બ્રહ્મ એકજ છે તેથી. "આ સઘળુ બ્રહ્મ છે" એવી શ્રુતિમાં જે પ્રકારે ઉપાસના કરવાની જણાવી છે તે પ્રકારે ઉપાસના કરવાથીજ સઘળાને ફળ મળે છે, અર્થાત પ્રતીકોપાસનાથી ફલ મળતું નથી. પણ સર્વ પદાર્થ વસ્તુતઃ બ્રહ્મરૂપ છે માટે બ્રહ્મરૂપે તેમની ઉપાસના કરવી એ રીતે ઉપાસના કરવાથીજ ફલ મળે છે (૬) જૂદા જૂદા પ્રકારે જો ઉપાસના કરવામાં આવે તો ગૌરવને લીધે ફળ મળતું નથી. તેમ કરવામાં પ્રયોજનનો અભાવ છે. (૭) તેવા પ્રકારનો ઉત્કૃષ્ટ અધિકાર ન મળ્યો હોય તો પણ બ્રહ્મની ઉપાસના કરી શકાય છે એમ શંકાકાર કહે છે. અર્થાત્ જે ઉત્તમ અધિકારી નથી તેને માટે પ્રતીકોપાસના છે તેનું ફળ પણ મળે છે. (૮) શંકાકાર સમાધાન કરે છે. તમામ સ્થળે હંમેશાં સર્વ બ્રહ્મ છે એવી ભાવના કરવામાં આવે તો બ્રહ્મનો અનુભવ થાય છે. (૯) ફરીથી શંકા કરે છે. ઉત્કૃષ્ટ અધિકાર ન હોય તો પણ સર્વ બ્રહ્મ છે એવા જ્ઞાનને સંભવ હોય તો અનુભવ થાય છે. ત્યાં કહેવાનું કે એવા જ્ઞાનથી એટલુંજ સિધ્ધ થાય છે કે ત્યાં વસ્તુતઃ સર્વ બ્રહ્મ છે તેની પ્રતીતિ ઉત્કૃષ્ટ અધિકાર વગર હોતી નથી માટે ત્યાં પ્રતીક બુદ્ધિજન્ય છે. (૧૦) સિધ્ધાન્તી ઉત્તર આપે છે. આદિત્યની બ્રહ્મ તરીકે ઉપાસના કરવાની જે

હોવાથી તેના પ્રત્યેક અંગની ઉપાસના કરેલી હોય તો તે ફલ આપનાર છે. એ પ્રમાણે એક એક અંગને વિષય કરનારી તે મતિ છે એમ વિધાન થાય છે. અને આ યુક્ત છે. ત્યાં સાકાર, વ્યાપક બ્રહ્મનું અંગ નથી, તેમ બ્રહ્મ નથી તેમ પ્રતીકની ઉપાસના નથી અને વળી "અથવા આ આદિત્ય દેવમધુ છે" (છાં. ૩-૧-૧) એમ કહીને દરેક દિશામાં આવેલાં તેનાં કૃપાવલોકનરૂપ કિરણોને મધુરૂપે નિરૂપે છે અને પછી તેમાં પ્રથમ કહેલા અમૃતનો અગ્નિ પ્રમુખ વસુઓ ઉપભોગ કરે છે. ખરેખર આ દેવો તેનું ભક્ષણ તેમ પાન કરતા નથી, તેનું દર્શન કરીને જ તે તૃપ્ત થાય છે. તે આજ રૂપમાં ભોગનો સમય ન હોય ત્યારે ઉદાસીન થાય છે. પછીથી ભોગનો સમય હોય ત્યારે અમૃત ગ્રહણ કરવા તેઓ ઉદ્યુક્ત થાય છે, (છાં. ૩-૧૦-૨) એમ કહેવાય છે. અને વળી દર્શન માત્રથી [11]અન્ય ધર્મની નિવૃત્તિ નથી [12] તેનુ જ સ્વતન્ત્ર પુરુષાર્થ તરીકે જ્ઞાન હોય છે અને અતિશય સ્નેહથી ઉત્પન્ન થયેલા ઘણાજ ગાઢ ભાવથી [13]ત્યાંજ લય છે. ફરીથી તેના [14]દર્શનના આનન્દના અનુભવ માટે ભગવાનજ કૃપાથી ફરી [15]પૂર્વભાવનું સંપાદન કરે છે તેથી તે રૂપથી ઉદય છે અને આ સઘળું ભગવાનના અંગરૂપમાં જ સંભવે છે. એ પણ હેતુથી અભિપ્રેત અર્થ જાણવો જોઇએ. [16]પ્રતીક હોય તો આ સઘળું સંભવતું નથી, કારણ કે આ અર્થ ભક્તિમાર્ગીય છે એવો ભાવ છે. [17]અંગો ભગવાનના સ્વરૂપ તરીકે હોવાથી ઐક્ય છે. એમ કહેલું છે એમ મુખ્ય સિદ્ધાન્ત સૂચવાયેલો છે.

## आसीनः संभवात् ॥ ४-१-७ ॥

### (અંગના ઉપાસક આગળ ભગવાન્) બેસે છે, સંભવને લીધે.

પૂર્વ સૂત્રથી ધર્મમાત્ર [1]ફલરૂપ કહીને હવે ધર્મીના ફલરૂપ તથા તેના સાધનને કહે છે. "સંભવે છે તેથી" ઉત્કટ સ્નેહરૂપ સાધનના સંભવથી. તેને આધીન હોવાથી તેની [2]આગળ ભગવાન્ બેઠેલા હોય છે. આથી ભગવાનની ભક્તવશ્યતા કહેલી છે. ૭

આમ બાહ્ય પ્રાકટ્ય કહીને [1]આન્તર પ્રાકટ્ય કહે છે.

---

કહી તેનું કારણ કે આદિત્ય તે સાકાર બ્રહ્મનું અંગ છે. બ્રહ્મમાંથી આદિત્ય વગેરે ઉત્પન્ન થયા છે તેથી આદિત્યની ઉપાસના તે સાકાર બ્રહ્મની ઉપાસનાનું અંગ છે. તેનો પ્રતીકોપાસના સાથે સંભ્રમ કરવો નહિ (૧૧)ક્ષુધાદિરૂપ પ્રાણધર્મની નિવૃત્તિ (૧૨) ભગવચ્ચક્ષુરૂપ આદિત્યની (૧૩) તે આદિત્યમાંજ (૧૪) આદિત્યનું દર્શન (૧૫) આદિત્ય સાથે સાયુજ્ય (૧૬) જ્ઞાન માર્ગમાં જ અન્ધત્વાદિ દોષ છે. ભક્તિ માર્ગમાં નહિ. (૧૭) સૂત્રમાં "અંગ" શબ્દ એક વચનનાં શાથી છે તેનું પ્રયોજન સમજાવે છે. **ભાવાર્થ**—ભગવાનની શક્તિ રૂપ આદિત્યાદિમાં જે બ્રહ્મ તરીકેની ઉપાસના કહી છે તે એવું જણાવવાને કે સાકાર વ્યાપક બ્રહ્મના એક પણ અંગની જો ઉપાસના કરવામાં આવે તો તે તેવું ફલ આપશે. અને આ અર્થ સંભવિત છે. કારણ કે આનન્દ સ્વરૂપ કર પાદ વગેરે જેમનાં છે એવા બ્રહ્મનું અંગ પણ તેવું જ હોય આથી આદિત્યની ઉપાસના તે પ્રતિકોપાસના નથી.

**સૂત્ર ૭**—(૧) આદિત્યને ભગવાનનું ચક્ષુ કહ્યું છે. આથી ધર્મ રૂપે તેનું કથન કર્યું. હવે ધર્મી કહેતાં ભગવાન્ વિષે કહે છે. (૨) અંગના ઉપાસક આગળ. **ભાવાર્થ**—અંગના ઉપાસકમાં પણ ઉત્કટ સ્નેહરૂપી સાધન હોવાથી ભગવાન્ તેની આગળ પણ પ્રકટ થાય છે અને તેને અધીન થઇને તેની

## ध्यानाच्च ॥ ४–१–८ ॥

### અને ધ્યાનથી પણ બેસે છે.

ભાવનાની ઉત્કટ દશામાં વ્યભિચારિ [2]ભાવરૂપ સતત [3]સ્મૃતિ રૂપ ધ્યાનથી પણ હૃદયમાં પ્રકટ થતાં બેઠેલા હોય છે એવો અર્થ છે. તેથી સ્થૈર્ય કહેલું છે. ૮

આમ ભકતની ઇચ્છાથી જ સ્વરૂપનું પ્રાકટય છે. એમ કહીને લીલાનું અપ્રાકટય તથા પ્રાકટય તેની ઇચ્છાથી જ થાય છે એમ કહે છે.

## अचलत्वं चापेक्ष्य ॥ ४–१ ९ ॥

### (ભકતની ઇચ્છાની અપેક્ષા કરીને) ભગવાનનું અચલત્વ તથા (ચલત્વ) હોય છે,

ભકતોની ઇચ્છાની અપેક્ષાએ અચલત્વ તથા [1]ચલત્વ પણ છે. ૯

## स्मरन्ति च ॥४–१–१०॥

### (કેટલાક ભકતો) સ્મરણ (તથા શ્રવણ કીર્તન વગેરે) કરે છે.

કેટલાક [1]ભકતો સ્વરૂપને નિરપેક્ષ છે. તેના સ્મરણથી ઉત્પન્ન થયેલા આનંદથીજ અપવર્ગ સુધીનું ફલ તેઓ ભૂલી જાય છે. "च" "અને"થી શ્રવણ તથા કીર્તન વગેરેનો પણ સમુચ્ચય છે. તે કહેલું છે. **अथहवाव तव महिमा** (ભા. ૬–૯–૩૯) અથવા "હું ભક્તને પરાધીન છું" (ભા. ૯–૪–૬૩) વગેરે સ્મૃતિ પ્રથમ કહેલામાં પ્રમાણ

---

પાસે બેસે છે.

**સૂત્ર ૮—**(૧) હૃદયમાં પ્રાકટય જણાવે છે. હૃદયમાં પ્રાકટય ધ્યાનથી હોય છે માટે આ સૂત્ર યોજ્યું છે. (૨) સ્મૃતિને કાવ્ય શાસ્ત્રમાં વ્યભિચારી ભાવ ગણેલો છે. તે બહુ સમય ટકતો નથી માટે તે વ્યભિચારી તથા સંચારી ભાવ છે (૩) ધ્યાન એટલે સ્મરણ એમ અહિંઆં જણાવે છે. **ભાવાર્થ** ઉત્કટ ભાવથી રાત દિવસ સ્મરણરૂપી સાધન કરવાથી પણ ભગવાન્ તેની આગળ પ્રકટ થઇને બેસે છે.

**સૂત્ર ૯—**(૧) સૂત્રમાં ચ અને શબ્દ છે તેનાથી "ચલત્વ" અર્થ જણાવે છે. **ભાવાર્થ** જેવી ભક્તની ઇચ્છા તે પ્રમાણે ભગવાન્ ભકતની પાસે બને છે. ભકતની ઇચ્છા પ્રમાણે પોતે ત્યાં અચલ બને છે.

**સૂત્ર ૧૦—**(૧) કેટલાક ભકતો ભગવાનના સ્મરણમાં એટલા બધા તલ્લીન થઇ ગયા હોય છે કે તેઓ સ્વર્ગાદિની કામના કરતા નથી (૨) સૂત્રમાં 'ચ અને' શબ્દ છે તેનાથી શ્રવણ કીર્તન વગેરે સમજવાનું છે અર્થાત્ કેટલાક ભકતો સ્મરણ કરે છે, તથા કીર્તન વગેરે કરે છે. **ભાવાર્થ—**કેટલાક ભકતો અન્ય ફલની અપેક્ષા કર્યા સિવાય ભગવાનનું જ સ્મરણ કરે છે, તથા તેમના ગુણનું શ્રવણ તથા કીર્તન કરે છે.

**અધિ૦ ૪ સૂત્ર ૧૧—**(૧) ભગવાનનું ગ્રહણ કરનાર ચિત્તને ગ્રાહક કહ્યું છે તેની ધારા એટલે અખણ્ડ વૃત્તિ (૨) જ્યાં ભાવનું સામ્ય છે ત્યાં તારતમ્ય નથી. પણ જ્યાં ભાવવૈષમ્ય છે ત્યાં

તરીકે કહેલી છે. ૧૦

૪ યત્રૈકાગ્રતાધિકરણ.

## यत्रैकाग्रता तत्राविशेषात् ॥ ४-१-११ ॥

**જ્યાં ચિત્તની એકાગ્રતા છે ત્યાં (તારતમ્ય નથી) વિશેષના અભાવથી.**

આ વિચારાય છે-જેમને બાહ્ય આવિર્ભાવ છે તેમની વચ્ચે પરસ્પર કંઇ તારતમ્ય છે કે નહિ? ત્યાં નિર્ણય કહે છે. જ્યાં ભક્તોમાં એકાગ્રતા કહેતાં ભગવાન્ પ્રકટ થયા હોય ત્યારે એમના એકલામાં જ તેમનું [1]ગ્રહણ કરનાર ચિત્તની ધારા હોય અને આન્તર કે બાહ્ય એનું જ્ઞાન હોય તો ત્યાં આન્તર દર્શન કરનાર અને [2]બાહ્ય દર્શન કરનારના ભાવમાં તથા ભગવત્સ્વરૂપમાં વિશેષના અભાવથી કોઇ પણ તારતમ્ય નથી. ૪

૫ આપ્રાયણાધિકરણ.

## आप्रायणात्तत्रापि हि दृष्टम् ॥४-१-१२॥

**પારલૌકિક ફલ સુધી (બાહ્ય અને આન્તરત્વના અનુસંધાન રહિત અવસ્થા) હોય છે, ત્યાં પણ (ભગવાન્ સાથે આલાપાદિ) દષ્ટફલ ખરેખર હોય છે.**

કહેલા અર્થમાંજ આ સંશય છે. અન્તઃપ્રાકટયવાળાને જયારે બહારનું સંવેદન થતાં પણ જ્યારે પ્રથમ અનુભવેલ ભગવાન્ના સ્વરૂપનો અનુભવ હોય છે ત્યારે પ્રથમ આન્તર પ્રાકટયનો અનુભવ કર્યો હતો. હવે બાહ્યનો અનુભવ કરૂં છું એમ અનુવ્યવસાય થાય છે કે નહિ. ત્યાં [1]વૈલક્ષણ્યથી થવાને યોગ્ય છે એમ પૂર્વપક્ષ છે. ત્યાં સિદ્ધાન્ત કહે છે. આપ્રાયણ સુધી શ્રીભાગવતમાં 'સત્ પુરુષોનું પ્રાયણ હું છું' (ભા. ૧૧-૧૧-૪૮) એવા ભગવદ્ વાકયથી પ્રાયણ શબ્દથી પોતે [2]પુરુષાર્થ હોવાથી પ્રાપ્ય પરમ પારલૌકિક ફલ કહેવાય છે. તે ફલ સુધીજ તેની તેજ [3]અવસ્થા સર્વદા છે બાહ્ય પ્રાકટયમાં પણ બાહ્ય અનુસંધાન નથી એવો અર્થ છે. તેથી ત્યાં તેનું સાયુજ્ય થાય છે કે નહિ એવો સંશય થાય તો નિર્ણય કહે છે. ત્યાં પણ પ્રાયણ પ્રાપ્ત થાય તો પહેલાંની માફક પ્રભુની સાથે [4]આલાપ અવલોકન, શ્રીચરણકમળને સ્પર્શ વગેરે ફલને જોવામાં આવેલું છે, અદષ્ટ સાયુજ્ય નહિ એવો અર્થ છે.

---

તો તારતમ્ય છે. **ભાવાર્થ**-જ્યાં ભક્તોમાં ભગવાન્ માટે ચિત્તની એકાગ્રતા છે તે ભકતોમાં આન્તર દર્શન અગર બાહ્ય દર્શન કરનાર ભકતોમાં કોઇ પણ ફેર નથી. કારણ કે તેમનામાં વિશેષનો અભાવ છે.

**અધિ૦ ૫ સૂત્ર ૧૨**—(૧) ભૂતકાળ અને વર્તમાન કાલના સંબન્ધથી કરેલું વૈલક્ષણ્ય (૨) આ આખો શ્લોક શ્રીભાગવતના ૧૧મા સ્કન્ધના ૧૧ મા અધ્યાયમાં નીચે પ્રમાણે છે.

प्रायेण भक्तियोगेन सत्सङ्गेन विनोद्धव । नोपायो विद्यते सम्यंक् प्रायणं हि सतामहम ॥ આ શ્લોકમાં જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગની ઉત્કૃષ્ટતા ભગવાન્ જણાવે છે. ભગવાન્ એજ સર્વનું પ્રાયણ છે. પ્રાયણ એટલે પારલૌકિક ફલ (૩) તેજ અવસ્થા અન્તઃપ્રકટાનુભવ અવસ્થા (૪) ભગવાન્ સાથે સંભાષણ તેનું અવ-

કારણ કે શુદ્ધ પુષ્ટિમાર્ગમાં અંગીકાર કરાયલો છે. [૫]નહિ તો પ્રથમ કહેલી ભાવની સંપત્તિ શી રીતે બને? એવી ઉપપત્તિ "હિ" શબ્દથી સૂચવાય છે. અને આ બ્ર. સૂ. ૩-૪-૪૦માં નિરૂપાયું છે. ૫

૬ તદધિગમાધિકરણ.

## तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥४–१–१३॥

### બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં પછીનાં પાપ સાથે અસંબન્ધ હોય છે અને પહેલાંના પાપનો નાશ થાય છે; તેનો વ્યપદેશ (શ્રુતિથી સ્મૃતિમાં) છે તેથી.

પુષ્ટિમાર્ગીયના ફલનો વિચાર કરાય છે. [૧]ત્યાં તો જ્ઞાનપૂર્વક ભક્તિની આવશ્યક્તા છે. [૨]કર્મની મર્યાદા [૩]પણ પોતે કરેલી હોવાથી તેનું ઉલ્લંઘન કર્યા વગરજ ભગવાનથી ફલનું દાન કરાય છે; અને તેનો [૪]ક્ષય ભોગ વગર થતો નથી. તેના ભોગના અનુકૂલ કર્મથી પોતાના સજાતીય અને તેના સંતાનથી ઉત્પન્ન થતાં હોવાથી, સર્વના મોક્ષનો અભાવ થાય છે. [૫]પ્રાયશ્ચિતની માફક જ્ઞાન કર્મોનું નાશ કરે છે એમ કહેવું શકય નથી. તેની માફક [૬]તેને ઉદ્દેશી તેનું વિધાન કરેલું નથી. અને વળી તેમ કહેવામાં અન્યોન્યાશ્રય [૭]થાય છે. કારણ કે દુરિત ચિત્તની અશુદ્ધિનો હેતુ હોવાથી તેના નાશમાં જ્ઞાનનો

લોકન તેના ચરણ કમલનાં સ્પર્શ વગેરે (૫) શુદ્ધ પુષ્ટિ માર્ગના સ્વીકારના અભાવમાં. **ભાવાર્થ**— પરમ પુરુષાર્થ રૂપ ફલની પ્રાપ્તિ થાય ત્યાં સુધી બાહ્ય અને આન્તરત્વના અનુસંધાનથી રહિત અવસ્થા નિત્ય હોયછે;તેનાથી પર સાયુજ્યપણ નથી. ત્યાં પણ પૂર્વની માફક ભગવાન્ સાથે આલાપાદિ દષ્ટફલ છે. અદૃષ્ટ સાયુજ્યાદિક નહિ.

**અધિ૦ ૬—સૂત્ર ૧૩**—(૧) જ્ઞાનયુક્તાભક્તિનો માર્ગ તે મર્યાદા ભક્તિનો માર્ગ અગર મર્યાદા માર્ગ કહેવાય છે, (૨) પૂર્વપક્ષી જ્ઞાનની અનાવશ્યકતા જણાવતાં દલીલ કરે છે (૩) કર્મની મર્યાદા પણ ભગવાનેજ કરી છે તેથી તેનું ઉલ્લંઘન કરીને તેનું ફલ આપતા નથી, અર્થાત્ કર્મ મર્યાદાનું ઉલ્લંઘન કરનારને ફળ મળતું નથી. જે કર્મો કરવાનાં કહ્યાં છે તે કરવાંજ જોઇએ. (૪) કરેલાં કર્મોનાં ફળ જ્યાં સુધી ભોગવાય નહિ ત્યાં સુધી તેનો ક્ષય થતો નથી અર્થાત્ જ્ઞાનની ઉપયુક્તતા કર્મનો નાશ કરવામાં છે એમ કહેતા હોતો તે ખોટું છે. કારણ કે જ્ઞાનથી કર્મનો નાશ નથી પણ તેના ફલના ભોગથી તેનો નાશ છે (૫) જ્ઞાન તે પ્રાયશ્ચિત્ત જેવું નથી કે જેથી જેમ પ્રાયશ્ચિત્તથી કર્મ બળી જાય છે તેમ જ્ઞાનથી તે બળી જાય. (૬) પ્રાયશ્ચિત્તની માફક જ્ઞાન કર્મનો નાશ કરવાના હેતુથી વિહિત નથી. અર્થાત્ જેમ પ્રાયશ્ચિત્તને વિધિના પ્રકરણમાં જેમ સ્થાન આપ્યું છે તેમ જ્ઞાનને આપવામાં આવ્યું નથી. જો જ્ઞાનથી કર્મનો નાશ થતો હોય તો શા માટે તેને વિધિ પ્રકરણમાં સ્થાન આપ્યું નથી (૭) તેમ છતાં જો જ્ઞાન એ કર્મના નાશમાં ઉપયોગી છે એમ કહેતા હોતો તેમાં અન્યોન્યાશ્રયનો દોષ આવે છે જેમકે દુષ્ટકર્મનો નાશ થતાં જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને જ્ઞાનની ઉત્પત્તિમાં દુષ્ટ કર્મોનો નાશ થાય છે. આમાં કર્મનો નાશ જ્ઞાનના ઉદયના આશ્રયે રહેલ છે અને જ્ઞાનનો ઉદય

ઉદય થાય છે. માટે મર્યાદામાર્ગમાં [9]મુક્તિનો વિષય કહેલો નથી એમ જો પ્રાપ્ત થાય તો કહેવાય છે.

તેનો [9]અધિગમ હોય અર્થાત્ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ હોય તો તેના [10]જ્ઞાનના સ્વભાવથીજ પછીના પાપનો [11]અસંબન્ધ થાય છે અર્થાત્ તે પૂર્વનો નાશ થાય છે. અહિંઆં પછીનાં ઉત્પન્ન થયેલાં કર્મનો સંબન્ધ નથી એવો અર્થ નથી. તેની આત્મામાંજ ઉત્પત્તિ હોવાથી તેનાથી જૂદો સંબન્ધનો અભાવ છે માટે ઉત્પત્તિ નથી એમ અર્થ છે. [12]આ પ્રમાણે મર્યાદામાર્ગીયતાનો ભંગ નથી. સાધન વગર સ્વરૂપના બલથીજ કાર્ય કરવામાં જ ખરેખર પુષ્ટિ છે. અહિંઆં નક્કી કરેલાં કર્મોના વિરોધી તરીકેના સ્વભાવવાળા જ્ઞાનથીજ તે પ્રમાણે સંપત્તિ છે માટેજ "જો ઇષિકાના (મુંજ ઘાસના મધ્ય ભાગના અગ્રભાગના) રૂને જો અગ્નિમાં નાખ્યું હોય તો જલદી બળીને ભસ્મીભૂત થાય છે. તેમજ જે માણસ આ જાણીને અગ્નિહોત્ર કરે છે તો તેનાં સઘળાં પાપો જલદી બળીને ભસ્મરૂપ થાય છે" (છાં. ૫-૨૪-૩) એ શ્રુતિ અગ્નિનું દૃષ્ટાન્ત કહે છે. સ્મૃતિ પણ "જેમ અગ્નિ ઇન્ધનને બાળે છે તેમ જ્ઞાનરૂપી અગ્નિ હે અર્જુન ! સર્વ કર્મોને બાળી નાખે છે" (ભ. ગી. ૪-૩૭) "જે અશ્વમેધથી યજન કરે છે તે બ્રહ્મ હત્યાના પાપને તરે છે" (છાં. ૫-૨૪-૩) વગેરે શ્રુતિઓથી તમે પણ તેના [13]ભોગના નિયમને કહી શકશો નહિં. આથી જ્યાં સુધી [14]ભોગ ન કર્યો હોય તો ક્ષય થતો નથી અને ભોગ કરવામાં અન્ય કર્મની ઉત્પત્તિ હોય છે તેથી મોક્ષનો સંભવ નથી એનો નિરાસ કર્યો જાણવું જોઇએ. વળી [15]અન્યોન્યાશ્રય નથી. કારણ કે તે અનાદિ અવિદ્યાથી જનિત સંસારની વાસનારૂપ છે. અને તેનો નાશ તો ગુરુ પાસે જઇને શ્રવણ, મનન, વિધિ તથા ઉપાસના વગેરે રૂપ જ્ઞાન સામગ્રીથીજ થાય છે. પણ અવિદ્યા જ્ઞાનથી નાશ કરાય છે. તો તેનો પ્રસંગ કયાં છે ? જ્ઞાનની સામગ્રી બલિષ્ઠ હોવાથી તથા કર્મ દુર્બલ હોવાથી તેનું તે પ્રતિબન્ધક

---

કર્મના નાશમાં રહેલ છે. (૮) આથીજ મર્યાદામાર્ગમાં મોક્ષ મળે છે એમ જે કહેવામાં આવે છે તે સત્ય નથી કારણ કે જ્યાં સુધી દુષ્ટ કર્મોનો નાશ ન થાય ત્યાંસુધી મોક્ષ મળે નહિ. પણ જ્ઞાન આ કર્મોનો નાશ કરવાનું સામર્થ્ય ધરાવતુંજ નથી, તો જ્ઞાનયુક્ત ભક્તિના માર્ગમાં અર્થાત્ મર્યાદા ભક્તિના માર્ગમાં મોક્ષ શી રીતે સંભવે ? આ પ્રમાણે પૂર્વપક્ષીની દલીલ છે. (૯) સિદ્ધાન્તી કહે છે કે જ્ઞાનીનો સ્વભાવજ એવો છે કે તેને પછીનાં દુરિત કર્મો સાથે સંબંધ થતો નથી અને પૂર્વનાં કર્મોનો તેનાથી વિનાશ થાય છે. અર્થાત્ જ્ઞાન વસ્તુ એવી છે કે જેમ જેમ માણસ બરાબર વસ્તુ જાણે છે તેમ તેમ દુરિત કર્મો કરતાં અટકી જાય છે. આથી ભવિષ્યમાં તેનાથી દુરિત કર્મો થતાં નથી, અને આ સ્થિતિમાં પૂર્વે કરેલાં કર્મનો નાશ થાય છે (૧૦) જ્ઞાનથી પ્રારબ્ધનો નાશ માનવામાં (૧૧) કર્મસંબન્ધની સંપત્તિ નથી. જ્ઞાનનો સ્વભાવજ એવો છે કે તે કર્મનું વિરોધી હોવાથી તેની સાથે તેનો સંબન્ધજ હોઇ શકતો નથી. (૧૨) જ્ઞાનનું આ પ્રમાણે સામર્થ્ય છે તેથી (૧૩) શ્રુતિ અને સ્મૃતિનાં દૃષ્ટાન્તોથી પ્રારબ્ધનો ક્ષય કરવાને તેનો ભોગ કરવોજ જોઇએ એમ તમે કહી શકશો નહીં. કારણ કે અગ્નિના દૃષ્ટાન્તથી એમ કહે છે કે જેમ અગ્નિ ઇન્ધનને બાળીને ભસ્મ કરે છે તેમ જ્ઞાન પ્રારબ્ધનો અન્ત લાવે છે. માટે જ્ઞાનથી પ્રારબ્ધની વિનાસ્યતા શ્રુતિપ્રતિપાદિત છે. (૧૪) આથી સિદ્ધ થાય છે કે પ્રારબ્ધનો ભોગ કરવામાં આવે તો પણ તેનો ક્ષય થાય છે. પણ તે શી રીતે? જ્ઞાનથીજ (૧૫) જ્ઞાનથી કર્મનો વિનાશ થાય છે એમ માનવામાં

નથી તેથી જ્ઞાનથી નાશ્યત્વ જણાવનાર શ્રુતિ તથા સ્મૃતિવાળા તારે પણ સ્વીકારવું જોઇએ. તેનો વ્યપદેશ છે તેથી. એ રીતે આજ હેતુને આચાર્ય કહે છે. ૧૩

## इतरस्याप्येवमसंश्लेषः पाते तु ॥४-१-१४॥

## બીજાનો (પુણ્યનો) પણ એજ પ્રમાણે છે. ભગદ્દભાવની ચ્યુતિમાં પણ (પાપ તથા પુણ્ય સાથે) અસંબન્ધ હોય છે.

પાપ, [1]શાસ્ત્રનું વિરોધિ હોવાથી શાસ્ત્રીય જ્ઞાન સાથે પણ ખરેખર તેનો વિરોધ બનો. ધર્મ તો તે પ્રમાણે નથી તેથી તેનો વિરોધ નથી જ એવી આશંકા દૂર કરવાને પૂર્વ ન્યાયના અતિદેશને કહે છે. બીજા કહેતાં પુણ્યનું પણ [2]એમ છે. પ્રથમનો નાશ થતાં પછીનો સંબન્ધ થાય છે એવો અર્થ છે. અતિદેશથી [3]હેતુ પણ તે જાણવો જોઇએ. તો પણ "આ તે બન્નેને તરી જાય છે" (બૃ. ૪-૪-૨૨) "અને આનાં કર્મો નાશ પામે છે" (મું. ૨-૨-૮) એમ સામાન્ય વચનથી "જ્ઞાનરૂપી અગ્નિ સઘળાં કર્મોનો નાશ કરે છે" (ભ. ગી. ૪-૩૭) એવી સ્મૃતિથી સર્વ શબ્દથી પણ તેમ છે. હવે આગી શંકા કરાય છે. મર્યાદામાર્ગીયની માફક જ્ઞાન પછી ભરતની માફક સંગદોષથી ભગવદ્ભાવની ચ્યુતિમાં સંગજ [4]દોષની ઉત્પત્તિની માફક આગળ વિહિત અને નિષિદ્ધ કર્મોની પણ ઉત્પત્તિ કહેવી શક્ય છે તેથી જ્ઞાન પૂરેપૂરી [5]રીતે કર્મનું વિરોધી નથી. ત્યાં નિર્ણયને કહે છે. "પાતમાં પણ" ભગવદ્ભાવથી ચ્યુતિ ભક્તિમાર્ગમાં [6]પાત કહેવાય છે "તુ" પણના અર્થમાં છે "પણ" શબ્દથી વાચ્ય, વ્યવચ્છેદના અર્થવાળા "તુ" શબ્દની

પૂર્વપક્ષીના મતે અન્યોન્યાશ્રય હતો. પણ સિદ્ધાન્તી કહે છે કે આમાં અન્યોન્યાશ્રય નથી. શાથી? પ્રથમનાં દુરિત કર્મો એટલે ચિત્તની અશુદ્ધિ કહી પણ ચિત્તની અશુદ્ધિ શાનાથી હોય છે? અનાદિ અવિદ્યાથી જનિત સંસાર વાસનાથી તે ઉત્પન્ન થાય છે. સંસાર વાસના એજ ચિત્તશુદ્ધિ છે. તેની ઉત્પતિ અવિદ્યાથી છે. તેને દૂર કરવાને માટે ગુરુ પાસે જવું જોઇએ તથા તેમની પાસેથી શ્રવણ કરવું, તથા મનન તેમ નિદિધ્યાસન આચરવું. આ રીતની જ્ઞાનની સામગ્રીથી તે ચિત્તની અશુદ્ધિરૂપ અવિદ્યા ટળી જશે **ભાવાર્થ**-બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં પછીના પાપનો સંબન્ધ હોતો નથી; અને તેથી પહેલાંનાં પાપ નાશ પામે છે. શ્રુતિ (છાં. ૫-૨૪-૩) તથા સ્મૃતિમાં (ભ.ગી.૪-૩૭) તે પ્રકારે કહેલું છે તેથી.

**સૂત્ર ૧૪**—(૧) પાપનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે તેથી તે શાસ્ત્રનું વિરોધિ છે. તે પાપ-દુરિત કર્મોનો નાશ જ્ઞાન કરે એ સંભવિત છે પણ સુકૃત કર્મો ઉપર જ્ઞાનનું બળ શી રીતે અજમાવાય? આવી પૂર્વપક્ષીની શંકા અહિંઆં છે. (૨) પાછલા સૂત્રમાં પાપ વિષે જે કહ્યું તેજ પુણ્યને -સુકૃતને લાગુ પડે છે. (૩) પાછલા સૂત્રનો ન્યાય અહિંઆં લાગુ પડતો હોય તો, હેતુ પણ ત્યાંજ આપેલોજ હોવો જોઇએ. અર્થાત્ બ્રહ્મજ્ઞાન થતાં પછીનાં પાપ સાથેનો સંબન્ધ થતો નથી અને પૂર્વપાપનો નાશ થાય છે એમ જે કહ્યું હતું તેમાં શ્રુતિ અને સ્મૃતિનાં ઉદાહરણ આપ્યાં હતાં. તેજ પ્રમાણે અહિંઆં પણ તે પૂરાવાથી જ્ઞાન આગળ પુણ્યકર્મોનું કંઇ પણ ચાલતું નથી એમ કહે છે (૪) જેમ જ્ઞાન પછી સંગદોષો ઉત્પન્ન થાય છે તેમ વિહિત અને નિષિદ્ધ કર્મો પણ હોય એવી પૂર્વપક્ષીની પુનઃ શંકા છે. (૫) તેથી જ્ઞાન સર્વ રીતે કર્મનું વિરોધી નથી અર્થાત્ પહેલાંના કર્મોનો નાશ કરી શકે પણ પાછળનાં-જ્ઞાન પછીથી થતાં વિહિત તથા નિષિદ્ધ કર્મોનો નાશ શી રીતે કરી શકે? (૬) ભક્તિમાર્ગમાં પાપ એટલે શું તે સમજાવે છે.

ઉક્તિથી આ માર્ગમાં પાપનો વ્યવચ્છેદ જ છે [7]મારામાં આસક્તિવાળાને કદી પણ પાપ લાગતું નથી" એવું વાકય છે તેથી. પણ મર્યાદામાર્ગીય હોવાથી પ્રારબ્ધના ભોગ માટે પ્રભુ જો તે [8]પ્રમાણે કરે તો તેનો ભાવ પૂર્ણ હોય. તેનો ભોગ [9]અસંભાવિત છે તેથી. ત્યારે એ પ્રમાણે થાય છે એવો વ્યાસનો અભિપ્રાય જણાય છે.

અને વળી જો તેમ [10]હોય તો પણ પછીના કર્મનો કર્મને સંબન્ધ જ નથી એમ અર્થ છે. પૂર્વ સૂત્રમાં આ પ્રમાણે જ "અશ્લેષ" શબ્દની વ્યુત્પત્તિ હતી. "एवम्" "આ પ્રમાણે" શબ્દથી અતિદેશની પ્રાપ્તિ હોવાથી આખા સૂત્રનું વ્યાખ્યાન તે વિષે કરવું જોઇએ નહિ. વળી પાત શબ્દનો [11]દેહપાત "તુ" શબ્દના અવધારણ અર્થને કહીને, દેહના પાતમાં મુક્તિની અવશ્ય અવધારણા વાકયનો અર્થ છે એવી ઉક્તિ વધારે સારી નથી. મુક્તિને પ્રાપ્ત કરાવનાર શબ્દનો અભાવ છે તેથી, અને વળી બ્ર. સૂ. ૪-૧-૧૯માં આગળ કહેવાનું છે તેથી. ૧૪

## अनारब्धकार्ये एवंतु पूर्वे तदवधेः ॥४-१-१५॥

### પ્રારબ્ધ સિવાયનાં સંચિત અને ક્રિયમાણજ (નાશ પામે છે) તેના અવધિરૂપ ભગવાનની ઇચ્છાથી (તેમ છે) એમ જાણવું જોઇએ.

શંકા—દેહ કર્મથી જન્ય હોવાથી, અને તેથી [1]તે નાશમાં તેનો નાશ અવશ્ય હોવાથી [2]બ્રહ્મવેત્તાના પ્રવચનની અનુપપત્તિ છે. આમ હોવાથી બ્રહ્મની જીજ્ઞાસાવાળાને ગુરુની સમીપ જવું વગેરે સાધનનો અસંભવ છે. "આચાર્યવાળો પુરુષ જાણે છે" (છાં ૬-૧૪-૨) એ શ્રુતિથી તેના [3]અભાવથી જ્ઞાનમાર્ગનો ઉચ્છેદ થશે અને તેથી મુક્તિના ઉચ્છેદનો પ્રસંગ આવશે એવી આશંકા કરીને સમાધાન કરે છે. પૂર્વસૂત્રોથી જ્ઞાનથી

ભગવદ્દભાવમાંથી ચ્યુતિ તેનું નામ પાપ છે. (૭) આ આખો શ્લોક નીચે પ્રમાણે છે न कर्हिचिन्मत्पराः शान्तरूपे नङ्क्ष्यन्ति नो निमिषो लेढि हेतिः । येषामहं प्रिय आत्मा सुतश्च सखा गुरुः सुहृदो दैवमिष्टम् ॥ (૮) ભક્તિભાવને અટકાવે (૯) જ્યાં સુધી ભગવાન્ ભક્તિભાવને બંધ કરે ત્યાં સુધી પ્રારબ્ધ કર્મોનો ભોગ હોય છે; અને જ્યારે તે ભાવ પૂર્ણ બને છે ત્યારે તેનો ભોગ હોતો નથી. (૧૦) ભરતમાં પૂર્વપ્રારબ્ધનો ભોગ હતો તો પણ (૧૧) પાતનો અર્થ દેહપાત કરવો તે વ્યાજબી નથી. અર્થાત દેહના પતનમાં મુક્તિ અવસ્ય મળે છે એવો અર્થ पाते तु શબ્દોમાંથી કેટલાકો ઉપજાવી કાઢે છે તે બરાબર નથી. કારણ કે મુક્તિને પ્રાપ્ત કરાવનાર પદનો ત્યાં અભાવ છે તેથી. ભાવાર્થ—જેમ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં પાપની ગતિ થાય છે તેવીજ પુણ્યની ગતિ છે. અર્થાત્ ભાવિ પુણ્યનો સંબન્ધ રહેતો નથી અને પૂર્વનો અન્ત આવે છે. એટલુંજ નહિ પણ કદાચ એવાની ભગવદ્દભાવમાંથી ચ્યુતિ થાય તો પણ તેને પુણ્ય અને પાપ લાગતાં નથી. તેનાં પુણ્ય અને પાપ ટળી જાય છે.

**સૂત્ર ૧૫**—(૧) કર્મનાશમાં દેહનો નાશ થાય છે, દેહની ઉત્પત્તિ કર્માનુસાર હોય છે. તો કર્મનો નાશ થતાં દેહનો નાશ થાય. એમ હોયતો શિષ્ય પ્રતિ બ્રહ્મના ઉપદેશની ઉપપત્તિ રહેશે નહિ. આ રીતે જોતાં બ્રહ્મજ્ઞાનની પૂર્વ ઉપદેશની યોગ્યતાના અભાવથી ઉપદેશનો અભાવ બનશે. પછીથી શરીરના પાતથી (દેહ ન હોય તો) ઉપદેશનો પણ સંભવ ન રહે. આમ થવાથી બ્રહ્મના ઉપદેશનો આખો સંપ્રદાયજ નાશ પામે. (૩) આચાર્યના અભાવથી કર્મ જો ન હોય તો દેહ ન હોય. ઉપદેશ આપનાર આચાર્ય દેહની અવસ્થામાં જ ઉપદેશ આપી શકે પણ કર્મના અભાવે તેનો દેહ નથી તો પછી તે બ્રહ્મનો ઉપદેશ

નાશ્ય જે પાપ અને પુણ્ય કહ્યાં છે તે બધાનો નાશ થતો નથી. પણ જેનાથી ભોગના આયતન રૂપ કાર્ય [4]છે તેનોજ નાશ ગણાય છે. (શંકા) જ્ઞાન ખરેખર અન્યની અપેક્ષા કરતું નથી. સ્વશકિતથી જેમ અગ્નિ ઇન્ધનને બાળે છે એમ પ્રથમ કહેલું છે તેમ હોવાથી સંપૂર્ણ તેનુંજ દહન કરે છે એમ કહેવું યુક્ત છે, શેષ સહિત નહિ. કારણ કે શક્તિથી તે વિશિષ્ટ નથી. તેમ કર્મના નાશમાં પણ સંસ્કારને લીધે કુંભારના ચક્રના ભ્રમણની માફક તેની વાસનાને લીધે દેહાદિની સત્તાથી પ્રવચનાદિની ઉપપત્તિ છે એમ કહેવું જોઈએ નહિ. જ્ઞાન સર્વત: બલવાન્ હોવાથી વાસના સહિત તેનો નાશ કરાય છે તેથી. મોટો પત્થર નાખ્યો હોય તો ચક્રના ભ્રમણને પાછું વાળવું શકય નથી એમ શંકા કરીને આરબ્ધ કાર્યના દહનમાં હેતુ કહે છે. તેની અવધિ સુધી તે જ્ઞાનથી આરબ્ધ કાર્યનું જ અદહન છે. તે તમામ કારણના કારણ તરીકે તમામના પહેલાંની અવધિરૂપ ભગવાન્‌ની ઈચ્છારૂપી લક્ષણના હેતુથી છે એવો અર્થ છે. જ્યાં તેની પણ દહનની ઇચ્છા છે [5]ત્યાં પણ તેમજ છે એવો નિગૂઢ આશય છે. માટે જ [6]આગળ તેમ કહેવાશે. માટે જ શ્રીભાગવતમાં કહે છે કે મૃગીના આભાસથી પોતાના આરબ્ધ કર્મથી યોગના આરમ્ભણથી ભ્રષ્ટ થયો (ભા. ૫-૮-૨૩) "ઉપભોગથી આરબ્ધ કર્મને દૂર કર્યાં" (ભા. ૫-૧૦ ૧૪) એમ વળી ભરત પ્રતિ વચન ગવાય છે. આમ હોવાથી મણિ મન્ત્ર વગેરેથી જેમની શકિત રોકાયલી છે એવા અગ્નિની માફક જ્ઞાન પણ અદાહક હોય તો તેમાં કોઈપણ હાનિ નથી એમ સઘળું બરાબર છે. [7]ઇચ્છાથી પ્રતિબદ્ધ થવાની દશામાં પ્રાચીન દશા નથી તેથી તેના વ્યવચ્છેદના જ્ઞાપન માટે "તુ" શબ્દ છે. આથી ભગવદ્‌ભાવ સર્વત: બલવાન્ હોવાથી તેનો પાત શી રીતે બને એવી શંકાનો નિરાસ કર્યો. ભગવાન્‌ની [8]ઇચ્છા મૂલ કારણરૂપ કહેલી હોવાથી તે સર્વત: બલિષ્ઠ છે તેથી; અને તેવી ઈચ્છા પોતે કરેલી મર્યાદાનું [9]પાલન કરવાને પુષ્ટિમાં [10]અંગીકાર કરાયલામાં તે [11]પ્રમાણે નથી. તેથી સઘળું ઠીક છે. ૧૫.

## अग्निहोत्रादि तु तत्कार्यायैव तद्दर्शनात् ॥ ४–१–१६ ॥

### અગ્નિહોત્રાદિ તો પ્રારબ્ધના ભોગને માટે જ કરવાં જોઇએ. શ્રુતિમાં તે જોવાય છે તેથી.

(શંકા)—પ્રારબ્ધ પ્રાચીનછે તેથી તેના નાશને માટે તેનો ભોગ જ બ્રહ્મવેત્તાએ કરવો જોઇએ, વિહિત અગ્નિહોત્રાદિ પણ કરવાં જોઈએ, એમ નહિ, કારણ કે પ્રયોજનનો

---

શી રીતે કરી શકે ? જો બ્રહ્મનો ઉપદેશ ન હોય તો મોક્ષ જ ન રહે, (૪) કાર્ય દેહ (૫) તે સ્થળે પ્રારબ્ધ કર્મનો પણ દાહ છે. (૬) બ્ર. સૂ. ૪-૧-૧૭માં (૭) પ્રારબ્ધનો નાશ જ્ઞાનથી થતો નથી એવી ઇચ્છાની દશામાં (૮) પ્રારબ્ધને ભોગથી દૂર કરવાની ઇચ્છા (૯) પ્રારબ્ધ કર્મોના ભોગથી તેમનો ક્ષય હોય છે એવી ઇશ્વરે કરેલી મર્યાદાના રક્ષણ માટે જ (૧૦) અજામિલ વગેરેમાં (૧૧) ભાવાર્થ—પ્રારબ્ધ સિવાયનાં બીજાં સંચિત અને ક્રિયમાણ સુકૃત અને દુષ્કૃત જે હોય તેનોજ નાશ થાય છે. તે પ્રારબ્ધ કર્મોનો નાશ નથી તેનું કારણ કાર્યમાત્રની પૂર્વ અવધિરૂપ ભગવદિચ્છાથી જ છે એમ જાણવું જોઇએ,

[1]અભાવ છે. વળી [2]તેવાઓની તેવી કૃતિ જોવાય છે. માટે પછીના કર્મનો સંશ્લેષ આવશ્યક છે એવી આશંકા કરીને તેના પ્રયોજનને કહે છે. "તુ" શબ્દ શંકાને દૂર કરનાર છે. અગ્નિહોત્રાદિ વિહિત કર્મોનું અનુષ્ઠાન તેના [3]કાર્યને માટે જ અર્થાત્ ભોગ કાર્ય માટે પ્રારબ્ધના નાશ માટે જ છે એવો અર્થ છે. જેઓનું અગ્નિહોત્રાદિ કરનાર પ્રારબ્ધ છે તેમનાથી જ તેના નાશ માટે [4]ભોગની માફક તે પણ કરવામાં આવે છે, તેવા જે નથી તેમનાથી નહિ. માટે જ સનક વગેરે તેવા નથી. આમ શાથી? તેનું દર્શન છે તેથી. 'જેવું કરનાર, જેવું આચરનાર તેવો તે થાય છે. સારાં કર્મો કરનાર સારો થાય છે, પાપ કરનારો પાપી હોય છે. પુણ્ય કર્મથી પુણ્યશાલી થાય છે અને પાપથી પાપી થાય છે "(બૃ. ૪–૪–૫) એવી શ્રુતિ પૂર્વ કર્મને પછીના કર્મના હેતુ તરીકે જણાવે છે. આથી ત્યાં કોઇપણ અનુપપત્તિ નથી.

કેટલાક એમ [5]કહે છે કે જ્ઞાનનું જે કાર્ય છે તેજ અગ્નિહોત્ર વગેરેનું છે તેથી તે કરવાને એવો શબ્દનો અર્થ કહે છે તે યોગ્ય [6]નથી. [7]બ્ર. સૂ. ૪–૧–૧૩થી ઉપક્રમ કરેલો હોવાથી બ્રહ્મવેત્તાના પ્રારબ્ધ રૂપ પ્રતિબન્ધના નાશમાં મોક્ષની સંપત્તિ પૂર્વ જ્ઞાનથી જ હોવાથી કર્મ નકામાં થઇ પડશે. "અનુવચનથી તેને જાણે છે" (બૃ. ૪–૪–૨૨) વગેરે શ્રુતિઓમાં જે "દર્શન" પદ છે તેજ આ સૂત્રમાં [8]દર્શનથી જણાવેલ છે. તેથી પણ પૂર્વ સૂત્ર સાથે [9]વિરોધ હોવાથી તેની ઉપેક્ષા કરવી જોઇએ.

૭ અતોન્યાધિકરણ.

## अतोन्यापि ह्येकेषामुभयोः ॥४–१–१७॥

**(જ્ઞાનથી નાશ નહિ પામતા પ્રારબ્ધ કર્મનો આક્ષેપ કરનાર શ્રુતિથી) બીજી શ્રુતિ છે તેથી પણ ખરેખર કેટલાક (પુષ્ટિમાર્ગીય ભક્તો) નાં પાપ અને પુણ્યનો નાશ (ભોગ વગર) થાય છે.**

[1]આ પ્રમાણે પ્રથમનાં ચાર સૂત્રોથી મર્યાદામાર્ગના ભક્તની [2]મર્યાદાથીજ મોક્ષના પ્રતિબન્ધનો સંભવ છે. અને તેનાથીજ તેનો નાશ છે એમ નિરૂપાયું. હવે પુષ્ટિમાર્ગીયનું

---

**સૂત્ર ૧૬**—(૧) અગ્નિહોત્રાદિ તે પ્રારબ્ધના નાશક નથી. (૨) જનક, વસિષ્ઠ વગેરે બ્રહ્મવેત્તા (૩) અગ્નિહોત્રાદિનું અનુષ્ઠાન (૪) સૂત્રમાં तत्कार्याय જે શબ્દ છે તેનો અર્થ કરે છે તેનો અર્થ "પ્રારબ્ધના ભોગ માટે" એવો કરવો. (૫) અગ્નિહોત્રાદિ રૂપી પ્રારબ્ધવાળાએ જ તેનો ભોગ કરવો બીજાઓએ નહિ. (૬) કેટલાકોના મતે तत्कार्यायનો અર્થ સમજાવે છે. અર્થાત્ જ્ઞાનથી જે કાર્ય (મોક્ષ) મેળવવાનું છે તેજ અગ્નિ હોત્રાદિથી મેળવવાનું છે (૭) ઉપરના અર્થનું ખણ્ડન કરે છે. (૮) બ્ર. સૂ. ૪–૧–૧૩ સાથે વિરોધ બતાવે છે. (૯) સૂત્રમાં આવેલા "દર્શન" શબ્દનો અર્થ કરે છે. અર્થાત્ "શ્રુતિનું દર્શન" એ અર્થમાં દર્શન શબ્દ છે. સૂત્રમાં કહેલો અર્થ શ્રુતિમાં જોવામાં આવે છે એમ જણાવવા "દર્શન" શબ્દ યોજ્યો છે. **ભાવાર્થ**—જનકાદિએ અગ્નિહોત્ર વગેરે કરેલાં પણ તે પ્રારબ્ધ કર્મોના ઉપભોગને માટે જ અર્થાત્ પ્રારબ્ધ કર્મોના ઉપભોગ માટે અગ્નિહોત્રાદિ કરવાનાં છે. આ અર્થ બૃ. ૪–૪–૫માં પણ જોવામાં આવે છે,

**અધિ૦ ૭ સૂત્ર ૧૭**—(૧) આની પહેલાંના અધિકરણમાં મર્યાદા માર્ગીય ભક્ત વિષે કહ્યું,

પ્રારબ્ધ ભોગ વગર નાશ પામે છે કે નહિ તેનો વિચાર કરાય છે. ત્યાં પ્રારબ્ધનો [3]સ્વભાવ ભોગથી નાશ પામવાનો હોવાથી તેના [4]વગર [5]આનું-ભોગ વગર પ્રારબ્ધ નાશ પામતું નથી. એમ જો પ્રાપ્ત થાય તો નિર્ણય કહે છે. કેટલાક પુષ્ટિમાર્ગીય ભકતોના પ્રારબ્ધ અને અપ્રારબ્ધ બન્ને ભોગ વિનાજ નાશ થાય છે. આમ શાથી? ત્યાં કહે છે. કર્મ જ્ઞાનથી નાશ કરાય છે એવું નિરૂપણ કરનારી [6]શ્રુતિથી બ્રહ્મવેત્તાનાજ પ્રવચન વગેરેના નિરૂપણથી જ્ઞાનથી નાશ નહિ પામનાર પ્રારબ્ધ [7]નામના કર્મનો આક્ષેપ કરનારી શ્રુતિ છે તેથી પણ બીજી પણ શ્રુતિ કહેવાય છે. "તેના છોકરા દાયને લે છે, મિત્રો પુણ્યકર્મોને અને શત્રુઓ પાપને મેળવે છે. જ્ઞાન અને ભોગથી કર્મના નાશનું નિરૂપણ કરનાર શ્રુતિથી આ શ્રુતિના વિરોધના પરિહાર માટે ખાસ કરીને વિષયનો [8]ભેદ કહેવો જોઈએ. આ શ્રુતિ કામ્ય કર્મો વિષે છે એમ કહેવું જોઇએ નહિ. બ્ર. સૂ. ૪-૧-૧૩ [9]સૂત્રથી તથા તેના અવયવ બ્ર. સૂ. ૪-૧-૧૪થી અવિશેષને લીધેઆરબ્ધથી જૂદાં તમામ કર્મોના નાશનું નિરૂપણ કરેલું છે તેથી અને વળી પાપકર્મોમાં કામ્યત્વનો સંભવ નથી તેથી. તેથી ઘણાજ અનુગ્રહના પાત્ર બનેલા ભકતની સ્વપ્રાપ્તિમાં વિલમ્બને સહન નહિ કરનાર ભગવાન્ આના [10]પ્રારબ્ધને આના સંબન્ધવાળું બનાવીને [11]તેનો તેનાથી ભોગ કરાવે છે. પ્રારબ્ધ [12]તો ભોગ એકલાથી જ નાશ પામવા જોગ છે તેથી પોતે કરેલી [13]મર્યાદાનું પાલન કરવાને તેનો નાશ કરતા નથી. તેઓ તો અમૂર્ત છે તેથી અકૃત કર્મ અને [14]અભ્યાગમ કર્મોનો પ્રસંગ આવશે. તેથી આમ કહેવું ઉચિત નથી એમ કહેવું જોઈએ નહિ. ઇશ્વર તરીકે જૂદી રીતે પણ કરવાનો સંભવ છે તેથી. [15]પુષ્ટિમાર્ગનું સ્વરૂપ મર્યાદાથી વિપરીત છે તેથી અહિંઆં કોઈ પણ અનુપપત્તિનું ભાવન કરવું નહિ.

અહિંઆં પુષ્ટિ ભકત વિષે કહે છે. (૨) મર્યાદાથી અર્થાત્ પ્રારબ્ધના ભોગ પૂર્વક મર્યાદાથી (૩) પ્રારબ્ધનું, પ્રારબ્ધનો સ્વભાવ એવો છે કે તે ભોગથી જ નાશ પામે છે. (૪) ભોગ વગર (૫) પુષ્ટિમાર્ગીયના પ્રારબ્ધનો નાશ પણ ભોગ વગર થતો નથી. (૬) સૂત્રમાં अतः શબ્દનો અર્થ આપે છે. अतः એટલે કારણ કે, અર્થાત્ કર્મનો નાશ જ્ઞાનથી થાય છે એમ શ્રુતિમાં કહેલું છે તેથી. એવો અર્થ તે સૂચવે છે. (૭) પ્રારબ્ધ નામના કર્મનો નાશ જ્ઞાનથી થતો નથી અર્થાત્ ભોગથી જ પ્રારબ્ધનો નાશ થાય છે એવું જણાવનાર શ્રુતિથી (૮) પુષ્ટિ મર્યાદા એવા ભેદથી (૯) બ્ર. સૂ. ૪-૧-૧૩ તથા ૧૪થી પ્રારબ્ધ સિવાયનાં એટલે સંચિત અને ક્રિયામણનો નાશ થાય છે, પણ પ્રારબ્ધનો તો ભોગ કરવો જ પડે છે એમ જણાવ્યું હતું. (૧૦) પુષ્ટિ ભકતના પ્રારબ્ધને ભગવાન્ તેના સંબન્ધીઓને સોંપે છે, અર્થાત્ પુષ્ટિ ભકતોનાં પ્રારબ્ધ તેમને પોતાને ભોગવવાં પડતાં નથી પણ તેના સંબન્ધીઓથી તે ભોગવાય છે. (૧૧)તેનો-પ્રારબ્ધનો, તેનાથી--ભક્તના સંબન્ધથી (૧૨) પ્રારબ્ધને પુણ્ય અને પાપના (૧૩) પ્રારબ્ધનો નાશ ભોગથી થવો જોઇએ એવી શાસ્ત્રની મર્યાદા છે. તોતે મર્યાદાનું પાલન ભગવાને પોતે કરવું જોઇએ. આથી તે મર્યાદાનું પાલન પુષ્ટિ ભકતની બાબતમાં આ રીતે કરે છે. અર્થાત્ મર્યાદા ભકતને પોતાના પ્રારબ્ધનો ભોગ જાતે કરવો પડે છે ત્યારે પુષ્ટિ ભકતને જાતે કરવો પડતો નથી, પણ ભગવાન્ બીજાઓ-તેના સંબન્ધીઓ દ્વારા તેનો ભોગ કરાવે છે. (૧૪) કોઇને એમ શંકા થાય કે પુષ્ટિ ભકતનાં પ્રારબ્ધ પાપ અને પુણ્યનો ઉપભોગ તેમના સંબન્ધીઓ સુતાદિ કરે તે ઠીક નથી, કારણ કે જેણે કર્મો કર્યાં હોય તેણે જ તે ભોગવવાં જોઇએ. પ્રસ્તુત બાબતમાં સુતાદિએ તે કર્યાં નથી, તો પછી શા માટે તેની પ્રાપ્તિ-તે કર્મોનો ભોગ ભોગવવો પડે ? આ શંકાનું સમાધાન કરે છે, (૧૫) શા માટે

કારણકે તે અહિંઆં [16]ભૂષણ રૂપ છે. માટેજ 'કેટલાકને' એમ કહીને તે અધિકાર [17]દુર્લભ છે એમ સૂચન કર્યું. ૧૭

## यदेव विद्ययेति हि ॥४–१–१८॥

### * કારણ કે "જે વિદ્યાથી કર્મ કરે છે" એમ કહ્યું છે તેથી

(શંકા)—"જે વિદ્યાથી કરે છે" (છાં. ૧-૧-૧૦) એ [1]શ્રુતિ પ્રમાણે વિદ્યાપૂર્વક કર્મ કરવામાં વીર્યના અતિશયનું ફલ સંભળાય છે. માટે બ્રહ્મવિદ્યાવાળાનું પણ તેજ પ્રમાણે હોવું ઉચિત હોવાથી તેના 'પછીનાનો આશ્લેષ" એમ જે કહ્યું તે યોગ્ય નથી એમ જો પ્રાપ્ત થાય તો કહે છે.[2]જે હેતુથી "વિદ્યાથી, શ્રદ્ધાથી, ઉપનિષદ્‌થી કરે છે" (છાં. ૧-૧ ૧૦) એ શ્રુતિથી જ બ્રહ્મવેત્તાના પણ કર્મની ઉત્પત્તિ જણાવનાર હેતુ તરીકે ઉદાહરણ તું આપે છે તે તો સમર્થ નથી તો પણ "ૐ એ ઉદ્‌ગીથ અક્ષરની ઉપાસના કરવી જોઇએ" (છાં. ૧-૧-૧) ત્યાંથી ઉપક્રમણ કરીને તે રસતમ છે, બન્નેરૂપ છે, અનુજ્ઞા અક્ષરરૂપ તથા ત્રયીની [3]પ્રવૃત્તિના હેતુરૂપ જણાવીને આની આગળ "જે વિદ્યાથી કરે છે" (છાં. ૧-૧-૧) વગેરે રૂપથી કહીને (આ ખરેખર આ અક્ષરનું ઉપાખ્યાન થાય છે" એવા ઉપસંહારથી ઉદ્‌ગીથની ઉપાસનાના વિષયજ જે વિદ્યાથી એવા વાકયથી જણાય છે તેથી કહેલા રસતમ વગેરેના પ્રકારવાળી ઉપાસનાની વચમાં "જે વિદ્યાથી કરે છે તેજ વધારે વીર્યવાળું થાય છે" (છાં. ૧-૧-૧૦) એમ તે અર્થજ કહ્યો છે તેથી બ્રહ્મવિદ્યાની ગન્ધ સરખી પણ નથી એમ તે શંકા અહિંઆં સંભવતી નથી એવો અર્થ છે,

ઇશ્વર પુષ્ટિ ભક્ત માટે આ પ્રમાણે વર્તે છે ? એ શંકાનો ઉત્તર આપે છે. પુષ્ટિમાર્ગ એ મર્યાદા માર્ગથી કંઇક જૂદો જ છે. તેમાં મર્યાદાને અવકાશ નથી. તેનું સ્વરૂપ મર્યાદા માર્ગથી જૂદું છે. માટે ઇશ્વરના તેમ કરવામાં કોઇપણ અનુપપત્તિ નથી. (૧૬) કોઇ કહે કે જો ઇશ્વર પુષ્ટિભક્તને જાતે પ્રારબ્ધનો ભોગ ન ભોગવાવે તો તે દૂષણ નથી પણ તેથી પણ તેથી તો ઇશ્વરની શોભા છે. (૧૭) આ પ્રમાણે પોતાને જાતે પ્રારબ્ધનો ભોગ નહિ ભોગવવાનું દરેકના ભાગ્યમાં હોતું નથી; ફક્ત પુષ્ટિમાર્ગના ભકતને માટે જ આ પ્રમાણે છે. **ભાવાર્થ**—મર્યાદા ભકતોના વિષે કહેવામાં આવ્યું કે તેમના પ્રારબ્ધનો ભોગ તેમણે કરવો પડે છે. પુષ્ટિભકતોને તેવા ભોગ જાતે કરવો પડતો નથી. વગર ભોગે તેમના પ્રારબ્ધનો નાશ થાય છે, કારણ કે પ્રારબ્ધરૂપી કર્મ જ્ઞાનથી નાશ પામતું નથી એવું જણાવનાર શ્રુતિથી ભિન્ન "તેના પુત્રો તેનું હૃદય મેળવે છે" એ શ્રુતિ છે. ૧૭

**સૂત્ર ૧૮**—(૧) છાં. ૧-૧-૧-૧૦ની શ્રુતિમાં વિદ્યાપૂર્વક,-જ્ઞાન પૂર્વક કર્મ કરવાનું કહે છે. આ રીતે કર્મ કરનારને અતિશય વીર્યની પ્રાપ્તિ થાય છે. આ વાકય ઉપરથી પૂર્વપક્ષી એમ કહે છે કે જો એમ હોય તો બ્રહ્મવેત્તાને-જ્ઞાનીને પણ કર્મ કરવાનાં તો રહ્યાં. જો તે કર્મ કરતો હોય તો પછી પાછળ બ્ર. સૂ. ૪-૧-૧૩ તથા ૧૪માં જે એમ કહ્યું કે તેને પાપ કે પુણ્ય સાથે કંઇપણ લેવા દેવા નથી એ ખોટુ ઠરે છે. (૨) છાં. ૧-૧-૧૦ની શ્રુતિનો અર્થ પ્રથમ રીતે કરે છે. આ શ્રુતિ બ્રહ્મવેત્તાના પ્રાસંગિક કર્મો વિષે કહે છે, અર્થાત્ હમેશાં કર્મ કરવાં જોઇએ. એવું કહેતી નથી. આથી તે કર્મથી બ્રહ્મવેત્તાના પછીનાં પાપ-પુણ્યનો નાશ કરાતો નથી. (૩) પ્રથમ ૐકાર અને પછીથી ત્રણવેદની ઉત્પત્તિ

*આ સૂત્રના જૂદા જૂદા અર્થ માટે જુઓ ભાષ્ય, અગર પદાર્થ.

[4]અથવા. કહેલી શંકાના નિરાસ માટેજ કહે છે. ખરેખર બ્રહ્મવેત્તા પ્રારબ્ધના ક્ષય માટેજ કરે છે. તે તો અન્યથી કરાયલાં કર્મોથી વાસના [5]સહિત તેનો નાશ થવાથી વધારે વીર્યવાળું થાય છે જ. તેથી કોઈ પણ અનુપપત્તિ નથી એવો અર્થ છે. [6]અથવા (શંકા) પુષ્ટિમાર્ગીયના પ્રારબ્ધનો પણ ભોગ વગરજ નાશ છે એમ સાંભળીને અસંભાવના કરનાર તરફ કૈમુતિક ન્યાયથી તેના પરિહારને કહે છે. જીવનિષ્ઠાવિદ્યા [7]ખરેખર ભગવાનના જ્ઞાનની શક્તિના અંશરૂપ છે. આમ હોવાથી જ્યાં ધર્મના [8]સંબન્ધીની સાથે સંબન્ધ છે. તેનાથી જૂદાંથી કર્મમાં અતિશયને શ્રુતિ કહે છે. ત્યાં સાક્ષાત્ [9]ધર્મી સાથેના સંબન્ધમાં અતિશયિત કાર્યની સંપત્તિમાં અસંભાવના શી રીતે કરવી ઉચિત છે એમ નિગૂઢ આશય છે, માટે જ 'હિ' શબ્દ હેતુ કહે છે. ૧૮

## भोगेन त्वितरे क्षपयित्वाथ संपद्यते ॥४–१–१९॥

### બે (સ્થૂલ તથા લિંગ શરીરોનો) ત્યાગ કરીને ( ભગવલ્લીલોપયોગિ દેહની પ્રાપ્તિ) પછી ભોગને સંપન્ન (પુષ્ટિભક્ત) થાય છે (અર્થાત્ બ્રહ્મ સાથે ભોગ ભોગવે છે.

પુષ્ટિમાર્ગીય ફલની પ્રાપ્તિમાં પ્રતિબન્ધના અભાવને ઉપપત્તિપૂર્વક કહીને તેની પ્રાપ્તિના પ્રકારને કહે છે. આગળ પ્રાપ્ય અલૈકિક દેહથી જૂદાં સ્થૂલ [1]અને લિંગ શરીરનો નાશ કરીને ભગવાનની લીલામાં ઉપયોગિ દેહની પ્રાપ્તિ [2]પછી ભોગથી સંપન્ન થાય છે. "તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સર્વ કામો ભોગવે છે" (તૈ. ૨–૧) એવી શ્રુતિમાં કહેલા ભોગથી સંપન્ન થાય છે એવો અર્થ છે. શ્રુતિનો [3]અર્થ તો આનન્દમય અધિકરણમાં

---

થઈ છે. આથી ૐકારને ત્રણવેદની પ્રવૃત્તિનો હેતુ કહે છે. (૪) શ્રદ્ધા અને ઉપનિષદ એ સાધારણ હોવાથી વિદ્યાનું પણ સાધારણત્વ યુક્ત છે. તેમાં તેનો સંકોચ નથી એવી કોઇને શંકા થાય તો અન્ય રીતે વ્યાખ્યાન કરે છે. (૫) વાસના સહિત પ્રારબ્ધના નાશથી. (૬) પહેલાં કહેલા અર્થને લક્ષ્યમાં રાખીને આ સૂત્રનું અન્ય તાત્પર્ય કહે છે. (૭) જીવનિષ્ઠા વિદ્યા ભગવાનની જ્ઞાન શક્તિના અંશરૂપ હોવાથી (૮) ધર્મ–ભગવાનની જ્ઞાનશક્તિ તેના સંબન્ધવાળી જીવની વિદ્યા તેના સંબન્ધથી. (૯) ભગવાન્ સાથેના સંબન્ધથી. ભાવાર્થ—(છાં. ૧-૧-૧૦) માં જ્ઞાનપૂર્વક કર્મ કરવાનાં કહ્યાં છે. તેથી એમ સમજવું કે જ્ઞાનીને કર્મ કરવાનાં હોવાથી તેમના કર્મનો આશ્લેષ તથા વિનાશ થતો નથી. આ શ્રુતિમાં જ્ઞાનીને કર્મ કરવાનાં કહ્યાં છે તે પ્રાસંગિક છે, વળી કર્મ કરવાનું જે કહ્યું છે તે માત્ર તેના પ્રારબ્ધના ક્ષયને માટે. પોતાના પ્રારબ્ધના નાશને માટે જ્ઞાનીએ કર્મ કરવાં જોઇએ. અથવા બીજી રીતે પણ આ શ્રુતિ સમજી શકાય. જીવની વિદ્યા તે ભગવાનની જ્ઞાન શક્તિના અંશરૂપ છે. આથી ભગવાનની શક્તિના અંશરૂપ વિદ્યાના સંબન્ધથી જીવકૃત કર્મ જો અતિશય વીર્ય આપે છે. તો પછી સાક્ષાત્કૃપાથી પ્રારબ્ધનો નાશ શી રીતે દુષ્કર નીવડે. આ પ્રકારે પુષ્ટિમાર્ગમાં ભગવાનની કૃપાથી પ્રારબ્ધનો નાશ થાય છે એમ જણાવ્યું છે.

સૂત્ર ૧૯ —(૧) સૂત્રમાં "ઇતર–બે" એવો શબ્દ છે તેનો અર્થ સ્થૂલ શરીર અને લિંગ શરીર એમ છે. (૨) अथ એનો અર્થ પછી છે. અર્થાત્ ભગવાનની લીલાના ઉપયોગી દેહની પ્રાપ્તિ પછી (૩)

નિરૂપેલો છે. અલૌકિકત્વ વગર અને ઉક્તદેહ વગર કહેલા ફલની પ્રાપ્તિનો વ્યવચ્છેદ "તુ" શબ્દ છે. ૧૯

શ્રીવેદવ્યાસમતાનુવર્તિ શ્રીમદ્વલ્લભાચાર્ય વિરચિત બ્રહ્મસૂત્રના
અણુભાષ્યમાં ચોથા અધ્યાયનો પ્રથમ પાદ સમાપ્ત.

## અધ્યાય ૪ થો.

### પાદ ૧ લો.

### વિવેચન.

અધિકરણ. ૧ લું

**સૂત્ર ૧ લુ.**—ચોથો અધ્યાય ફલપ્રકરણ કહેવાય છે. બ્રહ્મનું દર્શન તે ફલ છે. શ્રવણાદિ સાધન છતાં પણ તેનો ફલ પ્રકરણમાં સમાવેશ કર્યો છે કારણકે તે બાહ્ય સાધન નહિ પણ અન્તરંગ સાધન છે તેથી. બૃ-૪-૫-૬. માં આત્માનું દર્શન કરવું, શ્રવણ કરવું, મનન કરવું તથા નિદિધ્યાસન કરવું એમ કહ્યુ છે તો એ સંબન્ધી અહિંઆં પ્રશ્ન એ છે કે શ્રવણાદિ એક વખત કરવાં કે અનેક વખતે?

**પૂર્વપક્ષી**—શ્રવણાદિની એક વખતજ કરવાની જરૂર છે અનેક વખતે નહિ. કારણ કે જો બરાબર એક વખત શ્રવણાદિ કરવામાં આપે તો તેટલાથીજ શાસ્ત્રનો અર્થ ફલિત થાય છે, અને બ્રહ્મદર્શનરૂપી ફલ પ્રાપ્ત થાય છે, આથી અનેક વખત કરવાની જરૂર નથી. વળી જો એમ કહેવામાં આવે કે જેમ ડાંગેરમાંથી ચોખા કાઢવાને માટે જ્યાં સુધી ચોખા નીકળે નહિ ત્યાં સુધી તેમને ખાંડવા જોઇએ, તેજ પ્રમાણે બ્રહ્મ દર્શન થાય નહિ ત્યાં સુધી શ્રવણાદિ વારંવાર કરવાં, તો તે પણ યુક્ત નથી. કારણ કે ડાંગેર અને ચોખાના દૃષ્ટાન્તમાં તો જે ફલ છે તે દૃષ્ટ છે. શ્રવણાદિનું ફલ દૃષ્ટ નથી પણ અદૃષ્ટ છે. આથી તે દૃષ્ટાન્ત ઉપરથી શ્રવણાદિ પણ બ્રહ્મનું દર્શનરૂપી ફલ પ્રાપ્ત થતાં સુધી કરેજ જવાં એ કહેવું યુક્ત નથી.

**સિદ્ધાન્તી**—તમારી દલીલ અમારે ગળે ઉતરતી નથી. શ્રુતિમાં આ વિષે શું કહ્યું છે તે આપણે જોયા પછીજ આપણે અભિપ્રાય આપી શકીએ. તો શ્રુતિ આ વિષે શું કહે છે તે બરાબર જુઓ. ખાસ કરીને છાં-૬-૮-૭ની શ્રુતિ વિચારવી. શ્વેતકેતુ જ્યારે બ્રહ્મોપદેશ માટે ઉદ્દાલક પાસે બેઠેલા છે ત્યારે ઉદ્દાલક તેને તે વસ્તુ સમજાવે છે. તેને જુદાં જુદાં દૃષ્ટાન્તો આપીને એમ જણાવે છે કે જડ અને જીવ તે બન્ને બ્રહ્મરૂપ છે. આને માટે પ્રથમ મધનું દૃષ્ટાન્ત આપે છે. જેમ મધ એકઠું કરવામાં આસક્ત મધમાખો જુદાં જુદાં સ્થાનમાંથી અનેક વૃક્ષોના સારને ગ્રહણ કરીને મધ મેળવે છે અને તે સર્વને એક રસરૂપ બનાવે છે. આ રીતે એકત્રત્વને પામ્યા પછી આ રસ ફલાણા વૃક્ષમાંથી આણ્યો છે તે વિચાર રહેતો નથી. તેજ રીતે સર્વ પ્રજાઓ સતમાં સંપન્ન થઇને એમ જાણતી નથી કે અમે તેને પ્રાપ્ત થયા છીએ. બીજી વખતે નદીનું દૃષ્ટાન્ત આપે છે. જેમ ગંગાદિ પૂર્વ દિશામાંથી નીકળેલી નદીઓ પૂર્વ તરફ વહે છે અને સિંધુ વગેરે પશ્ચિમ દિશામાંથી નીકળેલી તે દિશામાં વહે છે. આ નદીઓ આખરે સમુદ્રને મળે

---

ભાષ્યમાં ઉલ્લેખ કરેલી તૈ. ૨-૧ ની શ્રુતિનો અર્થ આનંદમય અધિકરણમાં આવે છે. (૪) સૂત્રમાં તુ શબ્દ તુ શા માટે છે તેનું પ્રયોજન આપે છે. કહેલા અલૌકિક દેહ વગર જણાવેલુ પુષ્ટિમાર્ગીય ભક્તનું ફળ હોતું નથી. તેથી તેવા દેહ વગરની ફલ પ્રાપ્તિ પ્રતિષેધ કરે છે. **સૂત્રાર્થ**–પુષ્ટિભક્ત સ્થૂલ અને લિંગ દેહનો ત્યાગ કરીને ભગવલ્લીલામાં ઉપયુક્ત અલૌકિક દેહને પ્રાપ્ત કરે છે અને પછીથી તે બ્રહ્મની સાથે તમામ પ્રકારના ભોગ ભોગવે છે.

છે. અને સમુદ્ર સાથે એક થઇ જાય છે. તે એવી રીતે કે અમુક જળ ગંગાનું અને અમુક સિન્ધુનુ તેવું તેમને જ્ઞાન હોતું નથી તે નદીઓ સમુદ્રમાંથીજ ઉત્પન્ન થઇ હતી. તે ઉત્પન્ન થતાં પહેલાં સમુદ્રમાંથી વાદળાં બંધાયાં અને તે વાદળાંનું જળ જુદી જુદી નદીઓમાં વર્ષતાં અમુક ગંગા, અમુક સિંધુ એમ કહેવાઈ. અર્થાત્ ઉત્પત્તિ પછીજ ગંગાદિના નામભેદ પડ્યા. તે પહેલાં તેમાં નામ ભેદ નહોતાં. તેમ સમુદ્રમાં તે ભળી જાય છે ત્યારપછી પણ તે નામ ભેદ નથી. તેજ પ્રમાણે તમામ જડ તથા જીવો ઉત્પત્તિ પૂર્વે અવ્યાકૃત કારણરૂપમાં હતાં. ઉત્પત્તિ પછી પણ કારણરૂપમાં ભળી જાય છે. આ પછી વૃક્ષનું દૃષ્ટાંત આપે છે. જેમ કોઇ મોટા વૃક્ષના મૂળમાં છેદ કરવામાં આવે તો તેમાંથી રસ ઝરે છે. તેના મધ્યમાં જો છેદ કરવામાં આવે તો પણ રસ ઝરે છે. તેથા તેના અગ્રભાગમાં જો તેમ કરવામાં આવે તો પણ તેમાંથી રસ ઝરે છે. આમ ગમે તે સ્થળે તેના ઉપર છેદ કરવામાં આવે તો રસ ઝરે છે. જ્યાં સુધી તે જીવતું હશે ત્યાં સુધી જ તે રસ ઝરશે. પણ જો તેમાં રસ નહિ હોય તો તે સૂકાઇ જશે, અને તે મરી જશે. તેજ પ્રમાણે શરીરમાંથી જીવ જૂદો પડતાં તે મરી જાય છે પણ જીવ મરતો નથી, કારણ કે તે આત્મારૂપે છે, સર્વ રૂપે તથા સતરૂપે છે.

પછી વડના બીજનું દૃષ્ટાન્ત આપીને સિદ્ધાન્ત સમજાવે છે. ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું 'વડનું એક ફળ લેઇ આવ.' શ્વેતકેતુ તે લાવ્યો. પછી કહ્યું 'તેને તું ભાગ.' શ્વેતકેતુએ તેને ભાગ્યું. પછી તેને પૂછ્યું 'આમાં શું જણાય છે?' તેણે કહ્યું કે ઝીણાં ઝીણાં બી જણાય છે. પછી તેમાંના એકાદ બીજને ભાગવાનું કહ્યું. તેણે તે પ્રમાણે ભાગ્યું. પછીથી ઉદ્દાલકે પૂછ્યું 'આમાં તું શું જુએ છે?' ત્યારે શ્વેતકેતુએ કહ્યું 'એમાં હું કંઇ પણ જોઇ શકતો નથી' આ ઉપરથી ઉદ્દાલકને એમ સમજાવ્યું કે જે બીજમાંથી એક મહાન્ વૃક્ષ ઉત્પન્ન થાય છે તે એટલું બધું સૂક્ષ્મ છે કે તે જોઇ શકાતું નથી તેમ સૂક્ષ્મ રૂપ બ્રહ્મમાંથી આ જગત્ ઉદ્ભવે તે આપણે સમજી શકતા નથી.

આ પછી મીઠાના કાંકરાનું દૃષ્ટાન્ત આપે છે. પ્રથમ મીઠાનો કાંકરો શ્વેતકેતુ પાસે મંગાવીને ઉદ્દાલક તેની પાસે જળનાં વાસણમાં નંખાવે છે. શ્વેતકેતુ તેમ કરીને પછી ઉદ્દાલક પાસે લેઇ જાય છે. ત્યારે ઉદ્દાલક તેને મીઠાનો કાંકરો જળમાંથી પાછો આપવાને કહે છે; પણ તે જળમાં ઓગળી ગયો હોવાથી તેને શી રીતે પાછો આપી શકે? ત્યારે તેને તે જળનો આસ્વાદ લેવાને કહ્યું. શ્વેકકેતુએ જૂદી જૂદી જગ્યાએથી તે જળને આખ્યું તો તમામ સ્થળે તે ખારૂં જણાયું. આ ઉપરથી પિતાએ તેને ઉપદેશ આપ્યો કે બ્રહ્મ તેવી રીતનું છે. તે સર્વત્ર વ્યાપેલું છે. તમામ વસ્તુઓમાં બ્રહ્મ છે. જેમ જળમાં આવેલા મીઠાના કાંકરાને આપણે સમજી શકતા નથી તેમ બ્રહ્મને આપણે જોઇ શકતા નથી. પણ આસ્વાદથી જેમ મીઠાને જાણી શકાય છે તેમ અનુભવથીજ બ્રહ્મ વસ્તુ સમજાય છે.

આ પછી ગાંધાર પુરુષનું દૃષ્ટાન્ત આપવામાં આવે છે. જેમ કોઇ ગાંધાર નગરના પુરુષને આંખે પાટા બાંધીને ઘણે દૂરના દેશમાં લેઇ જઇને પછીથી છોડી મૂકવામાં આવે તો તે માણસ એમજ બૂમો પાડશે કે "અરેરે, મને એકાન્ત સ્થળમાં આંખે પાટા બાંધીને છોડી મૂક્યો છે તો હું કયાં જઇશ? હવે હું શી રીતે મારા પોતાના દેશ પહોંચીશ?" આ પ્રમાણે બોલતો તે કલ્પાંત કરશે. પણ એટલામાં જો કોઇ દયાળુ પુરુષ ત્યાં આવી પહોંચે અને તેના ઉપર દયા લાવીને તે પાટો છોડી નાખે અને પછી તેને કહે કે ફલાણા ફલાણા રસ્તે થઇને જતાં ગાંધાર નગર પહોંચાશે, તો તે માણસ જરૂર પોતાના દેશ પહોંચશે. તેજ પ્રમાણે જીવ પોતાનું મૂળ સ્થાન બ્રહ્મમાંથી અવિદ્યાથી આંધળો થઇને સંસારમાં આવી પડ્યો છે. તેથી તે અહિંઆં આમ તેમ ગોથાં ખાય છે. તેને પોતાના મૂળ સ્થાનની દિશાની ખબર પડતી નથી. પણ કોઇ બ્રહ્મને જાણનાર ગુરુ તેની મદદે આવે તો તે દિશાને જાણી શકે છે આ સિવાય બીજાં પણ દૃષ્ટાન્તોથી નવ વખત ઉદ્દાલકે શ્વેતકેતુને ઉપદેશ આપ્યો છે. અર્થાત્ બ્રહ્મ

વિષેના ઉપદેશનું શ્રવણ કરાવ્યું છે. જો એકજ વખત શ્રવણાદિની જરૂર હોત તો અહિંઆં તે વસ્તુ સમજાવાને શા માટે ઉદ્દાલક શ્વેતકેતુને નવ વખત પોતાના ઉપદેશનું શ્રવણ કરાવે. ઉદ્દાલક શ્વેતકેતુને બ્રહ્મ વિષેનો ઉપદેશ આપવા માગે છે; અને તે એમજ કહેવા માગે છે કે બ્રહ્મતત્ત્વ ઘણું જ સૂક્ષ્મ છે, તે એકદમ ગ્રાહ્ય થતું નથી. આ જગત્ તે બ્રહ્મરૂપ છે. આ ઉપદેશ વધારે સુદૃઢ બને તેટલા માટે એક દૃષ્ટાન્ત નહિ આપતાં જૂદાં જૂદાં દૃષ્ટાન્તો આપે છે, માટે શ્રવણ મનન નિદિધ્યાસન વગેરે એક વખત કરવાથી ફળ પ્રાપ્ત થતું નથી; પણ તેમને વારંવાર કરવાં જોઇએ. વારંવાર કરવાથી વસ્તુ હૃદયમાં દૃઢ થાય છે અને તેથી ચિત્ત તેની પાછળ લાગ્યું રહે છે.

વળી ડાંગેર અને ચોખાનું દૃષ્ટાન્ત શ્રવણાદિની બાબતમાં બંધ બેસતું નથી એમ જે તમે કહ્યું તે વિષે એટલું જ જણાવવાનું કે તે દૃષ્ટાન્ત અહિંઆં બરાબર લાગુ પડે છે. જેમ ડાંગેર ખાંડવાનું ફલ દૃષ્ટ છે તેમ અહિંઆં પણ ફલ દૃષ્ટ છે. કારણ કે શ્રવણાદિથી અસંભાવના અને વિપરીત ભાવનારૂપી જે અંતઃકરણના દોષો છે તે ટળી જાય છે. આ તેનું દૃષ્ટફળ છે.

**સૂત્ર ૨**—ઉપર છાંદોગ્યના શ્વેતકેતૂપાખ્યાનમાંથી શ્રુતિનો આધાર આપીને શ્રવણાદિની વારંવાર આવૃત્તિ કરવી જોઇએ એમ જણાવ્યું. હવે અમે તમારી વિશેષ પ્રતીતિમાટે સ્મૃતિમાંથી પ્રમાણ આપીશું. સ્મૃતિ પણ એમજ કહે છે કે શ્રવણાદિ અન્તરંગ સાધનો વારંવાર કરવાં જોઇએ. ભા. ૧૧–૧૪–૨૬માં નીચે પ્રમાણે કહે છે "જેમ અંજન આંજેલી આંખની માફક જેમ જેમ મારી પવિત્ર કથાઓના શ્રવણથી અંતઃકરણ શુદ્ધ થાય છે તેમ તેમ તે સૂક્ષ્મ તત્ત્વને જોઇ શકે છે" આ વાક્યમાં ભગવાન્ ઉદ્ધવજીને કહે છે કે જેમ અંજન આંજવાથી આંખ મલ રહિત બને છે અને તેથી તે ઝીણી વસ્તુઓને પણ જોઇ શકે છે તેમ ભગવાનની કથાઓના શ્રવણથી અંતઃકરણ શુદ્ધ થાય છે, અને તેથી સૂક્ષ્મ વસ્તુરૂપ બ્રહ્મ જોઈ શકાય છે. આ વાક્યમાં પણ શ્રવણાદિની આવૃત્તિ કરવાનું જ કહે છે. શ્રવણાદિ પોતાના રૂપથી સાધન છે પણ તેજ દોષની નિવૃત્તિ કરવાથી ફલરૂપ બને છે. માટેજ બૃ. ૪–૫–૬ની શ્રુતિમાં પ્રથમ આત્માનું દર્શન કરવાનું કહ્યું છે અને ત્યાર પછીથી શ્રવણ, મનન વગેરે કરવાનું કહ્યું છે. આથી આત્માનું પરોક્ષ જ્ઞાનરૂપી પણ બીજું ફલ છે. અર્થાત્ દર્શન જેમ ફલ છે તેમ પરોક્ષ જ્ઞાન એ પણ ફલ છે. આ શ્રુતિમાં તે ઉભય પ્રકારના ફલનુંજ કથન કર્યું છે, જેમ દર્શન ફલ છે તેમ તેમ શ્રવણાદિ પણ ફલરૂપ છે. આથી ભગવાનનું દર્શન એ સાધન નહિ પણ ફલરૂપ છે. તેજ પ્રમાણે તેમની કથાઓ શ્રવણ કરવી, તે વિષે મનન તથા ચિન્તન કરવું તે પણ સાધનરૂપ નથી પણ ફલરૂપ છે. માટે શ્રવણાદિની આવૃત્તિ જેટલી થાય તેટલી ફલ રૂપ છે.

**પૂર્વપક્ષી**—પણ શ્રુતિમાં આત્માનું દર્શન કરવું જોઇએ એમ જે કહ્યું છે તેનો શ્રવણાદિ સાથે સંબન્ધ લેતાં તમે લીધેલો અર્થ વ્યાજબી નથી. કારણ કે આત્માનું દર્શન એ ચાક્ષુષફલ અને શ્રવણાદિનો માનસફલ છે. માટે બીજી રીતે અર્થ કરો તો જ બરાબર છે

**સિદ્ધાન્તી**—તો અમે બીજી રીતે આ અર્થ કરીએ છીએ તે સાંભળો અર્થાત્ આ અધિકરણમાં શ્રવણાદિની આવૃત્તિ વિષે નહિ પણ કર્મના ફલની આવૃત્તિ કહી છે. જો કે શ્રુતિમાં કર્મ જ્ઞાન અને ભક્તિ ત્રણે જણાવ્યાં છે છતાં ત્રણેનાં ફલ સરખાં નથી, કારણ કે જ્ઞાન અને ભક્તિનાં ફલ કર્મ કરતાં અધિક છે કર્મનું ફલ નિત્ય નથી. મોક્ષ એ નિત્ય ફલ છે. કર્મનું ફલ મોક્ષ નથી તેથી જ્ઞાન અને ભક્તિ કરતાં તે ઉતરતું છે છતાં કર્મના ફલ વિષે પણ અહિંઆં આ અધિકરણમાં કહે છે. તે એ પ્રમાણે છે કે કર્મો વારંવાર કરવાથી પુનર્જન્મ વારંવાર પ્રાપ્ત થાય છે. કર્મો સ્વતંત્ર રીતે કરવાથી તેનું ફલ પુનર્જન્મ મળે છે. બૃ.૪–૩–૩૬ માં કહે છે કે જ્યારે તે આત્મા સૂક્ષ્માવસ્થાને પ્રાપ્ત થાય છે અથવા જરા તથા રોગ વડે તે અવસ્થાને મેળવે છે ત્યારે જેમ આમ્રફલ, ઉમરડાનું ફલ તથા પીંપળાનુંફલ બંધનમાંથી મુક્ત થાય

છે તેમ આ પુરૂષ સર્વ અંગોમાંથી છૂટો થાય છે અને ફરીથી શરીરની પ્રાપ્તિ માટે ઉલટા ક્રમે તેને (શરીર) મેળવે છે. આ શ્રુતિમાં કર્મનું ફળ પુનર્જન્મ જણાવે છે. આત્માની સાથે પ્રાણેન્દ્રિયના નિર્ગમન વિષે બોલતાં કહે છે કે તે એકરૂપ છે અર્થાત્ સૂક્ષ્મ આત્માની સાથે સર્વ ઇન્દ્રિયો એકરૂપ થાય છે ત્યારે સમીપ રહેનારા કહે છે કે તે જોતો નથી. જ્યારે તે એકરૂપ થાય ત્યારે તેઓ કહે છે કે તે સુંઘી શકતો નથી. હૃદયાકારના પ્રવેશદ્વાર વિશે અર્થાત્ નિર્ગમનદ્વારને વિશે પ્રકાશ થાય છે. આ રીતે આત્મજ્યોતિ પ્રકાશદ્વારા આત્મા ચક્ષુના માર્ગે કરીને, માથાના તથા અન્ય શરીરના અવયવોના માર્ગે બહાર નીકળે છે. તે ઉત્ક્રમણ કરનાર પાછળ પ્રાણ ઉત્ક્રમણ કરે છે. ઉત્ક્રમણ કરનાર પ્રાણની પછવાડે સઘળા પ્રાણો ઉત્ક્રમણ કરે છે. આ વખતે આત્મા જ્ઞાનવાળો થાય છે. વિજ્ઞાનવાળાની પછવાડેજ ગમન કરે છે. તેને વિદ્યા અને કર્મ બન્ને અનુસરે છે તથા પહેલાંની પ્રજ્ઞા પણ જાય છે. ત્યારપછી તૃણજલાયુકા કહેતાં ઘાસમાં રહેનાર જીવડાનો દાખલો આપ્યો છે. તે અન્ય ઘાસનો આશ્રય લેવાને પ્રથમ તૃણના છેડામાં જાય છે, અને પછી પોતાની જાતને સંકોચે છે. તેજ રીતે આત્મા પણ અન્યસ્થાનનો આશ્રય લેવા પોતાનો સંકોચ કરે છે. તથા પ્રથમના શરીરનો ત્યાગ કરે છે. અથવા જેમ સોની એક સોનાનો કટકો લેઇને તેમાંથી નવુંજ મન પસંદ રૂપ બનાવે છે તે પ્રમાણે આ શરીરનો ત્યાગ કરીને તથા અવિદ્યાને વર્જીને બીજું નવું કલ્યાણકારક પિતૃલોક, ગંધર્વલોક, દેવલોક, તેમજ અન્યભૂતોના રૂપને મેળવે છે આ વસ્તુને ફરીથી બૃ. ૪-૪-૬ માં જણાવી છે "જે મનુષ્ય સંસારના વિષયોને વિષે આસક્ત છે, તેને કારણરૂપ મન, જે વસ્તુને વિષે આસક્ત છે, તે વસ્તુ કર્મદ્વારા પ્રાપ્ત થાય છે. જે જે કર્મ તે કરે છે તેના પરિણામને પામી આ લોકમાંથી અન્યલોકમાં એમ ભટકયા કરે છે. આમાં ઉપરની બાબતનો ફરીથી ઉપદેશ આપ્યો છે, અર્થાત્ કર્મનું ફળ પુનર્જન્મ છે તેવું શ્રુતિમાં કહ્યું છે. તથા સ્મૃતિમાં પણ તે પ્રમાણે જણાવેલું છે. ભ ગી ૯-૨૧ માં કહે છે કે જેઓ ત્રયી ધર્મ અને કર્મમાં પ્રવૃત્ત છે તેઓ વારંવાર જન્મે છે. તેજ પ્રમાણે ૯-૨૬ માં કહે છે કે ત્રણ વેદમાં આસક્ત થનાર, સોમનું પાન કરનાર પણ વારંવાર જન્મ પ્રાપ્ત કરે છે અને ૯-૧૬ માં કહે છે કે બ્રહ્મલોક પર્યન્ત તમામ આ દુનિઆમાં પાછા ફરે છે. આ રીતે આ અધિકરણમાં કર્મના ફલનું વર્ણન પણ કર્યું છે. અર્થાત્ કર્મનું ફળ આવૃત્તિ એટલે પુનર્જન્મ છે, કારણ કે તે વિષે શ્રુતિમાં વારંવાર ઉપદેશ આપેલો છે તથા સ્મૃતિમાં પણ તેજ અર્થ જણાવેલો છે.

**પૂર્વપક્ષી**—પણ લિંગનો અર્થ સ્મૃતિ એવો જે તમે કરો છો તે બધાને જાણીતો નથી, તો સ્મૃતિમાં કર્મનું ફલ આવૃત્તિ જણાવી છે એમ તમે કહી શકો નહિ. લિંગ એટલે અનુમાપક, અનુમાન કરાવનાર એવો અર્થ ન્યાયશાસ્ત્રમાં આપેલો છે.

**સિદ્ધાન્તી**—તે પ્રકારે અર્થ કરો તો પણ અમને વાંધો નથી, એ રીતે પણ અમારો અર્થ જ થઇ શકશે. આથી તો વર્તમાન જન્મ તથા કર્મ શુભ હોય તો તે ઉપરથી પૂર્વજન્મ તથા કર્મ પણ શુભ છે એમ સમજાય છે. આ જન્મનાં કર્મ સારાં હોય તો તેમ શાથી ? એનું કારણ એ કે પૂર્વજન્મમાં તે શુભ હોવાં જોઇએ; અર્થાત્ આ જન્મ પહેલાં પણ જન્મ હતો. અને તે જન્મ પહેલાં પણ બીજો હતો, એમ વર્તમાન જન્મનાં લિંગ ઉપરથી ભૂત જન્મોનું અનુમાન થાય છે, અને આથી પણ આવૃત્તિ રૂપ અર્થનો બોધ થાય છે, આથી કર્મ કરનારને પુનર્જન્મ પ્રાપ્ત થાય છે જ.

**(સાર)** આ અધિકરણમાં એમ કહે છે કે શ્રુતિમાં આત્માનું શ્રવણ વગેરે કરવાનું કહ્યું છે તે એક વખત નહિ પણ વારંવાર કરવું જોઇએ. જો કે શ્રવણાદિ એ સાધન છે છતાં તે ફલરૂપ જ માનવું. આત્માનું દર્શન જેમ ફલ છે તેમ તેનું શ્રવણાદિ પણ ફળ છે. તે વારંવાર કરવાં જોઇએ; કારણ કે શ્રુતિમાં તથા સ્મૃતિમાં તે પ્રમાણે કહ્યું છે. આ અર્થને લક્ષ્યમાં રાખીને અધિકરણનાં બે સૂત્રો સમજાવ્યાં છે. તેમજ બીજી રીતે પણ તેનું વ્યાખ્યાન ભાષ્યમાં કર્યું છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણે માર્ગો છે

પણ ત્રણેના ફ્લ પરત્વે તેમાં ભેદ છે. જ્ઞાન અને ભક્તિનું ફ્લ મોક્ષ છે અને કર્મનું ફ્લ સંસારમાં પુનરાવૃત્તિ છે. આથી જ્ઞાન અને ભક્તિ કરતાં કર્મની હીનતા જણાવવાને અહિંઆં કર્મના ફ્લનું નિરૂપણ કરે છે. કર્મનું ફ્લ પુનર્જન્મ છે, તેનાથી વારંવાર જન્મ ધારણ કરવો. શાથી? શ્રુતિઓમાં તથા લિંગ કહેતાં સ્મૃતિમાં તે પ્રમાણે કહ્યું છે તેથી. અથવા આનો આજ અર્થ લિંગનો હેતુ અનુમાપકના અર્થમાં લેઇને જણાવે છે કે મનુષ્યનો વર્તમાન જન્મ છે તેથી. તેમણે પૂર્વજન્મમાં કર્મો કર્યાં હશે અર્થાત્ પૂર્વજન્મમાં કર્મ કરવાને લીધે તેને પુનર્જન્મ પ્રાપ્ત થયો છે. આ રીતે આ લિંગથી પણ કર્મમાર્ગમાં આવૃત્તિનો અર્થ સમજાય છે.

---

## અધિકરણ ૨ જું.

**સૂત્ર ૩**—ગત અધિકરણમાં કર્મના ફ્લનો વિચાર કર્યો હતો. કર્મનું ફ્લ પુનર્જન્મ છે, એમ ત્યાં જણાવ્યું હતું. હવે જ્ઞાનના ફ્લને જણાવે છે. જેઓ જ્ઞાનીઓ છે તે તો ભગવાનને જ આત્મા તરીકે ઉપાસે છે; પણ આ ઉપાસના અહર્નિશ બિલ્કૂલ ખણ્ડિત થયા વગર અનેક જન્મો સુધી કરવામાં આવે તો તેમના હૃદયમાં ભગવાન્ સ્ફુરે છે. આ સમયે પોતાના જીવમાં ભગવાનના આનંદનો અંશ આવિર્ભાવ પામે છે, અને તે આવિર્ભાવ થતાં બ્રહ્મના આનંદનો અનુભવ કરે છે અર્થાત્ તેને આત્માનન્દનો અનુભવ તે સમયે થાય છે; કારણકે તે બ્રહ્મને આત્મા તરીકે જ અર્થાત્ જ્ઞાનરૂપે અનુભવે છે; આ સ્થિતિમાં તેનાં પ્રારબ્ધ કર્મો નાશ પામે છે. અને દેહનાં બંધન છૂટી જાય છે, અને તે બ્રહ્મમાં (અક્ષર બ્રહ્મમાં) પ્રવેશ કરે છે, અને તેને "સર્વને ઉપકારી એવો પદાર્થ ભગવાને આપ્યો" એવું પ્રવચન પણ કરવામાં આવે છે. આ રીતે આ સૂત્રનું વ્યાખ્યાન કરે છે. અથવા બીજી રીતે પણ વ્યાખ્યાન કરે છે. તેમાં આ પ્રમાણે પૂર્વપક્ષ છે. ઉપર એમ કહ્યું કે કર્મનું ફ્લ આવૃત્તિ છે અને જ્ઞાન તથા ભક્તિનું ફ્લ મોક્ષ અર્થાત્ અનાવૃત્તિ છે માટે જ્ઞાન અને ભક્તિ કર્મ કરતાં મોટા છે. તો અહિંઆં જણાવવાનું કે શ્રુતિ "તેની આવૃત્તિ નથી" એવી કા. ૩ની શ્રુતિ પ્રમાણે સર્વથા આવૃત્તિ નથી કે અમુક સંજોગોમાં નથી? જો તેના ઉત્તરમાં એમ કહેવામાં આવે કે જેમ કોઇ માણસ વધારે વખત જીવતો હોય તો તેને આપણે અમર કહીએ છીએ. જો કે તેથી તે વસ્તુતઃ મરણ રહિત નથી એમ કહી શકાય નહિ. તેજ પ્રમાણે અનાવૃત્તિનો અર્થ સર્વથા અનાવૃત્તિ નહિ પણ લાંબા કાળ પછી તેની આવૃત્તિ થાય છે. અર્થાત્ અવધિવાળી તે આવૃત્તિ છે. આથી જ્ઞાનનું ફ્લ તદ્દન આવૃત્તિ નથી તેમ કહી શકાશે નહિ. વળી કર્મનું નૈયત્ય તો સર્વત્ર જોવામાં આવે છે. તમામને કર્મો કરવાનાં હોય છે. અને તે કર્મોનો સ્વભાવ વૃદ્ધિ પામવાનો હોવાથી અનાવૃત્તિ શક્ય નથી.

વળી જ્ઞાનથી અનાવૃત્તિ સંભવતી નથી. તેમાં બીજું પણ કારણ છે. તે એ છે કે જ્ઞાન જો હોય તોજ અનાવૃત્તિ બને. પણ પ્રશ્ન એ છે કે જ્ઞાન ખરી રીતે સિદ્ધ હોય છે કે કેમ? વાત ખરી છે કે બૃ. ૪-૪-૨૨માં કહે છે કે "જે તેને જાણે છે તેઓ મોક્ષ મેળવે છે." પણ એવું જ્ઞાન મળી શકે છે કે કેમ? અમે તો એમ માનીએ છીએ કે એવું જ્ઞાન દુર્લભ છે. શ્રુતિ પણ જ્ઞાનની દુર્લભતા જણાવે છે. તૈ. ૨-૯માં કહે છે કે તે વાણીનો વિષય નથી. અને બૃ. ૪-૪-૨૨ પ્રમાણે આત્મા અગૃહ્ય છે તેથી તેનું ગ્રહણ થતું નથી. આથી બ્રહ્મ એ જ્ઞાનનો વિષય જ ખરી રીતે બની શકતું નથી, તો પછી તેનાથી અનાવૃત્તિ એ શી રીતે શક્ય થાય? જો જ્ઞાનથી અનાવૃત્તિ શક્ય નથી તો પછી ભક્તિથી શી રીતે શક્ય બને? ભક્તિ એટલે સ્નેહ, અને તે બ્રહ્મના માહાત્મ્યના જ્ઞાન વગર હોતો નથી પણ અહિંઆં જ્ઞાનનો તે વિષય બનતો નથી તો પછી ભક્તિનો ત્યાં ક્યાંથી પ્રવેશ થઈ શકે? આથી ભક્તિ પણ આવૃત્તિ પુનર્જન્મ નથી. માટે તેવા ઉપદેશનો સંભવજ નથી.

**સિદ્ધાન્તી**—તમે જે ભય દેખાડ્યો તે વાસ્તવિક નથી. વાત ખરી છે કે બ્રહ્મ અપ્રાપ્ય અને

અગ્રાહ્ય છે પણ સાથે એટલું પણ લક્ષ્યમાં રાખવું કે તે સર્વના આત્મા છે. અન્તર્યામિ બ્રાહ્મણમાં સ્પષ્ટ જણાવ્યું છે કે ભગવાન્ તમામના અન્તરમાં બિરાજે છે. જ્ઞાનીઓ તેમની આત્મા તરીકે ઉપાસના કરવાથી તેને પ્રાપ્ત થાય છે. જેમ જ્ઞાની તેમની આત્મા તરીકે ઉપાસના કરવાથી પ્રાપ્ત થાય છે અર્થાત્ અક્ષરબ્રહ્મમાં પ્રવેશ પામે છે તેમ ભક્તો પુરુષોત્તમ તરીકે આત્માના પણ આત્મા તરીકે ભક્તિ કરવાથી તેમની સમીપ જાય છે; એટલુંજ નહિ પણ દરેક પોત પોતાના માર્ગની રીતિ પ્રમાણે જ્ઞાની આત્મા તરીકે અને ભક્ત પુરુષોત્તમ તરીકે પોત પોતાના શિષ્યોને તે વિષેનો ઉપદેશ આપે છે. આથી જેમ શ્રુતિમાં બ્રહ્મને અપ્રાપ્ય અગ્રાહ્ય કહેલ છે. તેમ તેને આત્મા તથા પુરુષોત્તમ તરીકે કહેલ છે. આથી તે રીતે ઉપાસના કરવાથી અનાવૃત્તિ શક્ય છે. ભગવાન્ વિરુદ્ધ ધર્માશ્રયી છે તેથી જીવના સામર્થ્યથી તે પ્રાપ્ત થતા નથી તેથી તે પોતે અગ્રાહ્ય કહેલા છે. પણ પોતાના સામર્થ્યથી જો જ્ઞાની આત્મા તરીકે તેમની ઉપાસના કરે અને ભક્ત પુરુષોત્તમ તરીકે ભજે તો તેમના હૃદયમાં તે તે રીતે સ્ફુરે છે. જીવના અધિકાર પ્રમાણે ભગવાન્ પ્રકટ થાય છે.

વળી તેમ કહ્યું કે કર્મનો સ્વભાવ વૃદ્ધિ પામવાનો હોવાથી અને કર્મનું ફલ આવૃત્તિ હોવાથી તેમને અનાવૃત્તિ શક્ય નથી, તો તે વિષે કહેવાનું કે જ્ઞાનીનાં અને ભક્તોનાં જે કર્મો છે તે કેવા પ્રકારનાં છે તેજ તમે બરાબર સમજતા નથી. ખરી રીતે તો તે કર્મજ નથી. કર્મનું ફલ પુનર્જન્મ છે એ વાત ખરી પણ કેવાં કર્મનું ? કર્મ જો સ્વતન્ત્ર રીતે કરવામાં આવે તો તેનું ફળ તમે કહ્યું તે પ્રમાણે જ આવે. પણ જો ભગવાનના નિમિત્તે કરવામાં આવે તો તે બંધન કરતું નથી. ભગવાનને માટે તથા ભગવાનને સમર્પણ કરીને કરવામાં આવતાં કર્મો બાધક નીવડતાં નથી. જેમ કોઈ માણસને અન્ન પચતું ન હોય અને તે માણસ ઔષધ લે તો તેનું અન્ન પચી જાય છે અને ઉલટો તેને લાભ કરે છે, તેવી રીતે આ કર્મોનું છે. ઔષધની માફક કર્મોના તે બાધક છે, પણ અજીરણના પાચન માટે લીધેલા ઔષધની માફક ભગવાન્ માટે કરેલાં કર્મો બાધક હોતાં નથી. માટે કર્મનો સ્વભાવ જ્ઞાની તથા ભક્તના મોક્ષમાં અન્તરાયરૂપ નથી. આથી, જ્ઞાની તથા ભક્તો પણ જો કર્મ કરે તો તેથી તેમની અનાવૃત્તિમાં હરકત આવતી નથી. અહિંઆં એટલુંજ સમજવાનું છે કે જ્ઞાની જો આત્મા તરીકે ઉપાસના કરે તોજ આ ફળ મળે છે. પણ આત્મા તરીકેની ઉપાસના જ્ઞાનની અભેદતા તથા તાદાત્મ્યમાં પર્યવસાન પામે છે. સર્વત્ર એકજ આત્માજ વ્યાપેલો છે. અને વસ્તુમાત્ર તેનું જ રૂપ છે. ઘટપટાદિ પદાર્થો પણ તે આત્મા-એ પોતે પોતાની ઈચ્છાથી આ ક્રીડાભાણ્ડ જગત્‌માં નામરૂપનું વૈવિધ્ય સર્જ્યું છે. માટે તમામ પદાર્થોમાં આત્માની બુદ્ધિ રાખવી. એવી બુદ્ધિ અગર ભાવનાથી જ મોક્ષ મળે છે. પણ કેટલાક લોકો આત્મ બુદ્ધ રાખતા નથી, તેઓ પ્રતીકની ઉપાસના કરનારા હોય છે. આ લોકને મોક્ષ મળતો નથી. વસ્તુતઃ જે પદાર્થો બ્રહ્મરૂપ નથી તેને તે રૂપ માનીને ઉપાસના કરવી તેનું નામ પ્રતીકોપાસના છે. આવા પ્રકારની પ્રતીકોપાસનાનું ફળ મોક્ષ મળતું નથી. પ્રતીકોપાસના એ ભેદ બુદ્ધિને ઉત્પન્ન કરે છે. એમ સૂચવે છે કે વસ્તુતઃ પદાર્થમાત્ર બ્રહ્મરૂપ નથી. આ બુદ્ધિ અજ્ઞાન રૂપ છે. તેવી બુદ્ધિથી કરેલી ઉપાસના નિષ્ફળ થાય છે. માટે શાસ્ત્રમાં પ્રતીકોપાસનાની નિન્દા કરેલી છે. સૂત્રકાર પણ તેટલા માટે નિશ્ચય પૂર્વક અહિંઆં કહે છે કે પ્રતીકોપાસનાથી (સઃ) તે કહેતાં મોક્ષ નથી.

અથવા સૂત્રકારના સૂત્રને બીજી રીતે સમજાવી શકાય—આ એક સૂત્રના બે વિભાગો છે. એક ભાગ **न प्रतीके** અને બીજો **नहि सः** પ્રથમમાં જ્ઞાનીના ફલનો ઉલ્લેખ કર્યો છે. અને બીજા ભાગમાં ભક્તના ફલનો અર્થાત્ પ્રતીકોપાસનામાં જ્ઞાનીને અક્ષરબ્રહ્મમાં પ્રવેશ કરવાનું ફલ પ્રાપ્ત થાય છે તે મળતું નથી તેમ તે ઉપાસનામાં ભક્તને પુરુષોત્તમ સ્વરૂપ સાથે ભજનાનંદના સુખનો જે અનુભવ મળે છે તે પણ મળતો નથી. માટે પ્રતીકોપાસના સર્વ રીતે હીન છે.

**સૂત્ર ૫**—આની આજ હકિકત પછીના સૂત્રમાં કહે છે. ત્યાં કહે છે કે જે બ્રહ્મદૃષ્ટિ છે તેજ

ઉત્તમ છે. આ બ્રહ્મદૃષ્ટિ એ પ્રતીકાત્મક નથી. જેમ કુણ્ડળ, કડાં વગેરે તમામ સોનાના ઘાટ છે તેમ પદાર્થ માત્ર એ બ્રહ્મનાં રૂપ છે. માટે તે બ્રહ્માત્મક છે. બ્રહ્મથી વ્યતિરિક્ત કોઇપણ પદાર્થ નથી. આથી તમામ પદાર્થોમાં બ્રહ્મની દૃષ્ટિ રાખવી તેજ ઉત્તમ છે. આવી દૃષ્ટિ તે પ્રતીક દૃષ્ટિ કહી શકાય જ નહિ. પ્રતીકમાં તો મૂળ વસ્તુ અમુક રૂપે હોય નહિ છતાં તેને તે રૂપે માનવી. અર્થાત્ પદાર્થો રૂપે તે બ્રહ્મરૂપ નથી છતાં તેને બ્રહ્મરૂપે માનવા. બ્રહ્મદૃષ્ટિમાં આવું નથી. બ્રહ્મદૃષ્ટિવાળો બરાબર સમજે છે કે પદાર્થો બ્રહ્મરૂપજ છે, પ્રત્યેક પદાર્થ બ્રહ્મમાંથી પ્રકટ થયાં છે, બ્રહ્મજ પોતાની ઇચ્છાથી પદાર્થોની નાના પ્રકારતા કરે છે, તેથી તેમને બ્રહ્મથી જૂદા જાણવા નહિ. આ દૃષ્ટિ જ્ઞાનનું આધિક્ય થતાં પોતાની મેળે જ ઉદય પામે છે. આથી આવી દૃષ્ટિ રાખનારને મુક્તિ મળે છે જ.×

---

અધિકરણ. ૩ જું.

આ અધિકરણમાં આદિત્યાદિની ઉપાસના તે પ્રતીકોપાસના મનાય કે બ્રહ્મોપાસના એ પ્રશ્નને ચર્ચ્યો છે. આ પ્રશ્નનું મળ છાં. ૫–૧૩–૧થી ૫–૧૮–૨ સુધીનો ભાગ છે. ત્યાં નીચે પ્રમાણે હકીકત આપે છે.

૧૩મા ખંડમાં સત્ય યજ્ઞ તથા અશ્વપતિનો સંવાદ છે. અશ્વપતિ પુલુષના પુત્ર સત્યયજ્ઞને પૂછે છે "હે પ્રાચીન યોગ્ય (મુખ્ય પુરુષ) તમે કયા આત્માની ઉપાસના કરો છો ? સત્યયજ્ઞે ઉત્તર આપ્યો ' હે ભગવન્! હું સૂર્ય ભગવાનની ઉપાસના કરૂં છું ત્યારે અશ્વપતિએ કહ્યું કે, જે આત્માની તમે ઉપાંસના કરો છો તે બ્રહ્મના વિશ્વરૂપ–સર્વત્ર વ્યાપક રૂપે છે.

તમે વૈશ્વાનર આત્માની ઉપાસના કરો છો તેથી ખચ્ચરથી જોડાએલા રથમાં બેસો છો. તમારી દાસીઓ માળાઓ વડે ભૂષિત છે. તમે અન્ન સારી રીતે ખાઇ શકો છો, તથા પ્રિય વસ્તુઓ જુઓ છો. જે પરબ્રહ્મ પરમાત્માની આ રીતે અનેક રૂપે ઉપાસના કરે છે તે સારી રીતે અન્ન લેઇ શકે છે, પ્રિય વસ્તુઓ જોઇ શકે છે. તેનો વંશ બ્રહ્મવર્ચસરૂપ કુશળ રહે છે. સૂર્ય તે આત્માનું ચક્ષુ છે. જો તમે મારી પાસે ન આવ્યા હોત તો અંધ થાત

૧૪મા ખંડમાં ઇન્દ્રદ્યુમ્ન તથા અશ્વપતિનો સંવાદ છે. ત્યાં પણ અશ્વપતિ ઇન્દ્રદ્યુમ્નને પૂછે છે કે તમે કયા 'આત્માને ઉપાસો છો ?' ત્યારે ઇન્દ્રદ્યુમ્ને ઉત્તર આપ્યો હું પવનને આત્મા તરીકે ઉપાસું છું.' ત્યારે અશ્વપતિ તેની પ્રશંસા કરે છે કારણ કે વાયુ એ પરમાત્માનું રૂપ છે–તે પરમાત્માનો પ્રાણ છે એમ જણાવે છે.

૧૫મા ખંડમાં જનને ઉપરનો પ્રશ્ન પૂછે છે. તેમણે આકાશને આત્મા તરીકે જણાવ્યો. આની પણ અશ્વપતિ પ્રશંસા કરે છે, કારણ કે આકાશ તે પણ પરમાત્માનો મધ્ય ભાગ છે.

૧૬મા ખંડમાં બુડિલને તે પ્રશ્ન પૂછ્યો, ત્યારે તેણે જળને આત્મા તરીકે જણાવ્યો. અશ્વપતિએ તે જળ પરબ્રહ્મના મૂત્રાશય રૂપે છે એમ જણાવીને તેની પણ પ્રશંસા કરી.

૧૭મા ખંડમાં ઉદ્દાલકને પૂછતાં તેણે પૃથ્વીને આત્મા કહ્યો. અશ્વપતિ એ તે પણ ઠીક છે એમ કહ્યું કારણકે પૃથ્વી તે વૈશ્વાનર આત્માના પાદ રૂપે છે.

આમ પ્રત્યેકે જૂદી જૂદી રીતે આત્મા સમજાવ્યો. પછી૧૮મા ખંડમાં બધાઓને એકઠા કરીને તે વિષે વિવેચન કરે છે. તે નીચે પ્રમાણે છે.

---

+ મૂર્તિ પૂજાનું ખણ્ડન કરનારે આ ભાગ સવધાનતાથી વાંચવો જોઇએ. મૂર્તિ પૂજાને માનનારા મૂર્તિ એટલે પાષાણુનો ટુકડો છે અને તે બ્રહ્મથી વ્યતિરિક્ત પદાર્થ છે એમ કદી પણ માનતા નથી

વિશ્વાત્માને પૃથક્રૂપે જાણતા હોવાથી તમે ખોરાક ખાઇ શકો છે. કારણુ વિશ્વાત્મા જે પ્રાદેશ માત્રરૂપ અભિમાની અને વૈશ્વાનર આત્માને ઉપાસે છે તે સર્વલોકવિષે ચરાચર વિષે તથા સર્વ દેહેન્દ્રિયાદિવિષે સ્થિત કરી સર્વત્ર તે અન્નનું સારી રીતે ભક્ષણુ કરી શકે છે.

ખરેખર આ સર્વત્ર વ્યાપક પરમાત્માનું સ્વર્ગ મસ્તક રૂપ છે. આદિત્ય ચક્ષુ રૂપ છે, વાયુ પ્રાણુ રૂપ છે, આકાશ ઉદર રૂપે છે, જળ બસ્તિરૂપ છે. તથા પૃથ્વી પાદ રૂપ છે. વેદી વક્ષઃ રૂપ છે, બર્હિકેશ રૂપ છે, ગાર્હપત્યાગ્નિ તેના અંતઃકરણુ રૂપ છે, અન્વાહાર્ય પચન અગ્નિ તેના મનરૂપ છે તથા આહ્વનીયાગ્નિ તેના મુખરૂપ છે,

આ પ્રમાણે અહિંઆં આત્માના સ્વરૂપ વિષે કહેવામાં આવ્યુ છે. અહિંઆં આદિત્ય, વાયુ, આકાશ, જલ, પૃથિવી એ બધાં આત્માનાં જૂદાં જૂદાં વહેંચાયેલાં રૂપો કહ્યાં છે. તેથી તેમની આત્મા તરીકે ઉપાસના કરવી. વળી ત્યાં છાં. ૩–૧–૧માં આ આદિત્ય દેવમધુ છે એમ કહ્યું છે. અને છેવટમાં છાં. ૩–૧૯–૪માં કહે છે 'જે વિદ્વાન્ આ આદિત્ય બ્રહ્મની ઉપાસના કરે છે.' તો અહિંઆં શંકા થાય છે કે આ આદિત્યની બ્રહ્મ તરીકેની ઉપાસના કહી છે તે પ્રતીકોપાસના કે બ્રહ્મોપાસના ?

**પૂર્વપક્ષી**—પ્રતીકોપાસના.

**સિદ્ધાન્તી**—તે પ્રતીકોપાસના નથી કારણુ કે પ્રતીકોપાસના ક્યારે કહેવાય તે વિષે તમને સૂત્ર ૧૪ના વિવેચનમાં સમજાવ્યું છે. પ્રતીકોપાસનામાં તો વસ્તુતઃ પદાર્થ બ્રહ્મરૂપ ન હોય અર્થાત્ બ્રહ્મથી પૃથક્ હોય છતાં તેને બ્રહ્મ કલ્પીને ઉપાસના કરવામાં આવે તો જ તે પ્રતીકોપાસના કહેવાય પણુ અહિંઆં તો પદાર્થ માત્ર બ્રહ્મરૂપ છે. કોઇપણુ વસ્તુ બ્રહ્મથી પૃથક્ નથી. આદિત્યાદિ તે બ્રહ્મનાં રૂપજ છે, તે બ્રહ્મથી જૂદાં નથી. માટે આદિત્યાદિની આદિત્ય તરીકે બ્રહ્મથી પૃથક્ પદાર્થ તરીકે ઉપાસના નહિ કરતાં બ્રહ્મરૂપ છે એમ બરાબર સમજીને ઉપાસના કરવી. આવા પ્રકારની ઉપાસના તે પ્રતીકોપાસના નહિ પણુ બ્રહ્મોપાસના છે. "આ સઘળું ખરેખર બ્રહ્મ છે" એવી છાં ૩–૧૪–૧ની શ્રુતિ આમાં પ્રમાણરૂપ છે. જ્યાં સઘળું બ્રહ્મ રૂપ છે ત્યાં આદિત્યાદિ હોય જ. માટે આદિત્યાદિની ઉપાસના તે બ્રહ્મોપાસનાનું અંગ છે. બ્રહ્મોપાસનાનું જેવું ફળ મળે છે તેવું આનુંપણુ અધિકાર પરત્વે મળે છે. માટે આમાં પ્રતીકોપાસનાનો સંભ્રમ કરવો જોઇએ નહિ. બ્રહ્મ એકરૂપ હોવાથી, તમામ વસ્તુમાત્ર બ્રહ્મનું રૂપ છે માટે એક બ્રહ્મરૂપથીજ તેમની ઉપાસના કરવી જોઇએ. જૂદી જૂદી રીતે ઉપાસના કરવી જોઇએ નહિ.

**પૂર્વપક્ષી**—તેવા પ્રકારની બ્રહ્મોપાસનાનો જો કોઇ અધિકારી ન હોય તો શું ? તેવાઓ પદાર્થોને બ્રહ્મથી જૂદા માનવા છતાં પણુ તે બ્રહ્મરૂપ છે એમ કલ્પીને ઉપાસના કરે તો તેમની ઉપાસના સિદ્ધ થાય કે નહિ ?

**સિદ્ધાન્તી**—તમારૂં કહેવું માની શકાતું નથી. બ્રહ્મથી જૂદો કોઇ પદાર્થ જ નથી. આથી સર્વત્ર બ્રહ્મરૂપતાની ભાવના કરતાં ઉપાસકને તેવો જ અનુભવ થાય.

**પૂર્વપક્ષી**—એમ હોય તો આ ખરેખર સઘળું બ્રહ્મ છે. આ શ્રુતિમાં સઘળું બ્રહ્મરૂપ છે એમ સમજાતું નથી. પણુ જેમ આદિત્યાદિ વસ્તુતઃ આદિત્યાદિ છે છતાં બ્રહ્મરૂપે ઉપાસવાના છે તેમ સર્વ જગત્ વસ્તુતઃ બ્રહ્મ રૂપ નથી. આથી સર્વત્ર પ્રતીકની ઉપાસના જ જોવામાં આવે છે.

**સિદ્ધાન્તી**—આદિત્યાદિમાં બ્રહ્મરૂપતાની ભાવના તે શાથી તે તમે બરાબર સમજો. વ્યાપક બ્રહ્મ સાકાર છે. તેમના અનેક અવયવો છે. તે અનેક અવયવોથી વ્યાપેલો છે. આદિત્ય વાયુ, આકાશ વગેરે તે બ્રહ્મના અવયવો છે. આ તમામ અવયવોમાંથી એકાદ અવયવની જો ઉપાસના કરવામાં આવે તો તેથી તેનું ફલ મળે છે. માટે આદિત્યાદિની ઉપાસના કહી છે. આદિત્ય એ બ્રહ્મનું ચક્ષુ છે. સમસ્ત

બ્રહ્મની ઉપાસના ન થઇ શકે તો તેમના અવયવ ચક્ષુરૂપ જો આદિત્યની ઉપાસના કરો તો પણ તે ઉપાસનાનું ફળ મળે છે. આ રીતે બ્રહ્મનું માહાત્મ્ય જણાવે છે.

**પૂર્વપક્ષી**—કબૂલ, આદિત્યને બ્રહ્મનું અંગ કહો છો પણ તે અંગનું નામ જૂદુ પડયું ને એ જૂદા અંગને તમે આદિત્ય કહો છો, તેને તમે બ્રહ્મ કહેતા નથી બ્રહ્મ તો વ્યાપક હોવાથી સર્વત્ર વ્યાપક છે તેટલું જ બ્રહ્મ કહેવાય તેના અંગરૂપને બ્રહ્મ ન કહેવાય.

**સિદ્ધાન્તી**—બલિહારી છે તમારી બુદ્ધિને ! તમને તો હવે શી રીતે અમારે સમજાવવા ? તમે એટલું તો હવે સ્વીકારો છો કે આદિત્યાદિ એ બ્રહ્મના અવયવો છે; અને બ્રહ્મ તે તમામમાં વ્યાપેલા છે, તો પછી ત્યાં બ્રહ્મ છે એમ માનવામાં શાથી તમે અચકાવ છો ? અનેક અવયવોને એક બીજાથી જૂદાં ઓળખાવવાને તેમનાં જૂદાં નામ પડે તેથી તે બ્રહ્મ નથી એમ શી રીતે માની શકાય ? તે પ્રત્યેક અવયવ અવયવાવસ્થામાં પણ બ્રહ્મરૂપ જ છે.

વળી છાંદોગ્યના તૃતીયાધ્યાયના પ્રથમ ખંડમાં આ આદિત્યનું મધ તરીકે વર્ણન કર્યું છે. ત્યાં કહે છે. તે દેવોના મધ રૂપે છે. દ્યૌઃ તે વાંકા વાંસરૂપ છે. આ વાંસ ઉપર લટકતું અન્તરીક્ષ તે મધપુડા રૂપે છે. અને મરીચિઓ અંડ રૂપે છે.

પૂર્વ તરફનાં રશ્મિ તે પૂર્વ તરફનાં છિદ્રો છે. ઋચાઓ તે ભ્રમરાઓ છે. ઋગ્વેદ પુષ્પ છે. તેમાં રહેલા પ્રવાહી પદાર્થ અમૃત રૂપ છે.

બીજા ખંડમાં દક્ષિણ બાજૂનાં રશ્મિને દક્ષિણ બાજૂનાં મધપુડાનાં છિદ્રો તરીકે જણાવ્યાં છે અને તેમાં યજુર્વેદના મંત્રોને ભમરાઓ અને યજુર્વેદને પુષ્પ કહેલ છે. તેજ પ્રમાણે ત્રીજા અને ચોથા ખંડમાં પશ્ચિમ અને ઉત્તર તરફનાં રશ્મિને મધપૂડાનાં છિદ્રો કહ્યાં છે, અને સામ તથા અથર્વ વેદને પુષ્પ તરીકે કહ્યાં છે. પાંચમા ખંડમાં ઉર્ધ્વ રશ્મિને મધપૂડાના ઉર્ધ્વ ભાગનાં છિદ્રો કહ્યાં છે. આવી રીતે આદિત્યરૂપી મધનું વર્ણન કરીને પછી જૂદાં જૂદાં વસૂપભોગ રૂદ્રોપભોગ, આદિત્યોપજીવન, અને મરુત્‌ના ઉપભોગ એવા ચાર અમૃતનું વર્ણન કરીને પાંચમાં સાધ્યોપભોગ અમૃતની ઉપાસના વિષે કહેતાં નીચે પ્રમાણે કહે છે

જે પાંચમું અમૃત છે તેને તેના સાધ્યો બ્રહ્મા સાથે ભોગવે છે. ખરેખર દેવો તેનું ભક્ષણ કે પાન કરતા નથી. તેઓ માત્ર તેના દર્શન વડે તૃપ્તિને પામે છે. સૂર્યના આ રૂપમાં તેમનો ખરેખર અભિસંવશ હોય છે, તે રૂપમાંથી તેઓ ઉત્પન્ન થાય છે. અને (છાં. ૩–૧૦–૧–૨) અહિંઆં આદિત્યના રૂપના દર્શન માત્રથી પ્રાણાદિના ક્ષુધા તથા તૃષારૂપી ધર્મોની નિવૃત્તિ થાય છે. આથી આ પ્રતીકોપાસના કહી શકાશે નહિ. આદિત્યાદિ એ ભગવાનનાં અંગો છે માટે તેની સ્વતન્ત્ર પુરુષાર્થ તરીકે ઉપાસના કરવી જોઇએ એવું જ્ઞાન તેને થાય છે. અને તે જ્ઞાન પછી અત્યન્ત વિગાઢ ભાવ ઉત્પન્ન થતાં તેમાં તે લય પામે છે. અને ફરીથી તેના દર્શનનો આનન્દ લેવાને ભગવાન્ તેના ઉપર કૃપા કરીને ફરીથી તેને પૂર્વની સ્થિતિમાં મૂકે છે. માટેજ છાં. ૩–૧૦–૨માં આદિત્યના તે રૂપમાં પોતે પ્રવેશ કરે છે અને તેમાંથી જ ઉદય પામે છે એમ કહે છે. આ પ્રમાણે અનુભવ કયારે થાય છે ? આદિત્ય એ ભગવાન્‌નું અંગ છે એમ માનીને ઉપાસના કરે તો જ. પણ આદિત્યને ભગવાનથી પૃથક્ માનવામાં આવે તો તે ઉપાસનાનું કંઇ પણ ફળ મળતું નથી. જેમ શરીરના અવયવો શરીરથી જૂદા નથી તેમ ભગવાન્‌નાં અંગો ભગવાનથી જૂદા નથી. તે ભગવન્મયજ છે.

**સૂત્ર ૭**—આથી એટલુંજ સમજવાનું છે કે આદિત્યાદિની ઉપાસનામાં પ્રતીકોપાસના નથી, માટે તેનું ફળ મળે છે. પણ તે ફળ પ્રાપ્તિ માટે તેનું સાધન પણ હોવું જોઇએ. આ સાધન તે બીજું કંઇ

નહિ પણ ભગવાનમાં માહાત્મ્યના જ્ઞાનપૂર્વક સ્નેહ એજ છે. ભગવાન્ માટે સ્નેહ દૃઢ રહે તેટલા માટે ભગવાન્‌ના માહાત્મ્યનું જ્ઞાન બરાબર હોવું જોઇએ. ભગવાન્ કેવા મહાન્ છે, તથા તેમનું સ્વરૂપ કેવું છે; સઘળું કરવાને, નહિ કરવાને, તથા અન્યથા કરવાને સમર્થ છે, તે અણુથી પણ અણુ છે અને મહાન્‌થી પણ મહાન્ છે, તેમને હાથ પગ નથી છતાં વસ્તુઓ ગ્રહણ કરે છે તથા દોડે છે, જેમ કરોડીઓ પોતાની ઇચ્છામાં આવે ત્યારે મુખમાંથી જાળને બહાર કાઢે છે અને પછી તેમાં પાછી સંકેલી લે છે. તેમ તે ભગવાનજ આ જગત્‌ને પોતાની ક્રીડા કરવાને સર્જે છે અને પાછું તેને પોતામાં લેઇ લે છે વગેરે પ્રકારનું બ્રહ્મના સ્વરૂપને બરાબર સમજાવે તેવું માહાત્મ્ય જ્ઞાન થવું જોઇએ. આ જ્ઞાન થાય તો જ તે સ્નેહ દૃઢ થાય છે. તેથી ભાવની તમામ વૃત્તિઓ ભગવન્મય બને છે, ભગવાન્ સિવાય બીજા કશા તરફ તે ઢળતી નથી. જ્યારે માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સુદૃઢ સ્નેહ ભક્તમાં સ્ફુરે છે, અને ભગવાન્ માટે ખરેખરી આસક્તિ થઇને તે પ્રેમ ઉત્તરોત્તર વધે છે, ત્યારે ભગવાન્ તેને અધીન થઇ જાય છે અને તેની પાસેથી દૂર નહિ રહેતાં ત્યાંને ત્યાં બેશી રહે છે.

**સૂત્ર ૮**—વળી જે ભાવનાની ઉત્કટ દશામાં સતત સ્મરણ રૂપ ધ્યાન થાય તો પણ ભગવાન્ તે ભક્તના હૃદયમાં પધારે છે અને ત્યાં પોતાનું આસન કરે છે.

**સૂત્ર ૯**—આ પ્રકારે ભક્તની ઇચ્છા પ્રમાણે તેના મનોરથો સિદ્ધ કરે છે. ભગવાન્‌ના પ્રકટ દર્શનનો આનંદ જે ભક્તને મળે છે તે ભગવાન્‌ની કૃપાથી જ મળે છે. આ સમયે ભગવાન પોતાની લીલાને અનુભવ તેને ચખાડે છે. આ લીલાનો અનુભવ પણ ભક્તની ઇચ્છાનુસાર હોય છે. એક ક્ષણમાં ભક્તના મનોરથ માટે પોતાની લીલા પોતે દેખાડે અને એક ક્ષણમાં તે લીલાને પાછી સંકેલી લે છે.

**સૂત્ર ૧૦**—કેટલાક ભક્તો તો ભગવાન સિવાય બીજા કશાની અપેક્ષા કરતા નથી તેથી તેજ સ્વરૂપનું સ્મરણ કરે છે અને તેનો આનન્દ અનુભવે છે. કેટલાંક ભગવાન્‌ના ગુણ ગાનનું સ્મરણ કરે છે તથા કીર્તનો ગાય છે. આ રીતે પણ તેઓ ભગવાન વિષે આસક્ત થાય છે. શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે ભગવાન્ ભક્તની ભક્તિથી તેને અધીન બને છે. અને તે રીતે સ્મરણ, શ્રવણ કે કીર્તન કરનારને પણ અધીન ભગવાન્ થાય છે. ભા. ૬-૯-૩૯ નીચે પ્રમાણે કહે છે-ભગવાન્‌નો મહિમા જ અમૃતનો સાગર છે. એ સાગરનું એક બિન્દુ એકવાર ચાખવાથી મનમાં જે નિરન્તર સુખ મળે છે તેને પામીને શ્રુતિ તથા દૃષ્ટિ વિષયક જૂદાં જૂદાં સુખોને વિસરી ગયો છે એ માટે જ ભગવાનમાં જ તેમનું મન અત્યન્ત અનુરાગી થઇને લાગી રહે છે.

**(સાર)** આ અધિકરણમાં નીચે પ્રમાણે કહેવામાં આવેલ છે.

(૧) આદિત્યાદિની ઉપાસના તે પ્રતીકોપાસના નથી કારણ કે તે વ્યાપક સાકાર બ્રહ્મના અંગરૂપ છે. તેથી બ્રહ્મોપાસનાનું ફળ ભક્તના અધિકાર પ્રમાણે મળે છે.

(૨) ભગવાન્ તરફ માહાત્મ્ય જ્ઞાન પૂર્વક સ્નેહ જો ભક્તને હોય તો ભગવાન્ તેની સમક્ષ પ્રગટ થાય છે અને તેને અધીન બનીને તેનાથી દૂર નહિ રહેતાં તેની પાસે જ આસન કરે છે.

(૩) કેટલાંકો ભગવાનનું સ્મરણ-ધ્યાન કરે છે. તો તેમના હૃદયમાં પ્રભુ પધારે છે.

(૪) ભગવાનની લીલા તે ભક્તની ઇચ્છાનુસાર હોય છે. તેના જેટલા મનોરથો તેટલા તે લીલા માત્રથી પૂર્ણ કરે છે.

(૫) માટેજ કેટલાક ભક્તો અન્ય કશાની અપેક્ષા રાખ્યા સિવાય ભગવાન્‌ના સ્વરૂપમાં આસક્ત થાય છે તેમનું જ સ્મરણ, તેમનાજ ગુણોનું શ્રવણ તથા કીર્તન કરે છે.

અધિકરણ. ૪

**સૂત્ર ૧૧—પૂર્વપક્ષી**-તમે ભક્તોની આગળ ભગવાન્ પ્રગટ થાય છે એ વાત કહી. પણ પ્રાકટ્ય બે રીતે હોઇ શકે. એક બાહ્ય અને બીજું આન્તર. બાહ્ય પ્રાકટય તે ચાક્ષુષ–ચક્ષુનો વિષય હોય છે અને આન્તર તે માનસ હોય છે. તે હૃદયમાં પ્રકટ થતાં મનજ તેનું દર્શન કરી શકે છે. ભક્તિ ભાવ (સ્નેહ) વાળાને પ્રત્યક્ષ દર્શન થાય છે. અને સ્મરણ તથા ધ્યાનવાળાને માનસ દર્શન થાય છે. તો આ પ્રકારે દર્શન કરનારામાં કંઇ પણ તારતમ્ય હશે કે નહિ?

**સિદ્ધાન્તી**—તમારો પ્રશ્ન જ અસંગત છે. કારણ કે જ્યારે ભક્તને ભગવાનનું દર્શન થાય છે ત્યારે તેને બાહ્ય કે આન્તર કોઇ પણ સંવેદન હોતું નથી. તેનું ચિત્ત તો પ્રકટ થયેલા સ્વરૂપમાં જ હોવાથી ચિત્તની તમામ વૃત્તિઓ બીજા કોઇ પણ પદાર્થો તરફ નહિ ખેંચાતાં ભગવાન્મયજ હોય છે. તમામ ઇન્દ્રિયો સ્વ વ્યાપારોને ત્યજી દઇને ચિત્તને અધીન થઇ, ચિત્ત સાથે ભગવાનના સ્વરૂપમાં જ લીન થઇ જાય છે. અર્થાત્ ચિત્તની જ્યાં અખણ્ડ એકાગ્રતા છે તેવા ભક્તમાં પછી ભલે તે ચાક્ષુષ દર્શન કરતો હોય કે માનસ દર્શન કરતો હોય તો પણ ત્યાં તારતમ્ય નથી.

---

અધિકરણ. ૫

**સૂત્ર ૧૨—પૂર્વપક્ષી**-તમે એમ કહ્યું કે બાહ્યાનુભવ અને આન્તરાનુભવ વાળા ભક્તોમાં કંઇ પણ તારતમ્ય હોતું નથી. તો અમને એ શંકા થાય છે કે જ્યારે આન્તર અનુભવ કરનાર ભક્તનો તે અનુભવ પૂર્ણ થતાં તેને બાહ્ય પદાર્થોનું સંવેદન થાય છે, ત્યારે બાહ્ય સંવેદન સમયે પ્રથમ મેં આન્તર અનુભવ કર્યો હતો એવો નિશ્ચય થાય છે કે નહિ? અર્થાત્ બાહ્ય સંવેદન વખત મેં આન્તર અનુભવ અમુક રીતે કર્યો એમ નિશ્ચય થાય છે કે નહિ? એમ થવાથી આન્તર અનુભવ પછી પણ તેને બાહ્ય સંવેદન છે, તો પછી તેઓમાં કોઇ પણ બાહ્ય અથવા આન્તર પદાર્થોનું અનુસંધાન હોતું નથી એમ શી રીતે કહી શકાય?

**સિદ્ધાન્તી**—જ્યાં સુધી પારલૌકિક ફળની પ્રાપ્તિ થઇ નથી ત્યાં સુધી તે અવસ્થા સર્વદા હોય છે. ભા. ૧૧–૧૧–૪૮માં ભગવાન્ કહે છે કે હુંજ સત્પુરુષોનું પ્રાયણ પારલૌકિક ફળ છું. આથી તે પારલૌકિક ફળ પ્રાપ્ત થતાં સુધી બાહ્ય કે આન્તરત્વનું અનુસંધાનજ નથી; અર્થાત્ તેવા ભક્તોનું ચિત્ત કોઇ પણ દુન્યવી પદાર્થો તરફ જતું નથી. અરે એટલુંજ નહિ પણ સાયુજ્યનો પણ તે વિચાર કરતું નથી. તેને તો સાયુજ્યની પણ દરકાર નથી. આથી આન્તર અનુભવ પછીના બાહ્ય સંવેદનમાં ભગવાન્‌માંજ તેનું ચિત્ત હોય છે. તે ભગવાનનું જ સ્મરણ કરે છે; ભગવાન્ સાથે જ આલાપ કરે છે. ભગવાનની સેવામાં જ પરાયણ બને છે. શ્રવણાદિ ઇન્દ્રિયો ભગવાન માટેની જ ક્રિયાઓ કરે છે. આથી બાહ્ય પદાર્થોનુ અનુસંધાન તેમને નથી. ૧૩

---

અધિકરણ. ૬

**સૂત્ર ૧૩**—અંગોપાસનાની પ્રશંસા કરીને તથા પુષ્ટિમાર્ગીયના ફલનું વર્ણન કરીને હવે આ અધિકરણમાં મર્યાદા માર્ગના ફલને જણાવે છે. મર્યાદામાર્ગમાં ફક્ત જ્ઞાન નહિ પણ જ્ઞાનપૂર્વક ભક્તિ હોય છે મધ્યમ અધિકારીને કર્મ પણ કરવાં પડે છે. અહિંઆં પૂર્વપક્ષી નીચે પ્રમાણે શંકા કરે છે.

**પૂર્વપક્ષી**—મર્યાદામાર્ગમાં જ્ઞાનપૂર્વક ભક્તિ હોય છે એમ તમે માનો છો એ તો ઠીક છે; પણ મધ્યમ અધિકારીને કર્મ કરવાની આ માર્ગમાં જરૂર પડે છે. અથાત્ મર્યાદામાર્ગમાં કર્મ નથી તેમ કહી શકશો નહિ. તેમજ તે માર્ગનું ફલ અનાવૃત્તિ કહી શકાશે નહિ, કારણ કે જ્યાં સુધી કર્મોનો

ઉપભોગ ક્ષય પામ્યો ન હોય ત્યાં સુધી મોક્ષ મળે નહિ. મર્યાદામાર્ગમાં કર્મ મધ્યમ અધિકારીને હોય છે તેથી તેનો ક્ષય થયો નથી. આથી ત્યાં મોક્ષ ફળ હોઇ શકે નહિ. આ રીતે ભોગને અનુકૂલ કર્મ કરવાથી સ્વજાતીય બીજાં ઉત્પન્ન થાય છે; આમ કર્મની પરમ્પરા થતાં ચિત્તની અશુદ્ધિ ટળતી નથી, તેથી તેમાં જ્ઞાનનો ઉદય પણ પામતો નથી. જો જ્ઞાનનો ઉદય ન હોય તો ભક્તિ પણ ન હોય કારણ કે તમારા નિયમ પ્રમાણે પ્રથમ જ્ઞાન અને પછી ભક્તિ છે. વળી જ્ઞાન એ પ્રાયશ્ચિત્ત જેવું નથી. કર્મમાર્ગમાં તો એમ કહ્યું છે કે પ્રાયશ્ચિત્તથી અમુક પ્રકારનાં કર્મો બળી જાય છે. માણસથી અમુક દુરિત કર્મો થઇ ગયેલાં હોય છતાં જો અમુક પ્રાયશ્ચિત વિધિ કરે તો તે કર્મનું બલ શિથીલ થઇ જાય છે, તેવું જ્ઞાન માટે કહેવામાં આવ્યું નથી, કારણ કે પ્રાયશ્ચિત્તની માફક જ્ઞાનને વિધિ તરીકે જણાવ્યું નથી.

વળી જો તમે એમ કહેતા હો કે જ્ઞાનથી કર્મો ટળી જાય છે. તો ત્યાં બીજો એક દોષ આવે છે, અને તે દોષ અન્યોન્યાશ્રયનો છે. અર્થાત્ દુરિત કર્મો ટળી જાય તો જ્ઞાન ઉદય પામે, અને જ્ઞાન ઉદય પામે તો દુરિત કર્મો ટળી જાય. આમાં દુરિત કર્મોના ટળી જવા ઉપર જ્ઞાનના ઉદયનો આધાર છે અને જ્ઞાનના ઉદય ઉપર દુરિત કર્મોનો આધાર છે. આમ એક બીજાના આશ્રયે રહેતું હોવાથી જ્ઞાન સ્વતંત્ર અસર કરી શકશે નહિ.

**સિદ્ધાન્તી**—તમને જ્ઞાનના સ્વભાવની ખબર નથી અને તેથી ઉપર પ્રમાણે દલીલ કરો છો. જ્યાં જ્ઞાન હોય ત્યાં કર્મની અસર જ હોતી નથી જ્ઞાન એ કર્મનું વિરોધી છે. તેથી જ્ઞાનનો ઉદય થતાં ભાવિ કર્મોનો સંબન્ધ છૂટી જાય છે, અને પૂર્વેનાં કર્મો વિનાશ પામે છે. જેમ સૂર્ય ઉદય પામતાં અંધકાર આપોઆપ દિશાઓમાંથી દૂર થઇ જાય છે અથવા તો પર્વત ઉપર પથરાયલો બરફ ઓગળવા મંડી જાય છે, તેમ જ્ઞાન સ્ફુરતાં બ્રહ્મદષ્ટિ થતાં તમામ ભૂતકાળનાં દુરિત કર્મો નષ્ટ થાય છે અને ભાવિ દુરિત કર્મો કરવાથી ચિત્ત ખેંચાઇ જાય છે. તેથી તેવાં કર્મોનો સંબન્ધ રહેતો નથી. અર્થાત્ તેવાં કર્મો તે કરી શકતો નથી. માટે જ્ઞાનમાં કર્મોનાં પરિણામોને બાળીને ભસ્મ કરવાનો સ્વભાવ છે તે યથાર્થ છે. ભ. ગી. ૪–૩૭માં તેટલા માટે જ જ્ઞાનને અગ્નિ કહેલ છે અને મનુષ્યનાં કર્મોને ઇન્ધન લાકડાં કહેલાં છે. જ્ઞાનરૂપી અગ્નિ સળગતાંની સાથે કર્મરૂપી ઇન્ધનને બાળીને ભસ્મ કરી નાખે છે. આથી પોતાનાં કરેલાં કર્મોનો ઉપભોગ મનુષ્યે કરવો એવો કોઈ નિયમ સિદ્ધ થતો નથી. કર્મોનો ક્ષય કંઇ એક જ રીતે થતો નથી. છાં. ૪–૨–૩ માં કહે છે કે જે અશ્વમેધયજ્ઞ કરે છે તે બ્રહ્મહત્યાના પાપને તરી જાય છે. "આમાં યજ્ઞાનુષ્ઠાનને દુરિત કર્મો તરવાનો ઉપાય દેખાડે છે. કર્મોનો ઉપભોગ કહ્યો નથી. તો પછી દુરિત કર્મો ઉપભોગ વગર નાશ પામે એમાં શું આશ્ચર્ય ?

વળી અન્યોન્યાશ્રય દોષ દેખાડયો તે પણ બરાબર નથી. કારણ કે પાપ બુદ્ધિ અર્થાત્ ચિત્તની અશુદ્ધિ શી રીતે થાય છે ? તે અનાદિ અવિદ્યાથી જનિત સંસાર વાસનારૂપ છે. અવિદ્યાને લીધે આ મારૂં, આ પારકું એમ સંસાર વિષેની અહંમમાત્મિકા વાસના મનુષ્યને ઉત્પન્ન થાય છે અને તેજ ચિત્તની અશુદ્ધિનું કારણ છે, અને તેનાથી પ્રેરાઇને માણસ પાપ કરે છે. માટે આ વાસના દૂર કરવાને માટે જ્ઞાન અર્થાત જ્ઞાનની સામગ્રી પ્રાપ્ત કરવી જોઇએ, તે જ્ઞાનની સામગ્રી એટલે ગુરુની પાસે જવું, શ્રવણ, મનન તથા વિધિ ઉપાસના વગેરે છે. અર્થાત્ જ્ઞાનનો ઉદય ગુરુ પાસે જઇને શ્રવણ મનનાદિ કરવાથી થાય છે, તે તમે દેખાડેલી રીતે દુરિત કર્મોની નિવૃત્તિથી થતો નથી. માટે અહિંઆં અન્યોન્યાશ્રય દોષ જ નથી. અર્થાત્ ગુરુ પાસે જઇને શ્રવણ મનનાદિ કરવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તે જ્ઞાનથી અવિદ્યાનો નાશ થાય છે. અવિદ્યાનો નાશ થયો એટલે સંસારની વાસનારૂપ ચિત્તની અશુદ્ધિ ટળી જતાં, પાપકર્મો હણાય છે. આથી દુરિત કર્મોની નિવૃત્તિ જ જ્ઞાનના ઉદય ઉપર આધાર રાખે છે. જ્ઞાનોદય દુરિત કર્મોની નિવૃત્તિ ઉપર નહિ. વળી આ દશામાં જ્ઞાનનું પ્રાબલ્ય હોવાથી, કર્મ દુર્બલ બને છે તેથી તે કર્મની નિવૃત્તિમાં કોઇ પ્રતિબન્ધક હોતું નથી.

અહિંઆં અમે મર્યાદામાર્ગની વાત કરીએ છીએ તેથી અમે એમ કહીએ છીએ કે જ્ઞાનથી તે કર્મોનો ક્ષય થાય છે. મર્યાદામાર્ગમાં સાધનની અપેક્ષા છે, અને ત્યાં જ્ઞાન એ સાધન છે. આ સાધનને લીધે કર્મોનું પ્રાબલ્ય દૂર થાય છે. પણ પુષ્ટિમાર્ગમાં તો સાધનની પણ જરૂર નથી. ત્યાં તો ભગવાનની ઇચ્છાથી તે કર્મો પોતાની મેળે દૂર થાય છે કે જેથી કર્મોનો ભોગ તેને કરવો પડતો નથી. ત્યાં જ્ઞાનરૂપી સાધનનું પણ સ્થાન નથી.

**સૂત્ર ૧૪—પૂર્વપક્ષી**-જ્ઞાનનો ઉદય થતાં દુરિત કર્મો-પાપ દૂર થાય છે એ તો સમજ્યા. કારણ કે પાપ તે શાસ્ત્રનું વિરોધી છે, તેથી શાસ્ત્રીય જ્ઞાનથી તેનો નાશ થાય એટલે એ વિષયમાં અમને બિલ્કૂલ શંકા નથી, પણ પુણ્ય કર્મો તો રહેશે. દુષ્કૃતો જ્ઞાનથી નાશ પામે પણ સુકૃતની વાસના તો રહેજને ?

**સિદ્ધાન્તી**—ઉપર જે પાપ વિષે કહ્યું છે તે પુણ્ય વિષે પણ લાગુ પડે છે આને માટે શ્રુતિઓનાં પ્રમાણો છે. બૃ, ૪-૪-૨૨ કહે છે કે "તેનાં **સાધુ** (પુણ્ય) અને **અસાધુ** (પાપ) કર્મોને તે તરી જાય છે" મું- ૨-૨-૮માં તેનાં **કર્મોનો** ક્ષય થાય છે. કર્મો એટલે સારાં તથા ખોટાં એમ બન્નેનો ઉલ્લેખ આમાં છે. આ બે શ્રુતિઓ સ્પષ્ટ છે કે બ્રહ્મજ્ઞાનની દશામાં પાપ કર્મોનો સંબન્ધ નથી

**પૂર્વપક્ષી**—જ્ઞાનીને પાપ કે પુણ્ય હોતાં નથી, અર્થાત્ તેનાં પાપ અને પુણ્ય રહેતાં નથી એમ તમે કહ્યું. તેમાં હજુ પણ એક શંકા છે કે માર્ગમાં જ્યાં સુધી જ્ઞાન અને ભક્તિ હોય ત્યાં સુધી જ્ઞાન અને ભક્તિ હોય ત્યાં સુધી કદાચ પાપનો સંબન્ધ ન રહે તે કદાચ માની શકાય. પણ જેમ ભરત જેવા જ્ઞાનીઓને મૃગના સંગના દોષથી નિષિદ્ધ કર્મનો સંબન્ધ થયો અને તેથી તેમની ચ્યુતિ થઇ તેવી તેમની ન થાય એમ તમે માનો છો ? ભગવદ્‌ભાવમાંથી ચ્યુતિ થયા પછી પણ વિહિત કર્મ અગર નિષિદ્ધ કર્મનો સંબન્ધ થાય છે. તેથી જ્ઞાન સર્વ રીતે કર્મનું વિરોધી છે એમ તમે નહિ કહી શકો.

**સિદ્ધાન્તી**—તમે માનો છો તે પ્રમાણે ધારો કે મર્યાદા ભક્તની ભગવદ્‌ભાવમાંથી ચ્યુતિનો પ્રસંગ આવે તો પણ તેના પુણ્ય-પાપ કર્મથી ડરવાનું નથી. તેને તે સ્થિતિમાં તે પુણ્ય તથા પાપ કર્મોનો સંબન્ધ નથી. એક વખત જે કર્મો બળીને ભસ્મ થઇ ગયાં તે તેમને ફરીથી ભોગવવાં પડતાં નથી. આથી જ અમે કહીએ છીએ કે મર્યાદામાર્ગીય ભક્તનાં પહેલાંનો કર્મોનો વિનાશ થાય છે અને પછીનાં કર્મો સાથેનો તેમનો સંબન્ધ છૂટી જાય છે. ૧૪

**સૂત્ર ૧૫—પૂર્વપક્ષી**-પણ જ્યારે જ્ઞાનથી કર્મનો નાશ થાય છે એમ તમે કહો છો ત્યારે આ પણ પરિણામ આવે. અર્થાત્ કર્મો દેહની ઉત્પત્તિનું કારણ છે. આથી જો જ્ઞાનથી કર્મનો નાશ થાય તો દેહનો પણ નાશ થાય. તો પછી ગુરુનું પ્રવચન શી રીતે હોઇ શકે અને તે ન હોય તો પછી જ્ઞાન તથા ભક્તિનો ઉદ્ભવ ન હોય. આથી મોક્ષની જે વાત તમે કરો છો તેનો પણ અભાવ થઇ જાય. આ પરિણામ કર્મોના નાશથી આવે છે. માટે આ રીતે કર્મનો નાશ થાય તે ઇષ્ટ છે.

**સિદ્ધાન્તી**—તમારી શંકા વ્યાજબી નથી. કારણ કે અમે જ્ઞાનથી પાપ તથા પુણ્યનો નાશ થાય છે એમ કહ્યું છે ત્યાં તમે અમારૂં કહેવું બરાબર સમજેલા નથી. અમે એમ નથી કહ્યું કે તમામ કર્મોનો નાશ થાય છે પણ પહેલાના અને પછીનાં કર્મોની જ વાત કરી છે. અર્થાત્ કર્મના ત્રણ પ્રકાર છે, પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ. તેમાં સંચિત અને ક્રિયમાણ કર્મોનો જ્ઞાનથી નાશ થાય છે અર્થાત્ અનારબ્ધ કર્મોનો. પણ જે પ્રારબ્ધ છે તેને તો ભોગવવાં જ પડે છે-તે તો ભોગવ્યા વગર છૂટકો નથી. આથી તે કર્મો રહે છે, તેથી દેહ પણ છે, અને તેનાથી ગુરુનું પ્રવચન તથા જ્ઞાન તથા ભક્તિ સર્વ શક્ય છે. માટે તમે દેખાડેલી શંકા અસ્થાને છે. જો તદ્દન કર્મોનો અભાવ હોય તો તમારૂં કથન સ્વીકારી શકાય, પણ તેવું અહિંઆં નથી. જે પ્રારબ્ધ કર્મો છે તેનો નાશ થતો નથી.

**પૂર્વપક્ષી**—જો એમ હોય તો પછી મું. ૨-૨-૮માં કહે છે કે "તેનાં કર્મો નાશ પામે છે" તથા ભ. ગીતામાં પણ કહે છે કે જ્ઞાનરૂપી અગ્નિ કર્મરૂપી ઈન્ધનને બાળીને ભસ્મરૂપ કરે છે. તો તે શ્રુતિ તથા સ્મૃતિની સાથે આનો વિરોધ આવશે. તમારા કહેવા પ્રમાણે અનારબ્ધ કર્મોનો જ નાશ થાય છે જ્યારે આ વાક્યાનુસાર તમામનો નાશ થાય છે.

**સિદ્ધાન્તી**—મર્યાદા ભક્તનાં પ્રારબ્ધ કર્મ સિવાયનાં કર્મો નાશ પામે છે એનું કારણ ભગવાનની ઇચ્છા છે. ભગવાનની ઇચ્છાથીજ તેના પ્રારબ્ધનો નાશ થતો નથી, અને તેને તેનો ભોગ ભોગવવો પડે છે. માટે ભા. ૫-૮-૨૬માં તથા ૫-૧-૨૪માં ભરતને ઉદ્દેશીને કહે છે કે "મૃગના બચ્ચાને જોઇને પ્રારબ્ધ કર્મને લીધે યોગારમ્ભણમાંથી તે ભ્રષ્ટ થયા" "ઉપભોગથી પ્રારબ્ધ કર્મને દૂર કર્યું" અર્થાત્ ભગવાનની ઇચ્છાને લીધે મર્યાદાભક્તોને પ્રારબ્ધ કર્મોનો ઉપભોગ કરવો પડે છે.

**પૂર્વપક્ષી**—તો પછી એમજ કહોને કે જ્ઞાનમાં દાહક શક્તિ જ નથી. કર્મને બાળીને ભસ્મ કરવાનું સામર્થ્ય જ્ઞાનમાં નથી એજ આનાથી તો સિદ્ધ થયું.

**સિદ્ધાન્તી**—હા, અમારા શબ્દોનો અર્થ એવો નીકળે છે તે ખરૂં પણ કેવી રીતે તે બરાબર સમજો. જેમ કોઈ મંત્રથી અગ્નિના પ્રકાશને હોલવી નાખે છે તેમ ભગવાનની ઇચ્છાથી જ જ્ઞાનની કર્મને દહન કરવાની શક્તિ સંકુચિત થાય છે. સાધારણ રીતે તો તે જ્ઞાન કર્મને બાળી શકે છે. અગ્નિની માફક. આથી જ્ઞાનની શક્તિના સંકોચનું કારણ ભગવદિચ્છા જ છે.

**પૂર્વપક્ષી**—તમે ભગવદિચ્છાનું અવલંબન કરીને મર્યાદા ભક્તને પ્રારબ્ધનો ભોગ કરવો પડે છે એમ જણાવો છો તો પછી તેની પ્રાચીન અવસ્થામાં અને નવીન અવસ્થામાં કોઈ પણ ફેર રહેશે નહિ કારણ કે તેને પ્રારબ્ધ કર્મ તો ભોગવવાનાં રહ્યાં.

**સિદ્ધાન્તી**—ના, તેની પ્રાચીન અવસ્થા તે સમયે હોતી નથી. પ્રાચીન અવસ્થામાં તો તમામ પ્રકારનાં કર્મો હોય છે. જ્યારે મર્યાદા દશામાં ફક્ત, પ્રારબ્ધ કર્મો જ છે. આથી પ્રાચીન અવસ્થાનો પ્રતિષેધ કરવાને માટે જ સૂત્રમાં તુ શબ્દનો પ્રયોગ છે.

**પૂર્વપક્ષી**—તો પછી ભગવદ્ભાવમાં જે એક વખત આગળ વધેલો હોય તેનો પાત પણ શી રીતે સંભવી શકે?

**સિદ્ધાન્તી**—એ પણ શંકા ન કરવી, કારણ કે ભગવાનની ઇચ્છાથી જ પાત પણ છે, એથી એના સંભવ તથા અસંભવનો વિચાર અસ્થાને છે. સર્વનું કારણ ભગવાનની ઇચ્છાજ છે. તે સર્વથી બલિષ્ઠ છે. કેટલીક સમય પોતે કરેલી મર્યાદાનું પાલન કરવાને પોતાને જરૂર પડે તો ત્યાં તે પ્રમાણે પોતે ઇચ્છા કરે છે. ૧૫

**સૂત્ર. ૧૬ પૂર્વપક્ષી**—તમે પ્રારબ્ધના ઉપભોગની વાત કરી તે ગળે ઉતરે છે. કારણ કે પ્રારબ્ધ એ પ્રાચીન છે. અને તેનો નાશ કરવાને ભોગજ કરવો જોઇએ. માટે બ્રહ્મવેત્તાએ તેનો ઉપભોગ કરીને પોતાના પ્રારબ્ધનો ક્ષય કરવો. પણ તેને બદલે તો તેઓ અગ્નિહોત્રાદિ કર્મ કરવાના કામમાં રોકાય છે. તો તે વિષે શું માનવું? વસિષ્ઠાદિ બ્રહ્મવેત્તાઓએ પણ અગ્નિહોત્રાદિ કર્મ કર્યાં હતાં તો પછી પાછળ જે એમ કહ્યું કે બ્રહ્મજ્ઞાનવાળાને પછીનાં કર્મો સાથે સંબન્ધ રહેતો નથી તે કેમ બની શકે? જ્ઞાનની દશામાં પણ તેઓ અગ્નિહોત્રાદિ કર્મ કરે છે, તો પછી ઉત્પન્ન થનાર કર્મનાં ફલને તેમણે ભોગવવાં જોઇએ. અલબત અહિંઆં તે પરિણામ શુભ-સુકૃત-પુણ્ય છે, તોપણ તેનો ઉપયોગ પાછળથી તેમણે કરવો તો જોઇએ ને? પણ તમે તો એમ કહો છો કે તેમને પ્રાચીન કે પછીનાં કોઇપણ કર્મો સાથે સંબન્ધ જ રહેતો નથી. તો એ કેવી રીતે માની શકાય?

**સિદ્ધાન્તી**—તમારી શંકામાં તમે ઉભો કરેલો મુદ્દો વિચારવા જેવો છે. તે મુદ્દો આ છે. કે વસિષ્ઠ જેવા બ્રહ્મજ્ઞાનીઓએ પણ અગ્નિહોત્રાદિ કર્મો કર્યાં તો પછી તે કર્મોથી ઉત્પન્ન થનાર ફળ તેમણે ભોગવવાં જોઇએ કે નહિ? પણ અહિંઆં સમજવાનું એ છે કે બ્રહ્મવેત્તાઓ પણ અગ્નિહોત્રાદિ કર્મો કરે છે તો તે શા માટે? એ જો બરાબર સમજો તો તમારી શંકા આપોઆપ શમી જશે. અગ્નિહોત્રાદિનું અનુષ્ઠાન પ્રારબ્ધ કર્મના નાશને માટે છે. બ્રહ્મવેત્તાના જ્ઞાનથી તેમનાં પ્રાચીન અને પછીનાં કર્મો નાશ પામે છે. પણ પ્રારબ્ધ રહે છે. તે કર્મોના નાશને માટે અગ્નિહોત્રાદિ કર્મને કરે છે. અર્થાત્ પ્રારબ્ધ કર્મના નાશને માટેજ તે કર્મ કરે છે, અગ્નિહોત્રાદિનું અનુષ્ઠાન તે વળી તમામને માટે નથી. જેઓનાં પ્રારબ્ધ કર્મ છે તેમને માટેજ છે. જેમને તે નથી તેમને માટે તે નથી. સનકાદિકને માટે અગ્નિહોત્રનું અનુષ્ઠાન આવશ્યક નહોતું.

**પૂર્વપક્ષી**—આ પ્રમાણે જે તમે કહો છો તેમાં કોઇ પ્રમાણ છે?

**સિદ્ધાન્તી**—હા. બૃ. ૪-૪-૫ માં સ્પષ્ટ કહે છે "જે પ્રમાણે જે કોઇ કરે છે, જે પ્રમાણે આચરે છે, તે પ્રમાણે તે થાય છે. સારૂં કર્મ કરનાર સારો બને છે, પાપાચરણ કરનાર પાપી બને છે, પુણ્ય કર્મ કરવાથી પુણ્યશાળી થાય છે અને પાપથી પાપી થાય છે." આ શ્રુતિથી પ્રથમ જેવાં કર્મો મનુષ્યે કર્યાં હોય તેવો તે માણસ પાછળથી થાય છે એમ કહે છે. અર્થાત્ પ્રથમનું કર્મ એ પાછળના કર્મોનો હેતુ છે; આથી પ્રારબ્ધ કર્મનો ક્ષય કરવાને માટે તેમણે અગ્નિહોત્રાદિ વિહિત કર્મ કરવાં જોઇએ. આથી સૂત્રમાં तत्कार्याय અર્થાત્ પ્રારબ્ધ કર્મના નાશ માટેનો એવો અર્થ સમજવો જોઇએ.

**પૂર્વપક્ષી**—तत्कार्याय નો અર્થ એવો ન થઇ શકે કે જ્ઞાનનું જે કાર્ય અર્થાત્ પ્રારબ્ધ કર્મનો નાશ તેજ અગ્નિ હોત્રાદિનું છે માટે તે માટે તેને કરવાં જોઇએ? અર્થાત્—तत् નો અર્થ 'જ્ઞાન' એમ અર્થ લેઇએ તો?

**સિદ્ધાન્તી**—એ પ્રમાણે આ અર્થ ન લેવાય. કારણ કે એવો અર્થ લેવામાં સૂ. ૧૩ માં तदधिगमे સાથે વિરોધ આવે. કારણ કે ત્યાં સ્પષ્ટ કહ્યું છે કે જ્ઞાન કર્મોનો નાશ કરે છે પણ તે પ્રારબ્ધ સિવાયનાં કર્મોનો, અર્થાત્ પ્રારબ્ધનો નાશ તે કરી શકતું નથી. હવે तत्कार्य એ શબ્દથી જ્ઞાનનું કાર્ય એમ અર્થ લો તો, પછી એ જ્ઞાનનું કાર્ય તે પ્રારબ્ધનું નહિ. પણ અહિંઆં તો મર્યાદામાર્ગીય બ્રહ્મવેત્તાના મોક્ષમાં અન્તરાય રૂપ પ્રારબ્ધ કર્મની નિવૃત્તિ વિષે કહે છે. જ્યાંસુધી તે પ્રારબ્ધની નિવૃત્તિ ન થાય ત્યાંસુધી જ્ઞાન હોવા છતાં પણ મોક્ષ સંભવતો નથી. અને તમે तत्कार्याय નો અર્થ "જ્ઞાનનું કાર્ય" એમ લો છો તેથી તો જેમ જ્ઞાનથી પ્રારબ્ધનો નાશ નથી પણ પ્રારબ્ધેતરનોજ છે તેમ અગ્નિહોત્રાદિથી પણ પ્રારબ્ધનો નાશ બનશે નહિ. આથી આ અધિકરણમાં જે અર્થ સૂત્રકાર સ્પષ્ટ કરવા માગે છે તે તેમ કરી શકશે નહિ. માટે तत्कार्याय નો અર્થ પ્રારબ્ધ કર્મના કાર્ય-નાશ માટે એટલોજ અર્થ કરવો.

અગ્નિહોત્રાદિના અનુષ્ઠાનની આવશ્યકતામાં નીચેનું બૃ. ૪-૪-૨૨ નું પ્રમાણ આપે છે. ત્યાં પ્રથમ આત્મા-બ્રહ્મનું વર્ણન કરીને પછી કહે છે "**વેદ વચન પ્રમાણે બ્રાહ્મણો યજ્ઞવડે, દાનવડે, તપવડે, સર્વ કામનાના પરાજય વડે તેને જાણવાની ઇચ્છા રાખે છે. જે બ્રાહ્મણ આ પ્રમાણે જાણે છે તે મુનિરૂપ થાય છે.**" આથી શ્રુતિમાં પણ એજ અર્થનું દર્શન થાય છે. ૧૬

**(સાર)**—આ અધિકરણમાં મર્યાદા ભક્તના ફલનો વિચાર કરે છે. મર્યાદાભક્તિમાં જ્ઞાનપૂર્વક ભક્તિ હોય છે. તેમાં જ્ઞાનનો ઉદય થતાં પૂર્વકર્મ નાશ પામે છે અને ભાવિકર્મો સાથેનો સમ્બન્ધ છુટી જાય છે. આ નિયમ પાપ તથા પુણ્ય બન્નેને લાગુ પડે છે, પણ માત્ર પ્રારબ્ધ સિવાયનાં જ કર્મો નાશ પામે છે. પ્રારબ્ધ તો ભોગવેજ છુટકો, માટે તે પ્રારબ્ધ કર્મોના નાશ માટે અગ્નિહોત્રાદિ તેમને કરવાં પડે છે. આ અગ્નિહોત્રાદિ કરવાથી મોક્ષમાં અન્તરાયરૂપ પ્રારબ્ધ કર્મ સદંતર નાશ પામે છે.

૭ મું અધિકરણ.

**સૂત્ર ૬૭**—મર્યાદામાર્ગીય ભક્તના પ્રારબ્ધના ક્ષયનો વિચાર કર્યા પછી પુષ્ટિમાર્ગીય ભક્તના પ્રારબ્ધના ક્ષયનો વિચાર કરે છે. મર્યાદામાર્ગમાં મર્યાદાથી જ મુક્તિના પ્રતિબન્ધક પ્રારબ્ધનો નાશ થાય છે. તો પુષ્ટિમાર્ગમાં કેવી રીતે તે થાય છે? એ અર્થાત્ તે પ્રારબ્ધનો પુષ્ટિમાર્ગીયે ભોગ કરવો પડે છે કે નહિ? એ અહિંઆં ચર્ચાનો પ્રશ્ન છે.

**પૂર્વપક્ષી**—પ્રારબ્ધનો સ્વભાવ જ એવો છે કે ભોગ વગર તે નાશ પામતો નથી. આથી જેમ મર્યાદામાર્ગીય ભક્તને તેનો ભોગ કરવો પડે છે તેમ પુષ્ટિમાર્ગીયને પણ ભોગ આવશ્યક છે. માટે તે બન્નેના પ્રારબ્ધના નાશમાં અમને તો કંઇપણ વૈલક્ષણ્ય જણાતું નથી. ફક્ત પુષ્ટિમાર્ગની જુદી પ્રણાલિકા સ્વીકારવાથી તે પ્રારબ્ધના ભોગનો અભાવ બનતો નથી.

**સિદ્ધાન્તી**—પુષ્ટિમાર્ગનો જુદો ભેદ લેવાનું કારણ એ છે કે મર્યાદામાર્ગની માફક આમાં ભક્તને પોતાનાં પ્રારબ્ધ ભોગવવાં પડતાં નથી. મર્યાદામાર્ગમાં પ્રારબ્ધનો ભોગ તેણે અવશ્ય કરવો જોઇએ પણ પુષ્ટિ ભક્તને તો શુભ અગર અશુભ એવા કોઇપણ પ્રારબ્ધનો ભોગ તેને જાતે કરવો પડતો નથી. માટે જ પુષ્ટિમાર્ગનું વૈલક્ષણ્ય અમને સ્વીકારવાની ફરજ પડે છે. આવી રીતે પ્રારબ્ધ જાતે ભોગવ્યા વગર તેનો નાશ થઈ જાય તે દરેકના ભાગ્યમાં નથી, પણ થોડાકના જ ભાગ્યમાં છે. માટે તે અધિકારની દુર્લભતા જણાવવાને સૂત્રમાં ऐकेषाम् 'કેટલાકનો' એમ કહ્યું છે. આવા પુષ્ટિભક્તો બહુજ થોડા છે.

**પૂર્વપક્ષી**—તમે જે કહો છો તેના સમર્થનમાં કંઇ પ્રમાણ આપી શકશો? અમે તો માત્ર અત્યાર સુધી એવુંજ જાણીએ છીએ કે પ્રારબ્ધનો ક્ષય તેના ઉપભોગથી કરવો. આ વિષેની જ શ્રુતિ અમે જાણીએ છીએ.

**સિધ્ધાન્તી**—પ્રારબ્ધના નાશ સંબન્ધી બે પ્રકારની શ્રુતિઓ છે. એક પ્રકારની શ્રુતિ તે પ્રારબ્ધના ઉપભોગથી જ્ઞાનથી નાશ પામે છે એમ અવશ્ય જણાવે છે, જ્યારે બીજા પ્રકારની શ્રુતિમાં પ્રારબ્ધના ઉપભોગની જરૂર નથી એમ કહે છે. પ્રથમની શ્રુતિ મર્યાદામાર્ગીયવાળાને જ છે. જ્યારે બીજા પ્રકારની પુષ્ટિમાર્ગીયવાળાને લાગુ પડે છે અર્થાત્ મર્યાદામાર્ગીયવાળા કરતાં જુદી શ્રુતિનું પ્રામાણ્ય છે તેથી પુષ્ટિભક્તને પ્રારબ્ધનો ઉપભોગ કરવો પડતો નથી.

**પૂર્વપક્ષી**—એવી શ્રુતિ કયાં છે તે દેખાડશો?

**સિધ્ધાન્તી**—હા. જુઓ શાકટાયન શાખામાં નીચેનું વાક્ય છે. "તેના પુત્રો વારસો લે છે. મિત્રો સાધુકર્મ લે છે, અને શત્રુઓ તેનાં પાપ લે છે" આ પ્રમાણેની શ્રુતિ છે. આથી સ્પષ્ટ છે કે પુષ્ટિમાર્ગીય ભક્તના પ્રારબ્ધનો ઉપભોગ તેના સંબન્ધીઓ કરે છે, પોતાને તે કરવો પડતો નથી.

**પૂર્વપક્ષી**—આ શ્રુતિનો વિષય કામ્યકર્મ પરત્વે ન લેઇ શકાય?

**સિદ્ધાન્તી**—ના, અહિંઆં કામ્ય કર્મનો વિષય જ નથી. તે શ્રુતિમાં પાપને પણ તેના શત્રુઓ લે છે એમ કહ્યું છે. આ પાપ તે કામ્યકર્મ નથી. માટે કામ્યકર્મ પરત્વે આ લેઇ શકાય નહિ.

**પૂર્વપક્ષી**—છાં. ૧-૧-૧. માં કહે છે કે જે કોઇ વિદ્યાપૂર્વક કર્મ કરે છે તેને અતિશય વીર્ય-સામર્થ્ય પોતાનાં કર્મ કરવામાં પ્રાપ્ત થાય છે. આથી બ્રહ્મવિદ્યાવાળો મર્યાદામાર્ગીય જે કર્મ કરે છે તે કર્મ વિદ્યાપૂર્વક કરવામાં આવતું હોવાથી કર્મ કરવામાં અતિશય સામર્થ્ય જ તેને મળે. આથી તેનાં કર્મનો નાશ સંભવતો નથી. તો પછી તેનાં ભાવી કર્મ સાથે સંબન્ધ રહેતો નથી. એમ શી રીતે સમજાય? જ્ઞાનપૂર્વક કર્મ કરવાથી તે પોતાનાં કર્મ વધારે સમર્થરીતે કરે છે. આથી તો કર્મનું બળ ઘટવાને બદલે વધતું જાય છે તો પછી તમારૂં કહેવું શી રીતે સંભવે?

**સિદ્ધાન્તી**—ના તમે એ શ્રુતિનો અર્થજ બરાબર સમજતા નથી. એ શ્રુતિ પ્રમાણે શ્રદ્ધા અથવા જ્ઞાનપૂર્વક જે કારણથી તમારા કહેવા પ્રમાણે કર્મની પ્રસક્તિ થાય છે તે અન્યકર્મને ઉત્પન્ન કરવામાં સમર્થ નથી. કારણ કે તે કર્મ જ્ઞાનપૂર્વક કરવામાં આવે છે તેથી. અર્થાત્ જ્ઞાનપૂર્વક કર્મ કરવામાં આવે તો તે કર્મ સાધારણ કર્મ જેવાં નથી. આથી તેનાથી ઉત્તમ કર્મ સાથેનો સંબન્ધ પણ રહેતો નથી. આવો સ્પષ્ટ અર્થ આમાં છે.

આ શ્રુતિનો પૂર્વ સંબન્ધ તપાસીએ તો ત્યાં ઉદ્‌ગીથ વિષે કહેવામાં આવ્યું છે. તેજ રસતમ મિથુન તમ અને વળી વિદ્યાની પ્રવૃત્તિના હેતુરૂપ કહેલ છે. પછી છેવટે ત્યાં કહે છે કે જે ક્રિયા વિદ્યા અથવા શ્રદ્ધાથી કરવામાં આવે તેજ બલિષ્ટ હોય છે. અર્થાત્ એ પ્રકરણમાં બ્રહ્મવિદ્યાની જ મહત્તા દેખાડી છે, કર્મની નહિ. તેથી બ્રહ્મવિદ્યાથી ઉત્તર કર્મનો સંબન્ધ રહેતો નથી તે બરાબર છે અથવા બીજી રીતે આ સૂત્રનું વ્યાખ્યાન થઈ શકે. બ્રહ્મવેત્તા પોતાના પ્રારબ્ધનો ક્ષય કરવાને કર્મ કરે છે. આથી બ્રહ્મવેત્તાએ કરેલાં કર્મ અન્ય કર્મથી જૂદા પ્રકારનાં હોવાથી તે તેને બાધક નીવડતાં નથી. અન્ય કર્મો વાસનામય છે જ્યારે બ્રહ્મવેત્તાના કર્મમાં વાસના નથી, અને જો કોઇ પણ વાસના હોય તો તેનો તે નાશ કરે છે. માટે તેનાં કર્મ તેને બાધક નથી. આ રીતે બ્રહ્મજ્ઞાનીએ કરેલાં અગ્નિહોત્રાદિ કર્મ તેને બાધક નીવડે કે નહિ તે શંકાના ખૂલાસામાં આ સૂત્ર સૂત્રકાર યોજે છે એમ આપણે સમજી શકીએ. અર્થાત સૂત્રકાર એમ કહેવા માગે છે કે વિદ્યાપૂર્વક કરેલાં કર્મ અસાધારણ સામર્થ્ય આપનાર થાય છે. એમ હોવાથી બ્રહ્મવેત્તાનાં કર્મો તેના ભાવિકર્મો સાથેના સંબન્ધને દૂર કરે છે.

અથવા સૂત્રકાર આ સૂત્રની યોજના પુષ્ટિમાર્ગીયને પ્રારબ્ધના ભોગની જરૂર નથી તેમ કહેવા માટે. કરી છે એમ પણ માની શકાય. એ અર્થ નીચે પ્રમાણે જણાવે છે.

વિદ્યા એટલે ભગવાનની જ્ઞાન શક્તિનો અંશ. તે જીવમાં નિષ્ઠ હોય છે. વિદ્યાપૂર્વક કર્મ કરવાનું જણાવનાર શ્રુતિ એમ કહે છે કે જો ભગવાનની શક્તિના અંશરૂપ વિદ્યાના સંબન્ધથી જીવનાં કરેલાં કર્મ વધારે સામર્થ્યવાળાં બને છે તો પછી સાક્ષાત્ ભગવાનની કૃપા થાય તો પછી પ્રારબ્ધનો નાશ કેમ ન થઇ શકે? આથી પુષ્ટિમાર્ગમાં ભગવાનની કૃપાથી જ પ્રારબ્ધનો નાશ થાય છે એવો સૂત્રનો ભાવાર્થ છે. આ અર્થ પ્રમાણે સૂત્રમાં જે શ્રુતિનો ઉલ્લેખ કર્યો છે તે શ્રુતિમાં 'વિદ્યા' શબ્દથી જીવનિષ્ઠા વિદ્યા આપણે સમજવાની છે. ૧૮

**સૂત્ર ૧૯**—પુષ્ટિમાર્ગીયના પ્રારબ્ધના ક્ષયનો પ્રકાર આ રીતનો છે. ભગવાનની કૃપાથી તેના પ્રારબ્ધનો ક્ષય થતાં તે સ્થૂલ અને લિંગ દેહનો ત્યાગ કરે છે અને ભગવાનની લીલામાં ઉપયોગી તેવા અલૌકિક દેહને ધારણ કરીને પછી તૈ. ૨–૧ માં કહ્યા પ્રમાણે "વિપશ્ચિત્" બ્રહ્મની સાથે તમામ મનોરથો ભોગવે છે અર્થાત્ ભજનાનન્દનો અનુભવ કરે છે. આ રીતે પુષ્ટિમાર્ગીય ભક્તનું ધ્યેય મર્યાદામાર્ગીય કરતાં પણ ઉચ્ચતર છે. કર્મ કરતાં જ્ઞાનનું આધિક્ય છે, અને જ્ઞાન કરતાં મર્યાદાભક્તિનું ફળ અધિક છે, અને મર્યાદાભક્તિ કરતાં પુષ્ટિભક્તિનું ફલ અધિક છે. કર્મનું ફલ આવૃત્તિ છે. જ્ઞાનનું ફલ મોક્ષ છે. અર્થાત્ અક્ષરબ્રહ્મમાં લય–પ્રવેશ છે અને ભક્તિનું ફળ પુરુષોત્તમની નિકટ સ્થિતિ અને ભજનાનંદનો અનુભવ છે. ભક્તિના પણ બે પ્રકાર—મર્યાદાભક્તિ અને પુષ્ટિભક્તિ. મર્યાદાભક્તિ સાધનથી મુક્ત હોય છે. જ્યારે પુષ્ટિભક્તિ સાધન રહિત હોય છે. આ પ્રમાણે ફલભેદને માર્ગભેદથી આ પાદમાં જણાવ્યો છે.

**(સાર)**—કેટલાક પુષ્ટિભક્તોના પ્રારબ્ધનો ક્ષય ભગવાનની કૃપાથી પોતાની મેળેજ થાય છે. તેમને પોતાને મર્યાદાભકતો માફક તેનો ઉપભોગ કરવો પડતો નથી. તેમના પ્રારબ્ધનો ઉપભોગ તેમના સંબન્ધીઓ કરે છે. વળી છાં. ૧–૧–૧૦ માં કહ્યા પ્રમાણે જ્ઞાનપૂર્વક કર્મ કરવાથી ઉત્તર કર્મનો સંબન્ધ રહેતો નથી. તો પછી સાક્ષાત્ ભગવાનની કૃપા હોય તો પ્રારબ્ધ નાશ પામે એમાં શું નવાઇ? આ રીતે પુષ્ટિભક્તના પ્રારબ્ધનો ક્ષય થતાં તે સ્થૂલ તથા લિંગ દેહનો ત્યાગ કરે છે અને પછી અલૌકિક દેહ ધારણ કરીને પરબ્રહ્મની સાથે ભજનાનંદનો અનુભવ કરે છે.

પાદ ૧લાનું ટાંચણ.—

**અધિ. ૧** **કર્મફલ વિચાર અથવા શ્રવણાદિ આવૃત્તિનો વિચાર.**

સૂ. ૧-૨ શ્રવણાદિની આવૃત્તિ. તેમાં શ્રુતિનું પ્રામાણ્ય

શ્રવણાદિની આવૃત્તિ. તેમાં સ્મૃતિનું પ્રામાણ્ય.

અથવા.

કર્મનું ફલ આવૃત્તિ, પુનર્જન્મ. તેમાં શ્રુતિનું તથા સ્મૃતિનું પ્રામાણ્ય.

**અધિ. ૨** **જ્ઞાન ફલવિચાર.**

૩ જ્ઞાનીનો "આત્મોપાસનાથી" અક્ષરબ્રહ્મમાં પ્રવેશ ( અને પુષ્ટિભક્તનો પુરુષોત્તમ સાથે સ્વરૂપાનંદ)

૪ પ્રતીકોપાસનાથી મોક્ષાભાવ અથવા. ( પ્રતીકોપાસનામાં જ્ઞાનીના મોક્ષનો તથા પુષ્ટિમાર્ગીયના ભજનાનંદનો અભાવ )

૫ પ્રતીકોપાસના અને બ્રહ્મ દૃષ્ટિનું તારતમ્ય.

**અધિ. ૩** **પુષ્ટિભક્તિની સ્થિતિ.**

૬ આદિત્યાદિની ઉપાસનામાં પ્રતીકોપાસનાનો અભાવ.

૭ ઉત્કટ સ્નેહથી બ્રહ્મની ભક્તને અધીનતા.

૮ ધ્યાનથી બ્રહ્મની ભક્તને અધીનતા.

૯ ભક્તેચ્છાનુસાર ભગવાનનું અચલત્વ અથવા ચલત્વ

૧૦ ભક્તોનું ભગવાન્ માટે સ્મરણ, કીર્તન, વગેરે.

**અધિ. ૪** ૧૧ **ભક્તની એકાગ્રતામાં બાહ્ય કે આન્તર અનુસંધાનનો અભાવ.**

**અધિ. ૫** ૧૨ **પ્રાયણ પારલૌકિક ફલ પર્યન્ત અનુસંધાન રહિતતા.**

**અધિ. ૬** **મર્યાદાભક્તિ વિચાર.**

૧૩ મર્યાદાભક્તનાં પૂર્વ અને પછીનાં પાપનો અસંબન્ધ તથા નાશ.

૧૪ મર્યાદાભક્તના પુણ્યનો અસંબન્ધ તથા નાશ

૧૫ મર્યાદાભક્તના ફક્ત પ્રારબ્ધ સિવાયનાંજ કર્મોનો નાશ.

૧૬ પ્રારબ્ધના ક્ષય માટે અગ્નિહોત્રાદિની આવશ્યક્તા.

**અધિ. ૭** **પુષ્ટિ ભક્તિ વિચાર.**

૧૭ પુષ્ટિભક્તના પ્રારબ્ધના ક્ષય માટે ભોગાભાવ.

૧૮ પુષ્ટિભક્તના સૂ. ૧૭ના સમર્થનમાં શ્રુતિનું પ્રામાણ્ય.

૧૯ સ્થૂલ અને લિંગ દેહનો ત્યાગ કરીને અલૌકિક દેહથી પુષ્ટિ ભક્તનો પરબ્રહ્મ સાથે ભોગ

આ પાદમાં જૂદાં જૂદાં સાધનોના ફલનો ટુંકમાં વિચાર કર્યો છે. અધિ. ૧માં કર્મના ફલનો વિચાર કરીને અધિ. ૨જામાં જ્ઞાનના ફલને જણાવ્યું છે. અધિ. ૩માં પ્રસંગોપાત્ત આદિત્યાદિની ઉપાસના તે પ્રતીકોપાસના નથી એમ જણાવે છે. અને તેના અધિ. ૬માં મર્યાદાભક્તિ વિષે વિચાર કરે છે અને અધિ. ૭માં પુષ્ટિભક્તિ વિષે કહે છે. પુષ્ટિભક્તિ એજ પરમ ફલ છે એમ સૂચવવાને અધિ. ૩ના સૂત્ર ૬થી શરૂ કરીને અધિ. ૪, અને ૫માં તેવા ભક્તના અનુભવને જણાવે છે, અર્થાત્ પાદના મધ્ય ભાગમાં તેનું વર્ણન કર્યું છે. આથી તેજ પરમ ફલ છે એવા ધ્વનિને સૂત્રકાર વ્યક્ત કરે છે.

## અધ્યાય. ૪
## પાદ. ૨

પુષ્ટિભક્તને જ્યારે ભગવાનના આનન્દનો અનુભવ થાય છે ત્યારે ભગવાન્ પ્રથમ મનમાં દર્શન દે છે; અગર વેણુનો શબ્દ તે શ્રવણ કરે છે (સૂ. ૧) આમ થતાંની સાથે તેની વાણી મનમાં લય પામે છે અર્થાત્ વાણીનો વ્યાપાર એકદમ અટકી જાય છે. વાણીની સાથે તમામ ઇન્દ્રિયો પણ મનમાં લય પામે છે.-તમામ ઇન્દ્રિયોના વ્યાપારો અટકી જાય છે (સૂ. ૨) પછીથી ઇન્દ્રિયોથી યુક્ત મન પ્રાણમાં પ્રવેશ પામે છે. (સૂ. ૩) પછીથી ભગવાનના અંગીકાર, તથા સ્નેહ વગેરેથી તેનો પ્રાણ ભગવાનમાં લય પામે છે. (સૂ. ૪) મર્યાદામાર્ગમાં જો કે વાગાદિનો લય છે. તે લય ભગવાનમાં નહિ પણ ભૂતોમાં હોય છે (સૂ. ૫) મર્યાદામાર્ગમાં ફક્ત જ્ઞાનીનો જ સમાવેશ થતો નથી પણ મર્યાદા ભક્તોનો એ હોય છે. (સૂ. ૬) પુષ્ટિમાર્ગ અને મર્યાદામાર્ગમાં તારતમ્ય એ છે કે પુષ્ટિમાર્ગમાં મોક્ષ માટે સાધનોની જરૂર નથી, જ્યારે મર્યાદા માર્ગમાં સાધનોની જરૂર છે. (સૂ. ૭) પુષ્ટિમાર્ગીય મોક્ષ એટલે સ્વરૂપાનન્દનો અનુભવ. પુષ્ટિમાર્ગીય ભક્તને મર્યાદામાર્ગીય મોક્ષની ઇચ્છા થતી નથી. જો કે તે મોક્ષમાં સંસારનો અભાવ છે. તો પણ તેમાં ભજનાનંદનો અનુભવ નથી તેથી તે સંસારની માફક તુચ્છ છે (સૂ. ૮) પુષ્ટિમાર્ગીય તત્ત્વ એ ખરેખર ઘણુંજ સૂક્ષ્મ છે. એકદમ સમજાય એવું નથી. તે દશામાં ભક્તને ઉપદેશ સંભવી શકતો નથી. (સૂ. ૯) આ ભક્તને વિરહાવસ્થાનો અનુભવ થાય છે. (સૂ. ૧૦) પણ તે દુઃખરૂપ નથી પણ સુખરૂપ છે કારણ કે વિરહ એ આનન્દાત્મક ભગવાનનો ધર્મ છે. (સૂ. ૧૧) તેવા ભક્તને કોઈ પણ શારીરિક દુઃખ હોતાં નથી એ વાત ખરી છે પણ વિરહાત્મક દુઃખ તો હોય છે (સૂ. ૧૨) પણ તે દુઃખ બહુ વખત રહેતું નથી. જો કે તેથી મરણની સ્થિતિ હોય છે તો પણ તૈત્તિરીય શાખાવાળા સ્પષ્ટ કહે છે કે પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ થતાં તે દુઃખ ટળી જાય છે. (સૂ. ૧૩) સ્મૃતિમાં પણ આ અર્થને જણાવે છે. (સૂ. ૧૪) પરમાનન્દની વસ્તુઓ વૈકુણ્ઠથી પણ ઉત્કૃષ્ટ ગોકુલાદિ સ્થાનમાં હોય છે એમ શ્રુતિ કહે છે. (સૂત્ર ૧૫) પુષ્ટિભક્તનો એક વખત લીલામાં પ્રવેશ થયા પછી તેનાથી તે છૂટો પડી શકતો નથી. તેની લીલામાં સ્થિતિ નિત્ય હોય છે. (સૂ. ૧૬)

મર્યાદામાર્ગીયના ઉત્ક્રમણમાં એવો પ્રકાર છે કે પ્રથમ તેનો આત્મા જ્યાં રહે છે તે હૃદયનો અગ્રભાગ પ્રકાશિત થાય છે. આ પ્રકાશિત માર્ગ દ્વારા તે ઉર્ધ્વપ્રયાણ કરે છે. પણ વિદ્વાન્ તો પ્રવ્રજન તથા:ભગવત્સ્મરણરૂપી સંબન્ધને લીધે તથા વિદ્યાના સામર્થ્યને લીધે ભગવાન્નો અનુગ્રહ થતાં ૧૦૧મી સુષુમ્ણા નાડીના માર્ગે ઉત્ક્રમણ કરે છે. (સૂ. ૧૭) તે સિવાયના વિદ્વાનોની ગતિ રશ્મિદ્વારાજ હોય છે (૧૮) તેને માટે કોઇ કાલની અપેક્ષા નથી. રાત્રે પણ તેનું ઉત્ક્રમણ હોઇ શકે છે તેમ દક્ષિણાયનમાં પણ હોઇ શકે છે (૧૯–૨૦) ભ. ગીતામાં દેવયાન માર્ગે બ્રહ્મવેત્તા જાય છે એમ જે કહ્યું છે તે વિદ્વાન્ને ઉદ્દેશીને નહિ પણ યોગીને ઉદ્દેશીને કહેલું છે.

૧ વાઙ્મનોધિકરણ.

## वाङ् मनसि दर्शनाच्छब्दाच्च ॥४–२–१॥

### વાણી મનમાં લય પામે છે. દર્શન અને શબ્દથી.

પૂર્વપાદમાં લિંગ અને સ્થૂલ શરીરનો નાશ કરીને અલૌકિક શરીર પ્રાપ્ત કરીને ફલને મેળવે છે એમ જણાવ્યું. હવે અહિંઆં [1]આ વિચારાય છે. ભક્તના સૂક્ષ્મ શરીરનો નાશ એટલે શું? શું તેના સ્વરૂપનો નાશ થવો તે? અગર મણિના સ્પર્શથી લોઢું જેમ સોનું થઇ જાય છે તેમ ભગવાન્ના અનુગ્રહથી તેનેજ અલૌકિકત્વનું સંપાદન થાય તે? અહિંઆં ઉત્તરપક્ષજ વધારે સારો છે એમ માલમ પડે છે. તો પણ જેમ પહેલાં તેના અનુગ્રહથી સંસારી જીવની [2]પૂર્વ અવસ્થા દૂર થાય છે અને મોક્ષની અવસ્થા કહેવાય છે તેમ અહિંઆં પણ કહેવું ઉચિત છે. "ત્યાંથી પ્રાણ ઉત્ક્રમણ કરતો નથી. અહિંઆંજ તેમનો બરાબર લય થાય છે "(બૃ. ૪–૪–૬) એ શ્રુતિ કહે છે કે જીવની સાયુજ્ય મુક્તિ વખતે તેના પ્રાણોનું પણ [3]તેમજ છે. માટેજ આગળ કહે છે. "બ્રહ્મ થતાં બ્રહ્મમાં પણ ગતિ કરે છે" (બૃ. ૪–૪–૬) પુષ્ટિમાર્ગીયને તો કહેલી [4]મુક્તિનો અભાવ હોવાથી આ શ્રુતિ તેને વિષય કરતી નથી એમ જો પ્રાપ્ત થાય તો અમે કહીએ છીએ. જીવ બ્રહ્મનો અંશ છે તેથી. તે આનન્દાત્મક, નિર્દોષસ્વરૂપવાળો, અને નિત્ય છે. વળી દોષો પણ [5]આગન્તુક છે. તેથી તેના દૂર થવામાં તે જીવ [6]તેવો બને છે એ ઉચિત છે પ્રાણ વગેરે તેવા [7]

અધિ૦ ૧ સૂત્ર. ૧—(૧) પ્રથમ અને બીજા પાદની અવસરે સંગતિ કરે છે. (૨) સંસાર અવસ્થા (૩) કારણભૂત સત્સ્વરૂપમાં લય થાય છે એમ કહે છે. (૪) પુષ્ટિમાર્ગીયને સાયુજ્ય મુક્તિ નથી. (૫) સહજ દોષો નથી. (૬) જીવના દોષો દૂર થાય એટલે તે બ્રહ્મનો અંશ ખરેખર બને છે. તેનામાં બ્રહ્મનો આનંદ પ્રકટ થાય છે અને નિર્દોષ સ્વરૂપવાળો તથા નિત્ય બને છે. (૭) જીવની

હોતા નથી તેથી તેના [8]દૃષ્ટાન્તથી [9]અહિંઆં પણ તેનું [10]કથન કરવું શકય નથી. "દેહ, ઇન્દ્રિય, પ્રાણથી હીન વૈકુણ્ઠપુર વાસીઓના" (ભા. ૭-૧-૩૪) એમ શ્રીભાગવતનું વાક્ય છે તેથી પણ. વળી લૌકિકત્વથી વિશિષ્ઠ દેહાદિનો અહિંઆં નિષેધ થાય છે એમ કહેવું જોઇએ નહિ. સામાન્યના નિષેધમાં બાધકનો અભાવ છે તેથી. તેમ તેનો [11]અનુભવજ બાધક છે એમ કહેવું જોઇએ નહિ. ભગવાનની માફક તે તદીયો તે રૂપ થાય છે કારણ કે બાધકનો અભાવ છે તેથી.

(શંકા)—બાધક તો આગન્તુકજ છે. ઉત્તર—ના, એમ નથી. જેમ વ્યાપી વૈકુણ્ઠ અક્ષરાત્મક તરીકે [12]અનાગન્તુક હોવાથી નૈસર્ગિક, તેમાં આવેલા તમામ વસ્તુના સ્વરૂપ તરીકે સામીપ્ય વગેરે મુક્તિને પ્રાપ્ત કરનાર ભક્તોના દેહ, ઇન્દ્રિય, વગેરે રૂપ પણ શુદ્ધ જીવોની વૈકુણ્ઠાદિની પ્રાપ્તિ થતાં અનાગન્તુક બને છે.[13] તદીય તરીકે તે ફલ થાય છે એટલુંજ. તેજ પ્રમાણે પુરૂષોત્તમની લીલા પણ પુરૂષોત્તમરૂપ હોવાથી ત્યાં ફક્ત અંગીકારથી પ્રાચીન તમામ પ્રાવાહિક ધર્મની નિવૃત્તિ થતાં શુદ્ધ જીવને પુરૂષોત્તમની લીલારૂપ દેહ વગેરે પણ તદીય તરીકે સંપ્રાપ્ત થાય [14]છે. તેથી કંઇપણ અનુચિત નથી એવું ધ્યાનપૂર્વક જાણો. આજ અર્થ વાજસનેયિશાખામાં છે.—'કામના નહિ કરે તો" (બૃ. ૪-૪-૬) ત્યાંથી ઉપક્રમ કરીને [15]આત્મકામ. [16]આપ્તકામ બને છે. ત્યાંથી પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી. [17]અહિંઆંજ તેનો સંપૂર્ણ લય થાય છે [18]બ્રહ્મરૂપ બનીને તે બ્રહ્મ તરફ પહોચે છે. (બૃ. ૪-૪-૬) એમ છેવટના વાકયથી કહેવામાં આવે છે. અહિંઆં [19]પ્રાણ શબ્દથી પ્રાણો તથા સઘળી ઇન્દ્રિયો કહેવાય છે. આત્મકામ શબ્દથી ભગવાનના વાચક આત્મપદના ગ્રહણથી ભક્તના સ્નેહના આધિકયથી ઉત્પન્ન થયેલી પ્રભુના દર્શનની ઇચ્છાની આર્તિ એટલી બધી છે કે તેનાથી જો પ્રભુ પ્રકટ થવામાં ક્ષણ જેટલો પણ વિલમ્બ કરે તો મરણજ થાય. માટે ભગવાનના પ્રાકટયથીજ આત્માની સ્થિતિ છે એમ ધ્વનિ છે. ભક્તિમાર્ગમાં પ્રાકટય જ પરમ ફલ છે. તેના દર્શનથી આપ્ત-કામ બને છે. પછીથી સાક્ષાત્ આલિંગન વગેરેની કામના થાય ત્યારે પ્રાચીન દેહ તથા પ્રાણ વગેરે તેને [20]અયોગ્ય હોવાથી તેમનો [21]ત્યાંજ લય બને છે એમ કહે છે. બહાર પ્રકટ થનારના આન્તર પ્રાકટયથી ઉત્ક્રમણનો અભાવ કહેવાય છે. આત્માથી [22]અતિરિક્તની

માફક પ્રાણ બ્રહ્મના અંશ નથી. (૮) જીવના દૃષ્ટાન્તથી. જીવનું દૃષ્ટાન્ત પ્રાણમાં ઘટાવી શકાય નહિ. (૯) પ્રાણ તથા ઇન્દ્રિયો વગેરેમાં. (૧૦) અર્થાત્ જીવની માફક પ્રાણ તથા ઇન્દ્રિયો આનંદરૂપ છે એમ કહી શકાય નહિ કારણ કે તે જીવની માફક બ્રહ્મના અંશ નથી. જીવ તો બ્રહ્મના અંશ છે તેથી તેના આગન્તુક દોષો ટળી જતાં બ્રહ્મના આનંદરૂપને મેળવતા નથી (૧૧) વૈકુણ્ઠવાસીમાં આવેલો દેહેન્દ્રિયાદિનો અનુભવ (૧૨) નૈસર્ગિક (૧૩) અક્ષરબ્રહ્મના બનેલા હોવાથી તેના નૈસર્ગિકરૂપને મેળવે છે. (૧૪) વ્યાપીવૈકુણ્ઠને પ્રાપ્ત થનાર જીવોની માફક પુરૂષોત્તમ સ્વરૂપને પ્રાપ્ત થનાર પુષ્ટિ ભક્તોનું રૂપ પણ નૈસર્ગિક હોય છે. (૧૫) પુરૂષોત્તમની કામનાવાળો મુક્તિની કામના વાળો નહિ (૧૬) મનોરથ જેણે પ્રાપ્ત કર્યો છે તે (૧૭) ભગવાન્ હૃદયમાં પ્રકટ થાય તો (૧૮) આનંદરૂપ બનીને (૧૯) બૃ. ૪-૪-૬માં વપરાયલો પ્રાણ શબ્દ પ્રાણના અર્થમાં નથી પણ પ્રાણ તથા ઇન્દ્રિયોના અર્થમાં છે. (૨૦) ભગવાનના આલિંગન વગેરેને અયોગ્ય હોવાથી (૨૧) ત્યાં હૃદયમાં પ્રકટ થયેલા પુરૂષોત્તમમાં જ (૨૨) આત્માથી અતિરિક્ત

ગતિ કહીને તેની તે ગતિ કહે છે "બ્રહ્મજ થતાં બ્રહ્મને પણ પહોંચે છે" (બૃ. ૪–૪–૬) આનાથી કહેલી રીતિ પ્રમાણે પુરૂષાત્મક તેની લીલાને ઉપયોગી દેહ, ઇન્દ્રિયો વગેરેની સંપત્તિથી (બ્રહ્મથી અતિરિક્ત દેહાદિની સંપત્તિથી નહી) બ્રહ્મરૂપ થઇને, [૨૩]બૃહણત્વને લીધે પુરુષોત્તમ સ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરે છે એવો અર્થ છે. [૨૪]નહિ તો જીવ બ્રહ્મનો અંશ હોવાથી તથા આનંદાંશના આવિર્ભાવથી બ્રહ્મરૂપ થતાં પ્રાણાદિના લયની ઉક્તિથી બ્રહ્મ અને તેનાથી ઇતરના વ્યવચ્છેદની ઉક્ત સિદ્ધિ ન થવાથી 'બ્રહ્મજ થઇને' એમ અથવા કહે નહિ. [૨૫]આથીજ આની આગળ શ્લોકમાં ઉક્તિ છે. [૨૬]'મર્ત્ય અમૃત થાય છે.' અહિંઆં 'બ્રહ્મ તે ભોગવે છે' (બૃ. ૪–૪–૭) એમ કહ્યું છે. મૃત્યુરૂપી ધર્મવાળું શરીર મત્ય છે. [૨૭]તે સહિત જીવ પણ તે [૨૮]પ્રમાણે કહેવાય છે. અને વળી આ [૨૯]પ્રથમ [૩૦] તેવોજ હતો. પછી પુષ્ટિલીલામાં પ્રવેશ કર્યા પછી અમૃત એટલે કહેલા રૂપ અને શરીરવાળો તે થાય છે. તેથી અહિંઆં [૩૧]આજ શરીરમાં બ્રહ્મને બરાબર મેળવે છે. ભગવાન્ સાથે કરાતી લીલાના રસનો અનુભવ કરે છે એવો અર્થ છે. ભગવાન્ બાદરાયણ આંજ શ્રુતિને વિષય બનાવીને ત્યાં કહેલા પ્રાણો એકાએક લય પામે છે, કે તેમાં ક્રમ છે? એવા સંશયમાં નિર્ણય કહે છે. 'વાણી મનમાં લય પામે છે. ત્યાં હેતુ દર્શનથી એમ છે.' આ કહેલ છે. ભક્તિ સ્નેહરૂપ હોવાથી અને તેનું ફલ પ્રભુનું પ્રાકટ્ય હોવાથી તેની [૩૨] ઉત્કણ્ઠામાં તે આવશ્યક હોવાથી "આ મારૂં દર્શન કરો" એવી પ્રભુની ઇચ્છાથી તે પ્રકટ થતાં ચક્ષુ અને મનથી અમૃતને અનુભવનારને કોઇક ઉત્કટ ભાવ ઉત્પન્ન તદ્રૂપ થયો હોય છે કે જેનાથી પ્રભુની સાથે સઘળી ઇન્દ્રિયોના વ્યાપારની કૃતિની ઇચ્છા ઉત્પન્ન થઇ હોય છે. ત્યાં તેમના અસામર્થ્યને લીધે ભગવાન્‌ના આનન્દના સંબન્ધવાળા મન સાથેના સંબન્ધથી અમે તેને પ્રાપ્ત કરીશું એમ વિચારીને ત્યાંજ જે સંગત થાય છે તેજ આનંદ સાથે સંપન્ન થાય છે. આજ અર્થ આ સૂત્રથી તથા આગળના अतएव सर्वाण्यनु (બ્ર. સૂ० ૪–૨–૨) સૂત્રથી જણાવ્યો છે. દર્શન પછીથી પ્રથમ બ્રહ્મની સાથે સંભાષણની ઇચ્છાજ થાય છે તેથી "વાણી મનમાં પ્રવેશ કરે છે" (છાં. ૬–૮–૬) એમ છાંદોગ્યમાં સ્ફુટ કહ્યુ છે અને તેની સંપતિ તરીકે પ્રથમ તેજ કહ્યું છે. આમ હોવાથી વાણી મનમાં સંગત થતાં ભગવાન્‌ના આનંદ સાથે તે સંપન્ન થાય છે એમ સૂત્રનો અર્થ છે. દર્શનના અભાવમાં પણ વેણુ વગેરે શબ્દથી પણ તેજ પ્રમાણે સંપન્ન થાય છે. આથી "અને શબ્દ છે તેથી" એમ અન્ય હેતુ કહે છે.

---

એટલે પ્રાણ તથા ઇંદ્રિયો (૨૩) ભક્તનો આત્મા પણ આત્મા કહેવાય છે. કારણ કે જેમ આત્મા બ્રહ્મમાં બૃંહણ–વૃદ્ધિરૂપી ધર્મ છે. તેમ આ આત્મામાં પણ મહત્ત્વનો આવિર્ભાવ થાય છે. (૨૪) નહિ તો જીવ બ્રહ્મ જ થાય છે તેની લીલામાં તેનો પ્રવેશ હોતો નથી એવો અર્થ કરવામાં આવે. (૨૫) જીવને ભગવાન્‌નો ભોગ આવશ્યક છે તેથી (૨૬) બ્રહ્મપ્રાપ્તિમાં જીવનો ભોગ આવશ્યક છે નહિતો શ્રુતિમાં મર્ત્ય અમૃત બને છે એટલુંજ કહેત તે બ્રહ્મને ભોગવે છે એમ કહેત નહિ. (૨૭) મર્ત્ય શરીર હોવાથી (૨૮) મર્ત્ય (૨૯) પુષ્ટિલીલામાં પ્રવેશ કરતા પહેલાં (૩૦) મર્ત્યજ (૩૧) પ્રાપ્ત આનન્દમય શરીરમાં (૩૨) પ્રભુને પ્રકટ કરવાની ઉત્કણ્ઠામાં ભક્તિ–સ્નેહ આવશ્યક છે **ભાવાર્થ**—જ્યારે પુષ્ટિભક્તને ભગવાન્‌ના આનન્દનો અનુભવ થાય છે ત્યારે પ્રથમ તેની વાણી મનમાં લય પામે છે. આ વાણી લય પામતા પહેલાં

## अत एवसर्वाण्यनु ॥४-२-२ ॥

## ઉપરનાં કારણોથીજ પાછળથી (વાણી પછીથી) સઘળી ઇન્દ્રિયો મનમાં લય પામે છે.

માટે જ દર્શન અને શબ્દના હેતુથી સઘળી ઇન્દ્રિયો પાછળથી લય પામે છે. [1]સાંનિધ્યથી વાણી પાછળથી મનમાં સંગત થાય છે અર્થાત્ ભગવાનના આનંદથી સંપન્ન બને છે એવો અર્થ છે. કેટલાકો [2]તો છાંદોગ્યમાં આવેલું "વાણી મનમાં સંપન્ન થાય છે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં, તેજ પરા દેવતામાં" એ વાકય વિષય તરીકે બોલીને સૂત્રમાં વાક્ શબ્દની તેમાં જ [3]વૃત્તિ છે (લક્ષણાના અર્થમાં) એમ કહે છે, અને તેવી સંપત્તિ તથા નાશને જણાવે છે. તે વધારે ઠીક નથી. તો પણ જે વાક્ શબ્દ એ વૃત્તિના અર્થમાં લાક્ષણિક અર્થમાં છે અને તે શ્રુતિથી સંમત છે એમ કહેતા હોતો સૂત્રકાર ત્યારે તેજ પ્રમાણે કહેત. તેના સારૂપ્ય વાકયને જ ન કહેત. તેના નિર્ણય માટે જ પ્રવૃત્તિ છે તેથી. મુખ્યાર્થનો ત્યાગ તથા લક્ષણાની આપત્તિ છે. અને વળી "[4]મનમાં" એ શબ્દ પણ વ્યર્થ નીવડે અને વળી વિષય [5]વાકયમાં જણાવેલા ક્રમના ત્યાગની અનુપપત્તિ થાય ૨

## तन्मनः प्राण उत्तरात् ॥४-२-३॥

## તેનું મન પ્રાણમાં (લય પામે છે) પછીની શ્રુતિ છે તેથી

---

ભગવાન્ તેના મનમાં પ્રકટ થઇને તેને દર્શન દે છે. જ્યારે આને દર્શન થાય છે ત્યારે તેની વાણીનો વ્યાપાર બંધ થઇ જાય છે. શ્રુતિનું આ વિષયમાં પ્રમાણ પણ છે. દર્શન જો ન હોય તો વેણુના શબ્દ સાંભળતાંની સાથે વાણીનો વ્યાપાર અટકી જાય છે.

**સૂત્ર ૨** (૧) શ્રુતિમાં વાક્ શબ્દ અન્ય ઇન્દ્રિયોના અર્થમાં છે. (૨) કેટલાકો એમ કહે છે કે વાક્ શબ્દ શ્રુતિમાં વાગ્વૃત્તિના અર્થમાં વપરાયો છે, વાક્‌ના અર્થમાં નહિ, તે મતનું ખણ્ડન કરે છે. (૩) એ પ્રમાણે અર્થાત્ વાક્ પદને વાક્ વૃત્તિના અર્થમાં સમજતાં મુખ્ય અર્થને બદલે લક્ષ્યાર્થ લેવો પડે છે, તે ઇષ્ટ નથી. શ્રુતિના શબ્દોમાં મુખ્યાર્થ જ ગ્રહણ કરવો જોઇએ. તેમાં લક્ષણા વચ્ચે લાવવી નહિ. લક્ષણા લાવવાથી શ્રુતિનું માહાત્મ્ય ઘટી જાય છે. કાવ્યાદિમાં લક્ષણા લેવામાં બાધ નથી પણ શ્રુતિમાં તો તે લેઇ શકાય જ નહિ આથી વાક્ શબ્દનો અર્થ વાક્‌જ લેવો વાગ્વૃત્તિ નહિ (૪) જો વૃત્તિરૂપ અર્થ લેવામાં આવે તો પછી તે વૃત્તિનો નાશ થતાં તેના અધિકરણ મનનું પ્રયોજન રહે નહિ. આમ હોવાથી "મનમાં" તે સંપન્ન થાય છે એમ કહેવું તે પણ યુક્ત નથી. (૫) છાં. ૬-૮-૬ ની શ્રુતિ જે ભાષામાં ઉતારી છે તે કેટલાકના મતે વિષય વાકય છે એવું કહેનારના મતનું ખણ્ડન કરે છે. એ વિષય વાકય કહી શકાય નહિ. કારણ કે જો તેને વિષય વાકય કહે તો પછી તેમને રહેવા દઇને પ્રાણનો જીવમાં લય થાય. એમ કહેવાથી ખરેખર ચાલતા ક્રમનો ત્યાગ કરવામાં આવ્યો છે. આ રીતે ક્રમનો ત્યાગ કરવાથી અનુપપત્તિ દોષ થાય છે. માટે વ્યાસજી એ પ્રમાણે દોષ કરે નહિ, માટે તે વાકય વિષયવાકય નથી. જો આ વિષયવાકય હોય તો ત્યાં આ પ્રમાણે વાકય છે. अस्य सोम्य पुरुषस्य प्रयतो वाङ् मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम् આ પ્રયાણ કરનાર પુરુષની વાક્ મનમાં સંપન્ન થાય છે. મન પ્રાણમાં, પ્રાણ તેજમાં, તેજ પરાદેવતામાં. આ વાકય પ્રમાણે પ્રાણ તેજમાં લય પામે છે અને તેજ પરાદેવતામાં લય પામે છે. ક્રમનો ત્યાગ કરવામાં આવ્યો છે. **ભાવાર્થ**-ઉપર કહેલા હેતુથી સઘળી ઇન્દ્રિયો

પહેલાં કહેલી સઘળી ઇન્દ્રિયોના [1]વૈશિષ્ઠયવાળું મન પ્રાણુમાં સંપન્ન થાય છે, ફક્ત એકલું નહિ. ત્યાં હેતુ કહે છે 'પછીની શ્રુતિથી' "જેમ દોરથી બંધાયલું પક્ષી દિશા દિશામાં પડીને બીજે સ્થાન નહિ મેળવીને બન્ધનનો જ આશ્રય કરે છે એજ પ્રમાણે ખરેખર, હે સોમ્ય, તે મન દિશાએ દિશાએ પડીને અન્યત્ર આયતન નહિ મેળવીને પ્રાણુનો જ આશ્રય કરે છે," (છાં. ૬-૮-૨) એમ કહીને ત્યાં ઉત્તર વાકયથી હેતુ કહે છે. "હે સોમ્ય તેનું બન્ધન પ્રાણુ છે" (છાં. ૬-૮-૨) તે હેતુથી તેમ છે એવો અર્થ છે.

## सोऽध्यक्षे तदुपगमादिभ्यः ४-२-४॥

### તે પ્રાણુ ભગવાન્‌માં લય પામે છે; તેના ઉપગમ (અંગીકાર) વગેરેથી

[1]સઘળી ઇન્દ્રિયોથી વિશિષ્ઠ મનથી વિશિષ્ઠ [2]પ્રાણુ [3]અધ્યક્ષમાં-શરીર અથવા [4]હૃદયમાં ભગવાન પ્રકટ થાય ત્યારે સંપન્ન થાય છે એમ અર્થ છે. અહિંઆં [5]હેતુ "ઉપગમ વગેરેથી" એમ છે. ઉપગમ એટલે [6]અભ્યુપગમ અને તે જેટલો પુષ્ટિમાર્ગમાં અંગીકાર [7]હોય તેટલો હોય છે. તેથી તે પ્રમાણે એવો અર્થ છે. [8]આદિ શબ્દથી ભગવાનને વશ કરવાને સમર્થ સ્નેહ, પ્રભુથી અનિંગિત અર્થનો ત્યાગ તથા તેને અનુરૂપ ભજન એમ છે [9]અભ્યુપગમ સિદ્ધ થાય તો સ્નેહ વગેરે અવશ્ય થાય છે જ એ આશયથી તેને પ્રથમ કહેલ છે, [10]ઉદ્દેશ કરેલો નથી. મર્યાદામાર્ગમાં અંગીકૃત જીવોનું મુક્તિમાં

---

વાણીના લય પછીથી મનમાં સંપન્ન થાય છે.

**સૂત્ર ૩** (૧) મન એકલું લય પામતું નથી પણ ઇન્દ્રિયો સહિત પ્રાણુમાં લય પામે છે. (૨) મન કેવી રીતે પ્રાણુમાં લય પામે છે તે માટે શ્રુતિમાં દોરીથી બંધાયલા પક્ષીનું આપેલું દષ્ટાન્ત અહિંઆં આપે છે. **ભાવાર્થ**—સઘળી ઇન્દ્રિયોથી યુક્ત મન પ્રાણુમાં લય પામે છે. કારણ કે પછીથી તેવી શ્રુતિ આવે છે.

**સૂત્ર ૪** (૧) પ્રાણુનું શું થાય છે તે કહે છે. (૨) પ્રાણુ સઘળી ઇન્દ્રિયોવાળા મન સહિત ભગવાનમાં પ્રવેશે છે (૩) અધ્યક્ષ એટલે ભગવાન્ (૪) જ્યારે ભગવાન્ હૃદયમાં પ્રકટ થાય છે ત્યારે ઇન્દ્રિયો યુક્ત મનસહિત પ્રાણુ ત્યાં પ્રવેશ કરે છે. (૫) પ્રાણુના પ્રવેશનું કારણુ આપે છે. (૬) અંગીકાર અર્થાત્ ભગવાન્ જે જીવનો અંગીકાર કરે છે તેનોજ પ્રાણુ ઇન્દ્રિયો તથા મન સહિત પ્રવેશ કરે છે. (૭) જેનો જેટલો અંગીકાર તેનો તેટલો પ્રવેશ હોય છે. (૮) સૂત્રમાં "ઉપગમાદિભ્યઃ" શબ્દ છે તેમાં "આદિ" નો અર્થ શો તે અહિંઆં કહે છે. અર્થાત્ સ્નેહ, ભજન વગેરે. (૯) ભગવાન્ માટેનો સ્નેહ જીવના સાધનથી થતો નથી પણુ ભગવાન્ જ્યારે તેનો અંગીકાર કરવા ઇચ્છે છે ત્યારેજ થાય છે. એમ જણાવવાને "ઉપગમ"-અંગીકાર એને પ્રથમ હેતુ જણાવે છે, અને ત્યાર પછીથી જ "આદિ" કહેતાં સ્નેહ, ભજન વગેરે જણાવે છે. (૧૦) સ્નેહ વગેરેનું એક પછી એક કથન કરેલું નથી. અર્થાત્ તે બધાની સાથે લાગી જરૂર છે એમ કહેવાનું પ્રયોજન નથી. એમ હોત તો તે તમામનું અહિંઆં એક પછી એક વર્ણુન કરત. પણુ અહિંઆં સૂત્રકારનો આશય એજ છે કે મુખ્ય હેતુ ભગવત્કૃત અંગીકાર જ છે. તે હોયતો જ સ્નેહ વગેરે બની આવે છે. અને તે ન હોય તો તે થતા નથી. ભગવાન્ જે જીવનો અંગીકાર કરવા માગે છે તે જીવનાથી જ સ્નેહ વગેરે ભગવાન્ તરફ હોય છે. (૧૧) મર્યાદામાર્ગથી પુષ્ટિમાર્ગનું વૈલક્ષણ્ય દેખાડે છે. એ માર્ગમાં જે જીવોનો અંગીકાર કર્યો હોય તેઓ ફક્ત મોક્ષ જ મેળવે છે. (૧૨)

પર્યવસાન [11]હોય છે, તે મુમુક્ષુ [12]હોવાથી ઉત્કટ સ્નેહ તેમને સંભવતો નથી. તેથી પ્રભુનું પ્રાકટ્ય પણ [13]તેમની બાબતમાં સંભવતું નથી. તેથી [14]સ્વ પ્રકૃતિમાં સંઘાતનો લય થતાં શુદ્ધ જીવની ભગવાનના અનુગ્રહથી તથા શ્રવણાદિ રૂપ તેમજ તે પ્રકારના સ્નેહરૂપ ભક્તિથી મુક્તિ થાય છે. આથી ત્યાં [15]તારતમ્ય ઘણું છે એવા નિગૂઢ આશયથી આ કહ્યું છે. [16]અભ્યુપગમ વગેરે તો મુણ્ડકોપનિષત્‌માં કહેલા છે. "આ આત્મા પ્રવચનથી લભ્ય નથી" (મું. ૩-૨૪) થી ઉપક્રમ કરીને "જેનું તે વરણ કરે છે તેનાથી તે લભ્ય છે. તેને આ આત્મા પોતાના તનુનું દાન કરે છે. આ આત્મા બલહીનથી લભ્ય થતો નથી. તેમ પ્રમાદ, તપ તથા લિંગથી મળતો નથી. આ ઉપાયોથી જે વિદ્વાન્ પ્રયત્ન કરે છે તેનો આ આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ પામે છે." (મું. ૩-૭-૪) સુધી એ પ્રમાણે કહેલું છે. ૪

૨ ભૂતાધિકરણ

કહેલા નિગૂઢ આશયને પ્રકટ કરે છે—

## भूतेषु तच्छ्रुतेः ॥ ४-२-५॥

### ભૂતોમાં તેમનો લય છે. તેની શ્રુતિ છે તેથી.

(શંકા)—મર્યાદામાર્ગીયોના વાક્ વગેરેનો લય ઉપર પ્રમાણેજ છે કે [1]તેમનાં વાગાદિનો લય ઉપર કહેલા પ્રકારે [2] ભૂતોમાં થાય છે. ભગવાન્‌માં નહિ. અહિંઆં [3]પ્રમાણ કહે છે કે તેવી શ્રુતિ છે તેથી. "જ્યાં આ મૃત પુરૂષનાં અગ્નિમાં વાણી જાય છે. વાતમાં પ્રાણ, ચક્ષુ આદિત્યમાં, મન ચંદ્રમાં, શ્રોત્ર દિશામાં, શરીર પૃથ્વીમાં, આત્મા આકાશમાં, વાળ ઔષધીમાં, કેશ વનસ્પતિમાં, લોહી અને રેત જલમાં જાય છે. (બૃ. ૩-૨-૧૩) એવી શ્રુતિ છે તેથી જ્ઞાનરહિતો વિષેની આ શ્રુતિ છે એમ કહેવું જોઇએ નહિ. કારણ કે "આર્તભાગે કહ્યું હે યાજ્ઞવલ્કય! જ્યારે આ પુરૂષ મરી જાય છે ત્યારે શું તેના પ્રાણો તેમાંથી ઉત્ક્રમણ કરે છે? યાજ્ઞવલ્કયે કહ્યું "ના. તેમ થતું નથી. તેને વિષે અર્થાત્ પુરુષ વિષે એકઠા થયેલા પ્રાણોનો પરમાત્મા વિષે લય થાય છે. તે ઉચ્છૂનતાને—સૂજેલાપણાને પામે છે. જ્યારે તે શ્વાસ લે છે ત્યારે બહારના વાયુ વડે પૂર્ણ થાય છે. તથા

મર્યાદામાર્ગના જીવોમાં ઉત્કટ સ્નેહ હોતો નથી. (૧૩) જો સ્નેહ નથી તો ભગવાનનું પ્રાકટ્ય તેમને થતું નથી (૧૪) જીવનો પુરુષ—અક્ષરાદિમાં અને ભૂતોનો તન્માત્રાદિમાં લય (૧૫) પુષ્ટિમાર્ગમાં અને મર્યાદામાર્ગમાં ઘણુંજ તારતમ્ય છે. (૧૬) ભગવત્કૃત અંગીકાર એજ મુખ્ય હેતુ છે, એ વિષયમાં ઉપનિષતનું પ્રમાણ આપે છે. **ભાવાર્થ**—પુષ્ટિમાર્ગમાં ભગવાન્ તરફથી કરાયલા અંગીકાર, સ્નેહ, ભજન વગેરેથી તે જીવનો પ્રાણ મન તથા તમામ ઇન્દ્રિયો સહિત ભગવાન્‌માં લય પામે છે. (સૂત્રમાં આદિ શબ્દથી ભગવાન્‌ને વશ કરવાને સમર્થ સ્નેહ, તેની પ્રાપ્તિમાં પ્રતિબન્ધકનો ત્યાગ વગેરે સમજવાનુ છે.)

**અધિ૦ ૨ સૂત્ર ૫-** (૧) ઉપર પુષ્ટિમાર્ગીયની વાગાદિનો લય કેવી રીતે થાય છે તે જણાવ્યું. આ અધિકરણમાં મર્યાદામાર્ગીયના વાગાદિનો લય કેવી રીતે થાય છે તે જણાવે છે. (૨) પુષ્ટિમાર્ગીય ભક્તના વાગાદિનો લય ભગવાન્‌માં થાય છે, ત્યારે મર્યાદામાર્ગીયના વાગાદિનો લય ભૂતોમાં થાય છે,

મૃતવત્ થઈ સૂવે છે. "(બૃ. ૩-૨-૧૧) એવું પૂર્વ વાકય છે તેથી. જ્ઞાન રહિતના [૪] પ્રાણોના અનુત્ક્રમણથી તે ઉત્ક્રમણ કરનારની પછવાડે પ્રાણ ઉત્ક્રમણ કરે છે." (બૃ. ૪-૪-૨) વગેરે શ્રુતિ છે તેથી. (શંકા) "જ્યારે આ પુરુષની છુટી પડેલી વાગિન્દ્રિયનો લય થાય છે" ત્યાંથી ઉપક્રમ કરીને "રેત: પણ જલ વિષે લય પામે છે," (બૃ. ૩-૨-૧૧) ત્યાં સુધીની શ્રુતિ જ્ઞાનરહિત માટેની છે એમ માનવું જોઇએ. આથી આગળ 'ત્યારે આ પુરુષ કયાં હોય છે?' એવા પ્રશ્નમાં યાજ્ઞવલ્કય અને આર્તભાગે વિચારેલો ઉત્તર કહેવાય છે. "ત્યાં તેમણે જે કહ્યું તે કર્મ હતું. ત્યાં તેમણે જે સ્તુતિ કરી તે પણ કર્મજ હતું. પવિત્ર કર્મથી ખરેખર મનુષ્ય પવિત્ર થાય છે તથા અપવિત્ર કર્મથી અપવિત્ર બને છે." (બૃ. ૩-૨-૧૨) એ પ્રમાણે તે છે. આથી કર્મનો આશય સ્થિત રહે છે એવો નિર્ણય સાંપડે છે. આમ હોવાથી પ્રાણોના [૫] અનુત્ક્રમની ઉક્તિથી તથા સંઘાતના લયની ઉક્તિથી જ્ઞાની માટેનીજ આ શ્રુતિ છે એમ નક્કી થાય છે. કારણ કે [૬] તેનેજ કહેલાં [૭] બે સંભવે છે. આગળની શ્રુતિમાં કહેલા કર્મનો આશ્રય હોવાપણું તો તેમાં વિરુદ્ધ છે. માટે પ્રથમ અને પછીનાં વાકયોના વિરોધથી વિષયનો અનિશ્ચય પ્રાપ્ત થતાં તેની સામે કહીએ છીએ. આ શ્રુતિ મર્યાદા માર્ગના જ્ઞાનીઓ માટેની જ છે. આથીજ "ત્યારે પુરુષ કયાં હોય છે?" એવા પ્રશ્નમાં તેટલાથીજ [૮] અર્થની સિદ્ધિ છતાં પણ સાધારણ પુરુષની વ્યાવૃત્તિથી મર્યાદામાર્ગીય પુરુષ તે છે અને તેને પ્રાપ્ત કરાવનાર 'આ' પદ છે. કારણ કે તેનુંજ ઉપક્રમણ કરેલું છે. વળી તેની [૭] આગળ વિચારેલો અર્થ પણ તે [૯] વિષયનોજ છે એમ જાણો.

શંકા—બાધક તો કહ્યું છે: ઉત્તર-હા. અરે મુખ્ય શ્રુતિઓએ સાથે વિચારેલા અર્થનો અર્થ વિચારો. મર્યાદા માર્ગમાં ખરેખર વિધિનું પ્રાધાન્ય હોવાથી તે [૧૦] પ્રમાણે નિર્માણ છે. [૧૧] 'ત્યાં આ પ્રમાણે કરવામાં આવે તો આ પ્રમાણે ફલ આપીશ. નહિ કરાયલું હોય તો પણ આપીશ એમ નહિ' એમ ભગવાનની ઇચ્છા છે. માટે કર્મ મુખ્ય છે. આમ હોવાથી **આર્તભાગનો** આ આશય છે. વાકથી તે રેત: સુધી તમામના લયથી પ્રારબ્ધના પણ ત્યારે નાશથી (પ્રારબ્ધનો નાશ થાય ત્યારે) વિધિના અવિષય શુદ્ધ જીવને કદાચ પુષ્ટિમાં પ્રવેશ કરાવે છે કે નહિ એવા સંશયથી ત્યારે પણ તે મર્યાદા

લયનો પ્રકાર તો બન્નેનો સરખો છે, પણ એકમાં ભગવાનમાં જ લય થાય છે જ્યારે બીજામાં ભૂતોમાં થાય છે. (૩) મર્યાદામાર્ગીયના વાગાદિનો લય ભૂતોમાં થાય છે તેને માટે શ્રુતિનું પ્રમાણ આપે છે. (૪) ઉપર આપેલી શ્રુતિ તે જ્ઞાન વગરના માટેની નથી પણ જ્ઞાનવાળા માટેજ છે કારણ કે તે શ્રુતિમાં પ્રાણોના લયની હકિકત કહી છે. જ્ઞાનીના પ્રાણનો જ લય થાય છે, જ્ઞાન રહિતનાનો નહિ. તેથી તે શ્રુતિ જ્ઞાનીને માટેનીજ છે. (૫) પ્રાણના અનુત્ક્રમણ તથા સંઘાતના લયનુંકથન કર્યું છે તેથી તે વાકય જ્ઞાનીના વિષેનુંજ છે, જ્ઞાનીનોજ પ્રાણ ઉત્ક્રમણ પામતો નથી તથા તેનોજ સંઘાત લય પામે છે. (૬) જ્ઞાનીને (૭) પ્રાણનું અનુત્ક્રમણ અને સંઘાતનો લય એ બે (૮) યાજ્ઞવલ્કય તથા આર્તભાગે વિચારેલો અર્થ (૯) જ્ઞાનીના મોક્ષ વિષેનો (૧૦) વિધિના પ્રાધાન્યથી. મર્યાદામાર્ગમાં વિધિનું પ્રાધાન્ય છે તેથી (૧૧) મર્યાદામાર્ગમાં ફલ દાનમાં મર્યાદા છે. જેટલુ કરવામાં આવે તેટલું ફળ મળે. સાધન અનુસાર ફળ છે. અમુક સાધન કરવામાં આવ્યું હોય તો અમુક ફળ મળે. જો સાધન ના કરવામાં આવ્યું હોય તો ફલ

માર્ગમાં અગર પુષ્ટિમાં પ્રવેશ પામે છે એવો પ્રશ્ન છે. ત્યારે આ અર્થને ઇશ્વરની ઇચ્છાના પ્રકારને નહિ જાણનાર [૧૨] દુર્જ્ઞેય છે એમ જાણતી શ્રુતિ જાતેજ તેને સમજીને "તે ગૂઢ છે" માટે તેને સ્ફુટ નહિ કહેતાં, અન્તમાં "તેમણે કહ્યું" (બૃ. ૩–૨–૧૩) એમ અન્તમાં કહેલા અર્થને જણાવ્યો. [૧૩] અહિંઆં [૧૪] 'કર્મ' શબ્દ મર્યાદામાર્ગ વિષે છે. વળી જ્યાંસુધી મુક્ત થાય છે ત્યાંસુધી મર્યાદા માર્ગમાં જ તેની સ્થિતિ એવો અર્થ નીકળે છે. આથી જ [૧૫] તેની પ્રશંસા પણ છે. કારણ કે ઇશ્વર તરીકે સર્વ કરવાને સમર્થ છતાં પણ તેના દાનમાં [૧૬] તેની અપેક્ષા કરે છે. અહિંઆં હેતુ તરીકે મર્યાદામાર્ગના સ્વરૂપને "પવિત્ર કર્મ કરનાર પવિત્ર થાય છે." (બૃ. ૩–૨–૧૩) વગેરેથી કહે છે. ૫

(શંકા)—મર્યાદામાર્ગીય ભક્ત અને જ્ઞાની એમ બે હોય છે. કહેલો નિર્ણય તો જ્ઞાનમાર્ગના વિષેનો જ છે. ભક્ત તેવો હોય તો પણ કોક વખત પુષ્ટિમાં પણ તેનો પ્રવેશ કરાવે છે એવી આશંકા કરીને તેના નિર્ણયને કહે છે.—

## नैकस्मिन्दर्शयतो हि ॥४–२–६॥

### ફક્ત એકમાં (જ્ઞાનીમાં મર્યાદામાર્ગનું નિયમન) નથી. કારણ કે (યાજ્ઞવલ્કય તથા આર્તભાગ) (તે વિષે) દર્શાવે છે.

[૧] એકલા જ્ઞાનીમાં અથવા ભક્તમાં મર્યાદાનો નિયમ નથી પણ બન્નેમાં છે. ત્યાં હેતુ છે. કારણ કે યાજ્ઞવલ્કય અને આર્તભાગ, જ્ઞાની અને ભક્તની સાધારણતાથી "તે બન્ને કહે છે" વગેરે કહેલી રીતિથી મર્યાદાના નિયમને દર્શાવે છે; નહિ તો પ્રાકૃતનો (વાગાદિના લયનો) અંગીકાર [૨] અન્યથા થાય એવી ઉપપત્તિ "હિ" શબ્દથી સૂચવાય છે. પૂર્વે કહેલા આગળ અને પાછળના શ્રુતિના વિરોધના પરિહારની અન્યથા અનુપપત્તિ અહિંઆં મૂળ છે એમ જાણવું જોઇએ. કેટલાકો એમ કહે છે કે જ્યારે વાગાદિનો લય થાય છે ત્યારે અન્ય શરીરની પ્રાપ્ત કરવાની ઇચ્છાના સમયનો જીવ "ત્યારે આ પુરુષ ક્યાં હોય છે?" એમાં આવેલા પ્રશ્નનો વિષય છે. તે બરાબર નથી. "તે ઉત્ક્રમણ કરનારની પછવાડે પ્રાણ ઉત્ક્રમણ કરે છે, અને તે પાછળ ઉત્ક્રમણ નહિ કરનારની પછવાડે પ્રાણ ઉત્ક્રમણ કરતો નથી." (બૃ. ૪–૪–૨) એ શ્રુતિ ભાવિ અન્ય દેહના જીવ, પ્રાણ,

મળે નહિ. (૧૨) ઇશ્વરની ઇચ્છાને નહિ સમજનારથી તે આ અર્થ સમજાતો નથી, સર્વ કંઇ ભગવાનની ઇચ્છાથી થાય છે એવું સમજનાર જ તે અર્થ સમજી શકે છે (૧૩) શ્રુતિ વાકયમાં (૧૪) કર્મ શબ્દનો અર્થ અહિંઆં "કર્મ" નહિ પણ "કર્મી" કર્મવાળો એમ સમજવો. કર્મવાળો એટલે જેમાં કર્મનું પ્રાધાન્ય છે તેવો અર્થાત્ મર્યાદામાર્ગીય (૧૫) મર્યાદા માર્ગમાં જ્યાં સુધી મોક્ષ ન મળે ત્યાં સુધી વિધિ કરવાની હોય છે. માટે તેની પ્રશંસા કરી છે (૧૬) ઇશ્વર પણ મર્યાદામાર્ગીયને ફલનું દાન કરવામાં કર્મની અપેક્ષા રાખે છે. જુઓ બ્ર. સૂ. ૨–૧–૩૪. **ભાવાર્થ**-મર્યાદાભક્તોની ઇન્દ્રિયો ભૂતોમાં લય પામે છે. કારણ કે તે વિષેની શ્રુતિ પણ છે.

**સૂત્ર ૬**—(૧) મર્યાદા માર્ગીય એટલે ફક્ત જ્ઞાની કે ફક્ત ભક્ત નહિ, પણ બન્ને. મર્યાદામાર્ગમાં પણ ભક્તો હોય છે. મર્યાદામાર્ગીયના વાગાદિનો લય ભગવાન્‌માં થાય છે એમ જો કહેવામાં આવે તો

તથા ઇંદ્રિયોનું ઉત્ક્રમણ સાથે છે એમ કહે છે તેથી વાગાદિનો લય ત્યાં અસંભવિત હોવાથી કહેલાના પ્રશ્નનો વિષય કહેવો શકય નથી. વળી પૂર્વવાકયમાં "અહિંઆં જ તેઓ લય પામે છે" એમ કહેલું હોવાથી અમે કહેલો જ માર્ગ અનુસરવો જોઈએ. આથી આ પરવિદ્યાવાળો નથી કારણ કે અમૃતત્વજ [3] તેનું ફલ છે. અને તે (અમૃતત્વનું ફલ) અન્ય સ્થાન [4]ઉપર અવલંબતું નથી એમ ઉત્ક્રમણની અપેક્ષા તથા કર્મનો આશ્રય બને નહિ. પણ અપરવિદ્યાવાળો તે છે. [5] અપરવિદ્યાનું ફલ બ્રહ્મલોક સુધી છે. તેથી કર્મના આશ્રયરૂપ ઉત્ક્રમણ વગેરે સંભવે છે. એમ જે કહેવામાં આવે છે તેનો પણ નિરાસ થયો જાણવું જોઈએ. ૬

### ૩ સમાનાધિકરણ.

મર્યાદા અને પુષ્ટિનો કોઇ પણ વખત અન્યથાભાવ નથી એમ જે કહ્યું [1]ત્યાં હેતુની અપેક્ષામાં [2]વસ્તુનું સ્વરૂપ જ તે પ્રમાણે છે એવું જણાવવાને કહે છે.

## समाना चासृत्युप्रकमादमृतत्वं चानुपोष्य ॥४–२–७॥

### જન્મથી મોક્ષ સુધી (મર્યાદામાર્ગની) સમાન ગતિ છે. અને (પુષ્ટિમાર્ગમાં) વ્રત વગર હોય છે.

અહિંઆં આ આશય છે. સાધનના [3]ક્રમથી મોચનની ઇચ્છા ખરેખર મર્યાદા-માર્ગીય મર્યાદા છે. શાસ્ત્રમાં કહેલાં [4]સાધન વગર જ મોચનની ઇચ્છા પુષ્ટિમાર્ગની મર્યાદા છે. તેમ હોય તો તે બન્ને સદા એક રૂપે છે એમ યુક્ત છે. આજ કહે છે. સૃતિ કહેતાં સંસાર, તે જીવોના પોતામાંથી જૂદા કરેલાની અવિદ્યાને લીધે અહંતા અને મમતાના સ્થાનરૂપ છે. તેનો ઉપક્રમ કહેતાં આરંભ ત્યાંથી તે મુક્તિ સુધી કહેલી મર્યાદા સરખી છે. સદા એકરૂપ છે. વચમાં જુદી નથી એવો અર્થ છે આ પ્રમાણેજ વ્રત કર્યા વગર [5]અમૃતત્વ પણ પુષ્ટિમાર્ગમાં સમાન છે એવો અર્થ છે. અહિંઆં "ઉપોષણ" શબ્દ [6]અશેષ મુક્તિના સાધનોનો ઉપલક્ષક છે. ૭

---

(૩) પરવિદ્યાનું ફલ (૪) વિદ્યા–જ્ઞાનનું ફલજ અમૃતત્વ મોક્ષ છે. જ્ઞાન સિવાય બીજાથી મોક્ષ મળતો નથી. (૫) વિદ્યાના બે ભાગ છે–પરવિદ્યા અને અપરવિદ્યા. પરવિદ્યાનું ફલ સદ્યોમુક્તિ છે અને અપર વિદ્યાનું ફલ ક્રમ મુક્તિ છે. ક્રમમુક્તિમાં ક્રમશઃ દિવસમાં પ્રવેશ કરીને બ્રહ્મલોક સુધી જીવ જાય છે, અને પછી મુક્તિ મેળવે છે. **ભાવાર્થ**–મર્યાદામાર્ગમાં અંગીકાર જે જીવોનો કરવામાં આવે છે તે ફક્ત જ્ઞાનીઓજ હોતા નથી, પણ મર્યાદા ભક્ત અને જ્ઞાની હોય છે. તેમ બે પ્રકારના જીવોનો અંગીકાર થાય છે કારણ કે યાજ્ઞવલ્કય તથા આર્તભાગ બૃહદારણ્યકમાં તે પ્રમાણે દર્શાવે છે.

**અધિ૦ ૩ સૂત્ર ૭**—(૧) અન્યથાભાવના અભાવમાં (૨) મર્યાદા અને પુષ્ટિમાર્ગનું સ્વરૂપ. (૩) સાધનથી મોક્ષ મેળવવાની ઇચ્છા તે મર્યાદામાર્ગીય છે (૪) પુષ્ટિમાર્ગમાં સાધનો વગર મોક્ષ મળે છે. (૫) મોક્ષ (૬) શબ્દમાં उपोष्य ઉપોષણનો અર્થ છે તે તમામ પ્રકારનાં મુક્તિના સાધનોના અર્થમાં છે. **ભાવાર્થ**–મર્યાદામાર્ગમાં જન્મથી મોક્ષ સુધી સાધનોથી મુક્તિ મળે છે; પુષ્ટિમાર્ગમાં સાધન વગર મોક્ષ મળે છે.

આ પ્રમાણે પ્રાસંગિક કહીને પ્રકૃત વિષયનો વિચાર કરાય છે. सोऽध्यक्षः (બ્ર૦ સૂ૦ ૪-૨-૪) એ સૂત્રમાં પુષ્ટિમાર્ગીય ભક્તના સંઘાતનો ભગવાનમાંજ લય થાય છે એમ કહ્યું. તેની આગળના સૂત્રથી મર્યાદામાર્ગીય ભક્તના સંઘાતનો લય ભૂતોમાં થાય છે એમ કહીને, પ્રશ્ન પછી તે શુદ્ધ જીવની મુક્તિ જ થાય છે એમ કહેવાનું હોવા છતાં "હે સોમ્ય આર્તભાગ! મારો હાથ ઝાલ" (બૃ. ૩-૨-૧૩) વગેરેથી સ્વ આશયને અન્યોમાં અપ્રકટ નહિ કરતાં કર્મનું જે નિરૂપણ કર્યું. તે શાથી ? એવી શંકા કરીને તેમનો નિગૂઢ આશય પ્રકટ કરે છે.

## तदापीतेः संसारव्यपदेशात् ॥४-२-८॥

### તેની (મર્યાદામાર્ગીય ભકતની) મુક્તિનો સંસાર તરીકે વ્યપદેશ છે તેથી

ત્યારે નિત્ય લીલામાં અન્તઃપ્રવેશરૂપ લક્ષણવાળા પુષ્ટિમાર્ગીયની [1]મુક્તિ દશામાં તથા મર્યાદામાર્ગીયની મુક્તિના [2]સંસારત્વના અભાવથી સંસારનો જ પુષ્ટિમાર્ગમાં વ્યપદેશ કરવામાં આવે છે. આથી તેની અભિસન્ધિ કરીને તે રીતિથી નિરૂપણ કર્યું છે. માટે જ શ્રીભાગવતમાં શ્રીશિવ વચન ગવાય છે. "સઘળા નારાયણ પરાયણ છે. તેઓ કોઇથી પણ બ્હીતા નથી. સ્વર્ગ અને [3]અપવર્ગની બાબતમાં પણ તે તુલ્ય પદાર્થનું કરે છે" (ભા. ૬-૧૭-૧૮) શ્રીભગવદ્ગીતામાં પણ દેવનું યજન કરનાર દેવો તરફ જાય છે. મારા ભકતો મારી તરફ પણ આવે છે. (ભ. ગી. ૭-૨) એ વાકયથી કહ્યું છે. મર્યાદામાર્ગીય ભક્તની મુક્તિને બીજાથી સાધારણ કહે છે.

શંકા—સંસારની માફક મુક્તિ [1]પણ હોય છે. જયારે આવા પ્રકારનું પુષ્ટિમાર્ગીય તત્ત્વ હોય ત્યારે મુક્તિને પુરુષાર્થ તરીકે જણાવનાર શ્રુતિ [2]છેતરનારી થશે. તેથી તેમ [3]જણાવનાર પ્રમાણો તેથી સ્તુતિ જ ફક્ત કરનારાં છે એમ જો પ્રાપ્ત થાય તો કહે છે.

## सूक्ष्मं प्रमाणतश्च तथोपलब्धेः ॥४-२-९॥

### (પુષ્ટિમાર્ગીય તત્ત્વ) સૂક્ષ્મ છે અને પ્રાણથી તે પ્રમાણે તેની ઉપલબ્ધિ છે તેથી.

પુષ્ટિમાર્ગીય તત્ત્વ સૂક્ષ્મ, દુર્જ્ઞેય છે એવો અર્થ છે. અહિંઆં આશય આ છે. **પુષ્ટિમર્યાદાને પણ ઓળંગીને પુષ્ટિપુષ્ટિમાં પ્રવેશ કરે તોજ તે [4]તત્ત્વ**

**સૂત્ર ૮**—(૧) પુષ્ટિમાર્ગમાં મોક્ષ દશામાં જીવ નિત્ય લીલામાં પ્રવેશ કરે છે. (૨) મર્યાદામાર્ગમાં મોક્ષ એટલે સંસારનો અભાવ છે છતાં પણ તેમાં પુરુષોત્તમના ભજનાનંદનો અનુભવ નહિ હોવાથી તે સંસાર સમાન છે. તેથી પુષ્ટિમાર્ગીય ભક્ત તેની ઈચ્છા કરતા નથી. આથી તેનું અનુસંધાન કરીને અહિંઆં તેને મોક્ષ કહેલો છે. (૩) અપવર્ગ એટલે મોક્ષ જેઓ નારાયણમાં આસક્તિવાળા છે તેઓ સ્વર્ગ તથા મોક્ષને સરખાં ગણે છે. **ભાવાર્થ**—પુષ્ટિફલની દશામાં મર્યાદામાર્ગીય મોક્ષ સંસાર તુલ્ય બને છે.

**સૂત્ર ૯**—(૧) જેમ સંસાર ત્યજવા જેવો છે તેમ મર્યાદામાર્ગનો મોક્ષ પણ ત્યજવા જેવો છે. (૨) જો પુષ્ટિમાર્ગ પ્રમાણે મોક્ષ પણ ત્યજવા જેવો હોય તો પછી ઉપનિષત્‌ની શ્રુતિઓ મોક્ષ પ્રાપ્તિને પુરૂષાર્થ તરીકે જણાવે છે તે વ્યર્થ થઇ જશે. તે શ્રુતિઓ માણસોને છેતરનારી જ છે એમ માનવું પડશે આવી શંકાકારની દલીલ છે. (૩) ભજનાનન્દનો ઉત્કર્ષ જણાવનાર પ્રમાણ (૪) પુષ્ટિમાર્ગનું તત્ત્વ

અનુભવનો વિષય થાય છે, બીજી રીતે નહિ. પણ ત્યાં પ્રવેશ કરવો તે બહુજ મુશ્કેલ છે; કારણ કે અતિશય અનુગ્રહ સિવાયના સાધનથી તે સાધ્ય નથી. માટે કહેલા [5]ઉપાય સિવાયના બીજાથી તે તે અજ્ઞેય હોય છે. [6]તેમની તો મુક્તિ જ ફલ છે કામવાળાઓને જેમ સ્વર્ગ ઈષ્ટ છે તેમ [7]તેમને મુક્તિ જ ઈષ્ટ છે. ઇષ્ટ ફલની પ્રાપ્તિ ન [8]હોય તો તે છેતરનાર થાય છે નહિ તો પ્રવૃત્તિ [8]માર્ગના ફલને જણાવનારી પણ શ્રુતિ છેતરનારી થાય. વળી ઈચ્છા અધિકારને [9]અનુસરીને હોય છે. તેથી કંઈ પણ અયોગ્ય નથી. આ પ્રકારના અર્થમાં કંઇ પ્રમાણ છે એમ શંકા થાય તો કહે છે "પ્રમાણ છે વગેરે." [12]પ્રમાણ એટલે શ્રુતિ તે "જ્યાંથી વાણી પણ મન સાથે પ્રાપ્ત થયા વગર પાછી ફરે છે તે બ્રહ્મના આનન્દને જે જાણે છે તે કશાથી પણ ભય પામતો નથી" (તૈ. ૨–૯) "મેં સારૂં કર્મ કેમ ન કર્યું, તથા પાપ કેમ કર્યું એવો વિચાર તેને સંતાપ કરતો નથી" (તૈ. ૨–૯)

અહિઆં પ્રથમના અર્ધભાગથી [10] તેની દુર્જ્ઞેયતા અને પછીના અર્ધભાગથી તેની સત્તાનો બોધ કરાય છે. નહિ તો મનથી પણ [11] જે અપ્રાપ્ય છે તેના જ્ઞાનનું કથન વિરુદ્ધ બને. આથી દુર્જ્ઞેય તરીકે જ ધર્મીનું ગ્રહણ કરાવનાર પ્રમાણથી તે તે સિદ્ધ છે એવો અર્થ છે. તેથી તેવાઓના અનુભવનો સ્વીકાર કરે છે. ૯

તો બ્રહ્મવેત્તાઓની માફક તેવા ભક્તોને પણ સ્વમાર્ગના ઉપદેશનું કથન કહાય સંભળાય એમ નથી. માટે પ્રથમ કહેલું બરાબર નથી એમ જણાય છે. આથી ત્રિસૂત્રની શંકા કરીને ત્યાં હેતુ કહે છે.

## नोपमर्दनातः ॥ ४–२–१० ॥

### કારણ કે ઉપમર્દથી (તિરોધાનથી) પુષ્ટિમાર્ગીયને ઉપદેશ નથી.

જો બ્રહ્મવેત્તાઓની માફક [1]તેમને સ્વાસ્થ્ય હોય તોજ તેમને ઉપદેશ આપી

(૫) ભગવાનના અનુગ્રહ સિવાય બીજા સાધનોથી પુષ્ટિમાર્ગનું તત્ત્વ ગ્રહણ કરાતું નથી. અતિશય અનુગ્રહથી રહિત મર્યાદામાર્ગીય ભક્તોના (૭) જેમ યજ્ઞ કરનારાઓ સ્વર્ગની ઇચ્છા કરે છે તેમ મર્યાદા માર્ગીયો મોક્ષને ઇચ્છે છે. (૮) જો તે પ્રમાણે ઇષ્ટફલ ન મળે – મોક્ષ ન મળે તો શ્રુતિને છેતરનારી કહી શકાય, તે સિવાય નહિ. (૯) જેમ કર્મનું ફળ જણાવનારી શ્રુતિઓ છેતરનારી નથી તેમ મોક્ષફલ જણાવનાર શ્રુતિઓ પણ છેતરનારી નથી. (૯) માણસનો જેટલો અધિકાર તેટલી તેની અમુક ફળ માટેની ઇચ્છા છે. કર્મમાં અધિકારવાળાની સ્વર્ગ માટે ઇચ્છા હોય છે અને મર્યાદામાર્ગનો અધિકારીની મોક્ષ માટે ઇચ્છા હોય છે- તેમ પુષ્ટિમાર્ગના અધિકારીને ભજનાનન્દની ઇચ્છા હોય છે. (૧૦) આ શ્રુતિના પ્રથમ ભાગમાં પુષ્ટિમાર્ગનું તત્ત્વ દુર્જ્ઞેય છે એમ જણાવ્યું છે. અને બાકીના અર્ધ ભાગમાં તે તત્ત્વની સત્તા જણાવી છે. (૧૧) જો એમ ન હોય તો જે વસ્તુ મનથી પણ ગ્રહણ કરી શકાતી નથી તેનું વર્ણન કેમ કરી શકાય.? (૧૨) સૂત્રમાં અનુભવને પ્રમાણ તરીકે જણાવે છે. ભાવાર્થ–પુષ્ટિમાર્ગીય તત્ત્વ સૂક્ષ્મ છે. કારણ કે "જ્યાંથી વાણી મનસહિત પ્રાપ્ત થયા વગર પાછી ફરે છે." એવી શ્રુતિના પ્રમાણની ઉપલબ્ધિ થાય છે. વળી તેવા ભક્તોનો અનુભવ પણ પ્રમાણરૂપ છે

સૂત્ર ૧૦ (૧) પુષ્ટિભક્તોની (૨) વિરહદશામાં તેમના તમામ ભાવોનુ તિરોધાન થાય છે તેથી

શક્તાસ. કારણ કે તેમને તો વિરહીની દશા અને પ્રિયના સંગમની દશા એજ દશાઓ હોય છે, બીજી નહિ. આમાંની પહેલી તો અતિશય [2]દુ:સહ છે, કારણ કે તમામ ભાવોનું તેમાં ઉપમર્દન છે—તિરોધાન છે, આથી ઉપદેશ થતો નથી એવો અર્થ છે. સંગમ દશામાં તો [3]પ્રત્યક્ષ પ્રકટ થયેલા પરમાનંદ સ્વરૂપ ભગવાનથી જ ઉપદેશ હોય છે. આ હેતુથી ઉપદેશ અન્યને હોતો નથી એમ અર્થ છે. ભગવાનની આગળ તે સંભવતો જ નથી એમ ભાવ છે. ૧૦

શંકા—"તે રસ છે. રસને પ્રાપ્ત કરીને આ આનંદી થાય છે." (તૈ. ૨-૭) થી ઉપક્રમ કરીને "આજ આનન્દ આપે છે" (તૈ. ૨-૭) ત્યાં સુધી શ્રુતિથી કહેલા રૂપના આનન્દની પ્રાપ્તિમાં [1]દુ:સહ વિરહના તાપમાં વચન [2]અશક્ય છે. આનન્દના [3]તિરોધાનમાં જ તેનો સંભવ છે તેથી. માટે તે હેતુથી અસંભવ છે. સંભવ હોય તો તેની પ્રાપ્તિજ ન [3]થાય એમ પ્રાપ્ત થતાં ઉત્તર કહે છે.

## अस्यैव चोपपत्तेरूष्मा ॥४–२–११॥

## આનો (આનંદાત્મકનો) જ તાપ ધર્મ છે; ઉપપત્તિ છે તેથી.

આનન્દાત્મક રસાત્મક જ ભગવાન્‌નો જ ઉષ્મા વિરહતાપ એવો ધર્મ વિરોધના પરિહાર માટે કહે છે. ઉપપત્તિ છે તેથી. કહેલું આ છે. ભગવાન્‌નો વિરહ [4]સર્વેને સાધારણ છે ત્યાં પણ સ્થાયિભાવાત્મક રસરૂપ ભગવાન્‌નો પ્રાદુર્ભાવ જેના હૃદયમાં થાય છે તેનેજ તેની અપ્રાપ્તિથી ઉત્પન્ન થયેલો તાપ અને પછી નિયમ પ્રમાણે તેની પ્રાપ્તિ થાય છે. તેવો ન હોય તેને નહિ. આથી [5]અન્વય અને વ્યતિરેકથી કહેલા રસનો જ આ ધર્મ છે એમ નિશ્ચય કરાય છે. તેજ વસ્તુ તેવી હોવાથી તે તાપ પણ રસાત્મક જ છે.

---

તેઓ તે દશાનું વર્ણન બીજાને કરી શકતા નથી. પ્રભુના વિયોગનું દુ:ખ તેમને એટલું બધું દુ:સહ છે કે તેનું વર્ણન તેમનાથી થઇ શકતું નથી. (૩) સંગમ દશામાં ભક્ત પ્રભુનીજ પ્રત્યક્ષ હોય છે તેથી તેમના આનન્દમાં તેનું ચિત્ત એટલું બધું ડૂબી ગએલું હોય છે કે તેથી તેનો ઉપદેશ સંભવતો નથી. (૪) આ સ્થિતિમાં જો ઉપદેશની સંભાવના હોય તો ભગવાનની સમક્ષજ હોઇ શકે પણ તેમ હોઇ શકતો નથી. ભાવાર્થ—પુષ્ટિમાર્ગીયને ઉપદેશ સંભવતો નથી કારણ કે તેમની બે અવસ્થાઓ–વિરહદશા અને ભગવાન્ સાથે સંગમની દશા હોય છે. વિરહદશામાં ઐશ્વર્ય વગેરેના વિનાશથી ઉપદેશ સંભવતો નથી. ભગવાન્ સાથે સંગમની દશામાં તો ઐશ્વર્યાદિ હોય છે તો પણ ભગવાનના આનન્દના અનુભવમાં તેનું ચિત્ત એટલું બધું ડૂબી ગયેલું હોય છે કે તેથી તેને ઉપદેશની સંભાવના નથી.

સૂત્ર ૧૧ (૧) વિરહાવસ્થામાં ભક્ત હૃદયમાં તાપ હોવાથી તેને આનન્દનો અનુભવ થતો નથી. "તે આનન્દી થાય છે" એ વાક્ય ઉચિત નથી. (૨) વિરહાવસ્થામાં આનન્દનું તિરોધાન છે તેથી ત્યાં દુ:ખ છે (૩) આનંદ હોય તો ત્યાં દુ:ખજ ન થાય. (૪) તમામ ભક્તોને ભગવાનના વિરહનો તાપ હોય છે, પણ ખાસ કરીને જે ભક્તના હૃદયમાં સ્થાયિ ભાવાત્મક રસરૂપ ભગવાન્ પ્રાદુર્ભાવ પામે છે તેનેજ તેનો અનુભવ થાય છે. જ્યાંસુધી તે સ્વરૂપની પ્રાપ્તિ હોતી નથી ત્યાંસુધી તાપ થાય છે અને જ્યારે તે પ્રાપ્ત થાય છે ત્યારે તે પાપ દૂર થાય છે. (૫) "પર્વત વહ્નિવાળો છે," એ વાક્ય સિદ્ધ કરવું હોય તો તેનો હેતુ ત્યાં 'ધૂમ' છે એમ આપવામાં આવે છે. આ હેતુથી વહ્નિ ત્યાં છે એમ સિદ્ધ કરવાને

## प्रतिषेधादिति चेन्न शारीरात् ॥४–२–१२॥

### જો દુઃખનો પ્રતિષેધ કર્યો છે એમ કહેતા હો તો કહે છે ના, શારીર દુઃખનો પ્રતિષેધ છે.

શંકા—"તેને જોનાર મૃત્યુને, રોગને, તથા દુઃખને જોતો નથી" (છાં. ૭–૨૬–૨) વગેરે શ્રુતિથી દુઃખનો [1]પ્રતિષેધ તેવા ભક્તમાં કર્યો છે તેથી તેનું દુઃખીપણું કહેવું શક્ય નથી એમ આશંકા કરીને નિષેધ કરે છે. ના. શાથી? [2]શરીરના સંબન્ધના હેતુથી જે દુઃખ કર્મથી ઉત્પન્ન થયેલાં છે; તેનોજ શ્રુતિમાં પ્રતિષેધ હોવ.થી અહિંઆં [3]અનુપપત્તિ નથી એમ અર્થ છે. આથી દુઃખરૂપ હોવાથી કર્મથી [4]જન્ય અનુમાનનો પણ નિરાસ કર્યો છે એમ જાણવું જોઇએ. લૌકિકજ દુઃખમાં તેના જન્યત્વનો નિયમ છે તેથી. ૧૨

## स्पष्टो ह्येकेषाम् ॥४–२–१३॥

### (પ્રભુની પ્રાપ્તિ પછી દુઃખની નિવૃત્તિરૂપ અર્થ) કેટલાક શાખાવાળાઓને ખરેખર સ્પષ્ટ છે.

---

અન્વય દૃષ્ટાન્ત અને વ્યતિરેક દૃષ્ટાન્ત ન્યાયના ગ્રન્થોમાં આપવામાં આવે છે. અન્વયદૃષ્ટાન્તમાં સપક્ષ હેતુ હોય તે, અને વ્યતિરેકમાં વિપક્ષ વિજાતીયમાં તેનો અભાવ હોય તે જેમકે "જ્યાં જ્યાં ધૂમાડો છે ત્યાં ત્યાં દેવતા છે જેમકે રસોડું" એ અન્વય દૃષ્ટાન્ત છે. રસોડું એ સપક્ષ છે કારણકે ત્યાં પર્વતની માફક અગ્નિ છે. ત્યાં ધૂમાડો છે તેથી. ત્યાં અગ્નિ છે એમ જોવામાં આવે છે. અર્થાત્ અન્વય દૃષ્ટાન્તમાં હેતુ અને સાધ્યધર્મનું સાહચર્ય છે, અને વ્યતિરેકમાં તે સાહચર્ય નથી. જેમકે "જ્યાં જ્યાં દેવતા નથી ત્યાં ત્યાં ધૂમાડો નથી જેમકે સરોવર" આ પ્રમાણે અન્વય અને વ્યતિરેક દૃષ્ટાન્તથી મૂળ પ્રતિજ્ઞા 'પર્વત ઉપર દેવતા છે' એમ સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે અહિંઆં એમ કહે છે કે જેના હૃદયમાં ભગવાન્ પ્રકટ થાય તેને આનન્દનો અનુભવ થાય છે અને જેને તે પ્રકટ થતા નથી તેમને વિરહ તાપ અનુભવાય છે. ભાવાર્થ—આનન્દાત્મક ભગવાનનો જ વિરહ નામનો ધર્મ છે. આનન્દાત્મકનો દુઃખરૂપ ધર્મ શી રીતે હોઇ શકે? એમ કોઇને શંકા થાય તો જણાવવાનું કે ભગવાનની પ્રાપ્તિથી આનન્દનો અનુભવ થાય છે અને અપ્રાપ્તિથી વિરહતાપ થાય છે. આથી તે વિરહ ખરી રીતે દુઃખરૂપ નથી પણ આનન્દનો ધર્મ છે, કારણ કે આનન્દરૂપને પ્રકટ કરનાર તેજ છે.

**સૂત્ર ૧૨** (૧) છાં. ૭–૨૬–૨ માં કહે છે કે ભક્તને તો કોઇપણ દુઃખ હોયજ નહિ, અને તમે તો વિરહતાપરૂપી દુઃખનો અનુભવ જણાવો છો તેનું કેમ? એવી શંકા કરવામાં આવી છે. (૨) ઉપરની શ્રુતિમાં દુઃખનો નિષેધ કર્યો છે પણ તે શારીરિક દુઃખનો, અર્થાત્ ભક્તને શારીરિક દુઃખો ભોગવવાં પડતાં નથી. ભગવાનના સ્વરૂપાનન્દના અનુભવમાં વિરહતાપના અનુભવનો નિષેધ કર્યો નથી. (૩) આથી અહિંઆં ભક્તને તાપરૂપી દુઃખનો અનુભવ થાય છે એમ જે કહ્યું તેમાં કંઇક અસંભવિત જેવું નથી. (૪) વિરહાવસ્થાનું દુઃખ તે કર્મથી જન્ય નથી, કારણ કે તે લૌકિક–શારીરિક દુઃખ જેવું નથી. માટે તે કર્મથી ઉત્પન્ન થાય છે એ અનુમાન ખરૂં નથી. (૫) લાૈકિક દુઃખ માટેજ તે કર્મથી ઉત્પન્ન થાય છે એમ અનુમાન કરી શકાય છે. વિરહતાપનું દુઃખ તે લૌકિક નથી. અલૌકિક છે. માટે તેના વિષે કર્મથી તે જન્ય છે એવું કોઇ અનુમાન થઈ શકતું નથી. **ભાવાર્થ**—છાં. ૭–૨૬–૨ માં ભક્તને કોઇપણ પ્રકારનું દુઃખ હોતું નથી એમ કહ્યું છે, તે ખરૂં છે પણ તે શારીરિક દુઃખો વિષે કહેવામાં આવ્યું છે.

કેટલાક [1] શાખાવાળાઓના મતે ભગવાનના સ્વરૂપની પ્રાપ્તિ પછી દુ:ખ અને તેની નિવૃત્તિરૂપ અર્થ સ્પષ્ટ કહેવાય છે. તોપણ "તે રસ છે. રસને મેળવીને [2] આ આનંદી થાય છે. જો આ આનંદ આકાશમાં ન હોત તો કોણ પ્રાણધારણ કરત તથા શ્વાસ લેત? તેજ આનંદ આપે છે." (તૈ. ૨-૭) અહિંઆં રસાત્મક ભગવાનના સ્વરૂપની પ્રાપ્તિ થતાં આનંદવાળો થાય છે એમ કહીને [3] તેજ જીવનનો હેતુ છે તથા પરમાનંદનો હેતુ છે. મરણના [4] હેતુની ઉપસ્થિતિના અભાવમાં જીવનના હેતુને કહે નહિ તે રસ તો [5] સંયોગ અને વિપ્રયોગ ભાવથી પૂર્ણ થાય છે. તેમાંના એકથી [6] અનુભૂત નથી. ત્યાં વિરહ તાપ ઘણોજ [7] ઉપમર્દિ હોવાથી તે સમયે જો રસાત્મક ભગવાન્ હૃદયમાં ન હોય તો પ્રાણની સ્થિતિ પણ રહે નહિ એ આશયથી કહે છે કે "કોણ પ્રાણ ધારણ કરી શકત?" વગેરે. તેથી જો આ હૃદયમાં સ્ફુરાયમાન રૂપવાળા આકાશરૂપ ભગવાન્ ન હોય તો "કોણ ત્યારે પ્રાણધારણ કરત, કોણ જીવી શકત?" કોઇપણ નહિ એવો અર્થ [8] છે. તેઓ ભગવાનના સ્વરૂપથી અતિરિકત હોવાથી જીવન નથી એમ જણાવવાને સામાન્ય શબ્દ છે. બ્રહ્માનંદથી અધિક પૂર્ણાનંદના વિરહથી નિકટ મૃત્યુને નિવારણ કરવાનું સામર્થ્ય અતાદૃશને ઉચિત છે એમ [9] જણાવવાને શબ્દ છે. તેવાને જીવન આપવું પ્રભુ માટે આવશ્યક છે એમ જણુવવાને [10] एव શબ્દ છે. તાપાત્મક છતાં તે આનન્દાત્મક જ છે એવું જણાવવાને [11] આનન્દ શબ્દ છે. ત્યારે [12] પ્રલાપ, ગુણગાન વગેરે જે થાય છે તે પણ તેનાજ ધર્મો છે. શ્યામમેઘના [13] જેવા તે અતિ કલેશથી હૃદયમાંથી દૂર થાય એવા

અર્થાત્ ભક્તને કાંઇ શારીરિક દુ:ખો હોતાં નથી, બાકી શૃંગારનું વિરહાદિ ભાવાત્મક દુ:ખ તો હોય છે. તેનો નિષેધ શ્રુતિમાં કરેલો નથી.

**સૂત્ર ૧૩**—(૧) તૈત્તિરીય શાખાવાળા (૨) પુષ્ટિમાર્ગીય ભક્ત (૩) આનન્દ એજ જીવનનો હેતુ છે. વિરહાવસ્થામાં ભક્તને તાપરૂપી દુ:ખ છે, પણ તે દુ:ખરૂપ નથી, કારણકે તે દુ:ખ આનન્દમાંજ પરિણમે છે આથીજ તે જીવી શકે છે. (૪) વિરહભાવ એ મરણનો હેતુ છે. વિરહાવસ્થાનું દુ:ખ એટલું બધું તીવ્ર હોય છે કે તે ભક્ત તે અવસ્થામાં ભાગ્યેજ પ્રાણ ધારણ કરી શકે, આમ છતાં તેના જીવન વિષે કહેવામાં આવે છે. તેનું કારણ કે તે અવસ્થામાં આનન્દનું સ્વરૂપ પ્રકટ થતાં તમામ દુ:ખ જતું રહે છે. (૫) રસનું પોષણ બે અવસ્થાથી થાય છે—સંયોગ અને વિપ્રયોગ. (૬) એકલી સંયોગાવસ્થા અગર વિપ્રયોગાવસ્થાથી રસસ્વરૂપનો અનુભવ થતો નથી. (૭) વિરહતાપ એટલો બધો બલિષ્ઠ છે કે તે ઐશ્વર્યાદિ તમામ ભાવને ઢાંકી દે છે, અને અત્યન્ત દુ:ખ ઉત્પન્ન કરે છે. પણ આનન્દમય રસાત્મક સ્વરૂપને લીધેજ તે અવસ્થામાં પ્રાણધારણ શક્ય થાય છે. (૮) "કોણ પ્રાણ ધારણ કરત?" એમાં 'કોણ' શબ્દ એ સામાન્ય સર્વનામ છે, તે શા માટે શ્રુતિમાં મૂક્યા છે તેનું પ્રયોજન જણાવે છે. (૯) પુષ્ટિભક્તિનો આનન્દ બ્રહ્માનન્દ કરતાં અધિક હોય છે. તે આનન્દના વિરહથી સમીપસ્થ મૃત્યુનું નિવારણ કરવાનું સામર્થ્ય અતાદૃશને (રસાનન્દનો જેને અનુભવ નથી તેને) નથી. (૯) हि "ખરેખર" એ શબ્દ સૂત્રમાં શા માટે મૂક્યો છે તેનું પ્રયોજન ઉપરના વાક્યમાં જણાવ્યું (૧૦) एव "જ" એ શબ્દથી એમ સૂચવે છે કે અતાદૃશો આનન્દના વિરહથી સમીપસ્થ મૃત્યુને દૂર કરી શકે તેમ નથી તોપણ ભગવાન્ તેમના મૃત્યુને દૂર કરે છે. (૧૧) વિરહદુ:ખ તે તાપરૂપ છે તોપણ આનન્દરૂપ છે માટે તેને વિષે પણ "આનન્દ" એવો શબ્દ છે. (૧૨) વિરહાવસ્થામાં થતી સર્વ કૃતિઓ તથા ચેષ્ટાઓ પ્રલાપાદિ તે પણ રસાત્મક ભગવાનના ધર્મો છે. (૧૩) 'નીલ આકાશ જેવા શ્યામ ભગવાન્ હૃદયમાં બહાર નીકળો' એમ અન્યન્ત

ભાગમાં પણ હૃદયની બહાર કાઢવા શકય નથી એમ જણાવવાને "આકાશ" રૂપ કહ્યું છે. પછીથી પ્રકટ થઇ અથવા તેનાથી બીજું કોણ પ્રકર્ષથી દર્શન, સ્પર્શ, આશ્લેષ. ભાષણો વગેરેથી સ્વરૂપના આનન્દના દાનથી જીવે? પૂર્વ તાપની નિવૃત્તિ કરીને આનંદને પૂર્ણ કરે એવો અર્થ છે. "રસને મેળવીનેજ આ આનન્દી થાય છે." (તૈ. ૨–૭) એ પ્રમાણે પૂર્વ વાકયથી જ અન્યના વ્યવચ્છેદપૂર્વક ભગવાનની પ્રાપ્તિથી આનન્દના હેતુરૂપની પ્રાપ્તિમાં પણ જે ફરીથી કહે છે ત્યાં પણ વ્યતિરેકદ્વારા તેમાં પણ જીવન હેતુરૂપે અને તે વળી સામાન્ય અને વિશેષ એમ બે વખત છે. તેથી વિરહના સમયે કહેલું રૂપ તેજ અર્થ શ્રુતિને અભિપ્રેત છે એમ નિશ્ચય કરાય છે. [૧૫] નહિ તો મરણના હેતુની અનુપસ્થિતિમાં જીવનના હેતુને કહે નહિ એમ કહ્યું છે. અથવા [૧૬]તેની અવસ્થાને પ્રાપ્ત થયેલ કયો પુરુષ જીવે એમ પણ અર્થ છે. ૧૩

## स्मर्यते च ॥४–२–१४॥

## અને સ્મૃતિમાં કહેલું છે.

ભગવદ્‌ભાવ [૧]વરણનો હેતુ છે અને તેનાથી જ જીવન છે વળી તે બ્રહ્માદિને પણ મળવો મુશ્કેલ છે એમ શ્રીભાગવતમાં સ્મરાય છે. "જે મારામાં મનવાળા, મારામાં પ્રાણવાળો, મારે માટે દેહનો ત્યાગ કરેલો છે તેવા. જેમણે મારા માટે લોકના ધર્મોનો ત્યાગ કરેલો છે તેમને હું ધારણ કરૂં છું" (ભા. ૧૦–૪–૬–૪) થી ઉપક્રમ કરીને "તેઓ પરાણે ઘણું કરીને પ્રાણને ધારણ કરે છે." (૧૦–૪૬–૬) સુધી શ્રીભગવાનનું વચન તથા

કલેશ થવા છતાં પણ બહાર નીકળતા નથી. ભગવાનને નીલ આકાશ જેવા શ્યામ કહ્યા છે. શૃંગાર રસનો વર્ણ શ્યામ કહ્યો છે. અને ભગવાન્ શૃંગાર રસરૂપ છે. (૧૪) अन्यात प्राण्यात् કોણ જીવત ? કોણ પ્રાણ ધારણ કરત ? એમ બે વખતે કહેલ છે; તે શાથી તે સમજાવે છે. એક વખત સામાન્ય રીતે અને બીજું વિશેષ રીતે કહેવાને બે શબ્દો મૂકયા છે. અર્થાત્ પ્રથમ સામાન્ય રીતે કહે છે કે વિરહાવસ્થાવાળો પ્રાણધારણ કરી શકે નહિ અને પછી તે ભક્ત જે વિરહાવસ્થામાં છે તેની તે સમયની સ્થિતિ પથ તેવી છે તેવું જણાવવાને प्राण्यात् શબ્દ યોજ્યો છે. (૧૫) વિરહાવસ્થા અભિપ્રેત ન હોય તો પછી મરણનો હેતુજ ત્યાં હોય નહિ. અને જો મરણનો હેતુજ ન હોય તો "કોણ પ્રાણ ધારણ કરી શકત ?" એમાં જે ભક્તના જીવનનો હેતુ કહ્યો છે તે પણ કહેવાની જરૂર પડત નહિ. પણ અહિંઆં પ્રાણ ધારણ કરી શકત ? એમ જે કહ્યું છે તેથી સ્પષ્ટ જણાય છે કે ત્યાં ભકતના જીવનનો હેતુ આનન્દ જણાવ્યો છે. એ હેતુ જણાવ્યો છે તેથી સમજાય છે કે તે ભક્ત દુઃસહ વિરહના દુઃખમાં એટલો બધો ગરક થઇ ગયો છે કે તે સમીપસ્થ મૃત્યુનું નિવારણ કરવાને અસમર્થ છે. પણ ભગવાન્ પોતાના આનન્દાત્મક સ્વરૂપને પ્રકટ કરીને તેના દુઃખને દૂર કરે છે. તેથી "આકાશમાં જો આનન્દ ન હોત તો કોણ જીવી શકત ? કોણ પ્રાણ ધારણ કરત ? એ તૈ. ૩ ની શ્રુતિમાં વિરહાવસ્થાનું જ વર્ણન છે (૧૬) "કોણ જીવી શકત ? કોણ પ્રાણ ધારણ કરત ?" એ શ્રુતિનો અર્થ બીજી રીતે કરી બતલાવે છે તે આ છે કે વિરહાવસ્થાને પ્રાપ્ત થયેલ કયો પુરુષ જીવે ? અર્થાત્ નજ જીવી શકે ? **ભાવાર્થ**—પ્રભુના સ્વરૂપની પ્રાપ્તિ પછી કેટલાક (તૈતિરીય) શાખાવાળાઓ रसो वै सः એવા મંત્રમાં દુઃખની નિવૃત્તિરૂપ અર્થને કહે છે.

**સૂત્ર ૧૪** (૧) ભગવદ્‌ભાવને લીધે વિરહતાપ થાય છે. જેને લીધે મરણની સ્થિતિ પ્રાપ્ત થાય છે માટે તેજ મરણનો હેતુ છે, અને તે અવસ્થામાં જ્યારે પ્રભુ પ્રકટ થઇને સ્વરૂપાનન્દનું દાન કરે છે ત્યારે

શ્રીઉદ્ધવજીનું વચન છે. "જેમકે પૃથ્વીમાં આગ્નેયીઓનો જન્મ ધન્ય છે. કેમકે સંસારથી ડરેલા મુનિ લોકો અને અમે સર્વના આ ભગવાનમાં જેવો ભાવ રાખવાની ઇચ્છા રાખીએ છીએ તેવો ભાવ આ ગોપીઓને દૃઢ પ્રાપ્ત થઇ ગયો છે. ભગવાનની કથામાં રંગ લાગી જાય તો પછી બ્રાહ્મણ જન્મ અને કર્મોનું પણ શું કામ છે?" (ભા. ૧૦-૪-૭-૫૭) આથી ભગવાન્ જ જીવનના હેતુ છે અને ભાવ પરમ પુરુષાર્થરૂપ છે તે મેળવવો મુશ્કેલ છે એમ સ્ફુટ જણાય છે [૧૪]

## तानि परे तथा ह्याह ॥४-२-१५॥

### તે (પરમાનન્દ વસ્તુઓ) પરમાં (વૈકુણ્ઠથી પણ ઉત્તમ ગોકુલાદિ સ્થાનમાં) છે. તે પ્રમાણે ખરેખર શ્રુતિ કહે છે.

(શંકા)—ખરેખર હૃદયમાં તથા બહાર રસાત્મક ભગવાનનું પ્રાકટ્ય, [૧]તેમના અદર્શનથી ઉત્પન્ન થયેલો વિરહભાવ, તેનાથી થયેલો તાપ, તેનાથી મરણની ઉપસ્થિતિ, તેની નિવૃત્તિ, તેને માટે ઉત્કટતા, તથા પ્રાકટ્ય, પછીથી પૂર્ણ સ્વરૂપના આનન્દનું દાન વગેરે લોકમાં કંઇપણ જોયું નથી અથવા સાંભળ્યું નથી. વૈકુણ્ઠમાં પણ તેમ જોયું કે સાંભળ્યું નથી તો શી રીતે તે હોય એમ આશંકા કરીને કહે છે. 'તે' કહેતાં ઉપર કહેલી વસ્તુઓ "પર કહેતાં પ્રકૃતિ અને કાલથી અતીત વૈકુણ્ઠથી પણ અતિ ઉત્કૃષ્ટ શ્રીગોકુલમાં જ છે" એમ શેષ છે. ત્યાં પ્રમાણ કહે છે શ્રુતિ પણ તે પ્રમાણે કહે છે. ઋગ્વેદમાં કહેવાય છે "ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृंगाः अयासः अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भरि (ઋ. સં. ૨-૨-૨૪. તૈ. સં. ૧-૩-૬). ता કહેતાં "તે" "वां" "તમારા બેનાં" એટલે ભગવાન્ અને તેમના અંતરંગ ભક્તના સંબંધની वास्तूनि વસ્તુઓ गमध्यै પ્રાપ્ત કરવાને उष्मसि ઇચ્છા કરીએ છીએ. તે કયી એમ આકાંક્ષા થાય તો ગૂઢ અભિસંધિને પ્રકટ કરે છે. यत्र જ્યાં શ્રીગોકુલમાં गावः भरिशृंगाः બહુ શીંગડાવાળી રુરુ વગેરે गावः ગાયો અને મૃગો વસે છે. એમ શેષ છે. (તે ગાયો કેવી તો કહે છે) अयासः કલ્યાણ કરનારી. તેથી કહેલા ગુણથી તે વિશિષ્ટ છે. उरुगायस्य કહેતાં બહુજ જેનું ગાન થયેલું છે તેવા શ્રીકૃષ્ણ જેનું ગોપીઓ સતત ગાન કરે છે. ભક્તો ઉપર ઇચ્છાઓનો વર્ષાદ વર્ષાવે છે માટે તે "वृषा" છે. તેમનું (ભગવાન્નું પરમ પ્રકૃતિ તથા કાલથી અતીત પદ કહેતાં સ્થાન વૈકુણ્ઠ છે. ત્યાં આવા પ્રકારની લીલાના અભાવથી તેનાથી પણ પર કહેતાં તે ઉત્કૃષ્ટ છે. અહિંઆં ભૂમિ ઉપર તે પ્રકાશે છે એમ અર્થ છે. તોપણ પોતાની દૃષ્ટિને ગોચર તે થતા નથી. માટે ખેદથી અહિંઆં अह એમ શ્રુતિ કહે છે. અથવા બહુજ ગાન કરાય છે પણ અહિંઆંજ ભકતો ઉપર તેમની કામનાનું વર્ષણ થાય છે. એ તાત્પર્યથી બે વિશેષણો કહે છે. યમુનાતટ, તેની પાસેનાં ઉપવન, નિકુંજ, ગુફા પ્રદેશ, પર્વતનાં શીખરો વગેરે રૂપે બહુરૂપે શોભે છે. અને વળી આવા

તે દુઃખ ટળી જાય છે માટે તેને જીવનનો હેતુ કહેલ છે. ભાવાર્થ—ઉપરના સૂત્રમાં જણાવેલો અર્થ સ્મૃતિમાં પણ જણાવેલ છે •જુઓ. ભા. ૧૦-૪૬-૪-૬ તને ભા. ૧૦-૪૭-૫૮

સૂત્ર ૧૫—(૧) ભગવાનના અદર્શનથી (૨) ફલ કોટિમાં કોઇ પણ સ્થળે દેખેલ નથી (૩) વિષય

પ્રકારનું જે પરમ પદ શોભે છે તેના સમ્બન્ધની વસ્તુઓની અમે ઇચ્છા કરીએ છીએ એમ વાક્યનો અર્થ નીકળે છે. 'તે પદાર્થાઃ' એમ કહેવું જોઇએ છતાં 'તાનિ' એમ જે ઉકિત છે તે [3]વિષય વાકય પ્રમાણે છે એમ જાણવું જોઇએ.

પુરુષોત્તમ સમ્બન્ધી અર્થોનું પ્રાકટય તેમના પ્રાકટય સ્થાનમાંજ યુક્ત છે એમ 'હિ' શબ્દથી કહે છે. ૧૫

૪ અવિભાગાધિકરણ

## अविभागो वचनात् ॥४–२–१६॥

### પુષ્ટિભક્તોને લીલામાંથી છુટા પડવાનું હોતું નથી કારણ કે તે વિષેનું વચન છે.

[1]લીલા નિત્ય હોવાથી [2]તેની મધ્યમાં આવેલાંનું [3]તેનું દર્શન જેમ [4]નિત્ય છે તે પ્રમાણે તેવા સાધનોનો અભાવ પણ પોતાની [5]અનુકંપાથી કોઇક વખત કોઇક ભક્તોને [6]ત્યાં દોરે છે. તેમ હોય તો [7]ત્યારે કેટલોક વખત તેમને સ્થાપન કરીને ત્યાંથી તેમને છૂટા પાડે છે કે નહિ એમ શંકા છે. [8]સંતોષ કોક વખત માટે હોવાથી તેનાથી સાધ્ય ત્યાં સ્થિતિ પણ તેજ પ્રમાણે છે તેથી વિયોગ કરાવે છે એમ પૂર્વપક્ષ છે. ત્યાં સિદ્ધાન્ત કહે છે. ત્યાં પ્રવેશ કરાયલાનો તેમાંથી વિયોગ નથીજ. શાથી? વચન છે તેથી. (તૈ. સં. ૧–૩–૬) એવી ઋચાથી ત્યાં કરેલાં કર્મો કહીને તેની [9]આગળ કહે છે. "તે વિષ્ણુના પરમ પદને સૂરિઓ સર્વદા જુએ છે." (તૈ. સં ૧–૩–૬) સૂરિ [10]એટલે પુરુષોત્તમના સ્વરૂપને જાણનાર; અને તે ભક્તિથી જ હોય છે માટે સૂરિઓ એટલે ભક્તોજ છે. તેમનું દર્શન

---

શ્રુતિ વાકયમાં તા વાં વાસ્તૂનિ એ શબ્દોમાં વાસ્તૂનિ શબ્દ નપુંસક લિંગમાં તથા બહુવચનમાં જોવામાં આવે છે. **ભાવાર્થ**–પૂર્ણાનન્દાદિ તે વસ્તુઓ વૈકુણ્ઠથી પણ ઉત્કૃષ્ટ શ્રીગોકુલમાં અને શ્રીગોવર્ધનમાં છે. તે વિષે તૈ. સં. ૨–૩–૬ની શ્રુતિ છે.

**સૂત્ર ૧૬**—(૧) આ પ્રકારે નવ સૂત્રોથી શંકા દૂર કરીને પુષ્ટિમાર્ગના વિષયમાં સૂત્રકાર વિચાર કરે છે. (૨) લીલાની મધ્યમાં જેમનો પ્રવેશ થયેલો છે તેમને (૩) લીલાનું દર્શન (૪) જેમ ભગવાનની લીલા નિત્ય છે તેમ લીલામાં પ્રવેશ કરનારાઓને તે લીલાનું જે દર્શન થાય છે તે પણ નિત્ય છે. (૫) ભગવાનની અનુકમ્પાથી (૬) ત્યાં લીલામાં પ્રવેશ કરવા માટેનું જીવનું સાધન ન હોય તો પણ ભગવાનની અનુકમ્પાથી તેનો પ્રવેશ થાય છે. (૭) આવી રીતે જેનો લીલામાં પ્રવેશ થયો હોય તે સર્વદા ત્યાં રહેતો હશે? લીલાનો અનુભવ કરતો હશે કે થોડો સમય રહીને પછી લીલામાંથી છૂટો પડી જતો હશે? એ શંકા છે. (૮) પૂર્વપક્ષ કરવામાં આવે છે. આવી રીતે લીલામાં પ્રવેશ કરવાથી જે સંતોષની લાગણી ઉત્પન્ન થાય છે તે અમુક સમયને માટેજ હોય છે. અર્થાત્ લીલામાં પ્રવેશ માટે સાધનના અભાવવાળાને ભગવાન્ પોતાની અનુકમ્પાથી લીલામાં પ્રવેશ કરાવે તો તેવાનો તે લીલા સાથે નિત્ય સંબન્ધ હોઇ શકે નહિ, તે માત્ર અમુક સમયને માટે હોય છે. આથી તેઓ હમેશાં ત્યાં રહી શકતા નથી પણ પછીથી લીલામાંથી તેમને છૂટા પડવું પડે છે. (૯) તૈ. સં ૧–૩–૬માં કહે છે કે ભગવાનની લીલાનું દર્શન ભક્ત સર્વદા કરે છે (૧૦) તૈ. સં. ૧–૩–૬માં "સૂરિ" શબ્દ છે તેનો અર્થ પરમ ભક્ત થાય છે. પુરુષોતમના સ્વરૂપને જે જાણે છે તેજ સૂરિ કહેવાય છે. (૧૧) પુરુષોત્તમનું સ્વરૂપ ભક્તિથીજ સમજાય છે, માટે રિ એટલે ભક્તો છે. **ભાવાર્થ**—લીલામાં પ્રવેશ પામેલા ભક્તો

સદા કહેવાય છે. નહિ તો લીલાના નિત્ય રૂપથી જ પ્રથમની બે ઋચાઓથી ત્યાં સ્થિત ગાયો વગેરે તેમજ પ્રભુના કર્મરૂપી વિષયવાળા ભક્તોને સદા તેનું દર્શન પ્રાપ્ત હોવાથી આ પ્રમાણે કહેત નહિ. તેથી સંયોગ જ નથી. આનાથી પણ લીલાની નિત્યતા સિદ્ધ થાય છે. આ જેમ તેમ વિદ્વન્મણ્ડનમાં સમજાવ્યું છે. ૧૬.

**૫ તદોકોધિકરણ.**

આ પ્રકારે પુષ્ટિમાર્ગીય ભક્તનું વૃત્તાન્ત કહીને જ્ઞાનમાર્ગીયનું વૃત્તાન્ત કહે છે.

**तदोकोग्रज्वलनं तत्प्रकाशितद्वारो विद्यासामर्थ्यात्तच्छेषगत्यनुस्मृतियोगाच्च हार्दानुगृहीतः शताधिकया ॥४–२–१७॥**

**મર્યાદા માર્ગીયના આત્માના સ્થાન હૃદયનો અગ્રભાગ પ્રકાશિત થાય છે. પછીથી તે પ્રકાશિત માર્ગદ્વારા બહારનીકળે છે. વિદ્વાન્ તો વિદ્યાના સામર્થ્યથી તથા તેના અંગરૂપ પ્રવ્રજન તથા ભગવત્સ્મરણના સંબંધથી હૃદય સ્થિત ભગવાનના અનુગ્રહને લીધે એકસો એકમી નાડીદ્વારા બહાર નીકળે છે.**

[1]પ્રથમ "भूतेषु तच्छ्रुतेः (બ્ર. સૂ. ૪–૨–૫) વગેરેથી મર્યાદામાર્ગીય ભક્તના વાગાદિનો લય કહ્યો. હવે તે જીવાત્માના ઉત્ક્રમણનો પ્રકાર કહેવાય છે.

એ શ્રુતિથી તે આત્માનું સ્થાન હૃદય છે. તેનો અગ્રભાગ પ્રથમ પ્રજવલિત થાય છે. નહિ પ્રકાશતાં છતાં પણ તે પ્રકાશે છે. ત્યારે તેનાથી જેનું દ્વાર કહેતાં નિર્ગમન માર્ગ પ્રકાશિત થયું છે એવો તે ઉત્ક્રમણ કરે છે. કારણ કે શ્રુતિ તે પ્રમાણે કહે છે. "તેના આ હૃદયનો અગ્રભાગ પ્રકાશે છે. તેનાથી આ આત્મા ચક્ષુમાં થઇને અથવા માથામાંથી બહાર નીકળે છે." (છાં. ૪–૪–૨) વગેરે છે. જો કે આ સર્વ જીવને સાધારણ છે. તોપણ વિદ્વાન્ તો બીજાની માફક બીજી નાડીથી જતો નથી પણ એકસો એકમી મૂર્ધન્ય નાડીથી બહાર નીકળે છે. કારણ કે હૃદયની એકસોએક નાડીઓ હોય છે. તેમાંની એક માથા તરફ જાય છે. 'તે નાડીથી ઉંચે જતાં અમૃતને મેળવે છે' (છાં. ૮–૬–૬) એમ શ્રુતિ છે. અહિંઆં હેતુ કહે છે ? 'હાર્દથી અનુગૃહીત.' અન્ય હેતુનું સૂચક વિશેષણ છે. "ગુહામાં પ્રવિષ્ઠ થયેલા પરમ બે" (ક. ૩–૧) એ શ્રુતિથી હૃદયાકાશ સંબન્ધી જે પરમાત્મા છે તેમના અનુગ્રહથી તે પ્રમાણે જ થાય છે એવો અર્થ છે. અનુગ્રહમાં 'વિદ્યાના સામર્થ્યથી' એવો હેતુ છે. તે વિદ્યાની [3]અંગરૂપ બનેલી જે પ્રવ-

સદા ત્યાં જ રહે છે, તેમને ત્યાંથી છૂટા થવાનું હોતું નથી કારણ કે તૈ. સં. ૧–૩–૬માં તે પ્રમાણે કહેલું છે.

---

અધિ૦ ૬ સૂત્ર ૧૭—(૧) આ અધિકરણમાં મર્યાદામાર્ગના વિદ્વાનનું ઉત્ક્રમણ બીજાઓની માફક બીજી નાડીઓદ્વારા થતું નથી પણ ૧૦૧મી નાડીદ્વારા થાય છે. (૩) વિદ્યાના અંગરૂપ. **ભાવાર્થ** મર્યાદા માર્ગીયના ઉત્ક્રમણનો પ્રકાર જણાવે છે. પ્રથમ તેના આત્માના સ્થાન હૃદયનો અગ્રભાગ પ્રકા-

જનરૂપ ગતિ છે. તેની અંગરૂપ બનેલી જે ભગવત્સ્મૃતિની પરમ્પરા છે. તે બન્નેથી જે ભગવાનનો અનુગ્રહ હોય છે તેનાથી તે પ્રમાણે બને છે. એવો અર્થ છે. ૧૭

૬ રશ્મ્યાધિકરણ.

## रश्म्यनुसारी ॥ ४–२–१८ ॥

### વિદ્વાન્ કિરણોને અનુસરે છે. (કિરણો દ્વારા ગતિ કરે છે.)

"વળી આ હૃદયની જે નાડીઓ છે તે પિંગલવર્ણની સૂક્ષ્મ છે. તેમ શુકલ, નીલ, પીત અને લોહિત એ વર્ણની છે. અથવા આ આદિત્ય, પિંગલ, શુકલ, નીલ, પીત તથા રક્ત વર્ણની છે." (છાં. ૮–૬–૧) એમાંથી ઉપક્રમ કરીને આગળ કહેવાય છે. [1] તેની આજુબાજુએ બેઠેલા કહે છે. "મને ઓળખે છે. મને ઓળખે છે. "જેવો તે આ શરીરમાંથી અનુત્ક્રાન્ત થાય છે તેવો તે જાણે છે. પછી જ્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણ કરે છે. અને પછીથી આ રશ્મિથી જ ઉંચે આક્રમણ કરે છે." (છાં. ૯–૬–૫) અહિંઆં "તેની આજુબાજુ" વગેરેની ઉક્તિથી સર્વ સાધારણમાં ઉત્ક્રાન્તિ પ્રાપ્ત થાય છે. પ્રથમ આદિત્ય તરીકે કહેલ પિંગલનું રશ્મિ સાથે ઉર્ધ્વ ઉત્ક્રમણ તે પ્રમાણે છે. અહિંઆં સંશય છે. જેમ હૃદયના અગ્રભાગના જ્વલન વગેરેથી અન્યની સાથે સાધારણમાં પણ જેમ [2] હાર્દના અનુગ્રહથી વિદ્વાનની વિલક્ષણ ગતિ કહી છે તે પ્રમાણે રશ્મિને અનુસરીને જે ગતિ છે તે પણ ઇતરની સાથે સાધારણ છે કે આમાં છે? ત્યાં નિશ્ચય કહે છે રશ્મિની અનુસાર આ જ વિદ્વાન્ બહાર નીકળે છે. ૧૮

૭ નિશ્ચયધિકરણ

## निशि नेति चेन्न संबन्धस्य यावद्देहभावि त्वात् दर्शयति च ॥ ४–२–१९ ॥

### રાત્રે વિદ્વાનનું ઉત્ક્રમણ નથી એમ જો હોય તો, કહે છે. ના, જ્યાં સુધી (પ્રવ્રજ્યા તથા ભગવત્સ્મરણરૂપી) સંબન્ધ દેહ પર્યન્ત હોવાને લીધે (અનુગ્રહ સર્વદા હોય છે અને તેથી કાલનું પ્રયોજન નથી તેથી) શ્રુતિ પણ તે પ્રમાણે જણાવે છે.

---

શિત થાય છે પછીથી પ્રકાશિત માર્ગદ્વારા તે ઉત્ક્રમણ કરે છે. આ સઘળા જીવોનો સાધારણ માર્ગ છે. તમામ જીવો આ પ્રમાણે ઉત્ક્રમણ કરે છે. પણ જે વિદ્વાન્ છે તે બ્રહ્મવિદ્યાના સામર્થ્યથી તેના અંગરૂપ પ્રવ્રજન, તથા ભગવત્સ્મરણના સંબન્ધથી હૃદય સ્થિત ભગવાનથી અનુગ્રહ પ્રાપ્ત કરે છે અને તેથી ૧૦૧મી સુષુમ્ણા નાડીના માર્ગે બહાર નીકળે છે.

**સૂત્ર ૧૮**—(૧)(ક્રમ મુક્તિવાળા) જ્ઞાનીની વ્યવસ્થા કહેવાને આ અધિકરણની યોજના કરી છે. (૨) હૃદય સ્થિત ભગવાનના અનુગ્રહથી વિદ્વાન ૧૦૧મી નાડીદ્વારા ઉત્ક્રમણ કરે છે એમ સૂત્ર ૧૭માં કહ્યું છે. **ભાવાર્થ**–વિદ્વાન જ રશ્મિદ્વારા–કિરણદ્વારા ગતિ કરેછે.

વિદ્વાનના ઉત્ક્રમણમાં [1]હૃદયના અનુગ્રહથી કરાયલો જેમ વિશેષ છે તેમ કાલના વિશેષથી કરાયલો પણ વિશેષ થશે એમ આશંકા કરીને તેના નિરાસ માટે કહે છે. ત્યાં રાત તથા દિવસથી કરાયલો અગર અયનથી કરાયલો તે હોઇ શકે. તેમાં પહેલો નથી એમ જણાવવાને 'ના' કહે છે ત્યાં "સંબન્ધ" વગેરેથી હેતુ કહે છે.[3] અનુગ્રહનો હેતુ બનેલો જે પહેલાં કહેલો ગતિની અનુસ્મૃતિનો સબન્ધ છે તે જ્યાંસુધી દેહ હોય છે ત્યાંસુધી હોવાથી તેનું કાર્ય અનુગ્રહ પણ તેવું હોવાથી કાલ અપ્રયોજક છે એવો અર્થ છે. અહિંઆં પ્રમાણ કહે છે. કારણ કે શ્રુતિ દર્શાવે છે 'તેનેજ જાણીને મુનિ થાય છે.' સંન્યાસીઓ લોકની ઇચ્છા કરતાં તેની તરફ જ જાય છે. (બૃ. ૪-૪-૨૨)

મુક્તિના હેતુ હાર્દાનુગ્રહ હોવાથી અયન વિશેષ પણ અપ્રયોજક છે એમ કહે છે.

## अतश्चायनेपि दक्षिणे ॥४-२-२०॥

### અને આથી દક્ષિણાયનમાં પણ (તેમજ છે.)

આનો અર્થ સ્પષ્ટ છે.

(શંકા)—"જે કાલે અનાવૃત્તિને" (ભ. ગી, ૮-૨૩) એમ કાલના પ્રાધાન્યથી ઉપક્રમ કરીને "અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ, છમાસ, ઉત્તરાયણ. એ વખતે જેઓ પ્રયાસ કરે છે તે બ્રહ્મને જાણનાર માણસો બ્રહ્મને પાસે જાય છે." (ભ. ગી. ૮-૨૪) એમ ભગવાનના વાક્યથી બ્રહ્મવેત્તાને માટે પણ કહેલા [1]કાળની અપેક્ષા છે એવી આ શંકા કરીને વિષયના ભેદથી સમાધાન કરે છે.

## योगिनः प्रति स्मर्यते स्मार्ते चैते ॥४-२-२१॥

---

સૂત્ર ૧૯—(૧) વિદ્વાનના ઉત્ક્રમણ વિષે એમ કહ્યું કે તે ભગવાનના અનુગ્રહથી ૧૦૧મી નાડી દ્વારા ઉત્ક્રમણ કરે છે અહિંઆં શંકા એ થાય છે કે જેમ ભગવાનના અનુગ્રહથી ઉત્ક્રમણનો વિશેષ જણાવ્યો છે તેમ વિદ્વાનને માટે કાલકૃત પણ ઉત્ક્રમણ હશે. અર્થાત વિદ્વાનનું ઉત્ક્રમણ અમુક કાલે જ થતું હશે? (૨) કાલકૃત ઉત્ક્રમણનો વિશેષ કેવી રીતે જણાવે છે? દિવસે અગર રાત્રે ઉત્ક્રમણ કરવું જોઇએ અગર અયનમાં-ઉત્તરાયણમાં કે દક્ષિણાયનમાં? (૩) વિદ્વાનના અનુગ્રહમાં ગતિ, પ્રવ્રજન તથા ભગવત્સ્મરણ એ હેતુ છે. અને તેનો જ્યાં સુધી દેહ ટકે ત્યાં સુધી હોય છે. માટે જ્યાંસુધી દેહ હોય ત્યાં સુધી તે અનુગ્રહ હોય એટલે ગમે તે સમયે તે ઉત્ક્રમણ કરે તેમાં કાંઇપણ હરકત નડતી નથી. આથી રાત્રે દેહોત્સર્ગ થાય તો પણ તેના ઉત્ક્રમણમાં હરકત આવતી નથી. કાલકૃત વિશેષ ત્યાં નથી. **ભાવાર્થ**-કોઇ એમ કહે કે વિદ્વાન્ રાત્રે ઉત્ક્રમણ કરતો નથી. તો આ શંકાની સામે કહે છે કે ના, તે ગમે તે વખતે ઉત્ક્રમણ કરી શકે છે વિદ્વાનના ઉત્ક્રમણમાં કાલકૃત વિશેષ નથી કારણ કે તેના ઉત્ક્રમણમાં હેતુ તરીકે ભગવાનનો અનુગ્રહ છે, અને તે અનુગ્રહ પ્રવ્રજ્યા તથા ભગવત્સ્મરણને લીધે થાય છે. અને આ ભગવત્સ્મરણ તો જ્યાંસુધી દેહ હોય ત્યાંસુધી ચાલુ રહે છે. આથી ગમે ત્યારે આ સંબન્ધ હોય ત્યારે તે અનુગ્રહ હોય છે, અને તેથી ગમે તે વખતે ઉત્ક્રમણ હોય છે.

**સૂત્ર ૨૦ ભાવાર્થ**—જેમ રાત્રિએ વિદ્વાનનું ઉત્ક્રમણ હોય છે તેમ દક્ષિણાયનમાં પણ હોય છે. તેનું કારણ ઉપરના સૂત્રમાં જણાવ્યું છે.

**યોગીને ઉદ્દેશીને સ્મૃતિમાં (કાલકૃત વિશેષ) જણાવેલો છે. કારણ કે આ બે (યોગ અને સાંખ્ય અથવા દેવયાન અને પિતૃયાણ) સ્માર્ત છે.**

જ્ઞાનમાર્ગથી [2]યોગમાર્ગ ખરેખર ભિન્ન છે. અને વળી યોગીને ઉદ્દેશીનેજ અમુક કાલને અમુક ગતિનો હેતુ [3]સ્મૃતિમાં કહેલ છે. જ્ઞાનમાર્ગીય શ્રોતાને માટે નહિ. કારણ કે [4]બીજાની નિરપેક્ષા કરેલી છે તેથી. વળી [5]યોગ અને સાંખ્ય પણ શ્રૌત છે એમ કહેવું જોઇએ નહિ કારણ કે આ બે સ્માર્ત છે. च હેતુના અર્થમાં છે. [7]"આ બે" કહેતાં યોગ અને સાંખ્ય અથવા "[8]અગ્નિર્જ્યોતિ ધૂમરાત્રિ' (ભ. ગી. ૮–૨૪–૨૫) વાક્યથી કહેલી બે ગતિઓ. આ તો શ્રુતિમાં કહેલા દેવયાન અને પિતૃયાણ એ બે માર્ગથી જૂદૂ છે એવો અભિપ્રાય કરીને સમાધાન કર્યું છે. તે બે પણ જો અહિંઆં કહે તો શબ્દભેદથી વિરોધ નથી. ૨૧

**શ્રીવેદવ્યાસમતાનુવર્તિ શ્રીમદ્વલ્લભાચાર્ય વિરચિત બ્રહ્મસૂત્રના અણુભાષ્યમાં ચોથા અધ્યાયનો દ્વિતિય પાદ સમાપ્ત.**

## અધ્યાય ૪ થો.

## પાદ ૧ લો.

## વિવેચન.

**અધિકરણ. ૧ લું સૂત્ર ૧**—પાદ પહેલામાં બ્રહ્મ જ્ઞાનવાળાના માર્ગભેદથી કર્મનો ક્ષય થાય છે ત્યારે તેનાં સ્થૂલ અને સૂક્ષ્મ શરીર નાશ પામે છે અને પછી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે. સ્થૂલ શરીરનો ત્યાગ સ્ફુટ હોવાથી ત્યાં તેને જણાવ્યું નથી. આ પાદમાં હવે સૂક્ષ્મ શરીરના ત્યાગનું વર્ણન કરે છે. આ વિષયની શરૂઆત કરતાં પ્રથમ અધિકરણમાં શારીરિક બ્રાહ્મણ અને આર્તભાગ બ્રાહ્મણમાંની (બૃ. ૪–૪–૬) શ્રુતિનો ઉલ્લેખ કરે છે. ત્યાં આત્માની સાથે પ્રાણેન્દ્રિયના નિર્ગમન વિષે કહેવામાં આવ્યું

---

**સૂત્ર ૨૧** (૧) વિદ્વાનના ઉર્ધ્વ પ્રયાણમાં કાલની અપેક્ષા નથી એમ ઉપરનાં બે સૂત્રોમાં કહ્યું પણ શંકાકાર ભ. ગી. ૮–૨૪ ના આધારે જણાવે છે કે બ્રહ્મવેત્તાના ઉર્ધ્વપ્રયાણ માટે અમુક કાલની મર્યાદા તો કહેલી છે તો પછી ખરૂં શું માનવું? (૨) ઉપરની શંકાનો ખૂલાસો આપે છે કે ભ. ગી. ૮–૨૪ માં જે કાલની મર્યાદા કહી છે તે જ્ઞાનમાર્ગીય વિદ્વાન્ માટે નહિ પણ યોગીને માટે છે. યોગીનો માર્ગ જૂદા પ્રકારનો છે અને વિદ્વાનનો જૂદો છે. વિદ્વાન્ અને યોગીના ઉર્ધ્વ પ્રયાણમાં માર્ગભેદ છે તેથી ભ. ગી. માં કહેલા માર્ગનો સંભ્રમ વિદ્વાનના માર્ગમાં કરવો નહિ. (૩) ભગવદ્ગીતામાં (૪) વિદ્વાનને કાલની મર્યાદા નથી. તેતો ભગવાનનો અનુગ્રહ થતાં ઉર્ધ્વ પ્રયાણ કરે છે. તેથી તેને ભગવાનના અનુગ્રહ સિવાય બીજા કશાની અપેક્ષા નથી. (૫) સાંખ્ય અને યોગ શ્રુતિ પ્રતિપાદિત છે એમ કહી શકાય નહિ. (૬) च હેતુના અર્થમાં છે, અર્થાત્ તેનો અર્થ "કારણ કે" થાય છે. (૭) સૂત્રમાં આવેલો "एते–આ બન્ને" એ શબ્દ સમજાવે છે. આ બન્ને એટલે "યોગ અને સાંખ્ય" (૮) 'આ બન્ને' નો બીજો અર્થ કરે છે. તેનાથી દેવયાન અને પિતૃયાણ એમ સમજવું. **ભાવાર્થ**—ભ. ગીતામાં કાલની મર્યાદા જે આપી છે તે યોગીને ઉદ્દેશીનેજ છે. તે યોગ અને સાંખ્ય અગર દેવયાન અને પિતૃયાણ એ સ્માર્ત છે.

છે "તેના પ્રાણોનું ઉત્ક્રમણ નથી અહિંઆંજ તેનો સમન્વય છે. બ્રહ્મજ હોઇને બ્રહ્મમાં જાય છે." "જ્યારે આ પુરુષ મરણ પામે છે ત્યારે તેના પ્રાણ ઉત્ક્રમણ કરે છે કે નહિ? એવા આર્તભાગના પ્રશ્નના ઉત્તરમાં યાજ્ઞવલ્કય કહે છે "અહિંઆં જ તેનો સમન્વય થાય છે." તો અહિંઆં સંશય એ છે કે આ પ્રાણોના એકી સાથે લય થાય છે કે ક્રમથી ?

**પૂર્વપક્ષી**—એકી સાથે પ્રાણાદિનો બ્રહ્મમાં લય થાય છે- કારણ કે સાધનની સમ્પત્તિમાં વિલમ્બ કરનાર હેતુનો અભાવ છે તેથી.

**સિદ્ધાન્તી**—ના. અહિઆં લયનો પ્રકાર એકી સાથે નથી પણ ક્રમશઃ હોય છે. અર્થાત્ પ્રાણ એકદમ બ્રહ્મમાં લય (પ્રવેશ) પામતો નથી પણ ધીમે ધીમે એટલે પ્રથમ વાણી મનમાં પ્રવેશ પામે છે. વાણીનો લય મનમાં પ્રથમ હોય છે.

**પૂર્વપક્ષી**—તેમાં હેતુ આપશો ?

**સિદ્ધાન્તી**—હા. સિદ્ધાન્તીએ આમાં બે હેતુઓ આપ્યા છે દર્શન અને શબ્દથી. અહિંઆં च શબ્દનો અર્થ 'અને' લેવો નહિ પણ અપિ એટલે 'પણ' ના અર્થમાં લેવો. બે હેતુઓમાં પ્રથમ દર્શન હેતુ છે. દર્શન એટલે ભગવાન્‌નું દર્શન અને શબ્દ એટલે વેણુનાદાદિનો શબ્દ. ભગવાન્ પુષ્ટિમાર્ગમાં જેનો અંગીકાર કરે છે તેને અન્તકાલે પણ દર્શન આપે છે. જેમ વ્રજભક્તને ભગવાને દર્શન આપ્યાં હતાં તેમ આ દર્શન સમયે ભક્તની ઇન્દ્રિયોનો વ્યાપાર અન્ય કાર્યમાંથી ખેંચાઇને ભગવન્મય જ બને છે. આથી વાણીની બાહ્યક્રિયા અટકી જાય છે અને તે મનમાં ભળી જાય છે. અર્થાત્ વાણીનું પૃથક્ અસ્તિત્વ રહેતુ નથી. પણ જેમ નદીઓનું જળ સમુદ્રમાં ભળી જાય છે તેમ તે ઇન્દ્રિયો મનમાં ભળે છે. આ સૂત્રમાં પ્રથમ વાણીરૂપી ઇન્દ્રિયની જ વાત કહી છે. આ ઇન્દ્રિય મનમાં પ્રવેશ પામતાં વાણીનું બાહ્ય ગુણગાન વગેરે પણ અટકી જાય છે. ભગવાન્ દર્શન આપે છે ત્યારે આ પ્રકારે વાણીની સ્થિતિ છે. કેટલીક વખત દર્શન નહિ આપતાં વેણુનાદ વગેરેનું શ્રવણ કરાવે છે ત્યારે પણ આ સ્થિતિ હોય છે. જેમ યુગલગીતના પ્રસંગમાં કહે છે કે ભગવાન્ કૃષ્ણ જ્યારે ગાયો ચારવાને વનમાં જતા ત્યારે તેઓ ત્યાં રહીને વેણુનુ કૂજન કરતા હતા. ત્યારે ગૃહમાં સ્થિત રહેલાં ગોપીજન તે વેણુના શબ્દનું શ્રવણ કરીને ગૃહકાર્ય તમામ ભૂલી જતાં અને ભગવન્મય ચિત્તવાળાં થતાં હતાં. અર્થાત્ આ દશામાં પણ ચિત્તની વૃત્તિઓ બહારના પદાર્થોમાં નહિ ખેંચાતાં ચિત્તની અંદર જ રહે છે. અર્થાત્ ત્યાં ચિત્તની એક્તાનતાનો અનુભવ થાય છે. ત્યારે નામાદિનું ગ્રહણ કરનાર ભક્તની વાણી ભગવાન્‌માં એકતાન બનેલા મનમાં લય પામે છે. જો કે ભગવાન્‌ના દર્શન તથા વેણુનાદાદિના શ્રવણથી એકદમ વાક્ વગેરેનો બ્રહ્મમાં પ્રવેશ બને છતાં અહિંઆં ક્રમશઃ એમ જે કહ્યું છે તે છાંદોગ્યમાં ૬-૮-૬માં "આ પ્રમાણ કરનારની વાણી મનમાં લય પામે છે, મન પ્રાણમાં. પ્રાણ તેજમાં તેજ પરા દેવતામાં લય પામે છે" એમ કહેલું હોવાથી તેને અનુસરીને જ આ ક્રમલય કહ્યો છે. ૧

ઉપર, દર્શન અને શબ્દના હેતુથી વાણી મનમાં લય પામે છે તેથી ફક્ત વાણી વિષે જ આ કહ્યું છે એમ સમજવું નહિ. કારણ કે વાણી શબ્દથી અહિંઆં તમામ ઇન્દ્રિયો લેવાની છે. અર્થાત્ વાણીનો લય થતાં તમામ ઇન્દ્રિયો મન સાથે સંગત થાય છે અર્થાત્ મનદ્વારા ભગવદાનન્દને મેળવે છે.

**પૂર્વપક્ષી**—છાં. ૬-૮-૬માં વાણી શબ્દ છે અને તે વાણી મનમાં પ્રવેશ પામે છે. મન પ્રાણમાં વગેરે કહ્યું છે. અહિંઆં આ વાણી શબ્દથી વાણી સમજવું નહિ પણ × વાણીની વૃત્તિ સમજવી. અર્થાત્ વાક્ શબ્દ તેના મુખ્યાર્થમાં નથી પણ લક્ષ્યાર્થ-વાક્‌વૃત્તિના અર્થમાં છે,

---

×આ અર્થ શંકરાચાર્ય પ્રમાણે છે;

**સિદ્ધાન્તી**—વાક્ લેવાય પણ વાંધો એ આવે છે કે તેમાં મુખ્યાર્થનો પરિત્યાગ કરીને લક્ષ્યાર્થ ગૌણ અર્થ લેવો પડે છે અને વેદની શ્રુતિઓમાં મુખ્યાર્થ સિવાય અન્યાર્થની સંભાવના કરવું અનુચિત છે. વેદની શ્રુતિઓનું પ્રાબલ્ય મુખ્યાર્થમાંજ છે. તો તેમને તે રીતે નહિ સમજતાં લક્ષ્યાર્થમાં સમજવામાં આવે તો તેથી તેમનું ગૌરવ ક્ષીણ થાય છે. વળી વાક્ શબ્દનો મુખ્ય અર્થ વાક્–વાણીજ છે, વાક્વૃત્તિ નહિ, તો પછી મુખ્ય અર્થ વાક્‌ને નહિ લેતાં વાક્ વૃત્તિ અર્થ લેવો તે ઠીક નથી. વાક્–વૃત્તિ અર્થ લેવાથી "મનમાં લય પામે છે" એ શબ્દોમાં મનનો પ્રયોગ સપ્તમી વિભક્તિમાં કર્યો છે તે પણ વ્યર્થ થઇ જશે- માટે આ શ્રુતિમાં વિષય વાકયનો વિચાર કર્યો નથી. ૨

**પૂર્વપક્ષી**—મન શામાં પ્રવેશે છે?

**સિદ્ધાન્તી**—મન પછીથી પ્રાણમાં પ્રવેશે છે. પણ તે મન એટલું નહિ. તે ઇન્દ્રિયોની સાથે જ પ્રાણમાં ભળે છે.

**પ્રતિવાદી**—શાથી?

**સિદ્ધાન્તી**—છાંદોગ્યમાં જ્યાં ઉપરની શ્રુતિ છે ત્યાં પ્રથમ પક્ષીનું દૃષ્ટાન્ત આપે છે. "જેમ દોરાથી બંધાયેલું પક્ષી જૂદી જૂદી દિશામાં ઉડવા જાય છે પણ તેને બીજું કંઇ પણ આયતન નહિ હોવાથી જ્યાં બંધાયલું હોય છે ત્યાંજ આવીને પડે છે, તેમ ખરેખર હે ભાઇ મન જૂદી જૂદી દિશામાં અથડાઇને પણ આયતન નહિ પ્રાપ્ત કરતાં પ્રાણમાંજ આવીને આશ્રય લે છે." (છાં. ૬–૮–૨) આ વાકયમાં મન પ્રાણનો આશ્રય લે છે એમ કહીને તેનો હેતુ પછીના વાકયમાં ત્યાં આપે છે. "મનનું બંધન પ્રાણ છે." (છાં. ૬–૮–૨) પ્રાણમાંજ મન બંધાય છે. મનને આશ્રય લેવાનું બીજું કંઇ પણ સ્થાન શ્રુતિ જણાવતી નથી. તેથી તે ત્યાંજ આશ્રય પામે એ સ્વાભાવિક છે. આ શ્રુતિમાં કહેલા પછીના વાકયથી મન પ્રાણમાં પ્રવેશે છે. ૩

**પ્રતિવાદી**—પછી પ્રાણનું શું થાય છે?

**સિદ્ધાન્તી**—પ્રાણ પણ અધ્યક્ષ ભગવાનમાં લય પામે છે. ઉપર આપણે મનના સંબન્ધી જણાવ્યું કે પ્રથમ વાણીરૂપ ઇન્દ્રિય તેમાં પ્રવેશે છે કે તુર્તજ તમામ ઇન્દ્રિયો તેમાં પ્રવેશે છે. અને તે તમામ ઇન્દ્રિયોવાળું મન પ્રાણમાં પ્રવેશે છે. હવે આ ઇન્દ્રિયોથી યુક્ત મનવાળો પ્રાણ તે ભગવાન્‌માં પ્રવેશે છે. તે જ્યારે ભગવાન્ હૃદયમાં અગર પ્રત્યક્ષ પ્રકટ થાય છે ત્યારે જ પ્રવેશે છે.

**પ્રતિવાદી**—આમાં હેતુ શો?

**સિદ્ધાન્તી**—એમાં હેતુ એજ કે તે જીવ પુષ્ટિમાર્ગનો હોવાથી ભગવાન્ તેનો તે પ્રમાણે અંગીકાર કરે છે. તો ભગવત્કૃત અંગીકાર એજ મુખ્ય હેતુ છે. આ ઉપરાંત અન્ય હેતુઓ જેવા કે ભગવાનને વશ કરવામાં સમર્થ સ્નેહ, પ્રભુ પ્રાપ્તિમાં પ્રતિબન્ધનો અભાવ, અને ભજન પણ છે. પણ તે હેતુઓ મુખ્ય નહિ. મુખ્યનો ભગવત્કૃત અંગીકારજ તે બધા હોય પણ ભગવત્કૃત અંગીકાર ન હોય તો નકામું છે. ભગવાન્ જ્યારે પુષ્ટિ જીવનો અંગીકાર કરે છે ત્યારે જ ઉપર પ્રમાણે ભગવાન્ તેની સન્મુખ પ્રકટ થઇને દર્શન આપે છે અગર માનસ પ્રત્યક્ષ થાય છે. અને તે સમયે તેના પ્રાણનો લય–પ્રવેશ ભગવાનમાં હોય છે. અર્થાત્ **ભગવાન સાથે સ્વરૂપાનં**દનો અનુભવ કરે છે.

મર્યાદામાર્ગમાં જેઓનો અંગીકાર હોય છે તેઓ તો મુક્તિ સુધી મોક્ષની જ ઇચ્છાવાળા હોવાથી તેમનામાં ઉત્કટ સ્નેહ હોતો નથી તેથી પ્રભુનું પ્રાકટ્ય પણ તેમની આગળ હોતું નથી. તેથી તેમની બાબતમાં તો સ્વ પ્રકૃતિમાં સંઘાતનો લય થાય અને જીવ જ્યારે શુદ્ધ બને અને પછી ભગવાનના અનુગ્રહથી શ્રવણાદિરૂપ તેવા પ્રકારના સ્નેહરૂપ ભકિતથી મુક્તિ પ્રાપ્ત થાય છે. આથી તેમાં અને પુષ્ટિમાર્ગીય ભક્તની ફલ સિધ્ધિમાં ઘણુંજ તારતમ્ય છે.

પ્ર.—આને માટે કંઈ પ્રમાણ ?

સિ૦—હા, મુણ્ડકોપનિષત્‌માં સ્પષ્ટ જણાવ્યું છે કે ભગવાન્ જેનું વરણ કરવા માગે છે તેને પોતે પોતાની ઇચ્છાથી પ્રાપ્ત થાય છે. મું. ૩-૨-૪માં પણ કહે છે. આ આત્મા બલહીનથી લબ્ધ થતો નથી, તેમ પ્રમાદ, તથા તપથી પ્રાપ્ત થતો નથી. આ સાધનોથી જે વિદ્વાન્ તેને પ્રાપ્ત કરવાને ઇચ્છે છે તેનો આત્મા બ્રહ્મ ધામમાં (અક્ષરબ્રહ્મમાં) લય પામે છે. અર્થાત્ સાધનોથી પ્રાપ્ત થતા ફળ કરતાં ભગવાનના અનુગ્રહથી જે ફલ પ્રાપ્ત થાય છે તે અધિક છે. મર્યાદામાર્ગ સાધનવાળો છે; પુષ્ટિમાર્ગ સાધનરહિત છે. આ સાધન રહિત માર્ગમાં પ્રભુએજ સાધન પ્રભુ સિવાય બીજા કશાથી પણ ફલની સિદ્ધિ થતી નથી. આથી ભગવાનના અનુગ્રહ વાળા ભક્તનો પ્રાણ છેવટે પ્રભુમાંજ લય પામે છે એમ કહ્યું. આલય ક્રમશઃ થાય છે એમ શ્રુતિને અનુસર જણાવ્યું છે.

**(સાર)** પુષ્ટિમાર્ગીય ભક્તને જ્યારે ભગવાન્ દર્શન આપે છે. અથવા વેણુનાદિના શ્રવણથી તેને પોતાની લીલા તરફ આકર્ષે છે ત્યારે તેની વાણી બાહ્ય વ્યાપારોને છોડી દઇને મનમાં જ લીન થાય છે. આ વાણીની સાથે તમામ ઇન્દ્રિયો પણ મનમાં લય પામે છે. અને ઇન્દ્રિયોવાળુ મન પ્રાણમાં પ્રવેશે છે અને પ્રાણ ભગવાનમાં પ્રવેશે છે અર્થાત્ ભગવાનના સ્વરૂપનો આનંદ અનુભવે છે.

---

## અધિકરણ. ૨

**સૂત્ર** ૨—પુષ્ટિમાર્ગીયના વાગાદિના લયનો પ્રકાર જણાવીને મર્યાદામાર્ગીયની સદ્યો મુક્તિમાં તે વાગાદિના લયનો પ્રકાર કેવો છે તે જણાવવાને આ અધિકરણનો પ્રારંભ કરે છે. ત્યાં સંશય થાય કે તેના પ્રાણનો લય ભગવાનમાં થાય છે કે અન્ય રીતે ?

પ્ર૦—કેમ તમે ઉપર કહ્યું તેજ પ્રમાણે આ વાગાદિનો લય પણ ભગવાનમાં જ થતો હોવો જોઇએ કારણ પુષ્ટિભક્ત અને મર્યાદાભક્ત ઉભયનો આશય એકજ છે. સદ્યોમુક્તિદ્વારા બ્રહ્મની પ્રાપ્તિ હોય તો પછી તેમના વાગાદિના લયનો પ્રકાર પણ એકજ હોવો જોઇએ.

સિ૦—ના, બન્નેની સદ્યોમુક્તિનો આશય એક જણાય છે એ વાત ખરી પણ તેમાં ભિન્નતા છે. એકનો મોક્ષ અક્ષરબ્રહ્મમાં લય પામવું-પ્રવેશ પામવો એ છે, અને તેને તે બ્રહ્મ પ્રાપ્તિ સમજે છે, જ્યારે બીજો પુરુષોત્તમની સાથે તેમના સ્વરૂપાનંદનો અનુભવ કરે છે. આ એનો મોક્ષ છે, આ પ્રકારે ફલમાં ભેદ હોવાથી તેમના વાગાદિના લયની સરણિ પણ એક નથી. અર્થાત્ મર્યાદામાર્ગીયના વાક્ વગેરે ઉપર જણાવેલી રીતે લય પામતા નથી પણ તે ભૂતોમાં લય પામે છે.

પ્ર૦—આને માટે કોઇ પ્રમાણ આપશો.

સિ૦—હા, જૂઓ સાંભળો બૃ. ૩-૨-૧૩માં શું કહે છે, ત્યાં નીચે પ્રમાણે જણાવે છે.

આર્તભાગે કહ્યું—હે યાજ્ઞવલ્કય ! જ્યારે પુરૂષની છૂટી પડેલી વાગ્ ઇન્દ્રિયનો અગ્નિ વિષે લય થાય છે, પ્રાણનો વાયુ વિષે, ચક્ષુનો સૂર્ય વિષે, મનનો ચંદ્ર વિષે, શ્રોત્રનો દિશાઓ વિષે, શરીરનો પૃથ્વી વિષે, આત્માનો આકાશને વિષે, શરીરનાં રૂવાંઓનો વનસ્પતિ વિષે, મસ્તકના કેશનો વૃક્ષને વિષે, તથા લોહી અને શુક્રનો જળને વિષે લય થાય છે, ત્યારે આ પુરૂષ કયા સ્થાન વિષે રહે છે ?

આ શ્રુતિમાં સ્પષ્ટ જણાય છે કે મર્યાદામાર્ગીયના વાગાદિનો લય ભૂતોમાં થાય છે.

પ્ર૦—આ શ્રુતિ અવિદ્વાનના વિષે લઇ ન શકાય ? શા માટે મર્યાદામાર્ગીય પરત્વે લો છો ?

સિ૦—અવિદ્વાન્‌ના સંબંધમાં આ શ્રુતિ નથી કારણ કે આની પહેલાંની શ્રુતિ બૃ. ૩–૨–૧૧ માં આર્તભાગ યાજ્ઞવલ્ક્યને કહે છે. 'હે યાજ્ઞવલ્ક્ય! જ્યારે આ પુરુષ મરણ પામે છે ત્યારે શું તેના પ્રાણ તેમાંથી નીકળી જાય છે?' યાજ્ઞવલ્ક્યે કહ્યું 'નહિ. તેમ થતું નથી, તેના વિષે એકઠા થયેલા પ્રાણોનો પરમાત્માને વિષે લય થાય છે." આ શ્રુતિમાં પ્રાણના ઉત્ક્રમણ વિષે કહેવામાં આવેલ છે. પણ બૃ. ૪–૪–૨ માં કહે છે કે "**અવિદ્વાનના** પ્રાણનું ઉત્ક્રમણ નથી. તે ઉત્ક્રમણ કરનારની પછવાડે પ્રાણ ઉત્ક્રમણ કરે છે." આ ઉપરથી નિશ્ચિત થાય છે કે અવિદ્વાન્‌ના પ્રાણનું ઉત્ક્રમણ થતું નથી. અને બૃ. ૩–૨–૧૧ માં પ્રાણના ઉત્ક્રમણ વિષે જણાવ્યું છે. આથી તે શ્રુતિ અવિદ્વાન્‌ને માટે નથી. જો તે શ્રુતિ અવિદ્વાન્‌ને માટે નથી તો તે શ્રુતિના અનુસંધાનરૂપ બૃ. ૩–૨–૧૩ માં કહેલો વિષય તે અવિદ્વાન્‌ને માટેનો નથી. બૃ. ૩–૨–૧૩ માં કહેલા વાગાદિના લયનો પ્રકાર અવિદ્વાનને માટે છે એમ જે તમે કહ્યું તે સત્ય નથી

પ્ર૦—પણ બૃ. ૩–૨–૧૩ થી ઉપક્રમ કરેલા ભાગ સાથે रेतश्च निधीयते એ શબ્દ જો વાંચવામાં આવે તો તમારી ખાત્રી થશે કે તે શ્રુતિ અવિદ્વાન્‌ને ઉદ્દેશીને છે. કારણકે વાગાદિના લય વિષે કથન કરીને, ત્યાં આર્તભાગ પ્રશ્ન કરે છે " આ પુરુષ ત્યારે ક્યાં હોય છે?" તો તેના ઉત્તરમાં ત્યાં જણાવે છે કે "ત્યાં તેઓએ જે કહ્યું તે કર્મ હતું. ત્યાં તેઓએ જે સ્તુતિ કરી તે પણ કર્મજ હતું પવિત્ર કર્મથી માણસ ખરેખર પવિત્ર બને છે અને અપવિત્ર કર્મવડે અપવિત્ર થાય છે" આ શબ્દો ઉપરથી એટલું જ અનુમાન દોરી શકાય કે ભૂતોમાં લીન પામેલા પ્રાણ કર્મનો આશ્રય કરે છે. અને કર્મ તે વિદ્વાન્‌માં હોય છે અને પ્રાણનું અનુત્ક્રમણ તે વિદ્વાન્ તથા અવિદ્વાન્ ઉભયને સાધારણ હોવાથી તેમાં સદ્યોમુક્તિનું લિંગ નથી.

સિ૦—અહિંઆં શ્રુતિમાં કર્મ શબ્દ છે તે કર્મ મર્યાદામાર્ગને ઉદ્દેશીને છે, કેવળ કર્મમાર્ગીય પરત્વે નથી. જો તે કેવલ કર્મમાર્ગીય પરત્વે હોત તો તમારા માનવા પ્રમાણે આ શ્રુતિ અવિદ્વાનને લગાડી શકાત. અહિંઆં કર્મ મર્યાદામાર્ગીય છે. કારણ કે જો તેમ ન હોત તો સામાન્ય રીતે કર્મનો સ્વભાવ વૃદ્ધિ પામવાનો હોવાથી તેનું પરિણામ સંસારની ઉત્પત્તિ બને છે. તેવા કર્મથી મોક્ષ મળતો નહિ હોવાથી, તેની નિન્દા કરવામાં આવે છે, અહિંઆં તેની નિન્દા કરી નથી ઉલટું અહિંઆં તો તેની પ્રશંસા કરી છે. તેથી કર્મ તેના સામાન્ય અર્થમાં નથી. પણ મર્યાદામાર્ગમાં બ્રહ્મવેત્તાને કરવાનાં અગ્નિહોત્રાદિ કર્મ પરત્વે છે. મર્યાદામાર્ગમાં વિધિની મર્યાદા છે, અર્થાત્ વેદોક્તવિધિ કરવામાં આવે છે. તે કર્મ બ્રહ્મવેત્તાને પણ પોતાના પ્રારબ્ધનો નાશ કરવાની જરૂર પડે છે. મર્યાદામાર્ગમાં તો જો અમુક કર્મ–સાધન જીવ કરેતોજ ભગવાન તેને ફલ આપે છે, તે સાધન ન કરે તો તેનું ફલ આપવાને ભગવાન્ ઇચ્છા કરતા નથી. આથી વાગાદિથી રેતઃ સુધી તમામનો લય થતાં પ્રારબ્ધનો નાશ થાય છે, અને તે નાશ થતાં તે જીવ શુદ્ધ બને છે. પછીથી તેને વિધિની જરૂર પડતી નથી તો પછી આ જીવ મર્યાદાનો મટી જઇને પુષ્ટિનો બને છે કે નહિ એ શંકા દરેકને થાય. એ શંકાને લક્ષમાં રાખીને જ "ત્યારે તે પુરુષ ક્યાં હોય છે?" એવો પ્રશ્ન કર્યો છે. અર્થાત્ તે સમયે તે જીવ મર્યાદાનો ગણાય કે પુષ્ટિનો? આ અર્થનો ઉત્તર શ્રુતિએ ત્યાં જણાવ્યો છે. પણ શ્રુતિનું તાત્પર્ય એ છે કે તે પ્રશ્નનો અર્થ ગૂઢ છે, તે સામાન્ય માણસ અવિદ્વાન્ સમજી શકશે નહિ, કારણકે તેને ઇશ્વરની ઇચ્છાનું ભાન નથી. જે ઇશ્વરની ઇચ્છાને સમજી શકે છે તે આમાંના અર્થની ખૂબીને જરૂરથી સમજશે. માટે શ્રુતિ જાતે તે રહસ્યને પ્રકટ કરતી નથી. ફક્ત અન્તમાં "ત્યાં જઇને તેઓએ વિચાર કર્યો." (બૃ. ૩–૨–૧૩) માં છેવટના શબ્દો પ્રમાણે જે વિચાર કર્યો તે કર્મનો કર્યો હતો, પણ તે કર્મ મર્યાદામાર્ગીય છે એવો અર્થ શ્રુતિ જણાવે છે. અહિંઆં પ્રશ્ન "ત્યારે પુરુષ ક્યાં હોય છે?" એવો હતો. તેનો નિર્ણય કરવાને માટે આર્તભાગ તથા યાજ્ઞવલ્ક્ય બન્ને જણ એકાન્ત સ્થાનમાં જાય છે, અને ત્યાં તેઓ કર્મ વિષેનો નિર્ણય કરે છે. એકાન્તમાં જઇ તે કર્મનો વિચાર કર્યો એટલે

તે મર્યાદામાર્ગનું કર્મ છે. આથી તે પુરુષની સ્થિતિ મર્યાદામાર્ગમાં છે. અર્થાત્ ત્યાંથી તે મોક્ષ મેળવે છે એમ કહે છે. માટેજ કર્મની પ્રશંસા કરી છે. નહિ તો તેની પ્રશંસા ન કરત. જો કે ઇશ્વર સર્વ સમર્થ છે છતાં જીવને ફળ આપવા માટે તેના કર્મની અપેક્ષા રાખે છે. જીવને સારૂં ફળ આપવું કે હીન આપવું તેનો આધાર જીવનાં કર્મો ઉપર રાખે છે. માટેજ ત્યાં કહે છે "પવિત્ર કર્મોથી પવિત્ર થાય છે અને પાપકર્મોથી પાપી બને છે."

પ્ર૦—મર્યાદામાર્ગમાં તો ભક્ત તથા જ્ઞાની બન્ને હોય છે તમે જે કહ્યું તેતો જ્ઞાનીને જ ઉદ્દેશીને કહ્યું છે. તેથી જ્ઞાનીનો પુષ્ટિમાર્ગમાં પ્રવેશ થાય એ શક્ય છે. પણ મર્યાદામાર્ગીય ભક્તનો તો પુષ્ટિમાર્ગમાં કદાચ પ્રવેશ કરાવે તો તેમાં શું હરકત છે? જો મર્યાદામાર્ગીયનો પુષ્ટિમાર્ગમાં પ્રવેશ તમે સ્વીકારતા હો તો પછી તેમના વાગાદિનો લય ઉક્ત રીતે એ ભૂતોમાં ન થાય પણ ભગવાનમાં જ થાય.

સિ૦—મર્યાદામાર્ગીય એટલે ફક્ત ભક્ત કે જ્ઞાની નહિ, પણ બન્ને. તેમાં બન્નેનો સમાવેશ થાય છે. કારણ કે આર્તભાગ અને યાજ્ઞવલ્કય જે કંઇ નિર્ણય કરે છે તે જ્ઞાની તથા ભક્તને ઉદ્દેશીને જ કરે છે. ફક્ત જ્ઞાનીને માટે કે ભક્તને માટે નહિ. તેમાં જો ફક્ત જ્ઞાનીને માટેજ કહ્યું હોય તો પછી કર્મ વિષેનું કથનજ ન કરે તથા કર્મની પ્રશંસા ન કરે. પણ કર્મનો વિચાર કર્યો છે માટે મર્યાદામાર્ગ વિષેજ પ્રકરણ ચાલે છે.

પ્ર૦—કેટલાકો એમ કહે છે કે બૃ. ૩-૨-૧૩ની શ્રુતિમાં "ત્યારે આ પુરુષ કયાં હોય છે?" એ પ્રશ્નનો જે વિચાર કરવામાં આવ્યો છે તે મર્યાદામાર્ગીય વિષેનો નહિ પણ વાગાદિનો ઉપસંહાર થતાં અન્ય શરીરને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા તે સમયના જીવને વિષે છે. તેનું કેમ?

સિ૦—એ અર્થ ખોટો છે. અહિંઆં મર્યાદામાર્ગીય જીવ વિષે જ સંબન્ધ છે. વળી બૃ. ૪-૪-૨માં "તે ઉત્ક્રમણ કરનારની પછવાડે પ્રાણ ઉત્ક્રમણ કરે છે. ઉત્ક્રમણ કરતા પ્રાણની પછવાડે સઘળા પ્રાણો (ઇન્દ્રિયો) ઉત્ક્રમણ કરે છે" એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે ભાવિ અન્ય દેહના જીવ, પ્રાણ, તથા ઇન્દ્રિયોનું ઉત્ક્રમણ સાથે હોય છે તેથી વાગાદિના લયનો ત્યાં સંભવ નથી. તેથી તમે કહેલો સત્ય દેહ ધારણ કરવાની ઇચ્છાવાળો જીવ તે પ્રશ્નનો વિષય નથી. માટે અમે કહેલો મર્યાદામાર્ગીય જીવજ છે. આથી અહિંઆં પર વિદ્યાવાળો જીવ પણ નથી. કારણ કે પરવિદ્યાનું ફલ અમૃત છે અને તે અન્ય સ્થાન ઉપર આધાર રાખતું નથી. જ્યારે અહિંઆં તો ઉત્ક્રમણનું વર્ણન હોવાથી ફલની સિદ્ધિ માટે ઉત્ક્રમણની અપેક્ષા છે તથા તે પુરુષ કર્મનો આશ્રય કરે છે એમ કહે છે. તેથી પરા વિદ્યાવાળો આ જીવ નથી. પણ અપરા વિદ્યાવાળો છે. વિદ્યાના બે પ્રકાર છે—પરાવિદ્યા અને અપરાવિદ્યા. પરાવિદ્યાવાળો અમૃત મોક્ષને મેળવે છે. અપરા વિદ્યાવાળાની ગતિ બ્રહ્મલોક સુધી હોય છે વળી તે કર્મનો આશ્રય કરે છે, અને તેનું ઉત્ક્રમણ વગેરે હોય છે. આથી પણ કેવળ જ્ઞાનીને ઉદ્દેશીને અગર પરાવિદ્યાવાળાને ઉદ્દેશીને શ્રુતિમાં વાગાદિનો ભૂતમાં લય થાય છે એમ કહ્યું નથી, પણ મર્યાદામાર્ગીયને ઉદ્દેશીને મર્યાદામાર્ગમાં જ્ઞાન સહિત ભક્તિ હોય છે. તેમાં વેદમાં બતાવેલાં વિધિરૂપી સાધનો પણ હોય છે. તેવાના વાગાદિનો લય ભગવાનમાં થતો નથી પણ ભૂતમાં થાય છે.

**(સાર)** આ અધિકરણમાં મર્યાદામાર્ગીયના વાગાદિનો લય કેવી રીતે થાય છે તે જણાવે છે. તેમનો લય ભૂતોમાં થાય છે. પુષ્ટિમાર્ગીયના વાગાદિનો લય પ્રથમ અધિકરણમાં જણાવ્યા પ્રમાણે ક્રમશઃ ભગવાનમાં થતો નથી, પણ ભૂતો પૃથ્વી, જલ, વાયુ વગેરેમાં થાય છે. મર્યાદામાર્ગમાં જ્ઞાની તથા ભક્ત બન્નેનો સમાવેશ થાય છે. અર્થાત્ જ્ઞાનયુક્ત ભક્તિવાળો જે વેદોક્ત સાધનોનો આશ્રય કરે છે તે મર્યાદામાર્ગીય કહેવાય છે. આથી તેમાં કેવલ જ્ઞાન હોતું નથી.

**અધિકરણ. [illegible]જું**

પાછલાં બે અધિકરણોમાં પુષ્ટિમાર્ગ અને મર્યાદામાર્ગના ભક્તોના વાગાદિ લયનો પ્રકાર જણાવ્યો. હવે નવ સૂત્રોથી.તે વિષયમાં વિશેષ શંકાઓનો નિરાસ કરે છે. ત્યાં પ્રથમ એવી શંકાનો ખૂલાસો આપે છે કે મર્યાદા અને પુષ્ટિમાર્ગમાં કોઇ પણ ભેદ નથી તો પછી વાગાદિના લયના પ્રકારમાં પણ ભેદ શા માટે હોય? આ વિષે ખૂલાસામાં કહે છે કે ના તે બન્ને માર્ગમાં ભેદ છે. મર્યાદામાર્ગ એ સાધનના ક્રમથી મુક્તિની ઇચ્છા. તેમાં અહંતામમતાત્મક સંસારની ઉત્પત્તિથી શરૂ કરીને મોક્ષ પર્યન્ત સાધનોની અપેક્ષા રહે છે. આ મર્યાદામાર્ગની રીતિએ સાધનની અપેક્ષા પ્રારંભથી તે મોક્ષ પર્યન્ત એક પ્રકારની હોય છે. જ્યારે પુષ્ટિમાર્ગમાં સાધનની અપેક્ષા નથી. તેમાં ઉપવાસાદિ વિહિત સાધન કરવાનાં હોતાં નથી. તેવાં સાધનો વગર અમૃત મળે છે અર્થાત્ અમૃત–મોક્ષરૂપી ફળ જો કે મર્યાદામાર્ગમાં અને પુષ્ટિમાર્ગમાં એમ બન્નેમાં છે પણ પુષ્ટિમાર્ગમાં તેની સિદ્ધિ માટે ઉપવાસાદિ સાધનો કરવાં પડતાં નથી. આથી તે બન્ને માર્ગો એકરૂપ નથી. ૭

**સૂત્ર ૮ પ્ર૦—પ્ર.** સૂ. ૪–૨–૪માં પ્રાણનો લય ભગવાનમાં થાય છે એમ તમે કહ્યું તેમાં પુષ્ટિમાર્ગીય ભક્તના પ્રાણના લય વિષે જણાવ્યું હતું. ત્યાર પછી ૪–૨–૫માં મર્યાદામાર્ગીયના વાગાદિનો લય ભૂતોમાં થાય છે એમ પણ કહીને મર્યાદામાર્ગથી પુષ્ટિમાર્ગ જૂદો છે એમ તમે દર્શાવ્યું પણ અહિંઆં એ શંકા થાય છે કે મર્યાદામાર્ગીયના વાગાદિના લય વિષે કથન કરતાં તમે બૃ. ૩–૨–૧૩ ની શ્રુતિ આપી હતી. અને ત્યાં "ત્યારે આ પુરુષ ક્યાં હોય છે?" એ પ્રશ્નનું મર્મ વિચારતાં એમ જણાવ્યું હતું કે શ્રુતિનો આશય મર્યાદામાર્ગીય જીવનો સંઘાત ભૂતોમાં લય પામ્યા પછીથી જ્યારે તે શુદ્ધ બને છે ત્યારે તેની મુક્તિ થાય છે એમ કહેવાનો હતો. ત્યારે શ્રુતિ શા માટે તેવો આશય પ્રકટ નહિ કરતાં કર્મની પ્રશંસા કરે?

**સિ૦—**તમારા પ્રશ્નનો ઉત્તર આ છે કે જીવ શુદ્ધ થઇને જ્યારે મોક્ષ મેળવે છે તે મોક્ષ અને પુષ્ટિમાર્ગીય મોક્ષ તે બન્નેમાં ઘણો ફેર છે. **પુષ્ટિમાર્ગીય મોક્ષ એટલે ભગવાનની નિત્ય લીલામાં પ્રવેશ.** આ મોક્ષની સરખામણીએ મર્યાદામાર્ગીય મોક્ષ તે સંસાર સમાન છે. ભલે તે દશામાં જીવના સંઘાતનો લય થયો હોય તો પણ પુષ્ટિમાર્ગીય ભક્ત તેવા મોક્ષની દરકાર કરશે નહિ. તેને મન તો તે સંસાર જ છે, કારણ કે જોકે વસ્તુના મર્યાદામાર્ગીયના મોક્ષમાં સંસારની ગન્ધ નથી તોપણ ત્યાં ભગવાનના ભજનના આનંદનો અનુભવ નહિ હોવાથી એ મોક્ષમાં અને સંસારમાં કોઈપણ ફરક નથી. શ્રીમદ્ભાગવતમાં (૬–૨૭, ૨૮ માં) શિવ આ અર્થને અનુસરતું જ કહે છે. **જેઓ નારાયણમાં આસક્તિવાળા છે તેઓ કશાથી ડરતા નથી. તેઓ સ્વર્ગ તથા નરકમાં પણ તુલ્ય અર્થને જુએ છે.** અર્થાત્ તેમને મન તો સ્વર્ગ નરક જેટલુંજ જણાય છે, આથી તેમને સ્વર્ગમાં જવાની ઇચ્છા થતી નથી. આથી ઉપરની શ્રુતિમાં મર્યાદામાર્ગીય મોક્ષ પુષ્ટિમાર્ગીય મોક્ષની સરખામણીએ ન્યૂન છે એમ જણાવવાને માટે ત્યાં કર્મની પ્રશંશા કરીને તે કર્મને મુક્તિના હેતુ તરીકે જણાવે છે. ૮

**પ્ર૦—**તમારા કહેવા પ્રમાણે પુષ્ટિમાર્ગીય ભક્તો જો સંસારની માફક મુક્તિને હેય ગણતા હોય તો પછી મોક્ષને પુરુષાર્થ તરીકે જણાવનારી શ્રુતિ વિશ્વસનીય નથી એમજ સમજાય. મોક્ષને જણાવનારી શ્રુતિ માણસને છેતરનારી છે, કારણ કે તે સંસારથી અલગ થવાનું કહે છે પણ તેમાં અને સંસારમાં કોઇપણ ફેર નથી એમ તમે કહો છો. જો એમ ન હોય તો એમજ માનવાનું કે તમે ફક્ત પુષ્ટિમાર્ગની સ્તુતિ કરવાનેજ આ પ્રમાણે કથન કરો છો.

**સિ૦—**હજી તમે અમારો આશય બરાબર સમજ્યા નથી. દરેક પોતાના અધિકાર પ્રમાણે માર્ગની પસંદગી કરે છે. જે મર્યાદામાર્ગીય ભક્તો છે તેઓ મુક્તિનેજ ઇષ્ટ માને છે તેથી તેમનાથી પુષ્ટિમાર્ગીય

તત્ત્વ જે ઘણુંજ સૂક્ષ્મ છે તે સમજી શકાતું નથી. જેમ કર્મકાણ્ડી મોક્ષ તત્ત્વને સમજી શકતા નથી, તેમ મર્યાદામાર્ગીય પુષ્ટિનું તત્ત્વ સમજી શકતા નથી. આથી જે મોક્ષને જાણુતા નથી અથવા મોક્ષની ઇચ્છા કરતા નથી તેમાંના પ્રતિ કર્મનું નિરૂપણ કરનારી શ્રુતિ છેતરનારી મનાય નહિ, કારણ કે તે શ્રુતિ કર્મ કરનારાઓને પણ તેમનું ફળ આપે છે, તેમ મોક્ષનું નિરૂપણ કરનારી શ્રુતિ છેતરનારી છે એમ કહેવાય નહિ. છેતરપંડી તો ત્યારેજ કહેવાય કે જ્યારે અમુક વસ્તુને માટે પ્રતિજ્ઞા કરીને તે પ્રમાણે શરતોનું પાલન થવા છતાં પણ ફળસિદ્ધિ ન થાય. મોક્ષનું પ્રતિપાદન કરનારી શ્રુતિ તેના કહેવા મુજબ સાધન કરનારને મોક્ષ આપે છે. આથી તે છેતરનારી નથી, તેમ તેનામાં અવિશ્વસનીયતા નથી. હા. જેમ કર્મમાર્ગીયના ફળની સરખામણીએ મર્યાદામાર્ગીયનું ફળ ચઢે છે તેમ મર્યાદામાર્ગીયની સરખામણીએ પુષ્ટિમાર્ગીયનું ફળ ચઢે છે. માત્ર અમુક અધિકારીઓજ પુષ્ટિમાર્ગમાં પ્રવેશ પામી શકે છે.

**પ્ર૦**—અમુક અધિકારીઓ માટે જ પુષ્ટિમાર્ગ છે એમ કહેવામાં તથા તે તત્ત્વ ઘણું સૂક્ષ્મ છે એમ માનવામાં કોઇપણ પ્રમાણ જણાવશો ?

**સિ૦**—હા. તેને માટેનું પ્રમાણ તૈ. ૨–૯માં છે. ત્યાં કહે છે કે **"જ્યાંથી વાણી મન સહિત પ્રાપ્ત થયા વગર પાછી ફરે છે; બ્રહ્મના આનન્દને જાણનાર કોઇથી ડરતો નથી"** અહિંઆં કહે છે કે પુષ્ટિમાર્ગીય સર્વોત્કૃષ્ટ તત્ત્વ તે એટલું બધું સૂક્ષ્મ છે કે મન પણ ત્યાં પહોંચી શકતું નથી. અર્થાત્ વાણી તેનું વર્ણન કરી શકતી નથી અને મન વિચાર કરી શકતું નથી, એવું તે દુર્ગ્રાહ્ય અને સૂક્ષ્મ તત્ત્વ છે. તે દુર્ગ્રાહ્ય અને સૂક્ષ્મ તેથી તે તત્ત્વ નથી એમ સમજવાનું નથી, એમ હોય તો "બ્રહ્મના આનંદને જે જાણે છે" એવા જે શબ્દો કહ્યા છે તે કદી પણ કહે જ નહિ. આથી તે તત્ત્વ છે એ નિર્વિવાદ છે પણ એ સાધારણ નથી, તે ઘણું જ સૂક્ષ્મ અને દુર્ગ્રાહ્ય છે. માત્ર તેના જે અધિકારીઓ છે તેજ એ વસ્તુને સમજી શકે એમ નથી. એવા અધિકારીઓને તે સૂક્ષ્મ તત્ત્વનો અનુભવ પણ થયેલો છે. તે જણાવવાને શ્રુતિમાં 'च અને' શબ્દ પ્રયોજ્યો છે. ૯

**સૂત્ર ૧૦. પ્ર૦**—તો પછી જેમ બ્રહ્મવેત્તાઓને સ્વ માર્ગનો ઉપદેશ હોય છે તેમ પુષ્ટિભક્તોને માટે તેમના માર્ગનો ઉપદેશ હોવો જોઇએ. પણ એવો ઉપદેશ શ્રુતિમાં કોઇ પણ સ્થળે હોય તેવું અમારા જાણવામાં આવ્યું નથી માટે પ્રથમ જે તમે કહ્યું છે તે યુક્ત નથી એમ અમને જણાય છે.

**સિ૦**—તમારી શંકાનો ખુલાસો આ પ્રમાણે છે. બ્રહ્મવેત્તાઓની માફક તેમને ઉપદેશ નથી તેનું કારણ કે જેમ બ્રહ્મવેત્તાઓને સ્વાસ્થ્ય હોય છે તેમ અહિંઆં નથી. અહિં તો વિકલત્વ છે. પુષ્ટિભક્તોની બે પ્રકારની અવસ્થાઓ છે (૧) વિરહી દશા અને (૨) સંગમ દશા. *વિરહાવસ્થામાં તો વિરહભાવ એટલો બધો હોય છે કે તેમાં ઐશ્વર્યાદિ તમામ ભાવો તિરોભૂત બને છે. આથી તે દશામાં ઉપદેશ સંભની શકતો નથી. સંગમ દશામાં તો પ્રભુ પ્રકટ હોવાથી તેમના સ્વરૂપાનંદનો અનુભવ હોય છે. આથી પોતે જે અનુભવ કરે છે તેમાં એટલો તે મગ્ન બની ગયો હોય છે કે બીજાને તે અનુભવનું વર્ણન કરવાનો તેને પ્રસંગજ આવતો નથી. જ્યાં પ્રભુનો સાક્ષાત્કાર હોય અને તેમના આનંદમાં તલ્લીનતા હોય ત્યાં અન્યનો વિચાર સરખો પણ નજ થાય. આટલા માટે પુષ્ટિભક્તને ઉપદેશ નથી. ૧૦

**સૂત્ર ૧૧ પ્ર૦**—તૈ. ઉ. માં બ્રહ્મનું રસ તરીકે જ્યાં વર્ણન કર્યું છે ત્યાં એમ કહે છે "આ રસસ્વરૂપ છે તેને મેળવીને આ આનન્દી થાય છે." આજ સર્વેને આનન્દ આપે છે. આ વાક્યથી તો એમ જણાય છે કે બ્રહ્મની પ્રાપ્તિમાં આનન્દની પ્રાપ્તિ કહી છે. તો તમે કહેલું વિરહનું દુઃખ ત્યાં શી

*સરખાવો विकलत्वं तथा स्वास्थ्यं प्रकृतिः प्राकृतं नहि (સંન્યાસ નિર્ણય) ભક્તિમાર્ગીય સંન્યાસીને (પ્રભુ માટે વિરહાવસ્થાનો અનુભવ કરનારને) વિકલતા થાય તથા તેનું ચિત્ત અસ્વસ્થ બને એ બધું સ્વાભાવિક છે ત્યાં પ્રારબ્ધ ધર્મો નથી.

રીતે સંભવી શકે ? આનન્દ એ દુઃખનું વિરોધી છે. તો પછી આનન્દની જ્યાં પ્રાપ્તિ છે ત્યાં વિરહનું દુઃખ શી રીતે સંભવી શકે ? જો ત્યાં વિરહ દુઃખ પણ તે અવસ્થામાં હોઇ શકે તો પછી આનન્દના તિરોભાવને જ તમારે સ્વીકારવો જોઇએ. આથી નિત્ય અને નિરતિશયિત સુખની અભિવ્યક્તિ રૂપ અથવા અક્ષરૈકયરૂપ મોક્ષથી તેનું આધિક્ય શી રીતે સંભવે ? માટે પ્રથમ જે કંઇ જણાવ્યું હતું તે અનુપપન્ન છે.

**સિ૦**—ના, તમેજ કહો છો તેમ નથી. સામાન્ય રીતે આનન્દ અને દુઃખ પરસ્પર વિરોધી છે આથી જ્યાં આનન્દ હોય ત્યાં દુઃખ ન હોય એ બરાબર છે. પણ ભગવાનના આનંદમાં દુઃખ તેનું વિરોધી નથી પણ ઉલટું તેના ધર્મરૂપ છે. વિરહતાપ તે આનન્દાત્મક રસરૂપ ભગવાનનોજ ધર્મ છે ?

**પ્ર૦**—શાથી ?

**સિ૦**—તેની ઉત્પત્તિ છે તેથી. વ્યાપક ભગવાન્ સર્વત્ર હોવા છતાં પણ માયાથી તેનું તિરોધાન હોવાથી તેનો વિરહ સર્વને સાધારણ છે તોપણ તેનો અનુભવ સઘળાંને થતો નથી; પણ રતિનામના સ્થાયિ ભાવાત્મક રસરૂપ ભગવાનનો આવિર્ભાવ જેના હૃદયમાં હોય છે તેનેજ તેની અપ્રાપ્તિથી વિરહ તાપનો અનુભવ થાય છે. અને તે તાપ થતાં પરમાનન્દ સ્વરૂપ પ્રકટ થઇને તેના વિરહ દુઃખને દૂર કરે છે. જેમના હૃદયમાં રસરૂપ ભગવાનનો અનુભવ નથી તેને આ પ્રકારનો અનુભવ થતો નથી. આથી અહિંઆં તમને સમજાતું વિરહ તાપરૂપી દુઃખ વસ્તુતઃ દુઃખજ નથી. તે તાપ આનન્દને માટે હોવાથી આનન્દરૂપ છે અર્થાત્ તે પણ રસાત્મક છે. ત્યાં વિરહતાપ સમયે આનન્દનો તિરોભાવ નથી. આથી તે મોક્ષ કરતાં ન્યૂન છે એમ કહી શકાય નહિ. માટે મુક્તિની સરખામણીએ તેનું આધિક્ય અમે કહ્યું તે બરાબર છે. ૧૧

**પ્ર૦**—છાં. ૭-૨૬-૨માં એમ કહે છે કે ભગવાન્ જેને પ્રકટ થાય છે તે ભક્તને તો કોઇ પણ પ્રકારનું દુઃખજ હોતું નથી. તેને નથી કોઇ મરણ, કે રોગ કે દુઃખ જોવું પડતું અને અહિંઆં તો વિરહતાપરૂપી દુઃખનો અનુભવ થાય છે એમ તમે કહો છો તો તે વિષે શું સમજવું ?

**સિ૦**—તે શ્રુતિમાં ભક્તના દુઃખનો નિષેધ કર્યો છે તે બરાબર છે, પણ તમે તે બરાબર સમજી શકયા નથી. તેમાં માત્ર શારીર દુઃખનો નિષેધ કર્યો છે. તેવા ભક્તોને શરીર જન્ય દુઃખ ભોગવવાં પડતાં નથી અર્થાત્ તેમને લૌકિક કોઇ પણ દુઃખ સહન કરવાં પડતાં નથી. જે કર્મ જન્ય દુઃખ છે તે દુઃખો તેમને ભોગવવાનાં નથી. વિરહ તાપ તે કર્મજન્ય નથી. તેથી તેનો સાધારણ દુઃખ તરીકે વ્યપદેશ થઇ શકે નહિ. તેથી શ્રુતિમાં તેવા પ્રકારના દુઃખનો નિષેધ કર્યો નથી. જો, વિરહતાપ એ દુઃખ છે માટે તે કર્મ જન્ય હોવું જોઇએ એવું અનુમાન તમે કરો તો મોક્ષનું સુખ તે પણ સુખ હોવાથી અને સુખ દુઃખની માફક તે કર્મજન્ય હોવાથી મોક્ષનું સુખ પણ કર્મજન્ય થઇ જશે. આથી જેમ મોક્ષ સુખ એ કર્મજન્ય નથી તેમ અહિંઆં વિરહતાપનું દુઃખ એ કર્મજન્ય નથી. ૧૨

**સૂત્ર ૧૩ પ્ર૦**—પણ ભગવદ્‌વિરહનો તાપ તે કર્મથી જન્ય નથી તેવું તમે કયા પ્રમાણથી સિદ્ધ કર્યું છે ? જ્યાં સુધી એવું પ્રમાણ તમે ન આપો ત્યાં સુધી તો ઇતર લોકમાં મનાતા દુઃખના જેવું તે પણ કર્મજન્ય હોવાથી લૌકિક જ છે એમ અમે તો કહીશું.

**સિ૦**—તમને ભગવદ્‌વિરહતાપ કર્મ જન્ય નથી એ પ્રતિપાદન કરવાને પ્રમાણની અપેક્ષા છે તો અમે તમને તે વિષેનું પ્રમાણ આપીશું. તૈત્તિરીયોપનિષદમાં **“તે રસ છે. રસને પ્રાપ્ત કરીને આ આનન્દી થાય છે. જો આ આકાશમાં આનન્દ ન હોત તો કોણ પ્રાણ ધારણ કરત ? કોણ જીવત ? તેજ આનન્દિત કરે છે”** આ શ્રુતિમાં સ્પષ્ટ જણાવ્યું છે કે ભગવાનના સ્વરૂપની પ્રાપ્તિ

પછી દુઃખ અને તેની નિવૃતિ થાય છે. અહિંઆં રસાત્મક ભગવત્સ્વરૂપનો લાભ થતાં તે આનન્દવાળો થાય છે એમ કહીને તેજ જીવનના હેતુરૂપ છે. આથી એમ પણ સૂચવાય છે કે જેને આનન્દ સ્વરૂપની પ્રાપ્તિમાં જીવન છે અને તેની અપ્રાપ્તિમાં મરણ છે.

આ રીતે અહિંઆં જીવન અને મરણ ઉભય દેખાડયાં છે. અર્થાત્ અહિંઆં જે રસનું નિરૂપણ કરવાનું છે તે શૃંગારાત્મક રસનું તેની સંયોગ તથા વિપ્રયોગ એવી બે અવસ્થાઓ છે. એ બે હોય તોજ તે રસ પરિપૂર્ણ બને છે. કેવલ સંયોગ અગર વિપ્રયોગથી તે પરિપૂર્ણ હોતો નથી. માટે તેના અનુભાવન માટે ભગવાનજ તેમનું રક્ષણ કરે છે. આ રીતે અહિંઆં રસનું પ્રકરણ છે. તેમાં મૂળ શ્રુતિમાં તેનાં દરેક વાકયમાં हि શબ્દ છે તે નિશ્ચયના અર્થમાં છે. અર્થાત્ શૃંગારરસાત્મક ભગવાનનું સ્વરૂપ ઉપર જણાવ્યું તેવું છે. તે સ્વરૂપના અનુભવમાં વિપ્રયોગ દશામાં વિરહતાપ થાય છે તે એટલે સુધી કે જો આનન્દ સ્વરૂપ પ્રકટ ન થાય તો મરણ તુલ્ય સ્થિતિ બને છે પણ જ્યારે ભગવાન્ પ્રકટ થાય છે ત્યારે તેનું જીવન ટકી રહે છે. આ રીતનું વિરહ દુઃખ તે કર્મજન્ય નથી તે આ શ્રુતિના પ્રમાણથી જણાય છે. આ શ્રુતિ બરાબર સમજવાથી વિરહતાપની કર્મ અજનન્યતા તથા અલૌકિકતા સ્પષ્ટ થશે. ૧૩

**સૂત્ર ૧૪**—ઉપર જણાવેલા અર્થની વિશેષ દઢતા માટે સૂત્રકાર સૂત્ર ૧૪ યોજે છે અને તેમાં સ્મૃતિનું પ્રામાણ્ય આપે છે, ભા. ૧૦-૪-૬-૪થી ૧૦-૪૬-૬ સુધીના શ્લોકો વાંચશો તો ત્યાં સ્પષ્ટ જણાશે કે ભગવદ્ભાવ એવા પ્રકારનો છે કે તે મરણનો હેતુ થાય છે પણ તેનાથી જ પાછું જીવન મળે છે, તે ભાવ બ્રહ્માદિથી પણ પ્રાપ્ત થવો દુર્લભ છે. ત્યાં કહે છે "જેઓ મારામાં મનવાળા, મારામાં પ્રાણવાળા અને મારે માટે જ દેહનો ત્યાગ કરનાર હોય તેવા મારા માટે લોક ધર્મનો ત્યાગ કરનારને હું ધારણ કરૂં છું. તેઓ ઘણું કરીને ઘણા કષ્ટથી પ્રાણને ધારણ કરે છે" વળી ભા. ૧૦-૪૭ ૫૮ માં કહે છે "આ દેહધારી ગોપીઓ ભૂતલ ઉપર નિખિલ આત્મસ્વરૂપ ગોવિન્દમાં તમામ ભાવવાળાં થાય છે, સંસારથી ડરેલા મુનિલોકો અને અમે, સર્વના આત્મા ભગવાનમાં જેવો ભાવ રાખવાની ઇચ્છા રાખીએ છીએ, તેવો ભાવ આ ગોપીઓને દઢ પ્રાપ્ત થઇ ગયો છે. ભગવાનની કથામાં રંગ રાખનારને બ્રાહ્મણ જન્મ અને કર્મોનું શું ?" આથી ભગવાનજ ભક્તના વિરહદુઃખમાં જીવનનો હેતુ છે, તેજ ભાવ પરમ પુરુષાર્થ રૂપ તથા બ્રહ્માદિને દુર્લભ છે એમ સમજાય છે. આમાં સ્મૃતિનું પ્રમાણ આ પ્રમાણે સમર્થન આપે છે.

**સૂત્ર ૧૫. પ્ર૦**—તમે કહેલા પ્રકારનો રસાનુભવ ફલકોટિમાં આવી શકે છે એવું કોઇ પણ વખતે અમે જોયું નથી તેમ સાંભળ્યું પણ નથી. ભલે તમે તેને સાધન કોટિમાં મૂકો એમાં અમે વાંધો લઇશું નહિ.

**સિ૦**—તે સાધનકોટિમાં નહિ પણ ફલકોટિમાં જ આવે છે. તેનું પ્રમાણ અમે ઋ. સં ૨-૨-૨૪ તથા તૈ. સં ૧-૩-૬ ઉપરથી આપી શકીએ છીએ. તે પ્રમાણ ઉપરથી સમજાશે કે ભગવાનનું પ્રાકટ્ય તે તેમના અદર્શનથી ઉત્પન્ન થનારૂં દુઃખ, તેનાથી થતાં મરણાદિની નિવૃત્તિ, તેનું પ્રાકટ્ય, તેનું દર્શન તથા આનન્દ સ્વરૂપના રસનો અનુભવ વગેરે વસ્તુઓ પ્રકૃતિકાલાદિથી અતીત એવા શ્રીગોકુલમાં હોય છે માટે જ અમે તેને ફલકોટિમાં મૂકીએ છીએ. જે શ્રુતિમાં આ અર્થ જણાવ્યો છે તે શ્રુતિ નીચે પ્રમાણે છે. ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः । अत्राह तदुरुगायस्य वृष्ण परमं पदमवभाति भूरि ॥ આનો અર્થ આ પ્રમાણે છે. ता એટલે તે वां તમે બે અર્થાત્ ભગવાન્ અને અન્તરંગ ભક્તના સંબન્ધવાળી वास्तूनि વસ્તુઓ અથવા સ્થાનો गमध्यै પ્રાપ્ત કરવાને उष्मसि અમે ઇચ્છીએ છીએ. તે વસ્તુઓ તથા સ્થાનો કયાં ? તો કહે છે. यत्र જ્યાં એટલે શ્રીગોકુલ-વૃન્દાવનમાં गावः ગાયો भूरिशृङ्गाः રુરુ વગેરે તથા મૃગ પણ એમ શેષ છે. તે કેવાં ? अयासः કલ્યાણકારક. તેમનું સ્થાન કયાં

છે ? अत्राह અહિંઆં જ. અર્થાત્ આ ભૂમિ ઉપર જ તે સ્થાન છે. તો તે સ્થાન ભૂતળ ઉપર હોવાથી મુખ્ય ન હોઈ શકે ? એવી શંકાની નિવૃત્તિ માટે કહે છે. उरुगायस्य वृष्णः परमं पदम् તે સ્થાન પરમપદ છે કારણ કે તે બહુ જણાઓથી અથવા બહુ રીતે જેનું ગાન કરવામાં આવે છે એવા ગોપીજન ઉપર કામનું વર્ષણ કરનાર ભગવાનનું તે વૈકુણ્ઠથી પણ અધિક એવું પરમપદ સ્થાન છે અને તે આ ભૂમિ ઉપર ભૂરિ બહુ રીતે શોભે છે. આ રીતે આ સ્થાનનું વર્ણન કરે છે આ શ્રુતિની શરૂઆતમાં उश्मसि અમે કામના કરીએ છીએ એમ જે કહ્યું છે તે ઉપરથી આ ફલરૂપ છે તે સિદ્ધ થાય છે. ૧૫

**(સાર)** આ અધિકરણમાં નીચે પ્રમાણે અર્થ પ્રકટ કર્યો છે.

(૧) મર્યાદામાર્ગમાં જન્મથી તે મોક્ષ પર્યન્ત સાધનની અપેક્ષા રાખવામાં આવે છે, પણ પુષ્ટિમાર્ગમાં સાધનની બિલ્કૂલ અપેક્ષા નથી. સૂત્ર ૭

(૨) પુષ્ટિમાર્ગીય ફળની સરખામણીએ મર્યાદામાર્ગનો મોક્ષ એ સંસારતુલ્ય--ન્યૂન છે. અર્થાત્ પુષ્ટિમાર્ગીય ભક્તને મોક્ષની વાંછા નથી. સૂ. ૮

(૩) પુષ્ટિમાર્ગીય તત્ત્વ એટલું બધું સૂક્ષ્મ છે કે તેને મર્યાદામાર્ગીયો સમજી શકે જ નહિ. શ્રુતિના પ્રમાણથી તે તત્ત્વની સૂક્ષ્મતા સમજાય છે. સૂત્ર ૯

(૪) પુષ્ટિભક્તના સ્વરૂપાનન્દની દશામાં તેના ઐશ્વર્યાદિ ભાવનો નાશ થાય છે તેથી તેને ઉપદેશ વગેરે હોતાં નથી. સૂત્ર ૧૦

(૫) વિરહદશામાં પુષ્ટિભક્તને વિરહતાપનું દુઃખ હોય છે પણ તે દુઃખ લૌકિક સામાન્ય દુઃખના જેવું નથી. લૌકિક દુઃખ તે કર્મજન્ય છે. આ અલૌકિક દુઃખ કર્મજન્ય નથી. આ રસાત્મક આનન્દરૂપ ભગવાન્ વિષેનું દુઃખ હોવાથી તે એ આનન્દના ધર્મરૂપ છે. તેથી તે આનન્દનું વિરોધી નથી. સૂત્ર ૧૧

(૬) છાં. ૭–૨૬–૨ માં ભક્તને દુઃખનો પ્રતિષેધ કરેલો જોવામાં આવે છે. પણ તે શારીરિક દુઃખના પ્રતિષેધનું વાક્ય છે, અર્થાત્ ભક્તને શારીરિક દુઃખ હોતાં નથી. શારીરિક દુઃખ તે કર્મજન્ય હોવાથી લૌકિક છે. વિરહતાપ તે કર્મજન્ય નથી. માટે તે અલૌકિક છે. વિરહ તાપરૂપી દુઃખનો પ્રતિષેધ કરવામાં આવ્યો નથી સૂત્ર ૧૨

(૭) તૈ. ૨–૭ માં ઉપર જણાવેલો અર્થ સ્પષ્ટ કહેલો છે. ત્યાં ભગવદ્ભાવને જ ભક્તના મરણના હેતુ તથા જીવનના હેતુ તરીકે જણાવેલો છે. એ ભગવદ્ભાવ જ પરમ પુરુષાર્થ છે. બ્રહ્મા જેવાને પણ એ ભાવ દુર્લભ છે. સૂત્ર ૧૩

(૮) આ વિષયમાં સ્મૃતિનું પણ પ્રામાણ્ય છે. જુઓ ભા. ૧૦–૪૬–૪ થી ૧૦–૪૬–૬ સુધીના શ્લોકો.

(૯) ઋ. સં. ૨–૨–૨૪ તથા તૈ. સં. ૧–૩–૬ માં આ પ્રકારના રસાનન્દને સાધનકોટિમાં મૂક્યો નથી પણ ફલકોટિમાં મૂકેલ છે.



## અધિકરણ ૪

**સૂત્ર ૧૬ પ્ર૦**—પુષ્ટિમાર્ગીય ભક્તનો નિત્ય લીલામાં પ્રવેશ થાય છે. એ વિષય તમે સમજાવ્યો. પણ ત્યાં એક શંકા એ થાય છે કે એક વખત નિત્ય લીલામાં પ્રવેશ થયા પછીથી તે ભક્ત ત્યાંથી છૂટો પડતો હશે કે નહિ ? અમે તો એમ માનીએ છીએ કે પ્રભુની પ્રસન્નતા તેવા ભક્તો ઉપર ક્વચિત્ થતી હોવાથી લીલામાં નિત્ય સ્થિતિ પણ ક્વચિત્ જ થતી હશે.

**સિ૦**—ના. નિત્યલીલામાં પ્રવેશ પછીથી ભક્ત ત્યાંથી છૂટો પડતો નથી. કારણ કે તૈત્તિરીયક ઉપનિષદ્માં તે વિષેનું વચન છે. "તે વિષ્ણુના પરમપદને સૂરિઓ સદા જૂએ છે" અહિંઆં "સૂરિ

શબ્દથી આપણે ભક્ત સમજવાના છે. ભક્તિથી પુરુષોત્તમને જાણનાર ભક્ત એ સૂરિ કહેવાય છે "ભક્તિથી તે મને જાણે છે" એ વાક્યથી પ્રભુનું જ્ઞાન ભક્તિથી જ થઇ શકે છે, તેવા ભક્તોને સદા દર્શન હોય છે. નહિ તો લીલા નિત્ય હોવાથી ત્યાં સ્થિત રહેલ ગાયો વગેરે તથા ભક્તોને સદા દર્શન થાય છે એવો અર્થ પ્રથમની બે ઋચાઓથી પ્રાપ્ત થાય છે. આમ હોવાથી સદા દર્શન થાય છે એમ ફરીથી ન કહેત. પણ અહિંઆં તે પ્રમાણે ફરીથી કહેલું હોવાથી આધુનિક પણ ભગવાનની કૃપાથી ત્યાં પ્રાપ્ત થયા પછીથી ત્યાંથી (લીલામાંથી) છૂટો પડતો નથી.

પ્ર૦—લીલાનું સ્થાન પણ અન્યસ્થાનની માફક પરિચ્છિન્ન મર્યાદિત હોવાથી, અને ભક્તો જૂદા જૂદા સ્થાનમાં રહેતા હોવાથી જે જે સ્થાનમાં તેમનું મરણ થાય છે ત્યાંથી તેઓ બહાર નીકળીને અહિંઆં આગમન કરે છે. આથી તો અહિંઆં સદ્યોમુક્તિનો પ્રસંગ બની જશે.

સિ૦—દહરની માફક આ સ્થાન પરિચ્છિન્ન છતાં પણ તે વ્યાપક છે. પ્રથમ અધ્યાયમાં દહરાધિકરણ વાંચવાથી આ વિષયની શંકા દૂર થશે. વ્રજ એ નિત્ય લીલાનું સ્થાન છતાં તે વ્યાપક છે. આથી તમારી શંકા યુક્ત નથી.

(૧૨) પુષ્ટિભક્તનો પ્રવેશ નિત્ય લીલામાં હોય છે. આ લીલામાં ભગવત્કૃપાથી પ્રવેશ થયા પછી ત્યાંથી તેનો વિયોગ થતો નથી અર્થાત્ તે લીલામાંથી તે છૂટો પડતો નથી. કારણ કે તૈ. સં. ૧–૩–૬માં કહ્યું છે.

---

## અધિકરણ. ૫મું

સૂત્ર ૧૬—આ રીતે પુષ્ટિમાર્ગીય વ્યવસ્થા અને બે પ્રકારની સદ્યોમુક્તિના પ્રકારને દેખાડીને જ્ઞાનમાર્ગીયની ક્રમ મુક્તિમાં નિર્ગમન પ્રકાર દેખાડે છે. તે પ્રકાર બૃહદારણ્યકમાં આપેલો છે. ત્યાં આત્માની સાથે પ્રાણેન્દ્રિયોના નિર્ગમનનો પ્રકાર વર્ણવતાં નીચે પ્રમાણે કહે છે.

"જ્યારે આત્મા શક્તિથી રહિત અવસ્થાને પ્રાપ્ત થયા પછી મોહને જાણે પામતો હોય એવો થાય છે ત્યારે પ્રાણો તેને મળવા માટે જાય છે, તેજ વડે પૂર્ણ રીતે પ્રકાશતા પ્રાણોને સમ્યક્ પ્રકારે ગ્રહણ કરી લઇ, આ આત્મા હૃદયને વિષે પ્રવેશ કરે છે. જ્યારે ચક્ષુમાં રહે તો પુરુષ તદ્દન તેમાંથી જતો રહે છે ત્યારે તે આત્માના રૂપને જાણી શકતો નથી" આમાં ઇન્દ્રિયોના ગ્રામના પિણ્ડીકરણને કહીને આગળ કહે છે તેના હૃદયનો અગ્રભાગ પ્રકાશે છે. તે પ્રકાશથી જ આ આત્મા બહાર નીકળે છે. તે, ચક્ષુ, મસ્તક, અથવા અન્ય શરીરના અવયવો દ્વારા બહાર નીકળે છે. તે બહાર નીકળનારની પછવાડે પ્રાણ ઉત્ક્રમણ કરે છે. ઉત્ક્રમણ કરનાર પ્રાણની પછવાડે સઘળા પ્રાણ ઉત્ક્રમણ કરે છે.

આનું તાત્પર્ય આછે. આની પહેલાંના બ્રાહ્મણમાં જીવ પોતાના શારીરિક અવયવોમાંથી છૂટો પડે છે એમ કહેવામાં આવ્યું હતું. તેનો વિસ્તાર અહિંઆં છે. જીવ શરીરના અવયવોમાંથી જ્યારે છૂટો પડે છે ત્યારે તે કેવી રીતે છૂટો પડે છે તે અહિંઆં જણાવ્યું છે. પ્રથમ કહે છે કે મરણની અવસ્થામાં બલાભાવને જીવ પ્રાપ્ત કરીને સંમોહ વિવેક રહિત સ્થિતિને મેળવે છે. આ સમયે, તમામ કરણના સ્વામી જીવની પાસે આ વાગાદિ પ્રાણો આવે છે. જ્યારે તે પ્રાણાદિ ઇન્દ્રિયો તેની માફક આવે છે ત્યારે તે તેજોમાત્ર હોય છે. અર્થાત્ તે પ્રકાશથી યુક્ત હોવાથી વિષયનો પ્રકાશ કરનારી હોય છે. તે ઇન્દ્રિયોને પોતે સંપૂર્ણ રીતે ગ્રહણ કરે છે અને હૃદય તરફ આવે છે. કારણ કે હૃદય પોતાનું આયતન છે ત્યારે ચાક્ષુષ પુરુષ જે આદિત્યના અંશરૂપ, ચક્ષુદેવતારૂપ છે. તે સ્વ કાર્યમાંથી નિવૃત્ત થાય છે ત્યારે ચક્ષુના અધિષ્ટાતા રૂપને જાણતો નથી કરણના સમૂહથી તે એકત્ર જેવો થાય છે. ત્યારે તે કંઇ પણ જાણે જોતો નથી, સાંભળતો નથી, ગ્રહણ કરતો નથી, સુંઘતો નથી. એવી તેની સ્થિતિ હોય છે. જો કે તે

ઇન્દ્રિયો તથા તેના વિષયો પોતાની પાસે હોવા છતાં તેને તે વિષેનું કંઇ પણ ભાન થતું નથી. આ વખતે હૃદયના દ્વાર આગળની નાડીનું મુખ પ્રકાશિત થાય છે જો કે પહેલાં ત્યાં પ્રકાશ નહોતો પણ આ અન્તિમ કાલે ત્યાં પ્રકાશ હોય છે. તેથી તે પ્રકાશના માર્ગે થઇને બહાર નીકળે છે. પ્રથમ જીવ બહાર નીકળે છે. તે બહાર નીકળ્યો કે તેની સાથે પ્રાણ, તેની પછવાડે અન્ય ઇન્દ્રિયો નીકળે છે, આ રીતે યમ ગતિ રહિત જ્ઞાનીઓના આત્માનું નિર્ગમન હોય છે. યમની ગતિવાળાના નિર્ગમનના પ્રકારમાં એમ કહ્યું છે કે તેના અંગુષ્ઠમાત્ર પુરુષને યમ બલથી બહાર ખેંચે છે એ વાક્યથી જેમાં કરણ સમૂહ એકત્ર થયેલ છે તેવા જીવાત્માને યમ પરાણે બહાર ખેંચીને કાઢે છે. જેઓની ગતિ યમમાર્ગથી છે તેમના આત્માનું નિષ્ક્રમણ પણ આ પ્રમાણે છે. જ્યારે જેઓ જ્ઞાનમાર્ગીય છે તેમનું નિષ્ક્રમણ હૃદયપ્રદેશના મુખદ્વારા છે.

અહિંઆં જે જ્ઞાનમાર્ગીય માટે નિષ્ક્રમણનો પ્રકાર કહ્યો તે પ્રકાર યમગતિ રહિત ચર્ષણી જીવો તથા જ્ઞાનમાર્ગીય ઉભયને માટે છે, છતાં જ્ઞાનમાર્ગીયના નિષ્ક્રમણ પ્રકારમાં એક વિલક્ષણતા એ છે કે તેમનો જીવાત્મા ૧૦૧ મી નાડીના માર્ગે થઇને જ બહાર નીકળે છે. બીજાઓની માફક બીજી નાડીઓથી તે બહાર નીકળતો નથી. કારણ કે વિદ્વાનનો આત્મા તેની વિદ્યાના સામર્થ્યને લીધે અથવા તો તે વિદ્યાના અંગરૂપ પ્રવ્રજ્યારૂપી ગતિ ભગવત્સ્મરણના સંબન્ધથી હૃદયમાં ધારણ કરાયલા ભગવાનના અનુગ્રહથી ૧૦૧ મી નાડીદ્વારા હૃદયમાંથી બહાર નીકળે છે. ઇતર યમમાર્ગ રહિત કરતાં વિદ્વાનમાં તેની વિદ્યાનું બળ હોય છે, અથવા તેનામાં સંન્યાસ તથા ભગવાનનું ધ્યાનાદિ હોય છે. આથી ભગવાનની કૃપા તેના ઉપર છે. વિદ્વાનના આત્માની ગતિ આવી રીતે થાય છે. તે વિષે છાંદોગ્યની દહર વિદ્યામાં શ્રુતિ પણ છે. (જુઓ છાં. ૮-૬-૬) આથી વિદ્વાન તથા અવિદ્વાનના નિષ્ક્રમણ પ્રકારમાં આટલો ફેર છે. ૧૭

(સાર) આ અધિકરણમાં એમ કહે છે કે જ્યારે જ્ઞાન ક્રમમુક્તિવાળા માર્ગીયનો આત્મા મરણ-સમયે બહાર નીકળે છે ત્યારે પ્રથમ તેના હૃદયમાં પ્રકાશ ફેલાય છે, તે પ્રકાશથી તેની નાડીઓ પણ પ્રકાશિત થાય છે. અને તે નાડીઓના માર્ગે થઇને તે બહાર નીકળે છે. આ સાધારણ નિષ્ક્રમણનો પ્રકાર છે. પણ જે વિદ્વાન છે. તેનો આત્મા તો તેની વિદ્યાના બળને લીધે અથવા તેના સંન્યાસ, ધ્યાન વગેરેને લીધે બીજાઓની માફક ગમે તે નાડીઓદ્વારા બહાર નીકળતો નથી પણ ૧૦૧મી નાડીદ્વારા જ તે બહાર નીકળે છે.

---

## અધિકરણ ૬ ઠું

પ્ર૦—છાં. ૮-૬-૧ માં નીચે પ્રમાણેની શ્રુતિ છે. "વળી આ હૃદયની નાડીઓ પિંગલ (ભૂરા) વર્ણવાળા સૂક્ષ્મ રસથી ભરપૂર છે. તેમાંની કેટલીક શુક્લ વર્ણની, કેટલીક પીળી, કેટલીક લાલ રસથી પૂર્ણ છે. ખરેખર સૂર્યનારાયણ પિંગલ નીલ પીળા તથા લાલ વર્ણવાળા છે." આમાં જે ઉત્ક્રમણનો પ્રકાર છે તે ઉપરથી એમ સમજાય છે કે વિદ્વાનનો જીવાત્મા સૂર્યના કિરણોદ્વારા બહાર નીકળે છે. અને તમે કહ્યું તે પ્રમાણે તો તે નાડીદ્વારા બહાર નીકળે છે તો તેમાં સત્ય શું ? કિરણોદ્વારા વિદ્વાનના આત્માની ગતિ છે કે નહિ ?

સિ૦—હા. જેમ હૃદયસ્થ ભગવાનની કૃપાથી વિદ્વાનની ગતિ ૧૦૧ મી નાડીદ્વારા હોય છે તેમ પણ તેની જ ગતિ છે. તેથી તે બાબતમાં કોઇપણ સંશય કરવાની જરૂર નથી. સૂત્ર ૧૮

(સાર) વિદ્વાનનો આત્મા રશ્મિદ્વારા પણ ભગવાનની કૃપાથી નિર્ગમન કરે છે.

---

અધિકરણ ૭મું

સૂત્ર. ૧૯. પ્ર૦—વિદ્વાનના આત્માના નિષ્ક્રમણમાં જેમ હૃદયની ૧૦૧ મી નાડીદ્વારા અગર કિરણોદ્વારા બહાર નીકળે છે એમ જે મર્યાદા કરી તેવી તેના કાલમાં મર્યાદા છે કે નહિ. અર્થાત્ શ્રુતિમાં બે પ્રકારના માર્ગો કહ્યા છે. એકનું નામ અર્ચિમાર્ગ અને બીજાનું નામ ધૂમમાર્ગ. અર્ચિમાર્ગથી પ્રયાણ કરનારનો આત્મા પ્રથમ દિવસના તેજમાં ભળે છે. ત્યાંથી શુક્લપક્ષમાં, ત્યારપછી ઉત્તરાયણમાં, પછી સંવત્સરમાં જાય છે વગેરે. ધૂમમાર્ગવાળાનો આત્મા રાત્રિમાં થઇને કૃષ્ણપક્ષમાં પ્રવેશ કરીને દક્ષિણાયનદ્વારા સંવત્સરમાં જાય છે. તો આ બેમાંથી અમુક જ માર્ગે વિદ્વાનનો આત્મા પ્રયાણ કરે એવો કોઈપણ નિયમ તમારા જોવામાં આવ્યો છે? રાત્રિના કાલમાં તે આત્મા પ્રયાણ કરે છે કે નહિ?

સિ૦—નિર્ગમનમાં સ્થાનપરત્વે શ્રુતિ જોવામાં આવતી નથી એવો કોઇપણ નિયમ નથી કે અમુક કાલમાં જ તેના આત્માનું પ્રયાણ થવું જોઇએ. તે પ્રયાણ જેમ દિવસે હોય તેમ રાત્રે પણ હોઇ શકે, અહિંઆં કાલ કોઇપણ રીતે બાધક નથી. રાત્રે પ્રયાણ થવા છતાં પણ આદિત્યદ્વારા ગમનમાં વિદ્વાનના આત્માને હરકત નડતી નથી,

પ્ર૦—શાથી?

સિ૦—કારણ કે વિદ્વાનના પ્રયાણમાં ભગવાનનો અનુગ્રહ એ હેતુ છે. તે અનુગ્રહ તેની વિદ્યાને લીધે અથવા તેના સંન્યાસ અગર ધ્યાનને લીધે છે. આ વિદ્યા, સંન્યાસ તથા ધ્યાન જ્યાંસુધી દેહ હોય ત્યાંસુધી અવશ્ય હોય છે. તેથી દેહ રાત્રે પડે તો પણ તે કાલમાં વિદ્યા, સંન્યાસ, ધ્યાન વગેરે હોય છે. આથી આ વિદ્યાદિના બળથી ભગવાનનો અનુગ્રહ અહિંઆં હોવાથી આ સમયે પણ તેના પ્રયાણમાં કંઇ પણ અડચણ કરતું નથી. આથી કાલકૃત કોઇપણ મર્યાદા અહિંઆં નથી. ૧૯

જેમ રાત્રિએ પ્રયાણ કરનારના માર્ગમાં મુક્તિનું પ્રતિબન્ધ નથી તેમ દક્ષિણાયનના માર્ગે પ્રયાણ કરનારને પણ મુક્તિનું પ્રતિબન્ધ નથી. અર્થાત્ રાત્રે અગર દક્ષિણાયનના માર્ગે પણ વિદ્વાનના આત્મા ગતિ કરી શકે છે. અને તેની ગતિમાં કશાનો પ્રતિબન્ધ નથી.

પ્ર૦—પણ ભ. ગી. ૮-૨૪-૨૫ માં બ્રહ્મવેત્તાની ગતિ અર્ચિમાર્ગદ્વારા થાય છે એમ લખ્યું છે. અર્થાત્ અર્ચિ, દિવસ, શુક્લપક્ષ,ષણ્માસ અને ઉત્તરાયણમાં પ્રયાણ કરનારા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મ લોકમાં જાય છે એમ જે કહ્યું છે તેનું કેમ? આ શ્લોક ઉપરથી તો સ્પષ્ટજ જણાય છે કે વિદ્વાનની ગતિમાં પણ કાલકૃત વિશેષ છે. અર્થાત્ તે અમુક કાળેજ પ્રયાણ કરવો જોઇએ, અને જો તે કાળે પ્રયાણ ન કરે તો તે મુક્તિ પામતો નથી. ઉપર આપેલા ભગવદ્ગીતાના પ્રમાણથી તો તેણે દિવસે અને ઉત્તરાયણના કાળમાં પ્રયાણ કરવું જોઇએ એમ સમજાય છે. અર્થાત્ રાત્રિ તથા દક્ષિણાયનના કાળનો નિષેધ કર્યો છે અને તમે તો રાત્રિ તથા દક્ષિણાયનના કાળ વિદ્વાનના આત્માને મુક્તિમાં પ્રતિબન્ધ નાખતો નથી એમ કહો છો તો આ વિષે સત્ય હકીકત શી માનવી?

સિ૦—તમે ભગવદ્ગીતાનું પ્રમાણ જે આપ્યું છે તે પ્રમાણ સત્ય છે. તેથી તે પ્રમાણનો અમારા કથન સાથે કોઇ પણ પ્રકારનો વિરોધ ઉત્પન્ન થતો નથી. કારણ કે ત્યાં જે કહ્યું છે તે યોગીને ઉદ્દેશીને છે જ્યારે અમે જે કહીએ છીએ તે વિદ્વાનને માટે છે વિદ્વાન્-જ્ઞાનીની ક્રમમુક્તિ અને યોગીની ક્રમ-મુક્તિમાં આટલો ફરક છે કે યોગીને માટે કાલકૃત વિશેષ છે. તેનું પ્રયાણ દિવસના સમયમાં તથા ઉત્તરાયણમાં જ થવું જોઇએ. જ્યારે જ્ઞાનમાર્ગીયના આત્માના પ્રયાણમાં કાલકૃત કોઇ પણ વિશેષ નથી. ગમે તે કાળે તેનો આત્મા પ્રયાણ કરે તો પણ તેની મુક્તિમાં અવરોધ હોતો નથી. માટે અમારા કથનનો ભ. ગીતાના પ્રમાણ સાથે કોઇપણ વિરોધ નથી. યોગ તથા સાંખ્ય એ સ્માર્ત કહેવાય છે, અને જ્ઞાની

એ શ્રૌત કહેવાય છે. જ્ઞાનીનું જ્ઞાન સિવાય બીજું સાધન હોતું નથી. આથી દેવયાન અને પિતૃયાણના માર્ગ જે સ્માર્ત (સ્મૃતિમાં જણાવેલા) છે તે જ્ઞાનીને માટે નથી.

(**સાર**) આ છેલ્લા અધિકરણમાં જ્ઞાનમાર્ગીયના આત્માના પ્રયાણમાં કાલકૃત મર્યાદા છે કે કેમ તેનો વિચાર કરવામાં આવ્યો છે. પૂર્વપક્ષી શંકા કરે છે કે જ્ઞાનમાર્ગીયનો આત્મા રાત્રે અગર દક્ષિણાયનમાં પ્રયાણ કરે તો તેની મુક્તિમાં પ્રતિબન્ધ પડે કે નહિ? તેના ઉત્તરમાં સિદ્ધાન્તી જણાવે છે કે અહિંઆં કાલકૃત કોઇપણ મર્યાદા નથી. ગમે તે સમયે તેના આત્માનું ઉત્ક્રમણ હોઇ શકે છે. રાત્રે અગર દક્ષિણાયનમાં પણ હોઇ શકે છે, કારણ કે જ્ઞાનીના ઉત્ક્રમણમાં ભગવાન્‌નો અનુગ્રહ એ મુખ્ય છે- આ અનુગ્રહનો આધાર તેની વિદ્યા, સંન્યાસ અગર ધ્યાન ઉપર આધાર રાખે છે. આં વિદ્યા, વગેરે તો જ્યાં સુધી દેહ હોય ત્યાં સુધી આવશ્યક છે. આથી ઉત્ક્રમણ કાલે પણ તે હોવાથી ભગવાન્‌નો અનુગ્રહ પણ ત્યાં હોય છે. અને જ્યાં ભગવાન્‌નો અનુગ્રહ હોય ત્યાં મુક્તિનું પ્રતિબન્ધક હોઇ શકે નહિ. આથીજ કાલકૃત કોઇ પણ મર્યાદા નથી. ફરીથી શંકા કરાય છે કે ભ. ગીતાના ૯–૨૪–૨૫ ના શ્લોકોમાં બ્રહ્મવેત્તાનું પ્રયાણ અર્ચિર્માર્ગે થવું જોઇએ તેમ કહ્યું. આથી તો દિવસ, શુકલપક્ષ, ઉત્તરાયણ એજ તેના માટેનો નિયત થયેલો કાળ છે તો તેનો વિરોધ નહિ આવે? આનો ઉત્તર સિદ્ધાન્તી આપે છે કે ભ.ગી. નું વચન યોગીને માટે કહેલું છે. યોગીના ઉત્ક્રમણમાં કાલકૃત મર્યાદા છે પણ વિદ્વાન્‌ના માટે નથી.

---

ટાંચણ.

**અધિ. ૧ પુષ્ટિમાર્ગીયની સદ્યોમુક્તિનો પ્રકાર.**

સૂત્ર. ૧ ભગવાનના દર્શનથી તથા વેણુ વગેરેના શબ્દથી વાણીનો મનમાં પ્રવેશ.

૨ વાણી પછી તમામ ઇન્દ્રિયોનો મનમાં પ્રવેશ.

૩ ઇન્દ્રિયયુક્ત મનનો પ્રાણમાં પ્રવેશ.

૪ ઇન્દ્રિયયુક્ત મનસહિત પ્રાણનો ભગવાન્‌માં પ્રવેશ અર્થાત્ ભગવલ્લીલામાં સ્વરૂપાનન્દના અનુભવમાં પ્રવેશ.

**અધિ. ૨ મર્યાદામાર્ગીયની મુક્તિનો પ્રકાર.**

૫ પ્રાણાદિનો ભૂતોમાં લય.

૬ મર્યાદામાર્ગમાં જ્ઞાન તથા ભક્તિ ઉભયની આવશ્યક્તા.

**અધિ. ૩ પુષ્ટિમાર્ગીય મોક્ષ વિચાર.**

૭ મર્યાદામાં જન્મથી મોક્ષ સુધી સાધનની અપેક્ષા. પુષ્ટિમાં સાધન રાહિત્ય.

૮ પુષ્ટિમાર્ગીય મોક્ષની સરખામણીએ મર્યાદામાર્ગીય મોક્ષની સંસારતુલ્યતા.

૯ પુષ્ટિમાર્ગીય તત્ત્વની સૂક્ષ્મતા તથા દુર્જ્ઞેયતા.

૧૦ પુષ્ટિમાર્ગીયના સ્વરૂપાનન્દના અનુભવમાં ઐશ્વર્યાદિ ભાવનો નાશ. અને તેથી ચિત્તનાં વિકલત્વ, અસ્વાસ્થ્યાદિ તથા ઉપદેશાભાવ.

૧૧ તેને વિરહતાપરૂપી દુઃખનો અનુભવ. વિરહતાપની આનન્દ સ્વરૂપની ધર્મમયતા.

૧૨ પુષ્ટિભક્તના શારીરિક દુઃખોનો નિષેધ પણ વિરહતાપની આવશ્યકતા.

૧૩ "વિરહતાપનો અનુભવ અને તેની ભગવત્સ્વરૂપના પ્રાક-

| | | |
|---|---|---|
| | | ટયથી નિવૃત્તિ" આ અર્થની શ્રુતિથી સ્પષ્ટતા. |
| | ૧૪ | ઉપરના અર્થમાં સ્મૃતિનું પ્રામાણ્ય. |
| | ૧૫ | ભગવત્સ્વરૂપના પ્રકટ અનુભવમાં શ્રુતિનું પ્રામાણ્ય. |
| **અધિ. ૪** | ૧૬ | **પુષ્ટિભક્તનો નિત્યલીલામાં પ્રવેશ, ત્યાંથી અવિભાગતા.** |
| **અધિ. ૫** | | **જ્ઞાનમાર્ગીયના ઉત્ક્રમણનો પ્રકાર.** |
| | ૧૭ | પ્રકાશિત હૃદયની નાડીદ્વારા ઉત્ક્રમણ. પણ જ્ઞાનમાર્ગીયનું ઉત્ક્રમણ ૧૦૧મી નાડીથી જ્યારે બીજાનું બીજી નાડીથી. |
| **અધિ. ૬** | ૧૮ | **રશ્મિદ્વારા જ્ઞાનમાર્ગીયનું ઉત્ક્રમણ.** |
| **અધિ. ૭** | ૧૯ | **રાત્રિમાં પણ પ્રયાણ કરનાર જ્ઞાનમાર્ગીયની મુક્તિમાં અપ્રતિબન્ધકતા** |
| | ૨૦ | દક્ષિણાયનમાં પ્રયાણ કરનારની પણ મુક્તિમાં અપ્રતિબન્ધકતા. |
| | ૨૧ | ભ. ગી. ૮–૨૪માં કહેલો અર્ચિર્માર્ગ અને તેથી જણાવેલ કાલકૃત મર્યાદાની જ્ઞાનીમાં અનાવશ્યકતા. |

આ પાદમાં કુલે સાત અધિકરણો છે. તેમાં અધિ. ૧. અને ૩નો વિષય પુષ્ટિમાર્ગીય મોક્ષ છે. અધિ. ૨નો વિષય મર્યાદામાર્ગીય મોક્ષ છે. અધિ. ૫–૬ અને ૭નો વિષય જ્ઞાનમાર્ગીય મુક્તિ છે. પુષ્ટિમાર્ગીય અને મર્યાદામાર્ગીયની સદ્યોમુક્તિ છે. જો કે તે બન્ને મુક્તિમાં ફેર છે.મ ર્યાદામાર્ગીય મોક્ષ એટલે અક્ષરબ્રહ્મમાં લય પામવું તે, અને પુષ્ટિમાર્ગીય મોક્ષ એટલે રસાત્મક ભગવાનના સ્વરૂપાનન્દના-અનુભવ માટે લીલામાં પ્રવેશ. અર્થાત્ ભગવાન્ સાથે રમણદ્વારા મનોરથોની પૂર્તિ. પુષ્ટિમાર્ગીયના વાગાદિનો લય ભગવાન્માં થાય છે. અને મર્યાદામાર્ગીયના વાગાદિનો લય ભૂતોમાં થાય છે. આ પ્રમાણે સદ્યોમુક્તિના પ્રકારમાં પણ આ બન્ને માર્ગોમાં ફેર છે. જ્ઞાનમાર્ગીય એ ક્રમ મુક્તિનો અધિકારી છે, તેનું ઉત્ક્રમણ હૃદયદ્વારની ૧૦૧મી નાડીદ્વારા અગર રશ્મિ–કિરણદ્વારા થાય છે. તેના ઉત્ક્રમણમાં કાલકૃત વિશેષ નથી. યોગિઓના ઉત્ક્રમણમાં કાલકૃત વિશેષ છે. અધિ. ૧થી તે ૪સુધી સદ્યોમુક્તિનો વિચાર કર્યો છે અને અધિ. ૫–૬ અને ૭માં ક્રમ મુક્તિ બતલાવી છે.



૧ [1]અર્ચિરાદ્યધિકરણ

## अर्चिरादिना तत्प्रथितेः ॥ ४–३–१ ॥

## અર્ચિરાદિમાર્ગથી જ્ઞાનીનોજ ઉત્કર્ષ કહેલો છે તેથી

[2] જ્ઞાનમાર્ગીયની માફકજ મર્યાદામાર્ગીય ભક્તનું ગમન અર્ચિરાદિ માર્ગથી જ છે કે તેને એકદમ મુકિત મળે છે એવો સંશય છે. ત્યાં જેમ જ્ઞાનીની બાબતમાં [3]નિયમનો અભાવ છે તેમ અહિંઆં પણ છે એમ જો પ્રાપ્ત થાય [4]તો કહે છે. [5]અર્ચિરાદિમાર્ગથી તે જ્ઞાનમાર્ગીયનો જ ઉત્કર્ષ કહેલો છે તેથી [6]તેજ તે માર્ગે જાય છે. [7]ભકત પણ જાય છે એમ નહિ એવો અર્થ છે. તોપણ [8]પંચાગ્નિવિદ્યાના પ્રકરણમાં "તેને જે આ પ્રમાણે જાણે છે, અને જે અરણ્યમાં શ્રદ્ધા અને તપની ઉપાસના કરે છે તે અર્ચિને મેળવે છે. અર્ચિમાંથી દિવસના લોકમાં જાય છે. ત્યાંથી તે શુક્લપક્ષમાં, ત્યાંથી છ માસના લોકને વિષે જાય છે. જે સમયે સૂર્ય ઉત્તરાયણની અંદર હોય છે. " ( છાં. ૫–૧–૧ ) આ ઉપક્રમમાં [9]ભક્ત સિવાયનાઓને જ અધિકારી કરીને તે પ્રમાણે ગતિ કહી છે.[10] [11]સ્મૃતિમાં પણ "અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ....(ભ. ગી. ૮–૨૪ ) એમાં 'બ્રહ્મવેત્તા પુરુષો' એમ જે કહ્યું છે તે વચનથી જ્ઞાનમાર્ગીયનો જ તે માર્ગ છે એમ કહે છે.

---

**અધિ૦ ૧ સૂત્ર ૬**—(૧) આ અધ્યાયના બીજા પાદમાં પ્રથમ પુષ્ટિમાર્ગીયને સદ્યોમુક્તિ કેવી રીતે મળે છે તે જણાવ્યું હતું. ત્યાર પછી મર્યાદામાર્ગીયની સદ્યોમુક્તિનો પ્રકાર કહ્યો હતો. તેમજ પછીથી ક્રમ મુક્તિમાં કેવી રીતે તેનું નિર્ગમન વગેરે થાય છે તે કહ્યું હતું. આ ત્રીજા પાદમાં નિર્ગમન પામેલાને માટે બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ કયાં, તે બ્રહ્મલોકમાં કેવી રીતે જાય છે, તથા બ્રહ્મલોક એટલે શું ? વગેરેનું નિરૂપણ કરવામાં આવે છે. (૨) અધિકરણની શરૂઆત કરવામાં પ્રથમ શંકા દેખાડે છે. શંકા એ છે કે જેમ પાછળ કહ્યું કે જ્ઞાનમાર્ગવાળો અર્ચિરાદિ માર્ગે બ્રહ્મલોક પર્યન્ત પ્રયાણ કરે છે તે પ્રમાણેજ મર્યાદામાર્ગના ભક્તનું પ્રયાણ હશે કે કેમ ? અર્થાત્ તેને જે મુક્તિ મળે છે તે ક્રમ મુક્તિ છે કે પછી સદ્યોમુક્તિ એટલે તાત્કાલિક મોક્ષ મળે છે ? મર્યાદામાર્ગીય ભકતના મોક્ષમાં વિલમ્બ છે કે નહિ ? (૩) સાધન વગેરે નિયમનો અભાવ (૪) પૂર્વપક્ષી જો એમ કહેતા હોય કે જેમ જ્ઞાનીને સાધનોનો નિયમ નથી તેમ મર્યાદામાર્ગીયને નથી. આથી જ્ઞાનીની જેમ અર્ચિરાદિથી ગતિ છે. તેજ પ્રમાણે મર્યાદામાર્ગીયની હોવી જોઇએ. (૫) જ્ઞાનમાર્ગવાળો જ અર્ચિરાદિ માર્ગે પ્રયાણ કરે છે મર્યાદામાર્ગીય નહિ. (૬) જ્ઞાનમાર્ગીય (૭) મયાદામાર્ગીય તે માર્ગે જતો નથી. (૮) આ પ્રકરણ છાંદોગ્યોપનિષદમાં છે. આ વિદ્યાનો ઉપદેશ શ્વેતકેતુ તથા તેના પિતાને પંચાલ દેશના રાજા જૈવલના પુત્ર પ્રવાહણે આપેલો હતો. તેમાં સ્વર્ગ, પર્જન્ય. પૃથ્વી, પુરુષ, અને યોષિત એમ પાંચ અગ્નિની વિદ્યાનો ઉપદેશ કરેલો છે. પછીથી જીવના જન્મ અને નાશ જણાવીને જૂદા જૂદા અધિકારીઓના ત્રણ માર્ગો કહ્યા છે. એ ત્રણ માર્ગોમાં એક અર્ચિમાર્ગ છે. જે માર્ગ જ્ઞાનીને માટે છે એમ ત્યાં કહેલું છે. (૯) ઉપરના ત્રણ માર્ગોમાં જે વર્ણન આપ્યું છે તેમાં મર્યાદામાર્ગીય ભક્તનો ઉલ્લેખ કર્યો નથી. તે સિવાયનાઓનો કર્યો છે. (૧૦) પ્રથમ શ્રુતિનું પ્રમાણ આપીને હવે સ્મૃતિ કહેતાં ભગવદ્ગીતાનું પ્રમાણ આપે છે અને જણાવે છે કે અર્ચિરાદિ માર્ગે જ્ઞાનમાર્ગીયનીજ ગતિ છે. મર્યાદામગીય ભક્તની નહિ (૧૧) શ્રુતિ અને સ્મૃતિમાં તો અર્ચિઃ વગેરે સિવાયના બહુ, મુક્તના માર્ગો કહેલા છે તો પછી શા માટે સૂત્રકાર અર્ચિમાર્ગ વગેરેનો જ આદર કરે છે એવી કોઇને શંકા થાય તો કહે છે તે માર્ગોમાં ભેદ છે કે નહિ ? તેનો વિચાર અહિંઆ

હવે આ વિચારાય છે. સામોપનિષત્માં [12]કહેવાય છે કે જે આ હૃદયની નાડીઓ છે તે પિંગલ (ભુરા) વર્ણવાળા સૂક્ષ્મથી ભરપૂર છે. તેમાંની કેટલીક શુકલ વર્ણની, કેટલીક પીતવર્ણની તથા કેટલીક લોહિત અને રસવડે પૂર્ણ છે. ખરેખર સૂર્ય પિંગલ, નીલ, પીત તથા રક્ત વર્ણવાળા છે. " (છાં. ૯૬-૧) એમ ઉપક્રમ કરીને આદિત્યરૂપ પિંગલની નાડીઓ-રશ્મિઓને એમ કહીને છાં. ૮-૬-૫માં આગળ કહે છે. "જ્યારે આ શરીરમાંથી તે ઉત્ક્રમણ કરે છે ત્યારે આ રશ્મિઓ સાથેજ ઉંચે આક્રમણ કરે છે." નાડીરૂપી રશ્મિના સંબન્ધથી એક [13]પરલોકગતિ સંભળાય છે. અને અર્ચિ વગેરે [14]બીજી છે. તે તેઓ અર્ચિને પ્રાપ્ત થઇને ત્યાંથી દિવસના લોકમાં જાય છે," (છાં. ૫-૧૦-૧) વગેરે શ્રુતિથી કહેલી છે. વળી " તે આ દેવયાનના માર્ગને પ્રાપ્ત થઇને અગ્નિલોકમાં ગતિ કરે છે. " (કૌ. ૧-૩) એમ [15]બીજી છે. તેમજ "તે પુરુષ આ લોકમાંથી પ્રયાણ કરે છે ત્યારે વાયુલોકમાં જાય છે " (બૃ. ૫-૧) એ [16]પણ જૂદી છે. "સૂર્યદ્વારથી તે રજવગર ગતિ કરે છે." (મું. ૧-૨-૧૩) તે પણ [17]બીજી છે. [18]આમ અનેક માર્ગો હોવાથી અર્ચિરાદિની જ ઉક્તિ કેમ હોઇ શકે? [19]ત્યાં સઘળા પારિભાષિક અર્થમાં છે તથા તે તમામ અર્ચિરાદિરૂપે છે. માટેજ "આ બન્ને માર્ગોમાંથી કયા માર્ગથી" (છાં. ૫-૧૦-૮) માં બન્ને માર્ગોથી ભ્રષ્ટ થયેલાઓનું અતિકષ્ટ "તું ઉત્પન્નથા તથા મરીજા" એમ તૃતીય સ્થાનથી જણાવ્યું છે. એ પ્રમાણે કહ્યું છે. નહિતો અનેક માર્ગો કહેલા છતાં આને ત્રીજું સ્થાન જે કહ્યું તે કહેત નહિ. માટે પ્રકરણના ભેદથી ભિન્ન ઉપાસના વિષે તે છે અને તેના અંગરૂપ નહિ હોવાથી એક બીજાની અપેક્ષા નથી. આ બધા બ્રહ્મને પ્રાપ્ત કરાવનારા ભિન્ન માર્ગોજ છે એમ માનવું જોઇએ.

---

કરાય છે. (૧૨) જૂદી જૂદી વિદ્યાઓ ત્યાં કહેલી છે. તેથી ત્યાં ગતિના ભેદ છે. (૧૩) દહર વિદ્યામાં આ ગતિ કહેલી છે. છાંદોગ્યોપનિષત્ના આઠમા પ્રપાઠકમાં બ્રહ્મા અને ઇન્દ્ર વિરોચનનો સંવાદ છે. ત્યાં દહરને બ્રહ્મ તરીકે વર્ણવેલ છે. તેની ઉપાસનાનું ફળ પણ જણાવ્યું છે. આ વિદ્યાના પ્રસંગમાં એટલે એ પ્રપાઠકના છઠ્ઠા ખંડમાં નાડીઓનું વર્ણન છે. ત્યાં કહે છે કે માણસના પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા પછી જ્યારે તેનું આ શરીરમાંથી ઉત્ક્રમણ થાય છે ત્યારે તે નાડીઓમાં રહેલા આદિત્યની રશ્મિઓની સહાયતાથી ઉર્ધ્વ ગમન કરે છે. આને વિદ્વાનનું બ્રહ્મદ્વાર કહેલું છે આ રીતે દહર વિદ્યાના પ્રસંગમાં નાડીદ્વારા ઉર્ધ્વગતિ કહેલી છે. (૧૪) બીજી જગાએ એટલે છાં. ૫-૧૦-૧ માં અર્ચિ વગેરે ત્રણ માર્ગનું કથન છે. ત્યાં નાડીઓનું વર્ણન નથી. અર્ચિ વગેરેના માર્ગથી જ્ઞાનીની ગતિ કહેલ છે. આમ જૂદી રીતે કહેવાનું કારણ કે અહિંઆં પંચાગ્નિ વિદ્યાનો પ્રસંગ છે. ઉપરની માફક દહર વિદ્યાનો પ્રસંગ નથી. (૧૫) અહિંઆં કૌષીતકિ બ્રાહ્મણમાં ગતિ જણાવી છે. ત્યાં ગાર્ગ્યના પુત્ર ચિત્ર શ્વેતકેતુ વગેરેને બ્રહ્મ વિદ્યાના ઉપદેશ કરતાં કહે છે (૧૬) આ વર્ણન બૃહદારણ્યક પ્રમાણે છે. ત્યાં માણસ મરી ગયા પછી વાયુ લોકમાં જવાનું કહ્યું છે. (૧૭) મુણ્ડકોપનિષત્માં મરણ પછીની જ્ઞાનીની સ્થિતિ સૂર્યલોકમાં છે એમ કહેલ છે. (૧૮) આમ જૂદી જૂદી જગ્યાએ જૂદા જૂદા ગતિના માર્ગો કહ્યા છે, જેમકે દહર વિદ્યામાં નાડીઓ, પંચાગ્નિવિદ્યામાં, અર્ચિ આદિલોક, બૃહદારણ્યકમાં વાયુમાર્ગ, અને મુણ્ડકોપનિષત્માં સૂર્યમાર્ગ. તો પછી અર્ચિરાદિ માર્ગને જ કેમ જણાવો છો. એવો પ્રશ્ન કરવામાં આવે છે. (૧૯) શ્રુતિઓમાં કહેલા બધાએ પારિભાષિક એટલે સાંકેતિક અર્થમાં છે. વાસ્તવ તે નથી. આ પ્રમાણે એક દેશી તેનું સમાધાન કરે છે (૨૦) એક દેશીના સમાધાનનું ખણ્ડન પૂર્વપક્ષી કરે છે. એકદેશીએ એમ

એમ જો હોય તો ત્યાં [૨૦]કહે છે. એ પ્રમાણે તમે કહી શકો નહિ કારણકે આ પરિભાષા તમામ સ્થળે સંભળાતી નથી. માટે [૨૧]લાઘવથી અનેક પર્વથી વિશિષ્ટ એકજ માર્ગ છે એમ માનવું જોઈએ. પર્વના ભેદથી માર્ગોમાં પણ ભેદ છે એમ [૨૨]નહિ. કારણ કે [૨૩]ગૌરવનો પ્રસંગ છે. તેથી આમ હોય તો આ રશ્મિઓથી એવા નિશ્ચયની અનુપપત્તિ છે એમ કહેવું જોઇએ નહિ. કારણ કે તે શ્રુતિ ફક્ત ઉત્ક્રમણ માર્ગનું નિરૂપણ કરે છે. તો પણ [૨૪]ત્યાં ઉપક્રમમાં–જ્યારે આ શરીરમાંથી તે ઉત્ક્રમણ કરે છે ત્યારે આ રશ્મિઓથીજ ઉંચે તે આક્રમણ કરે છે. (છાં. ૮–૬–૫) એમ [૨૫]કહેવાય છે. આની આગળ "જે આ હૃદયની નાડીઓ છે." (છાં ૮–૬–૧) ત્યાંથી [૨૬]ઉપક્રમ કરીને પિંગલને આદિત્ય કહીને-"જેમ એક મોટો વિસ્તારવાળો માર્ગ બન્ને ગામો તરફ આ બાજુએ તથા પેલી બાજુએ જાય છે તેમ તે આદિત્યની રશ્મિઓ ઉભયલોક તરફ આ બાજુએ અને પેલી બાજુએ જાય છે. તે રશ્મિઓ આ આદિત્યમાંથી વિસ્તારને પામે છે. અને તે નાડીઓ વિષે પ્રવેશ કરે છે. ત્યાંથી તેઓ વિસ્તારને પામે છે તથા ફરી આદિત્ય વિષે પ્રવેશ કરે છે" (છાં. ૮–૬–૨) ત્યાંસુધીના વાકયથી નાડીઓમાં રશ્મિના પ્રચારને જણાવીને પછી આગળ કહે છે "જ્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણ કરે છે ત્યારે આ રશ્મિઓ સહિત ઉત્ક્રમણ કરે છે" અને અન્તમાં ઉપસંહાર કરે છે કે "આ હૃદયની ૧૦૧ નાડીઓ છે. તેમાંની એક માથા તરફ જાય છે. તેનાથી ઉર્ધ્વ ગતિ કરતાં મોક્ષને મેળવે છે. અન્ય નાડીઓ જૂદાં જૂદાં સ્થાનો તરફ ગતિ કરે છે." (છાં. ૮–૬–૬) આમ ઉપક્રમ અને ઉપસંહારથી ફક્ત [૨૭]ઉત્ક્રમણના માર્ગનુંજ નિરૂપણ કર્યું છે. બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર માર્ગનું નહિ. માટે તેથી તેની [૨૮]અનુપપત્તિનો પરિહાર અર્થ [૨૯]વગરનો છે.

(શંકા)—[૩૦] અનેક પર્વથી વિશિષ્ટ જો એક માર્ગ હોય તો તેનું નિરૂપણ કરનારી શ્રુતિ ક્વચિત્ કરતી નથી એમ શાથી? [૩૧]ઉપસંહારથી "પ્રાપ્ત થશે" એવા તાત્પર્યથી તેમ છે. એવું જો કહેતા હો તો અન્ય શાખાને નહિ જાણનારને તેની [૩૨]અસંભાવના હોવાથી તેની

કહ્યું હતું કે જૂદાજૂદા પ્રકારે શ્રુતિઓમાં જણાવેલી ગતિઓ પારિભાષિક કહેતાં સાંકેતિક અર્થમાં હતી વસ્તુતઃ તે વાસ્તવ નથી. ખરી રીતે તો તે અર્ચિરાદિમાર્ગ જ ત્યાં છે. આનું ખણ્ડન એકદેશી અહિંઆં કરે છે; તે કહે છે કે તમે કહો છો તેમ અહિંઆં સાંકેતિક અર્થ નથી. (૨૧) પર્વનું જ્ઞાન કરાવનાર લિંગ હોવાથી એક માર્ગનો સ્વીકાર કરવામાં લાઘવ છે તેથી. (૨૨) અનેક પર્વો હોવાથી એમ સમજવાનું નથી કે જૂદાજૂદા માર્ગો છે. પણ તે અનેક પર્વોથી વિશિષ્ટ એક જ માર્ગ છે- (૨૩) જૂદાજૂદા માર્ગો હોય તો પછી જૂદીજૂદી રીતે કાર્ય અને કારણના ભાવનો અંગીકાર કરવાથી ગૌરવ આવે. અર્થાત્ જૂદાજૂદા માર્ગો હોય તો તેમાંના કેટલાક નજીકના અને કેટલાક દૂરના હોઇ શકે. આથી નજીકના માર્ગનો ત્યાગ કરવામાં દૂરના માર્ગનું ગ્રહણ કરવું જોઇએ: એવી ઉપપત્તિની કલ્પના છે. આમ ત્યાં ગૌરવ છે એવો અર્થ છે. (૨૪) રશ્મિવાકયમાં (૨૫) શરીરમાંથી ઉત્ક્રમણ કહેવાય છે એવો અર્થ છે. (૨૬) ઉત્ક્રમણમાર્ગમાં શરૂઆતમાં (ઉપક્રમમાં) ઉક્ત ઉત્ક્રમણ જ કહેલ છે તેથી મુક્તિમાર્ગના કથન તરફ ઉદાસીનતા દેખાડેલી છે. (૨૭) અન્યમુક્તિ જણાવી છે. ઉપક્રમમાં જેમ ઉત્ક્રમણમાર્ગ છે તેમ ઉપસંહારમાં પણ છે તેમ કહે છે. (૨૮) બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર માર્ગની અનુપપત્તિનો પરિહાર છે, (૨૯) કારણ કે આ શ્રુતિમાં બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર માર્ગનું નિરૂપણ કર્યું નથી. (૩૦) એકજ માર્ગ છે

તરફ શ્રુતિની ન્યૂનતા થાય છે. સર્વશાખા તરફ આનું કથન છે એમ કહેવું ઉચિત નથી. કારણ તેનો સંભવ નથી. માટે સ્વસ્વશાખાના જ્ઞાનવાળા તરફ જ તે પ્રમાણે છે. અધ્યયનવિધિ પણ [33]તેટલા તરફજ છે. તેમજ અન્યશાખાના [34]સંવાદિ પર્વના કથનની અનુપપત્તિ છે. ઉપસંહારથી પણ તેનીજ પ્રાપ્તિનો સંભવ છે તેથી વિરુદ્ધ [35]દિશાવાળાઓના પોતપોતાના માર્ગથી એક ગામની પ્રાપ્તિની માફક અહિઆં પણ સ્વતન્ત્ર રીતે સઘળા માર્ગેથી બ્રહ્મપ્રાપ્તિ હોવાને યોગ્ય છે. એમ હોય તો "આ બે માર્ગના" એમ દ્વિવચનની અનુપપત્તિ છે. "તું ઉત્પન્ન થા, મરી જા" એમાં કહેલું તૃતીય સ્થાન અયુક્ત છે એમ કહેવું જોઇએ નહિ. અર્ચિરાદિમાર્ગને કહીને 'દેવયાનમાર્ગ' એ રીતે ઉપસંહાર કરે છે. અન્ય શ્રુતિમાં "તે આ દેવયાનમાર્ગને પ્રાપ્ત થઇને અગ્નિલોકમાં આવે છે. (કૌ. ૧–૩) એ પ્રમાણે કહ્યું છે. તેમજ વળી બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર તમામ માર્ગો દેવયાન છે એમ કહેવાય છે. "દૈવીસંપદ્ મોક્ષને માટે છે." (ભ. ગી. ૧૬–૫) એવા ભગવાનના વાકયથી દૈવીસંપત્‌માં જે જન્મેલા છે તે દેવો છે એમ કહેવાય છે. તેમનું ગમન જ્યાં છે તે સઘળા પણ માર્ગો દેવયાન શબ્દથી કહેવાય છે. [36]બીજો માર્ગ તો અવિશિષ્ટ છે. [37]આ રીતે બે તથા ત્રણ પણ સંભવે છે. પણ કહેલી રીતિ

---

એવું કહેનારના મતને દૂષિત કરવા પૂછે છે. જો અનેક પર્વથી વિશિષ્ટ એકજ માર્ગ હોય તો શા માટે શ્રુતિ તે પ્રમાણે તમામ પર્વનું વર્ણન કરતી નથી. ઉલટું શ્રુતિમાં અમુક જગ્યાએ અમુક પર્વનું કથન કરેલું હોય તો અમુક જગ્યાએ અમુકજ પર્વનું કથન છે. જો તમામ પર્વોવાળો એકજ માર્ગ હોય તો તેવું કથન કરેલું હોવું જોઇએ. પણ તે પ્રમાણે નથી, તેથી એકમાર્ગ સંભવતો નથી. (૩૧) ઉપરની શંકા સામે જો એમ કહેવામાં આવે કે ભલે શ્રુતિમાં તે તે પર્વો કથન કરવામાં ન આવ્યાં હોય તો પણ તેથી શું થઇ ગયું ? તે શ્રુતિમાં આ ઉપસંહારનું તાત્પર્ય જો ખેંચવામાં આવે તો અમે જણાવેલો અનેક પર્વથી વિશિષ્ઠ માર્ગ ત્યાં જરૂર જણાશે. આના ઉત્તરમાં પણ કહે છે કે તમામ શાખાનો ઉપસંહાર તમે કહો છો તે રીતે સંભવતો નથી. કારણકે અમુક શાખાની શ્રુતિ જે જાણે છે તેનેજ શાખાની શ્રુતિના ઉપસંહારનું જ્ઞાન થાય. અન્યનું નહિ. અન્યશાખાના ઉપસંહાર તેમને માટે અસંભવિત છે તેથી તે શાખાની શ્રુતિના ઉપસંહારના અજ્ઞાનમાં પૂર્વ શ્રુતિમાં ન્યૂનતા આવે છે. અર્થાત્ તમે જે એમ કહો છો કે અનેક પર્વથી વિશિષ્ઠ માર્ગ શ્રુતિઓમાં જણાવેલો છે તો તે દરેક તે વિષે વર્ણન કરનાર શ્રુતિમાં તે પ્રમાણે કથન હોવું જોઇએ. કહેલું તાત્પર્ય પ્રત્યેક શાખાની શ્રુતિમાં નીકળવું જોઇએ કે જેથી પૂરેપૂરી તમામ શાખાઓનું જ્ઞાન ન હોય તો પણ તે તાત્પર્ય સમજી શકાય પણ આમ સંભવિત નથી. પ્રત્યેક શાખાની શ્રુતિમાં તમે કહેલો ઉપસંહાર હોતો નથી (૩૨) વળી તમે જો એમ કહેતા હો કે તમામ શાખાઓ જાણનાર માટે અમે ઉપર પ્રમાણે કહ્યું છે તો કહેવાનું કે વેદો અનન્ત છે, અને આ કળિયુગમાં લોકની બુદ્ધિ તદ્દન સંકુચિત થયેલી છે તેથી તમામ વેદ વાંચવાનો તેમને સમય જ નથી. તથા તમામ શાખાઓની જ સંભાવના નથી

તો એ બધી શાખાઓ જાણનાર હોયજ ક્યાંથી (૩૨) પ્રત્યેક શાખા પરત્વે કહો છો તે અર્થ સંભવી શકે, તમામ શાખાઓ તરફ નહિ જ (૩૩) "સ્વાધ્યાયનું અધ્યયન કરવું જોઇએ" એમાં જે સ્વાધ્યાયનો વિધિ કહેલો છે તેમાં પણ પોતપોતાની શાખા વિષેજ છે. અર્થાત્ પોતપોતાની શાખા જેટલા સ્વાધ્યાયનું અધ્યયન કરવું જોઇએ (૩૪) એક શાખામાં કહેલા મુક્તિના અંગરૂપ પર્વોનું કથન અન્ય શાખામાં અનુચિત થઇ જાય (૩૫) જેમ ચાર દિશામાં આવેલા માણસો વચમાં આવેલા ગામમાં પોતાની દિશામાંથી જઇ શકે છે તેમ જુદા જુદા મુક્તિના માર્ગોમાંથી સ્વ (શાખાના) માર્ગથી જ મુક્તિ તરફ જઇ શકે છે. (૩૬) પિતૃયાણ એ બીજો માર્ગ છે. પ્રથમ માર્ગ દેવયાન કહેવાય છે. (૩૭) મુક્તિના માર્ગો

પ્રમાણે લાઘવ હોવાથી તે એકજ છે એમ માનવું જોઇએ. શ્રુતિ પોતે પ્રમાણ રૂપ છે. [૩૮]જેનાથી જ્યારે જે સંભળાય તેના અર્થના નિશ્ચયમાં બીજી હોય નહિ તેથી તેના વિચારમાં લાઘવ તથા ગૌરવ નથી. અને કદાચ હોય તો કહેલા[૩૯]બાધકોથી ઉપસંહારને અવકાશ રહે નહિ. અને વળી બ્રહ્મવેત્તાની ક્રમમુક્તિમાં જવાના આ માર્ગનો ઉપદેશ કરવામાં આવે છે. તે તે લોકમાં તેના આનન્દનો અનુભવ આવશ્યક છે. [૪૦]તેમજ ઉપાસનાના ભેદથી ફલભેદ આવશ્યક હોવાથી માર્ગભેદ પણ તે પ્રમાણે છે. તેથી તમામમાં [૪૧]એકરૂપ ફલનો જણાવનાર ઉપસંહાર યોગ્ય નથી. વળી ઉપાસનામાં તથા કર્મમાં [૪૨]ઉપસંહાર સંમત છે. માર્ગ તો બીજા રૂપવાળો નથી, માટે જે ઉપાસકનું જે માર્ગથી ગમન છે તે માર્ગનો ઉપદેશ આપવામાં આવે છે તેથી ઉપસંહાર યોગ્ય [૪૩]નથી. તે અવિધેય હોવાથી પણ [૪૪]તેમ છે. આ જેમ તેમ આગળ [૪૫]બ્ર. સૂ ૩-૩-૫ માં નિરૂપાયું છે. આમ હોવાથી અર્ચિઃ શબ્દથી અર્ચિઃથી ઉપલક્ષિત માર્ગ કહેવાય છે. "આદિ" શબ્દથી બીજા બધા માર્ગો સમજાય છે. તેથી કોઇ અનુપપત્તિ નથી. એમ કહેતા હોતો અમે [૪૬]કહીએ છીએ. "**अर्चिरादिभ्यः**" એમ કહેત. તમારી રીતિ જો અભિપ્રેત હોય તો તેથી આમ નથી એમ નિશ્ચય થાય છે. અર્ચિઃવગેરેથી એમ [૪૭]એક વચનની અન્યથા અનુપપત્તિથી માર્ગ એક છે એમ અવશ્ય સ્વીકારવું જોઇએ. એમ હોય તો શ્રુતિઓમાં જેટલા પર્વો કહ્યા છે તે બધા એકજ અર્ચિઃવગેરે માર્ગમાં હોવા છતાં જે ઉપાસકનો જેટલો પર્વનો ભોગ થનાર હોય તેના તરફ તેટલા પર્વની ઉક્તિ છે. જેમને તેમાંના જેટલાનો તે ભોગ થનાર નથી તેની તરફ તે ઉક્તિ નથી, કારણ કે તેના ભોગનો અભાવ છે તેથી કંઇપણ

---

અનેક હોય તો પણ (૩૮) જે શાખાનું અધ્યયન કરે છે તેનાથી (૩૯) અધ્યયન વિધિમાં માત્ર પોતાની શાખાનું જ અધ્યયન કહેલું છે તેનું અધ્યયન કરનારના સકલ શાસ્ત્રના અર્થની પૂર્તિ તે અધ્યયનથી જ થાય છે અને તેથી અન્ય શાખામાં કહેલા પર્વોના કથનની અનુપપત્તિ છે આ પ્રકારના બાધકો (૪૦) પારકાની કહેલી દલીલનું દૂષણ દેખાડીને સ્વ મતમાં અન્ય યુક્તિ કહે છે. (૪૧) જેવી ઉપાસના તેવું ફલ જૂદી જૂદી ઉપાસનામાં ફલ પણ જૂદાં હોય છે. તેથી તમામ ઉપાસનાનું એક ફલ હોય છે એમ કહી શકાય નહિ. (૪૨) ઉપાસના અને કર્મની બાબતમાં ઉપસંહાર મળતો આવે છે. માટે ઉપાસકને જે માર્ગથી ફળ મળે તેનો ઉપદેશ છે તેથી ત્યાં કરેલો ઉપસંહાર તમામને માટે નથી. તે ઉપાસકને માટેનો જ છે. (૪૩) ઉપસંહાર કરવો અશક્ય હોવાથી. (૪૪) યુક્ત નથી. (૪૫) બ્ર. સૂ. ૩-૩-૫માં उपसंहारोर्थाभेदाद्विधिशेषवत्समानं च એવું સૂત્ર છે. ત્યાં કહે છે કે જેમ અગ્નિહોત્રાદિ તમામને સમાન છે. છતાં જેજે શાખાવાળાઓ માટે જે રીતે કહેલી છે તે પ્રમાણે તેમણે જ કરવાં જોઇએ, બીજાઓએ નહિ. તેજ પ્રમાણે જે જે પર્વથી વિશિષ્ઠ મુક્તિનો માર્ગ જે જે શાખામાં કહેલો હોય તે માર્ગથીજ તે માર્ગવાળાની ગતિ છે. તેથીજ તેની સકલ શાસ્ત્રના અર્થની કામના પૂર્ણ થાય છે માટે જૂદીજૂદી શાખામાં પ્રત્યેક શાખાના અધિકારી પરત્વે તે તે માર્ગનું કથન કર્યું છે તેથી ઉપસંહારની શંકા કરવી તે વ્યાજબી નથી. (૪૬) હવે સિદ્ધાન્ત કહે છે. અહિંઆં ભાવ આ છે. એક માર્ગે અનેક ગામ તરફ જવાતું હોય પણ તે માર્ગે થઇને જનારામાં કોઇ અમુક ગામમાં આશ્રય લેશે. તો કોઇ બીજા ગામમાં તેજ પ્રમાણે અહિંઆં સમજવાનું છે (૪૭) અહિંઆં સૂત્રમાં अर्चिरादिना એમ શબ્દ છે. अर्चिरादिभ्यः" એમનહિ. અર્થાત્ તૃતીયા વિભક્તિના બહુવચનને બદલે તૃતીયાના એક વચનનો પ્રયોગ છે આથી સિદ્ધાન્તી કહે છે કે પૂર્વપક્ષી કહે છે તેમ અનેક માર્ગો કહ્યા નથી. પણ એકજ માર્ગ છે. જો બહુવચનનો પ્રયોગ

[48]અયુક્ત નથી.

શંકા—તમે પણ નહિ કહેલા પર્વોની ત્યાં સ્થિતિ કહેતાં ઉપસંહાર જ પ્રાપક તરીકે કહ્યો છે.

ઉત્તર—હા, એમ હોઇ શકે પણ જો તેજ ગન્તાના ભોગને માટે તે પણ પર્વ ત્યાં કહેવાય તો પણ તે પ્રમાણે નથી. પણ એકવચનને અનુસાર માર્ગના ઐક્યનો નિશ્ચય થતાં જેના પ્રતિ જે પર્વ કહેવાય છે તે ત્યાં ઉંચા કણ્ઠથી (સ્પષ્ટતાથી) કહેલ છે તેથી ઉપસંહારની અપેક્ષા નથી. આગળ અન્યત્ર કહેલાં પર્વોના ઉક્ત સ્થળમાં સંનિવેશની ઉક્તિ પણ સૂત્રકારને અભિમત એકજ માર્ગ છે એમ જણાય છે. શ્રુતિમાં સર્વત્ર પૂર્વનો પરામર્શ છે તેથી પણ.

## वायुमब्दादविशेषविशेषाभ्याम् ॥ ४–३–२ ॥

### સંવત્સર પછી વાયુ લોક તરફ જાય છે, કારણ કે અવિશેષ અને વિશેષ છે તેથી.

છાન્દોગ્યમાં વાયુ કહેલ નથી. કૌષીતકિ શ્રુતિમાં તો "તે આ દેવયાન માર્ગને પ્રાપ્ત કરીને અગ્નિલોકમાં ગતિ કરે છે. તે વાયુલોકમાં, તે વરુણલોકમાં, તે ઈન્દ્રલોકમાં તે પ્રજાપતિના લોકમાં, તે બ્રહ્મલોકમાં" (કૌ. ૧–૩) એમ [1]વાયુ વગેરે સંભળાય છે. ત્યાં અર્ચિ:તથા [2]અગ્નિનો અભેદ હોવાથી વિચારવા જેવું નથી. વાયુલોકમાં કયા લોકમાંથી જાય છે એવી આકાંક્ષા થાય તો કહે છે.–વર્ષમાંથી વાયુમાં "અર્ચિ:માંથી દિવસના લોકમાં, દિવસમાંથી, શુક્લપક્ષ, શુકલપક્ષમાંથી, છમાસમાં, ત્યારપછી સંવત્સર, ત્યાંથી આદિત્યમાં જાય છે" (છાં. ૫–૧૦–૨) એમ અહિંઆં સંવત્સર લોકથી પર- વાયુલોકનો નિવેશ કરવો જોઇએ. વળી સંવત્સર [3]લોકમાંથી વાયુલોકમાં જાય છે એવો

હોત તો પૂર્વપક્ષીના કહેવા પ્રમાણે અનેક માર્ગો હોત (૪૮) ઉપર જેમ દૃષ્ટાન્ત આપ્યું કે અનેક ગામ જવાનો રસ્તો એક હોય તો પણ તેની ઉપર જનારા અનેક હોય છે. તે તમામ જનારા એકજ ગામમાં જતા નથી. પણ પોતાની ઇચ્છા હોય તે ગામમાં જાય છે. તેવી રીતે અહિંઆં પણ માર્ગ તો એકજ છે. અને તે માર્ગ અનેક પર્વવાળો હોય છે. કારણ કે જૂદાજૂદા ઉપાસકોના જૂદાજૂદા પર્વ ભોગને માટે તે એક માર્ગને અનેક પર્વવાળો કહ્યો છે તેથી જે ઉપાસકને જે પર્વનો ભોગ કરવો હોય તે ત્યાં જાય છે. આથી માર્ગની એકતામાં કોઇપણ બાધા કરતા નથી. જેને જે પર્વનો ભોગ કરવાનો છે તેને ત્યાં જણાવેલ છે, અને જે પર્વનો ભોગ થનાર નથી તે ત્યાં જણાવેલ નથી. **ભાવાર્થ**- અર્ચિરાદિમાર્ગથી જ્ઞાનમાર્ગવાળાની જ ગતિ છે. મર્યાદામાર્ગવાળાની નહિ. કારણ કે છાં. ૫–૧૦–૧ માં જ્ઞાનમાર્ગવાળાનોજ ઉત્કર્ષ કહેલો છે.

**સૂત્ર ૨**—(૧) આ શ્રુતિમાં વાયુલોક, વરુણલોક, પ્રજાપતિલોક તથા બ્રહ્મલોક એમ બધા લોકનું કથન છે. (૨) કૌ. ૧–૩ વાળી શ્રુતિમાં પ્રથમ અગ્નિલોક શબ્દ છે, પણ અગ્નિ અને અર્ચિ: એ બન્ને વચ્ચે અભેદ હોવાથી અગ્નિલોક એટલે અર્ચિલોકજ છે. (૩) છાં. ૫–૧૦–૨ માં સંવત્સર લોક પછી આ- દિત્યલોકમાં જાય છે એમ કહ્યું છે. પણ તેનો અર્થ એમ સમજવાનો છે કે સંવત્સર પછીથી વાયુલો-

અર્થ છે. ત્યાં [4]વિનિગમક કહે છે. અવિશેષ તથા વિશેષથી.

અહિંઆં આ જાણવું જોઇએ. [5]અગ્નિહોત્ર વગેરે કર્મથી ચિત્ત શુદ્ધિ થતાં, ઉપાસનાથી જ્ઞાનનો ઉદય થતાં, ક્રમમુક્તિનો અધિકારી ખરેખર તે તે લોકમાં ગમન કરી, ભોગ ભોગવીને અન્તે બ્રહ્મને મેળવે છે. કર્મ તો અગ્નિથી સાધ્ય છે અને તે ભૂલોકમાં જ હોય છે. માટે પ્રથમ [6]ત્યાંનો ભોગ, પછીથી ઉપરના લોકનો ભોગ કહ્યો છે.— "પૃથવી દીક્ષા છે. તેનાથી અગ્નિ દીક્ષાથી દીક્ષિત થયો" ( તૈ. બ્રા. ૩–૭–૭ ) "જેનાથી "પૃથ્વી અગ્નિગર્ભા છે." ( બ્ર. સૂ ૧–૧૩–૫ ) વગેરે શ્રુતિઓથી ભૂ અગ્નિ પ્રધાન છે. માટે અર્ચિ:નામના અગ્નિલોક તરફ પ્રથમ જાય છે.

તેમાં કર્મ અને ઉપાસના દિવસથી માંડીને સંવત્સર સુધીના કાલમાં કરવાનાં હોવાથી, ત્યાં ત્યાં જઈને તેમને ભોગવે છે અને વળી સંવત્સર સુધીનાનો [7]ભૂની સાથે સંબન્ધ હોવાથી, અભેદના કારણથી તેમની મધ્યમાં વાયુનો પ્રવેશ નથી. ભૂલોકની ઉપર અન્તરિક્ષ લોક છે. તેની ઉપર દ્યુલોક છે. વળી વાયુ અન્તરિક્ષનો અધિપતિ છે." (તૈ. સં. ૩–૪·૫) એવી શ્રુતિથી તથા "સૂર્ય આકાશનો અધિપતિ છે." ( તૈ. સં. ૩–૪–૫ ) તે શ્રુતિથી તે બન્નેમાં આગળ પાછળનો ભેદ છે. તેથી આદિત્યલોકની પ્રથમ અને કહેલી રીતિથી ભૂલોકની વચમાં આવેલા સંવત્સરની પહેલાં વાયુનો નિવેશ કરવો જોઈએ એવો અર્થ છે.

(શંકા)—'તે અર્ચિ:ને પ્રાપ્ત થાય છે, ત્યાંથી દિવસના લોકને' વગેરે શ્રુતિ કહેલા અર્થનો અનુવાદ કરીને ઉપાદાન કહેતી, પ્રથમ અને પછીના અવ્યવધાનનું સૂચન કરે છે. તેમ કહેલાનો આદર કરવો જોઈએ નહિ. એમ જો કહેતા હોતો કહે છે કે સાચું છે. જે ઉપાસકને વાયુલોકનો ભોગ નથી તેના તરફ જેની તે ઉક્તિ છે, તેનો તે ભોગ કહેલી રીતિએ છે. તેથી માર્ગના ઐકયથી કોઇપણ અનુપપત્તિ નથી. [8]કેટલાકો તો કહે છે કે તેઓ દેવયાન માર્ગમાં જઇને અગ્નિલોકમાં જાય છે "તે વાયુલોકમાં, વરુણલોકમાં" ( કૌ. ૧–૩ ) એ શ્રુતિમાં અવિશેષથી વાયુનો ઉપદેશ છે, કારણ કે પરસ્પર પ્રથમ તેમ પાછળ જણાવનાર પદનો અભાવ છે તેથી. "જ્યારે પુરુષ આ લોકમાંથી જાય છે. ત્યારે તે વાયુલોકમાં સમીપ જાય છે. વાયુ રથચક્રના નાભિની માફક તેના ગમન માટે માર્ગ આપે છે" આ માર્ગે તે ઉર્ધ્વગમન કરે છે અને આદિત્ય તરફ જાય છે." ( બૃ. ૫–૧૦–૧) આ શ્રુતિથી આદિત્યની પૂર્વે વાયુનો વિશેષ રીતે ઉપદેશ કરાય છે. તેથી વર્ષ અને આદિત્યની વચમાં તેનો નિવેશ કરવો જોઈએ એમ અર્થ કહે છે. તેનો વિચાર થાય છે. જેમ તેનાથી, તે ઉર્ધ્વ આક્રમણ કરે છે તે આદિત્ય લોકમાં જાય છે, એ રીતે વિશે-

---

કમાં જાય છે અને પછી આદિત્ય લોકમાં જાય છે. (૪) વિશેષ પ્રતીતિ કરાવનાર કારણ કહે છે. (૫) અગ્નિહોત્ર વગેરે કર્મનું પ્રયોજન ચિત્તની શ્રુતિ છે. ચિત્ત શુદ્ધિ થવા ઉપાસના વગેરેથી જ્ઞાન થાય છે. જ્ઞાનનો ઉદય થતાં તે ક્રમમુક્તિનો અધિકારી બને છે. આવો અધિકારી ક્રમશઃ જૂદાજૂદા લોકમાં જઇને ભોગ ભોગવીને બ્રહ્મને પ્રાપ્ત થાય છે. (૬) પૃથ્વી ઉપરનો ભોગ (૭) પૃથ્વીમાં અગ્નિનું પ્રાધાન્ય છે, તેથી અગ્નિમાર્ગ કહેતાં અર્ચિમાર્ગનો પૃથ્વી સાથે ખાસ સંબન્ધ પ્રથમ કહે છે. (૮) શંકરાચાર્ય

ષનો ઉપદેશ છે એમ કહેવાય છે તેમ "તે વરુણ લોકમાં" એમ અહિંઆં પણ કહેવું શકય છે. "તે આદિત્યમાં આવે છે" એમ તે શબ્દનો પ્રથમ વિચાર કરેલો હોવાથી વાયુલોકમાં ગયેલોજ પહેલો છે તેથી તે પ્રમાણે છે એમ કહેવું જોઇએ નહિ "અગ્નિ-લોકમાં આવે છે. તે વાયુલોકમાં આવે છે. તે વરુણલોકમાં" (કૌ. ૧-૩) એમ અહિંઆં પણ તુલ્ય છે તેથી. અને વળી આ પ્રમાણે અગ્નિલોક પછી વાયુલોક એમ પણ કહેવું શકય છે, માટે વિદ્વાનોએ[૯] આની ઉપેક્ષા કરવી જોઇએ. [૧૦]વાજસનેયિઓ તો કહે છે. "માસમાંથી દેવલોકમાં, દેવલોકમાંથી આદિત્ય લોકમાં" (બૃ. ૬-૨-૧૫) એમ કહે છે. ત્યાંપણ આદિત્યથી પહેલાં, અને દેવલોક પછી વાયુલોક જાણવો જોઇએ. એક જગ્યાએ આદિત્યની પહેલાં સિદ્ધ થતાં માર્ગની એકતા છે અને અન્યત્રપણ તે પ્રમાણે ન્યાય પ્રાપ્ત છે. સૂત્રકારે તો છાંદોગ્ય શ્રુતિની અપેક્ષાએ "વર્ષ પછીથી વાયુલોકમાં" એમ કહ્યું છે. [૧૧]આમ હોય તો માસ પછીથી વર્ષમાં પ્રવેશ કરવો જોઇએ. "વર્ષમાંથી વાયુલોક તરફ" એ સૂત્રથી માર્ગના ભેદની [૧૨]આપત્તિ નથી. દેવલોકનું આદિત્ય અધિષ્ઠાન હોવાથી આદિત્યમાં તેના પ્રદેશનો અભિપ્રાય રાખીને છાંદોગ્યની શ્રુતિએ તે પ્રકારે કહ્યું છે. તે પ્રમાણે વ્યાસે પણ કહ્યું છે. તેથી કોઇ અનુપપત્તિ નથી. ૨

## तडितोधिवरुणः संबन्धात् ॥ ४–३–३ ॥

### વિદ્યુત્ પછીથી ઉપર વરુણ (લોક) હોય છે. સંબન્ધથી

"આદિત્યમાંથી ચંદ્રલોકમાં, ચંદ્રલોકથી વિદ્યુતમાં" (છાં. ૪-૧૫-૫) એ શ્રુતિમાં કહેલા વિદ્યુત લોક પછીથી વરુણ લોકમાં પ્રવેશ કરવો જોઇએ. ત્યાં હેતુ કહે છે. સંબન્ધથી. [૧]વિદ્યુતનો સંબન્ધ જલની સાથે હોવાથી, અને વરુણ, ત્યાં આવેલો હોવાથી તે પ્રમાણે કહ્યું છે. ૩

## वरुणाश्चाधीन्द्रप्रजापती ॥ ४–३–४ ॥

### અને વરુણ લોક પછી ઉપર ઈન્દ્ર અને પ્રજાપતિના લોક.

વગેરે (૯) શંકરાચાર્યે કહેલા અર્થ (૧૦) બૃહદારણ્યકની શ્રુતિમાં જો વિરોધ હોય તો તેને પણ દૂર કરે છે. (૧૧) એ પ્રમાણે દેવયાનનું અવશ્ય નિવેશન કરવાનું હોય તો (૧૨) દેવલોકનું નિવેશન જો આદિત્યની કોટિમાં હોય તો પછી સંવત્સરથી વાયુ, અને વાયુથી આદિત્ય એ પ્રમાણેનો ક્રમસિદ્ધ થાય છે તેથી માર્ગના ભેદની આપત્તિ નથી એમ ભાવ છે. **ભાવાર્થ**—છાં. ૫-૧૦-૨ પ્રમાણે સંવત્સર પછી વાયુલોકમાં પ્રવેશ કરવો જોઇએ, કારણ કે અર્ચિથી તે સંવત્સર સુધીના તમામનો ભૂત સાથે સંબન્ધ હોવાથી કોઇ વિશેષ નથી તેથી તેમાં તેની ગણના કરી નથી. વાયુ અન્તરિક્ષનો અધિપતિ છે. અને સૂર્ય આકાશનો. તેથી સૂર્યલોક પૂર્વે અને સંવત્સર પછી વાયુ લોકમાં પ્રવેશ કરવો જોઇએ.

**સૂત્ર** ૩ (૧) વિદ્યુતલોક પછી વરુણલોકનું કથન શાથી કર્યું છે એમ શંકા થાય તો કહે છે કે વિદ્યુતનો સંબન્ધ વરુણ સાથે છે, અને વરુણ એ જળના પતિ છે, તેથી વરુણલોકમાં ગતિ કહી છે. **ભાવાર્થ**—છાં. ૪-૧૫-૫ પ્રમાણે વિદ્યુતલોક પછીથી વરુણલોક આવે છે. માટે ત્યાં પ્રવેશ કરવો જોઇએ. કારણ કે વિદ્યુતનો જલની સાથે સંબન્ધ છે. અને વરુણનો જલના પતિ તરીકે જલ સાથે સંબન્ધ છે તેથી.

આ સ્પષ્ટ છે. [1]અર્ચિઃ વગેરે પાઠમાં વિદ્યુત્ પછી તેનો અમાનવ પુરુષ આમને બ્રહ્મતરફ ગતિ કરાવે છે (છાં. ૪-૧૫-૫) એમ કહે છે. ત્યાં જે ઉપાસકની વરુણ વગેરે લોકમાં ગમનની અપેક્ષા નથી તેની અપેક્ષા કરીને કહે છે એમ જાણવું જોઇએ. [2]માર્ગની એકતાના નિયમનો અભિપ્રાય રાખીને સૂત્રકાર અન્યત્ર કહેલા અન્ય લોકનું પણ નિવેશન ત્યાં છે એમ કહે છે. ૪

૨ આતિવાહિકાધિકરણ

## आतिवाहिकास्तल्लिंगात् ॥ ४-३-५ ॥

### ભગવત્સેવકો તેમને લેઇ જનાર છે કારણ કે તે વિષેનું ચિન્હ છે.

વિદ્યુત્ પછી "તેનો અમાનવ પુરુષ આમને બ્રહ્મ તરફ પહોંચાડે છે." આમાં સંશય કહે છે કે કહેલી શ્રુતિથી ગમન [1]કરાવનારની જ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ નિશ્ચય કરાય છે, અને તે વિદ્યુત્ પછીથી કહેવાય છે. આમ હોય તો જેનું વરુણાદિલોકમાં ગમન છે તેના વચનના [2]અભાવથી ગમન કરાવનારની અપ્રાપ્તિ હોવાથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે કે નહિ. ત્યાં [3]વાચનિક જેટલું વચન હોવાથી તેના અભાવથી બ્રહ્મપ્રાપ્તિ થતી નથી એમ પ્રાપ્ત થાય તો કહે છે. આ કહેલું છે. જે ઉપાસકની જેટલા ફલ ભોગ પછી બ્રહ્મપ્રાપ્તિ થવાની છે તેની તેટલી તે ભોગ પછી બ્રહ્મપ્રાપ્તિ થાય છે. માટેજ કૌષીતકી શ્રુતિમાં લોક પછી બ્રહ્મલોક કહેવાય છે. નહિ તો તેમનાં કરેલાં સાધનો નિષ્ફળ જશે તથા બ્રહ્મની પ્રાપ્તિના સાધનત્વના બોધ કરનાર શ્રુતિનો વિરોધ થશે. તેમજ વળી જ્યાં [4]આતિવાહિકની શ્રુતિ નથી ત્યાંપણ આતિવાહિક [5]ભગવદીય જ બ્રહ્મને પ્રાપ્ત કરાવે છે. એમ જાણવું જોઇએ. ખરી રીતે તો તેવા [6]ઘણા છે એમ જણાવવાને "બહુવચન" અહિંઆં કહ્યું છે. તેમની મધ્યમાં કોઇક આવીને એકલોજ દોરે છે એમ જણાવવાને શ્રુતિમાં

---

**સૂત્ર ૪** (૧) વિદ્યુત્ પછી વરુણ વગેરે લોકમાં પ્રવેશ હોય તો પછી અર્ચિરાદિ શ્રુતિ સાથે વિરોધ આવશે માટે કહે છે (૨) આ પંક્તિ પ્રદીપમાં પછીના સૂત્રની અવતરણિકા તરીકે લીધી છે. **ભાવાર્થ**—વરુણલોક પછીથી ઇન્દ્રલોક તથા પ્રજાપતિના લોકમાં પ્રવેશ કરવો જોઇએ, કારણ કે સંબન્ધના હેતુથી જ.

**સૂત્ર ૫**-(૧) અમાનવ પુરુષ એ ગમન કરાવનાર છે (૨) જેમ વિદ્યુતલોક પછી બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર પુરુષનું વચન છે તે પ્રમાણે વરુણલોકમાં ગયેલા જો બ્રહ્મ તરફ પ્રાપ્ત કરાવનારનું વચન નથી. વિદ્યુત્લોકમાં ગયેલાને બ્રહ્મ તરફ પ્રાપ્ત કરાવનાર પુરુષ કહ્યો છે પણ વરુણલોકમાં ગયેલાને બ્રહ્મ તરફ પ્રાપ્ત કરાવનાર પુરુષ વિષે કંઇ પણ કહેવામાં આવ્યું નથી. (૩) શબ્દોમાં જેટલો અર્થ જણાવેલો હોય તે વાચનિક અર્થ છે. શ્રુતિના શબ્દો વાંચતાં વિદ્યુલ્લોક પછી અમાનવ પુરુષથી બ્રહ્મલોકની પ્રાપ્તિ કહી છે પણ વરુણલોક પછી તે પ્રમાણે કહ્યું નથી. માટે તેમાં કહેલા અર્થ પ્રમાણે વરુણલોક પછીથી બ્રહ્મલોકની પ્રાપ્તિ નથી. એમ આપણે સમજવું જોઇએ. એવી પૂર્વપક્ષવાળાની દલીલ છે. (૪) આતિવાહિક એટલે તેડી જનાર. વળાવા અમુક હદ ઓળંગીને આગળ લેઈ જનારા. તેના સંબન્ધવાળી શ્રુતિ તે આતિવાહિક શ્રુતિ. અર્થાત્ જે શ્રુતિમાં આતિવાહિક વિષે કહેલું છે તે (૫) ભગવદીય જ એ વળાવા તરીકે કામ કરે છે. તેજ બ્રહ્મને પ્રાપ્ત કરાવે છે. (૬) આવા વળાવા એક નહિ પણ ઘણા છે, એમ જણાવવાને

[7]એકવચન છે. ત્યાં હેતુ તેનું લિંગ છે. "તેનો અમાનવ પુરુષ" એમાં બ્રહ્મના સંબન્ધનું લિંગ કહેવાય છે. તેથી આ જણાવાય છે કે જેમ વિદ્યાના બલથી તે તે લોકની પ્રાપ્તિ છે. તેમજ બ્રહ્મની પ્રાપ્તિ પણ છે એમ નહિ પણ ભગવદીય પુરુષના અનુગ્રહથી જ છે એમ. અને વળી પહેલાં આવેલા લોકના અધિષ્ઠાતા દેવો, પછી પછીના લોક તરફ જે [8]આતિવાહિક છે તેમ બ્રહ્મપ્રાપ્તિને પ્રથમના લોકના દેવોજ બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર છે તેથી 'તે' શબ્દથી તે લોકજ કહેવાય છે એમ કહેવું જોઇએ નહિ. તેનાથી ઇતરલોકમાં તેનું અકથન જે પ્રમાણે હોય તે પ્રમાણે અહિંઆં પણ તેનું કથન ન કરત. લોકના અધિષ્ઠાતા દેવોને આતિવાહિક કહેવામાં અર્ચિલોકને પ્રાપ્ત કરાવનાર આતિવાહિકનો અભાવ હોવાથી તેની પ્રાપ્તિ બને નહિ. તેમ હોય તો [9]દેવયાન માર્ગનો જ ઉચ્છેદ થાય. આથી જેમ વિદ્યાના બલથીજ અર્ચિ:ની પ્રાપ્તિ છે તે પ્રમાણે [10]અન્યની પ્રાપ્તિ છે એમ જણાવી તે કોઇકને [11]અલ્પલોકની ગતિ પછીથી બ્રહ્મની પ્રાપ્તિ છે. કોઇકને બહુલોક તરફ ગતિ પછી તે કહેવાય છે. તેમની ભોગભૂમિજ સમજવી જોઇએ. સઘળાંના સર્વત્ર ગમનમાં દેવયાન માર્ગને કહેતી શ્રુતિનું અડધું તે વિષેનું કથન અયુક્ત થાય. માટે ઉપાસના ભેદથી ફલનો ભેદ જણાવતી શ્રુતિ તે પ્રમાણે કહે છે એમ યોગ્ય અમે જોઇએ છીએ. ૫

(શંકા)—તેમની અહિંઆં પુનરાવૃત્તિ નથી વગેરે શ્રુતિઓથી દેવયાનમાર્ગને પ્રાપ્ત થયેલા પુરુષો બ્રહ્મના વેત્તા અવશ્ય હોવા જોઇએ. [1]તેથી સદ્યોમુક્તિની સંભાવનામાં તે હોય, પરમફલની પ્રાપ્તિમાં વિલમ્બ કરનાર હેતુઓ નશ્વર તથા ક્ષુદ્ર આનન્દરૂપ હોવાથી અર્ચિરાદિલોકની કામના શાથી થાય? કારણ કે તેના હેતુ ભૂતની ઉપાસના સંભવે છે. અને વળી "**अर्चिरादिना तत्प्रथितेः**" (બ્ર. સૂ. ૪–૩–૧) એમાં જે એમ કહ્યું "જ્ઞાન માર્ગીયનીજ અર્ચિરાદિમાર્ગની પ્રાપ્તિ થાય છે ભક્તિમાર્ગીયની નહિ' તે પણ [2]અનુપપન્ન છે. "જે કર્મથી, જે તપથી, જે જ્ઞાન તથા વૈરાગ્યથી" (ભા. ૧૧–૨૧–૨૨) એમ ઉપક્રમ કરીને "મારી ભક્તિના યોગથી મારો ભક્ત સહેલાઇથી સઘળું મેળવે છે" (ભા. ૧૧–૨૧–૩૩) ત્યાં સુધી ભગવાનના વાક્યથી ભક્તનાં પણ [3]વાંછના અને ફલ સંભવે છે. નહિ તો પ્રભુ કહેત નહિ. આમ હોવાથી ભક્તિના સુખનો ત્યાગ કરીને અન્યત્ર કામનામાં હેતુ કહેવો જોઇએ એવી આકાંક્ષામાં તેને કહે છે.

---

સૂત્રમાં આતિવાહિક શબ્દ બહુવચનમાં વાપર્યો છે. (૭) મૂળ શ્રુતિમાં એક વચન વાપરવાનું પ્રયોજન કહે છે. સૂત્રમાં બહુવચન વાપર્યું છે અને ભાષ્યમાં ટાંકેલી શ્રુતિમાં એકવચન વાપર્યું છે તેનું કારણ શું તો કહે છે કે જોકે આવા વળાવા ઘણા છે છતાં ફક્ત તેમાંના એકજ તે તે લોકમાંથી જીવને આગળ બ્રહ્મલોક તરફ લેઇ જાય છે. બધા સામટા લેઇ જતા નથી. (૮) દરેક લોકનો આતિવાહિક હોવો જોઇએ. તે ન હોય તો તે લોકની પ્રાપ્તિ થાય નહિ. અર્ચિ:લોકના આતિવાહિકથીજ તે લોકની પ્રાપ્તિ થાય છે. (૯) જો આતિવાહિક ન હોય તો પછી તે માર્ગે લેઇ જનાર નહિ હોવાથી તે માર્ગજ નહિ બને અર્થાત્ દેવયાનનું જ વર્ણન આપ્યું છે તે ખોટું ઠરે (૧૦) જેવી રીતે અર્ચિ:લોકની પ્રાપ્તિ આતિવાહિક છે તેવીજ રીતે અન્ય લોકની છે. (૧૧) બ્રહ્મલોક સિવાયના બીજા બધા લોકો અલ્પલોક કહેવાય છે. તમામ લોકોમાં જવાતું નથી. તેમાંના થોડાક લોકમાં જાય છે. અને પછી બ્રહ્મલોક તરફ જાય છે. જ્યારે કેટલાકો ઘણા લોક પછી ત્યાં જાય છે.

## उभयव्यामोहात्तत्सिद्धेः ॥ ४–३–६ ॥

### જ્ઞાની તથા મર્યાદામાર્ગીય બન્નેને ભગવત્કૃત વ્યામોહથી તેની સિદ્ધિ છે તેથી.

**અહિંઆં આ જાણવું જોઈએ. [૪]દેવયાનમાર્ગ પણ ભગવાનેજ સર્જેલો છે. તેમજ વળી કહેલા હેતુઓથી ત્યાં કોઈની પણ [૫]કામનાના અભાવમાં તે સૃષ્ટિ નકામી જાય માટે ભગવાનજ કેટલાક જ્ઞાનીઓ તથા મર્યાદામાર્ગીય ભક્તોને વ્યામોહ કરે છે. કારણ કે તેમની કામનાઓ સિદ્ધ થાય તો તેના ફલનો ભોગ બને. જે અર્ચિરાદિમાર્ગે જાય છે તેમના દેહના વિયોગથી તેમનાં કરણ–ઇન્દ્રિયોનો સમૂહ એકત્ર થવાથી સ્વતન્ત્ર તે હોય છે. એ તેનો [૭]વ્યામોહ છે. વળી અર્ચિઃવગેરેની અચેતન તરીકેની પરતન્ત્રતા વ્યામોહ છે. કાર્ય કરવામાં સ્વસામર્થ્ય જેટલો તે છે. તેથી અર્ચિઃવગેરેના [૮]અધિષ્ઠાતા દેવોથી અતિવાહન થાય છે એમ સિદ્ધ છે એવું વ્યાખ્યાન છે. તે વધારે સારૂ નથી. કારણકે વ્યામોહ શબ્દ અસામર્થ્યનો વાચક હોવાથી અન્યથાજ્ઞાનનો વાચક છે. તેમ હોવાથી અર્ચિર્લોકને પણ પ્રાપ્ત થાય નહિ. પ્રાપકના અભાવથી એમ કહ્યું છે. ૬**

**(શંકા)—[૧]વિદ્યુત્ પછીથી વરુણાદિ લોકમાં પ્રાપ્તિ પછી જેને બ્રહ્મલોકની પ્રાપ્તિ છે તેને તે**

---

**સૂત્ર ૬**—(૧) બ્રહ્મવેત્તાને સદ્યોમુક્તિ જ હોઇ શકે ક્રમમુક્તિ નહિ. તેથી તેમનો અર્ચિરાદિ લોકમાં પ્રવેશ સંભવતો નથી. અર્ચિરાદિ લોકમાં પ્રવેશ તે હેય તથા નશ્વરફલ છે. (૨) શા માટે જ્ઞાનીજ અર્ચિરાદિ લોકમાં પ્રવેશ પામે છે એમ કહો છો; ભક્તિમાર્ગીયનો ત્યાં પ્રવેશ કેમ જણાવતી નથી? (૩) ભક્તની ભક્તિ પણ સકામ છે. તો સકામ ભક્તિવાળાની ગતિ જ્ઞાનીની માફક જ હોવી જોઇએ એમ પૂર્વપક્ષીનું કહેવું છે. (૪) દેવયાન માર્ગના બનાવનાર ભગવાનજ છે. બીજું કોઇ નહિ (૫) તે સૃષ્ટિ નકામી ન જાય માટે કેટલાક જ્ઞાનીઓ તથા મર્યાદા ભક્તોનો ભગવાન્ વ્યામોહ કરીને તેમનામાં કામનાઓ ઉત્પન્ન કરે છે જેથી તે કામનાઓની પૂર્તિ માટે તેઓને દેવયાન માર્ગે જવું પડે છે. (૬) અન્ય મતના દૂષણ માટે કહે છે (૭) વ્યામોહ એટલે અન્યથાજ્ઞાન, જે પ્રકારનું જ્ઞાન હોવું જોઇએ તેવું જ્ઞાન નહિ મેળવતાં ભ્રમ ઉત્પન્ન કરનારૂં જ્ઞાન મેળવે તે વ્યામોહ કહેવાય છે. અહિંઆં વ્યામોહનો અર્થ અન્યથાજ્ઞાન કર્યો છે સામર્થ્યનો અભાવ નહિ. (૮) અર્ચિર્લોકમાં રહેનાર તેના અધિષ્ઠાતા મુખ્યદેવ તેજ આ જ્ઞાનીના જીવને આગળ દોરી જાય છે. તે દેવો જ તેના વળાવારૂપ બને છે. આ રીતે કરેલું વ્યાખ્યાન બરાબર નથી કારણ કે વ્યામોહ શબ્દ જેમ અન્યથાજ્ઞાનનો વાચક છે તેમ અસામર્થ્યનો વાચક છે. જીવનું સામર્થ્ય જ્ઞાનને લીધે છે. જ્યારે તે જ્ઞાન તેને પ્રાપ્ત થયું ન હોય તો તેની શક્તિના સામર્થ્યનો અભાવ બને છે. આથી જીવનું અન્યથાજ્ઞાન એટલે તેનું અસામર્થ્ય આમ હોવાથી જો તેને વ્યામોહ થાય તો તેના સામર્થ્યનો અભાવ થયેલો હોવાથી. તે અર્ચિર્લોકમાં પણ જઇ શકે નહિ. તેને ત્યાં લઇ જનાર હોય તોજ જઇ શકે પણ તેવો લેઇ જનાર તો છે નહિ. આથી અર્ચિર્લોકમાં પણ તેનો પ્રવેશ સંભવી શકશે નહિ. **ભાવાર્થ**—દેવયાન માર્ગને પણ ભગવાનેજ સર્જેલો છે અને તે હીનાધિકારીઓ માટે નથી. પણ ઉત્તમ અધિકારીઓ માટે છે. પણ જો તેવા ઉત્તમ અધિકારીઓ કામના રહિત હોય તો આ માર્ગમાં તેમનો પ્રવેશ નહિ હોવાથી આ સૃષ્ટિજ વ્યર્થ થાય. માટે સ્વકૃત માર્ગની સફલતા માટે ભગવાન્ જ કેટલાક જ્ઞાનીઓ તથા મર્યાદા ભક્તોને વ્યામોહ કરે છે તેથી તેમને ખાસ કામનાઓ હોય છે. અને તેથી તેમનો ફલભોગ થાય છે,

**સૂત્ર ૭**—(૧) વિદ્યુત્ લોક પછી વરુણલોક પછીથી અન્ય લોકોમાં જઇ તે છેવટે બ્રહ્મલોકમાં

તે લોક સંબન્ધી પુરુષ બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર હોય છે કે તે જાતેજ તેને પ્રાપ્ત કરે છે એવી શંકામાં ઉત્તર કરે છે.

## वैद्युतेनैव ततस्तच्छ्रुतेः ॥४–३–७॥

## વિદ્યુત લોકમાં આવેલા પુરુષથી જ તે લોકમાંથી બ્રહ્મપ્રાપ્તિ છે, કારણ કે તેની શ્રુતિ છે તેથી.

[2]બ્રહ્મની [3]પ્રાપ્તિ વિદ્યુત્ લોક સંબન્ધી પુરુષના સામર્થ્યથી કહેવાઇ નથી. પણ બ્રહ્મના સંબન્ધવાળા [4]તેના સામર્થ્યથી અને વળી જે લોકમાંથી તેની પ્રાપ્તિ છે ત્યાંથી બ્રહ્મ સંબન્ધી પુરુષથી જ છે. એમ હોવાથી વિદ્યુત્ લોકમાંથી [5]તેની પ્રાપ્તિમાં જે બ્રહ્મના સંબન્ધવાળો પુરુષ પ્રાપ્ત કરાવનાર કહેલો છે તેનાથી જ. ત્યાંથી વરુણાદિ લોકમાંથી પણ બ્રહ્મની પ્રાપ્તિ હોય છે. ત્યાં હેતુ કહે છે. તેની શ્રુતિ છે તેથી. "માનસ પુરુષ આવીને તેમને વૈદ્યુતલોકમાંથી બ્રહ્મલોક તરફ પહોંચાડે છે" (બૃ. ૬–૨–૧૫) એવી શ્રુતિ છે, અહિંઆં "આવીને"[6] એ વચનથી જે લોકથી બ્રહ્મની પ્રાપ્તિ થવાની છે ત્યાં જ આવીને બ્રહ્મને પ્રાપ્ત કરાવે છે એમ સમજાય છે. શ્રુતિમાં વૈદ્યુત લોક તરફ આવીને તેમાંથી બ્રહ્મલોક તરફ ગતિ કરાવે છે એમ કહેલું છે. આથી તે પુરુષ [7]વૈદ્યુત કહેવાય છે, તે લોકના રહેવાશી તરીકે નહિ. એમ હોય તો 'આવીને' એમ ન કહેત. ત્યાંથી જ બ્રહ્મનું [8]પ્રયાણ

જાય છે. અહિંઆં શંકા એવી કરવામાં આવે છે કે તે લોકમાં જીવને લઇ જનાર તે તે લોક સાથે સંબન્ધ ધરાવનાર પુરુષ હશે કે બ્રહ્મ જાતે જ ? (૨) અહિંઆં ઉપરની શંકાનો ઉત્તર આપે છે. (૩) બ્રહ્મ લોકની પ્રાપ્તિ (૪) વિદ્યુત લોક પછીના વરુણ વગેરે લોકોને વટાવીને બ્રહ્મલોકમાં જ્યારે જીવને જવાનું હોય છે ત્યારે તેને લઇ જનાર માર્ગમાં આવનાર લોકના અધિષ્ઠાતા પુરુષો નહિ પણ બ્રહ્મ સાથે સંબન્ધ ધરાવનાર ,તથા બ્રહ્મે જેને સામર્થ્ય આપ્યું છે એવો પુરુષ હોય છે. અર્થાત્ તે તે લોક સાથે સંબન્ધ ધરાવનાર પુરુષ નહિ, તેમ બ્રહ્મ નહિ. પણ બ્રહ્મે નિયુક્ત કરેલ, અને જેને તે માટે બ્રહ્મે સામર્થ્ય આપેલું છે એવો પોતાની સાથે સંબન્ધ રાખનાર પુરુષ જ જીવને બ્રહ્મલોક સુધી લઇ જાય છે (૫) બ્રહ્મલોકની પ્રાપ્તિમાં (૬) શ્રુતિમાં " આવીને " શબ્દ છે. તેથી એમ સમજાય છે કે તે બ્રહ્મની સાથે સંબન્ધ ધરાવનાર પુરુષ વૈદ્યુત કે વરુણ વગેરે લોકના વતની નથી પણ જ્યારે અમુક જીવને તે તે લોકમાંથી આગળ લેઇ જવાના હોય ત્યારે બ્રહ્મની ઇચ્છાથી તેટલો ત્યાં આવે છે, અને પછી તેમને દોરી જાય છે. આથી પણ તે પુરુષ તે તે લોકના રહીશ નહિ પણ બ્રહ્મ સાથે સંબન્ધ ધરાવનાર જ સમજાય છે (૭) ત્યારે કોઇને શંકા થાય કે જો તે પુરુષ વિદ્યુત્ લોકનો રહીશ ન હોય તો તેને વૈદ્યુત પુરુષ શા માટે કહેલો છે. વૈદ્યુત પુરુષનો અર્થ એટલાજ કે વિદ્યુત્ લોકનો રહીશ. આ પ્રકાર પૂર્વપક્ષીની શંકા છે. તેના ઉત્તરમાં અહિંઆં સિદ્ધાન્તી કહે છે કે વૈદ્યુત પુરુષનો અર્થ તમે કરો છો તેવા પ્રકારનો નથી. વૈદ્યુત પુરુષ એટલે વિદ્યુત્ લોકમાં રહેનાર નહિ, પણ વિદ્યુતલોકમાંથી જીવને આગળ લેઇ જવાને જે પુરુષ વિદ્યુત્ લોકમાં આવે છે તે ખરી રીતે બહારથી આવનાર આ પુરુષનો વિદ્યુતલોક સાથે સંબન્ધ નથી. પણ બ્રહ્મની ઇચ્છાથી વિદ્યુત્ લોકના જીવને બ્રહ્મલોક તરફ લેઈ જવાને તે વિદ્યુત લોકમાં આવે છે અને તે રીતે તેટલો તેનો સંબન્ધ થાય છે માટેજ વૈદ્યુતલોક કહે છે. (૮) આથી તે જીવને પ્રાપ્ત કરાવનાર કોઈ બીજી વ્યક્તિ નથી પણ બ્રહ્મ જ છે. બ્રહ્મ પોતેજ પોતાની સાથે સંબન્ધ ધરાવનાર

છે. આથી જ [૯]માનસ એમ કહ્યું છે. ભગવાનના મનમાં એમ હોય છે કે આને મારી પ્રાપ્તિ કરાવું ત્યારે જ પ્રાપ્ત કરાવે છે.

છાન્દોગ્યમાં તો અમાનવ એવો પાઠ છે. પણ તે અલૌકિક અર્થમાં છે તેથી કહેલા રૂપમાં તેથી કોઇ ફેર નથી. વાજસનેયકમાં બ્રહ્મલોકને પહોંચાડે છે એવો પાઠ છે. [૧૧]છાન્દોગ્યમાં તો "બ્રહ્મ" એમ છે. અહિંઆં આ ભાવ છે. ભક્તને તો વૈકુણ્ઠથી લોકમાં લઇ જાય છે. તે બહુ પ્રકારના હોય છે તેથી બ્રહ્મલોકો એમ કહ્યું છે. જ્ઞાનમાર્ગીયને તો [૧૨]અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે માટે "બ્રહ્મ" એમ કહ્યું છે. માટેજ બન્ને વ્યામોહ આચાર્યે કહ્યો. ૭

### ૩ કાર્યાધિકરણ.

[૧]અહિંઆં સિદ્ધાન્તની દૃઢતાને માટે કહેલા અર્થને [૨]હાથમાં ઢંકાયલો હોય તેવો કરીને બાદરિના મતને પૂર્વપક્ષ તરીકે કહે છે.

## कार्यं बादरिरस्य गत्युपपत्तेः ॥४–३–८॥

પુરુષદ્વારા તે જીવને બ્રહ્મ લોક તરફ તેડી લાવે છે, આથી તે બ્રહ્મ જ તેને પ્રાપ્ત કરાવનાર છે (૯) શ્રુતિમાં "માનસ" પુરુષ એવો જે શબ્દ પ્રયોગ છે તેનું તાત્પર્ય સમજાય છે તે જીવ બ્રહ્મને પ્રાપ્ત થાય એવો સંકલ્પ બ્રહ્મના મનમાં થાય છે. અને તેમ થતાં પોતે પોતાના પુરુષને વિદ્યુલ્લોક તરફ મોકલે છે અને ત્યાંથી તે જીવને પોતાના તરફ ખેંચી મંગાવે છે. (૧૦) છાંદોગ્યોપનિષદમાં "માનસ" ને બદલે અમાનવ પુરુષ એવા શબ્દો છે (જુઓ છાં. ૫–૧૦–૨ विद्युतं तत्पुरुषोऽमानवः स एतान्ब्रह्म गमयत्येष देवयान पन्था इति) બૃહદારણ્યકની શ્રુતિમાં "માનસ વિશેષણ છે અને અહિંઆં "અમાનવ" છે તો પણ તે બન્ને એકજ અર્થમાં છે તેમાં કોઇ ભેદ નથી. બન્ને "અલૌકિક" અર્થમાં છે. (૧૧) અહિંઆં આ પ્રમાણે સમજવાનું છે બૃ. ૬–૨–૧૫ ની શ્રુતિ જે ભાષ્યમાં ઉતારવામાં આવી છે ત્યાં ब्रह्म लोकान् એમ "બ્રહ્મ લોક" શબ્દ બહુ વચનમાં છે. જ્યારે છાંદોગ્યમાં 'બ્રહ્મ લોક' શબ્દ એક વચનમાં છે (स एतान् ब्रह्म गमयति) તો એકમાં બહુ વચનનો પ્રયોગ અને બીજામાં એક વચનનો પ્રયોગ શાથી તે વિષે શંકા થાય તો કહે છે કે જ્યાં બ્રહ્મલોકનો બહુ વચનમાં પ્રયોગ કરેલો છે ત્યાં મર્યાદા ભકતોને ઉદ્દેશીને છે કારણ કે તે ભકતો જૂદી જૂદી જાતના હોય છે. માટે તેમને મ.ટે વૈકુણ્ઠાદિ બ્રહ્મલોક પણ જૂદા હોય છે. જ્યાં "બ્રહ્મ લોક"નો એક વચનમાં પ્રયોગ છે ત્યાં જ્ઞાનીઓને ઉદ્દેશીને તે પ્રમાણે કહેવામાં આવેલ છે. છાંદોગ્યમાં જ્ઞાનીની વિદ્યુત્ લોકથી બ્રહ્મલોક સુધીની ગતિ કહી છે અને બૃહદારણ્યકમાં મર્યાદા ભકતોની ગતિ કહેલ છે. (૧૨) વળી બૃહદારણ્યકની શ્રુતિમાં બ્રહ્મ "લોકો" એમ શબ્દ છે જ્યારે છાંદોગ્યની શ્રુતિમાં "બ્રહ્મ" શબ્દ છે. આમ કહેવામાં પણ પ્રયોજન આ છે કે જે મર્યાદા ભક્તો છે તેઓ તો બ્રહ્મના લોક વૈકુણ્ઠ વગેરેમાં જાય છે. જ્યારે જ્ઞાનીઓ બ્રહ્મના લોકમાં નહિ, પણ બ્રહ્મ કહેતાં અક્ષર બ્રહ્મ સુધી જાય છે. આ રીતે મર્યાદા ભક્તો તથા જ્ઞાનીઓને વ્યામોહ થતાં તેમની અર્ચિરાદિ માર્ગે ગતિ છે એમ વ્યાસ કહે છે. **ભાવાર્થ**—બ્રહ્મની પ્રાપ્તિ પોતાની મેળે થતી નથી, પણ બ્રહ્મની સાથે સંબન્ધ રાખનાર પુરુષના સામર્થ્યથી થાય છે, અને તે વિષેની શ્રુતિ છે. શ્રુતિમાં વૈદ્યુત પુરુષથી બ્રહ્મ પ્રાપ્તિ કહી છે તેનું પ્રયોજન તે પુરુષ વૈદ્યુત લોકમા આવે છે માટેજ એમ કહે છે. તે લોકના વતની તરીકે વૈદ્યુત લોક એમ કહેલ નથી.

અધિ૦ ૩. સૂત્ર ૮—(૧) ક્રમમુક્તિના માર્ગનો વિચાર કરીને તેના ફલનો વિચાર કરે છે એવા

**તે કાર્યરૂપ બ્રહ્મ છે, કારણ કે આ ગતિ કરનાર જીવની ગતિ ત્યાં સંભવે છે તેથી.**

"તે આમને બ્રહ્મ તરફ પહોંચાડે છે" (છાં. ૪-૧૫-૫) અહિંઆં બ્રહ્મ શબ્દથી અવિકૃત પરમ બ્રહ્મજ કહેવાય છે કે કાર્યરૂપ બ્રહ્મલોક એવો સંશય [3]રહે છે. [4]પર વ્યાપક હોવાથી અને અપેક્ષિત અમુક સ્થળમાં ગતિ કરાવનારની ઉક્તિથી કાર્યરૂપજ તે છે એમ બ્રહ્મ શબ્દથી કહેવાય છે એમ બાદરિ આચાર્ય માને છે. શાથી? [5]આની ગતિની ઉપપત્તિ છે તેથી. તે [6]પરિચ્છિન્ન હોવાથી. ત્યાં [7]સ્થિત દેશ તરફ આના [8]ગન્તાની ગતિની ઉપપત્તિ છે તેથી એવો અર્થ છે. ૮

## विशेषितत्वाच्च ॥४-३-९॥

**બ્રહ્મલોક બહુવચનથી અધિકરણ તરીકે વિશેષિત હોવાથી પણ.**

"જેઓએ વૈદ્યુત લોકને પ્રાપ્ત કર્યો હોય છે તેમને માનસ પુરુષ બ્રહ્મલોક તરફ પહોંચાડે છે. બ્રહ્મલોકમાં તેઓ અનંત વર્ષો સુધી રહે છે. તેઓનું આ લોક તરફ પાછું ફરવાનું થતું નથી." (બૃ. ૬-૨-૧૫) એ શ્રુતિમાં લોકનાં [1]બહુ "તથા" રહેઠાણના

આશયથી સૂત્ર રચે છે. (૨) આગળ એ સિદ્ધાન્તનું સ્થાપન કરેલું છે તેથી અહિંઆં તેને કહેલ નથી માટે "હાથમાં ઢંકાયલો" એમ જણાવેલ છે. (૩) બ્રહ્મ લોકને પહોચાડે છે એમ જે શ્રુતિમાં કહ્યું ત્યાં બ્રહ્મ એટલે પર બ્રહ્મ કે કાર્યરૂપ બ્રહ્મ. અમાનવ અગર માનસ પુરુષ જે જીવને વિદ્યુત્ લોકથી ઉર્ધ્વ પ્રયાણમાં બ્રહ્મ લોક સુધી લેઇ જાય છે એમ જે કહ્યું ત્યાં "બ્રહ્મ" શબ્દથી પરબ્રહ્મ સમજવા કે કાર્યબ્રહ્મ? પરબ્રહ્મ એ અવિકૃત છે, તેમાં કાઇપણ વિકાર હોતા નથી. તેથી તે મુખ્ય બ્રહ્મ છે, અને કાર્યરૂપ બ્રહ્મ તે ગૌણ છે. તેથી અહિંઆં બ્રહ્મ શબ્દને આપણે મુખ્ય સમજવાં કે ગૌણ તરીકે તેનો નિશ્ચય આવશ્યક હોવાથી શંકા ઉપસ્થિત થાય છે. (૪) આ વિષે બાદરિનો શો મત છે તે ટાંકે છે. બાદરિ કહે છે કે અહિંઆં બ્રહ્મ શબ્દ "કાર્ય" બ્રહ્મ પરત્વે લેવાનો છે- મુખ્ય બ્રહ્મ પરત્વે નહિ કારણ કે મુખ્ય બ્રહ્મ તે વ્યાપક છે, તેથી તેને અમુક દેશની સ્થાનની મર્યાદા નથી. તે સર્વત્ર વ્યાપક હોવાથી "તમામ સ્થળે છે, તેથી બ્રહ્મલોક" એકલામાં નહિ પણ તમામ લોકમાં તે છે. આથી જેને આપણે બ્રહ્મલોક કહીએ છીએ તે અમુક લોક પરત્વે હોવાથી તેજ પરબ્રહ્મ હોઇ શકે નહિ, તે બ્રહ્મના કાર્યરૂપ લોક છે. વળી એમ પણ કહેલ છે કે બ્રહ્મલોક તરફ બ્રહ્મ પોતે જીવને અમાનવ પુરુષદ્વારા ગતિ કરાવે છે, તેથી પણ એજ સિદ્ધ થાય છે કે તે બ્રહ્મલોક કાર્યરૂપ છે, (૫) જીવની ગતિ—જ્ઞાનમાર્ગીય તથા મર્યાદામાર્ગીય જીવ જે વ્યામોહને લીધે કામનાથી આ માર્ગે ગતિ કરે છે તેની ગતિ "બ્રહ્મલોક" અર્થાત્ કાર્યરૂપ બ્રહ્મ તરફ જ હોઇ શકે, પરબ્રહ્મમાં નહિ વ્યાપકરૂપમાં ગતિ હોઇ શકે નહિ. કાર્યરૂપમાં જ તે હોઇ શકે. (૬) કાર્યરૂપ બ્રહ્મ તે સ્થળના પરિચ્છેદવાળું છે. વ્યાપક બ્રહ્મમાં પરિચ્છેદ મર્યાદા નથી. (૭) કાર્યરૂપ બ્રહ્મલોક તરફ (૮) તે માર્ગ ગમન કરનાર જ્ઞાનમાર્ગીય જીવની ગતિ છે. **ભાવાર્થ**— શ્રુતિમાં કહેલ બ્રહ્મલોક તે કાર્યરૂપ બ્રહ્મ કહેવાય છે, કારણ કે આ ગતિ કરનાર જીવનું ગમન કાર્યરૂપ બ્રહ્મ પરત્વેજ સંભવે વ્યાપક બ્રહ્મ વિષે નહિ એવો બાદરિનો મત છે,

**સૂત્ર ૯**-(૧) મુળ શ્રુતિમાં **ब्रह्मलोकान्** એમ બ્રહ્મલોક શબ્દનો પ્રયોગ બહુવચનમાં છે, અર્થાત્ "ઘણા બ્રહ્મ લોકો એવો અર્થ ત્યાં છે. વળી ત્યાં જીવ અનેક વર્ષો સુધી રહે છે એમ કહ્યું છે તેથી એમ સમજાય છે કે કહેલો બ્રહ્મલોક એ જીવને ત્યાં રહેવાનું સ્થાન છે, આથી તે પરબ્રહ્મ નહિ પણ કાર્યરૂપ બ્રહ્મ

અધિકરણ તરીકેનાં વિશષણો છે. વળી ગતિ કરનારાઓ માટે દૂર દેશની ગતિનું વિશેષણ છે તેથી તે પરબ્રહ્મ નથી. પણ કાર્યજ છે એવો અર્થ છે. [2]લોકપદ તેનાથી જન્ય ભોગપરત્વે છે. તેથી તે એક હોય તો પણ વિવિધ ભોગ જણાવવાને બહુવચન ઘટે છે. ૯

ત્યાં બ્રહ્મ શબ્દના પ્રયોગમાં હેતુ કહે છે.

## सामीप्यात् तद्व्यपदेशः ४।।—३—१०।।

## સામીપ્યથી તેનો વ્યપદેશ છે.

તે [1]લોકમાં સ્થિત થયેલાઓનું પરની પ્રાપ્તિમાં અન્ય લોકનું વ્યવધાન નથી. પણ ત્યાંજ હોય છે. માટે પરબ્રહ્મની સમીપ હોવાથી બ્રહ્મ તરીકે તેનો વ્યપદેશ કરેલો છે. "તુ" શબ્દ તો વસ્તુતઃ બ્રહ્મરૂપનો વ્યવચ્છેદ કરે છે. ૧૦

(શંકા)—"બ્રહ્મના ભુવન સુધી હે અર્જુન ! તમામ લોક પાછા ફરનારા છે" (ભ. ગી. ૮–૧૬) એ વાક્યથી [1]ત્યાંથી પુનરાવૃત્તિ થાય છે. તેથી "પર" જ અહિંઆં બ્રહ્મ શબ્દથી કહેવાય છે. એમ પ્રાપ્ત થાય તો ઉત્તર કહે છે.

## कार्यात्यये तदध्यक्षेण सहातः परमभिधानात् ।।४—३—११।।

## કાર્ય બ્રહ્મનો નાશ થતાં પછીથી તેના અધ્યક્ષ બ્રહ્માની સાથે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. તેનું કથન કર્યું છે તેથી.

કલ્પની સમાપ્તિ વખતે બ્રહ્મલોક–કાર્યનો તેના અધ્યક્ષ ચતુર્મુખ બ્રહ્માની સાથે

---

કહેલ છે. પરબ્રહ્મના અર્થમાં બ્રહ્મલોક હોત તો ત્યાં " બ્રહ્મલોકો " એમ બહુવચનનો પ્રયોગ કરત નહિ. વળી તેને રહેવાને સ્થાન તરીકે વર્ણવ્યું હોત નહિ. માટે આ કારણોથી તે કાર્યરૂપ બ્રહ્મજ છે. (૨) લોકપદ કાર્ય બ્રહ્મથી જન્ય ભોગના તાત્પર્યમાં છે. **ભાવાર્થ**—બ્રહ્મલોક શબ્દ બહુવચનમાં વપરાયો છે તેથી તથા તે જીવના વાસ માટેનું અધિકરણ હોવાથી–રહેવાનું સ્થાન હોવાથી તે કાર્યરૂપ બ્રહ્મ જ હોઇ શકે પરબ્રહ્મ નહિ.

**સૂત્ર ૧૦**—(૧) બ્રહ્મલોક એ શબ્દમાં લોક પહેલાં 'બ્રહ્મ' પદ જે મૂક્યું છે તે શા માટે તેનું તાત્પર્ય સમજાવે છે. બ્રહ્મલોક કહેવાનો આશય એ છે કે જે આ લોકમાં પહોંચ્યો છે અને ત્યાં સ્થિત થયેલ છે. તેના પરબ્રહ્મની પ્રાપ્તિમાં બહુ અન્તરાયો નથી. તેને અન્ય લોકમાં જવાનું હોતું નથી. બીજા કોઇ પણ લોકમાં ગયા વગર તેની પરબ્રહ્મની પ્રાપ્તિ બની શકે છે આમ આ બ્રહ્મલોક પરબ્રહ્મની નિકટ છે, તેથી નિકટતાનો અર્થ જણાવવા માટે જ 'બ્રહ્મલોક" એમ કહેલ છે. (૨) "તુ" કહેતાં 'તો' શબ્દ સૂત્રમાં શા માટે મૂકેલો છે તે વિષે કહે છે કે આ બ્રહ્મલોકને કાર્યરૂપ બ્રહ્મજ છે અને પરબ્રહ્મ નહિ. એમ જણાવવા પૂરતો "તો" શબ્દ છે. **ભાવાર્થ** બ્રહ્મલોકની પ્રાપ્તિ થતાં અન્ય લોકમાં ગયા વગરજ પર બ્રહ્મની પ્રાપ્તિ જીવને સુલભ છે. આથી આ બ્રહ્મલોક પરબ્રહ્મની પ્રાપ્તિની નજીક હોવાથી બ્રહ્મલોક તરીકે તેનો વ્યપદેશ કરેલો છે. આમ બાદરિ કહે છે.

**સૂત્ર ૧૧**—(૧) ભગવદ્દગીતામાં કહ્યા પ્રમાણે બ્રહ્મલોક પર્યન્ત તમામ લોક સુધી ગયેલા જીવને અહિંઆં પાછું ફરવું પડે છે એમ કહ્યું છે અને તમારા કહેવા પ્રમાણે આ બ્રહ્મ લોકમાંથી તો પુનરાવૃત્તિ નથી, માટે આ બ્રહ્મલોક તે કાર્ય બ્રહ્મ નહિ પણ પરબ્રહ્મ જ હોવો જોઇએ એવી શંકાકારની

નાશ થાય છે. માટે બ્રહ્માની પાસેથી પરમ ઈશ્વરને માટે [2]અપુનરાવૃત્તિની શ્રુતિનો વિરોધ નથી. અહિંઆં પ્રમાણ કહે છે. [3]અભિધાનથી. શ્રુતિમાં તે પ્રમાણે અભિધાન છે તેથી એવો અર્થ છે. "વેદાન્તના વિજ્ઞાનથી જેમના અર્થો સુનિશ્ચિત થયેલા છે, સન્યાસના યોગથી શુદ્ધ સત્ત્વવાળા, યતિઓ પરાન્ત કાલે બ્રહ્મલોકમાં જાય છે અને જન્મ મરણાદિના ક્લેશમાંથી મુક્ત થાય છે" (મું. ૩-૨-૬) એવી શ્રુતિ છે. "પરાન્ત કાલ" એમ અહિંઆં શબ્દ છે તેમાં પર શબ્દથી બ્રહ્માનું પૂર્ણ આયુઃ સૂચવાય છે. ૧૧

કહેલા અર્થમાં શ્રુતિનું પ્રમાણ કહીને સ્મૃતિને પણ કહે છે.

## स्मृतेश्च ४।।–३–१२।।

## અને સ્મૃતિ છે તેથી.

"બ્રહ્માની સાથે તે સઘળાંઓ પ્રતિસંભોગ સંપ્રાપ્ત થાય ત્યારે,[1] પરાન્તમાં કૃત કૃત્ય થઇને [2]પર પદમાં પ્રવેશ કરે છે" એ સ્મૃતિથી પણ તેજ અર્થનું પ્રતિપાદન કરાય છે.

[1]અહિંઆં સિદ્ધાન્ત કહે છે.

## परं जैमिनिर्मुख्यत्वात् ॥ ४–३–१३ ॥

## તેપર બ્રહ્મ છે એમ જૈમિનિ કહે છે, કારણકે તે અર્થમાં તે મુખ્ય છે તેથી.

" તે એમને બ્રહ્મ તરફ પહોંચાડે છે " ( છાં. ૪-૧૫-૫ ) અહિંઆં [2]બ્રહ્મ શબ્દથી પરબ્રહ્મજ કહેવાય છે. એમ જૈમિનિ આચાર્ય માને છે. શાથી ? તે મુખ્ય છે તેથી. બૃહત્ત્વ વગેરે ધર્મથી વિશિષ્ટજ બ્રહ્મ શબ્દથી કહેવાય છે. તેવું પરમ બ્રહ્મજ હોય છે

શંકા છે (૨) બ્રહ્મલોકનો પણ નાશ છતાં ક્યારે? તો કહે છે જ્યારે કલ્પનો સમય આવે ત્યારે તે વખતે બ્રહ્મલોકનો નાશ થાય છે જો કે તે લોકનો નાશ થાય છે. પણ ત્યાં ગયેલા જીવને તો ત્યાંથી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે તેના અધ્યક્ષ બ્રહ્મા તેને પરબ્રહ્મ પાસે લઈ જાય છે માટે અપુનરાવૃત્તિની જે શ્રુતિ કહી છે તે યથાર્થ છે (૩) અભિધાન કથન શાથી? તમે એમ કહો છો કે અપુનરાવૃત્તિની શ્રુતિનો વિરોધ નથી? તેનો ઉત્તર આપે છે કે તે પ્રમાણે બીજી શ્રુતિમાં કથન કરેલું છે શ્રુતિમાં તે વિષેનું પ્રમાણ છે તે શ્રુતિ અનુસાર બ્રહ્મલોકમાં ગયેલાઓનો નાશ નથી. **ભાવાર્થ**-કલ્પના અન્તમાં કાર્યરૂપ બ્રહ્મલોકનો નાશ થાય છે ત્યારે તેમાં રહેલો જીવ તેના અધ્યક્ષ બ્રહ્માની સાથે પરબ્રહ્મની પ્રાપ્તિ કરે છે. આથી અપુનરાવૃત્તિની શ્રુતિનો વિરોધ આવતો નથી આ વિષે મું. ૩-૩-૬ની શ્રુતિમાં પણ કહેલું છે.

**સૂત્ર ૧૨**—(૧) કલ્પ સમયે (૨) પરબ્રહ્મમાં પ્રવેશ કરે છે, **ભાવાર્થ**—સ્મૃતિ પણ તેજ અર્થ કહે છે. અર્થાત્ કાર્યબ્રહ્મલોકનો નાશ થાય ત્યારે પણ ત્યાં સ્થિત રહેલા જીવોનો નાશ થતો નથી કારણ કે તેઓ પરબ્રહ્મમાં પ્રવેશ પામે છે. આથી બ્રહ્મલોક તે કાર્યબ્રહ્મ છે.

**સૂત્ર ૧૩** (૧) પ્રથમ પાંચ સૂત્રોમાં બાદરિનો પૂર્વપક્ષ કર્યો હતો, હવે જૈમિનિના મતનો ઉપન્યાસ કરીને સ્વસિદ્ધાન્તનું પ્રતિપાદન સૂત્રકાર કરે છે. છાં. ૪-૧૫-૫ માં બ્રહ્મતરફ ( બ્રહ્મલોક ) તરફ જીવને પહોંચાડવામાં આવે છે એમ જે કહ્યું તેથી કાર્યરૂપ બ્રહ્મ નહિ પણ પરબ્રહ્મજ સમજવાનું છે એમ જૈમિનિ કહે છે. કારણ કે બ્રહ્મના જે ધર્મો છે તે ધર્મો અહિંઆં છે. બ્રહ્મ શબ્દ " બૃહ"

**પરબ્રહ્મમાં જ બ્રહ્મની [3]મુખ્યા વૃત્તિ છે, [4]અન્યત્ર તે ગૌણી છે. અને વળી મુખ્ય અને ગૌણની મધ્યમાં મુખ્ય જ વધારે બલિષ્ટ છે [5]તેથી. ૧૩**

---

ધાતુમાંથી વ્યુત્પન્ન કરાય છે; એટલે જે બૃહત્ત્વ—આધિક્ય એ ધર્મથી વિશિષ્ટ છે, તેનું નામ બ્રહ્મ છે બૃહ ધાતુ વૃદ્ધિના અર્થમાં છે. જે તત્ત્વ બહુ જ વૃદ્ધ થયેલું છે અર્થાત્ અતિશય મોટું છે, જેનાથી બીજું કોઈ પણ પરમ તત્ત્વ નથી તેનું નામ બ્રહ્મ છે, અર્થાત્ તેમાં બૃહત્તત્ત્વ એ મુખ્ય ધર્મ છે તેજ ધર્મ અહિંઆં છાંદોગ્યની શ્રુતિમાં કહેલા બ્રહ્મમાં છે. તેથી તે કાર્ય બ્રહ્મ નહિ પણ મુખ્ય પરબ્રહ્મ છે. (૩) બ્રહ્મ શબ્દનો અર્થ પરબ્રહ્મજ છે. શબ્દની મુખ્યા શક્તિથી જે અર્થ સમજાય તેજ ખરો અર્થ હોય છે. તે મુખ્ય અર્થ સંકેત પ્રમાણે નક્કી કરવામાં આવે છે. વળી વ્યાકરણ તથા કોષથી પણ સમજાય છે. તેમ વ્યવહારમાં જે અર્થમાં તે વપરાતો હોય તે ઉપરથી પણ તેનો મુખ્ય અર્થ કયો તે આપણે નક્કી કરી શકીએ છીએ. આ પ્રમાણે કરેલો અર્થ તે શબ્દની મુખ્ય વૃત્તિથી કરેલો છે. પણ શબ્દના પ્રચલિત અર્થનો ત્યાગ કરીને, રૂઢિ તથા પ્રયોજનથી અન્ય અર્થમાં તેને લેઈએ તે મુખ્ય અર્થ નથી પણ લક્ષણાથી કરેલો છે. તેના શુદ્ધા અને ગૌણી એવા બે વિભાગો છે. આથી પણ ગૌણી લક્ષણામાં ગુણોનું સામ્ય હોય છે જેમ કે 'अग्निर्माणवकः" માણવક અગ્નિ છે, આ વાક્યમાં માણવક નામના માણસને અગ્નિ કહેવામાં આવે છે: શબ્દોના મુખ્ય અર્થ પ્રમાણે આ અર્થ અસંભવિત છે, કારણ કે માણવક એ ચૈતન્યવાળો પદાર્થ છે અને અગ્નિ તે જડ પદાર્થ છે તેથી તે બન્નેને એક કહી શકાય જ નહિ તેથી "અગ્નિ" શબ્દનો અર્થ "અગ્નિ" સમજવાનો નથી, પણ અગ્નિમાં જેમ તાપ આપવાની શક્તિ છે તેવો તાપ માણવકમાં છે એમ જણાવવાનું પ્રયોજન હોવાથી, માણવકના ગુણો અગ્નિના ગુણોની સમાન છે એમ કહેવા માટે જ ઉપર પ્રમાણે વાક્ય કહેલું છે, અર્થાત્ "અગ્નિ" એટલે "અગ્નિ સદૃશ" એમ અર્થ લેવો જોઇએ. અહિંઆં "અગ્નિ"નો અગ્નિ "દેવતા" અર્થ એ મુખ્ય અર્થ છે પણ તે અર્થ ઉપરના વાક્યમાં બંધ બેસતો નથી. તેથી તે પ્રમાણે અર્થને નહિ લેતાં "અગ્નિસદૃશ—અગ્નિના જેવો" એટલો અર્થ આપણે લેઇએ છીએ. માટે અહિંઆં ગૌણી વૃત્તિથી અગ્નિનો અર્થ સમજાય છે. શુદ્ધા લક્ષણામાં ગુણોનું સાદૃશ્ય હોતું નથી. જેમ કોઇ માણસ એમ કહે કે काकेभ्यो बलिः रक्ष्यताम् કાગડાઓથી બલિનું રક્ષણ કરો" તો આ વાક્યથી એમ સમજવાનું નથી કે કેવળ કાગડાઓથી જ બલિનું રક્ષણ કરવાનું છે, અને અન્ય પશુઓ તથા પક્ષીઓ બલિને બગાડી નાખે તો રક્ષણ નહિ કરવું. અહિંઆં "કાક" એટલે ફક્ત કાગડો નહિ પણ "કાગડો વગેરે" અર્થાત્ "વગેરે" એ વધારે અર્થ સમજાય છે અહિંઆં સામાન્ય "કાગડો", એટલા અર્થને બદલે "કાગડો વગેરે" એમ જે અર્થ થયો તે શુદ્ધા લક્ષણાનો છે. આ ઉપરાંત શબ્દની ત્રીજી પણ શક્તિ છે. તેનું નામ વ્યંજના છે. તેનાથી વ્યંગ્ય અર્થની પ્રતીતિ થાય છે. અહિંઆં છાંદોગ્યની શ્રુતિ જેમાં "બ્રહ્મ તરફ પહોંચાડે છે" એમ કહ્યું છે ત્યાં બ્રહ્મ શબ્દનો અર્થ મુખ્ય શક્તિ પ્રમાણે મુખ્ય પરબ્રહ્મના અર્થમાં છે કે ગૌણી લક્ષણા પ્રમાણે અર્થાત્ "બ્રહ્મના જેવું" અર્થમાં છે. તે વિષે સિદ્ધાન્તી કહે છે કે બ્રહ્મ મુખ્ય અર્થમાં છે, ગૌણ અર્થમાં નથી. બ્રહ્મ શબ્દનો મુખ્ય અર્થ પરબ્રહ્મ થાય છે, કાર્ય બ્રહ્મ—બ્રહ્મલોક નહિ. માટે તેજ અર્થમાં શ્રુતિમાં તેનો પ્રયોગ છે. (૪) પરબ્રહ્મ સિવાય બીજા જે અર્થમાં શ્રુતિમાં તેનો પ્રયોગ છે. (૪) પરબ્રહ્મ સિવાય બીજા જે અર્થમાં બ્રહ્મને ઘટાવો તે તમામ સ્થળે ગૌણી લક્ષણા છે. કારણ કે તે પરબ્રહ્મ નહિ. પણ બ્રહ્મના જેવા ગુણોથી વિશિષ્ટ હોવાથી, સાદૃશ્યને લીધે બ્રહ્મ પદથી અંકિત થાય છે (૫) અમુક શબ્દનો મુખ્ય અર્થ અમુક થતો હોય અને ગૌણ અર્થ જૂદો થતો હોય ત્યારે તે બેમાંથી કયો અર્થ વધારે વિશ્વસનીય આપણે ગણવો એમ શંકા થાય તો કહે છે કે મુખ્ય અર્થ વિશ્વસનીય છે: તેથી તેજ સ્વીકારને યોગ્ય છે. **ભાવાર્થ**—છાં. ૪–૧૫–૫ માં આવેલ "બ્રહ્મ" શબ્દ પરબ્રહ્મના અર્થમાં છે, એમ જૈમિનિ

## दर्शनाच्च ॥ ४-३-१४ ॥

## અને તેનું દર્શન છે તેથી

"અને દેવયાન માર્ગને પ્રાપ્ત થઇને તે અગ્નિલોક તરફ આવે છે વગેરે" (કૌ. ૧-૩) આ કૌષીતકીની શ્રુતિથી અગ્નિ વગેરે લોકની પ્રાપ્તિની માફક [1]અવિશેષથી જ પ્રજાપતિના લોકની પ્રાપ્તિ પછી બ્રહ્મની પ્રાપ્તિ દેખાડે છે. ત્યાં બ્રહ્મલોક શબ્દથી તે કાર્ય છે એમ કહેવું શકય નથી. કારણ કે [2]પ્રજાપતિ લોકને જૂદો કહી બતલાવે છે તેથી. "[3]અને વળી જેઓ અરણ્યમાં શ્રદ્ધા તથા તપની ઉપાસના કરે છે તે અર્ચિર્લોક તરફ જાય છે." (છાં. ૫-૧૦-૧) એ છાન્દોગ્યની શ્રુતિને વિષય બનાવીને બ્ર. સૂ. ૪-૩-૧ થી ઉપક્રમ કરીને આચાર્યે [4]નિવેશ કર્યો છે કારણકે અન્યત્ર અર્ચિ:શબ્દનો અભાવ છે તેથી. અને ત્યાં અન્તમાં બ્રહ્મ તરફ ગતિ કરે છે એમ કહ્યું છે. અને તેમજ છાંદોગ્યમાં અનુક્ત અન્યત્ર ઉકત લોકના માર્ગના ઐકયની સિદ્ધિ માટે ત્યાંજ બ્ર સૂ ૪-૩-૩, અને ૪-૩-૪ સુધીમાં સંનિવેશ કર્યો છે. આમ હોવાથી પ્રથમ અર્ચિ:માં પછી દિવસ, પછી શુકલપક્ષ ત્યાર પછી સંવત્સર, પછી વાયુ, પછી દેવલોક પછી આદિત્ય, ચંદ્રલોક, વિદ્યુત્ વરુણ, ઇન્દ્ર, અને પછી પ્રજાપતિ. ત્યારપછીથી અમાનવ પુરુષથી બ્રહ્મની પ્રાપ્તિ એવો નિર્ણય થાય છે. આમ હોવાથી પ્રજાપતિ લોક પછી અન્યકાર્ય [5]બ્રહ્મલોકનો અસંભવ હોવાથી તેની શંકા પણ જો કે થવાને યોગ્ય નથી. તોપણ વ્યાસે કહેલા માર્ગની એકતાને નહિં [6]માનતાં તે [7]પ્રમાણે કહ્યું એમ સમજાય છે. પણ વેદના અર્થ નિર્ણય માટેજ પ્રવૃત્ત થવાથી તથા ભગવાનના અવતારરૂપ હોવાથી [8]તેમણે કહેલો એજ [9]શાસ્ત્રાર્થ છે એમ માનવું જોઇએ. વળી "તે પ્રજાપતિ લોક તે બ્રહ્મલોક" (કૌ. ૧-૩) એમ અહિંઆં, 'બ્રહ્મ' શબ્દ પરનું વાચક છે. એમ જો [10]તેમનાથી કહેવાતું હોય તો તે [11]અન્યત્ર પણ તેના [12]દૃષ્ટાન્તથી તે [13]પ્રકારે કહેવું જોઇએ, કારણ કે [14]બાધકનો

---

મુનિ કહે છે, કારણ કે તે અર્થમાંજ પરબ્રહ્મના અર્થમાં જ બ્રહ્મ શબ્દની મુખ્યા શક્તિ (વૃત્તિ) છે.

સૂત્ર ૧૪ (૧) જેમ પ્રજાપતિ લોકની પ્રાપ્તિ છે તેજ પ્રમાણે બ્રહ્મલોકની પ્રાપ્તિ છે, તેમાં કોઇપણ ફેર નથી. (૨) પ્રજાપતિ લોકનું વર્ણન બ્રહ્મલોકથી જૂદી રીતે કહેલું છે. (૩) ઉપર કહેલો સિદ્ધાન્ત તે ભલે જૈમિનિનો હોય પણ સૂત્રકાર બાદરાયણ વ્યાસનો તો નહિ જ, કારણ કે જો પોતાનો હોય તો શા માટે જૈમિનિનું નામ સ્પષ્ટ રીતે કહે અને પોતાનું નામ સૂત્રમાં ન આપે? આમ કોઇને શંકા થાય તો અહિંઆં તે વિષે કહે છે. (૪) છાંદોગ્યમાં જે જે પર્વો કહ્યાં હોય તેમનો સમાવેશ અર્ચિરાદિ માર્ગમાં કરવો જોઇએ. (૫) પ્રજાપતિ લોક પછી બ્રહ્મલોકની પ્રાપ્તિ જેમ કહી છે તેમ બ્રહ્મલોક પછી અન્ય લોકની પ્રાપ્તિ કહી નથી. માટે આ બ્રહ્મલોક તે કાર્યરૂપ નથી (૬) આ જૈમિનિનું વિશેષણ છે. તે જૂદા જૂદા માર્ગ છે એમ માને છે; તેથી તે માર્ગભેદવાદી છે (૭) માર્ગભેદ કહ્યા છે (૮) વ્યાસજીએ કહેલો અર્થ (૯) વ્યાસજી જે અર્થ કરે છે તેજ ખરેખર શાસ્ત્રનો અર્થ છે. (૧૦) તેમનાથી— બાદરિથી (૧૧) અક્ષિ પુરુષ વિદ્યામાં તથા પંચાગ્નિ વિદ્યામાં કૌષિતકી શ્રુતિમાં કહેલા દૃષ્ટાન્તથી (૧૩) બ્રહ્મ શબ્દ પરબ્રહ્મના અર્થમાં છે તે પ્રમાણે (૧૪) ગતિની ઉપપત્તિ વગેરે દૂષણો કાર્ય બ્રહ્મને બદલે પરબ્રહ્મનો અર્થ લેવામાં સંભવે છે પણ તેનો પરિહાર અધિકરણ ત્રીજામાં કર્યો છે તેથી પરબ્રહ્મનો અર્થ લેવામાં કોઇ પણ બાધક નથી.

**અભાવ [૧૫]છે.**

**([૧૬]શંકા)—પર વ્યાપક હોવાથી તથા નિર્વિશેષ હોવાથી ત્યાં જવું સંભવિત નથી. જીવની પણ અવિદ્યાની ઉપાધિથી અવચ્છિન્નતાની દશામાં પરબ્રહ્મમાં ગન્તાનો [૧૭]અસંભવ હોવાથી તેના [૧૮]નાશમાં વસ્તુતઃ અભિન્નતાને લીધે સ્વરૂપથી અવસ્થાન જ હોય છે. તેથી ગન્તૃત્વ પણ સંભવિત નથી. કારણકે તેનોજ અભાવ છે તેથી [૧૯]જીવત્વની દશામાં તો ઉપાધિના અવચ્છેદથી જીવનું ગન્તૃત્વ અને અપર બ્રહ્મને અવિદ્યાથી નામ તથા રૂપ હોવાથી તે ગમ્ય છે એ સંભવિત છે. આગમન ઉપાસનાનું ફલ હોવાથી, અને ઉપાસ્ય સગુણ તરીકે હોવાથી તેમજ તેનીજ પ્રાપ્તિ ઉચિત હોવાથી નિર્ગુણ બ્રહ્મની વિદ્યાવાળામાં ગન્તૃત્વનો સંભવ નથી એમ કહ્યું છે. માટે બાદરિનો મતજ વધારે સારો છે. બ્રહ્મપદ [૨૦]મુખ્યાર્થમાં છે એમ કહેલી રીતિથી સંભવતું નથી. માટે અહિંઆં [૨૧]અમુખ્યાર્થનું જ**

---

જો બાદરિના મત પ્રમાણે કૌ. ૧–૩ માં બ્રહ્મ એટલે પર બ્રહ્મ સિદ્ધ થતું હોય તો પછી પંચાગ્નિ વિદ્યામાં તથા અક્ષિ પુરુષ વિદ્યામાં પણ જે "બ્રહ્મ" કહેલ છે તે પરબ્રહ્મજ છે, કાર્ય બ્રહ્મ નહિ, એમ બરાબર સમજવું જોઇએ. (૧૬) અહિંઆં શંકરાચાર્યના મતથી શંકા કરે છે. તે કહે છે કે પરબ્રહ્મ તે વ્યાપક છે તેમાં કાલ કે દેશનો પરિચ્છેદ નથી. તથા તેમાં કોઇ પણ વિશેષો નથી, તે નિર્ગુણ અગર નિર્વિશેષ છે. ગૌણ બ્રહ્મ જ સગુણ અગર વિશેષ હોઇ શકે તો પછી પ્રજાપતિના લોક પછીથી જીવ જે બ્રહ્મ તરફ જાય છે તે વ્યાપક બ્રહ્મ હોય તો ત્યાં જીવનું ગમન સંભવતું નથી. કારણ કે બ્રહ્મને ગમ્ય નથી. તેમ ત્યાં કોઇ પણ ગન્તાની ગતિ સંભવી શકતી નથી. જો ગતિ હોય તો પછી તે બ્રહ્મ વ્યાપક રૂપે નહિ રહેતાં ગમ્યત્વ ધર્મથી યુક્ત બને. અર્થાત્ તે નિર્વિશેષને બદલે સવિશેષરૂપ બની જાય છે. જો તે સવિશેષ હોય તો પછી તે પરબ્રહ્મ કહેવાય નહિ પણ કાર્યબ્રહ્મ અથવા ગૌણ બ્રહ્મ જ માનવું જોઇએ અર્થાત્ બાદરિ જે કાર્ય બ્રહ્મ વિષે કહે છે તે સત્ય છે (૧૭) જેમ અહિંઆં નિર્દિષ્ટ કરેલ બ્રહ્મને ગમ્યત્વ ધર્મથી યુક્ત કહેલ હોવાથી તે કાર્ય બ્રહ્મ છે તેવી જ રીતે જીવને ત્યાં ગતિ કરનાર ગન્તા કહ્યો છે માટે પણ તે કાર્ય બ્રહ્મ છે. જો પરબ્રહ્મ હોય તો જીવ ત્યાં ગતિ કરી શકે નહિ, અર્થાત્ પરબ્રહ્મ પરત્વે જીવનું ગન્તૃત્વ સંભવતું નથી. જ્યાં સુધી જીવ અવિદ્યાની દશાવાળો હોય ત્યાં સુધી જ તે ગન્તા કહી શકાય પણ આવા જીવની પરબ્રહ્મમાં ગતિ જ સંભવતી નથી (૧૮) તેના નાશમાં–અવિદ્યાના નાશમાં. કોઇ કહે કે ભલે જીવની અવિદ્યાવાળી દશામાં પરબ્રહ્મમાં ગતિ ન બનો પણ જ્યારે તે અવિદ્યાનો નાશ થાય ત્યારે તો તે ગતિ સંભવી જ શકતી હશેને ? આના ઉત્તરમાં શંકરાચાર્યના મત પ્રમાણે કહેવાય છે કે ના, જીવની અવિદ્યાનો નાશ થતાં જીવ આત્મારૂપે બ્રહ્મમાં લય પામે છે. અર્થાત્ બ્રહ્મમાં ભળી જાય છે. તે બ્રહ્મ સાથે એક થઇ જાય છે. આ સ્થિતિમાં જીવ ગન્તા રહી શકતો નથી. કારણ કે આ સ્થિતિમાં ગન્તા અને ગમ્યના ભેદ જ નથી. જે ગન્તા છે તે ગમ્ય બની જાય છે, તો પછી જીવનું ગન્તૃત્વ શી રીતે સંભવે ? (૧૯) પ્રજાપતિ લોક પછીથી જીવ બ્રહ્મ તરફ જાય છે એમ જે કહેવામાં આવ્યું છે તેથી શું સમજવું ? આના ઉત્તરમાં કહે છે કે ત્યાં એટલું સમજવાનું કે બ્રહ્મ તરફ ગતિ કરનાર જે જીવ છે તે અવિદ્યાવાળો જીવ સમજવો, અને બ્રહ્મ એટલે નિર્ગુણ નિર્વિશેષ બ્રહ્મ નહિ પણ સગુણ સવિશેષ ઉપાસ્ય બ્રહ્મ સમજવું. આ બ્રહ્મ તે પરબ્રહ્મથી જૂદુ છે. પરબ્રહ્મ એ મુખ્ય બ્રહ્મ છે, અને ઉપાસ્ય બ્રહ્મ તે ગૌણ છે. આથી જ બાદરિ તેને કાર્ય બ્રહ્મ કહે છે. માટે બાદરિનો મત ખરો છે. આ રીતે શંકરાચાર્યના મતે શંકા આપી છે. (૨૦) ઉપર કહેલી રીત પ્રમાણે બ્રહ્મ શબ્દ એ વ્યાપક છે, તેમાં ગન્તા તથા ગમ્યના ભેદ નથી, અને અહિંઆં તો બ્રહ્મને ગમ્ય કહેલ છે અને જીવને તેનો ગન્તા કહ્યો છે. માટે તે પરબ્રહ્મ વાચક નથી. (૨૧) મુખ્ય અર્થ પરબ્રહ્મનો અર્થ જે નથી

અનુસરણ કરવું જોઇએ. એમ હોય તો કહે છે—

જો જીવનું [22]જીવત્વ ઉપાધિવાળું તથા ઉપાસ્ય રૂપ હોય તોજ તમે કહો છો તે પ્રમાણે બને પણ તે તેવું નથી. બ્ર. સૂ. ૨-૩-૨૯ વગેરે અધિકરણોથી શ્રુતિના અર્થના નિર્ણયથી બ્રહ્મમાં [23]વિશેષોના ઔપાધિકપણાનો તથા જીવ અને પુરુષોત્તમના અભેદનો પહેલેથીજ નિરાસ કર્યો છે તેથી [24]વળી વ્યાપકત્વ બ્રહ્મના ગન્તવ્ય હોવામાં બાધક નથી. પ્રારબ્ધના ભોગ વગર તેની પ્રાપ્તિ [25]અસંભવિત હોવાથી જ્યારે જ્યાં તેના ભોગની સમાપ્તિ હોય ત્યારે ત્યાં તેની પ્રાપ્તિમાં અડચણો હોતી નથી તેથી.

વળી [26]ઉપાસકને સઘળાં ઉપાસ્યરૂપો નિર્ગુણ જ છે. પણ સગુણ તરીકે તેમાં તારતમ્યને લીધે ફલમાં તારતમ્ય છે. વળી જે ભગવાનના અનુગ્રહથી પ્રાકૃત ગુણોથી રહિત થયો હોય તે નિર્ગુણ બ્રહ્મની વિદ્યાને જાણનાર કહેવાય છે. તેવાને બે પ્રકારની મુક્તિ કહેલી છે—સદ્યોમુક્તિ અને ક્રમમુક્તિ એવા ભેદથી. "તેમાંથી પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી. અહિંઆંજ તેમનો લય થાય છે. બ્રહ્મજ થતાં બ્રહ્મ તરફ જાય છે." (બૃ. ૪-૪-૨૨) વગેરે શ્રુતિ તો [27]પ્રારબ્ધ રહિત વિષયવાળી છે. નિર્ગુણબ્રહ્મની વિદ્યાવાળાનો પ્રારબ્ધનો ભોગ તો [28]તારે પણ કહેવો જોઇએ નહિ તો પ્રવચનના અસંભવથી જ્ઞાન માર્ગનોજ ઉચ્છેદ થઇ જાય. મું. ૩-૨-૬ ની શ્રુતિ પણ પરાન્ત કાલેજ જેમનાં પ્રારબ્ધના ભોગની સમાપ્તિ છે તેમના વિષયની છે [29]એમ માનવું જોઇએ. નહિ તો "વેદાન્તના વિજ્ઞાનથી

---

તે અર્થ અહિંઆં લેવો અર્થાત્ કાર્ય બ્રહ્મ ગૌણ બ્રહ્મનો અર્થ લેવો (૨૨) સિદ્ધાન્તી ઉપરની શંકાનો ઉત્તર આપે છે. બ્રહ્મ પરબ્રહ્મના અર્થમાં નહિ પણ કાર્ય બ્રહ્મના અર્થમાં છે. એમ જે કહ્યું તે ખરૂં નથી. જો ગન્તા જીવ અવિદ્યાવાળો હોય અને ગમ્ય બ્રહ્મ તે ફક્ત ઉપાસ્યરૂપે હોય તોજ શંકાકારનું કહેવું વ્યાજબી ઠરે. પણ ગન્તા જીવ અવિદ્યાવાળો નથી તેમ ગમ્ય બ્રહ્મને ઉપાસ્ય નથી. તેથી તે કાર્ય બ્રહ્મ નથી. (૨૩) તમે બ્રહ્મના નિર્વિશેષ અને સવિશેષ એવા જે બે ભેદ પાડીને નિર્વિશેષ બ્રહ્મ તેજ ખરૂં અને સવિશેષ તે ફક્ત ઉપાસના માટે છે, કારણ કે વિશેષો ઉપાધિને લીધે છે એમ કહો છો તે ખોટું છે. બ્રહ્મ નિર્વિશેષ છે તેમ સવિશેષ છે બ્રહ્મના વિશેષો તે પણ સત્ય છે, ઉપાધિને લીધે નથી. તે વિશેષો અલૌકિક છે એમ જણાવવાને બ્રહ્મને સવિશેષ કહેલ છે, અને તેમાં પ્રાકૃતતાની–લૌકિકતાની ગન્ધ સરખી પણ નથી એમ જણાવવાને નિર્વિશેષ કહેલ છે. તેમજ જીવની અવિદ્યા ટળી જતાં તે બ્રહ્મ બને છે, કારણ કે અવિદ્યા રહિત જીવ અને બ્રહ્મ વચ્ચે અભેદતા છે એમ જે તમે કહો છો તે પણ ખોટું છે એમ અમે આગળ જણાવ્યું છે. અમારા મત પ્રમાણે જીવ બ્રહ્મ નહિ, પણ બ્રહ્મનો અંશ છે; અને તેથી અંશરૂપ બ્રહ્મની અંશી બ્રહ્મ તરફ ગતિ સંભવે છે. (૨૪) બ્રહ્મ વ્યાપક છે માટે જીવની ગતિ ત્યાં હોઈ શકે નહિ એ કહેવું જ ખોટું છે. બ્રહ્મ વ્યાપક હોય તે ગમ્ય નથી. એમ કહી શકાય નહિ. વ્યાપક બ્રહ્મ ગમ્ય પણ હોય છે. (૨૫) જ્યાં સુધી પ્રારબ્ધ કર્મોના ફલનો ભોગ બન્યો નથી ત્યાં સુધી બ્રહ્મની પ્રાપ્તિ થઈ શકતી નથી. (૨૬) ઉપાસક જે જે સ્વરૂપોને ઉપાસે છે તે તમામ ઉપાસ્ય સ્વરૂપો નિર્ગુણ જ છે. તે સગુણ નથી. (૨૭) બૃ. ૪-૪-૨૨ માં જણાવેલી શ્રુતિમાં જે જીવોના પ્રારબ્ધનો ભોગ થયેલો છે તેમના વિષેનુંજ કથન છે. (૨૮) તારે–શંકાકારે. શંકાકારને કહે છે કે ઉપરની શ્રુતિમાં ઉપાધિવાળા જીવને ગન્તા તરીકે જણાવ્યો નથી. પણ ઉપાધિ વગરનો જીવ જેનાં પ્રારબ્ધ કર્મોનો નાશ થયેલો છે તેને. (૨૯) મુ. ૩-૨-૬ ની શ્રુતિપણ પ્રારબ્ધનો ભોગ કરનાર જીવનેજ ગન્તા કહે છે.

જેમના નિશ્ચયો સુદૃઢ થયેલા છે" એ વગેરેથી કહેલા ધર્મથી વિશિષ્ઠની મુક્તિમાં વિલમ્બ યોગ્ય નથી એમ છે.

## न च कार्ये प्रतिपत्यभिसंधिः ॥ ४–३–१५ ॥

### અને કાર્ય બ્રહ્મમાં પ્રતિપત્તિની અભિસંધિ નથી

અને વળી "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨–૧) એમ સંક્ષેપથી કહીને તેજ આ કહેલી છે એમ તેનું વિવરણ કરનાર ઋચાએ સ્તુતિ કરીને તે કહી છે. "સત્ય જ્ઞાન, અનન્ત બ્રહ્મને જે હૃદય ગુફામાં પરમ વ્યોમમાં બીરાજમાન જાણે છે" (તૈ. ૨–૧) અહિંઆં ઉપક્રમ પ્રમાણે પરબ્રહ્મની સાથેજ સર્વ કામના ભોગરૂપ પ્રતિપત્તિ કહી છે તેથી કાર્યરૂપ [1]વસ્તુ માત્રમાં પ્રતિપત્તિ કોઇપણ સ્થળે શ્રુતિને અભિપ્રેત નથી. માટે પણ પરનેજ "બ્રહ્મ" શબ્દથી કહેલ છે. ઋચાનો અર્થ તો આનન્દમય અધિકરણમાં વિસ્તારથી સમજાવ્યો છે. તેથી અહિંઆં કહેલોજ નથી. ૧૫

૪ અપ્રતીકાધિકરણ.

## अप्रतीकालम्बनान्नयतीति बादरायण उभयथा दोषात्तत्क्रतुश्च ॥ ४–३–१६ ॥

### અપ્રતીકનું આલમ્બન કરનારાઓને બ્રહ્મલોક તરફ લેઇ જાય છે એમ બાદરાયણ કહે છે (પ્રતીકોપાસનામાં) બન્ને રીતે દોષ છે, અને તેનો ભજન કરનાર પણ (બ્રહ્મને પ્રાપ્ત થાય છે.)

[1]ક્રમમુક્તિના અધિકારીઓ પ્રારબ્ધનો ભોગ કરીને અમાનવ પુરુષથી પ્રાપ્ત કરાયલા પરબ્રહ્મનેજ પ્રાપ્ત કરે છે એમ સિદ્ધ થયું. ત્યાં આ સંદેહ છે અર્ચિઃવગેરે લોકની પ્રાપ્તિ તે અમુક ઉપાસનાનું ફલ છે. આમ હોય તો અમાનવ પુરુષ તે સઘળાંઓને બ્રહ્મ પ્રાપ્ત કરાવે છે કે કેટલાંકનેજ ? અહિંઆં શું યુક્ત છે. "સઘળાંનેજ" એમ કારણ કે અર્ચિઃ વગેરે માર્ગે ગયેલાઓને અન્તે પ્રાપ્ત કરાવવા માટેજ તે નિયુક્ત થયેલ છે. તેથી તેનાથી જૂદી રીતે વર્તે તો તેમાં હેતુનો અભાવ છે. તેથી તે પ્રમાણેજ તે [2]કરનાર છે એમ પ્રાપ્ત થાય તો કહે છે. શ્રુતિમાં સર્વત્ર [3]બ્રહ્મ તરીકેજ ઉપાસના કહેલી હોવાથી ઉપાસ્યોમાં ભગવાનની વિભૂતિ તરીકે શુદ્ધ બ્રહ્મનાં રૂપ છે. છતાં તેમાં તેમ નથી એવું જાણીને શ્રુતિ

---

સૂત્ર ૧૫—(૧) કાર્યરૂપ બ્રહ્મની સાથે કામનાઓનો ભોગ કહેલો નથી.

અધિ૦ ૪ સૂત્ર ૧૬—(૧) સદ્યોમુક્તિના અધિકારીઓને બ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે વિષે અત્યારસુધી કહેવાયું નથી. પણ ક્રમમુક્તિવાળાને તે કેવી રીતે થાય છે તે વિષે કહેવાયું છે. તેમના પ્રારબ્ધ કર્મોના પરિણામનો ભોગ પૂરો થઇ રહે છે. એટલે અમાનવ પુરુષ તેમને પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે એમ ઉપર કહ્યું (૨) તમામને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે કે થોડાંઓને એ વિષે પૂર્વપક્ષી કહે છે કે તમામને (૩) તમામ ઉપાસકો પરબ્રહ્મને પહોંચતા નથી. જેઓ પરબ્રહ્મની ઉપાસના કરે છે તેઓજ

બ્રહ્મ તરીકેની ઉપાસના તે ફલનું સાધન કહે છે. ઉપાસ્યમાં બ્રહ્મરૂપને પણ માનનારા જે ઉપાસના કરે છે તેઓ પ્રતીકનું આલમ્બન કરે છે એમ કહેવાતું નથી. અને તેમ હોય તો પણ ઉપાસના વેદમાં કહેલી છે. તે તરીકે કરવાથી સફલ થાય છે. તેના ફલ તરીકે ઉપાસકોને અર્ચિઃવગેરે લોકની પ્રાપ્તિમાં પણ તેમને અમાનવ પુરુષ બ્રહ્મને પ્રાપ્ત કરાવતો નથી પણ શુદ્ધ બ્રહ્મરૂપે જાણીને જે ઉપાસના કરે છે તેમનેજ બ્રહ્મ પ્રાપ્ત કરાવે છે એમ બાદરાયણ આચાર્ય માને છે. ત્યાં હેતુ કહે છે—બન્ને રીતે દોષ છે તેથી. ખરી રીતે તો જો બ્રહ્મનું રૂપ છેત્યાં બ્રહ્મરૂપ નથી એવા નિશ્ચયમાં અને ઉપાસનાને માટે બ્રહ્મ તરીકે તેની ભાવના એમ બન્ને પ્રકારે કરવાથી [4]દોષ થાય છે તેથી [5]તેની બ્રહ્મપ્રાપ્તિમાં અધિકાર નથી. તેથી તે દોરી જતો નથી એમ યુક્ત છે એવો અર્થ છે. અને વળી શ્રુતિ છે. "[6]બ્રહ્મ અસત્ છે એમ જે જાણે છે તે અસત્જ થાય છે." (ત. ૨–૬) "જે [7]અન્યથા આત્માને અન્યથા પ્રતિપાદિત કરે છે. તે આત્મનું અપહરણ કરનાર ચોરે શું પાપ કર્યું નથી ? આ પ્રકારે જ્ઞાનમાર્ગીયની વ્યવસ્થા કહીને ભક્તિમાર્ગીયની પણ તે વ્યવસ્થા કહે છે. તેના ક્રતુથી પણ એમ છે. "સઘળું મારા ભક્તિયોગથી" (ભા. ૧૯–૨૧–૨૩) એ વાકયથી તેની ઉપાસનાની અપેક્ષા નથી. તેથી પ્રતીકાદિની સંભાવના નથી. ત્યાં "જો કોઈપણ રીતે વાંછના કરે છે" એવા વાકયથી ફક્ત ઇચ્છાથીજ તેના ભોગ પછી પ્રાચીન ભગવાનના ભજનરૂપી ક્રતુનું નયન થાય છે એવો અર્થ છે. ખરી રીતે તો ભક્તના અમાનવ વપુને અપેક્ષાના અભાવથી [9]જાતેજ બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવે છે એમ જણાવવાને પ્રથમ વિભક્તિ કહેલી છે.

(શંકા)—"બ્રહ્મથી અધિક કંઇ છે નહિ. તેની સમાન તથા અધિક કોઇ નથી" ([8]શ્વે. ૬–૮) એવી શ્રુતિ છે. આમ હોય તો છાંદોગ્યમાં સનત્કુમાર અને નારદના સંવાદમાં "તે જે નામ બ્રહ્મની ઉપાસના કરે છે" વગેરેથી નામ, વાક્, મન, સંકલ્પ, ચિત્ત, ધ્યાન, વિજ્ઞાન વગેરેની બ્રહ્મરૂપે ઉપાસના પ્રથમ પ્રથમ કરતાં પછી પછી [10]વધારે

(૪) પ્રતીકોપાસનામાં દોષ દેખાડે છે. એક દોષ તે એ કે જે બ્રહ્મનું રૂપ છે તે બ્રહ્મનું રૂપ નથી એમ માનવું તે દોષ, અને તે બ્રહ્મરૂપ નથી એમ જાણતા છતાં પણ તેની બ્રહ્મ તરીકેની કલ્પના કરવી તે બીજો દોષ (૫) પ્રતીકોપાસનાવાળો બ્રહ્મને પ્રાપ્ત કરી શકતો નથી. જે બ્રહ્મની ઉપાસના કરે છે તેજ પ્રાપ્ત કરી શકે છે, (૬) ઉપાસક જે ભાવે બ્રહ્મને ઉપાસે છે તે પ્રમાણે તેને તેનું ફળ મળે છે. શુદ્ધ બ્રહ્મ તરીકે ઉપાસે તો તેનુ ફલ બ્રહ્મ પ્રાપ્તિ થાયજ (૭) બ્રહ્મ જે રૂપે નથી તે રૂપે તેને ઓળખનાર પાપી બને છે. અર્થાત્ બ્રહ્મ તે બ્રહ્મજ છે, તેમાં બીજી કોઈપણ કલ્પના કરવી નહિ. (૮) ભક્તિમાર્ગમાં ઉપાસનાજ નથી. ત્યાં તો ભક્તિ છે. ભગવાનની ઉપાસના કરવાની નથી. પણ ભજન કરવાનું છે. ભગવાનને પ્રેમથી ચહાવાના છે. (૯) ભક્તની બ્રહ્મ પ્રાપ્તિ માટે અમાનવ પુરુષ તેને લેઈ જતો નથી. પણ ભગવાન જાતેજ લેઇ જાય છે. અમાનવ પુરુષ ભક્તને બ્રહ્મની પ્રાપ્તિ કરાવતો નથી પણ ભગવાન જાતેજ તેના મનોરથો સિદ્ધ કરાવવાને પોતાને પ્રાપ્ત કરાવે છે (૧૦) સનત્કુમાર અને નારદના સંવાદમાં બ્રહ્મને નામ, વાક્, મન, સંકલ્પ વગેરે તરીકે ઓળખાવ્યા છે, અને બ્રહ્મની ઉપાસના તે તે રૂપે કરવાને કહે છે. પણ તે જણાવેલાં રૂપોમાં પછીનાં રૂપો પ્રથમ કરતાં ચઢીઆતાં છે, અને તેથી તે ચઢીઆતાં રૂપો તરીકે ઉપાસના કરવાથી તેનું ફળ પણ અધિક મળે છે. અર્થાત્ બ્રહ્મની નામ તરીકે ઉપાસના કરવાથી વાક્ તરીકે

કહેવાય છે. માટે સઘળા ઉપાસ્ય બ્રહ્મરૂપ છે. એમ કહેવું [11]શક્ય નથી. એમ કહેતા હોતો કહે છે. એમ નહિ. વિભૂતિરૂપને અમુક ફલનાં આપનાર હોવાથી જે રૂપથી અલ્પ ફલનું દાન હોય ત્યાં અધિકગુણના પ્રાકટ્યમાં પ્રયોજનનો અભાવ છે તેથી જે રૂપથી તેટલાજ ગુણનું પ્રાકટ્ય છે તેનાથી અધિક ફલનું દાન ત્યાં છે તેથી અધિક [12]ગુણનું પ્રાકટ્ય છે. એમ પ્રથમ કરતાં અધિકતા કહેવાય છે. આજ પ્રમાણે સર્વત્ર છે. અમુક ફલનું દાન તો [13]સ્વતન્ત્ર ઇચ્છારૂપ હોવાથી લીલારૂપ છે તેથી કંઇ પણ અનુચિત નથી. [14]પ્રતિમાદિમાં આહ્વાનથી વિભૂતિરૂપ સન્નિહિત થાય છે. [15]પૂજા માર્ગમાં તેનું ધ્યાન હોય છે. ભક્તિમાર્ગમાં તો ભક્તિથી ત્યાં પ્રકટ થાય છે તેથી તે રૂપે છે. ગુરુમાં તો **शाब्दे च परे निष्णातं ब्रह्मणि** એ પ્રમાણે વિશેષણ હોવાથી ભગવાનના આવેશથી ત્યાં તેનું ભાવન છે એમ સઘળું શુદ્ધ છે. વળી બાદરિ અને જૈમિનિના મતો કહ્યા પછી સ્વમતની ઉક્તિથી તે તેની સમાન છે એમ પણ અહિંઆં સમજાય છે. અને ત્યાં કાર્ય બ્રહ્મલોકની પ્રાપ્તિ અને પરબ્રહ્મની પ્રાપ્તિના વિષય પૂર્વ અને ઉત્તર પક્ષના ભેદથી કહ્યો. બાદરિના મતમાં સવિશેષ જ ઉપાસ્ય હોવાથી, અને વિશેષણો અવિદ્યાથી હોવાથી, સઘળી ઉપાસનાઓ પ્રતીક અને તેના [16]રૂપેજ સિદ્ધ થાય છે. આમ હોવાથી અપ્રતીકના આલમ્બનથી લેઇ જાય છે એમ કહેનાર વ્યાસ કહે છે બાદરિના મતને અનુસરનાર કોઇ પણ ઉપાસકને બ્રહ્મની પ્રાપ્તિ જણાવાતી [17]નથી. વસ્તુતઃ તો ઉપાસનામાં ઉપાસ્યના સ્વરૂપનું જ્ઞાન [18]અંગરૂપ હોવાથી [19] તે મત ધરાવનારા કહેલી રીતિથી તેના અભાવથી અંગરૂપ નથી. તેથી અર્ચિ

ઉપાસના કરવાનું ફલ અધિક છે. આ પ્રમાણે બ્રહ્મનાં રૂપો પરત્વે ફલનું અધિક્ય દેખાડે છે. (૧૧) માટે તમામ ઉપાસ્યરૂપોની ઉપાસના એ એક સરખી બ્રહ્મની ઉપાસના છે એમ કહી શકાય નહિ. (૧૨) તમામ વિભૂતિનાં રૂપો તે બ્રહ્મનાંજ છે. પણ ઉપાસકને ફલ આપવાને માટે તેમાં વધતાપણું તથા ઓછાપણું છે. ફક્ત ફલ આપવામાં તે ભેદ છે, અને તે રીતે આ વિભૂતિ સ્વરૂપોમાં ભેદ છે. જો કે તે બધી બ્રહ્મની જ વિભૂતિઓ છે (૧૩) અમુકને અમુક ફલનું દાન કરે છે અને અમુકને અમુક એમ શાથી એમ જો કોઇ કહેતો કહે છે કે બ્રહ્મ પોતાની ઇચ્છા પ્રમાણે ફલનું દાન કરે છે. બ્રહ્મ પોતાની ઇચ્છા કરવામાં સ્વતંત્ર છે. તે કોઇને અધીન નથી, લીલા કરવાને જે પ્રકારે ઇચ્છા કરે તે પ્રમાણે વિભૂતિનાં રૂપો સર્જાય છે અને પોતે સર્જેલા જીવો તે સ્વરૂપોની ઉપાસના કરે છે અને તેમને તેમની ઉપાસનાના પ્રમાણમાં વધતું ઓછું ફલ આપે છે. (૧૪) પ્રતિમાદિ મૂર્તિ વગેરેમાં આહ્વાહનથી ઉપાસક બ્રહ્મનું સાન્નિધ્ય કહે છે. તેથી તેમાં પણ બ્રહ્મની વિભૂતિ છે (૧૫) પૂજામાર્ગમાં અને ભક્તિમાર્ગનો ભેદ દેખાડે છે. પૂજામાર્ગમાં પ્રતિમાની મૂર્તિની પૂજા થાય છે, અર્થાત્ દેવની મૂર્તિની દેવ તરીકે પૂજા થાય છે વસ્તુતઃ તો તે મૂર્તિ છે એમ માનીને પૂજા કરવામાં આવે છે. ભક્તિમાર્ગમાં પ્રતિમાની પૂજા નથી પણ સ્વરૂપની–સાક્ષાત્ સ્વરૂપની. ભક્ત જે સ્વરૂપને ભજે છે તે મૂર્તિ નથી પણ સાક્ષાત્સ્વરૂપ છે એમ તે માને છે. (૧૬) બાદરિના મતે સઘળી ઉપાસના પ્રીતક રૂપનીજ છે (૧૭) વ્યાસના મતે પ્રતીકોપાસના નથી પણ સાક્ષાત્બ્રહ્મનીજ ઉપાસના છે. છતાં જો કોઈ પ્રતીક તરીકે બ્રહ્મની ઉપાસના કરે તો તેને તેની ઉપાસનાનું ફલ બ્રહ્મ પ્રાપ્તિ નથી. પ્રતીક તરીકે નહિ પણ બ્રહ્મ તરીકેજ બ્રહ્મની ઉપાસના કરનારને બ્રહ્મની પ્રાપ્તિનું ફળ મળે છે (૧૮) જે માણસ ઉપાસના કરે છે તે કોની ઉપાસના કરે છે એ વિષેનું જ્ઞાન તેનામાં અવશ્ય હોવું જોઇએ; કારણ કે તે જ્ઞાન વગર ઉપાસના બનતી નથી. માટે તેવું જ્ઞાન તે ઉપાસનાનું અંગ છે. (૧૯) બાદરિનો મત

વગેરેની પ્રાપ્તિ પણ [20]સંભવતી નથી તો પછી બ્રહ્મની તો શી રીતે હોય ? એવો નિગૂઢ આશય વ્યાસનો છે. આમ હોવાથી પરની પ્રાપ્તિમાં જ [21]સાધક સૂત્ર કહ્યું છે. તેથી તેજ વ્યાસને અભિમત છે એમ સિદ્ધ થયું. વળી પ્રતીકમાં અબ્રહ્મના કતૃત્વને કહેનારા જે છે તે પંચાગ્નિ વિદ્યાનુ તેમ હોવામાં પણ વચનના બલથી તે વિદ્યાવાળાને બ્રહ્મની પ્રાપ્તિ કહે છે. ત્યાં આ કહેવાય છે. [22]વચન તો વસ્તુતઃ પદાર્થનું બોધક છે, કારક નહિ. માટે તેનો જો [23]બોધ કરે તો અપ્રતીકના આલમ્બનથી લેઇ જાય છે એમ વ્યાસની ઉક્તિના અવિરોધ માટે ત્યાં પણ અપ્રતીકને સ્વીકારવી જોઇએ. નહિ તો પંચાગ્નિ વિદ્યાનું નિરૂપણ કરનારી શ્રુતિને જોતાં આ પ્રમાણે તે બોલત નહિ. વળી ઉત્સર્ગવાળા પક્ષનો આશ્રય કરીને તે પ્રમાણે કહેલું છે એમ કહેવું જોઇએ નહિ. કારણ કે તે બાધકથી દૂર કરાય તેમ છે તથા [24]વચન કહેલા ન્યાયથી અબાધક છે તેથી. જ્યાં વચન બાધક કહેવાય છે ત્યાં બાધનું બોધક જ છે. તે પ્રમાણે નથી. માટે તેની ઉપેક્ષા કરવી જોઇએ.

મન વગેરે શુદ્ધ બ્રહ્મ હોય તો "મન બ્રહ્મની ઉપાસના કરે છે" એમ કહેત. પ્રકારના [25]વાચક 'ઇતિ' શબ્દ સહિત બ્રહ્મ પદને કહેત નહિ. માટે બ્રહ્મશબ્દ ઉપાસનાના પ્રકારનો [26]અવચ્છેદકજ છે, સ્વરૂપનું [27]નિરૂપણ કરનાર નથી. એમ હોય તો અરેરે[28],

ધરાવનારા પ્રતીકની ઉપાસના કરનારામાં ઉપાસ્યનું જ્ઞાન નથી. (૨૦) ઉપાસ્યના જ્ઞાન વગર પ્રતીકની ઉપાસના કરનારને અર્ચિઃ વગેરે લોકની પ્રાપ્તિ નથી તો પછી બ્રહ્મની પ્રાપ્તિ તો શી રીતે થાય ? (૨૧) આ સૂત્રનું તાત્પર્ય પર બ્રહ્મની પ્રાપ્તિ શી રીતે થાય એમ જણાવવાને માટે છે. અર્થાત્ જેઓ પ્રતીકોપાસના કરે છે તેમને બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી પણ અપ્રતીકની ઉપાસના, એટલે બ્રહ્મની ઉપાસના કરે છે તેનેજ જણાવેલું ફળ મળે છે એમ આ સૂત્ર જણાવે છે. (૨૨) વચન-વાક્ય એ પદ કહેતાં શબ્દોના અર્થનું જ્ઞાન કરાવનાર જ છે તેને ઉત્પન્ન કરનાર નહિ. બોધક-જ્ઞાન કરાવનાર અને કારક એટલે ઉત્પન્ન કરનાર (૨૩) પંચાગ્નિ વિદ્યાનાં વાક્યોના શબ્દો બરાબર જોતાં, જો આપણને અપ્રતીકની ઉપાસના કરનારનેજ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એવો અર્થ સમજાતો હોય તો આપણે તે પ્રમાણે સમજવું જોઇએ (૨૪) વાક્યના શબ્દો જોતાં ઉપરના અર્થમાં કાંઇપણ બાધક નથી. (૨૫) છાં. ૭-૩-૧ ની યો मनो ब्रह्म इति उपास्ते એ શ્રુતિનો અહિઆં ઉલ્લેખ કરવામાં આવે છે. અહિઆં મન અને બ્રહ્મ એ બન્ને શબ્દોના પ્રયોગો સાથે છે. આ ઉપરથી પૂર્વપક્ષી એમ કહે છે કે મનની પ્રતીક તરીકે ઉપાસના કરવાની કહી છે. કારણ કે મન એટલે ખરી રીતે મન જ છે, બ્રહ્મ નહિ, છતાં પણ તે બ્રહ્મ છે એમ માનીને તેની ઉપાસના કરવી. આ પ્રમાણેની અહિઆં ઉપાસના કરવાની કહેલી હોવાથી તે પ્રતીકોપાસનાજ કહી શકાય. મૂળમાં "બ્રહ્મ" શબ્દ પછી "ઇતિ" એટલે 'એમ' શબ્દ છે અર્થાત્ "જે મન એ બ્રહ્મ છે એમ ઉપાસના કરે છે" એ શ્રુતિનો અર્થ થાય છે એ અર્થ પ્રમાણે મનને બ્રહ્મ તરીકે ઉપાસવાના છે. આથી તે બ્રહ્મ છે એવો અર્થ સમજાતો નથી. તેથી ત્યાં અપ્રતીકની ઉપાસના નથી, જો મન એજ બ્રહ્મ છે, મન નહિ એવો અર્થ હોત તો શા માટે "ઇતિ" શબ્દનો પ્રયોગ મૂળ શ્રુતિમાં કરત. તેની કંઇપણ જરૂર નહોતી. "ઇતિ" સિવાય "મન બ્રહ્મ।। જે ઉપાસના કરે છે" એમ કહેત પણ તે રીતે કહેલું નથી માટે સ્પષ્ટ છે કે અહિઆં પ્રતીકનીજ ઉપાસના કરેલ છે. "ઇતિ" શબ્દ પ્રકાર દેખાડે છે, અર્થાત્ મનની મન તરીકે નહિ પણ બ્રહ્મ તરીકે ઉપાસના કરવી. (૨૬) અહિઆં ब्रह्म इति એવા જે શબ્દો છે તે એમ સૂચવે છે કે મનની ઉપાસના બ્રહ્મ જાણીને કરવી. (૨૭) "ઇતિ" શબ્દથી મન જો બ્રહ્મ છે અર્થાત્ મન અને બ્રહ્મ એકરૂપ છે એવો અર્થ સમજાતો નથી. (૨૮) સિદ્ધાન્તી

આ શબ્દના અર્થ નહિ સમજવાનો જ વિલાસ છે. કારણ કે "મનની ઉપાસના કર" એમ કહીને તેની ઉપાસનાનું ફલ જ્યાં સુધી મનની ગતિ છે ત્યાં સુધી "ત્યાં આ ઈચ્છા પ્રમાણે ફરી શકે છે" કહેવાની ઇચ્છાથી તેની ઉપાસના આના ફલની સાધક છે. તેમ માનવામાં પ્રયોજક રૂપની આકાંક્ષામાં કહે છે "मनो ब्रह्म इति" એમાં "ઇતિ" શબ્દ [29]હેતુત્વને કહે છે. અને વળી જે કારણથી મન બ્રહ્મ છે તે કારણથી તેની ઉપાસના તેવા ફલની સાધક છે. એમ અર્થ છે. માટે જ મન જ બ્રહ્મ છે. મનની ઉપાસના કર એમ પ્રથમ કહેલું છે. [30]સર્વત્ર આ પ્રકારે જ જાણવું જોઇએ. ૧૬

૫ વિશેષાધિકરણ.

## विशेषं च दर्शयति ॥ ४-३-१७॥

## અને ભેદ (શ્રુતિ) દેખાડે છે.

સર્વ ઉપાસ્ય રૂપો બ્રહ્મરૂપજ છે તેથી તેમની ઉપાસના કરનારને પરની પ્રાપ્તિ છે જ એમ સિદ્ધ થયું. ત્યાં આનો વિચાર છે. જ્ઞાનમાર્ગવાળા તથા ભક્તિ માર્ગવાળાની અવિશેષથી જ પરની પ્રાપ્તિ છે કે કોઇ ભેદ છે. ત્યાં બન્ને પણ બ્રહ્મના ઉપાસક હોવાથી ભેદ [2]સિવાય જ ફલ છે એમ પ્રાપ્ત થાય તો તેની તરફ કહે છે. 'શ્રુતિ ભેદને દેખાડે છે' તૈત્તિરીયકમાં "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત થાય છે એમ કહે છે. (તૈ ૨-૧) એમ ગૂઢ અભિસન્ધિથી સામાન્ય રીતે આટલું જ કહીને ગૂઢ [3]રીતે તેને પ્રકટ કરતી 'આ અર્થમાં અતિ ગોપ્યતા છે તથા ફક્ત અનુભવથી જ વેદ્ય છે' એમ જણાવતી કહે છે. 'તેને આ કહે છે. 'સત્ય જ્ઞાન અને અનન્ત એ બ્રહ્મ છે. જે હૃદય ગુહામાં પરમ આકાશમાં તેને

---

પ્રતિપક્ષીને ઉત્તર આપે છે કે તમે તે શ્રુતિનો અર્થ જ સમજતા નથી. (૨૯) मनो ब्रह्म "इति" આ શ્રુતિમાં "ઇતિ" શબ્દનો પ્રયોગ જે કરવામાં આવ્યો છે તે પ્રકારના અર્થમાં નહિ. અર્થાત્ મનની ઉપાસના કેવા પ્રકારે કરવી? મનને કેવું સમજીને કરવી? એ અર્થમાં નથી પણ હેતુ કારણના અર્થમાં છે. અર્થાત્ મનની ઉપાસના શાથી કરવી એમ કોઇને શંકા થાય તો શ્રુતિ કહે છે કે મન એ બ્રહ્મ જ છે; મન એ બ્રહ્મ હોવાથી મનની ઉપાસના કરવી આમ હેતુના અર્થમાં તે છે. (૩૦) અર્થાત્ અહિંઆં પ્રતીકોપાસના નથી પણ અપ્રતીકની ઉપાસના છે.

ભાવાર્થ—જેઓ પ્રતીકનું આલમ્બન કરે છે તેમને અમાનવ પુરુષ બ્રહ્મ તરફ લેઇ જતો નથી, પણ જે પ્રતીકનું આલમ્બન નથી કરતો, તેનેજ લેઇ જાય છે એમ બાદરાયણ માને છે. વળી જેઓ પ્રતીકની ઉપાસના કરનારા છે તેમની ઉપાસનામાં બે દોષો છે. એક દોષ તે એક વસ્તુતઃ જે બ્રહ્મરૂપ નથી તેમાં બ્રહ્મ છે એવો નિશ્ચય કરવો પડે છે તે અને બીજો તેની ઉપાસના જ્યારે કરવાની હોય ત્યારે તેમાં બ્રહ્મત્વનું જ્ઞાન હોવું જોઇએ. આમ બન્ને રીતે દોષો હોવાથી પ્રતીકની ઉપાસનાવાળાનો બ્રહ્મપ્રાપ્તિમાં અધિકાર નથી, અને તેથી કરીને તેમને બ્રહ્મની પ્રાપ્તિ નથી. પણ જે ભગવાનનું ભજન કરનારા ભક્તો છે તેઓ તો જાતેજ ભક્તિના બલથી પરબ્રહ્મને પહોંચે છે.

અધિ ૫. સૂત્ર ૧૭–(૧) જ્ઞાની અને મર્યાદાભક્ત બન્નેને જે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે તે સરખી રીતે થાય છે કે તેમાં કોઇ ફેર છે? (૨) બન્ને જણુ ભગવાનની ઉપાસના કરનારા છે, આથી તેમના ફળમાં ફેર હોય નહિ (૩) "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત થાય છે" એ માત્ર સામાન્ય કથન છે પણ તે પર કોણ તેમાં

બિરાજમાન જાણે છે તે વિપાશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા કામો ભોગવે છે" (તૈ. ૨-૧) તેની પહેલાં કહેલી બાબતને પ્રતિપાદન કરવાના વિષય તરીકે લક્ષમાં રાખીને જ આ ઋચા કહેવાએલી છે તેના અનુભવ કરનારાથી એ [4]શેષ છે. બ્રહ્મને જાણનાર એટલે અક્ષર બ્રહ્મને જાણનાર તે સાન્નિધ્યથી અક્ષરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. આટલો અર્થ જે જાણે છે એમ છેલ્લી ઋચાથી કહ્યો છે. હવે પરને પ્રાપ્ત કરે છે. તેનો અર્થ "વિરાજમાન" વગેરેથી કહેવાય છે. માટે જ [5]મધ્યમાં ક્રિયાપદ ઉભયનું સંબન્ધી છે એમ જણાવનાર કહ્યું છે અને તેની પ્રાપ્તિ મર્યાદા અને પુષ્ટિના ભેદથી બે પ્રકારની છે તેમાં પ્રથમ મર્યાદામાં કહેવાય છે. અહિંઆં આ આશય જાણવો જોઇએ "આ આત્મા પ્રવચનથી મેળવાતો નથી" (મું. ૩-૨-૩) એ શ્રુતિથી પુરુષોત્તમની પ્રાપ્તિમાં ભગવાન્‌ના વરણથી જુદા સાધનનો નિરાસ કરવામાં આવ્યો છે, આમ હોવાથી અક્ષર બ્રહ્મના જ્ઞાનને તેના સાધન તરીકે કહેવામાં તેનો વિરોધ થાય. તેથી આ પ્રમાણે આ અર્થનું નિરૂપણ કર્યું છે. જ્ઞાન માર્ગવાળાઓને અક્ષરજ્ઞાનથી અક્ષર પ્રાપ્ત હોય છે, કારણ કે તેમની અક્ષરબ્રહ્મ એકલા સુધી ગતિ હોય છે. ભકતોની જ પુરુષોત્તમ સુધી હોય છે. ભગવદ્‌ગીતામાં તે અર્થ કહેલો છે "આ પ્રમાણે જે સતત યુકત થયેલા" ("ભ. ગી. ૧૨-૩) એવા પ્રશ્નમાં "મારામાં મન પરોવીને જે મને ભજે છે" (ભ. ગી. ૧૨-૨) "જે અનિર્દેશ્ય અક્ષરને" (ભ. ગી, ૧૨-૩) એમ કહ્યું છે "ભકિત એકલાથી જ હું ગ્રહણ કરાવું છું" (ભા. ૧૧-૧૪-૨૧) "માટે મારી ભક્તિથી યુકતને" એમ ઉપક્રમ કરીને "જ્ઞાન, કે વૈરાગ્ય ઘણું કરીને અહિઆં શ્રેયસ્કર થશે નહિ" (ભા. ૧૧-૨૦-૩૧) વગેરેથી શ્રીભાગવતમાં કહેલું છે. **વળી બ્રહ્મવેત્તાનું જો ભગવાન્ વરણ કરે તો જ ભક્તિ ઉદય પામે છે.** તેમનો પ્રચુરભાવ હોય ત્યારે જાતે જ તે હૃદયમાં પ્રકટ થવાની ઇચ્છાવાળા ભગવાન્ સ્વસ્થાન બનેલા વ્યાપિવૈકુણ્ઠને તેની ગુહામાં-હૃદયાકાશમાં પ્રકટ કરે છે. તે "પરમવ્યોમ" શબ્દથી કહેવાય છે. અલૌકિક પ્રયોગથી તેની અલૌકિકતા જણાવાય છે. જેમ [6]સ્વસ્થાપિત વસ્તુ અવશ્ય દર્શન યોગ્ય બને છે તે પ્રમાણે અહિઆં "ભગવાન્ પણ" એમ જણાવવાને "બિરાજમાન થયેલા" એમ કહ્યું છે. તેમજ વળી "પરને મેળવે છે" એ શબ્દોના વિવ-

---

રહેલું ગૂઢ તાત્પર્ય પ્રકટ કરવાને શ્રુતિ આગળ જે જણાવવાનું તે જણાવે છે. પણ તે અર્થ ઘણોજ ગોપ્ય છે. છૂપો રાખવા જેવો છે, બધાંને તે કહેવા જેવો નથી, તેમ માત્ર જેમને અનુભવ છે તેઓજ જાણી શકે છે. (૪) तद्वेषाम्युक्तात આ ઋચા કહેવાયલી છે. કોનાથી ? એમ કોઇ પૂછે તો કહે છે કે તેના "અનુભવ કરનારાથી " કહેવાયલી છે. આ શબ્દો અધ્યાહાર રાખ્યા છે. શ્રુતિમાં તે આપેલા નથી, કારણ ? શ્રુતિ તે ઉપરથી એમ જણાવવા માગે છે કે પરબ્રહ્મ વિષે જે કંઇ અહિંઆં કહેવામાં આવ્યું છે તે ઘણું ગૂઢ છે. અને અનુભવથી વેદ્ય છે (૫) મૂળ શ્રુતિમાં वेद 'જાણે છે' એ ક્રિયાપદ મધ્યમાં આવેલું છે (૬) **ભાવાર્થ**—જ્ઞાનમાર્ગીય અને ભક્તિમાર્ગીય બન્નેમાં ભેદ છે. તે ભેદ "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે " એ શ્રુતિમાં દર્શાવ્યો છે. તેમાં સ્પષ્ટ કહે છે કે જેના બ્રહ્મજ્ઞાન સાથે બ્રહ્મનું વરણ છે તેને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે, અને જેને કેવલ બ્રહ્મનું જ્ઞાન છે તેને તો અક્ષરની પ્રાપ્તિ થાય છે. આ રીતે બન્નેમાં ફેર છે.

રણ રૂપે "આની ગુહામાં-પરમ વ્યોમમાં બીરાજમાન થએલાને જે જાણે છે તે" એમ કહ્યું છે. આના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી. અહિંઆંજ તે સંપૂર્ણ લય પામે છે "બ્રહ્મ જ થઇને બ્રહ્મમાં જાય છે" (બૃ. ૪-૪-૨૨) એ શ્રુતિમાં કહેલી રીતિથી "પરને પ્રાપ્ત કરે છે" એવો અર્થ થાય છે.

હવે શુદ્ધ પુષ્ટિમાર્ગમાં અંગીકૃત થયેલાની વ્યવસ્થા કહે છે. તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા કામો ભોગવે છે (તૈ. ૨-૧) વગેરેથી અહિંઆં આ અભિસન્ધિ છે. જેમ જાતે પ્રકટ થઇને લોકમાં લીલા કરે છે તે પ્રમાણે અનુગ્રહને લીધે પોતાના અન્તઃકરણમાં સ્થિત પણ ભક્તને પ્રકટ કરીને તેના સ્નેહના અતિશયથી તેને વશ થઇને પોતાની લીલાના રસનો અનુભવ કરાવે છે તેથી તે ભક્ત બ્રહ્મ-પરબ્રહ્મ પુરુષોત્તમની સાથે સર્વ કામો ભોગવે છે. "च અનેથી" કહેલી શ્રુતિ અને સ્મૃતિઓનું ગ્રહણ કરાય છે. **આમ હોવાથી જ્ઞાન માર્ગીયોની અક્ષરપ્રાપ્તિ જ ભક્તોની જ પુરુષોત્તમ** પ્રાપ્તિ છે એમ સિદ્ધ થયું. ૧૭

**શ્રીવેદવ્યાસમતાનુવર્તી શ્રીવલ્લભાચાર્યવિરચિત બ્રહ્મસૂત્રના અણુભાષ્યમાં ચોથા અધ્યાયનો ત્રીજો પાદ સંપૂર્ણ**

## વિવેચન.

**અધિકરણ. ૧લું**

આની પહેલાંના પાદમાં પુષ્ટિમાર્ગીય ભક્ત તથા મર્યાદામાર્ગીય ભક્તોને સદ્યોમુક્તિ મળે છે તે કેવી રીતે મળે છે તે વિષે જણાવ્યું. હવે ક્રમ મુક્તિનો વિચાર કરવામાં આવે છે. મુક્તિના બે પ્રકાર છે. (૧) સદ્યોમુક્તિ (૨) અને ક્રમ મુક્તિ. સદ્યોમુક્તિ એટલે એકદમ મોક્ષ મળે તે, અને ક્રમ મુક્તિ એટલે ધીમે ધીમે મળે. અર્થાત્ બ્રહ્મની પ્રાપ્તિ થતાં પહેલાં જીવને અમુક માર્ગે થઇને પસાર થતાં ત્યાં જેટલા લોકો આવે ત્યાં તેનો વિસામો લેવો પડે અને એમ કરતાં કરતાં છેવટે બ્રહ્મલોકમાં જાય. આ પ્રકાર ક્રમ મુક્તિનો છે. આ ક્રમ મુક્તિ જીવને કેવી રીતે મળે છે તે વિષે અહિંઆં કહેવામાં આવે છે. વળી બ્રહ્મ પ્રાપ્તિનો માર્ગ તથા બ્રહ્મલોક વિષે પણ વિચાર કરવામાં આવશે.

હવે પ્રથમ અધિકરણનો વિચાર કરીએ. અહિંઆં પૂર્વપક્ષી નીચે પ્રમાણે શંકા કરે છે.

**પૂર્વપક્ષી**—અર્ચિરાદિ જે માર્ગ કહ્યો તે જ્ઞાની તથા ભક્ત બન્નેને માટે સાધારણ છે કે ફક્ત જ્ઞાનીને માટે જ છે, ? અર્થાત્ જ્ઞાનીને જ અર્ચિરાદિ માર્ગે પ્રયાણ કરવું પડે છે. ? આ ક્રમ મુક્તિનો અધિકારી જ્ઞાની છે કે મર્યાદા ભક્ત પણ છે ?

**સિદ્ધાન્તી**—તમે શું માનો છો ?

**પૂર્વપક્ષી**—અમે તો એમ માનીએ છીએ કે તે બન્નેને માટે છે.

**સિદ્ધાન્તી**—શાથી ?

**પૂર્વપક્ષી**—જેમ જ્ઞાનીને સાધનાદિનો નિયમ નથી તેમ અહિંઆં પણ ભક્તને સાધનાદિનો નિયમ નથી. તેથી બન્ને આ ક્રમ મુક્તિના અધિકારી છે.

**સિદ્ધાન્તી**—ના, તેમ નથી. જ્ઞાનીઓની જ ક્રમમુક્તિ છે, ભક્તોની નહિ. ભક્તોને સદ્યોમુક્તિ મળે છે.

**પૂર્વપક્ષી**—આનો કોઇ પૂરાવો આપશો ?

**સિદ્ધાન્તી**—હા, ઘણી જ ખુશીથી. જુઓ છાંદોગ્યની પંચાગ્નિ વિદ્યામાં નીચે પ્રમાણે કહે છે.

જે એને આ પ્રમાણે જાણે છે અને જેઓ અરણ્ય વિષે શ્રદ્ધા સહિત તપની ઉપાસના કરે છે, તેઓ મરણ પછી અર્ચિરાદિ લોકમાં પ્રાપ્ત થાય છે. પછી દિવસના લોકમાં તે જાય છે. ત્યાંથી છ માસના લોક વિષે જાય છે કે જે સમયે સૂર્ય ઉત્તરાયણની અંદર હોય છે, (છાં. ૫–૧૦–૧) આમાં ભક્તોની ગતિ વિષે કહ્યું નથી. તેમાં સ્પષ્ટ કહે છે કે જેઓ અરણ્ય વિશે શ્રદ્ધા સહિત તપની ઉપાસના કરનારા છે તેઓ જ અર્ચિરાદિ લોકમાં જાય છે. આથી ભક્તની ક્રમ મુક્તિ સમજાતી નથી. આ રીતે શ્રુતિનું પ્રમાણ છે. તેમજ સ્મૃતિ કહેતાં ભ. ગી. ૮–૨૪માં કહે છે "જેઓ અગ્નિલોક, જ્યોતિર્લોક. દિવસ, શુક્લ, પક્ષ, છ માસ, અને ઉત્તરાયણના માર્ગે પસાર થાય છે તે બ્રહ્મને જાણનારા પુરુષ બ્રહ્મને પહોંચે છે" આ વર્ણનમાં પણ "બ્રહ્મને જાણનારાઓ જ" અર્ચિરાદિ માર્ગે થઇને બ્રહ્મની પ્રાપ્તિ કરે છે એમ કહે છે. અર્થાત્ શ્રુતિ અને સ્મૃતિનાં પ્રમાણો ઉપરથી એટલું જ સમજાય છે કે ક્રમ મુક્તિના અધિકારી જ્ઞાનીઓ જ છે ભક્તો નહિ. ભક્તોને તો સદ્યોમુક્તિ મળે છે, અને તે વિષે આની પહેલાંના પાદમાં કહેવાયું છે.

**પૂર્વપક્ષી**—પણ તમે એમ શાથી કહો છો કે અર્ચિરાદિ એકજ માર્ગે થઇને જ્ઞાનીઓની ક્રમ મુક્તિ હોય છે. ખરી રીતે તો જૂદા જૂદા માર્ગો સમજાય છે.

**સિદ્ધાન્તી**—તે કેવી રીતે ?

**પૂર્વપક્ષી**—જૂઓ. ઉપનિષદોમાં આ ક્રમમુક્તિ સંબન્ધી જૂદાં જૂદાં વર્ણનો આવે છે. છાંદોગ્યના આઠમા પ્રપાઠકના છઠ્ઠા ખંડમાં નાડીરૂપી રશ્મિઓદ્વારા ગતિ થાય છે એમ કહે છે. ત્યાં નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે.

"વળી આ હૃદયની નાડીઓ પિંગળ વર્ણવાળા સૂક્ષ્મ અન્નરસથી પૂર્ણ છે તેમાંના કેટલીક ધોળા રંગની કેટલીક પીળી, તથા કેટલીક લાલ છે. ખરેખર આદિત્ય ભૂરા, લીલા, પીળા તથા લાલ રંગના છે

"જેમ એક ગામ જવાનો મોટો રસ્તો આ તેમજ તે એમ દરેક છેડેથી દૂરના ગામ જવાના માર્ગોની સાથે મળે છે, તેજ રીતે સૂર્યના રશ્મિઓ આ પુરુષ તથા આદિત્ય બન્નેને મળે છે. આ આદિત્યમાંથી તે રશ્મિઓ વિસ્તારને પામે છે. અને તે રશ્મિઓ નાડીઓમાં પ્રવેશે છે. પછીથી તે વિસ્તૃત થાય છે અને પાછા આદિત્યમાં પ્રવેશે છે.

"જ્યારે તે આ દેહમાંથી ઉત્ક્રમણ કરે છે ત્યારે તે આ રશ્મિઓ સાથે ઉત્ક્રમણ કરે છે તે ૐ નું ધ્યાન કરતો ઉત્ક્રમણ કરે છે. જ્યાં સુધી મનનો ક્ષેપ હોય છે ત્યાં સુધી આદિત્ય તરફ જાય છે. વિદ્વાનોનુ આજ ખરેખર દ્વાર છે. અવિદ્વાનોનો ત્યાં નિરોધ હોય છે"

આ રીતે અહિંઆં અર્ચિરાદિ માર્ગ કહ્યો નથી, પણ નાડીઓનો માર્ગ કહ્યો છે.

છાં. ૫–૧૦–૧માં "તે અર્ચિને પ્રાપ્ત થાય છે, ત્યાંથી દિવસના લોક તરફ જાય છે" તેમાં અર્ચિરાદિ માર્ગ છે "તે આ દેવયાનના માર્ગને પ્રાપ્ત થઇને અગ્નિલોક તરફ ગતિ કરે છે" એવી કૌ. ૧–૩ની શ્રુતિમાં દેવયાનનું વર્ણન છે. વળી બૃહદારણ્યક ૫–૧૦–૧માં બીજી રીતે કહેલું છે. ત્યાં કહે છે "જ્યારે તે પુરુષ આ લોકમાંથી પ્રયાણ કરે છે ત્યારે તે વાયુલોકમાં જાય છે" અહિંઆં વાયુલોકનો માર્ગ દેખાડેલ છે. મું ૧–૨–૧૩માં કહે છે કે "તે વિરજ થઇને (પાપથી મુક્ત થઇને) સૂર્યના દ્વારથી આગળ જાય છે" આમાં સૂર્યલોકનો માર્ગ કહ્યો છે. આમ જૂદા જૂદા માર્ગો અહિંઆં કહ્યા છે તેથી તમે કહો

છો તે પ્રમાણે ફક્ત અર્ચિરાદિ માર્ગને જ શ્રુતિ જણાવતી નથી. અહિંઆં તો અર્ચિરાદિની માફક દેવયાન, રશ્મિમાર્ગ આદિત્ય લોકનો માર્ગ, વાયુલોકનો માર્ગ એમ અનેક માર્ગો દેખાડયા છે, તેથી ક્રમ મુક્તિનો અધિકારી ફક્ત અર્ચિરાદિ માર્ગેજ જતો નથી પણ આ તમામ માર્ગો તેને માટે છે એટલે મરણ પછી જ્ઞાની માટે ક્રમ મુક્તિનો એકજ માર્ગ નથી કહ્યો પણ અનેક માર્ગો કહ્યા છે.

**સિદ્ધાન્તી**—ના, તમારી સમજવામાં ભૂલ છે. જો કે તમે જણાવો છો તેમ જૂદા જૂદા માર્ગો શ્રુતિઓમાં દેખાડયા છે પણ તેથી ત્યાં અનેક માર્ગો કહેલા છે એમ નથી. માર્ગ તો એકજ છે. માત્ર તે એક માર્ગ અનેક પર્વોથી જોડાયલો છે. અર્ચિરાદિ માર્ગ તો એકજ છે અને તે માર્ગેજ જ્ઞાની ક્રમ મુક્તિમાં આગળ વધે છે પણ તેના માર્ગમાં તમે કહ્યાં તે પ્રમાણે પર્વો હોય છે. પર્વો અનેક છે તેથી માર્ગો અનેક થતા નથી. છાં. ૮-૬-૧થી ૬ સુધામાં રશ્મિઓદ્વારા જ્ઞાની મરણ પછી આગળ વધે છે એમ જે કહ્યું ત્યાં મા. એટલુંજ સમજવાનું છે કે શ્રુતિ ત્યાં ઉત્ક્રમણનું જ વર્ણન કરવા માગે છે અને આ વસ્તુ ઉપક્રમ ... ઉપસંહાર જોતાં સ્પષ્ટ થશે. માત્ર ઉત્ક્રમણના માર્ગનું નિરૂપણ ત્યાં કર્યું છે. બ્રહ્મ ને પ્રાપ્ત કરા... માર્ગનું વર્ણન ત્યાં નથી.

**પૂર્વપક્ષી**—ઠીક, તમે કહો છો તે પ્રમાણે અનેક પર્વથી વિશિષ્ટ છતાં માર્ગ એકજ હોય તો શા માટે શ્રુતિ જૂદીજૂદી જગ્યાએ તે તમામ પર્વોનું સામટું નિરૂપણ કરતી નથી; ઉલટું એમ જોવામાં આવે છે કે અમુક જગ્યાએ અમુક જ પર્વનું વર્ણન કરે છે. જ્યારે અન્યસ્થળે અમુક પર્વનું વર્ણન કરે છે. આમ શાથી? એકજ માર્ગ અનેક પર્વવાળો હોય તો શા માટે તે રીતે શ્રુતિમાં વર્ણન ન આવે.

**સિદ્ધાન્તી**—જે શાખામાં અમુક પર્વોવાળા માર્ગનું વર્ણન શ્રુતિ કરે છે તેનો છેવટનો ભાગ-ઉપસંહાર બરાબર વાંચશો તો શ્રુતિનું તાત્પર્ય એકજ માર્ગનો ઉપદેશ કરવામાં છે, અનેક માર્ગોનો નહિ, એ તમે બરાબર સમજી શકશો.

**પૂર્વપક્ષી**—એમ હોય તો જે શાખાની શ્રુતિ વાંચવામાં આવે છે, તેનોજ ઉપસંહાર જોતાં તે માર્ગ વિષેનું તાત્પર્ય સમજાશે. પણ આવા માર્ગનું વર્ણન એકજ શાખાની શ્રુતિમાં આવતું નથી પણ અનેકમાં આવે તો પછી અન્યશાખા નહિ જાણનારને તે શ્રુતિના વિષે ન્યૂનતા પ્રાપ્ત થશે.

**સિદ્ધાન્તી**—તો એમ માનો કે પ્રત્યેક શાખાની શ્રુતિમાં જે કંઇ કહ્યું છે તે તે શાખા પરત્વેજ નહિ. પણ તમામ શાખાઓ માટે છે. આથી કોઇપણ એક શાખાની શ્રુતિ જોતાં આપણને એમ સમજાય કે તેમાં અમુક પર્વથી વિશિષ્ઠ હોવા છતાં માર્ગ તો એકજ છે, તો પછી અન્ય શાખાઓની શ્રુતિઓનો તેજ ઉપદેશ છે એમ માનવું.

**પૂર્વપક્ષી**—આ કહેવું વ્યાજબી નથી. દરેક શાખાની શ્રુતિ તે શાખા પરત્વેજ હોય છે, અન્ય શાખાઓ માટે નથી. તેથી તેજ શાખાનું તાત્પર્ય એ શ્રુતિ જણાવે છે. અધ્યયનની બાબતમાં પણ તેવોજ વિધિ છે. વેદનું અધ્યન કરનાર પ્રત્યેક માણસ પોતાની શાખા પૂરતાજ વેદનું અધ્યયન કરે છે. તેઓ તમામ શાખાઓનું અધ્યયન કરતા નથી. તેજ પ્રમાણે અહિંઆં છે. માટે અન્યશાખાઓમાં જે પર્વ કહ્યા છે તેને બીજી શાખાઓના પર્વોની સાથે કંઇપણ લાગતું વળગતું નથી. માટે એમ જ માનવું ઉચિત છે કે જેમ ચાર જૂદીજૂદી દિશાઓમાં ઉભેલા માણસોને વચમાં આવેલા કોઇ ગામમાં જવું હોય તો પોતાની દિશામાંથી તે ગામમાં પહોંચાડનાર પોતાના માર્ગે ત્યાં જાય છે તેમ જૂદીજૂદી શાખાઓમાં જૂદાજૂદા માર્ગો કહેલા હોવાથી દરેક શાખાવાળા પોતાના માર્ગે થઇને ક્રમમુક્તિને મેળવે છે. આથી માર્ગ તો અનેક જ છે, એક નહિ.

**સિદ્ધાન્તી**—છાંદોગ્યમાં મુખ્ય ત્રણ માર્ગ કહ્યા છે. દેવયાન, પિતૃયાણ અને ત્રીજો યમમાર્ગ. આ

ત્રણમાં જ્ઞાનીઓ માટે દેવયાન છે. તે માર્ગે થઇને ક્રમમુક્તિનો અધિકારી બ્રહ્મને પ્રાપ્ત કરે છે. આ માર્ગ એકજ છે. માત્ર તે અનેક પર્વોથી વિશિષ્ટ છે એટલુંજ.

**પૂર્વપક્ષી**—ના. બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર એકજ માર્ગ નથી, પણ અનેક છે. તે તમામનાં નામ દેવયાન છે. ભ. ગી. ના ૧૬-૫ માં મોક્ષ માટે દૈવીસંપદ કહેલી છે. અને આ વાક્યાનુસાર જેઓ દૈવી સંપદમાં ઉત્પન્ન થાય છે તે તમામ દેવો કહેવાય છે. અર્થાત્ જ્ઞાનીઓ તે દેવો છે. તેમનું ગમન જ્યાં હોઇ શકે છે તેવો માર્ગ દેવયાન કહેવાય છે. આ ગમન એક માર્ગથી થઇ શકતું નથી પણ અનેક માર્ગોથી થઇ શકે છે. પણ તે તમામ માર્ગો બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર હોવાથી સામાન્ય રીતે "દેવયાન" તરીકે ઓળખાય છે. જો કે આવા "દેવયાનો" એક નહિ પણ અનેક છે.

વળી જેવા ઉપાસકો તે પ્રમાણે ફલભોગ હોય છે. આથી તેમના માર્ગ પણ જૂદાજૂદા હોય છે. ક્રમમુક્તિના અધિકારી જ્ઞાનીઓ એક પ્રકારના હોતા નથી. તેમાંના પ્રકાર અનેક હોય છે, તેમની ઉપાસના પણ જૂદાજૂદા પ્રકારની હોય છે. આથી તેમની બાબતમાં બ્રહ્મની પ્રાપ્તિ કરાવનાર માર્ગ એક નજ હોઇ શકે. દરેક શાખામાં જે ઉપાસકને માટે જેવો ફલભોગ કરવાનો છે તે પ્રમાણે તેને તે માર્ગનો ઉપદેશ કરવામાં આવેલ છે. તેથી ઉપસંહારનું વિધાન કરવું અશક્ય છે. આથી સૂત્રમાં 'અર્ચિઃ' શબ્દથી અર્ચિમાર્ગ લેવો. અને 'આદિથી અર્ચિઃમાર્ગ તથા બીજા અન્યમાર્ગોએ થઇને ક્રમમુક્તિવાળો જ્ઞાની બ્રહ્મને પ્રાપ્ત કરે છે' એવો અર્થ છે. એટલે ફક્ત અર્ચિમાર્ગે થઇને નહિ પણ બીજા માર્ગોએ થઇને પણ તે બ્રહ્મપ્રાપ્તિ કરી શકે છે આવો સૂત્રનો અર્થ સમજવો જોઇએ.

**સિદ્ધાન્તી**—ના, તેમ નહિ. મૂળ સૂત્રમાં अर्चिरादिना એમ ત્રીજી વિભક્તિના એક વચનનો પ્રયોગ છે. તેથી સ્પષ્ટ છે કે એકજ માર્ગનું કથન કર્યું છે. તમારા કહેલા પ્રમાણે અર્થ હોય તો अर्चिरादिभ्याम् એ રીતે ત્રીજી વિભક્તિના બહુવચનનો પ્રયોગ હોત. તેથી અનેક માર્ગો નહિ પણ એકજ માર્ગ જણાવેલ છે,

**પૂર્વપક્ષી**—ત્યારે શ્રુતિઓમાં જૂદાંજૂદાં પર્વો કહ્યાં છે. તેનું કેમ ?

**સિદ્ધાન્તી**—સબૂર. જૂદાંજૂદાં પર્વોથી જૂદાજૂદા માર્ગો થતા નથી પર્વો ભલે જૂદાજૂદા હોય. પણ તે બધા એક માર્ગના વિશેષણ રૂપ છે. તે પર્વોથી વિશિષ્ટ માર્ગ તો એકજ છે. જૂદાંજૂદાં કહેલાં પર્વો તે તમામ અર્ચિમાર્ગમાં છે, તેનાથી જૂદા સ્થળે આવેલાં નથી. છતાં જે ઉપાસકને જે પર્વનો ભોગ કરવાનો હોય તેને તે પર્વમાં જવું પડે. કોઇને રશ્મિરૂપી નાડીના પર્વનો ભોગ કરવાનો હોય તો કોઇને વાયુલોકનો. કોઇને આદિત્યલોકનો, એમ જેને જે પર્વનો ભોગ કરવાનો હોય તેને માટે તેવા પર્વનો ઉપદેશ શ્રુતિ આપે છે. માટેજ જૂદીજૂદી શાખામાં જૂદાંજૂદાં પર્વો છે. આ તમામ પર્વો અર્ચિ-માર્ગનાં જ છે. આથી જ સૂત્રમાં એક વચનથી તેને જણાવેલ છે. આગળ કહેલાં અન્ય પર્વોનો પણ સમાવેશ સૂત્રકાર અહિંઆંજ કરે છે. તેથી માર્ગ તો એકજ છે. એ નિર્વિવાદ છે. અને તેથીજ અમે કહીએ છીએ કે ક્રમમુક્તિનાં અધિકારી જ્ઞાની અર્ચિરાદિ માર્ગે જ જાય છે; મર્યાદામાર્ગીયને માટે આ માર્ગ નથી.

**સૂત્ર ૨ પૂર્વપક્ષી**—છાંદોગ્યમાં પંચાગ્નિવિદ્યામાં તથા ઉપકોસલ વિદ્યામાં વાયુ લોક વિષે કંઇપણ કહેવામાં આવ્યું નથી. તેમ વાજસનેયકમાં પંચાગ્નિ વિદ્યામાં આ પછી સંવત્સર લોકમાં જવું પડે છે તે કહ્યું નથી. ત્યાં માત્ર દેવલોકમાં પ્રવેશ કરવાનું કહ્યું છે. તેમ આદિત્ય પછી ચંદ્રલોકમાં પ્રવેશ કરવા વિષે કંઇપણ નથી. પણ કૌષીતકિની પર્યંકવિદ્યામાં કહે છે કે આ દેવયાન માર્ગને મેળવીને અગ્નિલોકમાં આવે છે, પછી વાયુલોકમાં, વરુણલોકમાં, ઇન્દ્રલોકમાં, પ્રજાપતિલોકમાં અને છેવટે બ્રહ્મલોકમાં આવે છે. અહિંઆં વાયુલોક વગેરે કહેલ છે. આમ હોવાથી અર્ચિરાદિમાર્ગમાં વાયુલોકનું વર્ણન કર્યું નથી. તેથી

અર્ચિરાદિમાર્ગમાં તેનો પ્રવેશ કરવો ઉચિત નથી માટે એ રીતે જોતાં અમે ઉપર કહ્યું છે તે પ્રમાણે અર્ચિરાદિ એક માર્ગ નથી પણ અનેક માર્ગો છે.

**સિદ્ધાન્તી**—ના, વાયુલોકનું સ્થાન ક્રમમુક્તિના માર્ગમાં કહ્યું એમ તમે પૂછતા હોતો અમે કહીશું કે સંવત્સર પછીથી જ તે લોકમાં (વાયુલોકમાં) પ્રવેશ કરવાનો છે.

**પૂર્વપક્ષી**—શાથી ? તેનાં કારણો આપશો.

**સિદ્ધાન્તી**—હા. તેમાં બે કારણો છે. એક અવિશેષ હેતુથી, અને બીજો વિશેષ હેતુ છે તેથી. અવિશેષ એટલે વિશેષ ભેદ નહિ તે. તમે સમજી શકશો કે સામાન્ય રીતે પૃથ્વી, અન્તરિક્ષ અને સ્વર્ગ એમ સ્થાન પરત્વે ત્રણ વિભાગો છે. તેમાં અર્ચિર્લોકથી સંવત્સર સુધીના લોકનો સંબન્ધ પૃથ્વી ઉપરના લોક કહેવાય છે વાયુનો સંબન્ધ અન્તરિક્ષ સાથે હોવાથી, તે પૃથ્વી પછી અન્તરિક્ષમાં જ હોય છે. અર્થાત સંવત્સર પછીથી અન્તરિક્ષમાં આવેલા વાયુલોકમાં પ્રવેશ સંભવે. વાયુલોક પછીથી દ્યુલોક હોય છે, જેમાં સૂર્યલોકનું સ્થાન છે "વાયુ અન્તરિક્ષનો અધિપતિ છે. અને સૂર્ય દ્યુલોકનો અધિપતિ" એમ પૌર્વાપર્યમાં વિશેષ છે. અર્થાત્ અહિંઆં સમજવાનું આ છે કે અગ્નિહોત્ર વગેરે કર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ જ્યારે થાય અને પછી ઉપાસના વગેરેથી જ્ઞાન વગેરે ઉદય પામે તોજ ક્રમમુક્તિ મળે છે. આ ક્રમમુક્તિમાં પ્રથમ અર્ચિર્લોક છે. અર્ચિઃઅને અગ્નિમાં ભેદ નથી. તેથી અગ્નિલોક અને અર્ચિર્લોક એક છે. માટે તેને પ્રથમ મૂકવામાં આવે છે. કર્મ પૃથ્વી ઉપર કરવામાં આવે છે, કારણ કે પૃથ્વી તે અગ્નિપ્રધાન કહેલી છે. માટે પ્રથમ અગ્નિલોકમાં તેનો ભોગ થાય છે પછીથી દિવસના લોકમાં પછી શુક્લપક્ષ, પછી છમાસ, ઉત્તરાયણ અને છેવટે સંવત્સરમાં પ્રવેશ કરે છે. અહિં સુધી પૃથ્વી ઉપર જ આ લોકો અર્ચિમાર્ગમાં આવ્યા છે. પછીથી તે માર્ગ અન્તરિક્ષમાં થઇને આગળ જાય છે. ત્યાં પ્રથમ વાયુલોક આવે છે અર્થાત્ પૃથ્વી ઉપરના અર્ચિમાર્ગની છેવટની હદ સંવત્સર સુધી છે તે પૂરી થતાં તે માર્ગ અન્તરિક્ષમાં થઇને દ્યુ લોકમાં થઇ જાય છે. છેવટે બ્રહ્મ લોક તરફ જાય છે. આ અન્તરિક્ષમાં પ્રથમ વાયુલોકનું સ્થાન આવે છે. અર્થાત્ સંવત્સર પછી વાયુલોક છે તે ઉભય અર્ચિર્માર્ગમાં જ છે. પંચાગ્નિ વિદ્યામાં અગર ઉપકોસલ વિદ્યામાં તે ન કહ્યા હોય તો પણ તે ત્યાં છે એમ સમજવું જોઇએ. તેમાં વાયુલોકનું કથન કર્યું નથી તેનું કારણ કે પંચાગ્નિ વિદ્યાવાળાને વાયુલોકમાં જવાની જરૂર નથી.

**પૂર્વપક્ષી**—શંકરાચાર્ય પોતાના ભાષ્યમાં જણાવે છે કે કૌ. ૧–૩ પ્રમાણે અગ્નિલોક પછીથી વાયુલોકનો ઉલ્લેખ છે, ત્યાં અવિશેષથી વાયુલોકમાં ગયા પછીથી આદિત્ય લોકમાં જીવ જાય છે એમ કહે છે. આથી આદિત્યની પૂર્વે વાયુલોક વિશેષ રીતે કહેલો છે. માટે સંવત્સર અને આદિત્ય એ બન્નેની વચ્ચે વાયુલોકનું સ્થાન છે. આ વિષે શું માનો છો ? કૌ. ૧–૩માં તો વાયુલોક પછી વરુણલોક, પછી ઇન્દ્રલોક, પછી પ્રજાપતિલોક અને છેવટે બ્રહ્મલોક એમ ક્રમ દેખાડે છે. અર્થાત્ વાયુલોક પછી વરુણલોક કહ્યો છે તો ખરૂં શું ?

**સિદ્ધાન્તી**—બૃ. ૫–૧૦–૧ની શ્રુતિ ઉપરથી શંકરાચાર્ય જે નિર્ણય આપે છે તે વ્યાજબી નથી. જેમ તે શ્રુતિ પ્રમાણે વાયુલોક પછીથી આદિત્યલોક છે તેમ કૌ. ૧–૩ પ્રમાણે વાયુલોક પછી વરુણલોક છે. આ શ્રુતિ પણ વિશ્વસનીય છે. તેથી ક્રમ વિષે જો નિર્ણય કરવો હોય તો તમામ શ્રુતિઓ જોઇને કરવો જોઇએ. ફક્ત બૃ. ૫–૧૦–૧ ઉપરથી ફક્ત કરેલો નિર્ણય વ્યાજબી નથી. કૌ. ૧–૩ની શ્રુતિ પણ તેટલીજ પ્રમાણભૂત ગણવી જોઇએ. માટે શંકરાચાર્યનો મત બરાબર નથી. વળી બૃ. ૬–૨–૧૫માં એમ કહે છે કે માસ પછીથી દેવલોક, દેવલોકથી આદિત્ય લોકમાં જાય છે ત્યાં પણ આદિત્યની પૂર્વે અને દેવલોકની પછી વાયુ છે એમ જાણવું જોઇએ. એક જગ્યાએ આદિત્યની પૂર્વે તે છે એમ સિદ્ધ થતાં બીજી જગ્યાએ પણ તેજ પ્રમાણે છે કારણ કે તે ઉભય સ્થળે એકજ માર્ગનું કથન છે. અહિંઆં સૂત્-

કાર "સંવત્સર પછીથી વાયુલોક" એમ જે સૂત્રમાં કહે છે તે તો છાંદોગ્યની શ્રુતિને લક્ષ્યમાં રાખીનેજ કહે છે આમ હોવાથી એમ સિદ્ધ થાય છે કે માસ પછીથી સંવત્સર છે. અને સંવત્સર પછી વાયુલોક છે. અર્થાત્ એકજ માર્ગમાં તે તે લોકમાં પ્રવેશ છે. ત્યાં જૂદા માર્ગો નથી. છાંદોગ્ય શ્રુતિમાં દેવલોકની આદિત્યની કોટિમાં ગણના કરીને જ સંવત્સર પછી વાયુ અને વાયુ પછી આદિત્ય એમ ક્રમ જણાવે છે. માટે સૂત્રકાર અહિંઆં જે કંઇ કહે છે તેમાં કંઇ કહે પણ અસંભાવના નથી.

**સૂત્ર ૩. પૂર્વપક્ષી**—ઠીક. સંવત્સર પછીથી વાયુલોક અને ત્યારપછીથી આદિત્ય એમ સમજાયું પણ પછીથી કયો લોક હશે ?

**સિદ્ધાન્તી**—આને માટે છાં. ૪-૧૫-૫ ની શ્રુતિ જોવી. ત્યાં કહે છે કે આદિત્ય પછીથી ચંદ્રલોક આવે છે. અને ત્યારપછીથી વિદ્યુત્ લોક છે વિદ્યુત્ પછીથી વરુણલોક છે. આ પ્રમાણે ક્રમ છે.

**પૂર્વપક્ષી**—વિદ્યુત્ લોક પછીથી વરુણલોક આવે છે એમ શાથી કહો છો ?

**સિદ્ધાન્તી**—કારણ કે વિદ્યુતનો સંબન્ધ જલ સાથે છે અને જલના પતિ વરુણ છે. તેથી વિદ્યુત્ પછીથી વરુણના લોકમાં પ્રવેશ કરે છે.

**સૂત્ર ૪. પૂર્વપક્ષી**—પછીથી કયા કયા લોક વિષે જાય છે ?

**સિદ્ધાન્તી**—વરુણલોક પછીથી ઇન્દ્રલોક અને પછી પ્રજાપતિલોક વિષે જાય છે અને છેવટે છાં. ૪-૧૫-૫ માં કહેવા પ્રમાણે અમાનવ પુરુષ તેને બ્રહ્મ તરફ લેઇ જાય છે.

**પૂર્વપક્ષી**—પણ એ શ્રુતિમાં તો વિદ્યુત પછીથીજ અમાનવ પુરુષ બ્રહ્મ તરફ લેઇ જાય છે અર્થાત્ ત્યાં વરુણ ઇન્દ્ર તથા પ્રજાપતિના લોક કહેલ નથી.

**સિધ્ધાન્તી**—અહિંઆં વરુણ, ઇન્દ્ર તથા પ્રજાપતિના લોક કહ્યા નથી તેનું કારણ એ છે કે જે ઉપાસકને વરુણાદિ લોકમાં જવાની અપેક્ષા નથી તેમને. તે લોકમાં જવાની જરૂર નહિ હોવાથી ત્યાં તે લોક કહેલ નથી. જેમને જવાની જરૂર હોય તેમને તો તેજ લોકોમાં જવુંજ પડે છે એમ અહિંઆં સમજી લેવુ. આ સિવાય બીજે અમુક લોકો કહેલા હોય, તે લોકો પણ આ અચિમાર્ગમાંજ આવેલા છે. તે બધાએ એકજ માર્ગમાં છે. અમુક જગ્યાએ અમુક લોક કહ્યા છે અને અમુક સ્થળે નથી કહ્યા. તેથી એમ સમજવું નહિ કે ત્યાં જૂદા જૂદા માર્ગો કહેલા છે. માર્ગ તો એકજ છે. તે માર્ગનું નામ અચિરાદિ છે. તે અચિરાદિમાર્ગમાં આ જૂદા જૂદા લોક આવેલા છે. તે લોક એટલે પર્વો છે. એટલે અનેક પર્વોથી વિશિષ્ટ માર્ગ એકજ છે. ક્રમ મુક્તિનો અધિકારી જ્ઞાની આ માર્ગે થઇને બ્રહ્મને પહોંચે છે. માર્ગમાં જે જે લોક આવે તેમાં તેને તેની ઉપાસનાનો ભોગ કરવાની જરૂર હોય તો ત્યાં ઉતરે અને ન જરૂર હોય તો ત્યાં પ્રવેશ કર્યા સિવાય સિધો પોતાના માર્ગે ચાલ્યો જાય છે. જેમ કોઇ માણસને અમુક શહેર જવું હોય, તો ત્યાં પહોંચવાને માટે જે રસ્તે ચાલતો હોય ત્યાં વચમાં અનેક ગામો આવતાં હોય તો પણ ત્યાં તેને જે ગામમાં વચમાં પડાવ રાખવાની જરૂર જણાય ત્યાંજ તે રાખશે, તમામ ગામોમાં અટકશે નહિ. તેજ પ્રમાણે બ્રહ્મ પ્રાપ્તિ એ આ ક્રમ મુક્તિવાળાનું લક્ષ્યબિન્દુ છે તેને માટે અચિમાર્ગ તથા દેવયાન માર્ગે તેણે પ્રયાણ શરૂ કરવું જોઇએ. આ માર્ગો પૃથ્વી ઉપરથી શરૂ થાય છે અને અન્તરિક્ષમાં થઇને દ્યુલોકમાં થઇ બ્રહ્મ લોક સુધી પહોંચે છે. તેથી આ માર્ગમાં જીવને આરામ લેવાને અનેક લોક આવે છે. જે લોકોમાં જ્યાં તેને થોભવાની જરૂર જણાય ત્યાં તેને થોભવું; નહિ તો થોભવાની જરૂર નથી.

**(સાર)**આ અધિકરણમાં નીચે પ્રમાણે ટુંકમાં કહેવામાં આવ્યું છે.

(૧) મુક્તિ બે પ્રકારની છે. સદ્યોમુક્તિ અને ક્રમ મુક્તિ–સદ્યોમુક્તિના અધિકારી પુષ્ટિભક્ત તથા મર્યાદા ભક્ત છે. અને ક્રમ મુક્તિના અધિકારી જ્ઞાની છે. શ્રુતિમાં જીવ આ દેહ છોડયા પછી કયા કયા

માર્ગે પ્રયાણ કરે છે એ વિષે કહેવામાં આવ્યું છે. તેમાં દેવયાન, પિતૃયાણ, તથા યમમાર્ગ એ ત્રણ માર્ગો કહ્યા છે. આમાં જ્ઞાની માટે દેવયાન છે, કર્મ કરનારાઓ માટે પિતૃયાણ છે, અને બીજાઓ માટે યમ માર્ગ છે જે માર્ગે ગયેલાઓને આ સંસારમાં પાછું ફરવું પડે છે. દેવયાનનું બીજું નામ અર્ચિર્માર્ગ છે. અને પિતૃયાણનું બીજું નામ ધૂમ માર્ગ છે. ફક્ત જ્ઞાનીઓ જ અર્ચિર્માર્ગે જાય છે. મર્યાદા ભક્તોને તે માર્ગે જવું પડતું નથી. આ અર્ચિર્માર્ગમાં ઘણાલોક આવે છે. ઉપનિષદોમાં આ માર્ગના વર્ણનમાં ફેર જોવામાં આવે છે પણ તેથી ત્યાં જૂદા જૂદા માર્ગો છે એમ સમજવું નહિ. માર્ગ તો એકજ છે અને તે અર્ચિર્માર્ગ. પણ તે માર્ગ અનેક પર્વથી વિશિષ્ઠ છે. જીવને ઉત્ક્રમણ કરતી વખતે જે જે પર્વનો ભોગ કરવાનો હોય તે તે પર્વમાં તેને જવું પડે છે અને તે ભોગ સમાપ્ત થતાં આગળ પ્રયાણ કરે છે આથી જ્ઞાનીની બ્રહ્મપ્રાપ્તિમાં અનેક માર્ગો છે તેમ કદી પણ સમજવું નહિ.

(૨) ઉપર કહેલો અર્ચિર્માર્ગ પૃથ્વી, અન્તરિક્ષ અને દ્યુલોકમાં થઇને જાય છે. આ ત્રણ સ્થાનોમાં ઘણા લોક આવે છે. દિવસના લોકથી સંવત્સરના લોક જે પૃથ્વી ઉપર આવેલા છે, ત્યાં ગયા પછી જીવ વાયુલોકમાં જાય છે. આ વાયુલોક અન્તરિક્ષમાં છે. પછીથી આગળ દ્યુલોકમાં આદિત્ય વગેરેમાં જાય છે. અર્થાત્ સંવત્સર લોક પછીથી વાયુલોકમાં તે જાય છે. આ લોક સંવત્સર અને આદિત્યની વચમાં આવેલો છે.

(૩) આદિત્ય પછીથી ચંદ્રલોકમાં ત્યાર પછીથી વિદ્યુત લોકમાં કારણ કે વિદ્યુત્‌નો જળ સાથે સંબન્ધ છે અને વરુણ એ જલના પતિ છે, માટે વિદ્યુત્ પછી વરુણલોકમાં પ્રવેશ થાય છે.

(૪) ત્યાર પછીથી ઇન્દ્રલોક અને પ્રજાપતિ લોકમાં જાય છે અને છેવટે બ્રહ્મલોક છે. આ પ્રમાણે ક્રમ દેખાડયો છે. પણ જીવને આ તમામ લોકમાં પ્રવેશ કરવો પડે એવું કાંઈ નથી. જે જે લોકમાં તેની ઉપાસના કરવાની જરૂર હોય તે લોકમાં જ પ્રવેશ થાય છે. આ રીતે બ્રહ્મલોક પૂર્વેના જે છેલ્લા લોકમાં તે પોતાની ઉપાસનાનો ભોગ કરે છે ત્યાં તે ભોગની સમાપ્તિ થતાં અમાનવ પુરુષ આવીને "તે હવે બ્રહ્મલોકનો અધિકારી છે" એમ સમજીને બ્રહ્મ તરફ દોરી જાય છે.

---

### અધિકરણ ૨

**સૂત્ર ૫—પૂર્વપક્ષી**—છાં. ૧૫-૫માં કહે છે કે વિદ્યુત્ લોકમાં ગયા પછીથી અમાનવ પુરુષ આવીને જીવને બ્રહ્મ તરફ લેઇ જાય છે. અહિંઆં શંકા થાય છે કે આમાં એમ કહે છે કે વિદ્યુત્ લોક પછીથી તુર્તજ અમાનવ પુરુષ જીવને બ્રહ્મ તરફ લેઈ જાય છે તો પછી વિદ્યુત્ પછી વરુણલોક, ઇન્દ્રલોક પ્રજાપતિ લોક પણ આવે છે. એને ત્યાં જે જીવો ગયેલા હોય તેમને અમાનવ પુરુષ બ્રહ્મ તરફ લેઇ જાય છે કે કેમ? કારણ કે તમામ લોકો એકજ માર્ગમાં અર્ચિર્માર્ગમાં આવેલ છે. અમને તો છાંદોગ્યની ઉપર જણાવેલી શ્રુતિ ઉપરથી એમ સમજાય છે કે વિદ્યુત્‌લોકમાં ગયેલાને જ અમાનવ પુરુષ લેઇ જાય છે, વરુણ તથા પ્રજાપતિ લોકમાં ગયેલાને નહિ. તમે આ વિષે શું માનો છો?

**સિદ્ધાન્તી**—વરુણલોક તથા પ્રજાપતિલોકમાં ગયેલાઓને પણ અમાનવ પુરુષ બ્રહ્મ તરફ લેઇ જાય છે, જો કે શ્રુતિમાં તે પ્રમાણે ન કહ્યું હોય તો પણ આપણે સમજી લેવું જોઇએ. કૌષીતકિ ૧-૩ ની શ્રુતિમાં એટલું તો કહ્યું છે જ કે પ્રજાપતિ લોક પછી બ્રહ્મલોક તરફ તેમને લેઇ જનાર કોઇક હોવો જ જોઇએ, નહિ તો તેઓ બ્રહ્મલોકમાં જઇ શકે નહિ. એટલું ખાસ યાદ રાખવું કે જેમ પોતાની વિદ્યાના બલથી જીવ અચિરાદિ માર્ગમાં પ્રવેશ કરે છે, તેમ તે બ્રહ્મલોકમાં સ્વ સાધનથી જઇ શકતો

નથી. પોતાના જ્ઞાનના સાધનથી તે છેવટમાં છેવટ પ્રજાપતિલોક સુધી જાય છે અર્થાત્ છેલ્લામાં છેલ્લો લોક જ્યાં પોતાનાં પ્રારબ્ધનો ભોગ કરવાનો હોય ત્યાં સુધી જ તેને લેઇ જવામાં તેના સાધનનું બળ છે પછીથી તે બ્રહ્મલોક તરફ જાતે જઈ શકતો નથી. ત્યાં જવાને તેને આગળ દોરનાર કોઇક વળાવાની જરૂર છે. આ વળાવા તે બ્રહ્મની સાથે સંબન્ધ ધરાવનાર અર્થાત્ ભગવાનના સેવકો હોય છે. તેઓ જ્યારે તે જીવો ઉપર અનુગ્રહ કરે છે ત્યારે તેમને સાધનના બળથી પ્રાપ્ત કરેલા છેવટના લોકમાંથી બ્રહ્મલોકમાં લેઇ જાય છે. આવા ભગવાનના સેવકો ઘણા છે. આથી કૌષીતકિ શ્રુતિમાં જોકે તેમને જણાવેલા નથી તો પણ છાંદોગ્યમાં કહેવા પ્રમાણે જેમ વિદ્યુત પછીથી તે અમાનવ પુરુષો આવીને બ્રહ્મલોક તરફ જીવને દોરી જાય છે તેમ પ્રજાપતિ લોકમાંથી લેઇ જાય છે. છાંદોગ્યમાં ફક્ત વિદ્યુત્ પછીજ તુર્ત બ્રહ્મલોકમાં જાય છે એમ કહ્યું છે તેનું કારણ એ છે કે તે જીવને ત્યાં સુધીના જ પર્વોનો ભોગ કરવાનો છે. ત્યાર પછી વરુણ, ઇન્દ્ર અને પ્રજાપતિ લોકનો ભોગ કરવાની જરૂર નથી, તેથી ત્યાં તે લોકો જણાવ્યા નથી. કૌષિતકી શ્રુતિમાં પ્રજાપતિ સુધીના લોકના ભોગની આવશ્યકતા હોવાથી તેનું વર્ણન કર્યું છે. ત્યાં સુધી જીવ પોતાના બળથી જાય છે, પણ ત્યાર પછીથી તેને બ્રહ્મલોકમાં લેઈ જવાને ભગવાનના સેવકો આવે છે, અને તેઓ તેના ઉપર અનુગ્રહ કરીને લેઇ જાય છે.

**પૂર્વપક્ષી**—એમ શા ઉપરથી કહો છો?

**સિદ્ધાન્તી**—ભગવાનના સેવકોજ આવીને તેમને લેઇ જાય છે તેવું જણાવનાર લિંગ–ચિન્હ છાંદોગ્યની શ્રુતિમાં છે. એ શ્રુતિમાં "અમાનવ" પુરુષ એમ કહેલ છે. તો અમાનવ પુરુષ તે કોણ તેનો તમેજ વિચાર કરોને. ભગવાનના સેવકો ભગવાન્ સાથે સંબન્ધ ધરાવનાર પુરુષો સિવાય બીજો કોણ અમાનવ" હોઇ શકે માટે જે એમ કહીએ છીએ કે તેઓજ આવીને વળાવા તરીકે તે જીવને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે.

**પૂર્વપક્ષી**—પણ શ્રુતિમાં તો 'અમાનવ' એમ એક વચનમાં જ પુરુષ શબ્દનો પ્રયોગ છે, અર્થાત્ એકજ આવો પુરુષ છે. પણ તમે તો કહો છો કે એવા ઘણા છે તો શું સમજવું?

**સિદ્ધાન્તી**—ભલેને એક વચનનો પ્રયોગ હોય? પણ પ્રાપ્ય જીવો ઘણા હોવાથી તેમના પ્રાપક ભગવત્સેવકો પણ ઘણા છે એમ જાણવું અર્થાત્ એક વચનના પ્રયોગથી કહેલી રીતિએ બહુવચનનો જ અર્થ સમજવો.

**સૂત્ર ૬ પૂર્વપક્ષી**—છાંદોગ્યમાં ઉપકોસલ વિદ્યામાં તથા બૃહદારણ્યકમાં પંચાગ્નિ વિદ્યાના પ્રકરણમાં એમ કહ્યું છે કે જેઓ અર્ચિરાદિ માર્ગે ગયેલા છે તેમની પુનરાવૃત્તિ હોતી નથી. વળી તમે કહો છો કે આ દેવયાન માર્ગ તે તો બ્રહ્મવેત્તાઓને માટેજ છે આથી જેઓ દેવયાન માર્ગે ગયેલા છે તેઓમાં પ્રત્યક્ષ તથા પરોક્ષ રીતે બ્રહ્મજ્ઞાન હોવું જોઇએ આમ હોય તો બ્રહ્મજ્ઞાનવાળાઓને તો સદ્યોમુક્તિ જ મળવી જોઇએ. તેમને માટે ક્રમ મુક્તિનો માર્ગ નથી અને તેમને તો અહિંઆં તેમને ક્રમ મુક્તિના અધિકારી જણાવો છો. જેમનામાં બ્રહ્મનું જ્ઞાન છે તેમને તો અનિત્ય. ક્ષય પામનાર, ક્ષુદ્ર આનન્દવાળા લોકમાં જવાની જરૂર નથી તેમ થવાથી તેમની પરબ્રહ્મની પ્રાપ્તિમાં વિલમ્બ થાય છે. માટે તેમને તો અર્ચિરાદિ માર્ગે જવાની બિલકુલ જરૂર નથી.

તો પછી જ્ઞાનીએ નિત્ય ફલ મૂકીને આવા ફલની આકાંક્ષા કરવાનું કારણ શું?

**સિદ્ધાન્તી**—તમારી શંકા વ્યાજબી છે. બ્રહ્મનું જેને જ્ઞાન છે તેને તો સદ્યોમુક્તિ થવી જોઇએ. અલબત દેવયાનના સર્જનાર પણ ભગવાનજ છે પણ જો બ્રહ્મને જાણનાર જ્ઞાની તથા ભક્ત એમ અનુક્રમે માને કે જ્ઞાન તથા ભક્તિ એ ઉત્તમ છે તો પછી તેમની સદ્યોમુક્તિજ થઈ જાય અને તેમ થતાં ક્રમમુક્તિનો માર્ગ નિષ્પ્રયોજન બનશે. આમ થવાથી તે સૃષ્ટિ પણ વ્યર્થ થઇ જશે માટે ભગ-

વાનજ કેટલાક ભક્તો તથા જ્ઞાનીઓને વ્યામોહ કરે છે. જીવોના સંસાર તથા મોક્ષની સ્થિતિ તથા બન્ધના હેતુ ભગવાનજ છે, ભગવાનમાંથી જ સ્મૃતિ, જ્ઞાન તથા અજ્ઞાન સંભવે છે. માટે જ જ્ઞાની અને ભક્ત બન્નેને ભગવાનથી વ્યામોહ કરાયલો હોવાથી સદ્યોમુક્તિને બદલે ક્રમ મુક્તિ માટેની વાન્છા તથા ફલ સિદ્ધ થાય છે, તેથી અહિંઆં તે વ્યામોહ એજ હેતુ છે.

**પૂર્વપક્ષી**—વિદ્યુતલોક પછીથી વરુણ વગેરે લોકની પ્રાપ્તિ પછી બ્રહ્મલોકની જે પ્રાપ્તિ થાય છે તેમાં તે લોકના સંબન્ધવાળો પુરુષ પોતાના સામર્થ્યથી પ્રાપ્તિ કરાવતો હશે કે બ્રહ્મના સંબન્ધવાળો પુરુષ?

**સિદ્ધાન્તી**—વિદ્યુત્લોકના સંબન્ધવાળો પુરુષ પોતાના સામર્થ્યથી કદી પણ બ્રહ્મ પ્રાપ્તિ કરાવી શકતો નથી. ફક્ત બ્રહ્મના સામર્થ્યથી જ તે તેમ કરાવી શકે છે તથી જે લોકમાંથી તેની પ્રાપ્તિ હોય છે ત્યાં બ્રહ્મના સંબન્ધવાળા પુરુષથી જ તેમ છે આમ હોય તો વિદ્યુત્ લોકથી તેની પ્રાપ્તિમાં જે બ્રહ્મની સાથે સંબન્ધ ધરાવનાર પુરુષ કહ્યો છે તેનાથી જ વરુણાદિ લોકમાંથી પણ બ્રહ્મની પ્રાપ્તિ છે. ત્યાં હેતુ બૃ. ૬–૨–૧૫માં જણાવ્યો છે. ત્યાં કહે છે કે માનસ પુરુષ તે વિદ્યુત્લોકના પુરુષો પાસે આવીને ત્યાંથી બ્રહ્મ લોકો તરફ લેઇ જાય છે. અહિંઆં 'આવીને' એ શબ્દ છે. આથી સિદ્ધ થાય છે કે વિદ્યુત્ લોકનો પુરુષ નથી, પણ બહારથી તે આવનાર છે. અને તેને "માનસ" કહ્યો છે તેથી તે બ્રહ્મની સાથે સંબન્ધ ધરાવનારો હોવો જોઇએ એમ જણાય છે. અર્થાત્ જે લોકમાંથી જીવની બ્રહ્મની પ્રાપ્તિ થવાની છે ત્યાં તે અલૌકિક પુરુષ આવે છે અને પછી જીવને બ્રહ્મ તરફ લેઇ જાય છે. અર્થાત્ તે પુરુષ વૈદ્યુતલોકમાં આવે છે અને પછીથી બ્રહ્મલોક તરફ લેઇ જાય છે. તે વૈદ્યુતલોકમાં આવે છે માટે તે "વૈદ્યુત" પુરુષ કહેવાય છે. તે પુરુષ વિદ્યુતલોકમાં રહેનારો છે. તેટલા માટે તેને વૈદ્યુત કહ્યો નથી પણ વિદ્યુત્લોકના જીવને બ્રહ્મપ્રાપ્તિ કરાવવાને તે ત્યાં આવે છે માટેજ તેને "વૈદ્યુત" પુરુષ કહ્યો છે. બૃ. ૬–૨–૧૫માં આ પુરુષને "માનસ" કહ્યો છે કારણ કે ભગવાનના મનમાં જ્યારે સંકલ્પ થાય છે કે આ જીવ અને પ્રાપ્ત થાવ ત્યારે આ પુરુષ તેને ભગવાનની પ્રાપ્તિ કરાવે છે. છાંદોગ્યમાં તેને અમાનવ કહ્યો છે તે એમ જણાવે છે કે આ અલૌકિક પુરુષ છે. ભગવાન સાથે સંબન્ધ ધરાવનાર છે. આથી "માનસ" અને "અમાનવ" એમાં કોઇ ફેર નથી. તેમજ છાંદોગ્યમાં બ્રહ્મલોકોને પ્રાપ્ત કરાવે છે એમ બહુવચનનો પ્રયોગ કર્યો છે. તેમ કરવાનું કારણ કે જે ભક્ત છે તેને છેવટે વૈકુણ્ઠલોકમાં લેઇ જાય છે. તે ભક્તો બહુ પ્રકારના હોવાથી "બ્રહ્મલોક" એમ બહુ વચનનો પ્રયોગ છે. અર્થાત્ ક્રમ મુક્તિવાળા ભક્તને ઉદ્દેશીને એ કથન છે અને છાંદોગ્યમાં ફક્ત "બ્રહ્મ" એવો શબ્દ છે કારણ કે ત્યાં જ્ઞાનીને ઉદ્દેશીને કહેલું છે. જ્ઞાની અક્ષરબ્રહ્મમાં જાય છે, અને તે અક્ષરબ્રહ્મને અહિંઆં બ્રહ્મ કહેલ છે. આ રીતે બ્રહ્મ જ્ઞાની તથા ભક્તોને પણ વ્યામોહને લીધે ક્રમ મુક્તિના માર્ગે અર્ચિરાદિ માર્ગે આવવું પડે છે.

(**સાર**) (૧) અર્ચિર્માર્ગમાં અન્તિમલોક પ્રજાપતિનો લોક છે ત્યાં સુધી સાધનના (જ્ઞાનના) બળથી જીવ પોતે જઇ શકે છે પણ ત્યાર પછીથી બ્રહ્મલોકમાં જવાને તેને પોતાનાં સાધનો ખપમાં આવતાં નથી. અહિંથી ભગવાનના સેવકો તેના ઉપર અનુગ્રહ કરીને બ્રહ્મલોકમાં લેઇ જાય છે. છાં. ૪–૧૫–૫માં આ વિષે લિંગ પણ છે.

(૨) જો કે બ્રહ્મવેત્તાઓને સદ્યોમુક્તિ થાય છે, તો પણ જ્ઞાની તથા ભક્તોને ક્વચિત્ ભગવાન વ્યામોહ કરે છે અને તેથી તેમની બાબતમાં અર્ચિરાદિ માર્ગમાં થઇને ક્રમ મુક્તિ સંભવે છે. ખરી રીતે બ્રહ્મના જાણનાર તથા ભક્તોને ક્રમ મુક્તિ છે જ નહિ પણ ક્વચિત્ ભગવાન તેમનો વ્યામોહ કરે છે અને આથી તેમને આ માર્ગે થઇને મુક્તિ મેળવવી પડે છે. જો ભગવાન્

તેમનો વ્યામોહ ન કરે તો પછી બધા સદ્યોમુક્તિના જ અધિકારી થઇ જશે. અને તેમ થતાં અર્ચિર્માર્ગ અર્થાત્ દેવયાનનો માર્ગ નિરૂપયોગી બની જશે.

(૩) વિદ્યુત્ લોકમાંથી જીવને બ્રહ્મલોકમાં જ પુરુષ લેઇ જાય છે તે અલૌકિક પુરુષ છે, બ્રહ્મની સાથે સંબન્ધ ધરાવનાર ભગવાનના સેવક છે તે વિદ્યુત્લોકનો રહીશ નહિ છતાં તેને વૈદ્યુત પુરુષ એમ કહેલ છે તેનું કારણ કે તે વિદ્યુત્ લોકના પુરુષોને બ્રહ્મલોક તરફ લેઇ જવાને આવે છે આ બ્રહ્મલોક સાથે સંબન્ધ ધરાવનાર પુરુષ જ વિદ્યુત્ લોકમાંથી જીવને બ્રહ્મલોક તરફ લેઇ જાય છે.

---

અધિકરણ. ૩જું

**સૂત્ર ૮**—ક્રમ મુક્તિના માર્ગે અર્થાત્ અર્ચિરાદિમાર્ગે પ્રયાણ કરનાર જીવ છેવટે બ્રહ્મલોકમાં જાય છે એમ ઉપર કહ્યું પણ આ બ્રહ્મલોક તે પરબ્રહ્મ હશે કે કાર્ય બ્રહ્મ એ વિષે **બાદરિનો** મત ટાંકે છે.

**પ્રતિપક્ષી**—છાં. ૪–૧૫–૫માં જે કહે છે કે તે એમને બ્રહ્મ તરફ પહોંચાડે છે તો અહિંઆં બ્રહ્મથી આપણે શું સમજવું. પરબ્રહ્મ કે કાર્યરૂપ બ્રહ્મ ?

**બાદરિ**—અહિંઆં બ્રહ્મ એટલે અવિકૃત પરબ્રહ્મ નહિ, પણ કાર્યરૂપ બ્રહ્મ.

**પ્ર૦**—શાથી એમ કહો છો ?

**બાદરિ**—તે અમાનવ પુરુષ તેમને બ્રહ્મલોકમાં ગતિ કરાવે છે એમ વાક્ય કહ્યું છે. તે ઉપર બ્રહ્મલોક તે પરિચ્છેદવાળો સમજાય છે પણ પરબ્રહ્મ તે વ્યાપક હોવાથી તેમાં કોઇ પણ પરિચ્છેદ નથી. આથી તે પરબ્રહ્મ નહિ પણ કાર્ય બ્રહ્મ છે. વળી આ જીવની ગતિ ત્યાં ( બ્રહ્મલોકમાં ) કહી છે આ જીવની ગતિ વ્યાપક રૂપમાં હોઇ શકે નહિ જો તે રૂપને પરિચ્છેદ હોય તોજ જીવ ગતિ કરી શકે પણ શ્રુતિમાં જીવને ગતિ કહેલી છે તેથી તેમાં તે જીવની ગતિ થાય છે. તે પરિચ્છેદવાળું અર્થાત્ કાર્ય બ્રહ્મજ હશે એમ સમજવું.

**સૂત્ર ૯**—આ ઉપરાંત બીજા પણ હેતુઓ છે. વાજસનેયકમાં "બ્રહ્મલોકો તરફ તેની ગતિ કરાવે છે" (બૃ. ૬–૨–૧૫) એમ કહ્યું છે આ શ્રુતિમાં એક બ્રહ્મ લોક નહિ પણ અનેક બ્રહ્મ લોકો એવો શબ્દ પ્રયોગ છે. અર્થાત્ બ્રહ્મ લોકનો પ્રયોગ એકવચનમાં નહિ પણ બહુવચનમાં છે. જો પર બ્રહ્મના અર્થમાં હોય તો તેનો પ્રયોગ એકવચનમાજ કરત. માટે તે પરબ્રહ્મના અર્થમાં નથી. વળી અહિંઆં ફક્ત "બ્રહ્મલોકો" એમ બહુવચનનોજ શબ્દ પ્રયોગ છે એટલુંજ નહિ પણ તે લોકને જીવના વાસનું અધિકરણ જણાવેલ છે. આથી પણ આપણે તેને કાર્ય બ્રહ્મ તરીકેજ સમજીશું.

**સૂત્ર ૧૦. પ્ર૦**—એનો ઠીક, પણ આ લોકને "બ્રહ્મલોક" એમ શાથી કહેવામાં આવે છે તે કાર્યરૂપ હોય તો "બ્રહ્મ" એવું વિશેષણ આ લોકની પૂર્વે શા માટે મૂકે ? બ્રહ્મ શબ્દ એ પર બ્રહ્મનો વાચક બને છે.

**બાદરિ**—હા. બ્રહ્મલોક શબ્દમાં લોક પૂર્વે બ્રહ્મ શબ્દ મૂકેલો છે, તેથી કંઇ તે પર બ્રહ્મનો વાચક નથી. "બ્રહ્મ" શબ્દ મૂકવાનું કારણ એ છે કે તે સામીપ્યનો વ્યપદેશ કરે છે. અર્થાત્ કાર્યરૂપ બ્રહ્મ લોકને જે પ્રાપ્ત થાય છે. તેને પરબ્રહ્મ પ્રાપ્તિમાં પછી વિલંબ રહેતો નથી કારણ કે તે પર બ્રહ્મની ઘણીજ નિકટ છે. તે લોક બ્રહ્મની નિકટ હોવાથી તેને બ્રહ્મ લોક કહ્યો છે; જો કે ખરી રીતે તે પર બ્રહ્મ નથી. આથી તે કાર્ય રૂપનોજ વાચક છે.

**પ્ર૦**—ભ. ગી. ૮–૧૬ માં કહે છે કે બ્રહ્મલોક સુધીના તમામ લોકો પુનરાવર્તિ છે, અને

અહિંઆં એમ જણાવેલ છે કે જે બ્રહ્મ લોકને પહોંચે છે તેની પુનરાવૃત્તિ નથી, તો જો આ ભ.ગી. માં કહ્યા પ્રમાણે કાર્યરૂપ બ્રહ્મ લોકના અર્થમાં હોય તો પછી ત્યાં ગયેલા જીવને ત્યાંથી પાછા ફરવું પડે પણ અહિંઆં તે પાછો ફરતો નથી પણ મુક્તિને મેળવે છે એમ કહેલ છે તેથી તે નક્કી ભ. ગી. માં કહ્યા પ્રમાણે કાર્યરૂપ બ્રહ્મલોકના અર્થમાં નથી પણ પર બ્રહ્મના વાચક અર્થમાં છે.

**સૂત્ર ૧૧ બાદરિ**—ભ. ગી. માં જે કહ્યું છે તે અને બ્રહ્મલોકમાં જનારને મુક્તિ મળે છે એમ કહેનાર શ્રુતિ વચ્ચે કોઇ પણ વિરોધજ નથી કારણ કે કલ્પની સમાપ્તિ થતાં કાર્ય બ્રહ્મ લોકનો નાશ થાય છે. આ વખતે બ્રહ્મ લોકમાં ગયેલ જીવ તેનો નાશ થતો નથી. પણ તે ત્યાંથી તેના અધ્યક્ષ બ્રહ્મા સાથે પણ ઇશ્વરને પ્રાપ્ત થાય છે. અર્થાત્ તે લોક નાશ પામે છે પણ ત્યાં ગયેલ જીવનો નાશ નથી. તે તો પર બ્રહ્મને પ્રાપ્ત થાય છે. માટે તમે કહેલો વિરોધ અહિઆં નથી

**પ્ર૦**—આને માટે કોઇ પ્રમાણ આપશો ?

**બાદરિ**—હા જુઓ મું. ૩-૨-૬ ની શ્રુતિ ત્યાં કહે છે કે જે યતિઓએ વેદાન્તનું સારી પેઠે જ્ઞાન મેળવ્યું છે અને જેમણે અર્થનો નિર્ણય બરાબર કરેલો છે અને કોઇપણ પ્રકારની શંકા રહી નથી તે શુદ્ધ સત્ત્વવાળા થઇને પરાન્તકાલમાં મુક્ત થાય છે.

**પ્ર૦**—કોઇ સ્મૃતિનું પ્રમાણ આપી શકશો ?

**સૂત્ર ૧૨ બાદરિ**—હા, જુઓ, સાંભળો. સ્મૃતિમાં કહ્યુ છે કે "પ્રલય આવતાં આત્મ જ્ઞાનીઓ પર (બ્રહ્મ લોક) નો અન્ત થતાં. (બ્રહ્માની સાથે) તે સર્વે પરમ પદને પામે છે. માટે કહેલાં શ્રુતિ તથા સ્મૃતિનાં પ્રમાણોથી તે જીવની બ્રહ્મલોકમાંથી પુનરાવૃત્તિ નથી એમ જે શ્રુતિમાં કહ્યું છે તે બરાબર છે. તે લોકનો તો નાશ પામશે આથી તે કાર્ય બ્રહ્મ જ છે, પરબ્રહ્મ નહિ.

(હવે સિદ્ધાન્તી આ વિષે પોતાનો સિદ્ધાન્ત જણાવતા પહેલાં જૈમિનિનો મત ચર્ચે છે, જૈમિનિનો મત તે લગભગ પોતાના મતને અનુકૂળ છે એમ આગળ કહેશે)

**સૂત્ર ૧૩ જૈમિનિ**—બાદરિનું કહેવું સત્ય નથી. છાં ૪-૧૫-૫માં જે બ્રહ્મની પ્રાપ્તિ જણાવેલી છે તે કાર્યરૂપ બ્રહ્મ નહિ પણ પરબ્રહ્મ જ છે.

**બાદરિ**—શાથી ?

**જૈમિનિ**—તેનું કારણ એટલું જ કે તમે સમજતા નથી કે શબ્દોની જોકે મુખ્યા, લક્ષણા અને વ્યંજના એમ ત્રણ શક્તિઓ છે, તો પણ મુખ્ય શકિતથી જે અર્થ સમજાય છે તેજ આદરણીય હોય છે. મુખ્યા શક્તિથી સમજાશે કે બ્રહ્મ શબ્દનો અર્થ પરબ્રહ્મ હોઇ શકે કારણ કે બ્રહ્મ શબ્દ એ બૃહ્ધાતુમાંથી આવ્યો છે, તે વૃદ્ધિના અર્થમાં છે અર્થાત્ જેનાથી કોઇપણ બીજું મોટું તત્ત્વ નથી તેનું નામજ આપણે બ્રહ્મ કહી શકીએ. આ અર્થ લેતાં પરબ્રહ્મ એજ બરાબર બ્રહ્મ છે. કર્તારૂપ નહિ કારણ કે કાર્યરૂપ એ અવચ્છેદવાળું છે. જ્યારે પરબ્રહ્મ અવચ્છેદ વગરનું છે. આ પરબ્રહ્મનો અર્થ મૂકીને કાર્યબ્રહ્મનો અર્થ સમજવાથી મુખ્ય અર્થ છોડી દઇને ગૌણી લક્ષણાથી સમજાતો ગૌણ અર્થ લેવા રૂપી દોષ આવે છે. માટે બ્રહ્મને જે મુખ્ય અર્થમાં બધા લેતા હોય તેજ અર્થમાં આપણે લેવો જોઇએ.

**સૂત્ર ૧૪**—વળી કૌ. ૧-૩ માં કહે છે કે જેમ અગ્નિ આદિ લોકની પ્રાપ્તિ થાય છે તેજ પ્રમાણે પ્રજાપતિ લોકની પ્રાપ્તિ છે અને ત્યાર પછી બ્રહ્મલોકની પ્રાપ્તિ છે. પ્રજાપતિ લોક સુધીનું વર્ણન એક પ્રકારનું છે, અને બ્રહ્મલોકની પ્રાપ્તિનું જૂદું છે. પ્રજાપતિ લોક સુધી જીવ પોતાની વિદ્યાના બળથી ત્યાં જાય છે. પણ ત્યાર પછી તો ભગવાનના સેવકના અનુગ્રહથી તે આગળ જાય છે. આથી બ્રહ્મલોક

તે પ્રજાપતિ લોકની માફક નહિ હોવાથી તે કાર્યરૂપ નથી. અર્થાત્ આ દેહને છોડીને જ્યારે જીવ અર્ચિમાર્ગથી પ્રવેશ કરે છે ત્યારે તે પ્રથમ અર્ચિઃમાં જાય છે. પછી દિવસના લોકમાં, ત્યાંથી શુકલપક્ષમાં પછી સંવત્સરમાં, ત્યાર પછી વાયુમાં ત્યાર પછી દેવલોકમાં પછી આદિત્ય લોકમાં, પછી ચંદ્રલોક, પછી વિદ્યુત્ વરુણ ત્યાંથી ઇન્દ્ર અને છેવટે પ્રજાપતિમાં જાય છે. અહિંઆંથી તે બ્રહ્મલોકમાં અમાનવ પુરુષની સહાયથી પ્રવેશ કરે છે.

અહિંઆં શાંકરમતાનુયાયી બાદરિના મતનું અવલંબન કરીને શંકા કરતો હોય તેમ શંકા કરે છે.

**શંકાકાર**—એ ખરૂં પણ પરબ્રહ્મ તો વ્યાપક છે તેથી તે પરિચ્છેદ રહિત છે. તેમ તે ગમ્ય નથી વળી પરબ્રહ્મ વ્યાપક બ્રહ્મમાં લીન થનાર જીવની ત્યાં ગતિ સંભવી શકતી નથી. ગતિ થવાને માટે દેશ અવકાશની અપેક્ષા હોય છે પણ બ્રહ્મ દેશના ભેદથી રહિત છે તેથી પરબ્રહ્મમાં જીવની ગતિ હોઈ શકે નહિ. પરબ્રહ્મમાં મોક્ષની દશામાં લીન થયેલો હોય છે તેને બદલે અહિંઆં તેને ગતિ કરનાર કહ્યો છે. આ ગતિ કરનાર જીવ તે મોક્ષ દશાનો નહિ પણ અવિદ્યાવાળો જ હોઇ શકે. અવિદ્યાની દશામાંજ તેની ગતિ હોઇ શકે, અને તે દશામાં તેનાથી જે ગમ્ય છે તે બ્રહ્મ અવચ્છેદવાળું કાર્ય બ્રહ્મજ હોઈ શકે. માટે અહિંઆં મુખ્યાર્થ રીતિથી પરબ્રહ્મ અર્થમાં તે નથી, પણ ઉપાસ્ય વિશેષવાળા બ્રહ્મની બાબતમાં સંભવે છે.

**સિદ્ધાન્તી**—તમારા કહેવા પ્રમાણે જો બ્રહ્મના વિશેષો ઉપાધિથી હોય તો જ સંભવી શકે પણ બ્રહ્મના વિશેષો અલૌકિક હોવાથી તે સવિશેષ છે અને તેમાં પ્રાકૃતતા નથી માટે તેને નિર્વિશેષ કહેલ છે. આથી સવિશેષ અને નિર્વિશેષ બ્રહ્મ એમ જૂદા થતા નથી. તે અનન્તરૂપે એકજ બ્રહ્મ છે. એ બાબત બ્ર. સૂ. ૩–૨–૨૧થી બ્ર. સૂ. ૨–૩–૨૯ સુધી અમે આગળ જણાવી છે. તેથી વ્યાપક નિર્વિશેષ બ્રહ્મ તે ગમ્ય હોઇ શકે નહિ, ગમ્યત્વરૂપી વિશેષવાળું બ્રહ્મ હોઇ શકે નહિ, એમ કહેવું યુકત નથી. બ્રહ્મ વ્યાપક છતાં તે ગમ્ય છે. જેના ઉપર તે કૃપા કરે છે તેનાથી તે ગમ્ય થાય છે. જ્યારે તે જીવનાં પ્રારબ્ધોનો પૂરેપૂરો ભોગ થઈ રહ્યો હોય ત્યારે જ તેને પોતે પ્રાપ્ત થાય છે. જેમના પ્રારબ્ધ કર્મોનો ક્ષય થયેલો છે તેજ જીવ બ્રહ્મ પાસે જઇ શકે છે. આથી બ્રહ્મનું ગન્તૃત્વ તે તેની અવિદ્યા દશાનું સૂચક નથી.

વળી જે ઉપાસક છે તેની બાબતમાં તો તમામ ઉપાસ્ય સ્વરૂપો નિર્ગુણ જ છે. જે ભગવાનના અનુગ્રહથી પ્રાકૃત ગુણોથી રહિત થયેલો હોય છે તે નિર્ગુણ બ્રહ્મની વિદ્યાવાળો કહેવાય છે. તેવાની બે પ્રકારે મુક્તિ હોય છે. સદ્યોમુક્તિ અને ક્રમ મુક્તિ તેમાં બૃ. ૪–૪–૨૨ની શ્રુતિમાં સદ્યોમુક્તિનો પ્રકાર છે. જે પ્રમાણે જીવની ઉર્ધ્વ ગતિ નથી પણ તે બ્રહ્મમાંજ લય પામે છે એવા જીવને કોઇ પણ પ્રારબ્ધનો ભોગ કરવાનો નથી. જે નિર્ગુણ બ્રહ્મની વિદ્યાવાળો છે તેને પણ પ્રારબ્ધનો ભોગ હોય છે જો એમ ન હોય તો જ્ઞાનમાર્ગનો ઉચ્છેદ થઇ જાય. તેમના પ્રારબ્ધનો ક્ષય પરાન્ત કાલે થાય છે, અને તે થઈ રહેતાં તેઓ બ્રહ્મલોકમાં જાય છે એમ મું. ૩–૨–૬માં કહે છે.

**સૂત્ર ૧૫**—આ ઉપરાંત "બ્રહ્મ"ને પરબ્રહ્મના અર્થમાં લેવાનું બીજું પણ એક કારણ છે; અને તે એ છે કે તૈ. ૨–૧માં પ્રથમ કહે છે કે બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત થાય છે. આમ સંક્ષેપમાં કહીને તેનું વિશેષ વિવેચન, ત્યાર પછી આગળ કરતાં તે "પર" કહેવું તે જણાવવાને કહે છે કે તે સત્ય છે, જ્ઞાન છે અને અનન્ત છે. તેને હૃદય ગુહામાં પરમ આકાશમાં બીરાજેલો જે જાણે છે તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા પ્રકારના મનોરથો ભોગવે છે. અહિંઆં જે જીવના મનોરથોની પૂર્તિ કહી છે તે પરબ્રહ્મથી જ કાર્યરૂપ નહિ અને તેથીજ 'બ્રહ્મવેત્તા પરને મેળવે છે" એવી શરૂઆતની શ્રુતિમાં "પર" શબ્દનો પ્રયોગ કર્યો છે. આ વિષે અમે વિસ્તારથી પ્રથમ અધ્યાયના પ્રથમ પાદના આનન્દમય અધિકરણમાં સમજાવ્યું છે તો "બ્રહ્મલોક" કાર્યરૂપ બ્રહ્મ નહિ પણ પરબ્રહ્મજ સમજવું.

(સાર) આ અધિકરણમાં એવો વિચાર કરવામાં આવ્યો છે કે પ્રજાપતિલોક પછીથી જીવ જે બ્રહ્મ લોકમાં જાય છે તે કાર્યરૂપ બ્રહ્મ સમજવું કે પરબ્રહ્મ? આ વિષે બાદરિ એમ કહે છે કે તે કાર્યરૂપ બ્રહ્મ છે. તેને માટે નીચેની દલીલ તે કરે છે.

(૧) આ લોક પરિચ્છેદવાળો હોવાથી તથા જીવની ત્યાં ગતિ થાય છે એમ હોવાથી ગતિ થવા માટે તેમાં પ્રદેશની આવશ્યકતા છે તેથી તે લોક પ્રવેશવાળો હોવો જોઇએ. પરબ્રહ્મ તે વ્યાપક હોવાથી તેમાં પ્રદેશના પરિચ્છેદ નથી. તે અપરિચ્છિન્ન છે. આ રીતે જીવની ગતિની ત્યાં ઉપપત્તિ હોવાથી તે પ્રદેશવાળું-પરિચ્છેદવાળું કાર્ય બ્રહ્મ હોવું જાઇએ. (સૂત્ર ૮)

(૨) વળી બૃ. ૬-૨-૧૫ ઉપરથી આ બ્રહ્મલોક ઘણા છે એમ સમજાય છે. તથા તે વાસના અધિકરણરૂપ છે એમ ત્યાં કહેલ છે માટે આવું બ્રહ્મ તે પરબ્રહ્મ હોઇ શકે નહિ. (સૂત્ર ૯)

(૩) કોઇને શંકા થાય કે જો તે પરબ્રહ્મના અર્થમાં ન હોય તો આ લોકને બ્રહ્મલોક કહેવાની શી જરૂર? તેનો ઉત્તર એ છે કે ત્યાં ગયેલાઓની બ્રહ્મપ્રાપ્તિ સત્વર થઇ શકે છે તેથી અર્થાત્ આ લોક પરબ્રહ્મની ઘણી જ નિકટ છે. માટે સામીપ્યનો અર્થ દર્શાવવાને લોક પહેલાં "બ્રહ્મ" વિશેષણ પ્રયોજ્યું છે. (સૂત્ર ૧૦)

(૪) વળી એવી શંકા થાય કે કાર્યરૂપ બ્રહ્મનો અર્થ આપણે લેઇએ તો ત્યાં જનારને પાછા ફરવું પડે છે એમ ભ. ગી. ૮-૧૬માં કહ્યું છે અને આ લોકમાં જનાર વિષે શ્રુતિ એમ કહે છે કે ત્યાંથી પાછા ફરવું પડતું નથી પણ તે મોક્ષને મેળવે છે, તો પછી આ કાર્યરૂપ બ્રહ્મ નથી પણ પરબ્રહ્મ જ એમ નક્કી સમજાય છે.

આના ઉત્તરમાં કહેવાનું કે સ્મૃતિ અગર શ્રુતિમાં જે કહ્યું છે તે કાર્યરૂપ બ્રહ્મને વિષે જ છે તેમાં કોઇ વિરોધ નથી. જ્યારે કલ્પના અન્તે આ બ્રહ્મલોકનો નાશ થાય છે ત્યારે ત્યાં ગયેલો જીવ ત્યાંના અધ્યક્ષ બ્રહ્મા સાથે નીકળીને પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. એટલે આ કાર્ય બ્રહ્મમાં ગયેલાની આ રીતે શ્રુતિમાં કહ્યા પ્રમાણે પુનરાવૃત્તિ નથી. મું. ૩-૨-૬ની શ્રુતિમાં તથા સ્મૃતિમાં પણ આનું પ્રમાણુ જોવામાં આવે છે. (સૂ. ૧૧-૧૨) ઉપરની બાદરિની દલીલો આપીને પોતાનો સિદ્ધાન્ત જણાવવાને જૈમિનિના મતને આપે છે. તે કહે છે કે પ્રજાપતિ લોક પછી બ્રહ્મલોકને જીવ પ્રાપ્ત કરે છે તે કાર્ય બ્રહ્મ નહિ પણ મુખ્યજ બ્રહ્મ છે. કારણ કે શબ્દની મુખ્ય શક્તિથી પરબ્રહ્મનો જ અર્થ સમજાય છે (સૂ. ૧૨) સિદ્ધાન્તી છેવટે કહે છે કે તૈ. ૨-૧માં સર્વ મનોરથોની સિદ્ધિ વિષે જે કંઇ કહેવામાં આવ્યું છે તે સિદ્ધિ પરબ્રહ્મની સાથે જ સંભવી શકે છે, કાર્ય બ્રહ્મની સાથે નહિ. તેથી કાર્ય બ્રહ્મમાં તેની પ્રતિપત્તિની અભિસન્ધિ નથી. (સૂત્ર ૧૫)

માટે તે કાર્ય બ્રહ્મ નહિ પણ પરબ્રહ્મ વાચક જ છે.

---

અધિકરણ. ૪થું

**પ્રતિપક્ષી**—ક્રમ મુક્તિના અધિકારી પોતાના પ્રારબ્ધનો ભોગ કરીને અમાનવ પુરુષની મદદથી પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે એમ જે તમે કહ્યું તે સમજ્યા પણ અમને એક શંકા થાય છે કે અર્ચિરાદિ લોકની પ્રાપ્તિ તે અમુક ઉપાસનાનું ફલ છે એમ હોવાથી તે અમાનવ પુરુષ તમામ ઉપાસના કરનારને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે કે અમુકને જ. જો તમામને કરાવતા હોય તો પછી પ્રતીકની ઉપાસના કરનારાઓને પણ બ્રહ્મની પ્રાપ્તિ થાય. એમ જો કહેતા હો તો તમે કહો છો તેમ ફક્ત જ્ઞાની જ અર્ચિરાદિ માર્ગે થઇને બ્રહ્મપ્રાપ્તિ કરતો નથી પણ પ્રતીકની ઉપાસના કરનારો એ કરે છે.

**સિદ્ધાન્તી**—ના, તેમ નથી. તમામ ઉપાસના કરનારાઓ બ્રહ્મની પ્રાપ્તિ કરતા નથી. ઉપાસના ઉપાસનામાં ફેર છે. માત્ર બ્રહ્મનીજ ઉપાસના કરનારને બ્રહ્મની પ્રાપ્તિ છે. બ્રહ્મ સિવાય બીજાની ઉપાસનામાં તે ફલ મળતું નથી. શ્રુતિમાં બ્રહ્મ તરીકેનીજ ઉપાસના સર્વત્ર કહેલી છે. તેથી તમામ ઉપાસ્ય રૂપો ભગવાનની વિભૂતિરૂપ હોવાથી શુદ્ધ બ્રહ્મનાંજ તે તમામ રૂપો છે. આવી રીતે બ્રહ્મરૂપથી જે ઉપાસના કરે છે તેઓ અપ્રતીકની ઉપાસના કરનારા છે. તેમની ઉપાસના પ્રતીકની ઉપાસના નથી પણ બ્રહ્મનીજ છે. આ અપ્રતીકની બ્રહ્મરૂપથી ઉપાસના કરનારનેજ અમાનવ પુરુષ આવીને બ્રહ્મ તરફ લેઇ જાય છે, બીજાઓને નહિ, એમ બાદરાયણનું માનવું છે.

**પ્રતિપક્ષી**—શાથી અપ્રતીકોપાસના કરનારને જ બ્રહ્મ પ્રાપ્તિ થાય છે એમ કહો છો ?

**સિદ્ધાન્તી**—સાંભળો. પ્રથમ તો પ્રતીકની ઉપાસના એટલે શું તે સમજો. જે લોકો એમ માને છે કે શ્રુતિ તો ફક્ત એમજ કહે છે કે બ્રહ્મ તરીકે ઉપાસના જો કરવામાં આવી હોય તો તેનું ફલ શું અને તે ફલનું સાધન શું ? તે એમ કહેતી નથી કે ઉપાસ્ય એ બ્રહ્મ છે. ઉપાસ્યરૂપ જાતે બ્રહ્મ છે એવું કહેલ નથી. બ્રહ્મ નહિ છતાં તે રીતે જાણીને જે ઉપાસના કરે છે તે પ્રતીકનું આલમ્બન કરનાર છે. અર્થાત્ બ્રહ્મનું જે વસ્તુતઃ રૂપ નથી છતાં તેમાં બ્રહ્મનું રૂપ છે એમ માનવુ તેનું નામ પ્રતીક કહેવાય છે. આ પ્રતીકની ઉપાસનામાં બે દોષો છે. એક દોષ તો એ છે કે જે બ્રહ્મના રૂપોની ઉપાસના કરવામાં આવે છે તે વસ્તુતઃ બ્રહ્મ નથી એવા જ્ઞાનપૂર્વક પ્રતીકોપાસના છે. બીજો દોષ એ છે કે જોકે ઉપાસ્યરૂપ તે બ્રહ્મ નથી છતાં તેની ઉપાસના કરતી વખતે તે બ્રહ્મ છે એમ કલ્પવું જોઇએ. કારણ કે તેમ ન કલ્પવામાં આવે તો તેનું ધ્યાન તથા ચિંતન વગેરે ન થાય. અર્થાત્ તે બ્રહ્મ નથી તેવો નિશ્ચય એ એક દોષ અને તેને બ્રહ્મ તરીકે માનીને ઉપાસના કરવી એ બીજો દોષ છે. આ બે દોષોની શ્રુતિમાં ખાસ અવગણના કરી છે. તૈ. ૨-૬ માં કહે છે બ્રહ્મને અસત્ કહેનાર તે પોતેજ અસત્ છે. બ્રહ્મ કહેતાં આત્મા તે સત્ જ છે છતાં તેને જે અસત્ કહે છે તેનું જ્ઞાન તથા તેને ઉપાસના નકામી જાય છે અને પોતે અસત્ બને છે. વળી આત્મા બ્રહ્મને આત્મા તરીકે જે ઓળખતા નથી પણ બીજી રીતે ઓળખવા જાય છે તે ખરેખર ચોર છે અને પાપી છે. આ રીતે પ્રતીકોપાસના કરનારની શ્રુતિમાં નિન્દા કરેલી છે.

**પ્રતિપક્ષી**—ભક્તિમાર્ગીયવાળાની વ્યવસ્થા કેવી છે ? તેની ઉપાસના એ પ્રતીકોપાસના કહેવાય કે નહિ ?

**સિદ્ધાન્તી**—ભક્તિમાર્ગીયવાળાની વ્યવસ્થા જૂદી છે. ઉપર અમે જ્ઞાનીની વ્યવસ્થા કહી. જ્ઞાનીની બાબતમાં જો પ્રતીકોપાસના ન હોય તો પછી ભક્તની બાબતમાં હોયજ ક્યાંથી ? જેમ જ્ઞાની પોતે તમામ સ્થળે બ્રહ્મને જ જૂએ છે તેમ ભક્ત પણ. તે તો સાક્ષાત્ પરબ્રહ્મને જ ભજે છે. તેને તો ખરી રીતે ઉપાસનાની પણ અપેક્ષા નથી તો પછી તેનામાં પ્રતીકોપાસનાની સંભાવના જ ન હોય. જેમ જ્ઞાની જ્ઞાનથી બ્રહ્મને પ્રાપ્ત થાય છે તેમ ભક્ત ભક્તિથી પ્રાપ્ત થાય છે. ભક્તિ એ ઉપાસના નથી. જેમ જ્ઞાનીને અમાનવ પુરુષ આવીને બ્રહ્મ તરફ લેઇ જાય છે તેમ ભક્તની બાબતમાં નથી. ભક્તને તો અમાનવ પુરુષની અપેક્ષા નથી. કારણ કે તે તો જાતેજ બ્રહ્મ લોકની પ્રાપ્તિ કરે. માટેજ મૂળસૂત્રમાં तत्क्रतुः એમ પ્રથમ વિભક્તિમાં શબ્દ મૂકયો છે, અને જ્ઞાનીઓ માટે अप्रतिकालम्बनान् એમ બીજી વિભક્તિમાં ઉપયોગ કર્યો છે. અર્થાત્ જ્ઞાનીઓને-અપ્રતીકની જેઓ ઉપાસના કરનારા છે તેમને અમાનવ પુરુષ બ્રહ્મ લોક તરફ લેઇ જાય છે પણ જે ભગવદ્ભક્ત છે તે તો જાતેજ બ્રહ્મ લોક તરફ જાય છે.

**પ્ર૦**—જ્ઞાની કરતાં ભક્તની સ્થિતિને અધિક તમે કહો છો તે વ્યાજબી નથી: જ્ઞાની કરતાં ભક્તની સ્થિતિ અધિક ત્યારેજ કહી શકાય કે જ્યારે બ્રહ્મના સ્વરૂપમાં તારતમ્ય હોય તોજ. પણ ખરી રીતે બ્રહ્મના સ્વરૂપમાં કાંઇપણ તારતમ્ય નથી. શ્વે. ૬-૮ માં કહે છે કે બ્રહ્મના સમાન કંઇ પણ

નથી. તેમ તેનાથી અધિક પણ કંઇ નથી. છાંદોગ્યના સાતમા પ્રપાઠકમાં સનત્કુમાર અને નારદનો સંવાદ આવે છે ત્યાં કહે છે કે એક વખત નારદમુનિ સનત્કુમાર પાસે ગયા અને તેમને પૂછ્યું 'હે ભગવાન્ મને ઉપદેશ કરશો. પછીથી સનત્કુમાર નારદજીને ઉપદેશ કહી બતલાવે છે, અને તે પ્રસંગે નામ, વાક્, મન, સંકલ્પ, ચિત્ત, ધ્યાન અને વિજ્ઞાન વગેરેનો બ્રહ્મ તરીકે ઉપાસના કરવાનું કહે છે. પણ આ ઉપાસનામાં નામ કરતાં વાક્, વાક્ કરતાં મન એમ પ્રથમના કરતાં પછીની અધિકતા જણાવી છે તો પછી ત્યાં ઉપાસ્ય જે રૂપો ત્યાં જણાવ્યાં અર્થાત્ નામની બ્રહ્મ તરીકે, વાક્‌ની બ્રહ્મ તરીકે, મનની બ્રહ્મ તરીકે, એમ જે જે ઉપાસનાઓ દેખાડી છે ત્યાં ઉપાસ્ય નામ, વાક્, મન ને બ્રહ્મ તરીકે ઉપાસવામાં આવે છે પણ તેમાં એક પછી એક અધિકતા હોવાથી તે તમામની બ્રહ્મતા નથી.

**સિદ્ધાન્તી**—તમારા સમજવામાં ભૂલ છે. ત્યાં જે નામ, વાક્, મન વગેરેની બ્રહ્મોપાસના કહી છે તે વિભૂતિ તરીકે કહી છે. વિભૂતિ રૂપોની ઉપાસના અમુક ફલનું દાન કરવાને માટે છે. તેથી અલ્પ ફલનું દાન કરવાનું હોય તે વિભૂતિમાં અધિક ગુણને પ્રકટ કરવાનું પ્રયોજન નથી. આથી ઉપાસકને ઓછું વધતું ફલ આપવાની ઇચ્છાએજ સ્વરૂપોમાં તારતમ્ય દેખાડયું છે અને આ તારતમ્ય બ્રહ્મની ઇચ્છાને લીધેજ છે. અમુકને અમુક ફળ આપવાનું હોય ત્યારે તે ફલને અનુરૂપ પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે. બ્રહ્મના ઉપાસકો એક પ્રકારના નથી, જેમ ઉપાસકો જૂદા તેમ તેમની ઉપાસનાઓ પણ જૂદી; અને તે ઉપાસનાનું ફલપણ જૂદું હોય છે. વળી પ્રતિમાદિની પૂજા અને ભક્તિ એક નથી. પૂજા માર્ગમાંજ મૂર્તિની પૂજા હોય છે; ભક્તિમાર્ગમાં નહિ. પૂજામાર્ગમાં મૂર્તિમાં આહ્વાનથી વિભૂતિરૂપની સન્નિધિ કરવામાં આવે છે અને પછી તેનું ધ્યાન વગેરે હોય છે, ભક્તિમાર્ગમાં તો સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ જ છે.

જો કે બાદરિએ એમ કહ્યું કે બ્રહ્મ લોક એ કાર્ય બ્રહ્મ છે. પર બ્રહ્મ નહિ. અને ઉપાસ્ય એ રૂપ વિશેષ છે તથા તે સવિશેષ બ્રહ્મના વિશેષો અવિદ્યાને લીધે છે. બાદરિ ભલે એમ માને; પણ બાદરાયણ તેમના વિચારો સાથે સંમત થતા નથી. તે તો બ્રહ્મ લોકને કાર્ય બ્રહ્મ કહેતા નથી. પણ પર બ્રહ્મજ કહે છે. છતાં બાદરિ પોતાના વિચારને વળગી રહેલા હોય તો બાદરાયણ કહે છે કે તે રીતે બ્રહ્મની પ્રાપ્તિ થશે નહિ, અપ્રતીકનું આલમ્બન કરનારજ બ્રહ્મને પ્રાપ્ત કરી શકે છે. બાદરિના મતે સવિશેષ બ્રહ્મની ઉપાસના એ અપ્રતીકોપાસના નહિ પણ પ્રતીકોપાસના છે તેથી તેમના પ્રમાણે ઉપાસકને બ્રહ્મની પ્રાપ્તિજ સંભવતી નથી. ખરી રીતે તો ઉપાસનામાં ઉપાસ્યના સ્વરૂપનું જ્ઞાન એ આવસ્યક છે. તે ઉપાસનાનું અંગ છે, ઉપાસક કોની ઉપાસના કરે છે તેનું તેને જ્ઞાન ન હોય તો તે ઉપાસનાનું કંઇ પણ ફલ નથી. પછી ભલે તે ઉપાસના ગમે તેવી હોય, ઉપાસના કરતી વખતે ઉપાસકે પોતે જેની ઉપાસના કરે છે તે બ્રહ્મની વિભૂતિ છે એમ બરાબર જાણવું જોઇએ. આવા જ્ઞાનથીજ ઉપાસનાની સિદ્ધિ છે. પણ બાદરિના મતવાળાઓમાં તો તેવું જ્ઞાનજ નથી. તેથી અર્ચિરાદિની પ્રાપ્તિ તેમને નથી. તો પછી બ્રહ્મની તો શી રીતે થાય ?

પંચાગ્નિ વિદ્યાવાળાને બ્રહ્મ લોકની પ્રાપ્તિ થાય છે એમ જે કહ્યું છે તેનું કારણ એજ છે કે તે અપ્રતીકના આલમ્બનથી થાય છે, પ્રતીકના આલમ્બનથી નહિ. તેથી પંચાગ્નિ વિદ્યામાં પણ બ્રહ્મનીજ વિભૂતિઓની ઉપાસના છે પ્રતીકની નહિ તે ખાસ સમજવું જોઇએ. નહિ તો જે પંચાગ્નિ વિદ્યામાં પ્રતીકોપાસના છે એમ કોઇ કહે તો વ્યાસજીએ શ્રુતિ જોવા છતાં આ પ્રમાણે કહે નહિ. અર્થાત્ જો પંચાગ્નિવિદ્યા એ પ્રતીકોપાસના હોય અને તેનું ફળ બ્રહ્મ પ્રાપ્તિ હોય તો આ સૂત્રમાં અપ્રતીકની ઉપાસના વાળાનેજ અમાનવ પુરુષ બ્રહ્મ લોક તરફ લેઇ જાય છે એમ જે કહ્યું તે કદી પણ કહેત નહિ. ઉત્સર્ગના પક્ષનો આશ્રય કરીને આમ કહ્યું છે એમ પણ કહેવું નહિ. ઔત્સર્ગિક પક્ષ બાધકથી હમેશાં દૂર કરાય છે, અને પ્રત્યેક વચન વસ્તુની સત્તાનું બોધક છે તેનું કારણ નહિ તેથી તે બાધક નથી. જ્યાં

વચન બાધક કહેલું હોય ત્યાંજ બાધનું તે બોધકજ છે પણ અહિંઆં તે પ્રમાણે નથી. માટે તે મત તરફ બેદરકારી દેખાડવી જોઇએ. અર્થાત્ જેઓ એમ કહે કે પંચાગ્નિ વિદ્યાને પ્રતીકોપાસના કહી છે તેનું કારણ એ છે કે ઔત્સર્ગિક પક્ષનું આલંબન કરીને તેમ કરવામાં આવ્યું છે, તેમનું તે કહેલું ખોટું ઠરે છે.

**પૂર્વપક્ષી**—મનની બ્રહ્મ તરીકે જ્યાં ઉપાસના કરવામાં આવે છે તે શુદ્ધ બ્રહ્મની ઉપાસના નથી, પણ તે પ્રતીકોપાસના છે જો તે શુદ્ધ બ્રહ્મરૂપ હોત તો "मनो ब्रह्म उपासीत" એવી રીતે કહેત, પણ તે પ્રમાણે નહિ કહેતાં ઉપાસનાના એક પ્રકાર તરીકેજ તેનું વર્ણન કરવામાં આવે છે. આથી મનની બ્રહ્મ તરીકે ઉપાસના કરવી જે કહી છે તેમાં બ્રહ્મ શબ્દ માત્ર ઉપાસનાનો પ્રકાર જણાવવા માટે છે. અર્થાત્ મન વસ્તુતઃ બ્રહ્મ નથી પણ તેને બ્રહ્મ તરીકે ઉપાસવું. અહિંઆં બ્રહ્મ શબ્દ તે પોતાના સ્વરૂપનો અર્થ જણાવતો નથી અર્થાત્ મન એ બ્રહ્મની વિભૂતિ છે અને તેથી તેની ઉપાસના કરવી જોઇએ એવો અર્થ નથી માત્ર તે ઉપાસના કેવા પ્રકારની છે તેજ જણાવવાને જ બ્રહ્મ શબ્દનો પ્રયોગ यो मनो ब्रह्म इति उपास्ते" (છાં. ૭–૩–૨)માં છે. અર્થાત્ છાંદોગ્યમાં "મનની ઉપાસનાનું પ્રકરણ છે ત્યાં બ્રહ્મ શબ્દ પછી इति શબ્દ છે તે એટલું સૂચવે છે કે મન વસ્તુતઃ બ્રહ્મ નથી, પણ તેની ઉપાસના બ્રહ્મ તરીકે કરવી. આથી તે મન બ્રહ્મની વિભૂતિ નથી. જો તે વિભૂતિરૂપ હોત તો વચ્ચે इति શબ્દ ન મુકત. માટે નામ, વાક્, મન વગેરેની બ્રહ્મ તરીકે ઉપાસના કરવાની જે કહી છે તે પ્રતીકોપાસના છે.

**સિદ્ધાન્તી**—અરેરે ખેદની વાત છે કે તમે मनो ब्रह्मइति उपास्ते નો અર્થ પણ સમજી શકતા નથી ત્યાં સંબન્ધ આવો છે. પ્રથમ છાં ૧–૩–૧માં એમ કહ્યું કે "મન એ બ્રહ્મ છે. મનની ઉપાસના કર" અને પછીથી તેની ઉપાસનાનું ફલ જણાવે છે. અહિંઆં એમ કહે છે કે મન એ બ્રહ્મ છે, અને જે કારણથી મન બ્રહ્મ છે. તે કારણથી તેની ઉપાસના પણ તેવુંજ ફલ આપનાર છે. અર્થાત્ મન બ્રહ્મ હોવાથી મનની કરેલી ઉપાસના એ બ્રહ્મની ઉપાસના છે અને તે બ્રહ્મોપાસનાનું ફલ બ્રહ્મ પ્રાપ્તિ થાય છે. તમે જે એમ કહ્યું કે શ્રુતિમાં "ઇતિ"શબ્દ ઉપાસનાનો પ્રકાર જણાવે છે તે ખોટું છે, ત્યાં શ્રુતિ ઉપાસનાનો પ્રકાર જણાવતી નથી, તે એમ નથી કહેતી કે મનની બ્રહ્મ તરીકે ઉપાસના કરવી પણ તે એમ કહે છે કે મન બ્રહ્મ છે માટેજ તેની ઉપાસના કરવી, અર્થાત્ ઇતિ "હેતુ" કારણના અર્થમાં છે. આથી ત્યાં પણ પ્રતીકની ઉપાસના નથી.

**સૂત્ર ૧૭—(સાર)** અર્ચિરાદિ માર્ગે પ્રયાણ કરનાર તે અપ્રતીકની ઉપાસના કરનાર છે તેથી તેમને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. પ્રતીકની ઉપાસનાનું ફલ બ્રહ્મ પ્રાપ્તિ નથી. પ્રતીકની ઉપાસનામાં ઉપાસ્ય વસ્તુતઃ બ્રહ્મરૂપ નથી છતાં ધ્યાન કરવા ખાતર તે બ્રહ્મ છે એવી કલ્પના કરવી પડે છે આ ઉપાસનામાં દોષ રહેલા છે તેથી ઉપાસનાનું ફળ મળતું નથી. માટે અપ્રતીકની ઉપાસનાવાળાનેજ અમાનવ પુરુષ આવીને બ્રહ્મ તરફ લેઇ જાય છે. આ ઉપરાંત ભક્ત પણ બ્રહ્મ તરફ જાય છે. પણ તેને અમાનવ પુરુષની અપેક્ષા નથી. તે તો જાતેજ જાય છે.

---

અધિકરણ. ૭ મું

**સૂત્ર ૧૭ પૂર્વપક્ષી**—ઉપર તમે કહ્યું કે ઉપાસ્યરૂપો લિંગ બલથી બ્રહ્મરૂપ છે, અને તેથી તેમની ઉપાસનાથી સાક્ષાત્ તથા પરોક્ષ રીતે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે આમાં અમને મેં સંદેહ છે કે બ્રહ્મની પ્રાપ્તિ તે જ્ઞાનમાર્ગીયો તથા ભક્તિમાર્ગીયો બન્નેને થાય છે, તો એ બન્નેની બ્રહ્મ પ્રાપ્તિના પ્રકારમાં વિલક્ષણતા છે કે તે એકરૂપ છે. અમે તો એમ માનીએ છીએ કે બન્નેની બ્રહ્મ પ્રાપ્તિમાં કોઇપણ વિલક્ષણતા નથી.

**સિદ્ધાન્તી**—ના, જો કે જ્ઞાનમાર્ગીય બ્રહ્મને પ્રાપ્ત થાય છે તેમ ભક્તિમાર્ગીય પણ થાય છે છતાં તે બન્નેમાં ઘણોજ ફેર છે.

**પૂર્વપક્ષી**—શાથી એમ કહો છો ?

**સિદ્ધાન્તી**—કારણ કે તૈ. ૨–૧ માં એ પ્રમાણે સ્પષ્ટ રીતે કહેલ છે ત્યાં શરૂઆતમાં કહે છે કે બ્રહ્મનો વેત્તા પરને પ્રાપ્ત થાય છે. અહિંઆં બ્રહ્મને જાણનાર તે પરને પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે તેથી જ્ઞાનીને પ્રાપ્ત થનાર ફલ અને ભક્તને પ્રાપ્ત થનાર ફલમાં ઘણોજ ફેર છે. જ્ઞાની ફક્ત અક્ષરબ્રહ્મ સુધીજ જાય છે જ્યારે ભક્ત પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. આ પર બ્રહ્મ કેવું તો ત્યાં કહે છે ? "સત્ય, જ્ઞાન અને અનન્ત છે અર્થાત્ સત્. ચિત્ અને આનન્દરૂપ છે. અનન્ત અર્થાત્ અગણિત આનન્દરૂપ આનન્દ-રૂપનાં પણ બે રૂપો છે ગણિતાનંદ અને અગણિતાનંદ ગણિતાનન્દ એટલે અક્ષરબ્રહ્મ અને અગણિતાનંદ તે પરબ્રહ્મ. આ બ્રહ્મને અગણિતાનન્દરૂપે હૃદયમાં પરમ બીરાજેલા જે જાણે છે તે ભક્ત તે વિવિધ ક્રીડામાં ચતુર એવા ભગવાન્ સાથેના તમામ મનોરથો ભોગવે છે એમ ત્યા કહ્યું છે. આથી ભક્તનું ફળ બ્રહ્મની પ્રાપ્તિ ખરી પણ તે જ્ઞાનીના જેવી નહિ પણ તેનાથી જૂદા પ્રકારની છે, અર્થાત્ તે તો તેની બ્રહ્મ પ્રાપ્તિની દશામાં ભગવાન્ સાથે અનેક પ્રકારના મનોરથો ભોગવે છે. આમાં બ્રહ્મ ગૌણ બની જાય છે અને આનન્દનો રસાનુભવ મુખ્યત્વે કરીને ભક્તને કરાવે છે. જ્ઞાનીની બ્રહ્મ પ્રાપ્તિ દશામાં રસાનુભવ છેજ નહિ. તેને આનન્દમય બ્રહ્મનું સ્વરૂપજ સમજાતું નથી. તેથી તે સ્વરૂપ સાથે પોતાના મનોરથો ભોગવી શકતો નથી. તે તો ફક્ત બ્રહ્મને પ્રાપ્ત કરે છે એટલુંજ. તેથીજ "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત થાય છે' એટલુંજ કહ્યું છે. અહિંઆં બ્રહ્મવેત્તા એટલે "અક્ષર બ્રહ્મને જાણનાર" એ અર્થ લેવો. પછીથી પર બ્રહ્મનું વર્ણન સત્ય, જ્ઞાન અનન્તથી કરીને વચમાં કહે છે કે આ બ્રહ્મને જે હૃદયમાં બિરાજમાન થયેલા જાણે છે તેજ તે બ્રહ્મની સાથેના પોતાના મનોરથો ભોગવે છે. આ રીતનું પછીનું વર્ણન જ્ઞાનીને માટે બંધ બેસતું નથી. પણ ભક્તને માટે બંધ બેસે છે અર્થાત્ જ્ઞાનીને થતી ફલની પ્રાપ્તિ અને ભક્તને થતી ફલ પ્રાપ્તિ એ બન્નેમાં મોટામાં મોટો ભેદ છે. એ ભેદ છે. એ ભેદ અહિંઆં દેખાડયો છે. જો ઉપર પ્રમાણે આપણે શ્રુતિને ન સમજીએ તો પછી "આ આત્મા પ્રવચનથી લભ્ય નથી" એમ મુણ્ડક ઉપનિષદમાં કહીને તે સાધનથી ગમ્ય નથી એમ જણાવ્યું છે તેનો અહિંઆં વિરોધ આવે. કારણ કે અહિંઆં તો શરૂઆતમાં એમ કહે છે કે "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત થાય છે" આ વિરોધ ઉપર પ્રમાણે કરેલા વ્યાખ્યાનથી થાય છે અર્થાત્ અહિંઆં જ્ઞાનીને થતી બ્રહ્મ પ્રાપ્તિ અને ભક્તને થતી બ્રહ્મ પ્રાપ્તિ એ બન્નેમાં ભેદ કર્યો છે તે સ્પષ્ટ રીતે સમજાવ્યો છે.

સૂત્રમાં "च" શબ્દ મૂકયો છે તે એમ જણાવે છે કે જેમ જ્ઞાની અને ભક્તની બ્રહ્મપ્રાપ્તિનો ભેદ શ્રુતિમાં દેખાડયો છે તેમ સ્મૃતિમાં પણ છે. અર્થાત્ ભગવદ્ગીતામાં પણ "एवं सततयुक्ता य" (ભ. ગી. ૧૨–૧૩) એ પ્રશ્નથી આરંભીને "જેઓ મારામાં મનનું આવેશન કરીને" (ભ. ગી. ૧૨–૨) "જેઓ અક્ષરનો નિર્દેશ કર્યા વગર" (ભ. ગી. ૧૨–૩) એમ અક્ષરની સમાપ્તિ સુધીનાં વચનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વળી ભાગવત ૧૧–૧૪–૩૧ માં પણ કહે છે કે ભગવાન્ ભક્ત ભક્તિથી જ ગ્રાહ્ય છે. ભા. ૧૧–૨૦–૩૧ માં જણાવે છે કે જ્ઞાન કે વૈરાગ્યથી જીવનું, જેટલું ભક્તિથી કલ્યાણ થાય છે તેટલું થતું નથી બ્રહ્મવેત્તાની ઉપર પણ જ્યારે ભગવાન્ કૃપા કરે છે ત્યારેજ તેનામાં ભક્તિનો ઉદય થાય છે જ્યારે તે ભક્તિ પ્રેમ ભક્તિથી હૃદય ભરાઈ જાય ત્યારેજ ભગવાન પોતાના સ્થાનરૂપ વ્યાપિ વૈકુણ્ઠને તેના હૃદયમાં પ્રકટ કરે છે. મર્યાદા ભક્તને માટે આ રીતે ભગવાન્ પ્રકટ થાય છે, ત્યારે શુદ્ધ પુષ્ટિભક્તને કેવી રીતે થાય છે તે હકિકત પણ તૈ. ૨–૧માં જણાવી છે. ત્યાં કહે છે કે જેમ પોતે પ્રકટ થઇને લોકમાં ભગવાન્ લીલા કરે છે તે પ્રમાણે ઘણાજ અનુગ્રહને લીધે પોતાના અન્તઃકરણમાં સ્થિત ભક્તને પણ પ્રકટ કરીને તેના અતિશય સ્નેહથી તેને વશ પ્રભુ થઈ જાય છે અને તેથી તેને લીલાના રસનો અનુભવ કરાવે છે.

**(સાર)** જ્ઞાનીની બ્રહ્મ પ્રાપ્તિ અને ભક્તની બ્રહ્મ પ્રાપ્તિમાં ફેર છે તે જણાવવાનું પ્રયોજન આ

અધિકરણનું છે. આમાં કહે છે કે જ્ઞાનીને બ્રહ્મ પ્રાપ્તિ થાય છે તેમ ભક્તને બ્રહ્મપ્રાપ્તિ થાય છે પણ એ વચ્ચે ગણોજ મોટો ભેદ છે. જ્ઞાનીને અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે જ્યારે ભક્તને પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે.

---

**ટાંચણ.**

અધિ. ૧ સૂ૦ ૧ **જ્ઞાનીમાર્ગીયની અર્ચિરાદિ માર્ગથી ગતિ.**

૨ સંવત્સર પછી અને સૂર્યલોક પૂર્વે વાયુલોકના સ્થાનમાં પ્રવેશ.

૩ વિદ્યુત્ લોક પછી વરુણ લોકની સ્થિતિ.

૪ વરુણલોક પછી ઇન્દ્રલોક તથા પ્રજાપતિ લોક.

અધિ. ૨ ૫ **અમાનવ પુરુષોથી જીવનું આનયન.**

૬ જ્ઞાની તથા મર્યાદામાર્ગીયને ભગવત્કૃત વ્યામોહ.

૭ વૈદ્યુત પુરુષથીજ બ્રહ્મલોક પ્રાપ્તિ.

અધિ. ૩ **બ્રહ્મલોક વિષે વિચાર.**

૮–૧૨ બ્રહ્મલોક એ કાર્ય બ્રહ્મ છે (એવા બાદરિનો મત. તથા ગતિની ઉપપતિ છે તેથી)

૯ બ્રહ્મલોકનું બહુવચનું વિશેષણ છે તેથી.

૧૦ પરબ્રહ્મની સમીપ તે હોવાથી તેની કાર્યતા.

૧૧ સાથે કલ્પ સમયમાં તેનો નાશ હોવાથી.

૧૨ સ્મૃતિનું પ્રામાણ્ય છે તેથી

અધિ. ૪ ૧૩ **જૈમિનિનો મત તે પરબ્રહ્મ છે.**

૧૪ તે બ્રહ્મ છે તેમાં શ્રુતિનું પ્રમાણ.

૧૫ કાર્ય બ્રહ્મમાં શ્રુતિની પ્રતિપત્તિનો અભાવ.

અધિ. ૫ ૧૬ **અપ્રતીકનું આલમ્બન કરનાર તથા ભકતનુંજ**

૧૭ અમાનવ પુરુષથી બ્રહ્મલોક પર્યન્ત નયન જ્ઞાનમાર્ગીય અને ભક્તિમાર્ગીય ઉપાસકોમાં ભેદ.

---

અધ્યાય ૪ થો.

પાદ. ૪

સાર.

આ અધ્યાયમાં પુષ્ટિમાર્ગીય મોક્ષ વિષે કહેવામાં આવ્યું છે. પુષ્ટિમાર્ગીય મોક્ષ એટલે બ્રહ્મના સ્વરૂપાનન્દનો અનુભવ. તે ભગવાનની ઇચ્છાથી જીવને થાય છે. જ્ઞાનીની માફક પુષ્ટિમાર્ગીય જીવ અક્ષર બ્રહ્મમાં લય પામતો નથી. પણ એ નવીન અલૌકિક દેહ ધારણ કરે છે અને તે દેહથી સ્વરૂપાનંદરૂપી મોક્ષ ફળને અનુભવે છે. આ વિષે જૈમિનિ તથા ઔડુલોમિના મતોને બાદરાયણ આપે છે. જૈમિનિ પણ કબૂલે છે કે બ્રાહ્મ દેહથી અર્થાત્ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મના સંબન્ધવાળા દેહથી જીવ બ્રહ્મપ્રાપ્તિ કરે ને ઔડુલોમિ બ્રહ્મ ને ચિદ્રૂપ માને છે તેથી તે ચિદ્રૂપથીજ જીવ બ્રહ્મને પ્રાપ્ત કરે છે એમ કહે છે બાદરાયણ કહે છે અલૌકિક દેહ જીવને પ્રાપ્ત થાય છે અલૌકિક રીતે તે દેહ છે અને લૌકિક નથી એમ જણાવે છે. આ અલૌકિક દેહની પ્રાપ્તિ પણ ભગવાનના સંકલ્પથી જ છે. જો કે બાદરિ એમ કહે છે કે તે દશામાં જીવને દેહાદિ હોયજ નહિ તો પણ જૈમિનિ તે સત્તાને સ્વીકારે છે. બાદરાયણ દ્વાદશાહનું દૃષ્ટાન્ત આપી તે સિદ્ધ કરે છે કે જીવના અલૌકિક ભોગમાં અલૌકિક દેહ છેજ પછીથી સ્વપ્નનું દૃષ્ટાન્ત આપીને જણાવે છે કે જેમ સ્વપ્નમાં અવિદ્યમાન પદાર્થો વાસનાને લીધે જણાય છે તેમ ભગવાનની ઇચ્છાથી ભગવાનના સ્વરૂપમાં પ્રાકૃતતા નથી તો પણ કેટલાક અસુરોને તે પ્રાકૃતતા જણાવે છે. પણ વસ્તુતઃ ભગવાનના સ્વરૂપમાં પ્રાકૃતતા નથીજ. ભગવાનૂની લીલાઓ અપ્રાકૃત છે. દીપક જેમ તેલમાં ભીંજાયેલી બત્તીને પ્રકાશમય કરે છે તેમ સ્નેહથી આર્દ્ર બનેલા ભક્તને ભગવાન્ પોતાની સમાન કરે છે. સ્વરૂપાનન્દના અનુભવમાં ભક્ત તમામ જાતના કામનો ભોગ કરે છે. તેમાં લૌકિક વ્યાપાર બિલ્કુલ હોતો નથી. તેમ તેમાં કોઈ પણ વિકાર હોતો નથી. શ્રુતિ અને સ્મૃતિ પણ આ વસ્તુ ભગવાનના અનુભવથી સમજાય છે લૌકિક યુક્તિથી નહિ એમ કહે છે. માત્ર બ્રહ્મની સાથે ભોગ કરવાની બાબતમાં બ્રહ્મ જીવને પોતાની સમાન બનાવે છે. તે સિવાય જીવ અને બ્રહ્મ વચ્ચે સમાનતા નથી. શ્રુતિ તો સ્પષ્ટ કહે છે કે જીવ બ્રહ્મની સમાન નથી તેમ તેનાથી અધિક પણ નથી. આ પ્રમાણે

અર્થ જણાવીને ઉપસંહારમાં કહે છે કે જેમ કર્મ માર્ગે પ્રવૃત્ત થનાર કર્મનાં ફળ ભોગવ્યા પછી આ દુનિઆમાં પાછો ફરે છે, તેમ જ્ઞાની તથા ભકત પાછો ફરતો નથી. અનાવૃત્તિની બાબતમાં જ્ઞાની તથા ભક્ત સમાન છે છતાં જ્ઞાની અક્ષરબ્રહ્મમાં લય પામે છે અને ત્યાંથી તેની અનાવૃત્તિ નથી અને ભક્ત પુરુષોત્તમ સાથે સ્વરૂપાનન્દનો અનુભવ કરે છે અને ત્યાંથી પાછો ફરતો નથી. આ તેમની અનાવૃત્તિના પ્રકારમાં ફેર છે.

## પાદ. ૪

૧ સંપદ્યાવિર્ભાવાધિકરણ.

### संपद्याविर्भावः स्वेन शब्दात् ॥ ४-४-१ ॥

### ( બ્રહ્મને ) પ્રાપ્ત થઇને પોતાનો ( બ્રહ્મથી ) આવિર્ભાવ થાય છે. શ્રુતિને લીધે.

[1]"બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" ( તૈ. ૨-૧ ) થી ઉપક્રમ કરીને "તે સઘળા કામો વિપશ્ચિત્ બ્રહ્મની સાથે ભોગવે છે" ( તૈ. ૨-૧) એમ તૈત્તિરીયકમાં કહેવાય છે. ત્યાં આ સંદેહ રહે છે કે અન્તઃસ્થિતજ ભોગવે છે કે પુનર્જન્મ પ્રાપ્ત કરે છે? ત્યાં બીજો

---

અધિ૦ ૧. સૂત્ર ૧—(૧) આ અધ્યાયના બીજા પાદમાં મુક્તિના બે પ્રકાર સદ્યોમુક્તિ અને ક્રમમુક્તિ એમ જણાવ્યું હતું. પછી ત્રીજા પાદમાં ક્રમમુક્તિથી જીવ કયા સ્વરૂપને પ્રાપ્ત કરે છે અને તે પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે જણાવે છે અને છેવટે જ્ઞાનમાર્ગના જ્ઞાની અને મર્યાદા ભકત એ બન્નેને જે સદ્યોમુક્તિ મળે છે તેમાં પણ જ્ઞાની એ ક્ષરને પ્રાપ્ત થાય છે એમ તે બન્નેના ફલમાં પણ તે ભેદ છે, એમ જણાવ્યું હતું હવે તે પુરુષોત્તમની પ્રાપ્તિરૂપ ફલનો અનુભવ ભકત કેવી રીતે કરે છે તથા પુરુષોત્તમનું રસરૂપ કેવા પ્રકારનું છે તેનો પ્રકાર આ પાદમાં નિરૂપાય છે. એ આશયથી આ સૂત્રનું અવતરણ કર્યું છે. અર્થાત્ અત્યારસુધી એમ કહેવાતું કે ફક્ત ઉપાસનાવાળાજ ક્રમમુક્તિનાં અધિકારી છે અને જ્ઞાનીઓ અર્થાત્ બ્રહ્મ તે અવિકૃત છે તે વિરુદ્ધ ધર્માશ્રયી છે, તે જગતનું કર્તૃ છે. તેણે પોતાની ઇચ્છાથી આ બ્રહ્માણ્ડ જગતને સર્જ્યું છે. એવા જ્ઞાનપૂર્વક બ્રહ્મને ભજનારાને સદ્યોમુક્તિ મળે છે. આમાં મર્યાદા ભક્તોનો સમાવેશ થાય છે, પણ પુષ્ટિભક્તોનું ફલ આનાથી પણ અધિક છે. તે પુરુષોત્તમ સ્વરૂપની પ્રાપ્તિનો પ્રકાર કહેવામાં આવે છે. તૈત્તિરીય ઉપનિષદમાં જે એમ કહે છે કે સોઽશ્નુતે सर्वान् कामान् सहब्रह्मणा विपश्चिता અહિંઆં સંદેહ એવા પ્રકારનો ઉદ્ભવે છે કે જીવને કામનોજ ભોગ કર્યો તે બ્રહ્મમાં સ્થિત રહીને અર્થાત્ લય પામીને કે બહાર સ્થિત રહીને? જો મોક્ષ દશામાં જીવ બ્રહ્મમાં લય પામે છે એમ માનતા હો તો પછી તે સઘળા કામો ભોગવે છે એ કથનજ સંભવી શકતું નથી. ભોગના કર્તૃત્વની ઉક્તિ ખરેખર વિરુદ્ધજ છે. ભોગની ઉક્તિમાં ભોક્તા જીવ એ મુખ્ય છે અને

[3]પક્ષ અયુક્ત છે. કારણ કે "તે ફરીથી આવતો નથી" (કા. ૨) "તેમની અહિંઆં પુનરાવૃત્તિ નથી" (બૃ. ૬-૨-૧૫) વગેરે શ્રુતિઓનો વિરોધ તથા કર્મનો [4]અભાવ છે તેથી. એમ જો કહેવામાં આવે તો સામો [4]જવાબ કહે છે. [4]બ્રહ્મને પ્રાપ્ત કરીને પણ સ્થિત રહેલા જીવને પ્રભુના અતિશય અનુગ્રહને લીધે રૂપાત્મક ભજનાનન્દ આપવાની ઈચ્છામાં તેનાથી [5]કરાયલો આવિર્ભાવ થાય છે જ. ભગવાનને તે અધીન છે એવું જણાવવાને [6]આનું ત્યાં કર્તૃત્વ કહ્યું નથી. ([8]શંકા)—"તેની ફરીથી આવૃત્તિ થતી નથી" (કા. ૨) વગેરે શ્રુતિઓનો વિરોધ તથા કર્મનો અભાવ બાધક છે એમ કહ્યું તો કહે છે. અહિંઆં [9]સ્વ "શબ્દથી ભગવાનનો વાચક છે તેથી વળી ભગવાનના સ્વરૂપના બલથી જ આવિર્ભાવ છે એવો અર્થ છે. આમ [10]હોવાથી [11]કહેલી શ્રુતિ મર્યાદામાર્ગના

---

બ્રહ્મ ગૌણ છે કારણ કે ब्रह्मणा सह એમ ત્રીજી વિભક્તિનો પ્રયોગ છે અને ભોગવવાના પદાર્થો કામ છે અહિંઆં જીવ અને બ્રહ્મ બન્ને ભોક્તા કહ્યા છે, અર્થાત્ જીવ ભોક્તા જુદો અને બ્રહ્મ તે પણ જુદા છે, આમ ભોક્તા તરીકેનો ભેદ દેખાય છે. જો જીવ બ્રહ્મમાં અન્ત:સ્થિત થઇને અર્થાત્ તેમાં લય પામીનેજ જો ભોગ ભોગવનાર હોય તો તે સંભવી શકે એમ નથી, કારણ કે તેમ કરવાથી ભોક્તા જીવ અને બ્રહ્મનો ભેદ આ સ્થિતિમાં જે પૃથક્ રહેવો જોઇએ તે જણાતો નથી. તો અહિંઆં શું માનવું ? બ્રહ્મમાં લય પામીને જીવ ભોગ ભોગવતો હોય તો તે કેવી રીતે ? જો લય પામીને ભોગ ન ભોગવતો હોય તો ફરીથી લય પછી અન્યદેહ ધારણ કરીને ભોગ ભોગવે છે એમ આપણે સમજવું ? આમ બન્ને રીતે સંદેહો મૂકયા છે. (૩) પ્રથમ બીજા પક્ષનું ખણ્ડન પૂર્વપક્ષીની દૃષ્ટિએ કરે છે. તે કહે છે કે અન્ત: જીવજ ભોગ ભોગવે છે. એક વખત લય પામેલા જીવને નવો દેહ નથી; બૃ. ૬-૨-૧૫ માં કહે છે કે બ્રહ્મમાં લય પામેલાને ફરીથી જન્મ લેવો પડતો નથી. માટે બીજો પક્ષ સ્વીકારી શકાય એમ નથી. (૪) ફરીથી દેહ ક્યારે ધારણ કરવો પડે ? કર્મવાળાનેજ પુનર્દેહ હોય છે. સદ્યોમુક્તિ વાળાને કોઇ કર્મો કરવાનાં હોતાં નથી એટલે તેને પુનર્દેહની સંભાવના નથી. (૫) હવે સિદ્ધાન્તી પૂર્વપક્ષીના વિચારનું ખણ્ડન કરીને સ્વમતનું પ્રતિપાદન કરે છે. તે એમ કહે છે કે જીવ બ્રહ્મમાં અન્ત:સ્થિત છતાં પણ ભગવાનની ઇચ્છાથી તેના નૂતન અલૌકિક દેહનું પુનરુત્થાન થાય છે અને તે દેહથી તે પોતાના ભોગ ભોગવે છે. (૫) ભગવાનથી કરાએલો (૫) ભક્તનું કર્તવ્ય નથી, અર્થાત્ ભક્ત એ ભગવાનની ઇચ્છાને અધીન છે, તે સ્વતંત્ર રીતે કંઇપણ કરી શકતો નથી. એનેજ જે નૂતન દેહ પ્રાપ્ત થાય છે તે ભગવાનની ઇચ્છાથીજ થાય છે. (૭) નૂતન દેહના આવિર્ભાવમાં જીવનું કર્તવ્ય નથી. અર્થાત્ આવિર્ભાવ કરનાર એ જીવ નહિ પણ ભગવાનજ છે. ત્યાં—આવિર્ભાવમાં. (૮) અન્ત: સ્થિત જીવજ પુનર્દેહ પ્રાપ્ત કરીને ભોગ ભોગવે છે એમ કહેતા હો તો પછી શ્રુતિમાં તો બ્રહ્મમાં લય પામેલાને ફરીથી જન્મ નથી એમ કહ્યું છે તેનું કેમ ? વળી દેહપ્રાપ્તિ કર્માનુસાર હોય છે પણ મુક્ત જીવને કોઇપણ કર્મો કરવાનાં નથી. તો પછી પુનર્દેહ હોઇ શી રીતે શકે ? આવી શંકા મૂકી છે. (૯) મૂળ સૂત્રમાં સ્વ શબ્દ છે તે ભગવાનના અર્થમાં છે. "સ્વ" થી એટલે 'ભગવાનથી' એમ સમજવું અર્થાત્ ભગવાનના પોતાના બલથીજ અન્ત: સ્થિત જીવનો પુનરાવિર્ભાવ થાય છે, જીવના પોતાના બલથી નહિ એવો અર્થ નીકળે છે. (૧૦) ભકત જીવનો આવિર્ભાવ આવશ્યક હોય તો (૧૧) "તે પાછો ફરતો નથી" એ રીતે કહેલી શ્રુતિ બાધક નથી. કારણ કે તે શ્રુતિનો વિષય મર્યાદાભક્તને માટે છે, અને અહિંઆં તો પુષ્ટિમાર્ગીય ભક્ત વિષે કહેવામાં આવે છે. એટલે એ શ્રુતિને અહિંઆં ટાંકવી વ્યાજબી નથી. મર્યાદા ભક્ત અક્ષરબ્રહ્મને પહોંચે છે, કે જ્યાંથી તેનો ફરીથી આવિર્ભાવ નથી, પુષ્ટિમાર્ગીય જીવ પુરુષોત્તમ બ્રહ્મ-પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. તેથી

વિષયવાળી છે તેથી ત્યાં વિરોધ નથી એવો ભાવ છે. [12]તેમની અહિઆં પ્રપંચમાં ફરીથી [13]આવૃત્તિ નથી એમ ખરેખર શ્રુતિ કહે છે [14]લીલા પ્રપંચથી અતીત હોવાથી ત્યાં આવિર્ભાવના નિષેધનો વિષય નથી તોપણ વિરોધી નથી. અહિંઆં પ્રમાણની આકાંક્ષા હોય છે. [15]શબ્દથી "તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા કામો ભોગવે છે" (તૈ. ૨-૧) એવી શ્રુતિ પુરુષોત્તમની સાથે સઘળા કામના ભોગને જણાવે છે. વળી તે [16]વિગ્રહ વગર સંભવતી નથી તેથી [17]શ્રુતિના બલથીજ તે પ્રમાણે માનવું જોઇએ એવો અર્થ છે. ૧

અન્ય હેતુ કહે છે.

## मुक्तः प्रतिज्ञानात् ॥ ४–४–२ ॥

### મુક્ત છે, પ્રતિજ્ઞાન કરેલું છે તેથી.

અહિંઆં ઉપક્રમમાં "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે." (તૈ. ૨-૧) એ વાકયથી પરની પ્રાપ્તિના લક્ષણવાળી મુક્તિની પ્રતિજ્ઞા કરીને ખરેખર તેની [1]વિવૃતિજ "તે કામ ભોગવે છે" એ શ્રુતિથી કરે છે. આથી તે ભોગ પુષ્ટિમાર્ગીય મોક્ષરૂપ છે એમ [2]સિદ્ધ થાય છે. આ હેતુથી પણ તેનો આવિર્ભાવ લૌકિક નથી. તેમ [3]આવૃત્તિરૂપ નથી એવો અર્થ છે ૨

## आत्माप्रकरणात् ॥ ४–४–३ ॥

### તે આત્મા છે (મુખ્ય બ્રહ્મ છે) પ્રકરણ છે તેથી.

(શંકા)–પરબ્રહ્મ નિર્ગુણ હોવાથી અને કામભોગ ગુણથી સાધ્ય હોવાથી "બ્રહ્મની સાથે" એમાં બ્રહ્મ શબ્દ સગુણ બ્રહ્મનો [1]વાચક છે માટે તે મોક્ષરૂપ નથી એમ હોય

---

તેની પરબ્રહ્મની પ્રાપ્તિમાં મુક્તિ પછી પણ તેનો પુનરાવિર્ભાવ છે. (૧૨) મર્યાદાભક્તની (૧૩) જન્મ (૧૪) ભગવાન સાથે કામભોગની લીલા તે પ્રપંચમાં થતી નથી; તે પ્રપંચાતીત છે. (૧૫) પુષ્ટિમાર્ગીય ભક્ત વિષે જે કહ્યું તેમાં કોઇ પ્રમાણ છે એમ કોઇને શંકા થાય તો તેનું પ્રમાણ આપે છે. (૧૬) 'ભોગવે છે' એમ જે શ્રુતિ કહે છે, ત્યાં દેહ વગર કોઇ હોઇ શકેજ નહિ. માટે ભોગ ભોગવનાર જીવને દેહ અવશ્ય હોવો જોઇએ. વિગ્રહ-દેહ. (૧૭) આથી શ્રુતિના શબ્દોથી સમજાય છે કે અન્તઃસ્થિત જીવ તે ભગવાનની ઇચ્છાથી પુનર્લૌકિક દેહ પ્રાપ્ત કરીને પુરુષોત્તમ સાથે ભોગ ભોગવે છે એમ અવશ્ય માનવું જોઇએ.

**સૂત્ર ૨** (૧) વિવરણ "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" એ વાકયમાં જે કહ્યું છે તેનુંજ વિવરણ–ખુલાસો પછીના 'તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે કામ ભોગવે છે' એ શ્રુતિથી કરે છે. (૨) જીવાત્માની પરમાત્મા સાથે મનોરથની સંપૂર્તિ-ભોગ તેજ પુષ્ટિમાર્ગમાં મોક્ષ કહેવાય છે. આ રીતે પુષ્ટિમાર્ગનો મોક્ષ તે મર્યાદામાર્ગના મોક્ષ કરતાં જૂદો છે. (૩) પુષ્ટિમાર્ગીય જીવનો ભોગ તે લૌકિક નથી. તેમ તે ભોગને માટે જે તેનો આવિર્ભાવ છે–પુનઃ દેહ ધારણ કરે છે તે દેહ લૌકિક નથી પણ અલૌકિક છે. તેમ ત્યાંથી ફરીથી તેની આવૃત્તિ નથી.

**સૂત્ર ૩** (૧) પરબ્રહ્મ તો નિર્ગુણ છે, અને તમે કહો છો કે તે જીવ વિપશ્ચિત્ બ્રહ્મની સાથે કામ ભોગવે છે, તો અહિંઆં જે બ્રહ્મની સાથે તે કામ ભોગવે છે તે નિર્ગુણ બ્રહ્મ હોઇ શકે નહિ. તે સગુણ

તો કહે છે. અહિંઆં બ્રહ્મ શબ્દથી [2]વ્યાપક, માયા અને તેના ગુણના સંબન્ધથી રહિત જે આત્મા છે તેજ કહેવાય છે. શાથી? [3]પ્રકરણ છે તેથી. "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તે. ૨-૧) થી ઉપક્રમ કરીને તેના પાઠથી ગુણાતીતનું જ આ પ્રકરણ છે. આથી તેજ અહિંઆં 'બ્રહ્મ' શબ્દથી કહેવાય છે એવો અર્થ છે. ૩

## अविभागेन दृष्टत्वात् ॥ ४-४-४ ॥

## અવિભાગથી જોવામાં આવે છે તેથી.

([1]શંકા)–"બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત થાય છે" (તે. ૨-૧) એ શ્રુતિનું વાક્ય ભિન્ન છે. અને ઋચા જુદી છે. આથી એક પ્રકરણ નથી. સગુણ જ ત્યાં 'બ્રહ્મ' શબ્દથી કહેવાય છે. આમ આશંકા લાવીને સામો ઉત્તર આપે છે. પૂર્વ વાક્યથી [2]સંપૂર્ણ અવિભાગથી જ આ ઋચા કહી હતી. વિભાગથી નહિ. શાથી? [3]તેનું દર્શન છે તેથી. 'બ્રહ્મને જાણનાર' એ વાચક પછીથી તેની પહેલાં કહેલો અર્થ જણાવવો જોઇએ એમ લક્ષ્યમાં રાખીને આ ઋચા કહી છે. શ્રુતિ દેખાય છે તેથી આ કહી છે. આથી પૂર્વે જણાવેલા વાક્યમાં કહેલા અર્થને લક્ષ્યમાં રાખીને જ ઋચા કહી છે. તેથી ગુણાતીત જ તે અહિંઆં કહેવું જોઈએ એવો અર્થ છે. ૪

---

બ્રહ્મ છે. અને સગુણ બ્રહ્મ એટલે ગૌણબ્રહ્મ મુખ્ય બ્રહ્મ નહિ; તેથી તેની સાથેના ભોગથી મળતો મોક્ષ તે પણ મુખ્ય નહિજ એમ શંકાકારની શંકા છે. (૨) ઉપરની શંકાનો ખુલાસો કરે છે. અહિંઆં જે બ્રહ્મ છે તે મુખ્ય બ્રહ્મજ છે. તે માયાથી રહિત તથા વ્યાપક હોવાથી તે પરબ્રહ્મ જ છે, અને જીવ જ બ્રહ્મ સાથે પોતાનો ભોગ કરે છે. માટે તે મુખ્ય મોક્ષ ફલ છે. (૩) આ બ્રહ્મ મુખ્ય શાથી કહેવાય છે? એ શંકાના સમાધાનમાં હેતુ આપે છે. અહિંઆં હેતુ એ છે કે એ બ્રહ્મને માટેનું પ્રકરણ છે. અને તે પ્રકરણ વાંચતાં તેનો આજુબાજુનો સંબન્ધ વિચારતાં આપણી ખાત્રી થશે કે તે આ બ્રહ્મ તે ગૌણ નથી. પણ આત્મા–મુખ્ય બ્રહ્મ છે.

**સૂત્ર ૪** (૧) શંકાકાર ફરીથી શંકા કરે છે કે તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે કામભોગ કરે છે. એ વાક્યમાં જેની સાથે ભોગ કરવામાં આવે છે તે બ્રહ્મમુખ્ય બ્રહ્મ નથી, તેને માટે જે એમ કહેવામાં આવ્યું કે પ્રકરણ મુખ્ય બ્રહ્મનું છે તો તે પણ યુક્ત નથી, કારણ કે શરૂઆતમાં "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" એ વાક્ય અને પછીનું "તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે કામ ભોગ કરે છે" તે વાક્ય એમ બન્ને વાક્યો એકબીજાથી જૂદાં છે. તેમનું પ્રકરણ એક નથી. જો પ્રકરણ એક હોય તો તે બ્રહ્મ મુખ્ય મનાય પણ તેમ નથી. તેથી તે બ્રહ્મ મુખ્ય નથી તેથી તેની સાથેનો ભોગ તે પણ મુખ્ય નથી. (૨) શંકાનું સમાધાન અહિંઆં કરે છે. ઉપરનાં બે વાક્યોને જે ભિન્ન ભિન્ન કહેવામાં આવે છે તે બરાબર નથી. તે બન્ને વાક્યો એકજ છે કારણ કે તેમાં વિષય પરત્વે વિભાગ થઇ શકે એમ જ નથી. તેમાં પરબ્રહ્મનો જ વિષય છે, અને તે વિષયનું જ વર્ણન તે ઋચાવાળા આખા ભાગમાં છે. (૩) અહિંઆં કારણ આપે છે કે દેખીતી રીતે આ બન્ને વાક્યો પરસ્પર સંબન્ધ વગરનાં અને જૂદાં જણાય છે પણ વસ્તુતઃ તેમ નથી. તેઓ એકબીજા સાથે સંકળાયલાં છે. પ્રથમ "બ્રહ્મને જાણનાર બ્રહ્મને પ્રાપ્ત કરે છે" એ વાક્ય કહીને તેનોજ આશય લક્ષ્યમાં રાખીને "અર્થાત્ પર કોણ?" તે વિષયને જ લક્ષ્યમાં રાખીને "તેનું આ કથન કરે છે." (तदेषाभ्युक्ता) એમ પછીના શબ્દો ત્યાં આવ્યા છે. અર્થાત્ પ્રથમ ભાગમાં "પરને પ્રાપ્ત કરે છે" એ શબ્દોમાં જે "પરનો" ઉલ્લેખ કર્યો છે તે "પર" કોણ તો

## ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्यः ॥ ४–४–५॥

### બ્રાહ્મ (બ્રહ્મની સાથે સંબન્ધ ધરાવનાર) દેહથી ભોગ કરે છે એમ જૈમિનિ માને છે. કારણ કે ઉપન્યાસ વગેરેથી

[1]પ્રથમ એવું સિદ્ધ થયું કે ભગવાનના અનુગ્રહની અતિશય ઇચ્છાથી બાહ્ય આવિર્ભાવ પામેલો મુક્ત જીવ ગુણાતીત પુરુષોત્તમની સાથેજ સઘળા કામો ભોગવે છે. હવે ત્યાં આનો જ [2]વિચાર કરવામાં આવે છે. આવિર્ભાવ પામેલો જીવ પ્રાકૃત શરીરથી ભોગ કરે છે કે અપ્રાકૃત શરીરથી. ત્યાં ભોગ [3]લૌકિકરૂપ હોવાથી તેનું આયતન પણ તેવુંજ હોવું જોઇએ એમ માનનાર તરફ કહે છે. [4]બ્રાહ્મ કહેતાં બ્રહ્મની સાથે સંબન્ધ ધરાવનારની સાથે બ્રહ્મ ભગવાનથી જ પોતાના ભોગને અનુકૂળ સંપાદિત કરાયલા સત્ય જ્ઞાન અને [5]આનન્દરૂપ શરીરથી પ્રથમ કહેલા ભોગ ભોગવે છે એમ જૈમિનિ આચાર્ય માને છે. ત્યાં હેતુ 'ઉપન્યાસ વગેરેથી' એમ છે. 'બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત થાય છે' એમ બ્રહ્મવેત્તાને પર પ્રાપ્તિની પ્રતિજ્ઞા કરીને, તેના અર્થનો જ ઉપન્યાસ આગળની 'સોઽશ્નુતે' વગેરેથી કરવામાં આવ્યો છે. તેમજ વળી પરપ્રાપ્તિ એ મુક્તિરૂપ હોવાથી, પુષ્ટિ[6]માર્ગીય એવા રૂપવાળી હોવાથી, તથા [7]અક્ષર બ્રહ્મ પુરુષોત્તમનું આયતન હોવાથી તે રૂપ જ [8]તેનું શરીર છે એમ કહેવું ઉચિત છે, પ્રાકૃત નહિ. આના બોધન માટે જ આગળ અન્નમય વગેરે વિભૂતિનાં રૂપો કહ્યાં છે. ભક્ત શરીરમાં પ્રતીત થતા [9]અર્થો વિભૂતિ રૂપ હોવાથી તેનાથી બ્રહ્માત્મકત્વ સાધિત થાય છે. આજ '[10]વગેરે' શબ્દથી તથા બહુ વચન

---

તેનું વિવેચન "તેનું આ કથન કરે છે" એ શબ્દોથી કરે છે. અને તે વર્ણનના અન્તમાં જ તે બ્રહ્મની સાથે જીવ પોતાના કામનો ભોગ કરે છે એમ કહે છે. આથી તમામ સ્થળે પ્રકરણ મુખ્ય બ્રહ્મનું જ જોવામાં આવે છે. આથી ત્યાં ફળ પણ મુખ્ય છે.

અધિ ૨ સૂત્ર ૪ (૧) ભગવાનની ઇચ્છાથી મોક્ષને પામેલો જીવ નૂતન અલૌકિક દેહ ધારણ કરીને ભગવાનની સાથે રમણ કરે છે અને પોતાના કામો ભોગવે છે. (૨) જીવ કામ ભોગવે છે તે કેવા દેહથી ભોગવે છે તેનો વિચાર અહિંઆં કરવામાં આવે છે. કામનો ભોગ દેહ વગર થઇ શકે નહિ, તો જીવનો તે દેહ કેવા પ્રકારનો હોવો જોઇએ? આ પ્રશ્નનો નિર્ણય જૈમિનિના મતે પ્રથમ આપે છે. (૩) કેટલાકો એમ કહે છે કે જીવનો કામ ભોગ તે લૌકિક છે, આથી તે ભોગ ભોગવવાનું શરીર તે પણ લૌકિક હોવું જોઇએ. એવું માનનારાને માટે અહિંઆં કહેવામાં આવે છે. (૪) જૈમિનિ આચાર્ય કહે છે કે બ્રાહ્મદેહથી ભોગ ભોગવે છે. બ્રાહ્મ એટલે બ્રહ્મ સાથે સંબન્ધ ધરાવનાર દેહથી અર્થાત્ બ્રહ્મ એ સચ્ચિદાનંદ છે તેથી તેમની સાથે સંબન્ધ ધરાવનાર દેહ પણ સચ્ચિદાનંદાત્મક જ છે અર્થાત્ લૌકિક દેહથી નહિ. પણ અલૌકિક દેહથી તે ભોગ ભોગવે છે. (૫) શા માટે અલૌકિક બ્રાહ્મ દેહથી કામ ભોગવે છે? એમ શંકા થાય તો ત્યાં કારણ આપે છે. (૬) પુષ્ટિમાર્ગીય મોક્ષ એટલે પરબ્રહ્મની પ્રાપ્તિ અર્થાત્ બ્રહ્મની સાથેના તમામ કામને ભોગવવા તે. (૭) અક્ષરબ્રહ્મ અને પુરુષોત્તમ વચ્ચેનો ભેદ ઘણી વખત આવી ગયો છે, અક્ષરબ્રહ્મ એ પુરુષોત્તમનું ધામ રહેઠાણ છે. આથી પુરુષોત્તમ તે અક્ષરબ્રહ્મ કરતાં અધિક છે. (૮) બ્રહ્મનું શરીર અક્ષરબ્રહ્મરૂપ છે, તેથી તે પ્રાકૃત નથી પણ અપ્રાકૃત છે. (૯) અર્થરૂપ રસ વગેરે ભોગ માટેના ભક્તના અલૌકિક દેહમાં રૂપ રસાદિ છે પણ તે વિભૂતિરૂપ હોવાથી અલૌકિક

સમજાય છે. આનો વિસ્તાર આનન્દમયાધિકરણમાં કર્યો છે, માટે અહિંઆં ફરીથી કથન થતું નથી. જો કર્મવાદી જૈમિનિ આ પ્રમાણે માને છે તો બીજાઓ આ પ્રમાણે માને છે તો બીજાઓ આ પ્રમાણે માને તો તે શું આશ્ચર્ય એમ જણાવવાને તેના મતનો ઉપન્યાસ કરેલો છે.

## चिति तन्मात्रेण तदात्मत्वादित्यौडुलोमिः ॥ ४–४–६ ॥

## ચિદ્ બ્રહ્મમાં ચિન્માત્ર રૂપથી ભોગવે છે તેનારૂપ ( ચિદ્રૂપ છે ) તે થી એમ ઔડુલોમિ કહે છે.

"જેમ મીઠાના કકડામાં અન્તર નથી તથા બાહ્ય નથી, તે આખો રસઘન છે એજ પ્રમાણે અરે આ આત્મામાં અન્તર નથી તેમ બાહ્ય કોઈપણ નથી. તે આખો પ્રજ્ઞાનઘન છે." ( બૃ. ૪–૫–૧૩ ) એ શ્રુતિમાં "ઘન" શબ્દથી બ્રહ્મનું શરીર [૧]જ્ઞાનાત્મક આત્મારૂપે છે એમ સમજાય છે. [૨]નહિ તો તે કહેજ નહિ. કારણ કે ત્યાં પ્રયોજનનો અભાવ છે તેથી. [૩]વળી તેવાની સાથે ભોગ કરનાર પણ તેવોજ હોવો જોઇએ તેથી ચિદ્રૂપ બ્રહ્મમાં ચિન્માત્રરૂપથી કામો ભોગવે છે, વિગ્રહથી નહિ. [૪]કારણ કે શ્રુતિમાં જીવના તેવા રૂપની ઉક્તિ કરી નથી. ભગવાન્ પૂર્ણાનન્દરૂપ હોવાથી તેમના સંબન્ધથી તેમના આનન્દનો અનુભવ કરે છે એવો અર્થ સ્ફુટ થાય છે. આથી જીવનું ચિદ્રૂપત્વ નૈસર્ગિક છે [૫]એમ ઔડુલોમિ આચાર્ય માને છે. "[૬]અશરીર" (છાં. ૮–૧૨–૧) એ શ્રુતિ એનાથી અન્ય વિષયની છે એમ જાણવું જોઇએ. મોક્ષની દશામાં તેનો [૭]અનુભવ ભગવાન્ની ઇચ્છાના વિષયનો અભાવ [૮]હોવાથી તે રીતે નથી. અને વળી આની જાતના આનન્દનો અનુભવ આને થાવ એવી ભગવાનની ઇચ્છાજ શ્રુતિમાં " કામ " શબ્દથી કહેવાય છે. ૬

છે. (૧૦) સૂત્રમાં 'ઉપન્યાસાદિ' શબ્દ છે તેમાં 'આદિ' શબ્દ એટલે રૂપ, રસ વગેરે ભક્તના શરીરના પદાર્થો સમજવા (૧૧) उपन्यासादिभ्यः એમાં બહુવચન છે તે શાથી તેનું કારણ આપે છે. (૧૨) જ્યારે જૈમિનિ જે કર્મનું પ્રાધાન્ય માને છે તે એમ સ્વીકારે છે કે જીવ બ્રાહ્મદેહથી, અલૌકિક દેહથી ભોગ કરે છે તો પછી બીજાઓ તે પ્રમાણે કરે તેમાં શું નવાઇ ? ભાવાર્થ—જૈમિનિ એમ માને છે કે જીવ સચ્ચિદાનન્દ બ્રહ્મ સાથે બ્રહ્મ સંબન્ધી વિગ્રહથી તે ભોગ ભોગવે છે.

સૂત્ર ૬ (૧) જૈમિનિ સચ્ચિદાનન્દરૂપ શરીરથી ભોગને માને છે પણ ઔડુલોમિ ચિદ્રૂપ શરીરથી તે ભોગ ભોગવે છે એમ કહે છે. (૨) જો ચિદ્રૂપ દેહનો સ્વીકાર કરવામાં આવ્યો ન હોય તો શ્રુતિમાં "ઘન" શબ્દ યોજત નથી. 'ઘન' શબ્દ યોજવામાં આવ્યો છે તેનું કારણ એ છે કે જીવ પોતાના ચિદ્રૂપ શરીરથી ભોગ કરે છે. (૩) તેવાની એટલે જૈમિનિ કહે છે તે પ્રમાણે સચ્ચિદાનન્દ દેહવાળા ભગવાન સાથે જીવ ભોગ ભોગવતો હોય તો તે જીવ પણ તેવોજ હોવો જોઇએ. અર્થાત્ તે જીવનું શરીર પણ સચ્ચિદાનન્દરૂપ હોવું જોઇએ. પણ જીવને તેવું શરીર નથી. તેથી તે પક્ષ નહિ સ્વીકારતા ચિદ્રૂપ બ્રહ્મની સાથે ચિન્માત્રરૂપથી ભોગ ભોગવે છે એમ માનવું વધારે સારૂં છે (૪) જીવનું સચ્ચિદાનન્દ રૂપ હોય એવું કોઇ પણ શ્રુતિમાં નથી. (૫) પણ જીવ એ ચિદ્રૂપ છે એ તો સ્વાભાવિક છે, (૬) છા. ૮–૧૨–૧ માં જીવને અશરીર કહ્યો છે. અર્થાત્ ભૌતિક શરીરથી રહિત કહેલો છે. આ શ્રુતિ ભગવાનના આનન્દથી જુદો જે દુઃખ મિશ્રિત આનન્દ છે તેના વિષેજ વર્ણન કરે છે આથી કોઇપણ વિરોધ

## एवमप्युपन्यासात् पूर्वभावादविरोधं बादरायणः ॥ ४-४-७ ॥
## આ પ્રકારે પણ ઉપન્યાસને લીધે પૂર્વભાવથી અવિરોધ છે એમ બાદરાયણ માને છે.

મહાન્ આચાર્ય બાદરાયણ તો એમ માનતા નથી. "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" એવો ઉપન્યાસ આ પ્રમાણે વિગ્રહ તરીકે પણ કર્યો છે. વળી "જે ગુહામાં હૃદયમાં બીરાજેલાને જાણે છે" (તૈ. ૨-૧) અહિંઆં ગુહાને કહી છે તેથી તેના વિગ્રહમાંજ સંભવે છે તેથી. વળી [1]પ્રથમાના અન્તમાં ઉપસ્થિત રૂપથી અને "પ્રાપ્ત કરે છે" એમ કહીને બ્રહ્મને જાણનારની પરપ્રાપ્તિમાં [2]સ્વાતન્ત્ર્યનું જ્ઞાપન થાય છે. "તેજ બ્રહ્મની સાથે" [3]એવા પદથી તેનો ઉપન્યાસ કર્યો છે. તેથી બ્રહ્મની [4]પણ તેની સમાન ક્રિયા હોય છે તેમ જણાવે છે. પણ તે ગૌણ રીતે છે. અને વળી [5]ભક્તના જ કામો કહેવા ઉચિત છે. અને તે વિગ્રહ [6]વગર સંભવતા નથી. વળી "[7]વિપાશ્ચિત્" એ વિશેષણથી જૂદીજૂદી રીતે જોનાર ચિદ્રૂપ એમ કહે છે. કામના ભોગના વચનના પ્રસંગમાં આની ઉક્તિથી તેને ઉપયોગિજ સઘળું કહેવું જોઇએ. આમ હોવાથી [8]ભક્તોના વિવિધ ભાવોને જુએ છે અને પોતે ભોગમાં ચતુર છે એમ કહે છે. આથી પણ ભક્તના વિગ્રહની સિદ્ધિ થાય છે. (શંકા)—વિગ્રહ તો [9]આગન્તુક છે. તેથી તે લૌકિક છે. આથી અલૌકિક બ્રહ્મથી તેનો ભોગ વિરુદ્ધ છે. આથી [10]કહે છે પૂર્વભાવથી ભક્તની પ્રાપ્તિ પૂર્વેજ ભગવાને આપવાને ઇચ્છા કરેલી એવા ભોગને અનુકૂળ વિગ્રહો હોવાથી વિરોધ નથી. અને વળી કહેલી શ્રુતિ [11]સૂત્રોથી પુરુષોત્તમની સાથે ભક્તના કામ ભોગને જણાવ્યો છે. તે જેટલા અર્થ વગર સંભવતો નથી તેટલો તે શ્રુતિથી અભિમત છે એમ માનવું જોઈએ. અને વળી [12]બ્રહ્મ સંબન્ધને યોગ્ય શરીરો નિત્ય હોય છેજ. જે જીવ ઉપર જેટલો અનુગ્રહ હોય છે તેટલામાં તે આવેશ કરીને ભગવાનના આનન્દનો ભોગ કરે છે. આથી સઘળું શુદ્ધ છે. ૭

---

નથી. (૭) દુઃખથી મિશ્રિત સુખનો અનુભવ (૮) ભાવાર્થ—ચિદ્રૂપ બ્રહ્મની સાથે જીવ ચિદ્રૂપ બનીને ભોગ ભોગવે છે એમ ઔડુલોમિ આચાર્ય માને છે.

સૂત્ર ૭—(૧) "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" આમાં કર્તા પ્રથમા વિભક્તિમાં છે (૨) પાણિનિના સૂત્ર પ્રમાણે જે કર્તા છે તે હમેશાં સ્વતન્ત્ર હોય છે (૩) બ્રહ્મની સાથે તે કામ ભોગવે છે આ વાક્યમાં "બ્રહ્મ" શબ્દ તૃતીયા વિભક્તિમાં છે તેથી તેની ગૌણતા છે અને જીવ પ્રથમ વિભક્તિમાં છે તેથી મુખ્ય છે. અર્થાત્ ભોગની બાબતમાં જીવનો ભોગ તે મુખ્ય છે અને બ્રહ્મનો ગૌણ છે. ભોગનો આનન્દ જીવને મુખ્યતઃ પ્રાપ્ત થાય છે (૪) સમાન ક્રિયા–ભોગ. બ્રહ્મને પણ ભોગ છે. જેમ જીવ ભોગ કરે છે તેમ બ્રહ્મ પણ ભોગ કરે છે પણ તે બન્નેમાં ફેર આટલો છે કે બ્રહ્મનો ભોગ ગૌણ છે અને જીવનો ભોગ મુખ્ય છે. (૫) ભક્તનો કામભોગ મુખ્ય હોવાથી તેનુંજ કથન અહિંઆં કર્યું છે (૬) ભક્ત જીવનો કામભોગ દેહ વગર સંભવી શકતો નથી. (૭) "વિપશ્ચિત્" એવું બ્રહ્મનું વિશેષણ છે તેનો અર્થ અહિંઆં આપે છે. (૮) ભક્તના વિવિધ ભોગને જોનાર અગર વિવિધ ભોગમાં ચતુર તેનું નામ "વિપશ્ચિત્" (૯)આકસ્મિક, સહજ નહિ તે (૧૦) શંકાનુ સમાધાન કરે છે. (૧૧) શ્રુતિ તથા સૂત્રોમાં ભક્ત પુરુષોત્તમની સાથે અલૌકિક વિગ્રહથી કામભોગ કરે છે એમ જણાવેલું છે (૧૨) બ્રહ્મની સાથે સંબન્ધ

## संकल्पादेव च तच्छ्रुतेः ॥ ४–४–८ ॥

## સંકલ્પથી જ ( ભોગસિદ્ધિ છે) અને તેની શ્રુતિ છે.

આ પ્રમાણે પરની પ્રાપ્તિ [૧]કેટલાંકને જ થાય છે. ત્યાં હેતુની અપેક્ષા હોય તો કહે છે. ભજનાનંદનું દાન કરવાને જેને સંકલ્પનો વિષય કરે છે તેજ આ પ્રમાણે પ્રાપ્ત કરે છે. એમ ભગવાનનો [૨]સંકલ્પ જ ત્યાં હેતુ છે. ત્યાં [૩]પ્રમાણ કહે છે. તેની શ્રુતિ છે તેથી. "આ આત્મા પ્રવચનથી લભ્ય નથી" ત્યાંથી ઉપક્રમ કરીને "જેનું આ વરણ કરે છે તેનાથી તે લભ્ય છે" ( મું. ૩–૨–૩ ) એવી શ્રુતિ છે. તેનું શ્રવણ થાય છે માટે. તેજ અહિંઆં હેતુ છે. શ્રુતિમાં પ્રવચનાદિ દોષ કરાયલો છે. આથી અહિંઆં પણ '[૪]જ' કહ્યો છે. "च અને" થી તેનાથી ઉત્પન્ન કરાયલી જ તેને અનુકૂળ [૫]પરમાર્તિનું સંગ્રહણ થાય છે. ૮

## अतएव चानन्याधिपतिः ॥ ४–४–९॥

## માટેજ વળી પુષ્ટિમાર્ગીય ભક્તોના અધિપતિ તે ( પુરુષોત્તમ) છે.

જે કારણથી કહેલી રીતિથી [૧]સાધન અને ફલ પોતેજ છે, અન્ય નહિ. આ હેતુથી તેમના હૃદયમાં સાધન તરીકે તથા ફલ તરીકે પ્રભુજ સ્ફુરિત થાય છે અન્ય નહિ, તેથી તેઓ અનન્ય છે. તેમનાજ અધિપતિ પુરુષોત્તમ છે. અન્યત્ર આધિપત્ય [૨]વિભૂતિરૂપોથી કરે છે. આથી બધાના અધિપતિ તે છે એ શ્રુતિ પણ તેના અભિપ્રાયથી જ છે એવો ભાવ છે. "च અને" થી 'મારાથી બીજાને તે જાણતા નથી હું તેમનાથી થોડું પણ....

---

રાખનાર શરીર નિત્ય અલૌકિક હોય છે. અર્થાત્ પરબ્રહ્મની સાથે ભોગ ભોગવનાર જીવનો દેહ તે અલૌકિક હોવો જોઇએ. અલૌકિક દેહ વગરના જીવનો બ્રહ્મની સાથે સંબન્ધ હોઇ શકેજ નહિ. **ભાવાર્થ** બાદરાયણ આચાર્ય એમ કહે છે કે ચિદ્રૂપથી બ્રહ્મપ્રાપ્તિ નથી પણ અલૌકિક દેહથી છે તેવી રીતે કામ ભોગ હોવામાં કોઇ પણ જાતનો વિરોધ જણાતો નથી.

**સૂત્ર ૮**—(૧) પરબ્રહ્મની પ્રાપ્તિ બધાઓને થતી નથી. પણ અમુકને જ થાય છે. (૨) "અમુક ભક્તને મારે કામભોગ કરાવવો જોઇએ" એવા પ્રકારનો સંકલ્પ ભગવાન્ કરે છે. (૩) ભગવાન્નો સંકલ્પ એજ હેતુ છે એમ કહેતા હોતો તેનું પ્રમાણ શું ? એમ કોઇ પૂછે તો અહિંઆં શ્રુતિનું પ્રમાણ આપે છે. (૪) આત્માની પ્રાપ્તિ પ્રવચન વગેરેથી થતી નથી માટે તે દોષરૂપ કહેલ છે. ફક્ત ભગવાનની ઇચ્છાથી જ તેની પ્રાપ્તિ થાય છે. (૫) મૂળ સૂત્રમાં एव 'જ' શબ્દ છે તેનું પ્રયોજન સમજાવે છે. એમ જણાવે છે કે ભગવાનની ઇચ્છા સિવાય બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. એજ પ્રાપ્તિમાં હેતુ છે. (૬) મૂળ સૂત્રમાં "च અને" શબ્દ પણ છે. તે પરમાર્તિને માટે વપરાયો છે. અર્થાત્ ભક્તની પરમાર્તિ તે પણ ભગવત્પ્રાપ્તિમાં હેતુ છે. **ભાવાર્થ**—ભગવાન્ સાથે કામ ભોગ બધા જીવોને થતો નથી. પણ અમુક જ ભક્ત જીવોને થાય છે કે જેમને તે ભોગ કરાવવાને ભગવાન્ પ્રથમથી સંકલ્પ કરે છે. ભગવાન્ની ઇચ્છા અને ભક્તની પરમાર્તિ એજ ભગવત્પ્રાપ્તિમાં હેતુરૂપ છે.

**સૂત્ર ૯**—(૧) બ્રહ્મ પોતેજ સાધન છે અને પોતે જ ફલ છે. પોતે પોતાના સંકલ્પદ્વારા ભક્તથી પ્રાપ્ત થાય છે. (૨) સાક્ષાત્ પુરુષોત્તમ પોતે જ હૃદયમાં પધારે છે; વિભૂતિરૂપે નહિ. પુષ્ટિ ભક્તો સિવા-

(ભા. ૯-૪-૬૮) આ પ્રમાણે ભગવાનના વાકયનું સંગૃહણુ થાય છે, નહિ તો સર્વજ્ઞ અને [3]અકુણ્ઠિત જ્ઞાન શક્તિવાળા ભગવાન્ માટે આ પ્રમાણેનું કથન અયુક્ત બને. માટે પુષ્ટિમાર્ગ અનુગ્રહ એકલાથીજ સાધ્ય છે, તે પ્રમાણ માર્ગથી જૂદો છે; ત્યાં વિશ્વાસ પણ તેવો છે એમ સિદ્ધ થયું. ૯

## अभावं बादरिराह ह्येवम् ॥४-४-१०॥

### દેહનો અભાવ છે એમ બાદરિ કહે છે.

મુક્ત જીવ પણ પુષ્ટિમાર્ગમાં અંગીકાર કરાયલા, ભગવાને દાન કરીને આપેલા દેહને પ્રાપ્ત કરીને ભજનાનંદને પ્રાપ્ત કરે છે એમ સિદ્ધ થયું. અહિંઆં પ્રતિ અવસ્થાન કરે છે. બાદરિ આચાર્ય [1]મુક્તના દેહનો અભાવ માને છે. ત્યાં હેતુ કહે છે. '[2]બ્રહ્મને જાણનારની જ મુક્તિ કહેવાય છે. જ્યાં દ્વૈત જેવું હોય છે તેનાથી બીજો બીજાને જુએ છે (બૃ. ૨-૪-૧૫) વગેરે કહીને જ્યાં આનું [3]સઘળું આત્માજ બનેલું છે, તો કોનાથી કોને જુએ? (બૃ. ૨-૪-૧૪) વગેરેથી દ્વિતીય જ્ઞાનનો નિષેધ બ્રહ્મને જાણનારની શ્રુતિ કહે છે. અને વળી તેના [4]કામભોગની વાર્તા ઘણી દૂર છે. આથી તેનો આક્ષેપ્ય દેહ પણ તે પ્રકારનો છે. ૧૦

## भावं जैमिनिर्विकल्पामननात् ॥४-४-११॥

### જૈમિનિ દેહની સત્તાને કહે છે; કારણ કે જુદા જુદા વિકલ્પોનું આમનન કરેલું છે.

જૈમિનિ આચાર્ય તો [1]મુકત પુરુષના દેહાદિની સત્તા માને છે. ત્યાં હેતુ [2]વિકલ્પ ઇત્યાદિ છે 'બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે' એવી શ્રુતિથી બ્રહ્મજ્ઞાન તેની પ્રાપ્તિના

યના ભક્તોમાં વિભૂતિરૂપ મુખ્ય હોય છે (૩) જેની શક્તિની સીમા નથી તેવાની શકિતને કોઇ રોકી શકે નહિ તેવા. **ભાવાર્થ**—ભકતોના હ્રદયમાં સાધનરૂપ અને ફલ રૂપી ભગવાન્ પોતેજ સાક્ષાત્ પધારે છે અને તેમના મનોરથો સિદ્ધ કરે છે. તેથી તેમના અધિપતિ પણ તેજ છે. અન્ય ભકતોની બાબતમાં તો વિભૂતિરૂપનું આધિપત્ય છે. તેવું અહિંઆં (પુષ્ટિમાર્ગીય ભકતોની બાબતમાં) નથી.

**સૂત્ર ૧૦**—(૧) બાદરિના મતનો ઉલ્લેખ કરીને કહે છે કે તે એમ માનતા નથી કે મુક્ત જીવને દેહ હોઇ શકે. જો જીવ એક વખત મુક્તિને પામ્યો હોત તો તેના દેહનો અભાવ બને છે. આથી તેને ફરીથી દેહનો સંબન્ધ થતો નથી. (૨) શાથી મુક્તને દેહ નથી હોતો તેનું કારણ કહે છે. જે બ્રહ્મને જાણે છે અર્થાત્ જેને બ્રહ્મનું જ્ઞાન થયું છે તેજ મુક્તિને મેળવે છે, તો તેવાને દેહ હોયજ નહિ. (૩) અદ્વૈત અવસ્થામાં આત્મા સિવાય બીજું કંઇ પણ હોતું નથી. (૪) એવા જીવને-દેહ વગરના જીવને કામભોગ શી રીતે હોઇ શકે? **ભાવાર્થ**—બાદરિ એમ કહે છે કે જીવની મુક્તાવસ્થામાં દેહ હોતો નથી તેથી તેનો ભોગ પણ હોતો નથી.

**સૂત્ર ૧૧**—મોક્ષ અવસ્થામાં પણ જીવને દેહ હોય છે એમ જૈમિનિ માને છે (૨) વિવિધ વિકલ્પો તથા પક્ષોને લીધે. **ભાવાર્થ**-જૈમિનિ આચાર્ય મોક્ષમાં દેહાદિની સ્થિતિ માને છે. વિરુદ્ધ શ્રુતિઓથી વ્યવસ્થિત વિકલ્પનું કથન કરેલું છે તેથી.

સાધન તરીકે કહેવાય છે. " આ આત્મા પ્રવચનથી લભ્ય નથી " ( મું. ૩–૨–૩ ) એ શ્રુતિથી તો વરણમાત્રથી તે પ્રાપ્ય છે. વળી " તે પ્રાપ્ત કરે છે." વગેરેથી પરપ્રાપ્તિનો ઉપન્યાસ કરવામાં આવે છે. " અહિંઆંજ સમન્વય થાય છે. બ્રહ્મ જ હોઇને બ્રહ્મને પણ પહોંચે છે. ( બૃ. ૪–૪. ૨૨ ) એમ વળી કહેવાય છે. આમ હોય તો પરસ્પર વિરોધમાં તેના અભાવ માટે કહેલા વ્યાખ્યાનની રીતિથી જ્ઞાનમાર્ગીયને બ્રહ્મજ્ઞાનથી અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ હોય છે પણ પુષ્ટિમાર્ગીય ભક્તને તો " તે કામ ભોગવે છે " તે શ્રુતિથી પરપ્રાપ્તિ કહી. તેથી વ્યવસ્થિત વિકલ્પમાંજ શ્રુતિને તે અભિમત છે એમ જણાય છે. તેથી "આ આત્મા પ્રવચનથી મેળવાતો નથી. " એ શ્રુતિ પરની પ્રાપ્તિ વિષેની નથી. " અહિંઆંજ" વગેરે શ્રુતિ તો મર્યાદામાર્ગના વિષયની છે એમ માનવું જોઇએ. આમ હોવાથી પુષ્ટિમાર્ગીયનો દેહ ભોગના સાધન રૂપે વિઘ્ન રહિત છે એમ સિદ્ધ થાય છે. તે કોનાથી કોણ જુએ વગેરેથી તો બ્રહ્મજ્ઞાનના સમયની વ્યવસ્થા કહે છે. તેના પછીના કાલની પરપ્રાપ્તિ વખતની વ્યવસ્થાને નહિ. તો અયોગ્ય શું છે ? ૧૧

## द्वादशाहवदुभयविधं बादरायणोतः ॥ ४–४–१२ ॥

### તેથી બન્ને તરેહનું એમ બાદરાયણ કહે છે. દ્વાદશાહની માફક.

[1]બ્રહ્મની સાથે સર્વ કામોના ભોગનું પ્રયોજક શરીર છે. શરીર તો ભૂતથીજન્ય હોવાથી તેના અભાવમાં અશરીરરૂપ તે છે, પણ તેના ભોગના સ્થાન તરીકે શરીરરૂપ પણ છે એમ [2]બાદરાયણ આચાર્ય માને છે. અહિઆં હેતુ "માટે" એમ છે. તે પ્રમાણેની શ્રુતિ છે એમ અર્થ છે. તોપણ સુખનુંજ વિશેષ રીતે જ્ઞાન કરવું જોઇએ એમ કહીને તેના સ્વરૂપને કહે છે. " જે ભૂમા છે તે સુખ છે. " ( છાં. ૭–૨૩–૧ ) એમ ઉપક્રમ કરીને આગળ કહે છે. "જ્યાં બીજું જોતું નથી, બીજું સાંભળતું નથી, બીજું જાણતું નથી, તે ભૂમા છે. " ( છાં. ૭–૨૪–૧ ) એમ આનાથી કેવલ ભાવના વિષયરૂપ પુરુષોત્તમના લક્ષણને કહીને કેવલ ભાવવાળા ભક્તના વિપ્રયોગ સમયની વ્યવસ્થા છે. "તેજ નીચે છે, તે ઉપર છે, પાછળ છે, આગળ છે " ( છાં. ૭–૨૫–૧ ) વગેરેથી કહે છે. પછીથી " અથવા તે આ પ્રમાણે જોતાં, આ પ્રમાણે માનતાં, આ પ્રમાણે જાણતાં," ( છાં. ૭–૨૫–૨ ) આમ પૂર્વાવસ્થાને પાછળથી કહીને સંયોગાવસ્થાને જણાવે છે. "આત્મા સાથે રતિવાળો, તેની સાથે ક્રીડાવાળો, મિથુનવાળો, આનન્દવાળો " ( છાં. ૭–૨૫–૨) એ વાકયથી " તે કામ ભોગવે છે " એ શ્રુતિના અનુકુળ અર્થને કહીને ભક્તના સ્વરૂપને કહે છે. " તે આને આ પ્રમાણે જોનાર આ પ્રમાણે માનનાર આ પ્રમાણે જાણનાર આત્માથી પ્રાણ " ( છાં. ૭–૨૫–૧ ) ત્યાંથી ઉપક્રમ કરીને " આત્માથી જ આ સઘળું

સૂત્ર ૧૨—(૧) ભગવાન્ વ્યાસ તો જૈમિનિએ કહેલી વ્યવસ્થાને તથા બાદરિએ કહેલા દ્વૈત દર્શનના નિષેધનો અંગીકાર કરીને જૈમિનિએ કહેલી બાબતથી કંઇક વિશેષ કહેવાના આશયથી સૂત્રની યોજના કરે છે. (૨) અધિકારી ભેદથી તથા માર્ગ ભેદથી તેને દેહની સત્તા છે તથા દેહનો અભાવ પણ છે અર્થાત્ અમુક ધર્મથી તેને શરીર છે અને અમુક ધર્મથી શરીર નથી. એમ બન્ને રીતના પક્ષને પોતે સ્વીકારે છે. અર્થાત્ લૌકિક રીતે શરીર નથી. લૌકિક શરીરો જન્ય છે, અને તેથી તે અનિત્ય છે.

છે" (છાં. ૭–૨૬–૧) ત્યાંસુધી કહે છે. આથી અશરીરત્વ સિદ્ધ થાય છે. [3]અવ્યયના પ્રયોગથી અવિકૃત પુરુષોત્તમથી જ પ્રાણાદિનો આદિભાવ કહેવાય છે. અહિંઆં લ્યબ્‌ના લોપમાં પંચમી છે. પ્રથમ વિરહદશામાં પ્રાણ વગેરે ભગવાન્‌માં જ લીન હતા, પછીથી તેના પ્રાકટ્યમાં. ત્યાંથી જ પ્રાણાદિ પણ સંપન્ન થાય છે. આથી તેની પ્રાપ્તિ [4]નિમિત્ત છે. કારણ કે વિભૂતિ રૂપોનો પણ પુરુષોત્તમમાં લય યુક્ત નથી. અને "આત્મરતિ" વગેરેથી "તે કામ ભોગવે છે" તેનાથી [5]શરીરત્વ છે. જૈમિનિ પણ માટેજ "બ્રહ્મથી" એમ માને છે. એકમાં વિરુદ્ધ ઉભય ધર્મો હોય એમ નહિ માનનાર તરફ વૈદિક દૃષ્ટાન્ત કહે છે. [6]બાર દિવસની માફક. 'જે પ્રજા ઉત્પન્ન કરૂં એવી કામના કરે તેણે બારરાત્રિઓ સુધી યજ્ઞ કરવો.' (તૈ. સં. ૭–૨–૯) એમ ચોદનાથી "બે રાત્રિ યજ્ઞ કરવો જોઇએ." તૈ. સં. ૭–૧–૪) વગેરે માફક તેનું નિયત કર્તવ્યથી [7]અહીનત્વ જણાય છે. "સંપત્તિની કામનાવાળાઓએ બાર દિવસ ઉપગમન કરવું જોઇએ. જે આ પ્રમાણે સત્રમાં ઉપગમન કરે છે." (તૈ. સં. ૭–૫–૧) એવી શ્રુતિથી બહુકર્તૃકનું સૂત્રત્વ સમજાય છે. આ પ્રમાણેજ બારઅંગ, શરીર, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ તથા આત્માથી ભોગવે છે. તેથી સત્રની તુલ્ય છે. ખરી રીતે તો ભગવાનની વિભૂતિરૂપ તરીકે બ્રહ્માત્મ તરીકે એકરૂપ છે. માટે બારદિવસ માફક ઉભય પ્રકારનું તે છે. સત્રમાં પ્રત્યેક ચેતન યજમાનો ફલને ભોગવે છે. અહિંઆં પણ તેવા ભક્તના દેહો પણ બ્રહ્માત્મક હોવાથી ચેતનજ છે. એ પણ આ દૃષ્ટાન્તથી સમજાવાય છે. માટે જ શ્રીભાગવતમાં "દેહ, ઇન્દ્રિય, પ્રાણ વગરના વૈકુણ્ઠપુરના વાસીઓના" (ભા. ૭–૧–૩૪) એમ ગવાય છે. ૧૨

૩ તત્ત્વભાવાધિકરણ

## तत्त्वभावे संध्यवदुपपत्तेः ॥४–४–१३॥

### તે (પ્રાકૃત તુલ્ય દર્શન) તો અભાવમાં (પ્રાકૃતાવસ્થાના અભાવમાં) હોય છે. સ્વપ્નની માફક ઉપપત્તિ છે તેથી.

[1]હવે આ વિચારાય છે. ભગવાનના શરીરમાં પ્રાકૃત શરીર માફક અવસ્થા તે

---

પણ અહિંઆં તે પ્રકારનું શરીર નથી. માત્ર અલૌકિક રીતનો આ દેહ છે. (૩) "आत्मतः" એમાં અવ્યયનો પ્રયોગ છે એ એમ સૂચવે છે કે અવિકૃત આત્મા બ્રહ્મમાંથી જ પ્રાણ વગેરેનો આવિર્ભાવ છે (૪) ભક્તોના પ્રાણાદિ સકલ દેહના ધર્મની પ્રાપ્તિમાં નિમિત્ત છે. (૫) આત્માની સાથે રતિ કરવાનું કહ્યું છે તથા કામ ભોગવવાનું કહ્યું છે. આથી સ્પષ્ટ જણાય છે કે તેને દેહ હોવોજ જોઇએ. વગર દેહે તેની રતિ થઇ શકે નહિ તેમ કામ ભોગવી શકે નહિ. (૬) બાદરાયણ એક રીતે આત્માના ભોગમાં દેહ છે અને બીજી રીતે નથી એમ જે કહે છે તે કોઇ ન માને તો તેને પૂર્વમીમાંસાનું દૃષ્ટાન્ત આપે છે. (૭) અહર્ગણથી સાધ્ય ક્રતુ અહીન છે. જેમ 'દ્વાદશાહ' અહીન તરીકે તથા સત્ર તરીકે બન્ને રૂપે શ્રુતિમાં કહેલ છે તેજ પ્રમાણે ભક્તના શરીરનું છે. **ભાવાર્થ**—પર બાદરાયણ એમ માને છે કે મુક્તાવસ્થામાં દેહનો અભાવ તથા ભાવ બન્ને માને છે. પુષ્ટિમાર્ગીય જીવ બ્રહ્મની સાથે રસ ભોગમાં શરીરની અપેક્ષાએ છે. તેથી તેને અલૌકિક શરીર હોય છે. જ્ઞાનીઓને તો દેહ બિલકુલ હોતો જ નથી. દ્વાદશાહ એ સત્ર જાતિનો યજ્ઞ છે તેમ અહીન પણ છે. તેજ પ્રમાણે ભક્તને શરીર છે તેમ નથી.

**અધિ ૩ સૂ૦ ૧૩** (૧) ભક્તના દેહના સ્વરૂપનો વિચાર કરીને હવે ભગવાનના સ્વરૂપનો વિચાર

સમયના [2]પુરુષોમાં દેખાય છે તો શી રીતે તે અપ્રાકૃત છે એમ સંભવિત બને છે. એમ હોય તો [3]ત્યાં ઉપપત્તિ કહે છે. તે દર્શનમાં વાસ્તવ વસ્તુના વિષય તરીકેના વ્યવચ્છેદથી પૂર્વપક્ષની નિવૃત્તિ માટે 'તુ' શબ્દ છે. 'તે' કહેતાં પ્રાકૃત તુલ્ય દર્શન, અભાવમાં–તેવારૂપના અભાવમાં જ હોય છે. ત્યાં પ્રાકૃત ધર્મો હોતા નથી. શંકા—[4]અવિદ્યમાન પદાર્થોનું દર્શન કેવી રીતે સંભવિત હોય છે? એમ હોય તો કહે છે. સંધ્યની માફક [5]સ્વપ્નમાં જેમ વાસનાને લીધે અવિદ્યમાન પણ પદાર્થો દેખાય છે તેવી રીતે ભગવાનની ઇચ્છાથી ત્યાં પણ પ્રાકૃત જેવું દર્શન સંભવિત હોય છે તેથી ત્યાં [6]પ્રાકૃતત્વ છે એમ સમજવું નહિ એવો અર્થ છે. અને વળી શ્રુતિ છે "સંધ્ય એટલે ત્રીજું સ્વપ્નસ્થાન" તે સંધ્યસ્થાનમાં સ્થિત રહેતાં આ લોક અને પરલોકનાં સ્થાન એમ બે સ્થાનને જુએ છે "પછી [7]ક્રમપ્રમાણે પરલોક સ્થાનમાં તે હોય છે." તે ક્રમ પ્રમાણે, આક્રમણ કરીને પાપ અને આનંદ બંનેને જુએ છે, "તે જ્યાં આ સૂએ છે," (બૃ. ૪–૩–૯) ત્યાંથી શરૂઆત કરીને "જાતે વિહાર કરીને, જાતે પોતાના તેજ અને જ્યોતિથી નિર્માણ કરીને સૂએ છે. અહિંઆં આ પુરૂષ સ્વયંજ્યોતિ થાય છે. ત્યાં રથ નથી તેમ ઘોડાઓ નથી તથા રસ્તાઓ નથી." (બૃ. ૪–૩–૧૦) વગેરે રૂપ શ્રુતિ સ્થિત તે પ્રમાણે છે. આ પ્રમાણે જ ભગવાને પ્રાકૃત ગુણ દુખાત્મક અંધકારમાં જ અસુરોનો [8]લય કરવાની ઇચ્છાથી પોતાના પ્રાકૃતત્વની બુદ્ધિ ઉત્પન્ન કરાવવાને માટે તેવાજ પ્રકારની લીલા દેખાડે છે, માટે [9]પ્રાકૃતત્વની શંકાની ગંધ પણ અહિં નથી. તેથી ભગવાને "મને પોતાના અને પરના દેહમાં ધિક્કારનારા અદેખાઓ છે." (ભ. ગી. ૧૬–૧૮) એમ ઉપક્રમ કરીને છેવટે "ત્યાંથી અધમ ગતિમાં જાય છે" (ભ. ગી. ૧૬–૨૦) એમ કહ્યું છે. તેઓ [10]અસુર હોવાથી મોક્ષના અધિકારી નહિ હોવાથી તે પ્રમાણે કરે છે તેથી "સ્વપ્નની માફક ઉપપત્તિથી" છે એમ બરાબર કહ્યું છે.

## भावे जाग्रद्वत् ४–४–१४॥

---

કરે છે એ આશયથી અધિકરણની યોજના કરી છે. (૨) કંસ વગેરેથી (૩) ભગવાનના શરીરમાં પ્રાકૃત અવસ્થાના દર્શનમાં (૪) જ્યાં અમુક પદાર્થ જ નથી ત્યાં તેનું દર્શન શી રીતે બને? (૫) સ્વપ્નમાં અમુક પદાર્થો હોતા નથી પણ વાસનાને લીધે તે દેખાય છે એમ દરેકનો અનુભવ થાય છે. તેમ અહિંઆં પણ ભગવાનની ઇચ્છાથી પ્રાકૃત અવસ્થાનું દર્શન થાય છે. (૬) વસ્તુતઃ જેમ સ્વપ્નાવસ્થામાં અવિદ્યમાન પદાર્થો નથી તેમ ભગવાનમાં પ્રાકૃતાવસ્થા જ નથી. (૭) ક્રમશઃ છેવટે પરલોક સ્થાનમાં જાય છે. (૮) ભગવાનમાં પ્રાકૃત અવસ્થા નથી છતાં અસુરોને તે અવસ્થા દેખાય છે તેનું કારણ શું? તેનું કારણમાત્ર એટલું જ છે કે ભગવાન્ પોતે તે અસુરોનો સંહાર કરવાને તેમનામાં પોતાના વિષે પ્રાકૃત બુદ્ધિ ઉત્પન્ન કરે છે. (૯) ભગવાનમાં પ્રાકૃત અવસ્થા બિલકુલ નથી. તેમનું સ્વરૂપ અલૌકિક છે એમ નિશ્ચયપૂર્વક સમજી લેવું. (૧૦) અસુરો મોક્ષના અધિકારી નથી. જો તેઓ ભગવાનના અપ્રાકૃત સ્વરૂપને સમજે તો પછી તેઓનું અસુરત્વ ટળી જાય અને મોક્ષના અધિકારી બની જાય. આથી તેમને મોક્ષ પ્રાપ્ત ન થાય તેટલા સારૂ તેઓ ભગવાનના અપ્રાકૃત સ્વરૂપને સમજી શકતા નથી. ભાવાર્થ—જેમ સ્વપ્નમાં નિદ્રાથી મોહિત થયેલો પુરુષ અવિદ્યમાન જ પદાર્થોને જુએ છે તે પ્રમાણે શ્રીકૃષ્ણાદિ અવતારોમાં અવિદ્યમાન બાલ્યાદિ અવસ્થાને ભગવાનથી વિમોહિત પુરુષો જુએ છે.

જાગ્રતની માફક ભાવ (વિષય) હોય તોજ

લૌકિકની માફક દેખાતા લીલા પદાર્થમાં જે દર્શન ભક્તોને થાય છે તે તો ભાવ કહેતાં વિષય હોય તોજ બને છે. અહિંઆં દૃષ્ટાંત કહે છે. જાગતાની માફક: જેમ મોહના અભાવવાળો પુરુષ હોય તોજ પદાર્થનું દર્શન થાય છે તે પ્રમાણે આ બે સૂત્રોથી આ કહેલું છે. "તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા કામો ભોગવે છે." (તૈ. ૨-૧) એ શ્રુતિથી ભક્તોના કામને પૂરવાને માટે ભગવાન્ લીલા કરે છે એમ સમજાય છે. જેમ દર્શન, શ્રવણ અને સ્મરણથી ભક્તોને દુ:ખ થાય છે તે પ્રમાણે પણ તે લીલા કરે છે એમ સંભળાય છે જેમ કે સોભ યુદ્ધમાં મોહનાં વચનો, હાથમાંથી આયુધ પડી જવાં, અને પ્રભાસની લીલા, ઉપર કહેલી રીતે "તે કામ ભોગવે છે" એ શ્રુતિથી પરબ્રહ્મત્વ સમજાય છે. કહેલી લીલાથી તેના વિપરીતતા હોય છે એમ જો હોય તો [1]એક લીલા વાસ્તવિક છે અને બીજી અવાસ્તવિક છે એમ કહેવું જોઇએ. "અમે તે ધામની ઇચ્છા કરીએ છીએ" (તૈ. સં. ૧-૩-૬-૧) "વિષ્ણુના કર્મોને જુઓ" (તૈ. સં. ૧-૩-૬-૨) "તે વિષ્ણુનું પરમ પદ" (તૈ. સં. ૧-૩-૬-૨) "તેને સ્તુતિ કરનારા વિપ્રો" (ઋ. સં. ૧-૨૨-૨૧) વગેરે શ્રુતિઓ છે. "સહસ્ર માથાંવાળા વિશ્વરૂપી આંખવાળા" વગેરેથી શુદ્ધ [2]બ્રહ્મના તેના વિપરીત દર્શનમાં અવશ્ય હેતુ કહેવો જોઇએ. તે તો [3]અસુરોને વ્યામોહ જ છે એવું પૂર્વ સૂત્રથી જણાવેલું છે. ભક્તોને સ્વરૂપના આનન્દનું દાન કરવા માટે બ્ર. સૂ. ૨-૧-૩૩ ના ન્યાયથી રિંગણ વગેરે લીલાઓ નૈસર્ગિક ધર્મરૂપ આનંદાત્મક તરીકે વિદ્યમાન જે લીલાઓ કરે છે તે ભક્તો જુએ છે એમ બીજા સૂત્રથી કહ્યું છે. માટેજ લીલા અનેક રૂપ હોવાથી અને બ્રહ્મશ્રુતિમાં [4]સૈન્ધવના દૃષ્ટાંતથી એક રસ છે એમ નિરૂપણ કરેલું હોવાથી શુદ્ધ બ્રહ્મના ધર્મો સંભવતા નથી એવી શંકા દૂર [5]કરવા માટે કૈવલ્ય એમ કહેલું છે.

"સાક્ષી અને કેવલ નિર્ગુણ" (શ્વે. ૬-૧૧) વગેરે શ્રુતિઓમાં જે અન્ય ધર્મથી રહિત લક્ષણવાળી કેવળતા કહેલી છે તે લીલાત્મકજ છે. લીલાથી વિશિષ્ઠ શુદ્ધ પરબ્રહ્મ કોઇ પણ વખતે તે [6]વગર હોતા નથી એવો અર્થ છેવટે જણાય છે. તેથી લીલા એ

---

સૂત્ર ૧૪ (૧) ભગવાનની માફક ભગવાનની લીલા અપ્રાકૃતજ છે. તમામ લીલાને ભગવાન્ પોતાની ઇચ્છાથી કરે છે માટે તે લીલામાં અપ્રાકૃતતા જોવી નહિ. અમુક લીલા અપ્રાકૃત છે અને અમુક પ્રાકૃત છે એમ માનવું તે ઇષ્ટ નથી. જો ભગવાનની લીલામાં એવો ભેદ હોય તો શ્રુતિઓમાં તથા પુરાણોમાં તે પ્રમાણે જણાવેલું હોવું જોઇએ. પણ એવી રીતનો ભેદ કોઇ સ્થળે નજરે પડતો નથી. (૨) ભગવાન્ શુદ્ધ અને અપ્રાકૃત સ્વરૂપે છે છતાં પણ તેમાં પ્રાકૃતતાની બુદ્ધિ જોનારને થાય છે તેમાં કોઇ હેતુ હોવો જોઇએ. (૩) પ્રાકૃતતા જણાવવાનો હેતુ અસુરોને વ્યામોહ કરવાને ભગવાનની ઇચ્છા જ છે. (૪) જેમ મીઠાના કકડાને પાણીના પ્યાલામાં નાખ્યો હોય તો તે તમામ જલમાં એક રસરૂપે ભળી જાય છે. તેમ ભગવાનની લીલા પણ એક રસરૂપ છે. તેમાં કોઇ પ્રાકૃતતા તથા અપ્રાકૃતતાના ભેદો હોતા નથી. (૫) બ્ર. સૂ. ૨-૧-૩૩ માં "લીલા કૈવલ્ય" એવો શબ્દ છે. તેમાં કૈવલ્ય શબ્દ એ જણાવે છે કે બ્રહ્મની લીલામાં અપ્રાકૃતતા આનન્દાત્મકતા સિવાય બીજું કશું પણ નથી. તેમાં અન્યથા કલ્પના કરવી નહિ. (૬) બ્રહ્મ હમેશાં લીલાયુક્ત જ છે, લીલા એ ભગવાનનો ધર્મ છે. તેથી તે પોતાનો લીલારૂપી ધર્મ

[8]સ્વરૂપાત્મક છે એમ નિશ્ચય થાય છે. અને તેથી તે નિત્ય છે એમ [8]વિદ્વન્મંડનમાં વર્ણવ્યું છે. અથવા [9]લીલા જ જીવોને મુક્તિરૂપ કૈવલ્ય છે. તેમાં પ્રવેશ તે [10]પરમ મુક્તિ છે એટલો અર્થ છે. ૧૪

૪ [1]પ્રદીપાધિકરણ.

## प्रदीपवदावेशस्तथाहि दर्शयति ॥४–४–१५॥

### પ્રદીપની માફક (ભક્તમાં બ્રહ્મનો) આવેશ હોય છે તેમજ વળી (શ્રુતિ) તેને બતાવે છે.

પૂર્ણ જ્ઞાન અને ક્રિયા શક્તિવાળા બ્રહ્મ તુલ્ય ભાવથી ત્યાં પ્રધાન ભાવ પ્રાપ્ત કરીને કામનો ભોગ કરે છે જેની ક્રિયા તથા જ્ઞાન અપૂર્ણ છે એવા ભક્તની બાબતમાં તે યુક્ત નથી એમ આશંકા કરીને ત્યાં ઉપપત્તિ કહે છે. તે વખતે [2]નૈસર્ગિક જ્ઞાન અને ક્રિયાથી તે પ્રમાણે ભોગ કરવો શકય નથી, પણ જ્યારે ભગવાન તેમાં પ્રવેશ કરે છે. ત્યારે આ પણ તે પ્રમાણે થાય છે. એ પ્રમાણે બધું વ્યાજબી છે. આજ કહે છે. [3]પ્રદીપની માફક. જેમ [4]પહેલાંનો મોટો દીવો તેલથી યુક્ત નવી બત્તીમાં આવેશ કરે તો

---

સર્વત્ર પ્રકટ કરે છેજ. ભક્તોને મોક્ષ આપવામાં અગર અસુરોનો સંહાર કરવામાં પણ ભગવાન્ પોતાની શુદ્ધ લીલાજ દેખાડે છે. (૭) ભગવાનની લીલા એ ધર્મ છે અને તે ભગવાનમાં હોય છે, માટે ભગવાન ધર્મી છે, છતાં ધર્મ અને ધર્મી એકરૂપ હોવાથી જેમ ભગવાનનું સ્વરૂપ રસરૂપે આનન્દરૂપે છે. તેમ તે લીલા પણ રસરૂપે આનન્દરૂપે છે. (૮) આ વિભાગ શ્રીવલ્લભાધીશના પુત્ર શ્રીવિઠ્ઠલેશનો લખેલો છે. તેનો અહિંઆં પૂરાવો મળે છે. વિદ્વન્મણ્ડન શ્રીવિઠ્ઠલેશજીની કૃતિ છે. તેમાં આ વિષે ભગવાનની લીલા અને ભગવાન્ વચ્ચે અભેદતા છે. તે માટે ખાસ વિસ્તારથી લખવામાં આવ્યું છે. (૯) "લીલા કૈવલ્ય" નો બીજો અર્થ સમજાવે છે. આ બીજા અર્થ પ્રમાણે કૈવલ્ય એટલે 'કેવલતા' નહિ પણ "મોક્ષ" છે. અર્થાત્ ભક્તોને તો ભગવાનની લીલા એજ મોક્ષ છે. પ્રથમ અર્થ પ્રમાણે કૈવલ્ય એટલે કેવલતા સમજવામાં આવે છે. અર્થાત્ ભગવાનની લીલામાં આનન્દ સિવાય બીજું કંઇ પણ નથી. કેવલ આનન્દ જ છે; અહિંઆં 'કૈવલ્ય' એટલે મોક્ષ લેઇને ભગવાનની લીલા એજ ભક્તોનો મોક્ષ છે એવો અર્થ કર્યો છે. (૧૦) ભગવાનની લીલા એજ કૈવલ્ય અર્થાત્ મોક્ષ છે. તેથી તે લીલામાં પ્રવેશ તેનું નામ પરમ મોક્ષ. **ભાવાર્થ**—જેમ જાગ્રત્ દશાનું જ્ઞાન સત્ય હોય છે તેમ ખરી રીતે ભગવાનની લીલાનું દર્શન તે પણ સત્ય છે. અર્થાત્ ભગવાનની લીલામાં પ્રાકૃતતા જોવી તે વ્યાજબી નથી.

**અધિ ૪ સૂ ૧૫** (૧) પ્રથમનાં ત્રણ અધિકરણોમાં ફલપ્રાપ્તિની સામગ્રી તથા ફલ સ્વરૂપનો વિચાર કર્યો છે અને હવે આ અધિકરણમાં ફલના અનુભવની સામગ્રીનો વિચાર કરે છે. (૨) મુક્તિમાં ભગવાનની કૃપાથી જ્ઞાન અને ક્રિયા શક્તિનો આવિર્ભાવ થાય છે. શંકાકાર શંકા કરે છે કે જીવ તો પૂર્ણ જ્ઞાન અને ક્રિયા શક્તિથી રહિત છે અને બ્રહ્મ તો પૂર્ણ જ્ઞાન અને ક્રિયા શક્તિ યુક્ત છે. તો તેવા બ્રહ્મની સાથે જીવ શી રીતે રમણ કરી શકે? આનો ઉત્તર અહિંઆં આપે છે કે જો કે તે જીવમાં જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિની અપૂર્ણતા છે તોપણ ભગવાન્ પોતે તે જીવ ઉપર અનુગ્રહ કરીને તેને પૂર્ણ જ્ઞાન અને ક્રિયા શક્તિનું દાન કરે છે, અને આથી તે શક્તિઓ તેનામાં આવિર્ભાવ પામે છે. આથી તે રમણ કરી શકે છે. (૩) પ્રદીપના દૃષ્ટાન્તથી જીવનું ભગવાન સાથેનું રમણ સમજાવે છે. (૪) દીવાની બત્તીને સળગાવતા પહેલાં તેલમાં તેને બોળવી પડે છે. અર્થાત્ તેલથી તેને ભીંજાવવી પડે છે,

તેને પોતાની સમાન કાર્ય માટે સમર્થ કરે છે તથા તેલને અધીન સ્થિતિ થાય છે. તેજ પ્રમાણે પોતે પણ અહિંઆં બને છે એમ અર્થ છે. અહિંઆં પ્રમાણ કહે છે. શ્રુતિ તે પ્રમાણે ખરેખર દર્શાવે છે "ભર્તા સમ્યક્ ધારણ કરાતાં ધારણ કરે છે. એક દેવ બહુ રીતે નિવિષ્ટ છે" (તૈ. આ. ૩-૧૪) 'સઘળા કામો' એમ કહેલું હોવાથી જેના કામનો ભોગ જેમ નિવેશ હોય ત્યારે થાય છે તેમ તે ત્યારે નિવેશમાં હોય છે એમ બહુ રીતે નિવેશ કહેલો છે. આ નિવેશ અન્તર્યામિ [5]તરીકે નથી, કારણ કે તેનો તો એકજ રીતે પ્રવેશ હોય છે. કુદરતી રીતે સઘળા જીવોના ભગવાનજ પ્રભુ હોય છે તો પણ જેનું પોતાના તરીકે વરણ કરે છે તેના વિવાહિત પતિની માફક ભર્તા થઇને વરણથી ઉત્પન્ન થયેલા સ્નેહના અતિશયવાળા ભક્તથી પણ પોતે ધારણ કરાય છે, અને તે ભક્તની માફક પોતેજ તેને પોતામાં ધારણ કરે છે માટેજ [6]તેલ સિવાય લોઢાના ગોળા વગેરેને ત્યજીને પ્રદીપના દૃષ્ટાન્તને વ્યાસ કહે છે. માટેજ [7]દેવ શબ્દ કહ્યો છે. સ્વરૂપાનન્દના દાનથી, ભાવના ઉદ્દીપનથી, પૂતના વગેરેને મુક્તિના દાનથી, પોતાના માહાત્મ્યના દ્યોતનથી, વૈકુણ્ઠાદિની સ્થિતિ છે તેથી. નિરુક્તમાં તે કહ્યું છે. "દિવ્ શબ્દ દાનથી, અથવા, દ્યોતનથી છે અથવા સ્વર્ગમાં સ્થાન હોય છે માટે દેવ કહેવાય છે" (નિ. ૭-૧૫) વળી ભકતોના કામના ભોગ માટે ક્રીડા કરેલી હોવાથી, અને ક્રીડામાં જ જયની ઇચ્છા કરેલી હોવાથી ભકતોની સાથે વ્યવહાર કરવાથી ભકતોમાં સ્વ માહાત્મ્યની ઇચ્છા વગેરે દ્યોત ન કરેલી છે તેથી "હું સમર્થ નથી" (ભા. ૧૦-૩૦-૩૭) 'તારા જેવી પ્રણયિનીને' (ભા. ૧૦-૬૦-૫૫) વગેરેથી સ્તુતિ કરીને ભકતની શરણાગતિથી દર્શનદ્વારા કાલીયના દમન વગેરેમાં આનન્દ કરવાથી તેમનામાં જ ભક્તિનો મદ કરવાથી તે સ્વપ્નમાં પણ પ્રિયને જ જુએ છે. એમ સ્વપ્ન કરવાથી તેમની કાન્તિ અથવા ઇચ્છા કરવાથી તથા તેમની

અને ત્યાર પછીથી જ દીવાના પ્રકાશની સાથે જોડતાં તે બત્તીમાંથી પણ દીવો પ્રકટ થાય છે. અને તેનું તેજ સર્વત્ર ફેલાય છે. અર્થાત્ દીવેટને પ્રકાશમય બનાવવાને-તેમાંથી જ્યોતિ પ્રકટાવવાને તેને પ્રથમ તેલમાં ભીંજાવવી જોઇએ. જ્યાંસુધી તેને તેલમાં ભીંજાવવામાં ન આવે ત્યાંસુધી દીવાનો આવેશ તેમાં થતો નથી. તેજ પ્રમાણે જ્યાંસુધી ભક્તનું હૃદય સ્નેહથી ભીંજાયલું ન હોય ત્યાંસુધી ભગવાનનો આવેશ–પ્રાકટ્ય ત્યાં હોતું નથી. ભગવાનનું પ્રાકટ્ય તેમાં થાય તે માટે હૃદય સ્નેહથી તરબોળ થવું જોઇએ. (૫) ભક્તના હૃદયમાં ભગવાનનું પ્રાકટ્ય થાય છે તે અન્તર્યામિ તરીકે નહિ પણ પૂર્ણ સ્વરૂપે પુરુષોત્તમ સ્વરૂપે જ થાય છે. (૬) લોઢાના ગોળાનું દૃષ્ટાન્ત નહિ આપતાં દીવાનું દૃષ્ટાન્ત કેમ આપ્યું તે સમજાવે છે. જો અન્તર્યામિ સ્વરૂપનું પ્રાકટ્ય સમજાવવાનો વિષય હોત તો લોઢાના ગોળાનું જ દૃષ્ટાન્ત આપત. પણ અહિંઆં તો પૂર્ણ પુરુષોત્તમના પ્રાકટ્યની વાત કરવામાં આવે છે. માટે દીવાનું દૃષ્ટાન્ત આપ્યું છે. લોઢાના ગોળાને તપાવવામાં આવે તો અગ્નિ એકદમ તેમાં પ્રવેશ પામે છે. લોઢાના ગોળામાં અગ્નિનો પ્રવેશ તે વ્યાપકરૂપે છે. અહિંઆં તો જેમ બત્તી તેલથી ભીંજાય તોજ દીપકના પ્રકાશનો તેમાં નિવેશ થાય છે તેમ ભક્ત હૃદય સ્નેહથી ભીંજાયલું હોય તોજ ભગવાનનું તેમાં પ્રાકટ્ય હોય છે. (૭) ભગવાન્ દેવ શાથી કહેવાય છે તેનું કારણ આપે છે 'દેવ' શબ્દના જૂદાજૂદા અર્થો થાય છે. ભગવાન્ ભક્તને પોતાના સ્વરૂપાનન્દનું દાન કરે છે. માટે દેવ કહેવાય છે. અગર ભાવનું ઉદ્દીપન કરે છે તેથી તથા પૂતના વગેરેને મોક્ષનું દાન કરે છે તેથી, અગર પોતાના માહાત્મ્યનું દ્યોતન કરે છે. માટે પણ તે દેવ કહેવાય છે. અથવા દ્યુ કહેતાં સ્વર્ગમાં જેની સ્થિતિ છે. આ સિવાય બીજે પણ 'દેવ"

નિરુક્તમાં જણાવેલ પણ તે દેવ છે. ધાતુ પાઠમાં કહ્યું છે કે દિવ ²ધાતુ ક્રીડા જીતવાની ઇચ્છા, વ્યવહાર, દ્યુતિ, સ્તુતિ, મોહ, મદ, સ્વપ્ન, કાન્તિ, અને ગતિ વગેરે અર્થમાં છે. (પા. ધા પા. દિ. ૧) આમ હોવાથી તેમની તે પ્રમાણેની સ્થિતિ યુક્ત છે. ૧૫

¹"અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ" (બૃ. ૩–૮–૮) પછી કહે છે કે "તે કંઇ પણ ભોગ કરતા નથી તેમ તેને કોઇ પણ ભોગવતું નથી" (બૃ. ૩–૮–૮) અને કહેલી શ્રુતિમાં બ્રહ્મની સાથે જીવનો ભોગ કહેવાય છે. અને વળી સગુણ અને નિર્ગુણ એવા ભેદથી વિષય ભેદના વિરોધનો ત્યાગ કરવાને અવશ્ય કહેવો જોઇએ. માટે પછીથી કહે છે.

## स्वाप्ययसंपत्त्योरन्यतरापेक्षमाविष्कृतंहि ॥४–४–१६॥

### આવર્ભાવ, સુષુપ્તિ તથા મોક્ષમાં એમાંથી એકની અપેક્ષા એ છે.

અહિંઆં આ આશય છે બ્ર. સૂ. ૩–૨–૨૨ વગેરે અધિકરણોથી તથા આની શક્તિ સ્વાભાવિકી તથા જ્ઞાન બલ અને ક્રિયારૂપી પર અને વિવિધ જ છે (²શ્વે. ૬–૮) વગેરે શ્રુતિઓથી પ્રાકૃતજ ધર્મો નિષેધ કરવામાં આવે છે. બ્રહ્મમાં ³અપ્રાકૃતજ ધર્મો જણાય છે. નહિ તો તેમનું બોધન જ ન થાય. નિષેધ કરનાર વાકયમાં જ "આ અક્ષરનું પ્રશાસન" ( બૃ. ૩–૮–૯ ) વગેરે રૂપ તેનું બોધન પણ ન બને. માટે અચિન્ત્ય અને અનન્ત શકિતવાળા ભગવાનને માટે કાર્ય કરવાનું શું અશક્ય છે કે જેથી પ્રાકૃત ગુણોને સ્વીકારે? માટે તે સદા નિર્ગુણ જ છે. સર્વત્ર ભગવદ્રૂપ છે એમ માનવું જોઇએ. આમ હોવાથી "જેમ દાટેલા સોનાના ઢગલાને ખેતરને નહિ જાણનારા ઉપર ઉપર ફરવા છતાં પણ પ્રાપ્ત કરતા નથી તેમજ આ સઘળી પ્રજાઓ દરરોજ ગતિ કરે છે. છતાં આ બ્રહ્મલોકને

---

કહેવાનો હેતુ છે. તે એ કે પોતે ભક્તો સાથે ક્રીડા કરે છે માટે "દેવ" શબ્દમાં "દિવ્" ધાતુનો અર્થ ક્રીડા કરવો એમ થાય છે. તથા પોતે તે ક્રીડામાં જય પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે માટે. દિવનો અર્થ વિજીગિષા–જીતવાની ઇચ્છા પણ થાય છે (૮) દેવ શબ્દની વ્યુત્પત્તિ 'દિવ' ધાતુમાંથી છે અને તેના દશ અર્થો થાય છે, તે તમામ અર્થો ઉપર સમજાવ્યા છે. **ભાવાર્થ**—બ્રહ્મપ્રાપ્તિની દશામાં જીવ કામ ભોગવે છે એમ જે કહ્યું ત્યાં એમ સમજવાનું છે કે ભોગ જીવ પોતાના સામર્થ્યથી કરતો નથી પણ દીપકની માફક ભગવાનના આવેશથી તેમ કરે છે. ભગવાન્ પોતે તેને ભોગ ભોગવવાના સામર્થ્યનું દાન કરે છે. જેમ દીપક તેલથી યુક્ત થયેલી બત્તીને પોતાના સમાન બનાવે છે. તેમાંથી દીપક પ્રકટે છે. તે જે પ્રમાણે ભગવાન્ પણ ફલનું દાન કરવાને માટે પોતાની સાથે સંબન્ધ ધરાવનાર ભક્તને સ્વ સમાન કરે છે.

સૂ૦ ૧૬ (૧) કોઇને શંકા થાય કે બૃ. ૩–૮–૮ માં એમ કહે છે કે બ્રહ્મ કોઇપણ પ્રકારનો ભોગ કરતું નથી. અને અહિંઆં એટલે તૈત્તિરીય શ્રુતિના આધારે એમ કહેવામાં આવે છે કે તે બ્રહ્મ જીવની સાથે ભોગ ભોગવે છે. તો આ વિષે ખરૂં શું સમજવું જોઇએ? આ શંકાનો ખુલાસો કરવા આ સૂત્રની યોજના કરી છે, (૨) બ્રહ્મ શક્તિરહિત નિર્ગુણ નથી. પણ અનન્ત શક્તિઓવાળું સગુણ છે. અર્થાત્ બ્રહ્મમાં પ્રાકૃત શક્તિઓનો નિષેધ કરેલો હોવાથી તે રીતે તે નિર્ગુણ છે, (૩) બ્રહ્મમાં અપ્રાકૃત ધર્મો હોવાથી તે રીતે તે સગુણ છે. (૪) બૃહદારણ્યક તથા છાંદોગ્યમાં ભગવાનને અભોગ્ય કહેલ છે અને તૈત્તિરીયમાં ભોગ્ય કહેલ છે. આથી આ બન્ને પ્રમાણોમા પરસ્પર વિરોધ છે એમ સમજવું

પ્રાપ્ત કરતી નથી." (છાં. ૮-૩-૨) એ છાન્દોગ્યની શ્રુતિથી [૪]પ્રસ્વાપની દશામાં કોઇ બ્રહ્મને મેળવતું નથી, તેમ તે કોઇને મેળવતું નથી એમ તે માટેની નિષેધ કરનારી શ્રુતિ છે "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨-૧) એ શ્રુતિમાં કહેલ પરબ્રહ્મની પ્રાપ્તિની દશાના વિષયવાળી ભોગનો બાધ કરનારી તે શ્રુતિ છે તેથી વિરોધનો ગન્ધ પણ નથી. આજ કહે છે "સ્વાપ્યાય કહેતાં પ્રસ્વાપ "જાતેજ અપીત થાય છે માટે આને સ્વપિતિ કહે છે" (છાં ૬-૮-૧) એમ શ્રુતિ છે. સંપત્તિ એટલે બ્રહ્મસંપત્તિ. તે કહેલી રીતિથી પુષ્ટિમાર્ગનો મોક્ષ છે. આ બન્નેમાંથી એકની અપેક્ષા તેને છે એમ બન્ને શ્રુતિમાં કહેલું છે એવો અર્થ છે. ભગવાને કરેલો ભોગ લીલારૂપ હોવાથી, અને તે લીલા "લોકની માફક લીલા કૈવલ્ય" (બ્ર. સૂ. ૨-૧-૩) સૂત્રમાં મુક્તિ તરીકે તેનું નિરૂપણ હોવાથી તેની પ્રાપ્તિ સંપત્તિરૂપ વધારે યુક્ત છે. એમ 'હિ' શબ્દનો અર્થ છે. ૧૬

૫ જગદ્વ્યાપારાધિકરણ

## जगद्व्यापारवर्जं प्रकरणादसंनिहितत्वाच्चः ॥ ४-४-१७॥

### લૌકિક વ્યાપારનો ત્યાગ કરીને (કામભોગ કરે છે.) પ્રકરણને લીધે તથા તેની (લૌકિક વ્યાપારની) સન્નિધિ નથી તેથી.

[૧]બ્રહ્મની સાથે ભોગ કરવો તે લૌકિક વ્યાપારથી યુક્ત હશે કે નહિ એમ સંશય થાય તો પૂર્વપક્ષમાં કહે છે [૨]તેનાથી યુક્ત ભોગ હોય છે. જો તેમ હોય તો મુક્તિના ભંગથી પૂર્વે કહેલું અસંભવિત થઇ જાય. આમ જો પ્રાપ્ત થાય તો કહે છે.

પ્રથમ કહેલા જીવનો જગત્ સંબન્ધી લૌકિક જે કામ વાણી તથા મનનો વ્યાપાર છે તે રહિત ભોગ કરે છે. ત્યાં બે હેતુઓ કહે છે. પ્રકરણથી તથા તેની સન્નિધિ નથી તેથી. "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" એવા ઉપક્રમથી મુક્તિના [૩]પ્રકરણને લીધે. ત્યાં લૌકિક વ્યાપારની સંભાવના નથી, વળી લીલા કાલ તથા માયા વગેરેથી અતીત[૪]

---

નહિ. કારણ કે તે બન્ને પ્રકરણોના વિષયો જૂદા છે. જ્યાં અભોગ્ય જણાવેલ છે ત્યાં પ્રસ્વાપદશાનું વર્ણન છે અને જ્યાં ભોગ્ય કહેલો છે. ત્યાં પરબ્રહ્મની પ્રાપ્તિ દશાનો વિષય છે. સુષુપ્તિ દશામાં જીવને કંઇપણ ભાન હોતું નથી, તેથી તે બ્રહ્મની સાથે તેનો ભોગ પણ હોતો નથી. પણ બ્રહ્મપ્રાપ્તિની દશામાં તેને બ્રહ્મના સ્વરૂપનું સંપૂર્ણ જ્ઞાન હોય છે તેથી વખતે તે ભોગ કરવાને ઇચ્છે છે. **ભાવાર્થ**—સુષુપ્તિ વિષયમાં બ્રહ્મને કોઇપણ ભોગવતું નથી વગેરે કહેવામાં આવ્યું છે પણ બ્રહ્મ સંપત્તિરૂપ પુષ્ટિમાર્ગના મોક્ષનું વર્ણન કરતી વખતે ભોગની બાબત જણાવેલી છે, આથી બે શ્રુતિઓથી જૂદાજૂદા વિષયો કહ્યા છે. આ રીતે શ્રુતિની વ્યવસ્થા માટે નિર્ગુણ અને સગુણની કલ્પના ઉપયુક્ત નથી. અર્થાત્ ભોગ્ય બ્રહ્મ સગુણ છે અને અભોગ્ય તે નિર્ગુણ છે એમ કહ્યું તે ઠીક નથી. તેથી સુષુપ્તિ તથા મોક્ષમાં આવિર્ભાવ બેમાંથી એકની અપેક્ષાએ છે.

**અધિ૦ ૫ સૂ૦ ૧૭** (૧) ભોગ સામગ્રીનો વિચાર કરીને ભોગના પ્રકારનો વિચાર કરવાને આ અધિકરણ છે. (૨) પૂર્વપક્ષી કહે છે કે ભોગ લૌકિક વ્યાપારથી યુક્ત છે (૩) જે પ્રકરણમાં જીવનો કામભોગ કહ્યો છે તે પ્રકરણ મોક્ષનું છે. મોક્ષના અંગેજ તે કામભોગ કરે છે. આથી તે કામભોગ લૌકિક વ્યાપારવાળો હોય નહિ. (૪) ભગવાનની લીલા કાલથી અતીત છે તથા માયાથી અતીત છે. તેથી

હોવાથી પ્રાકૃત ( જગત્ ) તો ઘણુંજ દૂર રહ્યું છે. આ કારણથી પણ તેનો સંભવ નથી. કદાચ લોકમાં લીલાને પ્રકટ કરવાની ઇચ્છા થાય ત્યારે તેના અધિષ્ઠાનને યોગ્ય મથુરાદિ દેશમાં અતિશુદ્ધ ગોલકમાં ચક્ષુ ઇન્દ્રિયની માફક [5]સ્થાપન કરીને લીલા કરે છે. ત્યારે પણ લીલાની અંદર આવેલાઓના લૌકિક વ્યાપારનો સંભવ નથી. ચક્ષુ ઇન્દ્રિય ગોલકનું કાર્ય કરતી નથી અથવા તેના [6]નાશમાં નાશ પામતી નથી. "આ સઘળું આકાશમાં જેમ ચક્ષુ આયત થાય તેમ" ( ઋ. ૧-૨-૧-૨૦) એ શ્રુતિના વ્યાખ્યાન વખતે વિદ્વન્મણ્ડનમાં વિસ્તારથી સમજાવ્યું છે. વળી છાંદોગ્યમાં "ભૂમાજ સુખ છે. ભૂમાનુંજ વિશેષ જ્ઞાન કરવું જોઇએ" (છાં. ૭-૨-૩૧) એમ કહીને ભૂમાનું લક્ષણ કહે છે. "જ્યાં અન્ય જોતો નથી, અન્ય સાંભળતો નથી. અને અન્ય જાણતો નથી, તે ભૂમા છે" ( છાં ૭-૨૪-૧ ) અહિંઆં "અન્ય જાણતો નથી" એટલાથી અર્થ પૂર્ણ થાય છે તો પણ ઇન્દ્રિયોના વ્યાપારનો નિષેધ કર્યો છે. ત્યાંપણ તે અન્યના વિષયવાળો તો છે. અર્થાત્ ભગવાનના વિષેનો તે વ્યાપાર છે એ સિદ્ધ થયું તેથી લૌકિક વ્યાપાર રહિત તે છે એમ સિદ્ધ થયું. આથી ત્યાં ભગવાનનું જ સ્વતન્ત્ર ફૂલ કહેલું છે. સુખનું અન્ય પ્રયોજન નથી. ૧૭

## प्रत्यक्षोपदेशादिति चेन्नाधिकारिकमण्डलस्थोक्तेः ॥ ४-४-१८ ॥

### પ્રત્યક્ષનો ઉપદેશ છે તેથી એમ જો કહેતા હોતો કહે છે કે આધિકારિક મણ્ડળસ્થની ઉક્તિ છે.

(શંકા)—છાંન્દોગ્યમાં આજ[1] પ્રકરણમાં આવે છે કે "સઘળું તે જુએ છે." ( છાં. ૨૬-૨ ) આમ સઘળા વિષયોના પ્રત્યક્ષનો ઉપદેશ આપે છે. આથી અન્ય વિષયનો વ્યાપાર નથી એમ સંભવતું નથી, એવી આશંકા કરીને સમાધાન કરે છે. અહિંઆં આ [2]પ્રમાણે કહેવાય છે. 'તે કામ ભોગવે છે.' ( તૈ. ૨-૧ ) લોકની માફક લીલા કૈવલ્ય, ( બ્ર. સૂ. ૨-૧-૩૩ ) વગેરેથી નિત્ય લીલામાં [3]તેનો પ્રવેશ કહેવાય છે. "અન્ય તે જોતો નથી" ( છાં. ૭-૨૪-૧ ) વગેરે શ્રુતિથી લૌકિક વ્યાપાર રહિત ભોગ કરે છે એમ પૂર્વ સૂત્રથી કહ્યું છે. અહિંઆં આ વિચારાય છે. "અન્ય જોતો નથી" એ પ્રકરણમાં જ "[4]સઘળું જુએ છે" (છાં. ૭-૨૬-૨ ) એ આવે છે. અહિંઆં સઘળા વિષયનું દર્શન કહેલું છે. તો પ્રથમ કહેલું શી રીતે સંભવે ? વળી એકજ ભક્તનો સંબન્ધ દેશ અને કાલના ભેદથી કરાતી અનેક લીલા સાથે હોય છે. તે જો લીલા નિત્ય

તેમાં લૌકિકતા બીલકુલ નથી. (૫) મથુરાદિ દેશમાં ભગવાનનો અવતાર હોય ત્યારે પણ ત્યાં લૌકિકતા નથી. (૬) ગોલક અને ભૂભાગના નાશમાં ભાવાર્થ—ફલભોગ વખતે તે ભગવાનની સાથે લૌકિક વ્યાપારથી રહિત હોય છે, કારણ કે ત્યાં પ્રકરણ અલૌકિક વિષયનું છે. મોક્ષના પ્રકરણમાં લૌકિક વ્યાપારનું કથન હોયજ નહિ. તથા લૌકિક વ્યાપાર તે પ્રકૃત્તિ તથા કાલ વગેરેથી અતીત હોવાથી તેમાં તેનું સંનિધાન હોતું નથી.

સૂ૦ ૧૮ (૧) ભૂમાવિદ્યાના પ્રકરણમાં (૨) હવે જે કહેવામાં આવે છે. (૩) ભક્તનો (૪) स सर्वं पश्यति એ વાક્યમાં "સર્વ" શબ્દનો અર્થ સમજાવે છે. અહિંઆં સર્વ એટલે જગત્ નહિ પણ

હોય તો બની ન શકે. કારણ કે તે તે દેશ અને તેતે કાલ સાથે સંબન્ધ ધરાવનારી તે નિત્ય હોય છે. આ પ્રમાણે હોય તો એક જીવનાં અનેક રૂપ સંભવતાં નથી તેમ તેની નિત્યતા પણ સિદ્ધ થતી નથી. ત્યાં કહેવાય છે. શ્રુતિમાં "સર્વ" પદથી જગત્ કહેલું નથી. પણ જે જે લીલામાં દેશ અને કાલના ભેદથી કરાતી લીલામાં અધિકારી જે ભક્ત છે તેનાંજ તેટલાં રૂપો હોય છે. તે અધિકારવાળાં છે એમ કહેવાય છે. તેમના મણ્ડલ કહેતાં સમૂહમાં ફક્ત સ્થિત વસ્તુ કહેવાય છે. તેથી કંઈપણ અયોગ્ય નથી. માટે જ આગળ કહેવાય છે. "સર્વત્ર સઘળું પ્રાપ્ત થાય છે" (છાં. ૭–૨૬–૨) તે એકરૂપે, ત્રણરૂપે, પાંચરૂપે, સાતરૂપે, નવરૂપે હોય છે. અને અગીઆરરૂપે પણ સ્મૃતિમાં કહેલ છે. (છાં ૭–૨૬–૨) જેમ મણ્ડલમાં આવેલા માણસોમાં એક પહેલો છે અને તેથી મુખ્ય છે. એમ કહેવું શક્ય નથી તે પ્રમાણે આ [5]રૂપોમાં પણ તેમ કહેવું શકય નથી. એમ જણાવવાને મણ્ડલ પદ કહ્યું છે. ૧૮

## विकारावर्ति च तथाहि स्थितिमाह ॥४–४–१९॥

## અને વિકાર રહિત તે છે, તેમજ વળી શ્રુતિ તે સ્થિત કહે છે.

(શંકા)—[1]આ પ્રમાણે [2]હોય તો "આવતી કાલે તમારે ત્યાં અમે આવીશું" એમ પ્રભુ કહે તો તેમની [3]આશાથી તેવી સ્થિતિ સંભવતી નથી. લીલા નિત્ય હોવાથી તે [4]કાલ તથા તેનું આગમન તે [5]સમયે પણ છે તેથી. તથા પ્રભુની ઉક્તિ પણ [6]સંભવતી નથી એવી આશંકા કરીને સમાધાન કરે છે. [7]અહિંઆં ભગવાનની લીલાની પ્રકૃતિ અને તેની વિરુદ્ધનો અર્થ વિકાર કહેવાય છે. ત્યાં તે નથી. તેનું જ્ઞાન પણ તેવું હોય છે. જે [8]સ્વરૂપ તરફ તે પ્રમાણે કહે છે. તેના પોતાના ગૃહમાં ભગવાનની સ્થિતિનું જ્ઞાન તે વખતે હોતું નથી એમ અર્થ છે. અને [9]આ ઉપલક્ષણ છે. માટે જે દેશ અને કાલથી વિશિષ્ટ જેવા પ્રકારની જે લીલા છે તેવીજ તે લીલાની મધ્યમાં આવેલા ભક્તનું જ્ઞાન અન્યવિષયનું હોતું નથી, એમ જાણવું જોઇએ. માટેજ 'મને પહેલાં કહેલું હતું તેથી આવ્યા છે' એ પ્રમાણે બીજાનું જ્ઞાન હોય છે. ત્યારેજ રસનો ઉદય હોય છે. માટે લીલા રસસ્વરૂપની વચમાં હોવાથી અને રસ ભગવાન્ સ્વરૂપ હોવાથી ભગવાનના રૂપ તરીકે

---

તમામ પ્રકારની લીલાઓમાં સ્થિત વસ્તુઓ (૫) આધિકારીક મણ્ડલસ્થ જે ભક્ત જીવ છે. તેના સઘળા દેહોમાં. **ભાવાર્થ**—છાંદોગ્યમાં "સઘળું તે જુએ છે" એ વાકયમાં સર્વ વિષયનું જ્ઞાન પ્રત્યક્ષ તરીકે કહેલું હોવાથી લૌકિક વ્યાપાર રહિત શી રીતે થઇ શકે? આના ઉત્તરમાં કહે છે કે દેશ અને કાલના ભેદથી અનેક વિધ લીલામાં અધિકૃત ભક્તની સાથે તે તે લીલાને માટે જેટલાં જૂદાં રૂપો ગ્રહણ કરાય છે તેટલાં અધિકારીઓના સમૂહમાં સ્થિત રહેલા કહેલ છે તેથી.

સૂ૦ ૧૯ (૧) શ્રુતિના વિરોધનો પરિહાર કરીને લૌકિક વિરોધનું નિરાકરણ કરવાને સૂત્ર યોજે છે. (૨) તે તે લીલાસ્થ ભક્તના દેહાદિ નિત્ય હોય તો (૩) ભગવાનના આગમનની આશાથી (૪) આગમન કાલ (૫) આગમન અને સંક્રાંતત કાલની પૂર્વ (૬) આગમનમાં ભવિષ્યકાલના બોધ કરનારની ઉક્તિ સંભવતી નથી. (૭) વ્યાસના સિદ્ધાન્તમાં (૮) ભક્ત સંબન્ધી જૂદાંજૂદાં રૂપોમાં જે ગોપિકાદિનું સ્વરૂપ છે તેના તરફ (૯) દર્શન (૧૦) ભક્તોના સર્વદા ભગવલ્લીલાના રસ પાનમાં (૧૧) લીલાના

લીલામાં સર્વ યુક્ત છે. [10]અહિંઆં પ્રમાણ કહે છે. વળી સ્થિતિને કહે છે. "સર્વત્ર સર્વને પ્રાપ્ત કરે છે" (છાં. ૭-૨૬-૨) એવી શ્રુતિ એકજ ભક્તના સર્વ [11]પ્રકારથી લીલા રસને મેળવે છે એમ કહેતી કહેલી રીતિથીજ લીલામાં સ્થિતિ કહે છે એવો અર્થ છે. [12]માટે આવા પ્રકારની આ વસ્તુજ અલૌકિક છે. એમ વૈદિકોએ માનવું જોઇએ એવો ભાવ છે. અલૌકિક અર્થમાં લૌકિક રીતિ પ્રમાણે અનુસરવું યોગ્ય નથી, પણ અલૌકિક રીતિ પ્રમાણે જ અનુસરવું યોગ્ય છે. એમ "હિ" શબ્દથી સૂચવાય છે. આથી "તે રસ છે" (તૈ. ૨-૭) એ શ્રુતિથી લીલા વિશિષ્ઠ જ પ્રભુ તે પ્રમાણે તેવુંજ પરમફલ છે એવું જણાવ્યું છે.

## दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने ॥४-४-२०॥

### શ્રુતિ અને સ્મૃતિ પણ આ પ્રકારે જણાવે છે. (અર્થાત્ ભગવાનની લીલા તર્કથી, યુક્તિથી ગમ્ય નથી એમ શ્રુતિ તથા સ્મૃતિ જણાવે છે.

[1]અહિંઆં લૌકિક યુક્તિનો વિરોધ બાધક નહિ પણ સાધક માનવો જોઇએ. કારણ કે શ્રુતિ અને સ્મૃતિ પણ લૌકિક યુક્તિ [2]અનુસારે અલૌકિક ભગવત્સંબન્ધી અર્થમાં અન્યથા ભાવનો નિષેધ કરે છે. "તર્કથી આ મતિને દોરવી જોઇએ નહિ." (ક. ૧-૨-૯) [3]આની પરાશક્તિ વિવિધ સ્વાભાવિકી અને જ્ઞાન બલક્રિયારૂપ સંભળાય છે. (શ્વે. ૬-૮) જે ભાવો અલૌકિક છે તેમને તર્કમાં યોજવી નહિ. (મ. ભા. ભી. ૫-૧૨) અને શ્રી ભાગવતમાં પણ કહ્યું છે કે—હે પ્રભો! આપને એ બે અવિરુદ્ધ છે. માટે બીજાના દૃષ્ટાન્તથી આપમાં સન્દેહ કરવો યોગ્ય નથી. કેમકે આપ ઈશ્વર છો. આપમાં અપરિમિત ગુણોનો સમૂહ પ્રકાશમાન છે. આપનું માહાત્મ્ય તર્ક કરવા યોગ્ય નથી. એ માટે

સંપાદક સર્વ પ્રકારથી (૧૨) લૌકિકથી જૂદી રીતે ભોગનું ઉપપાદન છે તેથી. ભાવાર્થ—શંકા—જો ભગવાનની લીલા નિત્ય હોય તો "આવતી કાલે તારે ઘેર હું આવીશ એવી ભગવાનની ઉક્તિ તથા તેને માટેની પ્રતિજ્ઞા સંભવે નહિ?" આ શંકાના ઉત્તરમાં કહે છે કે ભગવાનની લીલા એજ પ્રકૃતિ છે. તેની વિરુદ્ધ જે કંઇ હોય તે વિકાર કહેવાય છે. જેમ આંબાના ફલ વગેરેમાં વિકારથી રસનો નાશ થાય છે. તેજ પ્રમાણે ભગવાન્ જો ભક્તને આમ કહે કે "આવતી કાલે હું તારે ત્યાં આવીશ" તો તે સમયે તેને ત્યાં જવારૂપી જે લીલા તે નિત્ય હોવાથી અને તે કાલમાં હોવા છતાં પણ તે વખતે તેનો અનુભવ થતાં ભગવાનના આગમનની પ્રતિજ્ઞાના હેતુ વિપ્રયોગ રસનો નાશ થાય છે તેથી તે સમયે સ્વગૃહમાં ભગવાનની સ્થિતિનો અનુભવ વિકાર કહેવાય છે. આ સ્થિતિમાં ભક્તને કોઇપણ પ્રકારનું જ્ઞાન હોતું નથી. માત્ર પ્રભુ ક્યારે પધારશે એટલીજ પ્રતિજ્ઞા કરે છે. (રાહ જુએ છે.) અર્થાત રસનો નાશ કરે તેવું જ્ઞાન તેને થતું નથી; પણ રસને પોષે તેવું જ્ઞાન થાય છે. આથી લૌકિકથી ભિન્ન લીલાના અનુભવ રૂપજ તે જ્ઞાન હોય છે. શ્રુતિમાં આનું પ્રમાણ પણ છે.

સૂત્ર ૨૦ (૧) અહિંઆં લૌકિક યુક્તિથી જૂદી જાતની યુક્તિ છે, પણ તે અર્થમાં બાધક નથી, ઉલટું તે સાધક છે. (૨) શ્રુતિ તથા સ્મૃતિ એમજ જણાવે છે કે ભગવાન્ વિષેના અર્થમાં અન્ય કોઈ-પણ બીજો ભાવ હોવો ન જોઇએ. અર્થાત્ ત્યાં લૌકિક ભાવ હોવો ન જોઇએ. (૩) તર્ક એ લૌકિક યુક્તિ છે, બ્રહ્મ વિષયક અલૌકિક પદાર્થોની બાબતમાં તર્કને સ્થાન હોવું જોઇએ નથી. બ્રહ્મ એ તર્કનો

જે શાસ્ત્રોમાં વિકલ્પ, વિતર્ક, વિચાર, પ્રમાણાભાસ, કુતર્કવાળાં શાસ્ત્રોથી જેમનાં અન્તઃકરણ મલીન થયેલાં છે એવા દુરાગ્રહી વાદીઓના વિવાદને યોગ્ય નથી. (ભા. ૬-૯) વગેરે વાક્યોથી અચિન્ત્ય અને અનન્ત શક્તિવાળો હોવાથી ભગવત્સ્વરૂપ જ પરમફલરૂપ દેખાડે છે. "ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृंगा: अयासः अत्राह तदुरु गायस्य वृष्णः परमं पदमवभाति भूरि (ઋ. સં. ૨-૨-૨૪) એમ ઋગ્વેદમાં કહ્યું છે. કંઇક પાઠના ભેદેથી યજુઃશાખામાં પણ કહ્યું છે. ता वां वास्तूनि એટલે તે વસ્તુઓ वां ગોપી અને માધવના સંબન્ધની गमध्यै પ્રસાદ તરીકે પ્રાપ્ત કરવાને उष्मसि અમે ઇચ્છા કરીએ છીએ. (ગોપી અને માધવના સંબન્ધની તે વસ્તુઓ પ્રાપ્ત કરવાને અમે ઇચ્છીએ છીએ) તે કયી એમ આકાંક્ષા થાય તો ગૂઢ અભિસન્ધિ પ્રકટ કરે છે. यत्र જ્યાં એટલે શ્રીગોકુલમાં गावः ગાયો भूरिशृंगाः બહુ શીંગડાંવાળી રુરુ વગેરે વસે છે. એમ શેષ છે. ગ્રામ્ય અને અરણ્યનાં પશુના ઉપલક્ષણ માટેજ બન્નેનું ગ્રહણ છે. અહિંઆં કહે છે. ભૂમિમાં જ તે उरुगायस्य બહુ રીતે જેમનું ગાન થયેલું છે તેવા वृष्णः ભક્તો ઉપર કામની વૃષ્ટિ કરનારનું पदं સ્થાન વૈકુણ્ઠ કરતાં પણ પરમ અધિક છે કારણ કે અહિંઆં વિચિત્ર લીલા કરે છે. भूरि કહેતાં યમુનાતટ, નિકુંજ, ગોવર્ધન વગેરે રૂપથી બહુરૂપે. અને વળી ત્યાં આવેલાં તે સ્થાનોની અમે કામના કરીએ છીએ એવો વાક્યાર્થ નીકળે છે. આથી લીલા સંબન્ધી જે વસ્તુઓ છે તેમની જ્યાં ફલ તરીકે બહુરૂપ પ્રાર્થના છે. તો ત્યાં તે લીલાના કરનાર પરમફલરૂપ હોય એમાં કહેવું જ શું? એવો આશય જણાવાય છે.

"હે પ્રભો! આપનો મહિમાજ અમૃતનો સાગર છે. એ સાગરનું એક બિન્દુ ચાખવાથી મનમાં જે નિરન્તર સુખ પ્રાપ્ત થયા કરે છે તેને પામીને સમસ્ત મહાપુરુષ શ્રુતિ દૃષ્ટિ વિષયક નાના સુખોને વીસરી ગયા છે. એ માટે આપમાં જ એઓનું મન અત્યન્ત અનુરાગી થઇને લાગી રહ્યું છે." (ભા. ૬-૯-૩૯) એમ શ્રીભાગવતમાં છે. આથી પણ કૈમુતિક ન્યાયથી પ્રભુજ પોતે પુરુષાર્થરૂપ છે એમ જણાવાય છે. ફલ પ્રકરણ હોવાથી [4]તેજ આચાર્યના તાત્પર્યનો વિષય છે એમ જણાય છે.

## भोगमात्रसाम्यलिङ्गाच्च ॥४-४-२१॥

### અને ફક્ત ભોગની બાબતમાં જ જીવનું ભગવાન્ સાથે સામ્ય છે. એવું લિંગ છે તેથી.

આ કારણથી પણ પુરુષોત્તમ સ્વરૂપ જ પરમફલ જણાય છે. કારણ કે "તે વિપશ્ચિત્ બ્રહ્મ સાથે સઘળા કામો ભોગવે છે" (તૈ. ૨-૧) એ શ્રુતિમાં ભક્તનું સામ્ય

બુદ્ધિનો વિષય નથી. પણ હૃદયનો-ભાવનો વિષય છે. (૪) ભગવાન્ એજ ફલ છે. જીવને પ્રાપ્ત કરવાન ભગવાન જ છે. **ભાવાર્થ**—શ્રુતિ અને સ્મૃતિ બન્ને ભગવાનના સંબન્ધવાળા લીલાના પદાર્થો યુક્તિથી-તર્કથી સમજી શકાતા નથી એમ જણાવે છે. અર્થાત્ તે તર્કનો વિષય નથી. પ્રભુની જેના ઉપર કૃપા થાય તેજ તે તે પદાર્થોનું દર્શન કરી શકે છે.

કહ્યું છે. અને તે પુરુષોત્તમમાં સંભવે છે. કારણ કે સામ્યનું દાન કરીને તેણે કરેલા આત્મનિવેદનનો અંગીકાર કરતાં અતિકરુણ સ્વ સ્વરૂપાનન્દનો અનુભવ કરાવતાં તેને મુખ્ય બનાવે છે. [1]નહિ તો ભક્ત અનુભવ કરવાને શક્તિવાન્ થાય નહિ. અને આ યોગ્ય છે. પ્રાપ્ત ફલ સ્વાધીન થાય છેજ, નહિ તો ફલ રૂપજ હોય નહિ. અને વળી આ [2]લિંગથી પણ પ્રભુ જ પરમફલ છે એમ સિદ્ધ થાય છે. "તેની સમાન તથા તેથી અધિક દેખાતો નથી." (શ્વે. ૬–૮) ની શ્રુતિના વિરોધનો ત્યાગ કરવા માટે [3]ફક્ત" એવો શબ્દ છે. વળી અહિંઆં કામભોગ ફલ છે એવી શંકા કરવી જોઈએ નહિ. કારણ કે "પરને મેળવે છે" એમ ભોગ આની વ્યાકૃતિરૂપ સ્વરૂપાનુભવરૂપ છે. અનુભૂયમાન સુખ જ લોકમાં [4]પુરુષાર્થ કહેવાય છે.

આ પ્રકારે ભગવાનને જાતેજ પુરુષાર્થરૂપ કહીને [1]કર્મફલના ભોગ પછી આવૃત્તિ હોય છે, તેમ અહિંઆં પણ આવૃત્તિ થશે એવી શંકા દૂર કરવાને માટે ઉત્તર કહે છે.

## अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् ॥४–४–२२॥

### શબ્દ પ્રમાણથી આવૃત્તિ નથી, શબ્દ પ્રમાણથી આવૃત્તિ નથી.

ભક્તો તથા જ્ઞાનીઓની [2]અનાવૃત્તિ કહેવાય છે. ત્યાં પ્રમાણ [3]શબ્દ છે. તે પ્રમાણ "તેનાથી ઉર્ધ્વ ગતિ કરતાં મોક્ષ મેળવે છે." (છાં. ૮–૬–૬) "તેમની પુનરાવૃત્તિ નથી. આ માર્ગે જનારા આ માનવ ભૂમિપર આવતા નથી" (છાં. ૪–૧૫–૬) "બ્રહ્મલોકને મેળવે છે. ફરીથી તે પાછો ફરતો નથી" (છાં. ૮–૧૫–૧) વગેરે રૂપે શબ્દ પ્રમાણ જ્ઞાનીની અનાવૃત્તિ કહે છે. ભક્તોને પણ નાડી વગેરેથી મળેલો મોક્ષ નથી. "તેથી મારી ભક્તિથી યુક્ત મારા આત્મારૂપ યોગીને જ્ઞાન કે વૈરાગ્ય પરમ કલ્યાણ

---

સૂત્ર ૨૧ (૧) જો ભક્તને સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે તો જીવ પોતે કદી પણ અનુભવ કરી શકેજ નહિ. ભગવાન્ કરાવે તોજ તે કરી શકે. (૨) શ્રુતિમાં લિંગ કહેતાં ચિન્હ છે. અર્થાત્ ભગવાન્ જીવને ભોગ કરાવીને તેને સામ્ય આપે છે. એ શ્રુતિના શબ્દોમાંથી પણ સમજાય છે. (૩) મૂળ સૂત્રમાં "માત્ર–ફક્ત" શબ્દ છે. તે શા માટે યોજ્યો છે તેનું પ્રયોજન કહે છે. (૪) સુખનો અનુભવ તેજ પુરુષાર્થ છે. દુઃખની નિવૃત્તિ નહિ **ભાવાર્થ**—મોક્ષ દશાના કામ ભોગમાં જીવ ભગવાનની સાથે સામ્ય મેળવે છે. આ સામ્યનું દાન ભગવાન્જ કરે છે. કારણ કે ભગવાન્ ભક્તના આત્મનિવેદનને અંગીકાર કરીને તેને સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે છે. એવા પ્રકારની લીલાથી વિશિષ્ટ પુરુષોત્તમ જ પરમફલ છે. ભક્તનું આ રીતે જે ભગવાન્ સાથે સામ્ય છે તે ફક્ત ભોગાવસ્થામાં જ છે. બીજા પ્રસંગોએ નહિ. કારણ કે શ્રુતિ તો એમ કહે છે કે જીવ એ બ્રહ્મની સમાન નથી તેમ તેનાથી અધિક પણ નથી. આ રીતે જીવ અને બ્રહ્મનું સામ્ય નથી. તોપણ બ્રહ્મપ્રાપ્તિની દશામાં ભોગ કરતી વખતે ભગવાન્ જીવને પોતાની સમાન બનાવે છે.

**સૂત્ર ૨૨** (૧) કર્મ માર્ગવાળો કર્મનાં પરિણામનો ક્ષય થતાં જેમ પાછો ફરે છે. તેમ બ્રહ્મને પ્રાપ્ત કરનાર પણ પાછો ફરશે. પુનર્જન્મ ધારણ કરશે એવી જો કોઇને શંકા થાય તો કહે છે (૨) ભક્તો તથા જ્ઞાનીઓને પૃથ્વી ઉપર ફરીથી પાછા ફરવું પડતું નથી. તેમને ~~ફરીથી દુનિ~~આમાં જન્મ ધારણ કરવો પડતો નથી. (૩) શ્રુતિ (૪) દુનિઆ ઉપર પાછા ફરે તેને માટેનો હેતુ હોવો

રૂપ અહિંઆં થતું નથી." (ભા. ૧૧-૨૦-૩૧) વગેરે વાક્યોથી સિદ્ધ થાય છે. પણ મુ. ૩-૨-૩ ની શ્રુતિ પ્રમાણે પુરુષોત્તમ ફક્ત વરણથી લભ્ય છે. આમ હોવાથી "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે." (તૈ. ૨-૧) એવી શ્રુતિના વિરોધના ત્યાગ પૂર્વક કહેલી વ્યાખ્યાનની રીતિથી પરબ્રહ્મને પ્રાપ્ત થયેલ ભક્ત નિર્દોષરૂપ હોવાથી આવૃત્તિના હેતુનો [4]અભાવ હોવાથી પ્રપંચમાં આવૃત્તિ સંભવતી નથી. તેવાની તરફ ઈશ્વર ઇચ્છા [5]પણ તે પ્રમાણે હોઇ શકતી નથી. "જેઓ સ્ત્રી, ઘર, પુત્ર, સગાંવહાલાં, પ્રાણ. દ્રવ્યનો ત્યાગ કરીને મારે શરણે આવેલા છે. તેમનો ત્યાગ કરવાને કેવી રીતે હું ઉત્સાહ કરૂં ? (ભા. ૯-૪-૬૫) એવા ભગવાનના વાક્યથી અને [6]ભોગ પરની પ્રાપ્તિરૂપ હોવાથી તેમાં નાશની સંભાવના નથી. વળી જ્યાં એકજ ભક્તનો, દેશ તથા કાલના ભેદથી અનેક પ્રકારની લીલાની સાથે સંબન્ધ હોય તો પણ તેતે લીલાની સાથેનો [7]સંબન્ધ અનશ્વર કહેવાય છે. ત્યાં સર્વદા તેના અભાવને બ્રહ્મા પણ કેવી રીતે કહેવાને શકય છે. અને વળી, જે કાલ સાધ્ય છે તે તો નશ્વર હોય. પુરુષોત્તમમાં કાલનો પ્રભાવ થઇ શકતો નથી. કારણ કે "જ્યાં કાલનું પણ સામર્થ્ય ચાલતું નથી" (ભા. ૨-૨-૧૭) વગેરે વાક્યો છે તેથી. વળી જ્ઞાનમાર્ગીય અને ભક્તિમાર્ગીયની અનાવૃત્તિ તુલ્ય છે. તોપણ ફલની પ્રાપ્તિમાં વૈલક્ષણ્ય છે. પ્રથમ વાકયથી ભક્તોની અનાવૃત્તિ કહી છે. અને પછીનાં વાકયોથી જ્ઞાનીઓની કહી છે એમ જણાય છે. ફલપ્રકરણના અન્તમાં અનાવૃત્તિની ઉક્તિથી સંસારનો [8]અભાવજ જીવનું પરમફલ છે, એવો આચાર્યનો અભિપ્રાય સમજાય છે. એમ કહેવું જોઇએ નહિ. બ્રહ્મવેત્તાને પરની પ્રાપ્તિ એ ફલ છે. એમ કહીને તેનું સ્વરૂપ સર્વ કામના ભોગરૂપી છે. એવું શ્રુતિનું નિરૂપણ છે. અને તે પોતે પોતાના અધિકાર પ્રમાણે નિવેદિત અર્થના અંગીકારરૂપ જ છે એમ જાણવું જોઇએ. તેથી તેજ

---

જોઇએ. કર્મ માર્ગવાળાના કર્મો ભોગવાઇ જાય અને ભોગવવાનાં કોઇપણ કર્મો બાકી ના રહે તો તેઓ દુનિઆ ઉપર ફરીથી જન્મ લે છે. ભક્તને આવી રીતે ફરીથી જન્મવાનો કોઇ હેતુ નથી. (૫) કોઇ ઇશ્વર ઇચ્છાને ભક્તની આવૃત્તિની બાબતમાં હેતુ દેખાડે તો અહિંઆં કહે છે કે ના, તે પ્રમાણે નથી. ભગવાન્ એવી ઇચ્છા કરતા નથી કે મારા ભકતે ફરીથી દુનિઆમાં જન્મવું જોઇએ. (૬) ભક્ત પોતાની ભગવત્પ્રાપ્તિની દશામાં ભગવાન્ સાથે પોતાના સઘળા મનોરથો ભોગવે છે. ત્યાં પરબ્રહ્મની જ તેમને પ્રાપ્તિ થાય છે. આ પરબ્રહ્મની પ્રાપ્તિ થવા પછીથી ફરીથી દુનિઆમાં જન્મવું પડતું નથી. (૭) ભગવાનની લીલા નિત્ય છે, તેથી ભગવાનની અનેક લીલામાંથી ગમે તે કોઇ લીલામાં જો જીવનો સંબન્ધ થયો તો પછી તેમાંથી તેને નીચે ઉતરવું પડતું નથી. (૮) જો કે જ્ઞાની તથા ભક્ત એ બન્નેની અનાવૃત્તિ કહી છે. આ રીતે અનાવૃત્તિરૂપી ફલ તો બન્નેનું એકજ પ્રકારનું છે, છતાં પણ તેમાં ભેદ છે. અર્થાત્ ભક્તની અનાવૃત્તિ જૂદી રીતની છે અને જ્ઞાનીની જૂદી રીતની છે. જ્ઞાની અક્ષરબ્રહ્મમાં પહોંચે છે અને ત્યાં લય પામે છે. અને પછી ત્યાંથી તેને પાછા ફરવું પડતું નથી. ભક્ત પુરુષોત્તમની પાસે જાય છે. અને ત્યાં અલૌકિક વિગ્રહથી તેમની સાથે પોતાના તમામ મનોરથો ભોગવે છે, અને આ અવસ્થામાંથી પાછા ફરતા નથી. આમ અનાવૃત્તિના પ્રકારમાં ફેર છે. (૯) સંસારનો અભાવ એજ ફક્ત જીવનું પરમ ફલ છે તેમ માનવું નહિ, પણ બ્રહ્મની પ્રાપ્તિ અને તે પ્રાપ્તિ સમયે સ્વરૂપાનંદનો અનુભવ એજ પરમ ફલ છે. સંસારનો અભાવ એ તો કેવલ દુ:ખની નિવૃત્તિરૂપ છે. સંસાર એટલે દુ:ખ પૂર્ણ સ્થિતિ. તેની નિવૃત્તિ કરવી તે પુરુષાર્થ નથી. પણ નિત્ય સુખની સ્થિતિ મેળવવી તે છે.

પરમફલ છે. અનાવૃત્તિ તો આર્થીકી છે. પણ આવૃત્તિ સંભવતી હોય તો પરમફલ સંભવે નહિ તેથી જ્ઞાનના દુર્બલની શંકાના નિરાસ માટે આ કહી છે, [10]પુષ્ટિમાર્ગીય અમુક ભક્તના પ્રવર્તક અને નિવર્તક 'વેણુ' શબ્દથી ભગવાનની પાસે ગતિમાં અનાવૃત્તિ પ્રથમથી કહેલી છે. મર્યાદામાર્ગીયોની, વેદરૂપ શબ્દથી છે. તેમાં કહેલાં સાધનથી આવૃત્તિ બીજા શબ્દથી પણ છે. આથી તાત્પર્યનો વિષય શ્લિષ્ટ[11] અર્થ જાણવો જોઇએ. તેમ હોવાથી પરમફલ આગળ જાતેજ થશે એવો ભાવ છે. માટે વધારે વિસ્તારથી બસ છે. ૨૨

યશોદાના ખોળામાં ખેલાવેલાને (શ્રી કૃષ્ણને) પરમ તત્ત્વ જાણો. તેનાથી જુદાને જેઓ પરમતત્ત્વ કહે છે તેમને હે બુધ પુરુષો! અસુર તરીકે જાણો. ૧ (૫૮)

જૂદાજૂદા મતરૂપી અંધકારને નાશ કરવામાં સમર્થ, વેદાન્તરૂપી હૃદય પદ્મનો વિકાસ કરવામાં પટુ, એવા ભાષ્યરૂપી ભાસ્કરનો ભૂતલ ઉપર આવિષ્કાર કરવામાં આવેલો છે. તો હે બુધ પુરુષો! વૃથા અન્ય માર્ગોએ દોડો નહિ. ૨ (૫૯)

ઇન્દ્રના મદથી ઉત્પન્ન થયેલી અતિશય વૃષ્ટિથી ઘણાજ પીડિત થયેલા, પોતાના શ્રેષ્ઠ ગોવાળીઆ રૂપી ભક્તોનું રક્ષણ કરવામાં તત્પર, શ્રીગોપાલકૃષ્ણ જેમણે સ્મિતરૂપી અમૃતની સુવૃષ્ટિથી લીલાએ તેમનું પોષણ કર્યું અને ગિરિને ધારણ કર્યો છે તેજ ઉપનિષત્‌માં બીરાજે છે. ૩ (૬૦)

શ્રીકૃષ્ણની કૃપાથી જ આ સિદ્ધાન્ત હૃદયમાં પ્રકાશે છે. તેથી બાધક ભક્તોએ કહેવો જોઇએ નહિ. ૪ (૬૧)

આ ભાષ્યરૂપી પુષ્પની અંજલિ શ્રીમદાચાર્યના ચરણકમલમાં નિવેદિત કરી છે. તેથી તેઓ સદા મારા તરફ પ્રસન્ન થાવ.

**શ્રીવેદવ્યાસમતાનુવર્તી શ્રીવલ્લભાચાર્યવિરચિત બ્રહ્મસૂત્રના અણુભાષ્યમાં**
**ચોથા અધ્યાયનો ચોથો પાદ સંપૂર્ણ**



આ સ્થિતિ તે રસરૂપની સાથે સ્વરૂપાનન્દનો અનુભવ જ છે. (૧૦) પુષ્ટિમાર્ગમાં ભગવાન્ પોતાના ભક્તોને વેણુદ્વારા શબ્દ કરીને પોતાની પાસે તેમને સ્વરૂપાનન્દનો અનુભવ કરવા બોલાવે છે. મર્યાદામાર્ગમાં વેદરૂપી શબ્દથી અક્ષરબ્રહ્મ તરફ જાય છે. (૧૧) સૂત્રમાં બે વખત "શબ્દ" શબ્દ છે અને તેમાં શ્લેષ છે. તેમાં શબ્દના બે અર્થો રહેલા છે. એક અર્થ 'વેણુ' અને બીજો 'વેદ' એવા અર્થમાં છે. (૧૨) આ વિષય ઉપર વધારે વિસ્તાર કરવાની જરૂર નથી; કારણ કે આ અનુભવનો વિષય હોવાથી જ્યારે ભગવાન્ પ્રકટ થાય છે ત્યારે આપોઆપ બધી વસ્તુ સમજાશે. **ભાવાર્થ**—જ્ઞાન તથા ભક્તોની પુનરાવૃત્તિ જ નથી, "તે ફરીથી પાછો આવતો નથી" એ શ્રુતિના શબ્દોથી જ્ઞાનીની અનાવૃત્તિ કહી છે. ભક્તોને માટે પણ "જેનું તે વરણ કરે છે તેનેજ પોતાના તનુનું દાન કરે છે" એ શ્રુતિ પ્રમાણે વરણ નિત્ય હોવાથી તેમની અનાવૃત્તિ પણ નિત્ય છે. વળી કાલના પ્રભાવથી પણ ભક્તોને પુનરાવૃત્તિ નથી.



# અધ્યાય. ૪

## પાદ ૪

## વિવેચન.

આ અધ્યાયના બીજા પાદમાં મુક્તિના સદ્યોમુક્તિ તથા ક્રમ મુક્તિ એવા બે પ્રકાર દેખાડયા હતા ક્રમ મુક્તિમાં પ્રાપ્ય સ્વરૂપ કયું છે તથા તેની પ્રાપ્તિ કેવી રીતની છે તે જણાવ્યું હતું, અને સમાપ્તિમાં જ્ઞાનમાર્ગીય તથા ભક્તિમાર્ગીય એ બન્નેની સદ્યોમુક્તિ સરખા છે છતાં જ્ઞાનમાર્ગીય સદ્યોમુક્તિ એટલે અક્ષરબ્રહ્મમાં લય પામવું તે અને ભકિતમાર્ગીય સદ્યોમુક્તિ એટલે પુરુષોત્તમ સ્વરૂપની પ્રાપ્તિ એમ ભેદ દેખાડયો હતો. હવે આ પાદમાં તે ફલનો અનુભવ કેવી રીતે થાય છે તે પ્રકારનો વિચાર કરવામાં આવે છે.

---

અધિકરણ. ૧લું

**સૂત્ર ૧ પ્ર૦**—તૈ. ૨-૧માં "બ્રહ્મવેત્તા પરને મેળવે છે" ત્યાંથી શરૂઆત કરીને "તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સર્વ કામો ભોગવે છે" (તૈ. ૨-૧) ત્યાં સુધીની શ્રુતિમાં જીવ બ્રહ્મની સાથે કામ ભોગવે છે એમ કહેલ છે. પણ અહિંઆં સંદેહ થાય છે કે તે ભોગ અન્તઃસ્થિત થઇને તે ભોગવે છે? કે પુનર્જન્મ પ્રાપ્ત કરીને? કારણ કે કામનો ભોગ કરવાને ઇન્દ્રિયો, દેહ વગેરે જોઇએ તો પછીને બધું જીવને પ્રાપ્ત થાય છે કે કેમ? જો તે પ્રાપ્ત થતું હોય તો પછી મોક્ષ મળવા છતાં પણ અનાવૃત્તિ તો મળી નહિ અને શ્રુતિ તો એમ કહે છે કે તેની આવૃત્તિ અર્થાત્ પુનર્જન્મ થતો નથી? કા. રમાં કહે છે "તે ફરીથી જન્મ પામતો નથી" બૃ. ૬-૨-૧૫માં પણ કહે છે કે "તેમનો અહિંઆં કદી પણ પુનર્જન્મ નથી" વગેરે શ્રુતિઓનો વિરોધ અહિંઆં આવશે. વળી ભોગ માટે પુનર્જન્મ પ્રાપ્ત કરે છે એમ કહેતા હો તો પુનર્જન્મનું કારણ કર્મ છે, તેનો તો સદ્યોમુકિતમાં ખાસ કરીને પુષ્ટિમાર્ગીય સદ્યોમુકિતમાં અભાવ છે. તો પછી ભોગની વાત સંભવતી નથી.

**સિ૦**—અહિંઆં ભોગ કેવી રીતે થાય છે તે વિષેજ તમારી મુખ્ય શંકા છે તો તેનું સમાધાન અમે કરીએ છીએ તે સાંભળો. જો કે જીવ બ્રહ્મને પ્રાપ્ત થયો છે તો પણ પ્રભુના અત્યન્ત અનુગ્રહને લીધે ભગવાન્ જ્યારે તેને સ્વરૂપાનન્દનું દાન કરાવવા ઇચ્છે છે ત્યારે ભગવાનથી તેનો અલૌકિક વિગ્રહ યુકત આવિર્ભાવ ત્યાંથી થાય છે. આથી આ નૂતન દેહનો કર્તા તે જીવ નથી પણ ભગવાનજ છે. આ સૂત્રમાં તેટલા માટે "સ્વ" શબ્દ યોજેલો છે. સ્વ ભગવાન્ માટે વપરાયો છે તેથી એમ જણાવે છે કે ભગવાનના સ્વરૂપ બલથીજ આવિર્ભાવ છે. જો આમ હોય તો જે શ્રુતિમાં સદ્યોમુક્તિમાંથી આવૃત્તિ કહી નથી તે મર્યાદા મોક્ષ સંબન્ધી છે એમ માનવું. મર્યાદા મોક્ષમાં તમારા કહેવા મુજબ ફરીથી આવૃત્તિ નથી, પણ પુષ્ટિ મોક્ષમાં છે. આ આવૃત્તિ એટલે લૌકિક દેહનું ધારણ કરવું નહિ પણ પરમ રસાત્મક પુરુષોત્તમની સાથે તેના સ્વરૂપાનન્દની પ્રાપ્તિ કરવાને ભગવાનના અનુગ્રહથી જ તે જીવ નૂતન અલૌકિક દેહ ધારણ કરે છે. કારણ કે જો ભગવાન્ સાથે ભોગ અનુભવવો હોય તો તે ભોગનું સાધન દેહ ઇન્દ્રિયો વગેરે હોવાં જોઇએ. પણ આ ભોગ તો અલૌકિક હોવા જોઇએ માટે ભગવાન્ પોતામાં પ્રવેશ પામેલા જીવને નૂતન રસાત્મક બ્રહ્મના આનન્દને અનુકૂળ અલૌકિક દેહનું ધારણ કરાવે છે, અને પછી તેનાથી તે પોતાના ભોગ ઉકત રીતિથી કરાવે છે. આ ભોગની લીલા પુષ્ટિમાર્ગીય હોવાથી તે પ્રપંચથી અતીત છે, માટે આમાં લૌકિકતાની ગન્ધ સરખી પણ નથી; તેથી તે પ્રપંચમાં તે લીલાનો આવિર્ભાવ નથી. આને માટે તૈ. ૨-૧નું પ્રમાણ સ્પષ્ટ છે. ત્યાં કહે છે કે "તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે

સર્વ મનોરથો ભોગવે છે. આ શ્રુતિ પુરુષોત્તમ સાથે કામભોગ જણાવે છે અને તે વિગ્રહ વગર સંભવતી નથી. આથી શ્રુતિના બલથી તે પ્રમાણે માનવું જોઇએ.

ઉપર જણાવેલા અર્થમાં બીજો પણ હેતુ છે અને તે એ છે કે જ્યાં પુરુષોત્તમ સાથે સર્વ કામ ભોગની શ્રુતિ આવે છે ત્યાં પ્રારંભમાં "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" એ વાકયથી પર પ્રાપ્તિરૂપ મુકિતને જણાવે છે અને તે મુકિત કેવા પ્રકારની હશે તેવી કોઇને શંકા થાય તો તેના વિવરણ તરીકેજ "તે વિપશ્ચિત્ બ્રહ્મ સાથે સર્વ કામ ભોગવે છે" એ શ્રુતિ કહે છે. આથી અહિંઆં જે કામભોગ કહ્યો છે તે મુકિતરૂપજ છે. તે સાધારણ કામભોગથી જૂદા પ્રકારનો છે. આ કામભોગ એટલે ભજનાનંદ. પુરુષોત્તમના સ્વરૂપની પ્રાપ્તિથી અનુભવાતા પરમાનંદ રસનેજ અહિંઆં કામ ભોગ કહેલ છે. આ કામભોગ તેજ પુષ્ટિમાર્ગીય મોક્ષ. તેનેજ પરમ પુરુષાર્થ કહેવામાં આવે છે. જ્ઞાનમાર્ગીયના મોક્ષ કરતાં આ મોક્ષ ચઢી જાય છે. કારણ કે જ્ઞાનમાર્ગીય મોક્ષમાં તો અક્ષરબ્રહ્મમાંજ તે લય થઇ જાય છે. જ્યારે આમાં તો લય નહિ પામતાં સાક્ષાત્પુરુષોત્તમની સાથે રસાનંદ અનુભવે છે. આ અનુભવમાં પુરુષોત્તમ પોતાની પુરુષોત્તમતા ભૂલી જઇને ભકતને અધીન થઇ જાય છે. માટે આ ભોગ માટે જે આવિર્ભાવ જીવનો થાય છે તેનો લૌકિક આવૃત્તિ સાથે સંભ્રમ ન કરવો. આ ભોગ તે પર પુરુષોત્તમ સાથે છે. ૨

પ્ર૦—તમે એમ કહ્યું કે પરબ્રહ્મની સાથે આ ભોગ છે પણ પરબ્રહ્મ તો નિર્ગુણ છે અને ભોગ વસ્તુ જાતે સગુણ હોવાથી, નિર્ગુણ બ્રહ્મ સાથે તે હોઇ શકે નહિ માટે પરબ્રહ્મની સાથે નહિ પણ સગુણ બ્રહ્મની સાથે તે ભોગ હોવો જોઇએ. આ સગુણ બ્રહ્મ તે મુખ્ય બ્રહ્મ નથી, પણ અવર બ્રહ્મ છે. તો પછી આવા પ્રકારનો મોક્ષ તે પરમ પુરુષાર્થ શી રીતે કહી શકાય?

સિ૦—"તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે કામ ભોગવે છે" આ વાકયમાં "બ્રહ્મ" શબ્દથી સગુણજ બ્રહ્મ સમજવાના નથી. બ્રહ્મના સગુણ અને નિર્ગુણ એવા જે તમે ભેદ કલ્પીને, તે નિર્ગુણ બ્રહ્મ એ મુખ્ય અને સગુણ એ અવર (હીન) એમ જે તમે કહો છો તેમ શ્રુતિ સમજાવતી નથી. શ્રુતિમાં બે બ્રહ્મનો ઉપદેશ નથી. તે તો એકજ બ્રહ્મનો ઉપદેશ આપે છે. તે બ્રહ્મ નિર્ગુણ છે તેમ સગુણ પણ છે. તેને નિર્ગુણ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં પ્રાકૃત ગુણોનો નિષેધ કરવામાં આવ્યો છે અને સગુણ એટલા માટે કે તે અપ્રાકૃત અલૌકિક ગુણોથી યુકત છે. જો આટલું તમે બરાબર સમજી રાખશો તો પછી સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મ એ બે જૂદાં છે એવી કલ્પનાના મિથ્યાવાદમાં તમે પડશો નહિ. અહિંઆં કામભોગ જે કહ્યો છે તે પરબ્રહ્મ નિર્ગુણ વ્યાપક જે અલૌકિક ગુણોથી યુકત છે તેની સાથે છે. તે હીન બ્રહ્મ સાથે નહિ કારણ કે તે માયિક નથી. અરે તેમાં માયા તથા તેના ગુણનો લવલેશ પણ સંબન્ધ નથી. કારણ કે અહિંઆં તૈ, ૨–૧ ના પ્રારમ્ભમાંજ કહે છે કે "બ્રહ્મવેત્તા તે પરને પ્રાપ્ત કરે" છે અર્થાત્ અહિંઆં જે પ્રકરણ છે તે પરબ્રહ્મનું જ છે. તે પરબ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે? એવી શંકાના સમાધાનમાંજ શ્રુતિએ ઉપર જણાવેલો "કામભોગનો" અર્થ કહ્યો છે. તે પરબ્રહ્મ ગુણાતીતજ છે.

સૂત્ર ૪. પ્ર૦—બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે (તૈ. ૧–૧) આ વાકયનુ શ્રુતિના પછીના વાકયો સાથે કોઇ પણ રીતનું અનુસંધાન નથી. આથી ત્યાં એક પ્રકરણ છે એમ માનીને 'કામભોગ'નું વાક્ય પણ પરબ્રહ્મની સાથેજ કામભોગ ઉપદેશે છે એવો અર્થ લેઇ શકાય નહિ.

સિ૦—તમે શ્રુતિમાં જે વિભાગો કર્યા છે તે કોઇપણ રીતે ઇષ્ટ નથી. ભગવતી શ્રુતિ પ્રારંભમાં પરબ્રહ્મની પ્રતિજ્ઞા કરીને તેજ પરબ્રહ્મની પ્રાપ્તિનો પ્રકાર જણાવે છે. પ્રથમ તે પરબ્રહ્મની પ્રાપ્તિ કોને થાય છે એ કહીને પછી તે બ્રહ્મ કેવું? તેનું સ્વરૂપ શું? તે જણાવવાને તેને સત્ય, જ્ઞાન અને અનન્ત રૂપે કહીને "પછી તે આનન્દમય જ છે અને તે હૃદયમાં બિરાજેલા છે એમ જે જાણે છે તે એ

પરબ્રહ્મની પ્રાપ્તિ વિશેષ રીતે કરે છે. તે કેવી રીતે? તે પ્રાપ્તિ એટલે શું?" એ પ્રશ્નોના ઉત્તરમાં "કામભોગ" નો અર્થ જણાવ્યો છે. આ કામભોગ જીવ એકલો નહિ પણ પરબ્રહ્મની સાથેજ કરે છે, આ સ્થિતિમાં પરબ્રહ્મ તેને અધીન બને છે અને તેને કામભોગ-ભજનાનંદના રસનું પાન કરાવે છે. આવો એક અર્થ ઋચાના પ્રારંભથી તે અન્ત સુધી સીધો ચાલ્યો આવે છે. તેમાં અર્થનું સંપૂર્ણ ઐકય જળવાયું છે. તમે માનો છો તે પ્રમાણે તેમાં વાકયોના વિભાગ નથી. માટે કામભોગ તે પરબ્રહ્મની સાથેજ છે. એમાં સંદેહને સ્થાન નથી. ૪

**(સાર)** તૈત્તિરીયોપનિષદ્‌માં તે વિપશ્ચિત્ બ્રહ્મ સાથે કામ ભોગવે છે એવી શ્રુતિ આવે છે. આ શ્રુતિમાં જે કામભોગ જણાવ્યો છે તે પુષ્ટિમાર્ગીય ભકતને ઉદ્દેશીને છે, કારણ કે તેને તો મર્યાદામાર્ગીય મુક્તિની અપેક્ષા નથી. મર્યાદામાર્ગીય મોક્ષ તેને સંસાર તુલ્ય છે. આથી તે મોક્ષમાં અસકત નહિ થતાં તેથી પણ જે પરમફલ રસાત્મક પરબ્રહ્મ છે તેની સાથે ભજનાનંદના કામભોગને પ્રાપ્ત કરે છે. તેને માટે ભગવાનના અનુગ્રહથી અલૌકિક નૂતન પુનર્જન્મ તે ધારણ કરે છે; અને પછી તે કામભોગનો અનુભવ કરે છે. આ કામભોગ તેજ પુષ્ટિમાર્ગીય ફલ છે. કારણ કે ત્યાં પરપ્રાપ્તિને મોક્ષ તરીકે ફલ જણાવ્યું છે, અને આ પરપ્રાપ્તિરૂપ મોક્ષ ફલ કેવું? તેના ઉત્તરમાં જ કામભોગ વર્ણવેલ છે. વળી આ કામભોગનો અનુભવ જે બ્રહ્મ સાથે કરવામાં આવે છે તે સગુણ કે માયિક નહિ, પણ નિર્ગુણ, વ્યાપક, પરબ્રહ્મ જે પ્રાકૃત ગુણોથી રહિત હોવાથી નિર્ગુણ છે અને અલૌકિક ગુણથી યુકત હોવાના સબબે સગુણ છે. બ્રહ્મવેત્તાને પરની પ્રાપ્તિ જણાવનાર અને કામભોગને પરમ ફલ જણાવનાર શ્રુતિ વાકયો એકબીજા સાથે સંકળાયલાં છે. કારણ કે તેમાં ઉપર જણાવેલા અર્થની એકતા દૃષ્ટિગોચર થાય છે. માટે તે વાકયોને એકબીજાથી નોખાં પાડીને વાંચવાં નહિ.

---

**અધિકરણ ૨**

**સૂ૦ ૫** અધિકરણ ૧ લામાં મુકત જીવ ભગવાનના અતિશય અનુગ્રહની ઇચ્છાથી પાછો ફરીથી આવિર્ભાવ પામે છે અને ગુણાતીત પુરુષોત્તમની સાથે સર્વ કામનો ભોગ કરે છે એમ કહ્યું. હવે તે શરીર જેનાથી પોતે ભોગ ભોગવે છે તે કેવું હશે? લૌકિક કે અલૌકિક? તે શંકાનો ઉત્તર જૈમિનિ તથા ઔડુલોમિના મતે આપીને પછી બાદરાયણ પોતાનો મત આપે છે. પ્રથમ જૈમિનિનો મત જણાવે છે. જૈમિનિ એમ કહે છે કે જીવાત્માનો ભોગ તે બ્રાહ્મ કહેતાં બ્રહ્મના સંબન્ધવાળા દેહથી થાય છે અર્થાત્ લૌકિક દેહથી નહિ. બ્રાહ્મ દેહનો અર્થ એટલે કે જેવું બ્રહ્મનું સ્વરૂપ છે તેવા અર્થાત્ સત્ય જ્ઞાનાનન્દાત્મક દેહથી કહેલા ભોગ ભોગવે છે કારણ કે પ્રથમ "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત થાય છે" એમ કહીને તેમાંનો અર્થ કહ્યો. તેનોજ ઉપન્યાસ પછીની ઋચામાં કરવામાં આવે છે. પરની પ્રાપ્તિ એ મુક્તિરૂપ છે, અને તેજ પુષ્ટિમાર્ગીય મુક્તિ હોવાથી અને અક્ષરબ્રહ્મ એ પુરુષોત્તમનું આયતન–ધામ હોવાથી, (ધામ એટલે જેમાં પુરુષોત્તમ રહે છે તે અક્ષરબ્રહ્મમાં પુરુષોત્તમ રહે છે અને અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદરૂપ હોવાથી) જીવનો તે પુરુષોત્તમ સાથે ભોગ થાય તેટલા માટે જે અનુકુળ દેહ પ્રાપ્ત થાય છે તે સચ્ચિદાનન્દાત્મક જ છે. આથી તેવાજ દેહની ઉક્તિ કરી છે, લૌકિક પંચભૂતોના બનેલા દેહની નહિ. આ અલૌકિક દેહ જણાવવાને માટેજ આ આ ઉપનિષદના આગળના ભાગમાં અન્નમય, પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમયને આનન્દમયબ્રહ્મનાં વિભૂતિ રૂપો કહ્યાં છે, ભકતના શરીરમાં જે અર્થની પ્રતીતિ થાય છે તે વિભૂતિરૂપ હોવાથી તે બ્રહ્માત્મકજ છે. આ પ્રકારે જો કર્મવાદી જૈમિનિ માનતા હોય તો પછી બીજાને તે દેહની અલૌકિકતા સ્વીકારવામાં શો વાંધો આવે છે. ૧.

ઔડુલોમિ આ વિષે જણાવે છે કે જીવાત્મા ચિદ્રૂપ દેહથી ભોગ કરે છે. કારણ કે બ્રહ્મનો દેહ જ્ઞાનાત્મક છે. બૃ. ૪–૫–૧૩ માં સૈન્ધવનો દાખલો આપીને કહે છે કે જેમ સૈન્ધવના ટુકડામાં બહાર

અંદર જ્યાં જોઇએ ત્યાં સૈન્ધવજ છે. તે સિવાય બીજું કંઇપણ જણાતું નથી. તેજ પ્રમાણે આ આત્માની બહાર કે અંદર જ્યાં જોઇએ ત્યાં જ્ઞાનજ છે. માટે આત્માને ત્યાં પ્રજ્ઞાન ઘન કહેલ છે. આત્મા પ્રજ્ઞાન ઘન હોવાથી તેની સાથે ભોગ કરનાર જીવ પણ પ્રજ્ઞાન ઘનજ હોવો જોઇએ. અર્થાત્ જ્ઞાનાત્મક જ દેહથીજ તે ભોગ ભોગવતો હોવો જોઇએ. અર્થાત્ ખરી રીતે જીવને કોઇપણ દેહ નથી, માત્ર ચિદ્રૂપજ છે અને તેઃ ચિદ્રૂપથી તે ભોગ ભોગવે છે. ભગવાન્ પૂર્ણ આનન્દ સ્વરૂપ હોવાથી તેમના સંબન્ધથી તેનો આનન્દને અનુભવે છે. દેહથી નહિ. માત્ર ભગવાન્ સાથેના સંબન્ધથી તે ભોગ ભોગવે છે. કારણ કે જીવને તે દશામાં દેહ હોય એવું શ્રુતિમાં કોઇપણ સ્થળે જણાવેલું નથી. મૈત્રેયી બ્રાહ્મણમાં (બૃ. ૪-૫-૧૩) કહ્યા પ્રમાણે જીવને પણ "વિજ્ઞાનઘન" કહેલ છે. આથી જીવનું સ્વાભાવિક સ્વરૂપ "ચિદાત્મક વિજ્ઞાનાત્મક" છે અર્થાત્ જે આનન્દના અનુભવ વિષે અહિંઆં કહેવામાં આવે છે તે જીવ પોતાના ચિદાત્મક રૂપથીજ કરે છે કોઇપણ બીજા દેહથી નહિ આમ ઔડુલોમિ આચાર્ય માને છે. ૬.

હવે બાદરાયણ પોતાનો મત આ વિષે આપે છે. જીવના પરમાત્મા સાથેના કામ ભોગમાં દેહનો અભાવ છે એમ જે ઔડુલોમિ કહે છે તે ખરૂં નથી. જીવ પોતાના વિગ્રહ (દેહ)થીજ તે અનુભવ કરે છે કારણ કે "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" એ વાકય પછીથી "જે તેને હૃદયગુહામાં સ્થિત જાણે છે.' (તૈ. ૨-૧) એમ હૃદયગુહા વિષે કહેવામાં આવ્યું છે તે હૃદયમાંજ હોય છે. હૃદય પ્રવેશ દેહમાં હોય છે. દેહ વગર હૃદય એકલું હોતું નથી. માટે આ સ્વરૂપાનન્દના અનુભવ વખતે જીવને દેહ તો છેજ તેની કોઇ ના કહી શકશે નહિ. વળી ત્યાં "વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા કામ ભોગવે છે" એમ કહ્યું છે તેથી પણ બ્રહ્મની ક્રિયાઓ તેની સમાન જણાય છે. માત્ર ફેર એટલો કે જીવ મુખ્ય રીતે ભોગનો અનુભવ કરે છે અને બ્રહ્મ ગૌણ ભાવથી કરે છે, બાકી ભોગના ક્રિયા બન્નેમાં સમાન છે. ભક્ત "પોતાના સઘળા કામ ભોગવે છે" એમ કહીને તે કામ ભક્તના છે એમ કહે છે. આ કામને રહેવાને અમુક અધિષ્ઠાન તો જોઈએ. તે અધિષ્ઠાન દેહ છે. દેહ સિવાય કામનું અસ્તિત્વ ત્યાં હોતું નથી. " વિપશ્ચિત્ " વિશેષણ જ બ્રહ્મની પૂર્વે યોજ્યું છે. તેનો એ અર્થ થાય છે કે વિવિધ ભાવને જોનાર અર્થાત્ "સ્વયંભોગ ચતુર " આ વિશેષણ ઉપર જો વિચાર કરીએ તોપણ એજ સિદ્ધ થાય છે કે જો ભોગમાં ચતુરને દેહ છે તો પછી તે ભોગ ભોગવનાર જીવને પણ હોવો જોઇએ, કારણ કે દેહ વગર ભોગ હોઇ શકેજ નહિ.

પ્ર૦—દેહ તો આગન્તુક છે, તે નૈસર્ગિક નથી. આથી તે લૌકિક છે અને બ્રહ્મ તો અલૌકિક છે તો પછી અલૌકિક બ્રહ્મની સાથેનો ભોગ વિરુદ્ધ નથી?

સિ૦—ભક્તની પ્રાપ્તિ પહેલાંજ ભગવાન્થી આપવાની ઇચ્છા કરાયલા ભોગને અનુરૂપ વિગ્રહો ત્યાં હોવાથી કોઈપણ વિરોધ ત્યાં નથી. વળી ઉપર કહેલી શ્રુતિથી પુરુષોત્તમની સાથે જે ભક્તનો ભોગ છે તે કામરૂપ છે એમ કહેલું છે. આ કામરૂપ ભોગ માટે ભક્તનો દેહ છે. તે દેહ અલૌકિક છે. એમ શ્રુતિનો કહેવાનો આશય છે. બ્રહ્મની સાથે સંબન્ધ અને યોગ્ય દેહ નિત્યજ હોય છે. આથી તે ભક્તના ઉપર અનુગ્રહ કરીને ભગવાન્ તેને પોતાના સ્વરૂપાનન્દનો અનુભવ કરાવવા ઇચ્છે છે. તેનોજ ફરીથી આવિર્ભાવ કરીને તેની પાસે ભોગ કરાવડાવે છે. આથી તેને કામભોગમાં દેહ છે જ, નથી એમ નહિ. પણ તે દેહ પ્રાકૃત નથી. તે અલૌકિક આનંદરૂપ છે. ૭

સૂ૦ ૮—આ પ્રમાણે જે ભગવાન્ સાથે કામભોગને ઉત્તમ ફલ તરીકે જણાવ્યું. તેના ભોક્તા બધા હોતા નથી, પણ ઉત્તમ પ્રકારના ભગવાનના ખાસ અનુગ્રહના પાત્ર પુષ્ટિમાર્ગીય ભક્તો છે. તેઓનો જ આમાં અધિકાર છે અને બીજાનો નહિ. એમ કેમ ? એમ જો કોઇ પૂછે તો તે પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે એમાં ભગવાનનો સંકલ્પ એજ હેતુ છે. એ સિવાય બીજો કોઈપણ હેતુ નથી. ભગવાન્ જેને એ ભજનાનંદરૂપ કામભોગ કરાવવા ઇચ્છે છે. તેજ તે કરી શકે છે. આથી ભગવાનના સંકલ્પ સિવાય બીજો હેતુ અહિંઆં નથી. ? આનું કોઇ પ્રમાણ માગે તો જણાવવાનું કે મું. ૩-૨-૩

ની શ્રુતિમાં સ્પષ્ટ કહ્યું છે કે "જેનું જ તે વરણ કરે છે તેનાથી તે લભ્ય છે." આથી ભગવદ્‌વરણ, ભગવાનની પોતાની દાન કરવાની ઇચ્છા—સંકલ્પ એજ હેતુ છે. તે સિવાય અન્ય કોઇ હેતુ નથી. આ અર્થ નિશ્ચયાત્મક રીતે જણાવવાને તે શ્રુતિમાં "જ एव" પદનો પ્રયોગ છે. ત્યાં વળી એમ જણાવ્યું છે કે આ આત્મા તે પ્રવચનથી, મેધા કે બહુ શ્રુતથી લભ્ય થતો નથી, તેથી આ સાધનોની નિરર્થકતા કહી છે. અને ભગવત્પ્રાપ્તિ વરણથી સાધ્યા છે એમ જ કથન કરે છે. સૂત્રમાં 'च અને' શબ્દનું તાત્પર્ય એ છે કે ભગવાનની ઇચ્છા-સંકલ્પથી ઉત્પન્ન થયેલી પરમાર્તિ તે પણ આ કામભોગ ભજનાનંદના અનુભવમાં હેતુરૂપ છે. ૮

આથી ભગવાન્‌જ પુષ્ટિમાર્ગીયોના સાધન તથા ફલરૂપ છે. માટે તે ભક્તોના હૃદયમાં આ ભગવાન જ સાધનરૂપે તથા ફલરૂપે સ્ફુરે છે. તેઓ ભગવાન્ સિવાય બીજા કશામાં પણ આસક્ત નથી; ભગવાન્ એજ તેમનું સર્વસ્વ છે, તે સિવાય અન્ય કંઇપણ નથી. એવા અનન્ય પુષ્ટિભક્તોના અધિપતિ ભગવાન્‌જ છે. બીજા ભક્તો પુરુષોત્તમ સિવાયનાં વિભૂતિરૂપોને અધિપતિ ગણે છે. આથી પુષ્ટિમાર્ગ મર્યાદામાર્ગથી જૂદો છે. મર્યાદામાર્ગ એ પ્રમાણ માર્ગ છે, પણ પુષ્ટિમાર્ગ એ પ્રમેયમાર્ગ છે. મર્યાદામાર્ગમાં સાધનોની અપેક્ષા છે. પુષ્ટિમાર્ગમાં ભગવાનનું વરણ તેજ સાધન. અહિંઆં સાધન પણ ભગવાન્ પુરુષોત્તમ એજ જીવના અધિપતિ છે. જ્યારે મર્યાદામાર્ગમાં વિભૂતિ સ્વરૂપ તેજ અધિપતિ અને તેને મેળવવાનું સાધન જૂદું. સાધન અને ફળની અનન્યતા તે વિરલ પુષ્ટિમાર્ગીય ભક્તોમાં જ હોય છે. ૯

સૂ૦ ૧૦—મુક્ત દેહ વિષે ફરીથી બાદરિ તથા જૈમિનિના મતો આપે છે, બાદરિ કહે છે કે મુક્ત જીવને દેહ તથા ઇન્દ્રિયો હોય નહિ કારણ કે બૃ ૨-૪-૧૪ માં તેમનો અભાવ જણાવ્યો છે. ત્યાં કહે છે "જ્યાં દ્વૈત જેવું હોય છે. ત્યાં તેનાથી બીજો બીજું જુએ છે" "જ્યાં આનું સઘળું આત્મારૂપ છે, ત્યાં કોણ કોને જૂએ." વગેરેથી બીજા (દ્વૈત) જ્ઞાનનો નિષેધ કર્યો છે. ફક્ત બ્રહ્મને જાણનારને જ મુક્તિ મળે છે એમ કહે છે. જો દ્વૈત જ્ઞાનનોજ અહિંઆં નિષેધ કર્યો છે તો પછી કામભોગનો પણ નિષેધ કરેલો હોય તેમાં શું આશ્ચર્ય ?

સૂ૦ ૧૧—આ સંબન્ધી હવે જૈમિનિનો મત આપે છે. જૈમિનિ કહે છે કે મુક્તજીવને પણ દેહ હોય છે. "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" એ શ્રુતિથી બ્રહ્મ જ્ઞાનને તેની પ્રાપ્તિનું સાધન કહ્યું છે. પણ મું. ૩-૨-૩ ની શ્રુતિમાં કહે છે કે ભગવાન્ પ્રવચન, મેધા જ્ઞાન વગેરે સાધનોથી પ્રાપ્ત થતા નથી પણ તેમના પોતાના વરણથી જ પ્રાપ્ય નથી. આમ ત્યાં જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. એ પક્ષ સર્વાંશે સ્વીકાર્ય નથી પણ વિકલ્પે સ્વીકારાય છે. આથી તે પક્ષ પ્રમાણે ભગવાનની ઇચ્છાથી મુક્ત જીવ ભજનાનંદનો કામભોગ કરે છે; કારણ કે કામભોગ માટે દેહાદિની સત્તા અવશ્ય હોવી જોઇએ. આથી આ બે પ્રકારની શ્રુતિઓમાં જ્ઞાનથી પ્રાપ્તિ કહેનાર અને વરણથી પ્રાપ્તિ કહેનાર તે બન્ને વચ્ચે દેખીતો વિરોધ ન જણાય તેટલા માટે ઉપર કહેલી વ્યાખ્યાન રીતિથી તેમનો સમન્વય કરવો. અર્થાત્ જ્ઞાનની પ્રાપ્તિ કહેનાર શ્રુતિ ખરી છે. પણ તે વિદ્વાન્ અક્ષર-બ્રહ્મની પ્રાપ્તિ કરે છે એમ કહે છે. વરણથી જ પ્રાપ્તિ કહેનાર શ્રુતિ પણ સત્ય છે. કારણ કે તેનો વિષય પુષ્ટિમાર્ગીય ભકતની મુક્તિ છે. આથી "જ્યાં તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સઘળા કામો ભોગવે છે" એમ કહ્યું છે. ત્યાં પુષ્ટિમાર્ગીય ભકતના ભજનાનન્દરૂપ કામભોગને કહ્યા છે. આ કામભોગને માટે તેને દેહાદિ છે. જ્ઞાનને સાધન જણાવનાર શ્રુતિ પ્રમાણે મુક્તને દેહાદિ નથી. કામભોગ માટે જે દેહાદિ તે ઉપર જણાવ્યા પ્રમાણે અલૌકિક છે. અર્થાત્ પુષ્ટિમાર્ગીય ભકતને દેહ હોય છે જ. ૧૧

સૂ૦ ૧૨ આ પ્રકારે બે મતો આપીને પોતાના મતનો ઉલ્લેખ બાદરાયણ કરે છે. તેમના અને આ કામના ભોગનું પ્રયોજક શરીર છે. પણ તે બે પ્રકારનું છે. એક દૃષ્ટિએ તે શરીર છે. અને બીજી

દૃષ્ટિએ તે નથી, અલૌકિક ભજનાનંદના ભોગના આયતનરૂપે તે હોવાથી અને જીવ તેનાથી સઘળા કામ " ભોગવતો હોવાથી તે શરીર છે, પણ તે અલૌકિક રીતે. વળી તે શરીર લૌકિક શરીરની માફક ભૂતોનું બનેલું નથી. લૌકિક શરીર નાશવંત હોય છે તેવું આ નથી. આ તો વ્યાપક છે. માટે તે રીતે જોતાં તેમાં લૌકિકતાનો અભાવ હોવાને લીધે તે નથી; આમ જીવના ભોગનું પ્રયોજક શરીર છે, તેમ-નથી. એમ બે રીતે આપણે તેના વિષે વ્યવહાર કરી શકીએ. આમ માનવાનો હેતુ તેવી શ્રુતિ છે, તેથી છાં. ૭-૨૩-૧ માં ભૂમાવિદ્યાનું પ્રકરણ શરૂ થાય છે. ત્યાં પ્રથમ કહે છે કે સુખની જ વિશેષ જીજ્ઞાસા કરવી. આમ કહીને તેના સ્વરૂપને જણાવે છે "જે ભૂમા છે તેજ સુખ છે" આમ ઉપક્રમ કરીને આગળ કહે છે. "જ્યાં તે ભૂમા બીજું જોતો નથી. બીજુ સાંભળતો નથી, બીજું જાણતો નથી" આ રીતે ભૂમા વિષે કહેવામાં આવ્યું છે. તે ઉપરથી સમજી શકાય છે કે ભૂમા-પરબ્રહ્મ એ પરમ સુખ આનંદરૂપ છે. પણ તે જ્ઞાનથી પ્રાપ્ય નથી, કારણ કે તે જ્ઞાનનો વિષય નથી, તે કેવલ ભાવનોજ વિષય છે, અને કેવલ ભાવવાળા ભકત જ તેને મેળવી શકે છે. જ્યારે તેવો ભક્ત તે ભૂમારૂપ પુરુષોત્તમ ભગવાન્‌ને પ્રાપ્ત કરતો નથી ત્યારે તેની વિપ્રયોગ-અવસ્થા કેવી છે તે શ્રુતિ આગળ જણાવે છે "તેજ નીચે છે, તે ઉપર છે, તે પાછળ છે. તે આગળ છે" (છાં ૭-૨૫-૧) વગેરેથી. અર્થાત્ "આ વિપ્રયોગાવસ્થામાં ભગવાનને જ તે જુએ છે. જે દિશામાં તે સંચરતો હોય કે જોતો હોય તે તમામ સ્થળે ભગવાનનું જ સ્મરણ તેને થાય છે. આ રીતે વિપ્રયોગ અવસ્થાનું ત્યાં વર્ણન કરીને" અથવા આ તે એ પ્રમાણે જોતો, એ પ્રમાણે માનતો એ પ્રમાણે જાણતો (છાં. ૭-૨૫-૨) એવા શબ્દોથી તે ભકતની સંયોગાવસ્થા નિરૂપે છે. ભગવાન્ સાથેની સંયોગાવસ્થામાં તેનો અનુભવ કેવો છે તે જણાવતાં શ્રુતિ (છાં. ૭-૨૫-૨) માં કહે છે કે તે આત્મા (ભગવાન્) સાથે રતિ કરે છે. તેમની સાથે ક્રીડા કરે છે. તેમની સાથે જ તેનું મિથુન હોય છે. અને તેમની સાથેજ તેનો આનંદ હોય છે. આ શ્રુતિથી જીવની ભકત સાથેની સંયોગાવસ્થામાં તેના કામભોગ હોય છે તે અર્થ સ્પષ્ટ જણાય છે, અર્થાત્ તૈ. ૩ માં જે પુષ્ટિમાર્ગીય ભકતની મુક્ત દશામાં તે કામભોગ કહ્યો છે એવો અર્થ કહ્યો હતો તેનું સમર્થન છાંદોગ્યની ભૂમવિદ્યાના પ્રકરણથી પણ થાય છે.

ભૂમવિદ્યાના ભક્તના ફલભોગનું વર્ણન કરીને તે ભકતનું સ્વરૂપ છાં. ૭-૨૬-૧, ૨ માં કરે છે. "આ પ્રમાણે તે દર્શન કરનાર, તેનું મનન કરનાર, તેની વિશેષ જીજ્ઞાસા કરનારના આત્મામાંથી પ્રાણ (ઉત્પન્ન થાય છે)......આત્મામાંથી આ સઘળું હોય છે" અહિંઆં આત્મામાંથી પ્રાણ, આશા, સ્મર, આકાશ, તેજ, અને જળના આવિર્ભાવ તિરોભાવ, અન્ન, બલ, વિજ્ઞાન, ધ્યાન, ચિત્ત, સંકલ્પ, મન, વાક્, નામ, મંત્ર, કર્મ તે તમામ ઉદ્દભવે છે. અર્થાત્ તમામની ઉત્પત્તિ આત્મામાંથી (ભગવાન્‌માંથી) છે એમ કહે છે. આ પણ ભગવાન્ જેમને ત્યાં ભૂમા તરીકે વર્ણવ્યા છે તેમની ઉત્પત્તિ શેમાંથી? તે ત્યાં જણાવ્યું નથી. કારણ કે તે કેવલ આનન્દ પ્રધાન હોવાથી અન્યત્ર શાથી જન્ય નથી? આ આત્મા અવિકૃત છે. તે બીજા કશાથી ઉત્પન્ન થતો નથી, તેથી તેવા આત્મામાંથી ઉત્પન્ન થયેલો પણ તેવોજ હોય, માટે મુક્ત જીવના કામભોગ માટે અક્ષરબ્રહ્મમાંથી આવિર્ભાવ થતાં, તે અવિકૃત આત્મામાંથી ઉત્પન્ન થતો હોવાથી તે ભૂતજન્ય નથી. માટે તેને અશરીર કહેલ છે. પણ તે આત્મા (ભગવાન્) સાથે રતિ કરે છે, ક્રીડા કરે છે, વગેરે જે શબ્દોના પ્રયોગો છે તે ઉપરથી તે મુકતજીવને શરીર છે એમ માન્યા વગર છૂટકોજ નથી, કારણ કે શરીર વગર રતિ, ક્રીડા વગેરે ભોગ થઇ શકે નહિ. આથી તે ઉભય પ્રકારનું શરીર છે. ભૂતોથી અજન્ય હોવાથી અશરીર અને નિર્ગુણ પુરુષોત્તમ સાથે તે રતિ, વગેરે કરે છે માટે શરીર છે.

આથી જીવને પુરુષોત્તમ સાથે કામભોગ હોય છે. તે નિર્વિવાદ છે. શ્રુતિઓના પ્રમાણથી આ અર્થની સંભાવના માટે કોઇ વાંધો લેઇ શકે નહિ. જો કામભોગ છે તો પછી તે ભોગના આયતન

રૂપ દેહ પણ હોવો જોઇએ. આ કામભોગ અલૌકિક છે, કારણ કે તે અલૌકિક તત્ત્વ પરબ્રહ્મ રસાત્મક નિર્ગુણ પૂર્ણ પુરુષોત્તમની સાથે છે. તેથી તે દેહપણ અલૌકિક હોવો જોઇએ. માટે અલૌકિક રીતિએ આ દેહની સત્તા સ્વીકારવામાં આવે છે. લૌકિક રીતિએ તે સત્તા સ્વીકારવામાં આવતી નથી. માટે જ દેહ છે પણ ખરો અને નથી પણ.

પ્ર૦—વેદની શ્રુતિઓમાંથી તમે મુક્ત જીવના દેહ વિષે આવા પ્રકારનો વિકલ્પ જણાવો છો તો એવા વિકલ્પવાળુ બીજું દૃષ્ટાન્ત વેદમાંથી તમે આપી શકશો.

સિ૦—હા. વેદમાં આવોજ વિકલ્પ પૂર્વકાણ્ડમાં "દ્વાદશાહ" વિષે જોવામાં આવે છે. તૈ. સં. ૭–૨–૯ તથા ૭–૧–૪ તથા ૭–૫–૧ માં આ દ્વાદશાહ વિષે કહેવામાં આવ્યું છે. "હું પ્રજા ઉત્પન્ન કરૂં એવી જે કામના કરે તેણે દ્વાદશાહથી યજ્ઞ કરવો" અહિઆં યજમાનને યજ્ઞ કરવાનું કહ્યું છે તેથી તે દ્વાદશાહને અહીન જાતિનો કહ્યો છે. પણ ઋદ્ધિની કામનાવાળાએ દ્વાદશાહને મેળવવો. એમ તૈ. સં. ૭–૫–૧ માં કહીને તેને સત્ર તરીકે જણાવ્યો છે. અર્થાત્ દ્વાદશાહ એ એક જાતનો યજ્ઞ છે પણ તે કયી જાતનો ? તો એ વિષે અહિંઆં કહે છે કે તે 'અહીન' જાતનો પણ છે અને 'સત્ર' જાતનો પણ છે. જેમાં બહુ યજમાનો હોય અને ગ્રહણ કરવું, બેસવું વગેરે ક્રિયાપદો હોય તે સત્ર કહેવાય છે. જેમાં એકજ યજમાન હોય અને તેને યજન કરાવવાનું હોય તે "અહીન" કહેવાય છે. દ્વાદશાહ આમાંનો કેવા પ્રકારનો યજ્ઞ છે એમ કોઇ પૂછે તો તેને માટે વેદ વિકલ્પથી એમ કહે છે કે તે બન્ને જાતનો છે, અર્થાત્ તેને "સત્ર" તથા અહીન" એમ બન્ને નામથી ઓળખાવી શકાય. આજ પ્રમાણે મુક્ત જીવની ભોગાવસ્થામાં તેને શરીર છે પણ ખરૂં, અને તે શરીર પંચમહાભૂતોનું બનેલું નથી. માટે તે નથી. એમ અમે તમને જણાવ્યું. આવો વિકલ્પ વેદમાં હોય છે. તો વેદમાં વિકલ્પથી જે વસ્તુ જણાવી છે તે આપણે સ્વીકારવી જ જોઇએ. અર્થાત્ બાદરિના મતે દેહાદિનો અભાવ નથી. તેમ જૈમિનિના કથન પ્રમાણે તેની સત્તા પણ નથી, પણ અમે કહ્યું તે પ્રમાણે તેની સત્તા છે ખરી અને નથી પણ ખરી. આ બાબત ઘણી ગુંચવાડા ભરી છે, અને તેથી કદાચ એકદમ તમારા લક્ષમાં નહિ આવે. પણ અમે જણાવેલી રીતિએ જો બરાબર ગ્રહણ કરશો તો તમને જરૂરથી આ સમજાશે.

(સાર) પુષ્ટિમાર્ગીય જીવના પુરુષોત્તમ સાથે ફલભોગ સંબન્ધી નીચે પ્રમાણે આ અધિકરણમાં કહેવામાં આવ્યું છે.

(૧) જૈમિનિના મતે બ્રહ્મસંબન્ધી અર્થાત્ સચ્ચિદાનંદાત્મક દેહથીજ તે કામભોગ કરે છે.
(૨) ઔડુલોમિ દેહની સત્તા સ્વીકારતા નથી. બ્રહ્મ ચિદાત્મક હોવાથી જીવ પણ ચિદ્રૂપથી તે ભોગ કરે છે,
(૩) બાદરાયણ આનંદમય અલૌકિક દેહથી તે ભોગ છે એમ કહે છે.
(૪) ભગવાનના સંકલ્પથી–ઇચ્છાથી તે ભોગ સિદ્ધ થાય છે.
(૫) કારણ કે પુષ્ટિમાર્ગીય જીવ પૂર્ણ પુરુષોત્તમનું જ આધિપત્ય સ્વીકારે છે.
(૬) બાદરિ મુક્ત જીવના દેહાદિની સત્તા બીલકુલ સ્વીકારતા નથી.
(૭) જૈમિનિના મતે બે પ્રકારની શ્રુતિઓ છે તેમાં જ્ઞાનીના માટેની શ્રુતિમાં મુક્ત જીવને દેહ નથી, અને પુષ્ટિમાર્ગીય મુક્ત જીવને માટે છે એમ કહે છે.
(૮) બાદરાયણ દ્વાદશાહનું દૃષ્ટાન્ત આપીને કહે છે કે જેમ દ્વાદશાહ સત્ર તથા અહીન ઉભય નામથી ઓળખાય છે તેમ પુષ્ટિમાર્ગીય મુક્ત જીવનું શરીર પંચ મહાભૂતોનું બનેલું નહિ હોવાથી તે અશરીર છે. અર્થાત્ શરીર નથી, પણ તે ભક્ત કામનો ભોગ કરે છે માટે તે શરીર છે પણ તે અલૌકિકરૂપે છે.



અધિકરણ ૩ જું

સૂ૦ ૧૩ પ્ર૦—ભગવાનના સ્વરૂપને તમે અપ્રાકૃત જણાવીને તેમની સાથે ભોગ કરનારનો દેહ પણ અપ્રાકૃત છે એમ જે કહો છો તે વિષે શંકા એ છે કે ભગવાનનું સ્વરૂપ સર્વથા અપ્રાકૃત નથી. અવતાર દશામાં તે પ્રાકૃત જ હોય છે. જેમ પ્રાકૃત શરીરને ઘા લાગે છે, થાક ચઢે છે, ગ્લાનિ, ખેદ તથા ભૂખ તરસ લાગે છે તેવો અનુભવ પણ ભગવાન્‌ની અવતાર દશાના શરીરમાં થાય છે. જો તે અપ્રાકૃત હોય તો શા માટે આવો અનુભવ જણાય? ભગવાન્‌ના દેહને તે થાક લાગતો હશે અગર યુદ્ધમાં ઘા વગેરે લાગતા હશે?

સિ૦—તમારી શંકા બરાબર છે, પણ શાથી ભગવાનના શરીરમાં એવો અનુભવ થાય છે તે તમે બરાબર સમજતા નથી, તેથીજ તમે તેમના દેહને પ્રાકૃત ધારી લો છો. અહિંઆં જે તમને ભગવત્સ્વરૂપમાં પ્રાકૃત તુલ્યતા જણાય છે તે તેવી પ્રાકૃત તુલ્યતાના અભાવે દેખાય છે. અર્થાત્ વસ્તુતઃ ત્યાં પ્રાકૃતતા નથી છતાં તમને તે દેખાય છે.

પ્ર૦—એમ શી રીતે બને? પદાર્થો ન હોય તો પછી તે દેખાય શી રીતે? વિદ્યમાન પદાર્થનું જ દર્શન હોય છે, અવિદ્યમાનનું નહિ.

સિ૦—હા, કબૂલ. પણ અવિદ્યમાન પદાર્થનું કેટલીકવાર આપણને દર્શન થાય છે.

પ્ર૦—કેવી રીતે? દાખલો આપો.

સિ૦—જૂઓ સાંભળો. સ્વપ્નમાં જે પદાર્થો જોવામાં આવે છે તે વસ્તુતઃ હોતા નથી. છતાં તેનો અનુભવ બધાને થાય છે. જ્યારે આપણે જાગીને ઉઠીએ છીએ ત્યારે તે જોયેલા પદાર્થો નજરે પડતા નથી. ત્યાં રથ કે વાડા અથવા માર્ગો હોતા નથી છતાં તે તમામ ત્યાં દેખાય છે, માત્ર માયાથી કરીને તે પદાર્થો સર્જાયલા હોય છે. તે માયા અવિદ્યમાન વાસનાને વશ હોવાથી તે પ્રમાણે જૂદાજૂદા પદાર્થો દેખાય છે. તેજ પ્રમાણે ભગવાનની અવતાર દશામાં અપ્રાકૃતતા નથી છતાં પણ તે દેખાય છે. જેમ સ્વપ્નાવસ્થા તેમ અહિંઆં અવતાર દશા. જેમ સ્વપ્નમાં અવિદ્યમાન પદાર્થોનું દર્શન તેમ અહિંઆં અવતાર દશાના ભગવાનના દેહમાં પ્રાકૃતતાનું ભાન. આ ઉભય તુલ્ય છે. સ્વપ્ન સૃષ્ટિમાં જોયેલા પદાર્થો ખરા નથી. તેમ ભગવાનની અવતાર દશામાં દેખાતી પ્રાકૃતતા તે પણ ખરી નથી. ખરી રીતે તો ભગવાન્ પોતેજ અસુરોને તમોગુણાત્મક દુઃખમાં લય કરવાની ઇચ્છાથી પોતાના તરફ તેમની પ્રાકૃત બુદ્ધિ ઉત્પન્ન કરે છે. અર્થાત્ ભગવાન્ પ્રાકૃત છે તેવું તેઓ માને છે. અને તે પ્રકારની જાણે લીલા દેખાડે છે. માટે અહિંઆં પ્રાકૃતતાની ગન્ધ સરખી નથી. ભગવાનની લીલા કરવાની ઇચ્છાથી જ અસુર તેમને પ્રાકૃત કલ્પે છે. આ હકિકતને ભગવાને ગીતાના અધ્યાય ૧૬ ના શ્લોક. ૧૮–૨૦ માં જણાવી છે. જે અસુર લોકો બીજાનો તિરસ્કાર કરે છે, બીજાની ઇર્ષા કરે છે તેઓ અધમગતિને પહોંચે છે તેમ ત્યાં કહે છે. તેઓ અસુર હોવાથી મુક્તિના અધિકારી નથી તેથીજ તેમની ભગવાન્ વિષે પ્રાકૃત બુદ્ધિ થાય છે. ૧૩

સૂત્ર ૧૪ પ્ર૦—પણ ભક્તોને લીલાના પદાર્થોનું લૌકિકવત્ દર્શન થતું નથી? તે અભાવ દશામાં થાય છે કે ભાવદશામાં અર્થાત્ તેમાં પ્રાકૃતતા છે કે અપ્રાકૃતતા? ત્યાં વિદ્યમાન પદાર્થોનું દર્શન છે કે અવિદ્યમાન પદાર્થોનું?

સિ૦—ભક્તોને થતા અનુભવમાં વિદ્યમાન પદાર્થોનું દર્શન છે. જેમ જાગ્રત્ દશામાં મનુષ્યને ત્યાં—વિદ્યમાન પદાર્થોનું દર્શન થાય છે તેમ લીલાના પદાર્થોના દર્શનમાં વિદ્યમાનનું જ દર્શન ભક્તને થાય છે. તે. ૨–૩ ની શ્રુતિ ઉપર અમે તમને સમજાવી હતી. તદનુસાર ભક્તોના કામની પૂર્તિ માટે

ભગવાન્ લીલા કરે છે એમ સમજાય છે. જે દર્શન, શ્રવણ તથા સ્મરણથી ભક્તોને દુઃખ થાય તેવી પણ લીલા કરે છે. જેમ ભગવાન્ આનંદઘન છે અને નિર્ગુણ છે તેમ ભગવાનની લીલા પણ તેવી છે. કારણ કે તે લીલા ભગવાનનો ધર્મ છે. જેમ દીપક અને પ્રકાશ વચ્ચે ધર્મધર્મિ ભાવની અભેદતા છે, તેમ ભગવાનની લીલા તથા ભગવાન્ વચ્ચે અભેદતા છે. અર્થાત્ ભગવાનનું સ્વરૂપ જેવું નિર્ગુણ અને અપ્રાકૃત તેવીજ ભગવાનની લીલા નિર્ગુણ અને અપ્રાકૃત છે. આથી ભગવાન્ જ્યારે તે લીલામાં પ્રવેશ કરે છે. અર્થાત્ જ્યારે પોતાની જૂદીજૂદી લીલાઓ કરે છે ત્યારે પણ તેમની પ્રાકૃતતાને બાધ આવતો નથી. ત્યારે પણ પોતે લીલાના સાક્ષી ચેતા અને નિર્ગુણ તરીકે હોય છે. અથવા સૈન્ધવનો ટુકડો જેમ બહાર તથા અંદર સૈન્ધવરૂપે જ હોય છે તે સિવાય ત્યાં બીજું કોઇપણ હોતું નથી તેજ પ્રમાણે ભગવાનની આ લીલામાં પણ નિર્ગુણતા, અને અપ્રાકૃતતા છે. ૧૪

(**સાર**) ભગવાનની અવતાર દશામાં કેટલાક અસુરોને ભગવાનના સ્વરૂપમાં પ્રાકૃતતા જણાય છે. પણ વસ્તુતઃ ત્યાં પ્રાકૃતતા નથી. જેમ સ્વપ્નમાં રથ, ઘોડા વગેરે હોતા નથી જ્યાં તે દેખાય છે તેવી રીતે અવતાર દશામાં અસુરોને ભગવાન્ વિષે પ્રાકૃત બુદ્ધિ થાય છે. તેમ ભક્તો ભગવાનની લીલાનાં દર્શન થાય છે. ત્યાં પણ પ્રાકૃતતા નથી. કારણ કે જેમ જાગ્રદ્દશામાં વિદ્યમાન પદાર્થો નેત્રના સંનિકર્ષને લીધે જોવામાં આવે છે તેવી રીતે વિદ્યમાન પદાર્થોનુંજ દર્શન ભગવલ્લીલામાં થાય છે. ભગવાન્ પોતાની ઇચ્છાનુસાર લીલા કરે છે. તે ભગવાનનો ધર્મ હોવાથી જેમ ભગવાન્ રસાત્મક આનંદઘન નિર્ગુણ છે તેમ આ લીલાપણ તેવી છે. તેથી તેમાં પણ પ્રાકૃતતાની ગન્ધ સરખી છે.

---

અધિકરણ ૪ થું.

**સૂ૦ ૧૫ પ્ર૦**—તમે એમ કહ્યું કે જ્યારે પુષ્ટિજીવ બ્રહ્મ સાથે કામભોગ કરે છે ત્યારે તે જીવ મુખ્ય રીતે અને બ્રહ્મ ગૌણ રીતે ભોગ કરે છે આમાં અમને આ શંકા છે કે બ્રહ્મ તો પૂર્ણ જ્ઞાન તથા ક્રિયાશક્તિવાળું છે, અને જીવમાં તે શક્તિઓ નથી, તો પછી જીવ ભોગની બાબતમાં બ્રહ્મની સમાન નથી તો પછી તેનો ભોગ મુખ્ય રીતે થાય છે એમ શી રીતે કહેવાય? તે તદ્દન અનુપપન્ન છે.

**સિ૦**—હા. એ શંકાના સમાધાનમાં અમે એટલુંજ જણાવવા માગીએ છીએ કે જીવના પોતામાં નૈસર્ગિક જ્ઞાન અને ક્રિયા હોય તો પણ તે ભોગ કરી શકે નહિ, તમારી માન્યતા પ્રમાણે તો એમજ સમજાય કે જીવ પોતાની શક્તિઓ હોય તોજ ભોગ કરવાનું સામર્થ્ય મેળવી શકે. પણ આ માન્યતા ભૂલ ભરેલી છે. તમને પહેલાં જણાવ્યું કે આ કામભોગ મર્યાદામાર્ગીયનો નથી પણ પુષ્ટિમાર્ગનો છે. આથી પુષ્ટિમાર્ગીય કામભોગમાં એવી મર્યાદા નથી. ભગવાનના અનુગ્રહથી જ તે જીવને પ્રાપ્ત થાય છે. તેના બલથી નહિ. માટે કદાચ તેનામાં તેવી શકિતઓ આવે તો પણ તે ભોગ કરવાને સમર્થ નથી, એતો ભગવાનના અનુગ્રહના સામર્થ્યથી જ તે કરી શકે છે, માટે જીવમાં ભલે ક્રિયા તથા જ્ઞાન શકિતઓ ન હોય, તેથી કંઇ તેના ભોગમાં પ્રતિબન્ધ પડતો નથી. જ્યારે ભગવાન્ અમુક જીવના ઉપર અનુગ્રહ કરે છે ત્યારે તે ભોગ કરવાને માટે સમર્થ થાય તેટલા માટે ભગવાન્ તેના અલૌકિક દેહમાં આવેશ કરે છે. અને ભગવાનના આવેશને લીધેજ તે ભોગ કરી શકે છે. નહિ તો બિચારા જીવની શી ગુંજાસ છે કે પરમ ઉત્કૃષ્ટ ભગવાન્ સાથે આનંદસ્વરૂપ કામભોગ કરે?

આ બાબત બરાબર સમજાય તેટલા માટે દીવાનું દૃષ્ટાન્ત અમે આપીશું. તમે જાણો છો કે. તેલમાં ભીંજાયલી નવી દીવેટ હોય તો તેને દીવો પ્રકાશમય કરે છે. અર્થાત્ તે દીવેટ પોતે દીપકતુલ્ય કાર્ય કરવાને દીપકની માફક પ્રકાશ આપવાનું સામર્થ્ય ધરાવે છે. પણ કયારે? જ્યારે તેમાં પહેલાંના દીપકના પ્રકાશનો આવેશ થાય છે. પ્રથમ પ્રજ્વલિત દીપક જ્યાં સુધી તેમાં પ્રવેશ કરે ત્યાં સુધી ભલે

તે દીવેટને તેલમાં ભીંજાવી હોય તો પણ તે કાર્ય કરવાને સમર્થ થશે નહિ. આ દૃષ્ટાન્તમાં એક તો દીપક જોઇએ, બીજું દીવેટ તેલમાં ભીંજાયલી જોઇએ. અને ત્રીજું તેમાં દીપકનો આવેશ જોઇએ, ( તે દીવેટનો દીપકની સાથે યોગ બરાબર થયેલો હોવો જોઇએ ) આટલું જો ભેગું થાય તો નવી દીવેટમાંથી પણ નૂતન દીપક પ્રકટે છે. અર્થાત્ પ્રથમના દીપકની માફક પ્રકાશ આપવાનું કાર્ય તે કરે છે. આ દૃષ્ટાન્તથી આપણે જીવના કામભોગને હવે સમજાવી શકીશું. જેમ દૃષ્ટાંતમાં દીપક છે તેમ અહિંઆં ભગવાન્ છે. જેમ તેલમાં ભીંજાયલી દીવેટ તેમ અહિંઆં સ્નેહ યુક્ત ભક્ત જીવ. અને જેમ દીવેટમાં દીપકનો આવેશ તેમ ભક્તમાં ભગવાનનો આવેશ. આમ બધી રીતે આ દૃષ્ટાન્ત સંપૂર્ણ મળતું આવે છે. અર્થાત્ આ કામભોગ માટે સ્નેહ યુક્ત ભક્ત હોવો જોઇએ. અર્થાત પુષ્ટિમાર્ગીય ભક્ત હોવો જોઇએ એ તેની પહેલામાં પહેલી શરત છે. એવો ભક્ત હોય તેનામાં ભગવાન્ જ્યારે આવેશ થાય ત્યારેજ તે ભક્ત પ્રભુની માફક આનન્દ ભોગવી શકે છે. અર્થાત્ ત્યાર વગર ઉપર કહેલી રીતનો ફલભોગ હોતો નથી.

પ્ર૦—આ બાબતનું કોઇ પ્રમાણ ?

સિ૦—હા, જુઓ તૈ. આ. ૩-૧૪ માં તેનું પ્રમાણ ઉપલબ્ધ થાય છે. ત્યાં કહે છે " પોતે જાતે ધારણ કરાયલા ધારણ કરે છે. એક દેવ બહુ રીતે નિવેશ પામેલા છે" આ શ્રુતિમાંથી ભગવાન્ ભક્તમાં નિવેશ કરે છે તે સ્પષ્ટ જણાય છે. ભક્તોના સઘળા મનોરથો પૂર્ણ કરવાને માટે પોતે બહુ રીતે અત્યન્ત આવેશ પામે છે. તેટલા માટે આ શ્રુતિમાં " બહુ રીતે નિવેશ પામે છે. " એવા શબ્દો છે. આ નિવેશ પૂર્ણ રસાત્મક પુરુષોત્તમનો જ છે, અન્તર્યામિરૂપથી નહિ "તે જણાવવા તે" બહુ રીતે "શબ્દ છે, અહિંઆં " એક રીતે " શબ્દ નથી. અન્તર્યામી અક્ષરબ્રહ્મ વ્યાપક હોવાથી તેમનો નિવેશ એકજ પ્રકારે હોય છે, પણ અહિંઆં પૂર્ણ પુરુષોત્તમ ભક્તોના જૂદાજૂદા મનોરથોની પૂર્તિ કરવાને તેમના વિવિધ ભાવાનુસાર લીલા કરવા " બહુ રીતે " નિવેશ કરે છે એમ અહિંઆં જણાવે છે. વળી જો કે ભગવાન તમામ જીવોના ઇશ છે, છતાં અહિંઆં 'ઇશ' વગેરે શબ્દનો પ્રયોગ કર્યો નથી પણ "ભર્તા" શબ્દનો પ્રયોગ છે, તે એવું સૂચવે છે કે ભગવાન્ જેનું વરણ કરવા ઇચ્છે છે તેના વિવાહિત પતિની માફક ભર્તા થઇને તેના વરણથી ઉત્પન્ન થયેલા ગાઢ સ્નેહથી તેને અધીન થાય છે. અને તે ભક્ત ભગવાન્ સાથે પોતાની ઇચ્છાનુસાર લીલા કરે છે. જેમ પતિ પોતાની પત્નીના પ્રેમને અધીન થઇને પોતાનું તેના ઉપર સ્વામિત્વ ભૂલી જઇને તેના દાસ્યને સ્વીકારે છે તેમ ભગવાન્ ભક્તના અત્યન્ત પ્રેમને લીધે પોતાનું પ્રભુત્વ ભૂલી જાય છે, અને પોતે જાણે ભક્ત હોય તેવી રીતે તેને અધીન થઇને તેની પાસે લીલા કરાવે છે.

અહિંઆં દીપકનું દૃષ્ટાન્ત આપ્યું છે. પણ લોઢાના ગોળાને જો તપાવવામાં આવે તો તેમાં પણ અગ્નિનો પ્રવેશ હોય છે. તો તેનું દૃષ્ટાન્ત કેમ ન આપ્યું એમ કોઇને શંકા થાય તો તેનો ખુલાસો ઉપર જો કે આવી જાય છે, તોપણ અહિંઆં ફરીથી જણાવીશું. અહિંઆં રસાત્મક આનંદઘન પૂર્ણ પુરુષોત્તમનાજ આવેશની વાત ચાલે છે. અન્તર્યામિની નહિ. જો અન્તર્યામિનો આવેશ હોત તો તપેલા લોઢાના ગોળાનું દૃષ્ટાન્ત આપત. અન્તર્યામિની વ્યાપકતા એક પ્રકારે હોય છે તેમાં વિવિધતા નથી. લોઢાના ગોળામાં તેલની જરૂર નથી. વગર તેલે પણ તેમાં અગ્નિ વ્યાપે છે. અક્ષર બ્રહ્મ અન્તર્યામિ જેનામાં નિવેશ પામે છે તેનામાં સ્નેહની જરૂર નથી. સ્નેહ રહિતમાંજ તે નિવેશ હોય છે. પુષ્ટિ ભક્ત ઉપર અનુગ્રહ કરનાર ભગવાન્ ભક્તના સ્નેહને વશ હોય છે. સ્નેહથી ભક્તનું હૃદય ભીંજાય છે. ત્યારેજ તેની સાથે તે જીવ અનેકવિધ લીલા કરે છે. આ તારતમ્ય જણાવવાના ઉદ્દેશથી અહિંઆં દીપકનું દૃષ્ટાન્ત આપ્યું છે. વળી એ શ્રુતિમાં 'દેવ બહુ રીતે નિવેશ કરે છે' એ શબ્દોમાં ભગવાન્ માટે દેવ શબ્દનો જે પ્રયોગ કરવામાં આવ્યો છે તેમાં પણ રહસ્ય છે. દેવ શબ્દ દિવ ધાતુમાંથી વ્યુત્પન્ન થાય છે. ધાતુ-

પાઠમાં તેના ક્રીડા કરવી, જીતવાની ઇચ્છા કરવી; વ્યવહાર કરવો; પ્રકાશ આપવો; સ્તુતિ કરવી, આનન્દ આપવો, મદ કરવો, સ્વપ્ન થવું; કાન્તિ આપવી, ગતિ કરવી એમ દશ અર્થો આપ્યા છે. આથી ભક્તોના કામ ભોગ સિદ્ધ કરવાને પોતે ક્રીડા કરે છે માટે તે દેવ કહેવાય છે. અથવા ભક્તની સાથે ક્રીડામાં તેમની ઉપર જય મેળવવાની પોતે ઇચ્છા કરે છે માટે તે દેવ કહેવાય છે. અથવા ભક્તો સાથે વ્યવહાર કરે છે માટે તે દેવ કહેવાય છે. અથવા ભક્તો સાથે વ્યવહાર કરે છે માટે પણ દેવ કહેવાય છે. અગર ભક્તો ઉપર પોતાનું માહાત્મ્ય દેખાડવાની ઇચ્છાનો પ્રકાશ કરે છે તેથી, ભક્તો તેમની સ્તુતિ કરે છે તેથી, ભક્તની પ્રપત્તિ વખતે જ્યારે પોતે ભક્તમે દર્શન આપે છે ત્યારે કાલીયદમન વગેરેમે પોતે આનંદિત કરે છે તેથી, ભક્તોમાં ભક્તિનો મદ કરે છે તેથી, સ્વપ્નમાં પણ ભક્તો ભગવાનને જાુએ છે તેટલા માટે પોતે તેમને સ્વપ્ન આપે છે તેથી, ભક્તોને કાન્તિ તેજ આપે છે તેથી: તથા પોતેજ ભક્તની પાસે ગતિ કરે છે માટે ભગવાન્ દેવ કહેવાય છે. આમ ધાતુપાઠમાં (પા. ધા. પા. દિ. ૧) કહેલા તમામ પ્રકારના દશ પ્રકારના અર્થો ભગવાન્માંજ સિદ્ધ થાય છે માટે શ્રુતિમાં ભગવાન્ માટે "દેવ"શબ્દ પ્રયોજ્યો છે. નિરુક્ત પ્રમાણે દેવના ચાર રીતે અર્થો કર્યા છે. તે પ્રમાણે દાન કરવું, દીપન કરવું, દ્યોતન (પ્રકાશન) કરવું, અને દ્યુસ્થાનના હોવું. (નિ. ૭-૧૫) આ પ્રકારે અર્થ સમજતાં ભગવાન્ પોતાના ભક્તોને સ્વરૂપાનન્દનું દાન કરે છે માટે તે દેવ કહેવાય છે, તથા ભાવનું ઉદ્દીપન કરે છે માટે દેવ કહેવાય છે, અને પૂતનાદિને મુક્તિનું દાન કરીને પોતાનું માહાત્મ્ય તેમની ઉપર પ્રકાશન કરે છે તથા પોતાની વૈકુણ્ઠાદિમાં સ્થિતિ છે માટે પણ તે દેવ કહેવાય છે. આમ બીજી રીતે અર્થ લેવાથી પણ પુરુષોત્તમ ભગવાન્ વિષે દેવ શબ્દજ ઘટાવી શકાય છે. અને તેટલા માટે શ્રુતિમાં તે શબ્દનો પ્રયોગ છે. આથી સિદ્ધ થાય છે કે ભગવાનની કૃપાથી ભક્તમાં ભગવાનનો જ્યારે આવેશ થાય ત્યારેજ તે ભજનાનંદ-સ્વરૂપાનંદનો સમ્ભોગ કરી શકે છે. અન્યથા નહિ. આ અર્થનું સૂચન કરવાને માટે સૂત્રમાં હિ નિશ્ચયાત્મક પ્રયોગ છે, ૧૫.

**સૂત્ર ૧૬ પ્ર૦**—બૃ. ૩-૮-૮ માં "અસ્થૂલ અનણુ અહ્રસ્વ" એમ વર્ણવીને પછી "તે કશાનો ભોગ કરતા નથી અને તેમને કોઇ ભોગવતું નથી" (બૃ. ૩-૮-૮) એવું વાક્ય છે. આમાં બ્રહ્મ સાથેના ભોગનો નિષેધ છે. જ્યારે તમે તો અહિઆં જીવનો બ્રહ્મ સાથેનો ભોગ જણાવો છો તો આ વિષયમાં અમારે શું સમજવું? અમે તો એમજ માનીએ છીએ કે ભોગનો નિષેધ કરનારી શ્રુતિનો વિષય નિર્ગુણ બ્રહ્મ હશે અને ભોગનું પ્રતિપાદન કરનારી શ્રુતિનો વિષય સગુણ બ્રહ્મ હોવો જોઇએ. આથી જો તમે સગુણ બ્રહ્મજ સાથે જીવનો ભોગ કરતા હો તો તે બાબતમાં અમારો વાંધો નથી. કારણ કે સગુણ બ્રહ્મ તે માયિક હોવાથી મુખ્ય નથી. આથી મુખ્ય બ્રહ્મ સાથે નિર્ગુણ બ્રહ્મ સાથે ભોગ નથી એમ અમે માનીએ છીએ.

**સિ૦**—પ્રથમ તો તમે નિર્ગુણ અને સગુણ બ્રહ્મ વિષેના ભેદ પાડીને જે સંભ્રમ ઉત્પન્ન કર્યો છે તે ટાળવાની જરૂર છે. તમને અમારો શુદ્ધાદ્વૈતનો સિદ્ધાન્ત અનેકશઃ સમજાવ્યો છે કે અહિઆં બ્રહ્મના સગુણ તથા નિર્ગુણ એવા ભેદજ નથી અમારા મતમાં ઉભય પ્રકારે બ્રહ્મ છે અને તેમને અમે ભજીએ છીએ. તમે નિર્ગુણ એટલે ગુણોથી રહિત અને સગુણ એટલે ગુણોથી યુક્ત એમ બ્રહ્મ સમજાવો છો. અમે પણ એમ સમજીએ છીએ પણ વિશેષ રીતે એમ કહીએ છીએ કે નિર્ગુણ બ્રહ્મ એટલે ગુણોથી રહિત નહિ પણ પ્રાકૃત ગુણોથી રહિત અર્થાત્ અમારૂં બ્રહ્મ એવું છે કે જેમાં કોઇ પણ રીતના પ્રાકૃત ગુણો સંભવી શકતા નથી, આથી તે તદ્દન ગુણ રહિત નથી, તેનામાં ગુણો છે પણ તેનો આત્યાન્તિક નિષેધ નથી. જે ગુણોનો નિષેધ કર્યો છે તે પ્રાકૃત ગુણોનો. ત્યારે બ્રહ્મના ગુણો કેવા છે? તો અમે કહીએ છીએ કે તે ગુણો અપ્રાકૃત છે. બ્રહ્મનું સ્વરૂપ આનંદમય છે તેથી તે ગુણો પણ આનંદમય છે. સાકરની પૂતળીમાં સર્વત્ર સાકરજ હોય તેમ બ્રહ્મમાં

જ્યાં જુઓ ત્યાં આનંદ છે. આ આનંદ ગુણથી તે સગુણ છે. આથી અમારા મતે એકજ બ્રહ્મ તે નિર્ગુણ અને સગુણ છે. તેથી તે બ્રહ્મજ મુખ્ય છે. તેના સિવાય બીજું કોઇ બ્રહ્મ તત્ત્વજ નથી. માટે તમે નિર્ગુણ બ્રહ્મ તે સગુણ બ્રહ્મથી જૂદું છે એવા પ્રકારનું કથન કર્યું તે વાસ્તવિક નથી. અને કોઇ શ્રુતિનો પણ આધાર નથી. આથી ફક્ત સગુણ બ્રહ્મ સાથે ભોગ નથી પણ નિર્ગુણ બ્રહ્મ સાથે ભક્તનો ભોગ છે: બ્ર. સૂ. ૩-૨-૨૨માં બ્રહ્મમાં પ્રાકૃતતાનો નિષેધ કરેલો અમે જણાવ્યો છે. શ્વે. ૬-૮માં તે નિર્ગુણ બ્રહ્મની વિવિધ શક્તિઓ જણાવી છે. બૃ. ૩-૮-૯માં અનન્ત શક્તિઓ હોવાનું કહ્યું છે.

હવે તમે જે શ્રુતિનો આધાર આપીને બ્રહ્મની સાથેના ભોગમાં નિષેધ કરો છો તે વિષે ખુલાસો કરીશું: પ્રથમ તો તમારે તે શ્રુતિ કયા પ્રસંગની છે તે જાણવી જોઇએ. તે જાણ્યા સિવાય તેનો અર્થ જેમ તે કરો તે ચાલે નહિ. અહિંઆં બે બાબતોની શ્રુતિઓ આપણે લક્ષમાં લેવાની છે (૧) તે ભોગનો અભાવ કહેનારી અને (૨) ભોગ જણાવનારી. જીવની પ્રસ્વાપ દશામાં-સુષુપ્તિમાં તેને ભોગ હોતો નથી, અને સંપત્તિ મોક્ષદશામાં તે હોય છે એમ શ્રુતિઓનાં વચનોથી સમજાય છે. છાં. ૮-૩-૨માં સુષુપ્તિ દશામાં જીવને ભોગ હોતો નથી એમ સમજાય છે. જ્યારે તૈ ૨-૧માં 'તે વિપશ્ચિત્ બ્રહ્મ સાથે સર્વ કામ ભોગવે છે" એ શ્રુતિ તેની સંપત્તિ દશાનું સૂચન કરે છે. તેથી તમે જે શ્રુતિનો ઉલ્લેખ કરીને ભોગનો નિષેધ કરો છો તે શ્રુતિ સુષુપ્તિ કાલની છે કે જે દશામાં જીવને ભોગ નથી પણ તેની સંપત્તિ મોક્ષ દશામાં છે. તેથી તમે જણાવેલો નિષેધ ટકતો નથી. શ્રુતિઓમાં સુષુપ્તિ તથા સંપત્તિ એ ઉભય દશામાં ભોગાભાવ કે ભોગ છે. એમાંથી એકની અપેક્ષા પ્રમાણે વર્ણન કર્યું છે. અર્થાત્ સુષુપ્તિ દશામાં જીવને ભોગ હોતો નથી અને સંપત્તિ કાલે હોય છે. સૂત્રમાં સ્વાપ્યય શબ્દનો અર્થ પ્રસ્વાપ અગર સુષુપ્તિ છે. (જુઓ છાં. ૬-૮-૧) અને સંપત્તિ એટલે બ્રહ્મસંપત્તિ, મોક્ષ અર્થાત્ મર્યાદામાર્ગીય મોક્ષ નહિ પણ પુષ્ટિમાર્ગીય મોક્ષ. જીવને આ થતો ભોગ તે ભગવાનની લીલા રૂપ છે. અને બ્ર. સૂ. ૨-૧-૩૩માં આ લીલા એજ પુષ્ટિમાર્ગીય મોક્ષ છે એમ કહેલ હોવાથી તેની પ્રાપ્તિ લીલાની પ્રાપ્તિ છે. તેનું નામ ખરી સંપત્તિ છે. આ અર્થ તે ખરો છે એમ જણાવવાને સૂત્રકારે સૂત્રમાં 'હિ' શબ્દનો પ્રયોગ કરે છે. ૧૬

(સાર) જેમ દીવો તેલથી ભીંજાયલી દીવેટમાં પ્રવેશે છે ત્યારે તે દીવેટ પણ પ્રકાશ આપવાને સમર્થ થાય છે તેમ ભગવાન્ પણ પુષ્ટિભક્તમાં પ્રવેશ કરે ત્યારેજ તે કામભોગ કરવાને સમર્થ થાય છે બૃ. ૩-૮-૮માં જો કે બ્રહ્મનો કોઇ સાથે ભોગ હોઇ શકતો નથી એમ જે કહેવામાં આવ્યું છે તેનું કારણ એ છે કે શ્રુતિઓ પણ બે પ્રકારની છે. કેટલીક ભોગ જણાવનારી અને કેટલીક ફલ ભોગનો અભાવ સૂચવનારી. ભોગ જણાવનારી શ્રુતિઓનું તાત્પર્ય એ છે કે બ્રહ્મસંપત્તિ પુષ્ટિમાર્ગીય મોક્ષમાંજ જીવનો ફલ ભોગ હોય છે. જ્યારે ભોગાભાવ જણાવનારી શ્રુતિનું તાત્પર્ય એ છે કે સુષુપ્તિ દશામાં જીવને ભોગ હોતો નથી.

---

અધિકરણ. ૫મું

સૂત્ર ૧૭ પ્ર૦—બ્રહ્મની સાથે જીવના કામભોગમાં લૌકિક વ્યાપાર હશે કે નહિ? જો તે હોય તો પછી જીવને ખરી રીતે મોક્ષ થયો જ ન કહેવાય કારણ કે મોક્ષમાં લૌકિકતા હોઇ શકેજ નહિ.

સિ૦—એવી શંકાની જરૂર જ નથી. મોક્ષમાં લૌકિક વ્યાપારજ નથી. આથી ભક્તના કામભોગમાં પણ લૌકિક વ્યાપાર નથી. અર્થાત્ લૌકિક કામભોગ જેમ કાયા, વાણી અને મનના વ્યાપારથી થાય છે તેવી રીતે આ થતો નથી.

પ્ર૦—શાથી આમ માનો છો?

સિ૦—કારણ કે જ્યાં આ કામ ભોગની ઉક્તિ છે ત્યાં પ્રકરણ તપાસીશું તો આપણને જણાશે કે બ્રહ્મપ્રાપ્તિ-મુક્તિ વિષે ત્યાં વિચાર કર્યો છે. લૌકિક ભોગ વિષે કંઇ પણ કહેવામાં આવ્યું નથી. મુક્તિમાં સઘળી ઇન્દ્રિયોનો બ્રહ્મમાં લય થયા પછી ભક્તને ભજનાનંદનું દાન કરવાને આનન્દરૂપ ઇન્દ્રિયો તેમને આપવામાં આવે છે માટે તે ભજન માટેજ છે. આથી લૌકિક વ્યાપારની ત્યાં સંભાવના નથી. વળી લીલા એ કાલ તથા માયા વગેરેથી અતીત છે તેથી ત્યાં પ્રાકૃતતા છે જ નહિ. આથી પણ તેની (લૌકિક વ્યાપારની) સંભાવના નથી.

છાં. ૭–૨૪–૧માં ભૂમાનું વર્ણન છે. ત્યાં ભૂમાજ પરમ સુખ આનન્દરૂપ કહેલ છે અને પછી કહે છે કે જ્યાં અન્ય કંઇ પણ જોતા નથી, સાંભળતા નથી તે ભૂમા છે એમ કહે છે. આથી સ્પષ્ટ છે કે ભગવાન્ સિવાય બીજા કશા તરફ ઇન્દ્રિયનો વ્યાપાર હોય જ નહિ. ઇન્દ્રિયોને જોવાનો કે સાંભળવા વગેરેનો વિષય ભગવાન જ છે, અન્ય નહિ. ભગવાનમાંજ સર્વ ઇન્દ્રિયોનો વ્યાપાર સિદ્ધ થાય છે. આથી સઘળી ઇન્દ્રિયોનું ફળ ભગવાનજ હોવાથી ત્યાં લૌકિકતા નથી. ૧૭

સૂત્ર ૧૮ પ્ર૦—છાં. ૭–૨૬–૨ માં "સર્વને તે જુએ છે" એવું વાક્ય આવે છે. અહિંઆં "સર્વ" શબ્દથી જગત્ સમજાય છે. કારણ કે આ સર્વ બ્રહ્મ છે તેમાં તમ સર્વ શબ્દથી જગત્ અર્થ લો છો માટે સર્વને જુએ છે તેમાં સર્વ એટલે જગત અર્થાત્ જગતને જુએ છે. તો પછી જગત્‌ના સંબન્ધી વ્યાપાર રહિત લૌકિક વ્યાપાર રહિત કામભોગ શી રીતે સંભવે ? અહિંઆં જુએ છે એમ પ્રત્યક્ષ જગદ્વ્યાપાર–લૌકિક વ્યાપારનો ઉપદેશ છે. વળી સર્વને જુએ છે એ શ્રુતિ વાક્યમાં ત્યાં એકવચનમાં 'સર્વ' શબ્દ છે. તેથી તમે ભગવાન્‌ની લીલાનો અર્થ કરો તે બંધ બેસશે નહિ. કારણ કે ભગવાન્‌ની લીલા દેશ તથા કાલના ભેદથી અનેક પ્રકારની હોય છે. અહિંઆં તો અનેક વચન નથી પણ એકવચન છે. વળી તે લીલાને તમે ભગવાન્‌નો ધર્મ કહ્યો છે. આથી તે વિશેષણરૂપ હોવાથી નિત્ય પણ હોઇ શકે નહિ. વળી તે વિશેષણરૂપ ભક્તના અનેક દેહમાં સિદ્ધ થાય છે એક દેહમાં નહિ. માટે એક ભક્તના પ્રત્યક્ષ ઉપદેશથી લીલા નિત્ય છે એમ કહેવું ઉચિત નથી.

સિ૦—આવી શંકા કરવી જરૂરની નથી. અહિંઆં સર્વ શબ્દને તમે જગતના અર્થમાં લો છો તે ખોટું છે. લીલાના અનુભવ કરવાની યોગ્યતાવાળાં આધિકારિકના ચક્રાકાર એકઠા થએલા સમૂહમાં સ્થિત વિષેની ઉક્તિ છે. અર્થાત્ ભગવાન્ સાથે ભજનાનંદ માટે જે ભક્તો એકઠા થએલા છે તેમની મધ્યમાં ભગવાન્ ઉભેલા છે અને પછી ત્યાં એકત્ર થએલા તમામ ભક્તોના સમૂહને પોતે જૂએ છે. આથી અહિંઆં લીલા સંબન્ધી જે સઘળું છે તેનો ઉપદેશ છે. આથી જગત્ જોતા નથી. માટે લૌકિક વ્યાપાર નથી, વળી ત્યાં આગળ એમ પણ કહે છે કે "તે એકરૂપે થાય છે. ત્રણરૂપે, પાંચરૂપે, સાતરૂપે, નવરૂપે, અગીઆરરૂપે, એકસોઅગીઆરરૂપે અને વીસહઝારરૂપે થાય છે." (છાં. ૭–૨૬–૨) આ પ્રકારે શ્રુતિમાં ભક્તના અનેકરૂપને જણાવેલ છે. માટે આધિકારિકદેહ સમૂહમાં-મંડળમાં સ્થિત ભક્તજ તે કામનો ભોગ કરે છે. ૧૮.

સૂ૦ ૧૯. પ્ર૦—લીલાના વિશેષણરૂપ તે તે દેશ તથા કાલ તથા તે તે ભક્તના દેહો નિત્ય હોય તો પછી આવતી કાલે તારે ત્યાં આવીશ એવા પ્રકારની ભગવાન્‌ની ઉક્તિ ભક્ત પ્રતિ થાય તો પછી ભગવાન્‌ની પધારવાની આશાથી ભક્ત તેમની રાહ જૂએ નહિ. કારણ કે જો લીલા નિત્ય હોય તો બીજા દિવસે તેમનું જે આગમન થવાનું છે તે પ્રથમ દિવસની ઉક્તિ સમયે પણ છે. આથી "આવતી કાલે" એવી ભગવાન્‌ની ઉક્તિ પણ સંભવતી નથી. માટે ભગવાન સાથેના ભોગમાં વિકાર છે એમ તમારે સ્વીકારવું પડશે.

સિ૦—ભગવાન સાથેના ભોગમાં કોઇપણ વિકાર છે જ નહિ. ભગવાન્‌ની લીલા તે કારણરૂપ છે,

અને વિકૃતિઓથી તેનું અનુકરણ થાય છે. આ બાબતને અનુકૃત્યધિકરણમાં પ્રથમ જણાવેલ છે. માટે ભગવાનની લીલા પ્રકૃતિ રૂપ છે, તેથી તેમાં વિકાર નથી. લીલાથી વિરુદ્ધ જે પ્રાપંચિક પદાર્થ છે તે વિકાર છે. કારણ કે કાર્યરૂપ હોવાથી તે વિકારમાં લીલા હોતી નથી, એટલુંજ નહિ પણ તેના વિકારના જેવું પણ બીજું કંઈ ભગવલ્લીલામાં નથી. ફક્ત વિકાર નથી એમ નહિ પણ તદુપરાંત તેના જેવું બીજું કંઇપણ નથી તે જણાવવાને સૂત્રમાં "च" શબ્દનો પ્રયોગ છે. આથી જેને ઉદ્દેશીને ભગવાન્ એમ કહે કે "આવતી કાલે તારે ત્યાં આવીશ" તેને ભગવદુક્તિ સમયે ભગવાન્‌ની સ્થિતિનું જ્ઞાન નથી તે સમયે ભગવાન તેને ત્યાં પધાર્યા છે તેનું જ્ઞાન તેને નથી. આથી-આટલાથી જ તેની ઉપપત્તિને લીધે લીલા તથા તેનાં વિશેષણો કાલાદિના નિત્યત્વનો ત્યાં ભંગ નથી.

પ્ર૦—આને માટે કોઈ પ્રમાણ ?

સિ૦—હા, છાં. ૮-૨૬-૨ ની "સર્વ જગ્યાએથી સર્વને મેળવે છે" એ શ્રુતિ એકજ ભક્તને સર્વ પ્રકારે સર્વ લીલા રસની પ્રાપ્તિ થાય છે તેમ કહે છે. માટે આ વસ્તુજ અલૌકિક છે. જે વસ્તુ અલૌકિક છે તેમાં અલૌકિક રીતિનુંજ અનુસરણ હોવું જોઇએ એમ સૂચવવાને સૂત્રમાં हि શબ્દ પ્રયોજાયો છે. આથી તૈ. ૨-૭ ની 'આ રસ છે' એ શ્રુતિ લીલા વિશિષ્ટજ પ્રભુ તે પ્રમાણે છે. અને તેજ પરમફલ છે એમ સમન્વય છે. ૧૯

સૂ. ૨૦-અહિંયાં લૌકિક રીતિથી જોતાં વિરોધ જેવું જણાશે પણ તેથી લીલાની અલૌકિકતાને બાધક જેવું તેમાં નથી. ઉલટું તે લૌકિક રીતિથી વિરુદ્ધ હોવાથી તે અલૌકિક છે એમ વધારે પ્રબળતાથી સાબિત કરે છે. કારણ કે શ્રુતિ અને સ્મૃતિ બન્ને પણ આ નિશ્ચયને જણાવે છે. તે કહે છે કે ભગવાન્ વિષે કોઇ પણ લૌકિક બુદ્ધિ કરવી નહિ. લૌકિક ન્યાયથી ભગવાનની લીલા તથા કર્મોનો વિચાર કરવો નહિ. ક. ૧ ૨-૯ માં કહે છે કે ભગવાન વિષેની મતિને તર્કથી દોરવી નહિ. શ્વે. ૬-૮ માં સ્પષ્ટ જણાવે છે કે ભગવાનની જે શક્તિઓ છે તે સાધારણ નથી. લૌકિકવત્ નથી. પણ અસાધારણ છે. મ, ભા. ગી. ૫-૧૨ માં કહે છે કે જે અલૌકિક ભાવો છે તેમના વિષે તર્કની યોજના ન કરવી, વગેરે અનેક વાક્યોથી ભગવાન્‌ની શક્તિઓની અચિન્ત્યતા તથા નિત્યતા તેમજ ભગવાનના સ્વરૂપની પરમ ફલતા દેખાડાય છે. ઋ. સં ૨-૨-૨૪ ની શ્રુતિનો અર્થ અમે એક વખત પૂર્વે બ્ર. સૂ. ૪-૨-૧૫ માં જણાવ્યો હતો તે ફરીથી પણ અમે તમને કરી બતલાવીએ છીએ. "એ શ્રુતિ આ પ્રમાણે છે. ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृंगा अयासः अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि

ता એટલે તે वास्तूनि વસ્તુઓ તથા સ્થાનો वां ગોપી અને માધવના વિષેની गमध्यै પ્રસાદ તરીકે પ્રાપ્ત કરવાને उष्मसि અમે ઇચ્છીએ છીએ. તે કયી ? એમ આકાંક્ષા થાય તો ગૂઢ અભિસંધિનું ઉદ્ઘાટન કરે છે. यत्र જ્યાં અર્થાત્ શ્રીગોકુલમાં गावो भूरिशृंगा ઘણી શીંગડીઓવાળી ગાયો રુરુ વગેરે રહે છે. એ અધ્યાહાર છે. આથી ગ્રામ્ય અને અરણ્યનાં પશુનું ઉપલક્ષણ કર્યું છે. अत्र અહિંઆં, ભૂમિ ઉપરજ तदुरुगायस्य બહુ રીતે કીર્તિવાળા वृष्णः ભક્ત ઉપર કામનાનું વર્ષણ કરનારનું पदं વૈકુણ્ઠ સ્થાન, ततोपि તેનાથી પણ परमम् અધિક भूरि ઘણું, યમુના પુલિન નિકુંજ ગોવર્ધન વગેરે રૂપથી. અર્થાત્ અહિંઆં શ્રુતિ કહે છે કે ગોકુલમાં જૂદી જૂદી રીતે ભગવાને ગોપીઓ સાથે જે જે લીલાઓ કરી છે તેજ પરમ ફલરૂપ છે જ્યારે આ લીલાઓ પરમ ફલરૂપ હોય તો પછી તે લીલાના કરનાર ભગવાન્ પરમ ફલરૂપ હોય એમાં શું આશ્ચર્ય ? આથી ભા. ૬-૯-૩૯માં પણ ભગવાનનેજ પુરુષાર્થ કહ્યા છે. આ અધ્યાયમાં ફલનો વિચાર હોવાથી બાદરાયણ વ્યાસજીનું પણ એજ તાત્પર્ય છે. તે એમજ જણાવવા માગે છે કે ભગવાન્ એજ પરમ ફલ છે, માટે તેમની લીલામાં પ્રવેશ તેજ ભક્તનો ખરો મનોરથ છે. પુષ્ટિ ભક્તને માટે બીજો મોક્ષ નથી. આથી ભક્તનો પ્રભુ સાથે કામભોગ જણાવનારી શ્રુતિમાં નિત્ય પદાર્થનેજ જણાવે

છે, કે જેમાં લૌકિકના તથા વિકારના જેવું કશું પણ નથી. વળી ભગવાનની સાથે ભક્ત જે કામભોગ ભોગવે છે એમ કહ્યું તે ભગવાનની કૃપાથી જ તે એમ કરી શકે છે. ભગવાનની પોતાની ઇચ્છાથી ભજનાનન્દના અનુભવમાં પોતે (ભક્ત) મુખ્ય બને છે અને ભગવાન્ પોતાનું આધિક્ય ભૂલી જઇને ભક્તની આતુર ગૌણ બને છે. પોતાના ભક્તના ઉપર અનુગ્રહ કરવાને માટેજ આમ કરે છે. બીજી રીતે નહિ. અહિંઆં જે ભગવાન્ ભક્તની સાથે ભોગ કરે છે એમ કહીને ભગવાનનું ભક્તની સાથે સામ્ય જણાવ્યું છે તે ઉપર જણાવ્યા પ્રમાણે ભક્તના આત્મનિવેદનથી પોતે તેના ઉપર અનુગ્રહ કરવાને તેમ કરે છે. એવું જણાવવાનેજ બીજી રીતે ભક્ત અને ભગવાનનું સામ્ય જ નથી. શ્વે. ૬–૮માં કહે છે કે "તેની સમાન તથા તેનાથી અધિક કોઇ જોવામાં આવતું નથી" ભગવાનની અધિક કોઇ નથી તો નથી, પણ તેમની સમાન પણ કોઇ નથી. આમ સ્પષ્ટ શબ્દમાં ભગવાન્ સાથેના જીવના સામ્યનો નિષેધ કરવામાં આવ્યો છે છતાં પરમ કરુણાવાળા ભગવાન્ ભક્ત ઉપર કૃપા કરીને તેને ભોગની બાબતમાં સમાનતા આપે છે. જેમ લૌકિકમાં કોઇ રાજા પોતાના નોકર ઉપર પ્રસન્ન થઇને તેની સાથે બેસે તેમ તે સમયે તે પોતાનો નોકર છે એમ ઘડીભર ભૂલી જાય છે અને મિત્રના સંબન્ધથી સમાનતાથી બેસે છે. તેવીજ રીતે ભગવાનના ભક્ત ઉપર અનુગ્રહ થવાથી તેનું સામ્ય હોય છે. ઉપર કહ્યા પ્રમાણે આ સામ્ય ફક્ત ભોગની બાબતમાંજ છે તેટલા માટે સૂત્રમાં "માત્ર" શબ્દ યોજ્યો છે આ કામભોગ જ ફલ છે કારણ કે તેનેજ પ્રાપ્ત કરવાનું તૈ. ૨–૧માં જણાવ્યું છે. પુરુષાર્થ તે કેવલ સુખ નહિ પણ અનુભવાવવું સુખ. કામ ભોગ તે અનુભવાવવું સુખ છે. તે પ્રાપ્ત થતાં પુરુષાર્થની સિદ્ધિ બને છે. ૨૧

સૂ૦ ૨૨–આ પ્રકારે ભગવાન જ પુરુષાર્થરૂપ છે એમ કહીને કર્મફલના ભોગ પછી જેમ આવૃત્તિ–પુનર્જન્મ થાય છે. તેવી આવૃત્તિ જ્ઞાન તથા ભક્તિમાર્ગમાં છે કે નહિ એ શંકા થાય તો તેને માટે કહે છે કે તે ઉભયમાં–જ્ઞાન અને ભક્તિમાર્ગમાં આવૃત્તિ નથી. અર્થાત્ જ્ઞાનીઓ તથા ભક્તોને સંસારમાં ફરીથી આવવું પડતું નથી. તેને માટે ઘણાં પ્રમાણ છે. છાં. ૮–૬–૬ માં જ્ઞાની અમૃતને મેળવે છે. અર્થાત્ મોક્ષ મેળવે છે એમ કહે છે. તથા "તેમની આવૃત્તિ નથી. આ માર્ગે થઇને જનારા આ માનવ ચક્રમાં પાછા ફરતા નથી," ( છાં. ૪–૧૫–૬ ) "બ્રહ્મલોકને મેળવીને તેની ફરીથી આવૃત્તિ નથી" ( છાં. વગેરે શ્રુતિઓ જ્ઞાનીઓની આવૃત્તિનો નિષેધ કરે છે. વળી ભક્તિવાળાની પણ આવૃત્તિ નથી તેમ જણાવનારી શ્રુતિમાં પણ છે. મુંડકોપનિષદ્‌માં ભગવાનના વરણથી જ ભગવાન્ ભક્તને મળે છે એમ કહેલું છે તેથી ભગવાનને પ્રાપ્ત થયેલ ભક્તને પાછા સંસારમાં ફરવું પડતું નથી. ભા. ૯–૪–૬૫ માં પણ ભગવાન્ કહે છે "જેઓ પોતાની સ્ત્રી, ઘર, પુત્ર, સગાંસંબન્ધીઓ, પ્રાણ, દ્રવ્ય વગેરે ત્યજીને મારું શરણ લે છે તેમનો ત્યાગ કરવાને હું કેવી રીતે ઉત્સાહ રાખું ?" આ ભગવાનના વાકયથી ભગવાનની પ્રાપ્તિ તેજ પરપ્રાપ્તિ છે. અને તે ભોગરૂપ પરપ્રાપ્તિનો નાશ થતો નથી. અર્થાત્ તેમાંથી ભક્તની આવૃત્તિ થતી નથી. આ રીતે જ્ઞાનમાર્ગીય તથા ભક્તિમાર્ગીય ઉભયની આવૃત્તિ નથી એમ જણાવી છે. અર્થાત્ અનાવૃત્તિની બાબતમાં જ્ઞાની તથા ભક્ત સમાન છે, છતાં તે અનાવૃત્તિના પ્રકારમાં વૈલક્ષણ્ય છે. તે ઉપર જણાવી ગયા છીએ. જ્ઞાનીની અનાવૃત્તિ એટલા માટે કે તે અક્ષરબ્રહ્મમાં તેનો આત્મા લય પામે છે. અને પછી તેમાંથી બહાર નીકળતો નથી. ભક્તની અનાવૃત્તિ એટલાથી કે તે ભક્ત પુરુષોત્તમ સાથે તેમની લીલારૂપ ભજનાનંદના ભોગમાં પ્રવેશ કરે છે, જેમાંથી તેની આવૃત્તિ નથી. તે લીલારૂપ ભજનાનન્દનો ભોગ દિવ્ય હોય છે. આ સૂત્રમાં તેનું તારતમ્ય જણાવવા માટે અનાવૃત્તિઃ શબ્દાત્ એ શબ્દો બે વાર યોજાયા છે. પ્રથમ ભાગ ભક્તની અનાવૃત્તિને લાગુ પડે છે, અને સૂત્રનો બીજો ભાગ જ્ઞાનીની અનાવૃત્તિને લાગુ પડે છે. ઉભયની અનાવૃત્તિ છે. પણ તેમાં ફેર છે એમ જણાવવા બે વખત શબ્દો છે. નહિ તો પુનરુક્તિનો દોષ થાય. વળી અહિંઆં શબ્દાત્ જેને અનાવૃત્તિના હેતુરૂપ આપેલો તે

ક્રમનો વાચક છે. તેનો પ્રયોગ શ્લેષથી છે. પ્રથમ શબ્દ "વેણુ શબ્દ"ના અર્થમાં છે. અને પછીનો શ્રુતિના અર્થમાં છે. અર્થાત્ અહિં કોઇ પ્રશ્ન કરે કે ભક્તની તથા જ્ઞાનીની અનાવૃત્તિ શાથી કહેવાય છે તો તેના હેતુરૂપે સૂત્રકાર કહે છે કે વેણુ શબ્દને લીધે ભકતની અનાવૃત્તિ છે અને શ્રુતિના શબ્દથી જ્ઞાનીની અનાવૃત્તિ છે. અર્થાત્ ભગવાન્ જે ભક્તને પોતાની પાસે આકર્ષે છે તેને પોતે વેણુના શબ્દથી બોલાવે છે. આ રીતે વેણુના શબ્દથી આકર્ષાઇને ભગવાન્ પાસે ગયેલો જીવાત્મા ફરીથી ત્યાંથી પાછો ફરતો નથી. તેમ જ્ઞાની પણ શ્રુતિમાં મોક્ષ સબંન્ધી જે કહેવામાં આવ્યું છે તેને અનુસરીને મોક્ષમાંથી પાછો ફરતો નથી.

આ પ્રમાણે આ પાદમાં પુષ્ટિમાર્ગીયના ફલનો વિચાર વિસ્તારથી કર્યો, તેમ મર્યાદામાર્ગીયની અનાવૃત્તિનો પણ વિચાર કર્યો. આથી અક્ષરના ઉપાસકોનો અક્ષરમાં લય થાય છે અને સવિશેષના ઉપાસકોની અક્ષરમાં સાર્ષ્ટિ મુક્તિ હોય છે. જ્ઞાની ભક્તોની સેવા અને પુષ્ટિભકતોના સ્વરૂપના આનન્દનો અનુભવ એજ ફળ જણાવ્યું છે. અર્થાત્ જૂદા જૂદા અધિકારીઓ પરત્વે જૂદું જૂદું ફલ બતાવ્યું છે. કર્મ માર્ગવાળાને સ્વર્ગાદિક જણાવીને છેવટે પુનર્જન્મ તેને લેવો પડે છે પણ જ્ઞાનમાર્ગ તથા ભક્તિમાર્ગવાળાને તે લેવો પડતો નથી. તેથી આ બે માર્ગવાળાઓ કર્મ માર્ગવાળા કરતાં અધિક ફળ ભોગવે છે. જ્ઞાનીઓમાં પણ ભેદ છે. કેટલાક કેવળ જ્ઞાનવાળાઓને માટે અક્ષર બ્રહ્મમાં લય તેમને માટે ફળ છે. સવિશેષના ઉપાસક જ્ઞાનીઓ તે અક્ષર બ્રહ્મમાં સાર્ષ્ટિરૂપ મુક્તિને ફળ માને છે, તેમનાથી પણ ચઢતા જ્ઞાની ભકતો તે ભગવાનની સેવાને ઉત્તમ ફળ માને છે, પણ પુષ્ટિ ભકતો જે છે તે ભગવાનના સ્વરૂપના આ આનન્દાનુભવનેજ મુખ્ય ફળ માને છે. તે સિવાય ઇતર સર્વ ગૌણ ગણે છે. આમ જૂદા જૂદા અધિકારીઓ પ્રમાણે જૂદાં જૂદાં ફળ દર્શાવીને સૂત્રકાર એમજ જણાવે છે કે પુષ્ટિમાર્ગીય ફળ એજ પરમ ફળ છે, અને તેટલા માટે ભગવત્કૃપાના માર્ગને જીવોએ સ્વીકારવો.

**(સાર)** આ અધિકરણનો સાર નીચે મુજબ છે.

(૧) ભક્તના ભગવાન્ સાથેના ભજનાનંદરૂપી કામ ભોગમાં લૌકિકતા નથી કારણ કે જે પ્રકરણમાં તે કામભોગનું વર્ણન છે તે મુક્તિનું પ્રકરણ છે અને ત્યાં લૌકિકતાની ગન્ધ સરખી પણ નથી.

(૨) 'સઘળું જુએ છે' એવું વાકય આવે છે. અહિંઆં સઘળાંનો પ્રત્યક્ષ ઉપદેશ છે. "સઘળું" એટલે જગત્ કારણ કે "सर्वं खल्विदं ब्रह्म" આ શ્રુતિમાં તે પ્રમાણેનો અર્થ કરવામાં આવ્યો છે. આથી ભગવાન્ સાથેના કામભોગમાં જગત્ ભાવ લૌકિકતા છે એમ કોઈ કહે તો કહે છે કે તે શ્રુતિ ભગવાનની કૃપાના પાત્ર અધિકારીઓના સમૂહની મધ્યમાં સ્થિત થયેલા ભગવાન્ સમસ્ત ભકત મંડળીને કેવી રીતે જૂએ છે તે વર્ણવે છે ત્યાં "સર્વ" એટલે જગત્ અર્થ કરવો નહિ.

(૩) ભગવાનની લીલામાં બિલ્કૂલ વિકાર છેજ નહિ કારણ કે તે લીલા પ્રકૃતિરૂપ–કારણરૂપ છે. જેમ ભગવાન્ મૂળ કારણરૂપ છે છતાં અન્ય તેનું અનુકરણ કરે છે તેથી કારણમાં કોઇ પણ વિકાર આવતો નથી તેમ ભગવાનની લીલાનું અનુકરણ અન્ય કરે તો પણ તે લીલામાં કોઇ પણ વિકાર નથી.

(૪) ભગવાનની લીલા તથા આ ભજનાનંદરૂપી કામભોગ તેજ પરમ ફલ છે એમ શ્રુતિ તથા સ્મૃતિ પણ દર્શાવે છે.

(૫) ભક્તનું ભગવાન્ સાથે સામ્ય માત્ર આ ભજનાનંદના કામભોગની બાબતમાંજ છે. બીજી બાબતમાં નહિ. કારણ કે શ્રુતિમાં ભગવાનથી અધિક તેમ સમાન કોઇ નથી એમ કહે છે.

(૬) કર્મનું ફળ જેમ પુનર્જન્મ છે તેમ ભકિત તથા જ્ઞાનનું ફળ પુનર્જન્મ નથી. જ્ઞાની તથા ભકતો ઉભય અનાવૃત્તિને પ્રાપ્ત કરે છે, જ્યારે ભકત પ્રભુની નિત્ય લીલામાં પ્રવેશ કરીને ભજનાનંદનો ભોગ કરીને મોક્ષ મેળવે છે.

આ આખા પાદમાં પુષ્ટિમાર્ગીય મોક્ષનો વિચાર કરવામાં આવ્યો છે અને તેજ પરમ ફલરૂપે છે એમ સૂત્રકાર જણાવે છે. આ આખા પાદમાં સૂત્રકારે તૈત્તિરીયોપનિષદ્‌ની સોશ્રુતે सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चितानो આધાર લેઇને પુષ્ટિમાર્ગીય મોક્ષ અને ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ એટલે શું તે જણાવવાને જૂદાં જૂદાં સૂત્રો રચ્યાં છે.

**ટાંચણ.—**

**અધિ. ૧** **પુષ્ટિમાર્ગીય ભજનાનંદ રૂપી કામભોગની અક્ષર બ્રહ્મમાંથી પ્રાપ્તિ માટે જીવના પુનરાવિર્ભાવ.**

૧ (heading above)

૨ મુક્ત જીવનો આવિર્ભાવ. મુક્તની પ્રતિજ્ઞાના કથનથી.

૩ નિર્ગુણ બ્રહ્મ સાથેજ કામ ભોગ.

૪ લીલામાં પ્રવિષ્ટ જીવનો અવિભાગ.

**અધિ. ૨** **કામભોગ માટેના જીવના દેહનો વિચાર.**

૫ તે મુક્ત જીવની વા દેહની સચ્ચિદાનંદાત્મકતા વિષે જૈમિનિનો મત.

૬ દેહથી ભોગ નહિ પણ ચિદ્રૂપથી એ વિષે ઔડુલોમિનો મત.

૭ તે દેહની અલૌકિકતા વિષે બાદરાયણનો મત.

૮ કામ ભોગમાં ભગવાનના સંકલ્પની હેતુતા.

૯ પુષ્ટિમાર્ગીય ભક્તની પુરુષોત્તમ ભગવાન્ તરફ અનન્યતા.

૧૦ મુક્ત જીવની દેહાદિ સત્તાનો અભાવ જણાવનાર બાદરિનો મત.

૧૧ જ્ઞાનીને દેહાભાવ અને ભક્તોને દેહ હોવા વિષેના શ્રુતિઓમાં જણાતા વિકલ્પથી ભક્તની દેહાદિની સત્તાને કહેનાર જૈમિનિનો મત.

૧૨ દ્વાદશાહની માફક કામ ભોગમાં લૌકિકતાની દૃષ્ટિએ શરીરાભાવ અને અલૌકિકતાની દૃષ્ટિએ શરીર ભાવપણા વિષે બાદરાયણનો મત

**અધિ. ૩** **ભગવલ્લીલામાં પ્રાકૃતતાનો અભાવ.**

૧૩ સ્વપ્નની માફક ભગવાનની લીલામાં પ્રાકૃતતાનો અભાવ

૧૪ જાગ્રદ્દશાની માફક ભક્તોને જણાતી ભગવાન્‌ની લીલાની અપ્રાકૃતતા

**અધિ. ૪** **ભગવલ્લીલાનો ભક્તને થતો અનુભવ.**

૧૫ પ્રદીપની માફક ભગવાનના આવેશથી ભક્તને થતી લીલાની સ્ફૂર્તિ

૧૬ સુષુપ્તિમાં ભોગનો અભાવ પણ બ્રહ્મસંપત્તિ પુષ્ટિ માર્ગીય મોક્ષમાં ભોગ દર્શન

**અધિ. ૫** **ભગવલ્લીલાની અલૌકિકતા.**

૧૭–૧૮ મુક્તિના પ્રકરણથી તથા લૌકિકતાના અભાવને લીધે ભગવાન્ સાથેના જીવના કામભોગની અલૌકિકતા.

૧૯ તેમાં વિકારનો અભાવ.

૨૦ શ્રુતિ તથા સ્મૃતિનું તે વિષયમાં પ્રામાણ્ય.

૨૧ ફક્ત ભોગમાંજ જીવનું ભગવાન સાથે સામ્ય.

૨૨ જ્ઞાન તથા ભક્તિવાળાની અનાવૃત્તિ.

**સંપૂર્ણ**



भगवद्धर्मपरायण सांप्रदायिक साहित्यना संशोधक
भाई मूलचंद्र तुलसीदास तेलीवाला.

ફીનીક્ષ પ્રો. વર્કસ, અમદાવાદ.



भगवद्धर्मपरायण ठा. काराभाइ मूळजीभाइ.
(अणुभाष्यना) गुजराती अनुवादमां उदार आर्थिक साहाय्य आपनार गृहस्थ (मुंबइ).

# ટિપ્પણ

## અધ્યાય ૩. પાદ ૧

**પાઠભેદ**—સૂ૦ ૪ માંથી ભિક્ષુ 'ન' છોડી દે છે. સૂ૦ ૭ માં ભાસ્કર 'ભાક્ત' પછી 'વા' ને બદલે 'ચ' વાંચે છે, અને સૂ૦ ૮ માંથી 'ચ' ને પડતો મૂકે છે. મધ્વ સૂ૦ ૮ માંના 'યથેતમનેવંચ' શબ્દોને નવમા સૂત્રમાં લે છે. સૂ૦ ૯ માં રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ, અને શૈવ 'તદુપલક્ષણાર્થ' એવો પાઠ વાંચે છે. સૂ૦ ૧૧ માંથી ભાસ્કર 'ઈતિ' છોડી દે છે. સૂ૦ ૧૫ માં શંકર, શૈવ અને ભિક્ષુ, 'અપિ' પછી 'ચ' વાંચે છે. સૂ૦ ૧૬ માં 'ચ' વગરનો પાઠ રામાનુજ લે છે. સૂ૦૨૧ માં મધ્વ પ્રમાણે તૃતીય શબ્દ સાતમી વિભક્તિમાં છે તેમ આની પછી 'સ્મરણાત્' એવા શબ્દો છે. સૂ૦ ૨૨ ને રામાનુજ; નિમ્બાર્ક, મધ્વ. શૈવ 'તત્સ્વાભાવ્યાપત્તિ' એ પ્રમાણે વાંચે છે, અને ભાસ્કર 'સ્વાભાવ્યાપત્તિ' લે છે. શંકરના મતે સૂ૦ ૨૪ માં 'અન્યાધિષ્ઠિત' શબ્દ બહુવચનમાં છે. સૂ૦ ૨૬ માં ભાસ્કર યોગ શબ્દને પાંચમી વિભક્તિમાં લે છે. અને તેની પછી 'વા' ની જગ્યાએ 'ચ' વાંચે છે.

**અધિ. ૩ સૂ. ૧૩**—'સંયમન' એટલે શંકરના મતે સંયમની નામની યમની નગરી. રામાનુજ પણ તેજ અર્થ લે છે. અણુભાષ્યકાર સંનિધાન અર્થ કરે છે. અર્થાત્ યમની સન્નિધિમાં.

**અધિ. ૫ સૂ. ૨૧**—શંકર તથા રામાનુજ આનો એવો અર્થ કરે છે કે સ્વેદજનો તૃતીય શબ્દ કહેતાં ઉદ્‌ભિજ્જમાં સમાવેશ થાય છે. અણુભાષ્યકાર એવો અર્થ લે છે કે ત્રીજી આહુતિમાં શબ્દના સામ્યથી કારણભૂત જલનું ગ્રહણ છે. અર્થાત્ કારણશક્તિ યુક્ત વૃષ્ટિનું અન્ન થાય છે તેથી કોઇ અનુપપત્તિ નથી. સૂ૦ ૨૨ માં રામાનુજ 'સ્વાભાવ્યાપત્તિ' શબ્દ વાંચે છે, અને 'સ્વભાવ' એટલે સાદૃશ્ય એમ અર્થ લે છે. આ અર્થ શંકર તથા અણુભાષ્યકારથી સર્વથા ભિન્ન નથી.

## પાદ ૨.

**પાઠભેદ**—સૂ૦ ૪ ને રામાનુજ તથા નિમ્બાર્ક સૂ૦ ૬ તરીકે વાંચે છે. અને ભાસ્કર તેમાંથી 'તદ્વિદ' એ શબ્દો મૂકી દે છે. સૂ૦૫ માં ભાસ્કર 'પરાભિધ્યાન'ની પાંચમી વિભક્તિને બદલે પ્રથમામાં લે છે. સૂ૦ ૭ માં મધ્વ 'ચ' ને સ્થાને 'હિ' પાઠ વાંચે છે. સૂ૦ ૯ માં મધ્વ અને ભિક્ષુ 'તુ' ને બદલે 'ચ' લે છે. સૂ૦ ૧૦ માં ભાસ્કર ભાષ્યમાં 'પરિશેષાત્' છોડી દીધો છે. સૂ૦ ૧૨ માંથી રામાનુજ, નિમ્બાર્ક અને શૈવ પ્રથમના 'ન' ને છોડી દે છે. ભાસ્કર ભાષ્યમાં 'ન ભેદાત્' એવો પાઠ છે. સૂ૦ ૧૫ માં ભાસ્કરના મતે 'ચ' ને સ્થાને 'વા' છે. અને સૂ૦ ૧૯ માંથી 'તુ' ને છોડી દે છે અને સૂ૦ ૨૦ માં 'એવમ્' એટલોજ પાઠ છે. રામાનુજ અને શૈવ સૂ૦ ૨૧ ને સૂ૦ ૨૦ માં સમાવે છે. સૂ૦ ૨૪ માં શંકર 'અપિ' પછી 'ચ' વાંચે છે. સૂ૦ ૨૫ માંથી મધ્વ 'આદિ' કાઢી નાખે છે, તેમ 'પ્રકાશશ્ચ' ત્યાંથી સૂત્રનો બાકીનો ભાગ બીજા સૂત્રમાં લે છે. સૂ૦ ૨૭ માંથી ભાસ્કર 'તુ' છોડી દે છે સૂ૦ ૩૨ માં મધ્વ પ્રમાણે 'દર્શનાત્' પાઠ લે છે. સૂ૦ ૩૬ માં મધ્વનો પાઠ 'અન્યત્' છે. સૂ૦ ૩૭ માં મધ્વ પ્રથમ શબ્દ છોડી દે છે.

**અધિ ૧ સૂ. ૩**—રામાનુજ માયાનો અર્થ અદ્‌ભૂત કરે છે, અને કહે છે કે સ્વપ્નની અદ્‌ભૂત સૃષ્ટિ પરમાત્માનીજ સર્જેલી છે. તે અદ્‌ભૂત છે કારણ કે તેનું આખું સ્વરૂપ પ્રકટ થતું નથી.

**સૂ૦ ૫**—સૂ૦ ૫ નો અર્થ શંકરના મતે આ પ્રમાણે છે. આત્માના નિદિધ્યાસનથી જીવની તિરોહિત થયેલી શક્તિ ફરીથી ઉદ્‌ભવે છે અને આ પરમાત્માથીજ જીવને બંધ તથા મોક્ષ હોય છે. રામાનુજ પણ એવો અર્થ કરે છે. જીવનો સ્વાભાવિક ગુણ પાપ રહિત છે, પણ તે ગુણ પરમાત્માના સંકલ્પથી ઢંકાઇ ગયેલો છે, અને તેથી બન્ધ અને મોક્ષ સંભવે છે. સૂ૦ ૬ માં શંકરના મતે જીવનો

દેહ સાથે સંબન્ધ છે તેથી પણ જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ થાય છે એમ કહે છે. રામાનુજ દેહના સંબન્ધથીજ જીવનું સ્વરૂપ તિરોભાવ પામેલું છે એમ કહે છે.

**અધિ. ૪ સૂ૦ ૧૧-૧૩**—આ અધિકરણથી બ્રહ્મ સધર્મક કે નિર્ધર્મક તેનું નિરૂપણ કરવામાં આવે છે. અણુભાષ્યકારના મતે સૂ. ૧૧ થી ૧૩ સુધી પૂર્વપક્ષીના મત પ્રમાણે નિરાકરણ છે. તે નિર્ધર્મક જ બ્રહ્મ ખરૂં છે એમ માને છે. સ્થાનના ભેદથી અગર અવસ્થાના તથા અચિન્ત્ય સામર્થ્યથી બ્રહ્મ ઉભયલિંગે હોતું નથી. શંકર આને પૂર્વપક્ષીનું વાક્ય ગણતા નથી, તે સિદ્ધાન્તીનું વાક્ય ગણે છે, કારણ કે તે નિર્ધર્મક બ્રહ્મને જ સ્વીકારે છે. રામાનુજ આ સૂત્રનો એવો અર્થ કરે છે કે પરમાત્માને રહેવાનાં પૃથ્વી વગેરે સ્થાન કહેલાં છે તે થકી પણ એને દોષ લાગતો નથી, કારણ કે શ્રુતિ અને સ્મૃતિમાં એને સગુણ તથા દોષરહિત કહેલું છે. સૂ. ૧૨ નો અર્થ આ પ્રમાણે લે છે. દેવાદિક જે ભિન્ન ભિન્ન આકારો છે એના દોષ બ્રહ્મને વળગશે. આ શંકાનો ઉત્તર એ છે કે એ સર્વ દેશમાં બ્રહ્મ માત્ર લીલારસજ ભોગવે છે, અને એને દોષનો ગન્ધ સરખો પણ વળગતો નથી. એમ સ્થાનવાચક દરેક શ્રુતિમાં વાક્ય છે.

**અધિ ૫ સૂ૦ ૧૪ થી ૧૮**—આ સૂત્રો અણુભાષ્યકારના મતે એક દેશીના મતનો ઉલ્લેખ કરે છે. એકદેશી બ્રહ્મને નિર્ધર્મક તથા સધર્મક ઉભયરૂપે સ્વીકારે છે. પણ નિર્ધર્મક બ્રહ્મ એ મુખ્ય છે, અને સધર્મક એ ગૌણ ઉપચારથી છે. એમ કહે છે. શાંકરભાષ્યમાં આ સૂત્રોમાં સિદ્ધાન્તીએ પોતાના નિર્ધર્મકત્વના પ્રતિપાદનના સમર્થનમાં યોજ્યાં છે એમ કહેવામાં આવે છે. અણુભાષ્યકાર 'અરૂપવત્' નો અર્થ જગત્થી વિલક્ષણ કરે છે. શંકર તેને ફક્ત નિર્ગુણ એવા અર્થમાં સમજે છે. રામાનુજ પણ આ સૂત્રોને સિદ્ધાન્ત પક્ષમાં લે છે પણ તેમની સરણિ શંકરથી ભિન્ન પડી જાય છે. શંકર સૂત્રકારનો આશય નિર્ધર્મક બ્રહ્મની પ્રધાનતા તથા સગુણ બ્રહ્મની ગૌણતામાં જૂએ છે. ત્યારે રામાનુજ બ્રહ્મને નિર્ધર્મક તથા સધર્મક બન્નેરૂપે જુએ છે અને તેથી તે રીતે, જો કે આ એકદેશીના વિચારનો પડઘો છતાં આ સૂત્રોના અર્થ કરે છે. સૂ. ૧૪ નો અર્થ એવો લે છે કે બ્રહ્મ દેવાદિક શરીરમાં પેસવાથી રૂપવાળું છે, છતાં રૂપ વગરના જેવું છે. રૂપનું નિર્વાહક બ્રહ્મ છે. તેટલા પૂરતું એ રૂપવાળું બને છે. સૂ. ૧૫ માં 'પ્રકાશ' શબ્દ બ્રહ્મના ગુણ તરીકે લે છે, અને કહે છે કે જેમ પ્રકાશ એ બ્રહ્મનો ગુણ છે તેમ સત્ય સંકલ્પત્વ વગેરે પણ બ્રહ્મના ગુણ છે. સૂ. ૧૬ થી એમ જણાવે છે કે જોકે બ્રહ્મના પ્રકાશ સ્વરૂપનું વર્ણન કર્યું છે પણ તેથી તેના અન્યધર્મોનો નિષેધ કરવામાં આવતો નથી. સૂ. ૧૮ માં કહે છે કે બ્રહ્મ સધર્મક અને નિર્ધર્મક ઉભય રૂપે છે એમ જણાવવાને પાણીમાં સૂર્યના પ્રતિબિમ્બની ઉપમા આપી છે.

**અધિ ૬ સૂ. ૧૯ થી ૨૨**—આ સૂત્રોમાં અણુભાષ્યકાર પૂર્વપક્ષી તથા એકદેશી બન્નેના મતો ખોટા છે એવું જણાવે છે. પૂર્વપક્ષી નિર્ધર્મક બ્રહ્મનો જ મત આગળ મૂકે છે અને એકદેશી નિર્ધર્મક બ્રહ્મ એ મુખ્ય છે અને સધર્મક ગૌણ છે. એમ જણાવે છે. આ બન્ને મતો ખોટા છે એવું જણાવવાને અણુભાષ્યકારના મતે આ અધિકરણની રચના છે. સૂ. ૨૦ થી ૨૨ માં પોતાનો વિરુદ્ધ ધર્માશ્રયત્વનો સિદ્ધાન્ત જણાવે છે. શંકરના મતે આ સૂત્ર ઉપરના સૂ૦ ૧૮ માં જે જલમાં પ્રતિબિમ્બત સૂર્યની ઉપમાનું દૃષ્ટાન્ત આપ્યું હતું તેની સામેજ અહિંઆં શંકા લેવામાં આવે છે. તેનો ઉત્તર સૂ૦ ૨૦ માં આપવામાં આવ્યો છે. અને ત્યાં જણાવે છે કે સૂ૦ ૨૦ માં તે દૃષ્ટાંત તથા દાર્ષ્ટાન્તિકનો અવિરોધ હોવાથી બ્રહ્મની પ્રતિબિમ્બિત સૂર્ય સાથેની ઉપમા ઘટી શકે છે. અણુભાષ્યકાર સૂ૦ ૨૧ માં બ્રહ્મના વિરુદ્ધ ધર્માશ્રયત્વમાં શ્રુતિનું પ્રમાણ છે એમ કહે છે ત્યારે શંકર તે સૂત્રમાં એવું જણાવે છે કે ઉપાધિના સંબંધમાં શ્રુતિનું પ્રમાણ છે. સૂ૦ ૨૨ માં અણુભાષ્ય એવો સૂત્રકારનો આશય જણાવે છે કે નિર્ધર્મક

શ્રુતિઓ બ્રહ્મના ધર્મોનો પ્રતિષેધ કરતી નથી પણ સર્વકામત્વ વગેરે અલૌકિક ધર્મોનું પ્રતિપાદન કરે છે. જ્યારે શંકર આ સૂત્રને બ્રહ્મના અવ્યક્ત સ્વરૂપના પ્રતિપાદન પરત્વે લે છે. રામાનુજના મતે પણ સૂ. ૧૯ એ સૂર્યની ઉપમા સામે શંકા પરત્વે છે, અને સૂ૦ ૨૦ માં તેનું સમાધાન કરવામાં આવ્યું છે.

આ સમાધાનનો આશય બ્રહ્મની સધર્મકતા તથા નિર્ધર્મકતા જણાવવાનો જ છે. સૂ૦ ૨૧ માં જે 'પ્રકૃતૈતાવત્ત્વ' શબ્દ છે તેના વિષે એમ કહે છે કે બ્રહ્મમાં એવા ગુણોનો નિષેધ શ્રુતિઓમાં કર્યા છે કે જે ગુણોનું માપ કરી શકાય તે અર્થાત્ બ્રહ્મના ગુણોનું માપજ કદીપણ થઇ શકે નહિ. એટલું જણાવવાને શ્રુતિમાં તેનો નિષેધ કર્યો છે.

**અધિ૦ ૭ સૂ૦ ૨૩-૨૪** આ અધિકરણના સૂ૦ ૨૩ માં અણુભાષ્યકારના મતે સિદ્ધાન્તીએ જણાવેલ બ્રહ્મના વિરુદ્ધધર્માશ્રયત્વ સામે પૂર્વપક્ષીની શંકા આપવામાં આવેલી છે, અને સૂ૦ ૨૪ માં તેનું સમાધાન છે. શંકરના મતે આમાં પોતાના નિર્ગુણ બ્રહ્મવાદનું વિશેષ સમર્થન સૂત્રકારે કરેલું છે. સૂ૦ ૨૩ માં સૂત્રકાર બ્રહ્મને માટે અવ્યક્ત શબ્દનો જેમ પ્રયોગ કરે છે તે બ્રહ્મ નિર્ધર્મક છે એમ શંકર માને છે. અર્થાત્ આ સૂત્ર પૂર્વપક્ષીની શંકાનું નથી. પણ સિદ્ધાન્તીના સિદ્ધાન્ત વિષેનું છે એમ તે કહે છે. અને સૂ૦ ૨૪ તેનું વિશેષ સમર્થન પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણથી કરે છે. રામાનુજના મતે આ બન્ને સૂત્રોમાં બ્રહ્મ અને એમનાં વિશેષણો બીજાં પ્રમાણોની બહાર છે એમ કહેવા માટે છે.

**અધિ૦ ૮ સૂ૦ ૨૫-૨૭** સૂ૦ ૨૫-૨૬ માં અણુભાષ્યકારના મતે બ્રહ્મના વિરુદ્ધધર્માશ્રયત્વ વિષે શંકા દેખાડવામાં આવે છે, અને સૂ૦ ૨૭ માં તે શંકાનો ઉત્તર સૂત્રકાર આપે છે. શંકરના મતે આ સૂત્રોમાં આવા ભેદો નથી. તે સૂ૦ ૨૫ માં આત્માની એકતા, સૂ૦ ૨૬ માં જીવની અનન્ત સાથે એકતા, તથા સૂ૦ ૨૭ માં ઉપાધિને લીધે ભેદભાવ વિષયો છે એમ કહેવા માગે છે. સૂ૦ ૨૬ માં જે અનન્ત શબ્દ છે તેનો અર્થ શંકર 'અનન્ત' નિર્ગુણ બ્રહ્મ એ અર્થમાં લે છે. પણ અણુભાષ્યકાર તેને અનન્ત રૂપથી આવિર્ભાવના અર્થમાં લે છે. રામાનુજના મતે પણ આ ત્રણ સૂત્રોમાં શંકાપક્ષ અને ઉત્તરપક્ષ એવા વિભાગો નથી. સૂ૦ ૨૪ માં તે પ્રકાશનું દૃષ્ટાન્ત આપીને એમ જણાવે છે કે જેમ પ્રકાશ અને અન્ય ગુણો વચ્ચે કોઇ પણ ફેર નથી તેમ બ્રહ્મના મૂર્તગુણો તથા અમૂર્ત ગુણોમાં ફેર નથી. અર્થાત્ શ્રુતિમાં જે નિષેધ કરેલો છે તે માપનો છે. બ્રહ્મના ગુણો 'આટલા' છે એવું માપ થઇ શકે નહિ એ બાબતનો જ નિષેધ કર્યો છે. બ્રહ્મના મૂર્ત તથા અમૂર્ત ગુણોનો નિષેધ કર્યો નથી. સૂ૦ ૨૬ માં અનન્તનો અર્થ અનન્ત ગુણથી વિશિષ્ટ બ્રહ્મ એવો કરે છે. અર્થાત્ બ્રહ્મ અનન્ત ગુણ યુક્ત હોવાથી તે નિર્ગુણ છે તેમ સગુણ પણ છે. સૂ૦ ૨૬ માં અણુભાષ્યકાર સર્પની કુંડળીના દૃષ્ટાન્તથી બ્રહ્મનું વિરુદ્ધ ધર્માશ્રયત્વ જણાવે છે. રામાનુજ આ દૃષ્ટાન્તથી બ્રહ્મના મૂર્ત અને અમૂર્તરૂપની સત્યતા જણાવે છે. શંકર આ સૂત્રનું તાત્પર્ય ઉપાધિથી ભેદભાવ દેખાડવામાં લે છે.

**અધિ૦ ૯ સૂ૦ ૨૮-૩૦** આ અધિકરણમાં અણુભાષ્યકારના મતે બ્રહ્મના ધર્મો અને બ્રહ્મની અર્થાત્ ધર્મો અને ધર્મીની અભેદતા જણાવે છે. શંકરના મતે જીવ તથા ઇશ્વરની અભેદતા અહિંઆં જણાવાય છે, અને તેટલા માટે સૂ૦ ૨૮ માં તે કહે છે. જેમ પ્રકાશ તથા તેના આશ્રય સૂર્યમાં તેજથી એકતા છે તેમ જીવ અને ઇશ્વરમાં એકતા છે. સૂ૦ ૩૦ માં તે એમ કહે છે કે આત્માથી ભિન્ન વસ્તુનો પ્રતિષેધ કર્યો છે. તેથી આત્માજ સર્વરૂપે છે. રામાનુજ સૂ૦ ૨૮નો અર્થ એવો લે છે કે બ્રહ્મને પ્રકાશ રૂપ કહ્યું છે. પ્રકાશ (તેજ) જેમ પ્રકાશવાળા પદાર્થથી ભિન્ન છે છતાં એનું રૂપ પણ છે, તેમ જગત્ બ્રહ્મથી ભિન્ન છે અને બ્રહ્મનું રૂપ છે. સૂ૦ ૨૯ માં એમ જણાવે છે કે બ્રહ્મમાં અચિત્ ધર્મનો નિષેધ કરેલો છે તેથી વિશેષણ વિશેષ્યભાવથી જ અંશાંશિભાવ સમજવો જોઇએ.

**અધિ૦ ૧૦ સૂ૦ ૩૨-૩૭**—આમાં અણુભાષ્યકારના મતે, સૂત્રકારે બ્રહ્મ એજ સર્વોત્કૃષ્ટ તત્ત્વ છે એમ પ્રતિપાદન કર્યું. તેની સામે જ સૂત્રકાર સૂ૦ ૩૧ માં પૂર્વપક્ષ કલ્પે છે અને તેનું સમાધાન સૂ૦ ૩૨ થી ૩૭ સુધીમાં આપે છે. શંકર પણ આ પ્રમાણે સૂત્રના વિભાગ પરત્વે સંમત છે. પણ શંકરનું બ્રહ્મ નિર્ધર્મક જ છે. જ્યારે અણુભાષ્યકારનું બ્રહ્મ વિરુદ્ધ સર્વ ધર્મથી યુક્ત છે. રામાનુજ સૂ૦ ૩૨ માં સેતુ શબ્દનો અર્થ 'પૂલ' નહિ પણ પાળ કરે છે. એ અર્થમાં બ્રહ્મ અને સેતુનું સરખાપણું હોવાથી બ્રહ્મને સેતુ કહેલ છે.

**અધિ૦ ૧૧ સૂ૦ ૩૮-૪૧**—આ અધિકરણમાં અણુભાષ્યકારના મતે સૂત્રકાર બ્રહ્મનેજ ફલરૂપે જણાવે છે. સૂ૦ ૩૮ માં ઇશ્વરથી જ ઐહિક તથા પરલૌકિક ફલની સિદ્ધિ કહે છે. સૂ૦ ૩૯ માં તે વિષે શ્રુતિ તથા સ્મૃતિનું પ્રામાણ્ય આપે છે. આ સામે જૈમિનિ એવું માને છે કે જો ઇશ્વર ફલના આપનાર હોય તો તેને વૈષમ્ય તથા નૈર્ઘુણ્યનો દોષ લાગે માટે કર્મ ઇશ્વર કરતાં અધિક છે એવો પૂર્વ પક્ષ કરે છે તેનો ઉત્તર સૂ૦ ૪૧માં આપે છે. શંકરના મત પ્રમાણે અર્થની ખાસ વિભિન્નતા નથી પણ તે ઇશ્વર એટલે સગુણ બ્રહ્મ સમજે છે. અને તે ઇશ્વર તરફથી ફલ મળે છે એમ કહે છે. રામાનુજ પણ ઇશ્વર બ્રહ્મને ફલરૂપે માને છે, પણ સૂત્ર ૪૦નું તાત્પર્ય એવી રીતે સમજાવે છે કે "બ્રહ્મજ ફલદાતા છે. કારણ કે શ્રુતિમાં વાયુ વગેરે દેવતાઓને સ્પષ્ટ ફલદાતા કહેલી જોવામાં આવે છે અને વાયુ વગેરે દેવતા તે બ્રહ્મનાંજ સ્વરૂપ છે."

## પાદ. ૩

**અધિ૦ ૧ સૂત્ર ૧**—શંકરાચાર્યના મતે આ સૂત્રનો વિષય વેદાન્ત જ્ઞાનની એકતા છે અર્થાત્ આની પહેલાંના પાદમાં વિજ્ઞેય સ્વરૂપની એકતાનો વિચાર કર્યો હતો અને અહિંઆં વિજ્ઞાનની એકતા જણાવે છે. અર્થાત્ બ્રહ્મ વિષેનું વિજ્ઞાન એકરૂપ છે કે જૂદું જૂદું ? આ રીતે વિજ્ઞાન પરત્વે અર્થ ઘટાવે છે. રામાનુજાચાર્ય સૂત્રનો એવો અર્થ ઉપજાવે છે કે સર્વ વેદાન્તનાં વાક્યો એકઠાં કરીને જોઇશું તો ઉપર કહ્યું તે બ્રહ્મજ એમાં વર્ણવ્યું દેખાય છે. એમાં ઉપાસના જ્ઞાન ભક્તિ વગેરેનો વિધિ એક સરખોજ છે. જ્ઞેય બ્રહ્મ જૂદું અને ઉપાસ્ય બ્રહ્મ જુદું એવો ભેદ નથી "ચોદનાદ્યવિશેષાત્" નો અર્થ વિધિ વગેરેનો ફેર નથી તેથી એમ લે છે. અર્થાત્ કર્મ સાદૃશ્ય ફક્ત દૃષ્ટાન્ત તરીકે તેને લેતા નથી. ચોદના એટલે કર્મકાંડનો વિધિજ નહિ, પણ उपासीत, विद्यात् એમાં અમુક ધાત્વર્થ ( ક્રિયાનો ) વિધિ અને આદિ'થી પૂર્વ મીમાંસા' ૨-૪-૯માં કહેલ સંયોગ, રૂપ, અને આખ્યાના હેતુઓ લીધા છે. અને આ હેતુઓ ઉપાસનાના સંબન્ધમાં લે છે. અણુભાષ્યકાર કર્મની સાથે ઉપાસનાનું સાદૃસ્ય દેખાડવાને ચોદના વગેરેને દૃષ્ટાન્ત તરીકે આપે છે.

**સૂત્ર ૨**—શાંકરાચાર્યના મતે વિજ્ઞાન પરત્વે આ પાદની યોજના હોવાથી સૂત્ર બીજાનો અર્થ એવો કરે છે કે "સર્વ ગુણોમાં ભેદ હોવાથી, વિદ્યામાં એકતા નથી. આ રીતનું માનવું યોગ્ય નથી. કારણ કે એકજ વિદ્યામાં આ રીતનો ગુણભેદ જોવામાં આવે છે" રામાનુજના મતે "નિર્ગુણ વિદ્યા અને સગુણ વિદ્યા જૂદી છે એમ શંકા થાય તો ઉત્તર આપે છે કે ના, એકજ બ્રહ્મનું એક સરખું જ સર્વત્ર વર્ણન છે" એવો અર્થ લે છે. અણુભાષ્યકારના મતે કર્મ સાદૃસ્યથી યાગનું દૃષ્ટાન્ત આપ્યું હતું, તે વિષે અહિંઆં શંકા ઉપસ્થિત કરાવે છે, અર્થાત્ યાગમાં જેમ દ્રવ્ય તથા દેવતાથી ભેદ છે તેમ બ્રહ્મના ઉપાસ્ય રૂપોમાં પણ ભેદ છે એમ કોઇ કહે તો તે શંકાનું નિવારણ સૂત્રકાર કરે છે. શંકર, શૈવ અને ભિક્ષુસૂત્રમાં चेत् અને एकस्याम् શબ્દની વચ્ચે 'ન'કાર વાંચે છે. ભાસ્કરનો પાઠ भेदान्नेति चेत्स्यात् એવો છે.

**સૂત્ર ૫**—સૂત્ર ૫માં શંકરાચાર્ય "અર્થ" શબ્દને વિજ્ઞાનના અર્થમાં સમજે છે આથી તેમના મતે સૂત્રનો અર્થ વિજ્ઞાન એક સરખું હોવાથી સર્વ ગુણોનો ઉપસંહાર થાય છે. કારણ જેમ વિધિ શેષમાં એકતા છે, તેની માફક મૂળ વિષયમાં અભેદ છે. રામાનુજ "અર્થ" ઉપાસના પરત્વે લેઇને સૂત્રનું તાત્પર્ય એવું લે છે કે "વિધિને અંગે આવતા સઘળા ગુણો જેમ એકઠા લેવામાં આવે છે તેજ પ્રમાણે સર્વ ઉપનિષદ્ ગ્રન્થોમાં ઉપાસના સમાન હોવાથી સઘળી વિદ્યા એકઠી લેવાની છે" વિધિ શેષનો અર્થ વિધિના અંગે આવતા ધર્મો જેમકે ઉપનિષદ્‌માં કહેલા "વૈશ્વાનર, દહર" વગેરે. ઉપાસના વિધિના અંગ તરીકે સમજાતા ગુણો એમ લે છે. અણુભાષ્યકાર વિધિશેષ એટલે વિધિના અંગ અગ્નિહોત્ર એવો અર્થ લે છે અને અર્થ એટલે ભગવાન્ લે છે. વળી તે સૂત્રનું વ્યાખ્યાન બે રીતે કરે છે. એક વખતે "વિધિશેષવત્" પ્રત્યયનો અર્થ "તુલ્ય" લે છે, અને બીજી વખત તેનો યુક્ત અર્થ લે છે તેમ 'ચ' નો એક વખતે 'પણ' અર્થ લે છે અને બીજી વખતે 'અને' એવો કરે છે. આ અર્થની ખુબી અન્ય ભાષ્યોમાં નથી.

**સૂત્ર ૬–૭–૮** મધ્વ 'અન્યથાત્વ'ની પછી 'ચ' વાંચે છે. શંકરાચાર્ય સૂ. ૬ નો અર્થ આ પ્રમાણે કરે છે. શ્રુતિ વડે વાજસનેયી તથા છાંદોગ્યની વિદ્યામાં ભેદ છે આમ શંકા કરવી નહિ કારણ કે તેઓ એકરૂપે છે. સૂત્ર ૭માં પરોવરીયસ્ત્વાદિનો અર્થ ઉદ્‌ગીથાદિ લે છે અને તેની માફક પ્રકરણ ભેદથી એકતા નથી એમ કહે છે. સૂત્ર ૮માં સંજ્ઞાને લઇને વિદ્યામાં એકતા છે એ કહેવું યોગ્ય નથી એવો અર્થ ખેંચે છે. સૂ. ૬નો અર્થ રામાનુજ શંકર માફક કરે છે પણ સૂત્ર ૭માં પરોવરીયસ્ત્વનો અર્થ 'ઉંચામાં ઉંચા હોવું વગેરેની માફક' એવો લે છે. અર્થાત્ જેમ એકની એક શાખામાં ઉદ્‌ગીથના અવયવ ભૂત પ્રણવમાં પરમાત્મ દૃષ્ટિનો વિધિ બંને ઠેકાણે સરખો છે, તો પણ હિરણ્મય પુરુષરૂપે જોવો એ વિધિથી ઉત્તમ કરતાં પણ ઉત્તમ ઇત્યાદિ ગુણવાળો જોવો એ વિધિ જુદો છે તેમ અહિંઆં સમજવું. અણુભાષ્યકાર સૂ. ૬માં અવિશેષ શબ્દ બ્રહ્મના સ્વરૂપ પરત્વે લે છે અર્થાત્ બ્રહ્મ એક રસ છતાં વિરુદ્ધ ધર્માશ્રયી શ્રુતિમાં કહેલ છે તેથી તેમાં કોઇ પણ વિશેષ નથી અને સૂ. ૭ માં પરોવરીયસ્ત્વના એક પ્રકારનું વ્રત તથા ઉદ્‌ગીથ એમ બે રીતે સમજાવે છે. સૂત્ર ૭માં ભાસ્કર 'વા'ને બદલે 'ચ' વાંચે છે.

**સૂ૦ ૯ થી ૧૫**—સૂત્ર ૯માં મધ્વ प्रासेश्च એવો પાઠ લે છે; અને સૂ૦ ૧૩ માં सामान्यात ને બદલે "साम्यात" વાંચે છે. શંકરાચાર્ય તથા રામાનુજ આ સૂત્રોના નીચે પ્રમાણે અર્થ કરે છે.

| શંકર. | રામાનુજ |
| --- | --- |
| ઓંકારની વ્યાપ્તિ સર્વ વેદમાં છે, માટે ઉદ્‌ગીથ વિશેષણરૂપે છે, એમ કહેવું દોષ રહિત છે. | આદિ અને અન્તમાં પ્રણવની વાત છે તેજ પ્રમાણે મધ્યમાં છે. |

(અણુભાષ્યકાર 'વ્યાપ્તિ' બ્રહ્મની સાથે લે છે: અર્થાત્ બ્રહ્મ સર્વત્ર વ્યાપક હોવાથી લીલાના પદાર્થોમાં પણ તેમના ધર્મો વ્યાપક હોવાથી, સર્વ બરાબર છે.)

સૂ૦ ૧૦ માં ખાસ ફેર નથી, પણ અણુભાષ્યકાર 'સર્વ' એટલે લીલાની મધ્યમાં આવેલા પદાર્થો લે છે અને 'અન્યત્ર' એટલે ઉત્તર લીલામાં, અને ઈમે આ એટલે પૂર્વ લીલા સાથે સંબન્ધ ધરાવનારા ભક્તો લે છે.

સૂ૦ ૧૩ માં શંકર "ઇતર" શબ્દનો અર્થ આનંદાદિ બીજા ધર્મો લે છે. રામાનુજ પણ તે અર્થને અનુસરે છે. અણુભાષ્યકાર પુરુષરૂપને વિરુદ્ધ તરીકે દેખાતા અક્ષ પુચ્છ વગેરે પણ ધર્મો લે છે. "અર્થ" શબ્દને શંકર 'વિષય' સમજે છે. અને રામાનુજ 'અર્થ' એટલે 'અર્થ' એમ લે છે, અણુભાષ્યકાર "આનન્દમય પદાર્થ" એવી રીતે તેને સમજે છે. શંકરાચાર્ય સૂ૦ ૩, ૭ અને ૮ ને એક અધિકરણમાં લે છે અને તેમાં ઉદ્‌ગીથ વિદ્યાનું નિરૂપણ છે એમ કહે છે. સૂ૦ ૯ નું એક અધિકરણ છે. તે ઉદ્‌ગીથ વિદ્યાના શેષરૂપ છે. સૂ૦ ૧૦ માં પ્રાણવિદ્યા, અને સૂ૦ ૧૧ માં બ્રહ્મના ધર્મોનો ઉપસંહાર, અનુપસંહાર

વિચારવામાં આવેલ છે તથા સૂ૦ ૧૪-૧૫ માં इन्द्रियेभ्य पराह्यर्थाःથી શરૂ થતા અને सा काष्ठा सा परागतिः તે જેના અન્તમાં છે તે કાઠકના વાકયમાં અર્થ વગેરે તેનાથી પણ પર છે એવો સિદ્ધાન્ત કહે છે. ભાસ્કરાચાર્ય પણ એ પ્રમાણેજ કહે છે. ત્યાં પરવિદ્યાનો વિચાર કરવાનું છોડી દઇને પ્રથમથીજ ઉદ્‌ગીથવિદ્યા તથા પ્રાણવિદ્યાનો વિચાર શંકરાચાર્ય કરે છે તેમાં કંઇપણ તે વિચારનું બીજ અમે જોતા નથી. ખરી રીતે તો ત્યાં પરવિદ્યાનો જ વિચાર થવો જોઇએ. પરવિદ્યાના વિચાર પ્રસંગે ઉદ્‌ગીથવિદ્યા અગર પ્રાણવિદ્યાનો વિચાર કરવામાં આવે તો તે અયુક્ત ગણાય નહિ, પણ પરવિદ્યાના વિચારમાં ઉદ્‌ગીથવિદ્યા અગર પ્રાણવિદ્યાનો વિચાર કરવો તે યુક્ત નથી, કારણ કે પાછલા પાદના અન્તમાં બ્રહ્મનાજ ધર્મોનો વિચાર કરવામાં આવેલો છે. વળી પ્રથમાધ્યાયના પંચમ અધિકરણમાં આનન્દ વાકયો છે. આ પ્રમાણે સૂ૦ ૧૪ માં અર્થોનું ઇન્દ્રિયો કરતાં પણ પરત્વ જે પ્રતિપાદન કરેલું છે તે નિષ્પ્રયોજન નથી. કારણ કે ત્યાં એક બીજા કરતાં પછીના વધારે બલવાન છે એમ પ્રતિપાદન કરવાનું પ્રયોજન છે. નહિ તો વિષયત્યાગ અને ઇન્દ્રિયના નિગ્રહની અનાસ્થામાં इन्द्रियैर्विषयाकृष्टैः એ સ્મૃતિએ કહેલી પ્રણાડી પ્રમાણે તેથી પ્રબલ અનર્થનો પ્રસંગ આવે. તે અર્થો ઇન્દ્રિયોના નિયામક હોવાથી, તે અર્થો નિયામક છે એમ જાણવામાં આવતાં તેમનો ત્યાગ કરવાથી અને અન્ય વિષયોથી નિગ્રહ વગેરે સિદ્ધ થવાથી પુરુષમાં–ભગવાનમાં જેની ભક્તિ છે તેને તેની તત્પરતાનું જ્ઞાન સુકર હોય છે. તેથી તે જ્ઞાનનું સૌકર્ય એજ મુખ્ય પ્રયોજન છે. આથી શંકરાચાર્યે જે અર્થની સરણી સ્વીકારી છે તે યુક્ત નથી.

રામાનુજાચાર્ય તો, સૂ. ૧૪-૧૫ તથા તેની પહેલાંનાં બે સૂત્રોને આનન્દાદિ અધિકરણનાં અંગભૂત માને છે. સૂ૦ ૧૪ નું તાત્પર્ય તે એવું જણાવે છે કે પ્રિયશિરસ્ત્વ વગેરે ધ્યાનને માટેજ છે. તેથી સર્વદા તે આનન્દમયની પ્રતીતિમાં હોતા નથી. આગળ આનન્દમયનો આત્મા તરીકે નિવેશ હોવાથી અને આત્માના શિર પુચ્છ વગેરેનો સંભવ નથી. તેથી પ્રિયશિરસ્ત્વ વગેરે તો ઉપાસકને સરળતાથી પ્રતિપત્તિ થાય તેટલા માટે નિરૂપેલાં છે. પણ ફક્ત તે નિરૂપણ કરેલાં છે એટલુંજ. વસ્તુતઃ તો વિભૂતિરૂપમાં તે પ્રમાણે હોય છે. તેથી મુખ્ય અધિકાર વગરનાઓએ આનન્દમયમાં તેમનું ધ્યાન કરવું જોઇએ. મુખ્ય અધિકારીઓએ તો તે વિભૂતિના છે, પુરુષોત્તમના નહિ એમ જાણવું. સૂ૦ ૧૬ તથા ૧૭ માં આત્મા શબ્દથી પરમાત્માનું જ ગ્રહણ કરવું જોઇએ એમ જણાવ્યું છે. ત્યાં ઇતરની માફક એમ કહેલ છે. એટલે आत्मा वा इदमेक एवाग्र आसीत् स ऐक्षत लोकान्नुसृजे એમ જે ઐતરેયમાં કહ્યું છે તેની માફક ત્યાં હેતુ 'ઉત્તર' શબ્દ કહ્યો છે. તેનાથી અર્થાત્ सोकामयत बहुस्याम् એ વાકય સમજવું. અને ત્યાં જે અવધારણ છે તેનાથી 'तस्माद्वाएतस्मात्' એવું પૂર્વવાકયમાં કહેલું જાણવું. તે અણુભાષ્યકારને પણ સંમત છે.

**અધિ૦ ૨ સૂ૦ ૧૬-૧૭**—સૂત્ર૦ ૧૬ માં "આત્મગૃહીત" શબ્દ પંચમી વિભક્તિમાં લે છે. સૂ૦ ૧૬ નો અર્થ "પાછળના વિશેષણો જોવાથી જેમ બીજે સ્થળે છે તેમ આત્મા વડે પરમાત્માનું જ ગ્રહણ થઇ શકે છે એવો કરે છે અને સૂ. ૧૭નો અર્થ વાકયાન્વયથી આત્મા વડે પરમાત્મા લેવો ઠીક નથી એમ કહેવું બરાબર નથી કારણ કે ઉત્પત્તિની પહેલાં પરમાત્માજ હતા એ પ્રમાણેનું પ્રમાણ છે રામાનુજ પણ શંકરની માફક સૂ ૧૬માં 'ઇતરવત્' એટલે બીજા સ્થળની માફક અર્થ કરે છે, અને आत्मा वा इदमेक अग्रे आसीत् એ શ્રુતિને ટાંકે છે અને ઉત્તરનો અર્થ પાછળનું વાકય જેમકે 'सोकामयत बहुस्यां प्रजायेय' એવું લે છે. અણુભાષ્યકારના મતે આ અધિકરણમાં અન્નમયાદિના શારીર આત્માનું કથન જે તૈત્તિરીયોપનિષદ્‌માં કરવામાં આવ્યું છે તેનાથી આપણે જીવ સમજવો કે ઇશ્વર? એ નિર્ણય કરવા માટે છે. તેનો ઉત્તર તે આપે છે કે "ઇતર" એટલે જીવ તરીકે અન્નમયાદિના શારીર આત્માને જણાવેલ છે, પણ તે જીવના અર્થમાં નહિ. ત્યાં શારીર આત્મા એટલે સર્વથી પછી કહેલા અને સર્વથી જે છેલ્લા આનન્દમયના અર્થને લક્ષમાં રાખીને તેમ કહ્યું છે.

**અધિ૦ ૩ સૂ૦ ૧૮–૨૩**—ભાસ્કરના મતે આ સૂત્રમાં "અપૂર્વમ્" એટલોજ પાઠ છે. અણુ-ભાષ્યકાર સૂ૦ ૧૮ થી ૨૩ સુધીનું એક અધિકરણ બનાવે છે. જ્યારે શંકર સૂત્ર ૧૮નું એક, સૂ૦ ૧૯ નું એક, સૂ૦ ૨૦, ૨૧ અને ૨૨ નું એક, અને ૨૩ નું એક એમ જૂદા જૂદા અધિકરણો કરે છે. રામાનુજ પણ એ ક્રમ સ્વીકારે છે.

સૂત્ર ૧૮ માં શંકર તદ્દન વિચિત્ર અર્થ કાઢે છે. તેમના મતે એ સૂત્રમાં જળનું વસ્ત્રરૂપે નિરૂપણ છે. અને તેથી તેઓ એવો અર્થ કરે છે કે "આચમન કાર્યરૂપે હોવાથી તેનું વિધાન નથી, પણ અપૂર્વનું વિધાન છે. અર્થાત્ જળને વસ્ત્રરૂપે જાણવું એ રીતનું વિધાન છે." રામાનુજ પણ આ અર્થનું અનુમોદન આપે છે. આ બન્ને ભાષ્યકારો આ સૂત્રમાં પ્રાણવિદ્યા વિષે જે કંઇ બાકીનું જાણવાનું છે તેનો સૂત્રકાર વિચાર કરે છે એમ જણાવે છે. અણુભાષ્યકારના મતે આમાં અન્નમયથી વિજ્ઞાનમય પર્યન્તનાં વિભૂતિરૂપો છે, અને આનન્દમય એ વિભૂતિવાળું છે એમ જણાવવાને અન્નમયથી વિજ્ઞાનમય પર્યન્ત કાર્ય–કોશરૂપ નથી એમ જણાવવાનું પ્રયોજન છે. અથવા તો બૃહદારણ્યકના પુરુષવિધ બ્રાહ્મણમાં આત્માની પ્રિય તરીકે ઉપાસના કરવાની કહી છે ત્યાં પ્રિયત્વની ઉપાધિવાળો જીવ નહિ પણ પરમાત્મા છે એમ જણાવે છે.

સૂ૦ ૨૧ માં શંકર, ભાસ્કર, રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ અને શૈવ "વિશેષાત્" એવો પાઠ વાંચે છે. અને સૂ૦ ૨૩ માં ભાસ્કર 'चातः' છોડી દે છે.

સૂ૦ ૧૯ નું તાત્પર્ય શંકરના મતે ઉપાસ્યના અભેદથી વિદ્યામાં એકતા હોવાનું છે. આથી તેનો અર્થ ઉપાસ્યમાં અભેદ હોવાથી સમાનશાખામાં પણ આ પ્રમાણે વિદ્યાની એકતા છે એવો કરે છે. સૂત્ર૦ ૨૦ માં અધ્યાત્મ તથા અધિદેવનું નિરૂપણ જણાવે છે. અને તેનો અર્થ એવો કરે છે કે "અધ્યાત્મ તથા અધિદેવનો પણ વિદ્યા સાથે સંબંધ છે, તથા વિદ્યાની એકતાથી તેમાં પણ એકતા છે" સૂ૦ ૨૧ અધ્યાત્મ તથા અધિદેવના સંબંધના અભાવને જણાવે છે. તેથી તેનું તાત્પર્ય એવું કહે છે "અથવા સ્થાન વિશેષનો સંબન્ધ હોવાથી અધ્યાત્મ તથા અધિદેવની એકબીજા વિશે પ્રાપ્તિ નથી. સૂ૦ ૨૩ માં બ્રહ્મનાં પરાક્રમ આદિ વિભૂતિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

રામાનુજના મતે આ સૂત્રોનું તાત્પર્ય નીચે પ્રમાણે છે. સૂ૦ ૨૦ એકજ બ્રહ્મ બંને ઠેકાણે સંબંધ ધરાવતું હોવાથી બંને ઠેકાણે લેઇ શકાય. જેમ મનોમયત્વાદિ જૂદાજૂદા ગુણવાળું બ્રહ્મ સર્વત્ર એકજ હોવાથી એના સઘળા ગુણ દરેક ઠેકાણે લેવામાં આવે છે તે રીતે.

સૂ૦ ૨૨ બંને રહસ્ય નામો એકઠાં લેવાં એમ નહિ કારણ કે એમાં ફેર છે. સૂ૦ ૨૨ અહિંઆં दर्शयति એટલે શ્રુતિ પણ બતાવે છે એવો અર્થ લે છે.

સૂ૦ ૨૩—બ્રહ્મમાં મોટી મોટી શક્તિઓ એકઠી થયેલી છે તથા દ્યુલોકને એ વ્યાપીને રહેલું છે એમ કહ્યું છે. પરંતુ એ ગુણો સર્વત્ર લેવાના નથી.

અણુભાષ્યકારના મતે બ્રહ્મના આવિર્ભૂત રૂપોમાં શ્રોત્રાદિ ભેદો છતાં પણ તેમાં બ્રહ્મની અભેદતા છે એવું સૂ૦ ૧૯ નું તાત્પર્ય છે. અને ૨૦ થી ૨૩ સુધી એમ જણાવે છે કે અમુકકાર્ય કરવાની ઇચ્છાએ કોઇ જીવમાં ભગવાનનો આવેશ હોય તો તેમાં ભગવાનના ધર્મોનો ઉપસંહાર કરવો કે નહિ, તેનો ઉત્તર સૂ૦ ૨૦ માં 'હા' આપ્યો છે. અને સૂ૦ ૨૧–૨૨–૨૩ માં 'ના' આપ્યો છે.

**અધિ૦ ૪ સૂ૦ ૨૪.** સૂ૦ ૨૪ માં इव ને બદલે 'अपि' એવો પાઠ ભાસ્કર, રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ અને શૈવ વાંચે છે. શંકર પ્રમાણે આનો અર્થ એવો છે કે "જેવી રીતે તાડ્ય તથા પૈંગી શાખામાં પુરુષવિદ્યાનું નિરૂપણ કરેલું છે, તેજ પ્રમાણે અન્ય તૈત્તિરીયાદિ શાખામાં નિરૂપણ કરેલ નથી" 'રામાનુજ' ઇતરનો અર્થ 'બીજાગુણો' એવો લે છે અને સૂત્રનો અર્થ એવો કરે છે કે તૈત્તિરીય અને

છાંદોગ્ય બંનેમાં અમુક વાક્ય પુરુષવિદ્યા સંબન્ધી છે, તોપણ બન્નેના વિષયો જૂદા છે. કારણ કે બીજા ગુણો જે એકમાં કહ્યા છે તે બીજામાં કહ્યા નથી.

**અધિ૦ ૫ સૂ૦ ૨૫-૨૬—**અણુભાષ્યકાર સૂ૦ ૨૫ માં શંકરના મતે (વેધ) વિદારણા સંબન્ધીના મંત્રો તેમજ પ્રવર્ગ્ય ( ઉના કરેલા દુધમાં ઘી રેડવું તેનું નામ વિદારણ, જે કર્મમાં આ રીતનું કર્મ હોય છે. તે પ્રવર્ગ્ય કહેવાય છે. ) કર્મોનો બ્રહ્મ વિદ્યામાં ઉપસંહાર છે કે નહિ તે પૂર્વપક્ષ છે અને તેના ઉત્તરમાં આ સૂત્ર આપેલું છે. તેનો અર્થ એ છે કે " વેધા તથા પ્રવર્ગ્યાદિ મંત્રોમાં અર્થનો ભેદ હોવાથી તેનો ઉપસંહાર બ્રહ્મવિદ્યામાં થતો નથી " વેદ એટલે પ્રવર્ગ્ય કર્મ વગેરે, અને 'અર્થ' એટલે પ્રયોજન એમ સમજે છે. રામાનુજ આને મળતો અર્થ કરે છે. અણુભાષ્યકાર વેધ એટલે પાપવેધ " જે બૃહદારણ્યકમાં ઉદ્ગીથ વિદ્યામાં વાક્, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મનના વિષે જણાવેલ છે તે અને 'આદિ' કહેતાં દોષનો સંબન્ધ, 'અર્થ' એટલે 'બ્રહ્મ' એમ અર્થ લે છે. અને જણાવે છે કે ઉદ્ગીથ વિદ્યામાં વાક્ વગેરેનો પાપવેધ કહ્યો છે પણ આસન્યને નથી કહ્યો; કારણ કે વાક્ વગેરે બ્રહ્મથી જૂદા છે. અને "આસન્ય" એ બ્રહ્મની વિભૂતિ છે. એમ ત્યાં જણાવેલ છે. સૂ૦ ૨૬ માં શંકર, નિમ્બાર્ક અને શૈવ 'तदुक्तम्' ને છોડી દે છે.

સૂ૦ ૨૬ નો અર્થ શંકરના મતે એવો થાય છે કે શ્રુતિમાં જ્યાં આગળ એક બાબતનો નિષેધ કરેલો હોય ત્યાં આગળ અન્ય વસ્તુનો સ્વીકાર શેષરૂપે રહેલોજ હોય છે. આજ પ્રમાણે પૂર્વ મીમાંસામાં "કુશા, છન્દ, સ્તુતિ તથા ઉપગાનના સંબંધમાં કહેલું છે." રામાનુજના મતે આ સૂત્રનું પ્રયોજન એ છે કે 'પુણ્યપાપના ત્યાગનું ચિન્તન, મિત્ર અને શત્રુ તરફથી ગ્રહણનું ચિન્તન અને, ઉભયનું ચિન્તન એનો વિકલ્પ સમજવો કે ઉપસંહાર સમજવો ? આનો ઉત્તર એવો આપે છે કે કેવલ ત્યાગ પ્રતિપાદક અને કેવળ ગ્રહણ પ્રતિપાદક વાક્ય મળીને એક વાક્ય બને છે, એટલે કેવલ ત્યાગ કે કેવલ ગ્રહણ રહેતુંજ નથી, અને તેથી વિકલ્પ સંભવતો નથી. અણુભાષ્યકારના મતે જીવ અને બ્રહ્મનો સંબન્ધ શો છે તે અહિઆં જણાવેલું છે. ઉપરના સૂત્રમાં ભગવાનના સંબન્ધના અભાવમાં દોષનો સંબન્ધ થાય છે, તે કહ્યું હતું. આ સૂત્રમાં તેથી ગુણની હાનિ પણ બને છે એમ કહેવામાં આવે છે. શંકર તથા રામાનુજ કુશા, છન્દ, સ્તુતિ તથા ઉપગાન એમ જૂદા જૂદા લે છે. અણુભાષ્યકાર તેમને પૃથક્ પૃથક્ લેતા નથી.

**અધિ૦ ૬ સૂ૦ ૨૭-૨૮—**સૂ૦ ૨૭ માં "સંપરાય" પણ પાઠ છે. પુરુષોત્તમજી આ પાઠમાં સ્વાર્થે "अण्" પ્રત્યય લે છે. એટલે સંપરાય અને આમાં ફેર નથી. શંકર સાંપરાયનો અર્થ દેહનો ત્યાગ કરે છે. આથી સૂત્રનો અર્થ આ પ્રમાણે લે છે. "દેહના ત્યગનીજ સાથે પુણ્ય તથા પાપનો ત્યાગ થાય છે. કારણ કે સાક્ષાત્કારવાળાને પ્રાપ્તવ્યરૂપ ફળનો અભાવ હોય છે. આજ પ્રમાણે બીજી શાખાવાળાઓ પણ માને છે. સૂત્ર ૨૮ માં "ઇચ્છાથી પુણ્ય પાપનો ક્ષય થાય છે. કારણ કે તાંડી તથા શાટચાયનની શ્રુતિમાં તે પ્રમાણે કહેલું છે." એવો અર્થ લે છે. રામાનુજ શ્રુતિ અને અર્થની સ્વાભાવિકતા એ બેનો વિરોધ ન આવે એમ અર્થ કરવો એમ કહે છે. આ બન્ને અર્થો અણુભાષ્યકારના અર્થથી તદ્દન જૂદા પડી જાય છે. અણુભાષ્યકાર સંપરાયનો અર્થ "ભક્તિમાર્ગ" લે છે તેથી તેમના મતે સૂત્રનું પ્રયોજન એવું દર્શાવવાનું છે કે ભક્તિમાર્ગમાં પાપ તરવાનું હોતું નથી. ભક્તિમાર્ગ સિવાય અન્યમાર્ગમાં અર્થાત્ જ્ઞાનમાં પાપ તરવાનું હોય છે. કારણ કે ભક્તિનો ઉદય પાપના ધ્વંસ પછી હોવાથી ભક્તિદશામાં પાપની સત્તા સંભવતી નથી. સૂ૦ ૧૮ માં "છન્દતઃ" એટલે ભગવાનની ઇચ્છા એવો અર્થ લેઇને "ઉભયના અવિરોધ" એટલે ભક્તિમાર્ગમાં પાપ તરવાનાં નથી તે અને કેટલીક વખત ભક્તો પણ પાપ તરે છે એમ કહ્યું છે તે આ બન્ને ઉભય શબ્દથી સમજાય છે. ભક્તને પણ પાપ કોઇક વખત ભગવાનની ઇચ્છાથી તરવાનાં હોવાથી ત્યાં કોઇ વિરોધ નથી એમ કહે છે.

**અધિ૦ ૭ સૂ૦ ૨૯**—રામાનુજ આ સૂત્રમાં 'ઉભયથા'ને બદલે 'ઉભયધા' એવો પાઠ લે છે. શંકર ગતિ એટલે દેવયાન માર્ગ સમજે છે. અને ઉભયથા એટલે ગતિ એટલે સામાન્ય રીતે "બે પ્રકારે" એમ લે છે. અર્થાત્ તેમના મતે દેવયાન માર્ગ પ્રતિગમનનું પ્રયોજન છે પણ ખરૂં અને નથી; પણ એવું તાત્પર્ય અહિંઆં છે. રામાનુજ ઉભયધા એટલે દેહનો વિયોગ થતી વખતે રસ્તામાં એમ લે છે, અને ગતિ એટલે કર્મનો ક્ષય એમ કરે છે. જ્યારે અણુભાષ્યકાર ગતિ એટલે જ્ઞાન અને ઉભયથા એટલે પુષ્ટિ અને મર્યાદા એ માર્ગો એવો અર્થ આ સૂત્રમાં લે છે.

**અધિ૦ ૮ સૂ૦ ૩૦**—શૈવના મતે સૂ૦ ૩૦ એ પૂર્વપક્ષ તરીકે આપવામાં આવ્યું છે. અને પછી તેના સિદ્ધાન્ત તરીકે સૂ૦ ૨૯ આપેલું છે. શંકરનો અર્થ આ છે "ગતિનું પ્રયોજન છે તેમ નથી. આ બન્ને પ્રકારના ભાવો યુક્ત છે. કારણ કે બ્રહ્મ પર્યન્ત પ્રતિગમન કરવાના કારણરૂપ પ્રયોજન લૌકિક રીતિ પ્રમાણે જોવામાં આવે છે." રામાનુજના મતે 'કર્મ ક્ષય થયા છતાં પણ દેવયાનને માર્ગે જવાને માટે સૂક્ષ્મ શરીર ટકી રહે છે. એનું લૌકિક દૃષ્ટાન્ત ખેતરના પાક માટે બાંધેલું તળાવ પાક ઉતાર્યા પછી પણ પાણી પીવાના કામમાં આવે છે એ રીતે' આવો અર્થ છે. અણુભાષ્યકારના મતે આ સૂત્રમાં મુક્તિની અપેક્ષાએ જે ભક્તિ કરે છે તે ભક્ત ચઢીઆતો કે મુક્તિની અપેક્ષા વગરનો નિરુપાધિ ભક્તિવાળો ? આના ઉત્તરમાં સિદ્ધાન્તી કહે છે કે અપેક્ષા રહિતવાળોજ ચઢીઆતો છે. કારણ કે ભગવાન્‌રૂપી અર્થને ઉદ્દેશીને તેની ભક્તિ હોવાથી ભગવાનનેજ તે પ્રાપ્ત કરે છે. આથી જેમ લોકમાં સ્વાધીન ભર્તૃકા સ્ત્રી પોતાના પતિ સિવાય અન્ય કોઇ વસ્તુને ઇચ્છતી નથી તેમ આ ભક્ત ભગવાન્ સિવાય મુક્તિ વગેરેને ઇચ્છતો નથી. આ અર્થ આ સૂત્રમાં છે. શંકર તથા રામાનુજે સૂત્રકારના આ અર્થને કેટલો બધો દાબી નાખ્યો છે!

**અધિ૦ ૯ સૂ૦ ૩૧**—રામાનુજ તથા શૈવ સૂ૦ ૩૨ને પહેલાં આપીને પછી સૂત્ર ૩૧ આપે છે. શંકર સૂ૦ ૩૧ માંનો અનિયમ શબ્દ દેવયાન માર્ગ પ્રતિ ગમનના સંબન્ધમાં લે છે અને જણાવે છે કે ત્યાં સગુણ વિદ્યામાં નિયમ હોતો નથી. રામાનુજ એમ કહે છે કે સર્વ ઉપાસનાઓમાં લાગેલા સર્વે કોઇ એજ માર્ગે જાય છે. તેથી ઉપર કહેલી એકજ ઉપાસનાવાળાને એ ગતિ પ્રાપ્ત થાય છે એમ નિયમ નથી. અણુભાષ્યકાર અનિયમ શબ્દ ગો. તા. પૂ. ૧ માં જણાવેલા મર્યાદા ભક્તિનાં ધારણ, રસના, ભજન, શ્રવણ વગેરે જે સાધનો કહ્યાં છે તે પરત્વે લે છે અને જણાવે છે કે તમામ સાધનો કરવાથી જ મોક્ષ મળે છે. અને તેમાંનાં ફક્ત એકને કરવામાં આવે તો મોક્ષ મળતો નથી આવો નિયમ ત્યાં નથી. ભાસ્કર, રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ અને શૈવ "सर्वेषामविरोधः" એવો પાઠ લે છે.

**અધિ૦ ૧૦ સૂ૦ ૩૨**—આ સૂત્રનું પ્રયોજન શંકરના મતે અધિકારીની જગતમાં ક્યાં સુધી સ્થિતિ છે તે જણાવવા માટે છે, અને જણાવે છે કે જ્યાંસુધી અધિકારીઓનો અધિકાર જગતમાં હોય ત્યાંસુધી જ તેમની સ્થિતિ છે. રામાનુજના અર્થમાં ઉપરના અર્થથી ખાસ વિલક્ષણતા નથી. પણ અણુભાષ્યકાર અધિકારીના ધર્મ પરત્વે સૂત્ર લેઇને અહિંઆં કહે છે કે જે જીવ દ્વારા અમુક કાર્ય કરાવવાની ભગવાનની ઇચ્છા થાય છે, તે જીવમાં પોતપોતાના અમુક ધર્મો સ્થાપન કરે છે, પણ તે ધર્મો કાર્ય પૂર્ણ થતાં સુધી ટકે છે, તેનાથી તેઓ મોક્ષ મેળવી શકતા નથી.

**અધિ૦ ૧૧ સૂ૦ ૩૩-૩૪**—શંકરના મતે આ સૂત્રનું પ્રયોજન અક્ષરબ્રહ્મમાં સર્વનો ઉપસંહાર દેખાડવાનું છે. આથી એવો અર્થ કરે છે કે "બ્રહ્મના નિરાકરણનો પ્રકાર સર્વત્ર સમાન હોવાથી તેમજ બ્રહ્મનુંજ સર્વત્ર અસ્તિત્વ હોવાથી, જેમ ઉપસદ્ નામની ઇષ્ટિમાં બીજી બાર ઇષ્ટિઓનો ઉપસંહાર હોય છે તેમ સર્વનો અક્ષરબ્રહ્મમાં છે." સૂ૦ ૩૪ ને તે જૂદા અધિકરણમાં લે છે, અને તેનું પ્રયોજન બ્રહ્મ વિદ્યાની એકતા દેખાડવાનું જણાવે છે. અર્થાત્ શ્રુતિમાં વેદ્યને અવયનપણું કહેલ છે. પણ તેમ છતાં

બ્રહ્મવિદ્યામાં એકતા છે. એવો સૂત્રનો અર્થ છે. રામાનુજ 'ઔપસદવત્' ને નીચે પ્રમાણે સમજાવે છે જેમ સામવેદનો अग्नेर्वै होत्रं वेतु એ મન્ત્ર જામદગ્ન્ય નામના ચાર રાતના યજ્ઞમાં પુરોડાશ વગેરે ઉપસદ્‌નો ગુણભૂત છે, અને તેથી એણે પ્રધાનને અનુસરવું જોઇએ એ ન્યાયે યજુર્વેદની રીતે ધીમે સ્વરે બોલવામાં આવે છે. પણ અહિંઆં શંકા થાય છે કે સર્વ બ્રહ્મવિદ્યામાં બ્રહ્મજ ગુણી (મુખ્ય) છે, અને ગુણોએ ગુણીને અનુસરવું જોઇએ. તે માટે सर्वकर्मा सर्वगन्धः વગેરે શ્રુતિમાં બતાવેલા ગુણો, જે અમુકજ ઉપાસનામાં લેવાના છે, તેને સર્વ ઉપાસનામાં લેવાનો પ્રસંગ આવશે. આ શંકાનો ઉત્તર સૂ૦ ૩૪ માં આપવામાં આવ્યો છે. ત્યાં આમનનનો અર્થ અનુચિન્તન લે છે. અર્થાત્ સામવેદના મન્ત્ર તરીકે એવું ઉંચે સ્વરે ગાન થવું જોઇએ; પણ યજુર્વેદનો પુરોડાશ આપવાના કામમાં એનો પ્રયોગ થાય છે તેથી એ એનું અંગ બને છે; અને તેથી એ ધીમે સ્વરે બોલાય છે આવો અર્થ લે છે.

અણુભાષ્યકારના મતે આ અધિકરણમાં અક્ષરબ્રહ્મ તથા પુરુષોત્તમનું તારતમ્ય દર્શાવીને પુરુષોત્તમની પરતા જણાવવાનો છે. (જુઓ સૂત્રાર્થ, અગર વિવેચન) સૂ૦ ૩૪ અક્ષરબ્રહ્મના વિષેનું છે. અર્થાત્ તૈ. ઉ. માં અક્ષરબ્રહ્મને ગણિતાનંદ કહેલ છે. માટે તે અલ્પ છે.

**અધિ૦ ૧૨ સૂ૦ ૩૫-૩૬**—સૂ૦ ૩૫ માં શંકરના મતે પુનરુક્તિથી વિદ્યામાં ભેદ કહેવાય છે. તે अन्तरा નો અર્થ આત્મા સર્વના અન્તરરૂપે કરે છે. ભૂતગ્રામના દૃષ્ટાન્તને એવી રીતે સમજાવે છે કે જેમ પંચમહાભૂતોનો સમૂહ સર્વત્ર એક રૂપે છે, તેમ વિદ્યામાં એકતા છે. સૂત્ર. ૩૬ માં 'ઉપદેશ' એટલે બીજો ઉપદેશ એમ લે છે. સૂ૦ ૩૭ ને જૂદા અધિકરણમાં તે લે છે. તેનો અર્થ આ પ્રમાણે આપે છે. "આ વિશેષણ વિશેષ્યભાવ ધ્યાનને લીધે છે. જેમ બીજા ગુણોનું નિરૂપણ છે, તેમ શ્રુતિકારો ગુણોનું નિરૂપણ કરે છે. રામાનુજ આ સૂત્રોના અર્થો નીચે પ્રમાણે લે છે. સર્વેના અન્તરમાં રહેલો જે આત્મા કહ્યો છે તે ભૂતોના બનેલા દેહવાળો પ્રત્યગાત્મા સમજવો. કારણ કે તે વિના "પ્રાણ લેતો અને ભૂખ તરસ વિનાનો એવા જે બે આત્મા (પ્રત્યગાત્મા અને પરમાત્મા) કહ્યા છે તેના ભેદનો ખુલાસો થઇ શકે નહિ. આનો ઉત્તર કે ના, બંને ઠેકાણે એકજ આત્માનું પ્રતિપાદન છે. આગળ ઉપદેશ જુઓ. સૂ૦ ૨૬ માં "ઇતર" એટલે "બીજા દાખલાઓ" એમ લે છે. સૂ૦ ૩૫ અને ૩૬ ને રામાનુજ એક સૂત્રમાં સમાવે છે. આ બન્નેના અર્થો અણુભાષ્યકારના અર્થોથી કેટલા બધા ભિન્ન પડે છે! અણુભાષ્યકારના મતે ભક્તિમાર્ગમાં અભેદ જ્ઞાન હોતું નથી, કારણ કે તે અન્તરાયરૂપ છે, એવું જણાવવાનો બાદરાયણનો આશય છે. અને તેથી તે પ્રમાણે અર્થ કરે છે, પણ શંકર અને રામાનુજ બન્નેએ તે સરળ અર્થને છોડી દીધા છે. 'અન્તરા' નો અર્થ 'અન્તરરૂપે' કરવામાં શંકરે અર્થને કેટલો બધો મચડી નાખ્યો છે. અણુભાષ્યકારે તેનો સામાન્ય સરળ અર્થજ લીધો છે. 'ઇતર' એટલે ભક્તિમાર્ગમાં વિપ્રયોગના ઉદ્રેકથી જે અશ્રુપ્રલાપ વગેરે થાય છે. તે એ અર્થ ભક્તિના અર્થને બંધ બેસતો જ છે.

**અધિ૦ ૧૩ સૂ૦ ૩૮-૩૯** સૂ૦ ૩૮ નો અર્થ શંકર "સત્યાદિ ગુણોનો ઉપસંહાર સત્ય બ્રહ્મમાંજ થાય છે. માટે સત્ય વિદ્યા એકજરૂપે છે, એમ કરે છે." રામાનુજનો અર્થ પણ તેને મળતો છે. અણુભાષ્યકાર 'સા' એટલે ભક્તિ લે છે, અને તેથી ભક્તિમાર્ગમાં ભક્તિ સર્વ સાધનરૂપ હોવાથી તેમાં સત્યાદિની વિધેયતા નથી. તે પ્રમાણે અર્થની સંગતિ દેખાડે છે. સૂ૦ ૩૯ માં 'કામાદિ'ને શંકર સત્ય કામાદિ ધર્મો લે છે. આથી સૂત્રનો અર્થ એવો લે છે કે સ્થાન આદિ એક સરખું છે, જેથી સત્યકામ આદિ જે વિશેષણો એક સ્થળે હોય, તેનો સંબન્ધ અન્ય સ્થળે પણ લેઇ શકાય અણુભાષ્યકાર કામાદિ એટલે કામાદિ ઉપાધિથી જન્ય ભક્તિનો ઉલ્લેખ કરે છે. તેમના મતે જ્ઞાન કરતાં ભક્તિની અધિકતા અહિંઆં જણાવવામાં આવે છે. કામાદિ તથા ગૃહનો અત્યાગ જ્ઞાનમાર્ગની માફક ભક્તિમાર્ગમાં અન્તરાયરૂપ થતા નથી, તેવું અહિંઆં કહેવાનો આશય છે.

અધિ૦ ૧૪ સૂ૦ ૪૦-૪૧—સૂ૦ ૪૦ માં શંકરના મતે પ્રાણાગ્નિહોત્રના લોપનો અભાવ પ્રયોજનરૂપ છે. તેથી સૂ૦ ૪૧ માં કહે છે કે "ભોજન દ્રવ્યમાંથી જે દ્રવ્ય પ્રથમ ઉપસ્થિત થયું હોય, તે વડે પ્રાણાગ્નિહોત્ર કરવું. કારણ આ રીતનું શ્રુતિનું પ્રમાણ છે. રામાનુજ સૂ૦ ૪૦ માંના આદર શબ્દને સત્યકામત્વ ગુણો સાથે લે છે, અને કહે છે કે શ્રુતિમાં તેમને માટે આદર હોવાથી ત્યાગ નથી. સૂ૦ ૪૧ માં "આમ પ્રત્યગાત્મા જીવ બ્રહ્મને પહોંચી જાય છે તે કારણથી એના યથેષ્ટ સર્વત્ર ગતિ સંભવે છે, એ પ્રમાણે શ્રુતિમાં કહેલું છે ! અણુભાષ્યકાર 'આદર' શબ્દને ભગવદ્ધર્મો સાથે લે છે, અર્થાત્ વર્ણાશ્રમ ધર્મો અને ભગવદ્ધર્મોમાંથી એકની પસંદગી કરવાનો સમય આવે તો ભગવદ્ધર્મો માટે શ્રુતિમાં આદર દર્શાવેલો હોવાથી તેમનો લોપ કરવો નહિ.

અધિ૦ ૧૫ સૂ૦ ૪૨—'અનિયમને બદલે મધ્વ અર્થાનિયમ' એવો પાઠ વાંચે છે. શંકર આમાં ઉપાસનાદિ કર્મની અનિત્યતા જુએ છે. તેથી એવો અર્થ કરે છે કે શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે ઉદ્‌ગીથાદિ કર્માંગોના વાસ્તવિક સ્વરૂપમાં નિયમ હોતો નથી. આમ હોવાનું કારણ એ છે કે કર્મનું ફળ ભિન્ન હોય છે, જેથી નિયમનો અભાવ છે. રામાનુજ આ પ્રમાણે અર્થ લે છે. એ ઉદ્‌ગીથનું ધ્યાન કર્મનું અંગ છેજ એ નિયમ નથી. કારણ કે વિદ્વાન્ અને અવિદ્વાન્ બન્ને માટે એ કર્મનું અનુષ્ઠાન કહેલું છે. માટે અંગ તરીકે નહિ પણ જુદુંજ એનું ફળ માનવું જોઇએ. અને તે એક આ કર્મનું ફળ બીજા કોઇ કર્મથી અટકતું હોય તો તે ન અટકે. આ સૂત્રમાં तद्दृष्टेः નો અર્થ રામાનુજ 'તે જોવામાં આવે છે' એવો લે છે. અર્થાત્ ઉપાસનાના અનુષ્ઠાનનો અનિયમ જોવામાં આવે છે એમ કહે છે. અણુભાષ્યકાર આ સૂત્રનું પ્રયોજન ભક્તને કર્મ કરવાની આવશ્યકતા છે કે નહિ તેનો ઉત્તર આપવામાં છે એમ જણાવે છે. તેથી અહિં કહે છે કે ભક્તને પણ ભગવાનની ઇચ્છાથી કર્મ કરવાનાં હોય છે. જેઓને ભગવાનની ઇચ્છાનું જ્ઞાન છે. ( તદ્-ભગવાનની ઇચ્છા અને દૃષ્ટિ એટલે જ્ઞાન ) તેણે લોક સંગ્રહ માટે કર્મ કરવાં અને જેને તે જ્ઞાન નથી તેણે પોતાના પ્રતિબન્ધો દૂર કરવાને કરવાં.

અધિ૦ ૧૬ સૂ૦ ૪૩—સૂ૦ ૪૩ માં મધ્વ 'એવ' પછી 'હિ' વાંચે છે. શંકર આ સૂત્રનો તદ્દન વિચિત્ર અર્થ કરે છે. પૂર્વમીમાંસામાં બલિદાન સંબન્ધી પૃથક્ પૃથક્ દેવ સંબન્ધી કહ્યું છે, તેજ પ્રમાણે વાયુ તથા પ્રાણદેવને પૃથક્‌રૂપે જાણવાં. રામાનુજ ઉપાસના પરત્વે અર્થ યોજીને આનો અર્થ કરે છે કે પ્રદાનની પેઠેજ ( ફરી ફરીને ગુણસહ વર્તમાન ગુણીની ઉપાસના કરવી, એ પ્રમાણે કહ્યું છે. ) અણુભાષ્યકાર સર્વાત્મભાવ પરત્વે લે છે. અને તે સાધનથી સાધ્ય છે કે નહિ તેનો ઉત્તર એમ આપે છે કે જેમ પ્રદાન એટલે પ્રકૃષ્ટ વરનું દાન પ્રસન્નતાથી કૃપાથી થાય છે તેમ સર્વાત્મ ભાવ પણ ભગવાનની કૃપાનુંજ ફળ છે તેથી સાધનથી સાધ્ય નથી.

અધિ૦ ૧૭ સૂ૦ ૪૪—શાંકરભાષ્યમાં સૂ૦ ૪૪ નો અર્થ વિચિત્ર કરવામાં આવ્યો છે. ત્યાં લિંગ એટલે શ્રુતિ વચન લઇને મનથી માનેલ અગ્નિની એકતા પરત્વે તે અર્થ લે છે. એટલે સૂત્રનો અર્થ આ પ્રમાણે લે છે. લિંગ અર્થાત્ શ્રુતિ વચનો પ્રકરણ કરતાં વધારે બળવાન્ છે, આમ પૂર્વકાંડમાં પણ કહ્યું છે. તેથી શ્રુતિમાં અગ્નિ સંબંધી ઘણાં વચનો છે. છતાં તે સર્વે મનઃકલ્પિત છે તથા આમ સ્વતંત્ર અને કેવળ વિદ્યાત્મક છે. સૂ૦ ૪૫ તથા સૂ૦ ૪૬ જેને અણુભાષ્યકાર પૂર્વપક્ષનાં સૂત્રો તરીકે લે છે તેને શંકર સિદ્ધાન્તીના સૂત્ર તરીકે યોજે છે. અને તેના અર્થો અનુક્રમે આ પ્રમાણે કરે છે. મનના સંકલ્પની માફક પ્રકરણને અનુસરીને આ અગ્નિઓ ક્રિયા શેષરૂપ છે. કારણ કે આ મન વડે આરોપિત થયેલાં અગ્નિઓ ક્રિયામન અગ્નિના ભેદ સ્વરૂપે છે (સૂ૦ ૪૫) 'વળી અગ્નિ ક્રિયાના પ્રવેશ સૂચક છે, આ રીતનું પ્રમાણ છે (સૂ૦ ૪૬) રામાનુજ ઉપાસના પરત્વે અર્થ લે છે તેથી આ સૂત્રો અનુક્રમે નીચે પ્રમાણે સમજે છે.

સર્વ ઉપનિષદમાં કહેલી પર વિદ્યાના ઉપાસ્યનુંજ સ્વરૂપ બતાવ્યું છે એમ દેખાડનારાં ઘણાં ચિહ્નો છે. અને લિંગ તથા પ્રકરણ એ બેમાંથી પ્રકરણ કરતાં લિંગ અર્થનો નિર્ણય કરવામાં વધારે બલવાન્

મનાય છે. (સૂ૦ ૪૪) સૂ૦ ૪૫ ને મનશ્ચિત વગેરે અગ્નિના અનુસંધાનમાં લેતાં કહે છે કે તે ક્રિયાત્મક અગ્નિના વિકલ્પરૂપ છે, પ્રકરણને લીધે માન સંગ્રહની પેઠે તે ક્રિયારૂપ હોઇ શકે. અણુભાષ્યકાર લિંગ એટલે વરણનું ચિન્હ અર્થાત્ સર્વાત્મભાવ, આત્માની અભેદતા કરતાં પણ અધિક છે એવું છાંદોગ્યમાં આવેલા સનત્કુમાર અને નારદના સંવાદથી જણાય છે; એમ જણાવવાનું પ્રયોજન આ સૂત્રનું છે એમ કહે છે. પછીનાં બે સૂત્રો એટલે સૂ૦ ૪૫-૪૬ માં પૂર્વપક્ષીની શંકા રજુ કરવામાં આવે છે. પૂર્વપક્ષી એમ માને છે કે જે પ્રપાઠકમાં સનત્કુમાર અને નારદનો સંવાદ છે તેની પહેલાં શ્વેતકેતુના ઉપાખ્યાનમાં આત્માનું-આત્મ જ્ઞાનનું પ્રકરણ હોવાથી તેનું તેજ પ્રકરણ અહિંઆં જારી રાખ્યું છે.

સૂ૦ ૪૭ માં શંકરના મતે અગ્નિનું વિદ્યાત્મક સ્વરૂપ જણાવ્યું છે અને સૂ૦ ૪૮ અગ્નિની સ્વતંત્રતામાં પ્રમાણ રૂપ છે, સૂ૦ ૪૯ શ્રુતિનું પ્રમાણ આપે છે. રામાનુજ પણ સૂ૦ ૪૭ માં મનશ્ચિતાદિ અગ્નિને વિદ્યારૂપ-જ્ઞાનાત્મક યજ્ઞનું અંગ જણાવે છે, તે. સૂ૦ ૪૮ ને સૂ૦ ૪૭ માં યોજે છે. અણુભાષ્યકારનું સૂ૦ ૪૭ તે રામાનુજનું સૂ૦ ૪૬ મું છે. અણુભાષ્યકાર આ ત્રણ સૂત્રોમાં સનત્કુમાર અને નારદના સંવાદમાં અભેદ જ્ઞાન છે કે સર્વાત્મભાવ તેનો નિર્ણય કરે છે. અને જણાવે છે કે અહિંઆં સર્વાત્મભાવ રૂપ જ વિદ્યા છે. આના સમર્થનમાં સૂ૦ ૪૭ માં વ્યાસ પોતાના અનુભવને પ્રમાણ આપે છે અને સૂ૦ ૪૮ માં શ્રુતિ અને લિંગને પ્રમાણ તરીકે લે છે.

**સૂ૦ ૫૦-૫૩**—સૂ૦ ૫૦ માં મનઃ સંપાદિત અગ્નિની સ્વતંત્રતા અને સૂ૦ ૫૧ માં અગ્નિઓનો ક્રિયા શેષરૂપે અભાવ, સૂ૦ ૫૨ માં અગ્નિનો વિદ્યા સાથેના સંબન્ધનો અર્થ શંકર લે છે. અને સૂ૦ ૫૩ નો એવો અર્થ જણાવે છે કે શરીરના વિષે આત્માનું અસ્તિત્વ હોવાથી કેટલાકો અર્થાત્ લોકાયતિકો આત્માનો અન્ય સ્થળે અભાવ માને છે આમાં મૂળ સૂત્રના એકે. શબ્દનો અર્થ લોકાયતિકો લે છે આ રીતે અગ્નિ પરત્વે અર્થ લેવાથી સૂત્રકારનો આશય કચડાઈ ગયો છે. રામાનુજ અનુબન્ધ એટલે યજ્ઞની સાથે જે અમુક વસ્તુઓ જોડાઇ હોય તે એવો અર્થ લે છે અને સૂત્રનો અર્થ આ પ્રમાણે લે છે. અનુબન્ધ વગેરે ઉપરથી જણાય છે કે જેમ દહરવિદ્યા ક્રિયામય યજ્ઞથી ભિન્ન છે તેમ આ પણ છે. આવા સ્થળે વિધિ કલ્પી લેવામાં આવતો નજરે પડે છે. પૂ૦ મીમાંસામાંતે ને અનુકુળ વચન છે. સૂત્રમાં 'તત્' શબ્દને પૂર્વમીમાંસાનું વાક્ય એમ અર્થ બેસાડે છે; આ પ્રમાણે શંકરના અર્થ પ્રમાણે સૂ૦ ૫૦ થી ૫૨ સુધીમાં ઉપરની માફક મનશ્ચિતાદિ અગ્નિ પરત્વે સૂત્રો લેઇને તે વિદ્યામય ક્રતુનુંજ પ્રતિપાદન કરે છે એમ જણાવે છે. સૂ૦ ૫૩ એટલે રામાનુજનું સૂ૦ ૫૧ તેનો અર્થ આ પ્રમાણે લે છે, કેટલાકો કહે છે કે જ્ઞાતા રૂપેજ, ઉપાસક આત્માનું અનુસંધાન કરવું. અપહતપાપ્માદિરૂપે નહિ; કારણ કે એ આત્મા શરીરમાં રહેલો છે તેથી.

**અધિ૦ ૧૮ સૂ૦ ૫૪-૫૬**—સૂ૦ ૫૪ માં ભાસ્કર, રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ અને શૈવ તદ્ભાવ ભાવિત્વાત્ એવો પાઠ વાંચે છે. શંકર આ અધિકરણનાં બે અધિકરણો કરે છે. સૂ૦ ૫૪ નું એક અધિકરણ, અને સૂ૦ ૫૫ અને ૫૬ નું બીજું. સૂ૦ ૫૪ વાળા અધિકરણનું પ્રયોજન દેહથી વ્યતિરિક્ત આત્માનું અસ્તિત્વ જણાવવા માટે છે. ઉપલબ્ધિ શબ્દને અગ્નિ આદિના ધર્મ પરત્વે યોજે છે, અર્થાત્ એમ જણાવે છે કે દેહથી વ્યતિરિક્ત પણ આત્માનું અસ્તિત્વ છે, જેમ અગ્નિ આદિના ધર્મ જોવામાં આવે છે તેમ આત્માના ધર્મ જાણવા. સૂ૦ ૫૫ માં ઉદ્ગીથાદિની ઉપાસના સામાન્ય રૂપે છે એવો અર્થ જણાવે છે. અને તે ઉપાસનામાં અવિરોધ છે એમ સૂ૦ ૫૬ માં કહે છે. રામાનુજના મતે સૂ૦ ૫૪ માં જેમ બ્રહ્મ જ્ઞાન યથાવસ્થિત બ્રહ્મ વિષયક હોય છે તેમ આ આત્માનું જ્ઞાન પણ યથાવસ્થિત અપહતપાપ્મત્વાદિ-ગુણ વિશિષ્ટ આત્મા વિષે હોવું જોઇએ. સૂ૦ ૫૫ માં ક્રતુનાં અંગ સાથે જોડાયલી સર્વ ઉપાસનાઓ સર્વ શાખાઓમાં એકજ માનવી એવું તાત્પર્ય છે. સૂ૦ ૫૬ માં મંત્રનું દષ્ટાન્ત આપીને

ઉપાસનાની એકતાને સમર્થન કરવામાં આવ્યું છે. અણુભાષ્યકારના મતે અહિંઆં જ્ઞાનીઓને ભગવદ્વરણ નહિ હોવાથી તેમના હૃદયમાં પરમ વ્યોમનો આવિર્ભાવ થતો નથી એ આ અધિકરણનું પ્રયોજન છે. રામાનુજ ભાષ્યમાં સૂ૦ ૫૪, ૫૫ અને ૫૬ અનુક્રમે સૂ૦ ૫૩, ૫૪ અને ૫૫ છે.

**અધિ૦ ૧૯ સૂ૦ ૫૭**—આ અધિકરણનું તાત્પર્ય શંકરના મતે સમષ્ટિ વૈશ્વાનરની ઉપાસનામાં છે. ભૂમાનો અર્થ તે 'સમષ્ટિ વૈશ્વાનર' કરે છે. રામાનુજ પણ એજ તાત્પર્ય જણાવે છે. અણુભાષ્યકાર ભૂમા એટલે સર્વાત્મભાવ અર્થ લેઇને તેનીજ મોક્ષ કરતાં પણ અધિકતા દેખાડવાને સૂત્રકારે આ સૂત્ર રચ્યું છે એમ કહે છે

**અધિ૦ ૨૦ સૂ૦ ૫૮**—આ અધિકરણમાં શંકરના મતે ઉપાસનાઓની વિવિધતા જણાવી છે. અણુભાષ્યકારનો અર્થ કંઇક મળતો છે. રામાનુજ વિદ્યાઓની વિવિધતા પરત્વે અર્થ લે છે. અર્થાત્ આ સૂત્રનો એવો અર્થ કરે છે કે 'સર્વ વિદ્યાઓમાં મુખ્ય વિષય બ્રહ્મ છે, પણ એ બ્રહ્મ વિષે જુદી જુદી બાબતો છે.'

**અધિ૦ ૨૧ સૂ૦ ૫૯-૬૦**—શંકર સૂ૦ ૫૯ અને સૂ૦ ૬૦ નાં બે અધિકરણો બનાવે છે. સૂ૦ ૫૯ નું તાત્પર્ય તેમના મતે અહંગ્રહ ઉપાસનાના નિરૂપણમાં છે. અને સૂ૦ ૬૦નું તટસ્થ ઉપાસનાના સ્વરૂપમાં છે. રામાનુજ આ બન્ને સૂત્રોને એક અધિકરણમાં લે છે. સૂ૦ ૫૯ માં બ્રહ્મવિદ્યાના સમુચ્ચયનો વિકલ્પ છે. અને સૂ૦ ૬૦ માં સકામવિદ્યાનો સમુચ્ચય છે એમ તે અર્થ કરે છે. અણુભાષ્યકાર કર્મમાર્ગીયની ઉપાસનાના પ્રકાર પરત્વે આ અધિકરણ યોજે છે.

**અધિ૦ ૨૨-૨૪ સૂ૦ ૬૧-૬૬**—શંકર સૂ૦ ૬૧ થી તે ૬૬ સુધી અર્થાત્ આ પાદના અન્ત સુધીનાં તમામ સૂત્રોને એક અધિકરણમાં લે છે. રામાનુજ પણ તે પ્રમાણે લે છે. અણુભાષ્યકાર સૂ૦ ૬૧-૬૨ નું એક અધિકરણ સૂ૦ ૬૩-૬૪ નું બીજું અધિકરણ અને સૂ૦ ૬૫-૬૬ નું ત્રીજું અધિકરણ લે છે; અર્થાત્ આ ત્રણ અધિકરણો અનુક્રમે ૨૨, ૨૩ અને ૨૪ માં છે. અધિ૦ ૨૨ માં ઉપાસનાનાં અંગોનો ઉપસંહાર પ્રકાર જણાવ્યો છે. અધિ૦ ૨૩ માં જ્ઞાનમાર્ગીય ઉપાસનાનો પ્રકાર કહ્યો છે. અને અધિ૦ ૨૪ માં ભક્તિમાર્ગીય ઉપાસનાના પ્રકાર છે. શંકરના મતે આ સૂત્રોમાં અનુક્રમે અંગાશ્રિત ઉપાનાનું સ્વરૂપ (સૂ૦ ૬૧) 'આશ્રિત ઉપાસના માટે વેદનું પ્રમાણ' (સૂ૦ ૬૨) એક ઉપાસનાનો બીજી ઉપાસના સાથે સમાહાર સંબન્ધ '(સૂ૦ ૬૩)' ઉપાસનામાં ગુણની સાધારણતા '(સૂ૦ ૬૪)' કર્માંગ રહિત ઉપાસનાનું નિરૂપણ (સૂ૦ ૬૫) અને ઉપાસનામાં અસહભાવ (સૂ૦ ૬૬) એ પ્રમાણે વિષયો છે.

**પાઠભેદ**—અધિ૦ ૧ સૂ૦ ૨ માં ભિક્ષુ 'યથા' પછીથી 'હિ' પદ વાંચે છે તેમ સૂ૦ ૪ ના અન્તે 'ચ' ઉમેરે છે. સૂ૦ ૭ માંથી રામાનુજ તથા શૈવ 'ચ' છોડી દે છે. સૂ૦ ૮ માંથી ભાસ્કર છેલ્લો શબ્દ છોડી દે છે. અને ભિક્ષુ 'એવમ્' ને બદલે 'એવ' વાંચે છે. સૂ૦ ૧૫ માં પ્રથમ સૂ૦ ૧૬ ને લેઇને પછીથી આ સૂત્રને ભિક્ષુ વાંચે છે. સૂ૦ ૧૮ ભાસ્કર રામાનુજ, નિમ્બાર્ક અને શૈવ 'અચોદનાત્' એવો પાઠ લે છે. સૂ૦ ૨૨ ઉપર ભાસ્કરનું ભાષ્ય જણાતું નથી. સૂ૦ ૨૩ માં ભાસ્કર રામાનુજ અને મધ્વ એક વાક્યને બદલે એક વાક્યતા વાંચે છે. સૂ૦ ૨૬ માં રામાનુજ તથા શૈવ तेषाम् પછી अपि વાંચે છે. સૂ૦ ૩૩ માં મધ્વ પ્રમાણે તેની પહેલાં 'તુ' છે. સૂ૦ ૩૬ માં શંકર, નિમ્બાર્ક, શૈવ અને ભિક્ષુ 'અપિ' પછી 'ચ' ઉમેરે છે. સૂ૦ ૩૭ માં 'અનુગ્રહ' એવો પાઠ મધ્વ લે છે. સૂ૦ ૨૮ માં નિમ્બાર્ક 'ચ' છોડી દે છે. સૂ૦ ૩૯માં ભાસ્કર જૈમિનિ શબ્દને પ્રથમ વિભક્તિમાં લે છે. અને મધ્વ અતદ્ભાવને બદલે તદ્ભાવ એવો પાઠ લે છે. ભિક્ષુ 'તુ' છોડી દે છે. સૂ૦ ૪૦ માં ભિક્ષુ છેલ્લો શબ્દ છોડી દે છે, સૂ૦ ૪૧ ભાસ્કર ભાષ્યમાં નથી. રામાનુજ, મધ્વ તથા શૈવ 'તુ' ને બદલે इति વાંચે છે અને મધ્વ भावमशनवत् ને બદલે भावगमनवत् એવો પાઠ લે છે. સૂ૦ ૪૨ માં ભાસ્કરના મતે

'અપિ' નથી. રામાનુજમાં 'ઉભયથા' શબ્દ છે. સૂ૦ ૪૪ માં રામાનુજ અને મધ્વ પ્રમાણે परिक्रियते એવો પાઠ છે. સૂ૦ ૪૫ ભાસ્કર, રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ અને શૈવ ભાષ્યમાં નથી. સૂ૦ ૫૦ માં શંકરના મતે પહેલા શબ્દ પછી અપિ છે. નિમ્બાર્કના મતે अप्रस्तुते છે અને ભાસ્કર ऐहिकमप्रस्तुतं प्रतिबन्धे तद्दर्शनात् એમ પાઠ વાંચે છે.

## પાદ ૪.

**અધિ૦ ૧ સૂ૦ ૧–૨૪**—અણુભાષ્યકારના મતે સૂ૦ ૧ માં બાદરાયણનો સિદ્ધાન્ત આપવામાં આવ્યો છે. અર્થાત્ ભગવાન્ એજ પુરુષાર્થ છે એમ તે કહે છે. શંકરના મતે પુરુષાર્થ એટલે મોક્ષ છે, તેથી આત્મજ્ઞાનથી મોક્ષ થાય છે. તેવું એ કહે છે અને તેજ જીવનો પુરુષાર્થ જણાવે છે. સૂ૦ ૨ થી ૭ સુધીમાં જૈમિનિના મતનો ઉલ્લેખ છે. અણુભાષ્યકારના મતે તે એમ જણાવે છે કે જ્ઞાની એ અર્થવાદરૂપ છે. તેથી કર્મનુંજ પ્રાધાન્ય છે. શંકર તે સૂત્રમાંથી મોક્ષને અર્થવાદ-રૂપે લે છે. તેથી કર્મનુંજ પ્રાધાન્ય છે. શંકર તે સૂત્રમાંથી મોક્ષને અર્થવાદરૂપે જૈમિનિ માને છે એમ કહે છે. વળી ઉભય બ્રહ્મવિદ્યા કર્મના અંગરૂપે છે એ મતનો પૂર્વપક્ષ સૂત્રકાર આપે છે એમ માને છે. સૂ૦ ૮ માં કર્મ વિષે બાદરાયણના સામાન્ય મતનો નિર્દેશ કર્યો છે. અણુભાષ્યકારના મતે ભગવાન્ ભક્તિમાર્ગ અને તે સંબન્ધી સર્વોત્તમ ભાવના અનુભવને કર્મથી અધિક જણાવેલ છે. શંકરના મતે જ્ઞેય સ્વરૂપ પરમાત્મા તે શરીરથી અધિક છે એમ ત્યાં જણાવે છે. સૂ૦ ૯ થી ૧૭ સુધીમાં જૈમિનિએ બ્રહ્મ વિદ્યાને કર્મના અંગરૂપે કરેલી દલીલોનું ખણ્ડન કર્યું છે. સૂ૦ ૧૨ માં જૈમિનિ કર્મના અનુષ્ઠાનનો પક્ષ કરે છે અને સૂ૦ ૧૯ માં બાદરાયણ તેનો ઉત્તર આપે છે. પણ અણુભાષ્યકાર તેનો એવો અર્થ કરે છે કે બાદરાયણના મતે અનુષ્ઠેય કર્મનો અપવાદ છે કારણ કે શ્રુતિમાં કર્મની વિધિ તથા તેનો ત્યાગ સરખો કહ્યો છે. શંકર એવો અર્થ લે છે કે સંન્યાસ સિવાયના અન્ય આશ્રમો આચરવા યોગ્ય છે એમ બાદરાયણ મુનિનું માનવું છે કારણ કે શ્રુતિ તે રીતે પ્રતિપાદન કરે છે. સૂ૦ ૨૦ માં 'ધારણા' શબ્દને અણુભાષ્યકાર 'સમાધિ' પરત્વે લે છે જ્યારે શંકર તેને સમિધને ધારણ કરવામાં ઘટાવે છે અને સૂત્રનો અર્થ એવો કરે છે કે ધારણની માફક અન્ય આશ્રયનો પરામર્શ વિધિરૂપ છે. સૂ૦ ૨૧ માં જ્ઞાનીને માટે કર્મની વિધેયતા વિષે શંકા અને તેનું સમાધાન આપ્યું છે. શંકાકાર એમ કહે છે કે જ્ઞાનીઓને પણ કર્મ કરવાં પડે છે એમ જે કહ્યું છે તે તેની સ્તુતિ માટે છે. તેનો ઉત્તર એ છે કે જ્ઞાનીને કર્મનાં ફલનો સંબન્ધ હોતો નથી અને છતાં તે કરવાનાં કહ્યાં છે એટલે કર્મની વિધેયતા જણાવી છે. શંકર આ સૂત્ર ઉદ્‌ગીથ-વચન પરત્વે ઘટાવીને કહે છે કે તે પૂર્વસિદ્ધ અર્થનું પ્રતિપાદન કરતા નથી તેથી વિધિરૂપે છે. સૂ૦ ૩૨ માં વેદાંતનાં આખ્યાનોમાં વિદ્યા પ્રધાનરૂપે છે કે નહિ તે વિષય છે. સૂ૦ ૨૪ માં આખ્યાનની બ્રહ્મ વિદ્યા સાથે એક વાક્યતા જણાવી છે. અને સૂ૦ ૨૫ માં એમ કહ્યું છે કે બ્રહ્મ વિદ્યાને કર્મની અપેક્ષા નથી.

રામાનુજ સૂ૦ ૧ નો અર્થ એવો કરે છે કે પરમપુરુષાર્થની સિદ્ધિ જ્ઞાનથી થયેલી છે કારણ કે એમ કહેનાર શ્રુતિનું વચન છે એવો બાદરાયણનો મત છે. સૂ૦ ૮ માં જીવાત્મા (બુદ્ધ તથા મુક્ત) કરતાં પરમાત્મા અધિક છે એમ બાદરાયણનો મત જણાવે છે. સૂ૦ ૧૯ નો અર્થ ગૃહસ્થાશ્રમ પ્રમાણે બીજા ઉર્ધ્વરેતસ્‌ના આશ્રમો પણ સેવવા જોઇએ એમ કહે છે. સૂ૦ ૨૫ માં જણાવે છે કે ઉર્ધ્વરેતસ્‌વાળા આશ્રમોનું શાસ્ત્ર વિધાન કર્યું છે, અને તેથીજ તેઓને અગ્નિહોત્રાદિ કર્મો કરવાની જરૂર નથી એમ શાસ્ત્રે કહ્યું છે.

**અધિ૦ ૨ સૂ૦ ૨૫ થી ૨૯, ૩૦**—પુરુષોત્તમના જ્ઞાનમાં કર્મ જ્ઞાન તથા ભક્તિની અપેક્ષા છે તે વિષે આ અધિકરણમાં વિચાર કર્યો છે. સૂ૦ ૨૬ માં અણુભાષ્યકારના મતે શમદમાદિ સાધનો ભક્તિ-માર્ગમાં સ્વતઃ સંભવતાં હોવાથી, જ્ઞાન માર્ગમાંજ તેનું અનુષ્ઠાન આવશ્યક છે. સૂ૦ ૨૭–૩૦ માં તે વિષે

પ્રાણના અત્યયમાં ગમે તેનું અન્ન લેવાની સંમતિ છે એમ કહે છે.

શંકર સૂ૦ ૨૫ નો આશય બ્રહ્મવિદ્યામાં ચિત્ત શુદ્ધિની અપેક્ષા હોવાથી યજ્ઞાદિને વિદ્યાના સાધન તરીકે કહેલ છે એમ જણાવે છે. સૂ૦ ૨૬ માં શમદમાદિને બ્રહ્મવિદ્યાનું સાધન કહે છે. અણુભાષ્યકાર એમજ કહે છે પણ ભક્તિમાં તેમની સાધનતા નથી એટલી વિશેષતા જણાવે છે. સૂ૦ ૨૭ થી ૩૦ સુધીમાં અર્થનો અહિંઆં બન્ને ભાષ્યકારોના મતમાં ખાસ ફેર નથી. રામાનુજ અહિઆં જ્ઞાન અને કર્મનો સમુચ્ચયવાદ દર્શાવે છે. પણ તે શંકરને સંમત નથી.

**અધિ૦ ૩ સૂ૦ ૩૧–૩૮**—અણુભાષ્યકારના મતે અહિંઆં પ્રથમ દૃષ્ટાન્તના ભક્ષણની માફક વર્ણાશ્રમ ધર્મોનું અનુષ્ઠાન કરવાનું કહે છે પણ સૂ૦ ૩૩ માં કહે છે કે વર્ણાશ્રમ ધર્મો કરતાં ભગવદ્ધર્મ અધિક છે તેથી જ્યારે તે બન્ને વચ્ચે કોઇ વિરોધ આવે ત્યારે ભગવદ્ધર્મોનુંજ અનુષ્ઠાન કરવું જોઇએ. સૂ૦ ૩૫ માં કહે છે કે વર્ણાશ્રમ ધર્મો ભક્તને ફલની પ્રાપ્તિમાં પ્રતિબન્ધક છે. સૂ૦ ૩૬ માં કહે છે કે જો વૈરાગ્યાદિ ભગવદ્ધર્મોમાં બાધક હોય તો પછી વર્ણાશ્રમ ધર્મો હોયજ એમાં શું આશ્ચર્ય છે? સૂ૦ ૩૭ માં જણાવે છે કે જ્ઞાનીની સરખામણીએ ભક્ત ઉપર ભગવાનનો વિશેષ અનુગ્રહ હોય છે. તેથી સૂ૦ ૩૮ માં કહે છે કે મુક્તિ કરતાં ભક્તની તદીયતા ચઢી જાય છે.

શંકરના મતે સૂ૦ ૩૧ નો આશય અમુમુક્ષુને માટે આશ્રમ કર્મનું વિધાન છે. સૂ૦ ૩૨ માં કહે છે કે કર્મો વિદ્યાના સહકારીપણા વડે રહેલા છે. સૂ૦ ૩૩ માં કામ્ય તથા નિત્ય તમામ કર્મોની એકતા જણાવી છે. અને તે ઉભય અમુમુક્ષુને માટે છે. સૂ૦ ૩૪ માં બ્રહ્મચારીને રાગાદિનો અભાવ હોય છે તેમ જણાવીને સૂ૦ ૩૫ માં અનાશ્રમીને બ્રહ્મ વિદ્યાનો અધિકાર જણાવે છે. અને તે અનાશ્રમીનેજ ધર્મ વિશેષથી બ્રહ્મ વિદ્યાનો અધિકાર છે એમ સૂ૦ ૩૬ માં કહીને, પછીનાં બે સૂત્રોમાં અનાશ્રમી કરતાં આશ્રમી શ્રેષ્ઠ છે એમ કહે છે.

રામાનુજના મતે સૂ૦ ૩૧ માં એમ કહેલું છે કે યજ્ઞાદિક કર્મ એ વિદ્યાનું અંગ છે તેમ આશ્રમ ધર્મ પણ છે એટલે જે ગૃહસ્થાશ્રમીને મોક્ષ વગેરેની ઇચ્છા ન થઇ હોય તેણે પણ તે કરવાં. સૂ૦ ૩૨ માં તે કર્મો વિદ્યાનાં સહકારી છે માટે કરવાનાં છે. સૂ૦ ૩૩ નો અથ તદ્દન જૂદો પડી જાય છે. તે એ પ્રમાણે કરે છે કે કર્મનો બે રીતનો ઉપયોગ છે, પણ કર્મ એનાં એજ છે. તેથી સૂ૦ ૩૪ માં જણાવે છે કે કર્મ વડે જ્ઞાનનો પ્રતિબન્ધ થતો નથી. સૂ૦ ૩૪ માં અન્તરાનો અર્થ 'સિવાય' લે છે, અને 'તદ્દષ્ટેઃ શબ્દોના અર્થ 'તેવું જોવામાં આવે છે' એમ કરે છે એટલે તેમનું તાત્પર્ય એવું છે કે આશ્રમ વગરનાને પણ વિદ્યાનો અધિકાર છેજ અર્થાત્ વિધુર અનાથ વગેરેને પણ વિદ્યાનો અધિકાર છે. સૂ૦ ૩૬ માં તપ વગેરે અમુક ધર્મોથી કાર્ય વડે વિદ્યાને મદદ મળે છે એમ શ્રુતિ છે એવો અર્થ કરીને પછીના સૂત્રમાં અનાશ્રમીના કરતાં આશ્રમીપણું શ્રેષ્ઠ છે એમ જણાવે છે.

**અધિ૦ ૪ સૂત્ર ૩૯**—અણુભાષ્યકાર એવો અર્થ આપે છે કે જો પુષ્ટિમાર્ગમાં જૈમિનિ પણ તદીયતાને પ્રાપ્ત કરે તો તેનો તે ભાવ કદી પણ તિરોહિત થતો નથી, તો પછી પુષ્ટિમાર્ગીય ભક્તોનો તો તેનજ તિરોહિત થાય. શંકર આ સૂત્રમાં ઉર્ધ્વરેતઃના પતનના અભાવ પરત્વે આ સૂત્ર યોજે છે અને રામાનુજ નૈષ્ઠિક બ્રહ્મચર્યાદિ આશ્રમ ધર્મથી ભ્રષ્ટતાનો અભાવ અહિઆં જણાવે છે.

**અધિ૦ ૫ સૂત્ર ૪૦–૪૧**—સૂ. ૪૦માં અણુભાષ્યકાર એમ જણાવે છે કે ભગવાન્ સ્વ ભક્તને બ્રહ્મલોકાદિક આધિકારિક ફલને પણ આપતા નથી કારણ કે તે ફલમાંથી તો પતનનો ભય હોય છે. ભક્તિમાર્ગમાં પતનનો ભય નથી છતાં જ્ઞાનની સરખામણીએ ભક્તિનું પતન તે ઉપપતન છે અને જ્ઞાનમાર્ગનું મહાપતન છે.

શંકરના મતે સૂ, ૪૦નું પ્રયોજન નૈષ્ઠિકને પ્રાયશ્ચિત્તનો અભાવ છે, તેથી તે ત્યાં કહે છે, અધિકારી થવાયોગ્ય પ્રાયશ્ચિત્ત નૈષ્ઠિકને નથી કારણુ શ્રુતિમાં એવું અનુમાન છે કે તેને માટે પ્રાયશ્ચિત્ત અયોગ્ય છે. પછીના સૂત્રમાં નૈષ્ઠિકને વ્યભિચારનું પ્રાયશ્ચિત્ત છે એમ કહે છે. રામાનુજ લગભગ શંકરને જ અહિંઆં અનુસરે છે.

**અધિ૦ ૬ સૂત્ર ૪૨-૪૫** આ અધિકરણુમાં અણુભાષ્યકારના મતે ઉત્કટ ભગવદ્‌ભાવની દશામાં ગૃહત્યાગ આવશ્યક છે એમ કહ્યું છે. આ ગૃહત્યાગ સાધન તરીકે નથી કારણુ કે પુષ્ટિમાર્ગમાં ફલ ભગવાન્‌થી જ હોય છે.

શંકર અહિંઆં પતિત નૈષ્ઠિક બહિષ્કારને યોગ્ય છે એવો અર્થ જણાવે છે. સૂ. ૪૩ને નવા અધિકરણુમાં લે છે, તેનો વિષય ઉપાસનાનું ફળ કોને? એ પ્રશ્ન છે. આના ઉત્તરમાં આત્રેયનો અભિપ્રાય આપ્યો છે અને સૂ. ૪૪માં ઔડુલોમિનો આપ્યો છે. અને સૂ. ૪૫ માં તે વિષે શ્રુતિનુ પ્રમાણુ આપ્યું છે. રામાનુજ સૂ. ૪૩ અને ૪૪ ને એક અધિકરણુમાં લે છે. પણુ સૂ. ૪૫ ને છોડી દે છે. અર્થમાં વિશેષતા નથી.

**અધિ૦ ૭ સૂત્ર ૪૬**—અણુભાષ્યકાર આ સૂત્રમાં મર્યાદા અને પુષ્ટિ એવા બે પ્રકારના જીવોના ભેદ જણાવે છે. તેમાં શમદમાદિ મર્યાદામાં છે, પુષ્ટિમાં વરણુ છે. વરણુમાં કાયિક, વાચનિક અને માનસિક. એ ત્રણુમાંથી માનસિક સાધનજ ઉત્તમ કહ્યું છે. તે માનસિક સાધન પણુ વિધિ વગેરે જેવું જાણુવું એમ કહે છે. શંકર અહિંઆં મૌન વિધિનું નિરૂપણુ જણાવે છે. શ્રવણુ તથા મનની અપેક્ષાએ મૌન એ ત્રીજો વિધિ છે. ભેદ દર્શન પ્રાપ્તિવાળાને જેમ પ્રધાન વિધિ છે તેમ અભેદ દર્શનવાળાને મૌન વિધિ છે. રામાનુજ ભાષ્યમાં પણુ માનની વિધિનો અર્થ છે.

**અધિ૦ ૮ સૂત્ર ૪૭-૫૦** ભક્તિની સાધન દશામાં આ અર્થાત્ ઉત્કટ ભાવના હોય ત્યારે ગૃહના અત્યાગનો અર્થ અણુભાષ્યકારના મતે અહિંઆં જણાવેલો છે. ગૃહસ્થાશ્રમમાં કુટુમ્બ સહિત સેવા કરવાથી સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ ભગવાન્‌માં થાય છે. સૂ. ૪૮માં જણાવે છે કે સંન્યાસીની માફક ભક્તિમાર્ગીય ગૃહીમાં પણુ મૌન વગેરે હોય છે. સૂ. ૪૯માં ભગવદ્‌ભાવને ગુપ્ત રાખીને ભજન કરવાનું કહે છે અને તે ગુપ્ત રાખવાને માટે સૂ. ૫૦માં જણાવે છે કે વૈદિક તથા લૌકિક સુતના સંસ્કાર વગેરે કર્મો ભગવદ્‌ભજનને અપ્રતિબન્ધક હોય તેવી રીતે કરવાં.

શંકર સૂ. ૪૭માં એમ કહે છે કે યજ્ઞ આદિ અથવા આશ્રમમાં વિધાન કરેલ શમ આદિનો ગૃહસ્થાશ્રમમાં મુખ્યત્વે કરીને સંભવ છે. માટે ગૃહસ્થાશ્રમથી ઉપસંહાર છે. સૂ. ૪૮માં ચારે આશ્રમોનો સમાન ઉપદેશ જણાવે છે. અને સૂ. ૪૯માં વિદ્વાને પોતાના ગુણુને પ્રકટ નહિ કરતાં શુદ્ધ ભાવે રહેવાનું કહે છે. સૂ. ૫૦માં બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ આ જન્મમાં છે કે અન્ય જન્મમાં તેનો ઉત્તર આપે છે અને કહે છે કે પ્રસ્તુત અર્થાત પ્રારબ્ધ કર્મનો અટકાવ ન હોય તો આ જન્મમાં પણુ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ થઇ શકે. રામાનુજ સર્વ આશ્રમોમાં વિદ્યાનું અસ્તિત્વ હોવાથી અહિંઆં પણુ તે છે એમ જણાવે છે અને સૂ. ૪૮ પ્રમાણે મૌનની માફક બીજા આશ્રમ ધર્મોનો પણુ ઉપદેશ છે તેથી સૂ. ૪૯માં કહે છે કે દંભાદિક જે દુર્ગુણો મનુષ્ય મોટપણુમાં દેખાડે છે તે જ્ઞાનીમાં હોવા ન જોઇએ. અને સૂ. ૫૦માં કહે છે કે જો પ્રબળ કર્માન્તરનો પ્રતિબન્ધ આડો ન પડે તો ઉપાસનાનું અભ્યુદયરૂપી ફળ અહિંઆં તુર્ત મળે છે.

**અધિ૦ ૯ સૂત્ર ૫૦**-અહિંઆં અણુભાષ્યકાર ઉપસંહાર કરતાં એમ જણાવે છે કે ભક્તનું મુક્તિફલ ભક્તિ રસનો અનુભવ છે. આ રસના અનુભવમાં ખાસ નિયમ નથી કારણુ કે ભગવાનની ઇચ્છાનુસાર તે થાય છે.

શંકર મુક્તિફળનાં અનિયમ પરત્વે અર્થ લે છે કારણ કે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિમાં પ્રતિબંધ હોવાને લીધે તેના ફળરૂપ મુક્તિને વિષે નિયમ નથી. કારણ કે બ્રહ્મજ્ઞાનની અવસ્થાનો નિશ્ચય થઇ ચૂકેલો હોય છે. રામાનુજનો અર્થ સરખો છે.

## અધ્યાય ૪.

## પાદ ૧.

**અધિ૦ ૧ સૂ૦ ૧-૨**—શંકરાચાર્ય-આવૃત્તિનો અર્થ શ્રવણાદિની આવૃત્તિ કરે છે. પણ રામાનુજ બ્રહ્મ જ્ઞાનની આવૃત્તિ એવો અર્થ લે છે. પણ અણુભાષ્યકારની વ્યાખ્યાન શૈલી ઓરજ છે!

**અધિ૦ ૨ સૂ૦ ૪**—સૂત્ર ૪ માં શંકર, રામાનુજ, મધ્વ, શૈવ તથા ભિક્ષુ 'પ્રતીક' શબ્દને સપ્તમી વિભક્તિમાં લે છે, પણ ભાસ્કર તૃતીયા વિભક્તિમાં છે. અહિંઆં અણુભાષ્યકાર બન્ને પાનોઠે સ્વીકાર કરીને કેવી રમણીય રીતે અર્થ કરે છે. શંકરાચાર્ય સૂત્રનો એવો અર્થ કરે છે કે પ્રતિમામાં આત્મા તરીકે બુદ્ધિ કરવી નહિ, કારણ કે ઉપાસકો આત્માને પ્રતિમારૂપે માનશે નહીં. આ અર્થ તદ્દન અસંગત છે. પ્રકરણમાં બ્રહ્મદૃષ્ટિ અને પ્રતીકોપાસનના ફલનું તારતમ્ય દેખાડે છે. આત્મા તરીકે ઉપાસના કરવાથી મોક્ષ મળે છે પણ પ્રતીક તરીકે ઉપાસવામાં તે મળતું નથી. આમ ફળનું પ્રકરણ ચાલે છે. તે રીતે અર્થ કરવો એઇએ તેને બદલે પ્રતિમામાં આત્મા તરીકે બુદ્ધિ કરવી નહિ' એ કેવો અવિશ્વસનીય અર્થ શાંકરભાષ્યમાં જોવામાં આવે છે. રામાનુજ પણ તેનેજ અનુસરતો અર્થ કરે છે. બન્ને ભાષ્યકારો સૂત્રમાંના સઃ શબ્દને આત્માના અર્થમાં લે છે. જ્યારે અણુભાષ્યકાર મોક્ષ તથા ભજનાનન્દના અનુભવના અર્થમાં લે છે. બન્ને ભાષ્યોમાં સૂત્ર પાંચનો અર્થ પણ તેટલોજ કઢંગો લાગે છે. उत्कर्षात् નો અર્થ બ્રહ્મ પ્રતીક કરતાં ઉત્કૃષ્ટ છે એમ કરે છે. પણ અણુભાષ્યકાર એ પ્રમાણે અર્થ કરતા નથી. સૂત્રમાં બ્રહ્મદૃષ્ટિનું કથન છે. આ બ્રહ્મ દૃષ્ટિ શી રીતે ઉદય પામે છે. એવી કોઇને શંકા થાય તો કહે છે કે જ્ઞાનનો ઉત્કર્ષ—આધિક્ય થતાં એ દૃષ્ટિ ઉદય પામે છે. આ અર્થ કેવો સ્વાભાવિક અને સરળ છે.

**અધિ૦ ૩**—સૂ૦ ૬ નો અર્થ શંકરાચાર્ય 'ઉદ્‍ગીથાદિમાં આદિત્યાદિની બુદ્ધિ કરવી. કારણ કે ઉદ્‍ગીથ આદિ અંગમાં કર્મની પ્રાપ્તિ થાય છે' એવો કરે છે. રામાનુજ પણ તેનેજ અનુસરે છે.' સૂત્ર૦ ૭ નો અર્થ 'શંકરાચાર્ય તથા રામાનુજ બન્ને' ઉપાસના બેઠે બેઠે કરવી એવો સમજે છે. આ અર્થ કેવો હાસ્યાસ્પદ છે! સૂત્રમાં आसीनः વિશેષણ છે, તે ધર્મી ભગવાનનું છે. તે ઉપાસકનું વિશેષણ નથી. સૂ૦ ૧૯ નો અર્થ અચલત્વની અપેક્ષાથી અર્થાત્ ધ્યાન માટે નિશ્ચલ રહેવાની જરૂર છે. કારણ કે નિશ્ચલત્વને લઇને પૃથ્વી અન્તરિક્ષ વગેરેમાં ધ્યાનનું વર્ણન કર્યું છે. આ પ્રમાણે કર્યો છે. સૂ૦ ૧૦ માં स्मरन्ति ના કર્તા કેટલાક ભક્તો અધ્યાહાર છે, છતાં શંકરાચાર્ય તથા રામાનુજાચાર્ય 'સ્મૃતિ પણ ધ્યાન કરવાનું કહે છે' એવો અર્થ ઉપજાવે છે.

**અધિ૦ ૪ સૂ૦ ૧૧**—ભાસ્કરના પાઠમાં तत्रैकाग्रता નથી. શં૦ તથા રા૦ આ સૂત્રનો અર્થ 'જ્યાં એકાગ્રતા હોય ત્યાં ધ્યાન કરવું, એમ કહે છે. तत्राविशेषात् નો અર્થ શંકરાચાર્ય 'આ સંબન્ધી બીજો નિયમ નથી એમ કરે છે. જ્યારે રામાનુજ 'બધે' એવો લે છે.

**અધિ૦ ૫ સૂ-૧૨**—શંકરાચર્ય તથા રામાનુજ બન્ને 'પ્રાયણ' નો અર્થ મરણ લે છે. અને પછી સૂત્રનો અર્થ એમાં કરે છે કે 'મરણ પર્યન્ત ઉપાસના કર્યા કરવી' અર્થાત્ ઉપાસના તે માત્ર એકજ ક્ષણ કે દિવસની વાત નથી. પણ મરણ સુધી કરવી. અણુભાષ્યકાર 'પ્રાયણ' નો અર્થ પારલૌ-

કિક ફળ લે છે. અને તે એમ કહે છે કે જ્યાંસુધી ભગવાનરૂપી પારલૌકિક ફળ મળે ત્યાંસુધી ભક્તને બાહ્ય કે આન્તર પદાર્થોનું અનુસંધાન હોતું નથી. આ કેટલો સુંદર અર્થ છે. तत्रापि हि दृष्टम् નો અર્થ શંકરાચાર્ય 'શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે એવો લે છે. અને રામાનુજાચાર્ય ત્યાં (મરણ પર્યન્તના સમયમાં એ જોવામાં આવે છે' એમ અર્થ કરે છે. અણુભાષ્યકાર દૃષ્ટફલ ભગવાનનાં દર્શન તથા તેમની સાથે આલાપાદિ ફલને અહિંઆં 'દૃષ્ટ' માને છે. એની સરખામણીએ સાયુજ્ય તે અદૃષ્ટ ફલ છે.

અધિ૦ ૬ સૂ૦ ૧૩ માં तदधिगमे નો અર્થ શંકરાચાર્ય 'આત્મપ્રાપ્તિ' કરે છે. રામાનુજ 'વિદ્યાની પ્રાપ્તિ કરે છે.' પણ આ બન્ને આ સૂત્ર જ્ઞાનીને લગાડે છે. જ્યારે અણુભાષ્યકાર મર્યાદા-ભક્તને લગાડે છે. શંકરાચાર્ય જીવન્મુક્તિ પરત્વે આ અધિકરણ યોજે છે. સૂત્ર. ૧૪ માં पाते શબ્દને દેહના પાતના અર્થમાં લે છે. રામાનુજ પણ તે અર્થને પુષ્ટિ આપે છે. આથી સૂત્રમાંથી સાર ખેંચે છે કે કેટલાંક પુણ્યકર્મો મરણ સુધી પહોંચે છે અને પછી નાશ પામે છે. એટલે એ મુક્તિમાં એ આડાં આવતાં નથી. આ અર્થ લેતાં तु શબ્દનો સંકેત નષ્ટ થાય છે. અણુભાષ્યકાર ભગવદ્‌ભાવમાંથી ચ્યુતિ એવો પાતનો અર્થ લે છે. અને તે સૂત્રને બરાબર અનુસરે છે. સૂત્ર. ૧૫ માં तदवधेः 'નો અર્થ દેહના પતન સુધી એમ શંકરાચાર્ય તથા રામાનુજ કરે છે. તેઓ આખા સૂત્રને અખણ્ડ લે છે. અણુભાષ્યકાર તે સૂત્રના બે ભાગ કરે છે. એક ભાગ एत्र સુધી અને બાકીનો પછીનો ભાગ. પ્રથમ ભાગનો અર્થ એવો કરે છે કે પ્રારબ્ધ સિવાયનાંજ કર્મો નાશ પામે છે. तदवधेः માં તેની અવધિ એટલે 'ભગવાનની ઇચ્છા સુધી' એમ અર્થ લે છે. સૂ૦ ૧૬ માં શંકરાચાર્ય तत्कार्याय નો અર્થ જ્ઞાનના કાર્ય માટે અર્થાત્ મોક્ષ માટે એમ સમજે છે. અર્થાત્ અગ્નિહોત્રાદિ પણ જ્ઞાનના કાર્ય માટે છે એમ કહે છે. રામાનુજ 'વિદ્યારૂપીકાર્ય' માટે એવો અર્થ લે છે, અને સૂત્રનો અર્થ એવો કરે છે કે અગ્નિહોત્રાદિ કર્મ વિદ્યાથી બંધ થતાં નથી, બલ્કે એનુંજ ફળ વિદ્યા છે. અણુભાષ્યકાર અગ્નિહોત્ર પ્રારબ્ધ કર્મના નાશ માટે છે એવો અર્થ કરે છે. અને તે બરાબર જ છે. કારણ કે બ્રહ્મવેત્તાના પ્રારબ્ધ કર્મના ક્ષયનું અધિકરણ તે છે તો તે ક્ષય શી રીતે થાય તે જણાવવાને અગ્નિહોત્રાદિ કરવાનું કહે છે. રામાનુજ સૂ૦ ૧૩, ૧૪, અને ૧૫ નાં જૂદાં અધિકરણ યોજે છે. અને સૂ૦ ૧૬, ૧૭ અને ૧૮ ને 'અગ્નિહો-ત્રાદ્યધિકરણ' નામના એક અધિકરણમાં સમાવે છે. શંકરાચાર્ય પણ એજ પ્રમાણે જૂદાં અધિકરણો લે છે. પણ સૂ૦ ૧૬ એકલાનુંજ એક અધિકરણ લે છે. સૂ૦ ૧૭ અને ૧૮ નું જૂદું અધિકરણ છે, અણુભાષ્યકાર તો સૂ૦ ૧૩ થી ૧૬ સુધીનાં તમામ સૂત્રો એકજ અધિકરણમાં લે છે. ભિક્ષુ સૂ૦ ૧૬ માં तत्कार्यायैव એટલોજ પાઠ લે છે.

અધિ૦ ૭ સૂત્ર. ૧૭ માં अन्यापि ને બદલે શંકરાચાર્ય अन्योपि પાઠ લે છે. અને एकेषाम् એટલે કેટલીક શાખાવાળાઓ લેઇને उभयोः નો અર્થ જૈમિનિ તથા બાદરાયણ લે છે. તેમના મતે સૂત્રનો અર્થ એવો થાય છે કે 'આથી અર્થાત્ અગ્નિહોત્રાદિ નિત્ય કર્મથી અન્ય અર્થાત્ પુણ્ય થાય છે. એમ કેટલીક શાખાવાળાઓ માને છે. પણ જૈમિનિ તથા બાદરાયણ બેઉ આચાર્યોની સંમતિ છે કે આ સકામ કર્મ બ્રહ્મ વિદ્યાને ઉપકારક નથી. રામાનુજ उभयोः એટલે વિદ્યાની પૂર્વેનાં તથા પછીનાં પુણ્ય કર્મો સમજે છે. एकेषाम् નો અર્થ કેટલીક શાખાઓવાળા એમ કહે છે. આથી સૂત્રનો અર્થ તેમના પ્રમાણે એવો થાય છે 'કેટલાકની શાખાઓ આ (અગ્નિહોત્રાદિ) થી ભિન્ન બંને વિદ્યાની પૂર્વ અને પછીનાં પુણ્યકર્મોની સાધુ કરણી પણ હોય છે. અણુભાષ્યકાર एकेषाम् એટલે પુષ્ટિમાર્ગીય ભક્તો લે છે, અને उभयोः એટલે પ્રારબ્ધ તથા અપ્રારબ્ધ. તેમના મતે પુષ્ટિમાર્ગીય ભક્તના પ્રારબ્ધ તથા અપ્રારબ્ધ હોતા નથી એવો અર્થ છે. સૂ૦ ૧૮ નો અર્થ શંકરાચાર્ય એમ લે છે કે વિદ્યાથી નહિ જોડાયલું અગ્નિહોત્રાદિ કર્મ બળવાન્ છે. જ્યારે રામાનુજ "જે વિદ્યારહિત તેજ કર્મ બરાબર ફળ

આપે છે. રામાનુજનો અર્થ કંઇ બંધ બેસતો ગણી શકાય. પણ શંકરાચાર્યનો તો તદ્દન અસંબદ્ધ જણાય છે. એટલુંજ નહિ પણ શ્રુતિથી વિપરીત લાગે છે. સૂ૦ ૧૯ માં ઇતર એટલે પુણ્ય તથા પાપ એમ અર્થ લેઇને સૂત્રને જીવન્મુક્તના આરબ્ધ કાર્ય પરત્વે લગાડીને શંકરાચાર્ય એમ કહે છે કે જીવન્મુક્તનાં આરબ્ધ કાર્યનાં પુણ્ય તથા પાપનો ભોગવડે નાશ કરી, બ્રહ્મ સંપન્ન થાય છે. રામાનુજ પણ તદનુસાર અર્થ કરે છે. પણ તુ નો જે અર્થ છે તેથી પુષ્ટિ ભક્તિના ફલનેજ લક્ષ્યમાં રાખીને સૂત્રકારે આ સૂત્ર યોજ્યું છે એવુંતો અણુભાષ્યકાર જ દર્શાવે છે.

## પાદ ૨

અધિ૦ ૧—સૂત્ર ૨જામાં શંકર, ભાસ્કર, મધ્વ અને શૈવ एव પછી च વાંચે છે. સૂ૦ ૪ માં શૈવનો પાઠ ફક્ત सोध्यक्षेण એટલોજ છે. શંકરાચાર્ય સૂ૦ ૧ અને ૨ નું એક અધિકરણ લે છે, અને સૂ૦ ૩ નું એક પૃથક્ અધિકરણ લે છે અને સૂ૦ ૪ ને પછીનાં સૂત્રો ૫ અને ૬ સાથે જોડી દઇને એક અધિકરણ બનાવે છે. રામાનુજ પણ આ ક્રમને સ્વીકારે છે. અણુભાષ્યકારના મતે સૂ૦ ૧ થી ૪ સુધીમાં જૂદા વિષય હોવાથી ત્યાં એકજ અધિકરણ છે. શંકરાચાર્ય તથા રામાનુજાચાર્ય તેમાં વાગાધિકરણ તથા મનોધિકરણ કલ્પે છે તે કલ્પવાની જરૂરજ નથી. સૂ૦ ૧ માં શંકરાચાર્ય વાણી શબ્દનો અર્થ વાણીની વૃત્તિ લે છે અને "દર્શન" તથા શબ્દના અર્થો પ્રત્યક્ષ જોવામાં આવે છે તથા શ્રુતિ એવો લે છે. અર્થાત્ તેમના મતે આખા સૂત્રનો અર્થ એ છે કે વાણી વૃત્તિનાં મન વિશે લય થાય છે, કારણ કે આ બાબત પ્રત્યક્ષ જોવામાં આવે છે તથા શ્રુતિ પણ તેજ છે. એ પ્રમાણે કહે છે. રામાનુજ વાણીનો અર્થ વાણીની વૃત્તિ કરતા નથી પણ વાણીજ કરે છે. એટલોજ તેમના અર્થનો શંકરાચાર્યના અર્થથી ભેદ છે. અણુભાષ્યકાર "દર્શન એટલે ભગવાનનું પ્રકટ દર્શન અને "શબ્દ" એટલે વેણુનાદાદિનું શ્રવણ એ પ્રમાણે અર્થ કરીને સૂત્રના અર્થને વિશદ અને રમણીય બનાવે છે. તે વાણીનો અર્થ વાણીજ લે છે. સૂ૦ ૪ માં અધ્યક્ષનો અર્થ શંકર "જીવ" લે છે અને ઉપગમન એટલે સૂત્રનો અર્થ એવો થયો કે પ્રાણનું જીવને વિષે ઉપગમનાદિ થતું હોવાથી, પ્રાણનો જીવને વિષે લય થાય છે. રામાનુજ પણ આજ અર્થને અનુસરે છે. અણુભાષ્યકારની વ્યાખ્યાન શૈલી તદ્દન નિરાળી પડી જાય છે. તે ઉપગમ એટલે ભગવત્કૃત અંગીકાર અને 'આદિ' એટલે ભગવત્પ્રાપ્તિમાં પ્રતિબન્ધનો અભાવ, ભજન, અને ઉત્કટસ્નેહથી ભગવાનનું વશીકરણત્વ લે છે.

અધિ૦ ૨–૩–૪—સૂ૦ ૫ તથા ૬ ને શંકરાચાર્ય અધિકરણ ૩જામાં સમાવે છે. સૂત્ર ૫માં સર્વના લય વિષે કહ્યું છે તેથી સૂત્રનો અર્થ એવો કરે છે કે શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે પંચભૂતોમાં પ્રાણ સહિત જીવનો લય થાય છે. સૂ૦ ૬ માં एकस्मिनનો અર્થ તેઓ "તેજમાં" એમ લે છે, અને दर्शयतः ના કર્તા તરીકે શ્રુતિ અને સ્મૃતિ લે છે અર્થાત સૂત્રનો અર્થ એવો કરે છે કે શ્રુતિ અને સ્મૃતિ પ્રશ્નોત્તરરૂપે પ્રતિપાદન કરે છે કે કેવળ તેજમાં જીવ સ્થિતિ કરતો નથી. સૂ૦ ૭ નું જુદુ અધિકરણ કલ્પીને દેવમાર્ગની પ્રાપ્તિ કોને થાય છે? એ વિષે એ અધિકરણમાં વિચાર કર્યો છે એમ તે કહે છે. અને સૂત્રનો "સમાન" શબ્દ વિદ્વાન્ તથા અવિદ્વાન્ બન્નેને લાગુ પાડે છે, અને અનુપોષણનો અર્થ, બાળીને કરે છે. અર્થાત્ સૂત્રનો અર્થ એવો કરે છે કે દેવયાનમાર્ગ જતાં સુધી વિદ્વાન્ તથા અવિદ્વાનનું ગમન એક સરખું છે. આ રીતે બ્રહ્મ લોક જવારૂપી અમૃતત્વ જે વિદ્વાને અવિદ્યારૂપી ક્લેશને બાળ્યો નથી. તેને માટે છે. પછી સૂ૦ ૮–૯–૧૦ અને ૧૧ ને જુદા અધિકરણમાં (પાંચમા અધિકરણમાં) યોજે છે. આ અધિકરણનો વિષય તેજની અવસ્થા સૂક્ષ્મ છે એમ પ્રતિપાદન કરવાનો છે. સૂત્ર ૯ નો અર્થ આ ઉક્ત તેજ સ્વરૂપમાં તથા પ્રમાણમાં સૂક્ષ્મ છે આ રીતની પ્રાપ્તિ જોવામાં આવે છે એવો લે છે, સૂ૦ ૧૦ માં તેજના ઉપમર્દનનો અભાવ નિરૂપે છે તેથી "જો કે શરીરનું ઉપમર્દન થાય છે. છતાં તેજ સૂક્ષ્મ

હોવાથી તેનું ઉપમર્દન થાય છે. છતાં તેજ સૂક્ષ્મ હોવાથી તેનું ઉપમર્દન થતું નથી. એમ લે છે. સૂ૦ ૧૧ માં તેજનો ધર્મ ઉષ્ણતા છે એમ કહે છે તેથી ઉપપત્તિથી એમ જણાય છે કે ઉષ્ણતા એજ તેજના ધર્મ રૂપે છે સૂ૦ ૧૨ થી ૧૪ ને જૂદા અધિકરણમાં અર્થાત્ અધિકરણ ૬માં યોજે છે. સૂ૦ ૧૨ માં જીવમાંથી પ્રાણની ઉત્ક્રાંતિના અભાવ, સૂ૦ ૧૩ માં પ્રાણોનો પરમાત્મામાં લય, સૂ૦ ૧૪ માં ઉત્ક્રાન્તિના અભાવમાં સ્મૃતિનું પ્રમાણ એ વિષયો છે. આથી તે સૂત્રોના અર્થો અનુક્રમે નીચે પ્રમાણે કરે છે. શાસ્ત્રમાં નિર્ગુણ બ્રહ્મવેત્તાને ઉત્ક્રાન્તિનો પ્રતિષેધ કહ્યો છે; તેથી તેને ઉત્ક્રાંતિ નથી, એમ કહેશો તો તે યુક્ત નથી. કારણ કે પ્રાણની ઉત્ક્રાંતિનો આ પ્રતિષેધ છે (સૂ૦ ૧૨) "આમાં શરીર" એટલે "શારીર આત્મા" એવો અર્થ લે છે. કાણ્વ શાખામાં સ્પષ્ટ જણાય છે કે બ્રહ્મ જ્ઞાનીના પ્રાણોની દેહમાંથી ઉત્ક્રાન્તિ થતી પણ પરાત્મામાં તેનો લય થાય છે (સૂ૦ ૧૩) (અહિંઆં एकेषाम् એટલે કેટલીક શાખાવાળા–કાણ્વ એવો અર્થ સમજે છે.) અને વળી સ્મૃતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે વિદ્વાનને ઉત્ક્રાંતિ નથી (સૂ૦ ૧૪ સૂ૦ ૧૫ નું જૂદું અધિકરણ (૭મું) કલ્પીને તેનો વિષય વિદ્વાનની ઇન્દ્રિયો કયાં જાય છે? એમ મૂક્યો છે અને તે સૂત્રનો અર્થ એવો કરે છે કે શ્રુતિ એમ કહે છે કે વિદ્વાનની પ્રાણ નામની ઇન્દ્રિયોનો પર બ્રહ્મમાં લય થાય છે. અહિંઆં तानि એટલે ઇન્દ્રિયો એવો અર્થ કરે છે.

**રામાનુજ** સૂત્ર ૭થી ૧૩ સુધીને એક અધિકરણ આસૃત્યધિકરણમાં લે છે, અને સૂ. ૧૪ નું જૂદું અધિકરણ કલ્પે છે સૂત્ર ૬ના एकस्मिन् નો અર્થ તે પણ 'એકજ' કહેતાં 'તેજ' ભૂત કરે છે અને दर्शयतः નો સંબન્ધ શ્રુતિ તથા સ્મૃતિ સાથે લે છે. સૂત્ર ૭નો અર્થ એવો કરે છે કે નાડીમાં પ્રવેશ કરતા પહેલાં વિદ્વાન્ અને અવિદ્વાન્ બંનેની ગતિ સરખી છે, નીકળતી વખતે ભેદ છે. 'અનુપોષ્ય'નો અર્થ અનુપોષણ કરીને એવો કરે છે. સૂત્ર ૮નો અર્થ બ્રહ્મપ્રાપ્તિ થતાં સુધી સંસાર યાને દેહ સંબન્ધ છે. અર્થાત્ દેહ સંબન્ધ છે ત્યારેજ બ્રહ્મપ્રાપ્તિ થાય છે અપીતિ એટલે 'બ્રહ્મપ્રાપ્તિ.' અણુભાષ્યકાર 'તદ્'થી મર્યાદામાર્ગીય ભક્ત લે છે અને તેના મોક્ષને પુષ્ટિમાર્ગીય ભક્તના મોક્ષ સાથે સરખાવે છે. પુષ્ટિમાર્ગીય ભકતની સરખામણીએ મર્યાદામાર્ગીયનો મોક્ષ સંસાર તુલ્ય છે એમ જણાવે છે. સૂત્ર ૯ માં રામાનુજ સૂક્ષ્મ શબ્દથી સૂક્ષ્મ શરીર લે છે, અણુભાષ્યકાર તેને પુષ્ટિમાર્ગીય તત્ત્વનું વિશેષણ સમજે છે. રામાનુજ નો અર્થ એવો છે કે સક્ષ્મ શરીર પણ કયાં કાયમ રહે છે. સૂત્ર ૧૦નું તાત્પર્ય એવું જણાવે છે કે શ્રુતિમાં જે અમૃતત્વનો અર્થ કહ્યો તેનાથી એમ સમજવું નહિ કે બન્ધનો સર્વથા નાશ થઇ ગયો છે. અણુભાષ્યકાર પુષ્ટિભક્તના સંબન્ધમાં આ સૂત્ર લે છે અને જણાવે છે કે પ્રભુના સાક્ષાત્કાર સમયે ઐશ્વર્યાદિ તમામ ભાવનો નાશ થઇ જાય છે. માટે તેવા ભક્તનો ઉપદેશ હોતો નથી. સૂ. ૧૧માં ઉષ્મા શબ્દને શરીરની ગરમીના અર્થમાં રામાનુજ લે છે તેથી સૂત્રનું તાત્પર્ય તેમના મતે એવું નીકળે છે કે મરતી વખતે વિદ્વાનના શરીરના પણ અમુક ભાગમાં ગરમી હોય છે, અમુક ભાગમાં નથી હોતી તેનું કારણ કે એ ગરમી સૂક્ષ્મ શરીરની હોય છે. અણુભાષ્યકાર 'ઉષ્મા' શબ્દને વિરહતાપના અર્થમાં લે છે. વિરહતાપ તે આનંદના ધર્મરૂપ હોવાથી તે લૌકિક દુઃખવત્ કર્મ જન્ય નથી. રામાનુજ સૂ. ૧૨ અને ૧૩ને એક સૂત્રમાં યોજે છે. આ સૂત્રોનો અર્થ તેમના મતે આ પ્રમાણે છે. વિદ્વાનનો ઉત્ક્રાન્તિનો પ્રતિષેધ કરેલો છે તેથી એની ઉત્ક્રાન્તિ નહિ એમ જો હોય તો તેનો ઉત્તર એ છે કે ના, શારીર જીવમાંથી ઉત્ક્રાન્તિનો પ્રતિષેધ કર્યો છે. શરીરમાંથી નહિ, પ્રતિષેધ એટલે ઉત્ક્રાન્તિનો પ્રતિષેધ એમ એ સમજે છે. અણુભાષ્યકાર દુઃખનો પ્રતિષેધ લે છે, આથી તે એવો અર્થ જણાવે છે કે પુરુષોત્તમના આનન્દમાં વિરહ દશામાં તાપનો અનુભવ હોય છે તેવા ભક્તોને શારીરિક દુઃખો હોતાં નથી; આવો અર્થ તૈત્તિરીય શાખાવાળાઓ જણાવે છે. સૂત્ર ૧૫માં 'તાનિ' શબ્દને રામાનુજ ભૂત સૂક્ષ્મ પરમાત્મામાં ભળી જાય છે એવો સૂત્રનો અર્થ લે છે; જ્યારે અણુભાષ્યકાર 'તાનિ'થી ભક્તને પ્રકટ થતાં દર્શનાદિ पर કહેતાં ઉત્કૃષ્ટ સ્થાન ગોકુલ વૃન્દાવનમાં અનુભવાય છે એમ શ્રુતિ કહે છે એમ સમજાવે છે સૂત્ર ૧૫માં

અવિભાગ શબ્દને રામાનુજ ભૂત સૂક્ષ્મમાં ભળી જવાના અર્થમાં સમજે છે પણ અણુભાષ્યકાર નિત્ય લીલામાં અવિયોગના અર્થમાં જણાવે છે. અર્થાત્ એથી ભક્તની લીલાની નિત્યતાનો અર્થ પ્રકટ કરે છે.

આ અધિકરણના સૂ. ૮માં तदापीतेः ને સ્થાને तदपीतेः એવો પાઠ મધ્વ વાંચે છે. સૂત્ર ૧૧માં ऊष्माने બદલે एष ऊष्मा એમ શંકર ભાસ્કર તથા ભિક્ષુ પાઠ લે છે. સૂ. ૧૩ને રામાનુજ, ભાસ્કર નિમ્બાર્ક તથા શૈવ સૂ. ૧૨ ભેગું વાંચે છે.

**અધિ૦ ૫–૭.** સૂ. ૧૯ને સૂ. ૨૦ અને ૨૧થી છૂટાં પાડીને તેમને બે જૂદાં અધિકરણોમાં શંકરાચાર્ય વહેંચે છે. સૂ. ૧૯માં संबन्धस्य શબ્દને રાત્રિની સાથે લે છે. અર્થાત્ જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી રાત્રિનો સંબન્ધ છે એમ ત્યાં અર્થ કરે છે. અને સૂ૦ ૨૦ માં अतः નો અર્થ ' વિદ્યાનું ફળ નિત્ય હોવાથી ' એવો અર્થ લે છે. સૂ૦ ૨૧ માં स्मार्ते થી ફક્ત યોગ તથા સાંખ્ય સ્મૃતિના વચનનું પણ પ્રમાણ છે એવો અર્થ કરે છે. રામાનુજની અધિકરણ રચનામાં ફેર નથી. પણ સૂ૦ ૧૬ માં तदोकः એટલે જીવાત્માને રહેવાનું સ્થાન શરીર અને તેનો આગળનો ભાગ એટલે મસ્તક એવો અર્થ લે છે. गत्यनुस्मृतियोगात् નો અર્થ તેને રસ્તાનું સ્મરણ છે તેથી એવો અર્થ લે છે. અણુભાષ્યકાર तदोकः એટલે હૃદય અને તેનો અગ્રભાગ અર્થાત્ મસ્તક નહિ, પણ હૃદયનોજ અગ્રભાગ લે છે. અને ગતિથી સંન્યાસ અને અનુસ્મૃતિ એટલે ભગવાનનું સ્મરણ ધ્યાન એમ અર્થ લે છે. સૂ૦ ૧૮ માં રામાનુજ संबन्धस्यને કર્મ પરત્વે લે છે. અર્થાત્ સૂત્રના પછીના ભાગને એવી રીતે સમજાવે છે કે રાત્રે પણ રશ્મિતો હોય છેજ અને દેહના નાશ સાથે કર્મનો પણ નાશ થાય છે. એટલે તેને બ્રહ્મપ્રાપ્તિ અશક્ય નથી. 'સૂત્ર ૨૦નો અર્થ' યોગીપ્રતિ એ બે માર્ગો સ્મરાય છે, અને તે સ્મૃતિમાં પણ કહેલ છે. એમ કહે છે. આ અર્થ અણુભાષ્યકારના અર્થથી તથા શંકરાચાર્યના અર્થથી જૂદો પડી જાય છે.

સૂ૦ ૧૯ માં મધ્વ 'સંબન્ધ' શબ્દને છઠ્ઠી વિભક્તિમાં નહિ લેતાં પંચમીમાં લે છે અને આખા સૂત્રને ત્યાં સુધી વાંચીને પછીના ભાગનું બીજું સૂત્ર કરે છે. શુદ્ધાદ્વૈતીય ટીકાકાર પ્રદીપકાર અને અધિકરણ સંગ્રહકારના મતે અણુભાષ્યકાર સાતમું અધિકરણ જૂદું યોજતા નથી પણ છઠ્ઠામાંજ તેનો સમાવેશ કરે છે. પણ ભાવ પ્રકાશિકાકાર તથા રશ્મિકાર તેને જૂદા અધિકરણ અર્થાત્ સાતમા અધિકરણ તરીકે આપે છે.

## પાદ ૩

**અધિ૦ ૧** અણુભાષ્યકારના મતે પ્રથમ અધિકરણનાં ચાર સૂત્રો છે. શંકર તથા રામાનુજ ભાષ્યમાં સૂ૦ ૪ થું જોવામાં આવતું નથી તે આ અધિકરણ પ્રત્યેક સૂત્રનાં જૂદાં અધિકરણ કલ્પે છે. રામાનુજ સૂત્ર ૩ માં तडितः ને સ્થાને तटिता વાંચે છે. મધ્વ સૂત્ર ૨ માં "वायुशब्दात्" એ પ્રમાણે પાઠ રાખે છે.

**અધિ૦ ૨** આ અધિકરણમાં સૂત્ર. ૫, ૬, અને ૭ છે. તથા રામાનુજ ભાષ્યમાં શંકરભાષ્યમાં 'આતિવાહિક' શબ્દને 'અર્ચિરાદિક' ના વિશેષણ તરીકે લીધો છે. પણ અણુભાષ્યકાર અમાનવ પુરૂષના વિશેષણ તરીકે લે છે. અણુભાષ્યકાર સૂ૦ ૬ માં 'ઉભયનો અર્થ જ્ઞાનમાર્ગીય તથા મર્યાદામાર્ગીય લે છે. ત્યારે શંકર ' માર્ગ તથા માર્ગમાં જનાર' એ બન્નેના અર્થમાં તે લે છે. આથી તેમના મતે સૂત્રનો અર્થ એવો થાય છે કે ' માર્ગ તથા માર્ગમાં જનાર, આ બેઉના અજ્ઞાનથી ઉર્ધ્વગમન થઇ શકે નહિ, માટે નેતાપણું સિદ્ધ થાય છે.' રામાનુજ, ભાસ્કર નિમ્બાર્ક, મધ્વ અને શૈવનાં ભાષ્યોમાં સૂ૦ ૬ જોવામાં આવતું નથી.

**અધિ૦ ૩** આમાં સૂ૦ ૮ થી ૧૫ સુધીનો સમાવેશ છે. આ અધિકરણ પરત્વે શંકર તથા રામાનુજ વગેરે સાથે અણુભાષ્યકારનો ખાસ વિરોધ નથી. સૂ૦ ૧૫ રામાનુજ તથા શૈવ 'પ્રત્યભિસન્ધિ' એવો પાઠ 'પ્રતિ પત્યભિસંન્ધિ' ને સ્થાને વાંચે છે.

**અધિ૦ ૪** શંકર સૂ૦ ૧૫ અને ૧૬ નું એક અધિકરણ કરે છે અને સૂ૦ ૧૫ માં **उभयथादोषात्** ને બદલે **उभयथाऽदोषात्** એવો પાઠ વાંચે છે. અર્થાત્ તેમના મતે સૂત્રનો એવો અર્થ છે કે પ્રતીકનું આલંબન કરનારના સિવાયના બધાઓને અમાનવ પુરુષ બ્રહ્મલોક પ્રતિ લઇ જાય છે એમ બાદરાયણ આચાર્ય માને છે. બેઉ પ્રકારે હોય, એમાં દોષ નથી કારણ કે કાર્યની ઉપાસના કરનાર હેતુરૂપે છે.' उभयथाऽदोषात् નું સ્પષ્ટીકરણ આ પ્રમાણે શાંકરભાષ્યમાં કરવામાં આવ્યું છે કે પ્રતીકની ઉપાસનાવાળાને નથી લઇ જતો તથા વિકારોપાસનાવાળાને લઇ જાય છે. એમ બેઉ પ્રકારનો ભાવ સ્વીકારવામાં કોઇ દોષ નથી.' રામાનુજ उभयथा અને दोषात् એ બે શબ્દો વચ્ચે 'च' વાંચે છે અને 'બન્નેમાં દોષ છે.' એવો અર્થ કરે છે અને तत्क्रतुः એટલે 'તેની ઉપાસના છે તેથી' એવો અર્થ લે છે. સૂત્રનું તાત્પર્ય તેમના મતે એવું છે કે "કાર્ય બ્રહ્મની ઉપાસના કરનારને લેઇ જાય છે એ (બાદરિના) પક્ષમાં દોષ છે, અને પરબ્રહ્મની ઉપાસના કરનારને લઇ જાય છે. એ જૈમિનિના પક્ષમાં પણ દોષ છે. માટે માત્ર પ્રતીકોપાસકને બાદ કરતાં બેમાંથી જેવી જેની ઉપાસના હોય છે તેને તે ઉપાસના પ્રમાણે કાર્ય બ્રહ્મના લોકમાં કે પરબ્રહ્મના લોકમાં લઇ જાય છે એમ માનવું ઠીક છે. જેની જેવી ઉપાસના તેની તેવી ગતિ એવો ન્યાય છે" અર્થાત્ અહિંઆં ઉભયથી બાદરિ તથા જૈમિનિના પક્ષો એમ અર્થ લે છે. અણુભાષ્યકારના અર્થ માટે જુઓ ભાષ્યમાં આપેલો સૂત્રનો અર્થ. तत्क्रतुः એટલે અણુભાષ્યકારના મતે ભગવદ્ભક્તિવાળો ભક્ત એવો અર્થ છે.

**અધિ૦ ૫** શંકરના મતે સૂ૦ ૧૭ નો અર્થ "પ્રતીકોપાસનાવાળાને વિશેષ ફળની પ્રાપ્તિ થાય છે. એમ શ્રુતિ જણાવે છે." એવો છે. રામાનુજ એવો અર્થ કરે છે કે "શ્રુતિપણ પ્રતીકોપાસક અને અપ્રતીકોપાસક વચ્ચે ઉપર કહેલો ભેદ બીજાં વચનોમાં બતાવે છે. અણુભાષ્યકારના મતે શ્રુતિ પણ "જ્ઞાનમાર્ગીય અને ભક્તિમાર્ગીય ઉપાસકોનો ભેદ" દેખાડે છે.

## પાદ ૪

**અધિ૦ ૧.** શંકરાચાર્ય પ્રમાણે સૂ૦ ૧, ૨, ૩, અને ૪ ના અર્થ નીચે પ્રમાણે છે. સૂત્ર ૧ લું "સ્વપ્રકાશ આત્માનો સાક્ષાત્ અનુભવ કરી તે આત્મમાત્રે કરી વિદ્વાનનો આવિર્ભાવ થાય છે. કારણ શ્રુતિમાં સ્વશબ્દ વાપરવાથી તેજ પ્રમાણે થાય છે. સૂત્ર ૨ "શ્રુતિવડે આત્માને ઓળખવાથી એમ કહેવાય છે કે સંસારના સર્વ અનર્થથી મુક્ત થઇ રહે છે." સૂ૦ ૩ "આત્મા જ્યોતિ સ્વરૂપે છે. શ્રુતિમાં એ રીતે કહેલું છે." સૂ૦ ૪ "શ્રુતિમાં કહ્યું છે કે મુક્ત પરમાત્મા સાથે અવિભાગ રૂપે જોડાય છે." હવે રામાનુજાચાર્ય પ્રમાણેના નીચે પ્રમાણે ઉપરના સૂત્રોના અર્થનું તાત્પર્ય છે. સૂ૦ ૧ "પ્રત્યગાત્મા પરબ્રહ્મને પામે છે તેમાં પોતાનું જે સ્વરૂપ તેજ પ્રકટ થાય છે. નવી આકૃતિ ઉપજતી નથી. કારણ કે શ્રુતિમાં સ્વસ્વરૂપ થાય છે એમ કહ્યું છે. સૂ૦ ૨ "આત્માનું સ્વસ્વરૂપ જો કે નિત્ય સિદ્ધ છે. તો પણ એ મુક્તાવસ્થામાં પ્રકટ થાય છે એ ઉપલા વાક્યમાં જે પ્રતિજ્ઞા કરી છે તે ઉપરથી જણાય છે. સૂ૦ ૩ "પ્રકરણ જોતાં પણ જણાય છે કે આત્મા સ્વરૂપ થકીજ અપાપત્વાદિ મુક્તાવસ્થાના મંગળ ગુણવાળો છે. માટે એ ગુણો એમાં નવા ઉત્પન્ન કરવાના નથી. સૂ૦ ૪ "મુક્તાવસ્થામાં જીવાત્મા પોતાને પરમાત્માથી અવિભક્તરૂપે અનુભવે છે, કારણ કે તે વખતે પોતાનું ખરેખરૂં સ્વરૂપ દેખાય છે, અને એ સ્વરૂપ પરમાત્માથી અવિભક્ત છે"

## પાદ. ૪

અધિ. ૧ શંકરાચાર્ય પ્રમાણે સૂ. ૧. ૨. ૩. અને ૪ ના અર્થ નીચે પ્રમાણે છે.

સૂત્ર ૧ લું " સ્વપ્રકાશ આત્માનો સાક્ષાત્ અનુભવ કરી તે આત્મમાત્રે કરી વિદ્વાનનો આવિર્ભાવ થાય છે. કારણ શ્રુતિમાં સ્વશબ્દ વાપરવાથી તેજ પ્રમાણે થાય છે "

સૂત્ર. ૨ " શ્રુતિવડે આત્માને ઓળખવાથી એમ કહેવાય છે કે તે સંસારના સર્વ અનર્થ સમૂહથી મુક્ત થઈ રહે છે, "

સૂત્ર. ૩ આત્મા જ્યોતિઃ સ્વરૂપે છે. શ્રુતિમાં એ રીતે કહેલું છે.

સૂત્ર. ૪ શ્રુતિમાં કહ્યું છે કે મુકત પરમાત્મા સાથે અવિભાગ રૂપે જોડાય છે. "

હવે રામાનુચાર્ય પ્રમાણે નીચે પ્રમાણે ઉપરના સૂત્રોનું તાત્પર્ય છે.

સૂ. ૧ " પ્રત્યગાત્મા પરબ્રહ્મને પામે છે તેમાં પોતાનું જે સ્વરૂપ તેજ પ્રકટ થાય છે. નવી આકૃતિ ઉપજતી નથી. કારણ કે શ્રુતિમાં સ્વસ્વરુપ થાય છે એમ કહ્યું છે."

સૂત્ર. ૨ " આત્માનું સ્વસ્વરૂપ જો કે નિત્ય સિદ્ધ છે. તો પણ એ પ્રકટ થાય છે. મુક્તાવસ્થામાં, એ ઉપલા વાકયમાં જે પ્રતિજ્ઞા કરી છે તે ઉપરથી જણાય છે."

સૂત્ર. ૩ " પ્રકરણ જોતાં પણ જણાય છે કે આત્મા સ્વરૂપથકીજ અપાપત્વાદિ મુક્તાવસ્થાના મંગળગુણ વાળો છે. માટે એ ગુણો એમાં નવા ઉત્પન્ન કરવાના નથી. "

સૂત્ર. ૪ " મુક્તાવસ્થામાં જીવાત્મા પોતાને પરમાત્માથી અવિભક્ત રૂપે અનુભવે છે, કારણ કે તે વખતે પોતાનું ખરેખરૂં સ્વરૂપ દેખાય છે. અને એ સ્વરૂપ પરમાત્માથી અવિભક્ત છે."

ઉપરનાં સૂત્રોના અર્થને અણુભાષ્યકારના અર્થો સાથે સરખાવો. તે સરખાવતાં અણુભાષ્યકારની અર્થ કરવાની સરણી કેટલી ન્યાયયુકત અને સુસંબદ્ધ છે તેની પ્રતીતિ થયા વગર રહેશે નહિ. શંકરાચાર્ય અને રામાનુચાર્યના મતે આ અધિકરણનો વિષય છાં. ૮–૧૨–૩ માં જણાવેલો આત્માનો સ્વાત્મ સ્વરૂપે આવિર્ભાવ છે અને તેથી તેને અનુસરીને તેઓ અર્થ કરે છે. અણુભાષ્યકાર અહિંઆં પુષ્ટિમાર્ગીય મોક્ષનો વિષય જે તૈ. ૨–૧માં " તે વિપશ્ચિત્ બ્રહ્મ સાથે સર્વ કામ ભોગ કરે છે " એ વાકયમાં આપેલો છે તેને સમજાવવાનો સૂત્રકારનો આશય છે એમ સમજીને તેને અનુકુળ રીતે આ સૂત્રો સમજાવે છે. શંકર તથા રામાનુજ સૂ. ૧ માં **स्वेन** શબ્દ જીવાત્માને લગાડે છે, જ્યારે અણુભાષ્યકાર તે ભગવાનના અર્થમાં લે છે. અર્થાત્ વિપશ્ચિત્ બ્રહ્મ સાથે કામભોગ કરવાનો હોય છે ત્યારે અક્ષર બ્રહ્મને પ્રાપ્ત થયેલા જીવાત્માને ભગવાન્ પોતે ફરીથી અલૌકિક ભોગને અનુકુળ અલૌકિક આનન્દના વિગ્રહનું દાન કરે છે. અને એવો અર્થ સૂ. ૧ લાનો કરે છે. સૂ. ૨ જા માં સૂ. ૧ લાનો વિશેષ હેતુ આપે છે. ત્યાં કહે છે કે તૈ. ૨–૧ માં જ્યાં આ કામ ભોગ રૂપી ફલને વર્ણવ્યું છે ત્યાં પ્રારમ્ભમાં પર પ્રાપ્તિ રૂપી મુકિતની પ્રતિજ્ઞા કરી છે. ' તે કારણથી ઉપરનો અર્થ; અર્થાત્ ભગવાન્ અલૌકિક ધર્મયુકત તેને પુનઃ જન્મ ધારણ કરાવે છે તે બરાબર છે. સૂત્ર ૩ જા માં એમ કહે છે કે જે બ્રહ્મની સાથે કામ ભોગ છે તે સગુણ અગર માયિક નથી પણ નિર્ગુણ વ્યાપક પરબ્રહ્મ છે, કારણ કે પ્રકરણ પણ તેનું જ છે. સૂ. ૪ માં એમ કહે કહે છે કે અર્થની એક્તા તે સમસ્ત ઋચામાં વ્યાપેલી છે. તે ઋચામાં જૂદાં જૂદાં વાકયો છે પણ તે વાકયો જૂદા જૂદાનું પ્રતિપાદન કરતાં નથી. તેમાં પરબ્રહ્મની પ્રાપ્તિ અને તે પ્રાપ્તિ કેવી રીતે એજ જણાવેલું છે. આથી તે વાકયોના પરસ્પર સંબંધને તોડી નાખીને "કામભોગ" તે સગુણ માયિક બ્રહ્મની સાથે છે એવો અર્થ કોઈ કરે તો તે યુકત નથી. કારણકે ત્યાં વાકયોનો તેવી રીતે વિભાગજ નથી. "

અધિ. ૨ સૂત્ર. ૫ માં "બ્રાહ્મણ" શબ્દનો અર્થ શંકર "બ્રહ્મરૂપથી" એમાં કહે છે. સૂત્રનો અર્થ એવો લે છે કે શ્રુતિમાં જે કહેલું છે, તેથી એમ જણાય છે કે આત્મા બ્રહ્મરૂપે કરી આવિર્ભાવ પામે છે. આ રીતનો જૈમિનિ નામના આચાર્યનો મત છે. સૂ. ૬ નો અર્થ એવો કરવામાં આવે છે કે "આત્માનું સ્વરૂપ ચૈતન્ય રૂપે હોવાથી મુકત ચેતન્ય રૂપને પામે છે એમ ઔડુલોમિ આચાર્યનો મત છે." અને સૂત્ર ૭–" જો કે મુકત સ્વરૂપે થાય છે છતાં શ્રુતિમાં જે ધર્માદિનું નિરૂપણ છે, તેમાં વિરોધ આવતો નથી કારણ કે વ્યવહારને લઇને આ નિરૂપણ છે, એમ બાદરાયણ નામના આચાર્ય માને છે." સૂત્ર ૭–૮, અને ૯ ને તેઓ જૂદા અધિકરણમાં લે છે. સૂત્ર. ૮ માં સંકલ્પ શબ્દ વિદ્વાન્ સાથે લેઇને વિદ્વાન્ કેવલ સંકલ્પ માત્ર કરે છે, એટલે તેને પિત્રાદિ વિભૂતિ પ્રાપ્ત થાય છે. આ રીતની શ્રુતિ છે. એવો તેનો અર્થ આપે છે. અને સૂ. ૯ માં એટલે વિદ્વાનનો સંકલ્પ અવિનાશી છે તેથી "એમ સમજીને" વિદ્વાનનો કોઈ અધિપતિ નથી એવો અર્થ કલ્પે છે.

રામાનુજની અધિકરણ યોજનામાં સૂ. ૫–૭ નું અને ૭ નું એક અધિકરણ લઇને સૂત્ર ૮ અને ૯ ને બીજા અધિકરણમાં લીધું છે, તેમના આ સૂત્રોના અર્થો પણ અનુક્રમે નીચે પ્રમાણે છે.

સૂ. ૫ "બ્રહ્મના અપહતપાપત્વાદિ જે ગુણો કહ્યા છે તે રૂપે પ્રત્યગાત્મા પ્રગટ થાય છે, એમ જૈમિનિનું કહેવું છે. એ ગુણો ત્યાં માંડેલા છે.

સૂ. ૬ "ચૈતન્ય જ્ઞાન સ્વરૂપેજ પ્રત્યગાત્માનો બ્રહ્મ સાથે મોક્ષાવસ્થામાં અવિભાગ થાય છે. અર્થાત્ એનું વિજ્ઞાન ઘન સ્વરૂપ એ પ્રત્યગાત્માનું પણ પ્રકટ થાય છે અપહત પાપત્વાદિ બીજા ગુણો તો નિષેધ પર્યવસાયી–અભાવાત્મક છે.

સૂ. ૭ "મુકતાવસ્થામાં ફકત ચૈતન્ય (જ્ઞાન)જ નહિ પણ અપહતપાપત્વાદિ પૂર્વના ગુણો પણ એ સ્થળે કહ્યા છે તેથી તે પણ લેવા. એ ચૈતન્ય ગુણ અને અપહત પાપત્વાદિ ગુણ વચ્ચે વિરોધ નથી એમ બાદરાયણનો મત છે. (ઉપન્યાસનો સંબન્ધ અપહતપાપ્મત્વાદિ ગુણો સાથે છે અને 'પૂર્વભાવાત્'નો અર્થ પૂર્વના ગુણો એમ લે છે અણુભાષ્યકાર 'ભકતની ભગવત્પ્રાપ્તિ પૂર્વે' એમ અર્થ કરે છે.

સૂ. ૮ "મુકતાવસ્થામાં સત્ય સંકલ્પત્વ ઉપરાંત બીજા કેટલાક ગુણો પ્રકટ થતા કહ્યા છે. હરવું, ફરવું, હસવું, રમવું વગેરે; એ સર્વ આત્માને માત્ર સંકલ્પ થકીજ ઇન્દ્રિયાદિકની જરૂર પડયા વગર–પ્રાપ્ત થાય છે. (સંકલ્પનો સંબન્ધ જીવાત્માની સાથે રામાનુજ લે છે. અણુભાષ્યકાર ભગવાન્ સાથે લે છે. ભગવાનની ઇચ્છા સંકલ્પથી જ એજ જીવને ભજનાનંદનો કામભોગ હોય છે.)

સૂ. ૯ "મુકત પુરુષ સત્ય સંકલ્પ છે અને તેજ કારણથી એ અનન્યાધિપતિ સ્વરાટ્ પણ છે. (અણુભાષ્યકાર 'અનન્યાધિપતિ'ને પુષ્ટિમાર્ગીય ભકતનું વિશેષણ લે છે. પુષ્ટિમાર્ગીય ભકતના પુરુષોત્તમ પૂર્ણ બ્રહ્મ સિવાય બીજો કોઇ પણ અધિપતિ હોતો નથી.

સૂ. ૬ માં ભાસ્કર મધ્વ અને શૈવ **चितिमात्रेण** એવો પાઠ વાંચે છે. અને **तदात्मत्वात्** ને બદલે **तदात्मकत्वात्** એવો રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ, શૈવ અને ભિક્ષુનો પાઠ છે. સૂ. ૮ માં શંકર, ભાસ્કર, શૈવ અને ભિક્ષુ **च** ને બદલે **तु** વાંચે છે અને રામાનુજ, અને નિમ્બાર્ક **च** છોડી દે છે. સૂત્ર ૯ માં ભિક્ષુના પાઠ પ્રમાણે **च** નથી.

સૂ. ૧૦-૧૧ અને ૧૨ ના અક્ષરાર્થ પરત્વે શંકર, રામાનુજ અને અણુભાષ્યકાર શ્રી. વિઠ્ઠલેશ્વર વચ્ચે ઘણો ભેદ નથી. તો પણ શંકર અને રામાનુજ વિદ્વાનના મુક્તજીવનું કથન કરે છે ત્યારે અણુભાષ્યકાર પુષ્ટિમાર્ગીય જીવનું કથન કરે છે. સૂ. ૧૧ માં ભાસ્કરના મતે "અવિકલ્પ મનનાત્" એવો પાઠ છે.

**અધિ. ૩** સૂત્ર ૧૩ માં શંકર તથા રામાનુજ 'તન્વભાવે, ને સ્થાને તન્વભાવે 'એવો પાઠ વાંચે છે. તનુનો અર્થ શંકર ઇન્દ્રિયયુક્ત શરીર લઇને સૂત્રનો અર્થ એવો આપે છે કે ઇન્દ્રિયયુક્ત શરીરના અભાવ સમયે સ્વપ્નની માફક ભોગ છે, આ રીતની પ્રાપ્તિ છે. રામાનુજ ના મતે એવો અર્થ છે કે મુક્ત પુરુષ પોતે શરીર સર્જતો નથી ત્યારે એ હોતું નથી; તો પણ પરમાત્માની લીલાથી એ પરલોકના ભોગ ભોગવી શકે છે; જેમ સ્વપ્નમાં એનીજ લીલા સૃષ્ટિથી જીવ ભોગ ભોગવે છે. તેમ અણુભાષ્યકાર 'તનુ' એટલે ભગવત્સ્વરૂપમાં પ્રાકૃત તુલ્ય દર્શન એવો અર્થ લે છે અને 'અભાવે' એટલે પ્રાકૃતતાના અભાવે એમ કહે છે. સૂ. ૧૪ નો અર્થ શંકર એવો લે છે કે "શરીર હોય ત્યારે પિતૃઆદિનાં કામો જેમ જાગ્રદાવસ્થામાં વિદ્યમાન છે, તેમ મુક્તને પણ છે." રામાનુજ તેવી રીતે લે છે કે "શરીર સર્જે છે ત્યારે શરીર હોય છે, અને હોય છે ત્યારે જાગ્રદવસ્થામાં મનુષ્ય જેમ ભોગ ભોગવે છે તેમ, એ ભોગવે છે." અણુભાષ્યકાર ભાવ એટલે વિષય વિદ્યમાન પદાર્થ એવો અર્થ કરે છે અને તે લીલાકાલીન પદાર્થો પરત્વે ( ભગવાનને લીલાના પદાર્થોનું દર્શન થાય છે તે વિષે ) લે છે. સૂ. ૧૫ માં શંકરાચાર્ય એવો અર્થ લે છે કે મુક્તનો દેહોમાં પ્રવેશ દીપકની માફક છે. તે શ્રુતિ પ્રમાણે પ્રતિપાદન કરે છે.' અર્થાત્ જેમ એક પ્રદીપ અનેક પ્રદીપને વિકારશક્તિના યોગથી ઉત્પન્ન કરે છે તેજ પ્રમાણે વિદ્વાન્ એક છતાં ઐશ્વર્યના યોગથી અનેક ભાવને પ્રાપ્ત કરી, અનેક શરીરોમાં પ્રવેશ કરે છે. કારણ કે શાસ્ત્ર એકના અનેક ભાવને નિરૂપે છે." સૂત્ર ૧૬ નો વિષય તેમના મતે વિશેષ જ્ઞાનનો અભાવ છે તેથી એવો અર્થ લે છે કે સુષુપ્તિ તથા મુક્તિ આ બે અવસ્થામાંથી એક અવસ્થાની અપેક્ષા વિશેષ જ્ઞાનના અભાવવાળી શ્રુતિના સંબંધમાં છે. કારણ કે શ્રુતિમાંનાં પ્રકરણવડે એ રીતે સ્પષ્ટ સમજાય છે. સૂ. ૧૭ નો અર્થ એવો લે છે કે "જગતની ઉત્પત્તિ આદિ વ્યવહાર ઇશ્વરને અધીન છે. આ રીતનું વિવેચન હોવાથી તેમજ મુક્તને ઇશ્વરના સામીપ્યનો અભાવ હોવાથી, જગતના વ્યાપાર વિના મુક્તાનું ઐશ્વર્ય છે. અર્થાત્ મુક્તનું ઐશ્વર્ય અંકુશવાળું છે. (અસંનિહિતત્વાતનો અર્થ મુક્ત જીવ ઇશ્વરની સમીપ નથી એવો લીધો છે.)

સૂ. ૧૮ માં આધિકારિક મંડળ આદિત્યાદિના અધિકારી મંડળસ્થ પુરુષ પરત્વે લે છે. અર્થાત્ "શ્રુતિમાં પ્રત્યક્ષ ઉપદેશ છે. તેથી મુક્તનું ઐશ્વર્ય નિરંકુશ છે, એમ કહેશો તો તે યુક્ત નથી. કારણ કે આદિત્યાદિનો અધિકારી જે મંડળસ્થ પુરુષ છે, તે જ પ્રાપ્ત થવા યોગ્ય છે, આમ શ્રુતિ કહે છે." એવો અર્થ એ સૂત્રનો આપે છે. રામાનુજના મતે આ સૂત્રોના અર્થો નીચે પ્રમાણે છે.

સૂ. ૧૫ મુક્ત પુરુષનો એક આત્મા અનેક શરીરમાં પેસી એ સર્વને પોતાનાં માની શકે છે જેમ દીવો એક ઠેકાણે હોઈ ચારે તરફ તેજ નાંખે છે, પ્રસરેલો હોય છે. તે રીતે.

સૂ. ૧૬. જીવનું અજ્ઞાનપણું શ્રુતિમાં જે કહ્યું છે તે સુષુપ્તિ અને મરણની અવસ્થા માટે સમજવું. કારણ કે મુક્તાવસ્થામાં તો આત્માનું સર્વજ્ઞત્વ શ્રુતિએ પ્રકટ કરેલું છે.

સૂ. ૧૭. "મુકતાવસ્થામાં જીવ ઇશ્વર સાથે જે સામ્ય પામે છે તેમાં જગત્ ચલાવવા સંબંધી ગુણોનો સમાવેશ કરવાનો નથી—એ ગુણ તો ઇશ્વિરનો એકલાનો જ છે. આ વાત પ્રકરણ જોતાં જણાય છે. તથા જગત્ સૃષ્ટિની જે શ્રુતિ છે તેની સમીપ આ મુકતાવસ્થા સંબન્ધી શ્રુતિ નથી. એ શ્રુતિ દૂર છે. એટલે એ ગુણ પણ મુકત પુરુષમાં માનવાની ફરજ પડતી નથી.

સૂ. ૧૮ "જગદ્વ્યાપારનું પણ ઐશ્વર્ય મુકતને હોય છે એવી પ્રત્યક્ષ શ્રુતિ છે એમ કહેવામાં આવે તો તેના જવાબમાં કહે છે કે હિરણ્યગર્ભાદિક આધિકારિક લોકમાં જે ભોગ કહેલા હોય છે તે એ ભોગવે છે એટલું જ એ શ્રુતિનું તાત્પર્ય છે.

અણુભાષ્યકારના મતે પુષ્ટિભકતને જે ભજનાનંદનો કામભોગ થાય છે તે કેવી રીતે થાય છે તે જ વિષય છે તેથી કહે છે કે પ્રદીપ જેમ તેલ વાળી દીવેટમાં પ્રવેશ પામે ત્યારે તે પ્રકાશ આપી શકે છે તેમ પુષ્ટિભકતમાં ભગવાનનો પ્રવેશ થાય ત્યારે તે ભજનાનંદનો ભોગ કરી શકે છે. સૂત્ર ૧૬ માં તે ભોગ કયારે થાય છે અને કયારે થતો નથી તે જણાવે છે. સુષુપ્તિમાં આ ભોગ નથી, પણ સંપત્તિમાં—બ્રહ્મપ્રાપ્તિ પુષ્ટિમાર્ગીય મોક્ષમાં તે ભોગ છે. તેટલા માટે આની અપેક્ષાએ શ્રુતિમાં તે ભોગ તથા ભોગાભાવ જણાવ્યો છે અર્થાત્ સુષુપ્તિ દશામાં ભોગાભાવ કહ્યો છે અને સંપત્તિમાં ભોગ કહે છે. આ ભોગમાં લૌકિક વ્યાપાર નથી કારણ કે ત્યાં પ્રકરણ મુકિતનું છે તથા લૌકિક વ્યાપાર મુકત જીવથી ઘણે દૂર છે એમ સૂ. ૧૭ થી સમજાવીને સૂ. ૧૮ માં તે વસ્તુને વિશેષ રીતે પ્રતિપાદન કરે છે.

**અધિ. ૪** સૂ. ૧૯ માં શંકર વિકારાવર્તિને બ્રહ્મનું વિશેષણ લે છે. રામાનુજ સૂ. ૧૯—૨૨ પણ તે પ્રમાણે સમજે છે, અણુભાષ્યકાર ભગવલ્લીલા સંબન્ધી તે લે છે. સૂ. ૨૦ માં પ્રત્યક્ષ તથા અનુમાનનો અર્થ અણુભાષ્યકારના મતે શ્રુતિ તથા સ્મૃતિ છે છતાં શંકર તેમને ન્યાયનાં બે પ્રમાણો તરીકે લે છે. સૂ. ૨૧ નો અર્થ શંકર, રામાનુજ તથા અણુભાષ્યકારનો લગભગ સરખો છે તો પણ શંકરના મતે તેમાં ઉપાસકની ઉપાસ્ય દેવતા સાથેની સામ્યતાનો અર્થ છે. સૂ. ૨૨ શંકર તથા રામાનુજ જ્ઞાની પરત્વે—મુકત પરત્વે જ લે છે. અણુભાષ્યકાર જ્ઞાની તથા ભકતના સંબન્ધમાં લે છે. શંકર તથા રામાનુજના અર્થો નીચે પ્રમાણે છે.

| શંકર | રામાનુજ |
|---|---|
| સૂ. ૧૯ વિકારને વિષે નહિ રહેનારૂં એવું પણ બ્રહ્મનું સ્વરૂપ છે. શ્રુતિમાં કહ્યું છે કે બ્રહ્મની સ્થિતિ નિર્ગુણ તથા સગુણ બધામાં છે. | ૧૯ વિકાર રહિત બ્રહ્મને અને તે સાથે એની વિભૂતિને મુકત પુરુષ અનુભવે છે કારણ કે આ પ્રમાણે મુકત આત્માની સ્થિતિ છે. |
| ,, ૨૦ શ્રુતિ તથા સ્મૃતિ પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણ દેખાડે છે. | ૨૦ અને આમ શ્રુતિ તથા સ્મૃતિ બતાવે છે. |
| ,, ૨૧ શ્રુતિના વચનથી સિદ્ધ થાય છે કે ઉપાસકની ઉપાસ્ય દેવતા સાથે સામ્યતા કેવળ ભોગ માત્ર જ છે. | ૨૧ અને માત્ર ભોગની સમાનતાના ચિન્હથી. |
| ,, ૨૨ અર્ચિરાદિ માર્ગે બ્રહ્મ લોકને પ્રાપ્ત થયલાની અનાવૃત્તિ છે. શ્રુતિથી તેની અનાવૃત્તિ છે. | ૨૨ જે પ્રમાણે શ્રુતિથી બ્રહ્મ જણાય છે તેજ પ્રમાણે શ્રુતિ કહે છે કે આવૃત્તિ નથી. |

# અભિપ્રાયો

## અણુભાષ્ય ભા. ૧ ના ગુજરાતી અનુવાદ માટેના કેટલાક અભિપ્રાયો તથા પત્રો.

### મોડર્ન રિવ્યુ નવેમ્બર ૧૯૨૮ (કલકત્તા)

Shrimad Vallabhacharya is one of the Bhashyakaras of the Brahmasutras and his Bhashya is known as the Anu-Bhashya, and is a treatise on the Shuddhadwaita cult. It is very important treatise bearing on Vallabh's Sampradaya, and its translation into Gujarati was overdue. This book is however more than a translation. It is full of notes & dissertations and comparisons with other similar compositions. The translator has exhausted all available materials in writing his Introduction and produced a very informative contribution on the subject. It is a valuable addition to our religious literature,

Modern Review, November 1928.

### सरस्वती ( ओगस्ट १९२८ ) નો A Primer of Anu-Bhashya ઉપરનો અભિપ્રાય.

बादरायण व्यासके बनाये हुए जो ब्रह्मसूत्र हैं वही वेदान्तशास्त्र के आधार स्तम्भ हैं। शङ्कराचार्य, माधवाचार्य, रामानुजाचार्य और निम्बार्काचार्य आदिने उनका भावार्थ समझाने के लिए बडे बडे ग्रन्थ या भाष्य रचे हैं। वे पुष्टिमार्ग किंवा शुद्धाद्वैत संप्रदाय के प्रवर्तक श्रीवल्लभाचार्यको पसन्द नहीं आये। अतएव उनको एक और संप्रदायकी संस्थापना करनी पडी। उसका नाम उन्होंने रक्खा निर्गुण भक्तिमार्ग। ब्रह्मसूत्रोंका भावार्थ उन्होंने अपने इसी मार्गके सिद्धान्तों पर घटा कर व्यक्त करनेकी कृपा की है। वह संस्कृत में होनेसे अंग्रेजी जाननेवालेकी पहुंच होना असंभव जानकर अहमदाबादके प्रोफेसर श्रीयुत जेठालाल जी. शांह. एम. एने इस छोटे आकारवाली कोइ ३०० सफेकी पुस्तक की रचना की है। इसमें आपने वल्लभाचार्यजी के सिद्धान्तोंको थोडेमें बडी खूबी से समझाया है। यद्यपि आपके विवेचनमें कहीं कहीं जटिलता आगई है, तथापि एसे गहन विषयको इतनी भी स्पष्टतासे समझा कर दूसरो के गले उतार देनेकी चेष्टा कम प्रशंसनीय नहीं। आपके वक्तव्य से सूचित होता है कि आप अन्य दर्शन-शास्त्रों और प्रस्तुत दर्शनपर लिखे गये अन्य भाष्योपरभी काफी अधिकार रखते हैं। पुस्तकका मूल्य सिर्फ १० आने है॥

<u>બુદ્ધિપ્રકાશ</u> (નવેમ્બર ૧૯૨૭)

ગુજરાતીમાં અત્યાર આગમચ બ્રહ્મસૂત્ર પર શાંકરભાષ્ય અને રામાનુજના શ્રીભાષ્યના અનુવાદ બે અગ્રગણ્ય ગુજરાતી વિદ્વાનોના હાથથી થયા છે; શ્રીશાંકરભાષ્યનો અનુવાદ રા. બ. કમળાશંકર ત્રિવેદી, એમ્એ બે ભાગમાં કરેલો, જે ગુજરાતી વર્નાક્યુલર સોસાઈટીએ છપાવી પ્રસિદ્ધ કર્યો છે, અને જેના બે ભાગની કિંમત રૂ. દશ છે. રામાનુજના શ્રીભાષ્યનો અનુવાદ પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવે, વડોદરા રાજ્ય માટે કરેલો, જે તે રાજ્યે બે ભાગમાં છપાવી બહાર પાડ્યો છે અને જેની કિંમત પણ રૂ. ૧૦ છે. શ્રીમદ્ વલ્લભાચાર્યે બ્રહ્મસૂત્ર પર ભાષ્ય લખેલું, જે અણુભાષ્ય નામથી પ્રસિદ્ધ છે. તેની મૂળ પ્રતો લાંબા સમયથી ઉપલબ્ધ નહોતી. અમને સ્મરણમાં છે ત્યાંસુધી છેક સન ૧૯૧૦ સુધી તેની મૂળ લિખિત વા મુદ્રણ પ્રત મેળવવાનું સુલભ નહોતું. અને તેથી તે ઘણાનું ધ્યાન ન ખેંચે અને તેનો અભ્યાસ પણ પુરતો, બરોબર થાય નહિ એ સમજી શકાય એમ છે.

સંપ્રદાય સાહિત્યના પ્રચાર અર્થે સખેદ કહેવું જોઇએ કે ગયા જમાનાના વૈષ્ણવ તદ્દન બેદરકાર રહ્યા હતા. વૈષ્ણવોને પુષ્ટિમાર્ગનું જ્ઞાન આપવા અને તેનું રહસ્ય સમજાવવા તે માટે નહિ કોઈ પ્રકારની વ્યવસ્થા હતી વા નહિ તેના સાધનો ઉપલબ્ધ હતા; અને વચ્ચે એવો સમય આવી ગયો કે અજ્ઞાનતા વા ખરી સ્થિતિના અભાવે, સંપ્રદાયની રીતિનીતિ પર અનેક પ્રકારના, ખરા ખોટા આક્ષેપો થઈ, મહારાજા લાઈબલ કેસથી આખો વલ્લભી સંપ્રદાય વગોવાયો. ખરો વૈષ્ણવ તો જોઈ શકશે કે મૂળ સંપ્રદાયમાં સાચું અને તાત્ત્વિક રહસ્ય–મહત્વ–રહેલું છે અને શાંકરભાષ્ય અને શ્રીભાષ્ય કરતાં અણુભાષ્ય કેટલેક દરજ્જે વધારે આકર્ષક છે, તે શ્રીમદ્ વલ્લભાચાર્યની અસાધારણ પ્રતિભા અને વિદ્વત્તાને આભારી છે અને તે કારણથી શ્રીમદ્ વલ્લભાચાર્ય દિગ્વિજયમાં ફતેહમંદ નિવડેલા; અને તે પછી પણ સંપ્રદાય સાહિત્યને પોષવા અને વિકસાવવા એમના વંશજોએ બહુ કાળજી રાખેલી અને તેમના અભ્યાસના પરિણામ રૂપે તેમણે રચેલી સંખ્યાબંધ વિદ્વતાભરી કૃતિઓ મળી આવે છે. પરંતુ પાછળથી ચોતરફ અજ્ઞાન ફેલાતાં માત્ર સંપ્રદાયના બાહ્ય અંગ પર વિશેષ લક્ષ અપાતું રહ્યું અને તેનો આંતર પ્રકાશ ધીમે ધીમે લય પામવા માંડ્યો. આ દરમિયાન સંપ્રદાયનું સાહિત્ય જાણવા વાંચવાને મેળવવું મુશ્કેલ હતું.

આવી પરિસ્થિતિ લક્ષ્યમાં લઈ અને સંપ્રદાય વિરુદ્ધ ખોટી હકીકત ફેલાતી અટકાવવા સ્વર્ગસ્થ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે અને માનવંતા ગોંડલના માજી દિવાન સાહેબ રા. રણછોડભાઇ પટવારીએ, સંપ્રદાયનું સાહિત્ય ગુજરાતીમાં ઉભું કરવા પ્રયત્ન આરંભ્યો, જેમના યત્નથી આપણને તેમની પાસેથી પૂજ્ય આચાર્યશ્રીનું ઉત્તમ પ્રતિનું જીવન ચરિત્ર, તત્ત્વાર્થદીપ નિબંધ, શ્રીકૃષ્ણ લીલામૃત, પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત, રાધાકૃષ્ણતત્ત્વ, વગેરે કિંમતી ગ્રંથો પ્રાપ્ત થયાં છે. વળી તે અરસામાં પ્રો. મગનલાલ શાસ્ત્રી તથા સ્વર્ગસ્થ મુલચંદભાઇ તેલીવાળાએ સંપ્રદાયનું સંસ્કૃત સાહિત્ય પ્રકાશમાં આણવા તજવીજ કરી હતી, તેમજ મહારાજશ્રી દેવકીનંદજી બાવાએ પણ એક વૈષ્ણવ માસિક સ્થાપી એ કાર્યને ઉત્તેજન આપ્યું હતું. તેથી અત્યારે થોડુંઘણું વૈષ્ણવ સાહિત્ય આપણને ગુજરાતીમાં ઉપલબ્ધ થયું છે અને એ પ્રકાશન બહુધા શાસ્ત્રીજી વસંતરામ, ભાઈ દીનકિંકર અને ભાઈ લલ્લુભાઇ છગનલાલ દેસાઇના શુભ પ્રયાસનું પરિણામ છે. પરંતુ એ પ્રસિદ્ધિઓ મુખ્યત્વે સામાન્ય જનતાને વિશેષ આકર્ષે એ પ્રકારની, પ્રાથમિક સ્થિતિની છે.

પરંતુ સંપ્રદાયના સિદ્ધાંત ગ્રંથોનું નિરૂપણ અને ચર્ચા કરતા ગુજરાતી ગ્રંથોની ઉણપ રહેતી હતી અને એ ઉણપ અમને જણાવતાં આનંદ થાય છે કે રા. રા. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહે શ્રી સુબોધિનીના ત્રણ ભાગો અને અણુભાષ્યનો પહેલો ભાગ પ્રકટ કરી સારી રીતે પૂરી પાડી છે. તેઓ પોતે ગુજરાતી સાહિત્યના એક સારા અભ્યાસી છે; ગુજરાતીનો વિષય લઇને એમ. એ; ની વિકટ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા છે; પણ એટલેથી એમને તૃપ્તિ થઈ નહિ. અધ્યાપકના કાર્યમાંથી પોતાને જે કાંઇ સમય મળે તે તેઓએ વૈષ્ણવ સંપ્રદાયની સેવામાં વ્યતીત કરવા જાણે કે નિશ્ચય કર્યો ન હોય તેમ અમદાવાદ અને તેની બહાર વૈષ્ણવ સંપ્રદાયની પ્રગતિ વધારવામાં તેઓ મચ્યા રહે છે અને તે સાથે વૈષ્ણવ જનોને સંપ્રદાયનું જ્ઞાન થાય તદર્થે સંપ્રદાય સાહિત્યને ગુજરાતીમાં ઉતારવા કેડ કસી છે. પાસે મૂડી ન હોવા છતાં, કોઇની ઓથ કે મદદ ન છતાં, માત્ર સાત્વિક ભાવથી, શ્રીમહાપ્રભુજીની સેવા નિમિત્ત શ્રીસુબોધિની અને શ્રીઅણુભાષ્ય જેવા મોટા ગ્રંથોનું ભારે ખર્ચાળ પ્રકાશન કાર્ય તે તે પાછળ રહેલા ખર્ચનો ઝાઝો વિચાર કર્યા વિના શરૂ કર્યું. પરંતુ જેને પ્રભુમાં શ્રદ્ધા છે. જે સેવા ખાતર સેવા કરે છે. અને તેમાં રચ્યોપચ્યો રહે છે, તેને પ્રભુ અવશ્ય મદદ કરે છે અને તેનું પ્રત્યક્ષ પ્રમાણ રા. ભાઇ જેઠાલાલના કાર્યમાં જોઈ શકાશે. પ્રસ્તુત અનુવાદનું કાર્ય કેટલી બધી કાળજી પૂર્વક અને પદ્ધતિસર થયું છે તેનો ખ્યાલ તે પુસ્તક જોવાથી આવશે. વળી જેમને આખું પુસ્તક વાંચી જવાનો અવકાશ ન હોય તેમને માટે લેખકે તેનો સાર ગ્રંથની શરૂઆતમાં પ્રસ્તાવનામાં આપ્યો છે, જે વાંચી જવાથી પુસ્તકનું દોહન પ્રાપ્ત થાય છે; ખાસ કરીને 'ભાષ્ય સાહિત્યમાં અણુભાષ્યનું સ્થાન' એ લેખ વિચારણીય માલુમ પડશે; અને તે પરથી વાચક જોઈ શકશે કે એ વિષયમાં કર્ત્તા કેટલા બધા ઉંડા ઉતર્યા છે અને તે વિષય પર કેવો કાબુ ધરાવે છે. ખરે, તેમની સેવા, તેમની કાર્ય પ્રવૃત્તિ ભલભલાને આશ્ચર્ય પમાડે છે; તેમ છતાં તેમનામાં કોઈ પ્રકારનો વૃથા આડંબર કે ખોટી મોટાઇનો અંશ નઝરે પડતો નથી. આપણે તેમને તદ્દન સાદા અને નિરભિમાની, સેવામાં પ્રવૃત્ત જોઇએ એ છીએ. આવા સારી ભાવનાવાળા અને વિદ્વાન વૈષ્ણવજન સંપ્રદાયને મળ્યાથી અમારૂં દૃઢ માનવું છે કે સંપ્રદાયનો લાગવગ હજી વધશે એટલું જ નહિ પણ જનતા તેના ખરા રહસ્યથી વાકેફ થઈ તેના ચુસ્ત ભાવિક ભકતજન બની રહેશે. રા. જેઠાલાલભાઇને એમના ઉત્તમ કાર્ય બદલ અમે અભિનંદન આપીએ છીએ અને એમના હસ્તે એવાં અનેક શુભ અને પ્રેરણાત્મક કાર્યો થાઓ એમ અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ.

## સાહિત્ય માસિકનો અભિપ્રાય

'ભાષ્ય સાહિત્યમાં અણુભાષ્યનું સ્થાન.' લેખક જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ પ્રકાશક પુષ્ટિ માર્ગીય વૈષ્ણવ મહાસભા અમદાવાદ. કીંમત ૦-૪-૦ બ્રહ્મસૂત્રો ઉપર શ્રીવલ્લભાચાર્યે ભાષ્ય લખ્યું છે તે ભાષ્ય વિષે જે કંઇ જાણવા જેવું છે તે તમામ વિવેચક દૃષ્ટિએ કરી નાંખ્યું છે. ઉપોદ્‌ઘાત વિદ્વતાભર્યો હોઇ ઉપરાંત એવો તો સ્પષ્ટ અને માહિતીવાળો જણાયો કે અમારે તે આખો વાંચવો પડયો. આપણાં ધર્મ પુસ્તકો વિષેની ટુંકી પણ આવી માહિતી વૈષ્ણવ ન હોય તેને પણ કામમાં લાગે એવી રીતે રજુ કરાઈ છે.

## લેડી વિદ્યાબ્હેન રમણભાઈ નીલકંઠ બી. એ, નો પત્ર.—

ભદ્ર, તા. ૧૫-૧૧-૨૭

રા. ભાઈ જેઠાલાલ.

તમે અણુભાષ્યના ભાષાંતરની એક નકલ મોકલી છે. તે માટે રમણભાઇ તરફથી તમારો આભાર માનું છું. આ ભાષાંતર મહાન્ પ્રયાસનું ફળ છે અને આ ઉપલકીઆ તેમજ ધાંધલીઆ જમાનામાં ઉંડાં તત્ત્વચિંતન પર પ્રેમ ધરાવનાર વ્યક્તિઓ તરફ માન ઉપજે એ સ્વાભાવિક છે. તમારી શાંત પ્રકૃતિને અનુસરીને આ ઉપયોગી પુસ્તક ગુજરાતી ભાષામાં ઉતારી તેને સમૃદ્ધ કરી છે—આ માટે તમને ધનવાદ આપુ છું.

**સૌ. વિદ્યાબહેન રમણભાઇના**
નમસ્કાર.

## મર્હૂમ સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. નો પત્ર.

અમદાવાદ તા. ૪-૧૨-૨૭

સુજ્ઞ મહાશય.

આપના તરફથી અણુભાષ્યનું પુસ્તક પહોચ્યું છે. ભાષાન્તર ઘણું સારૂં છે. આવા તત્ત્વચિંતનના પુસ્તકનો અનુવાદ આપે કર્યો છે તે માટે ધન્યવાદ ઘટે છે.

લી. **રમણભાઈના** ઘટિત.

## સાક્ષર શ્રી મગનભાઇ ચતુરભાઇ પટેલ બી એ. એલ. એલ. બી. બાર એટ-લૉ.

તા. ૧૭ જાન્યુઆરી, ૧૯૨૯

ભાઈ શ્રી જેઠાલાલ શાહ.

આપનું અણુભાષ્ય મને મળ્યું છે. તેનો કેટલોક ભાગ વાંચતાંજ મને જણાયું કે શ્રીમદ્ વલ્લભાચાર્યના પુષ્ટિ માર્ગની દૃષ્ટિને આવી સરળ ગુજરાતીમાં વાચક વૃન્દ આગળ મૂકીને ગુજરાતના ઉપર આપે ઉપકાર કર્યો છે. આપના જેવા ઉત્સાહી અને સંપ્રદાય ચુસ્ત વિદ્વાનના હાથે વલ્લભ સંપ્રદાયનાં પુસ્તકો સરળ ગુજરાતીમાં પ્રકટ થાય તોજ પુષ્ટિ માર્ગનું દર્શન સર્વાંગે સમજવાને સ્હેલું પડે.

આપના આવા કાર્યમાં ધનાઢ્ય આચાર્યો અને સંપ્રદાયના સેવકોનું બહુ નિર્બળ પ્રોત્સાહન જોતાં જરૂર ખેદ થાય છે. અને તૈયાર થએલાં પુસ્તકો પણ ધનવાનની મદદની ખામીએ અપ્રસિદ્ધ અવસ્થામાં લાંબો કાળ પણ રહે તે ધનવાન વૈષ્ણવોથી ભરેલા આ ગુજરાતમાં જરૂર ઇચ્છવા યોગ્ય નથી.

આપના આવા પ્રયત્નની સર્વાંશે સફળતા ઇચ્છતો—

**અમદાવાદ.** આપનો સ્નેહાધીન.

**મગનભાઇ ચતુરભાઇ પટેલ.**

**પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી એમ. એ. સીનીયર પ્રોફેસર ઓફ ફીલોસોફી બરોડા કોલેજ** વડોદરા.

રા. રા. ભાઈ જેઠાલાલ ગોવર્ધનદાસ શાહનો અણુભાષ્યનો અનુવાદ (ભા. ૧ લો) મેં અત્યન્ત હર્ષ સાથે જોયો છે. એ પુસ્તકનો ઉપોદ્‌ઘાત મેં બારીકીથી વાંચ્યો છે. તેમાં અણુભાષ્યના સંબંધમાં વિવેચનાત્મક ને તુલનાત્મક વિવરણ સંક્ષેપમાં પણ ઘણી આકર્ષક સરળતા ને સ્ફુટતાથી કરવામાં આવ્યું છે. તે માટે રા. જેઠાલાલને અભિનંદન ઘટે છે.

બાકીનું પુસ્તક હું હજી વાંચી શકયો નથી. પણ મને ખાત્રી છે કે તે વિષે મને અસંતોષ નહિ જ થાય.

રા. જેઠાલાલ સાથે મને કશો પરિચય નથી. પરંતુ આ પુસ્તક જોયાથી તે માટે અભિલાષા થઈ છે, તેજ એ પુસ્તક પાછળના શ્રમની સાર્થકતાનો પુરાવો છે. હું ઇચ્છું છું કે આવા પ્રયાસો રા. જેઠાલાલ ચાલુ રાખે. વલ્લભમતનું એકાદ નાનું **Blackwood's Philosophical classics** પુસ્તકમાળાના કદનું ને તેની ઢબનું પુસ્તક રા. શાહ લખશે તો તે ઉપકારક નીવડશે.

A. K. TRIVEDI,
Senior Professor of Philosophy,
Baroda College.

**પ્રોફેસર પ્રતાપરાય એમ. મોદી એમ. એ. સંસ્કૃતના અધ્યાપક સામળદાસ કૉલેજ, ભાવનગર**

કાળુ ગરનાળુ, ભાવનગર
તા. ૯–૧૧–૨૮

સ્નેહી ભાઈશ્રી જેઠાલાલભાઈ,

તમારા તરફથી અણુભાષ્યના ગુજરાતી અનુવાદનો પ્રથમ ભાગ મળ્યો.

શ્રીમદ્વલ્લભાચાર્યપ્રવર્તિત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવસંપ્રદાયના સાહિત્યની હાલની સ્થિતિ સુધારવામાં સંપ્રદાયના અનુયાયી તરીકે તમારો ફાળો તમો સારો આપી રહ્યા છો, તેથી મ્હને ઘણો આનન્દ થાય છે. સંપ્રદાયના આકર ગ્રન્થોની—અણુભાષ્ય, પ્રકાશ, રશ્મિ વગેરેની પ્રમાણભૂત આવૃત્તિ પણ હજુ હવે બહાર પડે છે; અને પ્રસ્થાન ચતુષ્ટયના પ્રમાણભૂત સાદ્યન્ત અનુવાદો તો હજુ હવે કરવાના છે. અણુભાષ્ય એમ. એ. માં ટેકસ્ટ હોવાથી તે વિદ્યાર્થીઓ માટે તેના સંપૂર્ણ ભાષાન્તરની ઘણી આવશ્યકતા છે. મુમુક્ષુ વૈષ્ણવ જનને પણ અણુભાષ્યાદિ ગ્રન્થોની સરળ સમજુતીની પણ ઘણી જ ઉપયોગિતા હોવી જોઇએ.

આવી સ્થિતિમાં તમોએ આ દિશામાં કરેલો પ્રયત્ન જરૂર આદરણીય છે, એમ હું માનું છું. જો કે તમો પોતે જ લખો છો તેમ આ ભાષાન્તરમાં કિલષ્ટતા રહી ગઈ છે, છતાં અણુભાષ્યની ગંભીર—અર્થભરપૂર ભાષાને ગુજરાતીમાં ઉતારવાનું મુશ્કેલ કામ—ખાસ કરીને તેનો અંગ્રેજી કે બીજી કોઇપણ ભાષામાં અનુવાદ અદ્યાપિ નથી થયો તેથી—વિશેષ મુશ્કેલ કામ તમો ઘણે અંશે સાધી શકયા છો. ખાસ કરીને તમારી સરળતા થઈ છે. તમારા "વિવેચન"નો વૈષ્ણવ મુમુક્ષુઓ માટે એક સ્વતંત્ર ગ્રન્થ થઈ શકે એમ માનું છું—બ્રહ્મસૂત્રોની પૂર્ણ સમજુતી આપતો એક બીજો ભાગ જોવા ઉત્સુક છું.

તમારા અણુભાષ્યના ભાષાન્તરનો લાભ એમ. એ. ના વિદ્યાર્થીઓ લેવા લાગ્યા છે. મુંબઇમાં તથા અહીં એ વિદ્યાર્થીઓને આપનું ભાષાન્તર વાંચતાં મ્હેં જોયા છે.

લી. **પ્રતાપરાય એ. મોદીના**
ભગવત્સ્મરણ.

રા. **મનુભાઈ સી. પંડયા** એમ. એ. એલ. એલ. બી. સોલીસીટર. 'તત્ત્વજ્ઞાનના નિબંધના કર્તા' વગેરે મુંબાઇથી પોતાના પત્રમાં નીચેનો અભિપ્રાય આપે છે.

Dear Sir,

I am in receipt of your introduction to the Anu Bhashya translation recently published by you and have to express my grateful thanks to you for the same, I have since purchased your Anubhashya and have gone through your introducion and some portions of your Anu-Bhashya. I congratulate you for your original and independent opinion on the interesting topic about the existence of a Brihad Bhashya and the etymological meaning of the word Anu-Bhashya. The same appears to me to be convincing, being based on sound logic and reasoning though a contrary opinion is held by some other scholars of your Sampradaya here. It seems, you have taken immense pains and trouble in compilition of the book giving a detailed summary of every Adhikarana and also at the same time a comparative idea of the views held by other Bhashyakars. This would, I am sure be highly conducive to promote the popularity of the book. You have also given a comprehensive view of the other Darsans by quoting useful extracts thereof at their proper places and I once more heartily congratulate you for your creditable enterprize in publishing for the first time a Gujrati translation of the Anu Bhashya in view of the long felt want for the same and wish you success in your noble enterprize in the cause of the spread of the Vedant doctrines.

Yours truly,
MANUBHAI C. PANDYA.

**શ્રીયુત નારણજી પરુષોત્તમદાસ સાંગાણી.**

પરમ સ્નેહી ભગવદીય ભાઇશ્રી જેઠાલાલભાઇ, અમદાવાદ.

"શ્રીમદ્ અણુભાષ્યનું ભાષાંતર" રા. ત્રીકમદાસ ભાઈએ મને આપ્યું છે તે માટે ઉપકાર માનું છું. એ અલૌકિક ગ્રંથની પ્રસ્તાવના શ્રીયુત વસંતરામભાઈ પાસેથી લઈ એક માસ પહેલાં શ્રીનાથદ્વારા જતાં રસ્તામાં જ મેં વાંચી લીધી હતી અને તત્કાળ એવા નિશ્ચય પર આવ્યો હતો કે જે ગ્રંથની આટલી ઉત્કૃષ્ટ મનનીય પ્રસ્તાવના લખાણી છે તે ગ્રંથનો અનુ-

વાદ પણ અવશ્ય ઉત્તમોત્તમ થયો હશે, અને મને જણાવતાં અતિ હર્ષ થાય છે કે વસ્તુતઃ તેમજ બન્યું છે. "શ્રીમદ્ બ્રહ્મસૂત્રના અણુભાષ્ય" જેવા કઠિનમાં કઠિન આકર ગ્રન્થનો અનુવાદ કરવામાં આપ હરેક રીતે સફળ નિવડયા છો. ગ્રંથનો ઘણોખરો ભાગ હું અવલોકી ગયો છું તે પરથી પ્રતીતિ થાય છે કે આપે "શાંકર ભાષ્ય" ની જેમ માત્ર ઉચ્ચ કોટિના વિદ્વાનોજ તેનો લાભ લઈ શકે એવી કઠિન ભાષામાં કે શૈલી પદ્ધતિમાં અનુવાદ ન કરતાં સાક્ષરો તેમજ થોડું ભણેલા જીજ્ઞાસુઓ ઉભય સહજ રીતે લાભ લઈ શકે એવી શુદ્ધ સરળ ભાષા અને શૈલી પદ્ધતિ સ્વીકારી છે એટલુંજ નહિ પરંતુ અનુવાદ નીચે વિવેચન મૂકીને માત્ર વૈષ્ણવોનેજ નહિ પરંતુ સમસ્ત ગુજરાતી હિંદુ પ્રજાને ઋણી બનાવેલ છે'

શ્રીયુત મગનલાલ શાસ્ત્રીજી તથા સદ્દગત શ્રીયુત તેલીવાળાએ આપણા સંપ્રદાયના આકર ગ્રથો સંસ્કૃતમાં પ્રકટ કરવા પ્રયાસ આદર્યો હતો અને છે અને આપે ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવા પ્રયત્ન આરંભ્યો છે જે ઉભય પરમોપયોગી હોઈ ધન્યવાદ સાથે તમો ઉત્તેજનને પાત્ર છો.

આપણા વૈષ્ણવો સાધન સંપન્ન છે, ધારે તો સંપ્રદાયની ઉન્નતિ માટે ઘણું કરી શકે એમ છે. આપના જેવા અતિ આવશ્યક પ્રયાસ કરનારને હરેક પ્રકારે દ્રવ્યાદિથી ઉત્તેજન આપવું જોઈએ. આનંદની વાત છે કે કે શેઠ કોરાભાઈ વગેરેએ પોતાની ફરજ બજાવી દ્રવ્યનું સાર્થક કર્યું છે. આશા છે કે આજ રીતે આપ શ્રીમદ્અણુભાષ્ય ભાષાંતરનો બીજો ભાગ ત્વરાથી પ્રકટ કરશો ને શ્રીમંત વૈષ્ણવો પણ પોતાની મેળે ઘટતી સહાય આપને મોકલાવી આપશે. પ્રભુ આપના શુભ પ્રયત્નને યશસ્વી બનાવો.

લી. સ્નેહાધીન **નારણજી સાંગાણીના** જયશ્રીકૃષ્ણ.

રા. **વેણીલાલ રાજારામ નગરશેઠ** બી. એ. એસ. ટી. સી. **વલસાડઃ—**

બ્રહ્મસૂત્ર ઉપરના સર્વોત્તમ ભાષ્ય શ્રીમદ્ અણુભાષ્યના ગૂઢ તત્ત્વો સમજવાને એના ગુજરાતી અનુવાદની જે ખોટ હતી, તે ખોટ પ્રો. જેઠાલાલ શાહે પુરી પાડી, ને તેમણે વૈષ્ણવ વર્ગ ઉપર જ નહિ, પરંતુ સમસ્ત ગુજરાતી આર્ય પ્રજા ઉપર મોટો ઉપકાર કીધો છે. વેદાન્ત વિષય ગહન ને અગમ્ય છે: છતાં તે સ્પષ્ટ રીતે સમજાવવા બની શકે તેટલી સાદી ભાષા ને સરળ પદ્ધતિ વાપરવા પ્રયત્ન કીધો છે. આથી આનો લાભ વિદ્વાન્, વિદ્યાર્થી, જીજ્ઞાસુ, કે કોઈબી વ્યવસાયી વ્યાપારી પણ લઈ શકે તેમ છે. આ પદ્ધતિ પ્રમાણે હજુ સુધી ગુજરાતી ભાષામાં કોઈ પણ ભાષાન્તર થયું નથી. ટુંકામાં એ પુસ્તક સર્વ કોઈ માટે લખાયલું છે; માટે દરેક હિંદુ અને ખાસ કરીને દરેક વૈષ્ણવના ઘરમાં તો આ અમૂલ્ય પુસ્તક હોવું જોઇએ. આશા રાખું છું કે એનો બીજો ભાગ સત્વર બહાર પડશે.



# અણુભાષ્યના બન્ને ભાગોમાં વપરાયલી સંક્ષિપ્ત સંજ્ઞાનું વિવરણ.

અ. વે. અથર્વવેદ
આ. હૃ. આદિત્યહૃદય
આપ. સૂ. આપસ્તમ્બધર્મ સૂત્ર.
આ. સૂ. આપસ્તમ્બ શ્રૌતસૂત્ર
ઈ. ઈશાવાસ્યોપનિષત્
ઋ. સં. ઋક્‌સંહિતા
ઐ. ઐતરીયોપનિષદ્
ઐ. બ્રા. ઐતરેય બ્રાહ્મણ
ક. કઠોપનિષદ્.
કાલાગ્નિ. કાલાગ્નિરુદ્રોપનિષદ
કે. કેનોપનિષત્
કૈ. કૈવલ્યોપનિષત્
કૌ. કૌષીતક્યુપનિષત્
ગો. ઉ. તા ગોપાલોત્તર તાપનીયોપનિષદ્
ગો. પૂ. તા. ગોપાલ પૂર્વ તાપનીયોપનિષદ્,
ગૌ. સૂ. ગૌતમસૂત્ર
છાં. છાંદોગ્યોપનિષત્
જા. જાબાલોપનિષત્
જૈ. સૂ. જૈમિનીય સૂત્ર
તૈ. આ તૈત્તિરીયારણ્યક
તૈ. તૈત્તિરીયોપનિષત્
તૈ. બ્રા. તૈત્તિરીય બ્રાહ્મણ
તૈ. સં તૈત્તિરીય સંહિતા
તાં. બ્રા. તાણ્ડય બ્રાહ્મણ
ના. ઉ. નારાયણોપનિષત્
નિ. નિરુક્ત
નૃ. પૂ. તા. નૃસિંહપૂર્વતાપનીયોપનિષત્
નૃ. ઉ. તા. નૃસિંહોત્તરતાપનીયોપનિષત્
પ. પુ. પદ્મપુરાણ
પા. ધા. પા. પાણિનીય ધાતુપાઠ
પા. શિ. પાણિનીય શિક્ષા.
પા. સૂ. પાણિનીય સૂત્ર.
પા. સ્મૃ. પારાશરસ્મૃતિ
પ્ર. પ્રશ્નોપનિષત્
બૌ. સ્મૃ. બૌદ્ધાયન સ્મૃતિ
બૃ. જા. શા. બૃહજ્જાબાલ શાખા,
બૃ. બૃહદારણ્યકોપનિષદ્
બૃ. વા, શા. બૃહદારણ્યક વાજસેનેયી શાખા.
બૃ. ના. બૃહન્નારાયણીયોપનિષત્
બ્ર. બિ. બ્રહ્મબિન્દૂપનિષદ્
બ્ર. સૂ. બ્રહ્મસૂત્ર
ભ. ગી. ભગવદ્‌ગીતા
ભા. ભાગવત
ભી. ભીષ્મપર્વ
મ. ના. મહાનારાયણોપનિષત્.
મ. સ્મૃ. મનુસ્મૃતિ.
મ. ભા. મહાભારત
મ. પુ. મત્સ્ય પુરાણ
મા, પુ, દે, મા. માર્કણ્ડેય પુરાણ દેવી માહાત્મ્ય
મું. મુણ્ડકોપનિષત્.
મૈ. મૈત્ર્યુપનિષત્
યા. સ્મૃ. યાજ્ઞવલ્કય સ્મૃતિ.
યો. સૂ. યોગસૂત્ર.
રા. તા. રામોત્તરતાપનીયોપનિષત્.
વા. પુ. વારાહ પુરાણ.
વ. સ્મૃ. વશિષ્ટ સ્મૃતિ
શ. બ્રા. શતપથ બ્રાહ્મણ
શાં. શાન્તિપર્વ
શુ. ય. સં. શુક્લ યજુર્વેદ સંહિતા
શ્વે. શ્વેતાશ્વતરોપનિષત્
સમાન. બ્રા, સમ્તાન્ન બ્રાહ્મણ
સ. ઉપા. સર્વસારોપનિષત્
સાં. કા. સાંખ્યકારિકા.

તા. ક. આ સંજ્ઞાના વિવરણનો ક્રમ ગવર્નમેન્ટ પ્રેસ તરફથી છપાયેલ શ્રીધર પાઠક શાસ્ત્રીના અણુભાષ્યમાંથી લીધો છે.

## આ ભાગમાં નિર્દિષ્ટ કરેલા વિષયોમાં પ્રમાણ વાક્યોના ઉલ્લેખો

જ્ઞાનમાં ઉપયોગી જીવન માટે જીવની પંચાગ્નિ પ્રકારે ઉર્ધ્વગતિ છાં, ૫–૩–૩.

પ્રાણની ગતિ (બૃ. ૪–૪–૨ )

અગ્નિ વગેરેમાં પ્રાણાદિનો લય (બૃ. ૩–૨–૧૩ )

ઉપરની શ્રુતિની ગૌણતા (બૃ. ૪–૩–૧૫, ૪–૪–૧. )

ઇષ્ટાદિ કરનાર–ધૂમ માર્ગવાળા જીવનીજ પંચાગ્નિ પ્રકારે ગતિ જન્મમાં વાસનાની કારણતા ( ભા. ૫–૨૦–૨૮ )

આચરણ પ્રમાણે જન્મ ( છાં ૫–૧૦–૭ )

યમલોક ( તૈ. આ. ૬–૫ ).

બ્રહ્મની અવ્યવહાર્યતા તૈ, ૨–૯ બ. ૩–૯–૨૬

બ્રહ્મની અલૌકિક ધર્મતા ક. ૧–૨–૨૦, શ્વે. ૩–૧૯; બૃ. ૩–૮–૯–૧૧

બ્રહ્મની પ્રજ્ઞાનમાત્રતા બૃ. ૪–૫–૧૩. ભ. ગી. ૧૩–૧૪.

બ્રહ્મની નિર્ગુણતા મું ૩–૧–૮, તૈ. ૨–૯, ક. ૪–૧૧, ક. ૩–૧૫, છાં, ૩–૧૪–૨, શ્વે ૩–૧૯; ઋ. સં. ૧૦–૮૧–૩

બ્રહ્મની પ્રત્યક્ષતા કૈ. ૧–૨

ભગવાનની વરણથી પ્રાપ્યતા મું ૩–૨–૩. ભ. ગી. ૧૧–૫૪

બ્રહ્મની ઉભયધર્મતા બૃ. ૩–૯–૨૬

બ્રહ્મનું ફલ દાતૃત્વ બૃ, ૪–૪–૨૨, ૪–૪–૨૪; ભ. ગી; ૧૦–૪, ૧૦–૫. કૌ. ૩–૯

બ્રહ્મની રસાત્મકતા તૈ. ૨–૭, છાં. ૩–૧૪–૨

ભક્તિમાં પાપનો અભાવ ભા. ૬. ૧૪. ૫
ભ. ગી. ૧૮–૫૫

ભગવદિચ્છાથી પણ ક્વચિત્ ભકતોને સુકૃત દુષ્કૃત ભા. ૧૦–૨૯–૧૦

મુક્તિ કરતાં ભક્તિની ઉત્તમતા ભા. ૩–૨૯–૧૩ ભા. ૫–૬–૧૮
ભા. ૬–૧૭–૨૮

બ્રહ્મભાવવાળાનો ભક્તિમાં અધિકાર ભ. ગી ૧૮–૧૪

ભક્તિમાં અભેદજ્ઞાનની અન્તરાયતા ભા. ૩–૪–૨૦, બ્ર. સૂ. ૩–૩–૩૫

ભક્તિમાં અભેદજ્ઞાનની ગૌણતા ઐ. આ. ૨–૧૨–૧ બ્ર. સૂ. ૩–૩–૩૭
મ. ના. ૫–૧૦

સ્ત્યાદિની ભક્તિદશામાં સ્વયં સ્ફુર્તિ બ્ર. સૂ. ૩–૩–૩૮

ગૃહાદિની ભક્તિમાં અબાધકતા બ્ર. સૂ. ૩–૩–૩૯

ભગવદ્ધર્મોનો અલોપ અને વર્ણાશ્રમ ધર્મની ગૌણતા બ્ર. સૂ. ૩–૩–૪૦
શ્વે. ૪–૮. ભા. ૩–૯–૧૦, ઋ. ૨–૩–૨૬
ભા. ૧૧–૨૦–૩૬

બ્રહ્મનો આનંદ જાણનારની નિર્ભયતા તૈ. ૨–૪
ભકતને પણ લોકસંગ્રહ માટે કર્મની આવશ્યકતા ભ. ગી. ૩–૨૫
સર્વાત્મભાવની અધિકતા ભા. ૧૧–૧૨–૧૪, મું. ૩–૩, છાંદોગ્યની
ભૂમવિદ્યા બ્ર. સૂ. ૩–૩–૪૩–૪૪
બ્રહ્મનું સર્વ રસત્વ ભા. ૧૦–૪૩–૧૭
આત્માની સાથે રતિભાવ છાં. ૭–૨૫–૨
બ્રહ્મની જ પુરુષાર્થતા બ્ર. સૂ. ૩–૪–૧, ૩–૨–૩૮
તૈ. ૨–૧,

# શુદ્ધિપત્રક.

## ભાગ ૧ લાનું.

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૮ | ન આરંભવો જોઈએ | 'ન આરંભવો જોઇએ'. શાથી ? |
| ૭૨ | ૧૯ | સુપ્રસિદ્ધદશા | સુષુપ્તિદશા |
| પૃ. | ૧૧૬–૧૨૫ સુધી મથાળે '૬ અન્તસ્તદ્ધર્માધિકરણ' વાંચવું | | |
| પૃ. | ૧૨૪ માં * તથા + આ ચિન્હોવાળી ફુટનોટ પાનાની નીચે લેઈ જવી | | |
| ૧૨૫ | ૨૦ | શ્રીવલ્લભાચાય | શ્રીવલ્લભાચાર્ય |
| ૧૪૬ | ૧૧ | **जीव मुख्य** | **जीवमुख्य** |
| ૧૬૫ | ૨૯ | રાજાની | ભગવાનની |
| ૧૬૯ | ૩૨ | **कर्मकलानि** | **कर्मफलानि** |
| ૧૭૦ | ૨૫ | બીજો | બીજો (જીવ) નથી. |
| ૧૭૨ | ૯ | બ્ર. ૩–૭–૧ | બૃ. ૩–૭–૧ |
| ૧૭૪ | ૬ | **शारीर** | **शारीर** : |
| ૧૭૯ | ૧૫ | સ્મરણનું | સ્મરણ કરાતું (સ્મૃતિમાં આપેલાનું) |
| ૨૦૪ | ૩૫ | પરાવિદ્યા | અપરાવિદ્યા |
| અ. ૨. ૧૦૧ | ૫ | બતે | બને |
| ૧૦૧ | ૧૨ | તાનત્વતુ | નાનાત્વ તો |
| ૧૦૧ | ૨૧ | આભસંધ્યાદિમાં | અભિસંધ્યાદિમાં |
| ૧૨૨ | ૩૨ | બ્રહ્મભાસ | બ્રહ્માભાસ |
| ૧૨૪ | ૧૭ | 'કેન કરવાં' | બે વખત છપાયું છે તે એક વખત વાંચવું. |
| ૧૨૪ | ૩૦ | નમી | નથી |
| ૧૨૪ | ૩૧ | નિયમક | નિયામક |
| ૧૨૮ | ૨૦ | હોવાથી પછી 'દોષ નથી' | એટલું સૂત્રના અર્થમાં ઉમેરવું |

પૃ. પ૨૧ થી પ૨૮ સુધીના ફર્માંમાં ભૂલથી પૃષ્ઠસંખ્યા બે વખત છપાઇ ગઇ છે તો પછીનાં પૃ. ૫૨૯ થી ૫૩૬ વાંચવાં.

## ભાગ ૨ જો.

પ્રસ્તાવના શુદ્ધાદ્વૈત સિદ્ધાંતમાં

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૫ | 'માત્રજ' છોડી દેવું | |
| ૭ | ૧૫ | **परिकोतितम्** | **परिकीर्तितम्** |
| ૮ | ૫ | **प्रमेयं** | **प्रमेयं** |
| ૧૩ | ૬ | અવિદ્યા ને | અવિદ્યાને |
| ૧૫ | ૨ | 'એક' પહેલાં 'ચંદ્ર' વાંચવું | |
| ૧૫ | ૧૮ | નથી | નહિં |
| ૪૮ | મથાળામાં | 'શુદ્ધદ્વૈત' ને બદલે 'શુદ્ધાદ્વૈત વાંચવું | |
| ૪૯ | ૮ | તેમ | જેમ |
| ૪૯ | ૩૩ | અન્ય | અનન્યતા |
| ૭૧ | માર્જીનમાં | 'અસિદ્ધિ' ને બદલે અસિદ્ધિ | |
| ૮૧ | ૧ | શંકરાચાર્યવા | શંકરાચાર્યના |
| ૯૩ | ૩ | શ્રતિ | શ્રુતિ |
| (ભાષ્ય) ૪ | | ફુટનોટ ૧ લી કાઢી નાખવી. | |
| ૧૬ | ૧૩ | **राजनी** | **राजनि** |
| ,, | ,, | **चहे** | **चेह** |
| ,, | ૧૪ | **नृतवादिनः** | **ऽनृतवादिनः** |
| ,, | ૩૧ | **अर्वाग्बला ऋषयः** | **अर्वाग्बिल ऋषयः** |

**ઉપર પ્રમાણે થોડી જ શુદ્ધિઓ આપી શકયો છું. બીજી ઘણી ન્હાની અશુદ્ધિઓ રહી જવાનો સંભવ છે પણ જે વર્ગને માટે આ ગ્રન્થની યોજના કરવામાં આવી છે તેઓ તે અશુદ્ધિઓને જાતે સુધારીને વાંચી શકે તેમ છે. આશા છે કે તેવા દોષો માટે વાચકગણ અને ખાસ કરીને વિદ્વદ્ગણ ક્ષમા આપશે.** J.

---

## પુસ્તક મળવાનું ઠેકાણું :

**જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ**

ઠે. માંડવીની પોળમાં શેઠની પોળ, પીપળાવાળો ખાંચો-**અમદાવાદ.**